# પ્રસ્થાન ૐ

પુસ્તક ૩ કાર્તિક ૧૯૮૩ અંક ૧

## આશ્વિનની અમાવાસ્યા—

આશ્વિનની અમાવાસ્યા! આજે વર્ષ પુરૂં થતું,
ભૂતમાં દૃષ્ટિ નાખીને, વર્તમાન વિચારતો,
અને ભાવી તણી પેલી, ગુહા અભેદ્ય જે રહી,
આકર્ષે દૃષ્ટિ, દેખાડી આભાસોને યથારુચિ!

× × ×

'દીપાવલી સકલ લોકમહીં વિરાજે
દીપો તણી કયમ મના કરી નાથ આજે?'
શબ્દો સ્રવે મધુર મંજુલભાષિણીના
ને મૂક બાળ પુછતો નયનોથી મુગ્ધ.

નિરખી માતને બાળ, નીસાસો દિલથી છુટે
પણ હૈયાં તણાં ઘોર, અંધારે દીપ ના બળે!
'આશ્વિનની અમાવાસ્યા, નસોમંડળ જો સખિ!
કાળી કો રાક્ષસી જાણે! જંગલી ભૂષણપ્રિયા!
અંધારે વામતી એ જો! નિરાકાર કરી બધું,
હસતી એ તમોહાસ્યે, દીપકો લોકના બધા.'

'અવગણો કયમ ઉત્સવ લોકનો
પ્રકટ દીપની માલમહીં થતો;
તમસને હણવા જન ના મથે
હૃદય ઉત્સવ નાથ! વિરાજતો.'

'હૃદયે-ઉત્સવો' કેરી વાત શું કરવી ઘટે?
લોકમાં અન્ન ને વસ્ત્ર વિહોણાં જન જ્યાં ભમે!
દીપકો પ્રગટાવીને અંધારૂં અજવાળવા
મથતા આજ લોકો સૌ, કેટલું અજવાળશે?
અમાવાસ્યાથી જો ઘોર, ભૂખ આ દેશમાં ભમે
ઉત્સવો ધનિકોના શું દારિદ્ર્ય અજવાળશે?'

× × ×

કરે ઉપાડી અમ બાળને સખી
ચુમી લઇ અશ્રુ ભરી વદે મૃદુઃ
'ખરૂં કહે છે તુજ તાત, બાળ! કૂંડે
શબો પરે આસુર નૃત્ય કો કરે!'

માતાનાં અશ્રુને જોઇ, અપરાધી ગણી મને,
રોષથી જોઇને બાળ, માતાને વળગી પડ્યો.
હસ્યો હું ને હસી માતા, નિરખી બાળમુગ્ધતા
હૈયા શું પ્રેમથી બાળ ચાંપી એ સુવતા સરી.

× × × ×

જ્યોત્સ્ના પ્રેમમયી મારી સરતાં ફરી એ દમે
અંધારૂં ઘોર રાત્રિનું ઉશ્કેરી ચિત્તવૃત્તિને.

× × × ×

'રાષ્ટ્રમાં ઘોર અંધારૂં અમાવાસ્યાથી ઘોર છે,
કહો એ કોણ ને કયારે કેટલું અજવાળશે?
દીપકો તો પ્રકાશે છે, સ્વસ્થાનો જ ઉજાળતા,
રાષ્ટ્ર તણો તમોરાશિ, દીપકો ભેદી ના શકે!

× × × ×

અંધારૂં ખોળતાં મૂળે અંધારા વિણ શું મળે?
અંધારૂં વર્તમાને તો અંધારૂં ભૂતમાં જડે.

× × × ×

અમારો ભૂતનો ગર્વ હજી એ પ્રભુ! ના શમે,
આકસ્મિક તમઃપુંજ માનીયે વર્તમાનનો.
અમારાં સરખાં પાપ, પ્રભુ! અન્યે નથી કર્યાં,
અમારી શાન્ત રીતિથી કંઇ પાપ અમે કર્યાં!
માનવીના અમે વર્ગો પશુજાતિ સમા કરી,
એકને શીર્ષ કલ્પીને, રગદોળ્યો રજે બીજો!

માનવપુત્રને ઈશ ! અસ્પૃશ્ય ગણ્યાં એ અમે,
ધર્મમાં એ મહા ધર્મ, વ્યવહારે ન બ્રહ્મ સૌ!
અભડાઉં રખે હું તો વટલાઉં ન વા રખે,
ધર્મચિન્તા અમારી એ પાપથી બચવા તણી.
દયાના પાઠ તો કોકે અમને શીખવ્યા બહુ,
જુ માંકણુ કીડીમાં તો, માનવી વિસરી ગયા.
'સ્ત્રી સંસારનું બીજ, સંસાર દુઃખથી ભર્યો,
ધિક્કારોને અરે! સ્ત્રાને નારી નરક ખાણુ છે.'
વખાણી ભોગને કાજે ફસાવી નિજ પાશમાં,
ભોગના પાપથી દાઝયા સ્ત્રીને અગ્નિ સમી ગણી,
નાસતાં આમ ને તેમ સૂણી વૈરાગ્ય ઘોષણા,
'નઘરા ઘર છોડીને' મુમુક્ષુઓ અમે બન્યા.
અમારે દેશની ચિન્તા, શા કાજે કરવી પડે!
પરદેશી ભલે આવી સંભાળે અમ દેશને,
અમારા દેહને રક્ષે, અમારા ધનમાલને,
અમારા સંપ્રદાયોને રક્ષે, ઉણુપ શું રહી!
અમે તો જગમાં શ્રેષ્ઠ, અમારો ધર્મ શ્રેષ્ઠ છે,
દેવભૂમિ અમારી આ, વૃથા ખટપટો બધી'

× × ×

વિચારનો ચાક ઘુમી ઘુમી ફરે,
તથાપિ ના કો ઘટ નિર્મી તે શકે;
સરે નિશા ને ન કળાય કાંઈ એ
નિશા સમી નીંદ છવાય આંખમાં.

× × ×

× × ×

મૃદુલ કરના સ્પર્શે મારાં સચેતન અંગ છે.
નયન ઉઘડે! પ્રાચીમાં તો 'દિવોદુહિતા' લસે!
પ્રિયમુખ દીઠું, હાસ્યે શોભે ઉષા શું પ્રકાશતું.
જગતમહીં કો, એથી ઊંચું, દિઠું નહિ મંગલ! ×
નમન કરીએ ભદ્રે! આવો પ્રભામય લક્ષ્મીને!
દ્યુતિમય ધરી, કણ્ઠે માળા, ગુલાબની નાચતી,
ચરણ ઉપડે, ઊડે જોને ગુલાબ દિશે દિશે;
કુમકુમ સમા, હાસ્યે દેવી, કલાધર રાજતી!
નમસ્કાર મહાદેવિ! મંગલ સુખ આપજો,
પૂરજો પ્રાણ ને શ્રદ્ધા, આપ ને આપનાં સમાં!

મૂસિકાર

---

× प्रियजनमुखाम्भोजोत्तुगं यदंग न मंगलम् ।

# અમારો જાપાનનો પ્રવાસ

( વ્યાખ્યાન ૨ જું )

## જાપાનીઓની ધર્મભાવના

જાપાન સંબંધી અમારી ધારણા એવી હતી, કે તે પશ્ચિમના અનુકરણથી રંગાએલું હશે પણ એના હૃદયની અંદર પ્રવેશ કરતાં માલુમ પડ્યું કે જાપાનનું જીવન તો એના પ્રાચીન સંસ્કારોથી જ પરિપૂર્ણ છે. જાપાનમાં સૌથી વધારે આદરયોગ્ય ત્યાંનાં મંદિરો છે. મંદિરોમાં લાખો રૂપિયાનાં–બહુ મૂલ્યવાન્–ચિત્રોનું અને પ્રાચીન વસ્તુઓનું સંગ્રહસ્થાન કરી રાખે છે. જાપાની ઘરમાં ચિત્ર ગોઠવવાની વ્યવસ્થા બહુ જ સુંદર છે; ચિત્ર રાખવાની જગ્યાને 'કાકીમોનો' કહે છે. તેમાં રોજ નવાં નવાં ચિત્રો મૂકવામાં આવે છે. જો કોઈ ગંભીર ભાવવાહી ચિત્ર હોય તો તે સાત આઠ દિવસ સુધી, પણ રાખવામાં આવે છે. આપણે ત્યાં ચિત્રને એક જ નિશ્ચિત જગ્યાએ લાંબા વખત સુધી રાખી મૂકવાની જડ વ્યવસ્થાથી તે આકર્ષણ કરતું નથી. તે વખતે તંત્રપુરાણ આદિ સાધનના શાસ્ત્રોમાંની એક વાત યાદ આવી, કે એક આસનમાં બે દેવતાની પ્રતિષ્ઠા કરવાથી ધ્યાનમાં વિક્ષેપ પડે છે. જાપાનનું એક એક મંદિર લાખો રૂપિયા ખરચી લોકો બંધાવે છે, અને પોતાને હાથે જ બધું કામ કરી તેની આસપાસ બાગ વગેરે બનાવી પોતાનું મંદિર છે એવી ભાવના ઉત્પન્ન કરે છે. તેનીકયો નામના સંપ્રદાયના યંબાઇચી નામે તીર્થમાં ગયા ત્યાં તેના પ્રાઙ્ગણમાં ૫૦ હજાર માણસ સમાય એટલી જગ્યા હતી. પણ લોકોની ઇચ્છા તો એક લાખ માણસ માય તેવું મંદિર અને એટલી જ સગવડવાળી ધર્મશાળા બાંધવાની હતી. યંબાઇચી સ્ટેશનથી શહેરમાં જતાં જોવામાં આવ્યું, કે ત્યાંનાં કોલેજોમાં ભણતાં સોનાનાં ચશ્માંવાળાં કુલીન યુવક યુવતીઓ ગાડામાં માટી પથર ભરીને મંદિર બાંધવા માટે જાતે જ ઠેલીને લઈ જતાં હતાં. મેં એક જણને ઉભા રાખીને પૂછ્યું: 'આ શેની તૈયારી ચાલે છે?' ત્યારે જવાબ મળ્યો: 'મંદિરની'. મેં પૂછ્યું: 'તમે પૈસા આપી મજુરો પાસે કેમ કામ કરાવતા નથી?' તેમણે કહ્યું: 'માતા પોતાના સંતાનોનું પોષણ ધાવ રાખી કરાવી શકે એમ હોવા છતાં તે જેમ પોતે જ કરે છે તેમ અમે મંદિરની વ્યવસ્થા પૈસાથી ન કરતાં અમારી જાત મહેનતથી કરીએ છીએ.'

શરીરે સુકુમાર એવી એક સુંદર કન્યાને મેં પૂછ્યું: 'તું અતિ સુકોમળ છે અને થાકી જાય છે તો ફંડમાં પૈસા ભરી કેમ કામ નથી કરાવતી?' તેણે કહ્યું: 'હું પરણીશ અને સંસારમાં પ્રવેશ કરીશ ત્યારે મારા પતિની સેવા કાંઈ ચાકરદ્વારા થવાની છે? તો પછી જગતના સ્વામીની સેવા નોકરદ્વારા શા માટે કરાવવી?' યંબાઈચીમાં ગયા, ત્યારે પુરોહિતને પૂછ્યું: 'મંદિરોનાં બાંધકામની વ્યવસ્થા કેવી રીતે કરો છો?' તેણે કહ્યું: 'મંદિરનો પ્લૅન અમે કરી આપીએ અને ભક્તો પોતાનું ખાવાનું વગેરે લઇને કામ કરવા આવે છે. માત્ર મુખ્ય મિસ્ત્રીઓ ( વિધાયકો ) હોય તે તેમને અમુક સૂચનાઓ આપે છે. જો એવી ગોઠવણ ન હોય તો એ લોકો ગમેતેમ બાંધકામ કરી જાય.' મંદિરને માટે ત્યાંના લોકોને કેટલું સન્માન છે તે એક વાત પરથી જણાશે. કિયેટોના મોટા તીર્થના એ

ભાગ છે. તેમાંના એક ભાગના મુખ્ય ધર્માધિકારી જાપાનના સમ્રાટની બ્હેનની સાથે લગ્ન કરે એવો નિયમ છે. અત્યાર સુધી કોઇ પણ મિકાડોએ એ નિયમનું ઉલ્લંઘન કર્યું નથી. બીજાં એવાં પણ મંદિરો છે, કે જેમાં સંન્યાસીઓ ધર્માધિકારી છે. તેઓ લગ્ન કરતા નથી, પણ તેમનું ચારિત્ર, નિર્મળતા અને જ્ઞાન જોઇ અમો બહુ આશ્ચર્ય પામ્યા. એ ઈસ્ટ હોંગવાનજીમાં અમો ગયા તેના કેટલાક દિવસ પ્હેલાં જાપાનનાં મહારાણીજી પધાર્યાં હતાં અને લોકો સાથે એ જ મંદિરની ધર્મશાળામાં રંક અને રાયના ભેદ વગર ઉતર્યાં હતાં. અમે પણ તે જ ધર્મશાળામાં મુકામ કર્યો હતો. જાપાનના મંદિરોમાં જે યાત્રાળુ જાય તેમની પાસેથી કોઇ પણ પ્રકારનું દ્રવ્ય લેવામાં આવતું નથી. પરંતુ મંદિરો આગળ જુદી જુદી જાતની દાનધર્મની પેટીઓ વિધવા, અનાથ, વૃદ્ધ, અપંગ અને વિદ્યાર્થી આદિનાં પોષણ રક્ષણ અને શિક્ષણ માટે મૂકેલી હોય છે તેમાં ઇચ્છા પ્રમાણે જે કંઇ નાંખવું હોય તે નાંખે.

## મંદિરોમાં જ્ઞાનની ઉપાસના

ભારતમાં પણ તીર્થ-પુરોહિતનું નામ પંડયા હોય છે, અને પંડયાનો અર્થ જ્ઞાનદાતા થાય છે; નહિ કે મંદિરોમાં પૈસા માગનાર. જાપાને આ વાત ખરી પાડી છે. ત્યાં મંદિરને લગતી જે જમીન કે ગામો હોય તે ગામોમાં જ્ઞાન ફેલાવવાનો અધિકારી તે મંદિરનો અધિકારી હોય છે. જ્યાં જ્યાં પ્રાચીન ચીનની સંસ્કૃતિ જળવાઈ રહી છે ત્યાં ત્યાં આધુનિક ચીનમાં પણ એમ જ છે. જો એ ભાગમાં કદાપિ કોઇ અભણ કે નિરાધાર રહી જાય તો બધા લોક એમ જ પૂછે, કે અહીંના મંદિરના ધર્માચાર્ય કોણ છે? જાપાનમાં બૌદ્ધના ચૌદ જુદા જુદા પ્રધાન ધર્મ સંપ્રદાયો છે. એમની ઉપાસના અને ધર્મસાધનાની વિધિમાં ભેદ ભલે હોય, પણ જ્ઞાન દેવાની તત્પરતામાં સઘળા સરખા ઉત્સાહી હોય છે. ચીનમાં પણ તેમ જ છે. ત્યાં જે જે ગામમાં જુદા જુદા મતનાં મંદિરો હોય ત્યાં સૌથી જૂનામાં જૂના ગુરુ હોય તેમની પાસે જઈ બધા કહે, કે 'જ્ઞાનની વ્યવસ્થા આપ કરો.' તે જુદા જુદા વિષયો જુદા જુદા માણસોને આપીને સર્વ વ્યવસ્થા કરે. આવી રીતે જ્યાં ઘણાં મંદિરો હોય ત્યાં વિશ્વવિદ્યાલયની વ્યવસ્થા થાય છે. જાપાનમાં પણ આ પ્રકારની વ્યવસ્થા જાપાને ચીન પાસેથી ગ્રહણ કરી છે. જાપાનમાં પણ કિઓટોમાં ઈસ્ટ હોંગવાનજીમાં એક ઓતાની વિશ્વવિદ્યાલય છે. એમાં એવું એક મોટું ફંડ છે કે તેમાંથી દર વર્ષે ઘણા વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ માટે દેશ વિદેશ મોકલી આપે છે, અને પુસ્તકોના સંગ્રહ માટે લાખો રૂપિયા ખર્ચે છે. મધ્ય એશિયામાં પૂર્વ તુર્કસ્તાનનાં રણની નીચે પ્રાચીન ભારતીય સભ્યતા દોઢ હજાર વર્ષ પૂર્વે દટાએલી હતી. નગરો અને આશ્રમો એમાં દટાઈ ગયાં હતાં એવી જ્યારે ખબર પડી ત્યારે ત્રણ સ્થળેથી શોધખોળ માટે માણસો મોકલવામાં આવ્યાં. રુશિયાએ મેરેવેસની આગેવાની હેઠળ એક મંડળ મોકલી આપ્યું. તે પછી ઈસ્ટ હોંગવાનજીમાંથી લાખો રૂપિયા ખર્ચી વિદ્વાનોને ત્યાં મોકલવામાં આવ્યા. એ દટાએલી ભારતની પ્રાચીન સભ્યતાના પરિચયને માટે બીજા દેશો જ્યારે પ્રયત્ન કરતા હોય ત્યારે હિન્દની સરકાર કંઈ ન કરે એ શરમભરેલું ગણાય એમ ધારી આપણી સરકારે પણ એક મંડળ મોકલ્યું. અને એ દ્વારા જે પ્રાચીન લેખો, પુસ્તકો, હસ્તલિખિત પ્રતો વગેરે મળ્યું તે તેના સંગ્રહકર્તા બાવરના નામથી ( Bauar Manscript ) 'બાવર મેન્યુસ્ક્રીપ્ટ.' પ્રસિદ્ધ થયું. એમણે જે ગ્રંથસંગ્રહ કર્યો તે ઇમ્પીરીઅલ મ્યુઝીઅમમાં રાખવામાં આવ્યો છે. તે ત્રણેના સંગ્રહ પરથી જણાય છે કે પ્રથમ સભ્યતા કેવી હતી.

એ ઓતાની વિશ્વવિદ્યાલયમાં બંગાળી પુસ્તકોથી એક મોટો ખંડ ભરેલો છે. તે જોતાં એવો વિચાર આવ્યો, કે ૨૦૦ વર્ષ પછી અહીંના વિદ્યાર્થીઓને ત્યાં જઇને અભ્યાસ કરવો પડશે. એમાં આયુર્વેદનાં અહીં ભારતવર્ષમાં જોવામાં નથી આવતાં એવાં ત્રણસો ચારસો પુસ્તકો છે.

## પુસ્તકાલયોની વ્યવસ્થા

પુસ્તકાલયો કેમ ચાલે છે એ વાત જાણવા જેવી છે. ચીનમાં પહેલાં એ જોયું કે પુસ્તકાલયનાં પુસ્તકો ખરીદીને લાવવામાં આવતાં નથી. વિદ્વાન્ માણસો એકેક વિષયનો અભ્યાસ કરે તેમ પુસ્તકો ભેગાં થતાં જાય. દરેક ગામમાં યુવકોનું એક મંડળ હોય છે, તેમાં અભ્યાસી મંડળની એવી વ્યવસ્થા હોય છે કે દરેકને દેશવાર–કોઇને ભારતવર્ષ કોઈને ઇટાલી એમ-વિભાગ કરીને અને તેમાં પણ. કોઇને પ્રથમ યુગ, કોઇને મધ્યયુગ, કોઇને અર્વાચીનયુગ એમ વિભાગ કરીને આખી દુનિયાની માહિતી મેળવવા પુસ્તકોની વહેંચણી કરી અભ્યાસ કરવાનું સોંપવામાં આવે છે. બધા જ પહેલેથી વિદ્વાન્ નથી હોતા, પણ આવી રીતે અભ્યાસ અને ચર્ચા કરી પ્રવીણ થાય છે. જુદા જુદા વિષયો પણ જુદા જુદા માણસોને સોંપ્યા હોય છે. જો એક માણસ એક દેશ અને તેમાં એક વિષય માટે અભ્યાસ કરે, તો તેનું મન તેમાં ચોંટી જાય છે. અને એ ઉપરાંત એકેક દિવસ અમુક દેશ માટે કે તેના અમુક વિશિષ્ટ વિષય માટે ઠરાવેલો હોય છે, તે વખતે વિવિધ પ્રશ્નો પૂછી લોકો તે તે જ્ઞાન મેળવે. ભિન્ન ભિન્ન દેશોનાં માસિકોમાંથી વાતચીત અને લેખની નોંધ લે, અને તેનો પણ ઉપયોગ કરે. વળી એકેક જણના હાથ નીચે ત્રણ ચાર બાળકો વિદ્યા મેળવતા હોય છે, તેથી તેના સ્વર્ગવાસ પછી પણ તે વિદ્યા સચવાઇ રહે છે.

## ગરીબ ચીનાઓની અદ્‌ભુત જ્ઞાનપીપાસા

ચીનદેશની એક નાની પુસ્તકશાળા વિષે કહું છું. ચીનદેશ ગ્રન્થાલયોનો રાજા છે. તેમાં બધી જાતનાં અને દુનિયાનાં પુસ્તકો ભરેલાં છે.

શેન્સી પ્રાંતના તાઇયાનપુ નામે નગરમાં 'ચીયુઝુ' અથવા 'નીલધારા' નામે મંદિરના પુરોહિત સાથે અમારે વાત થઇ હતી. 'નીલધારા'નું ચીની નામ ચીયુઝુ છે. 'નીલધારા' નામ પડવાનું કારણ એ કે ત્યાં એક નીલ પત્થરમાંથી ઝરો નીકળે છે. એમને અમે પૂછ્યું: 'આ મંદિર પાસેના કોઈ છેક જ નાના ગામડામાંની પુસ્તકશાળા બતાવશો ?' તેમણે કહ્યું: 'ત્રણ માઇલ દૂર કાગળ બનાવનારા લોકોનું એક છેક નાનું ગામડું છે. ત્યાંની જમીન રસકસ વગરની છે તેથી ત્યાં અનાજ પાકતું નથી, પણ ત્યાં જે પહાડી ઘાસ થાય છે, તેને કૂટીને લોકો કાગળ બનાવે છે. તે કાગળો લખવાના કામમાં આવે એવા તો થતા નથી પણ પેકીંગ માટે વપરાય એવા હોય છે. એ લોકો એટલા બધા ગરીબ છે કે પૈસા ખરચીને પુસ્તકો ખરીદી શકે એમ નથી. તેથી દૂર જઈને થોડા દિવસ માટે પુસ્તકો ઉછીનાં લાવે છે અથવા હાથે લખી રાખે છે. જે મંદિરમાં પુષ્કળ પુસ્તકો હોય, અને જેમાં એક જ પુસ્તકની ઘણી નકલો હોય તેમાંથી તે ગામને પુસ્તકો આપવામાં આવે છે.' અમને એ જોવાની ઇચ્છા હતી. કે એ લોકો પુસ્તકોનો ઉપયોગ કેવી રીતે કરે છે અમે ત્યાં જઇને જોયું, કે પુસ્તકો તો અતિ ગંભીર વિષયનાં હતાં અને આ લોકો તો કાગળ બનાવનારા હતા. અમે પુરોહિતને પૂછ્યું: 'આ તો વાર્તાનાં નહિ પણ ગંભીર જ્ઞાનનાં પુસ્તકો છે, તો એ લોકો એનો ઉપયોગ કરી શકે છે ?' પુરોહિતે પ્રત્યુત્તર

આપ્યો: ' આપ તેમની સાથે વાતચીત કરીને જાણી લ્યો કે એનો ઉપયોગ તેઓ કેવી રીતે કરે છે.'

અમે જોયું, કે ભારતને લગતાં સોએક પુસ્તકો હતાં. તેમાં પ્રાચીન દર્શન ગ્રંથોના અનુવાદ હતા. તર્પણ કરતી વખતના જે મંત્ર છે તેમાં જે પંચશિખ વિગેરેનાં નામ આવે છે તે તેમાં હતા. પંચશિખનો ઉલ્લેખ હુઆંગસાંગમાં ( Huang Tsang ) પણ છે. તાંગ કવાંગ ( Tang Kuong ) એ અવતંસક ટીકા કરી છે તેના તેરમાં પ્રકરણમાં પંચશિખ વિષે જાણવા જેવી ઘણી વાતો છે. આ ટીકા સાતમા સૈકામાં લખાયેલી હતી. આ પુસ્તકાલયમાં નીચેના ગ્રંથકર્તાઓના ગ્રંથો જોવામાં આવે છે. ૧ પરમાર્થ, ૨ બોધિરૂચિ, ૩ ગુણવર્મન, ૪ સંઘદેવ, ૫ બુદ્ધયશસ, ૬ અમોઘવજ્ર, ૭ નરેન્દ્રયશસ, ૮ બોધિવર્ય; એ સંગ્રહમાં ધ્યાન સંપ્રદાયના ઘણા ગ્રંથો છે. પાંચમા સૈકાના હરિવંશમાંના સર્વસિદ્ધશાસ્ત્ર અને યોગશાસ્ત્ર વિષે તેમ જ યોગાચાર અને મહાયાન ધર્મ સંબંધે પણ એવા અનેક ગ્રંથો છે કે જેનો અભ્યાસ કરવા માટે હિન્દના વિદ્વાનોએ લાંબા કાળ સુધી ચીનના ગ્રંથ સંગ્રહો સેવવા પડશે. યોગાચાર વગેરે શાસ્ત્રોમાં શૂન્યવાદ જે રીતે આલેખાયેલો છે તેને સારી રીતે સમજવા માટે મધ્યકાળના સાધકો–કબીર, દાદુ, ગોરખનાથ તેમ જ મયનામતીનાં ગાન, ગોપીચંદનાં ગાન, બાઉલ અને જુદા જુદા મતના આઉલ, દરવેશ વગેરેને જાણવા જેટલા જરૂરી છે તેટલા જ આ ગ્રંથોને જાણવા પણ જરૂરી છે. ન્યાય પ્રવેશ માટે તો ચિનના અનુવાદોની આલોચના શરૂ થઈ જ ગઈ છે. નાગાર્જુનનું ન્યાયહૃદય, અને દિઙનાગકૃત ન્યાયશાસ્ત્ર પણ ત્યાં છે. એ પુસ્તકો વિના ભારતવાસીનું ન્યાયનું જ્ઞાન અપૂર્ણ જ ગણાય.

અમે એ કાગળ બનાવનારાઓને પૂછ્યું: ' તમો આ બધાં પુસ્તકો સમજી શકો છો ?' તેમાંના એક જણે કહ્યું: ' અમે અતિ ગરીબ છીએ, અમે પૈસા ખર્ચી પુસ્તકો લાવી શકતા નથી. બીજાં પુસ્તકોના અભાવે આ પુસ્તકોનું જ અમે પરિપૂર્ણ અધ્યયન કરી રહ્યા છીએ. કેટલાંક પુસ્તકો મેં ત્રીસ ચાલીસ વખત આવર્તન કર્યાં હશે. પહેલા અભ્યાસ વખતે એકસો પચાસ પ્રશ્નોની એક યાદી કરેલી. તેમાંથી કેટલાકનું નિરાકરણ વાંચતાં વાંચતાં થયા છતાં પંદર વર્ષના અભ્યાસ પછી પણ ૫૦–૬૦ પ્રશ્નનું તો આજદિન સુધી નિરાકરણ થયું નથી. એ પ્રશ્નનું સમાધાન કરવા જુદા જુદા મંદિરોના આચાર્યો પાસેથી એ પ્રશ્નના ઉત્તરો મેળવી પુસ્તકાકારે એમાં મૂકેલા છે. જો હું આ નશ્વર દેહ તજી જાઉં તો મારી પછીના અભ્યાસકો આ જે પચાસ સાઠ પ્રશ્નો રહ્યા છે, તેનું નિરાકરણ કરીને એ પુસ્તક પૂરું કરશે.' અમને ભારતવાસી જાણી એ પ્રશ્નો પૂછ્યા. એકેક પ્રશ્નનો ઉત્તર આપતાં અમને તો પરસેવો છૂટતો હતો: જ્યારે કાગળ બનાવનારા પણ આવો ગંભીર અભ્યાસ કરે છે ત્યારે તો એમને અમારે માથું નમાવવું જોઈએ. અમારા ઉત્તરોથી એમનું થોડું સમાધાન થયું પરંતુ જો અમારું જ્ઞાન વધારે હોત તો એમની વધારે સેવા કરી શકત.

આ તો સામાન્ય વાતચીત થઈ. પણ એ લોકો દરરોજ સાંજે ભેગા મળે છે ત્યારે પોતાના ધંધારોજગારની કોઇ વાત કરે તો તેનો દંડ કરે છે અને તે દંડમાંથી પુસ્તકો ખરીદે છે. જે વૈદ્ય, ખેડુત, વકીલ હોય તે દવા, ખેતી, મુકદ્દમા વગેરેની વાતચીત એ સભામાં કરી શકે જ નહિ: એ સભાની આવી પવિત્ર વ્યવસ્થા જોઇ અમને બહુ સુખ, શાન્તિ અને આનંદનો શિક્ષણપ્રદ અનુભવ થયો.

જાપાનમાં પણ એ જ પ્રકારની છે. પ્રાચીન મંડળી, પુસ્તકાલયો વગેરેની વ્યવસ્થા છે. એવી એક પણ પુસ્તકશાળા જાપાનમાં નહિ હોય, કે જેની સાથે આવી જાતના જીવન્ત અભ્યાસક-મંડળની વ્યવસ્થા નહિ હોય. મેં પૂછ્યું: 'આટલા બધા પરિશ્રમથી આ અભ્યાસક મંડળ કેમ ઉભું કરો છો?' ત્યારે તેમણે કહ્યું: 'રાંધનારની વ્યવસ્થા ન હોય તો ભર્યા ભંડારથી ભૂખ ભાગે ખરી?'

## જાપાની સ્ત્રીઓની ધર્મભાવના

જાપાનમાં શ્રીગુરુદેવ જ્યારે ટોકીઓ ગયા ત્યારે એમની પાસે રજા લઇને અમે ઓતાનનું ઈસ્ટ હોંગવાનજી મંદિર જોવા ગયા. જાપાનમાં બધાં મંદિરોના નામ પાછળ 'જી' હોય છે. એંશી વર્ષ પહેલાં ત્યાં પચાસ લાખ રૂપિયા ખરચીને એક મંદિર બાંધેલું તે બળી ગયું. ત્યાર પછી ત્રીસ વર્ષ સુધી તે ફરીથી બાંધવામાં આવ્યું નહોતું. ત્યાર પછી એ કેવી રીતે બાંધ્યું તે જાણવા જેવું છે. જ્યારે એ બળી ગયું ત્યારે રાજાએ પૈસા આપી બંધાવવાનો વિચાર જાહેર કર્યો. પણ જુદાં જુદાં ભક્તમંડળોએ કહ્યું, કે અમે જો એ મંદિર અમારા પૈસાથી જ ન બંધાવીએ તો અમારી ભક્તિ વ્યર્થ જાય. ત્યાર પછી ત્રીસ વર્ષ સુધી અર્થસંચય કર્યો અને તે પછી તેને માટે સ્ત્રીપુરુષો કામ કરવા આવ્યાં. ત્યાં મોટા પથરો ઉંચકવા દોરડાં જોઇએ તે માટે ઝાડના રેસાથી તૈયાર થયેલાં દોરડાં વાપરવાની સૂચના થઈ પણ સ્ત્રીઓએ વિચાર કર્યો કે આ મંદિર ઉદ્‌ભિજનું નથી પણ મનુષ્યનું થવાનું છે; તેથી દરેક સ્ત્રીએ પોતાના લાંબા સુંદર કેશ કાપી તેનાં દોરડાં વણ્યાં. જાપાની સ્ત્રીઓના જેવા સુદીર્ઘ કેશ, અને તેને માટેનો વિરલ પ્રેમ અન્ય દેશોમાં થોડો જ હોય છે. એ દોરડાં એટલાં લાંબાં હતાં કે તેનું એકેક ગુંચળું માણસપૂર ઉંચું થતું હતું અને આ મંડપથી બેવડો મંડપ થાય (૫૦+૫૦ ફુટ) એટલી જગ્યા રોકે એમ હતું. આ પરથી કેટલા વાળ કપાયા હશે તેનો કંઈક ખ્યાલ આવશે. પૃથ્વી પરની કોઇ પણ સ્ત્રી અહીં આવીને જુએ તો તે આશ્ચર્યચકિત જ થઇ જાય. એ કેશને સ્પર્શ કરતાં અમને લાગ્યું કે અમે પણ પવિત્ર થયા. આવી એમની મંદિર માટેની ભક્તિ છે. આપણે એમ સમજવાનું નથી કે ભારતવર્ષમાં જ ધર્મ માટેની ભક્તિ વધારે છે.

## જાપાનનું કાશી

કોયાસાન સર્વથી મોટું અને પવિત્ર તીર્થ છે, જાપાનનું તે કાશી છે. ત્યાં દશ હજાર મંદિરો છે, અને એક હજાર સંન્યાસીઓ આચાર્ય છે. ત્યાંના આચાર્યોએ જે 'વિશ્વવિદ્યાલય' બનાવ્યું છે તે જાપાનની શહેનશાહી યુનિવર્સિટીનું સમાન પદ ભોગવે છે અને ત્યાંથી જે પ્રમાણપત્ર મળે તે દુનિયામાં બધે વધાવી લેવામાં આવે છે. ત્યાં ઔષધશાળા છે તેમાં જંતુવિદ્યા વિભાગમાં કેટલા લાખ રૂપિયા ખર્ચાય છે, તે જોઇને આપણને આશ્ચર્ય થાય. કારણ જાપાનના એ પ્રકારની ચિકિત્સાવિદ્યાના અધ્યાપક કીતાસાટો દુનિયાના એ વિદ્યાના મુખ્ય શાસ્ત્રીઓમાંના એક અને સારી ખ્યાતિ પામેલા છે. ધનુર્‌વાય તે માટે અને બીજા પચાસ વ્યાધિઓ માટે એમણે દવા શોધી કાઢી છે.

અમો કોયાસાનનું તીર્થ જોવાને માટે ગયા ત્યારે અમને કંઇ કહેવા માટે વિદ્યાર્થીઓ તરફથી નિમંત્રણ થયું. ચીનમાં ભિન્ન ભિન્ન વિશ્વવિદ્યાલયોમાં વ્યાખ્યાનો આપેલાં તે પ્રસિદ્ધ થયેલાં તે પરથી કોયાસાનની યુનિવર્સિટીએ પણ વ્યાખ્યાન આપવા નિમંત્રણ કર્યું.

## અતિથિસેવા

કેયાસાન પાંચ છ હજાર ફુટ ઉંચો પર્વત છે. તે પર્વતની તળેટીમાં સીઇદે નામની જગ્યા છે, ત્યાં ત્રણ ચાર અધ્યાપકો વિદ્યાર્થીઓનું ટોળું લઈ સત્કાર માટે આવ્યા હતા. જે લોકોથી ચલાય એમ ન હોય તેમને ડોળીમાં લઈ જવામાં આવતા. અમને પૂછ્યું: 'તમે ડોળીમાં આવશો ?' મેં કહ્યું: 'મારા જેવા જાડા મનુષ્યને ઉચકશો તો થાકી જશો.' અમે પગે ચાલીને જવાનો નિશ્ચય કર્યો. દુકાનદારોએ પચાસ સાઠ જુદી લાકડીઓનો કરેલો ઢગલો અમારા જોવામાં આવ્યો. અમે લાકડીની કિંમત પૂછતાં કહ્યું: 'ભારતવર્ષમાંથી આવેલા તીર્થયાત્રી પાસેથી પૈસા લેવાય ખરા ?' અમારા જવા પહેલાં લોકોને ખબર પડી ગયેલી તેથી ઘણાખરા ગૃહસ્થને આંગણે ખાદ્ય, ચા, વિગેરે આતિથ્ય કરવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. અમે રસ્તે એક જણને પૂછ્યું, કે આ બધી દુકાનો છે ? તેમણે કહ્યું કે આ સર્વ ગૃહસ્થોનાં ઘર છે. રસ્તો અઘરો તેથી પરિશ્રમ થાય અને ભૂખ તરસ ક્યારે લાગે તે નક્કી નહિ એટલે ઘણેખરે સ્થળે આવી ગોઠવણ રાખી છે. અમને વિલંબ થાય માટે એ લોકોમાંથી કોઇએ એમ ન કહ્યું કે તમે ઉપયોગ કરો; માત્ર વ્યવસ્થા કરી રાખેલી.

કામિયા નામની જગ્યાએ એક જણ સાથે અમે વાત કરી. તે બહુ વિદ્વાન્ હતા. તેમને પૂછ્યું કે આ બધી સન્માનની ગોઠવણ કરી તેનો અર્થ શો ? અમે તો એને માટે ખરેખર લાયક નથી. તેમણે કહ્યું કે પત્થરની નાની નાની ફાટમાં જેમ એક નાનું નાનું બીજ પડે અને વૃક્ષ પ્રફુલ્લિત થાય અને ધીમે ધીમે એ જીવન જેમ પત્થર અને જડતા ઉપર વિજય મેળવે છે તેમ સંસારના કામ કરીને અમારાં હૃદય પત્થર જેવાં થાય ખરાં, પણ કોઈ કોઇવાર તમારા જેવા કોઈ અતિથિ અથવા ધર્માર્થી આવે તેમની સેવાદ્વારા એ પત્થર ભાગીને પ્રાણનો પીલો ધીમે ધીમે બહાર નીકળે.

કામિયામાં પણ બીજાં વિદ્યાર્થીઓનાં દલ આવેલાં હતાં. તદ્દન લોથ થઇને અમે આજ વખતે ( સાંજના છ વાગ્યે ) પર્વત પર પહોંચ્યા. ત્યાં જોયું તો એક ગરમ પાણીનો કુંડ હતો. ત્યાં એક કલાક આરામ લઈ સ્નાન કરી થાક ઉતાર્યો. રેગેઇન ( મહાપદ્મમંદિર ) નામના મંદિરમાં રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી. તે મંદિરમાં બધા વિદ્યાર્થીઓ સાંજનું ભોજન મૂકી ઘુંટણીએ પડયા. તેમાં કેટલાક ગ્રેજ્યુએટ અને કેટલાક અન્ડર ગ્રેજ્યુએટ હતા. તે પછી મોટાં મંદિરોના આચાર્યો આવીને બેઠા. બધા આવેલા નહિ, કારણ કે રખેને અમારા વિશ્રામમાં ખલેલ પહોંચે. બધી તૈયારી તો પુષ્કળ પ્રેમથી કરેલી પણ ભાવે એવી વાની નહોતી. ચાનું પાણી અને ભાત અમે ખાધાં. અમને એમ થયું કે જાણે અમે એમના પ્રેમભાવનું પાન કરીએ છીએ. એ વખતે સાંજની આરતી થઈ ગઇ હતી.

## સંતકોબોદાયીસી

એ તીર્થની સ્થાપના કરનારનું નામ કોબોદાયીસી હતું. તે સિદ્ધ પુરુષ અગિઆરસો વર્ષ પૂર્વે થઈ ગયા. પરમાત્માનું જ્ઞાન મેળવવા એમણે ભારતવર્ષમાં આવી અભ્યાસ કર્યો, અને ધર્મમાં જે મલિનતા હતી તે દૂર કરી. એમને તો એવી ઇચ્છા હતી કે જ્ઞાનપ્રાપ્તિ કરીને સાધના કરવી. કોઇને જ્ઞાન આપવાનો એમનો વિચાર નહોતો. પરંતુ જ્યારે ભારતવર્ષમાં આવ્યા ત્યારે એમના હૃદયમાં એમ થયું કે જ્ઞાન

આપવાની પણ જરૂર છે. કારણ કે એમણે અહીં એક સાધુ સંબંધી વાત સાંભળીઃ—
"એક ગૃહસ્થ અતિ સજ્જન હતા, એમનો એક પુત્ર ગુરુને ઘેર વિદ્યા મેળવવા ગયો. જ્યારે પોતાની વિદ્યા પૂરી કરી, સમાવર્તન કરી,* ઘેર આવ્યો અને પિતાને પ્રણામ કરવા ગયો ત્યારે ૧૨ વર્ષ પછી આવેલા પુત્રને પિતા ઓળખી શક્યો નહિ. તેણે પૂછ્યું: 'તું કોણ છે?' તેણે જવાબ આપ્યોઃ 'હું આપનો પુત્ર વિદ્યા પૂરી કરી આપને પ્રણામ કરવા આવ્યો છું.' આ સાંભળી પિતાએ કહ્યું: 'ઉભો રહે, હું તારા પ્રણામ સ્વીકારવા માટે યોગ્ય છું કે નહિ તેનો વિચાર કરવા દે.' શાસ્ત્રમાં એમ લખેલું છે, કે 'જે વસ્તુ જેને માટે યોગ્ય નથી તેનો તે સ્વીકાર કરે તો તેનું માથું ઉડી જાય, અર્થાત્ અયોગ્ય વસ્તુ ગ્રહણ કરે તેથી મૃત્યુ થાય.' કયી રીતે હું તારા પ્રણામને યોગ્ય છું ? કારણ મારા સંસારવિલાસમાંથી તારો જન્મ થયો. તારૂં લાલન પાલન કર્યું તે પણ મારા આનંદ માટે. મારી એવી તે કયી સાધના છે કે જેથી હું તારા પ્રણામને યોગ્ય થયો ? શું તારે માટે મેં મારા જીવનમાંથી અસત્યને દૂર કર્યું છે ? શું તારે માટે કોઈ મોટો આદર્શ મેં મારી સમક્ષ રાખ્યો છે ? માટે હે ભાઇ! તું ઘરમાં રહે અને હું તપશ્ચર્યા કરી તારા પ્રણામ માટે યોગ્યતા મેળવું; કારણ કે હજી મારા જીવનમાં જે નીચતા, ક્ષુદ્રતા છે તે દૂર કર્યા સિવાય જો હું તારા પ્રણામ સ્વીકારૂં તો તો મારા અપરાધની સીમા ન રહે!

આમ કહી પિતાશ્રી તપ કરવા નિર્જનમાં ગયા. ત્રણ વર્ષ પછી તપશ્ચર્યા કરી તે પાછા આવ્યા, ત્યારે પુત્રે કહ્યું: 'હવે હું પ્રણામ કરૂં ?' તેમણે કહ્યું: 'જે સ્વાર્થબુદ્ધિ તારા કલ્યાણમાં વિઘ્નકર્તા નીવડે એમ હતી તેને તારા કલ્યાણ માટે, હું દૂર કરીને આવ્યો છું, જે કાંઈ તારા જીવનને અધોગતિએ લઇ જાય એમ હતું તે સર્વને મેં આત્મમંથન કરી દુઃખ સહન કરી દૂર કર્યું છે; માટે હવે તારા પ્રણામ સ્વીકારવાનો મને અધિકાર મળ્યો છે.'"

આ વાત સાંભળીને કોબોદાયાસીના મનમાં વિચાર આવ્યોઃ 'મેં મારા દેશ માટે એવું તે શું કર્યું છે, કે જેથી હું દેશજનના પ્રણામ સ્વીકારી શકું ? મારા આત્મકલ્યાણ માટે સાધના કરી છે, પણ અન્યના કલ્યાણ માટે પણ કંઇક તો કરવું જોઇએ.'

બીજા એક સાધુ સાથે તેમને મેળાપ થયો અને તે સંતે પોતાનું આત્મચરિત્ર કોબોદાયાસીને કહ્યું. તે સાધુએ કહ્યું: "મેં પણ આત્મકલ્યાણ માટે નિર્જન અરણ્યમાં જઈ તપ કર્યું હતું. એક વખત એક માતા બાળકને લઇને મરુભૂમિમાં થઇને જતી હતી. મધ્યાહ્ન થયો હતો, રેતી તપેલી હતી. ચાલ્યું જાય એમ ન હતું. માતાએ જોયું, કે તે બન્નેનું રક્ષણ થઇ શકે એમ નથી; એટલે માતાએ પોતાના શરીરને તપેલી રેતીમાં નાખ્યું અને સ્ત્રીઓની પ્રિયમાં પ્રિય વસ્તુ લજ્જાનો ત્યાગ કરી બાળકને પોતાનું વસ્ત્ર ઓઢાડી બાળકનું રક્ષણ કરતાં કરતાં માતા પંચત્વ પામી! તે વખતે હું પોતે એ મરુભૂમિમાંથી પસાર થતો હતો. બાળકનું રુદન સાંભળી હું ત્યાં ગયો અને જોયું, તો નગ્ન માતાની છાતી પર બાળક રોતું હતું. એ બાળકને મેં છાતી સરસું દાબી મૃત માતાને પ્રણામ કરી કહ્યું: 'ઓ મા! તું જ મારો ગુરુ! કારણ કે વર્તમાનકાળમાં તેં જાતે ભોગ આપી ભવિષ્યના બાળકને શી રીતે સાચવવું તેનો તેં ઉપદેશ આપ્યો છે! એવી રીતે આજના ત્યાગદ્વારા ભવિષ્યનું નિર્માણ કરવું જોઇએ. ત્યારપછી મેં એ બાળકને

* વિદ્યાભ્યાસ પૂરો કરી ગુરુને ત્યાંથી પાછા ફરવું તે.

ઉછેરી જ્ઞાન–દાન આપવાની શરૂઆત કરી, અને મ જે સ્વાર્થ માટે એકઠું કરેલું તે સર્વ તે બાળકને આપવા માંડ્યું !"

આ બે વાતો સાંભળી કોબોદાયીસી પોતાના દેશમાં પાછા ફર્યા અને જ્ઞાન–દાન આપવાનું શરૂ કર્યું. તે એટલા બધા વિદ્વાન્ હતા કે ચીન, કોરીઆ, સૈબીરીઆ વગેરે દેશોમાંથી વિદ્યાર્થીઓ આવી તેમની પાસે અભ્યાસ કરતા.

## સંતના આદેશનો સાચો અર્થ

પરંતુ એમણે એક ભૂલ એ કરી હતી, કે એમના મંદિરમાં સ્ત્રીઓને પ્રવેશ કરવાનો અધિકાર રાખ્યો નહોતો. એથી એમના મૃત્યુ પછી સ્ત્રીઓ મંદિરની પ્રદક્ષિણા કરતી પણ એમાં પ્રવેશ કરતી નહિ કારણકે કોબોદાયીસીએ મંદિરમાં પ્રવેશ માટે સ્ત્રીઓને અનધિકારી ગણી હતી. એક વખત સ્ત્રીઓની મંડળી વિચાર કરવા લાગી કે કોબોદાયીસીએ અમારું સ્ત્રીઓનું અસન્માન શા માટે કર્યું છે ? આ વખતે કોઇ એક તપસ્વી જીવતા હતા તેમણે કહ્યું: 'તમે સ્ત્રીઓ છો એટલા માટે નથી કર્યું; તમે માતાના રૂપે પ્રવેશ કરો તો અવશ્ય મંદિરમાં આવી શકો છો: તમે તમારી બાહ્ય રૂપબુદ્ધિને અને બાહ્ય સૌન્દર્યબુદ્ધિને દૂર કરી સેવાબુદ્ધિથી જ પ્રવેશ કરો એના જેવું બીજું ઇષ્ટ શું હોય ? આ ઉદ્દગારોથી એ સ્ત્રીઓમાં એટલી બધી પ્રબલ સેવાભાવનાનો ઉદય થયો કે પ્રાતઃકાળ થતાં પહેલાં ત્રણ વાગે મંદિરનાં દશ હજાર બંધદ્વાર સ્વયં ખુલી ગયાં હતાં એવી દંતકથા છે. તપસ્વીએ જ્ઞાનદૃષ્ટિથી જોએલું, કે માતાઓએ પ્રવેશ ન કરવો એવો કોબોદાયીસીનો ઉદ્દેશ હોય જ નહિ.

એ દરેક કોયાસાનના મંદિરમાં સો સો વિદ્યાર્થીઓ હતા. એમને આચાર્યો જ્ઞાન–દાન દેતા અને માતાઓ એ વિદ્યાર્થીઓનું સંતાન સમ પાલન કરતી. અમે જે મહાપદ્મ મંદિરમાં ગયા તેમાં પણ એવી રીતે સ્ત્રીઓ વિદ્યાર્થીઓની સેવા ઉઠાવતી અને દૂર શું શું બને છે તે વિદ્યાર્થીઓ દ્વારા જાણી લેવા આતુર રહેતી. આ નારીઓની સેવા સંબંધી તો ચીન વિષે આપણે કાશીપુરીમાં જ્યારે વાત કરીશું ત્યારે કહીશ.

## આચાર્ય આકીઝુકી

જ્યારે અમે કામથી પરવાર્યા અને સૂવાનો વખત થયો ત્યારે જે સૌથી વૃદ્ધ અને જ્ઞાની આચાર્ય હતા તે અમારી પાસે આવ્યા અને કહ્યું: 'મને એકાન્ત પ્રિય છે તેથી હું પુરાતન નાના મંદિરમાં રહું છું પણ આ રાત્રે તમારી સાથે રહીશ' ત્યાંની વિશ્વવિદ્યાલયના તે વિદ્યાતીર્થાધિકારી અથવા કુલપતિ હતા. તે, અમે ત્રણ અને અમારી સાથે બે બીજા આચાર્ય હતા તે બધા ત્યાં સુતા. એમણે મને સૂઇ જવાનું કહ્યું અને આકીઝુકી (જેનો આપણી ભાષામાં શરચ્ચંદ્ર એવો અર્થ થાય છે) પોતે ત્યાં બેસી જપ કરવા મંડયા. મધ્ય રાત્રિએ લાગ્યું કે કોઇ અમારા શરીરને અડકે છે. જોયું તો માલુમ પડયું કે એ આચાર્ય મોડી રાત્રે જાગતા રહી અમારી ખસી ગએલી ચાદર અમને બરાબર ઓઢાડતા હતા. અમે કહ્યું: 'આપ તો વયમાં જ્ઞાનમાં તપમાં ભક્તિમાં વૃદ્ધ છો, અને આ શું કરો છો !' તેમણે ઉત્તર આપ્યો કે તમારી માતા અહીં નથી તેથી આટલી ઠંડીમાં ચાદર ખસી જાય તો મા વગરનાને હું ન ઓઢાડી શકું ? આખું નગર એક ખોળા સમાન હોય અને જે કોઇ તેમાં આવે તેની સેવા હું કરૂં એવી મારી તો પ્રબળ ઇચ્છા છે. તમારી સેવા દ્વારા મને વત્સલ

માતાના આનંદના જેવા આનંદનો સુન્દર અનુભવ થાય છે એટલે તમારે એ સંબંધી વાંધો લેવાનો નથી. મને એ સુખદ અનુભવનો પ્રસંગ પ્રભુએ આપ્યો છે.તો આટલી સેવા કરવા દ્યો !

## જાપાનીઓની પ્રાર્થના

બીજે દિવસે સવારમાં સાડાચાર વાગે રેગેઈન મંદિરમાં પ્રાર્થના થતી હતી તે કરવા અમને કહ્યું. અમે કહ્યું: ' આપના સંપ્રદાયની પ્રાર્થનાપદ્ધતિની અમને ખબર નથી. ' તેમણે કહ્યું: ' સકલ સંપ્રદાયની પાર જે પરમ સત્ય છે તેને તમારા હૃદયમાં આમંત્રણ કરશો તે અમને પણ પહોંચશે. સંપ્રદાય કે પ્રાર્થનાપદ્ધતિ એ મહત્ત્વની વસ્તુ નથીઃ હૃદયની ભાવનાની વાત મહત્ત્વની છે. તમારા હૃદયમાં સત્ય હોય અને અસત્ય ન હોય તો આ મંદિર ધન્ય થશે, સવારે સ્નાન કરી પરવારીને અમે ત્યાં જઇને જોયું તો સેંકડો સંન્યાસીઓ અમારી જ રાહ જોઇ રહ્યા હતા! મેં વારંવાર નમ્રતાથી કહ્યું: 'મને પ્રાર્થનાનું કર્તવ્ય સોંપો નહિ. ' તેમણે કહ્યું:' અમે સૌ આપની રાહ જોઈ ઉભા છીએ. ' પછી મેં મને પ્રિય મંત્રોનું ઉચ્ચારણ કર્યું. એ સેંકડોએ સંતોએ સાથે મળીને "સ્વસ્તિ વાચન–ભદ્રમંત્રધ્વનિ"નો ઉચ્ચાર કર્યો. કેટલાક દીવા લઇને પરમાત્માની આરતી ઉતારવા લાગ્યા, કેટલાક ધૂપ લઇને ફેરવવા મંડયા, અને કેટલાક અગરુચંદનનો લેપ કરવા મંડયા. ભદ્રમંત્રના–કલ્યાણ મંત્રના ધ્વનિ સેંકડો કંઠમાંથી ઉઠતા હતા.

## સંન્યાસીઓની ઉદારતા

બીજે દિવસે સર્વથી મોટા મંદિરે નિમંત્રણ થયું. એક ગૃહસ્થ તે મંદિરમાં એક હજાર સંન્યાસીઓને ભોજન કરાવવાના હતા અને તે માટે નિયમ પ્રમાણે દ્રવ્ય અર્પણ કર્યું હતું. એમાંથી સંન્યાસીઓએ હિતકર કામોમાં ઘણું દ્રવ્ય આપી દીધું અને જે થોડું બાકી રહ્યું તેમાંથી પોતાનો વ્યવહાર ચલાવ્યો. ત્યાંના સંન્યાસીઓ સાદામાં સાદું જીવન ગુજારે છે. અમે તેમને પુછ્યું: ' જેમણે તમને જમાડયા તેમણે ભોજનની આવી સાદી વ્યવસ્થા કરી છે ?' આકીકુકીએ ઉત્તર આપ્યોઃ 'ના, તે ગૃહસ્થે તો ઘણી મુદ્રાઓ આપી હતી પણ અમે તેમાંથી થોડીએક રાખીને બાકીની સત્કાર્યોમાં વાપરી દીધી છે. જ્યારે કોઈ ગૃહસ્થ પોતાનું દાક્ષિણ્ય–ઔદાર્ય દાખવે ત્યારે અમે સંન્યાસીઓ કેમ ઉદારતા ન બતાવીએ ? જો અમે ભોજનમાં લુબ્ધ થઇએ તો અમારી સાધના શેની ? અમારે પણ એમની સાથે ભોજન કરવાનું હતું. કાશીમાં દંડી સંન્યાસીઓના ભોજન જેવી વ્યવસ્થા હતી. જ્યારે ભોજન પૂરું થયું ત્યારે પાત્રમાં ભાતનો એકેય દાણો પણ રહે નહિ માટે સંન્યાસીઓ ચાના પાણીથી પાત્ર ધોઇને પી ગયા! અમે કહ્યું: ' જાપાન તો ધનવાન છે. આ ચાર પાંચ દાણા માટે ધોઇને તમે બધા કેમ પીઓ છો ?' તેમણે કહ્યું: ' તમારા પૂર્વ પુરુષોએ અમારા પૂર્વ પુરુષોને શિક્ષણ આપ્યું છે, કે એક દાણો પણ નકામો જવા દેવો ન જોઇએ. એવો ધનિક કોઇ ન જ હોય કે જે કોઈ ચીજને વ્યર્થ નષ્ટ થવા દે. આ દરેક દાણો ' બોસાત્સુ–બોધિસત્વ ' છે. આ ડાંગર પોતાની જે પ્રાણધારા વિસર્જન કરે છે, તે પરના પ્રાણ માટે જ કરે છે. તે જો ડાંગર હોત તો પોતે ઉત્પન્ન થઇ પોતાનું જીવન ભોગવત. પણ છોતરાંમાંથી બહાર આવી પોતાનું જીવન વિસર્જન કરી બીજાનું હિત સાધે છે. જો અમે એક પણ કણ વ્યર્થ જવા દઇએ તો એ બોધિસત્ત્વનો અમે નાશ કરીએ, અને

તેની સેવા અર્થે કરેલું સ્વાર્પણ વ્યર્થ જાય. બીજું કારણ એ છે, કે એ એક દાણા માટે લાખો માણસની સેવાનો પરંપરાથી ઉપયોગ થયો છે. હળ બનાવનાર સુથાર, લુહાર વગેરે માણસો એ એક દાણો ઉત્પન્ન કરવામાં રોકાએલા છે. એ લાખો માણસોની સેવાનું અસન્માન થાય. વળી એ ઉપરાંત આજના જગતમાં કરોડો ભૂખે મરે છે તેમને એક દાણો આપીએ તો એક દાણાના પ્રમાણમાં તેમની ક્ષુધાનું નિવારણ થાય છે એટલે એક પણ દાણો જો નકામો જવા દઇએ તો કોટિ કોટિ ભૂખ્યાનો પાસે અમે એક દાણાના પ્રમાણમાં અપરાધી રહીએ. એ બધાં કારણોને લીધે અમે એક દાણો પણ નકામો નથી જવા દેતા. આ રીતે અમે કંઇ પણ વ્યર્થ જવા નથી દેતા એનું કારણ અમારા મનની કૃપણતા નથી, પણ અમારી ઉદારતા છે; કારણ કે અમે સૌથી ઓછું રાખી બીજાને સૌથી વધારે આપીએ છીએ.' આ પ્રસંગે મારા મનમાં એવો વિચાર આવ્યો, કે ભારતવર્ષમાં જ્ઞાતિભોજન અને એવા બીજા અનેકાનેક પ્રસંગે અન્નનો કેટલો બધો બગાડ થાય છે! અને કેટલું અન્ન નષ્ટ થાય છે! આમ છતાં અન્ન વગર મરનારની સંખ્યા અન્ય દેશોના કરતાં ભારતવર્ષમાં જ વધારે છે!

## નિયમનો ભંગ

તે પછી બપોરે મ્યુઝીઅમ જોવા ગયા. બપોર પછી ચાર વાગે એ બંધ થાય છે. અમે બહુ ઝડપથી અર્ધો કલાક પહેલાં ત્યાં ગયા. મ્યુઝીઅમના અધિપતિએ કહ્યું: 'તમે મારે ઘેર થોડી ક્ષણ માટે પણ પધારો.' અર્ધો જ કલાક બાકી રહેલો અને જો ત્યાં જઇએ તો મ્યુઝીઅમ જોવાનો વખત નહિ મળે. છતાં સ્નેહભર્યાં આમન્ત્રણનો આદર કરી અમે ત્યાં ગયા. ત્યાં ચ્હાપાણીમાં ચારના ટકોરા થયા એટલે લાગ્યું, કે મ્યુઝીઅમ જોવાનો વખત નહિ મળે. તેમણે જરા વારે કહ્યું: 'ચાલો હવે મ્યુઝીઅમ જોવા જઇએ.' ત્યારે મેં કહ્યું: 'નિયત વખત તો થઇ ગયો છે તો હવે શી રીતે મ્યુઝીઅમ જોવા જઇશું?' એમણે કહ્યું: 'આપની સાથે એવો નિયમ હોય? આપે એમ પૂછ્યું, કે 'નિયમ કેવો છે?' ત્યારે મને અપમાન જેવું લાગ્યું. આપ અમારે ત્યાં આટલે દૂરથી આવો અને અમારાથી આટલા નિયમનું ઉલ્લંઘન પણ ન થઈ શકે? સન્તાન લોકલોકાન્તરમાં થઇને આ દુનિયામાં આવે છે ત્યારે માતા, કંઈ વખતના નિયમની,–ઑફિસના નિયમની–રાહ જુએ છે? માતા, સૂતેલી હોય કે ખાતી હોય, તો પણ જે વખતે વિધાતાએ નિર્મ્યું હોય તે વખતે તે જન્મ આપે છે. જ્યારે વિધાતા કહે કે આને માટે દ્વારા ખોલવાં પડશે ત્યારે સૃષ્ટિના બધા નિયમો વેગળા મૂકવા પડે છે. તેથી જ આપને અર્ધો કલાક બેસાડીને–નિયમનો ભંગ કરીને–આપને હું લઈ જાઉં છું.

## વૃદ્ધ તપસ્વી–વિદ્યાર્થીની સેવાભાવના

ત્યાંથી અમે મળસ્કે પાંચ વાગે જો રવાના થઇએ તો બરાબર વખતે ગાડીએ પહોંચી શકાય, સ્નાનાદિ કરીને જઇ શકાય એમ ન લાગ્યું. ત્યાંથી યંબાઇચી જવાનું હતું એટલે વિચાર કર્યો કે ત્યાં જે થાય તે ખરૂં. અધ્યાપક આકીઝુંકી માતાની માફક અમારી સંભાળ લેવાને સાથે ને સાથે હતા. સવારના ચાર વાગે એમણે અમને ઉઠાડયા, અને કહ્યું: 'સ્નાન માટે ગરમ પાણી તૈયાર છે.' અમે કહ્યું: 'શા માટે આપે વિદ્યાર્થીઓને તકલીફ આપી?' એમણે કહ્યું: 'બીજા વિદ્યાર્થીઓએ નહિ, પણ આ વૃદ્ધ વિદ્યાર્થીએ પાણી ગરમ કર્યું છે.' અમે કહ્યું: 'આપ તો વૃદ્ધ છો, વળી તપસ્વી છો, અને આપે આ

તકલીફ શા માટે લીધી?' તેમણે કહ્યું: 'પૃથ્વીમાં થોડા દિવસ મારે સેવાના રહ્યા છે, તે નકામા જવા દેવા નથી. જેમ બંધુજનો પાસે વિદાય લેતી વખતે આલિંગન દઈ વિદાય લેવાય છે, તેમ છેલ્લી વિદાય લેતી વખતે સેવાદ્વારા પૃથ્વીને આલિંગન દેવા ઇચ્છું છું. જેમ શેરડી પોતામાંથી રસનું ટીપેટીપું બહાર કાઢે તેમ મારા જીવનની પ્રત્યેક ક્ષણ સેવાભાવે ગાળવા ઇચ્છું છું, તો આપને માટે થોડું પાણી ગરમ કર્યું તેમાં મેં વધારે શું કર્યું?'

સ્નાન કરીને પરવાર્યા ત્યાં ખબર પડી કે ભાત તૈયાર હતો. એમણે કહ્યું: 'આપને ત્રણ ચાર વાગે ભોજન મળશે, માટે આ તૈયાર કર્યું છે.' તેઓશ્રીની સ્નેહભરેલી સેવાને વશ થઈ નિયમનો ભંગ કરી અમે જમ્યા. વિદાય લેતી વેળાએ અમે વિનંતી કરી: 'આપ વૃદ્ધ છો એટલે આ મંદિર આગળથી જ વિદાય ઘો.' તેઓશ્રીએ કહ્યું: 'મને તો ભારતવર્ષમાં જવાની ઇચ્છા થાય છે: તમારે ત્યાં જે પંડાઓ—તીર્થગુરુઓ છે તેમના ચરણતલે બેસીને વિદ્યા મેળવવાની મારી ઇચ્છા છે.' અમે કહ્યું: 'અમારા પંડાઓ આજ તો કંઇ આપી શકે એવા નથી રહ્યા; હા, લાડુ જમે છે અને દક્ષિણા લે છે.' તેમણે કહ્યું: 'આપના ભારતવર્ષની છેક એવી દુર્દશા થાય એ વાતનો મને વિશ્વાસ બેસતો નથી. મારા જેવા વયોવૃદ્ધને પ્રવાસમાં કષ્ટ થશે એવું ધારી આપ મને નિરુત્સાહિત કરો છો.' ભારતવર્ષ માટેની એ તપસ્વી વૃદ્ધ વિદ્વાનની ઉચ્ચ ભાવના જોઇને અમને તો આંસુ આવી ગયાં. આવી ઉચ્ચ આશાઓ માટે ભારતવર્ષે ગર્વિત થવાનું તો દૂર રહ્યું, પણ શરમનું માર્યું માથું નીચું ઘાલવું પડ્યું. એઓશ્રીને વારંવાર પાછા ફરવાનું અમે કહ્યું પણ તેમણે તે માન્યું નહિ અને અમારી સાથે સાથે એક પછી એક મંદિરો વટાવતા આગળ ચાલ્યા. છેલ્લું મંદિર વટાવતાં અમે કહ્યું: 'હવે જો આપ આવશો તો અમે આગળ એક ડગલું પણ ભરીશું નહિ.' અમને ઉત્તર મળ્યો: 'હવે કંઇ આ જીવનમાં મને ફરી આપનો મેળાપ થવાનો નથી. આપ કદી અહીં ફરી પધારો તો કોઈને પૂછજો, કે આ વૃદ્ધ જીવે છે કે નહિ? અને જો જીવતો હોઉં તો મને જરૂર મળજો.' એ સંન્યાસીની વત્સલ આંખમાંથી ટપટપ આંસુ પડતાં હતાં. મને વિચાર આવ્યો કે માત્ર ત્રણ ચાર દિવસના જ સ્નેહથી એમને આટલું બધું લાગે છે, તો શા માટે સંસારત્યાગ કર્યો હશે? એમણે વિદાય લેતી વખતે આલિંગન કર્યું ત્યારે અમને લાગ્યું કે અશ્રુજલથી જાણે સર્વ તીર્થજલનો અમને અભિષેક થયો! જ્યારે પ્રણામ કરી અમે આગળ ચાલ્યા અને થોડે દૂર જઇ પાછા ફરી જોયું, તો વિદાયનું દુઃખ દૂર કરવા, કે અમારા કલ્યાણ માટે સંભુથી દેવતાની પ્રાર્થનામાં એઓશ્રી લીન થઈ ગયા હતા! પર્વતની ટેકરીઓ ઉપર ચઢતાં ચઢતાં વારંવાર પાછું વાળી જોતા ગયા તો એ ધ્યાન-યોગી ત્યારે પણ પ્રાર્થના કરતા દેખાતા હતા. તે કોઈ કોઇ વાર દેખાતા અને કોઇ કોઇ વાર વૃક્ષો અને ટેકરીઓની આડને લીધે ન પણ દેખાતા. દોઢ કલાક પછી પાછા વળી જોયું, તો તે વખતે પણ પ્રાર્થનાપરાયણ આંખીઝુંકી પ્રાર્થનામાં જ લીન હતા! થોડેક દૂર ગયા પછી વળી એ ભક્તનાં દર્શનની ઇચ્છાથી પાછા ફરીને જોયું પણ હવે તે દેખાય તેમ નહતું. પછી એ ઘેર ગયા હશે પણ જગતના કલ્યાણ માટે પ્રાર્થના કરતું એ ચિત્ર હજી પણ સ્મૃતિ-પટ પર અંકિત છે.

એ પછી બીજાં મોટાં મોટાં તીર્થો જોયાં. ગોકુરાકુજી માટે તેમ જ આખા જાપાનમાં બાળકોની સેવા માટે જે વ્યવસ્થા થાય છે તે કાશીપુરામાં કે અહીં વખત મળતાં કહીશ.

**બાબુ ક્ષિતિમોહન સેન**

[ વિશેષ રસમય ભાગ આવતા અંકમાં ]

# મીઠો કજિયો*

[ સ્થળ–આશ્રમના એક ઘરનો ઓરડો. એક ખૂણામાં રેંટીઓ, બીજે ખૂણે સિતાર, મધ્યમાં એક નાનકડી બુક-કેસ. આગલા ખંડમાંથી મોટીબેન પ્રવેશ કરે છે. ]

**મોટી બેનઃ**— આ તે ભોગ જ ને ? સૌને સ્વતંત્ર વિચાર કરવાનો અધિકાર એટલે હાથનું અને વેંતનું સૌ સ્વતંત્ર વિચાર કરે. પેલી છોકરીઓને જ્યારે પરણાવવી નથી, ત્યારે મફતની એની સાથે ચર્ચા બાપુએ શા સારૂ કરી હશે ? અને આ વખતે તો બાપુ પાસે આટઆટલું સાંભળી આવ્યા છતાં હજી કાંઈ બાકી રહ્યું હોય તેમ બન્ને બેનોને વાતમાંથી ઘડીની ફુરસદ નથી. કાલે હજુ પત્યું લાગતું નથી, એટલે આજે પાછી કરારે વાતો કરવા બેઠી છે. એમની તકલી ચાલતી જાય અને સાથે સાથે જીભે ચાલતી જાય. તકલી થાકે તો જીભ થાકે. અને કાંતે એટલે તો જાણે ગમે તેવી વાતો કરવાનો અધિકાર મળી ગયો. એમને કશી શરમ લાગે એમ તો નથી જ છતાં તેઓ વાતમાં મશગુલ બેઠી છે એટલે અહીં રહ્યાં રહ્યાં સાંભળીએ.

( અંદરના ઓરડામાં રાધા અને લક્ષ્મી તકલી ચલાવતી વાતો કરતી દેખાય છે. )

**વિદ્યાવતીઃ**–હું તને નહોતી કહેતી કે બાપુ આપણને પૂછ્યા વિના રહેવાના નથી. મેં તો કાલે મારી સાથેની વાતો તને કહી; આજે હવે તું સંભળાવ.

**પ્રેમવતીઃ**—શું સંભળાવે ? આ વખતે તો બાપુએ હદ કરી છે. એમનો સ્વભાવ એવો છે કે કોઈ બાબતની બન્ને બાજુ પોતે સરસ રીતે સમજાવે, જે બાજુના ઉપર ખાસ ભાર દેવો હોય તે ઉપર ભાર દે, પોતાનો મત પણ જણાવે, અને પછી કહેઃ “ પણ આ તો **મારો** મત છે. જો ! તમે તો **તમને** જે લાગે તે કહેજો, અને કરજો. ” આ વેળા બાપુએ રીત બદલી લાગે છે. મને કહ્યુંઃ “ તમે મોટી થઈ; તમારા મનને દબાવવા નથી માગતો; તમે જે સ્વતંત્ર વિચાર ઉપર આવો તે જણાવો. પછી મારે જે કહેવું હશે તે કહીશ. ”

**પ્રે૦ઃ**— એટલે શું તારી સાથે કશી ચર્ચા જ ન કરી ?

**વિ૦ઃ**— નાઃ મને તો મુખ્ય વાત આટલી જ કરી કે તમારાં મન ચગડોળે ચડેલાં છે તે હું જાણું છું, તમે સ્વતંત્ર વિચાર કરતી થઇ જાઓ. તમે માંહોમાંહે ચર્ચા કરો અને પછી તમારા વિચાર જણાવો. ( લક્ષ્મી ખડખડ હસે છે. ) તારા પેટમાં નક્કી કાંઈ પાપ છે તેં મને તારી વાત પૂરી નથી કહી, કાલે; મને સાચેસાચું કહે, આખરે તને બાપુએ શું કહ્યું ?

**પ્રે૦ઃ**— આખરે કશું નહિ. બાપુ તો આંખના પલકારામાં આપણી વાત સમજી લે છે. અને આપણી વાત સમજી ગયા છે એટલે જ તેઓ આપણા સ્વતંત્ર વિચાર જાણવા માગે છે.

**વિ૦ઃ**— ત્યારે તો તું તારો વિચાર તેમને જણાવી આવી છે એમ જ કહે ને ?

* સત્યાગ્રહાશ્રમમાં રાષ્ટ્રીય શાળાના વાર્ષિક ઉત્સવ નિમિત્તે શાળાની બાળાઓએ ભજવેલો સંવાદ.

પ્રે૦:— ના, ના; પણ બાપુ જાણી ગયા છે.

વિ૦:— એટલે શું મારો વિચાર પણ જાણી ગયા છે ?

પ્રે૦:— હા, હા ! મારો ને તારો બન્નેનો. એમને એમ લાગે છે કે આ છોકરીઓ પરણ્યા વગર રહેવાની નથી.

વિ૦:— હેં ! એટલે તેં તો નિશ્ચય પણ કરી લીધો કેમ ? મારી સાફ ના છે. હું બાપુને કહી દઇશ કે તમે એવું માની લીધું હોય તો મને અન્યાય કર્યો છે. તેં શું જોઇને નિશ્ચય કર્યો એ તો જાણું ? તારે માટે તો જાણે કોઇ વરની તપાસ કરી રાખી હોય એમ તું ઠંડે પેટે વાત કરી રહી છે.

પ્રે૦:— ત્યારે તું યે સાફ સાફ કહેની કે તને કોઈ યોગ્ય વર ન મળે એવા ભયને લીધે તું ના પાડે છે ? મારૂં ક્યાં એમ કહેવું છે કે ગમે ત્યાં ઝંપલાવવું ? આખો જન્મારો જેની સાથે ગાળવાનો છે તેના પૂરેપૂરા વિચાર વિના ન આપણે પરણીયે, ન આપણને કોઇ પરણાવે.

વિ૦:— એ તો ઠીક; પણ મળવા ન મળવા ઉપર મારો વિચાર અવલંબેલો નથી. મારૂં મન તો કહે છે કે મળે તો યે ન પરણવું.

પ્રે૦:— એટલે તેં ક્યાં સુધી કુંવારા રહેવાનો વિચાર રાખ્યો છે ?

વિ૦:— રહેવાય ત્યાં સુધી-અને ઇશ્વર કરે તો જીવું ત્યાં સુધી—

પ્રે૦:— એટલે તને તો પરણવાની ભૂખ કદી જ ન જણાય એમ તેં નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. શાસ્ત્રકારોએ માબાપના ઉપર દીકરીને કુંવારી ન રાખવાની ફરજ નાંખી એ કાંઈ સમજીને નાંખી હશે ને ? કન્યાદાન દેવું એ એક ધર્મઋણ ગણ્યું અને એ ઋણમાંથી મુક્ત ન થનાર પિતાનો જીવ સદાય ઉંચો રહે છે, તે શા સારૂ ?

વિ૦:— તું શાસ્ત્રકારોની વાત જ જવા દે ને ! શાસ્ત્રોમાં શું લખ્યું છે અને શું લખ્યું નથી એ જાણવાનાં આજે ઓછાં સાધન છે. શાસ્ત્રે તો ૧૨–૧૩ વર્ષની કન્યા માતા થાય એવી પણ પેરવી કરી રાખી છે ને ?

પ્રે૦:— એ તો તું વિવાહ કરવાની વય ઉપર ઉતરી પડી. વયનો સવાલ નથી. તારે જોઇએ તો તું ૩૦ વર્ષ સુધી બેસી રહેજેની. પણ મુખ્ય વાત એ છે કે સ્ત્રીનું શરીર જ ઇશ્વરે એવું ઘડયું છે કે તેને યથાકાળે વિવાહના બંધનમાં મૂકવું જ સારૂં. શાસ્ત્રકારોએ સ્ત્રીની રક્ષા માટે એ આજ્ઞા મૂકેલી લાગે છે.

વિ૦:— સ્ત્રીની રક્ષા ? આપણા શાસ્ત્રકારોએ સ્ત્રીઓને માટે શાસ્ત્ર કરવાનો એક હથ્થો ઇજારો લીધો હતો, એટલે તેમણે તો પોતાની રક્ષા કીધી છે, સ્ત્રીની બાપડીની રક્ષા તો હું ક્યાંય જોતી નથી. '**ન સ્ત્રીસ્વાતંત્ર્યમર્હતિ**' લખી જનારાઓ પણ તેઓ જ ના ?

પ્રે૦:— એમ તેમની અવગણના ન કર. કોક કાળે શુદ્ધ શાસ્ત્રોમાં પ્રપંચીઓએ પોતાના સ્વાર્થે પ્રેરાઇ કંઇક શ્લોકો ઘુસાડયા હશે, પણ નારીપૂજાનું ગૌરવ પણ તેમણે જ ગાયું છે. સ્ત્રી ગૃહલક્ષ્મી છે એ ભાવ તો તમને જ્યાં ત્યાં મળશે. અને શાસ્ત્રકારોએ પુરુષો હોઈ પોતાની રક્ષા કરી છે એમ કહેવામાં પણ અનુદારતા રહેલી છે. આપણા

શાસ્ત્રકારોએ સંયમ, ઇન્દ્રિયનિગ્રહ અને બ્રહ્મચર્ય ઉપર જેટલો ભાર મૂક્યો છે તેટલો ભાર બીજા કોઇએ ન મૂક્યો હોય. તેમણે બ્રહ્મચર્યનો ઉજ્જ્વલ આદર્શ વિદ્યાર્થી આગળ મૂક્યો ત્યારે તેમની આગળ પુરુષનો જ ખ્યાલ વધારે હતો. અનેક બ્રહ્મચારી તપસ્વીઓનાં નામ સાંભળીએ છીએ, પણ બ્રહ્મચારિણીનું–એકે કુમારિકા-બ્રહ્મચારિણીનું–નામ નથી જાણ્યું. સ્ત્રીની મનોરચના, સ્ત્રીનું શરીર, સ્ત્રીનું હૃદય એ બધી વસ્તુઓનો વિચાર કરીને જ સ્ત્રીને માટે વિવાહ એ ધર્મ મનાયો. પુરુષને માટે વિવાહ ધર્મ નથી મનાયો.

વિ૦:— વાહરે ગૃહલક્ષ્મી ! તારો તો શાસ્ત્રનો અભ્યાસ ભારે ઊંડો લાગે છે. શાસ્ત્રકારોએ ભલે ઠાવકાં સૂત્રો લખ્યાં હોય, તેમનો અંતિમ ઉદ્દેશ તો સ્ત્રીઓને આધીન રાખવાનો જ મને તો લાગે છે. પુરુષને માટે બ્રહ્મચર્ય અને સ્ત્રીને માટે શા સારુ નહિ ? પુરુષનાં શરીરમાં શી વિજળી ભરી છે કે તે તેને સુરક્ષિત રાખે છે, અને સ્ત્રીને નથી રાખતી ? પુરુષને સારુ સંસારવાસના જીતવી સહેલી અને સ્ત્રીને સારુ નહિ ?

પ્રે૦:— વિજળી તો પુરુષના નહિ-પણ સ્ત્રીના શરીરમાં ભરેલી છે, ગાંડી ! માટે જ સ્ત્રીને તે જાળવી રાખવી કઠણ છે. સુંદર સ્નેહલગ્નમાં તે જોડાય તો તે વિદ્યુચ્છક્તિનાં પરિણામ અદ્દ્ભુત આવે છે. આપણા મહાબ્રહ્મચારીઓ અને વીરો એવાં જોડાનાં સંતાનો હતા. અને એ શક્તિ અથવા વાસના અવળે માર્ગે જાય તો સ્ત્રીને સીધું નરકનું દ્વાર બનાવે છે. એક ભૂલ સ્ત્રીના કપાળે કાયમનો ડામ લગાડે છે; જ્યારે પુરુષને તેમ નથી.

વિ૦:— એ તેં ઠીક કહ્યું ! એટલે સ્ત્રીની એક ભૂલ ઈશ્વર માફ નથી કરતો પણ પુરુષની માફ કરે છે એમ ? તો તો ઇશ્વર પણ કોક પુરુષ ઈશ્વર હોવો જોઇએ !

પ્રે૦:— તને તો હમણાં પ્રમાણશાસ્ત્રના અભ્યાસને લીધે દલીલની ઠીક ટેવ પડી છે. ઈશ્વરને પણ તું ન છોડે.

વિ૦:— તું મને ન સમજી. ઇશ્વર ઉપર હું આળ નથી ચઢાવતી, તું નાહકની ઈશ્વરને વગોવી રહી છે એમ કહું છું. ઈશ્વરે સ્ત્રીની એક ભૂલ પણ માફ ન કરવામાં જ સ્ત્રીનું ગૌરવ બતાવી દીધું છે. સ્ત્રીની એક પણ ભૂલ માફ ન થાય એ એને માટે કુશળ જ છે. પુરુષની એક ભૂલ, કદાચ છૂપી રહી શકતી હોય તો તે તેને માટે ભ્રષ્ટાચારનો માર્ગ સદા મોકળો કરે છે. એક પણ ભૂલ છુપી રહે એમ આપણે શા સારુ ઇચ્છીએ ? હું તો ભૂલની અને પાપની સજા તત્કાળ થાય એ જ માગું; કરેલાં પાપ બીજે જન્મે શા સારુ ભોગવવાનાં હોય ? આ જ જન્મમાં સ્વર્ગ કે નરક. તરત દાને મહાપુણ્ય.

પ્રે૦:— એટલે હવે તારો કટાક્ષ પુનર્જન્મ ઉપર આવ્યો. તારી તો ઈશ્વરની રચનાને ઉથાપવાની ઇચ્છા લાગે છે. બેન, મારું એ ગજું નથી. મારી તો એક વાત છે. સ્ત્રીની પતિ વિના ગતિ નથી. **पतिरेव गतिः स्त्रीणाम्** લખવામાં શાસ્ત્રકારોનો સ્વાર્થ નહોતો કે સ્ત્રીને આધીન રાખવાની ઈચ્છા નહોતી, સ્ત્રીને સુરક્ષિત કરી મૂકવાનો જ ઉદ્દેશ હતો.

વિ૦:— ઈશ્વર અને શાસ્ત્રકારો બન્નેની સાથે તારે સીધો સંબંધ લાગે છે! પણ કાંઈક વિચાર તો કર. **पतिरेव गतिः स्त्रीणाम्** પુરુષ શાસ્ત્રકારોએ જ લખ્યું. કોઈ સ્ત્રી શાસ્ત્રકાર હોત તો લખત **स्त्रीरेव गतिः पत्नीनाम्**. કોઈ પુરુષ કોઈ સ્ત્રીની કે કોઈ સ્ત્રી કોઈ પુરુષની ગતિ નથી-ઉદ્ધાર કરનાર નથી. પ્રભુ એક ગતિ છે. **पतिरेव गतिः** નહિ પણ **हरिरेवगतिः**. સ્ત્રી કે પુરુષ બન્ને માટે હરિ સિવાય બીજી ગતિ નથી.

પ્રે૦:— હરિ તો ગતિ છે જ સ્તો. પણ સ્ત્રીની ઉપર ઈશ્વરની કૃપા અધિક છે. પુરુષોએ તો ઈશ્વરને ખોળવો રહ્યો, જ્યારે સ્ત્રીને માટે તે હાજરાહજૂર છે. પતિ જેવા પ્રભુ ઘરમાં હોય પછી બીજા પ્રભુને ક્યાં શોધવા જોઈએ? પતિમાં સ્ત્રી પોતાનું સર્વસ્વ અર્પણ કરે એટલે તેનો ઉદ્ધાર થઈ ગયો. અનેક સતીઓનાં નામ લઈ આપણે પાવન થઈએ છીએ તે પણ શું બતાવે છે? સતીઓ સતી કહેવાઈ તે તેમની પતિપરાયણતાને લીધે, અને આજે પણ જે સ્ત્રી તેમને માર્ગે જશે તેને મુક્તિ હસ્તામલકવત્ છે. કોઈ કુંવારીનું નામ આપણે પ્રાતઃકાળે લઈએ છીએ ખરા કે?

વિ૦:— એનો જવાબ તો હું આગળ આપી ગઈ. એક પ્રથા પાડી, એક ચીલો ચલાવ્યો અને તેને એટલો તો ઊંડો કરી મૂક્યો કે તેમાંથી બહાર નિકળાય જ નહિ. આખી રચના—સતીઓનાં દૃષ્ટાંતો સુદ્ધાં—એકપક્ષી લાગે છે. તો યે ભૂલેચૂકે ગાર્ગી જેવીનું નામ તો ઉપનિષત્કારથી લેવાઈ ગયું છે. અને હજુ આગળ જઈને કહું? તું પાછી ચીડાશે?

પ્રે૦:— હા; હા, કહેતી! મારે બરોબર સમજી લેવું છે, તારૂં કહેવાનું.

વિ૦:— ત્યારે કહું, એ બધી સતીઓ ભલે સાચી. પણ એ સતીઓનો ઉદ્ધાર થઈ ગયો, તેઓ મુક્તિ મેળવી ગઈ એ પણ શાસ્ત્રકારોની જ સાક્ષી ના? આપણે એ માનવું જ રહ્યું ના? હું કબુલ કરૂં છું કે તેમણે પોતાની પતિપરાયણતાને લીધે પોતાના ગૃહ-સંસારને શોભાવ્યા, પોતાની એક નિષ્ઠાને લીધે સંસાર શોભાવ્યો, પણ પછી શું? મુકિત તો મેળવી મીરાંબાઈએ—જેનું 'મન મોહન સું માન્યું.' અને મીરાં તો બાળકુંવારાં હતાં એમ જ કહેવાય ને? એ પરણ્યાં ન પરણ્યાં સરખાં હતાં.

પ્રે૦:— મીરાંબાઈએ ભજન બનાવ્યાં એટલે તેમને મુકિત મળી, અને પેલી સતીઓએ ભજન ન બનાવ્યાં એટલે તે મુકત નહોતી? સતીઓના કાળથી આપણે એટલાં હજારો વર્ષ દૂર પડયાં છીએ કે આજે તેમને વિષે તેમના સતીત્વની મીઠી સુવાસ સિવાય બીજી એકે વસ્તુ આપણી પાસે રહી નથી. અને, તને એક વાત પૂછું?—મને તારો પાસ લાગ્યો છે, તું ઉલટું પૂછે છે ત્યારે હું યે જરા ઉલટું પૂછું—મીરાંબાઈ તો બાપડાં રંડાયાં, અને રંડાપાનો તાપ ટાળવા તેમણે ગિરધારીલાલને પતિ બનાવ્યા. પણ ધારો કે મીરાંબાઈને રંડાપો ન આવ્યો હોત તો શું તે સંસાર છોડીને ભાગત કે? તે પણ ભારે પતિપરાયણ હોત અને સતીઓમાં ગણાઈ જાત, એ વિષે મને શંકા લાગતી જ નથી. હા, કદાચ તારા જેવી માટે 'મોહન તારા મુખડાની માયા લાગીરે' જેવાં ભજન બનાવવાની તેને ફુરસદ ન મળી હોત. પતિપરાયણ સ્ત્રીને પોતાની પતિસેવા અને કુટુંબસેવામાંથી ભજન બનાવવાની ફુરસદ ન રહે. બાપુએ તો એકે ભજન નથી બનાવ્યું! જમાનાઓ પછી બાપુને ભજનને લીધે લોકો યાદ કરશે કે તેમના કામ માટે—સેવા દ્વારા મેળવેલી મુકિત માટે યાદ કરશે?

વિ૦:— ઓ હો ! બાપુને સતીઓની સાથે સરખાવીને તેં તો ઠીક જ વાત કરી દીધી—સેવા દ્વારા મુક્તિ. હું જે સમજાવવાને મથી રહી છું તે તેં એક જ વાક્યમાં મને કહી દીધું. બેન ! મને તો એ સેવા દ્વારા મુક્તિ જોઇએ. અને સેવા દ્વારા મુક્તિ મેળવનારી બેનોના દાખલા તને જોઇએ છે ? જૈન આર્જાઓ પોતાનું જીવન સમાજ પ્રીત્યર્થે જ અર્પણ કરે છે ના ? રોમન કૅથોલિક સંપ્રદાયમાં સેંકડો અને હજારો સાધ્વી સેવિકાઓ પડેલી છે. તેમનાં જીવન શેને અર્પણ થયેલાં છે ? પેલાં ફઇબાને ઓપરેશન કરાવ્યું ત્યારે તેમની સેવા કરનાર એક કૅથોલિક નર્સ હતી તે તને યાદ છે ? શી તેની સેવા ! તે સાચે જ દયાની મૂર્તિ હતી. તેના તો પગ ધોઇને પૂજવાનું મન થાય. અને નિવેદિતાને ભૂલી ગઈ કે ? ફ્લોરેન્સ નાઇટીંગલનું જીવનચરિત્ર તો તું પેલે જ દિવસે વાંચતી હતી ! એમિલી હોબહાઉસની વાત બાપુ પાસે સાંભળી હતી ના ? અને આપણાં મીરાંબાઈ અહીં શા સારૂ આવ્યાં છે ?

પ્રે૦:— બધા વિલાયતી દાખલા. એ તો બધી નવા જમાનાની વાતો છે. આપણે જૂની આંખે નવા તમાશા જોવા નથી.

વિ૦:— અરે વાહરે ધરડી ! તને તો પળીયાં આવ્યાં લાગે છે ! વારૂ, બૌદ્ધ ભિક્ષુણીઓ તો આ જમાનાની નહિને ! જમાનાની વાત જવા દે, આપણે નવો જમાનો ઘડવો છે.

પ્રે૦:— ના, ના; એ તો હું હસું છું, પણ તારી સમાજસેવાની વાત તો જાણે સમજ્યાં ! તેં ગણાવી તેમાં સાચી સેવિકા કેટલી હશે તે રામ જાણે ! તું કોઇ સેવિકાને મળી આવ અને તેનો લગ્ન કરવા વિષે અભિપ્રાય પૂછી આવ તો ખબર પડે. પણ આપણા જૂના જમાનાનો એક દાખલો લઉં ?

વિ૦:— લે બેન લે; મને દલીલનો શોખ છે એમ તું કહે છે, તને દાખલાનો શોખ લાગે છે.

પ્રે૦:— તારી સેવિકાઓએ રોગીઓની સેવા કર્યાના તેં દાખલા આપ્યા પણ તેમણે કોઈ મરેલા જીવાડયાના દાખલા તું આપી શકે છે ? તને તો નાઇટીંગેલની આગળ સાવિત્રીની શેની કદર હોય ? સાવિત્રીએ તો પતિભક્તિથી પતિને ય જીત્યા અને યમરાજને ય જીત્યા. એણે મરેલા પતિને કેવળ ભક્તિ વડે પાછા મેળવ્યા. અને તેમ કરી સહેજે ઇશ્વરને ય મેળવ્યા. તારી કુંવારીઓ ખોયેલા પ્રભુને મેળવી શકતી હોય તો યે ભારે કષ્ટે મેળવે.

અને તું આ મોટીમોટી વાતો કરે છે, પણ એ તો વાતો છે. ઊંડે ઊંડે કુંવારીઓ બધાં બંધનોમાંથી છુટવાની બારી શોધે છે. આ જમાનાએ એવી અનેક બારીઓની તજવીજ પણ કરી મૂકી જ છે. પણ તેની વાત જવા દઉં. હું તો તને એટલું પૂછું છું કે તું સ્વતંત્ર થવાની વાત કર્યા કરે છે તેમાં કેવળ સ્વાર્થ નથી ? આ નવા જમાનાનો વા તને ય ઠીક વાયો લાગે છે. સૌ નફ્કિરાં થઇને ફરવા માટે કુંવારા રહેવા ઇચ્છે છે. તેમને નથી સંસારની સાથે લેવા દેવા કે નથી સેવાની સાથે. સેવા કહીને તે ભલે મન મનાવતાં હોય, તેમને તો સેવાનો સ્વચ્છંદ બનાવવો છે. અને કુંવારાંઓનો મિજાજ ! ઘડીએ ઘડીએ તો તેમનો પિત્તો ચસકે. તેમનામાં ઉદારતાનું નામ ન મળે. બેઠા બેઠા મુક્તિની વાત કરે, મુક્તિ કાંઈ એમ સંસારમાંથી આઘા ખસી બેઠે મળતી નથી.

પણ પેલી બે માગણ બેનો સુંદર ભજન ગાય છે. જો, તેની પાસે એક ભજન ગવડાવું, એટલે તારૂં તપેલું મગજ જરા શાન્ત થાય.

વિ૦:— તપેલું મગજ મારૂં કે તારૂં, તે તો કોઈ સાંભળતું હોય તે કહે. બાકી ભજનવાળાંને બોલાવ, મને એકતારો બહુ ગમે છે.

પ્રે૦:— (ભજનવાળાં તરફ જોઈને) આવો બેનો આવો.

(બે ભજનવાળીઓ એકતારો મંજીરાં સાથે પ્રવેશ કરે છે.)

**પહેલી** માગણ:—ભગવાન તમારૂં ભલું કરે ઑન, તમ જેવાં વન્યા અમાનાં ભજનિયાં કુણ હાંભળે?

પ્રે૦:—આવો બેસો, બેનો. કાંઈક સુંદર ગાઓ.

**બીજી** માગણ:—બોલો જેસળ તોળલનું ગાયીં?

**પહેલી** માગણ:—ના, ના; કાસબા કાસબીનું ભજન બહુ રૂડું. દીનોનાથ ચારે કોર આ મેં વરહાવી રિયો સે ને કાસબા કાસબીને ય ઇણે જ અથોક મેં મોકલીને ઉગારી લીધાં'તાં ને?

વિ૦:— એ તો બધાં તમને ગમતાં. આજે તો તમે તે દહાડે પેલું રામનું નામવાળું ગાયેલું તે જ ગાઓ. એના સૂર હજી યે મારા કાનમાંથી નિકળતા નથી.

બંન્ને માગણ:—(પરસ્પર સામું જોઇ) ઈ કયું?

પ્રે૦:—ખમો, હું યાદ કરી દઉં. કંઇ જોગીની અને ત્રાજવાની વાત આવતી હતી ને! હા, હા, પેલું એક ત્રાજવે સૌ સંસારી અને બીજે ત્રાજવે જોગીવાળું.

**પહેલી** માગણ:—ભલે ઑન ભલે. "એક ત્રાજવે સૌ સંસારી બીજે જોગી લાવો" ઈજના?

વિ૦:—હા હા એ જ.

(માગણો ભજન ગાય છે.)

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઇને જાવું;
નથી કરવાં ભગવાં કાંય, નથી બેળું કરીને ખાવું—નિશ્ચે૦
જો ગમે તો ભગવાં કરજો, ગમે તો ઉજળાં રાખો;
નથી દુભવો સામા જીવને, સુખ સામાનું તાકો—નિશ્ચે૦
એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો;
ફીયા જોગીને રામ મળ્યા, એવો તો એક બતાવો—નિશ્ચે૦
મહેતો, મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપીક નાતી;
ધનો પીપો રોહીદાસ કુબો, ગોરો કુંભારની જાતિ—નિશ્ચે૦
બોડાણો જાતે રજપૂત, ગંગાબાઇ હતી નારી;
દાસ થઇને જે રહ્યાં તો, ઘેર આવ્યા ગિરિધારી—નિશ્ચે૦
રંકા વંકા સજનો કસાઈ, ભજ્યા રાત ને દહાડો;
ફીયા જોગીને રામ મળ્યા, એવો તો એક દેખાડો—નિશ્ચે૦
નથી રામ વિભૂતિ ચોળ્યે, નથી ઉંધે શિર ઝોળ્યે;
નથી નારી તજીને વન જાતાં, જ્યાં લગી આપ ન ખોળે—નિશ્ચે૦
જંગલમાં મંગલ કરી જાણે, મંગલ જંગલ જેને;
કડવું મીઠું, મીઠું કડવું, રામજી છે વશ તેને—નિશ્ચે૦

પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ;
કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ—નિશ્ચે૦

પ્રે૦:—બહુ સરસ ગાયું.

વિ૦:—ધીરૂ ! ધીરૂ ! જાને આ બેનોને આપવા ખીચડીના દાળ ચોખા લઈ આવ તો.

( ધીરૂ લાવે છે, રાધા માગણની ઝોળી ભરી દે છે. )

**પહેલી** માગણ:–( જતાં જતાં ) હેં બેન્યું અમારી કોરની ડોશીઉ તો જાણે રેંટિયા ફેરવે, પણ તમ જેવાં ભાગશાળી એ શા હારુ ફેરવે ?

પ્રે૦:— તમારા અમારામાં બેન ફેર નથી. અમે ય કાંતીએ અને તમે ય કાંતો. આવું સારૂં વગાડી જાણો છો તો કાંતી જાણતાં શી વાર લાગે ? સહેજે આવડે.

**બીજી** માગણ:–આવડે ! પણ એકતારામાંથી તો ભાઇશાબ દુનિયાનો અડધો મલે, ઇમાંથી કાંઇ મળે ?

વિ૦:—એમાંથી યે મળે, બીખ માગીને આઠ આના મળે તેના કરતાં મહેનત કરીને ચાર આના મળે તો તમને ન ગમે ?

**પહેલી** માગણ:–શા હારુ નો ગમે, બૅન ? ગમે; પણ એકતારામાં'ય મે'નત તો સે જ ના ? અન વળી રામનામે ય લેવાય.

પ્રે૦:— અમે ય તમને એકતારો આપશું. આ અમારો એકતારો (ઉઠીને કામઠાપિંજણ લાવે છે, અને બતાવે છે) વાગે, રામનામે લેવાય, અને ઉજળું દૂધ જેવું રૂ છુટું પડતું જાય, તેમાંથી કપડાં થાય. અને આ એકતારો ય તમને આઠ આના રૂપિયો તો અપાવે.

વિ૦:—આવશો કાલે ? મારા ભાઇ તમને રેંટિયો અપાવશે, અમારો એકતારો ય અપાવશે, અને ખાવાનું આપશે અને તમારો બીખ માગવાનો અવતાર મટશે.

**બીજી** માગણ:–ભાઇશાબ, અમારા ઘરવાળાને પૂસ્યા વન્યા ચ્યમ કે'વાય ?

વિ૦-પ્રે૦:–વારૂ–વારૂ–જાઓ, આવજો.

( માગણો જાય છે. )

વિ૦:— જોયો કેવો ત્રાસ છે ! ભીખ માગવાનું પણ ઘરવાળાને પૂછ્યા વગર ન છોડાય, મરદ વિના એક ડગલું આગળ ન ભરાય ! તોબા, પ્રભુ તોબા !

પ્રે૦:— તને એ ત્રાસ લાગે છે, કારણ તારે માથે ભાઇ બેઠા છે. તને શી ચિંતા છે ? એને બિચારીને ભરણપોષણનો આધાર મરદના ઉપર રહેલો. તારી જેમ સ્વતંત્ર થઇને એ કયાં જાય ?

વિ૦:— મરદના ઉપર આધાર શેનો ? ભીખ તો બિચારી એ માગે છે. પેલો તો બેઠો ખાતો હશે.

પ્રે૦:—તું જોઈ આવી હશે ! તારી આગળ મરદ માત્રની કમબખ્તી છે.

વિ૦:—તને હજુ અનુભવ થવાનો છે. થશે ત્યારે તું મને યાદ કરશે. શા સારૂ કોઇની ગુલામી સ્વીકારવી ? એક પેટનો ખાડો પૂરવા માટે ? આપણે ત્યાંની પેલી વણકર વિધવાઓ પુરુષો કરતાં પણ વધારે કમાય છે. પણ તારે તો સંસારી થવું છે ! એટલે તું મારી શિખામણ શેની માને ? ' એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો ' ! એ ભજન તેં કેમ ગવડાવ્યું તે હું સમજું છું હો. એમાં કહેલી વાતની

કોણ ના પાડે છે ? હું જે સેવાની વાત કરી ગઈ તેવી સેવા કરનારાઓમાં એ 'જોગી' નહિ આવે. એમાં તો ટીલાં ટપકાં કરનારા અને રાખોડી ચોળનારા બગભગતની નિંદા છે. બાકી સંસારમાં સરસા રહીને સેવા કરવાની વાત કરો છો તે તો ખાંડ ખાઓ છો ! સંસારમાં સરસા રહેવું એટલે ભરણપોષણ માટે કોઇના ઉપર આધાર રાખવો, અને તે ખાતર તેના તાબેદાર રહેવું, અને માથામજૂરી કરી જન્મારો પૂરો કરવો. એ અનુભવ વિનાઆમરે ચાલ્યું.

પ્રે૦:—એ અનુભવ વિના તમારી સેવાની કશી કિંમત રહેવાની નથી. તમે બીજાનું દુઃખ શું સમજો, બીજાનાં દુઃખમાં ભાગ શી રીતે ભરો ?

વિ૦:— તારા સંસારી બીજાના દુઃખમાં ભાગ કેટલો લે છે તે હું જાણું છું. પેલાં સુભદ્રા બેનને ઓળખે છે ? તેને તેનાં બચ્ચાંકચ્ચાંમાંથી સવારથી રાત સુધી પરવાર નથી મળતી તો તે બીજાનો વિચાર શું કરવાનાં હતાં ?

પ્રે૦:— વિચાર ન કરે કે કરે તે તો તેના હૃદય ઉપર આધાર રાખે છે. તે જ બીજાનું દુઃખ સમજી શકે એ તો હું ચોક્કસ માનું છું. જે મા હોય કે બાપ હોય તે પારકાં મા અને બાપનાં દુઃખ સમજે. કુંવારાં શું સમજવાનાં હતાં ? કુંવારાં પારકાંનાં છોકરાંને કદી પોતાનાં કરી શકવાનાં હતાં ? યશોદા માતા માતા હતાં તો શ્રીકૃષ્ણનાં પણ માતા થઈ શક્યાં.

:—વાહ ! કુંવારાં પણ પારકાંના છોકરાંને પોતાના ગણી શકે છે સ્તો. આ લેની તું જ. તું બચુબેનના છોકરાને પ્રેમથી રમાડે છે, નવરાવે ધોવરાવે છે, વાળ ઓળે છે, માંદો પડે ત્યારે ઉજાગરા કરવામાં ભાગ લે છે. તે તો તું કુંવારી છે છતાં ! પણ, હું ભૂલી ! તું તો ભવિષ્યની માતા છે ને !

:—(ચીડાઇને) સ્ત્રીમાત્ર ભવિષ્યની માતા છે.

વિ૦:— ચીડાય છે શા સારૂ ? તું કહે છે તે સાચું. આખો જન્મારો કુંવારા રહીને પણ માતાના ગુણ કેળવી શકાય છે. સ્ત્રી એટલે જ માતા. પારકાનાં દુઃખ સમજવા માતા થવું એ તો કોઇને ઘા વાગ્યો હોય તેની સારવાર કરવા પહેલાં પોતાના શરીર ઉપર ઘા કરી જોવા જેવું છે.

પ્રે૦:—ઘા કરવો એમ નહિ, પણ ઘાનો અનુભવ હોવાની જરૂર છે.

વિ૦:—એ અનુભવ તને મુબારક. એ અનુભવના આંટામાં જે પડયાં તે નીકળવા પામતાં નથી. જે અળગાં રહ્યાં તેટલાં સારાં, સાકરનો સ્વાદ ચાખીને તો પાછું ચાખવાનું મન થાય. ન ચાખે તેને શું ? આ બાળવિધવાઓની બાપુ વાત કરે છે, મને તો તેમને કહેવાનું મન થઈ જાય છે, કે જેમને સંસારનો લેપ લાગ્યો નથી તેવી વિધવાઓને શા સારૂ પરણાવવાનું ઉત્તેજન આપો છો ? લેપાયલીઓને ભલે આપો, પણ પેલીનું તો ભગવાને ભલું કર્યું છે, આપણે શા સારૂ ભૂંડું કરવા જઈએ ?

પ્રે૦:—રંડાઈ તેનું ભલું થયું ! ઓ મા ! આ શું બોલે છે ? તો તે સતીઓ પણ શા સારૂ સતી રહી ? તેમણે પણ વિધવા થવાનું માગી લેવું જોઇતું હતું ?

વિ૦:—ઉંધું લઈ બેઠી ! જ્યાં જોઇએ ત્યાં સતી ! અરે સાવિત્રી એક થઈ ગઈ, સીતા

દમયંતી એક થઈ ગઈ, જનક રાજા જેવા સંસારી પણ એક થઇ ગયા તે તું ભુલે છે.

પ્રે૦:— એમાં તેં શું નવું કહ્યું ? ગાર્ગી પણ એક જ થઈ ગઈ ને ? સારાં માણસોનાં કાંઈ ઝુંડ રખડતાં હશે ? મારી વાત તો એ છે કે તું સેવાની વાત કરે છે તે પણ એકલાં ન થઇ શકે. સ્ત્રી ગમે તેવી તોપણ અપંગ છે, અનાથ છે, તે સનાથ હોય ત્યારે જ તેની સેવા સંપૂર્ણ થાય, શોભે. મિસ નાઇટીંગેલ કે હોબ્હાઉસની તો મને ખબર નથી. પણ મૅડમ બ્લૅવૅટ્સ્કી લો. ભલભલા પુરુષને હંફાવે એવી પ્રૌઢ એ સ્ત્રીને કર્નલ ઓલ્કૉટ જેવાની ઓથ શોધવી પડી હતી. એ ભડ સ્ત્રીને પણ પોતાની અપંગતા લાગી હશે તો ના ? એમને સુખી ગૃહસંસાર હોત તો એમની સેવા હતી તેથીએ ભારે થાત. જેમ મિ. અને મિસિસ વેબ સજોડીલાં સેવા કરી રહ્યાં છે તેમ તેઓ પણ કરત.

વિ૦:— વાહ ! હવે તો તને પણ આ જમાનાના અને પશ્ચિમના દાખલા જડયા ખરા ! મૅડમ બ્લૅવૅટ્સ્કી જેવી બીજી સ્ત્રીઓએ પણ અનેક ભાઇઓનો આશ્રય શોધ્યો હતો એ મને કબૂલ છે. પણ એમાં હું કશી અડચણ નથી જોતી. એવા ભાઇઓ તો સૌ બેનોને મળજો. એમને એવા ભાઇઓ મળી રહે છે, તે પણ એમના પ્રભાવનો અને બ્રહ્મચર્યનો પ્રતાપ છે. સ્ત્રી કે પુરુષ એકલાં સેવા કરી શકવાનું અભિમાન ધરે તો મિથ્યા છે. પણ બન્ને ભાઇબેન રહીને અવશ્ય સેવા કરી શકે છે, પતિપત્ની થવાની કશી જરૂર નથી. સિડની વેબ અને તેની સ્ત્રીને વિવાહિત જીવન ગાળવાની કેટલી ફુરસદ મળે છે તે તો તેમને પૂછવું જોઇએ. એણે સેવા એ ધર્મ તરીકે સ્વીકાર્યો છે, જેણે પોતાના ચોવીસે કલાક પોતાનાં કરોડો નાગાં ભૂખ્યાં રાંક ભાઇબેનોના વિચાર માટે આપેલા છે, જેને પોતાની કરોડો રીબાતી વિધવા બેનોની સેવા કરવી છે, તેને સંસાર માંડવાનો અને ઘડીયે ઘડીયે પતિની મરજી સાચવવાનો અવકાશ ન મળે. તેવા આદર્શવાળી સ્ત્રી ભૂલેચૂકે પણ પરણે તો તે કાં તો સેવામાં સામેલ ન થનારા પતિને નમસ્કાર કરે, અથવા તો સેવામાં ભાગ ભરનારા પતિને ગૃહસ્થાશ્રમપરાયણ બનાવવાને બદલે સેવાપરાયણ કરે. સેવાપરાયણ પુરુષની પણ એ જ દશા સમજવી.

પ્રે૦:— ત્યારે સેવાપરાયણ પતિ મળે તો—

વિ૦— અરે જરા ધીરી થા ! સ્ત્રી કે પુરુષ બન્નેને એમ સેવાપરાયણ રહેવું અને પતિ-પત્ની થવાના લ્હાવા લેવા સહેલા નથી. માટે જ સેવકસેવિકાઓના સંઘ યોજાયા છે. હું તો પુરુષ સ્ત્રી બન્ને જેણે પોતાને સેવા માટે અર્પણ કર્યાં હોય તેને આ બંધનમાંથી મુક્ત રહેલા જ ઇચ્છું. પશ્ચિમના સમાજમાં આજે પણ કાંઈ કસ રહ્યો હોય, કાંઈ ટટ્ટાર ઉભા રહેવાની શક્તિ રહી હોય તો તે આવાં સેવાપરાયણ સ્ત્રી-પુરુષો તે સંસારની પીલમાં કરોડસમાં રહેલાં છે તેને આભારી છે. આપણે ત્યાં બ્રહ્મ-ચારીઓનાં દલ સાથે બ્રહ્મચારિણીઓનાં દલ બાંધવાની પણ પાકી પ્રથા પડી હોત તો આજે આપણો સંસાર જે છિન્નભિન્ન દશામાં જોઇએ છીએ તે ન જોત.

પ્રે૦:— બેન, તારા ભાષણથી હવે હું થાકી. એ તારો નવો સમાજ કેવોક ઘડાય છે એ તો જોવાનું રહ્યું પણ આજે કાંઇ મને ભારે આશા પડતી નથી. તું ચિત્રકળા શીખે છે, પેલાં ભારે ભારે ચિત્રો દોરે છે–ઇસુ અને તેની માતાના ચિત્રનું તારૂં સુંદર અનુકરણ અને શંકુતલા અને ભરતનું તારૂં સ્વતંત્ર ચિત્ર! ઓહો! તે તો આંખે ઉડીને વળગે એવાં છે. વળી તું પ્રભાતની ઉઠીને તારી સિતારના તાર મેળવે છે અને અનેક રાગ રાગણી કાઢે છે તે બધા એ નવો સમાજ રચવાના ચાળા ન હોય, બેન. એ તો કોઈ સદ્‌ભાગીનું ગૃહ શોભાવવાનાં ચિન્હ લાગે છે.

વિ૦:— આ તો તારા હૈયાના ઉદ્‌ગાર હોઠે આવે છે. બાકી એ બન્ને કલાનું મારૂં સેવન તું કહે છે તેવા સંકુચિત ભાવે જ થતું હોય તો મને એ કલા કદી ન લાધો એમ ઇશ્વિર પાસે માગું. મારે તો એ કલા ઇશ્વિરને જ અર્પણ કરવી, સેવાર્થે જ અર્પણ કરવી છે. તુલસીદાસ અથવા સૂરદાસે શું કોઇને રીઝવવા સારૂ ભજનો રચ્યાં હતાં કે ? સૂરદાસ કાંઈ કમાણી કરવા સેંકડો અને હજારોને પોતાની ભક્તિના રસમાં તલ્લીન કરતા હતા ? મીરાંબાઇને મોહનવર સિવાય બીજા કયા પતિને રીઝવવા હતા ? અને વળી પાછો પશ્ચિમનો દાખલો લઇને કહું તો વૉટસ્ જેવા ચિત્રકારે પોતાની ચિત્રકલાની સાધના કોઈના અનુરંજનાર્થે કરી હતી કે ? તેણે તો પોતાનું એકે ચિત્ર ન વેચતાં પોતાનો આખો કલાભંડાર દેશને ચરણે ધર્યો હતો.

૦:— હવે તું પાછી તપવા લાગી! પણ એમ તપે તે ન ચાલે. કબૂલ છે એ તારી બધી સાધના પ્રભુપ્રીત્યર્થે છે. પણ જોજે હો! ઉમાની પણ બધી સાધના, બધી તપશ્ચર્યા, પ્રભુપ્રીત્યર્થે જ હતી જો!

પ્રે૦:—હું એ પણ હવે તને સમજાવવાને તૈયાર છું પણ—

મોટીબેનઃ-(સ્વગત) આ હવે લડવાનાં.

(તેમના તરફ જાય છે)

વિ૦-પ્રે૦:—ઓહો ! મોટીબેન ચોરીથી બધું સાંભળતાં હતાં કે ?

મોટીબેનઃ-કોઇ સાંભળે ન સાંભળે એની તમને શી પરવા છે ? (પ્રેમવતી તરફ વળીને) પરણવામાં શું દુઃખ છે તેની નથી તને ખબર;(વિદ્યાવતી તરફ વળીને) કે કુંવારા રહેવામાં કેટલી વિટંબણા છે તેની તને ખબર! આજે બન્ને નાનાં છો. જીવનનો ઉલ્લાસ તમારામાં તરવરી રહ્યો છે. એટલે પેલી ભાદરવાની સાબરમતીની જેમ ભારે ઘુઘવાટા કરી રહી છો. પણ જો જો ભર ઉનાળો આવતાં બન્ને સૂકાઈ શાન્ત થઇ જવાની છો. અને પછી તમારી દાખલા દલીલ મનની મનમાં જ સમાઈ જવાની છે.

વિ૦-પ્રે૦:-તે વેળા ઇશ્વિરને યાદ કરશું, પેલી ભિખારણ ગાઇ ગઇ તેમ નિશ્ચે રામનામ જપશું, જે નિશ્ચય કરાવશે તે તે નિશ્ચય પાળવાનું બળ પણ આપશે.

મોટીબેનઃ-વારૂ પાળજો, પાળજો.

મહાદેવ હરિભાઈ દેસાઈ

અર્વાચીન સ્વૈરવાદનો * આદ્યદ્રષ્ટા

# માઈકલ બાકુનિન

ભૂતકાળનાં પડળો જ્યાં સુધી આપણી દૃષ્ટિ ઉકેલી શકે ત્યાં સુધી સ્થળે સ્થળે કેટલાક મહાન આત્માઓને, મહાન ફિલસુફો, કવિઓ, આદર્શ દ્રષ્ટાઓ કે પયગમ્બરોને, જગતની દુઃખદ પરિસ્થિતિથી વ્યાકુળ બનતા, જગતના અન્યાય, ઇર્ષ્યા અને જુલ્મો સ્હામે અહોનિશ ઝઝુમતા, અને યુગપરિવર્તન કરી જગત ઉપર નન્દનવન ઉતારવાના ભવ્ય મનોરથો રચતા આપણે જોઇએ છીએ. આવા આદર્શવાદીઓના ઉરમાં સમસ્ત માનવસમૂહ માટે ઊંડો આદર હોય છે, જરૂર પડયે જગતમાં રહેલાં બધાં ઝેરનું પાન કરીને પોતાનાં સર્વ અંગત સુખ, મનોરથો અને રમ્ય સ્વપ્નાંઓનો ભોગ આપીને જગતમાં સદાને માટે સુખ અને શાન્તિ, પ્રેમ અને ઐશ્વર્યનું સામ્રાજ્ય સ્થાપવાની તેમને તીવ્ર ધગશ હોય છે. પણ આવા લોકોને જગત બહુ ઓછું સમજી શકે છે. એટલું જ નહિ પણ તેમનાં જીવન દરમ્યાન તેમનાં પ્રત્યેક કાર્યમાં વિઘ્નો ઉપસ્થિત કરવામાં જાણે તેને કાંઈ ઓર આનંદ થતો હોય એમ માલમ પડે છે. એનું એક કારણ તો એ છે કે એ આદર્શવાદીઓ અને સામાન્ય જનતાની સૃષ્ટિઓ ભિન્ન છે. એકનું જીવન કેવળ આદર્શ ઉપર નિર્ભર છે, જ્યારે બીજાની દૃષ્ટિ પોતાનાં સંકુચિત અને સ્થૂળ વર્તુળથી બહાર નથી જઇ શકતી. અને આથી આદર્શ દ્રષ્ટાના કોઈ પણ પ્રયત્ન તરફ તે વિશ્વાસની નજરથી ભાગ્યે જ જોઇ શકે છે.



આ પરિસ્થિતિનો ખુલાસો બે પ્રકારે થાય છે. કેટલાક આદર્શવાદીઓ એમ માને છે કે આ પરિસ્થિતિ જનસમાજના માનસનું પરિણામ છે અને તેટલા માટે તેમ સમાજના માનસને ઉન્નત કરવા ધારે છે. તેમના ઉપાયો સાત્વિક, અહિંસક અને જેને આપણે આધ્યાત્મિક કહીએ તેવા હોય છે. બીજો એક પ્રકાર એથી ઉલટું જ માને છે. તેઓ આ માનસને બાહ્ય સામાજિક પરિસ્થિતિનું પરિણામ માને છે. એ પરિસ્થિતિ નહિ

* Anarchism

બદલાય ત્યાં સુધી એ માનસ બદલાવાનું જ નથી એવો તેમને વિશ્વાસ હોય છે અને તેથી તેઓ એ બાહ્ય પરિસ્થિતિને ગમે તે ભોગે બદલાવવાના મતના હોય છે. પહેલો પ્રકાર દર્દી સમાજને વધારે ઉન્નત વાતાવરણમાં લાવીને ચેતનવન્ત કરવાના પક્ષનો છે; બીજો પ્રકાર એટલા અંગ ઉપર વાઢકાપ કરીને બાકીના શરીરને તંદુરસ્ત કરાવવાના પક્ષનો છે.

માઇકલ બાકુનિન આમાંના બીજા પ્રકારનો આદર્શદ્રષ્ટા હતો. નેપોલિયનના પ્રચંડ વ્યક્તિત્વના તોફાની પડઘા સમસ્ત યૂરોપનાં જીવનને છેલ્લી વાર જ્યારે કમ્પાવી રહ્યા હતા ત્યારે—નેપોલિયનના પ્રથમ પરાભવ પછી થોડાક અન્તરે, સૈકાઓથી ગુલામીની આંધીથી ગુંગળાએલાં, ઝારશાહીની અંગારાભરેલી આંખથી પ્રતિક્ષણ ધ્રુજી ઉઠતાં, ભયત્રસ્ત, દુઃખ-પીડિત રુશિયામાં તેનો જન્મ એક મોટા જમીનદારને ત્યાં ઈ. સ. ૧૮૧૪ માં થયો. અમીર કુટુમ્બમાં જન્મ્યો હોઈ તે ઐશ્વર્યને પારણે ઝૂલ્યો હતો; અને ન્હાનપણથી જ ઝારના રાજ્યતંત્રમાં કોઇ મોટા અધિકારી થવાનો આદર્શ તેની સમક્ષ મૂકવામાં આવ્યો હતો. તે વખતે કોણે ધાર્યું હતું કે જે વર્ગની રોટલાની લૂંટ ઉપર પોતે જે ઐશ્વર્યમાં ઝુલતો હતો, જે વર્ગને સદાને માટે પગ તળે કચરેલો રાખવામાં તેના જેવા યુવાનો અને તેનું આખું કુટુમ્બ ગૌરવ ધરાવતાં હતાં, તે ગૌરવ અને તે ઐશ્વર્યમાં રહેલાં આસુરી અહંકારપદનું તેને એકાએક ભાન થશે અને પોતાનાં સર્વ સુખોને સાપની કાંચળીની જેમ દૂર ફેંકી દઇ તે દીનહીન વર્ગમાં નવો પ્રાણ પૂરી તેમને જગતની સર્વ સત્તા સ્હામે ઝઝુમવા તે પ્રેરી શકશે! પણ ઇતિહાસ તો આવી અનેક ઘટનાથી ભરેલો છે. જુલ્મીઓની સત્તાઓને ટકાવી રાખવામાં હમેશાં ધનિક અને અમીર વર્ગ મોટે ભાગે જવાબદાર હોય છે. પણ ઘણી વાર કુદરત એ જુલમના કારખાનામાંથી જ એ જુલમને નાશ કરવાનાં હથિયારો ઘડી આપે છે. જુલમના પરિણામે ભેગી થએલી સર્વ સંપત્તિ પછી આ નવા આદર્શને પુષ્ટ કરે છે. બીજી સ્થિતિમાં ન હોય એટલો આદર્શ પછવાડે વિચાર કરવાનો અવકાશ આ નવા માણસને મળે છે. સામાન્ય સ્થિતિનાં માણસોને પોતાના કુટુમ્બ પ્રત્યેની ફરજો, નિર્વાહની ચિન્તાઓ વગેરેની જે સતાવણી હોય છે તે આવા અમીરોને હોતી જ નથી.

ઇંગ્લાંડના ચાર્લ્સ પ્હેલા સ્હામેના યુદ્ધમાં પ્રજાપક્ષને મદદ કરનાર અમીર અનેક હતા. બુર્બોન વંશને ઉથલાવી નાખનારાઓમાં અમીરોનો હીસ્સો જેવો તેવો ન હતો. રોબેસ્પીઅર પણ એ અમીર કુટુમ્બમાં જ જન્મ્યો હતો. સ્વીડનના ગસ્ટેવસ ત્રીજાના મોતનું કાવત્રું રચવામાં અમીરોની સહાય ઓછી ન હતી, તેમ સ્વૈરવાદનો બીજો મહાન દૃષ્ટા પ્રિન્સ ક્રોપોટકિન સોનાને પારણે ઝૂલ્યો હતો; અને આપણે ત્યાં ય આજના આપણા નેતાઓમાંથી અનેકને લક્ષ્મીએ ઐશ્વર્યને પારણે હીરની દોરીએ હીંચકયા છે. બાકુનિન પણ આવો જ એક લક્ષ્મીપુત્ર હતો.

મોટા અધિકારી થવાની ઉર્મિ સાથે ન્હાનપણથી તે સેન્ટ પિટર્સબર્ગની કેડેટ સ્કૂલમાં દાખલ થયો. ત્યાં યુદ્ધકળાની તાલીમ લઇ શહેનશાહી સૈન્યમાં એક સાધારણ અમલદાર તરીકે જોડાયો. આ પ્હેલાં થોડા વખત ઉપર જ પોલ લોકોના બળવાને બહુ નિર્દયતાથી કચરી નાંખવામાં આવ્યો હતો. ભયત્રસ્ત પોલાન્ડનું દશ્ય જોઈને આ જુવાન અમલદારના હૃદયમાં રાજ્યકર્તાઓ સ્હામે ધિક્કારની પ્રચણ્ડ જ્વાળા ભભુકી ઉઠી. ઘડીભર પણ એવી સત્તાના પ્રતિનિધિ તરીકે રહેવું એને માટે વસમું થઇ પડ્યું; અને એ વર્ગના તુમુલ મન્થન પછી એણે લશ્કરી અધિકારને સદાને માટે તિલાંજલિ આપી. ઇ. સ. ૧૮૩૬માં એ મૉસ્કો ગયો, અને ત્યાં ૭ વર્ષ તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં ગાળ્યાં. તે જમાનામાં તત્ત્વજ્ઞાનના બધા

વિદ્યાર્થીઓની જેમ હેગલનો એને ભારે શોખ લાગ્યો, અને ફિલ્સુફીના અધ્યાપક થવાની ઇચ્છાથી વધુ અભ્યાસ માટે ઈ. સ. ૧૮૪૦ માં તે બર્લિન ગયો. પણ આ પછી તેના વિચારોમાં ભારે પરિવર્તન થવા માંડ્યું. 'જે છે તે બધું ઉપપન્ન (Rational) છે' એ હેગલનાં સૂત્રને સ્વીકારવા સ્હામે તેની બુદ્ધિએ બંડ કર્યું. આથી ઇ. સ. ૧૮૪૨ માં તે ડ્રેસ્ડન ગયો; અને ત્યાં 'ડોયચે યારબુખ્ખેર' (Deutch Tahrbuecher)ના પ્રકાશક આર્નોલ્ડ રયૂજ સાથે જોડાયો. આ વખતે તે પૂરેપૂરો ક્રાન્તિવાદી બન્યો હતો અને આથી બીજા વર્ષે સેક્ષન સરકારનો રોષ તેને વહોરવો પડ્યો; ત્યાંથી ભાગી તે સ્વિટ્ઝર્લાંડ ગયો, અને ત્યાં જર્મન સામ્યવાદીઓના સંસર્ગમાં આવ્યો, પણ જર્મન પોલિસ તેની પાછળ પડવાથી, અને રુશિયન સરકારે તેને સ્વદેશ જવાની આજ્ઞા ફરમાવવાથી તે પારિસ ગયો. ત્યાં "ઇંડિયાના"ની પ્રખ્યાત લેખિકા જ્યૉર્જ સાં,અને સ્વૈરવાદના આદ્ય સપ્તર્ષિમાંના* પ્રુધોં (Proudhon) આદિ અનેક આદર્શવાદી સ્ત્રીપુરુષોના સમ્બન્ધમાં તે આવ્યો. પારિસમાંનાં આ ઈ. સ. ૧૮૪૩ થી '૪૭ સુધીનાં વર્ષો એના જીવનમાં અતિ મહત્વનાં છે. એ દરમ્યાન એના વિચારોએ દૃઢ સ્વરૂપ લીધું. અહીં જ માર્ક્સ અને ઍંગલ્સનો પણ તેને ભેટો થયો.

પણ કોઈ પણ એક જગ્યાએ ઠરીને બેસવાનું તેના ભાગ્યમાં લખ્યું જ ન હતું. જ્યાં જાય ત્યાં પોલિસ તો એની પાછળ હોય જ. રુશિયન સરકાને લાગ્યું કે બાકુનિન ભયંકર સિદ્ધાન્તોનો ઉપાસક બનતો જાય છે, એટલે એને ઠેકાણે લાવવા માટે તેણે તેને રુશિયા બોલાવ્યો. બાકુનિને આ આજ્ઞાનો ભંગ કર્યો એટલે તરત જ તેની મિલ્કત જપ્ત કરવામાં આવી. પણ તેને ઠેકાણે લાવવાને આ ખરો માર્ગ ન હતો. આથી તો તે તેના વિચારોમાં મક્કમ બનતો ગયો; અને 'લા રિફોર્મ'માં ઝનુની લેખો લખવા ઉપરાંત પારિસમાં આવી વસેલા પોલ લોકો આગળ જુસ્સાભર્યાં ભાષણો કરી તેમને રુશિયાના ક્રાન્તિવાદીઓ સાથે ભળી જઈ રુશિયા વિરૂદ્ધ ઉશ્કેર્યા. આ ભાષણને લીધે તેને ચોવીસ કલાકમાં પારિસ છોડવું પડ્યું. આમ એક પછી એક યૂરોપની પ્રત્યેક સરકાર સાથે વેર બાંધતો પ્રતિપળ અનેક ડિટેક્ટીવોની નજરમાંથી છટકી જતો તે બેલ્જીઅમ ગયો. ત્યાં એણે અનેક શિષ્યોનું એક બળવાન વૃન્દ ઉભું કર્યું. ત્યાંથી એક નવી તક મળવાથી તે પાછો ફ્રાંસ ગયો.

૧૮૪૮ના ફેબ્રુઆરીમાં ફ્રાંસમાં રાજ્યપરિવર્તન થવાથી એના અનેક મિત્રો ઉંચા અધિકાર ઉપર આવ્યા હતા, અને એ તકનો લાભ લઈ ફરીથી એણે ફ્રાંસમાંથી ચળવળો શરૂ કરી. ત્યાંથી એ જર્મની ગયો, અને સ્લાવ લોકોને એક સંદેશો બહાર પાડી રુશિયા, ઑસ્ટ્રિયા અને પ્રશિયાની જુલ્મી સરકારો સ્હામે ઝઝુમવા તેમને નિમન્ત્ર્યા. અનેક જગ્યાએ રાજકર્ત્તાઓ સ્હામે થતાં બંડોમાં તેણે આગેવાનીભર્યો ભાગ લીધો. ઇ. સ. ૧૮૪૯ માં બળવાખોરો ડ્રેસ્ડનનો થોડો વખત સુધી કબજો મેળવી શક્યા; અને એક નવી સરકાર સ્થાપી. આ બળવાનો આત્મા બાકુનિન હતો; પણ પ્રશિયાનાં સૈન્ય સ્હામે બળવાખોરો લાંબો વખત ટકી શક્યા નહિ અને હયુબનર અને પ્રખ્યાત સંગીતશાસ્ત્રી રિચાર્ડ વેગ્નર સાથે નાસી જતાં બાકુનિન કેદ પકડાયો.

અહીંથી ઇતિહાસમાં વિરલ એવી બાકુનિનના જીવનની અદ્દ્ભુત કથા શરૂ થાય છે. ઇ. સ. ૧૮૫૦ ના જાન્યુઆરીની ૧૪ મી તારીખે એને દેહાંતદંડની સજા ફરમાવવામાં આવી, પણ પાંચ મહિના પછી તે સજામાં ઘટાડો કરવામાં આવ્યો. પણ તરત જ ઑસ્ટ્રિયાની સરકાર ધુરકી ઉઠી. એણે તેની સ્હામે યે બંડ કરાવવા પ્રયત્ન કર્યા ન હતા શું ? આથી ઑસ્ટ્રિયા-

* એ સપ્તર્ષિઓ ગોડવિન, પ્રુધોં, સ્ટર્નર, બાકુનિન, ક્રોપોટકિન, ટકર અને ટૉલ્સ્ટૉય હતા.

કોર્ટમાં ફરીથી એની ઉપર કામ શરૂ થયું. ઑસ્ટ્રિયન સરકારે પ તેને દેહાંતદંડની સજા ફરમાવી, પણ પાછળથી ઘટાડી તે જીવનભર કેદની કરી. અહીં જેલમાં તેના હાથપગમાં બેડી નાંખી કોઇ હિંસક પ્રાણીને જેમ બાંધી રાખવામાં આવે તેમ દિવાલ સાથે બાંધવામાં આવ્યો પણ આટલેથી પતે એમ ન હતું. એણે રશિયા સ્હામે રાજદ્રોહનો પ્રચાર કર્યો ન હતો ? રશિયન સરકારે ઑસ્ટ્રિયા પાસેથી તેની માગણી કરી. ફરીથી એકવાર રશિયાએ દેહાંતદંડની સજા ફરમાવી. જેલમાં તેને સ્કર્વિ* (Scury) થયું; અને તેના બધા દાંત પડી ગયા. અસહ્ય દુઃખ તેને વેઠવું પડ્યું. તેની તબિયત તદ્દન લથડી ગઈ પણ આ બધી સજાઓથી એનો આત્મા જરાયે કચરાયો ન હતો. તેને ભય લાગતો હતો કે તે ધિક્કારતો અટકી જશે–તેનામાં શારીરિક વ્યથાને લીધે માનસિક નબળાઇ આવી જશે. પણ પછીથી જ્યારે તે જેલમાંથી બહાર આવ્યો ત્યારે તેનો આત્મા પહેલાં જેટલો જ ઝનૂની હતો, પહેલાં જેટલી જ તેના શબ્દોમાં ધિક્કારની લાગણી અને કટુતા હતી.

ઝાર નિકોલસના મૃત્યુ પછી બધા રાજદ્વારી કેદીઓને મુક્તિ આપવામાં આવી પણ તે બધા કેદીઓના નામમાંથી બાકુનિનનું નામ ઍલેક્ઝાંડર બીજાએ સ્વહસ્તે છેકી નાખ્યું; અને જ્યારે બાકુનિનની માતા અનેક પ્રયત્નો પછી ઝારને મળી શકી ત્યારે તેણે તેને ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું: "શ્રીમતિ, આપનો પુત્ર જ્યાં સુધી જીવે ત્યાં સુધી એક ઘડીભર પણ છૂટો રહી શકશે નહિ એ આપ ખાત્રીથી માનજો." આમ આઠ વર્ષ રશિયાની જેલમાં સબડ્યા પછી તેને સાઇબિરિયા કાઢવામાં આવ્યો. સાઇબિરિયાથી–જ્યાંથી હજુ સુધી ભાગ્યે જ કોઈ કેદી છટકી શક્યો હતો—કોણ જાણે કેવી રીતે તે ભાગી જાપાન ગયો અને જાપાનથી કૅલિફોર્નિયા ગયો.

આવી રીતે એક પછી એક અનેક આશ્ચર્યકારક ઘટનાઓ, અનેક અકથ્ય દુઃખો, આશા અને નિરાશાનાં અનેક પ્રચંડ મોજાંની બાકુનિન જેવી પ્રકૃતિવાળા પુરુષના મન ઉપર શી અસર થઈ હશે એ માનસશાસ્ત્રીઓ માટે અભ્યાસનો એક બહુ સારો વિષય છે. સમાજની આખી વ્યવસ્થા સ્હામે એનો પ્રાણ અવર્ણનીય ધિક્કારની લાગણીથી ભભૂકી ઉઠ્યો. કોઈ પણ જાતનાં બંધનો સ્વીકારવા એના મને સ્પષ્ટ ના પાડી; પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધીની પ્રત્યેક સરકારને ઉંધી વાળવાની એણે ભીષણ ગર્જના કરી. તેનું માનસ યૂરોપની તે વખતની પરિસ્થિતિ તરફ સહેજ દૃષ્ટિ કરવાથી બહુ સારી રીતે સમજી શકાશે.

તે વખતે મજુરવર્ગોની સ્થિતિ અસહ્ય હતી. કારખાનામાં કલાકોના કલાકો કામ કરતાં કરતાં કુમળી વયનાં બાળકો અસહાય માતપિતાની નજર આગળ બેભાન થઇ જતાં–મરણ પામતાં અને ખુની કારખાનાવાળાઓને કોઈ કંઇ પૂછી પણ નહિ શકતું. આ ગરીબ લોકોને કોઈ પણ જાતના સામાજિક કે રાજનૈતિક હક્કો નહિ જેવા હતા. ૧૮૪૮ના રાજ્યપરિવર્તન પછી ફરીથી પાછો યૂરોપમાં જુલ્મીઓની સત્તાનો યુગ શરુ થયો હતો. રશિયામાં ઍલેક્ઝાંડર બીજાએ ગુલામોને ગુલામીમાંથી મુક્ત કર્યા ન હતા. પોલાંડ હજુ કચરાયલું જ હતું. ઑસ્ટ્રિયાની પ્રજા પણ સારી રીતે કચરાયલી હતી. પ્રુશિયામાં લશ્કરી જોર ભારે હતું. બાકીના જર્મનીમાં નાના નાના ડ્યુકો નિરંકુશપણે પ્રજાને રંજાડતા હતા. ઇંગ્લાંડમાં મજુરવર્ગોની સ્થિતિ નહિ વર્ણવી શકાય એવી હતી. ઉત્તર ઇટાલીનો મોટો ભાગ હજુ ઑસ્ટ્રિયાના કબજામાં હતો. ગૅરિબાલ્ડિની મહાકથા હજુ ભવિષ્યના ગર્ભમાં હતી. આમ

* તાજો ખોરાક નહિ મળવાથી દાંતમાં થતું દરદ

બધા જ દેશોમાં પ્રજાઓ માટે જુલમ, દુઃખ અને ગરીબાઇ સિવાય કંઇ નહતું. આ બધું જોઇને બાકુનિન જેવાનો આત્મા આટલા વેગથી, આટલા બધા ધિક્કારથી દરેક જાતનાં બંધનો સ્હામે ભભુકી ઉઠે એમાં શું આશ્ચર્ય ? તેમ પાદરીઓનો જુલમ પણ કંઈ ઓછો નહતો. રાજકર્તાઓના તો તેઓ મહાન એજન્ટ હતા, એટલે બાકુનિન તેમની સામે પણ ઘુરકયો. અને આ બધાંને પરિણામે તેણે ગર્જના કરીઃ "ન જોઇએ ઇશ્વર, ન જોઇએ રાજ્ય" અને આ સૂત્ર મર્યો ત્યાં સુધી તેણે જીભ ઉપરથી ઘડીભર પણ દૂર થવા દીધું નથી.

અમેરિકાથી તે લંડન આવ્યો. ત્યાંથી એણે પોતાના આ સિદ્ધાન્તોનો પ્રચાર શરૂ કર્યો. કેટલાંક વર્ષ ઇટાલિમાં એ રહ્યો અને ૧૮૬૪માં ત્યાં આંતરરાષ્ટ્રીય બંધુસંઘ સ્થાપ્યો. આ સંઘમાં અનેક દેશના લોકો જોડાયા. ૧૮૬૭માં તે સ્વિટ્ઝર્લાંડ ગયો અને ત્યાં સામ્યવાદનો આંતરરાષ્ટ્રીય પ્રજાસંઘ (International Alliance of Socialist Democracy) સ્થાપવામાં એણે ખૂબ મદદ કરી. આ સંઘનો કાર્યક્રમ એણે જ ઘડયો; તેમાંનો નીચેનો ભાગ તેના વિચારોનો બહુ સારો પડઘો પાડે છે.

"આ સંઘ ઇશ્વરના અસ્તિત્વનો ઇન્કાર કરે છે. એ સમાજમાં રહેલાં ધનિક અને નિર્ધન, ઉચ્ચ અને નીચ આદિ સઘળાં તત્ત્વોને સદાને માટે સમૂળાં દૂર કરી બધાં સ્ત્રીપુરુષો વચ્ચે સામાજિક અને રાજનૈતિક સમાનતા સ્થાપવા ઇચ્છે છે. એ ઇચ્છે છે કે મહેનત અને મજુરીનાં સાધનરૂપ જમીન બીજી બધી મિલ્કતની જેમ, સમાજની સામાન્ય મિલ્કત બને, અને ખેડુત અને ઔદ્યોગિક મંડળના કામદારો સિવાય અન્ય કોઇ પણ લોક તેનો ઉપયોગ નહિ કરી શકે. એ સ્વીકારે છે કે અત્યારનાં બધાં રાજ્યો ધીમે ધીમે પોતાની બધી સત્તા ગુમાવી કેવળ જાહેર સેવા અને વ્યવસ્થાનાં કામનો અધિકાર મેળવી છેવટે સ્વતંત્ર આંતરરાષ્ટ્રીય ઔદ્યોગિક અને કૃષિ મંડળોમાં પરિવર્તન પામશે."

આ ઉતારા ઉપરથી બાકુનિનના વિચારો બહુ સ્પષ્ટ રીતે સ્હમજી શકાય એમ છે. એના સ્વતંત્ર આત્માને એક વ્યક્તિ બીજી વ્યક્તિ ઉપર અમલ ચલાવે એ સ્થિતિ અસહ્ય લાગતી; અને એને પરિણામે એની આખી જીંદગી દરમ્યાન એણે સ્વૈરવાદ સિવાય બીજી કોઈ પણ વસ્તુનો વિચાર કર્યો નથી. એ ભવ્ય આદર્શની ખાતર એણે એના જીવનનું સર્વસ્વ અર્પ્યું. વખતે દુનિયાના ડાહ્યાને એ અવ્યવહારૂ અને ગાંડોય લાગે અને જેમ દરેક આદર્શમાં વ્યવહારૂ દષ્ટિવાળાને કંઇ ને કંઇ અસંભવિત તત્ત્વ લાગ્યા વિના રહે નહિ તેમ એમાંય અનેક અસંભવિત અને અશક્ય વસ્તુઓ તેઓ દર્શાવી શકે; પણ તર્કની એ લીલા કરતાં જે પુરુષે એ આદર્શ સિદ્ધ કરવા ખાતર પોતાની જીંદગી અર્પી દીધી, જેણે જગતની પ્રત્યેક સરકાર સ્હામે નિર્ભયતાથી પડકાર કર્યો, જેણે મૃત્યુને પોતાની મુઠીમાં રમાડયા કર્યું, અને જેણે જગતમાં પોતે એક ઘડીભર પણ સુરક્ષિત રહી શકે એવી એક તસુ પણ જગ્યા રહેવા ન દીધી તેનો આદર્શ, તેની શ્રદ્ધા અને તેના પ્રયત્નો વધુ સાચા, વધુ વન્દનીય અને વધુ ભવ્ય છે. અને ઇ. સ. ૧૮૭૬ માં પંચભૂતમાં મળેલા બાકુનિનના દેહમાંનો પ્રબળ આત્મા અનેક વીર બાકુનિનોમાં નવો પ્રાણ પૂરી કોઇક દિવસ એ બધી વ્યવહારૂ ગણતરીને ખોટી ઠેરવી, અશક્ય વસ્તુઓને શક્ય કરી બતાવી, જગત ઉપર તેનાં ભવ્ય સ્વપ્નાંઓ સિદ્ધ કરી બતાવવા અવશ્ય શક્તિમાન થઇ શકશે.

સ્નેહરશ્મિ

# કાવ્ય વિષે કેટલુંક જૂનું અને નવું

લેખાંકઃ ૨

કાવ્યના અને જીવનના સંબંધ વિષે તેમ જ જીવન કાવ્યમાં કેમ ઉતરે છે તે સંબંધી એક લેખમાં+ મેં ચર્ચા કરી હતી એ વિષયની, બીજી દૃષ્ટિઓથી, આ લેખમાં ચર્ચા કરવા પ્રયત્ન કરું છું.

૧

કવિને પોતાના કાર્ય માટે જે આવશ્યક તૈયારીઓ કરવાની હોય છે તેમાં 'લોકવૃત્ત'નું અવેક્ષણ પણ એક છે. 'લોક' અને 'વૃત્ત' બન્ને શબ્દો વિસ્તૃત અર્થમાં-કલ્પના કરી શકે તેટલા વિસ્તૃત અર્થમાં-લેવાના છે. પણ લોકનું અવેક્ષણ વૈજ્ઞાનિક—અમુક વિષયની ચર્ચા કરતો વૈજ્ઞાનિક કે જ્ઞાનમાત્રની વ્યવસ્થા કરતો વૈજ્ઞાનિક પણ-કરે છે. પણ બન્નેની દૃષ્ટિમાં ભેદ હોય છે, અને તેથી તેમના માર્ગ જૂદા પડે છે; જો કે બન્નેનાં અન્તિમ ધ્યેયમાં ભેદ હોવો આવશ્યક નથી. વૈજ્ઞાનિક વિષયમાત્રનો-બાહ્ય અને આન્તર સકલ વિષયનો-જ્ઞાનના સંબંધની દૃષ્ટિએ વિચાર કરે છે, તેમાં વ્યવસ્થા, સમગ્રતા, સંવાદ લાવવા, પ્રકટ કરવા, અથવા સમજવા પ્રયત્ન કરે છે, અને તજ્જન્ય જ્ઞાન-એકતાનતા-યોગ-આનંદ અનુભવે છે. બીજો વિષયમાત્રનો-બાહ્ય અને આન્તર સકલ વિષયનો-'ભાવ' અથવા ભાવનાના સંબંધની દૃષ્ટિએ વ્યવસ્થા, સમગ્રતા, અને સંવાદ અનુભવવા અને પ્રકટ કરવા પ્રયત્ન કરે છે, અને તજ્જન્ય રસ-એકતાનતા-યોગ-આનંદ અનુભવે છે. પણ આ ઉપરથી એમ ન સમજવું કે કાગળ અને કલમની જેમ 'જ્ઞાન' અને 'ભાવ' ભિન્ન રહેલા પદાર્થો છે, અને તેથી એકની ઉપેક્ષા બીજાથી થઇ શકે. તે માણસના સમગ્ર ચૈતન્ય જીવનના એક બીજામાં ઓતપ્રોત અંશો છે, અને તેથી પ્રત્યેકની વ્યવસ્થાને જો જીવન સાથે તાદાત્મ્ય સાધવી વાસ્તવિકતાની ભૂમિકા ઉપર રહેવું હોય તો પરસ્પર અવિરોધ સાધીને જ રહેવું જોઇએ. જ્ઞાનની વાસ્તવિક વ્યવસ્થા 'ભાવ'ના અવિરોધથી જ શક્ય થાય અને ભાવની વ્યવસ્થા (એટલે કે કલા) જ્ઞાન ઉપર અત્યાચાર કરી જીવી ન શકે. આ બન્નેનું સંપૂર્ણ અને સરખું સમાધાન તો આપણા ધ્યેયના મૂર્ત સ્વરૂપ પરમ પુરુષમાં શક્ય છે, અને તેને માટે બે દૃષ્ટિએ વ્યવસ્થા નથી. તે તો સકલનો સકલનાથી અનુભવ કરે છે. પણ વ્યવહારમાં એક અથવા બીજી દૃષ્ટિનું પ્રધાનપદ હોય છે ત્યારે પણ સંબંધ પ્રધાન અને ગૌણનો છે; પરસ્પર વિરુદ્ધ તત્ત્વોનો નહિ. જ્ઞાનની દૃષ્ટિએ થએલી વ્યવસ્થા 'ભાવ'ને ઉપાદાન કોટિમાં રાખી શકે પણ તે વ્યવસ્થા ભાવના સ્વરૂપની ઘાતક હોય તો તે ટકી ન શકે; તેમ જ જ્ઞાનના સ્વરૂપની

+જુઓ પ્રસ્થાન પુ. ૫. પૃ. ૨૪૧. આ લેખમાળા હવે પ્રસ્થાન નામશેષ થતાં આ માસિકમાં આપવા ઈરાદો છે.

ઘાતક ભાવવ્યવસ્થા પણ ટકી ન શકે. તેથી ઉપરનાં વિધાનથી બન્નેનો માર્ગ ભેદ જ સમજવાનો છે.

કવિ લોકવૃત્તના અવેક્ષણમાં તે તે વસ્તુનો ભાવ સંબંધ સમજી તેનો પોતાની કૃતિમાં રસનિષ્પત્તિ માટે ઉપયોગ કરે છે; આ રસનિષ્પત્તિ 'અહીંઆ આ ભાવ છે' 'પેલો ભાવ છે' ઇત્યાદિ વિધાનો કરવાથી થતી નથી; અને તેથી વૈજ્ઞાનિકની જેમ તે કેવળ વિધાનો કરી પોતાનું કાર્ય કરી શકતો નથી. તેને પોતાના અનુભવોનું અનુકરણ કરવું પડે છે, પોતાની કૃતિને સાક્ષાત્ જીવનની છાયા અર્પવી પડે છે; અને આમ કરી વસ્તુ અને ભાવ વચ્ચે રહેલા જનકજન્ય સંબંધનો ઉપયોગ જનકને (વસ્તુને) બતાવી જન્યનો (ભાવનો) અનુભવ કરવા કરાવવામાં કરે છે;[1] અને એ રીતે કવિ પોતે કરેલું જીવન-દર્શન આપણને કરાવે છે. કવિનું અન્તિમ ધ્યેય તો રસનિષ્પત્તિ દ્વારા આનન્દનો જ અનુભવ કરવા કરાવવાનો છે, પણ એ ધ્યેય તે જીવન બતાવ્યા વિના, જીવનનું અનુકરણ કર્યા વિના, પોતાની દૃષ્ટિ અને શક્તિ પ્રમાણે જીવનનું પુનઃ સર્જન કર્યા વિના, સાધી શકતો નથી; અને તેથી કાવ્યમાં રહેલા જીવન સાથેના સ્વભાવગત સંબંધને લઇને જ આપણે કાવ્ય અને જીવનના સંબંધ વિષે ઉપેક્ષા કરી શકતા જ નથી; અને આથી કવિ પોતે ઇચ્છે કે ન ઇચ્છે તો પણ રસનિષ્પત્તિ માટે તેણે રજુ કરેલી જીવનની કલ્પના પણ ચર્ચાનો વિષય બને છે, અને એ દૃષ્ટિએ તેનું સ્થાન પણ નક્કી કરવામાં આવે છે. આ જીવનકલ્પન કાવ્ય અને બીજી કલાઓ પોતપોતાના ઉપાદાન દ્વારા કરે છે.

૨

આ પ્રમાણે જેમ કાવ્ય જીવન બતાવી રસનિષ્પત્તિ કરે છે, તેમ બીજી કલાઓ પણ કરે છે. કલાઓનો ભેદ પોતે જે સાધનનો-ઉપાદાનનો ઉપયોગ કરે છે તેથી થાય છે; અને આ ઉપાદાનના સ્વભાવ પ્રમાણે પ્રત્યેક કલાના વિષયોનું ક્ષેત્ર મર્યાદિત થાય છે.

આ મર્યાદા પદાર્થ અને તેને ગ્રહણ કરનાર ઇન્દ્રિયના સંબંધમાંથી ઉત્પન્ન થાય છે.

કેટલીક કલાઓ પોતાના ઉપાદાનના કારણથી દૃષ્ટિનો વિષય બને છે, કેટલીક શ્રવણનો વિષય બને છે. ગંધ, સ્પર્શ અને આસ્વાદથી ઉત્પન્ન થતી અનુકૂલ પ્રતિકૂલ વેદનાનું સંકલન, ચિત્ત કલાને આવશ્યક રીતે કરી શકતું નથી, એટલે કે ચિત્ત આ વિષયોમાં વ્યક્તિગત ભોગની મર્યાદાથી અતીત થઇ શકતું નથી, અને તેથી અંગત સુખદુઃખના અનુભવની મર્યાદાથી બદ્ધ રહે છે, કલાને આવશ્યક મુક્તતા પ્રાપ્ત કરી શકતું નથી. આથી દૃષ્ટિના અને શ્રવણના વિષયોમાં જ કલાસ્વરૂપ સંભવિત થાય છે જો કે ગંધ, રસ સ્પર્શ અભિનયથી બતાવી શકાતા હોવાથી તેને દગ્ગોચર કલાના વિષય બનાવી શકાય છે. આ રીતે વિચારીએ તો ચિત્ર, મૂર્તિવિધાન, સ્થાપત્ય, અંગવિક્ષેપ એ દગ્ગોચર કલાઓ બને છે, ગીત, વાદ્ય, સાહિત્ય એ શ્રવણગોચર કલાઓ બને છે. લખવાની અને છાપવાની ઉપાધિના લીધે સાહિત્ય દગ્ગોચર બને છે, પણ ચિત્ત ઉપર તો સંકેતના બળથી અક્ષરો ઉચ્ચારના જ સંસ્કારો પાડે છે.

---

૧ એરીસ્ટોટલે કાવ્યને અંગે 'મિમેસીસ' શબ્દ વાપરે છે. જેને માટે ઇંગ્લીશમાં 'ઇમિટેશન' શબ્દ વપરાયો છે અને જેને માટે આપણે અનુકરણ શબ્દ વાપરી શકીએ-તેના તાત્પર્ય વિષે ખૂબ ચર્ચા થએલી છે. એનો એક અર્થ ઉપર જણાવ્યો તે પણ સંભવે છે. આ ચર્ચા જાણવાની જેને ઇચ્છા હોય તેને એરીસ્ટોટલના પોયેટીક્સના અનુવાદમાં પ્રો. બુચરના અનુવાદ પછીનું ગ્રંથનું બીજું પ્રકરણ વાંચવા ખાસ ભલામણ છે.

આ ઉપરથી એમ ફલિત થાય છે કે રૂપ—એટલે કે જે કાંઈ ચક્ષુથી ગ્રાહ્ય છે તે—અને નાદ કલાના વિષયો બને છે.[2]

---

૨ આ વિધાનને વધારે સ્ફુટ અને મર્યાદિત કરવાની જરૂર છે. આ વિધાનનો અર્થ એવો છે કે અત્યાર સુધી આપણે જે જે વસ્તુઓને કલાનું નામ આપ્યું છે તે કાં તો શ્રવણનો વિષય બની છે કે દૃષ્ટિનો વિષય બની છે. રસનાનો વિષય બનતી પાકક્રિયાનો કલામાં સમાવેશ કરવામાં આવે તો રસ, ઘ્રાણનો વિષય બનતી અત્તરવાળાની ક્રિયાનો સમાવેશ કરવામાં આવે તો ગંધ, અને પંપોળવું, મર્દન કરવું અને સ્પર્શમૂલક કામશાસ્ત્રની ક્રિયાઓનો સમાવેશ કરવામાં આવે તો સ્પર્શને પણ કલાના વિષયો ગણવા જોઇએ. પણ આમ કરવામાં આવતું નથી, અને તેનું કારણ અમે ઉપર જણાવ્યું તેમ આ ક્રિયાઓ ચિત્ત ઉપર પોતાના પરિણામદ્વારા કલાકોટિએ પ્હોંચી શકતી નથી. આનો અર્થ એવો નથી કે રસ, ગન્ધ, સ્પર્શ, ચિત્તના ભાવો તરીકે કલાના ઉપાદાન બનતા નથી. ચિત્રકળા કે અભિનયકળા આ ભાવો ઉત્પન્ન કરી પોતાનું પ્રયોજન સાધે છે એ ઉપર કહ્યું છે. વિવક્ષિત એટલું જ છે કે નાક, જીભ કે ચામડી ઉપર અસર કરતી ક્રિયાઓ કલાકોટિની ગણાઈ નથી.

આજના યૂરોપના એક અગ્રણી ફીલસુફ અને કલામીમાંસક ક્રોસ (Benedetto Croce) કહે છે કે આ પ્રમાણે ઈન્દ્રિયોના વિભાગ કરવા ખોટા છે. આવા વિભાગોને ઉદ્દેશી તે કહે છેઃ "To this we must at once reply, that all impressions can enter into aesthetic expressions or formations, but that none are bound to do so of necessity." અને પછી ડાન્ટેમાંથી અને ચિત્રમાંથી, રસ, સ્પર્શઆદિના ઉદાહરણ આપે છે. આના જવાબમાં એટલું જ કહેવાનું કે આ દાખલાઓમાં આંખ કે કાને જે કાંઇ ગ્રહણ કર્યું છે તેના સંબંધથી આ ભાવો પેદા થાય છે; કાવ્ય કે ચિત્રમાં નાક કે જીભદ્વારા આ ભાવો અનુભવાતા નથી. તેઓ આગળ જઈને જે લોકો કેવળ રૂપ અને નાદને કલાવિષય ગણે છે તેનું ખંડન કરે છે. (Aesthetic P. 18) પણ અહીંઆ જે વિધાનો મેં કર્યા છે તેનું તાત્પર્ય એવું છે કે જો કે રૂપ, શબ્દ, ગન્ધ, સ્પર્શ અને રસ મનોભાવ તરીકે કલાનું ઉપાદાન બને છે તો પણ કલાકૃતિઓ તો દૃષ્ટિ અને શ્રવણનો જ વિષય બની શકી છે.

બીજી પણ એક બાબતમાં ઉપર કરેલા વિધાનોમાં અને ક્રોસના વિચારોમાં વિરોધ જણાશેઃ—ક્રોસ કલાઓના કોઈ પણ જાતના વર્ગીકરણમાં માનતો નથી. એક દૃષ્ટિએ આ વાત સાચી છે. પ્રત્યેક કલાકૃતિ સ્વપર્યાપ્ત છે અને તે બીજી કલાકૃતિ સાથે સરખાવાય નહિ; અને જ્યાં સરખામણી શક્ય નથી ત્યાં વર્ગીકરણ કેવું ? કલામીમાંસાની પારમાર્થિક દૃષ્ટિએ—અહીંઆ પણ જ્ઞાનમીમાંસાની જેમ પારમાર્થિક અને વ્યવહારિક દૃષ્ટિઓ રાખવાની જરૂર છે, જ્યારે ક્રોસ કેવળ પારમાર્થિક દૃષ્ટિએ લખતો હોવાથી બીજી દૃષ્ટિએ ઉપયોગી ઘણી બાબતો નકામી ગણી ફેંકી દે છે—આ વાત સાચી છે. પણ વ્યવહારમાં જે ભેદો સ્પષ્ટતા પામ્યા હોય તે સર્વથા નિર્મૂલ છે એમ કહેવું યોગ્ય નથી. વ્યવહાર કલાઓના ભિન્નભિન્ન નામો આપે છે તેનું પણ કાંઇક કારણ હોવું જોઇએ,—અમુક કૃતિઓ ચિત્ર શા માટે કહેવાય

ચિત્તની પરિણામ-પરંપરાને 'અર્થ' એવી સંજ્ઞા આપીએ તો એમ કહી શકાય કે રૂપ અને નાદની કલાવાળી રચનાઓ પોતાને અનુકૂળ 'અર્થો' ચિત્તમાં પેદા કરે છે; આ અર્થો કલાની શક્તિ અને ચિત્તની વૃત્તિ એટલે કે પૂર્વ સંસ્કારોના સ્વભાવ પ્રમાણે ચિત્તમાં એક એવી સ્થિતિ ઉત્પન્ન કરે છે જેને આપણે આનંદની સંજ્ઞા આપી છે. **પ્રત્યેક કલાની આ સ્થિતિ ઉત્પન્ન કરવાની શક્તિ અમર્યાદિત** છે, પણ પ્રત્યેક કલા ચિત્તમાં જે અર્થો પેદા કરે છે તેમાં તે, પોતે જે ઇન્દ્રિયનો વિષય છે તેનાથી, મર્યાદિત થાય છે. અને આ અર્થો બતાવવાની મર્યાદામાં તે કલાની જીવન બતાવવાની મર્યાદા પણ આવી જાય છે.

આ દૃષ્ટિએ વિચારતાં એમ જણાય છે કે પ્રત્યેક કલાને પોતાનું ધ્યેય સાધવાનો માર્ગ મુક્ત છે, પણ પ્રત્યેક કલા જીવનના અનુભવો બતાવવામાં મર્યાદિત થઇ જાય છે: ઉ. ત. ચિત્રકળા રંગ, રેખા આદિમાં જેટલું જીવન બતાવી શકાય તેટલું બતાવે; મૂર્તિકાર પત્થર, માટી, કે ધાતુદ્વારા જેટલા ભાવો બતાવી શકાય તેટલા બતાવે. સંગીત અને વાદ્ય અને સ્થાપત્ય સ્વર અને સમૂહોની વિશિષ્ટ રચનાઓદ્વારા જે ભાવો બતાવી શકાય તે બતાવે. અંગવિક્ષેપ શરીરને શક્ય વિક્ષેપોમાંથી અર્થ સાથે સંબંધ ધરાવતા વિક્ષેપોદ્વારા જેટલું બતાવાય તેટલું બતાવે. આ કલાઓની અર્થ દર્શવાની શક્તિની સરખામણી કરતાં પ્રત્યેકની મર્યાદા સમજાય છે. આ મર્યાદાનો આધાર પ્રત્યેક કલાના પોતાના ઉપાદાનથી ઉત્પન્ન થતા આકાર અને તેનાથી સૂચિત થવાના અર્થના સંબંધ ઉપર એટલે કે 'સંકેત' ઉપર છે. કલાના ઉપાદાનની સંકેતશક્તિ જેમ વિશાળ તેમ તેની અર્થ સૂચવવાની શક્તિ વિશાળ.

આ સંકેતના તત્ત્વને વધારે સ્ફુટતાથી સમજીએ. અર્થ અને તેના સૂચકના સંબંધ માટે આપણે સંકેત શબ્દ વાપર્યો. હવે વિચારીએ કે અર્થના સૂચક સાધનોમાં કયું વધારેમાં વધારે શક્તિવાળું છે? સ્હેજ વિચારતાં જણાય છે કે અર્થનું જે સહજ—તેની સાથે જન્મેલું—નિકટવર્તી સાધન છે તેની અર્થ બતાવવાની વધારેમાં વધારે શક્તિ હોય. આ સાધન તે વાણી છે, શબ્દ છે, ભાષા છે. આ સાધન સહજ કેમ છે તે જોઇએ.

ચિત્તનો સમગ્ર વ્યક્ત વ્યાપાર જેને આપણે 'વિચાર'ની સંજ્ઞા આપીએ તે મોટે ભાગે વાણીથી અંકિત હોય છે. વાણીથી 'અવ્યાકૃત' એવા પણ ચિત્તના ભાવો છે, અને

---

છે, અમુક સંગીત શા માટે કહેવાય છે, અમુક કાવ્ય શા માટે કહેવાય છે? ક્રોસ કદાપિ એવો ઉત્તર આપે કે આ જાતના વ્યવહારને કલાવૃત્તિ સાથે કાંઇ નિસ્બત નથી. અને આ વાત પણ સાચી છે. વર્ગીકરણ કરવું એ કલાનું કામ નથી, વિજ્ઞાનનું છે. પણ વ્યવહાર જે જીવન છે એ પોતાની સગવડ ખાતર કલાના અનુભવોને વ્યવસ્થિત કરવા વિજ્ઞાનની મદદ લે તો તેમાં કાંઇ અનુચિત નથી. એટલે વાસ્તવિક રીતે જોતાં ક્રોસની કલાવૃત્તિની કલ્પના સાથે વિરોધ નથી; અને ક્રોસ પોતે પણ આનું ખણ્ડન કરે છે તેનું કારણ એ જણાય છે કે આ બધી બાબતોનો કલાસ્વરૂપ સાથે ગોટાળો કરવામાં આવે છે. (Aesthetic of B. Croce. translated by Douglas Ainsle. Mac. Co. Ltd. 2nd Edition 1922. Pp. 114–15.)

વાણીથી 'અપ્રતિપાદ્ય' એવા પણ ભાવો હોય છે. તો પણ પોતાના ચિત્તનું સ્હેજે પણ નિરીક્ષણ કરનાર કહી શકશે કે ચિત્તનો વ્યાપાર મોટે ભાગે વાણીથી અંકિત છે.[૩] આ 'સહજતા'થી વાણી અને અર્થ વચ્ચેનો સંબંધ એટલે કે સંકેત બીજા કોઈ પણ ઉપાદાનના સંકેત કરતાં વિવિધ અને વિશાળ છે. એ વાત સાચી છે કે કેટલાક સંકેતો એવા છે કે જે વાણીને શક્ય નથી, અને જે પથ્થર કે રંગને શક્ય છે. પણ જીવન વ્યવહારમાં અર્થ દર્શાવવાનું આપણું સુલભ, સરલ, વિવિધ અને વિશાળ સાધન તો ભાષા છે.

પણ જે સમાજમાં કાવ્યકલા અને બીજી કલાઓનો વિકાસ થએલો હોય છે તેમાં બીજા પદાર્થોનો પણ સંકેત વ્યવહાર વિશાળ થએલો હોય છે. આવો વ્યવહાર વિશાળ થએલો હોય ત્યારે જ બધી કલાઓને એક દૃષ્ટિથી જોઈ શકાય અને ત્યારે જ કલામીમાંસા, રસમીમાંસા કે આનંદમીમાંસા શક્ય થાય. બધી કલાઓમાં આવી એકતા જોવાનો પ્રયાસ આપણાં પ્રાચીન શિલ્પગ્રંથોમાં જણાય છે. 'શબ્દાર્થ' જે રસો નિષ્પન્ન કરી શકે છે તેની ચર્ચા જેમ કાવ્યશાસ્ત્રમાં હોય છે તેમ ચિત્ર (મૂર્તિવિધાનનો પ્રાચીનો ચિત્રમાં સમાવેશ કરે છે) અને સંગીત પણ તે જ રસો નિષ્પન્ન કરી શકે છે એમ સૂચવતી તે રસોની ચર્ચા પણ તે ગ્રંથોમાં કરેલી છે.[૪] આ રીતે જેમ કલાઓનો વિકાસ વધે તેમ તેમનો સંકેત વ્યવહાર પણ વધે અને તેથી તેમની અર્થો બતાવવાની શક્તિ વધે અને તે પ્રમાણે જીવનને વધારે વિવિધતાથી અને વિશાળતાથી તેઓ બતાવી શકે. પણ આથી એમની સ્વભાવગત મર્યાદા તદ્દન નષ્ટ થતી નથી, અને તેથી જીવન બતાવવામાં વાણીની જેટલી સંકેતશક્તિ છે તેટલી બીજા પદાર્થોને સાધ્ય થવી શક્ય નથી અને તેથી જ વાણીને ઉપાદાન તરીકે વાપરતી કાવ્યકલાની જેટલી જીવન બતાવવાની શક્તિ છે તેટલી બીજી કલાઓની નથી.[૫]

---

૩ સરખાવો. "That thought cannot exist without speech, is a truth generally admitted."

It may or may not be true that certain concepts may be thought without phonetic manifestations. (Aesthetic. p. 23.)

૪ જુઓ ભોજસમરાંગણ સૂત્ર વૉલ્યુમ ૨. પ્ર. ૮૨ જેમાં 'ચિત્રશાસ્ત્રપ્રસિદ્ધ' અગીઆર રસોનું વર્ણન છે; તથા વિષ્ણુધર્મોત્તર પુરાણના તૃતીય ખણ્ડના અધ્યાય ૪૩ માં 'નવ ચિત્રરસો'નું વર્ણન છે. વિષ્ણુધર્મોત્તરના આ ભાગનો અંગ્રેજી અનુવાદ Stella Kramrisc નો કરેલો છે.

૫ આ વિચારોનું બીજું શેલીના Defence of Poetry નામના કાવ્યમીમાંસાના લેખના નીચેના ફકરામાં જણાશે. પૃ. ૧૦-૧૧. (D. C. Health and Companyએ પ્રસિદ્ધ કરેલી L. Winstanleyએ સંપાદિત કરેલી આવૃત્તિ.)

"But poetry in a more restricted sense expresses those arrangements of language, and e[illegible]lly metrical language, which are created by that [illegible]rial faculty,

પણ આ ઉપરથી એમ ન સમજવું કે સાહિત્ય અથવા કાવ્ય જીવનના અનુભવોનો સમગ્રતાથી ખ્યાલ આપે છે. એમાં એ ઉણપ રહે છે. આપણો જીવન–અનુભવ કેવલ

---

whose throne is curtained within the invisible nature of man. And this springs from the nature itself of language, which is a more direct representation of the actions and passions of our internal being, and is susceptible of more various and delicate combinations, than colour, form, or motion, and is more plastic and obedient to the control of that faculty of which it is the creation. For language is arbitrarily produced by the imagination, and has relation to thoughts alone; but all other materials, instruments, and conditions of art have relations among each other, which limit and interpose between conception and expression. The former is as a mirror which reflects, the latter as a cloud which enfeebles, the light of which both are mediums of communication. Hence the fame of sculptors, painters, and musicians, although the intrinsic powers of these great masters of these arts may yield in no degree to that of those who have employed language as the hierolghyphic of their thoughts, has never equalled that of poets in the restricted sense of the term; as two performers of equal skill will produce unequal effects from a guitar and a harp.

શેલીના આ વિચારો ઉપર પ્રો. બ્રેડલીએ નીચે પ્રમાણે ટીકા કરી છે:—

" He forgets...that the media of other arts have, on their side, certain advantages over language, and that these perhaps counterbalance the inferiority which he notices. He would also have found it difficult to show that language, on its physical side, is any more a product of imagination than stone or pigments. And his idea that the medium in other arts is an obstacle intervening between conception and expression is, to say the least, one sided. A sculptor, painter, or musician, would probably reply that it is only the qualities of his medium that enable him to express at all; that what he expresses is insaparable from the vehicle of expression; and that he has no conception which are not from the beginning sculpturesque, pictorial, or musical. It is true, no doubt, that his medium is an obstacle as well as a medium; but

શ્રવણગમ્ય વાણીનો અને વાણીપ્રતિપાદ્ય અર્થોનો બનેલો નથી. તેમાં રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શને પણ મોટું સ્થાન છે; અને જીવનના અનુભવની સમગ્રતા સાધવા માટે આ બધાની કાવ્યમાં ઉણપ રહે છે. આ ઉણપ નાટકમાં પૂરાય છે.

( અપૂર્ણ )

રે.



---

this is also true of language. ( Oxford Lectures on Poetry–Mac. Millan & Co. Ltd. 1919. pp. 157–58 ).

પ્રો. બ્રેડલીની આ ટીકા ધ્યાનમાં લઇને ઉપર વિધાનો કર્યાં છે. બીજી કળાઓ પોતપોતાના ઉપાદાનો દ્વારા કાવ્ય જેટલા જ આનંદનો અનુભવ કરાવવા સમર્થ છે એ વિષે શંકા નથી. પણ જીવનને વિવિધતાથી અને વિશાળતાથી બતાવવાનું સાધન ભાષા છે એના પુરાવા તરીકે જનસમાજે પોતાના પરસ્પર વ્યવહાર માટે ભાષા સ્વીકારી છે, નહિ કે પત્થર, રંગ, કે સૂર, એ હકીકત રજુ કરી શકાય. ભાષા, તેના નિશ્ચેતન સ્વરૂપમાં બીજા ભૌતિક પદાર્થો સાથે સમાન હશે, અને તે કલાવૃત્તિ–imagination–જન્ય નહિ હોય, પણ ભાષા જે રીતે ચિત્તની સૃષ્ટિ છે તે રીતે પત્થર કે રંગ નથી એ કોઈ પણ ભાષાશાસ્ત્રનો અભ્યાસી કહી શકશે. બીજા ઉપાદાનોની કેટલીક વિશિષ્ટતાઓ ભાષામાં નથી, જેમકે ઉંચાઈ અથવા સ્થૂલતા પત્થર, લાકડું કે ધાતુ બતાવી શકે, ભાષા ન બતાવી શકે–જો કે કુશળ કવિ શબ્દોને એવી રીતે ગોઠવે કે જેથી તેના ઉચ્ચારથી આનું કાંઇક ભાન કરાવી શકાય.

આ વિષય ઉપર ક્રોસના વિચારો નોંધવા યોગ્ય છે. તેણે પોતાના ગ્રંથનું બીજું નામ ' આવિષ્કારનું વિજ્ઞાન ' અને ' વ્યાકરણ ' ( Science of Expression and General Linguistic ) રાખ્યું છે. " Every true intution or representation is also expression; " ( ક્રોસ આને જ ' કલાવ્યાપાર ' કહે છે. પૃ. ૮–૯ ) અને તેથી તે પોતાના ' કલાશાસ્ત્રનું ' બીજું નામ ' વ્યાકરણ 'શાસ્ત્ર એવું આપે છે. ચિત્તના ભાવો સાકાર હોય છે–અને આ સાકારતા શબ્દમય હોય અથવા અશબ્દમય હોય–જેમ કે રેખા, રંગ, અવાજ ઇત્યાદિ. પણ બધા આકારોમાં ક્રોસ શબ્દને મુખ્ય ગણે છે, એ છેવટના એટલે કે ૧૮ મા પ્રકરણમાં સ્પષ્ટ થાય છે. ત્યાં એ ભાષાના પ્રશ્નોને જ પ્રધાનપદ આપે છે, જો કે દરેક સ્થાને ભાષાથી બીજા આકારોનો અતિદેશ કરે છે. ક્રોસ કહે છે: ' Philosophy of language and philosophy of art are the same thing. ' ( જુઓ પૃ. ૧૪૨ અને આગળ. )

# દેશી રાજ્યોની પ્રજા

આપણા દેશમાં જે સર્વદેશીય પ્રચંડ પુનઃરચના થઇ રહી છે તેમાં દેશી રાજ્યોના પ્રશ્નનો સમાવેશ થાય છે. દેશી રાજ્યોનો પ્રશ્ન ઘણો જ વિચિત્ર અને ગુંચવાયલો છે. નિઝામના હૈદ્રાબાદનું રાજ્ય યૂરોપના ઘણાયે દેશોના કરતાં મોટું છે અને કેટલાંક સંસ્થાનો અત્યંત નાનાં છે. મેવાડના રાજાધિરાજની ગાદી સ્થપાયાંને ઘણી સદીઓ વહી ગઇ છે. ત્યારે બીજી બાજુએ ઘણાં રાજ્યો મુગલ પાદશાહીની પડતી દશા વખતે લૂંટફાટથી સ્થપાયાં હતાં. બધાં રાજ્યોને પરદેશી સરકાર તથા બીજાં હિંદી રાજ્યો સાથે કોલકરાર કે મસલતે કરવાની સત્તા નથી, પણ તે સિવાયની બધી સત્તા મોટાં રાજ્યો ભોગવે છે ત્યારે કેટલાંક રાજાઓ માત્ર જમીનદાર જેવા જ સત્તાહિન છે. વળી અંગ્રેજ સરકાર સાથે જે કોલકરારો થયેલા તેની શરતોમાં હજાર પ્રકારના ફેરફાર થયા છે. એટલે દેશી રાજાઓનો પ્રશ્ન જેટલો ગુંચવાયલો અને અટપટો છે તેટલો જ મહત્વનો છે. નાનાં મોટાં બધાં રાજ્યો ગણ્યાં હોય તો તેની સંખ્યા આશરે ૭૦૦ થાય. આખા હિંદ દેશના વિસ્તારનો ત્રીજો ભાગ દેશી રાજાઓને હસ્તક છે અને ૩૨ કરોડની વસ્તીમાંથી ૭ કરોડ દેશી રાજાઓની પ્રજા છે. આ બન્ને હકીકત ઉપરથી જણાશે કે દેશી રાજાઓ અને તેમની પ્રજાનો પ્રશ્ન ઘણો જ મહત્વનો છે.

## ફૂલગુંથણીનો સંબંધ

આ રાજ્યો ખાલસા હિંદુસ્તાનની અંદર ઠેકઠેકાણે વેરાયલાં છે, તેમાં પણ હૈદ્રાબાદ અથવા મૈસુર જેવાં રાજ્યો તો એક જથ્થામાં છે પણ બીજાં ઘણાં રાજ્યોનાં ગામ ગામડાં ત્રુટક ત્રુટક છવાઇ રહ્યાં છે, અને આપણા ગૂજરાતમાં વડોદરાનું મોટું રાજ્ય છે તેનાં ગામડાં અને ખાલસાનાં ગામડાં એવાં ગુંથાઈ ગયાં છે કે ક્યાં આગળ દેશી રાજ્ય છે અને ક્યાં ખાલસા તે જાણવું મુશ્કેલ થઈ પડે. મુલકની વ્હેંચણી આ પ્રમાણેની હોવાને લીધે કયો હિંદી સંસ્થાનની પ્રજા છે તેનો નિર્ણય કરવો સહેલો નથી. રાજ્યોની હદ પાસે રહેનારા હજારો ખેડુતો ખાલસાના તેમ જ સંસ્થાનના ખેડુત થઈ શકે છે. એકનું એક કુટુંબ, એકની એક ન્યાત બન્ને પ્રદેશમાં રહે છે. જો જન્મસ્થાન ઉપરથી જ નિર્ણય કરવાનો હોય તો લાખો લોકોની સ્થિતિ કફોડી થઈ જાય. ખરૂં જોતાં આખું હિંદુસ્તાન ખાલસા છે એમ માની લેવું જોઇએ. આગગાડી ટપાલ અને તારની વ્યવસ્થા ઘણે મોટે ભાગે હિંદી સરકારના હાથમાં છે. હિંદી નાણાંનું ચલણ, થોડા અપવાદ સિવાય, આખા દેશમાં ચાલે છે. હિંદી સરકારની રાજ્યનીતિથી જકાત, કર, વગેરેની અસર આખા દેશ પર થાય છે. આખા દેશનું રક્ષણ લશ્કર તથા નૌકા મારફત હિંદી સરકાર કરે છે. ખાલસામાં આવેલી સાર્વજનિક સંસ્થાઓ, દવાખાનાં, શાળાઓ વિગેરેનો લાભ સંસ્થાનોની પ્રજાને મળે છે અને ખાલસાની પ્રજા રાજ્યોમાં આવેલી સંસ્થાઓ છુટથી વાપરે છે. એટલે ખરૂં જોતાં આખા દેશમાં એક જ પ્રજા છે અને વાસ્તવિક રીતે જોતાં એક જ સત્તા છે, પણ આજે

તો છસો સાતસો સત્તાઓનું અસ્તિત્વ સ્વીકારવું પડે છે, અને આ કઢંગી, કફોડી, અસહ્ય અને અસત્ય સ્થિતિ શી રીતે સુધારવી એ મહાન પ્રશ્ન આપણી આગળ રજુ થયો છે.

## દેશી રાજ્યોનો અમલ

દેશી રાજ્ય એટલે અંધેર એમ કહેવામાં જરાયે અચકાવાનું કારણ નથી. આજના સારામાં સારાં દેશી રાજ્યોનો કારભાર ખાલસાના કરતાં ઉતરતી પંક્તિનો છે. ખાલસાનો કોઇ પણ વતની રાજીખુશીથી દેશી રાજ્યનો વતની થાય નહિ. લગભગ બધા રાજાઓ સ્વાર્થી અને સ્વચ્છંદી જીવન ગાળે છે. તેમને ખરાબ પ્રકારની કેળવણી, હલકા સંસ્કારો, અને ખુશામતીઆ સોબતને લીધે ઉચ્ચ ભાવના હોતી નથી. જો તેમનામાં અક્કલ હોય છે તો તેનો દુરૂપયોગ થાય છે. સ્વતંત્ર મીજાજના સાચા અમલદારો તેમને ત્યાં ટકી જ શકે નહિ. રાજાઓના ખરા તેમ જ ખોટા બધા ખર્ચો રાજ્યની તીજોરીમાં પડે છે, અને છેલ્લાં પચીશ વર્ષથી રાજાઓને યૂરોપાદિ દેશોમાં જઇને મોજમજાહ મારવાનો છંદ લાગ્યો છે તેનો અઢળક ખર્ચ બિચારી ગરીબ છુંદાયલી અધભૂખી પ્રજા આપે છે. માનનિય શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી કહે છે કે રાજ્યોમાં વ્યક્તિના રાજ્યને બદલે કાયદાનું રાજ્ય હોવું જોઇએ, પણ તેવી વ્યવસ્થા આજે એક પણ રાજ્યમાં નથી. સ્વચ્છંદ, જોહુકમી, આપખુદી, સ્વેચ્છાચારનું સામ્રાજ્ય ઘણાંખરાં દેશીરાજ્યોમાં જોવાશે. પ્રજાના હિતનો વિચાર થોડે અંશે થાય છે, લોકલાજને લીધે મહાજનોના અભિપ્રાયને કોઇ વખતે માન આપવું પડે છે, પણ પ્રજાને સ્વાશ્રયી બનાવવા તરફ સખત વિરોધ જોવામાં આવે છે. જ્યારે ખાલસાની પ્રજા સ્વરાજ્યને પંથે ચાલવા માંડી છે ત્યારે સંસ્થાનોની પ્રજાને યોગ્ય પંચાયતો, શહેર સુધરાઇઓ, ધારાસભાઓ પણ મળતી નથી. બોલવા, લખવા, છાપવા, મળવાની છુટ ઉપર કાયદેસર અને બિનકાયદેસર અંકુશ એવા સખત હોય છે કે માત્ર કેસરીઆં કર્યાં હોય તે જ પ્રજાનો આગેવાન થઈ શકે. ઘણાં રાજ્યો એવાં છે કે જો તેમની પ્રજા સ્વસુધારણા માટે એકઠી થાય તો તેવા માણસોના ઘર વેચાઇ જાય. આ ૧૯૨૬ ની સાચી સ્થિતિનું વર્ણન છે. દરેક રાજ્ય કાયદાની અવગણના કરે છે એવું નથી, પણ રાજાની ઇચ્છા આગળ કાયદા લુલા થઈ જાય છે.

## સંસ્થાનોની પ્રજા

સંસ્થાનોના રાજા અને પ્રજા એ બન્ને એકમતના નથી, એ બન્નેની આશા આકાંક્ષા સરખી નથી, ઉલટી અરસપરસ વિરોધી છે. હિંદી પ્રજાને સ્વરાજ્યની સંસ્થાઓ અને જવાબદાર રાજતંત્ર મળ્યું છે ત્યારે દેશી પ્રજાને શા માટે નહિ? ઉપર આપણે જોઇ ગયા કે એ બન્ને પ્રજા એક જ માબાપના છોકરાં છે. એ બન્નેએ કૉન્ગ્રેસ વિગેરેની લડતમાં ભાગ લીધો છે, અસહકારની તેમ જ બીજી બધી લડતોમાં અને રચનાત્મક પ્રવૃત્તિમાં બન્ને સાથે રહ્યા છે, લડાઇ વખતે બન્નેએ પૈસા અને જાન આપ્યાં છે, ત્યારે એક પ્રજા ગંદા પાણીના ખાડામાં શા માટે પડી રહે? અને જો તે ખાડામાં હોય તો તેનો ભાઈ તેને શા માટે બહાર કાઢે નહિ? પણ આપણી મહાસભા દેશીરાજ્યોના પ્રશ્નથી નાસતી ફરે છે. અંગ્રેજ સરકારને તો અસ્પષ્ટ સત્તા તથા મતભેદનો લાભ લેવો છે. આપણા

રાજાઓને કોઇ દિવસ સમજાવી શકીશું એ દલીલ તદ્દન ખોટી નથી. રાજાઓ હમેશાં હિંદી પ્રજાની વિરૂદ્ધ અથવા પ્રતિકૂળ રહેશે એમ હું માનતો નથી, પણ દેશી પ્રજા શા માટે અવ્યવસ્થા અને અન્યાય આજે સહન કરી લે? દેશી રાજાઓને છેડવામાં ફાયદો નથી એવી દલીલ માત્ર આપણી નબળાઈ બતાવે છે. એ વૃત્તિમાં સત્ય તરફ બેદીલી જણાય છે, તેમાં કાયરતા છે, ખોટી લાલચ છે. આપણી સાચી માગણીઓ, સાચી આશાઓ રજુ કરી દેવી જોઇએ. જો હિંદી પ્રજાને સ્વરાજ્ય અને આત્મનિર્ણયના સિદ્ધાંતો પ્રિય છે તો દેશી પ્રજાને પણ તે તેટલાં જ પ્રિય છે. અંગ્રેજ સરકાર એવો ડૉળ કરે છે કે તેમને રાજ્યની આંતર વ્યવસ્થામાં દખલગીરી કરવાનો અધિકાર નથી તે છતાં નાભા, ઈન્દોર વિગેરે રાજ્યોમાં હાથ નાંખવો પડ્યો છે! એમ પણ કહેવાય છે કે જ્યારે રાજ્યમાં ભારે ગેરવ્યવસ્થા અને અશાંતિ થાય ત્યારે સરકાર વચમાં પડે. ત્યારે શું દેશી પ્રજા દરેક ઠેકાણે હુલ્લડ કરે તો જ રાજ્યમાં સુધારો થાય? હિંદી પ્રજાએ તેમ જ રાજાઓએ આ બાબતનો ઊંડો વિચાર કરવો ઘટે છે.

## ત્યારે કરવું શું?

દેશી પ્રજાને માટે હાલ તો એક જ માર્ગ છે, સંપ અને સંગઠનથી પોતાનું બળ–સંઘબળ–વધારવું, અને પ્રજામત કેળવવો. જ્યાં ત્યાં રચનાત્મક કાર્ય કરીને પ્રજાને સ્વાશ્રયી બનાવવી, સત્યને માટે આગ્રહ કરવાની તાલીમ આપવી, પ્રજાને બોલતી કરવી, જુલમ થતો હોય તો તેને પ્રગટ કરવો, જુલાણાંની સામે લડવાનું શીખવવું, અને નિડરતાના પાઠ ભણાવવા. પણ સાથે રાજાઓ, વાઈસરૉય, હિંદી ધારાસભાઓ, મહાસભા, પાર્લમેન્ટ અને રાષ્ટ્રસંઘ એ સર્વે સંસ્થાઓ પાસે પોકાર કરવો. દેશના આગેવાનોએ દેશીરાજ્યોની પ્રજાનો હાથ ઝાલીને મદદ કરવી અને ધીમે ધીમે બધાં રાજ્યોમાં પ્રજાને જવાબદાર રાજતંત્ર દાખલ કરાવવા માટે પ્રયત્ન કરવો. રાજ્યની પ્રજામાં જાગૃતિ આવી છે. આપણા કમનસીબ ગૂજરાતમાં ત્રણસોથી પણ વધારે રાજ્યો છે અને તેમની પ્રજામાં જ્યાં સુધી સ્વતંત્રતા અને નિડરતાનું જોર નહિ આવે ત્યાં સુધી ગૂજરાતી પ્રજા નબળી અને નિર્માલ્ય રહેશે.

સેવાશ્રમ-ભરૂચ ૩ ડૉ. સુમન્ત મહેતા

# "નિરાશ નાવિક"ની ટીકાઃ એક પત્ર

પૃથ્વી

અનન્ત જલવીચિ ને મહિં તરંત એ નાવલી,
અગાધ પડ વ્યોમનું, રજનિ કાળી કે વીજળી,
ઇહોત્તર સુખક્ષણો, હ્રદયહીનતા એકની,
તૃષા પ્રણયની સુકોમલ ઑચારી બાલાતણી;
બીજું પણ સખે ત્હમારી શુચિ વાણી દેખાડતી,
—અને સહજ કલ્પના મુજ રચે દિનો તાપનાઃ
બળે ગગન મસ્તકે, જલ અને દિશા ઝળઝળે,
ન કેમ કદિ ચે ત્યહાં ઉભય નાવ ધૈર્યે ડગે!

"ન હોય સુખનાવને કદર બંદરોની," સુણી
વિશંકુ, સલિલે ન નાવયુગલે પુગાડયો કદી
અવાજ અનુરાગભિક્ષુ કરુણાપિપાસાસુકો
કઠોર પણ કોરતો જિગર આદમીજાતનો?
તજ્યાં ઉડુપ ફેરવી સકલ જે જનસ્થાનને
ન કોઈ તણું વર્તમાન ઠરિયું ભલે લોચને,
પરંતુ નહિં ગદ્ગદ ધ્વનિ શું સાંભળ્યો ભૂતનો?
અનાથ ભજતો દીઠો પ્રસવ દેહના ભાવિનો?

અરે મૃદુ ખરેખરે હ્રદય હોત જો યુગ્મનું
મિથઃ પ્રણયથી ન થાત પરિણામ આ એમનુંઃ
કરે પ્રણય ભાવના મૃદુ, હરે તિરસ્કારને,
ભરે મન દયા, પુરે કરણમાંહ્ય ઉત્સાહને;
ઝરે પ્રણયનનથી સુભગ સર્વ કરતી સુધા,
ક્ષમા, સુજનતા, સહિષ્ણુ મમતા, નરી આર્દ્રતા.
લસે પ્રણયરશ્મિ જ્યાં નવવયસ્ક રત્નો વિશે,
રહસ્ય જિગરોતણાં સરલ ઊકલે ચોદિશે;
જગજ્જડ વિશે અનન્ય રસલ્હેર રૂહેતી દ્રવી,
ખભાથકી ફુટે પરો, વહત રક્ત વેલા નવી.

નિહાળો નભ મ્હાલતા અનિલ છંદ છંદે વહી
વિહંગ,—દ્દગ નાવિક કયમ વળી ન માળા ગમી ?
હતો હૃદયહીન તે સ્મૃતિવિહીન સુદ્ધાં હતો,
ન માત, ભગિની, ન વા જનનભૂમિ સંભારતોઃ
કલાધુન ! કલાપ્રવાહ ! બસ એ જ નાદે મચ્યો,
કંઇક નિજ શક્તિ,—તે ટિકીં ટિકી થતો ગંડુ શો !

મનોહર શરીર, કંઠ મધુરો, છટા વાણીની,
કથા સરસ, ગાન રમ્ય,—બલિહારિ નક્ષત્રની !
ઓંચારીં મહિલા બની જ વશ બાહ્ય સંપત્તિથી,
સુકોમલ કલેજું દૂષિત થયું જરા સ્પર્શથી !
તર્યો ક્ષણ જ વર્તમાન મહીં, માત્ર સ્વાર્થે વહ્યો,
સુખી વિરલ કિસ્મતે સહચરી થકી થૈ ગયો.
અકાલ ગઇ એ, અને રઝળતો રહ્યો એકલો,
—સ્મૃતિ, પ્રણય, માનવી હૃદય, ગોતશે એકલો !

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

ટિપ્પણ

જુવો પૂર્વાલાપમાં 'પ્રમાદી નાવિક' જે મૂલ રૂપમાં લખાઇ હતી ૧૮૯૩ના અંતમાં. એ મૂલ રૂપ મ્હને કાગળ સાથે મળતાં મેં તેની ટીકા લેખે ઉપલો પદ્યપત્ર મોકલ્યોઃ એ ટીકા ઉપરથી કર્તાએ કેટલાક ફેરફાર કર્યા, નામ પણ ફેરવી નાખ્યું, અને કૃતિને આપણે પૂર્વાલાપમાં 'પ્રમાદી નાવિક'ને નામે જોઇયે છિયે તે રૂપ આપ્યું. મૂલમાં

"ન હોય સુખનાવને કદર બંદરોની"

હતું; ચિંતામો વિશે પંક્તિઓ હતી; "ગણી ઉભય અર્ધ સર્વ," "કૃતાર્થ સહચારથી પ્રણયથી હમેશાં થતો," એ ભાવ 'નિરાશ નાવિક'માં ન હતા. અને આ ટીકાપત્ર મોકલતાં મેં ઉમેર્યું હતું,—Tennyson: Palace of Art પણ જોજો.

૧૬ પ્રસવ ભજતો, પ્રાર્થતોઃ પોતે જાતે અનાથ, આપણો સહચાર સહકાર પામે તે પ્રનાણેનો જ પ્રસવ જે મેળવી શકે.

૧૯–૨૬ મણિભાઇ આ પંક્તિઓને mere rhetoric કહેતા; મ્હારો જવાબ એ હતો કે આ કવિતા નથી, માત્ર ચર્ચાત્મક કાગળ છે.

૨૦ કરણ, કરણેંદ્રિયો. ૨૩ રત્નો, નેત્રો. ૨૬ લોહીમાં નવી ભરતી વહી રહે.

૩૪ નક્ષત્રની, કેવલ નર્સીઅની.

'પ્રમાદી નાવિક' મૂલના 'નિરાશ નાવિક'નું સુધારેલું રૂપ છે; તે સુધારેલા રૂપમાં પણ બારીકીથી જોનારને કેટલાક અંશ વિસંવાદી અને 'નિરાશ નાવિક'ના રહી ગયેલા જણાયા વગર નહીં રહે.

બ.

# બોલ્શેવિક રુશિયામાં કેળવણીનો પ્રચાર

યૂરોપીયન વિગ્રહ દરમ્યાન ઈ. સ. ૧૯૧૭માં રુશિયામાં બળવો થયો તેને પરિણામે પ્રજાકીય રાજ્યની સ્થાપના થઈ. આ તંત્ર સોવિયેટ યુનિયનને નામે ઓળખાય છે, પણ આપણા રાજ્યકર્તાઓ એને બોલ્શેવિક નામથી સંબોધે છે. આથી સોવિયેટને બદલે બોલ્શેવિક શબ્દ આપણા કર્ણને વધારે પરિચિત થઈ પડ્યો છે; એથી મેં 'સોવિયેટ'ને બદલે 'બોલ્શેવિક રુશિયા' એવું આ વિષયનું મથાળું કર્યું છે.

'બોલ્શેવિક' શબ્દની આસપાસ આપણા રાજ્યકર્તાઓએ મોટી જાળ ગુંથી છે. 'બોલ્શેવિક' એટલે વચનના જૂઠા, ચોર, બદમાસ, ખૂની, વ્યભિચારી. જગતમાં કોઇ એવું નિંદ્ય કૃત્ય નથી જેનું આરોપણ એમણે 'બોલ્શેવિક' ને માથે કર્યું નથી! આપણામાંના ઘણા-[illegible] આ જાળમાં ફસાયેલા છે, અને એથી 'બોલ્શેવિકો' પ્રતિ ઘૃણાનો ભાવ ઘણાના હૃદયમાં [illegible]ર થયેલો આપણે જોઇએ છીએ.

પણ જેણે આ જાળો ભેદીને નિષ્પક્ષ, તટસ્થ વિચારકની આંખે આ પ્રજાકીય તંત્રનું [illegible]લોકન કર્યું છે તેને બોલ્શેવિકો, આપણા રાજ્યકર્તાઓએ ચિતર્યો છે એવા ક્રૂર કે [illegible]કર દેખાવાને બદલે, કાંઈ જૂદા જ ગુણવાળા જણાયા છે. અંગ્રેજોની જ કહેવત છે કે [illegible]પાંડી વિચારો કરતાં અધેળ હકીકતનું મૂલ્ય વધારે છે." આથી હું બોલ્શેવિકોએ કેળ-[illegible]ણીની દિશામાં કરેલી પ્રગતિની હકીકત સરકારી રિપોર્ટમાંથી રજુ કરી, તેમને વિષે અભિ-[illegible] બાંધવાનું કામ જેમની આંખો કમળા વિનાની, નિર્મળ છે એવા વાચકોને જ સોંપું છું.

બળવા પહેલાં રુશિયામાં કેળવણીનો પ્રચાર બહુ જ ઓછો હતો. કેળવણીના કોષ્ટકમાં જગતના સૌ દેશોમાં રુશિયા અને હિંદુસ્તાનનાં નામ સૌથી છેડે આવે છે એ ઉપલક નજરે આંકડા જોનારને પણ યાદ હશે. પણ ૧૯૨૦ માં સાઠલાખ માણસોને લખતાં વાંચતાં શીખવી રુશિયાએ જે હનુમાન કૂદકો માર્યો છે એથી એની અને હિંદુસ્તાનની વચ્ચે જોજનોનું અંતર પડી ગયું છે. સોવિયેટ સરકારે ઘડેલા કાર્યક્રમ મુજબ આવતી સાલના નવેમ્બર માસમાં યૂરોપીય રુશિયામાંથી નિરક્ષરતાને દેશવટો દેવાશે, એટલે કે એક કરોડ સીત્તેર લાખ નિરક્ષર સ્ત્રી પુરુષો લખતાં વાંચતાં શીખી ગયાં હશે. સ્વરાજ્ય! તારી બલિહારી કાંઇ ઓર જ છે!

ખેડૂત અને મજૂરની દૃષ્ટિએ કેળવણીનું નવનિર્માણ કરવા માટે 'પ્રજાકીય કેળવણી મંડળ' ની સ્થાપના થઈ છે અને તે મંડળે પોતાનું કાર્ય ઇ. સ. ૧૯૨૨ થી શરૂ કરી કેળવણીના નૂતન આદર્શોનું બીજારોપણ કર્યું છે. આથી કેટલાંક જૂનાં ખખ થઈ ગયેલાં રસહીન અને સૂકાઈ ગયેલાં વૃક્ષોને જડમૂળથી ઉખેડી ઉખેડીને ફેંકી દેવાં પડ્યાં છે, પણ આને લીધે તાજા રોપેલા રોપાઓને જે વિપુલતાથી સિંચન અને પોષણ મળશે એથી નવો ફાલ સર્વાંગ સુંદર અને જલદી ઉતરશે એ નિઃસંશય છે.

પાછલાં થોડાં વરસોમાં રુશિયાએ કેળવણીમાં કેટલી પ્રગતિ કરી છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશેઃ—

| વર્ષ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૧૧ | ૪૭,૮૫૫ | ૩૦,૬૦,૪૦૦ |
| ૧૯૧૯ | ૬૩,૩૧૭ | ૪૭,૯૬,૨૮૪ |
| ૧૯૨૧ | ૯૧,૫૦૦ | ૭૨,૦૦,૦૦૦ |
| ૧૯૨૩ | ૫૯,૦૦૦ | ૪૪,૨૨,૫૦૦ |

આ આંકડાઓ પરથી જણાશે કે સોવિયેટ સરકારના હાથમાં રાજકારભાર આવ્યા પછી શાળાઓ અને વિદ્યાર્થીઓની સંખ્યા ધૂમ વધવા માંડી અને ૧૯૨૧ માં તો તે ટોચે પહોંચી. પણ તે પછી કેળવણીનું નવનિર્માણ થયું, નિદામણ શરૂ થયું, કેવળ બૌદ્ધિક કેળવણી આપનારી શાળાઓનો ધ્વંશ થયો અને વિદ્યાર્થીઓની સંખ્યા ૭૨ લાખથી ઘટી ૪૪ લાખ થઇ ગઈ.

પણ તે પછી પ્રગતિની રેખા ઉર્ધ્વગામી થઇ છે અને શાળાઓ અને વિદ્યાર્થીઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ જાય છે.

ત્યાંની શાળાઓના મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાયઃ—

(૧) ૫ થી ૮ વર્ષની વયનાં બાળકો માટેની કિન્ડરગાર્ટન શાળાઓ;

(૨) ૮ થી ૧૨ વર્ષની વયનાં બાળકો માટેની પ્રાથમિક શાળાઓ; અને

(૩) ૧૨ થી ૧૭ વર્ષની વયના વિદ્યાર્થીઓ માટેની માધ્યમિક શાળાઓ.

કિન્ડરગાર્ટન શાળાઓની સંખ્યા મર્યાદિત છે. બાળકોના ખાવાપીવાની વ્યવસ્થા પણ શાળા તરફથી જ થાય છે. આ શાળાઓમાં પોતાનાં બાળકોને દાખલ કરવાની માગણી ન પહોંચી શકાય એટલી થાય છે. આથી ગરીબ ખેડૂતો, મજૂરો અને લશ્કરમાં કામ કરતા સિપાઇઓનાં બાળકોને પ્રથમ લેવામાં આવે છે અને તે પછી જગ્યાઓ ખાલી હોય તો બીજાઓને દાખલ કરવામાં આવે છે. એટલે માત્ર બે ટકા બાળકો જ આ જાતની કેળવણીનો લાભ લઇ શકે છે.

દરેક શાળાને રાજ્ય તરફથી બાળક દીઠ લાલ લીટીની અડધો વીઘો જમીન આપવામાં આવે છે. આ જમીનના ઉત્પન્નમાંથી શાળાનું ઘણુંખરૂં ખર્ચ ચાલે છે. રજાઓમાં બાળકોને શિક્ષકો આસપાસના વન જંગલોમાં ફેરવી જૂદી જૂદી વનસ્પતિઓનું જ્ઞાન આપે છે. ઇ. સ. ૧૯૧૭ માં આવી શાળાઓની સંખ્યા ૩૮૭ હતી, તે ૧૯૨૩ માં વધીને ૧,૭૯૯ થઈ છે, અને હજી દિન ઉગ્યે એમાં વધારો થતો જ જાય છે. આ શાળાનો મુખ્યાધિકારી પ્રજાકીય કેળવણી મંડળ સ્થાનિક મજૂર મંડળની ભલામણ પરથી નીમે છે અને એના હાથમાં જ શાળાનો તમામ વહિવટ સોંપી દેવામાં આવે છે.

પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ૮ વર્ષથી મોડી ૧૭ વર્ષની વય સુધીનાં કુમાર-કુમારિકાઓને ભેગું શિક્ષણ આપવામાં આવે છે. શાળાઓમાં વિદ્યાર્થીઓને સંપૂર્ણ સ્વરાજ્ય હોય છે. શાળાનો મુખ્યાધિકારી અધ્યાપક મંડળની સહાય વડે જ

શાળાનો વહિવટ ચલાવે છે. આ અધ્યાપક મંડળમાં શાળાના અધ્યાપકો જ સભાસદો હોય છે એમ નહિ પણ શાળામાં કામ કરતા નોકરવર્ગનો એક પ્રતિનિધિ અને ૧૨ વર્ષથી વધારે વયના વિદ્યાર્થીઓનો એક પ્રતિનિધિ પણ આ મંડળમાં બેસે છે. સ્થાનિક મજૂર મંડળ, સ્ત્રી મંડળ, ખેડૂત મંડળ, જુવાન મંડળ એવાં જે જે કોઇ વ્યવસ્થિત મંડળો હોય તે તે તમામનો એક એક પ્રતિનિધિ આ અધ્યાપક મંડળનો સભાસદ હોય છે. શાળાને અંગે જે ડૉક્ટર હોય છે તે પણ આ મંડળનો સભાસદ ગણાય છે. આથી આ મંડળને અધ્યાપક મંડળને બદલે શાળાસમિતિ ( School Soviet ) એવું અર્થસૂચક નામ સોવિયેટ સરકારે આપ્યું છે.

આ શાળાસમિતિ દર મહિને મળે છે અને અભ્યાસક્રમ, સમયપત્રક, અધ્યાપકો વચ્ચે કામની વહેંચણી, શીખવવાની પદ્ધતિ વગેરે નક્કી કરે છે અને કોને શાળામાં દાખલ કરવા અને કોને ન કરવા તે પણ આ સમિતિ જ નક્કી કરે છે.

શાળા શહેરમાં હોય તો શહેરમાં ચાલતા કોઇ ઉદ્યોગનું શિક્ષણ શાળામાં ફરજીઆત રાખવામાં આવે છે અને ગામડામાં ખેતીવાડીનું શિક્ષણ ફરજીઆત હોય છે. શિક્ષણનો તમામ ઝોક અંગમહેનત તરફ હોય છે. વિદ્યાર્થીઓને સારા ખેડૂતો અને કામદાર કેમ બનાવવા, તેમનામાં કામદારોનું સંઘબળ કેમ ખીલવવું, મૂડીવાદની સામે સામ્યવાદ ટક્કર ઝીલી શકે તે ાર તેમનામાં સામ્યવાદનું ન્હાનપણથી જ બીજારોપણ કેમ કરવું એ તરફ જ શિક્ષણ-ાસ્ત્રીઓનું લક્ષ હોય છે. માત્ર બુદ્ધિને જ વિકસાવે તેવી કેળવણી તરફ દુર્લક્ષ અપાય છે. ારીરના અંગેઅંગને વિકસાવે, સ્નાયુઓને દૃઢ અને મજબુત બનાવે, હાથની અંદર રહેલી ારીગરીને બહાર લાવે અને શરીરશ્રમ માટે માન અને આદર પેદા કરે એવી આ કેળવણી છે. એમાં જાતિનો ભેદ નથી. ગરીબ તવંગરનો ભેદ નથી. સૌને માટે એનાં દ્વાર ખુલ્લાં છે.

વિદ્યાર્થી ૧૫ વર્ષનો થયે એને કોઇ પણ ઉદ્યોગની વિશિષ્ટ તાલીમ આપવામાં આવે છે અને જ્યારે તે ૧૭ વર્ષની વયે પહોંચે છે ત્યારે પોતાનો જીવનવ્યવહાર સુખેથી ચલાવી શકે એટલી શક્તિ લઇને જ તે શાળાના ઉંબર બહાર પગ મૂકે છે. તેને પછી સરકારી નોકરી માટે ફાંફાં મારવાનાં રહેતાં નથી, સારાં સર્ટિફીકેટો કે પ્રમાણપત્રોની તેને જરૂર પડતી નથી, મુખ્ય શિક્ષક કે આચાર્યની ભલામણની પણ તેને ગરજ હોતી નથી. તેનું કામ જ તેનું સર્ટિફીકેટ બને છે; તેની આવડત જ તેની ભલામણ કરે છે.

ક્રાન્તિ થઇ તે પહેલાં કેવળ બુદ્ધિની જ કેળવણી આપનારા 'જિમનેસિયમો' હતાં અને એમાં અમીર ઉમરાવોના નબીરાઓ લે તેવી કેળવણી અપાતી. ૧૯૧૪ની સાલમાં આવાં ૮૦૦ જિમનેસિયમો હતાં. સોવિયેટ સરકારે એ તમામને તાળાં વાસ્યાં અને આવી નવી સંકલિત મજૂર શાળાઓ* ખોલી. આથી કેળવણીના ક્ષેત્રમાં પણ ક્રાન્તિ બેઠી છે અને દર વરસે નવો જ ફાલ બહાર પડે છે. આથી રશિયાનું ભાવિ તો પલટાશે જ પણ જગતનું ભાવિ પણ પલટાશે એ નિર્વિવાદ છે. કારણ કે જગતનું ચાલુ વહેણ પલટનારી આ ક્રાન્તિ છે, ભાવિ જગતની પુનર્રચના કરનારી આ ક્રાન્તિ છે. તેના પ્રવાહને પૂરલગિરિ કે કાળો સમુદ્ર પણ રોકી શકે તેમ નથી. જોત જોતામાં તે પ્રલયના પૂરની માફક આખી દુનિયા

* Unified labour schools

પર ફરી વળશે, ખેડૂતો અને મજૂરોનો દિગ્વિજય જાહેર કરતી એની ધ્વજા દેશેદેશ અને ગામેગામ રોપાશે, મૂડીવાદનાં બળ છિન્નભિન્ન થશે અને જે રામરાજ્યની જગતની પ્રજા વિરહાતુર હૃદયે રાહ જુએ છે એની પ્રાણપ્રતિષ્ઠા મંડાશે. અજ્ઞાન અંધકારનાં આવરણોને ભેદીને એનાં તેજોમય કિરણો ફૂટવા માંડ્યાં છે અને આગામી ભભકતી ઉષાની પ્રતિહારી બની એની નેકી પોકારે છેઃ 'જાગો! ઓ પ્રસ્વેદથી નરઓળ જગતના માનવીઓ! એ ઉષાનો તમારા પ્રસ્વેદબિંદુઓથી અભિષેક કરો!'

* * * *

૧૭ વર્ષની વય પછી જેને આગળ અભ્યાસ કરવાની ઇચ્છા રહે છે તેને વિશ્વવિદ્યાલયમાં દાખલ કરવામાં આવે છે. આવાં વિશ્વવિદ્યાલય ઇ. સ. ૧૯૨૩ માં ૯૫ હતાં તેમાં ૧૨,૧૫૫ અધ્યાપકો છે અને ૧,૩૩,૮૭૨ વિદ્યાર્થીઓ છે. આ ૯૫ વિશ્વવિદ્યાલયોમાંથી ૨૭ ખેતીવાડીનું વિશિષ્ટ શિક્ષણ આપે છે; ૨૪ ઔદ્યોગિક શિક્ષણ આપે છે; ૧૩ શિક્ષણશાસ્ત્રનું અને ૧૦ લલિતકલાઓનું શિક્ષણ આપે છે. અહીંની જેમ બધાયે જ્ઞાનનો ખીચડો કરનારાં ૧૭ વિદ્યાલયો છે. આ વિશ્વવિદ્યાલયોમાં પણ ખેડૂત અને મજૂરનાં બાળકોને અને વાસ કરીને રહેલા સામ્યવાદના પ્રચારકોનાં બાળકોને પ્રથમ પસંદગી આપવામાં આવે છે. રુશિયન સામ્યવાદના આદિ ગુરુ કાર્લ માર્ક્સના સિદ્ધાંતોની ગળથુથી તો માધ્યમિક શાળામાંથી જ પાવામાં આવે છે, પણ સામ્યવાદના ખાસ ૭ વિશ્વવિદ્યાલયોમાં એ વાદના પ્રખર પંડિતો તૈયાર થાય છે અને તેઓ આગળ જતાં મોટા પ્રચારકો બને છે. આ વિશ્વવિદ્યાલયોનાં નામો મહાન સામ્યવાદીઓના નામ પરથી જ પડેલાં હોય છે.

આ ઉપરાંત મજૂરોનાં વિદ્યાલયો હોય છે. તેમાં દિવસે કામ કરતા ખેડૂતો અને મજૂરોને રાત્રિના સમયમાં તેમના વિષયોનું ઉચ્ચ શિક્ષણ આપવાની વ્યવસ્થા હોય છે. આ વિદ્યાલયોનો અભ્યાસ પૂરો કર્યા પછી કોઇ પણ વિશ્વવિદ્યાલયમાં એ મજૂર કે ખેડૂત દાખલ થઇ શકે છે અને ઉંચામાં ઉંચી ડિગ્રી મેળવી શકે છે.

શિક્ષણ ફરજીઆત છે પણ મફત નથી. માબાપ પાસેથી તેમની કમાણીનો વીસમો ભાગ તેમનાં બાળકોની કેળવણી માટે લેવામાં આવે છે. જેઓ સરકારી પેન્શનરો હોય છે, લશ્કરમાં કે કેળવણી ખાતામાં નોકર હોય છે અથવા તો જેમની કમાણી ઘણી જ ઓછી–પેટ પૂરતી હોય છે તેમને આ કરમાંથી મુક્તિ મળે છે. આ કરનો બોજો જરજમીનવાળા પૈસાદાર માણસો અને વેપારીઓને માથે વધારે પડે અને ખેડૂતો અને મજૂરોને તેનો ભાર ઓછો લાગે એવી તેની ખૂબીદાર, સમપ્રમાણ વહેંચણી છે. માબાપ આ કર ન ભરે તો બાળકોને શાળામાંથી કાઢી મૂકવામાં આવતાં નથી પણ માબાપને કોર્ટમાં રજુ કરી સજા કરવામાં આવે છે. કારણ કે સોવિયેટ ધારા મુજબ બાળકો એ માબાપની મિલ્કત નથી પણ રાજ્યની મિલ્કત છે અને રાજ્ય પોતાની મિલ્કતનું રક્ષણ કરવા બંધાયેલું છે.

ક્રાન્તિ વખતે મદદ કરનાર માબાપોનાં બાળકોને શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે, અને શાળામાં જે ચોથા ભાગના વિદ્યાર્થીઓ વગર ફીએ ભણે છે તેમાંના ઘણાખરાં રાજ્યની સેવા કરી હોય એવા સિપાઇઓનાં અને મજૂરોનાં જ બાળકો હોય છે.

આ ઉપરાંત એક લોકશિક્ષણનું ખાતું હોય છે. તે પ્રજાકીય મંડળથી અલગ છે અને ખાસ કરીને નિરક્ષર લોકોને લખતાં વાંચતાં શીખવવાનું કામ કરે છે. તે ગામડાંઓમાં વાંચનાલયો, ફરતાં પુસ્તકાલયો, સિનેમાઓ, નાટકો, સામ્યવાદનાં મડળો, પ્રદર્શનો વગેરે અનેક સાધનો દ્વારા સામાન્ય જ્ઞાનનો પ્રચાર કરે છે, લોકોને સોવિયેટ સરકારના સિદ્ધાંતોની સમજ આપે છે અને નિરક્ષરતાનો નાશ કરે છે.

તમામ થીએટરો અને સિનેમાઓ પર વ્યક્તિની ખાનગી માલિકી નહિ પણ રાજ્યની જ માલિકી હોય છે અને રાજ્યના સેન્સરો પાસ કરે તે જ ખેલો કે ફીલમો પ્રજા આગળ રજુ થાય છે આ તપાસ આપણે અહીંઆ છે તેમ કાતરનું જ કામ કરતી નથી–બિભત્સ કે રાજકીય એવાં કોઈ અનિષ્ટ તત્ત્વનો જ ઉચ્છેદ કરતી નથી, પણ પ્રજાની જ્ઞાનસમૃદ્ધિ કેમ વધે; તેમની કલારસિકતા કેમ ખીલે, અને તેમનામાં રહેલ દેશ પ્રત્યેની અને સામ્યવાદ પ્રત્યેની પ્રીતિનું કેમ પોષણ થાય એ દૃષ્ટિએ આ તપાસ થાય છે. મુખ્ય વિદ્યાધિકારી લુનાશર્સ્કી પોતે જ એક અદ્વિતીય નાટયકાર છે અને તેનાં લખેલાં બે નાટક 'ફૉસ્ટ' અને 'ઓલિવર ક્રોમવેલ' એ પ્રજા આગળ અનેકવાર ભજવાયાં છે. આથી પ્રજાનું કેવળ મનોરંજન જ થતું નથી પણ નાટયકલા દ્વારા ક્રાન્તિકારક વિચારોની જે પિચકારી અપાય છે તેનો રસ પ્રજાની રગેરગમાં ફરી વળે છે અને પ્રજા સમસ્ત સામ્યવાદની પરમ ભક્ત બને છે. મોસ્કોમાં આવું એક પ્રસિદ્ધ થીએટર છે તે 'ક્રાન્તિ થીએટર' ના નામથી ઓળખાય છે આ ઉપરાંત કેવળ બાળકો માટેનું પણ એક થીએટર છે અને તેમાં બાળકોના માનસને અનુરૂપ ખેલો અને પ્રહસનો ભજવાય છે. તે સિવાય સિનેમાની ફીલમો, પુસ્તકો, ચોપાનિયાં વગેરેની ખાસ 'ટ્રેઇનો' હોય છે અને તે ગામેગામ ફરી લોકશિક્ષણનો પ્રચાર કરે છે.

આ તો બોલ્શેવિક રુશિયાની કેળવણીની દિશામાં કરેલી પ્રગતિનો સાર માત્ર છે. એમાં રુશિયા જેવા જ ખેતીપ્રધાન અને કર્મપ્રધાન આપણા દેશને અનુકરણીય અને અપનાવી લેવા જેવું ઘણું છે. માત્ર આપણા શિક્ષણશાસ્ત્રીઓ આ દિશા તરફ નજર દોડાવે. બૌદ્ધિક કેળવણીને બદલે સોવિયેટ સરકારના જેવી કાર્યકર કેળવણી આપવાનો પ્રબંધ કરે, નિરક્ષરતાનો નાશ કરે, લોકશિક્ષણનો પ્રચાર કરે અને ગરીબોને માથે કરોનો જે અસહ્ય બોજો છે તેને ઓછો કરી માલદારો પર તે વહેંચી નાંખે તો આપણા દેશમાં પણ એ ઉષાનાં પનોતાં પગલાં મંડાય, આલસ્ય દૂર થાય, અસંતોષ અદૃશ્ય થાય અને સૈકડો વર્ષ પરના એ રામ રાજ્યનાં ફરીથી દર્શન થાય. પ્રભુ એ સુદિન ક્યારે દેખાડશે?

નંદલાલ મણિલાલ શાહ.

# આબુનાં મંદિરો અને અનુપમાદેવી*

ગૂજરાતના સ્થાપત્યમાં આબુનાં મંદિરો સૌથી વધારે આકર્ષક છે. ભારતવર્ષના સ્થાપત્યમાં તાજમહાલ અને વસ્તુપાલનાં મંદિરો પરદેશીઓનું સૌથી વધારે ધ્યાન ખેંચે છે. તાજમહાલ એક પ્રેમી સમ્રાટનો મૂર્ત થએલો પ્રેમ છે; એક શહેનશાહનો ખજાનો એની પછવાડે ખરચ થએલો છે. આબુનાં મંદિર બે પોરવાડ ભાઇઓએ બંધાવેલાં છે. એમાં તીર્થંકરની 'શુક્લધ્યાન'ની ભાવના મૂર્ત કરવા અઢળક ધન ખરચાયું છે. પણ એની કારીગરી, લોકો કહે છે, અઢળક ધન ખર્ચે પણ સિદ્ધ થાય એવી નથી. કલા અને કલાકારોનો પ્રેમી જ એવી કારીગરી સિદ્ધ કરાવી શકે. આ ઉદારતા અને આ કલાપ્રેમનો પાઠ શીખવનાર એક દેવી હતી. તેનું નામ એ કુશળ પ્રધાનો જેટલું પ્રસિદ્ધ નથી. એ દેવીનું નામ–અનુપમાદેવી અને તે તેજપાલની ધર્મપત્ની હતી.

૧

ગૂજરાતના મન્ત્રીઓ થયા એ પહેલાં, અઢળક ધનના દાતા થયા એ પહેલાં, એકવાર બન્ને ભાઈઓ કુટુમ્બ સાથે સોરઠ તરફ તીર્થયાત્રા કરવા નીકળ્યા; ઘરમાં જે કાંઈ ધન હતું તે બધું સાથે લઈ લીધું. રસ્તામાં હડાળા ગામ આગળ મુકામ કર્યો. ત્યાં માલુમ પડ્યું કે સોરઠમાં જોઇએ એવી શાન્તિ નથી. સાંજે તે વાણીઆઓએ વિચાર્યું કે બધું ધન સાથે લઈ જવું ઠીક નથી. ભવિષ્ય માટે થોડુંક ધન ક્યાંક દાટીને જઇએ તો ઠીક. બન્ને ભાઇઓ લક્ષ્મી ગણવા બેઠા. ત્રણ લાખ દામ થયા. તેમાંથી એક લાખ લઈ રાતે દાટવા નીકળ્યા. 'ઝાડ નીચે ધન દાટવા જમીન ખોદતા હતા ત્યાં નીચેથી સોનાનો ભરેલો એક ઘડો પ્રકટ થયો.' ધન દાટવા જતાં કોકનું દાટેલું ધન હાથમાં આવ્યું એટલે બન્ને ભાઇઓ વિચારમાં પડી ગયા કે હવે શું કરવું? તેઓએ નાનાભાઈ તેજપાલની પત્નીની સલાહ લેવા વિચાર કર્યો.

> सरस्वतीमिवोदारसारबुद्धिप्रदायिनीम् ।
> पृच्छतः स्म सदा मान्यां देवीमनुपमाभिधाम् ॥

સરસ્વતીના જેવી, ઉદાર અને તાત્ત્વિક બુદ્ધિ આપનારી સદા માન્ય અનુપમા નામની દેવીને પૂછવા લાગ્યા.

બધો વૃત્તાન્ત જણાવ્યો, અને પૂછ્યું:

> आवाभ्यां निधिनाऽनेन किं कर्तव्यमतःपरम् ।
> मनस्विनि मतिं ब्रूहि परिणाम गुणावहाम ॥

હવે અમારે આ ધનનું શું કરવું હે મનસ્વિનિ! પરિણામમાં ગુણવાળી સલાહ આપ.

અનુપમાદેવીએ વાણીઆઓને માર્મિક વચન કહ્યું:

> द्रव्योपार्जनसंजातरजोभारादिवांगिनः ।
> अधः क्षिपंति सर्वस्वं गन्तुकामा अधोगतिम् ॥

---

* આ વૃત્તાન્ત શ્રી જિનહર્ષગણિકૃત વસ્તુપાલ ચરિતમાંથી લીધો છે.

દ્રવ્ય ઉપાર્જનથી થએલા રજોભારથી જાણે (રજના ભારથી અને પાપના ભારથી) અધોગતિને પામવાની ઇચ્છાવાળા પોતાનું બધું નીચે નાખે છે—જમીનમાં દાટે છે.

આ વચનથી બન્ને ભાઇ પોતે જે કરવા ગયા હતા તે કામ કેવું હતું તે બરાબર સમજી ગયા હશે. પછી દેવી આદેશ આપે છેઃ

अतो गरीयसि स्थाने स्थापनीयं निजं धनम् ।
जगद्दृग्गोचरे प्रोच्चैः पदवीं स्पृहयालुभिः ॥

માટે જગતની દૃષ્ટિમાં ઉચ્ચ પદવીની સ્પૃહા હોય તેવાઓએ તો ઉચ્ચ સ્થાને જ પોતાના ધનને સ્થાપવું જોઈએ.

અનુપમાએ ઉચ્ચત્વનો પાઠ આપ્યો. બન્ને ભાઈઓએ એ સ્વીકાર્યો—જીવનભર એનું પાલન કર્યું. તાત્કાલિક પરિણામ શત્રુંજય અને ગિરિનાર ઉપર મંદિરોમાં આવ્યું.

૨

બન્ને ભાઈઓ ગૂજરાતના મહામન્ત્રીઓ બની ગયા છે. પોતાની બુદ્ધિ અને પોતાના શૌર્યથી આખા ગૂજરાતને એક તન્ત્ર નીચે આણ્યું છે. અકુણ્ઠિત ઉદારતાથી સર્વ સંપ્રદાયોનો વિરોધ કલહ દૂર કરાવ્યા છે. પોતે 'દાઢીવાળી સરસ્વતી'નું બિરૂદ પ્રાપ્ત કર્યું છે અને સરસ્વતીના પુત્રોને અપ્રતિમ ઉદારતાથી પોષ્યા છે. સર્વ પ્રકારની લૌકિક ઋદ્ધિને પ્રાપ્ત કરી છે; અનુપમાની આજ્ઞાનું પાલન સર્વથા સફળ થયું છે. આ સ્થિતિમાં એકવાર નાગેન્દ્ર ગચ્છના સૂરિએ આવી અર્બુદગિરિનું માહાત્મ્ય ગાયું: "આ ગિરિરાજથી જૈનશાસનમાં અને શૈવશાસનમાં વિશેષતઃ પ્રખ્યાત છે; અને વિવિધ ઋષિઓએ એ સેવ્યો છે." ઇત્યાદિ. છેવટે નાગેન્દ્રમુનિ કહે છેઃ "રૈવતાચલ જેવું આ ગિરિ ઉપર નિર્માણ કરેલું ચૈત્ય સ્થિરાતલ ઉપર એટલે પૃથ્વીતલ ઉપર સ્થિરસ્થાયિ થશે." વસ્તુપાલે મનમાં વિચાર્યું: "અમે ચાર ભાઇ હતા. તેમાંથી બે તો નાનપણમાં જ દેવલોક પામ્યા. તેમાં મલ્લદેવનાં શ્રેય અર્થે તો શત્રુંજયગિરિ ઉપર અષ્ટાપદ સરખું અષ્ટાપદ મંદિર બંધાવ્યું છે. પણ લુણિગનાં શ્રેય માટે કાંઈ 'કીર્તન' કરાવ્યું નથી." આબુ ઉપર મંદિર બંધાવવાનો વસ્તુપાલ વિચાર કરે છે. નાના ભાઈ તેજપાલ મન્ત્રીને બોલાવ્યો, અને પોતાનો વિચાર જણાવ્યો. તેજપાલે અનુમોદન આપ્યું અને નેમિનાથનું ચૈત્ય બંધાવવાનો બન્ને ભાઇઓએ ઠરાવ કર્યો. તેજપાલ ચંદ્રાવતીના રાજા પાસે સાહાય્ય માગવા તુરત જ ઉપડ્યો.

૩

મંદિર બાંધવાનું કામ શરૂ થઇ ગયું છે, કારીગરો ઉપર દેખરેખ રાખવા ઊદા નામના વાણીઆને નીમ્યો છે. સર્વ વૃત્તાન્ત તેજપાલે આવી વસ્તુપાલને જણાવ્યો. વસ્તુપાલે કસોટીના પત્થરની નેમિનાથની મૂર્તિ બનાવી તેજપાલ સાથે આબુ મોકલી. ઘણા દિવસોથી કામ ચાલતું હતું પણ હજી ફક્ત ગર્ભમંડપ જ તૈયાર થયો હતો. તેનું કારણ ઊદાને પૂછ્યું. ઊદાએ કહ્યું: "દેવ આ સૂત્રધારોને હું તો અનેકવાર પ્રેર્યા કરું છું. પણ થોડીક વારમાં બધા થાકી જાય છે અને કામમાં જરાએ ઉતાવળ કરતા નથી; અને હઠથી આગળથી પૈસા લઇ દામને વેડફી નાખે છે." 'દામને વેડફી નાખે છે' એ 'શ્રુતિકટુ' શબ્દો સાંભળી સચિવે કહ્યું:

लोकानामुपकाराय चैत्यकृत्याधिकारिणाम् ।
आगच्छन्तो व्रजन्त्येते भृशमक्षीणकोशताम् ॥

ચૈત્ય કરવા માટે નીમેલા લોકોના ઉપકારમાં આવતાં દામ અનેક ઘણાં વધે છે.' માટે

द्रम्माः सूत्रभृतां देयास्तदमीषां यथारुचि।
यदुदाराशयैर्भाव्यं धर्मकार्ये विवेकिभिः॥

આ સ્થપતિઓને યથારુચિ દામ આપવાં; કેમકે વિવેકીઓએ ધર્મકાર્યમાં ઉદાર વૃત્તિવાળા રહેવું જોઇએ.' 'લક્ષ્મી તો દીપ શિખાની' જેમ સ્નેહ (સ્નેહ—અને તેલ), દશાગુણ (દશાના ગુણ-દીવેટ) સર્વનો નાશ કરી ફક્ત મેંશ રહેવા દઇ નાશ પામે છે.'

પણ કામ જલદી થાય એનો ઉપાય તો કરવાનો હતો. એ ઉપાય અનુપમાદેવીએ કર્યો; એકવાર—તેજપાલ પૂજાની તૈયારીમાં હતો તે સમયે 'ચતુરાઇમાં સરસ્વતી સમી' અનુપમાએ કારીગરોની કામમાં મંદતા જોઇ મુખ્ય સ્થપતિ 'શિલ્પીઓના અગ્રેસર' **શોભનને** બોલાવી કહ્યું: "જો આ એક સ્તંભ ઉંચો કરતાં તમને આટલો વિલંબ થયો તો આ પર્વત ઉપર ચૈત્ય ક્યારે તૈયાર થશે? ધર્મની તો, પ્રાજ્ઞો, ત્વરિત ગતિ કહે છે. અને દેહધારીઓની ભાવી ક્ષણ કેવી છે તે કોણ જાણે છે? લક્ષ્મી અને આયુષ બન્ને ચંચલ છે. માટે વિવેકીએ પુણ્યકાર્ય, સ્વજન્મ સફળ કરવા, વિના વિલમ્બે કરવું જોઇએ; અને અધિકારીએ તો ખાસ કરીને." શોભને જવાબ આપ્યોઃ "સ્વામિનિ! આ પર્વત દેવોને ચઢતાં પણ કઠિન પડે એવો છે. અહીંઆ જે ઉગ્ર શીત પડે છે તેથી સવારનું કામ અટકી જાય છે; અને હિમથી શીતલવાયુ મર્મ વિંધી નાખે છે. બપોરે બધા સ્થપતિઓ પેટ ભરવા માટે રાંધવાના કામમાં પડી જાય છે. જમ્યા પછી જ્યાં કામ શરૂ કરીએ છીએ કે ત્યાં સાંજે વિઘ્નરૂપ ઠંડી પડવા માંડે છે. વળી ખોરાકમાં શાક અને દૂધ મળતા નથી એટલે શરીરમાં શક્તિ પણ જોઇએ તેવી રહેતી નથી. આથી આ પર્વત ઉપર થોડું થોડું કામ થાય છે. સામગ્રી સિવાય ધનથી પણ કાર્યસિદ્ધિ થતી નથી."

આ બન્નેમાં આમ વાત ચાલતી હતી ત્યાં તેજપાળ આવી પહોંચ્યો અને શોભનને પૂછ્યું: "ભાગ્યશાળી અનુપમાદેવી તમને શું કહે છે.?" તેજપાલે બધી હકીકત જાણી અને પત્નીની સલાહ માગી. અનુપમાએ મુદિત થઈ કહ્યું: "દિવસે અને રાતે જુદા જુદા સ્થપતિઓ નીમો. બધા શિલ્પીઓને અમૃતસમાં સર્વદા યથારુચિ ભોજન જમાડો. તેઓને ન્હાવાધોવા અને આરામ લેવાની સગવડ કરવા જુદા જુદા માણસોની ગોઠવણ કરો. દુનીઆમાં આ રીતે જ ધર્મકૃત્યો થાય છે; **सर्वः संतोषमायातः सोत्साहः स्यात् क्रियासु-यत्।** શાથી જે સર્વે સંતોષ મળતાં કામમાં ઉત્સાહવાળા થાય છે."

'કાન્તાનો કાન્ત ઉપદેશ' સાંભળી મન્ત્રીએ તે પ્રમાણે બધી વ્યવસ્થા કરી.

આબુના મંદિરો કોણે બંધાવ્યાં?

આબુના મંદિરો અનુપમાદેવીએ બંધાવ્યાં. આબુના મંદિરોમાં અનુપમાદેવીની મહાનુભાવના મૂર્ત થાય છે. ઉદારતાનો—ધન ખર્ચવાનો—પ્રથમ પાઠ અનુપમાએ એ ભાઇઓને શીખવ્યો. શિલ્પીઓને સંતોષી કામ લેવાનો પાઠ પણ અનુપમાએ આપ્યો. જો ગુર્જર દેશમાં આવી સ્ત્રીઓ હોય ત્યાં ધર્મ અને કલા કેમ વૃદ્ધિ ન પામે? +

ર. છો. પ.

+ હસ્તલિખિત વનરાજમાંથી ઉદ્ધૃત

# એ કલાપ્રદર્શનો

દિવાળીએ દિવાળીએ ગૂજરાત પોતાનાં સામયિકોના ખાસ અંકો દ્વારા પોતાનું ચિત્ર-કલા પ્રદર્શન દેશને ધરે છે. આ વખતે એણે આ ખાસ અંકો ઉપરાંત સૂરત મુકામે ગૂજરાત કલાપ્રદર્શન ભરીને ગૂજરાતની સમગ્ર કલાઓ બતાવી આપી છે. ખાસ અંકો દ્વારા ગૂજરાત ભાગ્યે જ પોતાની રસવૃત્તિની ઉચ્ચતા સાબીત કરી શકે છે.

"ગુજરાત"ના ચિત્રોમાં આ વખતે મુનશીજીના પૌરાણીક નાટકને ચિત્રકારે જરા ય શોભાવ્યું નથી. કયાં એ નાટકની ભાવના અને કયાં એ ચિત્રો ? ચિત્રકાર હરેક પ્રકારે પોતાની ચિત્રની સામગ્રી વિલાયતી જ રાખે છે જામદગ્નેયાસ્ત્ર નામે ચિત્રમાં ઓર્વની ઉભા રહેવાની છટા તો જુઓ ! એ પછી ૯૬ મા પૃષ્ટની સામેનો વીતહવ્ય જુઓ, વીતહવ્યની અક્કડતા મોરમાં ય પેસી ગએલી છે ! ! કદાચ મોર લાકડાનો હશે ! ! !

રૂપાં અને દાદુમાં "હું રૂપાં"માં ચિત્રકારની ફતેહ છે, શેરઝાદીના ચિત્રકારે આ વખતે કંઈ અજબ સુધારા કરી દીધા છે. એમનાં પાછલાં ચિત્રોમાં રહેલી ચ્હેરાઓ પરની મૂર્ખતા અને શરીરની અક્કડતા એકદમ જ કંઇક ચાલી ગઇ છે—ઘણું સુધાર્યાં કે પછી સુધરાવ્યાં હોય તેમ લાગે છે.

કસોટીનાં ચિત્રો, મુનશીજીના નાટકના જ ચિત્રકારને હાથે થએલ હોઈ, વધુ કાંઇ ન કહેવાય, પણ ૧૩૬ મા પાનાની સામેનાં ચિત્રમાં ચોખ્ખી મહમદી બેસાડી દીધી છે.

એ પછી "ગુજરાત"નું ચિત્રોનું પ્રદર્શન એના લેખોનાં પ્રદર્શનની પેઠે જ "ગુજરાત"ને અરધે રસ્તેથી જ બંધ પડી જાય છે અને પછી "વધુ માટે" કશું જોવાનું મળતું નથી.

કેમ જાણે "ગુજરાત"ને ટક્કર મારવી હોય તેમ "નવચેતન" આ વખતે ખૂબ ભભકો મારે છે. પણ એનો એ ભભકો ગૂજરાતના નાટકોની જેમ સીનસીનેરીનો છે. ઉત્તરહિંદનાં અને દક્ષિણનાં નાટકોને મુકાબલે ગૂજરાતનાં નાટકોની સીનસીનેરી ખઽુ ભભકાભરી ગણાય છે, આ સીનસીનેરીમાં ઘણે ભાગે વિલાસ અને ખોટો ભભકો જ હોય છે. નવચેતન પોતાના પૂંઠાં પર જ આળસ મરડતી કોઈ સ્ત્રીને અર્ધ ઉઘાડી દશામાં બતાવી પ્રેક્ષકને આકર્ષવાનો હલકો પ્રયાસ કરે છે. એમનું પછીનું પ્રથમ ચિત્ર "મુરલીમુગ્ધ" એના સ્વર્ગસ્થ ચિત્રકારની મનોવૃત્તિને તાજી કરે છે.

"યૌવના" મૂકવાનો હેતુ પણ પૂંઠાં પરના ચિત્રના જેવો જ હશે. "કુદરતની કૃતિ" દ્વારા ચિત્રકાર શું એમ કહેવા માગે છે, કે 'નગ્ન સ્ત્રી જ કુદરતની કૃતિ છે' ? મજુમદારને ઓળખાવનાર તંત્રી સાહેબને જ અમે એ પ્રશ્ન પૂછીએ છીએ. એ કઈ રીતે "વિશ્વના ગૂઢ સૌન્દર્યની પેલે પારનું દશ્ય જોવાની શક્તિ ધરાવે છે" અને "ગૂઢ સૌન્દર્યને વ્યક્ત કરી મનુષ્ય હૃદયની લાગણીજન્ય ભૂખ મટાડે છે ?" આ વાક્યથી લેખકે કદાચ નહિ કલ્પેલું સત્ય વ્યક્ત થઇ જાય છે. અને એ કઇ રીતે "આપણી અને પરમાત્માની વચ્ચે ઓળખાણ કરાવનાર દુભાષિયા તરીકે" છે ? બાકી તંત્રીજીએ આપેલો રા. મજુમદારનો પરિચય ઘણી સુંદર

છટાથી આપ્યો છે. દુઃખ માત્ર એ છે કે એની એમનાં ચિત્રો સાથે એકવાક્યતા નથી. કદાચ એમ હશે કે એમણે બતાવેલા મઝુમદારનાં ચિત્રોના ત્રણ વર્ગમાંના (૧) "અલંકારી" વર્ગનાં ચિત્રો જ આપવા ધાર્યા હશે! પણ તેનાથી "વિશ્વનાં ગૂઢ સૌન્દર્યની પેલે પારનું દશ્ય શી રીતે જોવાય?" ગમે તેમ પણ પૂંઠાં પરનું ચિત્ર મૂકવામાં લોકોને આકર્ષવાનો હેતુ સર્યો છે. આ આખા અંકમાં જે ભાવ મુખપૃષ્ઠથી શરૂ કરી બતાવવાનો પ્રયત્ન દેખાય છે તેમાં વિસંવાદીરૂપે મઝુમદારનું "નિદ્રાને ખોળે" નું સુંદર ચિત્ર ઘૂસી જવા પામ્યું છે, તે માટે તંત્રીને અમે ધન્યવાદ આપીએ છીએ.

આ પછી "ગુજરાતી"નો ખાસ અંક મારા જોવામાં આવ્યો. કોઇ ઇંગ્લીશ નર્તકીને દેવદાસી તરીકે રજુ કરવા ચિત્રની ભોં ( back ground )માં ગમે તેમ દહેરાંઓ ખડકી દીધેલાં છે. એ "સુરલોકની રંભા અને મેનકા, ઉર્વશી"ની આવૃત્તિ આ ચિત્રમાંથી ઉપજાવી કાઢવી એ તો એક ખરેખરા ભક્ત હૃદયનું જ કામ મને લાગે છે. કે પરિચય આપનારાએ ચિત્રકારને એ બધા ભાવો પહેલાં કહ્યા નહિ હોય; જો કહ્યા હશે તો ચિત્રકાર એને ઉતારી શકયા નથી અને ન ઉતારી શકયા હોય તો પછી તેમાંથી સુરલોકની મેનકા રંભા ઉપજાવી કાઢવાની હિંમત પરિચયકારે કરી છે અને એ જ પ્રમાણે ચિત્રની બોર્ડર્માંથી એમણે સ્થાપત્યકલા ઉપજાવી કાઢી છે તે માટે એમને ધન્યવાદ ઘટે છે. આ ચિત્રના પ્રશંસકોએ આ ચિત્ર પરથી દેવદાસી શોધવા પહેલાં આ જાતનાં પ્રાચીન ચિત્રો અને મૂર્તિઓનો વિશેષ અભ્યાસ કરવાની જરૂર છે. અને ત્યારે જ, અને તે પછી જ ચિત્રોનું અને ભાષાનું તાદાત્મ્ય તેઓ સાધી શકશે.

ગૂજરાતનું ત્રીજું અગ્રગણ્ય સચિત્ર માસિક "શારદા" પણ ગ્રાહકોને લોભાવવા જ એક સ્ત્રીનું ચિત્ર પૂંઠાં પર મૂકે છે. મને લાગે છે કે એમની પ્રથમ પૃષ્ટ પરની અપ્સરા "ગુજરાતી"ની દેવદાસી કરતાં સારી છે. પણ પાછી એ જ ચિત્રકારની "પૂનાદે ચારણીયાણી" અને "બીડી મોરલીવાળો" ઘણું જ હલકું કામ છે. શારદામાં આ વખતે ધુરંધર પણ કુદી પડયા છે. એમની પરશુજાતિની કલમમાંથી બીજી જાતિ નીકળતી જ નથી. એના કરતાં ખાદીમાં કલા બતાવતા જાહેરખબરી ચિત્રમાં રા. રાવલ ગૂજરાતની આ જમાનાની બે સુઘડ સ્ત્રીઓ બહુ અચ્છી રીતે બતાવી આપે છે. શારદા સીનસીનેરીમાં નવચેતનથી ચઢે નહિ. ગૂજરાતના આ ખાસ અગ્રગણ્ય અંકો ગણાય, બાકીના અંકો ચિત્રોના ભભકામાં એટલા તેજસ્વી નથી, એમાંનાં ઘણાઓએ તો માત્ર ફોટોચિત્રોથી જ સંતોષ માન્યો એ ઠીક કર્યું છે.

"કુમાર" વિષે તો અમારે કંઇ ટીકા કરવાની જ નથી. એમણે આ વખતે સ્વ. રામરાવનાં ચિત્રો આપી ગૂજરાતના ઉગતા ચિત્રકારો આગળ એક આદર્શ ખડો કરી આપ્યો છે. એવા એવા આદર્શો જ તેઓ કુમારો પાસે મૂકયા કરે, અને સરસ સરસ વાનગી પ્રજાને આપ્યા કરે એવી અમારી નવા વર્ષની આશા છે.

આટલું વિવેચન આ ખાસ અંકો માટે બસ ધારી આપણે સૂરતનું કલાપ્રદર્શન સર્વાંગ જોઈએ.

ગૂજરાત કલાપ્રદર્શન નામ વડે તો સાધારણ રીતે નીચેના અર્થો નીકળે: (૧) માત્ર ગૂજરાતની જ કલા બતાવનારૂં પ્રદર્શન; (૨) માત્ર ગૂજરાતીઓએ જ સર્જેલી કાલ

બનાવનારૂં પ્રદર્શન. વળી એ પણ સ્પષ્ટ હોવું જોઇએ કે પ્રદર્શન આધુનિક કે પ્રાચીન કલા બતાવવા સારૂ છે ? આ વાસ્તવિક વસ્તુસ્થિતિ પ્રદર્શન ભરનારાઓના ખ્યાલમાં સ્પષ્ટ હોય તેમ ન જણાયું. કદાચ એમ પણ હોય કે એમને સ્પષ્ટ હોય ને તે પ્રમાણે કરવા જેટલો વખત અને અનુકૂળતા ન હોય. પ્રદર્શનમાં બધી ચીજો હતીઃ જૂની અને નવી, ગૂજરાતની અને બહારની, ગૂજરાતીઓએ સર્જેલી અને બહારનાઓએ સર્જેલી.

કલાનું ક્ષેત્ર બહુ વિસ્તૃત છે. એ નાનામાં નાની કૃતિથી તે મોટામાં મોટી સ્થાપત્ય કલા સુધીનું રૂપ લઇ શકે છે; એટલા માટે પાશ્ચાત્યોએ કલાના બે વિભાગો પાડ્યા છેઃ (૧) ફાઈન આર્ટ્સ (લલિતકલાઓ) અને (૨) ઇન્ડસ્ટ્રીઅલ આર્ટ્સ. અંગ્રેજની નજરે આ વિભાગો બહુ તિક્ષ્ણ દષ્ટિએ હોય છે. હિંદુ મન તો બધું એક રીતે જ જુવે છે. બહુ બહુ તો એને "કલા કૌશલ" કહી દે છે. કલાના આ (૨) જા વર્ગની ઉત્કૃષ્ટતાનો આધાર (૧) લા વર્ગ પર હમેશાં હોય છે, એટલે પહેલાં આપણે લલિતકલા બતાવતું પ્રદર્શન જોઇએ.

આ પ્રદર્શનમાં આ વખતે સ્થાપત્યનાં આલેખનો પણ હતાં, એમાં ખાસ કરીને મુંબઈની સ્કૂલ ઑફ આર્ટસના તાજા જ શિક્ષિતોનાં બનાવેલાં આપણાં પુરાણાં સ્થાપત્યનાં મિતાલેખનોં, અને કેટલીક કાલ્પનિક સંયોજનાઓ ઘણું ધ્યાન ખેંચે તેવાં હતાં. આ કાલ્પનિક સંયોજનો હિંદી ઢબમાં હતાં, પણ જેટલે અંશે શિક્ષિતો અંગ્રેજોની હેઠળ તાલીમ પામે છે તેટલે અંશે એ યોજનાઓ બધી અંગ્રેજી રીતિની હોય છે. અંગ્રેજી રીતિથી થએલું ચિત્ર તો કદાચ નભાવી લેવાય, પણ અંગ્રેજી રીતિએ થએલા મકાનમાં હિંદુજીવન હિંદી રીતે ગાળી ન શકાય. દા. ત. એ સંયોજનામાં એક "સ્વિમીંગ બાથ" (ક્રીડાસર) હતું. આપણાં ક્રીડાસરને કાંઈ મકાનની આવશ્યકતા નથી. એમને ત્યાં સ્વિમીંગ બાથ માટે અલાયદા મકાનની આવશ્યકતા હોય છે. હિંદની આબોહવાને જ જે જરૂરનું નથી એની કલ્પના કરી એને હિંદુ સ્થાપત્યશૈલીમાં ઘટાવવું એ બહુ નિરર્થક લાગે છેઃ આવાં તો ઘણાં આલેખનો હતાં, પણ ? એ બધાંને અત્રે નનરવાનો આશય નથી, પણ એના પરથી ઊઠતો સાચો વિચાર તો અત્રે કહેવો જ ઘટે. એ જ પ્રમાણે એક "સમર પેલેસ" (ગ્રીષ્મ ભવન)નો નકશો પણ આપણી કાદંબરીના ક્રીડાસરના વર્ણન પરથી નીપજતા ભાવને બંધબેસતો ન નીવડે. આવાં સંયોજનોનાં વર્ણનો આપણા જ શિલ્પગ્રંથોમાંથી કે કાવ્યોમાંથી મળી શકે. અંગ્રેજો આપણને એ ન આપી શકે. સ્થાપત્યના વર્ગમાં આ શિક્ષિતોનાં કામો પછીની જગા આ લેખકનાં કામોએ રોકી હતી. એનો આશય સ્થાપત્યને નકશાઓ દ્વારા લોકોને સમજાવવાનો હતો; એટલે દરેક નકશા ઉપર, એમાં શું શું જોવાનું છે, અને એ શા મુદ્દાથી થયો છે એ ગૂજરાતી ભાષામાં લખીને ચોડ્યું હતું. પ્રદર્શનની દરેક ચીજ પર, અને તેમાં પણ જે ચીજોને ઇનામો અપાય તેના પર તો એને શા ગુણો માટે ઇનામો અપાયાં તે લખીને ચોડવાં જોઇએ.

ખાસ હિંદુકલાની સમગ્ર દષ્ટિએ આ વિભાગની સફળતા ન કહી શકાય પણ નકશા ચિતરવાની વિદ્યામાં તો આ વિભાગે એમ સિદ્ધ કરી આપ્યું કે હિંદવાનોને જો કેળવવામાં આવે તો આ બાબતમાં એ અંગ્રેજોથી કોઈ પણ રીતે ઉતરે તેમ નથી.

આ પછી ચિત્ર વિભાગમાં ખાસ કરીને અમદાવાદમાંથી ચિત્રકાર રાવળના સંઘે મોકલેલો ભાગ ધ્યાન ખેંચે તેવો હતો. એમના સંઘના ઉગતા નવયુવાન ચિત્રકારો આપ-

કામ માટેનાં ચિત્રો કરવામાં જ ન રોકાઇ રહેતાં ચિત્રોની ખાતર જ ચિત્રો કરવામાં રોકાય અને કેળવાય એ વધુ ઇષ્ટ છે. તો જ આપણે પાછા બીજા રાવળ મેળવી શકીશું. ચિત્રોમાં જો કે એક રા. અહિવાસીનું "ગાંધર્વ ગાન"નું ચિત્ર રૌપ્યપદક મેળવી જાય છે પણ, કનુ દેસાઈની "મીરાંબાઇ" કેઇ રીતે ઉતરતી નથી–ઉલટી એના કરતાં ઘણી જ ચઢીઆતી હતી. ચિત્રોમાં એક દક્ષિણી ચિત્રકાર રાવ સુવર્ણપદક લઈ જાય છે. શ્રી રાવળના "પોલ રિશોર" રૌપ્યપદક મેળવે છે. હિંદી ચિત્રશૈલીમાં પણ ગૂજરાત ઘણું જ રંક છે, અને તેનું કારણ પણ એના શિક્ષિતો અંગ્રેજની છાયામાં રહે છે તે છે.

શિલ્પકામમાં સુપ્રસિદ્ધ રા. મ્હાતરેના ૧૨–૧૪ વર્ષના પુત્રની "પનીઆરી"નું પુતળું ખાસ ધ્યાન ખેંચે તેવું હતું. એ જીવંત માપનું જ હતું. એ ઘણાંને મોહક લાગતું હતું. એના સર્જકની ઉમ્મર જ એના વિષે ચમત્કાર પેદા કરે, પણ એનામાં કલાના ગુણો વિષે ઘણી જ ખામી હતી. કલાના ગુણો વિષે આપણું જ્ઞાન એટલું બધું હમણાં રંક છે કે આપણે ગમે તે ચીજને કલામાં ઠોકી બેસાડીએ છીએ. તેમાં પણ કોઈ પરદેશી આપણને જે સમજાવે તે તો શિર પર જ લઈ નાખીએ. આ પૂતળા દ્વારા એનો સર્જક કશો જ ખ્યાલ ચોકખો આપતો નથી. એ પુતળામાં અંગની સુબદ્ધતા સાથે સ્ત્રૈણ લાઘવ ઓછું હતું. ચ્હેરો ગ્રીસનાં મરદનાં પૂતળાંને વધુ મળતો હતો એ કયા દેશની છે એ શોધી શકાય તેમ ન હતું. કેમકે એનું માથું દક્ષિણીની પેઠે ખુલ્લું ઓળેલું હતું, પણ એને લેસ બાંધેલી હતી, ચોળી દક્ષિણી, અને ઘાઘરો ગૂજરાતી હતો. પાછું માથા પર ઘડો લીધેલો હતો, ઉઘાડું માથું રાખનારાં દક્ષિણી બૈરાંઓ કંઇ માથે ઘડો નથી લેતાં. ઘડો માટીનો હતો, એટલે કદાચ ગામડાની કહેવાય. એ પરણેલી કે કુંવારી તે ઓળખી શકાય તેમ ન હતું. આટલી અસ્પષ્ટતા છતાં એને "સુવર્ણપદક" મળે છે. એનું કારણ એ છે કે પ્રદર્શીત થએલાં પુતળાંકામોમાં એ સર્વોત્તમ હતું. વિમ્બલીમાં તો એ વખણાય પણ હિંદવાસીઓ વચ્ચે આટલા વિરોધો છતાં એ આદર્શભૂત મનાય એ આપણી એક અજ્ઞાનાંધતા છે. છતાં એના સર્જકની ઉમ્મર વિચારાઇને એને અનેક ધન્યવાદ ઘટે છે. શિલ્પકામમાં આ પૂતળાકામથી બીજાં સર્વ ઉતરતાં હતાં.

પુતળાંકામમાં પ્રદર્શનની બહાર મીણનાં હાલતાં ચાલતાં પૂતળાંઓ પણ ગણાવી શકાય. આ પુતળાં કરનારાઓ આ મૃત્યુલોકનાં માનવીઓનાં જ પુતળાં કરે તો સારૂં, પણ પાછાં એ માનવીના લેબાસમાં દેવોને કરી દેખાડે છે ત્યારે તો આપણી દેવો વિષેની તથા કલાની ભાવનાની પામરતા જ દેખાય છે. એ પુતળાંઓમાં રાધારમણનાં પૂતળાંની બારી પર નામ ચોદયું ન હતું, એટલે મેં એના સર્જકને પૂછ્યું કે એ કયા નાટકનાં નટી અને સૂત્રધાર છે? ત્યારે એમને એને "રાધારમણ" નામથી ઓળખાવવાં પડ્યાં. મેં એમને એ નામને બદલે નટી અને સૂત્રધારનાં નામો જ લખવાની સલાહ આપેલી!! એમણે એ માની હોય તો એમણે કંઈક સાચું કર્યું કહેવાય.

આ ત્રણે ય વિભાગમાં ગૂજરાતનાં જૂદાં જૂદાં શહેરોની શાળાઓએ ઘણો ભાગ લીધો હતો. સામાન્ય રીતે શાળામાં ચાલુ જે કામો જોવાય છે તે જ અત્રે આવ્યાં હતાં, પણ પ્રદર્શન વિના એ બધાં કાંઈ એકસામટાં જોઇ શકાય?

ઉપર કહી ગયા તે પ્રમાણે જ્યારે લલિતકલામાં દેશ આટલો રંક છે ત્યારે, એની અસર બીજી આધુનિક કારીગરીમાં પણ આવે તેમાં નવાઈ નથી. કારીગરી અને ઘડતરમાં લલિત-કલાના સિદ્ધાંતો જ ઊતરે છે. સ્થાપત્યકળા ફર્નીચર અને ઘરેણાંમાં પ્રતિબિંબિત થાય. ચિત્રકામ વાસણો અને વણાટકામમાં આવે—ગાલીચામાં પણ ચિત્ર જ વણાવાનું છે—એ રીતે એ ચાર ટેકનીકલ સ્કૂલોનાં થોડાં અપવાદરૂપ વણાટકામ અને ફર્નીચરો, તથા વડોદરા કલાભવનના મિસ્ત્રી મૂળજીભાઈની લાકડા પર કોરેલી છબીઓ સિવાય બીજું કાંઇ વિશેષ ધ્યાન ખેંચે તેવું હતું નહિ. ટેકનીકલ સ્કૂલો પાછળ કરોડો રૂપિયા ખર્ચાવા છતાં પાટણનાં પટોળાં તથા અસલી ઝીકકામની તોલે બેસે તેવું કામ થતું નથી. ખરેખરી તાલીમ અને કદર વિના સૂરતમાં હજુ પણ થતું ઝીકકામ તથા સંખેડાબહાદુરપરનાં લાકડકામોનો નાશ થતો આવે છે. મને કહેવામાં આવ્યું કે જો ચાર વર્ષે પાછું પ્રદર્શન ભરાય તો આ જ ચીજો પાછી જોવા મળશે કે કદાચ તેનાથી હલકી.

**જૂનાં કામોમાં** ચિત્રો, નાની કારીગરીઓ, પિત્તળકામ, કાંસાનાં કામો, વણાટ, ઝીકકામ અને લાકડકામો હતાં. આ સામાનો મેળવવા પ્રદર્શનના આત્મારૂપ રા. કનૈયા-લાલ વકીલે અપૂર્વ મહેનત કરી હતી. લોકોના ઘરમાં જઇ જઇને એમણે આ સામાનો પટારામાંથી કઢાવ્યા હતા. અને એ જ્યારે કઢાવ્યા ત્યારે જ એના સંગ્રાહકોને એની કિંમત વસી. ઘણાંઓને તો એમ ખબર જ નહિ કે પોતાના ઘરમાં આવી કોઈ ચીજો છે. એ જ પ્રમાણે ભાવનગરમાંથી ગગા ઓઝાના ઘરમાંથી અજંટાનાં ચિત્રકામોનાં મોટાં ટીપણાંનાં ટીપણાં કઢાવેલાં કે જે ગગા ઓઝાનાં માણસોએ એમાં શું હશે એમ ધારી એક તરફ કાઢી નાંખેલાં! આ ચિત્રોથી એમ ખુશાથી કહી શકાય કે હાલમાં આપણે ત્યાંથી શ્રી. રાવળ અજંટા ગયા તે પૂર્વે કાઠિયાવાડનો કોઈ કળારસિક જરૂર ત્યાં પહોંચ્યો હોવો જોઇએ—જો કે શ્રી. રાવળ હજુ આ હકીકતને સંદેહાત્મક માને છે.

પ્રદર્શનમાં એક મોટું ઘોડિયું હતું. માત્ર મોટું કહેવાથી એના કદનો ખ્યાલ નહિ આવે. મારે એને રાક્ષસી કદનું કહેવું જોઇએ કેમકે પારણાને બદલે એમાં એક ઢોલીઓ ઝુલતો હતો. એના પરનું ચિતરણ ગૂજરાતનું ન હતું, ઉત્તર હિંદનું હતું. મને એ સિંધી કહેવામાં આવ્યું હતું. જો કે ઘોડિયાં ઉત્તર હિંદમાં થયાં જ નથી—ગમે ત્યાંનું હોય પણ એ જ્યાંનું હોય ત્યાંના લોકોની વિલાસિતા સિદ્ધ કરી આપે છે. કલા વિલાસિતાને પોષે છે એવો વિચાર કોઈ કોઈને પેઠો છે તે આવી ચીજો પરથી પેઠો છે. અને, ખરેખર કલાનું અધઃપતન એને વિલાસની ચીજ તરીકે ગણ્યા પછી જ થાય છે—પછી ભલેને એવું પારણું દેવને ઝૂલાવવા માટે કર્યું હોય તો પણ એ દેવ વિષેની માનુષી ભાવનામાં વિલાસ છે. એટલે આવી દૃષ્ટિએ હું એ પારણાને **રાક્ષસી કલાના** નમૂના તરીકે ગણું.

જૂની ચીજોમાં વડોદરા મ્યુઝીઅમની ચીજો પણ આવી હતી. એ વિભાગ એક તરફથી આગલી જૂની કલારસિકતા બતાવતો હતો ત્યારે બીજી તરફથી હમણાંની રંકાવસ્થા સિદ્ધ કરતો હતો.

એક વિભાગને ગૂજરાતગૃહ તરીકે ઓળખાવ્યો હતો, એમાં આપણા ઘરની સામગ્રી જેટલી હોઇ શકે, તે અને જેટલી મળી શકે તે, લાવીને ગોઠવી હતી. એક નાટક કર્યા જેવું એ હતું. અંગ્રેજ પ્રેક્ષકને તે ઘણું 'interesting' લાગ્યું. એમના 'ઇંટરેસ્ટીંગ' ઉદ્‌ગારની આપણે બહુ વધારે પડતી કિંમત આંકી નાંખીએ છીએ. જ્યારે એમને મન એ શબ્દ

વડે તેઓ અપરિચિતતા જ વ્યક્ત કરે છે. આપણી નજરે આ ગૂજરાતગૃહ ઘણું જ અધુરૂં લાગે—પૂરેપૂરો અને ખરો ખ્યાલ આપનારૂં ન લાગે.

જૂની ચીજો પ્રદર્શનમાં એટલી બધી હતી કે એ પ્રદર્શન કહેવા કરતાં સંગ્રહસ્થાન કહેવાય. સારૂં નરસું એટલું બધું હતું ને એ બધું સ્થળ અને કાળસંકોચને લીધે એવી રીતે ભરાયેલું કે એમાંથી સારૂં નરસું વીણતાં બહુ મુસ્કેલી પડે. કોઈપણ ચોક્કસ છાપ ન પડે. આમ થવાનું કારણ એ છે કે પ્રદર્શન ભરનારા પાસે સ્પષ્ટ હેતુઓ નથી. પ્રદર્શનની સમીક્ષા કરતાં શરૂઆતમાં મેં ગૂજરાત કલાપ્રદર્શનના જે અર્થો બતાવ્યા તેમાંના કોઈ—પછી એક કે બે પણ—સ્પષ્ટ રીતે ભરનારાના ખ્યાલમાં હોવા જોઇએ. એ જો હોય તો જ આપણે ઈનામોની વહેંચણી પણ વ્યાજબી રીતે કરી શકીએ. ઇનામો આપવાનો પણ મુદ્દો હોવો જોઇએ. ગૂજરાત કલાપ્રદર્શન ગૂજરાતની જ કલાને ઉત્તેજન આપવા માટે હોય તો ગૂજરાતીને જ ઇનામો આપવાં જોઇએ. જો ઈતર પ્રાંતમાંથી કામો આવ્યાં હોય તો ગૂણોના મુકાબલે જે ચઢીઆતાં હોય એને ચઢીઆતાં ગણાવીને પણ ઇનામો તો ગૂજરાતીને જ આપવાં જોઈએ. પણ આ બધી વાતની સ્પષ્ટતા ધીરે ધીરે આવે. એક વાર તો રા. મેઘાણી કૃત લોકગીતોના સંગ્રહોની પેઠે ગમે તેવી કળાઓને બેગી થવા દો—પછી એમાંથી જ વીણામણ નીકળશે. પ્રદર્શનમાં મી૦ ડબલ્યુ. એચ. શાર્પનો ગ્રંથસંગ્રહ પણ હતો. એમાં એમણે ઘણુંખરૂં તો ન્યુસપેપરનાં કટીંગો એકઠાં કર્યા હતાં, પણ એ સંગ્રહ એટલો મોટો હતો કે કોઈ અભ્યાસીને ઉપયોગી નીવડે આ લેખકે પણ આપણા ચારેક શિલ્પ ગ્રંથો અને ચારેક આ જ વિષયનાં આધુનિક અંગ્રેજી માસિકો મૂકયાં હતાં. આ ઉપરાંત ગૂજરાતનાં કલાકૌશલ અને હુન્નર બતાવતા નકશાઓ ચીતરીને રાખ્યા હતા.

પ્રદર્શનની ગોઠવણ ઘણે ભાગે ત્યાંના એક ચિત્ર શિક્ષક રા. રાજેન્દ્રલાલ સુરકાથાએ જ કરી હતી. એમણે પ્રદર્શનમાં પેસવાનો પ્રવેશમંડપ તથા એને લગતા કઠેડામાં ગૂજરાત સ્થાપત્યની જ જાળીઓ મૂકી હતી. આવું આવું કરીને એમણે પોતાની ચિત્રવિદ્યાને ખરેખરી વ્યાપક સ્વરૂપમાં ખીલવી બનાવી છે.

આ પ્રદર્શનની બીજી વિશિષ્ટતા એ હતી કે એને અંગે કલાના વિષય પર જ એક વ્યાખ્યાનમાળા ગોઠવી હતી. એમાં મુંબઈના સ્થપતિમંડળના પ્રમુખ મી. ટીચબર્ને ગૂજરાતના સ્થાપત્ય પર ભાષણ આપ્યું હતું. આ લેખકે સ્થાપત્યનાં મૂળતત્ત્વો પર આપ્યું હતું. એક ચંદુલાલ સુથારે ગૂજરાતની શિલ્પ સમૃદ્ધિ પર આપ્યું હતું અને તદુપરાંત વ્યાખ્યાનો શરૂ થયા પહેલાં ધરમપૂરના નામદાર મહારાજાશ્રીએ કલા બાબત એક ભાષણ આપ્યું હતું. આ બધાં ભાષણો મનનીય હતાં અને દેશની કલા સુધારવાના ઉપાયોમાં લગભગ સર્વ એકમત હતાં. એ બધાની અત્રે નોંધ લેવા કરતાં એટલું જ કહેવું બસ ગણાશે કે વાચંકોએ એ, સુરતના "ગુજરાતમિત્ર" પ્રદર્શનનો અહેવાલ પુસ્તક આકારે બહાર પાડ્યો છે તેમાંથી જરૂર વાંચી લેવાં. પાછાં આ ભાષણો અંગ્રેજી ન્યુસપેપરમાં પણ છપાયાં છે.

પ્રદર્શનના કાર્ય માટે એક અભિપ્રાયપોથી પણ રાખવામાં આવી હતી. એ અને અહેવાલ ભવિષ્યના પ્રદર્શનના કાર્યકર્તાઓને જરૂર માર્ગદર્શક નીવડશે. આવી રીતે આ પ્રદર્શને સ્થાયી પ્રયાસ કરવાની શરૂઆત કરી કહેવાય ને તેને માટે એના કાર્યકર્તાઓને ઘણા જ ધન્યવાદ ઘટે છે.

ગજાનન વિશ્વનાથ પાઠક

# ગૂજરાતમાં પ્રવાસ

## મોઢેરા

"રળિયામણી ગુજરાત જોવાનિંગ જેવી જાણને"

એ દલપતરામના પંક્તિ ભણેલા, ગોખેલી, છતાં આ સત્ય પ્રત્યક્ષ તો હમણાં થયું.

ગયા દીવાળીના તહેવારો ઘેર બેસી પડ્યાં પડ્યાં કાઢવા કરતાં ગુજરાતમાં ફરવાની અમને—ત્રણ અધ્યાપકો અને બે વિદ્યાર્થીઓ મળી—પાંચ મિત્રોને ઇચ્છા થઇ. મોઢેરું જ જવાનું નક્કી કર્યું. ટિકીટ લઈ બહુચરાજી ગયા.

જમીન ઉપર ફરનારને સ્થલાંતર એકદમ જણાતું નથી. છતાં કલોલ અને ત્યાંથી બહુચરાજી તરફ ફંટાતાં ગુજરાતની લીલીછમ જમીન સૂકાતી ગઇ, મોટાં રાજવૃક્ષો—આંબા, પીપર, વડ, મહુડા—વિરલ થવા લાગ્યાં અને નાનાં, ફળહીન રસહીન ઝાડાં, પીલુડી, બાવળ, ખીજડા, વરખડા દેખાવા લાગ્યાં. જમીન સૂકી, હવા પણ સૂકી, પાણી કંઇક ખારાં, એમ વાગડની શુષ્કતા જણાવા લાગી.

બપોરે બહુચરાજી પહોંચ્યા. માતાનું ધામ હોવાથી ત્યાં તળાવો કુંડો ધર્મશાળાઓ વૃક્ષો વગેરે હોઇ આસપાસના વેરાન પ્રદેશથી ભૂમિ કંઇક વધારે લીલી દેખાય છે. મંદિર જોયું. મંદિર આધુનિક છે—પ્રાચીન ન કહી શકાય. સામાન્ય રીતે હિંદુ મંદિરોમાં ગંદકી હોય છે એવી અહીં નહોતી. અંદર બહાર ચોખ્ખું હતું.

મંદિર આકારમાં પણ સુંદર છે, તેનાં અંગો સપ્રમાણ દેખાય છે. સ્થાપત્યનો હું ખાસ અભ્યાસી નથી પણ ચારે તરફથી ફરતાં મંદિર અમને સુંદર દેખાયું. થોડા દિવસ પર ડાકોર ગયેલા પણ તેનું મંદિર આકારમાં દૂરથી કે નજીકથી એવું નહોતું લાગ્યું. યાત્રાના સ્થળ તરીકે એટલું મહત્ત્વનું છતાં એ મંદિરની શૈલી કંઇક ખીચડા જેવી, અરધું હિંદુ મંદિર અરધું તાબુત જેવું, અને કલ્પનાનો પ્રયત્ન કરીએ તો પણ કોઈ રીતે દ્રાવિડશૈલીનું અનુકરણ ગણીને પણ સંતોષ ન માની શકાય એવું એ લાગેલું. દ્રાવિડ શિલ્પની મહત્તા ભવ્યતા એમાં નથી જ જણાતી. પણ બહુચરાજીનું મંદિર બધી રીતે સપ્રમાણ છે. સ્થાપત્યનું સૌંદર્ય, અંગોની બાહ્યરેખા આખા કામની બાહ્યરેખા અને અંગો અને અંગની સપ્રમાણતા ઉપર જ મુખ્ય આધાર રાખે છે. એ રીતે આ મંદિર અમને સુંદર લાગ્યું. પણ રંગ લગાડીને, અને રંગ પણ સર્વત્ર, અંદર બહાર, ગાભા જેવો કરીને તેને કંઇક ભોંડું આકર્ષક કર્યું છે એમ લાગ્યું. ફોટોગ્રાફમાં રંગ આવતો ન હોવાથી વધારે સુંદર લાગે.

શોભા છે. દરેક ગામે નાનું સરખું તળાવ હોય જ અને કાંઈ દેવાલયો, ધારો, વૃક્ષો ચોરા વગેરેથી તે વધારે સુખપ્રદ અને સુશોભિત થયેલાં જ હોય. ડાકોરનું તળાવ ઘણું સુંદર છે. યાત્રાળુઓએ ધર્મબુદ્ધિથી પુષ્ટ કરેલા કાચબા માંછલાં વગેરે તેને વધારે વિનોદકારક બનાવે છે, ઉમરેઠનું તળાવ, તેનો ઘાટ તેનો આકાર વગેરે ઘણું જ સુંદર છે, જો કે, ગામના દુર્લક્ષથી તેમાં ગંદકીનો પાર નથી. બહુચરાજીનું તળાવ પણ સુંદર છે, ઊંડું છે, અને આ વખતે તો મેઘરાજાની મહેરથી પાણી પુષ્કળ, ન્હાવાની મજા આવે એટલું બહોળું અને ચોખ્ખું છે. નહિતર યાત્રાને સ્થળે, માણસો આંતર મેલ છોડવા આવે છે, તે તો છૂટતો હોય કે નહિ; પણ બાહ્ય મેલ તો પુષ્કળ ભેગો થાય છે તેમાં સંદેહ નથી.

સાંજે શંખલપુર ગયા. બહુચરાજીની પ્રાચીન જગા ગણાય છે. બહુચરાજીના ગરબામાં છે તેમ અમને પણ

શંખલપુરની શેરીઓ રે
મને જોવાની ખાંત જો

થઇ. ત્યાં ગામની બહાર એક વાડી જેવું છે ત્યાં એ જગા આવેલી છે. જગામાં ખાસ કશું જોવા જેવું ન લાગ્યું. વાડીમાં પીલુડી અને વરખડા સિવાય ભાગ્યે જ બીજાં ઝાડો છે. માત્ર એક ગણપતિની મૂર્તિ વિચિત્ર લાગી. ગણપતિ ઊભેલા છે, અને ઉપર દક્ષિણી ચકરી પાઘડી છે. તેનો ફોટો અધ્યાપક મલકાનીએ પાડી લીધો, પણ બહુ સારો આવ્યો નથી.

ઉતાવળથી ગયેલા એટલે મોઢેરા કેવી રીતે જવું એ સંબંધી માહિતી પહેલેથી મેળવી લીધેલી નહિ. મોઢેરારોડ સ્ટેશન બહુચરાજી પછી આવે છે એટલી ખબર, પણ ત્યાં જતાં માલુમ પડ્યું કે એ સ્ટેશનથી મોઢેરા ચાર ગાઉ અને બહુચરાજીથી પાંચ ગાઉ એટલો જ ફરક છે એટલે પગે ચાલતાં જવાનો વિચાર કરી બીજે દિવસે સવારે નીકળ્યા.

પહેલું એક ગાઉ ઉપર કાલેરી ગામ આવ્યું. જમીન સપાટ, રેતીવાળી, સફેદ, ઝાડવાં વિરલ પણ દેલવાડા પછી ઉંચી નીચી જમીન અને વાંધાં આવવાં લાગ્યાં. અમને લાગ્યું કે કોઈ નદી આવશે અને નદી આવી પણ ખરી. નામ પૂછ્યાં ઘણું સુંદર, રૂપેણ. એ એવા સૂકા પ્રદેશમાં આટલી પાતળી સરખી પણ નદી જોઈ અમે બહુ ખુશ થયા, તપેલા અને થાકેલા પગને ઠંડા પાણીનો સ્પર્શ બહુ સુખકર લાગ્યો પણ ચાખી જોયું તો પાણી ખારૂં. બપોરે દૂરથી ટેકરા ઉપર મોઢેરા દેખાવા માંડ્યું.

ગામ નજીક ગયા ત્યાં ડાબા હાથ પર કાળાં; ઉપર ઘાસ ઉગેલાં ખંડેરો દેખાયાં. કોઇ પણ પ્રાચીન જગા જોવા ગયા હોઈએ તો તેની આસપાસની મહત્ત્વની ન લાગે એવી જગાઓ પણ જોઇ લેવી જોઇએ. ગામમાં જઇ પછી સૂર્ય મંદિર જોવા જઇએ તો કદાચ આ ખંડેરો જોવાં રહી જાય માટે માર્ગમાં આવેલ એને જોવાનું કામ પહેલું ઉકેલી લેવું ધારી, એ ખંડેરો તરફ ગયા. ત્યાં જઇને જોયું તો સુંદર કુંડ અને એ જ સૂર્ય મંદિર. કુંડના દર્શને જ અમારૂં હૃદય હરી લીધું. અંદર લીલું પણ સ્વચ્છ પાણી હતું. આસપાસ ચારે બાજુ ઘાટ હતો. દરેક ખૂણે અને મધ્યમાં પણ દેરીઓ હતી. મંદિર સુંદર અને આસપાસ વિવિધ પ્રકારની મૂર્તિઓ હતી, એક બાજુ સુંદર થાંભલા અને થાંભલા વચ્ચે મંદિરમાં જવાનો માર્ગ, અને આખું મંદિર, તેના સુંદર થાંભલા, સુંદર તોરણો, એ દેખાવ અચાનક જ નજરે પડ્યો, અમે મુગ્ધ થઈ થોડીવાર જોતા ઊભા જ રહ્યા.

આશ્ચર્ય એ જિજ્ઞાસાનું ઉત્પાદક કારણ છે જ્યાં આશ્ચર્ય પ્રથમ તો જિજ્ઞાસાને અને આખા ચિત્તને સ્તબ્ધ કરી દે છે. આશ્ચર્યની એ ક્ષણો પૂરી થયા પછી અમે એ જોઈ લેવાનો નિશ્ચય કર્યો, જો કે એમ મોડું થવાથી ગામમાં જમવાની સગવડ કરતાં અમને જરા આપદા પડી.

કુંડની ચારેય બાજુ દહેરીઓમાં મૂર્તિઓ હતી. ઘણી ખરી ઓળખાય નહિ એટલી ખવાઇ ગયેલી હતી પણ દરેક સુંદર અને સાફ ઘડતરવાળી જણાતી હતી. સામે એક બહુ જ પ્રબલ અંગવિન્યાસવાળી મૂર્તિ હતી તે કાલભૈરવની લાગી. બળમાં હું તેને નટરાજ સાથે સરખાવું. તેની પાસે એક બીજી મૂર્તિ એટલી જ પ્રબળ હતી. તેમાં એક પુરુષે આકાશ સુધી પગ ઉંચો કરેલો હતો અને આકાશમાં રહેલા ટોકાને સ્પર્શ કરતો તે બનાવેલો હતો. વામને એક પગલે આકાશ માપી લીધું એ તો ન હોય?

ઉપર જઈ ધીમે ધીમે અમે થાંભલા પર ટેકાવેલો મંડપ જોયો. મંદિર ઘણું ભાંગી ગયું છે. આસપાસ પ્રવેશદ્વારો અને થાંભલાઓ હોવા જોઇએ ત્યાં અત્યારે પથરા પડેલા છે. બે થાંભલા સુંદર બારિક સુરેખ કોતરણીવાળા ઊભા છે તેના પર પહેલાં તોરણો હશે. અને કોતરણીનું વર્ણન હું કઈ રીતે કરૂં? તે તો માત્ર ચિત્રથી જ બતાવી શકાય—અથવા ચિત્રથી પણ નહિ. તેની સપ્રમાણતા અને કદની અસર ચિત્ર પણ ન કરી શકે, તેનું પ્રત્યક્ષ દર્શન જ તેનો ખ્યાલ આપી શકે.

આખા મંદિરનું કોતરકામ, તેના અલંકારો, પુતળાં, આકૃતિઓ ઘણી જ બારીક અને હજી પણ સુરેખ છે. જ્યાં ત્યાં ભાંગી ગયેલી મૂર્તિઓ ભૂતકાલના અત્યાચારની સાક્ષી આપે છે. ઉપરના ઘુમ્મટની સુંદર કોતરણી આબુનાં દહેરાંની કોતરણી સાથે સરખાવાય એવી છે. કોતરણી, વચમાંથી તૂટેલી છે. સુંદર માનવ મૂર્તિઓ એક કે બીજા અંગમાં ખંડિત થયેલી છે. ગર્ભગૃહમાં તો ઊંડો ખાડો અંદર ઉતારવાની નીસરણી અને ભાંગેલા પથરા માત્ર છે. અંદરની મૂર્તિ કેવી હશે તેનો ખ્યાલ થઇ શકે તેમ નથી. પાસેની લાંબા ચામડાના જોડા પહેરેલી ખંડિત મૂર્તિઓ પ્રાચીન ઇરાની શૈલીની યાદ આપે છે. પણ એ પ્રાચીન અત્યાચાર કરતાં પણ વધારે ભયંકર આપણું વીસમી સદીનું દુર્લક્ષ છે. ઉપર ઘાસ ઉગી ગયેલું છે, અંદર વાંદરાંઓ યથેચ્છ વિહરે છે, અને ખળભળી ગયેલા ભાગોને વધારે નબળા બનાવે છે. પક્ષીઓ નીચે ચિત્રામણ ચીતરે છે. ઘણો ભાગ પડું પડું થઈ રહ્યો છે. બચાવવાને માટે, મકાન ફરતી, રેલવે હદ સાચવવા બી. બી. સી. આઈ. માં છે તેવી લોઢાના તારની વાડ, અને અંદર આખા મકાનને જાળવે તેવા લોઢાના લાંબા પાટડાના ટેકા, એટલું જ. સાફસુફ તો પવન અને તડકો કરી લે તેટલી જ. બોપાળનું ઇસ્લામી રાજ્ય બુદ્ધના સ્તૂપો વગેરે અવશેષો સાચવવા સાંચી આગળ જે ખરચ કરે છે તેનો એક અંશ પણ વડોદરા રાજ્ય આના પર ખરચતું નથી!

અને પ્રાચીન ઇતિહાસની દૃષ્ટિએ આનું મહત્ત્વ જેવું તેવું નથી. આબુનાં અપ્રતિમ મંદિરો જે અત્યારે ગૂજરાતની શોભા અને અભિમાન છે તેનો અસલ નમૂનો કદાચ આ સૂર્ય મંદિર છે. આબુનાં દેરાં કદમાં નાનાં છે, પર્વત ઉપર એટલે ઊંચે વધારે ઊંચાં દેરાં થઈ ન શકે અને એ ડુંગરમાં વારંવાર ધરતીકંપ થાય છે એ ત્યારના સ્થપતિઓને ખબર હતી માટે એ દેશમાં ઊંચાઈ કે વિશાલતાથી ભવ્યતા આપી શકાય એમ નહોતું. પણ મનમ

આકારનું સૌષ્ઠવ, વિશાલતા, સપ્રમાણતા, નીચેનો પ્લાન તેમ જ ઉપરનો ઉઠાવ, આકાશમાં પડતી બાહ્ય રેખા અને જુદા જુદા દૃષ્ટિબિંદુથી ખડું થતું દૃશ્ય એ સર્વમાં આ સૂર્યમંદિર સ્થાપત્ય કલાનો એક અપ્રતિમ નમૂનો છે. પાસેનો કુંડ, તેમાં પડતો મંદિરનો પડછાયો, થોડે દૂર વાંક લઈ આ સ્થલની બે બાજુ ફરીને વહેતી પાતળી રૂપેણ નદીની જલરેખા એ સર્વથી આ દૃશ્ય ઘણું જ આહ્લાદક અને હૃદયંગમ બને છે.

અને તેમાં પુતળાંની સુરૂપતા, અંગવિન્યાસ સપ્રમાણતા, મુખની સૌમ્યતા, એનું વર્ણન હું નથી કરી શકતો. આપણાં ચિત્રોમાં લાંબી આંખ, અતિ પાતળી કેડ વગેરે અવયવોના પ્રમાણમાં કરેલી અતિશયોક્તિથી જેમ ઘણીવાર સુરુચિનો ભંગ થાય છે તેમ પુતળાંમાં પણ થાય છે. કેવળ અશક્ય એવા અંગવિન્યાસો પુતળામાં કરેલા ઘણીવાર જોવામાં આવે છે. અહીં આમાંનું કશું નહોતું. મૂર્તિની બેઠક, અંગવિન્યાસ ને અવયવસંસ્થાન (pose) સ્વાભાવિક અને ઘણાં જ આકર્ષક હતાં. બહાર મંદિરની આસપાસની મૂર્તિઓ પણ ખંડિત છે પણ ઘણી હોવાથી મૂર્તિવિધાનનો ખ્યાલ ઘણો સારો આપે છે. ઘણાંખરાંનાં મુખો જોઇ શકાય છે. તે બધી મૂર્તિઓનાં મુખ મને બહુ જ સૌમ્ય અને સુસંસ્કૃત લાગ્યાં. એવું જ મુખસૌષ્ઠવ કાર્લાની ગુફાની મૂર્તિઓમાં જોયું છે: કાર્લાની મૂર્તિઓ કદમાં માણસથી ઘણી મોટી છે છતાં ઘણી સૌમ્ય જણાય છે. આ મૂર્તિઓ પણ એવી જ સૌમ્ય હતી. મૂર્તિના પથ્થરો પણ જુદા જુદા રંગના જણાતા હતા.

આ બધી મૂર્તિઓનાં બરાબર ચિત્રો તૈયાર થઇ જવાં જોઈએ. તે ઉપરથી તે સમયના ઈતિહાસ અને ખાસ કરીને સમાજની સ્થિતિ ઉપર ઘણો પ્રકાશ પડશે. તે સમયનાં સ્ત્રી પુરુષોના અલંકારો, વસ્ત્રો, કેશરચના, નૃત્યો વગેરે જાણવાને માટે સૌથી વધારે ઉપકારક સાધન ચિત્રો અને મૂર્તિઓ જ છે.

એ અપ્રતિમ સૌંદર્યસંપન્ન દૃશ્ય ભાષાથી પ્રગટ કરવા અસમર્થ હોઇ અહીં જ વિરમું છું.-માત્ર એટલું જ કહેવા માગું છું કે આવું સૌંદર્ય જોવું એ જીવનની કોઇ વિરલ સમૃદ્ધિવાળી પળો છે. એની સ્મૃતિઓ પણ જીવનને ધન્ય કરે છે.

સાંજે પાછા ફરતાં ફરી એકવાર આ દૃશ્ય જોઈ અંધારે મુકામે પહોંચ્યા. દર અમાસે માતાની મૂર્તિ અને સોનાનો કુકડો બહુચરાજીમાં મુકાય છે તે જોયું, અને બીજે દિવસે ઘેર આવ્યા.

પણ સૂર્ય મંદિર વિશે એક નવી વાત અહીં આવ્યા પછી કાકા સાહેબ પાસેથી જાણી. એ સૂર્ય મંદિરના કુંડના પાણીનો રંગ ઋતુએ ઋતુએ બદલાય છે એમ કાકા સાહેબે મોઢેરા ગામમાં સાંભળેલું. તેઓ ગયા ત્યારે તેમણે પાણી રાતું જોયેલું; અમે લીલું જોયેલું.

આખું ગામ મોટા ટેકરા ઉપર છે. એ ટેકરો પણ કદાચ દટાયેલા શહેરનો હોય.

આપણે બધા વારંવાર ખેદના આભાસથી કહીએ છીએ કે આપણા પૂર્વજોમાં ઇતિહાસ બુદ્ધિ નહોતી, કેમ જાણે આપણામાં તો હોય. હું ધારું છું આપણામાં તે હજી નથી. નહિ તો આટલી સમૃદ્ધ સામગ્રી છતાં રાજ્ય અને પ્રજા બન્ને હાથ જોડીને બેસી રહે!

રા. વિ. પા.

# ચર્ચાપત્ર

## શુદ્ધ ગુજરાતી અથવા સુધારક ભાઈ, પ્રથમ જાતેજ સુધરશો કે?

૧. "પાટણનું સહસ્રલિંગ, ખાનસરોવર, વડનગર, વિસનગર, કે કડીનાં તળાવ..." આ વાક્યને રા. રા. ભરતરામ મ્હેતા સુધારીને આ પ્રમાણે લખવા કહે છે:–"પાટણનું સહસ્રલિંગ તળાવ, ખાનસરોવર, વડનગરનું કે વિસનગરનું અથવા કડીનું તળાવ..." પણ આ સુધારેલા વાક્યમાંથી કે કમી કરવો જોઈયે; અથવા શબ્દને પણ છેકી નાખી ત્યાં કે મુકવામાં આવે તો વળી વધારે સારુ. આ દાખલો રા. ભરતરામે 'મુંબઈ સમાચાર' દૈનિકના દીવાળી અંકમાં "કેમ ન લખવું?" એ નિબંધ લખ્યો છે, તેમાંથી લીધો છે. એ નિબંધમાં એમણે દર્શાવેલા બીજા કેટલાક દાખલા પણ જોવા જેવા છે. આ ચર્ચાપત્રમાં મોટે ભાગે એ નિબંધનાં કેટલાંક છિદ્રો બતાવવામાં આવશે, પણ તે ઉપરાંત એ નિબંધમાં ઘણું છે તે વિશે કશું જ કહેવામાં નહીં આવે. અને નિબંધના એ છોડી દેવાતા ભાગો વિશે અહીં મૌન પાળવામાં આવશે તે ઉપરથી રા. ભરતરામના એ અભિપ્રાયો વિશે મ્હારાં મત અનુકૂલ છે કે પ્રતિકૂલ એવા કશા તર્ક વાંચનારે કરવા નહીં, એટલી વિનંતિ સાથે આગળ ચાલું છું.

૨. પ્રત્યયો આદિના અધ્યાહાર વિશે રા. ભરતરામ જેનો શુદ્ધિને નામે આગ્રહ કરે છે; તે એમણે નાહું જ પકડેલું જણાય છે. "આત્મા ઇશ્વર અને બ્રહ્મનું ઐક્ય" એ રચના ખરી જણાથી "આત્માનું ઇશ્વરનું અને બ્રહ્મનું ઐક્ય" એ પ્રમાણે લખવા ભલામણ કરે, તેવા સુધારકને કહેવું પ્રાપ્ત થાય છે કે સંસ્કૃત ભાષાની સમાસરચનાનું લાઘવ આપણી ભાષામાં આ રૂપે ઉતરી આવેલું છે તેને અશુદ્ધ કહેનારની સામે પ્રેમાનંદ આદિ ગુજરાતી કવિઓની પંક્તિઓમાંથી અસંખ્ય શુદ્ધ ગુજરાતીના નમૂના લેખે ખડી છે. બેશક, "પ્રેક્ષાગૃહ કિંવા નાટકશાલાઓ થઈ" એ અશુદ્ધ છે, રા. ભરતરામ સૂચવે છે તેમ "પ્રેક્ષાગૃહો કિંવા નાટકશાળાઓ થયાં" એમ લખવું જોઇએ. અને વળી "પ્રેક્ષાગૃહ" શબ્દ શુદ્ધ તો કયા અર્થમાં જ શુદ્ધ, એ સવાલ તો જુદો અને બાજુએ રહી જાય છે. સંસ્કૃત સમાસચક્રથી રા. ભરતરામ છેક અજાણ નથી તેનો પુરાવો એમના આ નિબંધમાં જ મળી આવે છે,– "ત્યારબાદ સભાવિસર્જન થયું," વગેરે એમણે આપેલા દાખલાઓમાં. પરંતુ એઓ પાછા 'યોગ્યાયોગ્યતા' ન લખતાં 'યોગ્યતાયોગ્યતા' લખે છે એ સૂચક છે.

૩. "એ આપણા ક્રોધને નહીં પણ અનુકંપાને પાત્ર છે," એ વાક્યને સુધારીને રા. ભરતરામ લખે છે, "એ આપણા ક્રોધને પાત્ર નથી, પણ આપણી અનુકંપાને પાત્ર છે." અહીં મૂલમાં અનુકંપા પૂર્વે આપણી શબ્દ ઉમેરતાં પૂરેપૂરી સ્પષ્ટતા થઈ જાય છે અને સાથે મૂલના લાઘવમાં જે બલ છે તે પણ સચવાય છે. એથી વિશેષ એ વાક્યને ફેરવવું હોય તો ભલે. પણ એવી ક્રિયા માત્ર શુદ્ધિકરણ કહેવાય નહીં. વળી સ્થલે સ્થલે યોગ્યતા પ્રમાણે 'આપણો–આપણી–આપણું' અગર જે જોઈયે તે વિકારી વિશેષણો આવવાં જ જોઇયે એવો રા. ભારતરામ જે આગ્રહ કરે છે તે પણ દુરાગ્રહ કહેવો પડે એવો છે. સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ઉતરેલી એક રૂઢિની વાત આવી ગઇ. પણ ઇંગ્રેજી લઢણોથી પણ હાલનું ગુજરાતી લખાણ ઘડાતું આવે છે. ઇંગ્રેજી અવિકારી વિશેષણો વાપરવાની ટેવ પડી ગઈ હોય એવો લેખક કે વક્તા પોતાના વક્તવ્યના વેગમાં ગુજરાતી વિકારી વિશેષણોમાંનાં પણ ઘણાંને અવિકારી હોય એમ અગર અવિકારી બનાવી લઇને વાપરે છે. હાલની ગુજરાતીમાં આ વલણ વધી ગયું છે. આવા પ્રયોગ દરેક વખતે શુદ્ધ ગણાવા જોઇયે એવો સામો દુરાગ્રહ નહીં કરું: પરંતુ એવા દરેક પ્રયોગને દરેક વખતે

અશુદ્ધ ગણવાનો આગ્રહ પોતે દુરાગ્રહ જ છે. રા. ભરતરામનાં પોતાનાં લખાણમાં અને વળી આ નિબંધમાં 'ઇત્યાદિ પ્રત્યય લાગેલ છે" એમ લખેલું જોવામાં આવે છે. લાગેલા એમ નરજાતિ બહુવચનનો પ્રત્યય એમણે અહીં કેમ નહીં લખ્યો હોય વારુ? કે એ તો છાપની ભૂલ જ છે? "પશ્ચિમના અને પૂર્વના સુધારાની ભાવનાઓ અને તેનું સ્વરૂપ પરસ્પર ભિન્ન હતાં." વાહ, રે સુધારક બંધુ, વાહ! "તેમનાં સ્વરૂપ" જોઇયે.

૪ "'ભાષામાં વ્યાકરણ કરતાં રૂઢિ વધારે માનીતી ગણાય છે,' એ વાક્ય ખોટું છે. 'ભાષામાં વ્યાકરણ માનીતું ગણાય છે, તેના કરતાં રૂઢિ વધારે માનીતી ગણાય છે,' એ વાક્ય જ ખરું છે." આ અભિપ્રાય રા. ભરતરામના ચોખલિયાવેડાનો સારો નમૂનો છે. અને હું ધારું છું કે "તેના કરતાં" જે ઠેકાણે ઘણા આજે "તે કરતાં" લખે છે, તેવા ઇંગ્રેજી પ્રયોગથી પણ રા. ભરતરામ તો અભડાય. બેશક, આવા બધા પ્રયોગ મંજૂર રાખવા જેવા નથી લાગતા. "હર્ષ સૈન્ય સાથે ચડયો," અને "હર્ષ સૈન્યની સાથે ચ્હડયો," એ એમાં બીજી રચના અત્યારે વધારે સારી ગણાવી સંભવિત છે. ઇંગ્રેજી લઢણો ગુજરાતીમાં વધારે પેસશે તો પ્હેલી પણ વધારે ને વધારે વપરાશે; અને એમ બનશે તો તેના લાઘવને લીધે હું ધારું છું કે એ બીજી જાતની રચનાને હઠાવી દેશે. મતલબ કે આવું ઘણું હજી ચિંત્ય છે, અને તેને માટે 'શુદ્ધ કે અશુદ્ધ' એ શિવાય ત્રીજો બેની વચ્ચેનો માર્ગ ન જુવે, તેની દૃષ્ટિ પર્યાપ્ત નથી.

૫. રા. ભરતરામ "લેખકોના હાથે," "તેવા પ્રસંગે," વગેરે લખે છેઃ લેખકોને હાથે, તેવે પ્રસંગે, આદિ પ્રયોગોને અશુદ્ધ ગણતા જણાય છે. પણ પોતાની શુદ્ધિની માન્યતાને વળગી ચીપી ચીપીને નથી લખતા એવા ઘણાખરા લેખકો બીજી જાતની રચનાઓ જ કરતા જોવામાં આવે છે. 'હાથ' અને 'પ્રસંગ'ને એ પ્રત્યય લાગતાં 'લેખકોના' અને 'તેવા' અથવા 'તેવો' ફરી જઇને 'લેખકોને' અને 'તેવે' થાય, એ ફેરફારમાં "મેળ" અથવા યૂફોની (Euphony)નો નિયમ પ્રવર્ત્તે છે, જે ઘણી ભાષાઓમાં વર્ત્તોઓછો સ્વીકારાયલો જોવામા આવે છે. વ્યાકરણ–શુદ્ધિમાં સ્થૂલ સૂક્ષ્મ ઘણા નિયમોનો સમાવેશ થાય છે અને સૂક્ષ્મ નિયમને અવગણી સ્થૂલને વળગતા લેખકો શુદ્ધિને વળગિયે છિયે એવા દાવા કરે તે કુદરતી હોવા છતાં પોકળ કે ઉપલકિયા ગણવાના છે.

૬. આ નિબંધના પ્હેલા પૅરેગ્રાફમાં તોપણ, પણ, જ, તો, વળી, બાવીશ વાર આવે છે. આગળ ચાલતાં "આ થોડીક બાબતો જ," "લગભગ બધા જ," "ફરીફરીને પણ વાપરવાં જ જોઇયે," વગેરે જોવામાં આવે છે. સુરતી બોલી અમદાવાદીથી પોચી, અને અમદાવાદી કાઠિયાવાડી બોલીથી પોચી, એમ ઘણા માને છે, તે ખરું હોય તો, જ પણ તો આદિ ભારવાચક ઉમેરણો સુરતી લેખકોમાં વિશેષ દેખાય, તેને એ મતનું આડકતરું સમર્થન ગણવું ઘટે. એ ગમે તેમ હો, પણ જ આદિનો અતિઉપયોગ એક જાતની અશુદ્ધિ નહીં તો કટેવ છે, જેનાથી દરેક લેખકે ચેતતા રહેવાનું છે.

૭. રા. ભરતરામ એનો એ, તેની તે, આનું આ, ન લખતાં બધે ને વાપરી એ ને એ, તે ને તે, આ ને આ, એ પ્રમાણે લખે છે; તથા જ્યાં જોઇયે છિયે અશુદ્ધ હોય, ત્યાં જોઇયે છે લખે છે; આ ઉપરાંત બીજી પણ એમની ત્રીણુટને માટે એમને ધન્યવાદ આપીને વિરમું છું. ભાષાશુદ્ધિનો આગ્રહ ઘણા લેખકો રાખશે અને પોતાની ભાવના સિદ્ધ કરવા માટે આપણાં વ્યાકરણ રૂઢિ વાક્યરચના આદિનું ઐતિહાસિક અને સંગીન જ્ઞાન મેળવતા થશે, તો જ વર્તમાનપત્રો આદિમાં અજ્ઞાન ત્વરાને લીધે વધારે વધારે પોચી અને વેવલી બનતી આપણી ભાષા પોતાના કલેવરની સંગીનતા રક્ષી શકશે.

"कोइ पण"

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## મારો પંજાબનો પ્રવાસ

### ૩

### રેલ્વેના અનુભવ

પ્રવાસ વખતે બદલવી પડતી જુદી જુદી ટ્રેનોમાં મને જેવો અનુભવ થયો તેવો અનુભવ 'પ્રસ્થાન'ના વાચકોને ભાગ્યે જ નહિ થયો હોય છતાં તે અનુભવ અહીં ટુંકમાં આપું છું તે એવા હેતુથી કે પરિચિત વસ્તુના વર્ણનમાંથી માણસ ધારે તો ઘણી વાર વધારે અને સ્પષ્ટ બોધ મેળવી શકે.

રેલ્વેની મુસાફરીમાં સૌથી પહેલું દર્શન સ્ટેશનનું. સ્ટેશન એટલે વિવિધરંગી મેદની અથવા પોલિસ, મજુર, અને સ્ટેશન માસ્તરોની સ્વતંત્ર રાજધાની. તેથી પણ વધારે સ્પષ્ટ વ્યાખ્યા કરવી હોય તો એમ કહી શકાય કે સ્ટેશન એટલે સ્વતંત્રતા અને પરતંત્રતાનું મિશ્રિત સ્થાન. જેને લાગવગ, પૈસા અને જ્ઞાન હોય તે ત્યાં તેટલે અંશે સ્વતંત્ર, અને જેને તેમાંનું કાંઈ નહિ હોય તે ત્યાં કાં તો પરતંત્ર કાં તો પશુ.

અમદાવાદથી ગુજરાનવાળા સુધીની સળંગ ટીકીટ સ્ટેશન માસ્તરે જાણે મોટી મહેરબાની કરી હોય તે રીતે આપી તો ખરી, પણ નોટમાંથી ટીકીટના પૈસા કાપતાં વધારાના પૈસા પાછા આપતાં એક રૂપિયો ઓછો આપ્યો. મારા સહચારી શિક્ષિત હતા તેથી પૈસા ગણી જોતાં જ્યારે એક રૂપિયો ઓછો થયો ત્યારે તરત જ એ ગીરદીમાં રૂપિયો પાછો મેળવવા દોડયા. તેમણે પૂછ્યું: "માસ્તર સાહેબ, એક રૂપિયો ઓછો કેમ આપ્યો?" જવાબમાં તેઓએ કહ્યું: "આવડી લાંબી ટીકટ અહીંથી મળી ગઈ તે શું ભૂલી ગયા?" સાથીએ કહ્યું: "તેમાં શું તે તો તમારી ફરજ છે." માસ્તર સમજી ગયા કે આ કોઈ ભોટ નથી એટલે બહારથી પ્રસન્ન પણ અંદરથી ઉદાસીન ચ્હેરે રૂપિયો પાછો ફેંક્યો. સ્ટેશન માસ્તરો ઘણા ટીકીટ લેનારાઓને ધોખો આપે છે એ વાત જાણીતી છે. પેસેંજર અભણ હોય અગર ગાડીનો ટાઈમ ભરાઇ ગયો હોય અગર નિર્ભય ન હોય ત્યારે સ્ટેશન માસ્તરોને ઘીકેળાં. ઘણીવાર વધારે પૈસા લઇ લીધા બદલ વૃદ્ધ કે તરુણ સ્ત્રીપુરુષો રેલ્વેમાં માસ્તરોને ઉગ્ર આશીર્વાદ આપતા કોની નજરે નહિ ચડયા હોય?

### ખંધા પેસેંજરો

પેસેંજરોમાં પણ એક વર્ગ એવો હોય છે જે ટીકટ લેવાની પરવા નથી રાખતો. આ વર્ગમાં હિંદુ બલાબાવીઓ કે મુસલમાન ફકીરોનો જ માત્ર સમાવેશ નથી થતો, પણ તેમાં કેટલાક

ખંધાઓ પણ આવે છે. તે ખંધાઓ ગમે તે રીતે ટ્રેનમાં દાખલ થઈ જાય છે અને ટીકીટ કલેકટર આવવાની જ્યાં જ્યાં સંભાવના હોય ત્યાં ત્યાં તેઓ કાકચકોરદષ્ટિથી તરતજ સીટ ઉપરથી ઉઠી જાય છે. પણ આવે વખતે દુનિયામાં જે ત્યાજ્ય સ્થાન તે જ તેઓનું શરણધામ બને છે. ડબામાં છુપાવાનું સ્થાન પાયખાનું. જેટલી વાર ગાડી ઉભી રહે તેટલી વાર પાયખાનું બંધ કરી તેમાં ભરાઇ રહેવું એ તેવાઓની મુક્તિ. આ સ્થિતિ ગાડીમાં પહેલી જ અનુભવાઇ.

એક બલુચી સ્ત્રી અને પુરુષ. બન્ને વગર ટીકીટે બેઠેલાં. ભયનો વખત આવે કે પેલી બાઇ પાયખાનામાં ધુસે. પણ આ પાપ ક્યાં સુધી છાનું રહે ? કારણ બાઇ પાયખાનામાં જાય ત્યારે ભાઈ બહાર રહી જાય, અને ભાઇ છુપાય ત્યારે બાઇ છૂટા પડી જાય ! એક ને એક તો પકડાઈ જ જાય. આજીજી કે ટીકીટ કલેકટરની હિંદુ જાતિ સુલભ દયાથી કદાચ મોક્ષ મેળવે તો પેસેંજરોની કીકીઆરીનું બંધન તેઓને શિર ઉભું જ હોય. પાયખાનામાં છુપાયેલ માણસ ત્યાં વધારે વખત લે તેને નભાવી લેવાની ક્ષમા કંઈ બધા પેસેંજરોમાં થોડી હોય ? કોઈ કહે : 'આટલી બધી વાર કેમ ?' કોઇ કહે : 'આ તો બિમાર છે, રખે પાયખાનામાં મૂર્છા આવી હોય.' કોઈ કહે: 'ના ના એ તો ટીકીટ વિના જ બેઠેલ છે.' કેટલાક કુતૂહલીઓ વિલંબ સહન ન કરી શકવાથી પાયખાનાને ધક્કા મારે. અને જો તેમાં પેલી બાઈ હોય તો કેટલાક મશ્કરાઓ બહારથી બૈરાંઓને કહે કે જાઓ તમે ઉઘડાઓ. આ રીતે ટીકીટ બતાવવાના ભયમાંથી મુક્તિ મેળવવા ઇચ્છનાર પેલી બલુચા બાઇ કે ભાઇ ઉલ્ટાં કેટલાં સતાવાતાં અને કેટલી ગાળીઓ ખાતાં એ દશ્ય જોવામાં અને મનુષ્ય પ્રકૃતિની વિવિધતાનું અંતર વિચારવામાં રેલનો ઘણો યે માર્ગ કપાઇ ગયો. વધારે આકર્ષક તો એ હતું કે જ્યારે પેલા બન્ને બહાર હોય અને અચાનક ચાલતી ગાડીએ ટીકીટ કલેકટર આવે ત્યારે કોઈ કોઇની ભાષા જ ન સમજે ! ટીકીટ કલેકટર બોલે હિંદી કે અંગ્રેજીમાં, ત્યારે તેઓ બોલે બલુચી ભાષામાં ! કોણ કોને શું કહે છે એ જોવાના તમાશામાં જ પેસેંજરોના—ખાસ કરીને મારા—પૈસા વસુલ થઇ જતા, અને સિનેમા નહિ જોવાનો ખેદ આમ શમી જતો. જો કોઇ ટીકીટ કલેકટર પાકાં ભેજાનો આવતો તો જ આવા છુપા ચોરોને ઉતારતો. નહિ તો એક બે ધમકી આપી ફરી આવું ન કરવાની મિથ્યા ચેતવણી આપી ફરી આવું કરવાની જ કૃતિથી તાલીમ આપી જતો. શું બલુચીઓ કે શું પઠાણો જરા જબરા અને ખંધા તે રેલ્વેમાં સ્વતંત્ર.

આવા મફતીઆ વર્ગમાં જે બાવા ફકીરોનો વર્ગ હોય છે તેઓ તો પરમેશ્વરના ધામમાં જ જવા રેલ્વેના બધા કષ્ટો સહન કરતા હોય છે એટલે એ સહિષ્ણુતા એ જ તેઓનો ટીકીટ ચાર્જ. દેશનો કોઇ એવો ખુણો છે કે જ્યાં તીર્થસ્થાન નહિ હોય ? અને કોઇ એવું તીર્થસ્થાન છે કે જ્યાં જવા રેલ્વે ન હોય ? એટલે ગમે તે રેલ્વેમાં બેસો તો ત્યાં આવા તીર્થસ્પર્શી યાત્રીઓ મળવાના જ. અને તેમને નભાવી લેવા જેટલી સાધુભક્તિ હજી આટલા વધા ગયેલ નાસ્તિક શિક્ષકના વાતાવરણમાં પણ સ્ટેશન માસ્તરોમાં રહી ગયેલી બહુધા નજરે પડે છે.

### ઉગ્ર ચંડીઓ અને રુદ્રો

રેલ્વેનો અદ્ભુત અને કિંમતી તમાશો મનુષ્યત્વના ઉગ્ર અને પ્રચંડ સ્વરૂપનો છે. મનુષ્યના હૃદયમાં ચંડી અને રુદ્ર ન વસતાં હોત તો તેઓએ દેવકોટિમાં કદિ સ્થાન ન મેળવ્યું હોત. ગાડીમા, ખાસ કરી સ્ટેશને સ્ટેશને અનેક જંગમ ચંડીઓ અને જંગમ રુદ્રોનો પરિચય થાય છે. બે નવાં પેસેંજરો આવવાનાં હોય કે અંદરના મુસાફરો 'જગ્યા નથી' 'ક્યાં બેસશો' 'આગળ જાઓ' 'શું એક જ જગો છે' વગેરે વગેરેથી તેઓનું

આતિથ્ય કરે છે. આવનાર પેસેંજરો જો નબળા હોય તો 'ભાઈ આવવા દ્યો ઉભા રહીશું' 'તમને અડચણ નહિ આવે' 'વખત થઈ ગયો છે' વગેરે વગેરે દયાજનક શબ્દોથી અંદરના પેસેંજરોનું હૃદય પીગળાવવા પ્રયત્ન કરે છે. પણ જો નવા આગંતુક પેસેંજરો ઉગ્ર હોય તો પછી દૃશ્ય જોવા જેવું બને છે. કોઈ બારણાને બહાર તરફ અને કોઈ અંદર તરફ ખેંચે છે, વિગ્રહ થવા લાગે છે અને 'તેં પૈસા આપ્યા છે શું મેં નથી આપ્યા ?' એ સમાનતાનો ઉપદેશ પૂરા વેગથી શરૂ થાય છે. લાચારીથી કે બળજોરીથી અંદર દાખલ થયા પછી પેસેંજરો પેસેંજરો વચ્ચે વળી બેઠક માટે હુંસાતુંસી, ગાળાગાળી કે મારામારીનો કળીયુગ શરૂ થાય છે. દાખલ થવા અને થયા પછીના આ કળીયુગમાં હિંદુધર્મનું વૈરાગ્યશાસ્ત્ર એ એક જ ત્યાં માત્ર આશ્વાસન રૂપે દેખા દે છે. કોઈ બહેન કહે: 'અરે ભાઈ, શા માટે લડો છો ? કેટલો વખત રહેવું છે ? પંખીનો મેળો છે, હમણાં છૂટા પડી જઈશું.' આવો તાત્ત્વિક ઉપદેશ પછી ઘણાં મોઢેથી સાંભળવામાં આવે છે પણ તેટલામાં તો એ ઉપદેશને ન ગણકારે તેવા મહિષાસુરો કાં તો બેઠક માટે, કાં તો એક બીજાને હળી જવા માટે, કાં તો આઘોપાછો સામાન મૂકાવવા માટે લડવા ઉભા થાય છે. ગૂજરાતના ભાગમાંથી રેલ પસાર થતી હોય ત્યારે આવી લડાઇમાં બહુધા ગાળોનું જ નૈવેદ્ય હોય છે પણ પંજાબ જેવા ભાગમાં તો મારામારીની મીઠાઈ જ નજરે પડે છે. એક વિદ્વાન મિત્રે રેલ્વેની આ સ્થિતિનું એક સુંદર ઉપમાદ્વારા સ્પષ્ટીકરણ કરેલું. તેઓએ કહેલું કે પેસેંજરો અને શ્વાનોની વૃત્તિ એક જેવી છે. નવો કુતરો આવે તો જુનાઓ તેને પોતાની હદમાં આવવા ન જ દે. આવનાર કુતરો નિર્બળ હોય તો જમીન ઉપર આળોટી જાય અને જુનાઓની મહેર મેળવે. બળવાન હોય તે લઢીઝઘડીને હદમાં દાખલ થાય. એટલે પછી જુના નવા બધા એક જ. વળી આ બધા કુતરા પોતાની હદમાં પાછા બીજા નવા આવનાર કુતરા સામે તે જ રીતે થવાના અને તેઓ વચ્ચે પાછી સમાધાની થવાની. નવા ચઢનાર અને ચઢી બેઠેલા પેસેંજરો વચ્ચે આ જ શ્વાનવૃત્તિ અનુભવાય છે, અને એ જ મનુષ્ય હૃદયની વાસ્તવિક સ્થિતિનું ચિત્ર છે. જે દાની હોય છે, જે રોજ પૂજાપાઠ કરનારો હોય છે, જે ઈશ્વરની બંદગીને ચાલુ ટ્રેને કરવા ભૂલતો નથી, રેલમાં પણ નમાજ પઢવા મૂકતો નથી, જે સમગ્ર જીવસૃષ્ટિને એક જ બ્રહ્મના અંશો માને છે, જે અહિંસા અને દયામાં પોતાના ધર્મને સર્વશ્રેષ્ઠ માને છે તે બધાનું ધાર્મિક હૃદય મોટે ભાગે રેલ્વેમાં યથાર્થ રૂપમાં જોવા મળે છે. કોણ ઈશ્વરની કેટલો નજીક છે અને કોણ કેટલો દૂર છે એનું ભાન આપણને ત્યાં જ થાય છે. હું તો એમ પણ કહું કે શાંત અને ક્ષમામૂર્તિ ગણાતા સર્વ સંપ્રદાયના ધર્મગુરુઓને જો આવા પ્રસંગમાંથી પસાર થવું પડે તો જ તેઓની શાંતતા અને ક્ષમાશીલતા યથાર્થ રૂપે કસોટીએ ચઢે. અસ્તુ.

## ખાનપાન

રેલ્વેમાં બીજી બાબત ખાનપાનની છે. કેટલાકો તો મુસાફરી દરમ્યાન ખાતા નથી એટલું જ નહિ પણ ચાલતી રેલે પાણી પણ પીતા નથી. વધારે વખત ખોટી થાય એવે સ્ટેશને તેઓ નીચે ઉતરી પાણી પી લે છે: એટલે નળનું પાણી ન પીનાર સંપ્રદાયનો તદ્દન નાશ કરવામાં હજી રેલ્વે સફળ નથી થઈ. પણ આવા કટ્ટર માબાપોની જ સંતતિ તો તેટલી ઉદાર થઈ જ ગઈ છે. ગમે ત્યાં ગમે તે ચાલે, પૈસા હોય અને નવું આવ્યું એટલે ખરીદવું. નથી સ્વચ્છતાનો વિચાર, નથી આરોગ્યની દૃષ્ટિ કે નથી પેટની પરવા. તેઓ એમ કહે છે કે રેલ્વેમાં બધું પચી જાય. ખુલ્લા હવાપાણીમાં કાંઈ બંધન રાખવું એ બેવકુફી છે. કદાચ આ જ ખાનપાનની ઉદારતા અને સમભાવશીલતાને લીધે વેચનાર વર્ગ પણ ઉદાર અને સમભાવશીલ થઇ ગયો હશે. વાસી પુરીઓને ગરમાગરમ કહે, નેસની ચીજને ઘીની કરી કહે, કાચાપાકા વચ્ચે ભેદ નહિ, દૂધ અને પાણીની મિત્રતાનો ભગ વેચનારાઓ કેમ જ

કરાવે ? ખાનારના દાંત અને પેટની પરીક્ષા માટે કાંકરા અને ધૂળ કાઢવાનું તેઓ યોગ્ય જ ન લેખે; અને સૌથી વધારે તો એ કે ભાવ દરેક ચીજના જોઈએ તે કરતાં દોઢા અને બમણા. આ રીતે પૈસાની પુષ્કળ બરબાદી છતાં રેલ્વેમાં ખાવાનું કાંઈ જ સુખ નહિ એ દુઃખદ સ્થિતિની જવાબદારી આપણી અજ્ઞાનતા ઉપર જેટલે અંશે છે તે કરતાં વધારે અંશે રેલ્વે ડીપાર્ટમેન્ટ ઉપર છે. તેના કર્મચારીઓને જોઈતું મળે એટલે ગમે તે વેચનાર ગમે તેવું ગમે તે ભાવે વેચી શકે. એક મીઠાઈવાળો આવ્યો. તેના ખુમચામાંથી સ્ટેશન માસ્તરે મીઠાઈ લઈ અગ્નિદેવને તર્પણ કર્યું અને ખુમચાવાળો 'સાહબ, સાહબ, યહ લીજીએ, યહ કલાકન્દ તાજા હૈ' એમ કહી જાણે ભક્તિપૂર્વક તે જ પ્રસાદી ધરવા મંડી ગયો. જે ખાતામાં લગભગ આવી સ્થિતિ હોય તે ખાતાના અમલદારોની બધી સુખસગવડ અને આરામતલબી એ પેસેંજરોની અગવડતાને જ આભારી છે.

### દવા વેચનારાઓ

પણ રેલ્વેમાં જેમ બિમારીનાં સાધન ઘણાં છે તેમ આરોગ્યના ઉપાયો પણ ઓછા નથી. ખુલ્લાં અને વિવિધ હવાપાણી, વહવાડ અને કસરત ઉપરાંત જો અજીર્ણ રહ્યું હોય તો દવાઓ તૈયાર છે. નોટીસો વહેંચાય છે. એક દવામાંથી તેના ફાયદાઓનું મોટું લિસ્ટ સાંભળવા મળે છે. સ્વર્ગનું કલ્પવૃક્ષ દવાની શક્તિઓમાં નજરે પડે છે. કોઈ કોઈ નોટીસબાજો એવા હોશિયાર અને વાચાળ હોય છે કે તે જ વક્તાનું કામ કરતા હોય તો લોકોને ખૂબ આકર્ષી શકે. એક ખાસ દવા વેચનારની વાત કહું. આ માણસ દિલ્હી અને બડોદ વચ્ચેની રેલમાં આવ્યો. તેણે ઉર્દુમાં ભાષણ શરૂ કર્યું. તેની પદ્ધતિ, તેની ભાષા, તેની દલીલબાજી, તેની સ્ફુર્તિ જોઈ મને ખરેખર એમ થયું કે આ માણસ ધારાસભામાં જાય તો અજબ પ્રભાવ પાડે. એક જાટે તેને કહ્યું: "તેં જે દવા મને આપી હતી તેથી આંખ ઉલટી બગડી. માટે શરત પ્રમાણે મારા પૈસા પાછા આપો." આણે હાજરજવાબીથી કહ્યું: "તે હું નહિ. તમે બીજા કોઈ પાસેથી જ દવા લીધી હશે. હું બાર વર્ષ થયાં દવા જાતે બનાવું અને વેચું છું. એક પણ કેસ બગડ્યો નથી. તમને નુકશાન થાય જ કેમ? આ બધા પેસેંજરોને પૂછો કે કોઈને મારી દવાથી નુકશાન થયું છે? વધારે ખાત્રી માટે આજ મારી દવા ખરીદો. મારા જેવાં કપડાં પહેરી બીજા ઘણા આવે છે." આ વેચનારની શિષ્ટ ઉર્દુ ભાષા અને નમ્રતામાં પેલો વાંધો લેનાર જાટ તો પીગળી જ ગયો.

### જમનો સાક્ષાત્કાર

'ચોરના ભાઈ ઘંટીચોર' એ કહેવત પ્રમાણે સ્ટેશન માસ્તરોના ખરા સાથીઓ ત્યાંના મજુરો છે. જમને ન ભાળ્યાની તૃષ્ણા જેઓને હોય તેઓ દિલ્હી જેવા સ્ટેશનના મજુરોથી એ તૃષ્ણા સમાવી શકે. ડબામાંથી ઉતર્યા ન ઉતર્યા કે પહેલાં જ સામાન ઉપર મજુરનો હાથ પડે. મજુરી છ આઠ ગણાથી ઓછી ન કહે, અને 'અબ ટાઇમ નહિ હૈ,' 'રેલ્વે સિટી દે રહી હૈ,' 'દેર હોગી તો રહ જાઇએગા,' 'પૂલ ઉતરના પડેગા,' 'ગરદી બહુત હૈ,' વગેરે વગેરે છેવટના ભયોથી પેસેંજરોને ગભરાવી મૂકે. સામાન વધારે હોય કે મુસાફરીની માહિતી ન હોય અગર સ્ત્રી કે બાળબચ્ચાં સાથે હોય તો મજુરોની આશા પૂરી ફળવતી. મારે દિલ્હી સ્ટેશને એક મજુરનો પ્રસંગ પડ્યો તે ખૂબ આકર્ષક છે. મજુરે કહ્યું: "દેઢ રુપયા મજુરી હોગી." મેં કહ્યું: "તુમ જાઓ. હમ ખુદ ઉઠા લેંગે." તે મજુર ન જાય અને ન બીજાને આવવા દે. મેં અને મારા સાથીએ નક્કી કર્યું કે હાથે જ સામાન ઉપાડવો. ક્યાં બે ત્રણ આનાની મજુરી અને ક્યાં દોઢ રુપિયો. અમે ઓછું પણ કેટલું

કહીએ ? એટલે મૌન રહી સામાન ઉઠાવવાનો યત્ન કર્યો. એક એક નંગ ઉપાડી આંખે દેખી શકાય એટલે દૂર મૂકી, બીજાં નંગ લઈ જવા અને વળી ત્યાંથી વધારે આગે એ જ રીતે નંગો પહોંચાડવા યત્ન કર્યો. આ રીતે દિલ્હીના લાંબા પ્લેટફૉર્મ ઉપર પોણા કલાકથી વધારે વખત અમારાં ઘણાં અને વજનદાર નંગોએ લીધો. આટલા વખતમાં કેટલાએ મજુરો આવ્યા અને ગયા પણ એ બધાનું સંગઠન અદ્‌ભુત હતું. પ્રથમ મજુરે દોઢ રૂપિયાથી ઉતરી બાર આના કહેલા તે બીજા બધા મજુરોની જાણમાં એટલે તે બધા આવી એમ જ કહે: "બારહ આને જાદે નહીં હૈ, કોઈ ઇસિસે કમમેં ન આવેગા, અચ્છા આપ કમ ક્યા દેંગે, કુછ તો બોલીએ. ક્યા જબાન નહીં હૈ ?" એમ એ બધા વખત દરમ્યાન અમારી સાથે મજુરોએ રકઝક કરી. પ્લેટફૉર્મ પરથી બહાર નીકળવાનો દરવાજો પાસે આવ્યો ત્યારે શરૂઆતથી અત્યાર સુધી હાજર રહેલો પહેલો મજુર આવી બોલ્યો: "અચ્છા, મુઝે એક બી કોડી હરામ હૈ. કુછ બી નહીં ચાહીએ. યોં હી સામાન રખ દેતા હૂં." એમ ગુસ્સા અને તાડના સાથે કહી અમારો સામાન હાથમાંથી ખેંચવાનો પ્રયત્ન કર્યો. પણ અમે કહ્યું: "ભાઇ, હમ તો અબ દરવાજા તક આ ગયે, અબ તક તુંને મજુરી ક્યોં નહીં ઘટાઇ. હમ તો અધિક ખર્ચ નહીં કર શકતે. તું ચલા જા. હમારી કસરત બી હો ગઇ ઔર પૈસે બી બચ ગયે." તેણે કહ્યું: "સબ પઢે લીખે બેઇમાન હોતે હૈં. ગાંધી ટોપી ઔર ખાદી પહન કર તુમ સબ લોગોંને મજુરોં કા પેશા માર દીઆ." એમ કહી અનેક ગાળોની અમૃતવર્ષા વરસાવતો તે નિરાશ થઇ ચાલ્યો ગયો.

## સંતોષી ગ્રામમજુર

પણ આથી ઉલટી સ્થિતિ તદન નાના સ્ટેશનના મજુરોની હોય છે. ત્યાં ગ્રામસુલભ સરલતા અને સંતોષ દેખાય છે. તેનું એક અજબ ઉદાહરણ હું ક્યારેય નહિ ભૂલું. બરોડ સ્ટેશનથી ગામ લગભગ માઇલેક દૂર હશે. બધો સામાન સાત પૈસામાં સંતોષી મજુરે ઉઠાવ્યો. રસ્તામાં વાત ચાલી. તે છોકરો જુલાહો હતો. તેના કુટુંબનું કામ કપડાં વણવાનું છે. મેં તેને પૂછ્યું: "ગાડી ઉપર ન આવે અગર મજુરી ન મળે ત્યારે શું કરે છે ?" તેણે કહ્યું: "માબાપ સાથે વણવાનું અને ક્યારેક બીજું કામ." છોકરાના કદ કરતાં સામાન વધારે હતો. રસ્તો લાંબો. તે પોતાની અશક્તિ કે અણગમો જરાયે પ્રગટ ન કરે. જ્યારે ખૂબ થાકે ત્યારે કહે: 'બાબુજી, થોડી દેર સામાન નીચે ઉતારીએ.' અમે જોયું આ છોકરો કેટલો પ્રમાણિક અને કેટલો પુરુષાર્થી છે. બીજા અનેક પ્રતિસ્પર્ધી મજુરોના છોકરાઓએ આ છોકરાને થોડા પૈસામાં અમારો સામાન લઇ જવા બદલ ગાળો દેવા માંડેલી. મારવાનો ભય પણ બતાવેલો પણ આ છોકરો એકનિષ્ઠાથી ચાલી રહ્યો હતો. મારું મન સાધુસંત પ્રત્યે આકર્ષાય તેથી એ વધારે આકર્ષાયું. પેલા પ્રતિસ્પર્ધી છોકરાઓને ખૂબ ધમકાવી દૂર કર્યા અને મેં તથા મારા સાથીએ તેની પાસેથી કેટલોક સામાન ઉપાડી લઇ તેનો બોજો તદ્દન નહિવત્ કર્યો પણ અમારી આ વૃત્તિ તે છોકરાથી સહન જ ન થાય. તે કહે: "બાબુજી, આપ ક્યોં ઉઠાતે હૈં. મૈં ધીરે ધીરે સબ સામાન અકેલા હી પહુંચા દુંગા." ખરેખર એ છોકરાના ઉદ્‌ગારો તે વખતે હૃદયને હચમચાવતા. છેવટે ગામમાં પહોંચ્યા અને જ્યારે ત્યાં પણ ઘણું કામ લીધા પછી અમે બે જ પૈસા વધારે આપ્યા ત્યારે તેના સંતોષનો પાર ન રહ્યો. ક્યાં દિલ્હીનો જમ જેવો મજુર અને ક્યાં બરોદનો સરળ સંતોષી મજુર! જે સ્થિતિ મજુરોમાં છે તે જ બધા વર્ગના માણસોમાં ઓછેવત્તે અંશે જોઈ શકાય છે.

પંડિત સુખલાલજી

[ છેલ્લો હપ્તો 'ઉપસંહાર' આવતા અંકમાં ]

# જ્ઞા ન ગો ચ રી

'ધી નેશન એન્ડ એથેનીયમ'ના શનિવાર તા. ૪ સપ્ટેમ્બર ૧૯૨૬ના અંકમાં પૃ. ૬૩૮ ઉપર 'પૂર્વનો પ્રવાસ' એ મથાળા નીચે આલ્ડસ હક્સલીનો પંદરમો પત્રાંક પ્રગટ થયો છે. તેમાં એ વિચક્ષણ પરદેશીએ આપણા જીવન ઉપર કેટલીએક અગત્યની ટીકા કરી છે.

## દિલ્હી

ટ્રોયના વિગ્રહને હોમર મળી રહ્યો. પણ બીજા કેટલાક મોટા શહેરોના બનાવો હજી પ્રગટ થયા વિના જ રહી ગયા છે. હું દિલ્હીમાં હતો ત્યારે મને એ જ વિચાર આવ્યા કરતો કે દિલ્હીને માટે એક મહાકવિની ખોટ છે. આ બાદશાહી શહેરમાં પામર આપવડાઈ, ઢોંગ, પૂર્વગ્રહો, દ્વેષ, ઈર્ષ્યાનો કાંઈ પાર નથી. તેમાં હાસ્યરસની પુષ્કળ સામગ્રી છે, પણ ઉત્તમમાં ઉત્તમ હાસ્યરસ કરુણરસની બહુ જ નિકટ આવેલો હોય છે. દિલ્હી અને નવા હિંદનો હાસ્યરસ બહુ જ વિનોદકારક છે, પણ તેમાં કરુણતા સભર ભરી છે. કોમેકોમોના ઝઘડા, વર્ણના દ્વેષ, એક પ્રજાની બીજી પ્રજા નીચેની પરતંત્રતા, એ જેટલાં હાસ્યકારક તેટલાં જ દયાજનક છે.

દિલ્હીમાં બહારથી સાધારણ અને નિર્દોષ દેખાતા શબ્દો અને દશ્યોમાં પણ મહાકવિની કૃતિમાં અમર થાય એવું મને ઘણું દેખાયું. એક યૂરોપિયન હોટલમાં એક હિંદી ઉતારૂની સ્થિતિ મને બહુ દયાજનક લાગી. યૂરોપિયન મેનેજરે એવો રિવાજ રાખ્યો હતો કે તે ખાણાના ખંડમાં ખાણા દરમ્યાન મહેમાનો સાથે વાતો કરતો આંટા માર્યા કરતો અને કોઈ પણ ઉતારૂ બહાર જવા ઊઠે ત્યારે પોતે બારણું ઉઘાડી આપી માન આપતો. આ હિંદી ગૃહસ્થને બહાર જવું હતું, પણ મેનેજર કદાચ તેના સંબંધમાં અપવાદ કરે અને બારણું ન ઉઘાડી આપી તેનું અપમાન કરે એ ડરથી મેનેજર દૂર હતો એ લાગ જોઈ પોતે પોતાની મેળે બારણું ઉઘાડી ચાલ્યો ગયો.

દિલ્હીની એક બીજી મિજલસમાં હું હાજર હતો. યજમાન એક હિંદી રાજદ્વારી પુરુષ હતો. મહેમાનોમાં બે બીજા રાજદ્વારી પુરુષો, એક ઉંચા હોદ્દાનો અંગ્રેજ અધિકારી અને અમે હતા. સાંજ ખુશનુમા હતી. ઠઠ્ઠામશ્કરીમાં હિંદીઓએ અસહકારની ચળવળ દરમ્યાન તેમણે જેલમાં ગાળેલા સમય સંબંધી વાતો કરવા માંડી. તેમનો અનુભવ તેમને વસમો લાગ્યો ન હતો, પણ હાસ્યજનક લાગ્યો હતો. તેઓ સારી સ્થિતિના માણસો હતા અને જેલમાં પણ સ્વાભાવિક રીતે તેમનું માન સચવાયું હતું. તેમાંના વડા રાજદ્વારી પુરુષે મોગલ બાદશાહના શબ્દોમાં કહ્યું: "હું અને ગવર્નર સર——વચ્ચે 'શેમ્પેઈનની નદીઓ વહી છે.' હું માનું છું કે નદીઓ નહિ તો નાના ઝરા તો જેલમાં પણ વહ્યા હશે." આખી વાતચીત ખુશમિજાજમાં ચાલતી હતી અને અટ્ટહાસ્ય તેમાં વારંવાર ચમકારા કરતું હતું. પણ અંગ્રેજ અમલદારને આ ફાવતું ન હતું. ગમે તેમ તો પણ જેલમાં મોકલનાર કારોબારી મંડળનો તે સભ્ય હતો. અને 'સરકાર માબાપ' વિષેની આ હિંદીઓની ટીકાઓ હસતાં હસતાં થતી હતી છતાં કાંઈ ઓછી ભેદક ન હતી. અંગ્રેજ અમલદારની સ્થિતિ કફોડી થઈ પડી હતી: એક, તો તે મહેમાન હતો; બીજી, મોન્ટફર્ડ સુધારાને લીધે હિંદીઓ તરફ તેને આદર બતાવવો પડતો હતો.

ધારાસભાનું કામ વાંધાવચકા સિવાય સારી રીતે ચાલે એની સંભાળ રાખવાનું કામ તેના અધિકારમાં હતું. હિંદી રાજદ્વારી પુરુષો સામે ખાનગી કે જાહેરમાં બોલવું તેને માટે અશક્ય હતું. તેમ જ બ્રિટીશ અધિકારી તરીકે આ ચાલતી હકામસ્કરીમાં તે જરાકે સંમતિ દર્શાવી શકે એમ ન હતું. આ સ્થિતિમાં તેને માટે એક જ રસ્તો હતો: વાત જાણે થતી જ નથી એમ બેસી રહેવું. એ એણે બરાબર પાર પાડ્યું. એટલું સારી રીતે કર્યું કે તે ક્યારે અદૃશ્ય થઇ ગયો તેની કોઇને ખબર પડી નહિ. ઇંડિયન સિવિલ સર્વિસના અધિકારીઓની દશા સ્પૃહણીય તો નથી જ.

અને હવે આવ્યા મહારાજાઓ. એ અદ્ભુત નરેન્દ્ર મંડળ જેમાં દર વરસે દેશી-રાજાઓની સંખ્યા ઘટતી જાય છે તેની સભાઓ તે વખતે ચાલતી હતી. તે દરમ્યાન રસ્તા પર ફૉર્ડ કરતાં રૉલ્સરૉઇસ વધારે દેખાતી હતી. હૉટેલો આ જુલ્મગારો અને તેના વજીરોથી ભ્રષ્ટ થતી હતી. વાઇસ્રૉયની મિજલસોમાં એવડા મોટા હીરા દેખાતા હતા કે નાટકનો વહેમ પડતો હતો. તેમની માળાઓમાં દેખાતાં મોતીઓ બધાં માંછલીમાંથી નીકળ્યાં હોય એ શક્ય લાગતું ન હતું. જન્મનું અભિમાન, અકથ્ય પૈસો, નિર્મર્યાદ સત્તા, વિચક્ષણતા, તરંગો, અને જાહેર મતના ભયનો અભાવ જે વીસમી સદીમાં બીજે ક્યાંયે ન મળે તે ત્યાં પ્રત્યક્ષ થતું હતું. અને આ બધા સાથે અંગ્રેજો તરફની તેમની પામર ઉપહસનીય લાંગૂલચાલનવૃત્તિ એ સર્વ કોઇ મહા ઉપહાસકવિની સામગ્રી હતી.

કેટલીક નજીવી બાબતો પણ મને સાંભરે છે. એક જુવાન માણસ તરફ અમે સભ્યતાથી વર્તતા હતા પણ તે અમારી સાથે ખાણું લેવાને નાખુશ હતો; કારણ કે એને ડર હતો કે ક્યાંક પોતે યાવચ્ચંદ્રદિવાકરૌ અંગ્રેજી રીતે ખાણું લે અને તેથી તેની અપ-કીર્તિ થઇ જાય. કેટલાક હિંદીઓ યુરોપિયનો સાથેની સમાનતાની ધારો પાડીને વાતો કરે છે પણ હજી એ તેમનામાં આવેલી હોતી નથી. ધારાસભામાં કેટલાક હિંદી વક્તાઓ બોલતા હતા ત્યારે અંગ્રેજ અધિકારીઓની સ્ત્રીઓ ગેલેરીમાં છત ઉપર આવીને ટીકા કરતી હતી એ સાંભળી ઇંગ્લાંડમાં કોલસાની હડતાળ વખતે મધ્યમ વર્ગના લોકો મજુરો વિષે બોલતા હતા તે યાદ આવ્યું. જે માણસોની સરસાઇ શંકિત અને અસ્થિર હોય તેઓ જ નીચેથી સામા થતા માણસ તરફ અત્યંત દ્વેષ બતાવે છે.

તેમ જ ખાણાના પહેરવેશની બાબત મારે ભૂલવી ન જોઇએ. વાઇસરૉયથી તે કલાર્ક સુધીનો દરેક અધિકારી બહુ જ ગંભીરતાથી પોશાક પહેરે છે, જાણે કે બ્રિટીશ શહેનશાહતનો બધો આધાર કાળાં જાકીટ અને કડક ખમીસ ઉપર રહેલો હોય! ડાક બંગલામાં, સ્ટીમર ઉપર, શિકાર કરતાં, દરેક જગાએ સાંજે અંગ્રેજી પ્રતિષ્ઠાનો આ પોશાક દૃશ્યમાન થાય છે. સ્ત્રીઓ પણ છેવટની ફ્રેન્ચ ઢબનો પોશાક પહેરે છે કે તેમના ખુલ્લા હાથને મચ્છર કરડી ખાય છે.

યુરોપીય પ્રતિષ્ઠા સાચવવાને માટે અતિભક્ષણનો રિવાજ પણ એટલો જ સાચવવામાં આવે છે. હમેશનાં પાંચ ખાણાં તો ખરાં જ. મોટાં શહેરોમાં નામની મિજલસોમાં વળી એક વધે. હિંદી વધારેમાં વધારે બે ખાણાં લે છે, ઘણીવાર એક જ લે છે અને ઘણીવાર તો બીલકુલ લેતો નથી: તેને આ ખાણાંની બાબતમાં નામોશી સાથે હાર કબુલ કરવી પડે છે. ગાંધીજી આત્મકથામાં ઘણીવાર માંસાહારની વાત કરે છે. તેમના એક નિકટના મિત્રે તેમને સમજાવ્યું કે અંગ્રેજની સરસાઈ માંસાહારને લીધે છે, ને હિંદીઓ પણ એમના

જેટલું જ હાંસીને ખાય તો હમણાં અંગ્રેજને ગાંસડા ભરવા પડે. ગાંધીજીએ આ દલીલ સ્વીકારી. તેમણે માંસ ખાધું. કદાચ એટલા જ માટે અંગ્રેજોને લગભગ કાઢી મુકવા જેટલી સ્થિતિ તેઓ કરી શક્યા. એ ગમે તેમ હોય પણ અમારી ભક્ષણ-શક્તિથી હિંદીઓ છક થઇ ગયા છે. બ્રિટીશ શહેનશાહતની ખાતર ખરેખરા દેશપ્રેમી મુસાફરે ખૂબ ખાવું જોઇએ, પછી ભલે ભવિષ્યમાં એપોપ્લેક્સી[1] થાય કે આંતરડાંમાં કેન્સર પડે. હું હિંદમાં રહ્યો એટલીવાર મેં પણ બનતી દેશભક્તિ કરી, પણ કોઇ કોઈ વાર અમારી પ્રતિષ્ટાને ભોગે, બ્રિટીશ શહેનશાહત પાયમાલ થઇ જાય એને ભોગે પણ હું એકાદ ટંક ખેંચી કાઢતો. આત્મા તત્પર છે પણ અફસોસ! આ જડ દેહ નિર્બળ છે.

શો.



# પુસ્તકપરિચય અને સ્વીકાર

પમલી—કર્તા અને પ્રકાશક: ચન્દ્રવદન ચીમનલાલ મહેતા. ભીમરાવવાડી, ઠાકોરદ્વાર, મુંબઈ. મૂલ્ય રૂ. ૦–૧૪–૦

આ નાની કાવ્યની ચોપડીને અમે આવકાર આપીએ છીએ. તેમાં ૧૪ પંક્તિના સૉનેટોમાં ૧૪ કાવ્યો છે. આ કાવ્યોમાં એક નિર્દોષ ભાઈ બહેનની બેલડીનો આછો ઇતિહાસ કેટલાક કાવ્યોચિત પ્રસંગોથી લખેલો છે. સરલ ઉત્સાહ અને કૌતુકવાળું તેમ જ નિર્દોષ આનંદ અને ક્ષણિક લડાઇઓનું શૈશવ ઓળંગી બન્ને નિશાળીઆં બને છે. પછી કિશોર વયની ઉર્મિઓ ભાઇને ઘડી ઉચ્છૃંખલ કરે છે, જીવનમાં નિરાશા જુએ છે, નિરાશામાં તૃષામૂઢ બને છે ત્યાં બહેનનો જીવનદીપ હોલાવાની તૈયારી થાય છે. ભાઈ નિરાશ બની વિષપાન કરે છે, ઘડી બહેને બનાવેલી આશારેખાઓ તે જોઇ શકે છે પણ વિષથી લથડે છે અને બહેનભાઇ બન્ને એક સાથે જ આ લોક તજી જાય છે. વસ્તુમાં લાગણીનો અતિરેક, અમને જણાય છે; કાવ્યનો કરુણ અન્ત એટલો રહસ્યવાળો લાગતો નથી પણ લેખકની પહેલી કૃતિનાં એ લક્ષણો જુવાન લેખકને સુક્ષમ્ય ગણાવાં જોઇએ. નિરૂપણ પદ્ધતિમાં પ્રો. ઠાકોરના ભણકારમાં આપેલ એક દંપતી જીવનના ઇતિહાસની આમાં છાયા જણાશે. બન્નેમાં સૉનેટો છે, બન્નેમાં જીવનના પ્રસંગો જ છે, બન્નેમાં પુરુષ કાંઈક ઉન્મત્ત બને છે, સંધિ કરી પ્રાર્થના કરે છે, બન્નેમાં કરુણ અંત છે. પણ એક લેખકની આવી અસર બીજા પર થવી સ્વાભાવિક છે. તેમાં પણ પ્રો. ઠાકોરનાં કાવ્યો લેખકને પ્રેરક બન્યાં છે અને પ્રો. ઠાકોર તેમના સલાહકાર મિત્ર છે ત્યારે આમ બને જ. આને અમે જાણી જોઇને કરેલું અનુકરણ નથી કહેતા પણ સ્વાભાવિક રીતે થતી અસર કહીએ છીએ. અને કોઇ પણ કલાની કૃતિ, જેમ ભાનપૂર્વક કરેલા અનુકરણથી તેમ જ છાયા પણ ન પડે એવી અતિ ચીવટથી બગડવા સંભવ છે. જોવાનું માત્ર એ છે કે આ બધી છાયાઓ અનુકરણો જે કાંઇ બાહ્યથી આવ્યાં છે તે આવવા દઇને લેખક પોતાનું કાંઇ સ્વતંત્ર નવીન આપી શક્યા છે?

1. માથે લોહી ચઢવાથી મરણ થવું તે.

આ દૃષ્ટિએ વિચારતાં અને કાવ્યો જોતાં પ્રો. ઠાકોરની અસર બહારની છે–કવિતાના શરીરની છે. આંતર રહસ્યમાં કર્તાનું વિશિષ્ટત્વ સંપૂર્ણ રીતે જણાય છે. અમે આ કાવ્યને આવકાર આપીએ છીએ તે તેની આશાજનક નવીનતાને લીધે. અત્યારે આપણાં વાઙ્મય સર્જનો માત્ર દંપતી સ્નેહનાં જ—ઘણીવાર તો હીન અપકૃષ્ટ પ્રકારના દાંપત્યમાં જ લીન થઇ ગયું લાગે છે, તેમાંથી કર્તા તેને લઇને બીજા તાજા ખુલ્લા ઉન્નત પવનવાળા પ્રદેશમાં મૂકે છે, તે પ્રદેશ તે ભાઈ બ્હેનના સ્નેહનો. ભાઈ બ્હેનનો સ્નેહ દાંપત્ય પ્રેમ જેવો ઉન્મત્ત નથી, ઘન નથી, સ્થૂલ નથી, પણ વધારે સૂક્ષ્મ છે, તેમાં સ્નેહની ઘેલછા નથી પણ સ્નેહની સુગન્ધ છે. પ્રેમ સાથે ગાંભીર્ય નિર્દોષતાને તેમાં વધારે અવકાશ છે.

લેખકે આ પ્રેમને અનુકૂળ પડે એવી જ પદ્યરચના અંગ્રેજી સૉનેટને મળતી લીધી છે. અંગ્રેજી પદ્યરચના ગૂજરાતીમાં ઉતારવી તો અશક્ય છે. પણ અંગ્રેજીમાં જે પ્રવાહી ગાંભીર્યવાહક સૉનેટો લખાય છે તેને મળતું વૃત્ત ગૂજરાતીમાં અત્યારસુધી પૃથ્વી જણાયું છે. પૃથ્વીમાં યતિસ્વાતંત્ર્ય છે, ગેયતાનો અંશ અલ્પ છે, પ્રાસરહિત છતાં તે શોભે છે, વગેરે જોતાં તેનું ભવિષ્ય ગૂજરાતી સાહિત્યમાં અમને બ્હોળું લાગે છે.

લેખકની પૃથ્વી છંદ ઉપરની પ્રભુતા સારી છે. આયાસ વિના રચના અર્થને અવલમ્બીને જોઇએ ત્યાં સ્વાભાવિક રીતે પ્રાસ પકડી લે છે. સૉનેટમાં વિચારની વંકવેળામણીથી જે વૈચિત્ર્ય આવે છે તે આમાં સુંદર લાગે છે.

કાવ્યમાંથી દાખલો આપવા પહેલાં અર્પણનો જ દાખલો લઇએ:—

 વ્હાલી માતા! શિશુ સમયમાં બોલતો કાંઇ કાંઇ—
ચાંદા પોળી–વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી—
અંકે પોઢી ખલલ કરતો નીંદ હું અર્ધ ઘેરી.
એવાં મીઠાં સ્મરણ મહિંયે ન્યાળતો એક વ્હાલું
રૂડું આંક્યું મુજ જીવનમાં પોત ત્હારૂં નિરાળું:
ને ત્ત્જાગતી સ્મૃતિ મહિં સ્ફુરે કૈંક ત્હારા સુનેરી
સંસ્કારોનાં, મૃદુલ સવિતા! બીજ ત્હેં નિત્ય વેરી
પાળ્યાં પોષ્યાં! અરર નગુણો, એ ઋણો કેમ વાળું?

મોંઘી માડી! જીવન ભરતી ઓટમાં તું જ ઇન્દુ:
ત્હારી આંખે મુજ હૃદ ચ્હડે ઊતરે ઊર્મિ સિન્ધુ.
ત્હારે માટે સદય જનની! આંસુડાં કૈંક સાર્યાં,
ત્હારે માટે સુખ દુઃખ વળી ત્હેં કયાં ના વિસાર્યાં!
મારી ત્હારે સુભગ હસવું કયાંય બીજે ન ભાળું:—
મૂકું છું આ ચરણ રજમાં, લે સહી કૃત્ય ત્હારૂં.

અર્વાચીન કાવ્યમાં પ્રારંભમાં દલપતરામે, પછી નવલરામે, પછી ન્હાનાલાલે માતાની સ્તુતિ કરી છે. નવા જમાનામાં પણ એ સનાતન માતૃભાવના વીસરાઈ નથી. અને કાવ્ય કેટલું સ્વાભાવિક છે! કાવ્ય જોતાં જણાશે કે પ્રો. ઠાકોરની આમાં અસર નથી. ત્રણ ત્રણ ચચ્ચાર પંક્તિઓમાં અર્થપ્રવાહ રેલે છે અને છતાં કયાંય સ્ખલન નથી થતું. પંક્તિએ પંક્તિમાં પ્રસન્ન સાત્ત્વિક માતૃસ્નેહ નીંગળે છે.

દરેક પ્રસંગ આ જ રીતે સ્મરણમાં ગળાઈ શુદ્ધ થઇ સૂક્ષ્મ રસરૂપે નીતરે છે. એક જ બીજો દાખલો લઉં:—

સ્મરે છે પ્રિય બ્હેનડી ! સમય, ફુલવાડી થકી
લઈ કલમ પાટી બે રસળતા નિશાળે જતાં
ગુલાબ બટમોગરો બકુલ માલતી મ્હેકતાં
ચુંટી ફુલકળી, નમાવી મૃદુ ડાખળીઓ બધી,
કદીક તુજ પાલવે મુજ રૂમાલમાં યે કદી,
અહી સકળ ગુચ્છ એ પ્રભુપદે ધરાવી બધાં
સૂંઘી ઉલટ ભેર સૌ, પઠન પુસ્તકે દાબતાં
નિહાળ ! ભગિની ! પવિત્ર ફુલ પાંદડી એ સૂકી.

પૃથ્વી છંદ પ્રો. ઠાકોર વાપરે છે તે જ છે, વસ્તુને મૂર્ત્ત કરવાની રીત, ઇન્દ્રિયગમ્ય, દગ્ગોચર કરવાની રીતિ–ડાળીઓને નમાવીને ફુલ ચૂંટતાં એ દશ્ય આપવાની રીતિ–પ્રો. ઠાકોરની છે, પણ વસ્તુ કર્તાનું જ છે અને એ વસ્તુને ઉચિત કલાત્મક આકારની શોધ કર્તાની પોતાની છે.વ્યાકરણ શુદ્ધિ, વાક્યનો સરલ અન્વય, પ્રસન્ન અર્થ એ સર્વ કર્તાનાં પોતાનાં છે. એટલું કર્તાનું હોય તો કૃતિ સ્વતંત્ર જ ગણાય, બાકી રીતિ તો એક રીતે કેવલ સ્વતંત્ર કદી હોઇ જ ન શકે.

કર્તાને અમે અભિનન્દન આપીએ છીએ અને આવી જ સંયમી પણ વિશેષ વૈવિધ્ય-વાળી વિશાલ કૃતિઓ ગૂજરાતને અર્પે એમ ઇચ્છીએ છીએ.

આશા છે કે કાવ્યરસિક વર્ગ આ ન્હાનાં પુસ્તકને ઉત્તેજન આપવાનું નહિ ચૂકે.

રા.

**શશિકલા અને ચૌર પંચાશિકા**: અનુવાદકઃ નાગરદાસ, ઈ. પટેલ; પ્રકાશકઃ વર્ધમાન ઍન્ડ સન્સ, પાયધુની, મુંબઈ નં. ૩. કિંમત રૂપીઆ બે.

શશિકલા એટલે ચૌરપંચાશિકાની જન્મકથા. આ કથાના વસ્તુમાં જેટલો ચમત્કાર અને મોહિની છે તે જોતાં ભાઈ નાગરદાસ તેને પૂરતો ન્યાય કરી શક્યા છે એમ કહેતાં અમો ખંચાઇએ છીએ; પણ તેમ છતાં પ્રાચીન ગૂજરાતીમાં લખાયેલાં બે કાવ્યોમાંથી એમણે ઉતારા પોતાની કથામાં ગૂંથ્યા છે તે માટે તો અમો તેમને ધન્યવાદ આપીએ છીએ, અને એમને એ કાવ્યો પ્રસિદ્ધ કરવા સૂચના કરવાની પણ રજા લઇએ છીએ.

ચૌર પંચાશિકાનો આ સમશ્લોકી અનુવાદ છે. આ અનુવાદ સફળ થયો છે એમ અમો માનતા નથી. કોઇ જગ્યાએ લેખકે ઉમેરો કર્યો છે તો કોઇ જગ્યાએ ન સમજવાને લીધે કાંઈ ભળતું જ લખી માર્યું છે. ગૂજરાતી ગદ્યમાં આપેલી સમજુતીમાં ઘણી ગેરસમજુત રહી ગયેલી નજરે ચઢે છે. આને માટે અમો શ્લોકો ૮, ૧૨, ૧૩, ૧૪, ૧૬, ૨૦,...( પણ આમ તે ક્યાં સુધી ચલાવીએ ) તરફ ધ્યાન ખેંચીએ છીએ.

આર્નોલ્ડનો અંગ્રેજી અનુવાદ આપવામાં અનુવાદકે ડહાપણ વાપર્યું છે અને તે માટે પણ અમારે તેમને ધન્યવાદ આપવો ઘટે છે. પણ સંસ્કૃત શ્લોકો છપાવવામાં એટલી બધી છાપની ભૂલો રહી જવા પામી છે કે આ સુંદર રીતે છપાયલું સુંદર કાગળોવાળું આ પુસ્તક તૈયાર કરવા પાછળ કરેલો વ્યય નકામો ગયો છે એવું થઇ જાય છે. વળી ચિત્રોએ તો પુસ્તકની શોભામાં અભિવૃદ્ધિ કરવાને બદલે તેને બગાડયું છે. આપણા લોકો નકામાં ગંદાં ચિત્રો આપતા ક્યારે અટકશે ? સો પાનાનાં પુસ્તકને માટે આ કિંમત જરા અમને વધુ લાગે છે.

ન.

નહિ એટલો ખર્ચ કરીને સારા પાક ઉતાર્યો હોય કે શાકભાજી અને ફળાદિમાં સુધારો કર્યો હોય તો ખેડુતનાં પ્રશ્નો તથા શંકાનું નિવારણ કરી શકે એવાં માણસોની વ્યવસ્થા અવશ્ય કરવી જોઇએ. આવા પ્રદર્શનમાંથી કાંઇ કાંઇ જાણવાનું તો જરૂર મળે અને જો આવતે વર્ષે આવું પ્રદર્શન અમદાવાદ કે ગૂજરાતના કોઈ સ્થળે ભરાય તો તેને ખૂબ ઉપયોગી કરવું એ આપણું કર્તવ્ય છે.

આપણા રાજાઓ તથા મોટા જમીનદારો બળદ, ગાય, ભેંસ, ઘોડા વગેરેની ઓલાદ સુધારવામાં ઘણી મદદ કરી શકે, અને જુદી જુદી જાતની સહકારી મંડળીઓ સ્થાપવામાં પહેલ કરી શકે. દક્ષિણના રાજાઓએ આ કામ ઉપાડી લીધું છે અને સાવંતવાડીના સર દેસાઇએ મેલેરીઆ નાબુદ કરવા માટે જે પ્રયાસ કર્યો છે, તે પ્રશંસાપાત્ર છે. ગૂજરાત કાઠીઆવાડના રાજાઓ વધારે સમૃદ્ધિવાન છે. તેમણે આવાં પ્રજાહિતનાં કાર્યો ઉપાડી લેવાં જોઇએ.

* * *

## ધોળે દિવસે લૂંટ

મુંબઇના દરીઆને પુરવાની યોજનામાં કરોડો રૂપીઆ બરબાદ થયા અને જ્યારે પ્રજાએ બૂમરાણ કરી મુકી ત્યારે તોફાન શમાવી દેવાને માટે એક કમિશન નીમાયું. આ કમિશનની તપાસણીથી પ્રજાને શો ફાયદો થશે? બૅક બે પુરવાની યોજના હતી તેમાંથી કેટલોક ભાગ પડતો મુકવામાં આવશે અને જે કરોડો રૂપીઆનું નુકશાન થયું છે તેને માટે પ્રજાને પોક મુકવાની છૂટ છે. પણ પોક મુકવાની સાથે આપણે જરા વિચાર કરીએ કે આ યોજના શા માટે ઉપાડી લેવામાં આવી હતી. મુંબઇ શહેરમાં વસ્તી ઘણી ગીચ છે એ હકીકત તો સાચી છે. દરીઓ પુરવાથી જેટલી છૂટ મળત તેને બદલે જો તેટલા જ પૈસા મુંબઈની ઉત્તરે આવેલાં પરાંની જમીન સુધારવા માટે ખર્ચ્યા હોત તો ઘણી વધારે છુટ થાત; પણ તે પ્રકારની સુધારણાને માટે ઈંગ્લાંડથી સામાન બહુ થોડા પ્રમાણમાં મંગાવવો પડત: જ્યારે બૅક બેની યોજના થઇ ત્યારે તે જ અરસામાં સક્કરની "ખીલવણી" માટે પ્રચંડ યોજના થઇ અને તેને અંગે પણ કરોડો રૂપીઆનો માલ યૂરોપથી મંગાવવો પડયો. મુંબઇથી એક બાજુએ કુરલા અને બીજી તરફથી વાંદરાં સુધી વીજળીની આગગાડીઓ થઇ, મુંબઇમાં સેંકડો લોખંડી પૂલ બંધાયા. અને કોલાબામાં રૂનાં ગોડાઉન હતાં તે સીવરીમાં ખસેડાયાં. આપણી રેલ્વેમાં લાકડાંના પાયા (સ્લીપર) ઉપર રેલ મુકવામાં આવે છે તે બદલીને ઈંગ્લાંડથી લોખંડનાં સ્લીપર મુકવામાં આવ્યાં છે. લાકડાંની ચીજ તો આ દેશમાં થાય છે. તેને કાઢી નાખીને કરોડો સ્લીપર યૂરોપથી આવ્યાં. નદી નાળાં ઉપર પુલો છે તે નબળા માલૂમ પડયા એટલે ત્યાં નવા મુકવાની યોજના થઈ. જરા પણ વિચાર કરીએ તો સહજ સમજી શકાય કે ઈંગ્લાંડમાં સખત બેકારી હતી, અને તેમના કારીગરોને વધારે સંખ્યામાં રોકી શકાય તેટલા માટે કામ જોઇતું હતું, એ કામ અંગ્રેજ સરકારે હિંદુસ્તાન દેશમાંથી મેળવી લીધું. દેશી રાજાઓના ઉપર પણ દબાણ થયું હતું એવું અનુમાન કરી શકાય છે. જો આ બધું અનુમાન ખરૂં હોય તો લૉર્ડ લૉઇડને શો ઠપકો મળશે તેનો વિચાર કરી લો! લૉર્ડ લૉઇડને શાસન થવાને બદલે તેમની સેવાની કદર થઈ છે અને તેમને ઈજીપ્તનું રાજ સોંપાયું છે.

એમ કહેવાય છે કે જો રૂપીઆનો ભાવ એક શિલિંગ અને ૭ પેન્સ ઠરાવવામાં આવશે તો આપણા દેશને કરોડો રૂપીઆનું વાર્ષિક નુકશાન થશે. આ બાબતમાં મતભેદ છે તે ખરૂં પણ નાણાંની બાબતમાં જ્યારે જ્યારે હાથચાલાકી થાય છે ત્યારે ઇંગ્લાંડને ફાયદો અને હિંદુસ્તાનને નુકશાન થાય તેમાં નવાઈ જેવું

જ્યારે અસહકારનો રણશંખ ફુંકાયો ત્યારે સરકાર, અસહકારવાદીઓ અને સહકારવાદીઓ —ખાસ કરીને લીબરલો એમ ત્રણ પક્ષ હતા. તેમાં અસહકારવાદીઓએ તો ચુંટણીનો બહિષ્કાર કરેલો હોવાથી સરકાર અને સહકારવાદીઓ એમ બે જ પક્ષ ધારાસભા માટે તો હતા. એ ચુંટણીમાં નજીવા મત મેળવી તેઓ ધારાસભામાં ગયા અને પોતાને સૂઝયું તેમ દરેકે તેમાં કામ કર્યું.

બીજી ચુંટણી વખતે સ્વરાજ્યવાદીઓ, સહકારવાદીઓ અને સરકાર એમ ત્રણ પક્ષ ધારાસભા માટે થયા. આ ચુંટણીમાં સરકારવાદીઓ લગભગ ઉડી ગયા અને પરિણામે ધારાસભામાં સરકારની સામે એક પગે લડી શકે તેવા તો સ્વરાજ્યવાદીઓ જ રહ્યા; જો કે થોડા ઘણા સ્વતંત્ર મતવાદીઓ અને લીબરલો પણ હતા. પણ તેમનો પક્ષ તરીકે કાંઇ હિસાબ જ હતો.

આ વખતે તો મહાસભાએ પોતે જ ચુંટણીમાં ભાગ લેવાનો નિશ્ચય કરેલો હોવાથી અને અમુક શરતો પાળવાની કબુલાત આપનારાને જ પોતાના ઉમેદવારો તરીકે સ્વીકારવાનું નક્કી કરવાથી પ્રતિસહકારવાદીઓ કે જેમનો કાર્યક્રમ સ્વરાજ્યવાદીઓના કરતાં સહકાર તરફ એક આગળ પગલું છે, તેઓ જુદા પડ્યા; અને પોતાના કાર્યક્રમ પ્રમાણે ચુંટણીમાં ભાગ લેવાનો નિશ્ચય કર્યો. ચાલુ વર્ષમાં લગભગ ચાર મહિના બાકી હશે ત્યારે લાલા લજપતરાયની આગેવાની હેઠળ મહાસભામાં એક બીજું તડ પડ્યું અને તે પક્ષ પણ સ્વતંત્ર મહાસભાવાદી તરીકે જુદો પડ્યો. આ પક્ષ અને પ્રતિસહકારવાદીઓનો કાર્યક્રમ એક જ છે ફક્ત નામ જ જુદાં છે. આ વખતે એક વસ્તુ ધ્યાનમાં લેવી જોઇએ કે આખા દેશમાં જોઇએ તો કોઇ છુટાછવાયા થોડા માણસો સિવાય લીબરલ પક્ષના કોઈ ઉમેદવારો ઉભા થયા નથી. આ વસ્તુ સાબીત કરી શકે કે તેમના દિવસો વહી ગયા છે અને જતે દહાડે તે પક્ષનું અસ્તિત્વ નાબુદ થવાનું.

ઉપર જણાવ્યા તે રાજકીય પ્રશ્નો ઉપરાંત કોમી પક્ષો પણ ઘણા છે. જેમકે બ્રાહ્મણો અને અબ્રાહ્મણો, હિંદુ મહાસભાના અને મુસ્લીમ પક્ષના વ. આ કોમી ભેદોએ તો દેશની તદ્દન દુર્દશા કરી જ છે તેમાં વળી આ ચુંટણીએ વધારો કર્યો. એટલે આ ચુંટણીમાં પુષ્કળ પક્ષો હોવાને લીધે પુષ્કળ રસાકસી જામી છે અને પરિણામે મતદારોને પણ પોતાને મત આપવાનો છે એમ લાગ્યું છે તેમ જ પોતાના મતની કિંમત સમજતા થયા છે.

આ પક્ષાપક્ષીની અસર જો કે મુંબઇ ઇલાકામાં બીલકુલ નથી એમ કહીએ તો ચાલે. ફક્ત મુંબઇ શહેરમાં જ મહાસભાએ પોતાના ઉમેદવારો ચુંટાવવા માટે પુષ્કળ ઉહાપોહ કરેલો. બાકી ગૂજરાત નાફેરવાદીઓની બહુમતિવાળો પ્રાંત હોવાથી તેમ જ મહારાષ્ટ્રમાં મહાસભાવાદીઓના હાથમાં પ્રાંતિક સમિતિની સત્તા નહિ હોવાથી કાંઇ ખાસ હીલચાલ નહોતી થઈ એમ કહેવાય. આ જ કારણને લીધે મુંબાઈ ઇલાકામાં કુલ મત આપનારના ફક્ત ત્રીજા ભાગે પોતાનો મતાધિકાર ભોગવ્યો છે, જ્યારે મદ્રાસ કે જ્યાં મહાસભાએ પોતાના ઉમેદવારો માટે સજ્જડ ચળવળ ચલાવેલી ત્યાં લગભગ કુલ મતના પાંસઠથી સિત્તેર ટકા મત અપાયા છે. અને નાગપુર કે જ્યાં સ્વરાજ્યપક્ષ અને પ્રતિસહકાર પક્ષ વચ્ચે સખત હરિફાઇ હતી ત્યાં લગભગ નેવું ટકા મતદારોએ મત આપ્યા છે. આવી જ ચળવળ બંગાળામાં છે અને ત્યાં પણ તેટલા જ જોરથી ઉમેદવારો અને પત્રો ઉહાપોહ કરતા હોવાથી મતદારોની બહુ મોટી સંખ્યા મત આપશે એમ લાગે છે.

મુંબાઈ ઇલાકામાં ચુંટણીનાં પરિણામ બહાર પડવાને હજી વાર છે પરંતુ મુંબઇ

શહેરની બેઠક માટેનું પરિણામ બહાર પડ્યું છે. તે જણાવે છે કે મહાસભાનું જોર હજી નરમ પડ્યું નથી. મહાસભાના કુલ ચાર ઉમેદવારોમાંથી ત્રણ ઉમેદવારો ફતેહમંદ થયા છે અને તેમાંના બે તો પહેલા આવ્યા છે; પણ મુંબઈ જેવા શહેરમાં યે ફક્ત ત્રીજા ભાગના મતદારોએ મતાધિકારનો અમલ કર્યો છે. આનું કારણ મત કેવી રીતે આપવા તેનું લોકોનું અજ્ઞાન એ પણ હોઈ શકે અને તેટલે દરજ્જે જાગૃતિ ઓછી છે એમ ગણાય. વળી મુંબઈ ઇલાકો એ એક બીજાના તદ્દન વિરોધી ગણીએ તેવા પ્રાંતોનો એક ઢગલો જ કહી શકાય. કર્ણાટકનો બ્રાહ્મણ, સિંધના કોઈ પણ સભ્ય સાથે બીલકુલ મળી ન શકે. તેવું જ ગૂજરાત ને કર્ણાટકનું, સિંધ અને મહારાષ્ટ્રનું. આને લીધે પણ કોઈ પક્ષ સિંધથી કર્ણાટક સુધી પોતાના જ ઉમેદવારો ચુંટાય તેને માટે ચળવળ ચલાવી શકે નહિ. ફક્ત મહાસભા કાંઈ કરી શકે પરંતુ તે તો આપણે આગળ જોયું તેમ ઘણે સ્થળે બેદરકાર રહી છે.

મદ્રાસમાં મહાસભાએ સખ્ત ચળવળ ચલાવી છે અને પરિણામે અત્યાર સુધી ૭૮ જગાનાં બહાર પડેલાં પરિણામમાં તેણે ૩૮ જગાઓ મેળવી છે. આ તેની લોકપ્રિયતાની પુરેપુરી સાબીતી છે. અને મદ્રાસ જેવા શહેરમાંથી પણ ચારે જગાઓ સ્વરાજ પક્ષના ઉમેદવારો જ મેળવે અને તે પણ સ્વરાજ પક્ષના છેલ્લા અને જસ્ટીસ પક્ષના પહેલા ઉમેદવાર વચ્ચે બારસો મતનો તફાવત રાખીને વળી મદ્રાસ શહેર તરફથી વડી ધારાસભા માટે આવતી મહાસભાના ચુંટાયલા પ્રમુખ શ્રીનિવાસ આયંગરને ચુંટી કહાડી ત્યાંના મતદારોએ પોતાની મહાસભા પ્રત્યેની અડગ ભક્તિ બતાવી છે.

બંગાળા પણ આ બાબતમાં પછાત નથી. ત્યાંના રાજ્યશાહી વિભાગે બંગાળાના કાયદાના ભોગ થઈ પડેલા શ્રી સત્યેન્દ્રચન્દ્ર મિત્રને વડી ધારાસભા માટે બીનહરીફ ચુંટી કહાડી પોતપોતાની મહાસભા પ્રત્યેની વફાદારી બતાવી છે અને નોકરશાહીને સજ્જડ પડકાર આપ્યો છે. તેવી જ લડત ત્યાં ઉત્તર કલકત્તામાં બાબુ સુવાશ બોઝ માટે છે. તે પણ જેલમાં સડતા એક અડગ મહાસભાવાદી છે. તેમને ફતેહમંદ કરવા માટે ત્યાંના મહાસભાવાદીઓ સખ્ત પરિશ્રમ ઉઠાવી રહ્યા છે. પરિણામ બહાર પડે બધું સમજાશે.

એકંદરે એમ કહેવું જોઈએ કે આ વખતની ચુંટણીએ દેશમાં જાગૃતિ તો આણી છે જ, જો કે મુંબાઈ જેવા ઇલાકામાં બીજા પ્રાંતોના પ્રમાણમાં ઓછી. પરંતુ એક વિચાર આ સ્થળે કરવો જોઈએ કે આ બધું શાના ભોગે ? દેશમાં કલહ વધ્યો છે કે ઘટ્યો ? મહાસભામાં કેટલાં તડ પડી ગયાં ? અને હવે દેશ નોકરશાહી સમક્ષ પોતાનો એકત્ર અવાજ રજુ કરી શકે તેમ છે ? આ બધાના જવાબો નિરાશાજનક મળશે અને તેથી અમને તો લાગે છે કે ઘડી ભરને માટે ' ઉજળું એટલું દુધ ' લાગશે પરંતુ તેમાં વવાયલાં કલહનાં બીજ દેશને ઘણાં ભારે થઈ પડશે.

* * *

## બ્રિટનનું ' વાલીપણું '

હડહડતાં જુઠાણાનું સતત પ્રતિપાદન કરવાથી તે સત્ય જેવું ભાસે છે એમ માનનારા અનેક લોકો પણ છે. બ્રિટનના મુત્સદ્દીઓમાંના ઘણાખરા આ કોટિમાં સહેલાઈથી આવી શકે છે. થોડા જ વખત ઉપર ગિલ્ડહૉલમાં લોર્ડ બર્કનહેડે એક ભાષણમાં હિન્દુસ્તાન ઉપરનાં બ્રિટનના કહેવાતા વાલીપણાનો દાવો રજુ કર્યો હતો. બ્રિટનના મુત્સદ્દીઓની હમેશની રીત મુજબ તેણે છટાદાર ભાષામાં જણાવ્યું હતું: "અમે તો હિન્દુસ્તાનના ટ્રસ્ટી છીએ. જો કાલે અમે હિન્દુસ્તાનમાંથી ચાલ્યા જઈએ તો ત્યાં સર્વત્ર અરાજકતા પ્રવર્તશે. આ વસ્તુ આજ લોર્ડ બર્કનહેડે નવી નથી કહી. હિન્દુસ્તાનના વાલીપણાનો દાવો કંઈ

વર્ષોથી અંગ્રેજ મુત્સદ્દીઓ કરી રહ્યા છે. આ દાવામાં કેટલું સત્ય છે એથી બ્રિટન અને હિન્દુસ્તાનમાં આજે કોઇ પણ અજાણ્યું નથી.

આ વાલીપણાના દાવામાં ઐતિહાસિક કે ન્યાયનું તત્ત્વ ઘડીભર દૂર મૂકીએ તોય એ દાવો ટકી શકે એમ નથી. વાલીપણું સગીરના હિત માટે હોય છે, વાલીના નહિ—જ્યારે બ્રિટનના કહેવાતા 'વાલીપણા'માં ઉલટો જ ક્રમ યોજાયો છે. લૉર્ડ બર્કનહેડ પણ સારી રીતે જાણે છે કે હિન્દુસ્તાન ઉપરનાં બ્રિટનના અમલે પારાવાર નુકશાન કર્યું છે. પ્રજા પાયમાલ, સત્ત્વહીન અને રૂંધણું બની રહી છે, કોમી વિખવાદ ન હોય ત્યાંથી ઉભા થયા છે. હિન્દુસ્તાનની, લૉર્ડ બર્કનહેડના શબ્દોમાં, 'ગૌરવભરી સંસ્કૃતિ' તેના જડમૂળમાંથી ડગમગી રહી છે, લાખ્ખો દીન હીન ગરીબ લોકોને પેટપુરતું ખાવાનું પણ નથી મળતું,—અને નોકરશાહીની અંગારા ભરેલી આંખથી પ્રજા ત્રાસી રહી છે. આ બધાં બ્રિટનનાં વાલીપણાનાં મીઠાં ફળ છે!

"જો કાલે અમે હિન્દુસ્તાનમાંથી ચાલ્યા જઇએ તો ત્યાં અરાજકતા—અંધાધુંધી પ્રવર્તશે" એમ બર્કનહેડ સાહેબનું કહેવું છે. પણ આ અરાજકતા આ અંધાધુંધીનો અનુભવ હિન્દુસ્તાનને થવો હજુ બાકી છે? જ્યાં લોકો ઉપર જલિયાંવાળા જેવા અત્યાચાર થઇ રહ્યા હોય, જ્યાં લોકોને પોતાના ધર્મનું આચરણ કરવામાં ડગલેને પગલે વિઘ્નો નડતાં હોય, જ્યાં સ્ત્રીઓને પોતાનાં શિયળનું રક્ષણ કરવા માટે આપઘાત કરવા પડતા હોય ત્યાં વિશેષ અંધાધુંધી બીજી કઇ હોઇ શકે? અને "અમે જતા રહીશું તો અંધાધુંધી પ્રવર્તશે" એવી ધમકી ઇતિહાસના અભ્યાસીઓ માટે ક્યાં નવી છે? જ્યારે ઑસ્ટ્રિયા ઇટાલીને કચરી રહ્યું હતું ત્યારે તે પણ એવી જ ધમકી આપતું ન હતું શું? પણ જ્યારે ઇટાલીઅનોએ ઑસ્ટ્રિયનોને ઇટાલીમાંથી હાંકી કાઢ્યા ત્યારે આંતર કલહ અને અરાજકતાનો ભોગ થઇ પડવાને બદલે ઇટાલી વધુ બળવાન થયું, વધુ વીર્યશાળી બની અડધી સદીમાં જગતને મોખરે વિરાજતાં મહારાજ્યોમાં દાખલ થયું અને આજે તેનો એક પ્રધાન આખા યૂરોપને ધ્રુજાવી રહ્યો છે. અમેરિકાને પોતાના અમલ હેઠળ રાખવા માટે ય આજે જેમ હિન્દુસ્તાન વિષે બ્રિટન કહી રહ્યું છે તેમ કેવળ પરોપકાર દૃષ્ટિનો જ દાવો ઈંગ્લાંડ કરી રહ્યું હતું, અને અમેરિકનોને ધમકી આપી રહ્યું હતું કે ઈંગ્લાંડ જો અમેરિકાનું રક્ષણ કરવાનું છોડી દે તો અમેરિકામાં નીગ્રો લોકોનું સર્વોપરિપણું થશે અને ગોરા લોકોનો અમેરિકામાંથી જડમૂળ નીકળી જશે. આ ધમકીને અવગણી અમેરિકા સ્વતંત્ર થયું અને આજે તે જગતનાં સૌથી સમૃદ્ધ અને બળવાન રાષ્ટ્રોમાંનું એક છે; જ્યારે બ્રિટીશ અમલનું ફળ કેનેડાને કંઈ મળ્યું હોય તો તે એ છે કે તેનો વિકાસ કુંઠિત થયો છે. આમ જ્યારે ઇટાલી અને અમેરિકા તેમના વાલીઓ સામે બળવો કરી મહારાજ્યો બની શક્યાં ત્યારે હિન્દુસ્તાન જે લૉર્ડ બર્કનહેડના શબ્દોમાં 'ગૌરવભરી પ્રાચીન સંસ્કૃતિ'નું વારસ છે તે બ્રિટનની સહાય વિના બેહાલ બની જશે એમ માનવાને લેશ માત્ર પણ અવકાશ નથી.

પણ આ દલીલોની જરૂર પણ નથી રહેતી. બર્કનહેડ સાહેબ પોતે જ તેમનાં એ ભાષણમાં ભારપૂર્વક બોલ્યા હતા કે હિન્દુસ્તાનના લશ્કરથી તો આખા બ્રિટીશ સામ્રાજ્યની સહિસલામતી જળવાઈ રહી છે. તે જણાવે છે: "બ્રિટનમાંના મારાં છેલ્લાં બાર વર્ષ દરમ્યાન સામ્રાજ્યને પાંચ કટોકટીના પ્રસંગો સમક્ષ ઉભા રહેવું પડ્યું હતું, અને તે દરેક પ્રસંગે હિન્દુસ્તાનનાં લશ્કરે ભારે સહાય કરી હતી." ખરી વાત તો એ છે કે બ્રિટન હિન્દુસ્તાનનું રક્ષણ કરે છે એમ કહેવા કરતાં હિંદુસ્તાનના લશ્કરથી બ્રિટીશ સામ્રાજ્યનું રક્ષણ થાય છે એમ કહેવું વધુ યોગ્ય અને સાચું છે. ગોરા લોકોને કચરી નાખવામાં

હિન્દુસ્તાનના લશ્કરે જ ઈંગ્લાંડને મદદ કરી હતી, તેણે જ ચીનમાં પણ બ્રિટનના હિતનું સંરક્ષણ કર્યું હતું, અને હિન્દી લશ્કર જો ન હોત તો અમેરિકાની ગમે તેવી મદદ છતાં ગયા મહાયુદ્ધનું પરિણામ જૂદું જ આવ્યું હોત. તો પછી "અમે હિન્દુસ્તાન છોડી જઇશું તો હિન્દુસ્તાનમાં અરાજકતા પ્રવર્તશે" એમ કહ્યા કરતાં હિન્દુસ્થાન જો છૂટું પડશે તો બ્રિટીશ સામ્રાજ્ય હતું ન હતું થઇ જશે એમ કહેવું વધુ વ્યાજબી નથી ?

આ વાલીપણાના દાવા સાથે એક લાલચ પણ તેમણે હિન્દુસ્તાન સમક્ષ ધરી છે. "સુધારાને ફળીભૂત બનાવવાની હિન્દુસ્તાનના લોકોની ઇચ્છાનો જો સાચો પુરાવો મને મળશે તો તેનો યોગ્ય બદલો આપવામાં ઈંગ્લાંડ પાછું નહિ પડે–ઇંગ્લાંડ તેમની ઉદારતાનો અચૂક પુરાવો આપશે."–આવો તેમના કહેવાનો આશય છે. આમાં અમે તો ભેદનીતિ સિવાય બીજું કંઇ પણ જોઇ શકતા નથી. પ્રતિસહકારવાદી અને સ્વરાજીસ્ટો વચ્ચે વિખવાદનાં બીજ વાવવાની જ આમાં અભિલાષા છે. બાકી ઇતિહાસમાંથી હજુ સુધી કંઇ પૂરાવો નથી મળતો કે કોઈ પરાધીન પ્રજા તેના જુલમગાર સાથે સહકાર કરીને સ્વતંત્ર થઇ શકી હોય.

આ પછી ઈંગ્લાંડના વડા પ્રધાન મિ. બાલ્ડવિને પણ એક અજાયબ સત્ય જગતને સંભળાવ્યું હતું કે "અસહકાર મરણ પામ્યો છે, અને હવે હિન્દુસ્તાન માટે સુદિનની કંઇક આશા બંધાય છે." આ ભાષણમાં પણ ઉપરની નીતિનો જ પડઘો છે. જગતમાં જે જે વિપ્લવની ચળવળો થઈ છે તે બધીને એકદમ વિજય ભાગ્યે જ મળ્યો છે. અને તેમાં આવેલી ક્ષણભરની મન્દતાથી મિ. બાલ્ડવિન જેવાને લાગે કે "હાશ, હવે તો ચળવળ મરણ પામી છે" તો તેવાને એ ચળવળ ફરીથી સજીવન થઈ થાપટ લગાવી ઠેકાણે આણે છે. એ આખા જગતના ઇતિહાસની સામાન્ય કથાથી મિ. બાલ્ડવિન ભાગ્યે જ અજાણ્યા હોય. ભલે આજે ઉપરથી જોનારને લાગતું હોય કે અસહકાર મરણ પામ્યો છે; પણ અસહકારને પરિણામે પ્રજાજીવનમાં આવેલું નવું ચૈતન્ય, નવું બળ, અને નવી અસ્મિતા જે જોઇ શકે છે તે તો માને છે કે અસહકાર જીવે છે, જીવશે અને હિન્દુસ્તાનને પરદેશી ધુંસરીમાંથી મુક્ત કરશે.



## શુદ્ધિ

ગયા દીપોત્સવી અંકના પૃ. ૪૩૬ ઉપરના કાવ્ય 'ગમે તો સ્વીકારો–' ની ૨૩ મી લીટીમાંને છેલ્લે

... .. . . સ્થિર ચળક જેવા ધ્રુવ સમી

એમ જોઇએ.

### આ અંકમાં

| | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| પૃ. ૧૫ | લીટી ૧૨ | રાધા અને લક્ષ્મી | વિદ્યાવતી અને પ્રેમવતી |
| " | લીટી ૧૩ | વિદ્યાવતીઃ— | પ્રેમવતીઃ— |
| " | લીટી ૧૫ | પ્રેમવતીઃ— | વિદ્યાવતીઃ— |
| " | લીટી ૨૫ | લક્ષ્મી | પ્રેમવતી |
| પૃ. ૩૧ | લીટી નીચેથી ૨ | પ્રો. ચર | પ્રો. ખૂચર |

પુતળી છોડીને અરીસા તરફ વળી. 'અરીસો ફોડીને હજી બીજા પાટા બંધાવવા છે!' તું એકલીથી હું ધરાઈ. જેને ઘણાં હશે તે બિચારી શું કરતી હશે' કહીને ખીજાઇને રામુને દૂર ખસેડી. રામુએ તાજું જ પરાક્રમ ન કરેલું હોત તો કદાચ એકાદ ધબ્બો પણ પડત, પણ આજે તો માત્ર દૂર જ પણ રામુ હારે એમ ન્હોતું. રામુ પાછી આવી અને અરીસામાં પોતાનું પાટો બાંધેલું મ્હોં જોયું ત્યારે જ તેને શાંતિ વળી. અરીસામાં જોઈ ને 'બા, બીજી નામુ બીજી નામુ, નામુ વાગ્યું, નામુ વાગ્યું' કહીને હસવા લાગી. બાનેયે હસવું આવ્યું, પણ પાછી ખસેડીને તેની સામે આકરા ડોળા કાઢયા. આ અનુભવ રામુને નવો હોય તેમ, અને ક્રોધને પ્રેમથી જીતવાનો પાઠ આજથી જ શીખતી હોય તેમ માની છેક અડાઅડ મ્હોં લઈ જઈ તેણેયે સામા ડોળા કાઢયા. માની આંખની કીકીમાં પોતાના મ્હોંનું પ્રતિબિંબ જોઈ, 'બા, બીજી નામુ, બા બીજી નામુ' કહીને હરખઘેલી નાચવા લાગી. એક અરીસો લઇ લીધો તો માની કીકીમાં તેને બીજો અરીસો મળી રહ્યો. માતાનાએ હરખનો પાર ન રહ્યો. સુભગા ખડખડાટ હસી પડી, પણ તુરત જ તેની આંખમાં ડીબો ભરાયો. 'આ દીકરી તે શાં નસીબ લઇને આવી હશે? એકવાર માંદી પડી ત્યારે મરતી મરતી બચી, આજે આંખ ફુટતી બચી! આંખની કીકીનો અરીસો કર્યો! આવાં ચંચળ અને વિલક્ષણ છોકરાં જીવતાં નથી એમ ઘરડાંઓ કહે છે તે સાચું જ પડવાનું હશે? આગલાં બે ગયાં તેમ તુંયે જવાની હશે? તારા બાપ તો આવીને ચીડાશે પણ તને સંભાળવી પડતી હોય તો જાણે. તારા ઉત્પાતની મને ખબર, એમને શેની હોય? એમને એમની ચોપડી ભલી અને કોલેજ ભલી.' આવા વિચાર કરતી, અને 'રામુ' બધું સમજતી હોય તેમ એમાંના કેટલાક ઉદ્દગાર કાઢતી સુભગાએ જેમ તેમ ચોટલો વાળ્યો.

પોષી શકાય, એ તો બુદ્ધિના સંસ્કારથી પોષાય. તને તારા પિતાને ઘેર 'સરસ્વતીચંદ્ર' હાથ ચઢ્યો લાગે છે, એટલે તેં મને 'સૌભાગ્યચંદ્ર' કહીને સંબોધન કર્યું. એમ પુસ્તકીઆ ભાષા વાપરીએ તો પ્રેમ નકલી થાય. મને તો તું 'પ્રિય ઇન્દુ, લખે તો ગમે.' ઇ૦ ઇ૦ આ પહેલા કાગળના ભાષણથી સુભગા તો બિચારી આભી જ બની ગઈ હતી. ઘણા દહાડા કાગળ લખ્યો જ નહિ એટલે ઇન્દુભાઇ અકળાયા. તેણે પાછો કાગળ લખીને સુભગાને કાગળ લખવાની આગ્રહપૂર્વક માગણી કરી, વિનતિ કરી કહીએ તો ખોટું નથી, કારણ તેને તો હવે કાગળનો સ્વાદ લાગ્યો હતો. 'મેં કાગળ લખવાની તો તને ના કહી જ નથી. કાગળ લખીને જ આપણે આપણો પ્રેમ વધારી શકીએ એમ મને ચોક્કસ ભાસે છે. હું તારા કાગળ સુધારીને પાછા મોકલતો જઇશ, સૂચના પણ કરતો જઇશ, તને શીખવવાનો તો વખત આવે ત્યારે ખરો, પણ પત્રદ્વારા તો જેટલું શિક્ષણ અપાય તેટલું સારૂં. હા; એક શરત આપણે પાળવી જોઇએ. આપણે એવા કાગળ લખવા કે આપણા માતપિતાના હાથમાં એ આવે તો યે તેમને વાંચતાં સંકોચ ન થાય, તેમને એમ ન લાગે કે આ છોકરાં તો વહી ગયાં છે.'

આ પછી પત્રોની સાંકળ ચાલી. સુભગાના કાગળ આવતાં વાર લાગે તો ઇન્દુભાઈ અધીરા થઈ જાય, વાંચવામાં ચિત્ત ન લાગે, તાર કરવાનું મન થઈ જાય, પણ રખેને ગેવલામાં ખપશું એ ભયથી સમસમીને બેસી રહે. સુભગાના કાગળ આવે ત્યારે તે એક વખત વાંચે, અનેક વખત વાંચે. સુભગાએ કાગળોમાં સંબોધન કરવાનું જ છોડી દીધું હતું. ઇન્દુભાઇ 'જીવનસખિ' 'પ્રિય શિષ્યા' 'પ્રાણાધિકે' એવાં સંબોધન વાપરવામાં હવે અડચણ જોતા ન્હોતા, અને સુભગાને લખતા: 'તું તો તારી ચીડ કાઢવા બેઠી છે. 'સૌભાગ્યચંદ્ર'ની મેં એકવાર મશ્કરી કરી એટલે હવે તું તારા પ્રેમથી ટપકતા પત્ર પણ સંબોધન વિનાના લખે છે. તે તો અધૂરા લાગે છે. તારી ઇચ્છા થાય એ લખ. હવે તો 'સૌભાગ્યચંદ્ર' લખવાનો પણ તેં અધિકાર પ્રાપ્ત કર્યો છે. તારો પ્રેમ હવે થોડો કૃત્રિમ છે. તેં લખવાનો આરંભ કર્યો ત્યારે કૃત્રિમ હતો. હવે તો એ 'નિત નિત નવી દીપ્તિ જ સજે' એવો થયો છે. તારૂં ગમે તે સંબોધન મને ગમશે.'

ઇન્દુભાઇની પરીક્ષા આવતી જતી હતી, અને બીજી બાજુએ તેની વિટંબના વધતી જતી હતી. સુભગાના કાગળો આવે ન આવે તોયે તેના તો લખાયા જ જતા હતા. સુભગાને થયું કે નપાસ થયા તો બંનેની ફજેતી છે, ઘરમાં સૌ કહેશે 'હવે તો કાગળ લખતાં થયાં ને!' ખૂબ વિચારીને એક દિવસ કાગળ લખ્યો. સંબોધન તો મનમાં હમેશાં રમી જ રહેલું હતું, પણ કદિ કાગળ ઉપર પાડ્યું ન્હોતું તે આજે વાપર્યું. 'મ્હારા વ્હાલા, મેં કયા નક્ષત્રમાં તમને કાગળ લખવાના શરૂ કર્યા તે ખબર નથી. પણ મને લાગે છે કે મારી ભૂલ થઇ છે. તમે પાસ થઈને ઘેર આવન ત્યાં સુધીમાં શું ખાટુંમોળું થઈ જવાનું હતું? તમે તો કાગળ લખતાં મને પહેલા જ કાગળમાં વારેલી, અને હવે તમે રોજ મને કાગળ લખવામાં વધારે ને વધારે વખત આપતા જાઓ છો. તમારી પરીક્ષા આવી. તમારા વાંચવામાં હું વિઘ્નરૂપ થાઉં છું એમ મને લાગે છે, અને તમે કદિ નપાસ નથી થયા અને આ વેળા થાઓ તો મારૂં તો આવી જ બન્યું છે જો! તમારા સ્વાર્થમાં મારો સ્વાર્થ તો છે જ, પણ આજે તો મારા જ સ્વાર્થની ખાતર માનું છું કે તમારે હાલ મને

કાગળ ન લખવા, હું મે તમને ન લખું. પાસ થયા પછી ઘરાકને લખશું. એવું ન આણુશો.' આવો શિરો, સ્વતંત્ર કાગળ સુભગા લખશે, આટલા દહાડા સંઘરી રાખેલું સાહું સ્વતંત્ર સંબોધન આમ ટાંકણે વાપરશે એવું ઇન્દુભાઈએ કદિ ધાર્યું ન્હોતું. ઇન્દુભાઈનું આકર્ષણ તો ઉલટું ખેંચાયું, પ્રથમના કરતાં પણ લાંબો કાગળ લખ્યો, અને નપાસ ન થવાની ખાત્રી આપી. સુભગાએ છાતી કઠણ કરી આની પહોંચ પણ ન સ્વીકારી.

૩

ઇન્દુભાઈ પાસ થઇ ગયા, સરસ રીતે પાસ થયા. આમ કાગળ આગળથી શું થાય, આપણો ને કાંઇ ઘેલો પ્રેમ હશે, કાગળ લખતાં લખતાં ભણતા પણ અટકી જાય એવા તો કોઇ મૂર્ખાઓ જ હશે, વિગેરે વિગેરે ખાખતો સુભગાને લખી, અને કાગળો લખવાનું ચાલુ કરવાનું ફરમાવ્યું. સુભગાએ કાગળ લખ્યો તેમાં પતિની શક્તિનો અવિશ્વાસ કરવા બદલ માફી માગી અને ભાવી જીવનનાં અનેક સુખસ્વપ્નો ચીતર્યા.

પતિપત્ની હવે મળતાં થયાં. પતિએ પહેલે જ દિવસે પત્નીને થોડો ઉપદેશ સંભળાવ્યો. 'મારા એક પ્રોફેસર છે. ૫૦ વર્ષની ઉમરના છતાં કુંવારા છે. કુંવારા એટલા જ ખાતર રહ્યા છે કે પોતાનાં વૃદ્ધ પિતા માતાની સેવા કરી શકે. પિતા માતાની સેવા તો અહીં રહીને શું કરતા હશે? કારણ એ અહીં રહ્યા, પિતા માતા રહ્યાં વિલાયતમાં. પણ એમના બોલવા ઉપરથી એવું લાગ્યું કે માતપિતાના પ્રેમની વચમાં પત્નીના પ્રેમને આવવા ન દેવો, જ્યાં સુધી માતપિતા જીવે છે ત્યાં સુધી તેમના બાળક રહેવું એ સારું, વિવાહમાં જોડાઇ પિતા બનવામાં મર્યાદાનો ભંગ છે. અને એક નિષ્ઠાથી એ એક આદર્શને પોષી રહ્યાં છે. મને લાગે છે કે એ ભવ્ય આદર્શ છે. તારા પ્રેમથી પિતામાતા પ્રત્યેના પ્રેમમાં જરાય ન્યૂનતા નથી થવાની એ હું જાણું છું, પણ પિતામાતાના છતાં પોતે પિતા બનવું એ તો ભૂંડું લાગે છે. સુભગા હસી. 'સેવા તો પિતામાતાની એક કરતા હતા તેને બદલે બે કરશું. તમારા પિતા તે મારા પણ પિતા જ ને? અને હવે મારે તો એઓ જ પિતા રહ્યા છે. બાકી વૃદ્ધ માતપિતાના મોટાં થયેલાં છોકરાંઓને છોકરાં હોય તેમાં ભૂંડું હું કશું જ નથી જોતી. માતપિતા તો બાળકોના બાળકોને ખોળામાં રમાડવા હંમેશાં તલસે છે. પણ મારી તો એ સંસારી દૃષ્ટિ રહી. તમારી ઇચ્છા હોય એમ વર્તો. હું કોઈ વાતમાં તમને વિઘ્નરૂપ થવા માગતી નથી ' આ તો તેમની અનેક વાતોમાંથી એક વાત આપી છે. સુભગા પતિની સાથે સંબંધમાં આવી ત્યારથી તેના આદર્શોથી કાંપતી. આ નવા આદર્શથી તેની થથરાટી વધી. બંને રોજ મળતાં. કાંઈક વાંચે, વાતો કરે, છૂટા પડી જાય. વાતો છતાં સુભગાનો સંકોચ તો ચાલુ જ હતો.

વિચિત્ર વાતથી થયેલો સંકોચ ભાંગવાનો ઇન્દુભાઇએ બીજી વિચિત્ર વાત કરીને ઉપાય લીધો. સુભગાને ટોલ્સ્ટોયનો પરિચય કરાવ્યો. લગ્ન કરતી વેળા ટોલ્સ્ટોયે પોતાની પત્ની આગળ કરેલી પોતાના ગુન્હાની કબૂલાતોની વાત કરી, અને કહ્યું: 'આપણે પણ એક બીજાના પૂર્વજીવનના એકરાર કરીએ તો કેવું સારું. પરણ્યા પહેલાં તો એ પ્રસંગ ન્હોતો પણ આજે કરીએ તો?' ગુન્હા શું, એકરાર શું—એ બધું સુભગાને મારે વિચિત્ર હતું. સુભગા સ્તબ્ધ થઈને બેસી રહી. ઇન્દુભાઇને તે કોઈ મોટા ગુન્હાના એકરાર કરવાના ન્હોતા, પણ અવારનવાર અનેક બહેનોની સાથે લીધેલી વાતચીતમાં છૂટ, અને વધારે પડતા પરિચયની

વાતો કરવા માંડી. સુભગા કહે: 'માફ કરો, ભાઈ સાહેબ. મારે એ વાતો નથી સાંભળવી. થઈ ગયું તે ભૂલી જવું.' 'વારુ, પણ તું કાંઈ નહિ સંભળાવે? મારી માફી લઇને જ તું ચૂપ રહેવા માગે છે?' 'તમે માફીની વાત ન કરો. હું પાપમાં પડું છું. માફી શેની? અને મારે શેની વાત કરવાની હોય? તમે સેંકડો ઠેકાણે ફરો, સેંકડોના પ્રસંગમાં આવો તે ભૂલે થઇ જાય. અમને શું? અમે તો સદાય ઘરમાંને ઘરમાં.' 'ના; પણ હેં! તારા જીવનમાં આવો એકે અનુભવ ન મળે?' 'તમે તો નકામી આ વાત ચોળી રહ્યા છો. મારો તો એકે અનુભવ એવો નથી. હા; તદ્દન બાળપણમાં 'ઘરઘર' તો અનેક છોકરા છોકરીઓ સાથે રમ્યાં હઇશું. તેમાંનાં કોઈ છોકરાને આજે નજરે જોયે પણ ન ઓળખું. છોકરીઓમાંની બિચારી એક પેલે જ દિવસે રંડાઇ, અને એકને આટલી ઉમરમાં જ ત્રણ છોકરાં છે. છોકરી સુખી થશે એમ સમજીને માબાપ બીજો વર શોધે છે, ત્યારે ઉલટી આ નવી ઉપાધિ વ્હોરે છે.' એમ કહીને સુભગાએ વિષય બદલ્યો.

આમ દિવસો જતા હતા, ત્યાં ઇન્દુભાઈને એક કોલેજમાં 'લેક્ચરરશિપ' મળી. માતપિતા અને પત્નીની રજા લઇને ઇન્દુભાઇ નોકરીએ જોડાયા.

## ૪

ઇન્દુભાઇએ સ્વતંત્ર ઘર માંડ્યું. વહુને મૂકવાને માટે ઇન્દુભાઇના માતા ખાસ આવ્યાં. અને વહુને અનુભવ વિના ઘર ચલાવવાને અડચણ પડે તે માટે એક મહિના દીકરાને ઘેર રહ્યાં. માતપિતાની સેવાની વાત તો કોઇ પુરાણા સ્વપ્નાની જેમ ઇન્દુભાઇના મગજના કયા ખૂણામાં ભાગી ગઇ હતી તે તે જાણે. પણ બા લાંબો વખત રહેશે તો સુભગાની કેળવણી માટે પોતાનાથી કાંઇ નહિ થઇ શકે એ તેને મોટી ફિકર થઇ પડી. હસતાં હસતાં માતાને એક દિવસ કહ્યું: 'બા, તમને આવ્યે કેટલા દિવસ થયા? બાપુ બિચારા એકલાને! તેમને અડચણ પડશે. અમને હવે કશી અડચણ ન પડે. જુઓની હવે તો એ સુંદર રસોઇ પણ કરતી થઇ ગઈ છે ને! કોઇવાર માંદો પડીશ તો તમને જરૂર બોલાવીશ.' માતા તો સાનમાં સમજી ગઈ. 'ભાઇ, સુખી થાઓ બંને. માંદા શા સારુ પડો? રજામાં તો આવશો ને? હું આજે રાતની ગાડીમાં જઇશ. તારે મૂકવા આવવાની યે જરૂર નથી. વહુ બિચારી એકલી પડે ને!' ઇન્દુભાઇએ આનાકાની વિના માતાના નિશ્ચયને વધાવી લીધો.

પોતાના પ્રોફેસરના બ્રહ્મચર્યની સુભગાને કરેલી વાત તો સૂર્યના તાપમાં બરફ પીગળે એમ સુભગાના પ્રેમમાં પીગળી ગઇ. ઇન્દુભાઈ ગૃહસ્થ થયા.

સુભગાને જરાય આશ્ચર્ય ન થયું. તે હવે ઇન્દુભાઇના મનને સંપૂર્ણપણે સમજી ગઇ હતી. ઇન્દુભાઇએ નવા વર્તનનો બચાવ નવા સિદ્ધાન્તોથી કરવા માંડ્યો. 'મારા પ્રોફેસર આખરે પશ્ચિમના દેશના ખરા ના! એમના અને આપણા આદર્શો જૂદા, સુભગા તું કહેતી હતી તે બરાબર છે. શરીરસંબંધ વિના પ્રેમ પણ શરીર વિનાનો રહે છે. જો શરીરસંબંધની જરૂર ન હોય તો લગ્ન જ શા સારુ? ભાઇબ્હેનના પ્રેમથી ન ચાલે? પણ પતિપત્નીનો પ્રેમ બીજા બધા પ્રેમના કરતાં ચઢીઆતો છે. '**अद्वैतं सुखदुःखयोः**' વાળો શ્લોક મેં તને આપણે ઘેર હતાં ત્યારે સમજાવ્યો હતો ના? એમાં આત્માનું અદ્વૈત તો રહેલું છે જ, પણ શરીરના અદ્વૈત વિના એ આત્માનું અદ્વૈત કેવળ કલ્પનાનું જ અદ્વૈત છે. એક કવિએ પ્રેમ અને કામને એક જ સિક્કાની બે બાજુઓ કહી છે એ બરાબર જ છે,

સુભગાને બિચારીને આ બધી જ નવી વાતો હતી. તેના પિતા સ્વામીનારાયણ પંથના હતા, ભગવદ્‌ભક્ત હતા. તેણે સુભગાને જેટલો કેળવણીનો સંસ્કાર અપાય તેટલો આપીને પછી સંપ્રદાયના સાહિત્યનાં પુસ્તકો તેની આગળ મૂક્યાં હતાં. પોતે મુક્તાનંદ નિષ્કુળાનંદનાં ભજન ગાતા, અને એકની એક દીકરીને પણ એ ભજનો ગવરાવતા. સુભગાને પરણાવીને એકાદ વર્ષમાં તે સ્વર્ગવાસી થયા હતા, અને હવે તો પેલાં ભજનો જ પિતાની મીઠી સ્મૃતિ રૂપે સુભગાએ સાચવી રાખ્યાં હતાં. પોતે કોક વાર રસોઈ કરતાં કરતાં આ ભજનોની કડી ગણગણ્યા કરતી. ઇન્દુભાઈ કોઈ વાર બહુ આગ્રહ કરે તો તેને પણ સંભળાવે. પણ રસભૂખ્યા ઇન્દુભાઇ કેવળ એ ગવરાવવા ખાતર ગાતા, કોક વાર સ્વામીનારાયણના સાધુઓની મજાક પણ કરતા. સુભગાને દુઃખ થતું. ઇન્દુભાઈ તેને પાછા રમાડતા રીઝવતા અને અનેક પ્રેમ ચેષ્ટાઓમાં ક્ષણિક દુઃખ ભૂલાઈ જતું.

ઇન્દુભાઇએ ભજનોને બદલે દયારામની ગરબીઓ અને ‘ ન્હાના ન્હાના રાસ ’ના સંસ્કાર સુભગાને પાડવા માંડ્યા. ઇન્દુભાઇ સરસ ગાતા. સુભગાને પણ નવો રંગ ઠીક લાગવા માંડ્યો. ‘ ચાલ વ્હેલી અલબેલિ પ્યારી રાધે ’એ તો સુભગાને ઘેલી કરી મૂકી અને અનેક વાર આ જ ગરીબના તાનમાં ને તાનમાં તેમની આંખો મળી જતી. ભજનોને બદલે સુભગા હવે કામ કરતાં ને હરતાં ફરતાં ‘ શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામ રંગ સમીપે ન જાવું ’ લલકારતી.

પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી
પંખી પોઢયાં ભીડીને પાંખશું પાંખલે,
વિલસે આજ જગત સૌ રસના અંકમાં
અજબ વિલસતી અલબેલી તુજ આંખલે

નાં ગાતાં અનેક રાત રસના અંકમાં ઝૂલતાં ઝૂલતાં વીતાડતાં. અનેક ઉજાગરા થતા, ...રીરે યે બીજે દિવસ થાક જણાતો, કશા કામમાં મન પરોવાતું નહિ, ઇન્દુભાઇને પોતાનાં ...ખવવાનાં પુસ્તકોને અંગે વાંચવાનું તો રહેતું જ. આ નશામાં તેને માટે તેને શેનો વખત રહે. કોક વાર ખુરશી પર પણ ઝોલાં ખાવાનું બનતું અને ઘણી વાર માથું ચડતું. માથામાં તેલ ઘસતી ઘસતી સુભગા તેને ઉંઘાડી દે. પણ તેના હાથનો સુખસ્પર્શ જ બંનેને અંતે દુઃખદાયી થઈ પડતો હેતો.

એકાદ વર્ષ આમ વીત્યું. રજામાં ઘેર જવાનું તો થાય જ શેનું ? લાંબા કાગળો લખીને લાંબા ખુલાસા પિતાને લખી મોકલવામાં આવે, અને પિતા બિચારા ‘ તમે બંને સુખી છો એટલે અમે યે સુખી છીએ ’ કહીને આનંદ માને એક વાર ઇન્દુભાઇ માંદા પડ્યા. સ્હેજ જ તાવલી આવી ગઇ, પણ અશક્તિ ઘણા દહાડા રહી. સુભગા એક દિવસ કહેઃ ‘ મને થોડા દિવસ ઘેર જઈ આવવા દો. આપણને બહુ ઉજાગરા થાય છે, તમારૂં શરીર જુઓની સુકાવા લાગ્યું છે. એ મારાથી નથી ખમાતું. હું જઈશ એટલે તેટલા દિવસ તમને આરામ રહેશે. ’ એ વાત ઇન્દુભાઈને માથાના ઘા સમી લાગી. ‘ તું તો સુભગા ગાંડી છે. આરામ લેવા જવું હોય તો આપણે બંને નહિ જઇએ ? તું શેના ઉજાગરા કરાવે છે ? આપણે બંને ઉજાગરા કરીએ છીએ. પણ સાટે ઉંઘીએ છીએ પણ ખરાં ને. મને જરા આજકાલ કામ વધારે રહે છે તેથી આ તાવ આવી ગયો બાકી કશું જ નથી.

આ કાળ પાછો નથી આવવાનો. આ કાળના સુખના અનુભવ ભાવી સુખના પાયા છે. રામચંદ્રજી અને સીતા જેવાં લો ને! તને તો ઉત્તરરામચરિત હું વંચાવી ગયો છું.

અરોઅરુ કપોલ લાગી રહેલ,
મંદ અતિ મંદ મંદ ધ્રુનિ હેલિ,
નહિ પૂર્વાપર કાંઇ ગણેલ,
મુખે કાંઇ એમ લવંતાં ગેલ.

આલિંગન અશિથિલથી ક્ષપટી કર અદેક
રમત ગમતમાં એમ ન જાણ્યો પ્રહર જતો નિશ એક
છેક નિશ થાકી વિરામી જાય.

એ મનોહર ચિત્ર પાર્વતી પરમેશ્વર જેવાં રામચંદ્રજી અને સીતા વિષે સાચું તો આપણે સારુ શા માટે નહિ? તું એ પાવકપુનિત સંબંધને દોષ ન દે. મારું શરીર તો એકાદ દિવસમાં હતું તેવું થઇ જશે.'

૫

પણ એ દિવસોમાં પણ ભંગ આવ્યો, સુભગાની સુવાવડ આવી. આખર દિવસ સુધી રાખવાનું મન હતું, પણ ઘરના આગ્રહને લીધે વહેલી ઘેર મોકલવી પડી. થોડા દિવસમાં તો કસુવાવડ થયાના સમાચાર આવ્યા. ઇન્દુભાઈ થોડા દિવસની રજા લઇને ઘેર દોડી ગયા, જેટલી સારવાર થઇ શકે તેટલી કરી. મહિના એકમાં તો વધારે સારા ડાક્ટરોની સારવાર કરાવવાને બહાને તેને લઈને ઇન્દુભાઇ પાછા આવ્યા. મહિનો બે મહિના સારવાર ચાલી, દરમ્યાન સુભગાને આરામને માટે એક રસોઇઓ રાખી લીધો હતો. જરા સારા થતાં વેંત સુભગાએ પાછો ઘરનો ભાર લેવાની માગણી કરી, અને ઘરમાં બહારના માણસને ન છૂટકે સાંખતા ઇન્દુભાઇએ ખુશીથી રસોઇઆને રજા આપી.

ઘરની જ સારવાર અંગે ઇન્દુભાઇએ સુભગા માટે અનેક ગરમ કપડાં કરાવ્યાં, ગરમ પાણીની બૅગ લાવ્યા, ઘરમાં હરતાં ફરતાં કંતાનના જોડા પહેરવાની સુભગાને ફરજ પાડી. ઘડીવાર તે મનમાંને મનમાં મુંઝાયલી રહેતી હતી એટલે બહાર સિનેમા વગેરેમાં લઇ જવા લાગ્યા, અને ઘરમાં ગૂજરાતીનો ભંડાર હવે ખૂટ્યો હતો, એટલે બીજી ભાષાઓમાંથી અનેક વાર્તાઓ અને નવલકથાઓ લાવે અને તેનો સાર સંભળાવે. આવી અનેકવિધ માવજત છતાં જે માવજતની સુભગાને ખાસ જરૂર જોઇએ તે તો નહોતી જ મળતી. સુભગાને બીજી સુવાવડ આવી! આ વેળા ઘેર મોકલવાને બદલે શહેરની ઇસ્પિતાલમાં જ સુવાવડ કરવાની ગોઠવણ કરવાનો નિશ્ચય કર્યો, જેથી આખર દહાડા સુધી સાથે રહેવાય, અને રોજરોજ તબીયતની ખબર રખાય. આ અરસામાં ઇન્દુભાઇના હાથમાં ટૉમસ હાર્ડીનાં કાવ્યોનું એક તાજું પ્રસિદ્ધ થયેલું પુસ્તક આવ્યું. એમાંના ઘણાં કરુણ કાવ્યોના ભાવ સુભગાને તેણે સમજાવ્યા, અને એકનો ભાવ તો વિસ્તારથી ગૂજરાતીમાં ઉતાર્યો રાણકદેવીના સોરઠાથી સુભગા પરિચિત હતી. 'The Blinded Bird' કાવ્યના ભાવાનુવાદના સોરઠા પણ તેના મનમાં ગુંજી રહ્યા:

સદાય મીઠાં; ગાન ગાવામાં ગુલતાન તું;
તોયે શાં અપમાન તુંજ પર મીઠા પંખિડા!
પાંખો આવી ત્યાંય અંધાપો કોણે દિધો
કૂંળી આંખો માંય તાતાં તીરો ભોકિને?
કોણ થયું રે ક્રૂર તુજ પર પ્રભુના રાજમાં
જેના મીઠા સૂર કાને પડતા હર ઘડી.
એવા અત્યાચાર ઘડીએ ના ગણકારતું
કદિ ના આર્તપુકાર પૂરાયા તુજ ગાનમાં.
નિશદિન ઘન અંધાર ભોગવતું તું પંખિડા,
તો યે એ અંધાર ઉતર્યાં ના તુજ ગાનમાં.
કઠોર કારાગાર માંહે તુજને પૂરિઉં
પણ એ કારગાર કઠયા ન તુજને પંખિડા.
પૃથ્વી પર જીવતોડ મહેનત કરતાં ના જડી
તારા પ્રેમની જોડ, પ્રેમમૂર્તિ! ઓ પંખિડા!
જીવન ભરના ત્રાસ વિધિયે લખિયા તવ શિરે
તો યે પ્રેમ સુવાસ પ્રગટંતી તુ જ શ્વાસમાં.
આશાનો અવકાશ, તુજ જીવનમાં નવ દિસે
તોય અનેરી આશ, તુજ ગાનોમાં ગુંજતી
જીવનના અભિલાખ પિંજરની તુજ કક્ષમાં
અમી ભર્યાં તુજ આંખ, આંખ વિહોણા પંખિડા.
દુઃખ દાવાનળ માંય સૌની ધીરજ ખૂટતી
તારા હૈયા માંય ધીરજની સીમા નથી.
ઝેર નથી તલભાર. વેરે ઉર આણ્યાં નહીં
ધન્ય! ધન્ય! શતવાર, અજાતશત્રુ પંખિડા.
ચિર પ્રસન્ન સ્વયમેવ, ગાનોમાં ગુલતાન તું
દેવો શેના દેર? દેવ તુંજ રે પંખિડા.

અનેકવાર આ સોરઠા પતિની પાસે ગવરાવ્યા, અને અનેકવાર આંખો આંસુએ ભીંજવી. ઇસ્પિતાલમાં જવાનું આવ્યું તે દિવસે પોતાના હાથે એની નકલ કરી લઈ ગજવામાં નાંખી ગઇ. ઇસ્પિતાલમાં પણ એ વાંચીને રોતી. લગભગ છેલ્લે દિવસે ઇન્દુભાઇ તેને જોવા ગયા ત્યારે નર્સે કહ્યું: ભાઇ, આ બ્હેનને કાંઈ દુઃખ છે? રોજ એક કાગળ કાઢી વાંચે છે અને રૂએ છે.' ઇન્દુભાઈને આશ્ચર્ય થયું. સુભગાના મુખ ઉપર કરમાયલું સ્મિત ઝળકી રહ્યું. 'મને કશું દુઃખ નથી. એ તો પેલું 'આંખ વિહોણા પંખિડા' નું ગાન હું મારા ઘેરથી મારી સાથે લાવી છું, અને ન ગમે ત્યારે કાઢીને વાંચું છું. એ વાંચતાં અનાયાસે આંખમાં પાણી ભરાય તેથી એ બ્હેનને લાગે છે કે મને કાંઈ ઉંડે ઉંડે દુઃખ છે. હું એને શી રીતે સમજાવું?' 'પણ સુભગા, તું એમ રોજ એ વાંચીને રૂએ તેમાં તારા શરીર ઉપર કેવી અસર થાય છે તેની તને ખબર નથી. તું પાછી આ વેગા પહેલાંની જેમ કરવા લાગે છે?' 'ના, ના, તમે એવું ન આણશો? મને કશું નથી. હું રોતી નથી, આંખમાંથી પાણી ટપકે છે.' આ કહેતાં કહેતાં આસું રોકતી જરા અટકી ગઇ, અને ઇન્દુભાઇ ઉકળતા તેના કોટ ઝાલીને કહે: 'હેં સાચું કહોની? અમે સ્ત્રીઓ એવાં આંખ વિહોણાં પંખિડાં

નથી ?" કાંઇ અઘટિત કહેવાઇ ગયું હોય તેમ જરા જીભ કરડીને, કૃત્રિમ હાસ્ય લાવી બોલીઃ 'ના; ના, જાઓ તમે. એ તો મને જરા લાગી આવ્યું. મારી આંખોમાં થોડાં કોઇએ શૂળ ભોક્યાં છે ? તમે તો મને આંખની કીકીની જેમ રાખો છો. ઓછું ના આણશો, હો ! મારા મનની સ્થિતિ નબળી છે, એટલે ગમે તેમ બકી જવાય છે. અમે આંખવિહોણાં દઇશું તોયે અમારી આંખ અમે ફોડી છે, અને તેથી જ અમને જીવનમાં પેલા પંખીની જેમ પ્રકાશ, ઉલ્લાસ અને પ્રેમ લાગતા નથી. પણ તમે જાઓ.' કહીને રોઇ દીધું. ઇન્દુભાઈએ કાગળ માગી લીધો. સુભગાએ સુખે કાગળ આપ્યો, અને વળી મધુરા સ્મિતથી વિદાય દેતી બોલી : 'તમે લઈ જશો એટલે એ મારી સ્મૃતિમાંથી પણ લઇ જવાના હો, કેમ ? મારી ચિંતા ન કરશો. મારી ચિંતાએ તમે શરીર તાવશો તો પછી શું થશે ?'

૬

પહેલી વખતની જેમ તો ન થયું. પૂરે દિવસે બાળક જન્મ્યો. માતપિતાના આનંદનો પાર ન રહ્યો. પણ સુભગાને બિલકુલ દૂધ ન ઉતરવાને લીધે અને ગાયનું દૂધ ન પચવાને લીધે બાળક મહિનામાં મરણ પામ્યો. ઇન્દુભાઈનાં માતા આવ્યાં, અને આ વેળા તો ૭ મહિના પગ બાંધીને રહેવાનો નિશ્ચય કર્યો.

આ અરસામાં ગાંધીજીનો સત્યાગ્રહ આવ્યો, દેશનાં તમામ શહેરો અને ગામડાં અપૂર્વ ઉત્સાહથી ગાજી ઉઠયાં. છઠ્ઠી એપ્રિલના ઉપવાસ સુભગા અને તેની સાસુ બંનેયે કર્યા. નીચલે મેડે એક વકીલ રહેવા આવ્યા હતા. રાજકાજમાં ઉત્સાહ ધરાવતા હતા, અને તેની સ્ત્રી પણ હોંસીલાં હતાં. આની સાથે સુભગાએ સારી ગાંઠ બાંધી અને પરિણામે તેનામાં નવું ચેતન આવ્યું. 'સવિનય ભંગ' 'સવિનય ભંગ'ની બૂમો ચોમેર સંભળાઇ અને પાછી સંભળાતી બંધ થઇ. પણ તેના ભણકાર જ્યાં જ્યાં પ્રસર્યા હતા ત્યાં રહી ગયા. વકીલ 'હિંદસ્વરાજ' ગેરકાયદેસર વેચાતું હતું ત્યાંથી બેચાર નકલ લઇ આવેલા તેમાંથી એક નકલ સુભગાને પણ મળી, અને બંને બ્હેનપણીઓ તે સાથે વાંચવા લાગી. આ પછી 'નવજીવન' આવ્યું. સુભગાએ પતિને આગ્રહ કરીને પોતાને શિરનામે 'નવજીવન' મંગાવવાની રજા મેળવી. 'નવજીવન' અને પેલી બ્હેનપણી મળી એટલે, સાસુજી ૭ માસને બદલે વર્ષ દિવસથીયે વધારે સાથે રહ્યાં એટલે સુભગાને પતિની સાથે બહુ સમય ન્હોતો મળતો, પણ તેના જીવનમાં નવી જ સૃષ્ટિ ઉત્પન્ન થતી જતી હતી. એમ કરતાં કરતાં ત્રીજી સુવાવડ આવી. સાસુ આગ્રહ કરીને આ વેળા તેને ઇસ્પિતાલમાં નહિ કે પીઅરમાં નહિ પણ પોતાને ઘેર જ સુવાવડ કરવાનું નક્કી કરી પોતાની સાથે તેડી ગઇ. આ વખતે એક બીજો બાળક જન્મ્યો. ઇન્દુભાઈ પત્ની અને બાળકને બોલાવવા ઉતાવળા થયા, પણ ૭ મહિના માતાએ તેમને ઘેર રોકી રાખ્યાં. પાછાં પોતાને ત્યાં જાય તે પહેલાં થોડા દિવસ સુભગા પીઅર રહી આવવા માટે ગયાં. દુર્ભાગ્યે શીતળાનો ભયંકર ઉપદ્રવ ગામડાંઓમાં ફાટી નીકળ્યો હતો. સુભગાનો ન્હાનો બાળક એમાં થોડા જ દિવસમાં ઝડપાઇ ગયો. પતિપત્ની બંનેનાં હૈયાં હવે આવી જાતનાં દુઃખ ભોગવીને કઠણ થઇ ગયાં હતાં. સુભગાને તો પ્રગતિનું નવું ક્ષેત્ર હાથ લાગ્યું હતું. ગાંધીજી એક વર્ષ થયાં જેલમાં હતા. જેલમાં ગાંધીજી ગયા તે દિવસે સુભગા ખૂબ રોઇ હતી અને અને ત્યાં સુધી ખાદી પહેરવાનો

નિશ્ચય કરીને પોતાના પતિને પણ તેવો નિશ્ચય કરવાનો કાગળ લખી ચૂકી હતી. ખાદી પહેરેલી સુભગાને લઈને ઈન્દુભાઇ ઘેર આવ્યા તે દિવસથી સુભગા અને તેમની વચ્ચે ઠીક ઠીક ચર્ચા થવા લાગી. વચ્ચે વચ્ચે પેલા વકીલનાં પત્ની પણ ભળે. 'લોકો ગાંધીજીનું કહેલું કરે તો રામરાજ્ય આવે એમાં શંકા નથી; પણ કોણ કરે ? ઈશુ પણ શાંતિ અને અપ્રતિકારનો ઉપદેશ દઈ ગયા હતા જ. તો પણ આ બબ્બે હજાર વર્ષ થયાં એ ઉપદેશ ક્યાંયે ઉગ્યો જાણ્યો છે ? તમારા પતિએ વકીલાત ક્યાં છોડી ? તમે વકીલાત છોડો તોયે લોકોના કજીઆ ઘર મેળે પતાવીને તમે કમાઇ શકો: અમારી કોલેજના મિશનરી સાહેબો મને ખાદી પહેરીને કોલેજમાં ઉભો રહેવા દે ખરા કે ? એને ન ઉભો રહેવા દે તો મારે ક્યાં જવું ? આટલે વર્ષે નવો ધંધો શોધવો ?' આવી આવી ચર્ચા ચાલ્યા કરતી. સુભગાને, ઇચ્છા અનિચ્છાએ, ચોથી સુવાવડ આવી. સુભગાએ પોતાનું કેટલુંક દુઃખ, પોતાનો કંટાળો, બ્હેનપણીની આગળ ઠાલવ્યો હતો. બ્હેનપણીએ આ વેળા સુભગાની સાથે જાતે ઇસ્પિતાલમાં જવાની માગણી કરી. ઇસ્પિતાલમાં જ ગાંધીજીના છૂટવાના ખબર સુભગાને મળ્યા. 'જેલમાં જઇને માંદા પડ્યા, અને ઑપરેશન કરાવવાં પડ્યાં. ભગવાન એનું રક્ષણ કરજો. આપણે તો આમ હાથે કરીને ઑપરેશન વ્હોરીને બેઠાં છીએ. આપણી ક્યાં સદ્‌ગતિ થશે ?' કહીને બ્હેનપણી આગળ સુભગાએ હર્ષ અને શોક મિશ્રિત આંસુનાં બે ટીપાં પાડ્યાં. આ વેળા પુષ્ટ છોકરી અવતરી. સુભગાનું શરીર પણ સારૂં હતું. 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' પુસ્તક વકીલને ત્યાં હતું તે બ્હેનપણી પાસે મંગાવીને સુભગાએ ફરી ફરીને તે ઇસ્પિતાલમાં જ વાંચ્યું. નિષ્કુલાનંદ મુક્તાનંદનાં ભજનો પાછાં ભાંગ્યાતૂટ્યાં યાદ આવવા લાગ્યાં. દીકરીને છાતી સરસી ચાંપી. એકવાર ભગવાનને પ્રાર્થના કરતી બોલીઃ 'તને નથી જવા દેવાની ! હવે તારા પછી મારે એકે બચ્ચું જોઇતું નથી. ભગવાન આટલીને ઉછેરવા એટલે તારો પાડ છે. મારાથી જો હવે દોષ થાય તો, ભગવાન, તું મને આકરી સજા દેજે. મારા અપરાધની સજા માટે તું આ મ્હારૂં રત્ન લઇ લે તો હું તને દોષ નહિ દઉં.'

૭

આ મોંઘા મૂલની પુત્રી તે આપણે ઓળખાણ કરી ગયા છીએ તે રામકુંવર. રામનામની માને ધૂન લાગી હતી અને રામની પ્રસાદી એને માનતી હતી એટલે એનું નામ રામકુંવર રાખ્યું હતું.

સુભગાએ પોતાના નિશ્ચયને સરસ રીતે અમલમાં મૂકવા માંડ્યો. રામકુંવરની સાથે પોતે અલગ ઓરડો રાખ્યો, પતિ અલગ ઓરડામાં સૂતા. પતિની સાથે ખાસ વાચન ન ચાલતું. ઘણો સમય તો રામકુમારીમાં જતો. વાર્તા કવિતામાં તેને રસ મ્હોતો રહ્યો, પણ પતિએ બંધ કરેલું 'નવજીવન' કે એવું જ કાંઇક સાહિત્ય પેલી બ્હેનપણી પાસે મેળવીને વાંચે. એકવાર 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' પોતાને વાંચવાની, અને તો સાથે વાંચવાની વિનંતી કરી. ઈન્દુભાઈ કહેઃ 'ગાંધીજી 'પૉલિટિક્સ' ચર્ચે તે ખરૂં, ઢેડાને વિષે લખે છે તે સો ટકા સાચું; રેંટીઆ વિષે ભલે લખે, પણ દાક્તરોના કામમાં પણ તેમનું લાગે વળગે ? તું જાણે છે ? ગાંધીજી એક વાતને વળગી રહેવાને બદલે આમ બધાં ક્ષેત્રોમાં માથું મારે છે એટલે એમનું એકે કામ સરખું નથી થતું. અને તમારા જેવાં તેમને શિષ્યો મળ્યાં

એટલે થઇ રહ્યું. જેણે સાંભળવું જોઇએ તે સાંભળતા નથી. અને તમારા લોકો જેવાં રડયાંખડયાં ખાદી પહેરે, અને ઘરમાંથી ઘાટીને રજા આપી વાસણ, લૂગડાં ધોવાનું બધું હાથે કરે. તેથી સ્વરાજ આવવાનું હતું કે?' સુભગા ચીડાઇ. ઘણી ખરી લડાઇ અત્યાર સુધી સુભગાના તરફથી વકીલનાં સ્ત્રી કરતાં હતાં. આજે જ તેને એકલીને ઝુઝવાનો પ્રસંગ આવ્યો હતો: 'ગાંધીજી તો એક વાત કહે છે: સત્ય અને અહિંસા પાળો. એમનાં રાજકાજ, એમનાં સમાજ સુધારો, એમની ગરીબ સેવા અને અંત્યજ સેવા એ બધા મણકા સત્ય અને અહિંસાના બેવડા સૂત્રમાં પરોવાયલા છે. તમે એક વાત કરોની? એકમાંથી અનેક થશે. સાહેબ તમને શું કરે? ખાદી પહેરવામાં પણ તમને શેનો ડર? ઝીણી પણ મળે છે. ધોનારી હું બેઠી છું. એ ધોવા કરવાનું બધું હું તો આરોગ્ય વિષેના પુસ્તકમાંથી શીખી છું. અને આપણે દેશના બધા લોકો એક આરોગ્ય મેળવીને જ બેસી જઈએ તો સ્વરાજ નહિ પણ રામરાજ્ય આવે. આજે તો બધે રોગ નજરે પડે છે. અને ગાંધીજીના રસ્તા એવા છે કે સોએ કર્યાં તો સોને ફળે, એકે કર્યા તો એકને ફળે. આપણે રોગને કાઢીને બેસીએ એટલે થયું. સ્વરાજ્ય મળ્યા પછી પણ રોગી દશા આપણી હશે તો તે સ્વરાજ્ય નહીં પણ કુરાજ્ય હશે. પણ ઓછું ના લાવશો, મારાથી તપીને બોલાય છે તે. હું તમારા ઉપર નથી તપતી મારા ઉપર તપું છું. અત્યાર સુધીમાં આપણે જે ખમ્યું છે તેનો દોષ તમારા ઉપર શેનો કાઢું, મારો પણ તેમાં પૂરેપુરો ભાગ હતોને. હવે ચેતીને ચાલશું.'

ઇન્દુભાઇ ધીરા પડયા: 'લ્યો ચાલો ત્યારે આજે તમને તમારૂં માનીતું પ્રકરણ વાંચો.'

'તમે આમ ગંભીર થઇને ન વાંચવાના હો તો એ પ્રકરણ ભલે મારૂં મારી પાસે રહ્યું. મને તો આપણી ઘેલછાનો આખો ઇતિહાસ એ પ્રકરણમાં ઉતારેલો લાગે છે, તમે ગાતા

આ રસ તરસ્યાં બાળ રસની રીત ન ભૂલશો
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પ્રેમથી

અને હું રાજી થતી—જાણે રસ લેનારાં પ્રેમ કરે અને તેમને પટો મળી ગયો. હું તો એ સોરઠાનું બીજું ચરણ આમ વાંચું:

પ્રભુએ બાંધી પાળ રસસાગરની સંયમે.

આપણે તો જીંદગીને બરબાદ કરી છે. પેલું 'ગુહ્ય પ્રકરણ' શીખવે છે કે આપણે ચેતવું હોય તો પૃથક્ શય્યા પ્રથમ શિક્ષા, અને સંયમ એ રસની પ્રથમ દીક્ષા. પણ હું બોલું છું. મને ક્ષમા કરો. હમણાં હવે આપણે છૂટાં પડીએ એ જ સુરસ છે.'

૮

આ પ્રસંગ પછી ઘણે દહાડે ઇન્દુભાઇએ અમર્યાદ રીતે સુભગાની પ્રતિજ્ઞા તોડી હતી. બીજે દિવસે છોકરીને ખૂબ તાવ ચઢયો. સુભગાએ ઇન્દુભાઈને પગે પડીને કાલાવાલા કર્યા: તમે મારી આટલી વિનતિ ન સ્વીકારો. આ પણ ચાલી જવાની છે એમ માનજો હો!'

'સુભગા, સુભગા, તું આટલી આકરી કયાંથી થઈ? તું મારી નબળાઇ તરફ ન જુએ? ને, હેં, સાચે સાચું કહે, ચીડાઇને નહિ, તારા મનમાં ઉંડે ઉતરીને મને જવાબ આપ. તારા મનોવિકાર બધા શમી ગયા છે? તને આટલી દીકરીથી સંતોષ છે?' 'નહિ ચીડાઉં, તમે ગંભીર થઇને પૂછશો તો હું શા સારૂ ચીડાઉં? એ અવગુણ પણ કાઢવાનો પ્રયત્ન

કરી રહી છું, પણ કોકવાર તપી જવાય છે, શું કરૂં? તમને સાચું કહું આ દીકરી જીવે અને એ સદ્ગુણી થાય અને એને આપણે આંખવિહોણું પંખીડું ન કરીએ તો બસ. દીકરા આપણી અખ્ત્યારની વાત છે? તો તો પેલા બે શાને પ્રભુએ ખેંચી લીધા? અને નબળાઇની તમે વાત કરીને મને શરમાવો છો. મારી નબળાઇ તમે નથી જાણતા? તમારા કરતાં હું સોગણી ઘેલી હતી. મારી નબળાઇને લીધે તો તમે નબળા બન્યા છો. અને નબળા છીએ એમ ક્યાં સુધી કહ્યા કરશું? એકવાર સબળા બની જઇએ કે પછી પ્રભુ સાથે છે.'

૯

રામુને વાગ્યું તે દિવસે પ્રોફેસર જરા મોડા આવ્યા હતા. બધી વાત જાણી લઇને કહેવા લાગ્યાઃ 'કેમ ગઇ વખતે તો જાણે મારા ગુન્હાથી છોકરી માંદી પડી હતી. આજે આ વાગ્યું તે પણ મારો ગુન્હો કે? આપણે ન્હાનાં બચ્ચાંવાળાંને એમ રેંટીઆ સાથે ખેલ કરવા ન ફાવે.' 'એક તરફથી છોકરી ત્રાસ આપે અને બીજી તરફથી તમે આપોઃ એ છોકરીને વાગ્યું તેમાં રેંટીઆનો દોષ! તમને એ સવાલ આજે ઉઠયો છે એમાં જ હું વિપત્તિ આવતી દેખી રહી છું. આપણા મનમાં થતા વિચારની પણ અસર પ્રગટ અપ્રગટ રીતે થયા જ કરે છે.' 'એટલે તારો દોષ તો હોય જ નહિ? તારી છોકરી માંદી પડે તે મારા વિચારની અસરે. સુભગા, સુભગા, તારા નવા વાચને તારી વિચારશક્તિની ઉપર પણ અસર થઇ છે. આમ લાંબુ નહીં ચાલે.' સુભગા ચૂપ રહી, દીન બનીને રોવા લાગી, રોતી રોતી પતિને ચરણે પડી. પતિએ તેને ઉપાડી છાતી સરસી દાબી અને આજે ઘણે ઘણે દહાડે પાછાં એકબીજાને આશ્વાસન દેતાં, એકબીજાને માફ કરતાં 'પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી પંખી પોઢયાં ભીડીને પાંખ શું પાંખ જે!'

મોડી મોડી ઉંઘ તો આવી હશે કે ન આવી, બંને ચૂપચાપ પડી રહ્યાં હતાં. 'રામુ' નિરાંતે નાનકડી ઢોલકી ઉપર પોઢેલી હતી. બેક વાગ્યાનો સુમાર હશે. પતિના પુરાતન સંસ્કાર જાગૃત થયા, પત્ની ઝબકીને જાગી, અને સિંહણની જેમ ગર્જી ઉઠીઃ 'બાળહત્યા! બાળહત્યા! કોઇ દોડો! બચાવો!'

આ કારમી ગર્જના મોહોલ્લાના લોકોએ સાંભળી હશે, વકીલ અને વકીલની સ્ત્રીએ તો સાંભળી જ. તેઓ હાંફળાં દોડી આવ્યાં. બારણું ઠોકયું. ઇન્દુભાઈએ બારણું ઉઘાડયું. સુભગાની આંખમાં અપૂર્વ તેજ ચમકી રહ્યું હતું. બ્હેનપણી તરફ જોઇને પાછી નીચું જોઈ ગઇ. ઇન્દુભાઇ ચૂપ હતા, વકીલ અને વકીલની પત્નીને એકે સવાલ પૂછવાની હિંમત ન ચાલી. નિઃસ્તબ્ધ શાંતિ પથરાઈ રહી હતી. માત્ર વકીલનો કૂતરો ચોર આવ્યા હશે અને માલિક પકડવા દોડયા છે એમ માની ભસતો ભસતો ઉપર આવ્યો તેના અવાજથી જ શાંતિનો ભંગ થતો હતો. ઘડીક પછી કૂતરો પણ આ ચાર નીરવ માનવો વચ્ચે કરુણ મુખમુદ્રા કરીને બેસી ગયો.

ઘડીક રાહ જોઇ, કાંઇ ન જ મળે એમ માની, સવારના બધી હકીકત પૂછવાનો નિશ્ચય કરી ત્રણે જણાં પોતાને મેડે ઉતરી ગયાં. સુભગાની આંખમાંથી હવે આંસુની ધાર ચાલી. ઇન્દુભાઇથી ત્યાં ન બેસી શકાયું, ન સાંત્વન દેવાની હિંમત ચાલી. ઉઠીને પોતાના ઓરડામાં ગયો, અને પોતે પણ રોયો. એમને એમ પ્રભાત થયું. ઇન્દુભાઈ આગલે જ દિવસે બાઇ-

બલના વર્ગમાં વંચાયલો ફકરો ગણગણ્યાઃ 'But many that are first shall be last; and the last shall be first.'..............................

સવાર થયું. કોઇ કોઇની સાથે બોલતું નથી. રામુ-'નામુ'-ને બિચારીને આજે બાપુ એ નથી બોલાવતા, બાપે તરછોડે છે. સુભગાએ રાંધ્યું, પીરસીને બેસી રહી. ઇન્દુભાઇ જમીને ગયા. સુભગા તો ભૂખી જ રહી, નીચેથી બ્હેનપણીના ધારીને બોલાવીને બધી રસોઈ આપી દીધી. બ્હેનપણીએ વાત કરવાનો પ્રયત્ન કર્યો પણ મિથ્યા. સાંજે પ્રોફેસર આવ્યા ત્યારે બ્હેનપણીએ ધારીને શીખવીને મોકલ્યોઃ 'જાને દવે સાહેબને પૂછી આવ કે શેઠાણી ખાતાં કેમ નથી. કહેજે ને કે બધી રસોઇ મને આપી દીધી.' ધારીએ પૂછ્યુંઃ દવે સાહેબ સમજી ગયા. રાત્રે પોતે પણ ન ખાધું. બીજે દિવસ પણ એમ ગયો. ત્રીજે દિવસે રાત્રે ઇન્દુભાઇ કરુણતાની મૂર્તિ બની સુભગાના ઓરડામાં જઇને બેઠા. સુભગા કાંઈ ન બોલી. પોત પોતાને સ્થાને પડી રહ્યાં, ઉંઘતાં જાગતાં, જાગતાં ઉંઘતાં રાત વીતી. પ્રભાતે ઇન્દુભાઇ ઉભા થઇને સુભગા પાસે ગયા, અને પગે પડવા જાય છે તેવી સુભગા ઉછળી. ઇન્દુભાઇ બોલ્યાઃ 'બસ થયું, સુભગા, બસ થયું ! હજી સજા નથી પૂરી થઈ ? કહેતી હોય તો વકીલભાઈને ત્યાં જઈને તેમની આગળ ગુન્હો કબૂલ કરી આવું, બીજી કાંઈ સજા હોય તો તે ખમું. પણ હવે બસ થ્યું.' તેનો અવાજ ગદ્ગદ્ થયોઃ 'તું કહેતી હોય તો ગાંધીજીની આગળ જઇને તારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં. તને મેં બહુ દુઃખ આપ્યું છે. પણ 'અમીભર્યાં તુજ આંખ આંખવિહોણાં પંખિડા.' મેં જ તને આંખવિહોણી કરી હતી. તેં તો તારી અંતર્દષ્ટિ મેળવીને પ્રસન્નતા મેળવી છે. હું ક્યાં જઇશ ?'

'બસ થયું ! વધુ ન શરમાવો ! ઉપવાસ વિનાની પ્રતિજ્ઞા ફળતી નથી. આપણે અનાયાસે ત્રણ ઉપવાસ થયા. ગાંધીજી આગળ જવાનું આપણું શું ગજું ? આપણો તેમના ઉપર શો દાવો છે ? પ્રતિજ્ઞા ચાલોની કરીએ આ દેવસમા બાળકની આગળ. તમે કહેતાને કે બાળકો તો પ્રભુની મૂર્તિ છે !'

બંને શાંત મીઠી નિદ્રા લેતી રામુના ચરણ આગળ પડ્યાં અને પ્રતિજ્ઞા લીધી.

મહાદેવ હરિભાઈ દેશાઈ

## જાપાનનો પ્રવાસ

### [ વ્યાખ્યાન ૩ જું ]

મેં ધાર્યું હતું કે જાપાનની કથા કાલે પૂરી કરી આજ ચીનની કથા શરૂ કરીશ. પણ જાપાનની વાત પૂરી ન થઇ અને બાળકોની વાત પણ હજી બાકી રહી છે તેથી આજે તે વાત કરીશ.

થંબાયચી તીર્થમાં પહેલાં એક સ્ત્રીને શ્રી ભગવાનનો સાક્ષાત્કાર થયો હતો. એની પાછળ લોકોએ ભારે શ્રમ લઇને એક મંડળ ઉભું કર્યું હતું. આજે તેમાં પંદર-વીસ લાખ માણસો છે. આખા જાપાનમાં એ મંડળનો વિસ્તાર છે; અને એ મંડળ તરફથી લગભગ બે હજાર વિદ્યાલયો અને આઠસોથી એક હજાર આરોગ્યશાળાઓ સ્થાપવામાં આવ્યાં છે.

### બાળકોનું લાલનપાલન

એ થંબાયચી તીર્થમાં જ અમે પહેલાં પુરુષ અને સ્ત્રીઓને મંદિરને માટે ગાડાંમાં પથર માટી વગેરે લઈ જતાં જોએલાં એ વાત તો કાલે થઇ ગઇ. એ લોકોની સેવાપરાયણતા અને વિશ્વાસની ગંભીરતા વિષે વિસ્તારથી કહેવાનો સમય નથી, પણ એ લોકોની ધર્મશ્રદ્ધા વિષે કહ્યા વિના ચાલે તેમ નથી. કોંપાસાનના વૃદ્ધ આફીઝુકી સાથે વાતચીત થઇ હતી તેમાં તેમણે કહ્યું હતું કે, ભારતવર્ષે જ અમને શીખવ્યું છે કે માતાએ પોતાના સંતાનનું માત્ર લાલનપાલન કરીને એના દેહનું જ રક્ષણ કરવાનું નથી પણ માતાપિતાએ એના આત્માનો વિકાસ પણ કરવાનો છે. જન્મ જન્માન્તરની સાર્થકતા સિદ્ધ કરવાને વિધાતાએ દરેક ઘરમાં બાળકો મોકલ્યાં છે અને તેથી બાળકોના માત્ર દેહનું જ લાલનપાલન કરવામાં આવે તો ભગવાન સામે વિદ્રોહ કર્યો કહેવાય; અને એ નાસ્તિકતા જ ગણાય. એ બાળક આપણાં પોતાનાં જ નથી પણ ભગવાનનાં છે, અને એના સાક્ષાત્કાર માટે આપેલાં છે, માટે આપણે જો તેઓનું અતિશય લાલનપાલન કરીને તેઓને ઇશ્વરથી વિમુખ રાખીએ, તો એ પાપ આપણે માથે છે.

### બાલસપ્તાહ

એક જણે કહ્યું કે અમારા પ્રત્યેક ગામના બજારમાં જે સોદા થાય તે ઉપર અને ખેતરના પાક ઉપર દાણ રાખેલું છે. વિવાહ, શ્રાદ્ધ, વગેરે પ્રસંગો ઉપર પણ થોડું થોડું દ્રવ્ય લેવામાં આવે છે. કેટલીક વાર જ્ઞાતિભોજન માટે ખર્ચ થવાનો હોય તો જ્ઞાતિના માણસો ભવિષ્યનાં બાળકોના કલ્યાણ માટે પૈસા ખર્ચવાના છીએ એમ કહી, તે ખર્ચ કરવાને ના પાડે છે. પાંચ સાત ગામો મળીને એક મંડળ થાય છે. તે મંડળ તરફથી દર વર્ષે એક સપ્તાહ ઉજવવામાં આવે છે. તે સપ્તાહમાં સાહિત્ય, વિજ્ઞાન, સંગીત, ચિત્ર, શિલ્પ, વગેરે કળાઓમાં પ્રવીણ માણસોને નિમંત્રણ કરવામાં આવે છે. તેમને જો કે માત્ર જતાં

આવતાંનું ખર્ચ આપવું પડે છે, તો પણ બીજા આજુબાજુના જે લોકો આવે છે તેમનું ખાધાખર્ચ ગામની વસ્તીના પ્રમાણમાં આઠ–દશ હજારથી પચાસ–સાઠ હજારનું થાય છે. વળી વિજ્ઞાનશાસ્ત્રીઓ યંત્રોના પ્રયોગો કરી શિક્ષણ આપે, તેનો ખર્ચ પણ એ પૈસામાંથી અપાય છે. એ ખર્ચ કરવામાં એ લોકોની એવી ભાવના હોય છે કે ભવિષ્યના લાભ માટે વર્તમાનનો ત્યાગ કરવો જોઇએ. ભવિષ્યમાં પાક મળે તે માટે અનાજ વાવવાની જરૂર છે, અને જો તેમ નહિ કરતાં બીજનો આજે જ ઉપયોગ કરી નાખીએ તો ભવિષ્યમાં જે ફળ મળવાનાં હોય તે ન મળે; અને આપણે એક રીતે આત્મહત્યા કરી કહેવાય; કારણ કે આજે જ બધું વાપરી નાખવાથી ભવિષ્ય માટે કશું રહેતું નથી.

આ જાતનું મંડળ જોવાની અમારી તીવ્ર ઇચ્છા હતી. એ પહેલાં કિયોટામાં અને ઓસાકામાં એવાં બે સમાહો ઉજવાયાં હતાં. તેમાં મને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. ટોકીયો, વાસેદા વગેરે યુનિવર્સીટીમાંથી મારા પરિચિત અધ્યાપકો પણ ત્યાં આવ્યા હતા. પણ તે વખતે હું એટલો બધો રોકાયેલો હતો કે એ હું ઘણું જ ઓછું જોઇ શકયો, પણ એ અધ્યાપકો મને મળવા માટે કોબે આવ્યા હતા પછી કામ જરા ઓછું થયું એવામાં ગોકુરાકુજીની પાસે એક મંદિરમાં એવું સમાહ ઉજવવાનું હતું ત્યાં જવાનું નિમંત્રણ આવ્યું. ત્યાં બાળકોના અભિનયને દિવસે ખાસ કરીને હું ગયો હતો. દેશના સર્વ અધ્યાપકો પ્રાચીન નાટકો ભજવીને બાળકોને બતાવતા હતા. ત્યાં એક જબરૂં શિશુમંડળ હતું. તેમાં એ ગામમંડળનાં બે હજાર બાળકો; બહારથી આવેલાં દશ હજાર બાળકો અને બીજા મોટેરાઓ મળી બાર હજારની સંખ્યા હતી! તેમાં આ એક વિદેશી બાળક પણ ભળી ગયું: કેટલા બધા પરિશ્રમથી અને પ્રેમથી વિશ્વવિદ્યાલયના સર્વશ્રેષ્ઠ અધ્યાપકો અને નટો ઇશ્વરદત્ત શક્તિઓનો અને પોતાનાં વિશાળ અનુભવોનો ઉપયોગ કરી આશ્ચર્યકારક અભિનયથી બાલપ્રેક્ષકોની આગળ નાટકો ભજવી બતાવતા હતા. ત્યાંના અભિનય કરનાર આપણી નાટક મંડળીના ઍક્ટરો જેવા હોતા નથી. ત્યાંના ઍક્ટરોનું માન અધ્યાપકોના જેટલું જ હોય છે. એ લોકો અભ્યાસ કરીને તૈયાર થાય છે, અને આંખ કાન વડે જ્ઞાન આપવાનું કામ કરે છે. હમણાં યુરોપીઅન ઢબ ઉપર જે નાટક મંડળી થઇ છે તેના ઍક્ટરોનું એટલું બધું માન નથી, પણ લોકોની આગળ પ્રાચીન સભ્યતા રજુ કરનારા આવા નાટકકારો, પુરોહિતો અને અધ્યાપકો તરફ બહુ માન હોય છે. એ લોકો પોતાની દૃષ્ટિ આગળ અમુક ચોક્કસ આદર્શ રાખે છે; અને આપણા પુરાણી વ્યાસના કરતાં ઘણા ઉંચા પ્રકારનું કામ તેઓ કરે છે: દિન પ્રતિદિન પ્રાચીન ધર્મગુરુનાં જીવન, સાધના અને પ્રાચીન ઇતિહાસ લોકોની આંખ આગળ તેઓ તાદૃશ રજુ કરતા હતા. ઉપરાંત ત્યાંના વીર પુરુષોની કીર્તિ અને લોકકલ્યાણ કરનારમાં જીવનચરિત્ર બાળકોની આંખ આગળ પ્રત્યક્ષ કરતા હતા. વિજ્ઞાનમંદિરમાં વિજ્ઞાનશાસ્ત્રીઓ એટલી મનોહર રીતે વિજ્ઞાનના પ્રયોગો કરતા હતા, કે મારો વિષય વિજ્ઞાનનો ન હોવા છતાં મને વિજ્ઞાન શીખવાનું મન થઇ ગયું. મોટા મોટા ચિત્રકારો સૌથી ઉત્તમ ચિત્રોનું અને અમૂલ્ય કૃતિઓનું પ્રદર્શન કરીને બાળકોના ટોળેટોળાંને બતાવતા હતા, અને તે યુરોપના મ્યુઝિયમમાં મોકલતા ન્હોતા પણ બાળકોના ઉપયોગ માટે જ રાખી મૂકતા હતા. મોટા સંગીતશાસ્ત્રીઓ પોતાનું ઉત્તમોત્તમ સંગીત બાળકોને સંભળાવતા હતા. એ એમ પણ જોતા ન્હોતા કે બાળકો એ સંગીત બરાબર સમજતા હતા કે નહિ.

## બાળગોપાળની સેવા

એક રાત્રે વિદ્વાનોનું મંડળ બેઠું હતું તેમાં મેં પ્રશ્ન કર્યો: 'આપ બાળકો માટે આટલો પરિશ્રમ લ્યો છો છતાં તમને શ્રમ લાગતો જણાતો નથી એનું શું કારણ?' તેમણે કહ્યું: 'ખેડુત ખેતરમાં ડાંગરનું તરુ ઉગાડે છે, અને તેને ત્યાંથી ઉપાડી બીજે રોપે છે. ત્યાં પાણીનું છેલ્લામાં છેલ્લું ટીપું પણ વાપરે છે. જો તે એમ ન કરે તો બધુંય અનાજ બગડી જાય. તે જ પ્રમાણે આ બાળકો અમારૂં પ્રજાનું ખેતર છે. એમાં અમે અમારી સર્વ શક્તિનો વ્યય ન કરીએ તો ભવિષ્યની પ્રજા જગતમાં શ્રેષ્ઠ કેવી રીતે થાય?' મેં પૂછ્યું: 'બાળકો કેટલી ઉંમરનાં થાય ત્યારે આવી સેવાને યોગ્ય ગણાય?' તેમણે જવાબ આપ્યો: 'આજ સુધીની વ્યવસ્થા પ્રમાણે ત્રણ વર્ષનું બાળક આવી સેવા માટે યોગ્ય ગણાય. પરંતુ એથી નાની વયનાં બાળકો માટે પણ સેવાની વ્યવસ્થા કરવાની જરૂર છે. જાપાનમાં બાળક એક વર્ષ સુધી ધાવે છે, તે પછી ધાવણ છોડાવી અન્નપ્રાશન કરાવે છે, અને નામ પાડે છે; ત્યારથી તે સમાજનું બાળક થયું એમ ગણવામાં આવે છે: કારણ કે તે અન્ન કાંઈ માતાની સૃષ્ટિ નથી, પણ સમાજની સૃષ્ટિ છે. એ અન્ન અને નામ આપવામાં આવે ત્યારથી આ સેવા એમને પહોંચે એ ઉચિત છે. પરન્તુ હજી ત્રણ વર્ષ પહેલાંનાં બાળક માટે કંઇ યોજનાઓ કરી શક્યા નથી એ કહેતાં શરમ આવે છે. તમારે ત્યાં તો એક વર્ષના બાળકની આવી સેવા થતી હશે, કારણ કે તમારા દેશમાં તો બાળકોને 'બાળગોપાળ' કહેવામાં આવે છે. દુનિયાના બીજા કોઈ પણ દેશે બાળકને એવી રીતે સંબોધવાની હિંમત કરી નથી. આ ઉદ્‌ગારો સાંભળતાં મારૂં હૈયું ભરાઇ આવ્યું અને મનમાં ને મનમાં અશ્રુપાત સાથે વિચાર આવ્યો કે અમારા 'બાળગોપાળના દેશમાં' તે બાળગોપાળની કેટલી બધી દુર્દશા છે તે આ લોકો જાણતા નથી માટે જ આમ કહે છે. શાન્તિનિકેતન આશ્રમથી બે માઈલ પર બોલપુર નામે કસ્બો છે, એવા નાના કસ્બાના આઠ દશ વિભાગ હોય છે, અને તેમાંથી આઠ દશ હજાર રૂપિયા ભેગા કરવામાં આવે છે: કારણ કે બોલપુર ચોખાનું બજાર છે અને દર વર્ષે કેટલાય લાખ રૂપિયાના ચોખા બહારગામ જાય છે. એ દશબાર હજાર રૂપિયા એક એક વિભાગમાં આતશબાજી, ગાનતાન, જલસા વગેરે બીન ઉપયોગી મોજશોખની બાબતોમાં નષ્ટ થાય છે, અને બાળકને માટે કોઇ પ્રકારના આનંદની કે શિક્ષણની વ્યવસ્થા થતી નથી. બાળકોની સેવા કરવાની ફરજ એ ગૃહસ્થોની છે તેનો તેમને ખ્યાલ નથી, પણ બાળકોની સેવાભક્તિ સ્વીકારવાનો એમને હક છે એમ તેઓ માને છે; તેથી બાળકોને પણ એવો ખ્યાલ રહેતો નથી કે સેવા કરવી એ પોતાનું કર્તવ્ય છે. આવી અવસ્થામાં આપણા બાળકોની કેવી દશા થાય છે તે સ્હેજે સમજી શકાશે. એક વાર્તા યાદ આવે છે: અમો એકવાર નાનપણમાં ઉજાણીએ ગયા હતા. ત્યાં ટોપલીમાં દાળચોખા ભેગાં કરેલાં હતાં, તેની ખીચડી પકાવીને ખાઇશું એવો વિચાર હતો. છોકરાઓ રમતમાં હતા. બે ત્રણ કલાક પછી ખીચડી થઈ છે કે નહિ તે જોવા ગયા તો તપેલીમાં પોણાભાગનું પાણી બળી ગયું હતું. એક જણે કહ્યું કે પાણી બળી ગયું પણ ખીચડી કેમ થતી નથી? પણ દાળચોખા નાખ્યા હોય તો થાયને! તે તો ટોપલીમાં પડી રહ્યાં હતાં. બધા ટોપલી પર ગુસ્સે થયા. તેવી રીતે બાળકોની સેવા આપણે કરતા નથી પણ જ્યારે બાળકો સેવાપરાયણ ન નીવડે ત્યારે તેમના પર ગુસ્સો કરીએ છીએ.

આપણી ઘણી પ્રવૃત્તિઓ ( activities ) કદાચ આવી હશે. અને એ પ્રવૃત્તિદ્વારા જ આપણે પ્રતિદિન પોતાનો જ નાશ કરી રહ્યા હઈશું—પાણી નકામું બળી જતું હતું તેમ. પરંતુ એ પ્રવૃત્તિમાં જ્યાં સુધી આપણે બાળકોને યોગ્ય સ્થાન નહિ આપીએ ત્યાંસુધી એ બાળકો કેવી રીતે વિકસશે ? અને કેવી રીતે આપણું જાતીય જીવન પણ વિકસશે ?

આપણે એટલો પણ વિચાર કરતા નથી કે આપણું શિક્ષણ પાણી ગરમ કરવા જેવું છે. આપણે અક્ષરજ્ઞાન આપીએ છીએ તે એકલું પાણી ગરમ કર્યા બરાબર છે. પણ પ્રેમથી સાચું શિક્ષણ આપતા નથી તો ખીચડી કેવી રીતે થાય ?—તેઓ માણસ કેવી રીતે થાય ?

## વિકાસઃ વાંસથી કે વાંસળીથી ?

એ સપ્તાહને છેલ્લે દિવસે બધાં બાળકો આનંદ પામે માટે વાર્તા કહેવાનું રાખ્યું હતું. તે વખતે એકત્રીશ આનંદપ્રદ વાર્તાઓ અભિનય સાથે ભજવી બતાવવામાં આવી હતી. તે જ દિવસે ગોકુરાકુજીના મંદિરમાં ભરતજી, શ્રીરામચન્દ્રની પાસે જાય છે તે પ્રસંગને લગતો વાલ્મીકિ રામાયણમાંથી સંસ્કૃતભાષામાં અભિનય થવાનો હતો, તેને માટે અમને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. એ યોજના મારા પ્રમુખપણા નીચે થવાની હતી, તેથી વાર્તા સાંભળવાનું ન મળ્યું. એ યોજના વાજદા યુનિવર્સિટીના અધ્યાપકે કરી હતી. અમે એવાં એ ત્રણ નાટકો જોયાં. એ એટલાં આનંદપૂર્ણ અને હાસ્યજનક હતાં કે આપણાં દેશનાં બાળકો માટે આવું કશું જ થતું નથી એ માટે અમને દુઃખ થયું. વૃક્ષને માટે પ્રધાન વસ્તુ બીજ છેઃ કેમકે એ બીજમાંથી જ નવું વૃક્ષ ઉત્પન્ન થાય છે. પણ એ બીજ માટે સુમધુર ફળની પણ આવશ્યકતા છે અને એ ફળને માટે જુદા જુદા રંગ, ગંધ અને મધુથી ભરેલાં ફુલની પણ જરૂર છે. તેમ મનુષ્યજીવનના બીજ માટે ફુલ અને કળિ જેવાં બાળકો છે. વિધાતાની પદ્ધતિ એવી છે કે ફુલને સુંદર અને મધુથી ભરેલું કરવું, પણ આપણી પદ્ધતિ એથી ઉલટી છે. આપણે એ ફુલને પ્રથમથી જ બીજની માફક કઠણ અને નીરસ બનાવીએ છીએ. આપણે આંકના પાડા, ભૂગોળ, વ્યાકરણના નિયમના શુષ્ક પાઠો વગેરેથી બાળ-જીવનને એટલું નીરસ કરી મૂકીએ છીએ, કે પ્રાતઃકાળના સુકોમળ પ્રકાશને બપોરનો તાપ કરી મૂકીએ છીએ, જેથી બાળકનું જીવન દગ્ધ થઈ જાય છે, પણ તેનો વિકાસ થતો નથી. ભવિષ્યનો વંશ વધારવાને બદલે વાંસની લાકડી લઇ બાળકોનો વંશ ( =વાંસો ) વધારીએ છીએ. ભગવાન પોતે બાળક થઈ બાળકો સાથે વૃન્દાવનમાં ખેલવા આવ્યા હતા, ત્યારે વાંસ નહિ પણ વાંસળી લઇને આવ્યા હતા પણ આપણે તો ભગવાનના કરતાં પણ પોતાને વધારે બુદ્ધિમાન માનીએ છીએ એટલે વાંસળીને બદલે વાંસથી બાળકો સાથે ખેલીએ છીએ ! તેનું પરિણામ પણ એવું જ આવ્યું છે.

એ એ ત્રણ વાત સાંભળી એક વાત બાળકોને કહેવા ઇચ્છું છું. એ બાળકોને માટે છે એટલે મોટાઓએ કાન બંધ કરવા. આ વાત જેને સ્મરણશક્તિ હોતી નથી તેને શી શી વિપત્તિઓ પડે છે તે વિષે છે.

## ભૂલકણા વિદ્યાર્થીની વાર્તા

એક માણસ હતો. તે પ્રથમ બીજા વિદ્યાર્થીઓ માફક ગુરુને ઘેર ભણવા ગયો. તેને જે કંઇ કહેવામાં આવતું તે તે ભૂલી જતો. તેનું નામ શું તે તેને વારંવાર કહેવામાં આવે

તો પણ એક કલાકમાં તે પાછો ભૂલી જતો. તેને તેની માતાએ ખૂબ લાડથી ખવરાવી પીવરાવી હૃષ્ટપુષ્ટ કર્યો હતો. તેની માએ જોયું કે એનાથી નામ પણ યાદ રખાતું નથી, ત્યારે તેની સાથે નામ કહેવાને માટે એક નોકર મોકલી આપ્યો. એને નોકરની મદદથી મોટો કરેલો હતો. એને જ્ઞાન ન્હોતું પણ શરીર સારૂં અને મન નિર્મળ હતું. તેની મા મરી ગઈ. તેને સંસારમાં ક્યાંય આશ્રય ન રહ્યો તેથી તે કોઇ ગુરુને ઘેર ગયો. તેણે સંન્યાસી થવાનો વિચાર કર્યો હતો. ગુરુએ પૂછ્યું: 'તારૂં નામ શું ?' ત્યારે તેણે જવાબ આપ્યો: 'મારા ગામમાં જઇ પૂછી આવું.' ગામ જઈ નામ પૂછી તો લાવ્યો પણ માર્ગમાં આવતાં આવતાં વિસરી ગયો. તેથી ગુરુને કહ્યું: 'તમારે મારૂં નામ જે રાખવું હોય તે રાખો; મને તો મારૂં નામ યાદ રહેતું નથી.' એટલે બીજા વિદ્યાર્થીઓએ એનું નામ 'તળીઆ વગરનું ગ્લાસ' પાડ્યું. જે જ્ઞાન એમાં ભરવામાં આવે તે જતું રહે. ગુરુએ જોયું કે કામધેનુને ટોપલીમાં દોહીએ તો જેમ દૂધ ન રહે તેમ તેનામાં જ્ઞાન રહેતું નથી. તેથી તેને કહ્યું: 'તીર્થક્ષેત્રોમાં જા. ત્યાં ફરવાથી જ્ઞાન કંઇક રહેશે.' જાપાનમાં તીર્થયાત્રીના ખેસના છેડા પર તેનું નામ, ગામ, મંદિર અને તીર્થ લખવાનો રિવાજ છે, અને દરેક તીર્થમાં એવી છાપ ખેસ પર મારવામાં આવે છે. એણે કહ્યું: 'મને મારૂં નામ યાદ રહેતું નથી માટે મને બે નામ આપો કે જેથી એક ખોવાય તો બીજું કામ આવે.' એટલે ગુરુજીએ તેને બે નામ આપ્યાં: એક તો 'ફુતાબા' એનો અર્થ 'બહુ થયું' 'પુરતું છે' એવો થાય છે, અને બીજું 'શિયોબા' જેનો અર્થ 'વધારેની શી જરૂર' એવો થાય છે. તેણે કહ્યું: 'મારા ખેસની બે બાજુએ તે નામ લખી આપો.' રસ્તે કે ક્ષેત્રમાં પણ રખેને એ નામો ભૂલી જવાય માટે સવાર મધ્યાહ્ન અને સંધ્યાની આરતી વેળાએ પણ તે 'ફુતાબા-શિયોબા'નું રટણ કરતો. (આનો અભિનય કરનાર એક મોટા અધ્યાપક હતા, અને તે એવી આશ્ચર્યજનક રીતે અભિનય કરતા કે અમના મુખ પરથી જાણે તે પોતે જ 'ફુતાબા-શિયોબા' કહેનાર હોય એમ લાગતું હતું.) જતાં જતાં મોટા ,પર્વત દેખે અને આશ્ચર્ય થાય તો આશ્ચર્ય જણાવવા પણ 'ફુતાબા શિયોબા' બોલતો. જંગલમાં જંગલી પ્રાણી જોઈ બીક લાગે ત્યારે પણ 'ફુતાબા-શિયોબા' બોલવા લાગે. એક જગ્યાએ મીઠાઈ વહેંચાતી હતી તે જોઈ આનંદમાં આવી જઇ 'ફુતાબા-શિયાબા' કરવા લાગ્યો. ખાતાં ખાતાં પણ એ નામ ન છોડે.

એ રીતે ચાલતાં ચાલતાં સામે નદી આવી. જાપાનમા નદીનું નામ, પાર કરવાની જગ્યા, પાણી કેટલું છે વગેરે માહિતી પાટિયા પર લખીને નદી કિનારે રાખવાનો નિયમ છે. એ જોઇને એણે વિચાર્યું કે કમ્મરપુર પાણી હશે; પણ વર્ષાદ થયેલો એટલે ખરી રીતે પાણી બે માથાપૂર હતું. તેથી 'ફુતાબા-શિયોબા' કરતો કરતો ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. પણ એકદમ ખાડો આવ્યો તેથી ડુબકાં ખાવા લાગ્યો, અને ગમે તેમ કરી તરફડતો તરફડતો નદી ઓળંગી બહાર આવ્યો. પણ આ ધમાલમાં તે પેલું નામ ભૂલી ગયો. એથી ખેસ પર નામ જોવા ગયો, ત્યાં તો લખેલું પાણીમાં ધોવાઇ ગયું હતું એટલે બોલી ઉઠ્યો: 'અરે! ઓ નદી! તેં જ મારૂં નામ ચોરી લીધું છે. તું તે એને ક્યાં સંતાડશે? એ તો હું હમણાં શોધી કાઢું છું.' એના માથા પર પ્રાચીન પદ્ધતિની વાંસની શીપોની ટોપી હતી. ઘુંટણ સુધી પાણીમાં ઉભા રહી પાણી ઉલેચવા લાગ્યો અને વિચાર

કરવા લાગ્યો, કે આવી રીતે પહેલાં બધું પાણી કાઢી નાખીશ અને પછી છેવટે નામ રહી જશે તે લઇશ.

એ નદીમાં મોતી પાકતાં હતાં ને ઘણી વખત ચોરાઈ જતાં હોવાથી ત્યાંના ઇજારદારનો માણસ ચોકી કરવા માટે પર્વત પર રહેતો હતો. તેણે દૂરથી જોયું, કે આ કોઇ મોતી ચોરવા આવ્યો છે. તેથી તેણે છૂપાઇને આવીને એકદમ તેને પકડ્યો અને કહ્યું: 'તું કોણ છે? અમારી નદીમાં તું શું કરે છે?' તેણે સામું પૂછ્યું: 'શું કહ્યું? તારી નદી?' પેલાએ કહ્યું: 'હા, મારી નદી.' એટલે તેણે સમજણ પડી ગઇ હોય એમ કહ્યું: 'ત્યારે હવે નકી થયું કે તેં જ મારૂં નામ ચોરી લીધું છે. જ્યારે મારૂં નામ સુદ્ધાં ચોર્યું છે તો બીજા કેટલાયનું શું શું નહિ ચોર્યું હોય! તું મારાં બે નામ આપી દે. નામ આપીશ તો જ તને જવા દઇશ.' એમ કહી તેનું ગળું એકદમ જોરથી એવું પકડ્યું કે પેલો નદીનો રક્ષક તો મરવા જેવો થઇ ગયો અને તેનાથી 'કુતાબા-શિયોબા' (બહુ થયું, વધારેની જરૂર નથી) બોલાઈ જવાયું. 'કુતાબા-શિયોબા' એ શબ્દો સાંભળતાં જ પેલાએ તેનું ગળું છોડી દીધું અને કહ્યું: 'હાં! હવે કેવાં નામ આપ્યાં?' પછી આનંદથી 'કુતાબા-શિયોબા' બોલતો બોલતો તે આગળ ચાલ્યો ગયો.

એ અભિનય એવા સ્વાભાવિક અને સુંદર હતા કે બધાં બાળકો બહુ જ આનંદમાં આવી ગયાં હતાં. એકવીશ વિશ્વવિદ્યાલયના અધ્યાપકોએ એવાં એકવીશ નાટક ભજવ્યાં હતાં. એ જોઇને મને વિચાર થયો કે અરે! મારા દેશમાં તો અધ્યાપકો વાંસની લાકડી વડે બાળકોની પીઠ પર અભિનય કરવા સિવાય બીજી કોઈ વ્યવસ્થા કરી શકયા નથી. બાળકોને સમજણ પડે તેવી રીતે આપણાં દર્શનશાસ્ત્રમાંના કોઇ વિષય સંબંધી કહેવાનું મને કહ્યું. એ દર્શન સંબંધી વાત સાંભળનાર ૭ થી દશ વર્ષ સુધીના પંડિતો હતા. એ મહાપંડિતો આગળ વૈશેષિક સાંખ્યનાં મૂળતત્ત્વો એમને આનંદ પડે તેવી રીતે યથાશકિત કહ્યાં.

## બીજી એક મૂર્ખ વાર્તા

જાપાનની બીજી એક વાત કહું. એક સંન્યાસી હતો. પહેલી વાતમાંના જેવો તે મૂર્ખ ન્હોતો, પણ જ્ઞાની હતો. નાની ઉંમરમાં જ પોતાનો દેશ છોડી તપ કરવા માટે તે પર્વત ઉપર ગયો. ૨૫–૩૦ વર્ષ વીતી ગયાં પછી તેને પોતાનું વતન જોવાની ઈચ્છા થઇ. જ્યારે તે પોતાને જન્મસ્થાને આવી પહોંચ્યો ત્યારે નદી વગેરે બાલ્યાવસ્થાનાં રમતનાં સ્થળો જોઇને તે વૈરાગીને પણ આનંદ થયો. (આ સંન્યાસીનો પાઠ ભજવનાર ત્યાંના વિદ્યાલયના એક અધ્યાપક હતા. તેમનો અભિનય આશ્ચર્યપૂર્ણ હતો. તે જોઇને, જાણે કૈલાસ પરનાં હિમાચ્છાદિત ગંભીર શિખરો તેમની ઉપર ઉષાના ઝગઝગતા સોનેરી પ્રકાશથી ઝળહળી ન રહ્યાં હોય એમ લાગ્યું.) સંન્યાસીની આંખમાં પણ બાલ્યકાળનો આનંદ તરવરતો હતો. જે નદીમાં તે બાલ્યકાળમાં નહાતો અને પાણી ઉડાડવાની રમતો કરતો તે જ નદીમાં તે જ જુની રમતો રમતાં બીજાં બાળકોને તે વખતે જોઈને તેને જે લાગણી થઈ તે ઉભય સ્થિતિ વચ્ચેનાં દ્વંદ્વ જેવી હતી, તડકા છાંયડાની રમત જેવી હતી. થોડે દૂર જતાં તેણે વડના વૃક્ષે દોરડેથી બાંધેલો હીંચકો ઝુલતાં બાળકોને જોયાં. તે જોઇને પણ એવો જ બાલભાવ અને બાલ્યાવસ્થાનાં સ્મરણ ઉત્પન્ન થયાં. એવી રીતે ગામનાં પ્રત્યેક સ્થળે બાલ્યકાળનાં બધાં સ્મરણસ્થાનો પસાર કરી તે પોતાના ઘરની પાસે આવ્યો, ત્યારે ત્યાં ઘર ન્હોતું પણ જંગલ જેવું થઈ

રહ્યું હતું. ત્યાં ઝાડ નીચે પત્થર પડ્યા હતા. ખૂબ શ્રમિત થઈ ગયેલો તેથી તે પત્થર પર લાંબો થઈને સૂઈ ગયો. તેવામાં એક મૂર્ખ શેઠ પોતાના એક મૂર્ખ નોકર સાથે ત્યાં આવી પહોંચ્યો. શેઠ પાસે જમીન અને પૈસા પુષ્કળ હતા પણ જ્ઞાન જ ન્હોતું. તેનો નોકર પણ તેવો જ હતો. તે શેઠના કાકાને કાંઈ વ્યાધિ થયેલો હતો. વૈદ્યે તેને કહ્યું હતું કે ગોકળ-ગાયના શિંગની ભૂકી ખાય તો તે વ્યાધિ મટે. આથી તે શોધવા માટે તે આવ્યો હતો. તેણે વૈદ્યને પૂછ્યું હતું કે ગોકળગાય કેવી હોય? ત્યારે વૈદ્યે કહ્યું હતું કે પીઠ કઠણ હોય. માથા આગળ બે શીંગડાં હોય, અને પત્થર સાથે વળગેલી હોય તે ગોકળગાય. આટલી ઓળખાણ મેળવી શેઠ ઘેર ગયો અને નોકરને કહ્યું કે તું એક બાજુ જા, હું બીજી બાજુ જાઉં. ' અરે ગોકળગાય ! તું ક્યાં છે ' એમ બોલતો બોલતો શેઠ જતો હતો. બીજી તરફ નોકર ચાલતાં ચાલતાં પેલો સંન્યાસી સૂતો હતો ત્યાં આવી પહોંચ્યો. ત્યાં તેણે પેલા સંન્યાસીને સૂતેલો જોયો. સંન્યાસીના માથા આગળ બે જટા હતી, શરીર ઉપર સખત કામળી હતી, અને પત્થર પર તે સૂતો હતો.

જાપાનમાં ગોકળગાયનું નામ દેનમોચી છે. ત્યાં જઈને ' દેનમોચી ' કહીને તેણે તેને હલાવ્યો. સંન્યાસીએ કહ્યું: ' હું દેનમોચી નથી, હું તો સંન્યાસી છું.' નોકરે કહ્યું: ' ના, તું દેનમોચી જ છે, તારે માથે શીંગડાં છે, તું પત્થર પર વળગી રહ્યો છે માટે વૈદ્યે કહ્યું છે તે પ્રમાણે, તું જ દેનમોચી છે.' કુતૂહલથી સંન્યાસીને ઘણો આનંદ થયો. તે ' દેનમોચી ' ' દેનમોચી ' ' દેનમોચી ' બોલતો બોલતો ઉભો થઇ નાચવા લાગ્યો. તે જોઇ નોકર પણ તેની સાથે નાચવા લાગ્યો. એટલામાં શેઠ ત્યાં આવી પહોંચ્યા. તેણે નોકરને પૂછ્યું: ' આ શું કરે છે ?' ત્યારે નોકરે કહ્યું: ' આ રહી ' દેનમોચી'. એટલે શેઠે સંન્યાસીને પૂછ્યું: ' તું દેનમોચી છે તો તારે માથે શીંગડાં ક્યાં છે ?' સંન્યાસીએ જટા બતાવી. ' તારે પીઠનું કઠણ પડ ક્યાં છે ?' એટલે તેણે કઠણ કામળો બતાવ્યો. પછી ત્રણે જણ નાચતા નાચતા ' દેનમોચી, દેનમોચી, ઇશી કાવા કાવાગો મોચી ' બોલતા બોલતા ચાલ્યા ગયા.

આ બધું તમારી આગળ અભિનય કરી કરી બતાવવું મુશ્કેલ છે: કારણ કે ગાયનનો પરિચય ગાવાથી તેમ એનો પરિચય અભિનયથી થાય. ખાવાની મઝાનો અનુભવ ખાવાની ચીજના વર્ણનથી નહિ પણ ખાવાથી જ થાય. આ સર્વ જોયું ત્યારે આશીઝુશીએ જે કહેલું કે એ જોયા સિવાય ન જશો, તેનું કારણ સમજાયું.

## બાલસાહિત્યનો અભાવ

જ્યારે ફ્રાન્સથી અધ્યાપક સિલ્વન લેવી શાન્તિનિકેતનમાં આવ્યા ત્યારે તેમણે પ્રથમ પૂછ્યું કે બાળકો માટે તમે શું કરો છો ? યૂરોપ અને અમેરિકામાં શિક્ષણ માટે નહિ પણ આનંદ માટે બાગ, બગીચા, પુસ્તકાલય વગેરે જે વ્યવસ્થા છે તે સાંભળી આપણે કાંઇ નથી કર્યું તેથી અમને શરમ આવી, અને મનમાં થયું, કે ભારતવર્ષનો ક્યારે ઉદય થશે ? અહીં ભારતવર્ષમાં બાળકો માટે કામ કરનાર એક કલકત્તાવાસી સુકુમાર રૉય હતા. તેમણે કૅમ્બ્રીજ વિશ્વવિદ્યાલયમાં વિજ્ઞાનનો અભ્યાસ કર્યો હતો. વિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રકાશ સંબંધી એમણે જે શોધખોળ કરી છે તેથી તે ક્ષેત્રમાં તેમનું નામ ચિરસ્મરણીય રહેશે. બાલ્યકાળથી જ તેમનામાં બાળકોને માટે પ્રેમ અને સેવાવૃત્તિ જાગ્યાં હતાં. યૂરોપથી પાછા ફર્યા પછી, પ્રખ્યાત થવાની મહત્વાકાંક્ષાનો ત્યાગ કરી કેવળ

બાલસાહિત્ય અને બાલસેવા તરફ પોતે વળ્યા પણ દુર્ભાગ્યવશાત્ ઘણી જ નાની ઉંમરમાં તેમનું મૃત્યુ થયું. બાળકોનું જે સાહિત્ય તે મૂકી ગયા છે તે કદાપી પણ ભૂલાય એવું નથી. ફ્રાન્સમાં તેઓ મરણ પથારીએ હતા ત્યારે તેમની પાસે અધ્યાપક સિલ્વન લેવી ગયા, અને વાત કરી ત્યારે ભારતવર્ષમાં એ સંબંધી કેટલું કરવાનું છે તેનો મને ખ્યાલ આવ્યો.

## દેશમાતા

ચીનમાં જ્યાં જાત્રાનાં સ્થળો છે ત્યાં બાળકોનું રક્ષણ કરવા સ્ત્રીમંડળ ઉભાં કરેલાં હોય છે અને તે પ્રત્યેક સ્થળે બાળકોના રક્ષણ માટે, ભોજન માટે, રમતગમત અને આનંદ માટે એવી સારી વ્યવસ્થા કરેલી હોય છે કે આપણને આશ્ચર્ય થાય. યાત્રામાં માતાઓ પોતાનાં બાળકો આ મંડળને સોંપે છે. સીનાનફુમાં એવા એક સ્ત્રીમંડળનું કામ જોવા અમને નિમંત્રણ થયું. ત્યાં પારકાં બાળકોને પોતાનાં બાળકથી વધારે પ્રેમ અને સંભાળપૂર્વક આનંદમાં રાખવાની વ્યવસ્થાથી સાનન્દાશ્ચર્ય પામીને અમે એક જણને પૂછ્યું: 'આ બાળકોને આનંદમાં રાખવાનો જાદુઇ ભેદ તમે કયાંથી શીખ્યા?' અમને ઉત્તર મળ્યો: 'આપના દેશમાંથી. આપના દેશમાં દરેક માતા ગુરુને ઘેર અભ્યાસ કરવા પોતાના બાળકોને મોકલી આપે; અને ત્યાંની સ્ત્રીઓ માતાના જેવી સંભાળ રાખે એ સુપ્રસિદ્ધ છતાં આપ ભારતવાસી થઈને આ પ્રશ્ન કેમ કરો છો? દેશની સર્વ માતાઓ આખા દેશના સકલ સંતાનોની માતાઓ છે, અને એ બાળકોની જવાબદારી બધી સ્ત્રીઓ પર રહેલી છે. સંસારની સ્વાર્થબુદ્ધિ દૂર કરવા બ્રહ્મચર્યાશ્રમની વ્યવસ્થા આપને ત્યાં કરવામાં આવી છે, છતાં આપ આવો પ્રશ્ન કેમ કરો છો? આપના દેશમાં જાઓ અને ત્યાં માતાઓ સંતાનોની સંભાળ કેવી રીતે લે છે તે જુઓ.' આ વખતે મને વિચાર થયો કે અરે દુર્ભાગી દેશ! અમારી આજની માતાઓ તો ચોરીછુપીથી પોતાના બાળકોને લાડવા આપી 'છાનોમાનો ખા' એમ કહે છે.

બધા સ્ત્રી મંડળની એક વૃદ્ધા અધિષ્ઠાત્રીએ કહ્યું હતું: 'ભારતવર્ષની સ્ત્રીઓ પોતાનાં બાળકોને કેવું શિક્ષણ આપે છે તે જોવાની મને ઇચ્છા છે. તમારા દેશના જે પ્રાચીન મંત્રોનો અમે જાપ જપીએ છીએ, તે મંત્રોનું રહસ્ય જાણવા અને નવો પ્રાણ મેળવવા અમે ત્યાં આવીશું. એટલા માટે જ ચીનદેશની માતાઓ ભારતવર્ષની માતાઓના ચરણે બેસી એ શિક્ષણ મેળવે એવી અમારી ઇચ્છા છે.' જાપાનમાં પણ માતાઓએ એવી ઇચ્છા દર્શાવેલી. કાલે ચીન સંબંધી કહેવાનું શરૂ કરીશ.

બાબુ ક્ષિતિમોહન સેન

# ગૂજરાતની બે બ્હેનો

આજનો જમાનો જાહેરાત અને બણગાં ફૂંકવાનો છે. ગુપ્ત દાન અને ગુપ્ત કામની કિંમત ગણાતી નથી. બાઈબલમાં લખ્યું છેઃ "જમણા હાથે જે દીધું હોય તેની ડાબા હાથને ખબર કરશો નહિ." એ ઉપદેશ વીસમી સદીને ઉપયોગી થશે નહિ એવી લોકોની માન્યતા છે. દરેક જાહેર સંસ્થાને કાંઈક નફટાઈથી પ્રજાની સમક્ષ ઉભા રહેવું પડે છે.

તેમાં વળી દેશદેશની અને પ્રાંતિક અદેખાઈને લીધે પોતપોતાનાં અથવા સ્વદેશી સ્વજનોનાં વખાણ કરવાની પ્રથા પણ પડી છે. યુરોપમાં વિજ્ઞાનના વિષયોમાં અથવા વૈદકની અંદર જો નવી શોધ થાય તો તેના માનને માટે પડાપડી થઇ રહેતી હતી અને સામાન્ય રીતે અંગ્રેજો અંગ્રેજ શોધકને માન આપતા અને જર્મન પ્રજા જર્મનને માન આપતી. આપણા દેશમાં બંગાળી તથા મહારાષ્ટ્રી પ્રજામાં આ પ્રકારનો પક્ષપાત છે એવું મનાય છે. બંગાળી લોકો 'સોનાનાં બંગાળ'ની વાતો કરે છે ત્યારે તેમાં નાનકડા હિંદ-દેશનો સમાવેશ કરી દે છે; અને 'મહારાષ્ટ્ર'ની પ્રજાની ખાત્રી થઈ ગઈ છે કે બ્રહ્માએ ઉત્તમોત્તમ માણસ બનાવીને તેને પુનાના બ્રાહ્મણ તરીકે ગોઠવી દીધો છે. જ્યારે દેશ અથવા પ્રાંતમાં દેશીય અગર પ્રાંતિક અસ્મિતા ખીલે છે ત્યારે પોતાને માટે માન તથા અભિમાનના ચિહ્નો દેખાય છે. આ નિયમ વ્યક્તિને પણ લાગુ પડે છે, અને જેમ જેમ વ્યક્તિ અને સમાજમાં ઉદારતાનો વિકાસ થઇને વિવેકબુદ્ધિ આવે છે તેમ તેમ સ્વમાનની સાથે ગાંભીર્ય આવે છે અને અભિમાન ગળી જાય છે.

પ્રાંતિક અસ્મિતાની દૃષ્ટિએ જોતાં ગૂજરાત હજી યુવાવસ્થામાં આવ્યું હોય એમ જણાતું નથી, હજી કિશોર અવસ્થામાંથી યુવાવસ્થામાં પેસવાની શરૂઆત કરતું હોય એવી સ્થિતિ છે. દરેક વ્યક્તિ માત્ર પોતાના વિકાસની ધુનમાં ઘુમી રહી છે, હજી તેને સમાજ તથા સંઘબળનો પૂરો વિચાર આવતો નથી. આદર્શના પ્રદેશમાંથી વ્યવહારના પ્રદેશમાં ઉતરતાં તેનું મન અચકાય છે. ગૂજરાતમાં પ્રાંતિક અસ્મિતાની બરાબર ખીલવણી થઈ નથી. પ્રાંતિક અસ્મિતાને લીધે દેશીય અસ્મિતા તથા સાર્વજનિક બ્રાતૃભાવમાં વાંધો આવશે એવું માનીને માત્ર સ્વાર્થમાં રમ્યાં કરે છે. વ્યક્તિનો તથા સમાજનો વિકાસ પગલે પગલે થાય છે, એક પગથીયું ચડ્યા પછી બીજા ઉપર જવાય છે, તે જ્યાં પહેલું પગથીયું નકામું છે એમ કોઈ કહેતું નથી, પણ આદર્શના આકાશમાં ઉડતા યુવાનને એ નીચલાં પગથીઆં ગમતાં નથી.

જ્યાં સંઘબળ જામ્યું નથી ત્યાં દરેક માણસને બીજા માણસોના આચાર વિચાર ખુંચે એ સ્વાભાવિક છે. જ્યારે વ્યક્તિઓની વ્યવસ્થિત ગોઠવણ થઈ જાય છે ત્યારે તેમાંથી ન્યાત, રાષ્ટ્ર કે સમાજ બને છે. આપણાં શરીર કરોડો અગર અસંખ્ય કોષથી બનેલાં છે. એ ગોળ કોષ એવાં ગોઠવાઇ ગયાં છે કે પરસ્પર દબાણને લીધે ખુણીઆં (પટ્કોણી) થઇ ગયાં હોય છે. એ દબાણ અને ખુણા ખમવાની શક્તિ ખીલે ત્યારે સમાજ ઉત્પન્ન

થાય છે, પણ જ્યાં સુધી એ ગોઠવાયાં નથી ત્યાં સુધી એકમેકને ખુંચે છે અને નડે છે. ગૂજરાતમાં એ પ્રકારની સુવ્યવસ્થા હજી સુધી થઇ નથી. લોકોમાં માંહેમાંહે થોડોઘણો અણવિશ્વાસ છે. સામો માણસ રખેને મારા પગ ઉપર પગ મુકશે એવી દહેશત જણાય છે. જ્યાં સુવ્યવસ્થા હોય ત્યાં દરેક માણસ પોતાનું કામ કર્યે જાય અને બીજાનું વખાણી શકે, પણ એ સ્થિતિ આવી નથી ત્યાં સુધી બીજા બધાને વખોડી કાઢીને પોતાની જગ્યા ઉંચી કરવાનો ખોટો, ખરાબ પ્રયત્ન થાય છે. બીજી વ્યક્તિઓની ખોડખાંપણ બારીકાઇથી શોધી કાઢીને તેને મોટું સ્વરૂપ આપીને પ્રતિષ્ઠા તોડી પડાય છે, એટલે પરિણામે કોઇ ઉંચે ચડતું નથી, કોઇની પ્રતિષ્ઠા જામતી નથી, કોઇ નીચે પણ પડતું નથી, સંઘબળ વધતું નથી અને આસપાસના પરપ્રાન્તીય પ્રેક્ષકોને નવાઇ લાગે છે કે વ્યક્તિઓમાં શક્તિ હોવા છતાં તે શા માટે શોભા દેતી નથી ?

આ લાંબી પ્રસ્તાવના ઘણી જ જરૂરની છે. ગૂજરાતના હીરા, માણેક, મોતી ઉપર ઝળકાટ જણાતો નથી. ગૂજરાતી ઝવેરાતની ખરી કિંમત અંકાતી નથી. પૂનાના સેવાસદનમાં બહુ સુંદર કામ થઇ રહ્યું છે અને તે સંસ્થાના આત્મારૂપ સ્વ. શ્રી. રમાબાઇ રાનડે અને શ્રી. દેવધરના દર્શન કરવાને તથા તેમની પાસેથી પ્રોત્સાહન મેળવવા માટે આપણા ગૂજરાતી ભાઇઓ સારી સંખ્યામાં જાય છે.

મુંબાઇના સેવાસદનની સ્થાપના મી. મલબારી તથા શ્રી. દયારામ ગીદુમલે સને ૧૯૦૮ માં કરી હતી, અને પૂનાની સંસ્થા ત્યાર પછી એક વર્ષે નીકળી; પણ સુરતનું 'વનિતાવિશ્રામ' આ બન્ને સંસ્થા કરતાં વહેલું કાઢવામાં આવ્યું હતું. સ્વ. બાળીબ્હેન મુનશી અને શ્રીમતી નાનીબ્હેન ગર્જ્જર એ બન્ને ગૂજરાતી બ્હેનોએ ૧૯૦૭ ની સાલમાં વનિતાવિશ્રામની સંસ્થા કાઢી. આજે સુરત, મુંબઇ અને રાજકોટમાં તેમનાં આશ્રમો સ્થપાયાં છે અને માત્ર પૈસાની વ્યવસ્થાને લીધે ભાવનગરનું વનિતાવિશ્રામ શાખા તરીકે ગણાતું નથી. આ સંસ્થાઓનો વાર્ષિક ખર્ચ (હાલમાં) રૂ. ૮૦,૦૦૦ થાય છે અને જોઇતો ખર્ચ આ બન્ને બ્હેનોએ ઓગણીસ વર્ષ સુધી મેળવી લીધો છે. ત્રણે શહેરોમાં પુરતી સગવડવાળાં મકાનો બંધાયાં છે, અને તેમાં આશરે ૨૪૦ બ્હેનો લાભ લઇ રહ્યાં છે. સંસ્થાઓમાં પ્રાથમિક કેળવણી, ધાર્મિક કેળવણી, ઘરવ્યવસ્થા, ચિત્રકામ, સંગીત, શીવણ તથા ભરતકામ શીખવવાની વ્યવસ્થા થઇ છે, અને મુંબઇમાં અંગ્રેજી શાળા તથા શિક્ષક તરીકે ટ્રેઇન થવાના વર્ગો પણ કાઢ્યા છે. પૂના સેવાસદનમાં નર્સીસ, દાયણો, દાક્તરો વગેરેનો અભ્યાસ કરતી સ્ત્રીઓ માટે વસતિગૃહો સ્થપાયાં છે પણ ગૂજરાતમાં એ પ્રકારના શિક્ષણને માટે લોકમત કેળવાયો ન્હોતો. છેલ્લાં ચાર વર્ષથી શ્રીમતી સુલોચના બ્હેન નંદશંકરના અથાક પ્રયાસને લીધે સારા કુટુંબની સ્ત્રીઓ નર્સિંગ વગેરેનું કામ શીખતી થઇ છે અને આજે તેમના વડોદરાના આશ્રમમાં બધાં ઉમેદવારોને દાખલ કરી શકાતાં નથી. વનિતાવિશ્રામની સંસ્થા સાથે આ બન્ને બ્હેનોના નામ જોડાઇ ગયાં છે અને એ નામથી કે બીજાં નામથી એ જાતની સંસ્થાઓ ગૂજરાતમાં (કાઠીઆવાડનો સમાવેશ કર્યો છે.) અનેક જગ્યાએ ઉઘાડવામાં આવી છે. અમદાવાદમાં શ્રીમતી સુલોચના-બ્હેન દેસાઇએ વનિતાવિશ્રામ તથા તેની સાથે આખી હાઇસ્કૂલ કાઢી છે.

આ બન્ને બ્હેનોએ નવું વાતાવરણ પેદા કર્યું છે, વિધવા સ્ત્રીઓના જીવનમાં રસ

રેડ્યો છે. જુના વિચારની અભણ સ્ત્રીઓને જ્ઞાનનું દાન આપ્યું છે. વનિતાવિશ્રામમાં શીખેલી બ્હેનો જ્યારે ઠેકઠેકાણે આશ્રમો સ્થાપશે ત્યારે ગૂજરાતમાં કેટલી બધી જાગૃતિ આવશે ? આજે અણવપરાયલી શક્તિ કેવા સારા માર્ગે ઉપયોગી થઇ પડશે ? શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ નેતા ઉત્પન્ન કરવાનો છે. અક્ષરજ્ઞાન થોડું જરૂર પુરતું હોય, પણ જો ચાલક-શક્તિ ખીલી હોય તો કેવાં મહાન કાર્યો થઇ શકે છે તે આ બે બ્હેનોના જીવનથી સ્પષ્ટ થાય છે. એમનાં ધાર્મિક ભાવનાથી ભરપૂર અને પવિત્ર ચારિત્રને લીધે પ્રજામાં એમની સંસ્થાઓ વિષે શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે. શ્રી. બાઇજીબ્હેન તથા રા. મદનલાલ ગર્જ્જરના અવસાનથી શ્રી. નાનીબ્હેનને ભારે નુકશાન થયું છે. એ ફટકો ગૂજરાતે ઝીલી લેવાનો હોય. ગૂજરાતના કાર્યકર્તાઓની પવિત્ર ફરજ છે કે વનિતાવિશ્રામનું કામ સંપૂર્ણ રીતે શોભી નીકળે.

ગૂજરાતી કાર્યકર્તાઓને જાહેરાતનો અણગમો છે અને પ્રજા હજી કદર કરવાનું શીખી નથી, તે છતાં આ બ્હેનોનું નામ ગૂજરાતના ઇતિહાસમાં સોનેરી અક્ષરે છપાઇ ગયું છે એમ હું માનું છું.

ડૉ. સુમન્ત મહેતા

---

# આસામ અને ગૌહટ્ટિ

## આવતી મહાસભાનું અધિવેશન સ્થાન

મણિપુર સંસ્થાન સાથે આસામનું ક્ષેત્રફળ ૬૧,૬૮૨ ચો. માઇલ છે. આસામ નામ ..કૃત '**असम**' ઉપરથી નીકળ્યું હોય એમ કેટલાકનો મત છે. બીજો મત એવો છે કે આહોમ લોકોના નામ ઉપરથી એ નામ પડ્યું.

આ પ્રાંતના સ્વાભાવિક ત્રણ ભાગ છે. (૧) સુરમા અથવા બરાક નદીની ખીણ, (૨) બ્રહ્મપુત્રા નદીની ખીણ અને મૂળ આસામ તથા (૩) મધ્યનો ડુંગરાળ પ્રદેશ.

ત્યાંની હવા ઠંડી અને શરદીવાળી છે. માર્ચ અને મેની વચમાં ત્યાં ઘણો વરસાદ પડે છે. ત્યાં શિયાળો અને ચોમાસું એવી બે જ ઋતુઓ છે એમ કહી શકાય. નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી હવા ઠંડી હોય છે. હિંદુસ્તાનમાં વધારેમાં વધારે વરસાદ આસામમાં ચેરા-પુંજીમાં પડે છે. અતિવૃષ્ટિ થવાથી ખેતીને નુકશાન પહોંચે છે અને ઘણી વેળા લીલો દુકાળ પણ પડે છે.

આસામમાં વારંવાર ધરતીકંપ થાય છે. ૧૮૯૭ માં એક ભારે ધરતીકંપ થયો હતો અને એમાં અઢળક માલ અને અનેક જાનની ખુવારી થઈ હતી.

સુરમા નદીની ખીણોના રહેવાસી દ્રાવિડ જાતના છે. પરંતુ આસામની મોટા ભાગની વસ્તીનું મૂળ મોંગોલિયન જાતમાં છે. આસામનો ઉલ્લેખ ક્યાંક ક્યાંક પુરાણોમાં અને મહા-ભારતમાં મળે છે. કાલિકા પુરાણ અથવા યોગિનીતંત્ર નામના ગ્રંથમાં દાનવોની ઉપાધિ ધારણ કરનાર રાજાઓનાં નામ આપ્યાં છે. એમાંનો નરક નામનો રાજા પ્રખ્યાત છે. એણે પ્રાગ્-

જ્યોતિષ્પુર એટલે હાલનું ગૌહટ્ટિ સ્થાપ્યું. આસામ એ જ પુરાણું કામરૂપ—આપણી વારતાઓનો 'કામરૂ દેશ. કામરૂપ નામ હાલ તો આસામના એક જીલ્લાને જ અપાય છે.

મણિપુર સંસ્થાન સુદ્ધાંત આસામની વસ્તી ૧૯૨૧ માં ૭૬,૦૬,૨૩૦ હતી. ત્યાં સેંકડે ૪૮ ટકા લોકો બંગાળી ભાષા બોલે છે, ૨૨ ટકા આસામી અને બીજા ખાસી, નાગા, ગારો, મણિપુરી, હિંદી, મુંડારી અને ઉરિયા ભાષાઓ બોલે છે.

લોકસંખ્યાનો મોટો ભાગ વૈષ્ણવોનો છે. શૈવોનું જોર નહિ જેવું છે, પણ શાક્ત સંપ્રદાય પૂર જોસમાં છે. વસ્તીના ૨૫ ટકા મુસલમાનો છે. ૧૦ ટકા લોકો હજુ ત્યાંના જુના વહેમી ધર્મ ઉપર આસ્થા રાખે છે. પરંતુ હવે ધીરે ધીરે તેમાંથી કેટલાક હિંદુ અને ઇસાઇ ધર્મમાં દાખલ થતા જાય છે.

ખેતીમાં સ્ત્રીઓ પણ ઘણી મદદ કરે છે. ખેતીમાં મુખ્યત્વે પાક ડાંગરનો થાય છે. યૂરોપિયનો ચાહના બગીચા ઉછેરાવે છે. ત્યાંનો મુખ્ય ખોરાક ચોખા છે. લગભગ બધા લોકો માંસાહારી છે. પ્રતિષ્ઠિત બ્રાહ્મણો પણ માંસ ખાવામાં બાધ ગણતા નથી.

ત્યાંના લોકોમાં પૈસાદાર લોકોનાં શબ કેટલાક માસ સુધી રાખી મૂકવાનો વિચિત્ર ચાલ છે.

હિંદુઓના સામાન્ય ઉત્સવો ઉપરાંત સર્પદેવી બિશેરીનો ઉત્સવ થાય છે. એ સિવાય માઘવ્યૂહ અને વૈશાખવ્યૂહ ઉત્સવો થાય છે વૈશાખવ્યૂહ સાપ્તાહિક છે.

આસામમાં મુખ્ય શહેરો ગૌહટ્ટિ, ડિબ્રુગડ, સિલહટ, સિલચર, બારપેટા અને શિલોંગ છે. શિલોંગ આસામની રાજધાની છે. ૧૮૭૯ માં એને રાજનગર નક્કી કરવામાં આવ્યું હતું. ઇંફાલ મણિપુરની રાજધાની છે.

આસામમાં કામરૂપ જીલ્લામાં ગૌહટ્ટિ તાલુકો છે. એનું મુખ્ય શહેર ગૌહટ્ટિ.

આ વર્ષે મહાસભા ત્યાં ભરાવાની છે. એ શહેર બ્રહ્મપુત્રાને બંને કાંઠે આવેલું છે. પ્રાકૃતિક સૌંદર્ય બહુ મનમોહક છે. દક્ષિણમાં ઘાટી ઝાડીવાળી ચંદ્રાકારમાં ગોઠવાયેલી પર્વતરાજી અને તેની સન્મુખ મહાનદ બ્રહ્મપુત્રા—બ્રહ્મપુત્રાના વહેણમાં ખરાબાવાળો સુંદર બેટ છે. વળી કિનારેકિનારે તાડનાં ઝાડો છે, અને ઉત્તરમાં પાછા પર્વતો શરૂ થાય છે. આવી રળિયામણી જગા હોવા છતાં ત્યાંની આબોહવા તંદુરસ્ત નથી.

સરકારી મકાનો સિવાય ત્યાં એક ટાઉનહૉલ છે, એક સરકારી દવાખાનું અને જેલ છે. ગૌહટ્ટિમાં અનેક દેવાલયો છે, તેમાં કામખ્યાનું મંદિર સુપ્રસિદ્ધ છે. ત્યાં દેશના દરેક ભાગમાંથી લોકો જાત્રાએ જાય છે.

ગૌહટ્ટિમાં ૧૮૮૭ માં મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ હતી. બ્રહ્મપુત્રામાંથી નળ વાટે આખા શહેરને પાણી પુરૂં પાડવામાં આવે છે.

ગૌહટ્ટિ આસામમાં વેપારનું એક મહત્ત્વનું સ્થળ છે. ત્યાંના વેપારીઓમાં મોટો ભાગ મારવાડીઓનો છે. ત્યાંની આયાત મીઠું, કપાસ, કઠોળ, તથા કેરોસિન વગેરે છે. મુખ્ય નિકાસ રેશમ, કાપડ, લાખ, તેલીબીઆં, ચોખા, ચા ઇત્યાદિ છે.

ગૌહટ્ટિથી શિલોંગ અને છેક ચેરાપુંજી સુધી એક સડક છે. ત્યાં મુસાફરી માટે ઘોડાગાડી (ટાંગા) મળી શકે છે.

ગૌહટ્ટિમાં દેવાલયો ઉપરાંત સ્વામી નિગમાનંદ પરમહંસનો બ્રહ્મચર્યાશ્રમ પણ જોવા જેવો છે. સ્વામી પોતે એક સાત્ત્વિક સાધુપુરુષ છે અને તે પોતાની શક્તિનો ઉપયોગ પોતાને યોગ્ય લાગતી દૃષ્ટિએ, દેશોદ્ધાર માટે કરી રહ્યા છે.

શિવશંકર શુક્લ

આ બે ‘ જ્ઞાનેન્દ્રિયો ’ જેમ એક બીજાને મદદ કરી સમગ્રતા સાધે છે તેમ નાટકમાં પણ બીજી કલાઓમાં અધૂરી રહેતી સમગ્રતા સધાય છે. દૃશ્ય-શ્રવ્ય ક્રીડનીયક માગવામાં દેવોની અભિલાષા આવી સમગ્રતા અનુભવવાની જ હશે ?

આ ઉપાદાનને મુખ્ય રાખી નાટક બીજી કલાઓને પણ અવકાશ આપે છે. માણસનો વ્યાપાર સ્થલ અને કાલમાં થાય છે; અને આ સ્થલ અને કાલ સૂચવવા ચિત્ર, સ્થાપત્ય, તેજ આદિનો ઉપયોગ નાટક કરે છે. પણ આ બધાનું સ્થાન ગૌણ છે. માણસના જીવનવ્યવહારમાં હમેશાં સ્થલ અને કાલનું બંધન હોય છે, પણ તે આપણું હમેશાં ધ્યાન નથી ખેંચતાં; ધ્યાન તો માણસની પ્રવૃત્તિ જ ખેંચે છે: સ્થલ અને કાલ જ્યારે તેની પ્રવૃત્તિનું ( વિસ્તૃત અર્થમાં ) નિમિત્ત બને છે ત્યારે જ ધ્યાન ખેંચે છે. સારા નાટકોમાં પણ આવી જ અપેક્ષા રહે છે. નાટકમાં ચિત્ર સ્થાપત્ય આદિની અથવા આજે જેને ‘ સીનસીનેરી ’ કહે છે તેની ગૌણતાનું બીજું પણ એક કારણ છે. જીવનમાં જે જાતના વ્યાપારો માણસ કરે છે તેની અનુકૃતિ માણસને વાપરી નાટક બરાબર કરી શકે છે, એમ કરવું શક્ય છે; જ્યારે માણસના જીવનમાં જે સ્થલ-કાલ હોય છે તેનું અનુકરણ નાટક કરી શકતું નથી; નાટકમાં સૂર્ય કે ચંદ્ર આબેહૂબ ઉગાડી શકાતો નથી, જ્યારે શૃંગારી કે દુ:ખી માણસોના ભાવો આબેહૂબ લાવી શકાય છે. પ્રેક્ષક આ અશક્તિ જાણે છે માટે આ બાબતમાં સ્થલ-કાલનો સ્વીકાર કરીને જ તે ચાલે છે; એ જાણે છે રંગભૂમિના-વન કે મ્હેલ કપડાં, કાગળ કે દેવદારના લાકડામાંથી ઉદ્‌ભવેલાં છે. સાચી વાત તો એ છે કે આ બાબતમાં જેનું મન રોકાય છે તે પ્રેક્ષક નાટકનો યોગ્ય ભાવક જ નથી, અધિકારી જ નથી. પણ અભિનયમાં એ ગમે તેમ ન ચલાવી લે; કારણ કે એમાં ભાવોને આબેહૂબ લાવવા શક્ય છે, અને નટ તે ન લાવી શકે તો એ એની કામ કરવાની નાલાયકી સૂચવે છે. સીનસીનેરીનો ઉપયોગ પ્રેક્ષકના સ્થલ-કાલના સ્વીકારને સરલ અને અપ્રયત્નગમ્ય કરવા પૂરતો જ છે.[૬]

બીજી કલાઓની અપેક્ષાએ નાટકની આ એક વિશેષતા થઇ.

## ૪

અહીંઆ નાટકનું એક સ્વતંત્ર કલા તરીકે વર્ણન કર્યું છે, તેથી કાવ્યના ઇતિહાસ અને શાસ્ત્ર જાણનારને પ્રશ્ન થશે કે નાટક એ શું સ્વતંત્ર કલા છે ? આપણા પ્રાચીન તેમ જ બીજા દેશોના પ્રાચીન, અર્વાચીન કાવ્યમીમાંસકોએ નાટકને કાવ્યના પ્રકાર તરીકે ગણાવ્યું છે. ભામહ અને દણ્ડી-પ્રાચીન કાવ્યશાસ્ત્રીઓમાં કાલની દૃષ્ટિએ પ્રથમ-નાટકને કાવ્યપ્રકાર તરીકે ગણાવે છે. ભામહ ‘ શબ્દાર્થ ’-કાવ્યના સર્ગબંધાદિ પાંચ પ્રકારોમાં ‘ અભિનેયાર્થ ’ નાટકને સમાવે છે; દણ્ડી કાવ્યશરીરના પદ્ય, ગદ્ય અને મિશ્ર એવા ત્રણ વિભાગ કરી નાટકને મિશ્ર તરીકે જણાવે છે. ગુજરાતી કાવ્યમીમાંસક હેમચંદ્ર પણ કાવ્યના પ્રેક્ષ્ય અને શ્રવ્ય એવા

૬ વળી બીજી એક દૃષ્ટિએ પણ બીજી કલાઓને નાટકમાં અવકાશ છે. માણસના જીવનમાં એ કલાઓ જે કાર્ય કરે છે તે નાટકમાં જીવન અનુકૃતિના એક અંગ તરીકે પણ કાર્ય કરે છે. પણ આમાં એનું સ્થાન જીવનના બીજા અંશો સાથે સમાન છે, એટલે કે નાટકના વસ્તુનો જ તે એક અંશ થાય છે.

એ ભેદ કરી પ્રેક્ષ્યના પાઠ્ય અને ગેય એવા બે ભેદો કરી નાટકને પ્રેક્ષ્ય-પાઠ્ય પ્રકાર તરીકે જણાવે છે.[૭]

આ રીતે કાવ્યશાસ્ત્રીઓએ નાટકને પોતાના શાસ્ત્રમાં ગણાવ્યું છે. આ અભિપ્રાયના ઔચિત્યની ચર્ચા હમણાં બાજુ ઉપર મૂકી, એ વિચારીએ કે કયા કારણથી નાટક એ કાવ્યના પ્રકાર તરીકે ગણાયું છે ?

પ્રત્યેક કલામાં જે અર્થ મૂર્ત થાય છે તે અર્થ કલાકારે પોતે જ કલ્પેલો હોય છે, સામગ્રી ગમે ત્યાંથી લીધી હોય પણ કલાથી વિશિષ્ટ થયેલો અર્થ તો કલાકારનો પોતાનો જ કલ્પેલો હોય છે. આ અર્થને મૂર્ત કરવા માટે ઉપાદાન ઉપર કરવી પડતી ક્રિયા પણ કલાકાર પોતે કરે છે: આથી દરેક કલામાં વૈશિષ્ટ્ય આવે છે, શરીર અને આત્માનું ઐક્ય આવે છે, કારણ કે બન્નેનું પ્રભવસ્થાન—મૂલ—એક જ છે. આવી કલાઓનો પ્રાદુર્ભાવ વ્યક્તિ ઉપર અવલમ્બેલો હોય છે. પણ કેટલીક કલાઓ એવી હોય છે જેનો પ્રાદુર્ભાવ બહુજનસાધ્ય હોય છે. આવી કલાઓમાં ઐક્ય, વૈશિષ્ટ્ય, વ્યક્તિત્વ કયાથી આવે છે? કોઇ એક અર્થકલ્પનાને અનુસરવાથી જ આવે છે: અને આવી એક કલ્પનાનો ઉત્પાદક બહુજન સંઘ સંભવતો નથી. કોઇ એક વ્યક્તિએ ઉત્પન્ન કરેલી કલ્પનાને અનુકૂળ થઇ, પ્રતિકૂળ થઇ એમાં ફેરફારો બીજાઓ કરે અને આવા અનેક હાથોની ક્રિયા પછી વૈશિષ્ટ્યવાળી કલાકૃતિઓ પણ પેદા થાય છે. ઉ. ત. હોમરનું ઇલીયડ, અથવા ભલભલા કવિઓનું પણ ગુમાન ઉતારે એવાં કેટલાંક લોકગીતો. પણ આ દરેકમાં મૂલ કલ્પના તો-બીજ નાખનાર કલ્પના તો—કોઇ એક જ્ઞાત કે અજ્ઞાત વ્યક્તિને જ આભારી હશે એમ માનવું પડે છે. તાત્પર્ય કે બહુજનસાધ્ય કલાઓમાં પણ અર્થનો કલ્પક કોઇ એક વ્યક્તિ હોય છે. આ હકીકત, આવી બે મુખ્ય કલાઓનો, નાટ્ય અને સ્થાપત્યનો, વિચાર કરવાથી સમજાશે. સ્થાપત્યમાં સ્થપતિ મકાનની કોઈ એક કલ્પના ઘડે પણ તે કલ્પનાને તે એકલો-પોતે જાતે કડીઓ કે સુથાર થાય તો પણ—મૂર્ત પ્રાદુર્ભાવ આપી શકતો નથી. અનેક માણસો તેની કલ્પના પ્રમાણે કામ કરી તે કલ્પનાને ઓછા વધતા પ્રમાણમાં પ્રકટ કરે છે. નાટક પણ એવી જ કલા છે; તે પણ બહુજન-સાધ્ય છે. એક માણસને અભિનયોદ્વારા અમુક એક વ્યક્તિના ભાવો બતાવવા શકય છે, પણ આ ભાવો બરાબર વ્યક્ત થાય તે માટે તે આજુબાજુના સંબંધની અપેક્ષા રાખે છે. આ અપેક્ષા એક માણસ એકી સમયે પૂરી શકતો નથી. યૂરોપીય મોનો ડ્રામા કે સંસ્કૃત ભાણમાં એક જ વ્યક્તિ હોય છે, પણ તેમાએ કાર્ય તો અનેકસાધ્ય છે, અને બીજાઓનું કામ એક જ વ્યક્તિ તે તે ભિન્ન ભિન્ન પાત્રના અભિનયો પોતે કરી, કરી બતાવે છે,—જેમ ભાણમાં બને છે, અથવા શ્રોતાને પોતાને નાયક બીજી વ્યક્તિઓ વિષે જે ઉલ્લેખો કરે તે ઉપરથી

---

૭ એરીસ્ટોટલ પણ ટ્રેજેડી અને કૉમેડીનો કાવ્યમાં સમાવેશ કરે છે; તેની પછીના યૂરોપીય કાવ્યશાસ્ત્રીઓ કાવ્યના પ્રકારોની બાબતમાં એરીસ્ટોટલને જ અનુસર્યા છે; અને યૂરોપીય સાહિત્યમાં પરિચિત કાવ્યના ત્રણ વિભાગ એપિક, લીરીક અને ડ્રામેટિક—એરીસ્ટોટલનો જ અનુવાદ છે; મહાકવિ શેલી જેનો 'ડીફેન્સ ઑફ પોએટ્રી' નામનો અધૂરો નિબંધ કાવ્યમીમાંસાનું અમૂલ્ય રત્ન છે તેણે પણ પોતાની ચર્ચામાં નાટકનો સમાવેશ કર્યો છે. પ્રો મુલ્ટન 'ધી મોડર્ન સ્ટડી ઑફ લીટરેચર' નામના તેમના શાસ્ત્રીય ગ્રંથમાં પણ 'સાહિત્યના ચાર મુખ્ય બિન્દુઓ-વર્ણન અને દર્શન ગદ્ય અને પદ્ય' જણાવી નાટકને દર્શનપ્રધાન જણાવે છે. ( પુ. ૧. પ્ર. પૃ. ૧૨ થી આગળ )

તે વ્યક્તિઓની કલ્પના કરી લેવી પડે છે—જેમ મોનોડ્રામામાં બને છે. એટલે કે નાટકનું સહજ સ્વરૂપ તો બહુજનસાધ્ય છે.

નાટકનું સ્વરૂપ કેમ આવું છે એ પ્રશ્નના ઉત્તરમાં તો તે એવું જ છે એટલું જ કહી શકાય. એ રીતે જ નાટક ઉત્પન્ન થયું છે. તેની ઉત્પત્તિનો ઇતિહાસ આપવાનો આ પ્રસંગ નથી, પણ તેના અહેવાલો ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે તે વૃત્તાન્તો—બનાવો (દિવ્ય કે માનુષ) બનાવવા માટે ઉત્પન્ન થયું છે. ભરતે પોતાના જ્ઞાનનો જે પહેલો પ્રયોગ કર્યો તે ઇન્દ્રધ્વજ મહોત્સવ પ્રસંગે કર્યો અને એમાં **तदन्तेऽनुकृतिर्बद्धा यथा दैत्याः सुरैर्जिताः** નાન્દી પછી જે રીતે દૈત્યો સુરોથી જીતાયા તેની અનુકૃતિ રચી.' કાલિદાસે વિક્રમોર્વશીય લખી ઉર્વશી અપ્સરાનો અને પુરૂરવા રાજાનો પ્રેમવૃત્તાન્ત દર્શાવ્યો એનું મૂળ ઋગ્વેદમાં છે, અને ત્યાં પણ '**दुरापना वात इवाहमस्मि** પવનની જેમ હું દુષ્પ્રાપ છું' એમ કહેતી ઉર્વશી, અને ' ભુંડી ! ઉભી તો રહે—આપણે વાત કરીએ, ' અને પછી ' તારા વિના ' મરી જઈશ ' એમ કહેતા વિરહાતુર પુરુરવા વચ્ચે સંવાદ રૂપે છે. એટલે કે નાટક વૃત્તાન્તો બતાવવા ઉત્પન્ન થએલું હોવાથી અને વૃત્તાન્તો બહુધા બહુજનસાધ્ય હોવાથી તે તેના સ્વરૂપનું એક અંગ છે એમ સ્વીકારી લેવું જોઇએ.

નાટક શબ્દ સૂચવે છે તે પ્રમાણે એ નટોની ક્રિયા છે. પણ નટોને પોતાની ક્રિયા માટે વસ્તુની જરૂર પડે છે: અને આ વસ્તુ નટો પોતે ભેગા થઈ ઉત્પન્ન કરતા નથી. તેઓ તો કોઈ તૈયાર વસ્તુને લઈ પોતાના સંઘટિત પ્રયત્નદ્વારા તે બતાવે છે. નાટકની પ્રાથમિક દશામાં આવું વસ્તુ ધાર્મિક કે લૌકિક આખ્યાનોમાંથી મળતું હશે. આવા આખ્યાનોની કે તેના પ્રસંગોની માહિતી જેમ જનસમુદાયના અન્ય ભાગને હોય તેમ નટોને પણ—આ નટો ધંધાદારી હોય કે ગામના અભિનયરસિક માણસો જ હોય—હોય. પણ જેમ જેમ સંસ્કારિતાનો અને તજ્જન્ય કલાઓનો વિકાસ થયો તેમ તેમ આ ' વસ્તુ ગુંથવાની ' કળા પણ વૈશિષ્ટ્ય મેળવી વ્યક્તિત્વ પામી. સહજ રીતે આ કામ કાવ્યોના વસ્તુ ગુંથનારાઓએ એટલે કવિઓએ જ કર્યું, અને જેમ મહાકાવ્ય કે મુક્તક કે કથા લખવી એ કવિનું કામ ગણાવા લાગ્યું તેમ નટો માટે વસ્તુ ગુંથવી એ પણ કવિઓનું જ કામ ગણાવા લાગ્યું, અને અન્ય 'કવિકર્મ' કે કાવ્યોમાં ' નટો માટે વસ્તુ ગુંથવાની કળાને ' પણ કાવ્ય તરીકે સ્થાન મળ્યું. કવિની આ પ્રવૃત્તિ દૃઢરૂપ થતાં, અને કાવ્યશાસ્ત્રીઓએ પણ પોતાની ચર્ચામાં તેનો સમાવેશ કરતાં નાટકનું કાવ્ય—પ્રકાર તરીકે સ્થાન ચોક્કસ થઈ ગયું, અને પછી તો નટોની અપેક્ષા વિના પણ અન્ય કાવ્યપ્રકારોની જેમ નાટકને પણ કવિઓ રચવા લાગ્યા. કોઈ પણ દેશના સાહિત્યમાં આવી અનેક કૃતિઓ મળી આવવાનો સંભવ છે, અને આજે પણ નાટકો એ રીતે લખાય છે.[૮] અને ગૂજરાતી સાહિત્યમાં તો બહુધા નાટકો આવાં જ રચાય છે.

આ રીતે નટમંડળીઓ માટે વસ્તુ ગુંથનાર તરીકે કવિએ આ વિષય હાથમાં લીધો અને ધીમે ધીમે પોતાનો કર્યો; રઘુવંશ અને મેઘદૂતનો લખનાર નટો માટે શાકુન્તલ કે

---

૮ અહીંઆ નાટકની કે કાવ્યના અન્ય પ્રકારોની ઉત્પત્તિનો ઇતિહાસ આપવાનો પ્રયાસ નથી. આખ્યાનો, મહાકાવ્યો વગેરે પહેલાં હતાં અને પછી અભિનય સાથે મળતાં નાટક ઉદય પામ્યું એવો અભિપ્રાય આપવાનો પણ હેતુ નથી. સંભવ છે કે નાટક જ પહેલું હોય અને તેના પ્રયોગમાં હૃદયંગમ લાગેલા અંશોની સ્વતંત્ર રીતે—નટોની અપેક્ષ વિના—રચના કરવાનું સૂચન મળ્યું હોય. આ સ્થળે તો જે કલા સાક્ષાત્ નટોની કૃતિ છે તે કાવ્ય તરીકે કેમ ગણી શકાય તેની કલ્પના આપવાનો પ્રયાસ છે.

વિક્રમોર્વશીય લખે એટલે આ કલા સાહિત્ય તરીકે ઉત્કર્ષ પામે એમાં નવાઈ નહિ. પણ સાચા નાટકકાર કવિઓ કદી ભૂલ્યા નથી કે તેમની રચના પ્રયોગ માટે છે; અને પોતે તે કાજે વસ્તુ ગુંથનારા છે. શાકુન્તલકાર પ્રસ્તાવનામાં પોતા વિષે આવો જ ઉલ્લેખ કરે છે. સૂત્રધાર કહે છેઃ '**अद्य खलु कालिदासग्रथितवस्तुना नवेन नाटकेनोपस्थातव्यमस्माभिः** આજે આપણે કાલિદાસે જેનું વસ્તુ ગુથ્યું છે, એવા નવીન નાટકથી ' ઈત્યાદિ.

૫

બીજી કળાઓ સાથે અમુક અમુક અંશોમાં સમાનતા હોવા છતાં નાટકમાં એટલું બધું વૈશિષ્ટ્ય છે કે તેને સ્વતન્ત્ર કળા માનવી જોઈએ. ઉપર જે વર્ણન આપ્યું છે તે ઉપરથી કેટલાક ભેદો તુરત જણાઈ આવશે. પ્રથમ તો તેનું ઉપાદાન-માણસના અભિનયો-જૂદું છે; બીજું, કેટલીક કલાઓ આંખને તર્પે છે, અને કેટલીક કાનને તર્પે છે; ત્યારે નાટક બન્નેને તર્પે છે. ભાવો બનાવવામાં સાહિત્ય અથવા કાવ્ય નાટકની નજીક આવે છે, પણ કાવ્યપ્રેક્ષ્ય નથી; સાહિત્યનો સાધન તરીકે નાટક ઉપયોગ કરી તેની શક્તિ પોતામાં સમાવી દે છે. ત્રીજું બીજી કલાઓ વ્યક્તિસાધ્ય છે જ્યારે નાટક (સ્થાપત્ય પણ) સંઘસાધ્ય છે; જો કે આમાં એ, ઉપર જણાવ્યું તેમ, કલ્પના પૂરી પાડનાર કોઈ એક વ્યક્તિ જ હોય છે; પછી ભલેને તે કોઈ નટ જ હોય—જેમકે શેક્સપીઅર. વળી બીજી કલાઓ વિષે ન કહી શકાય એ અર્થમાં નાટક "સાર્વવર્ણિક" લૌકિક છે. નાટક એ લોકોએ ઉત્પન્ન કરેલું લોકરંજનનું સાધન છે, અને તેની કૃતકૃત્યતા 'ભિન્નરુચિ' લોકને તૃપ્તિ આપવામાં છે.

આ વિશિષ્ટતાઓથી જ નાટકમાં બીજી કોઈ પણ કલા કરતાં જીવન બતાવવાની શક્તિ અપેક્ષાએ વધારે છે.

૬

નાટકના શાસ્ત્રીય વર્ણનોમાં તેની વ્યાપકતા ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો હોય એમ દેખાય છે. દશરૂપકકાર ધનંજયનું લક્ષણ '**अवस्थानुकृतिर्नाट्यम्**'—પ્રસિદ્ધ છે. ધનિક ટીકામાં 'અનુકૃતિ'નો 'ચતુર્વિધ અભિનયથી તાદાત્મ્યાપત્તિ' એવો અર્થ કરે છે. પણ આ વિષયનું પૂરૂં વર્ણન તો ભરતના નાટ્યશાસ્ત્રમાં મળે છે. અને તેમાં કરેલાં વિધાનો બીજા શાસ્ત્રીય વિધાનોની જેમ નાટકના પ્રત્યક્ષ અનુભવ અને તે ઉપર કરેલા વિચારનું પરિણામ હોય એમ જણાય છે. શૈલી પૌરાણિક છે એટલે તેમાં દેવો અને અસુરોની વાત આવે તો ભડકવાની જરૂર નથી.

ઉપર જે ભરતમુનિના આદ્ય નાટ્યપ્રયોગનો ઉલ્લેખ કર્યો છે તેમાં અસુરોની હાંસી થવાથી તેઓ ચીડાયા, અને માયાથી 'નાચનારાંનાં વાણી, ચેષ્ટા અને સ્મૃતિ સ્તબ્ધ કરી નાખ્યાં.' (નટને આવશ્યક ત્રણે તત્ત્વોનું વાણી, ચેષ્ટા અને સ્મૃતિનું—જે સ્પષ્ટ કથન કર્યું છે તે વાચકના ધ્યાનમાં આવશે.) આવી તોફાની વ્યક્તિઓથી બચવા માટે નાટ્યગૃહ તૈયાર કરવામાં આવ્યું અને દેવોએ તેના રક્ષણ માટે પણ તૈયારી કરી. પણ ઉત્તમ ઉપાય તો અસુરોને નાટકનું રહસ્ય સમજાવી શાન્ત કરવા એ હતો; એટલે બ્રહ્માએ તેમને નાટકનું સ્વરૂપ સમજાવ્યું.

'દૈત્યો! ગુસ્સો કરવાની જરૂર નથી. વિષાદ ન પામશો. તમારા અને દેવોના શુભ અશુભ વિકલ્પો (વિચારો) જેમાં આવે એવો (અથવા પાઠાન્તર પ્રમાણે શુભઅશુભ વિકલ્પોથી) અને કર્મ અને ભાવના અન્વયવાળો (એટલે કે નિયત સંબંધની) અપેક્ષાવાળો નાટ્યવેદ મેં રચ્યો છે. આમાં કાંઈ ફક્ત તમારૂં કે દેવોનું જ અનુભાવન (અભિનયો દ્વારા

સ્વભાવદર્શન એટલે કે અનુકરણ ) નથી; નાટ્ય તો આ સમગ્ર ત્રૈલોક્યનું ભાવાનુકીર્તન ( ત્રણે લોકના ભાવોનું અનુકીર્તન–મૂળ વસ્તુ અનુસાર કીર્તન એટલે કથન ) છે. ( અ. ૧. શ્લો. ૭૨, ૭૩. )

આ હકીકત વળી બીજી રીતે બતાવે છે. ' વિવિધ ભાવોથી યુક્ત, વિવિધ અવસ્થાભેદ વાળું લોકવૃત્તનું અનુકરણ એવું નાટ્ય મેં રચ્યું છે.' વળી વધારે સ્પષ્ટ કરે છેઃ 'લોકનો જે સુખ દુઃખ સમન્વિત સ્વભાવ (સુખ દુઃખ જેમાં રહેલાં છે એવો સ્વભાવ) છે તે અંગઆદિના અભિનયથી યુક્ત થતાં ( તે દ્વારા બતાવવામાં આવે ત્યારે ) નાટ્ય કહેવાય છે. ( અ. ૧. શ્લો. ૭૮, ૮૫. )

આગળ ઓગણીશમા અધ્યાયમાં નાટકમાં આવતા ઇતિવૃત્તની રચના વિષે ચર્ચા કરી આ હકીકત, જાણે નાટકની વ્યાપકતાનું ભાન કરાવવું હોય તેમ, ભરત ફરીથી કહે છેઃ 'સુખ-દુઃખમાંથી ઉદ્ભવ પામતી લોકની જે અવસ્થા છે, અને જેમાં વિવિધ પુરુષસંચાર ( વિવિધ પુરુષોનું સંચરણ–સાથે મળીને વર્તન, પ્રવૃત્તિ) છે તે (અવસ્થા) આ નાટકમાં આવે ' નાટકમાં કેવાં ચરિત્રો આવે છે તે પણ સ્પષ્ટ કરે છેઃ 'દેવોના, ઋષિઓના, રાજાઓના, અને લોકના પણ પૂર્વવૃત્તનું અનુચરિત ( અનુકરણ ) જેમાં હોય તે નાટક કહેવાય છે. ' આ કળા નાટક શાથી કહેવાય છે તે જણાવે છેઃ " શાથી જે સાંગોપાંગ ગતિક્રમોથી ( અભિનયના સર્વ પ્રકારોથી ) સંઘટિત કરી (संहृत्य) સ્વભાવ પ્રયોજાય છે અને જણાય છે તેથી (તે) નાટક કહેવાય છે.' નાટકની સર્વગ્રાહિતા આ રીતે જણાવે છેઃ "સર્વ ભાવો, સર્વ રસો, અને સર્વ કર્મ-પ્રવૃત્તિઓથી, વિવિધ અવસ્થાભેદોથી, યુક્ત નાટકનું સંવિધાન કરાય છે; ' અને છેવટે 'એવું કોઈ પણ જ્ઞાન નથી, શિલ્પ નથી, વિદ્યા નથી, કલા નથી, કર્મ નથી, યોગ નથી, જે નાટકમાં ન દેખાય. ' ( અ. ૧૯ શ્લો. ૧૧૬, ૧૧૭, ૧૧૮, ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૨૩. )[૯]

આ ભરત મુનિની કે નાટ્યશાસ્ત્ર રચનારની નાટકની કલ્પના. એમાં જે બાબતો ખાસ તરી આવે છે તે આ પ્રમાણે છેઃ એક તો નાટક લોકવૃત્તનું અનુકરણ છે; આ

૯ નાટ્યશાસ્ત્ર સુલભ ન હોવાથી નીચે મૂળ શ્લોકો આપું છું.

अलं वो मन्युना देवा विषादस्त्यज्यतामयम् ॥
भवतां देवतानां च शुभाशुभविकल्पकैः ।

પા. ભે.

शुभाशुभविकल्पकः ।

कर्मभावान्वयापेक्षो नाट्यवेदो मया कृतः ॥
नैकान्ततोऽत्र भवतां देवानां चापि भावनम् ।
त्रैलोक्यस्यास्य सर्वस्य नाट्यं भावानुकीर्तनम् ॥

× × × ×

नानाभावोपसंपन्नं नानावस्थान्तरात्मकम् ।
लोकवृत्तानुकरणं नाट्यमेतन्मया कृतम् ॥

× × × ×

योऽयं स्वभावो लोकस्य सुखदुःखसमन्वितः ।
सोऽङ्गाद्यभिनयोपेतो नाट्यमित्यभिधीयते ॥

[ અધ્યાય. ૧: શ્લો. ૭૧, ૭૨; ૭૩, ૭૮, ૮૫. ]

જાણ્યા પછી કવિને માટે ‘ લોકવૃત્તનું અવેક્ષણ—જેનો ઉલ્લેખ આ લેખના પ્રારંભમાં કર્યો છે—શા માટે આવશ્યક છે તે તુરત જ સમજાશે. બીજી બાબત એ કે લોક અને વૃત્ત અતિશય વ્યાપક અર્થમાં નાટકનો વિષય બને છે, એટલે કે નાટક વ્યાપક—સર્વગ્રાહિ છે. ત્રીજી બાબત એ કે એ ‘ સ્વભાવનું અનુકીર્તન ’ છે, ( અંગત રાગદ્વેષ પ્રકટ કરવાનું સાધન નથી; નાટકનો એ માટે ઉપયોગ થતો હશે પણ ભરતનું તાત્પર્ય તેના નિષેધમાં છે. ) પણ સૌથી વધારે મહત્ત્વની બાબત એ છે કે તે કર્મ અને ભાવના અન્વયની એટલે કે નિયત સંબંધની અપેક્ષા રાખે છે; અને એક પાઠ પ્રમાણે શુભ અશુભ વિચારોથી કર્મ અને ભાવના અન્વયની અપેક્ષા રાખે છે એટલે કે વિચાર, કર્મ અને ભાવના નિયત સંબંધવાળું લોકવૃત્ત નાટક બનાવે છે નાટકમાં જે ‘ અવસ્થા ’ બતાવવામાં આવે છે તે વિવિધ પુરુષોના સંચારવાળી એટલે કે વિવિધ વ્યક્તિઓની સંઘટિત પ્રવૃત્તિથી નિષ્પન્ન થએલી હોય છે; તાત્પર્ય કે નાટકમાં અવસ્થાપટ બહુ તન્તુઓનું બનેલું હોય છે. અને છેવટે આ બધું બનાવવાનું—વસ્તુરૂપે ગ્રથિત થએલા લોકવૃત્તને બતાવવાનું—સાધન અંગાદિનાં અભિનયો છે.

આ નાટ્યશાસ્ત્રીની કલ્પના થઈ. હવે એક મહાકવિ અને નાટકકારની કલ્પના લઈએ. કાલિદાસે માલવિકાગ્નિમિત્રમાં નાટ્યાચાર્ય ગણદાસ દ્વારા નાટકનું સ્વરૂપ આપે છે. ‘નાટક એ દેવોનો શાન્ત એટલે કે હિંસારહિત ચાક્ષુષ યજ્ઞ છે.’ એટલે કે એ એક ઉપાસનાનો પ્રકાર છે. ‘ ઉમાથી સંયુક્ત પોતાના અંગમાં રુદ્રે આને બે પ્રકારે વિભક્ત કર્યું છે.’ કવિના ઇષ્ટ દેવતા વાણી અને અર્થ જેવા સંપૃક્ત ઉમા મહેશના અંગમા લાસ્ય અને તાણ્ડવ રૂપે તે અભિનયકલા વ્હેંચાઇને રહેલી છે. “ આમાં ત્રિગુણ—સત્ત્વ, રજસ્ અને તમસ્‌માંથી ઉદ્ભવ પામતું લોકચરિત વિવિધ ( રસોવાળું અથવા વિવિધ રસ નિષ્પન્ન થાય એ રીતે ) દેખાય છે. ભિન્ન રુચિવાળા માણસોને બહુધા તૃપ્ત કરે એવું એક નાટક જ છે.”

त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते ।
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधकम् ॥

२.

---

अवस्था या हि लोकस्य सुखदुःखसमुद्भवा ।
नानापुरुषसंचारा नाटके साभिधीयते ॥
योऽयं स्वभावो लोकस्य नानावस्थान्तरात्मकः ।
सोऽङ्गाद्यभिनयैर्युक्तो नाट्यमित्यभिधीयते ॥
देवतानां ऋषीणां च राज्ञां लोकस्य चैव हि ।
पूर्ववृत्तानुचरितं नाटकं नाम तद्भवेत् ॥
यस्मात् स्वभावः संहृत्य साङ्गोपाङ्गगतिक्रमैः ।
प्रयुज्यते ज्ञायते च तस्माद् वै नाटकं स्मृतम् ॥
सर्वभावैः सर्वरसैः सर्वकर्मप्रवृत्तिभिः ।
नानावस्थान्तरोपेतं नाटकं संविधीयते ॥
[ અ. ૧૯. શ્લો. ૧૧૬, ૧૧૮, ૧૧૯, ૧૨૦, ૧૨૧. ]
न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ॥
न तत्कर्म न वा योगो नाटके यन्न दृश्यते ॥
[illegible]

# વફાદારી

## ( એકાંકી નાટક )

### પાત્રો

**સુનીતિ દેવી:** ચાળીસ વર્ષની મધ્યમ વર્ગની પણ ગરીબ વિધવા.
**ગિરિધારિ:** ત્રેવીસ વર્ષનો તેનો પુત્ર.
**બાલા:** ગિરિધારિની નવ વર્ષની બેન.
**સર બાલકરામ:** ગવર્નર જનરલની કારોબારી સભાના એક પ્રતિષ્ઠિત સભ્ય.
**લેડી કમળાબાઈ:** સર બાલકરામની પત્ની તથા ધી સોલ્જર્સ રીલીફ એસોસીએશનનાં ઑનરરી સેક્રેટરી.
**સર હોરેસ બ્લેન્કીન્સ:** એક ધનવાન અંગ્રેજ. મેસર્સ હૉરેસ ફ્રૅાક્સ-એન્ડ કમ્પનીના મેનેજીંગ ડીરેક્ટર.

---

### પ્રવેશ પહેલો

[ **સ્થળ:** અમૃતસરના એક દૂરના પરામાં બે માળનું નાનું ઘર. આ ઘરની સુનીતિ દેવીએ ભાડે રાખેલી બે ઓરડીમાંની બેસવાની ઓરડી.

એક સ્હેજ ફાટેલી શેતરંજી ઉપર ગાદી પડી છે. સ્વચ્છ પણ બે ત્રણ ઠેકાણે સાંધાવાળી ચાદર તેના ઉપર પાથરેલી છે. એક ખુણામાં રંગ ઉપડી ગયેલું નાનું ટેબલ, અને રજા માગતી નેતરની ખુરશી પડયાં છે. ટેબલ ઉપર પાંચ દસ મિનિટનો ફેર બતાવતો એક ઘડીઆળનો ડબ્બો છે. એકંદરે ભૂતકાળની વધારે સારી સ્થિતિનાં અવશેષ સ્પષ્ટ દેખાય છે. સુનીતિ દેવી ગાદી ઉપર હાથમાં કંઇક સીવણકામ રાખી બેઠી છે. પાસે જ બાલા બેઠી છે. ]

**બાલા:** ભાઈને એ નોકરી મળશે, બા?

**સુનીતિ:** એ તો પ્રભુ જાણે, કેમ શું કામ પૂછે છે?

**બાલા:** ભાઇને એ નોકરી મળે તો એ...વી મઝા પડે! પછી હું પે...લી...તે દિવસે જોઈ હતી તે ઢીંગલી લઉં અને તે દહાડે દુકાનમાં ટંગાડેલી ઓરણી—

**સુનીતિ:** એ તો આપણે જોઇ લઈશું હોં બેન! પણ તેં પેલો કુતરો ક્યાં ફેંકી દીધો? ( સ્વગત ) અરે રામ! બિચારીને ક્યાં ખબર છે કે નોકરી મળે તોપણ આપણું માંડ પૂરૂં થાય?

**બાલા:** રસોડામાં છે.–મારી નિશાળની સરલાં એવી સરસ ઓરણી લેવાની છે!

**સુનીતિ:** તે એના બાપને ક્યાં નોકરી છે?

**બાલા:** અને એ ઓરણી ઉપર કેવી કોર મૂકાવશે તે પણ એણે મને કહ્યું. કસબી કોર મૂકાવવાની છે.

સુનીતિઃ વાહ! એ પણ નવાઈ!

બાલાઃ (એકાએક) હેં બા, ભાઇને નોકરી મળશે તો (હાથના ચાળા સાથે) આટલા બધા રૂપિયા મળશે?

સુનીતિઃ હમણાં તો બહુ નહિ મળે.

બાલાઃ પેલી તરલા કેવાં સરસ કપડાં પહેરે છે! એના બાપને બહુ પૈસા મળે છે નહિ, બા?

સુનીતિઃ હા, એને તો બહુ મળે છે.

બાલાઃ કેટલાકને બહુ રૂપિયા મળે ને બીજાને થોડા મળે એમ કેમ?

સુનીતિઃ એ તો કોણ જાણે? કદાચ પેલા લોકો બહુ મોટું કામ કરતા હશે.

બાલાઃ ત્યારે ભાઈથી એવું મોટું કામ ન થાય?

સુનીતિઃ થાય—એને એવી નોકરી મળે તો. ગિરિધારિ છે તો એવો ચાલાક!

બાલાઃ એવી નોકરી ભાઇને કેમ ન મળે?

સુનીતિઃ એવી સારી નોકરી તો મોટા લોકોને જ મળે. આપણા જેવાને એ ક્યાંથી મળે? એવી નોકરી પાછળ તો બહુ લોક પડે છે.

બાલાઃ એવા મોટા લોક બહુ ન હોય તો કેવું સારું! બા, તને એમ નથી લાગતું?

સુનીતિઃ મને પણ એમ તો લાગે છે કે એક જ નોકરી માટે ઘણા મહેનત કરે છે.

બાલાઃ પરમ દહાડે માસ્તરે અમને કહ્યું કે ઈશ્વર બધાને કામ આપે છે.

સુનીતિઃ હા.

બાલાઃ ત્યારે ભાઇને પ્રભુ કામ ન આપે?

સુનીતિઃ આપે—આપશે. પણ આજકાલ દુનિયા કંઇ એવી થઈ ગઇ છે!

(ગિરિધારિ દાખલ થાય છે. મોં તથા શરીર થાકેલું દેખાય છે. એકદમ ધબ દઇને ખુરશી પર બેસી પડે છે.)

બાલાઃ કેમ ભાઇ, નોકરી મળી?

(ગિરિધારિ નિરુત્તર બેસી રહે છે.)

બાલાઃ હેં ભાઇ, કહોને.

ગિરિધારિઃ (ટેબલ પર સ્હેજ જોરથી હાથ પછાડીને) એક જ નોકરી પાછળ સેંકડો હોય ત્યાં ક્યાંથી મળે?

સુનીતિઃ ત્યારે કોને મળી?

ગિરિધારિઃ કોણ જાણે કોને મળી! કોઈ હશે વગવસીલાવાળો. એક માણસ અમને એક પછી એક બોલાવી વાત કરતો હતો. ચશ્મા ઉપરથી ઉંચી આંખ કરીને એ પૂછતો 'કેમ ઓછામાં ઓછા કેટલા લેશો?' એની વેપારી ચાલાકી નજર જોઇને જ ત્યાંથી નાસવાનું મન થાય. દયાનો છાંટો ન દેખાય. મારા મનમાં તો કંઇનું કંઇ થઇ ગયું.

સુનીતિઃ ચાલો હશે: આપણી પાસે હશે તેનાથી ચલાવીશું.

ગિરિધારિઃ અરે શું ચલાવીશું? આમ ને આમ પંદર મહિના તો થઇ ગયા.

સુનીતિઃ હા, એ તો મને પણ ખબર છે. પણ શું કરીએ દિવસ જ એવા બેઠા છે.

ગિરિ: વસમા છે? અરે ઘાતકી છે, રાક્ષસી છે, ક્રૂર છે. કૂતરાના હાલ છે અત્યારે તો. બહુ બહુ તો ઢોર તરીકે ગણાઇએ. પણ ઢોરને યે એને શેઠ ખવડાવે. આમ જુઓ! આ મારે સવારના વહેલા ઉઠીને અમૃતસરમાં ઠેઠ સાંજ સુધી જે કાંઇ મળે તે લેવા આથડવું પડે છે. આના કરતાં તો પેલા જંગલી કહેવાના આફ્રીકાના હબસી સુખી. એક પણ કામ કરવાની તક સુદ્ધાં મને આજ પંદર મહિનાથી મળી છે? ગમે તેમ પેટ બાળીને બી. એ. થયા, ને કોલેજમાંથી નીકળ્યા ત્યારથી જ આવી સ્થિતિ! દિવસમાં ખાવા શેર ધાન તો જોઈએ જ ને અને કામ ત્યારે ભિખારી માફક ભટકવાનું! મારા મનમાં આગ સળગે છે, વેર ભભૂકે છે. આના કરતાં તો જીંદગી ગમે તેમ પૂરી થઇ જાય તો સારૂં. હા અમ મેં નક્કી કર્યું છે તે જ બરાબર છે.

સુનીતિ: શું? શું? કહે તો ખરો?

ગિરિ: મેં લશ્કરમાં સિપાઇની નોકરી લીધી છે.

સુનીતિ: શું તું સિપાઈ બનશે? લશ્કરમાં જશે? ગિરિધારિ આ તને શું સૂઝયું? દાખલ થઇ પણ ગયો? હજી છુટાય એમ નથી?

ગિરિ: શું કરૂં? મેં બહુ વિચાર કર્યો; આખરે મારૂં શરીર મજબુત છે એમ વિચારી લશ્કરમાં જોડાયો.

સુનીતિ: લશ્કરમાં! મારો ગિરિધારિ લશ્કરમાં!

ગિરિ: તમે જાણો છો તો ખરા કે એ મને ગમતું નથી. પણ કયાં સુધી તમારી છાતી ઉપર પથ્થર જેમ ભાર રૂપ થાઉં?

સુનીતિ: બસ કર. આ...શું...બોલે છે? તું...મને...ભારે પડે? કોઈ દિવસ મનમાં સુદ્ધાં મને એવો વિચાર આવ્યો છે? વળી હજી તો પેલી 'એન્યુઇટિ કે શું' તેના પૈસામાંથી ચાલે છે ને?

ગિરિ: પણ એમ ક્યાં સુધી ચાલે?

સુનીતિ: કેમ ક્યાં સુધી? જ્યાં સુધી એ રૂપિયા હોય ત્યાં સુધી. થોડા તો થોડા. સુકો રોટલો ખાઈ ચલાવીશું. નહિ તો એકટાણું કરીશું. હું કોઇ દિવસ તારે માટે બબડી છું?

ગિરિ:-નહિ જ. પણ એથી તો આ તમારૂં દુઃખ મારાથી જોવાતું નથી. તેવીસ વરસનો જુવાન ભણેલો છોકરો—માને ખવડાવવાને બદલે માનું જ ચાટી જાય એ નથી ખમાતું. મને કેમ નોકરી મળતી નથી એ જ સમજાતું નથી. મારા જેવા હજારો યુવાનો આમ બેકાર થઇને રખડે એમાં કોનો વાંક? જો સરકારનો હોય તો એ સરકારને જેટલી વ્હેલી તોડી નાખીએ તેમ સારૂં.

સુનીતિ: પણ લશ્કરમાં જોડાવાથી એ સરકાર કેમ સુધરશે? જો સરકારનો વાંક હોય તો વળી એની નોકરી લેવા ક્યાં ચાલ્યો?

ગિરિ: ખબર નથી શું કામ ચાલ્યો તે. કદાચ મારૂં મગજ છટક્યું હશે. પણ હું કંઈ ઉપયોગી કામ કરૂં છું એમ મારા મનને મનાવી તો શકું ને? એટલો ઢોંગ તો કરી શકું ને? વળી કંઇ કંઇ નવું જોવાનું મળશે. અહિં તો રોજ રખડપટ્ટી ને દરેક ઓફીસમાંથી નિરાશા! હું તો થાક્યો.

સુનીતિઃ ગિરિધારિ! લશ્કરમાં જોડાવું એટલે શું એની તને ખબર છે?

ગિરિઃ અં-હં! એ તો મેં ક્યારનો વિચાર કર્યો છે. હું કોઇનું ખૂન તો નહિ જ કરૂં.

સુનીતિઃ પણ એમને-તારા બાપને-શું લાગત એનો વિચાર કર્યો? એ જો જીવતા હોત અને જાણત કે મારો દીકરો લશ્કરમાં જોડાયો છે તો એમને કેટલું દુખ થાત એ ખબર છે? ફ્રાન્સથી આવેલો એમનો છેલ્લો કાગળ ભૂલી ગયો? નહિ, ગિરિધારિ, લશ્કરમાં તો નહિ જ.

ગિરિઃ હું તે વખતે બરાબર સમજણો નહોતો. એ શા માટે ગયા હતા? એમણે શું લખ્યું હતું?

સુનીતિઃ દેશની સેવાના વિચારથી ગયા હતા. મારૂં તે કંઈ માને? પણ જ્યાં લડાઇ શું છે, એની ભીતરમાં શું સમાયું છે અને એની રાક્ષસી રીત જોઈ, ત્યારે એમણે પણ લીધું કે મારો દીકરો ભૂખે મરે, પણ લશ્કરમાં જાય નહિ. દર વખતે લખતા 'જો જો, આપણા ગિરિધારિને સારી કેળવણી આપજો. ખાસ ધ્યાન રાખજો કે બહાદુરીને નામે ખૂની થવાનું ન શીખે.' ઓ ગિરિધારિ! તું સમજતો નથી, તારા બાપની મરણ પહેલાંની છેલ્લી ઇચ્છા મેં ન પાળી. એમણે વિશ્વાસ રાખ્યો ને મેં વિશ્વાસઘાત કર્યો. હું જ મૂર્ખી કે મેં તને પહેલેથી કહ્યું નહિ. મારે પહેલેથી જ કહેવું જોઈતું હતું. ધૂળ પડી મારા જીવતરને!—

ગિરિઃ બા, બા. આ શું? ભાઇ જો બધું જ જાણે તો તમારો વાંક નહિ જ કાઢે. એ તો જેઓએ આપણને રખડતા કરી મૂક્યા તેમનો જ વાંક કાઢે.

સુનીતિઃ તો પ્રભુ એમને બચાવો! આખી દુનિયાના રાજ માટે પણ હું એવી દુઃખ દેનારી ન થાઉં. ખૂની થવા કરતાં મરવું સારૂં. પણ નહિ, નહિ, મારો જ વાંક; મારો જ વાંક, કે મેં તને કહ્યું નહિ. (એકદમ ઉઠે છે. ટેબલ ઉપરની નાની પેટી ઉઘાડી તેમાંથી કાગળો કાઢે છે.) જો, જો, શું લખ્યું છે તે? "અમારામાં માણસાઇ રહી જ નથી. અમે રાક્ષસ, ઘાતકી, ખૂની થયા છીએ, રોજ રોજ એ ખૂની કામો કરીએ છીએ તેથી અમારો અંતર્નાદ બહેર મારી ગયો છે. પ્રભુ અને આત્મા જેવું કંઇ છે એ જ અમે ભૂલી જઈએ છીએ. ... ... એક કામ તને સોંપું છું. બાપદાદાની કીર્તિનો ખોટો ખ્યાલ ભૂલાવી દઇ ગિરિધારિને શીખવજે કે લડાઇ એટલે બહાદૂરી નહિ, પણ ખૂન. આ લડાઇ તો જીવતું જાગતું નરક છે. ગિરિધારિને એમાંથી બચાવજે, અને તું મારો આશીર્વાદ ......" હવે એ આશીર્વાદ નહિ પણ મરેલાનો ભયંકર શાપ મારે માથે પડવાનો! વિશ્વાસઘાત અને તે કોનો? હવે શું કરૂં?

બાલાઃ બા, બા, એમ રડો નહિ. ભાઇ તમે ન જતા. એ લડાઇનું મો જ બાળો. ભાઇ, ભાઇ, તમે અમને મુકીને ચાલ્યા જશો?

[ ગિરિધારિ સામે જોયા કરે છે. પડદો પડે છે. ]

---

## પ્રવેશ બીજો

[ સ્થળ: સર બાલકરામનું સંકેતસ્થાન. ( ખાનગી ઓરડો ) ઝાંખા લીલા રંગની ભીંત ઉપર ચારે બાજુ કેટલાંક રજપૂત અને મોગલ શૈલીનાં તથા કેટલાંક હાલની શૈલીનાં ચિત્રો, પશ્ચિમ દિશાની બારીઓ, સોનેરી ફ્રેમવાળો મોટો અરિસો. ખુણામાં એક નાનું નકશીદાર ટેબલ, તેના ઉપર ગુંથેલો રૂમાલ પાથર્યો છે અને તેના ઉપર 'ઈન્ડીયન ક્યુરીઓઝ'. દિવાનખાનાની વચ્ચોવચ એક મોટું ગોળ ટેબલ, આસપાસ ખુરશી અને છત ઉપરથી લટકતો સુશોભિત વિજળીનો દીવો. આરામ ખુરશી ઉપર પડયા પડયા સર બાલકરામ વિચાર કરે છે. ]

**સર બાલકરામ:** કંઈ જ સમજાતું નથી શી ધાંધલ છે તે. પેલો સર હૉરેસ બડો પહોંચેલો માણસ છે. પણ ચિંતા કરવી નકામી છે. મારા હાથમાં વાત છે જ કયાં ? વળી એટલું તો ખરૂં કે સાધારણ રીતે એ બાજી બગાડતો નથી. એમ કરે પણ શા માટે ? પેલા કેસમાં તો એણે ખરી મદદ કરી. નકામા લોકો મને ચુંથી ખાત; પણ એણે એવી યુક્તિ કરી કે બસ, બધા ચૂપ થઇ ગયા. અને પેલા શેરમાં પણ ઠીક ફાયદો થયો. પણ આજે એ કેમ આવવાનો છે ? એ કમ્પનીના ડીરેકટરો કંઈ ગમ્મત માટે મુલાકાત લેવા નથી આવતા, અને હું જરા એવી વેપારી બાબતોમાં હજી નવોસવો છું.

( પટાવાળો દાખલ થાય છે )

**પટાવાળો:** હૉરેસ સાહેબ આવ્યા છે.

**બાલકરામ:** કહે કે આવો.

( પીળાશ પડતો રેશમી સૂટ પહેરેલો હસતા ચહેરાવાળો નિખાલસ દેખાતો, સર હૉરેસ દાખલ થાય છે. હેટ ઉતારે છે એટલે તાલકાને લીધે ખૂબ વિશાળ દેખાતું કપાળ તથા ધોળા વાળ રેશમી સૂટની શોભામાં વધારો કરે છે.

સર બાલકરામ ઉભા થઇ સર હૉરેસ સાથે 'શેકહેન્ડ' કરે છે અને બન્ને જણા ગોળ ટેબલ પાસેની ખુરશી પર બેસે છે. )

**બાલકરામ:** કેમ તમારા બજાર કેમ ચાલે છે ?

**સર હૉરેસ:** સરસ ! કેમ પેલા પિન્કેટ આજે કેટલા ચઢી ગયા છે ? સારૂં થયું ને આપે લીધા તે ?

**બાલકરામ:** ( સસ્મિત ) ખરી વાત. થેન્કસ.........

**હૉરેસ:** મેં તો ધાર્યું કે એની મદદથી કંઈ શીમલા બીમલા ઉપડી ગયા હશો. પણ આજની વાત તો.........એથી યે ચઢે એવી છે.

**બાલકરામ:** હા, હા. તમારી પાસે હમેશાં એકએકથી ચઢે એવી જ વાત હોય. એ તો હું સમજ્યો જ હતો.

**હૉરેસ:** મશ્કરી નહિ, ખરી વાત. તદ્દન સાચી વાત. આજસુધી આવો ખાત્રીભર્યો વેપાર મેં કર્યો જ નથી.

**બાલકરામ:** ( ઉત્તેજીત થઇને ) હેં ! ખરેખર !

**હૉરેસ:** અરે જો સીધું સમું પાર ઉતરે તો ઘેર જ ટંકશાળ ! સોનાની ખાણ છે આ તો–સોનાની ખાણ.

**બાલકરામ:** સીધું સમું પાર ઉતરે એટલે ?

હૉરેસઃ (ધીમેથી) જુઓ. ઘાસતેલ માટે દુનિયામાં સારામાં સારો પ્રદેશ એ જ છે. પ......ણ, આપણી માલિકી એ જમીન ઉપર હોવી જ જોઇએ–તો જ બેડો પાર થાય.

બાલકરામઃ ખરેખર, માલિકી આપણી જ હોવી જોઇએ? ત્યાંના લોકો સાથે આપણે સંધિ કરી વેપારી હક ન મેળવી શકીએ?

હૉરેસઃ નહિ, બિલકુલ નહિ. એ સંધિ બંધિનો અને આપણા ઇરાદાનો સહેજ પણ અણસારો બ્હાર ગયો કે માની જ લેજો કે સારામાં સારી જમીન આપણા હાથમાંથી સરકી જશે.

બાલકરામઃ પણ એમ બીજાઓની જમીન લઇ લેવી એ તો બહુ ભારે વાત કહેવાય, અશક્ય જ કહેવાય. એક તો એ દેશ જીતવો ને પછી વળી કબજે રાખવો. તેમાં આપણને કેટલું ખર્ચ ને કેટલા સિપાઇઓનું નુકશાન! વળી રશિયા, ને ફ્રાન્સ જેવા બીજા યુરોપી દેશો જોડે નકામી કચવાટ.

હૉરેસઃ હવે એમ થોડાક માણસો તો મરે જ ને! થોડું ખર્ચ પણ થાય. પણ મુખ્ય મુશ્કેલી–બીજાં રાજ્યો સાથે તકરારમાંની પંચાત–ક્યારનીએ પાર કરી છે એમ કહું તો?

બાલકરામઃ હેં! શું કહો છો? એમ હોય તો એક મોટી મુશ્કેલી ટળી જાય. પણ ખરેખર એ મુશ્કેલીઓમાંથી તમે પાર ઉતરી ગયા?

હૉરેસઃ (ધીમેથી) જુઓ, આજની સ્થિતિમાં મારાથી બધું ન કહી દેવાય. પણ વિશ્વાસ રાખો. હું ખાત્રીથી કહું છું, વચન આપું છું, કે એ ઉપાધિ આપણને નહિ નડે.

બાલકરામઃ હં! ત્યારે હવે શેની રાહ જુઓ છો? પછી શું કરવું છે?

હૉરેસઃ અમે સર બાલકરામની અને એવા બીજા બે ત્રણની રાહ જોઇએ છીએ. અરે ચાલો ચોકખું કહી દઉં, 'હા' કહો, ટીપમાં નામ લખાવો, પચાસેક હજાર રૂપિયા મૂકી દો અને પછી જોઇ લો કે સાત જ વરસમાં દસ લાખ રૂપિયા તમને મળે છે કે નહિ?

બાલકરામઃ (હસતાં) નહિ, નહિ, સર હૉરેસ. એ તે કંઇ બાળકના ખેલ છે કે માગે એટલું મળે?

હૉરેસઃ હા. લાગે છે તો બાળકની રમત જેટલું જ સહેલું, પણ દુનિયામાં કેટલીયે નવાઇઓ થાય છે, અને એ સાચી જ વાત છે કે હું ખરો પદીશ.

બાલકરામઃ પણ ત્યાંના વતનીઓ વિશે કેમ કંઇ બોલતા નથી? એ બિચારાઓને કંઇ જ ફાયદો નહિ?

હૉરેસઃ કેમ નહિ? આજની અંધાધુંધીમાંથી એ બિચારા બચી જશે. આપણે કબજે એ પ્રદેશ આવે પછી આપણે એવો સારો રાજકારભાર કરીશું. સુરાજ્ય અને કાયદો અને વ્યવસ્થા એ શું ઓછા ફાયદા છે?

બાલકરામઃ એ વાત તો ખરી. વ્યવસ્થા અને શાન્તિ વગર ઉન્નતિ થઇ શકે જ નહિ.

હૉરેસઃ ( સ્વગત ) ઠીક ભમાવ્યા છે આપણે. ( પ્રકાશ ) વળી ઘાસતેલનું એમને શું કામ ?

બાલકરામઃ કેમ શું કામ ? એ લોકો પણ આપણી માફક વેચી શકે.

હૉરેસઃ હા, એ લોકોને એ ઘાસતેલ કાઢતાં, ચોકખું કરતાં, ભરી રાખતાં અને દેશાવર ચઢાવતાં આવડે ખરૂં ને ?

બાલકરામઃ પણ એ બધું શીખતાં કંઈ વાર લાગે છે ? તેલ તો એમનું જ કહેવાય ને ? વળી આજ કાલ એશિયામાં બહુ જાગ્રતિ આવી છે.

હૉરેસઃ પણ એ દેશમાં આવે તે પહેલાં જ આપણે આપણું કામ કરી લઇએ.

બાલકરામઃ કેટલી જમીન લેવા ધારો છો ?

હૉરેસઃ ' મેરી ગોલ્ડ લેન્ડ 'નો ઘણોખરો ભાગ. અને જ્યારે તમે પણ ટેકો આપો છો ત્યારે તો કામ સરસ થશે.

બાલકરામઃ સર હૉરેસ ! જુઓ, હું ખરેખર કહું છું. આ બાબતમાં મને બહુ શંકા રહે છે. આજ કાલ અમારા લોકો પણ આવી બાબતમાં બહુ ચીકણા થયા છે. દસ વરસ ઉપર, અરે, પાંચ વરસ ઉપર પણ એ સહેલું હતું.

હૉરેસઃ આ દેશનો પ્રશ્ન એટલા જ માટે મોટો છે ને ? આપના જેવા કેટલાક બુદ્ધિશાળી માણસો બાદ કરીએ તો બીજા પોતાના લાભ કયાં છે તે જ સમજતા નથી. જેમાં એમના કારીગરોને રોજી મળી શકે એવી જમીન કબજે આવે તેની સામે પણ વિરોધ ! પણ સમજ્યા એ તો. એમની ' જાગૃતિ ' યે કેવી છે ? કેટલાંક શહેરોમાં ' પ્રોટેસ્ટ મીટિંગ ' ભરી, કેટલાક ચળવળખોરોએ અભણ લોકોને ઉશ્કેર્યાં, બે ચાર રમખાણો થયાં, અને પોલીસને ગોળીબાર કરવાની ફરજ પડી એટલે પાછા ચૂપ. આમ શરૂઆતથી તે અંત સુધી.

બાલકરામઃ એમ હોય તો પણ નીતિનો પ્રશ્ન વિચારવો જોઇએ ને ?

હૉરેસઃ ( ચીરૂટ સળગાવતાં કંઇક કંટાળીને ) જોન મોર્લી જેવા સજ્જન પણ કહી ગયા છે કે રાજપુરુષના જીવનને બે બાજુ હોય છે-એક ખાનગી અને બીજી જાહેર. વળી આજકાલ નીતિના સવાલ પણ વિકટ થઈ ગયા છે. એટલે એ બાજુએ જ રાખવા સારા. આ જુઓને, તમારી પૅ......લી મૅચ કંપનીની વાત લો............

બાલકરામઃ બરાબર, બરાબર. એ નીતિનો સવાલ અઘરો તો ખરો. અમારી ગીતામાં પણ લખ્યું છે કે **किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**

હૉરેસઃ જુઓ, મારી વાત માનો. તમારૂં નામ લખાવો. બોલો કેટલા હજાર મૂકું ? વધારે મૂકશો તો ફાયદો તમને જ છે.

બાલકરામઃ એ ખરૂં, પણ બીજું કોણ કોણ છે તે મારે જાણવું જોઇએ.

( સર હૉરેસ કાનમાં કહે છે )

બાલકરામઃ હેં ! એ પણ છે કે ? ત્યારે તો બધું બરાબર હોવું જ જોઇએ ને ?

હૉરેસઃ બિલકુલ જોખમ નથી.

બાલકરામઃ એ બધાનો સૂત્રધાર કોણ છે?

હૉરેસઃ હું પોતે જ.

બાલકરામઃ ત્યારે તમને ખાત્રી છે ને કે ઝાઝી પંચાત વિના આપણે એ પ્રાન્ત કબજે કરીશું?

હૉરેસઃ હવે એમ તો બે ચાર ગોળીબાર થાય, પણ કંઈ ભારે વાત નથી.

બાલકરામઃ (ધીમેથી) પણ અહિં–હિંદમાં—

હૉરેસઃ એ બદલ સરકાર તરફથી એક જાહેર સમજુતિ બહાર પડાવીશું?

બાલકરામઃ ઠીક. પેલા કે–ને તો વાંધો નથી ને?

હૉરેસઃ જરાએ નહિ. એ તો તમારી જ રાહ જુએ છે. વારુ, ત્યારે તમારૂં નામ લખું છું. રૂપિયા પંચોતેર હજાર મૂકું છું. કેમ બરાબર છે ને?

બાલકરામઃ એમ? કરો ત્યારે.

હૉરેસઃ હવે મારે જવું જોઇએ. (ઉભો થઇ શેકહેન્ડ કરે છે) તમે નામ લખાવ્યું તેથી ખરેખર ખુશી થયો. મને આવી ધાંધલ ગમે છે. પૈસાની વાત બાજુએ મુકીએ તોપણ વચ્ચેની અડચણો ખસેડવી, આનાકાની કરતા લોકોને સમજાવવા, સીધું સમું પાર ઉતારવું–એ પણ એક ' રોમેન્સ ' છે. ચાલો ત્યારે. ' ગુડબાઇ '.

બાલકરામઃ ઑલ રાઇટ. પણ જો જો કંઈ સાહસ ન કરી નાંખતા. હું તો હજી કહું છું એમની જોડે સંધિ કરી કામ લેજો.

હૉરેસઃ ફીકર નહિ. એ તો સારો જ રસ્તો લઈશું.

(જાય છે.)

બાલકરામઃ એ બહુ પાકો માણસ છે. એ લોકોની સાથે એક વાર ભળ્યા એટલે ગળ્યામાં જ મૂકાવું પડે છે, નહિ તો તદ્દન દૂર રહેવું. આ બધાનું શું પરિણામ આવશે? એ બધું જ કરે એવો છે. લશ્કર મોકલે, લોકોને દબાવે અને સ્વતંત્રતાનો પોકાર કરેઃ બધું જ કરે. અને નીતિની વાત કાઢી ત્યારે મને કેવો ચૂપ કરી દીધો! ખરાબ, ખરેખર ખરાબ. એક વખત હું પચાસ રૂપિયામાં ચલાવતો અને હવે હું પ્રતિષ્ઠિત થયો છું. શું મેં જીવનમાં પ્રગતિ કરી તે આવી? સમજાતું નથી હજી આગળ શું થશે?*

(પડદો પડે છે)

(અપૂર્ણ)

હેમન્તકુમાર નીલકંઠ
(સ્નાતક)

દેશ આવે પછી ચ.
અને વ્યવસ્થા એ શુ એ.
બાલકરામઃ એ વાત તે
શકે જ નહિ.

* ૧૯૨૪ના નવેમ્બરના અંકમાં આવેલા ' ધી પેટ્રિયટ્સ ' નામના

# નોબેલ ઈનામ

જૂના વખતના ઈતિહાસ અને લોકકથાઓમાં રાજા ભોજ અને વિક્રમના દરબારમાં અનેક કવિઓ રહેતા હતા, અને તેમના કાવ્યો તથા શ્લોકો ઉપર ખુશ થઇને, તે રાજાઓ તેમને અઢળક દાન આપતા હતા, એમ આપણે વાંચીએ છીએ. એ સિવાય લોકસાહિત્યમાં કોઈ-કોઈવાર તો એક દોહરા કે ચોપાઇના બદલામાં રાજાઓએ હજારો રૂપિયા આપ્યા છે, એમ પણ આપણે સાંભળીએ છીએ. એ વસ્તુસ્થિતિ તરફ જેઓ શંકાની નજરે જોતા હોય, તેમને **આલ્ફ્રેડ નોબેલનું** જીવન તે શંકા દૂર કરવામાં મદદગાર થઇ પડશે; એટલું જ નહિ પણ કલાપીની પેલી સુંદર લીટી

જે પોષતું તે મારતું એવો દિસે ક્રમ કુદરતી

ના દૃષ્ટાંત રૂપ તે જીવન લાગશે; માત્ર તે લીટીના બે શબ્દો ફેરવીને આમ મુકવા પડશેઃ

જે મારતું તે પોષતું એવો દિસે ક્રમ કુદરતી.

નોબેલ ઇનામ, અને તેની રકમ તથા કિંમતથી કેળવાયેલો કોઇ પણ મનુષ્ય અજાણ્યો નથી, પણ જ્યારે એ યોજના ઘડનારનું અંગત જીવન તથા એ ઈનામોને માટે તેણે અલગ કાઢેલું ધન શી રીતે મેળવ્યું એ ઇતિહાસ વાંચીએ છીએ ત્યારે ઉપરની કવિતાની લીટી બરાબર યાદ આવે છે.

**આલ્ફ્રેડ બર્નહાર્ડ નોબેલનો** જન્મ **સ્વીડનમાં**, ઈ. સ. ૧૮૩૩ માં થયો હતો. તેનો બાપ એક સાધારણ વિજ્ઞાનશાસ્ત્રી હતો, અને તે સંબંધી કેટલીક શોધો કરવામાં તેણે પોતાના એક દીકરાનો જાન પણ ગુમાવ્યો.

ઇમેન્યુઅલના લગભગ બધા ગુણો આલ્ફ્રેડમાં ઉતર્યા હતા; કેમકે પિતાની ખંત, વિજ્ઞાનનો શોખ અને શોધખોળ કરવાની વૃત્તિ એ બધું તેનામાં હતું. તે ૧૭ વર્ષનો થયો ત્યારે તેના પિતાએ જ તેને પોતાના એક ભાઇબંધની પાસે વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રના વધુ અભ્યાસ માટે અમેરિકા મોકલ્યો. આલ્ફ્રેડે તે જ દેશને પોતાનો દેશ માન્યો, અને તેની જિંદગીની લગભગ બધી જીંદગી અહીંયાંજ ગાળી. પિતાની માફક આલ્ફ્રેડે પણ ત્રણ ચાર વૈજ્ઞાનિક શોધો કરી છે, જેમાંની એક બહુ જ અગત્યની છે. એ શોધ તે "ડાઇનેમાઇટ" અથવા સુરંગો ફોડવાના દારૂગોળાની છે. એ દારૂગોળો "બોમ્બ" બનાવવામાં પણ વપરાય છે, અને એ રીતે તેની એક મોટામાં મોટી શોધ મનુષ્યના વિનાશને અર્થે વપરાઈ અને હજુ પણ વપરાય છે, અને એ દારૂગોળાની બનાવટમાંથી જ તેણે ધન મેળવ્યું. પણ આપણને વાંચીને નવાઇ લાગશે કે આલ્ફ્રેડ નોબેલની તીવ્ર ઇચ્છા 'ડાઇનેમાઇટ' કરતાં એ એવો તો કાતીલ દારૂ બનાવવાની હતી કે એક પળવારમાં હજારો માણસો મરી જાય! પણ તેમ કરવામાં તેનો હેતુ મનુષ્ય જાતનો નાશ કરવાનો ન હતો. ઊલટું, તે એવું માનતો હતો કે જો એવો કાતીલ દારૂ બનાવી શકાય, તો મનુષ્યના હૃદયમાં એવી બીક પેસી જાય કે, પૃથ્વીમાંથી લડાઈ અને વિગ્રહો આપોઆપ બંધ થઇ જાય!

મરતાં સુધી તેની તીવ્ર ઇચ્છા દુનિયામાં સુલેહશાંતિ અને પ્રેમ તથા સૌંદર્યના આદર્શોનો પ્રચાર થએલો જ જોવાની હતી. તેના 'વીલ' અને તેની અંદર તેણે લખેલી પાંચ પ્રકારના નોબેલ ઇનામોની હકીકત ઉપરથી આપણે તે બાબત જરૂર માની શકીએ. એક વિનાશકારક વસ્તુનો શોધક અને બનાવનાર એટલો આદર્શવાદી, દૃઢ આદર્શવાદી હતો. એની બીજી પણ સાબીતી આપણને તેના અંગત જીવનમાંથી મળે છે. પ્રેમના ઓલીઆ કલાપીએ જ ગાયું છે કે

નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતા,
જીવન મુજ ઘડાયું અન્ય કો વિશ્વ માટે.

અને બધાએ ઓલીઆ અને આદર્શવાદીઓની એ સ્થિતિ હોય છે, પછી તે કવિ હોય કે વિજ્ઞાનશાસ્ત્રી. એમને સારૂ આ સૃષ્ટિ અને તેની વસ્તુસ્થિતિમાં સંતોષ માની ભળી જવું એ અશક્ય જ હોય છે, એટલે તેઓ એકાંતમાં એકલા રહ્યા રહ્યા ઝુરે છે. મનુષ્ય પ્રાણીની અપૂર્ણતાઓ જોઈ તેનામાં વિશ્વાસ મુકતા તેઓ અચકાય છે. આલ્ફ્રેડ નોબેલની માનસિક સ્થિતિ કાંઈક એવી જ હતી. તેને, પોતાના સગાંવહાલાં સુદ્ધાંત કોઇનામાં શ્રદ્ધા ન હતી. અને તેની એવી માન્યતા હતી કે ધનવાન લોકોએ પોતાનો પૈસો પોતાના પુત્ર કે વારસને આપી જવો નહિ; પણ જગતના ભલાને માટે તેને વાપરવો. એ પ્રમાણે જ્યારે ઇ. સ. ૧૮૯૬માં તેનું અચાનક મૃત્યુ થયું ત્યારે તેના વીલની અંદર લખેલી ૫ ઇનામોની વિચિત્ર શરતો વાંચીને સૌ કોઇને આશ્ચર્ય થયું. તેના સગાં અને વારસોએ તેની વિરૂદ્ધ તકરાર ઉઠાવી, તેનો પૈસો હજમ કરવાની યુક્તિઓ રચવા માંડી. પણ સ્વીડનના રાજાએ ખાસ ફરમાન કાઢવાથી એ લોકોનું કાંઈ વળ્યું નહિ, અને વીલની શરતો કાયમ રહી, જે નોબેલના પોતાના જ શબ્દોમાં નીચે આપવામાં આવી છેઃ

એ વીલમાં પોતાના સગાંમાંથી કોઇકોઇને અમુક રકમ આપવામાં આવી હતી. તે પછી જે સ્થાવર અને જંગમ મિલ્કત રહે તેની રોકડ કરવી અને તેની વ્યવસ્થા નીચે પ્રમાણે કરવી એવી ઇચ્છા દર્શાવી હતી. "એ રોકડ નાણાંને કોઇ સલામત ઠેકાણે વ્યાજે મુકવાં, અને તેના વ્યાજની રકમ, દુનિયાભરના જે પુરુષે (અથવા સ્ત્રીએ) આગલા વર્ષમાં, જગતનું ભલું કરવામાં સૌથી વધારે પ્રયત્ન અને મહેનત કર્યાં હોય, તેઓને ઇનામો આપવામાં વાપરવી. એ વ્યાજની રકમના પાંચ સરખા ભાગ કરવા અને તેમાંનો એક ભાગ, ભૌતિકશાસ્ત્ર (Physics) સંબંધી મોટામાં મોટી શોધખોળ કરી હોય તેને; ૨ જો ભાગ, જેણે રસાયનશાસ્ત્ર (Chemistry)માં સૌથી મોટામાં મોટી શોધ કે સુધારણા કરી હોય તેને; ૩ જો ભાગ શારીરશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રમાં મોટામાં મોટી શોધખોળ કરી હોય તેને; ૪ થો ભાગ જેણે સાહિત્યના ક્ષેત્રમાં આદર્શભર્યું અને સર્વશ્રેષ્ટ પુસ્તક લખ્યું હોય તેને; અને છેલ્લો ને ૫ મો ભાગ જેણે પ્રજા પ્રજા વચ્ચે ભાઇચારો વધારવામાં, લશ્કરોને ઘટાડવામાં કે બંધ કરાવવામાં અને શાંતિની પરિષદો ઉભી કરવામાં ને તેમનો વિકાસ કરવામાં સૌથી વધારે ને સૌથી સારી રીતે પ્રયત્ન કર્યો હોય

એ પાંચ ઇનામોના ઉમેદવારોની પસંદગી સ્વીડનની તે તે વિષયની સભાઓ કરે છે, સિવાય કે સુલેહનું ઇનામ નોર્વેની એક સભામાંથી ચુંટેલા પાંચ સભ્યો કરે છે. એ ઇનામ આપવા લેવાની વિધિ નીચે મુજબ છે. ઉમેદવાર પોતે પોતાનું નામ ઇનામને સારૂં મોકલી શકે નહિ. પણ જે ક્ષેત્રનું ઇનામ હોય તે ક્ષેત્રમાં આગેવાન અને જાણીતો લેખાતો હોય તેવો એક પુરુષ પ્રસ્તુત ઉમેદવારનું નામ દર વરસે ફેબ્રુઆરીની ૧ લી તારીખ પહેલાં મોકલી આપે. અથવા તો સ્વીડન કે ફ્રાંસની સાહિત્યસભા (academy)ના જેવી પરદેશની સભાઓ પણ પોતાને લાયક જણાય તેવા ઉમેદવારનું નામ સૂચવી શકે. એવી રીતે સૂચવાયલા ઉમેદવારોનાં નામો અને કૃતિઓમાંથી જો બે સરખી કોટીના લાગે તો બન્ને જણ વચ્ચે એક ઇનામ સરખે ભાગે વહેંચી શકાય. એ ઇનામની રકમ ૮,૦૦૦ પૌંડ, એટલે એક લાખ ઉપર ૧૦. થી ૨૦ હજાર રૂપિયા જેટલી છે. દર વરસે ૧૦ મી ડીસેમ્બરને દિવસે એ ઇનામ જેને આપવામાં આવ્યા હોય તેમનાં નામ બહાર પાડવામાં આવે છે. એ તારીખ એટલા માટે પસંદ કરવામાં આવી છે, કે તે દિવસે નોબેલની સંવત્સરી આવે છે. પાંચે ઇનામો મેળવનારાઓને ઉપરની રકમના ચેક અને તેની સાથે એક સોનાનો ચાંદ, તથા સર્ટીફીકેટ આપવામાં આવે છે. ચાંદના ઉપર, દાતા એટલે કે નોબેલની આકૃતિ અને યોગ્ય શબ્દો કોતરવામાં આવેલા હોય છે. બનતા સુધી એ વસ્તુઓનો સ્વીકાર કરવાને ઉમેદવારે જાતે સ્વીડન આવવું પડે છે, અને તે વખતે, અથવા ઇનામ જાહેર થયા બાદ ૬ મહિના જેટલી મુદતમાં, જે પુસ્તક અથવા શોધખોળ સંબંધી તેને ઇનામ આપવામાં આવ્યું હોય, તેને વિષે અથવા તે જ વિષય ઉપર, સ્વીડનની રાજ્યધાની સ્ટોકહોમમાં એક જાહેર ભાષણ આપવાનું ફરજીયાત છે. સુલેહનું ઇનામ મેળવનારને, નોર્વેની રાજ્યધાની ક્રીસ્ટીઆન્યામાં તેવું ભાષણ આપવું પડે છે. ઇનામોના ઉમેદવારોની પસંદગીમાં, જે જે સભાઓને સત્તા આપવામાં આવી છે તેમનો નિર્ણય છેવટનો જ ગણાય છે, અને તેમાં કોઈ પણ કારણસર ફેરફાર થઈ શકતો નથી.

આ પ્રમાણે એ ઇનામો આપવાની શરૂઆત, ઈ. સ. ૧૯૦૧ ની સાલથી કરવામાં આવી, એટલે ચાલુ સાલ સુધીમાં ૧૩૦ જેટલાં સ્ત્રી પુરુષોને એ ઇનામો મળી ચુક્યાં છે. બે વાર એ ઇનામ સ્ત્રીઓ જીતી ગઇ છેઃ એક તો ફ્રેંચ બાઇ જેણે રેડીયમ સંબંધી અગત્યની શોધખોળ કરી છે તે, માદામ કુરીઃ અને બીજી, સ્વીડનની આગેવાન લેખિકા સેલ્મા લાગેરલ્યોફ. દુનિયાની લગભગ ૧૨ પ્રજામાંથી, એ ઉમેદવારોને ચુંટી કાઢવામાં આવ્યા છે, તેમાં, ટાગોર સિવાય બધા, યુરોપ અને અમેરિકાના માત્ર સંયુક્ત સંસ્થાનોના જ રહેવાસીઓ છે. જાપાન કે ચીન અથવા રશિયામાંથી કોઈ પણ પુરુષ એ ઇનામને લાયક હજી સુધી ગણાયો નથી. ગયે વરસે કે તેને આગલે વરસે, મહાત્મા ગાંધીને સુલેહશાંતિનું ઇનામ મળશે એવી બિનસત્તાવાર ખબર છાપાંઓમાં વાંચવામાં આવી હતી. અને જો કે તે સત્તાવાર થવાને દરેક રીતે લાયક હતી, છતાં તે કેમ ન થઇ તે વિચારવા જેવું છે. એ રીતે સંપૂર્ણ નિષ્પક્ષપાતપણે એ ઇનામો અપાય છે એમ કોઇનાથી કહી શકાય નહિ. ઉલટું સુલેહશાંતિના ત્રણ ઇનામો અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં અપાયા છે. તે મેળવનારામાંના બે ત્યાંના પ્રમુખ–વુડ્રો વિલ્સન અને રૂઝવેલ્ટ–હતા. એમની ઇનામ મેળવવાની લાયકાત ઉપર શંકા રાખી શકાય તેવું છે; કેમકે વિલ્સન એક અવ્યવહારૂ

આદર્શવાદી અને કાચી ઇચ્છાશક્તિવાળો હતો, અને તેના જ અમલ દરમિયાન અમેરિકા લડાઇમાં દાખલ થયું હતું. જ્યારે રૂઝવેલ્ટે કોઇ લડાઇને સળગાવી નથી, પણ લશ્કર અને લશ્કરી દોર ( militarism )નો તે પૂરેપૂરો પૂજક તો હતો જ. પણ, બધે બને છે તેમ, આ ઇનામોના સંબંધમાં કેટલીક વાર બોલે તેના જ બોર વેચાય છે. છતાં, લાયક સ્ત્રી પુરુષને નથી જ મળતાં એમ તો નહિ જ કહી શકાય. માદામ ક્યુરીના સંબંધમાં તો એ ઇનામ એક ઇશ્વરની કૃપાદૃષ્ટિ રૂપે જ આવ્યું હતું. કેમકે, તે બાઈ ઘરની પૈસાદાર ન હતી, તેથી એ ઇનામની રકમ તેની મદદે ન આવી હોત તો રેડીયમની શોધખોળ તે ન કરી શકી હોત, અને જગત એના વૈજ્ઞાનિક લાભો ન મેળવી શક્યું હોત. આનાતોલ ફ્રાંસે અને બર્નાડ શૉએ તો એ ઇનામનો સ્વીકાર કરીને પણ પોતાનો આદર્શવાદ સાબીત કરી આપ્યો છે. ફ્રાંસે રશિયાના દુકાળ ફંડમાં આખી યે રકમ આપી દીધી હતી, જ્યારે શૉએ તો તે રકમનો જ અસ્વીકાર કર્યો છે. ટુંકામાં, સાહિત્યના ઇનામ તો, એકાદ બે અપવાદ સિવાય, એવા જ લેખકોને આપવામાં આવ્યું છે કે જે સૌ રીતે તેને લાયક હોય; તો પણ, કેટલીક દિશામાંથી એવી ટીકા કરવામાં આવે છે કે એ ઇનામ ઉગતા લેખકોને ઉત્તેજન તરીકે આપવાનું છે છતાં, સાધારણ રીતે અત્યાર સુધી જે લેખકને તે મળ્યું છે તે તેની કીર્તિ ફેલાયા પછી જ. તેનો યોગ્ય જવાબ એટલો જ આપી શકાય કે નોબેલના 'વીલ'માં એવો સ્પષ્ટ ઉલ્લેખ નથી કે ઉગતા લેખકોને જ આપવું, અને વળી, તેમ કરવાથી એમ પણ ભય રહે છે કે કદાચ ભવિષ્યમાં તેવો લેખક પૂરેપૂરો લાયક ન પણ નિવડે ! તેવે પ્રસંગે નોબેલ ઇનામ અને તેને આપનારાઓની હાંસી થાય, તેના કરતાં વૃદ્ધ અને જેના પુસ્તકોએ તેની શ્રેષ્ઠતા સાબીત કરી હોય એવાને આપવું એ વધારે સારું છે. કદાચ, સાહિત્ય, વિજ્ઞાન, તેમ જ શરીરશાસ્ત્રના ઇનામો લઇ જનારાઓમાંના કોઇની લાયકાત વિષે શંકા ઉઠાવી શકાય, પણ એકંદરે તો એ ઇનામો દરેક ક્ષેત્રમાં લાયક સ્ત્રી પુરુષોની વહેલી કે મોડી કદર કરીને જ અપાયાં છે એમ સૌ કોઇ કબુલ કરે છે.

બાબુરાવ ગણપતરામ ઠાકોર

# હિન્દી સાહિત્યનો પરિચય

હવે આ બાબત તો લગભગ નક્કી થઇ ગઈ છે કે હિન્દી ભાષાની ઉત્પત્તિ પ્રાકૃતમાંથી થઇ છે. જે કાળમાં અંગ્રેજી સાહિત્યના વિકાસનો પ્રારંભ થયો, એ જ વખતે હિન્દી સાહિત્યનો પ્રારંભ થયો. હિન્દીનો સૌથી પહેલો કવિ 'પુષ્પ' સં. ૭૭૦માં થયો, 'પુષ્પ'ની કવિતાઓ તો આજ નથી મળતી પણ તેનાં વર્ણનો મળે છે. એણે સંસ્કૃત અલંકારોને હિન્દી દોહરાઓમાં મૂક્યા. મિશ્ર બંધુઓએ હિન્દી સાહિત્ય કાળને આઠ ભાગમાં વહેંચી નાખ્યો છે અને અમને લાગે છે કે એ બરાબર છે. (૧.) પૂર્વ પ્રારંભિક કાળ, (૨) ઉત્તર પ્રારંભિક કાળ, (૩) પૂર્વ માધ્યમિક કાળ, (૪) પ્રૌઢ માધ્યમિક કાળ, (૫) પૂર્વાલંકૃત કાળ, (૬) ઉત્તરાલંકૃત કાળ, (૭) પરિવર્તન કાળ અને (૮) વર્તમાન કાળ.

## (૧) પૂર્વ પ્રારમ્ભિક કાળ (સં. ૧૪૧૩ સુધી)

અંગ્રેજી સાહિત્યના ચૉસર (Chaucer)ની જેમ હિન્દીનો સૌથી પહેલો મહાકવિ ચંદ બરદાઇ છે. એનો કવનકાળ ૧૨૨૫થી લઈને ૧૨૮૯ સુધીનો મનાય છે. ચંદ લાહોરનો વતની હતો અને અજમેરમાં આવીને પૃથ્વીરાજના દરબારમાં રહેવા લાગ્યો હતો. પછી જ્યારે પૃથ્વીરાજ દિલ્હીની ગાદી ઉપર બેઠો ત્યારે તેના ત્રણ પ્રધાનમંત્રીઓમાં ચંદને સ્થાન મળ્યું હતું. ચંદ પૃથ્વીરાજના દરબારનો રાજકવિ ગણાતો હતો. તેણે પૃથ્વીરાજના સંબંધમાં ૨૫૮૦ પાનનો દળદાર ગ્રંથ 'પૃથ્વીરાજ રાસા' લખ્યો છે. એ ગ્રંથની ભાષા હાલ બરાબર સમજાતી નથી પરંતુ તેનાં વર્ણનો વાંચીને ચંદની મહાન કવિત્વશક્તિનો ખ્યાલ આવે છે. ચંદ ફક્ત કવિ જ નહોતો, એ એક વીર સેનાપતિ પણ હતો. તે વારંવાર લડાઇમાં જતો હતો. આખું લશ્કર તેની સરદારી નીચે મોકલવામાં આવતું હતું. ચંદનાં વખતમાં હિન્દી કાવ્યોનો બહુ જ પ્રચાર હતો. લગભગ દરેક રાજદરબારમાં હિન્દી કવિઓનો આદર થતો. કવિઓનું કેટલું માન હતું એનો એક નાની વાતથી ખ્યાલ આવશે. જ્યારે પૃથ્વીરાજની બહેનના વિવાહ ઉદેપુરના રાણા સમરસિંહ સાથે થયા ત્યારે તે રાણા ચંદના પુત્ર જલ્હન કવિને ખૂબ હઠ કરીને પૃથ્વીરાજ પાસેથી માગીને લઇ ગયા. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે 'રાસા'નો પાછલો ભાગ જલ્હન કવિનો લખેલો છે. ચંદની પહેલાંના કેટલાયે કવિઓનાં નામો મળી આવે છે, પરંતુ તેમાંથી કેટલાયની કવિતા મળતી નથી. અને જેની મળે છે તેને ચંદની કવિતાની હારમાં મૂકી શકાય એવી નથી. ચંદનો સમકાલીન એક બીજો કવિ થયો છે. એનું નામ જગનિક હતું. તે મહોબાનો ભાટ હતો. 'આલ્હખંડ' એનું લખેલું મનાય છે. પરંતુ અત્યારે એનું 'આલ્હખંડ' મળતું નથી. હા, એની જ શૈલીથી લખાયેલાં બીજાં 'આલ્હખંડ' પ્રચલિત છે. આલ્હખંડમાં વીરભાઇઓ આલ્હા અને ઉદલની લડાઇઓનાં વર્ણનો બહુ જ તેજસ્વી છે. સંયુક્ત પ્રાંતનાં ગામડાંમાં એનો ખૂબ પ્રચાર છે. એ સાંભળીને ગ્રામવાસીઓ મસ્ત થઇને ડોલવા લાગે છે. એક કથા પ્રસિદ્ધ છે કે ક્યાંક 'આલ્હખંડ' ચાલતો હતો, અને શ્રોતાઓમાં બે ગ્રામવાસીઓ એવા બેઠા હતા કે જે એક બીજાના શત્રુ હતા.

'આલ્હખંડ' વાંચવાવાળાએ જેવું ગાયું કે 'जा को बैरी सम्मुहे बैठो धा के जीवे को धिक्कार' અર્થાત્ જેનો શત્રુ સામે બેઠો હોય તેના જીવનને ધિક્કાર છે. તેવું જ એ એમાંથી એક જણને એવું શૂર ચઢી આવ્યું કે કાંઇ પણ જોયા કર્યા વગર સામા બેઠેલા શત્રુના માથા ઉપર ડાંગ લગાવી દીધી. પેલો તો ત્યાં જ પૂરો થઈ ગયો. આ કથા કેટલે અંશે સાચી છે એ તો શી ખબર પરંતુ એટલું અમે જાણીએ છીએ કે લડાઇના વખતમાં જ્યારે સરકારને સીપાહીઓ ( Recruits )ની ખૂબ જરૂર હતી ત્યારે ગામડાંઓમાં 'આલ્હખંડ' ગાઈ ગાઇને લોકોને જોશ ચઢાવવામાં આવતું અને લશ્કરમાં ભરતી કરવામાં આવતી. પછી જ્યારે અસહકારીઓને પણ પોતાનું લશ્કર જમાવવાનું હતું ત્યારે તેઓએ પણ અહિંસાત્મક અસહયોગ પર આલ્હખંડની શૈલીમાં કવિતાઓ લખી અને લોકોને સંભળાવીને ખૂબ ઉત્સાહ ઉત્પન્ન કર્યો. ચંદની કવિતા એ જ શૈલીની હતી.

हंस होत गति भंग मोर कटु सबद उचारै।
रोवत क्रौंच कुरंग सुकपि छडत आहारै॥
सुआ वमन करंत निकुल कुक्कुट मिआई।
ऐसे चरित करंत जानि गागंम दिनाई॥

એક વાત ખૂબ મહત્વની એ છે કે ચંદ પહેલાં જે આઠ કવિઓનાં નામ મળી આવે છે તેમાં ત્રણ મુસલમાનો હતા. પાછળથી હિન્દીમાં સારા કવિ થયા છે. પરંતુ આટલા જૂના સમયથી મુસલમાનો હિન્દી સાહિત્યના નિર્માણમાં પોતાનો હિસ્સો આપતા આવ્યા હતા, એ તે વખતના હિન્દુ-મુસ્લિમ ઐક્યનું એક સરસ ઉદાહરણ છે.

## ( ૨ ) ઉત્તર પ્રારંભિક કાળ ( સં. ૧૩૪૪ થી ૧૪૪૪ )

ચન્દ અને જલ્હન પછી હિન્દી ભાષા બદલાવા લાગી. હવે જે કવિઓ થયા, જેવા કે કુમારપાલ અનહલવાડના રાજા, નરપતિનાલ્હ, નલ્લસિંહ, શારંગધર, મહાત્મા ગોરખનાથ વગેરે, તેમની ભાષા ચન્દથી જુદી હતી.

जब लगि महियल उगाइ सूर।
जब लगि गंग वहइ जल पूर॥
जब लगि प्रीथमी नै जगंनाथ।
जाणी राजा सिर दीधौ हाथ॥

( નરપતિ નાલ્હ )

सिंह गमन सुपुरुष वचन कदलि फरै इक बार।
तिरिया तेल हमीर हठ चढ़ै न दूजी बार॥

( શારંગધર )

अवधू रहिया हाटे बाटे रूख बिरख की छाया।
तजिबा काम क्रोध लोभ मोह संसार की माया॥

( ગોરખનાથ )

મહાત્મા ગોરખનાથ સંસ્કૃતના કવિ હતા. પરંતુ એ એક પંથના પ્રવર્તક પણ હતા. કદાચ એટલા માટે જ એમણે હિન્દીમાં કવિતા લખવી શરૂ કરી હશે, જેથી બધા લોકો સમજી શકે. એમણે લગભગ ૪૦ ગ્રંથો લખ્યા છે. અને એમને લીધે જ હિન્દીનો પ્રભાવ પૂર્વની તરફ પણ ફેલાયો. ઉર્દુ કવિતાના જન્મદાતા અમીર ખુસરોએ પણ આ જ વખતે હિન્દીમાં કવિતા કરવી શરૂ કરી, અને ખડી બોલીની કવિતાનો પાયો નાખ્યો. જે ભાષામાં અત્યારે ઘણીખરી કવિતાઓ લખાય છે, અને જેના કવિ અત્યારે શ્રી મૈથિલીશરણ ગુપ્ત જે ખૂબ પ્રસિદ્ધ છે તે ભાષાનો જન્મદાતા મુસલમાન અમીર ખુસરો હતો. ખુસરોનું ફારસીમાં પણ સારૂં સ્થાન છે. એણે મોટે ભાગે હિન્દીમાં વરતો જ ( **पहेली** * ) લખ્યાં છે, અને નાની નાની વાતો પર કવિતાઓ લખી છે. એની ભાષા અત્યારે પણ સારી રીતે સમજી શકાય એવી છે. જેમકે—

आदि कटे से सब को पाले। मध्य कटे से सब को घाले॥
अन्त कटे से सब को मीठा। सो खुसरो मैं आंखों दीठा॥

( અમીર ખુસરો )

આ ખુસરોના વરતોનો એક નમુનો છે. એનો અર્થ એ છે કે કોઇ એક ચીજ એવી છે કે જેનો પહેલો અક્ષર કાઢી નાખવાથી જે વસ્તુનું નામ થાય છે એ વસ્તુ સહુને પાળે છે, અને વચલો અક્ષર કાઢવાથી તે ચીજ બધાને મારે છે, અને છેલ્લો અક્ષર કાઢી નાખવાથી તે બધાને પ્રિય થઇ પડે છે. ખુસરો કહે છે કે એવી ચીજ મેં મારી આંખે દીઠી છે. આ વસ્તુ તે આંખમાં આંજવાનું 'કાજળ' છે. ખુસરોએ આવી ઘણી પહેલીઓ લખી છે અને તે અત્યારે પણ ખૂબ પ્રસિદ્ધ છે.

### (૩) પૂર્વ માધ્યમિક કાળ (સં. ૧૪૪૫ થી ૧૫૬૦)

સં. ૧૪૪૫ થી હિન્દીનો પૂર્વ માધ્યમિક કાળ આવે છે. આ વખતમાં ઘણા સારા કવિઓ થઇ ગયા છે જેવા કે વિદ્યાપતિ ઠાકુર, મહાત્મા કબીર, બાબા નાનક, કુતબન શેખ અને સેન. કબીરજી હિન્દીના મહા કવિ ગણાય છે. પરંતુ એમણે બહુ જ ઘરગથ્થુ એટલે કે ગામડિયા ભાષામાં કવિતાઓ લખી છે. તેમના વિચારો એટલા ઉચ્ચ કોટિના છે કે મોટા મોટા કવિઓ પણ તેને નથી પહોંચી શકતા. એમણે પરમાત્માના સખી અને સેવક બન્ને ભાવથી ગુણ ગાયા છે. એ મુસલમાન વણકરના ઘરમાં જન્મ્યા હતા, પણ પોતાને રામાનન્દ સ્વામીના શિષ્ય માનતા હતા. એ નાતજાત અને ધર્મના આડંબરોના કટ્ટા વિરોધી હતા. એવી માન્યતા હતી અને છે કે કાશીમાં મરવાથી મોક્ષ મળે છે એટલા માટે, મરતી વખતે કબીરજીએ કાશી છોડી દીધું કારણકે **जो काशी तन तजै कबीरा रामै कौन निहोरा रे।** અર્થાત્ જે કબીર કાશીમાં મરીને મોક્ષ મેળવી લેશે તો પછી રામનું ભજન કોણ કરશે? એમનાં કેટલાંક ભજનો 'આશ્રમભજનાવલી' માં છપાયાં છે. અમને લાગે છે કે વાંચકોએ તે જરૂર વાંચ્યાં હશે. વિદ્યાપતિ ઠાકુરે બિહારી હિન્દીમાં ઉચ્ચ કોટિની કવિતાઓ લખી છે, છતાં તેઓ હિન્દીના ઉચ્ચ કોટિના મહા કવિ નથી

* સં **प्रहेलिका**=ઉખાણું.

ગણાતા. તેમણે બંગાલીમાં પણ ઘણી કવિતાઓ લખી છે. અને એ બન્ને પ્રાન્તોમાં તે ખૂબ પ્રચલિત છે. બંગાળી સાહિત્યમાં તેમનું સ્થાન બહુ જ ઉંચું છે. શીખ સંપ્રદાયના ગુરુ નાનકે સરળ ભાષામાં ધાર્મિક કવિતાઓ રચી. એ જ અરસામાં હિત સંપ્રદાયના અલિ ભગવાને પણ હિન્દીમાં કવિતા કરી અને પ્રસિદ્ધ ભક્ત રૈદાસ પણ હિન્દીમાં કાવ્ય કરતા હતા. સેનકવિની ભાષા એ વખતના બધા કવિઓ કરતાં સારી છે, અને પ્રૌઢ માધ્યમિક કાળની ભાષા સાથે ઘણી રીતે મળતી છે.

**(૪) પ્રૌઢ માધ્યમિક કાળ (સં. ૧૫૬૧ થી ૧૬૮૦)**

આ કાળ હિન્દીનો સૌથી ગૌરવશાળી કાળ ગણાય છે. અંગ્રેજી ભાષાનો પણ સૌથી ગૌરવશાળી કાળ લગભગ આ જ છે. એનું પુનરુત્થાન (Renaissance) લગભગ ૧૫૩૫ થી શરૂ થયું. મહાપ્રભુ વલ્લભાચાર્યના પ્રભાવથી ઘણાખરા લોકો ભક્તિમાર્ગ પર આવવા લાગ્યા અને એ વખતમાં ભક્તિનો કવિતાદ્વારા સ્રોત જ વહી રહ્યો હતો.. હિન્દીના સૌથી મહાન કવિ તથા ભક્ત સૂરદાસજી તથા તુલસીદાસજી આ જ વખતમાં થયા. સૂરદાસજીની કવિતાના જેટલા વખાણ કરીએ તેટલાં થોડાં જ છે. એમની ભાષા એટલી શ્રુતિમધુર છે કે પદનો અર્થ ન સમજીએ તો પણ આનંદ આવે છે. સૂરદાસ પોતે ગવૈયા હતા. તેમણે બધાં પદો એવાં જ બનાવ્યાં કે જે ગાઇ શકાય; અથવા એમ કહો કે સૂરદાસે કવિતા લખી અથવા વાંચી નથી પણ ભક્તિમાં મસ્ત થઇને ગાઈ જ છે. કહે છે કે તેમણે સવા લાખ પદો રચ્યાં છે, પરંતુ એ બધાં પદ હાથ નથી આવ્યાં. એમનું જીવન બહુ જ મનોરંજક અને શિક્ષાપ્રદ છે. પરંતુ એનો આ નાના લેખમાં સમાવેશ નહિ થઈ શકે. એ કૃષ્ણની ભક્તિમાં એટલા તલ્લીન હતા, કે અંધ હોવાથી એક વખત એક કુવામાં પડી ગયા, અને સાત દિવસ એમાં પડી રહ્યા. પછી જ્યારે કોઇએ તેમને બહાર કાઢયા ત્યારે તેમને એમ થયું કે કૃષ્ણ ભગવાને પોતે મને બહાર કાઢયો. એમણે એ માણસનો હાથ પકડી લીધો અને જ્યારે પેલો માણસ હાથ છોડાવીને નાસી ગયો એટલે એમણે એક દોહો ગાયોઃ

बांह छोडाये जात हो निबल जानि के मो हि।
हिरदैसों जब जाइहों मरद बदौंगो तो हि॥

અર્થાત્—મને નિર્બલ જાણીને તમે હાથ છોડાવીને નાશી ગયા. પણ જો મારા હૃદયમાંથી નાસી છૂટો તો તમને મરદ કહું.

એમને પ્રસિદ્ધ ગવૈયા તાનસેન સાથે સારી મિત્રતા હતી. તાનસેન પણ હિન્દીમાં થોડીઘણી કવિતાઓ કરતો. એક વખત તાનસેને સૂરદાસને આ દોહો બનાવીને સંભળાવ્યોઃ

किधौं सूर को सर लग्यो किधौं सूर की पीर।
किधौं सूर को पद लग्यो तन मन धुनत सरीर॥

અર્થાત્—કવિ કોઈ એક માણસને હાથપગ પછાડતો જોઇને બોલી ઉઠ્યાં કે કાં તો આને કોઇ શૂરનું બાણ વાગ્યું છે, કાં તો એને સૂળની પીડા છે, અથવા એણે સૂરદાસનું પદ સાંભળી લીધું છે.

ખરેખર સૂરદાસનાં પદ એવાં જ છે કે સમજવાવાળાનાં હૃદય ભેદી નાખે છે. આ દોહાના ઉત્તરમાં સૂરદાસે તાનસેનની પ્રશંસામાં આ દોહો બનાવીને કહ્યોઃ

विधना यह जिय जानि के सेस हि दिये न कान।
धरा मेरु सब डोलतो तानसेन की तान॥

અર્થાત્—બ્રહ્માએ એમ સમજીને જ શેષનાગને કાન નથી આપ્યા કે ક્યાંય શેષનાગના કાનમાં તાનસેનની તાન પડી તો આખી પૃથ્વી અને મેરૂ પર્વત ડોલવા માંડશે. સૂરદાસનાં વર્ણનો અનિશય સચોટ અને સરસ હોય છે. ઉદ્ધવસંવાદ અને મથુરાગમનમાં તો સૂરદાસે હદ જ કરી છે. વિરહ અને વિયોગ ઉપર એવી સુન્દર કવિતા બીજે કયાંય જોવામાં આવતી નથી. એમનાં ભજન પણ 'આશ્રમભજનાવલી'માં આપ્યાં છે.

એ સિવાય હિતહરિવંશ મલિક મોહમ્મદ જાયસી જેમણે પદ્માવત નામની એક પ્રેમકથા બહુ જ ઉત્કૃષ્ટ કવિતામાં લખી તે પણ આ જ કાળમાં થઇ ગયા છે. મીરાંબાઈની કવિતા તો ગુજરાતમાં ખૂબ પ્રચલિત છે. એમના હૃદયમાંથી ભક્તિનો એક પવિત્ર ઝરો વહ્યા જ કરતો હતો. જો મીરાંનું **मेरे तो गिरिधर गोपाल दूसरा न कोइ ॥** આ એક જ પદ મળત તો પણ તેમની શ્રેષ્ઠ કવિઓમાં ગણત્રી થાત. ગંગનાં બહુ જ થોડાં પદો મળે છે. પરંતુ એટલાં જ પદો ઉપરથી કેટલાક વિદ્વાનો તેમની તુલસીદાસ સાથે તુલના કરે છે. નિસ્સંદેહ, એ પણ એક મહાન કવિ હતા. અબ્દુલ રહીમ ખાનખાના જેમણે રહીમના નામથી નીતિના બહુ જ સુંદર દોહાઓ લખ્યા છે, તેઓ અકબરના દરબારમાં સેનાપતિ હતા. બાદશાહ અકબર પોતે પણ હિન્દીમાં થોડીઘણી કવિતાઓ કરતા હતા, અને તેના દરબારમાં તો ટોડરમલ્લ, તાનસેન, માનસિંહ, ફૈઝી, અબુલફઝલ, નરહરિ, ગંગ, વગેરે હિન્દીમાં કવિતા કરનારા ઘણા કવિઓ હતા. બિહારીલાલ વગેરે એક બેને બાદ કરતાં રહીમના દોહાઓ હિન્દીમાં અદ્વિતીય છે. કેવી દર્દની વાતો એણે કેવી સરલ ભાષામાં કહી દીધી છેઃ

अब रहीम मुश्किल परी गाढ़े दोऊ काम।
साचे से तो जग नहीं झूठे मिलै न राम॥

અર્થાત્—રહીમ કહે છે કે બહુ જ મુશ્કેલીનું કામ છે. જો સાચું બોલીએ તો જગત આપણું નથી, અને ખોટું બોલીએ તો રામ આપણો નથી.

રસખાન ખૂબ જ રસિક હતા, અને પહેલાં એક વાણીઆના છોકરા પર એટલા આસક્ત હતા, કે તેના પાછળ ગાંડા જેમ ફર્યા કરતા હતા. પાછળથી તે કૃષ્ણભક્તિમાં લીન થઇ ગયા. એમની ભાષા બહુ જ સુંદર છે અને ભાવ પણ સુન્દર રીતે બતાવ્યા છે. કોઇ ગોપી પાણી ભરવા જમુના પર ગઇ છે. ત્યાં કૃષ્ણ સાથે પ્રેમકેલિ થવા લાગી છે એનું વર્ણન રસખાન એક સખાના મુખથી કરાવે છેઃ

छूटी लोक लाज गृह काज मन मोहनी को
मोहन को भूलि गयो मुरली बजायबो।
अब रसखानि दिन द्वै में बात फैलि जैहै
सजनी कहाँ लौं चन्द हाथन दुरायबो॥

काल्हि ही कालिन्दी तीर चितये अचानक ही
दुहुन की ओर दोऊ मुरि मुसकायवो ।
दोऊ परैं पैयाँ दोऊ लेत हैं बलैयाँ
उन्हैं भूलि गई गैयाँ इन्हैं गागरि उठायवो ॥

અર્થાત્–ગોપી ઘરના કામમાંથી તથા લાજમાંથી છૂટી ગઇ છે, અને બેશરમ થઇને જમુના કિનારે અટકી ગઇ છે. અને કૃષ્ણ ગોપીને દેખીને બન્સરી વગાડવી ભૂલી ગયા છે. એ જ દિવસમાં બધી જગાએ આ ખબર ફેલાઇ જશે. ચંદ્ર ક્યાં સુધી હાથેથી સંતાડી શકાય? સખી કહે છે કે મેં કાલે જ જમુનાને કિનારે દીઠું કે કૃષ્ણ એકદમ તે ગોપી તરફ જોઇ રહ્યા છે, અને બન્ને એકબીજાને જોઇને સ્મિત કરવા લાગ્યાં છે. બન્ને એક બીજાનાં પગમાં પડતાં હતાં અને વારી જતાં હતાં. કૃષ્ણ ગાયો ચરાવવી ભૂલી ગયા અને ગોપી ગાગર માથે મૂકવી ભૂલી ગઇ.

કેવું સુન્દર વર્ણન છે! ભાષાની સુન્દરતાનું તો શું જ કહેવું?

કેશવદાસ પણ હિન્દીમાં દસ મહાકવિઓમાંના એક છે. એ મહાન સિદ્ધહસ્ત કવિ હતા. સાથે સાથે પંડિત અને આચાર્ય પણ હતા. અને તેને પોતાના પાંડિત્યનો ગર્વ પણ હતો. એ બહુ જ ઠાઠમાઠથી રહેતા હતા અને એમણે પોતાની કવિતામાં પણ પાંડિત્ય બતાવવાનો પ્રયત્ન કર્યો છે. કોઇ કોઇ વિદ્વાનોનો એવો મત છે કે જો કેશવદાસે પાંડિત્ય બતાવવાનો પ્રયત્ન ન કર્યો હોત તો તેની કવિતાઓ વધારે સુન્દર થાત. કહેવાય છે કે જેણે કેશવદાસના ગ્રંથ સમજી લીધા તેને પછી હિન્દીમાં કોઇ પણ ગ્રંથ સમજવાની મુશ્કેલી નહિ પડે. તેઓ તુલસીદાસની જેમ રામના ભક્ત હતા, પણ તેમણે રામની રાજા તરીકે પ્રશંસા તથા ભક્તિ કરી છે. એમણે બધા છંદોમાં કવિતાઓ રચી છે અને તેમની લખેલી 'રામચંદ્રિકા'માં એક પછી એક છંદોનો હારડો એવી રીતે મૂક્યો છે કે જાણે શિષ્યને છન્દના ઉદાહરણો આપતા હોય.

તુલસીદાસની કવિતા વિષે લખતાં તો ગ્રંથોના ગ્રંથો ભરાય. એમણે પોતાની કવિતાથી સમાજમાં પ્રાણ રેડ્યો. ઉત્તર હિન્દમાં કોઈ પણ ગૃહસ્થ એવો નહિ હોય કે જેના ઘરમાં તુલસી રામાયણ નહોય. દર વર્ષે આસો મહિનામાં દરેક શહેરમાં રામલીલા ભજવાય છે, જેમાં રામાયણ વાંચવામાં તથા ભજવવામાં આવે છે. ઉત્તર ભારતમાં રામાયણ એ જ લોકોનો વેદ છે.

( અપૂર્ણ )

ચન્દ્રભાલ જૌહરિ

# ખેતીવાડીનું બાદશાહી કમીશન

આ વર્ષના જાન્યુઆરી માસમાં દિલ્હી ખાતે ધારાસભાની બેઠક ખુલ્લી મુકતાં હિન્દના તે વખતના વાઇસરૉય લૉર્ડ રીડીંગે ખેતીવાડીની સ્થિતિ તપાસવા તથા તેને લગતી બાબતો પર વિચાર કરી રિપોર્ટ કરવા એક કમીશન નીમવાનું જાહેર કરેલું. તે મુજબ માર્કવીસ ઑફ લીનલીથગોના પ્રમુખપદ નીચે એક કમીશન અત્યારે નીમાઇ ગયું છે. તે કમીશનમાં સર હેન્રી લોરેન્સ, સર જેમ્સ મેકકેના, સર થોમસ મીડલટન, સર કેલવર્ટ, પી. વી. એસ. કામટ, પ્રો. ગંગુલી, સર ગંગારામ અને પાર્લામેડીના મહારાજા સભાસદો છે. આ કમીશને પોતાનું કામ ઑક્ટોબર માસની ૧૧ મી તારીખથી શરૂ કર્યું છે અને તે લગભગ આવતા વર્ષના એપ્રિલ સુધી ચાલશે. તે પોતાની તપાસ દરમ્યાન ખેતીવાડી વિષે શોધખોળ, પ્રયોગો, પ્રદર્શન, કેળવણી, આંકડા, પાક સુધારવાની રીત, ઢોરઉછેર, માલ લાવવા લઇ જવાનાં સાધનો, ખેડુતોને નાણાં મેળવવાની સગવડ, અને ખેડુતની આર્થિક સ્થિતિ તથા તે સુધારવાના ઉપાયો વિષે વિચાર ચલાવશે. તેના કાર્યપ્રદેશમાં હાલની મહેસુલ પદ્ધતિ આવી જતી નથી. આ કમીશને પોતાની બેઠક સીમલા ખાતેથી શરૂ કરી છે.

કાર્યપ્રદેશ તરફ નજર કરતાં તે બહુ બહોળો છે તે જણાયા સિવાય રહેતું નથી. હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે. તેની વસ્તીના ૭૫ ટકા સીધી કે આડકરી રીતે ખેતી ઉપર નિભાવ કરનારા છે અને તેથી તેના વિષેની તપાસ તે આખા દેશની સ્થિતિ વિષેની જ તપાસ ગણી શકાય. આ કમીશને બહુ જ ઉંડાણમાં ઉતરીને તપાસ ચલાવવાની છે અને પુરેપુરો વિચાર કરી હિંદના ખેડુતોના જ હિતના દૃષ્ટિબિન્દુને ધ્યાનમાં રાખી પોતાની ભલામણો રજુ કરવી જોઇશે. સામાન્ય રીતે હિંદુસ્તાનને આવાં કમીશનો અને કમિટીઓ ઉપર વિશ્વાસ ચોંટતો નથી. કેટલીક વખતે તો તે તદ્દન ઉંધી જ ભલામણો કરે છે. કેટલીક વખતે સારી ભલામણો કરે છે છતાં સરકાર તેમની ભલામણોને અભરાઈએ જ મુકી દે છે. તેથી પહેલાં તો આ કમીશન કેવી ભલામણો કરશે અને જો તે ભલામણો હિન્દને લાભકારી હશે તો પણ સરકાર તેનો અમલ કરશે કે કેમ તે શંકાસ્પદ વાત છે.

ખેતીવાડી દુનીઆને અતિશય જરૂરી વસ્તુ છે. એમ કહી શકીએ કે બધા હુન્નર ઉદ્યોગ ન હોય છતાં જો એકલી ખેતી હોય તો ચાલી શકે. અને ખાસ કરીને હિન્દને માટે તો તે જ વસ્તુસ્થિતિ છે. જે જે દેશો ખેતી છોડી દઇ ઉદ્યોગમાં પડ્યા હતા તેઓ પણ ‘Back to the Land’ એટલે ‘ચાલો ખેતી સંભાળો’ નો પોકાર કરી રહ્યા છે; કારણ કે ગઇ લડાઇ વખતે પરદેશ પર આધાર રાખવામાં કેટલો ગેરલાભ છે તે સ્પષ્ટ જણાઇ ગયું છે. ખેતીવાડીની પ્રથમ જરૂરિયાત જમીન છે. જો જમીન ન હોય તો ખેતી ક્યાં થાય? એટલે કમીશન પાસે સૌથી પહેલો પ્રશ્ન ખેતીની જમીન કેવી રીતે સુધારવી તે છે. ઘણા વખતથી હિન્દમાં ખેતી ચાલતી હોવાથી તેની જમીનમાંથી કસ ઓછો થઇ ગયો હોય તે સંભવિત છે, અને તેનો કસ ટકાવી રાખવા માટે ખાતર એ જ ઉપાય હોઈ શકે. પણ હિન્દનો ખેડુત એટલો બધો પૈસાદાર નથી કે ખાતર માટે પૈસા ખર્ચી શકે. તેની ગરીબીનાં કારણો શું છે અને તેમાં સરકારની નીતિ કેટલે અંશે જવાબદાર છે તે તો જુદો પ્રશ્ન રહ્યો. પણ સારામાં સારૂં અને સસ્તામાં સસ્તું ખાતર ક્યાંથી મળી શકે અને સરકાર તેને શી મદદ આપે તે વિચારવાની અગત્ય છે. અત્યારે તો ખેડુતને પોતાની ગરી-

બાઈને લીધે સોના જેવું છાણ પણ ખાતર તરીકે ન વાપરતાં બળતણ તરીકે વાપરવું છે. આ વસ્તુ તેની ગરીબાઈ બતાવવા માટે પુરતી છે. એ વાત સાચી છે કે હિન્દનો એ કેટલેક અંશે અતિ ધાર્મિક અને વહેમી હોવાથી હાડકાં વગેરેને ખાતર તરીકે વાપ અચકાય છે. પણ આમાં યે એક વાત તો રહેલી જ છે કે તેને માટે પણ પૈસા ક્ય લાવવા? વળી આવાં ખાતર નહિ વાપરવાનું એક કારણ અજ્ઞાન પણ છે. હિન્દના ખેડુ લખતાં વાંચતાં બીલકુલ આવડતું જ નથી, અને જ્યાં સુધી તેનામાં જ્ઞાનનો સંચાર ન ? ત્યાં સુધી રાસાયણિક ખાતરો વાપરવા જેટલું જ્ઞાન તેનામાં ક્યાંથી આવી શકે અને સુધી પાશ્ચાત્ય પદ્ધતિએ બનાવેલાં હથિયારો અને ઓજારો પણ શી રીતે વાપરી શકે જો તેમને સારી અને ખેતીવાડીમાં મદદગાર થઈ પડે તેવી કેળવણી આપવામાં આવે જરૂર તેઓ પોતે પણ પોતાની ખરાબ સ્થિતિ સમજી શકે અને સુધારવા પ્રયત્ન એટલે આ બધી મુશ્કેલીઓનો કેળવણી એ એક જ ઉપાય છે એમ અમને લાગે છે જો તેનો મોટા પાયા ઉપર પ્રચાર કરવામાં આવશે તો ખેડુત કાંઇ સમજતો થશે પોતાની જમીન સુધારવાના ઉપાયો સમજશે અને યોજશે. જ્યાં સુધી આમ નહિ વામાં આવે ત્યાં સુધી ગમે તેટલી ખેતીવાડીની નિશાળો કે કોલેજો કાઢો કે પૂનાના રિ ઇન્સ્ટીટ્યૂટમાંથી અંગ્રેજીમાં ગમે તેટલા ચોપાનિયાંઓ પ્રગટ કરો તોપણ તેનું પરિણામ આવવાનું અને દેશના તેટલા પૈસાનું નિરર્થક પાણી જ થશે.

જમીન ઉપરાંત ખેતીની બીજી જરૂરિયાત પાણી છે. જો પાણી હોય તો જ ખેતી અને તે પાણીનો મોટામાં મોટો આધાર વરસાદ છે. જો વરસાદ નિયમિત પડતો હોય કાંઇ મુશ્કેલી રહેતી નથી. પણ આપણે જોઈએ છીએ કે છેલ્લાં કેટલાંક વર્ષોથી તે નિયમિ અને જોઈતા પ્રમાણમાં પડતો નથી, અને તેથી કૃત્રિમ રીતે પાણી આપવાની જરૂર પડે આ કૃત્રિમ પાણી કુવા તળાવો અને નહેરો વડે આપી શકાય. હિન્દમાં, અસલના વખ જ્યાં જ્યાં મોટી નદીઓ હતી ત્યાં ત્યાં નહેરો ખોદવામાં આવેલી અને તેને લીધે સં પ્રાંત, પંજાબ વગેરે પ્રાંતો ખેતીવાડીમાં કેટલા આગળ છે તે આપણે જોઇ શકીએ છી પણ અત્યારની સરકારે તે તરફ બહુ ધ્યાન આપ્યું હોય તેમ જણાતું નથી. જુનાં વખ પુરાઇ ગએલી નહેરો ખોદવા તેમ જ કેટલીક નાની નવી નહેરો બંધાવવા સિવાય તેણે દિશામાં કાંઇ વધુ ધ્યાન આપ્યું નથી, જો કે એમ કહી શકાય કે હમણાં સિંધમાં સ બેરેજનું કામ ઉપાડી લઇ તેણે મોટું નહેર બાંધકામ હાથમાં લીધું છે; પરંતુ તે પુરૂં ત્યારે તેમાં ખર્ચેલી રકમના પ્રમાણમાં તેમાંથી કેટલો લાભ થશે અને તે લાભ હિ આર્થિક સ્થિતિ સુધારવામાં કેટલો ઉપયોગી થશે તે જણાશે. આપણા ગુજરાત પ્રાં નહેરો બીલકુલ જ નથી એમ કહી શકાએ તેમ જ કુવા અને તળાવથી પણ પા જમીન ઘણી જ ઓછી—નહિ જેવી જ છે. અમદાવાદ જીલ્લામાં કુલ જમીનનો પ ભાગ અને ભરૂચમાં તો ૧૦૦મે ભાગ પણ પવાની જમીન નથી. ભરૂચ કે જ્યાં ન જેવી મોટી નદી છે ત્યાં પણ નહેરો ન હોય તે આશ્ચર્ય થવા જેવી વાત છે.

ધાન્ય પેદા થવા પછી પણ સારામાં સારી કિંમતે ખેડુત માલ વેચી શકે તેને બીલકુલ સગવડ નથી. અમેરિકાનો ખેડુત ઘેર બેઠો બેઠો લંડનના બજારમાં શું ભાવ ચ તેની ખબર મેળવી શકે છે અને તેથી પોતાનો માલ વધુમાં વધુ દા ... લઇ વેચી શકે જ્યારે અહીંના ખેડુતને ઓછામાં ઓછી કિંમત ઉપજે છે એમ જ કહી શકાય. તેમ થવામાં જમીન મહેસુલની પદ્ધતિ પણ કેટલેક અંશે જોખમદાર છે. સામ

રીતે પાકની મોસમ નવેમ્બરથી જાન્યુઆરી હોય છે, તે વખતે ખેડુતના હાથમાં કાંઇક પૈસો આવવાનો સંભવ હોય, પણ તે પૈસામાંથી તેણે શાહુકારનું દેવું આપવાનું અને સરકારનું જમીન મહેસુલ ભરવાનું હોય છે. આથી તે પોતાને ખાવા માટે કાંઇ પણ અનાજ રાખી શકતો નથી અને તેને બધું વેચી દેવાની ફરજ પડે છે, અને તે પણ સસ્તામાં સસ્તા ભાવે. આ ઉપરથી ખેડુતની ગરીબાઇનું માપ પણ નીકળી શકે તેમ છે.

આ બધા પ્રશ્નો ઉપરાંત માલ લાવવા લઇ જવાનાં સાધનોની પણ અહીં પુષ્કળ અગવડ છે. એક ગામથી બીજે ગામ જવા માટે પાકા રસ્તા પણ હોતા નથી. રેલ્વેનું પ્રમાણ પણ નજીવું છે અને જળ માર્ગ તો નથી જ એમ કહેવું જોઇએ.

ખેડુતની સ્થિતિ સુધારવા માટે તેને જોઇતી નાણાસંબંધી વગેરે સગવડો કરી આપવા માટે સરકારે સહકારી મંડળીઓ સ્થાપી છે. પણ આ મંડળીઓ ખેડુતને કેટલે અંશે લાભદાયી છે તે ખેડુત અજ્ઞાન હોવાથી સમજી શકતો નથી. તેને તો આવી મંડળીમાંથી પૈસા ઉછીના લઇ અમુક ચોક્કસ મુદતે ભરવા કરતાં શાહુકારને ત્યાંથી ઉછીના લઈ સવાઈ આપ્યા જ જવું એ વધારે સગવડવાળું લાગે છે અને તેનું કારણ અજ્ઞાન જ છે; અને તે મટાડવાનો રામબાણ ઉપાય કેળવણી જ હોઇ શકે.

ખેડુતની ઉપર જણાવેલી સ્થિતિ ઉપરાંત ઢોરની સ્થિતિ પણ કફોડી છે. જો તે માંદું અથવા અપંગ થાય તો તેની દવા કરવા માટે પણ ખેડુત શક્તિમાન હોતો નથી. સરકારે સ્થાપેલાં જાનવરોનાં દવાખાનાં પ્રમાણમાં બહુ જ ઓછાં છે અને તે પણ શહેરોમાં હોય છે કે જ્યાં ઢોરને લઇ જવું એ પણ મુશ્કેલ વાત છે. ઢોરની સંખ્યા પણ જોઇએ તેટલી નથી. કેટલાયે ખેડુતોને ખેતી વખતે ઢોર ભાગે લાવવાં પડે છે, અને આ રીતે પોતાની નિપજમાંનો થોડો ભાગ ઢોરના માલીકને આપવો પડે છે.

આ કમીશન સમક્ષ પૂનામાં જુબાની આપતાં ખેતીવાડી ખાતાના વડા ડૉ. હેરોલ્ડ માને જણાવ્યું છે કે સરકારે તાલુકા દીઠ ખેડુતોમાં કેળવણીનો પ્રચાર કરવા અને તેમને ઘટતી મદદો આપવા તાલુકા મંડળો નીમ્યાં છે. જો આ મંડળો પોતાનું કામ ખરા દીલથી કરે તો જરૂર કાંઇક પરિણામ લાવી શકે, પરંતુ તે ડૉ. જ જણાવે છે કે હજુ એકનિષ્ઠાથી કામ કરનારા માણસો પુરતી સંખ્યામાં મળતા નથી. તેથી અમારૂં તો એવું માનવું છે કે પહેલાં તેમને કેળવવા પાછળ પુષ્કળ ધ્યાન આપો અને ખેડુતને કેળવતાં ખેડુતોમાંથી કેટલાક પુરુષો નીકળી આવશે જે પોતાનું હિત સમજશે અને તેને માટે બનતા પ્રયત્નો કરશે. અને ત્યારે જ તેમણે કલ્પેલી Society of Servants' of Rural India કાંઈ વ્યવહારૂ સ્વરૂપ પકડી શકશે.

ઉપર જણાવ્યું તે ઉપરાંત ખેડુતો વર્ષમાં ઘણો વખત આળસુ બેસી રહે છે તો તે નવરાશના વખતમાં શું કરી શકે તે પણ કમીશને વિચારવાનું છે. અને આ સ્થળે કાંતવાનું કામ વધારેમાં વધારે સહેલું અને અનુકૂળ છે એમ અમને લાગે છે. તે ઉપરાંત બીજી બાબતોનો પણ વિચાર કરી શકાય. અંતમાં અમે આશા રાખીએ છીએ કે કમીશન બધી બાબતોનો પુરતો વિચાર કરી હિન્દને લાભદાયી સૂચનાઓ કરશે અને દેશના ખેડુતોને પોતાની ખરાબ સ્થિતિમાંથી સુધારવાના ઉપાયો સૂચવશે.

જેઠાલાલ ગાંધી

# સ્વૈ ર વિ હા ર

## શ્રી મુનશીજીનું નવું દર્શનઃ ધર્મનીતિ વિ. કલા

"મિયાં સાહેબ! સવારમાં બાંગ કોઇક બહુ સરસ પોકારે છે."

"જી, એ તો બંદા. ચોવીસ ઘંટા અહીં જ રહેનાર હું."

"પણ મિયાં સાહેબ, આ ખૂણો કોઇ થૂંકીને બહુ બગાડે છે."

"અહીં કિયા સાલાને મોં જ દે."

× × × ×

"અહો! આ કલાકૃતિ ઘણા ઉન્નત સંસ્કારો પાડે છે!"

"જ્યાં જ્યાં સરસતા હોય છે......ત્યાં ભાવનાત્મક અપૂર્વતાની પૂજા નિર્મલતા ને ઉચ્ચાશયો પોષે છે.........કલા ને સાહિત્યની સરસતાનો અભ્યાસ એ જ દૈવી પદ પામવાનું મોટામાં મોટું સાધન છે." (રસાધિકાર ગુજરાત પુ. ૯. પૃ. ૬૪૯.)

"પણ આ કેટલીક કૃતિઓ અનીતિને પોષનારી હોય છે."

"કલાને અને નીતિને સંબંધ જ નથી. નીતિની દૃષ્ટિ એ કલાની વિષ કન્યા છે." (સદર પૃ. ૬૪૮.)

× × × ×

શ્રી મુનશીજી એક થીઅરી તૈયાર કરતાં અસંગતિ દોષ ન આવવા માટે જેટલી કાળજી રાખતા હશે—અમે સાંભળ્યું છે કે તેઓ ઘણા સમર્થ ધારાશાસ્ત્રી છે—તેટલી પણ આ 'શકવર્તી' લેખ લખવામાં તેમણે રાખી નથી. એક બીજો આવો જ દાખલોઃ "આચારનું —જેને નીતિ કહીએ છીએ તેનું—રૂડું રૂપ દેશ કાળે બદલાય છે; સરસતા શાશ્વત છે." (સદર પૃ. ૬૪૮.)

"દરેકના રસાસ્વાદ સાબ્જેક્ટિવ હોય છે; તેની વૃત્તિઓ, કેળવણી, ભાવના, દેશ અને કાળથી ઘડાય છે. કેટલાકને કાળિદાસ ગમે છે; કેટલાકને શંકર ગમે છે. (ત્યારે શંકર કલાકાર ખરા કેમ!?) મારા એક મિત્રને છુપી પોલીસની વાત વિના સરસતા બીજે ક્યાંય જડતી નથી; બીજા એક મિત્રને વાર્તા ને કવિતાના નામની સુગ છે. સામળભટનાં સમયમાં જે ઉખાણાં જોડે તેને સુંદરીઓ વરમાળ પહેરાવતી. સોળમી સદી પહેલાંના ઈટાલીના ચિત્રકાર અને કલાકારોને વાંકા પગ ને કૃત્રિમ લટકું સિવાય ચેન નહોતું પડતું; જેના પર પ્રાચીન ગ્રીક અને અર્વાચીન દુનીઆ ફીદા છે તે વીનસ ડી મીલો તેમને જડસા જેવી સ્ત્રી લાગતી. અને જે જાપાની સૌંદર્ય પર જાપાનીઓ કવિતા લખે છે તે જો આપણને સવાર સાંજ દેખાતું હોય તો 'દેવાકુવો' કરવા પણ કેટલાક જાય તો નવાઇ નહીં." (સદર પૃ. ૬૪૨.)

હવે સરસતાનું આમાં ક્યાં શાશ્વત સ્વરૂપ રહ્યું. તેમાં દેશગત અને કાલગત બન્ને ભેદો છે એમ શ્રી મુનશી પોતે પોતાની લાક્ષણિક શૈલીમાં નથી કબુલ કરતા ? ઉલટું નીતિશાસ્ત્ર આના કરતાં હજાર દરજ્જે વધારે શાશ્વત છે. જેને સાત્ત્વિક રાજસ કે તામસ ગુણો કહ્યા છે તે ક્રમ હજી પણ એનો એ જ છે. પછી શી ખબર બધાં નીતિશાસ્ત્રો શ્રી મુનશીજીના મને હાલ ફરી ગયાં હોય તો !

× × × ×

અને જ્યાં સરસતા છે ત્યાં ઉચ્ચાશયો અવશ્ય છે જ એમ હજી સુધી સાબીત થયું નથી. અને તેથી ઉલટા દાખલા અનેક મળી આવે છે. ચાલુ કાળમાં એવા અનેક માણસો આપણા અનુભવમાં આવેલા છે . જેઓ કલાકાર છે અને જેમનું જીવન હીનમાં હીન છે. પણ મારા શબ્દ કરતાં યૂરોપીય શબ્દને કદાચ શ્રી મુનશી વધારે માને.

" The most unpleasant fact still remains to be noticed. The wickedness of this man is not wickedness of ignorance. It is a wicknedness of highly cultivated intelligence. The man is an artist, a judge of beauty, a connoisseur.......Some of the wickedest of the Italian princes were great poets, great artists, great scholars, and great patrons of learning...Malatesta of Rimini...wrote the most delicate and tender poetry, and he committed crimes so terrible that they cannot be named. "–Appreciations of Poetry by Lafcadio Hearn. pp. 186–87. અર્થાત્ જગતમાં બહુ અપ્રસન્ન કરે એવી હકીકત એ છે કે સંસ્કારી બુદ્ધિના માણસો પણ કલાકારો, સૌન્દર્યપરીક્ષકો અથવા શ્રી મુનશીજીના શબ્દોમાં રસાધિકારીઓ પણ પાપી હોય છે. કલાના ભંડારરૂપ ઇટાલીમાં આવા ઘણા દાખલા છે. એક નરપિશાચનો એવો દાખલો નોંધાયો છે કે તે કોમલમાં કોમલ કાવ્યો લખતો અને કહ્યાં ન જાય એવાં ભયંકર કુકર્મો કરતો. અને આ હકીકત કવિ બ્રાઉનિંગના એક કાવ્યના નાયકના સંબંધમાં આ ટીકાકાર લખે છે. પછી શી ખબર કોઇ નીતિની વિષકન્યાએ આ કવિ અને ટીકાકાર બન્નેને વિષ આપ્યું હોય તો !

× × × ×

## અમદાવાદમાં પ્રો. બલવંતરાય ઠાકોર

ઊંડા પણ સ્થિર જલનો એક ભરેલો કુંડ હોય, તેમાં ઘણે ઉંચેથી કોઇ ભૂસકો મારે, કુંડનાં પાણી પણ એટલાં ઊંચાં ઊડે, ચારે પાસથી વરસાદની માફક પાછાં પડે, તેનાં ફોરાંમાં મેઘધનુષ્યના રંગો પૂરાય, એ શાંત જલમાં ખળભળાટ થઇ રહે, કાંઠા સુધી લહરીઓ અને પ્રતિલહરીઓ આવે, તેમ પ્રો. ઠાકોરના અમદાવાદના આગમનથી અહીંના સાહિત્યકુંડમાં થયું. સાહિત્યને કુંજ સાથે સરખાવાય છે, કુંડ સાથે નથી સરખાવાતું. પણ મને તો આ જ ખરૂં લાગે છે. બે દિવસ રહી ગયા. પહેલે દિવસ પ્રો. ગજેન્દ્રશંકર પંડ્યાના ભાષણમાં પ્રમુખ થયા. પ્રો. પંડ્યાનું ભાષણ છાપેલું હતું. તેમણે તે ટૂંકાવીને વાંચી લીધું. અને પછી પ્રમુખસ્થાનેથી તેમણે ત્રીસેક મીનીટ શો સપાટો લગાવ્યો છે!

પ્રો. ઠાકોરને બોલતા સાંભળીને મારા એક પરપ્રાન્તીય મિત્રે કહ્યું: "તેમનામાં અજબ બળ છે. કેટલા બધા નિશ્ચયથી અને આત્મશ્રદ્ધાથી તેઓ બોલે છે! ભાષાનું કેટલું બધું જોર! એ કવિ છે એ સ્પષ્ટ જોઇ શકાય છે." પ્રો. ઠાકોર કવિ છે એમ હાલનો જુવાન માંડ માંડ સ્વીકારે છે. હાલનો જુવાન કાવ્યવાંચક માત્ર માર્દવ માગે છે. માર્દવનો ઉપભોગ કરી શકે છે, માત્ર માર્દવ જ સમજી શકે છે. બળવંતરાયનાં બળ, પૌરુષ, વિચારભાર વસ્તુદર્શન એ સહન કરી શકતો નથી. પણ બળની કદર કરનાર મારા તે મિત્રે આ સર્વની કદર કરી.

તેમના ગદ્યમાં અજબ જોમ છે. એમનાં કાવ્યની પેઠે એમનું ગદ્ય પણ લાક્ષણિક છે. આપણે ત્યાં જે થોડા જ સ્પષ્ટાર્થ ગદ્ય લેખકો છે તેમાં તેમની ગણત્રી થવી જોઇએ. જો કે તેમાં પણ અટપટાં વિચારવમળો અને વિરામચિહ્નો વાંચનારને ઘણીવાર મુંઝવે છે. આ કારણોને લીધે જ્યારે તેઓ ભાષણ વાંચે છે ત્યારે ઘણા ઓછાને તેમાં રસ પડે છે.

પણ તે દિવસે તેમણે વાંચ્યું નહોતું, ભાષણ જ કર્યું હતું. તેમના શબ્દો, વાક્યરચના. શબ્દ ઉપર મુકાતો ભાર, હાથમુખના અભિનયો એ દરેકની નીચે તેમના વિચારનું બળ નિર્લેપની સ્પષ્ટતા દેખાતાં હતાં. તેમના વિચારો વાંચનારને ગમે તેવા અટપટા લાગે પણ તેમને પોતાને તે ઘણા જ સ્પષ્ટ હોય છે. મેં એવા ઘણા માણસો જોયા છે જે પોતાને શું કહેવાનું છે તે પોતે જ જાણતા હોતા નથી અને પછી ગમે તેમ ગમે તેમ બોલ્યે જાય છે. પ્રો. ઠાકોરના વિચારો નીતર્યા પાણી જેવા સ્વચ્છ હોય છે.

કરતાં થોડા પણ સદ્‌વિચારને આચારમાં મૂકવો એ જ ખરું કર્તવ્ય. આથી જેઓ આ નવા આચારપ્રધાન સામાજિક તરંગથી સ્પષ્ટ રીતે વેગળા રહ્યા, કઇક વસ્તુસ્થિતિને બળે, કઇક નવા તરંગની ચંચલતાની અશ્રદ્ધાથી, કઇક જૂની ટેવથી, કઇક અન્ય મતની શ્રદ્ધાથી, તે બધામાં જે જે સારું હતું તે પણ બધું અવગણાયું. નવો ફેરફાર એવો મોટો થયો કે તેથી ભિન્ન થયેલાં માણસો એક બીજાને ઓળખતાં બંધ થયાં. અને અત્યારે અસહકારને જીવતો ગણો કે મરેલો, પણ જેમને વિષે એમ એક વખત થઇ ગયું તે હવે બદલાય એમ નથી જણાતું.

આ ફેરફાર અંધ ગતાનુગતિક લોકનો જ હું કહું છું. સમજીને મત બાંધનારાઓ બન્ને પક્ષે હતા અને તેઓમાં ગેરસમજ નથી થઇ, જો કે દષ્ટિકોણ બદલાયો છે. પણ જે લેખકને પોતાના લેખો લોકપ્રિય કરવા છે, તેઓ તો આ ગતાનુગતિક સમુદાયની રુચિને પિછાનીને જ આગળ ચાલવાનો. આપણાં રેખાચિત્રોની વિષયપસંદગીનું આ એક કારણ.

પણ ત્યારે જેમનાં રેખાચિત્રો આવે છે તેઓ શું બધા નવા સિદ્ધાન્તથી ચૂંટાયેલા કાર્યકર્તાઓ જ છે? હા કેટલાક તો છે જ. કેટલાકની પસંદગી એ જ દષ્ટિએ થાય છે. અને એ નવું બલ આગળ જતાં સાહિત્ય અને રાજકારણ બન્નેને ઉપકારક થશે.

પણ તે સિવાય એક બીજું જ બલ અત્યારે ચાલે છે. આને સમાજબલ નહિ પણ સાહિત્યબલ કહેવું જોઇએ. અને રેખાચિત્રો સાહિત્યપ્રવૃત્તિ હોવાથી એ બીજું બલ અત્યારે કદાચ વધારે પ્રવર્તક હશે.

હાલના જુવાન લેખકોએ વિક્ટોરિયાયુગ પછીના સમર્થ અંગ્રેજ લેખકો, ટીકાકારો, નાટકકારો, વાર્તાકારો વાંચ્યા. તેમની વેગવાન, બળવાન, તીખી, માર્મિક શૈલીથી તેઓ આકર્ષાયા અને આ શૈલીમાં લખી લોકોને ચકિત કરવા તેમને અભિલાષા થઇ. શૈલીનું કંઇક અનુકરણ પણ તેઓ કરી શક્યા. પણ કેટલાંક હથિયારોની પેઠે, કેટલીક શૈલીઓ તેના ધણી જ વાપરી શકે. આ નવી શૈલીનાં ચાંચલ્ય, વિરોધાભાસ, મશ્કરી, સાગ્રતા, ગંભીર વિષયોમાં લાવવા જેટલું આ નવા વિડંબકોમાં બલ કે વિષયનું પ્રભુત્વ નથી. એટલે તેમણે ઘણે ભાગે પોતે ગ્રહણ કરી શકે તેવા છીછરા વિષયો પસંદ કર્યા કે ગંભીરનો ઉપહાસ કરવા જતાં પોતે ઉપહસનીય થયા. આ નવી શૈલીના એક પેશવા મી. જી. કે. ચેસ્ટર્ટન એક સ્થલે કહે છે તેમ અર્થ પહેલાં શબ્દ હાથમાં આવી ગયો, અને કૃત્રિમ વેગ તો એટલો કે અર્થને ગ્રહણ કરવા જેટલું ધૈર્ય કે ધીરજ નહિ જ. કવિકુલગુરુ કાલિદાસે વાણી અને અર્થ બન્નેની પ્રાપ્તિ માગી છે, ત્યારે આ નવા લેખકોને અર્થની જરૂર નથી અને વાણી પોતાને મળી ગઇ સમજે છે. અંગ્રેજી વિચાર વિના, અંગ્રેજી વિચારનાં ચોકઠાંમાં તેઓ જકડાઇ ગયા છે. અને પોતે કેટલા શબ્દો લખ્યા, કેટલા નવા બનાવ્યા એ ઉપર પોતે જ મુગ્ધ થયા છે!

આની એક બીજી અસર થઇ છે. બર્નાર્ડ શૉ વગેરે લેખકો લોકોને જાગૃત કરવા અત્યંત તીક્ષ્ણ કટાક્ષો વાપરે છે. કહો કે ઉંઘતા જનસમાજને ચેતન આપવા તેઓ વિજળીના ચમકારા આપે છે. ભૂખથી અતિ નિર્બળ થઇ ઊંઘી ગયેલાને જેમ કોઈ રોટલો મારી જગાડે તેમ તે સત્યનો ઘા કરી સમાજને જગાડે છે, અને એને સત્યથી ચમકતો જોઈ એ લેખકો એક નિર્દોષ હાસ્ય હસે છે. આપણા વિડંબકને પણ લાગ્યું કે આ રમત

મજેની છે. પણ તેની પાસે સત્ય નહોતું, એટલે તેણે અસત્યના ઘા કરવા માંડયા, તેની પાસે નીતિ નહોતી એટલે તેણે અનીતિના ઘા કરવા માંડયા ! " સમાજ ચમકે છે ના ! જુઓ પશ્ચિમમાં પણ સમાજને લેખકો ચમકાવે છે, તમે ખરી રમત સમજતા નથી માટે ચમકાવનારાને ભાંડો છો......

કાકા કહે છેઃ અનુકરણ એટલે કલાનું મરણ.

× × × ×

## અમદાવાદમાં યુવક સપ્તાહ

અમદાવાદમાં યુવક સપ્તાહ આ વરસે પણ ઉજવાઈ. અને ગયા વરસ કરતાં વિશેષ સફળતા મેળવવા તેણે રંગભૂમિ ભાડે લઇ પોતાના ખેલો બતાવ્યા. પણ એ બાહ્ય શરીર બદલાતાં આંતર રૂપ પણ બદલાયું. કહે છે કે કેટલાંક માંછલાંની છીપ બદલાવો એટલે તેના શરીરનો આકાર પણ તે બદલે છે. ખડમાંકડી લીલા ઘાસમાં લીલી અને સૂકામાં સૂકાના રંગની થાય છે. તેમ આ નિર્દોષ યુવાનો—કેટલાંક નામોની આગળ અમુક અમુક વિશેષણો નિત્યસંબંધવાળાં ગણાય છે. બાળકો ગામડાં યુવાનો હમેશાં નિર્દોષ, છત્રીઓ ટૂંકો હમેશાં ઉત્તમ જ, કોલેજિયનો હમેશાં સદ્‌ગૃહસ્થો, સજ્જનો જ.—પણ સ્થાનફેર થતાં જરા બદલાઇ ગયા. પોતાના જ કાર્યકર્તાઓએ નિમંત્રેલા મહેમાનો તરફ સામાન્ય ધીરજ રાખીને પણ તેઓ સદ્‌ભાવ ન બતાવી શક્યા. મહાદેવભાઇનું ભાષણ પણ ન સાંભળી શક્યા.......

પણ મારો જીવ અત્યારે જરા ટીકાની નાડે ચાલે છે. અને યુવક સપ્તાહ ઉપર ટીકા ઘણી થઈ ગઈ છે. કોઇએ કહ્યું કે યુવકોને માત્ર મોજ કરવી છે, શોખ માણવો છે, કશું કર્તવ્ય કરવું નથી, કર્તવ્ય જાણવું નથી, વિચાર કરવો નથી. તો હવે હું ટીકા ન કરૂં. ઉપરની ટીકામાં સાચું કેટલું છે તે તેઓ પોતે જ જાણી શકશે. મારે તો એટલું જ કહેવું છે કે આજે મોજ માટે ભેગા થયા છે, તો કાલે કાર્ય માટે પણ થશે, આજે વાર્ષિક મેળાવડો કરે છે તો કાલે હમેશની કોઇ સંસ્થા કરશે અને પોતાને યોગ્ય કામ શોધી કાઢીને ઉઠાવી પણ લેશે. અસ્તુ.

'સ્વૈરવિહારી'

# લોકચર્યા

[ આ માસિકના વાંચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોકસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. —તંત્રી ]

## મારો પંજાબનો પ્રવાસ

૪

### ઉપસંહાર

વર્ણનનો ઉપસંહાર કરતાં મુસાફરી વખતે રાખેલા ત્રણ દૃષ્ટિબિંદુઓથી પંજાબના અનુભવનું ટુંકમાં પૃથક્કરણ કરી લેવું એ યોગ્ય ગણાશે.

### ૧ પ્રાંતિક વિશેષતા:

(૧) શરીરનું કદાવરપણું: આ બાબત સર્વવિદિત છે. કોઇ પણ પ્રાંતનો અને કોઇ પણ જાતિનો ઉંચામાં ઉંચો અને મજબુત માણસ જોતાં જ લોકો તેને પંજાબી કહી ઓળખે છે. (૨) સરળતા: પ્રમાણમાં બીજા બધા પ્રાંતો કરતાં પંજાબીની પ્રકૃતિમાં સરળતાનો વિશેષ ગુણ મને જણાયો છે. આનું કારણ કદાચ બુદ્ધિસ્થૂલતા હોય. બંગાળા, દક્ષિણ, ગુજરાત, કે સંયુક્તપ્રાંતના પ્રમાણમાં પંજાબીઓની સામાન્ય બુદ્ધિ કાંઇક સ્થૂલ હોય છે. તેને નવી વસ્તુ લેતાં કે છોડતાં બહુ વાર નથી લાગતી. ( ૩ ) સંપત્તિ: પંજાબમાં ખાવાપીવાનું ખાસ દુઃખ હોય એવી ગરીબી નથી. પણ તાલેવાન વર્ગ બીજા પ્રાંત જેટલો મોટો નથી. (૪) વ્યાપારધંધો: ત્યાંની મુખ્ય પેદાશ અનાજની. ખાસ કરીને ઘઉં, અને નિકાશ પણ તેની જ છે. (૫) આચારવિચાર: ત્યાંનો આચારવિચાર સંયુક્તપ્રાંત કે બિહાર જેવો સાંકડો અને ચોકાબદ્ધ નથી. મારવાડ કે ગૂજરાત પેઠે ઉચ્છિષ્ટ ભોજન પણ નથી. છતાં ખાનપાન, રસોઇની સ્વચ્છતા, પહેરવેશ આદિમાં મુસલમાન લોકોનું સ્પષ્ટ પ્રતિબિંબ હોઇ જાતિબંધનની તેટલી કડરતા નથી. (૬) સ્ત્રી: સ્ત્રીઓની પરાધીનતા હોવા છતાં સંયુક્તપ્રાંત જેવું પડદાનું સખત બંધન નથી. સુંદરતા અને કિંમતી પહેરવેશમાં પંજાબીઓ ચડે ખરા. આર્યસમાજને બાદ કરીએ તો કેળવણીમાં પંજાબ ગૂજરાત કરતાં ચડે નહિ.

### ૨ આર્ય લોકોના પ્રથમ વસવાટ કરવાની યોગ્યતા:

આરબ, ઇરાની અને યૂરોપીઅનો હિંદુસ્તાનમાં જળમાર્ગે આવ્યા. તે સિવાયની બધી જાતિઓ શક, હુણ, પઠાણ, મુગલ વગેરે વાયવ્ય કોણને રસ્તે જ આ દેશમાં આવેલી. આર્ય લોકો મધ્ય એશિયા કે બીજા કોઈ ભાગમાંથી આ દેશમાં આવ્યાના મતો સ્વીકારી લઇએ તો તેઓને વાયવ્ય કોણમાંથી જ આવેલા માનવા પડે છે. જે જે વાયવ્ય કોણમાંથી ખૈબરઘાટમાં થઈ હિંદુસ્તાનની ભૂમિમાં ઉતર્યા તે બધાની નજરે

પહેલું મેદાન પંજાબનું પડ્યું. જેમ આ મેદાન પહેલું તેમ તે ધરતી બાબતોમાં શ્રેષ્ઠ પણ તેવું જ. આબોહવા જુઓ તો પંજાબથી વધારે સારી ક્યાંયની નહિ. જળની પ્રચૂરતા, સ્થળની વિશાળતા અને વનસ્પતિની વિપુલતા એ પ્રાકૃતિક રમણીયતા બહારની આગંતુક જાતિઓને ત્યાં વસવાને લલચાવવા બસ હતી. ત્યાંની ફળદ્રુપતા પણ કાયમની વસવાટનું મુખ્ય પ્રલોભન થઈ પડ્યું. પંજાબની પાંચ મોટી નદીઓ અને તેની પ્રાચીન કાળમાં ચાલતી નહેરો જાણીતી છે. દૂર દૂરના અંતર ઉપર નહિ આવેલી આ વિશાળ નદીઓ ઉપર નભતી ખેતીને લીધે પંજાબ દેશને નદીમાત્રિક દેશ તરીકે કેરાતકાવ્યમાં યુધિષ્ઠિરના દૂત વનચરે (ભીલે) ઓળખાવ્યો છે. પંજાબ એ મારવાડ, કાઠિયાવાડ કે કચ્છ–વાગડ જેવો દેવમાત્રિક (વરસાદ ઉપર નભનાર) દેશ નથી. તે તો સતત વહેતી નદીઓ ઉપર નભે છે. એટલે જ્યારે દુષ્કાળો પડે ત્યારે પણ પંજાબીઓ કદી વાગડ, મારવાડ કે ઝાલાવાડના લોકોની પેઠે પોતાના ઘરબાર છોડી દેશાવરમાં ભટકતા નથી જણાતા. આ બધી પ્રાકૃતિક વિભૂતિ પંજાબને એટલા બધા પ્રમાણમાં મળી છે કે ત્યાં વસવા માટે કોઇ પણ લલચાઇ જાય. એટલે માત્ર આર્ય જાતિ જ નહિ પણ ઐતિહાસિક યુગની બહારથી આવેલી બધી જાતિઓએ પંજાબમાં રહેવું પસંદ કર્યું અને ત્યાં રહી તેઓએ શારીરિક વિકાસ પણ સાધ્યો. બહારથી આવનારી જાતિઓના જુદા જુદા રંગો કે કદો પંજાબની પોષક ભૂમિમાં એકરંગી અને એક સરખાં બની ગયાં. આજે પંજાબમાં વસતી અને ક્યારેક દૂરદૂરના ભાગથી આવેલી જાતિઓ લગભગ બધી પંચહથ્થુ કાઠું જ ધરાવે છે. જો ખૈબરઘાટના વિકટ માર્ગમાંથી પસાર થઇ આવતી અને પરસેવે રબઝબ થયેલી જાતિઓને પંજાબનું પ્રાકૃતિક આશ્વાસન ન મળ્યું હોત અને મારવાડનાં વેરાનો જ સાંપડ્યાં હોત તો કદાચ હિંદુસ્તાનમાં આટલી વિદેશી જાતિઓનું મિશ્રણ જ ન થયું હોત.

### ૩ અસહકાર પહેલાંની અને પછીની સ્થિતિ:

અસહકાર પહેલાં પંજાબમાં જે કટ્ટરતા, ધર્માંધતા હતી તે આજે કાંઇક ઓસરી છે. પાંચ વર્ષ પહેલાં પંજાબમાં દાખલ થનાર કોઇને કહે કે 'હું પંડિત છું' તો એવું સાંભળનાર એમ જરૂર પૂછતો કે, તમે કયા સંપ્રદાયના છો અને ક્યાં શાસ્ત્રાર્થ માટે જાઓ છો.' આજે એ સ્થિતિ મોળી પડી છે. હં, હજી એટલું અવશ્ય અને કદાચ વધારે પ્રમાણમાં છે કે જો હિંદુ પંડિત હોય તો તેને એમ પૂછે કે તમે હિંદુ સંઘટનમાં માનો છો કે નહિ. પાંચ વર્ષ પહેલાં આર્યસમાજ, સનાતન, જૈન, શીખ, મુસલમાન અને ખ્રિસ્તી પંથના લડવા પૂરતા જ વિદ્યા અને ધર્મના અખાડાઓ હતા. આજે એમાં દૃષ્ટિકોણ બદલાયો છે. અમુક વર્ગ સાંપ્રદાયિક કે ધાર્મિક કલહમાં જરા પણ નથી માનતો. ઉલટું એમ માને છે કે રાષ્ટ્ર કાર્ય સામે સંપ્રદાય, ધર્મ અને જાતિભેદોને અભરાઇ પર મૂકવા જોઇએ. આર્યસમાજની પહેલાં જેવી પ્રચારક ઉગ્રતા નથી રહી. મુસલમાનો સાથે તેઓનું વૈમનસ્ય વધ્યું છે, પણ સનાતનીઓ સાથે ઘટ્યું છે. પહેલાં જે શિક્ષિત તરુણોનું અને ઘણે સ્થળે તો કોલેજીઅન યુવકોનું ધ્યાન સાંપ્રદાયિક ભાવ તરફ હતું તે આજે માત્ર રાષ્ટ્રીય ભાવ તરફ વળ્યું છે. સાદાઇ અને ખાદીનું તત્ત્વ પ્રમાણમાં થોડું છતાં મજબુત રીતે પંજાબમાં પણ દાખલ થયું છે. કેટલાક શિક્ષિત યુવક થોડામાં થોડો પગાર લઈ ખાદીઉત્પત્તિ અને ખાદીપ્રચારનું કામ કરી રહેલા જોવામાં

આવે છે. ધાર્મિક કલહો પંજાબની પ્રકૃતિમાંથી સહેજે ભૂંસાવા કઠણ છે, છતાં તેની પ્રતિષ્ઠા તો બહુ જ ઓછી થઇ ગઇ છે.

હવે સમાપ્તિમાં એ સ્પષ્ટ કહી દેવું જોઇએ કે ટુંક વખતનાં સ્થૂલ અવલોકન કે નિરીક્ષણ ઉપરથી બાંધેલા અભિપ્રાયો કાંઇ છેવટના જ હોય એમ ન કહી શકાય. વધારે અનુભવ અને વધારે માહિતી મળતાં ઘણું ઉલટું પણ દેખાય. છતાં મારો સ્વલ્પ અનુભવ આગળ કોઇને આ દિશામાં પ્રેરવા સહાયક થશે તો આ કથન માત્ર પ્રલાપનું સ્થાન નહિ રહે.

પંડિત સુખલાલજી



## મદ્રાસઃ બૃહદ્ ગૂજરાતનાં કેટલાંક દશ્યો

મદ્રાસ એક્સપ્રેસ, મદ્રાસ મેઇલ, નાગપુર મેઇલ, કલકત્તા મેઇલ વગેરે ટ્રેનમાં સંખ્યાબંધ ગૂજરાતીઓને પ્રવાસ કરતા જોઇને સાધારણ મનુષ્યને ખ્યાલ ન આવે કે આટલા બધા ગૂજરાતીઓ ક્યાં જઇ વસતા હશે. પણ જેમણે દક્ષિણમાં અને પૂર્વમાં મુસાફરી કરી હશે તેમને ગૂજરાતીઓની બહારગામ વસ્તીનો ખ્યાલ આવશે. પેશાવરથી માંડીને ઇરાનનો અખાત, અને ત્યાંથી કેપ ઓફ ગુડ હોપ સુધી આવેલાં મોટાં શહેરો તપાસો. એવું કોઇ સ્થળ નહિ હોય જ્યાં ગૂજરાતી નહિ હોય. જાપાન, હોંગકોંગ, સીંગાપોર, રંગુન, જાવા, કલકત્તા, મદ્રાસ, મલબાર, કોચીન, એડન, ઝાંઝીબાર, નાતાલ વગેરે સ્થળોમાં ગૂજરાતીઓ જઇને વસેલા છે. એટલું જ નહિ પણ સિસિલીની નીચે આવેલા નાના ટાપુઓમાં પણ ગૂજરાતીઓ જઇ વસેલા છે એમ મને ખબર છે. બીજી છૂટી થોડી વસ્તી તો બાદ કરીએ.

મદ્રાસની મુસાફરી ૩૬ કલાકની છે. ત્રીજા વર્ગમાં મુસાફરી કરનારને સવારે ઉપડતી એક્સપ્રેસ ઘણી સવડવાળી થઇ પડે છે. સાધારણ રીતે એસ. એમ. આર. ના મોટા સ્ટેશનો ઉપર ટ્રેનો અહીંના કરતાં વધારે વખત ઉભી રહે છે, અને સ્ટેશનો ઉપર મદ્રાસીઓને ફાવે એવો રાંધેલો ખોરાક હિંદુ હોટેલોમાં મળે છે. મદ્રાસીઓને બહાર ખાવાની બહુ ટેવ હોય છે એટલે એમને માટે આવી સવડ ખાસ રાખવામાં આવી હશે એમ અનુમાન કરૂં છું. ગૂજરાતની મુસાફરી જેવી આ મુસાફરી રમણીય નથી હોતી. લીલાં ઝાડોની આસપાસ ઘટા, કુદરતી રમણીયતાનો અભાવ ખાસ લાગે છે. મદ્રાસમાં પણ મુંબાઇની માફક બે સ્ટેશનો છેઃ સેન્ટ્રલ અને એગ્મોર. એગ્મોરથી ગાડીઓ દક્ષિણ તરફ જાય છે. સેન્ટ્રલ સ્ટેશન ઉપરથી ઉતરતાં જ 'પો' 'પો' શબ્દથી તામીલ ભાષામાં દીક્ષા લીધી. મજુરો અને રીક્શાવાળા સારી સંખ્યામાં હાજર હોય છે અને એમનો દર મુંબાઇના પ્રમાણમાં ઘણો જ હલકો હોય છે. વળી સુખની વાત તો એ છે કે આપણી સાથે તેઓ સાધારણ અંગ્રેજીમાં વાતચીત પણ કરી શકે છે. એટલે ઘર પહોંચતા—શાઉકાર પેટમાં જતાં—અડચણ નથી પડતી.

મદ્રાસમાં ગૂજરાતીઓની વસ્તી ઘણી સારી છે, અને બધા જ શાઉકાર પેટ અને તેની આસપાસની શેરીઓમાં વસે છે. તેઓની વસ્તી આશરે ૫—૬ હજાર હશે. મુખ્ય વસ્તી ખેડાવાળ બ્રાહ્મણ, તેમાં બે પ્રકાર છેઃ (૧) જુના વસેલા, જેમનો ગૂજરાત સાથે ખાસ સંબંધ જ નથી તેઓ; અને (૨) જેઓ કમાણીના અર્થે ત્યાં જઈ વસે છે પણ

જેમનાં ઘર વગેરે ગૂજરાતમાં છે. એ ઉપરાંત ભાટીઆ, અમદાવાદી વાણીઆ, અને જૈન જેમાંના ઘણાખરા તો કુટુંબ સહિત જ ત્યાં વસે છે.

શાઉકાર પેઠ એ મદ્રાસનું નાક કહીએ તો અતિશયોક્તિ ન ગણાય. ચોકખા રસ્તા, ચોકખાં અને ઉત્તમ બાંધણીનાં મકાનો અને વેપારનું સ્થાન એ શાહુકાર પેઠનું લક્ષણ છે. મદ્રાસના લોકોનો મોટો ભાગ દેવાળીઓ હોય છે એટલે ધીરધારનો ધંધો ત્યાં સારો ચાલે છે. એ ધંધો ફળદાયી હોવાને લીધે, અને વેપારમાં પણ સારો લાભ મળે એમ હોવાથી ગૂજરાતીઓ ત્યાં જઇ પ્હેલા વસેલા તેથી એ શાઉકારોનું સ્થાન એ શાઉકાર પેઠ.

ગૂજરાતીઓની વસ્તી ત્યાં થયાંને આજે ૮૦૦–૯૦૦ વર્ષ થઇ ગયાં છે. મહમ્મદે સોમનાથ ઉપર ચઢાઇ કરી તે વખતે ગૂજરાતીઓ અને કાઠિયાવાડીઓ ન્હાસતાં મદ્રાસ સુધી જઈ ચઢ્યા હતા. અને પછી ત્યાં ધનની સારી પ્રાપ્તિ હોવાથી ગૂજરાતીઓનો પ્રવાહ ચાલ્યો જ આવ્યો છે. પ્હેલા આવ્યા સૌરાષ્ટ્રી અને પછીથી આવ્યા ખેડાવાળ બ્રાહ્મણો. પછીથી મારવાડી, ભાટીઆ વગેરે આવ્યા. અને છેલ્લા આવનાર અમદાવાદના વાણીઆ જેઓએ અમદાવાદની મીલોનાં ઝીણાં ધોતીયાં અને માન્ચેસ્ટરનું કાપડ બતાવી મદ્રાસીઓની સાદાઈ અને દેશીય વૃત્તિ કંઈક અંશે હરી લીધી છે. લડાઇમાં એ વાણીઆ બહુ કમાયા; પણ લડાઇ બંધ પડ્યા પછી તેઓનો મોટો ભાગ–જેઓ સીધો વેપાર ખેડી શકતાં નહિ તે–મદ્રાસ છોડી ચાલી ગયો છે. પણ જેઓની સ્થિતિ સારી છે અને જે સીધો ધંધો કરી જાણે છે તેઓ હજી સુધી ટકી રહી સુતર, ખાંડ, બીઆં, શાઉકારી અને શરાફીનો ધંધો કરી રહ્યા છે.

જેમનો ગૂજરાત જોડે નામનો જ સંબંધ છે એવા ખેડાવાળ બ્રાહ્મણોના વેશ, ભાષા, સંસ્કાર અને રીતરિવાજોમાં ગૂજરાતની છાયા બીલ્કુલ નથી. વર્ષોથી મદ્રાસીઓના સહેવાસમાં ઉછરેલા હોવાથી તેમના આચારવિચાર મદ્રાસીઓ જેવા જ છે. તેમની ચામડીનો રંગ ઘઉં-વર્ણો હોવાથી તેઓ મદ્રાસીઓથી છૂટા પડી શકે છે. તેઓ ઘરમાં તામીલ ભાષા જ વાપરે છે. ગૂજરાતીમાં બોલવાનો પ્રયત્ન કરે તો બોલી શકે ખરા પરંતુ નવા માણસને એકદમ સમજ ન પડે કારણ તેમના ઉચ્ચારોમાં તામીલના ઉચ્ચારોની ઘણી અસર જોવામાં આવે છે. પુરુષો મદ્રાસીઓના જેવો જ પોષાક પ્હેરે છે, સ્ત્રીઓ પણ મદ્રાસી સ્ત્રીઓની માફક જ લુગડાં પ્હેરે છે, એટલે ગૂજરાત સાથે તેમનો સંબંધ તૂટી જ ગયેલો છે એમ કહીએ તો ખોટું નહિ. પણ નવા ખેડાવાળ સાથે હજી તેઓએ રોટી અને બેટી વ્યવહાર ચાલુ રાખ્યો છે. તેઓ ઠાકર તરીકે ઓળખાય છે અને હીરામોતી, સુતર વગેરેનો વેપાર કરે છે. ઠાકર એન્ડ કંપનીની હીરાની પેઢી દુનિયામાં જગજાહેર હતી; હાલમાં તેની દુકાન માઉન્ટ રોડ ઉપર આવેલી છે પણ પ્હેલાંની ખ્યાતિ રહી નથી. એકંદરે આ ખેડાવાળ બ્રાહ્મણોની સ્થિતિ સારી ગણાય. પર્વતો, નદીનાળાં ઓળંગીને આટલે દૂર અનેક હાડમારી ભોગવીને આવેલા તેના આ પ્રતાપ છે.

ખેડાવાળનો બીજો મોટો પ્રવાહ ૧૯ મી સદીના અંતમાં આવ્યો હશે. તેમનો ગૂજરાત સાથે સંબંધ ચાલુ જ છે. જુના ખેડાવાળ બ્રાહ્મણો પૈસા ધીરવામાં ઘણું કમાય છે એમ જાણીને સાથે કંઈ પણ રાખ્યા વગર હિંમત કરીને મદ્રાસમાં વસવાટ કર્યો પણ એમ્ડનના ધડાકા સાંભળીને તેમાંના કેટલાક તો બીજી જ રાત્રિએ ગૂજરાત તરફ વિદાય થયા. તેમને ન્યાય આપવાને

એટલું તો કહેવું પડશે કે તેઓની ધીરધારની રીત હાલના ખેડાવાળ બ્રાહ્મણોના જેવી ક્રૂર ન્હોતી. તેઓની આબરૂ અને કીર્તિ જ્વલંત હતાં અને દરેક મદ્રાસીને તેમને માટે માન હતું. તેથી તેઓ ગૂજરાતનું નાક સાચવી રહ્યા હતા અને ગૂજરાતની પ્રતિષ્ઠા વધારી રહ્યા હતા. હજુ સુધી ગૂજરાતીઓનું બજારમાં 'શાઉકારી પ્રજા' તરીકે બહુ માન છે. ફક્ત નામ ઉપર જ પણ ઉધાર વસ્તુ મળી શકે. એ બ્રાહ્મણો પૈસા વસુલ કરવા જતા ત્યારે સરકારી ઓફિસોમાં પણ તેમનું માન સચવાતું. હાલમાં તો ખેડાવાળ બ્રાહ્મણોનો કોઇ ભાવ સુદ્ધાં પૂછતું નથી. કારણ એ ઉદાર વૃત્તિના માણસો ગયા.

ત્રીજો પ્રવાહ મોડો આવ્યો અને તે ચાલુ જ છે. મામા, માસી, ફોઈ, કાકાના છોકરા પંદર-વીશ વર્ષના થાય એટલે 'શાહુકારી'નું શિક્ષણ આપવા જેનો ધંધો ચાલતો હોય તેઓ લેતા જ આવે. મનુષ્ય-સ્વભાવના અભ્યાસીને ખેડાવાળ બ્રાહ્મણ રસમય રમકડું છે. બધા શાઉકાર પેઠમાં રહે છે. જે કુટુંબીઓ હોય છે તે મુંબાઇ જેવી ચાલો ત્યાં એ ત્રણ બંધાયલી છે તેમાં રહે છે. તેમાંની એક ચાલીનું નામ 'ભૂલેશ્વર' પાડયું છે, જેમાં લગભગ વીસ કુટુંબો રહેતાં હશે. સાધારણ સારી સ્થિતિ હોવા છતાં સ્વભાવે કંજુસ હોવાથી તેમનાં જીવન જોતાં મનુષ્યની પામરતાનો ખ્યાલ આવે છે. 'ભૂલેશ્વર' માં ત્રણ ચોક છે અને એક માળ છે. દરેક ભાડુતને માટે બે ઓરડી હોય છે. ઓરડીનું માપ ૯"×૬" થી વધારે નહિ હોય. અંદરની ઓરડીમાં આગળ ફક્ત બે જ બારી, આગળની ઓરડીમાં પડે છે; પાછળ બારી નથી હોતી. અને આગળની ઓરડીની આસપાસ સળીઆ જડી દીધેલા હોય છે એટલે મર્યાદા જાળવવા ઢાંકણો કરવાં પડે. અંદરના ઓરડામાં સાધારણ રીતે રસોડું હોય છે પણ પાણીનો માર્ગ સારો નથી હોતો. ખાળ પણ નથી હોતી. રાત્રિના સમયે અંદરની બારીઓ બંધ કરે તો કારાગૃહ જ થઇ જાય. આ બે ઓરડીમાં ધણી ધણીઆણી અને છોકરાંઓ કેવી રીતે રહેતા હશે, એ ખ્યાલ કરીએ ત્યારે દયા આવે. ગરીબાઇને લીધે આવી સ્થિતિ થતી હોય તો જુદી વાત છે પણ સોજીત્રાનું ગ્રામ-જીવન છોડીને, પૈસા જ ભેગા કરવાની ખાતર આટલે દૂર જઈ આવું જીવન ગુજારનાર બ્રાહ્મણોને જોઇને તેમની પામરતા માટે અફસોસ જ થાય છે. આવા ઘરમાં ચોકખાઇ ક્યાંથી રહે? પવિત્રતા ક્યાંથી સચવાય? છોકરાંઓ કેવી રીતે ઉછરે? પુરુષોને તો જાતની જ ફીકર હોય છે. ભૂખ લાગે ત્યારે પેટ ભરવા જોઈએ. બીજાનો વિચાર જ નહિ. સ્ત્રી અને બાળકોની શી અવસ્થા થાય છે તે તો જેણે જાતે જોયું હોય તે જ જાણે. પૈસા એકઠા કરવાના કામમાંથી મુક્ત થાય ત્યારે જ સ્ત્રી બાળકનું હિત જોઇ વિચાર કરે ને? સવારના પા-૬ વાગે "હેંડ શોભા, આસામીને ત્યાં" કરતાં ઘરની બ્હાર ઉઘાડા પગે હાથમાં છત્રી લઈને નીકળી પડે. સવારના પ્હોરમાં દાતણ કરતાં કોઇની ઉપર સમન બજાવવાનો હોય, કે કોઇની જડતી લેવાની હોય, કે કોઇની ગળચી પકડીને પૈસા મૂકાવવાના હોય-એ જ રામસ્મરણ. પછી જરા હાથનો ઉદાર હોય તો જાય હોટલમાં, અને ત્યાં કાફી અને ઇટલી (આપણાં ઇદડાં) કે ધોસાં (આપણાં વડાં) પેટમાં નાખી ચાર પાંચ માઇલ આસામીનું ઘર દૂર હોય તો ચાલી નાંખે. નવ દશ વાગે પૈસા મળ્યા હોય તો હોંશભેર અને ન મળ્યા હોય તો નિરાશ થઇ ઘર તરફ કૂચ કરતા જણાય. જમીને બપોરમાં હાઇકોર્ટમાં કેસ લડવા જાય. એમની ત્યાં તો પધરામણી દરરોજ લગભગ હોય જ. સાંજે પાછો કોઈ આસામી બાકી રહ્યો હોય તો ત્યાં જઇ આવે. આ એમની પ્રવૃત્તિ. વખત હોય તો પાનાં રમવા બેસે. આ ઉપરાંત કશામાં પણ તેમનું ચિત્ત

લાગતું હોય તો પ્રભુ જાણે. સાધારણ રીતે મહિનાનું પ્હેલું અઠવાડિયું આસામીઓને પકડવામાં જાય. વીસમી તારીખ થાય એટલે મદ્રાસી લાઇના ગજવાં ખાલી થઈ જાય એટલે 'ભૂલેશ્વર'નો અતિથિ થાય.

તેમની પૈસા ધીરવાની રીત ક્રૂર છે. ખેડાવાળ બ્રાહ્મણોને અંગ્રેજી તો ક્યાંથી આવડે? પરંતુ જ્યારે 'I promise to pay on Demand...બોલીને બોન્ડ લખાવી લેતાં જોઈએ ત્યારે તેમની ચપળતાનો ખ્યાલ આવે. સાધારણ રીતે રૂા. ૭૦) આપી રૂા. ૧૦૦)નું બોન્ડ લખાવી લેવાનો ત્યાં રિવાજ એ લોકોએ ચાલુ કર્યો છે. સ્થિતિ કડક જણાતાં રૂા. ૫૦) આપી રૂા. ૧૦૦) નું બોન્ડ લખાવતાં રહેજ પણ હૃદયમાં ડંખ ન લાગે. રૂા. ૧૦) ના હપતામાં રૂા. ૧૦૦) દશ મહિનામાં પૂરા થાય. પણ હંમેશના દેવાળીઆ રહેવાનું તો મદ્રાસીઓના નસીબમાં લખાયેલું જ છે એટલે દેવું પૂરૂં તો ન જ થાય. એ બહુ ખર્ચાળ પ્રજા છે અને તેનું કારણ સંયમનો અભાવ. કારકુનોથી માંડીને હાઇકોર્ટના જડ્જો પણ દેવાળીઆ હોય છે. કોર્ટમાં સંખ્યાબંધ દાવાઓ ઉભા થાય છે, પણ શું રકમો અપાય છે તેના પૂરાવા હિસાબ તરીકે ખેડાવાળ બ્રાહ્મણો ઉસ્તાદ હોઇ રાખતા જ ન હોવાથી માંડવાળ કરવી જ પડે છે. ન્યાયાધીશો પણ આ શાહુકારોને ઓળખી ગયા છે એટલે ઘણી અન્યાયી માગણી સ્વીકારી શકતા નથી. ન્યાયાધીશો પણ એમનાથી બ્હીના જ ફરે છે, કારણ કે એમને પણ એ જ ખેડાવાળની જરૂર પડે છે. પણ જે જુના ખેડાવાળોની આબરૂ હતી તે તો ગઈ જ છે. સરકારી ઓફિસોમાં જવાને એમને પ્રતિબંધ છે. પ્હેલાના શાહુકારોનું માન પડતું કારણ કે તેમની રીતિઓ સીધી હતી. હવે તો એ સીધી રીતિઓ અને સાથે ધંધાની કમાણી પણ ગઇ, અને આબરૂ પણ ગઇ. પૈસો એકઠો તો કરે છે પરંતુ અનેક રીતે તેમનાં કુટુંબો સુખી નથી. એમનાં કૌટુંબિક જીવન જોયાં હોય, એમનાં સ્ત્રી બાળકોની હાલત જોઇ હોય તેને તો ત્રાસ જ ઉપજે. શિયાળાની તાઢ હોય તો પણ એમની સ્ત્રીઓ પુરુષો જાગે તે પ્હેલાં એક દોઢ ફુટ ઉંચા નળ પાસે એક લોટો લઇ—ડોલ તો હોય જ નહિ—જેમ તેમ લોટા ઢોળી નાહી લે અને ભીને જ કપડે ઓરડી તરફ ધ્રૂજતાં દોડે. આ એમનું કૌટુંબિક જીવન. મારો એક સાહિત્યપ્રેમી દીપ્પળી મિત્ર જે પોતે પણ ખેડાવાળ છે-પરંતુ ખેડાવાળ બ્રાહ્મણોનો અંશ એમનામાં નથી—પોતાની ન્યાતની આવી અવસ્થા જોઇ લલકારતો:—

> ખસડ પસડ ખાસડાં, માથે મોટા વાળ,
> ભજન કર ભગવાનનું નહિ તો અવતરશે ખેડાવાળ રે!

પણ જે ખેડાવાળ બ્રાહ્મણો એકલા જ રહે છે તેમને માટે એ ઉતારા છે જેની વ્યવસ્થા પ્રશંસનીય છે. એ ઉતારા ખેડાવાળ બ્રાહ્મણોની માલીકીના છે. ઉતારામાં નીચે મંદિર છે જ્યાં દશ અવતારની સરસ મૂર્તિઓ છે અને દેવની મૂર્તિ પણ સુંદર છે. મંદિરમાં બે ગાયો પણ પાળી છે જે શરીરે રૂષ્ટપુષ્ટ છે. એ ઉતારામાં રહેનાર દરેક મહિને ફક્ત આઠ જ આના આપી રહે છે. પ્હેલે માળે લાંબી પ્હોળી લોબીમાં દરેકની, બહુ હોય તો એક પેટી અને એક બિસ્તરો જગ્યા ઉપર પડી રહે છે. બીજું કંઇ સામાનમાં હોય નહિ એટલે રાત્રે માથા પાસે પેટી મૂકી પથારી પાથરી નિરાંતે સુઇ જાય છે. ઉતારામાં એ લોકો હાથે વાસીદાં વાળી લે છે, અને પોતાનું કામ પોતે જ કરી લે છે. આ પ્રમાણે ઉતારો ચોકખો રહે છે અને પૈસાનો વ્યય થતો નથી. જમવા માટે ખેડાવાળ બ્રાહ્મણની બે વીશીમાં એ

લોકો જાય છે, જ્યાં ગૂજરાતનો સંપૂર્ણ ખોરાક મળે છે, પણ એ ખોરાક આંખ મીંચીને ખાઇ લો તો જ પરવડે. ખોરાક માટે ઉત્તમ સ્થાન તો ચુનીલાલ નામે મારવાડી બ્રાહ્મણની વીશી છે. ફક્ત રૂ. ૨૦) માં ઉત્તમ ખોરાક અને મનપસંદ વસ્તુ ત્યાં મળી શકે અને પોતે શુદ્ધ નૈતિક બ્રાહ્મણ હોઈ કોઈ પ્રકારની ગંદકી થવા નથી દેતો. એવી વીશી મેં ક્યાંયે નથી જોઈ. શાકમાં પણ ઘીનો જ વઘાર. બધી વસ્તુઓ ચોક્ખી અને સારી; સવારનું કંઈ પણ વધ્યું હોય તે જનાવરના પેટમાં જાય, અને ચૂલા ઉપરથી ઉતરતી જ વસ્તુઓ મળે. એણે વીશી ઉઘાડી વેપાર કરવાનો ઇરાદો નથી રાખ્યો. રોટલી, ભાખરી, સાતપોડા, બાટી, કઢી, દાળ, કઈ, લચકોદાળ, ત્રણ શાક, ચટણી, પાપડ, બાજરીના રોટલા વગેરે એક વખતે મળતા. ઘરની રસોઇ અને એ મારવાડીની રસોઇમાં ફેર તો માલમ જ ન પડે. ફક્ત એમના ચોકમાં બેસતાં કદાચ કેટલાકને સૂગ ચડે. એટલે ગૂજરાતીઓને જમવાની તો બીલ્કુલ પીડા ન જ પડે. બાકી ખેડાવાળ બ્રાહ્મણોની વીશીઓ તો એમને જ મુબારક.

એ ઉતારામાં આવેલા મંદિરની શોભા નવરાત્રિમાં ખીલી નીકળે છે; અને તે વખતે શોભા થાય છે તે ખરેખર સુંદર છે. એ નવરાત્રિમાં આખું મદ્રાસ શાઉકાર પેઠ તરફ તૂટી પડે છે અને દર્શને આવતા દરેક ગૂજરાતીને એક પડિયો ભરી શુદ્ધ ઘીનો ઉત્તમ પ્રસાદ મળે છે. નવરાત્રિ તો બહુ આનંદની રાત્રિ છે. રાત્રે બાર એક સુધી શાઉકાર પેઠમાં ઉત્સવ થઇ રહે છે. પણ વધારે આનંદની વાત તો એ છે કે ઉતારાની સામે એક દીપમાળ ઉભો કરી નાના અને મોટા ખેડાવાળ બ્રાહ્મણો મોટે સૂરે રાસડા ગાઇ આનંદ કરતા જોવામાં આવે છે. તેઓ આનંદમાં કુદે, બરાડા પાડે, કોઈ વચ્ચે ભારેખમ શરીરનો હોય તો ધક્કા મારી બ્હાર કાઢે–એવી રીતે મઝા કરે છે. પ્રેમાનંદનું સુદામાચરિત્ર, નરસિંહમ્હેતાનું મામેરૂં, વગેરે ગાઇ જુની સંસ્કારી ભાવનાને સતેજ રાખે છે. વળી "પાટણ રે મારૂં જુનું રે લોલ" જેવાં ગીતો ગાઇ સ્વદેશભાવના પણ પોષે છે. આ રાત્રિઓમાં શાઉકાર પેઠ ગૂજરાતનું કોઇ એક પરગણું હોય એવું જ લાગે છે. નવરાત્રિના આ આનંદના દિવસો ઝંદગી સુધી ભૂલાય નહિ એવાં છે. યુવાનોનો કોલાહલ, ઝુલેલાં શરીરોની એ કુંડાળાંમાં થઇ જતી કઢંગી સ્થિતિ, અને ઉંચા સાદ અને રસતલ્લીનતા એ આ રાત્રિના ખાસ ગુણ છે.

ખેડાવાળનું પ્રકરણ આટલેથી જ પતે એમ સારૂં. બીજા ગૂજરાતીઓ ખાસ કરીને પરદેશી સુતરનો વેપાર કરે છે. કેટલાએક ખાંડ, બીઆં, શરાફી વગેરેનો ધંધો કરે છે અને તેમની સ્થિતિ એકંદરે ઘણી સારી છે. તેમના વેપારનો વખત કઢંગો છે. સવારે ૯ થી ૧૨ સુધી સુતર બજાર ખુલ્લું રહે. બપોરે ખાસ કામકાજ કંઇ નહિ. પછી સાંજે ૬ વાગે બજાર ખુલે તે રાત્રે ૯ વાગે બંધ થાય. સુતરનું આખું બજાર લગભગ ગૂજરાતીઓના જ હાથમાં છે.

શાઉકાર પેઠની ખુબી તો ઓર જ છે. આસપાસ આવેલાં મંદિરો, અને કુંડો તેની રમણીયતામાં વધારો કરે છે. ત્યાંના મંદિરો કલાના નમુના છે. વળી મંદિરોમાં એવો રિવાજ ચાલુ છે કે દેવ કે દેવીની પ્રતિમાને પાલખીમાં દિવસમાં એક વાર લઈ જવી. જ્યારે દેવ ફરવા નીકળે ત્યારે શાઉકાર પેઠ સંગીતમય થઈ રહે છે. મંદિરની જોડે હમેશાં કુંડ હોય છે અને તેની ચાર બાજુ એક પ્હોળો રસ્તો હોય છે અને તેની એક બાજુ ઉપર મકાનો હોય છે. તે રસ્તાનું નામ 'અગ્રહારમ્' જ્યાં બ્રાહ્મણો જ રહી શકે છે. 'ભૂતેશ્વર' અહીં

આવેલું છે. મંદિરના દેવોની યાત્રા અગ્રહારમની જ પ્રદક્ષિણા કરી પૂરી થાય છે. એ દેવ-યાત્રા, મધુર સંગીત વગાડતા બ્રાહ્મણો, અને કેટલીક સતાર લઇને ફરતી ભજનમંડળી–આ રસિક દશ્યો ભૂલાય એવાં નથી. અગ્રહારમ્ ચોકખું રાખવાનો પૂરો પ્રયત્ન થાય છે છતાંયે આપણા લોકો ગંદકી કરતાં શરમાતા નથી. બ્રાહ્મણ જાતને કહેવડાવનાર મનુષ્યો મંદિરની જ દિવાલબાજુ છોકરાંઓને દિશાએ બેસાડે; ઘરમાં ખાળ હોય છતાંયે મંદિરની દિવાલ સામે ગંદકી કરતાં આપણા બ્રાહ્મણો શરમાતા નથી. મ્યુનિસિપાલિટીનો જાપ્તો સખ્ત છે પણ ખેડાવાળ બ્રાહ્મણ એટલે શાઉકાર અને શાઉકારને કોણ પજવે ? પરદેશમાં વસવાટ કરી સારા લત્તાઓમાં પણ આપણે ગંદકી કરીએ તો પરદેશી સુઘડ પ્રજાની સાથે રહેવું કેમ પરવડે ? આ એક મોટા સવાલનું નિરાકરણ આપણે કરી શકયા નથી અને તેથી પણ કાળી અને ધોળી ચામડીનો ભેદ વધતો જ જાય છે. પરદેશમાં સારાં નિવાસસ્થાન મળે છતાંયે આપણી ગંદી ટેવો ભૂલાતી જ નથી એ અસહ્ય છે. શાઉકાર પેઠના અગ્રહારમ્ જેવા પવિત્ર સ્થળ આગળ જ થતી ગંદકી જોઈ પવિત્રતાનો કંઈ પણ અંશ જેનામાં હોય તેને તો એ સ્થિતિ અસહ્ય જ લાગે.

ગૂજરાતીઓની આવી સારી વસ્તી છતાં કેળવણીનો સવાલ ત્યાં બીલકુલ ચર્ચાયો જ નથી એમ કહીએ તો ખોટું નથી. કેળવણી જેવા મોટા વિષય બાબત બેદરકારી એ કદાચ કલંકરૂપ જ ગણાય. બધા વેપારમાં જ તલ્લીન રહે છે; નહિ તો પછી મોજમઝામાં. છોકરાઓ માટે શાળા નથી, તેથી તેમના છોકરાઓ કયાં તો ગૂજરાતમાં અભ્યાસ કરે, કયાં તો ત્યાંની મદ્રાસી શાળામાં તાલીમ શાખીને અભ્યાસ કરે. કન્યાઓ માટે શાળા છે એ શુભ પ્રયત્ન છે. રા. ગોવિન્દલાલ પરસોત્તમદાસે કન્યા કેળવણી અર્થે પોતાનું મકાન અર્પી દીધું છે જેમાં આ નિશાળ ચાલે છે. અહીં કન્યાની સંખ્યા સાધારણ સારી છે. સ્ત્રીશિક્ષિકા પણ છે. છોકરી બાર વર્ષની થાય એટલે અભ્યાસ સાધારણ રીતે પૂરો જ થાય એટલે આ શાળા તેટલે અંશે પૂર્ણ છે.

મદ્રાસમાં ગૂજરાતીઓનું માન ઘણું છે કારણ કે વેપાર તેમના હાથમાં છે. મદ્રાસમાં ગૂજરાતી તો રાજા છે એમ કહીએ તો ખોટું નહિ. મદ્રાસમાં એને કોઇ પૂછનાર નથી. બેંક, હાઇકોર્ટ, ઑફિસો, સેક્રેટેરીઅટ–ગમે ત્યાં જાઓ, ગૂજરાતીની પ્રતિભા પડે છે. યૂરોપિયનો બાદ કરતાં મદ્રાસમાં ગૂજરાતીઓ તો રાજ્ય ભોગવે છે. કોલોનીઃ તરીકે મદ્રાસનું શાઉકાર પેઠ સંપૂર્ણ સંસ્થાન છે. 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદા કાળ ગુજરાત !' એ રા. ખબરદારનું સૂત્ર સર્વાંશે સત્ય છે. દરેક પ્રકારનાં આપણાં જીવનના દશ્યો ત્યાં જોવામાં આવે. એટલે પરદેશ જેવું એકદમ તો ન જ લાગે. એ સ્થિતિ આનંદજનક છે અને પ્રજા તરીકે આપણું માન વધારનારી છે. બૃહદ્ ગૂજરાતના ઇતિહાસમાં એનું સ્થાન ઉચું છે ખરૂં, પરંતુ સાથે એટલું પણ કહેવું જોઇએ કે હજી સંસ્કારી અને રસિક જીવનનો ત્યાં ઘણો અભાવ જોવામાં આવે છે. આનું એક કારણ એ છે કે આપણા લોકો વેપારમાં જ તલ્લીન રહે છે અને વેપારનો વખત કઢંગો છે. એટલે એ સિવાય ગૂજરાતીઓ ભેટદા મળે અને માનસિક, નાગરિક, સામાજિક પ્રવૃત્તિમાં ભાગ લઈ શકે એવી એક પણ સંસ્થા નથી. કેળવાયેલા મનુષ્યોને આ એક મોટી ખામી સાલે એવી જ છે. ગૂજરાતીઓ ત્યાં એકમાર્ગી જ જીવન ગાળે છે. પૂનાના બંધુસમાજ જેવી એક પણ સંસ્થા ત્યાં નથી, કારણ એ વિષયની અગત્યતા મનના સુખને લીધે લાગતી હોય એમ

નથી જણાતું. જ્યાં સુધી એ સવાલનું નિરાકરણ નહિ કરી શકીએ ત્યાં સુધી આપણું કૌલેની ત્યાં અપૂર્ણ જ છે. તેનું મુખ્ય કારણ એ જ છે કે ત્યાંનાં ગૂજરાતીઓની મહત્ત્વાકાંક્ષા ફક્ત વેપારની જ છે.

જેમ જેમ આપણે સગાંવ્હાલાંથી દૂર રહીએ તેમ તેમ આપણો સંપ વધે એ સૂત્ર સર્વાશે ખરૂં છે. ત્યાં ગૂજરાતીઓનો સંપ ઘણો જ સારો છે. રામેશ્વરની જાત્રા જનાર ગૂજરાતી મુસાફરને મદ્રાસમાં કોઇ ઠેકાણે ઓળખાણ ન હોય તો પણ સુખેથી જાત્રા કરી શકે અને નિવાસસ્થાન પણ સુખેથી મળે એવી ત્યાં સગવડ આપણા લોકો કરી આપે છે. મદ્રાસમાં ગૂજરાતીઓનાં ચાર પાંચ ઘર હશે પણ ત્યાં જો કોઈ ગૂજરાતી જઇ ચડે તો તરત જ ત્યાંના નિવાસી આવરગી ખબર કાઢવા નીકળી પડે અને જમવા બોલાવે, આતિથ્ય કરે, અને દરેક પ્રકારનું સુખ આપે. દૂર દેશમાં રહેનાર ગૂજરાતીને પોતાનો ગૂજરાતી બંધુ જોઇ કેટલો હર્ષ થતો હશે તેનો ખ્યાલ કરી લો. ત્રિચીનોપલીમાં તો એક વૃદ્ધ ગૂજરાતી બાઇ પોતાના ગત ધણીનો વેપાર ઘણા સુખથી ચલાવી રહી છે. તે તો પોતાના ખાસ માણસો જ સ્ટેશન ઉપર રાખી મૂકે છે કે જેથી કોઇ પણ ગૂજરાતી આવી ચઢે તો તરત જ ઘર તરફ લઇ જઇ શકે. ત્યાં દરેક પ્રકારનું આતિથ્ય થાય છે; કુટુંબ સહિત પણ ઘણાને ત્યાં સુખથી આગ્રહ સહિત રાખવામાં આવે છે. ત્યાંથી જવું એ મુશ્કેલ કામ થઇ પડે છે એટલી ભલી તે બાઈ છે. કેટલાં હૃદયોનાં આશીર્વાદ એ બાઇને મળતાં હશે? રામેશ્વરની જાત્રા એમ કરતાં સુખેથી થાય.

ગૂજરાતીનું પ્રકરણ એટલેથી જ પૂર્ણ કરૂં છું. હવે મદ્રાસ અને મદ્રાસી ઉપર કંઇક લખું તો વર્ણન સંપૂર્ણ ગણાય.

( અપૂર્ણ )

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

[ મદ્રાસીઓ સંબંધીની રસમય માહિતી આવતા અંકમાં ]

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**દંપતિ વાર્તાલાપ:**—લેખક અને પ્રકાશક: જીવણલાલ કરસનજી ઠાકર, જમાલપુર, ટેકરશાની પોળ, અમદાવાદ. કિંમત રૂ. ૦–૧૪–૦

લેખકે જેને વાર્તા કહી છે એવી આ સંવાદમાળા પહેલાં અઠવાડિક હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ થયેલી હતી. પુસ્તકોની મહત્તા, કરકસર, મોજશોખ, બ્રહ્મચર્ય, લગ્ન વગેરે સામાન્ય વિષયો વિષે આમાં સામાન્ય ઉહાપોહ કરવામાં આવેલો છે. પુસ્તકને ખાસ કરીને સ્ત્રીઓને ઉપયોગી કરવાનો લેખકનો ઉદ્દેશ જણાય છે. કેટલીક કઢંગી ભાષાભૂલો રહી ગઇ છે છતાં પુસ્તક સારૂં છે.

**બ્રહ્મવાદ પ્રદીપ વા નિર્ગુણ ભક્તિવાદ:**—લેખક અને પ્રકાશક: સરૈયા મણિલાલ સોમચંદ, અમદાવાદ. કિંમત રૂ. ૧–૧૨–૦

શ્રીમદ્વલ્લભાચાર્યે પ્રવર્તાવેલા નિર્ગુણ ભક્તિવાદના તત્ત્વોની ચર્ચા કરવામાં આવેલી છે. આપણે ત્યાં આવી રીતે લખાયેલાં પુસ્તકોની સંખ્યા મોટી નથી લેખક પોતે બહુશ્રુત છે એ તો પુસ્તક વાંચતાં જ જણાય છે. એમણે સ્વીકારેલી પ્રમાણ દર્શાવવાની રીતો અમને આદર યોગ્ય લાગે છે.

**મારૂં જુનાગઢ:**—લેખક: પુરષોત્તમ ઝીણુરામ પાઠક. પ્રકાશક: વેણીશંકર વહાલજી પઢીઆર, હિંમતવીલા, સાંતાક્રુજ. કિંમત રૂ. ૦–૧૦–૦

'કર્મભૂમિ' અઠવાડિકમાં પ્રસિદ્ધ થયેલી લેખમાળા ફરીવાર પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવી છે. જુનાગઢની હાલની સ્થિતિ સુધારવા માટે શું શું કરવું જોઇએ એ પ્રશ્નનો ઉકેલ કાઢવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. આપણા રજવાડાઓમાં સુધારો થવાની જરૂર છે એ વાતનો કોઈ પણ અસ્વીકાર કરી શકે એમ નથી અને એ પ્રશ્નને આમ ગંભીરતાથી ચર્ચાતો જોઇ અમે ખરેખર આનંદ પામ્યા છીએ. લેખકના બધા મતોનો સ્વીકાર અમો કરી શકીએ એમ નથી છતાં આ પુસ્તક જુનાગઢના પ્રશ્નમાં રસ લેનાર દરેક ભાઇ વાંચે એમ તો અમે જરૂર ઇચ્છીએ.

**દિલ્હીના મુગલ બાદશાહ બહાદુરશાહ "ઝફર":**—લેખક: સાદીક, પ્રકાશક: ઇશાક સાહિત્ય કાર્યાલય, પો. નં. ૫૦૨૬. મુંબાઇ નં. ૯ કિંમત રૂ. ૩–૮–૦

સિપાઇના બળવાના અરસામાં છેલ્લા મુગલ સમ્રાટ બહાદુરશાહ અને તેમનાં કુટુંબીજનોની કરૂણાજનક અવસ્થાનું ચિત્ર આમાં આપવામાં આવ્યું છે. જેઓએ 'બુઝાતો દીપક' વાંચ્યો હશે તેઓને આમાંથી બહુ નવું કદાચ ન મળે પણ પંચમા ખંડમાં આપેલો પત્રવ્યવહાર રસિક થઇ પડશે એમ અમને લાગે છે.

ન.

# નોંધ

## જીવતું જાગતું ગૂજરાત

ગૂજરાતી પ્રજાનો આત્મા જાગૃત થયો છે તેનાં ચિહ્ન લગભગ દરેક મોટાં ગામોમાં જણાઇ આવે છે. અમદાવાદમાં સંગીત પરિષદ, સ્ત્રી કેળવણી પરિષદ, યુવક સપ્તાહ, સાહિત્ય સભાના સ્ત્રીવિભાગની પ્રવૃત્તિ વગેરે અનેક પ્રકારની ચળવળ ચાલી રહી છે. ગોધરામાં સમસ્ત ગૂજરાત દારૂનિષેધ પરિષદની સભા મળી હતી, વડોદરામાં યુનિવર્સિટી સ્થાપવા માટે યોજના થઇ રહી છે અને તેને અંગે ત્યાંના કળાભવનમાં સુધારાવધારા થયે જાય છે, હિંદવિજય જીમખાના તરફથી, ડેક્કન જીમખાનાની માફક, મોટા પાયા પર રમતગમતોના મેળાવડાની તૈયારી થઇ રહી છે, આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી વિદ્યાર્થીઓની કસરત તથા મેદાની રમતોની હરિફાઇનો મેળાવડો હાલમાં જ થઇ ગયો, ભરૂચ જીલ્લાને ખીલવવા માટે સેવાશ્રમની સ્થાપના થઈ છે, સુરતમાં પછાત કોમોની ઉન્નતિને માટે સંસ્થા સ્થપાઈ છે, નવસારીમાં ગ્રામપ્રજામાં જાગૃતિ આણવા માટે ખેડુત મંડળો અને શિક્ષણની સંસ્થાઓ કાઢવામાં આવે છે. આખા કાઠીઆવાડમાં જાગૃતિ આવી છે. રાજકીય પરિષદનું કામ જણાઇ આવતું નથી પણ તેનાં મુંગાં કામથી, તથા "સૌરાષ્ટ્ર" પત્રની રચનાત્મક ટીકાથી ત્યાંનું વાતાવરણ બદલાતું જાય છે. રાજકોટના દરબારે પ્રજામાં વિશ્વાસ રાખીને જે રાજકીય અખતરો કર્યો છે તેનાં મીઠાં ફળ થોડા સમય પછી જણાઇ આવશે. આ ઉપરાંત આપણા પ્રાંતના મહાન પુરુષોની જયંતિઓ ઠેરઠેર ઉજવાય છે તેમાં સમાજને પ્રગતિને પંથે દોરવામાં ઉપયોગી થઇ પડે એવી રચનાત્મક સૂચનાઓ થાય છે. દૈનિક, સાપ્તાહિક અને માસિક પત્રોદ્વારા સામાજિક પ્રશ્નોની ચર્ચા છૂટથી થાય છે. આ બધી ચળવળ અને હિલચાલથી અંતે પ્રજાને ફાયદો થવાનો છે. જે પ્રવૃત્તિથી પ્રજાને નુકશાન થાય એવું હશે તે થોડા વખતમાં બંધ થઈ જશે, જે પ્રજાને લાભદાયક છે તેની અભિવૃદ્ધિ થશે. જાગૃતિને લીધે ભારે ખેંચતાણ ચાલી રહી છે અને એ મંથનને પરિણામે અમૃત પણ મળશે અને વિષ પણ નીકળશે. એ બન્નેનો ઉપયોગ કરી લેવાની શક્તિ ઇશ્વર જરૂર આપશે. ગૂજરાતમાં આત્મશ્રદ્ધા ખીલતી જાય છે. ગૂજરાત મહાવિદ્યાલયના પદવીદાન સમારંભ વખતે મહાત્માજીએ કહ્યું હતું કે આત્મશ્રદ્ધાને લીધે આસરે ૨૫૦ કલેક્ટરો આખા હિંદુસ્તાનનો રાજવહિવટ કરી રહ્યા છે. ગૂજરાતના પાંચ જીલ્લા માટે પાંચ, કાઠીઆવાડ માટે ચાર અને વડોદરા માટે ત્રણ એમ બધા મળીને બાર આગેવાનો આપણે મેળવી શકીએ તો સરકારથી અલગ રહીને અથવા માત્ર જરૂર પુરતો સહકાર કરીને એ દશે જીલ્લાની પ્રજાના બધા પ્રશ્નોનો ઉકેલ આપણે કરી શકીએ. તેમાં ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકીય એ સર્વ પ્રશ્નોના ઉકેલ થાય. સરકારે જે ખાતાઓનો વહિવટ આપણા હિંદીઓને સોંપ્યો છે તેની સાથે સહકાર કરી શકાય. જરૂર પડે ત્યારે લડી શકાય છે અને અસહકાર પણ થઈ શકે છે, માત્ર આપણામાં સહકાર કરવાનું, લડવાનું અને અસહકાર કરવાનું કે સામે થવાનું આત્મબળ હોવું જોઇએ. આવા બાર બીન-સરકારી આગેવાનો અને તેમના મદદગારો, તથા તેમના આશ્રમો ( કાર્યાલયો ) અસ્તિત્વમાં આવતાં

જાય છે. Coming events cast their shadows before-hand.

* * *

## સ્ત્રી કેળવણી પરિષદ્

આખા હિંદુસ્તાનના દરેકેદરેક પ્રાંતમાંથી સ્ત્રી પ્રતિનિધિઓ પુનામાં એકઠાં થઇને સ્ત્રી કેળવણીને વિષે ચર્ચા કરવાનાં છે અને ત્યાર બાદ એક જમ્મરી કાર્યવાહક સમિતિની મારફત કેળવણીનો પ્રચાર કરવાનો ઈરાદો રાખે છે. પ્રાંતે પ્રાંતે પરિષદો ભરીને કેળવણીને લગતા વિષયોની ચર્ચા થઈ રહી છે, અને અમદાવાદમાં આખા ગૂજરાત કાઠીઆવાડ તથા ગૂજરાતનાં દેશી રાજ્યોના પ્રતિનિધિઓ તથા અન્ય શુભેચ્છકોની સભા મળી હતી. ગૂજરાત કાર્યકુશળ છે અને તેથી આ સભા માત્ર સ્ત્રીઓની નહોતી પણ કેળવણીમાં રસ લેતા પુરુષો તથા સરકારી અમલદારોએ પણ તેમાં ભાગ લીધો હતો. પરિષદ્‌માં જે ઠરાવો કર્યા હતા તેની પ્રાથમિક ચર્ચા ઠીક થઈ હતી, અને એ ઠરાવો દરેક વ્યક્તિને પસંદ પડે એવી ખોટી આશા કોઇ રાખે નહિ પણ એકંદરે તે સારા હતા. એ ઠરાવો ખૂબ અનુભવ અને વિચારને આધારે રચાયા હતા. સમસ્ત હિંદની પરિષદ્‌નાં મુખ્ય મંત્રીએ જણાવ્યું કે એ ઠરાવો સારામાં સારા હતા અને એ ઠરાવોને નમુના તરીકે રાખીને મોટી પરિષદ્‌ના ઠરાવો ઘડવામાં આવશે.

પરિષદ્‌માં જે સ્ત્રીપુરુષો એકઠાં થયાં હતાં તે આ કઠિન પ્રશ્નનો ઉકેલ કેવી રીતે કરવો તેનો ગંભીરતાથી વિચાર કરીને ચર્ચા કરતાં હતાં. તમાશગીરની સંખ્યા જુજ હતી અને કેટલાક મુખ્ય આગેવાનો એમ પણ કહેતા હતા કે જો મોટી પરિષદ્‌નું કામ જોઇએ તેવું સારૂં નહિ થાય તો પણ ગૂજરાતે તો એક પગલું આગળ ભરવું જ જોઇએ. એ ઉત્સાહ ક્યાં સુધી ટકી રહે છે એ કહી ન શકાય છતાં ઈશ્વર તેમને બળ આપે એવું અમે ઇચ્છીએ છીએ.

* * *

### આ કાયદાઓ

કન્યા કેળવણીનાં પ્રાથમિક ધોરણો ફરજીઆત કરવા માટે, બાળલગ્નનો પ્રતિબંધ કરવા માટે તથા સંમતિવય સોળ વર્ષ સુધી વધારવાને માટે સરકાર ઉપર દબાણ કરવાના ઠરાવો થયા હતા. ત્યાર પછી એક ઠરાવ એવો મુકાયો હતો કે કન્યા કેળવણીને સફળ કરવા માટે પ્રજામત કેળવવાની આવશ્યકતા છે અને તે કામ સ્ત્રી ઉન્નતિમાં રસ લેતાં સ્ત્રીપુરુષોએ ઉપાડી લેવું, અને ખાસ કરીને સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લેવો જોઇએ. આ બાબત વિવેચન કરતાં એક પુરુષ વક્તાએ ચેતવણી આપી હતી કે જો પ્રજામત કેળવ્યા સિવાય કાયદા કાનુનોના જોરથી સુધારો કરવાનો પ્રયત્ન થશે તો ગરીબ અને અજ્ઞાન પ્રજાને ઘણું ભારે નુકશાન થશે. વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત છે તે છતાં પછાત કોમોની કન્યાઓમાં તેનો પ્રચાર બહુ વધ્યો નથી; ગરીબ માબાપો દંડાય છે; અને બાળલગ્નના પ્રતિબંધ માટે કાયદો થયો છે તે છતાં તેની અસર સમાજ પર થઇ હોય એવું જણાતું નથી, એટલે કાયદાની સખ્તાઇ કરતાં પ્રચારકામ અને પ્રજાવર્ગને સમજાવવાની ઘણી જ જરૂર છે. વડોદરામાં બાળલગ્નની વિરૂદ્ધ કાયદો થયો છે તે છતાં સમજુ માણસો તથા અમલદારો એવાં લગ્નોમાં જાય છે, અને જે બ્હેનોએ આ પરિષદ્‌માં ઠરાવ પસાર કર્યો છે તે પણ જ્યારે પોતાનાં સગાંસંબંધીઓમાં બાળલગ્ન થશે ત્યારે તેમાં જશે એવી દહેશત રહે છે. આ ટીકા થઇ એટલે એક જાણીતા પ્રતિષ્ઠિત ગૃહસ્થે ત્યાંને ત્યાં એક પરિપત્ર (સર્ક્યુલર) ફેરવ્યો કે જે બ્હેનો બાળલગ્નમાં નહિ જાય તેમણે એ પત્ર પર સહી કરવી. અમે સાંભળ્યું છે કે એ પરિપત્ર પ્રેમાબાઇ હૉલના જમણા હાથના વિભાગમાં રહી ગયો હતો તે છતાં તેનાં ઉપર ૩૭ સહી થઇ હતી. જે વ્યક્તિઓએ સહી કરી હતી તે સૌ આ નિર્ણ-

યનું પાલન કરશે જ, એવી અમને ખાત્રી થતી નથી, અને સભાઓમાં જે પ્રતિજ્ઞાઓ લેવાય છે તેમાં અમને શ્રદ્ધા નથી; પણ આંગળી ઉંચી કરવી અને કાગળ ઉપર સહી કરવી એમાં તફાવત છે. આ બનાવ ગૂજરાતી પ્રજાની જાણ માટે પ્રગટ કરવામાં આવે છે.

* * *

## યુવકોનું બળ

જે દિવસે સ્ત્રી કેળવણી પરિષદની સભા મળી તે સાંજે યુવક સપ્તાહની શરૂઆત થઇ હતી. આજના યુવકોને માથે ભારે જવાબદારી આવી પડી છે. દેશનું ભાવિ તેમને હાથે ઘડાશે. જો યુવકો દૃઢ સંકલ્પ કરે તો બાળલગ્ન તથા કન્યા કેળવણીના પ્રશ્નોનો નિકાલ સપાટામાં થઇ જાય. દેશનો જુવાન વર્ગ બાલપણમાં પરણવાની તથા અભણ કન્યા જોડે વરવાની ના પાડે એટલે સુધારો થયા વિના રહે જ નહિ.

રુશિયાના યુવકવર્ગે આત્મભોગ આપીને આખા દેશનું વાતાવરણ બદલી નાખ્યું હતું પણ કેટલાંક વર્ષો સુધી યુનિવર્સિટીનાં મકાનો ઉજ્જડ થઈ રહ્યાં હતાં. ક્લાઇવ નામના એક યુવાન કારકુને આપણા દેશમાં અંગ્રેજોનું રાજ્ય સ્થાપ્યું હતું. હિંદી યુવકોએ સ્વરાજ્ય મેળવવા માટે કમર કસવી જોઇએ. આજે યૂરોપના મિશનરીઓ આપણા દેશના દૂર દૂર રાની પ્રદેશોમાં જઇને કેળવણી તથા સામાજિક સેવાનાં કામ ઉઠાવી રહ્યા છે. રક્તપિત્તથી પીડાતા હિંદીઓની સારવાર આપણા લોકો નથી કરતા પણ મુક્તિફોજ (સાલ્વેશન આર્મિ)ના માણસો કરે છે. પતિત સ્ત્રીઓના ઉદ્ધાર માટે જે ગૃહો કાઢવામાં આવે છે તેમાં સેવા કરનાર સન્નારી, (પગાર લઇને કે વગર પગારે) હિંદી પ્રજામાંથી મળતી નથી. આ બધી હકીકત જાણીને કયો હિંદી ઉચું મોં રાખી શકે?

યુવકોએ સાહસ ખેડવાનું હોય, અને આજે તો તેમને ક્ષેત્ર શોધવા જવું પડે એમ નથી. આપણા ખેડુતો, મજુરો; આપણો કારીગર વર્ગ: એમની ઉન્નતિ માટે સેંકડો જુવાનીઆની મદદ જોઇએ છે. ભીલ, કાળીપરજ, કોળી, ઠાકરડા, અંત્યજ; ધારાળાનો ઉદ્ધાર કરવા માટે પણ સેંકડો કાર્યકર્તાઓની જરૂર છે. આપણે ત્યાં બધા જીલ્લાઓમાં આશ્રમો છે પણ ત્યાં જોઇએ તેટલા માણસો નથી. પ્રજા પૈસા પણ આપે છે પણ યોગ્ય લાયકાતવાળા જુવાનીઆ એ કામ ઉપાડી લેતા નથી. જો જુવાનીઆ દેશોદ્ધારના પવિત્ર કામમાં ઉતરી પડે તો રાજકારભારની લગામ આપણે જોતજોતામાં ખેંચી લઇએ.

દરેક જીલ્લામાં જુદી જુદી પ્રવૃત્તિઓને માટે એક મંડળ થતું જાય છે. આ બધું કામ જ્યારે વ્યવસ્થિત થશે ત્યારે આપણે લગભગ સ્વાશ્રયી થઇશું. હિંદી સેવક સમાજની માફક ગૂજરાત સેવક સમાજ થાય કે ન થાય પણ દરેક જીલ્લાની જાહેર પ્રવૃત્તિમાં જોર અને રસ રેડે એવું એક મંડળ થાય તો જીલ્લાઓનું સ્વરૂપ બદલાઈ જશે.

* * *

## બોદાં માથાં

સપ્તાહનો મેળાવડો પુરો થયો એટલામાં જ એક અમેરિકન યુવક અમદાવાદ તથા વડોદરામાં યુવકોની સમિતિ સ્થાપવાને માટે આવી ગયો. આ યુવાનનું વય ૨૭–૨૮ નું હતું અને તેણે યૂરોપની લડાઇમાં મશીન–ગન ચલાવી હતી. અમેરિકાના યુવકો તથા મોટી ઉંમરનાં સ્ત્રી પુરુષોની ખાત્રી થઈ ગઇ છે કે પાશ્ચાત્ય દેશોના મૂડીદાર વેપારીઓ, પછાત કોમો તથા પ્રજાઓને ચુસી ખાનાર સામ્રાજ્યવાદીઓ અને એવા એવા રાક્ષસો પોતાનાં હિત સાધવા માટે પ્રજાઓને લડાવી મારશે, તેથી તેમની સામે યુવકોએ બંડ ઉઠાવવું અને જગતમાં શાંતિના પ્રસાર માટે પ્રજામત કેળવવો. એક ભાષણમાં એમણે કહ્યું હતું કે તાલકીવાળાં માથાં હવે સુધરે એવી આશા રાખવી ખોટી છે; માટે

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૩ પોષ ૧૯૮૩ અંક ૩

## ઈશ્વર સ્તવન

[ રાગ યમન, ત્રિતાલ ]

નમન પ્રભો ! કલા તવ અકલા !
પરમ કલાધર ! અમ શું કૃપાકર !
દે અમને રસઘન તે ભાવન— નમન૦
તવ લીલા પ્રભુ ! દીસે અદ્ભુત
ગાન મૌન ધરી કરે મન— નમન૦
કરતી રાઈ તણો પરવત એ
ભાસતી નવલ પુરાતન— નમન૦
કરતી લાસ્ય અને એ તાણ્ડવ
વ્યાપતી જગભર વામન— નમન૦

## વિહંગને સંબોધન

[ રાગ ખમાચ, ત્રિતાલ ]

પાંખ ઊડે તવ વેગે સરતી
ચેતન નૂતન ક્યાં થકી ભરતી ?— પાંખ ઊડે૦
વિહંગ ! જુવે નભમાં કો રાહ શું
પ્રેમ ભીની પંખીડી ઝૂરતી ?— પાંખ ઊડે૦
તરુ પર વા તવ માળે બેઠી કો
વ્હાલી જીવન માર્ગ સુઝવતી— પાંખ ઊડે૦

## ઇશ્વર સ્તવન

[ રાગ યમન, ત્રિતાલ ]

પ ધ ગ ગ
નિનિ (પ) મંગ પ – મંગ રી ગ ગ રી સા રી સા –
ન ડ મ ન પ્ર | ભો ડ ડ ક | લા ડ ત વ | અ ક લા ડ |
૩ × ૨ ૦

નિ નિ મં ગ
સાં રી ગ રી સા રી સા સા સા સા ગ ગરી ગ મં મં પ
પ ર મ ક | લા ડ ધ ર | અ મ શું કૂડ | પા ડ ક ર |
૩ × ૨ ૦

મં ધ રી રી
પ – પ પ મં – મં ગ ગ રી સારીગમંપ ગ રી નીરી સા
હે ડ અ મ | ને ડ ર સ | ધ ન તેડડડ ડ | ડ ભા વ ડ ન |
૩ ૨ ૦

અંતરો–૧

નિ નિ નિ ધ
પંગ પ ધપ સાં – સાં સાં સાં રીંનિ રીં ગં સાં નિનિ (પ) –
ત વ લી ડડ | લા ડ પ્ર ભુ | દી ડડ એ ડ | અ દ્દ ડ ભુ ત |
૩ × ૨ ૦

મં મં ધ રી
પ – પ પ મં – મં ગ ગ રી સારીગમં પ ગ રી નીરી સા
ગા ડ ન મૌ | ડ ડ ન ધ | રી ક રેડડડ ડ | ડ ડ મ ડ ન |
૩ × ૨ ૦

અંતરો–૨

નિ નિ ધ
પંગ પ ધપ સાં – સાં સાં સાં રીંનિ રીં ગં સાં નિનિ (પ) –
ક ર તી ડડ | રા ડ ઇ ત | શો ડડ પ ર | વ ત એ ડ |
૩ × ૨ ૦

મં મં ધ રી
પ – પ પ મં – મં ગ ગ રી સારીગમં પ ગ રી નીરી સા
ભા ડ સ તી | ન વ લ પુ | રા ડ ડડડડ ડ | ડ ડ ત ડ ન |
૩ × ૨ ૦

આ ગીતો 'રાઇનો પર્વત' નાટક ભજવાયું તેમાંથી લીધાં છે. પ્રસંગોને અનુકૂલ શુદ્ધ શાસ્ત્રીય રાહો પંડિત વાડીલાલ શિવલાલે યોજેલા છે જેઓ પ્રસિદ્ધ સંગીત વિશારદ ભાતખંડેના પટ્ટશિષ્ય છે. એ રાહ પ્રમાણે શબ્દાર્થની યોજના શ્રીયુત રસિકલાલ છો. પરીખે કરેલી છે.

અંતરો-૩

નિ નિ નિ ધ
પ ગ પ ધપ સાં – સાં સાં સાં રીંનિ રીં ગં સાં નિનિ (પ) –
ક ર તી ઽઽ | લા ઽ સ્ય અ | ને ઽઽ એ ઽ | તાં ઽઽ ઙ વ |
૩ × ૨ ૦

મં મં ધ રી
પ – પ પ મં – મં ગ ગ રી સારીગમ પ ગ રી નીરી સા
વ્યાઽ પ તી | ઽ ઽ જ ગ | ભ ર વા ઽ | ઽ ઽ મઽ ન |
૩ × ૨ ૦



## વિહગને સંબોધન

[ રાગ ખમાજ, ત્રિતાલ ]

પ મ નિ
સાં (સાં)-નિનિ ધંપ ધ (મં) ગ ગ મં પ ધ સાં નિ સાં –
પાં ઽ ઽખુઁ | ઉ ઽ ઽ ત વ | વે ઽ ગે ઽ | સ ર તી ઽ |
૦ ૩ × ૨

નિ રીં રીં સાં ધ પ
સાં – ગંમં ગં – નિ સાં – નિ સાં સાં નિસાંરીં નિસાં નિ ધ
ઽ એ ઽ તન | નૂ ઽ ત ન | ઽ ક્યાં થ કી | ભઽઽ રઽ તી ઽ |
૦ ૩ × ૨

અંતરો-૧

મ નિ નિ રીં
ગ મ ધ નિ સા – નિ નિ સાં – – સાં સાંનિ સાં નિ ધ
વિ હ ગ જુ | વે ઽ ન ભ | માં ઽ ઽ કો | રા ઽ હ શુ |
૦ ૩ × ૨

નિ રીં રીં સાં નિ ધ પ
સાં – ગં મં ગં – નિ સાં નિ સાં સાં સાં (સાં) નિ ધ
પ્રે ઽ મ ભી | ની ઽ પં ઽ | ઽ ખી ડી ઽ | જૂ ર તી ઽ |
૦ ૩ × ૨

અંતરો-૨

મ નિ રીં
ગ મ ધ નિ સાં – નિ નિ સાં – સાં સાં સાંનિ સાં નિ ધ
ત રુ પ ર | વા ઽ ત વ | મા ઽ બે બે | ઽઽહી કો ઽ |
૦ ૩ × ૨

ધ મં રીં રીં સાં ધ પ
પં – ગ મં ગ – નિ સાં નિ નિ સાં સાં નિસાંરીં નિસાં નિ ધ
વ્હા ઽ લી ઽ | જી ઽ વ ન | મા ઽ ગે સુ | ઝઽઽ વ ઽ તી ઽ
૦ ૩ × ૨

કારણકે જરૂર પૂરતો ગ્રન્થસંગ્રહ ભારતવર્ષમાંથી જ મળી આવે એવું હતું. પરન્તુ કોણ જાણે કયા કારણથી શ્રી ગુરુદેવની સાથે પત્રવ્યવહાર ચાલેલો અને તેમાં પેકીન યુનિવર્સિટીમાં અધ્યાપક તરીકે જવાનું નિમંત્રણ આવેલું. તે વખતે તો મેં એનો અસ્વીકાર કરેલો, કારણકે ચીન મારૂં કાર્યક્ષેત્ર નહોતું. વળી ચીનીનો અભ્યાસ પ્રો. સિલ્વન લૅવીની પાસે કરવાનું ઠીક પડે એમ હતું. બે વર્ષ પછી જ્યારે શ્રી ગુરુદેવના પર ત્યાંના વિદ્વાનો તરફથી નિમંત્રણ આવ્યું, ત્યારે તેમાં એવી પણ વિનંતિ હતી, કે ભારતવર્ષના પંડિતોને પણ સાથે લાવજો. શ્રી ગુરુદેવને વિચાર થયો, કે વિદ્વાનોને કેવી રીતે લઈ જવા? પણ કલકત્તાના બીરલા બંધુએ ખર્ચ આપવાનું માથે લીધું એટલે શ્રી ગુરુદેવે મને સાથે જવા કહ્યું. ત્યારે મેં કહ્યું કે મારા કરતાં વધારે યોગ્ય માણસો છે તેમને લઈ જાઓ તો સારૂં. એમ કહી હું નિશ્ચિંત થયો. શ્રી ગુરુદેવ ચીન જવા નીકળવાના હતા તે પહેલાં ચાર પાંચ દિવસ અગાઉ તેમને મળવા માટે હું કલકત્તા ગયો ત્યારે સર્વ મને જોઇને હસવા લાગ્યા. બધાએ પૂછ્યું કે તમારો બધો સરસામાન બાંધી તૈયાર થયા છો કે? મને થયું, કે હું તો પારકાની જાનમાં આવેલો પણ આ તો મને જ પરણાવવાની વાત! મેં વિચાર્યું હતું કે શ્રી. નંદલાલ જેવા વિદ્વાન ચિત્રકાર ચીનમાં જાય એ જ વધારે યોગ્ય છે કારણકે એમના જવાથી ચીન અને ભારતવર્ષની ચિત્રકળાનો સુયોગ પણ થાય. મેં પૂછ્યું કે પાસપૉર્ટ વગેરેની શી વ્યવસ્થા છે? ઉત્તર મળ્યો, કે બધી વ્યવસ્થા થઇ ગઈ છે. ચાર પાંચ દિવસમાં બન્ધુબાન્ધવ અને જામાતાએ ઝભ્ભો ધોતીયું વગેરે કપડાંની વ્યવસ્થા કરી નાખી. મને તો ખબર નહિ કે મારી પાસે શો સામાન છે. મેં તો કેટલાંક પુસ્તકો ઝડપથી ભેગાં કરી લીધાં: કારણકે ચીન તો રહ્યો ગંભીર પંડિતોનો દેશ. તેમની સાથે બધી જ વાતચીત બહુ જ સાવધાનીથી કરવાની હોય છે. જહાજમાં જઈ સામાન જોયો તો કેટલીક ચીજો તો છ જણને જોઈએ તેટલી હતી, જ્યારે કેટલીક મુદ્દલ જ ન હતી. વિચાર કર્યો કે તે ચીજો રંગુનથી લઇ જઇશું.

મુશ્કેલી એ હતી, કે ચીનનો પરિચય ચીની મોચી, સુતાર વગેરે ઉપરથી થયો હતો. જેમ ભારતવર્ષમાંથી ધાણકા, કોળી વગેરે મજુરો પરદેશ જાય અને તે ઉપરથી ત્યાંના લોકો ભારતવર્ષની સભ્યતાનું અનુમાન કરે તેના જેવું ચીનના સંબંધમાં આપણે કરીએ છીએ. પ્રથમ રંગુન જઈ કેમેનડાઈનમાં જબરદસ્ત કૉલેજ જોઈ. ત્યાં ચીનની સભ્યતા, પાંડિત્ય અને ભદ્રતાનો થોડો ઘણો પરિચય મેળવી મલય દ્વીપકલ્પમાં ગયા. મલયમાંથી સ્ટ્રેઈટસેટલમેન્ટ્સમાં ગયા. ત્યાં સવારમાં છ કલાક સુધી સ્ટીમર થોભી હતી. અત્યાર સુધી સમુદ્રમાં મોટા તરંગો ઉછળતા નહિ એટલે આરામથી મુસાફરી કરેલી અને વિચાર આવેલો કે સમુદ્રયાત્રામાં કેવી લ્હેર છે! પરંતુ જ્યારે સ્ટ્રેઇટમાંથી ઉપડયા અને ભારતવર્ષની સભ્યતાવાળા બન્ને બાજુના દ્વીપકલ્પો વચ્ચે થઇને પાસિફીક મહાસાગરમાં પેઠા, ત્યારે મોટા મોટા તરંગો આવવા લાગ્યા; અને ત્યારથી બધા આરામ ખુરશીમાં પડી રહેવા લાગ્યા. કાંઈ પણ કરવાની વૃત્તિ જ ન થાય.

## હૃદય જીતવાની કળા

ચીનદેશના લોક તરફથી જે પહેલું અભિનંદન પત્ર મળ્યું તે હાથીદાંતની પેટી ઉપર કોતરણી કરી બંગાલી અક્ષરમાં લખેલું હતું, અને તે પર શ્રી ગુરુદેવનું નામ બહુ

સુન્દર રીતે કોતરેલું હતું. કલકત્તાના ચીનના કોન્સલ પાસેથી અક્ષરનો ફોટો મંગાવી તે પરથી એમણે કોતરેલું હતું. આ ઉપરથી સમજાય છે કે મનુષ્યનું હૃદય કેવી રીતે જીતી શકાય તે એ લોકો જાણે છે. જો કોઇ ઓછી સભ્યતાવાળા દેશમાં ગયા હોત તો પ્રશ્ન પૂછાત કે બંગાળી સારી ભાષા છે? તે સહેલાઈથી લખી શકાય છે? પણ આ લોકો તો જાણતા હતા, કે બંગાલી અમારી અંતરની ભાષા છે, અને તે સારી રીતે લખી હોય તો અમે પ્રસન્ન થઇએ.

જ્યારે હોંગકોંગ પહોંચ્યા ત્યારે સનયાતસેન કૉન્સલના સેક્રેટરીએ કેન્ટોનમાં જવાનું કહ્યું કારણકે દક્ષિણ ચીનનું તે મુખ્ય સ્થાન હતું. અમે કહ્યું: 'પણ અમે સાંગહાઈ સુધીની વ્યવસ્થા કરેલી છે, તે કેવી રીતે ફેરવી શકાય?' તેમણે કહ્યું: 'એવી વ્યવસ્થા કરવી અઘરી નથી.' આ પરથી એમ ન જાણવું કે તે આપખુદ હતા પણ તે લોકપ્રિય હતાં તેથી જ એમ કરવાને સમર્થ હતા. અમે કહ્યું: 'વૃક્ષના મૂળમાં જલસિંચન થાય તેવી રીતે ચીનની રાજ્યધાની અને વિદ્યા તથા સંસ્કૃતિના મૂલસ્થાન પેકિનથી અમારી યાત્રાનો આરંભ થાય એ યોગ્ય છે અને શ્રી. ગુરુદેવનું પહેલું જાહેર ભાષણ પણ પેકિનમાં જ થાય એ ઇચ્છવા યોગ્ય છે.' એટલે સનયાતસેનના સેક્રેટરીએ કહ્યું: 'આપની વાત યોગ્ય છે.'

## આદર્શ અને વ્યવહાર

સનયાતસેનના કહેવાથી માલમ પડ્યું કે તેમનું રાજ્ય માત્ર એકલા વ્યવહાર પર નહિ પણ આદર્શ પર રચાયેલું છે. તેથી અમને તેમને માટે શ્રદ્ધા અને વિશ્વાસ ઉત્પન્ન થયાં. સનયાતસેનના તરફ શ્રદ્ધાવાળા અનેક માણસોને અમે જોયા તેમાંના એકને અમે નમ્રતાપૂર્વક પૂછ્યું: 'આપની જાતિ તો બહુ ઉપયોગિતાવાદી છે તો તમારા રાજ્યની પ્રતિષ્ઠા સર્વોચ્ચ આદર્શ ઉપર છે તે અમારા માનવામાં તો નથી આવતું.' તેમણે કહ્યું: 'વિશ્વશક્તિથી પ્રતિકૂલ થઇ કંઇ કરીએ તો વિશ્વશક્તિ આઘાતરૂપ થઇ પડે અને એ શક્તિને અનુકૂલ થઇ કામ કરીએ તો જે સ્વાભાવિક ઇષ્ટ છે તે અવશ્ય પ્રાપ્ત થાય. આદર્શ એ સમસ્ત મનુષ્ય જાતની સ્વીકૃત વિશ્વસનીય સત્યની પ્રતિષ્ઠા-ભૂમિ છે. અમે તો નવીન શક્તિ મળે એવી ઘટનાઓ ઘડીએ છીએ, અને તે જો આદર્શ પર ન ઘડીએ તો કેવી રીતે ટકે? નૂતન વસ્તુ પ્રથમથી જ સુપ્રતિષ્ઠિત હોવી જોઈએ, નહિ તો પ્રતિષ્ઠાહીન વસ્તુની માફક તે બે દિવસમાં તૂટી પડે.' મને વિચાર આવ્યો, કે નવીન શક્તિનો સંચાર થતો હોય તે વખતે આદર્શ વગર પણ ચલાવી લેવાય, એવી માન્યતાવાળા જો આ રીતે વિચારે તો કેટલો લાભ થાય? એમણે ચીનની વાસ્તવિક શક્તિ આ પ્રમાણે ઉત્પન્ન કરી છે.

ત્યાંથી અમો સાંગહાઈ ગયા. ત્યાં અમોએ જોયું, કે ચીનના લોકો ઠીંગણા નહોતા પણ દીર્ઘાકાર, સુંદર, શ્રીમાન્, પ્રતિભાશાળી અને નેત્રમાં વિદ્વત્તાના તેજવાળા હતા. પહેલાં ત્યાંનું રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય જોયું અને તેના અધ્યાપકો સાથે વાતચીત કરી. તેમાંના પ્રત્યેક એવા ગંભીર પંડિત હતા કે તેમનો પરિચય આપવો કેવળ અશક્ય છે.

## હેંગચાઉને રસ્તે

૧૫૦ માઈલ દૂર હેંગચાઉ સરોવર ઉપરના હેંગચાઉ શહેરમાંથી શ્રીગુરુદેવને નિમંત્રણ આવ્યું હતું ત્યાં જવાનું નક્કી કર્યું. અમારા સાંભળવામાં આવ્યું હતું કે હેંગચાઉ

સરોવર માનસ સરોવરના જેવું છે, અને તેની આજુબાજુના માનસિક વાતાવરણમાં સભ્યતા, ઉત્કૃષ્ટતા અને વિદ્યાકળાનો વિસ્તાર છે. માર્કોપોલોએ પણ મધ્યયુગમાં તે સરોવરની આજુબાજુ ઘણો વખત ગાળ્યો હતો. પહેલાં ૪૦૦ વર્ષ ઉપર ભારતમાંથી સાધુપુરુષો ગએલા તે તિબેટમાં થઈને ચીનના પશ્ચિમ ભાગમાં ગએલા; અને પછીથી જે ગએલા તે હેંગચાઉ ગએલા. ચોથીથી આઠમી સદી સુધી ભારત અને ચીનનો સંબંધ ગાઢ હતો. આ હેંગચાઉમાં જવાનું થશે એમ સાંભળી અમને અત્યન્ત આનંદ થયો. સાંગહાઈથી ચાલ્યા. માર્ગે નાની નાની નદીઓ અને મોટી મોટી નહેરો પણ આવતી હતી, તેમાં ગ્રેન્ડ કેનલના આદી અને મુખ્ય ભાગની લંબાઈ ૬૫૦ માઇલ છે અને તેમાંથી બીજી મોટી શાખાઓ કાઢેલી છે તે બધીની એકઠી કરેલી લંબાઈ ૧૫૦૦ માઇલ થાય. ગ્રેન્ડ કેનલ એરણુ નદીના પહોળામાં પહોળા પટથી સોળ ગણી પહોળી હતી. ઈ. સ. પૂર્વે ૪૦૦ વર્ષ પહેલાં તે બાંધવા માંડી હતી, અને બે હજાર વર્ષથી એ વપરાશમાં છે. એ મુખ્ય નહેર છે અને એમાંથી નીકળતી નાની નહેરો ઘણી છે. એની મારફત રણ અને ફળદ્રુપ નહિ એવી ભૂમિ પર વિજય મેળવ્યો છે. લાખો લોકોની રણ જેવી જમીન એની સહાયતાથી ફળદ્રુપ બનાવેલી છે.

[ અનુસંધાન પૃષ્ઠ ૨૦૯ થી ચાલુ ]

## છાત્રાલય વિશે ગાંધીજીનો પત્ર*

ભાઈ,

મને કાંઈ પણ લખાણુ મોકલવાને વખત છે જ નહિ. ઘણું કામ એમને એમ પડયું રહે છે. જેઓ મારી દશા સમજે છે તેઓએ મારી ઉપર નવો બોજો ન મૂકવો તે તેમની ફરજ છે. તમને હું ના નથી પાડી શકયો એટલે કંઈક મોકલાવું છું. ભવિષ્યમાં બચાવજો. અને બીજાઓને મારી ઉપર બોજો મૂકતાં રોકજો. જેમાં મારી ખરેખરી જરૂર હોય તેમાં જ મને રોકવાથી મારી સારામાં સારી સેવા લઈ શકાય. એક દોકડાના કામમાં રૂપીઓ વાપરનારને આપણે શી ઉપમા આપીએ ? કેટલાંક કામમાં મારી કિમ્મત રૂપીઆની છે એમ હું માનું છું. એવાં કામો અત્યારે મારી પાસે પુષ્કળ છે તેમાં જ હું ગુલતાન રહું એ જરૂરનું છે.

મોતીહારી
કાર્તિક, અમાવાસ્યા
સં. ૧૯૭૨

મોહનદાસ ગાંધીના
વંદે માતરમ્.

* આ પત્ર શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા ઉપર લખાયેલો.

# વિદ્યાર્થી-આશ્રમ

વિદ્યાર્થીઓને સારૂ આશ્રમો ખોલવાં એ નાનીસુની જવાબદારી નથી. એમ છતાં એવું જોવામાં આવે છે કે જેની પાસે પૈસા હોય છે અને જેને આવાં આશ્રમો ખોલવાની ઇચ્છા થઇ જાય છે તે ગમે તે માણસને રોકી આવાં આશ્રમો ખોલે છે. યુરોપમાં તેમ જ હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં આવાં આશ્રમો ચાલે છે, ત્યાં ત્યાં ઘણીવાર અનીતિઓ થતી જોવામાં આવે છે. યુરોપમાં વખતોવખત તે વિષે છાપાઓમાં ચર્ચા થાય છે. હિંદુસ્તાનમાં છાપાઓનું ધ્યાન આ વિષય ઉપર ઓછું ખેંચવામાં આવે છે. જેઓને અનીતિનો અનુભવ થયો છે તેઓ બહાર પાડતાં ડરે છે. અધિપતિઓ પણ સંકોચાય છે અને અનીતિ ધીમે ધીમે ઘર કરતી જાય છે. ઉપાયો બતાવવા અને યોજવા એ સ્હેલું નથી, છતાં કેટલાક ઉપાયો જે મેં પોતે અમલમાં મૂકેલા છે તેની નોંધ નીચે કરી નાખું છું.

(૧) ગમે તેવા પ્રયત્ન કરીને પણ વિદ્યાર્થીગૃહનો પતિ વિદ્વાન તેમ જ ચારિત્રવાન્ હોવો જોઇએ અને તેનો બધો વખત વિદ્યાર્થીઓના જ કામમાં રોકાવાની જરૂર છે. પ્રમાણિક મુખી તરત અનુભવશે કે બીજા કોઇ પણ કાર્યને સારૂ તેની પાસે વખત નથી. મુખીએ વિદ્યાર્થીના જીવનના દરેક વિભાગમાં તન્મય થવું જોઇએ.

(૨) વિદ્યાર્થીઓને હમેશાં ધર્મશિક્ષણ મળવું જોઇએ. ધર્મશિક્ષણ મુખ્યત્વે એ મુખીના જીવનમાંથી જ લઈ શકશે.

(૩) વિદ્યાર્થીને એકાંત મળવું એ આવશ્યક છે તેથી એક કોટડીમાં બધાને ગોંધવાને બદલે નાની પણ દરેકને સારૂ નોખી કોટડી હોય તો સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે વિકાસ પામી શકશે; અને પ્રત્યેક વિદ્યાર્થીના ગુણદોષ, તેની પોતાની કોટડી રાખવાની ઢબ ઉપરથી જણાઇ આવશે.

(૪) વિદ્યાર્થી શૂરવીર અને નિર્ભય બને તે સારૂ તેને પોતાના દરેક કામમાં રોકવાની જરૂર છે, એટલે કે નોકરો પાસેથી તેનું બધું કામ કરાવી વિદ્યાર્થીને અપંગ બનાવવાને બદલે વિદ્યાર્થીની પાસે એવું કામ કરાવી તેને સ્વતંત્ર બનાવવો જોઇએ.

(૫) વિદ્યાર્થીઓનાં શરીર કસાયલાં નથી હોતાં. નિશાળમાં તે કેળવણી નથી હોતી, તેઓને વ્યાયામ અવશ્ય જોઇએ.

(૬) વિદ્યાર્થીઓનાં શરીરની દાક્તરી તપાસ-બધા ભાગની દર માસે થવી જોઇએ.

(૭) શાળાઓમાં ઉદ્યોગ કાંઇ શીખવવામાં નથી આવતો. કંઇક પણ ઉદ્યોગ વિદ્યાર્થી-આશ્રમોમાં દાખલ કરવો જોઇએ.

(૮) શાળાઓમાં બીજી પણ જે ન્યૂનતા જોવામાં આવે તે આશ્રમોમાં બને તેટલે દરજ્જે દૂર કરવી જોઇએ.

(૯) વિદ્યાર્થીઓને એક બીજાની વચ્ચે કદી પણ અંગ્રેજી બોલવાની ટેવ નહિ પડવા દેવી જોઇએ અને માતૃભાષા ઉપર પ્રેમ ઉત્પન્ન કરાવવો જોઇએ.

(૧૦) તેઓને સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, નિર્ભયતા, સ્વદેશી આટલાં વ્રતો ગમે તે જોખમે પણ પળાવવા પ્રયત્ન થવો જોઇએ. તે વિના મળેલ કેળવણી લગભગ વ્યર્થ છે.

મોહનદાસ ગાંધીના
વંદે માતરમ્

# શિક્ષણ અને છાત્રાલય*

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

સજ્જનો,

આપે નિર્દેશ કરેલું સ્થાન સ્વીકારતાં મને અનેક પ્રકારની લાગણીઓ થાય છે. આ માનપ્રદ સ્થાન આપ મને આપો છો તે માટે આભારની લાગણી તો થાય જ પણ તે ઉપરાંત પ્રસંગની ગંભીરતાથી મને જરા સંકોચ થાય છે. આ એક નવા જ સંમેલનનો આપણે ઉપક્રમ કરીએ છીએ. આપણી પાસે આવવાના પ્રશ્નો નવા જ હશે. તેની વસ્તુ પરિસ્થિતિ નવા જ પ્રકારની હશે. અને તેવા જ નવા પ્રકારનાં તેનાં સમાધાનો પણ આપણે શોધવાનાં છે. સામાન્ય રીતે રૂઢિ કે પૂર્વની પરંપરા કાર્યપદ્ધતિને નક્કી કરી આપે છે તે પણ આપણી પાછળ નથી. અને પ્રથમ જ સંમેલન હોવાથી સંમેલનના અસ્તિત્વનું મહત્ત્વ તેના પરિણામથી આપણે ગૂજરાતને સાબીત કરી આપવાનું છે. આ સ્થિતિમાં મારી વ્યક્તિગત મર્યાદાઓનો વિચાર કરતાં મને કેટલીક આશંકાઓ થાય છે. પણ દરખાસ્ત મૂકનાર શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટ, જેઓ મારા ગુરુ હતા ત્યારથી વડિલમિત્ર થઈ રહ્યા છે, તેમના નિર્ણય ઉપર અને આપના સૌજન્ય ઉપર આસ્થા રાખી હું આ પદ સ્વીકારૂં છું. મને આશા છે કે આપ સર્વના ઉત્સાહ, કાર્યકુશળતા અને સદ્ભાવથી આપણું કાર્ય આપણે સાંગોપાંગ પાર ઉતારી શકીશું.

આપણા સંમેલનનો ચર્ચાવિષય છાત્રાલયો છે. તેનું નિમિત્ત તો મુખ્યત્વે બહારગામથી આવતા છાત્રોને રહેવાનું અને ખાવાનું પુરૂં પાડવાની સગવડ આપવી એટલું જ છે. પણ માણસ જડ જીવનના નિમિત્તની બહાર જઈ એ પ્રસંગનો પોતાના અધિકાર પ્રમાણે પોતાના ઉદ્દેશો પાર પાડવાને અને તેટલો વધારેમાં વધારે ઉપયોગ કરે છે. વિકાસક્રમે જીભ તો રસના છે, ખાવાનું સંકોરવાને અને રસ પેદા કરી તેને સુપાચ્ય બનાવવાને નિમિત્તે પ્રાણીઓને મળેલ છે. પણ માણસ જાતે વિચારવ્યવહારની ભાષા બોલવામાં તેનો કોઈ અદ્ભુત ઉપયોગ કર્યો છે. આપણા જીવનમાં છાત્રાલયોનો આપણે શો ઉપયોગ કરી શકીએ અને કઈ રીતે સારામાં સારો ઉપયોગ કરી શકીએ એ આપણા સંમેલનનો મુખ્ય પ્રશ્ન છે.

આ મુખ્ય પ્રશ્ન શિક્ષણના વ્યાપક પ્રશ્ન સાથે સમવેત છે. એ પ્રશ્નથી તેને જુદો પાડી શકાય તેમ નથી. છાત્રાલયો કેવાં હોવાં જોઈએ એ પ્રશ્ન શિક્ષણ એટલે શું અને શિક્ષણ કેવું હોવું જોઈએ તેની સાથે જીવન્ત સંબંધ રાખે છે. શિક્ષણ વિષે આપણને જેમ વધારે સ્પષ્ટ ખ્યાલ, જેમ વધારે સ્ફુટ દર્શન, તેમ છાત્રાલયના પ્રશ્નોનો આપણે વધારે સારો નિવેડો કરી શકવાના.

અને છતાં શિક્ષણનો સમગ્ર પ્રશ્ન આપણે અહીં ચર્ચી શકીએ નહિ. સામાન્ય રૂપે શિક્ષણનો વિષય એટલો વિશાળ છે અને વિશિષ્ટ રૂપે તે એટલો સૂક્ષ્મ અને વિવિધ છે કે દિવસોના દિવસો બેસીએ તો પણ તેનો અંત આવે નહિ. હું પોતે તો તેને આત્માની બીજી

* પ્રથમ છાત્રાલય સંમેલન, ભાવનગરઃ તા. ૮-૧-૨૭, પ્રમુખપદેથી આપેલું ભાષણ.

ચૈતન્યપ્રવૃત્તિ જેવો અનંત જ ગણું છું. જેમ માનવજાતિનો ઇતિહાસ કદી પૂરો થવાનો નથી, જેમ માનવજ્ઞાનની અનેક શાખારૂપ શાસ્ત્રો કદી પૂર્ણ થવાનાં નહિ, જેમ માનવની કલાઓ, કાવ્ય, ચિત્ર, સ્થાપત્ય કદી ખૂટી જવાનાં નહિ, તેમ શિક્ષણ પણ કદી પુરૂં કે પૂર્ણ થવાનું નહિ. જેમ કવિ જન્મે છે, તેમ ખરો શિક્ષક પણ જન્મે છે. જેમ સાહિત્ય અને શાસ્ત્રજ્ઞાનથી કવિ કેળવાય છે સમૃદ્ધ થાય છે, તેમ શાસ્ત્રના સંસ્કારથી શિક્ષક પણ કેળવાય છે. શિક્ષણ માનવની અનન્ત શક્તિમાંથી પ્રગટ થતી તેની એક પ્રવૃત્તિ છે. અહીં માત્ર આપણા પ્રયોજન પુરતી જ તેની ચર્ચા કે બાહ્યરેખાનું અવલોકન કરી શકીએ.

પ્રાચીન કાલમાં કોઈપણ વિષય ઉપર ચર્ચા કરવાની એક સરલ અને ચોક્કસ પદ્ધતિ હતી. દરેક પ્રશ્નને પંડિતો એક મુખ્ય પ્રશ્નના સંબંધથી જ વિચારતા. તે મુખ્ય પ્રશ્ન એ કે માનવજીવનનો હેતુ શો છે? પછી જો માનવજીવનનો હેતુ નક્કી થયો હોય, માનો કે તે મોક્ષ છે, તો પછી તેનાં સાધન નક્કી કરવાં અને જીવનના બીજા સર્વ પ્રદેશો એ મુખ્ય ઉદ્દેશને અનુકૂલ કરવા. જીવનના બધા પ્રશ્નોનો નિવેડો એ એક મુખ્ય ધ્યેયના સંબંધથી કરવો. મોક્ષનાં સાધનો આપવાં, ખીલવવાં, એ જ શિક્ષણનો પણ હેતુ.

આ પદ્ધતિ ખોટી હતી કે બાલિશ હતી એમ હું કહેતો નથી. પણ એટલું જરૂર માનું છું કે આ પદ્ધતિ કોઈ વ્યક્તિને ગમે તેટલી ઉપકારક હોય, પણ સમાજને તે ઉપકારક થઈ શકે તેમ નથી. આપણો બહુરંગી સમાજ એમ કોઈ એક જ વસ્તુને જીવનનું ધ્યેય માનતો નથી. માને તો પણ તેનાં સાધનો વિષે એકમત નથી. એકમત હોય તો પણ સમાજના જીવનમાં એ હેતુ અત્યારે પ્રવર્તક નથી; અને એ એક જ કુંચીથી જીવનનાં સર્વ તાળાં ઉઘડે એમ સર્વ માનતા નથી. હાલની ફિલસુફી પણ જીવનનું એક ધ્યેય આપવાનો દાવો કરતી નથી. હાલ તે જીવનને, જીવનની અનેક જ્ઞાન-શાખાઓને, જીવનના અનેક અનુભવોને એક કરીને જોવા સમજવા માત્ર પ્રયત્ન કરે છે. પ્રવૃત્તિ તરફ દોરતો ધર્મ અને ફિલસુફીની વચ્ચે અત્યારે અંતર છે. ફિલસુફી હજી ધર્મ બની શકે એટલી પરિપક્વ કે સર્વમાન્ય થઈ નથી. દરેક શાસ્ત્રની પેઠે તે પણ બને તેટ-લાનો ખુલાસો કરી પોતાનું અજ્ઞાન સ્વીકારી પ્રકાશની રાહ જુવે છે. આપણો હિન્દ પણ આમાં અપવાદ નથી. વ્યક્તિને સંતોષ આપનાર ધર્મો છે. પણ સમાજ તેને સ્વીકારે તેવી ફિલસુફી એ ધર્મજીવનમાં વ્યાપ્ત નથી. અત્યારે જીવનદર્શનમાં સર્વત્ર નેતિવાદ ચાલે છે.

પણ આવો સર્વમાન્ય ઉદ્દેશ ન હોય ત્યાં પણ જગત્ કાંઈ ઉદ્દેશશૂન્ય થઈ નિશ્ચેષ્ટ બનતું નથી. મહાન સાર્વભૌમ ઉદ્દેશ મનાતો હોય છે ત્યારે પણ વ્યાવહારિક ઉદ્દેશો જ લોકમાં વધારે પ્રવર્તિત હોય છે, તો આવા ઉદ્દેશના અભાવે અનેક વિરુદ્ધ ઉદ્દેશો જીવનમાં પ્રવૃત્ત થઈ એક પ્રકારની અનવસ્થાનું સામ્રાજ્ય ચાલે તેમાં શી નવાઈ! અને અત્યારે આપણને એ જ અનુભવ છેઃ શું જીવનમાં કે શું શિક્ષણમાં.

અને જીવનના સંકુચિત દૃષ્ટિના ઉદ્દેશો શિક્ષણમાં વધારે સ્પષ્ટરૂપે દેખાતા રહે છે. જીવન વધારે જટિલ છે, સંકુલ છે. અનેક પ્રયોજનોથી અને પક્ષાપક્ષીના વિરોધોથી અસ્પષ્ટ અને અવ્યવસ્થિત થયેલું છે, માટે માણસની ખરી માન્યતા તેમાં વ્યક્ત ન પણ થાય. પણ શિક્ષણ મોટી ઉંમરના માણસના હાથમાં છે. તેની ક્રિયાનો વિષય બનતા બાળકો તરફથી વિરોધ થવાનો સંભવ ઘણો ઓછો છે. માણસ છેક પોતાની નિર્બળતાથી કે સ્વાર્થથી પણ

જે વસ્તુઓમાં પોતાની બાબતમાં મંદ હોય છે તેવીમાં પણ—અંદરના નિર્બળ મનુષ્યો તો ખાસ કરીને—બીજાને શિક્ષણ આપતી વખતે તે તે બાબતો ઉપર પૂરેપૂરો ભાર દે છે. તેથી જીવન કરતાં પણ કેટલીક બાબતોમાં શિક્ષણમાં પ્રજાના ઉદ્દેશો વધારે સ્પષ્ટ દેખાય છે. આ રીતે જર્મન પ્રજાએ પોતાનું સમગ્ર શિક્ષણ, જર્મનીને મહાન સામ્રાજ્ય બનાવવાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને એકાગ્ર કર્યું. જર્મનદેશ સૌથી મોટો થાય, જર્મનદેશની સંસ્કૃતિ જગતમાં પ્રસરે, બીજી પ્રજાઓ ઉપર જર્મની રાજ્ય કરે, એ એક જ ભાવ આખી પ્રજામાં વિસ્તારવાનું. કામ ત્યાંના શિક્ષણે કર્યું. અને શિક્ષણથી તે સિદ્ધ થઈ શકે તેટલું તે સિદ્ધ થયું. શિક્ષણ હજી આ પ્રજાભાવનાની સ્વાર્થમયતામાંથી કોઈ સ્વતંત્ર દેશમાં મુક્ત નથી થયું. આપણને ઈંગ્લાંડના વિચારકો આમાંથી મુક્ત રહેવા ઘણીવાર કહે છે, પણ ત્યાં જ શું છે તે જુઓ. અંગ્રેજી ભાષામાં હમણાં બહાર પડેલા મિ. બર્ટ્રાન્ડ રસેલના પુસ્તકમાં ચાલુ શિક્ષણપદ્ધતિ વિષે શું કહ્યું છે ?

Dr. Arnold's system, which has remained in force in English public schools to the present day, had another defect, namely that it was aristocratic. The aim was to train men for positions of authority and power, whether at home or in distant parts of the empire. An aristocracy, if it is to survive, needs certain virtues: these were to be imparted at school. The product was to be energetic, stoical, physically fit, possessed of certain unalterable beliefs, with high standards of rectitude, and convinced that it had an important mission in the world. To a surprising extent, these results were achieved. Intellect was sacrificed to them, because intellect might produce doubt. Sympathy was sacrificed, because it might interfere with governing inferior races or classes. Kindliness was sacrificed for the sake of toughness; imagination for the sake of firmness. In an unchanging world, the result might have been a permanent aristocracy, possessing the merits and defects of the Spartans. But aristocracy is out of date, and subject populations will no longer obey even the most wise and virtuous rulers. The rulers are driven into brutality and brutality further encourages revolt. The complexity of the modern world increasingly requires intelligence and Dr. Arnold sacrificed intelligence to "virtue." The battle of Waterloo may have been won on the playing fields of Eton, but the British Empire is being lost there. The modern world needs a different type, with more imaginative sympathy, more intellectual suppleness, less belief in bull-dog courage and more belief in technical knowledge. The administrator of the future must be servant of

free citizens, not the benevolent ruler of admiring subjects. The aristocratic tradition embedded in British higher education is its bane. Perhaps this tradition can be eliminated gradually; perhaps the older educational institutions will be found incapable of adapting themselves. As to that, I do not venture an opinion.

અર્થાત્ ઇંગ્લાંડમાં ચાલતી શિક્ષણપદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ દેશમાં કે સામ્રાજ્યના દૂરના ભાગોમાં સત્તા ચલાવનારા અધિકારીઓ તૈયાર કરવાનો હતો. સમર્થ, સહિષ્ણુ, શરીરે સશક્ત, અમુક અમુક માન્યતાઓને વળગી રહેનારો, અમુક અમુક વ્યાવહારિક સચ્ચાઈનાં ધોરણવાળો, અને દુનિયામાં ઇંગ્લાંડ કંઈક પેગામ આપવા આવેલું છે એવી આસ્થાવાળો વર્ગ તે પદ્ધતિ ધાર્યા પ્રમાણે પેદા કરી શકી. પણ એમ કરતાં બુદ્ધિનો ભોગ આપવો પડ્યો કારણ કે બુદ્ધિથી કદાચ શંકા થાય! સહાનુભૂતિનો ભોગ આપવો પડ્યો કારણ કે તે કદાચ 'હલકી' જાતિઓ કે વર્ગો ઉપર રાજ્ય ચલાવતાં આડી આવે! એ જ રીતે આપ્રહી-પણા માટે માયાળુના અને દઢતાને માટે કલ્પનાશક્તિનો ભોગ આપવો પડ્યો. દુનિયાં સ્થિર અવ્યય હોત તો આમાંથી સ્પાર્ટનોનાં બલાબલવાળો અંગ્રેજોનો એક નવો વર્ણ ઉત્પન્ન થાત પણ જમાનો વર્ણોનો નથી. અને પરતંત્ર પ્રજાઓ ગમે તેવા ડાહ્યા અને સદ્ગુણી રાજ્યકર્તાઓને પણ માનવાની નથી. રાજ્યકર્તાઓને પાશવ જુલ્મો કરવા પડે છે અને જુલ્મોથી પાછો બળવો વધતો જાય છે. દુનિયાંની જટિલતા માટે વધારે બુદ્ધિમત્તાની જરૂર છે અને ડૉ. આર્નોલ્ડે પોતાના ઇષ્ટ સદ્ગુણ માટે તેનો ભોગ આપ્યો હતો. ઈટનનાં ક્રીડાંગણો ઉપર વૉટરલૂનું યુદ્ધ તો જીતાયું હોય કે ન હોય પણ બ્રિટીશ શાહેનશાહતની હારની બાજી ત્યાં ખેલાય છે. આધુનિક જગતમાં વધારે કલ્પનાસંપન્ન સહાનુભૂતિની, વધારે સૂક્ષ્મ બુદ્ધિની, વધારે શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે; પાડાબળની આસ્થા ઓછી થવાની જરૂર છે. ભવિષ્યનો વહિવટદાર સ્વતંત્ર પ્રજાજનનો સેવક હશે, આશ્ચર્યથી ચકિત થઈ સ્તુતિ કરનારી પ્રજાનો હિતકર્તા શાસક નહિ. બ્રિટીશ ઉચ્ચ કેળવણીતંત્રમાં રહેલી આ ઉચ્ચ વર્ણની માન્યતા તેના શાપરૂપ છે. કદાચ આ પરંપરા ધીમે ધીમે નાશ પામશે. કદાચ જૂની સંસ્થાઓ આ નવા વિચારોનો સમન્વય કરવા અસમર્થ નીવડશે. એ સંબંધી હું અભિપ્રાય આપવાનું સાહસ કરતો નથી.

ત્યારે જ્યારે આપણી રાજ્યકર્તા પ્રજામાં આ પ્રમાણે હતું, ત્યારે આજ સુધી આપણા દેશમાં શું હતું? આપણે અહીં ખાનગી સમાજથી નભતી પ્રાચીન શિક્ષણસંસ્થાઓ હતી. પણ અંગ્રેજી રાજ્યે વહીવટનું દરેક અંગ હાથમાં લીધું અને વ્યવસ્થિત કરવા માંડ્યું, ત્યારથી જેમ આપણે આપણી બીજી સંસ્થાઓ છોડી દીધી તેમ તેને પણ છોડી દીધી. અત્યારે આપણે જે શિક્ષણપદ્ધતિનો વિચાર કરીએ છીએ તેમાં એ પ્રાચીન પરંપરા રહેલી નથી. આપણે આપણા શાસકોના માત્ર દાસ્ય જ નહિ, શિષ્ય પણ થયા. એમણે જે શીખવ્યું તે શીખ્યા.

અને તે વખતે આપણા સમાજે જીવનનો કે શિક્ષણનો કશો ઉદ્દેશ શિક્ષણમાં મૂકાવવા પ્રયત્ન કર્યો નહિ, પણ આપણા રાજ્યકર્તા પાસે કાર્યક્રમ તૈયાર હતો. તેમાં હિન્દના જીવનનો અને શિક્ષણનો ઉદ્દેશ તેમણે નક્કી કરી રાખેલો હતો. આપણા જીવનનો ઉદ્દેશ ઇંગ્લાંડના રક્ષણમાં રહેવું અને શિક્ષણનો ઉદ્દેશ રાજ્યશાસનમાં તેઓને જોઈએ તે મદદ

દેવી. અને જેમ જર્મનના શિક્ષણે પોતાનો હેતુ સિદ્ધ કર્યો અને આખું જર્મન વશ ન રાખી શકાય તેવું યુદ્ધાકાંક્ષી થઈ ગયું, જેમ ડૉ. આર્નોલ્ડે શરૂ કરેલી શિક્ષણપદ્ધતિ અત્યારે હિન્દમાં સફળ થતી આપણે નજરે જોઇએ છીએ, તેમ આ હિન્દમાં અખત્યાર કરેલી શિક્ષણપદ્ધતિ પણ એટલી સફળ થઈ કે આપણે રાજ્યના વહીવટ માટે હજારોની સંખ્યામાં હિન્દવાનોને પેદા કર્યા. હજી એથી વધારે કરતા જઇએ છીએ. અને ઈંગ્લાંડનું રક્ષણ તો આપણે માટે એટલું આવશ્યક થઇ પડ્યું કે ગયા યુરોપીય વિગ્રહમાં આપણું પોતાનું રક્ષણ કરવાને સૈન્ય જોઇતું હતું અને મહાત્માજી પોતે ભરતી કરવાને ભાષણો કરતા હતા ત્યારે પણ લશ્કરની ભરતી ન થઈ. પરાવલંબિતા એટલી કે અંગ્રેજી રાજ્ય વિના રક્ષણ અને અંગ્રેજી ભાષા વિના શિક્ષણ અશક્ય છે એમ આપણે માનતા થઇ ગયા છીએ. શિક્ષણની સફળતા એથી શી વધારે હોય? અને આમ થાય એ મારે મન માનવને માટે સ્વાભાવિક જ લાગે છે. તેમાં હું અંગ્રેજોની કોઇ અતિ માનવ નિર્બળતા જોતો નથી. વિશાળ ધોરણ પર આ જે પરિણામ આવ્યું તે જ પરિણામ વ્યક્તિજીવનમાં અને આપણા સમાજમાં આવે છે. છતાં આપણે તેની સંભાળ રાખતા નથી. બાપ દીકરાનું રક્ષણ કરવાની અતિ ચીવટ રાખ્યા જ કરે છે, પોતાના અનુભવથી દીકરાને દોર્યા જ કરે છે, પરિણામે દીકરાને પોતાને કશું નથી સુઝતું, પારકું સુઝાડ્યું જ કરે છે. બીજાનું રક્ષણ લઈ શકે છે, આભારી બની શકે છે, પણ પોતાનું કે કોઈનું રક્ષણ નથી કરી શકતો.

દીકરાને દોરવા તેની જીંદગી સુધી બાપ જીવી શકતો નથી, જીવે ત્યાંસુધી પણ વસ્તુસ્થિતિ જોઈ શકે તેવી આંખ તેને રહેતી નથી. અને દીકરો હંમેશનો પરાવલંબી થાય છે. અર્થાત્ રક્ષણ કરવાના મોહમાં બાપ દીકરાને વધવા અને સ્વતંત્ર થવા દેતો નથી. આપણી સ્ત્રીજાતિનું પણ આપણે એમ જ કર્યું છે. સ્ત્રીનું રક્ષણ કરવું, રક્ષણ કરવું, કરીને સ્ત્રીને એવી કરી મૂકી કે તે પોતાનું રક્ષણ કદી ન કરી શકે. પુરુષો તેમનું રક્ષણ કરી શક્યા નહિ પણ પોતા કરતાં તેને નબળી રાખી શક્યા. આખો હિન્દુસમાજ અત્યારે રક્ષણને નામે માત્ર શક્તિનો સંહાર કરે છે. સ્વતંત્ર વિકાસને અટકાવે છે. બીજાને મદદ કરવાને બહાને નિરર્થક હસ્તક્ષેપ કરે છે, દખલ કરે છે, અને ફરજને બહાને પરતંત્રતાનું વાતાવરણ પેદા કરે છે.

અને આપણે ત્યાં ભણવાનો ખરો પ્રવર્તક હેતુ શો છે? માબાપને પૂછો કે દીકરાને શા માટે ભણાવે છે? ભણાવવાનું કારણ છોકરો કમાય, પૈસેટકે સુખી થાય, કુટુંબવાળો થાય અને કુટુંબને સુખી કરે એ સિવાય કશું નથી. આની સાથે અંગ્રેજી ભાષાનો આગ્રહ છે. કારણ કે ભાષા પણ પૈસા પેઠે પ્રતિષ્ઠાનું સાધન ગણાવા લાગી છે. દેશમાં આ પામર વસ્તુઓથી પર ગયેલી વ્યક્તિઓ છે. પણ સમાજમાં આ મુખ્ય હેતુ છે.

શરીરની સુખાકારીથી વધારે મહત્વની કોઈ ચીજ વિદ્યાર્થીની કલ્પનામાં પ્રવેશ કરવા પામતી નથી. શિક્ષકો પણ ઘણે ભાગે કમાવાના સાધન તરીકે જ આ ધંધો લે છે એટલે શિક્ષક મારફત જે કાંઇ વિશાલતાના સંસ્કારો પડી શકે તે પણ નથી પડી શકતા. સમાજ-જીવન એટલું સંકુચિત છે કે તેમાંથી પણ ઉન્નત સંસ્કારો બાળક ગ્રહણ કરતો નથી. અને રાજકારણ જેમાં વ્યાવહારિક દુનિયા એક થઈ શકે, ભવિષ્યની મહત્તાની કંઇક આશાઓ બંધાય તે તો સરકારી નિશાળમાં અસ્પૃશ્ય વિષય છે, અને શુદ્ધ શિક્ષણની બહારનો ગણાય છે.

ત્યારે અત્યારે કોઈ પણ ઉદ્દેશ જીવનમાં નથી ત્યારે શિક્ષણનો ઉદ્દેશ શો? જીવનનો ઉદ્દેશ નક્કી થાય ત્યાં સુધી શિક્ષણ બંધ રાખવું? ના, અત્યારનું શિક્ષણશાસ્ત્ર જુદું જ કહે છે. જીવનમાં ચાલતા નેતિવાદનો જ એક રીતે તે અનુવાદ કરે છે.

શિક્ષણનો હેતુ કે ઉદ્દેશ કાંઈ નહિ. બાળકને આવો બનાવવો કે તેવો બનાવવો, સોલ્જર બનાવવો કે ધર્માધ્યક્ષ બનાવવો, ડૉક્ટર બનાવવો વકીલ બનાવવો કે શિક્ષક બનાવવો, શૈવ વૈષ્ણવ કે જૈન, આર્યસમાજી કે ઇસ્લામી બનાવવો, વેદાંતી કે સુફી બનાવવો એમ કાંઇ નહિ. તેની આંતર શક્તિઓને ખીલવવી અને એ રીતે તેને માણસ બનાવવો. બાળકનો જ વિકાસ એવો કરવો, અથવા એટલાં તટસ્થ રહી થવા દેવો કે તે પોતાની મેળે જ સન્માર્ગે ચાલી પોતાની શક્તિઓના યોગ્ય આવિર્ભાવ માટે રસ્તો નિર્માણ કરી લે. અર્થાત્ શિક્ષક એ બાળકના વિકાસનો દ્રષ્ટા અને માર્ગ સાફ કરનાર થાય, બાકી બાળક પોતાની મેળે જ પ્રગતિ કરે. જેમ રાજકારણમાં નવો મત કહે છે કે રાજ્યતંત્રનો છેવટનો ઉદ્દેશ અરાજકતા, રાજ્યતંત્ર એટલે પ્રજા ઉપર બહારની સત્તા ચલાવતો કોઈ શાસક નહિ પણ પ્રજામાં રહેલી જ શક્તિથી પ્રજા વહીવટ કરે તે, તેમ શિક્ષણ એટલે શિક્ષક બહારથી લઇને શિષ્યમાં જ્ઞાન નાખે એમ નહિ પણ શિષ્ય પોતે પોતાના સ્વભાવબલે જ જ્ઞાન લે તે. આમ કરવાથી જ શિક્ષકમાં રહેલી અપૂર્ણતા શિષ્યમાં ઓછામાં ઓછી આવવાની, અને શિષ્ય ઓછામાં ઓછો પરાવલંબી થવાનો.

આ શિક્ષણપદ્ધતિ દેખાય છે નાસ્તિવાદી, પણ તેમાં અસ્તિપક્ષે એક બે બહુ સબળ સિદ્ધાન્તો રહેલા છે તે આપણે બરાબર સમજવા જોઇએ. એ સિદ્ધાન્ત વિના આ શિક્ષણ-પદ્ધતિ પૂરી સમજાય જ નહિ. તે મહાનમાં મહાન સિદ્ધાન્ત તે મનુષ્ય સ્વભાવ ઉપરની શ્રદ્ધા. આ શિક્ષણપદ્ધતિના ગર્ભમાં એ શ્રદ્ધા છે કે બાળકને સ્વતંત્ર રીતે ચાલવા દઈશું તો તે યથાયોગ્ય માર્ગે જ જશે અને આ શિક્ષણપદ્ધતિ ખોટી હોય તોપણ આ સિદ્ધાન્ત જીવન તેમજ શિક્ષણ ઉભયને માટે અતિ મહત્ત્વનો છે. ઈશ્વર ઉપરની શ્રદ્ધાનું પણ વ્યાવ-હારિક સ્વરૂપ મને આ માનવશ્રદ્ધા જ લાગે છે. માણસની મહત્તા બીજા ઉપર વહેમ લાવવામાં નથી પણ બીજા ઉપર શ્રદ્ધા મૂકવામાં છે. પૂજ્ય ગાંધીજીની એક મહત્તા એ છે કે તે દરેક ઉપર પૂર્ણ શ્રદ્ધા મૂકે છે. કોઈ પણ જૂઠું બોલે છે એમ તેઓ ખાસ કારણ વિના માનતા નથી, અને તેથી જ, તેમના જેટલા બીજાના સંસર્ગમાં ઘણા ઓછા જ માણસો આવતા હશે છતાં, તેમની પાસે ઓછામાં ઓછું જૂઠું બોલાય છે. વહેમ ભયમાંથી આવે છે, શ્રદ્ધા આત્માની વિશાલતામાંથી પ્રગટે છે. શિક્ષકમાં જેટલે અંશે આ માનવ સ્વભાવ માટે શ્રદ્ધા હશે તેટલે અંશે તેના વિદ્યાર્થીઓ સન્માર્ગે ચાલશે.

પણ ત્યારે શું બાલકોને ગમેતેમ કરવા દઈએ તો તેમનામાં ભય, ક્રોધ, દ્વેષ, ઈર્ષ્યા, સ્વાર્થીપણું વગેરે નહિ જ આવે? ના, આવે છે. કદાચ બધાં બાળકો આ વિકારોમાંથી પસાર થાય છે. નિર્દોષ બાળકોને હું તો માત્ર કવિની કલ્પનાનાં જ ગણું છું. પણ બાળકોનું રક્ષણ કરવાથી કે કોઇ ઉપદેશથી આ વૃત્તિઓ અટકશે નહિ, કદાચ ઉલટી વધારે વિકૃત સૂક્ષ્મ રૂપ લેશે. ઉપરની શ્રદ્ધાનો અર્થ એ કે આ દરેક વૃત્તિ જ્ઞાનથી બાળકમાંથી ખસેડી શકાય છે એવી માન્યતા. ખોટો ભય લાગતો હોય તો ભયનું મિથ્યાત્વ સમજાવી ભય ટાળી શકાય છે. કોઈ ખરી આપત્તિનો ભય હોય ત્યાં પણ વસ્તુસ્થિતિના યથાર્થ જ્ઞાનથી

ભય ટાળી એ આપત્તિ તરફ શાસ્ત્રીય દૃષ્ટિ કેળવી શકાય છે. સ્વાર્થતા, ઈર્ષ્યા, ક્રોધ વગેરેને જ્ઞાનપૂર્વક ઉચ્ચતર વૃત્તિઓને ઉત્તેજી ખસેડી શકાય છે.

આ પદ્ધતિની પ્રથમ દૃષ્ટિએ થતી કેટલીક ગેરસમજણ નિવારવા કહેવું જોઈએ કે અત્યાર સુધીના જગતના અનુભવથી સર્વમાન્ય રીતે જે સદ્‌ગુણો ગણાયા છે, જેવા કે ધૈર્ય અથવા અભય, સંસ્કારી જિજ્ઞાસા, પ્રેમ અને કલ્પનાશક્તિ તે ગુણો બાળકમાં નાનપણથી સ્વસ્થતાથી કેળવાય એ આ શિક્ષણપદ્ધતિને ઇષ્ટ છે, તેનું ધ્યેય પણ છે.

આ શિક્ષણપદ્ધતિ એ આજનો મારો વિષય નથી. તેનો ઊંડો અભ્યાસ કર્યો હોય અને તેનો પ્રયોગ પણ કર્યો હોય એવા તેના સમર્થ વિવેચકો આ સભામાં છે. આ વિષયને હું તો આપણા છાત્રાલયના પ્રશ્ન પૂરતો જ છેડું છું અને તેમાંથી જે મહાન સિદ્ધાન્ત તારવવા પ્રયત્ન કરું છું તે બે જ: એક બાલસ્વભાવ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા અને બીજો બાલસ્વાતન્ત્ર્ય.

આ ઉપરાંત આપણા વિચાર અને વર્તનમાં જાણ્યે અજાણ્યે એક વિચારદોષ આવી જાય છે તે ઉપર પણ આપણે ધ્યાન આપવાની જરૂર છે. જીવન એક છે. પૃથક્કરણ બુદ્ધિથી આપણે તેના અનેક દૃષ્ટિએ વિભાગ પાડી શકીએ: જેવા કે શરીર અને આત્મા, ખાનગી જીવન અને જાહેર જીવન, વગેરે. પણ તે સર્વ દૃષ્ટિભેદ છે, વસ્તુતાએ જીવન એક છે. તેમ જ માનવ આયુષ્યના આપણે ચાર આશ્રમો કલ્પીએ છીએ છતાં માણસનું જીવન એક છે એ જ સત્ય છે. માણસના જીવનના વિદ્યાર્થીઅવસ્થા, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યસ્ત વગેરે વિભાગો કરવાથી એક વિચારદોષ એ ઉત્પન્ન થાય છે કે બાળકોને આપણે વિદ્યાર્થી ગણીએ છીએ, માણસ ગણતા નથી. જાણે માણસ થવા માટે તૈયાર થતું કોઈ પ્રાણી તેને ગણીએ છીએ અને તેને માણસ બનાવવા પ્રયત્નો કરીએ છીએ. એમ કરવા જતાં તેના તરફનું આપણું વર્તન કૃત્રિમ થઈ જાય છે. અને એ કૃત્રિમતાની અનેક વિષમ અસરો બાળક ઉપર થાય છે. આનો બહુ સરલ દાખલો ભાષાનો છે. બાળકને માટે સહેલી ભાષા કરી આપવા કેટલાંક માબાપો કાલું બોલે છે. આથી બાળક ખોટી ભાષા શીખે છે. સ્વાભાવિક રીતે બહુ ઓછાં છોકરાં કાલું બોલે છે. અને જેમનામાં બોલીનો દોષ હોય છે તેઓ પણ, ભાષા સ્વાભાવિક રીતે બોલાતી રહે તો પોતાના દોષો સુધારી લે છે. આ કાલી ભાષા સામાન્ય ભાષા કરતાં દેખીતી રીતે ભિન્ન હોવાથી તરત દાખલો આપી તે સમજાવી શકાય છે. વર્તનની બીજી કૃત્રિમતા સમજાવી શકાય તેવી નથી. પણ બાળકને શીખવવા કે દાખલો બેસાડવા અમુક કરવું એવી જે જે સામાન્ય માન્યતાઓ છે તે દરેકમાં હું આ દોષ જોઉં છું. જેમ બાળક ભાષા પોતાની મેળે શીખે છે—કોઈ માબાપને ખબર નહિ હોય કે પોતાનું બાળક અમુક શબ્દ ક્યારે કયા પ્રસંગે કેવી રીતે શીખ્યું; જેમ બાળક ઊંધું પડતાં, બેસતાં, ભાંખોડિયાં ચાલતાં પોતાની મેળે શીખે છે—તેને શીખવવા આપણે તેની પાસે ઊંધા પડી બતાવતા નથી, તેમ એ બીજી બધી બાબતોનું સમજવું. જેમ કાલું શીખવવાથી ભાષા બગડે છે, બાળકને કૃત્રિમ રીતે બેસાડવાથી તે નબળું રહે છે, કદાચ ખૂંધું થાય છે, તેમ જ બીજા સંસ્કારો પણ શીખવવા જતાં કંઈ વિષમ થઈને રહે છે. અને તેમાં પણ હૃદયના સંસ્કારો તો બાળક ઉપર પાડ્યા પડતા નથી. આપણે ન ધારીએ એવી રીતે બાળક સંસ્કાર ઝીલી લે છે. તમે હજારવાર બાળકને બહાદુર થવાની વાતો કરો, પણ એક જ વાર

ઘરમાં વીંછી નીકળતાં ચીપીઓ લાવવા તમે બૂમ મારો તે અવાજ ઉપરથી જ બાળકના મન ઉપર વીંછી માટેના ભયનો સંસ્કાર પડી જવાનો. તમે જરા પણ ગભરાયા વિના સ્વસ્થ રહી જો ચીપીઓ મગાવી તેને પકડો અને સમજાવો કે આનો ડંખ લાગવાથી દૂખે છે, તો બાળક એ અનિષ્ટ સમજશે, અને તે સાથે બ્હીશે નહિ. આપણા વિકારોનો વારસો બાળકોને આપણે કેવી અણધારી રીતે આપીએ છીએ તેનો એક દાખલો મારા મિત્રે હમણાં આપ્યો તે કહું. દરેક બાળક બે ત્રણ વરસની ઉંમરે વસ્તુઓ લઈને પોતાની કરવાની લોલુપતાવાળું થાય છે. આ મારા મિત્રે બાળકમાં આ ગુણ ન આવવા દેવા ઘણી સંભાળ લીધેલી. પણ તેમની સરત બહાર એકવાર બાળકને ખિસ્સાવાળો કોટ મળ્યો ત્યારથી એ બાળક અસહિષ્ણુ થયો. કાવ્યમાં વ્યંગ્યાર્થના સંસ્કાર ચિત્ત જે રીતે ઝીલે છે તે જ રીતે આપણા વર્તનનું વ્યંગ્ય બાળક પર સંસ્કાર પાડે છે. માનવજાતિના પરિગ્રહનો સંસ્કાર એ ખિસ્સામાંથી બાળકે ગ્રહણ કર્યો. જ્યાં બાળકનું ચિત્ત આટલું સૂક્ષ્મ રીતે સંસ્કારગ્રાહક છે ત્યાં શીખવવા તરીકે કૃત્રિમ રીતે આપણે જે કાંઈ કરીશું તેનાથી શું ફળ મળવાનું છે? નક્કી સમજવું જોઇએ કે બાળક સત્યને માટે જ જન્મ્યું છે અને તેના પર સત્ય વસ્તુના જ સંસ્કારો પડશે, સંસ્કાર પાડવા ખાતર આપણે તેની પાસે જે વસ્તુ કૃત્રિમ રૂપમાં મૂકશું તેથી તેના પર ધારેલી સાચી વસ્તુના સંસ્કારો નહિ પડે અને કાંઈ ઇદં તૃતીયં થઈને ઊભું રહેશે—બીજું કાંઇ નહિ તો એટલું તો થશે જ કે તે પણ તમારી પેઠે કૃત્રિમ થઈને બોલતાં શીખશે. માટે આપણે કેળવણીનો ગમે તે સિદ્ધાન્ત માનતા હોઈએ અને કેળવણીનું ગમે તે ધ્યેય માનતા હોઈએ, અને ગમે તે વસ્તુના સંસ્કાર પાડવા માગતા હોઈએ, સ્વદેશાભિમાન, કે વિશાલ અર્થમાં ધર્મ, આચાર કે વિચાર, નીતિ કે સદ્‌ગુણ, ગમે તેના સંસ્કાર પાડવા માગતા હોઈએ, પણ દરેક જગાએ ધ્યાનમાં રાખવું કે તે તે વસ્તુના આપણે પૂરા અધિકારી હોઈશું તો જ કંઈ પણ સંસ્કાર પડવાનો સંભવ છે. ખરો સંસ્કાર હોય છતાં સંસ્કાર સંક્રાન્ત ન થાય એમ બને—તેનું કારણ સામાન્ય માણસ ન જાણી શકે, ખરો શિક્ષક જાણી શકે, કદાચ તે પણ ન જાણી શકે, કારણ કે ઘણા માનવવ્યાપારો હજી આપણને અગમ્ય છે. પણ ખોટાના સંસ્કાર કદી સાચા પડવાના નથી.

બંધુઓ, જરા વિચારો, આપણા જીવનમાં કેટલાં જુઠ્ઠાણાં છે? જન્મથી જુઠ્ઠાણાં શરૂ થાય છે અને ખોટા ખરખરારૂપે તે મરણપર્યન્ત પહોંચે છે. જરા વિચારો, આપણા જીવનમાં કેટલી સંકુચિતતા, સંકડાશ છે! હિન્દુ મુસલમાન પારસી વગેરે કોમો, તેમાં નાતો, તેમાં ગોળો, તેમાં ગોત્રો. તેમાં ઊંચનીચ! જ્યાં જુઓ ત્યાં વાડાબંધી જીવન! જેમ બાળકને રમવાને મોકળાશ જોઈએ છીએ તેમ જીવનને વિકસવાને મુક્ત અવકાશ જોઈએ છીએ. ધર્મ છે તો મુક્ત વિશાલ વાતાવરણ પેદા કરવાને, પણ તે ય આપણા જીવનમાં અર્થહીન ભેદવિભેદ પાડે છે. આપણા જીવનમાં કેટલી પરતંત્રતા છે! નાત, જાત, સગાં, સાગવાં, અંધ રૂઢિઓ, ખોટા વહેમો, એ સર્વની પરતંત્રતા. ધંધો રોજગાર લગ્ન જેવાં કાર્યો હોવાં તો જોઈએ માણસના ઉલ્લાસનાં આવિષ્કરણો, આપણે સર્વ ને ભયથી જ કરીએ છીએ. અને રાજકારણ, જેમાં વ્યાવહારિક જીવન વિશાલ થઈ શકે તે આપણે માટે અનેક ભયસ્થાનોથી સંકુલ ભૂલભૂલામણીની રમત થઈ પડ્યું છે. આવી સ્થિતિમાં, દરેક શિક્ષકે, તે ગમે તે કોમનો, ધર્મનો, સંપ્રદાયનો, સમાજનો કે મંડળનો અભિમાની હોય તો પણ, આપણા

બોજાનો ભાર બિચારા બાળક પર જેમ ઓછો લદાય તેમ સારું, એમ ધ્યાન રાખવું જોઇએ. તેને માટે બોજો ઓછો ન કરી શકીએ તો પણ શિક્ષણ અને સુધારાને નામે તેની પરતંત્રતા હરી ન લઈએ તો સારું. મુક્ત વાતાવરણમાં ઉછરેલી પ્રજા મુક્તિ જ માગશે, મુક્તિ જ મેળવશે.

શિક્ષણનું યોગ્ય વાતાવરણ જાળવવાને છાત્રાલય અને શાળા એક જ હોય તો આ દૃષ્ટિથી સારું. બન્ને જુદાં પડવાથી, નિશાળ એટલે ભણવું–એટલે બુદ્ધિમાં જ્ઞાન ઠાંસવું એ જ પ્રધાન બને છે અને છાત્રાલય માત્ર તેની સગવડ આપનારું વીશી જેવું સાધન બને છે. બાળકનું જીવન સમગ્ર રહેતું નથી, વિભાજિત થાય છે, અને તેના એક જ વિભાગને પ્રાધાન્ય મળે છે. માબાપ સાથે બાળક રહે ત્યારે એમ થવા સંભવ નથી કારણ કે ઘરનું જીવન શાળા પહેલાનું હોવાથી એ મુખ્ય રહે છે, ભર્યુંભર્યું રહે છે. માબાપથી છૂટાં પડયા પછી છાત્રાલય અને નિશાળ બેની વચ્ચે એમ રહેતું નથી. આનો એક જ ઉપાય છે–ગૃહપતિનો સર્વ બાળકો પ્રત્યેનો પ્રેમ. એ પ્રેમ હશે તો છાત્રોનો પણ તેના તરફ પ્રેમ થશે અને એનો જ પ્રેમ વિદ્યાર્થીઓમાં, એક દીવામાંથી અનેક પ્રગટે તેમ, પ્રગટશે. આ સંબંધમાં એ પણ વિચારવા જેવું છે કે બાળકોને માબાપની હૂંફ જોઈતી હોય તેની કુમળી અવસ્થામાં તેમનાથી વિખૂટાં કરવાં એ ઠીક છે? બાળકના ખરા વિકાસ માટે એ હૂંફની જરૂર છે. કેટલાંક સમજુ માબાપો છાત્રાલયના આદર્શથી લોભાઈ રોતાં છોકરાંને છાત્રાલયોમાં મૂકી આવે છે એ મને ઠીક નથી લાગતું. આ લેખ લખી રહેવા આવ્યો એટલામાં તા. ૨–૧–૨૭ ના 'નવજીવન'ના અંકમાં મહાત્માજીના જીવનમાંથી તેને સમર્થક દૃષ્ટિ મળે છે. તેઓ લખે છે: "મને તે વેળા પણ એમ લાગતું કે બાળક છોકરાંઓ માબાપથી વિખૂટાં ન રહેવાં જોઈએ. જે કેળવણી બાળકો સુવ્યવસ્થિત ઘરમાં સહેજે પામે છે તે છાત્રાલયોમાં ન પામી શકે." સંસ્કારી માબાપો જરૂર વિના માત્ર છાત્રાલયજીવનની ખાતર બાળકોને છૂટાં ન પાડે એ ઇષ્ટ છે. કેટલાંક નાજુક પ્રકૃતિનાં અને ઘણી લાગણીવાળાં, તંગ જ્ઞાનતંતુવાળાં બાળકોને માબાપની હૂંફની વધારે વાર જરૂર રહે છે; સમાજનાં સંઘર્ષણો અને સંઘટ્ટનો માટે એવી પ્રકૃતિ મોટી યોગ્ય બને છે. પણ આપણું સામાજિક અજ્ઞાન જોતાં આવાં સંસ્કારી માબાપો ઘણાં ઓછાં નીકળે. ઘરનું વાતાવરણ પણ નામ ન દઈ શકીએ એટલા અને એવા દોષોવાળું હોય છે. છાત્રાલયમાં કોઈ વિદ્યાર્થીઓ નવી બદી શીખતા હશે, પણ ઘણીવાર તો એવું પણ બને છે કે ઘરમાં શીખેલી બદી છાત્રાલયમાં ઉઘાડી પડે છે. ઘરમાં માબાપને ઓળખી પોતાના દુર્ગુણો છાના રાખવામાં સફળ થયેલો છોકરો નવા સમાજમાં કુશલ શિક્ષકને હાથે તરત પકડાય છે. માબાપોનાં અતિલાડથી અતિસંભાળથી અતિમમતથી બાળકો આપણે ધારીએ છીએ તે કરતાં ઘણાં વધારે બગડે છે. તેથી બાળકોમાં અપૂર્ણતા, પરવશતા આવે છે. બાળકના વિકાસ માટે તેને બાળકોના સમાજની જરૂર છે. માણસ સમાજનું પ્રાણી છે, એનો અર્થ એ કે તેના વિકાસને માટે સમાજ જોઈએ. બાળકનો સમાજ તેનાં માબાપ કે વડિલો નથી. તેનો સમાજ તેની ઉમરનાં કે થોડાં વધારે મોટાં બાળકો છે. બાળકને યોગ્ય હરફર કરવાની રમવાની દુનિયાં તેને છાત્રાલયમાં વધારે સહેલાઈથી મળી રહે છે. આ બધું જોતાં છાત્રાલયમાં રહે અને છુટીમાં માબાપને મળે એ સામાન્ય વ્યવસ્થા સામાન્ય રીતે સંતોષકારક લાગે છે, અને

આપણા જીવનમાં તો છાત્રાલયનો ઉપયોગ ઘેર ભણવાની સગવડ ન હોય ત્યારે જ ઘણે ભાગે થાય છે એટલે એ પ્રશ્નનું બહુ મહત્ત્વ નથી.

છાત્રાલય નિશાળથી અલગ હોય ત્યારે તેની વ્યવસ્થાનો અલગ વિચાર કરવો પ્રાપ્ત થાય. ત્યાં સામાન્ય શિક્ષણની સર્વ ત્રુટિઓ, અપૂર્ણતાઓ પૂરી પાડવાનું કામ તેને માથે આવે. એવી સ્થિતિમાં છાત્રાલયનું જીવન બને તેટલું ઉત્સાહી ઉલ્લાસવાળું અને ભર્યુંભર્યું કરવું જોઈએ. આખી છાત્રાલયની વ્યવસ્થા તેમની જ જવાબદારી ઉપર છોડી દેવાથી આ સર્વ બહુ સરલ રીતે સધાય છે. પશ્ચિમની શિક્ષણસંસ્થાઓમાં ગુન્હેગારને સજા કરવાનું પણ, વિદ્યાર્થીઓમાંથી ચુંટાયેલા અધિકારીઓ કરે છે. વિદ્યાર્થીઓ જવાબદારી લેતાં કેળવાય છે. ગમે તેવું સાધારણ કામ પણ પોતાની જવાબદારીથી આત્મશક્તિથી કર્યું છે એ ભાન જ માણસમાં ઉલ્લાસ પૂરે છે. મારા છાત્રાલયમાં વિદ્યાર્થીઓએ પોતાની મેળે દર રવિવારે જાજરૂ સાફ કરવાનું ઠરાવ્યું હતું. કેટલાક અધ્યાપકો પણ તેમાં ભળ્યા હતા. અને રવિવારે સવારના પાંચ વાગે મોટા ઉત્સવની પેઠે વિદ્યાર્થીઓ ઉત્સાહથી આ કામ કરતા. દક્ષિણામૂર્તિ સંમેલનોમાં આ ઉત્સાહ સર્વેએ ઘણીવાર જોયો છે. આવાં કાર્યોથી વિદ્યાર્થીઓ એકબીજાનો વિશ્વાસ કરતાં, એકબીજાની શક્તિઓ ઉપર શ્રદ્ધા રાખતાં, પરસ્પર સહાય કરતાં, શીખે છે અને આમાંથી બંધાયેલી દોસ્તી કોઈવાર તો જીંદગીભર ટકી જીવનને ધન્ય કરે છે. રમત ગમતો, પર્યટનો, નોકરો સિવાય કોઈ કોઈવાર સઘળું કામ હાથે જ કરવાના પ્રસંગો વિદ્યાર્થીઓને વારંવાર આપતાં રહેવા જોઈએ.

કેટલાક પ્રકારના શિક્ષણનું કામ છાત્રાલયો વધારે સારૂં કરે. પાઠ્ય પુસ્તકો સિવાયનું સર્વ વાંચન છાત્રાલયો વધારે સારી રીતે પૂરૂં પાડી શકે. તે ઉપરાંત પ્રાણિશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રના નકશાઓ, શરીરના અવયવોના નકશા કે પ્રતિકૃતિઓ, અનેક દૃષ્ટિબિન્દુથી તૈયાર કરેલા ભૂગોળના નકશા વગેરે જે જે હકીકત કે દૃષ્ટિબિન્દુ માત્ર દૃષ્ટિપાતથી સમજી શકાય, તેવાનાં દૃશ્ય સાધનો વારાફરતી ખુલ્લાં મૂકાય, છેવટે હમેશાં સુલભ્ય તો રહે જ, તો સારૂં. આપણા સરકારી શિક્ષણમાં ચાલુ રાજકારણને બાતલ કરેલું હોય છે. માટે શાસ્ત્રીય પદ્ધતિથી વિવેચનો કરનારાં વર્તમાનપત્રો માસિકો વગેરેમાં વિદ્યાર્થીઓને પ્રવેશ કરાવવાનું કામ પણ છાત્રાલયોએ જ કરવું જોઈએ. નિશાળનું ગમે તેમ હોય પણ છાત્રાલયનું વાતાવરણ શુદ્ધ ગૂજરાતી ભાષાનું જ હોવું જોઈએ એવો મારો દૃઢ મત છે.

એક પ્રશ્ન અહીં આવ્યા વિના રહેતો નથી. ઘણીખરી શાળાઓ ધર્મમાં તટસ્થતા રાખે છે. ત્યારે ધર્મશિક્ષણ પણ છાત્રાલયના ઉપર આવતું નથી? પણ ધર્મનો અર્થ આપણે શું કરીએ છીએ? જો આપણે શીખવવા માગતા હોઈએ તે ધર્મથી ભેદ વધતો હોય, માનવ પ્રેમ મુક્ત ન થતાં મર્યાદિત થતો હોય, જીવન વિશાલ ન બનતાં સંકુચિત બનતું હોય, તો એ ધર્મ જ નથી. એવો ધર્મ આપ્યા કરતાં બાળકને ધર્મ શોધી લેવાનું કહીએ તે વધારે સારૂં? મારી પોતાની માન્યતા તો એ છે કે સ્વરાજપ્રાપ્તિ એ જ સર્વ હિન્દીઓનો નિકટતમ ધર્મ છે. એ ધર્મ શ્રદ્ધા ન કરીએ ત્યાંસુધી આપણી માણસાઈ અપૂર્ણ રહે છે અને અપૂર્ણ માણસ બીજાને ધર્મ શું આપી શકે! ગમે તેવો ઉન્નત ધર્મ પણ તેના હાથમાં દુષ્ટ થાય. માફ કરજો બંધુઓ, મેં મારો વિચાર બહુ જ અરોચક સ્વરૂપમાં કહ્યો હશે પણ મારો વિચાર પ્રમાણિકપણે મૂકું તો એ સિવાય બીજા રૂપમાં ન મૂકી શકું.

પણ હું ધર્મશિક્ષણની વિરુદ્ધ નથી. ઉપર જણાવી તેવી સંકુચિતતા આણ્યા વિના ધર્મશિક્ષણ આપી શકાય. પણ તેમાં પણ હું ઘણી મુશ્કેલીઓ જોઉં છું. દરેક વૃત્તિને તેને યોગ્ય કોઈ આચાર જોઇએ છીએ તેમ ધર્મભાવનાને પણ જોઇએ છીએ. છતાં આપણા ૨૯ ધર્મસંપ્રદાયોમાં બાહ્યાચાર બહુ વધી ગયો છે એમ હું માનું છું. એ બાહ્યાચારમાંથી ચેતન સરી ગયું છે. અને બાહ્યાચારનું માત્ર ચેતનહીન ખોખું બાળક ઉપર લાદવાથી બાળકમાં ગુપ્ત રીતે તે તરફનો કંટાળો અને વિરોધ એકઠો થવા માંડે છે અને આગળ ઉપર તે ધર્મ સામેના બંડના રૂપમાં ફાટી નીકળે છે. માટે આ બાહ્યાચારથી ચેતતાં રહેવું જોઈએ. તેથી ધર્મનો આચાર બહુ જ સાદો સ્વચ્છતાવાળો અને વ્યક્તિને ઘણી છૂટ રહે એવો હોવો જોઈએ. સંઘપ્રાર્થના થાય તો સારું—પણ તેમાં સંગીત જોઈએ. ધર્મશિક્ષણ સિવાય પણ દરેક છાત્રાલયમાં સંગીત જોઈએ. સંગીતથી આપણે સર્વ જેટલા એક થઈ શકીએ છીએ અને નિકટ આવી શકીએ છીએ તેવા બીજા કશાથી નથી આવી શકતા. સંગીત વિના એકલા પ્રવચનરૂપે ધર્મશિક્ષણની બહુ અસર થાય એમ હું માનતો નથી. પ્રવચનમાં પણ જેને સાંપ્રદાયિક ચર્ચા કે શાસ્ત્રાર્થ કહીએ તે બહુ ન જોઈએ. ધાર્મિક પ્રવચન પારિભાષિક અર્થમાં ધાર્મિક ન થવું જોઈએ. તેમાં ચાલુ બનાવોનો ધાર્મિક દૃષ્ટિએ સ્પર્શ કરી શકાય. ધર્મ એ ભાવના છે, હકીકત કે વસ્તુ નથી. ધર્મભાવના ગ્રહણ કરવા હૃદયને સંસ્કારી કરવાની જરૂર છે. એક તરફથી એ ભાવના ગ્રહણ કરી શકે એવી મૃદુતા હૃદયમાં જોઇએ અને બીજી તરફથી તેને કાર્યમાં વીર્યથી પાર ઉતારી શકે તેવી દૃઢતા પણ જોઇએ. બીજી ભાવનાઓ પેઠે તે પણ ગૃહપતિના જીવનમાંથી જ સૌથી વધારે તો આવશે. સમગ્ર શિક્ષણની કે જીવનની દૃષ્ટિ ધાર્મિક કરી શકાય તો એ સર્વથી ઉચ્ચ માર્ગ છે.

નિશાળ અને છાત્રાલય જુદાં હોય ત્યાં ભણાવવા સિવાયની જીવનની સર્વ સંભાળ છાત્રાલયે જ લેવાની છે. છાત્રાલયમાં વિદ્યાર્થીની વય—હું અહીં નહિ કુમાર કે નહિ જુવાન એવા માધ્યમિક શિક્ષણ લેતા છાત્રોનો જ મુખ્યત્વે વિચાર કરું છું—ઝટ સંસ્કાર પાડી શકાય તેવી હોય છે. આરોગ્યાવહ શારીરિક ટેવો ઘણી સહેલાઈથી અને જરા પણ વિરોધ વિના તે સમયે પાડી શકાય છે. વહેલાં ઊઠવું, સવારે શૌચઆદિ કરી સ્નાન કરી લેવું વગેરે ટેવો, સ્વાતંત્ર્યના નામે કે ધર્મના બાહ્યાચારની સૂગથી સમાજે છોડી દીધી છે, પણ આપણાં આબોહવામાં આ ટેવો બહુ જ હિતપ્રદ છે. આ ટેવવાળા માણસને એ ટેવો વિનાનો માણસ કદી નહિ પહોંચી શકે. ખાવાપીવાની ઊંઘવાની પણ ટેવો પાડવી જોઇએ. તે સાથે ટેવમાં બંધાઈ જાય એમ પણ ન થવું જોઇએ. સામાન્ય પર્યટનો વગેરેથી નિયમિતતા વિના પણ ચલાવી લેતાં શીખી લેવાય છે. સામાન્ય નિયમિતતામાં અવારનવાર આવા ફેરફારો થવાથી જીવન વિચિત્ર, વિવિધ થઈ વધારે આનંદપ્રદ બને છે.

ગૃહપતિની સૌથી મોટી જવાબદારી તે કિશોર અવસ્થાને સાચવવાની છે. આ અવસ્થામાં વિદ્યાર્થી બાળકમાંથી ફૂટીને યુવાન થાય છે. આ અવસ્થાને હું બીજા જન્મ જેવી ગણું છું. તે સમયની માણસની શક્તિનો વેગ, કૌતુક, નવીન અનુભવો લેવાની મુગ્ધ ઉત્સુકતા, સાહસિકતા, મનની તાલાવેલી, શરીરનો તનમનાટ એ સર્વ એક વરસની ઉંમરના બાળક સાથે જ સરખાવી શકાય એવાં હોય છે. બાળક જન્મે છે ત્યારે તે નથી જાણતું હોતું કે મારે શરીર છે. શરીરનું ભાન અને પરિચય તેને પહેલા વરસની આસપાસમાં થાય

છે. કિશોરાવસ્થામાં તેને એ જ રીતે સ્ત્રીપુરુષત્વના વિશિષ્ટ સ્વરૂપનું ભાન ઉદય પામે છે. શરીરનો વિકાસ પણ આ અવસ્થામાં વેગથી થાય છે. તેમાં શરીરને ઘણા જ પોષણની જરૂર હોય છે. તેને રુચિકર થાય તેવું, શરીરને કસે તેવું અને થકાવે તેટલું કામ મળવું જોઇએ. બીજી બાજુ તેની કૌતુકવૃત્તિ પણ એકદમ સતેજ થઈ હોય છે. તેના મુગ્ધ અનુભવોને તે ઓળખવા, સ્પષ્ટ કરવા અજ્ઞાત રીતે પ્રયત્નો કર્યા કરે છે. તેની આ વૃત્તિ તૃપ્ત થતી નથી. બીજી બાજુ આ નવી વૃત્તિ કાંઈક ખાનગી છે, ગુહ્ય છે, સમાજમાં જાહેર રીતે પૂછીને સંતોષાય નહિ એવી છે એમ તે સમાજ પાસેથી શીખેલો હોય છે. હાલ પ્રગટ થતું ઘણુંખરું સાહિત્ય બહુ જ અપથ્ય રીતે શાસ્ત્રીય જ્ઞાન આપ્યા વિના, તે વૃત્તિને ઉત્તેજે છે અને વિષયને વધારે ગોલક બનાવે છે. આવી લાચાર સ્થિતિમાં બીજાની શીખવણીથી કે પોતાની મેળે માત્ર કૌતુકથી પ્રેરાઇને કોઈ એવી કુટેવોમાં પડી જાય છે જેથી શરીર અને મન બન્ને અંતે પાયમાલ થાય. માબાપો કે શિક્ષકો પોતાની નીતિના અને પોતાનાં બાળકની નીતિના અભિમાનથી આવી બદી પોતાનાં બાલકોમાં ન જ હોય એમ માની તપાસ રાખતા નથી, પણ આ વિષય ઉપર વિચાર કરનારાઓએ અને આંકડા મેળવનારાઓએ કહ્યું છે આ બદી ધારીએ તે કરતાં ઘણી વધારે છે, માટે કિશોરની દેખરેખ રાખનાર સર્વેએ આની ઘણી જ સંભાળ રાખવી જોઈએ. આ બદી પકડાય, તો પોતાના ઘરમાં કે સંસ્થામાં 'આવું કલંક' એમ માની આઘાત ન પામવો, તેમ જ એ આઘાતના વેગમાં બાળકનો તિરસ્કાર ન કરવો જોઈએ. તેને સજા ન કરવી જોઈએ. તેને ભવિષ્યમાં આભ તૂટી પડવાની બીતિ ન લગાડવી જોઈએ, પણ આપણે પોતે સ્વસ્થ રહી, એક લેખક લખે છે તેમ જરા પણ ખોટી ગંભીરતા ધારણ કર્યા વિના, ખોંખારો ખાધા વિના, તેનું કૌતુક શાસ્ત્રીય જ્ઞાનથી તૃપ્ત કરવું જોઈએ.

તંત્રમાં તેમ જ તેના ઉપરના અધિકાર તંત્રમાં તેની કેટલી સત્તા જોઈએ વગેરે બીજી દિશાના પ્રશ્નો પણ છે. આ સર્વ પ્રશ્નો ખરા છે, વ્યાવહારિક છે. પણ તે પ્રશ્નો સામાન્ય કરતાં વ્યક્તિગત ચર્ચાના વધારે છે. રૂબરૂ ચર્ચાથી જ તેના ઉપર વધારે પ્રકાશ પડી શકે. અને ચર્ચાને માટે પણ ગૃહપતિઓમાં ઋજુ મૈત્રી હોવી જોઈએ. આપણું સંમેલન બીજું કાંઇ જ ન કરે અને માત્ર આવી દૃઢ મૈત્રીના પ્રસંગ આપ્યા કરે તો પણ આપણે કાંઈક કર્યું એમ સંતોષ માની શકીએ. આપણે મૈત્રી બાંધી શકીશું તો જ આપણાં છાત્રાલયો પણ એકબીજાં સાથે સંબંધ બાંધી શકશે અને આપણા વાડાબંધી જીવનમાં કાંઈક વિશાલતા અને શ્રદ્ધા આવશે.

બંધુઓ, આપણું સંમેલન નવું જ છે. આપણે કાર્યદ્વારા તેનું મહત્ત્વ બતાવવું જોઈએ. આપણા પ્રશ્નો એવા વિવિધ અને બદલાતા છે કે વારંવાર મળ્યા વિના અને તેની બાંધછોડ કર્યા વિના તેનો વ્યાવહારિક ફડચો આવી શકશે નહિ. માટે મારી સૂચના છે કે આ સંમેલનમાંથી કોઈ એવી કાયમી વ્યવસ્થા ઉભી કરવી જોઈએ કે જેથી આ પ્રશ્નો વિચારવાનો આપણને વારંવાર પ્રસંગ મળે. કોંગ્રેસ, સાહિત્ય પરિષદ વગેરે સંસ્થાઓ પ્રથમ કાયમી ન થતાં માત્ર વાર્ષિક મેળાવડાઓ કરતી પણ તે વ્યવસ્થા પૂરતી ન જણાયાથી તેમને છેવટે કાયમી બંધારણ કરવું પડ્યું છે તો તેમના અનુભવનો આપણે ધડો લઈએ તો સારૂં. આપણું બંધારણ મહેતાજીઓનું છે એટલે સાદું અને ઓછા ખરચવાળું જ હશે. વળી પહેલેથી તેને જટિલ અને અક્કડ આપણે નહિ કરી નાંખીએ તેમ જ આપણા ઉત્સાહને પારખીને જ તેને કાયમી રૂપ આપીશું. પણ જો કાંઈ પણ બંધારણ વિના વાતો કરીને ઊઠી જઈશું તો અફળ ચર્ચાઓ કરીને ઊઠી જતાં અનેક સંમેલનોમાં આપણું નામ ગણાશે. વરસનો આ ભાગ સંમેલનોનો છે. કોંગ્રેસના અને તેના મંડપમાં ભરાતી અનેક સભાઓના અધિવેશનની નકલ કરીને કાંઈ આપણે સંમેલન નથી ભર્યું. આપણે કામ કરવું છે અને તેને યોગ્ય આપણી પાસે બંધારણ પણ જોઇએ. આ સર્વનો આધાર આપણા ઉત્સાહ ઉપર છે.

બંધુઓ, અંતે હું એટલું જ કહું છું કે પ્રાચીન કાલના અધિકારી ઋષિઓ છાત્રને કહેતા **आचार्य देवो भव.** પણ આપણી હાલની પામર સ્થિતિમાં આપણે **छात्रदेव** થવાની જરૂર છે. અને પહેલાંના ઋષિઓ કહેતા તે કરતાં વધારે દીનભાવથી કહેવાનું છે **यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि.** ઈશ્વર આગળ માગીએ કે અમારી ખાતર નહિ, તો અમારા છાત્રોની ખાતર અમને સુચરિત કર.

રામનારાયણ વિ. પાઠક

# શક્તિવાન પ્રજા

## ગૂજરાતમાં વ્યાયામનો પ્રચાર

કલકત્તા યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની શારીરિક તપાસ પાંચ છ વર્ષ થયાં ચાલી રહી છે. આજ સુધી લગભગ ૧૧,૦૦૦ વિદ્યાર્થીઓ તપાસાયા તેમાંથી ૭,૫૦૦ એટલે સેંકડે ૭૦ ટકા જેટલા વિદ્યાર્થીઓને એવી ખોડખાંપણ કે નાદુરસ્તી હતી કે જેમને વૈદ્યકીય મદદની જરૂર હોય. આ સંખ્યા ઘણી ભયંકર જણાય છે, પણ એવાં ઘણાં નાનાં દર્દો હોય છે કે જેનો ઉપચાર તત્કાળ કરવામાં આવે તો તે મટી જાય. વડોદરા શહેરમાં આ પ્રકારની તપાસ મારી દેખરેખ નીચે વર્ષો સુધી ચાલતી હતી અને હું ખાત્રીથી કહી શકું છું કે જો માબાપો પોતાનાં છોકરાંઓની સંભાળ લેતાં થઇ જાય અને જે કાંઇ ખોડ-ખાંપણ હોય તેને માટે વખતસર ઇલાજ લેવા તત્પર થાય તો તેમને અનેક જાતની નબળાઇમાંથી બચાવી શકે. પણ બધાં માબાપોને એની દરકાર હોતી નથી. મને સાંભરે છે કે એક દાક્તરના છોકરાની આંખ બગડી હતી અને તેને ચશ્માથી સુધારી શકાય એમ હતું. માબાપોને લેખી સૂચના કરવામાં આવ્યા પછી જો અમુક મુદતમાં કાંઇ ઇલાજ ન લેવાય તો શિક્ષક તેમને સમજાવવા માટે જાય છે. તેવી રીતે જ્યારે શિક્ષક ગયા ત્યારે તેમને જવાબ મળ્યો કે અમારાં છોકરાંને શું કરવું તે અમે સમજીએ છીએ અને તમારે ડહાપણ કરવાની જરૂર નથી. કેટલાંક માબાપ ગરીબાઇને લીધે ઇલાજ લઇ શકતાં નથી; તેવાં માબાપ લગ્નપ્રસંગે દેવું કરતાં ગભરાય કે કેમ એ નક્કી કહેવાય નહિ.

વિદ્યાર્થીઓનાં શરીર સુદૃઢ અને મજબુત થાય તેટલા માટે દરેકને કસરત કરવાની ફરજ પાડવી જોઇએ એવો અભિપ્રાય કલકત્તા યુનિવર્સિટીનો થયો છે. શારીરિક રોગને લીધે કસરતમાંથી મુક્ત કરવા જેવા હોય તેમને માટે જરૂર છુટ મુકવામાં આવે. મદ્રાસ યુનિવર્સિટી પણ ફરજીઆત કસરત અને લશ્કરી તાલીમની તરફેણમાં છે, અને બીજી બધી યુનિવર્સિટીઓમાં આ પ્રશ્નને અગ્રસ્થાન મળ્યું છે. વડોદરા રાજ્યના પ્રજામંડળે શારીરિક કેળવણી તથા લશ્કરી તાલીમને માટે માગણી કરી છે.

શારીરિક કેળવણીની આવશ્યક્તા વિષે લખવાની હવે જરૂર ન હોય. ગૂજરાતની પ્રજામાં વ્યાયામ તરફ બેદરકારી છે, પણ દસ પંદર વર્ષ પહેલાં જે બ્હીક હતી તે હવે જતી રહી છે. ઉત્તર હિંદુસ્તાન અને મહારાષ્ટ્રમાં કસરત તરફ સ્વાભાવિક વલણ છે તે આપણામાં નથી, પણ ધીમે ધીમે ગૂજરાતનું વાતાવરણ બદલાતું જાય છે. નાનાં છોકરાં, કન્યાઓ, શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, અને ધંધારોજગારમાં પડેલા યુવકો વગેરેને કેવા પ્રકારની કસરત કરાવવી, કસરત માસ્તરો કેવા હોવા જોઇએ, કયાંથી મેળવવા, જો તેમને તૈયાર કરવા માટે વર્ગો ઉઘાડવાની જરૂર પડે તો તેની વ્યવસ્થા કેવી રીતે કરવી, ખર્ચ પુરો કરવા માટે કેવી વ્યવસ્થા કરવી, અખાડા તથા કસરતશાળા બાંધવા માટે કેટલો ખર્ચ થાય,

ક્યાંથી સાધન મેળવવાં એવા એવા વ્યાવહારિક પ્રશ્નોનો નિર્ણય કરવાનો હવે વખત આવ્યો છે. 'શરીરે સુખી તો સુખી સર્વ વાતે' એના ઉપર લાંબાલચક લેખ અગર ભાષણની હવે જરૂર રહી નથી, અને ગૂજરાતી પ્રજાને નમાલી તથા બાયલી કહેવાની પણ ઘણી જરૂર નથી કારણ કે આપણે ત્યાં વાતાવરણ બદલાતું જાય છે અને થોડા સમયમાં દેખીતો ફેરફાર થઇ જશે એવી આશા રહે છે.

## કસરતના પ્રકાર

શારીરિક કેળવણીને માટે કેવી કસરત દાખલ કરવી એ પ્રશ્નનો ચોકખો જવાબ આપી શકાય એમ છે. કસરતના પ્રચારને માટે મલ્લોની કુસ્તી, લોખંડની સાંકળ તોડવાના પ્રયોગ, છાતી ઉપરથી ગાડું ચલાવી જવાના ખેલો વગેરે આશ્ચર્યજનક તમાસા કરવામાં જરાયે અર્થ નથી. આપણો ઉદ્દેશ દરેક જુવાનને શક્તિવાન અને તન્દુરસ્ત બનાવવાનો છે. આપણે ભીમસેન અથવા સેન્ડો ઉત્પન્ન કરવાની લાલસા કે ઇચ્છા ન રાખીએ. જુના જમાનામાં ૫૦૦ કે ૧૦૦૦ દંડ કાઢવામાં મોટાઇ મનાતી હતી, આજે આપણે એવી ભીમસેનીઆ કસરત માટે દરકાર કરતા નથી. કોઇ એક વિદ્યાર્થી દોડવા કુદવામાં સર્વોત્તમ નીવડે તેના કરતાં દરેક વિદ્યાર્થી દિન પર દિન શરીર સુધારતો જાય એવો આપણો ઉદ્દેશ છે. જે રમતો ટોળીબંધ રમાય છે તેમાં ડીસીપ્લીન જળવાય, બરાબર આગેવાની લેવાય, સૌ આનંદથી રમે અને હરીફાઇમાંથી બધા હસતે મુખે છુટા થાય એવી મનોદશા ખીલવવી જોઇએ. ખેલાડીનો હેતુ જીત નહિ પણ સારી પ્રમાણિક રમત ખેલવાનો હોય છે એ શીખવવાનું છે.

અમેરિકામાં એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે દરેક વર્ષે દરેક વિદ્યાર્થીની શક્તિનું માપ લેવામાં આવે છે. દાખલા તરીકે (૧) ઉંચું કુદવાનું માપ, (૨) લાંબું કુદવાનું માપ, (૩) અમુક લંબાણ દોડવાનો વખત અને (૪) સળીઆ ઉપર શરીર ખેંચીને હડપચી લગાડી શકવાની સંખ્યા. આ પ્રમાણે કરવાથી દરેક વિદ્યાર્થી બીજા વિદ્યાર્થીની સાથે હરીફાઇ નહિ કરતાં પોતાના ગયા વર્ષના પરિણામથી વધારે સારૂં પરિણામ ઉપજાવવાનો પ્રયત્ન કરે છે. હરીફાઇ એ અનિષ્ટ ચીજ નથી, પણ હરીફાઇ કરવામાં કસરતનો મુખ્ય ઉદ્દેશ ભૂલી જવાય નહિ એટલું સંભાળવાનું રહે છે.

અખાડાની કસરતમાં શરીર બહુ સારૂં કસાય છે. મલખાંબની જેવી કસરત આખા શરીરને મજબુત અને ચપળ બનાવે છે. કુસ્તીમાં દાવપેચ સિવાય ચપળતા, હરીફની શક્તિ માપી લેવાની કળા, ખડતલપણું વગેરે કેળવાય છે. મેદાની રમતગમતોમાં કસરત સાથે આનંદ, આગેવાની, હારનો વખત આવ્યો હોય તો પણ ધીરજથી રમીને જીતવાની શક્તિ વગેરે ગુણો કેળવાય છે. દોડવાની ટેવ, લાંબી મુસાફરીઓ વગેરેથી કષ્ટ સહન કરવાની શક્તિ, પરસ્પર મદદ કરવાની વૃત્તિ અને હિંમત વધે છે. મરદાની રમતોમાં લકડી, ફેન્સીંગ, લાઠી, ઘોડેસ્વારી, તરવાનું અને લશ્કરી તાલીમનો સમાવેશ થાય છે. આ દરેક પ્રકારની કસરત અને તાલીમનો સામાન્ય અનુભવ દરેક યુવકને મળે અને અનુકૂળતા તથા સાધનના પ્રમાણમાં થોડી બાબતોમાં પ્રવીણતા મળે એવી વ્યવસ્થા કરવાનો પ્રયત્ન થવો જોઇએ.

આપણે બ્રહ્મચર્ય વિષે ઘણું સાંભળીએ છીએ. સત્સંગ સિવાય બ્રહ્મચર્ય અશક્ય છે. વીર્યરક્ષણ અને બ્રહ્મચર્યને માટે ખુલ્લી હવામાં કસરત તથા રમતગમતોના જેવો સારો ઇલાજ

એકે નથી. કસરતથી સંયમશક્તિ વધે છે એ સૌ જાણે છે. જ્યારે આપણા આર્યકુમારો આશ્રમોમાં તથા તપોવનોમાં અભ્યાસ કરતા હતા ત્યારે સત્સંગ, સાદાઇ અને વ્યાયામને લીધે જ બ્રહ્મચર્યનું પાલન કરતા. શારીરિક શક્તિ વિષય તરફ ન દોરાય એટલા માટે તેને બીજે સારે માર્ગે વાપરવાની જરૂર છે. તે રોકવાના ઉપદેશથી રોકાતી નથી પણ શારીરિક બંધારણના ઉપયોગી માર્ગે ખર્ચી નાખવી જોઇએ.

અખાડાઓનું વાતાવરણ સ્વચ્છ અને પવિત્ર હોવું જોઇએ, અને ત્યાં કોઇની ચાડી-ચુગલી, નિંદા ન થાય એ સંભાળવાનું હોય છે. એટલે રમતગમતો, કસરત વગેરે શીખવવા માટે તેમ જ દરેક બાબતમાં વિદ્યાર્થીગણને સારે માર્ગે દોરે એવા શિક્ષકની જરૂર હોય છે. એવા શિક્ષકો સહેલાઇથી મળી શકશે નહિ. તેમનો અભ્યાસ સારો હોય તો જ તેમનાથી ખરી આગેવાની લઇ શકાય, પણ શિક્ષણ કરતાં વધારે મહત્વનો પ્રશ્ન તેમના ચારિત્ર્યનો છે. સારા ભણેલા યુવાનોને ખાસ કેળવીને તૈયાર કરવા પડશે અને તેટલા માટે વર્ગો કાઢવાની આવશ્યકતા છે. મદ્રાસમાં આવો વર્ગ યંગમેન ક્રિશ્ચીઅન એસોસિએશન તરફથી કાઢવામાં આવ્યો છે તેમાં ત્રણ જાતના અભ્યાસક્રમ રાખ્યા છે: (૧) એક વર્ષનો (૨) ૭ મહિનાનો અને (૩) બે મહિનાનો ક્રમ. આ છેલ્લો અભ્યાસક્રમ શાળાના કસરત-માસ્તરોને માટે રાખ્યો છે. આખા વર્ષનો અભ્યાસક્રમ નીચે પ્રમાણે છેઃ-

(૧) ડ્રીલ, શાળાઓમાં કેવી કેવી રમતો રમાડવી તે, ટોળીબંધ રમતો, હવાયત, ડંબેલ્સ, મગદળ, લકડી, વાંસ, દેશી રમતો અને કસરતો, કુસ્તી, બૉલની અનેક રમતો, ફુટબૉલ, હૉકી શીખવવાની કળા વગેરે.

(૨) શરીર અને કસરત વિષે જ્ઞાન—શરીરવિજ્ઞાન, ફીઝીઑલોજી અને કસરતથી થતા ફેરફાર.

(૩) શારીરિક કેળવણી—એમાં શેનો સમાવેશ થાય છે, તેનો ઉદ્દેશ અને ધ્યેય, તેની જરૂરીઆત, ફાયદાકારક અને બીનફાયદાકારક કસરતો, શિક્ષકે શું કરવાનું હોય, સ્નાયુને તથા બીજા અવયવોને કેળવવાના માર્ગો, સ્ફુર્તિ વધારવાના માર્ગો, રમતગમતનો નીતિધર્મ, શારીરિક કેળવણીનાં સિદ્ધાંતો તથા જુદી જુદી પદ્ધતિઓ.

(૪) ડ્રીલ, કસરત, રમતો, વગેરે શીખવવાની પદ્ધતિ, વ્યક્તિગત કસરતો શીખવવામાં સલાહ કેવી રીતે આપવી, વર્ગો કેવી રીતે કાઢવા અને ચલાવવા, જુદી જુદી વયના માણસોને યોગ્ય કસરત, કન્યાઓ તથા સ્ત્રીઓ માટે કસરત, મોટા મેળાવડા, દંગલો, કેવી રીતે વ્યવસ્થિત કરવાં, ટોળીઓની હરીફાઇ, નિશાળો ગામડાં વગેરેને કેવી રીતે દાખલ કરવાં, સામાજિક સેવા માટે કેવી રીતે તૈયાર કરવાં.

(૫) છોકરાઓનું માનસશાસ્ત્ર-ટુંકામાં યુવકોને લગતા પ્રશ્નોની ચર્ચા.

(૬) વ્યવસ્થા કરવાની રીત વિષે.

(૭) રમતગમતોના નિયમો. છોકરાઓને શરતો માટે તૈયાર કરવાની રીત, ખોરાક વગેરે.

(૮) શારીરિક કેળવણીને લગતાં પુસ્તકોનો અભ્યાસ.

(૯) માપવાની કળા, શારીરિક તપાસની રીત, નકશા વગેરે બનાવવાની રીત.

(૧૦) શારીરિક કેળવણીને લગતા વર્ગો, સુધારાવધારા કરવાના માર્ગો વગેરે. અન્ય દેશોમાં થતા પ્રયાસ વિષે જ્ઞાન.

( ૧૧ ) મેદાનની રમતોના ફાયદા, તે માટે સગવડો, તેની વ્યવસ્થા.
( ૧૨ ) તાત્કાલિક મદદ અને માલીશ કરવાની રીત.
( ૧૩ ) આરોગ્યશાસ્ત્ર, અંગત સ્વચ્છતા, જાહેર આરોગ્ય, શાળાની સ્વચ્છતા.
( ૧૪ ) ધાર્મિક જ્ઞાન.
( ૧૫ ) નૈતિક જ્ઞાન.
( ૧૬ ) સ્કાઉટીંગ, લાંબી મુસાફરી, હરીફાઇ.
( ૧૭ ) વ્યવસ્થા કરવાનો પ્રત્યક્ષ અનુભવ.

આવા શિક્ષકોને ઠીક પગાર આપવો પડે એ સ્વાભાવિક છે, પણ જેવી રીતે દાક્તરી કામ માટે કેળવાયલા દાક્તરની મદદ લેવી પડે છે અથવા મોંટેસોરીનું બાળશિક્ષણ તેનાં અભ્યાસીઓ જ શીખવી શકે તેમ ગમતગમતોને માટે ખાસ તૈયાર કરેલા શિક્ષકોને સોંપવાની જરૂર રહે છે, અને ગમે તેવા મલ્લના અખાડામાં માત્ર શરીર કેળવેલા શિક્ષકો આપણા ઉપયોગમાં આવે નહિ. ગૂજરાતના ઉપયોગને માટે સુશિક્ષિત અને ચારિત્રવાન યુવકોને ખાસ શિક્ષણ આપીને તૈયાર કરવા માટે એક સંસ્થા ઉઘાડવી પડશે.

ભાઈ પુરાણી જણાવે છે કે નાના અખાડાને માટે ઉપરાંથી ઢંકાયેલી ૪૦ ફીટ લાંબી અને ૨૫ ફીટ પહોળી જગ્યાની જરૂર છે. કસરતને માટે આવશ્યક સાધનોનો ખર્ચ રૂા. ૨૦૦ થાય. આટલો ખર્ચ તો નાનું ગામ પણ ઉપાડી શકે. સાદાં મકાનને માટે રૂા. ૧,૫૦૦નો ખર્ચ પુરતો છે, અને જેમ જેમ અખાડાનું કામ સુધરતું જાય તેમ તેને વધારાની મદદ મળ્યા વિના રહે નહિ.

## શારીરિક કેળવણીની યોજના

ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી ચરોતરમાં આવેલી અંગ્રેજી શાળાઓના વિદ્યાર્થીઓનો મેળાવડો વર્ષો થયાં ભરાય છે, અને ચરોતરમાં આશરે ૧૪ હાઇસ્કૂલો છે અને મોટાં ગામોમાં અખાડા પણ સ્થપાયા છે. સામાન્ય રીતે હાઈસ્કૂલોમાં કસરતશાળા એટલે જીમ્નાશીયમ હોય છે તેમાં અખાડાની વ્યવસ્થા કરવામાં આવતી નથી, પણ હવે કુસ્તી વગેરેની વ્યવસ્થા કરવામાં આવશે એવી આશા રાખી શકાય. શારીરિક કેળવણીની યોજનામાં હવે માત્ર હાઈસ્કૂલો નહિ લેતાં બધી શાળાઓનો સમાવેશ કરવાની જરૂર છે. દરેક શાળાને અથવા ગામને એકમ ( unit ) તરીકે ગણીને આખા જીલ્લામાં રમતોની હરીફાઇ ગોઠવવી જોઇએ. આવી હરીફાઇનો જ્યારે રસ જામશે ત્યારે યોગ્ય વિદ્યાર્થીઓને હરીફાઇમાં ઉતારવા માટે આખા વર્ષ દરમ્યાન રમતો રમાશે, અને તેની સાથે સાથે દરેક દરેક વિદ્યાર્થીને અમુક કસરત શીખવવાની અને શરીર કસવાની યોજના ચાલુ થશે. જે દિશામાં આજે આપણું લક્ષ નથી તે દોરાશે એટલે નવા માર્ગે પ્રગતિ થયા વિના રહેશે નહિ.

પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવા તરફ દેશના બધા હિતેચ્છુઓનું લક્ષ દોરાયું છે તે પ્રમાણે શારીરિક કેળવણી ફરજીઆત કરવાની જરૂર છે, અને તેને માટે ખર્ચ પુરો પાડવાની સગવડ પણ થવી જોઇએ. વડોદરા રાજ્યમાં અખાડાઓને મદદ કરવા માટે એવું ધોરણ ઠરાવવામાં આવ્યું છે કે દરેક અખાડાને મકાન બાંધવા માટે રૂા. ૫૦૦ સુધીની મદદ, સાધન માટે રૂા. ૫૦ અને શિક્ષકના પગાર માટે રૂા. ૨૦ માસિકની મદદ કરી શકાય.

જો વડોદરાના આગેવાનોમાં જરા પણ ઉત્સાહ હોય તો દર વર્ષે બજેટમાં નક્કી કરેલી રકમ ખર્ચી નાખવી જોઈએ. નવા અખાડા કાઢીને એટલી માગણીઓ થવી જોઇએ કે દર વર્ષે મદદ કરવાની રકમમાં વધારો કરવો પડે. પણ આપણા બ્રિટીશ ગૂજરાતમાં લોકલબોર્ડ તથા મ્યુનિસિપાલીટીની મદદથી અખાડા કાઢવાની પ્રવૃત્તિ હાથમાં લેવી જોઇએ. જો એવી સંસ્થાઓ તરફથી ૩૦ થી ૫૦ ટકા જેટલી મદદ મળે તો અખાડા કાઢવામાં થોડી જ મુશ્કેલી નડે.

કાઠીઆવાડમાં આ પ્રશ્નનો નિકાલ વધારે સ્હેલાઇથી થાય એમ છે, કારણ કે ત્યાં ઘણાં દેશી રાજ્યો છે. દેશી રાજ્યો વડોદરાની યોજના કરી શકે. એક સંસ્થા યોગ્ય લાયકાતવાળા શિક્ષકોને ટ્રેઈન કરવા માટે કાઢવી પડે, અને તે કાઠીઆવાડના ગમે તે મોટા ગામમાં રાખી શકાય.

અખાડા અને કસરતી તાલીમને લીધે પ્રજા પોતાનું રક્ષણ કરતાં શીખે છે. હાલમાં ગામડાંઓની પરાધીનતા ઘણી વધી પડી છે. કોઇપણ બે હરામખોરો ચારપાંચ હજારની વસ્તીવાળા ગામને લુંટી શકે છે કારણકે પ્રજા નબળી ડરપોક અને સ્વાર્થી થઇ ગઇ છે. પણ આજના નવા યુગમાં સ્થિતિ બદલાઇ જશેઃ સ્વરક્ષણને માટે તૈયારી ન હોય ત્યાં સુધી સ્વરાજ્ય પ્રાપ્ત નહિ થાય. સ્વરાજ્યમાં એવું ન બને કે ગૂજરાતના રક્ષણને માટે મરાઠા અગર પંજાબી પ્રજાના લશ્કર અથવા પોલીસની વ્યવસ્થા કરવી પડે. સ્વરાજ્યની વ્યવસ્થામાં ગૂજરાતીઓ જ ગૂજરાતને કામ લાગવા જોઇએ. તે છતાં થોડા વખત ઉપર જ્યારે હિંદી લશ્કરમાં ગૂજરાતીઓને લેવામાં આવતા નથી એવી હકીકત પ્રગટ થઈ ત્યારે ગૂજરાતે એ બાબતમાં લડત શરૂ કરી નહોતી. આપણાં દેશી રાજ્યો લશ્કરી તાલીમ આપીને યુવકમંડળોને તૈયાર કરે તો પગારદાર અને કાયમના લશ્કરનો બોજો ઘણો ઓછો થાય. સ્વરાજ્યની યોજનામાં આવી બાબતોનો નિર્ણય કર્યા વિના છુટકો નથી. અંગ્રેજ સરકારે જે લશ્કર રાખ્યું છે તે ઘણે મોટે ભાગે પોતાના, ( એટલે ત્રણ લાખ ગોરાઓના ) રક્ષણ માટે તથા સામ્રાજ્યના રક્ષણ માટે છે. તેના નિભાવને માટે દેશની આવકનો મોટો હિસ્સો ખર્ચી નાખવો પડે છે પણ જ્યારે સ્વયંસેવકો લશ્કરી તાલીમ લઇને નાગરિક લશ્કર ( citizen Army ) ઉભું કરશે ત્યારે લશ્કરી ખર્ચમાં ઘણો ઘટાડો થઈ શકશે.

...શારીરિક નબળાઇનાં કારણો અનેક છેઃ ગરીબાઇ અને તેને લીધે પૌષ્ટિક ખોરાકની ખામી એ ઘણું મહત્વનું કારણ છે, પણ તેથી જો એમ કહેવામાં આવે કે જ્યારે સ્વરાજ્ય મળશે ત્યારે શરીર સુધારવા તરફ પ્રયાસ કરીશું તો એવી દલીલમાં કાંઇ વજુદ નથી. બાળલગ્ન, છોકરાંઓના ઉછેરની બાબતમાં અજ્ઞાન, પરીક્ષાઓનો અસહ્ય બોજો, ખરાબ સંગત વગેરે અનેક કારણોને લીધે પ્રજા નબળી થઇ છે. આવાં કારણોનો પરસ્પર સંબંધ હોય છે તેથી એ વિષમ ચક્રને જ્યાં ફાવે ત્યાં ફટકો મારીને તોડી નાખવાની જરૂર છે.

## સ્વયંસેવક મંડળ

જેવી રીતે માનસિક કેળવણીને માટે સ્વયંસેવકોના મંડળો સ્થપાયાં છે તેવું એક મંડળ સ્થાપવું પડશે, અને તેના આજીવન સભ્યો એકએક જીલ્લો સંભાળી લે એવી વ્યવસ્થા થઈ શકે. એમ પણ થઇ શકે કે કોઈ એજ્યુકેશન સોસાયટી અથવા કેળવણી મંડળ પોતાના

અધ્યાપક કે શિક્ષક મંડળમાં એક સંસ્થાપક (Director) નો નિભાવ કરી લે, પણ એવી ગોઠવણ થાય ત્યાં સુધી કામ અટકી ન પડે એટલા માટે દરેક જીલ્લાએ ત્રણ વર્ષ સુધી એક યોગ્ય કેળવાયલા શિક્ષકને માટે રૂ. ૬,૦૦૦ની સગવડ કરવી જોઇએ. વાર્ષિક રૂ. ૨,૦૦૦માં પગાર, રેલ્વે ભાડું તથા પ્રચારકામનો સમાવેશ થઈ શકશે. ચરોતરને માટે આવા એક ભાઇ હાલમાં મદ્રાસમાં ટ્રેઈનિંગ લઈ રહ્યા છે. જો ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકોને માટે અમદાવાદમાં એક ટ્રેઈનિંગ ક્લાસ કાઢવામાં આવે તો તેમને અનુકૂળ કામ તથા નિર્વાહને માટે યોગ્ય સાધન મળી રહે.

વડોદરામાં ખંડેરાવ મહારાજના વખતમાં વ્યાયામને ઘણું ઉત્તેજન મળતું હતું અને ત્યારપછી પણ અખાડાઓને સારૂં ઉત્તેજન મળતું. રાજ્યાશ્રયને લીધે સારા સારા કુસ્તીબાજો વડોદરામાં આવીને વસતા હતા. તેને પરિણામે આજે પણ વડોદરામાં સારા અખાડા છે. અને તેમાં નવા યુગના ફેરફારો થયેલા હોવાથી તે અખાડામાં તાલીમ લીધેલા માણસો ગૂજરાત વગેરે દેશોમાં સારો પ્રચાર કરી રહ્યા છે. તેમાં પ્રોફેસર માણિકરાવનો જુમ્માદાદાનો અખાડો ઘણો મશહૂર અને પ્રતિષ્ઠિત છે. આ અખાડામાં કસરતના તથા લડાઇના સાધનોનું ઘણું સારૂં સંગ્રહસ્થાન છે, અને લાઠી વગેરે ટોળીબંધ રમતોને માટે આ અખાડો ખૂબ વખણાય છે. સરદાર મજમુનદારે પણ વ્યાયામના પ્રચાર માટે અખાડા કાઢ્યા છે અને તરતાં શીખવાને માટે વ્યવસ્થા કરી છે. એમનાં ધર્મપત્નીને વ્યાયામ તેમ જ તરવાનો શોખ હોવાને લીધે સ્ત્રીઓને કસરત શીખવવાની યોજના થઇ શકી છે અને પ્રોફે. માણિકરાવના અખાડામાં પણ સ્ત્રીઓ માટે ખાસ વર્ગ કાઢવામાં આવ્યો છે. આ અખાડામાં શીખેલા શાગીર્દો જ્યાં ત્યાં અખાડા કાઢીને ગુરુઋણ અદા કરે છે. પુરાણી ભાઇઓનો મૂળ અખાડો વડોદરામાં સ્થપાયો હતો અને હવે તેમની પ્રવૃત્તિ ભરૂચમાં હોવાને લીધે વ્યાયામપ્રચારનું કેન્દ્રસ્થાન ભરૂચમાં સ્થપાય એવી એમની ઉમેદ છે. એમણે થોડાં વર્ષ ઉપર એક યોજના પ્રગટ કરી હતી.

રાજદ્વારી બાબતોમાં જુદા જુદા મતવાળા કાર્યકર્તાઓ એકઠા થઇને આ વિષયના પ્રચારને માટે સાથે કામ કરે તેટલા માટે એક યોજના બહાર પાડીને કામ શરૂ કરી દેવામાં આવ્યું છે અને તેને અંગે એક ગ્રેજ્યુએટ કસરતી ભાઈને રમતગમતોની સુવ્યવસ્થા શીખવા માટે મદ્રાસ મોકલ્યા છે. આ કામચલાઉ મંડળના મંત્રી પુનાની ખેતીવાડી કૉલેજના વાઇસ પ્રીન્સીપાલ, પ્રોફે. ભાઇલાલ પટેલ છે અને આપણે આશા રાખીશું કે ગૂજરાતના બધા કાર્યકર્તાઓ ખરા ખેલાડીને શોભે તેવી રીતે આ મહત્વનું કાર્ય ઉપાડી લેશે.

ડૉ. સુમન્ત મહેતા

# વફાદારી

[ એકાંકી નાટક ]

## પ્રવેશ ત્રીજો

( બે મહિના પછી )

[ સ્થળ: રસ્તો. ]

છાપું વેચનાર છોકરો:—પંજાબ કા નૂર-ભેદી ખૂન-મુન્સીપાલ્ટીમાં તકરાર-મેરીલેનમાં સરકારની જીત-સાતને ભેગે સીત્તેર-પંજાબ કા નૂર !

( લેડી કમલાબાઇ પ્રવેશ કરે છે )

**લેડી કમલાબાઈ:** એ છોકરા ! લાવ જોઇએ, શું છે ?

**છોકરો:** પંજાબ કા નૂર-ભેદી ખૂન-મુન્સીપાલ્ટીમાં તકરાર-સરકારની જીત-સાત ને ભેગે સીત્તેર !

( લેડી કમલાબાઈ પેપર વેચાતું લે છે. )

**કમલાબાઈ:** ઓહો ! મેરી ગોલ્ડલેન્ડમાં આપણી જીત થઇ ! અરે ! આમાં મરનારનાં નામ પણ છે ! કોણ કોણ મરી ગયું ? ગિરિધારિ મહેતાબસિંગ. હં ! એ તો પેલી સુનીતિદેવીનો છોકરો-હું પેન્શન આપું છું તે. લાવ બિચારીને મળી આવું.

( જાય છે )

( છોકરો પણ બૂમ પાડતો પાડતો ચાલી જાય છે. )

---

## પ્રવેશ ચોથો

[ સ્થળ: સુનીતિદેવીનું ઘર. ]

(સુનીતિદેવી પોતાના આગલા ઓરડામાં ગાદી ઉપર બેઠી છે. તકીઆ ઉપર ડાબો હાથ છે અને હાથ ઉપર માથું ટેકવ્યું છે. ચહેરા ઉપર ગમગિની સ્પષ્ટ છે. વચ્ચે વચ્ચે પોતાના પાલવ વડે આંસુ લૂછે છે. લેડી કમલાદેવી આવે છે, ને સુનીતિદેવી પાસે બેસે છે.)

**સુનીતિદેવી:** બેસો.

**લેડી કમલાદેવી:** તમને ક્યારે ખબર પડી ?

**સુનીતિ:** મને ? હમણાં જ. કલાક ઉપર. એક પાડોશીએ વંચાવ્યું.

**લેડી કમલાદેવી:** ખરેખર, બહુ ખોટું થયું. ફરજનો પંથ ઘણી વાર ભયંકર છે. ચાલો, હશે. પ્રભુને ગમ્યું તે ખરૂં. એની ઇચ્છા કોઇથી ટેળાય છે ખરી ?

**સુનીતિ:** પણ ગિરિધારિની ફરજ કોઇને મારી નાંખવાની હતી એમ હું કદી નહિ માનું. અને એમ પણ નહિ માનું કે ઈશ્વરની ઇચ્છા એને લશ્કરમાં દાખલ કરવાની હતી.

**લેડી કમલાદેવી:** ( કંઇક દિલાસો આપવા માટે ) હા, ખરી વાત છે. લોકો લશ્કરમાં જોડાઈ લડાઈ કરે એ પણ દુઃખની વાત છે. પણ પૃથ્વી કંઈ સ્વર્ગ છે ? અહીં તો લશ્કરની જરૂર રહેવાની જ.

**સુનીતિ:** જરાએ નહિ. જે લોકો પાસે શસ્ત્ર હશે તો વાપરશે. અને જેની પાસે વધારે શસ્ત્ર હશે તે વધારે ઉદ્ધત થશે. પણ કોઇની જ પાસે હથિયાર ન હોય તો લોકો એની મેળે જ સમજે કે શાન્તિનો ઉપાય એક જ છે અને તે એ કે સમજુ થવું, સમાધાન કરવું. મેરી ગોલ્ડલેન્ડ જેવા દૂર દૂરના દેશમાં, અજાણ્યા લોકો વચ્ચે, આ ગિરિધારિ જેવા જુવાનીઆઓને તોપની સાથે શું કામ હતું ? તે લોકોને ત્યાં જવાની જરૂર જ શી હતી ? ત્યાં ગયા જ શું કરવા ?

**લેડી કમલાદેવી:** એ લોકો આપણા સામ્રાજ્યનું રક્ષણ કરવાને ગયા હતા. તમને ખબર નહિ હોય, પણ ત્યાં ઘણા સરસ ઘાસતેલના કૂવા છે.

**સુનીતિ:** હા. ત્યાં ઘાસતેલના ઘણા કૂવા છે એટલે એ જમીન તમારી સરકારની જ હોવી જોઇએ એમ ને ?

**કમલાદેવી:** નહિ, નહિ. એમ તો નહિ. પણ હું ધારૂં છું કે તે ઉપર આપણા સામ્રાજ્યનો હક્ક હતો.

**સુનીતિ:** અરે, આપણી સરકાર એ જમીન ચોરતી હતી એમ મને તો લાગે છે. પેલો રામબિનોદ-તમે એને ઓળખો છો ને ?-એ રામબિનોદ કહે છે કે એ વાત સાબીત કરવાને તે તૈયાર છે. કેટલાંક છાપાં એ મને વાંચવા આપવાનો છે. એ કંઇક સભામાં કે એવા કશામાં જોડાયો છે અને એ લોકો આ બધી બાતમી લાવે છે.

**કમલા:** એવા લોકો કહે તે એકદમ માની ન લેવું. એ લોકો બહુ જુઠાણાં ચલાવે છે.

**સુનીતિ:** મને નથી લાગતું. રામબિનોદ કેટલીક વાર સાચો પડ્યો છે એ તો મને ખબર છે. આ લડાઈમાં દાખલ થવાની એ વિરુદ્ધ હતો અને એમની અને રામબિનોદની વચ્ચે રોજ તકરાર જામતી. છેવટે એમણે જ કબૂલ કર્યું કે રામબિનોદ સાચો છે. બીજાની મિલ્કત પચાવી પાડવાનો આપણને શો હક્ક છે ?

**કમલા:** અરે, તમને ખબર નથી. ત્યાંના વતનીઓ તો એવા ઘાતકી, જંગલી અને ખારીલા હોય છે !

**સુનીતિ:** હોયસ્તો. એમાં નવાઇ શી ? પોતાની જમીન પચાવી પાડવા પરાયો આવે ત્યારે પ્રાણવાન માણસ એવો થાય તો નવાઇ નહિ. એ તો આપણો દેશ જ એવો હતભાગી છે કે નિર્જીવ થઇને હાથ જોડીને બેસી રહે અથવા માંહોમાંહે લડ્યાં કરે. ગિરિધારિના મરણ માટે હું કંઇ એ લોકોનો વાંક કાઢતી નથી. હું તો જેઓએ એને મોકલ્યો તેમનો વાંક કાઢું છું.

**કમલા:** બ્હેન ! એ કંઇ નાના સવાલ નથી. એમાં તો એવી ગુંચવણો છે કે આપણે બૈરાંલોક તે શું સમજીએ ?

**સુનીતિ:** (કંઇક અકળાઇને) એટલે ? તમે એમ કહો છો ને કે આપણે અજાણ્યાં કહેવાઇએ માટે આપણા વ્હાલા છોકરાઓને કોઇના હુકમથી તોપને ગોળે ચડવા દેવા ? કારણ સુદ્ધાં પૂછવું નહિ ? સરકાર શા હેતુથી આપણા પેટના દીકરાઓનો ભોગ માગે છે તે જાણવાનો આપણને અધિકાર નહિ ? આ સરકાર–તે કંઇ એવી નવી દેવી જાગી છે કે એનું માનવું જ પડે ? નહિ તો ફૂંફાં પાડી દુઃખ દે ? મને લાગે છે કે મારા છોકરાનું ખૂન થયું છે અને એવાં ખૂન અટકાવવાની મારી ફરજ છે. આજથી મેં પણ લીધું કે રાજ્યે માન્ય કરેલા લશ્કરને, એટલે વ્યવસ્થિત ખૂની મંડળને તોડવાનો પ્રયાસ કરવો. ચોરેલી મિલ્કત પચાવવા માટે કરેલા પાપી યજ્ઞનું નિર્દોષ બલિદાન મારો પુત્ર થયો છે. એ જમીન કોની માલિકીની કે આમ આપણે ત્યાં જઇ તોપના ગોળા છોડીએ ?

**કમલા:** ખરેખર, મને ખબર નથી. હું કંઇ જ વિગત જાણતી નથી.

**સુનીતિ:** અરે, હવે પણ એ જમીન આ હિંદની સરકારની થશે એમ તમે માનો છો ? નહિ, નહિ, પુત્રના મરણના દુઃખે મારી આંખ ઉઘાડી છે. એ તેલના કૂવા તો જેમની પાસે પૈસો, ઇલકાબ, વગવસીલાવાળા, મિત્રો અને સગાંઓ છે, એવા બડા લોકના છે અને તેમાંયે આપણા હિંદીઓ તો થોડા જ. તેમને તો ટુકડો જ મળવાનો એ વાતની મને ખાત્રી જ છે. અને હજી મારે વધારે તપાસ કરવી છે કે મારા છોકરાનું ખૂન કોનાથી ને શા કારણથી થયું.

**કમલા:** ધીમાં પડો, એમ અકળાવ નહિ. કદાચ તમારી ભૂલ હોય. ગુસ્સે થશો તો તમને વેર લેવાનું મન થશે.

**સુનીતિ:** વેર ! વેર મારે લેવું જ નથી. વેર હવે મને સુખ નહિ આપે. હું પોતે પણ ખુતી થઇને મારા પતિની અને પુત્રની કીર્તિને કલંક નહિ લગાડું, પણ એમની તરફ મારો પ્રેમ નિર્મળ છે માટે જ જે સંસ્થાને લીધે આવાં નિર્દોષ બલિદાનો આપવાં પડે છે તે સંસ્થાનો સદંતર નાશ કરવા મથીશ. મારો પતિ મોટી લડાઈમાં મરી ગયો અને એથી કોને ફાયદો થયો ? પૈસાદાર અને 'મોટા' લોકોને. અને તે પણ આપણા દેશનાં તો નહિ. અને હવે મારા છોકરાનું ખૂન થયું. તે કોને માટે ? પેલા 'સુધરેલા' તેલના માલિકોને માટે. બાપ દેશભક્તિને નામે છેતરાયા અને તેથી ઘસડાયા, અને છોકરો બેકારીને લીધે તણાયો. બાપે ચોકખું કહી નાખ્યું હતું કે ગિરિધારિને કદી લશ્કરમાં જોડાવા ન દેવો. પણ મેં અભાગણીએ પાણી પહેલાં પાળ ન બાંધી અને છોકરો મને પૂછ્યાગાછ્યા વિના માને ભારે પડવાની બીકે એ કતલખાનામાં ગયો. બાપના ભોગનું પરિણામ છોકરાની ગરીબાઇ, બેકારી અને છેવટે બલિદાન. અને આ બધો વખત પેલા પૈસાદારો મોજ મારે છે અને તકીઆ ઉપર નિરાંતે પોઢે છે.

(બાલા દાખલ થાય છે)

**બાલા**–હેં બા ! ભાઇ ખરેખર.........

(માતું અશ્રુભીનું ક્રોધયુક્ત વદન જોઇ ચૂપ થઇ જાય છે. મા પુત્રીને એકદમ પાસે ખેંચી લે છે, ભેટે છે અને આંસુ સારે છે.)

**બાલા:** બા ! ભાઈ ખરેખર મરી જ ગયા ?

**સુનીતિ:** હા, બેન.

**બાલા:** ક્યાં ? કેવી રીતે ?

**કમલા:** એક લડાઇ થઇ અને તેમાં ગિરિધારિ મરી ગયો.

**બાલા:** એટલે ? શું એ પાછા નહિ આવે ? આપણને નહિ મળે ?

**સુનીતિ:** ના. એ મરી નથી ગયો. હિંદુસ્તાનને અથવા હિંદના રાજ્યતંત્રે એનું ખૂન કર્યું છે.

**બાલા:** હિંદુસ્તાને એટલે કોણે ?

**સુનીતિ:** તે હું તને કોઈ દિવસ સમજાવીશ. હિંદુસ્તાને એટલે હિંદના લોકોએ, —આપણે. નિર્બળતાથી અથવા થોડી સત્તા માટે પોતાનો આત્મા કે પૈસા માટે પોતાનાં બાળકો વેચી દે છે એવા આપણા હિંદના લોકોએ. પણ એથી કેવાં ભયંકર પરિણામ ઉપજે છે તે જેમ મેં આજે જોયું તેમ બીજા સમજતા થશે ત્યારે સશક્ત, સ્વમાની, શુદ્ધ ઉજ્વળ હિંદ પ્રગટશે. એ દિવસ લાવવા માટે જ હવે હું જીવીશ.

**કમલા:** પ્રભુ તમને મદદ કરો. મને લાગે છે કે આપણે હજી અંધારામાં જ છીએ. આપણને હજી ઘણું શીખવાનું છે. પણ હવે આ પેન્શનનું ફોર્મ તમે ભરશો ?

**સુનીતિ:** બ્હેન ! બળાપાથી હું વધારે પડતું બોલી ગઇ અને તેથી તમને ખોટું લાગ્યું હોય તો મને માફ કરજો. તમે કેવાં માયાળુ છો ! આટલી તસ્દી લઇને મને મળવા આવ્યાં ! પણ હવે એ હત્યારૂં પેન્શન મારે જોઇતું નથી.

**કમલા:** નહિ, નહિ. એમ તો નહિ. આ તો આપણું પોતાનું સહાયક મંડળ છે. લો હું જ ભરૂં છું.

(લેડી કમલાદેવી લખે છે.)

**બાલા:** બા ! ભાઇ પાછા નહિ જ આવે ?

**સુનીતિ:** ના, બેન. (બાલાને છાતી સરસી ચાંપે છે.)

---

## પ્રવેશ પાંચમો

[ **સ્થળ:** સર બાલકરામનું દિવાનખાનું. ]

[ **સમય:** કેટલાક દિવસ પછી. ]

(સર બાલકરામ તથા સર હોરેસ રસભરી વાતચીતમાં)

**સર હોરેસ:** ખરૂં પૂછો તો બ...ધું એટલી સરસ રીતે પાર ઉતર્યું છે !

**સર બાલકરામ:** તમારી કુશળતાની શંકા જ મને નહોતી.

**સર હોરેસ:** એમ હોય, પણ આ આખા કામમાં તમારા વાંધાવચકા પુષ્કળ હતા. ખોટું ન લગાડશો. મારે તમને દરેક વખતે ધસડવા પડ્યા છે.

**સર બાલકરામ:** હા, એટલું તો ખરૂં કે મારા મનમાં વ્હેમ રહી જતો. હજી પણ આપણે પાર ઉતર્યા છીએ એવી મને ખાત્રી નથી થતી.

સર હૉરેસઃ હજીયે પાર નથી ઉતર્યા ! અરે, વાહ ! હવે બાકી જ શું રહ્યું છે ! જો કે થોડાક દિવસ ઉપર જરા ચિંતા થતી હતી પણ હવે તો આપણે સહીસલામત કિનારે ઉતર્યા છીએ. લોકોમાં ભાગ્યે એ વિષે ચર્ચાયે થઇ હોય. ધારાસભામાં આજ સુધી તો કોઇએ પ્રશ્ન સરખો નથી કર્યો. કારણ, આપણે એવી સફાઈથી કામ લીધું ! પરિણામે– આજનું પેપર વાંચ્યું ને ?–બીજા ૮૦ રૂપિયાનો કૂદકો માર્યો છે. આજે શેરના ભાવ ૯૩૦ છે. સોના શેરના ૯૩૦ થાય એ કંઈ બહુ ઓછા તો ન જ કહેવાય. એ હિસાબે આજે જ તમારી પેટીમાં બે લાખ રૂપિયા પડ્યા. કેમ ખરૂં કે નહિ ? હવે મઝા ઉડાવો મઝા. કંઈ મિજબાની આપો.

સર બાલકરામઃ એમાં તો ના ન કહેવાય. એ બધું તમારૂં જ પરાક્રમ. તમારી હિંમત અને આત્મવિશ્વાસ માટે તો મને ખૂબ જ માન છે. હું તમારો ઉપકાર કેમ ભૂલું ?

સર હૉરેસઃ બસ, બસ. બાકી મને તો એવાં કામો માથે લેવાં બહુ ગમે છે. એક ચાંપ દાબીએ ને આખા ઓરડામાં ઝગઝગાટ થઈ જાય તેમ નાની નાની યુક્તિઓથી મહાભારત કામ પાર પાડવાં અને છતાં આપણે તો પડદા પાછળના દોરી જ ખેંચનાર હોઇએ એમ કરવું ! એમાંએ કંઇ ઓર મઝા છે. કોઇકને મળવું, કોઇને સમજાવવા, આના કાનમાં મંત્ર ફૂંકવો, પેલાને જરા ચાંપી જોવો–એ બધુંએ શીખવા જેવું છે. જેમ આજના ગંજાવર કારખાનામાં વરાળની ને હવે તો વીજળીની જરૂર છે તેમ રાજનીતિમાં પૈસો એ જ બધાની ચાવી છે. તમે લોકો કહો છો તેમ 'જર ચાહે સો કરે.' આખી દુનિયાનું ચક્ર એ પૈસાની ધરી ઉપર ફરે છે–પણ આમ કેમ, સર બાલકરામ ? અમે અંગ્રેજો તો આવા ખુશાલીના વખતે નાચીએ ત્યારે તમારૂં તો મોં પણ મલકાતું નથી ! તમને થયું છે શું ? તમે લોકો શું સુખી ન જ થઈ શકો ?

સર બાલકરામઃ તમે પણ મારી પાછળ જ લાગ્યા છો તો ! હું હસું કે ન હસું તેમાં તમારે શું ? સાચું કહું તો હજી મારા મનમાં 'પણ' રહી ગયું છે. ધારો કે વાત ફૂટીઃ–

સર હૉરેસઃ અંહ ! તમે તો ભલા માણસ છો ! કંઇ ચમત્કાર બને તો જ આપણી વાત ફૂટે.

સર બાલકરામઃ કમનસીબે કેટલીક વાર અણધાર્યું થાય છે અને ચમત્કાર બને છે. અને આ બાબતમાં એવું થયું તો ?

સર હૉરેસઃ પણ તમને શેનું દુઃખ લાગે છે તે તો કહો.

સર બાલકરામઃ આ કામની કિંમત મને ખૂંચ્યા કરે છે.

સર હૉરેસઃ કિંમત ! પાણીના મૂલે કામ થયું છે. આવા કામમાં પાંચ–સાત લાખ રૂપિયા તો થાય જ તો.

સર બાલકરામઃ અંહ ! રૂપિયાને કોણ રડે છે ! મને તો પેલા બિચારા મરી ગયા તે લાગ્યા કરે છે.

સર હૉરેસઃ પેલા સીત્તેર હબસીઓ ?

સર બાલકરામઃ એટલે ? હબસીઓ મારે માણસ મટી ગયા ? વળી અમારામાંના પણ કેટલાક ગયા ને ?

સર હોરેસઃ ફક્ત સાત.

સર બાલકરામઃ પણ સાત તો ખરાને. કોઈનાં માબાપ ભૂખે મરશે તો કોઈનાં બાળબચ્ચાં.

સર હોરેસઃ હવે એમ તો મહેનત વિના ફળ નહિ ને ભોગ વિના સિદ્ધિ નહિ. અને લાભ કેટલો બધો થયો? વળી એમને કોણે જોરજુલમથી લશ્કરમાં ધકેલ્યા? રાજીખુશીથી આવ્યા. તેમાં આપણો શો વાંક?

સર બાલકરામઃ રાજીખુશીથી તો ખરા. પણ આપણા સ્વાર્થને મદદ કરવાના વિચારથી તો નહોતા જ જોડાયાને? અને થયું છે એવું કે આપણે માટે એમણે જીંદગી ખોઈ.

સર હોરેસઃ પડતર જમીનનો ઉપયોગ કરાવવામાં અને એ રીતે દુનિયાને એક પગલું આગળ મૂકાવવામાં એમણે મદદ કરી!

સર બાલકરામઃ તમારી વકીલાત રહેવા દો. ખરી વાત એ હતી કે આપણને ડિવિડન્ડની જ ગરજ હતી. જમીન સુધારવી હોત તો ત્યાંના વતનીઓની મદદ લઈને પણ થાત.

સર હોરેસઃ પણ હવે એ દટાયલી વાત પાછી ઉખેડવામાં શો ફાયદો છે? નકામી પંચાત મૂકો ને.

સર બાલકરામઃ ખરે! મને દિલગીરી થાય છે–એ વાત મારા મનમાં ખટક્યા જ કરે છે. હમણાં હમણાંનો હું અસ્વસ્થ થયો છું. હું તમારા લોકોને ઘણે સુધી સાથ દઈ શકું, પણ અમુક હદ એવી છે કે જેની પેલી પાર મારાથી..........

(પટાવાળો આવે છે.)

પટાવાળોઃ સાહેબ, કોઈ બાઈ આવ્યાં છે.

સર બાલકરામઃ (સર હોરેસને) હરી કંઈ સહીબહી કરવાનું. (પટાવાળાને) બોલાવ અંદર.

(સુનીતિદેવી દાખલ થાય છે.)

સર બાલકરામઃ કેમ, શું કામ છે?

સુનીતિદેવીઃ આ પેન્શનના ફૉર્મ ઉપર આપની સહી લેવી છે.

સર બાલકરામઃ ઓહો, એમાં શું? લો કરી આપું બેસો.

(સુનીતિદેવી એક ખુરશી ઉપર બેસે છે.)

(ફૉર્મ તરફ જોતાં) હં! તમારો છોકરો લશ્કરમાં હતો કેમ? પછી શું થયું? મરી તો નથી ગયો ને?

સુનીતિદેવીઃ ના, મરી નથી ગયો. એનું ખૂન થયું છે.

સર બાલકરામઃ (કંઈક ચમકીને) ખૂન થયું? ખરેખર? (આગળ વાંચે છે) મેરી ગોલ્ડ લેન્ડ (સર બાલકરામનો ચહેરો ફીક્કો થાય છે) ત્યાં......ત્યાં ગયો હતો? ત્યાં એનું ખૂન થયું?

સુનીતિદેવીઃ હા.

સર બાલકરામઃ (સર હોરેસ ધ્યાનથી સાંભળે છે) ત્યાંના વતનીઓએ એનું ખૂન કર્યું?

**સુનીતિદેવીઃ** ત્યાંના વતનીઓએ નહિ, પણ હિંદે કે હિંદની સરકારે. સાંભળ્યા પ્રમાણે ઘાસતેલના વેપારીઓની સોનેરી ટોળી માટે જમીન ચોરવામાં સરકારે એને કામે લગાડ્યો, અને એનો જાન લીધો.

**સર બાલકરામઃ** ( ખીજવાઇને ) સંભાળજો, જરા વિચારીને બોલો. ગમે તેમ ન બોલાય. તમે સરકારને બેવફા થાવ છો. એ તો ઠીક છે કે હું છું, નહિ તો પરિણામ ભયંકર આવે.

**સુનીતિદેવીઃ** વફાદારીનો સ્વાદ જેણે પૂરેપૂરો ચાખ્યો હોય તેને પરિણામની શી દરકાર હોય ? સરકાર મારા પતિને મહાયુદ્ધમાં લઈ ગઇ; એઓ પાછા આવ્યા જ નહિ. પછી મારા એકના એક દીકરાને લઇ ગઇ, એ પણ પાછો નહિ આવે. શા માટે ? જમીન પચાવવામાં મદદ કરવા માટે. પરિણામ શું આવ્યું ? કેટલાંયે હૃદય ભાંગ્યા ને કેટલાંયે ઘેર તાળાં દેવાયાં. નિરાશા અને ગમગીની ફરી વળ્યાં. આજકાલની લડાઇમાં ગરીબના ભોગ છે, જ્યારે તવંગર તે ઉપર તાગડધીન્ના કરે છે.

( સર હોરેસ ઉઠે છે, અને પોતાનું મ્હોં ન દેખાય એવી રીતે છાંયડાવાળા ભાગમાં બેસે છે. )

**સર બાલકરામઃ** ઉશ્કેરણીને લીધે તમે વધારે પડતું બોલો છો, પણ ખરેખર આ લડાઇમાં તો કંઇક ખરૂં છે. લડાઈ એ બૂરી ચીજ છે. પણ કોણ જાણે કેમ લડાઇ વિના દુનિયાને ચાલતું જ નથી. આપણે કોઇ રસ્તો શોધવો જ પડશે કે જેથી આવાં કામ થતાં અટકે.

**સુનીતિદેવીઃ** લોકોને એક એવો માર્ગ જડ્યો છે કે જે અસરકારક થાય. માત્ર નિશ્ચયી માણસો જ જોઇએ છે.

**સર બાલકરામઃ** હં ? કયો રસ્તો છે ?

**સુનીતિદેવીઃ** અનીતિમય કામોમાં ભાગ લેવાની જ ના પાડવી. જેમકે લડાઇની વાત આવે ત્યારે લડવાની ધસીને ના કહેવી.

**સર બાલકરામઃ** આપણે લડવાની જ ના પાડીએ, સરકારને એવે વખતે મદદ દેવાની ના પાડીએ, તો આપણા ઉપર ભારે આપત્તિ જ આવી પડે.

**સુનીતિદેવીઃ** ભારે આપદા ! મારા જેવા ઉપર આજે જ ભારે આપદા નથી આવી પડી ! થોડા થોડા કચરાયા કરવું તેના કરતાં એક સામટા કચરાઇએ તો શું ખોટું ? અને મેરી ગોલ્ડ લેન્ડ ઉપર વિના કારણ ચડાઈ લઇ જઇને આપણે લડાઈને નોતરી નથી ? (સર બાલકરામ અને સર હોરેસની નજર એકાએક બરાબર આ વખતે જ મળે છે.) કોઈ પણ દેશમાં જુઓ. શાન્તિમાં કે લડાઇમાં ગરીબ બિચારી જનતાના જ ભોગ ! મેરી ગોલ્ડ લેન્ડના રીસ્તર યુવાનોની માતાઓ તથા સ્ત્રીઓ સાથે મારો સંબંધ વધારે નિકટ છે કે દરકોઇ બ્હાને તેમના ટૂવાઓ જેને પચાવવા છે એવા તવંગર વેપારીઓ સાથે ? એ લોકો તો પોતાનું તળીયું ટાઢું કરીને બેઠા છે અને ધન સીંચ્યા કરશે; પણ પેલી બિચારી બ્હેનોએ તો આંખની કીકી સમાન વ્હાલા પુત્રોને કે પતિને ખોયા જ. એવા મંડળને જો કોઈ સંસ્થા ટેકો આપે તેની તરફ પ્રેમ કેમ ઉભરાઈ જાય ?

**સર બાલકરામઃ** તમારૂં કહેવું કેટલેક અંશે ખરૂં છે. મારી આંખ આજે જ તમે ઉઘાડી આપણે શું કરીએ છીએ તેનું ઘણીવાર આપણને ભાન જ નથી હોતું.

**સુનીતિદેવીઃ** ( જાણે મનમાં બોલતી હોય તેમ કોઈને ઉદ્દેશ્યા વિના કંઇક ધીમેથી ) કોઇ ગરીબ માણસ ચોરે છે તો કેદમાં પકડાય છે, પૈસા માટે બીજાનું ખૂન કરે છે તો ફાંસી દેવાય છે. ધનવાન અને સત્તાવાન ચોરે તો હોશિયાર ગણાય, લડાઇઓ જગાવી ખૂનની વ્યવસ્થા કરે અથવા લોકોને નીચોવે તો મહાન રાજનીતિજ્ઞ ગણાય અને એની આબરૂ વધે. ગરીબના પેટ ઉપર પગ મૂકી પોતે કમાય તો માનચાંદ અને ઈલ્કાબ મળે પણ! ઓ હિંદ! તારી શી અધોગતિ! ( પળવાર શાન્તિ; પછી દૂર દૂર નજર નાંખતી હોય તેમ, સ્વપ્ન જોતી હોય એમ મોટેથી બોલે છે. ) પણ એક નવું હિંદ ઉદ્ભવશે. નિર્દોષ ગરીબના ટેકાને લીધે, તેમની ખાંધ ઉપર તે ઉભું થશે. સત્યથી તે તેજોમય બનશે, અને સ્વમાનથી તે ઉદાત્ત થશે. પ્રેમ એને પાવન કરશે અને જનસેવાથી એની કીર્તિ દિગન્ત ફેલાશે. પૈસા પાછળનું ગાંડપણ, જનતા ઉપરનો જુલમ, માનસિક પરાધીનતા, બીજાની અંધ દેખાદેખી—એ બધું તે વખતે લુપ્ત થશે. સ્વતંત્રતાના અનુભવને લીધે તેજસ્વી, સેવાને લીધે પ્રભુમય, જગતમાં ખરો પ્રેમ પ્રગટાવનાર તરીકે માનનીય, એવા પુત્રો હિંદને સાંપડશે. હા, જરૂર, એ ઉજળી ઉષા સત્વર ઉગશે. *

હેમંતકુમાર નીલકંઠ
( સ્નાતક )

---

## રાષ્ટ્રવૃક્ષનાં ખરાં મૂળ

**રાષ્ટ્રનાં મૂળ**—સ્ત્રીઓ, બાળકો તથા ગરીબ લોકો કે જે રાષ્ટ્ર(દેશ)રૂપી મહા વૃક્ષનાં મૂળ તરીકે છે, અને જેમની ઉત્તમતા ઉપર જ હરકોઈ દેશનો ખરો આધાર રહેલો હોય છે, તેમના શિક્ષણ તથા ઉન્નતિ તરફ તો હિંદુસ્થાનમાં કોઇ લક્ષ જ આપતું નથી!

**ઉચ્ચ ગણાતો વર્ગ** કે જે વિશેષ કરીને આ રાષ્ટ્રવૃક્ષનાં ફળરૂપે કહી શકાય, તે ફળ ઉપયોગમાં ન આવતાં માત્ર શોભાની વસ્તુ દાખલ ઝાડની ઉપર જ લટકેલાં રહે તેમ કરવા પાછળ જ આપણે સર્વ સમય ગુમાવવો જોઇએ નહિ; નહિ તો ઉક્ત મૂળીઆં પોષણના અભાવે છેક જ શુષ્ક થઈ જતાં પરિણામે આખું રાષ્ટ્રવૃક્ષ જ સૂકાઇ નષ્ટ થઈ જશે! અને એ ફળ પણ એમનાં એમ જ સૂકાઇ ખરી પડીને સડી જશે!

**ધ્યાનમાં રાખો કે,** એ શોભીતાં ફળો કરતાં આ મેલાંઘેલાં મૂળીઆંરૂપી ગરીબ લોકો, સ્ત્રીઓ અને બાળકો વડે જ રાષ્ટ્રની ખરી ઉન્નતિ થનાર છે.

[ સ્વામી રામતીર્થનાં લખાણો પરથી ]

---

* 'મોડર્ન રીવ્યુ'ના ૧૯૨૪ના નવેમ્બરના અંકમાં આવેલા 'ધી પેટ્રિયટસ' નામના નાટકનું રૂપાન્તર.

# હિન્દી સાહિત્યનો પરિચય

## ૨

### (૫) પૂર્વાલંકૃત કાળ ( સં. ૧૬૮૧ થી ૧૭૬૦ )

પ્રૌઢ માધ્યમિક કાળમાં સૂર, તુલસી અને કેશવ ત્રણ મહાકવિઓ થઇ ગયા. એમના પછી ભાષા વધારે અલંકૃત થવા લાગી અને પૂર્વાલંકૃત કાળ શરુ થયો. આ કાળમાં ભાષા અને ભાવ બન્નેની ખૂબ ઉન્નતિ થઈ. આ પણ હિન્દીનો બહુ જ ગૌરવશાળી કાળ છે. એમાં ચાર મહાકવિ તથા બીજા પણ ઉંચી પંક્તિના કવિઓ થયા. આ જ વખતમાં હિન્દુઓએ મરાઠાના નેતૃત્વ નીચે જાતીય વિગ્રહ શરૂ કર્યો. જાતીયતાના તરંગો ઉઠવા લાગ્યા અને વીરરસની કવિતાઓ થવા લાગી. હિન્દીના સૌથી ઉત્તમ વીરરસના મહાકવિ ભૂષણ આ જ વખતમાં થયા. એમણે શિવાજીની પ્રશંસામાં બાવન કવિતોની વીરરસની ભરપૂર 'શિવાબાવની' રચી છે. એણે શિવાજી તથા બુંદેલખંડના છત્રસાલ મહારાજ સિવાય બીજા કોઈના ગુણ ગાયા નથી. શિવાજીએ ભૂષણ પાસેથી એ ૧૮ વખત સાંભળીને ૧૮ લાખ મુદ્રા અને ૧૮ ગામ બક્ષીસમાં આપ્યા હતા એમ કહેવાય છે. તે કવિત આ રહ્યું:-

इन्द्र जिमि जंभपर वाडव सुअंभ पर रावण सदंभ पर रघुकुल राज है
पौन वारिवाह पर शंभु रतिनाह पर ज्यों सहस्रबाह पर राम द्विजराज है
दावा द्रुमदंड पर चीता मृगझुंड पर भूषन वितुंड पर जैसे मृगराज है
तेज तमअंस पर कान्ह जिमि कंस पर त्यों मलेच्छ वंसपर शेर सिवराज है

અર્થાત્—જેવી રીતે જંભ રાક્ષસ ઉપર ઇન્દ્ર, પાણી ઉપર વાડવાગ્નિ, ગર્વિષ્ઠ રાવણ ઉપર રામ, વાદળાં ઉપર પવન, કામદેવ ઉપર શંભુ, સહસ્રબાહુ ઉપર પરશુરામ, ઝાડના ઝુંડ ઉપર અગ્નિ, મૃગલાંઓ ઉપર સિંહ, અંધારા ઉપર તેજ, અને કંસ ઉપર કૃષ્ણ છે તેમ મ્લેચ્છના વંશ ઉપર શિવાજી છે.

ભૂષણના ભાઇ મતિરામ બીજા મહાકવિ, પણ આ જ કાળમાં થઈ ગયા. પરંતુ તે શૃંગાર રસની જ કવિતા કરતા હતા. એમની ભાષા બહુ જ સુન્દર અને મધુર. એમણે ભાષાની બહુ જ ઉન્નતિ કરી એટલું જ નહિ પણ એમના ભાવો પણ એટલા જ ઉંચા. પાછળના કવિઓ પર પણ એની ભાષાની ઘણી અસર છે. મહાકવિ દેવદત્ત સિવાય બીજા કોઇ એના જેવી ભાષા નથી લખી શક્યા. કોઇ એક સુન્દરીનું વર્ણન કરતાં કવિ કહે છે કેઃ-

अंजन है निकसे रनित नैननि मंजन के अति अंग सँवारे ।
रूप गुमानभरी मगमें पगहीके अंगूठा अनोट सुधारे ।
जोबनके मदसों मतिराम भई मतवारिनी लोग निहारे ।
जात चली यह भांति गली बिथुरी अलकें अंचरा न सँभारे ।

અર્થાત્—દરરોજ એ સુન્દરી આંખમાં અંજન આંજીને નીકળે છે. મુખ ધોઈને અંગોને સ્વચ્છ બનાવે છે. પોતાના સૌન્દર્યના મદથી ગર્વિષ્ઠ થઈને લોકોની તરફ તથા પગના અંગુઠાની અણુવટ તરફ જોતી જોતી તે ચાલી જાય છે. કેશ આવી આવીને મોઢા ઉપર ફેલાઈ જાય છે અને અંચળો પોતાની જગ્યાએ ન રહેતાં ઉડયા કરે છે. આ રીતે તે ગલીમાં ચાલી જાય છે,

આ વખતના ત્રીજા મહાકવિ દેવદત્ત થઈ ગયા છે. એ ઇટાવા જીલ્લાના રહેવાસી હતા. એ ખૂબ ઠાઠમાઠથી રહેનારા તથા પંડિત અને શૃંગારરસના કવિ હતા. ભાષામાં તો એની જોડનો બીજો કવિ હિન્દીમાં છે જ નહિ. એમની ભાષામાં અનુપ્રાસ તથા યમક ખૂબ છે. લગભગ એક જ પ્રકારના કેટલાય શબ્દપ્રયોગ તે કરે છે, છતાં શબ્દોના આ પ્રબંધથી ભાવમાં ક્યાંય ત્રુટી નથી આવતી. એમણે ઘણાએક ગ્રંથો લખ્યાં છે. તેમણે મુસાફરી પણ ખૂબ કરી હતી. જ્યાં તે ગયા ત્યાંની સ્ત્રીઓનું તેમણે બહુ જ સૂક્ષ્મ અવલોકન કર્યું હતું. એમણે એક ગ્રંથમાં કેવલ જુદા જુદા પ્રાન્તની સ્ત્રીઓનું બહુ જ અવલોકનપૂર્ણ અને સુન્દર વર્ણન કર્યું છે. લોકો એના આવા વ્યવહારથી તેની ચાલચલગત ઉપર પણ શંકા લાવતા હતા. કવિતામાં તો તે પૂર્ણ સિદ્ધહસ્ત કવિ હતા. કોઇ ગોપીકા જે, કૃષ્ણના પ્રેમમાં ઉન્મત્ત થયેલી છે તથા જેને સખીઓ સમજાવે છે, તેના મુખથી કવિ કહેવરાવે છેઃ—

कोउ कहो कुलटा कुलीन अकुलीन कहौ
कोउ कहो रंकिनि कलंकिनि कुनारी है
कैसो नरलोकि परलोकि वर लोकनमैं
लीन्ही मैं अलीक लीक लोकन ते न्यारी है
तन जाउ मनजाउ 'देव' गुरुजन जाउ
प्रान किन जाउ टेक टरति न टारि है
वृन्दावनवारी बनवारी की मुकुन्द वारी
पति पटवारी वह मुरति पै वारि है।
घोरयौं वसु–विरदमें बोरी भई बरजति
मेरे बार–बार बीर को उपास बैठो जनि
सिगरी सयानी तुम बिगरी अकेली हौंहीं
गोहनमें छोडो मोसों मौहनि उमैठोजनि
कुलटा कलंकिनी हौं कायर कुमति कूर
काहुके न कामकी निकाम याते ऐठो जनि
"देव" तहाँ बैठियत जहाँ बुद्धि बढै हो तौ
बैठी हौ विकल कोउ मोहिं मिलि बैठो जनि॥

અર્થાત્—મને ગમે તો કુલટા કહો અથવા કુલીન કહો, ગમે તો અકુલીન કહો અથવા ભીખારણ કહો, ગમે તો કલંકિની કહો અથવા દુષ્ટા કહો, મેં તો લોક પરલોકનો

આસરો જ છોડી દીધો છે, અને સંસારના રસ્તાઓથી જુદો (પ્રેમનો) માર્ગ લીધો છે. ભલે મારી કાયા છૂટી જાય, મારૂં મન મરી જાય, ગુરુજન મને છોડી દે, પ્રાણ પણ નીકળી જાય, છતાંયે આ પ્રેમની ટેક ટળવાની નથી. હું તો વૃંદાવનવાસી, પિતાંબરધારી કૃષ્ણની મૂર્તિ પર આસક્ત થઇ ગઈ છું. મેં મારી લાજ છોડી દીધી છે. હું ગાંડી થઇ ગઇ છું. મારા દરવાજા ઉપર વીરોની ચોકી છે. હું ના પાડું છું કે મારી પાસે કોઈ ન બેસો. તમે બધા ચતુર છો, હું જ એક પાગલ છું. મારે ગોધન નથી જોઇતું. તમે મારા પર મોહ ન પામો. હું કુલટા કલંકિની કાયર કુમતિ અને ક્રૂર બધુંય છું. હું કોઇના કામની નથી. મારી પાસે કોઇ ન આવો. જ્યાં બેસવાથી કંઈક લાભ અથવા શિક્ષા મળે ત્યાં જ બેસવું જોઇએ. મારી પાસે ન આવો. હું તો વ્યાકુલ થઇને બેઠી છું.

આ વખતના ચોથા મહાકવિ રસિક શિરોમણી બિહારીલાલ હતા. એ પણ 'દેવ'ની જોડના કવિ છે પરંતુ એમનામાં વિશેષતા એ છે કે એમણે ફક્ત દોહા જ લખ્યા છે. અને એક એક દોહા જેટલા નાના છંદમાં ખૂબ કહી નાખ્યું છે: તેઓ ટીપામાં સાગરના દર્શન કરાવે છે. એમની કવિતાનો સ્વાદ લેવા માટે તો જુદા લેખની જરૂર છે. એટલે કેવળ બે ચાર દોહા ઉદાહરણ તરીકે આપી સંતોષ માનીશ. મહારાજા જયસિંહે એને દરેક દોહા માટે એક મહોર આપી હતી અને એ રીતે તેણે ૭૦૦ દોહાની એક સતસઈ રચી છે. કોઈ વિરહિણી કહે છેઃ—

हौं हीं बौरी विरह-बस कै बौरो सब गाम।
कहा जानिये कहत हैं ससिहि सीतकर नाम॥

અર્થાત્—કાં તો હું ગાંડી છું અથવા આખું ગામ ગાંડું છે. આ બધા ગામવાળા ચંદ્રમાને શીતળ કેમ કહે છે? મને તો એ બાળી રહ્યો છે.

વિરહિણીની તલ્લીનતાનું આ બહુ જ સુન્દર વર્ણન છે. કોઈ એક સુન્દરી જે પોતાના સૌન્દર્યથી મત્ત થઈને લથડતી ચાલે ચાલે છે તેને બિહારી કહે છેઃ—

भूषन भार सँभारि है क्यौं यह तनु सुकुमार।
सुधे पाँव न धर परते सोभा ही के भार॥

અર્થાત્—તારૂં આ કોમળ શરીર આભૂષણોનો ભાર કેમ ઉઠાવી શકશે. સૌન્દર્યના ભારથી તો તારા પગ પણ બરાબર પડતા નથી.

अनियारे दीरघ दृगनि कितीन तरुणी समान।
वह चितवन औरे कछु जिहिं बस होत सुजान॥

અર્થાત્—તીક્ષ્ણ અને સુન્દર નેત્રની સ્ત્રીઓ તો ખૂબ જોઇ. પણ એ ચતુરના જ કોઇ ઓર જાતની છે કે જે લોકોના ચિત્ત હરી લે છે.

આ વખતના બીજા મોટા કવિઓ કવિ સેનાપતિ, કાલિદાસ, વૃન્દ, શ્રી કવીન્દ્રલાલ, ઘન આનન્દ, નાગરીદાસ વગેરે થયા છે. સેનાપતિએ ૭ ઋતુના સરસ વર્ણન કર્યા છે. એની રચના બહુ જ સુન્દર છે. એમણે પોતાના લખેલા છન્દો ચોરાઇ જવાના ભયથી બધા છન્દોમાં પોતાનું નામ લખ્યું છે. સવૈયામાં એનું નામ નહોતું આવતું એટલા માટે એમણે ફક્ત 'ઘનાક્ષરી'ઓ લખ્યા છે.

## (૬) ઉત્તરાલંકૃત કાળ (સં. ૧૭૯૧ થી ૧૮૮૯)

આ કાળમાં દાસ, ગિરિધર કવિરાય, ઠાકુર, સૂદન, પદ્માકર વગેરે મોટા મોટા કવિઓ ઉપરાંત વૃન્દાવનદાસજી, રાજા ગુરુદત્તસિંહ, દૂલહ, બેની, પ્રબીન, વગેરે બીજા પણ કેટલાક કવિઓ થઇ ગયા છે. ઠાકુરની કવિતા બહુ જ થોડી મળી આવે છે, છતાં એટલાથી પણ તેની ગણત્રી સારા કવિઓમાં થાય છે. લોકો માને છે કે તેની બધી કૃતિઓ મળી જાય તો કદાચ તેની ગણત્રી મહાકવિઓમાં થાય. દાસે પણ ઘણી જ મનોહર કવિતાઓ લખી છે. ગિરિધર કવિરાયની 'કુંડલીયાં' તો ખૂબ જ પ્રચલિત છે. સૂદન હિન્દના ગણ્યાગાંઠયા વીરરસના કવિઓમાંનો એક છે. પદ્માકર બહુ જ સારા કવિ હતા. એમણે કેટલાય ગ્રંથો લખ્યા છે. લોકો એને અંગ્રેજી નવલકથાકાર વોલ્ટર સ્કૉટ સાથે સરખાવે છે. કારણકે એની ભાષા સ્કૉટની ભાષા જેવી જ છે. આ કાળમાં ઠાકુર, પદ્માકર વગેરે એકાદ બેને બાદ કરતાં કોઇ એવા કવિ નથી થયા કે જેણે બહુ જ ઉંચા ભાવની કવિતા કરી હોય; પરંતુ કવિતાનું પતન તો નહોતું જ થયું, જરા શિથિલતા આવી હતી ખરી. ભાષા તરફ લોકોનું ચિત્ત વધારે ખેંચાયું; અને ભાવ તરફથી ઓછું થતું ગયું. એટલા માટે આ વખતમાં કોઇ ધુરન્ધર મહાકવિ નથી થયો. એ વખતમાં એક ખાસ વાત એ બની કે હિન્દી ગદ્યની શરૂઆત થવા લાગી. હિન્દી ગદ્યના જન્મદાતા લલ્લૂલાલજી આ વખતમાં થયા.

## (૭) પરિવર્તન કાળ (સં. ૧૮૮૯ થી ૧૯૨૫)

આના પછી સં. ૧૮૮૯ થી ૧૯૨૫ સુધીનો હિન્દનો પરિવર્તન કાળ આવે છે. આ સમયમાં ગદ્યની ખૂબ ઉન્નતિ થઇ. એટલું જ નહિ પણ ગણેશપ્રસાદ, રાજા માનસિંહ અને રાજા લક્ષ્મણસિંહ વગેરે સારા કવિઓ પણ થયા. ગદ્યના લેખકોમાં સ્વામી દયાનંદ સરસ્વતી તથા રાજા લક્ષ્મણસિંહનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ.

## (૮) વર્તમાન કાળ (સં. ૧૯૨૬ થી)

હિન્દીનો વર્તમાનકાળ સં. ૧૯૨૬ થી શરૂ થાય છે. એના સૌથી પહેલા મહાકવિ ભારતેન્દુ હરિશ્ચંદ્ર થયા. એ ત્રીસ વર્ષની અવસ્થામાં જ મૃત્યુ પામ્યા, પરંતુ એમણે હિન્દીની ખૂબ સેવા કરી. એમની કલમ કયારેય અટકી નહોતી. આ નાની અવસ્થામાં પણ તેમણે લગભગ ૧૭૫ ગ્રંથો લખી નાખ્યા. એમની કવિતા એટલી સુન્દર છે કે એની ગણત્રી દસ મહાકવિઓમાં થાય છે. સો વરસને અંતરે હિન્દીમાં છેલ્લા મહાકવિ એ જ થયા. વર્તમાન ગદ્યના જન્મદાતા પણ એ જ મનાય છે. એમણે ૧૯ વર્ષના પ્રયત્ને હિન્દીની જે ઉન્નતિ કરી છે એ પાછળના સો વર્ષોમાં પણ નથી થઇ.

એમના પછી પ્રતાપનારાયણ, દેવીપ્રસાદપૂર્ણ, મહાવીરપ્રસાદ, દ્વિવેદી, શ્રીધર પાઠક, અયોધ્યાસિંહ ઉપાધ્યાય, રત્નાકર, મૈથિલીશરણ ગુપ્ત, લોચનપ્રસાદ પાંડેય, શંકર, ત્રિશૂલ રામનરેશ ત્રિપાઠી વગેરે સારા સારા કવિઓ આવતા જ્વલંત ભવિષ્યની આગાહી કરાવે છે. પરંતુ એ અર્વાચીન કવિઓનો ઐતિહાસિક દિગ્દર્શનમાં સમાવેશ કરી શકીએ નહિ.

चन्द्रभाल जौहरी

# અણવીંધ્યાં મોતી

## હરણને શીંગડે આંસુ !

દાંપત્યની મર્મવેદના દાખવતી એક આખ્યાયિકા સોરઠી ગામડાંમાં પ્રચલિત છેઃ ચોરામાં ભટ્ટ રામાયણ વાંચે છે. વાંચતાં સીતાવિરહનો પ્રસંગ ચાલે છેઃ ભટ્ટથી બોલી જવાયુંઃ "રામચંદ્રજી એવા રડ્યા, એવા રડ્યા કે જાણે 'હરણને શીંગડે આંસુડાં ઉતર્યાં'!"

સાંભળીને એક શ્રોતા હસી પડ્યો.

"કાં ભાઇ ! કેમ દાંત આવ્યા ?"

"દાંત તો એમ આવ્યા કે તમે સાંબેલું રેડવ્યું !" ગાય ભેંસને શીંગડે આંસુ ઉતરવાની વાત કરી હોત તો યે કંઇક બનવાજોગ ગણાત. પણ હરણનાં શીંગડાં સીધાં આભ-ઢાળાંઃ ઉભાં ભાલાં સરખાંઃ ત્યાં આંસુડાં ઉતરવા શી રીતે ગયાં ? આમ ડીંગેડીંગ હાંક્યે કાં રાખો મહારાજ ?"

ભટજીએ મ્હોં મલકાવીને વાત માંડીઃ "એક હરણ-હરણીનું જોડલું હતું. એકબીજાને જળ-મીનની પ્રીત લાગેલી. એમાં માદા મરી ગઈ, ને નર એકલો થઇ પડ્યો. ભૂખ્યો ને તરસ્યો ભાન ભૂલીને ભટક્યા કરે. અને રાત દિ' આંખોમાંથી તો આંસુડાં જાય હાલ્યાં. એય આંખે પ્રવાહ બંધાઇ ગયો છે. એક વખત મધરાત ભાંગી ને હરણ એક નદીને કાંઠે ઉભો છે. ત્યાં બે કણબી ભેંસોને પહર છોડીને પાણી પાવા આવ્યા. એમાંથી એક જણે પૂછ્યુંઃ "એલા રાત કેટલીક રહી હશે ?"

બીજાએ જવાબ દીધોઃ "ભાઈ હરણું માથે આવી છે." [ અર્થાત્-"હરણી"નું નક્ષત્ર આકાશની વચોવચ ચડ્યું છે. ]

વિલાપ કરતાં કરતાં હરણે આ વાત સાંભળી. ચમક્યો. "હરણું માથે આવી છે" એટલું સાંભળતાં એને થયું. "મારી હરણી શું માથે આવી છે ?" એમ નિહાળતાં એનાથી ઉંચે આભમાં જોવાઇ ગયું, શીંગ ધરતીઢાળાં થયાં, અને આંખમાંથી ચાલી જતી આંસુડાંની ધાર શીંગડે ઉતરી ! દડ ! દડ ! દડ ! દડ ! ટીપાં શીંગની અણીએથી દડવા મંડયાં."

સાંભળીને આખી પ્રખદા શ્વાસ લઈ ગઈ.

* * *

## તું પી ! તું પી !

"જળ થોડાં, પ્રીતું ઘણી, હુઈ છે તાણાવાણ;
"તું પી ! તું પી ! કરી કરી દોનું છંડે પ્રાણ."

આ દુહાને આધારે પશુ-જીવનની એક પ્રેમઘટના ચાલે છેઃ રાજા શિકારે નીકળ્યો છે. ચાલતાં ચાલતાં રણવગડામાં નીકળી ગયો છે. બાર બાર ગાઉ ફરતું ક્યાંય પાણી ન

મળે. એવે એક વીરડો જોયો: વીરડામાં બે ચાર ખોબા પાણી, ને કાંઠે બે હરણુ મરેલાં પડ્યાં છે: એક નર ને બીજી માદા! રાજાએ ચારણને આ સમસ્યાનું રહસ્ય પૂછ્યું છે. ચારણે અનુમાન કર્યું છે કે, નર માદા બન્નેના તરસે પ્રાણુ જાતા હશે. ભમી ભમીને આ વીરડા કાંઠે આવ્યાં હશે. પણ પાણી તો એમાંથી એક જ જણનો બચાવ થાય તેટલું થોડું જ જોયું હશે. નરને થયું હશે કે બેય જણાં પીને બન્ને મરીએ, તે કરતાં માદા એકલી પીને જીવે તો સારું: અને માદાએ ધાર્યું હશે કે મારો સ્વામી ઉગરે તો ઠીક! બન્ને પોતાની મૂંગી પ્રેમ–વાણીમાં પરસ્પરને સમજાવતાં, ફોસલાવતાં, મનાવતાં ઉભાં થઇ રહ્યાં હશે અને એમાંથી એકેયની પ્રીત ઓછી અદકી ન હોવાથી બન્નેએ પ્રાણ ત્યજ્યા હશે!

આ જ અર્થનો એક સંસ્કૃત શ્લોક છેઃ—

मध्याह्ने दववह्निनोष्मसमये दंदह्यमानाद्रिरेः
कृच्छ्रान्निर्गतमुत्तृप जलमथो वीक्ष्यैकरक्षाक्षमम् ।
प्रेम्णा जीवयितुं मिथः पिब पिबेत्युच्चार्य मिथ्या पिबन्
निर्ममास्समपीतवारि हरिणद्वन्द्वं विपन्नं वने ॥

*
* *

## શીતળા માતા

પચીસ વર્ષ પૂર્વે જેમ નાનાં ગામડાંનો કાઠી ગરાસીઓ પોતાની વસ્તીમાંથી કોઇ માણસને પોતાના જેવાં ઓઢીધાં ઓળેતો, આંખમાં સુરમો આંજતો, નાડીએ ફુમકાં મેલતો, ત્રોંસની સુરવાળ પહેરતો કે ઘોડે ચડીને બજારમાં નીકળતો ભાળીને સહન નહોતો કરી શકતો, તેમ આજે પણ લોકસાહિત્યમાંથી કોઇ આપણા ઉચ્ચ સાહિત્યની બરોબરી કરનારૂં તત્ત્વ બતાવવામાં આવે તો રખેને કદાચ શિષ્ટ જનતા સૂગાય એવી બીતિ રહે છે. ઘણી-વાર આપણા અનૌદાર્યને કારણે જ આપણે લોકસાહિત્યની કેટલીએક રમણીયતાને પણ ગ્રામ્ય ભાષા અથવા ગ્રામ્ય રીતિમાં મૂકાતી દેખીને તિરસ્કાર દઇ બેસતા હોઈશું: ઉદાહરણ, તરીકે લોક–વ્રતો પૈકી શીતળા–સાતમની વ્રતકથા. વ્રતની અધિષ્ઠાત્રી દેવી શીતળા આપણને સૂગ ઉપજાવે છે. એને વ્હેમ ગણી ફગાવી દેતાં વાર ન લાગે. પણ લગાર ઊંડા ઉતરીએ તો? આર્ય ફિલસુફીમાં એકેશ્વરવાદનો સમય આવતા પહેલાં તો વેદ–તત્ત્વજ્ઞાન ઘણી ઘણી ભૂમિકાઓમાંથી પસાર થયું છે. વેદકાલીન આર્યો વિશ્વનાં પંચ મહાભૂતો ઉપર નિરનિરાળા અધિષ્ઠાતા દેવ દેવીઓ–ઉષા, વરૂણ, ઇન્દ્ર, મરુત ઈત્યાદિ–નું આધિપત્ય કલ્પી તેની પ્રતાપ-પૂર્ણ યશગાથાઓ ગાતા. ગ્રીક માઈથોલોજી પણ વનદેવીઓ, જલદેવતાં ઈત્યાદિનું મનોહર ભૂવન સરજે છે. Spirit of the mountains; ઇત્યાદિની કલ્પનાથી પાશ્ચાત્ય સાહિત્ય સમૃદ્ધ છે. એ જ રીતે શીતળાને શાની અધિષ્ઠાત્રી સ્થાપીને લોક–સમુદાયે પોતાના સાહિત્યની અંદર ઉતારી? ઘડીભર એનો સૂગાળો લોકશબ્દ 'શીતળા' રદ કરીને શુદ્ધ સંસ્કૃત 'શીતલા' એવું નામ દઇએ તો? કેવો શાંતિમય ભાવ ઉઠે છે! લોકોએ એને શીતલતાની spirit કરી સ્થાપી. વર્ષમાં એક દિવસ ઘરેઘરના અગ્નિ પેટાવવાનો નિષેધ કરી, આખા વાતાવરણને સુશીતલ પરમાણુઓથી ભરી દેવાનું ગોઠવ્યું: જેમ સંયુક્ત પ્રાર્થનાનો, તેમ સંયુક્ત

શીતલતાનો પણ પ્રભાવ દીઠો. અને એની ચોકી માટે સૌમ્ય સુંદર શીતલા દેવી કલ્પ્યાં. કેવાં શીતલ પુદ્ગલોની બનેલી એ કાયા હશે! કેટલી સુકોમલ ને શાંતિકર! વર્ષોવર્ષ આવીને શ્રાવણ વદિ સાતમની વ્હેલી પ્રભાતે દેવી સર્વ ઘરના ચૂલામાં આળોટે. રાખ પણ ગરમ ન હોવી જોઈએ. નહિ તો? નહિ તો એની પરમ શીતલ કાયા દાઝે ને એ "નિસાપો નાખે!" સમાજના નિયમ પળાવવા માટે તો કઠોર દંડ પણ ધરે. એટલે એ નિઃશ્વાસ નંખાતાની સાથે જ ઘરનું ન્હાનું બાળક "ભડથું થઇ જાય."

પણ એ દેવી કેવાં સૌમ્ય અને કરુણાળુ છે! વાંચો એની વ્રતકથા. મરેલા બાળકને ઉપાડીને ગ્રામ્ય જનેતા શીતલાની શોધે ચડે છે. માતાજીને "એક બોરડીના ઝાળામાં લોચતાં" જુવે છે. કારણ કે એની કાયા દાઝેલી હતી ખરી ને! અજાણ્યાં બનીને માતા આ ગ્રામ્ય જનનીની શુદ્ધ શરણાગતિ નિરખે છે. પોતાનું સંતપ્ત માથું જોવા બેસારે છે, ને એના બાળકના મૃતદેહને પોતાના ખોળામાં લે છે. જેમ જેમ પોતાનું માથું ઠરતું ગયું તેમ તેમ બાળકનું શરીર પણ ચેતના પામતું ગયું. આખરમાં 'આશીર્વાદ ઉચ્યો કે "બાઇ તારાં પેટ ઠરજો! લે આ છોકરાને ધવરાવ!"

વ્રતકથાઓમાં એકેએક દેવીઓની લોક–કલ્પના આવી જ વાત્સલ્યમય, કરુણામય, નિર્દોષ ને નિરાડમ્બરી છે. જાણે લોકપ્રાણ ગુંજે છે કે "સુજલાં, સુફલાં, મલય જ શીતલાં."

* * *

## વ્રતકથાઓનું સમાજશાસ્ત્ર

રાજાનું સ્થાન એ નિર્વ્યાજ નારી–સાહિત્યમાં એકાદ બે સ્થળે ભારી ધીરોદાત્ત સ્વરૂપે દીપી ઉઠે છે. એ વરત–ઉવરતની કથા તપાસીએ: બ્રાહ્મણીનાં બે બાળકોને જન્મ દિવસે જ જ્યારે દેવીઓ ઝડપી ગઈ, ત્યારે ગામના રાજાને જાણ થઇ. લોક–વાણીમાં જ ઉતારીએ:—

"રાજા કહેઃ 'આ ફેરે તો હું પંડે જ ચોકી દેવા આવું છું. ભાર શા છે કે બામણનો દીકરો ભરખાય?'

ફળીઆમાં માચી, માલીપા દીકરો, અને ફરતી સાતથરી ચોકી મેલી છે. રાજા પંડે ઉઘાડી તરવારે માચી આગળ બેઠો છે."

હવે જોઇએ 'શ્રાવણીઆ સોમવાર'ની વ્રતકથામાં—

"કુંભારણના દીકરાને તો એની શોકયે નીંભાડાનાં કાચા માટલામાં નાખી નીંભાડો સળગાવી મેલ્યો છે. રાજા તો આવીને કહે છેઃ 'બાઈ તારો નીંભાડો ઉખેળવા દે.'

બાઇ કહેઃ 'મારો તો સવા લાખનો નીંભાડોઃ હું કેમ ઉખેળવા દઉં?'

રાજાએ તો પોતાની આંગળીએથી હીરે જડેલી વીંટી કાઢી છે. વીંટી બાઈના હાથમાં મેલીને કહ્યું છેઃ 'લે બાઇ આ અઢી લાખની વીંટી, અને મને નીંભાડો ઉખેળવા દે.'

પુરાતત્ત્વના અભ્યાસીને આ વસ્તુનું મૂલ મૂલવવાની દૃષ્ટિ હોય તો? ન ભૂલીએ કે આ વ્રતકથાઓ નથી કોઇ દક્ષિણાલોભી પુરોહિતની જોડેલી, કે નથી લાખ પસાવના કામી ચારણની કૃતિ. આ તો લોક–પ્રાણનું નિષ્કામ ગુંજન છે.

અને એ કથાઓ જ્યાં જ્યાં બોધક બની છે ત્યાં ત્યાં પણ એણે ગ્રામ્ય સમાજ–જીવનનો પરમ ધર્મ કોને ગણ્યો છે? પાડોશી ધર્મને. શીતલા–સાતમની કથામાં ફરી પ્રવેશીએ. માતાને

શોધવા જતી એ સ્ત્રીને માર્ગે બે સેંજલ તલાવડીઓ મળે—એ તલાવડીઓનો એ જ સંતાપ કે "અમારાં મોતી જેવાં નીરને કોઈ પીતું કેમ નથી ?" આંબો મળે—એના અંતરની પણ એ જ વ્યથા કે "મારાં નાળીએર જેવડાં ફળ કોઇ ચાખતું કાં નથી ?" ગાયને અને સાંઢડીને એમ જ થાય કે "અમારો કોઈ ધણીધોરી કાં ન મળે ?" રહસ્ય એ છે કે સહુ પોતાની સમૃદ્ધિને પરાર્થે અણખપની દેખી દુઃખ પામે છે. સહુને સમાજધર્મમાંથી ચ્યુત થયાની મનોવેદના છે. એ એક તત્ત્વ. અને હવે લોકદૃષ્ટિએ કયાં કયાં આચરણો પાપરૂપ છે, તેની કેવી કેવી અનુરૂપ સજા છે, ને એનું કેવું સરલ નિવારણ છે, તે આખી સમસ્યાનું સૌંદર્ય જોઇએ. તમામ સંદેશાઓના ખુલાસા દેતાં દેવી કહે છે કે:—

૧. "તળાવડીયું ઓલે ભવ દેરાણી-જેઠાણી હતી. ઘેરે દૂઝાણાં-વાઝાણાં હતાં. પણ પાડોશીને ખાટી-મોળી છાશ ભેળી કરીને આપતી. એટલે મરીને સરજી છે તળાવડીયું. સેંજળ ભરી છે, પણ કોઇ એનાં પાણી પીતાં નથી. આનું પાણી આમાં જાય છે ને આનું પાણી આમાં જાય છે."

૨. "મગરમચ્છ ઓલે ભવ હતો વેદવાન બ્રાહ્મણ: ચારે વેદ મોઢે કર્યાં'તા. પણ કોઇને સંભળાવ્યા નહિ. તેથી મરીને સરજ્યો મગરમચ્છ. વિદ્યા કોઠામાં જ સમાઈ ને સડસડી રહી છે. એટલે પડયો પડયો લોચે છે."

૩. "આંબો હતો ઓલે ભવ વાંઝીઓ. ગાંઠે અઢળક ધન હતું. પણ કોઇને દીધું નહિ. એટલે આ ભવ એનાં ફળ કોઈ ચાખતું નથી."

૪. "સાંઢડી હતી ઓલે ભવ એક અસ્ત્રી. ઘેરે હતી ઘંટી પણ કોઇને દળવા ન દે. એટલે સરજી સાંઢણી, ને ગળે બંધાણું છે ઘંટીનું પડ."

૫. "પાડા વઢે છે ઈ હતા ગામના બે પટલ. સામસામા કજીઆ જ કરતા. મરીને સરજ્યા છે પાડા, તે બાખ્યા જ કરે છે."

પટલાઇ, ઘંટી, શાસ્ત્રશ્રવણ કરાવવાની બ્રાહ્મણની ફરજ, તાજી સ્વચ્છ છાશ, વગેરેનું મહત્ત્વ ગ્રામ્યજીવનમાં પૂર્વે કેટલું હતું તે સમજનાર સમાજશાસ્ત્રી આ કથાનું જોર સમજી જશે.

લોક-વાણીની નિર્વ્યાજ કલામાં વ્યક્ત થયેલી આવી તમામ કથાઓમાં ઉચ્ચ સાહિત્યનાં અંગો વિલસે છે. એનું અમૃત પીવાય તેટલું પી શકાય છે: જોઇએ પીનારો.

ઝવેરચંદ મેઘાણી

# ત્રિસ્તની મીનાક્ષિ

હું મદુરા હતો ત્યારે દેવી મીનાક્ષિની એક નવી કથા સાંભળી. આપણે ત્યાં જેની વાર્તા ચિત્રાંગદા વિષે પ્રચલિત છે તેવી જ જીવનવાર્તા મીનાક્ષિની છે. સતી સીતા જેમ હળ ખેડતાં જમીનમાંથી મળી આવી અને જનક રાજાએ તેને પુત્રીપદે સ્થાપી તેમ દેવી મીનાક્ષિ હાલ જ્યાં મદુરાનું મુખ્ય મંદિર છે ત્યાં આગળ આવેલા કોઇ જળાશયમાંથી અદ્ભુત રીતે મળી આવેલી અને તેને ત્યાંના પાંડચ રાજાએ પુત્રીસમ પાળીને મોટી કરી. મીનાક્ષિ શરીરે શ્યામવર્ણી હતી પણ તેની કાન્તિ અવર્ણનીય હતી. તે સ્ત્રી જાતિ હોવા છતાં તેને મનોરથ પુરુષના હતા. તે શસ્ત્રકળામાં કુશળ હતી; યુદ્ધ તેનો જીવનવ્યાસંગ હતો. તે સતીનો અવતાર હતી; અનેક દિવ્યશક્તિઓનું તે ધામ હતી. પોતાની અનુપમેય યુદ્ધકળાથી તેણે દેશપરદેશ સર કર્યા અને ધીમે ધીમે સમસ્ત જીવલોક ઉપર પોતાનું આધિપત્ય સ્થાપિત કર્યું. ઇન્દ્રનાં આસન કંપાયમાન થવા લાગ્યાં અને દેવોને ચિંતા થઇ પડી: મીનાક્ષિએ અજેયપદ પ્રાપ્ત કર્યું અને આ જગતમાં જીતવા યોગ્ય તેને કશું અવશેષ ન રહ્યું.

× × × ×

તેણે બાળવયમાંથી યુવાનવયમાં પ્રવેશ કર્યો. આવી તેજસ્વી શક્તિને દેવો પણ વરવા અધીરા, પણ એ કાંઈ એમ સુલભવરા નહોતી. તેણે એક અભિગ્રહ લીધો હતો. સામાન્ય સ્ત્રીઓને બે સ્તન હોય છે: તેને ત્રણ સ્તન હતાં. પણ લોકોત્તર તૃતીય સ્તનની એ વિશિષ્ટતા હતી કે તે સામાન્ય જનચક્ષુને સદા અગોચર જ રહેતું. આ ત્રીજું સ્તન જે કોઇ જોઇ શકે તેવા લોચનવાળા પુરુષને જ વરવાનો તેને અભિગ્રહ હતો. આવો પુરુષ તે ક્યાં મળે ?

× × × ×

મીનાક્ષિ દેવીનો સત્તાપ્રભાવ સમસ્ત લોકમાં નિરંતર વધતો જોઇને જગતની સ્થિતિ વિષે દેવો ચિન્તાગ્રસ્ત બન્યા અને જગત્સ્રષ્ટા બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ તેમને વિષ્ણુ પાસે મોકલ્યા; વિષ્ણુએ તેમને ભગવાન્ શંકર પાસે મોકલ્યા. ભગવાન્ શંકરે દેવોની પ્રાર્થના સ્વીકારી અને મીનાક્ષિ સામે લડવાને સજ્જ થયા. શંકર મીનાક્ષિ સમીપ આવ્યા અને તેની અનન્ત તેજોમયતા જોઈને વિસ્મિત બન્યા. આ તે કઇ શક્તિ તેમ આશ્ચર્યપૂર્વક વિચારી તેનું યથાર્થ સ્વરૂપ નિહાળવા તેમણે પોતાનું ત્રીજું લોચન ઉઘાડી જોયું. મીનાક્ષિનું તૃતીય સ્તન તેમને નયનગોચર થયું એટલે આ તો જગજ્જનની, શક્તિસ્વરૂપિણી જગદંબાનો અવતાર છે એવી તેમને જ્ઞાનપ્રતીત થઇ. ભગવાન્ શંકરે મીનાક્ષિ સમક્ષ આવી તેને 'ત્રિસ્તની' વિશેષણથી સંબોધી. આવા અશ્રુતપૂર્વ સંબોધનથી મીનાક્ષિ ચમકી, પોતાનો અભિગ્રહ પુરો થયો જાણી હર્ષપુલકિત બની, અને ભગવાન્ શંકરને પોતાનું પાણિગ્રહણ કરવા પ્રાર્થના કરી. ભગવાન્ શંકરે તેને સ્વીકારી અને જેવી રીતે મહાનદ ગંગા મહાસાગરમાં મળી જાય અને વિપુલા પૃથ્વી અનન્ત આકાશમાં લીન બની જાય તેવી રીતે તેની અમાપ આત્મજ્યોતિ તે અનન્ત જ્યોતિઃપુંજમાં એકરૂપ બની ગઈ.

× × × ×

આ કથાની ભાત અનેક પુરાણકથાઓ જેવી ભાસે છે, પણ તે ઉપર વધારે ઊંડો વિચાર કરતાં મને એક નવી કલ્પના સુઝી. મીનાક્ષિનું ત્રીજું સ્તન તે શું હશે ! તે શું

ખરેખર સ્થૂલ ત્રીજું સ્તન હશે કે કોઈ અન્ય કલ્પના હશે ? આપણી પુરાણ વાર્તાઓમાં એ હોય ત્યાં ત્રણની કલ્પના કાંઇ નવીન નથી. ગંગા અને યમુના સંગમ પામે છે ત્યાં નીચે વહેતી સરસ્વતીની કલ્પના જાણીતી છે. આવી કોઇ સરસ્વતી નામની નદી વસ્તુતઃ નીચે વહેતી નથી. ગંગા અને યમુના જ્યાં જ્યાં વહી અને જ્યાં સંગમ પામી ત્યાં જ આપણી આર્યસંસ્કૃતિનો જન્મ થયો છે અને તે સંસ્કૃતિનાં વહેણ વહ્યાં છે. તે ઐતિહાસિક સત્યનું ઉક્ત ત્રિવેણી સંગમની કલ્પનામાં રૂપક ભાસે છે. વળી શંકરના ત્રીજા લોચનની કથા તો સૌ કોઇને સુવિદિત છે. તે કથામાં ત્રીજું લોચન જ્ઞાનલોચન છે અને જ્ઞાનજાગૃતિ થાય તો અને ત્યારે જ કામનો નાશ થઈ શકે છે એ સામાન્ય સત્યનું જ તે કથામાં રૂપક આપવામાં આવ્યું છે.

સામાન્યતઃ પુરુષ તેમ જ સ્ત્રીઓમાં અનેક શક્તિઓ તેમ જ લાગણીઓ ભરેલી હોય છે, પુરુષમાં અમુક જ શક્તિ કે લાગણીઓ હોય અને સ્ત્રીમાં અમુક જ હોય છે એમ કદિ એકાન્તે કહી શકાતું નથી. એમ છતાં સામાન્ય કલ્પના પ્રમાણે પુરુષ જ્ઞાનપ્રધાન ગણાય છે, જ્યારે સ્ત્રી પ્રેમપ્રધાન ગણાય છે. જ્ઞાન અને પ્રેમ ઉભય મનુષ્ય જાતિનાં વિશિષ્ટ તત્ત્વો છે. ઉપર્યુક્ત કલ્પનાભેદનો આશય એટલો જ કે પુરુષમાં સાધારણ રીતે પ્રેમ કરતાં જ્ઞાનનો વિકાસ વધારે જોવામાં આવે છે અને સ્ત્રીમાં તેથી અન્ય પ્રકારે હોય છે.

વળી પુરુષની આંખોને સામાન્ય રીતે અંદર રહેલી જ્ઞાનશક્તિના દ્યોતક ચિહ્ન તરીકે લેખવામાં આવે છે. આંખો વિનાનો માણસ આંધળો ગણાય છે અને આંખોની મદદથી જ જગતના સર્વ પદાર્થો વિશેષે કરીને બુદ્ધિને અવગત બને છે તેથી આન્તર જ્ઞાનના દ્યોતક ચિહ્ન તરીકે આંખની કલ્પના સમીચીન છે.

આવી જ રીતે પ્રેમના દ્યોતક ચિહ્ન તરીકે સ્ત્રીના સ્તનની કલ્પના કરીએ તો ભાગ્યે અવાસ્તવિક ન લેખાય. પ્રેમ હૃદયનો ગુણ છે. હૃદયસૂચક બાહ્ય અવયવ સ્ત્રીનું સ્તન છે. સ્ત્રી જગજ્જનની છે અને જગતની પ્રજાને પોતાના સ્તનપાનથી પોષે છે. એ જ સ્તનપાનમાં સ્ત્રીના અમાપ નિર્વ્યાજ માતૃપ્રેમનો મર્મ રહેલો છે. આ પ્રમાણે પુરુષની ચક્ષુઓ જેમ આન્તરજ્ઞાનની દ્યોતક બને છે તેમ જ સ્ત્રીનાં સ્તન આન્તરપ્રેમના દ્યોતક બનવાને સર્વ પ્રકારે સમર્થ છે.

આ કલ્પનાસરણિના આધારે ઉપર જણાવેલો દેવી મીનાક્ષિનો સંકલ્પ વિચારીએ તો તેમાંથી આપણને એક અદ્ભુત રૂપક મળી શકે તેમ છે. જેમ શંકરનું ત્રીજું લોચન એટલે ચિત્રકારો ચિતરે છે તેવું બે આંખોની ઉપર કપાળના મધ્ય ભાગમાં આવેલું કોઇ ત્રીજું સ્થૂલ લોચન નહિ પણ દિક્કાલાદ્યનચ્છિન્ન અનન્ત જ્ઞાનની દૃષ્ટિ તેવી જ રીતે દેવી મીનાક્ષિનું ત્રીજું સ્તન તે એવું કોઇ સ્થૂલ અવયવ નહિ પણ તથા પ્રકારે દિક્કાલાદ્યનચ્છિન્ન અનન્ત વિશ્વવ્યાપી પ્રેમને ધારણ કરતું પવિત્ર જનનીહૃદય. આવા તૃતીય સ્તનને કોણ જોઈ શકે ? જેને ઉપર જણાવેલું ત્રીજું લોચન પ્રાપ્ત થયું છે તે જ. આવા વિશ્વવ્યાપી અનન્ત પ્રેમને કોણ પરખી શકે ? જેનામાં ચરાચર સર્વ પદાર્થોને જાણવાની અનન્ત જ્ઞાનશક્તિ જાગૃત થઇ છે તે. આવી રીતે પ્રેમ અને જ્ઞાન પરસ્પર ભિન્ન શક્તિઓ હોવા છતાં એકમેકની પોષક, પ્રેરક તેમ જ સંશોધક શક્તિઓ છે. એ તત્ત્વશાસ્ત્રના ગહન સત્યનું સુન્દર રૂપક ઉપર્યુક્ત દેવી મીનાક્ષિની કથામાંથી આપણને સુપ્રાપ્ય બને છે.

પરમાનંદ

# રાઈનો પર્વત

નાટકો અનેક લખાયાં છે, લખાય છે, અને લખાશે. જે લખાયાં છે અને લખાય છે, તેમાં રાઈના પર્વતનો 'રાઈ' જેટલો ફાળો છતાં તેણે પર્વત જેવડું મહત્પરિમાણ વ્યાપ્ત કર્યું છે. શિષ્ટ સાહિત્યનાં અંગીભૂત આ અવયવે વિનીત માનસો પર સંપૂર્ણ અસર કરી છે. પરિણામે સાક્ષરોનો સહકાર ઈચ્છતા મુંબઈ ગુજરાતી નાટક કંપનીના માલીક રા. બાપુલાલ નાયકે આ નાટક રંગભૂમિ પર મૂકવાની સૂચના વધાવી લીધી. એમણે મણિલાલ નભુભાઈનું 'કાન્તા' અને સ્વ. રણછોડભાઈનું 'લલિતાદુઃખદર્શક' (તેમ જ તેમનાં બીજાં નાટકો) અને સ્વ. વિભાકરનાં ત્રણ ચાર નાટકો રંગભૂમિ પર ભજવી બતાવ્યાં છે, એટલે આ નાટક ભજવવાની યોગ્યતા વિષે કોઈએ શંકા રાખવી યોગ્ય નથી.

મૂળ નાટકમાં કેટલાક ફેરફાર કરવા પડયા છે. વસ્તુ સંકલનામાં નહિ, પણ રંગભૂમિની અસર જાળવવા માટે કેટલાક પ્રવેશો (દશ્યો) નવા ઉમેર્યા છે, કેટલાક ટુંકાવ્યા છે, કેટલાક ભેગા કરવા પડયા છે. શિષ્ટ સાહિત્યના અંગ તરીકે જે જે નાટકો લખાયાં છે તે તે વાચ્ય નાટક તરીકે ઘણાં જ પ્રિય થઈ પડે છે અને અસરકારક નીવડે છે; પણ રંગભૂમિ પર તે મોળાં પડે છે. આવાં નાટકોને રંગભૂમિ પર મૂકતાં પૂર્વે તેમાં પ્રસંગો, ભાષા અને શૈલીની મીલાવટ રંગભૂમિને યોગ્ય થવી જોઈએ, એ સૂત્રને અનુસરી રા. બાપુલાલભાઈએ સર રમણભાઈની અનુમતિથી શ્રીયુતશ્રી રસિકલાલ પરીખ તથા શ્રીયુતશ્રી રામનારાયણ પાઠકની પાસે આ નાટકની રંગભૂમિને અનુકૂળ સંયોજના કરાવી. એમ કરવામાં નાટકનો મૂળ મુદ્દો જરા પણ બગડયો નથી. મૂળ નાટક વાંચનાં કંઈ ઊણપો રહી જાય છે તે પૂરવા પ્રયાસ થયો છે.

સામાન્ય જનરુચિને અનુસરતાં નાટકો જોતાં જે વાતાવરણ ઉભું થાય છે તેનાથી જૂદું જ વાતાવરણ આ નાટકથી ઉભું થાય છે. મૂળ નાટકમાં લેખની ગંભીરતા અને શાંતિનું જેટલું ભાન થાય છે તેટલું અને તેવું ગંભીર અને શાંત વાતાવરણ આ નાટક જોતાં પ્રસરે છે. એ વાતાવરણોમાં સમાજ પર થતા કટાક્ષને અંગે સર રમણભાઈના ભદ્રંભદ્રની લેખિનીના ચમકારાનું આછું આછું ભાન થાય છે. જો કે વંજુલના પાત્રથી ઉત્પન્ન થતું માર્મિક હાસ્ય રંગભૂમિને અનુકૂળ ન હોવાથી તેમ જ વંજુલનું પાત્ર નાટકના મૂળ હેતુને પોષતું ન હોવાથી ઉડાવી દેવામાં આવ્યું છે, છતાં પણ જે જે સામાજિક પ્રશ્નો સહજ આવી જાય છે તેની અસર લેખકના ધારવા મુજબ થાય છે.

સાહિત્યકાર અને કલાકારનો સહકાર કેટલે અંશે થઈ શકે, લોકરુચિને આદર્શ પ્રતિ વાળવા, ઉન્નત કરવા, કેવા અને કેટલા પ્રયાસની જરૂર છે એ આ નાટક પરથી જણાય છે. પ્રસ્તાવનામાં જ આ નાટકની ગંભીરતા અને શાંતિ વિષે શ્રીયુત પરીખ અને શ્રીયુત પાઠકે સ્પષ્ટતા કરી છે. પ્રસ્તાવનામાં સૂત્રધાર અને નટીનાં પાત્રોમાં રા. બાપુલાલ તથા રા. જયશંકર કામ કરે છે. મૂળ સંસ્કૃત નાટકોની પદ્ધતિનો ખ્યાલ આથી સહજમાં આવે છે. નાટક આ પ્રકારનું હોવાથી બન્દુકોના ધડાકા, તરવારની પટાબાજી, હલકા અભિનયોને

પોષતા પ્રવેશો તથા ગ્રામ્ય ઉપહસનો જોવાની જેમની વૃત્તિ હોય ... ખુરસી કે પાટલી પર બેસી સુવિનીત પ્રેક્ષકોને વિઘ્નરૂપ થઈ ન પડતાં ... મારવી અને પોતાની વૃત્તિને પોષતું નાટક બ્હાર પડે ત્યારે જોવા પધારવું. ... શ્રીયુત ...

મૂળ નાટકના પ્રવેશો તો જેમણે નાટક વાંચ્યું છે તેમને જાણીતા હશે જ. ...મેલન સહકારીઓએ જે નવા પ્રવેશો ઉમેર્યા છે તેમાં પ્રથમ અંકમાંનો છઠ્ઠો પ્રવેશ ઘણો સ... લખાયો છે. એ પ્રવેશથી સાહિત્યકારો જનસમુદાયને કેટલે અંશે આકર્ષી શકે છે તે સહે... સમજાય છે. સાક્ષરી લેખિની જરા પણ નિર્બળ નથી છતાં સામાન્ય લોકને પણ આ પ્રસં... રુચિકર થાય છે. પ્રેમનો વિષય અને પ્રેમના અભિનયો પણ આકર્ષણનું કારણ છે. ... સાક્ષરી લખાવટ રંગભૂમિને કેટલી અનુકૂળ કરી શકાય તેનું આ યોગ્ય નિદર્શન છે. ...

મૂળ નાટકમાંના ઘણા પ્રવેશોમાં મૂળના કેટલાંક વાક્યો ઉડાવી દેવાં પડ્યાં છે. અ... વિચારની પરંપરા જાળવવા કેટલાંક નવાં વાક્યો ઉમેરાયાં છે. મૂળનો ભાગ સંવાદમાં વધા... જળ... હોય તો પહેલા અંકમાં પાંચમા પ્રવેશમાં કલ્યાણકામની કચેરીમાં લીલાવતીને સ... અને પુરવાસીઓના લગ્નકલહનો ભાગ. તેવો જ વીણાવતી ને લેખાનો પ્રસંગ ... તેના પુનર્વિવાહનો ઉલ્લેખ છે તે ભાગ. બાકી જાલકાનીયું છે કે પર્વતરાય ... દોષયુક્ત યોજના, શેરડીના રસનું વેંચાણ, વીણાવતીના ...નું રહે છે. આ ઉદ્દેશને પૂર્ણ કરવાનું માંદગીના પ્રસંગો જાળવાયા છે. નાદ ... છે. એટલે એક રીતે અસહકારે ઉત્પન્ન કરેલ પ્રવેશ પર વિશેષ રહે છે. એ ધીર માર્ગ શોધે છે એમ હું માનું છું.
અને લીલાવતીનું પ્રથમ મીલન ગાંધીજી આવડા મોટા પુરુષ પણ હમેશાં આંગળી ચીંધીને આવ્યો છે. તેવી જ રીતે શ્રીજાનું કાર્ય તેમણે પૂર્ણ કર્યું નહિ. કેટલાક માણસો અમુક તથા રાઈના રાજ્યારોહણના જ્ઞાનશાસ્ત્રી લીલો રંગ દેખી શકતો નહિ. તેમ કેટલાક માણસો સમક્ષ જ થાય છે. પ્રથમ મોટાં મકાનો કે ઘોડાગાડી મોટર બતાવો તો દેખી શકે પણ અકસ્માત મુકવામાં આવ્યે દેખી શકતા નથી. ઉપર કહ્યા તેવા ટીકાકારો મને તેવા સફલતા મેળવી શકાતી ગાંધીજીની એક પણ સંસ્થા કદાચ ન બનાવી શકાય—અત્યારે આ ... બનાવી શકાય એમ છે—પણ તેમની ખરી અસર સમસ્ત સમાજના માનસ ઉપર ...છે તે જોવી જોઇએ. આપણા રાજકારણના શાસ્ત્રીઓએ કહ્યું છે કે જલદુર્ગ, શાઈ ...ર્ગ, વનદુર્ગ એ બધા કિલ્લાઓ કરતાં નરદુર્ગ સૌથી મજબુત કિલ્લો છે. આવે ... પ્રજા જ વફાદાર હોય તો તે સૌથી મોટો કિલ્લો છે. તેમ માણસનાં આ...માં, ગમે તે સંસ્થા કે મકાન કરતાં સમાજ એ જ સૌથી મોટું સ્મારક છે. આ...કે પણ સંસ્થા ગાંધીજી ન કરે, છતાં સમાજ ઉપરની તેમની અસર, આખા સમાજના મા...નસનો ફેરફાર, નવું દષ્ટિબિન્દુ એ જ ગાંધીજીનું ખરું સ્મારક રહેશે.

× × ×

અને ... સંમેલનમાં મને પ્રિય વિષય છેડાયો હતો. તે એ કે ખાવું શું ? કવિ ગાઈ ગયા છેઃ
છે.

પડ્યું શું નિત ઘેર કરે ભોજન કરનારી ?

... ને તેનો જવાબ રોટલી છે. પણ રોટલી તો ઘર માટે જ કરી શકાય. જ્યાં ૨૫, ૩૦ કે ... ની મોટી સંખ્યા હોય ત્યાં રસોયો શ્રદ્ધાપૂર્વક સારી રોટલી બનાવે એ અશક્ય છે,

બનાવે તો પણ તેને આપણા ચૂલા પાસે એટલો વખત બેસી રહેવું પડે એ સારૂં નથી. સંઘને માટે કોઇ જુદા પ્રકારનું અન્ન આપણે શોધી કાઢવું જોઇએ, જે પથ્ય હોય અને પૌષ્ટિક હોય અંગ્રેજો તો અનેક જાતની વાનીઓના પ્રયોગો કર્યા કરે છે; આપણે આપણી આટલી જરૂરિયાત પણ સમજતા નથી, તેને માટે કાંઇ કરતા નથી.

એક પ્રકારનો નિવેડો આપણા સમાજે આણ્યો છે તે ખોટો નથી. મોટી સંખ્યાને એકદમ જમાડવા આપણે કંસાર કે ખીચડી કરીએ છીએ તે ખોટી નથી. પણ જીવનમાં ખોટો વૈભવ અને વિલાસ વધારવા આપણે એવી વાનીઓ કરી છે કે જેથી સંઘની જરૂરિયાતો આપણે પૂરી પાડી શકીએ નહિ. હાલનાં ખાણાં અનેક નોકરો હોય તો જ પૂરાં પાડી શકીએ.

આપણી બધી ટેવો અને રિવાજોને આપણે સુધારવા જોઇએ. પીરસવાનાં વાસણો કેવાં હોવાં જોઇએ એ ઉપર શા માટે આપણે વિચાર ન કરીએ? પીરસતાં ઢળે નહિ એવા આકારો આપણે નથી યોજી શકતા. યોજો તો પણ આપણા રૂઢિબદ્ધ કંસારા એ નવા આકારો કરી જ નહિ આપે, કરે તો બમણી મજુરી માગે. આપણે ક્યારે આ જડતા છોડશું? બીજી બાજુ આપણાં વાસણોના આકારોમાં જે ઘાટ છે, તેનું સૌષ્ટવ અને ઉપયોગીપણું આપણે સમજતા નથી, અને પશ્ચિમનું અંધ અનુકરણ કરી પશ્ચિમના ઘાટો લઇએ છીએ. પશ્ચિમના કેટલાક ઘાટો આપણી રહેણીકરણીમાં બંધ બેસે એવા નથી એ આપણે જાણતા જ નથી.

છાત્રાલયો આવા પ્રકારના પ્રયોગો ન કરી શકે?

× × ×

સંમેલનમાં પરિચય માટે ખાસ થોડો વખત રાખ્યો હતો. પોતાના આદર્શ માટે ઘણું વેઠયું હોય એવા અનેક માણસોનાં ત્યાં ઓળખાણ થયાં. ઘણા તો કામધંધો છોડી, દેવું કરીને માત્ર આદર્શ ખાતર છાત્રાલયો ચલાવે છે.

× × ×

આપણે વારંવાર કહીએ છીએ, હું તો માનું જ છું, કે અમદાવાદ ગૂજરાતની સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન છે. એ ખરૂં છે. એક બીજી વાત વીસરવી જોઇતી નથી. જેમ એક જ સંસ્કૃતિનાં માણસોમાં વિશિષ્ટતા હોય છે તેમ શહેરોમાં પણ છે. કેટલાંક શહેરો માત્ર અમદાવાદની જ નકલો છે. તમે આ બાજુ મોડાસા જાઓ, બીજી બાજુ વીરમગામ જાઓ, જાણે દરેક શહેર કે ગામ નાનું અમદાવાદ જ. દરેક બાબતમાં ત્યાં તમને અમદાવાદની છાયા દેખાય. પણ ગૂજરાતમાં સ્વતંત્ર વ્યક્તિત્વવાળાં શહેરો ઘણાં છે. મહેમદાવાદ નહિ, પણ નડીઆદ સ્વતંત્ર છે. સૂરત ભરૂચ સ્વતંત્ર છે. એવી રીતે વડોદરા સ્વતંત્ર છે પણ તેનો પ્રભાવ બીજાં કોઈ શહેરો ઉપર નથી. દેશી રાજ્ય તરીકે વડોદરા સ્ટેટનાં બીજાં શહેરોમાં ખુશામત, ખટપટ વગેરે હોય તે જ. પણ તેવી અસર બાદ કરતાં, પાટણ પાછું અમદાવાદને વધારે મળતું. એ જ રીતે ભાવનગર, રાજકોટ એ બધાં સ્વતંત્ર શહેરો છે, નાનાં દેશી રાજ્યોને લીધે એમ કદાચ હશે, પણ એમ છે ખરૂં. અસહકારે એવા વ્યક્તિત્વની આરપાર ઉતરીને પોતાની અસર એક સરખી બધે વિસ્તારી છે.

× × ×

આ અસરનું કારણ કદાચ વહેવાર પણ હોય. અમદાવાદ સાથે વહેપારી સંબંધ ધરાવતાં શહેરો સ્વાભાવિક રીતે જ અમદાવાદ જેવાં થવા પ્રયત્ન કરે. ભાવનગરને અમદાવાદ જોડે સંબંધ નથી; મુંબઇ જોડે છે પણ મુંબઇ વ્યક્તિત્વ વિનાનું શહેર છે. એટલે ભાવનગરનું વ્યક્તિત્વ જળવાઇ રહે. દેશી રાજ્ય એ પણ કારણ ખરૂં.

× × ×

દેશી રાજ્યનું વાતાવરણ જરા સંકુચિત હોય છે ખરૂં. રાજ્ય નાનું, ખટપટ નાની, હિત નાનાં, સ્વાર્થ નાના, ત્યાં મન પણ નાનું થઈ જાય જ. પણ ભાવનગરમાં એવું લાગતું નથી. ભાવનગરની ભાષામાં જેમ પ્રાંતિકતા ઘણી ઓછી છે—જરા નાકમાંથી બોલવાનો ઉચ્ચાર થાય છે તે સિવાય કશી નથી*—તેમ તેમાં બીજી પ્રાંતિકતા પણ કશી નથી. મારા એક મિત્ર જેમણે પહેલાં ભાવનગર જોયેલું નહિ તેઓ મારી સાથે ગણેશ વ્યાયામ મંડળના વાર્ષિક અખાડા ઉત્સવમાં મારી સાથે હતા. તેમણે આખી સભાનો કાર્યક્રમ ભાષણો વ્યવસ્થા વગેરે જોઈ કહ્યું કે અમદાવાદમાં અને અહીં જરા પણ ફરક નથી. અમદાવાદમાં રહેતા બીજા જે મિત્રો સંમેલનમાં હાજર હતા તેમણે પણ કહ્યું કે શ્રોતાવર્ગ અમદાવાદ જેવો જ કેળવાયલો અને વિવેકી હતો.

આવી સ્થિતિ આખા કાઠિયાવાડમાં તો નથી જ પણ ભાવનગરમાં આમ હોવાનું કારણ શું? ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં કદાચ એ કારણ હોય કે ભાવનગરની કારોબારી પદ્ધતિ થોડાં વરસ ઉપર જ અંગ્રેજ સરકારે ચાલુ કરેલી; ભાવનગરને હકૂમત મોડી મળી છે. પછી એ પદ્ધતિ ડાહ્યા દિવાનો અને ઉદાર રાજકર્તાઓને લીધે ચાલુ રહી છે. સંમેલનમાં ત્રણેય દિવસ સર પટ્ટણીએ સામાન્ય શ્રોતાની પેઠે જ હાજરી આપી, ચર્ચામાં રસમય ભાગ લીધો, એક પંક્તિએ બેસીને જમ્યા, એ દૃશ્ય બીજા કોઇ સ્ટેટમાં મને સંભવિત લાગતું નથી. સંમેલનને માટે તેમણે રેલવે કનસેશન પણ આપ્યું. દેશી રાજ્યના ઘણા ગેરફાયદા છે, તો એમણે અનન્ય ફાયદો પણ આપ્યો.

× × ×

પરગામથી આવેલા એક અનુભવી મિત્રને મેં ખબર આપી કે 'રાઇનો પર્વત' અમદાવાદમાં ભજવાયું. વાતચીત ચાલતાં તેમણે એ જ કંપનીએ અને એ જ મુખ્ય નટોએ એટલે કે મુંબઇ ગુજરાતી નાટક મંડળીએ ભજવેલા 'અજબકુમારી' નાટકની વાત કરી. એકવાર શ્રીયુત આનંદશંકરભાઇ, સદ્‌ગત ગોવર્ધનરામભાઈ વગેરે સાક્ષરો એ નાટક જોવા ગયેલા. બન્નેએ સ્ટેજ ઉપર જઈ ભાષણ કર્યું હતું. ગોવર્ધનરામભાઇએ કહેલું કે હું નાટક ન જોવું એવી પ્રતિજ્ઞાવાળો છું પણ આ નાટકથી અતિ પ્રસન્ન થયો છું વગેરે. હાઉસ ત્યારે માત્ર પોણોસો રૂપીઆનું!! અત્યારે એ ખેલ પડતો નથી. 'રાઇનો પર્વત' પડવાથી સમાજની રસવૃત્તિ આટલે વરસે કાંઇ કેળવાઈ છે કે નહિ એ જોવાનો પ્રસંગ મળશે.

કેવળ અશિક્ષિત વર્ગને આમાં મજા જ નથી આવતી. તેને તો જવા દઇએ. સારો શિક્ષિત વર્ગ એને વખાણે છે પણ તે પૈસા ખરચીને જોવા જાય તેવો નથી. સામાન્ય શિક્ષિત પૈસાદાર વર્ગ ઉપર આવા પ્રયત્નોનો આધાર છે. જોવા ગયેલા કહે છે કે આ વર્ગ વન્સમોર વગેરેથી પોતાનો હર્ષ બતાવતો નથી પણ વિક્ષેપ કર્યા વિના ગંભીરતાથી સાંભળે છે. હું માનું છું કે એ જ નાટકની સફળતા છે. એ વર્ગ એને જરૂર સમજશે, કદર કરશે અને ઉત્તેજન પણ આપશે.

અને વન્સમોર નાટકમાંથી નીકળી જ જાય તો શું ખોટું? બીજું કાંઇ નહિ તો આવાં નાટકોમાં પહેલેથી જ જાહેર કરવું જોઇએ કે વન્સમોર આપવામાં આવશે નહિ. રંગભૂમિ સુધારવાનું મને આ શુભ પગરણ લાગે છે.

"સ્વૈરવિહારી"

---

* સાંભળ્યું છે કે સદ્‌ગત ગોવર્ધનરામભાઈએ એમ કહેલું કે ભાવનગરની ભાષા સૌથી વધારે શુદ્ધ છે.

# ચર્ચાપત્રો

૧

મે. "પ્રસ્થાન"ના તંત્રી સાહેબ,

ગૂજરાતના જુદા જુદા માસિકો ને વર્તમાનપત્રોમાં અપહરણનું જે પ્રકરણ ઉપડ્યું છે, અને મોટામાં મોટા કવિથી માંડીને સાધારણ લેખક સુધીના ગૂજરાતના કેટલાક લેખકોએ જે તફડંચી ચલાવી છે, તેની વિગતો બહાર આવે છે તેથી આપ અજાણ કે ઉદાસ તો નહિ જ હો. હું માનું છું કે એ ચોરીપ્રકરણ ઉપડ્યું છે તે ગૂજરાતી સાહિત્યમાં 'સરસ્વતીચંદ્ર સરખા જગત કાદમ્બરીની પ્રસિદ્ધિના જેટલો જ અગત્યનો ને આનંદનો વખત છે; કેમકે એથી આપણા સાહિત્યની સંપૂર્ણ શુદ્ધિ અને તેથી અંતે લાભ જ થશે. દરેક માસિકના તંત્રી અને દરેક સ્ત્રી પુરુષ જેને ગૂજરાતી ભાષા અને સાહિત્યને માટે કાંઈ પણ લાગણી હોય, તેણે એ શુદ્ધિમા મદદ કરવી એને પોતાની ફરજ માનવી જોઇએ. જેટલા અપહરણના દાખલા અત્યાર સુધી બહાર આવ્યા છે, તેટલા જ અથવા કદાચ તેથી યે વધારે હજુ ઢાંકયા પડ્યા છે. સૌથી વધારે ચોરીઓ તો ટૂંકી વાર્તાઓમાં થયેલી હોવી જોઇએ એમ આ લેખકનું માન છે. કારણકે છેલ્લાં પાંચ સાત વરસમાં તે પ્રકારનું સાહિત્ય માસિકોમાં ઉભરાઈ જાય છે, એ શું એમ બતાવે છે કિ ટૂંકી વાર્તાના લેખકો ગૂજરાતમાં એકદમ જન્મ પામ્યા છે? એ દિશામાં ચોરી પકડવી બહુ જ મુશ્કેલ છે, કારણકે ઇંગ્રેજી માસિકો ને વર્તમાનપત્રોમાં હજારોની સંખ્યામાં ટૂંકી વાર્તાઓ લખાય છે, તેને તપાસીને ચોરાયલી વાર્તાનું મૂળ શોધવાનું કામ ભાગ્યે જ કોઈ હાથમાં લઇ શકે. ખાસ કરીને આજથી બાર કે પંદર વરસ ઉપરનાં 'લંડન મેગેઝીન' કે 'સ્ટ્રેન્ડ મેગેઝીન' અથવા એવા જ કોઇ વાર્તાના માસિકના અંકમાંથી એકાદ ટૂંકી વાર્તા કોઇ ગૂજરાતી લેખક તફડાવે તો જરૂર તે પોતાને નામે બહાર પાડી શકે. એવો એક દાખલો મારી પાસે મોજુદ છે. પણ તેને અત્યારે બાજુએ રાખી એક અતિ ઘણા તિરસ્કારને પાત્ર અપહરણનો દાખલો હું આપની આગળ રજુ કરવા માગું છું. અને તેના કર્તા શ્રી. મંજુલાલ જમનારામ દવે છે. એઓશ્રીએ ગઈ સાલ, મુંબાઈ વિદ્યાપીઠના બી. એ. ના વિદ્યાર્થીઓને સારૂ એચ. જી. વેલ્સના ઉપર એક માત્ર આઠ પાનાની ગ્રંથિકા, ફક્ત ચાર આનાની કિંમતે રાજારામ કોલેજના સ્ટોર તરફથી બહાર પાડી છે. તેનો કૈ ભાગ, કોઇ લેખ કે પુસ્તકનું ભાષાંતર નથી, સારદોહન નથી, પણ ઇ. સ. ૧૯૨૨ના 'મોડર્ન રીવ્યુ'ના એપ્રિલ ને મેના અંકમાં, મી. મેક્ષવેલે લખેલો લેખ જ શબ્દેશબ્દ શ્રી દવેએ પોતાની સહીથી છપાવી માર્યો છે! શ્રી. દવેનો કીર્તિલોભ એટલો બધો હોય એમ લાગે છે કે એ પુસ્તકની અંદર તેમણે બબ્બેવાર સહી કરી છે, જાણે વિદ્યાર્થી આલમને તેઓ કહેવા માગતા ન હોય કે આ લેખ મારો છે અને બીજા કોઇનો નહિ. એ લેખના આઠ પાનાંમાંથી સાડાપાંચ પાનાં મી. મેક્ષવેલે લખેલાં છે, કે જેને શ્રી. દવે બબ્બેવાર સહી કરી પોતાને નામે ખપાવવા માગે છે. અને આ લેખની ખરી ખૂબી તો એ છે કે, શ્રી. મેક્ષવેલે પણ પોતાના લેખનો પહેલો પેરેગ્રાફ એટલે લગભગ નવ-દશ લીટીઓ મી. ડાકેના પુસ્તકમાંથી શબ્દેશબ્દ ઉતારી લીધી છે; અને મને વહેમ જાય છે કે બાકીનો (એ લેખ કોનો કહેવો એ મને સમજાય

પડતી ન હોવાથી ?) લેખ, પણ મી. ડાકેના કે બીજા કોઇ પુસ્તકનું જ સારદોહન છે. પણ મી. મેક્ષવેલને આપણે જતા કરી શકીએ. જ્યારે શ્રી. દવેએ મી. મેક્ષવેલનું લખાણુ શબ્દેશબ્દ ઉપાડી લઈ ને પોતાની બબ્બેવાર સહીની ઉપર છપાવ્યું, તેમને આપણે શું કરવું ?

શ્રી. દવેની સહીવાળી ગ્રંથિકાના બાકીના અઢી પાનાનું મૂળ હજી સુધી મને મળ્યું નથી. પણ એનું મૂળ કોઈ ઈંગ્રેજી પુસ્તક કે લેખમાં હશે એમ ધારવામાં, તંત્રી સાહેબ, તમે અને તમારા વાંચકો, મારી સાથે જોડાશો એવી મને ખાત્રી છે. એનું એક મજબૂત કારણ એટલું જ હું આપવા માગું છું કે, પોતાને નામે ચઢાવેલ એ લખાણનું મથાળું પણ મી. મેક્ષવેલનું જ છે; એ મથાળું પણ બદલવા જેટલી સ્વતંત્રતા શ્રી. દવે બતાવી શકયા નથી.

લિ. સેવક,

બાબુરાવ ગ. ઠાકોર

૨

## એક પ્રશ્ન

શ્રીમાન તંત્રી, ' પ્રસ્થાન ' જોગ

મહાશય,

આટલું ચર્ચાપત્ર પ્રસિદ્ધ કરી આભારી કરશોજી.

સાહિત્ય સેવકગણની યોજનાને. રા. વિજયરાય વૈદ્યે પોતાની તરિકે ઓળખાવી એટલે રા. કનૈયાલાલ મુન્શીએ પણ તેને પોતાની તરિકે પ્રસિદ્ધ કરી; અને આમ બે પક્ષો ઉભા થયા એટલે બંનેને પ્રમાણો પણ રજુ કરવાં પડ્યાં. રા. મુન્શીએ રજુ કરેલા પુરાવાઓનો જવાબ રા. વૈદ્યે સત્યયુગને ઉચિત એવી અગ્નિપરીક્ષાથી આપવાની ઉત્સુકતા દર્શાવી પણ આ કળિકાળમાં કોણુ તેની કદર કરે ? લોકમત ધીમે ધીમે રા. મુન્શીને અનુકૂળ થતો જતો હતો અને આ પ્રશ્નનો ઉકેલ હવે આવી જશે એમ સહુને લાગતું હતું ત્યાં તો સંભળાય છે કે રા. બટુભાઇ ઉમરવાડીઆ પણ આ યોજનાને પોતાની પુરવાર કરવા બહાર પડે છે. આમાં ખરૂં કોણ ?

આ પ્રશ્નની ચર્ચા કરતા અમો કેટલાક મિત્રો બેઠા હતા તે દરેકના મનમાં એવી શંકા ઉત્પન્ન થઇ કે કદાચ હું પોતે જ આ યોજનાનો જનક કેમ ન હોઉં! પણ એટલામાં તો એક જણ કહે,—"વીણા"ના નવા અંકમાં આવેલી રા. ' દ્વિરેફ 'ની ' એક પ્રશ્ન ' નામની વાર્તા વાંચો એટલે સમજાશે.

વાર્તા વાંચી. પણ વાર્તા વાંચ્યા પછી તો પ્રશ્ન એ ઉભો થયો કે રા. ' દ્વિરેફ 'ની વાર્તાને સાચી પાડવાને આ ત્રણ ગૃહસ્થોએ આ ચર્ચા ઉપાડી કે આ ચર્ચા જોઈ ને રા. ' દ્વિરેફે ' આ વાર્તા લખી ? મને તો બીજો વિકલ્પ જ વધુ સંભવિત લાગે છે—જો કે મારા કેટલાક મિત્રો હજી પહેલાને જ વળગી રહે છે.

રા. ' દ્વિરેફ 'ને ' પ્રસ્થાન ' સાથે કંઇક સંબંધ હોય એમ લાગે છે—આમ છતાં આપ આ ચર્ચાપત્રને સ્થાન આપશો એવી આશા છે.

લિ. સભ્ય,

પ્રશ્ન-ચર્ચા-સેવક-ગણ.

## વિશ્વામિત્રની બ્રહ્મપ્રાપ્તિ

[ એક બાજુ કલા કરેલા મોર ઉપર દેવીની મૂર્તિ છે તેની સામે વિશ્વામિત્ર હાથ જોડી ઊભો છે. ]

**વિશ્વામિત્ર**—દેવી, પ્રસન્ન થા. ( થોડી વાર રહીને ) દેવી, પ્રસન્ન થા. ( જરા વિચાર કરીને ) મને તપ કરવું પસંદ નથી. મારી પ્રકૃતિને તે અનુકૂળ નથી પણ મારી મહાન સુંદર આકાંક્ષાની ખાતર મારા પર પ્રસન્ન થા.

**દેવી**—( મનુષ્યવાચાથી ) વત્સ હું પ્રસન્ન છું. તપોદ્વેષીના ઉપર હમેશાં તુષ્ટમાન છું. માગ માગ.

**વિશ્વામિત્ર**—મને બ્રાહ્મણ બનાવ.

**દેવી**—કલીયુગમાં બ્રાહ્મણ! વત્સ તું શું કહે છે? તારે શું જોઇએ છીએ?

**વિશ્વામિત્ર**—કોઇને ઉપકારક થયા વિના હું વિશ્વવન્દ્ય બનું એવી મારી મહાન આકાંક્ષા છે.

**દેવી**—અસ્તુ, અસ્તુ, તથાસ્તુ. મારી ઉપાસના કર. તને મનવાંછિત ફળ મળશે.

**વિશ્વામિત્ર**—પણ દેવી! આપનું પિછાન? અન્ય કોઈ હાજર નહિ હોવાથી આપનું પિછાન મેળવી શક્યો નથી.

**દેવી**—મારું નામ કલા છે. હું જ વર્તમાનયુગ–અધિષ્ઠાતા છું.

**વિશ્વામિત્ર**—વર્તમાન યુગ? કલિનાં અધિષ્ઠાત્રી?

**દેવી**—હા. હું પોતે જ કલી. વેલાંટી* ઉડી જવાથી કલા થઈ છું.

**વિશ્વામિત્ર** ( ઘણો વિચાર કરી )—પણ દેવી! ક્ષમા કરશો. 'કલિ'માં તો 'લિ' હ્રસ્વ છે તેમાંથી વેલાંટી ઉડવાથી 'કલા' કેવી રીતે થાય.

**દેવી**—મૂર્ખ! તારી બુદ્ધિ આમ કેમ સંસ્કૃતગ્રસિત થઇ ગઇ છે? 'ઇ' હ્રસ્વનું કાંઇ કારણ?

**વિશ્વામિત્ર**—'ઈ' એટલા દીર્ઘ એ તો તદ્‌ભવનો નિયમ. 'કલિ' તો તત્સમ છે.

**દેવી**—સમજ. નદીમાં પૂર આવે છે ત્યારે તેના કાંઠા તૂટે છે. તમે પણ બંધનો તોડશો તો તમારામાં પણ પ્રેરણાનાં પૂર આવશે. સમજ, જમાનો સમાનતાનો છે, સ્વતંત્રતાનો છે. જ્ઞાન–અજ્ઞાન, નીતિ–અનીતિ એ કશાનો મારી પાસે ભેદ નથી તો હ્રસ્વ દીર્ઘનો શા માટે? હ્રસ્વ દીર્ઘની છૂટ પદ્યમાં છે તે ગદ્યમાં લેશો તો ગદ્ય પણ કાવ્યમય થશે.

---

* વેલાંટી એટલે હ્રસ્વ [ િ ] કે દીર્ઘ [ ી ] ઈકારના બીબાનો ઉપરનો ચન્દ્રાકાર ભાગ, જે ઘણીવાર છાપતાં ઉડી જાય છે.

વિશ્વામિત્ર—પણ દેવી, મને કલહ કરતાં નહિ આવડે તો ?

દેવી—કલહને નામે તું ગમે તે કરી શકીશ. છેવટ કાંઈ ન કરી શકે તો મારા મૂળ સ્વરૂપનું ધ્યાન કરજે. ગમે તેવાની સાથે કલહ કરજે. મોટો નાનો, શત્રુ મિત્ર—

વિશ્વામિત્ર—દેવી, મારે મિત્ર તો નથી. હું તો વિશ્વનો અમિત્ર છું.

દેવી—મિત્ર એટલે મહાન આકાંક્ષાને માટે કલ્પેલા મિત્ર—જ્ઞાની અજ્ઞાની કોઈને ગણ્યા વિના કલહ કરજે.

વિશ્વામિત્ર—મને કલહમાં વાગી જાય તો ? મારી પ્રકૃતિ જરા—

દેવી—નિર્ભય રહે વત્સ ! આ કવચ તને આપું છું તેથી અસત્ય કે સત્ય કશાની તને અસર થશે નહિ.

વિશ્વામિત્ર—આમીન ! આધીન ! ! આફરીન ! ! !

વર્તમાન

[ જુઓ અનુસંધાન પૃષ્ટ ૧૬૨ થી ચાલુ ]

## મીશનરીઓ

હેંગચાઉ શહેરમાં ગયા, ત્યારે ખ્રીસ્તી પાદરીઓનું એક મંડળ ત્યાં ઉભું હતું. તેમનામાંના એક જણ તો કલકત્તામાં આવી ગયેલા હતા. તેમણે સત્કાર કરી અમને અતિથિ થવાનું નિમંત્રણ કર્યું, પણ અમને એમ લાગ્યું, કે એથી કરીને અમે ચીનનો યોગ્ય પરિચય મેળવી શકશું નહિ; કારણ કે મીશનરીઓ ઘણુંખરૂં દેશનાં આત્મામાં પ્રવેશ કરી શકતા નથી. એથી જ ભારતવર્ષનો પરિચય ચીનમાં તેમણે વિકૃત ભાવે આપ્યો છે, અને ચીનનો પરિચય અમને અત્યાર સુધી વિકૃત ભાવે મળ્યો છે. એથી અમે એ સઘળું સ્વચક્ષુએ જોવાની ઇચ્છા દર્શાવી અને એમને ધન્યવાદ આપી અમે ચીનવાસીઓનું જ આતિથ્ય ગ્રહણ કર્યું. તેઓ મહાપુરુષ ભક્ત ખ્રીસ્તના જે સત્યને વહન કરે છે તેના કરતાં તેઓ જાતીય અને રાષ્ટ્રીય બુદ્ધિને વધારે માને છે.

## બે સાચા ખ્રીસ્તીઓ

સાચા ખ્રીસ્તીઓને અમોએ ત્યાં ન દીઠા એમ મારૂં કહેવાનું નથી. ત્યાં ગીલ્બર્ટ રીડ જેવા સાચા ખ્રીસ્તી પણ છે. જ્યારે યૂરોપનું મહાયુદ્ધ જાગ્યું ત્યારે તેમણે તેની વિરુદ્ધ ચળવળ કરેલી તેથી યૂરોપનાં રાષ્ટ્રોએ ૮૦ વર્ષના આ વૃદ્ધને કારાગારમાં પૂરી બહુ દુઃખ આપેલું. ચીન સંબંધી તેમણે જે પુસ્તકો લખ્યાં છે તે સહુ કોઈ શ્રદ્ધા સાથે વાંચે છે. વળી એક ડૉ. જૉન્સને પણ ત્યાંના સાધુઓ પાસે દીક્ષા લઈ સંન્યાસી થઈને ધર્મભાવનામાં જીવન અર્પેલું છે. અત્યારે ચીનનાં સમ્રાટે પોતાના શિક્ષણને માટે તેમને રોક્યા છે. તેઓ સમ્રાટના રાજમહેલમાં રહેવા છતાં સંન્યાસી જેવું જીવન ગાળે છે. તેમણે ચીનની ભાષા

અને પ્રવાસ વિષે જે પુસ્તકો લખ્યાં છે તે પ્રમાણભૂત ગણાય છે. તેમણે ધર્મ વિષે પણ બહુ સુંદર ગ્રંથો લખ્યા છે. આવા બે સાચા ખ્રીસ્તીઓ હોવા છતાં બીજા મીશનરીઓ જે ચળવળ ચલાવે છે તે જોઈને ખ્રીસ્તને પોતાને પણ દુઃખ થતું હશે.

હેંગચાઉમાં એક એવો માણસ મળ્યો કે જે હિંદુસ્તાનના માણસ જેવો લાગતો હતો. તે મીશનરી હતો. એણે અમને બંગાળીમાં પૂછ્યું: 'તમે મારે ત્યાં નહિ આવો?' અમે કહ્યું: 'અમે ચીનના અતિથિ થઈને આવ્યા છીએ એટલે ત્યાં આવીએ તે શોભે ખરું?' સરોવર તીરે પૅલેસ હૉટેલ નામે એક નૂતન પ્રસાદની વ્યવસ્થા હતી, તેમાં અમારે રહેવાની યોજના થઈ.

## ચીનનું વારાણસી

હેંગચાઉ સરોવર આસપાસ કાશીની માફક પુષ્કળ મંદિરો છે અને અગણિત તીર્થયાત્રી દરરોજ ત્યાં આવે છે. ત્યાં અનેક સાધુ, સંન્યાસીઓ મન્ત્ર જપતાં હતા. તે પરથી લાગતું હતું કે તે તીર્થભૂમિ છે. ત્યાંના એક મંદિરનું નામ વજ્રકૂટ છે. એ મંદિર ભારતના શિલ્પીઓએ તૈયાર કરેલું અને ભારતના સાધુઓએ પ્રતિષ્ઠિત કરેલું છે. તે ભારતના મંદિર જેવું છે. તે દિવસે બંગાળી વર્ષનો પહેલો દિવસ હતો. તે મંદિર જોઈને જાણે ભારતની સાથે હૃદયનો યોગ થયો હોય એમ લાગ્યું. સરોવરમાં નાના નાના દ્વીપ છે અને તે પર નાનાં નાનાં મંદિરો છે. અહીંથી વિવિધ પંડિત મંડળીઓ સાથે વાર્તાલાપ કરવાનો આરંભ થયો.

## કવિ મીલન

આ સ્થળેથી બસો ત્રણસો માઈલ અંદરના ભાગમાં એક મોટા કવિ રહેતા હતા. શ્રીગુરુદેવને મળવાને માટે તે રાત્રે આવી પહોંચ્યા. તેમણે શ્રીગુરુદેવને કહ્યું કે આપનાં દર્શન કરવા હું આવ્યો છું. આટલો લાંબો પ્રવાસ કરી જાણે એક તીર્થની યાત્રાએ આવ્યો હોઉં, એમ લાગે છે. હું તો અસ્તગામી સૂર્ય છું પણ જે અરુણોદયનો સૂર્ય ઉગે છે, તેને મારું બધું તેજ અર્પીને હવે વિદાય લઉં એવી ઇચ્છા છે. શ્રીગુરુદેવનાં કરતાં તેમની ઉમ્મર વીસેક વર્ષ વધારે હતી. ભારતવર્ષ સાથે ચીનનો સંબંધ રહે એમ વિચારી પોતાના પુત્રને જર્મનીમાં સંસ્કૃત શીખવા મોકલ્યો હતો. તેમણે બે કલાક શ્રીગુરુદેવ સાથે વાત કરી. તે પરથી એમ લાગતું હતું કે ૭ હજાર વર્ષની ચીનની સભ્યતા કાવ્ય રૂપે એમના મુખથી જાણે વહી રહી છે; જેમ સમસ્ત સ્વર્ગની પવિત્ર સુધાધારા ગૌમુખથી ગંગા રૂપે વહે છે, તેમ ચીનના પ્રેમની ધારા કવિમુખમાંથી નીકળી વાર્તાલાપમાં વહી રહી છે એમ લાગ્યું. અને ભારતવર્ષના કવિ શ્રીગુરુદેવે જે ઉત્તર આપ્યો તે પણ ચીનની પ્રાચીન સભ્યતાને અનુરૂપ જ હતો. મારું કામ તે ધન્ય ક્ષણોએ માત્ર ચોરી કરી એ ઉદ્ગારો નોંધી લેવાનું હતું. જેમ કોઇ નવીન પરિણીત દમ્પતીની વાતચીત કોઈ છાનુંમાનું સાંભળી લે અને સંકોચ થાય તેવો સંકોચ મને થતો હતો. સાહિત્ય અને ધર્મ સંબંધી ઘણું લખ્યું છે. પણ જે આ બે કલાકમાં લખ્યું તે આખા જીવનમાં નથી લખ્યું. રાત્રિના બાર વાગ્યે કવિશ્રીએ કહ્યું: 'હવે મને વિદાય દ્યો. મારા સમસ્ત જીવનમાં સંચિત કરેલો અર્ધ્ય આપને ચરણે અર્પીને આશીર્વાદ લઈને જાઉં.' અમે કહ્યું: 'આપને માટે પથારી તૈયાર કરી છે. તો અહીં જ સુઇ રહો.' તેમણે કહ્યું: 'હવે તો

આ મારો સાધનાનો સમય છે, તેથી હું જનપદમાં રહેતો નથી. આજની આખી રાત્રિ અને કાલનો આખો દિવસ પ્રવાસ કરી મારા આશ્રમમાં પહોંચી જઈશ. મને લાગ્યું, કે જો હું આપના દર્શને ન આવું તો ચીનની કાવ્ય-દેવીએ ભારતની કાવ્યલક્ષ્મીનો અપરાધ કર્યો ગણાય! તેથી એકસો વર્ષની ઉંમર હોત છતાં પણ અહીં આવ્યો હોત. મારું કામ મેં અહીં આવી પૂરું કર્યું છે; અને જીવનના જે થોડા દિવસ રહ્યા છે તે મારા આશ્રમમાં જઈ વીતાડું. માટે હવે મને વૃદ્ધને વિદાય આપો.'

## સરોવરની સહેલ

સાંગહાઇ નેશનલ યુનિવર્સિટીના અધ્યાપક પ્રો. સ્યુ જેટલા વિદ્વાન હતા તેટલા જ મસ્ત હતા. પ્રાચીન સાહિત્યમાં, યૂરોપના સાહિત્યમાં અને કળાના વિષયમાં તેમનું જ્ઞાન ઘણું ઊંડું હતું. આ ગંભીર જ્ઞાનીજન બાળકો સાથે રમતગમતમાં એવો તો રસ લેતા, કે જાણે બંગાળના ઠાકુરદાદા. તેમણે પૂછ્યું: 'રાતના આપ ઉંઘવાના ખરા કે?' અમે કહ્યું: 'હા.' તેમણે કહ્યું: 'આવા સુન્દર સરોવર પર કૌમુદી વિસ્તરી હોય ત્યારે ઉંઘે તે શું માણસ કહેવાય?' આ સાંભળી વિદ્યાર્થીઓ નિશાળમાંથી નાસી જાય તેમ શ્રી ગુરુદેવની પાસે સૂવાની રજા લઇ અમે તે આખી રાત્રિ નૌકામાં ગાળી અને વાગોળની માફક ચાર વાગે આવી સૂઇ ગયા; આખી રાત્રિ જુદા જુદા ટાપુના મંદિરોમાં ફરી પ્રો. સ્યુ પ્રાચીન ચીની કાવ્યો સુમધુર કંઠે ગાતા તે અમે સાંભળતા અને પ્રોફેસર સાહેબ પાછા ગાંભીર્ય છોડી વિનોદ અને તોફાન કરતા. એમ રાત્રિ પછી રાત્રિ એમ ઘણી રાત્રિઓ પસાર કરી.

આવાં જાગરણોથી દિવસે જ્યારે અમારી આંખ તંદ્રાથી ઘેરાઈ જતી ત્યારે શ્રી ગુરુ દેવ પૂછતા: 'તમને નિદ્રા કેમ છોડતી નથી?' અમે જવાબ આપતા: 'આ સરોવરે આવીને અમારી નિદ્રા વધી ગઇ છે!'

## સંન્યાસીનું આતિથ્ય

એક વખત રાત્રિએ હોડીમાં ફરતા ફરતા એક દ્વીપ આગળ ગયા. એટલામાં એક વૃદ્ધ સંન્યાસી દીવો લઇ બહાર આવ્યા અને બોલ્યા: 'આપ અહીં જરા ઉતરશો?' અમે કહ્યું: 'નૌકા લઇ ફરવા નીકળ્યા છીએ તો આવી રીતે ઉતરવું એ યોગ્ય છે?' સંન્યાસીએ કહ્યું: 'આ નિર્જન ટાપુમાં હું એકલો એકાન્તમાં રહું છું. અને જો કોઈ અતિથિ આવે તો તેની સેવા કરવાને બહુ આતુર છું. આપને બોલતા સાંભળી, આ પ્રવાસીઓને તરસ લાગી હશે એમ અનુમાન કરી, ચ્હા તૈયાર કરીને આપને તેડવા આવ્યો છું.' આ એકાન્તપ્રિય વૃદ્ધ સંન્યાસીની માતાના જેવી વત્સલતાથી અને અમારી સેવા કરવાની તેમની પ્રબળ ઇચ્છાને માન આપી અમારી ઇચ્છા નહોતી છતાં નૌકામાંથી નીચે ઉતર્યાં. તેમના ઘરમાં ગયા ત્યારે દીવાના પ્રકાશમાં અમને જોઇને તેઓ બોલ્યા: 'આપ તો વિદેશી દેખાઓ છો?' અમોએ ઉત્તર આપ્યો: 'હા; ભારતવર્ષમાંથી અમે આવીએ છીએ.' વૃદ્ધે સાનંદાશ્ચર્યથી પૂછ્યું: 'ભગવાન બુદ્ધે જે દેશમાંથી સત્ય પ્રકટ્યું તે દેશના લોક?' તે સંન્યાસી પ્રેમભાવે અમને ભેટ્યા અને કહ્યું: 'મૃત્યુ પહેલાં ભગવાન બુદ્ધના દેશના માણસની સાથે આમ ચંદન-શીતલ જેવો સ્પર્શ કરવાને હું ભાગ્યશાળી થઇશ, એવી મને તો સ્વપ્નેય પણ કલ્પના નહોતી.'

## લીંગઈયન વિહાર

એવી રીતે કેટલાક દિન ત્યાં ગાળ્યા. ત્યારપછી અમે સાંભળ્યું, કે લીંગઈયન નામનો એક મોટો વિહાર હેંગચાઉની બાજુમાં જ હતો અને ભારતના સાધુઓ ત્યાં જતા અને રહેતા હતા; હુઈલી (ચીનના લોકોએ નામ આપ્યું હતું) એ જઇને ત્યાં વિહાર સ્થાપન કર્યો હતો. શ્રીગુરુદેવને લીધા સિવાય અમે ત્રણ જણ ત્યાં ગયા. ત્યાં જતાં રસ્તે કાશીની માફક મંદિરોનો સમૂહ વધતો જતો હતો ત્યાં એક મોટો ગ્રોટો હતો કે જેમાં જુદી જુદી ગુફાઓનો જથો હતો. એ સ્થળ સાંગહાઈથી આટલું સમીપ હતું તેની અમને ખબર નહોતી. એ ગુફાનાં ચિત્રોમા કાશીના મોટા આચાર્યો જેવા દશ બાર જણ ત્યાં બેઠા હતાં. શિલ્પીઓએ એમને પોશાકમાં એક ધોતીયું અને એક ઝભ્ભો પહેરાવ્યાં હતાં. તેમના ચહેરા દાંત વિનાના વૃદ્ધ પંડિતો સંસ્કૃત બોલતા હોય તેવા હતા. ગાલ પણ મોટા મજબૂત અને જોતાં બીક લાગે એવા હતા. આ ગુફાનાં ચિત્રો કાશીમાં મેં જે વૃદ્ધ પંડિતોની પાસે અભ્યાસ કરેલો તેમને બરાબર મળતાં આવતાં હતાં. એ ચહેરા ભારતવર્ષના લોકોના જેવાં જ હતાં. પણ આશ્ચર્યની વાત એ હતી, કે ત્યાં જે ચિત્રો હતાં તેમાં ચીનના લોકો તેમને માટે ભોજનની સામગ્રી વગેરે લઈ જતા હોય એવાં હતાં. છબિ પાડી લેવાય તેટલો પ્રકાશ એ ગુફામાં નહતો. અને અમારી પાસે કોરા કાગળો નહતા તેથી શ્રી નન્દલાલે અમારી પાસે જે એક બાજૂએ લખેલા કાગળ હતા તેમાં સ્કેચ લેવા માંડયા. એલમહર્સ્ટ સાહેબના ગજવામાં બેંકનોટ હતી. તેની પાછલી બાજુએ પણ ચિત્રો દોરવા માંડયાં. (ઘેર ગયા પછી એ નોટ પરથી સારા કાગળો ઉપર નકલો કરી લીધેલી.) એ બેંકનોટ જેના હાથમાં જશે તે પણ વિચારશે કે કયા મસ્તે આ સુન્દર ચિત્રો કાઢયાં હશે? અમારા એક સાથીનું થોડા વખત પછી લગ્ન થવાનો સંભવ હતો. તેમની પ્રણયિનીની સાથે જે પત્રવ્યવહાર થયેલો તેમાંના કેટલાક પત્રો ખીસામાં હતા તેમાંથી એક બાજુએ લખાયેલા પત્રો પણ બીજી બાજુએ ચિત્રોથી ભરાઈ ગયા! એલમહર્સ્ટ સાહેબના પત્રોની પણ એવી જ અવદશા થઇ! સદ્‌ભાગ્યે મારા પરના પત્રો બંનેય બાજુએ લખેલા હતા એટલે એ પત્રો તો અન્ત્યજની માફક અસ્પૃશ્ય જ રહ્યા! એવી રીતે બધાં ચિત્રો દોરાઇ રહ્યાં એટલે અમે બહાર આવ્યા.

૬૦ વર્ષ પહેલાં ટાઈપીંગ વિન્દ્રહિમાં એક મંડળે ખ્રીસ્તી થઈ ધર્મ ઝનુની બની એ બધા વિહારોનો નાશ કરેલો. ચીનમાં એ મંડળદ્વારા રિપબ્લિક સ્થાપવામાં આવશે એવી ધારણાથી ઘણા લોકો એમાં જોડાયા હતા, અને એ મંડળે સૈન્ય ઉભું કરી લૂંટફાટ, મારફાડ અને મંદિરોનો નાશ કરવાની શરૂઆત કરી. મધ્ય ચીનમાં પુરાણી વસ્તુઓનું નામનિશાન પણ રહેવા દીધું નથી. એકેક શહેરમાં આઠ આઠ દસ દસ લાખ માણસોનો એ મંડળે સંહાર કરેલો. એ વખતે હેંગચાઉને તીરે રહેનારા લોકોએ એ અસહ્ય ક્રૂરતામાંથી બચી જવાને આ સરોવરમાં પડી આપઘાત કરેલો. તેથી તે સરોવર મડદાંથી ભરાઇ ગયેલું અને આત્મ-હત્યા માટે જગ્યા ન રહી ત્યારે ખૂબ ઉંચી દિવાલ પરથી પડતું મૂકીને તથા નહેરમાં પડીને આ ત્રાસ પામેલા લોકો મરવા લાગ્યા હતા અને મડદાંના ઢગલે ઢગલા થયા હતા. યૂરોપિયન ખ્રીસ્તીઓએ આ બળવાનાં જે પુસ્તકો લખ્યાં છે તે ઉપરથી ત્યાંની ક્રુરતાનો કંઇક ખ્યાલ આવી શકે છે.

યુરોપિયન લોકો કહે છે કે મુસલમાનોએ ધર્માંધ થઇ ક્રૂરતા ચલાવેલી, પણ નિષ્ઠુરતા માત્ર મુસલમાનો એકલામાં જ નથી. તેમના કરતાં ખ્રીસ્તીઓએ કંઈ ઓછી ક્રૂરતા નથી ચલાવી. જ્યાં ધર્માંધતા હોય ત્યાં એવું ઝનુન અને ક્રૂરતા થવાનાં જ. જો વિધાતા ભારતવર્ષને નવજીવન દે તો પણ ધર્માંધતા દાખલ ન થાય એવું તે વખતે અમે ઇચ્છયું.

## રાજગૃહ વિહાર

ત્યાંથી એક પુરાતન મંદિરમાં પ્રવેશ કર્યો. તેનું નામ 'રાજગૃહ-વિહાર' હતું. તે સ્થળે ભારતવર્ષના રાજગૃહના સાધુ ચીન ગયા હતા. તેનું ચીની ભાષામાં વાઇલી નામ રાખ્યું છે. ત્યાં રાજગૃહના જેવી નદી અને પહાડ જોઇને તેમને લાગ્યું, કે આ ભારતવર્ષના જેવું જ સ્થાન છે. તેમણે જે પર્વત પર નિવાસ કરેલો તે ગૃધ્રકૂટ જેવો હતો, તેથી તેના પર તેમણે વિહાર સ્થાપ્યો. ચીનમાં ગૃધ્રપક્ષી નથી તેથી એનું નામ એમણે પક્ષીકૂટ આપ્યું અને કહ્યું: 'આ પર્વત મારા દેશનો જ છે. મેં અહીં ફરીથી તેને જોયો.' આ ઉપરથી એવી વાત ફેલાઈ, કે ભારતવર્ષમાંથી એક પર્વત પક્ષીની માફક ઉડીને આવ્યો છે. આ હકીકત તો હું પ્રથમથી જાણતો હતો, પણ ત્યાં જઇને જોયું તો એ પર્વત ઉડતો હોય તેમ તેની પાંખ પક્ષીની માફક ફેલાયલી હતી. ત્યાં જોયું તો ત્રણસો ચારસો સંન્યાસીઓ ભજન ગાતા અને કાંસી, શરણાઇ, ઢોલ, ઘંટ આદિ વાદ્યો વગાડતા હતા.

એ અગ્નિ આપને સોંપી અમે નિશ્ચિંત થવા ઇચ્છીએ છીએ.'. અમે કહ્યું: 'અમે કંઇ આ અતિ પવિત્ર કર્તવ્યની જવાબદારી લેવાને આવ્યા નથી, પણ હવે ધીમે ધીમે આવવાની શરૂઆત થાય છે. પરંતુ કહીશું, કે આપના જેટલી શ્રદ્ધા, ભક્તિ અને તપસ્યાથી અમારા લોક અગ્નિ પ્રજ્વલિત નહિ રાખી શકે.' ભારે દુ:ખની વાત એ છે, કે ભારતવર્ષમાંથી સૈનિકો, થોડા વેપારીઓ, જાસુસો, અને કોન્સ્ટેબલો જઇને ચીનમાં ભારતવર્ષનો પરિચય આપે છે અને તેથી ચીના લોકો તો એમ જ ધારે છે કે અંગ્રેજ લોકોએ ઉત્પન્ન કરેલા નકલી ભારતના લોકો અહીં આવે છે, અને અસલી ભારત તો હજુ પણ પૂર્વે જેવું હતું તેવું ને તેવું જ છે. એ વૃદ્ધે પૂછ્યું: 'ભારતવર્ષના લોક કાંઇ અસત્ય બોલે? ક્રોધ કરે? એમના મનમાં નીચતા અને સ્વાર્થબુદ્ધિ હોય? ત્યાંના બ્રાહ્મણમાંથી કોઈ પણ અજ્ઞાન હોય?' અમે કહ્યું: 'અમારા દેશની અત્યારે ભારે દુર્દશા છે.' ત્યારે તેમણે કહ્યું: 'આપ તો નકલી ભારતની વાત કરો છો, પણ અસલી સત્ય ભારતવર્ષની વાત સંભળાવો.'

## ક્યાં ગઈ તે મહત્તા?

તેમણે બધાં તીર્થસ્થાન અમારી સાથે ફરી ફરીને અમને બતાવ્યાં. સાંજને વખતે તેમણે કહ્યું: 'અમારાં સમસ્ત દ્વાર જ્યારે જ્યારે આપ અહીં પધારશો ત્યારે ત્યારે ખુલ્લાં છે. ખરેખર આ તો આપનું જ ઘર છે. આપ અહીં નથી તેથી જ, અમે તેને સંભાળીએ છીએ; આપ અત્રે પધારો એટલે આ ગૃહ ખાલી કરી જવા અમે તૈયાર છીએ. અમારી શક્તિ અતિ અલ્પ છે, પણ સૂર્ય આવે નહિ ત્યાં સુધી નક્ષત્રની પેઠે સેવા કરીએ છીએ. નવીન સૂર્યોદયની જ્યોતિ મધ્યે, નક્ષત્ર સમાન ડુબકી મારી, આપના આગમનની સ્તુતિનું ગાન ગાઈ, સર્વ ભાર (જવાબદારીનો) આપના કરકમલમાં સોંપી વિદાય લેવાનું બહુ મન છે. ચીનના લોક કેટલા ભદ્ર, કેવી સર્વોપરિ સભ્યતા અને સંસ્કૃતિવાળા છે એ જોઇને તથા વિશુદ્ધ હૃદયોએ કરેલો સત્કાર જોઇને લજ્જાને લીધે માથું નીચું નમી જાય છે. ભારત પ્રત્યેની આ નમ્રતા એ ભારતની મહત્તાને લીધે નહિ પણ ચીનની મહત્તાને લીધે છે એમ સમજવાનું છે.

એઓથીએ કહ્યું: 'આપના જે આચાર્ય અહીં આવેલા તેમને પાછા લેવાને ભારતવર્ષમાંથી વહાણો આવેલાં ત્યારે તેમણે પાછા જવાની ના પાડતાં કહેલું, કે જે દેશ મારું *કાર્યક્ષેત્ર છે તેની સેવા માટે મરણ પર્યંત રહી તેને જ મારી મરણ સમાધિ બનાવીશ.* જે સ્થળે તેમનો દેહ પડેલો તે સ્થળે સુન્દર અને ભવ્ય સમાધિસ્થાન કરીને ચીનના આત્માનું તેઓએ સંરક્ષણ કર્યું છે.

આ વાત ઇતિહાસમાં વાંચેલી ખરી. અમે ત્યાં દર્શનાર્થે ગયા અને એ પવિત્ર ભૂમિનો સ્પર્શ કરી સાષ્ટાંગ પ્રણામ કરી ત્યાંની રજ હૃદય અને માથે ચડાવી. એ સ્થળમાંથી કેટલાક પથ્થર સ્મૃતિચિહ્ન તરિકે સાથે આણ્યા છે; પણ એ પથ્થર કે ધૂળ તો કંઈ જ નથી. જીવનમાં સેવાવ્રત આચરીને એ સ્મૃતિચિહ્નની રક્ષા કરવી જોઇએ માત્ર એ પથરા લાવી રાખીને સ્મૃતિચિહ્ન જાળવવું એ તો અમેરિકનોની જડ રીત છે. એમની વિદાય લઇ મુકામે આવી સરોવરમાં સ્નાન કર્યું. ચીનના ગવર્નર અને શહેનશાહ સાથેની વાતચીત કાલે કહીશ. તેનાં બાળકોના આનંદની વાતો પણ કાલે.

બ્રાહ્મણ ક્ષિતિમોહન સેન

# લોકચર્ચા

[ આ માસિકના વાંચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## મદ્રાસઃ બૃહદ ગૂજરાતનાં કેટલાંક દશ્યો

### ૨

મદ્રાસની મુખ્ય વસ્તી આયર-આયંગર અને અબ્રાહ્મણોની છે. આયર અને આયંગર એ બ્રાહ્મણો છે. આયર શિવપંથી અને ધાન્યાહારી, જ્યારે આયંગર વૈષ્ણવપંથી અને માંસાહારી છે. આયંગર પોતાના ચંદનના U આવા ટીલાંથી ઓળખાઈ આવે છે. આયર અને આયંગર માનસિક કેળવણીમાં બહુ આગળ વધ્યા છે. કોલેજોમાં અભ્યાસ કરનારની સંખ્યા ત્યાં તો ઘણી જ છે. આયર અને આયંગર કદાચ માનસિક પ્રવૃત્તિઓમાં હિંદુસ્થાનમાં અગ્રસ્થાન ભોગવતા હશે પરંતુ નૈતિક દૃષ્ટિએ તો તેમનું સ્થાન નીચું જ છે. નૈતિક દૃષ્ટિએ તો હિંદુસ્થાનના આયર અને આયંગરોનું સ્થાન બ્રાહ્મણોમાં નીચું છે જે આગળ જણાવીશ. બ્રાહ્મણ-અબ્રાહ્મણના ઝગડા હિંદુસ્થાનમાં જગજાહેર છે; એટલું જ નહિ પરંતુ આયર-આયંગરના ઝગડા પણ તેટલા જ તીવ્ર છે, તેનું કારણ તેમનું પતિત નીતિબળ જ છે. [મ]દ્રાસી બ્રાહ્મણ સ્વભાવે ઉગ્ર છે; એની મગજશક્તિ સબળ હોવાથી અને નૈતિકબળ એટલું [પ્રબ]ળ નહિ હોવાથી સ્વાભાવિક રીતે માનસિક બળ ઉંધી જ રીતે વપરાય. તેથી મદ્રાસી [બ્ર]ાહ્મણોનો વિશ્વાસ પડતો જ નથી. કયે દિવસે ગળું કાપે એ જ શંકા રહે છે. હૃદયનો [એ]ટલો ખારીલો હોય છે કે પોતાનું વેર વાળવા ગમે તેવા ઉપાયો અજમાવતાં બીલકુલ [અચક]ાય નહિ. ટુંકમાં દરેક દુર્ગુણો તે સંપૂર્ણ હોય છે. હિંદુસ્થાનના બ્રાહ્મણોમાં મદ્રાસી બ્રાહ્મણની [જો]ડી મળવી મુશ્કેલ છે. આયર અને આયંગર એક બીજાનું ગળું કાપે, તો પછી બીજા[ઓ]ને છોડે ? ઓફીસોમાં આયર અને આયંગર વચ્ચે "I will boot you" "I will [b]oe you" એવાં વાગ્યુદ્ધ મારી દૃષ્ટિએ જોયાં છે, એટલું જ નહિ પરંતુ નૈતિક દૃષ્ટિએ [એમ]ને જોઇએ ત્યારે વધારે શોક થાય છે. મદ્રાસી બ્રાહ્મણોની સ્ત્રીઓ સ્વભાવે એટલી સુસ્ત [હોય] છે કે પોતાના પતિ બ્હાર પાણી પીએ તો પણ અભડાઈ જાય; તેથી તે ઓફીસ જાય [ત્યા]રે પાણીના કુંજા પણ સાથે ભરી આપે. ત્યારે એમના જ પતિ તરફ દૃષ્ટિ નાંખીએ [ત્યા]રે કંઈ જ જુદું જ સ્વરૂપ દેખાય છે. આયર અને આયંગર સ્ત્રીઓ સ્વરૂપવાન અને [ચ]તુરાઈવાળી હોય છે છતાં યે મદ્રાસી બ્રાહ્મણને ગૃહજીવનમાં સંતોષ નથી થતો. તેને તો [હોટલ]માં કટલી અને ઘોસા ખાવાં જ જોઇએ; પોતાનું પશુત્વ પોષવાને બધું જોઇએ. એમનાં [બ]ાળકો ઘરમાં ભાત અને આમલીના પાણીથી જ સંતોષ માને જ્યારે એ તો બ્હાર

મઝા કરતો હોય. મદ્રાસમાં વ્યભિચાર પુષ્કળ છે. વેશ્યાને ગમે ત્યાં રહેવાની છૂટ છે. માળ ઉપર આપણે રહેતા હોઇએ તો નીચે એ સુખેથી રહે. મદ્રાસીને એનો બાધ નથી હોતો. શાઉકાર પેટમાં એ સ્થિતિ નથી એ આપણે માન લેવા જેવું છે. પરદેશીઓ આપણા દેશમાં એકલા આવી નીતિભ્રષ્ટ થાય છે પણ આપણે આપણું નીતિબળ આવા વ્યભિચારી મુલકમાં જાળવી રહ્યા છીએ એ સંતોષજનક છે. એ દેશમાં તો સાધારણ રીતે એક રખાત તો હોય જ અને તેમાં એમનો મોભ્ભો ગણાય છે. ગૃહસ્થના પણ ઘરમાં આવી વેશ્યા સુખેથી વાતચીત કરી શકે; એટલું જ નહિ પરંતુ લગ્નના વરઘોડામાં–બ્રાહ્મણોના પણ–વેશ્યાઓ આગળ નાચતી જોવામાં આવે છે. વળી દરેક મંદિર પાછળ દેવદાસીઓ હોય છે જે પણ એ જ કોટીની ગણાય. તેમને કથા કહેવાનો અધિકાર છે, અને જ્યારે તે કથા કહે છે ત્યારે સંખ્યાબંધ લોકો સાંભળવા આવે છે. મદ્રાસીઓના વ્યભિચારીપણાને લીધે જ દેવાળીઆપણું વધી ગયું છે. તેઓનાં ગૃહજીવન તુચ્છાં જ રહે છે.

મદ્રાસ એ હિંદુસ્તાનની અસલ સંસ્કૃતિનું ધામ છે એમ ઘણા દાખલા ઉપરથી સાબીત થઈ શકે. તેમની તામીલ અને તેલગુ ભાષાને સંસ્કૃત જોડે કશો પણ સંબંધ જ નથી. તેમની લીપીને પણ દેવનાગરી લીપી સાથે બીલ્કુલ સરખાપણું નથી. સામાન, સમાચાર, ઇષ્ટમ્, અટ્ટ, કષ્ટમ્–એવા ભાગ્યે જ સાત આઠ શબ્દો હશે જે આપણી કે સંસ્કૃત સાથે કંઇ પણ સંબંધ રાખતા હોય. બીજું, એમને ત્યાં સંખ્યાની લીપી જ નથી. એક, બે, ત્રણ સંખ્યામાં લખવું હોય તો અંગ્રેજી અક્ષરોમાં જ લખે છે. વળી T. S. Thakor લખવું હોય તો T. S. અંગ્રેજીમાં લખશે અને ઠાકોર શબ્દ એમની લીપીમાં લખશે. એટલે આ ટુંકા અક્ષરો પણ તેમની લાપીમાં નથી. એનો અર્થ એ જ કે તેમની ભાષા જુનામા જુની ભાષા હશે અને ત્યાંની પ્રજા હિંદુસ્તાનની અસલ પુરાણી દ્રાવીડીઅન કુળની હશે. વળી તેમનાં શરીર અને તેમનાં દાંત, આકૃતિ અને તેમના વાળ, કેટલાએક દાખલામાં તો વાનરોથી જુદાં નથી પડતાં. આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં જે અસલ પ્રજા હિંદુસ્તાનમાં વસતી હતી તે આ પ્રજા હશે એમ આ બધા દાખલા ઉપરથી માલમ પડી આવશે. આર્ય સંસ્કૃતિની છાપ શહેરોમાં માલમ પડે પણ ત્યાંનાં આસપાસનાં ગામડાંમાં જઇએ તો અનાર્ય લોકોની અસલ સ્થિતિનો ખ્યાલ આવે, અને હિંદુસ્તાનની ગરીબાઇનો પણ ખ્યાલ આવે.

મદ્રાસનો દરિયા કાંઠો પણ એક જોવા લાયક સ્થળ છે. એમ કહેવાય છે કે મદ્રાસનો **બીચ** ( દરિયાકાંઠો ) દુનિયામાં બીજું સ્થાન ધરાવે છે. એવો જ સુંદર બીચ ઇટલીમાં મીલાનમાં આવેલો છે. પચીસથી ત્રીસ ફૂટ પહોળો ડામરનો ધોરી રસ્તો લગભગ ચાર પાંચ માઇલ સુધી દોડે છે. દરિયા કાંઠે ભવ્ય મકાનો આવેલાં છે. એક નાકા ઉપર મદ્રાસની હાઈકોર્ટ અને બીજા નાકા ઉપર અદ્યાર આવેલું છે. વચ્ચે સેક્રેટેરીઅટ, પ્રેસીડન્સી કોલેજ, લેડીઝ કોલેજ, અને ફોર્ટ આવેલાં છે. લેડીઝ કોલેજ પણ ત્યાં અદ્વિતીય છે. પ્રીન્સીપાલ યૂરોપીઅન બાઇ છે અને એમના હાથ નીચે સુશિક્ષિત મદ્રાસની સ્ત્રીઓ પ્રોફેસર તરીકે કામ કરે છે. મકાનનું સ્થળ, અને તેની બાંધણી અસલ પણ ભવ્ય છે. શ્વેતરંગ તેની ભવ્યતામાં વધારો કરે છે. સાથે હોસ્ટલ પણ છે જ્યાં વિદ્યાર્થીનીઓ રહે છે. અભ્યાસ કરનારની મોટી સંખ્યા હોસ્ટલમાં જ રહે છે. આસપાસ મોટો બાગ છે અને દેખરેખ પણ સારી રીતે રખાય છે.

હાઈકોર્ટનું મકાન પણ સુંદર છે. લાલ પથ્થરનું બાંધેલું છે અને તેની બાંધણી જોઈ દિલ્હી, આગ્રા અને ફત્તેહપુર સીક્રીમાં જોવામાં આવતી મોગલોની ઈમારતો યાદ આવે છે. હાઈકોર્ટનો મિનારો દીવાદાંડીનું કામ કરે છે અને તેની સર્ચલાઈટ હંમેશ ચાલુ રહે છે. મદ્રાસના બારામાં આવી પહેલો બોંબ એ દીવાદાંડી ઉપર નાંખવાનો પ્રયત્ન થયો હતો, પણ બોંબ ત્યાં ન પડતાં બાજુમાં વાગ્યો અને થોડી ઈંટો ભાંગી ગઈ. તેની નિશાની તરીકે નીચે આરસપહાણનો શિલાલેખ પણ જડી દીધો છે.

બીચ ઉપર ત્રીજું જોવા લાયક સ્થળ એકવેરીયમ છે જ્યાં અનેક પ્રકારની માછલીઓ પ્રદર્શન તરીકે રાખવામાં આવે છે. દુનિયાની ભિન્ન ભિન્ન પ્રકારની, અનેક ચિત્રવિચિત્ર અને આકર્ષિત રંગોમાં વિરાજતી આ માછલીઓ સુશોભિત દેખાવ કરે છે, અને કુદરતની લીલાનો કંઈ ખ્યાલ આપે છે. માનવજાતિથી અગમ્ય ધામોમાં પણ કેવું ગુપ્ત સૌંદર્ય રહ્યું છે તેનો વિચાર કંઈક આવે છે.

'અદ્યાર' એ મીસીસ એની બીસેન્ટનું ધામ છે. સાઇકલ કે મોટરમાં બેસીને જનારને ખરેખર આનંદ જ આવે. મદ્રાસથી ઘણે દૂર આવેલું છે અને દરિયા કાંઠા ઉપર જ આવેલું છે. સ્થળ એકાંત અને સુંદર છે. એ ધામના બાગનો ઘેરાવો ચાર માઇલ હશે અને એ બાગની વ્યવસ્થા અને દેખરેખ સંપૂર્ણ રીતે અને આધુનિક રીતિ પ્રમાણે વિજ્ઞાનના સિદ્ધાન્તોને અનુસરીને રાખવામાં આવે છે એટલે એ બાગ એક રીતે સુંદર પણ છે અને બીજી રીતે એક પ્રકારની દોલત પણ છે. બાગમાં અનેક વસ્તુઓ ઉગાડવામાં વિજ્ઞાનના સિદ્ધાન્તો અમલમાં મૂકાય છે જેથી જમીનની ફળદ્રુપતા વધે છે અને વનસ્પતિ સારી ઉગે છે. બાગની મધ્યમાં એક મોટો વડ છે જેને એવી સરસ રીતે ઉગાડવામાં આવ્યો છે કે તેની ઘટામાં બેસનાર ૨૦૦૦) માણસની મંડળીને તાપ તો લાગે જ નહિ. ઉલટું શીતળ વાયુ વાયા જ કરે છે. આ વડ નીચે ભાષણો થાય છે, મીટીંગો ભરાય છે, થીઓસોફીસ્ટો બેસીને ચર્ચા કરે છે. બાગના એક ખુણા ઉપર દરિયા કાંઠા ઉપર એવરગ્રીન ઝાડોની સરસ રચના કરવામાં આવી છે. ત્રણ ચાર ફુટ પ્હોળો રસ્તો મૂકી ઉભી લાઇનમાં આસપાસ આ ઝાડો રોપવામાં આવ્યાં છે. આ એક પ્રકારની ગુફા કહીએ તો ચાલે. ગ્રીષ્મ ઋતુમાં એ ગુફામાં બેસવું કે ફરવું એ એક આહ્લાદજનક પ્રસંગ છે. બાગની અંદર થીઓસોફી-સ્ટને રહેવાના મકાનો છે અને ત્યાં કુટુંબો રહે છે. પણ વધારે આકર્ષક તો ત્યાંની લાયબ્રેરી છે. લાયબ્રેરી બહુ મોટી નથી પરંતુ તેમાં જુનામાં જુના સંસ્કૃત પુસ્તકો ઘણી જ સફાઇ અને સાવચેતીથી સંગ્રહવામાં આવ્યાં છે જે અત્યારે કોઈ સ્થળે મળી શકે એમ નથી. એ પુસ્તકોની અત્યારે તો એવી અવસ્થા છે કે જરા બેદરકારીથી ઉંચકવામાં આવે તો હાથમાં જ કાગળોના કકડા થઇ જાય. એ ઉપરાંત બીજાં પુસ્તકોનો સંગ્રહ પણ સારો છે અને અસલ કારી-ગરીના નમુના પણ સારા છે. ખાસ કરીને પ્રખ્યાત રુશીઅન કેમીસ્ટ મેન્ડેલીફ (Mendelief) નો Elements Atomic Periodic Tr o એ આ લાયબ્રેરીનું ખાસ આકર્ષણ છે. લાયબ્રેરીનું પ્રવેશદ્વાર સુંદર છે. કૃષ્ણની સુંદર મૂર્તિ, મેડમ બ્લેવેટસ્કી અને કર્નલ ઓલકોટની પ્રતિમા સુંદર આરસપહાણમાં ભીંતમાં કોતરાયલી છે. ત્યાંનું વાતાવરણ અતિશય શાંત અને સંસ્કારી લાગે છે. થીઓસોફીની જેને ગંધ આવતી હોય અને પ્યુરીટન રીતિ જ નીતિપોષક છે એમ માનનાર, કદાચ આ વાતાવરણ જોઇ ટીકા કરવા બેસી જાય એ

સ્વાભાવિક છે; પણ જેની દષ્ટિ નિર્દોષ છે અને જેને કંઇક સારું જ જોવું છે તેને તો ત્યાં ઘણું શીખવાનું મળે છે. પ્યુરીટનને પ્રિય એવી સાદાઈ ત્યાં કદાચ જોવામાં ન આવે, પરંતુ ત્યાંનું વાતાવરણ રસિકતાની સાથે સાત્વિક વૃત્તિને પોષે એવું છે એમ કહીએ તો અતિશયોક્તિ ન કહેવાય. ઊણપો તો બધે છે–મનુષ્યસ્વભાવની ખામી તો બધી સંસ્થામાં માલુમ પડી આવે છે તેમ અહીં પણ મળી આવે, પણ આ વાતાવરણને જુદું જ સ્વરૂપ આપવું એ અન્યાય છે. ત્યાં શાંતિનિકેતનની માફક પચરંગી પ્રજા વસે છે અને બધા હળીમળીને કામ કરે છે. વિશ્વભારતી માફક પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનું મિશ્રણ ત્યાં જોવામાં આવે છે.

એકંદરે મદ્રાસમાં શહેરી અને ગ્રામ જીવન મળે. મુંબાઇની માફક ડામરના ધોરી રસ્તા, મોટર–ગાડીની ધમાલ વગેરે મોટા શહેરની માફક જોવામાં આવે એ સ્વાભાવિક છે. પણ શહેરનો વિચાર કરતાં મુંબાઈ જેવું ગીચ વસ્તીવાળું અને ગટરોની વાસ મારતું મદ્રાસ નથી. મ્યુનિસિપાલિટીનો કાયદો છે કે ૩૫ ફુટથી ઉંચું ઘર રહેવા માટે બંધાય જ નહિ. ઘર ઉંચું કરવું હોય તો અગાસી ઉપર નાંખી શકાય. સાધારણ રીતે દરેક ઘરને અગાસી તો હોય જ. સાંજે એ અગાસીમાં દરિયાના પવનની લ્હેરો ખાવાની મઝા પડે છે. દરેક ઘરને ચોક પણ હોય જ છે, કારણ કે અતિશય તાપવાળો પ્રદેશ હોવાથી સુખાકારીવ.હક એ રચના છે. ઘરની આવી રચના હોવાને લીધે અને ખુલ્લી ગટરની પદ્ધતિ હોવાને લીધે મુંબાઇમાં જોવામાં આવતી ગંદકી ત્યાં નથી હોતી. ઉપરાંત ઘરને માળ ઉપર માળ ન હોવાથી પવનની છૂટ રહે છે અને રહેનાર સુખેથી એક ઘરમાં રહી શકે છે. મુંબાઇની માફક છતી બારીએ બારી બંધ ન રાખવી પડે, કે દિવસે દીવા ઘરમાં ન કરવા પડે. મદ્રાસ આવું મોટું હોવા છતાં એની આ રચના પ્રશંસનીય છે, અને ત્યાં રહેનાર શહેરમાં ઘણો વખત રહેવા છતાં ત્રાસી જતો નથી. શહેરથી બે ત્રણ માઇલ દૂર આવેલા રાયપુરમમાં જઇએ તો સારામાં સારી રહેવાની છૂટી જગ્યા મળે, અને બાજુમાં જ દરિયો છે. રહેવા માટે મદ્રાસ એકંદરે મુંબાઇ કરતાં ઘણું સારું સ્થાન છે, અને મુંબાઇ જેવી મોંઘવારી ત્યાં નડતી નથી. થોડા પૈસા ખરચતાં કુદરતી લાભો ઘણા જ મળી શકે છે.

## શ્રી. ખબરદાર

જડ જગતની કૃત્રિમ રચના અને સ્વરૂપોમાંથી દૂર રહી કંઈ જુદી જ દષ્ટિએ જોઇએ તો બૃહદ્ ગુજરાતની આકર્ષક વ્યક્તિ મદ્રાસમાં અરદેશર ફરામજી ખબરદાર છે. ઇશ્વરે એ પ્રભાવશાલી અને સંસ્કારી વ્યક્તિને મદ્રાસ જેવા દૂર શહેરમાં રહેવાને કેમ સરજી હશે એ કુદરતનો અગમ્ય ભેદ છે. પ્રચંડ શરીર, મોટું કપાળ, દિવ્ય તેજસ્વી આંખો, નિખાલસ સ્વભાવ, નિખાલસ અટ્ટહાસ્ય, પ્રભાવશાલી વ્યક્તિત્વ–ખબરદાર તો નામને દિપાવે એવા જ છે. ખબરદાર દમણના રહેવાસી છે. વીસ વર્ષ પહેલાં પોતાના સાળા સાથે વેપાર અર્થે મદ્રાસમાં જઈ ચઢેલા, ત્યાં સાઇકલ મોટરની દુકાન એમના સાળા મી. રતનજીએ કાઢેલી પણ મી. રતનજીને વેપારમાં ફાવટ ન આવી, એટલે એ દુકાન રા. ખબરદારે લઇ દીધી. અને પછી એમનાં બુદ્ધિત્વ અને વેપાર–નિપૂણતાથી ઘણી જ આગળ વધારી લીધી પહેલાં તો આર. પટેલ એન્ડ કંપની એક નાનીકડી દુકાન હતી. હાલ તો વધીને આર. પટેલ એન્ડ કંપની મદ્રાસમાં અગ્રેજ કંપનીની સાથે ટક્કર મારી રહી છે અને મદ્રાસ

ઇલાકામાં પ્રખ્યાત છે અને લાખોનો વેપાર ચલાવે છે. એકની બે મોટી દુકાનો એમણે કરી અને બેંગલોર અને સીકંદરાબાદમાં શાખા ઉઘાડી. રા. ખબરદાર વેપારમાં એક્કા છે. વેપારી જગતમાં એમનું સ્થાન અનેરૂં છે અને આબરૂ અખંડ છે. કવિહૃદય આટલી સફળ રીતે વ્યાવહારી થઈ શકે એનું આ અદ્વિતીય દૃષ્ટાંત છે. એમની વેપારી-નીતિ પણ પ્રશંસનીય છે, અને તેને લીધે કીર્તિના સુખ ઉપરાંત ધનનું સુખ પણ સારૂં છે. આપણા સાહિત્યકારોમાં પૈસે ટકે સારામાં સારી સ્થિતિ રા. ખબરદારની છે એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી. એનું મૂળ કારણ એમની બુદ્ધિ અને બીજું એ કે કલ્પિત પ્રદેશોમાં ઉડ્ડયન કરનારાઓના એ ઉપાસક નથી. વ્યવહારિત્વ એ એમનો જીવનસ્તંભ છે.

બધું સુખ તો કોઇને મળ્યું નથી. જે શક્તિએ એમને કવિત્વ બક્ષ્યું છે તે જ શક્તિએ એમની શરીર-સુખાકારી હરી લીધી છે. એમનું શરીર રોગે વશ કરી લીધું છે, અને એ રોગ એવો છે કે ત્યાંની હોસ્પીટલના સારામાં સારા ડાક્ટરો પણ તેની પરીક્ષા છ મહિનાના સતત અભ્યાસ પછી પણ કરી શક્યા નહિ. એમના રોગનું બાહ્ય સ્વરૂપ માથાનો તીવ્ર દુખાવો અને શરીરે ફોલ્લા. આજે માથે ફોલ્લા થાય તો બીજે દિવસે ખભા ઉપર, વળી ત્રીજે દિવસે પગ ઉપર. એ રોગની પીડા અસહ્ય છે. એ તો જેને ઉપાય વગર સહન કરવાનું હોય તે જ જાણે. પણ એ જ પીડા-કાળ કવિતાકાળ છે એ" કુદરતનો કવિહૃદયને દિલાસો છે. સારામાં સારાં કાવ્યો એવે જ કાળે સંભવે. નહિ તો જીવનનો ઉલ્લાસ કયાંથી હોય ?

ખબરદારને યુવાનોનો સ્વભાવ બહુ ગમે છે અને દરેકનો જીવનપંથ સરળ કરી આપવા યત્ન કરે છે, પ્રોત્સાહન આપે છે. કલાકોના કલાકો એમની સાથે વાર્તાલાપમાં ચાલ્યા જાય અને કાળ વ્હેતો જાય છે તેની ખબર જ ન પડે. રા. ખબરદાર એકલા કવિ જ નથી. બધાં ક્ષેત્રો એમણે છેડયાં છે અને તેમાં કાવ્યક્ષેત્ર વધારે એટલે કવિત્વ વધારે પ્રદીપ્ત થયું. પણ વાર્તાલાપમાં તો અનેક વિષયો ચર્ચાય અને દરેક વિષય ઉપર કંઈક તો એમની પાસે જાણવાનું મળે જ. એમણે યુનિવર્સિટીમાં અભ્યાસ નથી કર્યો પણ જીવનના પ્રસંગે ઘડી ઘડીને સંસ્કારના બીજ જીવનમાં ઓતપ્રોત કર્યાં છે અને સાથે સાહિત્યનું સીંચન કર્યું છે. અંગ્રેજીનું જ્ઞાન પણ ગૂજરાતી જેટલું ઊંડું અને સંગીન છે. એમણે અંગ્રેજીમાં કવિતા પણ લખી છે. તેનું નામ Silken Tassel રાખ્યું છે અને ડૉ. જેમ્સ કઝીન્સે પ્રસ્તાવના લખી છે.

ખબરદાર જ્યોતિષશાસ્ત્રમાં પણ ઘણા પ્રવીણ છે. મદ્રાસ જઈ ચડેલા ગૂજરાતી સાહિત્યમાં રસ લેનાર મનુષ્યને સ્વાભાવિક એમની પાસે હાથ જોવડાવવાની લાલસા થાય છે.

રા. ખબરદારની આર્થિક સ્થિતિ ઘણી સારી કહેવાય. તેઓ કુટુંબે પણ સુખી છે. એમને બે છોકરા અને ત્રણ છોકરીઓ છે. મોટો છોકરો નાની દુકાન સંભાળે છે. નાનો છોકરો મેડીકલ કોલેજમાં અભ્યાસ કરે છે. પુત્રીઓ રા. ખબરદારનું કુળ દિપાવે એવી છે. સદાચાર અને સંસ્કારનાં પરિણામ એવાં જ હોય ને ?

બૃહદ્ ગૂજરાતનું નામ જ સાંભળીને રાચવાનું નથી. આપણે ગૂજરાતીઓ સાહસિક છીએ, વાણિજ્ય-નિપુણ છીએ, મદ્રાસ કલકત્તામાં બજારને દોરીએ છીએ, એવો ખોટો પ્રમાદ ન કરતાં આપણા ગૂજરાતીઓની બૃહદ્ ગૂજરાતમાં સામાજિક સ્થિતિ કેવી છે તેનો મોટો વિચાર કરવાનો છે. વ્યાપારાર્થે અત્રે આવનાર યુરોપીઅનો અહીં આવી

નીતિભ્રષ્ટ થાય છે એવા આપણે નીતિભ્રષ્ટ પરદેશમાં થયા નથી એ સંતોષની વાત છે ખરી, પણ હજી બૃહદ્ ગૂજરાતમાં ઘણી વસ્તુઓની ખોટ છે તે ધ્યાનમાં લેવા જેવું છે. બૃહદ્ ગૂજરાત કે ગરવી ગૂજરાતના ખોટા પ્રમાદમાં ન તણાતાં આપણાં જીવનમાં વધારે સંશોધન કરી વધારે સંસ્કારને પોષી શકીશું ત્યારે જ આપણું બૃહદ્ ગૂજરાત નામને દીપશે. ધનના લોભમાં જ ન તણાતાં જીવનનાં અનેક ધ્યેય ધ્યાનમાં રાખી વધારે નીતિબળ પોષી; આપણા નીતિબળના સંગીન તંતુની સંગીનતાથી કેળવાયેલા કહેવડાવીશું ત્યારે જ જગતમાં આપણી કીર્તિ વધશે, ત્યારે જ આપણે સર્વ-કાર્ય-નિપુણ કહાવી શકીશું. નહિ તો પછી પરદેશગમન મિથ્યા છે.

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

---

# પુસ્તકપરિચય અને સ્વીકાર

શાહજહાંઃ-મૂળ લેખકઃ દ્વિજેન્દ્રલાલ રોય; અનુવાદકઃ ઝવેરચંદ મેઘાણી; પ્રકાશકઃ અમૃતલાલ દલપતભાઇ શેઠ. મૂલ્ય ૦-૧૦-૦

રા. મેઘાણીનું નામ બંગાળીના એક સિદ્ધહસ્ત અનુવાદક તરિકે તો જાણીતું છે. એમ હાથે સ્વ. શ્રી. દ્વિજેન્દ્રલાલની આ સર્વોત્તમ કૃતિને પૂરતો ન્યાય મળ્યો છે એમ નિસંકોચપણે જણાવતાં અમને હર્ષ થાય છે. આ અનુવાદ એટલો તો સફળ થયો છે કે હરકોઇ વાંચકને પોતે સ્વતંત્ર ગૂજરાતી કૃતિ જ વાંચે છે એવો અનુભવ થાય તો તેમાં જરાય આશ્ચર્ય પામવા જેવું નથી.

રા. મેઘાણી ભવિષ્યમાં વધુ રસસામગ્રી રજુ કરી અમને જાગ્રત કરેલી પિપાસાને શાંત કરશે એવી અમો આશા રાખીએ છીએ અને એટલા માટે જ કેટલીક વાતો આ તકે સ્નેહભાવે જણાવવાની રજા લઇએ છીએ. આ એમનો અનુવાદ બહુ જ સફળ થયો છે એમ તો અમો ઉપર જણાવી જ ગયા છીએ, પણ અમારે એ પણ જણાવવું જોઇએ કે અનુવાદ કે મુળ નાટકમાંથી કેટલાક પ્રવેશો કાઢી નાખ્યા છે અને તેનો જરા ઉલ્લેખ સરખો પણ કર્યો નથી એ યોગ્ય નથી. આમ પ્રવેશો કાઢી નાખવામાં અનુવાદકનો ઉદ્દેશ કદાચ નાટકને ટુંકાવવાનો હોય પણ એટલા બે પ્રવેશો રહ્યા હોત તો નાટક બહુ લાંબું થઇ જાત એમ અમને લાગતું નથી. વળી બીજે એક સ્થાને એમણે એકાદ પાના જેટલું વસ્તુ છોડી દીધું છે-જો કે આ વસ્તુ કાંઇ અગત્યનું નથી પણ તેનો નિર્દેશ કર્યો હોત તો ઠીક થાત. વળી આ ટુંકાવવાના લોભમાં જ અનુવાદકે ગૂજરાતને એક અતિ સુંદર વૈષ્ણવ ગીતથી વંચિત રાખ્યું છે. આ ઉપરાંત અનુવાદમાં કેટલીક ભૂલો રહી જવા પામી છે તે બીજી આવૃત્તિ વખતે સુધારી શકાય એ માટે અમો તેનો નિર્દેશ કરવો આવશ્યક માનીએ છીએ.

પા. ૧૫. 'ખોડંગતાં ખોડંગતાં ચાલવું' નહિ પણ ખુંધા થઈને ચાલવું.
પા. ૧૬. 'અખાંગ'નો અર્થ 'આંખ' નહિ પણ 'કટાક્ષ'.
પા. ૩૯. 'તોપના ગોળાની માફક' નહિ પણ 'હવાઈ અથવા આતશબાજીની માફક.'
પા ૪૧. 'પગ પછાડી બનાવ્યા છે' એ વાક્યમાં 'પગ'ને બદલે 'પૂછડું' જોઇએ.
પા. ૪૪. 'પાચાટા'નો ભાવ 'પેટભરા'માં નથી આવી શકતો. 'પાંઉચટ્ટી' કે એવો કોઈ બીજો શબ્દ જોઈએ. 'હામાં હા કરી જાણું' નહિ પણ 'બગાસું ખાઈ જાણું'.
પા. ૬૦. 'પેયે બસે'નો ભાવ 'ગાળી જ નાખે'માં નથી આવતો, 'ચુડેલની જેમ વળગે' જેવું કાંઇક જોઇએ.
પા. ૭૮. 'તુમિ વિષમ એક ગુંયે'નો અનુવાદ 'તું ભારે જક્કી છે' એમ થઇ શકે.
પા. ૮૩. 'અનુયોગ'નો અર્થ 'પ્યાર' નહિ પણ 'તિરસ્કાર' 'ઠપકો' 'દોષારોપ' થઇ શકે. 'નાકિસુરા' એટલે 'નાકમાંથી કાઢેલો સુર.'
પા. ૧૦૫. 'પાંચિલ ટપકે છે' નો અર્થ 'ભીંત ફુટ્યા છે' થાય.
પા. ૧૦૬. 'તરકીબમાં પડી ગયા છો' નહિ પણ 'તરકીબ કરી છે.'
પા. ૧૧૫. 'પાંખો ફફડાવી રહ્યો છે' નહિ પણ 'પાખ બંધ કરી બેઠો છે.'
પા. ૧૪૮. 'ભારે મઝા પડે તેવી' નહિ પણ 'દબદબાવાળી'.
પા. ૧૪૯. 'કોઇનું ફટકી ગયું' નહિ પણ 'કોઈ વંઠી ગયો.'

આ ઉપરાંત કોઇ કોઇ સ્થાને સામાન્ય નજરચૂક થયેલી જોવામાં આવે છે પણ તેથી અર્થને બાધ ન પહોંચતો હોવાથી અમોએ તેનો નિર્દેશ કર્યો નથી.

નાટકમાં આવતાં ગીતોનો અનુવાદ કરવામાં એમણે ભાષા કરતાં ભાવને વધુ પ્રાધાન્ય આપ્યું છે એ યોગ્ય જ થયું છે. ગીતોમાં ભાવને અનુરૂપ શરીર મળવું જ જોઇએ અને રા. મેઘાણીએ દરેક ગીતના ભાવને અનુકૂળ એવા છંદ કે રાગોને પસંદ કરવામાં ખરેખરી રસવૃત્તિ બતાવી છે. ચારણી બાળાઓનાં ગીતને માટે એમણે પસંદ કરેલો ઢાળ બહુ જ સફળ નીવડ્યો છે. અને એટલી જ સફળતા 'ધનધાન્ય પુષ્પે ભરા' એ ગીતના અનુવાદમાં એમને મળી છે. આ બંને ગીતોમાંથી થોડી થોડી પંક્તિઓ અમો ઉતારીએ છીએ:

દુશ્મન કેરાં નોતરાં બેની બથ ભરી મળવા કાજ,
રક્ત કેસરનાં છાંટણાં છંટાશે ખેલાશે ખાંડાના રાસરે-
કંઠે પેરી આંતરડાંની માળ.

× × ×

અંતરની કાળી આગો ઓલવવા કાળગંગાને ઘાટ,
નણદલવીર એ નીરમાં ન્હાતા ત્યાં સામાસામી દૈ થપાટરે
ગાંડાતૂર જેવા ગજરાજ.

× × ×

અહીં તરુ તરુએ ફુલ હાંચે
વન વન પંખીડાં ગાય
અહીં મદભર મધુકર ગુંજે
પુંજે પુંજે લ્હેરાય

મધુ પી પુષ્પો પર ઢળી પોઢતા અન્ય કયહાં એ હોય,
સહુ દેશ તણી મહારાણી મુજ માભૂમિ તુલ્ય કો ન્હોય.

આ પંક્તિઓ અનુવાદ છે એમ લાગે છે ખરૂં ?

ગૂજરાતમાં દ્વિજેન્દ્રો અવતરે એવી અનુવાદકની આશા ફળવાની આશા સાથે અમો આ અનુવાદને બહોળો પ્રચાર અને યોગ્ય આવકાર ગૂજરાતમાં મળે એમ ઇચ્છીએ છીએ.

ન.

**કૌશિકાખ્યાન**—લેખક : જુગતરામ દવે, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ગ્રાહકોને ૦–૩–૦ છુટક ૦–૩–૦

પરલક્ષી કાવ્યોના દુષ્કાળમાં આ પદ્યબદ્ધ આખ્યાયિકાને અમે આવકાર આપીએ છીએ.

આપણા પ્રાચીન તેમજ અર્વાચીન કવિઓને કાવ્યવસ્તુના ભંડારરૂપ મહાભારતના વનપર્વમાંથી આનું વસ્તુ લીધું છે. વસ્તુ સાદું છે અને તેને અનુકૂળ જ મરાઠી ઓપીને મળતો છંદ લેખકે સ્વીકાર્યો છે અને સફળતાથી વાપર્યો છે. થોડા દાખલા જોઇએ.

જય ગણપતિ !
જય સરસ્વતી !
કરો મારી મતિ
કૌશિક મય.

× ×

દઢ કરી મન
સચર્યો છે વન,
વૃદ્ધોને રૂદન
કરતાં જ મેલી.

આખું સંગીત, સાદા પ્રાસો, ટૂંકી કડી, ત્રણ પ્રાસવાળી અને એક પ્રાસ વિનાની હોઇ વૈવિધ્યવાળી, ટૂંકી અને સાદે જ અલંકારના આડંબર વિનાની પંક્તિઓ, સરળ વાર્તાપ્રવાહ સર્વ આ બાલસાહિત્યના સાક્ષરને હાથે ઔચિત્યથી વહ્યાં જાય છે. પ્રાચીન સાહિત્યના મહાવરાથી તેમને સાદી ભાષામાં અને પ્રાસસમૃદ્ધિમાં કયાંય ખોટ નથી પડતી. વર્ણન આખ્યાનની ઢબનું સાદું અને બનાવો સાદા, ચમત્કારવાળા છે છતા, કાવ્ય નાના ઝરાની પેઠે સ્વચ્છ, પ્રસન્ન, તાઝગી આપનારૂં કિલકિલ કરતું વહ્યું જાય છે. આ જમાનામાં કંઇક ઉપેક્ષા પામેલો માતપિતા માટેનો પ્રેમ સર્વત્ર અંતર્ગત રહી છેવટ કાવ્યને ઉચિત અંતમાં સ્ફુટ થાય છેઃ

કૌશિકને નામે
કથા ગાઈ આ મેં,
માતાને સ્વધામે
હસ્તે સમર્પાનુ.

આપણા બાલસાહિત્યમાં આ અમૂલ્ય વધારો છે.

રા.

**આઇવેન્હો ભા. ૧-૨:—મૂળ લેખકઃ સર વૉલ્ટર સ્કૉટ; ભાષાંતર કર્તાઃ સૌ. વિમળાગવરી મોતીલાલ સેતલવાડ. પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી. કિં. ૧-૮-૦**

એક વખત એવો હતો કે ગૂજરાતીઓને એવું લાગતું હતું કે તેમના પોતાના સાહિત્યમાં કાંઈ દમ છે જ નહિ. માટે ઇંગ્રેજી સાહિત્યમાંથી ભાષાંતરો કરી કરીને એ સાહિત્યમાં વધારો કરવો. એ વખતના માનસવાળાં પુરુષો ગૂજરાતમાં હજીયે હયાત છે. અને એવા જ કામને સારૂ સ્થપાએલી સંસ્થા પણ, ગૂજરાતમાં સ્વતંત્રતાનો પવન વાયા પછી યે પોતાની જૂની પ્રણાલિકાઓને જ વળગી રહેલી છે. તાત્ત્વિક દૃષ્ટિથી પરભાષામાંથી ભાષાંતર કરીને પોતાની માતૃભાષાના સાહિત્યને સમૃદ્ધ કરવું તેની સામે અમારે કશો વાંધો છે જ નહિ. ઉલટું, ઇંગ્રેજી, ફ્રેંચ, જર્મન જેવા સમૃદ્ધ સાહિત્યમાં પણ જગતભરની ભાષાઓમાંથી આજે પણ ભાષાંતરો થાય છે. પણ જ્યારે, જે પુસ્તકની સમાલોચના કરવાનો બોજો અમારે આજે લેવો પડ્યો છે તેવાં ભાષાંતરો થાય, ત્યારે પોકાર ઉઠાવવો એને અમે અમારી ફરજ માનીએ છીએ. મૂળ ઇંગ્રેજી પુસ્તક એક શિષ્ટ ઐતિહાસિક નવલકથા ગણાય છે. અને એની શ્રેષ્ઠતા એના ઐતિહાસિક તત્ત્વમાં રહેલી છે. પ્રસ્તુત ભાષાંતરમાં જ ભાષાંતર કર્તાએ બતાવ્યું છે તેમ, "આખી વાર્તામાં જમીનદારોની વાતોનું ઝળહળતું વર્ણન છે. જંગલમાં વસતા બહારવટીઆઓ, નોર્મન ઉમરાવો, ક્રીડાયુદ્ધ, રંગભૂમિ આ સર્વ વાત એવા તો રસથી ને ઉત્સાહથી વર્ણવી છે કે આપણે અજબ થઈ જઇએ છીએ." ટુંકામાં, જે સમયનું ચિત્ર એ નવલકથા છે તે સમયના યુરોપીય સમાજ, અને તેનું વિશિષ્ટ લક્ષણ, chivalry (કે જેને ભાષાંતરકાર 'સ્ત્રી-સન્માન' એવા ખોટા ભાષાંતરથી ઓળખાવે છે) તેનું સચોટ ચિત્ર આપણને તેમાં જડે છે. બર્કના શબ્દોમાં, શિવલ્રીના દિવસો ગયા છે; અને, અત્યારના હિંદુસ્તાનના લોકોને વૈદિક કાળનું જીવન સમજવું જેટલું અઘરૂં છે તેટલું જ બલ્કે તેથી વધારે અઘરૂં અત્યારના યુરોપના લોકને શીવલ્રીનો યુગ સમજવો એ છે. પછી, ગૂજરાતીઓ, અને આ પુસ્તક તો સ્ત્રીઉપયોગી છે, એમ આપણને પ્રકાશક સંસ્થા કહે છે, તો ગૂજરાતણોને શિવલ્રીનો યુગ સમજવો, એ અસંભવિત જ હોવો જોઇએ. છતાં આ પુસ્તકનું ભાષાંતર કરી. રૂ. ૧૦૦૦) જેવી સારી રકમનું પાણી પ્રકાશક સંસ્થાએ કર્યું છે, કે જેનો ઉપયોગ સારી દિશામાં થઈ શકત.

હવે પ્રસ્તુત ભાષાંતર કેવા પ્રકારનું થયું છે તે જરા વિચારીએ. એ ભાષાંતરમાં હોવા જોઇતા ગુણો એકકે નહિ, અને ન હોવા જોઇએ તેવા દોષો ઘણા છે.

છાપખાનાની ભૂલો તો દરેક ગૂજરાતી પુસ્તકનું આવશ્યક અંગ થઇ પડ્યું છે, એટલે એ સંબંધી અમારે કાંઈ કહેવાનું નથી. પણ, બીજા દોષો અક્ષમ્ય ગણાવા જોઇએ. સૌથી મોટો તો ભાષાંતરમાં ઇંગ્રેજી વાક્યરચનાઓ કાયમ રાખવામાં આવી છે તે છે.

પા. ૧૧૧ "તમારામાં કાંઈ કલ્પના કરી શકો છો કે આ બહાદુર ને ગર્વિષ્ટ યોદ્ધો કોણ હશે?"

પા. ૨૪૧ "દરેક બીજા કિલ્લાની પેઠે આ કિલ્લાના દરવાજા પર મોટો ગઢ હતો."

એ ઉપરાંત, બીજા ઘણા દાખલા છે. ઇંગ્રેજી વાક્ય પ્રયોગોનાથી જ ઉતરતો બીજો દોષ ઇંગ્રેજી શબ્દોના ખોટા ભાષાંતરનો છે.

પા. ૧૧૧ By the light of our Lady's brow=આપણી દેવીના સમ ખાઇને...

Knight=વીરનર.

Chivalry=સ્ત્રીસન્માન.

Hag=ડાકણ.

Ransom=ખંડણી.

Squire=અંગરક્ષક.

Listo=રંગભૂમિ.

Red grave=લાલચોળ કબર.

અને વધારે આશ્ચર્યજનક તો એ છે કે જ્યાં ઇગ્રેજી શબ્દનું ગૂજરાતી કરી શકાય ત્યાં ભાષાંતરકર્તાએ તેમ નથી કર્યું. 'જ્યુ'ને વાસ્તે ગૂજરાતી શબ્દ 'યાહુદી' છે, ત્યાં 'જ્યુ' શબ્દ વાપર્યો છે. કિલ્લો અને પવિત્રભૂમિ ન વાપરતાં, અનુક્રમે કાસ્ટલ ( castle ) અને હોલી લેન્ડ શબ્દો રાખ્યા છે.

ખોટા અને કઢંગા ગૂજરાતી વાક્યપ્રયોગો પણ સારી સંખ્યામાં જોવામાં આવે છેઃ

"ટેમ્પલરે ગર્વથી કહ્યુંઃ ના, વીરનર દાસી જોડે પ્યાર કરૂં એવો હું નથી." [પા. ૨૩૯]

"બંને મને ગમે છે." [ પા. ૨૪૦ ]

"સત્ય જેટલું વજુદવાળું છે તેટલું જ એ પણ સાચું છે." [પા. ૪૨૫]

"હા, પણ સમજવું સહેલું છે કે–ચકચકતી આંખો, કાળા વાળ, અને ધર્મગુરૂઓ ખાને કાળા ડાઘ પાડે તે પહેલાં દેખાતા કાગળ જેવી સફેદ અને સુંવાળી ચામડી–સાતમે પાતાળેથી અવાજ આવે તો આ જગ્યાએથી પાડેલી ચીસ બહાર સંભળાય એવા આ ઓરડામાં એને લાવવાનું કારણ સમજવું મુશ્કેલ નથી." [પા. ૨૬૮]

આ છેલ્લા વાક્યનો પ્રયોગ દુનિયાની કઇ ભાષાનો છે એ કોઇ સમજાવશો?

છેવટે, આ પુસ્તકની એક ઉણપ જણાવવાનું અમને યોગ્ય લાગે છે. ઉપોદ્‌ઘાતમાં પ્રકાશક લખે છે કે સ્વ. ગુલાબલાલના સ્મરણાર્થે (?) મળેલી રૂા. ૩૫૦૦ની રકમના વ્યાજમાંથી સ્ત્રી ઉપયોગી સામાન્ય જ્ઞાન, નીતિ અને ધર્મનાં પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરવામાં આવે. આઇવેન્હોનું પુસ્તક લખાવીને પ્રસિદ્ધ કરવામાં નથી આવ્યું. એ બાબત આપણે જતી કરીએ તો યે એની અંદર સ્ત્રી ઉપયોગી સામાન્ય જ્ઞાન, નીતિ અને ધર્મનું કોઇ પણ તત્ત્વ આ લેખકને તો જડ્યું નથી. કદાચ પ્રકાશક સંસ્થાએ ભાષાંતરકર્તા પાસે એ લખાવીને અંદર છપાવ્યું હોત તો ગૂજરાતની સ્ત્રીઓને આ ભાષાંતર જરૂર ઉપયોગી થાત.

બા. ગ. ઠા.

નહિ. ઇતિહાસ જોશો તો જણાશે કે હિંદુ મુસલમાનના સંપ સમયે જ હિંદ સૌથી વધારે બળવાન હતું.

## હિન્દુઓની ફરજ

હિંદુઓએ આ કૃત્ય ગમે તેટલાં માણસો તેમાં હોય તોપણ વ્યક્તિઓનું જ ગણવું જોઇએ. આ કૃત્યને માટે આખી મુસલમાન કોમને જવાબદાર ગણવી, તે અંતરની નિર્બલતા જ છે. સરકાર મુસલમાનોને દાબમાં ન રાખતી હોય એમ બનતું હોય, કેટલાક મુસલમાનો નાહકની સિરજોરી બતાવતા હોય એમ પણ હોય, પણ તે કશાનો ખરો ઉપાય તેમને દોષ દેવામાં નથી. આ સર્વનું ખરૂં કારણ ઐક્યનો અભાવ, હિંદુઓની અંદર અંદરની વિભક્તતા અને નિર્બલતા છે. નિર્બલ માણસ પોતે પામર રહી અન્યને સિરજોરી કરવાને લલચાવે છે. સરકાર રક્ષણ આપે તોપણ એમ પારકે શ્વાસે ક્યાં સુધી જીવી શકાવાનું હતું. આવા ચોંકાવનારા બનાવો એક જ બાબત હિંદુઓને કહે છે: " હિંદુઓ એક થાઓ સબળ થાઓ. "

અંત્યજોદ્ધારને માટે ઉઘરાણું શરૂ થયું છે એ સ્વામીજીનું ઉચિત સ્મારક છે. અંત્યજો માટેના પ્રયત્નો એ સ્વામીજીની મોટામાં મોટી સેવા છે અને તેમનું ઉચિત સ્મારક પણ આ જ હોઇ શકે. અસ્પૃશ્યતા એ હિંદુ સમાજની અને આખા દેશની મૂર્તિમન્ત વિભક્તતા-નિર્બલતા છે. અને તેને નાબુદ કરવાથી જ ખરા અનિષ્ટની સામે આપણે સીધું યુદ્ધ કરી શકીએ.

ઉપર જણાવી તે તબલીગની હીલચાલની સામે અને સ્વામીજીના ખૂનના બનાવથી ઉશ્કેરાઇ શુદ્ધિની હીલચાલને ઉત્તેજન આપવા વિચાર થયો છે તે અમને કદાપણ ભરેલો લાગતો નથી. એક બાજુ હિંદુઓમાંથી જ્યાં મુસલમાનો અને ખ્રીસ્તી કરવાનું ચાલુ છે ત્યાં નવા હિંદુ કરવા કરતાં હિંદુઓને ધર્માન્તર કરતા અટકાવવા એ ખરૂં કામ છે. હિંદુ મહાસભાએ પણ જો કાંઇ ખાસ કામ કરવાનું હોય તો એ છે કે હિંદુઓ શા માટે વટલે છે તેનાં કારણો શોધી કાઢવાં જોઇએ અને તે કારણો અટકાવવાં જોઇએ. આપણા ગૂજરાતમાં જ કેટલીય ખ્રીસ્તી અને ખોજા બનાવવાની સંસ્થાઓ કામ કરે છે. તે બધી ક્યા વર્ગોમાંથી પોતાના અનુયાયીઓ મેળવે છે, કેવા ઉપાયો વાપરે છે, હિંદુઓના ક્યા દોષોનો લાભ લે છે તે તપાસવું જોઇએ અને એ રીતે હિંદુઓમાં અંદરની વ્યવસ્થા સારી કરવી જોઇએ અને એ રીતે હિંદુઓમાં થતો અપવ્યય બંધ કરવો જોઇએ.

*
**

## મહાસભા

આપણી રાષ્ટ્રીય મહાસભાની ૪૧ મી બેઠકની શરૂઆત ઘણા દુઃખદ વાતાવરણમાં થઇ. બે દિવસ પહેલાં જ સૌને ખબર મળી ચૂકી હતી કે પોતાનું આખું જીવન દેશસેવામાં ગાળનાર અને અમાપ ભક્તિ તથા નિશ્ચલતાથી અંત્યજો તથા નીચ ગણાતા વર્ગનું કલ્યાણ કરી હિંદુધર્મમાં પેઠેલા સડાને દૂર કરવાનો પ્રયત્ન કરનાર સ્વામી શ્રદ્ધાનંદનું એમની માંદગીના બિછાના ઉપર કોઇ ઝનુની મુસલમાને ખુન કર્યું હતું. આ બનાવથી હિંદુ-મુસલમાન વિખવાદના ભયંકર સ્વરૂપનું ભાન સૌને થયું અને મહાસભામાં હાજર થએલા દેશના પ્રતિનિધિઓની નજર આગળ આ પ્રશ્ન બહુ જ સ્પષ્ટપણે નિરાકરણને માટે આવી ઉભો. મહાસભાએ એ પ્રશ્નનો ઉકેલ શી રીતે કર્યો? મહાસભાની કાર્યવાહક સમિતિએ આ વિખવાદ દૂર થાય એવા ઉપાયો સૂચવવા એવી મતલબનો ઠરાવ પસાર કરીને. અમે માનીએ છીએ કે કાર્યવાહક સમિતિને આ કાર્ય સોંપવામાં આવ્યું તે વ્યાજબી જ છે કારણ કે એ પ્રશ્ન એટલો બારીક છે કે પંદરસો પ્રતિનિધિઓની હાજરી વચ્ચે ખુલ્લી બેઠકમાં અને સ્વામીજીના ખૂનથી થએલા દુઃખ અને નિ-

રકારના વાતાવરણમાં એની ચર્ચા કરવામાં આવે તો કદાચ પરિસ્થિતિ વધારે વિષમ થઈ પડે. વળી મુસ્લીમ લીગની બેઠક આ જ અરસામાં દિલ્હીમાં મળેલી હોવાથી સ્વાભાવિક રીતે જ મુસલમાન નેતાઓ આ વખતે દિલ્હીમાં ભેગા થએલા હતા. અને બન્ને કોમોની સાથે સંબંધ ધરાવતા આ વિષયની ચર્ચા મુસલમાન નેતાઓની ગેરહાજરીમાં કરવામાં આવે એ નિરર્થક હતું તેથી કાર્યવાહક સમિતિને આ કામ વ્યાજબી રીતે જ સોંપાયું છે; પરંતુ સાથે સાથે એટલું પણ જણાવવું જોઇએ કે આ વિષયને અંગે મહાસભાએ પોતાની સામાન્ય નીતિ તો જાહેર કરવી જોઇતી હતી. ત્રણ વરસથી આ સવાલ અતિ ઉગ્ર સ્વરૂપમાં એક કે બીજી રીતે આપણી આગળ છે છતાં એને વિષે મહાસભાએ પોતાનો ચોક્કસ વિચાર જાહેર કર્યો નથી. અને આ વખતે આટલા ભયંકર સ્વરૂપમાં એ વિષય આવે છે ત્યારે પણ કાર્યવાહક સમિતિ ઉપર બધો ભાર નાંખી મહાસભા પોતાને કૃતાર્થ માને એથી અમને આશ્ચર્ય થાય છે. કાર્યવાહક સમિતિ પણ જે ઉપાયો સૂચવશે તે બધાને માન્ય તો નહિ જ હોય. ધર્માન્ધ હિંદુઓ કે ધર્માન્ધ મુસલમાનોને તો કોઈ પણ જાતની સમાધાની જોઇતી જ નથી. ઈર્ષ્યા, તિરસ્કાર, લડાઈ એમાં જ એમને આનંદ છે. પરંતુ બન્ને કોમના વિચારશીલ માણસોના હૃદયને સ્પર્શ કરી શકે એવું સમાધાન લાવવાની જરૂર છે અને તે સમાધાની પણ ન્યાયના સિદ્ધાંત ઉપર થએલી હોવી જોઇએ. વધારે ઝનુની કોમના તરફથી થતા ઉપદ્રવોને મટાડવાને તેને રાજી રાખવા માટે લઘુમતિના રક્ષણના બહાના હેઠળ તેની માગણીઓ સ્વીકારી લેવી એ ભયગ્રસ્ત મનોદશાનું પરિણામ છે અને મહાસભાના અત્યાર સુધીના અસ્પષ્ટપણામાં પણ કંઈ આવી મનોદશા હશે ખરી ? અમે માનીએ છીએ કે કોમી પ્રતિનિધિત્વ, કોમી મતદારમંડળ, શુદ્ધિ તથા સંગઠ્ઠન એ વિષયો ઉપર મહાસભાએ પોતાના સ્પષ્ટ વિચારો ન્યાયના ધોરણ ઉપર રહીને આપવા જોઇતા હતા.

મહાસભાની આગળ બીજો પ્રશ્ન ધારાસભામાંના કાર્યક્રમ વિષેનો હતો. આ સંબંધમાં મહાસભાએ નીચેનો ઠરાવ પસાર કર્યો છેઃ—

મહાસભાએ પોતાની ચુંટણીને લગતી યાદીમાં જે કાર્યનીતિ જાહેર કરી હતી તેને અનુસરીને મહાસભા ફરી ઠરાવ કરે છે કે, વડી અને જુદી જુદી ધારાસભાઓમાં કોંગ્રેસમેનોની સામાન્ય નીતિ જે સઘળી પ્રવૃત્તિઓ સંગીનપણે આગળ વધારનારી હોય તેમાં સ્વાશ્રયની અને સરકારી કે બીજી જ કોઇ પ્રવૃત્તિ સ્વરાજ્ય પ્રતિની રાષ્ટ્રની પ્રગતિને રોકે તેનો દૃઢ વિરોધ કરનારી રહે. ખાસ કરીને જે કોંગ્રેસમેનો ધારાસભામાં જાય તેમણેઃ-(૧) સરકારે પ્રજાકીય માગણીઓનો સંતોષકારક જવાબ વાળ્યો છે એવું મહાસભા કે તેની મહાસમિતિને જણાય નહિ ત્યાં સુધી પ્રધાનપદ કે સરકાર જે ઓહ્દાની નવાજેશ કરે તે સ્વીકારવાની ના પાડવી, અને બીજા પક્ષોને ઓહ્દાઓ લેવા દેવા નહિ. (૨) સરકાર યોગ્ય જવાબ વાળે નહિ કે ઓલ-ઇંડિયા વર્કીંગ કમિટી ફરમાવે નહિ ત્યાં સુધી નીચલી ચોથી કલમને આધીન ખર્ચની બહાલી ન આપવી તથા બજેટ ઉરાડી મૂકવું. (૩) જે સઘળા કાયદાઓ વડે, નોકરશાહી પોતાની સત્તા જમાવવા ચાહતી હોય તે સંબંધી સઘળી દરખાસ્તો ઉરાડી મૂકવી. (૪) રાષ્ટ્રીય જીવનની સંગીન વૃદ્ધિ માટે તેમ આર્થિક, ખેતી વિષયક, ઔદ્યોગિક અને વ્યાપારી હિત જાળવવાની દૃષ્ટિએ દેશના લાભોને આગળ વધારવા માટેના જરૂરી ઠરાવો તથા કાયદાના ખરડા આણવા અને તેને ટેકો આપવો. (૫) ખેડુતોની સ્થિતિ સુધારા માટે કાયમી જમાબંધી કરવાનાં અને બીજા લાભો જાળવવાનાં પગલાં લેવાં અને તેવાં પગલાંને ટેકો આપવો. (૬) ખેતી અને

ઉદ્યમમાં લાગેલા મજુરોના હક્કો સામાન્ય રીતે સંરક્ષવા તથા જમીનદારો અને ખેડુતો, થાપણદારો અને મજુરો વચ્ચેનો સંબંધ સુધારવો.

આ ઠરાવ ઉપરથી એટલું તો જણાય છે કે એકધારા અને સતત અવરોધની નીતિ પડતી મૂકાઇ છે અને તેને સ્થાને શરતી અસહકારની નીતિ સ્વીકારવામાં આવી છે. આ ઠરાવમાં પ્રતિ–સહકારી પક્ષ પોતાની નીતિનો વિજય થયો હોય એવાં ચિહ્નો જુએ છે. વસ્તુતઃ એવું કાંઈ છે જ નહિ. સરકારના સંતોષકારક જવાબ ઉપર રાષ્ટ્ર પક્ષના સરકાર સાથેના સહકારનો આધાર રહેલો છે એટલે કે જ્યારે મહાસભાની સમિતિને લાગશે કે સરકારે પ્રજાની માગણીનો સંતોષકારક જવાબ વાળ્યો છે ત્યારે જ પ્રજાપક્ષ સરકાર સાથે સહકાર કરશે. જ્યારે પ્રતિસહકારી પક્ષને તો એવા જવાબની પરવા નથી. આજે જ એ પક્ષ સરકાર સાથે બિનશરતી સહકાર કરવાને તૈયાર છે. પક્ષનું નામ "પ્રતિયોગી સહકાર" છે છતાં એની નીતિ સહકારની જ છે એ નવાઇ જેવું છે. એ પક્ષનું સાચું નામ "સહકારપક્ષ" હોવું જોઇએ. અને બીજી નવાઇની વાત એ પણ છે કે અસહકારની શરૂઆત સરકારનાં અમુક કાર્યોને લીધે થઈ હતી તથા સરકારનો હૃદયપલટો થયેથી પ્રજા સહકાર કરશે એમ અનેકવાર મહાત્માજીએ કહ્યા છતાં મહાત્માજીની નીતિને અસહકારની નીતિ ગણવામાં આવી છે. અમારા મત પ્રમાણે તો મહાત્માજીની નીતિ પહેલેથી આજ સુધી સરકાર જોડેના સંબંધમાં પ્રતિ સહકારની જ રહેલી છે. પરંતુ બીજા રાજદ્વારી પુરુષો કરતાં એમની વિશેષતા એ છે કે સરકાર જોડેના સંબંધને માટે જેટલું ધ્યાન અપાય તેના કરતાં અનેકગણું વિશેષ ધ્યાન પ્રજાની વચ્ચે રહી પ્રજાની કાર્યશક્તિ કેળવવામાં આપવું જોઇએ એવી એમની મનોદશામાં રહેલી છે.

ધારાસભાના કાર્યક્રમના ઠરાવમાં બીજી એક વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે અને તે એ કે સ્વરાજ્યપક્ષે પ્રધાનપદ સ્વીકારવું નહિ એટલું જ નહિ પણ જો કોઇ બીજો પક્ષ પ્રધાનમંડળ બનાવે તો તેનું કાર્ય અશક્ય બનાવી મૂકી "દ્વિશાહી"નો અંત આણવો. આથી ઉભી થતી પરિસ્થિતિનો પણ વિચાર કરવો ઘટે છે. મહાસભાની બેઠક પહેલાં જ મદ્રાસમાં સ્વરાજ પક્ષના ટેકાથી જ સ્વતંત્ર પક્ષના ત્રણ આગેવાનો પ્રધાન થઈ શક્યા. મદ્રાસની ધારાસભામાં સ્વરાજી સભ્યોની સંખ્યા એટલી મોટી છે કે એનો વિરોધ હોય તો કોઇ પણ પક્ષ પ્રધાનપદ સ્વીકારી શકે નહિ અને મદ્રાસમાં સોંપેલા ખાતાં પાછાં ખેંચી લઈ સરકારને પોતાને એ ખાતાનો વહીવટ કરવો પડે. હવે પ્રશ્ન એ થાય છે કે સ્વરાજીસ્ટોના ટેકાથી થએલા પ્રધાનમંડળને સ્વરાજીસ્ટો મહાસભાના ઠરાવ મુજબ ઉડાડી દેશે કે કેમ? આનો જવાબ મદ્રાસની ધારાસભાના એક સ્વરાજી આગેવાન મી. સત્યમૂર્તિએ એવો આપ્યો છે કે એને ઉડાવી દેવાના વખત તથા પદ્ધતિનો આધાર મદ્રાસની ધારાસભાના સ્વરાજી સભ્યોના નિર્ણય ઉપર રહેશે. અમને લાગે છે કે આ જવાબ ગેરવ્યાજબી છે. વખત નક્કી કરવાપણું મહાસભાએ રાખેલું જ નથી. ધારાસભાની બેઠક મળે ત્યારે પહેલી જ તકે પ્રધાનોને હાર આપી તેઓ રાજીનામાં આપે એવી પરિસ્થિતિ ઉભી કરવી એવો મહાસભાના ઠરાવનો સ્પષ્ટ અર્થ છે. એમનો પગાર નામંજુર કર્યો, એમની તરફથી આવતા ઠરાવોની વિરુદ્ધ મત આપવો એ જ પદ્ધતિ પ્રધાનપદ અશક્ય બનાવવા માટે હોઈ શકે. બીજી કોઈ પદ્ધતિ કે બીજો કોઇ વખત નક્કી કરવાનું હોય શો જ નહિ. અને મી. સત્યમૂર્તિનો જવાબ મહાસભાના ઠરાવને અર્થ વિનાનો બનાવી દે એવો છે. સોંપેલાં ખાતાંનો વહીવટ સરકાર ચલાવે તે ઇષ્ટ છે કે બીજા કોઈ પણ પ્રજાકીય

પક્ષ તરફથી ચલાવાય તે ઇષ્ટ છે એ વિષય ઉપર ઉદાસીન વૃત્તિ ધારણ કરીએ તો પણ મહાસભાના ઠરાવનો અર્થ સ્પષ્ટ હોઇ તે પ્રમાણે જ સ્વરાજી સભ્યોએ વર્તવું જોઇએ એવો અમારો અભિપ્રાય છે.

ત્રીજો મહત્વનો ઠરાવ ખાદી વિષે કરવામાં આવ્યો છે. હવેથી જેઓ હમેશાં ખાદી પહેરતા હોય તેઓ જ મહાસભાના કામમાં ભાગ લઇ શકશે. આ ઠરાવ સંબંધી એવી ટીકા કરવામાં આવી છે કે મહાસભામાં રાજદ્વારી પક્ષોની એકતાને અશક્ય બનાવી મૂકનારો આ ઠરાવ છે અને એ ઠરાવને લીધે મહાસભા આખા રાષ્ટ્રની સંસ્થા મટીને એક નાનકડા પક્ષની સંસ્થા બની જાય છે. ઉપર ઉપરથી વિચાર કરનારને આ ટીકા સાચી લાગે છે પરંતુ જરાક ઊંડા ઉતરતાં એ ટીકા પાયા વગરની છે એમ દેખાયા સિવાય નહિ રહે. મહાસભા રાષ્ટ્રની સંસ્થા છે કે કેમ એ તો દેશના જન-સમૂહ ઉપર એ કેટલો પ્રભાવ પાડી શકે છે તેના ઉપર આધાર રાખે છે. ધારાસભાની ગઇ ચૂંટણીમાં બીજા કોઇ પણ પક્ષના કરતાં મહા-સભાવાદીઓએ એક પક્ષ તરીકે પ્રજામાં પોતાનો પ્રભાવ વધારે છે એમ સાબીત કરી આપ્યું છે. મહાસભામાં કેટલાં માણસો સભ્ય તરીકે જોડાયાં છે તે ઉપરથી નહિ પરંતુ એના કામકાજની અસર ઉપરથી એની મહત્તા માપવાની છે. વળી પક્ષોની એકતા મહાસભામાં હોવી જ જોઇએ એ માન્યતા પણ ભૂલ ભરેલી છે. કોઇ પણ સંસ્થા બળવાન તથા કાર્ય કરનારી ત્યારે જ હોઇ શકે જ્યારે એના સભ્યોની મનોદશા એકસરખી હોય. જુદા જુદા વિચારનાં માણસોનો સમૂહ ભેગો થઇને જે સંસ્થા બને છે તે કોઇ પણ કાર્ય સાધવાને નિષ્ફળ નીવડે છે અને સંસ્થામાં દરેક પક્ષ પોતપોતાના વિચારના માણસોની બહુમતિ થાય એવા પ્રયત્નમાં જ પોતાની શક્તિ ખરચી નાંખે છે. જુદાં જુદાં સાધનથી કાર્ય કરનાર માણસો અલગ અલગ બંધારણ મારફતે જ કામ કરે એ ઇષ્ટ છે. તેમ થવાથી દરેક પોતાનું કાર્ય વેગથી અને દક્ષતાથી કરી શકશે તથા પોતાનાં સાધન સાચાં છે એવી પ્રતીતિ વિરોધીઓને પોતાનાં કાર્યનાં પરિણામથી કરી બતાવશે, ચર્ચામાં ઉતરીને નહિ. ખાદી નહિ પહેરનારા એમ કહે છે કે ખાદીને લગતા આ ઠરાવથી એકતા અશક્ય બને છે, પ્રતિસહકારીઓ કહે છે કે પ્રધાનપણું નહિ સ્વીકારવાના ઠરાવથી એકતા સંભવિત નથી, લીબરલો કહે છે કે મહાસભાના ધ્યેયમાં "બંધારણપૂર્વકના ઉપાયોથી સ્વરાજ મેળવવું" એવા શબ્દો નહિ ઉમેરવામાં આવે ત્યાંસુધી એકતા નહિ આવે. આમ પરંપરા ચાલ્યા જ કરે અને આખરે જ્યારે મહાસભા પહેલાંની માફક આજીજી કરીને બ્રિટીશ સરકાર પાસે હાથ લંબાવતી બને એટલે કે કશું કાર્ય કરતી બંધ થઇ જાય ત્યારે જ એકતા થઇ શકે. આજની એકતાની બૂમ અર્થ વિનાની છે. જો બધા નેતાઓની મનોદશા એક થાય એ એકતાનો અર્થ હોય તો તે સુસ છે પરંતુ એ અશક્ય પણ છે એમ અમારે કહેવું જોઇએ. બધા પક્ષોની એકતા સાધવાના પ્રયત્ન કરવા કરતાં દરેક પક્ષ પોતાના રાજકારણને આજના કરતાં વધારે ઉંચી ભૂમિકા ઉપર રાખે એ દિશામાં દરેક આગેવાન પ્રયત્ન કરે એની વધારે જરૂરીઆત છે. એક આગેવાન બીજા આગેવાનની વિરુદ્ધ, એક પક્ષના સભ્યો બીજા પક્ષના સભ્યોની વિરુદ્ધ કડવાશ તથા દુશ્મના-વટ ભરેલી વર્તણુક ચલાવે અને એક બીજાના ઉપર આક્ષેપો મૂકે એ સ્થિતિ અસહ્ય છે, અને એ દૂર કરવાનો પ્રમાણિક પ્રયત્ન દરેક પક્ષના આગેવાન તરફથી થાય એ જ પૂરતું છે. મહાત્માજી જેવા પવિત્ર પુરુષ હિંદના રાજકારણમાં આદર્શ તરીકે હોય તેવે વખતે હિંદનું રાજકારણ ઉંચી ભૂમિકા ઉપર રહેવું જ જોઇએ. મહાસભામાં સર્વ પક્ષોની એકતા સાધવાના મિથ્યા પ્રયત્નને

બાજુએ મૂકી રાજકારણની પવિત્રતા જળવાય એ દિશામાં પ્રયત્ન કરવાની આગેવાનોની ફરજ છે.

*

* *

## મુસ્લીમ લીગ

આ વરસે મુસ્લીમ લીગની બેઠક દિલ્હીમાં ભરવામાં આવી હતી. સ્વામી શ્રદ્ધાનંદના ખૂન પછી તરત જ દિલ્હીમાં મુસ્લીમ લીગની બેઠક થઈ હતી છતાં તેના તરફથી સ્વામીજીના ખૂનને માટે દિલગીરી દર્શાવનારા ઠરાવ ઉપરાંત બીજું કશું કરવામાં આવ્યું નથી એથી આશ્ચર્ય ઉપજે છે. હિંદુ–મુસલમાન ઝઘડાનો અંત લાવવા માટેનો વિચાર સરખો પણ મુસ્લીમ લીગ તરફથી નથી કરવામાં આવ્યો એટલું જ નહિ પરંતુ જે ઠરાવો લીગે પસાર કર્યા છે તે ઉપરથી ચોકખું જણાય છે કે મુસલમાન આગેવાનોની નેમ કોમીવાદનાં મૂળ દેશમાં વધારે ને વધારે ઊંડાં નાંખવાની છે. હિંદુસ્તાનના રાજબંધારણમાં ફેરફાર કરવા જેમ બને તેમ જલદી બાદશાહી કમીશન નીમવાની બ્રિટીશ સરકારને ભલામણ કરતાં જણાવવામાં આવ્યું છે કે એ ફેરફાર એવી રીતે થવો જોઇએ કે જેથી પંજાબ, બંગાળા તથા સરહદનાં વાયવ્ય પ્રાંતો જ્યાં મુસલમાનોની વસ્તી બહુમતિમાં છે ત્યાં મુસલમાનોનું પ્રતિનિધિત્વ પણ બહુમતિમાં રહે અને એ પ્રતિનિધિઓની ચુંટણી કોમી મતદાર મંડળ મારફતે જ થાય. લીગના પ્રમુખના ભાષણમાં પણ આ જ મુદ્દા પર ભાર મૂકવામાં આવ્યો છે. ૧૯૧૯માં લખનૌમાં મહાસભા તથા મુસ્લીમ લીગ વચ્ચે થયેલા કરાર મુજબ પંજાબ તથા બંગાળામાં મુસલમાનોની વસ્તી બહુમતિમાં હોવા છતાં તેમનું પ્રતિનિધિત્વ બહુમતિમાં ન રહે એમ ઠરાવવામાં આવ્યું હતું અને તે એ શરતે કે બીજા પ્રાંતોમાં જ્યાં મુસલમાનોની સંખ્યા ઘણી નાની છે ત્યાં વસ્તીના પ્રમાણ કરતાં વધારે પ્રતિનિધિત્વ મુસલમાનોને આપવું. દશ વરસ પછી આજે મુસ્લીમ લીગ લખનૌ કરારમાં ફેરફાર કરવા માગે છે અને તે ફેરફાર એ કરારની માઠી અસરને ઘટાડવાને બદલે વધારે એવો છે. કોમી મતદાર મંડળના અસ્તિત્વને લીધે લખનૌ કરારમાંની સમજુતીએ અનિષ્ટ પરિણામ નીપજાવ્યાં છે અને આજે લઘુમતિને દરેક પ્રાંતમાં નજીવી બનાવી મૂકવાના લીગના ઠરાવને લીધે તેમનો અસંતોષ દિનપ્રતિદિન વધતો રહી બહુમતિ અને લઘુમતિ વચ્ચેના ઝઘડાનાં કારણો ઘટવાને બદલે વધતાં જ જશે એમ અમે માનીએ છીએ. ત્રણ વરસથી મુસ્લીમ લીગે પોતાની બેઠક મહાસભાના કરતાં જુદે જ સ્થળે રાખવા માંડી છે અને ત્યારથી જ લીગે રાષ્ટ્રભાવનાને ત્યજી કોમી ભાવનાનો અંગીકાર કરેલો છે. પહેલાં મહાસભાની બેઠક ભરાય તે જ સ્થળે મુસ્લીમ લીગ પણ ભરવામાં આવતી હતી. મુસ્લીમ નેતાઓ મહાસભામાં હાજરી આપી શકતા તેમ જ મહાસભાના અને મુસ્લીમ લીગના આગેવાનો વચ્ચે વિચારની આપલે થઈ શકતી અને તેથી ઉદાર દૃષ્ટિબિંદુને લીગની બેઠકમાં સ્થાન રહેતું. આજે તેમ રહ્યું નથી. મુસ્લીમ આગેવાનોએ સમજવું જોઇએ કે આજની સંકુચિત દૃષ્ટિનો ત્યાગ નહિ કરવામાં આવે અને કોમી હિતનો જ આદર્શ તેઓ પોતાની નજર આગળ રાખશે ત્યાં સુધી સ્વરાજની આશા રાખવી વ્યર્થ છે, કારણકે એથી એક વખત એક કોમને તો બીજી વખત બીજી કોમને રાજી રાખી સ્વરાજની ચળવળને દૂર ઠેલવાનું નોકરશાહીને બહુ સુગમ થઈ પડે છે.

*

* *

## ઔદ્યોગિક તથા વેપારી મહાસભા

હિંદુસ્તાનનું રાજ્યતંત્ર વાઇસરોય તથા હિંદી પ્રધાનના હાથમાં છે એ હકીકત આપણે સૌ જાણીએ છીએ પરંતુ હિંદી સરકારની નીતિની લગામ કલકત્તાની કલાઇવ સ્ટ્રીટના

તે પરિણામ છે. જો તમે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની વર્તણુક—જેથી હિંદનો વણાટનો ઉદ્યોગ નષ્ટ થયો અને નીકાશ કરતા દેશને બદલે હિંદ દર વર્ષે રૂ. ૬૦ કરોડનું કાપડ આયાત કરતું લેંકેશાયરનું માત્ર ગુલામ બની રહ્યું—ની બાબતમાં, અથવા હિંદી કાપડના ઉદ્યોગને રોકવા માટે લેવાયેલાં પગલાંની બાબતમાં, અથવા હિંદને પોતાનાં ફાયદેસર સોનાનાં ચલણથી વંચિત રાખવાનાં પગલાંની બાબતમાં વિચાર કરશો તો તમને માલૂમ પડશે કે આ બધા એક જ પીંછીથી ચીતરવામાં આવ્યા છે. તે બધાની અંદર એક જ વિશિષ્ટતા છે—હિંદના ભોગે ઇગ્લાંડે નફો કરવો."

આ ઉપરાંત ખેતી, રેલ્વેનૂર તથા ઔદ્યોગિક પ્રગતિને અંગે ટીકા કરવામાં આવી હતી. પરંતુ હિંદના વેપારી વહાણવટાને અંગે કરેલું તેમનું વ્યાખ્યાન અતિશય મર્મભેદક તથા અસરકારક હતું. સ્થળસંકોચને લીધે અમો આ વિષયને લગતો ભાગ આપી શકતા નથી પરંતુ દરેક હિંદીને અમો આ આખું ભાષણ વાંચવા તથા વિચારવા આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ.

આખી મહાસભામાં ત્રણ વ્યક્તિઓ આંખ આગળ તરી આવતી હતી. સર દીનશા પીટીટ, સર પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ તથા શ્રી. બીરલા. આ ત્રણેની આગળ બીજા બધા પ્રતિનિધિઓ ઝાંખા પડી જતા અથવા દબાઈ જતા. મહાસભાનો આખો કાર્યક્રમ સફળતાથી પાર ઉતારવામાં આ ત્રણેનો હિસ્સો હતો.

મહાસભા આગળ અનેક ઠરાવો આવેલા અને તેમાંથી લગભગ ૩૧ ઠરાવો વિષયવિચારીણી સમિતિએ મંજુર કરેલા અને તે મહાસભામાં ચર્ચાયેલા પરંતુ સૌથી અગત્યનો ઠરાવ તે હુંડીયામણને લગતો હતો. હુંડીયામણનો ભાવ ૧૮ પેન્સને બદલે ૧૬ પેન્સ રાખવો તથા હિંદમાં સોનાનું ચલણ સ્થાપવું એ ઠરાવનો નિષ્કર્ષ હતો. પરંતુ કમભાગ્યે આ વિષય ઉપર પણ મતભેદ હતો અને બંગાળી વેપારી મંડળના એક પ્રતિનિધિ શ્રી. જદુનાથ રૉય તથા દિલ્હી આયાત કરનારા વેપારીઓના મંડળના પ્રતિનિધિ તરફથી ઠરાવનો વિરોધ કરવામાં આવ્યો હતો. આ વિરોધમાં ટુંકી દૃષ્ટિ તથા સ્વાર્થ સિવાય બીજું કંઇ ન હતું. આપણા વેપારીઓમાં દેશની દૃષ્ટિ તો છે જ નહિ. દરેક વેપારી પોતાના સ્વાર્થનો જ વિચાર કરે છે અને તેથી અમુક વસ્તુથી આખા દેશ ઉપર શી અસર થશે તેનો તે વિચાર જ કરતો નથી. આ હકીકત બંગાળી વેપારી મંડળ તરફથી રજુ કરવામાં આવેલ ઠરાવો ઉપરથી પણ જણાઇ આવતી હતી.

બીજો અગત્યનો ઠરાવ મહાસભાના બંધારણને લગતો હતો. ગઇ મહાસભા વખતે બંધારણ ઘડવા એક સમિતિ નીમવામાં આવી હતી અને તે સમિતિએ ઘડેલું બંધારણ ઠરાવરૂપે રજુ કરવામાં આવ્યું હતું. આ ઠરાવથી મહાસભાનું નામ "હિંદી વેપારી મંડળોનો સંઘ" (Federation of Indian Chambers of Commerce) એવું રાખવામાં આવ્યું હતું અને તેની બેઠક દર વર્ષે ભરવી એમ ઠરાવવામાં આવ્યું હતું.

ત્રીજો અગત્યનો સવાલ વહાણવટાને લગતો હતો અને તે બાબતમાં સરકારે નીમેલી સમિતિની ભલામણો અનુસાર પગલાં લેવા સરકારને વિનંતિ કરવામાં આવી હતી.

આ ઉપરાંત, બેન્કીંગ, દીવાસળીનો ઉદ્યોગ, કોલસાની ખાણેનો ઉદ્યોગ, રેલ્વે નૂર તથા ભાડું, વેપારી કેળવણી, નહેરો વગેરે અન્ય વેપારને લગતી બાબતો ઉપર ઠરાવો પસાર થયા હતા.

આ ઠરાવો તો થયા પણ આખરે પ્રશ્ન થાય છે કે તે ઠરાવો અમલમાં આવશે ખરા? કે તેમને સરકારી કાર્યાલયોની કચરાપેટીમાં સ્થાન મળશે! એનો જવાબ તે ઠરાવો પાછળ રહેલા બળ ઉપર આધાર રાખે છે. અત્યારે તો

તેની પાછળ નહિ જેવું જ બળ છે. વેપારીઓ પોતાના સ્વાર્થ સારૂં જ સંકુચિત દષ્ટિથી એકઠા થાય છે અને એક બીજાને મદદ કરવાની તથા આખા દેશની આબાદીનો વિચાર કરવાની વૃત્તિ તેમનામાં દેખાતી નથી. જ્યાં સુધી આ વૃત્તિ રહેશે ત્યાં સુધી આપણા ઠરાવો આપણી નિર્બળતાને લીધે હાસ્યાસ્પદ જ રહેવાના છે.

*
**

## ચરોતરમાં શારીરિક કેળવણી

ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી અંગ્રેજી શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની રમતગમત તથા મરદાની ખેલની હરીફાઇ ઘણાં વર્ષો થયા ચાલે છે. રાજકીય મતભેદ એક બાજુએ મુકીને ખેડા જીલ્લાની, વડોદરા રાજ્યની તથા ખંભાત દરબારની શાળાઓ સાથે રમે છે. એકંદર ૧૪ હાઇસ્કૂલોમાંથી આ વર્ષે ૧૦ હાઇસ્કૂલો હરીફાઇમાં ઉતરી હતી. રમતગમત તથા ખેલોની હરીફાઇમાં વિશ્વાસપાત્ર અને પ્રમાણિક નિર્ણય કરનારા ન્યાયાધિશોની આવશ્યકતા હોય છે, અને સારા નિર્ણયકર્તા ( અંપાયર ) મેળવી શકાય નહિ તો જરૂર ટંટાફિસાદ થવાનો સંભવ રહે છે. ધર્મજ મુકામે જે મેળાવડો થયો તેમાં ન્યાયી અને ખંતીલા નિર્ણયકર્તા મળ્યા હતા એ મહત્વનું શુભ ચિહ્ન ગણાય, અને હરીફોએ તેમના નિર્ણયને હમેશાં માન આપ્યું તે બતાવી આપે છે કે આપણી જુવાન પ્રજામાં ડીસીપ્લીન તથા ખેલાડીપણાં ( sportsmanship )નું જોર જામતું જાય છે. દોરડાં ખેંચવાની હરીફાઇમાં સંઘશક્તિ અથવા ટોળાબંધ સદકાર્ય કરવાની શક્તિ ઠીક ખીલેલી માલમ પડતી હતી. જે વિદ્યાર્થીઓ કુસ્તી વગેરેમાં ઉતર્યા હતા તેમનાં શરીર સારાં કેળવાયલાં હતાં. અખાડાની સંખ્યા વધતી જાય છે. ધર્મજનો અખાડો લગભગ દશ હજાર રૂપીઆના ખર્ચે બંધાયો છે, અને ચરોતરની પ્રજા શિક્ષિત, યોગ્ય લાયકાતવાળા અને ચારિત્રવાન શિક્ષકને રાખવાના ફાયદા સમજે છે. ઉપર જણાવેલી યોગ્યતા ન હોય તેવા કસરત શિક્ષકો ચારિત્ર ઘડી શકે નહિ. આજના અખાડા શારીરિક કેળવણી ઉપરાંત સંપ, સંઘબળ, ભ્રાતૃભાવ, દયા, દેશદાઝ, સેવાવૃત્તિ વગેરે અનેક ગુણો કેળવવાનું સ્થાન છે. મુસલમાન તથા હિંદુ, પાટીદાર કે બ્રાહ્મણ અને વાણીઆ એ સૌ કોઇ પણ જાતના ભેદભાવ વિના રમતા હતા. હાથ મીલાવીને હરીફાઇમાં ઉતરવું અને હાથ મીલાવીને છુટા પડવું, હાર અને જીત બન્નેને સમભાવથી સ્વીકારી લેવાં, સામા પક્ષના માણસનું કામ ઉત્તમ નિવડે તો નિષ્પક્ષપાત આનંદ પ્રદર્શિત કરવો એવી તાલીમ અખાડામાંથી અને ખેલોના મેદાનમાં શીખાય છે. આવી તાલીમ લીધેલા નવા યુગના જુવાનીઆ સંકુચિત મનના નહિ થાય, ગામના કંકાસ, ભેદભાવ, ઇર્ષ્યા અને ખોટી મોટાઇમાં નહિ પડે એવી આશા આપણે રાખીએ.

ધર્મજના મેળાવડામાં ખોબીલ્લુ તથા આટાપાટા જેવી ટોળાબંધ રમતો રમાઇ નહોતી કારણ કે એ રમતોમાં ઘણાં નિર્ણયકર્તાની જરૂર પડે. એવા ગૃહસ્થોની સંખ્યા આપણે વધારવી પડશે. પહેરવેશમાં દરેક વિદ્યાર્થીએ લંગોટ પહેરવો જ જોઇએ એવી ફરજ પાડવાની જરૂર છે. વૈદકીય દષ્ટિથી એ આવશ્યક છે, અને તેના ઉપર તંગીઓ અથવા ટૂંકાં પાટલુન પહેરવાનું અનુકૂળ થઇ પડશે. દોડતી વખતે એક હાથે ધોતીયું પકડવું પડે એ હરકતરૂપ છે અને ઉંચા કુદવામાં તે નડ્યા વિના રહે જ નહિ. જરાયે વિલંબ વિના આવા સુધારા કરી નાખવા જોઇએ.

*
**

વખતે આ તો કોઇ વખતે પેલે એમ બન્ને કિનારે જહાજ જતાં હતાં. કિનારા પર પર્વતની ભૂમિ હતી અને તે પર મોટાં સુન્દર વૃક્ષો હતાં. ઇ નામનો શહેનશાહ અહીં રાજ્ય કરતો હતો એની પહેલાંના વખતમાં ઈ. સ. પૂ. ૧૨૦૦ વર્ષ પહેલાં હોઆંગહો નદીના કિનારાનાં જંગલોનો નાશ કરવામાં આવ્યો હતો. ત્યારથી તે નદીનાં પૂરથી ચીનને વારંવાર નુકસાન થતું આવ્યું છે. તે નદીને બન્ને કિનારે જે રણ થઇ ગયું છે તેની મહા પ્રયાસે પણ પાછી ઉત્તમ ફળદ્રુપ જમીન થતી નથી. અને એ રણ પર જય મેળવવા માટે જ કાલે કહી હતી તે ગ્રૅન્ડકેનલ કરી છે. આવી બીજી પણ ઘણી નાની મોટી નહેરો તૈયાર કરીને નુકસાન થતું અટકાવવાના પ્રયત્નો કર્યા છે, છતાં હોઆંગહો નદી વખતોવખત ભારે નુકસાન કરે છે. અત્યારે એને લીધે જમીન રસકસ વગરની થઇ છે. ગમે તેટલા પ્રયત્ન કર્યા છતાં પણ તેમાં ઝાડ ઉગતાં નથી. યાંગસેક્યાંગ નદી પરની જમીન ફળદ્રુપ અને બહુ સુન્દર છે. મોટાં મોટાં વૃક્ષ પર્વત પરથી પણ છાયા ઢાળતાં હતાં અને તે સ્નિગ્ધ છાયામાં થઇને અમારૂં જહાજ પસાર થતું હતું. વૃક્ષોની છાયામાં બાંધેલી નૌકાઓમાં બાળકો કલ્લોલ કરતાં હતાં. દૂરથી એ નૌકાઓ અને સુકુમાર શિશુઓને ઉલ્લાસવાળાં જોઇ મને મારૂં વતન પૂર્વ બંગાળ અને શૈશવ યાદ આવતાં હતાં.

સૌથી સુંદર તો પર્વતો અને તેના મુકુટમણિ સમાન તે પરનાં મંદિરો હતાં. ચીનના એક સંન્યાસીએ કહ્યું હતું, કે અમે ચીનના બધાય પર્વતો ઉપર મંદિરોના મુકુટ પહેરાવ્યા હોય એવું કર્યું છે. એ પર્વતો વનસ્પતિના લીલાપીળા ઝબ્બા વડે મંદિરરૂપી મુકુટ ધારી બાદશાહ જેવા જણાતા હતા, અને વૃક્ષો પરનાં પુષ્પો, ઝબ્બા પર બુટ્ટા પાડ્યા હોય એવાં લાગતાં હતાં. એવી રીતે ત્રણ દિવસ સુધી આવા સુંદર પ્રદેશમાં નૌકા દ્વારા પ્રવાસ કર્યો. વચ્ચે વચ્ચે બંદરો આવતાં અને લોકો આવીને શ્રીગુરુદેવને માન આપતા તે જોતા જોતા અમે નાનકીન પહોંચ્યા.

## વિજ્ઞાન અને પ્રજ્ઞાન

અમારો ત્યાં પહોંચવાનો સમય સવારના આઠનો હતો પણ અમે પાંચ વાગે પહોંચ્યા. ત્રણ કલાક વહેલા પહોંચ્યા તેથી કોઈ અમને લેવા આવ્યું નહોતું પણ સ્ટીમરે સીસોટી વગાડી એટલે અર્ધા કલાકમાં તો સાકરના કકડા પાછળ જેમ કીડીઓ ઉભરાય તેમ વાહન તૈયાર કરી સંખ્યાબંધ માણસો ઉતાવળાં ઉતાવળાં આવી પહોંચ્યાં. અમારે સ્ટીમરમાં સાંગહાઇથી શ્રીગુરુદેવની સાથે જે ચીનવાસી અને ભારતવાસી લોકો આવેલ હતા તે બધાની વ્યવસ્થા ચીનના લોકોએ કરી હતી. તેમાં એક પારસી ગૃહસ્થ પણ હતા તેમણે શ્રીગુરુદેવને પૂછ્યું કે વિજ્ઞાનથી જગતનું કલ્યાણ થશે એવી શ્રદ્ધા આપને છે કે નહિ? ગુરુદેવે ઉત્તર આપ્યો, કે વિજ્ઞાનથી જગતનું કામ ચાલે પણ પ્રજ્ઞાનનું સ્થાન પ્રધાન છે; વિજ્ઞાનનું સ્થાન તો ગૌણ છે. પારસી ભાઇએ પૂછ્યું: 'આટલી મોટી ઉપયોગી વસ્તુ જે વિજ્ઞાન, તેનું આપ અસન્માન કેમ કરો છો?' શ્રીગુરુદેવે કહ્યું, 'નોકરનું નોકર તરીકે સન્માન થાય, સ્વામી તરીકે નહિ. દાસ ભલે રાણીજીની ઉત્તમ સેવા કરે, તોપણ તેનું સ્થાન તો નોકરનું જ છે, તેને કાંઇ રાણીને સ્થાને ન બેસાડાય. આપણો જીવાત્મા જો વિજ્ઞાનને ભગવાનનું સ્થાન આપી દે તો પોતાનું પાતિવ્રત્ય ગૂમાવી બેસે.'

નાનકીનના વિશ્વવિદ્યાલયના અધ્યાપકો આવીને અમને વિદ્યાલયમાં લઇ જતા હતા પણ રસ્તામાં પરદેશખાતાના પ્રધાન અને તેમનાં પત્નીએ અમને કહ્યું, કે અમારા અર્ધ્યનો સ્વીકાર કર્યા વિના આપ અન્ય સ્થળે ન જઇ શકો. તેથી અમે એમને ઘેર દશ મિનિટ બેઠા.

## નાનકીન વિશ્વવિદ્યાલય

પછી નાનકીન વિશ્વવિદ્યાલય જોવા ગયા. ત્યાં જઇ જોયું તો ત્યાં સુંદર નાનાં મોટાં મકાનો હતાં અને તેમાં પુસ્તકાલય, સંગ્રહસ્થાન અને બે લૅબોરેટરીનો સમાવેશ કરવામાં આવ્યો હતો. જેટલું મોટું વિશ્વવિદ્યાલયનું નામ સાંભળેલું તેટલાં મકાન ત્યાં નહોતાં. અમે પૂછ્યું, કે તમારા વિદ્યાર્થીઓને શિક્ષણ આપો છો તે સ્થળ ક્યાં છે ? ડૉ. ચીલીંગઈન નામના શિક્ષણશાસ્ત્રી ( Professor of Education ) અમારી સાથે હતા તેમણે ઉત્તર આપ્યો, ' અમે વિદ્યાને જીવન્ત વસ્તુ માનીએ છીએ તેથી પત્થર માટીના મૃતઘરમાં બેસી રહી વિદ્યાનું દાન કરવું ઇષ્ટ ગણતા નથી.' પછી તેઓ અમને શિક્ષણસ્થાને લઇ ગયા. ત્યાં એક વિશાળ બાગમાં મનોહર મોટાં મોટાં વૃક્ષો, અને વિવિધ રંગવાળાં પુષ્પોથી લચી પડતી લતાઓ જોઇ અમારા પ્રાણમાં નવચેતના આવી. અહીં પુષ્પ સમૃદ્ધિ એટલી બધી હતી, કે તે આખો બાગ કેવળ ફુલોનો ભંડાર હોય એમ લાગ્યું.

અહીં એક એક કુંજમાં બસો ત્રણસો વિદ્યાર્થીઓ બેસી શકે એવું હતું. તે વખતે ઋતુ વસન્ત હતી અને ચીનનાં વસન્તનાં ખાસ ફુલો પણ પુષ્કળ ખીલ્યાં હતાં. એ પુષ્પમંડપ નીચે ગયા તો પાનના વિતાન જાણે ગભીર રાત્રિ જેવા લાગ્યા અને પુષ્પો અગણિત નક્ષત્ર જેવાં લાગ્યાં. મંડપમાં મધુમક્ષિકા, પક્ષીઓનાં ટોળાં, ખીસકોલીઓ વગેરે આવજા કરતાં હતાં. એક વિદ્યાર્થીએ કહ્યું: ' અમારા સહાધ્યાયી મિત્રો (class friend) ને જોયા ? ' અમે કહ્યું: ' વાહ ! આપના મિત્રો તો બહુ જ ઉત્તમ છે પણ તેઓ નિશાળના પાઠ તૈયાર કરે છે કે નહિ ? ' તેણે ઉત્તર આપ્યો: ' ગુરુજીએ આપેલો અમારો પાઠ પણ દોડાદોડી કરતાં કરતાં જ તૈયાર થઈ જાય છે.'

## સૌન્દર્ય અને શક્તિ

આ સમયે ત્યાંના ગવર્નર ચેંગસોલીન તરફથી ખબર આવી: ' અમે કવિની પધરામણીની રાહ જોઇએ છીએ. આપ ક્યારે આવશો ? ' એમણે ત્યાંની ચિત્રશાળાનાં આશ્ચર્યકારક ચિત્રો જોવા જવાનું પહેલેથી ઠરાવેલું હતું. પોતાના વાસગૃહને જ તેમણે ચિત્રશાળા બનાવી હતી. અમે એક પંડિતને પૂછ્યું: ' આપના ગવર્નરના નિવાસ–સ્થાનની ચિત્રશાળા કેમ બનાવી છે ? ' ત્યારે તેમણે કહ્યું: ' જીવન ચિત્રવત્ સુંદર રહે અને વિસંવાદી ( out of time ) ન થવાય તે માટે તેમણે વાતાવરણ જ ચિત્રમય બનાવ્યું છે.' મેં પૂછ્યું: ' આવા મહાન સમર–વ્યવસાયી યોદ્ધાનું હૃદય પણ શું સૌન્દર્યનું પૂજક છે ? ' તે પંડિત ભારતવર્ષનાં પુરાણોની કથા જાણતા હતા તેથી તેમણે કહ્યું: ' આપના દેશના દેવસેનાપતિ કાર્તિકેય જો સુંદરતાના અધિપતિ હોઇ શકે તો આ કેમ ન હોય ? જગતમાં અગ્નિ, વાયુ, જલ વગેરે વસ્તુઓ જેટલી સુંદર છે તેટલી જ શક્તિશાળી છે. શક્તિશાળી હોય તે સુંદર ન હોય એમ કંઇ નથી.

બધાં અંગો સુઘટિત હતાં. તેનું મુખ ઉજ્જ્વલ અને કાન્તિમાન હતું અને આંખો તેજસ્વી હતી. અમને લેવા આવેલા હજારો લોકોમાંથી તેનું વિરલમુખ ધ્યાન ખેંચતું હતું. તેના તરફ હું ધ્યાનથી જોઈ રહેતો હતો તેથી જો કે તેને શરમ લાગતી હતી તોપણ હું એ ચ્હેરાનો અભ્યાસ કરતો હતો. તે યુવકને પણ જરા સંકોચ લાગ્યો. તેણે ધીમેથી પૂછ્યું: 'મેં કંઈ વાંક કર્યો છે કે તમે મને તાકી તાકીને જુઓ છો?' મેં કહ્યું: 'વાંક તો નહિ પણ આપનું નિર્દોષ સુન્દર વદન જોઇને મને અવર્ણ્ય આનંદ થાય છે. આપ કોણ છો?' મને ઉત્તર મળ્યો: 'અહીંના નારીમંડળનાં જે પ્રમુખ છે તેમની હું માતાની માફક ભક્તિ કરૂં છું અને તે મંડળ તરફથી મને પ્રતિનિધિ તરીકે મોકલ્યો છે.' પહેલાંની સ્ત્રીઓએ ઘણાં વખતથી પ્રતિષ્ઠિત કરેલો એક પુરાતન વિહાર છે તેનાં તે અધિષ્ઠાત્રી છે અને તે બહુ જ વિદ્વાન અને પરમસાધ્વી છે. તે યુવકે ઉમેર્યું: 'તેમણે શ્રી ગુરુદેવ અને આપ સર્વને આવવા કહ્યું છે અને જો શ્રી ગુરુદેવ શ્રમિત હોય તો આપ ત્રણે જણ ત્યાં પધારો.' એ માતાનું નામ 'ઉત્સીએન સીઆન' અને એ યુવકનું નામ 'ડીસીયુ' હતું.

### દોઢ હાથની દાઢીવાળા વિદ્યાર્થી

પછી એક પ્રાચીન સંસ્કૃત ગામડી શાળા જોવા ગયા. ત્યાં એક મોટું પુસ્તકાલય અને અભ્યાસી પંડિતોને જોઇને એમ થયું, કે એમનાથી પૃથ્વીનું કોઈ મોટું વિશ્વવિદ્યાલય પણ ગર્વ માને. એમાં એક દોઢ હાથ લાંબી ધોળી દાઢીવાળો નાનો વિદ્યાર્થી હતો. અમે પૂછ્યું: 'તમે ક્યારથી અભ્યાસ કરો છો?' તેણે કહ્યું: 'અહીંથી ૨૨-૨૩ વર્ષની ઉમરે ભણીને ગરીબાઇને લીધે બાહ્ય જગતમાં ગયો હતો. હવે સરકાર તરફથી પેન્શન મળ્યું છે અને જે જાણવાજોગ છે તે જાણ્યા સિવાય જો મરૂં તો ભગવાન મુક્તિ ન આપે, તેથી પૌત્રોને સાથે લઇને ફરીથી ભણવા આવ્યો છું.' પોતાના બે પૌત્રોને બતાવીને તેમણે કહ્યું: 'એ અને હું સર્વ સાથે ભણીએ છીએ.' એ વૃદ્ધ પંડિત છે, અને ગંભીર ગંભીર શાસ્ત્ર ભણ્યા છે, તો પણ પોતાનું શિક્ષણ પૂરું થયું નથી એમ માને છે.

## વિદુષી ઉત્સીએન સીઆન

ત્યાં થોડી વાતચીત કરી મંદિરો જોઈ નારીમંડળમાં ગયા. ત્યાં બગીચો હતો અને તેમાં મોટાં મોટાં વૃક્ષો હતાં. અમે ત્યાં બેઠા અને પેલો યુવક અંદર ગયો અને ઉત્સીએન સીઆનને બહાર બોલાવી લાવ્યો. તેમનો ચહેરો ભારતની તપસ્વિની આર્યા જેવો હતો. તે આવતાં હતાં ત્યારે શ્રી નંદલાલે તેમની છબિ લઈ લીધી. એ બાઇએ વાંસના ડોયામાં પાણી ભરી તેનાથી અમારા પગ ધોયા. એ બાઈ એવી વિદ્વાન છે, કે તેમણે પ્રસિદ્ધ કરેલા પ્રાચીન ગ્રંથોથી એક કબાટ ભરાઇ જાય. યોગશાસ્ત્ર સંબંધી તેમનાં પુસ્તકો પ્રમાણભૂત ગણાય છે, અને યુરોપીઅન વિદ્વાનો સુદ્ધાં તેને પ્રમાણભૂત માને છે. પહેલાં એ બાઇ અને તેમના સ્વામી બન્ને મળી કામ કરતાં, હવે તે વિધવા છે અને એકલાં કામ કરે છે. પુસ્તક સંપાદન કરવા માટે સો સ્ત્રીઓને તેમણે તૈયાર કરી છે અને તે સર્વની સહાયથી તે કામ કરી રહ્યાં છે. પુસ્તકની અનુક્રમણિકા, સાર, પાઠાન્તર વગેરે સરસ રીતે કરેલાં છે. એ વૃદ્ધ માતાએ આવીને જ્યારે અમારા પગ ધોવા માંડ્યા ત્યારે અમે કહ્યું: 'આપ આ કામ ન કરો.' તેમણે ઉત્તર આપ્યો: 'યુવક વૃદ્ધને ઉપદેશ આપે એવો નિયમ શું આપના ભારતવર્ષમાં છે? અતિથિનો સત્કાર કેવી રીતે કરવો તે હું નહિ બતાવું તો

પણ ચીજનો દુરુપયોગ થવા દેતો નથી. માત્ર ખોરાક જુદો તેથી આપણને ભાવે નહિ. અહીં જે બેનો બેઠેલી છે તેમને કહું છું કે એ રસોઇયા એવા પ્રવીણ છે, કે આપણે ત્યાંની વસ્તુ એમને બતાવીએ તો એ એટલી સરસ બનાવે છે, કે તે જોઇને બેનોને પણ શરમ આવે. આનું કારણ એ, કે તે રસોઇયા પાકશાસ્ત્ર બરાબર જાણે છે. પેકીનમાં એક હિંદી ૪૩ વર્ષથી રહે છે. તેને ત્યાં એક ચીની રસોઇયો છે. તે હિંદીને એક વખત જલેબી ખાવાની ઇચ્છા થઇઃ બાળપણમાં પોતાની મા જલેબી કરતાં હતાં તે યાદ આવ્યું અને રસોઇયાને તે પ્રમાણે બતાવ્યું પણ જલેબી બરાબર થઇ નહિ અને પુડા જેવી થઇ ગઇ. એણે અમને કહ્યું: 'તમે તો પંડિત લોકો છો એટલે જલેબી કેમ બનાવવી તે તો જાણતા જ હશો.' મેં કહ્યું: 'ભાઇ! હું તો ખાવામાં પંડિત છું, બનાવવામાં નહિ! જો મને એ આવડે તો મારી પત્નીનું અપમાન થાયઃ કારણ કે મારાં પત્નીને નહિ આવડતું હોય તો જ મારે કરવું પડેને.' એ રસોઇયાએ બધી ક્રિયા જોઇને કહ્યું: 'બે દિવસમાં હું બનાવી આપીશ.' અમે પૂછ્યું: 'આજે જ કેમ નહિ?' તેણે જવાબ આપ્યો: 'તમે જે વસ્તુ કરવા માગો છો તેમાં ખમીર જોઈએ અને તે બે દિવસ રાખી મૂકવું જોઇએ. મા ખમીર કરતાં હશે તેની તમને ખબર નહીં હોય.' બે દિવસ પછી તેણે ત્રણ પ્રકારની જલેબી બનાવી દીધી કે જે ઢાકા, સૂરત અને ઉત્તરભારત જેવી બહારથી કૃશ અને અંદરથી કોમળ હતી. ખીચડી બતાવતાં વેંત જ આપણા કરતાં સારી રીતે બનાવી. શ્રીખંડ, પૂરી, માલપુઆ પણ તેણે ઉત્તમ બનાવેલા. એમનું રાંધવાનું શાસ્ત્રીય (scientific) હોય છે પણ પદ્ધતિમાં ફેરફાર હોય છે. તાજાં ફળ એ લોકો આપતા નથી અને માને છે કે જૂનું આપીએ તો વધારે સન્માન આપ્યું ગણાય. તાજાં ફળ તો ગરીબ ખાય. વિશ્વવિદ્યાલયમાં અમને આપેલાં ફળ વગેરે ગળામાં જાય એટલે રીટર્ન ટીકીટ લીધેલા મુસાફરો જેમ પાછા ફરે તેમ ફરી બહાર નીકળવા પ્રયત્ન કરે. જેમ તેમ કરી, એકાદશી જેવું કરી દૂધ અને ખાંડ વિનાનું ચાનું પાણી લઈ શાસ્ત્રાલાપ કરવા બેઠા. તેમાં ભોજનનું દુઃખ તો દૂર થઈ ગયું, પરંતુ જે કંઇ થોડું પણ ખાવું પડેલું તેથી અમને ત્રણેને તાવ આવ્યો. શ્રી ગુરુદેવે કહ્યું: 'આટલું પણ શા માટે ખાધું?' અમે કહ્યું: 'આપ પણ ખાતા હતા, તો આપને કેમ તાવ નથી?' ત્યારે તેઓ અમને ઓરડામાં લઇ ગયા, અને રૂમાલ બતાવ્યો અને એમણે દાઢી દ્વારા બધું તેમાં નીચે સેરવી દીધેલું તે બતાવ્યું, અને કહ્યું: 'આ ખાઉં તો મરી જ જાઉં. મારાથી વૃદ્ધાવસ્થામાં એ શી રીતે સહન થાય? જે ગંધવાળું હતું તે રૂમાલમાં જતું અને તાજું તાજું મોંમાં જતું. જે ખાવાને બહાને નહતું ખાધું તે ટેબલ નીચે રૂમાલમાં પડેલું છે. ચાકર લઇ જશે.' ધોયા પછી પણ તેમના રૂમાલમાં ચિકટ વગેરેના ડાઘા રહેલા. અમારો તો ઇલાજ નહોતો. આ દાઢી રૂપી ઝાડી દૂર કરેલી એટલે સૈન્યને નાસવાનો રસ્તો નહોતો.

## સૌન્દર્યપાન

નાનકીનથી સ્ટીમર છોડી ટ્રેનમાં બેસી સીનાનફુ નામની સંસ્કૃતિના કેન્દ્ર સરખી જગ્યા છે ત્યાં ગયા. 'નાન' એટલે 'દક્ષિણ' અને 'ફુ' એટલે 'શુદ્ધ.' 'સીનાનફુ' એટલે 'દક્ષિણના શુદ્ધ.' સીનાનફુ પહોંચ્યા ત્યારે અમને લેવા આવેલા લોકોના ટોળામાં ચોવીસ પચ્ચીસ વર્ષના અસાધારણ સૌન્દર્યવાળા એક યુવકને અમે જોયો. તેનાં

બધાં અંગો સુઘટિત હતાં. તેનું મુખ ઉજ્જ્વલ અને કાન્તિમાન હતું અને આંખો તેજસ્વી હતી. અમને લેવા આવેલા હજારો લોકોમાંથી તેનું વિરલમુખ ધ્યાન ખેંચતું હતું. તેના તરફ હું ધ્યાનથી જોઈ રહેતો હતો તેથી જો કે તેને શરમ લાગતી હતી તોપણ હું એ ચ્હેરાનો અભ્યાસ કરતો હતો. તે યુવકને પણ જરા સંકોચ લાગ્યો. તેણે ધીમેથી પૂછ્યું: ' મેં કંઈ વાંક કર્યો છે કે તમે મને તાકી તાકીને જુઓ છો ? ' મેં કહ્યું: ' વાંક તો નહિ પણ આપનું નિર્દોષ સુન્દર વદન જોઇને મને અવર્ણ્ય આનંદ થાય છે. આપ કોણ છો ? ' મને ઉત્તર મળ્યો: ' અહીંના નારીમંડળનાં જે પ્રમુખ છે તેમની હું માતાની માફક ભક્તિ કરૂં છું અને તે મંડળ તરફથી મને પ્રતિનિધિ તરીકે મોકલ્યો છે.' પહેલાંની સ્ત્રીઓએ ઘણાં વખતથી પ્રતિષ્ઠિત કરેલો એક પુરાતન વિહાર છે તેનાં તે અધિષ્ઠાત્રી છે અને તે બહુ જ વિદ્વાન અને પરમસાધ્વી છે. તે યુવકે ઉમેર્યું: ' તેમણે શ્રી ગુરુદેવ અને આપ સર્વને આવવા કહ્યું છે અને જો શ્રી ગુરુદેવ શ્રમિત હોય તો આપ ત્રણે જણ ત્યાં પધારો. ' એ માતાનું નામ ' ઉત્સીએન સીઆન ' અને એ યુવકનું નામ ' ટીસીયુ ' હતું.

### દોઢ હાથની દાઢીવાળા વિદ્યાર્થી

પછી એક પ્રાચીન સંસ્કૃત ગામડી શાળા જોવા ગયા. ત્યાં એક મોટું પુસ્તકાલય અને અભ્યાસી પંડિતોને જોઇને એમ થયું, કે એમનાથી પૃથ્વીનું કોઈ મોટું વિશ્વવિદ્યાલય પણ ગર્વ માને. એમાં એક દોઢ હાથ લાંબી ધોળી દાઢીવાળો નાનો વિદ્યાર્થી હતો. અમે પૂછ્યું: ' તમે ક્યારથી અભ્યાસ કરો છો ? ' તેણે કહ્યું: ' અહીંથી ૨૨–૨૩ વર્ષની ઉંમરે ભણીને ગરીબાઇને લીધે બાહ્ય જગતમાં ગયો હતો. હવે સરકાર તરફથી પેન્શન મળ્યું છે અને જે જાણવાજોગ છે તે જાણ્યા સિવાય જો મરૂં તો ભગવાન મુક્તિ ન આપે, તેથી પૌત્રોને સાથે લઇને ફરીથી ભણવા આવ્યો છું.' પોતાના બે પૌત્રોને બતાવીને તેમણે કહ્યું: ' એ અને હું સર્વ સાથે ભણીએ છીએ. ' એ વૃદ્ધ પંડિત છે, અને ગંભીર ગંભીર શાસ્ત્ર ભણ્યા છે, તો પણ પોતાનું શિક્ષણ પૂરૂં થયું નથી એમ માને છે.

## વિદુષી ઉત્સીએન સીઆન

ત્યાં થોડી વાતચીત કરી મંદિરો જોઈ નારીમંડળમાં ગયા. ત્યાં બગીચો હતો અને તેમાં મોટાં મોટાં વૃક્ષો હતાં. અમે ત્યાં બેઠા અને પેલો યુવક અંદર ગયો અને ઉત્સીએન સીઆનને બહાર બોલાવી લાવ્યો. તેમનો ચહેરો ભારતની તપસ્વિની આર્યા જેવો હતો. તે આવતાં હતાં ત્યારે શ્રી નંદલાલે તેમની છબિ લઈ લીધી. એ બાઇએ વાંસના ડોયામાં પાણી ભરી તેનાથી અમારા પગ ધોયા. એ બાઈ એવી વિદ્વાન છે, કે તેમણે પ્રસિદ્ધ કરેલા પ્રાચીન ગ્રંથોથી એક કબાટ ભરાઇ જાય. યોગશાસ્ત્ર સંબંધી તેમનાં પુસ્તકો પ્રમાણભૂત ગણાય છે, અને યુરોપીઅન વિદ્વાનો સુદ્ધાં તેને પ્રમાણભૂત માને છે. પહેલાં એ બાઇ અને તેમના સ્વામી બન્ને મળી કામ કરતાં, હવે તે વિધવા છે અને એકલાં કામ કરે છે. પુસ્તક સંપાદન કરવા માટે સો સ્ત્રીઓને તેમણે તૈયાર કરી છે અને તે સર્વની સહાયથી તે કામ કરી રહ્યાં છે. પુસ્તકની અનુક્રમણિકા, સાર, પાઠાન્તર વગેરે સરસ રીતે કરેલાં છે. એ વૃદ્ધ માતાએ આવીને જ્યારે અમારા પગ ધોવા માંડ્યા ત્યારે અમે કહ્યું: ' આપ આ કામ ન કરો.' તેમણે ઉત્તર આપ્યો: ' યુવક વૃદ્ધને ઉપદેશ આપે એવો નિયમ શું આપના ભારતવર્ષમાં છે ? અતિથિનો સત્કાર કેવી રીતે કરવો તે હું નહિ બતાવું તો

કોણ બતાવશે ? હું તો સ્ત્રી એટલે માતા જેવી ! અને બાળકનું નાનામાં નાનું કામ-ભંગીના જેવી સેવા–કરું તો પણ આપને સંકોચ થવો ન જોઇએ. આ જે પાદ્ય, અર્ઘ્ય વગેરે આપું છું તે તો ભારતવર્ષના રિવાજ પ્રમાણે કરું છું. પછી માટીમાં પત્થર અર્ધો ચોંટાડેલા હતા તે પર થઇને બેઠક પર ગયા. બેઠક પર મંડપ હતો. ત્યાં ખાદ્ય અને અર્ઘ્ય આપ્યાં. અર્ઘ્ય ગ્રહણ કરી ખાદ્ય પણ લીધું. તેમણે આપેલા ખાદ્યમાં તાજાં ફળ અને મધ હતાં, અને કમંડળમાં તાજી ચ્હા ભરેલી હતી.

તે લોકોમાંથી કોઇ કોઇ ઠંડી ચ્હા પીએ છે. એ લોકો માત્ર ચ્હા જ પીએ છે, પાણી તો પીતા જ નથી. અમે પણ ચ્હા જ પીતા. પ્રાણ તો પાણી માટે ઝંખે, પણ પાણી માગીએ એટલે તો ચ્હા જ આપવામાં આવતી. માત્ર એક દિવસ ચીનની દિવાલ જોવા ગયા ત્યારે પાણી પીધું અને ચીના લોકને પાણી કેવી રીતે પીવું તે પણ શીખવ્યું.

પુસ્તક બનાવતા જઇશું.' જ્યારે જ્યારે વખત મળે ત્યારે એક ધાતુ કે એક શબ્દ, એક વાક્ય કે રૂપો બોલીને શીખવતો. આખો દિવસ આમ તેમ નિરીક્ષણો કરી થાકી જવાતું તેથી રાત્રે પથારીમાં લોચા જેવા પડતા. શ્રી કાળિદાસ નાગ અને શ્રી નંદલાલ પથારીમાં પડતાં સુખેથી વાત કરવી બંધ કરી નાકથી શરૂ કરતા. પણ મારે નસીબે કામ બાકી રહેતું; કારણ કે તે યુવક મને તે વખતે પૂછતો કે ' **हरि** ' નું ' **हरये** ' તો ઠીક પણ ' **विष्णु** ' નું ' **विष्णवे** ' કેવી રીતે થયું ? તેથી ગુણવૃદ્ધિના નિયમથી કેવી રીતે ફેરફાર થાય તે સમજાવવું પડતું. મારે તો વિરામ નહોતો. આખો દિવસ કામ કરી થાકી પાકીને ખેડુત ઘેર આવે, ત્યારે તેની સ્ત્રી રાત્રે દાગીના સંબંધી વાત કરી તેને પીડે તેમ મારે થતું. રાત્રે અઢીથી ત્રણ કલાક એના સંસ્કૃત શિક્ષણનું કામ ચાલતું, પરંતુ એનું પરિણામ એ આવ્યું, કે પંદર વીસ દિવસમાં સંસ્કૃતમાં વાતચીત કરતાં એ શીખી ગયો. એને અભ્યાસ માટે એટલી આતુરતા હતી, કે રાત્રે ત્રણ વાગ્યા સુધી એ સૂતો નહિ, અને જે કંઇ લખવાનું હોય તે પણ લખીને તૈયાર રાખતો. મધ્યાહ્ને એ લખેલું હું સુધારતો એટલે તેને જમવા માટે ઘેર જવાતું બનતું નહિ, તેથી રસ્તામાં ઉભો ઉભો પત્રાવલીમાં ફેરીઆની માફક ખાઇ લેતો. એ કુલીન કુટુંબનો હતો, પણ મજુરની માફક સાદામાં સાદો ખેરાક ખાતો. એક માસ ભણ્યા પછી ' મહાભારત 'નું ' નળદમયંતી ' ઉપાખ્યાન શરૂ તે થયું. સંસ્કૃતમાં વિનોદ પણ કરતો, કે ' **मम गुरुः गुरुः तस्मादगुरुः दीयते** ' મારા ગુરુ ગુરુ એટલે ભારે છે, તેથી તેમને અગુરુની ગંધ આપું છું. ચીનની ભાષા બહુ જ ભિન્ન અને છતાં એક માસમાં સંસ્કૃત બોલતાં શીખે એ કેટલો ભારે પ્રયત્ન ? તે કહેતો, 'મારા ગુરુ હિંદમાં જવાના છે તેથી હું પણ ત્યાં જઇશ,' અને તેથી તેણે શિષ્યવૃત્તિ ફેરવવા માટે વિનંતી કરેલી. તે કમિટી ઑફ એજ્યુકેશન–કેળવણી મંડળમાં કેટલાક અંગ્રેજ અને અમેરિકન સભ્ય હતા તેમણે વિરુદ્ધ મત આપીને, ચીના સભ્યોને પણ ફેરવીને, શિષ્યવૃત્તિ ભારતવર્ષ માટે ન જ આપી ! આથી તેણે માસિક ૨૫૦–૩૦૦ રૂપીઆની શિષ્યવૃત્તિનો ભારતવર્ષ ન જવા દેવા માટે જ અસ્વીકાર કર્યો.

## જૂના સહાધ્યાયી

ત્યાંથી અમે પેકીન ગયા. ત્યાંના સંસ્કૃતના રુશીઅન અધ્યાપક બેરન વૉનસ્ટેલ હોલ સ્ટેઇન જ્યારે કાશીમાં હતા ત્યારે મારાથી ત્રણ વર્ષ પાછળ હતા. તેઓ એકદમ રેલ્વે સ્ટેશન પર આવી મને સબ્રહ્મચારી કહી જોરથી ભેટયા. તે બહુ ઉંચા અને પાતળા હતા તેથી મારૂં જેટલું શરીર તેમના હાથમાં આવ્યું તેટલાંને જ તેઓ ભેટયા. તેમણે કહ્યું: 'આજથી મેં ભણાવવાનું બંધ કર્યું છે કારણ કે જ્યાં મોટા ભાઈ હોય ત્યાં તે કામ તેનું જ ગણાય.' એટલે મારે એમની જગ્યાએ ખુરશીમાં બેસી ભણાવવું પડતું. સપ્તાહમાં બે દિવસ સંસ્કૃત ભણાવવાનું કામ ચાલતું. તે હરિભદ્રે બનાવેલી ન્યાયપ્રવેશની ટીકા અને ચીન અને સંસ્કૃતમાં લખેલી રત્નકૂટ નામની ગ્રંથમાળા પ્રસિદ્ધ કરતા હતા. તેમાં ઘણાં પુસ્તકો જ્યોતિષને લગતાં હતાં તે ખૂબ મહેનત કરી મારે વાંચવાં પડતાં. પેકીનમાં જે જે થયું તે વાત બપોર પછી કહીશ.

ખાબુ ક્ષિતિમોહન સેન

# કલા અને નીતિ*

કલાની વિશાળમાં વિશાળ વ્યાખ્યા એવી અપાય કે જીવનમાં અને પ્રકૃતિમાં રહેલી સ્વયંભૂ સુંદરતા અને આનંદનો માનવહૃદયમાં પડતો એ પડઘો છે. જો જીવનને આપણે મંગલમય ગણીએ તો તેમાં આનંદ હોવો જ જોઈએ અને કલાકારનું કામ તે આનંદને પોતે અનુભવીને સાક્ષાત્ કરી બતાવવો એ ગણાય. જો જીવન દુઃખમય હોય તો કલાકાર તેના રહસ્યમાં ઊંડો ઉતરે છે અને અનિષ્ટ વસ્તુઓમાં મંગળતાનું તત્ત્વ, જુગુપ્સાકારક વસ્તુઓમાં આનંદનું તત્ત્વ શોધી કાઢે છે અને યોગ્ય સ્વરૂપમાં બીજાઓને તે સાક્ષાત્ કરી આપે છે. માનવહૃદયમાં કલાબુદ્ધિ ભૂંસી નાંખવી અશક્ય છે. ઇ. સ. પૂર્વે સાડાપાંચ સૈકાઓ પહેલાં ગૌતમ બુદ્ધે હિંદુસ્તાનમાં ઉપદેશ આપ્યો કે જીવન મિથ્યા છે, શરીર ઉપાધિ છે, તૃષ્ણા પાપ છે અને શૂન્યમાં જ નિર્વાણ છે. આવા નિરાશાવાદ છતાં એ વિચિત્ર છે કે બૌદ્ધપંથમાંથી જ કેટલાંએક વરસો પછી હિંદુસ્તાનમાં ઉત્તમમાં ઉત્તમ સ્થાપતિઓ નીકળ્યા. હવે જીવન જો ખરેખર માયારૂપ હોય તો બૌદ્ધ સ્થપતિઓએ પથ્થરને અલંકૃત કરવાની શા માટે તસ્દી લીધી? મધ્યયુગમાં ખ્રિસ્તી ચર્ચે બૌદ્ધના જેવા જ સિદ્ધાંતોનો બોધ કર્યો. તેણે પ્રતિપાદન કર્યું કે જીંદગી એક ખરેખરૂં અનિષ્ટ છે અને સૌંદર્ય જીવલેણ માયા છે; પણ એ યુગનો અંત આવ્યો તે પહેલાં યુરોપના કેટલાએક ઉત્તમોત્તમ મૂર્તિકારો અને ચિત્રકારો રોમન કૅથોલીક ધર્મના ઉદ્‌ભવસ્થાન ઇટાલીમાં જ ઉદય પામ્યા. છઠ્ઠા સૈકામાં પોપ, ગ્રેગરી પહેલાએ, કાફર ગ્રંથકારોના એક પુસ્તકાલયનો નાશ કર્યો. આથી સાહિત્યને ધક્કો પહોંચ્યો પણ આવા બલાત્કારથી કલા નિર્મૂલ થઇ શકી નહિ. જીવનમાં ઓતપ્રોત થઈ રહેલા સૌંદર્યનું પ્રતિબિંબ પડવું એ સ્વાભાવિક છે, અને સૌંદર્યનું આ પ્રતિબિંબ એ જ કલા.

આપણને કલા સર્વત્ર નજરે પડે છે. જીવન પોતે પણ એક કલા જ છે; જો કે હરીફાઇ અને સુધરેલા સ્વાર્થીપણાના આપણા વર્તમાન વિચારોએ તેને ધંધા અને વેઠનું હીન સ્વરૂપ આપેલું છે. પ્રકૃતિ એ ઇશ્વરની કલા છે અને માણસ પોતાની અપૂર્ણ રીતે તેને સમજવાનો પ્રયત્ન કરે છે. કલાને ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ એવાં બન્ને પાસાં છે. જૂઠું બોલવાની, ખિસ્સાં કાતરવાની અને ડ કવીન્સી કહે છે તેમ ખૂન કરવાની પણ કલા ઘણી જ લોકપ્રિય થયેલી છે. ડૅન્ટીએ 'ડીવાઇન કૅામેડી'માં ઇશ્વરના આનંદ સ્વરૂપની ભાવના કરી છે; હિંદુઓ ઇશ્વરને સચ્ચિદાનંદ ગણે છે; માટે જો આપણે ઇશ્વરનો પરમ સૌંદર્ય કે પરમ આનંદ એવો અર્થ કરીએ તો એમ ફલિત થાય, કે જે પરમાનંદથી વિશેષ સૌંદર્ય અને આનંદ અનર્ઘ્ય છે, તે આનંદનો સાક્ષાત્કાર કરાવનાર યોગ એ જ પરમ કલા છે. યોગ ધર્મનું અંગ છે, અથવા પૂર્વ કાળના અને હાલના સંન્યાસીઓના આચારની વિદ્યા છે, અથવા પાતંજલ યોગસૂત્રમાં આવતી ફિલસુફી છે એમ પ્રતિવાદ કરી શકાય; પણ જો કલાનો અર્થ સૌંદર્યનો પ્રત્યક્ષ અનુભવ હોય તો યોગ પણ એક રીતે કલા જ છે. કારણ કે તેની શક્તિથી યોગી પરમ સૌંદર્યની પ્રાપ્તિ કરી શકે છે.

* તા. ૯-૧-૨૭ના રોજ અમદાવાદમાં લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદ નીચે અંગ્રેજીમાં આપેલા વ્યાખ્યાનનો અનુવાદ.

(માણસ કાં તો કલાનું સર્જન કરે છે અથવા તો કલાની ભાવના ઝીલે છે; એ કાં તો પોતે ગાય છે અથવા ગીત ગવાતું સાંભળીને તેની કદર કરે છે; તે કાં તો કાવ્ય રચે છે અથવા કાવ્યના શ્રવણ સમયે તેના રસનું પાન કરવા હૃદય ઉન્મુખ કરે છે. જો બેમાંથી એકેય તે ન કરી શકે તો 'સાહિત્ય સંગીત કલા વિહીનઃ સાક્ષાત્ પશુઃ પુચ્છવિષાણ હીનઃ' એ સંસ્કૃત ઉક્તિને પાત્ર બને છે.)

(પણ હવે આજના વિષય એટલે કલા અને નીતિના સંબંધ તરફ વળીએ. પશ્ચિમમાં એક મત એવો છે કે કલાને નીતિ અનીતિ સાથે લેશ પણ સંબંધ નથી. તેઓ માને છે કે કોઈ પણ પુસ્તકની રચના કુશલ કે અકુશલ હોઈ શકે પણ પુસ્તક નીતિવાળું કે અનીતિવાળું ન હોઇ શકે. તેઓ માને છે કે કલા માત્ર સંગત કે અસંગત હોઈ શકે, પણ નીતિમય કે અનીતિમય ન હોઈ શકે. તેઓ આપણને કહે છે કે પુષ્પ, કૌમુદી, સંધ્યા, પ્રાકૃતિક દૃશ્ય વગેરેનો ઉપભોગ કરો, પણ આ વસ્તુઓનું કંઇ પ્રયોજન છે કે નહિ તેની પંચાત ન કરો. આ ટીકાકારો નિર્દેશ કરે છે કે કલા એક યાદચ્છિક આપત્તિ છે. એક ભયંકર તોફાન, જ્વાળામુખીનું સ્ફોટન, પૂરની હોનારત, માત્ર આપત્તિઓ છે. આપણે તેને બંધ કરી શકીએ નહિ તેમ જ તે આપત્તિઓ પોતે અન્યથા થઈ શકે નહિ.) અશ્લીલ 'ડી કેમીરોન'નો કર્તા બુકેશીયો અને રેસ્ટોરેશન યુગના અંગ્રેજી સાહિત્યના અમર નાટકકારો આ ટીકાકારોના મતે અનીતિવાળા કહી શકાય નહિ; કારણ કે તેમણે જે લખ્યું તે માત્ર એક યાદચ્છિક આપત્તિ હતી. આ ટીકાકારો કહે છે કે કલાકારોને માત્ર એક જ પ્રયોજન હોય છેઃ તે એ કે પોતાનો ભાવ પ્રગટ કરવો. તેઓ માને છે કે કલાની કૃતિ એક સ્વતંત્ર અને સ્વપર્યાપ્ત વિશ્વ છે; અને કૌમુદી અથવા કુદરતી તોફાનના કરતાં કલાકારને વિશેષ જવાબદારી નથી.

તેઓ પ્રતિપાદન કરે છે કે કલાને ધર્મથી વિશ્લિષ્ટ કરવી જોઈએ; નહિ તો ધર્મ વિષે લખાયેલી દરેક કવિતાને મહાન કહેવી પડશે. તેઓ ધારે છે કે કલાને નીતિથી ભિન્ન ગણવી જોઇએ; નહિ તો બાયરન જેવા કવિને તે નીતિવાળો નથી એટલા ઉપરથી જ બહુ નીચો મૂકવો પડશે. તેઓ માને છે કે કલાને ઉપદેશ સાથે કંઈ સંબંધ નથી; કારણ કે એ બેની વચ્ચે સંબંધ હોય તો માર્ટિન આર્મસ્ટ્રૉંગનું 'The art of preserving health' (શરીર સુખાકારી જાળવવાની કળા) જેવું અધમ કાવ્ય, તે ઉપદેશાત્મક છે એટલા કારણથી જ પ્રથમ વર્ગનું ગણાઈ જાય. આ કારણથી તેઓ કહે છે કે કલાનો હેતુ ધર્મ, નીતિ કે ઉપદેશ નથી પણ કલાનો હેતુ માત્ર કલા જ છે. તેઓ કહે છે કે પોપ, ઍઝાક વૉટ્સના કરતાં મોટો કવિ છે માટે પોપનું લખેલું કોઈ જસ્દ કટાક્ષકાવ્ય પણ વૉટ્સના ધાર્મિક ભજન કરતાં ઉત્તમ જણાય છે; માટે વિષયની નીતિ કે અનીતિ અપ્રસ્તુત છે. આપણે ખરેખરું જોવાનું છે તે માત્ર રીતિ છે, એટલે કલાને સાક્ષાત્ કરવાની રીતિ. એક કલાકાર અને એક પ્રાકૃત જન ચિત્રસંગ્રહ જોવા જાય તો પ્રાકૃત માણસ દરેક ચિત્રના વિષયની જિજ્ઞાસા બતાવશે એટલે કે અમુક પડદા ઉપરનું ચિત્ર ક્રાઇસ્ટનું છે કે કૃષ્ણનું છે કે બુદ્ધનું છે એનો વિચાર કરશે. કલાકાર પોતાની સમક્ષનું ચિત્ર ફિરસ્તાનું છે કે શયતાનનું છે તેની દરકાર નહિ કરે, કારણ કે તે યથાદર્શનના નિયમો, ચિત્રની બાહ્યરેખા, તેનાં તેજ અને છાયા, ટુંકામાં ચિત્રને સાક્ષાત્ કરવાની કળા તરફ જ ધ્યાન આપશે.

આ મત થોડા સમય માત્ર પશ્ચિમમાં જ રહ્યો હતો; પણ પશ્ચિમના તોફાની પવને તેને હિંદુસ્તાનમાં આણ્યો છે અને આપણા એક અતિ તેજસ્વી ગૂજરાતી સાક્ષરને તેની અસર થઈ છે. થોડા માસ ઉપર મુંબઇમાં સાહિત્યસંસદ્ સમક્ષ આપેલા 'રસાસ્વાદનો

અધિકાર ' એ નામના વ્યાખ્યાનમાં રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી કહે છે કે ધર્મનો હેતુ મોક્ષપ્રાપ્તિ છે. નીતિનો હેતુ લોકસંગ્રહના નિયમો ઘડવાનો છે અને વિદ્યાનું ધ્યેય સત્ય સમજવાનું છે. તેઓ ધારે છે કે આમાંથી કોઈને કલા સાથે સંબંધ નથી. કલામાં આપણે માત્ર આનંદ અને સૌંદર્ય સાથે સંબંધ છે. તેઓ કહે છે કે " કલા અને સાહિત્યમાં સરસતા જ પરબ્રહ્મ છે." જે ટીકાકારો કલા અને નીતિને ભેગાં કરવા માગે છે તેમને તે 'વિષકન્યા' કહે છે. આવા મતથી તો કલા અને નીતિનો યથોચિત સંબંધ અસ્તવ્યસ્ત થઈ જાય.

પણ પ્રતિપક્ષીઓના મતને આપણે બને તેટલો ન્યાય આપીએ. આ મતના ઉદાહરણ તરીકે જયદેવનું ' ગીતગોવિંદ ' આપણે નહિ લઇએ. આપણા પ્રતિપક્ષીઓ એમ કહેશે કે તે કાવ્ય શૃંગારથી, તેના યથાયોગ્ય સ્વરૂપથી અને પદબંધના રચનાકૌશલથી ઉત્તમ છે. આપણે આ ગુણો કબૂલ કર્યા પછી પણ કહીશું કે તેની કેટલીક ઉત્કૃષ્ટતા, રાધાકૃષ્ણમાં ગૂઢ રહેલા પ્રકૃતિપુરુષના રૂપકથી નિષ્પન્ન થાય છે. આ વિરોધી અભિપ્રાયોનું અહીં સમાધાન કરવું અશક્ય છે. હાફિઝનાં કાવ્યો વિષે દલીલ કરવી પણ એટલી જ અશક્ય છે; કારણ કે આપણા પ્રતિપક્ષીઓ કહેશે કે અત્યંત વિલાસિતાને લીધે એવું કાવ્ય મહાન બન્યું છે; અને આપણે કહીશું કે સુફી ફિલસુફીને લીધે એમ થયું છે, પણ પ્રતિપક્ષીઓના મતને સંપૂર્ણ સમર્થન આપે એવા દાખલા આપણે લઈએ.

છઠ્ઠા સૈકામાં ગ્રીક કવિ એનેક્રિઓને પ્રેમ અને મદિરા ઉપર ગીતો લખ્યાં અને તેમાં નીતિનો લેશ પણ ઉલ્લેખ નથી, છતાં આ ગીતોએ જગતને ખળભળાવી મૂક્યું છે. સત્તરમા સૈકામાં રોબર્ટ હેરિકે અંગ્રેજી સાહિત્યમાં એ જ પરાપૂર્વના " પ્રેમ, યૌવન, કુસુમ, અને માણિક્ય જેવા રક્ત મદિરા "ના વિષય ઉપર બહુ જ ખુલ્લી અને નિઃસંકોચ રીતે લખ્યું; અને તે ગીતોના મોહક કોમળ સંગીતની મનોહરતાની ના પાડવી અશક્ય છે. એડ્વર્ડ ફિટ્ઝરલ્ડે ઓમર ખય્યામની રૂબાયતોનો અનુવાદ આપ્યો; જે ઈશ્વરને તરંગી સિતમગર માનતો, જે માણસને નિર્દય કિસ્મતના હાથનાં પુતળાં માનતો, જે મૃત્યુ સિવાય આ દુનિયામાં માણસ કાંઈ જ જાણી ન શકે એમ માનતો અને જે એટલા માટે આપણને વિલાસી અને મદિરાસક્ત બનવાનું કહેતો. આવી પામર ફિલસુફી છતાં તે ચોપડી સુવર્ણથી બંધાય છે અને એક વખત અંગ્રેજી સાહિત્ય ઉપર તેની પ્રબળ અસર થઈ હતી. એવી જ રીતે શેલી ઉપર પણ કેટલાંએ વાંધાવાળાં કાવ્યોની વિરુદ્ધ ટીકા થયેલી છે. જે. સી. શાર્પ કહે છે કે શેલી નાસ્તિક છે; નીતિ અનીતિ તરફ ઉદાસીન છે; તેનામાં નીતિ અનીતિની બુદ્ધિ નથી; તેની ફિલસુફી વિષમય અને નિરાશાજનક છે. તેનું કાવ્ય મૃગજળ જેવું મિથ્યા છે અને તે માત્ર જુવાનોને જ આકર્ષી શકશે પણ સર્વ કાળ રહેશે નહિ. છતાં શેલી અંગ્રેજી સાહિત્યની ટોચે ઉભેલો છે અને તેના કાવ્યની સરસતાથી જ એ પુરુષ ટીકાકારો ઉપર પણ સત્તા ચલાવે છે; જો કે તેનું કાવ્ય સ્વપ્ન જેવા અવાસ્તવિક ઉપાદાનનું બનેલું છે. આવા વિકટ વિકલ્પો આપણી સમક્ષ આવીને ઉભા રહે છેઃ જો આપણે એમ ધારીએ કે અનીતિમય કાવ્ય પણ જીવતું રહેવાને યોગ્ય છે તો આપણે આપણી હાર કબુલ કરીએ છીએ; બીજી તરફ જોતાં આવા ઉત્તમ કાવ્યની આપણે કદર ન કરી શકીએ તો શીંગડા પૂંછડા વિનાના પશુ ગણાવાનો પ્રસંગ આવે છે.

દરેક વસ્તુનું મહત્ત્વ તેનાથી સિદ્ધ થતા પ્રયોજન ઉપરથી અંકાય છે. વસ્ત્રો સુંદર હોય તોપણ શરીરને મોટાં કે નાનાં પડતાં હોય તો તે ફેંકી દેવાં પડે; અર્થાત્ વસ્ત્રનો હેતુ વસ્ત્ર નથી પણ શરીરે પહેરવાનો છે. તેવી જ રીતે શરીર પણ તે શણગારવા માટે આપ્યું નથી; પણ તે દ્વારા જીવ મોક્ષ મેળવે એટલા માટે આપ્યું છે. જીવ પણ જીવને માટે આપ્યો નથી, પણ કર્તા સાથેનો તેનો અભેદ અનુભવવા માટે આપ્યો છે. ત્યારે કલા માત્ર કલાના હેતુ માટે જ, કલ્પનાના વિહારોથી, રંગબેરંગી થીગડાંથી ક્ષણજીવી પરપોટા જેવી સત્ત્વશૂન્ય, હળવી, નશ્વર; અને રંગબેરંગી સુંદરતાથી માણસને રાજી કરવાને આપી હોય એ કેમ બને! કલા, જીવનને માટે, પ્રેમને માટે, નીતિને માટે, ટૂંકમાં કલા કરતાં કોઈ પણ ઉચ્ચતર વસ્તુને માટે આપવી જોઈએ; સર ટેલર કહે છે તેમઃ—

> " કલા, નકલ કે વિડંબનાના બોધ માટે નથી,
> પણ આપણાં જીવનમાંથી ઉચ્ચતર જીવન ઘડવાને."

કલાને હીન અને સ્વાર્થી વસ્તુઓ સાથે જોડવામાં આવે છે ત્યારે તે પોતે હીન બને છે એટલું જ નહિ પણ તે વ્યર્થ જાય છે. સર્પ રૂપાળું પ્રાણી છે પણ એ ઝેરી પ્રાણીનું રૂપ વૃથા છે, કારણ કે તેને જીવતાને કે મુવાને કોઈ લાકડીથી પણ અડે નહિ. દૂધ પ્યાલામાં હોય ત્યાંસુધી તેની કિંમત છે; તેને ગટરમાં રેડી દઈએ ત્યારે પણ તે દૂધ જ રહે છે પણ ખરાબ વસ્તુના સંગથી તેની કિંમત નાશ પામે છે. બાયરને 'ડોન જુવાન' નામનું અનીતિમય કાવ્ય લખીને પોતાની કવિત્વશક્તિ વ્યર્થ ગુમાવી છે. કારણ કે કોઈપણ તેને પુસ્તકાલયમાં રાખતાં પણ અંદેશો ખાય. મનુષ્યની હલકી દુર્વૃત્તિઓની ખુશામત કરવા આવી ઈશ્વરદત્ત શક્તિઓનો ઉપયોગ થાય તે અતિ શોચનીય અપવ્યય છે. નીતિ વિનાની કલા શેક્સપીઅરની 'ઓફિલિયા' જેવી છેઃ સુંદર પણ ગાંડી; નીતિ વિનાની કલા બાઈબલના 'સૅમ્સન ઍગોનિસ્ટિસ' જેવી છેઃ મહાકાય પણ આંધળી. ઓફિલિયા અને સૅમ્સન બન્ને પોતાનું ઐહિક જીવન આત્મઘાતથી પૂરું કરે છે અને નીતિ વિનાની કલા એ કલાનો આત્મઘાત છે. નીતિ વિનાની કલા એ કલાની સ્વાર્થમયતા છે, કલાની પાપમયતા છે. નીતિ વિનાની કલા એ કલાનો વ્યભિચાર છે, કલાનું વંધ્યત્વ છે, જે જે જીવનપ્રદ તત્ત્વો કલાના પોષણ માટે કલામાં હોવાં જોઈએ તે સર્વેની વંચના છે.

તેમ છતાં કલા એ માત્ર નીતિ નથી. જ્ઞાન કે ઉપદેશ આપવો એ તેનું કામ નથી. કલાનું કામ સૌંદર્ય અને આનંદ પ્રત્યક્ષ કરી બીજાઓને પ્રત્યક્ષ કરાવવાનું છે. પણ શારીરિક સૌંદર્ય, કેવળ સ્થૂલ ઇન્દ્રિયોને આનંદ આપતું સૌંદર્ય, પ્લેટો કહે છે તેમ, સૌંદર્યનો હીનમાં હીન પ્રકાર છે; તેનો ઉત્કૃષ્ટ પ્રકાર ચેતસિક છે, આધ્યાત્મિક છે, અને મહાન કલાકારે એ તરફ પોતાની દૃષ્ટિ વાળવી જોઈએ. કોઈ પણ કૃતિમાં નીતિ ન હોય તો પણ તે કલાત્મક હોઈ શકે પણ તેમાં આનંદ અને સૌંદર્ય ન હોય તો તે કલા જ ન ગણાય. પણ નીતિ કલામાં પરોક્ષ રીતે અને અજ્ઞાત રીતે પ્રવેશે છે, તે સૌંદર્ય અને આનંદદ્વારા વ્યક્ત થાય છે, પણ તેને હાનિ કરતી નથી. ડ કવીન્સી કહે છે કે સમુદ્રો અને પર્વતો આપણને શારીરિક અને માનસિક આરોગ્ય આપે છે તેમ કલા પણ ઊંડાણમાં વ્યંજનાથી બળ પોષી નીતિની પ્રેરણા કરે છે. સર્વ મહાન કલામાં નીતિના ભંડાર ભરેલા હોય છે. બાઈ-

બચપણમાં આખ્યાયિકા સાંભળીએ છીએ કે એક મૂર્ખે નદીની રેતી ઉપર નિરાંતે એક સુંદર ઘર બાંધ્યું; પણ પૂર આવ્યું અને આખું ઘર, તેના ઘડનાર મૂર્ખ માણસ ઉપર પડ્યું. બીજી બાજુ એક ડાહ્યો માણસ હતો. તેણે ઘણી જ મહેનત કરીને પર્વતના શિખર ઉપર ઘર બાંધ્યું; અનેક વાર પૂર આવી આવીને ચાલ્યાં ગયાં પણ ઘરને ઇજા થઈ નહિ. મહાન કલા નીતિના સંગીન ડુંગરા ઉપર બાંધેલો પ્રાસાદ છે અને ટીકાના પૂરની સામે તે સદાકાળ ટકી રહે છે.

૮—અમે ધારીએ છીએ કે ધર્મ, નીતિ, કલા વગેરેને નોખાં નોખાં ખાનાંમાં સજ્જડ પૂરી રાખવાં એ ભૂલ છે; કારણ કે જીવનમાં તે બધાં ખરેખર ભેગાં હોય છે. માથાને જો ધડથી જુદું કરીએ તો બન્ને નિર્જીવ થાય છે અને બહુ બહુ તો તે માત્ર મરણોત્તર તપાસના કામમાં આવી શકે. ફક્ત માથાને ધડ ઉપર રહેવા દો એટલે તમારી સમક્ષ તે માણસ થઈને ઉભો રહેશે જેને ઈશ્વરે પોતાની આકૃતિ અનુસાર બનાવ્યો છે અને જે આજસુધી અસિદ્ધ રહેલી ભવિષ્યની સર્વ દૈવી સંપત્તિનો વારસદાર છે. ફક્ત માથાને ધડથી જુદું ન કરો પણ કુદરતમાં જેમ બને તેમ એને રહેવા દો એટલે તમે માણસનો સમગ્ર સાક્ષાત્કાર કરી શકશો જે બનવા કાળ હોય તો કોઈ પ્લેટો, હોમર કે જીસસ ક્રાઇસ્ટ નીવડી જાય. કલાને નીતિની જોડે મૂકીએ ત્યારે જ તેના ગર્ભમાં રહેલું સત્ત્વ આપણે ઓળખી શકીએ. કેટલાએક માને છે કે કલાને નીતિથી વિભક્ત કરવાથી તે ફાલે છે. અમને લાગે છે કે એમ કરવાથી કલાનું પતન માત્ર વહેલું થશે કારણ કે કલાના વૃક્ષનાં નીતિનાં મૂળ કાપી નાંખીએ ત્યારે કલા તરંગી અને નાજુક ઉગે છે અને તેનું પૂર્ણ સત્ત્વ અતિ લાલિત્યમાં ગુમ થઈ જાય છે. રામાયણમાં અહલ્યાને કુપિત થયેલા તેના પતિ ઋષિ ગૌતમે શાપીને શિલા બનાવી દીધી હતી; પણ રામચંદ્રના પાદસ્પર્શથી તે તુર્ત સજીવન થઈ ગઈ. નીતિ વિનાની કલા શિલા છે; કદાચ સંગેમરમર જેવી ઘણી જ સુંદર: પણ નિર્જીવ તે નિર્જીવ જ. પણ આ શિલાની અહલ્યા કરવા માટે, આ શિલાની પ્રતિમામાં જીવ લાવવા, દૈવી રસાયણની જરૂર છે અને તે નીતિમાંથી મળે છે; તેના વિના કલાની મહાન કૃતિઓનો વિચાર કરવો મિથ્યા છે.

આપણે હિંદીઓએ કલામાં હંમેશાં એક ઉચ્ચ ધ્યેયનું અનુકરણ કર્યું છે; તેથી આપણી કલાનાં કૌશલ્યને હાનિ થઈ છે છતાં, આપણો કલાકાર ઉચ્ચ ધ્યેયને પોતાની આંખ સામે હંમેશાં રાખે છે અને દરેક ક્ષણે તેને ભાવનામાં સિદ્ધ કરવા તલસે છે. તેથી સ્વાભાવિક રીતે તેનું ચારિત્ર્ય પણ ઉન્નત થાય છે. હિંદીઓ હંમેશાં કલાનું ગૌરવ સ્વીકારતા. ડૉ. આનંદકુમાર સ્વામી કહે છે કે હિંદી શિલ્પકાર પ્રથમ અર્ધ્ય આપતો, ધાર્મિક ક્રિયાઓ કરતો, પોતાનો અહંકાર દૂર કરીને એકાગ્રતાથી લાંબો કાળ ધ્યાન કરતો અને ત્યારે જ જે આદર્શને તે પત્થરમાં સાકાર કરવા પ્રયત્ન કરતો હતો તે આદર્શનું દર્શન કરવા પામતો. હિંદીઓને મન કલા એક ધર્મની બાબત છે. (કઈ વસ્તુ હિંદીઓને મન ધર્મ નથી ?) હિંદીઓને મન કલા પવિત્ર છે અને ઉચ્ચ ચિંતનમાંથી તે ઉદ્ભવે છે. તેમની ગમે તેવી નિરંકુશ કલ્પનામાં પણ કલા, નીતિથી વિયુક્ત થઈ શકે એમ તેઓ વિચારી શક્યા નથી. એટલું જ નહિ પણ હિંદીઓએ વિરુદ્ધ કોટિની ભૂલ કરેલી છે. લોંજાઈનસ કહેતો કે ભવ્યતા એ ભવ્ય આત્માનો પડઘો છે; તેમ હિંદીઓ પણ કહે છે કે શુદ્ધ ચારિત્રવાન કલાકાર જ

શુદ્ધ કલાને સરજી શકે. ગટે પણ માને છે કે નીતિને કલામાં મૂર્તિમન્ત કરવાની સૌથી સારી રીત એ છે કે કલાકાર પોતે મહાનુભાવ પ્રકૃતિનો હોવો જોઈએ, તેનું જીવનદર્શન હીન, પ્રાકૃત કે અન્યાયી ન હોવું જોઈએ. અલબત, અશુદ્ધ ચારિત્રના લોકોએ મહાન કલાની કૃતિઓ કર્યાના દાખલાઓ છે પણ એ દાખલાઓને માટે શોક ઘટે છે; તેનું અનુકરણ કે સ્તુતિ ઘટતી નથી. હિંદીઓનો મત કદાચ સર્વ પ્રસંગે યથાર્થ નહિ હોય (કારણ કે તેના અપવાદો છે અને થયા જ કરશે) અને છતાં એ સો એ સો ટકા ઉદાત્ત અને ઉન્નત છે. રવીન્દ્રનાથ પોતાના વસન્તોત્સવ (Cycleof Spring) માં કહે છે: "અમે કવિઓ મનુષ્યોને વાસનાથી મુક્ત કરીએ છીએ" અર્થાત્ કલાકારો આ પરિમિત સંસારનાં બંધનો વીસરાવે છે અને સનાતન સત્ય સાથે જે અદૃશ્ય સંબંધોથી આપણે જોડાયેલા છીએ તે પ્રગટ કરીને અનંતની સાથે આપણને એકતાર કરે છે. મુંબાઈમાં છેલ્લી ગૂજરાત સાહિત્ય પરિષદમાં 'લલિતકલા' ઉપર આપેલા વ્યાખ્યાનમાં સર મનુભાઈ નંદશંકર મહેતાએ 'સચ્ચિદાનંદ' એ એક જ શબ્દમાં હિંદી કલાની ભાવનાનું રહસ્ય કહ્યું હતું. કલા કેવળ સત્ એટલે સત્ય નથી, પણ એ સત્‌નું કલાદ્વારા દર્શન થવું જોઇએ, સુંદર ચેતન (ચિત્)થી તે સ્વરૂપમાણ થવું જોઈએ. અને એ સત્ અને ચેતનના યોગથી આનંદ ઉત્પન્ન થાય છે. આ આનંદનો અનુભવ કરાવવો એ હિંદીઓની કલાભાવના છે. કોઈ કોઈવાર મહાભારતનો એક મહારૂપક તરીકે અર્થ કરવામાં આવે છે. પાંચ પાંડવો પાંચ સદ્‌ગુણો હતા. તેમાં યુધિષ્ઠિર સત્ય, ભીમ શારીરિક બળ, અર્જુન મનુષ્યની શક્તિ, સહદેવ દૂરદર્શિતા, અને નકુળ કળાનું સ્વરૂપ મનાય છે. તેમાં યુધિષ્ઠિર પાંચે ભાઇઓને આજ્ઞા કરતો હંમેશાં જણાય છે. નકુલ એટલે કળાએ યુધિષ્ઠિર એટલે સત્યની સત્તાનો ઈનકાર કે અનાદર કર્યો હોય એવો એક પણ પ્રસંગ મને યાદ નથી. એટલે જો મહાભારત મહારૂપક હોય તો તેનું વક્તવ્ય એવું છે કે નીતિ એ કલા તેમ જ બીજી બધી શક્તિઓનો શિરોમણિ છે; અને મહાભારતનો નિર્ણય તે હિંદુસ્તાનનો નિર્ણય છે.

પશ્ચિમમાં પણ પ્રાચીન કવિઓ ફિલસુફો પણ હતા. તેમણે ઉપદેશ પ્રત્યક્ષ આપ્યો નથી પણ પોતાના દર્શનની ગહનતા, શુચિતા અને વિશાળતાથી આપ્યો છે. એરિસ્ટોટલના કાવ્યશાસ્ત્રના અભ્યાસ ઉપરથી પ્રોફેસર બુચર તર્ક કરે છે કે એરિસ્ટોટલનો અભિપ્રાય નીતિ અને કલાનો ભેદ કરવાનો અને કલાનું પ્રયોજન, આનંદનો અનુભવ, નિરૂપવાનો હતો. પણ પ્રોફેસર જે. સી. કૉલીન્સ 'કાવ્યના યથાર્થ ધર્મો'ના નિબંધમાં પ્રોફેસર બુચરનું ખંડન કરે છે અને કહે છે કે 'કાવ્યનું પ્રયોજન માત્ર આનંદ નહિ પણ ઉચિત આનંદ છે' એમ એરિસ્ટોટલે પ્રતિપાદન કર્યું હતું. અને એવો આનંદ નીતિથી વિસંવાદી હોઇ શકે નહિ. હોરેસને, ક્રિસિપસ કરતાં, કવિ હોમર વધારે મોટો ફિલસુફ જણાયો અને મિલ્ટનને સ્કોટસ અને એક્વિનાસ શાસ્ત્રકારો કરતાં સ્પેન્સર વધારે મોટો ઉપદેશક લાગ્યો એ સમજવા જેવું છે. પ્રો. કૉલીન્સ એરિસ્ટોફેનિસનું વચન અવતારે છે કે બાળકોને શિખવવાને શિક્ષકો હોય છે અને મોટાના શિક્ષકો કવિઓ છે. વર્ડ્‌ઝવર્થ કહેતો કે 'મને કહેવો હોય તો કવિ કહો, નહિ તો કશું નહિ.' બ્રાઉનિંગ કહેતો કે 'કવિએ માણસો માટે લખવું

ન જોઇએ પણ અનંત જ્ઞાન તરફ-જે ભાવના તરફ તે પોતે જવાબદાર છે, તેના તરફ-દષ્ટિ રાખીને લખવું જોઇએ. 'ગાયક' ( The singers ) નામના મનોહર કાવ્યમાં લૉંગફેલો કહે છે:—

" પ્રભુએ પોતાના ગાયકો પૃથ્વી પર મોકલ્યા
ગમી અને આનંદનાં કાવ્યો સાથે;
એટલા માટે કે તેઓ મનુષ્યોનાં હૃદયોને સ્પર્શ કરે,
અને ફરીથી તેમને સ્વર્ગમાં લાવે. "

નીતિ વિનાની કલાના મતને પશ્ચિમના આ સર્વ લેખકો સ્પષ્ટ રીતે જુદી પાડે છે.

(મનુષ્યહૃદયમાં સૌંદર્યનો પડઘો તે કલા, એવી આપણે કલાની વ્યાખ્યા આપીએ છીએ. એ અવ્યાખ્યેય શબ્દની અનેક વ્યાખ્યાઓમાંથી એક અહીં ખાસ કરીને લાગુ પડે છે. 'ભવ્યતા અને સૌંદર્ય'ના નિબંધમાં બર્ક કહે છે કે 'સૌંદર્ય એટલે સાક્ષાત્ પ્રેમની પ્રેરણા કરનારો ધર્મ.' બુદ્ધિ નિર્ણય કરે એટલી વાર સૌંદર્યને ગ્રહણ થતાં રોકાવું પડતું નથી; પણ જેમ બરફ કે અગ્નિ સાક્ષાત્ ઉષ્ણ કે શીત લાગે છે તેમ તે પણ તત્ક્ષણ પ્રેમ ઉત્પન્ન કરે છે. કાલિદાસના 'કુમારસંભવ'માં પાર્વતી પોતાના સૌંદર્યથી શિવના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે અને નિષ્ફળ જાય છે પણ કામદેવ ધ્યાનમગ્ન શિવ ઉપર શર-સંધાન કરે છે ત્યારે જ શિવમાં પ્રેમ ઉત્પન્ન થાય છે. તેથી કાલિદાસ પાર્વતી પાસે કહેવ-રાવે છે કે મારૂં સૌંદર્ય અપૂર્ણ હોવું જોઇએ, નહિતર સંપૂર્ણ સૌંદર્યથી શિવના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થયા વિના રહે નહિ.) પૃથ્વી ઉપર કદરૂપા પાપનો ભાર અત્યારે એટલો બધો વધી ગયો છે કે ખરી સુંદરતા માટે તે પોકાર કરે છે. પૃથ્વી એટલી બધી ખૂનથી ખરડા-યેલી છે કે તે આતુરતાથી પ્રેમને માટે તલસે છે. કલા તેને સુંદરતા અને પ્રેમ બન્ને આપી શકે. સર્વદેશીય પ્રેમને માટે રાજકારણમાં પ્રજામંડળ મારફત, અને સમાજમાં સામ્યવાદના અનેક પ્રકારના પ્રચાર દ્વારા, દુનિયાં પ્રયત્ન કરે છે; તથા તુલનાત્મક ધર્મના અભ્યાસથી અને અનેક પ્રકારની મંડળીઓથી પૂર્વ અને પશ્ચિમના માણસોને નિકટ સહવા-સમાં લાવવા પ્રયત્ન કરે છે. આ મહાન હિલચાલમાં કલા પોતાનો ભાગ આપશે કે પ્રયોજનહીન સુંદરતામાં મચી રહેશે? કલાધરો, પૈગંબરો, ફિલસુફો કે રાજદ્વારી પુરુષો જેટલા મહાન ન હોય છતાં તેઓ પોતાના મર્યાદિત ક્ષેત્રમાં એક વાતું કરી શકે: સમસ્ત દુનિયાંમાં સુંદરતા શોધવાનો પ્રયત્ન કરતાં, સુંદરતા પ્રેમથી અવિયોજ્ય છે એમ સમજતાં તેઓ સ્વાભાવિક રીતે આખા વિશ્વ તરફ પોતાનો પ્રેમ વિસ્તારવા તરફ વળશે. કલાકારો પોતાના હૃદયમાં બ્રાઉનીંગના ઉદાત્ત ઉદ્ગારો સાંભળશે:—

"સર્વ સૌંદર્યમય છે, અને એ જ પ્રેમ છે, અને પ્રેમ એ જ ધર્મ છે, એમ સમજતાં."

દુનિયામાં સર્વત્ર સૌંદર્ય પ્રત્યક્ષ કરવું એ જ જો કલાકારોનો ધર્મ હોય તો તેમનાં હૃદયો સ્વાભાવિક રીતે જ દુનિયાનો પ્રેમ ઝીલશે અને એ રીતે દુનિયાંમાં માધુર્ય અને પ્રકાશ વિસ્તારશે. તેમણે પોતાની નજર આગળ આંતરરાષ્ટ્રીય ભ્રાતૃભાવનું અને **વસુધૈવ કુટુમ્બકમ્**નું ધ્યેય રાખવું જોઇએ. બુદ્ધ અને ક્રાઇસ્ટના ભવ્ય પેગામો હજી દુનિયાંમાં સિદ્ધ કરવાના છે એમ યાદ રાખવું જોઈએ. પોતાના ઉમદા પ્રયોજનમાં તેણે શ્રદ્ધાપૂર્વક પગલાં ભરવાં જોઈએ અને આખી દુનિયાં આનંદ, સૌંદર્ય અને પ્રેમથી ભરાઈ જાય નહિ ત્યાં સુધી તેમણે પોતાનું ટાંકણું, પીંછી કે કલમ હેઠે મુકવી ન જોઈએ.

ફિરોઝ કા. દાવર

# બાવીસમી સદીનું પ્રભાત: બે દશ્યો

૧

એલીસબ્રિજ ટાઉનના એક સુંદર મકાનમાં, રાત્રિના લગભગ બાર વાગે ત્રણ ગૃહસ્થો બેસીને વાતચીત કરી રહ્યા હતાઃ ત્રણમાંથી એક પ્રૌઢ વયનો, કાંઈક ગંભીર લાગતો પુરુષ હતોઃ જ્યારે બીજા બે લગભગ સરખી વયના ઉછરતા જુવાનીઆ હતા.

'બાપુજી! વાંચ્યું કે ?—' એમાંના એકે કહ્યું.

પ્રૌઢ માણસે કાંઇક ખિન્નતાથી ઉત્તર વાળ્યોઃ 'હા! હવે રહીસહી છેલ્લી સંસ્કૃતિ વિનાશ પામી ગઈ.'

બન્ને જુવાન એક બીજા સામે જોઇ હસ્યાઃ પ્રૌઢ પુરુષે તે જોયું, પણ ન જોયું કરીને બોલ્યાઃ

'એવું છે રામભાઇ! આજે તમને, આ ધારાથી, ભારે આનંદ થાય છે. એનું પરિણામ જોશો ત્યારે ખિન્ન થશો.'

'પણ બાપુજી! તમને એમ લાગતું નથી કે,' સ્ત્રીકેળવણી માટે એ પગલું અત્યંત આવશ્યક હતુંઃ આપણે સ્ત્રીઓને ચુલામાં ને ચુલામાં જ રાખવા માગીએ છીએ એ વાત ક્યાં સુધી નભે ?'

વૃદ્ધે એક નિઃશ્વાસ મૂક્યોઃ કાંઇ ઉત્તર આપ્યો નહિ, પણ તે જુવાનના જવાબથી અસંતોષ પામ્યો હતો.

'રિપોર્ટ બીજું શું કહે છે?'

'બીજું કાંઇ જ નહિઃ લગ્નને કરાર રૂપે એક વરસના અજમાયશ તરીકે, ગમે તે જ્ઞાતિનાં અવિવાહિત સ્ત્રીપુરુષ વાપરી શકેઃ માત્ર એવી અજમાયશ લેનાર તરુણ સ્ત્રીપુરુષે સંતતિનિયમનનો સિદ્ધાંત બરાબર જાળવવો જ જોઇએઃ કોઇ સારા, 'ગવર્નમેન્ટ સર્ટીફાઇડ' ડૉક્ટરની મદદથી એ નિયમ જાળવી શકવાની ખાત્રી આપવી જોઇએ. બીજું, જે જે કુટુંબમાં, સ્ત્રીપુરુષ લગ્નવિધિથી જોડાય કે તરત જ તેમણે જૂદું રહેવું જોઇએ; અને ત્રીજું, કોઈ પણ સ્ત્રી ગવર્નમેન્ટને અરજી આપીને, રસોઇના કામમાંથી પોતાને મુક્ત કરવાની ધણીને ફરજ પાડી શકે. એવા સુશિક્ષિત કુટુંબના તરુણ સ્ત્રીપુરુષ 'ગવર્નમેન્ટ સર્ટીફાઇડ' હોટેલમાં અમુક ભાડાથી રહી, ને ખાઇ પી શકશે. આજે 'અમદાવાદી હોટેલ'માં નવાં પચાસ કુટુંબો એ રીતે રહેવા આવ્યાં!'

'આપણું સત્યાનાશ જશે!' વૃદ્ધે પોકાર કર્યો.

'આપણે, એક જ સપાટે ખૂબ પ્રગતિ કરી દીધી એમ મને લાગે છે. એમાં આપણી સ્ત્રીઓનું કલ્યાણ જ છેઃ પુરુષોનું તો છે જઃ સંયુક્ત કુટુંબની ઘરેડમાં હજારો સ્ત્રીઓ આપઘાત કરી રહી હતી. એ બધી વાત એક જ સપાટે છિન્નભિન્ન થઈ જશે.'

'અને હું—' બીજો જુવાન જે અત્યાર સુધી ચૂપ હતો તે બોલ્યો. પ્રૌઢે તેની સામે શંકાથી જોયું:

'અને શું તું?—શંકરભાઇ!—'

શંકરભાઇ રામભાઇથી નાનો હતો. બન્ને ભાઇઓ, પિતાને જૂના સિદ્ધાંતના માનીને મનમાં ને મનમાં ખૂબ ખીજાતા, તે આજે આ તક જોઇ, પોતપોતાના વિચારો વેગથી દર્શાવી રહ્યા હતા.

'અને હું' શંકર બોલ્યો: 'આજે જ એ ધારાનો લાભ લેવા માગું છું!'

'એટલે?—' પિતાએ અત્યંત દયાથી પોતાના પુત્ર તરફ જોયું. તેણે નજર ચૂકાવી.

એ જ વખતે, 'સાહેબજી! આપ છો નાં?–સારું થયું, નહિતર શોધવા પડત.' કરતો કને પોલીસ ઇન્સપેક્ટર ત્ર્યંબકલાલ, ને એક બીજા વકીલ જેવા જણાતા ગૃહસ્થે પ્રવેશ કર્યો.

'ઓ--હો—!' વૃદ્ધે આશ્ચર્યથી ખિન્નતા ભૂલીને તેને આવકાર આપ્યો: 'તમે ક્યાંથી ત્ર્યંબકલાલ?–કાંઈ કામે?'

'જી. હા જૂઓ' કહીને ત્ર્યંબકલાલે કેટલાક કાગળ કાઢ્યા: 'અરજદાર શંકર મનહરલાલ દીક્ષિત—એ કોણ?'

શંકર આગળ વધ્યો: 'હું પોતે!–'

બાપ આભો બનીને શું થાય છે એ જોઇ રહ્યો.

'તમે આ વકીલ હર્ષવદનના પુત્રી સુલક્ષણાને પરણ્યા છો કાં?'

'હા.'

'સુલક્ષણાની અરજી પરથી, ગવર્નમેન્ટ તેને ચુલાના કામમાંથી મુક્ત કરવા માગે છે. અને 'અમદાવાદી હોટલ'માં રૂમ નં. ૧૩૧૭માં, તેને અને તમારે માટે રહેવાની ગોઠવણ થઇ છે.' વૃદ્ધ પિતાએ, આશ્ચર્યથી શંકર તરફ જોયું. શંકરે, પોતાની સ્ત્રી માર્ફત નવા ધારાનો લાભ સૌથી પહેલાં જ લીધો હતો તે હમણાં જ કહી ગયો, તે વાત તેના પિતાને ખૂંચી રહી!–

'બરાબર છે' શંકરે હર્ષભેર જવાબ વાળ્યો.

'અને સાહેબ, આપ!–' પોલીસ ઇન્સપેક્ટર, શંકરના પિતા તરફ ફર્યો: 'આપની મીલ્કતનું તમામ 'લીસ્ટ' આજે જ રજુ કરો. આપ, જૂના મતના હો, ને તેથી, તમારા મતથી વિરુદ્ધ ચાલનારને, મીલ્કતમાંથી બાતલ કરો કે બીજી રીતે મીલ્કતનો વિનાશ કરો, તે ગવર્નમેન્ટ કાયદેસર રીતે અટકાવી શકે છે.'

દીક્ષિત મૂઢ બનીને સાંભળી રહ્યા: 'શંકર!' તે ગળગળા થઇને બોલ્યા: 'આંહી આપણે સૌ સાથે શું ખોટા હતા બેટા! તું મને પાળતો, હું તને જાળવતો: તારી વહુ પણ સારાં હતાં. આવું ન કર્યું હોત તો?'

'પ્રગતિ અને વિકાસ, પિતાજી! અટકાવી શકાતાં નથી!' શંકરે બેદરકાર ઉત્તર વાળ્યો.

દીક્ષિતે બીજા પુત્ર તરફ જોયું: 'બેટા! તું?'

'હું?—' રામભાઇએ ઉત્તર વાળ્યો: 'હું પછાત કેમ રહી શકું?–મેં 'અમદાવાદી હોટેલ'માં તમારા નામ પર, અમુક રકમ જમા મૂકી છે. તમે સુખેથી, રૂમ નં. ૧૩માં રહેજો ને ખાજો પીજો. બાકી, હું ધારું છું કે, હવે વધારે વખત, ઘર આંગણે ચૂલા રાખી,

હું પંચાત વર્ગમાં ખપવા માગતો નથી. દુનિયા ખૂબ આગળ વધી છે, ને હું ઘણો પાછળ છું. મારે ઝડપથી તેને પકડી પાડવી રહી. ચા–લો સાહેબજી!'

'અરે! રામ! ભાઇ!—'

'અમદાવાદી હોટેલ. રૂમ નં. ૧૩. તમે ત્યાં જાઓ, બધી સગવડ મળશે.'

'અને તું?—'

'હું ત્યાં જ રૂમ નં. ૧૫૩ માં છું.'

'અરેરે! આ ઘર?'

'આ ઘર વેચીને, સારૂં ફર્નીચર મંગાવવાની ગોઠવણ પણ થઇ ગઇ છે!'

'હેં!—'

'એ તો એમ જ થાય, પિતાજી! જૂનો જમાનો નવાને ન જ ઓળખી શકે. ચાલો હું જાઉં: શ્રીમતી મારી રાહ જોતી હશે. આપણે ઘણીવાર સાંજે તો મળવાના જ હોં કે?–હ–હલો–સાહેબજી.'

*

* *

૨

એલીસબ્રિજ પાસે આવેલી ગંજાવર 'અમદાવાદી હોટેલ'ના, નવમા મજલા પર, સત્તાવીશમા રૂમમાં, બે ત્રણ જુવાન માણસો ભેગા થયા હતા. એ રૂમના હમેશના રહેવાસી હિરણ્યકુમારના લગ્નોત્સવની તિથિ હોવાથી, આ મિત્રો આજે વિનોદ કરવા આવ્યા હતા. રૂમની બરાબર વચ્ચોવચ્ચ એક ગોળ ટેબલ હતું, અને તેની આસપાસ ગોઠવાઇને એક સ્ત્રી અને ચાર જુવાન માણસો બેઠા હતા. પાસે એક ખુણામાં બીજા ટેબલ પર, વિજળીના ચાર દીવા બળી રહ્યા હતા: ઉપરથી પંખાનો ધીમો અવાજ પણ આવતો હતો: અને સામેની ભીંતમાં ગોઠવેલા, વિજળીના યંત્રના પ્રતાપથી, આખી રૂમ હૂંફ ભરેલી લાગતી હતી.

બહાર માત્ર ત્રણ પ્રકારના અવાજો આવતા હતા: મોટરના, મોટરસાઇકલના અને ગગનમાં ચાંદનીમાં ખેલવા નીકળેલા કેટલાક વિમાનના.

'આજે તમારા લગ્નને એક વર્ષ પૂરૂં થાય છે નાં?...'

એક જુવાન, જેણે અમેરીકન ટાઇપના કોટ પાટલુન ને હેટ ચડાવ્યાં હતાં, તેણે પેલી સ્ત્રી સામે જોઇને પૂછ્યું.

સ્ત્રીએ જવાબ આપ્યો: 'હા!'

''અને પરિણામ?'

બધાએ આતુરતાથી સ્ત્રી સામે જોયું: તેણે પોતાની ડોક એક તરફ જરા નમાવી, થોડું હસી ને પછી ઉત્તર વાળ્યો:

'મને લાગે છે, ડૉક્ટર! કે તમારી મદદની જરુર પડશે. હિરણ્યકુમારનો સ્વભાવ મને અનુકૂલ નહિ પડે.'

ડૉક્ટર રોફથી હિરણ્યકુમાર સામે જોઇ રહ્યો: હિરણ્યકુમારે તેની નજર ચૂકાવી.

'સુવર્ણા! તેં બરાબર વિચાર કર્યો છે?–' હિરણ્યકુમારે સુવર્ણા તરફ ફરીને કહ્યું.

'હા' સ્ત્રીએ ટૂંકો પણ દઢ જવાબ વાળ્યો.

'સૂવર્ણા ! બરાબર વિચાર કરજે હો બેન !–'

'તમારા કરતાં હું મારું હિત વધારે સમજું છું ભાઈ !'

'બસ, ત્યારે પત્યું. એ આગ્રહનો વિષય જ ન હોઈ શકે.' ડૉકટરે, પોતાના ખીસામાંથી ઘડીઆળ કાઢી તેમાં જોતાં જોતાં કહ્યું: 'નવ ને પાંત્રીશ'!

'હં ! ચાલો ત્યારે, સૂવર્ણા બેન, તું આવે છે કે ?'

'હાસ્તો !–'

સૂવર્ણા બેઠી થઇ, તેના ભાઇએ હિરણ્યકુમાર સાથે હસ્તધુનન કરી લીધી, અને ડૉકટર પણ હાથ મીલાવીને ચાલતા થવાની તૈયારીમાં હતા, તેટલામાં અચાનક સાંભર્યું હોય તેમ તેણે પોતાના પાટલુનના ખીસામાં હાથ નાખ્યો, એક કાગળ ખેંચી કાઢ્યો, ને તે ટેબલ પર હિરણ્યકુમાર સામે ધર્યો.

'આ આપનો કરારલેખ સાહેબ !'

'ઑહ !'

'અને—' ડૉકટરે બીજા ખીસામાં હાથ નાખ્યો–'આ આપનું 'બીલ' સાહેબ !'

'યે–સ–કેટલું છે ?–શાનું છે ?'

'કેટલું છે તે કહું ને શાનું છે તે આપ જાણો છો: પંદરસો સાઠ, તેર આના, નવ પાઇ, સાહેબ !'

'બરાબર, સારું–' હિરણ્યકુમાર ખુરશી પરથી બેઠો થઇ, સૌની સાથે ચાલ્યો.

'અને–' ડૉકટરે પાછા ફરતાં કહ્યું: 'છેલ્લી પરીક્ષાનું બીલ—હવે આવશે.'

'છેલ્લી પરીક્ષા ?–'

ડૉકટરે પાટલુનના બન્ને ખીસામાં હાથ નાખ્યા, બીજા આગલા ભાગ પર ઉભા રહી શરીર લંબાવ્યું ને ભાષણકર્તાની ઢબે બોલ્યા:

'આપ જાણો છો સાહેબ !–કે આવાં વાર્ષિક કરારથી થયેલાં લગ્નને, ગવર્નમેન્ટના કાયદા પ્રમાણે, હમેશાં સંતતિનિયમનની દવા લેવાની હોય છે કે જેથી, વરસને અંતે, એક બીજાને અનુકૂલ ન પડે, ને આપ છૂટા થાઓ છો તેમ છૂટા થાય તો, તેમનાં સંતાનોની કોઇ જાતની ચિંતા-અનાથાશ્રમ, સરકાર કે સમાજ કોઇ પર ન રહે. તે પ્રમાણે હું હમેશાં એક વર્ષ સુધી સૂવર્ણાને તપાસી ગયો છું તે આપને વિદિત છે. કેમ સૂવર્ણા ?'

સૂવર્ણાએ હસતાં ડોકું ધૂણાવ્યું.

'જે તપાસને પરિણામે આજે તમે બન્ને નચિંત છૂટા થઇ શકો છો.'

'બરાબર, એનું આ બીલ તમે આપ્યું તે ?'

'જી હા.'

'પછી–બીજા બીલની શી વાત છે ? છેલ્લી પરીક્ષા–'

'એવું છે, સાહેબ, કે સૂવર્ણાને છેલ્લી વખત તપાસી લેવી પડશે, ત્યારપછી જ, તે બીજા વાર્ષિક લગ્નકરારમાં જોડાઈ શકશે.'

'ઑહ !–'

ત્રણે જણાં ચાલતા થયા. હિરણ્યકુમાર બારણા પાસે જ ઉભો.

'સાહેબજી !'

'જી હા. સાહેબજી !'

'સૂવર્ણા આવજો !'

'હા. આવજો !'

છેલ્લા શબ્દની પાછળ બારણું બીડાયું ને હિરણ્યકુમાર, ઉતાવળે ઉતાવળે ટેબલ પાસે પહોંચ્યો. બીલ જોવા મંડયો. 'પંદરસો સાઠ, તેર આના, નવ પાઈ.' ઘણું કહેવાય: ચાલો પત્યું કરીને, તે ખાટલા પર પડવાની તૈયારી કરવા લાગ્યો. તેટલામાં જ તેના બારણા પર ટકોરા પડયા.

હિરણ્યકુમાર સફાળો બેઠો થયો. પાછા ફર્યા કે શું એવી કુતુહલવૃત્તિથી તેણે ઉતાવળે બારણું ખોલ્યું. સામે ત્રેવીસ ચોવીસ વર્ષની એક સ્ત્રી ઉભેલી માલમ પડી.

'સૂવર્ણા બેન આવ્યાં છે કે ?–'

'ના. એ તો ગયાં.'

'કેમ ?'

'તેમને સ્વભાવ અનુકૂલ ન આવ્યો.'

'એમ ?–'

'તમે કોણ ?'

'હું. લક્ષ્મી. સૂવર્ણાની નાની બેન છું.'

'હા. હા. તમે તો મુકુન્દરાય સાથે, લગ્નવિધિથી જોડાયેલાં હતાં કાં ?'

'હા. પણ આજે જ અમારો કરાર પૂરો થયો છે. એમનો સ્વભાવ ઉગ્ર છે. અને ઉગ્ર સ્વભાવ એટલે રોગ.'

'બરાબર છે.'

'તમને સૂવર્ણા સાથે કેમ ન ફાવ્યું ?'

'મને, એનો સ્વભાવ બહુ ઠંડો લાગ્યો. મને જરા ઉગ્ર પ્રકૃતિ પર મોહ છે.'

'એમ, ત્યારે તો હું ઉગ્ર પ્રકૃતિ...'

'તમને ફાવે તો–'

'મને વાંધો નથી, તમે બીજે વચનથી બંધાયા ન હો તો.'

'ના. ના–' હિરણ્યકુમારે ટોકરી પર જ હાથ લગાવ્યો.

'હલો, કોણ ?–રામો,'

'હા'

'ડૉક્ટર સાહેબ દરવાજેથી નીકળી ગયા કે ?'

'જી ના.'

'જરા નીકળે તો પાછા મોકલજે.'

'કેમ ?–' લક્ષ્મીએ પૂછ્યું.

'તમારે છેલ્લી પરીક્ષા આપવી પડશે નાં ?–'

'હા. હા.'

# એશિયાનું ભાવિ

૧૮મી અને ૧૯મી સદીમાં એશિયા પર ગોરાઓની પ્રભુતા હતી, પણ એ પ્રભુતા કાંઇ સદા કાળને માટે તો ઓછી જ ટકે એમ છે ? આજે એ પ્રભુતા આથમતી હોય એવાં ચિન્હો જણાવા માંડયાં છે. રૂશિયા અને જાપાનનું યુદ્ધ એ આથમવાનું પહેલું ચિહ્ન. છેલ્લા મહાભારત યુદ્ધે યૂરોપને સખળડખળ કરી નાખ્યું; હવે પછીનાં યુદ્ધો એશિયાની શૃંખલા તોડશે—એશિયા સ્વતંત્ર બનશે.

છેલ્લા મહાભારત યુદ્ધથી યૂરોપને શીખામણ મળી હોય એમ દેખાતું નથી. ઉલટું યરોપના જૂદા જૂદા દેશોએ પોતાનું ખુશ્કી અને દરીઆઇ લશ્કર વધારવા માંડયું છે. જર્મનીનો ઘાટ ઉતાર્યા પછી ઈંગ્લાંડ અને રૂશિયા એક બીજાની સામે પહેલાંની જ માફક ધુરકવા માંડયા છે અને બોલ્શેવિઝમના બ્હાના હેઠળ બન્ને દેશો એશિયામાં એક બીજાની ઉપર આક્રમણ કર્યે જાય છે. આજે રૂશિયાની લડાયક શક્તિ પહેલાંના કરતાં ઓછી થઇ છે એટલે એ શસ્ત્રોને બદલે પત્રોનો મારો ચલાવે છે. ચીનમાં તો આ પત્રોના મારાથી નવી જ જાગૃતિનું શું પરિણામ આવશે એ કહી શકાય એમ નથી. સાથે સાથે એ પણ ચોક્કસ છે કે શાંગ્હાઇ જેવા કાચા સોનાના બંદરને ગોરાઓ એમને એમ, યુદ્ધ કર્યા સિવાય છોડી દે એ બને એમ નથી. ચીનાઓએ બૉયકૉટના શસ્ત્રથી હોંગકોંગના બંદરને ધૂળધાણી કર્યું છે. એ જ શસ્ત્રથી તેઓ બીજાં બંદરો પર પણ કાગડા ઉડાડે તો નવાઇ જેવું નથી. આજે જે રીતે ગોરાઓ જાપાનમાં રહે છે તે જ રીતે વીસ વરસની અંદર તેઓ ચીનમાં રહેતા થઈ જશે, પણ એ સ્થિતિ આવવાનાં પહેલાં ભારે કડવાશ અને ખૂનરેજી થવાની.

## હિંદુસ્તાન

હિંદુસ્તાનમાં ગ્રેટબ્રિટનનું રાજ્ય વધારે ને વધારે ડોલતું જાય છે. ગ્રેટબ્રિટનને બીજા કોઈ મોટા યુદ્ધમાં રોકાવાનો પ્રસંગ આવ્યો કે તરત જ એ રાજ્ય ઢળી પડનાર છે. ગ્રેટ-બ્રિટનની પરદેશ સાથેની રાજનીતિના મુદ્દા ત્રણ છેઃ (૧) યૂરોપની સામે પોતાનું રક્ષણ કરવું; (૨) એશિયાની શહેનશાહતનું રક્ષણ કરવું; અને (૩) અમેરિકા તથા ડુમિનિયનોને રાજી રાખવા. આ મુદ્દાઓ ઘણીવાર અંદર અંદર લડી પડે છે. દાખલા તરીકે, યૂરોપની અંદર પોતાનું રક્ષણ કરવા માટે ગ્રેટબ્રિટનને જર્મની સામે વેર બાંધવું પડયું અને એને જ માટે ૧૯૦૭માં રૂશિયા સાથે સંધિ કરવી પડી જેને પરિણામે એશિયા પરની હકુમતમાં ઘણી જ છૂટછાટ મૂકવાનો વખત આવ્યો. આ પહેલા અને બીજા મુદ્દા વચ્ચેનો વિરોધ. એશિયામાં પોતાનો પગ મજબુત કરવા કરવા માટે ગ્રેટબ્રિટને જાપાન સાથે સંધિ કરી. ખાસ કરીને હિંદુસ્તાનમાં બળવો જાગે તો જાપાનની મદદ મળી શકે એવો આ સંધિનો હેતુ હતો પણ અમેરિકા અને ડુમિનિયનોને આ સંધિ પસંદ પડી નહિ એટલે એ પડતી મૂકવી પડી. આ બીજા અને ત્રીજા મુદ્દા વચ્ચેનો વિરોધ. એશિયામાં લાલ રંગ ( બ્રિટિશ શહેનશાહત ) ફેલાય એ

વળી અમેરિકાને શાનું પસંદ હોય? અને અમેરિકાને, ગઈ લડાઇમાં આટલી બધી મદદ મળ્યા પછી, ખુશ રાખ્યા વિના ઇંગ્લાંડને છૂટકો ક્યાં છે? આથી જ હિંદુસ્તાનની ચળવળને નિર્દય રીતે દાબી દેતાં ઇંગ્લાંડનો હાથ ધ્રૂજે છે. આથી જ હિંદુસ્તાનની સાથે હિંદી સરકાર નરમી ગરમીથી કામ લઇ રહી છે.

આ કારણોને લીધે એમ લાગે છે કે ઘરમાં આગ લાગતાં ઇંગ્લેન્ડ હિંદુસ્તાનને જરૂર ખોઇ બેસશે. આ આફતમાંથી બચવાનો ઇંગ્લેંડને માટે એક ઉપાય છે: હિંદુસ્તાનની સાથે એ મોટા મનથી વર્તે અને એને ડુમિનિયન જેવું સ્વરાજ આપે. પણ આમ બનશે એમ મને લાગતું નથી. સંકટો વેઠી વેઠી બ્રિટિશોનું મન મોટું નહિ પણ ટૂંકું થયું છે અને આવી પરિસ્થિતિને માટે જે દીર્ઘદષ્ટિ જોઇએ તે બ્રિટિશ રાજનીતિજ્ઞોમાં રહી નથી.

આજે જેઓ જુવાન છે તેમની જ હયાતીમાં એશિયા યૂરોપની ધૂંસરીમાંથી છૂટશે એમ મને ચોક્કસ જણાય છે. એક અંગ્રેજ તરીકે મારા મનમાં ગમે તે ભાવો ઊઠે પણ આઝાદીના આશક તરીકે મારે કહેવું જોઈએ કે આ ફેરફારથી સૌ સારાં વાનાં જ થશે. મને ડર છે કે આ ફેરફાર આટલેથી જ નહિ અટકે. ઑસ્ટ્રેલિયા, સાઉથ આફ્રિકા વગેરે મુલકો આજે ગોરાઓના હાથમાં છે પણ તેમની આબોહવા ગોરાઓ કરતાં હિંદીઓ, ચીનાઓ અને જાપાનીઓને વધારે અનુકૂળ છે. જાપાન શક્તિસંપન્ન બનશે ત્યારે આ મુલકો મેળવવા જરૂર જંગ મચવશે અને એ વખતે એવું દારૂણ યુદ્ધ થશે કે યૂરોપિયનોને પોતાનું રક્ષણ કરતાં નવ નેજાં ઉતરશે; પણ આવી ઘટનાને હજુ વાર છે, છતાં ઘટના જરૂર એક દિવસ બનવાની છે એ નિઃસંશય છે.

એશિયા–યૂરોપનો આ વિગ્રહ જગજૂનો છે. આ ચીંચોડામાં એકવાર યૂરોપ ઊંચે તો એકવાર એશિયા ઊંચે એમ ચાલ્યા કરે છે, પણ એથી માનવજાતની પ્રગતિ થતી નથી, અવગતિ થાય છે. મને આશા છે કે એક એવો દિવસ આવશે જ્યારે યૂરોપ એશિયાને અને એશિયા યૂરોપને પોતપોતાની રીતે જંપીને બેસવા દેશે, પણ એ દિવસ હજુ ઘણો દૂર છે. પ્રજામંડળ–લીગ ઓફ નેશન્સ–આ વિગ્રહને શમાવી શકે તેમ નથી, કારણ કે તેનાં કારણ ઘણાં ઊંડાં છે. યૂરોપમાં જીવનનું ધોરણ ઊંચું છે; એશિયામાં વસ્તિ વધારે છે. અમેરિકા અને બ્રિટિશ ડુમિનિયનોમાં એશિયાવાસીઓની જે અટકાયત થાય છે તે ત્યાંના ટ્રેડ યુનિયનો અને મજૂરો તરફથી થાય છે. મૂડીદારો તો આવા સસ્તે દરે કામ કરનાર મજૂરોને ફૂલોથી વધાવે પણ ગોરા મજૂરોને એ પાલવે તેમ નથી. આથી એશિયામાં ચાલતાં ઘણાંખરાં કારખાનાંમાં યૂરોપની મૂડી રોકાઇ છે. ટ્રેડ યુનિયનોના મજૂરોને સીધા કરવા માટે એશિયાના ભૂખે મરતા મજૂરો યૂરોપીય મૂડીદારોના હાથમાં જબરું હથિયાર છે અને એ હથિયાર તેઓ વાપરે પણ છે. દિવસે દિવસે જેમ જેમ એશિયાનો હુન્નરઉદ્યોગ ખીલતો જાય છે તેમ તેમ તેની અને યૂરોપ અમેરિકાના હુન્નરઉદ્યોગ વચ્ચે હરીફાઇ જામતી જાય છે. પણ પશ્ચિમના જે દેશોમાં મજૂરોની સત્તા છે તે દેશો પોતાની બનાવટની ચીજો જે મુલકમાં ખપતી હોય તે મુલકમાંથી, આજે સાઉથ આફ્રિકા અને ઓસ્ટ્રેલિયા કરે છે તેમ, એશિયાની ચીજોને હાંકી કાઢવાનો પ્રયત્ન કરવાના અને આમાંથી વિગ્રહો સળગવાના. આથી જ્યાં સુધી એશિયામાં જીવનનું ધોરણ યૂરોપ જેટલું ઊંચું ન થાય અને મરણ પ્રમાણ યૂરોપ જેટલું ઘટે નહિ ત્યાં સુધી પૂર્વ અને પશ્ચિમનો મેળ નહિ ખાય તે નહિ જ ખાય.

ત્યાં સુધી યૂરોપીય મૂડીદારો એશિયાને ચૂસ્યા કરશે-અને યૂરોપના મજૂરો એશિયાના મજૂરોથી બીન્યાં કરશે.

મૃત જીવનની જરી પૂરાણી રીતોને વળગી રહે એશિયાને હવે ચાલે તેમ નથી. માનવજીવનના પ્રારંભકાળમાં રખડતા ભમતા મનુષ્યો એક જગ્યાએ ઠરીઠામ રહી ખેતી કરતા મનુષ્યોનો ઉપહાસ કરતા, એમની નિંદા કરતા, એમને ધિક્કારતા, છતાં આખરે તો ખેતીનો જ જય થયો. આજે એ ખેતીકારની સંસ્કૃતિના આદર્શો સાંચાકળાના આદર્શોથી વિરુદ્ધ છે. પણ છેવટે તો એ સાંચાકળાનો જ જય છે, કારણ કે સાંચાકળા વિના સ્વદેશનું રક્ષણ કરવું અશક્ય છે. આથી જગતમાં એક નવું ઔદ્યોગિક એકીકરણ સ્થપાશે જેથી બધા ભેદો અને ઉપભેદો ભૂલાઇ જશે, ભૂંસાઈ જશે અને જગત એકરૂપ બનશે. સાંચાકામ પર મનુષ્યનું પ્રભુત્વ થશે અને એ પ્રભુત્વથી મનુષ્ય સુખી થશે. *

બર્ટ્રાન્ડ રસેલ

---

## શિવ-સ્તોત્ર

[ રાગ ભૂપાલિ, ત્રિતાલ ]

[ આ ગીતો 'રાઇનો પર્વત' નાટક ભજવાયું તેમાંથી લીધાં છે. પ્રસંગોને અનુકૂલ શુદ્ધ શાસ્ત્રીય રાહો પંડિત વાડીલાલ શિવલાલે યોજેલા છે, જેઓ પ્રસિદ્ધ સંગીત વિશારદ ભાતખંડેના પટ્ટશિષ્ય છે. એ રાહ પ્રમાણે શબ્દાર્થની યોજના શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખે કરેલી છે. ]

જય યતિવર શિવ સંહર્તા, પુનિતા
અર્ધાંગ સદા ગિરિદુહિતા—જય ૦

જય તવ લોચન કામનું દાહક
પાવક પ્રેમનું જય શિરસરિતા
વિવિધ રૂપથી વ્યાપ્ત જગતમાં
એક મહાદેવ તું હિ પિતા—જય ૦



---

* મદ્રાસના 'હિંદુ' પત્રના વાર્ષિક અંકમાંથી ઉદ્ધૃત.

# વસન્તાવતાર

[ રાગ દેશ, તાલ દીંચ ]

સખી ! આવે આ સોડમ શેની,
આ સોડમ શેની
કે આંબા મ્હોરીઆ રે લોલ. ૧

સખી ! વાયે આ વાયરા કયાંથી,
આ વાયરા કયાંથી
કે મલયવન હાલીઆં રે લોલ. ૨

( સાખી ) *

કોનો ટહુકો આવતો ? કોયલ ગાન કરન્ત
કોનાં ચેતન ફોરતાં ? જામે માસ વસન્ત.

સખી ! હૈયે આ થનગન શેની,
આ થનગન શેની
કે મન્મથ ડોલતો રે લોલ.

* અસલ આ સાખીને બદલે નીચે પ્રમાણે હતું: પણ સૂરોના વૈવિધ્ય માટે સંગીતશાસ્ત્રીની સૂચનાથી સાખી મૂકી છે.

સખી ! આવે આ ટહુકો કોનો,
આ ટહુકો કોનો
કે કોયલ બોલતો રે લોલ. ૩

સખી ! ફોરે આ ચેતન કોનાં,
આ ચેતન કોનાં
કે મધુ માસ જામીઓ રે લોલ. ૪

# શિવ-સ્તોત્ર

[ રાગ ભૂપાલિ, ત્રિતાલ ]

સાં સાં
જ ય

ગ પ
ધ પ ગ રી | સા ધ સા રી | પ ગ ગ – | ધ ગ ગ રી
ય તિ વ ર | શિ વ સં ઽ | હ ર તા ઽ | પુ નિ તા ઽ |
૦ ૩ × ૨

પ સાં સાં પ
ગ પ ધ સા | ધ પ ગં રી | ગં રીં સાં રીં | સાં ધ સાં સાં
અ ઽ ધા ઽ | ગ સ દા ઽ | ગિ રિ દુ હિ | તા ઽ જ ય |
૦ ૩ × ૨

અંતરો

પ સા
ગ ગ ગ ગ | પ – ધ ધ | સાં – સાં સાં | સાં રીં સાં સાં
જ ય ત વ | લો ઽ ચ ન | કો ઽ મ નું | દા ઽ હ ક |
૦ ૩ × ૨

સાં
સાંધ ધ ધ | સાં – રીં રીં | સાં રીં ગં રીં | રીં સાં ધપ ગ
પા ઽ વ ક | પ્રે ઽ મ નું | જ ય શિ ર | સ રિ તાઽ ઽ |
૦ ૩ × ૨

પ ગ
ગ ગ ગ રી | ગ ગ ધ પ | રી – રી સા | સા રી સા –
વિ વિ ધ રૂ | ઽ પ થી ઽ | વ્યા ઽ પ્ત જ | ગં ત માં ઽ |
૦ ૩ × ૨

સાં – ગં રીં | સાં – પ ધ | રીં સાં ધ પ | ગ – સાં સાં
એ ઽ ક મ | હા ઽ દે ઽ | વ તું હિ પિ | તા ઽ જ ય |
૦ ૩ × ૨

## વસન્તાવતાર

[ રાગ દેશ, તાલ હીંચ ]

નિ સા
સં ખી

સા              મ
નિસા રી રી – રી – રીમ પનિ ધ પ પ ધ
આઽ ઽ વે ઽ આ ઽ | સોઽ ઽઽ ઽ ઽ મ ઽ |
×               ॰

પ              સાં
મ ગ રી – રી – નિ – ધ પ પ ધ
શે ઽ ની ઽ આ ઽ | સો ઽ ઽ ઽ મ ઽ |
×               ॰

પ              મ    ધ
મ ગ રી – રી – રી પ મ પ – –
શે ઽ ની ઽ કે ઽ | આં ઽ ઽ બો ઽ ઽ |
×               ॰

    મ          મ    રી
– – રી પ મ ગ રી ગ રી નિ – –
ઽ ઽ મ્હો ઽ રી ઽ | ઓ ઽ ઽ રે ઽ ઽ |
×               ॰

નિ
સા – – – – – – – – – – નિ નિ
લો ઽ ઽ ઽ ઽ ઽ | ઽ ઽ ઽ ઽસ સ ખી |
×               ॰

સાં              સાં
નિ – સાં – સાં – નિ સાં રીં નિ ધ નિ
વા ઽ યે ઽ આ ઽ | વા ઽ ઽ ય રા ઽ |
×               ॰

– ધ              પ
પ – મગ રી મ પ સાં નિ ધ નિ
* અસલ એ.ઽ આઽ ઽ | વા ઽ ઽ ય રા ઽ |
                ॰

સૂચનાથી સાખી મૂકી છે.

સખી ! આવે આ ટહુકો કોનો,
આ ટહુકો કોનો
કે કોયલ બોલતો રે લોલ. ૩

સખી ! ફોરે આ ચેતન કોનાં,
આ ચેતન કોનાં
કે મધુ માસ જામીઓ રે લોલ. ૪

નિ
સા
સો......૫૦

(સાખી)

સાં સાં સાં સાં
નિ - નિ - નિ નિ નિ - નિ સાં નિ સાં - - -
કો ઽ નો ઽ ૨ હુ કો ઽ આ ઽ પ તો ઽ ઽ ઽ

મ
નિસાં રીં નિ ધ પ ધ મ મ મ ગ રી મ - - -
ઽઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽઽઽઽઽ

પ સા મં
મ - પ પ નિ - ધપ ધ પ - - - - - - પ
કો ઽ ય લ ગાં ઽ નઽ ક રે ઽ ઽ ઽ ઽ ઽ ઽ ત

પ મ
પધ પધ મ ગ રી - રી રી સારી મપ નિસા નિ સાં - -
હોઽ ઽઽ નાં ઽ ચે ઽ ત ન કોઽ ઽઽ ઽઽ ર તાં ઽ ઽ

મ
નિસાં રીં નિ ધ પ ધ મ મ મ ગ રી - - -
ઽઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽ ઽઽઽ

પ સા મ પ
ગ - પ - નિ - ધપ ધ પ - - મ પ નિ નિ
અઽમે ઽ માં ઽ સઽ વ સં ઽ ઽ ઽ ત સ ખી

સાં સા
નિ - સાં - સાં - નિ સાં રીં નિ પ નિ |
હૈ ઽ ચે ઽ આ ઽ | ધ ન ઽ ગ ન ઽ
× ૦

ધ પ
પ ધ પ - મગ રી મ પ સાં નિ ધ નિ
શે ઽ નીઽ આઽ ઽ | ધ ન ઽ ગે ન ઽ |
× ૦

ધ ગ મ પ
પ ધ પ - મ ગ રી રી પ મ પ -
શે ઽ નીઽ કે ઽ | મ ન ઽ મ થ ઽ
× ૦

મ મ રી
- - રી પ મ ગ રી ગ રી નિ - -
ઽ ઽ રો ઽ લ ઽ | તોઽ ઽ રે ઽ ઽ |

સા
સો......૫૦
×

# ભાવનગર છાત્રાલય સંમેલન

છાત્રાલય એ ગૂજરાતમાં પંદર વીસ વર્ષ જેટલી જૂની ચીજ થઇ, એટલે હમણાં ભાવનગરમાં જે સંમેલન ભરાયું તે જરાયે વહેલું નહોતું. આવું સંમેલન ભરવાનો વિચાર મોતીભાઇ જેવાએ કેટલાંક વર્ષો સેવ્યો, જગજીવનદાસ જેવાએ પાંચ વર્ષ સેવ્યો, નાનાભાઇ જેવાએ અઢી વર્ષ સેવ્યો અને અંતે સૌના સામટા સેવનથી પાર ઉતર્યો.

અથવા બધો જશ આટલા પુરસ્કર્તાઓને જ વહેંચી આપવો શા માટે? બોર્ડિંગો આજે જે ઢબે ચાલે છે તે જોતાં તો આવા સંમેલન માટે બોર્ડિંગમાં વસનારા એકેએક બાળકની આંતરડી અજ્ઞાત પણ રાત દહાડો ઝંખ્યાં કરી હશે? બિચારા ગૃહપતિઓની પ્રાર્થનાનો ફાળો પણ ઓછો નહિ જ હોય. મારા જેવો બેદરકાર કોઇક જ હશે કે જેણે પોતાનો નિબંધ પણ ચોથી કે પાંચમી નોટીસ પછી જ લખી મોકલ્યો! ગૃહપતિની અથવા જૂની ભાષામાં બોર્ડિંગ-સુપરિન્ટેન્ડન્ટની દયાજનક સ્થિતિ જે જાણે તેને જ સમજાય કે સંમેલન માટે એની પ્રાર્થના કેટલી તીવ્ર હશે. એવી સ્થિતિ તો એક એ જાણે, બીજો જાણે જગતરૂપી છાત્રાલયનો મહાન ગૃહપતિ પરમાત્મા, કંઇ એક જાણે એને પજવવામાં આનંદ માણનારા છોકરાઓ, પણ વધારેમાં વધારે તો સમજે કોઇ સાવકી માતા જ, જેને નશીબે પરાઇની ટોળું-એક બેનાં સંભાળવાનું આવી પડ્યું છે.

આટલી આટલી પ્રાર્થનાઓનું બળ એકઠું થયું છતાં ત્રણ વખત તારીખો નક્કી થઇ અને ત્રણ વખત ફરી ત્યારે છેવટે સંમેલન ઠેકાણે આવ્યું. કોણ જાણે કોનાં આહિાસનો એને નડ્યાં હશે?

*  *  *  *

પણ પોતાના પોષણ માટે પોતાના સ્વતંત્ર પુરુષાર્થ ઉપર જ આધાર રાખવા માગે છે. તેથી ક્યાંક શિક્ષકોને પોતાનાં સંમેલનો ભરતા જોઇએ છીએ, શિક્ષકોમાંથી યે વળી બાલશિક્ષકોને જૂદા બેસીને ક્યાંક મૅાંટીસોરી સંમેલન ભરતા જોઇએ છીએ, અને હવે ગૃહપતિઓ પણ શા માટે બાકી રહી જાય? તેમણે પણ પોતાનું સંમેલન ભરી લીધું, અને ગૃહપતિઓમાંથી યે ભાવનગરમાં લુહાણા ગૃહપતિઓએ પોતાનું અલગ સંમેલન ભર્યું.

એમ અલગ અલગ પડીને જીવનની બધી પ્રવૃત્તિઓ પોતપોતાનાં પોષણ મેળવવા ધાય તો જીવન વધે કે ઘટે અથવા ટકે જ કે કેમ એનો વિચાર વિચારકો કરે. ઉપમાઓ હમેશાં જ સાંગોપાંગ મળતી નથી હોતી, છતાં જો માણસના શરીરની સાથે તેના સમગ્ર જીવનને સરખાવીએ તો, શરીર તો એ રીતે વર્તવા જતાં નાશ જ પામે. પણ ચોવીસે કલાક ઉપમા રૂપે શરીર સાથે જ રહેતું હોવા છતાં જીવનના કાયદામાં આપણે અશ્રદ્ધાળુ બનીએ છીએ, અને ઘણું અસંભવિત હોય છે એવા પર અંધશ્રદ્ધાળુ બનીએ છીએ. ખાદીથી દેશના ગરીબો સાથે ન સંધાઇએ તો પણ આપણે ખરી કેળવણી આપી શકીશું એમ આપણે માનીએ છીએ.. આપણે જો આખું વર્ષ દેશભક્તિના પાઠો ભણાવીએ તો વર્ષ આખરે દેશદ્રોહી સરકારને એક સલામ ખોટે મને ભરી લઇએ એમાં દેશભક્તિને કંઇ આંચ નહિ પહોંચે. એમ પણ આપણે માની લઇએ છીએ. છાત્રાલયોવાળા માની લે છે કે એક તરફથી ગેરિબાલ્ડી અને મેઝિનીનાં જીવન મોઢેથી શીખવીશું તો બાળકોમાં પરદેશી કપડાં પહેરીને પણ દેશભક્તિ આવી જશે. કોમી છાત્રાલયો માની લે છે કે પોતાનાં છોકરાંને જૂદા વાડામાં વિદ્યાર્થીદશામાં રાખવા છતાં તેઓ દેશને એક સમજનારા નિવડશે !

## ત્યાં કોણ કોણ હતાં ?

આ પ્રમાણે જીવન અને કેળવણી એક છે એ સિદ્ધાન્તની અશ્રદ્ધાને પ્રતાપે તેમ જ લાકડાં ને પથરા ને ખીલા ને ચીંથરાં ને એવું એવું બધું ચિત્ર વિચિત્ર ટોળું સંગ્રહિત કરવાથી તેમાંથી સુંદર જીવતું ઝાડ બનાવી શકાશે એ અસંભવિત ઉપરની અંધશ્રદ્ધાને પ્રતાપે છાત્રાલય સંમેલન પચરંગી બન્યું હતું. એ અનેક રીતે પચરંગી હતું: જેમ બહારનાં વસ્ત્રોમાં પચરંગી હતું, તેમ વિચારોમાં પણ પચરંગી હતું. ટૂંકી આવકમાં થોડો વધારો કરવાના હેતુથી ધંધો કરનારાઓ તેમાં હતા, વૈજ્ઞાનિક રીતે છાત્રાલયો ચલાવનારાઓ તેમાં હતા, દેશભક્તિના અખાડા તરીકે ચલાવનારાઓ હતા, જાતજાતની ધાર્મિક ક્રિયાઓ શીખવી દઇને ધર્મનું ભાથું બંધાવનારાઓ પણ હતા, અને જૂનાં આશ્રમજીવનનાં પુસ્તકગત વર્ણનોને સાચાં કરવા મથનારાઓ પણ હતા. એમાં હા હા કરીને સાંભળનારાઓ પણ હતા, હૂં હૂં કરીને બોલનારાઓ પણ હતા અને એક મારું હુંહું કહેનારા અમલદારો પણ હતા. એકવાર સર્કસમાં વાઘ સિંહ, ભેંસ અને બકરીને સાથે પાણી પીતા જોયાં હતાં !

સંમેલનને અન્તે કેટલાક અસંતોષ બતાવતા હતા કે આ સંમેલન નકામું ગયું. કંઇ સ્થાયી લાભ તેનાથી ન થઇ શક્યો. ન દરેક છાત્રાલયને માટે એક સરખો જીવનક્રમ આંકી શકાયો, ન દરેકને માટે ગૃહપતિની લાયકાતની નિશ્ચિત રેખા દોરી શકાઈ, ન છાત્રાલયોના ખોરાકને નિશ્ચિત ધોરણ પર મૂકી શકાયો કે ન ગૃહપતિના પેટિયાનું નિશ્ચિત ધોરણ સૂચવી શકાયું: મેળો ભર્યો ને વીંખાઈ ગયો. જેમ તેમ કરીને એક અનિયતકાલિક 'છાત્રાલય પત્રિકા' કાઢવાનું અને કોઈ બોલાવે તે છાત્રાલયોની મુલાકાત લઇને તેમની સ્થિતિ તપાસી સૂઝે તે સલાહ આપવાનું—એટલું જ આવડા મોટા સંમેલનનું ફળ કાઢી શકાયું: અસંતોષ

માનનારાઓ માને છે કે મેળાવડાની સંખ્યા ઘણી જબરી થઇ ગઇ તેથી સંગીન કામ ઓછું થયું. સાચી વાત એમ નહિ હોય કે સંમેલન પચરંગી હતું તેથી જ સંગીન કામ ન થઇ શક્યું ? એકરંગી સંમેલનો આના કરતાં અનેક ગણાં મોટાં થયાં છે અને સંગીન કાર્ય કરી ગયાં છે.

* * * *

## પ્રતિનિધિઓ

કાઠિયાવાડનાં કેટલાંક રાજ્યોએ આ સંમેલનમાં પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા એ નોંધ લેવા જેવી વાત ગણવી જોઇએ. પહેલાં આપણે ત્યાં રાજ્યો પ્રજાની પ્રવૃત્તિઓમાં ભાગ લેવામાં મગરૂરી માનતાં, હમણાં હમણાં પરદેશી અંગ્રેજને વાદે ચડીને તેઓ અલગ રહેતાં શીખી ગયાં છે. રાજમહેલમાંથી ઉતરીને શેરીમાં આવવામાં પોતાની માનહાનિ સમજતાં થયાં છે. પણ એ ખોટા અનુકરણમાંથી ઉગરીને ભાવનગર, લીંબડી, ધ્રાંગધ્રા, પાલીતાણાનાં રાજ્યો તરફથી અહીં પ્રતિનિધિઓ આવ્યા હતા. ભાવનગરમાંથી પટ્ટણી સાહેબ તો રાજકાજને બાજુએ રાખી સંમેલનની ભૂમિ ઉપર આવીને રહ્યા હતા. શ્રી. મોતીભાઇ અમીન તો પીયર અને સાસરૂં-બન્નેના સગપણથી આવેલા હતા ! ચરોતર એજ્યુકેશન સોસાયટીનો એ પિયરનો નાતો અને ગાયકવાડ રાજ્યનો તે સાસરીનો. અંગ્રેજી રાજ્યના પ્રતિનિધિ હોય એવી આશા તો કેમ જ રાખી શકાય ? તેમને માટે વિલાયતનાં જબરાં જબરાં બોર્ડિંગોનાં દૃષ્ટાન્તો ખૂટે ત્યારે આ દેશની પ્રજાના સંમેલનમાંથી કંઇક જોવાનું સુઝે. પણ સૂકાની સાથે કેટલુંક લીલું બળી ગયું. ભીલોનાં, કાળીપરજનાં, અંત્યજોનાં બોર્ડિંગોના સુપરિન્ટેન્ડન્ટો, જેઓ સરકારની નોકરીમાં હોવા છતાં એ નોકરી પોતાની પછાત કોમનાં બાળકોની લાગણીથી કરી રહ્યા છે તેમને અહીં આવવાની તક મળવી જોઇતી હતી એમ લાગ્યા વિના રહેતું નથી.

વડોદરાના શ્રી. મોતીભાઇએ પોતાના જે અનુભવો વર્ણવ્યા અને જે સલાહો આપી તે તો આ સંમેલનનું નવનીત જ નિવડ્યું. ભાવનગરના વિદ્યાધિકારી વિઠ્ઠલરાયભાઈએ શિક્ષણશાસ્ત્રનું અને માનસશાસ્ત્રનું બહોળું જ્ઞાન બતાવીને તો સંમેલનને આશ્ચર્યચકિત કર્યું: એ જ્ઞાનની પાછળ વાચનનો મોટો શ્રમ હતો તે એક આશ્ચર્ય, અને એક રાજદરબારી અધિકારી આટલું જ્ઞાન સંગ્રહીત કરવાની તકલીફમાં ઉતરે એ બીજું આશ્ચર્ય.

* * * *

## મસલત સમિતિ

સંમેલનનું જાહેર કામકાજ સરળ થઈ પડે એટલા માટે પહેલે દિવસે મસલત સમિતિ જેવું ગોઠવવામાં આવ્યું હતું. કોઈને કશું લેવું દેવું તો હતું જ નહિ, એટલે મસલત સમિતિનાં બારણાં બંધ રાખવાનું અથવા તેની સંખ્યા મર્યાદિત કરવાનું પણ ન જ હોય. આખા સંમેલને આ સમિતિમાં ભાગ લીધો કહીએ તો લગભગ સત્ય ગણાય.

આ મસલત સમિતિએ જૂદા જૂદા ગૃહપતિઓનું અહીં એકત્રિત થવામાં શું શું દૃષ્ટિબિન્દુ હતું તે ઠીક ઠીક જણાવી આપ્યું. નરહરિભાઈએ શરૂઆત કરી. છાત્રાલયની જરૂર જ નથી એવો અણધાર્યો પ્રશ્ન તેમણે ઉભો કર્યો. સમિતિમાં હાહાકાર મચી ગયો. ગૃહપતિઓએ પોતાનાં કલ્પનાનેત્રોથી જાણે પોતાનાં ગૃહોનાં બારણાં દેવાઈ જતાં દીઠાં.

અત્રે છાત્રાલયોમાં શું સુધારા કરી શકાય એની મસલત કરવા મળ્યા છીએ, છાત્રાલયો બંધ કરાવવા નહિ: એવા ભાવના અવાજો થવા લાગ્યા. નરહરિભાઈએ પોતાનાં કારણો જણાવ્યાં. તેમણે છાત્રાલયના જાતિઅનુભવ પરથી જોયું હતું કે ત્યાં બાળકો માબાપના પ્રેમ વગર હીજરાય છે, તેમના ઉપર હલકા સંસ્કારો પડે છે, તેઓ રોટલીના હિસાબ ગણતાં શીખે છે અને વધારે તો કુછંદી છોકરાઓના સંગમાં ગંદી ટેવો શીખી પોતાનાં શરીર અને મનને નાશ કરે છે. છાત્રાલયના આ દોષો ખરા છે કે કેમ, તે દૂર થાય કે કેમ, એની ચર્ચા કરવાની ધીરજ કોઇએ બતાવી નહિ. જે ચર્ચાને અન્તે કદાચ છાત્રાલય બંધ કરવાનાં જ નિર્ણય પર આવવું પડે તેને કોઈ કેમ અપાય ?

મને પણ લાગે છે કે છાત્રાલયો જરૂરી છે કે નથી એ નક્કી કરવા અહીં બધા ગૃહપતિઓ આવેલા હતા જ નહિ. એ પ્રશ્નને તેઓ નક્કી કરી શકે જ નહિ: કેટલાકોને તેનો અતિશય મોહ રહ્યો તેથી અને કેટલાકોને તેની સાથે પોતાની રોજીનો સંબંધ રહ્યો તેથી. પરન્તુ આ પ્રશ્નની ચર્ચા કરવા માટે ગૃહપતિઓને બદલે જો છાત્રોનું સંમેલન થયું હોય તો ઘણું અજવાળું પડે. ગૃહપતિઓ જો કલ્પી શકે તો તેઓ પોતાનાં છાત્રોને એકઠા મળીને ચર્ચા કરતા કલ્પે. તેઓ છાત્રાલયને બંધ કરવાનો ઠરાવ કરે કે નહિ તે સમજાતું નથી, પણ ગૃહપતિને તરતોતરત રવાના કરી દેવાનો તો જરૂર નિર્ણય કરે.

આખરે આ પ્રશ્નમાંથી છૂટીને વહેવારૂ પ્રશ્નોની ચર્ચા કરવાની હાકલ પડી. ચર્ચામાં દાખલ કરવા માટે કેટલાકની પાસે તૈયાર મુદ્દા હતા, અને કેટલાકે તાત્કાલિક તૈયાર કરી લીધા.

## ચર્ચા

એ વિષયો અનેક અને અનંત. ધાર્મિક શિક્ષણથી માંડીને ગૃહપતિના પગાર સુધીના વિષયો તેમાં સમાઇ જતા હતા. ક્યાંથી શરૂ કરવું ને ક્યાં અટકવું એનો કેમ નિર્ણય થઈ શકે ? દુનિયાની વ્યવહાર–કુશળતાનો આશરો લઇ ધાર્મિક શિક્ષણથી શરૂઆત થઇ: છાત્રાલયમાં ધાર્મિક શિક્ષણની જરૂર છે. હા ભાઇ જરૂર છે. ના કોણ પાડી શકે ? ધર્મ શું અને ધાર્મિક શિક્ષણ શું એ મુદ્દો આવ્યો કે તેલમાં માખી ડૂબી. અમે એકવાર સમુદ્રસ્નાન કરવા ગયા હતા. કિનારાની નજીકમાં જ રહીને અમે તરતા હતા. તરતા તો હતા, પણ અનંત જળરાશીનો ગભરાટ મનમાંથી કેમે કર્યો ખસે જ નહિ. દૂર દૂર જહાજો નિર્ભયપણે ચાલ્યાં જતાં હતાં. ગૃહપતિઓએ પણ અહીં કાંઠે કાંઠે જ નહાયાં કીધું. ગણેશ ધર્મશિક્ષણને નામે મંડાયા એટલે હવે બારૂં મોકળું થઇ ગયું. કોઇ ભલા માણસ જેવા દેખાતા ભાઇ કહે કે છાત્રાલયમાં સજા ન કરવી જોઇએ, કોઇ મહેતાજી જેવા દેખાતા ભાઈ કહે કે સજા કરવી જોઇએ; કોઈ પહેલવાન જેવા દેખાતા ભાઈ વળી પ્રેમ કે લાડની મશ્કરી કરી કહે કે સજા વગર બાળકો સખત કેમ થાય ! કોણ નિર્ણય કરે ? બીજા ખુણામાંથી બીજો પ્રશ્ન ઉપડયો. કોઇ શિક્ષક ભણાવવાનો ધંધો કરતો હોય તેણે એ ધંધાની સાથે ગૃહપતિનો પણ ધંધો મળે તો કરવો કે કેમ ? કોણ જવાબ દે ? વળી બીજા ભાગમાંથી કોઈ વૃદ્ધ પુરુષે જરા ગંભીર જાણતો સવાલ ઉપાડયો: છાત્રાલયમાં ગૃહપતિઓ તરફથી કંઇ પણ દોષ બનવા ન પામે એટલા માટે ગૃહપતિ ૪૦ વર્ષની ઉપરનો જ રાખવો, જે દુનિયાને જોઇ ભોગવીને ધરાઇ ગયેલો હોય. બીજે છેડેથી કોઈ ઉત્સાહભરેલા ભાઇએ સામો પ્રસ્તાવ મૂક્યો કે એમ નહિ, ૪૦ વર્ષની અંદરનો માણસ જ ગૃહપતિ થઈ શકે. વૃદ્ધ મનવાળા તેને હસે કે દુનિયાની બુરાઇનો બાપડાને અનુભવ નથી. જુવાન મનવાળો વૃદ્ધ પર ખીજાય કે આ

વૃદ્ધો નવા લોહીને થીજાવી દેશે. આનો યે નિવેડો કોણ આપે ? એ પ્રશ્ન હજુ હવામાં જ હતો ત્યાં કોઈ અનુભવીએ કહ્યું કે ગૃહપતિ ઘરબારવાળો ગૃહસ્થ જ હોવો જોઇએ; તરત સામો પ્રશ્ન થયો કે ઘરબાર વગરનો ફક્કડ જ હોવો જોઈએ; ત્રીજાએ પરણેલા અને વગર પરણેલા એ બન્ને માટે વકીલાત કરવાની પોતાની તૈયારી જાહેર કરી સમિતિને હસાવી દીધી અને ઠીક થયું કે આખો પ્રશ્ન એ હસવામાં ઘસડાઇ ગયો.

## જ્ઞાતિ છાત્રાલયો ન જોઇએ ?

આં બધા પ્રશ્નોની ચર્ચા વખતે ગરમાગરમી ઠીક જામી પણ તે પ્રશ્નોના પોતાના મહત્ત્વને અંગે હતી તેના કરતાં નવા નવા પ્રશ્નો પોતાને માટે અવકાશ મેળવવા કંઇક અધીરા બની જતા તેની હતી. ખરી ગરમાગરમી છગનલાલ જોષીએ ઉપજાવી. તેઓ કહે કે કોમી છાત્રાલયો હોવાં જ ન જોઇએ. ખરી રીતે તેમનો પ્રશ્ન હિન્દુસ્તાનના એક વિશાળ પ્રશ્નનો પેટા પ્રશ્ન જ હતો. જ્ઞાતિઓ આ દેશમાં હોવી જોઇએ કે નહિ, જ્ઞાતિઓ પોતપોતાની નોખી નોખી ટોળીઓમાં બેસીને જેમ નાતવરાઓ ઉડાવે છે તેમ પોતાની ઉન્નતિના વિચારો કરે કે નહિ. કેટલાક જોષીજી જેવાઓ માને છે કે જ્ઞાતિઓ હવે નર્જીવ સંસ્થાઓ બની ગઇ છે, તેની પ્રવૃત્તિ નાતવરાથી આગળ જઈ શકે જ નહિ, તે દેશની દૃષ્ટિએ, મોટા સમાજની દૃષ્ટિએ વિચાર કરી શકે જ નહિ—માટે તે પોતાની ઉન્નતિ સાધી શકે નહિ. પણ આ સંમેલનમાં મોટો ભાગ કોમી છાત્રાલયના ગૃહપતિઓનો હતોઃ કોઇ કપોળ, કોઇ જૈન, કોઇ લુહાણા, કોઇ બ્રાહ્મક્ષિયા, કોઇ શ્રીમાળી, કોઇ રજપૂત. તેમનામાં ઋષિમુનિઓએ સ્થાપન કરેલી પોતપોતાની પ્રાચીન જ્ઞાતિઓ માટે આવા વિચારો સાંભળી ખળભળાટ થાય એ સ્વાભાવિક હતું. ખળભળાટ વધારે તો એટલા માટે કે એ જ્ઞાતિઓ આજે કંઇ નહિ તો પોતાના બાળકો માટે છાત્રાલયો ખોલવા જેવી પ્રગતિસૂચક પ્રવૃત્તિ તો કરે છે જ. પણ જોષીજી જેવા એક બ્રાહ્મણની આંખમાં પણ એ પ્રવૃત્તિ તો આવતી જ નથી. તે તો તેને પ્રગતિને બદલે પડતીની જ સૂચક સમજે છે. એ કહે છે કે આવાં જૂદાં છાત્રાલયો એ બાળકોના કિશોર મગજોમાં ઉલટો ભેદભાવ ઉભો કરે છે, અને દેશની એકતાને તેટલી છેટી કાઢે છે. કોમી ગૃહપતિઓ આથી છંછેડાઇ ઉઠે એ દેખીતું છે. નાતના કોઇ સખી ગૃહસ્થોએ માંડ માંડ કરીને પૈસા કાઢ્યા હોય અને નાત જમાડવાનો કીર્તિદાયક રસ્તો મૂકીને છાત્રાલય ખોલ્યું હોય તોપણ તેને ઉત્તેજનમાં જોષી જેવાની દરખાસ્ત ! એ તો વળી કોમી છાત્રાલયને નાતવરાની હારમાં જ મૂકી દે છે !! એ કહે છે કે નાતમાં મોટાઇ મેળવવા માટે જ લોકો આવી જ્ઞાતિસંસ્થાઓ કાઢે છે. કીર્તિ માટે ન હોય તો ગમે તે કોમના ગરીબોને માટે પોતાનું ધન કેમ ન વાપરે ?

અરધું ગૃહપતિઓના ઉકળાટથી અને અરધું બીજા પ્રશ્નો આ આણગમના પ્રશ્નને ખસેડી પોતાનો માર્ગ કરવાને જોર કરતા હતા તેથી આ પ્રશ્નનો અન્ત લાવ્યા વગર જ આગળ ચાલવું પડ્યું; પણ મસલત સમિતિ આગળ ચાલી રહી હતી તેના કરતાં ઘડિયાળનો કાંટો અતિ ઘણી ઝડપથી આગળ ધસી ગયો હતો. કેટલાકોએ તો મસલત સમિતિને સુકાન વગરના વહાણની માફક જ્યાં ફાવે ત્યા ઘસડાતી જોઇ તેની પાસેથી કોઇ ચોક્સ કાર્યની આશા છોડી દીધી અને છાનામાના ઉઠીને બહાર ચાલી ગયા. વખતોવખત એ સમિતિમાંથી જ કોઇ કોઈ ભાઇઓ ઉઠે અને કંઇ ચોક્સ કાર્ય થયા વગર વખત વહી જાય છે એની

ચેતવણી આપે. અન્તે મોડે મોડે પ્રમુખ વચ્ચે પડ્યા અને પોતે શ્રી. નાનાભાઈની સાથે મળીને મહત્ત્વના દશ મુદ્દાઓ તારવી કાઢ્યા. અલબત્ત એ મુદ્દાઓ કાઢવામાં તેમને મસલત સમિતિનું આડાઅવળી ચાલેલું કામકાજ પણ ઘણું જ દિશાદર્શક નિવડેલું હતું.

## મસલત સમિતિઃ સૌથી મહત્ત્વનું અને રસિક કાર્ય

કેટલાકનો અભિપ્રાય એવો સાંભળ્યો છે કે આ મસલત સમિતિ કેવળ ફારસ જ નીવડ્યું. બીજાનો એવો છે કે સમિતિને પોતાનું કામ કરતાં જ ન આવડ્યું. ત્રીજાનો અભિપ્રાય વળી એવો છે કે પ્રમુખ આદિક આગળ બેસનારાઓએ સમિતિને સરખી દોરવી નહિ. ચોથાનો વળી એવો છે કે સમિતિમાં ભાગ્યે જ કોઈ પોતાનો મત બાંધીને આવેલું હતું: ઘણા બોલવા ખાતર જ બોલવાને ઉભા થતા હતા. પણ એક વર્ગ એવું માનનારાઓનો પણ હતો, અને આ લખનાર પણ તેમાં જ સામેલ છે, કે આ મસલત સમિતિ એ જ આખા છાત્રાલય સંમેલનનું સૌથી મહત્ત્વનું અને સૌથી રસિક કાર્ય હતું. ત્યાંથી જ જોઈ શકાયું કે છાત્રાલયનાં અને તેમના ચાલકોના પ્રશ્નો કયા છે; ત્યાંથી જ જોઇ શકાયું કે હાલના ગૃહપતિઓ કેટલે સુધી જઇ શકે એમ છે; ત્યાંથી જ જોઈ શકાયું કે છાત્રાલયો અને ગૃહપતિઓને વખતોવખત મળનારૂં એકાદ મંડળ હોય તો તેઓ તેને વધારે વધાવી લે; ત્યાંથી જ જોઇ શકાયું કે આ સંમેલનની અને આવાં સંમેલનોની કિંમત એક મેળા તરીકે, વાતાવરણ ઉભું કરનાર એક સાધન તરીકે મોટી છે; અને ત્યાંથી જ જોઈ શકાયું કે અનેકવિધ વર્ગોનું બનેલું અને અનેકવિધ મતો ધરાવનારૂં આ સંમેલન કોઈ સામાન્ય ઠરાવો કરીને તેનો એક સરખો અમલ કરી શકે નહિ.

* * * *

કેટલીક વ્યક્તિઓ કે જેમની છાપ આ સંમેલન ઉપર વિશેષરૂપે પડતી હતી તેમનાં રેખાચિત્રો દોરવાનો પ્રયત્ન કરૂં.

## રેખાચિત્રોઃ પ્રમુખશ્રી

સૌથી પહેલા વિવેક ખાતર પણ પ્રમુખને જ ગણાવવા જોઇએ, જો કે અહીં તો ગુણે પણ એમ કર્યા વિના છુટકો નથી. તેમના વ્યાખ્યાનનું દોહન કરવાની ફરજમાંથી હું છુટી જાઉં છું, કારણ કે પોતાના માસિકમાં પોતાનું વ્યાખ્યાન આપ્યા વગર તે ઓછા જ રહેવાના છે ? એમના ગુરુજનોની સમક્ષ ઉંચા આસન ઉપર બેઠેલા તે બહુ શોભતા હતા. શરૂઆતમાં ઉંચે ચઢીને બેસવાનો કંઇક ક્ષોભ જણાતો હતો, પણ તરત જ આત્મવિશ્વાસ એકઠો કરી લીધો અને મોટામાં મોટા મુરબ્બીને માટે પણ પ્રમુખની ઘંટડી ચોક્કસપણે વગાડતા રહ્યા. દરેક ચર્ચાને અન્તે ચર્ચાનો સાર તેઓ તારવી જતા. પ્રમુખ તરફથી સંમેલનને મળેલા ફાળામાં તેમનું ભાષણ ચડે કે તેમનું આ સારદોહન ચડે એ કહેવું મુશ્કેલ છે. સારદોહનમાં તેમની હંસક્ષીર વિવેકવૃત્તિ ધ્યાન ખેંચનારી હતી. જે ભાષણો તેમાં રહેલા યદ્વાતદ્વા તર્કને કારણે અથવા અરસિકતાને કારણે શ્રોતાવર્ગમાં અપ્રિય થઇ પડતાં અને જેને વગર પ્રસંગે તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવતાં તેવાં ભાષણોમાંથી પણ સારદોહન વખતે પ્રમુખ સાહેબ ખસૂસ કરીને કોઇ કોઇ મુદ્દાઓનો ઉપયોગ કરી લેતા. પોતે બધું સાંભળીને યાદ રાખી લીધું છે એમ બતાવવા હોય, કે પછી પોતાનાં શ્રોતાવર્ગ તરફથી અપમાનિત ભાષણકર્તાઓના અપમાનનો આ રીતના ઉત્તેજનથી કંઈક બદલો

વાળી આપવા ખાતર હોય; અગર તેમણે બે પક્ષોની સમતોલના જાળવવાની જે એક શક્તિ ખીલવેલી છે તેને લીધે હોય, પણ તેમની આ ચતુરાઇ અદ્ભુત હતી. કોઇ કહેતા હતા કે રામનારાયણ પાઠક પોતાની વિદ્વતા અને અનુભવને કારણે પ્રમુખસ્થાનને યોગ્ય તો ખરા જ, પણ એ તો દર્દીના પણ ગુણ જુએ અને દૂધના પણ જુએ—એમને તે ક્યાં પ્રમુખસ્થાને બેસાડ્યા. આ યે સારૂં ને આ યે સારૂં—એમ કહેવાનો જ જેનો સ્વભાવ તે એક ચોક્કસ રસ્તે શું દોરવે ? પરન્તુ કોઇ પણ પ્રમુખ માટે એ ગુણ જ અગત્યનો ગણાય, અને પાઠકે પોતાના સ્થાનને શોભાવ્યું તે એ ગુણને લીધે. તેઓ જો નીચે બેઠા હોત અને ચર્ચાઓમાં એક કે બીજો પક્ષ લેવામાં હોત તો જ ઉલટું તે મહા ઉપાધિમાં આવી પડ્યા હોત!

## નાનાભાઈ

છાત્રાલય સંમેલનનું મધ્યબિન્દુ તો નાનાભાઈ જ. દક્ષિણામૂર્તિ છાત્રાલય જે પગલે આગળ વધતું ગયું તે જ પગલે તેઓ પોતે પણ આગળ વધતા રહ્યા છે; અથવા વધારે ખરૂં વર્ણન તો એ કે પોતે જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ તેમણે છાત્રાલયને પણ પોતાની સાથે જ રાખ્યાં કીધું. સંધ્યા પૂજામાં સમાપ્ત થતા બ્રાહ્મણ ધર્મથી તેઓએ અને તેમના છાત્રાલયે શરૂઆત કરી અને આજે સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય એ જેનાં મુખ્ય લક્ષણો છે એવા ધર્મમાં બન્ને આવી પહોંચ્યાં છે. તેઓ જ્યારે ઉભા થતા ત્યારે તેમની પાછળ વર્ષોની ચડતીપડતીના અનુભવનો મજબૂત ટેકો રહેતો. તેઓ એક એક શબ્દ ચીપીને બોલે છે તે કેવળ તેમની પ્રશ્નોત્તર પદ્ધતિનું જ દર્શક નથી રહ્યું, પણ અનુભવોથી સુદૃઢ થઇ ગયેલા નિશ્ચયનું સૂચક છે. તેમના એકનિષ્ઠ કાર્યને બળે તેમણે પરસ્પર વિરુદ્ધ પરિસ્થિતિઓને એકસરખી વશ કરી છે. તેઓ શ્રેષ્ઠ અધ્યાપક છે તો શ્રેષ્ઠ વ્યવસ્થાપક પણ છે. તેઓ એક તરફથી વિદ્યાપીઠના કુલનાયક છે તો બીજી તરફથી દેશી રાજ્યોમાં પણ પ્રતિષ્ઠિત છે. એક તરફથી ગાંધીજી જેવાને પોતાના મોવડી માને છે, તો બીજી તરફથી એકાદ ધર્મગુરુને માટે પણ હૃદયમાં સ્થાન સાચવી મૂકે છે. એક તરફથી કાકાસાહેબ જેવાની સાથે મિત્રાચારી બાંધી શકે છે તો બીજી તરફથી બ્રાહ્મણધર્મ અને કુળના અભિમાની મુરબ્બીઓની સાથે પણ મિત્રાચારી સાચવી શકે છે. એક તરફથી નાતિને પી જનારાઓ સાથે ભળતા દેખાય છે તો બીજી તરફથી કોમી છાત્રાલયોના ચાલકોને વિશ્વાસ અને પ્રેમ આપી શકે છે, અને નાતજાત સગાંસંબંધીનાં મન પણ રીઝવી જાણે છે. એક તરફથી સંમેલનમાં ખાદીનાં ટોળાંઓને નોતરી લાવે છે તો બીજી તરફથી ખાદીની સુગ ધરાવનારાંઓને પણ ખેંચી આણી શકે છે. છાત્રાલય સંમેલન જે તેની સંખ્યાથી, તેણે ફેલાવેલા સુંદર આંદોલનથી શોભી ઉઠ્યું તે નાનાભાઈના પ્રતાપે જ.

## મોતીભાઇ અમીન

મોતીભાઇનું વર્ણન ભાઇશ્રી જગજીવનદાસે છાત્રાલય પ્રવૃત્તિના પિતા તરીકે આપ્યું છે તેનાથી વધારે સુંદર બીજું ન હોઈ શકે. છાત્રાલયો ઘણાઓએ કાઢ્યાં અને ચલાવ્યાં. પોતપોતાની સમજણ પ્રમાણે છાત્રોને ઉત્તમ સંસ્કારો અને ટેવો આપવાના ઘણાએ પ્રયત્ન કર્યા હશે. પણ છાત્રાલયનું જીવન પૂરૂં કરીને જગતમાં સમાવર્તન પામ્યા પછી છાત્રો સાથે કેટલા ગૃહપતિઓ મોતીભાઇના જેવો સંબંધ સાચવી શક્યા છે ? એ બાબતમાં મોતીભાઈ એકલા નહિ તો પહેલે નંબરે તો અવશ્ય આવે. હું કેટલાક એવા ગૃહપતિઓને જાણું છું

કે જેમની છાત્રાલયો ચલાવવાની રીતિને હું મોતીભાઇની રીત કરતાં વધારે પસંદ કરું છું, જેઓનો છાત્રો તરફનો પ્રેમ મોતીભાઇથી ઓછો નહિ જ હોય, છતાં છાત્રો સાથે જે ઋણાનુબંધ ભોગવવા મોતીભાઇ ભાગ્યશાળી છે તેનાથી એઓ વંચિત છે. છાત્રાલયમાંથી બીજે ફરી કે તરત તેમને અને તેમના પ્રેમભર્યા છાત્રાલયને એ છાત્રો બહુ જ સ્વાભાવિક રીતે ભૂલી જવાના ભૂતકાળના ભંડારમાં ફેંકી દે છે.

મોતીભાઈ વિષે બીજાઓ કહે છે અને તેઓ પોતે પણ કહે છે કે જાહેરમાં ભાષણ ન કરવાં એ તેમનું લગભગ વ્રત છે. છાત્રાલય સંમેલનમાં તેમણે એ વ્રત જતું કર્યું. તેમનામાં વિનય અને સંકોચ જોઇતા પ્રમાણમાં છે અને તેથી તેઓ બનતાં સુધી શ્રોતાઓના ટોળાની મધ્યમાં પોતાનું સ્થાન રાખવું હમેશાં પસંદ કરતા; કદાચ જાહેરમાં બહુ ન બોલવું એ કંઈક અંશે એ વિનયને આભારી પણ હોય. પરન્તુ આ છાત્રાલયમાં જો તેઓ પોતાનાં અનુભવ અને સલાહ ન આપે તો પોતે ખોટો વિનય સેવ્યો ગણાશે એમ તેમણે સમજી લીધું જણાતું હતું. જ્યારે જ્યારે પ્રસંગ હાથ આવ્યો ત્યારે ત્યારે તેઓ અદબથી માર્ગ કરી આપતા લોકોની વચમાં થઇને ભાષણકારના ટેબલ પાસે આવતા અને પોતાને કહેવાનું ઘણી જ ( બિઝનેસ-લાઇક) સીધી સાદી વહેવારી વાણીમાં સંભળાવી જતા. આ સંમેલનને તેમણે એક જાહેર સભા નહિ ગણતાં ધંધાના ધંધાદારીઓનું ખાનગી મંડળ ગણી પોતાનાં વિશ્વાસમાં લીધું. મૂંગો માણસ પણ પોતાના જીવનકાર્ય વિષે કંઇ કહેવા માગે ત્યારે તેની જીભ છૂટી થઇ જાય, અને જીભ શબ્દશઃ છૂટે નહિ તો પણ તેની આંખોમાં ને હાથના ચાળામાં અને આખા અંગમાં પોતાનો ભાવ મુકવાની અજબ શક્તિ આવે જ, તો પછી મોતીભાઇ પણ પોતાના જીવનકાર્ય વિષે એ જ કાર્યને વરેલા એક મંડળની પાસે બોલવા ઉઠે ત્યારે પોતાના મુનિવ્રતને બાજુએ મુકવા તૈયાર થાય તેમાં શું આશ્ચર્ય ?

આ સંમેલનમાંથી કેટલાક જ્ઞાન લઇને ગયા, કેટલાક સંતોષ લઇને, કેટલાક આશા અને ઉત્સાહ લઈને પણ ગયા. મોતીભાઈ આપી તો ઘણું ગયા, પણ લઇને તો મારા માનવા પ્રમાણે કંઇક અસંતોષ જ ગયા. એ સંગીન કામ કરનારા અને સંગીન કામમાં જ માનનારા છે. સંમેલન તેવું કામ તેની સંખ્યા અને વિવિધતાને લીધે ન બતાવી શક્યું, પણ મોતીભાઇના અસંતોષનું એક બીજું નિદાન કરવાની ધૃષ્ટતા કરું ? તેમને લોકસેવાનાં કામો બહુ સુઝે છે. તેમના મગજનું પૃથક્કરણ કોઈ રસાયનશાસ્ત્રી કરી શકે તો તે જાતજાતની લોકસેવાની યોજનાઓનું જ બનેલું માલુમ પડે ! પણ એ બધી યોજનાઓનો અમલ કરવાને તેઓ રાજ્યતંત્રનો ઉપયોગ કરવાને ટેવાયેલા છે. એ તંત્રનો ગુણ એ છે કે ધારેલું કામ ટૂંકામાં ટૂંકા માર્ગે પતી શકે. લોકને સાથે લઇને જે સેવાઓ કે સુધારાઓ કરવાના હોય છે તેની ગતિ ધીમી અને માર્ગ લાંબો રહે છે. આ સંમેલન પણ એક લોકપ્રવૃત્તિ હતી. લોકો તો એમ જ એકઠા થઇ શકે, લોકો તો હસતા રમતા અને લડતા ઝગડતા જ પોતાનું કામ ચલાવી શકે; આમ દિશાહીન ચર્ચાઓમાંથી જ કાળે કરીને નિશ્ચિત દિશાએ વળી શકે. રાજ્યતંત્ર તાત્કાલિક પરિણામ આ રીતના કરતાં જલદી બતાવી શકે, પણ એ ઉપરચોટિયું જ હોય છે એમ મોતીભાઈ પોતે પણ સ્વીકારશે.

### હરભાઈ

આ બધી યાદીમાં બેસતાં હરભાઇ કદાચ શરમાશે, પણ એમણે એમનો વિષય ચર્ચતાં જો શરમ રાખી નથી તો એટલા જ બેશરમ બનીને અહીં પોતાનું સ્થાન લઈ લેવું જોઇએ. કિશોર ઉંમરના છાત્રોની સાથે કામ લેવું એ કેટલું અઘરૂં છે એનો ખ્યાલ આ સંમેલનમાં હરભાઇએ જ આપ્યો. કિશોર વયની અંદર જે જાતિ–જ્ઞાન જાગૃત થાય છે તેનાથી અણજાણ રહેનારના હાથમાં છાત્રાલય જેવી સંસ્થા રહે એ જોખમકારક છે. સેક્સ, જાતિ એ બે શબ્દોથી તેમણે સંમેલનનું વાતાવરણ ભરી દીધું એમ કહીએ તો ચાલે. તેમનું જાહેર ભાષણ એ તો અલ્પ અંશ જ હતો, મુખ્ય અંશ અંગત વાતચીતોમાં સમાયેલો હતો. તેમણે બધાના ક્ષોભ વચ્ચે જાહેર કર્યું કે જાતિ–જ્ઞાન આપણે કબૂલ કરીએ છીએ તેના કરતાં ઘણું જ વધારે ફેલાઇ ગયેલું હોય છે, અને કિશોરોમાંના ૮૦ ટકા જાતિવિકારોના ભોગ થઇ પડેલાં હોય છે. આ ૮૦ ટકાએ તો ખળભળાટ મચાવી દીધો. દસ વીસ ટકા સુધી માનવાને તો ઘણાની તૈયારી જણાતી હતી; પણ હરભાઇને મને એમાં માનવા ન માનવાનો પ્રશ્ન જ નથી. જે છે તેને પ્રામાણિકપણે કબૂલ કરવાનો જ પ્રશ્ન છે. હરભાઇના પ્રશ્નને આગળ ચલાવીએ તો જો કિશોરોને વિષે ૮૦ ટકા મૂકાય તો અત્યારના હિન્દુ સંસારમાંના યુવકો અને તેથી આગળ વધેલાઓને વિષે તો સોમાં એક ટકો ઓછો કેમ જ મૂકી શકાય? એટલે જો કે હરભાઇએ પોતાના વિકારોનો જાહેર એકરાર કરવાને કોઇને સીધું આમંત્રણ કર્યું નથી છતાં તેમણે મૂકેલો ચોંકાવનારો આંકડો એવું આમંત્રણ અવશ્ય કરે છે. હરભાઇએ ફેલાવેલું આ આન્દોલન સીધે જ માર્ગે વહે એની સંભાળ રાખવાની જવાબદારી તેમના ઉપર આવી પડે છે. કારણ કે સંમેલનમાંથી જે સંખ્યાબંધ ગૃહપતિઓ એમના આંકડાથી ભડકીને છુટા પડયા છે તેઓ એકદમ ચોકીપહેરો શરૂ કરી દેશે. ચોકીપહેરો પોતાની જાત ઉપર શરૂ કરવો જોઇએ, પણ એ પ્રથમની વાત માણસ હમેશાં સૌથી છેલી કરે છે. બહુ જ લાગણીભરી કિશોર પ્રકૃતિને આવી ચોકી કેટલી નુકશાનકર્તા થઇ પડે એનો ખ્યાલ હરભાઇએ આપવાનો હજુ બાકી જ રહી ગયો છે. તેમનો ભડકાવનારો આંકડો ખરો હોય તો પણ તે દુષ્ટતાનો નહિ પણ મુગ્ધતાનો જ નિદર્શક છે એના ઉપર ઘણો વધારે ભાર હરભાઇને મુકવાનો રહેશે.

હરભાઈનું નામ આ સંમેલનને અંગે ભૂલી નહિ જ શકાય. એક મિત્ર તો તેમને સાક્ષાત ' જાતિ 'ની–સેક્સની–પ્રતિમા જ કહ્યા હતા.

### પટ્ટણીજી

પટ્ટણીજીથી તો ભાવનગર આખું જ ભરેલું રહ્યું, એટલે આ સંમેલન પણ તેમનાથી ભરાયેલું જણાય તો આશ્ચર્ય જેવું નથી. તેમાં તેઓ તો સંમેલનના મહેમાનોમાંના જ એક બનીને રહ્યા હતા. તેમણે મોન્ટીસોરી સંમેલનના બાલ શિક્ષકોમાં બેટ્રુનો રૂપી બાળકોના શિક્ષક તરીકે પોતાનું સ્થાન માગી લીધું હતું, તેમ છાત્રાલય સંમેલનના ગૃહપતિઓમાં યે રાજ્યાલયરૂપી વિશાળ છાત્રાલયના ગૃહપતિ તરીકે પોતાનું સ્થાન માગી લીધું. તેમણે સંમેલનની કાર્યવાહીમાં અખંડ ભાગ લઇને દક્ષિણામૂર્તિ પ્રત્યેની તેમ જ એકંદરે કેળવણીની પ્રવૃત્તિ પ્રત્યેની પોતાની મમતા સક્રિયરૂપ પ્રગટ કરી. આખી કાર્યવાહીને પૂરેપૂરી એકાગ્રતાપૂર્વક અનુસરનારાઓમાં એક પ્રમુખ અને બીજા પટ્ટણીજી: એ બેને મોખરે મુકવા જોઇએ. અમૃતલાલ ઠક્કર તાજા તાજા જ એમને મળી ગયા હતા અને ભાવનગરના ગઈ સાલના

પ્રજામંડળના પ્રમુખ તરીકે તેમની પાસે એ મંડળની માગણીઓ રજુ કરી આવ્યા હતા. એ મુલાકાતથી ઉપજેલી નિરાશાએ ઠક્કર સાહેબને ઘણા દિવસ સુધી ગમગીન બનાવી મેલ્યાનું સાંભળ્યું છે. પટ્ટણીજી જે રીતે સંમેલનના કામમાં પોતાનો રસ પ્રગટ કરી રહ્યા હતા તે જોતાં ઠક્કર સાહેબની ગમગીની કેમ ઉપજી હશે એનું અનુમાન કરવું યે મુશ્કેલ થઇ પડે છે.

પટ્ટણીજીનો એક સપાટો જેટલો તેમના હાથ નીચેના અમલદારોએ તેટલો જ બાળકો સાથે કામ પાડનારા સઘળાઓએ અને તેટલો જ અશક્તો સાથે કામ પાડનારા બધા જ સશક્તોએ સંઘરી રાખવો ઘટે છે. પોતાના ભાષણમાં પટ્ટણીજીએ શિક્ષાનો યોગ્ય પ્રમાણમાં પક્ષ કરનારાઓને શિક્ષાનો નવો પ્રકાર સૂચવ્યો: જેના વાંક માટે તમને ગુસ્સો ચડે તેના જ હાથમાં લાકડી આપો અને તમારો વાંસો તેની સામે ધરો! ગૃહપતિઓને તેમણે આ રીત પોતાના છાત્રો સાથે અજમાવવાની ભલામણ કરી છે અને પોતાને પણ અમલદારો સાથે એ જ ઢબે કામ લેવાની ઇચ્છા થઇ જાય છે એમ કહ્યું. એવી જ ઢબ અજમાવવાની ઇચ્છા દરેક અમલદારને, દરેક સત્તાધારીને, દરેક જબરાને, દીન હીન અને દુબળી પ્રજા સાથેના વર્તનમાં જો પ્રગટે, તો જગતનું રાજકારણ કેટલું સરળ બની જાય!

## જગજીવનદાસ

સંમેલને જો કંઇ ઉપકાર કર્યો હોય તો તેના જશના ભાગીદાર અમરેલીવાળા જગજીવનદાસ જ છે. સંમેલનમાં જેટલી મહેનત તે તેમની જ. બધાને સમજાવીને એકઠા કરવાની યે તેમની જ મહેનત. સંમેલન ભરાયા પછી ચર્ચા મસલતને ઉત્તેજન આપવાની તેમની જ મહેનત. અને કોઇ અતિ ઉત્સાહી સભ્ય લોકો ઝીલી શકે તેના કરતાં યે આકરી વાત કાઢે ત્યારે તેને ખાનગીમાં અંગત આરજુ કરવાની યે તેમની જ મહેનત. સંમેલનના કાર્યનો રસાસ્વાદ જેટલો તેમને લાગ્યો હશે તેટલો બીજાને ભાગ્યે જ લાગી શકે, કારણ કે સ્વાદનો ઉપભોગ તો મહેનત કરનારના જ નસીબમાં હોય છે. જગજીવનદાસને સ્વાદ બરાબર લાગ્યો અને તેમણે તો બીજું સંમેલન પણ પોતાના મથક અમરેલીમાં નોતર્યું.

* * * *

સંમેલનની જાહેર પરિષદો વિષે વધારે કંઇ લખવાપણું રહેતું નથી. નિબંધો સભાની ધીરજ ખમી શકે એટલા જ વંચાયા એ બહુ ઉચિત થયું. છાત્રાલયોની જરૂર, શિક્ષા, કોમી છાત્રાલયો, ધર્મશિક્ષણ એવી કેટલીક ચર્ચાસ્પદ બાબતો ઉપર જૂદાં જૂદાં દૃષ્ટિબિન્દુથી વ્યાખ્યાનો થયાં.

સંમેલને એક કાર્યવાહક મંડળ નીમીને પોતાના કામનું કાયમી ફળ મૂક્યું છે. એ મંડળ પત્રિકાથી અને પૂછવામાં આવશે ત્યાં સલાહથી છાત્રાલયોને મદદ કરવાનો પ્રયત્ન કરશે. કુદરતી રીતે આ કાર્યનો મુખ્ય બોજો નાનાભાઇ, દરભાઈ અને જગજીવનદાસના માથા ઉપર જ આવ્યો છે.

* * * *

સંમેલનની સરભરા વિષે કેટલુંક કૃતજ્ઞતાપૂર્વક લખવું જ જોઇએ. શૌચ કુપોની વ્યવસ્થા એક બ્રાહ્મણ અધ્યાપકની દેખરેખ નીચે સારી પદ્ધતિથી કરવામાં આવી હતી. ગયા ભેગા જ દરેકના હાથમાં સ્વચ્છતા સંબંધી નિયમોની યાદી પકડાવી દેવામાં આવી. રસોડામાં વિદ્યા-

થાંઓ પીરસનારા અને ગૃહપતિઓ જમનારા—પછી કહેવાપણું શું હોય? નાસ્તામાં ચહા અને ભોજનમાં મિષ્ટાન્ન ન રાખ્યાં હોત તો પણ કોઇ જગજીવનભાઇનું વાંકું ન બોલત. મોતીભાઇએ તેમની ખબર લીધી છે એ પરથી હવે ખાત્રી થઈ ગઈ હશે, ન થઇ હોય તો આવતે વર્ષે અમરેલીમાં સારૂં ભોજન અજમાવી જોવું અને ખાત્રી કરી લેવી !

સૌથી કાવ્યમય તો વહેલા ઉઠાડવાની રીત. જેને એ સુઝી હશે તેને ધન્ય છે. વિદ્યાર્થી તુલસીદાસના " દીનન દુઃખ હરન દેવ સંતન હિતકારી "ની મધુર લયમાં ઉંઘનું લય પામે એ કેટલું બધું સુંદર !

દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીઓએ સ્વયંસેવા તો કરી જ, પણ વધારામાં કસરત, રાસ અને નાટકના પ્રયોગો પણ બતાવ્યા. ઉપકારની સાથે જો ટીકા પણ કરી લઉં તો કહું કે નાટકનાં પાત્રો પોતે જેવા નકલી ઔરંગઝેબ અને નકલી દુર્ગાદાસ તરીકે વરવા લાગતા હતા, તેવો જ તેમનો વિલાયતી પોશાક પણ વરવો ઝેર દેખાતો હતો. સારૂં થયું કે રાસમાં તેમને એવો કંઈ નકલી પોશાક પહેરવાનું સુઝયું નહોતું, નહિ તો તેમની એ સુંદર હલક, સુંદર અંગમરોડ બધું વરવું બની ગયું હોત. સાથે સાથે સંમેલનની શોભા કરનારાઓને પણ છાંટા ઉડાડી લેવા દો. એમણે પેલા મોટા મોટા ધજાગરા ચારે કોર બાંધ્યા હતા તે ન બાંધ્યા હોત તો આપણું સંમેલન જરાયે ખોટું દેખાયું ન હોત. આપણે જો ધજાગરા બાંધીએ તો આપણાપણાની જેમાં કંઈક છાપ હોય એવા જ બાંધેલા શોભે. નહિ તો, ગરીબ ગૃહપતિઓના મેળાવડામાં પણ જો એવા દરબારી ધજાગરા ઉડાડવામાં આવશે તો ભાવનગર રાજ્યમાં કંઇક રંગરાગ ઉજવવો હશે ત્યારે તો કોણ જાણે પટ્ટણીજીને પારીસની બજાર ફેંદીને ધજાપતાકાનાં કપડાં શોધી લાવવાં પડશે.

* * * *

નાટ્ય પ્રયોગોમાં હરિહરભાઇના પેલા પ્રસિદ્ધ અરજણિયો અને કરશણિયો આવ્યા એ ઘણું યોગ્ય થયું. પહેલાં ઢોર ચારવા મૂકીને તે બે ભાઇબંધ માસ્તર થયા—

હાલની માહતર થાઈ કરહણિયા
હાલની માહતર થાઈ.

ત્યારપછી મોન્ટીસોરીનું સહેલું ખાતું સાંભળીને એ તેમાં દોડયા—

કાદને મોણ્ટી હોરી અરજણિયા
કાદને મોણ્ટી હોરી.

હવે તો એનાથી યે સુખનો ધંધો એમને મળી ગયો—

હાલની ધરપતિ થાઈ અરજણિયા
હાલની ધરપતિ થાઇ.

આ રીતે શ્રોતાઓને પેટ પકડીને હસાવ્યા અને હસવા હસવામાં જે પ્રહારો થઇ ગયા તે માલમ પણ પડયા નહિ. તે વખતે તો માલમ પડયા નહિ, પણ સંમેલનના આખા કાર્ય પછી એ ગીત તો છેવટની પીંછી મારવા જેવું જ હતું, એટલે તેની એકેએક કડી હૃદય સોંસરી ઉતરી ગઇ.

જુગતરામ દવે

# સિંધનો સુફી કવિ શાહ અબ્દુલ લતીફ

સિંધમાં જે કવિ થઇ ગયા છે તેમાં શાહ અબ્દુલ લતીફ જેવો પ્રખ્યાત કવિ બીજો કોઇ નથી. સિંધી સાહિત્યમાં શાહનો 'રસાલો' પ્રધાનપદ ભોગવે છે. હિન્દુ તેમ જ મુસલમાનો આ 'રસાલો' ઘણા શોખથી વાંચે છે અને ભણેલા અભણ, નાના મોટા, તેમાંથી સારી સારી બેતો ચુંટીને કંઠસ્થ કરી લે છે.

સિંધી ભાષાનું જોસ બીજા કવિઓએ પણ બતાવેલું છે પરન્તુ સિંધી ભાષાની મધુરતા અને માર્દવ આ કવિએ બતાવ્યાં છે તેટલાં બીજા કોઇએ બતાવ્યાં નથી. 'રસાલા'માંથી કેટલીક બેતો ને વાક્યો સિંધી ભાષામાં કહેવતનું સ્થાન ભોગવે છે.

પણ શાહનો 'રસાલો' ફક્ત સાહિત્ય નથી પણ કેટલાક સિંધીઓ માટે ધર્મ-ગ્રન્થ જેવો છે. શાહ અબ્દુલ લતીફ સિંધના સાધુઓમાંનો મોટો ઓલિયો ગણાય છે. હિંદુઓ અને મુસલમાનો બન્ને તેના મુરીદો (શિષ્યો) હતા અને અત્યારે પણ છે.

શાહ સાહેબ પોતાને સુફી કહેવડાવતા અને તેમનો રસાલો 'ઇલ્મે તસવ્વુફ'* થી ભરપુર છે. રસાલામાંથી હિંદુઓ અદ્વૈતરસનું પાન કરે છે અને શાહનો રસાલો હિંદુઓને વધારે પ્રિય છે કે મુસલમાનોને તે કોણ કહી શકે? કદાચ આખા દેશમાં એવો કોઇ પણ ગ્રંથ નથી જે સાહિત્ય અને ધર્મની દૃષ્ટિએ હિંદુ અથવા મુસલમાનોને આટલો પ્રિય હોય. આ રસાલે હિંદુ મુસલમાનનો ભેદ દૂર કર્યો છે અને બન્નેનાં હૃદય એક કર્યાં છે. પણ આ કવિના રસાલાની સુગંધ આ તરફ હજી સુધી પહોંચી નથી. આ લેખમાં હું શાહ સાહેબના જીવનનો ટુંકો અહેવાલ આપવા પ્રયત્ન કરીશ. શાહ અબ્દુલ લતીફના મૃત્યુને સો વરસ હજી થયાં નથી, તો પણ તેમના જીવનનો કોઈ પ્રમાણિક અહેવાલ મળી શકે એમ નથી. થોડાક વિદ્વાનોએ હાલમાં શાહના મુરીદો પાસેથી અને જુદી જુદી જગાએથી એમના જીવન સંબંધી કેટલીક વાતો સાંભળીને છપાવી છે, પણ આ જીવનવાર્તાનો મોટો ભાગ દંતકથાઓ જેવો છે; પરંતુ તેના વિના શાહના જીવનનો કિસ્સો નજીવો અને નીરસ લાગે માટે આ જગાએ તેમાંથી જ ખાસ વૃત્તાન્તો તમારી આગળ રજુ કરૂં છું.

શાહના વડીલો સૈયદ એટલે પેગંબરના વંશના હતા, અને અસલમાં હેરાતના રહીશ હતા. સન ૧૩૯૮માં જ્યારે અમીર તૈમૂર ગોરગાને હેરાત ઉપર હુમલો કર્યો ત્યારે એક સૈયદ મીર અલીએ તેમને ઘણી મદદ કરી હતી. અમીર તૈમૂરે રાજી થઇને તેમના ૭ પુત્રોને સિંધ અને પંજાબમાં જુદા જુદા ઇલાકા ઉપર હાકિમ નીમ્યા. જુદા પુત્ર મીર હૈદર શાહને સિંધનો હાલ્લા નામે ઇલાકો આપવામાં આવ્યો. શાહ અબ્દુલ લતીફ તેમના કુટુંબનો છે. શાહ અબ્દુલ લતીફના પિતાનું નામ સૈયદ હબીબ અલ્લાહ. તેમનો જન્મ લગભગ સન ૧૬૯૦માં હાલા ગામમાં થયો હતો. કહેવામાં આવે છે કે શાહ હબીબને સંતાન થતાં નહોતાં. છેવટે તેણે કોઇ મહાપુરુષ પાસેથી આશીર્વાદ માગ્યો. તે પુરુષે ખાત્રી આપી કે 'તમને એક

* અગમ્ય જ્ઞાન.

'જાહંજી આંગુરિં સૈયદ હથમે'
તહિંખે લહિર ન લોડો. ! ! !

અર્થાત્—જેની આંગળી સૈયદના હાથમાં છે તેને હરકત હેલો નથી.

આ વચનો સાંભળીને મિરિઝાં ને તેનાં બીજાં સગાં તપી ગયાં. છોકરાને તે વખતે કાંઇ કહ્યું નહિ, પણ પછી સૈયદોને તેમણે સતાવવા માંડ્યા, તેથી તેઓ કોટડી છોડીને થોડે છેટે નવી જગા વસાવી ત્યાં રહેવા ગયા.

શાહ તે વખતે પૂર જુવાનીમાં હતો. તેની ઉંમર ૨૦ વરસની હશે. ઇશ્કની જ્વાલાએ તેના હૃદયમાં અદ્દભુત અશાન્તિ પેદા કરી હતી. સંભવ છે કે તે વેળા ઇશ્કના જોસમાં તે પહેલવહેલો કવિતાઓ રચવા માંડ્યો. નાનપણથી તે એકાંતપ્રિય હતો. પણ હવે તો મસ્તીમાં દિવસોના દિવસો મજનું માફક રણમાં રખડવા માંડ્યો. કિસ્સો છે કે તે એકવાર પ્રેમની મસ્તીમાં આવી ગયો, ને ત્રણ દિવસ એ અવસ્થામાં રહ્યો. બેભાન અવસ્થામાં વંટોળથી ઉડતા રેતીના ટેકરા નીચે તે દટાઇ ગયો. તેના પિતા તેને શોધતા શોધતા ત્યાં આવી ચડ્યા અને જુવે તો શાહનું આખું શરીર રેતી અંદર છે નીચે ફક્ત એની ચાદરનો છેડો બહાર હવામાં ફરકી રહ્યો છે. ત્યારે તે પુકારવા મંડ્યો :

લગે, લગે, વાઉ બ્યા અંગુરા લટિજી

અર્થાત્—પવન વાય છે ને બધાં અંગો દટાઇ ગયાં છે.

તેથી શાહ ચમક્યો ને જવાબ આપ્યો:

ઘઇ ખણે પસાહુ પસણ કારણ પિરીંઅજે.

અર્થાત્ માશુકના દર્શન માટે હજી શ્વાસ લે છે.

એક દિવસ અચાનક જંગલ તરફ ચાલવા મંડ્યો. રસ્તામાં તેને એક જોગીઓનું ટોળું મળ્યું, જેની સાથે તેણે ખુબ મુસાફરી કરી. લખેપત ગિરનાર જેસલમીર, ને થર જોયાં. સિંધની સરહદની ટેકરીઓમાં પ્રવાસ કરતાં લાહુત ને હિંગલાજ, ને સંભવ છે કે કાબુલ કંદહાર પણ જોઇ આવ્યો. એવી રીતે ત્રણ વરસ સુધી મુસાફરી કરીને દુનિયાનો ઘણો અનુભવ લીધો. સાધુઓ અને ફકીરો સાથે સંગત કરી અને ભાતભાતના મનુષ્યો સાથે મેળાપ કર્યો. એથી કરીને તેના હૃદયમાંથી દુઃખ નીકળી ગઈ અને મનુષ્યજાતિ માટે પ્રીતિ વધી. તેનામાં હવે મિજાજી ઇશ્ક[1] મટીને હકીકી ઇશ્ક[2] થયો.

તેમના મુરીદોની જમાત વધવા માંડી ને આખો દિવસ ભિટ ઉપર શાહનાં રચેલાં અથવા બીજાં ગીતોની રમઝટ ચાલવા લાગી. સંગીત તો તેના શ્વાસના પ્રાણ હતા અને તેનો દેહ પણ સંગીત ગાતાં ને સાંભળતાં પડયો. તે કહેતા હતાઃ ' મારા હૃદયમાં ઇશ્વરી પ્રેમનું એક ઝાડ છે, જે સંગીત વિના સુકાઇ જાય છે."

શાહ ઈસ્લામના બધા આચારનું પાલન કરતો. દરરોજ નિમાજ પડતો ને કુરાને શરીફનો પાઠ કરતો. આ રીતે શાહ ધર્મશાસ્ત્રનું બંધન સ્વીકારતો તોપણ ધાર્મિક વાતોમાં તદ્દન સ્વતંત્ર વિચારવાળો હતો. એક વાર કોઇ શખસે પૂછ્યું: ' શાહસાંઇ તમે કેવા છો ! સુન્ની કે શીઆ ? ' જવાબ આપ્યોઃ ' બાપુ ! હું તો બન્નેના વચમાં છું. ' ત્યારે તેણે કહ્યુંઃ ' આ બન્નેના વચમાં તો બીજું કશું નથી ' શાહે જવાબ આપ્યોઃ ' હું પણ કશું નથી. ' એક વાર શાહસાંઇ મટારન નામે ગામ પાસેથી જતો હતો, ત્યાં અંદરથી શોરબકોર સાંભળ્યો. આગળ વધી જુએ છે તો કેટલાક મુસલમાનો એક વાણીઆની સુન્નત કરતા હતા, અને વાણીઓ બૂમો પાડતો હતો. શાહ સાહેબે તેને બચાવીને બહાર કાઢ્યો ને મુસલમાન ભાઇઓને ઠપકો આપ્યોઃ ' ભાઈ ! કોઇ દિવસ બળજોરીથી કોઇએ દીન બદલાવ્યું છે ? '

એકવાર શાહે હજ કરવા મક્કા મદીના જવાનો ઇરાદો કર્યો. ચાલતાં ચાલતાં એક ખાઇ પાસે ઝાડની છાયામાં તે વિશ્રાન્તિ લેવા બેઠો. એટલામાં એક બકરીનું ટોળું પાણી પીવા માટે દોડતું આવતું જોયું. પાણી પી રહીને બકરીઓ પૂંઠ ફેરવીને એ જ પાણીમાં મલમૂત્રનો ત્યાગ કરવા લાગી. ત્યારે શાહને આશ્ચર્ય થયું ને કહ્યું:—

દોરચાં દોરચાં મ લહાં—શાલમ મિલાં હોત.
જીઅ અંદર જા લોચ—મજુણુ મિલણસે માઠી થિએ.

અર્થાત—" દોડતાં દોડતાં હું ન મેળવું, મને એ ભલે ન જ મળો.
રખેને તેથી મારા હૃદયની અંદર ઉત્સુકતા મોળી પડી જાય. "

આમ બોલીને તે હજ કર્યા વિના પાછો ચાલ્યો ગયો.

સન ૧૭૫૨ માં ૬૩ વરસની ઉમરે તે ફરી કરબલાની ઝયારત કરવા માટે તૈયાર થયો. ચાલતાં ચાલતાં એક શિષ્ય મળ્યો. શાહને જોઈ તેણે વિનતી કરીઃ ' સાહેબ આ શું ! તમે લોકોને કહેતા રહો છો કે તમારૂં દફન ભિટની ઉપર થશે, ને હવે ઘરડી અવસ્થામાં એક લાંબી મુસાફરી કરવા નીકળ્યા છો ! ' આ શબ્દોની શાહ ઉપર છાપ પડી ને તરત જ ભિટ તરફ તે પાછો ફર્યો. પહોંચ્યા પછી પૂરા ૨૧ દિવસ એકાંતમાં ગાળ્યા ને એટલા લાંબા અરસામાં માત્ર બે વાર તેણે ખાણું ખાધું. છેવટે બહાર આવીને વુઝૂ કરી ચાદર ઓઢીને આસન પર બેઠો. મુરીદોએ ગાવાનું શરૂ કર્યું. આખા ત્રણ દિવસ સુધી ધૂન મચી રહી. આખરે સંગીત બંધ થયું ને ફકીરોએ જોયું તો માત્ર દેહ પડેલો હતો.

પછી થોડા સમયમાં મીયાં ગુલામશાહ કલ્હોરે એમની કબર ઉપર એક આલીશાન મુકબરો બંધાવ્યો, જેને પછીના હાકેમોએ સુધાર્યો છે.

હજારો હિંદુ મુસલમાનો અત્યારે તેના મુકબરે યાત્રાએ જાય છે. પૂનમે પૂનમે ત્યાં યાત્રાનો મેળો ભરાય છે અને ભજનની ધૂન મચે છે.

નારાયણદાસ મલકાની

# કેલડેરોન*

કેલડેરોન એ સ્પેઇન દેશનો ૧૬ મી સદીની આખરનો મહાન કવિ થઇ ગયો. રોબર્ટ. પી. ડાઉન્સ, 'અમર જીવો સાથે બે ઘડી સત્સંગ' ( Hours with the immortals) એ નામની ગ્રંથમાળાના પરદેશી કવિઓ (Foreign Poets) નામના પુસ્તકમાં એને વિષે લખે છે કેઃ—

"એક્ટરના–નટના–કાર્યને શોભાવનાર કેલડેરોનને ધન્ય છે. નાટકો માટે એ ઉચ્ચ કથાઓ અને બોધ લાવ્યો. મનુષ્યજીવો માટે પ્રભુમાં વિશ્વાસ રાખવાનો અને ધર્મવીર બનવાનો એણે સંદેશો આપ્યો. સંસારની મલીન વાસનાઓ અને મનોવિકારને, રાગ અને દ્વેષને, એણે પવિત્ર કર્યાં. હલકી વાતો એણે સુધારી નાખી અને ઈશ્વિરી આદેશથી ભરી."

આધુનિક યુગમાં નાટકોને સુધારવા કરતાં બીજું કંઇ પણ કાર્ય વધારે મહત્ત્વનું હોય એમ મને નથી લાગતું.

નીતિ સુધારકો કે ધર્મ સુધારકો રંગભૂમિ તરફ દુર્લક્ષ્ય નહિ કરી શકે. મનુષ્યની ભાવનાઓ આજકાલ નાટકોથી ઘડાય. છે અને એ ભાવનાઓથી યુગ ઘડાય છે. ભાવનાઓ તમે સારે માર્ગે વાળી શકો પણ દબાવી તો નહિ જ શકાય.

નાટકો આજકાલનાં નથી પણ આ જમાનામાં એ જેટલાં લોકપ્રિય થયાં છે એટલાં પહેલાં કદી નહોતાં થયાં. આથી નાટકો ગમે તેવી ખરાબ અસર ઉપજાવતાં હશે, તોપણ તમે એમને રોકી તો નથી જ શકવાના. તેથી મને કે કમને, નાટકો સુધારવાનું કામ વિદ્વાનોએ હાથ ધરવું જોઇએ.

યોગ્ય માર્ગે વાળી શકાય તો અભિનયકળા જનસમાજને કેળવવાનું અને ઉન્નત બનાવવાનું કાર્ય કરી શકે.

નાટકોમાં વિચારો જડ નહિ પણ જીવતા હોય છે. છાપેલાં પુસ્તકોની માફક નાટકોમાં વિચારો ચુપચુપ પડી રહેલા નથી હોતા પણ ચેતનપૂર્ણ અને ઉછળતા હોય છે.

રંગભૂમિનો ચેતનરૂપી અગ્નિ જ્વલંત હોય છે. એનાં ગાન દેવતાઇ બની શકે છે ત્યાં પ્રાણ ઉછળી રહે છે અને જ્વાળાઓ અદ્દ્ભુત રંગ ધારણ કરે છે. આખો દિવસ વૈતરૂ કરતા અને દુઃખ ભોગવતા મનુષ્યબંધુઓની ચિંતાઓ ઘડીભર નાટકો વિસારે પાડે છે. હૃદયના ભાર જરા હળવા થાય છે, જ્ઞાનદૃષ્ટિ વિશાળ થાય છે. નાટકો દુનિયાંનું દર્પણ છે. નાટકો જોનાર આત્મપરીક્ષા સારી કરી શકે છે. ભય અને કરુણાના દેખાવોથી પ્રેક્ષકનું હૃદય આર્દ્ર બને છે. ઉચ્ચ આદર્શોવાળાં અને મહાન પાત્રો જોઇને પ્રેક્ષકોને પણ ઉચ્ચ આદર્શોવાળાં અને મહાન થવાની પ્રેરણા થાય છે.

---

* "રાઇનો પર્વત" ભજવવા માટે અભિનંદન આપવા ગુજરાતી નાટક મંડળીના માલીક શ્રીયુત બાપુલાલ નાયક તથા શ્રીયુત જયશંકર (સુંદરી) વગેરેને ગુજરાત સાહિત્ય સભાએ બોલાવેલા તે દિવસે એટલે તા. ૨૮-૧-૨૭ ને રોજ પ્રમુખસ્થાનેથી વાંચેલો નિબંધ.

શેક્સપિયરની આ સંસારને એક નાટક ગણવાની કલ્પના આપણે જાણીએ છીએ. એ સ્ત્રી પુરુષોને **નટ** અને **નટી**ઓ કહે છે. કેલ્ડેરોને પણ, 'સંસારની વિશાળ રંગભૂમિ' નામનું એક નાટક લખ્યું છે. મનુષ્યોનાં ભાગ્યનો વિધાતા અમર સિંહાસન પરથી એમાં બોલે છે:—

"મારી મહત્તા દર્શાવવા માટે જ આ નાટક મેં રચ્યું છે. તો અહીં જ બેસીને, જેનો કદી અંત નથી એવા આજના દિવસે હું મારી નટમંડળીનું અવલોકન કરૂં."

મૃત્યુલોકનાં માનવી આવે છે. ઘોડિયું એટલે પહેલો પ્રવેશ: સ્મશાન એટલે છેલ્લો પ્રવેશ. 'જે જે વેષ મેં તમને આપ્યા છે તે તે મહેનત લઇને બરાબર ભજવો. હું તમારો સૂત્રધાર અહીં બેઠો બેઠો તમને જોયા કરૂં છું' એમ ભગવાન બોલે છે.

નાટક આગળ ચાલે છે. એક નટ ફરિયાદ કરે છે કે મને રાજાનો વેષ આપવાને બદલે ભીખારીનો વેષ કેમ આપો છો? એને કહેવામાં આવે છે કે સંસારના શુદ્ધ અને પવિત્ર પ્રદેશમાં વેષ કીયો મળ્યો એ વાત મહત્ત્વની નથી પણ જે વેષ મળ્યો તે કેમ ભજવવામાં આવે છે એ મુદ્દાની વાત છે. રાજાનું કામ કરનાર પાત્ર કરતાં ભીખારીનું કામ કરનાર પાત્ર જો પોતાનું કામ બરાબર કરે તો એ મોટો છે. પોતાનો વેષ એ ઉત્તમ રીતે ભજવી બતાવે તો એ નટ માનને પાત્ર છે.

આપણી સંસારરૂપી નાટક મંડળીના માલીકને મન, રાજા કે ભીખારી, બધા સરખા છે. લજ્જા કે ગૌરવ કોઇ નામ કે રૂપમાં નથી. જે જે કર્તવ્યો આપણે બજાવવાનાં છે તે કેટલી ચીવટ અને વફાદારીથી આપણે બજાવીએ છીએ તે જ એ જુવે છે.

"જે વેષ, ભજવો છો તમે, તેહની પ્રશંસા પામશો;
યદિ ચાતુરી ને ખંતથી, ભીખારી થઇ દર્શાવશો.
કદી રાજ મોટા ભૂપતિ, બની ઠાઠથી ઝળકી રહ્યા;
તે તુચ્છ છે મારી નજરમાં, નિયમ કર્મ ભૂલી ગયા.

## અહંકાર અને પ્રભુ

કેલ્ડેરોનનું એક બીજું નાટક છે એનું નામ 'અહંકાર અને પ્રભુ'. તેમાં પણ ઉપરના જેવો જ બોધ છે.

મનુષ્યે દિવ્યતા અને સદાચાર મેળવવાં જોઇએ એવો એમાં સાર છે. અને ઇશ્વર આપણને ગમે તે સ્થિતિમાં મૂકે તો પણ એકનિષ્ઠાથી, પ્રાપ્ત ધર્મ બજાવી આપણે આપણું ચારિત્ર્ય ખીલવવું જોઇએ એવી એમાં શીખામણ આપવામાં આવી છે. એમાં નીચે પ્રમાણે પાત્રો આવે છે:—

| | |
|---|---|
| ૧ પાવડા સાથે મજૂર | ૪ પુસ્તક સાથે વિદ્યાર્થી |
| ૨ તખ્તામાં જોતી સુન્દરી | ૫ લાકડીને આધારે ચાલતો ભીખારી |
| ૩ તરવાર સાથે યોદ્ધા | ૬ ગાદી ઉપર બેઠેલો રાજા |

આ બધાં આડે રસ્તે ચડયાં છે. પરમેશ્વરની આપેલી વસ્તુઓ પોતે જાતે મેળવી છે એવું માને છે, અને પોતાની સ્વેચ્છા પ્રમાણે ચાલ્યાં જાય છે. સત્યને બદલે અસત્યમાં એ પડે છે. માર્ગમાં જતાં વિદ્યાર્થી એક વૃક્ષ પરથી ક્રોસ પડતો જુવે છે. ક્રોસ એટલે ધર્મ-

વિદ્યાર્થી એ ધર્મ બીજાઓને બતાવે છે. પણ કોઈ ધર્મની દરકાર કરતું નથી. ધર્મરાજા પોતે એમને કહે છે કે તમે આજે ગ્રહણ કરશો તો તમારો સંસાર રૂપી શ્રમ મીઠો બની જશે, ગરીબાઈમાં ખાનદાની આવશે, અભ્યાસનો કંટાળો ઉડી જશે અને જ્ઞાન રૂપી યત્ન કરતા હો એવો આનંદ આવશે. આ સુન્દરી પાપ રૂપી ભક્ષકના હાથમાંથી બચી જશે અને રાજાની સત્તામાં શોભા અને મહત્તા આવશે.

પણ ધર્મરાજાના આટલા આગ્રહ છતાં કોઇ ધર્મને પોતાનો કરતું નથી. પુણ્યનો તિરસ્કાર કરે છે અને પાપને ગ્રહણ કરે છે.

સુન્દરી કહે છે: 'ઘરડી થઇશ ત્યારે ધર્મને માટે વિચાર કરીશ. હજી ઘણા યે દહાડા છે.' રાજા કહે છે: 'મારૂં કામ હમણાં યોદ્ધા સાથે અને વિદ્યાર્થી સાથે. (લશ્કર અને શાળાઓ કબજે રાખવાથી રાજા સલામત રહી શકે છે એનો ઉલ્લેખ છે.) અને મારો આનન્દ તો આ સુન્દરીના ખોળામાં પડ્યો છે. (કંચન અને કામિનીમાં સંસારનું સુખ રહ્યું મનાય છે એનો ઉલ્લેખ છે.)'

તરવાર અને ઝભ્ભો પણ એવું જ બોલે છે અને મજૂરી અને ગરીબાઇ પણ પ્રભુનો માર્ગ મૂકી અધર્મને માર્ગે વ્હડે છે.

પછી દેખાવ બદલાય છે. સુંદર બગીચામાં રાજા સુન્દરીના પગ પાસે બેઠો છે. મજૂરી, ફળો અને ફુલો એની સેવામાં હાજર કરે છે. યોદ્ધો, લડાઇની લુંટોમાંથી મેળવેલી વસ્તુઓ લાવ્યો છે. વિદ્યાર્થી ખુશામતની મદીરા પેલી સુન્દરીને પાઈ રહ્યો છે.

દેખાવ બદલાય છે. પૃથ્વી ફાટે છે. સુન્દરી જમીનમાં ઉતરી પડે છે. અને પાછી આવે છે ત્યારે બદસુરત હાડપિંજર બની ગઈ હોય છે. એના એક હાથમાં રાજાનો રાજદંડ છે અને બીજા હાથમાં પેલા યોદ્ધાની તરવાર છે.

આ દેખાવ જોઇને, અધર્મ માર્ગે ચડેલાં પેલાં બધાં પાત્રો ધ્રૂજી ઉઠે છે. એમનાં પડળ ખુલી જાય છે અને જ્ઞાન થાય છે. પણ હવે બહુ મોડું થયું છે.

રાજા પોતાની મૂર્ખતા સમજી ગયો છે. મજૂર કે ભીખારી થવાથી પણ શાન્તિ વળતી હોય તો મજૂર કે ભીખારી થવા હવે એ તૈયાર છે. પણ મજૂર કે ભીખારી બેમાંથી એક પણ હવે પોતાના સ્થાનની રાજા સાથે અદલાબદલી કરવા ના પાડે છે. 'અમારો નાનો ભાર ઉંચકવો મુશ્કેલ છે તો મોટા રાજ્યનો ભાર ક્યાં ઉપાડીએ?' એમ મજૂર ને ભીખારી રાજાને કહી રહ્યા છે.

પેલો તિરસ્કાર પામેલો અને ધકેલી મૂકાયલો ક્રોસ–ધર્મ–એ જ હવે માત્ર અવલંબન બને એમ સૌને લાગે છે. બધાં કબુલ કરે છે: "**સારા માણસને માટે કોઇ પણ સ્થિતિ અશુભ નથી, અને ખરાબ માણસને માટે ગમે તેવી સારી સ્થિતિ હશે તો પણ એ એનું શુભ નથી કરી શકવાની.**

**અહંકાર માણસનો ખરો શત્રુ છે. પ્રભુનું શરણ માણસ માત્રને સુખ આપનારૂં અને મોક્ષદાયક છે.**

આ જ્ઞાનના ઉદય પછી નાટક પુરૂં થાય છે.

આપણા દેશમાં ધર્મ, સંસાર, રાજ્ય, ઇત્યાદિ વિષયો પરત્વે હિન્દવાસીઓના જે યુગધર્મ છે તે બતાવવા આપણાં નાટકો સમર્થ થાવ!

જેવી દેશની કળા હશે એવું એનું ભવિષ્ય થવાનું. આપણી નાટ્યકળા આજે તો અધમ છે એ જોતાં તો ભવિષ્યને માટે કંપારી છુટે છે. દેશની દશા સુધારવા શિક્ષકો, વકીલો, સરકારી નોકરો, વિદ્યાર્થીઓ, તમામને પૈસાનો વિચાર છોડી સ્વાર્થત્યાગ કરવાનું જેમ કહીએ છીએ તેમ, નાટક મંડળીઓના માલીકોને પણ અમારી વિનંતી છે કે પૈસેટકે નુકસાન વેઠીને પણ તમે સારાં નાટકો ભજવો. અધર્મને બદલે પ્રભુનો જ માર્ગ તમારૂં શ્રેય કરશે.

ડૉ. હરિપ્રસાદ દેસાઇ

# સ્વૈરવિહાર

## સર ચિમનલાલ સેતલવાડનો ઉપદેશ

કોઇકે કહ્યું કે સર ચિમનલાલ સેતલવાડે ગૂજરાત કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ ચરખા વિરુદ્ધ ભાષણ કર્યું ! મને આશ્ચર્ય થયું. સર સેતલવાડ રેંટીઆનું રાષ્ટ્રીય ઉન્નતિમાં યોગ્ય સ્થાન સમજી શકે છે એવી કોઇ દિવસ મારી માન્યતા ન હતી. પણ સર ચિમનલાલની ઔચિત્ય-બુદ્ધિ વિષે તો દરેક ગૂજરાતીને સારો અભિપ્રાય હોય છે. આથી મને આશ્ચર્ય થયું અને એ કથનની વાસ્તવિકતા વિષે સંદેહ થયો. પણ સોમવાર તારીખ ફેબ્રુઆરી ૭ ના 'ટાઇમ્સ'ના મોટા અક્ષરો–'ચરખામાં મુક્તિ નથી' (No Salvation in Charka)–એ મારા સંદેહને દૂર કર્યો.

સર ચિમનલાલને બૉમ્બે યુનીવર્સીટીના વાઇસ ચાન્સેલર તરીકે શું એવો વ્હેમ આવ્યો
'નો કે ગજરાત કૉલેજના વિદ્યાર્થીઓ પોતાનો સમય રેંટીઆમાં બગાડે છે ? કે જેમ પેલા
કીકસોએ પવનચક્કી ઉપર આક્રમણ કરી રાક્ષસ મારવાનો પ્રયત્ન
...રાતી નાઇટને પણ જ્યાં કોઇ રેંટીઓ કાંતતું નથી ત્યાં રેંટીયા ઉપર
...રવાનો અખતરો કરવાનો મનસૂબો થઇ આવ્યો ? કે સરકારને પોતાની
એક પણ પ્રસંગ કેમ જવા દેવો એનો લોભ થઇ આવ્યો ?

કેલ્ડરોનનું એક બીજું નાટક જે સરકારના નાઇટ છે તેને પણ રાજકારણ કેળવણીમાં
જેવો જ બોધ છે. ...રેંટીઆની ઉપયોગિતા વિષે ગૂજરાત કૉલેજમાં

મનુષ્યે દિવ્યતા અને સદાચાર મેળવવાં જોઇએ એના સરકારી કૉલેજ વિષે કેમ થઇ
આપણને ગમે તે સ્થિતિમાં મૂકે તો પણ એકનિષ્ઠાથી, પ્રામ ધદઢ થાય, એમની સંસ્કૃતિની
ચારિત્ર્ય ખીલવવું જોઇએ એવી એમાં શીખામણ આપવામાં આ... સરસ રીતે કે મરનારને
પ્રમાણે પાત્રો આવે છેઃ— ...રી કેળવણી રચાય ...ના પાયા દલાવે

| | |
|---|---|
| ૧ પાવડા સાથે મજૂર | ૪ પુસ્તક સાથે વિદ્યાર્થી |
| ૨ તખ્તામાં જોતી સુન્દરી | ૫ લાકડીને આધારે ચાલતો ભીખારી |
| ૩ તરવાર સાથે યોદ્ધા | ૬ ગાદી ઉપર બેઠેલો રાજા |

રાજકારણની ...સ કહેવાય, ...ભંગે જે

આ બધાં આડે રસ્તે ચડ્યાં છે. પરમેશ્વરની આપેલી વસ્તુઓ પોતે જાતે મેળનારા એવું માને છે, અને પોતાની સ્વેચ્છા પ્રમાણે ચાલ્યાં જાય છે. સત્યને બદલે અસત્યમાં ખલ પડે છે. માર્ગમાં જતાં વિદ્યાર્થી એક વૃક્ષ પરથી ક્રોસ પડતો જુવે છે. ક્રોસ એટલે ધર્મ,

# લોકચર્ચા

[ આ માસિકના વાંચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## ગામડાંમાં જાઓ ?

આ કમનસીબ દેશની પુનર્ઘટનાના પ્રકાર પણ મને અટપટા જ ભાસે છે. બધા દેશનાયકો બૂમો મારે છેઃ ' ગામડાંમાં જઈને કામ કરો. ગામડાંના ઉદ્ધારમાં જ હિંદનો ઉદ્ધાર છે. હિંદુસ્તાન એ ગામડાંનો જ બનેલો છે. ' પણ હું માનું છું કે કોઇ દેશનાયકે ગામડામાં એકાદ બે વર્ષ વસીને ગ્રામજીવનનો તલસ્પર્શી અભ્યાસ જ નથી કર્યો.

## ગામડાંની આજની સ્થિતિ

અત્યારનાં આપણાં ગામડાં એટલે જડતાના ઘર જ. ગામડાંમાં સાદાઇ, પવિત્રતા, નીતિ વગેરે છે એમ જે કહે છે તે ગામડામાં રહ્યા પછી કહે તો સારૂં. હું પાંચ છ વર્ષથી ગામડામાં આવીને પડ્યો છું. ગામડામાં ફરવાનો, તેના લોકોના પરિચયમાં આવવાનો પણ મને શોખ છે. આટલા વર્ષના અંતે હું કહું છું કે ગામડાંમાં નીતિ જેવું ઘણું ઓછું છે. ૧૫ ઘરના નાના ગામમાં પણ પરમીયો ( ગોનોરીયા ), ટાંકી, ચાંદી (સીફીલિસ)ના રોગો જોવામાં આવે છે. સ્ત્રીઓનું ભોળપણ એટલી હદ સુધીનું છે કે ગમે તે દુષ્ટ માણસ તેનો સહેલાઇથી લાભ લઇ શકે છે. કેટલીયે સ્ત્રીઓ બિચારી ગુપ્ત દરદોથી પીડાય છે. ચાંદીને લીધે કેટલાંયે કુટુંબો વાંઝીયાં જણાય છે.

સાદાઈ છે પણ તે ગરીબાઇને લીધે છે. પૈસો પાસે આવે છે ત્યારે તો ગામડાંના લોકો પણ જીવનનો વિલાસ માણી શકે છે.

ગામડાંમાં જઇને કરવું શું ? નથી કોઇને વાંચવું કે નથી કોઇને સાંભળવું. નાનાં પુસ્તકો મફત વહેંચો તો પણ જે વાંચી શકે એવા થોડા ઘણા હોય છે તે પણ નથી વાંચતા. સારામાં સારો માણસ ગામડામાં ભાષણ કરવા આવે તો તેને સાંભળવાનું તેમને કુતૂહલ પણ નથી થતું; સાથે કોઇ ઓળખીતો માણસ ન હોય તો તેનો ભાવ પણ કોઇ ન પૂછે.

ખોટી અહંતા, અંદર અંદર દ્વેષ, ઇર્ષા અને નિંદા, ખોટાં ખર્ચો, અજ્ઞાનતા ઈત્યાદિ આજના ગામડાંના મુખ્ય દોષો છે. એક પણ ગામ ( ભરૂચ જીલ્લાની આ વાત છે ) એવું ભાગ્યે મળશે કે જ્યાં એક કરતાં વધુ પક્ષો ન હોય. આ પક્ષોમાં સામસામા કેસો તો ચાલતા જ રહે. એક પક્ષ કોઇનું ઘાસ સળગાવી મૂકે તો બીજા પક્ષવાળા તેનો તૈયાર થયેલો કપાસ જ રાત્રે ને રાત્રે કાપી નાંખે. આ પક્ષવાળાઓને ત્યાં આપણા જેવો તટસ્થ માણસ જાય તો બીજા પક્ષવાળો આપણને પણ એના પક્ષનો ધારી લે છે.

આ પક્ષોના કુસંપને લીધે કેટલાક બદમાસો ખુશામતથી એકાદ પક્ષમાં ઘૂસે છે અને થોડાં વર્ષો પછી તેઓ ગામમાં સખત ત્રાસ વર્તાવી શકે છે. એક પક્ષે મુસલમાનને રાખ્યો એટલે બીજા પક્ષવાળો પણ રાખે જ. એટલે બન્ને પક્ષના સંરક્ષકો મુસલમાન ગુંડાઓ બને છે. આ ગુંડાઓ પ્રજાની નબળાઇનો પુરતો લાભ ઉઠાવે છે અને જોતજોતામાં ગામડાંના તાજ વગરના ધણી જેવા તે થઇ બેસે છે.

આવા એક બે બદમાસોથી આખાં ગામને ગામ ધ્રૂજે છે. દુબળાઓને મરણતોલ માર મારીને તેમની પાસેથી ફાવે તેવાં કામો તેઓ કરાવી શકે છે, ગમે તેવા કુલવાન માણસને પણ આ લોકો 'મમ્મો ચચ્ચો' સંભળાવી શકે છે; ગામમાંથી એક પુરાવો સરખો મળતો નથી. સોમાંથી પોણોસો ગામડાંની આ વાસ્તવિક સ્થિતિ છે.

બાળલગ્ને તો ગામડાંમાં હદ વાળી છે. કોળી, કુંભાર, મોચી, લુહાર અને ઠેઠ બ્રાહ્મણો સુધી બધી જ કોમોમાં બાળલગ્ન પ્રચલિત છે. કોળી લોકો કન્યાને ૮–૧૦ વર્ષથી ભાગ્યે જ મોટી કરી શકે છે. મોટી કરે તો વાતો થાય ! પરિણામે વેંતીયાં, માયકાંગલાં સંતાનોથી દેશ ઉભરાય છે. ગરીબાઇને લીધે દુધ ઘી જેવાં પોષણકારક ખાદ્યો આપણને મળતાં નથી અને એમાં વળી આ બાળલગ્ન !

પશ્ચિમમાં તો અત્યારે સુપ્રજનન શાસ્ત્ર ( Science of Eugenics ) જોસભેર ગતિ કરી રહ્યું છે. આપણે અહિંયાં તો પ્રજા થવી એ કેવળ અકસ્માત અને દૈવની જ ગતિનો વિષય છે ! નાલાયકનાં લગ્નો બંધ શી રીતે કરવાં ?

## નડતી મુશ્કેલીઓ

ઠીક, એ વિષયને જવા દો. ગામડાંમાં જઇને વસનાર યુવાનોના ભરણપોષણનું શું ? બધાને 'ભિક્ષા' માગવાનું દેશનાયકો કહેશે ? ભિક્ષાથી પણ તેમનાં બૈરાં છોકરાંનું પોષણ તે કરી શકશે ? ગામડાંમાં રહેનાર યુવાનો કાં તો ખેતી અથવા વૈદક શીખેલા હોય તો જ સ્વાવલંબી રહી શકે. ગૂજરાતનાં ગામડાંમાં ખાદીને—હાથવણાટ અને કતામણને—યોગ્ય સ્થાન નથી. અને ખાદીમાંથી એક સ્વયંસેવક માસિક ૩૦–૩૫ રૂપીઆ મેળવી શકશે ખરો ?

અત્યારનું ગામડું એટલે જ્યાં કોઇ પણ જાતની સગવડ નહિ એવું સ્થાન. ન મળે પોસ્ટ, ન મળે રેલ્વે, ન મળે સડકો, ન મળે પુસ્તકાલય, ન મળે સારી સંગતિ, ન મળે વૈદકીય મદદ, ન મળે સારૂં રહેવાજોગ મકાન—અર્થાત્ દરેક જાતની અગવડો ભોગવવા જે જુવાન તૈયાર હોય તે જ ગામડાંમાં વસી શકે. ત્યાં રહીને સાહિત્યનો શોખ કે સાહિત્યની સેવા ન પાલવે કે ન કરી શકાય.

અને જુવાનની પત્નીનું શું ? યુવાન તો ૧૦–૧૨ વર્ષની કેળવણી અને વાંચનના પ્રતાપે દેશસેવા, ત્યાગ, સાદાઇ એ સમજતો થયો છે પણ તેને પાલવે પડેલી તેની પત્નીનો બિચ્ચારીનો શો વાંક કે તે પણ આવું દુઃખ ભોગવે ? ઘરેણાંગાંઠાં ઉપરથી તેનું ચિત્ત હજી ઉઠયું નથી. મારા બીજા મિત્રો જે શહેરમાં રહીને યથાશક્તિ સેવા કરી રહ્યા છે તેમની પત્નીઓને જોઇને પણ તે ઉલટું 'સુંદર રીતે રહેવાનું' શીખી આવે છે. ધનસન્નિપાતના આ જમાનામાં સર્વત્ર ધનની પૂજા થઈ રહી છે. ગુણ નહિ પણ ધન જ માનને પાત્ર મનાય છે. ગામડાંમાં અને શહેરમાં સર્વત્ર ધનવાળો જ પંડિત, વક્તા અને પ્રીતિપાત્ર મનાય છે.

મારા એક મિત્રની પત્ની મને કહે છેઃ "...જ્યારે તમારે બધાને ગામડાંમાં જ રહેવું હતું ત્યારે તમારે પરણવું જોઇતું નહતું. આ બે ત્રણ છોકરાં થયાં છે તેની કેળવણીનું તમો શું કરશો? તમારે વધારે તો કમાવું નથી. તમારી સેવાના ભોગે આ બિચારાં બચ્ચાંની કેળવણીનો તમો શું ભોગ આપશો? શહેરમાં મોકલીએ તો માસિક રૂ. ૧૫-૨૦ જોઈએ. ગુરુકુળમાં મોકલીએ તો ત્યાં પણ પૈસા જોઇએ. અને જ્યારે ઘડપણમાં ટાંગા નહિ ચાલે ત્યારે દેશનાયકો તમારા પોષણ માટે પૈસા આપશે કે? તમારે બચાવવું તો છે જ નહિ ને? અને ૩૦ રૂપૈડીમાં તમો બચાવો પણ શું?......અને આ તમારી ખાદીની સાડીઓ! પ્રભુ તોબાહ. એક તો ખારાં પાણી, બીજું ગામડાની ધૂળ અને ત્રીજું સાડીનો ભારઃ અમારાથી તો ધોવાતીય નથી અને ધોઇએ છીએ તો પણ કાળી ને કાળી જ રહે છે. જેના ભોગ લાગ્યા હોય તે ગામડામાં રહે!......"

## સાદાઈ કોને કહેવી?

બધા સાદાઈનો ઉપદેશ કરે છે પણ સાદાઈ કોને કહેવી તેની વ્યાખ્યા કોઇ બાંધશે? સ્ત્રીપુરુષ અને એક સંતાનને માસિક ઘી દુધના કેટલા પૈસા જોઇએ? દરેક વ્યક્તિએ દિવસભરમાં પાંચ તોલા ચરબી (fat) ખાવી જોઇએ. પાંચ તોલાને બદલે દરેક માણસ અધોળ જ ઘી તેલ ખાય તો પણ ત્રણ માણસના કુટુંબ માટે માસિક ૭ રૂપીઆનું ઘી જોઇએ. (બચ્ચાં માટે કાંઇ ખાસ બનાવવું હોય તો છને બદલે આઠ રૂપીઆ જોઇએ.) દુધ, શાક-ભાજી, ઘઉં, ચોખા, દાળ, ઘરભાડું, લુગડાં, પુસ્તકો, મુસાફરી—આ બધામાં માણસ બહુ સાદો રહે તોપણ આ જમાનામાં આ મોંઘવારી જોતાં રૂા. ૫૦)થી કદીએ ઓછા રૂપીઆથી તેનું ન નભે. હા, પછી પેટે પાટા બાંધીને સેવા કરે, બચ્ચાંને ભૂખે મારે, તેના પોતાનામાં અને તેની પત્નીમાં રહેલી રસવૃત્તિને પણ તે સૂકવી નાખવા જેટલો ક્રૂર થઇ શકે તેમ હોય તો ભલે.

ગામડાંમાં રહેનાર યુવાનો પાસેથી સંયમની આશા મુરબ્બીઓ ભલે રાખે, પણ તે નૈષ્ઠિક બ્રહ્મચારી રહે એમ તો નહિ ઇચ્છે ને? પણ બચપણમાંથી જ લગ્ન થઇ ગયેલું હોય છે તેનું શું કરવું? આ સ્થિતિમાં તે બિચારો સેવા શું કરી શકે? આવેશમાં જે ગામડામાં ચાલી આવેલો હોય છે તે એકાદ વર્ષના અંતે આ બધા અનુભવો લઇને શહેરમાં પાછો સિધાવે છે!

## કુટુંબભક્તિ વિ. દેશભક્તિ

મારા એક મિત્ર લગભગ ૭-૮ વર્ષથી ગામડામાં રહીને સેવાવ્રત ધારણ કરી રહ્યા છે. તે હજી પરણ્યા નથી. ખેડુત છે અને ખેડુતને તો પત્ની સિવાય ચાલે જ નહિ, છતાં યે તે ભાઈ નિભાવે રાખે છે. પણ હવે તેમનાં માતાપિતા વૃદ્ધ થયાં છે. ઘરની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ છે. ભણાવી ગણાવીને જે દીકરાને તેઓએ મોટો કર્યો છે તે દીકરો હવે તેમના ઘડપણમાં તેમને શાંતિ આપવા પ્રયત્ન કરે છે. પણ એટલા પૈસા ક્યાંથી લાવે? પિતાને માસિક રૂા. ૪૦-૪૫નું ખર્ચ છે. એનો વગેરે માતાપિતાને ત્યાં જાવઆવ કરે, પરિણામે બચરવાળ એટલે ખર્ચ પણ આવે. હવે આ પિતૃભક્ત ભાઇ ડગ્યા છે—મુંઝાયા છેઃ એક તરફ પિતૃભક્તિ અને બીજી તરફ દેશભક્તિ. પણ માતાપિતાને તરછોડી " ", જેટલી અત્યારે દેશભક્તિ ઉભરાઈ જતી નથી એટલે હવે તે મુંઝાય છે.

મને લાગે છે કે આપણી વર્ણ વ્યવસ્થામાં ઘણું ઊંડું રહસ્ય સમાયેલું છે. ગૃહસ્થાશ્રમીઓએ તો પોતાનાં બાળબચ્ચાં અને કુટુંબનું ભરણપોષણ કરવું જ જોઇએ. ગૃહસ્થાશ્રમ એ પોતે જ ઘણી સેવાઓનો આશ્રમ છે તો પછી બહાર સેવા કરવાનું માંડી વાળી તેઓએ તો જાગૃત રહીને જેટલું બને તેટલું પ્રસંગોપાત આપી છૂટી, સંયમી જીવન ગાળીને કુટુંબને સુખી બનાવવું જ જોઇએ. તેમનાં બચ્ચાંને યોગ્ય ઉચ્ચ કેળવણી પણ આપવી જ જોઈએ.

વાનપ્રસ્થાશ્રમનો જો વૃદ્ધો સ્વીકાર કરે અને બાકીની અવસ્થા ગામડાંમાં રહીને પૂરી કરે તો ઉત્તમ વાત છે. તેમનો બહોળો અનુભવ. ગૃહસ્થાશ્રમીઓની હાડમારીનો ખ્યાલ, શાંત મનોવૃત્તિ અને સંયમી સાદું જીવન–ખરેખર ગામડાંની સેવા માટે વધારે યોગ્ય ગણાય.

× × × ×

## ત્યાગ કરો !

... ... અને આ ગામડાંની પ્રજાને વળી કેટલાક ત્યાગની વાતો સંભળાવે છે ! બિચારાઓ પાસે ત્યાગવાનું છે જ શું ? આખા વર્ષની મહેનત શેઠશાહુકારો, ફકીરો, સાધુઓ, અને દારૂના પીઠાંવાળાઓ પડાવી જાય છે. હું તો આ લોકોને ત્યાગ કરવાની નહિ પણ ભોગ ભોગવવાની સલાહ આપું છું. પોતે ગાય ભેંસ ઘર આગળ રાખે છતાં દૂધ તેઓ ભાગ્યે ખાય છે, ઘી પણ વેચી નાખે છે, છાશ પણ વેચે છે. તેઓ ખાય, પીએ, મોજ માણે એ સ્થિતિ જોવા હું ઉત્સુક છું. આવી ભુખડી બારસ જેવી સ્થિતિમાં તેમની આગળ ત્યાગની વાતો કરવી એ ભેંસ આગળ ભાગવત જેવું છે.

ખેતીની દુર્દશા, ઢોરઉછેર તરફ આશ્ચર્યકારક બેપરવાહ, શેઠ શાહુકારોનો અને હવે તો સિંધી કાબુલીઓનો પણ ત્રાસ, આરોગ્ય માટે મોટું મીંડું, કેળવણીનો તદ્દન અભાવ—આ બધા પ્રશ્નોનો ગામડાંમાં જઇને રહેનારે સંપૂર્ણ અભ્યાસ કરવો જોઇએ.

અમારા મંડળનું અહીં એક ફાર્મ છે. સાત વર્ષમાં બે વર્ષે જ કંઈ નફો મળ્યો હતો, બાકીનાં બધાં વર્ષોમાં ખોટ છે. બીજા પ્રતિષ્ઠિત મોટા ખેડુતોની પણ એ જ દશા છે. મૂડી ખેડુતો રોકે છે તે ઉપરનું વ્યાજ તેમ જ રીતસરનો બીજો હિસાબ ખેડુતો રાખતા હોય તો ખેડુતો ખેતી કરે જ નહિ એવી ગંભીર પરિસ્થિતિ ઉભી થઇ છે અને થતી જાય છે.

મજુરોનો પ્રશ્ન પણ અટપટો છે.

જ્યાં મનુષ્યઉછેરનું ઠેકાણું નથી ત્યાં ઢોરઉછેરનું તો પૂછવાનું જ શું હોય ?

× × × ×

શહેરો સુધર્યા વિના ગામડાંઓ સુધરશે ખરાં ? અત્યારે ગામડાંમાં જનાર જોઇ શકે છે કે શહેરનું અને શહેરના લોકોનું ગામડીઆઓ સંપૂર્ણ અનુકરણ કરે છે. ટેક ભરવાડો અને ઢેડાઓ સુધી ચ્હા બીડી ઘૂસી છે. હોટલો વગેરે હવે ગામડાંમાં પેસવા લાગી છે. શહેરમાં જઇને ગામડાંનાં લોકો પાનપટ્ટી, નાટક, સીનેમા વગેરે જોતા થઇ ગયા છે. ગામડાંમાં પણ ચોકખું ભેળ વિનાનું દુધ ભાગ્યે જ મળે છે. મહેમાનગીરી માટે પંકાયલા ગૂજરાતનાં ગામડાંમાંથી મહેમાનગીરી પણ દિનપ્રતિદિન અદશ્ય થતી જાય છે. ગામડાંની સારી સ્થિતિની ઓળખાણમાં પોલકાં અને બીજા પોષાકો, ઘરેણાંમાં વગેરે દાખલ થયું છે.

બધાની આશા ભંગ કરીને ચાલ્યા જાઓ. આથી તેઓ જવાની વાત છેડતા જ નથી અને કાળ પોતાનું કામ કરશે એવી આશા બાંધી ચૂપ બેસી રહે છે. મને કોઇ તરફથી પ્રોત્સાહન મળ્યું નહિ, માત્ર મારા વિદ્યાર્થીઓ તરફથી કંઇક પ્રોત્સાહન મળ્યું પણ તે મૂક જાતનું. એક આગેવાનને તો એમ લાગ્યું કે પોતે બેઠા છે છતાં હું ગુરુ શોધવા પૂના કેમ જાઉં છું? બીજાએ મને સ્મરણ કરાવ્યું કે ૩૭ વરસે વાનપ્રસ્થ થવાનું આપણા શાસ્ત્રમાં ક્યાંય લખ્યું નથી. ત્રીજાએ મને શીખામણ આપી કે જે માણસ પોતાના મોટા કુટુંબનો વિચાર ન કરે એ દેશની શી સેવા કરવાનો હતો? વળી એક જણે મને એમ કહ્યું: 'શિક્ષકનો ધંધો શું દેશસેવા નથી? તમારી આટલી બધી શક્તિ છે છતાં તમે આટલો જૂજ પગાર લો છો એ કાંઇ જેવો તેવો આપભોગ છે? તમારે કીર્તિ જોઇતી હશે તો એ તો આ શિક્ષકના ધંધામાંથી પણ મળી શકશે.' બીજાઓએ ભવિષ્યનો વિચાર કરવા કહ્યું: 'કદાચ સોસાયટી બંધ પડી જાય કે ભયમાં આવી પડે તો તમારૂં શું થાય? તમારા બાળબચ્ચાંનું શું થાય?' વગેરે અનેક કલ્પિત ભયો મારી આગળ ખડા કર્યાં. કોઇએ મારી પીઠ થાબડી હોય કે મારા વિચાર સાથે સહાનુભૂતિ બતાવી હોય એવું આજે પણ મને યાદ નથી. કોઇને મનમાં સહાનુભૂતિ હશે, કોઇને મારો વિચાર પસંદ હશે, તો એ સહાનુભૂતિ કે પસંદગીની જાણ મને થવા દીધી નથી. મારા મિત્ર શ્રીયુત કૃષ્ણસ્વામી આય્યર આ પંક્તિના હતા. એમને મારો વિચાર ખૂબ જ પસંદ પડયો હતો અને એમણે પોતાની એ પસંદગી પોતાની પત્નીને જણાવી હતી, પણ એમની પત્નીને એ વિચાર પસંદ નહોતો અને એથી એ પતિ પત્ની વચ્ચે કલહ જાગેલો. ચરચાની ગરમાગરમીમાં એમની પત્નીએ એમને સંભળાવેલું કે પોતામાં બાવા થવાની શક્તિ નથી અને બીજાને બાવા કરવા તૈયાર થયા છે! કૃષ્ણસ્વામી નિરુત્તર થઇ ગયા. એમની પત્નીએ બીજે દિવસે કહ્યું: 'શ્રીનિવાસ તમારૂં કહ્યું માનશે અને તમે એમને સમજાવો. એમના આખા કુટુંબનો આશીર્વાદ મળશે.' 'એ મારાથી નહિ બની શકે. કોઇ સારૂં કામ થતું હોય ત્યારે 'શાબાશ' ન કહેવું એ જ અઘરૂં છે; એ કામ કરનારને રોકવો એ તો પાપ છે. મારાથી એ પાપ નહિ થાય.'

કોઇએ વાત ઉડાવી કે ગોખલેએ તો મને ક્યારનો યે બોલાવ્યો હતો પણ મારી ગરીબાઇને લીધે હું દહાડા ભાંગતો હતો અને જ્યારે કૃષ્ણસ્વામી આય્યરે દશ હજાર રૂપિયા ખાનગી મેળે મને આપવા કબૂલ્યું ત્યારે જ મેં સોસાયટીમાં જોડાવા હા પાડી. આ વાત મદ્રાસમાં ફેલાઇ અને કેટલાકોએ તે સાચી પણ માની. વર્તમાનપત્રોમાં આ વાત બનાવટી અને નરાતાર જુઠી છે એમ પ્રગટ થયું, પણ એથી એ ગપ ફેલાવનાર ઓછો શાંત પડે તેમ હતો? એણે કહ્યું: 'અરે આસ્તે, જરા આસ્તે. જે થાય તે જોયા કરો. મિ. કે. નાં વિલમાં એ રકમ લખેલી છે.' ૧૯૨૧ માં હું ઇમ્પીરિયલ કોન્ફરન્સ માટે લંડન જવા નીકળ્યો ત્યારે કૃષ્ણસ્વામીના મૃત્યુને દશ વર્ષ વીતી ગયાં. હતાં છતાં આ દબાઈ ગયેલી વાત કોઇએ ફરીથી ઉખેડી અને વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરી. આ વાતનો તરત જ ઇન્કાર કર્યેથી તે શમી જાય તેમ હોય તો પણ હું તેનો ઇન્કાર કરવાની તસ્દી લઉં નહિ. આજે આટલા સમય પછી હું જણાવું છું કે અમારા ત્રણ જણની મિત્રતાને કલંક લગાડવા માટે ઉડાવેલા આ બુટ્ટાને માની લેવા આટલા બધા માણસો તત્પર છે એથી મને આશ્ચર્ય અને કંઇક ખેદ થાય છે.

મને જણાવતાં મગરૂરી થાય છે કે મારી માતાએ કે મારી પત્નીએ મારી વિદાય વખતે કોઈ પણ જાતનો 'સીન' કે દેખાવ કર્યો નહિ. મારો વિયોગ તેમણે અનિવાર્ય ગણી સહી લીધો. તેઓ જાણતા હતા કે મારો નિશ્ચય અડગ હતો, અને તે ફરી શકે તેમ નહોતું. તેમને મોટામાં મોટો ભય તો એ હતો કે હું સંન્યાસી થઇ જવાનો છું અને કુટુંબ સાથેનો સંબંધ માત્ર છોડી દેવાનો છું. તેમનો આ ભય ખોટો છે એની પ્રતીતિ કરાવવા મેં મારી પત્નીને મારી સાથે પૂના લઇ જવા કર્યું અને તેની સાથે જ રહેવા જણાવ્યું. આથી તેમનું વિયોગદુઃખ બહુ જ હળવું થઇ ગયું.

મારી શાળાની વિદાય મારે માટે ઘણી જ વસમી થઇ પડી. મારા પ્રિય શિષ્યો અને સ્નેહી સાથીઓને છોડતાં મારે હૃદય વલોવાઈ ગયું. મારા શબ્દો તૂટક તૂટક નીકળ્યા. મેં જણાવ્યું: 'મને દેશાનુરાગનો રોગ થયો છે.' હું આગળ ન બોલી શક્યો-મારૂં હૈયું ભરાઇ આવ્યું. થોડો સમય વીત્યા પછી મેં મારા રાજકીય સંન્યાસનો અને આપણા દેશમાં એની નવીનતાનો અને એમાં રહેલા દુઃખો અને વિપત્તિઓનો નિર્દેશ કર્યો. મેં જણાવ્યું: 'આ દુઃખો અને વિપત્તિઓની સામે આ મારા નવીન કાર્યમાં રહેલી મારી શ્રદ્ધા જ મારી ઢાલ છે, અને માતા કૌશલ્યાએ ભગવાન રામચંદ્રજીને વનવાસ જતી વખતે જે આશીર્વાદ આપ્યો હતો એ મને અત્યારે યાદ આવે છે.

यम् पालयसि धर्मं त्वम् धृत्या च नियमेन च।
स वै राघवशार्दूल धर्मस्त्वामभिरक्षतु॥*

આ શ્લોક ત્યારબાદ મારા જીવનના ઘણા પ્રસંગોએ મેં યાદ કર્યો છે અને એથી મારા આત્માને શાંતિ મળી છે. જ્યારે જગત આખું વિમુખ થઇ બેસે છે અને શંકા હૃદયને ઘેરે છે ત્યારે આપણી અંદર રહેલા અંતરના નાદ તરફ આપણે વળીએ છીએ અને એ અંતરના નાદને જો આપણે જીવનમાં ચૂસ્ત રીતે અનુસર્યાં હોઇએ છીએ તો આપણું હૃદય એથી પરમ શાન્તિ અનુભવે છે.

૧૯૦૬માં દાદાભાઇ નવરોજજીના પ્રમુખપદ નીચે કલકત્તામાં મળનારી મહાસભામાં હાજર રહેવા મને ગોખલેએ સૂચવ્યું અને મેં એ સૂચના તત્કાળ વધાવી લીધી. ગોખલેએ દાદાભાઇ સાથે સર્વન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટીના બીજા સભ્યો સાથે મારે પણ ઓળખાણ કરાવ્યું. અને મહાસભા પૂરી થયા બાદ તા. ૧૫ મી જાનેવારીએ હું સોસાયટીનો રીતસરનો સભાસદ થયો. બેલીગંજના રોલેન્ડ રોડ પર આવેલા મકાનના ઉપલા માળ પર આ પ્રવેશવિધિ થઇ. પ્રભાતનો સમય હતો, હું નાહીને તૈયાર થઇ ગયો હતો, મારા હૃદય પર પવિત્રતાની છાયા ઢળી હતી. ગોખલે બહુ જ સચિંત અને ગંભીર મુખમુદ્રાથી બેઠા હતા. આની પણ મારા મન પર ખૂબ અસર થઇ. તેમની પછી પ્રતિજ્ઞાના વાક્યો જેમ જેમ હું બોલતો ગયો તેમ તેમ એ પ્રતિજ્ઞાઓ મારાથી પૂરેપૂરી પળાશે કે કેમ એ વિષે મારા મનમાં અનેક શંકાઓ થવા માંડી. આથી હું ધ્રુજી ઉઠયો પણ થોડી જ વારમાં એ વિધિ પૂરો થયો, મારી ધ્રૂજારી ઓછી થઈ અને થોડા દિવસમાં તો હું જેવો હતો તેવો થઇ રહ્યો. પ્રભુકૃપાએ મારી કસોટી પૂરી થઇ અને હું તેમાંથી પાર ઉતર્યો."



## શાંગાઈ એટલે શું?

આજે ચીનની સાથે જે યુદ્ધની તૈયારીઓ ચાલી રહી છે તેમાં શાંગાઈ પણ કારણ છે. એ શાંગાઇ વિષે ચીનનું કલાવિજ્ઞાનનું જર્નલ લખે છે:

"જે લોકો ચીનમાં રહેલા નથી તેમને મન તો બધાં ગામો અને શહેરો સરખાં છે. પેકિંગ, શાંગાઇ, કેન્ટોન બહુ જ મોટી વસ્તિવાળાં શહેરો છે પણ ચીનમાં બધાંયે શહેરો મોટી વસ્તિવાળાં છે. એટલે મોટી વસ્તિ હોય એથી જ શહેરનું મહત્ત્વ વધતું નથી. પેકિંગ ચીનનું પાટનગર છે અને શાંગાઇ ચીનનું બંદર છે. પણ ઘણા ઓછા માણસોને ખબર છે કે શાંગાઇ કેવળ ચીનનું નહિ પણ સમસ્ત જગતનું મોટું અગત્યનું બંદર છે. ૮૦ વરસ ઉપર ચીનમાં શાંગાઈ જેવા સેંકડો શહેરો હતાં. આજે તે મારસેલ અને સિંગાપોર કરતાં યે ચડી જાય છે અને હેમ્બર્ગ, રોટરડામ અને એન્ટવર્પ જેવા જગવિખ્યાત બંદરોની બરાબરી કરે છે. આનું કારણ દેખીતું છે. યાંગત્સી નદી એ જગતનો મહાનદ છે. એના મુખથી ૧૨૦૦ માઈલ સુધી આગબોટો ચાલે છે અને એના

* જે ધર્મને તમે ધૈર્ય તથા સંયમપૂર્વક પાળો છો તે ધર્મ, હે રાઘવ શાર્દૂલ! તમારૂં રક્ષણ કરો.

બન્ને કિનારા પરના ૫,૦૦,૦૦૦ ચોરસ માઈલ પરના વિસ્તારમાં વસતા ચીનાઓનો આયાત નિકાસનો માલ આ આગબોટોમાં થઇ શાંગાઇ બંદરે આવે છે. અને આ ચીનાઓની વસ્તિ કેટલી ? જગતની વસ્તિનો દશમો ભાગ ૧૬ કરોડથી યે વધારે ચીનાઓ ગરીબ છે એથી માણસ દીઠ સરેરાશ આયાત નિકાસ બહુ જ ઓછી આવે છે; પણ સંખ્યા બહુ જ મોટી હોવાથી એમની આયાત નિકાસનો કુલ સરવાળો બહુ જ મોટો થઇ જાય છે. ૧૯૨૫ની સાલમાં શાંગાઇ બંદરમાં ૩ અબજ રૂપિયાનો માલ આયાત થયો; આમાં અબજ રૂપિયાનો માલ પરદેશી હતો. ૨૫ વર્ષ પહેલાં, ૧૯૦૦માં ૬૨ કરોડ રૂપિયાનો માલ આયાત થએલો અને તે પહેલાં ૧૮૭૫માં ૨૫ કરોડ રૂપિયાનો માલ આયાત થયેલો. ૧૮૭૫માં ૩૦ લાખ ટનનાં વહાણો એ બંદરે આવેલાં ત્યારે ૧૯૨૫માં ૩ કરોડ ટનનાં વહાણો જગતભરમાંથી એ બંદરે લાંગર્યાં. આવો અનુપમ આ બંદરની ઉન્નતિનો ઇતિહાસ છે !

૧૮૪૩ માં આ બંદર ચીનનું ત્રીજા વર્ગનું શહેર હતું, આજે એ પ્રથમ વર્ગનું શહેર છે. ૧૨ ચોરસમાઇલ તેનો વિસ્તાર છે અને ૭૫ કરોડ રૂપિયાનાં પરદેશીઓનાં મકાનો તેના પર બંધાયાં છે. ૨૫૦ માઇલ સુધીની પાકી સડકો તેની આસપાસ પથરાઇ છે અને યાંગઝીના બન્ને કિનારા પર પંદર-પંદર માઇલ સુધી તેની આલેશાન ઇમારતો ચણાઇ છે. ચીનાઓ અને જાપાનીઓના સેંકડો કારખાનાંઓનાં ભૂંગળાં યાંગઝીનદમાં લાંગરેલી વીસ-વીસ હજાર ટનની પાસિફિક મહાસાગરની આગબોટોનાં ભૂંગળાં આગળ, મગરમચ્છની આગળ નાનકડી માછલી હોય એવાં લાગે છે. ઓછામાં ઓછા ત્રીસ ફુટ ઊંડાં જળમાં જ રહી શકે એવી આ વિશાળકાય જળચર જેવી આગબોટો માટે શહેરની બંને બાજુ યાંગઝી નદમાં મોટા મોટા ડકકા અને ઓવારા છે અને તેઓ શહેરની અધવચ આવી લાંગરે છે. કારખાનાંઓને પાવર આપવા માટે દોઢ લાખ હોર્સપાવરનું પાવર સ્ટેશન છે અને એ વિજળીનું નહિ પણ કોલસાનું છે. આ કોલસો બધો ચીનમાં જ પેદા થાય છે.

આ બધા રૂડા પ્રતાપ વાંગપૂ બોર્ડના છે. સન ૧૯૦૫ ની સાલમાં એણે નદીનો કારભાર હાથમાં લીધો અને એવો સુંદર બંદોબસ્ત કર્યો કે મોટામાં મોટી આગબોટો પણ આજે એ નદીમાં લાંગરે છે. મ્યુનિસિપાલિટીનો વહિવટ પણ ખૂબ જ વધી ગયો છે અને જેમ જેમ પરદેશ સાથેનો વેપાર વધતો જાય છે તેમ તેમ મ્યુનિસિપાલિટીનું કામ પણ વધતું જ જાય છે.

જેમ વેપારની દૃષ્ટિએ તેમ કળા અને વિજ્ઞાનની દૃષ્ટિએ પણ શાંગાઇ ખીલતું જ જાય છે; છતાં જે ઝડપથી વેપાર ઉદ્યોગ વધે છે તે ઝડપથી કળાવિજ્ઞાન નથી વધતાં. આજે કળાવિજ્ઞાનના વિષયમાં ચીનમાં જે ખીલવણી થઇ છે એમાં શાંગાઇનો મોટો હિસ્સો છે. એના હુન્નર ઉદ્યોગ વધતાં જ જાય છે, એની શિક્ષણસંસ્થાઓ વધતી જ જાય છે, એની બાંધકામની-ઇજનેરી પ્રવૃત્તિ વધતી જ જાય છે. ચીનની કળાની કૃતિઓ પરદેશ આ બંદરથી જ ચઢે છે. પેકિંગ ચીનની કળાનું ધામ છે તો શાંગાઇ એનું પ્રદર્શનસ્થાન છે. કળાના શોખીનો કળાની બેનમૂન ચીજો ખરીદવા અને તપાસવા શાંગાઇના જ બજારોમાં ધુમે છે, અને શાંગાઇના કળાકારો એમની એ કળા તરસી આંખોને બેનમૂન કળાની ચીજોથી ઠારી દે છે. ”

સાચે જ ભાવિ પ્રભુને હાથ છે. ચીન ઉપર બ્રિટિશસિંહે પોતાનો પંજો કેમ ઉઠાવ્યો છે અને ‘ શાંગાઇમાં વસતા બ્રિટિશો અને હિંદીઓની જીંદગી કેમ ભયમાં આવી છે ’, એનું કારણ શાંગાઇનું આ વર્ણન વાંચ્યા પછી મંદમાં મંદ બુદ્ધિવાળાને પણ આંખના પલકારામાં સમજાઇ જાય એવું છે. યાંગઝી નદનાં જળની સાથે ચીનની સમૃદ્ધિ પણ શાંગાઇ બંદરે જ વહી આવે છે. છતાં આ વર્ણન વાંચી કોઇ કળાના પ્રોફેસર એમ માને કે ચીનની કળાનું રક્ષણ કરવા માટે જ બ્રિટિશોએ ચીન પર ચઢાઈ કરી છે તો પણ એ ના પાડી શકીએ તેમ નથી.

❧

## કાપડના ઉદ્યોગમાં હિંદ સાથે જાપાનની હરીફાઈ

'લિવિંગ એઇજ' નામના પત્રમાં હિંદુસ્તાન સાથેની હરીફાઈમાં જાપાન કેમ ફાવ્યું એનાં કારણો નીચે પ્રમાણે આપ્યાં છેઃ

"હિંદુસ્તાનમાં કપાસ પુષ્કળ થાય છે અને જાપાનમાં તે થતો નથી છતાં સુતર કાપડની હરીફાઇમાં જાપાન હિંદુસ્તાનને શિકસ્ત આપે છે અને ઇરાની અખાતમાંથી હિંદુ અને પારસી મિલમાલેકોનાં કાપડથી ભરેલાં વહાણો જાપાની વહાણોને લેઇ પાછાં ફરે છે, અરે, ખુદ મુંબાઇના જ બારામાં જાપાની માલ પેસવા માંડયો છે. આનું કારણ શું? કારણ કે જાપાની માલ સસ્તો છે. જાપાની માલ સસ્તો છે કારણ કે જાપાની મજૂરી સસ્તી છે, જાપાની મજૂરો વધારે સમય કામ કરે છે, જાપાની મિલમાલેકો વધારે કાબેલ છે, વધારે ઝીણવટવાળા છે, અને વધારે પ્રમાણિક છે. 'વોસીશ ઝીટુંગ'માં એક જર્મન જેણે મુંબઇ અને ઓસાકાની મિલોનું બારીકીથી નિરીક્ષણ કર્યું છે તે લખે છેઃ

"થુંક, લીંટ અને પાનના રસથી રંગાયેલી હિંદુ મજૂરોની લાંબી લાંબી 'શેરો' કરતાં જાપાની મિલો વધારે સ્વચ્છ અને વધારે આરોગ્યદાયક છે. જાપાનમાં દરેક મિલની સાથે રેસ્ટોરાં કે હોટલ હોય છે, જ્યાં દરેક મજૂરને દિવસમાં ત્રણ વાર ગરમાગરમ અને ભાવતો ખોરાક બહુ જ જૂજ દામે મળી શકે છે. ઘણીખરી મિલોને તો પોતાની જ ઇસ્પીતાલ હોય છે અને તે માત્ર નામની નહિ પણ દરેક સામગ્રીથી સંપૂર્ણ અપ-ટુ-ડેટ હોય છે. કુંવારા મજૂરોના હવા અજવાળાવાળાં મોટાં ભવનો અને પરણેલા મજૂરોનાં નાનકડાં ઘરો એવાં સ્વચ્છ અને સુઘડ હોય છે કે બીજા જાપાનીઓને પણ તેમાં આવીને વસવાની ઇચ્છા થઇ આવે. મેનેજરો અને મજૂરો વચ્ચેનો સંબંધ મીઠો અને મર્યાદાશીલ હોય છે. બન્ને એકબીજા સાથે સન્માનથી વર્તે છે. હિંદુસ્તાનમાં મજૂરોની સાથે મેનેજરો જે તોછડો વર્તાવ રાખે છે એવો વર્તાવ જાપાની મજૂર એક મિનીટ પણ સાંખે નહિ. હિંદી મજૂર કરતાં જાપાની મજૂરોને ચોથા ભાગની કે ત્રીજા ભાગની મજૂરી ઓછી મળે છે અને હિંદી મજૂર કરતાં તેણે દિવસમાં કલાક કે બે કલાક વધારે કામ કરવાનું હોય છે, છતાં હિંદુસ્તાનની મિલ કરતાં જાપાની મિલમાં કામ કરવાનું હું વિશેષ પસંદ કરૂં. ચીનની મિલ કરતાં તો જાપાની મિલમાં કામ કરવાનું હું એથી યે વિશેષ પસંદ કરૂં. જાપાનની ૬૦ લાખ સ્પીન્ડલો હિંદુસ્તાનની ૭૦ લાખ સ્પીન્ડલો સાથે બરાબર હરીફાઇ કરે છે. એનું કારણ જાપાની મજૂરની મહેનત વધારે છે અને મજૂરી ઓછી છે એ જ નથી પણ હિંદી મિલમાલેકો અપ્રમાણિક છે, હિંદી દલ્લાલો ઠગ છે અને હિંદના કમિશન એજન્ટો ભારે લોભી છે. આથી હિંદનો માલ ખપાવવાને માટે ખૂબ જ કમિશન આપવું પડે છે અને એથી મુંબઇ કરતાં ઓસાકા ચઢી જાય છે."

આ તટસ્થ જર્મનના હૃદયનાં ઉદ્ગારો પર આપણા દેશના મિલમાલેકો, દલ્લાલો અને કમિશન એજન્ટો જરા ધ્યાન આપે અને આત્મશુદ્ધિ કરે તો આપણા મિલઉદ્યોગ માટે પરદેશી સરકાર પાસે મદદ માગવાપણું રહે ખરું કે?

નં.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**કવિતા અને સાહિત્ય-વૉલ્યુમ ૧ લું**—કર્તાઃ રા. બ. (હવે સર) રમણભાઈ મહીપતરામ નીલકંઠ. પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. કિંમત રૂા. એક.

સર રમણભાઈના આ વિષય ઉપરના લેખોનું એક મોટું પુસ્તક આ જ નામથી બહાર પડેલું હતું. તે આવૃત્તિ ખપી જવાથી તેની બીજી આવૃત્તિ ગુ. વ. સોસાઈટીએ પ્રસિદ્ધ કરવા માંડી છે અને કર્તાના કાવ્યચર્ચા ઉપરના લેખોના સંગ્રહનો આ પહેલો ભાગ (વૉલ્યુમ ૧ લું) છે.

સર રમણભાઈના લેખોની આવી સુંદર આવૃત્તિ આવશ્યક હતી જ. વિષયની વહેંચણીથી અને આખા પુસ્તકના નાના નાના ચાર વિભાગોથી અભ્યાસીને ઘણી અનુકૂળતા પડશે.

લેખકે આમાં દર્શાવેલા વિચારોને ઘણાં વરસો થઇ ગયાં છે. તે પછી કાવ્યશાસ્ત્ર અને રસમીમાંસાએ પુષ્કળ પ્રગતિ કરી છે. આપણું વિવેચન સાહિત્ય પણ બહોળું થયું છે અને કાવ્ય સામગ્રી તે પછી ઘણી વધી છે. કાવ્યચર્ચાના વાદો અને મુદ્દાઓ પણ બદલાયા છે. તે સમયે પ્રાચીન અને નવીન મતો વચ્ચે જે વિવાદો ચાલતા તેની અસર નીચે આમાંનું ઘણું લખાયું છે. વિવાદની તીક્ષ્ણતા, અતિશયોક્તિ અને એક પક્ષીપણું આમાં ઘણી જગાએ દેખાય છે. ઘણાં લખાણોમાં સમયનો રંગ છે અને તે હાલના વાંચકને એટલું રસિક ન પણ લાગે. છતાં સર રમણભાઇની કાવ્યચર્ચા એટલી વિદ્વત્તાપૂર્ણ છે, એટલી તાત્ત્વિક છે કે હાલના અભ્યાસીને તેમાંથી ઘણું જાણવાનું મળે. આપણા વિવેચન સાહિત્યમાં કર્તાનું સ્થાન ઘણું ઊંચું છે અને વિવેચન સાહિત્યને સમૃદ્ધ કરવા તેમણે કરેલો પ્રયત્ન ખરેખર સમર્થ છે. તેમની શૈલી સ્પષ્ટ, ઋજુગામી, અક્લિષ્ટ અને પ્રસન્ન છે અને હજી ભવિષ્યની કાવ્યચર્ચાને તે માર્ગદર્શક થઇ શકે એવી છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને આ પસંદગી માટે ધન્યવાદ ઘટે છે. તેના બીજા ભાગો પણ સત્વર બહાર પડશે એવી આશા રાખીએ છીએ.

**બાળવાર્તાવલિ**—સંપાદક તથા પ્રકાશકઃ સૌ. હંસા મહેતા બી. એ. મળવાનાં ઠેકાણાં હરિલાલ રણછોડલાલ મહેતા, કમિશન એજન્ટ ૯૩–૧૦૭ બારભામા મહોલ્લો, મુંબઇ–૨. તથા કુમાર કાર્યાલયઃ અમદાવાદ. કિંમત દોઢ રૂપિયો.

'જેનાં પ્રાચીન કાળથી અનેક ભાષામાં ભાષાન્તરો થયાં છે તેવાં પંચતંત્ર જેવાં પુસ્તકો જે દેશમાં હોય તે દેશમાં ખરી રીતે બાળસાહિત્યની ખોટ હોવી ન જોઇએ છતાં અત્યારે આપણા સાહિત્યની તેવી સ્થિતિ છે. પણ હમણાં હમણાં લેખક અને વાંચક બન્ને વર્ગનું આ વિષય પર સારૂં ધ્યાન ગયું છે. બાળકોને માટે અનેક જગાએથી સાહિત્ય પ્રગટ થાય છે અને માબાપો તે લે પણ છે. પ્રસ્તુત ચોપડી તેમાં સારો ઉમેરો કરે છે. આ પુસ્તકમાં બાર બાળવાર્તાઓ છે. તેમાંની કેટલીક આપણા કંઠસ્થ સાહિત્યમાંની છે અને કેટલીક પંચતંત્રની છે. સામાન્ય રીતે ભાષા બાળકો સમજે તેવી છે, છતાં અમે ધારીએ છીએ કે શૈલી પણ વાર્તા કહેવાની અને પારિભાષિક પણ તે પ્રમાણે રાખ્યા હોત તો બાળકોને વધારે સુગમ થાત. બાળવાર્તામાં પ્રાંતિકના અનિવાર્ય છે પણ પ્રાંતિક શબ્દોની છેવટે ટીપ આપી હોત તો સારૂં, દાખલા તરીકે 'કહોઙ'ની વાર્તામાં કહોડ–કોદ કાશિયા-

વાડમાં ઢોર પૂરવાના ઘરને કહે છે. લાકડાના અર્થમાં 'ખોડ' નાન્યેતર જાતિ છે, તેની ગેરસમજ થવા સંભવ છે.

બાળવાર્તાની ચોપડીમાં તેના અક્ષરો અને બહારનો દેખાવ વધારે મહત્ત્વનાં છે. આમાં અમારે શ્રીયુત્ રવિશંકર રાવળને ધન્યવાદ આપવાનો છે. અક્ષરો બાળકો વાંચી શકે તેવા મોટા અને ચોખ્ખા છે. ચિત્રો સઘળાં સુંદર છે, રંગીત ચિત્રો વિશેષ આકર્ષક છે. પૂંઠા ઉપરના ચિત્રમાં બકરી અને ગેળનું ગાડું બાળકો ઓળખી શકે તેવું જ છે. બકરી સ્વાભાવિક ચિત્રમાં જોઇએ તે કરતાં મોટી છે તે વસ્તુના મહત્ત્વ પ્રમાણે પ્રમાણ આપવા કર્યું લાગે છે. બાળકો તેમાં બકરીનો રૅાફ બરાબર સમજી શકશે. આપણા સમાજને કિંમત ભારે પડશે, ખાસ મદદથી કિંમત સોંઘી કરી શકાય તો સારૂં.

**કિશોર કથાઓ**—લેખકઃ ગિજુભાઈ. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. કિં. આઠ આના.

બાલ સાહિત્યના પ્રસિદ્ધ લેખક ગિજુભાઇનો આ નવો ફાળો છે. અસલ અંગ્રેજી વાર્તાઓ છે પણ ગિજુભાઇએ તેને સંપૂર્ણ ગૂજરાતી બનાવી છે. વાર્તા જે રીતે કાઠિયાવાડમાં કહેવાય છે તે જ રીતે તે ભાષામાં અને તેવા જ પારિભાષિકોમાં કહેલી છે. વાર્તાઓ કેવળ કુમારો કરતાં કંઇક મોટા કિશોર વિદ્યાર્થીઓ માટે છે. અઘરા શબ્દોની છેલ્લે ટીપ છે.

આ સિદ્ધહસ્ત લેખકને માટે વિશેષ શું લખવું ? તેમની ચોપડીને ગૂજરાતનાં બાળકો અને માબાપો વધાવી લેશે એમ માનીએ છીએ.

**શિક્ષણવ્યાખ્યાનમાળા**—ગૂજરાત વિદ્યાપીઠ પુસ્તક ૩૦ મું. પ્રકાશકઃ ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ. કિંમત દસ આના.

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી સં. ૧૯૮૧ માં વ્યાખ્યાનમાળાની યોજના થયેલી હતી તે પ્રમાણે દસ વ્યાખ્યાન અપાયેલાં હતાં તે અહીં પ્રગટ કર્યાં છે. વ્યાખ્યાનોમાં શિક્ષણના અનેક વિષયો જેવા કે શિક્ષણમાં માનસશાસ્ત્રનો ઉપયોગ, ઇતિહાસ, વિજ્ઞાન, શાળામાં સ્વરાજ, ગ્રામશિક્ષક, પ્રત્યક્ષ પદ્ધતિ, મોન્ટેસોરી પદ્ધતિ, બાલકવિતા વગેરેની નવીન દષ્ટિથી ચર્ચા કરેલી છે. કોઈ પણ વ્યાખ્યાન માત્ર વાણી કે બુદ્ધિના વિલાસ માટે કરેલું નથી પણ કેળવણીની સંસ્થામાં પુષ્કળ અનુભવ લીધેલા શિક્ષકોના હૃદયોદ્‌ગાર છે. આપણી કેળવણીના પ્રશ્નોનો ઉકેલ કાઢવામાં આ નાનું પુસ્તક ઘણું ઉપયોગી થશે.

**કુંજકોકિલ**—પ્રકાશકઃ આચાર્યશ્રી રાષ્ટ્રીયશાળા, મુંબઈ, મૂલ્ય ચૌદ આના.

મુંબઈની રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓ આ નામનું હસ્તલિખિત માસિક ચલાવતા હતા તેના છેલ્લાં ૭ વરસના લેખોમાંથી ચૂંટણી કરી આ સંગ્રહ બહાર પાડ્યો છે. થોડા જ અપવાદો સિવાય લેખો બધા વિદ્યાર્થીઓના છે.

અમારી પાસે અત્યાર સુધીમાં વિદ્યાર્થીઓથી ચાલતાં આવાં ઘણાં નિયતકાલિકો અભિપ્રાય માટે આવી ગયાં છે. આ છપાએલું પુસ્તક આવતાં આ સંબંધી અમારા વિચારો પ્રગટ કરવાની તક લઇએ છીએ.

વિદ્યાર્થીઓના આવા પ્રયાસો ખરેખર અભિનન્દનીય છેઃ લખવાની સુઘડતા, વિચારોની વ્યવસ્થા, લેખોની તુલના, લેખકોનો સહકાર વગેરે કેટલાક ગુણો તેથી સ્વાભાવિક રીતે કેળવાય છે. પણ આ બધી પ્રવૃત્તિમાં પોતે વિદ્યાર્થી છે તે તેમણે ભૂલવું ન જોઇએ.

પોતે જ મોટા લેખક કે મોટા તંત્રી થઈ ગયા ધારી તંત્રીનો આડંબર કરવા કે બીજાની શૈલીનાં અનુકરણો કરવા પ્રયત્ન ન કરવો જોઇએ. અમને સૌથી સારો વિષય એ લાગે છે કે મનમાં જે વસ્તુ હોય તેને સાદામાં સાદી રીતે ભાષામાં મૂકવી. તેને કૃત્રિમ રીતે શણગારવા પ્રયત્ન કરવો નહિ. તેમ જ લેખમાં ગાંભીર્ય લાવવા માટે જે પારકો વિચાર પોતાનો થઈ ગયો નહોય તેને પોતાના તરીકે મૂકવો નહિ. વિદ્યાર્થીના લેખમાં કોઈ ઊંડા ગંભીર વિચારની કે ગહન કલ્પનાની અપેક્ષા રાખતું નથી, અને એ બતાવવા વિદ્યાર્થીએ અનુકરણો ન કરવાં. જો અનુકરણ અને કૃત્રિમતાની ટેવ અત્યારથી વિદ્યાર્થીમાં પડશે તો ભવિષ્યમાં તે સુધરશે નહિ અને વિદ્યાર્થી સ્વતંત્ર વિચાર કરતાં કે પોતાને અનુકૂલ નવી શૈલી ઘડતાં શીખશે જ નહિ.

વિદ્યાર્થીઓ પોતાના હસ્તલિખિત નિયતકાલિકને પણ જ્ઞાનની દૃષ્ટિએ એક રીતે ઉચ્ચ બનાવી શકે. આવાં નિયતકાલિકમાં એક ખાસ અલગ અભ્યાસ-વિભાગ રાખવો જોઇએ અને તેમાં બીજું કાંઈ જ નહિ પણ સારાં પુસ્તકો કે માસિકોનો અભ્યાસ કરી તેનો સારાંશ આપવો જોઇએ. આથી વિદ્યાર્થીઓ એક બીજાને પોતાના અભ્યાસનો લાભ આપી શકશે, સાર ગ્રહણ કરતાં શીખશે અને ઊંચા વિચારોની ખોટ પૂરી પડશે.

વિદ્યાર્થીઓએ કલ્પનાને કેળવવા માટે પણ સ્વતંત્ર વાર્તા કે કાવ્યો લખવા કરતાં પોતાના અનુભવોનાં દૃશ્યો, પરિચયની વ્યક્તિઓ, પ્રવાસો, તમાશા વગેરેનાં વર્ણનદ્વારા, તથ્યના ગ્રહણદ્વારા, કલ્પનાને ઘડવી જોઇએ અને અનુભવને ભાષામાં મૂકવાની કસોટી મેળવવી જોઇએ. કલ્પના પોકળ અનુભવ વિનાના વિચારોથી કેળવાતી નથી. પણ સત્ય જ્ઞાન અને હકીકત સાથે અનેક વાર કુસ્તી કરી તે પર વિજય મેળવવાથી જ કસાય છે, બળવાન થાય છે, પુષ્ટ થાય છે, અને કેળવાય છે.

છતાં કાવ્યો લખવાં હોય તો છન્દના નિયમો બરાબર સાચવીને પોતાને જે ખરો અનુભવ થયો હોય તેને જ ભાષામાં મૂકવા પ્રયત્ન કરવો. પોતાને અનુભવ ન હોય તેવું લખવું એ એક જાતની વિચારની અપ્રમાણિકતા છે. પોતાનો વિચાર બધાને રુચિકર અને સુંદર નહિ લાગે એ એક પ્રકારની ભીતિ છે. પારકા વિચારો કે કલ્પના પોતાના તરીકે વાપરવાં તે એક પ્રકારની ચોરી છે.

અનેક કેળવણીની સંસ્થાઓમાં આવાં હસ્તલિખિત નિયતકાલિકો લખાય છે. આવી સંસ્થાઓ પરસ્પર એકબીજાને પોતાની કૃતિઓ બતાવે અને એ રીતે સંસ્થા સંસ્થા વચ્ચે સંબંધ થાય એ ઇષ્ટ છે.

દરેક સંસ્થાએ પોતાના લેખો છપાવવાનો આગ્રહ કે લોભ ન રાખવો જોઇએ. એ વસ્તુ હસ્તલિખિત જ શોભે છે અને સાહિત્યમાં તેને બીજું કોઈ સ્થાન હોવું જ જોઇએ એવો આગ્રહ ન જોઇએ.

કિશોર—(ત્રૈમાસિક). તંત્રીઓઃ હર્ષદ પોપટલાલ મહેતા અને ભદ્ર અંબાલાલ યાજ્ઞિક. વાર્ષિક લવાજમ રૂ. ૨. તળીઆની પોળ, અમદાવાદ.

નામ પ્રમાણે કંઈક મોટી ઉંમરના વિદ્યાર્થીઓનું આ સાહસ છે. માસિકમાં અંગ્રેજી અને ગુજરાતી એવા બે વિભાગો છે. આવાં દુભાષિયાં સામયિકોનો સમય ગયો છે એમ અમે માનીએ છીએ.

ઉપર કુંજકોકિલ વિશે વિસ્તારથી લખ્યું છે એટલે આને માટે જુદું લખવાનું ઝાઝું રહેતું નથી. શ્રીયુત્ જયકર કે એવા અન્ય પ્રસિદ્ધ લેખકોના લેખો આ અંકમાં લીધા છે તે તો પ્રથમ અંક છે માટે જ હશે. બાકી આવાં સામયિકોમાં અમે વિદ્યાર્થીઓ પોતાના જ મનોરથો, વિચારો, કલ્પનાઓ, ચર્ચાઓ કરે એમ ઇચ્છીએ છીએ. જે લેખકો અન્યત્ર લખે છે તેમના જ વિચારો આમાં જોવા એમાં કંઈ વિશેષ નથી, પણ સામાન્ય વાંચકથી અજ્ઞાત રહેલી વિદ્યાર્થી આલમના વિચારો તેઓ પોતે આમાં વ્યક્ત કરે એ જ આવાં સામયિકોની વિશેષતા હોવી જોઇએ.

લેખોમાં શ્રી બાપાલાલ વૈદ્યના લેખ ઉપર અમે સર્વ કિશોરોનું ધ્યાન ખેંચીએ છીએ.

ગૂજરાતમાં કેળવણીની અનેક સંસ્થાઓમાંથી હસ્તલિખિત સામયિકો નીકળે છે તે સર્વની વાનગી આમાં આવતી રહે તો કિશોર આવાં સર્વ સામયિકોના સહકારની ભૂમિ બને, અને એ સામયિકોને પોતાના લેખો સ્વતંત્ર છપાવવાની જરૂર ન રહે. અન્ય વિદ્યાર્થી મંડળીઓનો એટલો વિશ્વાસ કિશોરે મેળવવો જોઇએ.

વિદ્યાર્થીઓના સાહિત્યમાં અમે ગંભીર લેખના પ્રયત્નો અનેક જોઇએ છીએ, પણ બાલસુલભ નિર્દોષ હાસ્ય કે ટીખળ કેમ ક્યાંઇ જણાતું નથી? શું ગૂજરાત હાસ્યવિહીન થઈ ગયો છે?

**વીણા**—તંત્રી: યશવંત સવાઇલાલ પંડ્યા. પ્રકાશક: સાહિત્ય ઉત્તેજક સમાજ, અમદાવાદ. છૂટક નકલ એક રૂપિયો.

વિદ્યાર્થીઓએ જ સ્થાપેલા અને તેમની મહેનતથી જ ચાલતા સાહિત્ય ઉત્તેજક સમાજે ગયા વર્ષથી જે વાર્ષિક વીણા કાઢવા માંડયું છે તેનો આ બીજો અંક છે. એ સમાજે એક વાંચનાલય કાઢીને અને બીજી ઘણી રીતે સારી સેવા કરી છે. પણ અહીં તો માત્ર તેની સાદી જ નોંધ લઇ શકાય.

વીણા પણ વિદ્યાર્થીઓનું સામયિક છે એટલે અંશે ઉપરનાં છેલ્લાં બે વિવેચનો તેને પણ કેટલેક અંશે લાગુ પડે છે. આ વીણાના અંકમાં મોટો ભાગ પ્રસિદ્ધ લેખકોનો છે. થોડા લેખો એ સમાજના વિદ્યાર્થીઓના હશે, પણ કેટલા તે કહેવું મુશ્કેલ છે. હવેથી સમાજના લેખકોનો સ્પષ્ટ નિર્દેશ કરવા અને એ લેખો વધારે સંખ્યામાં લેવા અમારી સૂચના છે.

ગયા વરસના અંક કરતાં આ અંક વધારે સારો છે. તેની સામગ્રી વધારે વિવિધ અને કંઇક વધારે ઊંચા પ્રકારની છે. સદ્‌ગત કાન્તના પત્રો શ્રીયુત બલવંતરાય ઠાકોર પાસે તેનું સંપાદન કરાવી મૂકયા તે સારૂં કર્યું છે.

ચિત્રો આ અંકનું ખાસ આકર્ષક અંગ છે. પૂંઠા ઉપરનું સરસ્વતીનું છાયાચિત્ર કંઇક નવી ધારીનું છે. સદ્‌ગત રામરાવનું ચિત્ર 'પ્રતીક્ષા' અપૂર્ણ છે પણ તેમાં રામરાવની પ્રતિભા અછતી રહેતી નથી. રા. કનુ દેસાઇનું 'લગ્ન' નવીન શૈલી છે. માત્ર પગ ઉપરથી પરણનાર દંપતીમાં સ્ત્રી પુરુષ બરાબર ઓળખાઇ જાય છે. સૌથી સુંદર અમને અજન્ટાની યક્ષદંપતીની નકલ લાગે છે. તેના પર વિશેષ અહીં લખી શકાય તેમ નથી.

વીણાને સમાજ ઉત્તેજન આપશે એમ આશા રાખીએ છીએ.

રા.

# નોંધ

## ગુલામીનું સ્મરણ

તારીખ ૨૪ મી જાન્યુઆરીએ વડી ધારાસભા આગળ ભાષણ કરતાં લૉર્ડ ઇરવીને હિંદની પ્રજાના પ્રતિનિધિઓને તેમના દેશની ગુલામીનું સ્મરણ કરાવ્યું છે. ધારાસભામાં બેઠક મેળવી પોતાની જાતને દેશના નેતા માનનારા અને દેશની રાજસભામાં બેસનાર તરીકે પોતાની જાતને ધન્ય ગણનારા આ પ્રતિનિધિઓને તેમની પરવશતાનું ભાન વરસે વરસે ઇંગ્લાંડનો પ્રતિનિધિ કરાવ્યા જ કરે છે અને તેમ છતાં બ્રીટીશ પ્રજાની ભલમનસાઇ ઉપર વિશ્વાસ રાખી બ્રીટીશ પાર્લામેંટ આગળ પોતાની હોશિયારીની પરીક્ષા આપી હિંદને સ્વરાજ મેળવી આપવાની એમની આશા કાયમ રહે છે એ જોઇને અમને આશ્ચર્ય ઉપજે છે.

લૉર્ડ ઇરવીન પોતાના ભાષણમાં ત્રણ મહાન સત્યો રજુ કરે છે. પહેલું સત્ય એ છે કે ઇતિહાસે હિંદનું ભાવિ બ્રીટીશ પાર્લામેંટના હાથમાં મૂક્યું છે, અને તેથી હિંદની સ્વરાજ માટેની લાયકાતની પરીક્ષા કરનાર બ્રીટીશ પાર્લામેંટ જ હોઇ શકે. કેટલે વરસે કયા ક્રમથી હિંદને સ્વરાજ મળે તેનો નિર્ણય બ્રીટીશ પાર્લામેંટ જ કરી શકે. બીજું સત્ય એ છે કે હિંદને સ્વરાજ આપવાની બાબતમાં બ્રીટીશ પ્રજાની દાનત તદ્દન શુદ્ધ છે. અને લૉર્ડ ઇરવીન સાહેબ હિંદની પ્રજા આગળ ત્રીજું સત્ય એ મૂકે છે કે બ્રીટીશ પાર્લામેંટ હિંદી પ્રજાની ધમકીથી ડરી જઇને સ્વરાજ આપે એમ નથી માટે હિંદના આગેવાનોએ સ્વરાજ લેવું હોય તો બ્રીટીશ સરકાર સાથે સહકાર કરી તેણે જે સુધારા હિંદને અર્પ્યા છે તેનો ઉપયોગ કરવામાં પોતાની લાયકાત પુરવાર કરી આપવી જોઇએ.

આ ત્રણ સત્યો લૉર્ડ ઇરવીને કડવાં ન લાગે તેટલા માટે નમ્રતાપૂર્વક સુંદર ભાષામાં ભલી નિષ્ઠા સાથે હિંદની આગળ ધરેલાં છે. ખેડુતોનું દુઃખ મટાડવાને આવેલા વાઇસરોય સાહેબ કોઇને ખોટું ન લાગી જાય એની બહુ સંભાળ રાખે છે અને તેથી પોતાના ભાષણથી કોઇને ખોટું લાગ્યું હોય તો તેને માટે પોતે દીલગીરી દર્શાવવાનો વિવેક પણ કરે છે. લૉર્ડ ઇરવીન ભલા માણસ છે અને તેથી હિંદની ઉપર વહીવટ ચલાવતી બ્રીટીશ નોકરશાહીની જાળમાં જકડાઈ ગયેલા હોવાથી નોકરશાહીનો અવાજ રજુ કરતાં કરતાં પણ એની ભલમનસાઇનાં ચિહ્ન એની વિવેકભરેલી ભાષામાં તરી આવે છે. લૉર્ડ ઇરવીનની રીતભાતમાં અને એની પહેલાંના વાઇસરોય લૉર્ડ રીડીંગની રીતભાતમાં પણ ઘણો તફાવત છે. લૉર્ડ રીડીંગ આવા પ્રસંગોએ અતિશય અક્કડતા તથા ભપકાનો દેખાવ કરતો, પોતાનું ભાષણ સિંહાસન ઉપર બેઠાં બેઠાં જ વાંચતો અને બ્રીટીશ સામ્રાજ્યના પ્રતિનિધિનો રૂઆબ બતાવી હિંદના પ્રતિનિધિઓને પોતાની સત્તાનું ભાન કરાવતો. લૉર્ડ ઇરવીન સરળ સ્વભાવનો હોઇ પોતાના વિવેકથી પ્રજાને વશ કરવા માગે છે અને તેથી જ સિંહાસન ઉપર બેઠાં બેઠાં નહિ પરંતુ ઉભા થઇને પોતાનું ભાષણ વાંચે છે અને કોઇને ખોટું લાગે તે માટે પહેલેથી દિલગીરી પણ દર્શાવે છે. આમ લૉર્ડ ઇરવીન ભલા જણાય છે ખરા છતાં એથી હિંદનું શું વળ્યું? વાઇસરોય તો આવે છે ને જાય છે, કોઈ વાર ભલા તો કોઇ વાર ભુંડા, પરંતુ જે યંત્ર હિંદુસ્તાનના માથા ઉપર એની ગુલામી દશાની નામોશીના ચિહ્ન રૂપે ફરે છે તે તો તેવું ને તેવું હિંદના જીવનને પીસતું અહોનિશ ફર્યા જ કરે છે. ભલા વાઇસરોય લૉર્ડ ઇરવીન પણ એ યંત્રના એક દાંતારૂપ બની ગયા છે અને પોતાની પરવશ-

તાનો એકરાર કરતા હોય એમ જણાય છે; અને એ પરવશતામાં લૉર્ડ ઇરવીન ઇતિહાસનાં પાઠ પણ ભૂલી ગયા હોય એમ લાગે છે. એ નામદાર કહે છે કે ઈતિહાસે બ્રીટીશ પાર્લામેંટના હાથમાં હિંદનું ભાવિ મૂક્યું છે; પરંતુ આમ બોલતી વખતે ઇરવીન સાહેબ ઈતિહાસનું પાછલું પાનું ભૂલી જાય છે. અમેરિકાનું ભવિષ્ય એક વખત ઇગ્લાંડના ત્રીજા જ્યોર્જના હાથમાં ઇતિહાસે મૂકેલું હતું; આયર્લૅંડનું ભાવિ પણ ઇતિહાસે બ્રીટીશના હાથમાં સોંપેલું હતું અને છતાં એ જ અટપટા ઈતિહાસે અમેરિકાનું ભાવિ ક્ષણ વારમાં બ્રીટીશના હાથમાંથી ઝુંટવી લઇ અમેરિકાને સોપી દીધું, આયર્લૅંડનું ભાવિ આયર્લૅંડની પ્રજાએ ઝુંટવી લીધું, અને ગઇ કાલ સુધી ચીનનું ભાવિ પણ બ્રીટીશની હથેલીમાં હતું તે આજે ચીનની પ્રજાના ઇતિહાસે પોતાના હાથમાં લઈ લીધાના ભણકારા કાને આવે છે. હિંદુસ્તાનનું ભાવિ બ્રીટીશ પાર્લામેંટના હાથમાં છે એમ કહેનાર ઇરવીન સાહેબે યાદ રાખવું જોઈએ કે ઇતિહાસ તો દગાખોર છે અને સ્વતંત્રતાની લડત તો દાવાનળ જેવી છે. શાંત જેવા જણાતા વાતાવરણમાં પણ કયા ખૂણામાંથી અને કયારે એ દાવાનળ સળગી ઉઠશે એનો ખ્યાલ આજે કયાંથી આવે?

વડી ધારાસભાના ચૂંટાએલા સભ્ય સત્યેન્દ્રચંદ્ર મિત્ર જેમને હાલ વગર તપાસે કેદમાં પૂરવામાં આવેલા છે તેમને ધારાસભામા હાજરી આપવાની છૂટ આપવી જોઇએ એવો ઠરાવ આગલે જ દિવસે વડી ધારાસભાએ પસાર કરેલો હોવા છતાં બીજે દિવસે ભાષણ આપતી વખતે ધારાસભાની સત્તા ઉપર તરાપ મારનારા પોતાની સરકારના આ કાર્ય વિષે જરા પણ ઉલ્લેખ નહિ કરવામા લૉર્ડ ઇરવીન બ્રીટીશ સરકારની સ્વરાજ આપવાની બાબતમાં રહેલી પ્રમાણિક નિષ્ઠાનો કેટલો સબળ પૂરાવો આપે છે!

બ્રીટીશ પાર્લામેંટ ધમકીથી નહિ પરંતુ હિંદીઓના સહકારથી જ સ્વરાજ આપવા પ્રેરાશે એમ કહેતાં લૉર્ડ ઇરવીને એ વિચાર કરવો જોઇતો હતો કે સહકાર માગનાર નોકરશાહીએ હિંદની પ્રજા જોડે કેટલો સહકાર કર્યો છે? ગયાં ૭ વર્ષમાં હિંદની ધારાસભાએ કરેલો એક પણ મહત્વનો ઠરાવ સરકારે સ્વીકાર્યો નથી. કરન્સી કમિટીની ભલામણોને ધારાસભાનો વિચાર જાણ્યા સિવાય સહકાર ઇચ્છનાર સરકારે બહાલી આપી દીધી હતી; તથા હિંદના પ્રતિનિધિઓની સાથે વાતચીત કર્યા સિવાય ગુલામીમાંથી છૂટવા માગતી ચીનની પ્રજાને દબાવી દેવાને માટે હિંદી લશ્કર મોકલી આપવાનો નિર્ણય કરી એ વિષય ઉપર વડી ધારાસભામાં થનારી ચર્ચાને અટકાવનાર લૉર્ડ ઇરવીન કયે મ્હોડે સહકારની માગણી કરી શકયા હશે?

ધમકીથી બ્રીટીશ પાર્લામેંટ ડરી જાય તેમ નથી એમ લૉર્ડ ઇરવીન કહે છે ખરા પરંતુ તે પોતાના ડરને છૂપાવવાને ખાતર કહેતા હોય એમ લાગે છે. ચીને પોતાનું બળ બતાવ્યું એટલે બ્રીટીશ સરકાર સમાન ધોરણ ઉપર રહીને ચીનના રાષ્ટ્ર પક્ષ જોડે મસલત ચલાવવા તૈયાર થઈ છે. એ જ પ્રસંગે બળથી ઇંગ્લાંડ ડરી જાય તેમ નથી એમ કહેવું એ પોતાના મનના ઊંડાણમાં પેઠેલા ડરની સાક્ષી આપે છે. સાચી વાત એ છે કે બ્રીટીશ પ્રજા હમેશાં બળને જ નમેલી છે. એ બળ હથીઆરનું જ હોવું જોઇએ એમ નથી, સ્વતંત્ર થવા ઇચ્છતી પ્રજાનું આત્મબળ હથીઆર બળ કરતાં પણ વધારે અસર કરે છે. અને હિંદના આગેવાનોનું કામ બ્રીટીશ સરકારની ભલી નિષ્ઠામાં શ્રદ્ધા રાખી, તેની સાથે સહકાર કરી પોતાની લાયકાતની પરીક્ષા આપવામાં સમાયેલી પરવશતા તથા નામોશી વ્હોરવાનું નથી પરંતુ હિંદની પ્રજા સ્વરાજ્ય માટેની લડાઈને માટે આત્મબળ મેળવી બ્રીટનને નમાવે એવા પ્રયત્નો કરવામાં છે. દર વરસે ગળવા પડતા આવાં ભાષણોનાં ઘુંટડા આગેવાનોને પોતાની પરવશતાનું ભાન કરાવવાને પૂરતા નથી?

* * *

## બંગાળાના રાજદ્વારી કેદીઓ

આજકાલ કરતાં લગભગ અઢી વર્ષથી બંગાળાના કેટલા યે નવયુવાનો અને ધુરંધર આગેવાનો કોઈ પણ જાતની તપાસ સિવાય જેલમાં સબડે છે. તે બધાના ઉપર એવો આરોપ છે કે તેઓ કાવત્રાખોર ચળવળમાં ભાગ લેનાર છે. સરકાર જણાવે છે કે તેની પાસે તેમના ઉપર શક લાવવાની પૂરતી સાબીતી છે, પણ તેણે તેમનો ગુન્હો પુરવાર કરવાની હજી સુધી દરકાર લીધી નથી. આ ઉપરથી તેની પાસે સાબીતી છે કે કેમ તેના વિષે જ શંકા થાય છે.

આ પ્રમાણે દેશના નવયુવાનોને જેલમાં મોકલવાને લીધે આખો બંગાળા ખળભળી ઉઠયો, અને હિંદના બીજા પ્રાંતોએ પણ પોતાના સૂર તેની સાથે મીલાવી જબરજસ્ત પોકાર ઉઠાવ્યો. પણ કોણ સાંભળે! દેશના સખ્ત વિરોધ છતાં તે બંગાળીઓ આજે જેલમાં સડે છેઃ કેટલાકને તો ભયંકર દર્દો પણ લાગુ પડ્યાં છે, પણ કોણ છે દાદ કે ફરિયાદ સાંભળનાર!

એમ કહેવાય છે કે આ બંગાળીઓને વોરંટ ઉપર સહી થઈ તેના ત્રણ ચાર દિવસ અગાઉથી જ પકડવામાં આવેલા. પરંતુ આ દેશમાં 'કાયદો અને વ્યવસ્થા'ના બહાના હેઠળ બધી વસ્તુઓ થઈ શકે છે. કોઈ પણ દેશ પોતાના આગેવાનોને આવી રીતે જેલમાં સબડતા સહન ન જ કરી શકે. ગયા અઠવાડીઆમાં આ વિષે વડી ધારાસભામાં સખત ચર્ચા ચાલી હતી અને બન્ને પક્ષ તરફથી સખત ભાષણો થયાં હતાં. પંડિત મોતીલાલ નહેરૂએ તો ચોકખે ચોકખું જણાવી દીધું કે જ્યાં સુધી સરકાર આ બંગાળીઓને છોડશે નહિ ત્યાં સુધી અમે સહકાર અથવા તો બંધારણપૂર્વકની પ્રગતિ વિષે કાંઈ પણ સાંભળવા માગતા નથી. તે ઉપરાંત બીજા આગેવાનોએ પણ સખત ભાષણો કર્યા, અને મહાસભાના પ્રમુખ શ્રી. શ્રીનિવાસ આયંગરે કહ્યું કે બંગાળાના તે નવયુવાનો જેલમાં જવા યોગ્ય નથી પણ આ સરકાર જ તે માટે યોગ્ય છે. જો સરકાર પ્રજાની આ બૂમ નહિ સાંભળે તો પ્રભુ તેને સજા કરશે. ઠરાવ બહુમતિએ પસાર થયો પરંતુ જેમ ધારાસભા ઉઘડવાને દિવસે જ વડી ધારાસભાના એક સભાસદ અને જેલમાં સબડતા બંગાળી શ્રી. સત્યેન્દ્રનાથ મિત્રને ધારાસભામાં નહિ આવવા દેવાના સરકારના કાર્ય તરફ ધારાસભા મુલતવી રાખવાનો ઠરાવ પસાર કરી નાપસંદગી દર્શાવેલી અને તે તરફ સરકારે કાંઇ પણ લક્ષ ન આપ્યું, તેમ આ ઠરાવનું પણ થવાનું અને બંગાળનાં આ રત્નો જેલમાં જ રહેવાનાં.

અમારે આ બાબતમાં સરકારને તો શું કહેવાનું હોય, પરંતુ પ્રજા અને તેના આગેવાનોને એટલું જ જણાવવાનું કે જ્યાં સુધી આ યુવાનો જેલમાં સબડતા હોય ત્યાં સુધી આપણે બીલકુલ નહિ જપતાં તેમના છુટકારા માટે સખત ચળવળ ચલાવ્યે જવી અને સરકારની 'કાયદો અને વ્યવસ્થા'ના બહાના હેઠળની આ જુલમી રાજનીતિ ખુલ્લી પાડવી.

સરકાર કહે છે કે અમે તેમની ખુલ્લી રીતે તપાસ ચલાવીએ તો સાક્ષીઓના જાન જોખમમાં આવી પડે; પણ તેણે કયે દિવસે તેનો અખતરો કરી જોયો કે તે આ પ્રમાણે વાત કરે છે? શું આના કરતાં ભયંકર બાબતો માટે ખુલ્લી કોર્ટમાં સાક્ષી નથી રજુ થતી? એટલે આ તો તપાસ નહિ ચલાવવા માટેનું બહાનું છે એમ અમને તો લાગે છે.

વળી સરકાર એમ કહે છે કે જો તેઓ ભવિષ્યમાં આવી ચળવળમાં ભાગ નહિ લેવાની કબુલાત આપે તો અમે તેમને છોડી મૂકીએ. જે 'ગુન્હેગારો'ની તપાસ કરતાં સાક્ષીઓના જીવ જોખમમાં આવે તેવા 'ગુન્હેગારો'ને તેમની કબુલાત ઉપર આધાર રાખી સરકાર છોડી મૂકવા તૈયાર છે! અમને તો સરકારની શંકા અને આસ્થા બન્ને અલૌકિક લાગે છે.

અથવા એમ કેમ ન હોય કે ભવિષ્યમાં આવી ચળવળ ન કરવાના વચનની નીચે ભૂતમાં તેમણે તેવી ચળવળ કરી હતી તેની કબુલાત જ સરકાર આ રીતે મેળવવા પ્રયત્ન કરે છે ? ! આથી માત્ર એટલું જ સાબીત થાય છે કે સરકારની પાસે આ કેદીઓ સામે કશો પુરાવો નથી. પણ સરકારની આ યુક્તિ પ્રજા સર્વ અને એ આગેવાનો પણ સમજે છે અને અમને ખાત્રી છે કે તેમનો છુટકારો ન થાય ત્યાં સુધી પ્રજા કે આગેવાનો જંપીને બેસવાના નથી.

* * *

### લોખંડના ઉદ્યોગને સંરક્ષણ

હિંદુસ્તાનમાં સરકારના કાંઇ પણ રક્ષણ સિવાય જે કાંઇ ઉદ્યોગો સ્થપાયા છે તેમાંનો લોખંડનો ઉદ્યોગ એક છે. આ ઉદ્યોગનું મોટામાં મોટું કારખાનું તે તાતા કંપનીનું જમશેદપુર ખાતે આવેલું તાતા આયર્ન વર્કસ. લડાઈ દરમ્યાન પરદેશી માલ અહીં આવતો બંધ થવાને લીધે આ ઉદ્યોગને લાભ થએલો, વળી સરકાર તેની પાસેથી ખરીદતી હોવાથી તેના માલનો ઉઠાવ પણ સારો થતો હતો, પરંતુ લડાઈ બંધ થતાં પરદેશી હરીફાઈ ચાલુ થઈ અને તે હરીફાઈ સામે તાતા કંપનીને ટકવું બહુ ભારે લાગ્યું. તેથી ધારાસભાના કેટલાક સભ્યોના સખત પ્રયત્નને પરિણામે ૧૯૨૪માં તે કંપનીને ૫૦ લાખ રૂપીઆની રકમ અનુગ્રહ તરીકે આપવા ધારાસભામાં ઠરાવ પસાર થયો. એ ઠરાવ ફક્ત બે જ વર્ષને માટે હતો. અને તેની મુદત ૧૯૨૭ નું વર્ષ શરૂ થતાં ખલાસ થતી હોવાથી સરકારે તે ઉદ્યોગ બાબત તપાસ ચલાવી હેવાલ રજુ કરવા માટે એક કમિટિ નીમી. તે કમિટિએ પોતાનો હેવાલ રજુ કર્યો છે. તેમાં તેના સભ્યોએ ભલામણ કરી છે કે હિંદના લોખંડના ઉદ્યોગને રક્ષણ આપવાની જરૂર છે, પણ તે રક્ષણ કેવી રીતે આપવું તેને માટે અનુગ્રહની રીત નહિ સૂચવતાં બીજો રસ્તો સૂચવ્યો છે. તે રસ્તો તે સંરક્ષક જકાતનો. આ બેમાં કઈ પદ્ધતિ સારી તે તો કયા પ્રમાણમાં અનુગ્રહ આપવામાં આવે છે અથવા જકાત નાખવામાં આવે છે તેના ઉપરથી નક્કી કરી શકાય. એમ સ્વીકારવામાં પણ આવે કે અનુગ્રહને બદલે આયાત જકાતની પદ્ધતિ અમલમાં મૂકવી. પરંતુ સમિતિ તેટલેથી અટકી નથી. તેણે આયાત જકાતમાં પણ એક વસ્તુ એવી મૂકી છે કે દેશમાં આયાત થતા તમામ જાતના લોખંડ ઉપર અમુક નક્કી કરેલા દર પ્રમાણે જકાત લેવી. આ જકાત મારફતે લોખંડના ઉદ્યોગને સાત વર્ષ સુધી સંરક્ષણ આપવું. પરંતુ બ્રિટિશ મુલકમાંથી આવતા લોખંડ કરતાં બીજા મુલકોમાંથી આવતા લોખંડ ઉપર વધારે જકાત લેવી. ભલે સમિતિના સભ્યો અથવા તો સરકાર એમ ન સ્વીકારતી હોય કે આમાં શાહી પસંદગીનો સિદ્ધાંત આવે છે, પણ હિંદુસ્તાન તેવી માન્યતાથી ભોળવાઈ જાય તેવું નથી. હિંદે શા માટે બ્રિટિશ અને બીન–બ્રિટિશ એવા બે વિભાગ પાડવા જોઈએ ? તેને તો પોતાના ઉદ્યોગને રક્ષણ આપવું છે અને તેટલા સારૂ પરદેશથી આવતા બધા માલ ઉપર જકાત નાખવી જ જોઈએ; પછી ભલે તે ઇંગ્લાંડથી આવતો હોય કે જર્મનીથી. આ કારણને લીધે જેવો હેવાલ બહાર પડયો અને સરકારે તે ભલામણો કાયદાના ખરડા રૂપે રજુ કરી કે ધારાસભાના ઘણા સભ્યો તેની વિરૂદ્ધ થયા અને ચોકખે ચોકખું જણાવી દીધું કે ભલે સરકાર ન માનતી હોય પણ અમને તો આમાં શાહી પસંદગીની ગંધ આવે છે. આ ખરડો જ્યારે કમિટિને સોંપવામાં આવ્યો ત્યારે પણ કમિટિમાં તેના ઉપર બે મત પડયાઃ એક સરકારના મત મુજબ જુદા જુદા દર રાખવાનું પસંદ કરનાર અને બીજો તેમ નહિ પસંદ કરનાર. જુદા જુદા દર નહિ પસંદ કરનાર સભ્યોએ ચોકખે ચોકખું જણાવી દીધું છે કે હિંદ કોઈ પણ દિવસ જુદા દર સ્વીકારશે નહિ. વળી આપણને તપાસતાં માલમ પડશે કે હિંદમાં આયાત થતા લોખંડના

લગભગ ૬૮ ટકા ઇંગ્લાંડથી આવે છે જ્યારે બીજા દેશોમાંથી ફક્ત ૩૨ ટકા જ માલ આવે છે. આથી જુદા દર રાખવામાં આવે તો હિંદને પુષ્કળ નુકશાન જવાનો સંભવ રહે છે. જો કે સરકાર તો કબુલ નહિ કરે છતાં આ પ્રમાણે જૂદા દર રાખવાનું કારણ એમ પણ માની શકાય કે યૂરોપમાં ઈંગ્લાંડ સિવાયના લોખંડના ઉદ્યોગવાળા બીજા દેશોએ ભેગા મળી એક ટ્રસ્ટ સ્થાપ્યું છે. આમ થવાથી તેમનો માલ સસ્તા ભાવે પડે અને ઈંગ્લાંડને તે માલ સામે હરીફાઈમાં ટકવું મુશ્કેલ પડે. પણ જો તેને માટે જકાતનો દર ઓછો રાખ્યો હોય તો તે પોતાનો માલ સહેલાઈથી વેચી શકે.

એમ દલીલ કરવામાં આવે છે કે ઈંગ્લાંડનો માલ તો 'સ્ટેન્ડર્ડ' રહ્યો એટલે તેની કિંમત મોંઘી પડે અને વળી જો જકાત સરખી રાખવામાં આવે તો બીજા દેશોનો માલ સસ્તો વેચાય. આનો જવાબ એમ આપી શકાય કે શું ઇંગ્લાંડ એકલું જ 'સ્ટેન્ડર્ડ' માલ બનાવે છે? અને ધારો કે અત્યારે બનાવતું હશે છતાં સાત વર્ષ સુધી પોતાના માલમાં કાંઈ પણ ફેરફાર નહિ કરે? વળી એવી પણ બીક રાખવામાં આવે છે કે ઇંગ્લાંડ બીજા દેશોમાંથી અર્ધો તૈયાર થયેલો માલ મંગાવી તેને પોતાનાં કારખાનામાં પુરો કરી પોતાના સિક્કા મારી રવાના કરે તેનું શું! આ બધા માટે કોણ ખાત્રી આપે છે? ઉપરનાં સઘળાં કારણોસર હિંદી પ્રજામત તેમ જ દેશના બધા આગેવાનો આવી જાતની જુદા જુદા દર રાખવાની પદ્ધતિની વિરુદ્ધ છે. અને અમે પણ તેમની સાથે એમ માનીએ છીએ કે હિંદ જો પોતાનું હિત જોવું જ હોય તો બધા દેશોમાંથી આયાત થતા માલ ઉપર સરખા જ દરે જકાત નાખવી જોઈએ. ઈંગ્લાંડને ખાસ ઉત્તેજન આપવાની જરૂર નથી લાગતી કારણ કે તેમ કરવામાં હિંદ ઈંગ્લાંડના માર્ગમાંથી બીજા દેશોની હરીફાઈ રૂપી કાંટો દૂર કરી, ઈંગ્લાંડને પોતાનો માલ આ દેશમાં ઘુસાડવાનો સરળ માર્ગ કરી આપે છે, અને પોતાના ઉદ્યોગને રક્ષણ નહિ આપતાં ઇંગ્લાંડના ઉદ્યોગને જ રક્ષણ આપે છે.

* * *

## કોમીવાદ

છેલ્લાં ત્રણ વર્ષથી દેશમાં એક જ વસ્તુએ હાહાકાર વર્તાવી મુક્યો છે અને તે કોમીવાદ. દેશના એક ખુણાથી બીજા ખુણા સુધી નજર નાખો તો જ્યાં જુઓ ત્યાં કોમીવાદ-કોમનું હિત, કોમના લાભ વગેરેની જ વાતો થતી હશે અને તેને માટે જ સરકારને અરજી થતી હશે. એટલું જ નહિ પરંતુ એક કોમ કાંઇ પણ કાર્ય કરતી હશે તેને તોડી પાડવાને બીજી કોમ પોતાનું બળ વાપરતી હશે. અને આ રીતે હિંદની બે મહાન કોમો, હિંદુ અને મુસલમાન, પરસ્પર અવિશ્વાસ, ઝેર અને વેરની લાગણીથી દિનપ્રતિદિન ઝઘડો કર્યે જ જાય છે. કોઈ પણ પક્ષ નમતું આપવા તૈયાર નથી એમ અત્યારે તો લાગે છે અને આ બન્નેની લડાઈમાં સરકારને તદ્દન શાંતિ મળી છે કારણ કે દેશ આઝાદીની ચળવળમાંથી ખસી આપસઆપસમાં લડવાની પ્રવૃત્તિમાં રોકાઈ ગયો છે.

સ્વામી શ્રદ્ધાનંદજીના ખૂનને લીધે દેશના હિંદુઓ અને ખાસ કરીને આર્ય સમાજીઓમાં પુષ્કળ રોષ વ્યાપ્યો હતો. પરંતુ તેમણે ખામોશ રાખી અને તે કટોકટીનો પ્રસંગ કાંઈ પણ ખરાબ દેખાવ સિવાય પસાર થયો. બધાને એમ લાગ્યું કે હવે આપણે અંદર અંદર લડી લડીને થાક્યા છીએ અને આપણે આપણી સ્વતંત્રતાના માર્ગે કાંઈ પણ કુચ કરવી જોઇએ. પણ હિંદને એવો સારો દિવસ ક્યાંથી હોય!

બન્ને કોમો અને કોમી આગેવાનો એક બીજા સાથે મળી કામ કરવા તૈયાર નથી તે બંગાળમાં બનેલા છેલ્લા દાખલા ઉપરથી જાણી શકાય છે. ત્યાં, ત્રણ વર્ષથી દફનાવવામાં આવેલી દિરાજ પદ્ધતિનો ગયા જાન્યુઆરી માસમાં ધારાસભામાં બહુમતિએ પસાર થએલા ઠરા-

વથી પુનર્જન્મ થયો અને ત્યાંના ગવર્નરે બે પ્રધાનો એક હિંદુ અને એક મુસલમાન નીમવાનું જાહેર કર્યું. તે મુજબ મુસલમાન પ્રધાન તરીકે સર અબ્દુલ રહીમની પસંદગી થઇ, પણ તે તો કોમીવાદનો એક ચુસ્ત આગેવાન ગણાતો હોવાથી તેની સાથે કામ કરવાની હિંદુ આગેવાન સભ્યોએ ના પાડી. પરિણામ એ આવ્યું કે આખી ધારાસભામાંથી સર અબ્દુલ રહીમની સાથે કામ કરનાર એક પણ હિંદુ સભ્ય મળ્યો નહિ, અને તેણે રાજીનામું આપ્યું. આથી સરકારે પ્રધાનો તરીકે મી. બી. ચક્રવર્તિ અને મી. ગઝનવીની નીમણૂંક કરી. આમ થતાં મુસલમાનો ચીડાયા અને મી. ગઝનવીએ મી. ચક્રવર્તિ કે જેણે સર અબ્દુલ સાથે કામ કરવાની ના પાડી હતી તેની સાથે કામ કરવાનું સ્વીકાર્યું હોવાથી તેના કાર્ય તરફ ઠામ ઠામ સભાઓ ભરી તિરસ્કાર દર્શાવવામાં આવ્યો. અત્યારે પણ આ ચળવળ શમી નથી અને એટલે સુધી ખબર આવી છે કે પરદાનશીન મુસલમાન સ્ત્રીઓએ પણ મી. ગઝનવી સામે નાપસંદગી દર્શાવી તેને રાજીનામું આપવા જણાવ્યું છે. આથી વધારે કેટલી હદ સુધી કોમીવાદના મૂળ ઊંડાં જઈ શકે! અત્યારે તો તે જ બધી પ્રવૃત્તિઓને ઉંધી વાળવાનું સાધન બની સરકારને પરોક્ષ રીતે મદદ આપી રહ્યો છે અને હજી પણ આપણા આગેવાનો સમજ્યા નથી તેમ જ આ કલહને ઠંડો પાડવાનો પ્રયત્ન કરતા નથી.

આવી કોમી લાગણીનો બીજો બનાવ વડી ધારાસભામાં બન્યો છે. તેના એક સભાસદ મી. બી. દાસે શાહી કમીશન નીમવાના ઠરાવની ખબર આપી. તે ઠરાવ ચર્ચા માટે આવવાનો હતો તેના ઉપર એક મુસલમાન સભ્યે સુધારો મુકવાની ખબર આપી. આ સુધારો ગયા ડીસેમ્બરમાં દીલ્હીમાં મળેલી મુસ્લીમ લીગના ઠરાવ ઉપરથી ઘડેલો હતો. તેમાં અલગ પ્રતિનિધિત્વ અને એવી કોમી વસ્તુઓનો સમાવેશ થતો હતો. પરિણામ એ આવ્યું કે આવી કોમી ચર્ચા દૂર કરવા માટે મી. બી. દાસે પોતાનો ઠરાવ પાછો ખેંચી લીધો અને આ કોમીવાદના ઝઘડાને લીધે હિંદે તે ઠરાવ ઉપર ચર્ચા કરી, પોતાની કોમી લાગણી પ્રદર્શિત કરવાનો તેમ જ સરકારનું વલણ જાણવાનો અમૂલ્ય લાભ ગુમાવ્યો. આવી તો કેટલી યે વસ્તુ ગુમાવવી પડશે અને જ્યાં સુધી દેશના આગેવાનો ભેગા મળી આ ઝઘડાનો અંત નહિ લાવે ત્યાં સુધી દેશનું નાવ સ્વરાજ પ્રાપ્તિને માર્ગે આગળ વધવાનું નથી; અને જેમ અંદર અંદરની લડાઇને લીધે યાદવો રાજ્ય તેમ જ જાન ખોઇ બેઠા તેવી રીતે હિંદ વર્ષો સુધી ગુલામીમાં સબડવાનું અને સ્વરાજની વાતો આકાશકુસુમવત રહી જવાની.

* * *

## ચીનનો પડકાર અને હિંદની નામોશી

દોઢ વરસ પહેલાં ચીનના દક્ષિણ પ્રાંતોનો રાજકારભાર ચીનની પ્રજાના રાષ્ટ્ર પક્ષે પોતાના હાથમાં લીધો અને આખા ચીનને સ્વતંત્ર બનાવવાનો પોતાનો ઉદ્દેશ જાહેર કર્યો. આ પક્ષની સ્થાપના કરનાર તથા એની પ્રવૃત્તિઓનો માર્ગ નિર્માણ કરનાર ડૉ. સન યાટ્ સેનનો આદર્શ માંચુ શહેનશાહતનો અંત લાવી ચીનમાં પ્રજાસત્તાક સ્થાપી ચીનમાંથી પરદેશીઓની સત્તા દૂર કરીને ચીનને સ્વતંત્ર બનાવવાનો હતો. આમાંના પહેલા બે આદર્શો ડૉ. સન યાટ્ સેને પોતાના જીવન દરમ્યાન સિદ્ધ કરી બતાવ્યા અને ત્રીજા આદર્શને સિદ્ધ કરવાનું કાર્ય પોતાના પક્ષને પોતાના વારસા તરીકે સોંપી ગયા. આ કાર્ય રાષ્ટ્ર પક્ષ સિદ્ધ કરશે એવાં સ્પષ્ટ ચિહ્નો આજે દેખાય છે. આ રાષ્ટ્રપક્ષની સરકારના અમલ નીચેના પાંચ પ્રાંતોની વસ્તી વીસ કરોડની છે. ધીમે ધીમે આખા ચીન ઉપર એક મજબુત સ્વતંત્ર સરકાર સ્થાપવાનો આ પક્ષનો આદર્શ છે. એ આદર્શ સાધવાને આજે કેન્ટોનની સરકા-

રનું લશ્કર ઉત્તર તરફ ધસારો લઇ જઈ એક પછી એક પ્રાંત જીતતું જાય છે. ચીનની કમજોરીના દિવસોમાં પરદેશીઓએ જે વેપારી હક્ક તથા સત્તા કેટલાંક બંદરોમાં જમાવેલા છે તેની સામે રાષ્ટ્ર-પક્ષનો કટ્ટર વિરોધ છે, તેથી કેન્ટોન સરકારની સત્તા ફેલાય તેમાં બ્રિટીશો પોતાની હકુમતનાં અંતના ચિહ્નો જુએ છે. બ્રિટીશ સરકારની નીતિ આજે ચીનના રાષ્ટ્ર પક્ષને દાબી દેવાની છે અને તેથી પોતાનું લશ્કર તથા મનવારો ચીન તરફ રવાનાં કરે છે. કેન્ટોન સરકારનું બ્રિટીશો વિરૂદ્ધનું વલણ રશિયન લાગવગને લીધે છે એવું કારણ બ્રિટીશો તરફથી આપવામાં આવે છે, પરંતુ રશિયન લાગવગ શાથી ચાલી શકી તેનું કારણ બતાવવામાં આવતું નથી. બ્રિટીશ પ્રજાએ ચીન જોડે માનુષી વર્તન આજ સુધી ચલાવ્યું હોત તો રશિયન લાગવગ હોવા છતાં ચીન કદી બ્રિટીશોનો વિરોધ નહિ કરત. પરંતુ બ્રિટીશ સરકારે જે ભયંકર ગુન્હા ચીનની પ્રજાની સામે કર્યા છે તે જગતથી છૂપા નથી રહ્યા. ચીનની પ્રજાને અફીણનું વ્યસન લગાડી ચીનાઇ સરકારે સ્પષ્ટ કાયદાથી મના કરેલી હોવા છતાં લાખો રૂપિયાનું અફીણ દર વરસે છૂપી ચોરીથી ચીનમાં પહોંચાડયું છે. આ અફીણ ચીનમાં આવતું અટકાવવાનો પ્રયત્ન ચીનની સરકારના પ્રતિનિધિ તરફથી કરવામાં આવે ત્યારે લડાઈ કરી જીત મેળવી બંદરો પડાવી લેવામાં આવ્યાં. દોઢ જ વરસ પહેલાં શાંગાઇમાં ભેગાં થયેલાં ચીનનાં વિદ્યાર્થીઓનાં ટોળાં ઉપર સરકારે ગોળીબાર કર્યો હતો. શાંગાઇના બાગમાં 'કૂતરા તથા ચીનાઓને અંદર આવવાની મના છે' એવાં પાટીયાં મારવામાં આવેલાં છે. આમ પોતાના દેશમાં આવા વર્તણૂંક પછી બ્રિટીશ પ્રજા તરફ ચીનનું વલણ મિત્રાચારી ભરેલું શી રીતે હોઇ શકે? અને જ્યાં બ્રિટીશ સરકાર કહે છે કે ચીનની સામે મોકલવામાં આવતું લશ્કર માત્ર રક્ષણાત્મક નીતિનું પરિણામ છે! પણ છેલ્લા કેટલાય સૈકાથી દરેક યુરોપીય પ્રજા રક્ષણને માટે જ વિગ્રહો કરતી આવી છે!!!

આ બધામાં સૌથી ખરાબ તો એ છે કે ચીનની સામે જે લશ્કર મોકલાય છે તે હિંદી છે. આખા હિંદુસ્તાને એકેક અવાજે જાહેર કરેલું છે કે આ લશ્કર ન મોકલાવું જોઇએ છતાં સરકાર તે મોકલે છે. અત્યારે ઇતિહાસ અવળ પંથે ચાલે છે. સૈકાઓ પહેલાં હિંદના સાધુઓ ચીનમાં બુદ્ધ ભગવાનનો શાન્તિ અને અહિંસાનો પેગામ આપવા ગયા હતા; અત્યારે આપણી ઇચ્છા વિરૂદ્ધ ત્યાં આપણું જ સૈન્ય મોકલવામાં આવે છે. અત્યારે આપણને આપણી ગુલામી દશા સાલે છે તેટલી કદી સાલી નહિ હોય. હિન્દ પોતે ગુલામ છે તેટલું જ નહિ પણ બીજાને ગુલામ કરવાના અને ગુલામ રાખવાના સાધન તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. અને આ સત્ય માત્ર ચીન પુરતું જ નથી. જગતના રાજકારણમાં અંગ્રેજો જ્યાં જ્યાં પોતાની સત્તા ચલાવવા મથે છે ત્યાં સર્વત્ર તેમ કરવાનું કારણ હિંદનો કબજો મજબુત રાખવો એ જ છે. મીસર, ઇરાન, વગેરે સર્વ દેશોમાં અંગ્રેજી દોરનું કારણ હતભાગ્ય હિન્દ છે. ગુલામ દેશ પોતાના માટે જ પાપ નથી પણ તે જગતને ય પાપરૂપ છે.

છતાં એશિયાનો ઉજળો દિવસ પાસે આવે છે તેમાં શંકા નથી. એશિયાનું પ્રભાત પૂર્વતમ જાપાનમાં શરૂ થયું છે. મુસ્તફા કમાલ પાશાએ આ વિશાળ મેળાની પશ્ચિમ હદ આંકી છે, અને ચીન આજ કાલ આઝાદ થશે. ઇતિહાસમાં કોઈ પણ એક સંસ્કૃત પ્રજા સદાને માટે બીજી પ્રજાની પરતંત્રતામાં રહી નથી અને રહેશે નહિ.

* * *

### હિન્દમાં ભાઇ સકલાતવાલા.

આપણા હિંદના, ગુજરાતના, નવસારીના પારસી ભાઈ સકલાતવાલા હિંદની મુલાકાતે

આવેલા છે. તેમને શ્રી. કે મિસ્ટર એવા કોઇ બિરુદ કરતાં ભાઈ કહીએ તે જ વધારે પસંદ પડે કારણ કે તેઓ ઇંગ્લંડમાં બેટરસીના કૉમ્યુનિસ્ટ પ્રતિનિધિ તરીકે પાર્લામેન્ટમાં બેસે છે. હિંદી કૉમ્યુનિસ્ટ સભ્ય તે એક જ છે. ઇંગ્લાંડમાં જ લગ્ન કરી તેઓ ત્યાંના વતની થયા છે, છતાં પોતાના સ્વદેશને સંભારી આવ્યા છે તો તેમને હિન્દ પોતાનું સ્વભાવસુલભ આતિથ્ય કરે છે.

મુંબઈમાં પગ દેતાં જ તેમણે સદ્ગત લોકમાન્ય તિલકના અગ્નિસંસ્કારની ભૂમિની યાત્રા કરી. અમદાવાદ આવીને તરત આશ્રમની સૌથી પહેલી મુલાકાત લીધી. આમ હિંદમાં આવતાં જ તેમણે લોકોના મન ઉપર તાત્કાલિક અસર અને આકર્ષણ કર્યું છે.

અમદાવાદમાં તેમણે આવીને તરત સાંજે ગૂજરાતીમાં ભાષણ આપ્યું. આપણા ઘણા ગૂજરાતી ભાઈઓ એકાદ વરસ પરદેશ જઈ આવે છે કે તરત, પોતે ગૂજરાતીમાં બોલી નહિ શકે એમ કહેવામાં મહત્ત્વ માને છે. ભાઈ સકલાતવાલાએ એક ઝપાટે દોઢ કલાક સુધી ગૂજરાતીમાં ભાષણ આપ્યું. એક ભાઇએ કહ્યું: "આખા ભાષણમાં માત્ર ત્રણ અંગ્રેજી શબ્દો હતા" અને ભાષાનો પ્રવાહ તો સાબરમતીના ગયા વરસના પૂર જેવો. અંદર બધું કંઈક તણાયું જાય, અને શ્રોતાવર્ગ પણ એકવાર ઘસડાય જ.

ભાઈ સકલાતવાલાના ભાષણમાંથી એક વાત સિદ્ધ થઈ. લિબરલ—નરમ પક્ષને માટે હવે પ્રજાને કશું માન કશી આશા નથી રહી. અને નરમ પક્ષને માટે આશા નથી એનો અર્થ એ જ કે સરકારમાંથી પ્રજાને શ્રદ્ધા ઉડી ગઈ છે. રાજકારણમાં ડુમીનિયન સ્ટેટસ—સંસ્થાની સ્થિતિ માટે જે પક્ષ બહુ ગંભીરતાથી વાતો કરે છે તેને તેણે સખ્ત હસી કાઢ્યો. ક્યાં ઈંગ્લંડના જ માણસથી વસેલ ઈંગ્લંડના કાનડા વગેરે સંસ્થાનો અને ક્યાં જુદી જ સંસ્કૃતિ, જુદી જ ભાષા, જુદી જ પરંપરાવાળો હિંદુસ્તાન. એક રીતે એ ભાઇએ હોમરૂલ બિલની પણ મશ્કરી કરી. અસહકાર અને 'ગાંધીભાઈ' માટે તેમને માન છે છતાં ચરખામાં તેમને શ્રદ્ધા નથી.

ભાઈ સકલાતવાલાના ભાષણમાંથી અનેક પ્રશ્નો ઉત્પન્ન થાય છે. જેમકે હિંદ અત્યારે કૉમ્યુનિસ્ટ થઈ શકે એમ છે? આપણે ત્યાં મૂડીવાદ અને મજૂરવાદ એવો પક્ષભેદ છે? ન હોય તો પણ આપણે કરવો જોઇએ? 'કૉમ્યુનિસ્ટ વાદ ચાલી શકે તેને માટે દરેક મજુરમાં અને દરેક ખેડુતમાં જે ઓછામાં ઓછું જ્ઞાન જોઇએ તેટલું અત્યારે છે?

આ પ્રશ્નોનો આપણે ગમે તે ઉત્તર આપીએ તો પણ તેમના વ્યક્તિત્વ વિષે આપણને માન પેદા થાય છે. તેમની આકર્ષકતા તેમની ભલમનસાઈમાં છે. સરલ મેળાપ, બંધુભાવ, અને કોઈ અદ્ભુત સ્વાભાવિક ઋજુતા એ એમના ચહેરા ઉપર સ્પષ્ટ અંકિત થયાં છે. તેમને જોઇને જ તેમની સાથે બોલવાનું મન થાય એવા તેઓ છે. તેમની ભાષણ કરવાની રીત, અભિનય સર્વ ઉપરથી ઈંગ્લંડના કોમ્યુનિસ્ટો કઇ રીતે કામ કરતા હશે તેનો ખ્યાલ આવે છે.

હિંદ તેમને માટે આદર ધરાવે છે અને તેમને હર્ષથી વધાવે છે.

* *

## કવિશ્રી ન્હાનાલાલની જયંતિ

કવિશ્રી ન્હાનાલાલને પચાસ વરસ થશે તે પ્રસંગે તેમની જયંતી ઉજવવાની સૂચના થઈ છે. અમે તે સૂચનાને હૃદયપૂર્વક આવકાર આપીએ છીએ.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૩ ફાગણ ૧૯૮૩ અંક ૫

# પ્રભાત

•

[ આ ગીતો 'શંઘનો પર્વત' નાટક ભજવાયું તેમાંથી લીધાં છે. પ્રસંગોને અનુકૂલ શુદ્ધ શાસ્ત્રીય રાહો પંડિત વાડીલાલ શિવલાલે યોજેલા છે, જેઓ પ્રસિદ્ધ સંગીત વિશારદ ભાતખંડેના પટ્ટશિષ્ય છે. એ રાહ પ્રમાણે શબ્દાર્થની યોજના શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખે કરેલી છે. ]

[ રાગ ભૈરવી, તાલ ત્રિપાલ ]

આજ પ્રભા કંઈ ઓર ! સખી હો—આજ૦

મુક્ત બની મુજ ઉડતો આત્મા
સુણી પંખીના શોર ! સખી હો—આજ૦

ભર્ગ ભાનુનાં હૃદયે ધારૂં
પામું પ્રેરણા ઓર ! સખી હો—આજ૦

❀

# પ્રભાત

[ ભૈરવી, ત્રિતાલ ]

ગ

સારી પમ રી – સારી સાનિ – સા – – સા પપ ધપ મગ રીસા

ઽઽ જપ્રે | ભા ઽ ઽઽ કુંજ | ઓ ઽ ઽ રે | સખી હોઽ ઽઽ ઽઽ |

૩ × ૨

અંતરો-૧

મ

સા સા રી ગ – મ મ ગ ગ મ – રીગમપ ધનિધપ મગરીસા રીનિસાઽ

ઽ ફૂલ બ | ની ઽ મુજ | શિ ઽ તો ઽ | આઽઽઽ ઽઽઽઽ ઽઽઽઽ ઽતમાઽ |

૩ × ૨

સા પ નિ મ મ

સા ધ ધ પ પ ધ પધસા ધ પ ગ ગ પપ ધપમગરીસા

ણો ઽ પં | ઽ ખીના ઽઽઽ | શો ઽ રે ઽ | સખી હોઽ ઽઽ ઽઽ |

૩ × ૨

અંતરો-૨

સાં નિ

ધ નિ સાં સાં સાં – નિ નિ સાં – સાંરીંગં રીંસાંરીં – સાધપ

ગૈ ભા | ઽ નુ ના ઽ | દે દ યે ઽ | ધાઽઽઽ ઽઽઽઽ કેઽઽઽઽ |

૩ × ૨

પ નિ

ધ પ – પ ધ પધસા ધ પ (ગ) – પ પ નિનિધપ મગરીસા

મું પ્રે | ઽ રણાઽઽઽ | ઓ ઽ રે ઽ | સખી હોઽઽઽ ઽઽઽઽ |

૩ × ૨

પેકીનમાં અમારે માટે યુરોપીઅન હોટેલમાં બાદશાહી વ્યવસ્થા કરવામાં આવી હતી. પણ તેમાં અમારાથી તેમ જ શ્રીગુરુદેવથી જ્ઞાનનું કામ થઈ શકે તેમ ન લાગવાથી ચીનના પ્રજામંડળે પેકિનની બહાર બગીચામાં શ્રીગુરુદેવને માટે રહેવાનું સ્થાન નક્કી કર્યું હતું; અને અમારે ત્રણેને મ્યુઝીઅમ, લાયબ્રેરી વગેરે જોવાનું હતું તેથી શહેરમાં એક બીજા મકાનમાં અમારે માટે વ્યવસ્થા કરી હતી. પેકિનમાં મહાન પ્રાચીન પુસ્તકાલય હતું તેને ૪૦ વર્ષ પહેલાં યુરોપીઅનોએ બાળી નાખ્યું હતું. કોઈ પણ કારણ સિવાય યુરોપીઅન સોલ્જરોએ આઠ દિવસ સુધી આવી આવી બધી અમૂલ્ય વસ્તુઓનો નાશ કર્યો હતો. સરીઆમ રસ્તા ઉપર માણસોના પગ તળે દુર્લભ વસ્તુઓ રગદોળાઇ ગઇ હતી. ચીનના લોકો યુદ્ધ માટે સૈન્ય હમેશાં તૈયાર રાખતા નહોતા તેથી તે તૈયાર કરી યુરોપી-અનોને હાંકી કાઢયા તે પહેલાં તો આ બધું નુકસાન કરી નાખ્યું. હમણાંનો સંગ્રહ તો ત્યાંના રાજાએ શિયુલ નામના રાજમહેલમાંથી આપેલો પોતાનો સંગ્રહ છે. પુસ્તકાલય બાળ્યું તે વખતે પુસ્તકોનાં આઠ મોટાં મકાનોનો નાશ થયો હતો; પરંતુ હાલ પણ જે સંગ્રહસ્થાન ઉભું કરવામાં આવ્યું છે તે એટલું મોટું છે કે એના જેવું એક પણ મ્યુઝીઅમ આખી દુનિયામાં દુર્લભ છે. જાપાનના મ્યુઝીઅમ જેટલાં ૨૦ મ્યુઝીઅમથી આનો એક ભાગ થાય. આમાં માત્ર પ્રચુર સંગ્રહ જ નહોતો પણ મૂલ્યવાન વસ્તુઓ પણ હતી અને તેની વ્યવસ્થા પણ અતિ સુંદર હતી.

## શારદામંદિરો

જ્ઞાનમંદિરના જુદા જુદા વિભાગોને જુદાં જુદાં વિદ્યાર્થીમંડળો વહેંચી લઇને તેમાં research શોધખોળનું કામ કરતાં હતાં, અને તે તે વિભાગની જોખમદારી પોતપોતાને માથે સ્વીકારી હતી. તે પુસ્તકાલયમાં પ્રાચીન રાજમહેલની પુસ્તકશાળા ( Imperial Palace Library ) અને વિશ્વવિદ્યાલયની પુસ્તકશાળાનો સમાવેશ થતો હતો. તેમાંના એક પણ પુસ્તક સંબંધી પૂછતાં વિદ્યાર્થીઓ બરાબર ઉત્તરો આપતા હતા તેથી અમારૂં કામ સરળ થઇ પડ્યું. ચીનમાં એવું એક પણ સ્થાન જોવામાં ન આવ્યું કે જ્યાં પુસ્તકાલયમાં પુસ્તકો હોય અને તેમાં રસ લેનાર જીવન્ત અભ્યાસીમંડળ ન હોય. પેકિનના સૌથી મોટો પંડિત ડૉ. હુસુએ કહ્યું, કે જો પુસ્તકાલયમાં પુસ્તકો ભરેલાં હોય, અને તેનમાં રસ લેનાર અભ્યાસક ન હોય તો તે પૂજારી વિનાના દેવાલય જેવું થાય. વિદ્યાદેવીની આગળ એથી બીજો કોઇ મોટો અપરાધ નથી. જ્યારે તેમણે જાણ્યું કે આઠ હજાર પુસ્તકો લેવાનો અમારો વિચાર હતો ત્યારે તેમણે કહ્યું કે પુસ્તકોની પ્રત્યેક પંક્તિનો અભ્યાસ કરે તેવું મંડળ નહિ હોય તો માત્ર દેવાલય સ્થાપશો પણ તેમાં અર્ચના માટે પૂજારીની ગોઠવણ કરી નથી એમ કહેવાશે. એવી રીતે વિદ્યાદેવીનું અપમાન ન કરો.

બાકીનો પ્રજામંડળને સોંપ્યો. તે ચોથો ભાગ પણ એક આખા શહેર જેવો દેખાય છે. જે પોણો ભાગ પ્રજાને આપ્યો છે તેની રક્ષા અને વ્યવસ્થા પ્રજામંડળ એવી રીતે કરે છે કે પ્રાચીન પ્રણાલિ ચાલુ રહે અને રાજાની મર્યાદા પણ સચવાય. એક વખતે ચીનનું મોટું સામ્રાજ્ય હતું અને તેમાં નેપાળ, ભૂતાન, સીકીમ, ગઢવાલ, કાસ્મીર, બંગાળા, કુચબિહાર, આસામનો કેટલોક ભાગ, અને પોલૅન્ડ પર્યન્ત રુશિયાનો કેટલોક ભાગ સમાઇ જતાં હતાં. એમના સૈન્યે પ્રાચીન સમયમાં રુશિયા અને પોલૅન્ડને પણ ધ્રુજાવ્યું હતું. અને આજે પણ રુશિયા તરફ પૂર્વ તુર્કસ્તાન સુધી તેની સીમા છે. પ્રજાસંખ્યા પણ ચીનમાં પૃથ્વીના કોઇ પણ રાજ્ય કરતાં વધારે છે અને શિલ્પકળામાં પણ ચીન ચઢે છે. આખા બ્રિટિશ સામ્રાજ્યમાં પણ ચીન જેટલી વસ્તી નથી. સમ્રાટ્ મંચુ જાતિના છે, અને જ્યારે તેમણે પ્રજાને રાજ્યસત્તા આપી દીધી ત્યારે બે કરોડ મંચુઓએ કહ્યું કે આપે ભલે ચીનની સત્તા સોંપી પણ આપણી જાતિના તો આપ જ રાજા રહો. તેથી હાલ એમની પદવી 'મંચુના શહેનશાહ અને ચીનના માજી શહેનશાહ' એવી છે.

## વિભૂતિદર્શન

મહેલનો જે પોણો ભાગ પ્રજાને સોંપેલો છે તેમાં પુસ્તકાલયનો વિભાગ છે. તેમાં ચીનના શહેનશાહને ચ્હા લેવાનો ઓરડો છે. આઠસો વર્ષથી એવો રિવાજ ચાલતો આવેલો હતો, કે સમ્રાટ્ ત્યાં ચ્હા લે અને પરદેશના ત્રણસો-ચારસો એલચીઓ સાથે વાતચીત કરે. એ ઓરડામાં અત્યારના પ્રજાસત્તાકના પ્રતિનિધિઓ અને વિદ્વાનોએ અમને ચ્હા માટે નિમંત્રણ આપ્યું. ચ્હા પીવા ગયા ત્યારે એકી વખતે ચીનના બધા મહાપુરુષો અને વિદ્વાનોની સાથે મેળાપ થયો. ડૉ. ગીલ્બર્ટ રીડ જે જીસસ ક્રાઇસ્ટના પરમ ભક્ત છે તેમનો, તથા એક ચીનના મિત્ર વિદ્વાન્ ડૉ. વિલ્હેલ્મનો મેળાપ થયો. અને સમ્રાટ્‌ના શિક્ષક ડૉ. જૉન્સ્ટનને પણ ત્યાં જોયા. વળી જે ૭ જણે પ્રજાસત્તાકની ઘોષણા કરી હતી તેમને ફાંસીની સજા કરેલી પણ તેમાંથી એક જણ-લીઆંગચીચાઉ-બચી ગએલા તેમને પણ પહેલવહેલા મળ્યા. જ્યારે પ્રજાસત્તાકની સ્થાપના થઈ ત્યારે પ્રજાએ તેમને રાજ્યસત્તા લેવાનું કહ્યું. એમણે કહ્યું કે હું સ્વાધીનતા માટે લડતો હતો પણ તેના પરિણામનો લાભ લેવા માટે નહિ. હું તો એકાન્તમાં રહી જ્ઞાન અને વિદ્યાની ઉપાસના કરીશ. આપ સર્વે રાજ્યવ્યવસ્થા કરો. તેમણે ભાષણમાં કયી કયી બાબતમાં ચીન ભારતવર્ષનું ઋણી છે તે ગણાવીને કહ્યું, કે આજે એ જ કારણોથી ચીન ભારતવર્ષને પોતાના હૃદયથી ઓળખાવે છે. એ ભાષણની નોંધ અમે લીધી હતી અને તે 'વિશ્વભારતતી' ત્રિમાસિકમાં અંગ્રેજીમાં પ્રસિદ્ધ થઈ છે. શ્રીગુરુદેવે એમના ભાષણનો ઉત્તર આપતાં કહ્યું, કે ચીન સંબંધમાં અમારા મનમાં એવો ખ્યાલ હતો, કે ચીન તો એક પરીઓના રાજ્ય જેવો દેશ છે. ઍરેબીઅન નાઇટ્સમાં ચીનના શાહજાદા-શાહજાદીની વાત છે, અને કલિદાસના ગ્રંથોમાં 'ચીનાંશુક' શબ્દ આવે છે તે પરથી ચીનને પરીના દેશ જેવો માનેલો. હું બાળપણમાં ચીનના શાહજાદા શાહજાદીને સ્વપ્ન જેવાં ગણતો. એ દેશમાં મારે આવવાનું થશે એવો મને ખ્યાલ પણ નહતો. પછી જ્ઞાનની વાતો કરી.

## પુસ્તકોની વેચાણ-વ્યવસ્થા

ડૉ. જોન્સ્ટને આ બધી વાત સમ્રાટ્‌ને કહી. તેમનાથી બહાર અવાય એવું નહોતું કારણ કે એવી પ્રાચીન પ્રણાલિ છે; કે સમ્રાટ્ મહેલની બહાર ન જાય. ડૉ. જોન્સ્ટને

શ્રીગુરુદેવનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો છે. શ્રીગુરુદેવના સમસ્ત સાહિત્યનું ચીનીમાં ભાષાંતર થયું છે. પેકીનથી ૫૫૦ માઇલ દૂર અંદરના ભાગમાં જોયું, તો શ્રીગુરુદેવનાં પુસ્તકો વેચાતાં હતાં. ચીનમાં પુસ્તકો વેચવાની એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે, ગરીબમાં ગરીબ પણ થોડે થોડે કરીને પુસ્તક સંગ્રહ કરી શકે. બજારમાં, જ્યાં શાકભાજી વેચાય ત્યાં જ પુસ્તકો પણ વેચાય. વ્યવસ્થા એવી હતી કે ૫૦ ફર્માનું પુસ્તક હોય અને સામટી કિંમત અપાય એવું ન હોય તો દરરોજ શાક લેતી વખતે એક એક ફર્મો ખરીદે અને એ રીતે આખું પુસ્તક ખરીદી લે. કોઇ ગરીબમાં ગરીબ ઘર પણ પુસ્તક વગરનું ન હોય. કોઇ પણ ઘેર પૂછો, કે દેવગૃહ ક્યાં? અને ત્યાં જઇ જુઓ તો તે દેવગૃહ પાસે પુસ્તકોનો સંગ્રહ હોય જ.

## પરવાનગી મળી

ચીન ગયા ત્યારે અમારી જે છબિઓ લેવામાં આવેલી તે વર્તમાનપત્રોદ્વારા દૂર ગામડાંઓમાં પણ પહોંચેલી. તેથી એકલા જઇએ તોપણ એમને એટલે દૂર પણ લોકો ઓળખી લેતા. સમ્રાટ્ અંગ્રેજી જાણે છે એટલે તેમણે અંગ્રેજીમાં અને સમ્રાજ્ઞીએ ચીની અનુવાદદ્વારા શ્રીગુરુદેવનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો છે. ડૉ. જોન્સ્ટને જે વાત કહી તે સાંભળીને સમ્રાજ્ઞીએ સમ્રાટ્‌ને કહ્યું, કે આવા વૃદ્ધ કવિ ચીનના શાહજાદા અને શાહજાદીનાં સ્વપ્ન જોઇને જ શા માટે જાય? સાચાં રાજારાણી કાં ન જોતા જાય? હૅરલ્ડ–સંસદતંત્રીને પૂછ્યું, કે રાજ્યસભામાં દેશદેશનાં રાજ્યોના પ્રતિનિધિઓ અને ધર્મગુરુઓ જ દાખલ થાય એવો નિયમ છે, પણ શ્રીગુરુદેવને કોઈ રીતે લાવી શકાય એવો નિયમ છે કે નહિ? હૅરલ્ડ બોલ્યા, કે એ એક મોટા ધર્મગુરુ છે અને એ રીતે એમને પ્રવેશ કરાવી શકાય.

## નિમંત્રણ

આવી પરવાનગી મળી એટલે ડૉ. જોન્સ્ટને પૂછ્યું કે જો રાજા તરફથી નિમંત્રણ આવે તો તે ગ્રહણ કરવાને આપને કંઈ વાંધો છે? અહીં એવો નિયમ છે, કે નિમંત્રણ મોકલતાં પહેલાં જેને નિમંત્રણ કરવાનું હોય તેની અનુમતિ લેવી. બંગાળીમાં કહેવત છે, કે 'શંકર! તું મીઠાઇ ખાશે?' તો કહે કે 'પાત્ર ક્યાં છે?' એના જેવી અમારી ઉત્કંઠા હતી. એ રાજમહેલમાં જેને નિમંત્રણ થતું તેની ઇતિહાસમાં નોંધ લેવાતી. તેમાં પૂરેપૂરું નામ, ગામ, જીલ્લો, દેશ અને સંદેશો હૅરલ્ડ પક્ષના લોક લખી લેતા. તે પ્રમાણે અમારા સંબંધી પણ એ બધું લખી લીધું: કારણકે અમે બધા રાજાની મારફત જતા હતા. પછી સોનાના પત્ર પર નિમંત્રણ લખી રૂપાની પેટીમાં દરેક નામ લખીને નિમંત્રણ મોકલ્યાં. અમો ઠરાવેલે દિવસે સાત વાગે રાજમહેલની બહાર પહોંચ્યા. તે જ સ્થળે રાજાનો એઇડીકાંગ અને સેનાધિપતિ અમને લેવા આવ્યા. શ્રી ગુરુદેવ વૃદ્ધ હતા તેથી ચલાવીને લઇ જવામાં અપરાધ ગણાય એટલે તેમને માટે પાલખી આણી હતી. નિયમ એવો હતો કે પહેલાં સમ્રાટ્‌નો પરિચય હેરલ્ડ કરાવે અને પછી દરેક મહેમાનની ઓળખાણ કરાવે. પછી સમ્રાટ્ ઉઠીને દરેકને યોગ્ય સ્થળે બેસાડે અને ઉપહાર આપે અને મહેમાન પણ ઉપહાર આપે. અહીંથી જતી વખતે સમ્રાટ્‌ને ભેટ આપી શકાય એવી વસ્તુઓ લઈ ગયા નહોતા; મોટા મંદિરો માટે તો અનેક વસ્તુ લઇ ગયા હતા. ગમે તેવી બહુ મૂલ્યવાન

વસ્તુ લઇ જઇએ તો પણ ચીનના સમ્રાટ્‌ને સંતોષ અપાય એવું નહોતું. શ્રી ગુરુદેવને માટે તો સહેલું હતું. તેમણે પોતાના ગ્રંથો બંગાળી અક્ષરમાં નામઠામ લખીને ભેટ કર્યા. શ્રી નંદલાલ બસુએ બુદ્ધ ભગવાનનું સુંદર ચિત્ર તૈયાર કરેલું. અમારો તો ઉપાયજ નહોતો. અમે તો અંદર ગયા હતા એટલું જ. હજી કંઇ સમ્રાટ્‌નો સાક્ષાત્કાર થયો નહોતો. અમારી પાસે શંખની બે બંગડીઓ હતી. બંગાળમાં તે સૌભાગ્યચિહ્ન ગણાય છે. તેની કિંમત તો માત્ર દશ આનાની હતી. તે બંગડીઓ શ્રી મહારાણીજીને આપવાની હતી. પણ બંગડીઓ મૂકવા માટે ધાતુપાત્ર જ ન હતું ત્યાં બહુ મૂલ્યવાન ધાતુપાત્રની તો વાત જ શી ? અને લાવવું પણ ક્યાંથી ? એટલે કમળપત્ર પર એક કાગળમાં શ્રી નંદલાલ બસુએ છબિ આંકેલી તે કાગળ અને તે પર બંગડીઓ મૂકી લઇ ગયા હતા. સમ્રાટે કહ્યું કે આપણો મેળાપ ડૉ. જોન્સ્ટનના મકાનમાં કરીશું કે જેથી નિયમવિધિ સાચવવાની જરૂર નહિ પડે. કારણ શિક્ષકને ત્યાં વધારે નિયમાદિની જરૂર નથી. ત્યાં જે બગીચો જોયો તે અવર્ણ્ય છે; કારણ કે યુરોપના શહેનશાહોએ એ બગીચા પરથી ૬૦૦ વર્ષ સુધી નકલો કરી છે. તે બગીચામાં નકલી ગ્રોટો, નકલી પર્વતો, મોટાં વૃક્ષો અને તેની સાથે નાનાં નકલી વૃક્ષ બનાવેલાં હતાં. વ્યવસ્થા એવી ચમત્કારી હતી કે એવું વર્ણન થઈ શકે એમ નથી. એટલામાં ડૉ. જોન્સ્ટન બોલ્યા, કે પેલાં મહારાણી જાય છે. અમને એની શંકા હતી કે મેળાપમાં મહારાણી આવે કે નહિ તેથી દૂરથી શ્રી ગુરુદેવ સિવાય અમો બધાંએ જોઇ લીધાં.

## મેળાપ

પહેલો શ્રી ગુરુદેવની સાથે અને પછી મારી સાથે મેળાપ થવાનો હતો. હું, શ્રી નંદલાલ બસુ અને શ્રી કાલિદાસના કરતાં મોટો હતો, તેથી શ્રી ગુરુદેવનો મેળાપવિધિ થતો હતો તે ધડકતી છાતીએ જોતો હતો. મારો વિધિ થઇ રહ્યો એટલે શ્રી કાલિદાસ અને નંદલાલ બસુનો વિધિ આનંદથી જોયો. પહેલાં સમ્રાટ્‌નું નામ વગેરે મોટેથી બોલવામાં આવ્યાં, અને પછી હાથ મેળવવા હાથ લાંબો કર્યો અને હાથ મેળવ્યા એટલે એક મહારાજાની સાથે જીવન્ત સ્પર્શ અનુભવ્યો. ત્યાં બે સમ્રાજ્ઞી હતાં. એક સમ્રાટ્‌નાં પત્ની અને બીજાં કાકી હતાં. એમની કાકીના ચહેરા ઉપર ગંભીર મહિમા અને જૂની જાહોજલાલી દૂર થઇ તેનો વિષાદ હતાં. સામે ચીનના સમ્રાટ્‌ની ઉંમર ૨૬ વર્ષની અને મહારાણીની ઉંમર ૨૧ વર્ષની હોય એમ લાગ્યું. શ્રી ગુરુદેવ તો આખી દુનિયામાં ફરેલા એટલે કહ્યું, કે આના કરતાં વધારે સુંદર સ્ત્રી મેં બીજી જોઇ નથી. મને એવો ખ્યાલ હતો, કે ચીનના લોકોના જેવું એમનું નાક ચિબું હશે, પણ એમનું નાક તો અતિસુઘટિત હતું, કારણ કે મંચુ જાતિ અતિ સુંદર હોય છે. સમ્રાટ્ સુંદર છે પણ એવા નહિ. બંગડીઓ લઇ ગયા હતા તે લઇને શ્રી ગુરુદેવે કહ્યું કે ભારતની સ્ત્રી જાતિના પ્રતિનિધિ તરીકે આ કલ્યાણ ચિહ્ન, સૌભાગ્ય ચિહ્ન તરીકે ચીનની નારીનાં પ્રતિનિધિ મહારાણીજીને ભેટ આપું છું. પછી વૃદ્ધ કાકીજીએ એ દશ આનાની બંગડીઓ લઇને મહારાણીજીને પહેરાવી. રત્નો જોડે આવેલી એ દશ આનાની બંગડીથી પણ હાથ બહુ સુંદર લાગતો હતો. આવી રીતનો વિધિપૂર્વક મેળાપ પૂર્ણ થયા પછી સમ્રાટે કહ્યું, કે ચાલો, આપણે બાગ જોવા જઇએ, એટલે રાણીઓ વિદાય થઇ.

પછી ત્યાં બગીચામાં દેવાલયો, બુદ્ધભગવાનનાં પ્રાચીન મંદિરો, સંસ્કૃત અને બંગાળી લિપિવાળી મૂર્તિઓ, ઘંટ વગેરે જોયાં. એ સર્વ અહિંના ખંડિઆ રાજાઓએ ઉપહાર તરીકે મોકલેલાં; કારણ કે ચીનનું રાજ્ય અહિં સુધી હતું. આ જોતાં ત્રણ કલાક વીત્યા.

એ પછી પ્રાચીન સિંહાસન જોવા ગયા એ સિંહાસનના ઓરડાની અંદર રાજ્ય કરનારના વંશજ માત્ર જઇ શકતા, બીજા બધા એલચીઓ વગેરે બહાર ઉભા રહેતા. યુરોપના મોટા મોટા લોક પણ સમ્રાટ્ના દર્શન પામતા નહોતા પણ કવિ જેવા મહા પુરુષની સાથે જવાથી અમારાં સદ્‌ભાગ્યનો ઉદય થયો હતો.

## ઉપાહાર

ત્યાંથી વિદાય લેવાની વખતે સમ્રાટ્ અમને ઘરમાં લઈ ગયા. ત્યાં મહારાણીજી અને કાકીજી બેઠાં હતાં; અને ખાદ્ય દ્રવ્યના ભિન્ન ભિન્ન રાશિ હતાં. રત્નજડિત આસન, અને ચ્હાનાં પાત્ર પણ બહુ મૂલ્યવાન હતાં. હું અને મી. એલ્મહર્સ્ટ સાહેબ એક આગળ પડતી જગ્યા પર સમ્રાટ્ અને શ્રી ગુરુદેવની નજર પડે ત્યાં બેઠા અને શ્રી નંદલાલ બસુ અને શ્રી કાલિદાસ દૂર દેખાય નહિ તેવી જગ્યાએ બેઠા હતા. અહીં કેટલીક ખાવાની વસ્તુ ભારતવર્ષ જેવી હતી. ડૉ. જોન્સ્ટનને પૂછ્યું, કે આ બધું ક્યાંથી? તેમણે કહ્યુ કે નેપાલ અમારી સત્તા નીચે હતું, એટલે નેપાળી પ્રણાલિ અનુસાર શિક્ષિત રસોઈઆ છે તેમણે બધી વસ્તુઓ બનાવી છે. તેમાં પાપડ પણ હતા. દુકાળમાંથી ગએલા હોય તેવી રીતે અમારી નજર એ બધી વસ્તુ પર પડી. ચીનનાં પેલાં પુરાણાં અથાણાં જોઈને અમારી દશા દયાજનક થઈ હતી, પણ એવી જગ્યાએ બેઠેલા કે બધા અમને જોઇ શકે તેથી ખવાય એવું નહોતું. શહેનશાહના વંશના રાજકુમારો વગેરે બેઠેલા ત્યાં કેવી રીતે ખવાય? પણ શ્રીકાલિદાસ અને શ્રીનંદલાલ બસુ તો સારી રીતે લેવા મંડ્યા. હું તો ભદ્રતા જાળવવા જરા લઇ મોંમાં મૂકું અને મનમાં ને મનમાં વિનોદ કરું

## નારીની મહત્તાઃ અતિથિનું ગૌરવ

નારીની મહત્તા કેટલી છે અને નારીનો ધર્મ કેવો છે તે ત્યાં જોવામાં આવ્યું. જે ખાદ્ય આવે તેને મહારાણીજી સ્પર્શે અને પછી તે વહેંચાય. શ્રી ગુરુદેવને પહેલું ફળ આપ્યું તે સમ્રાટે જાતે છોડાં કાઢીને આપ્યું; કારણકે અતિથિની આગળ યજમાન સેવક સમાન છે. શ્રી ગુરુદેવે પ્રથમ મોંમાં મૂક્યું, પછી સમ્રાટે મૂક્યું. ત્યાં જે ચ્હા હતી તે ચીનના જેવી ન હતી પણ આપણા જેવી જ હતી, કારણ કે ડૉ. જોન્સ્ટને કહી રાખેલું હોવું જોઇએ. ચ્હાનું અતિશય કિંમતી પાત્ર પડી જાય એ ભયથી હાથ ધ્રૂજતો હતો. આપણા નશીબમાં પત્રાળી તેને આવાં મૂલ્યવાન પાત્ર શા?

## કલારસિક સમ્રાટ્

સમ્રાટ્ અને ગુરુદેવની તે પ્રસંગની વાતચીત પરથી માલુમ પડ્યું, કે સમ્રાટ્ માત્ર સમ્રાટ્ નથી, પણ સાહિત્યરસિક અને કલાસૌન્દર્યનું રહસ્ય સમજનાર પણ છે પછી પૈત્રિક પવિત્ર બગીચો, કે જેમાં દેવાલય હતું તે જોવા ગયા. ત્યાં શ્રીગુરુદેવ અને રાજકવિનો એમ

એ કવિનો મેળાપ થયો. અને તેમને બન્નેને સાથે રાખી ફોટો લીધો. પછી સમ્રાટ્ સાથે અમારો ફોટો લેવામાં આવ્યો. પણ સમ્રાટ્ અને સમ્રાજ્ઞીનો ફોટો બહાર જવાનો નહિ તેથી એ મહેલમાં જ રહ્યાં છે.

## સમ્રાટનાં સ્મૃતિ ચિહ્નો

ત્યાં સમ્રાટે શ્રી ગુરુદેવને એક પ્રાચીન ગુંથણકામની બુદ્ધમૂર્તિ આપી. પેકીનમાં તે વખતે રહેતા અમેરિકન ગુણગ્રાહી ચિત્રસંગ્રાહકે એ વસ્તુને માટે ઘણા પૈસા આપવાનું કહ્યું, પણ એ સ્મરણચિહ્ન અને સમ્રાટ્‌ના પ્રેમનું દાન હોવાથી અમારે એ વેચવાની વસ્તુ ન હતી. તે ઉપરાંત સમ્રાટે એક ઘણો જ કિંમતી રત્ન જડીત પ્યાલો આપ્યો હતો. આવી રીતે એટલી બધી કિંમતી વસ્તુઓ લઈને બદલામાં દશ આનાની બંગડીઓ, થોડાંક ચિત્ર અને પુસ્તકો આપી આવ્યા. શ્રીગુરુદેવે જે ગ્રંથ આપ્યા તે એક રીતે અમૂલ્ય પણ બુક-સેલરોને ત્યાંથી મળે તે કિંમતના હતા. આમ એ દિવસે અમે ઠીક વેપાર કર્યો.

## કવિરાજ અને રાજકવિ

તે વખતે સમ્રાટ્ અને રાજકવિ સાથે જે વાતચીત થઇ તે કહીને વખત લેતો નથી. રાજકવિએ કહ્યું, કે ચીનના સમ્રાટ્ આપનું આતિથ્ય કરે છે તે એમ ન માનવું, કે આપના ઉપર ઉપકાર કરે છે; કારણકે ચીનના સમ્રાટ્‌નું સામ્રાજ્ય તો વર્તમાનકાળનું છે અને આપનું તો શાશ્વત છે. એમનું સામ્રાજ્ય સીમાયુક્ત છે જ્યારે આપનું અસીમ છે. એ અમુક સ્થળના અને આપ સર્વકાળના અધિપતિ છો, તેથી સ્થાન હાથ જોડી સમયને નમસ્કાર કરે છેઃ એટલે સ્થળ મોટું કે સમય મોટો તે કહી શકાતું નથી. તેથી આપને નમસ્કાર કરી ચીનના સમ્રાટે પોતાની જાતને કૃતકૃતાર્થ કરી છે. અને આ રાજકવિ પણ એક એવું ગાન ગાઇને ભાગ્યશાળી થાય કે 'સ્થાનના નમસ્કાર સમયને હો.' આ રાજા છે તે લોકો પાસે દ્રવ્યરૂપી ખંડણી લે છે પણ આપ તો કવિરાજ છો એટલે પ્રેમની ખંડણી સ્વીકારો છો. તેથી સ્થાન તો સમયને ચરણ ઉભા રહેવાને પણ યોગ્ય નથી; અને તેથી સ્થળે સમયની કરેલી ઉપાસનાનો વિષય લઇ છંદમાં નવી જાતનું કવિત્વ રાજગૃહમાં ગાઇશ. ત્યાં લગભગ પાંચ કલાક ગાળી બાર વાગે વિદાય લીધી. ( અપૂર્ણ )

બાબુ ક્ષિતિમોહન સેન

# સોવીટ રશિયા

મધ્ય યુગ પછી યુરોપ જ્યારે પ્રગતિને પંથે ચઢ્યો ત્યારે રશિયાના અંધકારનાં વાદળ વીખરાયાં ન હતાં. રાષ્ટ્રીયતા અને ઔદ્યોગિક વિપ્લવનાં આમંત્રણ યુરોપનાં પશ્ચિમના પ્રદેશો સહર્ષ ઝીલી લેતા હતા ત્યારે પૂર્વ યુરોપમાં રશિયા મધ્યયુગનાં આળસ મરડતું હતું. યુરોપના ઇતિહાસકારોને આ ઘટના હેરત પમાડતી અને તેનાં કારણો શોધવા તેઓ નીકળી પડતા. પરંતુ વિધાતાએ ભાવિમાં લેખ જૂદા જ લખ્યા હતા.

આજે યુગયુગના અંધકારને વિખેરી નાંખી સોવીટ રશિયા પ્રગતિના પંથે તેજસ્વી પગલાંઓ મૂકી રહ્યું છે અને ઇતિહાસને પાને નહિ ચઢેલા અખતરાઓ તે સાહસથી, દૃઢતાથી કરી રહ્યું છે. મહાન વિગ્રહ પહેલાં એ ૧૯૧૭ના વિપ્લવની તૈયારીઓ ચાલી રહી હતી. સર્વત્ર જ્યારે પ્રજાસત્તાક રાજ્યના પવન ફૂંકાતા હતા ત્યારે રશિયાની ઝારશાહી મધ્ય કાલીન યુગના ખખડી ગયેલા સંપ્રદાયો પર નોકરશાહીના સ્વપ્નાંઓમાં જ રાચતી. અસહ્ય ભયંકર ત્રાસદાયક જુલ્મોની પરંપરાઓ હેઠળ પ્રજા રિબાતી–કચરાતી અને તેથી મુક્તિ સારૂ તરફડતી. આમ પ્રજાનાં આંસુનાં કરુણ સાગર ઉછળવા લાગ્યા અને વીર દેશભક્તોના લોહી વહેવાં લાગ્યાં એટલે તે દીન દેશ પર પ્રભુની કરુણા ઉતરી. યુરોપના મહાવિગ્રહના આંચકા સાથે ખેડુત પ્રજા સફાળી જાગી ઉઠી અને જગતના ઇતિહાસકારોને ૧૯૧૭નો પ્રચંડ વિપ્લવ અર્પણ કર્યો.

૧૯૧૭ના વિપ્લવાગ્નિમાં ઝારશાહી તો ખાખ થઈ ગઇ પરંતુ તેના તણખાએ મુડીવાદને પણ સળગાવી મૂક્યો. રાજાસત્તાક રાજ્યના જુલ્મથી મુક્ત થતી પ્રજા સામે ઉદ્યોગવાદ અને મુડીવાદના રાક્ષસો ધસી રહ્યા હતા એટલે રશિયાની પ્રજા સમજી ગઈ અને ઝારશાહીના મરણથી સંતોષ ન પામતાં મુડીવાદ સામે પ્રચંડ ભયંકર બળવો જગાવ્યો. યુરોપ તો હજી એ મુડીવાદના ત્રાસમાંથી છૂટવા સામ્યવાદની સ્વપ્નભૂમિમાં જ વિહાર કરી રહ્યું હતું ત્યાં તો રશિયાએ તે મુડી રાક્ષસીના પંજામાંથી પ્રજાને છોડવવા આકરામાં આકરો અખતરો શરૂ કરી દીધો. રશિયાનો એ અખતરો નવીન છે, ભયંકર છે, સાહસિક છે અને તેના પરિણામ ભાવિમાં શું લખાશે તેનું ભવિષ્ય ભાખતાં કુશળ મુત્સદીઓ પણ અચકાય છે.

૧૯૧૭ પછી ૭ સાત વર્ષો તો ખૂબ આકરાં નીવડયાં. કંઈક દ્વેષથી કંઇક ઇર્ષ્યાથી યુરોપની સુધરેલી કહેવાતી પ્રજાએ રશિયાના નવા જન્મને ધૂતકારી કાઢયો, અને બાળકને પારણામાં જ કચરી નાંખવા તે પ્રજાઓ રણે ચઢી. વિપ્લવ પછીનું આંતરિક સંઘટન તો હજી શરૂ થયું હતું, માનવ જાતિએ નહિ કલ્પેલા અખતરાઓની વેધશાળા તો હજી પુરી ગોઠવાઈ ન હતી ત્યાં તો પરશત્રુઓના રણશીંગા ફુંકાયા અને લેનીનને તેની પ્રિય યોજનાઓને ગૌણસ્થાન આપી સરદારનું કામ ઉપાડી લેવું પડયું. લેનીનને એકલે હાથે લડવાનું

હતું. જર્મનીના પરાજયથી મદોન્મત્ત થયેલી પ્રજાના આક્રમણો તેને મુંઝવતા અને તેથી હિંસામાર્ગના લોહીતરસ્યા શસ્ત્રો તેણે પકડયાં. પરશત્રુઓએ રશિયાનો ખોરાક લુંટી લીધે તેને ભૂખની ખીણોમાં ઉતારી દીધું. લેનીન વિશેષ ચીડાયો અને તેના પ્રખર જ્વલંત વિરો બોલ્શેવીઝમને ભયંકર રૂપ અર્પી દીધું. જગતમાં આમ પ્રજાનો વાવટો ફરકાવનાર લેની સંજોગોને નડયો અને યુદ્ધમાંથી વિજય વાવટો ઉંચકી લઈ રશિયાને આંતરિક સંઘટન શાંતિ આપવા તેણે સર્વ સત્તાધારી પદ ધારણ કર્યું. જગતમાં જુઠ્ઠાણાનો જ મુખ્યત્વે પ્રચ કરનાર થોકડેબંધ વર્તમાનપત્રોએ એ સર્વ સત્તાધારી પદનો અનર્થ કર્યો અને સોવી રશિયાના સત્ય સ્વરૂપ પર ગેરસમજ અને અનર્થના પડદા પડી ગયા. પ્રજાનો—ગરીબોનો દા લેનીન જગતમાં જુલ્મી તરીકે ગવાયો.

પરંતુ તેથી કંઈ સોવીટ રશિયાના અખતરા અટકયા નહિ. અસાધારણ હિંમત તર કુશળતાથી લેનીન પરરાજ્યો સામે ઝઝુમ્યો અને સાથે સાથે સોવીટ રશિયાના પ્રજાતંત્ર ઘડયા. બર્ટ્રાન્ડ રસેલ તે અરસામાં રશિયાને પ્રવાસે નીકળ્યો હતો અને તેના અવલોક પછી એવા અનુમાન પર આવ્યો કે જો પરરાજ્યોના ભય ઓછા થશે અને સોવી રશિયાના દેખાતા જુલમ ઓસરી જશે તો લેનીન સત્તાધારી નહિ રહે અને તે પ્રદેશમાં ખેડુતોન ઉન્નતિ માર્ગ સરળ થતા જશે. આજે પાંચ છ વર્ષ થઈ ગયાં છે, અને લેનીનના પ્રચં બળ આગળ પરરાજ્યોને વંદન કરવાં પડયાં છે. અમેરિકા, ફ્રાન્સ, ઇંગ્લંડ, તુર્કસ્તાન ઇત્યાદિ રાષ્ટ્રોએ સોવીટ સરકારને સ્થાપિત સરકાર તરીકે સ્વીકારી લીધી છે. આથી લેનીનને તેન પ્રિય યોજનાઓ પ્રતિ વળવાનો સમય મળી ગયો હતો.

જો કે એ આંતર સંઘટનના ઇતિહાસ લખવાનાં સદ્‌ભાગ્ય લેનીનના નસીબમાં હતાં, છતાં એ વીર પુરુષની જ્વલંત પ્રેરણાઓમાંથી અત્યારે નવું સોવીટ રશિયા ઉભું થા રહ્યું છે. જગતમાં મહાયુદ્ધ પછી ઠેર ઠેર અરાજકતા અને અંધાધુંધી પ્રવર્તી રહ્યા છે, સુધ રેલી કહેવાતી સરકારોના સિંહાસન ડોલી રહ્યાં છે અને યુદ્ધ પછીના નવયુગની ઉષા પ અંધકાર છવાઇ રહ્યા છે–તે સમયે સોવીટ રશિયા જગતને અદ્વિતીય અને અપૂર્વ પ્રજ બંધારણના અવનવા અખતરાઓ અર્પી રહ્યું છે. અમેરિકામાંથી 'શેરવૂડ કમીશન' ત્ય અવલોકન તથા અભ્યાસ સારૂ ઉતરેલું અને તેના પર્યટન પછીના પ્રત્યક્ષ અનુભવ પરથ તે જણાવે છે કે,

"યુરોપમાં સોવીટ સરકાર સૌંથી વિશેષ સ્થિર સરકાર છે."

સોવીટ સરકાર એ સ્થિરતા ક્યાંથી મેળવે છે? અંધાધુંધીના દાવાનળમાં એ સુવ્યવ સ્થાની શાંતિ કેવી રીતે પ્રસરાવે છે? દ્વેષિલી પર-પ્રજાઓએ પાડેલા ગેરસમજ અને અનર્થના પડદા પાછળ દૃષ્ટિપાત કરતાં એ પ્રશ્નોનો ઉત્તર કંઇક મળી રહે છે. હજી સોવીટ સરકારમાં વિશુદ્ધ પ્રજાતંત્રના પ્રાણ નથી પ્રસર્યા છતાં તે ખેડુતો અને મજુરોની સરકાર છે અને તેમની પરોક્ષ સંમતિ પર તે નભે છે. અત્યારની સરકાર કેન્દ્રવર્તી સરકાર છે છતાં તેના મૂળ તો વિશાળ છે. આટલા વિશાળ દેશમાં આટલી પ્રચંડ માનવ સમુદાયમાં પ્રજાકીય તંત્ર ઘડવાનું કાર્ય સહેલું નથી છતાં લેનીનની રાજ્યકુશળતાએ તેની રચના કરી છે. સોવીટની કેન્દ્રવર્તી સરકારના મૂળ આખા દેશમાં કેવી રીતે પથરાયા છે તેની સમજુતી નીચેની આકૃતિ આપી શકશે. સોવીટ સરકાર એક પીરામીડ છે અને તેના અનેક

વિભાગ એક પર એક ગોઠવાઇ રહ્યા છે! પીરામીડની ભૂમિકા રશિયાની પ્રજા છે; અને તેનું શિખર સર્વ સત્તાધારી સોવીટનું પ્રધાનમંડળ છે. મધ્યના વિભાગોમાં એ શિખર તથા ભૂમિકાને જોડનારી વિધવિધ સાંકળો છે અને આવી રીતે યુરોપમાં તે સર્વથી વિશેષ સ્થિરતા મેળવી રહી છે.




"લેનીને કરેલી આ રાજ્યવ્યવસ્થા કંઇ શસ્ત્રબળમાંથી જ તેની સ્થિરતા નથી મેળવતી પરંતુ પ્રજાના પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ સહકાર પર જ તે નભે છે. ૧૯૨૦માં જ્યારે ચોમેર શત્રુઓના વરુ વીંટળાયાં હતાં ત્યારે ભલે સોવીટ સરકાર પાછળ પ્રચંડ શસ્ત્રબળ હશે પરંતુ હવે તો તે શસ્ત્રબળ ઓસરી ગયું છે. "રેડઆર્મી"ની સંખ્યા ૧૯૨૦માં ૫૩,૦૦,૦૦૦ હતી, તે અત્યારે ઘટીને ૫,૫૦,૦૦૦ સુધી પહોંચી ગઇ છે–અને તે પણ બહારના આક્રમણ સામે સંરક્ષક લશ્કર તરીકે જ ખાસ વપરાય છે. શસ્ત્રબળ ન હોય છતાં સોવીટની અત્યારની સરકારમાં આપખુદી રાજ્યનાં કેટલાંક તત્ત્વો પડ્યાં છે; પરંતુ ગરીબોનો બંધુ લેનીન સર્વ સત્તાધારી કદી થયો નથી. સંજોગોના પરિવર્તન પાછળ રાજ્યવ્યવસ્થાના સૂત્રો તે લઇ ગયો છે પરંતુ એકધારી સત્તા તો લેનીને નથી જ રાખી. આટલાં આટલાં વિપત્તિનાં વાદળ ચોમેર વીંટળાયાં હતાં અને મુશ્કેલીઓની અવિરત પરંપરાઓ તેમાંથી છૂટતી, છતાં સોવીટ સરકારે સમયના પ્રવાહમાં તેનું નાવ સ્થિરતાથી અને ડહાપણથી આગળ ચલાવ્યું છે.

"અત્યારની સરકાર ડહાપણથી રાજ્ય કરે છે. છેલ્લાં નવ વર્ષોમાં આટલી બધી ભૂલો કોઇ સરકારે કરી નહિ હોય. એ ભૂલોનો સ્વીકાર કરી સંજોગોને, અનુકૂલ થઇ પડતાં પરિવર્તનો પણ કોઇક જ કર્યા હશે. સરકારની ત્રુટીઓ તથા નિષ્ફળતાને વખોડી કાઢવામાં લેનીન કડક હતો, પરંતુ રશિયામાં એકહથ્થુ સત્તા કદી રહી નથી *"

* Sherwood Eddy

આર્થિક દૃષ્ટિએ તપાસતાં પણ સોવીટ રશિયાના અખતરાઓ આશાજનક છે. જ્યારે આખા યુરોપમાં નાણાંની સ્થિરતા ડગમગી ગઇ છે ત્યારે સોવીટ રશિયા અજબ સ્થિરતા જાળવી રહ્યું છે. તેના અંદાજપત્રોમાં પણ સમતોલપણું જળવાયું છે, અને ખેતી કરી શકાય એટલી જમીન કાયમ માટે ખેડુતોને વહેંચી દેવામાં આવી છે. ૭ વર્ષ પર જ્યારે બર્ટ્રાન્ડ રસેલે પ્રવાસ કર્યો તે સમયે પણ ખેડુતો ઝારશાહીના રાજ્ય કરતાં વિશેષ સુખી હતા. અને અત્યારે ત્યાં હજી ગરીબાઈ સદન્તર નાબુદ નથી થઇ છતાં ખેડુતો વિશેષ સ્વતંત્ર, વિશેષ પ્રગતિમાન તો જરૂર થયા છે. સોવીટ રશિયામાં ચાલી રહેલા નવીન અખતરાઓનું રહસ્ય હજી ખેડુતો સમજી શકતા નહિ હોય, તેમનામાં હજી પ્રાંતિક અને સ્થાનિક સંકોચિતપણું દૂર થયું નહિ હોય, પરંતુ તેમના જીવનમાં નવચેતનનો સંચાર થયો છે એ તો નિ:શંક છે.

સોવીટ રશિયાના પ્રયોગોનું કેન્દ્રસ્થાન તો મુડીવાદનો વિનાશ છે; અને તેથી રશિયાની ઔદ્યોગિક સ્થિતિમાં તે અખતરાઓના પરિણામ નિહાળી શકાય છે. યુરોપના ઔદ્યોગિક વિપ્લવે દેશના ઉદ્યોગની સર્વ દોરીઓ મુઠ્ઠીભર મુડીદારોને સોંપી અને મજુરો પર તેમની સત્તાને નિરંકુશ બનાવી. આથી મુડીનો સંચય અમુક વર્ગમાં થવા લાગ્યો અને ગરીબ મજુરો વિશેષ ગરીબ વિશેષ પરાધીન થતા ગયા. યંત્રયુગના ત્વરિત ચક્રે વસ્તુના ઢગલા કર્યા, મોજશોખ અને વૈભવની સામગ્રીના ભંડાર ઠાલવ્યા, પરંતુ એ સમૃદ્ધિ પાછળ ગરીબોના અપ્રકટ આંસુઓ પણ વધતાં ગયાં; વિશેષ ઉત્પન્ન થતા માલનો લાભ ગરીબ મજુરોને ન જ મળ્યો. માલીક–મજુર વચ્ચે આથી કલહો જાગ્યા અને એ ઔદ્યોગિક ઉન્નતિની પાછળ મજુરોની ગરીબાઇ વધતી ગઇ; આથી જ જ્યાં જ્યાં યંત્રયુગના સામ્રાજ્ય છવાયાં ત્યાં ત્યાં મજુરો રીબાયા અને તેમના આર્તનાદે સામ્યવાદ જગાડ્યો. રશિયામાં કંઇ યંત્રયુગના કારખાનાંઓ બીજા દેશ કરતાં વિશેષ ન હતાં પરંતુ એના ત્રાસજનક આક્રમણો થોડે અંશે પણ સહન કરવા ત્યાંની પ્રજા તૈયાર ન હતી. આથી જ સામ્યવાદે ત્યાં સામાન્ય મર્યાદા તોડી અને બોલ્શેવીઝમનું બીષણ સ્વરૂપ ધારણ કર્યું. મુડીવાદનો સદંતર અને સર્વાંશે નાશ એ જ બોલ્શેવીઝમ અને બોલ્શેવીઝમમાં એ દિશામાં અવનવા અખતરા એ જ સોવીટ રશિયાના નવયુગનો અંતરાત્મા. બર્ટ્રાન્ડ રસેલ જ્યારે પ્રવાસે ગયા ત્યારે એની શરૂઆત હતી અને પરશત્રુઓના ભયને લીધે લેનીન તેમાં જોઈએ તેટલો વિજય ન જ મેળવી શક્યો, પરંતુ તે વખતે પણ યંત્રયુગના મજુરોને નસીબે લખાયેલી અસહ્ય ગરીબાઈ તો દૂર થતી હતી. પરંતુ તેથી એમ તો ન જ માની લેવાય કે ગરીબાઇ તદન નાબુદ થઈ છે. જો પ્રજાના વિધવિધ વર્ગના માસિક સરેરાશ આવકના આંકડા તપાસીશું તો અત્યારની સ્થિતિ પર કંઇક પ્રકાશ પડશે:

| | માસિક ડોલર |
|---|---|
| કારખાનામાં કામ કરતો મજુર | ૨૭ |
| સામાન્ય વર્ગનું ૫ માણસનું કુટુંબ | ૬૨ |
| સામાન્ય સરકારી નોકર | ૯૬ |
| એન્જીનીયર | ૭૫–૧૫૦ |

આવી રીતે રશિયાની પ્રજામાંથી ગરીબાઈનો ત્રાસ હજી દૂર નથી થયો પરંતુ સંકટોનો ચઢેલો કાટ થોડાં જ વર્ષોમાં દૂર થઈ જાય એ પણ અસંભવિત છે. સોવીટ રશિયા ગરીબોના કલ્યાણ અર્થે જ સર્જાયેલું છે, અને મુડીવાળાઓના સ્વાર્થ અને સત્તામદ તેનામાં

જવલ્લે જ જણાય એટલે પ્રજાના કલ્યાણ માર્ગ પર પ્રયાણ તો શરૂ થઇ ગયું છે; યંત્રયુગે પાથરેલી મુડીવાદની જાળ એટલી વિશાળ છે કે તેમાંથી રાજ્ય–આશ્રિત કારખાનાંઓ પ્રગટાવતાં ભારે મુશ્કેલીઓ નડવાની જ. આમ છતાં ટ્રોસ્ટ્કીની ગણત્રી પ્રમાણે અત્યારે રશિયાની ઉત્પત્તિનો ⅔ ભાગ સોવીટ રશિયાના કબ્જામાં આવી ગયો છે. એ ઉત્પત્તિમાં રોકાયેલી મુડીના ૬૨ ટકા રાજ્ય પાસે આવી ગયા છે; અને રશિયાના ઉદ્યોગોમાં ૮૯ ટકા ઉદ્યોગો સરકારના સીધા અંકુશ નીચે ચાલે છે. આ બધા આંકડા એટલું તો સાબીત કરે છે કે ખાનગી માલીકી અને વ્યક્તિગત મુડીવાદના દિવસો રશિયામાંથી તો ચાલ્યા ગયા છે, અને રાજ્ય–ચલિત ઉદ્યોગોના મહાન અખતરા ત્યાં ચાલી રહ્યા છે. એ નવીન અખતરાઓને પરિણામે ઉત્પત્તિમાં દર વર્ષે ૫૦ થી ૬૦ ટકા વૃદ્ધિ થઈ રહી છે. પરંતુ યંત્રયુગના અજાયબી ભરેલા ઉત્પત્તિ–આંકડાની સરખામણીએ આ પ્રગતિ એટલી બધી સરસ નથી. સામ્યવાદના અખતરાઓ હજી શિશુવયમાં છે એટલે વયોવૃદ્ધ મુડીવાદની હરીફાઇમાં તે ઉતરી શકતા નથી. ટ્રોસ્ટ્કી પોતે જ લખે છે કે–

"આજે પણ સામ્યવાદના ઉદ્યોગો કરતાં મુડીવાદના ઉદ્યોગો વિશેષ સોંઘો–વિશેષ સારો માલ ઉત્પન્ન કરે છે."

પરંતુ સર્વથી વિશેષ સંતોષકારક અખતરાઓ અત્યારે સોવીટ રશિયામાં ચાલી રહ્યા છે તે તો જનકલ્યાણના વિધવિધ ક્ષેત્રોમાં જ દૃષ્ટિગોચર થાય છે. લેનીન ગરીબોનો બેલી હતો, નોધારાનો આધાર હતો, અનાથનો પાલક હતો. સમસ્ત જનતાની ઉન્નતિ માટે તો એ ઝંખતો હતો. મુડીદારોના વૈભવો પાછળ કચરાતી જનતાના આંસુઓ જ્યાં સુધી નથી લુંછાતા ત્યાં સુધી લોકકલ્યાણની યોજનાઓ સ્વપ્નવત છે એ લેનીન સમજતો હતો અને તેથી જ સોવીટ રશિયા અત્યારે લોકકલ્યાણના સર્વ ક્ષેત્રોમાં તેના અખતરા પ્રસરાવી રહ્યું છે. અત્યારે આખા યુરોપમાં લોકકલ્યાણના જેટલા પ્રયાસો રશિયામાં થાય છે તેટલા બીજા કોઇ દેશમાં ભાગ્યે જ થતા હશે. મજુરો અને ખેડુતોના જીવનના સર્વાંગી વિકાસ માટે અત્યારે જબરજસ્ત પ્રયોગો થાય છે. પ્રથમ તો ૧૬ વર્ષની ઉમ્મરની નીચેનાં બાળકોને ફક્ત ચાર કલાક જ કામ કરવાનો નિયમ થયો છે અને તેની સાથે સોવીટ સરકારે એ બાળકોની કેળવણીની વ્યવસ્થા સારૂ પણ ગોઠવણ કરી છે. જ્યાં અન્ય દેશોમાં ૬ થી ૮ કલાકના નિયમો આકરા લાગે છે, અને જ્યારે ભારત દેશમાં ૧૦–૧૧ કલાક ચલાવી લેવાય છે, ત્યારે સોવીટ રશિયાએ ફક્ત ચાર કલાકનો નિયમ કરી મજુરો પ્રત્યેની તેની કાળજી સિદ્ધ કરી આપી છે. યંત્રયુગના આક્રમણે કારખાનામાં જતા બાળકોની કેળવણી પર અવગણનાના પડદા નાંખી દીધા હતા, અને તેથી જ તેના ત્રાસમાંથી છુટવાના પ્રયાસો કરતું સોવીટ રશિયા અત્યારે કારખાનામાં જતા બાળકોના શિક્ષણ પ્રતિ બેદરકારી નથી દર્શાવતું. માતાઓની પણ ત્યાં એટલી જ કાળજી રખાય છે. કારખાનામાં જતી માતાઓને માટે એવો નિયમ કરવામાં આવ્યો છે કે તેમની સુવાવડ પહેલા અને પછીના આઠ અઠવાડિયાં સુધી એમને ચઢતે પગારે રજા મળવી જ જોઈએ. માતૃત્વનું સંરક્ષણ કરવાના આ પ્રયાસો અત્યંત સ્તુત્ય છે, અને સામાન્ય મજુરો માટે પણ બે અઠવાડિયાંની રજાની વ્યવસ્થા થઇ છે. સોવીટ રશિયાની સરકાર ઉત્પત્તિ–વિકાસ પાછળ ગાંડી નથી, પરંતુ તેની સાથે મજુરોની સ્થિતિની પણ પૂર્ણ દરકાર લેવા પ્રયાસો કરે છે. આ ઉપરાંત અત્યારે મજુરોની

વૈદિક સારવાર-તેમના વિકાસસ્થાન અને આરામગૃહોની પાછળ સરકાર ૩૦,૦૦,૦૦,૦૦૦ ડોલર દર વર્ષે ખરચી રહી છે. વીમાનો લાભ ૨,૧૦,૦૦૦ મજુરોને મળી રહ્યો છે અને ૨,૫૬,૦૦૦ અશક્તોને નિવૃત્તિ-વેતન (pension) મળી રહ્યું છે. આવી જ રીતે અગત્યોના રક્ષણ સારૂ પણ સરકાર તનતોડ મહેનત કરી રહી છે.

કેળવણીના આખા ક્ષેત્રમાં તો સોવીટ સરકારના અખતરા ખૂબ જ પ્રશંસનીય છે. ઝારના સમયમાં કેળવણીનો પ્રચાર ત્રણ ટકા હતો, અત્યારે શાળામાં જઇ શકનાર બાળકોમાંથી ૧/૩ બાળકો સારૂ શિક્ષણની વ્યવસ્થા થઇ ચૂકી છે. શિક્ષણક્રમમાં પણ કેવળ બુદ્ધિ વિકાસને જ સ્થાન નથી. રશિયાની પ્રજા એટલે ખેડૂતો અને મજુરો-તેથી અત્યારના નવા શિક્ષણમાં ઔદ્યોગિક તથા વ્યવહારૂ શિક્ષણને પ્રધાન સ્થાન મળે છે. સ્વતંત્ર શિક્ષણના અખતરાઓ પણ અત્યારે સોવીટ સરકાર કરે છે અને શાળાનું આખું અંગ વિદ્યાર્થીઓને સોંપવામાં આવ્યું છે. વિદ્યાર્થીઓ શાળા-મહાવિદ્યાલયના પુસ્તકીયા જ્ઞાનથી સંતોષ નથી પામતા પરંતુ લોકકલ્યાણની પ્રવૃત્તિમાં પ્રથમથી ઉત્સાહપૂર્વક ભાગ લે છે. મોસ્કોની પ્રથમ વિદ્યાપીઠમાં જ ૮,૦૦૦ વિદ્યાર્થીઓ છે તેમાંથી ૭,૦૦૦ વિદ્યાર્થીઓ વિદ્યાર્થીમંડળો તેમ જ ઉદ્યોગ મંડળોના સભ્યો છે.

ઘણા એમ માનતા હશે કે બોલ્શેવીઝમ એટલે અવ્યવસ્થા અને અંધાધુંધી, અરાજકતા અને બંડવૃત્તિ. પરંતુ જો એ માન્યતા સાચી હોય તો લોકકલ્યાણના આટલા પ્રચંડ પ્રયાસો અને આટલા વિશાળ પ્રયોગો ન જ થઈ શકે. બોલ્શેવીઝમથી કંઇ લોકસમુદાયમાં અરાજકતા નથી વ્યાપી. રશિયાની પ્રજા અત્યારે કાયદાને પૂર્ણ રીતે માન આપે છે અને સ્વતંત્ર રશિયામાં ઝારશાહીના સમય કરતાં ખૂન ચોરી ઇત્યાદિ ગુન્હાઓનું પ્રમાણ બહુ ઓછું છે. મોસ્કો અને લેનીનગ્રેડમાં જેટલાં ખૂનો અને ગુન્હા થાય છે તેથી વિશેષ ખૂનો અને ગુન્હાઓ અત્યારે ન્યુયોર્ક અને ચિકાગોમાં થઇ રહ્યા છે. અમેરિકા જેવા સુધરેલા દેશમાં પણ જે સમાનતા અને ઉદારતા સર્વ વર્ગો અને સર્વ કોમ પ્રતિ નથી તે સોવીટ રશિયામાં છે. સર્વ કોમ-સર્વ વર્ગોને પૂર્ણ સ્વતંત્રતા છે અને તેમના તરફ જુલમ નથી આદરવામાં આવતો.

પરંતુ આ તેજસ્વી પ્રકરણમાં પણ કંઇક કાળી લીટીઓ છે. મુડીદારો તરફ સોવીટ સરકાર ખૂબ કડક છે અને તેમના પર જુલમનો વરસાદ વરસાવે છે. પરંતુ તેમની સંખ્યા બહુ જ ઓછી છે-પ્રજાનો $\frac{1}{20}$ ભાગ જ મુડીદારો છે. રશિયાની પ્રજાને એ મુડીદારો તરફથી અગાઉ ખૂબ ખમવું પડયું હશે છતાં એમના તરફ ઘાતકી વર્તન હજી રાખવાથી પ્રજાને લાભ નથી. સોવીટ રશિયા પ્રજાના પુનરુત્થાન અને સંધિના આટલા બધાં તેજસ્વી પ્રકરણો લખે છે તો તેમાં આ કલંકિત અક્ષરો ભૂસી નાંખવાની તેની પ્રથમ ફરજ છે. પરંતુ બોલ્શેવીઝમના પ્રચારમાં હિંસા જ હતી એટલે બંધુપ્રેમ અને ક્ષમાના વીર ગુણો ઝીલતાં હજી એ હિંસાપ્રેરિત સરકારને વાર લાગશે.

પરંતુ સોવીટ રશિયાની વર્તમાન પરિસ્થિતિના વિહંગાવલોકન પરથી એટલું તો સ્પષ્ટ છે કે સ્વતંત્ર રશિયાની પ્રજામાં સ્વાતંત્ર્યની ઉષ્મા પ્રગટી છે અને સ્વમાન તથા સ્વદેશપ્રીતિના જ્વલંત ગુણો તે કચડાયેલી પ્રજામાં નવચેતન પ્રસરાવે છે. પ્રજા હજી ગરીબાઇમાંથી છૂટી નહિ હોય, સામ્યવાદના અખતરા હજી અધુરા હશે, પ્રજાકીય તંત્રનું વૃક્ષ હજી સર્વને શીતળ છાયા નહિ અર્પતું હોય, છતાં લોકકલ્યાણના આટલા આટલા પ્રયાસોને પરિણામે

પ્રજા તેજસ્વી બની છે અને પ્રગતિ પંથે તે સપાટાબંધ અગલાં મૂકી રહી છે. યુરોપ અત્યારે તેની ખખડી ગયેલી સંસ્કૃતિમાં મૃત્યુના ડચકીયાં ખાય છે અને અધોગતિનાં વમળમાંથી નીકળવા ભયંકર પછાડા મારે છે, ત્યારે સોવીટ રશિયા લોહીની નદીઓ અને ખૂનામરકીના ક્રૂર દિવસો વટાવી પ્રજાને લોકકલ્યાણને માર્ગે સ્થિરતાથી–દૃઢતાથી દોરી રહી છે. સોવીટ રશિયા આત્મવિકાસ, આત્મદર્શન અને આત્મસિદ્ધિના માર્ગ અત્યારે મોકળા કરી રહ્યું છે એ જ ૧૯૧૭ ના વિપ્લવની સાર્થકતા અને બોલ્શેવીઝમનો તેજસ્વી પ્રકાશ.*

દિલખુશ બ. દિવાનજી

---

# ગૂજરાતમાં પ્રવાસ

## અડાલજની વાવ

ગયા ફેબ્રુઆરીના છેલ્લા રવિવારે મહાવિદ્યાલયના કેટલાક જૂના અને નવા વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો મળી આશરે વીસેકની મંડળી અડાલજની વાવ જોવા ગઈ. અડાલજ અમદાવાદથી નજીક જ છે. આટલું નજીક છતાં એ તીર્થની યાત્રાએ અમદાવાદના લોકો ઝાઝું જતા નથી. આપણે હિન્દુઓ તેમ જ મુસલમાનો ધર્મસ્થાનની યાત્રાએ જઈએ છીએ પણ સૌંદર્યનાં સ્થાનોની યાત્રાએ હજી જતા નથી. અમદાવાદના સેંકડો હિન્દુઓ ડાકોર દર પૂનમે જાય છે. સેંકડો મુસલમાનો સરખેજની યાત્રાએ જાય છે. ખોડિયાર અને ખોરજ ગામોમાં માતાની જગા છે,–ખોરજમાં તો ખોડિયારની હરીફાઈમાં થોડા જ સમયથી એક ભુવામાં માતા આવતાં લાગ્યાં હોય એમ જણાય છે—ત્યાં પુત્રકામ સ્ત્રીપુરુષો વારંવાર જાય છે. છતાં તેની નજીકજ અડાલજમાં કોઈ જતું નથી.

અડાલજ પહેલાં ઘણું મોટું ગામ હોવું જોઈએ એમ લાગે છે. અડાલજની અટક મશહૂર છે. હાલ તો નાનું ગામ છે. વાઘેલાઓએ ગૂજરાતની રાજગાદી ખોઈ તે પછી ત્યાં તેમની જાગીર ચાલતી હતી. ત્યાંથી પણ નીકળી તેમને છેવટે લીંબોદરા જવું પડ્યું જ્યાં વાઘેલાની એ મુખ્ય શાખા હજી એ હકરાત ભોગવે છે. સંવત ૧૬ મા સૈકામાં ત્યાં આ વાવ બંધાઈ છે. તેનો દસ્તાવેજ હજી એવો જ શુદ્ધ સચવાઈ રહ્યો છે.

તેને ચારસો ઉપર વરસ થયાં છે પણ વાવ અને તેનું કોતરકામ હજી અણીશુદ્ધ છે. અસારવાની 'દાદાહરિ'ની ગણાતી વાવથી આ વાવ સહેજ મોટી છે અને વધારે સુંદર છે,

---

* રશિયન કમીશનના અહેવાલને આધારે (ઓગષ્ટ ૧ લી, ૨૫)

અમદાવાદમાં હિંદુ મુસલમાન સ્થાપત્યનો સુભગ સમન્વય થયો છે એ આ વાવ તથા અમદાવાદનું સ્થાપત્ય સરખાવી જોતાં તરત સમજાય તેમ છે. અમદાવાદની મસીદો, રોઝા વગેરેમાં સામાન્ય રીતે જે રાતો કરકરીઓ પથ્થર ( red sandstone ) વપરાય છે તે જ અહીં પણ વાપરેલો છે. એ પથ્થરને અનુકૂળ ઝાડના આકારનું જાળીકામ, જે અમદાવાદનું વિશિષ્ટ આભૂષણ છે, જે લગભગ દરેક મસીદમાં છે, અને જેનો ઉત્તમ નમૂનો લાલ દરવાજાની જાળી છે, તે ભૂષણ વાવના ગોખલામાં પણ કોતરેલું છે. ઉપસતું સહસ્રદલ કમલ જેમ મુસલમાની સ્થાપત્યે હિન્દુ સ્થાપત્યમાંથી લીધું તેમ દરેક કબર ઉપર, અને ઘણી મસીદોમાં પણ જે સાકળ અને કૂજો મુસલમાની સ્થાપત્યમાં હોય છે તે આ વાવમાં હિંદુઓએ સ્વીકારેલો છે. વાવના ઝરૂખા પણ અમદાવાદની મસીદોના જેવા જ છે. વાવને ધર્મક્રિયાનું સ્થાપત્ય ન કહી શકાય; નહિતર જો કોઇ માત્ર વાવથી થતી સામાન્ય અસર ઉપરથી જ અભિપ્રાય બાંધે તો એમ જ કહે કે આ વાવ મુસલમાની શૈલીની જ છે. પણ ઉપરનાં અંગો ઉપરાંત હાથી છે, ગણપતિ છે, ગોમુખાકૃતિ છે, નવગ્રહની પ્રતિમાઓ છે, તે હિન્દુ સ્થાપત્યની શાખ પૂરે છે. લગભગ બધી આકૃતિઓ સુરક્ષિત છે. નવગ્રહને જરા ઇજા થયેલી છે. નવગ્રહોમાં બુદ્ધનો ગ્રહ કાઢવાને બદલે શાક્ય બુદ્ધની આકૃતિ કાઢી છે તે બતાવે છે કે શિલ્પીઓ એ બે બુદ્ધને જુદા સમજતા નહોતા.

આખી વાવમાં મુસલમાની સ્થાપત્યની વિશાળતા અને સાદાઇ દેખાઈ આવતાં હતાં. ભીંતો સફાઇવાળી અને અલંકારો દૂર દૂર અને આછા હતા. વાવમાં ઉતરવાને એક લાંબો સીધો પગથિયાંનો ઉતાર હોવા ઉપરાંત બે પડખેથી પણ બે હારમાં પગથિયાં ઉતરી નીચે પહેલે તળીએ ભેગાં થાય છે.

ગૂજરાતની વાવો એ ગૂજરાતની ખરેખરી શોભા છે. દેશનાં હવાપાણીને અનુકૂળ અને લોકોની જરૂરિયાતોને માટે એટલું જ આવશ્યક એ ધર્માદા કામ છે. ગૂજરાતમાં ગમે તે ધોરી માર્ગે જાઓ તો બે ત્રણ ગાઉએ એકાદ સારી મોટી વાવ આવવાની જ. હવે ગૂજરાતના ધોરી રસ્તાઓ બદલાયા છે, તેથી એ વાવો નકામી થઇ ગઈ છે. પણ એની ખંડિયેર વાવો પણ ગૂજરાતની સમૃદ્ધિ અને જાહેર સેવાનાં યશોગાનો ગાય છે અને ઘણાં વરસો ગાયાં કરશે.

અડાલજની વાવનું પાણી ચોખ્ખું હતું. આખું ગામ તે જ પીએ છે. પાણી ઊંડું પણ ઘણું હતું. પણ આખી વાવમાં કચરો હતો. ઉપર વડલો હતો, તે ઉપરથી પાંદડાં અને પક્ષીઓની હઘાર વાવમાં જ પડતી હતી. જળાશયની પાસે મોટા ઝાડની જરૂર છે એ ખરૂં, મુસાફરો ત્યાં બેસી વિશ્રાન્તિ લઈ ભાતું ખાઈ શકે, અને ઝાડ તો ગામની શોભા છે. પણ જળાશય ઉપર ઝઝૂમે, અંદર તડકો પડવા ન દે, એવાં ઝાડો ન થવા દેવા જોઈએ. વડ પીપળો અને લીલું ઝાડ આપણા લોકો કાપે નહિ એટલે આવાં ઝાડો પાણી બગાડે છે, ઘણીવાર તો વાવને પણ ઊંડાં મૂળથી તોડી નાંખે છે. પણ આપણી ધર્મભાવના જ કંઈ ઓર છે. એક બાજુથી ઝાડનાં ઝાડ કાપી નાંખી જંગલો ઉજડ કરીએ, બીજી બાજુથી નુકશાન કરતું ઝાડ પણ કાપીએ નહિ.

મહાવિદ્યાલયની એ મંડળીએ, વાવનું સુંદર દર્શન કરવાને વાવને વાળીને સાફ કરી. એ ઝાડુ સાથે લઈ ગયા હતા. બીજી સાવરણીઓ અને ટોપલી ગામમાંથી મગાવી અને

વાવ સાફ કરી. છતા પાણીમાં અંદર રહી ગયેલા ફૂટેલા ઘડા, પડેલાં પાંદડાં અમે સાફ કરી શકયા નહિં ત્યાં નાસ્તો કરી, પાસેના તળાવની પાળ ઉપરના વડલા ઉપર બધાં થોડી વાર બેઠાં, કોઈ રમ્યાં, કોઈએ ગાયું એમ ત્રણેક કલાકો ગાળીને ગામમાં ગયા. ચોરે લોકોને મળ્યા, ત્યાં પણ ગાયું ગવરાવ્યું, લોકોને વાવ સાફ રાખવા કહ્યું અને સાંજની ગાડી લેવા ઉપડયાં.

આપણામાંથી આ છેલ્લાં થોડાં વરસોમાં તો સમાજભાવના ઘણી જ ખંડિત થઈ ગઈ છે. પહેલાં ગામડાંનાં લોકો પોતાનું ગામ સ્વચ્છ રાખતા, જાહેર જગ્યાઓ સમરાવતા, રસ્તાઓ ચોમાસા પછી ઉકરડાં સાફ કરતા. એમ કોઈ સાફ ન કરતું હોય તો આવાં મોટાં કામો કોઈ કરાવે જ નહિ. પણ અત્યારનો જમાનો આ બાજુ દુર્લક્ષ કરે છે. ગામમાં તો ચેતન જ નથી અને શહેરનું ચેતન જુદે રસ્તે જ કામ કરે છે. ગામડું બગડતાં શહેર પણ છેવટે બગડવાનું જ કારણ કે ઘણે ભાગે શહેર પણ નવા ચેતનનું ઉપાદાન ગામડામાંથી જ મેળવે છે.

ગૂજરાતમાં સ્કાઉટ, બાલવીરોની ચળવળ કિશોરોમાં થવા લાગી છે. તો તેઓ બીજે ફરવાને બદલે કોઈ વાર ગામડામાં જઈ ગામ સુધરાઈનું કામ કરે તો વધારે સારૂં નહિ? રાં

# અણવીંધ્યાં મોતી

છાંયાની ગાદીએ તે દિવસ ખીમાજી જેઠવાનાં રાજ: અને ઝાલાવાડમાં ભોજો લાદિત નામનો ચારણનો સમય: બન્નેની સામસામી સુવાસ ફેરે. ખીમાજીની પ્રશસ્તિના અનેક દુહાઓ ભોજો લાદિત રચે, અને બીજા ચારણો એ દુહાઓ કંઠે કરી ખીમાજીની પાસેથી બક્ષીસો પ્રાપ્ત કરી આવે. ખીમાજી વારંવાર એ દુહાઓ સાંભળીને દરબાર વચ્ચેવચ્ચ બોલતા કે આ દુહાનો રચનાર ભોજો લાદિત જો એક વાર આંહી આવે તો લાખપસાવ કરે, એવું પ્રિય મને એનું કવિત્વ લાગે છે. ભોજા લાદિતને આ વાતની જાણ થયેલી, પણ ખીમાજીની મુંછોને જાચવા જતાં એનું હૃદય અચકાતું હતું. એમ કરતાં ભોજા લાદિતને માથે ભુંડી વેળા આવી. ચીંથરેહાલ થઇ ગયો–ઘરમાંથી ચારણીએ સંભારી દીધું: "ચારણ! ખીમાજી પાસે અરિ બાથી?" ચારણ ગરીબીનો માર્યો ગર્વ છોડીને ચાલ્યો. છાંયા ગામે પહોંચ્યો. ગામ બહાર ફુલવાડી હતી તેમાં એકાંતે બેસી, અંગ સાફસુફ કરી, ફાટેલાં લુગડાં કાઢી નાખી, બગલમાં કપડાંની એક કોરી જોડ હતી તે પહેરી લીધી. દરબારમાં જઈને પેઠા ખીમાજીના દુહા બોલવા લાગ્યા. એક એકથી ચઢિયાતો દુહો કંઠમાંથી નીકળતો જાય ને કચેરી ડોલતી જાય. દરબાર કહે: "ગઢવા, નામ શું?" જવાબ દીધો: "મારૂં નામ ભોજો લાદિત." દરબારે ખડ! ખડ! દાંત કાઢયા: "કાં બાપ? ગઢવી, તમે ભોજા લાદિત ન હો." "અરે

બાપ, હું પોતે જ ભોજો." "ના ના કવિ; તમે કવિ સાચા, રૂડું કાવ્ય કરી જાણો છો, પણ ભોજા લાદિત તમે નહિ." ચારણ સોળ કળાનો હતો, પણ સાંભળીને એક કળાનો થઈ ગયો. દરબાર કહે: "કવિરાજ, ફિકર રાખો મા; તમને માગો તેટલું માતાજી અપાવશે, પણ તમે ભોજા લાદિત નહિ." ચારણે દુલાઇને ઉત્તર દીધો: "દરબાર, હું ભોજો લાદિત છું એમ કબૂલ કરીને એક દોકડો દે તો યે લાખ પાસા લેખીને માથે ચડાવી લઇશ, બાકી 'ભોજો લાદિત નહિ' એમ કહી કરોડું દે તો પણ ગૌમેટ છે!" દાંત કાઢીને ખીમાજીએ છેલ્લો ઘા કર્યો: "ગઢવી, ઓલી ફુલવાડીમાં લુગડાં બદલાવીને ભોજા લાદિતનો વેશ કાઢતા હતા એ અમે આંહી બેઠાં બેઠાં જોતા હતા હો કે! માટે માગો એટલું આપું; પણ ભોજા લાદિતનું નામ ન લ્યો." દુભાયલાનું માથું ફાટવા લાગ્યું. એણે દુહા ઉપાડ્યા:

તું કોરડા મ કાઢ, તતખણ બેસીને તખત
આભપરે આષાઢ (કે દિ') ખરાડ્યું નો હોય ખીમરા

[ હે ખીમાજી! તખ્ત પર બેસીને તું આવા ચાબૂકો મને ન માર. આભપરા ડુંગર કદિ આષાઢ માસ અણવરસ્યો ન જ રહે. છતાં તું આભપરાનો ધણી ઉઠીને ઇન્કાર કરે છે?]

નીસરણી નજ આખર તણી, ચાહી ચિત્રેવા
(પણ) ઉંચી આભપરા ભીંત તાહાળી ભાણના;

[ મારા અક્ષરો (કાવ્ય) રૂપી નીસરણી માંડીને તારી દિવાલ પર ચિત્રો ચીતરવાની ચાહના તો ઘણી છે. પણ હે ભાણ જેઠવાના પુત્ર, હે આભપરા પહાડ (ના સ્વામી)! તારી ભીંત તો અતિ ઉંચી થઇ પડી!]

ખીમા ઘેંગ પખે અપળે એટેવું થીયું
આતપરે આવે ભારે પગ થયો ભાણના!

[ હે ખીમા! ઘોડા વગર અમારે જાચકને પાછું વળવું પડે છે. આભપરા ડુંગર પર આવતાં અમારા ભારે પગ થઇ ગયા!]

ખીમા ખેત્ર ગને સાંઠે સાકર નીપજે
ભોં ભાભજી જકે (અમાણું આખર કોઇ ઉગું નહિ.

[ હે ખીમાજી! ખેતર જો સારી જમીનવાળું હોય તો તો સાંઠાની અંદરથી પણ સાકર નીપજે પરંતુ જ્યાં ભોંય જ ખારી છે, ત્યાં અમારા અક્ષર (કાવ્ય) રૂપી બીજ શી રીતે ઉગી નીકળે?]

બાણી રહીઆ બાણ, નાખે નજ આખર તણું
તોં જવિયા પાખાણ ભેદે તન કાંઇ ભાણા ઉત

[ ધનુર્ધારીઓ પોતાના અક્ષર (કાવ્ય) માં બાણ ચાહે તેટલા જોરથી ફેંકે પરંતુ તારા જેવા પાષાણના અંગ કાંઈ થોડાં ભેદાય છે?]

સોયના તાણું સખાજ સેં ભૂજ સર ભાણના
ભરશે ભૂપ ઘણા ખીમા તોં રીસે ખત્રી.

[ આ મારી ભુજા ઉપર (હાથમાં) તો સુવર્ણપાત્ર છે, અને તું રીસાઇ ગયો છે. તો એ કવિતા રૂપી પાત્રને ભરી દેનારા અન્ય ઘણા ભૂપતિઓ નીકળી પડશે.]

એટલું કહીને મહામૂલાનું માથું ફાટવા લાગ્યું. એણે દુહા ઉપાડયા: દાનને પણ તરછોડી ચારણ ચાલી નીકળ્યો.

*    *    *    *

સાંગડા નામના કોઈ સોરઠી રાજાની મા મરી ગઈ. તમામ ખંડિયા દરબારો હતા તેઓએ જઇને રાજમાતાના શોક ખાતર મૂછો મુંડાવી. પરંતુ મુંજાલદે નામનો એક ખંડિયો હતો તેણે મુંડન કરાવવાની ના પાડી. કોઇએ પૂછ્યું: "કેમ મુંજાલદેભાઇ, તમે શું ખંડણી નથી ભરતા ?" જવાબ દીધો: "હું ખંડિયો સાચો, પણ મૂછું નહિ મુંડાવું. કેમકે સાંગડાની માતા કુંવારાં હતાં ત્યારે મારી વેરે એનું માગું નખાણું હતું !" વાત પહોંચી રાજાની પાસે. રાજાએ હુકમ દીધો કે મુંજાલદેએ મૂછો મુંડાવવી જ પડશે. મુંજાલદે કહે કે માથેથી માથું જાય તો પણ એ વાત નહિ બને: સાંગડો ચડયો સૈન્ય લઇને. નાના એવા ગામડાનો ધણી મુંજાલદે પોતાનો બચાવ કરી ન શક્યો. તલવાર ખેંચીને રણમાં ચડયો. આખરે લડી લડીને પડયો. પ્રાણ નીકળી ગયા હતા, પણ પ્રચંડ કાયા જાણે જીવતી હોય તેવી દેખાતી પડી છે. મૂછો તો ભોંમાં ખૂતી ગઇ છે. ત્યાં સાંગડો આવ્યો. મુંજાલદેના શબ ઉપર ચડયો. તલવાર ખેંચી: "કાં, કહેતો'તો ને, કે મૂછો નહિ મુંડાવું ?" એમ બોલી પોતે તલવારથી મુંજાલદેની મૂછ કાપવા મંડયો. તે વખતે ચારણે દુહો ફેંક્યો:—

જોતો કોઇ જડિયો નહિ, ખાખર બીજી વાર,
સાંગ સમારણહાર, મૂછ તારી મુંજાલદે !

[ ઓ મુંજાલદે ! તું હજામ શોધતો હતો, પણ તને કોઇ મળ્યો નહોતો. પણ આજે તો જો, આ સાંગ પોતે ઉઠીને હજામ બની તારી મૂછો સમારી રહ્યો છે ! ]

દુહો સાંભળીને સાંગડો થંભ્યો: ખસીયાણો પડયો. એક બાજુની મૂછ કાપી હતી: તેટલાથી જ અટકી ગયો !

*    *    *    *

લખુભાઇ ચારણ શિહોરને પાદર ઉભા છે. એમને માંડવા ગામે પહોંચવું છે. પણ કેમ કરીને જવું ? કાંઈ વાહન નથી. ત્યાં તો ભાવનગરનો બારવટીયો જોગીદાસ ખુમાણ નીકળ્યો. જોગીદાસે પૂછ્યું: "કેવા છો ?"

"કણબી છું."

"કાંઇ છોકરાં છે ?"

"ચાર પાંચ જુવાન દીકરા છે."

"આસામી કેવીક છે ?"

"તમારે પ્રતાપે ૫-૧૦ હજારની."

જોગીદાસે વિચાર્યું: આ પટેલ બાન પકડી જવા જેવો છે. એના દીકરા જરૂર હજાર બે હજાર લઇને આવશે: વિચારીને એણે તો ચારણને બેસાડે (પોતાની પછવાડે) ઘોડી ઉપર બેસારી લીધા. ફેંટો હતો તે લઇને પોતાની સાથે બાંધી લીધા. ઘોડીને હાંકી મૂકી. બરાબર માંડવાને પાદર પહોંચ્યા એટલે ચારણે દુહો લલકાર્યો:—

ઠણકો નાર થીયે, (તારૂં) ચિત ખૂમા ચળીયું નહિ
ભાખર ભીલડીએ, જડધર મોહ્યા જોગડા.

[ હે ખૂમાણ, તારૂં ચિત્ત તો નારીઓના પગનાં ઠમકારથી પણ ન ચળ્યું, એટલો બધો તું પવિત્ર છે; જ્યારે મહાન શંકર પણ એક ભીલડીમાં મોહી પડયા હતા. ]

દુહો સાંભળીને જોગીદાસે પછવાડે જોયું ! "કોણ છો ? ચારણ છું ! અરે અભાગીઆ, બોલવું'તું તો ખરૂં ! નાહકની મેં તો મારી ઘોડી મારી નાખી !"

"પણ બાપ ! આજ પાળો પોગું એમ નહોતું એટલે તમને જરાક છેતરવા જેવું થઇ ગયું ખરૂં ?"

બેય જણા હસ્યા. ચારણને ઉતારી મૂકયો.

* * * *

જરાર નદીને કાંઠે બરાબર જેઠ મહિનામાં લાખા ફુલાણીની ફોજ નીકળી. એમાં અચાનક સરવડું વરસ્યું. અમીર ઉમરાવોએ શાલદુશાલા અને હીરાગળ ઓઢેલાં એ બધાં પલળી ગયાં. ઘોડા માથેથી સહુએ રકાબ છાંડી તલબાવળાંનાં ઝાડ ઉભાં છે તે ઉપર પોતપોતાનાં રેટા, શાલદુશાલા સૂકવી દીધા. આઘે ઉભો ઉભો રા' લાખો આ શોભા નિરખી રહ્યો છેઃ તજારાનો ( અફીણનાં અનેકરંગી ફુલોનો ) બાગ હોય એવી નદી શોભવા લાગી છે. તડકી નીકળી ને લૂગડાં સૂકાઇ ગયાં. સહુ પોતપોતાનાં લૂગડાં લેવા ચાલ્યા ત્યારે લાખાએ હાથ આડો કર્યોઃ "જુવાનો, લૂગડું કોઇ લેશો મા !"

"કાં બાપુ !"

"નદી બહુ રૂડી લાગે છે. તમારા રેટા હું તમને નવા અપાવી દઇશ. પણ હવે નદીનાં ચીર ઉપાડશો મા !

લાખે વન ઓઢાડીયાં પીળી પાંતરીયાં.

* * * *

એ જ જરાર નદીને કાંઠે કેડ કેડ સમાણો ઝીંઝવો ઉભો છેઃ ભાદરવા મહિનામાં ભેંસડીઓ ચરે છે. ચારણના છોકરા વાંસળીઓ વગાડે છે. બરાબર એ ટાણે ઉનડજી રાજા નીકળ્યો અને એણે આ જમાવટ નિહાળી. માનવી, પશુ અને કુદરત, ત્રણેનો આવો મેળ મળેલો દેખતાં ઉનડજીના પાસાબંધી અંગરખાની કસો તૂટવા માંડી. એણે કહી દીધુંઃ "એલા માલધારીઓ ! જાઓ આ નદી–કાંઠાની જમીન તમને બક્ષીસ થઈ ગઈ. કરો હિલોળા !"

* * * *

એ જ જરાર નદીને કાંઠે હેમહડાઉ વણઝારાની પાંચસો પોઠો નીકળી. પાંચસોમાંથી ત્રણસો તો સાચાં મોતીની પોઠો હતી. એક પોઠીઓ નદી ઓળંગતો હતો એમાં બરાબર નદી વચ્ચે ગુણ ઉતરડાઇ ગઇ અને ઝરરર ! મોતીનો ઢગલો નદીનાં નીરમાં થાવાં લાગ્યો. ત્યાં તો માછલીઓ દોડીને ભેળી થઈ ગઇ. ચળકારા મારતી રંગબેરંગી માછલીઓઃ એના મ્હોંમાં સાચાં મોતીડાંઃ એ નદીનાં નિર્મળ પાણીઃ અને માથે સૂર્યનાં કિરણોઃ રંગેરંગ ગુંથાઇ ગયા. ઝળેળાટ પથરાઇ ગયો. હેમહડાઉએ હુકમ કર્યોઃ

"મોતીની ગુણોવાળા ત્રણસે યે પોઠીઆ નદીમાં ઠલવી નાખો. નદી ભારે રૂડી લાગે છે !"

અને નદીએ આવા ત્રણ જ નથી દીઠાઃ

લાખા જેડા લખ ગીયા ઉનડ જેડા સઠ્ઠ
હેમહડાઉ હલ ગીયા વંજી ન કેણી વઠ્ઠ

ખરેખર બહુરત્ના વસુંધરા છે !!

ઝવેરચંદ મેઘાણી

# વિ સ્મૃ ત

## પ્રસ્તાવના

[ છૂટાં છવાયાં છપાતાં નાટકો જોતાં ગૂજરાતમાં એક વર્ગને નાટકની ઘેલછા લાગી છે. એકઅંકી અને અનેકઅંકી નાટકો-એવા વિચિત્ર વિભાગોની વચ્ચે નાટકો વેંચાય છે. પશ્ચિમના કાળને અનુરૂપ ( Realistic ) નાટકોનું અનુકરણ પણ થવા માંડ્યું છે. ગૉલ્સવર્ધી અને બરનાર્ડ શૉના નાટકોનો ઉંચો કસ કઢાયો છે અને એ કક્ષાએ પહોંચવાને કેટલાકને આકાંક્ષા પણ થઈ હશે. એવી વખતે સર્જનજૂના શિષ્ટ સાહિત્યની અવગણના ન કરતાં તેમાંના ચિરંજીવ અંશો પોતાના કરી લેવા કોઇ પણ પ્રજાની અભિલાષા જોઇએ. એક જ દિશા કરતાં સર્વ દિશાનાં સુંદર તત્ત્વો ભેગાં મળે તો જ સાહિત્ય ખરૂં સમૃદ્ધ થાય.

આવા કંઇક વિચારે World classics વાંચતાં એક જાણીતી નાટકનું ભાષાંતર પ્રયોગ ખાતર પણ કરી જોવા મન થયું. અંગ્રેજ પ્રજાએ તો આ નાટકને શિષ્ટ ગણ્યું છે, આપણો અભિપ્રાય આપવાનો બાકી છે. મને તો આ નાટકમાં માનુષી તત્ત્વો ઉપરાંત માનવક્ષતિઓ અને મનોક્રમણતા કંઇક અંશો દેખાય છે. હાસ્યમય કટાક્ષમાં મોલીયરથી પાછું ન પડે એવું મને જણાય છે. એવી જ કંઇક સરખામણીમાંથી ગુજરાત માટે આ નાટક લૂંટવાનું મને મન થયું. મૂળ અંગ્રેજીમાં ચેમ્બરલેનના ભાષાન્તર ઉપરથી આખુંય નાટક અનુસરણ છે, મ્હને લાગતી ક્ષતિઓ જેવી ને તેવી રાખી, હું એનો સૃષ્ટા નથી એ ભૂલ્યા વિના દેશ અને કાળના ચિહ્નરૂપ સર્વ કંઇ રાખ્યું છે. આખુંય નાટક એકઅંકી છે એટલું જ નહિ પણ ફારસ સરખું યે નથી, એ વિશિષ્ટતા છે. મ્હારા મતે બીજાઓ પણ આવાં નાટકો માપતા થાય તો કેટલાય આજના આપણા નાટકકારો ઉંચી નિસરણી-એથી નીચે આવશે. ]

# – વિસ્મૃત –

(એક અંકની નાટક)

– પાત્રો –

પતિ                પત્ની

નોકર—તારકુવાઝહય

## પ્રવેશ ૧ લો

સ્થળ: ક્રીઆઉટો શહેરના એક ખાનગી ઘરની ઓરડી.

પતિ– હું પાટનગરના એક પરાનો રહેવાસી છું. હમણાં જ પૂર્વ તરફ મુસાફરી કરી પાછો આવું છું. મુસાફરીમાં મીનો પ્રાંતના નોગામી ગામમાં ત્હાંની હોટલમાં હેના નામની છોકરી મળેલી. તે હું પાટનગરમાં પાછો આવવાની ખબર પડતાં જ મ્હારી પાછળ ચાલી આવી. આજ સાંઝના ચોંટા-શીરાખો તેના રહેવાસમાં મ્હારી વાટ જોશે એમ પત્રથી જણાવે છે. પણ મ્હારી ડાકણ જેવી બૈરી કંઈક વ્હેમાઈ છે. એને બોલાવી કંઈ ઉડાવવાની એવી વાત કરૂં કે હું છુટું.

અરે! અરે! તું છે કે! બોલને! તું ક્યાં છે?

પત્ની– મને બોલાવી? શું કામ પડ્યું?

પતિ– જરા અંદર આવ તો!

પત્ની– જેવી આજ્ઞા.

પતિ– મ્હેં તો તને એટલા જ સારૂ બોલાવી કે હમણાં દરરોજ રાતના મ્હને અપશુકનીઆળ સ્વપ્નો આવે છે. મ્હારો જીવ ઉચો રહે છે. એ જ વાત કરવા મ્હેં તને બોલાવી.

પત્ની– શું ખોટું ખોટું બોલો છો? સ્વપ્નો તે કંઈ સાચાં પડતાં હશે! સ્વપ્નાં તો પ્રકૃતિદોષથી આવે. માટે નકામા માથું ઝીકશો નહિ.

પતિ– તું કહે છે તે તદ્દન ખરૂં. પ્રકૃતિદોષથી આવતાં સ્વપ્ન દશમાંથી નવ વખત ખરાં ન પડે. પણ એ નજરથી મને તો એટલો બધો જીવ ઉચો થયો છે કે કંઈ જાત્રા કરી મ્હારૂં અને ત્હારૂં પુણ્ય કરૂં.

પત્ની– ક્યાં જશો?

પતિ– આખા દેશમાં એકે એક શીન્ટાઉ અને બુદ્ધ મંદિરમાં પગે લાગી આવું.

પત્ની– ના, ના, એક ક્ષણ પણ તમને ઘર બહાર નહિ જવા દઉં. તમને કંઈ એવું જ લાગતું હોય તો ઘેર બેઠા થતું હોય એવું કંઈ કરો.

પતિ- ઘેર કરાય એવું ? એવું તે કયું પુણ્યનું કાર્ય ?
પત્ની- ધૂપદીપ કરો.
પતિ- કેટલી મૂર્ખ ! શું ! એ મ્હારે યોગ્ય છે !
પત્ની- ઘર બ્હાર કરવાનું કોઈ પણ ધર્મકાર્ય હું કરવા દઇશ નહિ.
પતિ- વારુ, જોઈશ, અનાપના ગમે તેમ બોલે છે. બસ કર ! શું કરવું ? ( વિચાર કરી ) આહા ! જડયું ! વિસ્મૃતિ કરવી.
પત્ની- વિસ્મૃતિ ! એટલે શું ?
પતિ- તને શું ખબર ! એ વ્રત તો તપસ્વિ ઝારુમાના વખતમાં થતું. એ કરવા માથા ઉપર " વિસ્મૃતિની કંથા " નાખી મોક્ષ માટે ભૂત અને ભવિષ્ય ભૂલવાનાં. એ વ્રત તો ઘણું જ કઠણ છે.
પત્ની- કેટલો વખત લાગે !
પતિ- લગભગ એક બે અઠવાડીઆં.
પત્ની- એટલા બધા દિવસ તો નહિ ચાલવા દઉં.
પતિ- ત્યારે કેટલો વખત બબડયા વગર ચાલવા દેશે ?
પત્ની- બહુ તો એક કલાક. પણ એક દિવસ ચાલે એમ હોય તો કરી જુઓ.
પતિ- કદી નહિ ! આ વ્રત કંઇ રહેલું નથી કે એક દિવસમાં પુરું થાય. એક દિવસ અને એક રાત્ આપવાની મહેરબાની કર.
પત્ની- એક દિવસ અને એક રાત ?
પતિ- હા.
પત્ની- હું તો કચવઉં છું, પણ તમારે કરવું જ હોય તો એમ કરો.
પતિ- ખરેખર ?
પત્ની- હા, ખરે.
પતિ- હાશ, મને ગમ્યું. પણ આટલું સાંભળ. જો, વ્રત ચાલતું હોય ત્યાં કોઈ પણ સ્ત્રી આવે તો નહિ જ પણ નજર સુદ્ધાં કરે તો પુણ્ય નાશ પામે. માટે હું બેસું ત્યાં ન જ આવવું.
પત્ની- સારું, હું નહિ આવું. પુરું કરો.
પતિ- ઠીક, ત્યારે આપણે પુરું થયા પછી જ મળીશું.
પત્ની- તે થઈ રહ્યા પછી જ હું તમને મળીશ.
પતિ અને પત્ની- આવજો, આવજો.

[ પત્ની ચાલી જાય છે ]

પતિ- સાંભળ્યું ?
પત્ની- શું છે ?
પતિ- મ્હારા કહ્યા પ્રમાણે કરજે. બુદ્ધનો શ્રાપ ઉતરે એમ ન કરતી. " રસોડામાં ઘમ્મા-ચકડી ચાલે તો વિસ્મૃતિ ન થાય." ગમે તેમ થાય પણ મ્હારી પાસે તો ન જ આવતી.
પત્ની- નિશ્ચિંત રહો. નહિ આવું.

પતિ– ચાલ, ત્યારે વ્રત થઇ રહેશે પછી મળીશું.
પત્ની– વારૂ.
પતિ અને પત્ની–આવજો, આવજો.
પતિ– ( હસતો હસતો ) સ્ત્રીની બુદ્ધિ જ પા'નીએ. એ બલાએ બધુંજ સાચું માન્યું.
(ચાકરને) તારૂકુવાઝહય ! ક્યાં છે ?
ચાકર– હાજી.
પતિ– ક્યાં છે ?
ચાકર– આપની સેવામાં.
પતિ– બહુ જલ્દી આવ્યો.
ચાકર– સાહેબ, કંઇક ખુશમીજાજમાં છો ?
પતિ– મ્હારા ખુશમીજાજનું કારણ છે. તને ખબર છે આજ સાંઝના હનાને મળવાનું જવાનો છું. પણ મ્હારી ઘરડી વહુને તેની જરાતરા ખબર પડી છે. મ્હેં તેને સમજાવ્યું છે કે હું વિસ્મૃતિ આદરવાનો છું. કેવું સરસ ! હનાને મળવાની યુક્તિ!
ચાકર—જનાબ, યુક્તિ તો ફક્કડ.
પતિ— પણ તેમાં મને ત્હારી જરા મદદની જરૂર છે. આપશે ?
ચાકર— શી ?
પતિ— એટલી જ કે, એ ઘરડીને મ્હેં કહ્યું છે કે મ્હારા ધર્મકાર્યમાં તેણે આડે ન આવવું. પણ દૈવ જાણે એવી તો ડાકણ છે કે ક્યારેય ડોકીઉં કરે. અને કંઇ જ ધતિંગ ન દેખે તો બૂમાબૂમ પાડી મૂકે. જો કે તને અગવડ તો પડશે પણ હું પાછો આવું ત્યાં સુધી મ્હારી જગાએ ગોઠવાય તો બસ.
ચાકર—અરે, એમાં અગવડ તો કંઇ જ નથી. પણ પકડાઉં તો એવો ઝાપટી કહાડે કે– મને માફ કરો.
પતિ— શું બોલ્યો ? મ્હારી જગા સંભાળી ઉપકાર કર, તને નહિ જ વઢવા દઉં.
ચાકર—ખરૂં, સાહેબ, પણ આટલી વેળા માફ કરો.
પતિ— ના, ના, મ્હારી ખાતર આટલું કર, તને આંગળી પણ નહિ અડકવા દઉં.
ચાકર— કૃપા કરી મને જવા દો.
પતિ– ઓહ પ્રભુ! લુચ્ચો, મ્હારી વહુનું સાંભળીશે પણ મ્હારૂં નહિ ? ત્હેં શું મ્હારી સ્હામે જ થવાનો નિશ્ચય કર્યો છે ?

( મારવા હાથ ઉગામે છે )

ચાકર– આપને તાબે છું.
પતિ– ના, ના, મ્હારી સ્હામે થવું છે ને ?
ચાકર– ના, જનાબ, આપનો સેવક છું.
પતિ– ખરેખર !
ચાકર– હા, ખરેખર.
પતિ– મ્હારો ગુસ્સો દેખાવનો હતો. લે ત્યારે મ્હારી જગા સંભાળ.

ચાકર- જેવી આપની આજ્ઞા.

પતિ- હવે ગમ્યું ઉભો રહે, હું વિસ્મૃતિની તૈયારી કરૂં.

ચાકર- આપનો હુકમ ગળે ઉતર્યો.

પતિ- અહીં બેસી જા.

ચાકર- અહો, કેટલું સન્માન ?

પતિ- હવે, તને અડચણ પડશે પણ આ "વિસ્મૃત કંથા" માથા ઉપર ઓઢવાની મહેરબાની કર.

ચાકર- આપનું ફરમાન પહોંચી ગયું.

પતિ- ઠીક, જોજે, જો મ્હારી ગૃહ વહુ આવે અને કહે તો પણ કંથા માથેથી કહાડતો નહિ. હું પાછો આવું ત્યાં સુધી ઓઢી જ રાખજે.

ચાકર- છેડો એ નહિ ખસવા દઉં. ગભરાશો નહિ.

પતિ- હું તરત પાછો આવીશ.

ચાકર- મહેરબાની કરી વ્હેલા આવજો.

પતિ- ઠીક, પાધરૂં પતી ગયું. હના મ્હારી વાટ જોતી હશે. જલ્દી પહોંચી જાઉં.

* * * *

પત્ની- આ ઘરનો કારભાર મ્હારા હાથમાં છે. મ્હારા પતિએ ધર્મકાર્ય માટે કહ્યું તે સમજાયું તો ખરૂં પણ બે વખત "ન આવીશ" "ન આવીશ" કહેવાથી દાળમાં કંઈ કાળું હશે. ચાલ, માટે એક ખુણામાંથી છાનીમાની નજર કરૂં. ( જુવે છે ) આ શું ? મ્હારા ધારવા કરતાં આ તો વધારે દેહકષ્ટ લાગે છે. ( અંદર આવી પાસે આવતાં ) માફ, માફ કરો. આપે ના કહેવા છતાં જરા તમારી વધારે ચિંતા થવાથી આવી. આપ સ્હેજ "વિસ્મૃત કંથા" નહિ ઉઘાડો ? ફક્ત એક જ ચ્હાનો પ્યાલો પીશો તો મન આનંદિત થશે.

( કામળા નીચેની મુર્તિ માથું હલાવે છે. )

તમે ખરૂં કહ્યું. તમારૂં કહ્યું ન માનવાથી આપ ગુસ્સે થાવ એ સ્વાભાવિક છે પણ કૃપા કરી આપને માથેથી કંથા ખસેડી આરામ લો. ( મુર્તિ ફરી માથું હલાવે છે ) તમે ગમે તેટલી ના પાડશો પણ હું તો લઇ જ લઇશ. સાંભળો છો ? કામળો કહાડી નાંખો ! ( કામળો તાણી લે છે અને વાકુચાકદલ છતો થઇ જાય છે.) શું, મુઆ તું અહિં ? મ્હારો ગુણો ક્યાં ગયો ? જીભ હલાવશે કે નહિ ?

ચાકર- મને કંઈજ ખબર નથી.

પત્ની- અરે! હું કેટલી ચીડાઈ છું ? મ્હારો જીવ નિકળી જાય છે ! પેલીને ત્યાં જ ગયેલો ! બોલ, બોલ, નહિ તો કકડા જ કરી નાંખીશ !

ચાકર- ત્યારે તો કેમ છુપું રખાશે ? માલિક હનાને મળવા ગયા છે.

પત્ની- શું, કુંવરી હનાને મળવા ? કામઠા, કહે તો ખરો ? શું ખરેખર, હનાને મળવા ?

ચાકર- ખરેખર, ત્યાં જ ગયા છે.

પત્ની- હનાને ઘેર ગયાનું સાંભળું છું ત્યારે હું બળી મરૂં છું ! મ્હારો જીવ જાય છે !

( રડતી પોક મૂકે છે )

ચાકર- તમારાં આંસુ અંતઃકરણનાં છે.

પત્ની– તેં મને કહ્યું હોત તો તેને ન જ જવા દેત. જા, સાચું બોલવા માટે તને જવા દઉં છું. ઉભો થા.

ચાકર– આપની કૃપા.

પત્ની– તું અહિં કેવી રીતે બેઠો ?

ચાકર– માલેકે અહીં બેસવાને ફરમાવ્યું અને અનિચ્છાએ મ્હારે તેમ કરવું પડ્યું.

પત્ની– બહુ સારૂં, હવે મ્હારૂં એક કામ કર.

ચાકર– શું કરૂં ?

પત્ની– ફક્ત એટલું જ કે આ "કંથા" જેવી ત્હારા માથા ઉપર નાંખી હતી તેવી જ મ્હારા માથા ઉપર નાંખ.

ચાકર– આમ કહો છો તે બરાબર છે. પણ જો જાણવામાં આવે તો મ્હારો તો કુચો જ નિકળી જાય. માટે માફ કરો.

પત્ની– હું તને નહિ ભાંડવા દઉં. માટે ચાલ, મૂક, જોઈએ.

ચાકર– આટલી વેળા જવા દો.

પત્ની– હું તને ઉની આંચ પણ નહિ આવવા દઉં.

ચાકર– વારૂ, ત્યારે જો મને કંઈ થશે તો આપે છોડાવવો પડશે.

પત્ની– બરાબર, ચાલ ઓરાડ.

ચાકર– તો આવો, અહિં બેસી જાવ.

પત્ની– સારૂ.

ચાકર– તમને ગમશે તો નહિ પણ આની નીચે માથું ધરો

પત્ની– એવી રીતે ઓરાડ કે મ્હારી ત્હારી વચ્ચે તફાવત

ચાકર– કદીયે નહિ જાણે.

પત્ની– ખરે !

ચાકર– હા.

પત્ની– જા, ત્યારે મઝા કર.

ચાકર– જેવી આપની આજ્ઞા. (ચાલતો થાય છે)

પત્ની– ઉભો રહે, તારફુનાંકહ્યું.

ચાકર– બા, શું છે ?

પત્ની– જોજે, જણાવતો નહિ કે હું બેઠી છું.

ચાકર– જરાયે નહિ.

પત્ની– હું તને મ્હારે હાથે ભરેલી કોથળી ભેટ આપીશ.

ચાકર– આપનો મહદ્ ઉપકાર.

પત્ની– જા, ચાલ્યો જા.

ચાકર– આ ચાલ્યો.

* * *

પતિ રસ્તે ચાલતાં ગાતો રાગડા તાણતો આવે છે.

"તેની વ્હાલી હૃદયવિભૂતિ
સ્નેહની જે સરીતા,
તેની પાસે ઉમર ઘસડી
જાય છે લેઇ હાવાં.
આલેખાયું હૃદયપટમાં
ચિત્ર વ્હાલી તણું છે,
ને હૈયામાંથી જીવન સઘળું
ત્યાંજ આવી વસ્યું છે"

(×કલાપી.)

અરે, સ્વપ્નમાં બબડતો હોઉં એમ લાગે છે. તારકુવાઝલ્ય મ્હારી વાટ જોતો હશે. ચાલ ઘેર જાઉં. જરા ઉંચો નીચો થઉં છું. ફિકર થાય છે શું એ થયું હશે. (ઘર આવે છે.)

એ, એ, તારકુવાઝલ્ય! હું પાછો આવ્યો છું. (ઓરડામાં દાખલ થાય છે) હમણાં જ આવ્યો. ત્હારો તો વખત પણ નહિ જતો હોય! (બેસી જઇને) ચાલ, ત્હારી "કંથા" ખસેડી નાંખ. હનાએ શું કહ્યું તે સાંભળવું હોય તો સાંભળ. સાંભળે છે કે? (મુર્વિ માથું હલાવી હા પાડે છે.) તને ગમશે! તને બધું જ કહું છું. મ્હેં ત્યાં જવાને બહુએ ઉતાવળ કરી પણ જતાં જતાં સંધ્યાકાળ પડી ગઇ; અને હું તો હના મ્હારી વાટ જોતી ઉભી હશે એવા વિચારમાં લીન હતો. પછી તો મ્હેં જઇને દરવાજો ઠોક્યો. એટલે તેણે અંદરથી "કોણ! કોણ!" કહી બૂમ પાડી. તે વખતે ઝરમર વરસાદ વરસતો હોવાથી મ્હેં સંગીતમાં જવાબ આપ્યો.

"ઝરમર વરસતા વરસાદમાં પ્રિય હના તને કોણ મળવા આવે? શું તું કોઇ બેપ્રિયને મળવા ઉત્સુક છે?"

તેનો જવાબ હનાએ સંગીતમાં જ આપ્યો: "કેવી મઝા! પ્રેમી વિના આવી રાતે બીજું કોણ મળવા આવે? પધારો." આવું બોલીને તેણે ઝટપટ સાંકળ ખોલી,- અને ઉપરની ટટ્ટીમાંથી મ્હારા ઉપર ફુલનો વરસાદ પડતાં જ મ્હારી હના આવી- ખડી થઈ. પછી તો એક બીજાનો હાથ ઝાલી અમે અંદર ગયાં. હું તો વિચારમાં જ હતો કે વખતે હના બીજા વધારે પ્રેમીઓની વાટ જોતી હશે. પણ અરે! મ્હારી મધુરી હના! મ્હારી પાસે આવી મુઝારો, હાથ ઝાલી તેણે કહ્યું: "જો હું તમને ન ગમતી હોઉં તો પહેલેથી જ કહેજો કે હું નથી ગમતી. પણ હું બોળાને ભરમાવી છેતરશો ના."

મ્હેં કહ્યું: "શું કામ ગુસ્સે થાય છે? હું કંઇ છેતરતો નથી." પછી તેણે હું તને તારકુવાઝલ્યને કેમ લઇ ન આવ્યો એમ પૂછ્યું. મ્હેં વાત કરી ત્યારે બોલી: "બીચારો કેવો એકલો રોતો હશે! એના જેવા સુંદર છોકરા થોડા હોય છે. તમે એની સંભાળ લેજો." ત્યારે માટે હનાએ કેવી ભલામણ કરી. મ્હારી લાકણ વહુ તો એક સૈકામાં પણ મગનું નામ મરી ન કહે.

(ડામચો ખૂબ દાબે છે)

પછી તેણે અંદરના ઓરડામાં જઇ આરામ લેવાનું કહ્યું: અમે એક બીજાનો હાથ ઝાલી અંદર ગયાં. પછી તો તેણે મદીરા અને મીષ્ટાન્ન આપ્યાં! અમે તો એકબીજાને પાતા પીતા મંડયા. પછી તો હસવા, મઝામાં લાંબી રાત કહાડી.

× મૂળની છાયા આ લીટીઓમાં જળવાઇ છે.

છેવટે મોડી રાતે તેના કહેવાથી બીજી ઓરડીમાં થોડો આરામ લીધો. પછી તો વહાણું વાયું અને મ્હેં જવાની રજા માગી. ત્યારે હના બોલીઃ "મ્હારા વ્હાલા પ્રાણ! મ્હારા અંતરનો બધો ઉમળકો ખાલી કરવો હતો. પણ રજની વીતી ગઇ અને કેટલુંયે બાકી રહી ગયું. થોડુંક થોભો."

પણ મ્હેં ના પાડી ને જોતજોતામાં મંદિરોમાં મંગળાની આરતીના ઘંટ વાગવા માંડયા. અક્કલના દુશ્મનો અડધી રાતથી વગાડવા માંડે છે ને? પણ છેવટે મળ્યાં હતાં તે છૂટા પડવાને જ ને."

મહા મહેનતે છુટો પડી ચાલ્યો આવ્યો. તે તો એક મીટે મ્હારી પાછળ જોઈ જ રહી. છુટા પડતાં મ્હારા જીવના કકડા થયા. [તે રોવા માંડે છે] અને પછી હું ઘેર આવ્યો. [ફરી રડે છે] સારૂં, મ્હારા આનંદથી મ્હારા હૈયાની વાત તો બળી ગઇ. ચાલ, વિસ્મૃતિની કંથા ઉઘાડી નાંખ. ઉઘાડ! મ્હારે કંઈ જ કહેવાનું નથી. ઓ ખુદા! તું કે'વો છે! ઉઘાડને? નહિ તો હું ખેંચી નાખીશ! સાંભળે છ! (કામજો ખેંચે છે અને બૈરી કુદી પડે છે).

પત્ની– અરે, કેટલી ચીડવાઈ છું, કેટલી ગુસ્સે થઈ છું? મ્હને છેતરી હનાને ઘેર ચાલી જવું!

પતિ– અરે, ના, ના. જરાયે નહિ. હું હનાને ઘેર ગયો જ નથી. હું તો વિસ્મૃત થાઉં છું.

પત્ની– શું? મને આવીને એમ કહે છે કે હું વિસ્મૃત થાઉં છું! અને વળી 'ડાકણ આમ કરશે ને તેમ કરશે' સંભળાવવું? ક્રોધથી બળી મરૂં છું. ક્યાં ગયા હતા?

(પતિને ઝાલીને ચકરડી ભમરડી ખવડાવે છે).

પતિ– ના, ના. એવું નહિ. મ્હેં ક્યાં કર્યું છે! માફ કર, માફ કર.

પત્ની– અરે, જીવ સળગી જાય છે! ગુસ્સો! ક્યાં ગયા હતા! ક્યાં ટળ્યા હતા?

પતિ– સારૂં, ત્યારે ત્હારાથી શું કામ છુપાવું! હું તો ટસુકુસીમાં દેવદર્શન ગયો હતો. મ્હારા અને ત્હમારા સુખ માટે પ્રાર્થના કરતો હતો.

પત્ની– કેટલી ગુસ્સે! કેટલી ગુસ્સે થઇ છું! તમે પાછા મંદિરે જાવ એવાને!

પતિ– માફ કર, માફ કર.

પત્ની– કેટલી ગુસ્સે! હદપારનો ગુસ્સો ચડયો છે! (પતિ નાસી જાય છે.)

...રડયો, ક્યાં ગયો! કોઈ છે કે! ઝાલો, એને ઝાલો! હું એને જવા દેવાની નથી! છટકવા નહિ દઉં!

સૈનિક

# કૌંસિલનું ત્રિઅંકી નાટક

### અંક પહેલો

નાનો ભાઈ—ભાઈ! મારે નદીએ જવું છે. સૌ જાય છે.

મોટો ભાઈ—[ સ્વગત ] માંડ લાગમાં આવ્યો છે. ક્યાંક તરીને સામે કાંઠે ચાલ્યો જાય તો. [ પ્રકાશ ] જો ભાઇ, તને તરતાં નથી આવડતું. તરતાં ન આવડે ત્યાં સુધી પાણીમાં ન જઈએ હો, ભાઈ! ક્યાંક ડૂબી જઈએ.

### અંક બીજો

નાનો ભાઈ—ભાઈ, હવે તો મારે જવું જ છે, હા કહો કે ના કહો.

મોટો ભાઈ—[ સ્વગત ] હવે કંઈક તો કરવું પડશે, માને એમ નથી. [ પ્રકાશ ] ભલે, કાલે લઈ જઈશું હોં!

### અંક ત્રીજો (ખાડો)

નાનો ભાઈ—જો ભાઈ, આ છીછરા પાણીમાં પહેલાં તરતાં શીખ. પછી ઊંડા પાણીમાં લઈ જઈશ. (છોકરાને છીછરા પાણીમાં મૂકે છે. તેનું પેટ રેતીને અડે છે.)

મોટો ભાઈ—હવે હાથપગ પછાડ.

(છોકરો હાથપગ ખૂબ પછાડે છે, પણ એક ઇંચ, પણ આગળ જઈ શકતો નથી.)

નાનોભાઈ—ભાઈ પણ અહીં તો રેતી છે.

મોટોભાઈ [ ઊંડા પાણીમાં ઊભો ઊભો ]—જો ભાઈ! રેતી તો અહીં પણ છે.

[ હથેળી મારી અંદરથી રેતી કાઢી બતાવે છે. છોકરો ચકિત થઇ જોઈ રહે છે. ]

વર્તમાન

# સુથાર અને સુથારીકામ*

વિશ્વકર્માના વંશજો,

મારી ઘણા વખતથી આપલોકોને મળીને, આપનો જ બનીને, આ વિશ્વકર્મા દેવની સેવા કરવાની ઇચ્છા છે, એટલે આપે આ સમયે મને બોલવાની જે તક આપી છે તેને માટે હું આપનો ઘણો જ આભાર માનું છું. હું પોતે વિશ્વકર્માનો તમારી જેમ સીધો વારસ નથી, પણ જેટલે અંશે મેં એ દેવની એક અંશ માત્રની વિદ્યા પણ પ્રાપ્ત કરી છે તેટલે અંશે હું પણ એક તમારામાંનો જ છું, અને હવે વધારે નિકટ સમાગમમાં આવવાની આશા રાખું છું.

અત્યારે આપણે શ્રી વિશ્વકર્મા દેવની જયન્તિ ઉજવવા ભેગા થયા છીએ. કોઇ પણ દેવની જયન્તિ સારામાં સારી રીતે તો ત્યારે જ ઉજવાય કે જ્યારે એ દેવના સ્વરૂપનું આપણને સારી રીતે ભાન હોય, અને આપણે એ દેવના જેવાં કાર્યો કરવાનો પ્રયત્ન કરી એમનું ઋણ ફેડવા હોઈએ તો. હું અત્યારે એટલા માટે મને ખબર છે, તે પ્રમાણે આ દેવના સ્વરૂપનો થોડો ખ્યાલ આપી, તમો એમનું સારામાં સારું ઋણ કેવી રીતે ફેડી શકો તે બતાવીશ.

પહેલું તો આ વિશ્વકર્મા દેવ ઠેઠ વેદકાળના છે. ઠેઠ ઋગ્વેદમાં એવું વર્ણન છે: એમાં લખે છે કે "તે દ્યુલોક અને પૃથ્વીને બનાવતી વખતે પોતાના હાથ અને પાંખો વગેરે ઘડે છે. એવો એક સર્વ જોનાર દેવ છે. તે પિતા, ઉત્પાદક અને રચનાર છે તે બધી દુનિયાઓને જાણે છે......વગેરે." પછી મહાભારતમાં એમને "કળાનો પતિ, હજારો હસ્તકળાના કરનાર અને દેવોના સુથાર–રથ કરનારા ગણ્યા છે. અને પછી બ્રહ્મવૈવર્ત પુરાણમાં સુથારોને એમના સીધા વંશજ ગણ્યા છે. બીજી પણ એક સાબીતી મને ઉત્તર હિંદમાં મળી છે. ત્યાં સુથારને "બઢઈ" કહે છે. એ બઢઈ શબ્દ વિશ્વકર્મા માટે પણ વપરાયો છે.

> विश्वकर्मा महाभागो जज्ञे शिल्पप्रजापतिः ।
> कर्ता शिल्पसहस्राणां त्रिदशानां च वर्धकिः ॥

આ શ્લોકમાં વિશ્વકર્માને હજારો શિલ્પ કર્તા–વર્ધકિ–એટલે સુથાર ગણ્યા છે. એ વર્ધકી ઉપરથી બઢઇ શબ્દ આવ્યો છે.

આ ઉપરથી તમો સમજી શકશો કે કારીગરોમાં સુથારની પદવી ઠેઠ વેદકાળથી જ ઉચ્ચ ગણાઇ છે: વળી સુથાર માટે એક બીજો શબ્દ સૂત્રધાર છે. આ સૂત્રધારનો અર્થ ઘણા સુથારો સૂત્ર એટલે જનોઇ કરી જનોઇ ધરવાવાળો કરે છે, અને પછી જનોઇ ડોકમાં રાખી બ્રાહ્મણના જેવા ઉચ્ચ કહેવડાવવામાં માન ગણે છે. પણ એનો અર્થ તો નીચે પ્રમાણે છે: સુથારી કામમાં લાકડું ધારેલા માપે પ્રમાણે વ્હેરવા માટે સૂત્ર=સૂતર

* આ ભાષણ અત્રેની સુથારવાડીમાં મહા સુદ ૧૩ વિશ્વકર્મા જયન્તિને દિવસે આપવા ધારેલું.-પણ એ વખતની બેઠક (મીટીંગ) આવા ગંભીર ભાષણને માટે યોગ્ય નહિ લાગવાથી, આના કંઇક સારરૂપે થોડું કહેલું. એટલે અત્રે આ અસલ ભાષણ તેના અસલ રૂપમાં રજુ થાય છે.

ગેરૂવાળું કરી, એની છાંટ પાડવામાં આવે છે. આ ક્રિયા ઉપરથી સૂતર ધરવાવાળો તે સૂત્રધાર કહેવાયો. આવી જાતનું અંકન–આંકવાની વિદ્યા માત્ર લાકડાને વ્હેરવા પૂરતી જ નહિ હોતાં, ઘરોના નકશા કરવા સુધી વિકાસ પામેલી છે. આપણા દેવ વિશ્વકર્માને પણ પહેલાં દેવોના રથ કરનારા સુથાર કહી છેવટ હજારો શિલ્પના કર્તા કહ્યા છે. મારૂં એવું માનવું છે કે સુથારભાઇ પણ વિશ્વકર્માના આ સ્વરૂપને પોતાનું ધ્યેય માની શકે. ખરેખરો સુથાર, જરૂર સારો સ્થપતિ કે એન્જીનીયર થઇ શકે. વિશ્વકર્મા દેવ એ મહાન સ્થપતિ–શિલ્પી–છે. આ શિલ્પી વિના પ્રભુની સૃષ્ટિ રચાઇ નથી એવું આપણું માનવું છે, અને ખરેખર, સ્થપતિ–આર્કીટેક્ટ વિના આપણાં ઐતિહાસિક ગામો રચાયાં નથી. નાટકમાં જેમ સૂત્રધાર વિના બધું અવ્યવસ્થિત થાય, અને નાટક જ કદાચ ન ભજવાય, તેમ જ અહીં પણ સૂત્રધાર–શિલ્પી–સ્થપતિ–વિના સારાં ગામો રચાયાં નથી.

ડૉ૦ આનંદકુમાર કરીને એક સીલોનના વતની, આપણી હિંદી કળાના અને હુનરના મોટા અભ્યાસી છે. તેમણે હિંદના કારીગરો ઉપર એક નાનકડું પુસ્તક લખ્યું છે. એમાં આપણાં જ શાસ્ત્રોના આધારે જણાવેલ છે, કે આપણે ત્યાં હમેશાં કોઇ નગર કે શહેરરચનામાં ચાર કારીગરોની ઘણી અગત્ય ગણાઇ છેઃ સુથાર, લુહાર, કુંભાર અને વણકર. એમાં સુથારને અગ્રગણ્ય ગણ્યા છે કેમકે એ જીવનને જરૂરીઆતની જે બે મુખ્ય ચીજો, ખાવાને માટે અન્ન–અને તેની વાવણી કરવાને માટેનો જે હળ તે, તથા રહેવાને માટેનું ઘર–તે બનાવનાર સુથાર જ છે. હજુ પણ નાનાં ગામડામાં સુથારોનો મોભો સારો ગણાય છે. એ પુસ્તકમાં કારીગરો તરફના ઇતર લોકોની જે માનભરી લાગણી બતાવી છે એ અદ્‌ભૂત છે.

વળી હિંદુસ્થાનમાં સુથારને મોટો ગણવો એનું બીજું કારણ એ છે કે હિંદ દેશ વનસ્પતિજનક છે, એટલે આ દેશમાં સુથારીકામને જેટલો અવકાશ છે, એટલો અવકાશ લોઢાના ઉદ્યોગને નથી, અને ખરેખર સુથારકામ હિંદમાં એટલું બધું વિકસેલું છે કે એની અસર બીજી હસ્તકળાઓ પર ઘણી જ પ્રબળ છે. હિંદના સ્થાપત્યના શણગાર પર લાકડકામની જ અસર છે. અમદાવાદનાં પત્થરના મકાનોમાં જે બધો પત્થરનો શણગાર છે તે બધો લાકડકામ પરથી જ થયો છે. અમદાવાદની પોળોમાં જે ઘરો સુંદર જણાય છે તે બધાં તેનાં લાકડકામને લીધે છે. એ લાકડકામ કાઢી નાંખો, તો પછી એકલાં ભીંતડાં તમને ખાવા ધાશે. રાજમહેલોના અંદરના શણગારો ઘણે ભાગે લાકડાના જ છે. ઉપરની છત, ભીંત ઉપરની પાનેલો–તખ્તીઓ, સિંહાસનો, ઝરૂખાઓ, બેઠકો એ બધાં જ લાકડાનાં છે. આ ઉપરથી આપ જોઇ શકશો કે હાથે ઘડાતી મોટામાં મોટી કલાકૃતિ–સ્થાપત્ય–તેમાં મુખ્ય હાથ સુથારનો છે. અને સ્થાપત્ય વિના શહેરો બની શકે ?

આ જ કારણને લીધે અસલના વખતમાં સુથારોનું માન પણ સમાજમાં બહુ સારૂં હતુંઃ ઘર બાંધવામાં સુથારી કામો માટે સારાં ઇનામો કહાતાં. સુથારોને સંતોષ આપવા માટે ઘર બંધાવનાર બહુ જ ચીવટ રાખતો. એમને સવારે નાસ્તામાં ઘી ગોળ અપાતો, અને એમણે કોઈ સુંદર ગોખ, કે બારણું કે બારસાખ કર્યું હોય ત્યારે, જેમ વિવાહ વખતે બધાને બોલાવવામાં આવે છે તેમ ગામના સંભાવિત ગૃહસ્થોને બોલાવી એનો એ સુંદર નમૂનો બતાવવામાં આવતો, અને એની કદર થઇ એના ઘડનારને ઇનામો અપાતાં.×

× જુઓ ઇ. બી. હાવેલ કૃત Art, Industry & Education.

આવી પરિસ્થિતિ હતી ત્યારે સુથારી કળા ખૂબ ખીલી ઊઠી હતીઃ સુથારોએ ગાડામાંથી રથો કર્યા, સીગરામો કર્યા, જૂના ઘરોમાં એમણે કરેલી છતો, હવે કોઇ કરી શકતું નથી. બાજઠમાંથી સારાં સિંહાસનો કર્યાં છે. ઘરનાં લાકડાનાં દેવમંદિરો પણ કર્યાં છે. ગડકબારીવાળા ડહેલાઓ કર્યા છે. આ ડહેલાને તો હજુ પણ અંગ્રેજો જોઈ વિસ્મય પામે છે. એ ડહેલાઓમાં એ ખૂબી છે કે તેમાં મનુષ્યને જવા આવવાની એક નાની બારી ઉઘડે વસાય તેમ ડહેલાના બાકીના ભાગની તખ્તીઓ સાથે એવી તો બંધ બેસતી રાખેલી હોય છે કે ડહેલો બંધ હોય ત્યારે દૂરથી એમાં બારી જેવું દેખાય જ નહિ. આવી જાતના કામ માટે અંગ્રેજોમાં તો ઘણી જ પ્રશંસા થાય છે. આ બધા ઉપરથી આપને સિદ્ધ થશે કે સુથારની કિંમત આપણા દેશમાં બહુ મોટી હતી અને હુન્નરકળામાં એમના કામનું સ્થાન ઘણું મોટું હતું.

આ પ્રમાણે આપણું સુથારીકામ અંગ્રેજ સત્તા આપણા પર આવી ત્યાં સુધી ખીલતું જ ગયું છે. પણ એ સત્તા આવ્યા પછી આપણું ગાડું અટક્યું છે.

એ સત્તા જ્યારે આપણે ત્યાં આવી ત્યારે એમને ત્યાં સુથારીકામ બહુ વિસ્તાર પામેલું હતું. એમને ત્યાં એ વખતે સુથારીકામમાં બે ભેદ ગણાતા હતા. એક સુથારી જાડું કામ, જેને એ લોકો "કાર્પેન્ટ્રી" કહે છે અને બીજો ઝીણું કામઃ જેને એ લોકો "જોઇનરી" કહે છે. કાર્પેન્ટ્રીમાં મકાનમાં કે કોઇ પણ ઊભી રહેલી કૃતિમાં ટેકારૂપે જે વિભાગો આવે છે, તે બધા આવી જાય છે. દા૦ ત૦ ઘર ઉભું રહેવામાં એના ટેકારૂપ થાંભલાઓ, મોભો, ઘોડીઆરો વગેરે ભાગો કાર્પેન્ટ્રીમાં આવે. ઝીણા કામમાં, મકાનને શણગારરૂપ લાકડકામનો સમાવેશ થાય છે. આ શણગાર મકાન ઉભું થઈ ગયા પછી એને ચોંટાડવામાં આવે છે. જેમકે બારીબારણાં, છતો, અંદરનાં આળીઆંઓનો શણગાર ફરસ વગેરે. ગરમી અને ઠંડીની અસર ન થાય, એટલા માટે આપણે ત્યાં દિવાલો ખૂબ જાડી કરવામાં આવતીઃ જૂનાં મકાનો જોઇશું તો આ વાત સમજાશે. એમને ત્યાં રચનાશાસ્ત્ર ખીલ્યા પછી દિવાલો જેટલી જોઇએ તેટલી જ જાડી કરી પછી એને અંદરથી લાકડાની તખ્તીઓનું અસ્તર જડવાની રીત શોધાઇ. જેમ પહેરવાના કોટને અંદરથી અસ્તર હોય છે તેમ. આ અસ્તરને પણ એ લોકો લાઇનીંગ કહે છે. આ લાઇનીંગનું કામ પણ ઝીણા કામ જોઇનરીમાં આવે. આપણે ત્યાં જો કે આવા બે સ્પષ્ટ ભેદો નથી, તો પણ રચનાનાં અંગો કરનાર, ઘડનાર, અને ઝીણું કામ કરનાર–પેટી, પટારા, ઘોડીઆં, ઢોલીઆ,–જૂદા જ છે. પણ પાછું એકબીજાનું કામ કરી શકે તેવી સ્થિતિમાં છે. આપણે આથી આગળ વધ્યા નથી. આપણી રાજકર્તી પ્રજા, આ રચના અને ઝીણા કામમાં ઘણી જ આગળ વધેલી છે. જ્યારે એ સત્તા આપણા પર આવી ત્યારે એમની માગણીઓને પહોંચી વળવા જેટલી આપણી શક્તિ નહોતી, અને આપણો સમય પણ એવો અંધાધુંધીવાળો હતો કે આપણે એમની ચીજોના હેતુઓનો કે એ આપણા જીવનને કેમ બંધબેસતાં કરવાં વગેરેનો કશો જ વિચાર કર્યા વિના આપણે એમની ચીજોને વધાવી જ લીધી.

એમના પોશાકમાં આપણે મહત્તા માની, એ પોશાકની ઘડીએ ઇસ્કોત્રા અને ટ્રંકો, કબાટો માગ્યા. રેલ્વેની મુસાફરીએ આપણી જૂની ચીજો ફેંકાવી દીધી. ચોપડીઓની પોથીઓને બદલે બંધાએલી ચોપડીઓએ કંઇ જૂદી જ વ્યવસ્થા માગી. કોટ-પાટલૂને આપણી

બેઠકો બદલી નાંખી. ગાદીતકીઆઓની જગાએ ખુરશી ટેબલો થયાં. લખવાનાં સાધનો બદલાયાં, ચોપડાઓ બદલાયા, મુસાફરીને લીધે આપણાં સ્થાવર ઘરોનાં જેવાં જ મજબૂત રાચરચીલાં બદલાયાં. આ બધા ફેરફારો આપણે એવા તો આંધળાભીંત થઇને મગરૂરી સાથે સ્વીકારવા માંડ્યા કે એને માટેનાં જરૂરી લાકડકામોને માટે આપણે આપણી સર્જક શક્તિને બિલકુલ વાપરી નહિ, અને માત્ર નકલો કર્યા કરી! તમે અત્યારે તો કદાચ મોટા મોટા અંગ્રેજો પણ ખુશ થાય તેવાં ફર્નીચરો કરતા હશો પણ મારે કહેવું જોઇએ કે એ બધાં તમે નકલ કરો છો. તમે એ બધાં અંગ્રેજ લોકોના કેટલગો પરથી કર્યાં છે, કે બહુ બહુ તો નમૂનો જોઇને કર્યાં છે. તમને કોઇ કંઈ નવીન બાબત કહે તો કરતાં આવડતી નથી. હું તમને આને માટેનો એક સાદો જ દાખલો આપું. તમે હજુ આ અસહકારના વખતમાં નવો રેંટીઓ કરી શક્યા નથી. આ વિજ્ઞાનના વખતમાં નવી જાતનું હળ કરી શક્યા નથી એ તો શું પણ ઘરના છાપરાનો ઘોડીઆટ આપણે પોતે જ બદલીને કેચી નથી કરી, એ કેચી પણ આપણને એ પરદેશીઓએ આપી તે એમને એમ આપણે લઇ લીધી: ઘરની કેટલીક લાકડકામની આપણી રચનાઓ ખોટી છે એનું આપણને ભાન નથી. અને કેટલીક એવી તો સારી છે કે જે પશ્ચિમમાં નથી. એક સાદો દાખલો જ કહું. આપણા ભલે ઘોડીઆટો હોય. પણ આપણી એ રચના વડે આપણે છાપરાનાં નેવાં જેટલાં બહાર ઝૂકાવી શકતા તેટલા અંગ્રેજી રીતે નથી ઝૂકાવાતાં. છતાં આપણે એમનાં છાપરાંઓને જ વળગી રહી અત્યારે એલીસબ્રીજની પેલી તરફ નવું ગામ વસાવી રહ્યા છીએ. પછી જ્યારે વાછંટ આવશે ત્યારે કહીશું કે નાંખો વાછંટીયાં.

હવે બીજી બાબત કહું. આપણે રથો કર્યા ત્યાં સુધી વાત કરી છે. આ સત્તા આવી ત્યાર પછી રસ્તાઓની રચનામાં બધા અનેક સુધારા થયા, પણ આપણે આપણી મેળે રથોમાંથી ફેટીન ગાડી, વીક્ટોરીઆ, જનાના ગાડી, ન કર્યાં. એ તો પાછા કોઈ અંગ્રેજ બચ્ચાએ આપણી પાસે કરાવી ત્યારે કરી છે. રેલ્વેના ડબ્બાઓ આપણે ક્યાં કરીએ છીએ. અને એ જ રીતે આપણે સ્ટીમરો નથી કરી શકતા. આવી બાબતમાં પશ્ચિમના દેશો ઘણા જ આગળ વધેલા છે: એમણે તો જેવી રીતે ચામડું કેળવવાનું શાસ્ત્ર છે તેવી રીતે લાકડું કેળવવાનું પણ શાસ્ત્ર શોધ્યું છે. એ વિદ્યા વડે તેઓ લાકડાની સાંધ એવી તો સજ્જડ રીતે બેસાડી આપે છે કે એ ઉનાળામાં પણ પહોળી થાય નહિ. મારે ત્યાં એક નકશા કરવાનું પાટીયું છે (Drawing board) એ કંઇક આઠ–દશેક પાટીઆનું છે પણ એ એવું સરસ જોડાએલું છે કે તેના સાંધા ઓળખવા મુશ્કેલ થઇ પડે. આ જ વિદ્યા વડે તેઓ સીંગરના સંચાનાં ઢાંકણાં ગોળાકારે બનાવી શક્યા છે. અને એ જ શાસ્ત્ર વડે તેઓ નેતરની ખુરશીઓ, અને હાલમાં ખુરશી પર જડી દેવાનાં પાટીઆં બનાવે છે ને આપણને મોકલે છે અને તમે ખુરશી પર ઝટ ચોઢી આપી ખુરશી બનાવી દો છો. આવો તૈયાર માલ વાપરી વાપરીને જ આપણે આપણી સર્જનશક્તિ ગુમાવી દીધી છે. આ શક્તિ ગુમાવી દઇને તમો અત્યારે શું બની રહ્યા છો? તમારામાં જેઓ સ્વતંત્ર કહેવાતા હશે તે આવાં ફર્નીચરો બનાવતા હશે અથવા તો કોન્ટ્રાક્ટરો થયા હશે. પણ તમારી પોતાની કળામાં જ નિપૂણતા મેળવી ઉપર આવેલા નથી. આર્કીટેક્ટોમાં કે સિવિલ એન્જીનીઅરોમાં મોટો ભાગ ૯૦ ટકા પરનાતના છે. તમે એ પરનાતના લોકો નીચે કે કોન્ટ્રાક્ટરો નીચે મજુરવત્ કામ કરી રહ્યા છો!

આ પરિસ્થિતિ સાથે તમે તમારી અગાઉની પરિસ્થિતિની સરખામણી કરશો તો તમને એનાં કારણો તપાસવાની મરજી થશે.

એનું મુખ્ય કારણ તો એ છે કે જેમ બધી જ બાબતમાં આપણે સરકારનું દીધેલું સ્વીકારી બેઠા છીએ, તેમ કેળવણી પણ સ્વીકારી આંખો વીંચીને લઇ જ લીધી છે. આ કેળવણીમાં હુનર ઉદ્યોગની વિદ્યા મળે તેવો કશો જ પ્રબંધ નથી અને જે કંઇ પ્રબંધ તમારે લાયકનો જોઇએ છે તે એટલે બધે દૂર રાખ્યો છે કે એને પહોંચવા જેટલો વખત અને દ્રવ્ય આપણી પાસે નથી હોતાં. એ પ્રબંધ એટલે એન્જીનીઅરીંગ કે આર્કિટેક્ટની કેળવણીનો. આ કેળવણી માણસ જ્યારે ઠેઠ મેટ્રીક સુધી જાય ત્યારે પામી શકે તેમ છે. બીજું કારણ એ છે કે મેટ્રીક પહેલાંની કેળવણીમાં કયાંઈ હસ્તઉદ્યોગની કેળવણી છે નહિ. એટલે તમારા મનમાં એમ જ પેસી ગએલું છે કે ભણીને શું કરવું. અથવા તો જે ભણે છે તે પોતાના બાપદાદાના ધંધાથી વિખુટો પડી જવાથી પોતે એ ધંધો જ છોડી દે છે, અને પછી નોકરી શોધે છે. નોકરી ન કરે તો કોન્ટ્રાકટર થાય છે. બીજી તરફ ઈતર વર્ણના સાધનસંપન્ન લોકો કેળવાઇ એન્જીનીઅરો તો થાય છે, પણ તેઓ મૂળથી કારીગરીના સંસ્કાર વિનાના હોઇ, એ ધંધામાં કશું જ નવું કરી શકતા નથી. જેમ ડોકટરો, વિલાયતી દવાઓ જ પછી આપી શકે છે તેમ જ આ લોકોને બધું વિલાયતી જ સૂઝે છે. એમની શહેરરચનામાં બધી વિલાયતી ચીજો અને રચનાઓ, અને પાછા એ જ્યારે તમારી પાસેથી કામ લે ત્યારે, તમને પણ જે કંઈ બાપદાદાનું રડયુંખડયું યાદ હોય તેનો ઉપયોગ તમને ન કરવા દે. આ કેળવાએલા પૈકી પણ કોઇએ ચરખો, હળ કે કોસ શોધ્યો નથી! મને ખબર નથી કે સત્યાગ્રહાશ્રમનો કોસ આવા કોઇ કેળવાએલાએ કર્યો છે!

જ્યારે આવી જાતનું શિક્ષણ નહોતું ત્યારે મેં તમને આગળ કહ્યું તેમ તમે ઘેર બેઠાં તમારા ધંધામાં તાલીમ મેળવતા, અને બાકીની સામાન્ય કેળવણી તો તમને ચોરે બેઠેલા માણભટ્ટની કથાઓદ્વારા અને ઈતર વર્ણના સમાગમથી મળી રહેતી. અહીં તો તમે આ એન્જીનીઅર સાથે કે તમારા સાહેબ સાથે હળીમળી શકતા નથી, હળોમળો તો તમારા અને એના જ્ઞાનની આપ લે થાય અને હજુએ ય આપણે કંઇક સારૂં કરી શકીએ. પણ એ સાહેબ બિચારા અંગ્રેજી ઢબે કેળવાએલા હોઇ તમારા મનના ચોકઠામાં ગોઠવાઇ શકતા નથી.

અત્યારે મળતી કેળવણીમાં જેમ દોષ છે તેમ અગાઉની પદ્ધતિમાં પણ એક દોષ હતો. તે એ કે ધંધાનું શિક્ષણ એક મોઢેથી બીજે મોઢે જતું એટલે કે સાંભળીને લેવાતું. કોઈ સુથાર બાળકનો બાપ જો મરી જાય તો એના બાપની વિદ્યા પણ એની સાથે જ જવાની હિંદુસ્તાનમાં આવી રીતે ઘણી વિદ્યાઓ નાશ પામી છે. વૈદાના નુસ્કાઓ એમ ઘણી વાર ગૂમ થઇ ગયા છે. આપણી આ ભૂલમાં બીજી એક ભૂલ ખરા વારસદાર માટેની આપણી ઝંખનાને લીધે આવી છે. 'મારી વિદ્યા જો મારે પુત્ર ન હોય તો હું બીજાને આપું જ નહિ' આમ પણ આપણે ઘણું ગુમાવી બેઠા છીએ. આ પુત્રલાલસાએ હિંદુસ્થાનમાં ઘણા ગુન્હાઓ કર્યા છે. એ બધા જ અત્યારે કહેવાની જરૂર નથી. પણ એણે કલા અને કારીગરીમાં કેવડું મોટું નુકસાન કર્યું છે તે જ અત્રે વિચારવું બસ થશે.

આ મૌખીક કેળવણીને લીધે આપણી કેટલીય વિદ્યાઓમાં ખોટાં ખોટાં ઉમેરણો થયાં, વહેમો ભરાયા છે અને કેટલીયમાં બગાડો થતો ગયો છે. અત્યારે આ સભામાં જ એક માણસ બીજાને દસ શબ્દોનું વાક્ય કહે, ને એ બીજો જો ત્રીજાને કહેશે તો જરૂર પહેલાએ કહેલા વાક્યમાં ફેર થશે. આ રીતે વૈદકમાં અત્યારે ઘણો જ ગોટાળો થયો છે. અને તેને લીધે એક સંદિગ્ધ વનસ્પતિની શોધખોળનું પ્રકરણ હાથમાં લેવા વૈદરાજો કોશેશ કરી રહ્યા છે. આ મૌખીક વિદ્યાને લીખીત કરી નાંખવી જોઇએ. એટલે કે અક્ષરજ્ઞાન દરેક કારીગરને હોવું જોઈએ. અક્ષરજ્ઞાન જ્યાં સુધી કારીગરને નહિ હોય ત્યાં સુધી એને અક્ષરની કિંમત નહિ સમજાય. અને ત્યાં સુધી એના કામની વિદ્યા જળવાઇ નહિ રહે. અને બીજાને વારસામાં નહિ મળે. આપણને અક્ષરની કિંમત નથી એટલે જ આપણામાં જૂનાં શાસ્ત્રોની જે કાંઇ પોથીઓ છે, તે પટારાને તળીએ સડે છે. અને હજુ પણ વારસાનો હક્ક ભોગવવાની લાલચે જ કોઇ સંસ્થા માગે તો નથી આપતા. માટે પહેલું તો મારે એ કહેવાનું કે કારીગરોએ અક્ષરજ્ઞાન લેવા તરફ બિલકુલ દુર્લક્ષ ન ધરવું.

જો કે એ ખરૂં છે કે હાલમાં મળતી સરકારી કેળવણી અનેક ખામીઓવાળી છે, તો પણ અક્ષરજ્ઞાન સંપાદન કરવા પૂરતી સારી છે. એ અક્ષરજ્ઞાન મેળવવા સાથે, સુથારી-કામની તાલીમ ઘેર લેવી જોઇએ, અને કારીગરીનો શાસ્ત્ર ઉપરનાં જે કોઈ ચોપડીઓ તમારી પાસે હોય તેનો અભ્યાસ ઘેર કરવો જોઇએ, અને પછી એનો સાચો અર્થ સ્પષ્ટ સ્વભાષામાં પ્રગટ કરવો જોઇએ. ખરૂં તો એમ હોવું જોઇએ છે કે સઘળી જાતની કારીગરીમાં હથોટી કેળવવા માટે સુથારીકામનું શિક્ષણ દરેક વર્ણ માટે નિશાળોમાં હોવું જોઈએ, અને જ્યાં એ પ્રમાણે ન હોય ત્યાં નિશાળોનો કામ કરવાનો વખત સવાર સાંજનો રાખવો જોઇએ, જેથી કરી કારીગરનો છોકરો પોતાના ધંધાની તાલીમ ઘેરે લઈ શકે. પણ આમ જ્યાં સુધી ન બને ત્યાં સુધી તો તમારે તમારો નેમ, ફાજલ વખતમાં તમારાં હથીઆર ન છોડાવવાનો જ રાખવો જોઇએ. અત્યારે તો તમે કાં તો છોકરાને જ્યારે નિશાળે મોકલો છો ત્યારે ઓજાર છોડાવો છો, અને ઓજાર પકડાવો છો ત્યારે નિશાળ છોડાવો છે. એટલે પરિણામ એ આવે છે, કે નિશાળે ભણેલો બાપના ધંધાને છોડી દે છે, અને નોકરી શોધે છે, કે કદાચ ભણેલો કોન્ટ્રાકટર થાય છે; અને હથિઆર પકડવાવાળો, અભણ રહી મજુરી કરે છે, અથવા જો તે સ્વતંત્ર થવા ધારતો હશે તો નકલીઆ ફર્નીચરની દુકાન કાઢી બેસશે, અને વિલાયતથી તૈયાર થઇ આવતાં ખુરશીઓનાં પાટીઆં જડી ખાશે. આમ જે સુથારોની મહત્તા વિશ્વકર્માના જેવી જ છે તે સુથારોની દશા અત્યારે કેટલી પરાધીન થઈ છે તે સમજાશે. એટલે એમને માટે ભણ્યા સિવાય બીજો રસ્તો નથી.

હાલની કેળવણી ગમે તેટલી ઉણપવાળી છે તો પણ મને ખાતરી છે કે જો સુથારો તેનો લાભ ઉઠાવે તો એ સારામાં સારા વૈજ્ઞાનિકો, એન્જીનીઅરો, અને આર્કીટેક્ટો બની શકે. એમનામાં રચનાશાસ્ત્રનો બોધ જન્મથી જ છે. હું ઉપર કહી ગયો છું કે તેઓ સૂત્રધાર છે, એટલે એમનામાં અંકનવિદ્યા પણ જન્મસિદ્ધ છે, જેનાથી એ લોકો સારામાં સારા એન્જીનીઅર કે આર્કીટેક્ટો બની શકે. આ પ્રદર્શનમાં જ આર્કીટેક્ચરનાં જે આલેખનો મૂકાયાં છે તે એક સુથારભાઇનાં છે, અને તે મુંબઇની શાળામાં આર્કીટેક્ટની પરીક્ષામાં

ઉંચે નંબરે પાસ થયેલા છે. ગયા સુરત પ્રદર્શનમાં પણ આ કલામાં ચાંદો મેળવનાર બે ગજ્જર ભાઇઓ જ છે. વળી એમનું ઘડતર પોચા પદાર્થોનું છે. લાકડું પત્થર કે ધાતુ કરતાં પોચું છે એટલે એમનો હાથ ગમે તેવા કોમળ કામને માટે લાયક છે. તમારામાંથી સારા ચિતારા પણ પેદા થઇ શકે તેમ છે. તમારામાંથી વૈજ્ઞાનિકો પણ સારા પેદા થઇ શકે. સ્વ. પ્રો. ટી. કે. ગજ્જર સુથાર હતા. આ કેળવણીનું કહેવા સાથે હું જરૂર એમ કહું છું કે તમારે એ કેળવણી લેવા દરમીઆન તમારાં ઓજારો હેઠાં મૂકી દેવાં નહિ. એ ઓજારો સાથે લીધેલી કેળવણી જરૂર વિશ્વકર્માઓ પેદા કરશે.

હવે છેવટ હું કેળવણી વિષે આપણે કેટલું હાલ કરી શકીએ એ કહેવા માગું છું. હાલમાં અપાતી કેળવણીથી આપણે છેલ્લા એક શતકથી એવા ટેવાએલા છીએ કે એમાં એકદમ ફેરફાર થવા મુશ્કેલ છેઃ આ ગૂજરાત વિદ્યાપીઠ જ જુઓ. એને પોતાની રીતે કામ કરતાં કેટલી મુશ્કેલી પડે છે. એ કશું જ નવું નથી કરી શકી એવા આક્ષેપો એના પર છે, એનું એ જ કારણ. નવું કરવું બહુ મુશ્કેલ છે તો પણ મને લાગે છે કે અત્રેની મ્યુનિસિપાલીટી પોતાની શાળાઓમાં ખુશીથી એક સુથારીકામનો વર્ગ ખોલી શકે. બીજું એ થઇ શકે કે નિશાળોનો વખત સવાર સાંજનો રાખે, અને સવારે અને સાંજે એક જ જાતનું શીખવવાનો ક્રમ રાખે, પછી જેને પોતાના ધંધાનું પરંપરાગત જ્ઞાન લેવું હોય તે સવારે કે સાંજે લઇ, બાકીના વખતમાં નિશાળનો લાભ લઇ શકે. આવી જાતની વ્યવસ્થા પશ્ચિમના દેશોમાં છે. ત્યાં કોઇને કમાવાની સાથે કે કંઇ બીજી તાલીમ લેવા સાથે કોઇ પણ જાતની કેળવણી લેવાની ભારે સગવડતા છે. વળી સુથારીકામને ફરજીઆત જ રાખવું જોઇએ. એ જ કામ એવું છે કે જેના વડે હસ્ત કૌશલ-ભારે કે હળવું જેવું કેળવવું હોય તેવું કેળવાય અને એ કામ એવું છે જેનાથી ઘનાકૃતિઓની રચના સમજાય. કોઇ એમ કહે કે માટીકામ એનાથી પણ પોચું છે. અલબત્ત એનાથી પોચું ખરૂં પણ ઘનાકૃતિની રચના એનાથી ન શીખાય. આ રચનાશાસ્ત્ર વડે જ સર્જકબુદ્ધિ ખીલે છે. માટે હું સુથારી શિક્ષણને ફરજીઆત થવા ભાર મૂકું છું અને આવી વ્યવસ્થા કરવા સાથે ઉચ્ચતર શિક્ષણ ધીરે ધીરે સ્વભાષામાં જ કરી નાંખવાની કોશીષ કરવી જોઇએ. જ્યારે સ્વભાષામાં જ બધું શીખવાશે ત્યારે જ મનુષ્ય પોતાની માતાના ખોળામાં જ ઉછરે છે, એમ તે અનુભવશે, અને ત્યારે જ તે સ્વતંત્ર વિચારક અને સર્જક બની શકશે. અને ત્યારે જ સુથારો પોતાને વિશ્વકર્માના વંશજ હોવાનું સિદ્ધ કરી શકશે.

છેવટ, હું જે વિશ્વકર્મા દેવને—

मनुष्याश्चोपजीवन्ति, यस्य शिल्पं महात्मनः ।
पूजयन्ति च यं नित्यं, विश्वकर्माणमव्ययम् ॥

—જેના હુન્નરો પર મનુષ્યો જીવે છે, અને જેમને મહાન દેવ તરીકે પૂજે છે, એવાને નમન કરી ઇચ્છું છું કે એવા દેવો આપણે ત્યાં પેદા થાય. ઇતિ શમ્

ગજાનન પાઠક

# આવી નિશા

( ગઝલ )

સખી ! આવી નિશામાં એકદા આસો માસે,
રમ્યા'તા કૃષ્ણ ગોપી ગોપની સાથે રાસે.
અમર મોહી રહ્યા'તા, રાત માસો લંબાણી,
ઠર્યો'તો ચન્દ્ર, જમનાનાં ય થંભ્યાં'તાં પાણી.

સખી ! આવી નિશામાં એકદા સાથે સાથે,
જતાં'તાં માર્ગમાં લઇ એક બીજાને હાથે;
અને પૃથ્વી અને તે પાર શશિ રેલાતો'તો,
ન મારે અંતરે કે બ્હાર હર્ષે માતો'તો.
રમ્યાં ત્યાં રાસ જીવનરશ્મિ ગૂંથી; ઓચિંતી
સખી ! ક્યાંથી ! અરે તારી જ રશ્મિ ! શે તૂટી !

સખી ! આવી નિશામાં હાલ માર્ગે બેસીને,
નિહાળું એ જ જ્યોત્સ્ના એકલો નયને ભીને.
અને ખાલી બધો ખાલી સખી ! રસકોશે છે,
સ્મરણ આવી નિશાનાં દંઈક આત્મા પાવે છે.

શે ૫



# ગૂજરાતી રંગભૂમિ અને તેની સુધારણા

સાહિત્યનું એક વિશિષ્ટ અને લોકોપભોગ્ય અંગ તે નાટક. તેમાં ગૂજરાતી સાહિત્ય અતિ કંગાલ છે, એ વાત સાક્ષરો તેમ જ નિરક્ષરો, અને નાટક ભજવનારાઓ સુદ્ધાંત પણ સ્વીકારે છે. અને વીસમી સદી કે જે વ્યાપારની સદી છે, જેમાં સાહિત્ય અને કલાને પણ વ્યાપારી ધોરણ ઉપર ચલાવવામાં આવે છે, તે યુગમાં એ એમાંથી એકેકનો ઉદ્ધાર કરવો અશક્ય જ લાગે. નાટક મંડળીવાળાઓ તો કોઈ દિવસ બારે માસ તમને જ્યાજ્યંત કે ઇબ્સેન કે શૉના નાટકોનો જ સ્વાદ ચખાડશે નહિ જ. ખૂદ ઇબ્સેન અને શૉના દેશમાં પણ લોકપ્રિય [ તેના ખરાબ અર્થમાં આ શબ્દ હું વાપરૂં છું ] નાટકો ઢગલેબંધ લખાય છે, અને તેને ભજવનારાઓ અઢળક ધન કમાય છે. છતાં, ઇબ્સેન અને શૉ જેવા નાટકકારો પોતાનાં નાટકો લખે છે, ભજવાવે છે અને કમાય છે પણ ખરા. આજે એ સ્થિતિ છે, આજથી ત્રીસ વરસ ઉપર એ સ્થિતિ ન હતી. એ વખતે એ જ નાટકકરોનાં નાટકો મંડળીના માલેકો ભજવવાની ના પાડતા, અને કોઇ હિંમત કરીને ભજવે તો તેના ઉપર ગાળોનો વરસાદ વરસતો. ઇબ્સેનનું ' ઢીંગલી ' લંડનમાં પ્હેલી વાર ભજવાયું, ત્યારે ત્યાંનાં છાપાઓમાં જે ગલીચ શબ્દો, લેખક અને નાટકને વાસ્તે વપરાયા છે તેને શૉએ એકઠાં કરીને પોતાના " ઇબ્સેન સારતત્ત્વ "માં આપ્યાં છે. અને શૉના નાટકોમાંના કોઇને ભજવવાની પરવાનગી પણ સરકારી અમલદારે નહોતી આપી. તે વસ્તુસ્થિતિના અનેક કારણોમાંનું એક એ હતું કે લોકોને અમુક પ્રકારનાં જ નાટકો ગમતાં, જેને વાસ્તે એક ખાસ શબ્દ ત્યાંની ભાષામાં છેઃ well-made play. એની વિગતોમાં આપણે નહિ ઉતરીએ. પણ આપણે ત્યાં પણ એવી જ સ્થિતિ નથી શું ? ફારસ વગરનું નાટક નિષ્ફળ જ જાય છે. અને દરેક ફારસમાં એકાદ શબ્દ કે એકાદ કડી કે કડીનું અર્ધું ચરણ, ફારસિયો, ઘડીએ ઘડીએ, વખત બેવખત, કારણ અકારણ આગળ કરે છે. હાસ્યરસનું એક કારણ પુનરાવર્તન ( repetition ) છે, એથી પણ કેટલાંક નાટકોનો હાસ્યરસ લોકોને ગમે છે. વળી ગાયન તો જોઈએ જ. ગાયન વિનાનું નાટક તો સાક્ષરો સુદ્ધાંતની કલ્પનામાં ઉતરી શકતું નથી. એ પ્રથાને કેટલીવાર હાસ્યજનક હદ સુધી લઇ જવામાં આવે છે, એ સૌ કોઇ જાણે છે. વળી લગભગ દરેક નાટકમાં જુવાન જોડું પ્રેમ કરે જ. અને ગૂજરાતના કોઇ પણ કુટુંબમાં ન જોવામાં આવતી છૂટ, એ જુવાન જોડું નાટકના તખ્તા ઉપર લઇ શકે; અને ખરી ખૂબી તો ત્યાં જ છે કે એ જુવાન જોડાંનાં પ્રેમનાં ગાયનોને શૃંગારી અભિનયમાં જ " વન્સ મોર " મળે છે. અને એ ' વન્સ મોર 'ની સંખ્યા ઉપરથી જ નાટક મંડળીના ચાલકો તેની લોકપ્રિયતાનો આંક માંડે છે. નાટકનો અંત હમેશાં સુખમાં આવવો જોઈએ એવું પણ આપણા જૂના અને નવા નાટકકારો માની બેઠા છે. રાજદરબારમાં હમેશાં નાચ થવો જોઇએ, અને એ નાચનારીઓ કનૈયા અને કનૈયાના પ્રેમનાં જ ગાયનો ઉર્દુ જબાનમાં જ ગાય. નાયિકા મોટે ભાગે કુંવારી હોય છે, અને તેમ હોય ત્યારે તેની સાહેલીઓને તેની સંગાથે લગ્ન, જોબન અને પ્રેમ સિવાય વાતચીતનો બીજો વિષય જ નથી

મળતો. આ ઉપરાંત, અનેક જડ ઘાલી બેઠેલા રૂઢ નિયમો ( Conventions ) આપણા નાટકોમાં જોવામાં આવે છે, અને એમાંના ઘણાખરા દરેક નાટકમાં આવે છે; કેમકે તો જ નાટક લોકપ્રિય થાય. એટલે ગૂજરાતમાં પણ Well-made નાટક છે ખરૂં.

તેની સાથે, નાટકને આપણે મોજશોખનું એક સાધન ગણ્યું છે, ને ગણીએ છીએ. પ્રજાનો જે વર્ગ રંગભૂમિનો રસિયો છે, તે તો ત્રણ ચાર કલાક મઝા કરવા, અને પોતાને ગમતાં ગાયનો સાંભળવા, તથા અભિનય અને દશ્યો જોવા જ જાય છે, અને તે એક કરતાં વધારે વાર. માત્ર એક જ પ્રવેશ જોવાની ખાતર, અથવા એક જ નટને જોવા ખાતર, કે કોઈ એકાદું ગાયન સાંભળવાને ખાતર, ઘણાએ "રસિયા" લોકો પાંચ પાંચ કે ૭ ૭ વાર એક જ નાટક પાછળ પૈસા બગાડે છે. મુંબાઇમાં તો એક નાટક સામટી ૧૦૧ રાત સુધી ભજવાયું હતું, તેનું કારણ એટલું જ આપી શકાય કે તે well-made play હતું, અને લોકને તેમાં મઝા પડતી હતી. એ મઝા આપવાને સારૂ જ નાટકમંડળીના માલેકો લુગડાં, દશ્યો અને નવાનવા નાચ ઉપજાવી કાઢવા પાછળ અઢળક ખરચ કરી નાખે છે. ટુંકામાં કહીએ તો જોનાર અને જોવડાવનાર, બન્ને વર્ગ, નાટકને એક મોજશોખની વસ્તુ જ ગણે છે. અને એ વસ્તુસ્થિતિ સંબંધી બે મત હોય એમ હું માનતો નથી. અને જ્યાં સુધી એ વસ્તુસ્થિતિ દૂર થાય નહિ, અથવા તો એની વિરૂદ્ધની સ્થિતિ ઉત્પન્ન કરાય નહિ, ત્યાં સુધી આપણા નાટકોની સુધારણા અશક્ય છે. વેપારના આ જમાનામાં પેલાં well-made નાટકો લખાશે ને ભજવાશે. અત્યારે યુરોપના દેશોમાં પણ એવાં નાટકો એટલાં ને એટલાં જ લખાય છે, પણ સાથે ઉચ્ચ કોટિના નાટકો પણ લખાય છે અને ભજવાય છે, અને તેની અસર ત્યાંના દેશોમાં પેલા નાટકો ઉપર પણ થવા માંડી છે.

ત્યારે આપણું પહેલું કર્તવ્ય નાટકસાહિત્યનું ધ્યેય નક્કી કરવાનું છે. થીએટરોને આપણે મોજશોખના સ્થળ તરીકે ગણવાં છે, કે નાટકોને ઉચ્ચ જીવન અને નીતિના પોષક માનવાં છે? કહે છે કે ગેલ્સવર્ધીના જસ્ટીસ (Justice) નામના નાટકથી, ઇગ્લાંડના કેદખાનાઓમાંથી એકાંત કેદની સજા લગભગ નીકળી ગઈ. ઈબ્સેનની ઢીંગલી નોરા અને સૂડરમાનના હેલ્મેટ (Helmat) નાટકની નાયિકા માગડાએ યુરોપની સ્ત્રીઓને સ્વતંત્રતા અને સ્ત્રીજીવનનો માર્ગ સૂઝાડ્યો. ફ્રેંચ નાટકકાર બ્રીય (Brieun)એ રોગીષ્ટ સ્ત્રી પુરુષોને લગ્ન કરતાં અટકાવવાને, નાટકના તખ્તા ઉપરથી સચોટ ઉપદેશ કર્યો. ગૂજરાતના કયા નાટકે અથવા નાટકકારે કોઈ પણ દિશામાં દૃષ્ટિ બોધ કર્યો છે? માટે, સૌથી પ્હેલી વસ્તુ નાટકના લખનારે, લખાવનારે, ભજવનારે ને જોનારે નક્કી કરવાની છે તે એ કે નાટકો માત્ર મઝા મેળવવાને વાસ્તે નથી, પણ જીવનમાં માર્ગદર્શી થવાને વાસ્તે છે. સત્યાગ્રહાશ્રમમાં આવેલાં મીસ લીસ્ટરે મને કહ્યું હતું કે બર્નાર્ડ શૉનું સેંટ જોન (St. Joan) લંડનમાં લાગલાગટ ત્રણસો રાત્રિ સુધી ભજવાયું હતું. અને એ દરેક વખતે લોકોનો દરોડો એટલો ને એટલો જ રહેતો હતો. અને થીએટરની અંદર એ નાટક ભજવાતું હતું ત્યારે તેની અંદર રહેલા ગહન ઉપદેશને લીધે લોકોની આંખમાં આંસુ સુદ્ધાંત આવી જતાં. એટલે પશ્ચિમના દેશોમાં રંગભૂમિ માત્ર લોકોની સારી નરસી વાસનાઓને તૃપ્ત કરવાના સાધન તરીકે જ વાપરવામાં નથી આવતી, પણ જીવનના વિવિધ પ્રશ્નોનો ઉકેલ, કલાની મદદથી કરવો એ નાટકોનો ઉદ્દેશ છે એમ ત્યાં મનાઇ ચૂક્યું છે. અને એ ઉદ્દેશ અનુસાર, આજે યુરોપ અમેરિકામાં સેંકડો નાટકો

લખાય છે. આપણા દેશમાં પણ જ્યાં સુધી નાટક સાહિત્યનો ઉદ્દેશ સ્પષ્ટપણે નક્કી કરવામાં નથી આવ્યો ત્યાં સુધી લોકને જોઇતાં-ને પસંદ પડતાં નાટકો જ લખાશે અને ભજવાશે.

એ ઉદ્દેશ નક્કી થાય એટલે આપણને બીજું કર્તવ્ય પ્રાપ્ત થાય છે; અને તે એ જ કે ઉદ્દેશને સફળ કરનારા નાટકો લખાવાં જોઇએ, કે જેથી આજના કહેવાતા સફળ-well-made નાટકોને સખત ફટકો લાગે. Well-made નાટકોના જે ૩૬ નિયમો (conventions) છે, અને જેમાંના કેટલાક ઉપર બતાવવામાં આવ્યા છે, તેનાથી વિરૂદ્ધ જઇને, કે તેની ઠેકડી કરીને લખનાર નાટકકારો ગૂજરાતમાં ઉભા થવાની અત્યારે ઘણી જરૂર છે. અલબત્ત, એવા નાટકોને, અત્યારની નાટકમંડળી કદી નહિ જ સ્વીકારે. ગાયન કે ફારસ વગરનું નાટક પહેલાં તો ભજવાશે જ નહિ, અને ભજવાય તો અલોકપ્રિય થવાનું. પણ જ્યારે માર્ગ ભૂલેલી રંગભૂમિને ખરી દિશામાં જ વાળવી છે, તો પછી ગમે તેમ કરીને એ ખરી દિશામાં ગયે જ છૂટકો, પછી તે અત્યારના નટ અને નાટકમંડળીઓની મદદથી કે તેમની મદદ સિવાય. પહેલો રસ્તો અશક્ય છે, અને તેનું કારણ ઉઘાડું જ છે. એટલે આપણે વાસ્તે બીજો જ માર્ગ ખુલ્લો છે. બીજા દેશોનાં નાટકનો ઇતિહાસ તપાસીએ છીએ તો તેમણે પણ તેમની રંગભૂમિની સુધારણા એ જ માર્ગે કરી છે.

આજથી આસરે પચાસ વરસ ઉપર પારીસની એક ગેસ કંપનીમાં નોકરી કરતા એક કારકુન એન્ડ્રે એન્ટોઇન (Andre Antoine)ને એવી સ્ફુર્ણા થઈ કે તે વખતનાં નાટકો, આપણી જેમ પડતી દશામાં છે. તેમને સુધારવાને અર્થે તેણે સ્વતંત્ર રંગભૂમિ–Theatre Libreની સ્થાપના કરી, પોતાના ઉપક્રમથી, અનેક નવા નાટકકારોને નવી દિશામાં જ નાટકો લખવાની આજ્ઞા કરી પોતાના જ થીએટરમાં ભજવ્યાં. એ નાટકકારો અને એ રીતે સ્વતંત્ર રંગભૂમિ ઉપર ભજવાયલાં કેટલાંક નાટકો, અત્યારે આખા યુરોપમાં વખણાય છે–અને જો કે સ્વતંત્ર રંગભૂમિ માત્ર સાત વરસની હયાતી પછી મરણ પામી, છતાં ફ્રેંચ નાટકોના ઉપર એણે ભારે અસર કરી છે, એમ સૌ કબૂલ કરે છે. ફ્રાંસમાં સ્વતંત્ર રંગભૂમિ સ્થપાયા પછી બે વરસે બર્લીનમાં, અને ચાર વરસે લંડનમાં પણ એવી જ સંસ્થા સ્થાપન થઇ. એ ત્રણ સંસ્થાઓ સ્વયંનટો (amateur actors)ની મદદથી ખાસ નવાં લખાયલાં નાટકો ભજવતી. એ નાટકોમાં પેલા well-made નાટકના ૩૬ નિયમો જરા પણ દેખાતા નહિ. પણ, લગભગ બધાંએ ઓછાવત્તા પ્રમાણમાં નાટકના સાચા ઉદ્દેશને પાર પાડનારાં હતાં. એની સાબીતી જોઇતી હોય તો એ સ્વતંત્ર રંગભૂમિ તરફથી જે નાટકકારોની કૃતિઓ ભજવાઇ છે તેનાં નામ જ જાણવા બસ થશે. એ નામોમાં શૉ, ઇબ્સેન, હૌપ્ટમાન, સુડરમાન આદિ આવી જાય છે. એક બાબત સ્વતંત્ર રંગભૂમિ સંબંધી ખાસ લખવા જેવી છેઃ અને તે એ કે પરદેશી નાટકકારોનાં નાટકોથી તેના ચાલકો અચકાઇ જતા નહિ, પણ તેનાં ભાષાંતર કરીને પણ ભજવતા. પારીસ, બર્લીન અને લંડનમાં ૪૦-૪૫ વરસ ઉપર શરૂ થએલી રંગભૂમિની સુધારણાની વિગતવાર હકીકત, ગૂજરાતમાં પણ જેમને એ વિષયમાં રસ હોય તેમણે જાણવા જેવી છે, કેમકે ગૂજરાતની રંગભૂમિની સુધારણા પણ એ જ માર્ગે થશે એમ આ લેખકનું માનવું છે.

# ઈતિહાસસંશોધક રાજવાડે

જે માણસના જીવતાં એને વિષે જાતજાતની દંતકથાઓ લોકોમાં પ્રચલિત થાય છે તે માણસમાં કાંઇક અસાધારણતા તો હોવી જ જોઇએ. વિસુભાઉ રાજવાડે એવી એક વ્યક્તિ હતા. નાનપણથી એમને વિષે જાતજાતની મજાની વાતો સાંભળીએ. જેને ત્યાં મહેમાન જાય તેને ત્યાં પોતાની જોહુકમી ચલાવે. જેઓ મદદ કરે તેમની ઝાટકણી કાઢે. ઇન્સાફની આવી લાગણીને લીધે જેની તેની સાથે આથડી પડે. શુદ્ધ રહેણીમાં અશુદ્ધ વાણીનો ભેળ કરવામાં બહાદુરી માને. સરકારી પેન્શન કે ઇલકાબો ધારણ કરનાર લોકોનું પક્ષપાત વગર જાહેર રીતે અપમાન કરવામાં પોતાની સ્વાતંત્ર્યવૃત્તિ પોષાય છે એમ સમજે. એવા એવા તાત્પર્યના કેટલાયે કિસ્સાઓ વખતોવખત એમના પરિચયમાં આવેલા લોકો પાસેથી સાંભળવા મળતા.

વિસુભાઉ જોડે સહકાર કરવો એ તો પવનચક્કી ચલાવવા જેવું કઠણ કામ હતું. છતાં એ વિક્ષિપ્ત અપરંગી માણસે મરાઠી સાહિત્યની, મહારાષ્ટ્રના ઈતિહાસની અને સામાજિક ઉન્નતિની મીમાંસાનું જેટલું કામ કર્યું તેટલું કરનાર લોકો ગણ્યાગાંઠ્યા જ કહેવાય. પાસે કોડી નથી, કોઇની મદદ નથી, મધુર વાણી પણ નથી, લાગવગ સામે તો જાણે હાડવેર, એવી સ્થિતિમાં આ દુર્વાસાએ એકાદ ભારે ભવ્ય સંસ્થા જેટલું કામ કરી બતાવ્યું છે.

અંગ્રેજી સાહિત્યનો—શિષ્ટ કે લલિત સાહિત્યનો નહિ. પણ ઉપયુક્ત અને શાસ્ત્રીય સાહિત્યનો ઊંડો અને અગ્નત અભ્યાસ કરી વિસુભાઉએ સમાજમીમાંસાની પોતાની દૃષ્ટિ તીક્ષ્ણ કરી હતી. અને એની સાથે અંગ્રેજીમાં એક પણ લીટી ન લખવાનું વ્રત ધારણ કરી સ્વભાષાની નિષ્ઠા કેવી હોય એનો આત્યંતિક દાખલો બેસાડ્યો હતો. ઇતિહાસ એટલે કંઈ પૌરાણિક કથા નથી, એ તો સમાજશાસ્ત્રનિષ્ણાત ન્યાયાધીશે કાઢવાનાં ચોક્કસ પુરાવા ઉપરનાં ચોક્કસ અનુમાનો છે, એમ રાજવાડે માનતા. અને તેથી છટાદાર ઈતિહાસ લખવાની સહેલા પણ કીર્તિદાયી પ્રયાસમાં ન ઉતરતાં ઇતિહાસનાં સાધનો ભેગાં કરવામાં જ એમણે પોતાનો જીવનક્રમ પૂરો કર્યો. સ્વરાજની લડત લડનાર સત્યાગ્રહી વીર દેશની તૈયારી નથી એમ જોઇ જેમ એકડેએકથી—તકલી, ચાક, પુણીથી શરૂઆત કરે તેમ આ સમાજ-શાસ્ત્રજ્ઞ ઇતિહાસાચાર્યે બાવીસ ઝીણાં સાધનગ્રંથો પ્રગટ કરવામાં પોતાના બ્રહ્મચર્યની તમામ શક્તિ ખર્ચી કરી. દરેક ખંડ જોડે લખેલી વિસ્તૃત અને માર્મિક પ્રસ્તાવના એ જ વિસુભાઉનો મહારાષ્ટ્રના ઇતિહાસને અંગે આપેલો ફાળો છે.

ઇતિહાસનાં સાધનોનું સંશોધન કરતાં જે સાહિત્ય હાથ આવે તેનો આ સર્વગ્રાહી પંડિત ઊંડું અધ્યયન કરતો. તેમ કરતાં એની નજર વ્યુત્પત્તિશાસ્ત્ર, ઉપર પડી. મરાઠી ભાષાનો આદ્યગ્રંથ ગણી શકાય એવી 'જ્ઞાનેશ્વરી'ની પ્રાચીન પોથી હાથ આવતાં જ એમણે 'જ્ઞાનેશ્વરી'નું વ્યાકરણ લખી કાઢ્યું. એમાંથી ઊંડા ઉતરતાં પચીસ હજાર ધાતુઓનો એક બૃહત્ મરાઠી કોષ એમણે તૈયાર કર્યો. એ હજી છપાયો નથી. દરેક શબ્દની ઉલટ તપાસ કરી એની પાસેથી એનો ઇતિહાસ કઢાવવાનો રાજવાડેને ભારે શોખ હતો. ગામડાંનાં

નામોમાંથી પણ એમણે કેટલોક કિંમતી ઇતિહાસ તારવી કાઢ્યો છે. (ગુજરાતના ભાષાશાસ્ત્રીઓ જો એવી જ મહેનત કરી ગુજરાતનાં તમામ ગામડાંની યાદી તૈયાર કરે અને તેમનાં નામ, પ્રત્યય વગેરેની તપાસ કરે તો તેમાંથી કિંમતી ઐતિહાસિક સુવર્ણ નીકળ્યા વગર રહે નહિ. માત્ર એમાં પ્રતિભા અને વૈતરું બંનેનો સંગમ હોવો જોઇએ.)

લોકોત્તર બુદ્ધિશાળી લોકોનું ભેજું સહેજ ચસકેલું હોય છે એમ વ્યવહારચ લોકો કહે છે. વિસુભાઉનું એવું જ હતું. ન્યાયસિદ્ધ અનુમાન પર જ ઇતિહાસની ઇમારત રચાવી જોઇએ એમ માનનાર વિસુભાઉ જબરદસ્ત પૂર્વગ્રહને આધીન રહેતા. પણ જો કોઇ એવું દુઃખ માને કે એને દોષ ગણે તો એ ભૂલ કરે છે. સમર્થ વ્યક્તિના ગુણ અને દોષ ઘણીવાર એક જ વસ્તુના બે પાસા હોય છે. પોતાના દોષો બાળી ગુણોનું કુંદન તૈયાર કરનાર તપસ્વીઓ મનુષ્યસમાજમાં હજી ઓછા જ છે.

વિસુભાઉ રાજદ્વારી હીલચાલમાં ઝાઝા પડતા નહિ. લોકમાન્ય પ્રત્યે એમનામાં શુદ્ધ ભક્તિ હતી. અસહકાર, અથવા એમની સંસ્કૃત ભાષામાં કહીએ તો 'સંબંધટવાલન' એ જ નિઃશસ્ત્ર લોકો માટે સ્વરાજ્ય મેળવવાનો રામબાણ ઉપાય છે એમ તેઓ માનતા. સમાજશાસ્ત્રનું સર્વાંગીણ અધ્યયન કરી, સંસ્કૃતિઓનું તોલન કરી, હિંદુ લોકોનો આર્યધર્મ સૌથી શ્રેષ્ટ છે એ સિદ્ધાંત પર તેઓ આવ્યા હતા. માત્ર યુરોપીઅન લોકોની ભૌતિકશાસ્ત્રનિષ્ટા અને વ્યવસ્થા શક્તિનું અનુકરણ જો ન કરીએ તો આર્યજાતિ નામશેષ થવાની છે એમ એમને હમેશાં લાગતું.

થોડાં વરસ પર મહારાષ્ટ્રના સાહિત્યકારોનું એક શારદા સંમેલન પૂનામાં ભરાયું હતું. તેના અધ્યક્ષ તરીકે વિસુભાઉએ જે ભાષણ કરેલું તે દેશી ભાષાના દરેક હિમાયતીએ વાંચવા જેવું છે. આપણે સ્વભાષાને બેવફા નીવડ્યા છીએ, ભાષાની ઉન્નતિનો સાચો માર્ગ આપણે જાણતા નથી. પાંચપચાસ ગ્રંથોનો ઉમેરો કરવાથી કે ચટકદાર નવલકથાઓ લખવાથી ભાષાની સેવા થતી નથી. દાસીને ઘરેણાં પહેરાવવાથી તે રાણી થતી નથી. સ્વભાષાને જ્યારે જીવનનું રાજ્ઞીપદ આપીશું, અને ભાષાનાં બાળકો જ્યારે પુરુષાર્થી અને ગૌરવશાળી થશે ત્યારે જ ભાષાનું ગૌરવ વધવાનું છે એમ તેમણે આગ્રહપૂર્વક સૂચવ્યું છે. એ આખો નિબંધ મનનીય છે. એમાં મહારાષ્ટ્રના વિચારશીલ સૌ અગ્રણીઓનો સ્વભાષા પ્રત્યેનો ઓછોવત્તો દ્રોહ પણ ઉઘાડો પાડ્યો છે.

ગરીબાઇ એ એક રસાયણ છે. તે જેને સદશે તે દિવ્યકાય થશે, જેને નહિ સદે તે બધી રીતે ભાંગી પડવાનો છે. ગરીબાઇને લીધે તેજસ્વી બનેલા મહારાષ્ટ્રીઓમાં રાજવાડેનું સ્થાન ઉચું છે. દારિદ્ર્યવીરોની સંખ્યા મહારાષ્ટ્રમાં પહેલાં જેટલી નથી એ શંકાથી દુઃખ થાય છે. અને તેથી જ રાજવાડે જેવાનું સ્મરણ વધારે કિંમતી લાગે છે.

# લોકચર્યા

[ આ માસિકના વાંચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

અત્યારે જ્યાં જુઓ ત્યાં પાયોરીયા,× પાયોરીયા જ જોવામાં આવે છે. ડૉક્ટરો પણ હવે દાંત જોતા થઈ ગયા છે. કેટલાક તો પાયોરીયા શું છે તે જાણ્યા વિના પણ સ્હેજ પર જેવું લાગે એટલે પાયોરીયા ઠોકી મારે છે. અને આ રોગની દવા તો કંઇ જાણે હોય જ નહિ કેમ એમ જોવામાં આવે છે! દાંતના ડૉક્ટર એવા દાંત પડાવી નાંખવાની સલાહ આપે છે!!

હિંદુસ્તાન જેવા વનસ્પતિભક્ષક દેશમાં આ દાંતનો રોગ આટલો બધો વ્યાપક કેમ? થોડાં વર્ષો ઉપર તો આ રોગનું કોઇ નામ પણ જાણતું ન હતું. આ બે ત્રણ વર્ષમાં તો તે સર્વવ્યાપી થઇ ગયો જણાય છે.

આયુર્વેદમાં **દિનચર્યા**નો વિષય ઘણી જ સરસ રીતે વર્ણવાયલો છે. એ પ્રમાણે જો આપણી ચર્યા થયા કરે તો મારૂં માનવું છે કે ભાગ્યે જ આપણે માંદા પડીએ. પણ અત્યારસુધી આપણા સાહિત્યરસિકોને આવા વિષયો ચર્ચવાની કે બીજા પાસે લખાવવાની ગરજ જ કાં હતી?—હજીયે ક્યાં છે? સ્વાસ્થ્યને સાહિત્ય સાથે સંબંધ ખરો? એ પણ આપણા સાહિત્યકોને મન મુંઝવનારો પ્રશ્ન છે!

આપણા ઋષિઓએ દાતણ કરી રહ્યા પછી હમેશાં તેલનો ગંડૂષ ( મોટો કોગળો ) રાખવાનો કહ્યો છે. આ તેલના ગંડૂષથી શા શા ફાયદા થાય છે તે મહર્ષિ ચરકના નીચેના શ્લોકો ઉપરથી જણાશેઃ—

हन्वोः बलं स्वरबलं वदनोपचयः परः।
स्यात्परं च रसज्ञानं अन्ने च रुचिरुत्तमा॥
न यास्य कण्ठशोषः स्यान्नौष्ठयोः स्फुटनाद्भयम्।
न च दन्ताः क्षयं यान्ति दृढमूला भवन्ति च॥
न शूल्यन्ते न चाम्लेन हृष्यन्ते भक्षयन्ति च।
परानपि खरान्भक्ष्यान्तैलगण्डूष सेवनात्॥

चरकसंहिता-सूत्रस्थानम् अ. ५
શ્લો. ૭૨, ૭૩, ૭૪

અર્થાત્ તૈલગંડૂષના સેવનથી હનુ ( હડપચી ) મજબુત થાય છે, સ્વર સુંદર થાય છે, વદનનો ઉપચય ( ભરાવો ), રસનું જ્ઞાન, અને ખાવામાં ઉત્તમ રુચિ થાય છે. એ માણસને કદાપિ કંઠમાં શોષ ન પડે, હોઠ ન ફાટે, દાંતનો નાશ ન થાય, દાંત પડે નહિ અર્થાત

× 'પાયોરીયા'નું ગૂજરાતી નામ આપણે 'કૃમિદંતક' રાખી શકીએ. સુશ્રુતે પણ દાંતના રોગોમાં આ નામનો રોગ જણાવ્યો છે પણ તે આ છે કે નહિ તેની મને શંકા છે.

ઉલટાં દાંતનાં મૂળ વધારે દૃઢ થાય, દાંતમાં કદાપિ કળતર ન થાય, ખટાશથી અંબાઈ જાય નહિ, અને કાચા ચણા જેવા કઠિનમાં કઠિન ખોરાક તે ખાઈ શકશે.

દાતણ કર્યા પછીથી આવો કોગળો હમેશાં ભરવો. કોગળો તલના તેલનો જ ભરવાનો છે. કોગળો ભરીને નીચું ઘાલીને દશેક મિનીટ બેસી રહેવું. આંખ પણ સારી થશે. દાંતમાં સડો નહિ થાય અને દાંતના ડૉક્ટર પાસે તે પડાવવા પણ નહિ પડે. હવે તો ડૉક્ટર ચંદુલાલ પણ દરદીઓને આની ભલામણ કરે છે. કોઇ ધ્યાન પર લેશે ?

આપણા પેટમાં રહેલી બાદીનું જ પાયોરીયા એ પ્રદર્શન છે. પેટમાં ગમે તે નાખનારા આ જમાનાનાં શોખીનો આટલું જાણે તો કેવું સારું ?

× × × ×

આપણાં વાસણો માટે પણ કંઇ લખવું આવશ્યક લાગે છે કેટલાક લોટાનાં મ્હોં એટલાં તો સાંકડાં હોય છે કે તેમાં ભાગ્યે જ હાથ જાય છે. પરિણામે આપણી બ્હેનો વડનો કૂચો કરીને તેનાથી ઘસે છે. આથી સારી રીતે લોટો અંદરથી સાફ નથી થતો. આવાં સાંકડાં મ્હોં શાથી રાખ્યાં હશે ?

આપણા પિત્તળના પ્યાલાની ધાર વાળેલી આવે છે. રાખથી કે માટીથી આપણે તે વીંછળીએ છીએ અને તે માટી ધારમાં ભરાઇ રહે છે. ઘણાએ આ જોયું પણ હશે. છતાં પણ એવા પ્યાલા હજી આપણે વાપરતા જ આવ્યા છીએ.

હમેશાં વાપરવાનાં વાસણો ઉપર કળા શા કામની હશે ? લોટાઓ ઉપર દશાવતારનાં ચિત્રો અને બીજી સુંદર કોતરણી હોય છે. પણ આ કોતરણીમાં ધૂળ ભરાઇ રહે છે તે તરફ આપણું લક્ષ જાય છે ખરું ? વાપરવાનાં વાસણો ઉપર આવી કળા ન હોય તો શું જાય ? કળાની ઘેલછા તો આ નહિ હોય ?

અને આ વાસણ વીંછળવાની રીતમાં પણ આપણે હવે આ જમાનામાં જરાએ સુધારો નહિ કરીએ ? રસ્તાની ધૂળ વડે આપણે આ સાફ કરીએ છીએ રસ્તામાં મળ, મૂત્ર, લીંટ, કફના ગળફા વગેરે નાખતાં આપણે જરા પણ ખંચાતા નથી. આ જ ધૂળથી આપણાં વાસણો સાફ થતાં દેખી મનમાં કંઇને કંઇ થઇ જાય છે. જેમાં ને તેમાં આપણે આપણી ગરીબાઇને આગળ ધરીએ છીએ, પણ આમાં તો આપણી અજ્ઞાનતા જ નથી શું ?

અત્યારે ઠેરઠેર ઍલ્યુમીનીયમનાં હલકાં અને સસ્તાં વાસણો વપરાવા લાગ્યાં છે. પ્રો. જારવીનને રાંધવાના કામમાં વપરાતાં જુદી જુદી ધાતુનાં જુદાં જુદાં વાસણોમાં રાંધી જોઇને કયી ધાતુનાં વાસણોમાં ધાતુ ઑગળીને ખોરાકમાં ભળે છે એ સિદ્ધ કરેલું છે. લોખંડ, ત્રાંબુ, નીકલ, કલઇ, ઍલ્યુમીનીયમ, એનેમલ, પિત્તળ, વગેરે ધાતુઓનાં વાસણોમાં રાંધીને તે વિદ્વાન ડૉક્ટર જણાવે છે કે "સૌથી ઉત્તમમાં ઉત્તમ વાસણ પિત્તળ છે." ખરાબમાં ખરાબ વાસણ એનેમલનું ગણાવે છે. આ છતાં પણ આપણે પરાપૂર્વથી ચાલતાં આવેલાં પિત્તળનાં વાસણોને બદલે હવે એલ્યુમીનીયમ અને એનેમલનાં વાસણો ખરીદતા થયા છીએ. કેવું અજ્ઞાન ! વિવેકભ્રષ્ટોનો કેવો ભયંકર વિનિપાત ! બધું જ પશ્ચિમ ભણાવશે ત્યારે જ આપણે ભણીશું શું ?

× × × ×

આપણાં ખાવાનું ઢાંકી રાખવાનાં અને મૂકવાનાં ભંડારીયાં તમે જોયાં છે ? તેમાં ઘણી વખત વંદા, મંકોડાને ફરતા તમે નથી જોયા ? ભંડારીયું જાણીને ખોરાક પણ ઘણે ઠેકાણે

ખુલ્લો જ રહેણી મૂકવામાં આવે છે. ભંડારીયામાં આકાં હોય છે તેમાં આ વંદાઓ ભરાઈ રહે છે. વંદા બહુ ચપળ જાત છે. ભંડારીયું ઉઘાડતાં વેંત જ તે અંદર આકામાં ભરાઇ જાય છે અને બંધ કરતાં વેંત જ પાછા બહાર નીકળીને ખોરાક ઉપર ફરવા મંડી જાય છે. કીડી, મંકોડા તો ગળપણ ઉપર જ ફરે છે પણ આ તો ગમે તેવા ખોરાકને પણ મૂકતા નથી. વિજ્ઞાન જણાવે છે કે આ વંદા (Cockroach) થી કેન્સર (Cancer) ફેલાય છે. સાન્ફ્રાન્સિસ્કો એક્ઝામીનર (may 10, 1925)માં "How cancer is spread by the dirty little Cockroach" નામનો એક લાંબો લેખ છપાયો છે.

હિંદુસ્તાનમાં હવે કેન્સરના ઘણા કેસો થાય છે. એક્સ-રે, રેડીયમ, વાયોલેટરેઝ, વગેરેથી તેના ઉપચાર પણ હવે આપણે અહિયાં થાય છે. પણ આ થવાનાં કારણો આપણા ડૉક્ટરો જણાવશે? પશ્ચિમના લોકોને તો માંસભક્ષણને લીધે થાય છે, આપણા હિંદુઓને શાથી થતા હશે? આવા વંદા જેવા જંતુઓ તો તેને માટે જવાબદાર નહિ હોય?

× × × ×

પશ્ચિમના વિદ્વાનો હવે આજકાલ Vitamin ઉપર ખાઇપીને મંડ્યા છે. આપણો પંડિત વર્ગ પણ હવે તે નામ જાણતો થયો છે. આ Vitamin એ શું છે તે બહુ ઓછા જાણે છે. "આ વીટામીન ફક્ત છોડવા જ બનાવી શકે છે—જંગમ પ્રાણીઓ બનાવતાં નથી. પ્રાણીઓના શરીરમાં તો તે બહુ જ લુજ પ્રમાણમા સંઘરી રાખવામાં આવે છે. એટલે કે જીવનશક્તિ (Vitality) મેળવવા માટે તો અંતે પ્રાણી માત્રને વનસ્પતિ પાસે જ જવું પડે છે."[1]

સૂર્યમાંથી આવેલી શક્તિ (energy) ક્લોરોફિલ (chlorophyl) લીલા રંગરૂપે પાંદડાંમાં ભેગી થાય છે. આ ક્લોરોફીલ ધીમે ધીમે સ્ટાર્ચ (starch)માં પરિણત થાય છે. આથી જ તે પોષણ આપનારી છે. પ્રાણી મરી જતાં સૂર્યના પ્રતાપે જ સડી જઇને તે શક્તિ પાછી ઝાડપાલાને મળે છે અને ઝાડપાનમાંથી તે પાછી પ્રાણીઓ મેળવે છે.

બચ્ચાંને સુકતાન (Rickets) થાય છે તે આ વિટામીનના અભાવથી, અશક્તિના ઘણાખરા રોગો થાય છે તે પણ આ વિટામીનના અભાવથી—આમ આધુનિક વિદ્વાનો પોકારે છે. આપણા સાથવામાં (सक्तु) વિટામીન્સ સાથે બીજાં બધાં જ તત્ત્વો આવે છે. આયુર્વેદના સિદ્ધ ધૃતોમાં (બ્રાહ્મીઘૃત, જીવન્ત્યાદિ ઘૃત ઇત્યાદિમાં) પણ આ વિટામીન્સ સચવાઇ રહેલાં હોય છે. આ છતાં પણ પરદેશથી આવતાં વાસી બાટલાંમાં જાણે વિટામીન્સ ન હોય એમ આપણા હિંદના ડૉક્ટરો દરદીઓને અટપટાં નામોવાળી પેટંટ દવાઓ જ બતાવે છે!

હિંદુસ્તાનને વિટામીનનું શિક્ષણ આ લોકો પાસેથી લેવું પડે છે તે પણ આપણા દુર્ભાગ્યની બલિહારી જ ને?

× × × ×

ખાવામાં પણ હવે તો ફેશન ઘુસી છે. બટાટા વગેરેનાં શાક નર્યાં તેલમાં આપણે બનાવીને ખાઇએ છીએ. શાક સ્વાદ માટે નહિ પણ પોષણ માટે-વિટામીન માટે-ખાવાનાં છે. શાકોમાં ફૉસ્ફરસ, ગંધક, ચુનો, લોહ, સ્ટાર્ચ વગેરે રહેલું છે માટે આપણે તે પોષણ

[1] Vitamin ઉપર નિયમપૂર્વક બોલનાર વિશ્વવિખ્યાત ડૉ. એ ડી. ઍમેટના આ શબ્દો છે.

માટે ખાઇએ છીએ. એનો સ્વાદ પણ સુંદર અને એ તજ્જ્ઞ પણ જરૂર રાખવી જ જોઇએ. ગમે તેવું ગુણકારી હોય અને સ્વાદ ના હોય તો તે કોણ ખાય? સુસ્વાદ તો જોઇએ જ. પણ આપણી સ્વાદની માન્યતા કોણ જાણે તેલ મરચાંમાં જ ન સમાઇ જતી હોય એમ તમને નથી લાગતું ? તેલમાં દદળતાં શાક, મરચાં અને મસાલાનો તો પાર જ નહિ ?

શાકને પાણીમાં સારી પેઠે બાફી નાખવાં. બફાઈ રહ્યા પછીથી ઉપરથી તેલ, મીઠું, મસાલા યોગ્ય પ્રમાણમાં લેવાય તો પોષણ અને સ્વાદ બન્ને પ્રાપ્ત થાય. પણ પછી ટીંડોરાં, રીંગણાં, ભીંડા, કારેલાં એ શાકનું શું થાય ? ટીંડોરાં તો બુદ્ધિ ભ્રષ્ટ કરનાર છે એમ સ્વ. પં. ભગવાનલાલભાઇ કહેતા. રીંગણાંનું ભરત કરાય. કારેલાંની કડવાશ કાઢવા માટે ઉપાયો છે. પુણ્યશ્લોક નળ રાજાએ 'પાકશાસ્ત્ર' લખ્યું છે તેમાં કડવાં શાકને મીઠાં કરવાના થોડા પ્રયોગો જણાવેલા છે.

× × × ×

Hystericus તખલ્લુસધારી કોઈ ૧૯૨૬ માર્ચની ૨૩ મીના ટાઈમ્સ ઓફ ઇન્ડિયામાં 'Beef and spirituality in India' વિષય ઉપર એક લેખ લખે છે. ડૉ. મુંજે વગેરે હિંદુજાતિને શક્તિ મેળવવા માટે માંસ ખાવાની સલાહ આપે છે. રા. હીસ્ટીરીકસ્ પણ જણાવે છે કે જ્યારથી હિંદુઓએ Beef-eating મૂકી દીધું છે ત્યારથી જ તેમની આધ્યાત્મિકતા અને વીરતા અસ્ત થઈ છે. હિંદુઓ નબળા પોચા છે એટલે માંસ ખાવાથી તેજિલા થઈ જશે ? માંસ ભક્ષણને અને આધ્યાત્મિકતાને શો સંબંધ હશે ? હિંદુસ્તાનમાં માંસ ખાતી જાતિઓમાં શૌર્ય કેમ જણાતું નથી ?

હા, આપણા ખોરાકમાં માંસ જેવાં પોષણકારક તત્ત્વો ન હોય તો તે સંબંધી વિચારવાનું રહ્યું. પણ આમ લોકોને ચોંકાવવામાં શો લાભ ?

× × × ×

Dr. E. V. Mc collum લખે છે કે-"Although we pity the orientals with their diet of rice, say beans, sweet potatoes and bamboo sprouts, they are succeeding far better than Americans or Europeans in the scientific comleteness of their food." અર્થાત્ ડૉ. ઈ. વી. મૅક કૉલમ કહે છે કે ભલે આપણે; પૂર્વના લોકો જે ભાત, કઠોળ, બટાટા, સકરીયાં અને વાંસના કુમળા ફણગાનું અથાણું ખાય છે તેમની દયા ખાઇએ, પણ અમેરિકનો અને યૂરોપિયનો કરતાં તેમના ખોરાકની શાસ્ત્રીય પૂર્ણતામાં તેઓ ઘણા આગળ છે.

પશ્ચિમનો નામોક્તિ ડૉક્ટર જે ખોરાકને વખાણે છે તેને હવે આપણે પોતે જ વખોડતા થયા છીએ.

આપણા ખોરાકમાં હવે સુધારા વધારા થવાની જરૂર છે. ભાતને પહેલાં સારી રીતે ધોઈ નાખે છે. થોડું ઘણું તત્ત્વ તે ધોવામાં ચાલ્યું જાય છે. આ ધોવણ પીને પણ માણસો જીવી શકે છે એટલી તેનામાં તાકાત છે. પછી તેમાંથી વધારા પડતું ઓસામણ કાઢી નાંખવામાં આવે છે કારણ કે ભાત તેથી છુટો થાય. ભાત લચકો અને સારી રીતે ચડેલો હોવો જોઇએ. ભાતને હમેશાં બેડો જ કરવો. કદાપિ ઓસામણ કાઢવું નહિ. ધોવામાં અને ઓસામણમાં બધાં જ ઉપયોગી તત્ત્વો ચાલ્યાં જાય તો પછી જે છુટો ભાત આપણે ખાઇએ છીએ તેમાં તત્ત્વ પણ શું રહે ?

પાટીદારોમાં તો વળી જમાઈ સાસરે ગયો હોય ત્યારે ભાતને એકદમ ઉજળો બનાવવા-માટે ભાતમાં થોડીક છાસ નાખવાનો ચાલ છે. ખટાશને લીધે ચોખાનો મેલ કપાઈ જાય એટલે વધારે ઉજળા લાગે જ. ઓસામણ નિતારી નાખવામાં આવે છે એટલે ખટાશ પણ સાથે સાથે બહાર નીકળી જાય છે. આવો ભાત પચવામાં મુશ્કેલ પડે છે, પોષણ મળતું નથી અને પેટમાં ખટાશ ( acidity ) થાય છે.

અને આપણા ગૂજરાતીઓની દાળ તો સાવ પાણી જેવી જ હોય છે. આપણા ખોરાકમાં પોષણનાં અગત્યનાં તત્ત્વો દાળમાં હોય છે. કઠોળ ( nitrogenous foods ) શક્તિપ્રદ છે, શરીરને માટે ઉપયોગી છે, પણ ગૂજરાતીઓ તો સાવ ઢીલી દાળના ખાનારા! કેવળ પાણી જ પીએ છે. પંચમહાલ તરફના ધારાળા આથી જ ત્યાંની ઉજળિયાત કોમોને " ઢીલી દાળ ખાનારા તમો શું કરી શકો ?" એમ વ્યંગ્યમાં કહે છે. દાળ સારી રીતે ઓગળી ગયેલી અને ઘાટી ખાવી જોઇએ. કોઇ ' भिन्नरुचिर्हि लोकः ' એ મને સંભળાવે તો મ્હારે નિરુત્તર જ રહેવું પડે ! !

× × × ×

" વૈદ્યરાજ! આપણે હમેશાં છયે રસ ખાવા કે નહિ ? કેટલા ટંક ખાવું જોઇએ ?"– આવા પ્રશ્નો સાધારણ છે. મહર્ષિ ચરક જણાવે છે કે " સર્વ રસો ખાવાથી બલ આવે છે, અમુક એક રસના સેવનથી શરીરમાં અશક્તિ આવે છે. "[૧] દરેક રસો ખાવા સારા છે. એનો સમયોગ સાચવવો. અતિયોગ અને હીનયોગ ત્યાજ્ય છે. આંબલી, હિંગ, મસાલા, હળદર દરેકની પાછળ શાસ્ત્રીય સત્ય રહેલું છે.

આપણા અત્યારના બેઠાખાઉ માણસો માટે જે માણસોને શારીરિક કામ કરવાનું નથી હોતું તેવાઓ માટે–એક જ ટંક ખાવું ઉત્તમ છે. મહર્ષિ ચરક કહે છેઃ एकाशनभोजनं सुखपरिणामकराणाम् શારીરિક મહેનત કરનારાઓ માટે આ નિયમ નથી. આ નિયમમાં અપવાદ હોઈ શકે. મુંબાઈના ઘણાખરા માણસો એક ટંક ખાઈને રહે તો આટઆટલા સંગ્રહણીના કેસો થાય ખરા ?

× × × ×

न रागान्नाप्यविज्ञानादाहारमुपयोजयेत् ।
परीक्ष्य हितमश्नीयाद्देहो ह्याहारसंभवः ॥४५॥

चरकसंहिता—सू. स्था. २८

" જીભને વશ થઇને રખે ખાતા. ગુણદોષ જાણ્યા વિના, હિતઅહિતની પરીક્ષા કર્યા વિના રખે ખાતા. આહારથી જ આ દેહ બનેલો છે."

છતાં આહાર સંબંધી એકાદ અપવાદ સિવાય આપણા સાહિત્યમાં સારાં પુસ્તકો કેટલાં છે ?

વૈદ્ય બાપાલાલ ગ. શાહ

---

૧ सर्वरसाभ्यासो बलकराणाम् । एक रसाभ्यासो दौर्बल्यकराणाम् ॥ चरकसंहिता– सू–अ–२५.

# જ્ઞાનગોચરી

## (૧) પરાધીન દેશો અને વિમાનો

વિમાનોના શોધખોળથી આપણે બધા આનંદ પામીએ છીએ પણ હિંદુસ્તાન જેવા પરાધીન દેશ પર એની શી અસર થશે એ વિશે લાલા લજપતરાય ૬ ઠ્ઠી ફેબ્રુઆરીના 'પીપલ'ના અંકમાં નીચે પ્રમાણે લખે છેઃ–

ગયા બુધવારે એસેંબલીના વીસેક સભ્યો બ્રિટનના વાયુખાતાના પ્રધાન સર સેમ્યુઅલ હોરને મળ્યાં અને તેમને મુખેથી વાયુયાનની પ્રગતિ અને ભાવિની વાતો સાંભળી. સર સેમ્યુઅલ ભાષણ કરતા હતા તે દરમ્યાન મારા મનમાં એક જ વિચાર ઘોળાયાં કરતો હતો કે વિજ્ઞાનની જે જે શોધોથી દેશ દેશ વચ્ચેનું અંતર ઓછું થાય છે અને આંતરદેશીય વ્યવહાર વધે છે તે તે શોધો ગરીબ, અજ્ઞાન અને પરાધીન કોમોના પગ પર પરદેશી મૂડીદારો અને રાજ્યકર્તાઓએ જડેલી બેડીઓ ઓર મજબૂત કરે છે.

સર સેમ્યુઅલે કહ્યું કે વાયુયાનની પ્રગતિ આપણને દિગ્મૂઢ બનાવે એવી ત્વરાથી થઇ રહી છે. વાયુયાનનો ઉપયોગ પ્રથમ ફ્રેન્ચોએ કર્યો. ઉત્તર આફ્રિકાની વસાહતોમાં ટપાલ વાયુયાન દ્વારા પ્રથમ તેમણે મોકલી. પહેલે વરસે તો માત્ર ૯૦૧૦ પત્રો જ તેમણે મોકલ્યા, પણ આજે એ જ વિમાનો દ્વારા તેઓ ૨૫ લાખ પત્રો મોકલે છે. અમેરિકામાં ન્યૂયોર્કથી શિકાગો અને શિકાગોથી સાનફ્રાન્સીસ્કો જેવા ૩૦૦૦–૩૦૦૦ માઇલ દૂરના સ્થળોએ દરરોજ વિમાનોથી પત્રો મોકલાય છે.

સર સેમ્યુઅલ કહે છે કે વિલાયતથી હિંદુસ્તાનમાં પણ હવે એક અઠવાડિયામાં પત્રો આવશે. કેરો અને કરાંચી વચ્ચેની તમામ તૈયારી થઇ ચૂકી છે અને થોડા જ સમયમાં વિમાનો ઉડવા માંડશે. વરસની અંદર સો–સો મુસાફરો એકેક વિમાનમાં બેસીને કરાંચીથી કેરો જશે અને કેરોથી કરાંચી આવશે અને દરિયો ખેડતી કોઇ પણ સ્ટીમર જેટલી સગવડ મુસાફરોને વિમાનમાં મળશે. સ્ટીમરની માફક ભોજનગૃહો, ધૂમ્રપાનગૃહો, હરવાફરવાનાં મેદાનો, જૂદી જૂદી કેબિનો વગેરે તમામ સુખસાધનની સામગ્રીઓ વિમાનમાં પણ યોજાશે અને મુસાફરોને જે જે અનુકૂળતાઓ જોઇશે તે તમામ તેમને વિમાનમાં પણ મળે એવી વ્યવસ્થા થશે. સર સેમ્યુઅલ બપોરે બિકાનેરમાં બિકાનેરના મહારાજા સાથે જમ્યા અને સાંજે પાંચ વાગે દિલ્હીમાં આવી તેમણે ચા પીધી. કલકત્તા અને રંગુન વચ્ચે ૮૦૦ માઇલનું અંતર છે. આજે જહાજ રસ્તે કલકત્તાથી રંગુન જતાં ૨૫૨ કલાક થાય છે. સર સેમ્યુઅલ કહે છે કે વિમાન રસ્તે જતાં ૯ કલાકથી વધારે નહિ થાય. સર સેમ્યુઅલ કહે છે કે વિમાનો માટે હિંદુસ્તાન સૌથી યોગ્ય છે, કારણ કે આ દેશની આબોહવા વધારે સ્થિર છે અને એથી વિમાનો માટે અતિશય અનુકૂળ છે. આ દેશમાં જૂદાં જુદાં શહેરો વચ્ચે અંતર પણ ખૂબ છે અને એને લીધે પણ વિમાનો ફાવે તેમ છે.

યૂરોપમાં તો નિયમિત રીતે એક દેશથી બીજે દેશ વિમાનો ઉડવા લાગ્યાં છે. લંડનથી બર્લીન વિમાન રસ્તે, રેલ્વેગાડી કે સ્ટીમર જેટલો જ ખર્ચ લાગે છે, પણ સમયમાં ખૂબ ફેર પડે છે. વિમાન રસ્તે રેલ્વેગાડી કરતાં ૫મા ભાગ જેટલો જ સમય લાગે છે. સર સેમ્યુઅલ જણાવે છે કે લંડન અને કરાંચી વચ્ચે વિમાનો ઉડશે ત્યારે પી. એન્ડ ઓ. ની સ્ટીમરના પહેલા વર્ગ જેટલો જ ખર્ચ વિમાન રસ્તે મુસાફરને લાગશે અને સમયમાં ઘણો જ બચાવ થશે. વિમાનમાં ધાર્યાં સમય

પ્રમાણે જ પહોંચી શકાય છે. પાંચ મિનીટનો પણ ફેર પડતો નથી. હવાનો અભ્યાસ કર્યાથી તોફાનોમાંથી બચી શકાય અને વિમાનને ફાવે તે સુગમ માર્ગે લઈ જઇ શકાય.

જે પ્રજાઓ યુદ્ધમાં વિમાનોનો ઉપયોગ કરે છે તે પ્રજાઓ જગતની પછાત પ્રજાઓ પર પોતાની સત્તા વધારે ને વધારે જમાવે છે. એમની હોશિયારી અને બુદ્ધિ પોતાને કેમ ઓછું જોખમ આવે અને સામાને કેમ વધારે નુકશાન થાય એવા વિમાનો યોજવામાં જ ખર્ચાઇ રહી છે. આજે જાપાન સિવાય એશિયા સમસ્તમાં વિમાનો નથી. આ વિમાનોથી મૂડીદારો અને રાજકર્તાઓના હાથ સબળ થયા છે. જગતમાં આજે જે યુદ્ધનીતિનું ધોરણ પ્રવર્તે છે તે જોતાં હવેનાં યુદ્ધોમાં વિમાનોનો ઉપયોગ વિશેષ અને વિશેષ થતો જશે. ગામોનાં ગામો અને દેશોનાં દેશો તારાજ થશે, નિઃશસ્ત્ર પ્રજાઓનો—સ્ત્રી, પુરુષ અને બાળકોનો વિનાશ થશે અને પરાધીન પ્રજાઓનો સ્વાધીન થવાનો પ્રયત્ન અતિશય વિકટ અને કઠણ બનશે. આ શોધોમાં માનવબુદ્ધિનો વિજય ડંકાર કરે છે પણ સાથે સાથે અબુધ માનવો પર બુદ્ધિશાળી માનવોની સત્તાનો દોર પણ બેસાડે છે. વિજ્ઞાન એ તો બેધારી તલવાર છે: તેને જેમ વાપરો તેમ વપરાય. એને કોણ વાપરે છે અને શા હેતુથી વાપરે છે એના ઉપર એના સારાસારનો આધાર છે. માનવ કલ્યાણ માટે વપરાય તો તે ફાયદો કરે, પરંતુ લૂંટવા અર્થે વપરાય તો તે નુકશાન કરે; અને આથી વિજ્ઞાન એ આશીર્વાદસમ છે અને શાપરૂપ પણ છે. વિમાનની પણ એ જ હાલત છે. હાલ તો વિમાન આપણી પરતંત્રતાની જંજીરના આંકડા મજબૂત કરે છે અને આપણા રાજકર્તાઓ અને બીજી પ્રજાઓને માટે આપણને નીચોવવાનો અને ચૂસવાનો માર્ગ સરળ કરે છે.

આપણા હિંદુસ્તાનના યુવાનો જાગશે અને આ વિમાનોની કળા શીખવાનો પ્રયત્ન કરશે ? કે 'અમારા રામાયણમાં રામચંદ્રજી લંકાથી અયોધ્યા વિમાનમાં બેસીને આવ્યા હતા અને અમારા બાપદાદા આ બધી કળા જાણતા હતા' એમ કહીને જ સંતોષ માનશે ?



## (૨) મિલ અને ખાદી

'સાહિત્ય'ના માર્ચ માસના અંકમાં સાહિત્યના તંત્રીએ આ વિષય સંબંધી જે અનુભવજન્ય ઉદ્ગાર કાઢ્યા છે તે વિચારણીય હોવાથી અમારા વાચકોને ભેટ ધરીએ છીએ:—

કોઇ પણ દેશના હુન્નર ઉદ્યોગને જ્યાં સુધી રાજ્યતંત્ર સંપૂર્ણ રીતે ઉત્તેજન ન આપે, ત્યાં સુધી તે નભી શકે નહિ. જે દેશમાં રાજ્યતંત્ર પ્રજાના હાથમાં ન હોય, તે દેશમાં-હિંદ જેવા દેશમાં એથી કરીને પ્રજાના ઉપર ભારે જવાબદારી આવી પડે. જે ઉત્તેજન રાજ્યે આપવું જોઇએ તે પ્રજાએ આપવું રહ્યું. એટલા માટે સ્વદેશીવ્રતના પ્રચારની જરૂર.

પણ સ્વદેશીનો પ્રચાર આખી પ્રજામાં પ્રાણરૂપે સંચરવો જોઇએ. એવું ન થવું જોઇએ કે એક વર્ગ એને સત્કારે ને બીજો વર્ગ સ્વચ્છંદે વર્તે; એમ ન બનવું જોઇએ, કે માલ વાપરનાર સ્વદેશી ચીજોને વળગી રહે, અને માલ બનાવનાર પોતે પરદેશી ચીજો વાપર્યા કરે. મિલોવાળાને પ્રજા તરફનું રક્ષણ જોઇતું હોય તો એમણે પોતે સૌથી પહેલાં સ્વદેશી ચીજોનો પ્રચાર કરવો જોઇએ; અને પ્રજા તરફના ટેકા વિના મિલોનું સંરક્ષણ અશક્ય છે.

આખો દેશ સધન હોય, તો તેથી માલ બનાવનારને કુદરતી રક્ષણ મળી રહે. આપણી મિલો અમેરિકાથી રૂ મંગાવે, તો તેથી સ્વદેશીનો પ્રચાર કેમ થાય ? આપણું કાપડ અમેરિકાનો ખેડુતો વાપરવાના નથી; આપણા ખેડૂતો વાપરશે; તો પછી આપણા દેશનું રૂ ખરીદી આપણા ખેડૂતને દૂર નાણું મોકલવાનો વધારે ફાયદો કેમ નથી કરતા ?

રેંટીઓ અને ખાદી એ પણ એવી રીતે મિલોના લાભની વાતો સમજવી. મહાત્મા ગાંધીએ એ હીલચાલ ઉપાડી લઈને દેશને લાભ કર્યો છે એટલું જ નહિ પણ મિલોને કાયમનું રક્ષણ મળે એવો માર્ગ શોધ્યો છે. રેંટીઆથી મિલોને નુકશાન છે એ વાત સાચી નથી. પહેલાં તો ફાજલવખતથી દેશની સમૃદ્ધિમાં-માલની પેદાશથી-વધારો થાય; અને તેટલે દરજ્જે દરેક માણસની ખરીદવાની શક્તિ વધે. બીજી બાજુ, ખાદી તરફના પ્રેમને લીધે સ્વદેશીનો પ્રચાર સ્વાભાવિક રીતે થાય; અને જે ચીજો હાથથી ન બની શકે, તે ચીજો મિલો બનાવી શકે. માણસ નવું શોખીન હોય છે, અને તે શોખ પૂરો કરવાને તેને કોડ હોય; એટલે ખાદી પહેરનારા પણ બીજી ભાત કે તરાહ વાપરે. મિલો એ શોખને સંતોષે અને પોષે.

આઈ સફલાતવાળાને આ ખાદીની હીલચાલ પસંદ ન પડી; સર ચીમનલાલે અમદાવાદમાં ભાષણ કરતાં એની અવગણના કરી. તેઓ બે એવું માનતા જણાય છે, કે આ સાંચાના યુગમાં હાથકંતા-મણની વાતો કરવી એ પાછા હઠવા જેવું એટલે મિથ્યા છે. એ બન્ને ભાઈઓ પશ્ચિમનું અર્થશાસ્ત્ર શીખેલા છે, એટલે એઓ આ નવી તરેહની હીલચાલથી ગભરાઈ જાય. પરંતુ દેશની પરિસ્થિતિનો અને દુનિયાના ઇતિહાસનો એમણે પૂરેપૂરો વિચાર કર્યો હોય એમ જણાતું નથી. આપણા હાથે બનાવેલા કાપડ સામે ઇંગ્લંડની મિલોનું કાપડ પરદેશમાં ન ટકી શક્યું, ત્યારે ઇંગ્લંડે શા ઉપાય લીધા તે ઇતિહાસ જુનો થઈ ગયો નથી. ખુદ ઇંગ્લંડમાં હજી ઉનની મિલો સાથે ગરમ કાપડનો હાથ ઉદ્યોગ જીવતો જાગતો છે. તિબેટમાં કે અફઘાનીસ્તાનમાં મિલો ક્યાં છે?

પરંતુ મિલો અને રેંટીઆની હરીફાઈનો આ પ્રશ્ન નથી. પશ્ચિમના અર્થશાસ્ત્રમાં આવી હરીફાઈ હોઈ શકે. આપણા દેશમાં હરીફાઈની જગાએ સહકાર હોય છે; એકની અપૂર્ણતા ટાળવાનું કામ બીજો કરે. આ સંપૂર્ણ સાંચાના જમાનામાં પણ હજી એવું કેટલુંક કાર્ય છે કે જે હાથે જ થઈ શકે. વળી મિલોમાં કાચા પદાર્થની થતી નકામી બરબાદીનો વિચાર કરીએ, તો હરીફાઈમાં પણ રેંટીઓ ટકી શકે એ વાત સ્પષ્ટ છે. વીજળિક રોશની આખા ગામમાં હોય ને સાંચો બગડે, તો આખાં ગામમાં અંધારું થાય. દીવેલના કોડીઆ ઘર ઘર હોય તો એમ થાય? ગામના વોટરવર્કસની, ભઠીઆરખાનાની, લોન્ડ્રીની, ડેરીની એવી જ મુશ્કેલી સમજવી. આ બધું કામ આપણા દેશમાં આપણે ઘેર કરી સ્વતંત્ર રહીએ છીએ, તો રેંટીઆની સ્વતંત્રતા ન મળે?

આપણા દેશમાં અતુલ મનુષ્યબળ છે. હિંદીઓને રોજી માટે પરદેશ રખડી રતરાતું જીવન ગાળવું પડે છે. એ ભૂખમરો મિલો કદી ન નિવારી શકે. જ્યાં મોટી વસ્તી ને ફાજલ વખત હોય ત્યાં કોઈ પણ હાથ-ઉદ્યોગ ફતેહમંદ થઈ શકે.

ખાદીના પ્રચારથી સ્વદેશી પ્રવૃત્તિ ચાલે: ખાદીથી રોજી વધે; રોજી સાથે ખરીદવાની શક્તિ આવે: તે સાથે શોખ વિકસે: આ બધાથી મિલોને રક્ષણ ન મળે, તો શાથી મળે? મિલોનું કર્તવ્ય છે, કે એમણે ખાદીપ્રચાર અને સ્વદેશીવૃત્તિની હીલચાલને પોતાની કરી લેવી: જે રક્ષણ જકાત સમિતિઓ નહિ આપી શકે, તે રક્ષણ એથી મળી રહેશે. અને કદાચ એવો વખત આવે, કે દરેક માણસ સ્વાશ્રયી બને, અને હાથે બનાવેલું કાપડ વાપરતો થાય, તો તે દિવસ મિલોના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે. એ સ્વપ્ન ભલે સાચું ઠરે; પણ એ સ્વપ્નનો સાક્ષાત્કાર થાય, ત્યાં સુધીની મુદતમાં મિલોનું પોતાનું ભવિષ્ય કેટલું બધું ઉજ્જવળ થઈ રહેશે! ને.

## (૩) અમાનુષ મનુષ્ય પ્રદર્શન

('પ્રસ્થાન' પુસ્તક બીજાના પાંચમા અંકમાં આ મથાળા નીચે એક લેખ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. એ વિષય ઉપર જ કેટલીક વધુ માહિતી હમણાં તા. ૨૦ માર્ચ ૧૯૨૭ ના 'પીપલ'માં એગનસ સ્મેડલી તરફથી બહાર આવી છે જે અમે નીચે રજુ કરીએ છીએ.

સાહેબ,

૫ મી સપ્ટેમ્બર ૧૯૨૬ ના 'પીપલમાં' મારો લખેલો 'Indians in European Zoological gardens' નામનો લેખ આપે પ્રસિદ્ધ કર્યો હતો. મી. જોન હેજનબેક માને છે કે આથી હિન્દમાં તેમની કીર્તિને હાની પહોંચી છે, અને તેથી કેટલાક સુધારા કરવાને મને કહે છે. એ હિન્દીઓ સાથે આ બાબત પૂરતો વિચાર કર્યા પછી નીચેના સુધારા કરવાનું મેં સ્વીકાર્યું છે. મી. હેજનબેકના પ્રદર્શનમાંના હિન્દીઓને વીસથી ત્રીસ નહિ પણ વીસથી પચાસ રૂપીઆ રહેવા ખાવાની સગવડ ઉપરાંત માસિક આપવામાં આવતા. આ ભૂલ હું કબુલ કરું છું. ઘાસનાં ઝુપડાંમાં નહિ પણ પ્લેટફોર્મ નીચે બાંધેલી ઓરડીઓમાં તેઓ સુતા હતા. વળી હેજનબેકે એ પણ પુરવાર કરી આપ્યું છે કે "પ્રાણી પ્રદર્શનમાં હિન્દી" એવા ભાવાર્થવાળાં પોસ્ટર્સ માટે તેઓ જોખમદાર ન હતા. પણ આ તો તેના ડીરેક્ટરની ભૂલ હતી. પાછળથી તે પોસ્ટર્સમાં એવો સુધારો કરવામાં આવેલો કે "પ્રાણી પ્રદર્શનની પાસ હિન્દી." પ્રાણી પ્રદર્શનના મુખ્ય પ્રવેશદ્વારમાંથી લોકોને આ પ્રદર્શનમાં આવવા દેવા સામે એમણે પહેલેથી જ વાંધો લીધો હતો. તેને માટે જુદું જ પ્રવેશદ્વાર હતું. અને આ પ્રદર્શનને ચીડીઆખાના સાથે કંઇ સંબંધ ન હતો.

કોઈ પણ પ્રાણીપ્રદર્શનના કોઇ પણ ભાગમાં હિન્દીઓનું પ્રદર્શન ભરવાની ભૂલ તેઓ નહિ કરે એવું જાહેર કરવા મને કહ્યું છે. હિન્દીઓ પોતે જ તેમના તરફ જેવું વર્તન હિન્દમાં રાખે છે તેના કરતાં હું વધારે સારૂં વર્તન રાખતો એમ મી. હેજનબેક કહે છે. યુરોપનાં બીજાં આવાં પ્રદર્શનોમાંના હિન્દીઓના કરતાં આ હિન્દીઓની સ્થીતિ સારી હતી એમ તેમણે દાખલાદલીલથી પુરવાર કરી આપ્યું છે. આની ચર્ચા લાંબી થવાથી જૂદો લેખ લખવાની જરૂર જણાઇ છે.

૧

ઉપરના પત્રમાં મારા આગલા લેખમાં રહેલી કેટલીક ભૂલો સુધારવામાં આવી છે. મારા પહેલા લેખનો ઉદ્દેશ એકલા મી. હેજનબેક ઉપર નહિ પરંતુ જે હિન્દીઓ આને માટે જવાબદાર છે તે દરેક ઉપર ટીકા કરવાનો હતો. એમની બધી વાત ધ્યાનમાં લેવા છતાં પણ અમારો તાત્વિક વિરોધ તો કાયમ જ રહે છે.

મી. હેજનબેકને એમ લાગ્યું કે મારા લેખથી તેમની આબરૂ અને ધંધાને જબરો ફટકો લાગ્યો છે અને તેથી તેમણે ગયા ડીસેમ્બરમાં મારી સામે બદનક્ષીનો દાવો નોંધાવ્યો. મી. વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય અને એ. સી. નમ્બીયર મારા વકીલ હતા. આ મામલાને જર્મન વિરૂદ્ધનો ન લેવામાં આવે તે હેતુથી દાવો થોડા વખત માટે પાછો ખેંચી લેવામાં આવેલો. પરંતુ ઝઘડો આગળ ચાલ્યો અને ફેબ્રુઆરીમાં મી. હેજનબેકના વકીલ તરફથી ચોવીસ કલાકમાં સહી કરવા માટે પત્ર મળ્યો જેમાં લખેલું હતું કે "મેં એક જુઠાણાભર્યો લેખ લખ્યો છે તે હું રાજીખુશીથી પાછો ખેંચી લઉં છું અને મી. હેજનબેકને કરેલા નુકસાન માટે માફી માગું છું." લેખને મથાળે છાપેલા પત્રથી તેઓને સંતોષ થયો ન હતો. અને તેથી તેમણે મને જણાવેલું કે જો હું સહી નહિ કરૂં તો મારી સામે વીસ હજાર માર્ક અર્થાત્ એક હજાર પાઉન્ડનો બદનક્ષીનો દાવો માંડવામાં આવશે. મેં મી. હેજનબેકને લખી જણાવ્યું કે મારો ઉદ્દેશ તેમનું અપમાન કરવાનો ન હતો. મારૂં કાર્ય અંગત નહિ પણ રાષ્ટ્રીય દૃષ્ટિથી પ્રેરાયલું હતું.

૨

વધુ વિગતમાં ઉતરવાની જરૂર નથી કારણ કે કેસ પડતો મૂકવામાં આવ્યો હતો અને હેજનબેક અમને ખાત્રી આપી હતી કે તેઓ કોઇ પણ "પ્રાણીપ્રદર્શન" સંબંધમાં ફરીથી હિન્દીઓનું પ્રદર્શન ભરશે નહિ. પણ આ સંબંધમાં એક બીજો બનાવ માનવદૃષ્ટિએ મહત્ત્વનો છે તે ઉપર હું હવે આવું છું.

કેસની સુનાવણી પહેલાં બે દિવસ ઉપર જોન હેજનબેકની પુત્રવધુ મીસીસ ગર્ટ્રુડ હેજનબેક

મને મળવા આવી હતી. તેણે મને કહ્યું તે પ્રમાણે કરવું અશક્ય છે પણ તેના વિચારો આપણે જાણવા જેવા છે. તેણે કહ્યું કે મારા લેખથી હિન્દુસ્તાન 'કેબલ' કરવાના તેને સાતસો માર્ક ખર્ચ થયું, અને ધંધાને પણ ખોટ લાગી. હાગબર્ગમાં એક કાર્લ હેજનબેક આવું સરકસ રાખે છે અને એ બધાનું પાપ મારા સસરા ઉપર પડયું. એનો સસરો જ્હોન સીલોનમાં અઠ્ઠાવીસ વર્ષ રહ્યો છે. લડાઇની શરૂઆતમાં સીલોનમાંથી તેને કપડાંભેર નાસવું પડયું હતું. તે પછી તે માંડ ધંધામાં પગભર થતો હતો ત્યાં હિન્દીઓએ તેના ઉપર હલ્લા કરવા માંડયા. હિન્દના વર્તમાનપત્રોએ તેને જર્મન હૂણ કહી ભાંડયો. સરકસના માણસો તરફ તેનો સસરો માયાળુપણે વર્તતો. તેમની હુંગરેલસે ખાવેપીવે અને દવાદારૂમાં સારી સંભાળ રાખે છે અને તેમને નાટક સીનેમા પણ દેખાડે છે. આ બધી વાત કહેતાં તે બહુ લાગણીથી બોલતી હતી અને વચમાં વચમાં આંસુ પણ પાડતી હતી.

૩

મારો જવાબ મેં નીચે પ્રમાણે આપ્યો અને અત્યારે પણ મારો એ જ જવાબ છે

મારો કંઈ હેજનબેકને નુકશાન કરવાનો ઇરાદો ન હતો. હિન્દની પ્રતિષ્ઠાની ખાતર મેં લેખ લખ્યો હતો. 'પ્રાણીદર્શનની હદમાં હિન્દ' એ મથાળાની સામે અમારો વાંધો હતો. ખોરાક કે પૈસાનો વાંધો અમારો મુખ્ય વાંધો ન હતો. મજુરીની બાબતમાં મેં ભૂલ કરી હતી, પણ આંકડો મને સરકસના એક માણસ તરફથી મળ્યો હતો. અને સરકસના ધણીને પૂછવા જવાય એવો સંબંધ એમણે રાખ્યો નહતો. આવા તમાશાને માટે પ્રાણી પ્રદર્શનખાતું પસંદ કર્યું તેથી અમો ગુસ્સે થયા. એ બાઇ આ જગાએ બોલી હતી કે આ પસંદગીમાં ભૂલ થઇ હતી. પણ તેમાં હિન્દને અપમાન કરવાનો ઈરાદો ન હતો. તેના સસરાને ઘણી ખોટ ગઇ તે બાબતમાં હું એટલું જ કહી શકયો કે હિન્દે માત્ર પૈસા નહિ ખુદ સ્વાતંત્રતા પણ ખોઇ છે. હવે હિન્દ પાસે પોતાની બેડીઓ સિવાય કશું ખોવાનું રહ્યું નથી. તેના સસરાને અંગત હાનિ પહોંચી છે પણ હિન્દની તો આખી પ્રજાને હાનિ પહોંચી છે. મારા લેખથી તેની અંગત બદનક્ષી થઈ તે ગણે છે પણ એના તમાસાની પાસે રાખી સરખાવી જોતાં હિન્દને થયેલી બદનક્ષી આગળ એ કશી વિસાતમાં નથી તેમને જર્મન હૂણ કહેવાની બાબતમાં મને શંકા આવે છે કે કોઇ હિન્દી એટલો અજ્ઞાન, મૂર્ખ કે અન્યાયી નહિ હોય. એવો જો કોઇ હિન્દી હોય તો એણે ઘણો અન્યાય કર્યો કહેવાય. કારણ કે ઇગ્લાંડ અને અમેરિકાએ જર્મનીને ભાંડવા માટે એ નુસ્ખો લડાઇ વખતે ઉભું કર્યું હતું. દુનીઆના પટ ઉપર અત્યારે કોઇ હૂણ હોય તો તે જર્મન પ્રજામાં તો નથી જ.

મેં તેને વિનંતિ કરી કે તમે યૂરોપની સ્ત્રી છો અને આ વિવાદમાં તમારે અંગત હિત છે એ ઘડીભર વીસરી જાઓ અને એક પરતંત્ર દેશના એટલે હિન્દના હો એવો ખ્યાલ કરો એક દેશ કે જે પરદેશી ધુસરી નીચે આવેલો છે અને દારિદ્ર અને અજ્ઞાનની નીચે પશુની પેઠે કચડાઇ રહ્યો છે, જેને સ્વતંત્રતા માટે ભયંકર શત્રુઓ સામે ટકવાનું છે. તમે એવી એક હિન્દની સ્ત્રી પરદેશમાં આવી ચડયાં હો, જ્યાં કાયદો કે પ્રતિનિધિનું તમને શરણ નથી, અને જ્યાં તમારા બચાવમાં તમે માત્ર કલમ વાપરી શકો છો: તમે એવી સ્થિતિમાં આવી પડયા હો અને એક દિવસ શહેરમાં એકાએક 'પ્રાણી પ્રદર્શનમાં હિન્દ' એવાં પોસ્ટરો વાંચો. તમે મને કહો કે આવે વખતે તમે શું કરો! તેણે કહ્યું હા! હિન્દીઓએ કર્યું તેમ જ હું કરૂં.

૪

આ હકીકત મારે હિન્દી લોકો પાસે રજુ કરવાની છે. આપણે યાદ રાખવું જોઇએ કે આ બાઈ આપણા કરતાં જુદી જ દુનીઆની હતી. તેનું કુટુંબ રાજકારણમાં રસ લેતું ન હતું અને હિન્દની પ્રજાકીય લાગણી તેના સ્વપ્નામાંય ન હતી. અમો શા માટે વિરોધ દર્શાવતા હતા એ તેઓ સમજી શક્તા ન હતા. આ વિવાદમાં એમને માત્ર અંગત સ્વાર્થ હતો. અને ખોરાકી પોષાક આપ્યા પછી

તેમાં કાંઇ કરવાનું રહેતું ન હતું એમ તેઓ સમજતાં હતાં. તેમની વિરૂદ્ધની હીલચાલથી તેઓ પુષ્કળ ચીડાયાં હતાં. આ બધુંય છતાં તે આપણો પક્ષ સમજી શક્યાં અને સમજ્યાં તે જ સાંજે તેણે બ્રુદ્નસ્કીનો મુકર્દમો પાછો ખેંચી લીધો. આ કેવળ વિરોધી દુનીઆની હકીકતને સમજવાની અને તે સમજણ પ્રમાણે કામ કરવાની, અને એ કામ કરતાં પૈસાનું નુકશાન થાય તે પણ સહી લેવાની શક્તિ તે ખરેખર બુદ્ધિની પ્રમાણિકતા છે, અને આધ્યાત્મિક સચ્ચાઈ છે. મારી ભૂલ થતી હશે પણ હું માનું છું કે આ જર્મનીનું લક્ષણ છે. ઇંગ્લાંડ અને અમેરિકાનાં માણસોમાં એ નથી. ત્યાં કોઇ કોઇ વ્યક્તિઓમાં એ હશે, પણ જર્મનીમાં તો એ બધામાં છે. અમેરિકામાં રાજકારણ પ્રમાણે ધર્મ, જાતિ, રંગ, કે અભિપ્રાય પ્રમાણે તમારા વર્ગો થાય છે, પણ જર્મનીમાં તમે કાળા, આસમાની, કે પીળા વર્ણના ચીની, હિન્દી, હબસી કે અંગ્રેજ ગમે તે હો, ગમે તે ઇશ્વરને માનતા હો પણ જર્મન તમારી વાત સાંભળશે અને બને ત્યાં સુધી શીખશે. અંગ્રેજની ચેલીને અડો એટલે એના આત્માને અડયા જેવું લાગે છે કારણ કે અંગ્રેજો વેપારી જાતિ છે, અને વેપાર એ એમની બુદ્ધિ છે. તેમના વેપારનું જેથી રક્ષણ થાય તે પવિત્ર. તેમના વેપારમાં અને નફામાં અડચણ કરે તે અનીતિવાળું અને રાજદ્રોહી મુડીવાદને શોધીને તેનો અર્ક કાઢ્યો હોય તેવા તે છે; ગાંધીને શિક્ષા કરનાર ન્યાયાધીશે જોયું તેમ કેટલીક વ્યકિતઓ સત્યને જોઇ શકે પણ એ સત્યથી તેમની સત્તા અને નફાનો કદિ વાંધો નહિ આવવા દે. સર્વ સત્ય અને ન્યાય ઉપર સર્વોપરિ સત્તા ચલાવનાર પરમેશ્વર તે તેમનો પાઉન્ડ છે.

જર્મનો એવા નથી. તેમનામાં ભૂલો છે પણ કુલટુર (cultur.) સંસ્કાર એ જર્મનો માટેનો ખરો શબ્દ છે. ઇંગ્લાંડ અને અમેરિકાએ લડાઇ વખતે આની મશ્કરી કરવાનો પ્રયત્ન કર્યો કારણ કે તેમને મન વેપાર, હોટેલ, વ્યવહારદક્ષતા અને વ્હીસ્કી એ પવિત્ર શબ્દો છે; પણ જર્મન શબ્દ-સંસ્કારમાં સત્યની ખરેખરી તૃષા રહેલી છે. ગમે તે કહો પણ તેમના અભ્યાસીઓ આપણા પ્રાચીન હિન્દુ અને આરબ લોકોને સૌથી વધારે મળતા આવે છે—અલબત અત્યારના આપણા માણસો કરતાં પણ વધારે.

## ૫

હિન્દની પ્રતિષ્ઠાની ખાતર આટલું તો કરવું જ જોઇએ.

(૧) કોઇ પણ હિન્દીને પ્રાણીપ્રદર્શનમાં કે તેને લગતા ભાગમાં બતાવી શકાય નહિ.

(૨) હિન્દી મહેલો આ બાજુ આવે તેમણે નોકરીઆત થઇને ન આવવું પણ ખુશી શરતોએ એ ધંધાના બીજા યુરોપીઅનો કરતા હોય તેમ રહેવું.

(૩) પગાર યુરોપીઅનના જેટલા લેવા.

(૪) રહેણીકરણી યુરોપીઅનના જેવી રાખવી.

(૫) જે હિન્દીઓ પોતાની સંભાળ ન લઇ શકે એટલા અજ્ઞાન હોય તેમણે અહીંઆં આવીને હિન્દની પ્રતિષ્ઠા ખોવી નહિ.

એશિયા અને આફ્રિકાના દશેશ આ રીતે ભજવાય એ આપણે માટે હીણું છે. આપણે આવી ભજવણી સામે સખ્ત વાંધો દર્શાવવો જોઇએ. આપણાં પોતાનાં સગાંવહાલાં આમ કરતાં હોય તો આપણને કેટલું ખોટું લાગે તે વિચારો હું જાણું છું કે આ દૃષ્ટિબિંદુ બધા ન સ્વીકારે કારણ કે જ્યાં અસ્પૃશ્યતા, બાળલગ્ન, પડદો, કૌટુમ્બિક દાસત્વ જેવા રિવાજો હયાત હોય ત્યાં માનવતાને માટે બોલવું તે અરણ્યે રુદિત છે. એમની સાથે સરખાવતાં પ્રાણીપ્રદર્શનમાં રહેવું એ પણ આશીર્વાદરૂપ છે.

## (૪) પરદેશી કાપડ

૧૯૨૬ ના છેલ્લા નવ માસમાં લેન્કેશાયર અને જાપાનથી હિંદુસ્તાનમાં કેટલું કાપડ આયાત થયું એના આંકડા 'માન્ચેસ્ટર ગાર્ડિયન'માં પ્રસિદ્ધ થયા છે. અત્યારસુધી એવી માન્યતા પ્રચલિત છે કે જાપાની માલ વિલાયતી માલ કરતાં આપણા દેશમાં વધારે પેસવા માંડ્યો છે. ચીનના આંતર વિગ્રહને લીધે જાપાની માલનો ચીનમાં વધારે ઉઠાવ થાય છે એને લીધે હો કે કોઈ બીજા કારણને લીધે હો, પણ છેલ્લા નવ માસના આંકડા તો લેન્કેશાયરની ચડતી કળાનો જ નિર્દેશ કરે છે. આંકડા નીચે પ્રમાણે છેઃ—

છેલ્લા ડીસેમ્બર માસમાં લેન્કેશાયરે ૧ કરોડ અને ૧૦ લાખ વાર ધોયેલું કાપડ હિંદુસ્તાનમાં દાખલ કર્યું, જ્યારે જાપાને માંડ ૩ લાખ વાર મોકલ્યું હશે. આગલી સાલમાં જાપાને લગભગ ૭ લાખ વાર ધોયેલું કાપડ હિંદુસ્તાનમાં આયાત કર્યું હતું એ જોતાં અને લેન્કેશાયરના આગલી સાલના આંકડા પર નજર કરતાં સ્પષ્ટ જણાય છે કે જાપાન લેન્કેશાયરની હરીફાઈમાં પાછું હટતું જાય છે.

રંગીન કાપડની બાબતમાં પણ તેમ જ છે. લેન્કેશાયરની આયાત જ્યારે ૫૩૦૦ વાર વધી છે ત્યારે જાપાનની આયાત ૩૧૦૦૦ વાર ઘટી છે. એટલે કે લેન્કેશાયરના ટકાઉ માલની સાથે જાપાન હરીફાઈ કરી શકતું નથી.

૧૯૨૬ના છેલ્લા નવ માસમાં બધું મળીને ૨ અબજ અને ૩૦ કરોડ વાર કાપડ હિંદુસ્તાનમાં પરદેશોમાંથી આયાત થયું. આમાંથી ૧ અબજ અને નવ કરોડ વાર કાપડ લેન્કેશાયરે જ મોકલ્યું. ૧૯૨૫ કરતાં ૧૯૨૬માં ૨૨ કરોડ વાર કાપડ હિંદુસ્તાને વધારે ખરીદ્યું. અને લેન્કેશાયરે ૧૯૨૫ના કરતાં ૧૯૨૬માં ૧૯ કરોડ વાર કાપડ હિંદુસ્તાનમાં વધારે વેચ્યું; એટલે કે જાપાન અને બીજા દેશો માત્ર ૩ કરોડ વાર કાપડ જ વધારી શક્યા. ૧૯૨૬માં જાપાને કુલ ૧૭ કરોડ વાર કાપડ હિંદુસ્તાનમાં આયાત કર્યું અને જાપાનની એ આયાત જેટલું કાપડ તો લેન્કેશાયરે વધારામાં (૧૯ કરોડ) મોકલ્યું; એટલે લેન્કેશાયર જ કાપડ બજારમાં રાજ કરે છે એ નિર્વિવાદ છે.

જાપાનના ઘટાડાનું એક કારણ એ પણ છે કે પહેલાં જાપાનને જે સસ્તા રૂનો ભાવ મળતો હતો તે હવે મળતો નથી. અમેરિકન રૂનો ભાવ ગગડ્યો છે અને સક્કર બેરેજની યોજનાથી લેન્કેશાયરની મિલો માટે જોઈતું રૂ ઉગાડી લેવાની યોજના બ્રિટિશ મૂડીદારોએ ઘડીને તૈયાર કરી છે એટલે ભવિષ્યમાં રૂની બાબતમાં બ્રિટિશ સ્વાધીન બનશે અને જાપાનને રૂના ભાવમાં જે થોડોઘણો 'માર્જીન' રહેતો હતો તે ચાલ્યો જશે. જાપાનના હુંડીઆમણનો ભાવ પણ હવે તેજ થયો છે અને એથી નિકાસ કરવામાં એને હુંડીઆમણથી જે લાભ મળતો હતો તે ગયો છે. આથી લેન્કેશાયરનો સિતારો આજે ચડતો દેખાય છે અને હિંદુસ્તાનીઓ જો ચેતશે નહિ તો હિંદુસ્તાનનો રૂનો બજાર અને કાપડનો બજાર બન્ને લેન્કેશાયરને હસ્તક જશે અને હિંદુસ્તાનનું દ્રવ્યશોષણ વધારે ને વધારે વેગથી લેન્કેશાયર કર્યે જશે. પરદેશી કાપડના બહિષ્કારની હાકલ આજે કલકત્તા સિવાય આખા દેશમાં બંધ પડી છે અને કલકત્તામાં પણ બંગાળી પરહેજગારો (Detenues) ને છોડવવા પૂરતી જ હાકલ ઉઠી છે. જાણે કે પરહેજગારો છૂટે ત્યારે પરદેશી કાપડના

બહિષ્કારની જરૂર જ ન રહેતી હોય ! આપણા દેશનેતાઓ ક્યારે સમજશે કે આ પરદેશી કાપડનો બહિષ્કાર એ સરકાર સામે 'ગોળીબ' કરવાનું સાધન નથી, પણ એ તો એક અમોઘ શસ્ત્ર છે જેના ઉપયોગથી હિંદુસ્તાનની-આઝાદી હાંસલ થવાની છે ?



## (૫) ચીનમાં લોકશિક્ષણનો પ્રચાર

કેળવણીના વિષયમાં રૂશિયા, હિંદુસ્તાન અને ચીન જગતના દેશોમાં સૌથી છેલ્લા આવે છે. રૂશિયામાં સોવિયેટ સરકારની સ્થાપના પછી લોકશિક્ષણના વિષયમાં કેવી આશ્ચર્યજનક પ્રગતિ થઈ છે એ આ માસિકના એક લેખમાં અગાઉ અમે જણાવી ગયા છીએ. દશ વર્ષ પહેલાં રૂશિયામાં ભણેલાઓનું પ્રમાણ સેંકડે ૨૮ નું હતું, હિંદુસ્તાનમાં સેંકડે ૬ નું હતું અને ચીનમાં ૨ નું હતું. આજે રૂશિયામાં ભણેલાઓનું પ્રમાણ ખૂબ જ વધી ગયું છે; આજે તો એ દેશમાં અભણ માણસો શોધ્યા જડે એમ નથી એવી ત્યાંની પ્રજાકીય સરકારે પ્રગતિ કરી છે. હિંદુસ્તાનમાં સેંકડે માંડ એક-બે વધારે માણસો ભણતા માંડ્યા છે, જ્યારે ચીનમાં છેલ્લા દસ વર્ષમાં સેંકડે બે માણસોને બદલે ૧૨ માણસો-૮૮ લાખને બદલે ૫ કરોડ અને ૨૮ લાખ માણસો-ભણેલાની યાદીમાં નોંધાયા છે બીજા શબ્દોમાં કહીએ તો છેલ્લા દશ વર્ષમાં ૪ કરોડ અને ૪૦ લાખ માણસો ચીનમાં લખતાં વાંચતાં શીખ્યા છે.

અને આ શીખવનાર કોણ ? હાલના નવયુવકો જેઓ દિવસે રાષ્ટ્રીય વિનયમંદિરો અને મહાવિદ્યાલયોમાં ભણે છે અને રાત્રે રાત્રિશાળાઓમાં પોતાના અભણ ભાઈબ્હેનોને લખતાં વાંચતાં શીખવે છે. આ શિખવવા માટે તેઓ પૈસા લેતા નથી. તેઓ જાણે છે કે તેમનો દેશ ગરીબ છે; તેમની સરકાર ગરીબ છે; તે પૈસા આપી શકે એમ નથી. આથી તેઓ મહેનત મજૂરી કરીને પોતાનું પેટ ભરે છે પણ ગરીબ પ્રજા આગળ પોતાનો હાથ લંબાવતા નથી. પોતે ભણે અને પોતાના ભાઈબ્હેનો અજ્ઞાનમાં સબડે એ એમનાથી સહ્યું જતું નથી. આથી એ રાષ્ટ્રીય નવયુવકોએ ગામેગામ અને શહેરેશહેર-જ્યાં જ્યાં રાષ્ટ્રીય વિદ્યાલયો છે ત્યાં ત્યાં રાત્રિશાળાઓ સ્થાપી છે. રાષ્ટ્રીય વિદ્યાલયનો એકેએક વિદ્યાર્થી એક એક રાત્રિશાળા બન્યો છે અને પોતાનામાં ગુરુએ પ્રગટાવેલું જ્ઞાનનું કિરણ લઈ આસપાસના અંધકારનો એ નાશ કરે છે. અને મોટી વસ્તિવાળા, ગરીબ દેશમાં બીજું શઈ પણ શું શકે ? ચોમેરદમ ફેલાયેલા અજ્ઞાન અંધકારનો નાશ કરવાની કુંચી દેશના શિક્ષિત યુવકોના હાથમાં છે. ચીનના યુવકોએ એ કુંચી વાપરવા માંડી છે. હિંદુસ્તાનના યુવકો એ ક્યારે વાપરશે ?

આપણે અહીંઆ ભાષા શીખવાની બાબતમાં જે સરલતા છે તે ચીનમાં નથી. ચીનમાં તો અનેક પ્રકારની ભાષાઓ છે: લખવાની ભાષા જૂદી તેમ જ બોલવાની ભાષા પણ જૂદી. ભાષાના મૂળાક્ષરો પણ અસંખ્ય છે. આપણા ગૂજરાતી સાક્ષરોની માફક જોડણી જેવી નાનકડી બાબતમાં જ રમાઇ પડે એવા ચીની વિદ્વાનો નથી. એમણે તો આવી અટપટી ભૂલભૂલામણીમાંથી પણ રસ્તો કાઢ્યો છે અને 'પીહુઆ' નામની લોકભાષા યોજી છે. આ ભાષા ૭૦ થી ૮૦ ટકા લોકો બોલે છે. આને મંડારીન પણ કહે છે. આજે આ 'પીહુઆ'ને એમણે રાષ્ટ્રીય ભાષાના પદે સ્થાપી છે. બધું શિક્ષણ આ રાષ્ટ્રભાષા દ્વારા જ તેઓ

આપે છે. એક જ જાતના મૂળાક્ષરો–લગભગ ૧૦૦૦ જેટલા–તેઓ શીખવે છે અને ચાર મહિનાની અંદર ખેડૂતો અને મજૂરો આ અક્ષરો શીખી જાય છે. તે પછી તો તેઓ આ રાષ્ટ્રભાષામાં જ લખાયેલા મજૂરો અને ખેડૂતોના વર્તમાનપત્રો વાંચે છે, રાજકીય અને ઔદ્યોગિક પ્રશ્નોનો વિચાર કરતાં થઇ જાય છે અને બહારની દુનિયામાં શું શું બની રહ્યું છે તેનું પણ જ્ઞાન મેળવે છે.

યાંગસી નદીના કાંઠા પરના ગામો માટે ખેડૂત શિક્ષણ મંડળની યોજના થઇ છે અને એ મંડળ ખેડૂત સ્ત્રી પુરુષોને લખનાં વાંચનાં શીખવે છે એટલું જ, નહિ પણ ખેતીવાડી અને ગૃહઉદ્યોગની પણ માહિતી આપે છે; ખેડૂતો માટે રાત્રિશાળા ઉપરાંત ખાસ વર્ગો ચલાવે છે અને દેશભક્ત સન યાટ્ સેને જે ત્રણ સિદ્ધાંતો તારવ્યા છે અને જે સાનમીનને નામે ઓળખાય છે તે વિષે વિસ્તારથી સમજણ આપે છે. એ ત્રણ સિદ્ધાન્તો નીચે પ્રમાણે છેઃ–

૧ પરદેશી સત્તાને કાઢી નાંખો;

૨ પ્રજાકીય સ્વતંત્રતા મેળવો; અને

૩ કામદારો અને ખેડૂતો માટે આર્થિક સ્વતંત્રતા મેળવો.

હિંદુસ્તાનમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળક જેમ સ્વર્ગ મળશે, બહિસ્ત મળશે, મોક્ષ મળશે એ શબ્દો કોઇ સાધુ કે ફકીરના મુખમાંથી પડતાં વેંત જ સમજી જાય છે તેમ દરેક ચીની સ્ત્રી, પુરુષ અને બાળક સન યાટ્ સેનના આ ત્રણ સિદ્ધાંતો સમજી જાય છે. પરદેશીઓ –પછી ભલે તે બ્રિટિશ હો કે જાપાનીસ હો–ની સત્તા ચીન હવે સહન નથી કરી શકતું એનું કારણ આ લોકશિક્ષણ છે. ચીનમાં હવે નૂતન સાધુઓનો યુગ આવ્યો છે. તેઓ સ્વર્ગ અને બહિસ્ત, મોક્ષ અને નિર્વાણની વાતો નથી કરતા; આ જન્મના જ મોક્ષની વાતો તેઓ લોકોને કાને નાંખે છે અને તે મોક્ષ–સ્વતંત્રતા મેળવવા લોકોને તૈયાર કરે છે. સાધુઓનો આ નવો સંપ્રદાય છે. આ સંપ્રદાયે છેલ્લાં ૫ વરસમાં ૩૫ થી ૫૦ હજાર પ્રાથમિક શાળાઓ સ્થાપી છે. તેમણે સ્થાપેલી રાત્રિશાળાઓની સંખ્યા તો દિનપ્રતિદિન એટલી ઝડપથી વધતી જાય છે કે એનો સુમાર થઈ શકે તેમ નથી. પાંચ કરોડ માણસોને આ સંપ્રદાયે પશુમાંથી માણસ બનાવ્યા, બ્રિટિશોનાં જહાજો અને વિમાનો આ સંપ્રદાયે જ ચીનમાંથી પાછાં હઠાવ્યાં, જાપાનને માટે ચીનની ભોંય આ સંપ્રદાયે જ ભારે કરી અને ચીનની મરદાનગી માટે નામર્દ હિંદુસ્તાનીઓના મુખમાંથી પણ વાહવાહના સુખન આ સંપ્રદાયે જ કઢાવ્યાં. ધન્ય છે આ સંપ્રદાયને! નમન છે એ નવયુવકોને! પ્રભુ! એ દિન હિંદુસ્તાનને ક્યારે દેખાડશે? મોક્ષ અને બહિસ્તના ઓઠા નીચે ગૃહકંકાસ ફેલાવનાર સાધુઓ અને મુલ્લાંઓને બદલે આવો ઘેર ઘેર જ્ઞાનદીપ પ્રગટાવનાર નૂતન સાધુસંપ્રદાય હિંદુસ્તાનમાં ક્યારે સ્થપાશે? ઓ નાથ! અમારા નવયુવકો ક્યારે અમારા અસહાય બંધુઓની બાંય પકડશે?

નં.

બહિષ્કારની જરૂર જ ન રહેતી હોય ! આપણા દેશનેતાઓ કયારે સમજશે કે આ પરદેશી કાપડનો બહિષ્કાર એ સરકાર સામે 'ગોફીશ' કરવાનું સાધન નથી, પણ એ તો એક અમોઘ શસ્ત્ર છે જેના ઉપયોગથી હિંદુસ્તાનની-આઝાદી હાંસલ થવાની છે?



## (૫) ચીનમાં લોકશિક્ષણનો પ્રચાર

કેળવણીના વિષયમાં રૂશિયા, હિંદુસ્તાન અને ચીન જગતના દેશોમાં સૌથી છેલ્લા આવે છે. રૂશિયામાં સોવિયેટ સરકારની સ્થાપના પછી લોકશિક્ષણના વિષયમાં કેવી આશ્ચર્યજનક પ્રગતિ થઈ છે એ આ માસિકના એક લેખમાં અગાઉ અમે જણાવી ગયા છીએ. દશ વર્ષ પહેલા રૂશિયામાં ભણેલાઓનું પ્રમાણ સેંકડે ૨૮ નું હતું, હિંદુસ્તાનમાં સેંકડે ૬ નું હતું અને ચીનમા ૨ નું હતું. આજે રૂશિયામાં ભણેલાઓનું પ્રમાણ ખૂબ જ વધી ગયું છે; આજે તો એ દેશમ. અભણ માણસો શોધ્યા જડે એમ નથી એવી ત્યાંની પ્રજાકીય સરકારે પ્રગતિ કરી છે. હિંદુસ્તાનમાં સેંકડે માંડ એક–બે વધારે માણસો ભણવા માંડયા છે, જ્યારે ચીનમાં છેલ્લા દસ વર્ષમાં સેંકડે બે માણસોને બદલે ૧૨ માણસો–૮૮ લાખને બદલે ૫ કરોડ અને ૨૮ લાખ માણસો–ભણેલાની યાદીમાં નોંધાયા છે બીજા શબ્દોમાં કહીએ તો છેલ્લા દશ વર્ષમાં ૪ કરોડ અને ૪૦ લાખ માણસો ચીનમાં લખતાં વાંચતાં શીખ્યા છે.

આપે છે. એક જ જાતના મૂળાક્ષરો–લગભગ ૧૦૦૦ જેટલા–તેઓ શીખવે છે અને ચાર મહિનાની અંદર ખેડૂતો અને મજૂરો આ અક્ષરો શીખી જાય છે. તે પછી તો તેઓ આ રાષ્ટ્રભાષામાં જ લખાયેલા મજૂરો અને ખેડૂતોના વર્તમાનપત્રો વાંચે છે, રાજકીય અને ઔદ્યોગિક પ્રશ્નોનો વિચાર કરતાં થઇ જાય છે અને બહારની દુનિયામાં શું શું બની રહ્યું છે તેનું પણ જ્ઞાન મેળવે છે.

યાંગસી નદીના કાંઠા પરના ગામો માટે ખેડૂત શિક્ષણ મંડળની યોજના થઇ છે અને એ મંડળ ખેડૂત સ્ત્રી પુરુષોને લખનાં વાંચનાં શીખવે છે એટલું જ નહિ પણ ખેતીવાડી અને ગૃહઉદ્યોગની પણ માહિતી આપે છે; ખેડૂતો માટે રાત્રિશાળા ઉપરાંત ખાસ વર્ગો ચલાવે છે અને દેશભક્ત સન યાટ્ સેને જે ત્રણ સિદ્ધાંતો તારવ્યા છે [illegible] સાનમીનને નામે ઓળખાય છે તે વિષે વિસ્તારથી સમજણ આપે છે. એ ત્રણ સિ[illegible] પ્રમાણે છે:–

આપણા સમાજમાં આ વ્રતોની એક બીજી પણ અસર થતી. વ્રતોને નિમિત્તે સર્વ સ્ત્રીઓ એક જ ઉદ્દેશથી ભેગી થતી અને જીવનમાં એકતા અનુભવતી. એક જ કોડ એક જ ઉદ્દેશ અને એક જ સાધન એ જ વાસ્તવિક રીતે જીવનની એકતા અનુભવવાનો ખરેખરો માર્ગ છે. સામાન્ય રીતે ઘરમાં ગોંધાઇ રહેલી સ્ત્રીને આ જીવનમાં મોકળાશ મળતી અને માબાપથી છૂટાં પડી સાસરાનાં પરાયાં લોકોમાં વસતી સ્ત્રીને અહીં પોતાનું લાગતું. વળી સમાજે પુરુષોને માટે હમેશના કામથી મુક્ત થવા રજાના દિવસો આપ્યા છે, સ્ત્રીને ઘરના કામથી મુક્ત થવાને માત્ર આ વ્રતો જ હતાં. એમ અનેક રીતે આ વ્રતો સ્ત્રીજીવનમાં ઉપકારક અને પ્રાણપ્રદ થતાં.

આ વ્રતો કયા ધર્મમાંથી ઊતરી આવ્યાં હશે એ કહેવું મુશ્કિલ છે. તેને માટે પ્રમાણો મળવાં દુર્ઘટ છે. પણ જેમ વેદકાળની મહાસંસ્કૃત સાથે જ પ્રાકૃત ભાષાઓનો પ્રવાહ પણ ગંગાયમુના પેઠે ભેગો તો પણ અલગ ચાલ્યો જતો હતો અને એક ભાષાએ બીજી પર અસર કરેલી છે તેમ જ વેદકાલના આર્યધર્મની સાથે જ આ કોઈ લોકધર્મ સાથે સાથે જ ચાલ્યો જતો હશે, આર્યધર્મથી તે સંસ્કાર પામતો હશે અને પોતાના મતો આર્યધર્મને આપતો હશે. બન્ને ધર્મો ભિન્ન છતાં પણ અભિન્ન જેવા જ હશે, પરસ્પર દ્વેષી હશે એમ અવશ્ય માનવાની અમને જરૂર લાગતી નથી. અને આ પણ છેવટ તર્ક જ છે.

આ બધાં વ્રતો માત્ર સ્ત્રીઓમાં જ રહ્યાં છે. પુરુષો માટે વ્રતો હશે કે નહિ ? હશે તો તેમનામાંથી કેમ લુપ્ત થયાં અને સ્ત્રીઓમાં કેમ સચવાઈ રહ્યાં ? પહેલા પ્રશ્નનો જવાબ જો નકારમાં હોય તો છેલાનો જવાબ તો સ્પષ્ટ એ જ છે કે સ્ત્રીઓનું જીવન આપણામાં વધારે સ્થિતિબદ્ધ રહ્યું છે, બહારના આઘાતો–ફેરફારોએ સ્ત્રીજીવન ઉપર ઘણી ઓછી અસર કરી છે.

અને આ જમાનામાં હવે આ વ્રતો સ્ત્રીજીવનમાંથી પણ ચાલ્યાં જ જવાનાં છે, ચાલ્યાં ગયાં છે, એમાં અમને શંકા નથી, તેમાં અમને અનિષ્ટ પણ નથી લાગતું. આવા સંગ્રહો થવા લાગ્યા છે તેનો અર્થ પણ એ જ છે કે એ ભૂતકાળની વિગતો અત્યારે લુપ્ત થાય છે તેને સંઘરી રાખવી. પણ એ વ્રતોમાં રહેલું મંગલતાનું વાતાવરણ, કુદરતનો સંપર્ક, જીવનની ઉલ્લાસતા, નિર્દોષ કોડ એ સર્વ જીવનકાવ્ય સાથે સાથે લુપ્ત ન થાય એ જ અમે ઇચ્છીએ છીએ. આવા સંગ્રહો, પુરાતન વસ્તુઓ તરીકે જોવાનાં છતાં પણ, તેનું કાવ્ય જીવનના તે તે અંશો પૂરશે અને જીવન્ત રાખશે એમ અમને આસ્થા છે.

**વૈદ્યજીવન**—મૂળ સાથે સમશ્લોકી ભાષાન્તરકર્તાઃ પ્રાણલાલ બળદેવજી મુનશી. પ્રગટ કર્તાઃ “ગુજરાતી” પત્રની ઑફિસ, કાળા ઘોડા પાસે, એક હાઉસ લેન, કોટ, મુંબઇ. કિંમત રૂ. ૧–૦–૦. વૈદકનાં પુસ્તકોમાં આ લોલિંબરાજની કૃતિ ટૂંકાણ, શ્લોકો શ્રુતિમધુર, અને કોઇ કોઇ જગાએ અપ્રસ્તુત શૃંગારની છાંટને માટે પ્રસિદ્ધ છે. આ પુસ્તકમાં તેનો સમશ્લોકી અનુવાદ આપેલો છે. આવા અનુવાદમાં બહુ કાવ્યત્વની અપેક્ષા તો ન રાખી શકાય પણ શ્લોકો સ્મરણને સહાય કરે તેવા હોવાથી આ પુસ્તક ઉપયોગી છે. છપાઈ વગેરે સુઘડ છે. પુસ્તકની શરૂઆતમાં લોલિંબરાજનું ટૂંકું વૃત્તાંત આપેલું છે અને ઔષધોની બનાવટ અને વપરાશ સંબંધી સૂચનાઓ કરી છે. દરેક શ્લોક નીચે પદ્ય ભાષાન્તર સાથે તેની ગદ્ય સમજણ અને વિશેષ સૂચના પણ આપી છે. પુસ્તક વૈદ્યોને ઉપયોગી થશે.

**રાસસંગ્રહ બીજો ભાગઃ**—સંગ્રાહક અને પ્રકાશકઃ ચન્દુલાલ પુરુષોત્તમ મ્હેતા. કિં. આઠ આના. આ રાસસંગ્રહમાં ખાસ કન્યાઓને ગાવાલાયક ગીતોનો સંગ્રહ કર્યો છે. વિવાહાદિનાને ગાવા લાયક ગીતોનો સંગ્રહ આ પછીના 'મહિલા ખંડ' માં પ્રસિદ્ધ થશે. સંગ્રાહકે આ પહેલાં પણ એક રાસસંગ્રહ બહાર પાડેલો હતો. સ્ત્રીઓને ગાવાની આમાં ઠીક સામગ્રી મળશે. કર્તાઓ તરફથી વખતસર ગીતો નહિ મળવાથી સંગ્રાહક કાંઈ વર્ગીકરણ કરી શકયા નથી. નહિ તો દાંડિયાના રાસ, મંજીરાં સાથે ગાવાના રાસ, લોટા લઈ ગવાય તેવા રાસ અને ગોપ ગુંથતાં ગાઈ શકાય તેવા રાસ એવો ક્રમ રાખવાનો હતો. કર્તાવાર રાસો ગોઠવેલા છે એ પણ એક પ્રકારની વ્યવસ્થા છે અને ઠીક છે પણ સંગ્રાહક એ હકીકત પુસ્તકને છેડે કાવ્યવાર મૂકી શકત. બીજી આવૃત્તિમાં અને આવતા બીજા ખંડોમાં એટલી ઉપયોગી હકીકત સંગ્રાહક મૂકશે એમ આશા રાખીએ છીએ. અમે ગયા સંગ્રહ માટે સંગ્રાહકને સૂચના કરી હતી કે કેટલાંક ગીતોને રાસ ન ગણી શકાય તેવાં સંગ્રહમાં આવી ગયાં છે. આ સંગ્રહમાં પણ 'કોઇ કહો એ ચાંદલીઆને' એ ગીત, શ્રી ન્હાનાલાલ કવિના 'કોઇ કહો એ કોયલડીને' ઉપરથી આવેલું, તે મૂળ 'કોઇ કહો એ સાંવરીઆને આવ્યા કરે' એ ઉસ્તાદી ગાયનની ઢબનું છે તેને રાસ ન ગણી શકાય એમ અમારૂં માનવું છે. આ વિષય ઉપર કોઇ સંગીતજ્ઞ તરફથી વિશેષ પ્રકાશ પાડવાની જરૂર છે. એમ નહિ થાય ત્યાં સુધી સંગ્રહોમાં આ અવ્યવસ્થા રહેશે. રા.

**શૃંગાર ત્રિવેણીઃ**—અનુવાદક તથા પ્રકાશકઃ તનમનીશંકર લા. શિવ, દાભોલકર વાડી, કાલબાદેવી રોડ—મુંબાઈ. ૨. મૂલ્ય ૦–૧૨–૦.

સુંદર કાગળ ઉપર સ્વચ્છ અને સુઘડ રીતે છપાયલાં આ પુસ્તકની પ્રસિદ્ધિમાં દાખવેલી સુરુચી માટે અમો પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ. નેત્રરંજન એ પણ પુસ્તકોનું એક લક્ષણ છે એ વાત ગૂજરાત ધીમે ધીમે સમજે છે એ જોઇને આનંદ થાય છે. પુસ્તકનું પૂઠું જરા વધુ મજબુત રાખ્યું હોત તો પુસ્તક સર્વાંગ સુંદર થઇ શકત.

પ્રસ્તુત પુસ્તકમાં શૃંગારતિલક, પુષ્પબાણવિલાપ, અને ચૌરપંચાશિકાનો સમશ્લોકી અનુવાદ આપવામાં આવેલો છે. અનુવાદકની હથોટી ઠીક બેઠેલી છે. કેટલાક અનુવાદો તો સંસ્કૃત અને ગૂજરાતીનો ખીચડો કર્યો હોય તેવા જ લાગે છે, પણ પ્રસ્તુત પુસ્તકને વિષે તેવું નથી થવા પામ્યું નથી. આપણે ગૂજરાતી જ વાંચીએ છીએ એમ લાગે છે. ભાષાનુ વ્હેન એકધાઈ રહી શકયું છે અને કિલષ્ટતા પ્રવેશ પામી નથી. ચૌરપંચાશિકાનો શ્લોકોની શરૂઆત '**अद्यापि**'થી કરી શકાઇ હોત તો અનુવાદની સફળતામાં વધારો થાત. થોડા વખત ઉપર અવલોકાયેલા ચૌરપંચાશિકાના અનુવાદ કરતાં આ અનુવાદ ચઢિઆતો છે એમ કહેવાની જરૂર પડે એમ નથી કારણ તફાવત તરત જ નજરે ચઢે એવો છે. આ અનુવાદમાં સમજભૂલ કે બીજા ગોટાળા રહેવા પામ્યા નથી. અને સમજુત માટે ખપ પૂરતી ટીકા પણ આપવામાં આવી છે.

પ્રસ્તાવનામાં બિલ્હણ વિષેની માહિતી અને તે સંબંધે શ્રી. કેશવલાલભાઇનો પત્ર ખાસ ધ્યાન ખેંચે છે.

ચિત્ર ન આપવામાં આવ્યું હોત તો જ સારૂં થાત. ગમે તેવાં ચિત્રોથી પુસ્તકને શણગારવાના મોહનો આપણે ક્યારે ત્યાગ કરીશું ? ગંદા ચિત્રો પુસ્તકને વિરૂપ કરવામાં જ માત્ર મદદ કરે છે.

જગદ્‌ગુરુ:—લેખક: શંભુપ્રસાદ મણિશંકર ઇનામદાર. કિંમત ૦-૮-૦

શારદાપીઠના જે. વા. શંકરાચાર્ય શ્રી શાંત્યાનંદજી મહારાજનો આછો પરિચય આપવાનો આ પ્રયત્ન છે. લેખક વિષયને પૂરતો ન્યાય આપી નથી શક્યા. પુસ્તકમાં મહારાજનાં એક વ્યાખ્યાનનો પણ સમાવેશ કરવામાં આવેલો છે. વિધવા વિવાહ, અંત્યજો વગેરે બાબતોમાં તેમની સાથે સહુ કોઇ આ જમાનામાં સંમત થાય એમ રહ્યું નથી.

પુસ્તકમાં જોડણીની ભૂલોનો પાર નથી. પ્રસ્તાવનામાં માફી માગી એટલે પત્યું એમ ન માનતાં કોઇ પાસે સુધારાવીને પુસ્તક પ્રકટ કરવું એજ યોગ્ય છે. ભાષા ઉપર અત્યાચાર ન જ કરવો જોઇએ.

Gujarat College Magazine, February 1927 પ્રકાશક અને સહતંત્રીઓ: પ્રૉ. કોરિયા એફેન્ડી અને મિ. જી. એલ. ભટ્ટ. અમદાવાદ.

અંગ્રેજી અને ગૂજરાતી તથા સંસ્કૃત એમ બે વિભાગોમાં આ સામયિક વિભક્ત થયેલું છે. અંગ્રેજી વિભાગમાં સર ચિમનલાલ અને પ્રિ. શાહનાં ભાષણો સહેજે દૃષ્ટિ આકર્ષે છે. ગૂજરાતી વિભાગમાં રાણના પર્વતની સમાલોચનામાં ઉઠાવેલો કાળગણનાનો પ્રશ્ન ખાસ ધ્યાન ખેંચે એવો છે.

આખો અંક સારી રીતે છપાયલો અને ચિત્ર તથા ફોટાથી શણગારાયેલો છે.

આપણી કોલેજોનાં સામયિકોનું તંત્ર સાધારણ રીતે અધ્યાપકોનાજ હાથમાં સીધી કે આડકતરી રીતે હોય છે. આ સ્થિતિમાં વિદ્યાર્થીઓને વિકાસનો, અને અનુભવ મેળવવાનો પૂરતો અવકાશ મળતો નથી એમ અમને લાગે છે. લખાણો પણ મુખ્યત્વે કરીને વિદ્યાર્થીઓનાં પોતાનાં જ હોય અને પોતપોતાના અભ્યાસના પરિણામે ઉદ્ભવેલાં હોય એ જ ઇચ્છવાજોગ છે અંગ્રેજી અને સંસ્કૃતમાં કવિતા લખવાની પ્રવૃત્તિનું પ્રયોજન એકાએક સમજી શકાય એમ નથી.

**સ્વતંત્રતાનો દાવો:**—લેખક: સી. એફ. એન્ડ્રુઝ, અનુવાદક: પ્રાણશંકર સોમેશ્વર જોશી, પ્રગટકર્તા: સી. જમનાદાસની કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ. કિંમત ૦-૮-૦

મિ. એન્ડ્રુઝનાં The Claim for Independence નામની પુસ્તિકાનો આ અનુવાદ છે. મિ. એન્ડ્રુઝ જેવી વ્યક્તિએ કરેલી ચર્ચા વાંચવા જેવી હોય જ.

અનુવાદની ભાષામાં સુધારાને હજી ઘણો અવકાશ છે.

**બાળકલ્યાણ:** ભાષણકર્તા: ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, એલ. સી. પી. એન્ડ એસ. પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ. કિંમત અડધો આનો.

બાળઉછેર અને બાળકેળવણી વિષે આપણે ત્યાં હજી ભારે અજ્ઞાન પ્રવર્તે છે તે દૂર કરવાના ઉદ્દેશથી આ પુસ્તિકા લખાઇ છે. એમાં જાણવા જેવું ઘણું છે. શૈલિ પણ સહુ કોઇ સમજી શકે એવી હોઇ ઉદ્દેશ સફળ થશે એવી આશા રાખી શકાય છે.

ન.

શ્રી ગલીઆરાએ આપેલ પારિતોષિક વિષે નિચેનો પત્ર અમને પ્રસિદ્ધ થવા મળ્યો છેઃ

મુલુંદ (જી. થાણા)
તા. ૨૧-૨-૨૭

**સાક્ષર શ્રી મોતીચંદભાઈ ગિ. કાપડીઆ.**
બી. એ. એલ એલ. બી. સોલીસીટર
ખજાનચી, ગુજરાતી સાહિત્ય પરિષદ્ મંડળ-મુંબઇ.

**મહાશય,**

પરિષદ્‌ના પ્રમુખ સર રમણભાઈ મહોદયના તા. ૩૧-૧-૨૭ના પત્રમાં કરાયલા સૂચન અનુસાર એ પત્રનો પ્રત્યુત્તર આપના પ્રત્યે લખું છું.

'**નગ્ન સત્ય**' અને '**સમયના પ્રવાહમાં**' ઉભયની પસંદગી કરવામાં આનંદનાર શ્રી ગલીઆરા તથા એ પસંદગી વ્યક્ત થયેલી જોઇ આનંદનાર મ્હારા વડીલ બન્ધુશ્રી રમણભાઇ બન્નેના આનંદમાં મ્હારી સહાનુભૂતિ દર્શાવતાં મ્હને આનંદ થાય છે. એટલા માટે કે 'નગ્ન સત્ય' (Being) શ્રી મહાવીર (Superman)નું છે અને 'સમયના પ્રવાહમાં' (Becoming) Supermanનો વિજયાંકિત વાવટો ફરકાવનાર સુભટ અને ભાટ ફ્રેડરિક નિત્શનું છે. એમાં મ્હારૂં કાંઇ પણ હોય તો તે માત્ર એમની પ્રેરણાને સ્વેચ્છાપૂર્વક તાબે થવા રૂપ 'મૌન' જ છે, કે જે મૌન અદ્યાપિપર્યંત અપક્વ હોઇ એ શક્તિઓને ખરનાં શરીરે મળી શકયાં નથી.

શ્રી ગલીઆરાનું હમણાંનું પગલું મ્હને એ અપક્વતાનો ઈલાજ શોધવા શ્રી વાલ્મીકિ અને વ્યાસનો આશ્રય લેવાની મુંગી સલાહરૂપ દેખાય છે.

હજારની રકમ તો એ પરમ શક્તિઓ પર થતી પુષ્પવૃષ્ટિ હોઇ અને એ શક્તિઓ પોતે તો પુષ્પની પણ પરવા વગરની હોઈ જ્હેમને હજી સુગંધનો 'શોખ' છે અને સુગંધ પીછાનનારૂં 'નાક' છે તેવા સહધર્મીઓ માટે 'નગ્ન સત્ય'ના પુનર્જન્મમાં એ રકમની યોજના કરવાની મ્હારે શિર ફરજ નખાયલી માનું છું; અને તેથી એ રકમનો કબજો એવી શરતથી સ્વીકારૂં છું કે, છેલ્લા એક દાયકામાં છૂટક છૂટક લખાયલાં નગ્નસત્યો એક ગ્રંથ રૂપે છપાવવામાં એ રકમનો ઉપયોગ કરી તથા તેમ કરવામાં ખૂટતી રકમ પદરથી ઉમેરી અઢી રૂપિયા મૂલ્યવાળી બે હજાર પ્રતોના વેચાણની આખી આવક મ્હને સંબંધ ન હોય એવા પ્રકારની હરકોઈ સાહિત્ય સેવામાં અર્પણ કરવી.

જે દીલ એ શક્તિઓના સ્પર્શથી ઉભરાવા પામ્યું હતું તહેનો પડઘો પાડવામાં વિલંબ થયો હોય તો તે માટે દીલગીર છું.

ભવદીય
**વાડીલાલ મોતીલાલ શાહ**

* * *

જે સાહિત્યે પોતાના જીવન ઉપર શુભ અસર કરી તેની કદર કરી ઇનામ આપવા માટે શ્રીયુત ગલીઆરાને ધન્યવાદ ઘટે છે; અને તે ઈનામનો સ્વીકાર ન કરતાં તેનો સાહિત્ય પ્રીત્યર્થ વિનિયોગ કરવા માટે શ્રીયુત વાડીલાલ શાહને ધન્યવાદ ઘટે છે.

**તંત્રી.**

# નોંધ

### પ્રજામતની છેલ્લી હાર

પ્રજામતને ઠોકર મારીને પોતાનું ધાર્યું કરી લેવાની હિન્દી સરકારની નીતિ જુની અને જાણીતી છે. તે નીતિ અનુસાર, નાણાચલણ વિષે સરકાર ધાર્યું કરશે, સોનાનું ચલણ દાખલ નહિ કરે અને રૂપિયાનો ૧ શિ. ૬ પે. નો દર નક્કી કરશે એ બાબત ભાગ્યેજ કોઇને શંકા હતી. પણ સૌ કોઇને આશા હતી કે વડી ધારાસભા બહુમતિથી પ્રજામત રજુ કર્યા વિના રહેશે નહિ અને પ્રજામતથી વિરુદ્ધ જઇને જ સરકારને ૧ શિ. ૬ પે. નો દર કાયમ કરવો પડશે. પરંતુ આ આશા ફોગટ ગઇ છે. વડી ધારાસભાએ ૬૮ વિ. ૬૫ મતથી ૧ શિ. ૬ પે. નો દર સ્વીકાર્યો છે.

પ્રજામતની આ એક મોટી હાર થઇ છે. ૧ શિ. ૬ પે. નો દર ટકાવી રાખવા જ્યારથી સરકારે કૃત્રિમ નાણાભીડ ઉભી કરવાની નીતિ અખત્યાર કરી ત્યારથી દેશમાં ચારે તરફ એનો વિરોધ થતો આવ્યો છે. ચલણી કમીશનનો હેવાલ બહાર પડ્યો તે પછી પણ એ દર સામે દેશમાં ભારે વિરોધની લાગણી પ્રગટ થઇ છે. તે ઉપરથી સરકારની હાર થવી જોઇતી હતી, પરંતુ કમનશીબની વાત છે કે પોતાના જ પ્રતિનિધિઓ મારફત પ્રજામતની હાર થઇ છે.

આ ઉપરથી ધારાસભાના કાર્યની નિષ્ફળતા ચોખ્ખી જણાઈ આવે છે. પ્રજાકીય સભ્યો ધારાસભામાં જઇને પ્રજાહિતનું કોઈ કામ કરી શકે છે કે નહિ તે શંકાની વાત છે, પરંતુ સરકારને મનગમતું કરાવી આપવામાં પોતે સહાયભૂત થાય છે તે તો દેખીતું જ છે.

ત્રણ સભ્યોની નજીવી બહુમતિથી આ ઠરાવ પસાર થયો તે ઉપરથી. બહુમતિના તંત્રની એક ભયંકર ઉણપ નજર આગળ તરી આવે છે. જે નાણાચલણના સવાલ ઉપર હિન્દના કરોડોના આર્થિક જીવનનો આધાર છે, જેના ઉપર દેશના વેપાર ઉદ્યોગનો આધાર છે, ટુંકમાં જેના ઉપર દેશના આર્થિક ભવિષ્યનો કેટલેક અંશે આધાર છે તે સવાલનો નિર્ણય ફક્ત ત્રણ માણસોના વધુ મતને આધારે થાય તે કેટલું બેહૂદુ છે તે હરકોઇ સમજી શકશે.

આ નિર્ણય ઉપરથી સરકારની કુટિલ નીતિનું એક વધુ પ્રદર્શન થાય છે. સરકાર પક્ષમાં મત આપનારા ૬૮ સભ્યોમાં, ગોરા સભ્યો ઉપરાંત, મોટા ભાગના મુસલમાનો હતા; તેમ જ એકાદ મજૂરપક્ષના હિમાયતી હતા. હિન્દુ–મુસલમાન ઝઘડાઓનો લાભ લઇને, કોઇને માન ઇલ્કાબની લાલચો આપીને, સરકારે મુસલમાન સભ્યોને પોતાના પક્ષમાં મેળવી લીધા. તેમ જ મજૂરોને નુકશાન થશે એવો હાઉ ઉભો કરીને એકાદ મજૂરોના હિમાયતીનો મત મેળવી લીધો. આ રીતે 'કજીયા કરાવીને રાજ્ય ચલાવવા'ની ચાલતી આવેલી નીતિનો એક વધુ પુરાવો આપણને મળે છે.

સર બાસીલ બ્લૅકેટના ભાષણમાં પણ સરકારની એ જ નીતિનો પડઘો પડે છે. તે વિચક્ષણ નાણાશાસ્ત્રીએ, પોતાના ભાષણમાં કેટલાંય કુહાડાં વાળ્યાં છે. તે દરેકની, ગયા વર્ષ દરમિયાન, છાપાંઓમાં અને જાહેર સભાઓમાં એટલી વિગતવાર ચર્ચા થયેલી છે કે તેનો વિચાર કરવો અહીં અસ્થાને છે. તેનો એક દાખલો અહીં બસ થશે.

સર બાસીલે જણાવ્યું છે કે વસ્તુઓની કિંમત ૧ શિ. ૬ પે. ના દર મુજબ ઠેકાણે આવી ગઈ છે. કે નહિ તે હવે વિચારવાનું રહેતું નથી. કારણ કમીશને તે સંબંધમાં રજુ કરેલી દલીલો કોઇ ખોટી પાડી શક્યું નથી. એના સમર્થનમાં તેઓ સાહેબે કહ્યું છે કેઃ—

"મી. વકીલ અને મી. મુરાન્જનના હમણાં બહાર પડેલા પુસ્તકમાં ૧ શિ. ૪ પે. ના દરનું ભારે સમર્થન કરેલું છે તેથી તેમનો મત હિન્દી ચલણ મંડળને માન્ય હશે. તે પુસ્તકના લેખકોએ નવા દર સાથેની કિંમતોની અનુકૂળતાના સંબંધમાં (ચલણી કમીશનના હેવાલની) મતભેદની નોંધમાં રજુ કરવામાં આવેલી દલીલનો સદંતર અસ્વીકાર કરેલો છે અને ચોખ્ખી રીતે **તેમણે**, આંતરિક તેમજ બાહ્ય કિંમતની સ્થિરતા ટકાવી રાખવાની **સરકારની નીતિની સફળતા કબુલ કરી છે.**"

આમાં કેટલું જુઠાણું છે તે પ્રો. વકીલે હમણાં બહાર પડેલા નીચેના ખુલાસા ઉપરથી જણાશેઃ—

"......હું દિલગીર છું કે સર બાસીલ મારી ટીકામાંથી પોતાને અનુકૂળ અર્થ કાઢે છે...વસ્તુઓની કિંમતની અનુકૂળતા કે પ્રતિકૂળતાના સંબંધમાં મારી દલીલ એવી છે કે તે સવાલ ઉભો જ નહિ કરવો જોઇએ કારણ કે મારા પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે તે અપ્રસ્તુત છે. આ રીતે મતભેદની નોંધની દલીલ કરતાં, હું બહુમતિની દલીલનો વિશેષ વિરોધ કરૂં છું."

આ પ્રમાણે વક્રનીતિ દ્વારા અને જુઠાણાં ઉભાં કરીને સરકારે પ્રજાપક્ષને હાર ખવડાવી છે. પ્રજાકીય સભ્યોની આળસ એ પણ હારનું એક કારણ છે. કહેવાય છે કે સરકાર પક્ષના એક ફેરીયાએ સરકાર માટે મત મેળવવા એટલી બધી મહેનત કરેલી કે તેને, ભર સભામાં મૂર્છા આવેલી! ત્યારે પ્રજાપક્ષના સભ્યોએ એટલી તનતોડ મહેનત કરેલી નહિ. આ બનાવ પછી પ્રજાકીય સભ્યો જાગ્યા છે. તેઓ આ પરિણામથી બહુ ખિન્ન થયા છે અને સરકારને વળતો જવાબ આપવાની પેરવી કરે છે એમ વાંચવામાં આવ્યું છે. જો સભ્યો ખરે જ પોતાની શરમ ભૂંસી નાખવા માગતા હોય તો તેને માટે એક રસ્તો છે. તેઓ સરકાર તરફથી રજુ થનાર નાણાચલણના બીલને નામંજુર કરીને, ક્રમસર સોનાનું ચલણ દાખલ કરવાનો ઠરાવ પસાર કરી શકે છે. પરંતુ સભ્યો એટલી હિંમત કરશે? સર પુરુષોત્તમદાસ અને તેમના સાથીઓ સંમત થશે?

*
* *

## રેલ્વે વહીવટ

કંપની સરકારનો લશ્કરી દોર જમાવવા અને તે દ્વારા હિંદના જુદા જુદા ભાગોનું સંધાણ કરવા, બ્રિટિશ મુડી હિંદમાં રોકવા, મેન્ચેસ્ટર અને લેંકેશાયરને રૂ મોકલવા, હિંદને ખૂણે ખૂણે બ્રિટિશ માલ પહોંચાડવા, તેમ જ તેવા બીજા ઉદ્દેશોથી આ દેશમાં રેલ્વે નંખાયલી. અને તે હેતુઓ શરૂઆતથી આજસુધી સફળ થયા છે તે તો તે સમયથી આજસુધીના હિંદના વેપારના તેમ જ આયાત નિકાસના આંકડા તપાસીશું તો માલમ પડશે. હિંદની રેલ્વેઓની ઉત્ક્રાન્તિના ઇતિહાસના ઘણા વિભાગ પાડી શકાય. સૌથી પહેલાં ઈંગ્લાંડના મુડીદારોએ પોતાના ખાનગી સાહસ તરીકે આ કામ ઉપાડેલું પરંતુ તેમ કરવામાં ઈંગ્લાંડમાં મુડી નહિ મળતી હોવાથી હિંદી સરકારે તેમને ખોળાધરી આપેલી અને સરકારની આ જામીનગીરીના આધારે જ રેલ્વે માટે મુડી મળેલી. ધીમે ધીમે સરકારને પણ પોતાને માટે રેલ્વેની ઉપયોગિતા સમજાઈ અને તેણે પોતે પણ તેમાં રસ લઇ નવી સ્થપાતી કંપનીઓ સાથેની શરતોમાં થોડા ફેરફાર કર્યા. આગળ ચાલતાં સરકારે પોતે જ પોતાને ખર્ચે રેલ્વે નાખવાનું વિચાર્યું અને તેનો અમલ પણ કર્યો. વળી જેમ જેમ જૂની

કંપનીઓની સાથેના કરારની મુદત પૂરી થતી ગઈ તેમ તેમ નવા કરારમાં સરકાર ઇચ્છે તે કંપનીઓની મીલકત અમુક શરતોએ ખરીદી શકે તેમ નક્કી કર્યું. સરકાર જ આ રેલ્વેનો વહીવટ કરે અને ખાનગી કંપનીઓને ન સોંપે એવો દેશમાં લોકમત થવાને લીધે સરકારનું વલણ તે તરફ વળ્યું અને અત્યારે ધીમે ધીમે હિંદી સરકારની પ્રત્યક્ષ દેખરેખ નીચે મોટા ભાગની રેલ્વેઓનો વહીવટ ચાલે છે. સરકારની હકુમત નીચે લાભ છે કે ખાનગી કંપનીઓની હકુમત નીચે લાભ છે તે તો સરકારના આવક ખર્ચના આંકડા ઉપરથી જ જાણી શકાશે.

૧૯૦૦ની સાલ સુધી એટલે રેલ્વે સ્થાપનાથી લગભગ ૫૦ વર્ષ સુધી તો સરકારને પોતે કરેલી શરતો મુજબ ખાનગી કંપનીઓને ખોટની રકમ ભરી આપવી પડતી હતી. પરંતુ ૧૯૦૦ની સાલ પછી વલણ સહેજ લાભ તરફ થયું અને ૧૯૦૮ સુધી સરેરાશ વાર્ષિક નફો કરોડ રૂપીઆ થતો હતો. ૧૯૦૮માં સખત કારણને લીધે ખોટ આવેલી પરંતુ પછીનાં વર્ષોમાં ધીમે ધીમે નફાની રકમ વધતી ગઇ અને પરિણામે ૧૯૨૪ની સાલમાં ૧૩ કરોડ રૂપીઆ નફો થયો. આ સમય સુધી રેલ્વેના આવકનો સમાવેશ હિંદી સરકારના કુલ આવક તેમ જ જાવકના અંદાજપત્રકમાં થતો હતો અને તેથી રેલ્વેઓના નફા કે ખોટની રકમ જુદી જાણી શકાતી નહતી. પરંતુ ૧૯૨૫ ની સાલથી તેનું અંદાજપત્રક સામાન્ય અંદાજપત્રકથી જુદું પાડી નાખવામાં આવ્યું અને છેલ્લાં ત્રણ વર્ષથી તે પ્રથા અમલમાં છે.

તે મુજબ ૧૯૨૭-૨૮ માટેનું અંદાજપત્રક રેલ્વેખાતા તરફથી ગયા માસમાં હિંદની ધારાસભા સમક્ષ રજુ કરવામાં આવેલું. અંદાજપત્રક રજુ કરતી વખતે ત્રણ વર્ષના આંકડા આપવામાં આવે છે. તે મુજબ આ વર્ષે ૧૯૨૭-૨૮ના આવક તેમજ ખર્ચના અંદાજના, ૧૯૨૬-૨૭ના કાચા હિસાબના અને ૧૯૨૫-૨૬ના પાકા હિસાબના આંકડા રજુ કરવામાં આવ્યા હતા. ૧૯૨૫-૨૬નો 'પાકો હિસાબ' જોતાં જણાશે કે તે વર્ષે રેલ્વેને લાભકારક હતું. તે વર્ષે ૮૬૭ લાખનો ચોક્ખો નફો થયો હતો એટલે કે મુડી ઉપર ૫·૩૧ ટકાનો બદલો મળેલો, જો કે ૧૯૨૪-૨૫ના ૫·૮૫ ટકાના પ્રમાણમાં તો આ ઓછો જ ગણાય. ૧૯૨૬-૨૭ના વર્ષમાં ૮૭૧ લાખનો નફો અડસટ્ટવામાં આવેલો પરંતુ કાચા હિસાબમાં જણાવ્યા મુજબ ૫૯૪ લાખનો નફો મળ્યો છે. આનું કારણ દેશમાં આવેલી રેલો, તેમજ ઋતુની પ્રતિકૂળતા જણાવવામાં આવે છે. નવાં વર્ષને માટેના એટલે કે ૧૯૨૭-૨૮ના અંદાજપત્રકમાં ૭૧૦ કરોડનો નફો ધારવામાં આવ્યો છે. આ ઉપરાંત રૂ. ૨૫ કરોડનું મુડીનું ખર્ચ એટલે કે નવી રેલ્વેઓ નાખવા માટે, ડબા ખરીદવાનું વગેરે ખર્ચ તો જુદું થશે. હિંદમાં અત્યારે સરકારની માલેકીની તેમ જ કંપનીઓના વહીવટ નીચે ચાલતી રેલ્વેની લંબાઇ આશરે ૮૦ હજાર માઇલ છે, જે બીજા દેશોના પ્રમાણમાં ઘણી ઓછી છે. નવા વર્ષમાં લગભગ હજાર માઇલની રેલ્વે વ્યવહાર માટે ખુલ્લી મૂકાશે. પરંતુ હજી સુધી, યુરોપ તેમ જ અમેરિકાની જેમ, દેશને ખૂણે ખૂણે રેલ્વે પહોંચી ગઇ નથી જ તો પછી જુદી જુદી કંપનીઓ વચ્ચે હરીફાઇની વાત તો ક્યાંથી જ હોય? અને જ્યાંસુધી રેલ્વેઓ ઓછામાં ઓછા ખર્ચે તેમ જ લોકોને વધુમાં વધુ ફાયદો થાય તે સિદ્ધાંત પર નહિ ચલાવવામાં આવે ત્યાંસુધી હિંદની ખેતીવાડી અથવા હિંદની ગરીબ પ્રજાને તેમાંથી પ્રત્યક્ષ લાભ કાંઇ જ ન મળે એમ માનવું જોઇએ. નવા વર્ષમાં સરકારે ખેતીવાડીના પ્રદેશો એટલે કે ગામડાંઓમાં પણ રેલ્વે લઇ જવાનું જણાવ્યું છે પરંતુ તે કામ ક્યારે હાથ ધરવામાં આવશે તેની તો કલ્પના કરવી મુશ્કેલ છે. હજી હમણાં જ લાખો રૂપીઆના ખર્ચે હિંદની

રૈયતનું હિત વિચારવાની પોતાની ફરજ સમજે છે, અને તેને કેળવણીની તેમ જ બીજી સગવડો કરી આપી તેનું સ્થાન આગળ લાવવાની જરૂર સમજે છે. પરંતુ આ બધા માટે હિંદીઓએ પણ પોતાના જીવનનું ધોરણ બધી સુધરેલી ગણાતી પ્રજાઓનું એટલે પાશ્ચાત્ય ધોરણ સ્વીકારવું જોઇએ. અને તે બાબત આરોગ્ય, ગૃહવ્યવસ્થા વ૦ ને લગતી તપાસ કરવા તેમ જ તેના માટે યોગ્ય ઉપાયો સૂચવવા નાતાલની સરકારને સત્તા આપવામાં આવી છે. સમાધાનની આ શરત હાલના સંજોગો પુરતી તો ઠીક છે કારણ કે સમાધાન થયાના થોડા વખત પહેલાં જ દક્ષિણ આફ્રિકાની પ્રજા એમ જ કહેતી કે 'તેમને ગમે તેમ કરીને પણ હાંકી કાઢો.' આવા વાતાવરણમાં જ્યારે સરકાર એમ કહે કે હિંદીઓનું રક્ષણ કરવું તે પણ અમારી ફરજ છે ત્યારે આપણને એમ લાગે કે આ સમાધાન હૃદયપલટો બતાવે છે, તે દાંભિક નથી. પણ અમને લાગે છે કે પાશ્ચાત્ય ધોરણ એટલે શું તે નક્કી થવું જોઇએ કારણ કે અત્યારે પણ આફ્રિકામાં કેટલાએ લોકો પાશ્ચાત્ય ઢબે તો રહે છે જ અને તે માટે જ તે ધોરણની વ્યાખ્યા ચોક્કસ થવાની જરૂર તો છે જ. બાકી હૃદયપલટો તો કેટલે અંશે થયો છે તે તો નાતાલની સરકાર કેવા ઉપાયો લે છે તેના ઉપરથી જ જાણી શકાશે.

બીજી કલમ જેઓ પાશ્ચાત્ય ધોરણ પ્રમાણે ત્યાં વસી ન શકતા હોય તેમણે શું કરવું તેને લગતી છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે ત્યાંની સરકારે તેવા લોકોને આ સમાધાનમાં નક્કી થએલી 'એસીસ્ટેડ એમીગ્રેશન'ની યોજના ઘડી છે. તે મુજબ જેમને પોતાને દેશ -હિંદુસ્તાન-અથવા તો જે દેશમાં પાશ્ચાત્ય રીત પ્રમાણે જીવનના ધોરણની જરૂર નથી ત્યાં તેમને સરકાર પોતાના ખર્ચે મોકલી આપે, તે ઉપરાંત તેમને અમુક રકમ પણ આપે. પહેલાં જે સરકાર હિંદીઓને ફક્ત હાંકી કાઢવા માગતી હતી તેણે આ યોજના ઘડી છે તેને પણ હૃદયપલટો કહી તો શકાય ને? વળી જેઓને દક્ષિણ આફ્રિકામાંથી ગયા પછી એમ લાગે કે તેઓ પાશ્ચાત્ય ધોરણ પ્રમાણે રહી શકે તેમ છે તો તેઓ સરકારને ત્રણ વર્ષમાં પોતે ત્યાં પાછા ફરવા માગે છે તેની અરજી કરશે, તેમ જ પોતાને મળેલી રકમ તેમ જ સરકારે તેને આપેલું ભાડું એ બધી રકમો પાછી આપશે, તો સરકાર તેમના વિષેની પોતાની ખાત્રી થયે દાખલ થવા દેશે. પણ ત્રણ વર્ષમાં એ રીતે પાછા નહિ ફરનારનો હક રહેશે નહિ.

ત્રીજી કલમ દક્ષિણ આફ્રિકામાં હિંદી સરકારનો એક પ્રતિનિધિ નીમવા બાબત છે. આ પ્રતિનિધિ બન્ને સરકારો વચ્ચે સમાધાન થયાની તેમ જ ટકાવી રાખવાની ખાત્રી રૂપે નીમવામાં આવે છે તેમ જણાવવામાં આવે છે. આ પણ દક્ષિણ આફ્રિકાની સરકારને માટે હૃદયપલટો છે.

છેલ્લી કલમમાં જણાવવામાં આવ્યું છે કે આ પ્રમાણેનું સમાધાન થએલું હોવાથી દક્ષિણ આફ્રિકાની સરકાર પોતે પસાર કરવા ધારેલા રંગભેદ, અલગ વસાહત તેમ જ નોંધણીના કાયદાના ખરડા પાછા ખેંચી લે છે.

આ સમાધાન હિંદીઓને પુરેપુરો ન્યાય આપનાર નથી એમ તો કહેવું જ જોઇએ કારણ કે જેવી રીતે હિંદુસ્તાનમાં અંગ્રેજોને કોઇ પણ જાતની અડચણ સિવાય આવવાની તેમ જ રહેવાની છુટ છે તેવી રીતે હિંદીઓ માટે આફ્રિકામાં હોવું જોઇએ. પરંતુ તે બન્ને દેશોની સ્થિતિમાં તફાવત છે. હિંદ તો હજી પોતે જ પરતંત્ર હોઇ ગુલામીમાં સબડયા કરે છે તો પછી પોતાના માણસો પરદેશમાં પુરેપુરી સ્વતંત્રતાથી રહે તેને માટે શી રીતે

# ॐ પ્રસ્થાન ॐ

પુસ્તક ૩ · ચૈત્ર ૧૯૮૩ · અંક ૬

## અમારો ચીનનો પ્રવાસ

### ભારતવર્ષનો ચીનમાં પ્રથમ વિહાર

પેકિન વિષે તો ઘણી વાતો કહેવાય એવી છે પણ તે કહેવા કરતાં બીજી જગ્યાની વાતો કહીશ. પેકિનમાં શ્રી ગુરુદેવનાં ભાષણ શરૂ થયાં એટલે પછી થાકી જવાથી દશ દિવસ આરામ લેવાનું ઠરાવ્યું, અને મોટો પ્રોગ્રામ અટકાવ્યો. ત્યાંથી પચીસ માઇલ પર વેસ્ટહિલ પર્વત પર આરામ લેવા શ્રી ગુરુદેવ ચાલ્યા ગયા. અમે ત્રણ પેકિનનાં દેવાલયો જોવા માટે ફરવા લાગ્યા. એકેક દેવાલયનું વર્ણન કરતાં ઓછામાં ઓછા બે દિવસ લાગે માટે તે વર્ણનની વાત છોડી દઉં છું. એ દશ દિવસ કંઇ પ્રોગ્રામ નહોતો તેથી પેકિન બહારનો પ્રદેશ જોવાનું નક્કી કર્યું. ભારતવર્ષમાંથી કશ્યપમાતંગે પહેલવહેલું પશ્ચિમ ચીનમાં હોનાન પ્રાંતમાં લોઇયાંગ નામના સ્થાનને પોતાનું સ્થાન બનાવ્યું. કશ્યપમાતંગ મોટા સિદ્ધ પુરુષ હતા અને આપણા સાહિત્યમાં તેમને માતંગમુનિ કહે છે. કશ્યપમાતંગ પહેલાં કાશ્મીરમાં રહેતા. કાશ્મીરને ચીની ભાષામાં કીપીન કહે છે. કશ્યપમાતંગને એક રાત્રે સ્વપ્ન આવ્યું, કે પોતે આહાર કરે છે અને બીજા આજુબાજુ ટળવળે છે ત્યાં પોતે જમે છે. બીજે દિવસે એમણે વિચાર કર્યો કે આટઆટલી સાધના હું કરું છું ત્યાં આવું સ્વપ્ન કેમ આવ્યું! બીજી રાત્રે વળી પાછું સ્વપ્ન આવ્યું કે તેં જે ધર્મસાધના–જ્ઞાનપ્રાપ્તિ કરી છે તે બીજા અજ્ઞાનીઓને આપતો નથી તે ભૂખ્યાના આગળ આહાર લેવા જેવું ક્રૂર છે. ત્યારે તેમણે પૂછ્યું : 'હે ભગવાન! હું શું કરું?' ઉત્તર મળ્યો : 'જે દેશમાં ધર્મની જરૂર છે ત્યાં જા અને ઉપદેશ કર.' કાશ્મીરમાં ચીનના મોટા વેપારીઓ આવેલા તેમની વાતચીતથી જાણી લીધું, કે ચીનમાં સભ્યતા છે, સંસ્કૃતિ છે, પણ પારમાર્થિક વાત નથી, આન્તર બહુ જ શુષ્ક છે તેથી ત્યાં જઇ ઉપદેશ કરવાની ભગવાનની આજ્ઞા છે એમ માન્યું. પોતાની પાસે અનેક ગ્રંથ હતા તે થોડા થોડા વેપારીઓનાં પશુ ઉપર લાદીને પોતે દંડ લઈ પગ રસ્તે ચાલ્યા. એક વર્ષની મુસાફરી પછી પૂર્વ તુર્કસ્તાન છોડીને તેઓ જતા હતા ત્યારે ચીનના રાજાને સ્વપ્ન આવ્યું, કે સોનાની કાંતિવાળો અને સૂર્ય જેવી જ્યોતિવાળો

અનેક જાત્રાળુઓ ત્યાં આવે જાય છે, એવું એ એક મોટું પવિત્ર તીર્થ છે. એ સ્થાને બધી ગુફાઓમાંથી બહાર આવી સમસ્ત સંન્યાસીઓનો સત્કાર કર્યો. આ સ્થળે ઘણાં મૂલ્યવાન પુસ્તકો અને ચિત્રોનો સંગ્રહ હતો.

## પેઇમાસુ

ત્યાંથી પેઇમાસુ ગયા. ત્યાંના મુખ્ય પુરોહિત તો તીર્થયાત્રાએ ગયા હતા, પણ બીજા પુરોહિત પણ મહાન વિદ્વાન હતા. વળી બીજા ઘણા પંડિત અને વિદ્યાર્થીઓ હતા. અમે ભારતવર્ષથી આવેલા છીએ એ ખબર એ લોકો પહેલાંથી જાણવા પામેલા તેથી બધી ચાવીઓ થાળામાં ભેગી કરીને લાવ્યા અને કહ્યું, કે આ મંદિરો આપના ભારતવર્ષના સાધુઓએ કરેલાં છે–તે આપનાં જ મંદિરો છે. ૧૯૦૦ વર્ષ સુધી આપના પૂર્વ પુરુષોએ આપેલો ભાર અમે વહન કર્યો! હવેય તે લેશો કે નહિ? જે જ્ઞાનાગ્નિ આપે ચેતવ્યો તે આજ સુધી અમે ચલાવ્યો. હવે ક્યાં સુધી ચલાવીએ? ક્યાં છે અમારામાં તે શક્તિ? આપના પૂર્વ પુરુષોમાંથી કેટલાય ઉત્સાહી વિદ્વાનો અને યુવકોએ આવી આ કાર્યનો પ્રચાર કર્યો હતો. હવે તે ઉત્સાહ ક્યાં ગયો?' હું એમને સમજાવી ન શક્યો, કે અમારા દેશમાં હાલ વિદ્યા નથી અને યુવકો વૃદ્ધ થઈને જ જન્મે છે! પ્રકૃતિનો નિયમ એ છે, કે પહેલાં કળી પછી ફૂલ, પછી ફળ અને છેવટે બીજ થાય પણ અમારે ત્યાં તો હાલ મુકુલ પહેલાં જ બીજ જન્મે છે. મને વિચાર આવ્યો કે આ લોકની આપણા ભારતવર્ષ માટેની વ્યાકુળતા અમારા ડાહ્યા, ઉપયોગિતાવાદી દેશમાં કેવી રીતે સમજાવી શકીશ? અમો સાથે નાસ્તા માટે થોડું ભાથું બાંધી ગયા હતા તે તેમણે જોયું. તે અમારા ભારતવર્ષનું ખાદ્ય નહોતું પણ લોયેગના અતિથિગૃહમાંથી જે કંઇ મળ્યું હતું તે હતું. એમાં ચીનની પાંઉરોટી હતી, તેની ગંધ જૂના બારસોપ જેવી હતી. ચીનની પાઉરોટી ખાતાં ખાતાં એમ થતું, કે અમારી શિરાઓનો બધોય મેલ ધોવાઈ જશે! આ બધા દિવસ અનાહાર જેવા ગયા હતા પણ તે દિવસે થોડું ખાવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું. પુરોહિતે અમારું ભાથાનું પોટલું જોઇને પૂછ્યું: 'આ શું?' અમે કહ્યું: 'થોડું ભાથું છે.' તેણે ટકોર કરી કહ્યું "આપના પૂર્વ પુરુષ કશ્યપ ભાથાનું પોટલું લઇને આવ્યા હતા? અમે આપનું આતિથ્ય કરી શકીશું એવી શું આપને શ્રદ્ધા નથી?' અમે લજ્જા પામ્યા; અમારા મનની વ્યથા તે સમજી ગયો અને તેમને દયા આવી. તેથી તેમણે ગામવાસી હજારો લોકો જે આવેલા તેમને કહ્યું, કે આ ભારતવર્ષથી આવ્યા છે તે પ્રસાદ લાવ્યા છે, તે તમે વહેંચી ખાઓ અને તમારા ઘરમાં જે હોય તે લાવીને તેમને આપો. તેઓએ એ 'પ્રસાદ' ચણા ચણા જેટલો વહેંચી લીધો. પછી થોડાં પાકાં ફળ, મધ, ઊંચી જાતના તલ, શેકેલા બટાટા અને બાંટી આપ્યા. તે વખતે ગરીબનું ભોજન મેળવીને થોડો આહાર કરવા ભાગ્યશાળી થયા. બટાટા મધ સાથે ખાવાથી કેવા સરસ લાગે તે જોયું. શેકેલાં શકરીયાં પણ ખૂબ ખાધાં. ભોજનસામગ્રી આવી એટલે અમને કશ્યપમાતંગના ઓરડામાં લઇ ગયા, અને કહ્યું કે ૧૯૦૦ વર્ષ સુધી આ ઓરડામાં કોઇએ ભોજન લીધું નથી. આપ કશ્યપમાતંગ સમે બેઠા છો એમ એમને પ્રત્યક્ષ માનીને ખાઓ. ત્યાં જમવા બેઠા એટલે ચારસો વર્ષ સુધી ભારતવર્ષના જે સાધુઓ ગમેલા તે જાણે પાસે બેઠા હોય એમ લાગ્યું. જે કંઇ વસ્તુની

અમારે જરૂર હતી તે બધી બહુ વિનયથી સંન્યાસીઓએ આપી, પણ કહ્યું કે અમને છોડીને જશો નહિ. અમે સમજાવ્યું કે અમે બહુ વર્ષ આળસમાં રહ્યા પણ હવે આવવા માંડયું છે એટલે બહુ લોકો આવશે, છતાં ગુરુભાવે આપને ઉપદેશ દેવાનું સામર્થ્ય અમારામાં રહ્યું નથી.

## ભોજનની ભાંજગડ

ત્યાંથી પછી લોયાંગ સ્ટેશને ફરીથી પૂર્વના અતિથિગૃહમાં ગયા. સાત દિવસ સુધી કંઈ ભોજન મળ્યું ન હતું. માત્ર ખાંડ અને દૂધ વિનાની ચ્હા મળતી. એ સ્થળે પૂછ્યું કે અહીં ભાત મળશે? ઉત્તર મળ્યો, કે ઉત્તર ભાગમાં ભાત નથી પણ દક્ષિણ ભાગમાં ખૂબ છે, કેવળ ભાત જ છે. આ તો વળી વધારે અંદરનો ભાગ એટલે ભાત મળે જ નહિ કંઇક વ્યવસ્થા થઇને ચોખા આવ્યા તે વખતે પરમ આનંદ થયો, કે 'આજે ભાત મળ્યો.' બે માસના વ્યાધિ પછી બાળકને ભાત મળે અને તેને જેવો આનંદ થાય તેવો આનંદ અમને થયો. ચીનમાં ભોજન વખતે ભાત પીરસે તે પાત્રમાં ઢાંકીને પીરસે, તે ઢાંકણું ઉઘાડીને જમવાનું હોય છે. દરેક ચીજ માટે જુદું પાત્ર હોય છે. અનુભવથી અમે જાણ્યું કે અમુક જાતના પાત્રમાં અમુક ચીજ હોય. ભાતનું પાત્ર ઢાંકેલું હતું પણ બીજી ચીજો ઢાંકેલી તે અખાદ્ય હતી. ભાતના પાત્રમાં જોયું તો ભાતનું માત્ર ઓસામણ જ દીઠું. અમે તેનું કારણ પૂછ્યું તો માલમ પડયું કે પૈસાદાર વર્ગ ભાતનો સાર-સત્વ ખાય છે અને કુચ્ચા તો નોકરો જ ખાય છે. અમે પૂછ્યું કે કુચા છે કે નહિ? હોય તો તે લાવો. રસોડામાં તપાસ કરાવી તો તે નોકરો ખાઇ ગયેલા, તેથી અમે પછી ઓસામણ પીધું. તો પણ ભાતની ગંધથી સંતોષ માન્યો, કે ભારતવર્ષના ભાતની ગંધ તો છે. ઘરમાં જઇને શ્રી નંદલાલ બસુએ કહ્યું, કે શકરીયાં માગશું તો યે આ લોકો કંઇ આપવાના નથી. જો શકરીયાં મળે તો યજમાનોમાંથી કોઈ ન જાણે એમ છુપી રીતે શેકીને ખાઈએ. પણ શકરીયાંનું ચીની નામ અમે કોઇ જાણતા નહિ, તેથી શી રીતે મંગાવવાં તે પ્રશ્ન થઈ પડયો. શ્રી નંદલાલ બસુએ કહ્યું કે હું ચિત્ર દોરી આપું છું. પછી પીંછી લઈને શકરીયાંનું ચિત્ર કહાડયું અને અભિનયથી દીવાસળી સળગાવી દેવતાથી શેકીને, છોલીને ખવાય છે એમ નોકરને સમજાવ્યું. ચાકરે ગંભીર ભાવે સમજ્યો છું એમ કહ્યું અને ગયો. અત્યાર સુધી દુભાષિયા પ્રૉ. લી ગેરહાજર હતા તે થોડીવારે આવી પહોંચ્યા. તેમણે પૂછ્યું: 'આપે શું કર્યું છે?' અમે કહ્યું: 'અમે કંઇ કર્યું નથી' પછી ચાકરને બોલાવ્યો તો ચાકર ટોપલી ભરી પોચાં સડેલાં કેળાં અગ્નિમાં શેકીને લાવ્યો હતો. પ્રૉ. લીએ નોકરને પૂછ્યું: 'તેં કેવી રીતે જાણ્યું?' તેણે કહ્યું: 'ચિત્રથી.' પ્રૉ. લીએ ચિત્ર જોઇ કહ્યું, કે આ તો સડેલું કેળું છે. બજારમાં કેળાં લેવા ગયો ત્યારે નોકરને દુકાનદારોએ પૂછ્યું: 'સડેલાં કેળાં કોને માટે જોઇએ?' તેણે કહ્યું: 'હિન્દુસ્તાનથી આવેલા છે તેમને માટે.' એક સ્થળેથી એવાં કેળાં મળે નહિ તેથી દરેક ઘેરથી બબ્બે ઉઘરાવીને ૨૦-૨૫ કેળાં આણીને શેકીને લાવેલો. શ્રી નંદલાલ બસુને ચિત્રકળાનો ગર્વ હતો; પણ જ્યારે તેમણે જોયું, કે તેમના શકરીયાંના ચિત્ર પરથી ચાકરને સડેલું કેળું સમજાયું ત્યારે તેમનું મોં પડી ગયું! પછી પ્રૉ. લીએ નોકરને કહ્યું કે શકરીયાં જોઇએ છીએ. અર્ધા કલાકમાં શકરીયાં આવ્યાં. આઠ દિવસ પછી આટલું ખાવા પામ્યા.

## કોઇફેંગ

ત્યાંથી કોઇફેંગ ગયા. કોઇફેંગમાં પ્રકાણ્ડ પ્રાચીન વિશ્વવિદ્યાલય અને એક પ્રાચીન દેવાલય છે. એ વિશ્વવિદ્યાલયમાં અમારે ભાષણ આપવાનું હતું. અમે ત્યાં તે વિશ્વવિદ્યાલયનાં અતિથિ તરીકે ગયેલા. ત્યાંના ગવર્નર મોટા સૈન્ય સાથે અમને મળવા આવ્યા. એ ગવર્નરનાં અતિથિ થવાને બદલે વિશ્વવિદ્યાલયના અતિથિ થયા. તેથી તેમને બહુ દુઃખ થયું, તો પણ બહુ સભ્યતાથી અમારું સન્માન કર્યું.

## ધર્મગુરુ

હવે ત્યાંના મંદિરના ધર્મગુરુ પંડ્યાની વાત કહું છું. તે ૮૨ વર્ષના હતા છતાં તેમનું શરીર બહુ સશક્ત અને દીર્ઘાકાર હતું. સાંભળ્યું છે કે તે વિદ્યાના મહાસાગર જેવા છે. અમો જ્યારે ત્યાં ગયા ત્યારે તેમનું ટેબલ પુસ્તકોથી ભરેલું હતું. અમે પૂછ્યું: 'આટલી વૃદ્ધ વયે પણ આપ શા માટે અભ્યાસ કરો છો?' તેમણે કહ્યું: 'મારી યોગ્યતા છે તેના કરતાં લોકો મારે માટે વધારે શ્રદ્ધા રાખે છે. એ ઋણ વાળવા માટે બને તેટલો પ્રયત્ન કરું છું, લોકોની શ્રદ્ધાને બરાબર યોગ્ય તો નહિ જ થવાય, પણ બને તેટલો વધારે યોગ્ય થાઉં તેવો પ્રયત્ન કરું છું.' તેમના પુસ્તકાલયમાં ૫૦૬૦ ભારતવર્ષના અનુવાદ કરેલા ગ્રંથો છે. અને તેઓને દરેક ગ્રંથોનો ઘણો જ સારો પરિચય છે. એ કેટલાંય દર્શનશાસ્ત્રના અભ્યાસથી તેમણે સમુદ્ર જેટલું ગંભીર જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. અમને જોઇને પિતા બાળક પર હાથ ફેરવે તેમ અમારી પર હાથ ફેરવવા લાગ્યા, અને કહ્યું: 'આપ બહુ મોડા આવ્યા. ભારતવર્ષમાં આવવાની મારી બહુ ઇચ્છા હતી પણ હવે હું વૃદ્ધ અને અશક્ત છું. શક્તિ હતી ત્યારે આપ આવ્યા હોત તો આપની સાથે હું ભારતવર્ષમાં આવત. તે વખતે મને રસ્તાની ખબર ન હતી. જ્ઞાનના ઘણા રસ્તા જોયા છે પણ પૃથ્વીના રસ્તા નથી જોયા. હમણાં તો આ ઘરથી પેલે ઘર જતાં પણ રસ્તો ભૂલું છું. મને હજી પણ એવી ઇચ્છા થાય છે, કે જાણે ભારતવર્ષનાં તીર્થ મંદિરોની યાત્રા કરી ને જીવનનાં શેષ પૂર્ણ કરું. આપના દેશમાં કેટલાંયે દેવાલયોના પંડિતો તીર્થગુરુ (પંડયા)ઓ બ્રાહ્મણો છે તેઓમાંના એકના પણ ચરણ આગળ બેસી જીવનમાં જે શિક્ષણ અપૂર્ણ છે તે બધું પૂર્ણ કરું અને તેમની સેવા કરીને ધન્ય થાઉં.' એમણે એમ કરીને જે ગૌરવ ભારતવર્ષને આપ્યું તેનો અનુભવ કરવાનું તો દૂર રહ્યું પણ હાલની ભારતની દીનદશાને છુપાવવું પણ યોગ્ય લાગ્યું નહિ. આવા સાધુ જ્ઞાની પાસે કાંઈ સત્ય છૂપાવાય છે? મેં કહ્યું: 'ભારતની એવી દશા હાલ રહી નથી. આજે એક પણ ધર્મગુરુ એવો નથી કે જે આપને ઉપદેશ આપી શકે. પહેલાં તો આપને મંદિરમાં પરધર્મી પરદેશીને પ્રવેશનો અધિકાર નથી એમ કહી પ્રવેશ જ ન કરવા દે. આમ ન કરે તો તેમની આબરૂ જાય એમ છે કારણ કે **વિચારનો જેટલો અભાવ તેટલી આચારની પ્રબળતા હોય છે. જ્ઞાન જેટલું ઓછું તેટલો આડંબર વધારે.** તેથી અમારામાં એવું કોઇનું સામર્થ્ય નથી, કે આપને ઉપદેશ આપે!' આ સાંભળીને એ વૃદ્ધ જન હસ્યા અને કહ્યું: 'મને બહુ આનંદ થયો.' અમે પૂછ્યું: 'આમ કેમ બોલો છો? શાથી બહુ આનંદ થયો!' તેમણે હસીને કહ્યું: 'ભારતવર્ષમાં રખેને વિનયનો લોપ થયો હોય એવી બીક હતી પણ આપની વાત સાંભળી હજી પણ વિનય છે એ જાણી આનંદ થયો. આ વિદ્યાલયમાં ભારતવર્ષના ૫૦૬૦ ગ્રન્થોમાં ગંભીર વાણી છે અને અગાધ જ્ઞાન

ભરેલું છે. ભારતવર્ષમાં જ્ઞાનનો અભાવ નથી એ નિઃસંશય છે પણ મને ભય હતો કે રખેને વિનય નહોય! પહેલાં તો તેનો વિનય હતો તે ગ્રન્થો ઉપરથી જણાય છે પણ ભારતવર્ષની વર્તમાન દુર્દશામાં પણ જ્ઞાન તો રહેલું જ છે; પણ રખેને વિનય ન રહ્યો હોય એવો ભય હતો, પણ આજ પણ વિનય છે એ જોઇને એમ લાગે છે, કે ભગવાનની કૃપા ભારતવર્ષ ઉપર કાયમ છે.' અમે કહ્યું: ' બાબા! આ સત્ય વાત છે, વિનય નથી.' તેમણે કહ્યું ' ભારતવર્ષમાં જ્ઞાન અને વિનય બન્ને છે અને તેથી પણ વધારે સત્ય છે.' આ સાંભળીને અમે મનમાં ને મનમાં અશ્રુપાન કર્યો. તેમણે કહ્યું: ' ભારતમાં તો હું જઇ શકું એમ નથી પણ જે ધર્મગુરુ છે તેને નમસ્કાર કરી કહેજો, કે આપના ચરણ કમળે બેસવાની ઇચ્છા હતી પણ બનાય એમ નથી. પ્રત્યેક મંદિરનાં ધર્મગુરુને કહેજો કે તેમના દેવાલયનાં બારણાં ખુલ્લાં રાખે કે જેથી સેંકડો દેશપરદેશના વિદ્યાર્થીઓ આવે અને જ્ઞાન મેળવે.' અમે કમ્પિત હૃદયે પાછા ફર્યા કારણ કે તેઓ જો આવે તો જ્ઞાન પણ શું આપવું એ અમને સૂઝતું ન હતું. જે આશાથી તે લોકો આવવા માગે છે તે આશા પૂરી કરવાની ભારતવર્ષની સાધના પણ ક્યાં રહી છે?

બાબુ ક્ષિતિમોહન સેન

---

# કવિશ્રીનું સાહિત્યજીવન*

**માન્ય પ્રમુખશ્રી અને સજ્જનો,**

ગીતાનું વચન છે: **यो यच्छ्रद्धः स एव सः ।** જેવી શ્રદ્ધા તેવો માણસ. જેવી શ્રદ્ધા તેવું જીવન. તો કવિના જીવન સબંધી તો આ સૂત્ર વધારે સાચું ગણાય. કારણ કે કવિની શ્રદ્ધા એ જ એમના કાવ્યની–કવિજીવનની ખરી પ્રેરણા છે.

સદ્‌ગત ગોવર્ધનરામભાઇએ ' દયારામનો અક્ષરદેહ ' લખ્યો. તેમાં દયારામની ફિલસુફી શી છે તે ચર્ચા છે. ફિલસુફી એટલે શુષ્ક કેવળ તર્કલીલા જ નહિ, પણ, જગત સંબંધી બુદ્ધિહૃદયે–કહો કે આપણા સકલ ચેતને કરેલું દર્શન. અને જેવું દર્શન તેવું કવન. દર્શન ઉપરથી જ આદર્શ કે ધ્યેય પણ ઘડાય છે. દર્શનના હૃદયમાં પડેલા સંસ્કારથી તે ધ્યેયપ્રાપ્તિ તરફ પ્રેરતું જે આત્મબલ પ્રકટ થાય છે તેને હું શ્રદ્ધા કહું છું.

આપણા કવિ, કવિ–ફિલસુફને માને છે. આપણા કવિની ફિલસુફી કઇ? શ્રદ્ધા કઇ?

આ પ્રશ્નનો જવાબ આપવો માટે અઘરો નથી કારણ કે કવિએ પોતે તેનો જવાબ આપેલો છે. જેમ સદ્‌ગત નર્મદાશંકર કવિએ પોતાની શ્રદ્ધા પ્રગટ કરવાને પોતાનો મુદ્રાલેખ રાખેલો હતો, પ્રેમશૌર્ય, તેમ આપણા કવિએ પણ પોતાની શ્રદ્ધા જ પોતાના તખલ્લુસમાં પ્રગટ કરી છે. પ્રેમભક્તિ એ તેમનું તખલ્લુસ છે અને તેમની ગ્રન્થમાલા પણ એ જ નામથી

* કવિશ્રી ન્હાનાલાલના જન્મ સુવર્ણ મહોત્સવને માટે લખેલો લેખ. સમય ઓછો હોવાથી [illegible]

ઓળખાય છે. કવિની પ્રેમભક્તિ વિશેની પર્યાલોચના કરવાથી તેમના સાહિત્યજીવનની મુખ્ય પ્રેરણા આપણે બરાબર સમજી શકીશું.

પ્રેમ અનેક સ્વરૂપે જગતમાં પ્રગટ થાય છે. જોઇએ કવિ જ શું કહે છે એ વિશે:— પણ તે પહેલાં એક વાતનો ખુલાસો કરી લઉં. આવી જયન્તીનું એક અંગ કવિના જ કોઇ સારા કાવ્યનું પઠન હોવું જોઇએ. તે થઇ શક્યું નથી પણ તેની ખોટ પૂરવા માટે મેં કવિનાં કાવ્યોમાંથી બને તેટલાં લાંબાં અવતરણો લીધાં છે. લાંબાં અવતરણોનો આ ખુલાસો છે.—હવે કવિ પોતે શું કહે છે તે જોઇએ:—

પરમ પ્રેમ પરબ્રહ્મ.
માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ;
દંપતીના દેવ પ્રેમ, પ્રેમ છે સંસાર સાર:
પરમ પ્રેમ પરબ્રહ્મ.

પ્રેમનાં આવાં અનેક પ્રગટ સ્વરૂપો છે, પણ કાવ્યે અને કાવ્યશાસ્ત્રે બન્નેએ જેને રસદષ્ટિએ અદ્વિતીય પ્રેમ કલ્પ્યો છે, તે તો દંપતીપ્રેમ જ છે. શૃંગાર એ જ આદિ રસ છે. માટે જ સંસારવિરક્ત હેમચન્દ્રસૂરિને પણ કાવ્યાનુશાસનમાં શૃંગારનાં દષ્ટાન્તો જ લેવાં પડ્યાં છે. અને એ દૃષ્ટિથી કવિની પ્રેમમીમાંસા શરૂ કરવી સગવડવાળી પણ છે.

કવિનું દાંપત્યપ્રેમ સંબંધી સાહિત્ય અત્યંત વિપુલ છે. વસંતોત્સવ પ્રેમકાવ્ય છે. ઇન્દુનો પ્રસિદ્ધ અંક તો લગ્ન જ છે. પ્રેમકુંજ, જયા અને જયંત, ઉષા એ સર્વ એ જ રસનાં કાવ્યો છે. કોઇને થશે આટલું બધું પ્રેમ ઉપર સાહિત્ય શું? શું જગતમાં પ્રેમ સિવાય કશું છે જ નહિ? કવિને પોતાને આ પ્રશ્નની આશંકા થઈ છે. પ્રેમકુંજની પ્રસ્તાવનામાં કવિ પૂછે છે: "કોઇ વિચારક-કોઇ ઉપહાસક ફરી પોછો પ્રશ્ન પૂછશે કે વળી વળીને આ પ્રેમઘેલાંઓની જ કથાની કથની?" કવિ તેનો જવાબ આપે છે કે સંસારનો તો શું પણ સમસ્ત સૃજનનો મહાપ્રશ્ન, ઊંડી પર્યેષણાનું મહાતત્ત્વ પ્રેમ જ છે. એ તો પરમ પ્રેમની વાત થઇ પણ વ્યાવહારિક દૃષ્ટિએ સમાજનું એકમ વ્યક્તિ નહિ પણ કુટુંબ છે અને કુટુંબને એક કરનાર પ્રેમ જ છે. સમાજને સુધારવો હોય તો કુટુંબ સુધારવું જોઇએ અને કુટુંબ સુધારવા કુટુંબપ્રેમની ભાવના સુધારવી જોઇએ. અને અત્યારના આપણા સમાજમાં અધમમાં અધમ દશાએ શું કુટુંબ પહોંચેલું નથી લાગતું. આર્યભાવનાનું એક વિશિષ્ટત્વ કુટુંબભાવના છે પણ એ જ ભાવના શું અધમ બનતી નથી જતી. સદ્ગત ગોવર્ધનરામે આપણા સમાજની એ જ ચિકિત્સા કરી છે. કવિ પણ એ જ કહે છે. આજનાં આપણાં લગ્નો વિશે, ઘરના વિરોધથી છંછેડાયેલી કાન્તિ કહે છે:

**બાલકના જન્મ જોયા, ઉછેર દીઠા.**
**બટુકના બ્રહ્મચારી કરીએ,**
**ને બ્રહ્મચારીને બાળી મૂકીએ**
**લગ્નનામી અખંડ અગ્નિચિતામાં.**
**બધું નિરર્થક ને નિર્દય નથી તે?**

આવી સ્થિતિ આપણા સમાજની છે. સમાજ સર્વ સ્વાભાવિક રીતે લગ્નશુદ્ધિ માગે જ છે અને માટે જ કવિનાં કાવ્યો સમાજમાં અને ખાસ કરી લગ્ન સંબંધી કૌતુકવાળાં યુવાન વાંચકોમાં આટલાં લોકપ્રિય છે.

કવિ લગ્નને માણસ માટે એક સ્વાભાવિક રોગ ગણે છે. માણસને જેમ પોતાના વિકાસને માટે અંતરમાંથી, ઊંડેથી અપૂર્ણતા પૂરવા તાલાવેલી થાય છે, તેમ લગ્નને માટે પણ ઊંડેથી અદમ્ય ઇચ્છા ઉત્પન્ન થાય છે. મન્દાકીનીનું રૂપ ધારેલી કુમારિકા કહે છેઃ

એ વૈજયન્તી માળ મહીં મુજ
    દેહ છુપાવી છુપાતી રહું:
કહે જગઃ 'ભાવ છુપાવ કુમારી !'
    એ વિનકો ક્યાં ક્હેવાં હું કહું ?

× × ×

હૈયાની લક્ષ્મીથી કોને વધાવું ?
    દેહલતા સોંપું કોને કરે ?
કોને સખિ ! વરમાળ ધરાવું હું ?
    કોને પૂજનું મુસ્કાની ઉરે ?
નેનનું કિરણ નયને શમે
    શમશે મનની આશ શું મનમાં ?
રૂપ દીધું, રસ દીધ, રસિક ન દીધ,
    વિધિ ! તુજ શી ક્રૂરતા ?

વિશ્વા

દેહ અને દેહીના વિકાસમાં ક્રમપ્રાપ્ત કુટુંબ અને લગ્નની ઇચ્છાને કાન્ત, જેને આ ઇચ્છા દમવી પડે છે તે તેને ઓળખે છે.

**એકલાં તો આંસુ આવી જાય છેઃ**
**વ્હીલું વ્હીલું લાગે છે વગડા જેવું.**

× × ×

**જીવ આખો તો જાણે મ્હારો**
**'કુટુમ્બ' 'કુટુમ્બ' જલ્પે છે.**

× × ×

**કોઇ સ્હેમન્તવશો-સ્હેમન્તવશો મ્હને**
**કે અન્તરની ઓછપો ક્યહાંથી ઉતરે છે ?**

ઇન્દુકુમાર

માટે જ કવિનાં પાત્રો પરણવા સંબંધી ખોટી શરમ કે લજ્જા રાખતાં નથી. પ્રેમાનન્દનાં સ્ત્રીપાત્રોમાં દમયંતી વ્યંગથી માતાને પોતાની ઇચ્છા સમજાવે છે અને સુભદ્રા તો અર્જુનને હરણ કરવા પ્રેરે છે-પ્રેમાનન્દના સુભદ્રાહરણમાં સુભદ્રા અર્જુનનું હરણ કરે છે એમ કહેવું વધારે યોગ્ય ગણાય-તેમ કવિનાં સ્ત્રીપાત્રો પણ પોતાની ઇચ્છા શરમાયા વિના વ્યક્ત કરે છે.

**પ્રમદાઃ લગ્ન લેશો કે કૌમારવ્રત ?**
**કાન્તિઃ અમસ્તાં આળ મા ચ્હડાવ, ભાભી !**
**કુમારાંને તો કરમાવાનું,**
**પછી હોય શું પુરુષ**
**કે શું સુન્દરીની વેલ.**

લગ્ન આણુવિકાસનું વ્રત છે,
સ્વર્ગપન્થનું પગથીયું છે.
માનવ બાલનો ધર્મ્ય માર્ગ છે.
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.

અને ઉષા તો માબાપને છેતરીને 'મનગમતા' વરને વરે છે! પણ સંસારમાં એમ સર્વ કરી શકતું નથી. દરેક ઉષાને પોતાનો મનગમતો વર નથી મળી શકતો. જગતના 'કુલાશ્રમોમાં સ્નેહી અને સગાંનાં દ્વૈત' થાય છે—અને તેવા અનેક પ્રકારના પ્રસંગોમાંથી નવલકથાકારો ભાત ભાતના પ્રસંગો ઉપજાવી કાઢે છે અને સ્થૂલ પ્રેમ એક તરફ, સૂક્ષ્મ પ્રેમ બીજી તરફ અથવા એક સાથે અનેક તરફ પ્રેમ હોવાના મિથ
કવિ આ સર્વને માટે એક જ આદર્શ ધરે છે.

કાન્તિઃ ને સ્નેહલગ્નનાં સમણાં યે ન હોય તો
દેવઃ તો સરસ્વતીએ કૌમારદીક્ષા સ્વીકારી
ને નારદજીએ બ્રહ્મચર્યને જોગ લીધાં
કંઇ કંઇ એમ કૌમારને સેવશે, કુમારી

પણ લગ્નનો આદર્શ તો:

પતિએ પત્નીવ્રત લેવું,
ને પત્નીએ પતિવ્રત લેવું:
એવી પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન

ઇન્દુકુમાર.

લગનના આ આદર્શમાં સ્થૂલ શરીર સંબંધને શું સ્થાન છે? કવિ કેવળ ગગનવિહારી ભાવનાના કવિ ગણાય છે પણ તેઓ આ વિકટ પ્રશ્ન ભૂલી ગયા નથી. આ દિવ્ય ગણાતા સંબંધમાં સ્થૂલ શરીર સંબંધ છે અને તેનો અર્થ શો કરવો? તેને દિવ્ય પ્રેમની સાથે શો સંબંધ અને તેની પાછળ તેનું શું સ્થાન? લગ્નપ્રેમમાં તેનો અંશ છે તે તો પ્રથમ સ્વીકારવું જોઇએ. પ્રેમના પોતાના આદર્શમાં જે ઉડ્યા કરતો ઉષાનો વલ્લભ જ્યારે નિરાશાજન્ય ચિંતનમાં પડે છે ત્યારે તે આ અંશ સ્વીકારે છે.

ઉષાકુમારીનું કૌમાર કોઇક અભડાવશે? એ નિર્દોષતા, એ સ્પર્શપતિત ન થયેલ કુમારીત્વની કુમાશ કોઇ કરમાવશે?......એ અભડાવવા મને લાલસા હતી, એ કરમાવવાની મને લલુતા હતી... ...તે સહુ હું ભૂલી ગયો. કોઇકને રાક્ષસ કહ્યો, કોઇકને રાવણ કહ્યો. પણ મ્હારા ઉરની લંકામાં રાવણ જીવતો હતો ત્હેને મ્હેં નીરખ્યો નહીં."

અશરીર પ્રેમના આદર્શના "જયા જયન્ત" નાટકમાં આ વાત વધારે સ્ફુટ કરી છે.

શૈવતીઃ શું ઇચ્છો છો? રાજન!
કાશીરાજઃ દેહ છે દેહનો ભૂખ્યો;
આત્મા છે આત્માનો તરસ્યો.

જયા અને જયન્ત

ત્યારે આ સ્થૂલ અને અપવિત્ર મનાતી દેહની વાસનાને દિવ્ય ગણાતા પ્રેમ સાથે સંબંધ જ શી રીતે ઘટી શકે? કવિ આનો ઉત્તર કાન્તિદ્વારા આપે છે:

સંસાર સકલ મૂર્તિપૂજક છે,
ને હું ય મૂર્તિ માગું છું
મ્હારા માનસવાસી સ્વામીની.

ઇન્દુકુમાર

જાણે આનું જ ભાષ્ય ઉપામાં છે.

"પ્રભુએ મનુષ્યને લોચન દીધાં ત્યહારથી ત્હેને મૂર્તિપૂજક કીધો. પૃથ્વીવાસીઓ સહુ માત્ર ચેતન જ્યોત નથી કે દિવ્યચક્ષુરન્તાં નથી. સામાન્યતઃ માનવી સ્થૂલચેતન ઉભયનો ઉપાસક હોય તો ત્હેના આજન્મ પ્રાકૃતિક સંગરંગનું જ તે શિક્ષણ ને પ્રતિકરણ છે. પ્રકૃતિના પટ ઉપર તેજછાયાના રંગ પૂરી બ્રહ્માંડનું મહાકાવ્ય મૂર્તિ અક્ષરો વડે લખ્યું ત્યહારથી મનુષ્યમાં મૂર્તિપૂજા જન્મી, ને મનુષ્ય મૂર્તિપૂજક બન્યો. જ્યહાં સુધી ભાવપ્રદર્શન માટે શબ્દમાળો આવશ્યક છે, ને શબ્દમાલાના દર્શન કાજે વર્ણમૂર્તિઓ આવશ્યક છે, ત્યહાં સુધી મનુષ્ય મૂર્તિપૂજક રહેશે.

ઇન્દ્રિયો દેહ કાજે નથી વાંછતી, તેમ દેહ માત્રને યે નથી વાંછતી. વિદ્યુત્કમળની પાંખડીઓ સરખી પ્રગટતી ને પ્રસરતી પ્રિયજનની ઇન્દ્રિયો પ્રિયતમ આસપાસ ઉડતી ચેતન વીજળીને વાંછે છે. પ્રિયતમનાં વસ્ત્રાલંકારની લાલસા રહે છે, તેમ પ્રિયતમના દેહની યે વાંછના છે. પણ વસ્ત્રાલંકાર સાથે તે વસ્ત્રવાસી દેહની, તેમ દેહ સંગાથે તે દેહવાસી દેહીની યે પરમ વાંછના પ્રિયચેતનને હોયછે."
અર્થાત્ દેહની વાંછના તે દેહમાં રહેલા આત્મા તરફના આકર્ષણનું મૂર્ત રૂપ છે.

અને આમ કરવામાં જગતની યોજનામાં કંઇક હેતુ રહેલો છે. આ યોજનાથી જ પત્નીમાંથી માતા મ્હોરે છે અને બાળકોને ઉછેરે છે. માતા પણ પત્નીનું જ મહિમાવાળું સ્વરૂપ છે.

કાન્તિઃ— ક્ષમા કરજો! ગુરુરાજ!
માતૃભાવને માટે તો કોઇ કહે છે
પશુતાના ખેલનથી પશુઓનો પ્રસવ.
દેવઃ— પશુઓનાં પશુ જન્મે,
ને મનુષ્યોનાં મનુષ્ય, કુમારી!
બ્રહ્માંડમાં બ્રહ્મકર્મી સરજનહારી કો હોય
તો તે જનની કે જગજ્જનની.
શરીર સમર્પી શરીર ઘડે,
આત્મા સમર્પી આત્મા સરજે,
હૈયાનાં અમૃત ઢાલવી ઢાલવી
રૂપમરોને ઉછંગમાં ઉછેરે,
એ મહાનુભાવ માતાની ચોટપ.
દેહનાં કે દેહીનાં સૌન્દર્યસામર્થ્ય
કેવળ નિજના ઉપભોગાર્થે નથી,
માનવ વેલના ફૂલન ને શોભન કાજે છે,
એ ઉદારચરિત માતૃજીવનનો સદ્બોધ.
વર્તમાનને તીરે ઉભી ભવિષ્ય રચતી

મન્વન્તરોને સાંકળતી માતાઓ
સૃષ્ટિવિકાસની સહાયક મહાદેવીઓ છે.
પૂજ્ય છે, પવિત્ર છે, પાવનકારિણી છે,
સૃષ્ટા સરિખડી વન્દનીય છે,......

ઇન્દુકુમાર

અને બાલકઃ—

પ્રભુવિહોણા જનકુલમાં
બાલક પ્રભુના પેગમ્બર છે,
જડ જેવાં પૃથ્વીને પાટલે
બાલક ચેતનના ફૂવારા છે:
જલભર નવવર્ષાની વાદળીઓ છે:
મનુકુલના ભાવિ ભંડાર છે:
આશા છે, ઉત્સાહ છે, ઉન્નતિ છે.
બાલકોનો મહિમા મહાન છે,
ને એથી યે મહાન છે મહિમા
માનવમંજરીએ મ્હોરતી માતૃલતાનો.

ઇન્દુકુમાર

ત્યારે લગ્નમાં રહેલો આ સ્થૂલ અંશ જગતની યોજનાને ઇષ્ટ છે અને માટે સર્વથા આદરણીય છે, એમ સમજવું?

જર્મન ફિલસૂફ કાન્ટ આખા જગતની મીમાંસા કરીને છેવટે કેટલાક વિરોધો કે વિરોધાભાસોમાં પોતાના સમસ્ત દર્શનનો નિષ્કર્ષ આપે છે. દર્શનશાસ્ત્રોમાં છેવટે આવા વિરોધો આવ્યા વિના નથી રહેતા. સત્ પણ નહિ અસત પણ નહિ, સત્–અસત્ પણ નહિ પણ અનિર્વચનીય એવી માયા એ વેદાન્તદર્શનના વિરોધોનો સંગ્રહ છે. આપણા કવિના દર્શનમાં પણ આવો કોઈ વિરોધ છેવટે ફલિત થાય છે. લગ્ન પુણ્યવત છે. બાળક પ્રભુના પયગંબર છે અને છતાં એ સ્થૂલ સંબંધ સર્વથા શ્રેષ્ઠ નથી. શ્રેષ્ઠ તો છે અશરીર સંબંધ જેની ઝાંખી પ્લેટોએ કરેલી હતી. આ અશરીર પ્રેમમીમાંસા માટે જ આખું જયા–જયન્ત નાટક લખ્યું છે.

જ્યહાં જ્યહાં આત્મા, ત્યહાં ત્યહાં શરીર,
નથી એવું કાંઇ બ્રહ્માંડમીમાંસાનું ન્યાયસૂત્ર.

જયા અને જયન્ત

આ શ્રેષ્ઠ તો ખરું પણ કવિ સાવધાન રહેવા સૂચવે છે—

ભાખો, ઓ જગતનાં કલ્યાણકર્તાઓ
પુકારો પૃથ્વીનાં પડમાં,
હાકલ મારો મનુષ્યના હૈયાહૈયામાં,
કે નથી સર્વને માટેનાં આ વ્રત.
પરમ ઇન્દ્રિયનિગ્રહી,
મહારથી આત્મવિજેતા,

વિપુલ વૈરાગ્ય સંપન્ન જોગીરાજ
એ જ છે અધિકારી નૈષ્ઠિક બ્રહ્મચર્યના.

પણ આવા આત્મવિજયના અધિકારી ન હોય તેમને માટે પણ સં

ઇન્દુ:— આત્મા! વ્રતભંગ ન થાવ.
સંન્યસ્તસાધુતાની એ આંખડીએ!
તીરછે બાણે કોઇને મા વીંધો,
ન લોભાવ દેહદર્શને.

× × ×

ગુરુએ મ્હારો ગરૂડ
સ્નેહદિશામાં ગિન્નાતો દીઠો,
ને એક વર્ષની અવધ બાંધી
કે પ્રાણપાંખો સમતોલ કરવી.

જગદ્યાત્રા બે પગે કરવાની
ને બે પગ સમબલવન્તા રાખવા:
પછી પ્રિયને પદ નમવું.
ધર્મ ને સ્નેહનાં બન્ને નયન
અખંડ રાખી ન ફૂટવા દેવાં.

ઇન્દુકુમાર

વળી:—

દેહલગ્નના તપોવનનાં તપસ્વીએ
સંયમ સાધી, શીલ પાળી
આત્માને ઇન્દ્રિયોમાં ન વહી જવા દે,
પણ ઇન્દ્રિયોને આત્મામાં પરોવી રાખે,
તે પુણ્યકર્મીઓ પ્રભુતામાં જ છે સદા.

ઇન્દુકુમાર

અને:—

સંયમન આત્મશક્તિને ઔર બ્હેલાવે છે.

ગુજરાતનો તપસ્વી

શાકુન્તલનો એ એ જ અર્થ સારવે છે:—

હસ્તિનાપુરને પાટે રાજર્ષિ શું તપસ્વિની,
આભે ચન્દ્રકલા જેવી, સિંહાસને વિરાજશે,
ચક્રવર્તી થશે ત્હારો એવું પૂર્વે હતું વર.

શકુન્તલાનાં સંભારણાં

લગ્નમાં સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને અંશો છે પણ તેમાં સ્થૂલે સૂક્ષ્મને પોષી છેવટે અદૃશ્ય થવાનું છે.

ઉપા કહે છે કે પ્રિયજનને સંયોગ ને વિયોગ ઉભય પ્રિયતમાના સ્નેહયોગ જ છે. ને તે સાચું છે......સંયોગ ને વિયોગ સ્નેહીઓના દેહ પરત્વેના શબ્દો છે, આત્મપરત્વેના નથી: અને તેટલે [જેટલે ?] અંશે ચેતનથી સ્થૂલ ગૌણ છે. તેટલાં, રસશાસ્ત્રમાં—ઉપાના રસશાસ્ત્રમાં તે ગૌણ છે...... સ્થૂલદેહના સંયોગ-વિયોગને સ્નેહયોગીઓ ગણકારતા નથી......

ઉપાનું ભાષ્ય સાચું છે. ને સહમજાશે, પણ તે દેહથી પર વિચરનારને જેટલી ઊંચાઇએ ચઢે તેના પ્રમાણમાં દૃષ્ટિની વિશાલતા માનવીને લીધે છે.

એટલે સ્થૂલ સંબંધ છે છતાં તેનું સમર્થન; તેનું અંતિમ ધ્યેય અને તેનું સંપૂર્ણ વિસર્જન સૂક્ષ્મ સંબંધમાં જ છે. સ્થૂલથી ઊર્ધ્વ થતાં જતું એ જ ધ્યેય છે.

માટે જ કવિમાં આ વિરોધી દેખાતા બન્ને ભાવોનું વારંવાર નિરૂપણ આવે છે એક તરફથી લગ્નના ઉલ્લાસને અવકાશ આપે છે. અને બીજી તરફથી અશરીર સંબંધને જ પૂર્ણ આદર્શ લગ્ન માને છે.

જો લગ્ન અશરીર હોઇ શકે અને તે જ આદર્શ હોય તો સરસ્વતીચંદ્રે પુછેલો પ્રશ્ન ફરી પૂછવો પડે કે તો પુરુષો પુરુષો કેમ પરણતા નથી ? ઘણાં વરસ પહેલાં 'વિશ્વક્રમમાં લગ્નસ્નેહનો હેતુ શો ?' એ પ્રશ્ન ઉપર તેમનો એક લેખ જ્ઞાનસુધામાં આવેલો તે મળી શકેલો ન હોવાથી અવતરણ ન આપતાં સ્મરણમાંથી લખું છું. ટેનીસનના સ્ત્રીપુરુષના સંબંધ વિશેનાં વાક્યો ઉતારી કવિશ્રીએ તેમાં લખેલું છે કે સ્ત્રી કાંઇ અપૂર્ણ પુરુષ નથી પણ પુરુષથી ભિન્ન જ છે. અને સ્ત્રી પુરુષનો સંબંધ અન્યોન્યની ન્યૂનતા પૂરવા માટે વિશ્વનિયંતાએ યોજેલો છે. એ જ મત ઈન્દુમાં છે.

પતિએ પત્નીવ્રત લેવું;
ને પત્નીએ પતિવ્રત લેવું:
એવી પરસ્પરની પુણ્ય પ્રતિજ્ઞા તે લગ્ન.
મહા પ્રતાપી માર્તંડરાજ
ને સુધાભરી શશીલેખા સમી.
પુરુષ સુન્દરીની બે તેજકલાઓ
અન્યોન્યને શણગારે ને શોભાવે.
આત્માનાં ઓજસ્ અને શરીરનાં સૌન્દર્ય
વિલસાવે ને વિકસાવે:
અન્ધકારની ગુફાઓ અખંડ અજવાળે:
સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે:
એકબીજાની સફલતા સંધાવે:
અને કલ્યાણપન્થની પ્રેરણાઓ સમાં
પરસ્પરને પ્રભુતામાં પ્રેરે:
એ લગ્નવ્રતની મહાદીક્ષા: ઇન્દુકુમાર

ને આવશ્યક નથી.

કલાધરો તો હોય નિત્યકુંવારા:
એમના કલ્પના ભોગ સદાના ભૂખ્યા.
જન્મથી વરેલા છે કલાકન્યકાને:

નથી અવતરી દીઠી માત
કે જે જન્માવે જગતકુંજોમાં
એમની કલ્પેલી સૌન્દર્યલક્ષ્મીઓ.

× × ×

પૃથ્વી પગથારે તો વણપૂર્યા જ રહે છે
અદ્‌ભુતતાના એમના ઉત્કોઠ,
રસનાં દર્શન કે ઝાંખી
એમને આત્મમન્દિરે છે, જગમન્દિરે નથી.
જગતની રસતૃષા છીપાવે,
ત્હેમની જ વણછીપી રહે સદા
લોક લોકવિહારિણી પરમ રસભાવના પ્રેમકુંજ

હજી એક પ્રશ્ન રહે છે. લગ્નનો આટલો મહિમા છે તો સમસ્ત જીવનમાં તેનું સ્થાન કયું, કેવું ? અન્ય આકર્ષણો, પ્રેમો, ફરજો, ધર્મો સાથે સરખાવતાં લગ્નપ્રેમનું મહત્ત કેટલું ? લગ્નપ્રેમ જ્યારે પ્રથમ પ્રગટે છે ત્યારે તે એટલો બલવાન અને ઉદ્દામ થાય છે કે જીવનના એકપણ બીજા ધર્મને અવકાશ રહેવા દેતો નથી. ઇન્દુ કાન્તિ સંબંધી વિચાર કરતાં ઉદ્‌ગાર કાઢે છેઃ—

હતું જે આનન્દે,
હતું જે શોકાન્તે,
હતું જે જે મ્હારૂં ત્રિવિધ જગતે રમ્ય રસિકે !
સ્વીકારો અર્પેલું પ્રિયતમ ! રૂપાળા પ્રીતિપદે.

ઇન્દુકુમાર

પોતાનું સર્વસ્વ પ્રિયતમાના પદે તે સમર્પણ કરે છે. કાવ્યમાં આ ભાવ ઘણો પરિચિત છે. આપણા કવિ લગ્ન સિવાયનાં માણસનાં ઋણોનું ત્યાં જ સ્મરણ આપે છે.

જોગણઃ— આત્માએ કોને કોને કોલ દીધા છે
યુવરાજ ! એ યાદ છે ?
ભગિનીને, દેશ ભગિનીઓને,
બાન્ધવને, મનુ બાન્ધવને,
પ્રાણદાતા માતા મંડલને,
પ્રાણસમા મિત્રસમાજને,
પિતાને, પિતાઓના પરમપિતાને
સ્નેહીને, સંસારને, દેશને, માનવજાતિને
કોનું કોનું મહા ઋણ
કાલને ચોપડે ખડું છે ? યુવરાજ !
ડગલે ડગલે કોલ દીધા છે,
ને યાત્રા હજી લાંબી છે,
તીર્થ તો દૂર છે, કુમાર ! ઇન્દુકુમાર

આ લગ્નશ્રદ્ધાની પછવાડે તેના અધિષ્ઠાનભૂત ઇશ્વરશ્રદ્ધા રહેલી છે. આ લગ્નની યોજના પવિત્ર એટલા માટે છે કે તે ઇશ્વિરે રચેલી છે. કવિ એક જગાએ કહે છેઃ ‘ સૃજન સર્વ સહેતુક છે’ અને માટે આ લગ્નની યોજના પણ ઇશ્વિરે નિયત કરેલા હેતુ સફળ કરનારી છે માટે તે પવિત્ર છે. એટલે કવિની ઇશ્વર વિશેની માન્યતા શી છે તે અહીં જોવું જોઇએ. અને તે જ તેમની ભક્તિ. તેમનાં કાવ્યોમાં પ્રેમ અને ભક્તિ બન્ને એક સરખી રીતે પ્રેરણા અર્પનાર શ્રદ્ધા છે.

નડિયાદમાં મારે બોલવાનો પ્રસંગ હતો ત્યારે અને તે પહેલાં મારે એ તર્ક અને અભ્યાસનો વિષય હતો પણ હવે તો કવિએ પોતે કહ્યું છે કે તેમના ઉપર માર્ટિનોની અસર છે. એ ગ્રંથકારનું કોઈ પણ લખાણ જેણે વાંચ્યું હશે તેને તે લેખકની સચ્ચાઇ, શુદ્ધ સાત્ત્વિક ભક્તિ અસર કર્યા વિના રહી નહિ હોય અને કવિ ઉપર તેની અસર થાય તે સ્વાભાવિક છે. આપણા કેટલાક બીજા સાક્ષરોના લેખોમાં પણ મેં એની અસર જોઈ છે.

અસ્તુઃ પણ આપણે તો કવિના જ શબ્દોથી તેમની ફિલસુફી સમજવી જોઇએ. હું માનું છું, ઇશ્વર છે એ તેમની માન્યતા માટે તો અવતરણની જરૂર નથી પણ ઇશ્વરનું સ્વરૂપ કેવું છે અને તેનો જગત અને મનુષ્ય સાથે કેવો સંબંધ છે તે મુખ્ય પ્રશ્નો છે અને તે આપણે હવે જોઇએ.

અહીં જ સમજી લેવું અગત્યનું છે કે કવિ ઇશ્વિર કોઇ તત્ત્વ છે એમ માનતા નથી પણ ઇશ્વર personal being, **पुरुषविशेष** છે એમ માને છે. દ્વૈત અદ્વૈત બ્રહ્મ એ શબ્દો તેઓ ઘણી વાર વાપરે છે, પણ રાજયોગ શબ્દની પેઠે તેનો અર્થ પોતે પોતાને અનુકૂલ રીતે ઘટાવે છે. શંકરનું કેવલાદ્વૈત તેમને માન્ય નથી. ઇશ્વિર અને જીવ એ બન્ને ભિન્ન તો ખરા જ. તેમના મિત્ર મણિશંકર રત્નજી ભટ્ટ જેટલો જ તેમને આ મત તરફ દ્વેષ નહિ તો કંટાળો તો ખરો જ. ઉષામાં એક જગાએ કહે છેઃ

“ને અપવાદોમાંથી સિદ્ધાન્તો સારવવાનો ઇજારો તો મૃગજળ ને સર્પરજ્જુભ્રમનાં સ્વપ્નજળમાં રમતા વેદાન્તાચાર્યોને કાજે જ રહેવા દો.”

બીજી જગાએ કહે છેઃ

“ વેદાન્ત સાચું હો કે ખોટું હોઃ હું વેદાન્તકથા સમજાવવા બેઠો નથી પણ अहं ब्रह्मास्मि ની સાથે જ तत्त्वमसिમહા વાકય ગૂંથાએલું જ છે; અને તે બેમાંથી सर्वं खल्विदं ब्रह्म નું સર્વતોમુખ મહાવાકય ... ... ... ... પ્રગટે છે એમ વેદાન્તાચાર્યો વદે છે. રસની ફિલસુફીમાં એ વેદાન્તવાદનાં પગથિયાં ગોઠવજે; એ સૂત્રોમાં સત્ય છે એટલું તને લાધશે, એ સૂત્રોમાં અસત્ય છે એટલું ત્હને અસત્ય લાધશે.”

કવિ વેદાન્ત કહેવા બેઠા નથી પણ વેદાન્તનો કેવલાદ્વૈતનો મત તેમને સંમત નથી એટલું તો આમાંથી નિષ્પન્ન થાય છે. અન્યત્ર, વેદાન્તે શ્લોકાર્ધમાં કહેલો નિષ્કર્ષ

**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः**

સુધારી કવિ કહે છેઃ

**ब्रह्म सत्यं जगत् सत्यं जीवो ब्रह्म सुहृद्वयम्**

હવે એ જગત અને બ્રહ્મ કે ઇશ્વિરનો સંબંધ જોઇએ.

પ્રભુ તો પૃથ્વીના એક પડ પાછળ છે.
બ્રહ્મનું કોટલું તે બ્રહ્માંડ:
વિશ્વ એ પરમાત્માનો વિભુ દેહ.

અને આ સૃષ્ટિનો હેતુ શો ?

સ્નેહનો સોહામણો મહેલ માંડવા
જગન્નાથે જગમન્દિર સરજ્યું :
માનવીઓએ રોપ્યો એના ચોકમાં
મહા વિકટ એક રણસંગ્રામ.
પ્રભુ પરાગવન્તું આ વિશ્વનું ઉપવન
હોવું તો જોઈએ સન્તોનું તીર્થ:
કોટી કોટી અક્ષૌહિણીનું પણ
મંહી કુરુક્ષેત્ર રચાયું છે,
ને ત્ય્હાં બન્ધુઓ પરસ્પરને કાપે છે.
રુધિરરંગી કુરુક્ષેત્ર ત્હો ય ધર્મક્ષેત્ર છે:
દુનિયાના મહાભારતમાં યે, ભલા !
પાંડવોનો જ જયવાદ્ય વાગશે.

ઇન્દુકુમાર

સ્નેહ અને શ્રેય જ હોય તો જગતની યોજના એવી કેમ છે કે તેમાં પાપ કરી શકે ? કારણ એ છે કે માણસને તેમ છતાં ઇચ્છાસ્વાતન્ત્ર્ય માણસે પોતાના પુરુષાર્થથી જ ઊંચે ચઢવાનું છે. પોતે ન ચઢે તો તેમાં નથી.

બ્રહ્માંડની બહુરંગી વાડીમાં
પૂર્ણિમા ને અમાસ ખડાં છે.
મનુજ કો અમાસ લઈ ઓઢે
એ પણ પ્રભુને કલંક ?
અને પ્રભાતનો પૃચ્છી પામી, પુત્રી !
માનવી નરકતમિસ્રા વાસે
એમાં યે અવનીપતિને આળ ?
જગતને જમણે હાથ અમૃતકટોરી
ને ડાબે હાથ વિષથાળ છે :
માનવી વિષ પ્રાશી મૃત્યુ પામે
એ પ્રભુનું પાપ ? બ્હેનાં !
ત્હો ય દેવકુલ કરમાતાં નથી હો !
નારકીનો યે નારાયણ જન્મે છે.
પાપ ઘોળી પીતા મૃત્યુશાયીને યે
પ્રભુ તો અમૃત પાઈ સજીવન કરશે.

સૃજન સ્વર્ગ વિસ્તરવા છે,
પ્રભુતા પાથરવા છે.

× × ×

સૃષ્ટિનું સૃજનસૂત્ર એક જ છે;
પુત્રી ! કાંઇ યે નથી ત્હેની પારઃ
નથી અઘોર નરકે પણ.
અન્ધકાર અને અજવાળાં ઉભય
બ્રહ્માંડચોકમાં મૂક્યાં છે પ્રભુએઃ
પ્રાણપ્રેરણાનુસાર લોકસમાજ
અન્ધકારની અવનત ગુફામાં,
કે અજવાળાંની અટારીએ જઇ બેસે છે.
શીતલતલ નીતિપન્થ પાડેલા છે
દયાસાગર એ સરજનહારેઃ
પ્રવાસી ભટકવા ઉતરે તો સ્વયંભાવથી
ને કાંટા ભોંકાય તો વિપથના લ્હાવથી.

ઈન્દુકુમાર

આ નીતિપંથ અને ઇશ્વરની કરુણા એ માણસ અને ઈશ્વર વચ્ચેનો સંબંધ છે. આ નીતિપંથ વડે માણસ ઇશ્વર સાથે સંકળાયેલો છે અને ઈશ્વર કરુણામય છે છતાં માનવમાં સ્વયંભાવ કે સ્વતંત્ર ઇચ્છા હોવાથી માણસે પોતે જ નીતિને પંથે ઇશ્વરને પ્રાપ્ત કરવો જોઇએ. એ સ્વતંત્ર ઇચ્છા એ જ નીતિનો પાયો છે. એ સ્વતંત્ર ઇચ્છાની વિરુદ્ધ ઈશ્વર કરુણા પણ ન કરી શકે.

નીતિના પાયા છેદવા
નીતિબલની યાચના પ્રભુએ ન સ્વીકારી.

એક વ્યર્થ યાચના (કેટલાંક કાવ્યો)

આ સ્વયંભાવ કે સ્વતંત્રેચ્છા, free will, અને ઉપરના અવતરણોમાં આપ્યો તે મત ક્રિશ્ચન ફિલસુફીનો છે. હિન્દુધર્મમાં પુરુષાર્થને સર્વથા સ્થાન છે, જેમાં સ્વતંત્રેચ્છા આવી જાય છે, એક સંસ્કૃત ગ્રંથમાં સ્વાતંત્ર્યશક્તિ તરીકે આ જ free will ની ચર્ચા વાંચી પણ છે; પણ આ દૃષ્ટિ અને આ મત અને એ મુદ્દાનું આ મહત્ત્વ એ ક્રિશ્ચન દર્શનશાસ્ત્રમાંથી જ આપણા સાહિત્યમાં આવેલ છે.

છતાં કવિના ઈશ્વર સંબંધી સર્વ વિચારો પશ્ચિમના જ નથી. કવિનું માનસ હિન્દુ છે. અને તે ક્રિશ્ચન ધર્મના અન્ય મતો જોતાં તરત સ્ફુટ થાય છે. ક્રિશ્ચન ધર્મની એવી માન્યતા છે કે આ માનવદેહ પાપમાંથી ઉત્પન્ન થયો છે, માનવ જાતિનાં આદ્ય માતપિતાએ કરેલ પાપ સમસ્ત માનવજાતિને શિરે રહેલું જ છે, આ જગત એ પાપથી કલુષિત થયેલું છે, આ જગતનો મોહ છોડી જગતની પાર રહેલા સ્વર્ગ તરફ જ માણસે લક્ષ આપવું ઘટે અને જગતનું જીવન આદ્ય પાપનાં પશ્ચાત્તાપમાં જ ગાળવું જોઇએ. આપણા કવિ પણ જીવનયોજનામાં પશ્ચાત્તાપનું મહત્ત્વ સ્વીકારે છે. પણ માણસ જન્મથી પાપી છે એમ માનતા નથી અને ક્રિશ્ચનોની પેઠે નરકને અનંત માનતા નથી.

પશ્ચાત્તાપનાં પ્રાયશ્ચિત્તથી
પાપ બળી પુણ્ય જન્મે છે.

જયા-જયન્ત

પુણ્યશાળીનો બ્રહ્મજન્મ તત્ક્ષણ છે
મૃત્યુની અમૃતઅંજલિ પીધે:
પાપશાળીનો પશ્ચાત્તાપની પળ પછી છે.
નરકવાસ એટલે પશ્ચાત્તાપનું ચિતાસ્નાન.
મનુ મહારાજના મહાભાગ વંશમાં
જન્મથી સૌ બ્રહ્મચર્યવ્રતી છે,
બ્રહ્મપ્રાપ્તિનાં સરખાં અધિકારી છે.
સ્વયંસંસ્કારે બ્રાહ્મણત્વ કેળવે તો
માનવજન્મ બ્રહ્મજન્મ પામવા છે.
બાલકનો મનુષ્ય ને મનુષ્યનો દેવ:

× × ×

સૃજનમાં સર્વવાસી સર્વાધાર
નારાયણ નરકમાં યે છે.

× × ×

સચરાચરમાં વિહરતો નાથ
અઘોર અઘોર નરકમાં પણ
પાપદાહક હુતાશભાવે,
પુણ્યપુનરુદ્ધારક પીયૂષભાવે
શોભાસુન્દર વિરાજે છે. ઈન્દુકુમાર

બીજા ધર્મોના ઉપર ટીકા કરવા કહેતો નથી પણ હિન્દુધર્મમાં મને જે જણાય છે તે કહું છું, કે હિન્દુધર્મનું એક વિશેષ લક્ષણ એ છે કે તે ઈશ્વરને જગતની પાર તેમ જગતની અંદર પણ માને છે અને તેથી જગતને હમેશાં મંગલ માને છે. મંગલ એટલું જ નહિ પણ ભક્તિમાર્ગ તો આ જગતમાં ભક્તિ મળે તો મોક્ષ પણ માગતો નથી. આપણા કવિ પણ જગતને મંગલમય માને છે. ઈશ્વરની યોજનાથી પુણ્ય પવિત્ર થયેલું માને છે અને તેથી જ કવિ એક મહાન આશાવાદી છે. જગતમાં નાશ દેખાય છે તે પણ ઉત્ક્રાંતિને અર્થે છે.

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः
પ્રભો! એ છે એકપક્ષી.
જગતમાં મૃત્યુના મહા ઓટ છે,
સૃજનની ભરતી એથી યે મ્હોટી છે.
ગાવ, ગાવ ફરી એક વેળા
માનવજાતિની કલ્યાણગીતા, ઓ ના
સર્વત્ર નિગૂઢ મહાસત્યની વેદઋચા!
कालोऽस्मि लोकोन्नतिकृत्प्रवृद्धः

કવિની દેશભાવનામાં પણ આ જ આશાવાદ છેઃ—

સમસ્ત દુનિયાના ઇતિહાસનું
મધ્યબિન્દુ એશિયા છે;
ને એશિયાના ઇતિહાસનું કેન્દ્ર
ભરતખંડની મહાકથા છે.
પૂર્વ અને પશ્ચિમનાં પલ્લાંની
દાંડી ભારત છે,
ને ઉભય ગોલાર્ધની દૈવી સંપત્તિ
નજીકના ભવિષ્યમાં તે તોળશે.

× × ×

દુનિયાના ઇતિહાસની વિધાતાઃ
સંસારશાસ્ત્રના પ્રયોગોની પ્રયોગશાલા
ફિલસુફીની પાઠશાલાઃ ધર્મનું મંદિરઃ
દેવોનો પ્રિયતમ વાસઃ
નથી અવનીને તલ, સુન્દરીઓ!
ભારત સમો બીજો અધ્યાત્મખંડ.
જેવાં ત્હેનાં અદ્વિતીય ગિરિશિખરો છે
પૃથ્વીથી પર ને નભોમંડલની નજીક,
ઉન્નત, ને યુગયુગથી અખંડ યોગધારી,
ત્હેવા છે ત્હેના અદ્વિતીય માનવયુગો.
સૃજન સર્વ સહેતુક છે,
ને હિન્દનું સૃજન નિષ્ફળ નથી.
અવનીના આધ્યાત્મિક ઉદ્ધારને અર્થે
જન્માવી છે ભારતમાતા જગન્નાથે,
ને જીવતી રાખી છે હજી યે.
જીવતી રહેશે, ને જીતશેઃ

सत्यमेव जयते नानृतम्.

ત્યારે શું અત્યારે ભારત પૂર્ણ છે, તેમાં દોષો નથી? સાંભળોએ.

અઘરા છે જાણવા પોતાના અવગુણ,
અહીં અને બધે ય તે,
આજ અને સદાસર્વદા;
પણ તેથી યે અઘરૂં છે, દીકરીઓ!
પોતાના સાચા ગુણ જાણવા તે.

અને એ સાચું છે. ભારતનાં પાપો, અનિષ્ટો, જાણવાને માટે હવે કવિની જરૂર નથી. લગભગ બધાં વિચારકો તે જાણે છે. પણ ભારતને એ અનિષ્ટો ભયો આશંકાઓ બંધનો

તોડી નાંખવા નવા ચેતન અને ઉત્સાહની જરૂર છે. દોષોનો ઉચ્છેદ કરવા તે જાણવા જોઇએ, તેના તરફ આંખમીચામણાં કરવાથી આંખની જ શક્તિ ઘટે, પણ છેવટ અનિષ્ટનો નાશ કરનાર તો આંતર ચેતન જ છે, શ્રદ્ધા છે, ઉત્સાહ છે; અને કેવળ અનિષ્ટનું જ્ઞાન એ પોતે શ્રદ્ધા નથી. અનિષ્ટના માત્ર જ્ઞાનથી તો વિષાદ થાય અને વિષાદને ભગવદ્ગીતાએ તામસ ગુણ કહ્યો છે. માણસના સ્વભાવમાં જ્યાં ઊંડે શ્રદ્ધા વસતી હોય ત્યાં પ્રવેશ પામી તેને જાગૃત કરવી એ કવિનું ખરું કામ છે. બાકી કવિ પોતે ભારતનાં પાપથી અજાણ્યા નથી.

સાધુજન ! ધીરો થા.
કર્યાં ભોગવવાનાં છે સૌએ,
પુરુષોએ તેમ જ પ્રજાઓએ.
પ્રાયશ્ચિત્તકાળ પૂરો થયો છે
ભારતનો કે ભારતવાસીઓનો ?
પ્રાયશ્ચિત્તયુગ સમાપ્યા પહેલાં
શે ઉગશે સ્વર્ગનાં સ્હવાર
કોઈનાં, કે ત્હારાં, કે અમારાં યે ?
લાંબા ઇતિહાસના પ્રૌઢ કર્મકોષ
બળી ભસ્મ થઈ ગયા છે ?
—પ્રજાઓ ! પ્રીછજો આ પ્રાયશ્ચિત્ત યુગ
ભરતખંડની મહાપ્રજાનો,
ને સારવજો સદ્બોધ એ યુગના.—

અને છતાં તેમનો આશાવાદ અચળ છે. નવજીવનની શરૂઆતમાં પ્રજાજીવનનું સરવૈયું કાઢતાં કવિશ્રીને આપણી પ્રગતિ સંબંધી ઘણો વહેમ પડેલો હતો પણ ગયે વરસે વસન્તોત્સવમાં ફરી સરવૈયું કરતાં કહે છે.

અને સામટે સરવાળે આપણાં છેલ્લાં પોણો સો વર્ષ હારનાં નથી ગયાં, જીતનાં ગયાં છે; ઓટનાં નથી ગયાં, ભરતીનાં ગયાં છે.

અને એ ભરતીનું માન એ ગુજરાતની ગુજરાતણને આપે છે.

જગતની સર્વ યોજનામાં એ જ મંગલતા કવિ જુએ છે. જગતના દુઃખના અસ્વીકારથી નહિ પણ ક્રાન્તદૃષ્ટિએ તેની પાર સુખ જોઇને જ્ઞાનમાં, પ્રેમમાં, તપમાં, દુઃખમાં, મૃત્યુમાં સર્વત્ર એ સુખ અને આનંદ જ જુએ છે.

જ્ઞાન કર્કશ હશે શું ?
દાંતને કર્કશ લાગે
તે ભોજન નહીં,
આત્માને કર્કશ લાગે
તે સત્ય નહીં.

વસંતોત્સવ

આત્મા ઓળખે તે વર,
ને ન ઓળખે તે પર;

પણ સંસાર સારો સુખી છે?
સુખદુઃખના ભેદના ભેદુ કરહાં શોધું
કે શીખવે સૃજનનાં એ વમળ તરતાં.

× × ×

પણ દુઃખમાં યે દિલાસા છેઃ
દુઃખમાં એ દેવનાં દર્શન છેઃ
દુઃખનાં યે સૃજનવિકાસમાં સ્થાન છે.
સૃજનની કલાકાન્ત ત્હારી યોજનામાં
અહેતુક કાંઈ યે નથી, મ્હારા નાથ!
આવો, દુઃખે પધારો,
ને અમ કઠોરને કુમળાં કરો.

× × ×

દુઃખ દઇ હાસ કીધો પ્રભો!
સ્વાર્થ લૂંટી પરમાર્થ પ્હેરાવ્યો, નાથ!
આંસુ પાઇ આંસુ લ્હોતાં શીખવ્યું,
એક બાલાનો પિતા મટાડી
અનેક બાલુડાંનો પિતા સ્થાપ્યો.
સ્વામી! ત્હારી દીક્ષા દીધી, સ્વીકારૂં છું.

ઇન્દુકુમાર

દુઃખ અને મૃત્યુથી આંસુ આવે છે છતાં તે તરફનો ભાવ મંગલ છેઃ મૃત્યુ એ તો બ્રહ્મદીક્ષા છે;

સૂર્યરાજ આંખડીમાં આવી ઉભો છેઃ
વીરરાજ! અમારાં અશ્રુ એ સૂકવશે.
દેવનાં દુન્દુભી ગાજે છે—
ત્હમે પાછું વાળી મા જોશો—
અમારો સંસાર અને ત્હેનાં સુખદુઃખ,
અમારે વાસ્તે જ તે રહેવા દ્યો. બ્રહ્મદીક્ષા

ત્હાં થઇ કરજો મધુર પ્રયાણ જો
મીઠડા પન્થ પ્રભુદરબારના રે.

ધર્મરાયના પાર્ષદને

એ જ આશાવાદથી જીવનના સર્વ પ્રદેશનાં તેમણે કાવ્યો રચ્યાં છે. માતાપિતાને અંજલિ આપી છે, જે કાવ્ય આપણા સાહિત્યમાં મને અદ્વિતીય લાગ્યું છે. પઢિયાર જેવા સૌરાષ્ટ્રના સાધુને કાવ્યો અર્પ્યાં છે, ગાંધીજી જેવા મહાત્માનો પચ્ચાસ વર્ષોનો ઉત્સવ ઉજવ્યો છે, ગુરુદેવને નમસ્કાર કર્યા છે, લગ્નની પવિત્રતા ઉચ્ચારી છે, બાલકનો મહિમા ગાયો છે, મૃત્યુની મંગલતાનો પરિચય કરાવ્યો છે, ઇતિહાસમાં પ્રભુના દર્શન કર્યાં છે, અને પ્રકૃતિમાં પણ બ્રહ્માનન્દનો અનુભવ કર્યો છે. તેમનાં પ્રકૃતિકાવ્યો કેવળ પ્રકૃતિકાવ્યો નથી. મનુષ્ય અને કુદરત તેમને મન ભિન્ન નથી. તેમનાં કાવ્યોમાં

**પૂરી અકૂરી, ઘેરી મધુરી,**
**વસન્ત વનમાં ને જનમાં યે**

બેસે છે. તેમનાં પાત્રો ફૂલછોડ કે વેલીઓ સમાં છે, અને તેમની વેલીઓ અને ઝાડો માનવો જેવાં છે. તેમનાં માનવપાત્રો પ્રકૃતિ વિનાનાં નથી અને તેમની પ્રકૃતિ માનવભાવ વિનાની નથી. તેમની ફિલસુફીમાં જેમ સ્ત્રી અને પુરુષ, પુરુષ અને પ્રકૃતિનું અવિભાજ્ય યુગલ છે તેમ જ તેમનાં કાવ્યોમાં માનવ અને પ્રકૃતિની બેલડી સર્વત્ર વિહરે છે. એ જ રાજરાજેશ્વરની લીલા માનવ અને પ્રકૃતિમાં સર્વત્ર કવિ પ્રત્યક્ષ કરે છે અને કરાવે છે. તેઓ સ્થૂલમાં સૂક્ષ્મનું દર્શન કરે છે, સ્થૂલસૂક્ષ્મ લહરી એક જ પૂરે વહેતી જુએ છે. જગતની મંગલતાના, આશાના એ કવિ છે અને માટે જ તેઓ વસન્તના કવિ છે, આપણા સાહિત્યના કોકિલ છે.

કવિ તરીકે તેમની એક ફતેહ એ છે કે પરદેશી વિચારો પણ તેમણે સાહિત્યદ્વારા આપણા કરી બતાવ્યા છે. સાહિત્ય આ રીતે અનેકધા વિજયી છે. હું પ્રથમ કહી ગયો કે તેમની ઇશ્વરભાવનામાં માર્ટિનોની અસર છે, તેમની લગ્નભાવનામાં ટેનિસનની અસર છે. છતાં એ ભાવનાઓ એવી રીતે પ્રગટ થઈ છે કે કવિ પોતે ન કહે ત્યાં સુધી તે પારખી કાઢવી અઘરી પડે. તેનું કારણ એ છે કે કવિ પોતે હિન્દુ છે, ગૂજરાતી છે. આપણો દેશ, આપણો ધર્મ, આપણો સમાજ, આપણું સાહિત્ય એ સર્વ સાથે તેઓ એટલો પ્રેમ અને સમભાવ ધરાવે છે કે એ સર્વ પરદેશી તત્ત્વો આપણને અનુકૂળ સ્વરૂપ થઇ જાય છે. આમ થવામાં જેટલે અંશે તેમની કલા તેમને મદદ કરે છે તેટલે અંશે તેમનો અભ્યાસ પણ મદદ કરે છે. તેમણે લોકગીતની કદર કરી તેની રીતિથી જેમ કેટલાક ભાવો ઉપર વિજય મેળવ્યો તેમ હિન્દુ ધર્મશાસ્ત્રના અભ્યાસથી પરદેશી ફિલસુફીના અંશો ઉપર વિજય મેળવ્યો. તેમનું કાવ્ય જેમ દેશી રાગો અને ઢાળોથી મધુર બને છે તેમ હિન્દુધર્મની ફિલસુફીથી ગંભીર ગહન અને ગૌરવાન્વિત બને છે. ગીતાનું તો તેમણે ભાષાન્તર જ કર્યું છે પણ તેમનો ઉપનિષદો માટેનો આદર જુઓ:

અન્ધારી રાત્રિએ ઊડા શબ્દ હો અન્ધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂતકાલના.
ઉલાવે આત્મની જ્યોત ઝંઝાનિલો સ્મૃતિ તણા,
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ ઘોષના.
અહીંકા સિન્ધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પદછન્દા કો એવા અન્તર્ગુહા ભરી.

ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘોર એવો મહધ્વનિ.
અને એ સ્મૃતિના ઊર્મિ પડઘા ભૂતકાલના,
ને બધા મૂંઝવે એવા બોલ જે મુજ બાલ્યના:
તે સૌમાં તરતો, જાણે ચન્દ્રમા વ્યોમને જલે,
સુણ્યો આકાશવાણી શો શાન્તિનો શબ્દ એક ગહે.
શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ ગહોરો યે શમ્યો પોકાર ઉરનો.
વર્ષી માધુર્ય દેવોનું, અન્ધકાર ઉજાળતો,
પુરાણા યે યુગોને એ ઓળંગી શબ્દ આવતો.
જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મન્ત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો મન્ત્ર ' पितृदेवो भव ' પ્રિય !

પિતૃતર્પણ

કવિનાં પ્રભુભક્તિનાં કાવ્યો જુઓ.

અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇ જા
તું હીણો હું છું તો તુજ દરસના દાન દઇ જા.

**असतो मा सद् गमय ! तमसो मा ज्योतिर्गमय ! मृत्योर्माऽमृतं गमय !**

નહી સૂરજ, નહી ચન્દ્ર,
હો અબધૂત ! નહી વીજળી ચમકાર,
હો અબધૂત ! નહી વીજળી ચમકાર;
અગમ નિગમની ય પાર, અપાર એ
બ્રહ્મતણા ભંડાર;
પરમ ધન પ્રભુનાં લેજો લોક. જયા-જયન્ત

**न तत्र सूर्यो भाति न चन्द्रतारकं**
**नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।**

કાવ્યની ગહનતા અને ગૌરવ ક્યાંથી આવે છે તે વિચારો. સ્વામી રામતીર્થમાં એક દૃષ્ટાન્ત વાંચેલું અત્યારે યાદ આવે છે. જાપાનના કોઈ દેવળમાં ચારસેં ચારસેં વરસનાં વૃક્ષો છે. અને હજી એક બે ફૂટ જ ઊંચાં છે. તેને ઉપરથી કાપતા નથી પણ તેનાં મૂળને ઊંડાં જતાં કાપ્યા જ કરે છે એટલે વૃક્ષો જીવતાં રહે છે પણ ઊંચાં વધતાં નથી. સાહિત્યવૃક્ષ ઉન્નત થવાને પણ તેનાં મૂળ દેશના ભવ્ય પ્રાચીન સાહિત્યથી પોષાવાં જોઇએ. અંગ્રેજ સાહિત્યકારો આ જાણે છે. દરેક વખત પ્રાચીન સાહિત્યના પોષણથી જ સાહિત્યમાં નવો ફાલ આવ્યો છે. આપણે ત્યાં કેળવણી ધર્મની બાબતમાં તટસ્થ છે. જીવનમાંથી ધર્મ લુપ્ત થતો જાય છે અને પ્રાચીન સાહિત્યને જોયા વિના તેને વંદવાની કે નિન્દવાની ફેશન થઇ છે. પણ સાહિત્યને પુષ્ટ કરવાનો, હિતાવહ કરવાનો, બલિષ્ટ કર-

વાનો, એ જ માર્ગ. એ માર્ગ કવિએ સ્વાભાવિક રીતે ગ્રહણ કર્યો છે. આ ક્ષેત્રમાં કામ કરવાની ઉમેદ રાખનારાઓએ કવિના સાહિત્યજીવનમાંથી આ શીખવાનું છે.

અને મારું વક્તવ્ય પૂરું થવા આવ્યું છે. કદાચ કોઈ એવી અપેક્ષા રાખે કે કવિના સાહિત્યજીવનમાં કવિની કલાનો વિકાસ, તેમની શૈલીનો વિકાસ, કલ્પનાની વધતી જતી વિશાલતા, તેમનાં નાટકોની રીતિ, તેમનાં પાત્રો વગેરે ઉપર પણ આ વિષયમાં કંઈક કહેવું જોઈએ. એ સર્વ ઉપર યથાશક્તિ મેં વિચાર કર્યો છે પણ આજના આનંદના સમયે એ ટીકાની છરીથી કાપકૂપ કરવાની, કે તર્કશાસ્ત્રના ઍસિડમાં તેમનાં કાવ્યપુષ્પો નાંખી ઓગાળી તેનાં તત્ત્વોનું પૃથક્કરણ કરી આ તત્ત્વ અહીં ઓછું છે અને અહીં વધારે છે, કે છન્દનાં માપથી બરાબર માપી આ આકાર અહીં ખોટો છે કે ખરો છે એવી પારિભાષિક ચર્ચા કરવાની મારી ઇચ્છા નથી. તેને માટે મારે અન્યત્ર પુષ્કળ અવકાશ છે. તેમાં મારે કવિશ્રીની સાથે મૌલિક મતભેદ છે અને એ મતભેદ એઓ જાણે પણ છે. એ મતભેદમાં કોણ સાચું જ છે તે કહેવું મુશ્કેલ છે. ઘણા નિર્ણયો તો સમય જ કરી શકે. પણ ધારો કે આવા કોઈ મતભેદમાં, ન કરે નારાયણ, ને હું સાચો ઠરું, અને કવિના કાવ્યમાં દોષ છે એમ ઠરે તો પણ એક વાત નક્કી છે કે એ દોષ પણ 'સાચી' કવિતાનો દોષ છે. તેથી એ કવિતા કવિતા મટી જતી નથી. ઘણીએ કવિતાનામી કવિતાઓ એવી જોઇએ છીએ કે તેમાંથી દોષ ન જડે પણ તે કવિતા જ ન હોય, તેમાં રસ જ ન હોય પણ કવિની કવિતામાં દોષ માલુમ પડે તો પણ તે કવિતા તો છે જ, અને દોષ વિનાની કવિતા એ તો હજી સાહિત્યના ઇતિહાસમાં પણ વિરલ વસ્તુ છે. કવિ કુલગુરુ કાલિદાસે કહ્યું છે કે

**एको हि दोषो गुण संनिपाते निमज्जतीन्दोः किरणेष्विवांकः ॥**

અને

**ધાબાં તો સૂર્યને ય છે,**
**તેથી ભાસ્કરનાં ભર્ગ મટી**
**ઊંડાં અન્ધકાર થયાં ?**

સદ્‌ગત મણિશંકર રત્નજી ભટ્ટે કવિ વિશે પહેલી સાહિત્ય પરિષદમાં કહેલું કે આપણા સાહિત્યાકાશમાં પણ

ઉગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ.

કવિશ્રીએ પોતે એ પ્રશંસામાં ભૂલ જોઇ છે પણ એટલું તો નક્કી કે આપણા સાહિત્યમાં પિતાની પછી પુત્ર એમ બે કવિઓની પેઢીનું વિરલ સૌભાગ્ય ગૂજરાતને પ્રાપ્ત થયું છે. અને તેમાં કવિશ્રી ન્હાનાલાલ, આપણાં સાહિત્યમાં જે પ્રેમભક્તિનું ગાન તેમણે ગાયું છે અને ગુંજ્યું છે,—કારણકે આપણા કવિ ગાય પણ છે અને ગુંજે પણ છે,—તેને માટે તેઓ ચિરંજીવ રહેશે. નીતિશુદ્ધ ઉલ્લાસવાળો પ્રેમ એ એમની પ્રેરણા છે. પ્રેમનાં અનેક સ્વરૂપો તેમણે ગાયાં છે. પુષ્પની પાંદડીઓ આપણે ગણતી હોય ત્યારે અમુકને પહેલી અને અમુકને બીજી કહીએ પણ પુષ્પને સર્વ પાંદડીઓ સરખી છે. તેમ આ સર્વ પ્રેમની પાંદડીઓ

કવિમાનસને સરખી છે પણ છતાં કોઈને મહત્ત્વ આપવું હોય તો હું કવિની પ્રભુભક્તિ અને દાંપત્યપ્રેમ એ બેને મહત્ત્વ આપું. એ બેનું કવિને વિશિષ્ટ દર્શન છે અને કવિનાં કાવ્યોમાંથી એ પણ સમજવું જોઈએ કે દર્શન વિના કવન સંભવતું નથી.

આજે એ કવિના આયુષ્યની અર્ધી શતાબ્દી પૂરી થાય છે. આપણે ઈશ્વર આગળ માગીએ કે તેઓ પૂર્ણ પુરુષાયુષ્ય ભોગવે અને બાકીનાં વર્ષોમાં સંપૂર્ણ તંદુરસ્તી ભોગવે અને આદર્યાં પૂરાં કરે. ઈન્દુકુમારના બાકીના અંકોની અમે એટલી જ ઉત્સુકતાથી રાહ જોઇએ છીએ અને મુગલવંશના સમ્રાટોના નાટકચક્રમાં કવિની પ્રતિભાને નવી જ રીતે ઉલ્લસતી જોવાની અમે અપેક્ષા રાખીએ છીએ. અને તે સાથે, જેમનું નામ, કવિશ્રીએ કાવ્યનું પ્રથમ પુસ્તક બહાર પાડ્યું ત્યારે

આજે સુદિન તુજ નામની પૂર્ણિમાનો

કહીને વ્યંગ્યથી કહ્યું હતું, અને વાચ્યમાં તો ૨૩ વરસે વસન્તોત્સવના ગદ્યભાષણમાં માત્ર કહ્યું છે, તે માણેકબાઇને માટે, ઇશ્વર પાસે માગીએ, કે તેઓ, શબ્દ પાછળ વ્યંજનાની પેઠે, કવિનાં કાવ્યોની પ્રેરણાનું સૌભાગ્યસ્થાન ઘણાં વર્ષો ભોગવે.

રામનારાયણ વિ. પાઠક

# જંગલની પુષ્પ-ભેટ

"લાખો જવાહિરો જહાં તૂને ધરે"

"રાની કરૂં હું ગુલ રજૂ યા ના સનમ!"

સમસ્ત ગુજરાતનાં સાહિત્યરસિકો આજે જે વેળા પોતાના લાડકવાયા કવિને કૈં કૈં જાતની પ્રશસ્તિઓનાં ઝવેરાત અર્પી રહ્યાં છે, તે ઘડીએ, સોરઠી પ્રેમશૌર્યનાં સાહિત્ય-વેરાનોમાં ભમનારો એક રાની ફક્ત એ જંગલનાં ફુલો વીણીને જ કવિને અર્ઘ્ય આપવા મન કરે છે. કેમકે સૌરાષ્ટ્ર ઉપર કવિનું વિશિષ્ટ ઋણ સંભારતાં સોરઠી સાહિત્યના સર્વ સેવકોની છાતી ફુલે તેવું છે.

આજે તો ગુર્જર સાહિત્યમાં સૌરાષ્ટ્રનું મુખ ઉજ્જ્વલ કરનારા કવિ ત્રિભુવન અને બાલસાહિત્યક ગિજુભાઈ હાજર ઉભા છે. કાઠીઆવાડી ભાષા અને ભાવોનું ખમીર પોતાની નવલિકાઓમાં સભર ભરી દેનાર ભાઈ ધૂમકેતુ જેવા પણ સૌરાષ્ટ્ર વિશે ગુજરાતના અંતરમાં પડેલી આંટીઓને ધીરે ધીરે ઉકેલી રહ્યા છે. પરંતુ આજથી વીસ વર્ષ ઉપર સૌરાષ્ટ્ર ગુજરાતના સીમાડાની બહાર જ હતો. અને સૌરાષ્ટ્રના ઇતિહાસ પર, એના કંઠસ્થ સાહિત્ય પર, એની નિરાળી સંસ્કારિતા પર કેવળ 'જંગલીપણાં'ની જ છાપ દેવાઈ હતી. તે વખતે ગુજરાત-કાઠીઆવાડનો સુસંગમ કરાવવા માટે ચાતુરીક હીરદોરીના બંધ લેનાર બીજો કોઇ નહોતો—બૃહદ્ ગુજરાતનાં સ્વપ્નાં જોનાર કવિ ન્હાનાલાલ એક જ હતા.

એક બાજુ એ વિરાટ-ભવ્યતાઓને આરાધતી ને આલેખતી આંખ, બીજી બાજુ કાઠીઆવાડની માટીમાં પડેલા કાવ્ય-પરમાણુંઓને પણ શોધતાં શરમાતી નહોતી. કેવળ એક જ રાં'ખેંગાર-રાણકદેવડી અને એક જ સોન-હલામણને ગોખ્યા કરનારાઓની વચ્ચે એ એક જ દ્રષ્ટા સૌરાષ્ટ્રને ઝાડે ઝાડે ને ડુંગરે ડુંગરે ધબકતી પ્રેમશૌર્યની કથાઓ જોઇ શકેલ અને ગાઇ શકેલ કે

જ્યાં સિંહણ નિજ સંતાન ધવરાવે ઝાળે
જ્યાં સાગર ઉછરે નીર, મોતીની પાળે.

એક જ નરસિંહ, સુદામા કે દયાનંદના નામથી જ સૌરાષ્ટ્રનું ભક્તમંડળ સમેટાઇ નથી જતું. પણ સૌરાષ્ટ્રને તો ગામડે ગામડે અંત્યજ ભક્ત દાસ જીવણ, ભૈરવનો રમનારો કોળી વેશો, દેવાન પંડિત અને લીરબાઇ જેવાં ફકીર પ્યાલાનાં પ્રભુપ્રેમીઓ પાક્યાં છે તેમ જાણીને એક ન્હાનાલાલ જ ગાઈ શક્યા કે—

જ્યાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યાં સ્થળ સ્થળમાં ઇતિહાસ, શૂરના સોહાયા.

એ બધી પંક્તિઓ અખિલ ગુજરાતને અર્પણ થઇ છે જ્યાં તેમાં 'એ અદ્ભુત દેશની બ્હેન' સૌરાષ્ટ્રણુની જ વિપ્રલંભ-વેદનાના મગ્ન અને કાતિલ સ્વરો લ્હેરાય છે. અને

"મ્હોરી મ્હોરી આંબલિયા કેરી ડાળ રે,
"એ રત આવી ને રાજ ! આવજો."

× × ×

"ઉભી ઉભી જોઉં છું હું વાટ રે
"એ રત આવી ને રાજ આવજો."

એવી કંઇક રાસ-પંક્તિઓમાં કોઇ રાજકુળની વિજોગણ ગરાસણી અથવા કાઠીઆણી હજુ યે પોતાના સીમ-ભરતા, ચડતા ઉતરતા, લાંબા લાંબા આજીજી-સ્વરો રેલાવતી સંભળાય છે. એ

"ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ"

માંહેલા ખમકારા : અને એ

"હાં રે ધીમું ધીમું ઝૂલો નીંઝનારા
"હાં રે બાપુ આવશે હમણાં તમારા !
"હો બાલ જરી પોઢો ને !
"હાં રે બાપુ આવશે તમારા અધીરા
"હાં રે નમી ચૂમશે નિંદરતા વીરા
"હો બાલ જરી પોઢો ને ! પોઢો ને !"

એ હાલરડાં માંહે વીરાને લડાવેલા લાડ કોડ: એ બધો રસ કવિએ સૌરાષ્ટ્રીય હાલરડાંમાંથી અને સૌરાષ્ટ્રીય દેવાંઓમાંથી નીચોવીને ગુર્જર દેશને પ્રત્યેક માતૃ-હૃદયને દ્વારે દ્વારે રેલાવી દીધો છે. સોરઠી ઢાળ : સોરઠી ભાષા : ને સોરઠી ભાવ : ત્રણ ત્રણ રેશમી તાંતણાના બંધે કવિએ કાઠીઆવાડ-ગુજરાતને એકત્ર બાંધ્યા છે. પણ એવા રસભર્યા સુંવાળા રેસાઓ પોતે કયાંથી ઉતારી લાવ્યા, તે વાત ગુજરાતને કવિએ તે દિવસ નહોતી કરી. કરી હોત તો કંઇક નાખોરાં ફુલાવત.

શા માટે? એટલા માટે કે સૌરાષ્ટ્રની આબરૂ તે દિવસ હીણી પડેલી હતી. આજ વાડા ને વાડો તોડી નાખવાની હાકલ પાડનારા યુગમાં પણ જ્યાં સૂગાવાનો અંત નથી, તો તે દિવસની અસહિષ્ણુતાની શી વાત કરવી?

લોકોત્તરોનો કવિ લોકજીવનના કીચડમાં ઉતર્યો : કમળો વીણવા માટે : કેટલા ઉંડા કીચડમાં ? એ વાત તો કમળો વીણનારાઓ જ જાણી શકે. પોતાના-એક પત્રમાં કવિએ લખેલું કે "તું જ્યાં સુધી જૂનાગઢની દેરડીઓ અને જામનગરની ખવાસણોના રાસડા ન સાંભળે, ત્યાં સુધી તને ઉત્તમ લોકગીતો મળી ન શકે." આ વાતનો મર્મ સમજાય છે. "ન્હાના ન્હાના રાસ" ના અસલ ઢાળ આપનારા રાસડા સાંભળવા કવિને કયાં કયાં જવું પડ્યું હશે તે અનુમાન થઇ શકે છે. એના સમોવડીયામાંથી કેટલાકે પોતાનાં લોકોત્તર-સુર-

નનાં ગગનવિહારી ઝરૂખાનાં પગથીયાં ઉતરી લોક-પ્રાણુની રસિકતા પારખવા માટે પગ સરખા યે બગડવા દીધા હશે ?

" સંસ્કારી ઇન્દ્રિયો સૌ, શરદનું સર શો, ગુણગભીરો ખુશાલ
" પંથે ભૂલ્યા પ્રવાસી સમ ભવ ભમનો, નિંદ શો, પૂર્વ દેશી,
" વેદાન્તી, કર્મયોગી, કંઇક ભજનિકો, ભૂમિનો પુત્ર દેરો
" એવા અડબંગ ઉંડે જગજલ ધૂમતા ત્હડાં મહામચ્છ જેવા."

એવાં માહાત્મ્યનાં દર્શન, ચોરવાડ જેવા ગામડાના કોઇ કોળી ખેડૂત, અગર કોઈ ચોરાના બાવા સાધુની અંદર બીજાઓ બહુ ઓછા જ કરે છે. " નાથ ગગનના જેવા રે, સદા મુને છાઇ રહે" એવી ગગનતુલ્ય દૃષ્ટિનું દાન પ્રભુએ ન્હાનાલાલને કર્યું છે, તેથી જ એ ધૂળમાંથી પણ મહત્તાને ઢૂંઢી લે છે.

એણે પ્રગટપણે ભલે સૌરાષ્ટ્રના સાહિત્યની અથવા ઇતિહાસની અખંડ સમાલોચના લીધી નથી. અને પોતે ગમે તેમ તોયે લોકોત્તર કવિ હોવાને લીધે પ્રગટ દેખી શકાય તેવાં સોરઠી ભાવને અનુસરતાં ભજનો કે ગીતો નથી સરજ્યાં, છતાં એનાં લખાણોએ સોરઠી રંગોને રસોને અને સુગંધોને સારી પેઠે ઘોળી ઘોળી પીધેલ છે. એના અનેક ગુંજારવની પાછળ સોરઠી જીવન પુષ્પોના પરિમલ-પાનની ખુમારી બોલે છે. જીવનમાં એણે સોરઠી આતિથ્ય-ભાવનાને અપનાવી : ( રાજકોટનું પરા સ્ટેશન કવિના ડેલાથી પચીસ જ કદમ, અને જમવા ટાણું એ જ ગાડીનું ટાણું, એટલે પાંચ દસ જાણ્યા વા અજાણ્યા કોઇ પણ અતિથિઓ આવનાં જ " બાઇ ! દસ પાટલા " ની કવિ બંગ પુકારે અને પેટે અવનાર સેવા જેવી એની સહચરી ટાણે કટાણે લોટના પીંડા બાંધી દિવસ બધો રોટલીઓ વણ્યા જ કરે : એકલા તો કવિને અન્ન ન ભાવે ! ) તે જ રીતે બીજી બાજુ કવિએ સોરઠી સાહિત્ય-સંસ્કારને પણ પોતાના સાહિત્ય-સર્જનમાં અપનાવી સૌરાષ્ટ્રને નવાજેલું એ ગૌરવ-દાન આજે કવિને સોરઠી સાહિત્યના પુનરુદ્ધાર કાર્યમાં Pioneerની-આદ્ય પ્રેરકની કક્ષાએ મૂકે છે. ગુજરાત-સૌરાષ્ટ્ર વચ્ચે સીમાડા ભૂંસાય છે, તે ભૂંસવામાં કવિનો હાથ પ્રથમ દરજ્જે રોકાયો હતો. એ એની અણદીઠ સેવા છે.

ગુજરાતનો એક મહાકવિ, આ હીણાયલા પ્રાંતની ધૂળમાં પડેલી રત્ન-કણિકાઓ વીણવા માટે નીચે ઉતરી શકયો. અને મહાગુજરાતના કાવ્ય-મુગટમાં એ કણીઓને જડી દઇ સૌરાષ્ટ્રવાસીઓને ગુર્જર સંસ્કૃતિના મંડપમાં ગૌરવભેર દાખલ કરાવવામાં હાથ દઇ શકયો, એ બધું ઋણ અણદીઠ છે છતાં ઓછું નથી. સોરઠી પ્રેમશૌર્યના યુગના આ છિન્ન ભિન્ન દ્વારે ઉભો રહીને હું અલ્પ પૂજારી, એ પ્રેમભક્તિને આજે અંતરના અર્ઘ્ય આપી કૃતાર્થ થાઉં છું.

ઝવેરચંદ મેઘાણી

# શું કહું?

['મારા ઘર પછવાડે રે વાડિયું' એ ઢાળ]

મારા ઘર પછવાડે રે મોગરો,
એ તો ફૂલડે લચી લચી જાય રે;
સહીયર શું રે કહું, શું ના કહું!

મારે આંગણુ મ્હોર્યો રે આંબલો,
એને લૂંમ લૂંમ
[હં રે] એને પાન પાન ભરત ભરાય રે, સહીયર૦

મારા ઘરને માથે રે અગાસીયું;
એમાં ચાંદની ભરી છલકાય રે,
[હાં રે] એમાં ચાંદની છમછમ થાય રે, સહીયર૦

મારા ઘરમાં નવરંગ રે વાંસળી,
એમાં ગેબી પ્રાણ પૂરાય રે;
[હાં રે] એમાં ગેબી સૂર ગવાય રે, સહીયર૦

મારે હૈયે જડેલો રે હીરલો,
એ તો અમથો હસ્ય હસ્ય થાય રે,
[હાં રે] અમથો અમથો હસ્ય હસ્ય થાય રે, સહીયર૦

મારે તેલ પૂરેલી રે દીવિયું,
તેમાં એકમાં અનેક પ્રગટાય રે,
[હાં રે] દીવા એકમાં અનેક પ્રગટાય રે, સહીયર૦

મારે હૈયે હજારે રે વાતડી,
[ હે ] ઉગી હૈયે હજારે રે વાતડી,
હું તો કહું કહું ને એક ન ક્હેવાય રે, સહીયર૦



# ઈતિહાસનું પુનરાવર્તન

ગણિત અને વિજ્ઞાનશાસ્ત્રમાં જેમ નિયમો હોય છે તેમ સમાજવિદ્યાઓમાં પણ અમુક નિયમો હોય છે. સમાજવિદ્યાના નિયમો ગણિત અને વિજ્ઞાન જેવાં ચોક્કસ હોતા નથી પરંતુ અમુક પરિસ્થિતિમાં બનેલી ઘટના તેવી ને તેવી પરિસ્થિતિમાં સામાન્ય રીતે બને એવો તે નિયમોનો અર્થ હોય છે. 'ઈતિહાસનું પુનરાવર્તન થયા કરે છે' એ કથનનો પણ આ જ અર્થ છે. રાજાઓ થઈ ગયા હોય અથવા લડાઇઓ થઈ ગઈ હોય તેનું પુનરાવર્તન થતું નથી પરંતુ તે લડાઇઓ વગેરે જે સંજોગોને લીધે થઇ હોય તેવા સંજોગો ફરી આવી મળતાં લડાઈનો પ્રસંગ ઉભો થાય છે. આ જ પ્રમાણે આપણા નાણાચલણના ઇતિહાસનું થયું છે. જ્યારે જ્યારે સરકારે રૂપિયાનો વિનિમય દર ઉંચો નક્કી કરવાની ધમાલ કરી છે ત્યારે ત્યારે સરકારે એક જ નીતિને અનુસરી કામ કર્યું છે. આપણા નેતાઓએ તેનો, ધારાસભાઓમાં રહીને એક જ રીતે વિરોધ કર્યો છે તેથી તેનું પરિણામ સ્વાભાવિક રીતે એક જ સરખું આવ્યું છે. દર વખત સરકાર ઉંચો દર નક્કી કરવામાં ફાવી ગઈ છે. હમણાં જ સરકારે ૧ શિ. ૬ પે. નો દર, પ્રજાના પોકાર સામે યુક્તિપ્રયુક્તિથી નક્કી કર્યો તે સૌ કોઇને સુવિદિત છે.

સરકારે જે નીતિને આધારે કામ કર્યું છે તે નીતિ જુની અને જાણીતી છે–૧૮૯૩ માં જે હતી તેની તે આજે છે. ૧ શિ. ૪ પે. નો દર નક્કી કરતી વખતે હતી તેની તે આજે છે. ૨ શિ. નો દર નક્કી કરતી વખતે હતી તેની તે આજે છે. રાણી વિક્ટોરીઆનો ઢંઢેરો બહાર પડ્યો અને તે પછીના રાજાઓએ પવિત્ર વચનો આપ્યાં તેથી એ નીતિ બદલાઇ નથી. ૧૯૧૯ ના સુધારા આપવામાં આવ્યા અને પ્રજાના વધારે પ્રતિનિધિઓને સરકારના કામને બહાલી આપવા ધારાસભાઓમાં બોલાવવામાં આવ્યા તેથી પણ એ નીતિ બદલાઇ નથી. એકધારી અખંડિત નીતિ વર્ષો થયાં ચાલુ રહી છે.

આ નીતિ ત્રણ બાબતો ઉપર રચાએલી જણાય છેઃ (૧) ઈંગ્લન્ડના ઉદ્યોગોને ઉત્તેજન આપવું; (૨) ગોરા અમલદારોને પગાર વગેરેમાં સારી સગવડ કરી આપવી, અને (૩) લશ્કરી ખર્ચ વગેરે ઓછું ન કરતાં પ્રજા પાસેથી આડકતરી રીતે કર લેવો. આ ત્રિવિધ નીતિને આધારે મૂળથી સરકારનું વલણ રૂપિયાનો દર ઉંચો નક્કી કરવા તરફ રહ્યું છે. જ્યાં સુધી સરકારની એ નીતિ ન બદલાય ત્યાં સુધી એ સ્થિતિ પણ ન બદલાય એ સ્વાભાવિક છે. આથી ૧ શિ. ૬ પે. નો દર નક્કી કરવાની સરકારની તાલાવેલી એ ભૂતકાળના નાણાચલણના ઇતિહાસનું માત્ર પુનરાવર્તન છે. અત્યાર સુધીમાં નીમાએલી જુદી જુદી કમિટીઓ અને કમીશનોના અહેવાલો તપાસીશું તો દરેકમાં લગભગ એની એ દલીલો મળી આવશે. અહીં તેમાંથી થોડા ઉતારા, એકબીજાની સાથે સરખાવી શકાય એ રીતે સામસામા આપ્યા છે તે ઉપરથી વાચકને ઉપરના કથનની ખાત્રી થશેઃ—

| હર્શેલ કમિટી (૧૮૯૩) અને ચેમ્બરલેન કમીશન (૧૯૧૪)* | ઑબીન્ગટન-સ્મીથ કમિટી (૧૯૧૯) | હીલ્ટન-યંગ કમીશન (૧૯૨૬) |
| --- | --- | --- |
| ૧ રૂપિયાનો કાયમી દર ઠરાવવો એ હિન્દને માટે ઘાર્યું જ અગત્યનું છે. (૧૯૧૪) | ૧ રૂપિયાની કિંમત ફરી સ્થાયી થાય અને હિન્દી ચલણ સ્વાભાવિક થાય એ ઇચ્છવાયોગ્ય છે. | ૧ રૂપિયાનો દર સ્થાયી કરવા હવે પૂરો વખત ભરાઈ ગયો છે...રૂપિયાનો દર એકદમ સ્થાયી કરવો જોઇએ. |
| | ૧અ રૂપિયાનો કાયમી દર નક્કી કરવાનું મુલતવી રાખવાથી ભારે ટીકાને પાત્ર થવું પડશે અને સરકારી કાબુ ચાલુ રહેશે. | ૧અ રૂપિયાનો દર સ્થાયી કરવાનું મુલતવી રાખવાથી અસાધારણ ઉથલપાથલ થશે જો કે તેથી ૧ શિ. ૪ પે. નો દર નક્કી કરવા જેટલું અનિષ્ટ અને દુઃખદાયક પરિણામ નહિ આવે. ( સર બારીલ ) |
| ૨ અસ્થિર દરથી વેપારને ગંભીર નુકશાન થાય છે. (૧૮૯૩) | ૨ રૂપિયાનો દર ઉંચો નક્કી કરવાથી હિન્દના વેપાર ઉદ્યોગને કાયમનું નુકશાન વેઠવું પડશે નહિ અને ઉદ્યોગોનો વિકાસ ખાસ અટકી પડશે નહિ. | ૨ ૧ શિ. ૬ પે. ના દરથી દેશના વેપારને એકંદરે કંઇ ધોકો પહોંચ્યો હોય એવું ચિન્હ જણાતું નથી...( ઉલટું ) વિનિમયના દરમાં એકદમ ઘટાડો કરવાથી લાગલા જ ભાવો ઉથલી પડશે અને પછીથી ભાવો બેસી જશે......વેપારને ઉત્તેજન નહિ મળે અને સામાન્ય રીતે વેપારને ધોકો પહોંચશે તથા વેપાર બંધ કરવા જેવું થશે. |
| ૩ રૂપિયાના દરમાં ઘટાડો થવાથી વિલાયતનું ખર્ચ મોકલવામાં હિન્દી સરકારને જે મુશ્કેલીઓ વેઠવી પડે છે તેમાં, અમલ- | ૩ રૂપિયાનો વિનિમય દર ઉંચો થવાથી વિલાયતનું ખર્ચ મોકલવામાં હિન્દને જે ફાયદો થાય તે ધ્યાનમાં રાખવો જોઈએ. | ૩ ૧ શિ. ૪ પે. નો દર ઠરાવવાથી પ્રાંતિક અને માધ્યમિક સરકારના કરોમાં ખચિત વધારો કરવો પડશે. આથી પ્રાંતિક |

* ૧૮૯૮ ની ફાઉલર કમિટીનો અહેવાલ તાત્કાલિક નહિ મળવાથી તેમાંથી ઉતારા આપ્યા નથી.

| | | | | |
|---|---|---|---|---|
| કરવાથી વધારો થયો છે...અમલદારોની ખરીદવાની શક્તિમાં બહુ જ ઘટાડો થયો છે. (૧૮૯૩) | | | | સરકાર, માધ્યમિક સરકારને જે રકમ આપે છે તે ઓછી કરવાનું ઘણું કરીને મુલતવી રાખવું પડશે. |
| રૂપિયાનો દર ઘટી જવાને લીધે ખરચ ન થયું હોત તો કેટલાય કર વધારે ઘટાડી શકાત અને જાહેર કામોમાં વધારે ખરચ થઇ શકત...જો દેશના ચલણમાં કાંઈ ફેરફાર કરવામાં નહિ આવે અને રૂપિયાના દરમાં મોટો ઘટાડો નહિ થઈ શકે તો વધારાનું ખર્ચ પુરૂં કરવા ભારે કર નાખવા પડશે. (૧૮૯૩) | ૪ | ઉંચો દર નક્કી કરવાથી સરકારને કેટલીક બચત થશે જેનો ઉપયોગ હિન્દનો વિકાસ કરવામાં થઈ શકે અથવા કર ઘટાડવામાં થઇ શકે...ઉંચો દર નક્કી કરવાથી હિન્દી તિજોરીની સ્થિતિ સારી પેઠે સુધરી હતી. તેમ ન કર્યું હોત તો વધારે કર નાખવા પડત. | ૪ | ૧ શિ. ૪ પે. ના દરથી અનિવાર્ય નુકશાન એ થશે કે (જમાખર્ચની) તૂટ વધારે કર નાખીને પૂરી કરવી પડશે...... અંતે પ્રજા-ઉપયોગી કામોને ધોકો પહોંચશે. |
| રૂપિયાની કિંમત ઘટવાથી નિકાશને ઉત્તેજન મળતું હોય તો પણ તે પરિણામ હિન્દ આખાને ફાયદાકારક નથી. (૧૮૯૩) | ૫ | રૂપિયાના દરમાં વધારો થવાથી હિન્દમાં વસ્તુઓની કિંમત ઘટી છે તે એકંદરે દેશને ફાયદાકારક થયું છે.........હાલના સંજોગોમાં આર્થિક અને સામાજિક દૃષ્ટિએ જોતાં રૂપિયાનો દર નીચો કરવો એ ઇચ્છવાયોગ્ય નથી. | ૫ | ૧ શિ. ૪ પે.નો દર નક્કી કરવાનો વખત, કોઇ વખત જો આવ્યો હોય તો પણ તે હવે ગયો છે. હવે આખા હિન્દની દૃષ્ટિએ જરૂરી છે કે......રૂપિયાનો દર સ્થાયી કરી દેવો......૧ શિ. ૬ પે.ના દરમાં કોઇ પણ જાતનો ફેરફાર કરવામાં આવશે તો વળી પાછા હિન્દમાં બજારભાવ અવ્યવસ્થિત થઇ જશે અને પરિણામે આર્થિક અંધેર જાગશે, જે લોકોના ભલાની ખાતર ન થાય એ ઘણું જ ઇચ્છવાયોગ્ય છે. |

| | | |
|---|---|---|
| ૬ જો વસ્તુઓની કિંમત વધી જશે અને પગારોમાં ધીમો વધારો થશે તો પગારદાર માણસોની આર્થિક સ્થિતિ સતત ખરાબ થતી જશે......સરકાર, ગંભીર અસંતોષ ફેલાવવાનો ભય વહોર્યા વિના પોતાના નોકરોની માગણી તરફ આંખ આડા કાન કરી શકશે નહિ. (૧૮૯૩) | ૬ નીચો દર કરવાથી વસ્તુઓની કિંમત વધશે અને તેથી સામાજિક અને આર્થિક અસંતોષ થશે. | ૬ ૧/શિ. ૪ પે. ના દરથી વસ્તુઓની કિંમતમાં ૧૨।। ટકા વધારો થશે: આ ફેરફાર; વસ્તુઓ વાપરનારાઓને અને ખાસ કરીને હલકા પગારના ભણેલા લોકોને બહુ સાલશે. તેથી મજુરોની ખરી આવકમાં એક જાતનો સ્વચ્છંદી ઘટાડો થશે......ફેરફારથી આખા દેશમાં ચારે તરફ ભારે ઉથલપાથલ થશે. |
| ૭ આંતરિક ચલણ માટે સોનાના સિક્કાને ઉત્તેજન આપવું એ હિન્દને માટે લાભદાયી નથી. છેલ્લાં પંદર વરસનો ઇતિહાસ બતાવે છે કે હિન્દમાં સોનાના સિક્કા દાખલ કર્યા વિના સોનાનું ચલણ બરાબર ચાલે છે. હિન્દના લોકોને સોનાનો સિક્કો ઘણા વાપરવાની ઇચ્છા નથી, તેમ તેમને સોનાના સિક્કાની જરૂર પણ નથી. હિન્દના આંતરિક ચલણ માટે તો ઉત્તમોત્તમ ચલણ રૂપિયા અને નોટોનું છે. (૧૯૧૪) | ૭ આંતરિક ચલણ માટે સોનાના સિક્કાને સક્રિય ઉત્તેજન આપવું એ હિન્દને માટે લાભદાયી નથી. | ૭ સોનાના સિક્કા ચલણમાં દાખલ કરવા નહિ— અત્યારે પણ નહિ અને (ભવિષ્યમાં) કોઈ પણ વખતે નહિ......સોનાના સિક્કા મોટા પ્રમાણમાં સંઘરી રાખવામાં આવે તો તેથી હિન્દને આર્થિક નુકસાન થાય તે ઉપરાંત કોઇ પણ—ચલણપદ્ધતિનો અમલ કરવામાં ભારે હરકત નડે. |
| ૮ સોનું અને પૌંડ બરાબર પુરતી રીતે અનામત રાખીને રૂપિયાનો વિનિમય દર સાચવી રાખવો જોઇએ એ જ મુદ્દાની વાત છે. | ૮ સરકારી ખજાનાઓમાં સોનું રાખવું એ વધારેમાં વધારે ફાયદાકારક છે, ત્યાંથી સોનું પરદેશ મોકલવાના કામમાં આવે. | ૮ સરકારી તિજોરીનું સોનું ચલણમાં જતું રહે તો તેના ઉપર રાખનું જે બંધારણ રચી શકાય તે પ્રમાણમાં ઓછું થઇ જાય. |

| | | |
|---|---|---|
| ૯ બીજી કોઇ પણ સૂચના એટલી વિરોધથી મુક્ત નથી કે હિન્દી સરકારની સૂચનાને નામંજુર કરવાની અમે સલાહ આપી શકીએ. (૧૮૯૩) | ૯ બીજી સૂચનાઓ કરતાં અમે સૂચવેલા ફેરફારો ઓછામાં ઓછા વિરોધને પાત્ર છે. | ૯ ૧ શિ. ૬ પે. ના દરથી ઓછામાં ઓછી હરકત થશે અને દેશના બધા લોકોને એકંદરે ઓછામાં ઓછું નુકશાન થશે. |

સમિતિઓ અને કમીશનોએ, આ પ્રમાણે પોતાનો પક્ષ રજુ કર્યો છે ટુંકમાં દર વખત આપણને સમજાવવામાં આવે છે કે સોનાનો સિક્કા ચલણમાં દાખલ કરવા હિન્દને માટે નુકશાનકારક છે. રૂપિયાનો દર ઉંચો નક્કી કરવાની જરૂર છે. તેમ નહિ કરવામાં આવે તો દેશમાં આર્થિક અંધેર જાગશે, વેપાર ઉદ્યોગ પડી ભાગશે, સરકારના આવકખર્ચના આંકડા ઉથલી પડશે, પ્રજા ઉપર ભારે કર નાખવા પડશે અને પ્રજાપ્રગતિકારક કામો અટકી પડશે. આ બધી જુની પુરાણી દલીલો છે. તેનો રદીઓ આપવા લઘુમતિના સભ્યોને પણ દર વખત એની એ માથાકુટ કરવી પડે છે. છેલા બે અહેવાલોની લઘુમતિની નોંધો તપાસીશું તો તેની ખાત્રી થશે. અહીં તેમાંથી થોડા ઉતારા બસ થશેઃ—

| સર ડી. એમ. દલાલ (૧૯૧૯) | સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ (૧૯૨૬) |
|---|---|
| ૧ રૂપાની કિંમત ઘટી જાય તો પણ ૧ શિ. ૪ પે. થી ઉંચો દર રાખવાનો સંકલ્પ થયેલો છે. | ૧ કમીશનની નીમણુક થઇ તેના ઘણા વખત અગાઉથી કારોબારી સભાએ ૧ શિ. ૬ પે. નો દર ચલાવવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો હતો. |
| ૨ રૂપિયાનો દર વધારી નાણીને ચલણનું મૂળ ધોરણ છિન્નભિન્ન કરવામાં આવ્યું છે તે ધોરણ ટકાવી રાખવાની ખાસ જરૂર છે. | ૨ હિન્દના હાલના સંજોગોમાં જરૂરિયાત અને ન્યાયની દૃષ્ટિએ જરૂરી છે કે હિન્દને અનુકૂળ કાયમનો દર જ ફરી શરૂ કરવો. |
| ૩ રૂપિયાનો દર વધારવા માટે આપવામાં આવેલાં કારણો બીલકુલ પુરતાં નથી. લડાઇ પૂરી થયા પછી રૂપાની નિકાશ ઉપરનો પ્રતિબંધ દૂર કરવામાં આવ્યો હોત તો રૂપાની કિંમત વધતી અટકાવી શકાત. | ૩ ૧૯૨૪ ના સપ્ટેમ્બરમાં જો સરકારે ધાર્યું હોત તો ઘણા વખતથી ચાલતો આવેલો ૧ શિ. ૪ પે. નો દર ફરી ચાલુ કરી શકાત. હિન્દી સરકારે, બીજા દેશોની પેઠે વર્તવાને બદલે, લડાઇ પહેલાંનો દર સ્થાપી કરવાની જ્યારે પળ આવી ત્યારે તે પણ ઇરાદાપૂર્વક ગુમાવી. |
| ૪ નવો ફેરફાર કરીને એક કલમના ગોદાથી દેવાદાર અને લેણદાર વચ્ચેનો સંબંધ બદલી નાખવામાં આવે છે. | ૪ દરમાં ફેરફાર કરવાથી દેવાદાર અને લેણદારોને અન્યાય થશે. |

| | |
|---|---|
| ૫ રૂપિયાનો દર વધારવાથી ઈંગ્લંડના કાપડના માલની માગણી વધશે. | ૫ ૧ શિ. ૬ પે. ના દરથી પરદેશના વેપારીને આડકતરી પણ અસરકારક ૧૨॥ ટકાની મદદ મળશે. |
| ૬ નાણાંના ઠરાવેલા ધોરણની અગત્યતા ઉપર ભાર મૂકવામાં અતિશયોક્તિ થઇ શકે તેમ નથી. આ ધોરણ બીજા કોઇ કાયદાની પેઠે ચોમેર નુકશાન કર્યા વિના અને ભારે અસંતોષ ફેલાવ્યા વિના ફેરવી ન શકાય કે ન તેમાં સુધારો થઈ શકે. | ૬ ઠરાવેલો કાયમનો દર, ખાસ અને અનિવાર્ય જરૂરિયાત આવી પડી હોય તો જ ફેરવવો જોઇએ......માપવાનું, જોખવાનું, અને મૂલ્ય ઠરાવવાનું ધોરણ કાયદાથી એકવાર ઠરાવ્યું હોય તે ગમે તેમ ફેરવી શકાય નહિ. |
| ૭ નવી ચલણની વ્યવસ્થા જો ચાલુ રાખવામાં આવશે તો હિન્દ ઉપર અને તેના લોકો ઉપર તેનાં માઠાં પરિણામ આવશે. | ૭ મૂળ ધોરણમાં જો ફેરફાર કરવામાં આવશે તો તેની હિન્દમાં રાજકીય દૃષ્ટિએ ગંભીર અસર થશે. ચલણ વિષે અને દેશની નાણાવિષયક વ્યવસ્થા બાબત અસંતોષ ફેલાશે......હિન્દના આર્થિક તંત્રમાં થોડાં વર્ષોમાં એવી ઉથલપાથલ થશે કે તેની અસર આંકવી મુશ્કેલ છે. તેના પરિણામે હિન્દના આર્થિક વિકાસમાં અંતરાય નડશે એટલું જ નહિ પરન્તુ તેનાં પરિણામ માઠાં આવશે. |

આ રીતે પટમાળ ચાલે છે. સરકાર તરફથી ઉંચો દર રાખવાની હિમાયત કરવામાં આવે છે, તેનાં ગુણગાન કરવામાં આવે છે અને પ્રજા તરફથી એનો વિરોધ કરવામાં આવે છે. ધારાસભાઓમાં પણ એનું જ પુનરાવર્તન થાય છે. સરકારી નાણાશાસ્ત્રી સરકાર પક્ષ રજુ કરે છે અને પ્રજાકીય સભ્યો તેનો રદીઓ આપે છે. સર બાસીલ બ્લૅકેટે, બીલ રજુ કરતી વખતે કરેલું ભાષણ તપાસીશું તો તેમાં પણ એનું એ પિષ્ટપેષણ અને બુદ્ધિની રમત નજરે પડશે. તેમણે પોતાનું આખું ભાષણ કલકત્તાના હિન્દી વેપારી મંડળે જે અગીઆર મુદ્દાઓ રજુ કર્યા હતા તે ઉપર રચ્યું હતું. તે ભાષણના મુખ્ય મુદ્દાઓ આ પ્રમાણે છેઃ (૧) બે વરસથી વિનિમયના દરની સ્થિરતા જળવાઈ રહી છે અને વસ્તુઓના ભાવ ૧ શિ. ૬ પે. ના દર મુજબ ઠેકાણે આવી ગયા છે, તેથી ૧ શિ. ૬ પે. નો ચાલતો દર કાયમ કરવો જોઇએ; (૨) ૧ શિ. ૪ નો દર સ્વાભાવિક નથી તેથી જરૂર પડે તેમાં ફેરફાર થઇ શકે; (૩) રૂપિયાનો અમુક દર હિન્દને હમેશાં લાભદાયક થશે અને અમુક દર સદાને માટે નુકસાનકારક થશે એ બનવાજોગ નથી; (૪) ૧ શિ. ૪ પે. નો દર ઠરાવવાથી તે દર ટકાવી રાખવા સરકારને ગમે તેટલી હદ સુધી ચલણમાં વધારો કરવો પડશે; (૫) ૧ શિ. ૪ પે. નો દર કરવાથી વેપાર ઉદ્યોગમાં ચારે તરફ અવ્યવસ્થા અને નાણાં વિષયક અંધેર જમાના જેવું થશે. દેશના મજુરોમાં અસંતોષ થશે તથા સામાજિક અને આર્થિક અસંતોષ ફેલાશે.

આ દલીલોનો હવે વિસ્તારથી વિચાર કરવાનું રહ્યું નથી. થવાનું હતું તે થઇ ગયું છે, તેથી તેનો લંબાણથી વિચાર નહિ કરતાં, દલીલોમાં કેટલું વજુદ છે તે જોવાની ખાતર આપણે તેનો ટુંકમાં વિચાર કરીશું.

(૧) ૧૯૨૫ ના જુનથી ખરી રીતે ૧ શિ. ૬ પે. નો દર સરકારે ટકાવી રાખ્યો છે. તેટલા ટુંકા સમયમાં વસ્તુઓની કિંમત તે દર મુજબ વ્યવસ્થિત થઈ જાય તે સંભવિત નથી. મી. જે. એમ. કીન્સ જેવા વિશ્વવિખ્યાત નાણાશાસ્ત્રી પણ ઈંગ્લન્ડને વિષે એમ ધારે છે કે તે દેશમાં જો નાણાચલણની કિંમત ૧૦ ટકા વધારી નાખવામાં આવે તો ઘણા નુકશાન પછી વહેલામાં વહેલા બે વરસમાં વસ્તુઓની કિંમત વ્યવસ્થિત થઇ જાય. ઇંગ્લન્ડનો આંતરિક વેપાર પરદેશના વેપાર કરતાં ઘણો ઓછો છે, ત્યારે આપણો આંતરિક વેપાર ઇંગ્લન્ડના પરદેશના વેપાર કરતાં ૧૫ ઘણો વધારે છે. એટલે સર પુરુષોત્તમદાસના શબ્દોમાં કહીએ તો " હિન્દમાં વસ્તુઓની કિંમત ઠેકાણે આવતાં ઓછામાં ઓછાં દસ વરસ તો લાગે જ. " છેક ૧૯૨૬ ના ડીસેમ્બરમાં પણ કાનપુરમાં ભાષણ આપતાં સર બાસીલે એમ જણાવેલું કે વસ્તુઓની કિંમત વ્યવસ્થિત થવાના સંબંધમાં ' છેક હમણાં સુધી હું ચોખ્ખે ચોખ્ખો જવાબ આપતાં અચકાતો હતો. ' તો એકદમ બધું ક્ષેમકુશળ ક્યાંથી થઇ ગયું ?

(૨) ૧ શિ ૪ પે. નો દર સ્વાભાવિક નથી તે જ પ્રમાણે ૧૨ ઈંચનો એક ફૂટ થાય કે ૪૦ રૂપિયાભારનો એક શેર થાય તે પણ સ્વાભાવિક નથી; છતાં ફૂટનાં અને શેરનાં માપ એક વખત નક્કી કર્યાં હોય તે ફેરવવામાં આવે તો કેટલી ઉથલપાથલ થાય ? જરૂર પડે ફેરફાર થઇ શકે એ વાત ખરી છે પણ જરૂર તે સ્વાભાવિક અને અનિવાર્ય હોવી જોઇએ, નહિ કે કૃત્રિમ.

(૩) રૂપિયાની ચાંદીની કિંમત ૧૬ આના જેટલી નથી એટલે ૧ શિ. ૪ પે. નો દર સ્વેચ્છાએ ઠરાવેલો છે એ સાચું છે પરંતુ તે દર ઘણા વખતથી ચાલે છે તેથી તે સ્વાભાવિક જેવો થઇ ગયો છે, તેમાં ફેરફાર કરવામાં આવે તો દેશના આર્થિક તંત્રમાં જરૂર ઉથલપાથલ થાય: દા. ત. માણસને પોતાના ખર્ચ માટે કેટલું જોઇએ એ ચોક્કસ હોતું નથી. સમાજની ચાલતી આવેલી રહેણીકરણી અનુસાર દરેક માણસનું જીવન અમુક રીતે ટેવાયેલું હોય છે અને તે મુજબ દરેક માણસ ખર્ચ કરે છે; છતાં ચાલતા આવેલા ધોરણમાં ફેરફાર કરવામાં આવે તો દરેકને કેટલું વેઠવું પડે ? ભલે થોડાં વર્ષોમાં નવી રહેણી અનુસાર જીવન ટેવાઇ જાય પરંતુ તે દરમ્યાનના ગાળામાં જે હાડમારી વેઠવી પડે અને જીવનકલહ થાય તેનું શું ?

(૪) ૧ શિ. ૪ પે. નો દર ટકાવી રાખવા નાણાચલણમાં વધારો કરવો પડે તો તેમાં ખોટું શું છે ? દેવાદાર લેણદારને લીધેલા પૈસા પાછા આપે તેમાં નવાઈ છે ? છેલ્લાં ૭ સાત વરસથી ચલણમાં સામાન્ય રીતે જે વધારો થવો જોઇએ તે થયો નથી તે હવે કરવામાં આવે તો તદ્દન સ્વાભાવિક થશે. વેપાર ઉદ્યોગની માગણી અનુસાર ચલણમાં વધારો થવો જ જોઇએ. લડાઇ પહેલાં હિન્દમાં દર વરસે ચલણમાં સરેરાશ વધારો ૨૨ કરોડ રૂપિયાનો થતો હતો અને લડાઈ દરમ્યાન ૪૯ કરોડનો થતો હતો તેને બદલે ૧૯૨૦–૨૧થી ૧૯૨૨–૨૩ સુધીમાં ૩૮ કરોડ રૂપિયા * ચલણમાંથી પાછા ખેંચી લેવામાં આવ્યા છે અને ગયા વરસમાં ૩૫ કરોડ પાછા ખેંચી

* ૧૯૨૦ માં હિન્દમાં ૨૬૦ કરોડ રૂપિયા અને ૧૩૮ કરોડની નોટો ચલણમાં હતી. આ ઉપરથી કેટલા ટકા ચલણમાં ઘટાડો થયો છે તેનો ખ્યાલ આવી શકશે.

લેવામાં આવ્યા છે. તે રૂપિયા ચલણમાં વેપાર રોજગારની માગણી અનુસાર પાછા આપવામાં આવે તો લીધેલી રકમ પાછી આપ્યા જેવું થશે. તેમાં અણઘટતું શું થવાનું છે?

(૫) ૧ શિ. ૪ પે. ના દરનાં પરિણામો વર્ણવવામાં સર બાસીલ, કમીશન કરતાં પણ બે ડગલાં આગળ ગયા છે. તેમના આખા ભાષણમાં કમીશનનો અહેવાલ કરતાં ભાષાની છટા અને જોશ વધારે જણાય છે. ધારાસભાના સભ્યોના મન મેળવવા હોય એટલે તેમને વક્તૃત્વકળાની બધી ચાવીઓનો ઉપયોગ કરવો પડે, પણ તેથી દલીલોનું જોર વધતું નથી.

ઉંચો દર કરવાથી કાયમી પગારના અમલદારોને અને ખાસ કરીને જેમને પરદેશ નાણું મોકલવું હોય તેમને લાભ થશે એ સ્પષ્ટ છે, પણ તેથી વેપાર ઉદ્યોગને કેવી રીતે લાભ થવાનો? જ્યારથી ઉંચો દર ટકાવી રાખવાની નીતિ અખત્યાર કરવામાં આવી છે ત્યારથી આપણા આયાત અને નિકાશના વેપાર ઉપર અસર શરૂ થઇ ચૂકી છે. ૧૯૨૬માં આપણો નિકાશનો વેપાર ૧૯૨૫ કરતાં ૫૦ કરોડ અને ૧૯૨૪ કરતાં ૬૦ કરોડ રૂપિયાનો ઓછો થયો હતો. તે જ વરસમાં પરદેશ સાથેના કુલ વેપારમાં ઘટાડો થયો હતો, અને આયાતના વેપારમાં થોડો વધારો થયો હતો. આની અસર દેશના વેપાર ઉદ્યોગ ઉપર થયા વગર રહે નહિ. વેપાર ઉદ્યોગને આ રીતે હાનિ પહોંચે તેને લીધે દેશમાં ઔદ્યોગિક અવ્યવસ્થા થશે કે ૧ શિ. ૪ પે. ના દરથી, તે વેપારીઓ અને કારખાના વાળાઓ દેવાળાં કાઢશે ત્યારે જણાશે. હડતાળો પણ કઇ સ્થિતિમાં વધારે પડશે તે અનુભવ ઉપરથી જણાશે. મજુરોના ભાવિ સંબંધમાં તો "કુવામાં નહિ હોય તો હવાડામાં ક્યાંથી આવશે" એ સાદી કહેવતની આપણા નાણાશાસ્ત્રીઓને સમજણ પાડવી ઘટે છે પણ સમજવાની પડી છે કોને?

આ ઉપરથી જણાશે કે દલીલોમાં કેટલું વજુદ છે. મુખ્ય વાત સરકારના દૃષ્ટિબિંદુની છે. એ દૃષ્ટિબિંદુ અનુસાર સરકારનીનીતિ ઘડાવાની—હિન્દી પ્રજાનું ભલે ગમે તે થાઓ. પ્રજા ઉપર આ કાયદાની શી અસર થવાની છે તેનાં ઘણા માણસોએ આપણી આગળ જુદાં જુદાં ચિત્રો રજુ કર્યા છે. તેમાંનાં કેટલાંકમાં અતિશયોક્તિ હશે એમ ધારી આપણે બધાંને ન સ્વીકારીએ તો પણ પ્રો. જેવન્સ* જેવા અંગ્રેજ અર્થશાસ્ત્રી પણ આ સંબંધમાં શું ધારે છે તે આપણે જોઇએ. તેમના અભિપ્રાય મુજબ ઉંચા દરની હિન્દ ઉપર નીચે મુજબ અસર થશેઃ—

(૧) બધી વસ્તુઓની કિંમતમાં મોટો ઘટાડો થશે.
(૨) લાખો ખેડુતોની પાયમાલી થશે અને તેમને ભારે હાડમારીઓ વેઠવી પડશે.
(૩) હિન્દના વેપાર ઉદ્યોગમાં વર્ષો સુધી મંદી રહેશે.
(૪) સરકાર અને બીજા દેવાદારો ઉપર અસાધારણ બોજો આવી પડશે.
(૫) સરકારનું જમાખર્ચ અસ્તવ્યસ્ત થઇ જશે.

---

* "The Future of Exchange and the Indian Currency" By H. Stanley Jevons (Professor of Economics in the University of Allahabad.) 1922.

આ ઉપરાંત પરદેશી માલને ઉત્તેજન મળશે. ઉંચો દર ટકાવી રાખવા નાણાભીડ ચાલુ રાખવી પડશે અને વખત આવે સોનાનો સંગ્રહ ખાલી કરવો પડશે વગેરે બીજાં પરિણામોની આપણે નોંધ ન લઈએ તો પણ ઉપર જણાવેલું પરિણામ પણ દેશને થથરાવી નાખે તેવું છે. એ પરિણામ ચોક્કસ આવશે કે કેમ તે વખત જતાં ખબર પડશે. પરંતુ હિન્દના વેપાર ઉદ્યોગની આ ફેરફારથી માઠી દશા થવાની છે તે દીવા જેવું છે. જેમ સરકારની નીતિ ન બદલાય તો તેનું ધોરણ ન બદલાય એ સ્વાભાવિક છે તે જ પ્રમાણે જ્યાં સુધી આ અન્યાયો સામે પોકાર કરવાની આપણી નીતિ ન બદલાય ત્યાં સુધી આવાં પરિણામો આવ્યા કરે તે પણ સ્વાભાવિક છે. બન્નેને એક જ નિયમ લાગુ પડે છે અને તે ઇતિહાસના પુનરાવર્તનનો. આપણી પ્રજા અને આપણા નેતાઓ આ વસ્તુ ક્યારે સમજશે ?

વિ.

# પ્રેમ–ભક્તિનો જીવનસંદેશ

રા. ન્હાનાલાલનું આખુંયે સાહિત્ય તેમણે પસંદ કરેલા તખલ્લુસ પ્રમાણે પ્રેમભક્તિનું છે; અને તે સહેતુક છે. 'પ્રેમકુંજ' માં કવિ સ્પષ્ટ રીતે કહે છેઃ–"પ્રેમની પુનઃસ્થાપનાની કવિતા જગત આજ માગે છે." વળી ઉષામાં કવિ પૂછે છેઃ "કરવી સુણવી ગમે ન કોને, રસની કે રસિકાની વાતડી ?"

તેથી, આ સૌને જ ગમતી અને અત્યંત અગત્યની વાત, કવિએ કરી છે. પણ તે તો અનેક કવિઓ કરતા આવ્યા છે. રસરાજ શૃંગારનું સામ્રાજ્ય સાહિત્યસૃષ્ટિમાં સનાતન કાળથી ચાલ્યું આવે છે. તેમાં કવિ ન્હાનાલાલે નવું શું કર્યું એમ કોઇ પૂછશે. તેમને મારો જવાબ એ છે કે કવિસંપ્રદાયે સંયોગ અને વિપ્રલંભ શૃંગારનું વર્ણન કર્યું છે ત્યારે આપણા કવિશ્રીએ એ બન્નેમાંથી એકકે નહિ પણ ત્રીજા જ પ્રકારના પ્રેમજીવનની કથા કહી છે.

### સ્નેહલગ્ન

રા. ન્હાનાલાલનો પ્રેમસંદેશ બે વિભાગમાં વહેંચી શકાયઃ સ્નેહલગ્ન અને લગ્નસ્નેહ.

સંસારસુધારાની હીલચાલે સ્નેહલગ્નનો પ્રશ્ન આપણા દેશમાં કેટલાક કાળથી ઉત્પન્ન કર્યો હતો. રણછોડભાઇ ઉદયરામનું નાટક "જયકુમારી વિજય" આ જ પ્રશ્ન પર લખાયું છે. રા. ન્હાનાલાલ તેમના મુંબાઇના ભાષણમાં આ નાટકનો નિર્દેશ પોતાની ઘડતર કથામાં કરે છે. કવિ ન્હાનાલાલનાં લગભગ એકેએક પુસ્તકનો મુખ્ય વિષય સ્નેહલગ્ન છે. ગોવર્ધનરામની કુમુદ કે કુસુમ બન્નેમાંથી કોઇનું સ્નેહલગ્ન થયું ન હતું. રા. ન્હાનાલાલની જયા ઉષા અને બીજી સર્વ નાયિકાઓ સ્નેહલગ્નથી જ વરે છે. કુમુદના જ સંબંધમાં ગોવર્ધનરામે દેહલગ્ન અને સ્નેહલગ્નનો તફાવત પ્રથમ ચર્ચ્યો, પણ તે પ્રશ્નને પોતાની

નાયિકા અને નાયકના જીવનમાં શ્વાસોચ્છ્વાસની માફક સ્વાભાવિક બનાવી મૂકનાર તો કવિ ન્હાનાલાલ જ.

નવગુજરાત સ્નેહલગ્ન માટે તલસતું હતું. ગુણના કજોડાંની કથા પણ સ્નેહલગ્નના પ્રથમ નાટકકાર રણછોડભાઇએ કરી હતી. પછી લલિતા અને નંદનના કરતાં પણ વધારે દુઃખદાયક કુમુદ અને પ્રમાદનું ગુણનું કજોડું ગોવર્ધનરામે ચિતર્યું. આવી દુઃખદ સ્થિતિમાંથી મુક્ત થવા ગુજરાતનો યુવકવર્ગ તલસતો હતો, તેને કવિએ સ્નેહલગ્નનો મંત્ર આપ્યો. જુગતે જુગતી જોડી મેળવવી હોય તો સ્નેહલગ્ન સાધો. સંસારનાં સર્વ દુઃખોનો નાશ કરવા માટે આ એક જ ઉપાય છે એમ કવિ પોકારી પોકારીને કહે છે. અને પ્રેમભૂખ્યાં નવગુજરાતે આ મંત્રને સત્કાર્યો એમ કવિ ન્હાનાલાલની યુવકોમાં અત્યંત લોકપ્રિયતા સાક્ષી પૂરે છે.

સ્નેહલગ્ન અને સંવનનને કાંઇ છૂટાં પાડી શકાય? તે માટે રા. ન્હાનાલાલે પ્રાચીન આર્યાવર્ત અને અર્વાચીન યૂરોપના સંવનનનું આખું જ જીવન ગુજરાતને આપી દીધું. આપણા યુવકો સંવનન વિષે પૂર્વ પશ્ચિમના ગ્રંથકારોમાં વાંચતા હતા અને તેવું જીવન જીવવા માટે સ્વપ્ન રચતા હતા. આવા સ્વપ્નદ્રષ્ટાઓના શિરોમણિ કવિ ન્હાનાલાલે સંવનન અને સ્નેહલગ્નની પ્રથા જ્યાં સ્વાભાવિક છે એવા કલ્પના પ્રદેશના મનોરમ રમણ રમણીઓનાં સુંદર ચિત્રો ગુજરાતને આપ્યાં છે.

અને અહિં આ જ રા. ન્હાનાલાલના લખાણોના આકર્ષણનું મધ્યબિંદુ છે. ખરો પ્રેમ તે નથી પરકીયાનો કે નથી સ્વકીયાનો. પણ છે કુમારિકાનો. ગોવર્ધનરામે કહ્યું છે: “જ્યાં સુધી પુરુષ અપરિણીત હોય છે ત્યાં સુધી તેને સ્ત્રી ઉપર મોહ જાગ્રત રહે છે. એ કાલની પ્રીતિમાં નવીનતા છે. નવીનતા પૂરી થાય અને લગ્ન થાય તે પછી કાળક્રમે મોહ જાતે જ બંધ થાય છે એવો નિયમ છે.” વળી “પુરુષ લગ્ન થતાં સુધી રમણ (lover) હોય છે અને પછીથી સ્વામી થાય છે.’ અને કવિ ‘પ્રેમકુંજ’માં કહે છે:

વસંત પ્રકટે છે પણ તે જોવાની આપણને ક્યાં અનુકૂળતા કે ફુરસદ છે ? તે જ પ્રમાણે નવયૌવનવન્તા હૃદયમાં પ્રેમ પ્રકટે છે પણ તે દેખાય એવું આપણે ક્યાં રાખ્યું છે? બાળલગ્ન અને માબાપોથી ગોઠવાતાં દેહલગ્નોમાં તેને વિકસવાનો અવકાશ જ ક્યાં રહ્યો છે? કંઈક વર્ષોથી વસંત તો ભૂલી પડી છે. આપણી જીવન-વાડી સદા તપતી ગ્રીષ્મથી સુકાય છે. આવા સમયમાં જે વસંતોત્સવ આપણા જીવનમાં નથી તેની ઝાંખી કવિએ આપણને કરાવી છે અને આપણા યુવક યુવતિઓની યુગયુગની પ્રેમપિપાસા કલ્પના પ્રદેશનું અમૃતપાન કરાવી છીપાવી છે.

## લગ્નસ્નેહ

સુધારકોએ આપણી આખા સમાજની જે વ્યાપક નિંદા કરી હતી તેમાંથી આપણો સ્ત્રીસમાજ પણ બચવા પામ્યો નહતો, અને નેપોલીઅનના વાક્ય પર ભરોસો મૂકી દેશને આબાદાન કરવા આપણા ઘણા ઘણા યુવકોએ પોતાનાં સંતાનોની માતાને મા, ભૂ, પા, શીખવી જ્ઞાન આપવાનો પ્રયત્ન કર્યો. ખાવું, પીવું અને ખેલવું એ ત્રણનું જ જેને ભાન છે એવી તેમણે "હેવાન" માનેલી અબળાઓ સામે નર્મદથી માંડીને તે ગોવર્ધનરામના આગમન સુધીના સર્વ ગ્રંથકારોએ પોકાર ઉઠાવ્યો. પણ ભૂગોળ ને ખગોળમાં રમતા ભાઇને ચિત્ત રાખી ચૂલો ફૂંકતી બાઇના, ખગોળના સગુણના ગોળા જેવા રક્ત વદન પર મુગ્ધ થવાનું સૂચન કરનાર ગોવર્ધનરામે, સમાશ્વાસનનો નવો જ શબ્દ ઉચ્ચાર્યો. સ્નેહમુદ્રાના કવિ, એ તો પત્નીપૂજનના પહેલા પૂજારી. ભલો ભૂંડો તો એ પતિ એમ અત્યાર સુધી પત્નીને સંવાદ અપાતી. ગોવર્ધનરામે પણ, તેથી જ, કુમુદ પાસે

"પ્રમોદધન મુજ સ્વામી સાચા
તે વિણ જૂઠું અન્ય બીજું"

એ આત્મવંચક જાપ જપાવ્યો છે. પણ તેની સાથે જ ઉપર દર્શાવ્યા પ્રમાણે સ્વદાર-સંતોષનો શુદ્ધિમંત્ર ઉચ્ચારાયો. અને પ્રાચીન આર્યત્વની કીર્તિ મૂર્તિ આર્યલક્ષ્મીઓનું ગૌરવ ગુજરાતને સમજવા લાગ્યું. સ્નેહલગ્નના આપણા મહાન કવિ તે આ લગ્નસ્નેહના પણ મહત્તમ ઉપાસક છે. મુંબાઇના ભાષણમાં કવિશ્રીએ ટુચકો કહ્યો છે કે કોઇ વીરમગામી મહાજને સ્નેહ-લગ્નની ભાવના ઉત્પન્ન કરી પોતાના પુત્રને વણસાડ્યા માટે તેમને ઠપકો આપ્યો. કવિશ્રી આને પ્રશંસા કહે છે તે તેમની વડાઈ છે, પણ કવિશ્રીને માત્ર સ્નેહલગ્નના જ ઉપાસક તરીકે જોવા તે અર્ધસત્ય છે. હાલની એક જ બાજુ જોનાર આ ગૃહસ્થને કવિશ્રી કહી શકતઃ "ભાઇ, દલપત દીધેલ મારી જીવનસખાનાં પાવન ચરણે અર્પણ કરેલી મારી કાવ્ય-અંજલિ તમારા પુત્રને વંચાવો એટલે તે સુધરે અને તમે પણ વાંચો એટલે મારા પરનો રોષ જાય."

લગ્નસ્નેહમાં કવિશ્રી સૌથી વધારે અગત્ય આપે છે વિશુદ્ધિને. તેમનો પ્રેમ દૈવી-આધ્યાત્મિક-છે. તે તેનું આત્મા પરનું સામ્રાજ્ય વર્ણવે છે, દેહ પરનું નહિ. તે પ્રેમનું દૈહિક સ્વરૂપ કદી પણ વર્ણવતા નથી. આવો દૈવી પ્રેમ વર્ણવતા હોવાથી જ તેમણે સંવનન સુધીના પ્રેમનું જ વર્ણન કર્યું છે. આ સંવનન આખી જીંદગી લંબાવવું એમ જયા જયન્તમાં છે. શાશ્વત ઉષા, સદા વસંત, કવિને જોઇએ છીએ. આવી કલ્પના કરે તે જ કવિ. કવિની સૃષ્ટિ તો "**नियतिकृतनियमरहिता.**" નૈષ્ઠિક બ્રહ્મચર્ય, સદા વસંત, અખંડ ઉષા નિયતિમાં

નથી, માટે જ તેની કલ્પના કવિ કરે. સુગંધિ કમલ બ્રહ્મા રચે, સુવર્ણ કમલ શિલ્પી રચે, પણ સુગંધિ સુવર્ણ કમલ તો કવિ જ રચી શકે.

કવિના એકેએક ગ્રંથમાં આ સૂક્ષ્મપ્રેમની ભાવના વ્યાપી રહી છે. જ્યાં જીવન્તની આત્મપ્રેમની ભાવનાનું બીજ કવિના પ્રથમ ગ્રંથ વસંતોત્સવમાં પણ દેખાય છે.

" સંસારનાં સુખદુઃખ
દેહના સ્પર્શાસ્પર્શના નથી,
પ્રાણના સ્પર્શાસ્પર્શનાં છે.
વિલસુને સૌભાગ્યચંદ્રના
પ્રાણને પ્રાણ ચુમ્બતા,
ને સચ્ચિદાનંદની ઝડી વરસતી.
પ્રાણપ્રાણની રસકથા તે સ્નેહ. "

સ્નેહલગ્ન અને લગ્નસ્નેહનો આ પાવનસંદેશ કવિ સ્વમુખે જ આ પ્રમાણે ઉચ્ચારે છેઃ

" ઓ સ્નેહનાં હૃદય ઉજ્જવલ પુત્ર પુત્રિ!
મા ભૂલશો કદી ત્હમે નિજ કુલધર્મઃ
સંચ્યું ત્હમારૂં સહુ ભદ્ર જ સ્નેહલગ્ને
ને લગ્નસ્નેહ મહિં દિવ્ય વિલાસ શોભા.

નવલરામ જગન્નાથ ત્રિવેદી



## ચ ર્ચા પ ત્ર

### સબ (?) કા

'બુદ્ધિપ્રકાશ'ના ફેબ્રુઆરીના અંકમાં ભાલણનું 'મામકી' આખ્યાન પ્રગટ થયેલું છે તેના (પૃ. ૫૩) આઠમા કડવાની ૨૬મી કડીનું પૂર્વાર્ધ આ પ્રમાણે છપાએલું છે:

'એહેવે.........સાર એક વેશ્યા આવી તણે હાર'

આ કડી ઉપર અપાએલી ટીપમાં 'એહેવે' પછીના શૂન્યસ્થળનો પૂરો પાઠ આ પ્રમાણે નોંધાએલો છે:

'એહેવે સબ (?) કા બેસી સાર'

આ શબ્દો જોતાં એ પાઠ શંકિત જણાતો નથી. એ પાઠના પ્રત્યેક શબ્દનો અર્થ આ પ્રમાણે છે:

એહેવે=એવામાં–એ વખતે.
સબકા=શિબિકા–પાલખી.
બેસી=બેસીને.
સાર=સારી રીતે.

આ ઉપરથી એનો સળંગ અર્થ આ પ્રમાણે થાય–'એ સમયે શિબિકા–પાલખી–માં સારી રીતે બેસીને કોઈ વેશ્યા ત્યાં આવી અને પાસે આવીને પાલખીમાંથી ઉતરી ક્રીડા કરવા લાગી.

'એહેવે સબકા બેસી સાર એક વેશ્યા આવી તણે હાર,
તે સમીપે આવી ઊતરી ક્રીડા કરવાને અનુસરી.' ૨૬

આ પ્રમાણે આ આખી કડી શુદ્ધ જ જણાય છે. 'સબકા' એ સંસ્કૃત 'શિબિકા'નું અપભ્રષ્ટ રૂપ છે. 'શિબિકા'નો 'પાલખી' અર્થ અપ્રસિદ્ધ પણ નથી.

"शिबिका याप्य यानं स्यात्"–અમરકોશ બીજું કાંડ શ્લો. ૫૩.

"'शिबिका' xx पुरुषवाह्यस्य यानविशेषस्य 'पालखी' इति ख्यातस्य"।
—અમરકોશની એ જ શ્લોકની ટીકા.

ગૂજરાત પુરાતત્ત્વ મંદિર
અમદાવાદ. ફાગણ વ૦ ૬ ગુરુ } બેચરદાસ જીવરાજ દોશી



# સ્વૈરવિહાર

## અનુમાન કે સરવાળો ?

ચાર્વાકની એક દલીલ છે:

જ્ઞાનવાદીઓ કર્મવાદીઓનું ખંડન કરે છે અને કર્મવાદીઓ જ્ઞાનવાદીઓનું ખંડન કરે છે માટે જ્ઞાનવાદીઓ અને કર્મવાદીઓ બન્ને ખોટા. સાચો માત્ર જગતમાં હું. **इतिसिद्धम्।** જુઓ સર્વદર્શનસંગ્રહ.

× × × ×

*अ કહે છે કે* ब *બદમાશ છે* ब *કહે છે કે* क *બદમાશ છે* क *કહે છે કે* ड *બદમાશ છે* ड *કહે છે કે* अ *બદમાશ છે માટે* अ ब क ड *બધા બદમાશ.*

જુઓ ન્હાનાલાલ જન્મ સુવર્ણમહોત્સવ પ્રસંગે કવિ ન્હાનાલાલનું અમદાવાદનું ભાષણ.

× × × ×

કવિ ન્હાનાલાલ કહે છે કે બલવંતરાય કવિ નથી, બલવંતરાય કહે છે કે નરસિંહરાવ કવિ નથી, કવિ ન્હાનાલાલ માને છે કે નરસિંહરાવ ન્હાનાલાલને અકવિ કહે છે, કવિ ખબરદાર માને છે કે નરસિંહરાવ ખબરદારને અકવિ કહે છે, માટે ન્હાનાલાલ બલવંતરાય નરસિંહરાવ ખબરદાર કોઈ કવિ નથી.

મારા ઘરમાં ખસીઓ કૂતરો છે. તેને કોઈએ હજી અકવિ કહ્યો નથી, બદમાશ કહ્યો નથી માટે તે માત્ર કવિ છે, તે માત્ર સજ્જન છે. સજ્જન શબ્દ લાક્ષણિક અર્થમાં સમજવાનો.

× × × ×

કલા કાન્તાની માફક ઉપદેશ આપનારી હોવી જોઈએ......[પણ] મમ્મટે જ પહેલા ઉલ્લાસમાં ધ્વનિકાવ્યનું જે દૃષ્ટાન્ત આપ્યું છે, તેમાં તો ઉપદેશને બદલે અનીતિનું ઉઘાડું સૂચન છે. કૌમુદી ૩, ૨–પૃ. ૧૪.

માટે ઉપદેશ એ કાવ્યનું પ્રયોજન ન હોઈ શકે.

એક બીજો શ્લોક મમ્મટે આપ્યો છે તેના લખનારને યશ મળ્યો નથી માટે યશ એ કાવ્યનું પ્રયોજન ન હોઈ શકે.

એક બીજો શ્લોક મમ્મટે મૂકેલો છે તેના કવિને અર્થલાભ થયો નથી માટે અર્થ એ કાવ્યનું પ્રયોજન ન હોઈ શકે.

એક બીજો શ્લોક મમ્મટે મૂકેલો છે તેમાં કાંઈ પણ વ્યવહારજ્ઞાન થતું નથી માટે વ્યવહારજ્ઞાન એ કાવ્યનું પ્રયોજન નથી.

એક બીજો શ્લોક છે તેના લખનારને તેથી પેટમાં દૂખતું હતું તે મટ્યું નથી માટે અમંગલનો નાશ એ કાવ્યનું પ્રયોજન ન હોઈ શકે........

માટે યશ–અર્થલાભ–વ્યવહારજ્ઞાન, અમંગલ નાશ...કાન્તાની પેઠે ઉપદેશ આપવો એમાંથી એક પણ કાવ્યનું પ્રયોજન કદી ન હોઈ શકે.

સ્વૈરવિહારી

[ અનુસંધાન પૃ. ૪૩૭ ]

## જ્ઞાનગોચરી

### થેલીઓનું શું ?

સરકાર અંગ્રેજોનું નહિ પણ આ થેલીઓનું રક્ષણ કરવા માગે છે અને આ માટે એણે ૨૦,૦૦૦ ગરીબ માણસોને–સોલ્જરોને ચીન મોકલ્યા છે. જો અંગ્રેજ જાનોનું રક્ષણ કરવાની આ તરકીબ હોય તો તે વૃથા છે. મારી નજરે તો એક મૂડીદારનો જીવ અને એક સોલ્જરનો જીવ બન્ને બરોબર છે. અને આટલામાં જ સાડાનવ લાખ પાઉંડનો ધૂમાડો થઇ ગયો છે. આ જ રકમ જો પ્રજાની તંદુરસ્તી પાછળ ખર્ચી હોત તો કેટલો બધો ફાયદો થાત ? આટલી રકમથી ૮,૦૦૦ નહિ પણ ૮૦,૦૦૦ જાનો બચત.

વાત તો એવી છે કે આ સરકારને અંગ્રેજ જાનોની જરા યે પડી નથી. આપણે શાંગહાઇ જઇએ ત્યારે જ આ સરકારને આપણા જાનની કિંમત સમજાય છે. સરકાર પાસે આપણા જાનની કિંમત કરાવવી હોય તો આપણે શાંગહાઇ જઇને રહેવું જોઇએ. સરકારને જાનની પડી નથી, પૈસાની પડી છે. જાનનું એ રક્ષણ નથી કરતી, પૈસાનું રક્ષણ કરવા માગે છે અને એ પૈસા કોના ? અંગ્રેજ વેપારીઓના ? નહિ, અંગ્રેજ મૂડીદારોના જેઓ મજૂરસંઘની વિરુદ્ધ છે, જેઓ ફેક્ટરી એક્ટની વિરુદ્ધ છે, જેઓ મજૂરોનો નીચોવી નીચોવીને પસીનો ઉતારે છે એવા મૂડીદારોના પૈસાનું સરકાર રક્ષણ કરવા માગે છે. મને એક પ્રસંગ યાદ આવે છે. ચીનની સરકારે કારખાનાનો એક કાયદો ઘડયો એથી શરમાઇને શાંગહાઇની સરકારે મિલોમાં કામ કરતા બાળકો વિષે તપાસ કરવા એક કમિટી નીમી. આ તપાસને પરિણામે કમકમાટી ઉપજાવે એવી બાબતો પ્રસિદ્ધિમાં આવી અને એથી શાંગહાઇની મ્યુનિસિપાલિટીએ મિલોમાં કામ કરનાર બાળકો પર અંકુશ મૂકનારો ખરડો બોર્ડ આગળ રજુ કર્યો. બોર્ડની આ મીટીંગમાં હાજર થવા જેટલો અંગ્રેજ સભ્યોને સમય મળ્યો નહિ અને કોરમને અભાવે મીટીંગ મુલત્વી રહી ! આવી તો તેમની કાળજી છે ! હકીકત તો એ છે કે રાષ્ટ્રીય ચીનાઓ મજૂરોની હાલત સુધારે એ આ મૂડીદારોથી સહન થતું નથી, કારણ કે એથી એમના ડીવીડન્ડો ઓછા થઇ જાય છે એટલું જ નહિ પણ અંગ્રેજ કામદારોના પગારો પર કાપ મૂકવાને માટે તેઓ જે દબાણ લાવી શકે તે દબાણ પણ ઓછું થઇ જાય છે.

જ્યાં સુધી આપણું લશ્કર ચીનમાં છે ત્યાં સુધી એનો ઉપયોગ આ રાષ્ટ્રીય દેશભક્તો સામે જ થવાનો છે. જ્યારે જ્યારે લશ્કરની નવી ટુકડી ચીનની ભૂમિ પર ઉતરે છે ત્યારે ત્યારે આપણાં છાપાંઓ પ્રસિદ્ધ કરે છે કે 'પેલાં રાષ્ટ્રીય લોકો કેટલે દૂર છે ?' એની જ આ ટુકડીના માણસો પહેલી તપાસ કરે છે. અને એમાં એમનો દોષ નથી. એમને એમ જ સમજાવવામાં આવ્યું છે કે રાષ્ટ્રીય લોકો સામે એમને લડવાનું છે અને ચીનાઓ પણ એમ જ માને છે. ત્યાં રહેલા આપણા માણસો શું કહે છે તે પરથી જ તેઓ ખ્યાલ બાંધે છે.

જ્યારે શાંગહાઇની મિલોમાં હડતાલ પડી ત્યારે નિરપરાધ હડતાલીઆઓનું ભરરસ્તે જેમણે ખૂન કર્યું એવા નિષ્ઠુર બદમાશોને ટકાવી રાખવા ખાતર બ્રિટિશ શહેનશાહતની

સાધનસામગ્રીનો ઉપયોગ થવાનો હોય તો એનાથી ભૂંડું બીજું શું હોઇ શકે એ હું કલ્પી શકતો નથી. અને આજે મજૂરોનાં છાપાં સિવાય તમામ છાપાંઓ આવી જાતનો ભળતો પ્રોપેગેન્ડા (પ્રચારકાર્ય) કરવા લાગ્યા છે. કેટલીક તાર મોકલનારી એજન્સીઓ પણ આ પ્રોપેગેન્ડામાં ભળી છે. હું આશા રાખું છું કે જ્યારે ફરીથી મજૂર પક્ષ સત્તામાં આવશે ત્યારે તે આવી જાતના મુત્સદ્દી માણસો દ્વારા નહિ પણ પોતાના જ ખાસ માણસો દ્વારા ચીન અને મેક્સિકોના ખબર મંગાવશે, કારણ કે એ દેશોમાં મૂડીદારોનું એટલું બધું જોર છે અને એ મૂડીદારોના હાથ નીચે એ ખબરઅંતર મોકલનાર મુત્સદ્દીઓ એટલા દબાયેલા છે કે તેઓ ચાહે તો પણ સાચા ખબર તેઓ મોકલી શકે એમ નથી. લાંબા કાળની ખોટા ખબર મોકલવાની ટેવનો તેમના પર એવો અધિકાર જામ્યો છે કે તેઓ અવશ થઇ ગયા છે.

આ સરકાર હવે જવી જ જોઇએ. અતિશય દુષ્ટ, નીચ અને ભયંકર કૃત્યો એણે કરવા માંડયાં છે. જે સત્તા એણે જૂઠી સહી કરીને મેળવી તે સત્તા આજે નિર્દોષોનું લોહી રેડવામાં એ વાપરી રહી છે. મજૂર પક્ષ ચેતશે નહિ તો ૧૯૧૪ માં તમારી જે દશા થઇ હતી તે ફરીથી થવાની છે."

આ વ્યાખ્યાન પછી ચીનમાં મોકલાયેલું લશ્કર પાછું બોલાવી લેવાના, એ લશ્કર માટે એક પાઇ પણ મંજુર નહિ કરવાના અને ચીની કામદારોનો પરદેશી મૂડીદારો પર વિજય થાય એવી શુભેચ્છાના ઠરાવો પસાર થયા હતા.

નં.

# લોકચર્ચા

[ આ માસિકના વાંચકોને, અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## રાનીપરજ પરિષદ

ગૂજરાત, ખાનદેશ અને મહારાષ્ટ્ર એ ત્રણ પ્રાન્તોની વચ્ચેના ટાપુમાં રહેનારી, ત્રણે પ્રાન્તોની ભાષાઓની છાયાઓવાળી જૂદી જૂદી બોલીઓ બોલનારી, આ રાનીપરજ કોમ અત્યારે ગૂજરાતનું અને કદાચ હિન્દુસ્તાનનું પણ ધ્યાન ખેંચી રહી છે. જે ભાવનાથી અને જે પદ્ધતિથી તે પોતાનો સુધારો છેલ્લાં છ સાત વર્ષથી સાધે છે તે બન્ને અનોખાં અને આપણ સૌને અનુકરણ કરવા યોગ્ય છે. મારૂં આવું માનવું હોવાથી એ લોકોએ હમણાં જ વ્યારા પાસે ખાનપુર ગામને પાદર, એક નાની નમણી નદીની ઉંચી ભેખડ ઉપર અને ગાંધીજીના પ્રમુખપણા નીચે પોતાની પાંચમી પરિષદ ભરી હતી તેની જાહેરાત કરવામાં મને રસ આવે છે.

## કાળીપરજ નહિ—પણ રાનીપરજ

કાળીપરજ એ નામ કોઈ પણ જાગેલી પ્રજાને ન ગમે એ દેખીતું છે. ડૉ. સુમન્ત મહેતા, જેમની રાનીપરજ માટેની અને સામાન્ય રીતે બધી દલિત કોમો માટેની લાગણી સર્વવિદિત છે, તેમણે તો એ તિરસ્કાર ભરેલું નામ બદલીને રાનીપરજ નામ કેટલાક વખતથી વાપરવા પણ માંડ્યું હતું. મને પોતાને આ નવો પ્રયોગ બહુ રુચ્યો નહોતો. રાની એટલે જંગલી, અને "જંગલી" શબ્દની વપરાશ આપણે તિરસ્કારના અર્થમાં જ કરતા રહ્યા છીએ. હું તો કાળીપરજ નામ જ માન ભરેલું બની જાય એવી આશા રાખતો હતો. આપણે ત્યાં શ્યામ સુંદર તરીકે કાળા રંગની કદર થયેલી છે અને જગતનાં ચાંદની ઉપરનાં બધાં જ ગીતોને અમાસના અંધકારનાં ગીતોથી કોઈક કવિ એક દિવસ ઝાંખાં પાડશે એવી આશા પણ હું હમેશાં રાખ્યાં કરૂં છું. વળી જે જમાનો ચાલ્યો આવે છે તે કાળા લોકોના ઉદયનો છે, જે વખતે કાળું કહેવામાં માન ગણાશે અને ધોળું એનો અર્થ ફીકુંફચ બની જશે. આવા વિચારોના પ્રવાહમાં મેં તો ગાયેલું પણ ખરૂં કે—

હાં રે અમે કાળાં, હાં રે અમે કાળાં;
હાં રે અમે કાળાં ને વહાલમને વહાલાં.— હાં રે૦
હાં રે એક કાળી કપિલા ગાવડી,
હાં રે કાળી તોય દૂધ ધોળાં દેખાવડી.— હાં રે૦
હાં રે એક કાળા શ્રી નંદજીના લાલા,
હાં રે કાળે કીધાં ગીતાનાં અજવાળાં.— હાં રે૦
હાં રે એક કાળા શ્રી રામ રઘુનાથજી,
હાં રે એનું નામ હજુ જીવનો સંઘાથજી.— હાં રે૦

પણ હવે તો મને શું રુચે છે કે શું નથી રુચતું એનો પ્રશ્ન જ રહ્યો નથી. રાનીપરજ નામ નામધારીઓએ પોતે મંજુર કર્યું છે અને ગાંધીજીએ તેમાં ભવ્ય અર્થનું આરોપણ કર્યું છે: "રાનમાં કોણ વસે? કાં તો સિંહ અને કાં તો ઋષિ મુનિ."

## સ્વાગત મંડળનો પરિશ્રમ

આ રાનીપરજ પરિષદે એકઠા મળીને શું કામ કર્યું તે અહીં લખવાનો મારો ઇરાદો નથી. એ જાણવા માટે ભાગ્યે જ કોઇએ 'પ્રસ્થાન'ના અંક સુધી રાહ જોઇ હશે, અને જોઇ હોય તોયે તે વખતનાં વર્તમાનપત્રો પરથી, સુરત તરફનાં સાપ્તાહિક પત્રો પરથી અને 'નવજીવન' પરથી પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરી લેવી જોઇએ. હું તો અહીં આ લોકોએ પરિષદ ઉભી કેવી રીતે કરી એ જ કહેવા માગું છું. સિદ્ધિ આગળ સાધનાને અને આત્મા આગળ શરીરને તુચ્છ ગણવું જોઇએ, તેમ છતાં હું તો પરિષદના પરિણામ કરતાં તેની તૈયારીની દોડધામ ઉપર જ વધારે ભાર આપવા ઇચ્છું છું.

જે બે ચાર ગામના લોકોએ પરિષદના સ્વાગત માટે રાત દહાડો મહેનત કરીને સભાભૂમિની રચના કરી અને જે ૭ સાત હજાર લોકોએ દૂર દૂરથી આવીને પરિષદમાં ભાગ લીધો એ બન્નેની તૈયારીઓની વાતો આપણે માટે કીંમતી પાઠોથી ભરેલી છે.

શહેરોમાં તો સ્વાગત મંડળોનું કામ પ્રમાણમાં સહેલું હોય છે. તૈયાર હોલમાં જ કાં તો પરિષદ ગોઠવવાની હોય અગર મંડપ વગેરે કરવું હોય તોયે સ્વાગત મંડળને તો માત્ર કોથળીની દોરી ઢીલી કરવાની જ તસ્દી, બાકીનું બધું કૉન્ટ્રાક્ટર કરી આપે છે. રાનીપરજ લોકો પાસે કોથળી તો હોય જ કયાંથી? અને હોય તોયે તેઓ સ્વાગત કરવાની કુદરતી પ્રથાએ ચાલવું જ પસંદ કરનારા છે. જે સ્વાગત પૈસાના બળથી કે કૉન્ટ્રાક્ટરના મજૂરોની મજૂરીથી થાય તે ઝગઝગતું થઈ શકે, પરન્તુ હાર્દિક તો ન જ હોઈ શકે.

આ પરિષદ ખાનપુર ગામને પાદર મળી હતી. એ ગામના અને તેની આજુબાજુનાં ૪-૫ ગામનાં લોકોએ એક અઠવાડિયા સુધી મહેનત કરવામાં બાકી રાખી નથી. પડતર જમીન હતી, અંદર બાવળિયાં ઉગેલા એટલે કાંટાનો પાર ન હતો. કાંટાની એક લાંબી વાડ આ જમીનની મધ્યમાં પડેલી હતી. આ બધું બાળીને નિષ્કંટક કરી નાંખ્યું. જમીનના માલેક એક ઉમંગી ટોસા હતા તેમણે તો કોરે કાગળે મતું મારી દીધું હતું કે કોઇ વાતમાં મને પૂછવા આવશો જ નહિ. ઝાડ કાપવાં હોય તો તેની પણ તમને રજા છે. માનવંતા મહેમાનોને માટે છાંયડાવાળો મંડપ કરવાનો હતો. સાગની વળીઓ આજુબાજુથી માગી લાવ્યા, જંગલમાંથી નાની નાની થાંભલીઓ કાપી લાવ્યા, કાથીની દોરીથી બાંધીને માળખું તૈયાર કરી નાખ્યું. જાંબુડાં જેવાં ઝાડના લીલાં સીધાં ડાળખાં બેઠક ઉપર અને છત ઉપર ખીચોખીચ પાઈ દીધાં. બેઠક ઉપર પાછું ડાળખાં ઉપર સુંદર સુંવાળું પરાળ બિછાવી દીધું અને તેના ઉપર માગી આણેલા આથરો અને જાજમો. બસ મંડપ તૈયાર. સાધનમાં લોકોની પોતાની મહેનત, તેમની કુહાડીઓ, જંગલનાં ડાળાંપાતરાં; પૈસામાં માત્ર કાથાની દોરડી. મંડપ પુરુષપૂર ઉંચો કરેલો હતો. ઉપર ચડવાનું સાધન? તે પણ આ જ સામગ્રીમાંથી તૈયાર કરી દીધું. ઠેકઠેકાણે લીલાં થડિયામાં ડાંખળાં બાંધેલાં પગથિયાંવાળા દાદરો તૈયાર કરી દીધા. ગાંધીજી જેવાને આખડી પહેરીને ચડવું ઉતરવું જરા કઠણ પડે ખરૂં, પણ તેઓએ પણ સંભાળીને ઉતરતાં ઉતરતાં કહ્યું કે તમે લોકોએ કયાં બધું આખડી પહેરનારાઓને માટે ગોઠવ્યું છે?

આ જ પ્રમાણે અને આવાં જ સાધનોથી ભાષણકર્તા માટેનું વ્યાસપીઠ સભાસ્થાનની વચમાં નીચાણવાળો ભાગ હતો ત્યાં ઉભું કરી દીધું. ખેતરમાં એ લોકો જેવા માળા બનાવે છે તેવો એક આ માળો જ હતો, ફેર એટલો જ કે કળાની ખાતર ચારને બદલે આ માળો છ થાંભલી ઉપર ચડાવ્યો હતો અને છત જરા વધારે ઉંચી ઉપાડી હતી.

પ્રદર્શન માટે, મહેમાનોને માટે એક ખાવાના પદાર્થોના દુકાન ગોઠવેલી તેને માટે, પણ આ ઢબના સાદા માંડવા કરી દીધા હતા.

હવે સભાની વ્યૂહ રચના. ગાડાંનાં ગાડાં ભરીને વાંસ આજુબાજુથી માગી લાવ્યા. ટોચ ઉપર રાષ્ટ્રીય ધ્વજાઓ લગાડી લગાડીને વાંસ રોપી દીધા અને તેની સાથે કાથીની દોરી બાંધીને રસ્તાની હદો આંકી લીધી. એક પ્રેમી ભજનમંડળી આવી ચડી તેણે વળી રસ્તાની બે બાજુએ ચૂનાની લીટીઓ કરી આપી. આ જ વાંસોને લીલાં તોરણો બાંધી દીધાં: જાણે ટોચ ઉપર મોર પોતાનાં લાંબાં પીંછાં હવામાં ફરફરાવતા બેઠા હોય એવી ત્રિરંગી રાષ્ટ્રીય ધ્વજાઓ લાગતી હતી, અને નીચે હારબંધ લીલા લીલા પોપટ બેસી ગયા હોય એવી લીલાં પાનનાં તોરણોની શોભા લાગતી હતી.

## અમારો અદના ભાગ

હું એક અઠવાડિયા અગાઉથી અમારી અહીંની શાળાના નાના અને મોટા વિદ્યાર્થીઓની સાથે ત્યાં જઈને રહ્યો હતો. ગયા હતા તો મોટી મદદ કરવા સારૂ, પણ અમારા જેવા પેમાભાઇઓ મદદ શું કરી શકે? અમારે ભાગે તો કામ કરવાનું હતું તેના કરતાં મઝાં ભોગવવાની જ વધારે હતી. નાના છોકરાઓ સભાસ્થાનને નિષ્કંટક કરવા વળગ્યા. કાંટાઓ જીવ પર આવીને તેમના આ દુશ્મનોની સામે થયા અને તેમના બિનઅનુભવનો લાભ લઇને એવા ભયોભય તેમના પગમાં પેસી ગયા કે બિચારા છોકરાઓ તો લગભગ હારી ગયા. છેવટે જ્યારે ખાનપુર અને રૂપવાડાની બહેનોની અને બાળકોની સેના કુમકે આવી પહોંચી ત્યારે કાંટાઓ સમજી ગયા કે હવે ભેદુ દુશ્મનો આવ્યા, હવે બળી મરવા વિના આરો નથી. અમારા વિદ્યાર્થીઓનું બીજું પણ એક જબરૂં પરાક્રમ અહીં નોંધવા જેવું છે. તેમને કોઇએ સમજાવ્યું કે નદીમાંથી જો દસ દસ શેરીઆ પથરાઓ લાવીએ અને ચૂનાથી રંગીને સભાભૂમિમાં રસ્તાની બન્ને તરફ હારબંધ ગોઠવી દઇએ તો બારે શોભા થશે. નદીની નજીક જ સભા હતી એમ ધારી વાચક કહેશે, એમાં શું મોટું કરવાનું હતું. પણ નદીની ભેખડ તો નાના સરખા ડુંગર જેવી હતી. ઉતરીને પથરા સાથે ચડે કે છાતી જ તોડી નાંખે. પરંતુ બહાદૂર છોકરાઓએ હજારેક પથરાઓ ચડાવી દીધા. કેટલાકોએ ખરે બપોરે પણ આ સેવા કરી. પરસેવાથી તો નહાઇ રહે. પરન્તુ હાય દૈવ, કેટલાં પ્રાણીઓનાં કામ તું આ રીતે અફળ કરી દેતો હોઇશ! છેલ્લે દિવસે રસ્તાઓ તૈયાર થઇ ગયા અને પથરાઓ ગોઠવવા ઉઠ્યા. વ્યવસ્થાપકના કાર્યાલયમાંથી જણાવ્યું આવ્યું કે ચૂનો તો થઈ રહ્યો છે, અને એટલા સારૂ અત્યારે બ્યારા આંટો ખાવો એ કરતાં એટલી શોભા માંડી જ વાળો! પથરા લાવતાં તો કપાળમાંથી જ પાણી નીતર્યાં હતાં, પણ આ ખબર સાંભળીને કોઇની આંખમાંથી પાણી નીતર્યાં હોય તો શી નવાઈ? એ બહાદૂર ઘેતિયા સૈનિકો હવે મારા ઉપર વિશ્વાસ મૂકીને કોઇ દિવસ સાથે આવશે? 'પ્રસ્થાન'ના સહૃદય તંત્રી અને વાચકોની સહાનુભૂતિ મળે અને તેઓનો કોપ ઉતરે એવી આશાથી 'પ્રસ્થાન'ના વ્યવસ્થાપકને આ બધી લીટીઓ છાપવાના ખર્ચમાં ઉતારૂં છું!

પરન્તુ આ બધી મહેનતનો થાક તો કંઇ બેસી નથી રહ્યો, જે આનંદ ત્યાં ભોગવ્યા એનાં સ્મરણો તો આખી જીંદગી સુધી નહિ ભૂલાય. નદીમાં દિવસમાં બબ્બે ને ત્રણત્રણ વાર નહાવાની મઝા. ઘણી વાર આ નહાવાના અને કામ કરવાના કલાકોના હિસાબો કાઢવા બેસીએ તો એમ જ લાગે કે અમે તે અહીં મદદ કરવા આવ્યા છીએ કે માછલાંની જેમ પાણીમાં ઢબઢબ કરવા ?

ખાનપુરનું સ્નાન તેવું જ ખાનપુરનું ભોજન. અમે લોકો પ્રવીણ રસોઇઆ રહ્યા પણ ખાનપુરની બે અન્નપૂર્ણાઓએ રોજ આવીને અમારી રસોઇમાં જે અમૃત રેડયું છે તે તો એ રસોઈ જમનારા જ જાણે છે. જુવારના એટલા મીઠા રોટલા કોઇ દિવસ ચાખ્યા નહોતા, અને એ બહેનોનું બનાવેલું ઢાચલું ! ઢાચલું એટલે જુવારના લોટનું ભડકું. ચઢાઉ છોકરાઓ દૂધપાક અને શ્રીખંડ જેવી વસ્તુઓ ખૂટાડે એ સમજી શકાય, પણ ખાનપુરમાં તો આ ઢાંચલું ખૂટવાના દાખલા રોજ બન્યા !

એક તરફથી આ બધા આનંદો, અને બીજી તરફ ચાંદની રાતનાં ભજન અને પ્રાર્થનાઓ, મંજીરાં ને ઢોલકાં ને ધ્રુ૦ ધ્રુ૦, એ બધામાં અમે તો કામ કરવાનું જ ભૂલી જતા ! અને થોડું ઘણું કરતા તે કરીએ છીએ એવું ભાન પણ ન રહેલું !

અમારા વિદ્યાર્થીઓએ જાજરૂઓની થોડી પર્ણકૂટિઓ બનાવી તે અહીં ન નોંધું તો પણ ચાલે. એમાં હતું તો કાંઈ નહિ, પણ લીલાં પાંદડાંની ભીંતો અને લીલાં પાંદડાંની છત-વાળી એ મઢૂલીઓ ઘણી જ સોહામણી લાગતી હતી. ગાંધીજીને માટે બનાવેલી ઓરડી જાણી જોઇને જરા મોટી કરી હતી. તેઓશ્રી ઇચ્છે તો તેમાં સૂવાની પણ વ્યવસ્થા થઇ શકે એવી તે હતી. એ ઓરડીનું મુખ નદીની એક ઘણી જ સુંદર ખીણ સામે રાખવામાં આવ્યું હતું. ગાંધીજીને એ બહુ ગમી ગઇ. તેઓને જેઓ જાણે છે તેમને ખબર છે કે સ્વચ્છતાનો તેમને મોટો શોખ છે. જમવાની, શૌચ જવાની, વાંચવા લખવાની અને સૂવા બેસવાની એ બધી જ ક્રિયાઓને માટે એક સરખા ઉપયોગમાં લઈ શકાય તે સ્થાનને તેઓ આદર્શ સ્વચ્છ માને છે. કુદરતી કળાના પણ તેઓ મોટા વખાણનાર છે. તેમણે મુક્ત કંઠે આ છાપરીઓની સ્તુતિ કરી: એના બનાવનાર વિદ્યાર્થીઓનો શ્રમ બર આવી ગયો: તેઓ ધન્ય થઇ ગયા. શ્રમના પ્રમાણમાં તેમને ઘણું વધારે મળી ગયું. ગાંધીજીની સ્તુતિ તો જ્યારે આવે ત્યારે મેઘના જેવી ઉદાર બનીને આવે છે. પણ શ્રી વલ્લભભાઈ, કે જેઓ ખાટીમીઠી મજાક કરવામાં નિપુણ ગણાયા છે પરન્તુ કળાના જ્ઞાતા તરીકે કોઇ દિવસ બહાર પડેલા સાંભળ્યા નથી તેઓ પણ આ પર્ણકૂટિ જોઇને એટલા પ્રસન્ન થયા કે એ જોઇ ત્યારથી પોતાના મિત્રોને હાથ ખેંચી ખેંચીને એ જોવા તેડી લાવવા લાગ્યા.

## લોકોની તૈયારી

આ બધી વાત તો સ્વાગત કરનારાઓની. પણ રાનીપરજ ભાઇ બહેનોએ આ પરિષદમાં આવવા માટે કેટલી તૈયારી કરી હતી તે જોવું જોઈએ. પરિષદને એ લોકોએ એક ખાલી મેળાવડો ગણ્યો નથી. પરિષદના નામ નીચે તેમણે રેંટિયા ખાદીની પ્રવૃત્તિ એટલા વેગથી ચલાવી કે કોઇને પણ તેમને વિષે આદર થયા વગર રહે નહિ. એ વેગ એક સરખો ચાર મહિના સુધી ચાલ્યો. પરિષદની તૈયારી માટે દરેક છાપરીમાં શું શું થયું એની જો નોંધ આપણી પાસે આવી શકે તો તેટલી રસિક ખાદીવાર્તાઓ આપણને મળી જાય. જે રેંટિયાવાળા હશે તેમણે ઘરમાં કાંત્યું હશે અને ખેતર ગયા હશે ત્યાં પણ સાથે રેંટિયો ફેરવ્યો હશે. જેમની

પાસે રેંટિયો હજુ સુધી નહિ આવેલો હોય તેમણે તેમની ભોળી ગામડિયા રીતે વિચારો કર્યા હશે, મસલતો કરી હશે કે, ક્યાંથી રેંટિયો મળે. આઠ દસ પંદર અને કેટલાંક દાખલામાં તો વીસ વીસ માઈલથી લોકો ચાલતા રેંટિયો લેવા પહોંચી ગયા છે. કાંતેલું સૂતર વણાવવા પણ પાછો એટલો જ શ્રમ લઇને પહોંચી જાય. કેટલાયે સશક્ત જુવાનીઆઓએ પરિષદ અર્થે પરસેવો ઉતારીને પોતાના સ્નેહી ભાઇ બહેનોને પીંજી આપ્યું હશે. કેટલા ઉદ્યોગી માણસો રેંટિયો ક્યાંથી લાવવો, પીંજણ ક્યાંથી લાવવી, એના સંતોષકારક ખુલાસા પોતાના મનમાંથી નહિ મેળવી શક્યા હોય તેમણે વળી લાકડાંમાંથી કે વાંસમાંથી પોતાની મેળે જ આવડ્યાં તેવાં રેંટિયા પીંજણ ઘડી લીધાં હશે.

મેં 'હશે હશે' એમ બધે લખ્યું છે, પણ એમાંનું બધું જ બન્યું છે. ૧૧૦૦ સ્ત્રી પુરુષોએ પરિષદમાં પોતાના જ ઘરના જ સૂતરની ખાદીમાં સજ્જ થઇને આવ્યાં હતાં.

વેડછી આશ્રમવાળા શ્રી. ચુનીભાઇ મહેતા જેમની વ્યવસ્થાશક્તિ રાનીપરજના એકેએક સૂતરના તાંતણામાં જોવામા આવે છે, તેમણે આંકડાઓ તૈયાર કરવાની કળા હસ્તગત કરી લીધી છે. એ આંકડાનો અર્થ મગજમાં ઉતારવાની તસ્દી લેનારને તેમાંથી કાવ્યના ઘૂંટડા મળી રહેશે. પરિષદની તૈયારીના ચાર માસનું કામ કેટલા વેગથી થયું હતું તેનું માપ દર્શાવનારા આંકડાઓ ચુનીભાઇએ તૈયાર કર્યા છે તે નીચે આપું છું:—

૧૯૮૦—૮૧ ના ૧૨ માસમાં ૫૫૦ રતલ કંતાયું હતું
૧૯૮૧—૮૨ ના ૧૨ માસમાં ૨૭૩૬ રતલ કંતાયું હતું
**૧૯૮૩ના ફક્ત ૪ જ માસમાં ૨૪૬૦ રતલ કંતાયું.**

વળી એક બીજી સરખામણી જોઇએ:

૧૯૮૦—૮૧ ના ૧૨ માસમાં ૩૮૮ રેંટિયા વેચાયા હતા,
૧૯૮૧—૮૨ ના ૧૨ માસમાં ૭૦ રેંટિયા વેચાયા હતા,
**૧૯૮૩ના ફક્ત ૪ જ માસમાં ૩૬૦ રેંટિયા વેચાયા.**

જેમની નજર આ આંકડાઓમાં રહેલું રહસ્ય દેખી શકશે તેમને એ આંકડાઓનો દેશ જોવાનું અવશ્ય મન થશે. અને કેટલાકને જો પોતાની આસપાસ આવા જ કે આથી પણ આશાભર્યા આંકડાઓ રચવાનું સૂઝે તો કેવું સારું?

## કોમી છતાં સર્વદેશીય

બ્રાહ્મણોની, અનાવિલોની, જૈનોની, ભાટિયાઓની એમ જૂદી જૂદી કોમોની સભાઓ અને પરિષદોનાં વર્ણનો છાપામાં મોટે અક્ષરે અપાયેલાં ઘણીવાર જોવામાં આવે છે. એક રીતે આ રાનીપરજ પરિષદ પણ કોમી પરિષદ કહેવાય. પણ પેલી સભાઓથી આ સભા કોમી હોવા છતાં જૂદી તરી આવે છે, કારણ કે એની બધી પ્રવૃત્તિઓ કોમી ન હોતાં સર્વદેશીય છે. રેંટિયાની પ્રવૃત્તિમાં જો એક મોટો ગુણ હોય તો તે એ છે કે તેમાં કોમીપણું ટકી શકે જ નહિ. ઉપમાની ભાષામાં બોલીએ તો પેલી બધી કોમો, કે જે આ દેશરૂપી શરીરનાં જૂદાં જૂદાં અવયવો છે, તે પોતપોતાને માટે શણગાર સજવાના અવનવા તરીકાઓ શોધે છે, જ્યારે આ કોમ પોતાનો રોગ દૂર કરીને નવું પોષણ મેળવવાનો પ્રયત્ન કરે છે. બીજી કોમો કદાચ પોષણ માટે પ્રયત્ન કરતી હશે, તો પણ તેઓ પોતા પૂરતું જ પોષણ ઇન્જેકશન જેવા ઇલાજથી શરીરની બહારથી જ મેળવી લેવાની તેમની ઇચ્છા જણાય છે.

બીજી બધી કોમી હીલચાલોમાં કોમી સ્વાર્થની હીલચાલો હોય છે, ત્યારે આ કોમમાં માણસ તરીકે સુધરવાની હીલચાલ ચાલી રહી છે. અજ્ઞાનને જીતવાની, હિંમત કેળવવાની, સંયમની ભાવનાથી મદ્ય ત્યાગની, અહિંસાની ભાવનાથી માંસ ત્યાગની, નીતિધર્મની ભાવનાથી ભજનમંડળીની, અને સ્વાશ્રય અને સ્વદેશીની ભાવનાથી ખાદીની હીલચાલો તેઓ શાન્તપણે ચલાવી રહ્યા છે.

## ભાવનાનું પૂર

શંકા કરનાર શંકા ભલે કરે કે ઉપર મેં કહી તેની હીલચાલ તો ચાલતી હશે, પણ મેં કહી તેવી ભાવના એ તો મારા મનની જ કલ્પના હશે. જે કાંટવાળિયા ડોસાડોસી હમણાં જ કાંતતાં થયાં છે અને કાંતતાં થયાં છે ત્યારથી કહે છે કે હવેથી અમારાથી દારૂ તાડી ન જ પીવાય, એનો ત્યારે શો ખુલાસો ? એક જુવાનિયો એનાં બધાં પડોશીઓને ઉત્સાહભેર પીંજીને પૂણીઓ પૂરી પાડે છે, કંઇ પૈસા કેમ ન લો એમ આપણે પૂછીએ તો હસતો હસતો કહે છે કે પૈસાને શું કરે ? હું તો અમારા ફળિયાનો પીંજારો ! એના એ વચનનો ત્યારે શો ખુલાસો ? જે તરુણ યુવક અને યુવતીએ પોતાની કોમની બધી રૂઢીઓને બાજુએ મૂકીને હમણાં જ એક પાઇના પણ ખર્ચ વગર, કોઇ પણ જાતના આડંબર વગર અત્યંત સાદી ધાર્મિક વિધિથી ગાંધીજીની સમક્ષ લગ્ન કર્યું એનો પણ ત્યારે શો ખુલાસો ? બેડોળ છતાં સૌભાગ્યનાં ચિન્હ ગણાતાં હાથપગનાં ચાંદી પીત્તળનાં ઢેબરાં ઉતારવાની વિનંતિ ગાંધીજીએ કરી ત્યારે ઊંચી કોમની સ્ત્રીઓ ભાગ્યે જ કરે તેવું એ કામ અનેક બ્હેનોએ હસતે ચહેરે કર્યું તેનો પણ શો ખુલાસો ? જે અનેક સ્ત્રીપુરુષો બજારમાંથી કપડું ખરીદી લાવી શકે તેવી સ્થિતિમાં છે તેઓ પણ રાતના ઉઠી ઉઠીને કાંતવાનો રંગ બતાવે છે એનોયે શો ખુલાસો ? સરકારી સહકારી મંડળીના શંકાશીલ લાભને બદલે કેટલીક મંડળીઓ પોતાની જ સમજણે અને પોતાના જ આશ્રયથી નાની નાની સહકારી પ્રવૃત્તિઓ કરવાને રસ્તે ચડેલી જોવામાં આવે છે એનો પણ શો ખુલાસો ? જેઓ શુદ્ધિને આ સર્વાંગી માર્ગે ચડેલા છે તેમની સાથે પહેલાંની જ રીતે કામ લેવું હવે શાહુકારોને અને અમલદારોને અશક્ય થઇ પડયું છે એનો પણ શો ખુલાસો ?

ધોળા તડકામાં તે દહાડે ભેગો મળેલો એ મોટો ધોળો સમુદાય એ એકલી ધોળી ખાદીનો જ નહતો, પરન્તુ એ ખાદીની નીચે ઢંકાયેલા અતિ ઘણા વધારે ધોળા ભાવોનો પણ હતો. તે દહાડે એ પરિષદના રસ્તા ઉપરના માંડવા નીચે અને ઝાડ નીચે જે અનેક છોકરા છોકરીઓ, ડોસા ડોસીઓ, યુવક યુવતીઓ, રેંટિયા ચલાવતા હતા, તેઓ એકલા જડ રેંટિયા જ નહોતા ચલાવતા, અનેકવિધ આત્મશુદ્ધિનું ચક્ર તેમના દરેકના હ્રદયની અંદર સાથે જ ચાલતું હતું.

ખાનપુરની રાનીપરજ પરિષદ એ ખાલી મેળાવડો ન હતો, એ તો એક દલિત કોમના વાર્ષિક શ્રમનું માપનાર એક યંત્ર આપણે માટે ગોઠવાયેલું હતું. એ યંત્રે ઉત્તરોત્તર ચડતાં જ માપ બતાવ્યાં છે.

ઇશ્વર એમનું માપ ચડાવ્યાં જ કરે. આપણને સૌને અભિમાન છોડીને આપણા દાસત્વમાં આજ સુધી જૂતાએલી એ કોમનું અનુકરણ કરવા જેટલી નમ્રતા આપે અને એમના સૂર્યની આડા જ્યાં આપણે રાહુ થતા હોઇએ ત્યાંથી આપણા ઉપર કૃપા કરીને તે જ આપણને ખસેડી લે.

સ્વરાજ આશ્રમ
બારડોલી } જુગતરામ દવે

પરદેશી ગુન્હેગારોનો ન્યાય ચીની અદાલતો નહિ પણ એ પરદેશીઓ કરે છે અને તે ન્યાય ચીનના કાયદાકાનૂન પ્રમાણે નહિ પણ પોતાના જ દેશના કાયદાકાનૂન પ્રમાણે કરે છે.

આજે ચીનમાં પશ્ચિમની કેળવણી લીધેલો યુવકસમાજ ઉભો થયો છે. એણે રાષ્ટ્રીય ચળવળ ઉપાડી છે. અભણ ચીનાઓને એણે કેળવવા માંડયા છે. જ્યાં જ્યાં મજૂરસંઘો નથી ત્યાં ત્યાં એણે મજૂરસંઘો સ્થાપવા માંડયા છે. આથી ચીનાઓની મજૂરીના ભાવ વધ્યા છે અને તે આ પરદેશીઓને પસંદ પડતું નથી: અને પસંદ પડે પણ કેવી રીતે?

## મિલમાલેકોનું સ્વર્ગ !

શાંગહાઇમાં અંગ્રેજો અને અમેરિકનોની કાપડની મિલો છે. એમાં ચીની મજૂરો ખૂબ ઓછા પગારે કામ કરે છે. એમ કહેવાય છે કે શાંગહાઇ મિલમાલેકોનું સ્વર્ગ છે. અને શા માટે સ્વર્ગ ન હોય? મજૂરોનું તો એ નર્ક થઇ પડયું છેને!

આજે શાંગહાઇમાં આઠ લાખ ચીનાઓ છે અને અંગ્રેજો આઠ હજાર છે, છતાં શાંગહાઇનો તમામ રાજવહીવટ એ આઠ હજાર અંગ્રેજોના હાથમાં છે. ચીનાઓનો તેમાં જરાયે અવાજ નથી. આજે શાંગહાઇમાં ફેકટરી એકટ જેવું કશું યે નથી; મજૂરસંઘ સ્થાપવા એ તો ત્યાં ગેરકાયદેસર મનાય છે! શાંગહાઇ મિલમાલેક માટે સ્વર્ગ કેમ ન બને?

ચીનમાં જે અંગ્રેજો છે એ બધાયે મૂડીદારો છે. ચીની 'કુલી' સાથે હરીફાઇ કરવા કયો અંગ્રેજ જાય તેમ છે? જ્યારે જ્યારે આ મૂડીદારો અને આ મજૂરો વચ્ચે તકરારનો પ્રસંગ ઉભો થાય છે ત્યારે ત્યારે આ મૂડીદારો આ મજૂરોની છાતી સામે બંદૂકો ધરે છે, બ્રિટિશ સોલ્જરોનો ડર બતાવે છે અને મને નવાઇ તો એ લાગે છે કે જે લશ્કરને બ્રિટિશ આમ પ્રજા પોષે છે એ લશ્કરનો એ પ્રજાની વિરૂદ્ધ ઉપયોગ થાય છે છતાં બ્રિટિશ પ્રજાવાદીઓ ચેતતા નથી. શહેનશાહતના તમામ ભાગોમાં આ રીતે જ લશ્કરનો ઉપયોગ થાય છે છતાં આપણી આંખો ઉઘડતી નથી. આજે શાંગહાઇમાં મિલોની સંખ્યા ઓછી છે પણ એ ઉદ્યોગ દિનપ્રતિદિન વધતો જ જાય છે. અંગ્રેજ મૂડીદારોને શાંગહાઇમાં જોઇએ તેટલું સસ્તા ભાવનું રૂ મળે અને સોંઘામાં સોંઘી-મફતના ભાવની મજૂરી મળે તો પછી લેન્કેશાયરમાં એ મિલો શું કામ ચલાવે? અંગ્રેજ કામદારોને મોંઘા મૂલની મજૂરી એ શા માટે આપે? આ રસ્તે તેઓ ઇંગ્લાન્ડની હીલચાલને તોડી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

અને મારા આ વિચારને છેલ્લા દાયકાના આંકડાઓથી સમર્થન મળે છે. આજે ચીન સાથેના બ્રિટિશ વેપારના રક્ષણ માટે બ્રિટિશ લશ્કરનો ઉપયોગ નથી થતો—શાંગહાઇમાં ધામો નાંખી પડેલા બ્રિટિશ મૂડીદારોના સ્વાર્થ માટે તેનો ઉપયોગ થાય છે. યુરોપીય લડાઇ શરૂ થઇ ત્યારે, ૧૯૧૫ માં, ચીનનો ૫૦ ટકા વેપાર અંગ્રેજો સાથે હતો. ૧૯૨૪ માં તે ઘટીને ૪૦ ટકા થયો અને ૧૯૨૫ માં ૨૬$\frac{3}{4}$ ટકા થયો. એક વરસમાં આવડા મોટા ઘટાડાનું કારણ શું? આનું કારણ મને પોતાને તો શાંગહાઇમાં બિનહથિયાર ચીનાઓની અંગ્રેજે કરેલી કતલ લાગે છે. આ કતલને પરિણામે ચીનાઓએ બ્રિટિશ માલનો બહિષ્કાર કર્યો અને એને પરિણામે વેપાર ઘટી ગયો.

[ત્યારે જલીઆનવાલાબાગ એકલા હિંદુસ્તાનમાં જ નહિ, ચીનમાં પણ થએલો જણાય છે. હિંદુસ્તાનીઓએ બહિષ્કારનું શસ્ત્ર ઉગામ્યું ને છોડી દીધું. ચીનાઓએ તે વાપરી જાણ્યું અને ૧૯૦૫ માં જેમ જાપાને પૂર્વનો રંગ રાખ્યો તેમ આજે ચીને રાખ્યો છે.]

## લૂંટારાના મદદગાર અંગ્રેજો

આથી અંગ્રેજો ચીનની રાષ્ટ્રીય ચળવળની શરૂઆતથી સામે પડ્યા છે. અંગ્રેજ છાપાઓ ચળવળના ઉત્પાદકોને ખૂબ ભાંડે છે, અને ઉત્તર ચીનના સરદારો* જેઓ રખડતા ભટકતા માણસોને હથિયારો આપી નિર્દોષ પ્રજાને લૂંટે છે અને રંજાડે છે તેમનો પક્ષ કરે છે. ચીની પ્રજા આ લૂંટારાઓ અને તેમના સરદારોની વિરુદ્ધ છે. અંગ્રેજો અને બીજા પરદેશીઓ વચ્ચે પડ્યા ન હોત તો આ લૂંટારૂઓનો તેણે ક્યારનો યે ખોડો કાઢી નાંખ્યો હોત. પણ અંગ્રેજો આ લૂંટારૂઓની ઢાલરૂપ બન્યા છે. ચીની પ્રજા સ્વદેશભક્તિ અને સંપ ફેલાવનાર રાષ્ટ્રીય ચળવળને ચાહે છે, કારણ કે એના હેઠળ સુલેહશાંતિ અને સહીસલામતી છે.

## જાપાન ખસી ગયું

યુરોપીય લડાઈ દરમ્યાન જાપાન પણ આ લૂંટારૂઓની ટોળીમાં શામેલ હતું, પણ વોશિંગ્ટન કૉન્ફરન્સ પછી જાપાનની આંખ ઉઘડી. અંગ્રેજો સાથેની મિત્રાચારી તૂટી એથી એણે ચીન સાથે સારો સંબંધ બાંધવાનો પ્રયત્ન કર્યો, અને એથી એ આ ટોળીમાંથી ખસી ગયું. ત્યારપછી તો અંગ્રેજોએ આડો આંક વાળ્યો છે; પહેલાં કરતાં યે એમની વર્તણૂક બદતર થઈ છે. જ્યાં સુધી આ સ્થિતિમાં સુધારો નહિ થાય અને આપણી નીતિ બદલાશે નહિ ત્યાંસુધી ઑસ્ટિન ચેમ્બરલેનનાં ગમે તેવાં વચનોથી ફેરફાર થવાનો નથી એમ મારૂં મન સાક્ષી પૂરે છે.

હાલ તો ચીનાઓ આ વચનોને બદલે જે સોલ્જરો એમને ત્યાં મોકલવામાં આવે છે એમનો વધારે વિચાર કરે છે. ચીનાઓ પરદેશીઓની સામે નથી. ૧૯૦૦માં જે બોક્ષરનો બળવો થયો હતો તેને અને આજની ચળવળને કાંઈ સંબંધ નથી. બોક્ષરનો બળવો તો પશ્ચિમના સુધારાની સામે થનાર અજ્ઞાન, આમ વર્ગનો હતો. આ ચળવળ તો પશ્ચિમના સુધારાને પસંદ કરનાર માણસોની છે અને તેઓ જગતના દેશોમાં પોતાનો દેશ સુલેહશાંતિથી ઉંચું માથું રાખીને રહે એવી આકાંક્ષાવાળા છે. રૂશિયાને તેઓ ચાહે છે કારણ કે રૂશિયનોએ પોતાની મેળે પોતાના હકસાગા છોડી દઇ ચીનનાં બંદરો ખાલી કર્યા છે. જો અંગ્રેજો આજે રૂશિયનોની માફક દોસ્તી દાખવે તો આવતી કાલે તેઓ રૂશિયનો જેટલા જ માતબર થઇ જાય. પણ આપણે તો એમ કરવાને બદલે ચીનાઓને ગોળીથી વીંધીએ છીએ, અને પછી કહીએ છીએ કે 'આ કેવા નિમકહરામ માણસો છે કે આપણને ચાહતા નથી!' આપણું પરદેશખાતું જરા મનુષ્યસ્વભાવનો અભ્યાસ કરે તો સારૂં.

મિ. બાલ્ડવિન કહે છે કે શાંઘાઇમાં અંગ્રેજોનાં ખૂન થઇ જાય તો તેને માટે મજબૂત તૈયાર છે. શાંઘાઇમાં ૯૦૦૦ અંગ્રેજો છે અને થોડી જ મિનિટમાં તેઓ બાન- [illegible] તેમના શેરીઓ પાછળ રહી જાય તેનું શું?

[ અનુસંધાન પૃ. ૪૨૬ ]

* આપણે અહીંના ચિનુભા અને કરીમખાનો

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**માલાદેવી અને બીજાં નાટકો**:—કર્તા: બટુભાઇ લાલભાઇ ઉમરવાડિયા. પ્રકાશક: કૌમુદી કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂ. ૨—૦—૦

કર્તાનાં એકાંકી નાટકોનો આ બીજો સંગ્રહ છે. આમાંના અશક્ય આદર્શો, કૃપાલ, રક્ષા, સતી જુદાં જુદાં સામયિકોમાં બહાર પડી ચુક્યાં છે અને છેલ્લું માલાદેવી નવું છે. ગૂજરાતીમાં એકાંકી નાટકો સૌથી પ્રથમ આ લેખકે જ લખ્યાં છે અને તેમની, સૃષ્ટિની સ્ત્રીઓ જેવી ઝળકારા કરતી અને પ્રગલ્ભ શૈલીથી વાંચકોમાં તે ઠીક આકર્ષક થયાં છે.

આ પુસ્તકની પ્રસ્તાવનારૂપે લેખકે પોતે થોડું લખ્યું છે. તેમાં દરેક નાટકમાં કયો ભાવ વ્યક્ત કરવાનો પોતાનો ઉદ્દેશ છે તે તેમણે સ્પષ્ટ કર્યું છે. ઉદ્દેશો ઉપરથી જણાય છે કે માણસના સામાન્ય મનોભાવો કરતાં માનસમાં રહેલા વિલક્ષણ મનોભાવો પ્રગટ કરવા તરફ સાહિત્યમાં પ્રાચીન કાલથી ચાલતા આવેલા કરતાં કંઇક નવીન મનોભાવો તરફ લેખકને પક્ષપાત છે. ઉદ્દેશો સ્પષ્ટ કરેલા હોવાથી આ ઉદ્દેશો પોતે રસોત્પાદક થઈ શકે તેવા સુશ્લિષ્ટ કલ્પાયા છે કે નહિ અને તે બરાબર વ્યક્ત થયા છે કે નહિ એ મુખ્યત્વે જોવાનું રહે છે.

લેખકનું બલાબલ જોવાને 'કૃપાલ' પહેલું વિચારી જોવું વધારે ઠીક પડશે. તેમાં માણસમાં ગૂઢ રહેલો એક મનોવ્યાપાર પ્રગટ કરવાનો અભિપ્રાય છે. નવીનચંદ્ર કવિએ કૃપાલ નામનું એક કાવ્ય લખ્યું છે. કાવ્યમાં કાંઇ વિશેષ નથી. ઘણુંખરું વર્ણન અંગ્રેજી કાવ્યને આધારે કરેલું છે. તેમાં એક પુરુષપાત્ર કૃપાલ એક સ્ત્રીપાત્ર ચિત્રા આગળથી છૂટાં પડતાં કંઇક અયોગ્ય વિલંબ કરે છે એમ નારાયણને લાગે છે, તે તેને ભયંકર કહે છે. તનસુખ રમાકાંત જયશ્રી વગેરે સાંભળનાર વર્ગ લગભગ બેદરકાર જ રહે છે, પણ એ વાત નવીનચંદ્રને કાને પડે છે અને તે તેથી ખરેખર ભયંકર અને અનીતિમાન થઈ જાય છે. આ નાટકનું વસ્તુ છે.

માનસશાસ્ત્રના વિલક્ષણ બનાવોમાં આવા દાખલા ઘણા નોંધાયા છે. ફ્રેંચ રાજ્યક્રાંતિ સમયમાં રૉબિસ્પીઅર કરીને એક માણસ થઇ ગયો. તે પહેલાં માજીસ્ટ્રેટ હતો ત્યારે એક માણસને દેહાંતની સજા કરતાં તેને આંખમાં આંસુ આવી ગયાં હતાં અને રાજ્યક્રાંતિના સમયમાં તે જ માણસે થંડા પેટે હજારોને દેહાન્તની શિક્ષા કરી હતી.

પણ શાસ્ત્રની સાચી હકીકત કહેવી અને તેને કલામાં પ્રગટ કરવી એ બે ભિન્ન વસ્તુ છે. અમે ઉપર રૉબિસ્પીઅરની હકીકત લખી તેથી એટલો નાનો ફકરો ટૂંકી વાર્તા ન કહી શકાય. તે તો માત્ર માનસશાસ્ત્રના એક તત્ત્વનું સામાન્ય નિરૂપણ જ છે. તેમાં વિશેષ નામ આવે છે પણ હકીકત તત્ત્વરૂપે જ, સમન્વય છે. માનસચક્ષુ આગળ એ તત્ત્વ જ્યારે મૂર્તરૂપે-વિશિષ્ટરૂપે પ્રગટ થાય ત્યારે જ તે કલામાં પ્રગટ થયું ગણાય. ઉપરની

હકીકત જેમ મૂકી છે તેમ મૂકવાને બદલે પ્રથમ એક દશ્યમાં હરકોઇ બે માણસો આવીને હૅામિસ્પીઅરે આંસુ ઢાળતાં દેહાંતની સજા કરી એટલું કહી જાય અને બીજા દશ્યમાં કોઇ માણસો આવીને હૅામિસ્પીઅરે હજારોને દેહાન્તની સજા કરી એ હકીકત કહી જાય તો તેટલાથી પણ નાટક ન બની શકે. પછી ભલે તેમાં સંવાદની છટા હોય, પાત્રોની હરફર હોય અને પાત્રો પોતે ખૂબ અભિનયપૂર્વક એ હકીકત કહેતાં હોય. એ નાટક ન બને, કારણ કે એમાં જે મૂળ ભાવ વ્યક્ત કરવાનો છે તે છેલ્લે સુધી તત્ત્વરૂપે જ, પરોક્ષ જ રહે છે. કવિ શેકસપીઅરના મેકબેથમાં તત્ત્વ આવું જ છે. મેકબેથ શરૂમાં સામાન્ય માણસ છે, પછી રાજ્યલોભી થાય છે, પછી ધીમે ધીમે બગડતો બગડતો છેક છેલ્લે ખૂની અને રાજ્યચોર બને છે. એ આખું પરિવર્તન આંખ આગળ થવાથી એ માત્ર માનસશાસ્ત્રીય તત્ત્વ ન રહેતાં કલાની કૃતિ બને છે.

કૃપાલમાં એમ બને છે ? કૃપાલમાં ત્રણ પ્રવેશ છે. પહેલામાં તો નારાયણ માત્ર એટલું જ કહે છે કે કવિ નવીનચંદ્ર ભયંકર છે. અને તે પણ એવાં પાત્રો આગળ કે જે એ જરા પણ માનતા નથી. કવિને ખુદને તો તે ભયંકર કહેતો નથી. માત્ર એટલું બતાવે છે કે અમુક બે લીટીઓમાં અઘટિત વિલંબ થાય છે. નવીનચંદ્ર ત્યાં તો માત્ર આભો બની જાય છે. છેલ્લો ત્રીજો પ્રવેશ વર્ષો પછી બને છે ત્યારે નવીનચંદ્ર ખરેખરો અધમ બની ગયેલો હોય છે એમ બીજાં પાત્રોની વાતચીત પરથી આપણે જાણીએ છીએ. એટલે આ પરિવર્તનનો બનાવ પહેલા અને ત્રીજા પ્રવેશમાં તો માત્ર બાદબાકી કરીને એટલે કે બુદ્ધિવ્યાપારથી જ સમજવાનો છે. એ માત્ર તત્ત્વરૂપે જ રહે છે. તે મૂર્ત થવાને નાટકમાં માત્ર બીજો પ્રવેશ છે. ભયંકર શબ્દ પોતાને માટે બોલાયો છે એમ નવીનચંદ્ર આ બીજા પ્રવેશમાં જાણે છે અને તાત્કાલિક બહુ બહુ તો એટલું જોવાય છે કે કવિ ભયંકરતાના મોહમાં પડે છે અને પોતાની ભાભી તરફ લોલુપતાથી જોઇ રહે છે. આટલા બે બનાવ પણ અમને તો અસ્વાભાવિક ઉતાવળમાં આપેલા જણાય છે. એમ એક શબ્દ એટલી ઝડપથી અસર નથી કરી શકતો. કર્તાની મુશ્કેલી એ છે કે જે બનાવને માટે વર્ષો જોઇએ તે બનાવ કર્તાને બે જ દશ્યોમાં પતાવવાનો છે; બે દશ્યો વચ્ચે વર્ષોનો ગાળો ન જ આવી શકે એમ અમારૂં કહેવું નથી. પણ જે માનસપરિવર્તનને વર્ષો જોઇએ એમ કર્તા પોતે માને છે, અને જે બતાવવું એ જ આ નાટકનો પ્રધાન હેતુ છે, તે પરિવર્તન એક જ દશ્યનાં બે ચાર વાક્યોથી કરવું એ કલાત્મક નિરૂપણ નથી. ખરી રીતે જ્યારે કર્તા ભાવનિરૂપણ માટે એકાંકી નાટક જ પસંદ કરે છે ત્યારે તેમણે ભાવ પણ એ રૂપને અનુકૂળ જ લેવો જોઇએ. લાંબો સમય જેને લાગે તેવાં પરિવર્તનો બતાવવાને ઇબ્સેન પણ એકાંકી નાટક નથી લઇ શકતો અને એવાં નાટકોની શરૂઆત તે પરિવર્તનના અંત આગળથી કરે છે. નાટકના બધા બનાવો નાટક શરૂ થવાના સમય પહેલાં વરસો પહેલાં બની ગયેલા હોય છે.

આ પ્રમાણે મૂળ પ્રધાન ભાવ પરોક્ષ–તખ્તા બહાર રહી જવાથી નાટકનાં સર્વ પાત્રો માત્ર ગૌણ પાત્રો જ હોય છે. એ પાત્રો સામાન્ય અને લગભગ એક સરખા સ્વભાવનાં હોય છે. આ પાત્રોમાં માત્ર નારાયણ કંઇક વિશિષ્ટ સ્વભાવનો છે–ખરૂં તો નાટકમાં નવીનચંદ્ર કરતાં તે જ વધારે ધ્યાન ખેંચે છે–બાકીનાં લક્ષણહીન, સામાન્ય છે. રમાકાન્ત બદલે

રમા વાંચો તો થોડા વ્યાકરણના ફેરફારો કરવા પડે બાકી નાટકને કશો વાંધો ન આવે. આવાં સામાન્ય ગૌણ પાત્રોથી પણ જે કંઇક આકર્ષણ રહે છે તે સંવાદની છટાનું છે, પાત્રોની રીતભાતથી નવીનતાનું છે પણ કોઈ ઊંડા માનવસ્વભાવના દર્શનનું નથી.

અને જે માનવસ્વભાવ પરિવર્તનનું તેમને નિરૂપણ કરવું છે તે પણ પૂરું યથાયોગ્ય થયું જણાતું નથી. માનસશાસ્ત્રનું સત્ય કર્તા એવું માને છે કે એકાદ આકસ્મિક બોલેલું વાક્ય માણસના સ્વભાવમાં ભયંકર પરિવર્તન કરી નાંખે છે. પણ તેમના નાટકમાંથી એવી પ્રતીતિ થાય છે કે માણસમાં ઉત્તમ અને અધમ ધર્મોનાં બીજ અવ્યક્તરૂપે રહેલાં જ હોય છે, અને નિમિત્ત મળતાં તે ઊગી નીકળે છે. નારાયણ કહે છેઃ "એનામાં એ ભયંકર તત્ત્વ છુપાઇ જ રહ્યું હતું." એની એને પોતાને ખબર ન હોય. કવિતા લખતાં લખતાં પેલું ભયંકર તત્ત્વ બ્હાર આવતું ગયું. કૃપાલ જ્યારે ચિત્રા પાસે આવે છે તે જ વખતે એ તત્ત્વ બરાબર પ્રગટ થયું હોય. અને પછી એની એ વાતો કર્યા કરવાથી એ તત્ત્વ પૂરેપૂરૂં બહાર આવ્યું. આ ખરૂં હોય તો પછી "આપણે એક શબ્દ બોલીએ તેટલામાં પણ સામા માણસમાં સારાં નરસાં અનેક બીજ રોપી દઇયે છીયે" એમ ન કહેવાય. બીજ તો પ્હેલેથી જ હતું. નિમિત્ત બહારથી મળે છે એ જ માનસશાસ્ત્રનું સત્ય ગણાય. અસ્તુ.

આ નાટકની અપૂર્ણતા 'સતી'માં પણ છે. તેની નાયિકા એક સુથારની સ્ત્રી છે. નીચ પુરુષના સ્વાર્થની બાજીની એ એક સોગટી બને છે. તેનો ધણી તેને ખુશાલ કારભારીને વેચે છે. એ ખુશાલ એનું સ્ત્રીત્વ લુંટાવે છે. તે રાજાને ત્યાં રાધારાણી થઇને રહે છે. રાજાનો વિશ્વાસ મેળવે છે. પણ રાજા મરતાં પોતે કુમારની રાજમાતા થાય છે ત્યારે તે ફસાવનાર ખુશાલને સજા કરે છે, અને પોતાને વેચનાર પતિને દેહાન્તની સજા કરાવી પછી તેના શબ સાથે સતી થાય છે. આમાં પણ રાધાનું માનસ એ જ ચમત્કારક છે. પણ એ બધા ચમત્કારો બન્યા કેવી રીતે? પતિ વેચે છે ત્યારે આ સ્ત્રી કશી પણ આનાકાની કર્યા વિના ખુશાલ પછવાડે જાય છે તે તો મનની નિર્બળતા સમજીએ, પણ પછીથી તો તેને પોતાને રાજાને મોહવશ કરવાની ઇચ્છા થઇ હતી એમ જણાય છે.

"સ્ત્રી રાજા તરફ એક આડી નજર કરે છે અને શરમાતી હોય તેમ મ્હોં નીચું કરી દઇ મ્હોં પર આધે ઓઢી ઝડપભેર જતી રહે છે."

એ સ્ત્રીને રાણી થવાની ઇચ્છા ન થઇ હોય તો તે આમ કરે નહિ અને રાણીપદ પામ્યા પછી તેણે પોતાની સત્તા અને સ્થિતિનો પૂરો ઉપયોગ કર્યો લાગે છે કારણ કે રાજા તેને પોતાના કુંવરની રાજમાતા નીમે છે અને કુંવરની સગી મા 'મ્હોટાંબાના હૃદયમાંથી' તેને 'લીધે દયા ને પ્રેમ જતાં રહ્યાં છે.' 'તે કાષ્ટવત્ થઇ ગયાં છે'. આવી રાજ્યલોભી સ્ત્રી, આવી જાત વેચીને રાણી થએલી સ્ત્રીને પ્રજા ઉપરના જુલમથી ખરેશટ થાય, શૉક્યના કુંવર ઉપર મમત્વ થાય એ કેમ સંભવે! માનવસ્વભાવમાં એ પરિવર્તન અશક્ય છે એમ નથી. પણ અહીં પણ 'કૃપાલ'ની પેઠે મુખ્ય પરિવર્તન પરોક્ષ રહે છે. પરિવર્તન થયા પછી પણ તેણે રાજા સાથે રાણી તરીકેનો સંબંધ રાખ્યો જણાય છે તે અસંગત લાગે છે. તેને પોતાના સ્ત્રીત્વ માટે જે ઊંડું દર્દ હતું, જેને લીધે તેણે પતિનો ઘાત કરાવ્યો અને પોતે બળી મરી, તે કાંઈ પણ કર્યા વિના રાજાના મરણ સુધી રાણી તરીકે

રહ્યા કરે એ અશક્ય લાગે છે. પછી જે રીતે તરવરની વીંછણની પેઠે તે વેર લે છે ને આકર્ષક છે, ખુશાલનો એક એ વાક્યમાં હૃદયવેધક તિરસ્કાર કરે છે તે આકર્ષક છે પણ મૂળ પરિવર્તન જ દૃષ્ટિ બહાર રહે છે.

'માલાદેવી' વાંચતાં અમને ફ્રેન્ચ નાટકકાર બ્ર્યૂનું મિથ્યા દેવતા ( False Gods) યાદ આવે છે. આપણા કર્તાએ ' મિથ્યા દેવતા ' વાંચ્યું છે કે નહિ તે અમે જાણતા નથી પણ બન્ને નાટકોની સરખામણી કરવાથી માલાદેવીની પરીક્ષા વધારે સારી થશે. એક દેશમાં માલાદેવ જેવીજ મિથ્યા દેવતાની પૂજા થતી હતી. માલાદેવી જેવી જ તેના પૂજારીઓની રાજ્યમાં સત્તા હતી. ત્યાં પણ દેવને માટે કોઇ માણસનો ભોગ અપાતો હતો અને જેનો ભોગ અપાય તે પોતાને ધન્ય માનતું. અને દેવની પ્રતિષ્ઠા પૂજારીવર્ગ અનેક જુઠ્ઠાણાંથી સાચવી રાખતો. આ દેશનો એક માણસ થોડાં વરસો પરદેશ રહી આવે છે, ત્યાંના ઉચ્ચનર સંસ્કાર પામે છે અને સ્વદેશ પાછો આવી આ દેવતાપૂજાનું મિથ્યાત્વ લોકોને સમજાવે છે. પરિણામે લોકોને મિથ્યા દેવતામાંથી શ્રદ્ધા ઉઠી જાય છે પણ તેથી લોકોના મનમાં અને સમાજમાં જે અવ્યવસ્થા થાય છે તેથી ઉશ્કેરાઇ લોકો તેનો નાશ કરે છે. બ્ર્યૂના નાટકનો અભિપ્રાય સ્પષ્ટ રીતે એમ જ બતાવવાનો છે કે સત્યથી વ્યવસ્થા બગડે તે કરતાં અસત્ય અને વહેમની વ્યવસ્થામાં રહેવું પ્રાકૃત લોકો વધારે પસંદ કરે છે અને તેથી સત્યના પ્રથમ દ્રષ્ટાને હમેશાં શહીદ થવું પડે છે. અને એ સત્ય બ્ર્યૂએ અદ્‌ભુત કૌશલથી બતાવ્યું છે.

માલાદેવીના બનાવો અમુક ભૂમિકા સુધી ઉપર પ્રમાણે જ ચાલે છે તે વાંચનાર તરત સમજી શકશે. પણ ' મિથ્યા દેવતા 'ના નાયકની પેઠે, પોતાને સત્ય સમજાય છે ત્યારે માલાદેવી લોકો આગળ તેને પ્રગટ કરતી નથી. સત્યના મહિમાની તેને અસર નથી, નિર્દોષ સ્ત્રીઓના મૃત્યુની તેને અસર નથી, દયાથી કે ન્યાયવૃત્તિથી તે સત્ય પ્રગટ કરવા પ્રેરાતી નથી, લોકનિર્વાહની દાંભિક દલીલથી પોતાની સત્તા અને પ્રતિષ્ઠાના આધાર રૂપ મિથ્યાચાર નિભાવી રાખે છે. અને એક કલાકાર, જેને માટે તે ઘેલી થઇ છે, તેને એ મિથ્યાચારમાં સપડાવાનો પ્રસંગ આવે છે ત્યારે, તે સત્યને બહાર પ્રગટ કરે છે. તેને માટે પોતાનું જીવન ખુએ છે.

કર્તા આ નાટકનો ઉદ્દેશ એવો બતાવે કે એક કલાકારની કિંમત અનેક પ્રાકૃત જનો કરતાં ઘણી વિશેષ છે અને તેને માટે તેની નાયિકા આત્મભોગ આપે છે. પ્રસ્તાવનામાં કર્તા લખે છે કે લોકસત્તાના આ યુગમાં આ કલાપૂજાનો આદર્શ સર્વમાન્ય નહિ થાય પણ પ્રજાને આ કલા–બ્રાહ્મણત્વ જ વિશેષ ઉપકારક છે એમ કર્તાને શ્રદ્ધા છે.

અમારે આ કલાપૂજાના આદર્શ સામે વાંધો નથી, અને તેના મહત્વની અમે ના નથી પાડતા; પણ કર્તાએ આ નાટકમાં જે વિપરીત રીતે તે મૂકી છે તેથી કલાને હાનિ થાય છે એમ અમારૂં કહેવું છે. આ વિપરીતતાનું કારણ કર્તાની પોતાની ભ્રાંતિજન્ય માન્યતાઓ છે. તેમને નીતિની સામાન્ય વ્યવસ્થા માટે દ્વેષ હોય એમ લાગે છે અને તે દ્વેષથી તે પોતાની કલા બગાડે છે. જેમ નીતિપૂજકોની નીતિના દુરાગ્રહથી કાવ્ય ઉપદેશાત્મક થઈ રસહીન બને છે તેમ વિલક્ષણનીતિના દુરાગ્રહથી પણ બને તેનો આ બરાબર દાખલો છે. માલાદેવીમાં કર્તાનું વિપરીત નીતિદર્શન વસ્તુના સ્વાભાવિક વિકાસમાં અંતરાયરૂપ

થાય છે. સ્વાભાવિક રીતે માલાદેવીને જ્યારે ખબર પડી કે માલાપ્રભુની પૂજા ખોટી છે ત્યારે, સત્યની ખાતર, નિર્દોષ સ્ત્રીઓની દયાની ખાતર, ન્યાયની ખાતર, સત્ય હકીકત તે બહાર મૂકી શકી હોત; તેમ કરવામાં પણ અંધ લોકશ્રદ્ધા અને લોકસત્તાનો અનાદર જ થાત અને છતાં નાટક એકલક્ષી સુંદર બનત. પણ આ સ્વાભાવિક વસ્તુવિકાસ આપણા નાટકકાર અટકાવી દે છે. કારણ કે તેમની નીતિભાવનામાં સત્ય અને ન્યાયને આદર નથી, આદર છે માત્ર એક વ્યક્તિને ગમી ગઇ હોય એવી કોઇ કલાને. અને તેને લીધે તેમની નાયિકા સત્ય કે દયા કે ન્યાયના પ્રસંગે પ્રવૃત્તિ નથી કરતી અને માત્ર પોતાને ગમી તે કલાને જ આદર આપે છે. આમ કરવા, કર્તાને ત્રિલોકનાથની અલગ ઉપકથા મૂળ માલાપ્રભુની કથા સાથે સાંધવી પડે છે. બન્ને કથા એકરસ નથી થઇ શકતી, મૂળ વસ્તુને અનુકૂલ જે નૈસર્ગિક માર્ગ હતો તે છોડી દેવાથી, આખા નાટકની સમગ્રતા ખંડિત થાય છે, નાટક વ્યગ્રતાદુષ્ટ થાય છે. લોકસત્તાની અવગણનાથી નાટકના રસને હાનિ નથી થતી, કારણ કે સત્ય અને ન્યાયથી પ્રેરાઈને પણ લોકસત્તા વિરુદ્ધ જ કામ કરવું પડત, પણ એક વિલક્ષણ માન્યતાના પક્ષપાતથી અને તે પક્ષપાત કલામાં ઘુસાડવાથી રસને હાનિ થાય છે.

કલા માટે પણ માલાદેવીને ખરો આદર જણાતો નથી. ખરો આદર હોય તો લોકને તેડાવે શા માટે ? ત્રિલોક જવા ઇચ્છે છતાં પોતાની સત્તાનો ઉપયોગ કરી તેને બધી બાજુથી રોકે શા માટે ? અમને તો માલાદેવીમાં એક અહંકારમૂલક ઘેલછા મિશ્રિત આત્મતૃપ્તિની લાલસા જ દેખાય છે. કલાના નામ નીચે આ વૃત્તિ ઘણીવાર પ્રવર્તમાન થાય છે અને સમાજ અને સાહિત્ય બન્નેને બગાડે છે.

'રક્ષા'ના નાટકમાં રક્ષા ઘણું આકર્ષક પાત્ર છે. તેની સ્ફુર્તિ, કાર્યદક્ષતા સર્વ કર્તાની કલાનાં લાક્ષણિક નિર્માણો છે. પણ કેટલીક શંકાના જવાબો મળતા નથી. રક્ષાને પ્રદ્યુમ્ન માટે આટલો બધો પ્રેમ હતો ત્યારે લગ્ન પછી તેને મિલના કામમાં આટલો બધો રસ શી રીતે પડ્યો ? તેનું સમાધાન કરી લઇએ પણ રક્ષા જેવી સ્ફુરતા ચૈતન્યવાળી સ્ત્રીને પ્રદ્યુમ્ન જેવા ઠંડા પુરુષ માટે પ્રેમ થવો સંભવે ? રક્ષા ઉપર ધ્યાન આપતાં પ્રદ્યુમ્ન ઉપર નિર્માતા પૂરતું ધ્યાન આપી શક્યા લાગતા નથી.

ઉપર કૃપાલમાં જે નાટકની અપૂર્ણતા બતાવી તેથી 'અશક્ય આદર્શો' તદ્દન મુક્ત છે. આદર્શ શાથી અશક્ય છે, તે પૂરેપૂરું પાત્રોના પરસ્પર વ્યવહારોમાં વ્યક્ત થાય છે. નાટકનો ઉદ્દેશ તત્ત્વરૂપે નહિ પણ મૂર્તરૂપે વ્યક્ત થાય છે. પશ્ચિમના આટલા ઊંડા સંસ્કારવાળો, સરકારી નોકરીની સખ્ત તાલીમવાળો, સરકારી નોકરીની જવાબદારી સમજનારો, અંગ્રેજ અમલદારોને અનેક વાર મળેલો પ્રતાપ, નોકરના કહેવાથી સ્ત્રીને ઉપાડી જવાનું સાહસ કરવાનો વિચાર સરખો પણ કરે, વંડો કૂદી હરપાળની હદમાં જાય એ કલ્પવું મુશ્કેલ છે. એ ' આદર્શ ' એટલો બધો ' અશક્ય ' છે કે પ્રતાપ જેવો માણસ તેનો વિચાર જ ન કરે એમ અમે માનીએ છીએ. છતાં પ્રતાપ એમ કરે એમ માનીએ તો પછી નાટક યોગ્ય રીતે આગળ ચાલે છે. દુર્ગા અને વિજયા એ બહેનો જેટલી બહાદુર છે તેટલી જ તેજસ્વી સાહસિક પ્રત્યુત્પન્નમતિ છે. પરિણામ વિજયાનો આપઘાત આવે એ સ્વાભાવિક છે અને કલાની દૃષ્ટિએ ઉચિત છે. પણ જે આદર્શ અત્યારે અશક્ય હોવાથી કોઇ તે પ્રમાણે ચાલતું નથી, અને જે

સ્થિતિનો માણસ તે પ્રમાણે કદી ચાલવાનો નથી તેવો માણસ તેવો આદર્શ સિદ્ધ કરવા જાય તો કરુણ નિષ્ફળતા જ પરિણમે એમ બતાવવાથી બહુ નિષ્પન્ન થતું અમને લાગતું નથી.

લેખકના ગુણો તરફ અમે દુર્લક્ષ કરવા માગતા નથી. સંવાદની ત્વરિત જીવન્ત ગતિ એ તેમનો ઉત્તમમાં ઉત્તમ ગુણ છે. તેમનાં પાત્રો એક જ રીતથી વાતચીત કરે છે, પાત્રોનું વૈવિધ્ય ઝાઝું નથી એ ખરું, પણ તેમનાં કેટલાંક પાત્રો, ખાસ કરીને સ્ત્રીઓ, ઘણાં જ આકર્ષક છે. તેમનાં સ્ત્રીપાત્રો પરવશ થઇ નિષ્પ્રાણ થઈ ગયેલાં નથી પણ આત્મશ્રદ્ધાવાળાં અને સ્વતંત્ર રીતે અને નિડરપણે ચાલુ અભિપ્રાયોની પરીક્ષા કરવાને સદા–તત્પર છે. છતાં નીતિ સંબંધી કેટલીક વિપરીત ભાવનાથી, અને એ ભાવનાને કૃત્રિમ રીતે કલામાં ઘુસાડવાથી તેમની કલા સમગ્રતા ખુએ છે અને માનવ સ્વભાવનાં ગંભીર ઊંડાણો સુધી જઇ શકતી નથી. પશ્ચિમના કેટલાક આધુનિક વિચારકો અને લેખકો જેવા કે નિત્સે, શૉના વિચારો અને ભાવનાઓ તેઓ પોતે સ્વતંત્ર પરીક્ષા વિના પકડી લઇ કલામાં ઉતારે છે પણ તે પર પૂરું પ્રભુત્વ નહિ હોવાથી કલામાં તે ભાવનાઓ સુશ્લિષ્ટ રૂપ પામતી નથી. આકર્ષણ માત્ર બાહ્ય શૈલીનું, સંવાદની છટાનું, પાત્રોનાં નવીન નામોનું, અને તેમની નવીન રીતભાતોનું રહે છે. કર્તા જ્યારે પશ્ચિમના વિચારોનો સંપૂર્ણ સમન્વય કરશે, પોતા સાથે એક કરશે, એકાંકી નાટકને અનુરૂપ જ ભાવ પસંદ કરશે, ત્યારે જ તેમની કલા શબ્દ અને અર્થ બન્નેના સૌન્દર્યવાળી થશે. કર્તા જે ઉત્સાહથી અને શોખથી સાહિત્યની સેવા અત્યારે કરે છે તે વડે વિશેષ પ્રભુત્વ મેળવવામાં પણ સફળ થશે એમ અમે આશા રાખીએ છીએ.

કર્તાએ આ પુસ્તક કૌમુદી સેવકગણનું ભંડોળ વધારવાના હેતુથી કૌમુદીતંત્રને સોંપ્યું છે એ અભિનંદનયોગ્ય છે. અમે આશા રાખીએ છીએ કે વાંચનાર વર્ગ આ પુસ્તક ખરીદી લેખક પ્રકાશક બન્નેને ઉત્તેજન આપી સાહિત્ય તરફનો તેમનો આદર બતાવશે.

રા.

# નોંધ

### કવિ ન્હાનાલાલ જન્મસુવર્ણ મહોત્સવ

ગઇ ચૈત્ર શુદ ૧મે કવિશ્રી ન્હાનાલાલને ૫૧ મું વર્ષ બેઠું તેનો સુવર્ણમહોત્સવ સમસ્ત ગૂજરાતે ઉજવ્યો તે યોગ્ય અને ઉચિત થયું છે. (તેમના પિતા દલપતરામે જીવતાં સુધી સાહિત્યસેવા અને તે દ્વારા જનસેવા કરી હતી અને કવિ ન્હાનાલાલે પણ એ જ જીવનની મુખ્ય પ્રવૃત્તિ રાખી છે. કવિ ન્હાનાલાલ વીસમી સદીના ગૂજરાતના માનીતા કવિ છે. ૧૯૦૩ માં તેમનાં કાવ્યોનો પ્રથમ સંગ્રહ બહાર પડ્યો ત્યારથી તેમણે એક પછી એક કાવ્યો ગુર્જર ભારતીને ચરણે ધર્યા કર્યા છે. લાંબાં કાવ્યો ઘણે સમયે ગૂજરાતને તેમણે જ આપ્યાં છે. તેમની પ્રેમભાવના શુદ્ધ ઉલ્લાસમય આનંદી રમતિયાળ અને બંધનમુક્ત હોઇ ગૂજરાતના જુવાન વર્ગને તેમણે એક વીશી ઉપરાંત મંત્રમુગ્ધ કરી રાખ્યો છે. તેમના પિતાની પેઠે તેમને ગૂજરાતની સર્વ કોમો અને ગૂજરાતના સર્વ ધર્માનુયાયીઓ માટે સહાનુભૂતિ છે. દેશની નવી હીલચાલો, દેશના મહાન પુરુષો વગેરે તરફ પણ તેમણે વારંવાર આદર બતાવ્યો છે. આવા એક કવિનાં પચાસ વર્ષ પૂરાં થયાં એ પ્રસંગે ઉદાર ગૂજરાત ઉત્સવ ઉજવે એ સ્વાભાવિક છે અને ગૂજરાતને શોભાપ્રદ છે.)

પણ અમારે સખેદ જણાવવું પડે છે કે છેલ્લાં કેટલાંક વરસોથી કવિશ્રી પોતાની વિચારસૃષ્ટિમાં જે કટુતા કેળવવા માંડી છે તેનાથી આ મંગલ પ્રસંગ પણ મુક્ત રહી શક્યો નથી. એક સામાન્ય માણસ પણ સમયોચિત સૌજન્ય અને સદ્‌ભાવ એક વિવેક તરીકે રાખી શકે તેટલું પણ કવિશ્રી રાખી શક્યા નથી. મુંબઇ વડોદરા અને અમદાવાદના ઉત્સવ પ્રસંગોના આવા બનાવ એક પછી એક બહાર પડતા જાય છે. મહાત્માજીએ મુંબઇના પ્રસંગે જે સંદેશો મમતાપૂર્વક મોકલ્યો તે સામે કવિશ્રીએ વાંધો લીધો અને તે ન વંચાયો. સભામાં તેમની જ ઇચ્છાથી કેટલાક સાક્ષરોને આમંત્રણ નહિ મળેલું એમ પણ સાંભળવામાં આવે છે. શ્રીયુત નરસિંહરાવભાઇ હાજર હતા છતાં કવિએ તેમના પર અને શ્રીયુત રમણભાઈ તથા શ્રીયુત આનંદશંકરભાઇ ઉપર અવિવેકનો આક્ષેપ મૂક્યો. તેમાંથી શ્રી નરસિંહરાવભાઇનો પ્રત્યુત્તર અમને સંતોષકારક જણાય છે અને બીજા બે ગૃહસ્થો જવાબ ન આપે તો તે પણ અમને ઉચિત લાગે છે. વડોદરામાં સાહિત્યસભા તરફથી શ્રીયુત મટુભાઈ કાંટાવાળાને હાથે માનપત્ર લેવા ના પાડી અને હઠ કરીને શ્રીયુત બાધર, જેમણે તેમનાં કાવ્યો કદી વાંચ્યાં નહિ હોય, તેમને હાથે માનપત્ર લીધું. અમદાવાદમાં તો તેમનો હઠ અને દુરાગ્રહ પરાકાષ્ઠાએ પહોંચ્યા. ઉત્સવને પહેલે દિવસે શ્રી ચંદ્રશંકરે, કોણ જાણે શા માટે, કવિશ્રીને શાન્ત રહેવા અને જીભ વશ રાખવા જાહેરમાં શિખામણ આપી. તેનો પ્રત્યુત્તર કવિશ્રીએ એવો વાળ્યો કે એમની કટુતા એ પૌરુષ હતું, ગાંડાની ખારાશ જેવી પથ્થર અને નૈસર્ગિક હતી, અને **विनाशाय च दुष्कृताम्** અને **वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि** એ વાક્યોથી તેને સમર્થન મળતું હતું. પહેલું વાક્ય તો ઇશ્વરના અવતારને જ શોભે, પણ ઇતિહાસમાં ધર્મનાં વાક્યોથી જ હમેશાં અન્યાય અને જુલ્મો થયાં છે તો સાહિત્યમાં પણ થઇ શકે. અને બીજા

વાક્યમાં પરાપર સંબંધ જોતાં વજ્રનો અર્થ ઘાતક નથી પણ સહનશીલ છે એ કવિશ્રીને કોણ સમજાવે?

બીજે દિવસે તો કવિશ્રી ઔચિત્યની છેલ્લી સીમા પણ વટાવી ગયા. અમદાવાદે આપેલા માનના જવાબમાં તેઓ અમદાવાદનો પ્રતિહાસ આપવા લાગ્યા. અમદાવાદના મહાન રાજકર્તાઓ ગણાવ્યા, કવિઓ ગણાવ્યા, ધાર્મિક નેતાઓ ગણાવ્યા અને એ શ્રેણીમાં છેલ્લું મોક્ષમંદિરના સ્થાપકનું નામ પણ આપ્યું. સર્વ સભાએ ધાર્યું કે હવે કટુતાનો પ્રસંગ બચી ગયો. ત્યાં કવિશ્રીએ મહાત્માજીના આગમનની વાત કરી, તેથી અમદાવાદને લાભાલાભ બન્ને થયા છે એમ જણાવતાં અમદાવાદના અને અસહકારના કેટલાક અગ્રગણ્ય કાર્યકર્તાઓને 'બદમાશ' કહ્યા. કવિના આ વિચારો મશહૂર છે અને તેથી આવું અઘટિત ઉચ્ચારણ ન કરવાને કવિ અને આ ઉત્સવના એક મંત્રીને ખાનગી સમજૂત પણ થઈ હતી. કવિએ એ વિચારો પોતાના ભાષણમાં લખ્યા પણ નહોતા છતાં બોલતી વખતે તેઓએ નામ દઈ કેટલાક સદ્‌ગૃહસ્થો ઉપર આક્ષેપો કર્યા અને પોતાના જ ઉત્સવને દિવસે 'શેમ શેમ' શબ્દોની વધામણી મેળવી. અમને ખાત્રી છે કે કવિ આ ક્ષોભ થયા છતાં જો પોતાના દુરાગ્રહમાં આગળ જાત તો સભાને હાથે વધારે ગંભીર સ્વરૂપનું અપમાન પામત.

અમને સૌથી ખરાબ તો એ લાગે છે કે જે ગાંધીજીને સમસ્ત ગૂજરાત અને આખું જગત એક સરખું માન આપે છે તેમને વિશે પણ વધારે પડતું બોલતાં તે અચકાયા નહિ. તેમનાં બધાં વચનો જેટલાં અવિચારી હતાં તેટલાં અપ્રાસંગિક અને અનુચિત હતાં. અમદાવાદે તેમને માન આપવા બોલાવ્યા હતા. કાંઈ ગૂજરાતના કાર્યકર્તાઓ ઉપર આક્ષેપો કરવા બોલાવ્યા નહોતા. અને જેમ કવિની લાગણી દરેક બાબતમાં સચવાતી હતી, તેમ તેમણે પણ અમદાવાદની–ગૂજરાતની પૂજ્ય અને માન્ય વ્યક્તિઓ માટેની શ્રોતાઓની લાગણીને માન આપવું જોઈતું હતું. કવિ શ્રી નરસિંહરાવભાઈની 'રિટર્ન વિઝિટ'ને માટે એટલું લગાડે છે તો કવિના યજમાનોની લાગણીનો તેમણે જરા પણ વિચાર કરવો ઘટતો હતો કે નહિ? અને કવિશ્રીએ સમજવું જોઈએ કે ગૂજરાતે તેમને કવિ જ ગણ્યા છે, ગૂજરાતના પૂજ્ય ગાંધીજી ઉપર ન્યાયાસને બેસી ચુકાદો આપવાના અધિકારી ગણ્યા નથી; અને કવિશ્રી છે તે કરતાં અનેકગણા સારા કવિ હોય તો પણ, જે નાગરિકતા, ઔચિત્ય, વિવેક, સૌજન્યનો અભાવ તેમણે બતાવ્યો છે તે લેશ પણ હોય ત્યાં સુધી, એ અધિકાર તેમને કદી મળવાનો પણ નથી.

આ પ્રસંગે અમને કવિના પિતા દલપતરામ કવિ યાદ આવે છે. દલપતરામભાઈ સભારંજક હતા, હમેશાં મીઠાશ રાખતા, માણસની ખોડ પણ સૌમ્ય રીતે હસીને દર્શાવતા. કવિશ્રીમાં દલપતરામભાઈનો સ્નેહભીનો દંશરહિત હાસ્યરસ નથી તે સાથે તેમનો વિવેક, ઔચિત્યબુદ્ધિ, મીઠાશ, પણ નથી.

કવિશ્રી જે દુરાગ્રહથી પોતાના કથનને વળગી રહ્યા છે તે જોતાં તેમને કાંઈ કહેવામાં અમને સાર લાગતો નથી. માત્ર ઈશ્વર પાસે સચિન્ત માગીએ કે કવિને આ માનસિક વિલક્ષણતાથી સત્વર મુક્ત કરે.

*

## સર રમણભાઈને માનપત્ર

ગૂજરાત પોતાના સપૂતોની કદર કરી જાણે છે. ગઈ તા.૧૯ એપ્રિલને રોજ સર રમણભાઈએ કરેલી સાહિત્યસેવા અને જનસેવાને માટે અમદાવાદના સંભાવિત ગૃહસ્થોએ તેમને માનપત્ર આપ્યું છે. સર રમણભાઈના કુટુંબની સમાજસેવા મશહૂર છે. તેમના સદ્‌ગત પિતા મહીપતરામભાઈએ જેમ

સમાજસુધારામાં નિડર પગલાં ભરીને અને સાહિત્યદ્વારા જનસેવા કરી હતી તેમ સર રમણભાઇએ પણ ઘણી નાની વયથી પોતાની પ્રતિભાદ્વારા સાહિત્યની અને સમાજની સેવા કરી છે. અમદાવાદની કોઈક જ જાહેર સંસ્થા એવી હશે જ્યાં સર રમણભાઇએ જવાબદારીવાળો અધિકાર નહિ સ્વીકાર્યો હોય. અને અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં તો તેમણે સતત ચોવીસ વરસો સેવા કરી છે. તેમની સાહિત્યની સેવા તો તેમનાં પુસ્તકોમાં અને અનેક લેખોમાં મૂર્તિમન્ત છે. તે સાથે તેમની શીતલ સુજનતાથી તેઓ સર્વ વર્ગમાં પ્રિય અને આદરયોગ્ય થઇ રહ્યા છે.

આ પ્રસંગ લેડી વિદ્યાગૌરીને પણ ધન્યવાદ આપવાનો છે. તેમણે સર રમણભાઇના ઉચ્ચ આશયો પાર પાડવામાં સહધર્મચાર કરેલો છે. પોતાની વિદ્વત્તા અને સંસ્કારિતાથી જીવનના સર્વ પ્રદેશોમાં જનસેવા કરી છે. આપણા ગુજરાતમાં સંસ્કારી દંપતીમાં ઉચ્ચ સ્થાન ભોગવનાં સર અને લેડી નીલકંઠ ચિરકાળ ગુજરાતની પ્રગતિ તંદુરસ્તીમાં નિહાળે એમ ઇચ્છીએ છીએ.

*

## શહીદ સુભાષ બોઝ

"મિ. મોબરલીના એકેએક વાક્યનું મેં મનન કર્યું છે. મને એમની શરતમાં માણસાઇ નથી દેખાતી. એ અન્યાયી છે, અસ્વીકાર્ય છે. મારી જન્મભૂમિને સદાકાળને માટે છોડી દેવી એના કરતાં જેલમાં સડી સડીને મરવું મને વધારે પ્રિય લાગે છે. આવા મોતથી હું બીતો નથી, કારણ કે કીર્તિનાં દેરાં મૃત્યુની સમાધિ પર ચણાય છે."

બંગાળી વીર સુભાષ બોઝે એમના બંધુને લખેલા પત્રમાંના આ શબ્દો છે. સરકારે તેમને મૃત્યુ અને દેશત્યાગની વચ્ચે પસંદગી કરવા આહ્વાન કર્યું છે. એમણે દેશત્યાગ કરતાં મૃત્યુને વહાલું ગણ્યું છે અને જણાવ્યું છે કે:

"આજે મારા આત્માને પરમ સંતોષ છે. પ્રભુએ મારી જે કસોટી કરવા ધારી છે એમાંથી હું પાર ઉતરીશ એમ મને લાગે છે. આપણા દેશનાં પાપો માટે પ્રાયશ્ચિત કરવા પ્રભુએ મને પસંદ કર્યો હોય એમ મને લાગે છે. હું મારાથી બની શકે તેટલું પ્રાયશ્ચિત કરી કૃતાર્થ થઇશ અને દેશઋણમાંથી મુક્ત થઇશ."

સરકાર તેમના દેહને હણી શકશે પણ તેમનો આત્મા તો અમર છે એ ભાવને એ દેશવીર નીચે પ્રમાણે વ્યક્ત કરે છે:

"અમે મરીશું પણ અમારા વિચારો નહિ મરે. અમારા વિચારો પ્રજાના સ્મૃતિપટ પરથી નહિ ભૂંસાય અને ભાવિ પ્રજા અમારા સેવેલાં સ્વપ્નોની ઉત્તરાધિકારી બનશે એ આશાએ અને એ શ્રદ્ધાએ આટઆટલાં દુઃખો સહેવા છતાં અમારા દેહને ટકાવી રાખ્યાં છે, અને સદાએ ટકાવી રાખશે."

વાઘ અને સર્પ, ક્ષય અને જ્વરાદિના મહાન ઉપદ્રવોથી પીડાતા, મૃત્યુને કાંઠે ઉભેલા આ પરહેજગારોનો આધાર તેમની અવિચળ શ્રદ્ધા છે. જીવન કરતાં સ્વદેશ તેમને વધારે વહાલો છે અને એક સુધરેલી (?) સરકાર કેટલી હદ સુધી નિષ્ઠુર અને અન્યાયી થઇ શકે છે તે સિદ્ધ કરવાને માટે જ જાણે તેમનાં કાષ્ટવત્ હાડપિંજર ટકી રહ્યાં હોય એમ લાગે છે. એ હાડપિંજરમાં પ્રબળ આત્માનો વાસ છે, ભારતવર્ષના પુરાણપ્રસિદ્ધ શૌર્યનો અને ક્ષાત્રવટનો વાસ છે, પરાધીન ભારતને બંધનમુક્ત કરનાર પ્રેરણાનો વાસ છે. બંધુઓ, તમારા દેહનો મોહ કરી બંગાળ પ્રાંતિક પરિષદના પ્રતિનિધિઓએ તમને સરકારની શરત સ્વીકારવાની સલાહ આપી છે, પણ તમે તો ભારતવર્ષને માટે જેમ જીવી જાણ્યું તેમ મરવા પણ તૈયાર બેઠા છો. બંગાળ બહુરત્ના વસુંધરા છે. બંગાળે જગતને શ્રેષ્ઠ કવિવર

આપ્યા, શ્રેષ્ઠ વિજ્ઞાનશાસ્ત્રી આપ્યા અને શ્રેષ્ઠ શહીદ પણ બંગાળના જ ઉદરમાંથી પાકશે એમ જણાય છે. તમ સરખા શહીદોના લોહીથી ભારતનું મુક્તિમંદિર ચણાવાનું છે. પ્રભુ તમને એ મંદિરનો પાયો નાંખવાનો યશ આપો !

* *

## સંયુક્ત મતદાર મંડળો

હિંદને હાલની પરતંત્રતાની બેડીમાં જકડી રાખનાર ઘણી વસ્તુઓમાંની એક જુદાં જુદાં મતદાર મંડળની યોજના છે. આ યોજનાથી સરકાર ગમે તે વખતે એક પક્ષને લાલચ બતાવી પોતાની તરફ ખેંચી શકે છે અને આ રીતે જુદા રાખીને રાજ્ય ચલાવવાની નીતિ કુશળતાથી અમલમાં મુકી પોતાના હાથ મજબુત રાખે છે.

જુદાં જુદાં મતદાર મંડળની યોજના મુળમાંથી જ ખરાબ છે, પણ હિંદની હાલની દશામાં તેને નભાવવું પડે તેમ જ હતું. એટલે બધા પક્ષના આગેવાનો તે નભી રહે છતાં પણ બે પક્ષો વચ્ચે કેવી રીતે સલાહ રહે તે માટે પ્રયત્નો કર્યા જ કરતા, અને પરિણામે ૧૯૧૬ ની લખનૌની મહાસભામાં હિંદુ મુસલમાનો વચ્ચે કરાર થયો અને થોડા વખત બધાને લાગ્યું કે હવે હિંદુ અને મુસલમાનો ભેગા મળી સ્વરાજ્ય મેળવવાના માર્ગમાં પ્રવૃત્ત થશે. પણ તે આશા નિષ્ફળ નીવડી અને વખત જતાં મુસલમાનોએ વધારે પ્રતિનિધિત્વની માગણી કરી. એટલામાં અસહકાર આવ્યો અને ખીલાફતના કારણને લીધે મુસલમાનો તેમાં જોડાયા અને થોડા વખત તો એ પૂર્ણ હિંદુમુસ્લીમ ઐક્ય થયું હોય તેમ દેખાયું. પણ થોડા જ વખતમાં ખીલાફતના પ્રશ્નનો નિર્ણય થઈ ગયો અને મુસલમાનોએ પોતાની માગણી શરૂ કરી. દેશબંધુ દાસે મુસલમાનોને પોતાના પક્ષમાં લેવા બંગાળા માટે કરાર કર્યો અને તેમાં મુસલમાનોને વધુ હક આપવાનું કબુલ્યું. પણ તેની ધારેલી અસર ન થઈ અને વખત જતાં મુસલમાનો મુસ્લીમ લીગ મારફતે પોતાની માગણી વધારે ને વધારે જોરમાં કરવા લાગ્યા અને તે બાબતનો ઠરાવ ગયા ડીસેમ્બરની બેઠકમાં પણ થએલો.

પરંતુ આ બધા વર્ષો દરમ્યાન સ્થળે સ્થળે થએલાં હુલ્લડો અને કોમી વેરની લાગણીથી કેટલાક આગેવાનોનાં મન ઐક્ય કરવા તરફ વળેલાં અને તે મુજબ ગયા માર્ચ માસમાં આગેવાન મુસલમાનો દિલ્હીમાં ભેગા મળ્યા અને હિંદુ મુસ્લીમ ઐક્યની યોજના ઘડી. આ યોજનામાં એક વસ્તુ જે ઇષ્ટ હતી તે તો થઇ અને તે જુદાં જુદાં મતદાર મંડળને બદલે સંયુક્ત મતદાર મંડળનું ધોરણ સ્વીકારવાની. પણ મુસલમાનો આ વસ્તુ સ્વીકારે તે પહેલાં તેમણે હિંદુઓ પાસે અમુક માગણીઓ રજુ કરી અને તે તે માગણીઓનો સ્વીકાર થાય તો જ તેઓ સંયુક્ત મતદારનું ધોરણ સ્વીકારે એમ જાહેર કર્યું. આ માગણીમાં સિંધને એક જુદો પ્રાંત બનાવવો તેમ જ વાયવ્ય સરહદના પ્રાંતને સંપૂર્ણ સુધારા બક્ષવા તે બાબતો હતી. વળી બંગાળા તેમ જ પંજાબમાં પ્રતિનિધિત્વનું ધોરણ વસ્તી પ્રમાણે રાખવું અને સિંધ તેમ જ વાયવ્ય સરહદના પ્રાંતો કે જેમાં મુસલમાનોની જબરી બહુમતિ છે, તેમાં હિંદુઓના પ્રતિનિધિત્વનું પ્રમાણ હિન્દુ બહુમતિવાળા પ્રાંતોમાં મુસલમાનોને જે મળે તે રાખવું. આ પ્રમાણે શરતો હતી અને તે પણ જો અગાઉ જણાવેલી શરતોનો સ્વીકાર થાય તો જ.

કોઈ પણ બે પક્ષ વચ્ચે ઐકતા ત્યારે જ થઇ શકે કે જ્યારે બન્નેને ભેગા થવાની ખરા દીલની ધગશ હોય અને તે માટે તોડજોડ કરવા તૈયાર હોય. આ બાબતમાં પણ એમ કહેવામાં આવે છે કે મુસલમાનો ખરા હૃદયથી

એકતા કરવા તૈયાર છે, કારણ કે ગયા ડીસેમ્બરમાં તેમણે જુદાં મતદાર મંડળ જ હોવાં જોઇએ એમ ઠરાવેલું અને ત્રણ માસ પછી સંયુક્ત મતદાર મંડળની તરફેણ કરે તે હૃદયપલટો સૂચવે છે. પણ જો હૃદયપલટો હોય તો મુસલમાનો કદી એમ ન કહે કે અમારી ઉપરની શરતો સ્વીકારો તો જ અમે સંયુક્ત મતદાર મંડળનું ધોરણ સ્વીકારીએ, અને જો ન સ્વીકારો તો નહિ. સંયુક્ત મતદાર મંડળને અને સિંધ તેમ જ વાયવ્ય પ્રાંતોને જુદા પાડવાની બાબતને શું સંબંધ છે તે સમજાય તેમ નથી, અને તેવી શરત ભલે હોય તો પણ તેમાં છુટછાટ મુકવા તેઓ તૈયાર હોવા જોઇએ; પરંતુ જ્યારે એમ કહેવામાં આવે કે અમારી શરતો સ્વીકારો અથવા તો સલાહ કરવાનું માંડી વાળો—એ તો જેવી રીતે ચીનને એમ કહેવામાં આવેલું કે અફીણ લો અથવા તો લડાઇ સ્વીકારો તેના જેવી વાત થઇ. આ કાંઇ સલાહ કરવાની ધગશ પુરવાર કરનાર વસ્તુ નથી. વળી ધારો કે સિન્ધને જુદો પ્રાંત પાડવામાં આવે તો પણ ત્યાં હિન્દુ લઘુમતિનું રક્ષણ થશે તેની શી ખાત્રી ? હમણાં જ લારખાનામાં થએલું હુલ્લડ તે બાબતમાં શંકા ઉત્પન્ન કરે છે. આ સામે એમ દલીલ કરવામાં આવે છે કે હિન્દુ બહુમતિવાળા મુલકોમાં મુસલમાન લઘુમતિના રક્ષણનું શું ? પણ જો પાછલો ઈતિહાસ તપાસશો તો જણાશે કે હિન્દુ–મુસલમાન કલહનું મૂળ પંજાબ છે કે જે પ્રાંતમાં મુસલમાન બહુમતિ છે. બીજે નંબરે બંગાળા આવે કે જ્યાં પણ પંજાબ જેવી જ સ્થિતિ છે. જ્યારે મદ્રાસ કે જ્યાં હિંદુઓની જબરી બહુમતિ છે ત્યાં કોઇ પણ જાતના હુલ્લડનું નામ નથી. તો પછી સિન્ધને પણ પંજાબ તેમ જ બંગાળાની હારે ગુણીને હિન્દુઓએ શા માટે સંકટ સ્વીકારવું ?

માટે ઐક્યની બાબતમાં આવા સવાલો બાજુએ મુકવા જોઇએ અને સંયુક્ત મતદાર મંડળનો જ તેના ગુણદોષ પ્રમાણે વિચાર કરવો જોઇએ. પ્રતિનિધિત્વની બાબતમાં કયું ધોરણ સ્વીકારવું તે બાબત સંપૂર્ણ ચર્ચા કરવી જોઇએ, બન્ને પક્ષોને હિતકર હોય તેવા નિર્ણય પર આવવું જોઇએ એમ અમારો મત છે. પણ આમ કરો તો જ સલાહ કરીએ એ વાત ઐક્ય કરવાની ઇચ્છાનાં ચિહ્ન નથી બતાવતી, પણ સામા પક્ષને પોતાની શરતો સ્વીકારવા ફરજ પાડવા સમાન છે. તેથી દેશનેતાઓએ સંપૂર્ણ વિચાર કરી બન્ને પક્ષો વચ્ચે સંપૂર્ણ અને કાયમનું ઐક્ય કરવાના પ્રયત્નો કરવા જોઇએ.

* * *

## હિંદુ મહાસભા

હિંદમાં અત્યારે જેટલી ન્યાતો અને ધર્મો પ્રવર્તે છે તેટલી બલ્કે તેથી પણ વધારે તે ન્યાતો અને ધર્મને લગતી સંસ્થાઓ ચાલી રહી છે. આ સંસ્થાઓમાંની લગભગ ઘણી તો પોતાનું ધ્યેય પણ જાણતી હોતી નથી. કેટલીકનાં ધ્યેય સામસામી અથડાતાં હોય છે જ્યારે કેટલીક વિરોધી ધ્યેયવાળી હોય છે. આખા હિંદને માટે પણ બધા જેને માનતા હોય તેવી એક પણ સંસ્થા નથી કે જે આખા હિંદનો અવાજ રજુ કરે છે એમ કહી શકાય. જો કે અત્યારે તો આખા હિંદનું વાકયંત્ર હિંદી મહાસભા જ હોવી જોઇએ અને છે એમ પણ કહી શકીએ, છતાં કેટલાંક તેને પોતાની માનવા હજી પણ તૈયાર નથી એ હિંદનું કમભાગ્ય સૂચવે છે. હિંદને લગતા વિચાર કરવા માટે અને તેની પ્રગતિના માર્ગોનો નિર્ણય કરવા માટે રાષ્ટ્રીય મહાસભા જ હોવી જોઇએ, પરંતુ અત્યારે ધાર્મિક ઝનુન ચોમેર પ્રવર્તી રહ્યું છે અને છેલ્લાં બે ત્રણ વર્ષથી કોમી સંસ્થાઓ આગળ આવી ગઈ છે અને સર્વ બાબતોનો કોમી દૃષ્ટિએ જ વિચાર કરવો જોઇએ એ

મતનું પ્રતિપાદન કરી રહી છે, જેને પરિણામે રાષ્ટ્રીય મહાસભા મારફતે સમગ્ર હિંદના હિત અને પ્રગતિનો વિચાર ટોલ્લે જ મુકાયો છે એમ કબુલ કરવું પડશે.

ખીલાફતનો પ્રશ્ન બંધ થયા પછી મુસલમાનો મુસ્લીમ લીગ તરફ વળ્યા છે અને શુદ્ધિનો પ્રશ્ન ઉભો થયા પછી હિંદુઓ હિંદુ-મહાસભા તરફ વળ્યા છે. અત્યારે આ બન્ને સંસ્થાઓ પોતપોતાની કોમ માટેના દ્વારપાળની જેમ કામ કરે છે અને પરિણામે એકબીજાના આગેવાનો વચ્ચે તેમ જ કોમો વચ્ચે કડવાશ અને વહેમની લાગણી પ્રવર્તે છે. આ બન્ને સંસ્થાઓ, તેમની પ્રગતિ અને તેથી ઉત્પન્ન થએલા વાતાવરણને લીધે રાષ્ટ્રીય મહાસભા પોતાનો માર્ગ સરળ કરી શકતી નથી કારણ કે મહાસભામાં બન્ને સંસ્થાઓના આગેવાનો પણ છે.

આ બન્ને સંસ્થાઓમાંથી કોણ હાલની પરિસ્થિતિ માટે જવાબદાર છે તે કહેવું મુશ્કેલ છે પરંતુ તે બન્ને માટે એક વસ્તુ તો કહી જ શકાય કે તેમણે સમગ્ર હિંદનો વિચાર બાજુએ મુક્યો છે અને એક રીતે દેશમાં પ્રવર્તતી એકતાની ભાવના તોડી છે અને તેનો પ્રચાર અટકાવ્યો છે.

આ સંસ્થાઓ ધાર્મિક અથવા કોમી બાબતોનો વિચાર કરતી હોય તો તો ઠીક, પરંતુ તેમણે તો રાષ્ટ્રીય મહાસભાનું-રાજકીય પરિસ્થિતિનો વિચાર કરવાનું કામ પણ પોતાનું માની લીધું છે અને તે પ્રશ્નનો પણ કોમી-દૃષ્ટિએ વિચાર ચલાવવો જોઇએ એમ જાહેર કર્યું છે. અને બન્ને સંસ્થામાં એવા પણ માણસો મળી આવે છે જેઓ એટલે સુધી જાહેર કરે છે કે મહાસભાને તે બાબત વિચાર કરવાની જરૂર નથી અને જો તે કાંઇ કરશે તો અમારે મંજુર નથી. આવી લાગણી હિન્દુઓ કરતાં મુસલમાનોમાં વધુ પ્રવર્તે છે એમ અમારે સખેદ કબુલ કરવું પડશે કારણ કે મુસલમાન આગેવાનો અને ધર્મગુરુઓ મુસ્લીમ લીગની સભામાં જેટલી હાજરી આપે છે અથવા રસ લે છે તેવો રાષ્ટ્રીય મહાસભાની બાબતમાં લેતા નથી; અને વળી કેટલેક સ્થળેથી એવી પણ દલીલ થાય છે કે હિંદુ મહાસભાએ જુદું અસ્તિત્વ ધરાવવાની જરૂર નથી કારણ કે રાષ્ટ્રીય મહાસભા એ હિંદુ સભા છે જ્યારે મુસલમાનોના હિતનો વિચાર કરવા મુસ્લીમ લીગ હોવી જ જોઇએ. અમને તો એમ જ લાગે છે કે બન્ને સંસ્થાઓ ન હોવી જોઇએ અને બન્નેના આગેવાનોએ મહાસભાના છત્ર નીચે બધી પ્રવૃત્તિઓ ચલાવવી જોઇએ. અને જો ઉપરની સંસ્થાઓ રહેવાની હોય તો તેમણે ધાર્મિક અથવા તો પોતાની કોમને લગતા પ્રશ્નો જ ચર્ચવા જોઈએ.

ગયા માસમાં હિંદુ મહાસભાની બેઠક બિહારના પાટનગર પટણા ખાતે મળી હતી. એ સભામાં ધાર્મિક, રાજકીય, સામાજિક સઘળા પ્રશ્નો ચર્ચવામાં આવ્યા હતા. પ્રમુખસ્થાને ડૉ.મુંજે હતા. તેમણે તેમના ભાષણમાં અસ્પૃશ્યતા ઉપર પુષ્કળ ભાર મુક્યો હતો અને તેથી પણ વધુ ભાર હિંદુ-મુસલમાન ઐક્ય ઉપર મુક્યો હતો. આ પ્રશ્નને અંગે તેમણે દિલ્હી મળેલી મુસલમાન આગેવાનોની સભાના નિર્ણય વિષે કહ્યું હતું અને જણાવ્યું હતું કે આજની પરિસ્થિતિમાં અથવા તો જે વલણ મુસલમાન આગેવાનોએ તે નિર્ણય બાબત અખત્યાર કરી છે તે જોતાં હિંદુઓએ તે બાબત વિચાર ચલાવવાની જરૂર નથી. આ નિર્ણય બાબત અમે જુદી નોંધમાં વિચાર ચલાવ્યો છે. પરંતુ અમારો દૃઢ મત છે કે આ પ્રશ્નનો નિવેડો હિંદુ મહાસભા અથવા તો મુસ્લીમ લીગ આણી શકે તેમ નથી. તેનો નિર્ણય તો રાષ્ટ્રીય મહાસભાના ઉપક્રમથી હિંદુમુસલમાન આગેવાનોની સંયુક્ત સભામાં જ થઇ શકે.

પ્રમુખના ભાષણમાં જે રીતે વિષય ચર્ચ્યો છે તેવી જ મનવળનો મહાસભાએ ઠરાવ કર્યો છે. અમને લાગે છે કે. તે ઠરાવ હિંદુઓની ખરી સ્થિતિ રજુ કરનાર છે તો ખરો જ પરંતુ તે ઠરાવ હિંદુ મહાસભાએ કર્યો છે તેથી-આગેવાનો અને કોમ તેની સામે ભ્રુકુટી ઉઠાવાના અને હિંદુ–મુસલીમ પ્રશ્નનો સવાલ ટોલ્લે મુકાવાનો. જો રાષ્ટ્રીય મહાસભા મારફતે તેનો વિચાર થયો હોત તો તેને કોમી સ્વરૂપ ન મળત અને જરૂર તેનો સમાધાનીભર્યો નિવેડો આવત. હમણાં તરતમાં મળનાર હિંદી મહાસભા સમિતિની બેઠક મુંબાઇમાં મળવાની છે અને તેમાં પણ આ પ્રશ્ન ચર્ચાવાનો છે અને અમને આશા છે કે બન્ને પક્ષના આગેવાનો કોમી લાગણીથી દોરવાઈ ન જતાં બન્ને કોમો વચ્ચે ખરા હૃદયનું ઐક્ય થાય તે માટે પ્રયત્ન કરશે.

પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન ચર્ચતાં જણાવ્યું છે કે શાસ્ત્રમાં તેવું કાંઇ છે જ નહિ–એ તો સગવડને ખાતર જ ઉભી કરેલી વસ્તુ છે. તેમણે કહ્યું કે અસ્પૃશ્યતા સામાજિક કાયદાનો ભંગ કરવા માટે સજા તરીકે, આર્ય અને અનાર્ય વચ્ચેનો ભેદ બતાવવા, આ લોકો મેલા ધંધા કરતા હતા તે માટે અને રૂઢી ચાલતી આવેલી હોવાથી અસ્તિત્વમાં આવી છે. તેને કોઇ ધર્મશાસ્ત્રોનો આધાર નથી. અમે તો અસ્પૃશ્યતામાં બીલકુલ માનતા જ નથી પરન્તુ શાસ્ત્રના બહાના હેઠળ દલીલ કરતી વ્યક્તિઓ જરૂર આમાંથી કાંઇ પાઠ શીખશે. આ બાબતનો લગતો ઠરાવ પણ સભાએ કર્યો છે.

આ ઉપરાંત સભાએ ખડગ બહાદુરની બહાદુરી માટે અભિનંદન આપનારો, નાભાના મહારાજાને ન્યાય આપવાની હિંદી સરકાર પાસે માગણી કરનારો. પટુઆખલી સત્યાગ્રહને લગતો, ચીન તરફ હિંદ્યાઇ દર્શાવનારો, વગેરે ઠરાવો કર્યા છે. આ સિવાય પંડિત માલવીયા,લાલા લજપતરાય વગેરેએ હિંદુત્વ ઉપર હૃદયસ્પર્શી ભાષણો આપ્યાં હતાં.

આ સભા વિષે અમે અમારા વિચારો ઉપર દર્શાવ્યા છે જેથી અમે એટલું જ કહીશું કે હિંદના નેતાઓએ સમગ્ર હિંદનો વિચાર કરીને જ સર્વ બાબતોની ચર્ચા કરવી જોઇએ. કોમી લાગણીથી વિચાર કરવાથી બીજી કોમોમાં વહેમની લાગણી ફેલાય છે અને પરિણામે સમાધાનીનો માર્ગ વિકટ બને છે.

અંતમાં આશા રાખીશું કે મુંબાઇમાં મેની પાંચમી તારીખે મળનારી હિંદ મહાસભા સમિતિની બેઠકમાં સર્વ આગેવાનો ખુલ્લું મન રાખી ચર્ચા તેમ જ વિચાર કરે અને હિંદુ-મુસલમાનના વિકટ પ્રશ્નનો સમાધાનીભર્યો નિવેડો લાવે.

* * *

## મહામહોપાધ્યાય સ્વ. ટી ગણપત શાસ્ત્રી

ગણપત શાસ્ત્રીનો જન્મ ઇ. સ. ૧૮૬૦માં થયો હતો. સંસ્કૃત ભાષાના અધ્યયન અને અધ્યાપન માટે તેમના કુટુમ્બની ખ્યાતિ હતી. ત્રિનેવલ્લી જીલ્લાના તરવઈ ગામના રામ સુબ્રહ્મણ્યના તે તનુજ હતા. સંસ્કૃત સાહિત્યની અનેકવિધ અને અનન્ય સેવા કરનાર અપ્પૈયા દિક્ષિતના તેઓ વંશજ હતા. સંસ્કૃત સાહિત્યમાં અપ્પૈયા દિક્ષિતનું નામ ચિરંજીવ અમર છે. 'કુવલયાનંદ,' બ્રહ્મસૂત્ર ભાષ્ય પર 'પરિમલ' નામની ટીકા. 'વાદ નક્ષત્ર માલા' 'મિત્ર મીમાંસાખંડન' આદિ ગ્રંથોમાં અપ્પૈયા દિક્ષિતની પ્રખર વિદ્વત્તા જણાઇ આવે છે. ગણપત શાસ્ત્રીએ સોળ વર્ષ સુધી પોતાના ગામમાં જ અભ્યાસ કર્યો. સોળમે વર્ષે તેઓ ત્રિવેન્દ્રમમાં આવ્યા. અહીં તેમના ગામના કર્મપ્ત સુબ્રમન્ય શાસ્ત્રી જેઓ રાજ્યના ધર્માધિકારી હતા તેમના અને ગુરુ દિક્ષિતના હાથ નીચે

અભ્યાસ કરવા લાગ્યા. એટલી નાની ઉંમરે તેમણે ઊંડા અભ્યાસ અને તીક્ષ્ણ બુદ્ધિથી તેમના ગુરુને આશ્ચર્ય પમાડ્યા. સત્તર વર્ષની વયે તેમણે ' માધવી–વસન્તમ્ ' નામનો કાવ્યગ્રંથ રચ્યો જેને માટે કુમાર વિશાખ તિરુનાલે એક હીરાની મુદ્રિકા ભેટ આપી હતી. તે સમયે તેમણે બીજા કેટલાક ગ્રંથો પણ લખ્યા હતા, જે પ્રસિદ્ધ કર્યા નથી. આમાં અલંકાર પર ' અર્ધ ચિત્ર મીમાંસા ' જેમાં ઉદાહરણ રૂપે પોતે પોતાનાં કાવ્ય આપ્યાં છે તે, ' સેતુયાત્રાવર્ણન ', તે ઉપરાંત સંસ્કૃત ગદ્યમાં એક ગ્રંથ અને Merchant of Veniceનું સંસ્કૃત ભાષાંતર છે. એટલી નાની વયે પણ તેઓ આધુનિક અને પ્રાચીન શૈલીએ શીઘ્રકાવ્ય રચના કરી શકતા હતા.

જ્યારે તેમનું વય અઢાર વર્ષનું થયું ત્યારે તેમના ગુરુ શુભ દિક્ષિતે તેમને ત્રાવણકોરની હાઈકોર્ટમાં જગા અપાવી. પરંતુ જ્યારે યુવરાજ વિશાખ તિરુનાલે મહારાજાપદ ધારણ કર્યું ત્યારે તેમણે ગણપત શાસ્ત્રીને રાજભવનની સંસ્કૃત લાયબ્રેરી તેમને સોંપી. અહીં તે સમયના જાણીતા વિદ્વાનો–કેરલવર્મા, વ્હી. કે. તામપુરે, રામસ્વામી આદિના સંસર્ગમાં આવ્યા અને જૂનાં હસ્તલિખિત પુસ્તકોને વિલોકવાની. સમય નિર્માણ કરવાની આધુનિક તુલનાત્મક પદ્ધતિથી તેઓ અવગત થયા. ઈ. સ. ૧૮૮૯ માં ત્રિવેન્દ્રમ સંસ્કૃત કોલેજની સ્થાપના થઇ તે સમયે તેમને ત્યાંના હેડમાસ્ટર નીમવામાં આવ્યા. ઇ. સ. ૧૮૯૯માં તેઓ તેના પ્રિન્સીપાલ થયા. આ કાર્ય કરવા ઉપરાંત રાજપ્રાસાદની લાયબ્રેરી તો તેમને હસ્તક હતી અને તેઓ તેનું કામ કરતા હતા. એ સમયે તેમણે ત્રિવેન્દ્રમ સંસ્કૃત સીરીઝ (Trivendrum Sanskrit series) નામની ગ્રંથમાળાની યોજના કરી કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં. આ સિવાય તેમણે કેટલાંક સ્તોત્રો રચી પ્રસિદ્ધ કર્યાં, તથા શાળોપયોગી સંસ્કૃત પુસ્તકોની રચના કરી. ડૉ. સીલ્વિયન લેવીના કહેવાથી હિંદની સંસ્કૃતિ પરત્વે ' ભારતાનુવર્ણનમ્ ' નામે સંસ્કૃત ગ્રંથ લખ્યો.

ઇ. સ. ૧૯૦૯માં ત્રાવણકોર રાજ્યે જૂનાં હસ્તલિખિત અને દુષ્પ્રાપ્ય પુસ્તકો સંશોધન કરી છપાવવાને માટે એક ખાતું ઉઘાડ્યું. આપણા ઘણા મૂલ્યવાન હસ્તલિખિત ગ્રંથો વિદેશમાં ચાલી જાય છે, વિદેશીઓની લૂંટને અટકાવવા અને આપણા ગ્રંથરત્નોને જાળવી રાખવા ત્રાવણકોર રાજ્યનું આ સ્તુત્ય પગલું હતું એમ કોણ નહિ કહે ? પ્રકાશન પૂર્વે ગ્રંથો મેળવવાનું કામ મુશ્કેલ હતું. રાજ્યમાં પ્રવાસ કરીને તેમણે ૧૪૦૦ ગ્રંથો એકઠા કર્યા. આમાંના કેટલાક તો તાડપત્ર પર લખેલા હતા. એમાંથી ૮૭ ગ્રંથો ત્રિવેન્દ્રમ સંસ્કૃત સીરીઝમાં છપાયા છે.

પુસ્તકોની શોધ કરતાં તેમને ભાસનાં નાટકો મળી આવ્યાં, જે ઘણાં સમયથી લુપ્ત થયેલાં મનાતાં હતાં. ભાસનાં નાટકો વાંચતાં ભવિતવ્યતાનો ખ્યાલ વાંચનારને સારી રીતે આવે છે. એ નાટકોને સંશોધન કરી, પ્રસિદ્ધ કરવામાં શાસ્ત્રીએ સમસ્ત દેશ પર મહાન ઉપકાર કર્યો છે. જો કે આ નાટકો ભાસનાં છે કે નહિ તે સંબંધી વિવાદ હજી ઉપસ્થિત છે, છતાં એ પુસ્તકોએ દેશમાં એક પ્રકારની જાગૃતિ આણી છે અને તેને અંગે થયેલી ચર્ચા ઘણી લાભદાયક નીવડી છે. એમાંનાં કેટલાંક તો કોલેજોમાં પાઠ્યપુસ્તક તરીકે સ્વીકારાયાં છે.

ગણપત શાસ્ત્રીની ખ્યાતિ સમસ્ત દેશમાં જ નહિ પણ ઠેઠ યુરોપ સુધી પ્રસરી. પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનો તેમની કદર કરવા લાગ્યા. વિશ્વવિદ્યાલયોમાં તેમનાં પુસ્તકો પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકારાયાં. અખીલ ભારતવર્ષીય સંસ્કૃત પરિષદના અલાહાબાદમાં મળેલા ત્રીજા અધિવેશનના પ્રમુખ તરીકે ચૂંટી કઢાયા હતા.

ઈ. સ. ૧૯૨૦માં પુરાતત્ત્વવિદોની એક સભા પેરીસમાં મળી હતી અને યૂરોપના જૂદા જૂદા દેશના એ વિદ્વાનોની સંયુક્ત પરિષદે તેમને માનપત્ર અર્પણ કર્યું હતું. તેમને રોયલ એશિયાટિક સોસાયટીના માનદ સભ્ય નીમવામાં આવ્યા હતા. આ જ અરસામાં જર્મનીના ટયુબીજન ( Tubigen ) વિશ્વવિદ્યાલયે તેમને પી. એચ. ડી. ની ઉપાધિ અર્પી હતી, અને હિંદુસ્તાનની સરકારે મહામહોપાધ્યાયની પદવીથી તેમને વિભૂષિત કર્યા હતા.

આવાં સન્માનથી ઘણા માણસોના મન ગર્વથી ફુલાઈ જાય છે; પરંતુ ગણપતશાસ્ત્રીના સંબંધમાં તેમ બન્યું નહિ. આ મૌખિક સન્માનથી તેમની કાર્ય કરવાની હોંશ તીવ્ર બની. તેમણે અર્થશાસ્ત્ર પર ટીકા લખી અને 'સમરાંગણ' નામના ભોજના સ્થાપત્ય ગ્રંથ પર વિદ્વત્તાપૂર્ણ ટીકા લખી પ્રસિદ્ધ કરી. અર્થશાસ્ત્ર પરની તેમની ટીકા ઘણી જ વિદ્વત્તાપૂર્ણ છે અને તેમના સઘળા ગ્રંથોમાં તેમની કીર્તિને અમર રાખવા એ એક જ ગ્રંથ બસ છે. રાજકીય વિષયની પરિભાષા ઘણાના સમજવામાં આવતી ન હતી. એમની ટીકાએ એવા જનોનો માર્ગ સુલભ કરી આપ્યો છે. આ ટીકા લખવામાં તેમને ત્રણ વર્ષનો સતત પરિશ્રમ કરવો પડયો હતો. આ શ્રમથી તેમના શરીરમાં નિર્બળતા આવી અને તેઓ વ્યાધિગ્રસ્ત થયા. એવામાં તેમના આશ્રયદાતા મહારાજા મુલમ તિરૂનાલનું અવસાન થયું. આનો સખ્ત આઘાત તેમના હૃદયને લાગ્યો. તેમને પોતાના પ્રિય કાર્યમાંથી નિવૃત્તિ લેવી પડી. આ માંદગીમાંથી તેઓ ફરીથી સાજા થયા નહિ અને ઈ. સ. ૧૯૨૬ની એપ્રીલ માસની ત્રીજી તારીખે તેઓએ પોતાના નશ્વર દેહનો ત્યાગ કર્યો.

મરતાં પૂર્વે તેમણે **बालचरितम्** પર ટીકા લખી પૂર્ણ કરી છે જે ત્રીવેન્દ્રમ શ્રેણીમાં પ્રસિદ્ધ થનાર છે. ત્રાવણકોર રાજ્યે તેમના કાર્યની કદર કરી આર્થિક સહાય આપવી જાહેર કરી હતી. સદ્‌ભાગ્યે એ જાણી તેઓ પરમ ધામમાં પહોંચ્યા. શાસ્ત્રીજી જો કે મરણ પામ્યા છે પરંતુ તેમનું કાર્ય તેમની યશોગાથાને અમર રાખશે.*

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૪ | વૈશાખ ૧૯૮૩ | અંક ૧

## રોમીઓ અને જૂલિયટ*

### અંક ૩, દશ્ય ૫.[1]

રોમીઓ અને જૂલિયટ મેડાની બારીએ દેખાય છે. [ સમય: પ્હો ફાટે છે ]

જૂલિયટ: જાયે શું તું? નાથ સબુર! હજી દિન આઘો રે
આ તો ન્હોયે ચંડુલ[2] સૂર, હજી દિન આઘો રે
એ તો બુલબુલ[3] કેરૂં ગાન, હજી દિન આઘો રે
તારાં ભેદે બ્હીકણુ કાન, હજી દિન આઘો રે

---

૧ આ નાટક શેકસપીઅરે ૧૫૯૬ ના અરસામાં લખ્યું છે. તેનું વસ્તુ એવું છે કે ઇટલીના વેરોના શહેરમાં મોંટેગ અને કેપ્યુલેટ કરીને બે ખાનદાન કુટુંબો હતાં. તેમને એક બીજા સાથે પેઢી દર પેઢીથી ચાલ્યું આવતું જૂનું વેર હતું. ઇશ્વરને કરવું, તે કેપ્યુલેટોની એક મીજલસમાં મોંટેગ રોમીઓ બુરખો પહેરીને જાય છે અને ત્યાં કેપ્યુલેટ જૂલિયટ સાથે પ્રેમમાં પડે છે, તે જ રાત્રે બાગની વડી ઠેકીને જૂલિયટના આવાસ નીચે જાય છે, અને એવા જ પ્રથમ મિલનના પ્રેમમાં પડેલી જૂલિયટનાં પ્રેમવચનો છાનો સાંભળી લઈ પછી તેની સાથે નીચે રહ્યો રહ્યો વાતચીત કરે છે. અને ત્યાં જ પરણવાનો વિચાર કરે છે. એક ભલો સાધુ, આથી બન્ને કુટુંબોનો મેળ થશે એવી આશાથી, તેમને પરણાવી આપે છે. પણ વિધિનું નિર્માણ જુદું હતું. વેર ઘટાડવાને સાધુ કાંઈ કરી શકે તે પહેલાં બન્ને કુટુંબોનાં માણસોમાં ઝપાઝપી થાય છે અને પોતાના મિત્રનું વેર લેવા રોમીઓ જૂલિયટના એક સગાને મારે છે. જૂલિયટનો સ્નેહ તો એવો જ રહે છે પણ આ ખૂન માટે રોમીઓને દેશપારની સજા મળે છે. દેશપાર જતાં પહેલાં રોમીઓ જૂલિયટને છાનો મળે છે તે રાત્રિ પૂરી થવાના સમયનું આ દશ્ય છે.

૨. ૩. બુલબુલ રાત્રે ગાય છે અને ચંડૂલ સવારે ગાય છે એવો અંગ્રેજી સાહિત્યમાં કવિસમય છે.

પેલી દાડમડીથી ગીત, હજી દિન આઘો રે
ગાયે રજનીભર એ નીત, હજી દિન આઘો રે
વ્હાલા હું કહું એ તું માન, હજી દિન આઘો રે
હતું બુલબુલનું એ ગાન, હજી દિન આઘો રે

રોમીઓ: ચંડોળ એ રવિની નેકી પુકારતો તો,
વ્હાલી! ન બુલબુલ, જુઓ તહીં પૂર્વ કેવા;
અંકાય અભ્ર ઉડતા દ્યુતિની છટાથી,
ને ઓલવાય નિશદીપક તારલા જે.

અને ઉલ્લાસતો દી'ની, ડોકિયું કરતો તહીં,
ઘેરેલા ધુમસે પેલા, ગિરિના શિખરો થકી.
માટે કાન્તે! હવે મારે, કહે શું કરવું ઘટે?
જઇને જીવવું કાં તો, રહીને મરવું સખી!

જૂલિયટ: પેલી પ્રભા ન દિનની, નથીં, એ હું જાણું;
એ તો દિસે રવિની કોઇ પ્રુંકેલ ઉલ્કા,[૪]
ધારી મશાલ કરમાં રજની વિષે તે,
ઊજાળશે પથ મુસાફરીનો અધીરા!

રોમીઓ: ભલે પકડીને મને વશ ભલે કરે મૃત્યુને,
મને સુખ સખી, કરી મરજી એવી જોતા હરી.
તહીં દિસતું જે ભુરૂં, ન રવિચક્ષુ એ હું વદું,
ખરે જ શશિની[૫] તણી ફીકો લલાટ છાયો જ એ.
અને ગગન ગણ્ડલે, શિર પરે, સ્વરો જે ઉડે,
ન ચંડુલસુરો, ન તે.

સખિ! પ્રયાણ ઈચ્છા થકી,
મને અધિક તો ગમે તુજ કને રહેવું સદા.

---

૪. રવિએ ખેંચી લીધેલા દ્રવ્યમાંથી ઉલ્કા એટલે ખરતા તારા નીકળે છે એમ તે સમયની માન્યતા હતી.

૫. મૂળમાં Cynthia એટલે ચંદ્ર એવો અર્થ છે. પણ તે દેવી હોવાથી અહીં 'શશિની' એવું સ્ત્રીલિંગ રૂપ યોજ્યું છે. રોમીઓ કહે છે કે જૂલિયટની એમ જ ઇચ્છા હોય તો આ પ્રકાશ સવારનો નહિ પણ ચન્દ્રનો માનવા તે સજ્જ છે.

આવ મૃત્યુ! ભલે આવ! જૂલિયટ એમ ઇચ્છતી.
કેમ છે? પ્રાણ! બોલોને! હજી છે દિન ના ઉગ્યો.

જૂલિયટ: દિન એ! દિન એ! જા તું! અહીંથી દૂર દોડી જા,
એ તો ચંડોળ ગાયે છે, બેસૂરૂં ખેંચીને ગળું;
ફહાડે કર્કશતા કાઢી, અને ચીસો તિણી કટુ.
કહે છે, મધુરો, લોક ચંડોળ સ્વરયોગને[૬];
આનો એવો ન ભાસે છે, શાથી જે વિખૂટાં કરે.

કહે છે બદલે આંખો, ચંડોળ, દેડકો ભુંડો,
અહો હું ઈચ્છું અત્યારે, હેતું એ યોગ્ય થાત તો.
તેઓએ બદલ્યા હોત સૂરને પણ સાથ જો.[૭]
આપણને છુટાં પાડે સ્વર એ કર લગ્નને,
અને પ્રભાતના ગીતે ફહાડે દૂર તને સખે!

હવે ઓ નાથ ચાલ્યો જા, પ્રકાશ અધિકો વધે!

રોમીઓ: 'પ્રકાશ અધિકો' થાઓ, અંધારાં દુઃખનાં વધે:

(આયા પ્રવેશ કરે છે)

આયા: બ્હેન!

જૂલિયટ: આયા?

આયા: તમારાં માજી તમારા ખંડમાં આવે છે. પ્હો ફાટ્યો છે. સાવધાન રહેજો. આજુબાજુ નજર રાખજો.

(જાય છે.)

જૂલિયટ: તો અંદર પ્રભા આવે! ને પ્રાણ બ્હાર, બારી, ઓ!

રોમીઓ: સલામ! એક દે બોસો! ઊતરૂં છું! સલામ છે.

(ઊતરે છે.)

જૂલિયટ: આમ શું ચાલિયો તું તો, વ્હાલા–નાથ! સખા–પતિ!
ગણું કલાક તણો દિન હે સખે!
ખબર મોકલજે હરરોજ તું.

૬. મૂળમાં અહીં શ્લેષમૂલક વિરોધાભાસ છે અને તે અનુવાદમાં પણ ઉતર્યો છે. ચંડોળનો સ્વરયોગ પણ વિયોગ કરાવે છે, વિખૂટાં પાડે છે.

૭. અહીં એક બીજા કવિસમયનો ઉલ્લેખ છે. ચંડોળની ખરાબ આંખો પહેલા દેડકાની હતી અને દેડકાની સુંદર દેખાતી આંખો પહેલાં ચંડોળની હતી એવી પહેલાં માન્યતા હતી. જૂલિયટ કહે છે કે તેમણે આંખો બદલી તેમ સૂર પણ બદલ્યા હોત તો સારૂં, કારણ કે તે વિયોગ કરાવે છે.

શાથી જે ક્ષણમાં એક, દિન હોય અનેક છે.
અરે ! જો ગણું આ રીતે, તો તો હું ફરી નીરખું
રોમીઓ મુંજ તે પ્હેલાં, વધું વરસમાં ઘણી !

રોમીઓઃ સલામ !
ચુકીશ હું ન સંદેશો મોકલવા પ્રિયે કદી !

જૂલિયટઃ અરે ધારે શું તું કો દી આપણે મળશું ફરી ?

રોમીઓઃ મને તેની ન શંકા કો;
અને આ દુઃખ આપણાં
વિષયો મીઠો વાતોના ભાવીમાં બનશે પ્રિયે !

જૂલિયટઃ અરે ! અનિષ્ટનો શંકી, આત્મા છે પ્રભુ ! મ્હારો !
મને તો એમ ભાસે છે, તું જે નીચે ઉભો રહ્યો,
મરેલો હોય એવો કો, કબ્રના તળિયા પરે !
મને તું લાગતો ફિક્કો, અથવા દોષ આંખનો.[૮]

રોમીઓઃ અને તું એ મને વ્હાલી, એવી જ ભાસતી ખરે !
તરસ્યો શોક પીએ છે, આપણા લોહીને પ્રિયે !
સલામ ! જાઉં છું કાન્તે !



# સ્વરાજ્યની તાલીમ

મનુષ્ય જાતિના ઇતિહાસમાં આપણે સેંકડોવાર જોયું છે કે પ્રજાની લાયકાત અને તાલીમના પ્રમાણમાં તેને રાજ્યવ્યવસ્થા પ્રાપ્ત થાય છે. સ્વરાજ્ય મેળવવું હોય તો તેને માટે યોગ્ય લાયકાત પણ જોઈએ. રાજ્યવ્યવસ્થા એ મોટો અને ગહન વિષય છે પણ એક નાના સુના પ્રજાના આરોગ્યના વિષયમાં આપણે જોઇએ છીએ કે પ્રજાને ચોખ્ખાઈ માટે તીવ્ર ઇચ્છા જે પ્રમાણમાં હોય છે તેટલી જ સ્વચ્છતા સાચવી શકાય છે, અને નિયમો તથા કાયદાથી ચોખ્ખાઇનો અમલ કરાવવાના પ્રયત્નો નિષ્ફળ નિવડે છે. સ્વરાજ્યનો લાડુ એક વર્ષમાં મળી શકશે એવી આશા જેમણે ૧૯૨૦ માં રાખી હશે તેમની ભ્રમણા ભયંકર કહેવાય. ૧૯૨૦ની સાલમાં આપણી વ્યક્તિગત અને રાષ્ટ્રીય લાયકાત એવી નહોતી કે આપણે સ્વરાજ્ય જીરવી શકીએ. બત્રીસ કરોડ માણસની વસ્તીવાળા વિશાળ પ્રદેશમાં સ્વરાજ્યને માટે આપણે નાલાયક હતા અને છીએ એમ માત્ર નથી પણ એક ગામડામાં પણ સ્વરાજ્ય કરવા માટે નાલાયક છીએ. આપણે તેને માટે જોઇતા ગુણો કેળવ્યા નથી, અને ગાંધીજીએ તો હજાર વખત કહ્યું હશે કે જો એમને લીધે સ્વરાજ મળી શકે એમ હોય તો તે સ્વરાજ્ય નહીં પણ ગાંધીરાજ્ય કહેવું જોઇએ. આત્મશ્રદ્ધા કેળવવાની તથા વધારવાની ઘણી આવશ્યકતા છે પણ તેની સાથે આપણે આપણા અવગુણો અને ઊણપો તરફ આંખ મીંચામણાં કરીએ તેમાં તો કેવળ મૂર્ખાઇ જ છે. આપણી નબળાઇ વિષે વિચાર કરીશું તો આત્મશ્રદ્ધા ઓછી થશે એ દલીલ પણ ખોટી છે. આપણી જેટલી નબળાઇ હોય તેનો શાંતિ તથા ધીરજથી વિચાર કરીને તેને દૂર કરવાના ઉપાયો યોજવા એ ડાહ્યા માણસનું કર્તવ્ય છે.

સ્વરાજ્યની ચળવળ અને સ્વદેશાભિમાનના જોરમાં એક એવી માન્યતા ફેલાઇ રહી છે કે યુરોપની સંસ્કૃતિ માત્ર જડવાદી અને રાક્ષસી છે અને આપણી સંસ્કૃતિમાં જ બધું સારું, સરળ, શાંત, પ્રેમમય, સાચું અને નીતિમય છે. આપણી પ્રજા આધ્યાત્મિક ઉન્નતિને માટે પ્રયાસ કર્યે જાય છે અને પાશ્ચાત્ય પ્રજા પૈસા, વૈભવ અને વિલાસ પાછળ ગાંડી થઇને ભમે છે. આવી જુઠ્ઠી કે અર્ધ-સત્ય માન્યતાથી કોઇ પણ પ્રજાનું ભલું થાય નહિ, આત્મશ્રદ્ધા કે સ્વમાનમાં વધારો થાય નહિ, ઉલટું, તેનાથી નુકસાન થઇ રહ્યું છે.

જે જે કારણોને લીધે આપણે રાજસત્તા ખોઇ, જે કારણોને લીધે આપણે શારીરિક માનસિક આધ્યાત્મિક નબળાઇમાં આવી પડ્યા હતા તેનાં કારણોને શોધી કાઢી તેમને જડમૂળમાંથી કાઢી નાખવાં એ આજના યુગનો ધર્મ છે. આપણા ધાર્મિક સુધારકોએ ધર્મની દિશામાં સુધારા કરવાના માર્ગો સૂચવ્યા છે. ધર્મની બાબતમાં જે અસત્ય, જડતા, ઉદાસીનતા આવી ગયાં હતાં તે કાઢી નાંખીને ધાર્મિક ભાવના સતેજ કરવી અને ધાર્મિક ક્રિયાઓમાંથી વ્હેમ અગર જડતા દૂર કરવી એટલો એમનો ઉપદેશ છે. આપણી મહાસભાએ રાજકીય સ્થિતિનું ભાન કરાવીને સંપ તથા સંઘબળ કેળવવાનો પ્રયત્ન ચાલીસ ઉપરાંત

વર્ષોથી કર્યો છે. હાલમાં છેલ્લાં દશ વર્ષની અંદર ગાંધીજીએ આત્મશુદ્ધિનો ઇલાજ અને માર્ગ બતાવ્યો છે. જ્યાં સુધી દરેક વ્યક્તિ આત્મશુદ્ધિ માટે પ્રયત્ન કરે નહિ અને રાષ્ટ્રીય ભાવના ખીલવીને એકમતથી, અથવા મોટી બહુમતીથી, પ્રજાને અમુક દિશામાં દોરી જાય નહિ ત્યાં સુધી આપણે સ્વરાજ્ય મેળવી શકીએ પણ નહીં, અને જો કોઈ અણધાર્યા પ્રસંગોને લઇને સ્વતંત્રતા મેળવીએ તો સ્વરાજ્ય જીરવી શકીએ નહીં. ટુંકામાં આપણે ડીસીપ્લીન કેળવવાની જરૂર છે, આપણામાં નથી વ્યક્તિગત ડીસીપ્લીન, અને નથી સામુહિક ડીસીપ્લીન. આપણે ગુલામી દશામાં પડ્યા છીએ તેનાં સબળ કારણો છે, અને પાશ્ચાત્ય પ્રજાની સત્તા આખી દુનિયામાં ફેલાઈ રહી છે તેનાં પણ સબળ કારણ છે; ઇશ્વરના રાજ્યમાં અન્યાય ફેલાઈ રહ્યો છે એવું માનવાને કાંઇ પણ કારણ નથી. આવી વસ્તુસ્થિતિ હોય તે વખતે "સારી જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા" એવો ગર્વ રાખીને દેડકીની માફક ફુલાઇ રહેવામાં જરાયે ફાયદો નથી.

આપણે ત્યાં ડીસીપ્લીન નથી તેનાં દર્શન પગલે પગલે દરરોજ થાય છે, પણ સારામાં સારો દાખલો ટીકીટ ઑફીસ આગળ મળી શકે છે. પોલીસનો સીપાઇ ઊભો હોય તે છતાં લાઇનબંધ ઊભાં રહેવાય નહિ, પછવાડેથી આવેલા માણસો ગમે તે બ્હાને આગળ ઘુસી જવાનો પ્રયત્ન કરે, આગળના માણસોને પોતાની ટીકીટ લેવા માટે વિનંતી કરે, તે વિનંતી સ્વીકારાય, આના બે આના આપીને સીપાઇ પોતે કે કોઇ મજુર ટીકીટ લઇ આવે એ યુરોપમાં કોઇ કાળે બને નહિ. પાછળથી આવેલો માણસ આગળ જાય નહિ, તે આગળ જઇને કોઇને ટીકીટ લેવાની વિનંતી કરવાની હિંમત જ કરી શકે નહિ, તેવી માગણીનો સ્વીકાર થાય નહિ, અને થાય તો કોઇનું માથું ફુટી જાય. અન્યાયને સહન ન કરવો એ પણ નાગરિક ધર્મનું એક સૂત્ર છે.

પાશ્ચાત્ય દેશોમાં જે સામુદાયિક સંપ, જે વ્યવસ્થા શક્તિ, અને સંયમ છે તે જાપાનમાં જોઈ શકાય છે. એ શક્તિ ધીમે ધીમે કેળવાય છે. અસહકારની લડતમાં એ જોવામાં આવતી હતી. સામાજીક હિતને માટે વ્યક્તિ પોતાનો ભોગ આપવા તૈયાર હોવી જોઇએ. વ્યવસ્થા સાચવવા માટે ખોટો લાભ લઇ લેવાના સ્વાર્થી લોભનો ત્યાગ કરવો પડે છે. આવી તાલીમ અખાડા અને લશ્કરમાં મળે છે. ધાર્મિક અને રાષ્ટ્રીય ભાવના અથવા એવા કોઇ ઉચ્ચ આશયોને લીધે જ એવી તાલીમ આવે છે. પણ તે કેળવવાના માર્ગ તરીકે મંદિર, અખાડા, લશ્કર, મંડળો વગેરેની જરૂર હોય છે.

યુરોપના નકશામાં જે ભારે ફેરફાર થયો છે તેમાં ઑસ્ટ્રીયા દેશમાં બોહીમીઆ નામના પ્રાંતનું પાટનગર 'પ્રાગ' એ એક નવા સંસ્થાન ચેકોસ્લોવાકીઆનું પાટનગર બની રહ્યું છે, અને ઇગ્લાંડના પ્રખ્યાત માસિક રિવ્યુ ઑફ રિવ્યુઝના તંત્રીએ નવા દેશનો આદર્શો વિષે લેખ લખ્યો છે તેમા એક "સોકોલ" નામની મોટી સંસ્થાનું બહુ સુંદર અને ચિત્રમય વર્ણન કર્યું છે. સોકોલની સંસ્થા શારીરિક ખીલવણીના મંડળોની બનેલી છે, પણ તેમાં શારીરિક બળ ખીલવવા ઉપરાંત, તાલમય, કલામય શારીરિક કસરત, વ્યવસ્થા શક્તિ ખીલવવાની હિકમત, સુંદર રમતગમતો, સંગીત, સ્વસુધારણા ( આત્મિક ) વગેરે ખીલવીને દરેક વ્યક્તિ સામાજિક સુધારણા તથા ઉચ્ચ નાગરિકત્વની તાલીમ લે તેવો એનો ઉદ્દેશ છે.

બળ વધે એવો કાર્યક્રમ રચવામાં આવ્યો છે. આ નવા દેશની વસ્તી માત્ર ૧ કરોડની છે. તેમાં ૭ લાખ સ્ત્રી પુરુષો, આધેડ વયનાં કે જુવાન, સભાસદ બની રહ્યાં છે. હિંદુસ્તાનની સેવાદળ કે એવી કોઇ સંસ્થાનો આપણે સ્વીકાર કરીએ તો આપણી ૩૨ કરોડની વસ્તીમાંથી આ હિસાબે લગભગ અઢી કરોડ સભાસદ થવા જોઇએ. આ દેશની વસ્તુ-સ્થિતિ લગભગ આપણા જેવી જ હતી. ધાર્મિક તથા રાજકીય સ્વતંત્રતા માટે સેંકડો વર્ષથી આ બહાદુર પ્રજા લડી રહી હતી. આજ સુધી ઑસ્ટ્રીયા જેવા સત્તાવાન સામ્રાજ્યની ગુલામી સ્વીકારવી પડી હતી. પ્રોટેસ્ટંટ ધર્માએોને હજારોની સંખ્યામાં કતલ કરીને તેમના પર વિધર્મનો સ્વીકાર કરાવવાનો પ્રયત્ન થયો હતો. તેના કવિ, શીલ્પુક, લેખકો, સૈનિકોને દેશપાર નાસી જવું પડ્યું હતું, એમની સ્વભાષા બોલવાની સખત મનાઇ થઇ હતી, આખા દેશની જમીન જપ્ત થઇ હતી અને ધાર્મિક, રાજકીય જરા પણ સંશય પડે એવાં પુસ્તકો લાખોની સંખ્યામાં બાળી મુકવામાં આવ્યાં હતાં, પણ આત્મશ્રદ્ધા અને પોતાના દેશને ઉગારવાની અચળ ધગશને લીધે બરાબર ત્રણસો વર્ષ પછી એ દેશ સ્વતંત્ર થઇ શક્યો છે.

તે છતાં શરૂઆતમાં કહી દેવાની જરૂર છે કે આ સોકોલની ચળવળ રાજકીય લડતને માટે નથી પણ દરેક વ્યક્તિમાં વ્યક્તિગત તથા સામાજિક સંયમ ( ડીસીપ્લીન ) કેળવાય, તે સાંચાવત્ નહિ પણ સંગીતના જેવો તાલબદ્ધ હોય, તેમાં સ્વદેશાભિમાન પોષાય તે છતાં તે અહિંસાત્મક ન હોય, આત્મબળ કેળવે પણ આત્મપ્રશંસા કે ખોટાં જાતિ–અભિમાનને તેમાં સ્થાન ન હોય, એવો તેનો આશય છે. અહિંસાત્મક છે, દુનિયામાં પ્રેમ અને સત્કાર્યનો પ્રચાર કરવાનો પ્રયત્ન છે, માટે કાંઇ જરૂર પડે ત્યારે એ પ્રજા લડે નહિ એવું નથી.

આ સોકોલની સ્થાપના એક મિરોસ્લાવ ટર્શ નામના ગૃહસ્થે ૬૫ વર્ષ પહેલાં કરી હતી. ગુલામી ભોગવતી પ્રજાની શારીરિક શક્તિ તથા આત્મબળ ખીલવવા માટે એણે પહેલું મંડળ ( અખાડો ) ૧૮૬૨ માં સ્થાપ્યું. સ્વતંત્રતા મેળવવા માટે જે લાયકાત, ડીસીપ્લીન, કેળવવી જોઇએ તેને માટે આ પ્રયાસ હતો. પ્રજામાં ભ્રાતૃભાવ વધે, સંપ અને ઐક્ય સાધવાનું સ્હેલું થાય, સંઘબળ જામે, અને દરેક વ્યક્તિ સુદૃઢ અને સુંદર નાગરિક બને એ તેનો હેતુ હતો. એનો મુદ્રાલેખ બહુ જાણવા જેવો હતો.

Unless all the people know,
No one knows;
What the whole people cannot do,
None can do;
What the people have not wrought,
None has wrought.

જ્યાં સુધી સમસ્ત પ્રજામાં જ્ઞાનનો પ્રકાશ ફેલાયો નથી ત્યાં સુધી જ્ઞાન નકામું છે; જે કાંઇ સમસ્ત પ્રજા કરવાને તૈયાર ન હોય તે કોઈ નહિ કરે.

જે કાર્યસિદ્ધિ આખી પ્રજાએ નથી મેળવી તે અમુક વ્યક્તિ નહિ મેળવી આપે.

ટુંકામાં, વ્યક્તિની આત્મશુદ્ધિ વિના પ્રજામાં આત્મબળ નહિ આવે, કુસંપને લીધે પ્રજામાં બળ ખીલશે નહિ. જે સાંકળની એક કડી નબળી છે તેની કિંમત બધી કડીઓ

નબળી હોય તેટલી જ એકાય છે. નબળી પ્રજામાં સત્યનો આગ્રહ, અસત્યની સામે થવાનું બળ, અહિંસાને માટે ઉભરાતો પ્રેમભાવ, અંતરાત્મા ફરમાવે તે પ્રમાણે વર્તવાની શક્તિ, અને પ્રગતિમય જીવન એ શી રીતે હોય? અસહકારનું રહસ્ય ગાંધીજીએ વારંવાર સમજાવ્યું છે, પણ અસહકારને માટે જોઇતું આત્મબળ, શારીરિક બળ અને તાલીમ એ શીખવવાનું બાકી રહ્યું હતું તેથી અસહકારની ચળવળ તૂટી પડી. અસહકારના જમાના પહેલાં એવું બળ આપણા હજારો હિંદીઓમાં નહોતું એમ કોઇ કહેશે નહિ, પણ એ બળ આખી પ્રજામાં ખીલવવાનું છે. એની તાલીમ ગાંધીજીએ અપાય તેટલી આપી. એ યુગમાં પ્રજાનું બળ ઘણું ખીલ્યું, પણ જેમ દરેક મહાન ધાર્મિક શિક્ષકની જોડે વ્યવસ્થાપકો હોય છે તેમ સત્યાગ્રહ તથા અહિંસાના ધર્મગુરુનો ઉપદેશ ૩૨ કરોડ માણસોને પહોંચે, તેનાથી આગળ વધીને હિંદુસ્તાનની બહાર પણ જાય, ત્યારે હિંદી પ્રજા સ્વરાજ્ય મેળવી શકશે. એક વર્ષમાં તૈયાર થતા લાડુથી નહિ, દશ દશ વર્ષના કમિશનોથી નહિ, પણ પ્રજાની બધી શક્તિઓ ખીલવવા માટે પ્રેરકો અને વ્યવસ્થાપકોના અથાક પરિશ્રમને અંતે આપણે સ્વરાજ્ય માટે લાયક થઇશું. લાયકાતના પ્રમાણમાં સ્વરાજ ભોગવીશું. લશ્કર અને ટેરીટોરીઅલ ફોર્સમાં આ જાતની તાલીમ આજે નહિ પણ ભવિષ્યમાં મળી શકે. બૉય-સ્કાઉટમાં આજે સુધારો કરી શકાય-જેવી રીતે મ્યુનિસિપાલીટીઓ સરકારના હાથમાંથી આપણે લઇ લેવાનું શરૂ કર્યું છે તે પ્રમાણે આખું બૉય-સ્કાઉટનું લશ્કર આપણે હાથમાં લેવું જોઇએ. એ સંસ્થામાં સરકારનો હાથ છે માટે અમે તેમાં રસ નહિ લઈએ એવી રાંડીરાંડની દલીલમાં વજુદ નથી. હિંદુસ્તાની સેવાદળ એ પુરેપુરી રાષ્ટ્રીય સંસ્થા છે. ન્યાતનાં સ્વયંસેવક મંડળોમાં સારી કવાયત અને ઉચ્ચ આદર્શ દાખલ થાય તો એ મંડળો પણ યૂનિટ તરીકે કામ લાગે અને અખાડાનાં મંડળોમાંથી ઈર્ષા, અભિમાન તથા સંકુચિત દૃષ્ટિ નીકળી જાય અને ઠેક-ઠેકાણે-દરેક ગામગામડે-આવી સંસ્થાઓ નીકળે ત્યારે હિંદી પ્રજામાં સ્વરાજ્ય ભોગવવા માટે શારીરિક તથા આત્મિક યોગ્યતા આવશે.

ગેરસમજુત ન થાય એટલા માટે ફરી ફરીને કહેવાની જરૂર છે કે શારીરિક બળ વિના આત્મિક બળ સંભવે છે, આત્મિક બળ વિનાનું પશુબળ બહુ ઉપયોગી નથી. માત્ર અખાડા કે લશ્કરી તાલીમથી સ્વરાજ્યને માટે જોઇતી વ્યવસ્થાશક્તિ મળશે નહિ. સોકોલ એ પણ આખી પ્રજાની વ્યવસ્થાશક્તિને એકઠી કરવાનો, સંઘબળ કેળવવાનો, ઉચ્ચ ભાવનાઓ કેળવવાનો એક માર્ગ છે. આપણી પણ છુટક છુટક રખડતી શક્તિને એકઠી કરીને એક નિશ્ચિત દિશામાં દોરવા માટે અને અડગ ધૈર્યથી તે માર્ગે કૃચ કરવા માટે આ પ્રકારના સંગઠનની જરૂર છે. નવા યુગના નૌજુવાનો, ખાસ કરીને હાલમાં જાગૃત થયેલા ગૂજરાતી ભાઈઓ આવી પ્રવૃત્તિ હાથમાં લેશે?

રાજકોટ ગુમન્ત મહેતા

# 'નરસિંહ મહેતાના કોયડા'નો વિચાર

"ગુજરાતી સાહિત્ય" અંક ૫ માના આઠમા વિભાગમાં રા. રા. કનૈયાલાલ મા. મુનશીએ ભક્તિ અને ગુજરાતી સાહિત્ય ઉપર જે નિબંધ લખ્યો છે તે ઘણા વિચારણીય મુદ્દાઓ ઉભા કરે છે. ભક્તિવૃત્તિનું જે માનસશાસ્ત્રીય પૃથક્કરણ જેવું એમની અનનુકરણીય મોહક શૈલીમાં મુનશીએ કર્યું છે તે સર્વોગ્રાહ્ય નથી. પાશ્ચાત્ય માનસશાસ્ત્રે પાશવ ચિત્તવૃત્તિઓનું ઘણું પૃથક્કરણ કર્યું છે, પણ હજી માનુષવૃત્તિઓનું પૃથક્કરણ ઘણી રીતે અપૂર્ણ છે. વળી પ્રેમ, ભક્તિ જેવી સૂક્ષ્મ માનુષવૃત્તિઓ વિષે આધુનિક માનસશાસ્ત્રના યે છેલ્લા વિચારો પ્રસ્તુત નિબંધમાં આવ્યા હોય એમ લાગતું નથી. પણ આ માનસશાસ્ત્રનો વિષય ઘણો વિશાળ છે અને ભક્તિ જેવી વૃત્તિનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ તો સ્વતંત્ર પુસ્તકરૂપે લખાવા યોગ્ય છે એટલે એનો વિચાર અહીં નથી કર્યો. પણ આ વિષયના ઐતિહાસિક પૃથક્કરણનો એક જ પ્રશ્ન અહીં ચર્ચવાની ધારણા છે.

રા. રા. મુનશીએ "ભક્તિ અને ગુજરાતી સાહિત્ય"ના એક પ્રકરણ તરીકે **ગુજરાત**ના શ્રાવણ ૧૯૮૨ના અંકમાં 'નરસિંહ મહેતાનો કોયડો' લખ્યો છે. તેમાં "નરસિંહ મહેતા ખરેખર ચૈતન્ય (ઇ. સ. ૧૪૮૫ થી ૧૫૩૩) પ્હેલાં થયા કે પછી ? એમ પ્રશ્ન પૂછી 'ચૈતન્ય પ્હેલાં થાય નહીં' એમ કહી ચૈતન્ય પછી મુકવા માટે કુલ ૧૬ દલીલો આપી છે. પણ અહીં કહેવું જોઇએ કે આ બધી દલીલો સરખી જોરદાર નથી. કેટલીક દલીલો દલીલોની સંખ્યાનો ભાર વધારવા માટે જ મુકાઇ હોય એવી છે અને તેમાંની ૧૩ દલીલોનું પ્રમાણપુરઃસર વિવેચન રા. રા. અંબાલાલ બુ. જાનીએ **કૌમુદી**ના કાર્તિક ૧૯૮૩ના અંકમાં કર્યું છે. પણ મુનશીના આખા કોયડાનું મધ્યબિંદુ ૧૪ મી દલીલ જ છે. આ દલીલમાં જે કાંઈ તત્ત્વ છે તે તો આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવે બાવીશ વર્ષ પ્હેલાં, ૧૯૬૧ના શ્રાવણ ભાદરવાના **વસંત**ના અંકોમાં સ્પષ્ટ રજુ કર્યું છે. જેમાં મુખ્ય વાત એટલી જ છે કે "મહેતાજીને ચૈતન્ય સંપ્રદાય સાથે સંબંધ થયો હોય" એમ ચૈતન્યના શિષ્યો રૂપગોસ્વામી અને જીવગોસ્વામીના ઉજ્જ્વલ નીલમણિ, વિદગ્ધ માધવ અને તેની ટીકાઓ વગેરે ગ્રંથો જોતાં "શંકા જાય છે." પૂજ્ય શ્રી આનંદશંકરભાઇના આટલા શબ્દોમાં જ મુનશીની આખી વાતનું તત્ત્વ આવી જાય છે. બાકી તો બધી એ કળાકારની વાકછટા છે.

કોઈ પણ જાતના પૂર્વગ્રહ વગર, આપણા ભક્તિમાર્ગના ઇતિહાસના અભ્યાસી તરીકે મેં નરસિંહ મહેતા ઉપર ચૈતન્યની અસર કયાં છે ? એ જોવા માટે એ કવિનો કાવ્યસંગ્રહ ભાગવત, ગીતગોવિંદ, ઉજ્જ્વલ નીલમણિ વગેરે સાથે સરખાવી વાંચી વિચારી જોયો અને જે મને દેખાયું તે અહીં વાંચનાર સમક્ષ રજુ કર્યું છે.

રા. મુનશી કહે છે કે "નરસિંહ કૃતિમાં ભાગવતની કે હરિલીલામૃત (હરિલીલામૃત તો હરિલીલાષોડશ કલાને બદલે ઉતાવળથી લખાઇ ગયું હશે) ની પૌરાણિક છાપ નથી તેમ

બ્રહ્મવૈવર્ત કે પદ્મપુરાણ એના પ્હેલાં થયાં હોય તો તેની પણ છાપ નથી" (ગુજરાત ૧૯૮૨ શ્રાવણ પા. ૫૪૬)

ભાગવતની અસર નરસિંહ મહેતા ઉપર હોવાનું રા. મુનશી પોતે જ 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય'ના ૧૧મા ખંડ કબુલ રાખે છે, અને અહીં ભાગવતની છાપ નથી એમ કહે છે એનો શો અર્થ? વળી પદ્મપુરાણની છાપ નથી એવું સાહસથી કહ્યું છે તો પંચાવન હજારના શ્લોકના એ પુરાણની નરસિંહનાં કાવ્યો સાથે ક્યારે અને કોણે સરખામણી કરી? મેં તો સરખામણી નથી કરી જોઇ અને બ્રહ્મવૈવર્ત વિષે આગળ કહ્યું છે. આવી અત્યુક્તિઓની ઉપેક્ષા કરીએ, પણ 'ભાગવતની છાપ નથી' એ શબ્દો વાંચીને તો આશ્ચર્ય જ થાય છે. નરસિંહ મહેતાનાં કાવ્યો ભાગવતમય છે એમ મને લાગે છે. નરસિંહની ભક્તિનો વિચાર કર્યા પ્હેલાં એનાં પદોના શબ્દાર્થનું મૂળ જોવાથી રા. મુનશીની દલીલોની યથાર્થતાની ઠીક પરીક્ષા થશે.

નરસિંહ ઉપર સૌથી વધારે અસર ભાગવતની છે માટે પ્હેલાં એની અસરનો જ વિચાર કરીએ.

## ભાગવત અને નરસિંહ મહેતા

નરસિંહના ગોવિંદગમનથી શરૂઆત કરીએ.

**ગોવિંદ ગમન** અક્રૂર રામ અને કૃષ્ણને મથુરા તેડી જવા વ્રજમાં આવે છે અને એક રાત રહીને તેડી જાય છે, એ પ્રસંગ શ્રી ભાગવત (**भा-१० अ-३८-३९**) માં કહ્યો છે. ભાગવતકારે આ પ્રસંગનું વર્ણન કરતાં કૃષ્ણની જવાની વાત સાંભળી તથા કૃષ્ણને જતા જોઇને ગોપીઓને થયેલા દુઃખનું તથા ગોપીઓએ ભગવાનને રોકવા કરેલા નિષ્ફળ પ્રયત્નનું ટુંકામાં લગભગ પચ્ચીશ શ્લોકોમાં કથન કર્યું છે, અને તે વર્ણનમાં બ્રહ્મવૈવર્તકારે થોડો ઉમેરો કર્યો છે. આ મૂળનો નરસિંહ મહેતાએ પોતાની રીતે કલ્પનાથી ખૂબ વિસ્તાર કર્યો છે. ગોવિંદગમનનાં પ્હેલાં ત્રણ પદ તો ઉપોદ્દ્ઘાત જેવાં છે અને તેમાં ૩૮ મા અધ્યાયની તથા ૩૯ મા અધ્યાયના બાર શ્લોકોની વાત ટુંકામાં કહી દીધી છે. ૧૩ મા શ્લોકમાં ભાગવતકાર કહે છેઃ—

गोप्यस्तास्तदुपश्रुत्य बभूवुर्व्यथिता भृशम् ।
रामकृष्णौ पुरीं नेतुमक्रूरं व्रजमागतम् ॥*

આ વચનનો અનુવાદ કરી નરસિંહ મહેતા કહે છેઃ—

**કૃષ્ણ જવાનું સાંભળ્યું ગોપિયોએ જ્યારેજી,**
**વાઘ દેખી અજા જેવી, તેમ થઇ સ્રિયો ત્યારેજી.**

(નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ પા. ૫૭)

ભગવાનના વિયોગના વિચારે પીડાતી ગોપીઓ જે પરસ્પર વાતો કરે છે તે ભાગવતકારે ૧૮ થી ૩૦ શ્લોકોમાં કહેલ છે; નરસિંહ મહેતાએ પદ ૬ થી ૯ માં એ જ પ્રસંગનું જુદા શબ્દોમાં અને રાધા, ચંદ્રભાગા એમ નામ લઇને વર્ણન કર્યું છે.

તેમાં ૨૭ મા શ્લોકમાં ગોપીઓ વિચાર કરે છે કેઃ—

* રામકૃષ્ણને વ્રજ લઇ જવા અક્રૂર આવ્યા છે એમ સાંભળી તે ગોપીઓ અતિશય દુઃખી થઇ.

निवारयामः समुपेत्य माधवम् ।

"સાથે મળીને આપણે કૃષ્ણને રોકી રાખીએ." બસ, ભાગવતકારના, ખરી રીતે તો, આટલા જ શબ્દો ઉપરથી આખું ગોવિંદગમન કાવ્ય લખાયું છે.

ભાગવતમાં તો ગોપીઓનો આટલો વિચાર જ બતાવ્યો છે પણ તેનું કાંઇ પરિણામ બતાવ્યું નથી. સવાર પડતાં અક્રૂર રથ જોડાવે છે અને તેની પછવાડે નન્દાદિ ગોવાળીઆ પણ ગાડાં જોડી તૈયાર થાય છે. એ વખતે ગોપીઓનું દુઃખ જોઇને ભગવાન 'હું ફરી મળીશ' વગેરે પ્રેમયુક્ત શબ્દોથી આશ્વાસન આપી રથમાં ચાલી નીકળે છે. અને ગોપીઓ રથની ધજા દેખાય અને તેની રજ ઉડતી દેખાય ત્યાં સુધી જોયા કરે છે, અને પછી નિરાશ થઇ પાછી ફરે છે. (અ. ૩૯ શ્લો. ૩૭ સુધી) આટલી જ વાત ભાગવતમાં છે. પણ બ્રહ્મવૈવર્તકારે આમાં થોડો વધારો કર્યો છે. બ્રહ્મવૈવર્તમાં ગોપીઓ રામકૃષ્ણની જવાની વાત સાંભળી તથા એ બેયને રથમાં બેઠેલા જોઇને કુપિત થઇ ગઇ એટલે કૃષ્ણે એને વારી પણ રાધાની પ્રેરણાથી ગોપીઓએ કૃષ્ણનો રથ ભાંગી નાખ્યો. અને કેટલીક ગોપીઓએ અક્રૂરને કપડાંથી બાંધ્યા, કેટલીકે પોતાના હાથથી કે કંકણથી માર્યો અને અક્રૂરનાં કપડાં લઇ એને વસ્ત્રરહિત કરી દીધા. અક્રૂરની આ સ્થિતિ જોઇને ભગવાને રાધાને સમજાવ્યાં. (કૃષ્ણ જન્મ ખંડ અ-૯૦ શ્લો-૭૮ થી ૮૪.)

નરસિંહ મહેતાએ પણ ગોપીઓએ રથનું ચક્ર કાઢી નાખ્યાની તથા અક્રૂરને રથ સાથે બાંધ્યાની વાત લખી છેઃ—

**મારો બાંધો શબ્દ કરતી પાંચ સાત ગોપી ધાઇ,**
**રથની ઊધે રાશે બાંધ્યા વસુદેવના જે ભાઇ.**

**(એજન પા. ૬૯).**

હું પાછો આવીશ વગેરે કૃષ્ણનું આશ્વાસાન (પા. ૭૦) અને છેવટે કૃષ્ણનો રથ જતાં ગોપીઓ રથની ધ્વજા અને રજ જુએ છે એ વર્ણન નરસિંહે બરાબર ભાગવતને અનુસરીને કર્યું છે, માત્ર ઝાડ ઉપર ચડીને જોવાનું અને છેવટ રાધા તાડ ઉપરથી પડી જવાનું પોતાની કલ્પનાથી ઉમેર્યું છે. (પા-૭૩) ગોપીઓ અક્રૂરને કૃષ્ણ ધારી પકડે છે. એ કલ્પના પણ મહેતાની પોતાની જ છે.

ઉપસંહારમાં 'પરીક્ષિત રાયે પૂછિયું શુકદેવને તેણી વાર' (એજન પા-૭૩) એમ કહીને નરસિંહ મહેતા આ વસ્તુ ભાગવતમાંથી જ લીધી છે એમ દર્શાવવા ઇચ્છે છે.

**રાસસહસ્રપદી**—નરસિંહ મહેતાનાં કાવ્યોમાં આ પદોની સંખ્યા ઘણી મોટી છે. જો કે સહસ્રપદ કહેવાય છે તે ખરેખર સહસ્ર રચાયાં હશે કે કેમ એ શંકા પડતી વાત છે. નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહમાં રાસસહસ્રપદી નામથી ૧૮૯ અને શૃંગારમાળા નામથી ૫૪૧ સંગ્રહાયાં છે અને બીજાં ઘણાં ન છપાયેલાં લોકો પાસે લખેલાં કે મોઢે હોવાનો સંભવ છે. પણ એ સર્વનો સરવાળો યે પૂરો હજાર થવો કોણ જાણે? વળી આ છપાયેલાંમાં યે બધાં એક જ કર્તાની કૃતિ નથી લાગતાં. પુનરુક્તિ ઘણી છે. રાસ સિવાયની કૃષ્ણ ગોપીના પ્રેમની અને વિહારની વાતોનાં પદો પણ અંદર છે. શૃંગારમાળામાં પાછલો પ્રકાર જ મુખ્ય છે. એ બધું જોતાં નરસિંહ મહેતાનાં રાસ સિવાયનાં તથા બીજા કર્તાઓનાં પણ સમાન ભાવનાં પદો આ સંગ્રહમાં મળી ગયાં હોવાનો સંભવ છે.

રાસની વાત તો હરિવંશમાં ( हल्लीषक नामथी ) અને વિષ્ણુપુરાણમાં પણ છે, પણ ભાગવતકારે એને જે સ્થાન આપ્યું છે તે હરિવંશ, વિષ્ણુ પુરાણમાં નથી. અને પાછળના લેખકોએ ભાગવતના આધારે જ ગોપીઓ સાથેની કૃષ્ણની ક્રીડાને ભક્તિપોષક તરીકે ગાઈ છે.

નરસિંહ મહેતાએ ભાગવતના ક્રમમાં પહેલેથી છેલ્લે સુધી રાસ પંચાધ્યાયીનો અનુવાદ કર્યો નથી; પહેલા ચાર ( ભા. ૧૦ અ. ૨૯ થી ૩૨ ) અધ્યાયોની થોડી થોડી વાતો કરી છે અને પાંચમા-૩૩ મા અધ્યાયમાં વર્ણવેલ રાસક્રીડાનો ભાવ સંસ્કૃત મુક્તકોને અનુસરતાં છુટક પદોદ્વારા પોતાની વાણીમાં અતિ વિસ્તારથી વર્ણવ્યો છે. વળી નરસિંહ મહેતાનાં રાસસહસ્રપદીનાં પદો પરસ્પર સંબંધ વગરનાં છે. દરેક પદ જાતે સંપૂર્ણ છે. એક જ ભાવ વારંવાર એના એ અથવા જરા જુદા શબ્દોમાં ફરી ફરી કહ્યો છે. દા-ત-ભાગવતના ૩૩ મા અધ્યાયના પહેલા ત્રણ ચાર શ્લોકોના શબ્દોનો જ ભાવ કેટલાં બધાં પદોમાં કહ્યો છે?

तत्रारभत गोविन्दो रासक्रीडामनुव्रतैः ।
स्त्रीरत्नैरन्वितः प्रीतैरन्योन्याबद्धबाहुभिः ॥
रासोत्सवः संप्रवृत्तो गोपीमण्डलमण्डितः ।
योगेश्वरेण कृष्णेन तासां मध्ये द्वयोर्द्वयोः ॥
प्रविष्टेन गृहीतानां कण्ठे स्वनिकटं स्त्रियः ॥३॥

લીલા માંહે રમતો, કૃષ્ણ કામનીને સંગે;
વંદ્રાવન માંહે મલપતો, વાધ્યો મહારસ રંગે. પદ ૩-૧
વંદ્રાવનમાં માનની, મધ્યે મોહન રાજે;
કંઠે પરસ્પર બાહુલડી, ધૂન નેપુર વાજે. પદ ૨-૧
રાસમંડળ મધ્યે મહાવજી, ઝળકે મુગટ અપાર;
એક એકને કંઠે બાહુડી, નાચે નેહભરી નાર. પદ ૪-૨
થેઈ થેઇ કરે અગણિત અંગના, ગોપી ગોપી પ્રત્યે શોરે કાન. પદ ૭૨-૧
વૃન્દાવનમાં રમત માંડી ગોપી ગોવિંદ સાથે રે;
એક એક ગોપી બીચ બીચ માધવ આનંદ વાધ્યો અપાર રે. પદ ૭૮-૧
વૃંદાવનમાં માનની, મધ્યે મોહન રાજે;
કંઠે પરસ્પર બાહુડી ધૂન નેપુર વાજે. પદ ૮૬-૧

'કંઠે પરસ્પર બાહુડી,' 'એક એકને કંઠે બાહુડી,' વગેરે શબ્દો अन्योन्याबद्धबाहुभिःનો ચોખ્ખો અનુવાદ છે.

यं मन्येरन्नभस्तावद्विमानशतसंकुलम् ।
दिवौकसां सदाराणामौत्सुक्यापहृतात्मनाम् ॥
ततो दुन्दुभयो नेदुर्निपेतुः पुष्पवृष्टयः ।
जगुर्गन्धर्वपतयः सस्त्रीकास्तद्यशोऽमलम् ॥ भा. १०-३३-४-५

બ્રહ્મ શારદ આદે થઇ દેવો જોવે છે રંગ. ન. કા. સં. ૧-૭
જે જે શબ્દ સુરી નર કરે વરસે કુસુમ અપાર ન. કા. સં. ૩-૫
ધન કૃષ્ણ લીલારસ પ્રગટયો, પુષ્પવૃષ્ટિ ત્યાં થાયરે;
અમર આશીષ દે ઉપરથી ચરણ રેણને જાચેરે;
નાત ભાત વિલાસ જોઇને મનમાંહે અતિ રાચેરે એજન. ૭૮-૪, ૫
હરખ્યા સુરનર દેવ મુનીશ્વર, પુષ્પવૃષ્ટિ કરી ચરણે નમે. એજન ૯૧-૪
અનિહાંરે સુરપતિ મોહી મોહી રહ્યા ભક્તિ થઈ રહ્યાં દેવવિમાન,
અમર કોટિ તેત્રીશ ઉભા ત્યાં બ્રહ્મા ઇંદ્ર સંઘાતરે;
જય જયકાર કરીને પુષ્પવૃષ્ટિ કરે ખાંતરે. એજન ૧૨૯-૪

वलयानां नूपुराणां किंकिणीनां च योषिताम् ।

स प्रियाणामभूच्छब्दस्तुमुलो रासमण्डले ॥ भा. १० ३३-६

તાળી દેતાં તારૂણી ઝાંઝરનો ઝમકાર
કટિ કિંકણી રણછણે ઘુઘરીના ઘમકાર ન-કા-સં. ૨-૭
ઝાંઝરીયાં ઝમકતે લટકતે બાહુડી લોડેરે. એજન- ૯-૧
ઝાંઝર ઝમકે ને ખમકે ચુડી વહાલા શું રમતાંરે એજન-૧૦-૧
ઝાંઝરીયાંને ઝમકેરે ઠમકે નેપૂરીયાં વાજેરે એજન-૧૩-૧
ઝાંઝરીયાં ઝમકાર કરે રે વીછુડા વાગે વાદેરે
બાહુડી કેરાં કંકણ ખલકે બોલંતી ભર નાદેરે. એજન-૧૮-૧
એજ રીતે પદ ૮, ૧૨, ૧૪, ૧૬, ૧૭, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩ વગેરેની માત જુઓ.

तत्रातिशुशुभे ताभिर्भगवान्देवकीसुतः ।

मध्ये मणीनां हैमानां महामारकतो यथा ॥ भा. १०-३३-७

સુંદર ગોપી કંચનમાળા વચ્ચે મરકતમણિ ગોવિંદ એજન-૭૭-૨

उच्चैर्जगुर्नृत्यमाना रक्तकण्ठयो रतिप्रियाः । भा-१०-३३-९

નાચંતાં નાચંતાં નારને વધ્યો હર્ષ અપાર રે

* * *

મંડળ માંહે માનની ગાએ મધુરી મધુરી વાણરે એજન-૬-૨, ૩
બીજાં પદોમાં પણ આ અર્થનાં વચનો છે. જુઓ ૪, ૫, ૬, ૮ વગેરે.

गृहीत कण्ठयस्तद्दोर्भ्यां गायन्त्यस्तं विजह्रिरे ॥ भा-१०-३३-१५

કંઠે વળગી કામની અંતર કાંઇ ન રાખેરે. એજન-૬-૪

एवं परिष्वंग कराभिमर्शस्निग्धेक्षणोद्दाम विलासहासैः ।

रेमे रमेशो व्रजसुन्दरीभिर्यथार्भकः स्व प्रतिबिम्बविभ्रमः ॥

भा-१०-३३-१७

તથા જુઓ

बाहुप्रसारपरिरम्भकरालकोरु
नीवीस्तनालभननर्मनखाग्रपातैः मा १०-२९-४६

આલિંગન, ચુંબન, પરિરંભન વાધ્યો રતિ રસ રંગરે (એજન ૭૫-૨)
દર્પણ પ્રતિબિંબમાં બાળક જેમ રમે, તેમ રમે ગોવિંદ સાથ ગોપી
ન-કા-સં-પા-૫૪૦

વળી

काचित् समं मुकुन्देन .... .... ....
काचित् रास परिश्रान्ता .... .... ....

વગેરે એક એક ગોપીની સ્થિતિ વર્ણવતા ૧૦ મા શ્લોકથી આગળના ત્રણ શ્લોકોનો ભાવ નરસિંહ મહેતાએ

એક એક આગે આલાપતી એક નાચતી રંગે
એક મધુરે સ્વર ગાઇને તાળી તાળનું રંગે
એક આલિંગન લઇ ઉર ધરી ભીડે ભામિની ભાવે એજન ૮૬-૨-૩

જેવા પદમાં તથા બીજાં અનેક પદોમાં પોતાના શબ્દોમાં વર્ણવ્યો છે.

૨૩ થી ૨૫ શ્લોકોમાં ભાગવતકારે જળક્રીડાનું વર્ણ કર્યું છે. આ જળક્રીડાના વર્ણનનાં પદો નરસિંહ મહેતાના સંગ્રહમાં દેખાતાં નથી માત્ર કોઇક પદમાં નીચેના જેવો છુટક ઉલ્લેખ છેઃ—

રમતાં રમતાં મહારસ વાધ્યો પ્રેમદા છાંટે પાણીરે પદ ૧૦૭-૩

દશમસ્કંધના ૩૩મા અધ્યાયના ૨૬ શ્લોકોમાંથી ઉપર નોંધેલા શ્લોકોનો ભાવ મુખ્યત્વે લઇને તથા એ જ ધોરણને અનુસરતી કૃષ્ણગોપીની રતિક્રીડાનું નરસિંહ મહેતાએ રાસનાં તથા શૃંગારમાળાનાં પદોમાં વર્ણન કર્યું છે.

રાસપંચાધ્યાયીના ૩૩મા સિવાયના અધ્યાયોની વાત પણ કોઈ કોઈ પદોમાં આવે છે. દા. તા.

૨૯મા અધ્યાયના પ્હેલા જ શ્લોકનો ભાવ તો અનેક પદોમાં કહ્યો છેઃ—

શરદ સોહામણો ચાંદલો ન. ક. સં. પ. ૧
સુંદર રાત શરદ પુનમની, સુંદર ઉદિયો નભમેં ચંદ એજન ૭૭ ૨

પછી

जगौ कलं वामदृशां मनोहरम् मा. १०-२९-३

નો ભાવ નીચેના જેવાં કોઈ કોઇ પદોમાં છેઃ—

વૃંદારે વનમાં વેણુ વજાડી ગોપી વિહ્વલ કીધાં રે
વર આપ્યો તે વચન પાળવા ચિત્ત હરિને લીધાં રે એજન ૧૧૭-૧

ભાગવતના જ

मयेमा रंस्यथ क्षपाः १०-२२-२७

એ વચનના તથા એ અધ્યાયના જ ૨—૨૭ શ્લોકના આધારે નરસિંહે 'વર આપ્યો તે વચન પાળવા' એ શબ્દો લખ્યા છે.

दुहन्त्योऽभिययुः काश्चिद्दोहं हित्वा समुत्सुकाः ।
पयोधिश्रित्य संयावमनुद्वास्यापरा ययुः ॥
परिवेषयन्त्यस्तद्धित्वा पाययन्त्यः शिशून् पयः ।
शुश्रूषन्त्यः पतीन्काश्चिदश्नन्त्यो पास्य भोजनम् ॥
लिंपन्त्यः प्रमृजन्त्योन्या अञ्जन्त्यः काश्चलोचने ।
व्यत्यस्तवस्त्राभरणाः काश्चित्कृष्णान्तिकंययुः ॥
भा. २०-२९ श्लो. ९ थी ७.

એક તો અન્ન મુકીને ઉજાણી બીજી માંગ સિંદુરરે
જુવતીનાં જૂથ મળીને ચાલી સાહેર નદી પૂર રે. ન. કા. સં ૧૧૭-૨
નાહની મોહ્ની ગોપિકા તેણે રોતાં મેલ્યાં બાળ
એક અંજન કરતી ચાલી રે વસન કર્યાં પરિધાન એજન. ૧૦૪. ૧
व्यत्सस्तवस्त्राभरणाः શબ્દોનો વિસ્તાર કરીને
અવળાં તે અંબર પહેરીયાં, નેપુરીયાં ઘાલ્યાં કાન એજન. ૧૦૪. ૨
ગોપીજન સુતપતિ સહુ છાંડી, જોવાને ધાઇ રે હરિ વેણ વાઈરે,
હાં હાં રે નેપુર કાન ધર્યા, કુંડળ પહેર્યાં પાયે
સેંથે કાજળ નયને સિંદુર, એવા વિપ્રીત વેષે ધાયાં રે એજન. ૧૫૪. ૧૨.

ગોપીઓ વનમાં આવ્યા પછી ભગવાન જે ઉપદેશ આપે છે અને ગોપીઓ એને જવાબ આપે છે એનો પોતાની રીતે અનુવાદ શૃંગારમાળાના પદ ૫૦૦માં (પા. ૪૧૧) રસિંહ મહેતાએ કર્યો છે. ગોપીઓના જવાબના (શ્લોક. ૩૧થી ૪૧)

कुर्वन्ति हि त्वयि रतिं कुशलाःस्वआत्मान्नित्यप्रिये पतिसुतादिभिरार्तिदैः किं ।
तन्नः प्रसीद परमेश्वर मास्म छिंद्या आशां भृतां त्वयि चिरादरविन्दनेत्र ॥
चित्तं सुखेन भवतापहृतं गृहेषु यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये ।
पादौ पदं न चलतस्तव पादमूलाद्यामः कथं व्रजमथो करवाम किंवा ॥
भा. १०-२९-३३-३४

વા શ્લોકોનો કેટલોક

'મંદિર માંહે મેં ન રહેવાયે કેમ કરી જોવા જાઉં રે' (૧૪૭. ૧)

વા શબ્દોમાં તથા અન્ય પણ (જુઓ શૃંગારમાળાનું પદ ૫૦૦) કાંઈક સ્થૂળ રીતે રસિંહ મહેતાએ ઉતાર્યો છે.

ભાગવતના ૧૦. ૨૯ શ્લો.૪૨થી ૪૬નો ભાવ તો રાસનાં પહેલાં ઉદાહરેલાં પદોમાં તથા બીજાં ણાં રાસનાં તથા-શૃંગારમાળાનાં પદોમાં આવ્યો જ છે પછી ગોપીઓને માન થયેલું જોઇને ણ અંતર્ધાન થાય છે.

तासां तत्सौभगमदं वीक्ष्यमानं च केशवः । प्रशमाय प्रसादाय तत्रैवान्तरधीयत ॥
भा. १०-२९-४८

હાં હાં રે માનિની ને માન ઘણું આણ્યો મન અહંકાર
અંતર્ધ્યાન હવા હરિ તત્ક્ષણ શ્રીવૃંદાવન મોઝાર રે એજન ૧૫૪-૪
રમતાં રમતાં મહારસ વાધ્યો, કીધું અંતર ધ્યાનરે
વ્યાકુળ થઇ અમે કાંઇ નવ સૂઝે, રહી નહી સુદ્ધ બુદ્ધ સાનરે
અનેક ઉપાય કરી કરી થાકાં, નાથ ન દીઠો નયણેરે
અમે અબળા બળ કાંઇ નવ ચાલે, કાહાન કાહાન કહે વયણેરે
પૂરણ પ્રીત ધરી મનમાંહે, આવ્યા અંતરયામીરે
નરસૈયાના સ્વામી રસપૂરણ જુવતી પ્રાણને પામીરે પદ ૭૦. ૨થી ૪

ઉપરના પદમાં તો ભાગવતના ત્રણ ( ૩૦, ૩૧, ૩૨ ) અધ્યાયની વાત એકદમ કહી દીધી છે. ( એ જ પ્રમાણે જુઓ પદ ૧૬૦ ) પણ બીજાં પદોમાં વિસ્તાર મળે છે.

અધ્યાય ત્રીશના પ્હેલા શ્લોકનો ભાવ ઉપરના પદમાં આવી ગયો. પછી ભાગવતકાર કહે છે કેઃ—

गत्यानुरागस्मितविभ्रमेक्षितै
र्मनोरमालापविहारविभ्रमैः
आक्षिप्तचित्ताप्रमदारमापते
स्तास्ता विचेष्टा जगृहुस्तदात्मिकाः
भा. १०: ३०, २

અને પછી

गायन्त्य उच्चैरमुमेव संहता विचिक्युरुन्मत्तकवद्वनाद्वनम् ।
पप्रच्छुराकाशवदन्तरं बहिर्भूतेषु सन्तं पुरुषं वनस्पतीन् ॥
भा. १०. ३०. ४

અને પછી તુલસી, પૃથ્વી, માલતિ વગેરેને કૃષ્ણના ખબર ગોપીઓ પૂછે છે ( જુઓ એજન શ્લો. ૫થી ૧૩ ) નરસિંહ મહેતા ગાય છે કેઃ—

પંથડો નિહાળતી રે જોતી પીતાંબર પગલાં
મદનરસ ઘેલડી રે ભરતી લડસડતાં ડગલાં
ચતુરા ચાલતી રે, જાણે વન ત્રાઠી હરણી
શુદ્ધ બુદ્ધ વીસરી રે વહાલા તે તારી કરણી
× × ×
પુછીયું દ્રુમને રે કયાંઇ મારા નાથ તણો ઉપદેશ
અમ તજી ગયો રે ધુરત ધાંબળીઆળો વેશ
× × ×
સરોવર પુછયું રે કાંઇ નટ નાગર કેરી ભાળ એજન. પદ ૫૪
પૂછે હું જ લતાદ્રુમવેલી કયાંઇ દીઠો નંદકુમાર એજન. ૫૩-૪

આગળ ચાલતાં ભાગવતકાર કહે છે કેઃ—

इत्युन्मत्तवचो गोप्यः कृष्णान्वेषणतत्पराः ।

लीलाभगवतस्तास्ता ह्यनुचक्रुस्तदात्मिकाः ॥

भा. १०-३०. १४

અને પછી પૂતના સ્તનપાન શકટભંગ કાલીયદમન ગોવર્ધનોદ્ધરણ વગેરે કૃષ્ણલીલાઓનું ગોપીઓ પોતે જ પૂતના શકટકૃષ્ણ વગેરે બનીને અનુકરણ કરે છે. ( અ. ૩૦ શ્લો. ૧૪ થી ૨૩ )

નરસિંહ મહેતા આ ભાગનો ભાવ ટુંકામાં નીચે પ્રમાણે ગાય છેઃ—

ગ્રેહની વિધાણી ગોપી મળી ટોળે ટોળે રે

કૃષ્ણ હું, કૃષ્ણ હું, કૃષ્ણ તન્મય થઇ બોલે રે

કોઇ ઉભી વાંસળી વાએ ગાઈ ગાઇ ડોલે રે

કો કહે મેં કાળી નાગ નાથ્યો પર્વતને તોલે રે

પદ. ૯૬—૨, ૩ તથા પદ ૧૨૯મું જુઓ

નરસિંહ મહેતાએ ગોવિંદગમનમાં રાધા હાથીરૂપ બને છે એમ જે કલ્પના કરી છે તે ભાગવતના આ ભાગ ઉપરથી લીધી હોવાનો સંભવ છે.

આગળ ચાલતાં ભાગવતકાર કહે છે કે "વળી ગોપીઓ વૃન્દાવનનાં લતાતરુઓને પૂછતાં ભગવાનનાં પદચિહ્નોને જોતાં ભગવાનનાં પગલાં સાથે એક ગોપીનાં પગલાંને અને એ ગોપી સાથે ભગવાને કરેલી ક્રીડાનાં ચિહ્નોને જુએ છે; અને પછી આગળ ચાલે છે, ત્યાં એક ઠેકાણે તે ગોપીને યે અભિમાન આવવાથી ભગવાને તજી દીધેલી અને રોતી જુએ છે. ( અં ૩૦ શ્લો ૨૪ થી ૩૯ )

નરસિંહ મહેતા ગાય છે કે,—

આ જોની આ કેનું પગલું પગલે પદ્મતણું એંધાણ

પગલાં પાસે બીજું પગલું તે રે સોહાગણ નૌતમ જાણ

પૂરણ ભાગ્ય તે જુવતી કેરું, જે ગઇ વહાલાને સંગે

એકલડી અધરરસ પીશે રજની તે રમશે રંગે

નયણે નીર ને પંથ નીહાળે કાન કાન મુખ બોલે બાળ

ચાલી ચતુરાં સરવ મળીને વનમાં ખોળે નંદનો લાલ

જોતાં જોતાં વનમાં આવ્યાં દીઠી એક સાહેલી

ધૂતારાનાં લક્ષણ જોની ગયો એકલડો મેલી પદ. ૫૩ પ ૬.

વળી પદ ૧૧૯માં પણ આ જ વાત બીજા શબ્દોમાં કહી છે. પછી એકલી ગોપી પોતાની હકીકત કહે છેઃ—

तया कथितमाकर्ण्य मानप्राप्तिं च माधवात् ।

अवमानं च दौरात्म्याद्विस्मयं परमं ययुः ॥

भा. १०-३०-४१

નરસિંહ મહેતા કહે છેઃ—

કંઘ ચડાવનકો કહ્યો તાતેં તજી ગયેજુ મોરાર

× × × ×

મૈં તો માન કીયો મેરી બાઈ તાતેં તજી ગીયો કનાઈ ૧૧૯,૩-૪

આ સખીને સાથે લઇ ગોપીઓ પાછી કાલિન્દીને કાંઠે આવે છે. વળી કૃષ્ણલીલા ગાય છે અને ઉત્કટ દીન સુંદર વાણીમાં કૃષ્ણની સ્તુતિ કરે છે. ભાગવતકારે અ. ૩૧ માં ગોપીગીત રૂપે આ સ્તુતિનું રમણીય કાવ્ય રચ્યું છે. નરસિંહ મહેતાએ આ ગોપીકા ગીતનો અનુવાદ કર્યો જણાતો નથી, કદાચ એ રચના જ અનનુકરણીય લાગી હશે. માત્ર બે ચાર શબ્દોમાં જ નરસિંહ મહેતાએ ગોપીકા ગીત (અ. ૨૧)નું વક્તવ્ય પતાવી દીધું છે.

હરિ હરિ કરતી નયણે જળ ભરતી, કોણે દીઠો નંદજીનો લાલ રે
ટળવળતી વિનતા દેખીને આવીઆ અંતરજામી રે
ભલે મળ્યો નરસૈયાનો સ્વામી ગોપી આનંદ પામી રે પદ ૧૦૮. ૬. ૭

तं विलोक्यागतं प्रेष्ठं प्रीत्युत्फुल्लदृशोऽबलाः ।
उत्तस्थुर्युगपत्सर्वा स्तन्वः प्राणमिवागतम् ॥

भा. १०. ३२. ३

પૂરણ પ્રીત ધરી મન માંહે આવ્યા અંતરયામી રે
નરસૈયાના સ્વામી રસપૂરણ જુવતી પ્રાણને પામી રે એજન. ૭૦. ૪

'જુવતી પ્રાણને પામીરે' એ શબ્દો **तन्वः प्राणमिवागतम्**નો ચોખ્ખો અનુવાદ છે.

આ પછી ભાગવતકારે અધ્યાય ૩૧માં કૃષ્ણને જોઇ ગોપીઓ શું શું કરવા મંડી એનું અને ૩૨મા અધ્યાયમાં રાસનું વર્ણન કર્યું છે. નરસિંહ મહેતાએ એ બે વર્ણનને જુદાં ન પાડતા રાસનાં પદોમાં જ બધું સમાવી દીધું છે. વળી નરસિંહનાં શૃંગારમાળાનાં પદોમાં તથા બીજાં પદોમાં પણ રાસક્રીડાનો ભાગ મળે છે.

કૃષ્ણની લીલાઓમાં રાસલીલાને ભક્તિમાર્ગીઓ મુકુટમણિરૂપ ગણે છે, એટલે એનું જરા વિસ્તારથી અવલોકન કર્યું છે; જો કે આટલા બધાં પદોના શબ્દે શબ્દનું મૂળ બતાવવા જતાં મોટો ગ્રંથ થાય તેમ શબ્દે શબ્દનું મૂળ મળે પણ નહિ કારણકે ભાગવતને આદર્શ તરીકે રાખી બીજા કવિઓ પેઠે નરસિંહે પોતપોતાના દેશકાળને અનુરૂપ વધારા ઘટાડા પોતાની કલ્પનાથી કરી આ રચના કરી છે. જ્યાં અહીં અંગુલિનિર્દેશ કર્યો છે એ રીતે ભાગવત સાથે નરસિંહનાં પદોને સરખાવવામાં આવે તો ઘણાં વચનોનું મૂળ ભાગવતમાં ક્યાંક ને ક્યાંક મળી આવે એમ મને તો બેય સાથે વાંચતાં લાગ્યું છે.

[ અપૂર્ણ ]

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

સુધારોઃ પૃ. ૧૬ ની છેલ્લી લીટીમાં 'હું જ'ને બદલે 'કુંજ' વાંચવું.

છે તે બન્ને ગિનનાર બનાવી, ભવિષ્ય માટે કેવી જાતના પ્રયત્નો કરવા સલાહકારક ગણાય એ વિષય સારી રીતે ચર્ચ્યો છે. હાલના રાજકારણના અભ્યાસકને પુસ્તકનો આ વિભાગ અતિ રસિક અને મહત્ત્વનો લાગશે એ નિઃસંશય છે. આપણે એ ઇતિહાસ ઉપર જરા ઉપર ઉપરનો દષ્ટિપાત કરી પછી જુદી જુદી બાબતોની ચર્ચા ઉપર નજર નાખીએ.

નવા સુધારાનું સર્વથી વધુ અગત્યનું અંગ તે ડાયાર્કી. આ નામથી જવાબદાર રાજ્યતંત્રનો પ્રયોગ જે પ્રાન્તો માટે દાખલ કરવામાં આવ્યો છે તે ઉદ્દિષ્ટ થાય છે. પાર્લમેન્ટવાળી સંસ્થાઓની કામ કરવાની પદ્ધતિનો મહત્ત્વનો સિદ્ધાંત એ છે કે પ્રજાકીય કામ કરનારા એ પ્રજાનો વિશ્વાસ ધરાવનાર પુરુષો હોવા જોઇએ; એટલે જેઓને માથે જવાબદારીનો બોજો આવે છે, તેઓને દરેક સવાલનું નિરાકરણ શોધતાં મુખ્ય વિચાર એ કરવો પડે છે કે આપણું કામ પ્રજાને પસંદ પડશે કે નહિ. જો પ્રજાને એ કામ પસંદ ન પડે તો એનો અર્થ એ થાય કે પ્રજાનું મન આપણે જાણી શકતા નથી અને તેથી પ્રજાના પ્રતિનિધિ તરીકે આપણે નાલાયક ઠરીએ છીએ. એ સ્થિતિ આવે ત્યારે એ પ્રતિનિધિઓ પોતાની જગ્યાનું રાજીનામું આપે અને પ્રજાને અનુકૂળ બીજા કામ કરનાર પ્રધાનપદ પર આવે. એવી રીતે બધાં પ્રતિનિધિ મંડળોમાં ઓછામાં ઓછા બે પક્ષ હોય છે; જેમાંનો એક પક્ષ પ્રધાનપદ પર હોય છે અને તેથી વિરુદ્ધ પક્ષ એ (opposition) વિરુદ્ધ પક્ષ ગણાય છે; આ બીજા પક્ષનો નિરંતરનો પ્રયાસ પ્રધાનોના કામકાજ ઉપર બારીક નજર રાખી તેની ખોડખાંપણ બતાવી આપી પ્રજાકીય કામકાજ કરવામાં તેમની અણઆવડત ઉઘાડી પાડી પ્રજાની મરજી પોતા તરફ વાળવાનો હોય છે; અને જ્યારે એ પ્રયાસમાં તે પક્ષ સફળ થાય છે ત્યારે પ્રજાકીય પસંદગી સામા પક્ષ ઉપરથી ઉતારી પોતાની ઉપર વાળવામાં તે ફત્તેહ પામે છે: પણ એ પ્રયાસની પાછળ એક સૂત્ર હંમેશ ગર્ભિત હોય છે તે એ કે "The government of the country must go on." દેશના રાજ્યવહીવટનું કામ કદી પણ અટકી શકે નહિ. એટલા માટે જે પક્ષ સરકારી પક્ષને વખોડી તેના સામે ઠપકાની દરખાસ્ત પસાર કરાવી શકે તેને માથે તે જ સમયે એટલી ફરજ રહેલ છે કે દેશના અમલનું કામ તેણે પોતાના ઉપર લઇ લેવાનું છે: તે બાબતમાં આનાકાની ચાલી શકે નહિ. એટલે જે વર્ગ સરકારી પ્રધાનોના કામ ઉપર ટીકા કરે તેઓ હમેશાં યાદ રાખે છે કે જો અમે તેઓ સામે ઠપકાની દરખાસ્ત પસાર કરશું તો તે પ્રધાનો પોતાની જગ્યાનાં રાજીનામાં આપશે અને તે વખતે પ્રધાનપદ સ્વીકારી રાજ્યઅમલની જવાબદારી પંડ ઉપર લેવાની ફરજ પ્રાપ્ત થશે. એટલે બધી ટીકા કરતાં એ જવાબદારીની ભાવના હમેશ તેમના મનમાં હાજર હોય છે; અને એ ભાવનાથી તેઓની ટીકામાં વ્યવહારૂપણાનો અંશ કાયમ હોય છે. હિંદમાં આજ સુધી સરકારી અમલદારો એક તરફ અને પ્રજાના પ્રતિનિધિઓ બીજી તરફ અને તેમાં ગમે તેવા ઠપકાને પાત્ર થયા છતાં સરકારી અમલદારો પોતાનાં સ્થાનેથી ફેરવી શકાય નહિ એવી સ્થિતિને લીધે તેઓની સ્થિતિ બેજવાબદાર અને તેને પરિણામે તુમાખી થઇ જાય. એ પ્રમાણે એક તરફ એ સ્થિતિને પરિણામે irremovable executive સ્થાનભ્રષ્ટ ન થઇ શકે એવા પ્રધાનો હોય છે. બીજી તરફથી પ્રજાના નેતાઓ માત્ર ટીકાકારની સ્થિતિમાં હોવાથી તથા પોતાની ટીકાના વાસ્તવિકપણાની પરીક્ષા કરવા માટે રાજ્યસંભવમાં ભાગ લેવાની તક તેમને મળતી ન હોવાથી તેઓ ટીકામાં

જવાબદારીની ભાવનાને અંગે આવતી વ્યવહારૂતાની ખામી આરોપાય છે-અને તે દોષને irresponsible criticism નામ અપાય છે. એટલે હિંદી ધારાસભાઓ ખરી પાર્લમેન્ટરી સભાઓના મુખ્ય અધિકારથી વંચિત હતી; આ સ્થિતિ સુધારવાને નવા સુધારામાં ડાયાર્કિનું બંધારણ રચવામાં આવ્યું છે અને તેમાં સંપૂર્ણપણે તો નહિ પણ અમુક અંશે જવાબદારીનું અંગ દાખલ કરવામાં આવેલ છે. તે એવી રીતે કે રાજ્ય અમલનાં બધાં અંગોના વિભાગ કરી કેટલાંક ખાતાંઓ પ્રજાકીય જવાબદારી નીચે મૂકવામાં આવ્યા છે અને તે ખાતાનો અમલ ધારાસભાનો વિશ્વાસ ધરાવનાર પ્રધાનોને સોંપવામાં આવ્યો છે. આ યોજનાનો હેતુ પ્રધાનોમાં અને ધારાસભાના સભ્યોમાં જવાબદારીની ભાવના કેળવવાનો છે પણ એ ભાવના કેળવવી એ સમય અને તેનો અમલ જે રીતે થાય તેના ઉપર આધાર રાખે છે. દોઢસો વર્ષથી જે પદ્ધતિથી સરકારી કામકાજ ચાલતું હતું તે પદ્ધતિ માત્ર એક પાર્લમેન્ટે પસાર કરેલા નવા કાયદાથી બંધ ન પડે; અને તેને સ્થાને નવીન ભાવના, નવીન કાર્યપદ્ધતિ, દાખલ થઈ ન જાય; અને એવી આશા રાખનાર પોતે ઇતિહાસથી અને મનુષ્ય સ્વભાવથી અજ્ઞાન હોવાનો આરોપ પોતા તરફ ખેંચી લે છે. ડાયાર્કીની ફત્તેહમાં આવરણરૂપ એક તરફથી આ પ્રમાણે આપણી પ્રજામાં ઉત્પન્ન થયેલ અકારણ અધીરાઈ એ કારણ છે, ત્યારે બીજી તરફથી નવા સુધારાએ દાખલ કરેલ સંજોગો અને કેટલીક વ્યક્તિગત મુશ્કેલીઓ એટલી જ જવાબદાર છે. એ સંજોગોમાં સર્વથી મહત્ત્વનો એ હતો કે નવા સુધારા એટલા બધા ખચાળ નીવડ્યા કે શરૂઆતનાં વર્ષોમાં હિંદના બધા પ્રાન્તોમાં અને ખુદ વડી સરકારના બજેટમાં પણ ખોટ ખોટ અને ખોટ દેખાવા માંડી; આથી નવા કર નાખી એ ખોટ પૂરવાની ફરજ પ્રાપ્ત થઇ અને કોઇ પણ પ્રજાકીય સંસ્થા કર નાખી પોતાની લોકપ્રિયતા નીભાવી શકે નહિ. એટલે પ્રાન્તોમાં પ્રધાનોના હાથમાં ખાતાં આવ્યાં ત્યારે એ ખાતામાં સુધારા વધારા દાખલ કરવા માટે જોઇતી નાણાંની સગવડને અભાવે પ્રધાનો કંઈપણ મહત્ત્વનું કામ કરવા અશક્ત નીવડ્યા અને તેથી તેમને પોતાનું ખરૂં કામ-કે ધારાસભાની પાસે પોતપોતાનાં ખાતાઓ માટે સ્પષ્ટ રાજ્યનીતિ પસંદ કરાવી તે મુજબ કામ લેવું, એ પડતું મૂકી માત્ર એ ખાતાના નિયામક અમલદાર (Head of a department) ની સ્થિતિમાં રહેવું પડ્યું અને તેથી એ પ્રધાનોની માનસિક સ્થિતિ પણ કદાચ એ સ્થિતિને અનુકૂલ થઈ પડી મુંબાઇની ધારાસભામાં મી (હાલ સર) ચુનીલાલ મહેતા પ્રધાનપદે હતા ત્યાંથી તેઓએ એક્ઝીક્યુટિવ કાઉન્સિલની જગ્યા પસંદ કરી એ આ જાતની માનસિક વૃત્તિ સિવાય સમજી શકાય તેમ નથી. સરકાર ગમે તેટલો મોટો હોદ્દો આપે તોપણ તે કરતાં પોતાના દેશની પ્રજાના નેતા તરીકેનું પદ વધારે મહત્ત્વનું, વધારે માનપ્રદ અને વધારે મોટી જવાબદારીનું છે એ ભાવના આપણા દેશમાં સબળ થશે ત્યારે જ ખરો પ્રજાકીય જુસ્સો (democratic spirit) આપણી પ્રજામાં આવેલો ગણી શકાશે.

બીજી મુશ્કેલી ધારાસભામાં પડી ગયેલા પક્ષો એટલા બધા અને જુદી જુદી મનોવૃત્તિના પરિણામરૂપ હતા કે તેમાંથી પ્રધાનોની જવાબદારીની ભાવના સ્ફુરી શકી નહિ એટલે પરિણામ એ થયું કે પ્રધાનોની નીમણુંક તેઓ અમુક પક્ષની બહુમતિ ધરાવે છે એ દષ્ટિબિન્દુથી થયેલી હોવા છતાં. પ્રધાનપદ ઉપર આવ્યા પછી એઓને પોતાનું કામ કરવામાં

ઘણે ભાગે સરકારી પક્ષના મતોનો આધાર રાખવો પડ્યો. આથી પ્રધાનોની ભેગી જવાબદારી ( cabinet responsibility )ની ભાવના વૃદ્ધિ પામી નથી.

ત્રીજી, વ્યક્તિગત મુશ્કેલીઓ સુધારાને અંગે સર્વોપરિ સ્થાન ઉપર રહેલી જુદી જુદી વ્યક્તિઓના સ્વભાવ અથવા કામ કરવાની આવડત અનાવડતને લઇને ઉત્પન્ન થયેલી હતી; ઉદાહરણ તરીકે નવા સુધારાને અંગે બધા ગવર્નરો ઉપર ખાસ આજ્ઞા મૂકવામાં આવી હતી કે તેમણે પ્રધાનો અને કાર્યકારિણી સભાનાં સભ્યો ( executive councillors )ની આગળ બધા મહત્ત્વના સવાલોની એક બેઠકમાં ચર્ચા ચલાવવાના અને છેવટે નિર્ણય લાવવાના પ્રસંગો લાવવા અને એવી રીતે ભેગી જવાબદારીની ભાવના કેળવાય તથા તે સાથે પ્રધાનો અને કાર્યકારિણી સભાના સભ્યો એકબીજાને પોતાના જ્ઞાન તથા અનુભવનો લાભ આપી શકે. છતાં આ સૂચનાનો અમલ મુંબાઇ ઇલાકામાં વાસ્તવિક રીતે કરવામા નહોતો આવ્યો અને તે માટે મુંબાઈના ગવર્નર લૉર્ડ લૉઇડના ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યો હતો. બીજી તરફથી કેટલેક સ્થળે પ્રધાનો પોતાની જવાબદારી અથવા શક્તિનો વાસ્તવિક ખ્યાલ ધરાવતા નહોતા એવો અનુભવ પણ થયો હતો. અમુક પ્રધાને ફરિયાદ કરી કે તેની રાજ્યનીતિ અમલમાં મૂકવામાં અંતરાય આવતા હતા. ત્યારે સર એ મુડિમેને સવાલ પૂછ્યો કે તો પછી તમે રાજીનામું શા માટે ન આપ્યું ? પણ તેનો સંતોષકારક જવાબ મળ્યો નહિ. તેમ જ યુ. પી. માં પંડિત જગતનારાયણ તથા મી. ચિન્તામણીએ અમુક સવાલમાં ગવર્નર સાથે મતભેદ થવાથી રાજીનામાં આપ્યાં ત્યારે તેમને સ્થાને ગવર્નરે બીજા પ્રધાનો નીમ્યા અને દેખીતી રીતે ધારાસભાએ એ પ્રધાનોને પણ સ્વીકાર્યા. કારણ પ્રધાનોની નીમણુક જો કે ગવર્નર કરે પણ તેનો સ્વીકાર કરવો કે નહિ તે ધારાસભા ઉપર આધાર રાખે છે અને એ સત્તાનો ઉપયોગ હજી ધારાસભાએ–બંગાળ તથા મધ્ય પ્રાન્તમાં પ્રધાનપદની પદ્ધતિ જ નામંજુર કરવા સિવાય–બીજી રીતે કર્યો નથી. એ પ્રમાણે કેટલીક બાબતમાં ખરી સત્તા ક્યાં છે તે ન સમજાયાથી ખોટી જગ્યાએ દોષનું મિથ્યારોપણ કરવામાં આવે છે.

આ ચર્ચા કરી પછી છેલ્લાં પાંચ વર્ષમાં જે કાંઇ બન્યું છે તેની ટૂંકી નોંધ કરી ઉપસંહારમાં પ્રો. ઠાકોર કહે છેઃ ત્યારે હવે આપણે એ સવાલ પૂછીએ કે આ "ડાયાર્કી" જે છેલ્લાં પાંચ વર્ષથી વધુ વખતથી અમલમાં મૂકવામાં આવી છે તે ફત્તેહમંદ થઇ છે કે નહિ ? મારા માનવા પ્રમાણે તો 'ડાયાર્કી ફત્તેમમંદ નીવડી છે કે નહિ ?' એવો સામાન્ય પ્રશ્ન તો અર્થરહિત છે. આપણું અંતિમ લક્ષ્ય પાર્લમેન્ટરી નમૂનાનું સ્વરાજ્ય અથવા જવાબદાર રાજ્યતંત્ર છે; અને તે તરફ કૂચ કરવાના સાધન તરીકે ડાયાર્કી દાખલ કરવામાં આવી છે; એટલે જ્યા સુધી સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત થાય અથવા તો સ્વરાજ્ય એ આપણું ધ્યેય મટી જાય એ બેમાંથી એક પરિણામ આવે ત્યાં સુધી ઉપરના સવાલને અવકાશ નથી. અને બીજા હાથ પર, જ્યારે એ બેમાંથી એક પરિણામ આવે ત્યારે તો સવાલ એટલો જ રહેવાનો કે હવે પછી બીજું પગલું શું લેવું ? ડાયાર્કીને અમલમાં મૂકવામાં મુશ્કેલીઓ નડે છે એ તો સહેલાઇથી સમજાય તેવું છે. કોઈ પણ ધર્મશાળા કે મુસાફરખાનું એ કાયમના ઘરના જેટલી સગવડ ધરાવી ન જ શકે. એવા મકાનની ઘણી અગવડો આપણે ચલાવી લઇએ છીએ કારણ આપણે જાણીએ છીએ કે એ સ્થાનની અંદર આપણો નિવાસ માત્ર થોડા વખતને માટે જ છેઃ અને આપણને તો આપણા કાયમના સ્થાન ઉપર પહોંચવાની

ઉતાવળ હોવાથી આપણે રસ્તામાં બીનજરૂરી વખત ગાળવા માગતા નથી છતાં એટલી વાત તો નિર્વિવાદ છે કે હિંદી વિચારવંત વર્ગમાંના ઉપરના સિદ્ધાંતવાદીઓ ખરે અણીને પ્રસંગે જોઇએ એવું દાક્ષિણ્ય બતાવી શક્યા નથી અને તેને પરિણામે હિંદી રાજકીય પ્રગતિના નેતાનું પદ ગુમાવી બેઠા છે. વિનીત પક્ષ, સ્વતંત્ર પક્ષ, રાષ્ટ્રીય પક્ષ, ઉત્ક્રાન્તિ વાદી, આંગ્લ-મિત્ર આ વર્ગના નેતાઓને પહેલી ચૂંટણીને વખતે સોનેરી તક પ્રાપ્ત થઇ હતી. કારણ આંગ્લ શત્રુઓ, અસહકારીઓ, ઉદ્દામ પક્ષવાળાઓ, મહાત્મા ગાંધી અને મહમદઅલી શૌકતઅલીના અનુયાયીઓએ બધાએ કાઉન્સીલોના બહિષ્કાર કરવાની ગંભીર ભૂલ કરી હતી અને તેને પરિણામે પહેલી કાઉન્સિલોનું કામ પ્રથમ ગણાવેલા પક્ષવાળાના હાથમાં આપોઆપ આવી-પડયું હતું, અને જો કે તેઓ પોતાની રાજ્યનીતિ નિપુણતા મધ્યસ્થ વૃત્તિ, રાજ્ય વહીવટનો અનુભવ, અને રાજકીય બંધારણસરની ચળવળ જ્ઞાનનો મોટો ફાંકો ધરાવતા હતા છતાં આ પ્રસંગે એ ગુણોનો ઉપયોગ કરવામાં નિષ્ફળ નીવડયા. અંગ્રેજ પ્રજાના કોઈ પણ વિભાગને આવી સંધિ મળી હોત તો તેવે પ્રસંગે તેઓએ પોતાના બધા ગમે તેવા ગંભીર મતમતાંતર બાજુએ મૂકી સરકાર સામે પ્રજાકીય પક્ષ ઉભો કરી ધારાસભામાં બહુમતિ સ્થાપી હોત, પોતાની પસંદગીના પ્રધાનો નીમવાની ફરજ પાડી હોત અને એ પ્રધાનો દ્વારા સોંપાયલાં ખાતાં વિષે મતદાર મંડલ સમજી શકે એવી સાદી રાજ્યનીતિ અખતીઆર કરી સરકારને નમતું આપવાની ફરજ પાડી હોત તે વખતે પંજાબનો અત્યાચાર એટલો બધો તાજો હતો, હિંદી મુસલમાનની મનોવૃત્તિ એવી-જાતની હતી કે લોર્ડ રેડીંગ અને તેની હાથ નીચેના અમલદારોને એ મંડળ સામે નમીને ચાલ્યા વગર છૂટકો નહતો. તેઓની રાજનીતિનું સૂત્ર એક જ હતું કે ગમે તેમ કરી આ જુસ્સો જે અત્યારે પ્રજામાં ઉભરાઇ ઉઠયો છે તેને શાંત પડવા દ્યો. તે માટે વખત મેળવો અને વખત પોતાનું કામ એની મેળે કર્યે જશે. સરકારને તો એ જ બતાવવું હતું કે પ્રજાકીય નેતાઓ પણ કાંઇ ઉકાળી શકે તેમ નથી, અને ખાલી ભાષણ કરવામાં જ પોતાની પ્રવૃત્તિની ઇષ્ટિતા સમજે છે. પણ જો ખરા પ્રજાકીય નેતા તે વખતે આગળ આવ્યા હોત અને તેઓએ ધારાસભામાં સબળ પક્ષ ઉભો કરી, નાના નાના સવાલો બાજુએ મૂકી માત્ર મહત્ત્વના સવાલો ઉપર જ સરકાર સામે બાથ ભીડી હોત અને એ સવાલોમાં સરકાર મચક ન આપે તો પ્રધાનોએ રાજીનામાં આપી ધારાસભા બરખાસ્ત કરવાની ફરજ પાડી હોત તો તેઓ પોતાના મતદાર મંડળો પાસે જઇ ફરી ચૂંટણીમાં ઉભા રહી, તેમાં ચૂંટાઇ, સરકારને પોતાની રાજ્યનીતિ સ્વીકારવાની ફરજ પાડી શકત. ખરી બંધારણપૂર્વક લડત લડવાની એ બાજી હતી: પણ આપણે તો ધારાસભાના સભ્યો પોતાના મતદારો પાસે જતાં, અરે કોઈ પણ જાતની જાહેરસભા ભરતાં જ અચકાતા હતા. ત્યાં તેઓથી બીજું શું થઇ શકે ? આ પ્રમાણે કોઈ પણ દેશમાં ભાગ્યે જ મળી શકે છે એવો પ્રસંગ આ પ્રમાણે ગુમાવવામાં આવ્યો અને ત્રણ મહત્વનાં વર્ષો ખોવાયાં: બીજી ચૂંટણી વખતે તો આપણા અસહકારી ભાઇઓએ પહેલી ચૂંટણી વખતે કરેલી ભૂલ જોઇ અને તેઓ એટલી મોટી સંખ્યામાં આગળ આવ્યા અને ચૂંટાવામાં ફતેહ પામ્યા. અને ચૂંટાયા પછી તેઓએ એ જાતની બાજી રચી કે જેનાથી રાજકીય પ્રગતિ થઇ શકે તેમ નહતું. બીજી તરફથી અમલદાર વર્ગને જોઇતો અવકાશ મળવાથી તેઓ પોતાનાં પક્ષના સમર્થનમાં મજબુત થયા અને આ પ્રમાણે મળેલી સંધિ ગઇ તે ગઇ જ.

બીજી ચૂંટણી પછી અસહકારી સભ્યોએ જોયું કે શુદ્ધ અસહકાર ચાલી શકશે નહીં અને તેથી તેને બદલે પ્રતિયોગી સહકાર યોજવાની ફરજ પડી. ધારાસભાના સભ્યો અને તેમને ચૂંટનાર મંડળો બન્ને આ પ્રમાણે શીખ્યાં કે જ્યાં સુધી સરકાર સામે પ્રજાપક્ષ એકમુખી સબળ બાજુ ઉભી કરી શકે નહિ ત્યાં સુધી પાર્લમેન્ટરી રાજ્યસંસ્થામાં ઘાણું કામ થઇ શકશે નહિ. અત્યારે જે અનેક પક્ષો બંધાયા છે તે બધા પોતપોતાના નાના નાના વિક્ષેપો દૂર કરી જ્યારે એક સબળ બહુમતિવાળો પક્ષ ઉપજાવશે ત્યારે એ પક્ષના નેતાઓ પ્રજાકીય રાજ્યનીતિ પ્રજા આગળ મૂકી શકશે અને પ્રજાએ પસંદ કરેલી રાજ્યનીતિ સ્વીકારવાની ગવર્નરને-સરકારને-ફરજ પાડશે અને ત્યારે જ સ્વરાજ્યના સૂર્યનાં કિરણો દૃષ્ટિ મર્યાદામાં આવશે.

આ પ્રમાણે ડાયાર્કીના વિષયની ચર્ચા કરી કર્તા હિન્દ સરકાર અને તેની કાર્યપદ્ધતિ તપાસે છે તથા તેના મહત્ત્વના સવાલો ચર્ચે છે; એ ચર્ચા સમાપ્ત કરતાં તે કહે છે કે આપણે બતાવી ગયા તે પ્રમાણે એક તરફ બીનજવાબદાર ધારાસભા અને બીજી તરફ ન ફેરવી શકાય તેવું વહીવટી મંડળ એ બન્ને મળીને હિંદનું રાજ્યતંત્ર ચલાવે છે અને એ બન્ને વચ્ચેના ઘર્ષણથી રાજ્યતંત્રનું ગાડું અટકી પડતું નથી તેનું કારણ એટલું જ છે કે હિંદી ધારાસભા એ સમાનસત્તા ભોગવનાર અંગ નથી પણ ઓછી સત્તા ધરાવનાર ભાગીયાની સ્થિતિમાં છે. તેમ જ પ્રાન્તોમાં પ્રધાનો એ પ્રજાકીય પક્ષના નેતાઓ કરતાં પોતપોતાના ખાતાના ઉપરી અને સરકારી અમલદાર તરીકે સત્તા ભોગવે છે. ટૂંકામાં, આપણા નેતાઓ, વિચારકો અને વિવેચકો રાજ્યબંધારણના અંકુશો ઉપર હદ કરતાં વધુ વજન મૂકે છે અને આપણો દેશ રાજ્યનીતિની પાઠશાળામાં હજી એકડા ઘૂંટે છે એનું સૌથી સબળ પ્રમાણ એ જ છે કે આ ખોડખાંપણ ઉપર આપણે અઘટિત વિશેષ ભાર મૂકીએ છીએ અને ખરા મહત્ત્વના અને ગંભીર ચિંતનના વિષયો ઉપર જોઇએ તેટલું ધ્યાન આપતા નથી.

આ મહત્ત્વના વિષયોમાંથી ખાસ ચાર સવાલો ઉપર કર્તા પોતાના વિચાર લંબાણથી દર્શાવે છે તે સવાલો નીચે પ્રમાણે છેઃ-(૧) દેશી રાજ્યો (૨) કોમી વિખવાદ (૩) હિંદી સૈન્યમાં હિન્દી તત્ત્વ (૪) રાજ્યબંધારણની ચળવળ. આ દરેક સવાલ ઉપર કર્તા વિગતમાં ઉતરી વિવેચન કરે છે અને હિન્દી રાજકારણના અભ્યાસીને અત્યારે અત્યંત મહત્ત્વના સવાલ હોઇ તેના વાસ્તવિક નિરાકરણ ઉપર દેશની રાજકીય પ્રગતિનો મુખ્ય આધાર છે એટલે એ સવાલોની વિગતવાર ચર્ચા આવશ્યક છે.

**હરિલાલ માધવજી ભટ્ટ**

---

# કવિશ્રી ન્હાનાલાલનો આધુનિક કાવ્યસાહિત્યમાં ફાળો

આપણાં સાહિત્યનો અર્વાચીન યુગ દલપત નર્મદથી શરુ થતો સાધારણ રીતે માનવામાં આવે છે. આ માન્યતા અનેક દૃષ્ટિબિન્દુ ઉપર રચાએલી છે તેમાંનું એક દૃષ્ટિબિંદુ એ છે કે નર્મદ દલપત પૂર્વે જે કાવ્યો લખાતાં તે બધામાં મુખ્યત્વે કરીને સામ્પ્રદાયિક તત્ત્વ વિશેષ હતું, અને આથી કાવ્યો સમજવાને માટે તે તે સમ્પ્રદાયોનાં થોડાં ઘણા જ્ઞાનની ભૂમિકાની આવશ્યક્તા રહેતી આ વસ્તુસ્થિતિમાં દલપત નર્મદનાં આગમનથી ફેર પડ્યો, કાવ્ય સામ્પ્રદાયિક ચીલામાંથી નીકળી જઈ વધારે વિશાળ સૃષ્ટિમાં વિહરવા માંડ્યું: અને પરિણામે જીવનની પ્રવૃત્તિએ જેમ અનેકવિધ છે, તેમ કાવ્યની ગતિ પણ અનેક ક્ષેત્રોમાં થવા લાગી. આ બધાંને પરિણામે આપણાં કાવ્યસાહિત્ય પ્રતિ દૃષ્ટિ માત્ર કરવાથી આપણે જોઈ શકીશું કે આપણા કવિઓએ પ્રભુભક્તિ, રાષ્ટ્રભક્તિ, પ્રકૃતિ, શૃંગાર, વિરહ, ઇતિહાસ, બંધુભાવ, ગુરુભાવ, પ્રવાસ, આત્મભોગ, આદિ અનેક ક્ષેત્રોમાં વિહાર કરવા માંડ્યો છે. આ બધાં જુદાં જુદા ક્ષેત્રોમાં કોઇને કોઈ કવિએ વધતો ઓછો ફાળો આપ્યો છેઃ જેમકે હૈયાંને હલમલાવી નાખતે કરુણ (Tragic) સ્વ૦ કાન્તે, વીરરસથી છલકાતાં કાવ્યો સ્વ૦ હરિ હર્ષદ ધ્રુવે, ઇતિહાસ ખેતી અને આર્ય સંસ્કૃતિ જેવા વિષયો ઉપરનાં કાવ્યો શ્રી. બળવંતરાય ઠાકોરે, કોઇ અપૂર્વ સૌંદર્ય પ્રાપ્તિ માટે દિલનાં ઊંડા દર્દ અને સૂફીઓના જેવી મસ્તીવાળાં કાવ્યો સ્વ૦ બાલાશંકર કંથારીઆએ, પ્રકૃતિ વિષયક કાવ્યો શ્રી નરસિંહરાવે અને બીજા અનેક કવિઓએ જુદાં જુદાં ક્ષેત્રોમાં પોતપોતાની શક્તિ અનુસાર ફાળો આપ્યો છે; પરંતુ કોઇ એક જ કવિનાં કાવ્યોએ એ સર્વ ક્ષેત્રોમાં ગતિ કરી હોય એ શોધવું હોય તો જરા મુશ્કેલી પડે. એનું કારણ એક દૃષ્ટિથી એ આપી શકાય કે યાંત્રિક સંસ્કૃતિના યુગમાં specialization એકદેશીય વિકાસ ઉપર વધુ ભાર મૂકાય છે અને તેના છાંટા સાહિત્યના ક્ષેત્રમાં પણ ઉડ્યા હોય છે. આપણા કવિઓની દૃષ્ટિ મોટે ભાગે પૃથક્કરણ કરનારી જ (analytic) બની ગઇ હોય છે એ જોતાં આ માન્યતા સાચી લાગશે. અને તેથી આપણા અર્વાચીન કવિઓ કનેથી આપણે કદિ પણ કોઈ મહાકાવ્યની આશા નથી રાખતા. આમ છતાં આપણા કાવ્યસાહિત્યનું જો કોઇ સૂક્ષ્મ અવલોકન કરે તો તેને અવશ્ય માલમ પડશે કે ગૂજરાતે ઓછામાં ઓછો એક કવિ તો એવો આપ્યો છે જેનો કાવ્યસ્રોત જીવનનાં ઘણાં-ખરાં ક્ષેત્રોમાં વહી રહ્યો છે. સર્વ કોઇ સ્હેજે સ્વીકારશે કે શ્રી. ન્હાનાલાલ આવા એક કવિ છે. આ નાનકડા નિબંધમાં આ દૃષ્ટિથી શ્રી ન્હાનાલાલે કાવ્યદેવીને ચરણે ધરેલા અર્ધ્યનો આછો આસ્વાદ કરાવવાનો નમ્ર પ્રયાસ છે.

પ્રથમ પ્રભુભક્તિનાં કાવ્યો તપાસીશું. આ વિષય પહેલો લેવામાં અનેક દૃષ્ટિથી ઔચિત્ય રહેલું છે. સાધારણ રીતે જે કોઇ કાવ્ય લખવાની શરુઆત કરે છે તે સર્વ કાં

તો પ્રભુભક્તિ કે રાષ્ટ્રભક્તિથી શરૂઆત કરે છે. એનું કારણ એ છે કે આ વિષયો એકદમ સુલભ છે, અને સાથે તેટલા જ અસ્પષ્ટ—vague—છે, પણ આ કારણોને લઇને જ એ વિષય એટલા મુશ્કેલ પણ છે, અને તેમાં ડુબકી મારનારા સાચાં જવાહીરને જગત સમક્ષ બહુ જવલ્લે ધરી શકે છે. પરમાત્માની ભવ્ય વિભૂતિને સમજ્યા વિના, તેની સાથે એકતા સાધ્યા વિના અને તેનાં અગાધ રહસ્યમાં ડૂબકી માર્યા વિના ઇશ્વરવિષયક કાવ્યો ઉચ્ચ પ્રતિનાં કાવ્યોની હારમાં ભાગ્યે જ શોભી શકે. ઉપનિષદ્ અને વેદના ઋષિઓમાં એ દૃષ્ટિ હતી, અને તેથી જ જુગ જુગ થઇ જવા છતાં ય આજે તે ઋચા, તે મંત્રો, અને તે શ્લોકોમાં તેવી ને તેવી જ તાજગી છે; આજે સંસ્કારી આત્માને તે તેવી ને તેવી જ પ્રેરણા આપી શકે છે; આવી જ દૃષ્ટિ કંઇક અંશે આપણા પ્રાચીન કવિઓમાં પણ હતી, ખાસ કરીને મીરાં અને નરસિંહ આ દૃષ્ટિને પરિણામે જ અમર રહ્યાં છે. આજે ય મીરાનું "ચાકર રાખો જી" આબાલ વૃદ્ધ, અભણ કે વિદ્વાન સર્વ કોઇને ભક્તિ–રસમાં તરબોળ કરી દે છે, એટલું જ નહિ પણ અનેક કવિઓને પ્રેરણા આપી શકે છે. આવાં પ્રેરણાજનક પ્રભુભક્તિનાં કાવ્યો આપણા અર્વાચીન કાવ્યસાહિત્યમાં જો શોધીએ તો બહુ ઓછાં જ મળશે–જો કે પ્રભુભક્તિનાં કાવ્યો તો જે કોઇને કવિ નામની ખરી ખોટી ઉપાધિ લાગી હશે તે સર્વએ લખ્યાં છે. આમ છતાં આપણને છેક નિરાશ થવું પડે એમ તો નથી જ. ભોળાનાથ સારાભાઇ, કેશવલાલ હરિલાલ, મણિલાલ દ્વિવેદી, નરસિંહરાવ આદિ અનેક કવિઓના કાવ્યભંડારમાંથી આપણને કોઇ ને કોઇ જગ્યાએ તો રત્ન મળ્યા વિના ન જ રહે. ઇયત્તાની દૃષ્ટિએ ભોળાનાથ સારાભાઇ અને કેશવલાલ મોખરે આવે છે, પરંતુ સ્વ૦ ભોળાનાથનાં કાવ્યો ઉપર પ્રાર્થના સમાજની છાપ હોઇ તે ભૂલાવા લાગ્યાં છે, જ્યારે સ્વ. કેશવલાલનાં કાવ્યોમાં ગેયતા પ્રધાનપદે હોવાથી, અને ગાંધીજીની અનેકવિધ પ્રવૃત્તિઓમાં સંગીતનું પુનરુજ્જીવન પણ હોવાથી આજે તે કાવ્યો ઠેરઠેર હોંસથી ગવાવા લાગ્યાં છે. ખાસ કરીને તેમનું "દીનનાથ દયાળ નટવર, હાથ મ્હારો મૂકશો મા." એ બાગેસરી રાગમાં ગવાતું કાવ્ય તો દક્ષિણીઓમાં પણ પ્રસિદ્ધિ પામી ચૂક્યું છે. આમ છતાં તેમનાં કાવ્યોમાં કળાની દૃષ્ટિએ ઉણપ લાગે છે. તેમની પ્રેરણા બળવાન હોય છે, પણ કવન Execution નબળું થઇ જાય છે. ઉદાહરણ તરીકે, "તૂટ્યો મ્હારો તંબુરાનો તાર રે, ભજન અધુરૂં રહ્યું ભગવાનનું" આ એમનાં એક કાવ્યની પ્રથમ પંક્તિ કવિત્વથી ઝલકાય છે, અને આપણે એ ભાવને વધુ ભવ્ય રીતે વિકાસ પામેલો જોવા બીજી પંક્તિઓ તરફ જ્યાં દૃષ્ટિ કરીએ છીએ ત્યાં એકદમ નિરાશ થવું પડે છે–કવિની પ્રેરણા મોળી પડી જાય છે, અને કાવ્યનો આત્મા ફીક્કો થઇ જાય છે. આ દોષ એમનાં ઘણાંખરાં કાવ્યોને લાગુ પડે છે. સ્વ. મણિલાલ દ્વિવેદીએ પણ સુન્દર પ્રભુભક્તિનાં કાવ્યો લખ્યાં છે, પણ તેમનાં ય કોઈ કોઈ કાવ્યોમાં ઉપર જણાવ્યો તે દોષ આવી જાય છે. ઉદાહરણ તરીકે "ગગને આજ પ્રેમની ઝલક છાઇ રે". એ પંક્તિ વાંચતાં જે ભવ્ય કાવ્યની આપણે આશા રાખીએ છીએ તે પાછળની પંક્તિઓ વાંચતાં નિષ્ફળ નીવડે છે. પણ તેમનાં કેટલાંક કાવ્યો તો ખરેખર સુન્દર છે. તેમનું "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે". એ કાવ્ય તો આપણા સાહિત્યમાં અમર રહેશે જ. પણ તેમનાં કાવ્યોમાં તેમણે તત્ત્વજ્ઞાન ઉતારવા પ્રયત્નો કર્યા છે; અને તેથી ઘણી વખત તે બધાં કાવ્યો કાવ્યસૃષ્ટિમાંથી નીકળી જઇ તત્ત્વ-

જ્ઞાન અને વેદાન્તની દુનિયામાં ચાલ્યાં જાય છે, અને આથી મોટે ભાગે શુષ્ક બની જાય છે. આવા અને એથી યે વધુ બીજા અનેક દોષો આપણા ઘણાખરા કવિઓનાં કાવ્યોમાં માલમ પડે છે; પણ શ્રી નરસિંહરાવ કે ન્હાનાલાલ જેવા કવિઓનાં કાવ્યો આવા દોષોમાંથી મુક્ત છે. શ્રી નરસિંહરાવનાં કાવ્યોમાંનાં કેટલાંક તો ખરેખર અમૂલ્ય છે; અને જો તેમનાં કાવ્યોમાં એક ક્ષતિ આવી જતી ન હોત તો તેમનાં કાવ્યો ઊંચામાં ઊંચું સ્થાન પ્રાપ્ત કરી શકત. આ ક્ષતિ તેમનાં કાવ્યોનું ઉદ્‌ભવસ્થાન મોટે ભાગે હૃદય કરતાં બુદ્ધિ વધુ હોવામાં છે. અને એમનાં જે જે કાવ્યો આ ક્ષતિમાંથી ઉગરી શક્યાં છે તે અમર રહેવાને સર્જાએલાં છે, અને તેમનું મૂલ્ય આંકવું અતિ મુશ્કેલ કાર્ય છે. ઉદાહરણ તરીકે તેમનાં "મંગળ મંદિર ખોલો" કાવ્યમાં જે સરળતા, જે ભાવભીની ભક્તિથી છલકાતું હૃદય આપણે જોઇએ છીએ તેણે કોના હૃદયમાં ભક્તિની છોળો નથી ઉછાળી ? તેમ "Lead kindly light" એ કાર્ડિનલ ન્યૂમેનની પ્રાર્થનાના ભાવવાહી અને સરળ ભાષાન્તરની લોકપ્રિયતા આજે કોનાથી અજાણી છે ? ભાષાન્તર હોવા છતાં શ્રી નરસિંહરાવનું વ્યક્તિત્વ એમાં આવ્યું જ છે, અને તેથી એક મૌલિક કાવ્ય તરીકે આપણે એને જરૂર સ્વીકારી શકીએ. આ ઉપરાંત જે કાવ્યોમાં બુદ્ધિ અને હૃદયનું સુભગ મિશ્રણ થયું હોય એવાં તેમનાં કાવ્યો મનોહર હોય છે. ઉદાહરણ તરીકે તેમની નીચેની પંક્તિઓ કદી પણ ભુલાય ખરી ?

કદી ઘેરે ઘેરી હૃદય વિપદોની ઘનઘટા,
મચાવી અંધારૂં નયન થકિ લોપે પથ, તદા;
કૃપારશ્મિ પ્રેરો, ઘનદળ વિખેરી દઇ ઘણા,
પ્રભો ! નૌકા પ્રેરો સુસરલ પથે રાખિ કરુણા.

× × × ×

અને અન્તે પેલા સ્મિતમય કિનારા જહિં પડ્યા,
ભર્યાં આનન્દોએ અનુપમ સુખો રે ! જહિં જડ્યાં;
તહીં રે ઉતારી સરલ ગતિથી એ સુસરણા,
પ્રભો ! નૌકા મારી ચલવિ અતુલા ધારિ કરુણા.

પણ શ્રી નરસિંહરાવનાં કાવ્યોમાં આવાં કાવ્યો બહુ ઓછાં છે, અને બીજાં ઘણાંખરાંમાં ઉપર દર્શાવેલી એમનાં કાવ્યોની સામાન્ય ક્ષતિ આવી જાય છે. શ્રી ન્હાનાલાલનાં પ્રભુભક્તિનાં કાવ્યો આ ક્ષતિમાંથી મુક્ત હોઇ મન ઉપર વધુ ઊંડી છાપ પાડે છે. તેમણે "પ્રેમભક્તિ ભજનમાળા" નામનો એક આખો સંગ્રહ બ્હાર પાડ્યો છે. તેમાંનાં બધાં જ ભજનો અમર રહેવા સરજાએલાં છે, એમ તો નથી જ; પરંતુ કેટલાંક કાવ્યો એટલાં બધાં સુન્દર છે, એટલાં બધાં મૌલિક છે કે તેમને કાળની અસર કદિ પણ લાગશે નહિ. તેમનું "હરિનાં દર્શન" સર્વ કાળે લોકોના હૃદયના તારને ઝણઝણાવ્યા વિના નહિ રહે.

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઈ રહે;
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં રહે.

× × × ×

સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ ક્યારે ઉઘડશે ?
આવાં ઘોર અંધારાં રે, પ્રભુ ક્યારે ઉતરશે ?

આ પંક્તિઓ એક વાર સાંભળ્યા પછી કદિ પણ ભૂલાય ખરી ? તેમ ઉપનિષદોની ભવ્યતાની ઝાંખી કરાવતું "પરમ ધન પ્રભુનાં લેજો લોક" એ કાવ્યનાં જેવું બીજું આપણાં હાલનાં સાહિત્યમાંથી મળી શકશે ?

દૂર થકી પણ દૂર,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ.
ઉગે તપે કે આથમતાં યે
એ ધન છે અવિનાશ !
પરમ ધન પ્રભુનાં લેજો, લોક !

આ પંક્તિઓની ભવ્યતા તો અવર્ણનીય છે. તેમ "હરિ ૐ ! હરિ ૐ !" "સ્તુતિનું અષ્ટક" "પારકાં કેમ કીધાં ?" "ફૂલ બંસરી" આદિ તેમનાં અનેક કાવ્યો તેમની ઊંડી દૃષ્ટિની સાક્ષી પૂરે છે. ટુંકમાં આપણાં અર્વાચીન કાવ્યસાહિત્યમાં પ્રભુ-ભક્તિનાં કાવ્યોની સમાલોચના કરતાં શ્રી ન્હાનાલાલનું સ્થાન ઘણું ઊંચું-વખતે સર્વશ્રેષ્ઠ આવી શકે; છતાં હજુ તેમનાં ઘણાંખરાં કાવ્યોમાં કંઈક ઊણપ સાલે છે, અને તે જેમ મીરાં, નરસિંહ આદિનાં કાવ્યો જનતાના હૃદયને હલમલાવી મૂકે છે તેમ શ્રી ન્હાનાલાલનાં કાવ્યો સામાન્ય જનસમૂહનાં હૃદય સુધી નથી પ્હોંચી શક્યાં એ છે. આ ઊણપથી કવિ પોતે પણ પરિચિત છે, અને તે તેમને સાલે છે. તેમનું માનવું એવું છે કે હજુ તેઓ સામાન્ય જોડે પૂરેપૂરો સમભાવ સાધી શક્યા નથી, અને તેથી તેમનાં કાવ્યો મીરાં નરસિંહની જેમ હજુ સર્વમાન્ય થયાં નથી. કવિની આ માન્યતા સાચી હશે પણ સાથે એક વાત પણ ખરી છે કે તેમનો લોકસાહિત્યનો અને લોકહૃદયનો અભ્યાસ એટલો ઊંડો છે કે જૂનાં ભજનોની લાંબી હલકવાળાં, અને ગવાતાંની સાથે આખું વાતાવરણ ભક્તિરસથી ભરી દેનારાં ભજનોની આપણે તેમની કનેથી જરૂર આશા રાખીએ જ.

અથવા

જય હે! જય હે! ભારત ભાગ્યવિધાતા

કે "વંદેમાતરમ્" "અયિ ભુવન મનોમોહિની" "ખાકે હિન્દ" કે "સરફરોશી" જેવાં કાવ્યો આપણા સાહિત્યમાં કેટલાં? સ્વ૰ નર્મદાશંકર અને હરિલાલ ધ્રુવનો રાષ્ટ્રગીતોનો ફાળો અમૂલ્ય છે. તેમ સ્વ૰ મલબારીએ પણ એવા કેટલાક પ્રયત્નો કર્યા હતા. એવા પ્રયત્નોમાં તેમનું "ગુજરાતનું ભાવી ગૌરવ" એ બહુ સફળ કાવ્ય છે. આપણા જીવન્ત કવિઓમાં શ્રી ખબરદારે રાષ્ટ્રપૂજાનાં અનેક કાવ્યો લખ્યાં છે; પણ તે કાવ્યોમાં હજુ જેવું જોઇએ તેવું બળ અને પ્રતિભા નથી—અન્ય પ્રાન્તોનાં એ ક્ષેત્રના ઉચ્ચ પ્રતિનાં સાહિત્યની તુલનામાં એ મોળાં પડી જતાં લાગે છે. પ્રખ્યાત બંગીય કવિ સ્વ. દ્વિજેન્દ્રલાલ રૉયનાં જેવાં કાવ્યો જ્યારે તેઓ આપણી સમક્ષ ધરે ત્યારે જ આપણી ભુખ ભાંગે. બીજા આપણા કવિઓમાં શ્રી નરસિંહરાવે તો એ ક્ષેત્ર તરફ દૃષ્ટિ જ નથી કરી. શ્રી બલવંતરાયનું "અસલનેરનાં નૂર" સુન્દર કાવ્ય છે. તેમ સ્વ. કાન્તનું "ઉતારીછ અમ દેશે ઇશ્વર આશીર્વાદ" હૃદયને હલમલાવી નાંખે એવું કાવ્ય છે. આ ઉપરાંત શ્રી ન્હાનાલાલે પણ ઠીક ફાળો આપ્યો છે. જો કે પ્રભુભક્તિનાં આપણાં કાવ્યોમાં એમનાં "પરમ ધન પ્રભુનાં લેજો લોક" કાવ્યને જેમ પ્રમુખસ્થાન આપી શકીએ તેમ તેમના રાષ્ટ્રપૂજાના કાવ્યોમાંથી આપણું રાષ્ટ્રગીત થવા હજુ કોઇ કાવ્ય સર્જાયું નથી. રાષ્ટ્રગીત થવા લખાએલાં કાવ્યોમાં બે ત્રણ વિશિષ્ટતા અનિવાર્ય છે. તે ટુંકું, ભાવપૂર્ણ, અને તરત સમજાય એવું હોવું જોઇએ. તેમાં ભૂત ગૌરવ વર્તમાન પરિસ્થિતિ અને ભાવિની આશા હોવી જોઇએ. આ દૃષ્ટિથી સ્વ૰ નર્મદાશંકરનું "જય જય ગરવી ગુજરાત" અજોડ છે, અને ગૂજરાતનું રાષ્ટ્રગીત થવા માટે જો કોઇ પણ કાવ્ય સંપૂર્ણ રીતે યોગ્ય હોય તો એ જ છે. પણ શ્રી ન્હાનાલાલનો ફાળો અમૂલ્ય છે. તેમનું "ધન્ય હો! ધન્ય જ પુણ્ય પ્રદેશ!" અતિ યોગ્ય રીતે લોકપ્રિય થયું છે. તેમનું "શુકનની ઘડીઓ" અસહકારને અંગે લખાયું હતું છતાં તેમાં સર્વકાળને અનુકૂળ થવાનાં તત્ત્વો છે.

સિંહના બાલથી ખેલતો–ગેલતો,
એ ભરતગોત્રનાં ગોત્રજો છોઃ
સિંહને શસ્ત્ર શાં? વીરને મૃત્યુ શાં?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો.

આ પંક્તિઓ પાછળ રહેલી ભવ્ય પ્રેરણા એ કાવ્ય વાંચ્યા પછી લાંબાં વખત સુધી મનમાં રમ્યા કરે છે. આ ઉપરાંત તેમનું "વીરને વિદાય" કાવ્ય આપણા વીરરસ સાહિત્યમાં અદ્વિતીય છે. તેનાં અનેક અનુકરણો થયાં છે, અને તે બધાં અફળ નીવડ્યાં છે, એ તેની મહત્તાનો અચૂક પૂરાવો છે.

ખડ્ગને માંડવ ખેલવાં,
મ્હારે રણ લીલાના કોડ
મ્હારા કેસરભીના કંથ હો!

અને

આવતાં ઝીલીશ બાણને, હો !
ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફૂટેય મ્હારા ઉરમાં, રાજ !
ઝીલીશ દુશ્મન દાવ:

તેમ

એક વાટ રણવાસની રે,
બીજી સિંહાસન વાટ:
ત્રીજી વાટ શોણિતની સરિતે, *
હો શૂરના સ્નાનનો ઘાટ.

આ પંક્તિઓ કદિ પણ મનમાંથી ખસે ખરી ? ટૂંકમાં શ્રી ન્હાનાલાલે રાષ્ટ્રભક્તિ અને વીરરસના ક્ષેત્રમાં જે જે લખ્યું છે તે બધું મૌલિક છે, અને તેનું મૂલ્ય આંકવા બેસવું એ અતિ સાહસ છે; પણ રાષ્ટ્રગીતનાં ક્ષેત્રનો એક મોટો અને મહત્વનો ભાગ તેમણે વણખેડેલો જ રાખ્યો છે–અને તે રાષ્ટ્રની કરુણસ્થિતિનું ચિત્ર. આ ક્ષેત્રમાં શ્રી ખબરદારે સારી સફળતા પ્રાપ્ત કરી છે. તેમનું "ભરભર મ્હારૂં ખપ્પર લૈયાં, ઓ ભારતના વાસી !" એ કરુણ અને વીરરસથી છલકાતું કાવ્ય અનેક હૈયાંને હલમલાવવાને પૂરતું છે. શ્રી ન્હાનાલાલે કાવ્યનાં અન્ય સર્વ ક્ષેત્રોમાં મેળવેલી સફળતા જોતાં આ ક્ષેત્રમાં પણ તેઓ તેવી જ સફળતા પ્રાપ્ત કરી શકે એ નિઃસંદેહ છે. આપણે જો તેમની કનેથી એવાં અનેક કાવ્યોની આશા રાખીએ તો તે વધુ પડતું ન જ ગણાય.

પ્રકૃતિ કાવ્યો પણ આપણાં અર્વાચીન કાવ્યસાહિત્યનું એક મહત્ત્વનું અંગ છે. શ્રી ન્હાનાલાલે આ ક્ષેત્રમાં આપેલા ફાળાની બહુ ઓછી કદર થઇ છે. અત્રે પ્રકૃતિકાવ્ય વિશે કોઇ પણ જાતની ચર્ચામાં ન ઉતરતાં એક બે વસ્તુ તપાસી લઇએ તો પૂરતું છે. આપણાં સાહિત્યમાં જે જે પ્રકૃતિકાવ્યો લખાયાં છે તેની પાછળનું માનસ તપાસીશું તો બે પ્રકારના સ્પષ્ટ પ્રવાહો આપણે જોઈ શકીશું: (૧) માનવ સમાજ સાથે સંવાદી નહિ રહી શકાવાથી થતું પ્રકૃતિ પ્રતિનું આકર્ષણ, અને (૨) પ્રકૃતિમાં માનવ આત્મા જોડે સમભાવ અને સમાનતા જોઇ તેનાં સુન્દર અંગો માટે ઉછળતો પ્રેમ. શ્રી ન્હાનાલાલનાં કાવ્યો આ બીજા પ્રકારનાં પ્રકૃતિકાવ્યોમાં આવે છે. તેમને મન પ્રકૃતિ કેટલી જીવન્ત વસ્તુ છે તે તેમની નીચેની સુન્દર પંક્તિઓ ઉપરથી બહુ સહેલાઇથી સમજાશે:

જો ! જો ! પ્રકાશ કેરે પોપચે ઉઘાડી મીટ:
સૂર્ય ઉષાની ચેહ્રી નીચે ઉઘાડી મીટ.

તેમનાં "આશા નિરાશાના ચંદ્રમા" "શરદ પુનમ" આદિ અનેક સુન્દર કાવ્યો આપણાં અર્વાચીન કાવ્યસાહિત્યમાં પ્રકૃતિ વિષયક ઉત્તમમાં ઉત્તમ કાવ્યોની હારમાં શોભે એવાં છે–બલકે અજોડ છે. *

* આ વિષય ઉપર વિસ્તારપૂર્વક ચર્ચા લેખકે 'સુવર્ણમાળા'ના અંકમાં "પ્રકૃતિ કવિ તરીકે શ્રી નરસિંહરાવ અને ન્હાનાલાલ" નામના લેખમાં કરી છે તે વધુ ચર્ચા માટે વાચકે જોઇ લેવા કૃપા કરવી.

આ ઉપરાંત શ્રી ન્હાનાલાલે અનેક ક્ષેત્રોમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે, પણ સ્થળ સંકોચને લઇને અત્રે તે સર્વની વિસ્તારપૂર્વક ચર્ચા નથી કરી શકતો; અને તેથી બીજાં એક બે મહત્ત્વનાં ક્ષેત્રો તપાસી સંતોષ માનીશું.

આપણાં સાહિત્યમાં માતા પિતા પ્રત્યેના કે ગુરુ કે લોકનેતાઓ કે ભાઇ બ્હેનના પ્રેમનાં બહુ ઓછાં કાવ્યો છે; પણ શ્રી ન્હાનાલાલે એ ક્ષેત્રોમાં બહુ અમૂલ્ય ફાળો આપ્યો છે–અને તે આપણા સાહિત્યમાં તો સર્વ શ્રેષ્ટ છે જ, પણ વિશ્વસાહિત્યમાં પણ અતિ ગૌરવથી શોભી શકે એમ છે. તેમનાં શ્રી ભગવદ્‌ગીતાના ભાષાન્તરના અર્પણ તરીકે લખાએલા "પિતૃતર્પણ" કાવ્યનું મહત્ત્વ અવર્ણનીય છે. કહેવાતું રંક ગુર્જર સાહિત્ય-જગતના કોઇ પણ દેશના સાહિત્ય સમક્ષ એ કાવ્ય હાથમાં લઈ અભિમાનથી ઉભું રહી શકે એમ છે. જો કોઇ ઉત્સાહી સાહિત્યરસિક એ કોટિનાં માતપિતા પ્રત્યેનાં પ્રેમ અને ભક્તિનાં બીજાં કાવ્યો શોધવા નીકળે અને સારા જગતનું સાહિત્ય ઉથલાવી વળે તો ય તે સફળતા પ્રાપ્ત કરી શકે કે કેમ એ એક શંકાસ્પદ વિષય છે. આ કાવ્ય આટલું બધું ભવ્ય હોવાથી એની ગમે તેવી સરસ સમાલોચના તેને ન્યાય ન જ કરી શકે, પણ એ કાવ્યની ભવ્યતા નીહાળવા માટે થોડીક પંક્તિઓનું અવલોકન આ નિબંધમાં અસ્થાને નથી જ.

ઉપર જણાવ્યા મુજબ ગીતાના અર્પણ તરીકે એ લખાયું છે. જેટલો ગીતાનો વિષય અને રસ ગંભીર છે તેટલી જ ગંભીરતા આ કાવ્યમાં ય આવી છે. જેટલું ગીતામાં શબ્દ અને ભાવનું ઊંડું ઐક્ય છે તેટલું જ આ કાવ્યમાં ય છે, અને ગીતા જેટલી ભાવ અને વિચારમાં ગંભીર છે તેટલું જ આ કાવ્ય પણ છે; અને આખા કાવ્યનું અવલોકન કરવા માટે તો એક સ્વતંત્ર નિબંધ જ જોઇએ; તેથી થોડીક પંક્તિઓ જોઈ લઇ સંતોષ માનીશું.

કાવ્યની શરુઆત પોતાના પિતાને દેવલોક થયે બાર વર્ષ થયાં એ વસ્તુસ્થિતિનો નિર્દેશ કરતાં કવિ કહે છે. એ બાર વર્ષની રાત્રિ કવિ માટે કેવી નીવડી તે દર્શાવતાં કવિ કહે છે:

બાર બાર ગયાં વર્ષો રાત્રિઓ પડતાં સૂની,
બાર બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીની:
બાર વર્ષો થયાં તાત! મૃત્યુના પડદા નમ્યે,
હજી યે ચક્ષુમાં ત્હો યે પ્રવેશો પૂર્વના રમે.

અને પછી

વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.
× × × ×
આંબાની ડાળ મ્હોરી ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સન્તો હરિની રસહોરીઓ.
હું ય તે લઇ આ વીણા સ્મરૂં છું ગુણ આપના;
પુણ્યશ્લોક પિતા! મન્ત્રો જપું છું પિતૃજાપના.

અને એ પિતાના ગુણનું સ્તવન કરતાં

છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમા,
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.
× × × ×
શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં પ્રાણની શ્વેત પાંખ શાં;
તેજ વાધા સજી જાણે ફિરિસ્તો કો મનુષ્યમાં.
× × × ×
આદ્ય દ્રષ્ટા આ યુગના, કવિ છો સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો સ્મૃતિકાર છો.
× × × ×
ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં,
ત્હમે વર્ષા સમા વર્ષ્યા, ચન્દ્ર જેમ સીંચી સુધા.

ગુણ કવતાં કવતાં કવિને પોતાની વાણી હાર પામતી લાગે છે:

શું શું સંભારૂં ? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ મેં,
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે.

કવિને પોતાનાં બાળપણનાં તોફાનો યાદ આવે છે, પણ હવે

ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા;
આપના મૃત્યુએ તાત ! આછાં નીર ઊંડાં કીધાં.

અને આ પછી કેટલીક પંક્તિઓ એટલી બધી ભવ્ય આવે છે કે જેને અહીં ઉતારી લેવાની ઇચ્છા લંબાણનો ભય હોવા છતાં પણ ખાળી શકાતી નથી. "ન જોશો માટીને, દેવા! માનજો પંક પંકજો" એમ પોતાની સહુ અળવીતરાંની ક્ષમા પિતા કને યાચી કવિ આખું વાતાવરણ અત્યંત ઊંડી ભક્તિ, શ્રદ્ધા અને પૂજ્ય પ્રેમથી ભરી દે છે, અને એથીય વધારે ગંભીર વાતાવરણ માટે ભૂમિકા તૈયાર કરે છે.

કાવ્ય ધીમે ધીમે એટલું ભવ્ય અને ગંભીર થાય છે કે કવિના હૃદયના ભાવને આપણી કલ્પના ગ્રહી નથી શકતી, પણ આપણે ભાવ અને ભક્તિના અગાધ અને ભવ્ય સાગરમાં ગરક થવા માંડીએ છીએ અને અહીં જ કવિની ખરેખરી પ્રતિભા ઝળહળી ઉઠે છે. જુવો

અંધારી રાત્રિએ ઊંડા શબ્દ હો અંન્ધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂત કાલના.
× × × ×
અદીઠા સિન્ધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછન્દા કો એવા અંન્તર્ગુહા ભરી.
ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘેરે એવો મહાધ્વનિ.
× × × ×
તે સૌમાં તરતો, જાણે ચંદ્રમા વ્યોમને જલે,
સુણ્યો, આકાશવાણી શો શાન્તિનો શબ્દ એક મ્હેં.
× × × ×

જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મંત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો મંત્ર, पितृदेवो भव प्रिय.

આ પંક્તિઓની જેમ સ્થળ કાલ અને ભાવની અનન્તતા આપણી અંતરસૃષ્ટિ સમક્ષ ખડી કરતી આપણાં સાહિત્યમાં બીજી કેટલી બધી ઓછી પંક્તિઓ છે !

કવિને पितृदेवो भव प्रिय । મંત્ર અધુરો લાગે છે અને કહે છે

અધૂરી હા ! અધૂરી છે એટલી એકલી ઋચા,
એકે લે ધરતી માતા, ભલે માર્તંડ હો ઉચા;
નથી આશા વિના આયુ, નથી ડાળી વિનાં ફૂલ,
નથી પૃથ્વી વિના પાયો, નથી માતા વિના કુળ.

આ પછી એમણે એમની માતાને અર્પેલો અર્ધ્ય તો હૈયાંને હલમલાવી નાંખી હૃદયને છલકાવે એવો છે. નિરુપાયે એ બધી પંક્તિઓ અત્રે છોડી દેવી પડે છે. માતાને આપેલો અર્ધ્ય પૂરો કરતાં કવિ કહે છેઃ

ઓ અભિજાત આર્યાઓ ! ઓ આર્યો સહુ ભોમના !
સુણો આ વેદની ગાથા, મન્ત્ર આ પુર જોમનાઃ
पितृदेवो भव, प्राज्ञ ! मातृदेवो भव, प्रिय !
સર્વે કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય.

આ પછી ફરીથી કવિ ભવ્ય વાતાવરણ ખડું કરી ઊંડા ભાવોથી છલકાતા હૃદયે પોતાનાં માતપિતાને ચરણે પોતાની કૃતિ ધરે છે. એ પંક્તિઓમાં કવિ જણાવે છે કે વિશાળ દુનિયાને વીંટી ગર્જતો સિન્ધુ ઘુમે છે તે સિન્ધુનાં ઊંડા નીરમાં મુક્તાપુંજ વિરાજે છે અને એ સિન્ધુ અને પૃથ્વીની પાળોને ઘેરીને આભની ઘટા પડી છે, તેમાં અહોરાત્ર "તેજના ગોલની છટા" તપે છે, ને તેજના ગોલની છટામાં પુણ્યશાળી પ્રકાશે છે. અને

પામીને તે બ્રહ્મજ્યોતિ બ્રહ્મનાં તેજ ઝીલતાં,
ખીલે છે પુણ્યને પુષ્પે માહરાં માત ને પિતા.

આ "ખીલે છે પુણ્યને પુષ્પે માહરાં માત ને પિતા" બોલતાં કયાં પિતૃભક્ત સન્તાનોનાં મ્હોં અને હૃદય ભરાઇ નહિ જાય ? અને એ સુણતાં કયાં માબાપોનાં હૃદયમાંથી વાત્સલ્યના ઝરા નહિ ઝરે ? આમ એક અત્યંત ભવ્ય ચિત્ર ખડું કરી સહુ ઉપનિષદોના સાર જેવી ગીતા, સહુ ઉપનિષદોના ભાવ જેવી પવિત્ર અને નિર્મળ જીંદગીવાળાં તેમનાં માત પિતાને ચરણે અર્પણ કરી આપણને તેમનાં પિતૃતર્પણમાં નિમન્ત્રે છે.

શ્રી ન્હાનાલાલનું "ગુરુદેવને" કાવ્ય પણ આપણાં સાહિત્યમાં એ વિષયનાં સાહિત્યમાં એક અને અદ્વિતીય છે તેમ તેમનું "ગુજરાતનો તપસ્વી" આજે કયા ગુજરાતીથી અજાણ્યું છે ? આ ઉપરાંત બીજાં પણ અનેક ક્ષેત્રો બાકી રહે છે, અને તે સર્વમાં શ્રી ન્હાનાલાલે કંઇને-કંઇ ફાળો આપ્યો છે, પણ અત્રે સ્થળસંકોચને લઇ એ બધાંનું નિરૂપણ થઇ શકે એમ નહિ હોવાથી મૃત્યુવિષયક કાવ્યોનું એક અતિ મહત્ત્વનું ક્ષેત્ર તપાસી આ નિબંધ પૂરો કરીશું.

મૃત્યુ એ જીવનનો ભારેમાં ભારે અને મોટામાં મોટો પ્રસંગ છે. કવિઓ જેમ સૃષ્ટિની શરૂઆતથી પુષ્પના ગુણો ગાતા આવ્યા છે, અને છતાં તે ખૂટયા નથી તેમ, મૃત્યુનો વિષય પણ એટલાં જ અખૂટ કાવ્યોથી ભરેલો છે. પણ એ વિષય ઉપર સર્વ કોઇ લખી શકે નહિ. સાધારણ રીતે સામાન્ય લોકો તો એ પ્રસંગ જોતાં ડરી જઇ જડ જેવા થઇ જાય અને પરિણામે વિચારશૂન્ય બને. આવા લોકોને મૃત્યુની પાછળ રહેલી ભવ્ય ફિલસુફીના કદી વિચાર સરખા યે નથી આવતા. આ કોટિમાં જનસમૂહનો મોટો ભાગ આવે છે. આથી ઉંચી કોટિના અમુક થોડાં લોકો હોય છે જેઓનો આત્મા એ બનાવ જોતાં હલમલી ઉઠે છે. પણ થોડા વખતમાં તેઓ એ બનાવ ભૂલી જાય છે અને સામાન્ય માનવસમુદાયમાં ભળી જાય છે. પણ જેઓ એ બનાવની ભવ્યતા જોઈ શકે છે, તેનાં અગાધ ઊંડાણમાં ડૂબકી મારી તેની સાથે એકતા સાધી શકે છે એવા તો બહુ વિરલ પુરુષો હોય છે આવાજ લોકોએ સાચી કાવ્યદૃષ્ટિ પ્રાપ્ત કરી હોય છે. ટેનિસન કે ટાગોરનાં કાવ્યોમાં આપણે આ દૃષ્ટિ જોઈ શકીએ છીએ. કવિ ટાગોરનો પુત્ર મરણ પથારીએ પડ્યો છે–મૃત્યુનાં પગલાં નજીક આવતાં સંભળાય છે, અશ્રુપૂર્ણ નેત્રે ભક્તિથી છલકાતા હૃદયે કવિ મૃત્યુદૂતને પોતાનો હૃદયદીપક ધરી પોતાના મંદિરમાં આસન આપે છે અને તેને ચરણે પોતાનું હૃદયધન ધરી તેનો અતિથિસત્કાર કરે છે–આવું મૃત્યુનાં અગાધ ઊંડાણમાં ડૂબકી મારી તેની ભવ્યતા જોનાર ફિલસુફ ભક્ત કવિ કરી શકે. કવિ અશ્રુપૂર્ણ નેત્રે મૃત્યુને સંબોધન કરે છે:

Death, thy Servant, is at my door. He has crossed the unknown sea and brought thy call to my home.

The night is dark and my heart is fearful–yet I will take up the lamp, open my gates and bow to him my welcome. It is thy messenger who stands at my door.

I will worship him with folded hands, and with tears. I will worship him placing at his feet the treasure of my heart.

He will go back with his errand done, leaving a dark shadow on my morning; and in my desolate home only my forlorn self will remain as my last offering to thee.

—Gitanjali : p. 79.

આ પંક્તિનાં કાવ્યો આપણા સાહિત્યમાં બહુ ઓછાં છે–પણ તેમાં ય શ્રી ન્હાનાલાલનો ફાળો અતિ મહત્વનો છે. તેમના ભાઇના અવસાન ઉપર લખાયેલું તેમનું "બ્રહ્મદીક્ષા" એક ભક્ત કવિના હૃદયનો મૃત્યુને ભવ્ય અર્ઘ્ય છે. મૃત્યુને કવિ પ્રભુનો રાજમાર્ગ લેખે છે. કવિ કહે છે:

એ જ માર્ગ, બન્ધુ ! એ જ માર્ગ:
નેત્રકમળ મીંચી વિચરો છો,
પણ એ જ પ્રભુનો રાજમાર્ગ.

× × ×

ત્હમે પણ અખંડ નિદ્રા લીધી, બન્ધુ !
સદન્તરની સ્હોડ વાળી સૂતા.
પ્રવૃત્તિસંસારને વીંધી જતો
એજ માર્ગ, બન્ધુ ! એજ માર્ગ.

અને

વિદાય લેશો, વીર !
દુનિયાનો અન્ત વિદાય જ છે,
આદિ ભલે અન્યથા હો.
પણ એક વેળાં તો આંખ ઉઘાડો,
એક છેલ્લી મીટથી તો જગતને જોઈ લ્યો.
શું જગત બહુ જોયું ?
ભલે, ત્હમને ગમ્યું તે અમને ગમશે જ.

× × ×

શતશિખ અગ્નિદેવની પાંખ્ય ઉપર
વિહરો અનન્તતાની કુંજોમાં.

× × ×

વહ્નિરાજ વાદળમાં ભભૂકે છે,
ભભૂકો અગ્નિવિહારી ત્હમે પણ
વાદળ ફ્હોડી વિભુ વિરાટપદમાં.

× × ×

સૂર્યરાજ આંખડીમાં આવી ઉભો છે;
વીરરાજ ! અમારાં અશ્રુ એ સુકવશે.
દેવનાં દુન્દુભી ગાજે છે—
ત્હમે પાછું વાળી મા જોશો—
અમારો સંસાર અને ત્હેનાં સુખદુઃખ,
ત્હેના નિ:શ્વાસ અને ત્હેના વિલાપો,
હવે ત્હમને બાધા કરતા નથી;
અમારે વાસ્તે જ તે રહેવા દ્યો.

× × ×

એજ મંગળકારી માર્ગ, ભાઈ !
ધરો ભડકાનો ભેખ,
અને લઈ લ્યો બ્રહ્મદીક્ષા, બન્ધુ !

જોગત ઉતારી દીધ કર દેવને રે
સાચવજો એ પ્રાણ વિરામજો !
ભીંજે દાન સમય અમ આંખડી રે,
નથી અપશુકન, ઘડી અભિરામ જો
લ્યો, ને કરજો જતન અધિકુંરે.
× × ×
એક પાંખે લખ્યાં ઉંચાં ઉડવાં રે,
એક પાંખે લીધ ધર્મનો હાર જો!
એક કરમાં ધર્યો અમૃત દીવડો રે,
મુદ્રા મંહી જગઉદ્ધાર જો!
અદ્‌ભુત દર્શનથી ઠરી આંખડી રે.
× × ×
બાંધી-આંધી દિશાઓ સરી જતી રે
પન્થ અજવાળે શશિયર ભાણુ જો!
ઢોળે તેજની અંજલિઓ તારલા રે;
ત્હાં થઇ કરજો મધુર પ્રયાણ જો
મીઠડા પન્થ પ્રભુ દરબારના રે
એક દિન પ્રભુજી આણાં વાળશે રે,
છાશે અમ પર પુણ્યની છાંય જો!
વીર હો! ત્હારે મળવા આવશું રે,
પ્રેમળ દેવોમાં પ્રભુરાય જો!
સંચરશું ત્યારે સંગાથમાં રે.
× × ×

મૃત્યુને આટલા આદરપૂર્વક ઊંડી દૃષ્ટિવાળા ફિલસુફ અને ભક્તકવિ સિવાય કોણ સત્કાર કરી શકે?

આ ઉપરાંત આપણા સાહિત્યમાં સદાને માટે અમર રહેશે એવા તેમના રાસ અને બીજાં કેટલાંક કાવ્યોનું અવલોકન તો બાકી જ રહે છે; પણ આ નિબંધના વિષય માટે ઉપરની વસ્તુઓ પૂરતી છે. ભક્તિ, વીર, કરુણ, એ સર્વ પ્રસંગોને અનુલક્ષી એમણે સુન્દર કાવ્યો લખ્યાં છે, અને તે બધામાં સારી સફળતા પ્રાપ્ત કરી છે. આજે એ બધા ઉપરથી તેમનું આપણાં અર્વાચીન કાવ્યસાહિત્યમાં સ્થાન નક્કી કરવા માટે એક રીતે જોતાં પૂરતી સામગ્રી છે એમ લેખી શકાય, પણ એવો પ્રયત્ન આજે કરવા બેસવું એ વખતે એક દૃષ્ટિથી અતિ સાહસ ગણાય. ઇતિહાસ દૃષ્ટિથી અવલોકવા જેટલી તટસ્થતા વખતે આપણામાં ન રહી શકે, પણ એક વસ્તુ તો સર્વને સ્વીકારવી પડશે કે શ્રી ન્હાનાલાલે ગૂજરાતનો આત્મા સારી રીતે ઓળખ્યો છે. અને તેથી એમનાં કાવ્યો ગૂજરાત અને ગૂજરાતીઓના હૃદયમાં રમી રહ્યાં છે. શબ્દમાધુર્ય, ભાવોની વિમુખતા, વિચારોનું પ્રવાહીપણું, રમતીઆળ કામના મર્યાદશીલ મીઠા શૃંગાર, મનોરમ વ્યંગ્ય અને સાથે અર્થની ગંભીરતા એમને જેટલાં સહજ છે તેટલાં અર્વાચીન કવિઓમાં બીજા થોડાને હશે અને એ સર્વ કાવ્યગુણોને માટે આપણા સાહિત્યમાં તેમનું નામ ચિરંજીવ રહેશે.

અજિત

# વૈશાખની વાદળી

ગઝલ

વૈશાખની હું વાદળી, વરસાદ ના વરસાવતી,
ના ભૂમિએ જળ સીંચતી, પણ આભમાં ઉંચે જતી.
વૈશાખની હું વાદળીઃ ક્યાં યે જરા ના ઉભતી,
ના છાંય કોને આપતી પણું આભમાં ઉંચે જતી.
વૈશાખની હું વાદળી, સંધ્યા કદી ના ઝીલતી,
ના ક્ષિતિજને દીપાવતી, પણ આભમાં ઉંચે જતી.
વૈશાખની હું વાદળી, ના કામ કોને આવતી,
એળે જીવન વીતાડતી, પણ આભમાં ઉંચે જતી.
વૈશાખની હું વાદળી, જે આભમાં જન્મી હતી,
તે આભમાં લય પામતી, આવી હતી તેવી જતી.

# નવો જન્મ

આખા ગામમાં સર્વત્ર હાહાકાર થઈ ગયો હતો. ગામની વસ્તી માત્ર બે જ જગાએ હતી. પુરુષો સર્વ શ્મશાને ભેગા થયા હતા અને સ્ત્રીઓ સર્વ ઝમકુકાકીને આંગણે કૂટતી હતી. ગામમાંથી રૂપચંદની લાસ કાઢી ત્યારે ખરે બપોરે પણ ગામમાં પુરુષોની પોકનો પડઘો પડ્યો હતો. દરેક મહોલ્લે છોકરાં ભય અને કુતૂહલથી ચકિત નયને આ દૃશ્ય જોઇ રહ્યાં હતાં. મહોલ્લાનાં કૂતરાં આ ભયંકર અમંગળ અવાજમાં પોતાનો અવાજ પૂરતાં હતાં. શ્મશાનમાં બીજા કોઇ મરણમાં તો માણસો ગામની વાતો કરે, કે મરનારની નિંદા કરે, કે ભૂત ભવિષ્ય ઉખાળાને બેસે,–શ્મશાન એ નાતનું કે ગામનું એક સ્વાભાવિક સભાસ્થાન છે—પણ આજે તો વૃદ્ધો ચિતા સામું જોઈ અવાક બેઠા હતા, અને કેટલાક યુવાનો સરકું બાળવાના કામમાં અત્યંત વ્યાપૃત હતા તે સિવાય બીજાઓ માત્ર ઝમકુકાકીની, રૂપચંદની અને તેમના ઘરની જ વાતો કરતા હતા. ઝમકુકાકીના પતિ મૂળચંદ શેઠની જાહોજલાલી, તેની ઘરાકી, તેની ઉદારતા, કઇંક વાણીઆઓને ભીડના વખતમાં તેણે બચાવી લીધેલા, કઇંક બ્રાહ્મણોની દીકરીઓ પરણાવી આપેલી, અભ્યાગત તો તેમને ઘેરથી કદી પાછો ફરે જ નહિ; ઘેર ત્રણ દીકરા મોટા લથંડભથંડ શરીરવાળા, બે તો ઘોડીઓ, અને મોસમમાં ઘોડેથી જીન કદી ઉતરે નહિ; ફરતાં ચાળીસ ગામનો વહીવટ મૂળચંદ શેઠને ઘેર. મૂળચંદ શેઠ ભાવ કરે તે થાય, અને પંચમાં પૂછાય. પછી દહાડો ફર્યો. મૂળચંદ શેઠ ઉમર થયે ગૂજરી ગયા. છોકરાઓએ રૂડી ચોકરી કરી ફરતાં ગામ જમાડયાં. એનો સામાન લાવતાં વચેટ કસળચંદ ઘોડીએથી પડયો, તે ફરી ઊભો થયો નહિ. મહિનાનો ખાટલો ભોગવી બાપની પાછળ ગયો.

આખું કુટુંબ એકું હોય ત્યારે રૂડું ગોકળિયું લાગે. છોકરાનાં છોકરાં રમતાં હોય અને ઝમકુકાકી રેશમી મગિયું પહેરી વહુવરોને કામ ચીંધતાં હોય. પણ કુટુંબ દાંતના માળખા જેવું છે. બત્રીસીમાંથી એક પડતાં આસપાસના બધા હલવા લાગે અને એક પછી એક પડી જાય તેમ કુટુંબમાંથી એક જતાં બધાં ખસવા લાગે છે. પહેલો પ્લેગ થયો તેમાં મોટો દીકરો અને નાનો તથા નાનાની વહુ મરી ગયાં. પછી જાત્રાએ ગયાં ત્યાં રાત્રે એક ઘરમાં ઉતારો કર્યો હતો તે ઘર પડયું અને મોટાની વિધવા તેની એકની એક દીકરી અને નાનાનાં બે છોકરાં દટાઇ મૂઆં. છેવટ વચેટની વહુ પણ નાના રૂપચંદને મૂકી મરી ગઇ. વરસ એક બીજાને ખાતાં આવે તેમાં ઘણી આસામીઓ તૂટી, છોકરાંની નાનમ પડી, ઘરમાં કોઇ કરનાર નહિ, અને ઝમકુકાકી ઘરની રહી સહી સમૃદ્ધિ સાચવી, માત્ર આ એક કુળદીવા ઉપર નજર રાખી જીવનની અંધારી રાત કાઢતી હતી.

દુઃખમાં પણ ઝમકુકાકીએ ધીરજ ઘણી રાખી. ઘરનું કોઇ દિવસ તેણે ખોટું દેખાવા દીધું નથી. કમાનાર નહિ, અને વેપાર બંધ થયો એટલે પહેલાં જેટલા મહેમાન તો હવે શેના આવે પણ ઘરની પ્રતિષ્ઠા તેણે સાચવી રાખી. મહેમાનગતિ તેની તેવી ને તેવી જ હતી; ઘરમાં ક્યાંથી આવે છે તે ગામના કોઇ માણસને તેણે કદી જાણવા દીધું ન હોતું,

ઘરની પ્રતિષ્ઠા અને ડોશીની સાલસાઇથી રૂપચંદની સગાઇ પણ પંદર વરસે થઇ. રૂપચંદ જૂના ચોપડા જોતો થયો હતો, નજર પ્રમાણે વેપાર કરતો હતો, ધીમે ધીમે તેના ઘરની અસલ જગા બહાર લેતો હતો. માત્ર ૧૬ મે વરસે 'પાલીતાણાની' યાત્રાને નિમિત્તે જ તેનો વિવાહ બાકી રહેલો; ૧૬ વરસ પૂરાં થયાં, યાત્રા કરીને ડોશી ને દીકરો પાછાં આવ્યાં, અને લગન લેવાની વાતો થાય છે, ત્યાં રૂપચંદને તાવ આવ્યો; પડખામાં સૂળ ચાલ્યું, અને વૈદોએ સન્નિપાત કહ્યો. ૨૧ દિવસની લાંઘણે તેને મગનું પાણી પાયું. ફરીથી ઝમકુકાકીનું મોં ઊજળું થયું. પણ રૂપચંદનું શરીર વળ્યું નહિ, ઝીણો તાવ લાગુ પડયો, અને તેમાંથી ક્ષય રોગ થયો. લોકોએ ઘરનું નામ રાખવા દીકરાને પરણાવી નાંખવા સલાહ આપી પણ ઝમકુકાકીએ કહ્યું કે મારો દીકરો સાજો થશે ત્યારે જ પરણાવીશ. ઘણીએ માનતાઓ કરી, દવાઓ કરી, બકરીના દૂધ ઉપર રાખ્યો, ખાટલા આસપાસ બકરાં બાંધ્યાં, પણ શરીર ઘસાતું જ ગયું અને છેવટે ઝમકુકાકીની અનેક આશાઓનો એ એક તંતુ પણ તૂટી ગયો.

સાંજે સ્મશાનેથી પાછા ફર્યા. રસ્તામાં સ્ત્રીઓ કૂટતી હતી તે જોવા હું અવશ થઈ ઊભો રહ્યો. એ ભય, નિરાશા, કલ્પાન્ત, મૃત્યુ, અમંગળતાની એવી ઊંડી વિકરાલ છાપ મારા મનમાં પડી કે તે હજી ગઈ નથી.

ગામમાં ઝમકુકાકીના ઘરથી બીજે નંબરે અમારૂં ઘર–ગામની રીત મુજબ ઝમકુકાકીને અમે અમારે ઘેર ભડકું ખાવા લઈ આવ્યા. સાંજે તો તેમણે તો શું પણ અમે પણ કોઈએ ખાધું નહિ. બચ્ચાંઓ પણ આ બનાવથી ચૂપ થઈ આખા દિવસના થાકથી ખાવાનું માગ્યા વિના ઊંઘી ગયાં. ચોફાળ પાથરી અમે સર્વ રાત ગાળવા સૂતા, ઊંઘ્યા પણ એ ઊંઘ નહોતી મૃત્યુની પાંખ જાણે હતી. ઊંઘમાં પણ એક ચીત્કાર જાણે સતત લંબાતો હોય એમ લાગતું હતું. પડખેના ઓરડામાંથી ઝમકુકાકીના લાંબા નીસાસા અને વચમાં નામસ્મરણો, વળી રૂપચંદને આશ્વાસનનાં વચનો, તેને પરણાવવાના કોડો, એવું અસંબદ્ધ આવ્યા કરતું હતું. ઊંઘમાં ત્રણવાર તેમણે રડવાનું ડૂસકું મૂકયું, એટલું લાંબું કે અમને ભય થયો કે ડોશીનો શ્વાસ વળશે નહિ અને ડુસકામાં જ ક્યાંક મરી જશે. પણ પહેલાનું શરીર, આટલાં દુઃખ સામે પણ, અનિચ્છાએ પણ, વૈરીની ગરજ સારતું, ટકી રહ્યું હતું.

બીજે દિવસે ભડકું કર્યું. ડોસીને ખાવાનો આગ્રહ કર્યો. આપણું જીવન ભલે રૂઢિગ્રસ્ત હોય પણ કેટલીક રૂઢિઓમાં રહસ્ય છે, અર્થ છે. ઝમકુકાકીને અમે જમાડવા લઈ ન ગયા હોત તો પોતાને ઘેર પોતાની મેળે તે કોણ જાણે ક્યારે ખાત. મારાં માં અને પત્નીના આગ્રહથી અને ખાસ કરીને તો ધાવણાં બચ્ચાંને ધાવણ નહિ આવે એ લાગણીથી ભડકું ખાવા બેઠાં પણ જીવ જાણે ખાવાની સામે એક અડગ વિરોધ કરતો હતો. તેમણે ખરાં થઈ કોળિયો મોંમાં તો મૂકયો, પણ તે ગળે ન ઉતર્યો, મોંમાંથી થૂંક જ ન નીકળ્યું; અને કોળિયો ગળામાં બાઝી રહ્યો, ડોશીનો શ્વાસ અટકયો, ડોશી ખેંચાવા લાગ્યાં. મારી બાએ મને બોલાવ્યો, ડોશીનું મોં નીચું કરી ઉપરથી ભાર દઇ મેં કોળિયો કાઢી નંખાવ્યો, ત્યારે ડોશીએ શ્વાસ લીધો. ખાવાનું પડયું મૂકયું. મેં ચ્હા પીવાની સૂચના કરી પણ મારી બાએ મને સમજાવ્યો કે તેમાં ખાંડ આવે માટે તે ન લેવાય. એ દિવસ આખો ડોશીએ ખાધા વિના કાઢયો. માત્ર બહારથી માણસો આવે તેની સાથે કૂટે તે સિવાય ડોશીમાં જીવનની કશી નિશાની રહી નહોતી.

ડોશીને ઉપવાસનો ત્રીજો દિવસ થયો. ભૂખ્યાં પેટમાં વાયુ થયો, ઓડકાર આવવા લાગ્યા, અને ગોળો ચડવા જેવું થઈ ડોશી પડી ગયાં. અમે બધાં ચિન્તામાં પડયાં. મારી પત્નીને માટે ઘેર સોડા બનાવવાની ટીકડીઓ હું લાવેલો હતો. તેમાં થોડું જીંજર નાંખી મેં ડોશીને પાયું. ડોશીને શાંતિ વળી. હાશ કરીને બેઠાં થયાં. તે દિવસે તેમણે થોડું ખાધું.

ચોથે દિવસે ડોશીએ ઘેર જવા ઇચ્છા બતાવી. હું કુંચીઓ લઇ આગળ થયો, ધીમે રહી તાળું ઉઘાડયું, મોટાં ભારે વેણીબંધ કમાડ ધીમે પણ ગંભીરતાથી અવાજ કરતાં ઉઘડયાં. તેથી જાણે મૃત્યુની નીરવતા જાગૃત થઈ. રૂપચંદનો ખાટલો અને ઘરની એકેએક ચીજ મૃત્યુને જ તાજું કરી આપતી હતી. હું જાણે મૃત્યુની જ સમક્ષ આભો થઈ ઊભો રહ્યો. ડોશી તો ત્યાં આવતાં જ બારણા આગળ ઢગલો થઇ પડયાં. ઘરમાંથી એમોનિયમ મગાવી મેં સુંઘાડયું અને ઘેરથી ગરમ મસાલાનો ચ્હા કરી પાયો. રાત્રે ડોશીએ, ખીચડી કરી. પણ એકલાં ઘરમાં ભાવી નહિ, કૂતરાંને નીરી દીધી.

બીજે દિવસે સવારે હું જ ઘરથી ચ્હા લઇ ગયો. ડોશીએ પીધી અને બપોરે પાછો ખીચડી લઈ ગયો. ખીચડીમાં ઘેરથી ઘી નાંખીને લઇ ગયો હતો. આજ પાંચમે દિવસે ડોશીએ ' આંધળાં આંતર ' ભર્યાં. જમી રહ્યા પછી ડોશીએ કહ્યું કે પેટમાં ભાર બહુ થઈ ગયો છે, મને લાગ્યું કે ઝાઝે દિવસે પેટ ભરીને જમ્યાં છે તે કયાંક પચશે નહિ. મેં ફરી જીંજર પાયું અને સાંજે ગરમ ચ્હા પાઇ.

હમેશાં સવારે અમે ચ્હા મોકલવા માંડી. ડોશી હમેશ બપોરે આવી અમારા ઘેર બેસે ત્યારે તેને કંઇક સાંત્વન વળે, ઘેર ડોશીને ભાવે જ નહિ. અમે છાની રીતે તેમને જમાડવા લાગ્યાં. દિવસો વીતવા લાગ્યા દુઃખ કંઇક વીસારે પડવા લાગ્યું.

એક દિવસ ડોશીએ સોડા બનાવવાની ટીકડીઓ શેની બને છે એ પૂછ્યું. મારી બાએ તે બનાવી આપવા કહ્યું પણ ડોશીના મ્હોંમાંથી સ્વાભાવિક રીતે ના જ નીકળી પડી. અમે પણ તેમને ખરાબ લાગે ધારી વધારે આગ્રહ કર્યો નહિ પણ કલાક પછી ડોશીને ગોળો ચડવા જેવું થયું અને તેમને જીંજર પાવું પડ્યું, પીવું પડ્યું.

મને લાગ્યું કે ડોશીને આટલે વરસે ચ્હાની અને જીંજરની ટેવ પડશે, પણ જે ડોશીના હાથથી નાનપણમાં મેં મીઠાઈ ખાધેલી, જેણે મને વારપરબે અનેકવાર ભાગ આપેલો, ઘણા જ વ્હાલથી મને ઘેર બોલાવી અનેક પ્રસંગે જમાડેલો, તેમને વિશે આવી કલ્પના કરવી એ એક તરફથી અન્યાય અને બીજી તરફથી મારા માટે બહુ હીન લાગ્યું.

દોઢ બે માસ નીકળી ગયા. ડોશીનો જીવનતંતુ એ દુઃખમાં પણ આગળ ચાલવા લાગ્યો. મારે મુંબઇની પેઢીએ જવાનો સમય થયો. હું માબાપને પગે લાગી ચાલી નીકળ્યો.

૨

વરસ થયે હું પાછો આવ્યો. અમારા ઘરનો નિયમ એવો હતો કે વારાફરતી ભાઇઓએ પિતાજીએ મુંબઇની પેઢીમાં રહેવું, બધાં બૈરાંને દેશમાં જ રાખવાં. છોકરાંને બારેક વરસ સુધી ગામડામાં જ કેળવવાં. છોકરાંના આંક અને શરીર ગામડામાં સારાં થાય એમ પિતા કહેતા અને સુસલમાનો રંગુનમાં કમાય છે અને વરસ બે વરસે અહીં માસ બે

માસ ગાળી જાય છે તેનો દાખલો દેતા. જ્યાં કહેતા 'કે આ નિયમ મારો સવાઈલાલ અંગ્રેજી ભણે છે તે નહિ માને'. મેં કહેલું કે 'ત્યારે ભણાવો છો શા માટે?' ત્યારે કહેઃ 'દેશ-કાળ પ્રમાણે ભણાવવા તો પડે' અને એ નિયમ મેં તોડયો પણ ખરો. બી. એ. થઈ ગયા પછી હું અધીરો થઈ ગયો. પત્નીની સાથે મુંબઇમાં ફરવાનો, તેને નવી દુનિયાં દેખાડવાનો, સંસ્થાઓમાં બીજી સ્ત્રીઓ સાથે હળતી મળતી કરવાનો મને શોખ હતો. તેથી મારી પત્નીને લઈ ગયો હતો, પણ સીમન્ત આવતાં તેને પિતાજીના વચનને માન આપી દેશમાં મોકલેલી. અત્યારે ત્રણ વરસે પત્ની અને પુત્રને સાથે લઇ મુંબઇ તેડી જવાના ઇરાદાથી હું આવ્યો હતો.

સાંજે ગામ પહોંચ્યો. રાત્રે લઈ જવા સંબંધી સૌ. કમલાને વાત કરી. તેણે કહ્યું ઝમકુકાકીને સાથે લઈ જવાં એ ઠીક છે. અનુભવી માણસ માંદે સાજે કામ આવે, અને છોકરાંની દોરી ખેંચે. તેઓ સાથે આવશે કે કેમ તે સંબંધી મેં શંકા બતાવી પણ કમલાએ કહ્યું કે હું પૂછીશ તો આવવા હા પાડશે.

સવારે ચ્હા પી કરીને જમવા વખતને થોડીવાર હતી ત્યારે ન્હાવા બેઠો. ઝમકુકાકી આવેલાં, ઘરમાં ફરતાં હતાં પણ મારૂં ધ્યાન નહિ. મેં માથે લગાડવાને છાશ માગી. અમારા ગામના પાણીમાં સાબુથી વાળ ચીકણા થઇ જાય છે. ઝમકુકાકીએ 'લાવું' કરી પેડી ઉઘાડી, હું જોતો હતો. મને લાગ્યું કે કાકીને કંઇ વાર વધારે થઈ, તેઓ છાશ લઇને આવ્યાં. હું તેમના મ્હોં સામું જ જોઇ રહ્યો. જાણે એ ઝમકુકાકી જ નહિ. તેમના સામું જોતાં મને વહેમ પડયો કે પેડીમાં મ્હોં નીચું ઘાલીને છાશ કાઢતાં તેમણે માંખણ ખાધું હશે. અમારા ઘરમાં તાજું માખણ છાશમાં સાચવી રાખવાનો રિવાજ છે. મેં જઇને જોયું તો કોઇએ આંગળીથી લીધેલું લાગ્યું. મેં તપાસ કરવા તરત 'બા' કહી બૂમ મારી, પણ મારી બા આવે તે પહેલાં કમલા આવી. માત્ર તેની મોટી અર્થવાહક આંખોથી કશું ન કરવા તેણે મને સૂચવ્યું, મને હુકમ કર્યો. અને એ આંખોનો હુકમ હું કદી તોડી શક્યો નથી. થોડીવારે મારી બા આવી. તેણે પુછ્યું કેમ શું છે? મેં કહ્યુંઃ "બા, આ માખણ સરસ છે જરા ચાખું?" "હંઅ, બાપુ! તું અને તારા બિન્દુ સારૂં જ છે. ગમે તેટલું ખાને. ઘણુંય છે." હું જૂઠું બોલ્યો. પણ એ આંખોની ખાતર જે મેં કર્યું છે તેને માટે મને કદી પસ્તાવો થયો નથી.

ઝમકુકાકીને જેમ જેમ જોતો ગયો તેમ તેમ મને ઘણો જ વિચાર થવા માંડયો. ઝમકુકાકી બદલાયાં કેમ લાગતાં હતાં તે મને સમજાયું. તેમના મુખ પર સખત કઠોર, ભયંકર, અમંગલ રેખાઓ થઇ હતી. અસલની ઉદારતા, મૃદુતા, સૌજન્ય, સમભાવને બદલે ખાઉધરપણું અને આપણને સોંસરા શારી નાંખે એવી નજર થઈ હતી. માણસનો સ્વભાવ બદલાય તે સાથે તેના ચહેરાની આકૃતિ પણ બદલાય છે એ હું સ્પષ્ટ સમજી શક્યો. દંત-કથાઓની ડાકણ જેવું બ્હીઆમણું તેમનું મ્હોં થઇ ગયું હતું. એક દીકરાને સંભારતાં તે સિવાય તેમનામાં મેં માનવભાવ જોયો નથી. મૃત્યુ જ જાણે માનવ જીવન અને તેમની વચ્ચેની એક કડી હતી.

મેં કમલાને કહ્યુંઃ "તેં મને ના પાડી પણ ડોશીએ માખણ ચોરીને ખાધું હતું."

"હું જાણતી હતી. તેમણે ખાધું અને તમે એ જોઇ ગયા તે પણ મેં જોયું."

"તેં કેમ જાણ્યું કે હું એટલા સારૂ જ બાને બોલાવું છું ?"

"તમે કેમ જાણ્યું કે હું તમને બોલાવવાની ના પાડું છું ?"

મેં કહ્યું: "ઠીક લે, પણ આવી બાઉધિર ડોશીને તું લઇ જઇને શું કરીશ ?"

"તમને એની દયા એ નથી આવતી ?"

મેં કહ્યું: "દયા તો આવે. પણ આવું બાઉધિરપણું શાથી થતું હશે ?"

"ઘડપણમાં કોઇ કોઇને થાય" કમલાને આમાં કશી નવાઇ લાગતી જ નહોતી.

"પણ આટલું ?"

"જુઓ. તમે ભાયડા કેટલીક વાત સમજો નહિ. સૌને ખાવાનું મન થાય. તમને અને મને મળી રહે, આપનાર પીરસનાર હોય એટલે દેખાય નહિ. અને જેને ન મળે તેનું દેખાઇ આવે. તમે મહિનામાં કેટલીવાર વારપરબ, મહેમાન સેમાન કે કોઇને કોઇ બહાનાથી ખાઓ છો તેનો હિસાબ કર્યો છે ?"

હું વિચારમાં પડી ગયો. કદાચ એ સાચું હશે. તે દિવસ તો એ વાત એટલેથી રહી.

દિવસો જતા ગયા પણ મારા મનની ગૂંચ ઉકલી નહિ. છેવટે પિતાજી સાથે વાત કરવાનો દિવસ પાસે આવ્યો. એકવાર કમળા સાથે એ વાત કરી નાંખવાનો મેં નિશ્ચય કર્યો. રાત્રે મેં કહ્યું.

"કમલા ! તું ડોશીમામાં આ ફેરફાર શાથી થયો તે જાણતી નથી. જ્યાં સુધી કુટુંબમાં કોઇ પણ હતું ત્યાં સુધી તેને જીવનથી પર, જીવનનું એક ધ્યેય હતું. કુટુંબ નાશ પામતાં, તેનામાંથી ધ્યેય ને આદર્શ બન્ને ઉડી ગયાં. હવે તે કેવલ પશુ થતી જાય છે. આટલી ઉંમરે બીજો કોઇ આદર્શ તેનામાં આવી શકે નહિ. અને પશુતાની કાંઇ સીમા નથી. એ આપણી સાથે પોસાય જ નહિ. તેનાથી આપણું સુખ પણ નહિ ખમાય."

કમલાએ ઘણાં જ ગંભીર થઇ જવાબ આપ્યો: "જુઓ હું સીમન્ત ઉપર અહીં આવી. બાએ તો કશો કમીનો રાખ્યો નહોતો. પણ મને ભાવ-અભાવ થાય તે હું તેમની પાસે કહી શક્તી નહિ. એક દિવસ મને પૂડા ખાવાનું મન થયું. ઝમકુકાકીનો રૂપચંદ એ વખતે માંદો હતો. ઝમકુકાકીએ પૂડા કર્યા. તમે જાણો છો કે ગામમાં એમના જેવી રસોઇ કોઇ કરી શકતું નથી. મને કાઇ મિષે ઘરમાં બોલાવી. ઘીથી ટપકતા પૂડા મને ખવરાવ્યા અને એક બટકું પણ ડોશીએ મોંમાં મૂક્યું નથી. વધ્યું એટલું છોકરાંને બોલાવી ખવડાવી દીધું. એ ગુણ મારાથી ન ભૂલાય. અને જુઓ ડોશીને સોગ મૂકવા જવાનું ઠેકાણું પણ નથી. બે દિવસ ક્યાંઇ જમ આવે તો પણ તેના જીવને શાંતિ વળે. મુંબઇ લઇ જઇશું. હામપાટલાથી ડોશી સારાં થઇ જશે. અને નાનું છોકરૂં હોય ત્યારે ઘરમાં ડોશી હોય તો સારૂં." તેના શબ્દે શબ્દે દયા ઝરતી હતી, મારાથી ના પડાઇ નહિ. હું વિચારમાં પડી ગયો, મને વિશેષ કુતૂહલ થયું. મેં પૂછ્યું: પણ તે ઝમકુકાકીને શી રીતે કહ્યું ?" "એ તો એમ થયું કે અમે બપોરે બધાં બેઠાં હતાં. બાએ કહ્યું કે વહુએ બહુ જ સરસ પૂડા કર્યા હતા પણ બિચારીથી જરાયે ખવાયું નહિ. મેં તો ફક્ત બાપુજી જેટલા જ કર્યાં હતા. એમણે બહુ જ વખાણીને ખાધા હતા. મારાથી બોલાઇ જવાયું. મેં કહ્યું. ના બા, એ તો તમે અમથાં વખાણો છો. ઝમકુકાકીના જેવા કોઇથી ન થાય. તે દિવસ ખાધા હતા તે મ્હોંમાં સ્વાદ રહી ગયો છે. એ ઝમકુકાકી સમજી ગયાં."

મને થયું કે સ્ત્રીઓને જે કેટલાક ગહન અનુભવો થાય છે તેનો ખ્યાલ પણ પુરુષને થવો અશક્ય છે.

૩

બિન્દુને બ્રોંકોન્યુમોનિયાનો આઠમો દિવસ હતો. ત્રણ દિવસથી મેં પેઢીએ જવું બંધ કર્યું હતું. તાવને લીધે છોકરો તડફડતો હતો. હું જોઇ શકતો હતો કે એટલું નાનું શરીર પણ મૃત્યુ સામે મહાભારત યુદ્ધ મચાવતું હતું. બેભાનમાં પણ એ મારું કર્યું કરતો એટલો મુંબઇમાં બિન્દુ મને હળી ગયો હતો. બિન્દુ દવા પીવા કે દૂધ લેવા ના પાડે અથવા તેનું ટૅમ્પરેચર વધ્યું હોય ત્યારે કમલા મને પથારી પાસે બોલાવી જતી, તે સિવાય બધી સેવા કમલા અને ડોશી જ કરતાં. ડોશી જૂના જમાનાનાં, પણ ડૉક્ટરે કહ્યા પ્રમાણે બરાબર માવજત કરતાં હતાં. ફરીવાર જાણે પોતાના દીકરાની માવજત કરવા માંડ્યાં હોય તેમ પોતાનું ખાવા પીવાનું પણ વીસારે નાંખી પથારી પાસે બેસી રહેતાં અને ઘરનું કામકાજ કરવાને અને ઊંઘવાને કમલાને વખત આપતાં. ડોશીમાં આટલો બધો બાલકપ્રેમ ક્યાંથી ઓચીંતો આવ્યો તેનો હું વિચાર કરતો હતો એટલામાં કમલા આવી. મને ભય લાગ્યો કે કદાચ બિન્દુને વધારે હશે. પણ કમલા કંઇક કહેવા આવી હતી તે હું જોઈ શક્યો. કમલા મારી છેક નજીક આવી ને ધીમે સાદે બોલી: " તમે જરા ડોશી પાસે જાઓ. અત્યારે ડોશી મારી પાસે ધ્રૂસકે ને ધ્રૂસકે રોયાં. એમને એમ થાય છે કે એમના હાથ જ અપશુકનીઆ છે, એમને લીધે છોકરો માંદો પડ્યો. દેશમાં ચાલ્યાં જવાની વાત કરે છે. તમે એમને સમજાવો." હું તરત ઊભો થયો. ડોશી ચોધાર આંસુએ રડતાં હતાં. મેં મારા હાથે તેમનાં આંસુ લુછ્યાં. તેમને સ્પર્શ કરતાં, મને ખવરાવતાં રમાડતાં તે ઝમકુકાકી પાછાં યાદ આવ્યાં. મેં કહ્યું: " કાકી તમે અમથાં વહેમાઓ છો. ડાક્ટરે કહ્યું છે કે તેને આ બે દિવસો ભારે છે. શહેરમાં બધે આ રોગના વાયરા છે. બિન્દુને જરા વધારે સખ્ત તાવ છે. ડૉક્ટર તો કહે છે કે સારી માવજત છે માટે જ છોકરો છવે છે, નહિ તો અત્યાર સુધી બચે નહિ. હવે એકાદ બે દિવસમાં એને વળતાં પાણી થશે. અને તમારે હાથે જ જશ છે. એમાં ગભરાઓ છો શું. તમારે તો ઉલટાં અમે ગભરાતાં હોઇએ તો અમને પણ ધીરજ આપવી જોઇએ." મેં પાણી પાયું. એક બાળકની પેઠે મારી વાત માની, પાણી પી, ડોશી પાછાં પથારી પાસે ગયાં. કમળાને ન્હા કરવા ઉઠાડી. તે દિવસે અમે બધાંએ પથારી પાસે એક જ કુટુંબનાં માણસો તરીકે એટલી ચિન્તામાં પણ નવા જ સાન્તનથી ગપ્પાં પાધાં. એક બે દિવસમાં બિન્દુને તાવ ઉતર્યો. થોડા જ દિવસોમાં બિન્દુની માવજત કરતા પણ તેને બાળતો સારાવવાનું કામ વધારે આકરું થઇ પડ્યું.

બિન્દુ માંદો હતો એટલા દિવસ કમલા સેવિકામંડળમાં જઇ શકતી નહોતી. બિન્દુ તદ્દન સાજો થયો. અજવાળીઉં ચાલતું હતું એ યોગ જોઇ કમલાએ ચાંદનીમાં ભેગાં થવા મંડળનાં બધાં સભ્યોને આમન્ત્રણ આપ્યું. સાંજ પડી ત્યારથી અમારા બંગલામાં મુંબઈનો અલબેલો સ્ત્રીસમાજ ઉભરાવા લાગ્યો. જાત જાતનાં વસ્ત્રો, જાત જાતના રંગો, જાતજાતની રીતભાતો અને વાક્છટાથી અમારો ચોક તરવરવા લાગ્યો. અર્ધ દેશી, અર્ધ અંગ્રેજી, અર્ધ સ્વાભાવિક, અર્ધ કૃત્રિમ રીતે સ્ત્રીઓએ કમલાને અને બિન્દુને યથાયોગ્ય અભિનન્દન આપ્યાં,

રમાડ્યાં, સુખ મનવો કર્યો...એક પારસણ બાઈએ બિન્દુના હાથમાં બે રૂપીઆ મૂક્યા. કમલાએ આ વખતે બિન્દુ બચ્યાનો જશ ડોશીનો છે એમ કહી માનપુરઃસર ડોશીની ઓળખાણ કરાવી. થોડી વારે ચાંદની નીકળી એટલે સ્ત્રીઓએ રાસ લેવા શરૂ કર્યો. ડોશી દૂર હતાં તેમને કમલા અને બીજી સ્ત્રીઓ આગ્રહ કરીને કુંડાળાની વચમાં લઈ આવ્યાં. ત્યાં તે બીજી કેટલીક સ્ત્રીઓની સાથે બિન્દુને લઇને બેઠાં. બિન્દુ સાજો થયો ત્યારથી ડોશીને બહુ હળી ગયો હતો.

બધાંએ આગ્રહ કરીને કમલાને ગીત ઉપાડવાનું કહ્યું. કમલાએ ધીમેથીઃ—

હરિ વેણુ વાય છે રે હો વનમાં

ગીત ઉપાડ્યું. કમલા ગામડામાં ઉછરેલી છે એટલે તેના કંઠમાં શુદ્ધ લોકગીતની મીઠી હલક છે. સૌ સ્ત્રીઓથી તેની હલક જુદી પડતી હતી. ડોશી કુંડાળામાં બિન્દુને રમાડતાં રમાડતાં એ જ ગીત ગાતાં હતાં. પાસે વિજયા બેઠી હતી તે ધ્યાન દઈને સાંભળતી હતી. ગીત પૂરૂં થયું એટલે વિજયાએ સૌના સાંભળતાં કહ્યુંઃ "કમલા બ્હેન, હું તો ધારતી હતી કે તમે જ સુંદર ગાઓ છો પણ માજીનો કંઠ તો તમારા કરતાંએ વધારે મીઠો છે."

કમલાએ જવાબ આપ્યોઃ "હાસ્તો. હું એ શીખેલી એમની પાસેથી તો!"

ડોશીએ કહ્યુંઃ "ના બા, એવું જૂઠું ન બોલીશ. ગામડામાં તો સૌને આવડે. કોણ કોની પાસે શીખે?"

કમલાઃ "માજી તમે ભૂલી જાઓ પણ હું કેમ ભૂલું. જગન્નાથજીનો ગરબો હું તમારી પાસે શીખી છું. હમેશ તમારી પાસેથી વેણુ લઈ જતી સાંભરે છે?"

ડોશીએ જવાબ આપ્યોઃ "હા, હા. મને સાંભર્યું. તું અને હીરાવહુ સાથે જ શીખતાં ખરૂં?" ડોશીની સરલતાથી બધી સ્ત્રીઓ હસી પડી. અને બે ચાર ડોશી આગળ લાડ કરતાં કહ્યુંઃ "માજી એ ગરબો અમને ગવરાવો."

ડોશીએ કહ્યુંઃ "બાપુ, એ ફરતાં ગવાય એવો નથી. એ તો ઘંટીએ ગાવાનું ગીત છે."

"ત્યારે બીજું કાંઇ ગવરાવો" બે ચાર અવાજો આવ્યા. કમળાએ એક બાઇ તરફ જોઈ બિન્દુ તરફ નિશાની કરી. તેણે બિન્દુને શીખવાડ્યું એટલે બિન્દુ ડોશી પાસે જઇને બોલ્યો. "માજી તમે ગાઓ." બધાં ફરી હસી પડયાં. વિજયાએ કહ્યુંઃ "માજી, બિન્દુને તમે સાજો કર્યો. આજ તો બિન્દુનો મેળાવડો કહેવાય, તેમાં તમારે ગાવું જોઇએ." માજી કહેઃ "હું ગાઇશ પણ તમારી સાથે ફરીશ નહિ. અને તમારા જેવું ધીમું ગાતાં મને નહિ આવડે. મારા જેટલું ઉતાવળું ગાઓ તો ગવરાવું." બધી સ્ત્રીઓએ હા કહી. તરત રાસ ભેગો થયો. ડોશી બિન્દુને તેડીને ઊભાં રહ્યાં અને ઉપાડ્યું.

સુંદર વેણુ વાગી, વેણુ વાગી,
હું તો સુતી નીંદરમાંથી જાગી
રે સુંદર વેણુ વાગી વેણુ વાગી. ..

આટલાં ઘરડાં થયાં છે પણ ડોશીનો અવાજ અને તેનું માધુર્ય એવું ને એવું જ છે. તે એકલાં જ ગવરાવનાં હતાં પણ બે સ્ત્રીઓ સાથે ગાતી હોય એવો એમનો બુલંદ અવાજ હતો. રાસ ખૂબ ચગ્યો. રાસ પુરો થઇ ફરીવાર સ્ત્રીઓ ભેગી થઇ ત્યારે વિજયાએ કહ્યુંઃ "માજી, બહુ સરસ ગાઓ છો, મેઘાણી ભાઈ કરતાં પણ સરસ ગાઓ છો. પણ તમારી સાથે ગાતાં તો થાકી જઇએ."

ડોશીએ કહ્યું: "પણ મારાથી ધામું ગવાય નહિ તે કેમ કરું. અમારે આટલું ધામું ગાવાનું હોય તો અમે થાકી જઇએ."

પછી થોડી વાતચીત ચાલી. અને નવેક વાગે મોડું મોં કરીને સમાજ વિખરાવા લાગ્યો. જતી વખતે બધી સ્ત્રીઓએ માજીને મંડળમાં આવવાનો ખાસ આગ્રહ કર્યો.

૪

"આ ગીત ગાંધીજીને માટે જ બનાવ્યું છે કે?"

પહેરવેશમાં, વાળમાં, મૂછમાં, ચશ્મામાં ક્યાંઈ પણ જરા પણ ખોડ ન કાઢી શકો એવો ત્રીસ પાંત્રીસેક વરસનો એક પારસી ગંભીર થઇને મારી પાસે બેઠો હતો તેણે આ પ્રશ્ન પૂછ્યો.

મેં કહ્યું: "ના"..

ગાંધીજી છૂટ્યા તે નિમિત્તે મંડળનો ઉત્સવ હતો અને તેમાં

આજની ઘડી તે રળીઆમણી.
મ્હારો વ્હાલો આવ્યાની વધામણી હો જી રે,
વધામણી હો જી રે,
આજની ઘડી તે રળીઆમણી.

એ ગીત ગવાતું હતું.

ગીત ઝમકુકાકી બધાં સાથે ફરતા ફરતાં ગવરાવતા હતાં. સમાજ બહુરંગી હતો. અંદર કોઈ પારસી બાનુ અને કોઈ દક્ષિણી બાઈઓ પણ હતી. રાસડા જોતાં મને સમજાયું કે રાસમાં ગૂજરાતી સ્ત્રીઓનો પહેરવેશ જેવો શોભતો હતો તેવો દક્ષિણીઓનો શોભતો ન હોતો. આપણા પહેરવેશો અને આપણા રીતરીવાજોને કેટલો માર્મિક સંબંધ છે!

આપણા કણબીઓ વગેરે પહેલાં જે ફરતી ચાળવાળી ટૂંકી આંગડી પહેરતા તે પણ નૃત્યને માટે જ. કાઠિયાવાડની રાસમંડળીમાં એ આંગડી ગોળ ફરતાં કેટલી સુંદર દેખાય છે!

હું વિચાર કરતો હતો ત્યાં ફરી પ્રશ્ન આવ્યો.

"ત્યારે આ ગીત કોનું બનાવેલું છે?"

મેં જવાબ આપી દીધો: "લોકગીત છે."

હું ફરી વિચારે ચડ્યો. ગૂજરાતનો રાસ આખા હિંદુસ્તાનમાં પ્રસરશે. દક્ષિણી સ્ત્રીઓ જે ગૂજરાતમાં આવે છે તે ગૂજરાતી રાસડા ગાય છે. પણ ઉત્તરહિંદ, બંગાળ, દક્ષિણ સર્વ તેના ઉપર મુગ્ધ થઇ ગયા છે.

"ત્યારે કોને માટે બનાવ્યું છે?"

મને લાગ્યું કે કેટલાક માણસો ગંભીર દેખાય છે તે વિચારને લીધે નહિ પણ વિચારશૂન્યતાને લીધે. મેં જવાબ આપ્યો: "કૃષ્ણને માટે."

"તે એવન ક્યાંથી આવેલા હતા તેને માટે આ બનાવેલું?"

આ પ્રશ્નને ડાહ્યો ગણો કે ગાંડો ગણો, કે મને ડાહ્યો ગણો કે ગાંડો ગણો, પણ જવાબ આપવો ઘણો જ અઘરો છે. કોઇ હિન્દુને આ પ્રશ્ન ઉઠે જ નહિ. મેં જવાબ આપ્યો: "કોઈ ગોપીને ત્યાં કૃષ્ણ ગયેલા તે પ્રસંગનું છે."

એ ગૃહસ્થ ફરી વિચારમાં પડ્યા. મને ભય લાગ્યો કે ગોપી કોણ, કૃષ્ણ એને શું થાય, કૃષ્ણ શા માટે ગયા કે એવા કોઇ પ્રશ્નો આવશે તો મારા શા હાલ થશે. એ ગૃહસ્થે ફરી મારા સામું જોયું, પણ આ વખતે પ્રશ્ન નહોતો, સૂચના હતી.

"તે તમે લોકો ગાંધીજીને કહીને એક ગૂજરાતી ક્લાસિકલ ડિક્શનેરી કાંય નહિ કરાવતા?"

ગાંધીજી જે કામો કરે છે તેમાંના એકને માટે પણ તેઓ લાયક નથી એવી જેમ એક બાજુ માન્યતા છે; તેમ દુનિયાંનાં જેટલાં કામો છે તે બધાં તેમણે જ કરવાં જોઇએ એવી એક બીજી તરફથી માન્યતા છે. મેં ધીરે રહી પતાવ્યું: "હા બનાવવી જોઇએ." મેં ધાર્યું કે પ્રશ્નથી ઉલટું રૂપ સૂચનાનું છે એટલે હવે કાંઈ નવો વાર્તાલાપ નહિ થાય. ત્યાં તેમણે ઝમકુકાકી તરફ જોઈ ફરી પૂછ્યું.

"તે પેલાં ગવરાવે છે તે ડોસી મેનેજર છે કે?" મેં કહ્યું: "એ આ મંડળનાં અધ્યક્ષ છે. અને એમને સારૂં ગવરાવતાં આવડે છે એટલે ગવરાવે છે."

અને આજે ઝમકુકાકી અધ્યક્ષ તરીકે કેવાં શોભતાં હતાં! હું નાનો હતો ત્યારે, નાત-જાતના કોઈ મોટે અવસરે માણસોની વ્યવસ્થા કરતાં, કામ કરાવતાં, હુકમો આપતાં, ભભકાભેર ફરતાં ને જેવાં દેખાતાં, તેવાં જ આજે પણ દેખાતાં હતાં. માત્ર ફેર એટલો કે ગામમાં મેં તેમને રેશમી લુગડાંમાં જોયેલાં અને અહીં સાદી સફેદ ખાદીમાં જોયાં. પણ એ ખાદીમાં પણ તેમનો પ્રભાવ અછતો રહેતો નહોતો. હું ઝમકુકાકીના જ વિચારે ચઢ્યો. પ્રથમ તો, બિન્દુ કમળા સાથે આશ્રમમાં જવા હઠ કરે તે માટે તેઓ આશ્રમમાં જવા લાગ્યાં. ત્યાં તેમને બીજી સ્ત્રીઓ સાથે ઓળખાણ થઈ–ખાસ કરીને તો તેમને સારૂં ગવરાવતાં આવડે છે માટે. તેમાંથી તેમને આશ્રમના કામનો શોખ લાગ્યો. ખર્ચ્યાંની માલજાત તો એમના જેવી કોઈક જ કરી શકતું. અને પંડોપંડ છતાં એટલે ખુશાથી બધે જઇ પણ શકે.

અને થોડા સમયમાં બધી સ્ત્રીસંસ્થામાં તે કેવાં પ્રસિદ્ધ થઇ ગયાં! તેમાં એક કારણ ગીતાનું, તેવું બીજું કાંતવાનું પણ ખરૂં. ગાંધીજી અસહકારની શરૂઆતમાં આવ્યા. તેમણે સ્ત્રીઓની ગંજાવર સભામાં બધાંને કાંતવાનું કહ્યું. બધી સ્ત્રીઓએ તે વખતે તો આવેશમાં આવી કાંતવા ઇચ્છા બતાવી અને કાંતવાનું શીખવનાર કોઇ માણસ માગ્યો. મહાત્માજીએ કહ્યું કે મારી સાથે વીણા બહેન છે. તેમણે જ મને પણ કાંતતાં શીખવ્યું છે. તમારામાંથી પાંચ જણને કાંતતાં શીખવે અને પછી તે પાંચ જણ જુદા જુદા સમાજમાં વહેંચાઇ બધાંને કાંતતાં શીખવે. પ્રથમ તો બધા સમાજોમાં કાંતવાની હરીફાઇ ચાલી. તેમાં ઝમકુકાકીને લીધે સેવિકામંડળ સૌથી આગળ પડ્યું. પછી ઉત્સાહ મંદ થઇ ગયો પણ ઝમકુકાકીને માટે થયેલું માન પછીથી ઓછું થયું નહિ. આજે પણ દરેક જગાએ મહાત્માજીની છબીને પહેરાવવાના હારનું સૂતર સેવિકામંડળમાંથી બધા લઇ જાય. અને ઝમકુકાકીનો સ્વભાવ પણ એવો નિરહંકારી કે બધાંને એ ગમી ગયાં.

હું વિચાર કરતો હતો અને સાથે સાથે ગીતો, ભાષણો, બધા તરફ ધ્યાન રાખતો હતો. એટલામાં પેલા પારસી ગૃહસ્થને ફરી પ્રશ્નપ્રેરણા થઈ આવી.

"તે પેલાં ઊભાં તેવન કોન છે?"

મેં કહ્યું: "કન્યાશાળાનાં સંગીત શિક્ષિકા વિજયાબાઇ."

હું ફરી વિચારે ચઢ્યો. થોડાં વરસોમાં ઝમકુકાકીમાં કેવો ફેરફાર થઇ ગયો ! જાણે નવો જ જન્મ !

"અને પેલાં બીજાં તેમની પાસે બ્લાઉઝ પહેરીને ઊભાં છે તે બેન કોન ? " પ્રશ્ન આગળ ન ચાલે માટે મેં કહ્યું " હું નથી જાણતો. "

ગીતો, ભાષણો, હવે પૂરાં થયાં હતાં અને ઔપચારિક કામ શરૂ થતાં હતાં પણ હું તો મારૂં અધૂરૂં રહેલું વિચારસૂત્ર આગળ ચલાવવા માંડ્યો.

ઝમકુકાકી અને બીજી અનેક સ્ત્રીઓ આવાં કામમાં જોડાઇ છે તેમાં આત્મમહિમા એ મૂળ કારણ નહિ હોય ? પણ આત્મમહિમા શેમાં નથી હોતો ? ઝમકુકાકી નાતજાતમાં ફરતાં ત્યારે તેમનામાં જેવો ઉત્સાહ હતો તેવો અહીં પણ છે. માત્ર ભાવના ફરી ગઈ.

આપણે ભાવનાની વાત કરીએ છીએ પણ એ પણ જિજીવિષાનું એક રૂપ નહિ હોય ? કોઇ માણસ જેમ જીવવા ખાતર દોરડાને વળગી રહે તેમ આ જીવવાની ઇચ્છાથી માણસ ભાવનાને વળગી રહે છે એમ ન હોય ? ના, ના. ભાવના એ કોઇ બાહ્ય વસ્તુ નથી. જીવનમાં અવ્યક્ત રહેલી કોઇ ચીજ છે. તેને વળગવું, એટલે તેની ખાતર જીવવું એનો જ અર્થ આત્મસાધના–આત્મામાં અસિદ્ધ રહેલી વસ્તુને સિદ્ધ કરવી તે.

ત્યારે શું આમ કાંતવાથી કે બીજું ગમે તે કામ કરવાથી દેશભાવના સિદ્ધ થઈ જતી હશે ?

ત્યારે મારી પેઠે કશું કર્યા વગર માત્ર વિચારો કર્યા કરવાથી અને વેપાર કરવાથી ભાવના સિદ્ધ થઇ જતી હશે ?

કોઇ પણ ભાવના સિદ્ધ કરવાને માટે તે ભાવનાના અંગનું કંઇક કામ પણ કરવું જોઇએ. પછી તે ભાવના ભલે ગમે તેવી ઉન્નત હોય અને આપણે કરી શકતા હોઇએ તે કામ ભલે ગમે તેટલું દીન અને સ્થૂલ હોય. કોઈ ભાવના માટે આપણે કરી શકતા હોઇએ તેમાંનું કશું ન કરીએ તો ભાવના હોય તો પણ જીવનના પોષણ વિના સુકાઇને ખરી પડે.

" ત્યારે ડોસીની આય બાજુ ઊભાં તેવન કોન ?"

મેં કહ્યું: " પેલાં આસમાની સાડી પહેરેલી છે તે ? તેમનું નામ ભદ્રાબાઇ. "

" અરે નહિ રે, કહુંછ, પેલાં ખાદી પહેરેલાં બહુ જ ટેસ્ટ[1]વાળાં, ગ્રેસફુલ[2], સાદાં છે તે ?"

" એ તો આ સભાનાં સેક્રેટરી છે. "

" એવનનું નામ સું ?"

" કમલા ".

" એવનના ધનીનું સું નામ ? હું તમે લોકોની સોસાયટી[3]માં મલવા માગુંછ તેથી કરીને કહુંછ."

" સવાઇલાલ ઉજમશી, ધારશી વેલશીની પેઢીવાળા. "

" આ આભારપ્રદરસનમાં નામ આવ્યું તે ? તેવન અહીં આવેલા છ ?"

" હા. "

" મને જરા ઇન્ટ્રોડયુસ કરી આપસો ?"[4]

---

૧. ટેસ્ટ એટલે રસવૃત્તિ ૨. લાવણ્યમય ૩. સમાજ ૪. " ઓળખાણ કરાવી આપશો ? "

"એ તો હું પોતે."

મારા પાડોશી મને અનંત પ્રશ્નો પૂછી રંક એવા લાગતા હતા, પણ પોતાની મેળે જ તેઓ અંતિમ બિન્દુએ આવી ગયા. હવે તેમણે મારી સામે જોવું પણ બંધ કર્યું.

પણ મારા વિચારની દિશા કમલા તરફ વળી ગઈ.

ઝમકુકાકીને નવી ભાવના તરફ વાળનાર તો કમલા જ. તે પોતે તે નહોતી જાણતી. નવું જીવન પ્રગટ કરવાને બુદ્ધિની જરૂર નથી હોતી પણ પ્રેમની જરૂર હોય છે. બાળકથી માંડીને ઘરડાં સુધી સર્વને પ્રેમની જરૂર હોય છે.

ઝમકુકાકી જેવાં ઘણાંય બિચારાં પ્રેમને અભાવે વૃથા જીવન ગાળતાં હશે.

"બાપુજી !"

હું ચમકીને જાગ્યો. સભાજનો ચાલવા માંડ્યાં હતાં. કમલા, ઝમકુકાકી અને બિન્દુ, જીવનની ત્રણ મૂર્તિઓ મારી સમક્ષ ઊભી હતી.

ફિરેફ

# પુસ્તકપરિચય

**આંધળાનું ગાડું**—(નાનકડું નાટક) લેખકઃ જુગતરામ દવે, આચાર્ય કાળીપરજ વિદ્યાલય અને સ્વરાજ્ય આશ્રમશાળા, બારડોલી. કિંમત ૦–૧–૦.

સાહિત્યમાં રસ લેનાર દરેક જનનું આ નાનકડા નાટક તરફ અમે ધ્યાન ખેંચીએ છીએ. માત્ર વિદ્વદ્ભોગ્ય હોય તે સાહિત્ય નહિ સારૂં, અથવા એવા સાહિત્યની જરૂર નથી, એવો મત અમે ખોટો ગણીએ છીએ. પણ તે સાથે એમ માનીએ છીએ કે ભણેલ અભણ સર્વ જેમાં રસ લઇ શકે એવા સાહિત્યના પ્રકારો છે અને તેમાં આપણા સાહિત્યમાં ઘણી ન્યૂનતા છે. આ નાનકડું નાટક એ ન્યૂનતા પૂરવા તરફનો નોંધવાયોગ્ય પ્રયત્ન છે.

અત્યારે આપણા નાટક સાહિત્યની ઘણી જ અવદશા છે તેમાં તો સર્વ સંમત છે. નાટકમાં મુખ્ય અભિનયકલા જોઈએ તેને બદલે હાલ નાટક સીનસીનેરી અને જાદુગરીનો તમાશો બની ગયું છે. એક નાટક ભજવાડે એટલું ખરચ થાય છે કે શુદ્ધ સાહિત્યનું નાટક ભજવવું એ એક આર્થિક સાહસ થઇ ગયું છે અને નાટક કંપનીઓ નાટક જોનારા મોટા વર્ગની હલકી રસવૃત્તિને પોષે એવા ખેલો જ ભજવે છે. આ સ્થિતિમાં ઉપાય ડૉ. રવીન્દ્રનાથ ઠાકુર કહે છે તે જ છે કે સીનસીનેરી વિના જ નાટક ભજવવાં.

ઉપર બતાવ્યું તેમ 'આંધળાનું ગાડું' એક બાજુથી લોકોપભોગ્ય સાહિત્યનો અને બીજી બાજુથી સીનસીનેરી વિનાના નાટકનો પ્રયોગ છે. આવા પ્રયોગનો એક નમૂનો

ગૂજરાતમાં પ્રાચીન કાળથી છે અને તે ભવાઇ. સુધારાનો પ્રથમ પવન રચનાત્મક કરતાં ઉચ્છેદક વધારે હતો. એ સુધારાના પ્રથમ ધસારામાં, આપણે હોળી બંધ કરી હોળીને નવું રૂપ ન આપ્યું, તેમ ભવાઈ પણ બંધ કરી ભવાઇને નવું રૂપ ન આપ્યું. અત્યારે આપણે હોળીને નવું રૂપ આપ્યું છે તેમ જ ભવાઇને પણ શુદ્ધ કરી નવું રૂપ આપવાની જરૂર છે. ખુલ્લામાં ભજવી શકાય, સર્વ સમજી શકે એ પ્રકારનું નાટક તેમાંથી જ ઉપજાવી શકાય.

આ નાટકના લેખકે ભવાઇનો નમૂના તરીકે ઉપયોગ કર્યો છે કે નહિ તે અમે જાણતા નથી પણ ભવાઇના સર્વ સાફલ્યપ્રદ ગુણો તેમાં છે. ભવાઇમાં સર્વ પાત્રો પોતે પોતાનું સૂચન કરતાં ગાતાં ગાતાં અને નાચતાં નાચતાં આવે છે. આ નાટકમાં પણ સર્વ પાત્રો પોતાની ઓળખાણનું ગીત ગાતાં ગાતાં આવે છે અને તે દરેક ગીત નૃત્યાનુકૂલ તાલપ્રધાન છે. થોડા નમૂના જોઇએ:

મજા મજા રે મજા
અહો ભાઇ આજ અમારે મજા,
છચ્છ દહાડા સજા ખમ્યા ત્યારે,
માંડ મળી છે રજા
અહો ભાઇ આજ અમારે મજા.

× × ×

રાજી રાજી રાજી
ભાઇ આજ અમે બધા બહુ રાજી
છચ્છ દહાડા મહેતાજી ત્યારે
આજ હવા છે તાજી
ભાઇ અમે બધા બહુ રાજી.

---

મારૂં નામ વહનો ભુવો રે
મારૂં નામ વહનો ભુવો.
મારી મૂઠથી બચે એવો
કોણ જગતમાં હુવો—મારૂં ન

નાટકનું રૂપ આ રીતે પ્રાચીન અને લૌકિક હોવા છતાં કર્તાને હાથે આધુનિક વિચારો દર્શાવવાને તે સફળ વાહન નીવડ્યું છે. આખું નાટક એક રૂપક છે. નાયકનો અધાપો એ રાનીપરજનું અજ્ઞાન છે અને ભુવો, શેઠ, જમાદાર અને દારૂવાળો પારસી એ પણ પોતપોતાના વર્ગના પ્રતિનિધિ છે. આખા નાટકમાં એ અજ્ઞાન રહેલી કોમની સ્થિતિનું નિરૂપણ છે. તે કોમને મદદ કરવાની જેમની ફરજ ગણાય તે વર્ગ જ, ભુવો, શેઠ, જમાદાર અને વધારામાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ એ જ તેમની અવજ્ઞા કરે છે. વિદ્યાર્થીઓની ઉક્તિઓમાં હાલના શિક્ષણ ઉપર તીક્ષ્ણ કટાક્ષ છે તે ઉપરનાં અવતરણમાં જણાય છે.

છતાં નવીન જ પ્રકાર હોવાથી કોઈ કોઈ જગાએ અમને કચાશ રહી ગઈ જણાય છે. પહેલા પ્રવેશમાં એટલે સંસ્કૃતમાં જેને પ્રસ્તાવના કહીએ તેમાં, પહેલો શિષ્ય નેપથ્ય તરફ જોઈને 'અરરર, રામ રામ રામ' કહે છે અને પછી ગબડેલું ગાડું દેખાડે છે. તેને બદલે, બીજા દૃશ્યમાં આવતી ગાડાવાળાની પ્રથમ ઉક્તિ સંસ્કૃત નાટકની પેઠે જ નેપથ્યમાંથી બોલાવી હોત, અને એ રીતે વસ્તુસૂચન કરી તરત જ દૃશ્ય શરૂ થયું હોત તો વધારે ચમત્કારક લાગત પ્રથમ દૃશ્યમાં વિદ્યાર્થીઓ પાસે ગાડું સરખું ન કરાવ્યું હોત તો ચાલત તેમ જ છેલ્લા દૃશ્યમાં પાછાં પ્રસ્તાવનાનાં પાત્રો આવી નાટકનો સાર ગંભીર રીતે ચર્ચે છે, એ પણ અયુક્ત છે. કારણ કે તેથી નાટકની અંદર જ નાટકનું રૂપક ફરી જાય છે. અણઘડ અંધાપો એ અજ્ઞાન છે અને ગાડું એ રાનીપરજનો વ્યવહાર-સંસાર છે પણ તે તો વ્યંગ્યમાં રહેવું જોઈએ, તન્ના ઉપર તો ખરેખર ગાડું જ આવવાનું છે; પણ પાછળની ચર્ચાથી વ્યંગ્ય વાચ્યમાં આવવા માંડે છે અને ત્યાં રસહાનિ થાય છે. છેલ્લું સૂતર વિશેનું ગીત પણ નાટકના વસ્તુ સાથે સમરસ થઈ શક્યું નથી.

આવી કેટલીક ક્ષતિઓ છતાં અમે આ નાટકને સફળ ગણીએ છીએ. રસિક પ્રેક્ષકને પણ તેમાંથી રસ મળશે અને અજ્ઞાન રાનીપરજ પણ તે સમજશે. તેનો પ્રકાર પ્રાચીન છે અને છતાં તેમાં નવામાં નવા વિચારો મૂર્ત થયા છે. તેમાં રંગભૂમિની ખટપટ નથી છતાં નાટક તરીકે તે સફળ છે. અમે આશા રાખીએ છીએ કે અન્ય લેખકો પણ આનો દાખલો લઈ આપણા ચાલુ પ્રશ્નો ઉપર આ સૌથી લોકપ્રિય અને સાથે સૌથી વધારે કાર્યસાધક સાહિત્યદ્વારા પોતાના વિચારો પ્રગટ કરી આપણી પ્રજામાં ચેતન પૂરવા પ્રયત્ન કરશે. આ પ્રયત્ન તો સફળ થઈ ગયો છે એટલે અમારે માત્ર કર્તાને અભિનન્દન આપી આ પ્રવૃત્તિ ચાલુ રાખવાનું જ કહેવાનું રહે છે.

**વિલ્હેલ્મ ટેલ**—જર્મન કવિ શિલરના નાટકનો મૂળ ઉપરથી અનુવાદ, ભૂમિકા, નોંધો તથા પરિશિષ્ટો સમેત; અનુવાદક તથા પ્રકાશકઃ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ. પાટીદાર મન્દિર, આણંદ. મૂલ્યઃ રૂા. ૨.

જર્મનમાંથી અનુવાદ આપણી ભાષામાં આ પહેલો જ થાય છે. જર્મનનો અમને બોધ નથી એટલે અનુવાદની પ્રામાણિકતા વિશે કહેવા અમને અધિકાર નથી, પણ કર્તાનું જર્મન ભાષાનું જ્ઞાન પ્રસિદ્ધ છે. મૂળ નાટક પદ્યમાં છે પણ અનુવાદકે તેનું ગદ્યમાં જ ભાષાન્તર કર્યું છે. છતાં મૂળનું કવિત્વ અનુવાદમાં પણ પ્રતીત થાય છે.

પુસ્તકમાં બની શકે તેટલા દૃષ્ટિબિન્દુથી ટીકાઓ નોંધો વગેરે કરેલ છે, સંસ્કૃત નાટકનું દૃષ્ટિબિન્દુ પણ વીસરાયું નથી. અનુવાદકની ખંત, ધૈર્ય, વિદ્વત્તા, ચીવટ અને મહેનત શબ્દે શબ્દે દેખાય છે ઇતિહાસ ભૂગોળ સર્વ ઉપર જોઈએ તેટલી નોંધો આપી છે.

ટેલનું વસ્તુ તો સામાન્ય રીતે ગૂજરાતમાં પણ મશહૂર છે. સૂબાની ટોપીને સલામ ન ભરવા બદલ તેને પોતાના પુત્રના માથા ઉપરથી તીર મારીને લીંબુ ઉડાવવાનો હુકમ થયો હતો તે સર્વને વિદિત છે. આ પ્રસંગ પહેલાં તે ઘેરથી નીકળે છે ત્યારે તેને પત્ની અને પુત્ર સાથે વાત થાય છે, તે જ માત્ર નાટક અને અનુવાદની સફળતા બતાવવા નીચે ઉતારીશું.

**વાલ્ટર:** મારી પણ છટકી ગઇ, ચઢાવી આપો, બાપુ.

**ટૅલ:** ના, સાચો શિકારી બીજાની મદદ શોધે ના.

[ બાળકો ચાલ્યા જાય છે. ]

**હેડવિક:** બાળકો વેળાસર તાકતાં શીખવા લાગ્યાં છે.

**ટૅલ:** કુશળ થવું હોય તેણે તો વહેલું શીખવા માંડવું ઘટે.

**હેડવિક:** આહ! વિધાતાએ એમને ન શીખવ્યું હોત તો સારું!

**ટૅલ:** પણ એ તો શીખવાના જ. જેણે જીવનમાં પોતાનો માર્ગ સ્વાધીનભાવે કરી લેવો છે, તેણે તો જયપરાજયને માટે તૈયાર થવું ઘટે.[1]

**હેડવિક:** અરે! પણ પછી તો એકેય ઘરમાં ટકશે નહિ.

**ટૅલ:** મારાથી પણ ના ટકાય. મારો સ્વભાવ ગોવાળ થવાને સરજાયો જ નથી; હું તો ચંચળ જીવ, કંઇ ને કંઇ દોડધામ કરવાની હોય તો જ ગમે. રોજ ને રોજ કંઈ કંઇ નવું કરવાનું હોય તો જીવનમાં કંઇક રસ પણ આવે.

**હેડવિક:** અને ત્યારે તમારી[2] ઘરણીને તમારી વાટ જોતાં કેટલી ચિંતાએ બેશી રહેવું પડે એની તો તમને પરવા ય નથી! ચાકરો તમારા સાહસની વાતો કરે છે, એથી મારો તો જીવ ફફડી ઉઠે છે!......જે ધંધામાં માથે મોત લેઇને ફરવું પડે એ ધંધો તે શા કામનો?

**ટૅલ:** જે ચારે તરફ ધ્યાન રાખીને સદા ચેતતો ફરે છે અને ભગવાન તથા પોતાની ચંચળ શક્તિ ઉપર શ્રદ્ધા રાખીને ચાલે છે, તે બધા ભયને મારી હઠાવી પાર નીકળે છે; પર્વતોમાં જ જે જન્મ્યો છે તે પર્વતોથી ડરતો નથી. (કામ પુરૂં થઇ રહે છે ને તેથી ઓજાર ઠેકાણે મુકી દે છે ) હવે મને લાગે છે કે આ બારણું તો બહુ દહાડા ખાશે, ઘરનો વાંસલો એટલે સુથારને બહુ લાગે નહિ.

[ ટોપી હાથમાં લે છે. ]

**હેડવિક:** ક્યાં જાઓ છો?

**ટૅલ:** આલ્ટૉર્ફ, બાપુ[3] કને.

**હેડવિક:** કંઇ ભયંકર યોજના તો ઘડાતી નથી ને? સાચું કહો.

**ટૅલ:** તું કેમ સમજી?

**હેડવિક:** સુબાઓની સામે કંઇક રચાય છે—સાંભળ્યું છે કે રૂઇટ્લિમાં બધા એકઠા થયા હતા ને તમે પણ એ મંડળમાં જોડાયા છો.

**ટૅલ:** હું ત્યાં ગયો તો નહોતો, પણ દેશનો સાદ આવે ત્યારે હું દૂર રહેવાનો નહિ.

**હેડવિક:** જ્યાં જોખમ હશે ત્યાં તમને ધકેલશે. અને સદા ય થતું આવ્યું છે એમ સૌથી વધારે ભાર તમારે ખેંચવો પડશે.

**ટૅલ:** સૌએ પોતપોતાના ગજા પ્રમાણે કરવું ઘટે.

---

૧ 'જે સ્વાધીનતા ને જીવતર ઉપર રોજરોજ વિજય મેળવે તે જ તેમનો સાચો અધિકારી' એવી ગ્વોઇટેની ફાઉસ્ટના ખંડ બીજામાં આવેલી પંક્તિઓ સાથે આને સરખાવાય.

૨ ટૉઇચ લોકોમાં એવો રિવાજ છે કે ઘરનાં અને ઘરોબામાં આવેલા માણસો એકબીજાને-પિતા પુત્રને, પુત્ર પિતાને, પતિ પત્નીને, પત્ની પતિને-તું'કારો કરીને બોલાવે છે; પણ અહીં ભારતસંપ્રદાયને અનુસરીને માનવાચક તમે વગેરે શબ્દોનો વ્યવહાર કર્યો છે. પતિ પત્નીને ત્યાં અને અહીં તું'કારો કરી શકે છે, તેથી તે કાયમ રાખ્યું છે

હેડવિક: પેલા ઉંટરવાલ્ડનવાળાને[1] તમે તોફાનમાંથી સરોવર પાર કિનારી લાવ્યા હતા. એ તો ભગવાનનો ચમત્કાર કે તમે નિકળી આવ્યા! બૈરીછોકરાંનો જરા ય વિચાર તમને એ વેળાએ ના આવ્યો?

ટૅલ: પ્રિય નારી, તે વખતે મને તમારો વિચાર આવ્યો જ હતો, અને તેથી તો મેં બાળકોના એ પિતાને ઉગાર્યો.

હેડવિક: તોફાની સરોવરમાં ઝંપલાવીને? એ તે પ્રભુ ઉપર વિશ્વાસ રાખ્યો કહેવાય? એ તો પ્રભુનું પરીક્ષણ કર્યું કહેવાય!

ટૅલ: જે વિચાર કર–કર કરે છે, તે કામ બહુ થોડું જ કરી શકે છે.

હેડવિક: હા, તમે ભલા છો, પરગજુ છો, બધાની સેવા કરો છો; પણ જ્યારે તમે સંકડામણમાં આવી પડશો ત્યારે કોઇ પાસે નહિ આવે.

ટૅલ: મને મદદની જરૂર પડે એવો દહાડો જ પ્રભુ ના દેખાડે!

[હાથમાં તીર ધનુષ લે છે.]

હેડવિક: તીરધનુષ શા માટે લઇ જાઓ છો? ઘેર મુકતા જાઓ.

ટૅલ: હથિયાર વિનાના હાથ કામના શા?

[બાળકો પાછા આવે છે.]

વાલ્ટર: બાપુ, ક્યાં જાઓ છો?

ટૅલ: આલ્ટૉર્ફ, બચ્ચા, દાદા[2] કને; આવવું છે તારે?

વાલ્ટર: હા હા, આવવું છે.

હેડવિક: ત્યાં તો સુબો છે; ના, ત્યાં જતા ના.

ટૅલ: એ તો આજે જ જાય છે.

હેડવિક: ત્યારે એને પહેલો જવા દો, એની ભેળા નથી થવું; તમે જાણો છો કે એને આપણા ઉપર વેર છે.

ટૅલ: એની ભ્રષ્ટ બુદ્ધિ મને કંઇ કરી શકવાની નથી; હું સત્ય આચરીશ. કોઇ પણ શત્રુથી ડરીશ નહિ.

હેડવિક: જે સત્ય આચરે છે તેને જ એ સૌથી વધારે ધિક્કારે છે.

ટૅલ: કારણકે તેને આંગળી અડાડવાની એની શક્તિ નથી. હું માનું છું કે વીરપુરુષ મારૂં નામ તો નહિ જ દે.

હેડવિક: કેમ શાથી જાણ્યું?

ટૅલ: થોડા[3] વખત ઉપર શેખનટાલનાં જંગલોના નિર્જન પ્રદેશોમાં હું શિકાર કરતો ચાલ્યો....ત્યાં સુબો મારી સામે આવી ઉભો; એ એકલો હતો, હું પણ એકલો–માનવીની સામે માનવી અને પાસે જ ઉંડી અંધારી ખો....ભયંકર હથિયાર[4] સાથે મને ચાલ્યો

1 આર્નોલ્ડ મેલ્ક્થાલનને. અં ૧ પ્ર. ૧, પૃ. ૧૭–૧૮ જુઓ.

૨ ટૅલનો સસરો, આલ્ટૉર્ફવાળો વાલ્ટર ફ્યુર્સ્ટ.

૩ આ પ્રસંગ કવિએ જેમનામાંથી કાઢ્યો એ; તે એટલું બતાવવાને કે સુબા ગેસ્લરને ટૅલ ઉપર વેર તો છે, પણ ટૅલ એવો માણસ નથી કે [illegible] ... [illegible] પૃ. [illegible] જુઓ.

૪ ધનુષબાણ.

આવતો જોયો કે તરત જ એકદમ એ ફીકો પડી ગયો, એના પગ ભાગી ગયા;...તે વારે એની મને દયા આવી. હું સભ્યતાથી એની પાસે ગયો અને બોલ્યો: 'એ તો હું, સુબા સાહેબ.' પણ એના મોંમાંથી તો શબ્દ સુદ્ધાં નિકળી શક્યો નહિ—માત્ર હાથવડે ચુપચુપ નીશાની કરી ચાલતા થવા જણાવ્યું: હું ચાલતો થયો ને એના અનુચરોને મેં એની પાસે મોકલી દીધા.

**કચ્છની રસધાર (પ્રથમ ભાગ)**—લેખક: જયરામદાસ જેઠાભાઇ નેગાંધી, અંજાર. (કચ્છ.) સૉલ એજન્ટ: ગૂજરાત સાહિત્ય મંદિર અમદાવાદ. કિંમત ૪ આના.

કચ્છ અને કાઠિયાવાડ ઇતિહાસથી અનેક રીતે જોડાયેલા છે. બન્નેમાં પ્રેમશૌર્યની અનેક વાતોની ખાણ છે. સૌરાષ્ટ્રની રસધાર બહાર પડવા લાગી તે જ પ્રમાણે કચ્છની રસધાર પણ બહાર પડે તે ઇષ્ટ છે. આ નાના પુસ્તકમાં એવી તેર વાર્તાનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વાર્તાઓ ટુંકી અને સાદી રીતે કહેલી છે. કર્તાને કચ્છના બૃહદ્ ઇતિહાસનો અભ્યાસ છે એટલે આ રસધાર પણ પ્રામાણિક થશે એવી આશા છે. ગૂજરાતમાં કચ્છની ભૂગોળની માહીતી સામાન્ય રીતે ન હોવાથી હવેના ભાગોમાં કચ્છની ભૂગોળનો નકશો આપવા અમે સૂચના કરીએ છીએ. દરેક વાર્તાને અંગે જો દુહા કે એવું કાંઈ પદ્ય સાહિત્ય હોય તો તે અસલમાં મૂકી તેનું ભાષાન્તર આપવાથી વસ્તુ વધારે રસિક થશે. અને ભાષા સંસ્કૃત શબ્દોથી શિષ્ટ કરવાના કરતાં કચ્છી અને ગૂજરાતી ભાષાના સામાન્ય શબ્દો અને ગૂજરાતી ભાષા ખમી શકે તેટલા કચ્છી શબ્દો વાપરવાની અમે કર્તાને ભલામણ કરીએ છીએ, કારણ કે તેથી વસ્તુયોગ્ય વાતાવરણ ઉત્પન્ન થશે. ભાષાની મુશ્કેલી છેવટે શબ્દકોશ આપવાથી ટળી જશે. આ ઉત્સાહી કર્તા બીજા ભાગો પણ પ્રગટ કરશે એવી આશા છે.

**છાત્રાલય**—(નવું માસિક) તંત્રી: નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ, ભાવનગર. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.

આ નવું માસિક છાત્રાલય મંડળ તરફથી દર અંગ્રેજી માસની ૧૫ મી તારીખે બહાર પડશે. છાત્રાલય એક કેળવણીની સંસ્થા તરીકે સફળ થાય અને તેની મુશ્કેલીઓ અને તેના પ્રશ્નોની ચર્ચા થઈ નિકાલ થાય એ આ માસિકનો મુખ્ય ઉદ્દેશ છે. આપણામાં જ્યારથી છાત્રાલયો અનિવાર્ય થયાં ત્યારથી તેના અનેક પ્રશ્નો પણ ઉત્પન્ન થયા છે, પણ યોગ્ય મંડળ કે સાહિત્યના અભાવે તેના તરફ દુર્લક્ષ થતું હતું. હવે તે કામ ગૂજરાતના એક આદર્શ છાત્રાલયના વ્યવસ્થાપક શ્રી નૃસિંહપ્રસાદ જેવા અનુભવી કાર્યદક્ષ અને મીમાંસકના હાથમાં આવવાથી આ પ્રશ્નોની સમર્થ રીતે ચર્ચા થશે એમ આશા રહે છે. અને આ પહેલા અંકથી એ આશા સફળ થશે એમ સ્પષ્ટ જણાય છે. આ અંકમાં છાત્રાલયના ખરા વ્યવહારૂ પ્રશ્નોની સિદ્ધાન્તપૂર્વક ચર્ચા થઈ છે તે હરેકોઇને વાંચવાથી ખાત્રી થશે. દરેક છાત્રાલય અને કેળવણીમાં રસ લેનાર તથા છાત્રાલય સાથે સંબંધ ધરાવનાર માબાપ તથા નાનો આનો ઉપયોગ કરશે એમ આશા છે.

**નામદાર જામસાહેબને ચરણે:**—મુદ્રક અને પ્રકાશક: અમૃતલાલ દ. શેઠ. રાણપુર. નામદાર જામસાહેબના છેલ્લા રાજ્યારોહણના ઉત્સવને અંગે આ નાનું પુસ્તક સંપાદિત કર્યું છે. તેમાં સૌરાષ્ટ્રમાં ના. જામસાહેબ સંબંધી આવી ગયેલા લેખોનો સંગ્રહ છે. આદિમા ના. જામસાહેબનું શબ્દચિત્ર છે અને પુસ્તકમાં આંકડા આપીને જામસાહેબની રાજનીતિની ચર્ચા કરી કેટલીક સૂચના કરી છે.

રા.

**ઉમર ખય્યામની રૂબાઇયાતઃ**—ભાષાંતર કરનારઃ ભૂધરદાસ ગણેશજી દુબલ: પ્રકાશકઃ ધી જશવંતસિંહ પ્રિન્ટીંગ પ્રેસ, લીંબડી. ( કાઠિયાવાડ ) મૂલ્ય રૂા. ૩-૦-૦

ઇરાનનો આ ખગોળવેત્તા અને તત્ત્વજ્ઞ કવિ અગિયારમી સદીના મધ્યભાગમાં થઈ ગયો હતો છતાં છેક ઓગણીસમી સદીના મધ્યભાગ સુધી તે જગતથી અજ્ઞાત રહ્યો હતો. સને ૧૮૫૧માં ફિટ્ઝરાલ્ડે જ્યારે ઉમરની કેટલીક રૂબાઇયાતોનો ભાવાનુવાદ પ્રસિદ્ધ કર્યો ત્યારે આખું યુરોપ તેના ઉપર મુગ્ધ થઇ ગયું અને પછી ઉમર વિષે શોધખોળ કરવાને કેટલાય વિદ્વાનો મંડી પડયા. આજે તો માત્ર અંગ્રેજી ભાષામાં જ ઉમરની રૂબાઇયાતોના અનુવાદોની સંખ્યા ડઝનોથી ગણાય એટલી થઇ ગઈ છે. આમ છતાં આજ સુધી આપણે ત્યાં એ રૂબાઇયાતોનો અનુવાદ ગ્રંથાકારે પ્રસિદ્ધ થયો ન હતો એ એક આશ્ચર્યકારક ઘટના છે. આમ છતાં જ્યારે ગૂજરાતી અનુવાદ આજે બહાર પડયો છે ત્યારે તે આટલી સરસ રીતે શણગારાઇને બહાર પડયો છે એ એટલી જ સંતોષજનક વાત છે.

પ્રસ્તુત પુસ્તકમાં એકંદરે ૩૩૦ રૂબાઇયાત આપવામાં આવી છે. અનુવાદ કે ભાવના વાહન તરીકે સામાન્ય ગઝલનું સુપ્રચલિત રૂપ જ સ્વીકાર્યું છે. અને એ છંદની સરલતાને લઇને જ અનુવાદમાં ભાષાના વહનમાં એકધારો પ્રવાહ તો રહ્યો જ છે. અનુવાદમાં ક્લીષ્ટતા પણ આવી નથી, તેમ અસ્પષ્ટતા પણ નથી. આ ગુણો હોવા છતાં અમને આ અનુવાદથી સંતોષ થયો નથી. અનુવાદનું કામ મૂળના ભાવો વાચકોના હૃદયમાં જગાડવાનું છે.

પ્રસ્તુત અનુવાદ દ્વારા આ કાર્ય સધાતું નથી. એમાં વાણીની સચોટતા અને ઉન્માદકતા હોવાં જોઇએ તેના કરતાં બહુ જ ઓછાં આવ્યાં છે—બલ્કે નથી જ આવ્યાં. વળી એનું ઇરાની વાતાવરણ કાવ્ય વાંચતાં મન સામે ખડું થવું જોઇએ તે પણ થતું નથી. આમાં અનુવાદકે શબ્દપસંદગીમાં ભૂલ કરી હોય એમ લાગે છે. એમણે બનતાં સુધી સંસ્કૃત શબ્દો જ વાપરવાનો આગ્રહ રાખ્યો છે, પણ તેમ ન કરતાં નભી શકે એવા ઉર્દૂ શબ્દોથી જો કામ લીધું હોત તો મૂળનું વાતાવરણ અને લીજ્જત અનુવાદમાં થોડે અંશે પણ આવી શકત. બીજી વાત એ છે કે ઘણીવાર મૂળના ભાવને સ્હેજ લંબાણથી મૂકવાથી તે તદ્દન શિથિલ થઇ ગયો છે અને પરિણામે તેની થવી જોઇએ એવી અસર થતી નથી. ભાષાની શિથિલતાનો અને સચોટતાના અભાવનો ખ્યાલ નીચેની ટૂંકા પરથી જ આવી શકશે.

* અહીં આ ઝાડની નીચે, પ્રિયે! સુખમાં જશે ચાલ્યા;
કટુ દિનો જીવનના જે હશે તારા અને મારા.

---

* સરખાવોઃ

Here with a Loaf of Bread beneath the Bough,
A Flask of Wine, a Book of Verse—and thou
Beside me singing in the Wilderness—
And Wilderness is Paradise enow.

નજીક જો પાત્ર સુરાનું, જમણમાં રોટલો બટકું;
અને મધુ છંદની કવિતા, ન હોયે છો ભલે બીજું!
તું મારી પાસ બેસીને મધુરૂં ગાન જો ગાયે;
મરૂભૂમિ ય રંગીલી ! રૂડેરૂં સ્વર્ગ થઇ જાયે!

× × ×

* ઉગ્યાં કોમળ તૃણો જે આ રસંતા તીર સરિતાને;
સુતી છે તો ભલે સુતી નીલા એ છોડને અંકે!
પરંતુ વ્હાલી! ના દેતી જરા યે ભાર તું વપુનો!
સુરા-પ્રેમી તણા મુખથી ક્વચિત્ ફૂટેલ એ છોટો!

પુસ્તક બહુ જ સુંદર રીતે છપાયલું છે. આખો ઉઠાવ સુઘટ અને નજરને ગમે એવો છે. આટલાં સો પાનાંનાં પુસ્તકમાં વીસેક તો ચિત્રો છે. આ પુસ્તકનાં ચિત્રો કવિતાના ભાવને અનુકૂળ છે અને અમને તો એટલે સુધી કહેવાનું મન થઇ જાય છે કે ભાષાદ્વારા થયેલા અનુવાદ કરતાં આ ચિત્રોદ્વારા થયેલો અનુવાદ વધુ સફળ નીવડ્યો છે. ખેદ માત્ર એટલો જ રહે છે કે અમો ચિત્રકારનું નામ જાણી શક્યા નથી. આટલી સુઘડતાથી આપણે ત્યાં બહુ જ ઓછાં પુસ્તકો બહાર પડે છે. આવાં સુંદર કલેવરમાં આત્મા જો એટલો સુંદર હોત તો એની કિંમત રૂા. ૨-૦-૦ છે. તે પણ વધુ ન લાગત.

**અદ્‌ભુત યોગિની:**—લેખકઃ સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા; પ્રકાશકઃ શી. એમ. જાનીની કંપની તરફથી ચીમનલાલ મગનલાલ પટણી, રતનપોળ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩-૦-૦

ગૂજરાતના સામાન્ય લોકસમૂહમાં પ્રિય થઈ પડેલા લેખકની કૃતિ છે. એ ઉપરથી આપણને ખ્યાલ આવી શકે કે ગૂજરાતની રસવૃત્તિ આજે કેવી છે. પ્રસ્તુત પુસ્તકમાં કોઇ ખાસ વિશિષ્ટતા અથવા કળા નજરે પડતી નથી. ‘મારી અજાણ બહાર નથી’ એ પ્રયોગ તદ્દન ખોટો છે એમ લેખક જાણતા લાગતા નથી. ચિત્રો તો આપણાં એ કોટિનાં પુસ્તકોમાં હોય છે એવાં જ છે.

**પ્રસૂતિમાં સંભાળ તથા બાળકની માવજત**—લેખકઃ શ્રીયુત ડૉ. વરજીવનદાસ દામોદરદાસ મરચન્ટ એલ. એમ. એસ.

શ્રી મોરબી સમાજસેવક મંડળ તરફથી બહાર પડેલી આ પાંચમી પત્રિકા છે. આરોગ્યના જેવી અગત્યની બાબત વિષે આપણા લોકોમાં જ્ઞાનપ્રચારને પુષ્કળ અવકાશ છે અને તે કામ કરવાની આવશ્યક્તા પણ છે. આને માટે સહુ કોઇ સમજી શકે એવી સરલ ભાષામાં લખાયેલી પત્રિકાઓ બહુ ઉપયોગી થઈ પડે એમ અમો માનીએ છીએ અને એ દૃષ્ટિએ

---

* And this delightful Herb whose tender Green,
Fledges the River's Lip on which we lean
Ah, lean upon it lightly! for who knows
From what once Lovely Lip it springs unseen!
—Fitzgerald.

આ પ્રયાસને અમે આદરયોગ્ય ગણીએ છીએ. પ્રસ્તુત પત્રિકાની ભાષા હજી જો જરા સહેલી કરી શકાઈ હોત તો સારું.

**સ્વતંત્રતાનો દાવો**—લેખકઃ સી. એફ. એન્ડ્રુઝ: અનુવાદકઃ પ્રાણશંકર સોમેશ્વર જોશી. પ્રગટકર્તાઃ સી. જમનાદાસની કંપની: પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. કિંમત-આઠ આના.

દીનબંધુ શ્રી. એફ. એન્ડ્રુઝના The claim for independence નામના પુસ્તકનો આ અનુવાદ છે. હિંદની સ્થિતિ સારી કરવા સંબંધી કેટલાક રાજદ્વારી પ્રશ્નો સ્વતંત્ર રીતે નવીન રીતે અને સ્પષ્ટ રીતે અહીં ચર્ચેલા છે. દરેકે વાંચવા લાયક છે.

**दत्तनामस्मरणम्**—પ્રકાશકઃ અમૃતલાલ નાથાભાઈ મોદી, મોદીસાંથ નડિયાદ. ઘણી જ સરલ સંસ્કૃત ભાષામાં શ્રી દત્તગુરુનું સ્તોત્ર છે. ભાવિકજનને માત્ર પોસ્ટની અરધા આનાની ટીકીટ બીડવાથી મળી શકશે.

**કૌમારભૃત્ય**—લેખકઃ વૈદ્યરાજ બાપાલાલ ગ. શાહ. હાંસોટ. પ્રકાશકઃ હિંમતલાલ ગરબડદાસ શુક્લ, સણસોલી. કિંમત ૦-૮-૦.

આ નિબંધને વૈદ્ય સંમેલનમાં સુવર્ણપદક મળેલું છે. ગર્ભાવસ્થાથી બાળકના પાંચ વર્ષના ઉછેર સુધીનો વિષય આમાં ચર્ચવામાં આવેલો છે. પુસ્તક નાનું છે પણ નાના પુસ્તકમાં પણ ગ્રંથકર્તાએ વિષયનું પ્રભુત્વ બતાવી આપ્યું છે. વિષયની અનેક દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરી તેને શાસ્ત્રીય અને સામાન્ય જનને પણ ઉપયોગી બનાવ્યો છે. નિરૂપણ સૂત્રરૂપે હોવા છતાં પણ સર્વ સમજી શકે તેવું છે. દરેક ઘરમાં રાખવાયોગ્ય અને શ્રદ્ધાપૂર્વક તે પ્રમાણે આચરણ કરવાયોગ્ય પુસ્તક છે.

**બાળ-કલ્યાણ**—ભાષણકર્તાઃ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ એલ. સી. પી. એન્ડ એમ. રા. બ. રણછોડલાલ છોટાલાલ ધનામી ભાષણ નં. ૨૦. કિંમત અડધો આનો. આ નાના ચોપાનીઆમાં ઘણી જ રસિક ભાષામાં સર્વને સમજણ પડે તેવી રીતે આ વિષય ચર્ચ્યો છે. આશા છે કે માબાપો આ વાંચશે અને તે પ્રમાણે આચરશે.

**શ્રી વડનગર શેઠ ભોગીલાલ ચકુલાલ વિદ્યાવર્ધક લાયબ્રેરીનો વૃત્તાન્ત,** સને ૧૯૨૧-૨૨ થી ૧૯૨૫-૨૬: તૈયાર કરનારઃ મથાભાઈ મણિલાલ મહેતા, માનદમંત્રી.

**લાડોલ સાર્વજનિક પુસ્તકાલયનો સને ૧૯૨૫-૨૬ નો વાર્ષિક હેવાલઃ** પ્રકાશકઃ લાડોલ સાર્વજનિક પુસ્તકાલય.

ન.

# નોંધ

### હિંદના એલચી

ગયા ફેબ્રુઆરી માસમાં હિંદી સરકાર અને દક્ષિણ આફ્રિકાની સરકાર વચ્ચે સર હબીબુલ્લાના પ્રમુખપણા હેઠળ ગયેલા ડેપ્યુટેશન મારફત સમાધાન થયેલું. આ સમાધાનની વિગતો અમે આગળ જણાવી ગયા છીએ. એ સમાધાનીમાં એક એવી શરત હતી કે હિંદનો એક એલચી હિંદી સરકાર તરફથી દક્ષિણ આફ્રિકામાં નીમાય અને તે આ સમાધાનીનો અમલ બરાબર થાય છે કે નહિ તેની તપાસ રાખે.

આ એલચી તરીકે કોની નીમણુક કરવી તેની વાટાઘાટ ઘણા વખત સુધી ચાલી. જો કે હિંદનો પ્રજામત તે સ્થાને નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીની નીમણુક થાય તે મતનો હતો અને દક્ષિણ આફ્રિકાના ગોરાઓમાં પણ તેમને માટે સંતોષ હતો, છતાં આ નીમણુકની જાહેરાત કરવામાં પુષ્કળ ઢીલ થતી હતી અને તેમ તેમ દક્ષિણ આફ્રિકાના હિંદીઓમાં સંશયની લાગણી જન્મ પામતી હતી. આખરે સરકારે પોતાના એલચી તરીકે તેમની નીમણુક બહાર પાડી છે અને થોડા વખતમાં તેઓ ત્યાં જવા માટે ઉપડી જનાર છે.

અત્યાર સુધી જુદાં જુદાં કાર્ય માટે હિંદી સરકાર તરફના કોઇ પણ પ્રતિનિધિની નીમણુકથી હિંદી પ્રજામાં વધારેમાં વધારે સંતોષ ફેલાયો હોય તો તે નામદાર શાસ્ત્રી જ છે. લીગ ઓફ નેશન્સ અથવા તો તેવી બીજી સંસ્થાઓ માટે સરકાર હિંદને નામે પોતાનો પ્રતિનિધિ મોકલતી, પરંતુ તેની મારફત હિંદી પ્રજાને લાભ થાય તેવી આશાઓ સામાન્ય રીતે નિષ્ફળ જતી. પરંતુ નામદાર શાસ્ત્રી તો પ્રજાના જ એક માણસ છે એમ કહી શકાય. આજ સુધી તેમણે પ્રજાની સાથે રહીને અનેક લડતો ચલાવી છે. 'સર્વન્ટ્સ ઓફ ઇંડિયા' જેવી સંસ્થાના પોતે પ્રમુખ છે અને દેશના એકેએક ખુણામાં તેમની નીમણુકથી સંતોષની લાગણી પ્રગટી ઉઠી છે. સર હબીબુલ્લાના ડેપ્યુટેશનમાં જે ટુંક સમય માટે તેઓ દક્ષિણ આફ્રિકામાં રહ્યા તેટલામાં તેમણે ત્યાંના ગોરાઓમાં પણ પોતાને માટે સહાનુભૂતિ ઉત્પન્ન કરી. આવી એક વ્યક્તિ જરૂર હિંદી પ્રજાનો ખરો પ્રતિનિધિ બનશે. એક હિંદી પંક્તિમાં જણાવ્યું છે કે:

राजा और प्रजा दोनोंको जिसका मुख दर्पण है।

તેવી જ રીતે નામદાર શાસ્ત્રી દક્ષિણ આફ્રિકાના ગોરાઓ અને હિંદીઓ માટે દર્પણ સમાન બનશે એવી અમે આશા રાખીએ છીએ. બન્ને નિર્ણય માટે તેમની તરફ જોશે અને અમને પૂર્ણ વિશ્વાસ છે કે નામદાર શાસ્ત્રી દર્પણની જેમ સ્પષ્ટ નિર્ણય આપશે.

***

### મુંબાઇની મહાસમિતિ

આ માસમાં મળનાર મુંબાઇની મહાસમિતિ સમક્ષ ઘણાએ પ્રશ્નો ઉકેલ માટે રજુ થનાર છે. સવાર થાય કે દેશના ગમે તે ભાગમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે હુલ્લડ થયાના સમાચાર સંભળાય છે. દેશનો કોઇ પણ ભાગ —અને ખાસ કરીને ઉત્તરનો—આ કોમી કલહથી વંચિત રહ્યો નથી. પંજાબમાં કે જ્યાં મોથા

પહેલાં આ અગ્નિ સળગ્યો હતો ત્યાં હજી તે પૂરજોરથી સળગી રહ્યો છે. બંગાળામાં પણ તે જ દશા છે, સિંધનું પણ તેમ જ. સંયુક્ત પ્રાંતો અને બિહાર પણ આનાથી મુક્ત નથી, અને વળી અત્યાર સુધી બાકી રહેલા ગૂજરાતમાં પણ શિવાજી મહોત્સવ વખતે તેણે ઘર ઘાલ્યું છે. આ બધાનું મૂળ કારણ સમાજની અજ્ઞાનતા અને નેતાઓની બેપરવાઇ જ અમને તો લાગે છે. તો આ વખતની સમિતિ આ કલેહનાં મૂળ તપાસી, નેતાઓમાં સમાધાનીભર્યો સંબંધ રહે તે માટે યોગ્ય ઉપાયો યોજશે એવી અમે આશા રાખીએ છીએ.

બીજો પ્રશ્ન રાજકીય એકતાનો છે. આ બાબત પણ કોમી એકતા જેટલી જ કઠણ અને જરૂરી છે. દેશના જુદા જુદા પક્ષો વચ્ચેની મતફેરી અને કડવાશને લીધે સરકાર ફાવી જાય છે અને તેનું પરિણામ તો વડી ધારાસભાની ગઇ બેઠકમાં પ્રજાકીય પ્રશ્નોને જે નિષ્ફળતા મળી તેથી અજાણ્યું નથી. ધારાસભામાં જવાની રાજનીતિ સાથે અમે સંમત નથી તે તો ઘણી વખત અમે જણાવ્યું છે અને અત્યારે પણ તેમાં ગએલાને માલમ પડયું છે કે તેમાં ગયાથી દેશમાં કલહનું મૂળ ઊંડું ગયું છે અને તેથી દેશને લાભ થવાને બદલે ગેરલાભ થયો છે. આથી આ બેઠકમાં એવા ઠરાવ પણ રજુ થવાના છે કે ધારાસભાની નીતિમાંથી મહાસભાએ અલગ થઇ જવું. અમે ઇચ્છીશું કે હાજર રહેલા સર્વે સભ્યો આ બાબત ઉપર પૂરતો વિચાર કરશે.

તે ઉપરાંત બંગાળના રાજદ્વારી કેદીઓના છુટકારાનો પ્રશ્ન તો આજે ઘણાં વર્ષ થયાં ઊભો જ છે. સુભાષ બાબુ જેવા દેશભક્તની તબીયત જેલમાં લથડી ગઇ હોવા છતાં તેને વગર તપાસે આ સરકાર જ પૂરી રાખે અને હિંદની પ્રજા જ મુંગે મોઢે લાચારીથી તે સહન કરે. તેમના છુટકારા માટે નાગપુરમાં હથિયારના કાયદાનો ભંગ કરવાની ચળવળ ચાલે છે અને તે બાબત પણ સમિતિમાં રજુ થવાની છે. અમે ઇચ્છીશું કે સમિતિના સભ્યો ગમે તે ભોગે દેશના આ વગર તપાસે જેલમાં સબડતા યુવાનોને છોડાવવા ચળવળ ચલાવશે અને તેમનો છુટકારો ન થાય ત્યાં સુધી જંપશે નહિ.

આ ઉપરાંત પ્રમુખ તરફની 'કન્વેન્શન પાર્લામેન્ટ'ની સૂચના ઉપર પણ વિચાર થવાનો છે, તેમ જ બીજા ઉપયોગી પ્રશ્નો વિચારાશે. અમારા અભિપ્રાય મુજબ હિંદુ મુસ્લીમ ઐક્ય, સર્વ પક્ષોનું ઐક્ય અને બંગાળના યુવાનોનો છુટકારો: એ ત્રણ પ્રશ્નો ઉપર પણ મુંબાઇમાં મળેલા દેશના આગેવાનો ખરા દીલથી વિચાર ચલાવે તો પણ બસ થશે કારણ કે હાલના જરૂરી પ્રશ્નો તે જ છે અને બાકીના બધા પ્રશ્નોનો આપોઆપ નીવેડો આવી જશે.

*

* *

## પોલાદી ચોકઠું

હિંદમાં ચારે બાજુ જુઓ તો સ્વરાજ્યની જ વાતો અને વિચાર ચાલી રહ્યાં છે. લોકો જેમ બને તેમ વધુ અને વધુ સુધારા–સ્વતંત્રતા મળે તે માટે માગણી કરી રહ્યા છે. પરંતુ સરકારને તેથી કાંઈ અસર થઈ હોય તેમ લાગતું નથી. અને તાજેતરમાં જ સંયુક્ત પ્રાંતો અને બ્રહ્મદેશના ગવર્નરોની ખાલી પડેલી જગાએ સર એલેકઝાન્ડર મુડીમેન અને સર ચાર્લ્સ ઇન્સની અનુક્રમે થયેલી નીમણુક ઉપરથી સાબીત થઇ શકે છે. બન્ને વ્યક્તિઓ ઇન્ડિયન સિવિલ સર્વીસના અમલદારો છે અને સરકારના પોલાદી ચોકઠાને વધારે ને વધારે મજબુત કરવામાં તેમનો ફાળો કાંઇ નાનોસુનો નથી. અને આ નીમણુક કરીને નોકરશાહીએ તે ચોકઠું વધુ મજબુત બનાવ્યું છે.

આ બન્ને સામે વ્યક્તિ તરીકે અમારે કાંઇ કહેવાનું નથી. અમારો તો આખી પ્રથા સામે જ વિરોધ છે. મુંબાઇ, બંગાળ અને મદ્રાસની

ા બીજા પ્રાંતોના ગવર્નરો તરીકે સરકારી જુના
લદારો નહિ પરંતુ નામાંકિત વ્યક્તિઓની
મણુક થવી જોઇએ અને તેમાં પણ લાયક
ીઓની નીમણુક તેવાં સ્થાનો ઉપર જેમ
તેમ વહેલી તકે થવી જોઇએ. પરંતુ તે
શા રાખવી ફોકટ છે: લોર્ડ સિંહાના રાજી-
ા પછી કોઇ પણ હિંદીની ગવર્નર તરીકે
મણુક નથી થઇ અને છતાં હજી પણ ઉમ-
ની સભામાં હિંદી વજીર લોર્ડ બર્કનહેડ
ાખ આપે છે કે જગ્યાઓ ખાલી પડતાં
કાર લાયક હિંદીઓને નીમવાની બાબત
ર વિચાર ચલાવશે. હિંદીઓને માટે આવાં
ો કાંઇ નવાં નથી. હજી સુધી ઈંગ્લાંડના
ધિકારીઓની દૃષ્ટિએ હિંદ તેમ જ
દીઓ લાયક થયા નથી અને સરકારે કશો
ચાર ચલાવ્યો નથી. તે દિવસ ક્યારે આવશે
તો કોઇ નહિ કહી શકે. પરંતુ ત્યાં સુધી
દે તો આ પોલાદી ચોકઠામાં વધારે ને વધારે
કડાતા રહેવાનું જ છે.

* * *

### અલિબાગનો સત્યાગ્રહ

ગુજરાતની પ્રજાને અને થોડે ઘણે અંશે
સ્ત હિંદુસ્તાનને બોરસદના સત્યાગ્રહની
સ્મૃતિ તો નહિ જ ગઇ હોય. બોરસદમાં
ણુના બહાના હેઠળ વધારાની પોલીસનો
નાખવામાં આવેલો અને તેમાં બોરસદની
જાએ સરકાર સામે બહાદુરીથી લડત ચલાવી
જીત મેળવી તેનું વિસ્મરણ કદી પણ થાય
નથી. તેવી જ જાતની બીજી લડત મુંબાઇ
ેરની દક્ષિણે આવેલા અલિબાગ જીલ્લામાં
ર થઈ છે. ત્યાંના મહેસુલી અધિકારીએ નવી
ંકણી વખતે મહેસુલની રકમમાં ૩૩ થી ૩૬
ાનો વધારો કરી દીધો. આ પ્રસ્તુ ત્યાંના
ડુતોને અસહ્ય લાગી અને પરિણામે 'ધારા
ર નિર્વાણ સમિતિ'ની સ્થાપના થઇ. તે
મિતિએ આ વધારા સામે લડત ઉપાડી લીધી
છે અને ખેડુતોએ સત્યાગ્રહ શરૂ પણ કરી
દીધો છે.

ખેડુતોની સ્થિતિ અત્યારે જ ઘણી કફોડી
છેઃ તેને શાહુકારનું દેવું ભરવાનું હોય, જમીન
મહેસુલ ભરવાનું હોય, પોતાનું અને કુટુંબનું
પોષણ કરવાનું હોય, ઢોર પાલવવાનાં હોય
અને તેટલો બોજો સરકારને ઓછો લાગતો
હોય તેમ આ વધારાનો કર નાખ્યો છે. પણ
પ્રજા મક્કમ છે અને પોતાની જમીન લઇ
લેવામાં આવે તોપણ તે સહન કરવા તૈયાર છે:
ત્યાંના એક મોટા જમીનદારને ત્યાં જપ્તી આવી,
પણ પંચનામું જ ન થઈ શક્યું કારણ કે
પંચમાં રહેવાની સૌએ ના પાડી! જમીનદારે
તો પોતાનો કોઠાર સોંપી દીધો પણ તલાટીને
માલ ભરવા એક કોથળો ન મળ્યો, તેમ જ
માથા ઉપાડવા કોઈ મજુર ન મળ્યો અને
પરિણામે તેમને ખાલી હાથે પાછા જવું પડ્યું.
સરકાર તો પોતે લોકોને કર ભરવા પુષ્કળ
સમજાવે છે પરંતુ સમિતિ આ બાબતે સાવધ
રહી છે અને લોકોને મક્કમ રહેવા સમજાવે
છે. અસહકાર મરી ગયો છે તેવું માનનારને
પણ ઘડીભર તે જીવતો છે તેમ આ લડત
જોઇને લાગશે. મહાસભાના પ્રમુખ પણ ત્યાં
તપાસ કરી આવ્યા છે અને તે લડતમાં
પોતાનો ટેકો આપ્યો છે. અમને સંપૂર્ણ ખાત્રી
છે કે અલિબાગની પ્રજા છેક સુધી મક્કમ
રહી સરકારને હંફાવશે અને સવિનયભંગનું
એક નમ્ર સ્વરૂપ ફતેહમંદ રીતે પાર ઉતારશે.

* * *

### કાઠિયાવાડનાં બંદરો

હિંદુસ્તાન એક એવો કુદરતી વિભાગ છે
કે જેની ત્રણ બાજુએ પાણી છે અને એક જ
બાજુ જમીન છે. આમ હોવાથી તેને દરીઆ
કિનારે આવેલાં બધાં શહેરો બંદરો બની શકે
અને દેશના પરદેશ સાથેના તેમ જ અંદરના ખાસ
કિનારા ઉપરનો વેપાર સારી રીતે ખીલવી શકાય.

## બીજા કેદીઓ

પણ સુભાશ બોઝ છૂટ્યા તે દૈવને બળે છૂટ્યા છે. આપણે બળે છૂટ્યા નથી તેમ સરકારે પણ દેશના સંખ્યાબંધ પ્રથમ પંક્તિના સપુતોને કોઇ પણ જાતની તપાસ વગર કે કામ ચલાવ્યા વગર આમ વરસોનાં વરસ ડાગી મૂકવાની જે વજ્રનીતિ રીઢી બેશરમીથી સ્વીકારી છે તેમાં કશું નમતું આપ્યું નથી એમ કહ્યા વગર ચાલે તેવું નથી શ્રી. સુભાશબાબુનો બંધમુક્ત થયા પછીનો જે પહેલો સંદેશો છાપાંઓમાં પ્રગટ થયો છે તેમાં તેઓએ જણાવ્યું છે કે તેમને પોતાના છૂટકારાથી સુખ થતું નથી, "મારી આંખ સામે જે સંખ્યાબંધ હિંદીઓ સરકારના કારાવાસમાં હજુએ સબડી રહ્યા છે તે જ તર્યા કરે છે. એમનું સ્મરણ મને પ્રતિક્ષણ સાલ્યાં કરે છે અને એમની જેલમાંની સ્થિતિ હું ભૂલી જ શકતો નથી" વગર ગુન્હે જેલોમાં ટીપે ટીપે કરીને લાડ ગાળનારા હિંદના આ અનેક પનોતા પુત્રો દેશનું ખમીર છે. આવા લોકોને તેમના પર કશા આરોપો ચોક્કસ કર્યા વગર વર્ષોનાં વર્ષ જેલોમાં ગોંધી રાખનાર અને કાયદાને નામે તેનો ઉજળે મોઢે બચાવ કરવા માગનારી સરકાર પોતાને દુનિયોમાં કઇ રીતે સુધરેલ કહેવડાવતી હશે એ આશ્ચર્યનો વિષય છે. પણ આશ્ચર્ય શું? આજની સુધરેલી દુનિયા એટલે પાશ્ચાત્ય રાષ્ટ્રોની ધીંધ; અને રંગીન પ્રજાઓને લગતા વહેવારોમાં એ આખા સમુદાયની નીતિ એમને ત્યાંના રડ્યાખડ્યા સામ્રાજ્યવાદ વિરોધી વિચારકો કે લેખકો અગર તો આપણા પૂર્વના મુલકો તો બિચારા હસાડું દફતરમાં જ નહિ ત્યાં એ બધા સુધરેલ બેશરમપણાને સારૂ કોણ આમનો હાથ ઝાલે એમ છે?

સ્વરાજ શિવાય આનો ઇલાજ નથી.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૪ જ્યેષ્ઠ ૧૯૮૩ અંક ૨

## "વસન્ત વિજય"

### (એનું સ્વલ્પ રસવિવેચન)

ગૂજરાત વિવેચનનું ભૂખ્યું છે પણ તે કરતાં ... રસ્યું હોય તો વધારે સારૂં નહિ?—એમ કેટલીક વાર લાગે છે. અમુક કાવ્ય કેમ ગમે છે એનો જાતે વિચાર કરીએ અને સામાને એ પ્રશ્નનો ઉત્તર આપવો ન પડે તો કેવું સારૂં! મણિશંકરનાં સઘળ કાવ્યોમાં "વસન્ત વિજય," "મત્ત મયૂર," અને "સાગર અને શશી" મને મૂળથી ગમ્યાં છે. વિચાર કરતાં મને એમનાં બીજાં ઘણાં કાવ્યો એટલાં જ સારાં, અને કોઇ કો વધારે સારાં પણ જણાયાં છે, પણ ગમી ગયાં છે ઉપર કહ્યાં તે જ, વિશેષે કરીને પ્રહેલું અને ત્રીજું. જે ગમી જાય તેનું વિવેચન ન કરવું પડે તે જ ઠીક. પણ એક વખત પ્રસંગ એવો બન્યો કે એક રસજ્ઞ જૂના વિદ્યાર્થી મિત્રે મને પૂછ્યું: "આપે 'વસન્ત વિજય'ને એક ઠેકાણે સર્વાંગસુંદર કાવ્ય કહ્યું છે તે શી રીતે?" મને એ સુંદરતાને વિવેચનથી ચૂંથવી ન ગમી, તથાપિ મ્હેં ઉત્તર આપ્યો: "મ્હારી રુચિનું કારણ એને સર્વાંગસુંદર કહેવામાં જ મ્હેં આપી દીધું નથી? જે કોઇ કાવ્યનાં અંગ જાણે છે, અને તમે તો જાણો છો જ, તેને તે તે અંગ સૌન્દર્યભર્યું છે કે કેમ એટલું જાતે જ જોઈ લેવાનું રહે છે. કાવ્યનાં સુપ્રસિદ્ધ અંગ ત્રણ: શબ્દ, અર્થ અને રસ. શબ્દમાં એના માધુર્ય પ્રસાદ ઓજસ્ વગેરે ગુણો, અને એ ગુણોથી બંધાએલી શૈલી, તેમ જ વૃત્તની રચના પસંદગી વગેરે આવી જાય. અર્થમાં એની અલંકૃતિ, એની ઉદાત્તતા, એનું ગૌરવ, એનું સૌકુમાર્ય વગેરે આવે; અને રસમાં તદંગભૂત વિવિધ ભાવ ઉપરાંત વિભાવ–અનુભાવનું આલેખન આવે. એટલું જ નહિ, પણ સર્વાંગસુન્દર શરીરમાં પ્રત્યેક અંગના સૌન્દર્ય ઉપરાંત તે તે અંગનું તે સ્થાનમાં એનો સુન્દર નિવેશ–પણ આવશ્યક છે, તેમ એ અંગોનો પરસ્પર મેળ એ પણ જરૂરનો છે. આ ગુણ થોડા નવ ઉતારાને જોઈએ. એનો કરુણરસ આવી જાય છે એમ કહીએ તો ચાલે. છતાં એમ કહેવું, એનું મરણ થયું એમાં? એ નો

એક સાધારણ દૃષ્ટિ છે. મને લાગે છે કે ઉગ્ર રાજ્યધર્મની જ્વાળામાં સુકુમાર પ્રેમની આહુતિ એ જેમ રામચન્દ્રજીના મુખ્ય કરુણરસનું તત્ત્વ છે, તેમ અહીં ઉગ્ર વાનપ્રસ્થધર્મમાં ગૃહસ્થાશ્રમની આહુતિ આપવી પડી એ પાંડુરાજાના જીવનનું કારુણ્ય છે, અને અન્તે સૌન્દર્યભોગના યજ્ઞમાં વાનપ્રસ્થધર્મની આહુતિ થઇ એ એના મરણનું કારુણ્ય છે. આમ દ્વિવિધ કરુણરસ, અને તે પણ જીવનની એક બીજાથી વિરુદ્ધ ભાવનામાંથી નીકળતો, આ કાવ્યમાંથી ઝરે છે.

વાચક જોશે કે 'વસન્તવિજય'ના કરુણરસની આ સમઝણ ભાઇ રામનારાયણની સમઝણથી કાંઇક જુદી છે. મ્હારી સમઝણ પ્રમાણે આ કાવ્યનો કરુણરસ 'અન્ધ ચેતનહીન અર્થહીન પ્રકૃતિના બળ' આગળ પાંડુની નિર્બળતામાં જ સમાએલો નથી. પણ એના નવીન આશ્રમધર્મના દેખીતા શાન્તમાં જે ત્યાગ રહેલો છે એ ત્યાગમાં જ એક મહાન્ કરુણ વસેલો છે.

અહીં આપણી સામે રસાસ્વાદનો એક ઝીણો પ્રશ્ન આવીને ઊભો રહે છે. આ કાવ્યનું તત્ત્વ શું? પાંડુની હાર અને વસન્તનો વિજય? કે મૃત્યુ ઉપર સૌન્દર્યનો વિજય? "સૌન્દર્ય શું? જગત્ શું? તપ એ જ સાથી" એ નિશ્ચય "ઘણા દિવસનું પેલું યોગાન્ધત્વ" નહિ? "સૃષ્ટિસૌન્દર્યને જોતાં એ "યોગાન્ધત્વ ગયું."—એ યોગી કે તાપસની દૃષ્ટિએ ભલે વિનિપાત હો, પણ કવિની દૃષ્ટિએ તો એ યોગ્ય જ થયું એમ નહિ? કવિની દૃષ્ટિએ મનુષ્ય દેવ થાય એ સુન્દર કે મનુષ્ય મનુષ્ય રહે એ સુન્દર? ભલે મહાદેવ મદનને ભસ્માવશેષ કરે, પણ મનુજ પાંડુ તાપસ રહીને હજારો વર્ષ જીવ્યો હોત એ સારૂં થાત કે મૃત્યુથી ન બ્હીતાં સૌન્દર્યવશ થયો એ સારૂં થયું? ખરો કરુણરસ ક્યાં? આદિમાં કે અન્તમાં? મહાભારતકારની દૃષ્ટિએ આનો ઉત્તર—"અન્તમાં જ.' મહાભારતકારે કિંદમઋષિના આખ્યાનથી પ્રાણીમાં કામવાસના કેવી પ્રબળ છે એ બતાવ્યું. તે સાથે, ઋષિને મૃગ બનાવીને, એ વાસનાની તૃપ્તિ એ પશુધર્મ છે એમ પણ સૂચવ્યું. પાંડુ રાજાએ વાનપ્રસ્થ ધર્મ સ્વીકાર્યો તે મરણથી બ્હીને નહિ. માત્ર આ પ્રસંગથી એની આંખો ઉઘડી ગઇ, અને જીવનની પ્રગતિમાં એક પગલું ઊંચું ભરવાનો એણે નિશ્ચય કર્યો, અને નવું જીવન શરૂ કર્યું. એ નવા જીવનના સ્વીકારમાં કરુણા નથી, પણ શાન્તવીર છે. મનુષ્યપ્રગતિ માટે નિર્માયો છે—મનુષ્યે મનુષ્યમાંથી દેવ થવાનું છે. કવિઓ મનુષ્યની નિર્બળતા ઉપર એમની પ્રતિભાનો પ્રકાશ નાંખે છે એ એ નિર્બળતાઓને કાયમ કરવા માટે કે એની પ્રશંસા કરવા માટે નહિ, પણ એ નિર્બળતાનું પુરેપુરૂં ભાન કરાવી સબળતાને માર્ગે મૂકવા માટે. એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવું—ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થ કે સંન્યાસમાં —એ સાધારણ રીતે આત્માને એ ઉચ્ચ જીવન માટે ક્રમેક્રમે કેળવવાથી જ બની શકે છે. આપણા શાસ્ત્રોની વાણીમાં, એ અધિકાર ધીમે ધીમે જ પ્રાપ્ત થાય છે. તપમાં મચેલા કિંદમ ઋષિને એ પ્રાપ્ત થએલો ન હતો, તો ગૃહસ્થાશ્રમમાં તાજા પ્રવેશેલા પાંડુ રાજાને શેનો જ હોય? છતાં ઉદાત્ત ભાવનાવાળા એ રાજાએ વાનપ્રસ્થનું ઉચ્ચ જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. એ 'યોગાન્ધત્વ' ન હતું, પણ ઉચ્ચ જીવનનો પ્રકાશ હતો. આવો ઉચ્ચ અભિલાષ હોવા છતાં, રાજા પોતાને પૂરેપૂરો જાણતો ન હતો. જગતમાં ઊંચી ભાવનાવાળા, ભાવના ઊંચી છતાં, આધ્યાત્મિક બળ ઓછું હોવાથી આ ભાવના પૂરેપૂરી સિદ્ધ કરી શકતા નથી, અને પડે છે. તેમ પાંડુ રાજા પણ પડયો. મરણ એ એનું પ્રાયશ્ચિત્ત થયું. આ આ આખ્યાનનો કરુણરસ.

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

# સ્વ. રા. મણિશંકર ભટ્ટ

( તેમના વિશે કાંઈક )

સ્વ. રા. મણિશંકરને સ્વ. પ્રો. ગજ્જર જેવા મનુષ્ય રત્નોના ઝવેરીએ પરખીને વડોદરા રાજ્યના કલાભવનમાં શિક્ષણકલાના અધ્યાપક તરીકે નીમ્યા ત્યારથી અમારા ઘરમાં આવવા જવાનો પ્રસંગ થયો. અમદાવાદમાં તેમના વડીલ ભાઈ રહેતા હોવાથી ટુંકી રજાઓમાં અમદાવાદ જ તેઓ આવતા અને લાંબી રજાઓમાં દેશમાં જતાં આવતાં અમદાવાદ ઉતર્યા વિના ભાગ્યે જ જતા. અમદાવાદમાં હોય ત્યારે હમેશ અમારે ત્યાં આવે અને સાહિત્ય, ફિલસુફી, સમાજશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, ઇતિહાસ વગેરે અનેકાનેક વિષયો પર જે ગંભીર છતાં lively ( શુષ્ક કે નીરસ નહીં ) ચર્ચાઓ પોતે ચલાવતા તે પરથી લાગે છે કે અમદાવાદ આવવામાં આ ચર્ચાઓ અને વિનોદો એક વડીલોના સમાગમ ઉપરાંતનું જબરૂં આકર્ષણ હતું. આ વર્ષો એટલે વડોદરાની નોકરીનાં વર્ષો રા. મણિશંકરના જીવનનાં અતિ ઉલ્લાસમય, કાર્યસાધક અને ગુજરાતી સાહિત્યને ઉત્તમ કૃતિઓનો ફાલ આપનારાં હતાં.

એ સમયનાં કાંઈક આછાં સ્મરણો છે જે અંગત હોવા છતાં મણિશંકરને લગતાં હોઈ જાણવાજેવાં છે. એમની વાતો સાંભળતાં પ્રથમ પ્રતીતિ એ થતી કે તેઓનું જ્ઞાન અત્યંત વિશાળ હતું. તેમનું વાંચન સર્વદેશીય હોવા છતાં ઊંડા વિચારપૂર્વક કરેલું હતું. જેને અંગ્રેજીમાં colossal કહી શકાય તેવું તેમના જેવું મગજ બહુ જવલ્લે જોવામાં આવે છે. તે સાથે જ કવિની કોમળ લાગણીઓથી ભરપૂર એમનું હૃદય એમના પરિચયમાં આવનારને જણાયા વિના રહેતું નહિ. બુદ્ધિ અને લાગણીઓનો અપૂર્વ સંયોગ મણિશંકરમાં અનુભવતાં કોઈ પ્રતિભાશાળી અસાધારણ વ્યક્તિનો સાક્ષાત્કાર થતો. વિપુલ, તેજસ્વી મનશક્તિ અને સુકોમળ ભાવભર્યું રસાર્દ્ર હૃદય એ બંનેનો આદર કયાં ન થાય ?

અમારે ત્યાં અનેક વખતે આવતા જતા પણ અમારો સંબંધ સાહિત્યરસિક મિત્રોનો જ હતો અને મણિશંકરને મણિભાઈ કહેવા જેટલા વિશેષ નિકટના સંબંધમાં પણ અમે આવેલાં નહીં. અર્થાત્ એઓ અમારા પરમ મિત્ર છતાં કુટુંબ જીવનમાં ઝાઝા ભેળાએલા નહીં. ઉપર કહી તે ચર્ચાઓમાં સ્વ. રા. મણિલાલ નભુભાઈ, એની બીસેન્ટ, રા. નરસિંહરાવ, પ્રો. આનંદશંકર ધ્રુવ, સ્વ. પ્રો. કાશીરામ દવે તથા તે સિવાયના તે સમયના અગ્રેસર લેખકો અને વિચારકો સંબંધે અનેકાનેક વાર્તાલાપ થતા. 'વસન્તવિજય' લખાયો વંચાયો. તેની ટીકા લખાઈ: એ બધાં સંબંધે પણ આ મુલાકાતો દરમીયાન ઘણું જાણવાનું મળેલું અને એક શીખાઉ વિદ્યાર્થી તરીકે મને તેનો બેહદ લાભ મળ્યો છે એ વાત સ્વીકારૂં છું. વડોદરાની કલાભવન લાયબ્રેરીમાંથી પોતે વાંચેલાં અનેક ઉત્તમ પુસ્તકો તેઓ અમારે માટે લાવતા અને તે પછીની મુલાકાતમાં તે પુસ્તકો સંબંધી ચર્ચા ચલાવતા. રૂસો, પેસ્તેલૉઝી વગેરે લેખકોનો પરિચય તેમના દ્વારા જ થએલો અને Wreath & the Ring (માલા અને મુદ્રિકા) નામનું પુસ્તક પણ તેમણે જ વાંચવા માટે આપેલું. એ પુસ્તકો માત્ર વાંચી જવાથી નહોતું ચાલતું તે સંબંધમાં વિચાર કરી પરીક્ષા માટે તૈયાર થવું પડતું. યથાશક્તિ તે કાર્યમાં ભાગ લેવા હું ઉત્સુક રહેતી. ત્યારે ચર્ચાઓના વિષયમાં મારો અભ્યાસ અલ્પ છતાં તેમનું ઉત્તેજન સબળ હતું. કેટલાક નાના નાના લેખો પણ તેમની પ્રેરણાથી લખેલા છે. બી. એ.ના અભ્યાસ-

ક્રમમાં ઐચ્છિક વિષયો ' લૉજીક અને મૉરલ ફીલોસોફી ' લેવાનો તેમણે મને અત્યંત આગ્રહ કરેલો. સામાન્ય રીતે સ્ત્રી વિદ્યાર્થીઓને ભાષા અને સાહિત્ય લેવાનો એક જાણે રીવાજ પડી ગયો હતો. અમદાવાદમાં એ વિષયોનો વર્ગ ન હોવા છતાં અમારા નિશ્ચયને માન આપી સ્વ. પ્રો. કાશીરામ દવે અને પ્રો. આનંદશંકર ધ્રુવે એ યોજના અમલમાં મૂકી. એ વિષયો શીખવવાનો વર્ગ કેટલાંક વર્ષો ચાલ્યો. રા. મણિશંકરના પોતાના એ ઐચ્છિક વિષયો હોઇ તે પર તેમની અથાગ પ્રીતિ હતી.

મણિશંકર અમદાવાદ આવવાના હોય તે પ્રસંગો પર જગાઓ જોવા જવાનું, નાની નાની ઉજાણીઓ કરવાનું અને એવું આનંદનું કાંઇને કાંઈ યોજાતું. એ સ્વર્ગસ્થ ભાઇ સર્વના આનંદમાં ભાગ લેતા તથા ઉમેરો કરતા.

નાની ઉંમરથી જ જાણે તેઓ અત્યંત ગંભીર મુખાકૃતિવાળા તેમ જ ગંભીરતાભર્યા માનસવાળા હતા. તે સાથે જ એક નિર્દોષ બાળક જેવા સરલ સ્વભાવના હતા એ એમને ઓળખનાર સહુ કોઈ જાણે છે.

પોતાની રચેલી અનેક નવી કૃતિઓ પ્રસિદ્ધ કરતાં પહેલાં અમારે ત્યાં મોકલતા અને તેના પર પણ પુષ્કળ ચર્ચાઓ ચાલતી.

વડોદરેથી ભાવનગર જવા પછી એમની મુલાકાતો ઓછી થઇ ગઇ અને છેવટે લગભગ બંધ પડી. સ્વીડનબોર્ગનો અભ્યાસ કરતા ત્યારે ક્વચિત ક્વચિત પત્રવ્યવહાર કરતા પણ મળવાના પ્રસંગો ઘણા જ જુજ થઇ ગયા. કોઇવાર અમદાવાદ આવે ત્યારે મળવા આવે પરંતુ તેમનો જીવનક્રમ બદલાઈ ગયો અને પોતાની પાછલી દૃષ્ટિઓ સંબંધે સહેજસાજ વાતો કરતા પરંતુ પ્રથમનો જુસ્સો ચાલ્યો ગયો હતો.'

સને ૧૯૧૯ ના ડીસેંબર માસમાં કે ૧૯૨૦ ના જાનેવારીમાં તેઓ આણુ જઇને અમદાવાદ આવ્યા હતા. મારી યાદદાસ્ત પ્રમાણે એ એમની અમારે ત્યાંની છેલ્લી મુલાકાત હતી. અમારી મોટી પુત્રી આણુ હતી તેને મળીને તેઓ આવેલા અને તેથી તેમના ચિત્તને અતિ પ્રસન્નતા થએલી તે દર્શાવવા ખાસ મળવા આવ્યા હતા. સંગીતનો તેમને ભારે શોખ હતો. પોતાની રચેલી 'મને સાંભરે આપણી રાત સખી' એ એમણે આણુમાં અમારી પુત્રી (જ્યોત્સ્ના) પાસે ગવડાવેલી તેથી એમને ઘણો જ આનંદ થએલો. અમારે ત્યાં પોતે તે ગાઈ સંભળાવી અને સમજાવી. પોતે નિખાલસ દિલના હોઇ સામાને તેવા જ માનતા અને જે જે બ્હેનોના પ્રસંગમાં તે આવેલા તેમને દેવીઓ જ કલ્પતા. આ પ્રસંગે પોતાની પુત્રવધૂ, જ્યોત્સ્ના, રમીબાઇ કામદાર, ડૉ. પોપટભાઇનાં પત્ની એ સર્વને તેમણે ઉપર કહી તે ઉપમા આપી હતી. આ તો માત્ર તેમના હૃદયના શુભ અંશોનું બાહ્ય પ્રદર્શન હતું. આટલાં વર્ષનો વચ્ચે ગાળો ગયા છતાં એ ભાઈ એ વાતે એવા બાળક સરખા શુદ્ધ હૃદયના જ રહ્યા હતા એ તે પ્રસંગે જણાયું. આ મુલાકાત દરમીયાન તેમણે કુટુંબની પોતા પર પડેલી અનેક વીતકોની અને વિવિધ વાતો ઘણી ઘણી કરી. અમને ખ્યાલ પણ નહોતો કે એ ભાઇની આ અમારે ત્યાં છેલ્લી મુલાકાત છે. તે પછીનાં વર્ષોમાં અમારે ત્યાં આવવાનું તેમને બન્યું નહોતું અને પાંચ વર્ષ પછી ક્રૂર કાળે અતિ ખેદજનક પ્રકારથી એમનો અંત આણ્યો અને ગુજરાતનું એ અણમોલું રત્ન કાળના અગાધ સાગરમાં વિલુપ્ત થયું.

સૌ. વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ

# મણિભાઈ સંબંધે

તેમના જીવન અને કવન સંબંધે-ઘણું લખી શકાય તેમ છે. જો કે તેમનું જીવન મોટે ભાગે કાઠીઆવાડના એક ખુણામાં આવેલ દેશી રાજ્યમાં પુરૂં થયું હતું. વળી તેઓ સ્વભાવથી જ બહાર આવવાની આકાંક્ષાવાળા નહોતા. પરંતુ તેમનું મિત્રમંડળ ગુજરાતી સાહિત્યમાં અતિ પ્રતિષ્ઠા પામેલા ગૃહસ્થોનું બનેલું હતું. રા. રમણભાઈ, નરસિંહરાવ, બ. ક. ઠાકોર, ન્હાનાલાલ, કેશવલાલ ધ્રુવ, મણિલાલ નભુભાઇ, બાલાશંકર, ગજ્જર સાહેબ, રણછોડ-રામ વગેરેમાંથી કોઇક સાથે ઘણો વધારે તો કોઇક સાથે સામાન્ય પરિચય હતો અને હતો જ. સુભાગ્યે ઉપર લખેલા ગૃહસ્થોમાંથી જેઓ હયાત છે તેમાંથી ન્હાનાલાલ અને કેશવલાલ ધ્રુવ સિવાય સૌએ મણિભાઈ સંબંધે કાંઈ અને કાંઈ લખી પ્રકટ કરેલ છે.

આ મિત્રમંડળ ઉપરાંત એમના નિકટ પરિચયમાં આવનાર ઘણા માણસો હતા. તેમાં કોઇક ઉપર પક્ષપાત તો કોઇક ઉપર અનુરાગ પણ થતો ખરો. એ સંખ્યા એટલી મોટી છે કે જેનાં પુરેપુરાં નામ ગણાવવાં મુશ્કેલ છે. તેમના સગાં સંબંધીઓમાંથી તો બે કે ત્રણ માણસો તો એવા બતાવી શકાય તેમ છે કે જેમનું જીવન મણિભાઇને જ આભારી છે. અને એ સિવાય માત્ર પરોપકાર કરવા અર્થે જ-પોતાનો કાંઇ જ સ્વાર્થ ન હોય અને સહાય કરી નીચેથી ઉંચે આણ્યા હોય એવા પણ બાર પંદર માણસો તો મારા જાણવામાં છે. એ માણસોને મન મણિભાઈ એટલે એક શિક્ષક, કવિ કે ધર્મના અભ્યાસી નહિ પણ પરગજુ અમલદાર. મણિભાઈ સંબંધે સાહિત્યની દુનિયામાં શું લખાય છે કે બોલાય છે તે વાંચવાનું કે જાણવાનું તેમને મળે તેમ નથી, પરંતુ તે દયાળુ, નિષ્કપટી, અતિ સ્નેહાળ અમલદારનો આત્મા જ્યાં હો ત્યાં અખંડ શાન્તિ પામો એવી આશા બતાવતાં તો મેં તેમને પોતે સાંભળ્યા છે.

અને જીવનની સાર્થકતા પણ આમાં જ છે એમ મને તો દેખાય છે. સાહિત્યની દુનિયામાં એક વ્યક્તિનાં વખાણ થાય કે નિંદા થાય તે એટલો મહત્ત્વનો સવાલ નથી દેખાતો. જેણે પોતાનું જીવન માનભેર વીતાવ્યું છે અને પરિચયમાં આવનાર હરકોઈ વ્યક્તિની ઉન્નતિ કરવા પ્રયાસ કર્યો છે એના જ જીવનની સફળતા મને લાગે છે અને એ ધોરણે માપતાં મણિભાઇનું જીવન સફલ હતું. તેમાં અસ્થિરતા હતી-ભાઈ ચન્દ્રશંકર કહે છે કે ઇન્દુલાલ જેવી-પણ નહિ, મારો અભિપ્રાય જરા જુદો અને મણિભાઇના વિશેષ પરિ-ચયથી બંધાયેલો છે. સાહિત્ય અથવા ધર્મના વિષયોમાં માન્યતાની અસ્થિરતા હોવા છતાં બીજાને સહાય કરવાનો, પોતાની ઉપર આધાર રાખનારને નિભાવી રાખવાનો એમનો સ્વભાવ તો નિશ્ચલ જ હતો, એમ હું જાણું છું. પોતે અધિકાર ઉપર હતા ત્યારે અને ત્યારપછી પણ બીજાઓ માટે કરવામાં તેમણે કદી કચાશ રાખી નથી. દાખલાઓ છે પણ નોંધી શકાય તેમ નથી.

અને મણિભાઇના જીવનની આ સફળતા વિષે તો મારે એક વખત બલુભાઇ સાથે પણ ચર્ચા થઇ હતી. મારી દૃષ્ટિએ મણિભાઇનું જીવન સફલ દેખાતું—જો કે તેઓ એમ. એ. અથવા એલ. એલ. બી. થયા નહોતા, જેમ થવાની તેમને જરૂર હતી. કોલેજ લાઇનિમાં પડી પ્રોફેસર પણ થયા નહોતા—બહુ થોડી મુદત ભાવનગરમાં કેટલાક ફેરફારને અંગે કામ કરવું પડેલું તે બાદ કરતાં. સરકારી નોકરી સ્વીકારી આઇ. ઇ. એસ. માં આવી શક્યા નહોતા. આવી જીવનની ત્રુટીઓ હોવા છતાં જે સંયોગોમાં તે મુકાયા હતા તેમાં તો તેમણે બીજાઓ માટે જે કર્યું છે તે ઘણું છે અને કૃતજ્ઞતાપૂર્વક ઉપકૃત માણસો તે હંમેશાં યાદ રાખશે.

મણિભાઇનાં સ્વભાવ અને રહેણીકરણી સામાન્ય માણસોથી જુદાં પડે તેવાં હતાં. ઊંચું કદાવર શરીર, ગોળ ભરાવદાર ચહેરો, તીક્ષ્ણ તેજસ્વી આંખો અને ભરેલો મધુરો અવાજ એથી ગમે તે મંડળમાં તે જતા ત્યાં સૌ આઘા ખસી તેમને સ્થાન આપતા. ઉપરથી અતડા દેખાય પણ પરિચય વધતાં અતિ સ્નેહાળ, પરગજુ, ક્ષમાવાળા અને ઉદાર હતા. છતાં ઘણા માણસોના મન ઉપર આથી વિપરીત પણ છાપ પડી હોય એમ હું જાણું છું. એમના જીવનની ઘણી બાબતો અત્યારે પ્રકટ કરાય તેવી નથી,—તેવી જરૂર પણ નથી— પરંતુ તેમનાં કોઈ કોઇ વચનો અને પ્રસંગો મારા મન ઉપર છપાયેલા છે તે આજે આપવા ધારૂં છું. કોઇક સ્થળે પુનરુક્તિ પણ થતી હશે.

અમે હાઇસ્કુલમાં ભણતા; નજીવા કારણસર અને નજીવું પણ કારણ હતું કે નહિ તે યાદ નથી, પણ ભાઇ ક. ને એક શિક્ષકે તમાચો માર્યો. તેમણે ઘેર આવી મણિભાઇને વાત કરી; તરત જ કપડાં પહેરી હાથમાં દંડો લઈ મણિભાઈ હાઇસ્કુલમાં પહોંચી ગયા. એ વખતે તેઓ હેડમાસ્તર નહોતા પણ કેળવણી ખાતાના ઇન્સ્પેકટર હતા. હાઇસ્કુલમાં કોઇ દિવસ નહિ અને મણિભાઇ આમ અચાનક દેખાયા એ વાતથી ઘણાને આશ્ચર્ય થયું. સેંટ્રલ હૅાલમાં જ્યાં બધા શિક્ષકો હાજર હતા ત્યાં માસ્તર ગો. ના સૌ દેખતાં ઉધડા લીધા અને સવાલ પૂછ્યો કે " શિક્ષણનો ઇતિહાસ વાંચ્યો છે ? " ફરીથી એ માસ્તરે અમને હાથ તો અડાડ્યો નહિ તેમ શીખવ્યું પણ નહિ. તે દિવસથી દંડાનો ઉપયોગ ન થયો તેથી ઘણાઓએ છૂટકારાનો દમ ખેંચ્યો.

એક દિવસ છાપામાં છપાઇને આવ્યું કે મુંબઇના ફલાણા ફલાણાભાઈ બારીસ્ટરની પરીક્ષામાં પાસ થયા. મણિભાઇએ એ વાત અને તેનો ગર્મ એવી રીતે કહ્યો કે તે હું હજી ભૂલ્યો નથી. એમની પેટંટ શૈલીમાં " ઉવેલ ( w-e-l-l ), સાંભળ્યું કે આ આપણા અજાને ( તેમનો નોકર ) હવે વિલાયત મોકલ્યો હોય તો તે પણ બારીસ્ટરની પરીક્ષા પાસ કરીને આવે. " ભોળાં ભાભી વાત બરાબર સમજ્યાં નહિ તેથી ગૃહસ્થનું નામ આપી કહ્યું કે ફલાણાભાઇ બારીસ્ટર થયા.

મુંબઇમાં બીજી સાહિત્ય પરિષદ વખતે મણિભાઇ આવેલા હતા. કેશવલાલ ધ્રુવનું તે પ્રસંગનું ભાષણ ઘણું ઉચ્ચ પ્રતિનું હતું. વળી મણિભાઇને કેશવલાલભાઇ માટે માન અને સ્નેહ હતાં; તેથી ભાષણ સંબંધે મણિભાઈ જમવા બેઠા હતા ત્યાં ચર્ચા ચાલતી હતી ત્યારે

કોઇકે એ ભાષણને જરા સાધારણ છે—એમાં નવું શું છે? એવું કંઇક કહ્યું એટલે મણિભાઈ ઉશ્કેરાઇને કહે છેઃ "you are a wicked boy to say so."

સ્વ. હરગોવિંદભાઈ માસ્તર મણિભાઈ સંબંધે એક વાત કહેતા. તેઓ તથા સ્વ. વિશ્વનાથ સદાશિવ પાઠક મણિભાઈ પાસે ખ્રીસ્તી ધર્મ સંબંધે ચર્ચા કરવા ગયેલા. વાદમાં કે ચર્ચામાં કોઇ કોઇથી ઉતરે એવું નહોતું કારણકે આ બે સનાતની ભાઇઓ પણ દૃઢ હતા. એકાદ દલીલ કરતાં મણિભાઇ કહેઃ "તમે અંધારામાં રહેલા લોકો એ પ્રકાશની વાત શી રીતે જાણો?" વિશ્વનાથભાઇએ તાણો માર્યોઃ "સાહેબ, વસ્તુસ્થિતિ જુદી હોય છે. પ્રકાશમાં ઉભેલો માણસ અંધારામાં ઉભેલાને જોઈ શકતો નથી. અંધારામાં ઉભો રહેલો જ બીજાને દેખી શકે છે."

મણિભાઇના ઘેર પુત્રીનો પ્રસવ થયો તે વખતે તેઓ સ્વ. ફતેહસિંહરાવ ગાયકવાડનાં લગ્ન ઉપર વડોદરા ગયા હતા. બે ચાર દિવસે ઘેર આવ્યા અને પછી પુત્રીનું નામ પાડવાની વિધિ થઇ. સૌ કંઈ કંઇ નામ સૂચવતાં હતાં. કોઇકે સૌભાગ્યદેવી કે લક્ષ્મી એવું નામ કહ્યું એટલે મણિભાઈ કહેઃ "કોઇનાં પાડેલાં નામ હું પાડતો નથી. મારે તો તદ્દન નવીન જ જોઇએ" અને પુત્રીનું નામ "હૃદય" પાડ્યું. અત્યારે તો હવે નવીન નામો જ જ્યાં હોય ત્યાં દેખાય છે. એક બે સ્થળે તો કોપ પણ ઉથલાવવામાં આવ્યાનું સાંભળ્યું છે.

એ જ હૃદય સાત આઠ વરસની હતી. અને અમેરિકન પાદરી હ્યુલાનહોલ મણિભાઇને મળવા ભાવનગર આવેલા. તેમને ગુજરાતી નામ શી રીતે યાદ રહે? પછી મણિભાઇ પોતાના હૃદય ભણી દૃષ્ટિ કરે અને સાહેબ તરત "હૃદય "Heart Heart એમ ઉચ્ચાર કરે.

અને એ હૃદયના અવસાનથી જ મણિભાઈના જીવન ઉપર ઘણી વિષમ અસર થઇ. સ્વ. ભાભી ગુજરી ગયા પછી એ બ્હેને ઘરકામ માથે ઉપાડી લીધું હતું. અતિશરમાળ, સમજુ અને કાર્યદક્ષ એ દીકરી હોવાથી મણિભાઈ વ્યવહાર સંબંધે કાંઇક નિશ્ચિત રહેતા. તેમાં અચાનક તે સ્વર્ગવાસી થઇ તેથી અગાઉનું દુઃખ બધું ફરી તાજું થયું. હું તે પ્રસંગે મળ્યો ત્યારે ઘણા ગળગળા થઇ ગયા અને મને સ્પષ્ટ લાગ્યું કે મણિભાઇ આજ સુધી જે હિમ્મત રાખી રહ્યા છે તે હવે તેમનાથી રહે તેમ નથી અને તેમના દેહની પણ શી ગતિ થવાની? ઉન્હાળાનો સમય હતો અને સાંજ પછી તપી ગયેલ અગાશીને ઠંડી કરવા પાણી છાંટી ઉઘાડે શરીરે એ અગાસીમાં જ પથ્થર ઉપર લાંબા થતા. શરીરમાં મેદ હોવાથી એમનાથી ગરમી તો સહન જ ન થતી. મને આ પ્રમાણે તે સુતા તે ઠીક ન લાગ્યું અને તેથી જેમ અગાઉ કોઇ વાર બટક બોલીમાં બોલતો તેમ કહ્યુંઃ "આમ તો તમે ગુજરી જશો." મારા શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા અને કહે છેઃ "હા, હવે અમારો જ વારો આવ્યો છે" અને ખરેખર એમનો જ વારો આવ્યો હતોઃ એ પ્રસંગ પછી વરસ સવા વરસે જ તેઓ અવસાન પામ્યા.

મણિભાઈમાં આદરબુદ્ધિ કેટલી બધી હતી તે તો જેણે તેમને તેમનાથી મોટા સાથે વર્તતાં જોયા હશે તે જ કહી શકશે. પોતાનાથી નાનાઓ પ્રત્યે પણ તેઓ ઘણો વિનય

રાખતા. તેમની ભાષામાં એક વચનનો પ્રયોગ ગમ્મતમાં પણ મેં સાંભળ્યો નથી બધાને તમે શબ્દથી જ સંબોધે. નોકર ચાકરને પણ જ્યાં પોતાને બોલાવવાનો પ્રસંગ આવે ત્યાં એક નામે તોછડાઈથી નહિ પણ આખા નામથી જ બોલાવે. એમના એક સ્વર્ગવાસી મિત્ર એચ. ના પુત્ર હાઇસ્કુલમાં ભણતા. એ મણિભાઇને ઘેર મળવા આવ્યા. ત્યારે મણિભાઇએ તેને પોતાની સામે આરામ ચૅરમાં બેસારી—તે પુત્રને ઘણો ક્ષોભ થતો હતો છતાં—એવા સ્નેહ અને વાત્સલ્યથી વાત કરી કે એમ જ દેખાય કે એ પુત્રમાં મણિભાઈ પોતાના મૃત સ્નેહીની જ છબી જુએ છે.

આપણા ઘણા ભણેલા માણસો જેમને બહાર પરાણે વિનય રાખવો પડે છે તેઓ પછી એ વિનય રાખવાથી અકળાયા હોય તેમ ઘરમાં સ્ત્રીવર્ગ અને બાળકોને તું તાં કરવા માંડે છે, એમ મણિભાઇને કરતાં મેં કદી જોયા નથી. ઉલટું વરસો વીતતાં ગયાં તેમ તેમ તેમનો પત્ની અને બાળકો પ્રત્યેનો આદર વધતો ગયો હતો.

અને એમના ઘરની મર્યાદા પણ એવી હતી. દીવાનખાનામાં પંદર વીશ માણસો બેઠા હોય, ચા પાણી ચાલતું હોય, વાતો ગપાટા ગમે તે ચાલતું હોય, પણ કોઇથી ઉંચે અવાજે બોલાય નહિ કે અયોગ્ય શબ્દ ઉચ્ચારાય નહિ. આના અપવાદ સ્વ. મસ્તકવિ-ત્રિભુવન કવિનું વર્તન યાદ આવે છે. એમને ઘાંટા પાડી બોલવાની કે બીજા ગમે તે બેઠા હોય ત્યારે લાંબા થઇ સુવાની અને મણિભાઇને એક વચનથી સંબોધવાની છૂટ હતી. પણ તે તો ખાખી હતા.

મણિભાઇનું ગુજરાતી અંગ્રેજી અને સંસ્કૃત ભાષા ઉપરનું પ્રભુત્વ અસાધારણ હતું. પ્રાકૃત જૂની ગુજરાતીનો અભ્યાસ તેમનો નહિ જેવો જ હતો. અંગ્રેજીમાંથી એટલી ત્વરાથી એ શુદ્ધ ગુજરાતી ભાષાન્તર કરી શકતા કે સાંભળનાર સમજી ન શકે કે આ અંગ્રેજી લેખ છે તેનું આ ભાષાન્તર વંચાય છે. સ્વ. સત્યેન્દ્ર ભીમરાવ એક વખત મહેમાન થએલા અને આ પ્રમાણે વાંચન સાંભળતાં તેઓ તો છક જ થઈ ગયા હતા.

સંસ્કૃત કાવ્ય નાટકના શ્લોકો તેમને ઘણા યાદ રહેતા. બી. એ. થયા પછી એક વખત એમણે ભાગવતની સપ્તાહ વાંચી હતી એમ મેં સાંભળ્યું છે. એ ભાગવત ઉપરની પ્રીતિ એમણે પૂર્વાલાપ ઇ. સ. ૧૯૦૯ માં પ્રસિદ્ધ કરવા તૈયાર કર્યો ત્યારે દેખાઇ હતી. શરૂઆતમાં જ ગોપિકા ગીતના પ્રસિદ્ધ શ્લોકમાંથી

न खलु गोपिकानन्दनो भवान्
अखिल देहिनामन्तरात्मदृक् ।

વગેરે અવતરણ મુકયું હતું.

હાઇસ્કુલમાં ભણાવતાં એક વખત Only શબ્દનો પર્યાય પૂછયો. વિદ્યાર્થીએ જવાબ આપ્યોઃ “માત્ર” “ફક્ત” “એક જ.” મણિભાઈ કહેઃ “કેવલ.” જેમ Only માં કોમળ લકાર આવે છે તેમ તેના પર્યાયમાં પણ આવવો જોઇએ અને પછી લાલિત્ય, લાવણ્ય, કોમળ, કમલ વગેરે શબ્દો ઉપર અને તેનાં અર્થની ગહનતા ઉપર વ્યાખ્યાન આપવા માંડયા.

સંસ્કૃત શબ્દોની ગુજરાતી કવિતામાં પણ શુદ્ધ જોડણી રહેવી જોઇએ એવો તેમનો દૃઢ આગ્રહ હતો. હું ધારૂં છું એ બાબતમાં તેમણે કદી દોષ કર્યો નથી જ. ઉલટા બીજા દોષ કરતા તો તેમને ચીડ ચડતી. મેં એક વાર રમુજમાં એક લીટી સંભળાવીઃ

"આવો રસિક મમ રાસભ મિત્ર રત્ન!"

મણિભાઈ પાન ચાવતા ચાવતા મોઢું ઊંચું ધુણાવતા કહે છેઃ "ઉં હું" જરા સુધારો કરોઃ રસિક શબ્દમાં હ્રસ્વ 'સિ' બોલાય તે રીતે ગોઠવો અને તરત જ પોતે સુધારી આપ્યુંઃ

"આવો તમે રસિક રાસભ મિત્ર રત્ન!"

કોઇ બીજે પ્રસંગે, ન્હાનાલાલ કવિની કે કોઈ બીજાની એ કવિતા છે તે મને ધ્યાન નથી, પણ તેમાં "ગીતાના ગાનાર" એમ શબ્દો છે તેમાં ગીતાનો "ગી" હ્રસ્વ બોલવો પડે છે, તે કવિતા કોઈ સંભળાવતું હતું. મણિભાઈ એવા ચીડાયા કે "આ શું? ગીતામાં "ગી" હ્રસ્વ?" એમને સંસદની જોડણીની એ જમાનામાં કલ્પના આવી નહિ હોય તેથી આવો ભેદ તેમને ખુંચતો હશે. હમણાં તો "પરિત્રાણાય સાધૂનામ્" ને બદલે "સાધુનામ્" એવી શુદ્ધ (?) જોડણી સ્વીકારાય છે ત્યાં મણિભાઇનો આગ્રહ અસ્થાને જ છે ના?

મારા એક સ્નેહી ભાઇ ક. નાં હું વખાણ કરતો તે મુંગે મોઢે મણિભાઈ સાંભળી રહેતા. મારા કહેવાનો એ સ્વીકાર કરતા નથી એમ મને વહેમ તો રહેતો પણ એક વખત અચાનક મને કહે છેઃ "શું ભાઈ ક. નાં તું વખાણ કરે છે? કવિતા લખે છે, લેખો લખે છે અને ભારે મોટા વિદ્વાન છે. એક સાચો શુદ્ધ શ્લોક તો આવડતો નથી. તે જ દિવસે यस्याघोरश्चिकरनिकुरः कर्णपूरो मयूरः વાળો શ્લોક ભાઇ ક. બોલતા હતા અને તેમાં ભૂલ પડેલ કે અશુદ્ધ ઉચ્ચાર કરેલ એટલે મણિભાઇએ આ રીતે કાંકરો કાઢી નાખ્યો.

પ્રથમ સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરાઈ ત્યારે તેમાં વાંચવા માટે "આપણું નવિન કાવ્યસાહિત્ય" એ નામનો નિબંધ મણિભાઇ તૈયાર કરતા હતા. એ નિબંધ મિત્રમંડળ એકઠું થાય ત્યારે જેમ જેમ લખાતો જતો તેમ તેમ તેઓ વાંચી સંભળાવતા. બે ત્રણ વખત અભિપ્રાયના, અવતરણોના વગેરે સુધારા વધારા કર્યા હતા. કવિ દલપતરામ માટે વખાણના શબ્દો તેમાં સારી પેઠે છે તે સાંભળી મણિભાઈના જુના પરિચયવાળાઓ કહેવા લાગ્યા કે આ પ્રતાપ તો ન્હાનાલાલ કવિના સબંધનો. મણિભાઇએ દલપતશૈલી ઉપર ટીકારૂપે અગાઉ કોઇ લેખ લખ્યો જાણ્યો નથી પણ તે શૈલી માટે તેમને પ્રેમ કે મોહ તો ન હતાં જ. આ વખતમાં તેઓ "રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં સતી સીતાને આવતાં સાથ કહે રઘુનાથ, પધારો પીયર ભણી" એ ધોળ અતિ મધુર કંઠથી વારે વારે ગાઇ સંભળાવતા.

ઉપલા લેખમાં કલાપીની એક કવિતા "ફુટી ગયેલ ઘટની ઘટમાળ જેવાં; મારાં ફર્યાં વરસ જીવનબાગ સૂકયો." વગેરેમાંથી તેઓ લીટીઓ ટાંકવા માગતા હતા. અને કેકારવ તે માટે તપાસતા હતા. ત્યાં ભાઇ બ. બેઠા હતા તેમણે કહ્યુંઃ "કેકારવની શી જરૂર છે? આ એલ.ને એ કવિતા મોઢે છે" અને મારી સામે જરા સ્મિત કરી કહેઃ "એમ? બોલો." હું આખી કવિતા અટક્યા સિવાય, ક્ષોભ પામ્યા સિવાય બોલી ગયો. મણિભાઇ પ્રસન્ન થયા હોય એમ લાગ્યું. લાંબાં લાંબાં ડગલાં ભરતા દીવાનખાનામાં જઇ કબાટમાંથી તદ્દન નવિન

કેકારવની એક નકલ લાવી "પ્રિય ભાઇ લા. ને ભેટ." એમ લખી મારા હાથમાં મુકી. મારાથી મારા મોટા ભાઇઓ એમના "પ્રિય ભાઇઓ" હતા, હું તો ત્યારે છઠ્ઠા ધોરણમાં વિદ્યાર્થી હતો. મારા ઘરમાં બે નકલો એ વખતે ભેટ અપાયેલ હતી જ પરંતુ મને આમ જુદો પાડીને મારી કદર કરી, એ વાતથી મને ઘણું સારૂં લાગ્યું અને અભિમાન પણ થયું. એ નકલ આજ મારી પાસે નથી. મણિભાઈનાં સ્મરણો લખતાં આર્દ્ર ચિત્ત થાય છે તેવું જ તે નકલનો ઇતિહાસ સંભારતાં પણ થાય છે. એક સ્નેહી આપઘાત કરી ગુજરી ગયા. તેમને વાંચવા આપેલ તે તેમની લાયબ્રેરીમાં જ રહી.

મણિભાઇની ભાષામાં તળપદા પ્રયોગો બીલકુલ આવતા નથી. સંસ્કૃત શબ્દો એવા એમને હાથ બેસી ગયા હતા કે જ્યાં એ ન શોભે અને ખરેખર પ્રાન્તિક શબ્દની જરૂર હોય ત્યાં પણ તે સંસ્કૃત શબ્દો મુકતા. "રોમન સ્વરાજ" ઘણાં વરસો અગાઉ તેઓ લખતા ત્યારે એક વખત તેમાં "શાપિત શેરી" "શાપિત શેરી" એવો પ્રયોગ કરેલો સાંભળેલો. ભાઈ ટી. પાસે બેઠા હતા તે કહેઃ "આ શાપિત શેરી શું ? આપણે તો "ગોઝારી શેરી" કહીએ છીએ." મણિભાઇએ જરા હસી ડોક ધુણાવી શાપિત શબ્દ ભુંસી 'ગોઝારી' દાખલ કર્યો.

મણિભાઇ એક વખત મારા પિતાને મળ્યા. હું ત્યારે ભણતો નહોતો. કોઇ પરીક્ષા પાસ કરી નહિ તે બાબત લક્ષમાં આણી મારા પિતાએ મારા માટે ફરીઆદ કરી કે "છોકરો કાંઈ ભણ્યો નહિ; તમારી વાદે ચઢી કવિતા વાંચતાં શીખ્યો. બીજું કાંઈ આવડ્યું નહિ." મણિભાઇએ જવાબ તો ગમે તે આપ્યો હશે. મારો બચાવ તો ન જ કર્યો હોય પણ કહે છેઃ "ગદ્ધાઓ પણ ગ્રેજ્યુએટ હોય છે" અને એ વખતમાં એમનો એવો અનુભવ હતો ખરો.

કલાપીનો કેકારવ પ્રથમ પ્રસિદ્ધ થયો ત્યારે ઘણા માણસો વાતચિતમાં એમ કહેતા કે તેમાં શુદ્ધિપત્રક કેમ છાપ્યું નથી ? પ્રસ્તાવના અને ઉપોદ્ઘાત માફક એ પણ એક આવશ્યક ભાગ હોવો જોઇએ તેમ માનીને. રા. વ. ભાઈ એક વખત બેસવા આવ્યા તેમણે રૂબરૂમાં આ વાત કહી. મણિભાઇએ જવાબ આપ્યોઃ "ભૂલો કેટલી છે એમ કોઇ કહેશો ? હું ધારૂં છું છાપની ભૂલ એક પણ નથી." અને ખરેખર નહોતી જ. એક સ્થળે માત્ર "દીસે ત્હારા જેવાં નયન" એમાં 'તારા'ને બદલે 'ત્હારા' અશુદ્ધ છપાયેલ હતું. એ સિવાય કોઇ જ ભૂલ આખા એવડા મોટા પુસ્તકમાં નહોતી જ.

અત્યારે મણિભાઇની ભાખેલી બે ભવિષ્યવાણીઓ ખરી પડેલી દેખાય છે તે જાણી હર્ષ થાય છે. કલાપીનો કેકારવ પ્રસિદ્ધ થયો ત્યારે અમુક વર્ગમાં તે પુસ્તક બહુ વગોવાયું હતું–"કેલી સ્મરણ" જેવી કવિતા તથા "હૃદય-ત્રિપુટી"ના અમુક ભાગો માટે. અને એક ચારણ કવિએ તો કલાપીના જે કરુણ ભાવને માટે આજે લલિતજી તેને અશ્રુકવિ તરીકે ઓળખાવે છે તે ભાવ માટે કહેલું પણ ખરૂં કે આ તે "કલાપીનો કેકારો" છે કે 'દેકારો' છે ? પણ મણિભાઇ કહેતા કે આ કવિતાઓની કદર દસ પંદર વર્ષે પછી ખરેખરી થશે અને ગુજરાતમાં અત્યારે કલાપીની કવિતા પ્રત્યે આદના વધતી જ જાય છે.

કેકારવની પ્રસ્તાવનામાં જ ગુજરાતને એક નવિન મહાકવિનું દર્શન થવાની પણ આગાહી છે. એ આગાહી કવિ ન્હાનાલાલ માટે જ લખાયેલ તેમ મણિભાઇના સ્નેહી-સંબંધીઓ સૌ જાણતા. એ લખાયા પછી આજ ચોવીસ પચીસ વરસે ગુજરાતે તો ન્હાનાલાલને પોતાના શ્રેષ્ટ કવિ તરીકે સત્કાર્યા છે. અને શિક્ષિત વર્ગમાં ન્હાનાલાલને માનભર્યું સ્થાન અપાવવાનો જેટલો યશ રા. બલુભાઇ, ન. ભો. દી. ને આપે છે તેટલો જ અથવા થોડો વધારે મણિભાઇને પણ ઘટે છે. ન્હાનાલાલની સ્તુતિ કરવા ખાતર નડીઆદ મંડળ તરફથી મણિભાઇને ઘણી કડવી ટીકાઓ સાંભળવી પડી હતી; જો કે આજ તો કવિ ન્હાનાલાલના સમારંભમાં અને "વિજય પ્રસ્થાન"માં સિદ્ધિબુદ્ધિ માફક બે પ્રમુખ નડીઆદી કાર્યકર્તાઓ જ દેખાયા છે.

મણિભાઇએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો ત્યારે તેમના વ્યાવહારિક સુખી જીવનનો અંત આવ્યો. એમની એ વખતની અતિ કરુણ અવસ્થા જેમણે જેમણે જોયેલી તેમને અતિ લાગણી થઇ આવતી.-સગાં સ્નેહી સંબંધી સૌએ એમનો ત્યાગ કર્યો હતો. એમનાં પત્નીને પણ જુદાં રાખવામાં આવ્યાં હતાં. મણિભાઇ એકલા જ એક વૃદ્ધ ખવાસ નોકરને પાસે રાખી રહેતા. કવિતાનો પ્રવાહ "ભૂખે જે ભાખર ના ભાવ્યો" ની દિશામાં વળી ગયો હતો તોપણ કુટુમ્બ સુખ સંભારી કોઇ વખત ઘણી લાગણીવાળી કવિતાઓ પણ લખતાઃ—

ઘર જેવું મીઠું નહિ અવનિમાં કો સ્થાન,
ઘર પત્ની, ઘર બાળકો, છતાં નહીંઃ ઘર રાન.

× ×

ક્યાં એ મધુરી મેનકા! ક્યાં નાનો મુનિરાજ!
ક્યાં પ્રાણપ્રિય નર્મદા! વૃથા સતાવો આજ!

(કેમ સતાવો કે શીદ સતાવો એવો પ્રયોગ પણ યાદ છે.)

ત્યાર પછી થોડા કાળે એમણે આર્યસમાજમાં દાખલ થઇ ઉપવીત ધારણ કર્યું હતું. અને સૌ. ભાભી વગેરેને જે સંબંધીઓએ દૂર કર્યાં હતાં તેમણે જ સાથે મેળવ્યાં. સ્ટેટની નોકરીમાં પણ ચાલુ જ રહ્યા.

કુરાન અને ગીતાનો આ વખતમાં તેમણે અભ્યાસ કરવા માંડયો હતો. मूकं करोति वाचालं વાળા શ્લોકનો અનુવાદ નીચે પ્રમાણે કર્યો હતોઃ—

મૂક વિમલ વાણી વદે, ગિરિ લંઘે ગતિમંદ;
કેશવ નેહ કૃપાવડે, નમું માધવ પરમાનંદ!

ઇ. સ. ૧૯૧૧ માં મણિભાઇ કેળવણી ખાતામાંથી રાજ્યના ખાનગી ખાતામાં ફર્યા. ત્યાર પછી તેઓએ બહાર હરવા ફરવા જવાનું છોડી દીધું હતું, ઘરની બહાર કોઇએ ભાગ્યે જ તેમને જોયા હશે. જ્યારે તબીયત બરાબર ન રહેવા લાગી અને થોડી કસરતની જરૂર છે એમ લાગ્યું ત્યારે વળી થોડે દૂર ફરવા જવાની ટેવ ચાલુ કરી. આવે એક પ્રસંગે હું તેમને દક્ષિણામૂર્તિમાં તેડી ગયો. તેમણે ભાઇ નૃસિંહપ્રસાદ સાથે ઘણી વાતો શિક્ષણશાસ્ત્ર અને બાલમાનસ તથા ફીલસુરીની કરી અને તેમની ગ્લાનિ હતી તે દૂર થશે તેમ મને

# શ્રીમાન કાન્તની કાવ્યભાવના

સ્વર્ગસ્થ શ્રીમાન કાન્તનાં હરકોઇ કાવ્યનું અવલોકન કરતાં તેની સરલતા, કોમલતા અને મીઠાશ તો પ્રથમ દૃષ્ટિએ જ તરી આવે છે. કાવ્યને માટે વિશ્વનાથે સાહિત્ય દર્પણમાં ટુંકી પણ સંપૂર્ણ અર્થને સૂચવતી વ્યાખ્યા સૂત્રરૂપે આપી છે કે–" वाक्यं रसात्मकं काव्यम् " એ સૂત્ર શ્રીમાન કાન્તના દરેક કાવ્યને સહેલાઇથી લાગુ પડે છે. ઉપરાંત ઝીણી દૃષ્ટિએ નિરીક્ષણ કરવાથી તેમનાં કાવ્યોમાં કવચિદ્ કવચિદ્ ઝળકતી કલ્પનાની મનોહર ભવ્યતા જ્યાં જ્યાં ભાસમાન થાય છે ત્યાં ત્યાં એ સરલ, કોમલ, મધુર કાવ્યોમાં કંઈ ઑર જાદુ લાગે છે. દાખલા તરીકે જુવો–" લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહે તરે છેઃ–" વગેરે આખી કડી જે "દેવયાની"ના કાવ્યમાં છે તે એક જ દૃષ્ટાન્ત અપૂર્વ અને સુંદર કલ્પના માટે બસ થાય તેવું છે.

એમની ભવ્ય, ગંભીર, તેજસ્વી આકૃતિમાં સરલ, કોમળ, અને સ્નેહાળ હૃદયનો અલૌકિક યોગ જેમ પરિચિતોને સદાય અનુભવાતો તેમ જ તેમની ભવ્ય, ગંભીર, પ્રતાપી કલ્પનાઓ સાથે તેમનાં બધાં કાવ્યોમાં સરલતા, કોમલતા અને મધુર સ્નિગ્ધતાનો અલૌકિક મેળ એવો તો જામે છે કે તેની અમૃતમય મિઠાશનો આસ્વાદ તે કાવ્ય વાંચતાં વાર મળ્યા વગર રહેતો નથી.

એકલી કલ્પનાને કે એકલી સ્નિગ્ધતાને તેઓ કવિતા તરીકે પસંદગી આપતા નથી. તેઓ ઇંગ્રેજ કવિ શેલીના અભિપ્રાયને મળતા થઈ " કલાપીના કેકારવ "ની પ્રસ્તાવનામાં કહે છેઃ "કવિ વિચારના પ્રકાશમાં છુપાયલો, દુનિયાની અવગણના પામેલી આશાઓ અને ભીતિઓની અનુકમ્પામાં સ્તોત્રો ઉપર સ્તોત્રો વરસાવતો રહે છે." એટલે તેઓ માને છે કે— કવિમાં કલા, કલ્પના અને લાગણી બધું એક રસરૂપે જોઇએ. એકલી લાગણીના જુસ્સાવાળો " કલાપી " ને તેઓ તેટલા જ માટે કવિ નહિ પણ સ્નેહી કહે છે.

વિચાર અને લાગણી અભિન્ન થઈ જઇને જે કાવ્યનું કલાયુક્ત દર્શન થાય તેને જ તેઓ ખરી કવિતા કહે છે. તેઓ ઘણીવાર કહેતાઃ " કવિ તો તે જ કહેવાય કે જેના નિરંતર જીવનમાં કવિતાની ધૂન કે કવિતાની મસ્તી અખંડ સ્ફૂરી રહેતી હોય." અને વળી તેઓ એમ પણ કહેતાઃ—" કવિ એ કલાકાર છે ખરો, પણ તેની કલા પરવશ છે. કવિ તો ઊંચેથી ઉતરતી કવિતાદેવીનો વિધેય છે, અને જેટલે દરજ્જે અને જેટલા દીર્ઘકાળ લગી તે વિધેયાધાન કરી શકે તેટલા પ્રમાણમાં અને તેટલા સમય સુધી તે કવિતાનો આવેશ ઝીલી શકે, અને તેટલો તે તેનો ગ્રાહક બની કાવ્યનું ગ્રહણ ધારણ કરી શકે. મહાન કવિઓમાં એ આધાનશક્તિ વિશેષ પ્રમાણમાં હોય છે."

આ તેમણે ઘણીવાર ઉચ્ચારેલા જ શબ્દો હું ટાંકું છું. તેમનો " પૂર્વાલાપ "જેની બીજી આવૃત્તિ હમણાં જ પ્રકટ થઇ છે, અને જેની પ્રસિદ્ધિ તેઓશ્રીને જોવાનું પણ બન્યું નથી, તેમાંનાં

# નવા દેવાલયનો એક શહીદ*

[ New Church Magazine માં આવેલા મિ. એચ. એન. મોરિસના લેખનો આ અનુવાદ છે. કાન્તના જીવન ઉપર સ્વીડનબૉર્ગના સંપ્રદાયની ઘણી ગંભીર અસર છે. તો એ સંપ્રદાયમાં તેમના જીવનનું કેવું મહત્ત્વ ગણાયું છે તે તથા તેમના જીવનના કેટલાક બનાવો જણાવવા આ લેખ મૂક્યો છે. તંત્રી. ]

આશરે બારેક વર્ષ ઉપર પૂનાની પ્રસિદ્ધ ફરગ્યુસન કૉલેજની મુલાકાત લેવાનો પ્રસંગ મને મળેલો. પ્રિન્સિપાલ મિ. આર. પી. પરાંજપે, જેઓ પોતાના સમયમાં કોઈ બીજા સાથે કેમ્બ્રીજના સિનિયર રેન્ગ્લર તરીકે બહાર પડ્યા હતા, તેમણે આધુનિક કેળવણીના આ પ્રયોગ, એટલે સમસ્ત ભારતવર્ષીય મહાવિદ્યાલયની ઘણી હિલચાલો વિષે વિવેચન કર્યા પછી મને એક વિદ્યાર્થીને સોંપી દીધો અને તે મને જુદા જુદા મકાનોમાં ફરવા લઇ ગયો. વિદ્યાર્થીઓને સૂવાને અને અભ્યાસને માટે ઓરડીઓ આપવામાં આવેલી હતી અને તેના સાજમાં ચોપડીઓ મૂકવાની એક અભરાઇ માત્ર હતી.

મને ફેરવવા લઇ જનાર વિદ્યાર્થીની ચોપડીઓ જોવાનું મને મન થયું, અને તેમાં એક કાવ્યનું પુસ્તક જોઇને મને આશ્ચર્ય થયું. એ પુસ્તકને તે બીજા બધામાં શ્રેષ્ઠ ગણતો હતો. તેમાં મણિશંકર ર. ભટ્ટનાં કાવ્યો હતાં. આ મણિશંકરે જનોઇ કાઢી નાખીને ખ્રીસ્તી ધર્મ પાળવાનું જાહેર કરવાને લીધે ગૂજરાતમાં થોડા સમયથી તેમને વિષે ભારે ખળભળાટ થઈ રહ્યો હતો. થોડાં અઠવાડિયાં પહેલાં પ્રો. ભટ્ટને હું મુંબાઇમાં મળ્યો હતો તેથી તેમના અગાઉના વિદ્યાર્થીઓ તેમને માટે જે આદર ધરાવતા હતા તે તરફ મારૂં ધ્યાન ગયું. પણ જ્યારે મને ખબર મળ્યા કે આ ચોપડીમાંનાં ઘણાંખરાં કાવ્યો ભજન હતાં ત્યારે મારો સંતોષ અને આશ્ચર્ય વધી પડયાં. આ ભજનોમાં, મિ. ભટ્ટના પ્રશંસકોએ ઘણીવાર ગાઇ બતાવેલું નીચેનું તેમના વહાલા ગીતનું ભાવાત્મક ગૂજરાતી ભાષાન્તર હતું:-

To Jesus Christ be glory given.×

× × ×

થયા. આ જગ્યાએ હતા તે દરમ્યાન તેમના જીવનનો મહાન ફેરફાર થયો. તેમણે મને તેનું વર્ણન કર્યું છે. એક દિવસ મુંબાઇ જતાં, એક જાહેર પુસ્તકાલયના સૂચીપત્રમાં તેમણે સ્વીડનબોર્ગનું નામ જોયું. સ્વીડનબોર્ગ કોણ હતો અને તેણે શું કર્યું છે તે સંબંધી કૌતુક થવાથી તેમણે પુસ્તકાલયમાંથી સ્વીડનબોર્ગનું જીવનચરિત્ર વાંચવા લીધું. સ્વીડનબોર્ગના મથાળા નીચે એ એક જ ચોપડી ત્યાં હતી. આમાં એમને એટલો બધો રસ પડયો કે તેમણે લંડનની સ્વીડનબોર્ગ સોસાયટીમાંથી 'સ્વર્ગ અને નરક' 'લગ્નસ્નેહ' 'ખરો ક્રિશ્ચિયન ધર્મ' અને બીજાં પુસ્તકો મંગાવ્યાં. એ વાંચતા ગયા તેમ તેમ તેમનો રસ, આભાર અને કૌતુક વધતાં ગયાં.

થોડા સમયમાં તેમણે 'સ્વર્ગ અને નરક'નું ગૂજરાતી ભાષાન્તર કર્યું અને તેમાંના ફકરાનું એક પુસ્તક બહાર પાડ્યું અને તે પછી 'લગ્નસ્નેહ'નું એવું જ પુસ્તક બહાર પાડ્યું. આ પછી શું થયું તે હું તેમના જ શબ્દોમાં કહું:–

"જ્યારે મને સ્વીડનબોર્ગનો પહેલો પરિચય થયો ત્યારે હું વડોદરામાં ગૂજરાતી શિક્ષકોની ટ્રેનીંગ કોલેજમાં પ્રિન્સિપાલ હતો. 'સ્વર્ગ અને નરક'નું ભાષાન્તર મેં મારા આગલા વિદ્યાર્થીઓને મોકલ્યું અને તેમાંના બેએ, તેનું સત્ય, આનંદ અને પ્રકાશના આગમન સાથે સ્વીકાર્યું.

"જીસસ ક્રાઇસ્ટની દિવ્યતામાં મને આસ્થા બેઠી કે તરત જ તેની નિસ્સીમ દયા માટે તેની સ્તુતિ કરવામાં, મારી સાથે જોડાવા મેં સૌ મિત્રોને આમન્ત્રણ કર્યું. તે સમયે પણ કાવ્યો અને ઐતિહાસિક પુસ્તકોના લેખક તરીકે આખા ગૂજરાતમાં હું પ્રખ્યાત હતો. ઇજીપ્તનો ઇતિહાસ, શિક્ષણશાસ્ત્રનો મોટો ઇતિહાસ, પ્રેસિડન્ટ લિંકનનું જીવનચરિત્ર અને ગએથનું વિલ્હેલ્મ મિસ્તરના છૂટા પુસ્તકનું ભાષાન્તર ઉપરાંત અનેક સામયિકોમાં મેં ઘણા લેખો બહાર પાડેલા હતા.

**"મેં એક જાહેરપત્ર લખ્યો અને ખુલ્લી રીતે ક્રાઇસ્ટનો અંગીકાર કર્યો. વૈદિક યજ્ઞોપવીત મેં દૂર કર્યું.**

"વર્તમાનપત્રોએ મારે વિષે ધાંધલ મચાવ્યું. કેટલાએક માણસોએ એવો પણ અભિપ્રાય દર્શાવ્યો કે મને ચિત્તભ્રમ થયો છે. આ ફરિયાદ વડોદરાના નામદાર મહારાજા ગાયકવાડ પાસે ગઈ. તે સમયના વડોદરાના કેળવણી ખાતાના ડિરેક્ટરે ટ્રેનીંગ કોલેજ બંધ કરવા દરખાસ્ત મૂકી, સબબ વડોદરા સ્ટેટમાં વધારે ટ્રેઇન્ડ શિક્ષકોની જરૂર ન હતી! એ દરખાસ્ત મંજુર થઈ. ટ્રેનીંગ કોલેજ બંધ કરી અને મારી નોકરીની બદલી કરવાને કશો ઠરાવ કરવામાં આવ્યો નહિ.

"મિ. અને હાલ સર પી. ટી. પટ્ટણી તે વખતે ભાવનગરના મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી હતા. તેમણે નામદાર મહારાજા પાસે મારી ભલામણ કરી અને ભાવનગર સ્ટેટના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે મારી નીમણૂક થઈ. ૧૯૦૫–૦૬ માં ભાવનગર શામળદાસ કોલેજમાં મેં અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર તરીકે કામ કર્યું અને ૧૯૦૬માં મને કેળવણી ખાતાનો ડીરેક્ટર કર્યો.* ૧૯૧૨થી સ્ટેટની ઉંચામાં ઉંચી ઓફિસમાં સેક્રેટરી તરીકે મારો સંબંધ રહ્યો છે અને મને સોંપવામાં આવે [illegible] દસ્તાવેજો લખવાનું કામ મેં કર્યું છે.

* પોતાના ધાર્મિક અભિપ્રાયોને લીધે તેમને આ જગ્[illegible] પ્રાકમાં આવી હતી.

"મારે અહીંઆં કહેવું જોઇએ કે મહારાજા મારા તરફ ઘણા માયાળુ છે. ધાર્મિક માન્યતાની બાબતમાં હું ખોટે રસ્તે દોરવાયો છું એમ તેઓ માને છે કારણ કે તેમના મુખ્ય દિવાન જે કેટલીક વાર ઈંગ્લાંડ જઇ આવ્યા છે અને ક્રિશ્ચિયન થયા નથી, તે એવી ખબર આપે છે કે ઈંગ્લાંડમાં પણ સમજુ અને પ્રતિષ્ઠિત પુરુષો બાઈબલની કપોળકલ્પિત વાતો માનતા નથી. પણ મહારાજા મને સીધો સાદો અને પ્રમાણિક માણસ ગણે છે. અને પોતાના ઓફિસરોના આક્ષેપો સામે તેમણે ઘણી વાર મારો પક્ષ કર્યો છે."

અહીં આપણને તેમના ઉપરના જુલમની શરૂઆતની વાર્તા તેમના પોતાના શબ્દોમાં સાદી રીતે કહેલી મળી આવે છે. એ જુલમ અંત સુધી તેમના ઉપર થયા કર્યો હતો.

× × ×

અને તેમના પુત્ર કહે છે કે આ ધર્મોન્તરથી તેમને જીંદગીભર અનેક દુઃખોની લાંબી પરંપરા સહન કરવી પડી. તે એક શહીદ હતા અને અસહિષ્ણુ હિંદુ સમાજ તરફથી તેમને ઘણું સહન કરવું પડ્યું. તેમના નિકટ સહવાસમાં આવ્યા ન હોય તેવાં, તેમના દુઃખ અને સંતાપો ભાગ્યે જ સમજી શકે. તેમણે ધર્મને માટે જે સહન કર્યું છે, તેવું સહન કરનાર બીજો ગૂજરાતી થોડાં વર્ષ સુધી આપણને મળશે નહિ.

ક્રિશ્ચિયનોની અંદર અંદર કેવા ભેદો હોય છે તે ન જાણવાથી અને 'ખરો ચર્ચ રીલીજીયન' માં બાપ્ટીઝમના મહત્ત્વ વિષે વાંચેલું હોવાથી મી. ભટ્ટે 'સ્કૉટિશ પ્રેસ્બીટેરીઅન ચર્ચ'ના પાદરી પાસે બાપ્ટીઝમ લીધું. આને પરિણામે, તેમનાં પત્નીને તેમનાથી દૂર રહેવા સમજાવવામાં આવ્યાં અને ભાવનગર રાજ્યની ડીરેક્ટર ઓફ એજ્યુકેશનની નોકરીનું રાજીનામું આપવા તેમને કહેવામાં આવ્યું.

હવે તે ઘણી ચિંતાજનક સ્થિતિમાં આવી પડ્યા અને પોતાના પહેલાંના લગભગ સર્વ મિત્રો અને સગાંથી ત્યજાએલા તેઓ અમદાવાદ ગયા અને દેશી ક્રિશ્ચિયનો સાથે રહ્યા. પણ તેમના સમાજમાં તેમને સાન્ત્વન મળ્યું નહિ. પોતાના બ્રાહ્મણ મિત્રોના કરતાં તેમના ધાર્મિક અભિપ્રાયો તેમને વધારે પ્રતિકૂળ લાગ્યા અને તેઓ થોડા જ માસ ત્યાં રહી શક્યા.

પત્ની અને છોકરાંના ફરજિયાત વિયોગથી તેઓ ઘણા દુઃખી થઈ ગયા. બીજી ઘણી મુસ્કેલીઓથી તે પરેશાન થઈ ગયા. છેવટે ક્રિશ્ચિયનો સાથે નહિ ભળવાનું તેમણે સગાંઓને વચન આપ્યું અને તે પછી થોડે સમયે તેમની પત્ની તેમની સાથે રહેવા લાગ્યાં. છતાં તે જ્ઞાતિની બહાર જ રહ્યા અને બ્રાહ્મજીવનમાં બ્રાહ્મણનું જીવન ગાળતા, જો કે તેઓ હૃદયમાં ક્રિશ્ચિયન છે તે દરેક જાણતા.

તેમણે એક વાર મને લખ્યું હતુંઃ "નવા દેવળની સામે લોકોને કાંઈ ખાસ વાંધો નથી. જે વાંધો છે તે ખ્રીસ્તીધર્મ સામે છેઃ જૂના દેવળના ઘણા પાદરીઓ હિંદુસ્તાનમાં કામ કરે છે. તેઓ કેળવાયલા વર્ગ ઉપર અસર કરવામાં નિષ્ફળ ગયા છે, કારણ કે તેમના સિદ્ધાંતો ખોટા અને વિસંવાદી છે."

એક બીજા પત્રમાં તેમણે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે જો કે ક્રિશ્ચિયન મિશનો હિંદુસ્તાનને ક્રિશ્ચિયન કરવામાં નિષ્ફળ ગયાં છે, પણ તેમણે 'સત્ય'નો માર્ગ સરલ કરી આપ્યો છે.

એ સ્વાભાવિક છે કે તેમના શિષ્યો અને અનુયાયીઓ, ગુરુ ઉપર પડતો જુલમ જોઇને અને નિકટના સંબંધીઓને દુઃખ દેતાં સંકોચ થવાથી, નવું ધાર્મિક મંડળ સ્થાપવાને ઉત્સુક ન થયા. ક્રિશ્ચિયનો અને ખાસ કરીને દેશી ક્રિશ્ચિયનો આખા દેશમાં તિરસ્કારપાત્ર ગણાતા. આથી નવા ધાર્મિક મંડળની સ્થાપના તેમની સંખ્યા વધે ત્યાં સુધી મુલતવી રાખવા વિચાર્યું. તેમણે પ્રથમ સ્વીડનબોર્ગ સોસાયટી રચવાનું અને નવા દેવળના સાહિત્યના પ્રચાર માટે એક વાચનાલય સ્થાપવાનું નક્કી કર્યું. મિ. ભટ્ટ ઉત્સાહી અભ્યાસી, ઉતાવળા વાંચનાર અને ગ્રાહક સ્મરણ શક્તિવાળા હતા. નવા દેવળના સંપ્રદાયના માત્ર સામાન્ય સિદ્ધાન્ત જ નહિ પણ વિશેષ વિગતોમાં જે ઉંડી દૃષ્ટિ તે બતાવતા તેથી હું ઘણીવાર ચકિત થયો છું. પણ તેમના આકર્ષણની ખરી વસ્તુ તે આ સિદ્ધાન્તોને જીવનમાં ઉતારવા એ હતી. આ કારણથી જ તેમણે 'સ્વર્ગ અને નરક'ના અને 'લગ્નસ્નેહ'ના જે ભાગો લોકોના જીવનના નિયમનને માટે સૌથી વધારે વ્યવહારૂ મહત્ત્વના હતા તે ભાગો ભાષાન્તર કરી પ્રસિદ્ધ કર્યા. તે પછી તેમણે 'પ્રેમસિદ્ધાંત' અને 'જીવન-સિદ્ધાંત'નું ભાષાન્તર કર્યું. ઈંગ્લાંડનું દેવળ તેમના કામની કદર કરે, અને સ્વીડનબોર્ગના ગ્રંથોનું ગૂજરાતીમાં ભાષાન્તર કરવાને મદદ આપે એવી આશાથી તેમણે દિવ્ય શબ્દોનો પ્રારમ્ભ કર્યો.

પવિત્ર ધર્મશાસ્ત્રના સિદ્ધાંતની તેમની સાથે એકવાર ચર્ચા કર્યાનું મને સ્મરણ છે. તે વખતે તેમણે અભિપ્રાય દર્શાવ્યો હતો કે નવા દેવળ માટે ગૂજરાતીમાં 'શબ્દ'ના નવા ભાષાન્તરની જરૂર છે. હાલ જે ભાષાન્તરો મોજુદ છે તે પ્રામાણિક નથી. આવાં ભાષાન્તરો જે પરદેશીઓએ કરેલાં છે તેમને ગૂજરાતીનું પૂરૂં જ્ઞાન ન હતું અને ગૂજરાતીઓએ કરેલાં છે તેમને જે શબ્દોનું ભાષાન્તર તેઓ કરતા હતા તેની સમજ કે તેને માટે આદર ન હતો. નવા દેવળ પાસે જે જે દરખાસ્તો છે તેમાં 'શબ્દ'ના નવા ભાષાન્તરની આ દરખાસ્ત તરફ ગંભીર ધ્યાન આપવું ઘટે છે.

૧૯૧૪ માં હિંદુસ્તાનમાં નવા દેવળનું સાહિત્ય પ્રસિદ્ધ કરવાને માટે અને વહેંચવાને માટે મુંબાઇમાં હિંદી સ્વીડનબોર્ગ સોસાયટી રચવામાં આવી. મિ. ભટ્ટ એના પહેલા અધ્યક્ષ હતા અને મરણપર્યન્ત એ જગ્યાએ રહ્યા.

આ નવા મંડળના ઉપક્રમથી ભરાયલી પહેલી જાહેરસભામાં હાજર હોવાનું મને બરાબર સ્મરણ છે. તે વખતે મિ. ભટ્ટે આશરે બસો કેળવાયલા હિંદીઓ સમક્ષ ઇંગ્રેજીમાં 'વેદના શબ્દ' ઉપર એક સમર્થ વ્યાખ્યાન આપ્યું હતું.

આ વ્યાખ્યાન દરમ્યાન તેમણે પ્રશ્ન કર્યો કે વેદમાં દિવ્ય જ્ઞાન છે? પ્રાચીનોને આપેલો ઇશ્વરનો શબ્દ એ જ વેદ છે? આ બહુ મહત્ત્વનો પ્રશ્ન છે કારણ કે સ્વીડનબોર્ગે પ્રાચીન શબ્દ સંબંધી કહ્યું છે કે તે પૂર્વની પ્રજાઓ પાસે છે, અને ખાસ કરીને તે હિંદના લોકોને અનુલક્ષીને કહેલું છે.

એક વખત મિ. ભટ્ટે અભિપ્રાય દર્શાવ્યો હતો કે સ્વીડનબોર્ગે ઉલ્લેખ કરેલો પ્રાચીન શબ્દ એ જ ઋગ્વેદ છે. પણ પોતાના વ્યાખ્યાનમાં—જે આખેઆખું ન્યૂ ચર્ચ મેગેઝીન (જુન ૧૯૧૪, પૃ. ૨૬૭)માં આવેલું છે, તેમાં—તે માત્ર એટલી જ સૂચના કરે છે કે વેદમાં પ્રાચીનતર દિવ્ય જ્ઞાનના ફકરા આપેલા છે, જે કેઇક અંશે ઉત્પાદનના પહેલા પ્રકરણને મળતા આવે છે.

તુલનાશાસ્ત્રના નિયમો આ અગમ્ય ઉક્તિઓને લાગુ કરીને તેઓ બતાવે છે કે વેદો અને સ્વીડનબૉર્ગ એક બીજાનું સમર્થન કરે છે. "આત્માના અમૃતત્ત્વ વિષે, સ્વર્ગ અને નરક વિષે, સ્વર્ગના સવિતા વિષે અને એ સવિતામાં મનુષ્ય રૂપે વસતા સ્વામી વિષે વેદોમાં મહત્ત્વનાં વચનો છે." તેઓ કહે છે કે "આ બધા વિષયો ઉપર સ્વીડનબોર્ગ પુષ્કળ પ્રકાશ નાખે છે. તુલનાશાસ્ત્રને આધારે બધા વેદોના અર્થ કરવાનું હજી બાકી રહ્યું છે પણ તે થશે, અને થશે ત્યારે આપણને સર્વને ખાત્રી થશે કે વેદનો સવિતા એ બીજો કોઈ નહિ પણ સર્વશક્તિમાન સ્વામી છેઃ જે હતો, છે અને આવશે."

નવી બનેલી સોસાયટીએ તરત જ એક દુકાન લીધી અને થોડા મહિનામાં 'ધ હાર્ટ ઑફ ઈન્ડિયા' નામે એક ત્રૈમાસિક નીકળવા માંડ્યું, જેના તંત્રી મિ. ભટ્ટ હતા. તેના ચાર જ અંકો નીકળ્યા અર્થાત્ તે એક જ વર્ષ ચાલ્યું.

અને એટલામાં લડાઇને લીધે ઉભી થતી વસ્તુસ્થિતિમાં એ સાહસ બંધ કરવું પડ્યું.

× × ×

ડીસેમ્બર ૧૯૧૫ સુધી તેની પહેલી સભા થઇ શકી નહિ. આ પહેલી સભામાં મિ. ભટ્ટે અધ્યક્ષસ્થાનેથી એક ખરેખર અદ્ભુત વ્યાખ્યાન આપ્યું. તે વ્યાખ્યાન આખું ન્યૂ ચર્ચ મેગેઝીન (એપ્રિલ ૧૯૧૬, પૃ. ૧૫૭)માં પ્રસિદ્ધ થયું છે તેથી હું તેમાંના એક બે મહત્ત્વના ઉલ્લેખો જ ટાંકીશ.

"જો કે આપણી સભા સંખ્યામાં નજીવી છે અને દેખાય છે, અને બહારનો આડંબર કરી શકે એવી ઘટના નથી, તો પણ આપણે જે કામ ભક્તિપૂર્વક કરીએ છીએ તેની હિંદુસ્તાનના ભાવિ ઉપર ગંભીર અને જીવન્ત અસર થયા વગર રહેશે નહિ. કારણ એવું છે કે સ્વીડનબોર્ગના ગ્રન્થો પ્લેટો કે એરિસ્ટોટલના ગ્રન્થો જેવા નથી—રીપબ્લીક અથવા નીતિશાસ્ત્રમાં તેમના કર્તાના વિચારો આવે છે, પણ સ્વીડનબોર્ગના ગ્રન્થોમાં જનતાના હિતને માટે સ્વામી તરફથી સત્યો ઉતરેલાં છે જેનું ઊંડાણ અકલ્પ્ય છે અને મૂલ્ય નિઃસીમ છે. સ્વામીનો અર્થ ઈશ્વર થાય છે. સ્વીડનબોર્ગના ઉપદેશોની પરીક્ષા કરવી ઘટે છે. અને તે આપણી બુદ્ધિને સંતોષ આપે છે.

જેઓ બાઇબલને ઈશ્વરના શબ્દ તરીકે માને છે અને જીસસ ક્રાઇસ્ટની દિવ્યતા સ્વીકારે છે, તેમને માટે દ્વિતીય અવતારનો શબ્દ સ્વીકારવો એ સરલ થઈ પડે પરંતુ અનુભવથી એમ દેખાય છે કે હાલના ક્રિશ્ચિયન દેવળોમાં જે સગવડો મળે છે તેથી એક એવો અંધાપો આવે છે કે જેથી નવા જેરૂસાલેમનાં સત્યો તેમનાથી જોઈ શકાતાં નથી.

૧૯૧૬ માં લડાઈની મુશ્કેલીઓ છતાં ન્યૂ ચર્ચ કોન્ફરન્સે ઠરાવ કર્યો કે એક પાદરીએ હિંદુસ્તાન તરફ જવું. મિ. ભટ્ટને સ્વર્ગીય સિદ્ધાન્તનું ભાષાન્તર કરવાની વિનંતિ કરી. એ વખતસર થઇને પ્રસિદ્ધ થયું. મિ. ભટ્ટે તે રેવ. એસ. જે. સી. ગોલ્ડસૅકને અર્પણ કર્યું, જેઓ ૧૯૧૬ ના નવેમ્બરમાં નીકળ્યા. હિંદુસ્તાનનું પહેલું નવા દેવળનું મિશન સ્થાપ્યું અને એપ્રિલ ૧૯૧૭ માં પાછા ફર્યા. આથી મિ. ભટ્ટ અને તેમના મિત્રોને ઘણું ઉત્તેજન મળ્યું. ... ...

મિ. ભટ્ટના એક નિકટના મિત્ર કાઠિયાવાડના નાના સ્ટેટના ઠાકોર હતા. તેમના અવસાન બાદ તેમના કાગળોમાં નવા દેવળના પ્રસિદ્ધ લેખક મિ. જેમ્સસ્પેલીંગના 'ધ રોધ એન્ડ ધ રિંગ'નું ભાષાન્તર (ભાલા અને મુદ્રિકા) મળી આવ્યું હતું. મને ખબર મળી

છે કે મિ. ભટ્ટે આ પ્રસિદ્ધ કર્યું હતું અને એક કરોડથી વધારે માણસોથી બોલાતી ગૂજરાતીમાં તે બહુ જ લોકપ્રિય થઈ પડ્યું છે.

× × ×

તેમણે પોતે જે ભોગ આપ્યો હતો તેવો ભોગ આપવાની ઇચ્છાવાળા તેમના દેશબંધુઓ સંખ્યાબંધ આગળ પડ્યા નહિ, એ જોતાં ક્રિશ્ચિયાનિટી માટે તેમણે ઉઠાવેલી જહેમત નિષ્ફળ ગઇ એમ કોઇ કોઇ વાર લાગે, એટલું જ નહિ પણ તેમના જીવનનાં છેલ્લાં ત્રણ વર્ષોના કૌટુમ્બિક જીવનમાં પણ તેમના ઉપર ખૂબ વિપત્તિ પડી. આઠમાંથી ત્રણ જ બાળકોને મૂકીને તેમનાં પત્ની અને મોટી ઉંમરની એક દીકરી સ્વર્ગવાસ પામ્યાં. મહારાજાએ તેમની કારકીર્દીમાં રસ લેવા માંડ્યો હતો અને તેમને વધારે સારી જગ્યા આપવાનું વચન આપેલું હતું તેમનું પણ અવસાન થયું. અને તેમના પાટવીકુંવર નાની ઉંમરના હોવાથી રાજકારભાર એક કમિટીને સોંપાયો. આ બધા બનાવોથી એમને ઘણો સંતાપ થયો અને તેથી તેમની તંદુરસ્તીને ઘણો ધક્કો લાગ્યો.

ગયા વર્ષના જુનમાં તેઓ કાશ્મીરની લાંબી મુસાફરીથી પાછા આવતા હતા ત્યાં દિલ્હી અને લાહોર વચ્ચે રેલ્વેમાં મુસાફરી કરતાં ઉંઘમાં જ તેમનો આત્મા શાન્તિપૂર્વક આ લોક છોડી ગયો. હૃદય બંધ થયું એ જ કારણ હોવું જોઇએ, પણ કદાચ ભગ્ન હૃદય ન હોય?

હિંદુસ્તાનના ઈંગ્રેજી અને દેશી વર્તમાનપત્રોએ કલા, સાહિત્ય, ધર્મ, નીતિ અને રાજકારણમાં તેમની અનેક પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરી તેમના સ્મરણને માન આપ્યું. એક ઉત્તમ શિક્ષક, મહાન શિક્ષણશાસ્ત્રી, ઉત્તમ પ્રતિના કવિ અને ગૂજરાતીમાં સંગીત પ્રધાન ઉર્મિકાવ્યો લખનાર તરીકે તેમની પ્રશંસા થઈ છે. તેમના મૃત્યુ સમયે તેમનાં કાવ્યોનો એક સંગ્રહ છપાતો હતો તે હવે બહાર પડ્યો છે. પ્લેટોના ડીઆલૉગ્સનું પણ ભાષાન્તર બહાર પડ્યું છે. તેમણે ત્રણ નાટકો અને બે ટુંકી નવલકથાઓ લખી હતી. આ બધા ગ્રન્થો તેમણે ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો તે પહેલાં લખાયા હતા. ખ્રીસ્તી ધર્મનો અંગીકાર એ તેમના જીવનનો કટોકટીનો પ્રસંગ હતો. તે પછી સ્વીડનબોર્ગના લેખોથી તેમના હૃદયને અત્યાનંદ થયો હતો; તે લેખોમાં તેમને જે મહાન સત્ય જણાયું તેનું ભાષાન્તર કરવામાં, તે પ્રસિદ્ધ કરવામાં કે એક કે બીજી રીતે તેનો પ્રચાર કરવામાં તેમનો બધો અવકાશ રોકાયો લાગે છે.

—※—

# કાકાનો પત્ર

ૐ

રતનબાગ, બોરડી
જેઠ સુદ ૧, મંગળ

પ્રિય રામનારાયણભાઈ,

તમને કાગળ લખવાનો હતો જ. એટલામાં તમારો કાગળ આવ્યો.

× × ×

હવે તમારો કાગળ: સ્વ. કાન્ત માટે મને આદર છે. ધર્માંતર કર્યા પછી પણ માણસ પોતાના સમાજમાં જ રહી શકે છે અને પોતાનો વારસો સાચવી રાખે છે એ એમણે પોતાના જીવનમાં ઉત્તમ રીતે બતાવ્યું. હું એમના પ્રસંગમાં એક જ વાર આવ્યો એમ કહી શકાય. અને તે વખતે હું તો વિદ્યાપીઠસ્થ હતો, એટલે સંભાષણમાં બોલવાનો ઇજારો મેં જ લીધો હતો. તેઓ તો મુરબ્બીને છાજે એવી પ્રસન્નતાથી અને કૌતુકથી મારી વાતો સાંભળતા હતા. એ વખતે મેં તો એમનું માત્ર 'વસંતવિજય' જ વાંચેલું, એટલે થોડી ધૃષ્ટતા કરી એ કાવ્ય વિષેનો મારો અભિપ્રાય એમની આગળ મેં રજુ કર્યો. "'વસંતવિજય' એ સમર્થ કૃતિ છે; એમાં ગૂજરાતી ભાષાની શક્તિ અને મનુષ્ય હૃદયની અશક્તિની લગભગ પરાકાષ્ઠા બતાવી છે." એમ મેં કહ્યું.

એ વખતે તેઓ વૈદિક સાહિત્ય વાંચતા હશે. એમણે મને પૂછ્યું: "વૈદિક સાહિત્યનો કંઇ અભ્યાસ કર્યો છે?" મારા અલ્પ જ્ઞાનનું પ્રદર્શન કરવાને બદલે એમની પાસેથી જ કંઇક કઢાવવાની દાનતથી મેં એમને એક બે સવાલો પૂછ્યા. પણ તેઓ પોતે ઝાઝું બોલવાની વૃત્તિમાં દેખાયા નહિ. વખત સંધ્યાનો હતો. પ્રકાશ અને અંધકાર વચ્ચેની ગંભીર સ્થિતિમાં કવિનું અંતર્મુખી મૌન બહુ જ અસરકારક જણાયું. તેમના આશીર્વાદ લઈ હું પાછો ફર્યો.

બીજે વખતે તેઓ સભામાં આવેલા. અસહકારની હીલચાલ તેમને બહુ પ્રિય હતી એવી મારા પર છાપ પડી.

બસ, આટલાં જ મારાં સંસ્મરણો.

લિ. સ્નેહાધીન
**કાકાના સપ્રેમ**
વંદેમાતરમ્.[1]

---

[1] શ્રી કાલેલકરને સંસ્મરણો મોકલવા વિનંતી કરેલી તેના જવાબમાં તેમણે જે પત્ર મોકલ્યો છે તેમાંથી જ સંસ્મરણો જુદાં કાઢી અહીં મૂકયાં છે. **તંત્રી.**

# કાન્તનાં સ્મરણો

સ્વ. કાન્ત વિષેનું સર્વેથી પહેલું સ્મરણ ૧૯૧૦ કે ૧૯૧૧ નું છે. એ વખતમાં એઓ મુંબઇમાં આવેલા. મુંબઇની સાહિત્યસભાએ એમને કંઇક બોલવાને ન્હોતરેલા. એમને બોલતા સાંભળવા એ કંઇ નાનુંસુનું કામ ન લેખાતું. ઘણા તરફથી ઘણા પ્રયત્ને એમણે બોલવાનું કબૂલ્યું હતું. એમણે વિષય રાખેલો ઘણેભાગે "ભગવદ્ગીતાનો યોગ." આખા ભાષણની અસર મારા પર ઘણી જ સારી થઇ, પણ એમાંનું એક કથન મને એમના જ શબ્દોમાં હજુ યાદ છે. પોતાને સ્થાનેથી ધીમે રહીને ઊઠયા, અને શ્રોતાઓ તરફ એમની પ્રતાપી, અને કોઇ કોઈ વાર થતી મારકણી આંખે એ ઘડી તાકીને જોઇ રહ્યા બાદ બોલ્યાઃ

"મારા ભાષણમાં "સાલો" શબ્દ આવશે. પરંતુ આ અપશબ્દ અત્રેના સુરતીઓ અને ભરૂચીઓનો ખાસ છે, અને તમે બધાઓ એમના પરિચિત છો, એટલે, હું માની લઉં છું કે, એ શબ્દ જ્યારે હું વાપરીશ ત્યારે ત્યારે તમને કોઇને માઠું નહીં લાગે." આ પ્રસ્તાવ કરીને એમણે ભાષણ કરેલુંઃ ભાષણ તો ગીતા વિષે હતું પણ એ શબ્દ ભાષણમાં આવ્યે રહ્યો. પણ એમની વાણી એટલી મીઠી હતી, કે એ શબ્દ કોઇને પણ કઠોર લાગ્યો નહતો. આખું ભાષણ ઘણું જ સરસ હતું. એ એવું માનતા કે મનુષ્ય નર્યું એકાકી જીવન ગાળી ન શકે, એનો કોઇની સાથે પણ યોગ થવો જોઇએ. આ ભાષણમાં એમણે કહ્યું કે જો સ્ત્રી સાથે લગ્ન ન થયું હોય તો કોઇ વિષય સાથે કે પ્રભુની ભક્તિમાં માણસે યોગ સાધવો જ જોઇએ, યોગ સાધનાથી જ માણસ પોતાનું અહંત્વ ભૂલે છે, અને જેટલે અંશે તે અહંત્વ ભૂલે છે, તેટલે અંશે તે મોક્ષ મેળવે છે–ઇ. ઇ.

× × ×

મારો અને એમનો અંગત પરિચય પ્રથમ કરાવી આપનાર એમના પુત્ર ભાઇ મુનિકુમાર. ઘણેભાગે ૧૯૧૬ માં એ ભાઇ વડોદરામાં મારે ત્યાં આવેલા, અને એ ભાવનગર ગયા, ત્યારે એમણે અમારે વિષે કાન્તને કંઈ વાતો કરી હશે ત્યારથી કાન્ત અમને ઓળખવા લાગ્યા. ઓળખવા લાગ્યા એટલું જ નહિ પણ મારા તરફ એમનો 'ચાહ' થયો.

× × ×

વડોદરામાં એક ભાલચંદ્ર કરીને ગવૈયા છે. એ મારે ત્યાં આવતા. ઉદર નિમિત્તે એમણે ભાવનગર પ્રયાસ કરવા ધારેલું. એમના ઘણેભાગે પ્રપિતા ભાવનગર રાજ્યમાં પ્રખ્યાત ગવૈયા હતા, અને એ સગપણનો લાભ ઊઠાવીને એમને ભાવનગરમાં ક્યાંક જગા મળે એવી એમને આશા બંધાએલી. એ પ્રપિતાને અને મણિભાઇને સારો સંબંધ હતો. એટલે મને એમણે મણિભાઈ ઉપર પત્ર લખવા કહ્યું. મેં પત્ર લખ્યો, એના જવાબમાંનું એક વાક્ય મને બરાબર યાદ છે.

" અમારા મહારાજા એટલા ઉદાર નથી કે પોતાના આશ્રિતોના ફરઝંદોને પાળવા તૈયાર થાય." કાગળનો બાકીનો બધો ભાગ મારા તરફ અતિ સ્નેહભર્યો હતો.

× × ×

પછી એ વડોદરે આવેલા. અમદાવાદી પોળમાં શ્રી ભીમભાઇને ત્યાં ઉતરેલા. એમના આવ્યાના ખબર મને સાંજે મળ્યા. જે ભાઇએ મને એ ખબર આપેલા તેમણે કહ્યું કે "તમને આવ્યા ત્યારથી યાદ કરે છે, અને સાથે ભાલચંદ્રને લાવવા કહે છે." હું ભાલચંદ્ર ગવૈયાને લઇ ગયેલો. અતિ આદરપૂર્વક એ ગરીબ સ્થિતિમાં આવી પડેલા ગવૈયાને એમણે સાંભળ્યો. મને કહેઃ " મારે તારે ઘેર આવવું છે." મેં કહ્યુંઃ " ક્યારે આવો છો ? " મને કહેઃ " અત્યારે જ." અમે ઉપડયા. વડોદરામાં કલાભવન સ્થપાયું ત્યારે શરૂઆતના સ્ટાફમાં એ હતા. વડોદરામાં કાંઇ એમની બહુ લાંબી કારકીર્દિ ન ગણાય છતાં એટલા અરસામાં એમણે પોતાની આસપાસનાઓ તરફ ખૂબ આકર્ષણ કરેલું. મને યાદ છે કે એ જ્યારે જ્યારે વડોદરા આવેલા ત્યારે એમના એ જૂના મિત્રો અને પ્રશંસકોનું એક ટોળું તેઓ જ્યાં ફરે ત્યાં એમની સાથે ફરતું જ હોય, પોતે આગળ ચાલતા હોય, અને ઝુંડ પાછળ હોય જ. એ જ પ્રમાણે મારા ઘર તરફ આવવા અમે ઉપડયા ત્યારે ઝુંડ સાથે ચાલવા લાગ્યું. થોડેક દૂર આવ્યા પછી પોતે હળવે રહીને બોલ્યાઃ " હું એ ... ... ને ત્યાં જાઉં છું તમે પણ તમારે ઘેર જાઓ." બધા છૂટા પડી ચાલી ગયા.

મારે ત્યાં આવ્યા. મેં કપડાની આરામ ખુરસી બેસવા આપી, પોતે બેઠા. મને કહે હવે મને તારાં કુટુંબીઓને ઓળખાવ. મેં મારી સ્ત્રીને બોલાવી, મારી સ્ત્રીને પોતે નમસ્કાર કર્યા. એ શું ભણી છે વગેરે પૂછ્યું. એટલામાં નીચે રહેતા હજામનો પાંચેક વરસનો છોકરો ઉપર આવી એમના ખોળામાં જઇને ઉભો. એ ગંદો હતો એટલે મેં એને ત્યાંથી નીકળી જવા કહ્યું ત્યારે કહેઃ " રહેવા દે એને મારા ખોળામાં. ક્રાઇસ્ટ કહે છેઃ "let the child come and sit in thy lap." એના માથા પર પછી હાથ ફેરવ્યો.

× × ×

વડોદરા છોડતી વખતે હું એમને ઉતારે ગયો. એમને વોળાવતી વખતે એમના યજમાન ભીમભાઇએ પોતાનાં પત્નીને બૂમ પાડી ત્યારે મણિભાઈએ કહ્યુંઃ " એ તો અંદર સૂતાં છે અને હું એમને પ્રણામ કરીને જ બહાર નીકળ્યો છું." હું સમજી શકયો કે એમને સ્ત્રીઓ તરફ અને બચ્ચાંઓ તરફ તથા કુદરત-પુષ્પો-તરફ અતિ આદર હતો.

× × ×

ઘણે ભાગે ૧૯૧૭ કે ૧૮: વડોદરામાં પ્લેગ ચાલતો અને હું ભાવનગર હતો. એ દિવસોમાં મને એમના પરિચયનો ઘણો જ લાભ થયો.

એમનો પોતાને બેસવાનો ઓરડો અંદર, અને દાદરાવાળો બહારનો ઓરડો બહારથી મળવા આવનારા માટે હતો. એ ઓરડામાં પાનસોપારી પડયાં જ રહે. જેટલા આવે તેટલા ઓરડામાં બેસી પાન ખાય, અરસપરસ વાતો કરે, અને જાણે કે આટલામાં જ એમનું મિલન સમાપ્ત થતું હોય તેમ કેટલાક તો પાનના ડૂચા મારી ચાલતી પકડે. પોતે તો અમુક વખતેજ બહાર આવે. પાછા અંદર જઈ વાંચતા હોય કે કામમાં હોય. આવનારાઓ પૈકી મને તો જણાયું કે મસ્તકવિ સાથે જ એઓ ખીલતા. ઘરના શણગારને માટેની એમની છબીઓ

પરથી એમની રુચિ સમજી શકાય. ત્રણ ચાર છબીઓ તો માત્ર ફુલોનાં વૉટર કલરનાં ચિત્રોની હતી અને એક ક્રિશ્ચીયન ધર્મનું Last supperનું ચિત્ર હતું. એમને એ બહુ ગમતું. હિંદી ઢબનાં ચિત્રો અને સ્થાપત્ય વિષે એમને ખાસ આકર્ષણ નહિ. મારી સાથેની વાતચીતમાં એમણે ખાસ કહેલું કે "હિંદુસ્થાપત્ય તો મુસલમાનોએ જ સુધારેલું." મુગલ સ્થાપત્યને જ એ સુંદર ગણતા. શાહજહાંન અને તાજમહેલ પર મુગ્ધ હતા. સ્થાપત્ય વિષે એમણે એનસાયક્લોપીડીઆમાંથી બોધ લીધેલો. હાવેલ બાવેલને એ માનતા નહિ. ફર્ગ્યુસનને એક રસિક લેખક તરીકે ગણતા અને રસ્કીનને ખૂબ માનતા. મોડર્ન પેઇન્ટર્સ, એમણે વાંચેલું. રસ્કીન 'ગોથીક આર્કિટેકચર' મધ્યકાલીન સ્થાપત્યને વખાણનાર છે. અને એ સ્થાપત્ય આપણા સ્થાપત્યની પેઠે ધાર્મિક પ્રતીકોથી જ શણગારેલું છે, એટલે મણિભાઈ ગોથિક આર્કિટેકચરને વખાણતા. એ વખત પર મેં "સ્થાપત્ય એટલે શું" એ નામનો એક લેખ 'વીસમી સદી'માં પ્રગટ કરેલો, એ મેં એમની પાસે વાંચેલો ત્યારે એમણે તર્કશાસ્ત્રની દૃષ્ટિએ મારી વિચારસરણીમાં કેટલીક ભૂલો બતાવી હતી. એ વખતે અમારે સ્થાપત્ય શબ્દ માટે પણ ચર્ચા થએલી. એ કહે કે "લલિતકલા માટેનું નામ પણ બહુ જ લાલિત્યવાળું હોવું જોઈએ, તમારો સ્થાપત્ય શબ્દ ઘણો જ ભારે છે." મેં કહ્યું કે અંગ્રેજી Architecture શબ્દ પણ એટલો જ ભારે છે. છતાં આપણા સ્થાપત્ય શબ્દમાંથી એ કલાનો જે એક ગુણ સ્થિર ઊભાં રહેવાનો છે, તે જેવો વ્યક્ત થાય છે તેવો અંગ્રેજી શબ્દમાંથી નથી થતો. માટે એ જ શબ્દ ઉચિત છે. એ દલિલ એમને સારી લાગી.

× × ×

મને એકવાર જમવા ન્હોતર્યોઃ તે દિવસે મારે હજામતનો વારો ન હતો. જરા જરા દાઢી ઉગેલી. એમણે કહ્યું: "તેં હજામત કેમ નથી કરી!" મેં કહ્યું: "આજે વારો નથી." ત્યાં તો એમણે પોતાના પટાવાળા પૈકી એક હજામ પટાવાળાને બોલાવી ફરમાવ્યું: "ભાઇની હજામત કર." જરા આનાકાની પછી મારે એમના હુકમને તાબે થવું પડ્યું. એ પછી મને ન્હાવા કહ્યું. હું ન્હાઇને ઉઠ્યો અને કોટડીમાંથી બહાર આવ્યો ત્યાં મારે માથે પુષ્પો નાખ્યાં. હું તો ઘણોજ શરમીંદો થઇ ગયો. "કાંઈ સંકોચ ધરવાનું કારણ નથી" મને કહ્યું. પછી મને ખૂબ આગ્રહથી જમાડયો.

× × ×

એમની નીડરતા અને સચ્ચાઇનો એક પ્રસંગ યાદ આવે છે.

ભાવનગરના એક ઉંચા હોદ્દાના અમલદાર વિષે કંઇક વાત નીકળી. મને કહે: "સાલો દંભી છે દંભી. મને કહે હું શેક્સપીઅરનો અભ્યાસી છું: મેં એક વાક્યનો અર્થ પૂછ્યો તો એને આવડયો જ નહિ. મારી પાસેથી એક પુસ્તક વાંચવા લઇ ગયેલા, જ્યારે જ્યારે મળેલા ત્યારે જણાવેલું કે પુસ્તક વાંચે છે. પણ જ્યારે પુસ્તક પાછું આવ્યું ત્યારે સાલાએ પુસ્તકનાં પાનાં પણ નહિ ફાડેલાં. સાલાને એટલું પણ ભાન નહિ કે જ્યારે પોતે તે પુસ્તક વાંચે છે એમ કહેલ છે ત્યારે પાનાં તો ફાડેલાં દેખાડવાં. હું તો બધું એને મોઢે જ કહું. મારાથી બ્હીતો ફરે, પાછો મને અત્યંત ચહાવાનો દંભ કરે, જ્યારે હું એને બીલકુલ ચહાતો ન હોઉં ××× મેં એને મારા ઘરમાં આવવાની ના કહેલી—છતાં મારો છોકરો ઘણો જ બીમાર હતો ત્યારે એણે આવવાની ધૃષ્ટતા કરી, એ તે દિવસે મરતો હતો, મેં

તો બારીએથી જ એને કહ્યું કે એ તો મરે છે અને તમે એને સુખેથી મરવા જ દો, તમારે ઉપર આવવાની કંઇ જરૂર નથી."

× × ×

હજુ પણ ખ્રીસ્તી ધર્મમાં એમને કેવોક અનુરાગ છે, એ જોવા સારૂ ખ્રીસ્તાબ્દના બેસતા વર્ષે સ્હવારમાં હું એમની પાસે નૂતન વર્ષાભિનંદન નિમિત્તે ગએલો. પોતે સૂતેલા જ હતા. મેં અભિનંદન કર્યું તેના જવાબમાં પોતે "પ્રભુ તારકની સઉ કીર્તિ કરો" એ ગાયું.

× × ×

એક વખત વાતોમાં મને કહેઃ "આપણે હિંદુઓ તો બેવકુફ છીએ." મેં કહ્યું: "એમ કેમ?" મને કહેઃ "શબ્દોની તો કિંમત જ નથી. 'મહાત્મા' શબ્દ ગમે તેને લગાડે. વિદ્યામાં મેળવેલી પ્રવીણતાથી પણ મહાત્માની ઉપાધિ આપણા લોકો મેળવે છે. ફલાણો ઘણો જ વ્યભિચારી છે છતાં મહાત્મા કહેવાયો છે. એક પણ રાત એને બૈરી વિના ચાલ્યું નથી. તે જ પ્રમાણે સતી શબ્દનો પણ ગેરઉપયોગ થયો છે. "જે મીરાંએ પોતાનો પતિ તજ્યો એને આપણે સતી કહી છે. એ મીરાંના દાખલાએ આપણા સમાજ પર ઘણી ખરાબ અસર કરી છે." તેઓ એમ માનતા કે સ્ત્રીઓ કુંવારી રહીને જ પ્રભુપરાયણ થઇ શકે અથવા તો એને માટે પરિણિત પતિ જ એનો પ્રભુ છે. સ્ત્રીઓને માટે અતિશય આદર છતાં તેઓ સ્ત્રીને સેવક અને પુરુષને સેવ્ય માનતા, એમ મને એમની ઘણી વાતો પરથી સમજાયું છે.

× × ×

હવે આવે છે અંતિમ સ્મરણ.

૧૯૨૩ નો મે માસ. હું દિલ્હીમાં. અમે રાતે વાળુ કરીને બેઠા હતા. નવ વાગ્યા હશે. ત્યાં કોઇએ કહ્યું કે ગજુભાઇ તમારા મણિશંકર રત્નજી ભટ્ટ આવ્યા છે. મેં ચમકીને કહ્યું: "હેં!! સાચી વાત!" ત્યારે કહેઃ "હા." મેં પૂછ્યું: "ક્યાં ઊતર્યા છે?" જવાબ મળ્યોઃ "સ્ટેશન પર. સેકન્ડ ક્લાસ વેઇટીંગ રૂમમાં." હું તે જ વખતે તૈયાર થઇને સ્ટેશન પર ગયો. ત્યાં વેઇટીંગ રૂમમાં ગયો, ત્યાં પોતે નહિ, સામાન પડેલો, વચ્ચેના ટેબલ પર ન્યુસપેપર, બાજુમાં બીસ્તરો, એક ટ્રંક, પેટીને તાળું નહિ. ટ્રંક પરના નામથી જાણ્યું કે એ એમનો જ સામાન. આખા હોલમાં બીજું કોઇ નહિ, બીજા કોઇનો સામાન નહિ. વેઇટરને પૂછ્યું તો કહેઃ "બ્હોત દેરીસેં ગયા હય, હમકુ કુછ કહા નહિ હય." દસ તો વાગવા આવ્યા. એમને મળવાની મારી આતુરતા વધવા લાગી. છેવટે પડેલાં ન્યૂસપેપર પર મોટે અક્ષરે, હું આવ્યો છું, ને તમને સવારે મારે ત્યાં લઇ જવા આવીશ એમ લખવા માંડ્યો, ત્યાં આવ્યા. ખાદીનું ટૂંકું ધોતીયું, અને માત્ર પહેરણ પહેરેલું: મને કાળા પડી ગએલા લાગ્યા, અને પહેલાં કોઈ દિવસ એવા પોષાકમાં જોએલા નહિ એટલે તુરત ઓળખી ન શકયો. ક્યાં વડોદરામાં ડંડો લઇ સંપૂર્ણ પોષાકમાં છટાથી ફરનારા અને ક્યાં અત્યારે અસહકારના અર્ધ ઉઘાડા પોષાકમાં!! તો પણ એ પોષાકમાં ઊંચા કાળા અને જાડા પંજાબી જેવા એ શોભતા હતા. મને કહેઃ "કોણ ગજાનન." મેં કહ્યું: "હા. મામા!"

એમણે કહ્યું: "મેં તો તારી તપાસ આગ્રા કરેલી."

મેં કહ્યું: "જી ના, હું તો અહિં છું. તમે મને જણાવ્યું હોત તો સારૂં. હવે મારે ત્યાં ચાલો."

મને કહેઃ "તારૂં ઘર આ હૉલ કરતાં સારૂં ન હોઈ શકે. અહીં કેવો મઝાનો પંખો

ઉપર ફરે છે, કેવા વિજળીના દીવા છે ? ગરમીમાંથી બચવાનાં તારે ત્યાં શાં શાં સાધનો છે ?" હું ચૂપ રહ્યો.

મેં કહ્યું: "ક્યાં જવું છે ?"

એમણે કહ્યું: "હવે ઉત્તર તરફ જવું છે."

મેં પૂછ્યું: "અત્યાર સુધી ક્યાં હતા ?" ત્યારે કહ્યું: "જમનામૈયામાં."

મેં કહ્યું: "કહો ત્યારે હું તમારૂં શું કામ કરૂં ?" ત્યારે કહેઃ "અહીંનું લેમન પી. અહીંનું લેમન બહુ સરસ છે." મેં કહ્યું: "અત્યારે હવે અગીઆર વાગવા આવ્યા છે ને ક્યાં લેમન પીવું." તો કહેઃ "બસ પી જ." તુરત વેઇટરને ઓર્ડર આપ્યો. બે ગ્લાસ લેમન આઇસ આવ્યું. પીતાં પીતાં બધી અનેક વાતો કરી. નાતની વાતો પર આવતાં કહ્યું: "લોકો ઘણા જ બેવકુફ છે : હું તો નાતને હવે રાજીનામું આપું છું, જનોઇ ફેંકી દીધી છે. સાલાએ બીડી ફૂંકવાની મનાઈ કરે, અને તમાકુ ખાય ખરા, તમાકુ સુંઘે, એમ સીધી તમાકુ મોઢામાં અને નાકમાં લે, પણ હુક્કા દ્વારા એનો ધુંવાડો લેવામાં પાપ ગણે; પાછા અફીણ ખાય, બીજાં વ્યસનો અને દુરાચારો કરે એનું કાંઈ નહીં, આવા સમૂહમાં તે કેમ જીવન વીતાડાય" આમ પ્રસ્તાવ કરી પાધરી જ એમણે હોકલી કહાડી, સાથે, વિલાયતી કોલસાની પેટીએ મળે છે તે હતી, તેમાંથી થોડા કોલસા કાઢી હોકલી સળગાવી. અને મને કહેઃ "આ હું આગ્રામાંથી શોધ્યો છું. આગ્રામાં બે બાબત કરીઃ એક આ, અને બીજી મારાં કાવ્યોનો એક સંગ્રહ લખી કાઢી છપાવા મોકલી પણ દીધો.× આ હોક્કાની શોધ કરનારને સાબાશી ઘટે છે. તું જો તો ખરો—જરા પી તો જો." મેં નમ્રતાથી ના પાડી.

પછી લગભગ બારેક વાગે મેં જવાની રજા માગી ત્યારે એમણે કહ્યું: "વળતાં તારે ત્યાં આવીશ."

× × ×

થોડા દહાડા વીત્યા બાદ એમના ભત્રીજા એમના ખબર કાઢવા આવ્યા, ત્યારે મેં એમને હરદ્વાર જવા કહ્યું: એ ત્યાં જઇ આવ્યા અને મને ખબર આપ્યા, કે "કાકા તો કાળી કામળીવાળાની ધર્મશાળામાં રહે છે, રોજ ગંગાસ્નાન ઘણા જ કલાક સુધી કરે છે, અને હમેશાં દહિંને રોટલી જમે છે, અને ભગવદ્ગીતા પર પ્રવચન કરે છે. એ પ્રવચન સાંભળનારાઓ પણ એમને મળી રહ્યા છે, અને તેમના ઉપર તેમનો ખૂબ પ્રભાવ પડે છે.

× × ×

હું તો એમની આવવાની રાહ જોયા કરતો હતો. બે એક માસ થયા હશે. ત્યાં અમારા એક ઓળખીતાએ ઓચિંતા આવીને કહ્યું કે ગજુભાઇ, તમારા કાન્ત તો રાવલપીંડીથી દિલ્હી આવતાં લાહોર સ્ટેશને જ એકાએક મૃત્યુવશ થયા. એમની મ્હેમાની મારા ભાગ્યમાં નહિ હોય ! એમના આટલા પ્રસંગોનું સ્મરણ મને હજુ પણ એમનું સાન્નિધ્ય ભોગવાવે છે. એમનું શરીર, એમની હાથી જેવી શાંત પણ ઉતાવળી ચાલ, એમની પ્રતાપી અને મારકણી આંખો, છતાં અતિ સ્નેહાળ હૃદય મારી સામે એવું ને એવું ખડું થાય છે અને હું માનું છું કે જીંદગીભર એ મૂર્તિ ભૂલાશે નહિ.

ગજાનન વિ. પાઠક

---

× એ જ એમનો "પૂર્વાલાપ".

# સંસ્મરણો

ભાવનગરના વિખ્યાત ડૉ. શિવનાથના પુત્ર સ્વ. નરહરિનાથને લીધે કાન્તનું ધાર્મિક ઉન્નતિ... 

ભાવનગરના વિખ્યાત ડૉ. શિવનાથના પુત્ર સ્વ. નરહરિનાથને લીધે કાન્તનું ધા યુનિયન ડીબેટીંગ સોસાયટી તરફ આકર્પણ થયેલું. એ સંસ્થાના એક વાર્પિક ઉત્સવ પ્રસંગે આશીર્વચનનું એક કાવ્ય આપવા તેમણે માગણી કરી અને એક રાતે તેઓ પોતાની સાથે એક સંગીતજ્ઞ મિત્રને લઇને આવ્યા. તે મિત્રે "બતાવું હું કઇ રીતે આજ અહો આનંદ" એ બાગેસરી રાગ શરૂ કર્યો. એકવાર ગાઈ રહ્યા ફરી ગાવાનું શરૂ કર્યું. અને જેમ જેમ એક એક પંક્તિ ગવાતી ગઇ તેમ તેમ "ઉતારો છે અમ દેશે ઇશ્વર આશીર્વાદ" એ ગાયનની એક એક પંક્તિ લખાતી ગઇ. એટલી સરલતાથી એ આખું ગાયન લખાયું કે જ્યાં સુધી એ ગાયન તેમના હાથમાં ન આવ્યું ત્યાં સુધી ગાયન જ લખાતું હતું એવો ખ્યાલ સુદ્ધાં તેમને આવેલો નહીં.

* * * *

એક વખત તેમની સમક્ષ નિરીશ્વરવાદની ખૂબ અસરથી ભરેલું લખાણ એક યુવક વાંચતો હતો. તે સાંભળીને તેમણે કહ્યું: "તમે બધા યુવાનો આ પ્રકારના વિચારો ધરાવો તે કુદરતી છે છતાં એમ ન હોવું જોઇએ. હું ગોકળદાસ તેજપાળ બૉર્ડિંગમાં હતો ત્યારે ત્યાંની લાયબ્રેરીનાં પુસ્તકો વાંચી મેં ચિહ્નો કરેલાં તે ઉપરથી કોઇ પણ જોઇ શકે કે હું તે વખતે ઇશ્વિરમાં માનતો ન હતો. પણ આજે હું માનું છું. જેમ અત્યંત ન્હાની વસ્તુઓ નેત્રોથી જોઈ શકાતી નથી, તે માટે સૂક્ષ્મદર્શક કાચની જરૂર પડે છે તે પ્રમાણે કેવળ બુદ્ધિનાં નયનોથી ન જ દેખાય એવા વિષયો હોય છે. તે જોવાને બીજાં નેત્રોની જરૂર પડે છે. તે નેત્રો એ આસ્થારૂપી નેત્રો છે.

* * * *

મિત્રમંડળમાં એકવાર—ની ઉપર ખૂબ ટીકાઓ થતી હતી તેમાંની થોડીએક તેમને કાને પડી. તેમણે આવી કડક ટીકા કરવાનું કારણ પૂછ્યું. જવાબ અપાયો કે જેમ સાહિત્યમાં તેમ જ સમાજમાં અગ્રણી કૃત્યો કે વ્યક્તિઓની કડકમાં કડક ટીકાઓ જ થવી જોઇએ; આદર્શો જ્યારે ઊંચા હોય ત્યારે ટીકાઓ કડક બને, અને સારૂં વિવેચન અતિસૂક્ષ્મ પણ હોવું જોઇએ. તેઓ હસ્યા અને એક વાક્ય કહીને ચાલ્યા ગયા કે "હાઇપરક્રિટિકલ[1] થવામાં મોટો ભય એ રહેલો છે કે તેમાંથી માણસ હીપોક્રિટિકલ[2] થઈ જાય છે.

—:o:—

1 અતિ ટીકાશીલ 2 દંભી

# ત્રણ સ્મરણો

કાન્તની કૃતિઓ ઉપરથી અને બીજા મિત્રોએ તેઓશ્રીના કરાવેલ પરિચય ઉપરથી મારા ઉપર જે છાપ પડી છે તે આ સ્થળે હું નથી જણાવતો. અહિં તો તેઓ સાથે થએલ સાક્ષાત્ સમાગમો અને તેના પરિણામે તે વખતે તથા પાછળથી થએલ મારા ઉપરની અસરો બહુ જ ટૂંકમાં જણાવવા ઇચ્છું છું.

હું કાન્તના સમાગમમાં ત્રણ વાર આવ્યો છું અને ત્રણે વાર ભાવનગરમાં. એમાંના એક પણ સમાગમ માટે મેં કે કાન્તશ્રીએ પ્રયત્ન નહિ કરેલો. એ સમાગમો માત્ર કેટલાક મધ્યવર્તી સહૃદય વિદ્યાવિલાસીઓના પ્રયત્નોના પરિણામે જ ગણાય. લગભગ તેર વર્ષ પહેલાં ગ્રીષ્મ ઋતુમાં હું પહેલવહેલો ભાવનગર ગયો ત્યારે આત્માનંદ જૈન સભામાં 'કાન્ત'ની મુલાકાત માટે એક નાનકડું મિત્રમંડલ એકઠું થએલું. બીજી વાર અસહયોગના જમાના-ઈ. સ. ૧૯૨૧-૨૨માં સાંજે ફરવા જતાં રસ્તામાં મળવું થયું. ત્રીજી વાર ઈ. સ. ૧૯૨૨-૨૩માં ગાંધીજીના ૧૮મી તારીખના જેલદિવસ નિમિત્તે ભરાયલી સાર્વજનિક સભામાં અમે બન્ને મળ્યા.

પહેલી વાર મળ્યા ત્યારે કાન્ત પરીક્ષક અથવા પ્રશ્નકર્તા તરીકે મારી સામે હતા. કદાચ તે વખતે મિત્રોએ ઉપસ્થિત કરેલા એ સમાગમનો હેતુ જ હું ન જાણું તેવી રીતે કાન્ત મારફત મારી પરીક્ષા કરવાનો હોય એવી સાચી કે ખોટી છાપ મારા મન ઉપર પાછળથી પડેલી. ગમે તેમ હો, પણ તે વખતના પરીક્ષક કાન્ત સામે હું કાશીવાસી પંડિતની જેમ પરીક્ષ્ય સ્થાન લઇ આદરપૂર્વક બેઠેલો હતો. કાન્તે મળતાં વેંત જ મને 'પ્રામાણ્ય' વિષે શાસ્ત્રીય પ્રશ્નો કર્યા, જેનું કાંઇક વિસ્તૃત વર્ણન કાન્તમાલા નામના પુસ્તકમાં આપ્યું છે.

બીજી વાર અજાણપણે રસ્તે ચાલ્યા જતાં કોઇ મિત્ર ધ્યાન ખેંચવાથી કાન્તે મને ઉભો રાખ્યો અને કુશલ પ્રશ્ન બાદ થોડા વાક્યોમાં ફરી મળવાની ઇચ્છા જણાવી જુદા પડ્યા. ત્રીજીવાર એક સાર્વજનિક સભામાં મને વ્યાખ્યાન આપવા બોલાવ્યો. બોલાવવામાં કાન્તનો જ હાથ હતો કારણ તેઓ તે પ્રવૃત્તિના મંત્રી હતા એમ મને પાછળથી માલૂમ પડ્યું.

પ્રથમ સમાગમ વખતે કાન્તનો પરીક્ષક રૂપે કડક છતાં સ્નેહાળ સ્વભાવ હોય એવું મને ભાન થયું. પણ કદી નહિ સાંભળેલા અને નહિ વાંચેલા એ કાન્તના બહુશ્રુતપણા વિષે અને ઊંડા મનન વિષે મારા મનમાં આદર ઉભરાયો. મને થયું કે વ્યાપારપ્રધાન અને ઇંગ્રેજીપ્રધાન ગૂજરાતમાં પણ શાસ્ત્રની વિવિધ શાખાઓનું ઊંડું પરિશીલન કરનાર કોઈ કોઈ મસ્ત ક્યાંક ક્યાંક ખૂણેખાચરે પડ્યા છે ખરા. કાન્તમાં બહુશ્રુતપણું અને ગંભીર મનન ઉપરાંત જીજ્ઞાસા તેમ જ પરીક્ષક દૃષ્ટિ હતાં એ મને પ્રથમ સમાગમને પરિણામે ક્રમે ક્રમે વધારે સ્પષ્ટ થયું.

બીજા સમાગમને પરિણામે મને એમ ભાન થયું કે આ કોઇ મનનશીલ અલખબાવો છે. વાતો કરતાં અને બોલતાં પણ તેમનું ચિંતનશીલત્વ સામા ઉપર અસર પાડે છે એ મને વધારે સ્પષ્ટ થયું. ત્રીજીવાર મારે મુખ્ય વક્તા રૂપે ધર્મ અને વ્યવહારના સંબંધ વિષે બોલવાનું હતું. સભાપતિ એક સુંદર સ્વભાવી વિદ્વાન મૌલ્વી હતા. સભાના ઉપસંહારમાં મંત્રી તરીકે કાન્ત જ્યારે બોલવા ઉભા થયા ત્યારે તેઓના પૂરી પાંચ મિનિટ પણ નહિ એવા

ટુંકામાં ટુંકા ભાષણ વખતે હું ખરેખર સમાધિનિમગ્ન થઇ ગયો. એક પણ વાક્ય વધારે કે ઓછું નહિ. ભાષામાં અને વિચારમાં જરાયે અસંબદ્ધતા નહિ. કથનનો એક પણ અંશ અપ્રસ્તુત કે અરુચિકર નહિ. ઉચ્ચાર કે ધ્વનિમાં કૃત્રિમતા નહિ, જાતિ કે સંપ્રદાયનો મિથ્યા મોહ નહિ. સત્ય કથનમાં સંકોચ કે ભય નહિ. આ તેઓની વિશેષતા મને તે વખતે અને પાછળનાં સ્મરણોથી ક્રમેક્રમે વધારે સ્પષ્ટ થઈ અને મને એમ પણ લાગે છે કે મેં જેટલા ગૂજરાતી વક્તાઓને સાંભળ્યા છે તેમાં કાન્તનું સ્થાન કાંઇક નિરાળું જ છે.

આ બધા ઉપરાંત છેલ્લા બે સમાગમોએ મારા ઉપર જે વધારે ઊંડી છાપ પાડી તે તેઓની રાષ્ટ્રીયતા વિષેની. જો કે તેઓ હતા કવિ, લેખક, મનનશીલ સાહિત્યસેવી અને પ્રકૃતિ તથા પ્રકૃતિ પારના તત્ત્વના ગવેષક, છતાં તેઓમાં ગુણગ્રાહિતા, સમયજ્ઞતા અને નમ્રતા વિલક્ષણ રીતે એકત્ર મળેલાં હતાં. તેઓ ગાંધીજીની અહિંસાઘોષણા અને રાષ્ટ્રસંદેશમાં વિચારપૂર્વક મુગ્ધ થએલા એમ મને સ્પષ્ટ જણાયું. ખાદી તેઓને મન કિનખાબ, અતલસ કે ઝીકથી પણ વધારે પ્રાણપ્રદ તેમ જ મહત્ત્વની વસ્તુ હતી એ એક જ વાત તેઓની સમયજ્ઞતા સમજવા માટે બસ છે.

પંડિત સુખલાલજી



# સંસ્મરણો

સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટને અમારૂં આખું મિત્રમંડળ તેમના પુત્રો સાથેના સહવાસને લીધે બાપુજીના ગૌરવભર્યા સંબોધનથી બોલાવતું હતું.

બાપુજી સાથે મ્હારે પ્રથમ પરિચય અને સહવાસ થયો ત્યારે મ્હારી ઉંમર ઘણી ન્હાની હતી. હું તેમની તદ્દન નજીક રહેતો એથી કરીને તેમનાં છેલ્લાં વરસોમાં તેમના સહવાસમાં મ્હેં ઘણા કલાકો ગાળ્યા છે અને તે અત્યારે મ્હને મ્હારા જીવનના સૌથી મૂલ્યવાન કલાકો લાગે છે. અમારા સમયનો મ્હોટો ભાગ પુસ્તકોની ચર્ચામાં વ્યતીત થતો અને સહવાસની શરૂઆત પણ પુસ્તકથી જ થયેલી. હું અંગ્રેજી ચોથા ધોરણમાં ભણતો હતો ત્યારે તેમણે મ્હને હેન્સ ક્રિશ્ચિયન એન્ડરસનની "ફેરી ટેલ્સ" વાંચવાની ભલામણ કરી હતી. આ તેમનાં પ્રિય પુસ્તકોમાંનું એક હતું અને ઘણીવાર ન્હાનાં બાળકોને વાર્તા ક્હેવાને બદલે તેઓ એ પુસ્તક લઇને બેસતા અને જાણે ગુજરાતી જ વાંચતા હોય તે પ્રમાણે એન્ડરસનની ઘણીક વાર્તાઓ બોલી જતા.

પણ તેમના વ્યક્તિત્વની અને તેમની વિશિષ્ટતાની મ્હારા ઉપર છાપ પડી રહેલી હોય તેવી અસર તો મ્હારા-જ્યેષ્ઠ બન્ધુના અવસાન કાલે થયેલી. એ અતિ ખેદકારક બનાવ પછી અમારે ઘેર અનેક મ્હોટા-વયે અને પદવીએ મ્હોટા માણસો આવતા. પણ

વિવેકપુરસ્સરનાં સાંત્વન, વ્યાવહારિક શબ્દો એ સિવાય દિલાસો મેળવી શકાય એવી મુલાકાત કોઇની નહોતી. મ્હારા સ્વ. ભાઇ તેમના પ્રિય શિષ્ય હતા. એટલે એકવાર તે પ્રસંગે બાપુજી અમારે ત્યાં આવ્યા. એકાન્ત શોધવા માટે એઓ ખાસ કરીને રાતના મોડેથી આવેલા. થોડીવાર સુધી કોઇ જ કાંઇ બોલ્યું નહીં. પછી તેમણે કહ્યું કે તમે મનુભાઇને ગુમાવ્યા છે એમ માનશો નહીં; મનુભાઈ હજીયે આપણી સાથે જ છે. તમે જો કાંઇ ગભરાતા કે મૂંઝાતા હો તો મ્હને જરૂર કહેશો. પછી થોડીવાર મૌન રાખી તેમણે એક રૂ. ૧૦૦ ની નોટ કાઢીને અમને આપવા માંડી. આ ન્હાની મુલાકાતથી અમને જે બલ જે સાંત્વન જે શાન્તિ મળ્યાં તે મ્હોટા મ્હોટાઓનાં ભાષણોથી કે તેમના વિવેકાચારોથી મળ્યાં નહોતાં. પ્રસંગ ન્હાનો છે પણ તે, જેને અમે અત્યંત માનથી જોઇએ છીએ, તેની મહત્તા દર્શાવે છે.

બીજો એટલો જ વિરલ પ્રસંગ તેમનાં પ્રિય પુત્રી સ્વ૦ હૃદયબ્હેનનાં અવસાન કાલે બનેલો. સૌ. હૃદય બ્હેન માત્ર બે રાત ભાવનગરમાં ગાળી શકેલાં; પણ તેઓ ટ્રેનમાંથી ઉતર્યા ત્યારે જ તે ઘણું જીવશે નહીં એમ અમને તો લાગ્યું જ હતું. આવ્યાં ત્યારે દરદની વેદના તેમનાથી સહન નહોતી થતી એટલે એ ઘણાં અસ્વસ્થ હતાં. પણ બાપુજીએ તેમની સારવાર પોતાના હાથમાં લીધી ત્યારપછીથી તે છેક તેમના અવસાન સુધી તેઓ પીડાતાં હતાં છતાં ખૂબ શાન્ત બની ગયાં હતાં. અવસાન તરતનું થયું હોય અને જનારની ગેરહાજરી ઘરના ખૂણેખૂણામાં દેખાતી હોય એ દશા ઘણી વિષમ છે. એવે કાલે હું હાજર હતો. એકાદ તેમની જ્ઞાતિના ગૃહસ્થ ખરખરે આવ્યા તેમને બાપુજીએ તરત જ વિદાય કરી દીધા. પણ ત્યારપછી તેમનું કોમળ હૃદય વધારે સહન કરી ન શક્યું. તેમણે કહ્યું: " ખરેખર મ્હેં એ દીકરીને ' હૃદય ' નામ આપ્યું હતું અને તે મ્હારૂં હૃદય જ હતી. એ ગઇ તેની સાથે મ્હારૂં હૃદય જ લઈ ગયેલ છે." અને તે પછી તેઓ ન્હાનાં બાલકની જેમ રડયા. મ્હેં તેમને ઘણાં દુઃખદ પ્રસંગોમાં જોયા છે પણ આ પ્રમાણે રડતા મ્હેં પ્રથમ જ જોયેલા.

પણ તેમનું હૃદય જ નહીં, તેમનું આખું જીવન ન્હાના બાલકના જેવું સુકુમારતાના ભાવોથી ભરેલું હતું અને છેક સુધી તેવું જ રહેલું; અને તેમણે ' વસન્તવિજય ' કે એવાં અપ્રતિમ કાવ્યો ન લખ્યાં હોત તોપણ એમના સ્વભાવની આ વિલક્ષણતાને લીધે હું તેમને મ્હોટા કવિ ગણત જ કરત; એટલી બધી વિરલ એ એમની શક્તિ મને લાગે છે.

એક વાર અમે તેમની સાથે ખોડીયાર ગયેલા. હું ' જયા જયન્તની " એક ગઝલ ગાતો તે ઉપરથી તેમણે " શરદ પૂનમની રઢીયાળી સદા મને સાંભરે આપણી રાત સખી" એ મનોહર ગીત શરદપૂનમની રાતે બે વાગે ખોડીયારમાં લખીને મ્હારી પાસે ગવરાવ્યું હતું. અમારી સાથે મિત્રમંડળ બહોળું અને રસિક હતું. શ્રી મગનલાલ કોઠારી ભાવનગરના અગ્રણી ગાનાર, યુવાન વયે થોડાં જ સુન્દર કાવ્યો લખી વિદેહ થનાર જૂનાગઢના કવિ ગિરધર, સંગીતના કાનરસિયા શેઠ ગિરધર વ્હોરા અને મ્હારા મિત્ર જયંતકુમાર એટલા સાથે હતા. બાપુજીને ખાવા ખવરાવવાનો ઘણો જ શોખ હતો અને ખૂબ સુન્દર ભોજનની બધી તૈયારીઓ ભાવનગરથી સાથે લીધેલી. રાતના ભોજન પછી આશરે અગીયાર બાર વાગે અમે સહુ ધરામાં ન્હાવા પડયા. તે વખતે બાપુજી ભાવનગરથી કુમ્મરનો વધારે પહેલ પાડેલો કાચનો કકડો સાથે લેતા આવ્યા હતા. અને પાણીમાં તદ્દન ચત્તા તરવાની મુશ્કેલ

કલા જે તેમને સાધ્ય હતી તે રીતે તરતાં તરતાં તેમણે કેટલાય વખત સુધી એ પહેલમાંથી ચન્દ્રને જોયા જ કરેલો. અને ખોડીયારની આસપાસની ટેકરીઓ જોઇને તેઓ શેલીનું Lines written among the Euganean Hills નામનું મોટું કાવ્ય આખું બોલી ગયેલા.. આવા અનેક અનુભવો મ્હને થયેલા. કુદરતનાં વિરલ દૃશ્યો જોતાં તેમને તેમનાં પ્રિય કાવ્યો યાદ આવ્યા વિના રહેતાં જ નહીં. અને તેઓ આ રીતે જે કાવ્યો બોલતા તેમાંનો મોટો ભાગ વર્ડ્ઝવર્થનાં કાવ્યોનો હતો. એ કવિ તરફ તેમનો ઘણો પક્ષપાત હતો.

આવા ઘણા અનુભવો ઉપરથી મેં જોયેલું કે તેમની સ્મરણશક્તિ ઘણી જ ઉત્તમ હતી. અને એક વાર એક ભાષણની અંદર કાઉપરના Taskમાંથી કેટલીક પંક્તિઓ બોલ્યા પછી તેમણે કહેલું કે શાળાના અભ્યાસ વખતે વાંચેલી લીટીઓ ત્યાર પછી છેક તે દિવસે જ યાદ કરવાનો પ્રસંગ આવેલો.

હું જેટલો વખત ભાવનગર રહેતો તેટલા વખત સુધી મ્હારૂં એક કર્તવ્ય બાપુજી માટે લાયબ્રેરીમાંથી પુસ્તકો શોધી લાવવાનું હતું. અને એ વ્યવસાયને અંગે તેમના કેટલાક અભિપ્રાયો મ્હને જાણવા મળતા. બાપુજીની હાસ્યની શક્તિ બહુ સરસ હતી અને તેમની રમૂજોનાં ગણતાં પાર ન આવે તેટલાં દૃષ્ટાંતો છે. પણ હાસ્યરસ માટે તેમનો મત મેં જાણેલો. તેમને જેરોમ કે. જેરોમ અને એવાના હાસ્યલેખો ગમતા નહીં. તેઓ કહેતા કે ડીકન્સ ભલે જૂનો ને જાણીતો થયેલ હોય પણ હાસ્યરસ તો તેનો જ સુન્દર છે. આધુનિક ગ્રંથકારોમાં હાસ્યની સુન્દર શક્તિ હાર્ડીમાં દેખાય છે. હાર્ડીનો હાસ્યરસ તો તેમને એટલો પસંદ હતો કે તેમણે અહીંના એક હાસ્યાસ્પદ માણસને 'પુઅર ગ્રાસ' નું અભિધાન આપેલું. 'ફાર ફ્રોમ ધ મૅડિંગ ક્રાઉડ'માંનો પુઅર ગ્રાસ અને 'અંડર ધ ગ્રીન્વૂડ ટ્રી'માંનો ટૉમસ લીફ એ બે પાત્રોને તેઓ વારંવાર યાદ કરતા અને જ્યારે જ્યારે યાદ કરતા ત્યારે ત્યારે તેઓ ખૂબ હસતા.

તેમનું સ્થાયી વલણ classical ગ્રંથકારો તરફ વધારે હતું. અને અંગ્રેજ ગ્રંથકારો કરતાં યૂરોપીયન ગ્રંથકારો વાંચવાની તેઓ હમેશાં આગ્રહપૂર્વક ભલામણ કરતા. રશીયન લેખકો તેમને ખૂબ પસંદ હતા. તેમના પ્રિય ગ્રંથકારોમાંથી મ્હેં શા. બ્રોન્ટીનાં તેમને ખૂબ વખાણ કરતા જોયા છે. ટી. હૉલ કેન તેમનો માનીતો લેખક નહીં છતાં 'માસ્ટર ઑફ મેન' વાંચીને તેમણે કહેલું કે ટોલ્સટોયનાં 'રીસરેકશન'નો અને એ પુસ્તકનો મુદ્દો એક જ છતાં 'રીસરેકશન' કરતાં 'માસ્ટર ઑફ મેન'નું વિધાન વધારે ઇચ્છવાયોગ્ય અને સારૂં હતું.

વાઇલ્ડનું 'પિક્ચર ઑફ ડોરીયન ગ્રે' તેમણે વાંચીને ફેંકી દીધું હતું. અને તેના ખુલાસામાં તેમણે કહ્યું હતું કે જેમ કોઇક વિષયી બાળા તરફ માણસ પ્રથમ તો મોહિત થાય છે પણ નિકટ પરિચય થતાં તેને ઘૃણા ઉપજે છે કારણ કે એવી સ્ત્રીમાં આત્મા હોતો નથી; તે જ પ્રમાણે વાઇલ્ડનાં પુસ્તકો થોડીવાર આકર્ષણ કરી શકે છતાં તે આત્મા વિહીન હોઈ શાશ્વત આનંદ આપી શકે નહીં.

એ મ્હારા અનુભવમાંનાં કેટલાંક લાક્ષણિક સ્મરણો છે. મ્હારે મન એ અમૂલ્ય છે. એ બધાં સ્મરણોની મ્હારા આખા જીવન ઉપર જે પ્રબળ અસર થયેલી છે તે આ જન્મે તો ભૂલાય તેવી છે જ નહીં.

જિતુ

# મણિભાઈનાં સંસ્મરણો

[ સર પ્રભાશંકર પટણીએ લખાવેલાં ]

સદ્‌ગત મણિભાઇએ પહેલાં ચાર ધોરણોનો અભ્યાસ મોરબીમાં પોપટ ગોવિંદરામને ઘેર રહી કરેલો ત્યાં મને તેમનો પહેલો પરિચય થયો. તે પછી રાજકોટમાં તેઓ ભણતા ત્યારે પણ એક જ હાઇસ્કૂલમાં ભેગા હતા. અમે બન્ને એક જ ધોરણમાં નહિ પણ હું તેમની કંઈક આગળ હઇશ એમ સ્મરણ છે.

આ વખતના સ્મરણો બહુ સ્પષ્ટ નથી. પણ એટલું યાદ છે કે રાજકોટમાં મણિભાઇ હાથે રાંધતા. તે સમયે પણ કવિતાઓ કરતા. એમની એક વિચિત્ર ટેવ પણ યાદ છે. તેઓ ગમે ત્યાં ગમે ત્યારે ઊંઘી જઇ શકતા. બેઠાં બેઠાં પણ ઊંઘી જતા. સ્વભાવમાં તે વખતે પણ વેગ ઘણો હતો એમ અત્યારે સમજાય છે.

તે પછી ગોકળદાસ તેજપાળ બોર્ડિંગમાં અમે બે વરસ સાથે રહેલા. તે વખતે બોર્ડિંગમાં અમે ત્રણ પ્રશ્નોરા હતાઃ હું, મણિભાઇ, અને મોરબીના હરીલાલ ઝીણાભાઈ– અને ત્રણેય સાથે જુદું રાંધી ખાતા. મને રાંધતાં ન આવડે–એક વાર તો ચોમાસામાં માડો થવાથી ગીડાઇને મેં ચૂલો ખોદી નાંખેલો–એટલે રાંધવાનું મણિભાઇ અને હરીલાલ કરતા. મણિભાઇને રાંધતાં સરસ આવડતું.

હું મેડિકલ કૉલેજમાં ભણતો અને મણિભાઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ભણતા. બન્નેના ષયો જુદા એટલે તેમના અભ્યાસ વિશે હું ખાસ જાણતો નહિ. પણ સામાન્ય રીતે કરાઓમાં જે આળસ રહેલી છે તે મને તેમનામાં પણ જણાતી. વાંચવામાં કે અભ્યાસ રવામાં તેઓ નિયમિત નહોતા. પણ જ્યારે વૃત્તિમાં વેગ આવે ત્યારે ઘણું વાંચી નાખતા. ાંચવામાં ઘણું ઉતાવળું વાંચતા અને લાલ લીટીથી પુસ્તકમાં નિશાની કરતા એમ યાદ છે. મનું શરીર સ્વાભાવિક રીતે સારું હતું પણ તેઓ કદી કસરત કરતા નહિ તેમ રમતોમાં ણ ભળતા નહિ.

અહીં પણ તેઓ કવિતાઓ કરતા. સ્વભાવ ઘણો જ લાગણીપ્રધાન અને વેગવાળોઃ ાર્ની સાથે ઘડીમાં લડી પડે એવો, પણ લડી લીધા પછી તેનું ઝેર મનમાં ન રહે, એવો સરલ પણ ખરો. એક વાર અમારે બન્નેને બોર્ડિંગના કોઠારી સાથે લડાઇ થઇ હતી ં યાદ છે.

મારી તબીયત બગડવાથી હું અભ્યાસ પડતો મૂકી બોર્ડિંગ છોડી ગયો. ત્યારથી આ સંબંધ બંધ થયો. વચમાં તેઓ વડોદરા કલાભુવનમાં હતા ત્યારે એકાદ દિવસ તેમની સાથે ળવા હું તેમને ઘેર ઉતરેલો. પણ ત્યાં અમે બન્ને લડી પડેલા અને એ લડાઇ એવી ખત હતી કે તે પછી દસેક વરસ અમારી વચ્ચે પત્રવ્યવહાર સુદ્ધાં નહોતો રહ્યો અને જાણે અમારે ઓળખાણ જ ન હોય એમ ચાલેલું.

તે પછી અમારે પત્રથી ઓચિંતો સંબંધ શરૂ થયો. તે પત્રની તારીખ મને યાદ છે. રણ કે કોઇ અકસ્માતથી અમે બન્નેએ એક જ તારીખે એકબીજાને કાગળો લખ્યા હતા.

મેં ભાવનગરથી તા. ૨૬ મી એપ્રિલે તેમના પર વડોદરા કાગળ લખ્યો કે ભાવનગરમાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગા ખાલી છે અને તે જ દિવસે તેમણે મુંબઇથી નોકરીની બાબત મારા પર પત્ર લખ્યો. તે વખતે તેઓ વડોદરાથી કંટાળેલા હતા.

તે પછી તેઓ ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની જગાએ ભાવનગર આવ્યા. આવ્યા ત્યારે ક્રિશ્ચન ધર્મ તરફ વલણ હતું ખરૂં પણ આવ્યા પછી વેગ વધ્યો. ક્રિશ્ચન ધર્મ વિશે વાતો કરવા તેઓ ભાવનગરના એક વખતના ઍડમિનિસ્ટ્રેટર પર્સિવલ સાહેબ જે તે વખતે સ્ટેટના મેમાન હતા તેને મળવા જતા. ઇ. સ. ૧૯૦૦ના વરસમાં તેમણે જાહેર રીતે ક્રિશ્ચન ધર્મ સ્વીકાર્યો. ધાર્મિક વૃત્તિવાળા મહારાજા સાહેબને કાને આ વાત આવી અને તે તેમને રૂચ્યું નહિ. હું તે વખતે મહારાજા સાહેબનો પ્રાઇવેટ સેક્રેટરી હતો. મહારાજા વારંવાર આ વિશે વાત કરતા. તેથી મેં મણિભાઇને ચિટ્ઠી મોકલી કે ક્રિશ્ચન ધર્મ અને આ કેળવણી ખાતાની નોકરી બન્ને સાથે રહી શકશે નહિ. મણિભાઇએ જવાબમાં તરત જ રાજીનામું મોકલી આપ્યું. ઘણું સમજાવ્યા છતાં તે તેમણે પાછું ખેંચી લીધું નહિ. આ પ્રસંગ પછી જ તેમને મહારાજા સાહેબને વારંવાર મળવાનું થયું. અને તેથી મહારાજાના મન પર પણ મણિભાઇની શક્તિ નિખાલસતા શુદ્ધ હૃદયની ઘણી સારી છાપ પડી. મહારાજા અને મણિભાઇના બીજા સ્નેહી તથા હિતસ્વીઓને એમ જ લાગ્યું કે તેમને નોકરી છોડી જવા દેવા એ જ તે વખતને માટે યોગ્ય હતું.

મણિભાઇ તે પછી ઘણી જ મુશ્કેલીઓમાં આવી પડ્યા. મને મળ્યા. તેમના મનનો વેગ તે વખતે કંઇક ઘટ્યો હતો એમ મને લાગ્યું. મહારાજા સાહેબ સમજશે માટે તેમને મળીને ખુલાસો કરવા મેં મણિભાઇને આગ્રહ કર્યો. તેઓ મળ્યા અને ફરી નોકરીમાં રહ્યા. મહારાજા સાહેબને આ મુલાકાતોમાં મણિભાઇ માટે ઘણી સારી છાપ પડી અને સારો સંબંધ બંધાયો જે અંત સુધી એવો ને એવો રહ્યો.

તે પછી ભાવનગરની લાંબી નોકરી દરમિયાન મણિભાઇ મારે ત્યાં ઘણીવાર આવતા. તેમને છાશ પીવાનો શોખ હતો અને મારે ત્યાં આવી ઘણીવાર છાશ પીતા.

મહારાજા સાહેબના અવસાન પછી ઍડમિનિસ્ટ્રેશનમાં તે કાઉન્સિલના પ્રેસીડેન્ટના એક સેક્રેટરી તરીકે વાર્ષિક રીપોર્ટ લખવાનું અને બીજું સાક્ષરને યોગ્ય લખાણોનું કામ કરતા.

અમલદાર તરીકે મને તેઓ કંઇક અતડા જણાતા. પોતાના અભિપ્રાયો દર્શાવવામાં તેઓ ઘણા જ નિડર હતા છતાં કંઇક શરમથી જાણે સંકોચાતા હોય એમ મને જણાતું. પોતાના સમાન હોદ્દાના અમલદારોમાં હળતા મળતા મેં તેમને જોયા નથી. ટોળામાં અતડા પડી જતા. પણ તાબાના માણસો સાથે ઘણા માયાળુ હતા અને ખાસ મિત્રોની મંડળીમાં તો તેઓ બહુ જ મળતાવડા હતા.

એક રીતે મતભેદની અસહિષ્ણુતા તેમનામાં હતી. પોતાથી વિરુદ્ધનો અભિપ્રાય તેઓ સહન કરી શકતા નહિ.

તેમનો સ્વભાવ મને અત્યંત વેગીલો જણાયો હતો. જે વૃત્તિમાં આવે તેના વેગમાં તે તણાય અને તેને સંયમમાં રાખી શકે નહિ. સામાન્ય રીતે શિયાળામાં તેમનું મન વધારે વેગવાળું થતું. ગુસ્સે થાય ત્યારે ઉન્માદ જેવું લાગે અને પીગળે ત્યારે બાલકની સરલતાથી

પાગલે. એ સ્વભાવ નાનપણથી હતો અને છેવટ સુધી વધતો ગયો. તેમને રાજ્યખરચમાં રાખવાનું એક કારણ આ પણ હતું.

ઈશ્વરે તેમને અનેક બક્ષિસો આપેલી હતી. તેમની વિદ્વત્તા પ્રભાવશાળી હતી. છતાં જે વાતાવરણમાં તેમને કામ કરવાનું હતું તે તેમની શક્તિઓને પ્રતિકૂળ હતું. મહારાજાનો સમાગમ, પરિચય અને તેમની કૃપા પણ કાવ્ય કે ફિલસૂફી તત્ત્વચિંતનને અનુકૂળ તો ન જ ગણાય.

# થોડાં સંસ્મરણો

મને પણ પાંચ છ દિવસ મણિભાઈની મહેમાનગતિનો લાભ મળેલો છે. એ એક જ પ્રસંગથી મારા પર તેમને વિશે જે છાપ પડી તેને અહીં નોંધવા પ્રયત્ન કરું છું.

મહેમાનગતિથી શરૂ કરું છું તો પહેલાં જમવાની વાત કરું તો ખોટું નહિ. એમને ભર્યે ભાણે જમવાનો શોખ હતો. અથાણાનો પણ શોખ હતો. એક વાર જમતાં જમતાં પોતાના કૉલેજના દિવસોમાં યાદ રાખેલી વર્ડ્ઝવર્થની ચાળીસ સાઠ લીટીઓ બોલી ગયા હતા. હું તરતનો ગ્રેજ્યુએટ હતો તેથી કદાચ મને જોઈને બોલ્યા હશે. તેમની સ્મરણશક્તિ તીવ્ર હતી.

પણ પાછળથી એમના મન્થનમાં તથા જીવનમાં કેટલાંક દુઃખો ખમ્યા બાદ, મેં એમને જોયા ત્યારે, એમનું વિશાળ વાચન ચાલુ હતું છતાં કોઈ પણ પુસ્તક પૂરું કર્યા પછી, એમના ચિત્તે જે એક વિશ્રામસ્થાન શોધી કાઢ્યું હતું ત્યાં જઈ એ વસતા હોય એમ લાગતું. આથી જ કદાચ સાધારણ રીતે એ થોડાબોલા હતા, અને જ્યારે કોઈ વાર કંઈ બોલતા ત્યારે આપણને એમ લાગ્યા વગર નહોતું રહેતું, કે સાધારણ માણસની દુનિયાથી કોઈ જુદી જ દુનિયામાં એ વસે છે.

એમની સૃષ્ટિમાંનું એકલવાયાપણું એમને સાલતું. રાતે ઊંઘમાં એમને નિશ્વાસ નાંખવાની ટેવ હતી; અને જાગી જતા તો બહાર પોતાના ઘરમાં જે અગાસીનો કકડો છે, ત્યાં જઈ આખા આકાશમાં દૃષ્ટિ નાંખી પાછા આવતા.

એમને ફૂલ અત્યંત વહાલાં હતાં. પણ કુદરત તરફનો એમનો શોખ મનુષ્ય તરફની ધૃતરાઈના પરિણામરૂપ નહોતો. કુદરતનાં વૈવિધ્યને એ જોતા ત્યારે તેની વિગતો તરફ એમની દૃષ્ટિ ઓછી જ જતી. કુદરતમાંથી વિગતો વીણી વીણીને જોવા કરતાં, એના કોઈ પ્રધાન અંગ તરફ લક્ષ આપી, પોતે પોતાના મન્થનનું નિરાકરણ જેટલા ઊંડાણથી કર્યું હતું તેટલે ઊંડેથી, એ અંગને નીચવી એને પોતાનું કરી લેતા.

આથી એમની દૃષ્ટિમાં કોઈ વાર પક્ષપાત લાગતો, કોઈ વાર અન્યાય લાગતો. બધાં ઝાડનાં નામોની એમને ખબર નહોતી, અને કદરૂપાં લાગતાં ઝાડ તરફ એમનું દુર્લક્ષ જ

રહેતું. પણ આપણા આ સ્થાવર વિશ્વની ચીજો કરતાં પાણી તરફ એમને ભારે પક્ષપાત હતો. એક વખત તો રા. કરુણાશંકરભાઇ કહે છે કે સ્વ. કાન્ત નહાવા ગયા હતા ત્યાંથી સવારના ચાર વાગ્યે પાછા ફર્યા.

આપણી માતા પૃથ્વીથી જલ કોઈ પરાયું જ તત્ત્વ છે; અને એક જીવન તત્ત્વ તરીકે એનો સ્વીકાર કરીને તેઓ નહાવા પડતા. આથી બીજાઓને જ્યાં ભય લાગે ત્યાં પણ એ નહાતા. એમની પ્રચંડ કાયા કોઈને પણ પૌરુષથી ભરેલી લાગે જ; અને હાલના ક્ષુદ્ર, ક્ષણોપજીવી, સાહિત્યકારો કે સૌંદર્યોપાસકોથી તેઓ એકદમ નિરાળા પડતા. ખરી વસ્તુસ્થિતિનું બિલકુલ ભાન ન હોય, અને કોઈ માણસ જંગબહાદુર થાય, અને જીવન ખોઈ બેસે એને આપણે અવિચારી કહીએ. પણ વસ્તુતાએ એમ છે કે ખરી વસ્તુસ્થિતિ શી છે, એની અજમાયશ ન કરીએ ત્યાં સુધી એ વસ્તુસ્થિતિનું ખરૂં ભાન પણ મનુષ્યને થાય નહિ. આવી જ નિર્ભયતાથી અજાણ્યા નીરમાં એ ઝંપલાવતા.

એમની બોલવાની છટા, એમના ગદ્યનું સમતોલપણું, ભાષાનું ગૌરવ અને ડોલન, એમની ચાલવાની ઢબ, અને એમની તરવાની રીત, એ બધામાં આપણને એક જ પુરુષનું ભાન થતું. આ દૃષ્ટિએ જોતાં એ પોતાનું ભાન ભાગ્યે જ ભૂલતા. આપણા આધુનિક જીવનમાં ગોટાળો વધી ગયો છે. ગોટાળાથી વ્યભિચાર વધે છે, અને સરલતા નાશ પામે છે. સ્વ. કાન્તમાં સ્વભાવથી જ અત્યંત સરલતા હતી. એટલે કે જે આદર્શ પોતાની સમક્ષ રાખી જીવન ગાળવાનો એમણે પહેલેથી નિશ્ચય કરેલો, તેને કદી દૃષ્ટિથી દૂર થવા નહિ દેતા. એ નિશ્ચય બી. એ. ની પરીક્ષામાં પાસ થયા પછી તરત જ એમણે કરેલો. મેં એમને ત્યાં થોડા દિવસો ગાળ્યા હતા, તે દરમીઆન એમણે જર્મન કવિ ગેઈટેનું 'ફાઉસ્ટ' મને વાંચવા આપ્યું હતું. તે ભેટનું પુસ્તક હતું એમ લાગે છે, કારણ તેના પહેલા જ કોરા પૃષ્ટ fly leaf પર એમના એક મિત્રનો કાગળ હતો. તેમાંથી એટલું સ્પષ્ટ થતું હતું કે એમણે સાહિત્ય અને ખાસ કરીને કવિતાની સેવામાં પોતાના જીવનને અર્પણ કરવાનો નિશ્ચય કર્યો હતો, કારણ એમના મિત્રે એમ લખેલું—શબ્દો મને યાદ નથી. " I cannot decide as you have done, but should like to tarry on the outskirts of your domain *for a little while*—"

હું તેમને ત્યાં પાંચ છ દિવસ રહ્યો તે દરમીઆન હંગેરીઅન લેખક મૉરસ યોકાઇનું The yellow rose, અને The Eyes like the Sea વંચાવેલાં. એન્સાઇક્લોપીડીઆ એમણે એ વખતે ખરીદેલી, અને Poetry પરનો નિબંધ પણ મને વંચાવેલો. સંગીત એમને પ્રિય હતું. એ વખતે સંગીત તરફ મને ખાસ પ્રીતિ નહોતી, ગાવાથી આપણા મનમાં નબળાઇ ઘર કરી બેસે છે એવી મારી માન્યતા જોઇને તેઓ થોડી ચર્ચામાં ઉતરેલા. પણ ચર્ચા કરવી એ ખાસ એમને પ્રિય નહોતું. જર્મન ફિલસુફ નીશને મેં પૂરેપૂરો વાંચ્યો હતો, તે તેઓ જાણતા હતા, અને એથી જ–એક પુસ્તક મને વાંચવા આપતાં તેઓ બોલ્યા હતા કે–" પણ નિશના અભ્યાસીને આ રુચશે ખરૂં કે ? " મેં કહ્યું: "એ તો જુની વાત છે–A man grows. "

. લાવનગર નજીક ખોડીયાર માતાનું સ્થાન છે, ત્યાં એક પાણીનું ઝરણું છે, અને એ

ઝરણના પ્રવાહમાં એ જગ્યાએ એટલો ઊંડો ધરો પડ્યો છે કે કોઇ એનો તાગ લાવી શકતું નથી. સ્વ. કાન્ત, એમના પુત્ર ચિ. જયન્ત, એક બે બીજા ભાઇ, તથા હું એટલા ત્યાં ગયેલા. બપોરે ત્યાં એટલું ન્હાએલા કે અમારી ચામડી તડકા ને પાણીની વિરોધી અસરથી કાળી થઇ ગઈ. સ્વ. કાન્ત ત્યાં ન્હાઇને વાડીમાં ગયા, અને અમે બહાર ફરવા ગયા. અમે પાછા ફર્યા ત્યારે એમની–'આપણી રાત' લખેલી તૈયાર હતી.* અમારામાંના એકને ગાતાં આવડતું હતું, એમની પાસે એ ગઝલ ગવરાવી.

અમે ઘેર આવ્યા બાદ કેટલાએક લોકો એમને મળવા આવ્યા. પ્રસંગવશાત્ એમનાં સ્વ. પત્નીની વાત નીકળી. કોઈની ટીકાની પરવા કર્યા વગર આપણા અંતરના મનોભાવ કંઇ પણ sophistication સિવાય બહાર બતાવવા માટે માણસમાં નિર્દોષ વિશાલતાની જરૂર છે. સ્વ. કાન્તે એક છબી લઈ એમનું વર્ણન કરવા માંડ્યું. વેગ રોકી ન શકાય એટલો ઉત્સાહ એમના જીવનની સિદ્ધિનું અને એમની કેટલીક દુનિયાદારીની દૃષ્ટિએ લાગતી નિષ્ફળતાનું કારણ હતું. ખોડીઆર જતાં પણ તેઓ એટલા ઉત્સાહમાં હતા કે એક માણસે મને બાજુ પર લઈ જઇ પૂછ્યું કે–ગાંડા થયા છે કે શું ?

એમના સાધારણ જીવનમાં પણ ઉત્કટ ઉત્સાહ કોઈવાર દેખાતો. જીર્ણ થઇ ગએલા શરીરની માફક જૂના વિચારોને પણ જીવન ફેંકી દે છે, તે વખતે શરીર વગરનો જીવ જેમ ભટક્યા કરે તેમ વિચારશૂન્ય મન હાલી ભટક્યા કરે છે. એવે વખતે માણસ પોતામાં જો ઉત્સાહ હોય, તો જ નવા વિચાર સાથે લગ્ન કરી ફરી પોતાનું જીવન જીવે છે. આવો ઉત્સાહ સંપૂર્ણ શ્રદ્ધામાંથી જ ઉદ્ભવી શકે.

સાધારણ માણસ પોતાનું કૌટુમ્બિક જીવન શ્રદ્ધાની આપલેમાં જ ગાળે છે. શ્રદ્ધામય જીવનને જો આપણે ધાર્મિક કહીએ તો માણસ કુટુમ્બમાં જ–ખાસ કરીને પોતાની સ્ત્રીની સાથે શ્રદ્ધાથી જ રહે છે. આ ધાર્મિક શ્રદ્ધા અને સ્ત્રીપુરુષ વચ્ચેની શ્રદ્ધા–કે વિશ્વાસ એ બે જુદી કોટિનાં છે, પણ જાતે એક છે. લગ્નના વિષય પરના એમના વિચારોમાં આ જાતનો વિશ્વાસ પ્રધાનપણે હતો.

હું અનેક માણસોના સંસર્ગમાં આવ્યો છું. કોઈનું પણ જીવન એમના જેટલું કવિત્વમય મેં જોયું નથી. તેમને મળી આવ્યા પછી મારા એક મિત્રે કહેલું કે "હાડીને જતાં એમ લાગતું હતું કે કોઇ ખરા કવિને મળીને આણે જાઉં છું."

વા.

—※—

* સ્વ. કાન્ત એ વખતે અતિશય ગંભીર લાગતા હતા, અને એમનું મન pre-occupied જણાતું હતું.

# નર્મદા

## એક પ્રેમકથા*

લખનાર

**મણિશંકર રત્નજી ભટ્ટ,**

ભાવનગર.

[ સદ્‌ગત કાન્તે તેમના અંતિમ પ્રવાસમાં ફરતાં આ લેખ કટકે કટકે મોકલેલો. લે ઉતાવળમાં લખાયેલો છે, કદાચ માંદગીમાં લખેલો હશે. કેટલોક ભાગ ગુમ પણ થયો હોય ભાગો વાંચી શકાયા નથી. જેટલા ખંડો મળ્યા છે તે ઉપરથી ખંડોનો ક્રમ સમજી શકાત લેખક પોતે આખા લેખને ફરી વાર સુધારી તેમાં વધારા કરવાના હતા. ( જુઓ કાન્તના છેલ્લો પત્ર ) લેખ તૂટક છે જ અને તેમાંથી કેટલોક અંગત ભાગ પ્રસિદ્ધ કરવા યોગ્ય ન હ કાઢી લીધો છે એટલે વધારે તૂટક લાગશે. છતાં જેવો છે તેવો તેમના પ્રભાવયુક્ત ગદ્યનો સુંદ છે અને એટલો પણ તેમનું માનસ સમજવામાં ઘણો ઉપકારક થાય તેવો છે. આશા છે કે આ 'અપૂર્ણ' લેખ એના લેખકને યોગ્ય શ્રદ્ધા અને આદરથી વાંચશે. —

## અર્પણ પત્ર

**આયુષ્મતી બ્હેન ડોલર,**

ડાક્ટર પોપટ પ્રભુરામ વૈદ્ય એમને ત્યાં

*અનંતવાડી ભુલેશ્વર, મુંબઈ.*

વ્હાલી ડોલર,

તારી બાને તું અતિશય પ્યારી હતી. નિર્માણ એવું હતું, કે એ વત્સલ સુખ તને પૂરાં ત્રણ વરસ પણ ન મળે. જેણે તેની કંઈક ગરજ સારી હોત, તે બ્હેન હૃદયલક્ષ્મી પણ જોતજોતામાં ઉડી ગઇ. છતાં પરમ દયાળુ પ્રભુની પ્રેરણાથી ડાક્તર સાહેબે અને અ. સૌ. બ્હેને તને જરાપણ ઓછું આવવા દીધું નથી. હું એ દંપતીનો હમેશાંને માટે ઋણી છું, અને નર્મદાની આત્મકથામાં તારા નામની સાથે મુબારક નામ જોડી કૃતાર્થ થાઉં છું. પ્રભુ તેમને અને તને અને તારાં સાન ભોજાઇને સલામત તથા સુખી રાખે અને સૌને નિજ બનાવી લ્યે ! તથાસ્તુ !

લિ. તારો બ

મણિ

શકે તેવી ગોઠવણ છે. પણ અત્યંત પાણી છીછરું છે. એ ગામની વચ્ચે તો વરસના ઘણા ભાગમાં સિર્ફ એક ધોરીયા જેટલો પ્રવાહ ચાલે છે. ગામનું પાદર આવતાં પાણી પૃથ્વીમાં લુપ્ત થાય છે. જાણે કે સાવર અને કુંડલાની સેવા અર્થે જ એ નદીનો અવતાર હોય એમ લાગ્યા વગર રહેતું નથી. મૂળ સ્ટેશન માઇલ દૂર છે. પાણી મધુર, સ્વચ્છ અને બલપ્રદ છે. હાલ પણ આરોગ્યવર્દ્ધક સ્થાનોમાં કુંડલાની ગણના છે. ગામમાં એક ગુજરાતી નિશાળ, એક કન્યાશાળા, એક સંસ્કૃત પાઠશાળા, તથા એક મિડલ સ્કૂલ છે. પ્રજામાં પારેખ કુટુંબની પ્રતિષ્ઠા સૌથી વધારે હતી. અને બ્રાહ્મણોમાં પ્રશ્નોરા સર્વોપરિ છે.

+ + + +

અમારી જ્ઞાતિમાં મૂળાણી કુટુંબની જ્યેષ્ઠ શાખાના નિવાસને લીધે ગોરખીનું સ્થાન પ્રથમ ગણાય છે. પણ કુંડલા એ જ કક્ષામાં મુકાય છે. વસ્તુતઃ એ મોરબીના સ્વર્ગવાસી જોશી મારાં નાનાં ફઈ રાધાબાના પતિ પોપટ ગોવિંદરામે કે તેના ભાઇ ચકુ ગોવિંદરામે ફક્ત એક વાર કુંડલામાં તેમણે સિંહનાદ કરેલો તે મને અદ્યાપિ સાંભરે છે. તેમ એ જ કુટુમ્બના પણ અમરેલીનિવાસી બચુભાઈના પિતા અને મારાં ફઇ અમૃતબાના પતિ રઘુનાથજી ભટ્ટે પણ કદાપિ પોતાની પટલાઇ નથી દર્શાવી.* પટલાઇ કુંડલાના મયારામ ભટ્ટે દર્શાવેલી. એ મયારામ ભટ્ટ કલાપીના ગુરુ સ્વર્ગસ્થ વૈદ્યશાસ્ત્રી પ્રભુલાલ પ્રભાશંકરના દાદા થાય. મારાં માતુશ્રી સાંખ્યાયન ગોત્રનાં પુત્રી, તથા મયારામ ભટ્ટનાં પિયરથી સંબંધી હોવાને લીધે, તેને ભાઈ કહેતાં. વૈદ્યરાજ જટાશંકર કેવળરામ એ મયારામ ભટ્ટના જ કુટુમ્બી થાય. એ સૌ સાંખ્યાયન ગોત્રના તથા યજુર્વેદની માધ્યંદિની શાખાના અનુયાયી છે.

+ + + +

કથાકાર અને વૈદ્યની વૃત્તિ હોવાને લીધે પ્રશ્નોરાઓમાં સંસ્કૃત વિદ્વાનોની સંખ્યા બીજી સર્વ જ્ઞાતિઓને મુકાબલે વધારે છે. રાજકોટના મરહુમ શાસ્ત્રી જીવનરામ મહીધર, મોરબીના મહામહોપાધ્યાય શંકરલાલ માહેશ્વર, જૂનાગઢના હરિદત્ત...ગોંડલના કેવળરામ લીલાધર, જામનગરના મહીધર શાસ્ત્રી તથા (છેલી ?) કેશવલાલ, કુંડલાના પ્રભારામ અમરજી, પછેગામના વ્યાકરણાચાર્ય નર્મદાશંકર ઇશ્વરજી, ભાવનગરના મણિશંકર શાસ્ત્રી વગેરે પ્રસિદ્ધ પંડિતો પ્રશ્નોરા હતા. ઉપરાંત જટાશંકર વિઠ્ઠલજી અને પ્રભુરામ વ્યાસ અને ઝંડુ વિઠ્ઠલજી જેવા વૈદ્યો, આદિતરામ જેવા સંગીતશાસ્ત્રીઓ, વ્યાસ જયકૃષ્ણ જીવનરામ, ભટ્ટ જટાશંકર કેવળરામ તથા ભટ્ટ ગૌરીશંકર રતનજી જેવા કથાકારો એ ન્હાની જ્ઞાતિએ સૌરાષ્ટ્રને આપ્યા છે. ભાવનગરના કલ્યાણ ભટ્ટ, લક્ષ્મીરામ ભટ્ટ તથા પુરુષોત્તમ ભટ્ટ પણ સારા વ્યુત્પન્ન અને આલા દરજ્જાના આદમી થઇ ગયા. મરહૂમ ભાઈશંકર ભટ્ટ જતાં એ જૂના નવા જમાનાનો છેલ્લો કુલીન ઉમદા અને સ્નેહશીલ પ્રતિનિધિ ગયો. હાલ રહેલામાં સંસ્કૃત જાણનારા પ્રમાણમાં ઓછા અને ઉતરતા છે. ત્યાં નારાયણસરવાળા મૂળશંકર શાસ્ત્રી, ઝંડુ ફાર્મસીવાળા દુર્ગાશંકર શાસ્ત્રી વગેરે સારા વ્યુત્પન્ન છે.

મારું પોતાનું સૌથી વધારે આકર્ષણ પ્રભુલાલ શાસ્ત્રીના જ્યેષ્ઠ ભાઇ ઉમીયાશંકરે કાદંબરીની વાતો કરીને કરેલું. એ ઉમીયાશંકર અમરેલીમાં દયારામ ભટ્ટની પૌત્રીને પરણ્યા

* 'દર્શાવી' શબ્દ ઉમીને 'ના ખાસ ઉપયોગ' લખ્યું છે.

તે આચરાથી, અને કેવલ આચરાથી, બેટીએ છીએ
અને જ્યાં અમે સિદ્ધ કરી શકતા નથી, ત્યાં માનીએ છીએ."

ટેનિસન

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः।
कालेनावरणात्ययात्परिणतं यत्स्नेहसारे स्थितं
भद्रं प्रेम सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते॥

\+ + +

इयं गेहे लक्ष्मीरियममृतवर्तिर्नयनयो
रसौ अस्याः स्पर्शो वपुषि बहुलश्चन्दनरसः

\+ + +

किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः

भवभूति

"જે સુખદુઃખમાં સમાન છે, જે બધી સ્થિતિમાં અનુગુણ છે, જ્યાં હૃદયનો વિશ્રામ, જેમાં વૃદ્ધાવસ્થાથી રસ કમી થતો નથી, વખત જતાં આવરણો દૂર થઇને જે સ્નેહસાર ની જાય છે, તે ભદ્ર પ્રેમ એક જ સુમાનુષને કોણુજાણે કેમ પ્રાપ્ત થાય છે."

ઉત્તરરામચરિત, ભવભૂતિ

"ઘરમાં આ લક્ષ્મી છે, આંખમાં અમૃતની વાટ છે, શરીર પર આ તેનો રસ ઘટ દનરસ સરખો છે.

તેનું શું પ્રિય નથી? + + + હા !—જો પણ વિરહ તો અસહ્ય જ છે."

ઉત્તરરામચરિત, ભવભૂતિ

"આકાશે એની એ તારાઃ
એની એ જ્યોત્સ્નાની ધારાઃ
તરુણ નિશા એની એ
દારા ક્યાં છે એની એ?"
શું એ હાવાં નહિ જોવાની?
આંખડલી એ નહિ લ્હોવાની?
ત્યાંએ ત્યારે શું રોવાની?
દારા એની એ?

\+ +

છે જ્યાં છે સ્વામીની તારા
સ્વર્ગોની જ્યોત્સ્નાની ધારા
નહિ જ નિશા જ્યાં આવે
દારા છે ત્યાં એની એ.
છે એ ત્યારે ત્યાં જોવાની
આંખડલી એ ત્યાં લ્હોવાની
સ્વામી સાથે નહિ રોવાની
દારા એની એ.

# નર્મદા

## પ્રકરણ ૧ લું

### પ્રથમ દર્શન



દૈવે દીધી દયા કરી કેવી મને
અહા મૂર્તિ મનોહર માશુકની
નવરંગ પ્રફુલ્લ ગુલાબ સમી મૃદુ
મૂર્તિ મનોહર માશુકની!

નયને કંઈ નૂર નવું ચલકે
વદને નવી વત્સલતા ઝલકે
સખિ! એક જ તું ગમતી ખલકે
મને, મૂર્તિ મનોહર માશુકની!

શિરકેશ સુકોમલ સોહી રહ્યા
સ્મિત જોઈને તારક મોહી રહ્યા
કામધેનુ શી બાલક દોહી રહ્યા
તને; મૂર્તિ મનોહર માશુકની!

હૃદયે શુભ ઉજ્જ્વલ ભાવ ભરો
પ્રણયામૃતની પ્રિય ધાર ધરો
સહચાર મહીં ભવપાર તરો
સખિ! મૂર્તિ મનોહર માશુકની.

જે નર્મદાની પ્રેમકથા લખવાની શરૂઆત થાય છે, તેની પૂરી પિછાન માટે એક બીજી પણ સ્વર્ગસ્થ નર્મદા સંબંધી થોડું કહેવું આવશ્યક છે. એ નર્મદા તે કુંડલાના સ્વર્ગવાસી વૈદ્ય જટાશંકર કેવળરામની મોટી દીકરી અને મારી પહેલી પત્ની. અમારા કુટુમ્બને નર્મદા પાસે સારૂં લ્હેણું દેખાય છે. મારા સ્વર્ગવાસી માધવજીભાઈનાં પત્ની અને જૂનાગઢના પ્રો. હરિલાલ ભટ્ટનાં માતુઃશ્રીનું નામ પણ નર્મદા છે અને તે એક વિરલ સ્નેહની મૂર્તિ સરખાં છે. બીજી નર્મદા શરીરે તથા પ્રાણમાં મસ્ત અને આલા દરજ્જે તન્દુરસ્ત હતી, પાણીની મોટી હેલ ઉપાડી રમતી રમતી ચાલતી, અને શુદ્ધ ગૌરવર્ણની હતી. ઘરનાં તેને 'નદી' કહીને બોલાવતાં. ન્હાની નર્મદાની માફક તે શરમાળ અને ભીરુ નહોતી. તે તો માતા અને ભાભીને ગમે તે સમજાવી સ્વચ્છંદ પણ શુદ્ધ નિયમભંગો નિર્ભયતાથી કરતી............ પ્રાણલાલને ન્હાનો મૂકી તે સ્વર્ગવાસી થઇ એટલે તરુણ હોવાથી બીજીવાર લગ્ન કરવાની મને ઇચ્છા થયા વગર રહી નહીં.

\+ \+ \+ \+

મોટાભાઇ ઉપર એક સબંધીનો કાગળ આવ્યો, કે જામનગરના માસ્તર *શંકરલાલ જેઠાભાઇ પોતાની બીજી દીકરી મારી સાથે વરાવવા તત્પર છે. કુંડલાના વિવાહેમાં એ માસ્તર સાહેબ પણ હાજર હતા. એ વખતે તે જામનગરની કન્યાશાળાના મહેતાજી અને ઘણા લોકપ્રિય હતા. જાનની અંદર તે સુરાંગ ગાડામાં પોતાના કુટુમ્બ સાથે મુસાફરી કરતા, કન્યાશાળાના નોકરને સાથે ફેરવતા અને રાજ્યોગ કરતા.

ભાઇ બળવંતરાય કલ્યાણરાય ઠાકોરની સાથે[1] થોડા દિવસ રાજકોટ રહીને હું જામનગર જવા ઉપડયો. ત્યાંથી ખંભાળિયે જવાનું હતું. ઈ. સ. ૧૮૯૧ નો ડીસેમ્બર ચાલતો હતો. શાળાનું મકાન વિશાળ, બે માળનું અને ઘણા ખંડવાળું હતું. તમામ ઉપર આલીશાન અગાસી હતી. બીજા માળ ઉપર અગાસીને લગતું એક સુન્દર અને સ્વચ્છ દિવાનખાનું હતું. ત્યાં નવા મહેમાનનો ઉતારો થયો.

પહોંચ્યા ત્યારે શાળા ચાલતી હતી. ... ...

\+ \+ \+ \+

વિવાહ થયો. લગ્ન ઉન્હાળામાં કરવાનું ઠર્યું.

મારા પહેલા શિક્ષક, મોટાભાઈ, અને કુટુમ્બના સૌથી બાહોશ આદમી માધવજીભાઇ હતા. એ વખતે તે સોમનાથ પાટણમાં મહેતાજી હતા; અને હું વડોદરાના કલાભવનમાં ટ્રેનિંગ કૉલેજનો હેડમાસ્તર હતો. જાન પાટણથી સાબદી થઇ. મિત્રોમાંથી ભાઇ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર અને સદ્‌ગત ડૉ. લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ[2] સાથે હતા. ખંભાળીઆમાં કૉલેરા ચાલતો હોવાથી લગનચોરી ઝટ આટોપી નવવધૂને સાથે લઇ જાન જામજોધપુર તરફ પાછી વળી. માર્ગમાં મારા ન્હાના ભત્રીજા કલ્યાણરાય ગૌરીશંકરને કૉલેરા થયો. અને અમારી સૌની રૂબરૂ થોડા કલાકમાં એ બાલક સ્વર્ગવાસી થયો. નવી વહુનાં પગલાં પર ટીકાઓ થઇ હશે. ભાઇ બળવંતરાયે એ વખતે નર્મદાની પાસે રહીને જે આશ્વાસન આપેલું, એ તે વારંવાર કૃતજ્ઞતાથી યાદ કરતી.

જાન પાટણ આવી; અને ત્યાંથી અમે સૌ વડોદરે ગયાં.

\+ \+ \+ \+

---

* શંકર કૃત પદ્માખ્યાનના કર્તા. એ ચુસ્ત વૈષ્ણવ અને જૂની ઢબના કવિ હતા.

૧ આ રાજકોટ નિવાસનું સવિસ્તર વર્ણન પ્રો. ઠાકોરે તેમના "મણિભાઇની કવિતા વિષે કેટલીક અંગત માહીતી" વ્યાખ્યાનમાં આપેલું છે. જુઓ યુગધર્મ પુ. ૪ પૃ. ૨૦૫.

૨ આ ગ્રહસ્થ ઉપરના કાન્તના પત્રો 'વીણા'ના ઉક્ત અંકમાં પ્રગટ થયા છે.

# મણિશંકર રત્નજી ભટ્ટ



કાન્તના તખલ્લુસથી વિરલ ગુજરાતી કવિતાઓ લખનાર મણિશંકર રત્નજી ભટ્ટનો જન્મ વિક્રમ સંવત ૧૯૨૪ના કાર્તક વદી આઠમને રોજ પ્રાતઃકાલમાં ચાવંડ ગામમાં થયો હતો. તેના પિતાનું નામ રત્નજી અને માતાનું નામ મોતી. ઈશ્વરકૃપાથી લગભગ સો વરસ સુધી પહોંચેલાં મોતીબા અદ્યાપિ હયાત છે. મણિશંકર અગિયાર વરસનો થયો, ત્યાં તેના પિતાના શરીર પડવા તથા દામોદર કુંડ પર અગ્નિદાહ થવાના સમાચાર આવ્યા. જિંદગીમાં આ પહેલો ઘા.

\+ + + +

પૂર્વજો અમરેલીથી ઉતરીને લાઠી નિવાસ કરતા. ત્યાં સતી અમરબાઈની દેરી કોઇક કાળે હતી, તે વખત જતાં લુપ્ત થઇ છે, પણ એ સતીના હાથની પ્રતિષ્ઠા અદ્યાપિ પ્રસિદ્ધ ડાક્ટર શંકરલાલ કુંવરજી વૈદ્યના મોટાભાઈ, અને "પીયૂષ" ના તખલ્લુસથી પ્રાસાદિક કવિતા લખનાર ભાઈ અમૃતલાલના ઘરમાં છે. નવ પરિણીત જોડાંનો સતીનાં પાવન દર્શન કરવાનો અદ્યાપિ પ્રથમ ધર્મ ગણાય છે. માતૃકુળમાં પણ મોતીબાનાં પિતામહી સતી થયેલાં. બન્ને કુળ આ પ્રમાણે સ્ત્રીગૌરવથી ઉજ્જ્વલ છે.

ચાવંડ ગામ સુમારે ૧૮૦૦ ની વસ્તીવાળું અને સુન્દર છે. ગામ વચ્ચે એક ટેકરી છે અને તે પર ચામુંડા માતાનું મંદિર છે. મંદિર નીચે પૂર્વ તરફ આહિરો વસે છે. ટેકરી ઉતરતાં એક બાજુ ખૂણામાં મુકુન્દ ભટ્ટના પુત્રોનાં મકાનો તથા કુંવરજીભાઇનો 'બંગલો' છે. બહાર નીકળતાં ગણપતિ અને તેનો ઓટો આવે છે, જરાક આગળ ચાલતાં ચોરો છે, અને ત્યાંથી મુખ્ય બજાર શરૂ થાય છે. ગામમાં સારા સારા વેપારીઓ, સોનીઓ, સુતારો, દરજીઓ, મોચીઓ ઘાંચીઓ તથા બીજા કુશળ કારીગરો છે. બ્રાહ્મણો મોટે ભાગે ઉદીચ્ય અને અશરાફ છે. ખેડુતો ઉદ્યોગી છે. 'બાર્બરો' પણ હુશીયાર છે.

માતાની ટેકરી પરથી પાંચેક માઇલ સર્વ દિશામાં દેખાય છે. એક તરફ 'ઠોઠ' નામે લગભગ ઉદ્ભિજ્જહીન ડુંગર છે. ચારણ સતી જાનકીબાઇની દેરીએ જતાં એ 'ઠોઠ' માર્ગમાં આવે છે. પણ બીજી બધી બાજુ તરફ રળિયામણાં દશ્યો છે. એક ન્હાની નદી, ઘણા સરસ કુવાઓ તથા વાવો છે. પાણી નિર્મલ અને બલપ્રદ છે. આસપાસ બાવળો, પીપળા, લીમડા, વડ વગેરે મોટાં અને રમણીય ઝાડ ઘણાં છે. બજાર પૂરી થતાં ભાવનગરથી રાજકોટ જતી જૂની સડક છે. સડક પાસે નદી સર્પાકારે ચાલે છે. રેતી નિર્મલ છે, અને સાંઝે ફરવા જવાનું એક આલાસ્થાન છે. નદી પાસે પીયાવો છે. તેમાંથી તમામ વસ્તી-પાસેની-પાણી ભરે છે. નિશાળ પહેલાં ચોરામાં બેસતી. હાલ તો દરબાર ઉતારાઓ અને તાકીસોની પાસે એક ખાસ મકાનમાં બેસે છે. નિશાળને લગતી પોસ્ટ ઑફીસ છે, અને મહેતાજી તે કામ કરે છે. કેટલાક કુવા ઘણા ઊંડા અને નિર્મળ તથા તરવાને કાબિલ છે. + + +

સૂવાનું તો કોણ જાણે ક્યારથી ' મોટાકાકા ' ની સાથે તેના મોટા ઢોલીયામાં થતું. રાત્રે પાણીનો એક મોટો લોટો ઢોલીયા નીચે મુકાતો. કારણ કે રતનજી ભટ્ટ ખૂબ પાણી પીતા.

પાંચ વરસનો થયો હઇશ તેની પણ પહેલાં નીચેનો ગીતામાહાત્મ્યનો સરહસ્ય શ્લોક પિતાએ શીખવ્યો હતો.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम्।
यत्कृपातमहं वन्दे परमानन्दमाधवम् ॥

પણ સંસ્કૃત શુદ્ધ શ્લોકો અનાયાસે આવડવાના બીજા સંયોગ હતા. સ્હવારના ચાર વાગતાં મોટાકાકા,[1] છકાકા[2] અને ન્હાનાકાકા[3], મારા દાદા અને પ્રાસાદિક કવિ તથા દયાળુ અને પ્રખ્યાત શ્રી મુકુન્દ ભટ્ટનાં રચેલાં ભજનો ગાવા લાગતા અને પછી સંસ્કૃત શ્લોકો પણ ગવાતા. ન્હાનાકાકા સંસ્કૃત ભણેલા નહીં પણ છકાકા બોલતા તે હજી સ્પષ્ટ છે.

કાં તો

ध्येयं सदा परिभव धि मभीष्टदोहं (?)।
तीर्थास्पदं शिवविरंचि नतं शरण्यम् ॥
भृत्यार्तिहन्प्रणतपालभवाब्धिपोतं।
वन्दे महापुरुष ते चरणारविन्दम्॥

અથવા ભીષ્મસ્તુતિમાંથી

इतिमतिरुपकल्पिता वितृष्णा।
भगवति सात्वतपुंगवे विभूम्नि॥

અથવા

अक्षण्वतां फलमिदं न परं विधेमः।
वक्त्रं व्रजेश सुतयो रनुवेणु जुष्टं (?)॥

અથવા દાદાનાં પદ

ભજને ગોવિંદા અબ મન ભજ ગોવિન્દા
જેણે કરી મટે ભવના ફંદા—અબ મન

કે

ઘનશ્યામ ગિરધર રે નિરધનિયાનું નાણું
અખુટ ધન સંચું રે બીજું નજરે નાણું
ખરચ્યું ન ખુટે, ચોર ન લૂટે નાવે ખજને ખોટ
જ્ઞાન ગુજરીમાં આડત અમારી લાવોને પ્રેમની પોઠ
વિવેક વસાણું રે:—

એવાં કૈં કૈં પદો શુદ્ધ ઉચ્ચારમાં સંભળાતાં. હું જાગી જતો ત્યારે સાંભળતો અને યાદ થઇ જતાં.

---

૧ રતનજી, ૨ જવરાંકર, ૩ કાનજી.

ન્હાનાકાકા બહુ જ માયાળુ હતા. રાત્રે મજલિસોમાં તબલાં બજાવતા અને સારૂં ગાતા.

ત્રેણ ઘરમાં એક રસોઇની ઓરડી હતી. પછી દેવસ્થાન. એક બાજુ એક સુન્દર કોકલો મારાં બાનો બનાવેલો—અને તેની પાસે પટારો રહેતો. એક મેડો પણ હતો, જે પર જઇને હું બેસતો. તથા મોટાભાઇ ક્યાંકથી બિલોરના વાઇનગ્લાસ લાવ્યા હશે તે અને બીજો કાચનો ખજાનો જોઈ હેરત થતો. મેડા પરથી પાછળ ચોકમાં દૃષ્ટિ પડતી.

બાજરાની પાકી ન્હાની બાટી ન્હાનપણમાં બહુ ભાવતી. બા હમેશાં ગરમાગરમ બનાવી આપતાં.

ભેંસ અને એક બે ગાયનું દૂઝાણું રહેતું. પશુઓ માટે અમારા ભાગમાં એક ખાસ "કોઢ" હતી.

કોઢ પહેલાં ન્હાનાકાકાનું બીજું મકાન આવતું. ઓટલા ઉપર ઘણાં વરસ સુધી એક સરગતું ઝાડ હતું.

બાજુમાં કુંવરજીભાઇનાં વધારેનાં મકાન આવતાં કોઢની સામે કુંવરજીભાઇનો વાડો હતો અને ઉપર જતાં અમારો. વાડામાં હજી તે આંબલી, લીમડો અને મોરગલ છે. એક બાવળ પણ હતો અને હજી છે.

**રત્નજી ભટ્ટ** મારા પિતાના જેવા પ્રતાપી, સરલ, ધવલ અને નિર્મળ પુરુષ મેં ઝિંદગીમાં પછી જોયા નથી. બજારમાંથી આવતાં ખોંખારો મારે કે સર્વ શાન્ત થઇ જતાં. "કુંવરજી!" કહેતાં એ સાહસિક ભાઇને પણ ચૂપ રહેવું પડતું. તે વખતે તે બંગાલામાં રહેતા.

કુંવરજીભાઇ ગૌરીશંકરના કરતાં ધવલ, તેજસ્વી તથા બુદ્ધિમાન હતા. વૈદ્ય તરીકે તેનો અનુભવ વિરલ હતો. ગાવાનો પણ શોખ ખરો. મોટાભાઇ (ગૌરીશંકર) અને તેની વચ્ચે હરીફાઇ ચાલતી. પણ મને તો એ ભાઇ તરફ આદર હતો. વારંવાર ભાભીના બંગલામાં જઇને ઉપર ન્હાની બારી પાસે બેસતો. તેમની એકાદ અકસીર અને સારી દવા મેં હજારોને બતાવી છે, અને તમામને ફાયદો થયો છે.

આ ત્યારે ન્હાનપણનું મારૂં ગામ અને ઠામ અને વાતાવરણ.

\+ + + +

દયાબ્હેનનાં લગનની સાથે સંધ્યા શીખવી જનોઇ દીધી. ગામમાં તે વખતે નિશાળ નહોતી, એટલે માધવજીભાઇ માંગરોળ નિશાળમાં પોતે હેડમાસ્તર હતા ત્યાં મને સાથે લઇ ગયા.

મુસાફરી ગાડાની હતી. અમરેલી, બગસરા, બીલખા, માણેકવાડા, જૂનાગઢ વગેરે ગામ રસ્તામાં આવેલાં, તે સ્પષ્ટ સાંભરે છે.

એક જગ્યાએ પહાડ, પાસે ચાળીશેક કદમ દૂર ભીંત જેવો લાગતો હતો તેને જઇને આંગળી અડાડવા દોડેલો પણ તરત થાકેલો.

માંગરોળ પહોંચ્યા. શહેર બગીચા સુંદર મકાનો બદામનાં ઝાડ રેંટ વગેરેથી મોહિત થયેલો. + + +

નાનપણથી નાજુક હોવાથી મને સોબતીઓ સાથે રમવાની તાકત નહોતી. ભાઇની મહેતાસી પર એક ભાંગેલી આસમાની ચીની રકાબીના ટુકડા પડયા હતા. એ પ્રકાશિત અને ખજાનો રમવા માટે બસ હતો. + + +

શહેરમાં સરકારી નિશાળ નવી અને પહેલી જ ઉઘડતી હોવાથી એ કામ માટે શહેરના દરવાઝાની પાસે જ એક ઊંચી દિવાલવાળો વિશાળ સુંદર બગીચો શ્રી દરબાર તરફથી એનાયત કરવામાં આવ્યો હતો. + + +

ચોથી અને પાંચમી ચોપડી રમતાં રમતાં શીખાઈ. છઠ્ઠી ચોપડી શરૂ થતાં નર્મદાભાભી આવ્યાં અને ભાઈનું સુખી ઘર શરૂ થયું. + + +

'ભાદરવા વદ આજ એકદશમી છશે કરી મ્હેર રે' એ એક પંક્તિ અત્યારે યાદ છે. માધવજીભાઇ ટ્રેનિંગ કોલેજમાં પિંગળ શીખેલા એટલે, અને નિસર્ગથી પ્રાસાદિક કવિ હતા.

નિશાળની લાયબ્રેરીમાં કોઇ પારસીએ તરજુમો કરેલ મોટા પાનાની સચિત્ર 'અરેબીયન નાઇટસ' હતી. હું વાંચતો તથા હેરત થતો. તેમાં "અય કમબખ્ત ઉઠ, કે મારી સમશેરથી તને ઝબેહ કરૂં' એવો એક ચિત્ર નીચે આલેખ હતો તે હજી ભૂલાયો નથી. અને શહેરાઝાદી અને જીન અને પરી અને બોલતી માછલી, સુલેમાન અને કલંદર અને સિંદબાદ વગેરેની અદ્‌ભુત વાતો તથા ખલીફ હારૂન અલ રશીદ.

+ + + +

પ્રાણકુંવર બ્હેનનાં લગ્ન હું ઘણોજ ન્હાનો હોઇશ ત્યારે થયાં હશે. તેના પતિ બીલખા પાસે ઉમરાળા ગામના બે પ્રશ્નોરા ઘરમાંના એકના વડા ગિરજાશંકર ભટ્ટ હતા. ગિરજાશંકર ભટ્ટ મારા પર હમેશાં પ્રીતિ બતાવતા કારણકે તેમના સદ્‌ગુણોની હું કદર કરતો. માણસાઇ !!! કાંઇ વિદ્યાનો ચંદનભારઃ—

**यथा खरश्चन्दनभारवाही**
**भारस्य वेत्ता न तु चन्दनस्य।**

સ્મૃતિ લાદવાથી આવતી નથી. સોમાં ૯૯ ગ્રેજ્યુએટો કરતાં ગિરજાશંકર ભટ્ટ વધારે બુદ્ધિમાન, તેજસ્વી, વિચક્ષણ અને ભલા હતા. ઉમરાળામાં ચિ.—નાં લગ્ન પ્રસંગે સ્વર્ગસ્થ નર્મદા ઉર્ફે નદીની સાથે હાજર હતો......બ્હેને મ્હને એક વિશાળ અલગ ઓરડો સુવા બેસવા સારૂ આપ્યો હતો. એ ઓરડામાં ગાળેલી રાત્રિઓ મારા અને નદીના સ્નેહજીવન વસંતની ધન્ય લહરીઓ હતી. **ते हि नो दिवसाः स्थिताः।**

ઉમરાળા ગામ ક્ષુદ્ર છે પણ પાદરે આવેલી નદીને લીધે પરમ રમણીય બની જાય છે. મૂર્ખાઓને ગમે તે લાગે પણ મને તો એ નદીના પાણીમાં, પટમાં, રેતીમાં, ભેખડોમાં કંઇ કંઇ દિવ્ય દર્શનો થતાં. પ્રખ્યાત ઈંગ્લિશ કવિ ટેનીસનના ચરિત્રમાં એક વાત છે કે પાંચેક મિનિટ કોઇ ઝરણનાં પાણીનું અવલોકન કર્યા પછી કવિ પુકારી ઉઠેલ, કે What an imagination God must have! એ વાત સમજનાર મારી વાત પણ સમજી શકશે. + + +

—એ તે પહેલાં કેટલાંક વરસ પર ગિરજાશંકર ભટ્ટજીને માંગરોળમાં કન્યાશાળાના શિક્ષક નીમાવ્યા હતા. બહેન એક ન્હાના ઘરમાં ગરીબી ઠાઠથી રહેતાં. બેહદ મર્યાદશીલ હોવાથી મોટાં બહેનનો પોતાના પતિ તરફનો સ્નેહ ખુલ્લો પડતો નહીં. પણ ગિરજાશંકર ભટ્ટ રસિક અને દક્ષ હતા એટલે ઇંગિતોથી મેં જોયેલું કે બહેન બનેવીનો સ્નેહસંબંધ વિરલ અને ઊંડો અને સાચો અને દૃઢ છે. ખરે

भद्रं प्रेम सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते। + + ÷

અને અત્યારે સ્વર્ગમાં છે.-અને ચિ—નું કલ્યાણ ચિંતવી તેને એલ્વે રસ્તે વધારે સિદ્ધ કરતાં જાઓ છો.

અહા! સાચા વટવાળા ગિરજાશંકર ભટ્ટ! તમને આ જૂના આશકના નમસ્કાર હો! + + +

"ઉન્મત્ત પ્રણામ"! ગધેડો વાંચનાર બોલી ઊઠે છે. શું કોઇ પણ ગધેડો વાંચનાર કે કોઇ પણ વાંચનાર ગધેડો હોઇ શકે?

હા હોય શકે.

સ્વર્ગવાસી કલાપીના પરમ મિત્ર "કલાપીનો વિરહ" નામે અદ્ભુત કાવ્યના કર્તા ભાવનગરના પ્રખ્યાત મસ્તકવિ એક સમજવા જેવી વાર્તા કહે છે.

"કોઇક ગામમાં કોઇક કાલે એક બાવાની ધુની હતી. બાવાજીને ત્યાં ઘણા શ્રીમાન માણસો આવતા, કારણકે બાવાજી ભજનનો સાગર હતા. પણ કોઇને તે પોતાનો હુક્કો આપવા આનાકાની કરતા. માત્ર બધા જાય ત્યારે વીરસિંહ કરીને એક રાજપુતને પાછો બોલાવી હુક્કો પાય, તથા ખબર અંતર પૂછે.

વીરસિંહ નમ્ર આદમી હતો. એકવાર પૂછવા લાગ્યોઃ—

"બાવાજી, આપ બીજા કોઈ માણસને કદાપિ હુક્કો પાતા નથી. માત્ર મારા પર કૃપા કરો છો. કારણ સમજાવશો?"

બાવાજી બોલ્યાઃ "માણસ? કોણ માણસ?"

વીરસિંહે જવાબ દીધોઃ "આ સારા સારા અહીં આવે છે તે." બાવાજી બોલ્યાઃ "આજ રાતે બધી મજલિસ જમા થાય ત્યારે મારી પાસે આવજે. હું તને મારી ટોપી પહેરવા આપીશ. જે દેખાય તે પછી કહેજે."

રાતે મજલિસ મળી. વીરસિંહે બાવાની ટોપી પહેરી જોવા માંડ્યું.

પેલા તલાટી સાહેબ, માણસ છે? સૂક્ષ્મ જોતાં મોઢું કૂતરા જેવું દેખાય છે.

પેલો વેપારી શેઠ, માણસ છે? સૂક્ષ્મ જોતાં મીંદડા જેવો ભાસે છે.

પેલો કારકુન, માણસ છે? સૂક્ષ્મ જોતાં ઉંદરમામાની આકૃતિ લાગે છે.

અને પેલો ગરાસીયો, માણસ છે? સૂક્ષ્મ જોતાં વાઘ પ્રકટ થાય છે.

બીજા વરૂ જેવા અને શિયાળ જેવા અને લોંકડી જેવા તથા વાંદરાં જેવા દેખાયા.

મજલિસ ખતમ થઈ. બાવાજીએ વીરસિંહને પૂછ્યુંઃ

"કાં? શું જોયું?"

"કૂતરા, મીંદડા, ઉંદર, વાઘ, વરૂ, શિયાળ, લોંકડી અને વાંદરા દેખાયા."

"કોઈ માણસ દેખાયો?"

"નાજી"

"તો હું કેને હુક્કો પાઉં? જે ભીતરથી પશુ છે, તેને હુક્કો કેમ અપાય. સિંહ, તું માણસ છે."

+ + + +

ગાયનાં ધણુ એ ગામની સ્થૂલ દોલત માત્ર નથી પણ સુખ અને આરોગ્યના જીવતા ખજાના છે. તે વર્તમાન સાયન્સ સમજે તેવી વાત નથી. માણસ કહેવાતા માણસોમાં થોડાને જ પશુઓ તરફ પ્રીતિ છે. પંડિતમન્યો એટલું વિચારી શકતા નથી, કે માનવ માતા જ્યારે ત્રણ જ વરસ અને એક કે બે બાળકને જ પોષણ આપે છે, ત્યારે ગાયમાતા પોતાનાં તેમ જ માનવોનાં વત્સોને જીવિતપર્યંત અમૃત આપે છે. મેં તો ગાયોને ઘણીવાર લાડુ ખવરાવ્યા છે અને તેમની આંખોમાં સંતોષનું નૂર દીઠું છે. વળી માનવમાતાઓ ઘણી વાર ક્રૂર, કઠોર, બેવકૂફ બની શકે છે, જ્યારે ગાયોનો વત્સલ સ્વભાવ કદાપિ વિકૃત થતો નથી. અવિકૃત સ્વભાવની મૂર્તિ હોઇને ગાય માતાજી શાશ્વત પ્રેમમૂર્તિ છે. ઓરતો તો જેમ પદ્મણી તેમ શંખણી પણ હોઈ શકે છે, ગાયમાતાનાં કોઈ પણ કુળોમાં શંખણી પેદા થતી નથી.

"વિષયાંતર" પંડિતમન્યો બોલે છે.
"સાચું !" મારે નિરુત્તર થવું પડે છે.
પંડિતમન્યોનો વિજય છે.

+ + + +

[અપૂર્ણ]



# દિનચર્યા

## (દિવસ શી રીતે ગાળવો)

દિવસ એ એક ન્હાનું જીવન છે, જેમ જીવન પોતે એક મ્હોટો દિવસ છે તેમ. દિવસ તે એકમ છે, કે જેનું મ્હોટામાં મ્હોટું જીવન બનેલું છે. આટલા માટે, આખું ભાગોનું બનેલું છે, અને આખાનો ગુણ ભાગોના ગુણથી નિર્ણીત થાય છે, એ સિદ્ધાન્ત પ્રમાણે 'દિવસ શી રીતે ગાળવો' એ પ્રશ્નનો આપણે ગાંભીર્યથી વિચાર કરવો ઘટે છે. જો જીવનના એક દિવસને અનુશાસનાર સૂત્ર આપણે પ્રાપ્ત કરીએ, જો તેની અંદર આપણા વર્તનને નિયમનાર સિદ્ધાન્તો આપણે સ્પષ્ટ દૃષ્ટિ આગળ રાખીએ, તો આપણને માત્ર દિવસનો નિયમ નહીં પણ જીવનનો નિયમ સુદ્ધાં મળે છે. 'અમારા દિવસો અમને એવી રીતે ગાળતાં શિખવ, કે જેથી અમે અમારાં હૃદયને જ્ઞાનમાં જોડીએ.'

અને તેમ કરવાને માટે જ્યારે દિવસ શરૂ થાય, ત્યારે આપણે જ્ઞાનના સવિતા તરફ દૃષ્ટિ કરવી જોઇએ, અને તેની અન્દર એવું કશું ન થવા દેવું જોઇએ કે જે પ્રભુની પાસે

જતાં આપણને અટકાવે, અથવા જે દિવસ પૂરો થાય, ત્યારે તેના તરફ ફરી આપણા વિચારો અને પ્રાર્થનાઓને દોરતી વેળાએ આપણને શરમાવે.

બધું ખરૂં સુખ ધર્મની સાથે સમ્બદ્ધ છે, કારણ કે જે આનંદ જીવન ઉપર રસ નાખે છે તે ધર્મને બાધક નથી. જીવનને સશોક કરવાનો આપણને કશો હક્ક નથી. અહીંના જીવનના માર્ગમાં પુષ્કળ પરીક્ષણો અને પ્રલોભનો છે. એટલે અનાવશ્યક શોક સૃજવાનું પ્રયોજન નથી. નિર્દોષ અને ધર્મોભિરુદ્ધ આનન્દ સાધારણ રીતે ધરાય છે તે કરતાં આપણને અને બીજાઓને પણ વધારે મદદ આપે છે. તો આપણી વાતચિત આનન્દી થવા દો. આપણાં મનુષ્યબન્ધુઓ એવાં પુસ્તકો છે, કે જેમાં આપણે રસ અનુભવવો જોઇએ. અને તે રસ અનુભવવા માટે આપણે પણ સારી વસ્તુઓનો આપણો હિસ્સો જમણવારમાં લાવવો ઘટે છે, જે બુદ્ધિની વાતચિતથી હંમેશાં થશે.

વ્યાવહારિક જીવન આપણ બધાને ખાસ કરીને કસે છે. એ આપણા ગુણને બહાર લાવે છે. એ દુનિયામાં સફળ પ્રવૃત્તિ માટે સજ્જ કરનારી બાહ્ય ટેવો માત્રને રૂપતું નથી, એ આન્તર ગુણોને સુદ્ધાં પ્રકટ કરે છે, કે જેનો જો આપણે લાભ લઇએ તો દૈવી જીવનને માટે પણ સજ્જ થઇએ; વસ્તુતઃ પૃથ્વીનું જીવન અને સ્વર્ગનું જીવન પરસ્પર એવાં સમ્બદ્ધ છે, કે પૃથ્વીના જીવનનો ઉદ્દેશ સ્વર્ગના જીવન માટે યોગ્યતા આપવાનો છે. અને જો આપણે તેનો બરાબર ઉપયોગ કરીએ, તો તે પ્રમાણે થાય.

બીજાઓને માટે લાગણી આપણામાં અવશ્ય હોવી જોઇએ. આપણને જે કોઈ મળે તેનામાં–ભૂલતામાં પણ–આપણે પોતાને; જે મનુષ્યત્વમાં આપણો સાથે ભાગ છે તેને, જોવાનો યત્ન કરવો જોઇએ. દર્શન અને સ્વરમાં પ્રકટ થતી લાગણી બધાં હૃદયોનું આપણી તરફ વલણ કરશે. દયા શ્રેષ્ઠ પ્રકારે આમ બતાવાય છે; દાંભિક દાનદક્ષિણામાં નહીં. બીજાઓને આપણે કંઈ હિત કરી શકીએ, તે સારૂ તેમને માટે સમભાવની ગ્રન્થિ પ્રથમ દૃઢ થવી જોઇએ. એ દૃઢ થાય એટલે માણસ પોતે જેને સર્વોપરિ અને પ્રિયતમ માનતો હોય તે બીજાઓની આગળ પરીક્ષા સારૂ મૂકવાને તેને ભવ્ય પ્રસંગો મળે છે, અને તે તેમની સ્વતન્ત્રતા તથા બુદ્ધિને કશો બાધ કર્યા સિવાય.

એવા બનાવો બનવાના, કે જેની અન્દર આપણામાં જેઓ સારામાં સારા હોય તેમના સ્વભાવ પણ કસોટીમાં આવે; જ્યાં આપણે ક્રોધ, કે જે, 'અલ્પ ઉન્માદ' કહેવાય છે, તેને અધીન થવું જોઇએ નહીં. જો આપણો સ્વભાવ બધી કસોટીઓ ખમી શકે નહીં, તો એમ સમજવું કે તેને નિરોધ અને અધીનતામાં લાવવા માટે ઉપર પહેરો રાખવાની ખાસ જરૂર છે. માણસના મિજાજ કે સ્વભાવમાં નિશ્ચય ન હોય તેવું બીજું કશું તેને અવિશ્વસ્ય કરનારૂં નથી. અને આપણે ખાત્રીથી સમજવું, કે દ્વિજ મનુષ્ય શાંતિ અને સ્વસ્થતાની એવી ઉચ્ચ કોટિઓએ પહોંચેલો હોય છે, કે જે ગમે તેવા પ્રતિકૂલ બાહ્ય બનાવો કે સંજોગોથી ડગે નહીં.

સુખો બધાને જોઇએ, અને તેની મના નથી. દરેકને પોતાનૂં વહાલૂં સુખ હોય છે. સંગીત, રમત, ચિત્રશાલા, પુસ્તક, સમરાંગણ, ઇત્યાદિ બધાના પ્રશંસકો છે. તેણે આપણો એટલો વખત રોકવો જોઇએ નહીં, કે જેથી જ્યારે કર્તવ્યના બોલાવવાથી જરૂર પડે ત્યારે આપણે

તેને તજી ન શકીએ. તેને અનુસરતાં પણ આપણે સમજવું જોઇએ, કે તે પૃથ્વી પરના અને સ્વર્ગ માટેના બન્ને જીવનની ઉચ્ચતર પ્રવૃત્તિઓને અધીન છે. પણ કર્તવ્ય કર્મ પછી જેમ આપણે નિર્દોષ સુખાનુભવ વધારે કરીએ, તેમ આપણી અન્દરનું બાલક વધારે સુરક્ષિત રહેશે, આપણી અન્દરની વસન્ત, ગ્રીષ્મ અને શરદની સાથે વધારે જોડાશે. અને આપણી ખરી દૈવી સ્થિતિ વધારે પૂર્ણતાથી પ્રસ્ફુટિત થવા લાગશે.

વખતો વખત પ્રલોભનો આપણા ઉપર હુમલો કરવાનાં, જેને આકર્ષવામાં કે દૂર કરવામાં બાહ્ય સ્થિતિઓનું કશું કાર્ય નથી. જેની અન્દર તે વખતને માટે દુનિયાનાં સુખોમાં આપણને કશો સ્વાદ લાગતો નથી. આમાંથી માત્ર સ્વર્ગમાં આપણને આશ્રય મળી શકે; માત્ર પ્રભુ તરફ વિશ્વાસ અને પ્રાર્થનામાં દૃષ્ટિ કરવાથી મદદ મળી શકે; તેનાં વચનોને વળગી રહીશું, તો તે વખતે આપણી આસપાસ ગમે તેટલો અન્ધકાર સંચિત થશે, તો પણ આપણે દેખાવ બદલતો જોઇશું, વાદળાંઓ વિખરાશે, તોફાન નરમ પડશે, સ્વર્ગનું વદન અને નીતિનો સૂર્ય ફરી દેખાશે, અને આત્મા ઉપર સ્વાસ્થ્ય તથા શાન્તિ ઉતરશે. આ અનુભવ દરરોજનો નથી, પણ જે માણસ સ્વર્ગના માર્ગને અનુસરવા યત્ન કરતો હશે તેને તે કોઇક દિવસ મળ્યા વગર રહેશે નહીં.

સ્વપરીક્ષા આપણે માટે આવશ્યક છે; જો હમેશાં નહીં, તો વેપારીની માલમેળવણીની માફક હફતે હફતે પણ. ચાલો આપણે માત્ર આવતા દિવસની અંદર આપણું વર્તન સર્વોપરિ સિદ્ધાન્તોને આગ્રહથી અનુરૂપ કરવાનો નિશ્ચય કરીએ; અને આપણાં પરિચિત પાપોમાં પડી ન જવાય તે માટે ચોકી રાખીએ. જો આપણે ઇશ્વિરી મદદ તરફ દૃષ્ટિ કરીએ, અને તેના ઉપર આધાર રાખીએ, તો એ પ્રમાણે યથાયોગ્ય બની શકે. દિવસને અન્તે ફરી એ પ્રમાણે કરવાનો ચાલો આપણે નિશ્ચય કરીએ. જેમ જેમ આપણે અકર્મથી વિમુખ થઇએ, અને કર્તવ્ય કર્મ કરીએ, તેમ તેમ ફરી તે જ કરવાનું આપણને વલણ થાય છે. દરેક કાર્ય ટેવ પાડવામાં મદદ કરે છે; અને નિશ્ચિત ટેવ એ લક્ષણ છે. અને જે લક્ષણ આપણે આપણા માટે બનાવીએ, તેથી આપણી શાશ્વત સ્થિતિ નિર્ણીત, અને જે ઉદ્દેશને માટે આપણે સૃજાએલા છીએ તે સફલ થાય છે.

કાન્ત

# ડૅન્ટીમાંથી થોડાં ભાષાન્તરો

ભાવનગર તા. ૨૭-૭-૩

પ્રિયભાઇ

× × × ×

ડૅન્ટીને માટે જરા વધારે અવકાશની જરૂર છે. છતાં શરૂઆત જાણવી છે ? સાંભળો—

આપણા મર્ત્ય જીવનના મધ્ય માર્ગમાં હું એક અંધારા જંગલમાં ચઢી ગયો, સીધા માર્ગથી ભૂલો પડીને: અને એ કહેવું તે પણ સહેલું કામ નથી, કે તે જંગલ કેવું બીહામણું હતું, તથા તેનાં ઝાડ કેવાં કઠણ ને કઠોર હતાં, કે જે સંભારતાં પણ મને નવો ત્રાસ થાય છે, અને મૃત્યુથી કાંઇક જ ઓછા જેવું વસમું લાગે છે. પણ ત્યાં મારૂં શું ભલું થયું તે વર્ણવવાને માટે ત્યાં શું શું દીઠું તે બધું વર્ણવીશ.

મ્હેં પહેલવહેલો તેમાં કેમ પ્રવેશ કર્યો, તે હું બરાબર કહી શકતો નથી. જ્યારે સાચો માર્ગ મેં છોડયો, ત્યારે એવી નિદ્રાભરી જડતાએ મારી ઇન્દ્રિયોને નમાવી દીધી હતી; પણ જ્યારે હું એક પર્વતની તળેટીએ પહોંચ્યો, કે જ્યાં આગળ જેણે મારા હૃદયને ભયથી ભેદ્યું હતું તે ખીણ પૂરી થતી હતી, ત્યારે મેં ઉંચે જોયું, અને પર્વતના વિશાલસ્કન્ધ ઉપર તે સૂર્યના કિરણોનું આચ્છાદન નજરે પડ્યું, કે જે ( સવિતા ) દરેક માર્ગમાં બધા ભૂલા પડેલાઓને સલામતીથી દોરે છે.

આ ડૅન્ટીના "દર્શન"નો પહેલો પૈરેગ્રાફ

છે. પુસ્તકો મળી ગયાં હશે. હાલ એ જ.

શુ. મણિશંકરના આ.

ભાવનગર, ૮-૮-૩:

પ્રિયભાઇ,

તા. ૨ નો એક અને તા. ૫ મીના બે પત્રો મળ્યા સન્તોષ થયો.

સૌ. નર્મદાને હવે સારૂં થતું જાય છે. પ્રભુનો ઉપકાર માનીયે.

ડૅન્ટી માટે તમે જે થોડા શબ્દો લખ્યા છે તે એવા સારા છે, કે તમને થોડા વધારે સંભળાવવાની ફરજ લાગે છે. સાંભળો ત્યારે—

"ત્યારે તે ભીતિને જરા વિરામ મળ્યો.

"જે મારા હૃદયના ગહ્વરોમાં બેસી રહી હતી,

"તે આખી રાત, એવી દયામણી રીતે વીતેલી:

"અને જે પ્રમાણે કોઇ માણસ મુશ્કેલીથી ટુંકો શ્વાસ લેતો,

"મહેનતથી શ્રમિત થયેલો, દરિયાથી બચીને કિનારે પહોંચેલો,

"ભયંકર વિસ્તૃત જલનિધિ તરફ વળે છે અને

"જોઈ રહે છે; તેજ પ્રમાણે, મારો જીવ જે બીનિની સામે

" મથતાં હજી હારી જતો હતો, તે પેલી મુશ્કેલીઓને જોવાને
" વળ્યો, કે જે ઓળંગીને કોઇ છુટ્યો નથી. મારૂં શ્રાન્ત શરીર
" થોડા વિરામથી પુનરાશ્વાસિત થતાં, ફરી હું.
" તે એકાન્ત ચડાવ ઉપર આગળ ચાલવા લાગ્યો,
" પાછલા પગને નિરન્તર દઢતર રાખીને. ચડાવ હમણા જ
" શરૂ થાય છે, ત્યાં જુઓ ! એક ચિત્તો,[1] ચપલ, તરલ,
" ચિત્ર વિચિત્ર, ત્વચાથી આચ્છાદિત નજરે પડ્યો;
" મને જોઇને તે અદૃશ્ય પણ ન થયો; ઉલટો મારી
" ઊર્ધ્વગતિ રોકવાને યત્ન કરવા લાગ્યો, એવો કે
" વારંવાર પાછાં પગલાં કરવાના ઉદ્દેશથી હું વળેલો.
" કલાક પ્રભાતનો પહેલો હતો અને પોતાને માર્ગે
" સૂર્ય તે તારાઓની સાથે ઉંચે ચડ્યો,
" કે જે જ્યારે સ્નેહે એ પોતાની સુન્દર સૃષ્ટિઓ
" પહેલી ચલાવી, ત્યારે સાથે ચડેલાઃ આ પ્રમાણે બધી વસ્તુઓ વડે
" હું સોલ્લાસ આશાથી ભરાવા લાગ્યો, તે તરસ્વી પશુની
" ચિત્રિતત્વચા તે પ્રાતઃકાલીન પ્રભાત; અને તે,
" મધુર ઋતુથી; તરત જ એ ઉલ્લાસ ઉડી ગયો.
" અને નવી ભીતિ દાખલ થઈ, જ્યારે દૃષ્ટિપથમાં
" એક સિંહ * મારી સામે આવતો દેખાયો.
" માથું ઉંચું રાખેલું ને એવો ક્ષુધાથી ઉન્મત્ત,
" કે હવાને પણ ભીતિ લાગી ગઈ. તેની પાછળ એક વૃકી ×
" ચાલતી હતી,જે પોતાની દુર્બલતામાં બધી ભૂખોથી
" ભરેલી લાગતી અને, અત્યાર પહેલાં ઘણા ઘણા દેશો તેણે
" પાયમાલ કીધા છે. તેને જોઇને ત્રાસ પામેલા મને તેણે
" એવા બધા ભયમાં ડુબાડી દીધો
" કે ઉન્નતિની આશા કશી ન રહી.



1. વિહાર. * અભિમાન. × તૃષ્ણા

કાન્તનાં અપ્રસિદ્ધ કાવ્યો

## આવાહન ગીત

તારક તાત પધારો ! દયા કરી
તારક તાત પધારો !
હર્ષનો વર્ષ વધારો ! દયા કરી
તારક તાત પધારો !
હૃદય નહીં નિર્મલ હજી :
પણ બનતાં પ્રભુધામ,
નિસ્સંશય સુવિમલ બને :
એવો આપ કલામ !
તારક તાત પધારો ! દયા કરી
તારક તાત પધારો !
હર્ષનો વર્ષ વધારો ! દયા કરી
તારક તાત પધારો !



## साधक प्रार्थना

વીર બનાવોને સાચા ! ઓ નાથજી !
વીર બનાવોને સાચા !
સાધક સૌ અમે કાચા ! ઓ નાથજી !
વીર બનાવોને સાચા !
વીર વિશારદ દેવ બનાવો
શુદ્ધ કરો શિવ, વાચા ! ઓ નાથજી !
વીર બનાવોને સાચા !
સાધક સૌ અમે કાચા ! ઓ નાથજી !
વીર બનાવોને સાચા !
વીર બનાવોને સાચા ! ઓ નાથજી !
વીર બનાવોને સાચા !



## गौरक्षण प्रार्थना

આ રડતી શી આ ગાવલી માવલી: ઓ ગુરુ ગોરખનાથ બચાવો !
ઓ ગુરુ ગોરખનાથ બચાવો જીઃ ઓ ગુરુ ગોરખનાથ, બચાવો !

દાવાનલની જ્વાલમાં
આશ્રમ આ તવ ન્હાય :
ગાય સુકોમલ નાથજી !
સહી શકે નહિ લ્હાય !

ઓ ગુરુ ગોરખનાથ બચાવોજી : ઓ ગુરુ ગોરખનાથ બચાવો !
આ રડતી શી આ ગાવલી માવલી : ઓ ગુરુ ગોરખનાથ બચાવો !

## મંદાક્રાન્તા

જો ! એ આવે, કંઇ બબડતો, ચાલતો મંદમંદ,
સંચા પેઠે ચરણ ઉપડે, ને વળી વૃક્ષ વૃન્દ
જોવા માટે ઘડીઘડી પછી એહ ઉભો રહે છે,
શા માટે એ નથી ખબર કે દુઃખ આવું સહે છે.
થોડું ચાલી અટકી જઇને એ કરે છે વિચાર,
જોતો જોતો સ્થિર નજરથી ચાંદનીની બહાર,
રાખ્યા છે બે કર લટકતા છે નહીં કાંઇ ભાન,
લાગેલું છે નથી ખબર કે શા મહીં તેનું ધ્યાન.
વારે વારે શિર કર ધરી એહ નિશ્વાસ નાખે,
ધીમે ધીમે કંઇક મુખથી વાણી અસ્પષ્ટ ભાખે,
ક્યાં ચાલે છે નથી કંઈ નિશા ઠોકરો તેથી ખાયે,
શું છે તેને દરદ દિલનું કાંઇ એ ના જણાયે.
જાતાં જાતાં નદી તટ પરે એહ આવી ચડે છે,
ઓચિંતો તે શિતજલ વિશે એ બિચારો પડે છે,
તો યે તેને ગમગિનિ કંઇ એ તણી તો ન થાય,
આવો વ્યાધિ અજબ જબરો તેહનો શો ઉપાય.
ચિંતામાંહીં નિજ વપુ તણા નૂરને એ ગુમાવે,
ભાવે નૈં કૈં વળી રજનિમાં લેશ નિદ્રા ન આવે,
કોઈ સાથે વચન મુખથી બોલતો એ નથી જ,
લાગે છે કે હૃદય મહિં કૈં છે ખરૂં તેનું બીજ.

# મણિભાઈની પત્રધારા

૧ *

વડોદરા, ૧૬ : ૬ : ૯૭

ભાઇ,

માણસ માત્ર લોભી છે; અને તેટલા માટે સુખ શોધે છે. કિસ્મત પ્રમાણે જે સુખ મળે તેથી સંતોષ ન માનવાને લીધે ઘણા હાથે કરી વિષાદ વહોરી લે છે.

બેશક સુખના પણ પ્રકાર છે. દ્રવ્યનું સુખ સર્વથી ઉતરતું છે. સ્નેહનું સુખ એથી ઘણું ચડિયાતું છે. જ્ઞાનનું–કર્તવ્યનું–આત્મોન્નતિનું સ્વાભાવિક સુખ ઉત્તમ છે. પણ તે સુખ શોધવાથી મળતું નથી. નિરપેક્ષ–નિસ્વાર્થી રહી–અને તેટલો આત્માને શુદ્ધ કરવાથી એ સુખ સહજ પ્રાપ્ત થાય છે.

કીર્તિની ઇચ્છા, પરમાર્થ કરવાનો આવેગ એ પણ અભિમાન છે. પોતાની સ્થિતિ અને શક્તિ પ્રમાણે વધારેમાં વધારે યોગ્ય રીતે જો બની શકે તેટલો ઉદ્યોગ થતો હોય અને એકાદ વિદ્યાનો વ્યાસંગ હોય તો અસન્તોષ અને તૃષ્ણા ધીમે ધીમે દૂર થઈ શકે છે.

તમારી પાસે યોગસૂત્રનું ભાષાન્તર છે. તેનું ધ્યાનથી અધ્યયન કરવાની ભલામણ કરૂં છું. तत्र स्थितौ यत्नः अभ्यासः એ વ્યાખ્યા ધ્યાનમાં રાખશો. ગીતા પણ યોગસૂત્ર સમજવામાં સારી મદદ આપશે.

જે લોકો ટકાધર્મ સમ્બન્ધી બોલતા નથી તેવા ઘણા એ ધર્મના વધારે ભક્ત છે–તમારા કરતાં ઘણા વધારે. તમે ખરા લોભી નથી. ખરા લોભી માત્ર મેળવવાની ઇચ્છા રાખે છે, પણ પ્રસંગ આવે ત્યારે સુદ્ધાં ખર્ચ કરતા નથી.

ભવિષ્યમાં સ્નેહ–સગવડ–વગેરે મળવાં ન મળવાં એ આપણા હાથમાં નથી. હજી મને કુટુમ્બનાં નસીબ સારાં દેખાય છે. પણ કોણ જાણે ? आत्मैव ह्यात्मनो बन्धुः એ ધ્યાનમાં રહે તો એકાન્તવાસ પણ ન લાગે. ધ્યાન એકાગ્ર કરી ઊંડા ઉતરી અધ્યયન થાય એટલો કાળ બ્રાહ્મણને તો પરમ સુખનો જ છે. શુદ્ધ ગંભીર જ્ઞાનમાં આનન્દ છે. સાધારણ પુસ્તકોનો આનન્દ પણ સાધારણ જ નીવડે છે.

લખવાની ઇચ્છા હોય તો તે સારી વાત છે. માત્ર લખવા લાયક અનુભવ જોઈએ. વિશેષ અનુભવ વગર ભેદક લેખ લખાતા નથી.

સહાય આપવા તત્પર છું. શું લખવા ધારો છો તે જણાવશો. હું પોતે ઘણું વાંચ્યા પછી થોડું જ લખી શકું છું.

અનન્તના અનુભવ પછી પોતાની ઊર્મિઓ ક્ષુદ્ર લાગે છે. વાંચું છું ખરો; અને વખત આવશે તો કેટલુંએક સાંભળવા જેવું સંભળાવીશ.

દરેક મનુષ્યનું કર્તવ્ય જૂદું હોય છે એ તમારો નિર્ણય ખરો છે; અને તે થોડા જ માણસો સમજે છે.

× × ×

મણિશંકર

* આવી નિશાની કરેલા પત્રો નકલ ઉપરથી લીધા છે એમ સમજવું.

૨

My Dear Friend,

Strangely enough, the poem * I have the honour to send you, was composed in the last vacation; it has no distinct-peculiar features to recommend itself. Yet I flatter myself that the simplicity of its tone, the picturesqueness of the situation described and the gradual development of the conception and execution will interest you. You will also mark that this differs from the rest of my poems in the variety of metres introduced and the artistic movement of the verse. Moreover it shall be seen that I have tried to secure moderation of sentiment even at the risk of passionate expression and poetic perfection.

(You will think that I imitate English Critics. Perhaps so. Nothing is borrowed however.)

[ મારા વ્હાલા મિત્ર,

કોણ જાણે કેમ, હું તમને મોકલું છું તે કાવ્ય * ગઇ છૂટ્ટીમાં લખાયું હતું. તમારૂં ધ્યાન ખેંચે એવાં તેમાં ખાસ કોઇ લક્ષણો નથી. છતાં હું મનમાં ખૂશી થાઉં છું કે તેના સ્વરોની સરલતા, વિષયભૂત દશ્યની મનોહરતા, મૂળ કલ્પિત વસ્તુના ક્રમશઃ વિકાસ અને તેના વિધાનમાં તમને રસ પડશે. તમે એ પણ જોશો કે વૃત્તોના વૈવિધ્યમાં અને પદ્યની લલિત ગતિમાં તે મારાં બીજાં કાવ્યોથી જૂદું પડે છે. વળી એ પણ જોશો કે ઉક્તિની આવેશમયતાને અને કાવ્યની સર્વાંગ સંપૂર્ણતાને હાનિ પહોંચે તે નહીં ગણકારતાં મેં ભાવને સંયત રાખવા પ્રયત્ન કર્યો છે.

(તમને કદાચ એમ થશે કે હું અંગ્રેજ ટીકાકારોનું અનુકરણ કરૂં છું. કદાચ એમ હશે. છતાં હું કશું બીજામાંથી લઇને લખતો નથી.) ]

૩

લાઠી, ૩૧ : ૧ : ૧૯૦૦

બન્ધુ કરુણાશંકર,

હાલ તો મારે ભાવનગર છોડવું પડ્યું છે. આગળ ઉપર શું થાય છે તે જોઇશું. એકાદ માસ અહીં જ રહેવાનો વિચાર છે માટે પત્રો અહીં લખશો. કશી ચિન્તા કરશો નહીં. સ્વામીની દયાથી કશી હરકત આવશે નહીં !

કેટલાએક જૂના સંબંધીઓ અહીં આવ્યા છે. ત્રાસ નથી.

× × ×

સ્નેહાધીન

મણિશંકરના પ્રણામ.

---

* સૃષ્ટિ સૌંદર્યથી મન ઉપર થતી અસર. કાગળમાં તારીખ નથી.

લાઠીનો સીક્કો

૪

૮ : ૨ : ૧૯૦૦

બન્ધુ કરુણાશંકર,

× × ×

આગલા પત્રમાં લખ્યું છે કે હું પવિત્ર ભોજન લઇશ તે પછી નર્મદા પણ મારાથી વિયુક્ત થશે એમ દેખાય છે. થોડી મુદત તો એ પ્રમાણે થશે: પણ હમેશાંને માટે એ મારાથી વિયુક્ત રહેશે એવી મને ધારતી નથી. મને આશા છે કે સ્વામી તેને મારી પાસે ખેંચી લાવશે.

× × ×

સ્નેહાધીન
મણિશંકરના આ૦

૫

લાઠી, ૮ : ૩ : ૧૯૦૦

બન્ધુ કરુણાશંકર,

× × ×

'ચન્દ્ર'ના તંત્રીએ વેદમાંથી સ્વીડનબોર્ગનાં સત્યોને ઉપકારક ઘણી વસ્તુઓ શોધી છે, જે પરથી વેદ વાંચવાની મને પણ પ્રબલ ઇચ્છા થઇ છે. 'ચન્દ્ર'ની એક નકલ પ્રસિદ્ધ થયેથી હું તમને મોકલાવીશ. પુરુષસૂક્ત સંબંધી મેં તમને કહેલું છે તે સ્મરણમાં હશે. પણ હાલ એ સંબંધી વિસ્તાર કરતો નથી.

તમારો સ્નેહાધીન
મણિશંકર

૬

ભાવનગર, ૭ : ૫ : ૧૯૦૦

બન્ધુ ......,

તમારો વિસ્તીર્ણ પત્ર મળ્યો.

તમે જ્યારે બોલાવશો ત્યારે હું ધર્મજ કે લખશો ત્યાં આવી શકીશ. ગઈ તારીખ પહેલીથી હું આ રાજ્યનો સેવક નથી: સ્વામીનો છું. અધિકારીઓએ રાજીનામું આપવાની ફરજ પાડી: અને મેં આપ્યું. કશી ચિન્તા નથી. જે કંઇ દુ:ખો આવશે તે સ્વામીની રજાથી જ આવી શકશે. અને પરિણામે બેશક સ્વામીનો જય છે. આ વિચારથી હું સ્વસ્થ છું. ... ... ...

× × ×

… … …લખશો. જરા પણ ડરશો નહીં. મારું ઘર હમેશાં તમારું છે. પૈસાની જરૂર હોય તો પણ વિના સંકોચે લખશો. હું કરજદાર અને હાલ તો બિલકુલ આવક વિનાનો છું, તો પણ તમને જરૂર હશે તે મોકલી શકીશ.

× × ×

સ્નેહાધીન
મણિશંકરના આ૦

૭

અમદાવાદ, ૧૩ : ૮ : ૧૯૦૦

પ્રિય ભાઇ,

હું ગઈ કાલે અહીં આવ્યો છું. ગુજરાતી વાંચ્યું હશે. પાછા ફરવાનો નિર્બલ વિચાર બળાત્કારે કાઢી નાખ્યો છે. પણ ઘણાં કારણોને લીધે અતિશય અશક્ત છું. શિવાભાઈ તરફથી કાગળ નહોતો અને નથી. અહીં બોલાવી શકતો નથી કારણ કે ક્યાં ઉતારું? પણ તમારી મેળે ગમે ત્યાં ઉતરવાનો બંદોબસ્ત કરી શકો તો મળવાથી મને સારું લાગશે. હું મિશન હાઈસ્કૂલના પ્રિન્સિપાલ મિ. ઘોવને ત્યાં હાલ રહેલ છું, તેમનું ઘર લાલ દરવાજા પાસે છે. હાલ તો એજ. રુબરૂ મળીશું ત્યારે જ વધારે કહેવાશે. ટૂંકામાં એટલું જ કે ધૈર્યમાં અને આવેશની સ્થિતિમાં મેં એવું કીધું કે તેનાં ફલ મારે કોણ જાણે ક્યાં સુધી ભોગવવાં પડશે. પવિત્ર ક્રિશ્ચિયન ધર્મને મારાથી હાનિ થઈ!

તમારો
મણિશંકર

૮

ભાવનગર, ૧૯ : ૧૦ : ૧૯૦૦

પ્રિય ભાઇ,

× × ×

ગઇ કાલથી પહેલાંની નોકરીમાં દાખલ થયો છું. પણ આન્તર સ્થિતિ શી જણાવું? અતિશય વેદના ભોગવું છું. અમદાવાદમાં મેં તમને બધું જણાવ્યું છે………

× × ×

અમદાવાદમાં તમને વિનંતી કીધેલી તે આ સ્થિતિ અટકાવવા માટે. આત્માને સમાધાન થતું નથી. કુટુંબનો વિયોગ, પરિચિતોની ટોકણી, વગેરે બધાં દુઃખોથી મારું અંગેઅંગ જખમી થયેલું છે. જીવનના શબ્દથી પણ દિલાસો મળતો નથી. કારણ કે જાણું છું કે તેને અનુસરવાનો માર્ગ જૂદો છે. પાછલા સંબંધને લીધે તમને લાગણી રહી હોય અને મને કંઈક આશ્વાસન અથવા સમાધાન આપી શકો તેમ હો, તો પ્રયત્ન કરશો.

હાલ એજ

શુ. મણિશંકરના આ૦

૯

ભાવનગર, ૧૩ : ૪ : ૧૯૦૧

બન્ધુ કરુણાશંકર,

તમારો પત્ર મળ્યો છે.

માનો કે મને ક્લેશ નથી. હું સુખી છું. સન્તુષ્ટ છું–પરમ દયાળૂ પિતાની નિસ્સીમ દયા છે. નીચેના નવીન ગીતમાં તમે નવીન આશાની ઝાંખી કરી શકશો.

## પ્રાર્થના

કરો: કરો: કરો: પિતા ! દયા કરી: કરો !
દયા કરી: કરો: પિતાજી ! પાપને હરો !
કરો૦

કયાં એ મધુરી મેનકા !
કયાં ન્હાનો મુનિરાજ !
કયાં પ્રાણપ્રિય નર્મદા :
પિતા ! દયા કર આજ !
તને બાંહ્ય ગ્રહ્યાની છે લાજ ! મહારાજ !
પિતા દયા કર આજ !

× × ×

શુ. મણિશંકરના આ૦

૧૦

તળાજા, ૮: ૫: ૦૧

પ્રિય ભાઇ કરુણાશંકર,

× × ×

મહર્ષિ સ્વામી દયાનન્દજીએ ઘણું કર્યું છે: પણ એટલું નહીં કે બીજાઓને કરવાનું ન રહે.

× × ×

સમગ્ર ઋગ્વેદનું ભાષાન્તર આદરવાની મારી પ્રબલ અભિલાષા છે. ઇશ્વરેચ્છા હશે તો સફલ થશે.

સાંભળો:—

"आयु र्यज्ञेन कल्पतां प्राणो यज्ञेन कल्पतां चक्षु र्यज्ञेन कल्पतां"

"यज्ञो वै विष्णुः" श० १: २: १३ "वेवेष्टि व्याप्नोति सर्वं जगत् स विष्णुरीश्वरः"

(આપણું) આયુષ્ પ્રભુને સમર્પિત હો !
પ્રાણ પ્રભુને સમર્પિત હો !
ચક્ષુ પ્રભુને સમર્પિત હો !

હરિભાઇને આ.
હાલ તો એજ

શુ. મણિશંકરના આ૦

૧૧

ભાવનગર, ૧૧: ૭: ૦૧

પ્રિય ભાઈ કરુણાશંકર,

× × ×

છેવટે માતુશ્રી અને બહેન અને અ. સૌ. નર્મદા અને મુનિરાજ મારી પાસે આવ્યાં છે. ઘણા વખતના તપેલાને વરસાદની સાથે એ શાન્તિ પણ મળી છે. પરમ દયાલૂ પરમેશ્વરની દયા નિસ્સીમ છે.

× × ×

સ્નેહાધીન
મણિશંકર

૧૨

ભાવનગર, ૧ : ૧૦ : ૦૧

પ્રિય ભાઇ,

જ્ઞાતિના દુરાગ્રહને લીધે ફરી અ. સૌ. નર્મદા વગેરેને અહીંથી જવું પડયું છે. આ પ્રકારના અનુભવો મને ઘણા વખતથી થયા કરે છે: અને જો કે સહી શકાય છે, તોપણ ગંભીર વિષાદ અન્તરમાં રહ્યા કરે છે. પ્રભુશાન્તિ આપશે એવી આસ્થા અને આશા છે: તો પણ વર્તમાન વખત મુશ્કેલીથી વીતે છે.

× × ×

શુ. મણિશંકરના આ૦

૧૩

શિહોર, ૫: ૧૨: ૦૧

ચિ. મુનિરાજ વગેરે ભાવનગર આવ્યાં છે; પણ હું સાથે રહી શકતો નથી.

૧૪

૫ : ૨ : ૦૩

...તમે જોયું હશે કે મને પ્રાર્થનાસમાજીઓ અને બ્રાહ્મોનો માર્ગ ખોટો લાગે છે. હું આર્યસમાજની પ્રવૃત્તિની દિશા પસન્દ કરું છું. આપણા ધર્મનો–પ્રાચીન વેદના ધર્મનો–ઉદ્ધાર થવાની જરૂર છે. નવીન દેવાલયને સમજવાનો એ જ માર્ગ છે.

૧૫

ભાવનગર, ૧૮ : ૮ : ૦૩

મારાં ઘણાંખરાં પુસ્તકો મારી બિમારીમાં મારા મોટાભાઈ ઉપાડી ગયા છે. વારંવાર વિનવવા છતાં હજી આપતા નથી.

૧૬

ભાવનગર, ૨૨ : ૯ : ૦૩

"મોહ્યો હું દગથી" એ પંક્તિઓ પ્રો. બલવંતરાય ઠાકોર માટે લખેલી. એ ક્યાં અને ક્યારે છપાઇ છે?

૧૭

—|—*

ભાવનગર, ૩ : ૧ : ૦૪

પ્રિય ભાઇ,

રિક્ત રિચ્=ખાલી કરવું એ ઉપરથી ભૂત કૃદન્તનું રૂપ છે.

કેકારવ કલાપીનો પણ સ્વર્ગીય રહસ્યો સ્વામીનાં છે એ ઠીક સમજ્યા છો. સુરતા=દેવના=દેવના ગુણો. સખી તે કલાપીની હૃદયદેવતા. "હેત હયાનાં" ઇ. લીટી કવિના ઇન્દુમાંથી જરા ફેરફાર સાથે લીધી છે. છેલ્લી બે લીટીઓ આગળ ઉપર સમજશો.

કુશલ હશો. હાલ એ જ.

આગળના બે પત્રો પણ મળ્યા છે.

શુ. મણિશંકરના આ૦

* ધર્મબન્ધુઓ ઉપરના ઘણા પત્રોમાં પાનાની શરૂઆતમાં આવું ક્રાઇસ્ટનું નિશાન છે. આ શ્રી હરગોવિંદ ઉપરનું પોસ્ટકાર્ડ છે.

૧૮

ભાવનગર, ૧૯ : ૯ : ૦૪

સિતારાનો પ્રાણલાલ ગયા પછી ત્યાગ જ કર્યો છે. હૃદયને માટે પણ તે હાથમાં લેવાની હાલ તો ઇચ્છા થતી નથી.

૧૯

ગુંદર ચાટી ગયો છે.
૨૮ : ૮ : ૦૫

બન્ધુ કરુણાશંકર,

× × ×

કવિ ન્હાનાલાલ કુશલ છે. રાજ્યુવરાજને સત્કારનો એક લેખ હમણાં મોકલ્યો છે, તે આ સાથે મોકલું છું. મને એ વિષયમાં કંઇક કૃત્રિમતા, કંઇક હિન્દની અને બ્રિટાનીઆની વર્તમાન રાજકીય સ્થિતિનું વિસ્મરણ, કંઇક દૂરતા અને અતિશયોક્તિ લાગ્યા વગર રહેતાં નથી. સૂચના માગવાથી મેં ઉપરની મતલબની ટીકા મોકલી છે.

× × ×

શબ્દનો અભ્યાસ દીર્ઘકાલ, નિરન્તર અને સત્કારાસેવિત રાખવાનો આગ્રહ રહેશે, તો તે દૃઢભૂમિ થયા વિના રહેશે નહીં.

શુ. મણિશંકરના આ૦

૨૦

મુમ્બાઇ, ૫ : ૧૧ : ૦૫

પ્રિય ભાઇ કરુણાશંકર,

× × ×

પ્રો. ગજ્જરને પ્રભુકૃપાથી આરામ થતો જાય છે. ચિન્તા ન કરશો.

× × ×

પ્રો. ગજ્જરે મિ. ત્રિપાઠીના કેટલાએક મહત્વના લેખો સુપ્રત કીધા છે તેમાં જોઉં છું. વાંચન પણ ચાલે છે.

"તેના પગલામાં" એ નામનું એક અમેરિકન માસિક વાંચ્યું, જેમાં કેટલાએક મનુષ્યોએ એવો નિશ્ચય કર્યાની વાત વાંચી કે દરેક પ્રસંગે જીસસ શું કરે તે પ્રશ્નની ચર્ચા કરી કર્તવ્યનો નિર્ણય કરવો. અમેરિકામાં એ પ્રકારનાં મંડળો હાલ છે.

રશિયાનો ચાલતો ઇતિહાસ પેપરોમાંથી કાંઈ અંશે જોતા હશો. કે વર્તમાનપત્રો વાંચતા જ નથી ?

લખ્યા કરશો. આજે મલબાર હિલની ઝુલતી વાડી જોઇ હૃદયને અને જયન્તને અને મુનિને અને સૌ. નર્મદાને અને મને સારો આનન્દ થયો.

શુ. મણિશંકરના આ૦

૨૧

ભાવનગર, ૨૮ : ૧૨ : ૦૫

પ્રિય ભાઈ કરુણાશંકર,

તમે જાણીને પ્રસન્ન થશો, કે પ્રભુએ મને મારાં ગયેલાં વહાલાં પુસ્તકો ફરી પ્રાપ્ત

કરાવ્યાં છે. ડા. વિલ્કિન્સનનાં અમૂલ્ય પુસ્તકો, અને બીજાં બધાં. ડા. ટાફેલના પ્રભુની પ્રાર્થના ઉપરના ઉપદેશો હમણાં વાંચું છું. ક્રમે ક્રમે તમને કંઈ કંઈ મોકલી શકીશ.

× × ×

શુ. મણિશંકરના આ૦

૨૨

ભાવનગર, ૭ : ૧ : ૦૬

તમે જાણીને પ્રસન્ન થશો કે ભાઈ અમૃતલાલને ગર્વ્હર સાહેબે હાલ તરત ત્રણ વર્ષ સુધી રૂ. ૫૦નો પગાર કરી આપ્યો છે. પુસ્તકો પોતાની અનુકૂળતા પ્રમાણે ગમે ત્યાં રહીને લખશે. હાલ પ્રયાગમાં મેળો ભરાય છે, તે તરફ જવાના છે.

૨૩

ભાવનગર, તા. ૧૦ : ૧ : ૦૬

પ્રિય ભાઈ......,

તમારો તા. ૮મીનો પત્ર મળ્યો. ગયા વખતના કરતાં પણ વધારે આનંદ થયો.

કોલેજ ચાલે છે. મિલ્ટન સ્પેન્સર વગેરે શિખવતાં આનન્દ થાય છે, જો કે ગ્રાહકો બરાબર સંતોષ આપે તેવા નથી.

× × ×

બદલો મળવો એ તો કર્મનો મહાનિયમ છે. બદલો એ માત્ર સ્વાભાવિક પરિણામ અથવા ફલ છે. દોષારોપ કરનારને "તત્ત્વજ્ઞાની" કહેવા એ મને ઉચિત લાગતું નથી.

પ્રકટ કરવાની વૃત્તિ સ્વતઃ ખોટી નથી : પ્રકટ એક અને ગુપ્ત બીજું કરવાની વૃત્તિ ખોટી છે. ગુપ્ત પ્રાર્થનાના આદેશમાં પ્રકટનો નિષેધ સમજવાનો નથી.

બાહ્ય દેવાલયોની સ્થાપનાનું કારણ તો આન્તરનાં દ્વાર બન્ધ થયેલાં, તે છે.

"ગુપ્તમાં જોનાર" એ ઇશ્વરી નામની તમારી મીમાંસા સારી અને સાચી છે.

મનુષ્યના મોક્ષને પણ ઠીક સમજો છો. પોતાની એટલે પોતાપણાની બધી વૃત્તિઓથી છૂટવું એટલે મોક્ષમાં પ્રભુ તરફ વળી શકાવું. પછીની મોક્ષની નિસરણી ઉત્તરોત્તર ઉન્નત અને અનન્ત છે.

શુ. મણિશંકરના આ૦

૨૪

ભાવનગર, ૨૪ : ૧ : ૦૬

બન્ધુ કરુણાશંકર,

× × ×

તમે શું એમ ધારો છો કે ગેરીબાલ્ડીના જીવન માટે લખવાને હું શકય છતાં યત્ન કરતો નથી ? ઓ બન્ધુ! માનશો કે હું હૃદયમાં અને બુદ્ધિમાં ખરેખર બીમાર છું. એક સાધારણ પત્ર લખવામાં પણ મને શ્રમનો અનુભવ થાય છે. વખત જતાં સારૂં થવાની આશા દિનપ્રતિદિન વધતી જાય છે, અને દિનપ્રતિદિન સારૂં પણ થતું જાય છે, એમ હું થોડે થોડે અંતરે જોઉં છું છતાં હજૂ મહિનાઓ વીતશે. બધા વ્યવસાયોમાંથી મુક્ત થઈ કોઇ શાન્ત જગ્યામાં–ઉદાહરણ, તમારી પાસે રહૂં–તો વહેલૂં સારૂં થાય, પણ કુટુમ્બને એકલું રાખવાની બરાબર સગવડ નથી અને બીજાં કેટલાંક કારણથી અહીં રહીને ચલાવવૂં પડે છે;

પૃથ્વી પર નહીં પણ સ્વર્ગમાં ખજાના સંચિત કરવાની આજ્ઞા છતાં મેં પ્રાણુની પૃથ્વી પર સંચય કરી સંતોષ માનેલો એમ હાલ જોઉં છું. છતાં, બેશક સ્વામીની દયા નિસ્સીમ છે અને વર્તમાન વિશોધનનું પરિણામ સારૂં જ આવશે.

ભવિષ્યના વિચાર હાલ તો દૂર જ રાખવા યોગ્ય ગણું છું.

તમને હું દુઃખી કરૂં છું? અફસોસ! આ હૃદય હાલ જ્યાં ઉઘડે છે, ત્યાં અન્દરની સ્થિતિ જ પ્રકટ થાય છે.

બાળકો કુશળ છે. શુ. મણિશંકરના આ૦

૨૫

ભાવનગર, ૬ : ૩ : ૦૬

તમે જાણીને પ્રસન્ન થશો કે પ્રો. ગજ્જરે આપણા ત્રિભુવન કવિને પણ રૂ. ૧૦નું પેન્શન શરૂ કરી આપ્યું છે. બહારથી ૧૫ રૂ. નું પેન્શન તો તેને મળે છે: પણ સુરસિંહજીના સ્વર્ગવાસ પછી આ રકમ બન્ધ થઇ હતી. ભવિષ્યમાં તે વધી પણ શકશે.

૨૬

ભાવનગર, ૨૫ : ૯ : ૦૬

બન્ધુ કરુણાશંકર,

તમારા તા. ૨૦ તથા ૨૪ મીના માયાળૂ પત્રો મળ્યા. આનંદ થયો. સૌ. નર્મદાની તબીયત ઇશ્વરકૃપાએ ઘણી સુધરી છે.

શબ્દના તમારા અભ્યાસથી મને તો સન્તોષ છે. બોટાદમાં ગઇ તા. ૯ ની વિશ્રામ વારની રાત્રિએ કવિની સાથે એક ઘણી લાંબી વાતચીત થઇ. ......... પણ કવિ આવેશમાં સ્વરને ઉતારી શકતા ન હતા. "ગુજરાતને ક્રાઇસ્ટનું નામ ગમતું નથી. પ્રભુના નામથી જે બોલવું હોય તે બોલો: તમે જાતે ભલે ક્રાઇસ્ટને માનો: પણ અમે એ ન માનીયે તેમાં અમારો દોષ ન કાઢો: અમે ક્રાઇસ્ટથી વિરુદ્ધ છીએ પણ પ્રભુના સેવક છીએ: પ્રભુ કરતાં ક્રાઇસ્ટ માટે વધારે આગ્રહ! અવતાર કહો, તો રામ-કૃષ્ણ કાં નહીં? બધા મનુષ્યો કાં નહીં? તમે ક્રાઇસ્ટનું નામ ગુપ્ત રાખીને કહેવા ચાહશો તો ઘણું ઉપયોગી કહી શકશો. આ તો તમારૂં જીવન વૃથા વીતે છે. ઇંડિયા કદાપિ ક્રાઇસ્ટને સ્વીકારશે નહીં." વગેરે ઘણા પ્રશ્નો અને અભિપ્રાયો કવિએ આવેશથી આપ્યા.

× × ×

તમારો

શુ. મણિશંકર

૨૭

હસા, ૨૬ : ૧૧ : ૬

બન્ધુ,

કુંડલેથી લખેલો મારો દુઃખદાયક પત્ર મળ્યો હશે. મળ્યો છે કે નહીં, તે તમારા તા. ૧૮ મીના પત્રથી સ્પષ્ટ થતું નથી. પણ ધારૂં છું કે મળ્યો હશે. તમારા કોમળ હૃદયને તેથી કેટલો બધો આઘાત થશે, એ કલ્પના છતાં તમારી પાસે બધું નિવેદન કરવાની મને ફરજ લાગી અને મેં લખ્યું.

હવે—આટલે વખતે—દુઃખ તો ઘણું કમી થઇ ગયું છે, દશેક દિવસથી તો કવિ પણ સાથે છે. મારી તબીયત નરમ જાણીને આવ્યા હતા. આવતી કાલે રાજકોટ જશે. મારી અશક્તિ તેમણે જોઇ. તેમને મુખ્ય કારણ એ લાગે છે કે હું વિચારો પ્રમાણે કર્યું

કરી શકતો નથી તેથી આ સ્થિતિ છે. તમારા પ્રયત્નોની સફળતા જાણી આનન્દમાં છું અને પ્રભુનો ઉપકાર માનું છું.

× × ×

કોઈ વાર લાગે છે કે પ્રકાશનો ઉપયોગ ન થવાથી પ્રભુએ તે લઇ લીધો છે, કોઇ વાર લાગે છે કે હવે બુઝાયેલો અગ્નિ ફરી પ્રજ્વલિત થશે જ નહીં, પણ વળી સ્મરણ આવે છે કે વિયોગનું દુઃખ થાય છે એ સંયોગનું સૂચક ચિન્હ છે અને વિશુદ્ધિ થયા પછી ફરી જીવન પ્રકટવા લાગશે. તમે પ્રાર્થના કરશો કે પિતા મારા પર દયા કરે. હાલ એજ

**શુ. મણિશંકરના આ૦**

૨૮

ભાવનગર, તા. ૯ : ૭ : ૦૭

બન્ધુ કરુણાશંકર,

× × ×

કોઇ પણ સારા પાયા ઉપર દેશહિતની તૈયારીઓ થતી હોય એમ હું માનતો નથી. એ બહાને પ્રપંચી લોકો અમુક ઠગાઇઓ કરતા હોય એ સમ્ભવે છે.

× × ×

**શુ. મણિશંકરના આ૦**

૨૯

ભાવનગર, તા. ૧૬ : ૭ : ૦૭

પ્રિય કરુણાશંકર,

× × ×

સારા માણસો પાસે પણ અને સારા કામની ખાતર સુદ્ધાં પૈસા માગવાનું મને તો એટલું જ દુઃખદાયક લાગ્યું છે, કે ભવિષ્યમાં ઉદયને ચાહનારી બધી પ્રવૃત્તિઓ જેમ નાણાં ઉપર ઓછો આધાર રાખે તેમ સારૂં, એવું લાગ્યું છે. વિદ્યાર્થીઓમાંથી જ અમુક અમુક રસોઇનું કામ, અમુક અમુક વાળવાનું કામ વગેરે કરી ખરેખરા સ્વાશ્રયી અને થોડા પૈસામાં સ્વાધીન થઇ શકે તો ઘણું સારૂં.

**શુ. મણિશંકરના આ૦**

૩૦

ભાવનગર, ૫ : ૮ : ૦૭

પ્રિય ભાઈ,

× × ×

કવિ મુંબાઇથી પાછા આવ્યા. રણજીતરામ ઈશ્વરને નથી માનતા, તેની સાથે ચર્ચામાં દંડો ચલાવ્યો જણાયો. ગજ્જર સાહેબ પણ નથી માનતા. છતાં તેની સાથે વાતચીતમાં રસ પડ્યો એમ બોલતા હતા. **શુ. મણિશંકરના આ૦**

૩૧

ભાવનગર, ૨૯ : ૧૦ : ૦૭

બન્ધુ કરુણાશંકર,

મહેમાનો છે ત્યાં સુધી મને પૂરતો અવકાશ મળતો નથી. હમેશાં મધ્ય રાત્રિ સુધી બધા જાગીએ છીએ. સ્હવાર સાંજનો વખત પણ ચર્ચામાં કે વાંચવામાં જ જાય છે. તેઓ જશે તે પછી નિયમસર લખી શકીશ.

કવિને મુખેથી મામેરૂં પણ સાંભળ્યું, પ્રેમાનંદનાં પુસ્તકો મેં તો પૂરેપૂરાં અત્યાર સુધી વાંચ્યાં જ ન હતાં: કવિએ રસ લગાડયો છે.

નરસિંહભાઇનો પત્ર વાંચ્યો. તે અને શિવાભાઈ યાત્રા કરી આવ્યા. શિવાભાઇ આવતે રવિવારે આવવા લખે છે, ભોગીલાલ પણ ભાઇ દેવચંદ સાથે આવશે. કવિરાજ કદાચ ત્યાં સૂધી રોકાશે.

કવિરાજની વાંચવાની ઢબ આકર્ષક છે. પ્રસંગોપાત્ત ટીકાઓ પણ બહૂ સારી કરે છે. ભાવનગરની સમસ્ત પ્રજા એ બે બન્ધુઓથી પ્રસન્ન થઇ છે.

× × ×

સુદામાચરિત્રના કેટલાક ભાગ મને બહૂ ગમ્યા. મામેરૂં કાંઈ ઉતરતું લાગ્યું; છતાં તેમાં સુદ્ધાં અમુક અમુક પ્રસંગોમાં કવિ બહૂ જ સફળ થયેલા છે.

× × ×

તમારો
શુ. મણિશંકર.

૩૨

બુધેલ, તા. ૩: ૧૨: ૦૭

" દાદાજીની દેવદિવાળી જોવા મૈનાં એક, બ્હેનાં !
જૂનેગઢથી ઉતરી આવી મ્હારે મન્દિર છેક, બ્હેનાં !

૩૩

મહુવા, ૨૩: ૫: ૦૯

ટરકીના રાજ્યવિપ્લવની વાતો પેપરોમાં વાંચી હશે. મને આશા છે કે રોમંની વાતો જાણી ગુજરાત કંઇ વધારે સશક્ત થશે.

૩૪

તળાજા, પ્રભુનો દિવસ, ૬: ૬: ૦૯

બન્ધુ......,

હૂં ગયે ગુરુવારે સાંઝે અહીં આવી પહોંચ્યો છૂં. તળાજાથી સુમારે બે માઇલ પશ્ચિમે શોભાવડ કરીને ન્હાનૂં ગામ છે, ત્યાં નદીને કાંઠે શિવાલય છે, તેમાં ઉતર્યો છૂં. સ્હવારે, બપોરે, સાંઝે, રાત્રિએ–જ્યારે ઇચ્છા થાય છે ત્યારે ન્હાવા જાઉં છૂં. બધાં બાલકો પણ વારંવાર ન્હાય છે. સ્થાન ઘણૂં રમણીય છે. હજી અહીં બે ચાર દિવસ રહીશ.

ગદ્ય લેખોનો સંગ્રહ પણ થશે છતાં તે કવિતાની સાથે મૂકવાની જરૂર નથી.

× × ×

કેકારવની સાથે હમીરકાવ્ય છપાશે. બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં હૂં વધારે કહેવાનો છૂં. ઉપોદ્ઘાતમાં પણ વધારો લખવાનો છૂં.

ચિ. કુસુમને યાદ કરૂં છૂં. ઉપર શાખામાં બુલબુલ બોલે છે. તમે બુલબુલ જોયૂં છે ? એ દેશમાં બુલબુલો છે ?

× × ×

ભાઇ મનસુખરામને સલામ સાથે કહેશો કે હું તેલાવનો ડુંગર જોવા ઝમ્રગામ સુધી જરૂર આવીશ.

હાલ તો એજ.

શુ. મણિશંકરના આ૦

૩૫

જબલપોર, ૧ : ૮ : ૦૯

બન્ધુ......,

નર્મદાનાં નીર અદ્‌ભુત છે. અંદર આરસપહાણના ખડક છે. હું હોડીમાં બેસી કેટલાક માઇલ ફરી આવ્યો છું. પ્રભુનું કાર્ય ઘણી ચમત્કારિક પ્રણાલીઓ દ્વારા ચાલી રહ્યું છે. આજે અહીં ચર્ચ ઓફ ઈંગ્લંડનું ભવ્ય દેવાલય જોયું; અને પ્રભુ તરફથી પવિત્ર ભોજનનો પ્રસાદ મળ્યો. પણ વિશેષો એટલા બધા છે કે વિસ્તારથી અત્યારે લખી શકતો નથી. અહીંથી એક બે રોજમાં બનારસ જઈશ. ત્યાં પણ પોસ્ટ ઓફિસ મારફત પત્રો મળશે. To await arrival એટલું ઉમેરવાથી ઓફિસ એવા પત્રો રાખી મૂકે છે. સકુટુમ્બ કુશલ હશો. ચિ. કુસુમ અને કાશી કુશલ હશે. હાલ એજ

શુ. મણિશંકર

૩૬

BHAVNAGAR, ૧૭ : ૮ : ૧૯૦૯

બન્ધુ......,

હું બનારસથી ફરી નર્મદાતીર થઇને ગઈ તા. ૧૪ મીએ અહીં કુશલતાથી પહોંચ્યો છું. અહીં સર્વ કુશલ છે.

જબલપુરથી બાર માઇલ દૂર નર્મદાતીરે ભૃગુક્ષેત્ર કરીને તીર્થ છે, જે હાલ ભેડાઘાટ કરીને કહેવાય છે. ત્યાં નદીમાં સંગેમરમરના ખડક છે. આસપાસની કુદરત એટલી રમણીય અને ભવ્ય છે, કે મને તો એ બધો દેખાવ હજી કોઈ વિરલ સ્વપ્નની માફક નજરે તર્યા કરે છે. ખુદ ગંગામાં પણ એ સૌન્દર્ય મેં જોયું નથી, પણ એ સમ્બન્ધી વિશેષ કોઈ પ્રસંગે જ કહી શકીશ.

બનારસમાં હું નાગા બાવાઓના અખાડામાં ઉતર્યો હતો. એ વર્ગમાં કેટલાએક ઘણા સારા સાધુઓની પિછાન થઇ છે-બનારસ જતાં બે અને ત્યાંથી આવતાં ચાર સાધુઓ મારી સાથે હતા. એમના સમ્બન્ધી પણ નવું જાણવા જેવું ઘણું છે. જો કે તે સુદ્ધાં કોઇ પ્રસંગે જ જણાવી શકીશ.

× × ×

સૌ. નર્મદાને અને ઘણાંને અહીં એવી ધાસ્તી હતી કે હું કલકત્તે અને હરદ્વાર ગયા વગર પાછો ફરીશ નહીં. સૌને મારા આવવાથી સન્તોષ થયો છે......

× × ×

તમારો

શુ. મણિશંકર

૩૭

મહુવા* ૧૬ : ૧૨ : ૦૯

વહાલા ભાઇ,

× × ×

જ્યારે એક તરફથી હું તનમનમાં નિર્બલ થયેલો છું, ત્યારે બીજી તરફથી મને મારી હાલની જગ્યાએથી બદલવાની ભાવનગરમાં હીલચાલ થાય છે. કારણમાં મારી અવારનવાર થઈ આવતી અશક્તિ અને પોલીસ ગેઝેટ હશે એમ અનુમાન છે; કારણ કે રુબરૂ કોઈ કશું કારણ જણાવતા નથી. જે રાજાની મેં એટલી સેવા ઉઠાવી છે તે આ પ્રમાણે મને હાનિ કરવા સજ્જ થયેલ છે. હું કાલે ભાવનગર જાઉં છું. મને શી જગ્યા આપશે તે હજી ચોક્કસ નથી, કદાચ કૉલેજમાં પાછા જવું પડશે. અને મારી જગ્યા ભાઈ...એ સ્વીકારી છે. એ ભાઇ ...થી કાયર થયેલા છે; અને મને ન ખસેડવાને આગ્રહ કરી શક્યા નથી. ખેર.

એક ખાતાના ઉપરીની જગ્યાએથી આ પ્રમાણે ઉતરવાનો પ્રસંગ આવતાં મારા જેવા માણસને કેટલું લાગતું હશે તે તમે કલ્પી શકશો. મનમાં બીજાં ઘણાં કષ્ટો છે પણ અત્યારે એ સંબંધી લખતો નથી. ભાવનગર ગયા પછી કાંઈક ચોક્કસ થશે ત્યારે વધારે લખીશ.

શુ. મણિશંકરના આ૦

૩૮

ભાવનગર, ૨૮ : ૧૨ : ૦૯

બન્ધુ કરુણાશંકર,

× × ×

દયાના મહાસાગરની બધી યોજનાઓ આપણા હંમેશના હિતને માટે જ હોય છે એ નિસ્સંશય છે. અને તો પણ દુઃખના પ્રસંગોમાં દુઃખ ન થાય એમ બનતું નથી. ઓ બન્ધુ, પ્રતિષ્ઠાની હાનિ કે દ્રવ્યની હાનિ એ જ એક અત્યારે મારી વેદનાનું કારણ નથી. બીજાં ઘણાં કારણો એકઠાં થયાં છે.

કવિને આવતાં હજી વાર લાગશે એમ દેખાય છે. જાન્યુઆરીની આખરમાં કદાચ આવી શકશે. અને પોતાને ક્યાં મૂકશે એ હજી ચોક્કસ નથી. કૉલેજમાં નહીં પણ બીજે જ કોઈ ઠેકાણે તજવીજ થશે એમ મને લાગે છે. દરમીયાન અનિશ્ચયની સ્થિતિમાં હું કશું જ કરી શકતો નથી. તન અને મન બન્ને નિર્બલ છે.

× × ×

શુ. મણિશંકરના આ૦

૩૯

ભાવનગર, તા. ૪ : ૧ : ૧૦

પ્રિય બન્ધુ શિવાભાઇ,

હું ધીરજથી સહન કરું છું અને કરીશ.

હું તનમનથી નિર્બલ થયેલો છું એ ખરી વાત છે. નહીં તો એ પ્રમાણે હું લખું જ

* કાન્તમાલા પત્ર ૯૫ જુઓ.

નહીં. પણ મને આશા છે કે એ નિર્બળના બહુ વાર ટકશે નહીં. પાછું સારું થશે-થવા લાગ્યું છે.

મહારાજાના કાર્યથી જ મારી આ સ્થિતિ થઇ નથી, એ સ્થિતિ પહેલાંથી હતી જ. માત્ર ફેરફારીના પ્રસંગથી તે વધારે દુઃખદ થઇ પડી છે, અને વધારે વાર ચાલી છે, તથા હજી ચાલશે.

મુનિરાજના ઉપનયનનો સવાલ હજી મુલતવી જ રહ્યા કરે છે. હજી કોઇ નવીન માર્ગ કે મંડળની કશી તૈયારી નથી. તેવા કોઇ માર્ગ કે મંડળ માટે હું મારા કુટુમ્બને –પત્નીને તૈયાર કરી શકયો નથી. એમનું વલણ જ્ઞાતિ તરફ છે. તેમાં શી સ્થિતિ થશે એ અનિશ્ચિત છે. બીજી તરફ ભાઈ કરુણાશંકર અને તમે શું ધારો છો એ પણ હું પૂછી શકયો નથી. યોગ્ય કાલે પરમાત્મા બધું સૂઝાડશે એવી કંઇક આળસૂ આશામાં મેં કશો નિર્ણય કર્યો નથી, અને અત્યારે મને એમ પણ લાગે છે કે જાણે મેં જીવિત ગૂમાવ્યૂં છે; અને હવે કશું જ થશે નહીં–થઇ શકશે નહીં.

મારી આસ્થા? એ ચલિત તો થઈ નથી, પણ હાલની માનસિક નિર્બલતાની સ્થિતિમાં એ પ્રશ્નો મને વારંવાર આવે છે કે "મેં ભૂલ તો નથી કરી? શું મેં માની લીધેલી વાતો ખરી છે? શું જીસસ એ એક જ પ્રભુનો સાચો અવતાર છે? અને શું સ્વીડનબોર્ગ સ્વર્ગ અને નરક સંબંધી લખે છે એ ખરો અનુભવ છે?" આ બધા પ્રશ્નોના જવાબ મારા દિલમાં છે, અને તે હું પૂછનારને આપું છું; અને તો પણ એના એ પ્રશ્નો મને વારંવાર સતાવે છે. આવી પરીક્ષણની સ્થિતિનો તમને અનુભવ છે? હું મારા મગજને વ્યાધિગ્રસ્ત માનું છું: તે એક તો આવા પ્રશ્નો માટે અને બીજૂં એટલા માટે કે મને કશામાં રસ લાગતો નથી, પણ શૂન્યવત્ બેસી રહું છું. વચ્ચે તો આવી સ્થિતિ જારી રહેતાં જડતા કે ઉન્માદ સુધી વાત જશે એવી ભીતિ હતી. પણ હવે તે દૂર થય છે. અને હું ધીમે ધીમે પણ સ્પષ્ટ સબળ થતો જાઉં છું. × × × સૌ. નર્મદા મારી વર્તમાન સ્થિતિથી ખિન્ન રહે છે.

શુ. મણિશંકરના આ૦

૪૦

ભાવનગર, ૨૭: ૧૦: ૧૦

બન્ધુ......,

× × ×

તમે પેટલાદમાં જે કામ કરો છો તે માટે એટલી બધી દિશામાંથી અને એટલાં બધાં મનુષ્યોનું ઉત્તેજન મળવૂં જોઇએ એમ હું ધારતો હતો અને ધારું છું, કે મારા એકના ઓછા વ્યવહારથી પ્રોત્સાહનમાં ન્યૂનતા લાગવાના સમ્ભવની મને કલ્પના આવેલી નહીં. અને હું તો કંઈક અલ્પભાષિત્વના સ્વભાવથી જ અને કંઇક પરમાત્માએ આપેલી સ્થિતિના પ્રભાવથી બહુ બોલી કે લખી શકતો નથી, એ તમે જાણો છો.

"પૂર્વાલાપ" છપાવવા માટે તૈયાર કરવા ચાહું છું. તેની કોઇપ આખી નકલ તમારી પાસે છે?......

"ઇન્દુકુમાર" ભાઇ રણજીતરામ અને હું, હમણાં ફરીને વાંચી ગયા. અમને લાગે છે કે વર્તમાન ગુજરાતની સાંસારિક અને ઇતર જીવનની મુશ્કેલીઓ ઉપર કવિ હજી થોડો જ પ્રકાશ નાખે છે. ચિત્રો ઘણાં ઉચ્ચ અને સુન્દર આલેખે છે. જીવન સમ્બન્ધી પણ ઘણાં ગમ્ભીર સત્યો આપે છે, અને તો પણ વર્તમાન સમાજને દુઃખ ક્યાં છે, મુશ્કેલી ક્યાં આવે છે, વિરોધો કેવા ઉભા થાય છે, વગેરે નઝદીક રહીને તેમણે જોયેલ નથી, અને તેટલા માટે ખરી મુશ્કેલીઓ ઉપર કંઈ અજવાળું પાડતા નથી. નવી કાલ્પનિક સૃષ્ટિ બહુ સુન્દર ખડી થાય છે; પણ તેમાં હાલના વખતના આપણા જીવનની સાથે સમભાવનું દર્શન થોડું છે. ગુજરાતના હૃદયને જેવો કલાપીએ સ્પર્શ કર્યો છે તેવો કવિ હજી કરી શક્યા નથી. તમને કેમ લાગે છે ?

× × ×

શુ. મણિશંકરના આ૦

૪૧

મુંબાઇ, ૧૭ : ૧ : ૧૧

પ્રિય ભાઈ,

ચિ. મુનિને શીળી નીકળી હતી. હવે આરામ છે. પ્રો. ગજ્જરને મળ્યો. બન્નેનો ઉદ્ગાર નીકળ્યો કે "મને તમારા જેવો મનુષ્ય પાછળથી મળ્યો નથી." યોગ ગાઢ થતો જાય છે. અન્યત્ર પણ સત્યનો વિજય ત્વરાથી ચાલે છે. નવો ખેલ* આવતી તા. ૨ જીએ બહાર પડશે. હું ઘણું કરીને ત્યાંસુધી અહીં જ રહીશ. 'પૂર્વાલાપ' પણ સ્મૃતિમાંથી ત્વરિત લખાવા લાગ્યો છે. ચિ. કુસુમ અને ચન્દ્રકાન્ત સાથે કુશળ હશો.

હાલ એ જ.

શુ. મણિશંકરના આ૦

૪૨

ભાવનગર, ૨૫ : ૭ : ૧૧

પ્રિય ભાઈ...અને...,

તમારા બધા પત્રો મળ્યા. હકીકત જાણી.

બાલકોને આરામ થયો જાણી સન્તોષ થયો.

"કેટલીક પ્રાર્થના"ની યાદી વાંચી. તેમાં સમાવેલી નીચેની કવિતાઓ પ્રાર્થનાઓ નથીઃ-

( ૧ ) કુસુમને સમ્બોધન.

( ૨ ) વસન્તને પ્રાર્થના. આમાં પ્રાર્થના શબ્દ છે : પણ એ પ્રભુપ્રાર્થનાની સાથે ન જોઈએ.

( ૩ ) વ્હાલાંઓને ઉપદેશ. માત્ર અંતમાં પ્રાર્થના થાય છે.

( ૪ ) કલાપીને સમ્બોધન.

( ૫ ) મહેમાનોને પ્રાર્થના. ( ૨ ) પ્રમાણે.

( ૬ ) રોનારૂં ભીતરમાં રોતું.

( ૭–૮ ) સ્નેહગીત. પોકારૂં બેસી. વ્હાલાં આવો.

* ગ્રામિમ દુલિયા.

( ૯ ) શુકદેવને સમ્બોધન.

આ સિવાય કેટલીક દાખલ કરવા જેવી નથી. પણ તે છેવટ લિસ્ટ આવશે ત્યારે બનાવીશ. બધી છપાવવાનો આગ્રહ રાખવા કરતાં જે ખાસ સારી અને ઉપયોગી લાગતી હોય તે માટે આગ્રહ રાખવો એ સારું.

ગૌરક્ષણ પ્રાર્થના સમ્બન્ધી વિચારો વાંચી આનન્દ થયો. બાલકો કુશલ છે. કેટલાક વિક્ષેપોથી હું પોતે હાલ પ્રસન્ન રહી શકતો નથી. સ્થાન છોડવાના સંકલ્પ આવે છે. બને તે ખરું. હાલ એ જ.

શુ. મણિશંકરના આ૦

૪૩

ભાવનગર, ૧૭ : ૮ : ૧૧

બન્ધુ ......,

નમારો તા. ૧૩ મીનો માયાળુ પત્ર મળ્યો. અગાઉનો તા ૧ લીનો પણ. આનન્દ થયો.

પ્રાર્થનાના સમ્બન્ધમાં હું જોઉં છું કે મેં પોતે આટલાં બધાં વર્ષો થઈ ગયાં, તોપણ પિતાની સાથે પરિચય વધાર્યો નથી. અન્તરો ઉઘડેલાં હું અનુભવતો નથી. પ્રાયશઃ પૃથ્વી ઉપર દ્રવ્ય એકઠું કરેલું હોવાને લીધે એટલે કે સત્ય માત્ર બાહ્ય સ્મૃતિમાં રાખેલું હોવાને લીધે "કીડા તથા કાટ નાશ કરે છે, અને ચોરો ખાતર પાડીને ચોરે છે." "એક દેવીના આત્મવૃત્તાન્ત" માં એ વિષય ઉપર એટલું બધું લખાયેલું છતાં મારી અન્દર હું થોડો જ વિકાસ જોઉં છું. અને તો પણ બેશક નિરાશ થતો નથી; કારણ કે એમ લખ્યું છે કે "જે મારી પાસે આવે છે, તેને હું કોઈ રીતે બહાર કાઢી મૂકીશ નહીં."

× × ×

આપણો પત્રવ્યવહાર હાલ અગાઉના જેટલો સફલ નથી તેનું કારણ મુખ્ય અંશે હું મારા પોતાનામાં સમજું છું. મારી પોતાની ગતિ સન્તત અને અવિચ્છિન્ન રહી નથી. દુનિયાને પણ હજી સુધી બરાબર પિછાનતો થયો નથી, ઈ. ઈ. અસ્તુ. હવે પછી પણ વધારે નિશ્ચિત પગલાં ભરાશે તો **गतं न शोचे.**

શબ્દ તરફ તમારો ભાવ વધવા લાગ્યો છે, એ જાણી નવી આશાઓ સ્ફુરે છે. ખાસ કરીને જીસસનાં પોતાનાં વચનો વારંવાર વિચારવાથી ઘણો નવો પ્રકાશ મળશે.

જૂના સમ્બન્ધીઓ અને સ્નેહીઓનો મને હમણાં હમણાં બહુ કડવો અનુભવ થઈ ગયો. જાતિ અને આચારના દમ્ભને હું ઘણાં વર્ષોથી સહતો આવ્યો છું. પણ છેલ્લો મુંબાઈમાં હતો તે અરસામાં એ દમ્ભના હિમાયતીઓને મેં ચોખ્ખી વાતો સમ્ભળાવી દીધી એટલે હાલ થોડા મહિનાથી હું ઘણા નજીકના સમ્બન્ધીઓથી પણ છૂટો થયો છું.

વૃદ્ધાવસ્થા હવે પાસે આવી લાગે છે. જૂના સમ્બન્ધો નષ્ટ થતા જાય છે. નવામાં હજી કશી ખબર નથી. પત્નીને હજી પણ જૂનાને માટે આગ્રહ રહ્યો છે. હું નવીન કશું સ્પષ્ટ દેખાડી શકતો નથી. તોપણ વિશ્વાસના જોરથી અક્ષુબ્ધ છું. હું અક્ષુબ્ધ છું, તોપણ પત્નીની ચિન્તા હજી દૂર કરી શકતો નથી. મુનિ જયન્ત અને અજિત કેવા નિકળશે અને શું કરશે, તે તો પ્રભુ જાણે. તેની ઇચ્છા કરાઓ! તેનું રાજ્ય આવો!

મને લાગે છે કે અમુક કાલ પછી પણ કોઈક સ્થાનમાં આપણે સર્વ સાથે રહીએ,

અને નવ મન્દિરના પાયા નાખીએ. તો જ ભવિષ્યમાં સન્તતિને સુખ થઇ શકે. વિઘ્નો ઘણાં લાગે છે, પણ એ પ્રવૃત્તિ આવશ્યક દેખાય છે. હવે માત્ર વાચન લેખનથી સન્તોષ થતો નથી. કંઈક જીવનની અને જીવનમાં સેહચારની તૃષા લાગી છે. વિચારશો, અને જે સ્ફુરે તે જણાવશો. ચિ... ... ... ..., વગેરેને આ.

શુ. મણિશંકરના આ૦

૪૪

ભાવનગર, ૨૫ : ૪ : ૧૨

પ્રિય ભાઇ,

× × ×

શાળાને બદલે ઘાસનો વેપાર ચાલે છે એ પણ કંઈ કંઇ અનુભવ આપતો હશે. કષ્ટ કદાચ એથી જ થતું હશે.

દ્રવ્ય માટે યોગ્ય ઇચ્છા રહે એ કાંઇ ખોટું નથી. ઘણાં વર્ષ બેદરકાર રહ્યા પછી મને તો હવે એ આવશ્યક અને ઉપયોગી લાગે છે.

× × ×

મણિશંકર

૪૫

ભાવનગર, ૨૯ : ૫ : ૧૨

બન્ધુ,

તમારા બધા પત્રો મળ્યા છે. વચ્ચે ઘણા બનાવો બની ગયા. ચિ. ભગવાનલાલ અને બચુભાઇ સકુટુમ્બ આવી એક સપ્તાહ રહી ગયા, અને તે પછી ભાઈ દેવચન્દ, કરસનદાસ ચીતલિયા અને ભાઇ રણછોડલાલ ચાર પાંચ દિવસ રહી ગયા

× × ×

રાજ્યનો એડમિનિસ્ટ્રેશન રીપોર્ટ હમણાં જ પૂરો લખી રહ્યો; અને કવિ ન્હાનાલાલ સુરત છે તેને એક પત્ર લખીને આ તમને લખવા બેઠો છું.

મૌન રખાવનાર પણ સ્વામી છે; અને તેની ઇચ્છા થશે કે તરત તે વાચાલ કરશે.

'માલા અને મુદ્રિકા' છપાય છે. એરીસ્ટોટલનાં પણ ૮૦ પૃષ્ટ તૈયાર થવાની તૈયારી છે. ભાઇ રણજીતરામ જોવા લઇ ગયા છે. મોકલીશ.

"જીવનનું જલ" એક સ્થલે જ ભરેલું છે. શબ્દ સિવાય અન્યત્ર તે નથી.

હા, 'માલા અને મુદ્રિકા'ની મૂળ નકલ અને મૂળ પુસ્તક મોકલી આપશો.

પુસ્તકો મોકલવાનું હજી અમલમાં લાવી શકયો નથી. લાવીશ.

કવિ ન્હાનાલાલ અહીં પન્દરેક દિવસ રહી ગયા. એઓ ધારે છે કે કલાપીના દોષો ગુજરાતની આગળ ન મૂકતાં હું અને બીજાઓ તેની સ્નેહી તરીકે તારીફ કરીએ છીએ, તેથી ગુજરાતને ખરાબ દાખલો મળે છે. ... ... ... ... ... ...કલાપીના જીવનમાં કવિને તો નિર્બલતા અને મોહ જ દેખાય છે. ચાર દિવસ સુધી આ વિષય પર વિવાદ ચાલ્યો હતો. 'માલા અને મુદ્રિકા'ની પ્રસ્તાવનામાં હું તે સમ્બન્ધી થોડું લખવા ધારૂં છું.

× × ×

મોટો કાગળ તો લીધો છે, પણ હું તમારી માફક વિસ્તારથી લખી શકતો નથી. માટે હાલ તો એ જ.

તમારો સદૈવ સ્નેહાધીન
મણિશંકર

૪૬

ભાવનગર, ૨૩ : ૮ : ૧૨

પ્રિય ભાઇ,

સ્નેહી સમ્બન્ધીઓ ગભરાય નહીં તે માટે થોડી વાર સૂતકનો પડદો જારી રાખવાને દરકત નથી. સૌ. નર્મદા એક રાત અને અર્ધો દિવસ રોઇ તે પછી મેં એ પડદો હાલ રાખી લીધો છે.

શુ. મણિશંકરના આ૦

૪૭

૫ : ૯ : ૧૨

પ્રિય ભાઇ...... ,

એરિસ્ટોટલનું આ આગળનું ભાષાન્તર મેં ડિકટેશનથી લખાવ્યું છે. અનુલેખકો સૌ. નર્મદા અને ચિ. મુનિકુમાર છે. મેં સુધારેલ નથી. તમને જે જોડણીની નિઃશંક ભૂલો લાગે તે સુધારશો અને ' પ્રેસકોપી ' કરાવી મને મોકલશો.

કાગળ લખાશે.

તમારો
શુ. મણિશંકર

૪૮

ભાવનગર, ૭ : ૯ : ૧૨

બન્ધુ...... ,

તમે જાણો છો કે મારૂં પહેલું કામ આપણી ઉપાસના પદ્ધતિ તૈયાર કરવાનું છે. હજી સુધી બીજા નિયોગોમાંથી પૂરતો અવકાશ મળ્યો નથી. પણ ઘણા દિવસથી પ્રભુની પ્રાર્થનામાં અમુક ફેરફારો આવશ્યક લાગ્યા કરે છે. અહીં તે ઉતારૂં છું—

" પિતા અમારા, તૂં સ્વર્ગોમાંના,
તારૂં નામ પાવન થાઓ !
તારૂં રાજ્ય આવો !
તારી ઇચ્છા કરાઓ, જેમ સ્વર્ગમાં,
તેમ પૃથ્વી ઉપર પણ !
આપ અમને આજ અમારો રોટલો, આવશ્યક :
અને માફ કર અમને અમારાં કરજો,
જેમ અમે પણ અમારા કરજદારોને [illegible]ીએ છીએ !
અને અમને પાપપ્રવાહમાં ન દોર :

પણ પાપીથી અમને મુક્ત કર!
કારણકે યુગોમાં તારાં રાજ્ય અને શક્તિ અને દીપ્તિ છે!

મારા ઉપર જે અદ્ભુત શાન્તિ ઉતરી રહી છે તેનું વર્ણન કરવાની મને ઇચ્છા થતી નથી. તમે કર્મમાં જોશો. આમેન!

આંસુ થોડાં પડે તેથી મને દુઃખ થતું નથી તેનું રાજ્ય આવોઃ પછી ભલે સાથે સાથે આંસુની નદીઓ પણ ચાલે! હું કેટલીક બાબતોમાં કઠોર છું.

× × × ×

તમારો
શુ. મણિશંકર

૪૯

ભાવનગર ૪ : ૬ : ૧૩

બન્ધુ કરુણાશંકર,

× × ×

પ્રભુની સેવામાં પણ આપણી વિચાર શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવો જોઇએ. × × હિન્દૂસમાજની બહાર ટકી શકવાને વધારે સંખ્યા આવશ્યક છે. × × × પણ આટલા દિવસના મન્થન પછી મને હવે એમ જ લાગે છે કે હજી આપણે મંડળ સ્થાપવાને યોગ્ય સ્થિતિમાં આવ્યા નથી.

આ સ્થિતિને માટે હું પોતે જવાબદાર ઘણે અંશે છું. મેં વારંવાર પ્રમાદ કીધો છે. કર્તવ્ય કેટલું મોટું છે તે વિચારી સાવધાન અને ઉદ્યોગી રહ્યો નથી. પરિણામ એ આવ્યું છે કે સત્યનો વધારે પ્રચાર ઘણા વખતથી તમારા દ્વારાં જ ચાલે છે. હું પોતે એક પણ નવીન માણસનું આકર્ષણ કરી શક્યો નથી.

અસ્તુ. હવે તો બરાબર જાગ્રત છું જો કે હવે શું કરી શકાશે તે બીલકુલ કલ્પી શકતો નથી. ઘણી આશાઓ નષ્ટ થઇ છે. ઘણું ગૂમાવ્યું એમ લાગ્યા કરે છે. હવે પ્રભુ બરાબર સશક્ત કરે અને કશા સંકોચ કે સ્નેહ વગર આપણે કંઇ કરી શકીએ તે પહેલાં હું બોલીશ નહીં.

કુટુમ્બની સ્થિતિ તમને જાણીતી છે. એ પણ આગળ પગલું ભરતાં અટકાવે છે. મોસિસ અને તેના સહચારો કેનાનમાં પ્રવેશ કરી શક્યા નહોતા. તેમનાં બાલકો જ એ ભૂમિ પ્રાપ્ત કરી શકેલાંઃ આપણે માટે પણ કદાચ એવું નિર્માણ હશે.

× × ×

શુ. મણિશંકરના આ૦

૫૦

ભાવનગર ૧૮ : ૬ : ૧૩

બન્ધુ કરુણાશંકર,

× × ×

હાલ તરત આપણે મંડળ સ્થાપવાની યોગ્ય સ્થિતિમાં નથી એમ મેં તમને લખ્યું, પણ આત્માને શાન્તિ થતી નથી.

એમ લાગ્યા કરે છે કે જાણે નીમેડપસની માફક આપણે રાત્રિએ ઈસસને મળીએ છીએ. જેને આપણી બુદ્ધિ પ્રભુ તરીકે સ્વીકાર્યો વગર રહી શકતી નથી, જેણે પોતે કૃપા કરીને

આપણને પોતાનું સ્વરૂપ ઓળખાવ્યું છે; તેને ઝાહેર રીતે કબૂલ કરવાની આપણી છાતી ચાલતી નથી. એમ કરવું મરણના જેવું દુઃખદાયક લાગે છે.

બેશક જે દુઃખદાયક લાગે છે તે સ્વજનના સ્નેહને લીધે લાગે છે, મારી પોતાની સ્થિતિ એ બાબતમાં સૌથી વધારે વિષમ છે ને હું છૂટો થાઉં તો મુનિ, બાબર અને હૃદયને મારે પરાણે સાથે લેવાં કે કેમ એ પ્રશ્ન છે. પણ એ પ્રશ્ન જ વ્યથા કરે છે. કુટુમ્બને એ રીતે છિન્નભિન્ન કરી નાખવાનું ઇષ્ટ કે શક્ય લાગતું નથી.

× × ×

શુ. મણિશંકરના આ૦

૫૧

દિવાન ઑફિસ, ભાવનગર, ૨૦ : ૧૧ : ૧૩

પ્રિય ભાઈ શિવાભાઈ,

× × ×

ઇંગ્લાંડથી મિ. સ્લાઇટનો પત્ર આવ્યો છે. તે લખે છે: "જો કુટુંબમાં મતભેદ હોય તો નવા ચર્ચની શરૂઆત કરવાનો પ્રભુનો વખત હજી આવ્યો નથી એમ સમજવું. સ્વીડનબોર્ગે પોતે માત્ર પુસ્તકો લખવાની અને બહાર પાડવાની સેવા કરેલી. તમે એ પ્રમાણે કરી શકો."

એટલે જૂદા જૂદા ત્રણ માણસોનો એમ જ મત થાય છે કે આપણાં છે તેની લાગણીને માન આપીને આગળ ચાલવાનું છે. વળી તે લખે છે કે પ્રભુની સાથ રાહ જોવામાં પણ મોટું માન છે, ઇત્યાદિ. હવે મિ. મોરિસ આવે છે ત્યારે રૂબરૂ શું કહે છે તે જોશું.

શુ. મણિશંકરના આ૦

૫૨

ભાવનગર, તા. ૧૨ : ૧ : ૧૪

ભાઇશ્રી કરુણાશંકર,

× × ×

હું થોડો વખત જ્ઞાતિના અને સમ્બન્ધીઓના સહવાસમાં રહી આવ્યો. અનુભવ એવો થયો કે નજીકના સમ્બન્ધીઓની સાથે પણ મારું હૃદય ભળતું નથી. જ્ઞાતિની સંસ્થામાં અધિકાર અસત્યને છે, અને સત્ય જો તેમાં રહેવા ચાહે તો અસત્યના ઉપર આધાર રાખવાની તેને જરૂર પડે છે. કરાંચીવાળા આપણા મિત્ર મિ. ——એ જ્ઞાતિનો ત્યાગ કર્યો છે. અને તેમાં પત્નીનું તેને અનુમોદન છે. આપણે ત્યાં ———એ વ્યવહારમાં જ્ઞાતિને ગણી નથી, પણ ભવિષ્યમાં તે તેનો આશ્રય લે છે કે કેમ એ જોવાનું રહ્યું છે. આપણો હજી કશો નિશ્ચય થયો નથી તેનાં પ્રબળ અને વાસ્તવિક કારણો છે. છતાં એ પ્રશ્નનું જ્યાં સુધી કોઈક રીતે સમાધાન ન થાય ત્યાં સુધી તે વારંવાર વચ્ચે આવીને અસ્વસ્થ કરે છે એવો મને અનુભવ છે. તમને છે?

× × ×

શુ. મણિશંકર

૫૩ *

વડોદરા, ૧૭ : ૬ : ૯૭

સાહેબ,

કેટલાએક માસ પહેલાં મને "પ્રેમભક્તિ" તરફથી એક કાવ્ય મળેલું. તે વાંચતાં એ કાવ્ય અને જે વૃત્તિના એ ઉદ્ગાર રૂપ હતું તે વૃત્તિ સંબંધી "પ્રેમભક્તિ" ને કંઇક લખવા મને ઇચ્છા થઈઆવેલી. એટલા જ માટે મેં જ્ઞાનસુધામાં એક જાહેરખબર પણ આપેલી.

એ જાહેરખબર લખાતી વખતે "પ્રેમભક્તિ" કોણ છે, એ હકીકતની મને અનાયાસે ખબર પડી ચૂકી હતી. કાવ્યની બીજી નકલ પાસે હશે એમ ધારીને મૂળ મોકલતો નથી. બિલકુલ ન લખવાથી ગમે તે સંદેહ આવે એવા સંદેહથી એકવાર પડદો ઉઘાડવાનું સાહસ કરૂં છૂં.

લિ. તમારો ઇ.

મણિશંકર રત્નજી ભટ્ટ

૫૪ *

ભાવનગર, ૧૨ : ૮ : ૦૨

પ્રિયદર્શન ન્હાનૂભાઇ,

તમારો ગઇકાલનો પત્ર મળ્યો. મેં, સૌ. નર્મદા અને સૌ. માણેકે વાંચ્યો.

સૌ. માણેક માટે બે શબ્દ તમને લખવાનો યત્ન કરૂં ? "મિનિસ્ટરિંગ એન્જલ"ના જેવું એમનું માધુર્ય આપણા કમનશીબ દેશમાં હું તેનામાં જ જોઉં છૂં. ઇશ્વરકૃપાથી હૂં ઘણી સારી સ્ત્રીઓને ઓળખૂં છૂં. પણ આમનાથી સંતોષ થાય છે તેવો આજ સુધી અનુભવવામાં આવ્યો નથી. પણ હું જાણૂં છૂં કે આ શબ્દો ઘણૂં થોડૂં કહે છે. તમે નિભાવી લેશો.

તમારો

મણિશંકર

૫૫ *

ભાવનગર, ૧૨ : ૯ : ૦૩

કવિરાજ,

મીરાંબાઇનો લેખ "પ્રશ્નબન્ધુ"માં છપાયો તેટલો વાંચ્યો. સાચે ઘણો સારો છે.

× × ×

"વસન્તોત્સવ"ના અર્પણ માટે ઉપકાર. સૌ. નર્મદા પૂછે છે, કે અર્પણપત્ર કોને છે ? મારે શો જવાબ આપવો ? મારે કબૂલ કરવૂં જોઇએ કે એ લીટીઓમાંથી હૂં કંઈકિ આશ્ચર્ય પામ્યો છૂં.

'કલાપીનો કેકારવ' છપાઇ ગયો છે. હાલ ઉપોદ્ઘાત્ લખૂં છૂં. એકાદ મહિનામાં તૈયાર થઇ જશે. સકુટુમ્બ કુશલ હશો. અત્યારે જાણે કે તમને જોઇ શકાય છે; અને પેલી સાધારણ ગીતની લીટીઓ સાંભરે છે.

"ખુદાને જો સનમકી નૂરકી સૂરત બનાઈ હૈ !"

સલામ !

મીરાંબાઇનું પ્રવેશક વાક્ય મને બહુ ગમ્યૂં. સલામ ઉપરથી એટલૂં ઉમેરવાનૂં યાદ આવ્યૂં.

તમારો

મણિશંકર

૫૬ *

ભાવનગર, ૫ : ૧ : ૦૪

કવિરાજ,

તમને તમારૂં ભાષાન્તર ઘણું વધારે poetic* લાગે છે, એ હું માનું છું. પણ મને તો બધાં શંકાસ્પદ સ્થાનોમાં ગરુડલાલજીના ભાષાન્તરથી જ સન્તોષ થયો છે. વિષય સવિસ્તર ચર્ચાને જ યોગ્ય છે, એ તમારૂં માનવું બરાબર છે.

વાચનમાળાના રચવા યોગ્ય પાઠોની ટીપ હું પણ તૈયાર કરી મોકલીશ: પણ હાલ વ્યવસાય વધારે છે, તેથી સમયની અવધી જાણવા ઇચ્છા છે. કૉબ્હર્નટન સાહેબનો જવાબ આવે તે જણાવશો.

સાથે કોઇ પણ પુસ્તક મળ્યું નથી.

"ધાર્મિક સન્તોનાં જીવનવૃત્તાન્તોની માલા" નો વિચાર તમારૂં પુસ્તક જોયા પછી. દરમિયાન એટલું મારે જાણવું જોઇએ કે સેન્ટ જોનના ગોસ્પેલનું ભાષાન્તર મારી પાસે તૈયાર છે; અને હું જીવનનું મુખ્ય લેખન સ્વીડનબોર્ગનું અવતારણ માનું છું.

× × ×

"કાંઇ એવું કરવા માંડશો !" કાંઇ એવું તો નહિ પણ એ જ ઉદ્દેશની સિદ્ધિને માટે હું યથાશક્તિ શ્રમ કર્યા કરૂં છું. બાઇબિલમાંથી ઉત્પાદનના પુસ્તકનું ભાષાન્તર સટીક આદર્યું છે. એ પ્રકારના લેખો હું તમને મોકલતો નથી; કારણકે હજી તમે બાઇબલ વાંચ્યું નથી.

× × ×

તમારો

મણિશંકર

૫૭ *

ભાવનગર, ૧૦ : ૧ : ૦૪

"હળવે હાથે તે નાથ મહિડાં વલોવજો." એ તો મારૂં ફેવરિટ[૧] ગીત છે.

૫૮ *

ભાવનગર, ૮ : ૪ : ૦૪

પ્રિય કવિરાજ,

તમારો તા. ૪નો પત્ર કોણ જાણે કેમ આજે મળ્યો. વસ્તુઓના નવા-અસ્વાભાવિક અને તેટલા માટે અસુન્દર-રંગ કલ્પવાનો તમને શોખ હશે, પણ તે શોખ સારો નથી.

"સક્ષાલ" શબ્દ તમે ગમે તેમ બનાવો અને ગમે તેમ વાપરો, પણ એ શબ્દ બીજાઓ સ્વીકારશે નહીં.

સ્વર અને વ્યંજન સમ્બન્ધી તમારા વિચારો વિચિત્ર છે. "સંચય સંચાતાની પુનરુક્તિ=અંકાર ભરાતા"માં નથી. "વિલીન્યો" ઇત્યાદિ શબ્દો કાનને જ કઠોર લાગે છે. તમે બેલાયક એવા પ્રયોગો વાપરો. ગુજરાતના કવિની એ ન્હાની વિચિત્રતાઓને હું તો મહત્ત્વની સમજતો નથી.

× × ×

હાલ એજ.

મણિશંકરના પ્રણામ

---

* કવિત્વમય. ૧ પ્રિય.

૫૯ *

મહુવા, ૧૫ : ૧ : ૦૭

કવિરાજ,

છન્દ અને કવિતા રણજિતરામને ગોકલી આપેલ છે. સન્તોષ નથી થયો. આન્દોલન અને પ્રમાણ અને કલાના નિયમમાં......નો નિર્ણય અનિશ્ચિત રહે છે. પણ હાલ એ સમ્બન્ધી વિસ્તારથી લખી શકું તેમ નથી.

ગુરુવારે અહીંથી ચાલી શનિવારે ભાવનગર પહોંચીશ. છોટાભાઈ ગયે વખતે પણ મળ્યા હતા. આ વખતે પણ મળશે. સર્વ ખુશીમાં છે.

ગોવર્ધનરામભાઈ ગયા. તે સમ્બન્ધમાં લખવાનૂં આનંદશંકરનૂં આમન્ત્રણ સ્વીકાર્યું છે?

આપણાં વર્ષ કેટલાં બાકી ? તમે એ કલ્પના કરો તે યોગ્ય છે. જીવન્ત છો. મને તો હજી હમણાં જ જીવનની આશા ઉગવા માંડી છે. ક્રમે ક્રમે પણ જો જીવનમાં આવી શકાય તો વર્ષની ગણના કરવાની જરૂર નહીં રહે.

સકુટુમ્બ કુશલ હશો. હાલ એ જ

તમારો
મણિશંકર

૬૦ *

ભાવનગર, ૨૩ : ૨ : ૦૭

જનોઇ શા માટે હેવી જોઇએ, એ સવાલનો નિર્ણય કરવાને ઘણાં જૂનાં પુસ્તકોમાં શોધન કરવું જોઇએ. તમે તે પ્રમાણે કર્યું છે? સંસ્કારોની હાલ અધોગતિ થયેલી છે એ ખરૂં : પણ તમે ધારો તો તેની ઉન્નતિ કરી શકો. અર્થ વિનાની વાત છેક છોડવા કરતાં તેમાં કોઇ પણ કાલે અર્થ હતો કે નહીં તે તપાસીએ. હૂં હાલ એ અભ્યાસમાં જ છું. પરિણામ તમને જણાવીશ.

૬૧ *

દિયર ન્હાનૂભાઇ તથા સૌ. બ્હેન માણેક,

× × ×

સૃષ્ટિરચના ઉપર ટીકા કરવી એ સૃજનાર ઉપર ટીકા કરવાની બરાબર છે. બ્રહ્મ તટસ્થ નથી: બ્રહ્મ તો અન્તઃસ્થ છે.

× × ×

"પચાસ વર્ષ સુધી બકયાં કરવાને બદલે પચાસ વર્ષ ઉપર સુધારાવાળાઓએ પચાસ સારાં લગ્નો કરાવ્યાં હોત તો અત્યારે કેટલો લાભ થાત એ કહી શકાતું નથી." આ આરોપ ઘટે તે કરતાં વધારે કઠોર છે. સુધારાવાળાઓ કોણ? એ બિચારાઓ એટલાં બધાં સારાં લગ્નો કયાંથી કરાવી શક્યા હોત ? કુટુમ્બના વ્યક્તિત્વ માટે તમે લખો છો તે ખરૂં છે. મેવાડ અને જોધપુરની તમારી સરખામણી બરાબર નથી : સંકોચનો દોષ જોધપુરમાં વધારે છે.

સન્તોષ—ખરો સન્તોષ—વિકાસનો વિરોધી નથી. આળસ અને નિર્માલ્યતાની રચનાને સન્તોષનૂં મોટૂં નામ આપવાથી હાનિ છે.

× × ×

તમારો સ્નેહાધીન
મણિશંકર

૬૨ *

પૃ. ૧ ધિ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ: અમદાવાદ

" ૩ ભવાટવી, આત્મકલી, સુદિન, ભ્રુકુટી, વાંછા, આશિષ,

" ૫ " आत्मवत्सर्वभूतेषुમાં સમદૃષ્ટિનો ઉપદેશ છે.

પ્રસ્તાવનાના શરૂઆતના વાક્યને તેથી મદદ મળતી નથી.

મનુષ્યજીવનના શોક મોહ સ્નેહના પ્રસંગો **તત્ત્વતઃ એકરંગી** હોય છે? ઘાત આઘાત એટલે? આઘાત પ્રત્યાઘાત એટલે તો action & reaction; પણ ઘાતાઘાતનો કશો અર્થ નથી; અને જન્મ, લગ્ન, મૃત્યુના ઘાતાઘાત **બહુધા સરખા** હોય છે? સરખા હોય તો નિરર્થકતાનો બાધ કાં ન નડે? સ્વાનુભવ અને સર્વાનુભવમાં ભેદ **નથી**. માટે? બાધ અને બાધનો પરિહાર બન્ને કલ્પિત છે. "કેટલાંક કાવ્યો"ની પ્રસ્તાવનાની આ શરૂઆત તો મને ઠીક નથી લાગતી.

બેશક હું નવું સૂચવવા અસમર્થ છું. પણ તમારે વધારે વિચાર કરીને લખવું જોઇએ. ઉતાવળની જરૂર છે?

"પિંગલ ઋષિએ ઘડેલાં છન્દનાં ઝાંઝર" આપણી નવયૌવના કવિતાને ન રુચ્યાં, એ શું ખરી વાત છે? બેશક હમેશાં એ ઝાંઝર પહેરવાની ફરજ કે જરૂર નથી. પણ તમારી કવિતાને સુદ્ધાં એ ઝાંઝરો રુચ્યાં નથી એમ નથી બન્યૂં; અને બીજીઓ તો બહુધા એ જ પહેરે છે. ગુણાકાર, ભાગાકાર, સરવાળા, બાદબાકીની સરખામણી prosaic[1] છે. અને એકંદરે આ ન્હાની પ્રસ્તાવનામાં પણ તમારાથી controversial[2] થયા વગર રહેવાતું નથી? તમે કર્યા છે તેવા ફેરફારો બોલ્યા વગર થયા કરે છે. મને તો તમારી એ ચર્ચા આવશ્યક નથી લાગતી.

"જોડણીમાં અવ્યવસ્થા એ શું આપણું નિર્માણ હશે?" આ વાક્યનું પ્રયોજન? દોષો રહી ગયા છે તે માટે બે રસ્તા છેઃ-(૧) મૌન, અને (૨) ક્ષમાની માગણી. "બહુ સંભાળ રાખ્યા છતાં પણ" એમ લખવામાં વ્યર્થ આત્મશ્લાઘા થાય છે. વ્યર્થ એટલા માટે કે "લેખનશુદ્ધિ સચવાઈ નથી". "અનુક્રમ" નહીં પણ "અનુક્રમ" બનાવનારી "અનુક્રમણિકા."

૬૩ *

ભાવનગર, ૭: ૧૧: ૦૭

સ્વસ્તિ શ્રી રાજકોટ મહાશુભસ્થાને પૂજ્યરાધે સર્વ ઉપમાયોગ્ય બાવાજી શ્રી, બાવાજી અમૃતલાલ સુન્દરજી તથા ચેલાજી શ્રી ૫ ચેલાજી ન્હાનાલાલ દલપતરામ તથા સાથ સમસ્તની સેવામાં.

એતાન શ્રી ભાવનગર બંદરથી લિ. ભટ્ટ મણિશંકર રતનજીના જયગોપાલ વાંચશો. બીજૂં લખવા કારણ એ છે જે ગુરુચેલાને વળાવ્યા પછી પહોંચનો પત્ર નથી તો તે લખજો. બીજૂં બહેન માણેકબાઇની તબિયત કેવી ચાલે છે......તે લખજો. બીજૂં આપ પધાર્યા તેને બીજે દિવસે અહીં ગંભીરાના મહેતાજી કરુણાશંકર તથા વડનગરના મહેતાજી શિવાભાઇ જેઠાભાઈ તથા ધારીના ઇન્સ્પેક્ટર દેવચન્દ રામજી તથા ચલાળાના

૧ કવિત્વહીન. ૨ ખંડનમંડનાત્મક.

મહેતાજી શિવાભાઇ ઉમેદભાઇ તથા દહેગામના મહેતાજી મોગીલાલ મથુરભાઇ આવ્યા છે. સર્વ ખુશીમાં છીએ. અહ્નાનો નૂર " દેવ! મન્દિર ઘો!" એ ઉતારતાં ભૂલી ગયો છે તો ઉતારી મોકલાવશો. નવલ વિશેષ લખશો. મનુ અનુ વિનુ આનન્દમાં હશે. બાઇને પ્રણામ. તમને ગુરુચેલાને દોઢ પ્રણામ.

૬૪

Saturday night

MY DEAR MUNI,

I think one of mss in the packet I sent contains the continuation of this part of your mother's પ્રેમકથા. It is only the first draft. I would make it much more bright and interesting in the revision. Your judgment and criticism would be welcome at Bombay. I told you that I hope to be in Bombay about the 19th of June.

From here to Rawalpindi--thence to Lahore thence to Multan or direct to Karachi and then by steamer to Bombay.

Ask Jayant to receive me there. For I wish to be his guest in the Hostel of my Alma Mater. Let him reach Bombay on 18th June or even 19th. I shall try to reach Bombay about the same time.

I shall run down to Bhavnagar after passing a week at the Elphinstone College. I wish to read a paper or two under the chairmanship of the Principal.

Yours
Manishanker

શનિવાર રાત્રે

[મારા વ્હાલા મુનિ,

મેં તમને જે પાર્સલ મોકલ્યું છે તેમાં હું ધારું છું છે, તમારાં માતુશ્રીની પ્રેમકથાના આ ભાગનું અનુસંધાન છે. તે હજી તો માત્ર પહેલી જ વાર લખેલો છે. તેને ફરીવાર લખતાં હું વધારે તેજસ્વી અને રસમય કરીશ. મુંબઇમાં તમારો અભિપ્રાય અને ટીકા આવકારપાત્ર થશે. મેં તમને કહ્યું છે કે ૧૯મી જુન લગભગ હું મુંબઇ ઉતરવા આશા રાખું છું.

અહીંથી રાવલપીંડી, ત્યાંથી લાહોર, ત્યાંથી મુલતાન થઇને અથવા પરભાર્યાં કરાંચી અને પછી સ્ટીમર રસ્તે મુંબઇ.

જયન્તને કહેશો કે મને લેવા સ્હામા આવે. મુંબઇમાં મારી કૉલેજની હોસ્ટેલમાં હું તેનો

મહેમાન થવા ઇચ્છું છું. મુંબઇ ૧૮ મીએ કે છેવટ ૧૯ મીએ તે પહોંચી જાય. હું તે જ અરસામાં મુંબઇ પહોંચવા પ્રયત્ન કરીશ.

એલ્ફિન્સ્ટન કૉલેજમાં એક અઠવાડીઉં રહી હું ભાવનગર આવી પહોંચીશ. પ્રિન્સિપાલના અધ્યક્ષપણા નીચે હું એક બે વ્યાખ્યાન વાંચવા ધારૂં છું.

તમારો
મણિશંકર ]



## વિચાર કલિકા

Baroda, '23 : 6 : 97

To me it is a rare pleasure to see all serious endeavours after poetry–particularly because I know I myself have failed after long and serious endeavour to be able to *make* good poetry in Gujarati. It is a very difficult art and perhaps requires a high level of Society in general to take root.

વરોદરા, તા. ૨૩ : ૬ : ૯૭ ]

[ કવિતા પછવાડે કરેલો કોઇ પણ પ્રકારનો ગંભીર પ્રયત્ન જોવો એ મારે માટે વિરલ આનંદનો પ્રસંગ છે–ખાસ કરીને એટલા માટે કે લાંબા સમય સુધી ગંભીર પ્રયત્ન કર્યા પછી ગૂજરાતીમાં સારી કવિતા **રચવામાં** હું નિષ્ફળ ગયો છું. એ ઘણી જ કઠિન કલા છે અને કદાચ તેને મૂળ ઘાલવાને માટે સામાન્ય રીતે ઊંચી ભૂમિકાનો સમાજ આવશ્યક છે.]

* * *

ભાવનગર, ૧૧ : ૮ : ૦૧

જેઓ જાણે છે તેમનું એક લક્ષણ એ છે કે તેઓ પોતાનું મન બીજા પાસે કબૂલ કરાવવાને તો શું, પણ પ્રકટ કરવાને સુદ્ધાં આગ્રહ રાખતા નથી. તેઓ બધાને પોત-પોતાના શ્રેયના માર્ગમાં ઉત્તેજન જ આપે છે. વિશાલ પાત્રતાનું એક લક્ષણ એ છે કે તેઓ ઘણાની વાત સમજી શકે છે અને ઘણાની સાથે સમભાવ બાંધી શકે છે.

* * *

ભાવનગર, ૧૬ : ૧ : ૦૨

......પણ તમે ક્યાં છો તે ન ભૂલો. ઉદ્દેશ ઉપર દૃષ્ટિ રાખો : પણ માર્ગ કઠણ અને ચઢાવ ઊંચો હોવાથી ધીમા અને શાન્તિથી ચાલો. એમ નથી કરતા ત્યારે આપણી પ્રબળ ઇચ્છાઓ જ આપણને થકવે છે. અને વધારે ચડવાની ઉત્સુકતામાં આપણે બિલકુલ ચડી શકતા નથી.

* * *

સણોસરા, ૧૬ : ૨ : ૦૨

રામદાસ સ્વામીનો 'દાસબોધ' ધ્યાનથી વાંચજો. રામદાસ ઘણા અનુભવી મહાત્મા થઇ ગયા છે. મેં તો એમની વાણી થોડી સાંભળી છે : પણ જે સાંભળી છે તે પરથી માનું છું કે તમને એ ઘણું શિખવશે.

રામદાસની વાણીમાંથી તમને જે મળશે તે કદાચ ચિદ્ઘનાનન્દની ટીકામાંથી નહીં મળે. જે અનુભવ થાય તે જણાવશો

*　　*　　*

ગઢડા, તા. ૧૩ : ૩ : ૦૨

બેશક કેટલાએક માંસાહારીઓ આપણામાંના ઘણા કરતાં ઈશ્વરની દૃષ્ટિએ સારા હોઇ શકે. પણ વનસ્પતિના કરતાં માંસનો ખોરાક ઉતરતો છે એ તો તમને સ્વતઃસિદ્ધ લાગવું જોઇએ.

*　　*　　*

ગઢડા, ૨૮ : ૩ : ૨

જીવ અને બ્રહ્મ એક જ છે, તેનો અર્થ એ જ કે જીવ બ્રહ્મ વડે છે. બ્રહ્મ અથવા પરમાત્મા પર્યંત જીવ કદાપિ ઉન્નત થઇ શકે નહીં. સાયુજ્ય મુક્તિ કેવી હોઇ શકે એ સવાલ કર્યા પહેલાં તમારે મુક્તિ એટલે શું તેનો નિર્ણય કરવો જોઇએ. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ક્રિયાભેદથી માની લીધેલી વસ્તુઓ છે. મન અથવા આત્મા એક જ વસ્તુ છે. આ પ્રશ્ન માનસશાસ્ત્રનો છે. તકરારી છે.

*　　*　　*

મણાર, ૨૮ : ૫: ૦૨

ઈશ્વર જેથી નાખુશ થાય તે પાપ, એ વ્યાખ્યા સારી નથી. ઈશ્વરની નાખુશી એ પાપનું પરિણામ છે. પણ વ્યાખ્યામાં પાપનું કારણ આવવું જોઇએ. પડોશી અથવા પ્રભુના સ્નેહની વિરુદ્ધ કેવલ પોતાના સ્નેહથી દોરાઇને જે કરવામાં આવે તે પાપ, એ વ્યાખ્યા વધારે મર્મદર્શક થઇ પડશે.

*　　*　　*

ભાવનગર, ૨૯ : ૧ : ૦૩

પુરુષવર્ગને ઉન્નતિમાં સ્ત્રીવર્ગ તરફથી અટકાવ થાય છે, એ વાત–સ્ત્રીવર્ગને ઉન્નતિમાં પુરુષવર્ગ તરફથી અટકાવ થાય છે, એ વાતના જેટલી ખરી છે.

..."લગ્ન" આપણું કે કોઇનું "અપવિત્ર" હોઈ શકે ? બેશક એ હકીકત છે કે આપણે લગભગ બધા લગ્નની પવિત્રતા જાણતા નથી: પણ અપવિત્રતા આપણામાં જ છે, આપણા સમ્બન્ધમાં નથી.

*　　*　　*

ભાવનગર, ૭ : ૨ : ૦૩

મને લાગે છે કે આપણ બધાની એ ફરજ છે કે, પ્રાચીન સંસ્થાઓમાં જે સારૂં હોય તે સ્વીકારવું જોઇએ. ગાયત્રી મન્ત્ર એ પ્રાર્થનાથી જે શરૂઆત થાય છે તે ભવ્ય છે... આપણા બન્ધુઓને ત્યજવાની જરૂર નથી, ઉદ્ધારવાની છે.

*　　*　　*

ધોળા, ૨૪ : ૩ : ૦૩

કેળવણી શાસ્ત્ર નથી, કલા છે. ઇંગ્રેજી ભણેલા તમારા મિત્રોને હજી શાસ્ત્ર અને કલાનો ભેદ શીખવાનો છે.

*　　*　　*

ટાણા, ૨૬ : ૩ : ૦૩

હકીકત એ છે, કે તમે, હું, આપણ સર્વ મનુષ્યો સ્વતઃ નઠારા જ છીએ.-છતાં પ્રભુ છેઃઅને હિતરૂપ-સત્યરૂપ-છે; અને આપણે સ્વતઃ નઠારા હોવા છતાં હિત અને સત્યનું રૂપ પ્રાપ્ત કરવાને અને **પોતાના તરીકે** વાપરવાને સશક્ત છીએ-સ્વામીની દયાથી.

* * *

ભાવનગર, ૨ : ૪ : ૦૩

...વ્યક્તિઓની સરખામણી કે તારીફ ઘણીવાર નિષ્ફલ અને કોઇવાર હાનિકારક નીવડે છે. વસ્તુતાએ વ્યક્તિ નહીં પણ વ્યક્તિમાં અવતરેલા સત્ય કે હિતને જ તારીફ ઘટે છેઃ માટે સામાન્યતઃ સત્ય કે હિતની જ ચર્ચા થવી જોઇએ.

* * *

ભાવનગર, ૪ : ૪ ૦૩

પરમાત્મા સર્વજ્ઞ છે. બેશક તે સર્વે જાણી શકે. મનુષ્યેચ્છા સ્વતન્ત્ર છે, એથી તમને શંકા રહેતી હોય, તો સમાધાન એ છે કે મનુષ્યેચ્છાની સ્વતન્ત્રતા એ પરમાત્માનો નિયમ છે : અને પોતાના નિયમનાં બધાં પરિણામો-ભૂત વર્તમાન અને ભવિષ્ય-તેને વિદિત છે.

* * *

તળાજા, ૧૦ : ૫ : ૦૩

હાલના શિક્ષણ માટે વિસ્તારથી શું જણાવવું ? શુષ્ક ભણતર જ હોય તોપણ ઠીક. પણ મન વચન અને કર્મથી અનીતિનું જ શિક્ષણ ઘણે અંશે ચાલે છે. આખો દેશ વ્યાધિગ્રસ્ત છે. થોડાને જ વ્યાધિની ખબર છે : અને ઉપાયની કોઇને નથી.

* * *

શિહોર, ૨ : ૧૨ : ૦૩

નવલકથા વર્તમાન સાહિત્યનું સર્વથી વધારે ફલપ્રદ રૂપ છે.

* * *

ભાવનગર, ૧૨ : ૪ : ૦૪

" પ્રેમથી તું શું કરે ? " એ ઉપર નિબન્ધ લખી 'ચન્દ્ર 'ને મોકલશો, તો પ્રસિદ્ધ થશે. મને તો એ પ્રશ્ન સ્વાભાવિક લાગતો નથી, અને ગઝલની પંક્તિઓનો ઉપદેશ અસ્પષ્ટ અને કંઈ અંશે અંધકારવાળો લાગે છે. બેશક " આ શુષ્ક લૂખી આલમે અપકારીઓના રાહને થઇ ઘાસ કર રસભર " એમ કહેવામાં ઔદાર્ય છે, પણ તે કેવળ કાલ્પનિક હોઇને માર્ગોપદેશક નથી. " જે આંખ મીંચી ચાલશે, " ઇ. પણ યોગ્યરૂપમાં ઉતરેલ નથી.

" ન્હાસી જતી મૃગીને " એ અતિશય વેદનાના અનુભવ પછી લખાયલી કવિતા છે.

* * *

ભાવનગર, ૨૦ : ૫ : ૦૪

કવિમાં કલાપીની સરલતા નથી : કલાપીનો પ્રસાદ પણ નથી. પણ કવિમાં કંઈ બીજું છે જે ગુજરાતમાં વિરલ છે. ઇન્દુમાં વારંવાર ઇન્દુકિરણના જેવાં જ પ્રકાશક અને ભેદક વાક્યો તમે જોતા હશો.

* * *

ભાવનગર, તા. ૧ : ૬ : ૦૪

જ્ઞાતિભેદ રાખવો એ જો પાપ હોય, તો સમગ્ર પ્રજામાંથી તે શી રીતે દૂર થાય એ પ્રશ્ન આવશ્યક નથી. જે માણસ તેને પાપ ગણે તે જો પોતે મુક્ત થાય તો બસ છે. એ રીતે છૂટા છૂટા માણસો મુક્ત થયા પછી જ બીજાઓ મુક્ત થવા ચાહશે. તમને એમ નથી લાગતું ?

કોઇ પણ એક માણસ બન્ધન તોડે તેને બીજાઓ દુઃખ દેશે એ ખરું; પણ એ દુઃખ તમે ધારો છો તેવું વિષમ થઇ પડે એવો આ જમાનો નથી. પ્રજાનો સમ્બન્ધ કોની સાથે કરવા જવો, એ પ્રશ્ન પહેલેથી પૂછનારને જવાબ મળી શકે નહીં. જેઓ એવાં કામ કરે છે તેઓ હમેશાં પોતાના જેવા કોઇકનું આકર્ષણ કરી શકે છે. પરમેશ્વર પણ તેમને અનુકૂલતા કરી આપે છે. આસ્થા વગર એવાં કામ થતાં નથી. વર્તમાનમાં તેવી સંખ્યા વધવાનાં ચિહ્ન ક્યાંથી જણાય ? ગુજરાતમાં તો હજી શરૂઆત છે. પણ મને આશા છે કે દશેક વર્ષમાં તમે જે જોવા ચાહો છો તે કંઈ અંશે જોશો.

આપણે આપણા દેશની આ જીવનમાં જે સેવા બજાવી શકીએ તે સિવાય ફરી આપણને પ્રસંગ મળવાનો નથી. આપણા આત્માની ઉન્નતિ માટે વર્તમાનમાં જ કાર્ય કરવાનું છે. સુખદુઃખ તો પ્રભુના હાથમાં છે; તે આવવા દેશે તે જ આવશે. તમને એમ નથી લાગતું ?

* * *

માલિયા, હાટીના, ૧૪ : ૫ : ૦૫

દલપતકાવ્ય આખું જ ફરી જોઇ જશો તો ઘણું ઉપયોગી મળશે.

* * *

ભાવનગર, ૨ : ૬ : ૦૬

બાલાશંકરને કહેશો કે રસોઇ એ એક રસિક કલા છે, એમ હું અનુભવથી જાણું છું. થોડાં વર્ષોથી મને અભ્યાસ નથી, પણ હજી કરવી પડે, તો ખરાબ લાગે નહીં.

* * *

ભાવનગર, ૨૭ : ૩ : ૦૯

ન્હાનાં બાળકોને કુટુમ્બથી છેક વિયુક્ત કરી દેવામાં તેમનાં હૃદયને હાનિ થવી જ જોઇએ, એમ મને લાગ્યા કરતું હતું. તમારા લખવા ઉપરથી જણાય છે કે એ હાનિ થાય જ છે.

* * *

ભાવનગર, ૧૮ : ૫ : ૧૩

જે રક્ષણ કરનાર અને બલ આપનાર છે તેના પર આધાર રાખીને આપણે રણસંગ્રામમાં જઇએ નહીં ત્યાં સુધી તે પોતાની રક્ષણશક્તિ શી રીતે બતાવી શકે ?

# આ અંક વિષે કંઈક

## રસ વિવેચન

ગઇ તા. ૧૬ મી જુન સદ્ગત કાન્તની પુણ્યતિથિ હતી એ આ અંક કાઢવાનું ખાસ નિમિત્ત છે. સદ્ગત કાન્તનાં કાવ્યોમાં એટલી ગહનતા અને ગંભીરતા છે કે હજી અનેક દૃષ્ટિબિન્દુઓથી તેમનાં કાવ્યોનો અભ્યાસ કરી શકાય. તેમનાં કાવ્યોનો અભ્યાસ અને તેનું રસવિવેચન એ સદ્ગતને એક સર્વથોચિત શ્રદ્ધાંજલિ છે. આ વિષયમાં સદ્ગતના એક અતિ ઉત્તમ કાવ્ય 'વસન્ત વિજય' ઉપર શ્રી આનંદશંકરભાઇનો અતિ મનનીય લેખ છે. 'પૂર્વાલાપ'ની બીજી આવૃત્તિ ઉપર વિવેચન આ અંકમાં આપવાનો વિચાર હતો પણ સ્થલસંકોચને લીધે તે આમાં આપી શકાયું નથી.

## સંસ્મરણો

કાન્ત જેવા કવિના જીવન વિશે, વાંચનારને જિજ્ઞાસા થાય તે સ્વાભાવિક છે. આ જિજ્ઞાસા માત્ર કાવ્યનો અર્થ સમજવા પૂરતી અથવા કાવ્યને તેમના જીવન સાથે શો સંબંધ હતો કે તેને તેમના જીવનમાં શું સ્થાન હતું, એટલું જાણવા પૂરતી જ નહિ પણ, તેમના સમસ્ત જીવન ઉપર વ્યાપ્ત થાય: **स्थिरधोः किं प्रभाषेत किमासीत व्रजेत किम्** એમ અર્જુનને થઇ હતી તેવી જીવનના સર્વ પ્રદેશો વિશેની. એ સર્વ પ્રદેશોમાં પ્રગટ થતી સર્વ પ્રવૃત્તિમાંથી એક પુરુષની પ્રતીતિ થાય ત્યારે એ જીવનચરિત્ર બરાબર લખાયું કહેવાય. પણ એવું કામ કોઇ માસિક સ્વીકારી શકે નહિ, એ કામ તો કવિ સંબંધી બધી મોટી નાની હકીકત જાણનાર અને તે સાથે તેમના તરફ ખરી ભક્તિવાળો કોઇ લેખક માથે લે ત્યારે થાય. એ ન થાય ત્યાં સુધી માસિક તો માત્ર સંસ્મરણો જ ભેગાં કરી શકે. સંસ્મરણો ભેગાં થઇ જાય તો પછી જીવનચરિત્ર મોડું લખાય તો પણ વાંધો નહિ. કદાચ મોડું લખાય તો તે ઇષ્ટ પણ ખરું. સામગ્રી પૂરતી હોય તો સમયના થોડા અંતરેથી દર્શન વધારે સમ્યક્ અને યથાર્થ બને.

આ સંબંધમાં ગૂજરાતમાં એક પ્રચલિત માન્યતા વિશે બે બોલ કહેવા અસ્થાને નહિ ગણાય. આપણા વિદ્વાનોમાં એક એવી માન્યતા છે કે સાક્ષરના અક્ષરદેહ વિશે લખવું હોય તેટલું લખવું પણ તેના વ્યાવહારિક જીવનમાં કંઈ દોષ જેવું જણાય તો તેની ઉપેક્ષા કરવી. તેના જીવનમાં જે ઉત્તમ હોય તેનો વારસો પછીની પ્રજાને મળે એટલું બસ છે, સાક્ષરજીવન ઉપર તેના દોષોનો ઓછાયો પાડવો નહિ. આ મતમાં ઉદારતા રહેલી છે તે સ્પષ્ટ જોઈ શકાય તેવી છે. વળી સાક્ષરનાં નિકટનાં સગાં સંબંધી હયાત હોય તેમની લાગણી ન દુભાય એ જોવાનું પણ રહે છે. જે દોષો દરેક માણસમાં છે, કદાચ સાક્ષરો કરતાં બીજામાં વધારે હીનતર રૂપમાં છે, તે દોષો પણ માણસના મૃત્યુ બાદ આપણે ભૂલવા પ્રયત્ન કરીએ છીએ અને મૈયતના સંબંધીઓની લાગણી ખાતર બહાર બોલતા નથી, તેવા

દોષો,, મૈયત સાક્ષર હતા એ જ કારણથી તેમના સંબંધીઓને જાહેરમાં સાંભળવા પડે એ તેમના ઉપર અન્યાય છે. છતાં કબુલ કરવું જોઇએ કે સાક્ષર તરીકે જે ચીરંજીવ થાય છે તેનું સમસ્ત જીવન તેના અક્ષરદેહ જેટલું જ લોકોને બોધપ્રદ હોય છે. સમાજ જો તેના મહાન પુરુષોનાં જીવન નહિ જાણે તો કોનાં જાણશે? અને સાક્ષરનું સાહિત્ય જાણવું એટલું બસ નથી, પણ એ સાહિત્યનું નવનીત કયા મંથનમાંથી આવ્યું, એ સાહિત્ય કયા માનસમાંથી પ્રગટ થયું, એ સાહિત્યને એ સાક્ષરના આખા જીવનમાં કયું કેવું સ્થાન હતું, એ પણ ખરા મહત્ત્વના પ્રશ્નો છે. સાહિત્ય જો માત્ર બુદ્ધિ કે કલ્પનાના વિહાર માટે જ ન હોય, પણ સમાજજીવનના ઘડતર માટે પણ હોય તો તો આ પ્રશ્નો કેવળ સાહિત્ય કરતાં પણ વધારે ગંભીર છે. એટલું જ નહિ પણ જીવનની યોજનામાં સાહિત્યને શું સ્થાન હોવું જોઇએ એનો નિર્ણય કરવામાં ઉપકારક છે. સાક્ષર પોતાના સમાજનાં બલાબલને અન્ય પ્રાકૃતજન કરતાં વિશેષ પ્રગટ કરે છે. એ રીતે સમાજજીવન ઉપર પણ સાક્ષરનું જીવન વધારે પ્રકાશ પાડે. દોષદર્શનથી સાક્ષરજીવનનું ખરૂં રહસ્ય લોકદૃષ્ટિને ઝાંખું દેખાય એ ભય ખરો હોય તોપણ, એવાં અનેક વ્યક્તિઓનાં જીવન પ્રગટ કરવાં એ જ એ મિથ્યાદૃષ્ટિ ટાળવાનો ખરો ઉપાય છે.

આ વિભાગમાં સૌથી વધારે અગત્યનો લેખ તો "નર્મદાની પ્રેમકથા" છે. એ લેખના મુખ્ય વિષયને સ્પર્શ કરવા જેટલો પણ લેખ આગળ વધી શક્યો નથી પણ તેમાં મણિભાઇના બચપણના સંસ્કારો તથા તેમના કુટુંબનું વાતાવરણ આબેહૂબ આલેખાયું છે. એવી રીતે એ લેખ મણિભાઇની આત્મકથાની પ્રસ્તાવના જેવો થઇ ગયો છે. એ અપૂર્ણ લેખને પ્રગટ કરવા આપવા માટે શ્રી મુનિકુમારના અમે અત્યંત આભારી છીએ.

### કાન્તના પત્રો

કાન્તને સમજવાને તેમના પત્રો એટલા જ ઉપયોગી છે. કાન્તના પત્રો પણ એક તેમની વિશિષ્ટતા ગણાવી ઘટે છે. જેમ તેમનાં ભાષણોમાં એક એક શબ્દ અણીશુદ્ધ સ્પષ્ટ ઉચ્ચારાતો, કોઇ જગાએ વાક્યરચનાનું કે ઉચ્ચારનું સ્ખલન થતું નહિ, તેમ જ તેમના પત્રોમાં તેમનો લેખિનીપ્રવાહ પણ એવો અસ્ખલિત વહે છે. આ અંકને માટે તેમના લગભગ ૬૦૦ જેટલા પત્રો જોવામાં આવ્યા. કેટલાક તો લાંબા લેખો જેવડા છે, કેટલાક પોસ્ટકાર્ડ માત્ર છે, કેટલાક શાન્તિમાં લખેલા છે, કેટલાક હૃદયના અત્યંત ઉદ્વેગમાં લખેલા છે, પણ એટલા પત્રોમાં માંડ વીસેક શબ્દો છેકાયલા હશે. વિચારને વાણીમાં સંક્રાન્ત થતાં તેમને જરા પણ ક્લેશ નહિ થતો હોય એમ જણાય છે. અને લખવાની કલા પણ તેમને એટલી જ સિદ્ધ થઇ ગઈ હતી. પત્રમાં બધી એક સરખી સીધી લીટીઓ આવે છે. વિરામચિહ્નો, ઉદ્‌ગારચિહ્નો, અક્ષર મોટાં કરવાનાં ચિહ્નો, પારિગ્રાફો બધું જાણે છાપવા આપવાની પ્રત માટે તૈયાર કરેલું હોય તેવું સ્પષ્ટ અને ચોખ્ખું છે. અક્ષરો સર્વત્ર એક સરખા મોતીના દાણા જેવા છે. છેક નાનપણના પત્રો, જેમાંથી મંદાક્રાન્તા તેમનાં અપ્રસિદ્ધ કાવ્યમાં મૂક્યો છે, તેના અક્ષરો જરા અપક્વ લાગે છે. તે સિવાય બધું યથાયોગ્ય છે. એવા પત્રો લખનાર ગૂજરાતમાં ઘણા થોડા હશે.

તેમના પત્રોની કેટલીક ખાસિયત પણ ધ્યાન ખેંચે છે. આટલી કાળજીથી લખવાની ટેવ હતી છતાં કોઈ શબ્દ લીટીને અંતે અપૂર્ણ રહે તો તેઓ ત્યાં અધૂરા રહ્યાની નિશાની કરતા નહિ. આપણી વાંચનમાળાએ કોઇ જાણે શા કારણથી ઉ એટલા હ્રસ્વ રાખ્યા છે,

તો કાન્ત પોતાનાં સર્વ લખાણોમાં ઉ એટલા દીર્ઘ કરે છે. આ બાબત તેમને એકવાર રૂબરૂ પૂછતાં તેમણે કહેલું કે પછીનાં લખાણોમાં તેમણે એ ટેવ છોડી દીધી છે. અક્ષર છોડી પત્રની વસ્તુ તરફ ધ્યાન આપતાં, પહેલું એ જણાય છે કે ધર્મબન્ધુઓને લખેલા ઘણાખરા પત્રોમાં તેમના ચિત્તનું દર્દ અને ઉદ્વેગ બહુ સ્પષ્ટ દેખાય છે. લાંબે અંતરે ઉત્સાહનો કોઈ પત્ર મળે છે પણ તે સિવાય તો નિરાશા પશ્ચાત્તાપ વગેરે જ છે. લગભગ દરેક પત્રમાં પોતાના કુટુંબની કુશળતાના સમાચાર પણ છે અને એ જ રીતે સામાનાના પણ પૂછેલા છે. કોઇના કુટુંબમાં બિમારી હોય તો અચૂક કોઇ દવા બતાવેલી જ હોય, છેવટ કાંઇક સૂચના તો કરેલી જ હોય. અને મગાવવાની ચીજોમાં શાક અને દાળ કે આંબળાં કે એવું કાંઇક હોય.

તેમણે રાજકારણ ઉપર ખાસ લખ્યું નથી પણ વર્તમાનપત્રો વાંચતા અને પોર્ટુગાલ, ટર્કી, વગેરે દેશોના બનાવો ઉપરના વિચારો કોઇ કોઈ પત્રમાં છે. અસહકાર વિશે પણ વિચારો છે. પણ તે ઉપર લાંબું લખાણ નથી.

પત્રો સમજવાને માટે તેમના જીવનના જે જે પ્રસંગો જાણવાની જરૂર હોય તે તે પ્રસંગો અન્યત્ર નિર્દેશાઇ જાય છે એટલે ટીપ રૂપે કશું આપેલું નથી.

પત્રોમાં વર્તમાન સાહિત્ય ઉપરના તેમના વિચારો પણ મેં ઉતારેલા છે. કાન્તના અમુક અભિપ્રાયો વિશે થોડા સમય પહેલાં ચર્ચા થયેલી હતી તેથી કહેવાનું પ્રાપ્ત થાય છે કે અમુક વ્યક્તિ કે કૃતિ સંબંધી અમુક અભિપ્રાય પ્રચલિત કરવાનો અહીં અભિપ્રાય નથી. માત્ર મહત્ત્વના વિષયો ઉપર કાન્તે શું વિચાર્યું છે તે બતાવવાનો જ છે. એ અભિપ્રાયોનું મહત્ત્વ તો તેની પછવાડે જે મનન જણાય તે ઉપરથી જ આંકવાનું છે.

આટલું બહોળું પત્રસાહિત્ય કોઈ બીજા સાક્ષરનું ભાગ્યે જ સચવાયું હશે. અહીં સચવાયું છે તેનું કારણ પણ કાન્તના શિષ્યો અને પછી ધર્મબન્ધુઓ શ્રી કરુણાશંકર અને શ્રી શિવાભાઇની કાન્ત તરફની ભક્તિ છે. કાન્તના તેમના ઉપરના પત્રો તો તેમણે સાચવ્યા જ છે, એક એક પોસ્ટકાર્ડ પણ-પણ કાન્તે બીજા મિત્રોને લખેલા પત્રો પણ મેળવીને સંઘરવાનો અને સંઘરી ન શકાય ત્યાં નકલ કરી લેવાનો પ્રયત્ન કરેલો છે. શ્રી ન્હાનાલાલ કવિ ઉપરના અહીં ઉતારેલા પત્રો (૫૩ થી ૬૩) આ રીતે મળેલા છે.

આ પત્રો પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપવાને માટે અમે શ્રી કરુણાશંકર, શ્રી શિવાભાઇ, શ્રી મુનિકુમાર અને શ્રી ન્હાનાલાલ કવિ સર્વના આભારી છીએ.

તે સિવાય પણ આ અંકમાં જે જે ગૃહસ્થોએ ફાળો આપેલો છે તે સર્વના પણ અમે આભારી છીએ.

કાન્તનું આવા પ્રકારનું બીજું સાહિત્ય હજી ઉપલબ્ધ હોય તે મેળવવા અમારો પ્રયત્ન હજી જારી છે. તેવું સાહિત્ય મોકલવાને અમો કાન્તના સર્વ સ્નેહીઓને અને પ્રશંસકોને વિનંતી કરીએ છીએ અને તેઓ જે કાંઇ મોકલશે તેને માટે હૃદયપૂર્વક આભારી થઇશું.

રા. વિ. પા.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૪ આષાઢ : ૧૯૮૩

## શ્યામમયતા

અથવા

## પ્રેમભક્તિનો વિજય

આષાઢી મેઘલી રાતે, ગોકુલે ગોપ ગોપિકા,
પોઢેલાં સ્નેહ શય્યામાં, ઝબુકે કોક તારિકા.

ધીમે ધીમે ઝમઝમ ઝમે મેહુલો મેઘમાંથી,
ઝીણો ઝીણો રવ સમસમે શૂન્યના ગર્ભમાંથી,
ઘેરૂં ઘેરૂં ઘન ગરજતું આભ ઊંડાણમાંથી,
મીઠી મીઠી રણક ઉઠતી ધેનુના જૂથમાંથી.

સૂતેલાં સ્નેહશ્રદ્ધામાં રસગોઠ કરી કરી,
હેતની હૂંફમાં ઉંઘે, જાગે વ્યગ્ર વિભાવરી.

વધે જતી એમ ઉદાસ યામિની,
પદે પદે દાખતી પંથ દામિની,
નિસર્ગમાં ભીષણ જેમ જામતું,
પડું પડું થાય પ્રચંડ માવઠું.

પાછલી રાતનાં સર્વે જીવજન્તુ જંપી ગયાં,
પ્રકૃતિનાં મહા તત્ત્વો ઊંચે શ્વાસે ઉભાં રહ્યાં.

એવામાં આભ ચીરી, ઝળહળી વિજળી, અંધકારે સમાય,
ઘોરંભી ઘોર નાદે, ઘરરર કરતી, વ્યોમથી વૃષ્ટિ થાય,
ઘોરી ધારા ધકેલી, દશ દિશ ઘુમતો, જોરથી વાયુ વાય,
માયાની રૌદ્ર લીલા, નીરખી મનુજનો, ઓસરી ગર્વ જાય.

મેઘના ગર્જને જાગી, ગોપ કમ્પ અનુભવે,
દીવાના હાલતા તેજે, ગોપિકા પાસું ફેરવે.

યુવક ચંચલ દીપદશા જુએ,
પ્રકૃતિનું પરિવર્તન ચિંતવે,
યુવતીના સ્વર સ્વપ્ન થકી સ્રવે,
શ્રુતિમનોહર મંજુલતા દ્રવે.

"મોહન મીટ માંડીને, આમ શું નિરખી રહ્યા ?
માર્ગમાં મહી માગીને પીવાનું વિસરી ગયા?"

બેસે ઉઠી શયનમાં સૂણી "શબ્દ ગોપ,
ગોપી મુખે સુભગ ભાવ રમે અનોપ,
શંકા મહિં યુવક અંતર ઝોક ખાય,
રોષે ભરાઈ ગૃહદીપ અલોપ થાય.

અંધારે સ્વપ્નની શાંતિ, ગોપને અકળાવતી,
ઝરુખામાં જઈ જૂએ, પ્રકૃતિ સ્વાસ્થ્ય ધારતી.

ઘેરાયલી ઘનઘટા વિખરાઇ જાય,
વાયુ ઝીણી ઝરમરે લહરાઈ વાય;
ભૂલી પડી તડિત કો તિમિરે ભરાય,
ને દૂર દૂર ડૂબતો સ્વન સંભળાય.

નાથના નેહને ઝીલી સાર્થ ગંધવતી બને,
પ્રાચીમાં પ્રકટે જોવા, ચંદ્ર એ ધન્ય દૃશ્યને.

સાહી નીલાંબર જુએ મુખ યામિનીનું,
હેતાળ ઇન્દુ મનવે મન માનિનીનું;
પામી શશીપ્રણયને રજની મનાય,
રેલાય નિર્મળ ઉજાસ દિગંતમાંય.

પ્રેમનાં પૂરશાં વ્હેતાં, નીકનાં નીર ઉછળે,
માનુનીનાં મહાશ્રુશાં, નેવાં રહી રહી ઢળે.

કિરણુ નૃત્ય કરે જલવ્હેનમાં,
યુવક દૃશ્ય ઝીલે ઉરનેનમાં,
શયનમાં ઝણુકાર સુણી ફરે,
કનકવેલ ભણી ડગલાં ભરે.

ઓઢીને કૌમુદી જાણે, નીંદરે નવયૌવના,
અજાણે ગોપ હૈયામાં, હિલ્લોળે રસભાવના.

અલકની લટ એક મુખે પડી,
લસતી ભાલ સુહાગન બિંદડી;
રતુમડા અધરે નથની અડી,
ઝગતી કર્ણવિશોભન પાંદડી.

આછેરી ચુંદડી સોહે ગૌર અંગે કસુંબલ,
કંચુકીમાં સમાયે ના, મદમાતું ઉરઃસ્થલ.

મરકતી મધુરું મનમોહના,
અધુકડી કલી શી પ્રિયદર્શના;
ઉમળકે નમતું મુખ ગોપનું,
કરતું પાન અમીમય ચોષતું.

સ્નેહસંદેહમાં વૃત્તિ ગોપની હીંચતી હતી,
સોણલે શ્યામને જોતી ગોપિકા રાચતી હતી.

વિલોકીને વ્યોમે શશિયર વિકાસે કુમુદિની,
વછૂટે ધારાઓ વિધુ ભણી ઉરેથી રસભીની;
સમુલ્લાસે જેવી રસનિધિહૃદે ભાવ ભરતી,
ઉરે ઊર્મિ તેવી નિરખી ઉલટે માધુમુરતી.

ઉષાની આરુણી રમ્ય, સરે વ્યોમ સરોવરે,
કુસુંબી કલ્પના જાણે લ્હેરે કાવ્ય કલેવરે.

ત્યાં તો ઝગે તડિત ભાસ્કર તેજ ભવ્ય,
પ્રત્યક્ષ થાય મનમોહન રૂપ દિવ્ય;
બ્રહ્માંડમાં મધુરતા ભરી વેણુ વાય,
જે નાદમાં નિખિલ વિશ્વ વિલીન થાય.

નાગ નાથ્યો, ગિરિ તોળ્યો, વ્હાલમા, કરપલ્લવે,
જાગીને ગોપિકા જાચે, મુક્તિ આપો ભવેભવે.'"

શંકા સરી યુવકને ઉર ઊંચ શાન્તિ,
ગોવિંદની નિરખીને કમનીય કાન્તિ;
કે કે ઉષા ઉગી શમી રસવેણુ વાગ્યે,
જેના મીઠા સ્મરણથી મૃદુભાવ જાગે.

આભ ભેદી રવિરશ્મિ, સ્રષ્ટાના સર્જને ઉગે,
શંકા છેદી પ્રભુજ્યોતિ, પ્રેમીના જીવને જગે.

૬

# ભાષાની ભીડ

કોઈ પણ ભાષા ભાષાંતરો ઉપર પોતાનું ગુજરાન ન જ ચલાવી શકે. ભાષાંતરોથી નભાવવું એ પડોશીને ત્યાંથી થાળી મંગાવીને જમવા જેવું છે. સ્વતંત્ર સાહિત્ય એ તે તે ભાષાની શક્તિ અને સમૃદ્ધિ સૂચવે છે, અને તે ભાષા બોલનાર સમાજ કેટલો સંસ્કારી છે, કેવા વિચાર ઝીલી શકે છે, અને વિચારસૃષ્ટિમાં કેટલી કિંમતનો ફાળો આપી શકે છે, એનો ખ્યાલ આપે છે. ભાષાંતરોમાં ઉછીનાં ઘરેણાં પહેરીને જ પ્રસંગ શોભાવવાનો હોય છે. તેથી મૂળ દારિદ્ર જ વધારે સાલવા લાગે છે. ભાષાંતર એ ભારે મહેનતનું કામ છે, છતાં એ યશસ્કર કામ નથી જ. 'અમુક વસ્તુ સમાજને આપ્યે જ છૂટકો; તે વસ્તુ આપણી પાસે નથી; ભાષાંતરના રૂપમાં તે આપીએ તો સમાજ એ ઝીલી શકે એવો સંભવ છે; અને અત્યારે બીજું કંઈ થઈ ન શકે;' એવું જ્યારે માણસને લાગે ત્યારે જ શુદ્ધ પરોપકાર-બુદ્ધિથી માણસ એ વૈતરૂં કરી શકે છે.

છતાં ભાષાંતરના ક્ષેત્રમાં વિજય મેળવવાને અવકાશ નથી એમ નથી. માણસમાં બુદ્ધિશક્તિ, સાહિત્યપ્રભુતા અને ઉચ્ચ અભિરુચિ હોય તો મૂળ કરતાં પણ ભાષાંતર ચઢિયાતું થઈ જાય, અને સાહિત્યમાં અભિજાત વાઙ્મયની કોટિએ પહોંચી શકે. છતાં ભાષાંતર એ ભાષાંતર જ. બાહોશ અને પ્રજાહિતૈષી દીવાન પણ જેમ પરરાજ્યમાં નિષ્પ્રભ દેખાય છે તેવી જ ભાષાંતરકારની સ્થિતિ હોય છે. ભાષાંતર એ ન્યાત જ ઉતરતા દરજ્જાની છે; એનો ઇલાજ કોણ કરી શકે? સાહિત્યસેવીઓ ભાષાંતરની આ સ્થિતિ જાણતા છતાં જ્યારે ભાષાંતર કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે તેમના એ સ્વાર્થત્યાગની અને સમાજહિતની ધગશની કદર કરવી જ જોઈએ.

પણ સ્વતંત્ર કૃતિ નિર્માણ કરવાની શક્તિ હોવા છતાં તે શક્તિ આવી રીતે ભાષાંતર પાછળ ખર્ચનાર લોકો અલ્પસંખ્યા જ હોય છે. પરંતુ સમાજને અમુક જાતના સાહિત્યની જરૂર હોય છે. ભાષાંતરથી જ એ ગરજ ઝટ સારી શકાય એમ હોય છે. તેથી સમાજ એવાં ભાષાંતરો માગે છે. જ્યાં સમાજ ગરજુ હોય ત્યાં માગ અને ઉપજના ન્યાયે વૈતરૂં કરનાર લોકોની ટોળી હાજર હોય જ.

બીજો એક વર્ગ છે જે સ્વાભાવિકપણે ભાષાંતરમાં ઉતરી શકે છે. પ્રૌઢ વિદ્યાર્થીઓ પોતાના વિષયમાં અમુક હદ સુધી નિષ્ણાત થયા પછી પોતાના વિષયમાં સ્વતંત્ર કલમ અજમાવતા પહેલાં ઉમેદવારી તરીકે પોતાના વિષય પરનું એકાદ સરસ પુસ્તક ભાષાંતર માટે હાથમાં લે એ સ્વાભાવિક અને યોગ્ય છે. પોતાના વિષયનું સંગીન જ્ઞાન અને બંને ભાષા પરનો પોતાનો કાબુ સિદ્ધ કરવાની આ તક છે. અને એ મારફતે સમાજ પોતાની શક્તિ વિષેનો પહેલવહેલો, અને માટે જ લગભગ કાયમનો અભિપ્રાય બાંધનાર છે એ ખ્યાલથી આવા પ્રૌઢ વિદ્યાર્થીઓ પોતાની બધી શક્તિ આવા પ્રથમ કાર્ય પાછળ ખરચે છે, અથવા ખરચવી જોઈએ. એવા લોકોની કૃતિમાં થોડીક કચાશ ભલે રહી હોય, પણ સર-

વાળે સંતોષ જ મળે છે. એવા તેજ વિદ્યાર્થીઓ પણ ગણ્યાગાંઠ્યા જ હોય છે. બાકી ભાષાંતરનું કામ બીજા વર્ગના 'इतरे जनाः'ને હાથે જ થયેલું હોય છે.

જ્યાં માણસ ભાષાંતરનું કામ પોતાને જોખમે કરે છે ત્યાં એને નક્કટકે પૂરેપૂરી મહેનત કરવી પડે છે. મહારાષ્ટ્રમાં કેટલીયે ભાષાંતરની ચોપડીઓ ભાષાંતરકારોએ પોતાને જોખમે તૈયાર કરી છે. ભાષાંતર સરસ નીવડે તો નાનુંમોટું પારિતોષિક તેમને મળે એ વાત જુદી, પણ મોટે ભાગે જીવનકલહની કસોટીમાંથી જ પસાર થવું પડે છે. હિંદીમાં અને ગૂજરાતીમાં સાહિત્યની સેવા કરનાર કરતાં સાહિત્યની કદર કરનાર લોકોનો વર્ગ સારો છે. સમાજને એ ભૂષણરૂપ છે. પણ સરવાળે એથી સાહિત્યને શુદ્ધ લાભ જ થયો છે એમ કદી શકાત તો કેવું સારૂં! ગૂજરાતીમાં કેટલીક ભાષાંતરની ચોપડીઓ બહુ જ સરસ થઈ છે એ વિષે શંકા નથી. તેમનો નામનિર્દેશ અહીં કરવાની જરૂર નથી. સમાજે એવી ચોપડીઓની કદર તરતોતરત કરી જ છે.

નવલકથાઓ અથવા એવી જ મનોરંજનની ચોપડીઓમાં ભાષાંતર કેવું થયું છે એ જોવાની ટેવ વાચકોને ઝાઝી નથી હોતી. વાર્તાનો રસ મળ્યો એટલે વાચક વગર તકરારે તણાઈ જવા તૈયાર હોય છે. અને જ્યાં ન આવડતું હોય ત્યાં એટલો ભાગ આબાદ છોડી દેવાની કળા ભાષાંતરકારોએ ક્યાં નથી કેળવી?

ગંભીર સાહિત્યની વાત એથી જુદી હોય છે. આમાં જ્યાં જ્યાં ભાષાંતર નિષ્ફળ નીવડ્યું છે ત્યાં ત્યાં તેમાં બે જુદા જુદા પ્રકારો દેખાઈ આવે છે. મૂળ ચોપડી સર્વમાન્ય છે એમ જોઇ ગમે તેવો ભાષાંતરકાર મળે તેવું મહેનતાણું લઇ ગમે તેવું ભાષાંતર તૈયાર કરી આપે છે. મૂળ ચોપડીની કીર્તિ નિર્વિવાદ, એટલે ભાષાંતર ખપી તો જવાનું, અને ઉત્તમોત્તમ ચોપડીના રેઢિયાળ ભાષાંતરમાં પણ વાચકો બહુ ચોક્કસ અને આગ્રહી ન હોય તો તેમને કંઈક ને કંઇક સારૂં મળવાનું, ને તેટલાથી જ તેઓ સન્તોષ માનવાના.

બીજો પ્રકાર સાહિત્યના ઉત્તેજનને અર્થે સરકાર અથવા પ્રાંતીય ફંડો મારફતે તૈયાર કરાવેલાં ભાષાંતરોનો છે. એમાં કેટલીક ચોપડીઓ બહુ સરસ થાય છે, અને ત્યાં મહેનતાણું પૂરતું નહિ તો સારૂં તો મળે જ છે. પણ આવાં ભાષાંતરોમાં કેટલાંયે સાવ અસંતોષકારક હોય છે. ભાષાંતર માટેની ચોપડીઓ ભાષાંતરકારને સોંપતા પહેલાં નમૂનાનું એકાદ પ્રકરણ મંગાવી પછી પસંદગી કરવાનો રિવાજ સર્વત્ર છે. પસંદગી લાગવગથી થાય છે એ આરોપ આપણે નહિ સ્વીકારીએ. પણ નમૂનાનાં પ્રકરણો જોઇ ભાષાંતરો સોંપવાની પ્રથા જ્યાંયે અસંતોષકારક છે એમ કહેવું જ પડે છે. ભાષાંતર કરવાનું કામ માથે લે એમાં જેમણે સાચે જ કંઇ અનુગ્રહ કર્યો છે એવા શ્રેષ્ઠ ભાષાંતરકારોની વાત જુદી. એમની પાસેથી નમૂનાનાં પ્રકરણો મંગાવવાની પણ જરૂર નથી રહેતી. લોકોનાં ભાષાંતરો મંજૂર નામંજૂર કરવાની જેમની શક્તિ, તેમના નમૂના કોણ નપાસવા બેસે? તેમનું નામ જ સારા કામનો સિક્કો છે. પણ આપણે તો સામાન્ય ભાષાંતરકારોની વાત કરીએ છીએ. ભાષાંતરનું કામ પોતાને મળે એ આશાએ નમૂનાનું પ્રકરણ સરસ કર્યો પછી આખું કામ એ જ ચીવટથી કરવાનો ઉત્સાહ ઘણા લોકોમાં નથી રહેતો. મેં એવાં ભાષાંતરો જોયાં છે કે જેનો અર્થ સમજવા માટે મૂળ ચોપડી જ મારે મંગાવવી પડી છે. અને મૂળ વાંચ્યા પછી ભાષાંતરનો અર્થ હમેશાં નથી સમજાતો એમ નથી. પણ કોઇવાર મૂળ જોયા પછી ખબર પડે છે કે ભાષાંતર ઊંધું જ થયું છે. કોઇકોઇ વાર ભાષાંતરનું આખું પ્રકરણ વાંચી ગયા પછી પણ એમાં શું

કહેલું છે એનો સ્પષ્ટ બોધ થતો જ નથી. કર્તા, કર્મ, ક્રિયાપદ જેનાં દરેક વાક્ય ગૂજરાતી હોય છે ખરું; પણ કેવળ ગૂજરાતી જાણનાર વાચકોને ઘણીવાર શંકા પડે કે આ કઇ ભાષામાં લખેલી ચોપડી છે ?

પણ બધો જ દોષ ભાષાંતરકારોનો હોય છે એમ નથી. ભાષાંતર માટે પસંદ કરેલી ચોપડી, એનો વિષય, એની શૈલી, અને એનું દૃષ્ટિબિન્દુ પ્રજા ઝીલી શકે એમ છે કે નહિ એ તપાસ્યા વગર ભાષાંતર કરાવ્યું હોય તો તે સફળ શી રીતે થાય ? જગદીશચંદ્ર વસુની વૈજ્ઞાનિક ચોપડીઓનું સીધું ભાષાંતર કરાવ્યું હોય તો તે કોણ સમજે ? ' ખંડનખંડખાદ્ય ' અથવા ' ચિત્સુખી 'નો શબ્દેશબ્દ અનુવાદ કરાવ્યો હોય તો કેટલા લોકો એનો આસ્વાદ લઈ શકે ?

મુખ્ય વાત એ છે કે ભાષાંતરકારનો બંને ભાષા ઉપર પૂરતો કાબુ હોવો જોઇએ. એથીયે મહત્ત્વની વાત એ છે કે ભાષાંતરની ચોપડીનો વિષય અને તે ચોપડીનું વિવેચન એણે બરાબર સમજેલાં હોવાં જોઇએ. આ શરત એટલી સ્વાભાવિક છે કે તે રજુ કરવી પણ હાસ્યાસ્પદ લાગે. ચોપડી જાણ્યા વગર માણસ શી રીતે ભાષાંતર કરે ? વાત સાચી છે; પણ કળજુગનો મહિમા જ એવો છે કે સમજ્યા વગર પણ ભાષાંતરો કરાય છે.

માણસમાત્ર સ્ખલનશીલ છે. સમર્થ સાક્ષરો પણ ભૂલો કરે એ સંભવે છે. મોટા કામમાં ઝીણી ઝીણી કેટલીયે ભૂલો રહી જાય છે. એ બધું ચલાવ્યા વગર છૂટકો જ નથી હોતો. પણ કેટલીયે વાર ડગલે ને પગલે અર્થનો અનર્થ થયેલો જોઈ એમ જ કહેવું પડે છે કે ભાષાંતરકાર મૂળ ગ્રંથનું હાર્દ સમજ્યો જ નથી, અથવા એણે સમજવાની દરકાર રાખી નથી. પહેલા કરતાં બીજો અપરાધ વધારે મોટો છે. દરેક વાક્યનો યથાર્થ અર્થ અને એની ખૂબીઓ ધ્યાનમાં એની મેળે નથી આવતી. ચોકમાઇની ટેવ જ પાડવી જોઇએ. પણ આજકાલનું જીવન જ એટલું છીછરું છે કે માણસ ઉતાવળમાં ગમે તેવો અર્થ લઇને ભાગવા જ માંડે છે. સભામાં જવાની ઉતાવળમાં એક ભાઇએ ધોતિયાને બદલે સાળુ પહેરી લીધાનો એક સાચો બનેલો દાખલો સાંભળ્યો છે. અર્થ કરવામાં આપણા ભાષાંતરકારો કેટલીકવાર આવા રમુજી દાખલા પૂરા પાડે છે.

નમૂનાનાં પ્રકરણો મંગાવવાની પ્રથા સાવ કાઢી નાખવા જેવી છે. સમર્થ તદ્‌વિદોને અને કસાયેલા ભાષાંતરકારોને બાદ કરતાં બાકીના ભાષાંતરકારોની મૂળ પુસ્તકમાં પરીક્ષા જ લેવી જોઇએ. મૂળ ગ્રંથનો વિષય, એની શૈલી, એની આંટીઘૂંટી, એમાં આવેલા સંદર્ભો, અને શાસ્ત્રાર્થો–એ દરેક વસ્તુ સાથે ઉમેદવાર ભાષાંતરકાર પૂર્ણ પરિચિત છે એની ખાતરી કરી લેવા જેટલા સવાલોનું પ્રશ્નપત્ર ભાષાંતરકાર પર મોકલી એના જવાબો પોતાનાથી બનતા ઉત્તમ અને વિશદ ગૂજરાતીમાં લખી મોકલવાનું એમને સૂચવવું જોઇએ. ઉમેદવારો ઘેર બેઠાં અમુક દિવસની અંદર જવાબો લખી મોકલે. આવી પરીક્ષામાંથી વિષયની આકલન-શક્તિ અને તે શુદ્ધ રીતે આપવાની વિવેચનશક્તિ જેનામાં સરસ દેખાય એવાને જ ભાષાંતર માટે પસંદ કરવો જોઇએ. એની પસંદગી કર્યા પછી મહેનતાણું આજે અપાય છે એના કરતાં બમણું અપાય તોયે તે ખોટું ન ગણાય. ભાષામાં નમાલી પ્રજા વધે તેના કરતાં થોડી પણ નીરોગી અને સેવાક્ષમ પ્રજા તૈયાર થાય એ બધી રીતે ઇષ્ટ છે. આવી પરીક્ષા લેવાનું કામ અઘરું ખરું, પણ માતૃભાષાનું અભિમાન ધરાવનાર પીઢ સાક્ષરોએ ઉત્સાહપૂર્વક સેવાભાવે અને મફત તે કરવું જોઇએ. જે વિદ્યાએ એમને સંસ્કારિતા, સંપન્નતા અને

પ્રતિષ્ઠા આપી તેની કાંઈક તો નિષ્કામ સેવા તેમને હાથે થવી જ જોઈએ. આવી પ્રથાથી સંગીન અધ્યયન વધશે, ભાષાપ્રેમ વધશે, અને શુદ્ધ સાહિત્યમાં પણ પ્રથમ ધીમે ધીમે પણ સરવાળે બહુ જ મોટો વધારો થશે. ભાષાંતરનો અને સાહિત્યસેવાનો આદર્શ દહાડે દહાડે ઊંચો થવાથી ભાષાંતરકારોનો એક કાબેલ વર્ગ જ તૈયાર થશે, અને સાહિત્ય સુધરવાથી સામાજિક બુદ્ધિમત્તા અને સંસ્કારિતા પણ વધશે. દરેક રાજ્યે, સાહિત્યસંસ્થાએ અને શિક્ષણસંસ્થાએ આ દિશાની પોતાની ફરજ હવે તો ઓળખવી જોઈએ.

ભાષાંતર શબ્દેશબ્દ હોય, છૂટું હોય, કે ફક્ત ભાવાનુવાદ જ મળે તો બસ છે, એ ચર્ચા સનાતન છે. વિષય પરત્વે, ગ્રંથ પરત્વે, ભાષાંતરકાર પરત્વે, અને આપણી ગરજ પરત્વે આનો જવાબ જુદોજુદો મળે એમ છે. કેટલાક વિષયોનું પ્રાથમિક જ્ઞાન જ પ્રજા ઝીલી શકે. કેટલીક ચોપડીઓનો સારાંશ જ આપવાથી કામ સરી જાય છે. બીજી કેટલીક ચોપડીઓમાં મહત્ત્વના સો પચાસ ફકરાઓનું સંપૂર્ણ ભાષાંતર આપી વચલા ભાગનો એક-દમ સંક્ષેપ કર્યો હોય તો જ તે સરસ નીવડે. કેટલીક ચોપડીઓમાં એક જ પ્રકરણ મૌલિક હોય છે. તેટલાનું જ ભાષાંતર કરાવી આગળપાછળ પ્રાસ્તાવિક અને ઉપસંહારાત્મક એ સ્વતંત્ર પ્રકરણો જોડી દીધાં એટલે ચોપડી તૈયાર થઈ ગઈ. કેટલીક ચોપડીઓમાંથી આપણી મતલબ પૂરતો ભાગ લઈએ તોપણ બસ થાય છે. અને કેટલીક ચોપડીઓનો પ્રથમ સારાંશ આપી ઘણાં વરસ પછી તે આખી ચોપડી પ્રસિદ્ધ કરવાથી પ્રજા તેનો લાભ લઈ શકે છે.

ભાવાનુવાદ ( Adaptation )નો સવાલ જરા સ્પષ્ટ છે. ભાવાનુવાદ આપનારે મૂળ ગ્રંથકારનું હાર્દ, એની વિવેચનશૈલી, એની લાગણી, એનો ઉત્સાહ, એણે દાખલ કરેલી આંટીઘૂંટી, અને મર્મપ્રસંગો અનુવાદમાં બરાબર, પ્રામાણિકતાથી આવે એ વિષે ખાસ ચીવટ રાખવી જોઈએ. અનુવાદકારે 'મૂળ ગ્રંથકારને અન્યાય ન થાય એની પૂરી કાળજી રાખવી જોઈએ. કોકવાર એમ બને છે કે અનુવાદકાર સંક્ષેપ કરવામાં મૂળ ગ્રંથકારે વિવેચનમાં જે તારતમ્ય રાખેલું હોય છે તે બગાડી જુદી જ છાપ પાડે છે. આને તો ગુન્હો જ ગણવો જોઈએ. ભાવાનુવાદમાં પોતાનું ઘુસાડી દેવાનો લોભ પણ કેટલાક રોકી શકતા નથી.

મૂળ ગ્રંથકાર પ્રત્યે વફાદારી જેટલી મહત્ત્વની છે તેટલી જ ભાવાનુવાદમાં વાચકો પ્રત્યેની નિષ્ઠા પણ મહત્ત્વની છે. વાચકોને શું આપવાની જરૂર છે, તેમને કેટલું આપીએ તો બસ છે, કઈ વસ્તુ તરફ વાચકોની જિજ્ઞાસા વધારે હોઈ શકે, એ વસ્તુનો પણ એણે ખ્યાલ રાખવો જોઈએ.

ભાષાંતરકારની મહત્ત્વની ફરજ તે ભાષાનિષ્ઠા છે. ભાષાંતર એ ભાષા પર અત્યાચાર તો ન જ થવો જોઈએ. મૂળ ભાષાના કેટલાક પ્રયોગો, અલંકારો અને મર્મો સ્વભાષામાં આણી શકાય એમ હોય અને તે ભાષામાં દૂષણ નહિ પણ ભૂષણરૂપ થતા હોય તો જરૂર તેમ કરવું જોઈએ. જેટલું બની શકે તેટલું મૂળ ચોપડીનું સંપૂર્ણ સ્વરૂપ ભાષાંતરમાં આણવાનો એનો પ્રયાસ હોવો જોઈએ. દેવીની પૂજામાં ભૂલ થાય તો જેમ હમેશ શાપની બીક રહે છે તેમ સ્વભાષાની સેવામાં અસેવા થાય તો એ જનનીનો શાપ લાગશે એ બીક મનમાં રાખીને જ ભાષાંતરકારે પ્રવૃત્ત થવું જોઈએ.

પ્રેમભક્તિ હોય તો બધી ચીવટ અને આવડત એની મેળે આવી જાય છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# નરસિંહ મહેતાના કોયડા 'નો વિચાર

[ અનુસંધાન પૃ. ૧૮ ]

૨

## જયદેવ અને નરસિંહ મહેતો

આ ઉપરાંત રાધા સાથેના તથા એક એક ગોપી સાથેના વિહારનું જે વર્ણન નરસિંહ મહેતાએ કર્યું છે તેનું મૂળ જયદેવનું ગીતગોવિંદ છે, પણ નરસિંહે ગીતગોવિંદનો સીધો અનુવાદ નથી કર્યો, કેટલાક પ્રસંગો લીધા છે ખરા, જુઓ ચાતુરી ૧૭ ( ન. કા. સં. પા. ૧૨૮ ):—

સાંભળ વહાલા વીનતિ મારીજી જૂઠું બોલ્યાની ટેવ તમારીજી
એ ન ઘટે વ્રજવિહારીજી.

વ્રજવિહારી સાંભળો સાચી કહું એક વાત,
મુજ સંગાથે દષ્ટ કરીને, આવીઆ પ્રભાત;
રજની સુખ માને ગમીં, જોઈ રહી છું વાટ,
મુજ વચન દીધું વીઠલા કોઈશું કીધો ઠાઠ.

વળી જુઓ ચાતુરી ૨૫મી ( એજન પા. ૧૩૨ )

ઓરા આવોને મારા નાથ, નિશાએ કયાં ભાવ્યાજી,
એવી કુણ સોહાગણ નાર, જેણે લડાવ્યાજી.
... ... ... ... ... ...
કેમ નવલ નારનો નેહ મેલીને આવ્યાજી,
તારે મહાવર લાગ્યું છે ભાલ, ચિહ્ન ચરણ તણુંજી;
એવાં અંજન મધુર રસાળ, અધિક શોભે ઘણુંજી,
એવા સુંદર સુભગ કપોલ, ડંખ દીસે ઘણાજી.

ગીતગોવિંદનો મધ્ય પ્રસંગ આ રીતે જ છે. કૃષ્ણ લતાકુંજે રાધાને મળવા જવા નીકળે છે ત્યાં માર્ગમાં કોઈ ગોપી મળી જાય છે. ભગવાન તેના સંગમાં રાત્રિ ગાળે છે, અને પ્રભાત થતાં વિપ્રલબ્ધા રાધાની ખબર લેવા લતાકુંજમાં આવે છે. ત્યાં પ્રિયતમાને મનાવવા જાય છે. પણ પ્રતિનાયિકાનાં ચિહ્નો ભગવાનના શરીર ઉપર જોઇને રાધા ગુસ્સે થઈ કૃષ્ણનો તિરસ્કાર કરે છે. ( જુઓ 'ગીતગોવિંદ' સર્ગ ૮ કેશવ હર્ષદ ધ્રુવનું ભાષાંતર ):—

હરિ હરિ ! જાઓ હરિજી જાઓ, જાણ્યા જૂઠ જવા દો,
જે થકી રાચો, તેથી જ જાચો મ્હેર મુકી શઠવાદો;
નયનામૃતનું પાન કરતાં અંજન રંજીત આજે,
શ્યામ અધર મણિ, તે તમ તનમાં ભળતો ભારે રાજે. હરિ હરિ૰

ચરણુ તણા અળતાના રસથી સીંચાઈ હરિ હાવે
નવતર રાગ તણા અંકુર ઉર પાંગરતા દરસાવે. હરિ હરિ૦
દંતે અધર થવાયો નમને મમ અંતર ચીરાયે
( ગીતગોવિંદનું ભાષાંતર પા. ૧૧૧ )

ઉપરનાં નરસિંહ મહેતાનાં વચનોમાં ગીતગોવિંદના આ શબ્દોનો પડઘો સ્પષ્ટ સંભળાય છે. વળી ચાતુરી ૨૪માં રાધા સખીને ભગવાન સાથે પોતાનો મેળાપ કરાવવા કહે છેઃ—

વહાલાને ન્રેહે થઈ હું ઘેલીજી મળવા ઇચ્છું મોહનને મેહેલીજી
મેળવ મુજને સુણ સાહેલીજી, ચઢ તું વાહરે વહેલી વહેલીજી
( એજન પા. ૧૩૨ )

સરખાવો ગીતગોવિંદ

સહી ! એ સ્યામ પર જઉં વારી
મુજને એ રસીઆ શું સવેળે મેળવ બ્હેની મ્હારી ધ્રુવ૦
( કે. હ ધ્રુવનું ગીતગોવિંદનું ભાષાંતર સર્ગ ૨ પા. ૩૬ )

વળી ગીતગોવિંદના સર્ગ ત્રણ, ચાર, પાંચ તથા દશ, અગીઆર, બારના પ્રસંગો ચાતુરી-ષોડશીમાં નરસિંહ મહેતાએ પોતાની રીતે ગુંથ્યા છે. દૂતીનું નામ જયદેવે નથી આપ્યું પણ નરસિંહે લલિતા નામ આપ્યું છે. આ પદોમાં પણ ઘણે ઠેકાણે ગીતગોવિંદના શબ્દો નોખ્ખા દેખાય છે. આ ઉપરાંત શૃંગારમાળાનાં પદોમાં ઘણે ઠેકાણે ગીતગોવિંદના ભાવો અને કેટલેક ઠેકાણે શબ્દો મળે છે. ( જુઓ શૃંગારમાળાનાં પદ ૩૭૧, ૩૭૨માં રાધા અને દૂતીનો સંવાદ છે. ) નરસિંહ મહેતા ગીતગોવિંદમાંથી વસ્તુ કેવી રીતે લે છે અને તેનો વિસ્તાર કેવી રીતે કરે છે તે જોવા માટે નીચેનો દાખલો પણ જોવા જેવો છે.

ગીતગોવિંદના છેલ્લા સર્ગ ૧૨ના અંતમાં આશીર્વાદનો નીચે પ્રમાણે શ્લોક છેઃ—

શ્યામે અંબર શ્યામનું પટ પીળું પ્હેર્યું હતું વ્હાલીએ,
પેખી કૌતુક બેર તેહ હસતી વ્હાણે સહી ભાળીને,
રાધાના નમણા મુખાંબુજ ભણી લજ્જાળવાં લોચને,
જોતાં મ્હો મલકાવી મંજુ રસીઆ આનંદ દો વિશ્વને.
( કે. હ. ધ્રુવનું ગીતગોવિંદ પા. ૧૬૨ )

આ શ્લોકમાંથી વસ્તુ લઇને નરસિંહ મહેતાએ ચાતુરી ષોડશીનું પદ ૧૦મું રચ્યું છે, જેમાં લલિતા સંભોગાન્તે રાધાની સ્થિતિનું વિગતવાર વર્ણન કરે છે, જે વર્ણનમાં ગીતગોવિંદની ઉપલી પીતાંબર સાથે નીલાંબર બદલાયાની વાત પણ આવી જાય છે.

પીતાંબર કહાં પલટયું નીલામ્બર તહારૂં નહોયે
( એજન પા. ૧૪૭ )

વળી વધારે ખુબી તો એ છે કે કૌસ્તુભમણિ જેવું સ્થિર ચિહ્ન પણ બદલાઈ ગયાનું નરસિંહ વર્ણનવિસ્તારના વેગમાં કહી દે છે.

કૌસ્તુભમણિ તું કેનિ લાવી નહિ એકાવલ હાર
પાલટી આવી પ્રેમદા, મુજને કહેને વિચાર.
( એજન પા. ૧૪૭ )

ગીતગોવિંદનું નરસિંહ ઉપર સાક્ષાત્ ઋણ જોવા માટે આટલું બસ છે, બાકી તો નરસિંહે જે રીતે કૃષ્ણ ગોપીની ક્રીડાનું વર્ણન કર્યું છે તે રીત જ જયદેવે ચલાવેલી છે.

## ભક્તસંતોનું ઋણ

નરસિંહ મહેતા મુખ્યત્વે ભાગવતના અને જયદેવના ઋણી છે અને તે ઋણ પોતે મુક્તકંઠે સ્વીકારે છે, પણ આ ઉપરાંત અનેક ભક્તસંતોનું ઋણ એના ઉપર છે. ભક્તિમાર્ગ, આ દેશમાં જૂના કાળથી–છેક રામાનુજ પ્હેલાંના કાળથી બે પ્રવાહમાં વહ્યો છેઃ એક ભક્તસંતોનો પ્રવાહ અને બીજો આચાર્યોનો પ્રવાહ. શ્રી રામાનુજ, શ્રી મધ્વ, શ્રી વલ્લભાચાર્ય વગેરે આચાર્યો ઉપર પણ આ ભક્તસંતોનું પુષ્કળ ઋણ છે. આચાર્યો ભક્તિનાં તત્ત્વો સંતો પાસેથી ગ્રહણ કરે છે, અને તત્ત્વજ્ઞાનની પ્રણાલી પોતે તૈયાર કરે છે. રામાનુજ પ્હેલાંના આ સંતભક્તો અથવા આલવારો અને તેમના પ્રબંધો પ્રસિદ્ધ છે. આ સંતોએ કેટલીક વાર પોતાની ભક્તિના ઉદ્ગારો લોકભાષામાં, અને કેટલીક વાર સંસ્કૃતમાં ઉતાર્યા છે. રામાનુજ પછીના સંતોના ઉદ્ગારોનો મોટો ભાગ લુપ્ત થઇ ગયો છે, પણ કોઇ કોઇ છુટક કટકાઓ મુક્તકો રૂપે ભોજના સરસ્વતીકંઠાભરણ, હેમચંદ્રના કાવ્યાનુશાસન, સોમેશ્વરના સુરથોત્સવ, શાર્ઙ્ગધરના શાર્ઙ્ગધરપદ્ધતિ તથા કોઇ અજ્ઞાત સંગ્રાહકના પદ્યાવલી જેવા ગ્રંથોમાં સંગ્રહાઈ જળવાઇ રહ્યા છે, જેનાં ઉદાહરણો રા. રા. કેશવ હર્ષદ ધ્રુવે બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખસ્થાનેથી કરેલા ભાષણમાં તથા રા. મુનશીએ ગુજરાતી સાહિત્ય ખંડ ૫ ના વિભાગ ૮ માં ઉતારેલાં છે. આ ઉપરાંત કેટલાક ભક્તસંતોએ કોઇ જાતની કાવ્યરચના નહિ કરી હોય પણ ભક્તિને પોષે એવી વાતો–કૃષ્ણલીલાની પોતે કલ્પેલી વાતો તથા ભક્તોના પરચાઓની વાતો સંતમંડળીઓમાં કરી હશે, આવી વાતો પરંપરાથી સંતોમાં ચાલતી હશે. શ્રીમદ્ ભાગવત પછી સંતભક્તોએ ચલાવેલી આવી વાતોનો કેટલોક સંગ્રહ એ વખતે રચાતાં જતાં પુરાણોમાં મળે છે. અને કેટલાકનો ઉલ્લેખ શ્રી વલ્લભસંપ્રદાયના તથા ચૈતન્યસંપ્રદાયના લેખકો કરે છે. અને આ સંપ્રદાયના આચાર્યો આ સંતોનું ઋણ પણ સ્પષ્ટ સ્વીકારે છે. ચૈતન્યસંપ્રદાયમાં અને વલ્લભસંપ્રદાયમાં એ બન્ને આચાર્યોની પૂર્વે થઇ ગયેલા બિલ્વમંગળને ગુરુપરંપરામાં ગણે છે. બિલ્વમંગળના બે ત્રણ શ્લોકો શાર્ઙ્ગધરપદ્ધતિમાં ઉતાર્યા છે. (જુઓ શ્લો. ૭૨, ૭૩ અને ૧૧૫) એ ઉપરથી બિલ્વમંગળ ઇ. સ. ૧૪ મા શતક પ્હેલાં થઇ ગયા છે એમ નક્કી થાય છે. હવે ભાગવતોક્ત કૃષ્ણલીલા કરતાં નરસિંહે ગાયેલી કૃષ્ણલીલામાં જે વધારો જોવામાં આવે છે તે આ ભક્તસંતો પાસેથી મળેલો વારસો છે.* રાધા–ભાગવતકારે કોઈ ગોપીનું નામ આપ્યું નથી પણ રાસલીલાના વર્ણનમાં એક ગોપીને, ભગવાન અંતર્ધ્યાન થતી વખતે પોતાની સાથે લઇ ગયા અને બાકીની ગોપીઓને આ વાતની ખબર પડી ત્યારે તેઓએ પરસ્પર કહ્યું કે "બાઇ, આ ગોપીએ તો ભગવાન હરિ ઇશ્વરને પૂરા આરાધ્યા કારણ કે ગોવિન્દ આપણને છોડીને એને પ્રીતિથી એકાન્તમાં સાથે લઇ ગયા."

ભા. ૧૦–૩૦–૨૮.

* કવિ જયદેવ પણ બિલ્વમંગળ જેવા ભક્તસંત છે પણ એની કવિતાએ એને ચિરંજીવ કર્યા છે. ચૈતન્ય અને વલ્લભસંપ્રદાયો પણ જયદેવને પ્રથમ મહાનુભાવ ભક્ત ગણે છે અને એની પાસેથી કૃષ્ણલીલા કીર્તનની બાબતમાં પ્રેરણા ગ્રહણ કરે છે.

આ રીતે વર્ણન કર્યું છે. ભાગવતના આ શ્લોકમાં अनयाराधितः એ રીતે શબ્દો છે આ ઉપરથી ભાગવતને અનુસરી કૃષ્ણલીલા ગાનારા ભક્તોએ આ ખાસ માનીતી ગોપીનું નામ રાધા પાડ્યું હોય એમ અનુમાન થાય છે. રાધા નામની આ વ્યુત્પત્તિ સાંપ્રદાયિક જ છે. ભાગવત પછી તરત જ રાધાનું નામ પાડ્યું લાગે છે. નિંબાર્ક* (ઈ. સ. ૧૨ મું શતક) હજારો સખીઓથી વીંટાયલી રાધા જેના ડાબા અંગમાં બિરાજમાન છે એવા કૃષ્ણને ભજે છે. (જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૦૮–૧૦૯). પણ નિંબાર્ક અને જયદેવની યે પહેલાં રાધાની પ્રસિદ્ધિ થઈ ગઈ હતી. માળવાના પૃથ્વીવલ્લભ મુંજના વિ. સં ૧૦૩૧ તથા વિ. સં. ૧૦૩૬ (ઇ. સ. ૯૮૦)ના લેખોના મંગળાચરણમાં तद्राधाविरहातुरं मुरारिपोर्वेल्लद्वपुः पातु वः ।

(Indian Antiquary Vol. 6 p. 50, Vol. 14 p. 616.)

એ રીતે રાધાના વિરહથી પીડાતા કૃષ્ણનો ઉલ્લેખ છે એ ઉપરથી દશમા શતકમ જ રાધાકૃષ્ણના વિહારની અને વિરહની વાતો સંતમંડળીઓમાં પ્રચલિત થઇ જણાય છે રાધાની સખીઓનાં નામો તથા એની ૧૬ હજારની સંખ્યા–'સોળ સહસ્ર ગોપીને માધવ' (ન. કા. સં. પા. ૧૮૪) વગેરે ઉમેરાઓ, નરસિંહે આ સંતભક્તોની ભગવદ્વાર્તામાંથી જ લીધા જણાય છે. પુરાણોમાં પણ ક્યાંક षोडशैवसहस्राणि गोप्यस्तत्र समागताः (स्कं. प्रखंड गोप्यादित्यमाहात्म्य) એ રીતે સોળ હજારનો ઉલ્લેખ છે પણ મૂળ તો કૃષ્ણને રાણીએ સોળ હજાર હોવાથી ભક્તોએ ગોપીઓની સંખ્યા સોળ હજારની ગણી. આ કલ્પના તદ્દન સ્વાભાવિક છે. નરસિંહ મહેતા આ જુની પરંપરાને અનુસરે છે. બ્રહ્મવૈવર્તમાં આથી આગળ ચાલી રાધા સાથે સોળ હજાર ગોપીઓ, માધવી સાથે અગીઆર હજાર, કુન્તી સાથે દશ હજાર, જાહ્નવી સાથે નવ હજાર, દુર્ગા સાથે સોળ હજાર એ રીતે વર્ણન છે. (જુઓ કૃષ્ણજન્મખંડ અ. ૨૮) જ્યારે ચૈતન્યના સમકાલીન અને મુખ્ય શિષ્ય રૂપગોસ્વામી ગોપીઓનાં સેંકડો યૂથ હોવાની તથા દરેક યૂથમાં લાખ લાખ ગોપીઓ હોવાની વાત કરે છે. (જુઓ ઉજ્જ્વલનીલમણિ પા. ૫૮) વળી આ ગોપીઓનાં નામો બ્રહ્મવૈવર્ત, ભવિષ્યોત્તર, સ્કન્દપુરાણ પ્રભાસખંડ, પદ્મપુરાણ વગેરેમાં મળે છે. રૂપગોસ્વામી તો સ્પષ્ટ રીતે ગોપીઓનાં કેટલાંક નામો શાસ્ત્રપ્રસિદ્ધ અને કેટલાંક લોકપ્રસિદ્ધ (અર્થાત્ પુરાણોમાં ન મળતાં) હોવાનું કહે છે, અને બેય પ્રકારનાં કેટલાંક પોતે ગણાવે છે. પણ આ બાબતમાં યે નરસિંહ મહેતા કોઇ પુરાણને કે રૂપગોસ્વામી વગેરેને અનુસરતા નથી, માત્ર ભક્તમંડળીઓમાં પ્રચલિત નામોમાંથી થોડાં ઉપાડી લે છે.

આ રીતે જ રાસલીલા, વસ્ત્રહરણ લીલા વગેરે ભાગવતોક્ત લીલાના અનુકરણમાં ભક્ત સંતોએ ચૌર્યલીલા, દાણલીલા, વર્ત્મરોધન (રસ્તો રોકવાની) લીલા, ઘતક્રીડા, યમુનાજલકેલિ વગેરે લીલાઓની કલ્પના કરી હશે. રૂપગોસ્વામી આ કૃષ્ણલીલાઓની ઉદાહરણો સાથે ગણત્રી કરે છે. (જુઓ ઉજ્જ્વલ નીલમણિ પા. ૪૮૬) પણ નરસિંહ મ્હેતા રૂપગોસ્વામીને અનુસરીને નહિ તેમ તેણે ગણાવેલી બધી નહિ પણ દાણલીલા, રસ્તો રોકવાની લીલા એમ

* નિંબાર્કને પણ કેટલાક આચાર્ય નહિ પણ ભક્ત ગણે છે. (જુઓ કવિ દયારામકૃત સંપ્રદાયસાર) અને નિંબાર્કે રાધાકૃષ્ણની ભક્તિની પ્રેરણા પણ ભક્તસંતો પાસેથી મેળવી હોવાનો સંભવ છે. અને પાછળના ભક્તોને પ્રેરણા આપનાર આ નિંબાર્કમતીય વૈષ્ણવભક્તો.

એક બે પોતાની રીતે ગાય છે અને રાધાની નથડી ખોવાવાની વગેરે લીલા પોતાની કલ્પનાથી ઉમેરે છે.

આ સિવાય સુરત સંગ્રામ અને શૃંગારમાળાનાં કેટલાંક પદો ગીતગોવિંદના ધોરણે નરસિંહની કલ્પના છે. સુદામાચરિત્ર ભાગવતમાંથી છે એ કહેવાની જરૂર જ નથી. વસંતનાં અને હીંડોળાનાં પદો શૃંગારમાળાનાં પદો જેવાં જ છે. પણ ભાગવતે શરદ ઋતુ પસંદ કરી છે, ત્યારે જયદેવે વસંત ઋતુ પસંદ કરી છે. એટલે નરસિંહે બેયનાં પદો ગાયાં છે. બાળલીલાનાં પદો તો ભાગવતના દશમ પૂર્વાર્ધની ટુંકી અનુક્રમણિકા છે. શ્રી કૃષ્ણજન્મ સમાનાં પદો પણ ભાગવતને અનુસરી એ પ્રસંગનું વર્ણન કરે છે. કૃષ્ણ જન્મની તિથિ શ્રાવણ કૃષ્ણાષ્ટમી ભાગવતમાં નથી પણ બ્રહ્મવૈવર્તમાં અને બીજાં પુરાણોમાં છે.

શામળદાસનો વિવાહ, હારમાળા જેવા પોતાના જીવનના પરચાના પ્રસંગો ભક્ત સંતોની શૈલીને અનુસરી નરસિંહે ગાયા છે.

### નરસિંહની ભક્તિ

ભક્તિજ્ઞાનનાં ઘણાં પદો એના સંગ્રહમાં છપાયાં છે એમાં જે ભક્તિની વાત છે તે માત્ર ભાગવતને અનુસરતી જ છે.

'ધ્યાન ધર ધ્યાન ધર નેત્રમાં નાથ છે' (પદ ૨૬ પા. ૪૭૯)

'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ' (પદ ૪૦)

'નીરખને ગગનમાં કોણ ઘુમી રહ્યો' (પદ ૩૯)

'જાગીને જોઉં તો જગત દીસે નહીં ઉંઘમાં અટપટા ભોગ ભાસે' (પદ ૪૨)

'જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી' (પદ ૪૩)

'આદ્ય તું, મધ્ય તું, અંત્ય તું ત્રીકમા, એક તું, એક તું એક પોતે'

'જુવાનીને દહાડે રે હરિને જાણ્યા નહિ રે મોહ્યું પર દારા સાથે મન' (પદ ૫૧)

વગેરે અનેક પદોમાં જ્ઞાન અને વૈરાગ્ય સાથે ભક્તિનો યોગ તથા અદ્વૈત સિદ્ધાન્તનો સ્વીકાર એ સંયોગ શ્રી ભાગવત સિવાય બીજે નથી એટલે એ બાબતમાં તો નરસિંહ કેવળ ભાગવતને જ અનુસરે છે. આ ઉપરાંત નરસિંહનાં ભક્તિ જ્ઞાનનાં પદોમાં નરસિંહને ઇષ્ટ રૂપે જે ભક્તિનું વર્ણન છે તે શ્રવણ, કીર્તન વગેરે નવધા ભક્તિથી પર પ્રેમલક્ષણાનું વર્ણન છે. (જુઓ ન. કા. સં. પા. ૪૭૭) અને નરસિંહ મહેતાને આ પ્રેમલક્ષણાભક્તિ જ જોઇએ છે, મુક્તિ નહિ. (એજન પા. ૪૭૭) આ સિદ્ધાંત તો ભાગવતનો જ છે. (જુઓ **ભા. ૧૧-૧૧-૧૪**) રા. મુનશીની શુદ્ધ ભક્તિ આ પ્રેમલક્ષણાભક્તિ હોય તો તો એનું મૂળ ભાગવત જ છે. મધુસૂદનસરસ્વતી જેવા પ્રખર શાંકર વેદાંતી પ્રેમલક્ષણાભક્તિનું સ્વરૂપ ભાગવતમાંથી જ ઉકેલે છે. (જુઓ એનું ભક્તિરસાયન) 'એ પ્રેમલક્ષણાભક્તિ કાંઇ ચૈતન્યે ચલાવી નથી. એના સમકાલીન શ્રી વલ્લભાચાર્ય પણ એ જ પ્રકારની ભક્તિનો ઉપદેશ કરે છે. આ પ્રકારની ભક્તિનું મૂળ ભાગવત જ છે.

કૃષ્ણલીલાનાં કીર્તનો વૈકુંઠપ્રાપ્તિ માટે ગાવા સાંભળવાનું નરસિંહ મહેતા કહે છેઃ—

શીખે ગાયને સાંભળે રે હરિ રાધાનો રાસ
તે નર વૈકુંઠ પામશે એમ કહે નરસૈનો દાસ

(એજન પદ ૧૦૪)

આનું મૂળ પણ ભાગવતમાં જ છે. રાસપંચાધ્યાયી સ્વતંત્ર ગ્રંથ હોય તેમ એનો ઉપસંહાર કરતાં ભાગવતકાર કહે છેઃ—

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ।
भक्तिं परां भगवति प्रतिलभ्य कामम्
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥

भा. १०–३३–४०.

"વ્રજવધૂઓ સાથે ભગવાનની આ રાસક્રીડાનું જે શ્રદ્ધાથી શ્રવણ કરે તથા વર્ણન કરે તે ભગવાનમાં પરમ ભક્તિ મેળવીને હૃદ્રોગનો નાશ કરે." એ ભાગવતકારના શબ્દોએ પાછળના ભક્તો ઉપર વીજળી જેવી અસર કરી છે, અને કેવી રીતે ક્રીડાનું વર્ણન કરવું તે જયદેવે બતાવ્યું, એટલે નરસિંહ મહેતા જેવાને પૂરી પ્રેરણા મળી ગઈ.

વળી ભાગવતકારે રાસક્રીડાનું તથા બીજી કૃષ્ણલીલાઓનું અમુક પ્રકારના સંકોચથી સંયમપૂર્વક વર્ણન કર્યું છે. ભાગવતકાર ગોપીઓને વ્યભિચારદુષ્ટ કહી દે છે, ભગવાનને જારબુદ્ધિથી ભજતી એમ પણ કહે છે. અને મુખ્યત્વે એની કહેવાની મતલબ એવી જણાય છે કે જેમ રાવણાદિ અસુરો ભગવાનને દ્વેષબુદ્ધિથી ભજ્યા છતાં ભગવાનને પ્રાપ્ત થયા તે રીતે ગોપીઓ જારબુદ્ધિથી ભજતી હોવા છતાં એની તીવ્ર પ્રીતિના બળથી ભગવાનને પ્રાપ્ત થઈ. (જુઓ ભા. ૧૦, ૨૯–શ્લો. ૧૩, ૧૪.) પણ ભાગવતકારે જ કોઈ કોઈ ઠેકાણે ગોપીઓના પ્રેમની પ્રશંસાના આવેશમાં એ ભક્તિને અત્યુચ્ચ પદ આપ્યું છે. દા. ત. જે ઉદ્ધવ એકાદશ સ્કંધમાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના સંગમરૂપ અતિ ઉંચી કોટિના ઉપદેશના અધિકારી બને છે તે ઉદ્ધવ પાસે, ભાગવતકાર

"સર્વના આત્મારૂપ ગોવિન્દ ભગવાનમાં જેનો ભાવ રૂઢ છે" તે ગોપીઓની ભક્તિની પ્રશંસા કરતા બોલાવે છે કેઃ—

आसामहो चरणरेणुजुषामहं स्यां
वृंदावने किमपिगुल्मलतौषधीनाम् ।
या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा
भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥

भा. १०. ४७. ६१

ભાગવતનાં આ અને આ પ્રકારનાં વચનો ઉપર બધો ભાર મુકીને ભાગવતના દશમ સ્કંધને સ્વતંત્ર ગ્રંથ ગણીને પાછળના ભક્તોએ ભાગવતકારનો સંકોચ અને સંયમ ત્યજી દીધો અને ભાગવતનાં ભક્તિનાં અંગરૂપ જ્ઞાનવૈરાગ્યને છોડી દઈને કેવળ ગોપીઓ જેવો પ્રેમભક્તિને સર્વસ્વ અર્પી દીધું તથા ભાગવતકારના ઉપદેશને અનુસરી એ કૃષ્ણક્રીડાના કીર્તન, શ્રવણને જ એ પ્રેમભક્તિ પ્રાપ્ત કરવાનું સાધન માન્યું. નરસિંહ મહેતા સ્પષ્ટ કહે છે કેઃ—

પ્રેમની વાત તે પરીક્ષિત પ્રીછયો નહીં શુકજીએ સમજી રસ સંતાડયો,
જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રંથ પૂરો કર્યો મુક્તિનો મારગ સુધો દેખાડયો.

(ન. કા. સં. પા. ૪૭૮)

આ રીતે શુકદેવજીએ જે રસ સંતાડેલો તે આ જયદેવાદિ ભક્ત કવિઓએ તથા સંતભક્તોએ ઉઘાડો કરીને ગાયો, સાંભળ્યો. નરસિંહની ભક્ત–શુદ્ધભક્તિ–વૃંદાવનભક્તિ જે કહો તેનો બધો ખુલાસો આટલામાં આવી જાય છે.

ટુંકામાં નરસિંહ મહેતા ઉપર મને તો ત્રણ અસર દેખાય છેઃ (૧) મુખ્ય અસર તો ભાગવતની જ, (૨) જયદેવની, (૩) અજ્ઞાત સંતભક્તોની. રા. મુનશી પણ આ ત્રણ અસરનો સ્વીકાર કરે છે પણ એ ઉપરાંત મહાયાન બૌદ્ધના સહજીયા પંથની અસર વૈષ્ણવભક્તિમાર્ગ ઉપર થઈ હોવાનું સેનનાં પુસ્તકો ઉપરથી દર્શાવે છે. બંગાળાની વૈષ્ણવભક્તિ ઉપર સહજીયા-પંથની તથા શાક્તભક્તિની અસર હોવાનો સંભવ છે, પણ એની નરસિંહ મહેતા ઉપર અસર કયે ઠેકાણે છે એ મને દેખાતું નથી.

નરસિંહ મહેતાનાં નામનાં જે કવનો અત્યારે મળે છે ( જેમાંથી કેટલાંક એનાં પોતાનાં ખરેખર નહિ હોય ) તેમાં ઉપર કરેલાં ત્રણ મૂળની બ્હારનું જે દેખાય તે એની પોતાની કલ્પના છે. નરસિંહ મહેતા ભાગવતકાર જેવા સર્વદેશી વિદ્વાન કે પ્રતિભાશાળી સ્રષ્ટા નહિ હોય, તેમ જયદેવ જેવા કળાકાર નહિ હોય, પણ એને મળેલા ઉપર કહેલા વારસાનો વિગતો ભરીને સુંદર શબ્દોમાં વિસ્તાર કરી શકે એટલી કલ્પનાશક્તિવાળા તો હશે જ અને બેય જેવા ભક્ત તો ખરા જ.

### નરસિંહ મહેતાના ઉલ્લેખો

ઉપર જે ત્રણ અસર ગણાવી એ ત્રણેનો નરસિંહ મહેતાએ સ્પષ્ટ ઉલ્લેખ એક કરતાં વધારે વાર કર્યો છે. શુક અને પરીક્ષિતનો વારંવાર ઉલ્લેખ કરે છે, એજ રીતે જયદેવના શબ્દો ઉતારનાર નરસિંહ જયદેવનું ઋણ સ્પષ્ટ સ્વીકારે છેઃ—

એક જાણે છો વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધો રે;
ઉગતો રસ અવની ઢળતો, નરસૈંયે તાણી લીધો રે.
( ન. કા. સં. પા. ૨૬૬ )

સુરતસંગ્રામમાં પણ કૃષ્ણપક્ષમાં રસમગ્ન જયદેવને રાખે છે અને રાધાના પક્ષમાં પોતે રહે છે. ( એજન પા. ૧૦૧, ૧૦૨.)

આ બે ઉપરાંત નામ વગરના સંતોનું ઋણ પણ નરસિંહ મહેતા સ્વીકારે છેઃ—

એ રસને શુકદેવજી જાણે, કોઈ વિરલા સંત લહે
( એજન પા. ૪૭૪ ).

આ ઉપરાંત એક બે સ્થળે નામદેવનો ઉલ્લેખ છે. ( એજન પા. ૫૫૬ ) એક સ્થળે નામો ને રામો ( પા. ૧૦૪ ) સાથે ગણ્યા છે. તે નામદેવ અને રામાનંદ હોવાનો સંભવ છે. આ બેય ભક્તો ઈ. સ. ૧૪૦૦ પ્હેલાં થયા છે. એક પદમાં મીરાંબાઇનું નામ પણ છે. ( એજન પા. ૪૭૨ ) 'મીરાંબાઇનાં વિખ અમૃત કીધાં'. બીજી તરફથી મીરાંબાઇએ નરસિંહ કા માયરા લખ્યું છે એમ ગણાય છે. મીરાંબાઈવાળું નરસિંહનું પદ પ્રક્ષિપ્ત હોવાનો સંભવ છે. એ જ રીતે એક પદમાં શ્રી વલ્લભ અને શ્રી વિઠ્ઠલનાં નામો છે, ( જુઓ એજન પા. ૫૩૪ ) પણ ન. કા. સં. ના સંપાદક એ પદને નરસિંહનું ગણતા નથી, અને નરસિંહનાં કાવ્યોમાં પુષ્ટિભક્તિની અસર જોતા નથી. ( જુઓ એ પદ ઉપરની ટીપ ) અને રા. મુનશી પણ એ પદને કૃત્રિમ ગણે છે. ( 'ગુજરાત' શ્રાવણ ૧૯૮૨ પા. ૫૪૬ )

નરસિંહ મહેતાના કાવ્યોમાં આવેલા ઉલ્લેખો જોતાં પણ ઉપર ગણાવી તે ત્રણ જ

અસર સાબીત થાય છે. નરસિંહે ચૈતન્યનો ક્યાંય ઉલ્લેખ નથી કર્યો, ચૈતન્યના શિષ્યો રૂપગોસ્વામી વગેરે પોતાના ગુરુનો ઉલ્લેખ કરે છે અને નરસિંહ જેવાં જ પદો ગાનારા સૂરદાસ વગેરે શ્રી વલ્લભાચાર્યના શિષ્યો શ્રી વલ્લભનો ઉલ્લેખ કરે છે, એ જોતાં નરસિંહે ભાગવત વક્તા શુકનો, અને જયદેવનો ઉલ્લેખ કર્યો છે અને ચૈતન્યનો કે રૂપ કે જીવ ગોસ્વામીનો ઉલ્લેખ નથી કર્યો એ એક જ હકીકત ચૈતન્યની અસર નથી એમ સિદ્ધ કરવા પૂરતી છે.

## ચૈતન્ય અને નરસિંહ

ચૈતન્ય અને નરસિંહ મહેતાનું ભક્ત તરીકે જીવન પણ એક સરખું નથી દેખાતું. બ્રહ્મવૈવર્ત પુરાણના વર્ણન પ્રમાણે, કૃષ્ણના વિરહ દુઃખને લીધે જે રીતે રાધાજી વારંવાર મૂર્છા ખાઇ જાય છે તે રીતે ચૈતન્ય પણ વારંવાર મૂર્છા ખાઇ જાય છે. ચૈતન્યને આ પ્રકારની પ્રેરણા બ્રહ્મવૈવર્તમાંથી મળી જણાય છે. ( જુઓ કૃ. જ. ખં. અ. ૬૨ ) પણ નરસિંહ મહેતાના જે જીવનપ્રસંગો તેણે પોતે તથા વિશ્વનાથ જાની, પ્રેમાનંદ વગેરેએ વર્ણવ્યા છે તેમાં આ મૂર્છાની વાત આવતી નથી પણ વારંવાર પરચાની વાત આવે છે. ભક્તની સ્તુતિથી ભગવાન જાતે આવીને સહાય કરે એ જાતની પરચાની વાતો તો-દા. ત. દ્રૌપદી વસ્ત્રહરણ, પ્રહ્લાદચરિત વગેરે-મહાભારત અને વિષ્ણુપુરાણ જેટલી કે કદાચ જુદે રૂપે વેદ જેટલી જૂની છે.

વળી નરસિંહ મહેતાની કેટલીક માન્યતાઓ ચૈતન્યમતીય માન્યતાઓથી તદ્દન જુદી પડે છે. દા. ત. રાધાનું સ્વરૂપ દર્શાવતાં રૂપગોસ્વામી રાધાને લ્હાદિની મહાશક્તિના સાર ભાવરૂપ ગણે છે; જ્યારે નરસિંહ મહેતા, સાદી રીતે રાધાને ભક્તિ કહે છેઃ—

અમર આહીર, અર્ધાંગ ગોપાંગના વૃક્ષવેલી સર્વ ઋષિરાણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજવૈકુંઠ તે વેદવાણી.

( ન. કા. સં. પા. ૪૮૩ )

વધારે વિસ્તાર કરવાની જરૂર નથી પણ મને તો ચૈતન્ય મતની ખાસ પરિભાષા નરસિંહનાં પદોમાં દેખાતી નથી. ખરી વાત એમ લાગે છે કે જૂનાગઢ (ગુજરાત)ના નરસિંહ મહેતા, આન્ધ્રના શ્રી વલ્લભાચાર્ય અને નદીઆના શ્રી ચૈતન્ય ત્રણેય પોતપોતાની રીતે શ્રી ભાગવતોક્ત ગોપીજનોની પ્રેમલક્ષણા ભક્તિનો જયદેવ અને બિલ્વમંગળ જેવા ભક્તોના સંપ્રદાયને અનુસરી વિસ્તાર કરે છે. શ્રીવલ્લભાચાર્ય સાથે ચૈતન્યના સિદ્ધાન્તોનું કેટલું બધું સામ્ય છે એ જોવાથી ત્રણેય સ્વતંત્ર રીતે એક જ મૂળમાંથી જીવન ગ્રહણ કરે છે એ સ્પષ્ટ દેખાશે.

હવે મુનશીની ૧૪ મી દલીલના મુદ્દાઓ ટુંકામાં જોઇ જઇએ.

૧૪ (અ) 'સુરતસંગ્રામ, ગોવિંદગમન જેવાં કૃષ્ણલીલાનાં પદો છે, તેમાં રાધા વિશાખા અને લલિતા સખીઓ આવે છે એટલું જ નહિ પણ રસમાં સ્થૂલ વિલાસ છે.'

રસમાં સ્થૂલ વિલાસ તો ભાગવતની રાસ પંચાધ્યાયીમાં પણ છે, ( જુઓ મેં ઉપર ઉતારેલા કેટલાક શ્લોકો તથા બીજા પણ ) અને જયદેવમાં પણ છે.

સખીઓનાં નામો ભાગવતમાં નથી અને જયદેવે પણ નથી આપ્યાં એ વાત ઉપર આચાર્યશ્રી આનંદશંકરભાઇએ પણ ભાર મુકયો છે. એ નામો સંતોનાં કલ્પેલાં છે એ ઉપર દર્શાવ્યું છે. વળી રાધાનું નામ પણ જયદેવે કલ્પેલું નથી. જે ભક્તોએ રાધાનું નામ

પાડ્યું તે જ ભક્તોએ (કદાચ નિમ્બાર્ક મતના ભક્તોએ) સખીઓનાં નામ પાડ્યાં. એ નામો શ્રી ચૈતન્યનાં પાડેલાં નથી. કારણ કે તે પ્હેલાં વિદ્યાપતિની કૃતિમાં મળે છે, અને બ્રહ્મવૈવર્ત, સ્કંદ, ભવિષ્યોત્તર વગેરે અનેક પુરાણોમાં મળે છે. અને ચૈતન્યના શિષ્યો તથા શ્રી વલ્લભાચાર્યના શિષ્યો એક સરખી રીતે એક કાળે વાપરે છે. મતલબ કે નરસિંહે વિદ્યાપતિ પાસેથી કે 'પુરાણના એક ખુણા'માંથી ન મેળવ્યાં હોય, તો સંત ભક્તો પાસેથી મેળવ્યાં હોય અને આ ભક્તો ૧૩મા, ૧૪મા, ૧૫મા શતકોમાં આખા દેશનું ધન હતા.*

(આ) "એમાં ગોપી થઇ સખીભાવ કેળવવાનો તલસાટ છે અને રાસલીલામાં ભાગ લેવાની ઇચ્છા છે." (એજન)

પોતે સખી હોવાની વાત કોઇ કોઇ પદોમાં નરસિંહ મહેતા કરે છે, એ ખરી વાત. દા. ત. 'સખીરૂપે તે નરસૈયે પીધો' (ન. કા. સં. પા. ૪૮૯), પણ અહીં જેમ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી જીવપણું ગળી જવાની માન્યતા વેદાંતીઓમાં છે, તે રીતે ભક્તિના આવેશથી પુરુષપણું તે કાળે ગળી જાય એવી માન્યતા ભક્તોમાં હોય એમ લાગે છે. મધ્યયુગના ક્રીશ્ચીઅન ભક્તોને ક્રોસના ખીલા વાગ્યાના અનુભવો પ્રસિદ્ધ છે. વળી નરસિંહ મહેતાના પદોના મોટા ભાગમાં પોતે ગોપી બનવાની વાત નથી પણ ગોપીઓનો પ્રેમ ગાવાની અને તે કીર્તનદ્વારા પોતામાં અને બીજામાં કૃષ્ણભક્તિ જગાડવાની વાત છે.

(ઇ) "એમાં ઉપાસના બહુ ઓછી છે." (એજન) શ્રી વલ્લભસંપ્રદાયમાં ઉપાસના કેટલી છે? અને 'ધ્યાન ધર ધ્યાન ધર' જેવાં પદોમાં ઉપાસના નથી તો શું છે?

"સખીભાવ કેળવવાની ભક્તિ પ્હેલીવાર ચૈતન્યે આખા હિંદમાં પ્રસારી" (એજન) એના પુરાવા ક્યાં છે? ચૈતન્યની અસર બંગાળાની બ્હાર કયા માર્ગમાં કયે ઠેકાણે દેખાય છે? આ માન્યતાના કાંઈ પુરાવા દાખલાઓ સાથે રા. મુનશીએ આપ્યા નથી એટલે એ પ્રશ્નની ચર્ચા બાજુ ઉપર રાખીએ પણ નરસિંહ મહેતામાં સખીભાવની ભક્તિ મુખ્ય નથી એ તો પદો વાંચતાં ચોકખું દેખાય છે, અને વલ્લભમતમાંયે સખીભાવની ભાવના છે.

રા. મુનશી (એજન પા. ૫૪૬ના છેલ્લા પેરામાં) કલાસેવી કવિઓને અને ભક્તોને કાંઇક કૃત્રિમ રીતે જુદા પાડે છે, પણ શ્રી ચૈતન્ય અને શ્રી વલ્લભાચાર્યના સંપ્રદાયો તો જયદેવને અને બિલ્વમંગળને પરમ ભક્ત જ ગણે છે.

૧૫ મી દલીલમાં કાંઇ નવું નથી. ૧૪માં કહેલી વાત જુદા શબ્દોમાં કહી છે. (અ) ગૂજરાતની વ્યાવહારિકતાની દલીલ વાંચી યુરોપીઅનોની 'હિંદીઓએ સંસારને તેઓ માયામય માનતા હોવાથી વિજ્ઞાન ખેડ્યું ન જ હોય' એ દલીલ યાદ આવે છે. એનો કાંઇ અર્થ જ નથી. શું હકીકત છે એ જોવું જોઇએ. આમ હોવું જોઇએ એમ ઇતિહાસની બાબતમાં કહેવાનો કશો અર્થ જ નથી.

આચાર્યશ્રી આનંદશંકરભાઇ મહાદેવજીએ નરસિંહને રાસલીલા દેખાડી અને

---

* બ્રહ્મવૈવર્ત વગેરે પુરાણો પણ જુના કવિઓને જાણીતાં ન હતાં એમ માનવાનું કારણ નથી. ભાલણ વગેરે કવિઓએ કેટલાં બધાં પુરાણોમાંથી વસ્તુ લીધેલ છે એ જુઓ. અને બ્રહ્મવૈવર્ત તથા ભવિષ્યોત્તરના સમયનો વિચાર અન્યત્ર કર્યો છે. પણ અહીં એટલું નોંધવું જોઇએ કે ભવિષ્યોત્તરમાંથી યાજ્ઞવલ્કયના ટીકાકાર અપરાદિત્યે (બારમું શતક) પુષ્કળ ઉતારા કર્યા છે અને બ્રહ્મવૈવર્તમાંથી મધ્વાચાર્યે ઉતારો કર્યો છે તથા જયદેવના પ્હેલા શ્લોકનું મૂળ બ્રહ્મવૈવર્તમાં છે એમ બંકીમચંદ્ર અને મજમુદાર જેવા બંગાળી પંડિતો કહે છે એટલે એ બેય પુરાણો ૧૧મા શતકથી અર્વાચીન ન હોવાં જોઇએ.

રુપગોસ્વામીના વિદગ્ધ માધવમાં પણ શંકરે નાટક ભજવવાની આજ્ઞા કરી અને એ મહાદેવનું નામ ટીકાકાર ગોપીશ્વર આપે છે એ સરખાપણા ઉપર ખાસ ભાર મુકે છે. જો નરસિંહ ઉપર ચૈતન્યની અસર બીજી રીતે દેખાતી હોય તો આ સરખાપણું સૂચક છે ખરૂં, પણ એકલી એ જ વાત કાંઇ સાબીત ન કરી શકે. છેક ભાગવત, વિષ્ણુપુરાણ અને કૂર્મ લિંગ, શિવ વગેરેના સમયથી, વૈષ્ણવો શિવને પરમ વિષ્ણુભકત અને શૈવો કૃષ્ણને–વિષ્ણુને પરમ શિવભકત ગણે છે. ( દાખલાઓ આ પુરાણોમાં પુષ્કળ મળે છે ) આ સંપ્રદાયની અસર નીચે રુપગોસ્વામીએ તથા નરસિંહે એક બીજાની અસર વગર શિવને વચ્ચે આણ્યા હોય એ સંભવિત છે.

તુલસી, છાપાં, તિલક વગેરે વૈષ્ણવ ચિહ્નોનો નરસિંહ ઉલ્લેખ કરે છે પણ આ ચિહ્નો રામાનન્દના અથવા તે પ્હેલાંના સમયથી ચાલ્યાં આવે છે. વૈષ્ણવોની સેવા, સ્ત્રીઓનો તથા હલકા વર્ણનો અધિકારસ્વીકાર, વર્ણધર્મની ગૌણતા, એ તો સંતોનું ખાસ લક્ષણ રામાનુજ પ્હેલાંના વખતથી છે. નરસિંહ મહેતાની પ્હેલાં અને પછી ગૂજરાતમાં શુદ્ધ ભક્તિ નથી દેખાતી એમ રા. મુનશી કહે છે. નરસિંહ મહેતાની પ્હેલાંનું તો જૈનેતર ગૂજરાતી સાહિત્ય આપણી પાસે શું છે કે શુદ્ધ ભકિત અથવા કોઇ પણ જાતની ભકિત દેખાય ? અને નરસિંહ મહેતાની પછી તો એ પ્રકારની ભક્તિનો સંપ્રદાય–પુષ્ટિસંપ્રદાય એટલા જોરથી ગૂજરાતમાં ચાલ્યો છે કે એ પ્રકારનાં જે ભકતહૃદયો થયાં હશે તે એ સંપ્રદાયનાં અનુયાયી થયાં. તેમ સાહિત્યમાં કાંઇક મુકી જવા માટે ભકિત સાથે વાણી ઉપર પ્રભુતા જોઇએ. એ કાંઈ સામાન્ય નથી. વેદાંતી કવિ અખો એક જ કેમ થયો ? ભકત કવિઓ નરસિંહ, મીરાં, અને દયારામ ત્રણ જ કેમ થયા ? વિશ્વવિજીગિષુ અલેકઝાંડર અને નેપોલીઅન બે જ કેમ થયા ? એવા પ્રશ્નોનો જવાબ ઇતિહાસ કેમ આપી શકે ?

ઉપર પ્રમાણે વિચાર કરતાં મને તો નરસિંહ મહેતા ઉપર શ્રી વલ્લભની કે શ્રી ચૈતન્યની અસર દેખાતી નથી. અલબત્ત નરસિંહનાં ગણાતાં બધાં પદો એનાં પોતાનાં ન હોવાનો સંભવ બધા વિચારકો સ્વીકારે છે અને આ જાતનાં પાછળનાં પ્રક્ષિપ્ત પદોમાં શ્રી ચૈતન્યની તો ભાગ્યે જ પણ શ્રી વલ્લભની અસર દેખાય તો નવાઇ નહિ. *

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી



* ચૈતન્યની અસર નીચે આણવા માટે રા. મુનશી નરસિંહ મહેતાને ૧૬ મા શતકમાં ખેંચી આણે છે. મને એમ ખેંચવાની જરૂર દેખાતી નથી. એટલે નરસિંહ મહેતાના કાળનો સ્વતંત્ર વિચાર કરવાનો રહે છે. રા. રા. મુનશીની ૧૨મી દલીલથી નરસિંહ ૧૬મા શતકથી અર્વાચીન નથી એટલું સિદ્ધ થાય છે. એથી આગળ બધો આધાર નરસિંહ મહેતાના વંશજોના આંબાઓ વગેરે ઉપર તથા હારમાળા ઉપર છે. મુખ્યત્વે હારમાળામાં વારંવાર આવતા રા. મંડલિકના ઉલ્લેખ અને તેમાં આપેલી તારીખ ઉપરથી, અત્યાર સુધી મનાતો આવેલો સમય નક્કી થયો છે.

તારીખ જુદી જુદી પ્રતોમાં જુદી જુદી મળે છે એ જોતાં મંડલિકના ઉલ્લેખને વધારે બળવાન પ્રમાણ માનવું જોઇએ. કદાચ સંવત્ ૧૫૧૨ સાચો હોય અને માસ, તિથિ, વારનો ગોટાળો થયો હોય. સંવત્-૧૫૧૨ ચૈત્ર સુદિ ૭ સોમવાર એ તિથિ ખોટી છે એમ રા. મુનશીએ ટાંકેલા રા. જીગજીવન નરભેરામ બધેકા કહે છે; પણ રા. મણિલાલ શામળભાઈ દ્વિવેદી એ તિથિ ખરી છે એમ કહે છે. ( જુઓ છઠ્ઠી સાહિત્ય પરિષદ્‌નો રિપોર્ટ પા. ૮૬ ) પણ હારમાળા વિષે રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની જેવા તજજ્ઞ સ્વતંત્ર રીતે વિસ્તારથી લખવાના છે એમ સાંભળ્યું છે.

# જ્યારે યુગ બદલાશે ત્યારે

જ્યાં હિમાલયના પહાડો ધીમે ધીમે પોતાની શરુઆત કરે છે, ત્યાં કાલકાનું નાનું પણ સુંદર શહેર ઊભું છે: કોલાબાથી શરુ થયેલ 'મેઇલ' આ કાલકા પાસે થોભે છે: અને કાલકાથી, પહાડની નાના માપની રેલ્વે શરુ થાય છે.

કાલકાનું દશ્ય ઘણું સુંદર છે. હિમાલયના પ્રપૌત્ર જેવા નાના સરખા ડુંગરાઓની હાર એક તરફ શરુ થાય છે: બીજી તરફ નાખી નજર ન પહોંચે તેવાં વિશાળ મેદાન પથરાઇ રહ્યાં છે. એક તરફ વૃક્ષોની પરંપરા જામી રહી છે: બીજી તરફ છુટાંછવાયાં ઝાડોની વચ્ચે ઘરોની હાર આવી રહી છે.

જ્યારે યુગ બદલવાનું મુહૂર્ત આવશે, ત્યારે આવા કોઈ સ્થળે, ખંડેર ને ભગ્નમંદિરોના શોખીન, ખરેખરા વિદ્વાનો ભેગા થશે, ને તે વખતના માપથી, જૂના જમાનાનું તોલ કાઢવા પ્રયત્ન કરતા હશે.

* * * *

ઇ. સ. ૨૨૩૧માં, કાલકામંદિરના વિશાળ ચોગાનમાં ત્રણ વિદ્વાન ગૃહસ્થો ભેગા થયા હતા: તેમની આસપાસ કેટલાક જૂના શિલાલેખો, થોડાક જર્જરિત કાગળના થોકડા, કાટ ખાઇ ગયેલા સિક્કાઓ, ભાગેલા વાસણો, ને તુટલફુટલ કારીગરીની ચીજોના જૂદા જૂદા નમૂના પડ્યા હતા.

તેમાંના એક વિદ્વાન—જે સૌના કરતાં વૃદ્ધ હતા, તે એક હાથથી પોતાનો એક ચશ્મો પકડી રાખીને, સૌ સામે જોઇ રહ્યા: બીજા હાથમાં પકડેલ તદ્દન રદ્દી ને જર્જરિત હાલતનો કાગળ પવનમાં ધ્રૂજતો હતો. તેને કાંઇ કહેવાનું છે, એમ ધારીને બીજા ગૃહસ્થોએ તેના સામે જોયું.

"કેમ છે કાંઇ?"

"આહાહા!..." પેલા વૃદ્ધે જવાબ આપ્યો, "જેમ જેમ આ લિપિ ઉકેલાતી જાય છે, તેમ તેમ, આ શૈલી, ભાષા, અલંકાર, અને તેમાં આવેલી હકીકત જોઇને, બોલાઇ જવાય છે, કે કહો ન કહો, પણ તે જમાનામાં મનુષ્યો અત્યંત દિવ્યશક્તિ ધરાવતાં હતાં."

"હેં! હેં!... એવું શું છે?"

વૃદ્ધ જરા હસ્યો, એક આંખ પર ચશ્મો ચડાવ્યો, ને કાગળ પર દષ્ટિ સ્થિર કરી.

"એવું લાગે છે કે, તે વખતનું રાજ્યતંત્ર અત્યંત સુંદર હશે. કોઇ સુબાની એક સ્થળેથી બીજે સ્થળે બદલી થઈ છે, ત્યારે, આખી પ્રજાએ ભેગા થઇને, સુબાને માનપત્ર આપ્યું છે. એ માનપત્ર બતાવે છે કે સુબો બહુ જ લોકપ્રિય હતો. એક જગ્યાએ એવો ઉલ્લેખ છે કે લોકોએ સુબાના નામથી રસ્તો બંધાવ્યો. બીજી જગ્યાએ તેણે રાજકેદીઓને છોડી મૂક્યાની વાત આવે છે. સુબાનું નામ ભૂંસાઇ ગયું છે, પણ—જે વીસ

પચીસ અક્ષરો પછીથી આવ્યા છે, તે તેણે લડાઇમાં મેળવેલા વિજયના સ્પષ્ટ ચિહ્ન જેવા લાગે છે! એક જગ્યાએ તો તેનો અર્થ પણ આપ્યો છે. અને તે ઉપરથી જણાય છે કે આ સૂબો, પોતાનાં પ્રિયજન અને ઘરબાર છોડીને, આ દેશના લોકો સુધરે માટે પાંચ વર્ષ સુધી લાગલાગટ એક જ જગ્યાએ રહ્યો હતો!"

"અહાહા! ખરેખર, એ વખતનું તંત્ર અત્યંત સુંદર હશે."

"પણ એ છે શેમાં?"

"કેમ શેમાં?–આ જૂઓને તે વખતનું પત્ર–એની લિપિ પણ જૂની છે. એ લેખની નીચે ઇ. સ. ૧૯૧૫ની સાલનો સ્પષ્ટ ઉલ્લેખ છે. માસ ને દિવસ નથી આપ્યાં, પણ–બીજી જગ્યાએ, આ સુબાનું ભાષણ જણાય છે, તેમાં ત્રીજી ફેબ્રુઆરી છે. બે જગ્યા વચ્ચેનું ઓછામાં ઓછું અંતર ત્રણસો માઇલ માનીએ, અને તે વખતનાં વાહન, સાઠ માઇલની ઝડપે જતાં ગણીએ, તો સુબો એક જગ્યા છોડ્યા પછી બીજી જગ્યાએ ઓછામાં ઓછા પાંચ કલાકમાં ગયેલ હશે. એટલે તેણે ત્રીજી ફેબ્રુઆરી ઇ. સ. ૧૯૧૫ની સાલમાં આ માનપત્ર સ્વીકાર્યું લાગે છે."

આ શોધથી સૌ આનંદ પામ્યા હોય તેમ પેલો જર્જરિત કાગળ ફેરવવા લાગ્યા. તે લગભગ નાશ થવાની અણી પર હતો. વૃદ્ધે બહુ જ સાચવીને–તરતના જન્મેલા છોકરાને સાચવે તેવી સંભાળથી તેને રેશમી કાપડ જડેલી લાકડાની પેટીમાં મૂક્યો.

"તમને કાંઇ મળ્યું છે–?" તેણે પોતાના બે મિત્રોમાં જે સૌથી નાનો હતો તેની સામે જોયું.

"તે વખતે કોઈ મોટો જબરજસ્ત પર્વત પડ્યાનો, કે મજબૂતમાં મજબૂત કિલ્લો તૂટ્યાનો, અથવા અત્યંત ભયંકર ક્રાન્તિ થયાનો, જેમાંથી ધ્વનિ નીકળે છે તેવો એક અગત્યનો શબ્દ મને અચાનક હાથ લાગ્યો છે."

વૃદ્ધે સહાનુભૂતિદર્શક આશ્ચર્ય દેખાડ્યું. જુવાન આગળ વધ્યો:

"એ શબ્દ 'ધ્રૂજારો' છે. ચાર જુદે જુદે સ્થળેથી જુદી જુદી તારીખે નીકળતાં પત્રોએ એ શબ્દ વાપર્યો છે. એટલે એ શબ્દ અત્યંત પરિચિત લાગે છે. વળી એ શબ્દ જે કાંઇ દર્શાવવા માગે છે, તે વાત, એક બે દિવસમાં પતી ગઇ હોય તેમ પણ જણાતું, નથી. એટલે પર્વત પડવાથી કોઇએ ધ્રૂજારી અનુભવી હોય એ જાણે કે શક્ય નથી. બાકી બે વાત આપણી પાસે રહી: કાં તો જાણે કે કોઇ મજબૂત કિલ્લો તોડવા માટે સૌએ સામટો હલ્લો કર્યો હોય, ને તે સંબંધમાં 'ધ્રૂજારો' શબ્દ વપરાયો હોય; અથવા તો પ્રજાએ મોટો બળવો કરવાથી તે સંબંધે 'ધ્રૂજારો' વપરાયો હોય. હવે આ બીજું અનુમાન સાચું નથી લાગતું, કારણ કે આ 'ધ્રૂજારો' થયા પછી જ, થોડા દિવસે, ધ્રૂજારો કરનારા માણસો અમુક સ્ટેશનથી સાથે ઉપડ્યાનો દાખલો એક જગ્યાએ છે. એટલે બળવો હોય તો બળવાખોરોને એવી રીતે કોઇ જવા દે નહિ. વળી 'ધ્રૂજારા'ની સાથે 'ધારાસભા' શબ્દ લગભગ દરેક વખતે આવે છે. 'ભા' ને બદલે 'ત્તા' મૂકીએ: ને 'ધારાસત્તા' એટલે પાણીની ધારાની શક્તિ એવો અર્થ લઇએ તો 'ધ્રૂજારો' એટલે પ્રવાહને બંધ કરનાર ભીંત કે બંધ એવો અર્થ નીકળે છે!

"મજબૂત કિલ્લો ત્રોડવા માટે 'ફ્રૂજારો' કર્યો હોય તે અનુમાન પણ અફળ જાય છે. ફ્રૂજારો કરનારા દર વખતે જૂદા જૂદા હોય છે, ને દર કલાકે, સામસામે થતા લાગે છે એટલે આ 'ફ્રૂજારો' કિલ્લો ત્રોડવા માટે તો કર્યો નથી જ લાગતો.

"પણ એ ગમે તેમ હોય, તે વખતની પ્રજા ફ્રૂજારો કરી શકે તેટલું સામર્થ્ય ધરાવતી, અને જો તેમ હોય તો, આવી બળવાન પ્રજાના સંસ્કારનો ઉલ્લેખ પણ હોવો જ જોઇએ."

વૃદ્ધે ડોકું હલાવીને જવાબ વાળ્યો: "સંસ્કારનો ઉલ્લેખ તો મળે જ છે."

"શામાં ?"

"બહુ જૂના વખતનું-કોઇ અત્યંત વિશાળ કેળવણી ઓફીસનું એક સૂચીપત્ર મળ્યું છે. તેમાં લગભગ આ જ સાલ છે. તે પ્રમાણે કેળવણીના ક્ષેત્રની-શક્યતાની-વગેરે ઘણી વાતો તેમાં સ્પષ્ટ જણાવી છે. એટલે તે વખતની પ્રજાએ, કેળવણી વિષે ઘણો વિચાર કરેલો તે વિષે તો શંકા જ નથી."

"વળી એને તદ્દન સ્વતંત્ર રીતે બીજો પણ ટેકો છે." અત્યાર સુધી મૌન સેવતા, પ્રૌઢ પુરુષે વચ્ચે માથું માર્યું.

"શો ?"

"એમ કે એ પ્રજાને પ્રદર્શનનો શોખ હતો. એક વખત તેમણે પ્રદર્શન કરેલું. એ પ્રજાની ખરી વિદ્વત્તા તો એ હતી કે દરેકે દરેક ચીજને તેમણે નામ આપ્યું હતું! નામ વિનાની કોઈ પણ ચીજ જ મળે નહિ, અને જેનું વર્ણન ન આપી શકાય એવી કોઇ કારીગરી જ મળે નહિ. આ રીતે જોતાં, એ પ્રજા ઘણી મહત્ત્વાકાંક્ષી હશે. મહત્ત્વાકાંક્ષા વિના પ્રદર્શન નથી ભરાતું, એ તો જાણે કે જૂનો સિદ્ધાંત છે. પ્રદર્શન વિના પ્રવૃત્તિ ન થાય એ સૌ કોઇ જાણે તેવી વાત છે. ને પ્રવૃત્તિ વિના પ્રગતિ પણ અશક્ય. એ રીતે આ બળવાન પ્રજામાં બધા જ ગુણ જણાય છે!

"પણ આ પ્રજાનો ખરો સંસ્કાર વિદ્યામંદિરની લગોલગ તેમણે એક નવી યોજના કરી કાઢેલી તેમાંથી દેખાઈ આવે છે. પેલા જૂના પત્થરના તકતામાં કોઈ કલ્યાણરાય શેઠે એક બોર્ડિંગ બાંધ્યાનો ઉલ્લેખ છે. લખ્યા સાલ ઇ. સ. ૧૯૧૩ કે ૧૯૨૩ છે. એ બોર્ડિંગ ખુલી મુકતી વખતે જે ભાષણ અપાયું છે, તેમાંથી થોડા થોડા ભાગ્યા તૂટ્યા શબ્દો મળીને કાંઈક અર્થ ઉપજાવી શકાય છે. 'ગમે તે ભોગે' પછી કેટલાક અક્ષર લુપ્ત થઈ ગયા છે. પણ તે પ્રજા ગમે તે ભોગ દેવા તૈયાર હતી, એ વાત તો આ પરથી સ્પષ્ટ થાય છે. ત્યારપછી 'પરાધીનતા' શબ્દ આવે છે. એટલે આ બોર્ડિંગ–પરાધીનતાને ગમે તે ભોગે મિટાવી દીટાડનાર યુવાનોની હશે એ વિષે શંકા નથી. એક જગ્યાએ 'તરણમંદિર' એ શબ્દ આવે છે. તેમાં પણ ભાષણ, પ્રદર્શન, માનપત્ર, વગેરે શબ્દો આવ્યા છે. એટલે આ સંસ્કારી પ્રજાને આવી દિવ્ય વસ્તુઓનો શોખ હશે. ભાષણ ઉપરથી તે વખતની સંસ્કૃતિ ઉપર ઘણું અજવાળું પડે છે. આ પ્રમાણે આપણને એક આખું છપાયેલું ભાષણ મળી આવ્યું છે, એ ઉપરથી ત્રણ મુદ્દા તરી આવે છે: પહેલું તો ભાષણ કરનાર સર્વજ્ઞાની, સર્વત્યાગી, ને સર્વલક્ષી જણાય છે. તે વખતની પ્રજા ચારિત્ર અને નીતિભાવનાને પ્રથમ માન આપતી. તે વિષે લગભગ ત્રણસો પાંસઠ ભાષણમાં ઉલ્લેખ છે. વળી, તે પ્રજા વિભૂતિપૂજન બહુ સારી રીતે પિછાનતી.

એક ભાઈએ પતંગીયું પકડયું ત્યારે આ સમસ્ત પ્રજાએ તેને માનપત્ર આપ્યું હતું. એ લોકો એવા સંસ્કારી હતા, કે ગમે તેવી નાની બાબતમાં પણ 'કમીશન' નીમતા. હવે આ 'કમીશન' શું છે તેનો હજી બરાબર શુદ્ધ અર્થ મળ્યો નથી, પણ સંભવિત છે કે તે નિયમસર કામ કરનારું કે કામનો માપ રાખનારું યંત્ર હોય, કે પછી વખતે, ટોપલા જેવું કચરો રાખવાનું ઊંચા પગવાળું અને મોટા મોઢાવાળું વાસણ હોય! ગમે તેમ એ પ્રજાએ કમીશનની શોધથી, ઘણા અગત્યના સવાલ સિદ્ધહસ્ત કર્યા હતા. ઇ. સ. ૧૯૩૩ ના એક જૂના લેખમાં જણાવ્યું છે કે જ્યારે સ્ત્રીઓ બહુ બહાદુર થશે ત્યારે પુરુષોને ધિક્કારશે! શા માટે એ કારણ ત્યાં આપ્યું નથી, પણ એક બેનને બીજી બેન માનપત્ર આપતાં કહે છે કે તમે ખરૂં ભણ્યાં છો, કારણ કે તમે પુરુષને ધિક્કારો છો. ત્યારપછી, ઇ. સ. ૧૯૩૭-૩૮ માં પુરુષ નામના પ્રાણીના સંબંધમાં કાંઇક લખાયેલું છે. એટલે એ ૭ સાત વર્ષના ગાળામાં, ગમે તે વૈજ્ઞાનિક શોધ થઈ હોય, પણ સ્ત્રીઓ સ્ત્રીઓની જ સાથે, સ્ત્રીઓ જ માટે, સ્ત્રીઓના જ વાડામાં રહેતી હોય તેવું જણાય છે. પુરુષ આ પ્રમાણે સ્ત્રીવિહીન થતાં, ધીમે ધીમે પ્રાણીની અવસ્થા પામ્યો હશે, એટલે જ 'પુરુષપ્રાણી', એ શબ્દ યોજાયો લાગે છે. એટલું તો ચોક્કસ છે કે ઇ. સ. ૧૯૧૩ કરતાં ઇ. સ. ૧૯૩૩ માં સ્ત્રીઓ વધારે આગળ વધી છે.

"એ વખતની પ્રજા વેપારમાં ઘણી આગળ વધી હતી. એક વેપારીને કાચનાં વાસણો ભાંગવાથી ઇજા થયેલી એવું તેના ચોપડાના રોજમેળમાંથી મળ્યું હતું. આ કાચનાં વાસણ, ાંડ, ને કાપડ, લોકો આનંદથી ખરીદે છે, ને સુખમાં મ્હાલે છે, એવું વીરમગામના એક પારીએ અમદાવાદના પોતાના ભાઈબંધને લખ્યું હતું. આવા વેપારીઓ ઘણા સાહસિક ાય તે દેખીતું જ છે. તે વખતે અમદાવાદના લોકો ભદ્રકાળી દર્શન કરવા જતા: ને દિવસનાં રેલાં પાપ ત્યાં મૂકી આવતા.

"આ બધા જુદા જુદા ટૂકડાઓનો સંબંધ બાંધીએ તો તે વખતની મહાપ્રજા માટે ાપણને માન થાય તેવું છે. તેઓ નાટક જોતા, સીનેમા જોતા, આપણી જ પેઠે તેઓ ાામસ્કરી કરતા, ઝીણું સુંદર બારીક પરદેશી કાપડ પહેરતા, અને વારંવાર પરાધીનતા મટાડવાનાં ભાષણો પણ કરતા. તે વખતની પ્રજાનો તરુણવર્ગ બહુ નાજુક રહેતો. સ્ત્રીઓ યંત્રકામમાં પ્રવીણ હતી. તે વખતની પ્રજા ખરેખર, અતિસંસ્કારી હશે. એક જગ્યાએ, સ્ત્રી પોતાના પતિને કહે છે કે 'હે સુંદરસ્યામ! હવે તમે બજારમાંથી બિસ્કીટ, માખણ, ને બટાટાનું તૈયાર શાક લાવો એટલે આપણે જમીએ. પછી તમે વકીલાત કરવા જાઓ, ને હું પોલીસકોર્ટમાં જાઉં.' સ્ત્રી પોલીસકોર્ટમાં કલાર્ક હશે એમ લાગે છે.

"આવી સંસ્કારી પ્રજા કેવા કેવા ઉત્સવો પાળતી, શું ખાતી, શું પીતી, તેની મોજ-મજાઓ શી હતી, એ વિષે બહુ લંબાણ વર્ણન કરતાં, તો થાકી જવાય તેવું છે. પણ તે વખતનો તરુણ પુરુષ ઘણી શક્તિવાળો હશે તે વિષે શંકા નથી. એક તરુણ વિદ્યાર્થી વિનયપૂર્વક આચાર્યને કહે છે કે 'હે ગુરો! આજે હું 'ટ્રીગ્નોમેટ્રી' એટલા માટે નથી કરી શક્યો કે મારે ત્યાં શ્રીમતી આવ્યાં છે તેને કાલે કુમકુમને પગલે સ્ટેશનથી પધરાવી લાવ્યો; તેમ જ હે ગુરો! મારી માતા ને તેમની વચ્ચે મતભેદ થતાં, મેં મતભેદ એ તંદુરસ્ત જીવનની નિશાની છે તે વિષે લેખ લખ્યો, તેથી જરા મોડું થયું ને 'ટ્રીગ્નોમેટ્રી'

રહી ગઈ!' આ લખાણમાં સ્પષ્ટ ધ્વનિ છે કે તે વખતનો તરુણ ઘણું કામ એકી સાથે કરી શકતો–એટલે કે પ્રતિભાસંપન્ન હતો.

"વળી 'સ્વાર્થત્યાગ' 'પ્રજાકલ્યાણ' 'લોકકલ્યાણ' એ શબ્દો તે વખતની પ્રજામાં વેંગણ, ભાજી, મૂળાની પેઠે હમેશની વાપર જેવા બની ગયા હતા! એટલે એ પણ એમ જ બતાવે છે કે ભાજીમૂળાની પેઠે આ વસ્તુઓ પણ અત્યંત સુલભ હતી, અથવા તો પ્રજાનું નિત્ય જીવન પણ એટલી ઊંચી કક્ષાએથી જ જીવાતું! તે વખતનાં કેટલાંક માસિકો 'લોકકલ્યાણ' કરવા નીકળેલાં, જ્યારે બીજાં કેટલાંક "માત્ર પ્રજાકલ્યાણ માટે જ" પ્રગટ થયેલાં. આવી રીતે એ પ્રજા સર્વદેશી વિકાસ અનુભવી રહી હતી. આવી મહાપ્રજાનો જેટલો પરિચય કરીએ તેટલો ઓછો જ ગણાય. તે વખતે દેશી રાજાઓ નામે કિન્નરવર્ગ રહેતો હતો. તેમાંનાં કોઈએ ૬૦ લાખનો મહેલ બંધાવ્યાનું જાણવામાં આવ્યું છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તે વખતે પ્રજા કેટલી આબાદ હશે.

"એ પ્રજાએ મોટા અરીસા શોધી કાઢેલા. તેમાં દરેક વસ્તુ મોટી દેખાતી. નાનો માણસ છ સાડાછ ફૂટ ઊંચો લાગે. આવી આવી ઘણી શોધો પણ આ સમયમાં જ થઈ લાગે છે."

ત્રણે વિદ્વાનો તે વખતે જરા થોભ્યા. એટલામાં તો રસોઈ તૈયાર થયાનો અવાજ આવતાં, ત્યાં ઉપડ્યા, ને નવી શોધ શી રીતે કરવી, એ વિષે મહત્ત્વની ચર્ચા કરતાં કરતાં, ભાત ને કઢી પર હાથ મારવા લાગ્યા.

૨

થોડે દિવસે જ્યારે બીજી સભા થઈ ત્યારે આ વિદ્વાનોએ પ્રાચીન યુગ વિષે ઘણી ઘણી માહિતી મેળવી હતી. પ્રાચીન યુગ એ એક જ્વલંત યુગ હતો, તે વિષે એમને શંકા રહી ન હતી. પેલા વૃદ્ધ વિદ્વાને 'ઝુંબેશ' શબ્દની વ્યુત્પત્તિ સમજાવતાં કહ્યું:

"માત્ર આ એક જ શબ્દ તે વખતની પ્રજાનું શૌર્ય બતાવવા માટે પૂરતો છે. દરેક મનુષ્યમાં એટલું તેજ હતું કે તે 'ઝુંબેશ' ઉઠાવી શકતો. વર્તમાનપત્રોમાં તો આ શબ્દો વિષે ઘણી ઘણી વાતો છે, પણ, અમદાવાદી દરવાજા પાસે એક વખત, એક વેપારીએ પોતાની વખારમાંથી, મરેલ ઉંદરડી કાઢીને રસ્તા પર ફેંકી હતી, તે વખતે પંદરસો માણસોએ તેના આ 'કરપીણ' કૃત્યને ધિક્કારવા 'ઝુંબેશ' ઉઠાવી હતી! રોગને તદ્દન નિર્મૂળ કરવા તે વખતના વિદ્વાન ડૉક્ટરોએ સભા ભરીને 'ઝુંબેશ' ચલાવેલી. ડૉક્ટરોએ આ ઝુંબેશ ચલાવીને સિદ્ધ કર્યું હતું કે, દેશી પૈસાને પરદેશી દવામાં વાપરવા એ એક જ રસ્તો રોગને મટાડવાનો છે! આ ડૉક્ટરો, વકીલો જેવા પરોપકારી હતા, અને તે વખતે નરસિંહ મહેતાનું 'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ પદ ઘેરઘેર ગવાતું એટલે 'પરોપકાર' માટે જ માણસો બહાર નીકળતા, અને બહાર નીકળીને પરોપકાર જ કરતા! એ વખતે છાપખાનાં પ્રજાની 'સેવા' માટે નીકળતાં; માસિકો પ્રજાની 'સેવા' માટે છપાતાં; કલા 'પ્રજાની સેવા' માટે જ હતી. લેખકો 'પ્રજાસેવાર્થે' જ લખતા. એક બહુ જૂના તંત્રશાસ્ત્રમાંથી નીકળ્યું છે કે તે વખતે લોકો પેટે 'રબોડી' ભૂંસી રાખતા, એટલે કોઈને ભૂખ જ ન લાગતી. અને આવી રીતે પેટનું દુઃખ નીકળી જવાથી, 'પ્રજાકલ્યાણાર્થે' નીકળી પડેલા માણસોની સંખ્યા તે વખતે ઘણી મોટી હતી.

# દિલીપકુમાર રૉય

૧

કોઇ દેશની પ્રગતિ થાય છે કે એનું અસંદિગ્ધ ચિહ્ન એના યુવકો છે. જે દેશ જીવન્ત અને સચેતન હોય છે એની પ્રવૃત્તિ થોડા મહારથીઓ ઉપર આધાર નથી રાખતી અને એમના વિના અટકી નથી જતી. એવા દેશમાં યુવકો દેશકાર્યનો બોજો ઉપાડી લઇ કોઇ શુભ પ્રવૃત્તિમાં વિઘ્ન-આવવા નથી દેતા અને નવા કાર્યકર્તાઓ એવા જ ઉત્સાહ અને ખંતથી દેશસેવામાં મચ્યા રહે છે. એવા દેશમાં એક મહાપુરુષના મરણથી સૃષ્ટિનો અન્ત આવ્યો હોય એમ લાગતું નથી, કોઈ સમર્થ નેતા વિના ગેરવ્યવસ્થા અને અંધકાર વ્યાપી જતાં નથી. કારણ એકની ખોટ પૂરનાર અનેક વ્યક્તિઓ જ્યાં પ્રથમથી તૈયાર થયેલી હોઇ ખડી થઈ જાય છે, ત્યાં અસ્ખલિત સ્રોત પેઠે દેશની પ્રવૃત્તિ વહે જાય છે. બંગાળ આજે કેટલીક રીતે આ દૃષ્ટિએ જીવતો પ્રાન્ત છે. ત્યાં પણ શ્રીયુત દાસના મૃત્યુ પછી રાજકીય જીવન અસ્તવ્યસ્ત થઇ ગયું છે, પરંતુ બંગાળામાં પ્રભાવશાલી યુવકવર્ગ છે એથી બંગાળાનું ભવિષ્ય આશાજનક ભાસે છે. સુભાષ બોઝ સરખો તેજસ્વી ને નિઃસ્વાર્થી યુવાન દેશભક્ત, હરિણ્ય ચટ્ટોપાધ્યાય કે શિશિર ભાદુડી જેવા નાટ્યકલાનો પુનરુદ્ધાર કરવા મથતા યુવાન કલાકાર, સાહિત્ય અને ચિત્રકલામાં નિપુણતા પ્રાપ્ત કરેલા યુવાન લેખકો કે ચિત્રકારો, અને સુભાષના અદ્‌ભુત સ્વાર્થત્યાગ ને ઉજ્જવલ દેશભક્તિથી પ્રેરાઈ એક કે બીજી રીતે દેશનું પુનર્જીવન ઘડવામાં જિંદગી અર્પણ કરી હોય એવા ઘણા યે યુવકો બંગાળના જ નહિ પરંતુ આખા હિન્દના નવા જીવનની સાક્ષીરૂપ છે. દિલીપકુમાર રૉય પણ આ પ્રાન્તમાં સંગીતના ક્ષેત્રમાં યુવક વર્ગને મોખરે છે.

વિખ્યાત બંગાળી નાટકકાર અને કવિ દ્વિજેન્દ્રલાલ રૉયના એ એકના એક પુત્ર છે: એમને એક બ્હેન છે જેમનાં લગ્ન સુરેન્દ્રનાથ બેનરજીના પુત્ર સાથે થયેલાં છે. દ્વિજેન્દ્રલાલ રૉયના નામ અને એમની કૃતિઓથી હવે તો શ્રીયુત ઝવેરચંદ મેઘાણી દ્વારા ગૂજરાત સારી રીતે પરિચિત થઇ ગયું છે. "રાણા પ્રતાપ" કે "શાહજહાં" જેવાં બાર નાટકો અને "આમાર દેશ[૧]" કે "આમાર જન્મભૂમિ" જેવાં સ્વદેશગીતોના એ કર્તા માત્ર નાટકકાર જ નહિ પરંતુ બંગાળના કટાક્ષમય સાહિત્યના પિતા તથા હાસ્યરસિક ગીતોના પ્રથમ રચનાર હતા. વિલાયત જઇ આવીને યુરોપના પહેરવેશ ને વર્તનનું અનુકરણ કરતા બંગાળી વિશેનું એમનું અંગ્રેજીમાં લખેલું કાવ્ય દિલીપકુમાર પાસેથી સાંભળતાં ગમ્મત પડે છે. દ્વિજેન્દ્રલાલનો હાસ્યરસ શુદ્ધ અને વિશિષ્ટ હતો અને એ હાસ્યરસનો વારસો એમના પુત્રને પણ મળ્યો છે. વાર્તાલાપમાં દિલીપકુમાર જોડે સમય ગાળવો અને એમની જોડે હસવું કે એમને નિર્દોષ બાલકની પેઠે હસતા જોવા એ એક અપૂર્વ આનન્દ છે. હાસ્યરસનાં પુસ્તકોનો અને ન્હાની ન્હાની રમુજોનો દિલીપકુમારને પુષ્કળ શોખ છે અને એમના સહવાસમાં આવેલા કોઇને પણ એમની હાસ્યપ્રિયતાનો અનુભવ તરત જ થાય છે. આ ઉપરાંત એમના

---

૧ આ ગીતનું શ્રીયુત અરવિન્દ ઘોષે અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે એ નોંધવા લાયક વાત છે.

પિતા તરફથી વારસામાં બીજું જે દિલીપકુમારને મળ્યું છે એ એમની સંગીત પ્રત્યેની પ્રીતિ અને કુશલતા. દ્વિજેન્દ્રલાલ ઘણું સારું ગાતા અને ગીતો રચવામાં તો અત્યંત પ્રવીણ હતા. દિલીપકુમારને આ પ્રવીણતા સુલભ હતી એટલું જ નહિ પરંતુ સંગીતનું પ્રથમ શિક્ષણ એમણે એમના પિતા આગળથી લીધેલું. દ્વિજેન્દ્રલાલ સ્વદેશપ્રેમી અને અત્યંત સ્વતંત્ર વિચારના હતા. સરકારી નોકરીમાં હતા છતાં આવાં સ્વદેશગીતો અને દેશાભિમાન પ્રકટાવે એવાં નાટકો એમણે લખ્યાં જે એમને નોકરીમાં વિઘ્નરૂપ નિવડયાં. આ સ્વદેશ પ્રેમ અને સ્વતંત્ર વિચારો દિલીપકુમારમાં ઉતર્યા છે.

દિલીપકુમારનો જન્મ ૧૮૯૭ની ૨૨ મી જાન્યુઆરીએ થયો હતો. એમનાં માતા એમને ૭ વર્ષનો મૂકીને ગુજરી ગયાં અને ૧૯૧૩ માં જ્યારે દિલીપકુમાર ૧૬ વર્ષના



હતા ત્યારે એમના પિતા દ્વિજેન્દ્રલાલ ગુજરી ગયા. આથી યુવાવસ્થામાં દિલીપકુમાર એમનાં નાની આગળ જ ઉછર્યા છે. ૧૯૧૮ માં દિલીપકુમાર ગણિતનો વિષય લઇ કલકત્તા યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થયા. બીજે જ વર્ષે આગળ અભ્યાસ કરવા એ ઈંગ્લાંડ ગયા. એમના વડીલોની ઇચ્છા એમને ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ કે એલ. એલ. બી. થઇ બેરિસ્ટર કરવાનો અથવા આઇ. સી. એસ. બનાવવાનો હતો. આ કાન્તિમાન અને કલાનો શોખીન યુવક કંપનીઓનાં જમે ઉધાર પાસાં તપાસે કે કોર્ટમાં 'ગાઉન' પ્હેરીને જૂઠા અસીલોને સાચા ઠરાવવા પ્રયાસ કરે, કે કોઈ સ્થળે ડેપ્યુટી કલેક્ટરની ગાદી પરથી હુકમો કહાડે એ ચિત્ર કેવું કઢંગુ ને હાસ્યાસ્પદ છે! પરંતુ દિલીપકુમાર પાસે જે ધન

ઇતિહાસના અધ્યાપક હતા અને હિન્દના સંગીત વિષે જ્ઞાન પ્રાપ્ત કરવા બહુ ઉત્સુક હતા. શાન્તિ અને માનવ-બન્ધુતાના આ ઉપાસકને યુરોપના યુદ્ધ સમયે ફ્રાન્સમાંથી ન્હાસી જવું પડયું હતું. લોહીથી ખરડાયેલ, તિરસ્કારપૂર્ણ અને અન્યાયી સુલેહ પર ક્ષણભર રાચતા યુરોપથી નિરાશ થઇ ગયેલ રોલાંને ગાંધીજીના સત્યાગ્રહ અને શાન્તિમય અસહકારના સિદ્ધાન્તોને લીધે માનવજાતિનાં ભવિષ્ય વાસ્તે નવી આશા સ્ફુરી. દિલીપકુમાર પાસેથી રોલાંએ ગાંધીજી વિશે ઘણું જાણ્યું અને જે ત્રણ ચાર વ્યક્તિઓએ એ પ્રખર ફ્રેન્ચ કલાકાર અને ફિલસુફની વૃત્તિ ગાંધીજી પ્રત્યે વાળી એમાં દિલીપકુમારની ગણત્રી કરીએ તો એ અત્યુક્તિ ન કહેવાય.[૧] દિલીપકુમારને પણ આ પરિચયથી ઘણો લાભ થયો અને યુરોપના આવા એક સમર્થ વિચારકના સંબંધને લીધે એમને યુરોપના ઘણા સંસ્કારી સ્ત્રી પુરુષોનો મેળાપ થયો. દિલીપકુમારને મળ્યા પછી એક ફ્રેન્ચ પત્રમાં હિન્દના સંગીત વિશે લખી યુરોપને હિન્દના સંગીતથી રોલાં પરિચિત કરવા લાગ્યાં. એ જ પ્રમાણે ૧૯૨૧ અને ૧૯૨૨માં પ્રખ્યાત અંગ્રેજ ફિલસુફ મિ. બર્ટ્રાંડ રસેલ સાથે પણ દિલીપકુમારને ઓળખાણ થઈ. એમનો રોલાં સાથે હજી પત્રવ્યવહાર ચાલુ છે. અને હમણાં દિલીપકુમાર જે યુરોપ ગયા છે એ રોમેં રોલાં, જ્યૉર્જ ડુહેમલ ઇત્યાદિના નિમંત્રણને લીધે જ. ઝેકો-સ્લોવેકીઆના રાજ્યના પ્રમુખ મેસેરિક સાથે પણ દિલીપકુમારને આ અરસામાં ઓળખાણ થઇ હતી અને પ્રાગની એની રાજ્યધાનીમાં ગાંધીજી અને સત્યાગ્રહ વિશે દિલીપકુમારને ઘણી ચર્ચા થઇ હતી. પ્રેસિડંટ મેસેરિક પ્હેલાં કૉલેજમાં અધ્યાપક હતા અને ટૉલ્સટૉયના મિત્ર હતા. એમનો એક મત અહિં નોંધવા જેવો એ છે કે બાઇબિલમાં અહિંસાનો પાઠ છે જ નહિ એમ એ કહેતા. "સુલેહ વાસ્તે નહિ પણ યુદ્ધ માટે આવું છું," "હું કુટુમ્બીજનોને વિખુટાં પાડીશ" ઈત્યાદિ વચનો ઉપરથી એ એવી દલીલ કરતા કે જીસસને પણ અહિંસા પર શ્રદ્ધા હતી નહિ ને આસ્ટ્રિયામાં મુલર કરીને એક પત્રકારનો દિલીપકુમારને પરિચય થયો હતો. અને એથી ગાંધીજી તરફ આકર્ષાઇ એણે ત્રણેક વર્ષ ઉપર ગાંધીજી વિશે જર્મનમાં એક પુસ્તક લખ્યું હતું. આમ બર્લિન, વિયેના, પ્રાગ, બુડાપેસ્ટ, પેરિસ જેવાં શહેરોમાં તેમ જ હોલેંડ, નોર્વે અને સ્વીડન ઇત્યાદિ દેશોમાં ફરીને દિલીપકુમારે ત્યાંના શિષ્ટ વર્ગોમાં હિન્દના સંગીત માટે રસ ઉત્પન્ન કરાવ્યો એટલું જ નહિ પરંતુ ગાંધીજીની ભાવનાઓ અને સિદ્ધાન્તોનું જ્ઞાન યુરોપના સંસ્કારી પુરુષોને આપ્યું.

૧૯૨૧ની સાલમાં જ્યારે હું ઈંગ્લંડ ગયો ત્યારે મેં સાંભળ્યું કે દિલીપકુમાર રૉય અને હરિણ્ય ચટ્ટોપાધ્યાય બે ઉત્તમ પ્રકારના ગાયક કેમ્બ્રિજમાં છે. શ્રીયુત હરિણ્યનાથ સાથે તો મારે એમનાં પત્નીદ્વારા તરત જ ઓળખાણ થઇ કારણ કે કમલાદેવી અને હું એક જ સ્ટીમરમાં વિલાયત ગયેલાં. પરંતુ દિલીપકુમારનું સંગીત સાંભળવાનો લાભ છેક ૧૯૨૨ના જુન સુધી મળ્યો નહિ. લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સમાં એક International Study Circle હતું એના તરફથી એક આન્તર-રાષ્ટ્રીય જલસો થયો હતો. એમાં ચીની સંગીત, જાપાનીઝ નાચ, રશિયન ને ઇટેલિયન ગાયન થયાં. એક દક્ષિણી બ્હેને સીતાર પણ વગાડ્યો, અને પછી દિલીપકુમારે "લચક લચક ચલત મોહન આવે"નું ગીત ગાયું.

૧. રોલાંને અંગ્રેજી નથી આવડતું પરંતુ દિલીપકુમારને જર્મન અને ફ્રેન્ચ સારું આવડે છે અને મુશ્કેલીને પ્રસંગે રોલાંના બ્હેન જે હાલ સાર્બો યુનિવર્સિટીમાં અધ્યાપક છે એ વ્હારે ધાતાં.

એમણે અંગ્રેજી પોષાક બેદરકારીથી પ્હેર્યો હતો અને પાટલુન પ્હેરવા છતાં પલાંઠી મારીને ઊંચે આસને ઝૂકી ગયા હતા. એમના મુખની કાન્તિ અને લાવણ્ય તરત જ કોઇના પર પણ અસર કરે એવાં હતાં. સુરેખ મુખ, સીધું અણિયલ નાક, વિશાલ કપાળ, ચપળ અને બુદ્ધિશાળી આંખો, ગૌરવર્ણ અને મનોહર હોઠવાળા આ યુવાન ગાવાનો આરમ્ભ કર્યા પ્હેલાં જ શ્રોતાનું મન હરણ કરી લે એવા છે. સંગીતમાં આ લેખક કંઈ સમજતો નથી એ એકદમ સ્વીકારી લઈ એટલું જ ઉમેરીશ કે દિલીપકુમારના એ ગીતથી હું મુગ્ધ થઇ ગયો. અમે બીજું ગાયન ગવડાવવા બહુ તાળીઓ પાડી પરંતુ અંગ્રેજી શ્રોતાજનોએ સ્વાભાવિક રીતે એ ઝીલી નહિં અને એ ગીત તો તૃષા તીવ્ર કરાવીને છીપાવ્યા વગર પૂર્ણ થઇ ગયું. રોમેં રોલાંએ દિલીપકુમારને એક વાર કહ્યું હતું કે "ઇંગ્લંડમાં તારું સંગીત અજમાવતો નહિ કારણ ત્યાં કોઇ એની કદર નહિ કરે." દિલીપકુમારને પણ એ જ અનુભવ થયો. યુરોપમાં સંગીતની સૌથી ઓછી કદર અંગ્રેજ પ્રજાને છે અને સૌથી વધારે ઝેક પ્રજાને છે એમ દિલીપકુમારનું કહેવું છે. દિલીપકુમારનું ગીત પૂરું થયા પછી મારા એક મિત્ર અને હું એમને મળ્યા. આવા કલાકારો–અથવા તો આથી યે નીચી કોટિના–ગર્વથી ભરેલા, પુષ્કળ આડમ્બરવાળા અને અતડા હોય છે. પરંતુ દિલીપકુમારમાં તો અહંકારનો એક છાંટો યે ન લાગ્યો. જે સરલતાથી અને નમ્રતાથી એમણે વાતો કરી એથી એમના વધુ નિકટ પરિચયમાં આવવાની ઉત્કંઠા થઇ. સુભાગ્યે એ ઇચ્છા ફળિભૂત થઈ અને ૧૯૨૨ના નવેમ્બરમાં એક જ સ્ટીમરમાં અમે હિન્દુસ્તાન પાછા ફર્યા. ઇટાલીથી મુંબઇ પ્હોંચતાં સ્ટીમરમાં બાર દિવસ ઘણા આનન્દમાં અને વિવિધ વિષયની રસિક ચર્ચામાં દિલીપકુમાર સાથે ગાળ્યા. એ વખતે દિલીપકુમારની સાહિત્યપ્રિયતાનો અને વિશાલ વાચનનો ખ્યાલ આવ્યો, એમની સહૃદયતા અને નિર્દોષ બાલકના જેવા સ્વભાવનો અનુભવ થયો તથા એમનું સંગીત ફરી ફરી સાંભળવાનો લાભ મળ્યો. દિલીપકુમારને રુશિયન સાહિત્યનો બહુ શોખ હતો અને ડોસ્ટોવસ્કી તથા ટૉલ્સટૉયનાં લગભગ સર્વ પુસ્તક એમણે વાંચ્યાં હતાં. રોલાંનું "જ્હોન ક્રીસ્ટોફર" આ સદીનું ઉત્તમ પુસ્તક છે અને ડોસ્ટોવસ્કીનું "બ્રધર્સ કેરેમોઝોવ" ( Brothers Karamazov ) ગઈ સદીનું શ્રેષ્ઠ પુસ્તક છે એમ એ હંમેશ કહેતા. વિખ્યાત નોર્વેજ્યન લેખક જૉન બોયરનું "ધ ગ્રેટ હંગર" ( The Great Hunger ) પણ એમનું પ્રિય પુસ્તક હતું. એ સ્વદેશ પ્રતિનો પ્રવાસ આનન્દદાયક જ નહિ પણ જ્ઞાનયાત્રા હતી, અને નૂતન હિન્દની એક સરસ વ્યક્તિ સાથે ગાઢ સંબંધમાં આવવાનું સદ્દભાગ્ય મને પ્રાપ્ત થયું.

આ સમયે હિન્દમાં પાછા જઇ શી પ્રવૃત્તિ કરવી અને કેવી રીતે પોતાના મનોરથ સાધવા એ વિશે દિલીપકુમાર અનિશ્ચિત હતા. સુભાષ બોઝ જે રાષ્ટ્રીય કૉલેજ કલકત્તામાં ચલાવતા હતા એમાં સંગીતના અધ્યાપક થવાનો દિલીપકુમારને વિચાર હતો. પરંતુ એ કૉલેજ લાંબો કાલ નહિ ટકે એ વિશે એમને સંદેહ ન્હોતો એટલે કલકત્તાની યુનિવર્સિટીમાં સર અસુતોષ મુકરજી સંગીતની પદવી સ્થાપી એમને અધ્યાપક નીમશે એવો તરંગ પણ એ કરતા. પરંતુ ૧૯૨૦–૨૧ નું રાજકીય વાતાવરણ એવું હતું કે દિલીપકુમાર ઉપર એની અસર થયા વગર રહી નહિ. એ સંચલનથી આકર્ષાઇ એમને સંશય થતો કે જ્યારે દેશ સ્વાતંત્ર્ય માટે ઝઝૂમે છે ત્યારે સંગીત જેવી કલા વાસ્તે જીવન અર્પણ કરવું એ એક દૃષ્ટિએ દેશદ્રોહ અને સ્વાર્થ ન લેખાય ? આ પ્રશ્ને એમને એટલા મૂંઝવ્યા કે એમણે આ સંશય મિ. બર્ટ્રાંડ રસેલને લખી જણાવ્યો. એનો એ સમર્થ વિચારકે આપેલો ઉત્તર અહિં ઉતારવા જેવો છે.

"હવે બીજી દૃષ્ટિએ તમે આ વાતનું નિરીક્ષણ કરી શકો. ધારો કે થોડા સમયમાં હિન્દ સ્વતંત્ર થાય ત્યારે ચારુ ને સુશ્લિષ્ટ સંસ્કૃતિ સરજી શકે એવા મનુષ્યો હિન્દમાં ઉત્પન્ન થાય એવી ઇચ્છા તો તમને હશે જ. પરંતુ એ દરમિયાન જે રાજકીય પ્રવૃત્તિ સિવાય બીજા વિષયમાં નિપુણ હોય એમણે જો પોતાની શક્તિની ઉપેક્ષા કરી હશે તો આવી સંસ્કૃતિ નહિ ઘડી શકાય. લોકો પોતાના નૈસર્ગિક સ્વભાવનો અવરોધ કરે તો એ લાંબે કાળે તો સમાજને ઉપયોગી થઇ શકે જ નહિ એમ મને લાગે છે. મેં વારંવાર જોયું છે કે પોતાની પ્રબલ અને મૌલિક વૃત્તિનો કોઈ પણ પ્રયોજન વાસ્તે પરિત્યાગ કરવાથી લોકો ઉન્મત્ત અને નિર્દય થઇ જાય છે અને અન્તે સમાજનું હિત સાધવાને બદલે હાનિ રૂપ નિવડે છે. આપણે આ બાબતમાં અપવાદ રૂપ નિવડીએ એ શક્ય છે પરંતુ એમ ધારવું એ સાહસ છે. આખરે તો તમારી પોતાની વૃત્તિના સામર્થ્યનો આ પ્રશ્ન છે."

આવા અનેક સંશયોને દૂર કરી રાજકીય કોલાહલનો માર્ગ ત્યજી કલાની દેવીને પોતાનું જીવન દિલીપકુમારે અર્પણ કર્યું. હિન્દ પાછા આવ્યા પછી એકાદ વર્ષ પછી બંગાળના એક નેતાએ પ્રશ્ન કર્યોઃ "દિલીપ, તું શું કરે છે?" દિલીપકુમારે કહ્યું: "સંગીતનો અભ્યાસ અને પ્રચાર." "હા, હા, એ તો મારી જાણમાં છે," પેલા વડીલે ઉત્તર દીધો, "પણ કામ શું કરે છે એ હું તો પૂછું છું!" કલાની સેવા એ કાર્ય નહિ પણ કમાવું એ જ કાર્ય એ આ પ્રશ્નનો ગૂઢ ધ્વનિ આપણી જડ બની ગયેલી વ્યાપારી ભાવનાઓના ચિહ્નરૂપ છે. [ અપૂર્ણ ]

**ગગનવિહારી લ. મહેતા**

# સોરઠી સાહિત્યનાં ઋતુ-ગીતો

વિરહી લોક-પ્રેમિકોએ પોતાની વિપ્રલંભવેદના ગાવાની અતિ કલામય અને નૈસર્ગિક રીતિ ઋતુ-ગીતોને રૂપે ઉત્પન્ન કરી છે. પ્રત્યેક ઋતુની શોભા નિહાળવી, પ્રકૃતિના સૌંદર્ય વચ્ચે માનવીને મ્હાલતાં નિરખવાં, અથવા તો કુદરતની અમુક ઋતુની કઠોરતા વચ્ચે પણ પ્રેમીજનોને પોતાના સંયોગસુખનું કોમલ જગત સૃજતાં જોવાં: અને એ બધું જોઇને પોતાની એકલદશાનું દર્દભર્યું સ્મરણ થવું: એ વિયોગના ભાવો વ્યક્ત કરવાને માટે ઘણી અનુકૂલ તથા પ્રેરક સામગ્રી છે.

સોરઠી સાહિત્યમાં આવી સામગ્રી બે રીતે પેદા થઇ છે. એ એકની એક વિપ્રલંભ-વેદનાના બે પ્રવાહો બંધાયા છેઃ એક સ્ત્રીઓને ગાવાના 'મહિના' નામથી ઓળખાતા રાસડાઃ બીજા ચારણી સાહિત્યના રચનારાઓએ રચેલા 'બારમાસા' નામે ઓળખાતા ઋતુ-વર્ણનના છંદો: બન્નેના પંથ નિરાળા છે. સ્ત્રીજનોના કંઠે શોભતા 'મહિના'માં મૃદુતા નીતરે છે. ચારણોના 'બારમાસા'માં પ્રતાપ અને ઝડઝમક ગાજે છે. 'મહિના'માં જાણે કે સ્વરો, શબ્દો અને ભાવોનાં પરસ્પર હળવાં ચુંબનો સંભળાય છે, જ્યારે છંદબદ્ધ ચારણી 'બારમાસા'માં હળવાં ચુંબનો નહિ પણ જાણે કે ભાવ અને ભાષાનાં ગાઢ આલિંગનો વિલસે છે.

બીજો એક તફાવત વધુ ખુબીદાર છેઃ 'મહિના'માં ઋતુ-સૌંદર્ય અથવા ઋતુ-પ્રકૃતિનું વર્ણન બહુ અલ્પ છે. એમાં તો ઋતુના સ્વરૂપનો આછો આછો કેવળ આભાસ જ છે. એમાં પ્રધાનપદે તો ઢાળોની વિવિધતા, અને એ સૂરોમાંથી જ ટપકતી કોમલતા દેખાય છે. દૃષ્ટાંતથી જોઇએઃ

"કારતક મહિને મેલી ચાલ્યા કંથ રે વાલાજી !"
"આ પ્રીતલડી તોડીને ચાલ્યા પંથ મારા વાલાજી !"

"માગશર મહિને મંદિર ખાવા ધાય રે વાલાજી !"
"આ એકલડી દાસીના દિન કેમ જાય મારા વાલાજી !"

આમાં કાર્તિક કે માગશર મહિનાની ઋતુ ક્યાંય ન મળે. પણ એના સ્વરો ? સ્વરોમાંથી જ ઋતુ ખડી થાય. અકેક કડી એટલે અકેક ઊંડો નિઃશ્વાસ. કોઇ કોઇ સ્થળે વળી ઋતુ ક્યાંઇક ડોકીયું કરી જાયઃ—

"મા મહિનાની ટાઢયું મુજને વાય રે વાલાજી !"
"આ હિમાળો હલકયો ને કેમ રે'વાય મારા વાલાજી !"

પણ એ તો એક જ રાસડોઃ હવે નિરનિરાળા ઢાળના 'મહિના'ની અકેક બબ્બે કડીઓ લઈ, આ નિર્જીવ શાહીના અક્ષરો પાછળ અણદીઠ અને અપ્રાપ્ય એવી જે સૂરાવલિ ગુંજે છે, તેની કલ્પના જ કરીએઃ—

માગશરે મારગડે રમતાં
ભેળાં બેસી ભોજનીયાં જમતાં
હવે હરિ કેમ નથી ગમતાં !
આવો હરિ રાસ રમો વાલા !

* * *

શ્રાવણ તો સરવડિયે વરસે
નદીયુંમાં નીર ઘણાં ભરશે
વાલો મારો કેમ કરી ઉતરશે
આવો હરિ રાસ રમો વાલા !

ફાગણે ફગફગતી રે હોળી
છેયાં ભરે ગુલાબની ઝોળી
વાલા વિના કોણ રમે હોળી
રમવા આવોને રે !

* * *

ભાદરવો ભલ ગાજીયો ને ગાજ્યા વરસે મેહ
હું રે ભીંજાઉં ઘર-આંગણે ને મારા પિયુ ભીંજાય પરદેશ
કે આણું મોકલને મોરાર !

"વાલા આસોનાં અંજવાળીયાં રે
"નાથ આવો તો મારે મંદિર માળીયાં રે.

આવા કેટલાયે ઢાળોમાં સ્ત્રીહૃદયની વિરહ-ઊર્મિઓ વહેતી ગઇ છે. પ્રત્યેક
રે પોતાની વિશિષ્ટતા વડે અંતરનાં ઊંડાણે જઇને સ્પર્શ કરે છે. કયો
મનોભાવની કળ દાબવાના પ્રયોજનથી સરજાયો હશે, તે પણ કોઇ સંગીતકલા
ગામીને રસ પમાડે તેવો અભ્યાસનો ને સંશોધનનો વિષય છે.

હવે ચારણી 'બારમાસા'ને તપાસીએ. આ 'બારમાસા' બે વિભાગમાં

૧. રાધા-કૃષ્ણને નામે ઋતુ-વર્ણનમાં વિપ્રલંભ ગવાયો.

૨. કોઈ મરનાર મિત્રની અથવા આશ્રયદાતાની સ્મૃતિ અર્થે મરશીયા ગ
આપણે 'Elegy-શોકગીત' કહી શકીએ.

પ્રથમ રાધા-કૃષ્ણના 'બારમાસા' લઇએ : 'મહિના'ના રાસડા 'કાત
થાય છે, જ્યારે ચારણી 'બારમાસા' 'આષાઢ'થી ઊપડે છે. વિપ્રલંભની તીવ્ર
વવામાં વર્ષા-ઋતુની પ્રથમ પસંદગી થઈ એ સાચી રસગ્રતાનું સૂચક લેખાય. પ્ર
માંડતાં એ છંદનો આરંભ આ રીતે થાયઃ—

ધર આષાઢ ધડૂકીયા
મોરે કિયા મલાર
રાધા માધા સંભરે
જદુપતિ જગ-ભડથાર.

ખળહળ વાદળીમાં વચે
વીજળીયાં ઝળકંત
રાધા માધા કંથ વણ
ખણ નવ રીયણ ખસંત.

એ ગજગતિ છંદ: એટલે હાથીની ચાલ્યે પગલાં માંડતો છંદ:

વ્રજ વહીં આવણાં જી...
કે રાસ રમાવણાં.

ધરતીમાં આષાઢ ધડૂક્યો: મોરે મલ્લાર ગાયા: રાધાને માધવ સાંભર્યા: વાદળાંનાં ઘમસાણ વચ્ચે વીજળી ઝબકી: અને એ જોઇ રાધાજી માધવ વગર ક્ષણભર નથી રહી શકતાં. માટે હે વલ્લભ! વ્રજમાં આવો: વાંસળી બજાવો: પ્યાસ બુઝાવો: રાસ રમાડો: છ યે ઋતુના રંગીલા રાસો રમાડવા આવો: આષાઢનાં ઝરણાં આકાશમાંથી ઝરે છે: તરુણીઓનાં તન તપે છે: વિરહિણીઓનાં નયનોમાંથી વારિ વહે છે: માટે રાધાજી કહાવે છે કે હે નેહે બંધાયલા માધવ! વ્રજમાં આવો, એ જી! વ્રજમાં આવો!

એ આ પ્રથમ માસના ઋતુ–ગીતનો અર્થ છે. પણ હજુ આંહી ઋતુનાં લક્ષણો ઝીણવટથી નથી વર્ણવાયાં. એ ઝીણવટ તે પછીના મહિનાઓનાં વર્ણનમાં સુરેખ રીતે આલેખાઈ ગઇ છે:—

અંબા મોરીયા જી
કે કેસુ ફોરીયાં
ચિત્ત ચકોરીયાં જી
કે ફાગણ ફોરીયા.

ફોરીયા ફાગણ, પવન ફરહર, મહુ અંબા મોરીયા
ઘણ રાગ ગાવે, ફાગ ઘર ઘર, ઝંટે પઅવન જોરીયા
ગલાલ ઝોળી, રમત હોળી, રંગ ગોપ રમાવણા
આખંત રાધા, નેહ બાધા, વ્રજ્જે માધા આવણાં
જીય વ્રજ્જે માધા આવણાં.

આંબા મોર્યા: કેસુડાં ફોલ્યાં: ચિતડાં ચકોર બન્યાં: એવો ફાગણ ફોર્યો: પવન ફરક્યા: ઘેર ઘેર ફાગ ગવાતા થયા: ગુલાલની ઝોળીઓ ભરાઇ: હોળીની રમત મંડાઇ: માટે ગોપજનોને રંગે રમાડવા વ્રજમાં આવો, જી આવો!

એમ પ્રત્યેક ઋતુ પરત્વે માનવી તેમ જ નિસર્ગ, બન્નેનાં આચરણોની સપ્રમાણ મિલાવટમાં ભાષાની ભભક પૂરાય છે.

પરંતુ Elegy–શોકગીતનો પ્રદેશ તો આથીયે વધુ સુરમ્ય લાગે છે. વિદેહી મિત્ર વા આશ્રયદાતાનાં એ પ્રતિ માસમાંથી સ્ફુરેલાં સ્મરણો ભારી કાતિલ છે. જેવાં એ કાતિલ છે, તેવાં જ વેધક સ્વરે એ ગવાય છે. અને કુદરતની લીલા અતિ સરલ શબ્દો વાટે પ્રગટ–સજીવન થઈ ઉભી રહે છે. દૃષ્ટાંત:—

કવિમિત્ર પોતાના પરલોકવાસી સ્નેહી અલુભાઇ નથુભાઇને માસે માસે સંભારે છે:–

રાગ અકોળા તાત રસ
તાળ ઠબુંકા તાલ
કાવા બાવા કેસરા
ઘર આવો અજમાલ.

વધ વધ ખટરત વર્ણવાં
અવધ કર્યે દન આજ
સેલ તણી પર સરળકે
રંગભીનો નથરાજ.

બાપૈયા મુખ બોલીયા
પિયુ! પિયુ! પરવેશ
અણુ રત તું અજમાલરો
સંભરીયો અલહેશ.

ગરદે મોર ઝીંગોરીયા
મહેલ થરહકે માઢ
વરખારી રત વર્ણવાં
આયો ઘઘુંબી આષાઢ.

એટલા દુહા: આષાઢના આગમનનું સૂચનઃ અને "આયો ઘઘુંબી અષાઢ" એ વાક્યની દોરય વાળીને કવિ-રસના એક નવીન, ઓજસ્વી ઢાળની અંદર ગુલાંટ ખાય છેઃ—

આષાઢ ઘઘુંબીએ લુંબીએ અંબર
વદ્દળ બેવળ ચોવળીયં
ગહોલાર મહેલીએ લાડ ગહેલીએ
નીર છલે ન ઝલે નળીયં.

અંદ્ર ગાજ અગાજ કરે ધર ઉપર
અંબ નમાં સર ઉભરીયાં
અજમાલ નથુ તણુ કુંવર આલણ,
સોય તણી રત સંભરીયા
જીય સોય તણી રત સંભરીયા!

એ જ મસ્તીભર્યા વેગમાં, બારે મહિનાનાં સ્મરણો ચાલ્યાં આવે છે. અને વચ્ચે વચ્ચે

રંગ ભાદ્રવ શ્યામ ઘટા રંગ રાતોય
રંગ નીલાંબર શ્વેત રજે
ફળ ફુલ અપ્રબ્બળ કમ્મળ ફૈલીએ
વેલીએ નેક અનેક વજે.

એવી રંગની રમતો પણ આલેખાતી આવે છે. અને

"મછ દીપ તણી રત જામત મોતીએ
ઠીક ઝળુમ્મળ નંગ થીયા

એવાં આસો મહિનાનાં વિશિષ્ટ ઋતુ-લક્ષણો પણ કવિતામાં ગુંથાઇને વ્યવહાર-વિજ્ઞાનનું નાનું શું શાસ્ત્ર પૂરું પાડે છે.

એથી યે વધુ ઝીણવટની પ્રતીતિ આપતું એક બીજું ઋતુ-ગીત છે. જાંબુ નામે ગામડાનો નિવાસી ચારણ માલો જામ મરી ગયો, તેના મરશીયા એક માગણ મિત્ર ગાયા. આષાઢથી ઉપાડયા, અને શ્રાવણના ચિત્ર-દર્શનમાં તો વિલક્ષણ ભાવ પૂરી દીધો:

શવ પૂજા ઘસીયેં ચંદણ
જપે જાપ વ્રપ જોય
કેસરરી આડ લલાટ કર
શ્રાવણરા દન સોય.

શિવપૂજા કાજે ચંદન ઘસાય છે: વિપ્રો જપ કરે છે: અને લલાટે કેસરની આડયો તાણીને શ્રાવણ માસને લોકો સોહાવી રહ્યા છે:

એટલું વ્યવહાર-દર્શન કરાવવા માટે દુહાની એક પીછી મારીને પછી કવિ જીવનના ખરા કાવ્ય ઉપર ઉતરે છેઃ—

છલત શ્રાવણ મલત સામા, વલત નીલી વેલડી
બાપયા પ્રઘળા મોર બોલે, ધ્યાન રાખત ઢેલડી
પ્રસ નાર નાવત કરત પૂજા, ધ્યાન શંકર સેં ધરે
જસ લીયણ તણું રત માલજાય, સતન-વીસળ સંભરે.

શ્રાવણ છલકાય છે: નીલી વેલડીઓ વળે છે: મોર બોલે છે, ને ઢેલડી એનું ધ્યાન રાખે છે: પુરુષ-સ્ત્રીઓ પૂજા કરીને શંકરનું ધ્યાન ધરે છે: તેવી ઋતુમાં, હે જશ લેનાર માલા જામ! હે વીસળના પુત્ર!. તું મને સાંભરે છે:

આવી જ સૌંદર્ય-વાટે આ મરશીયા ચાલ્યા જાય છે, પણ વચ્ચે વળી

ચોરસ દારૂ પુલ સરે
ગળે કસુંબા ગોસ
હેમંત-રત ટાઢી હવા
પ્રિયા ત્રિયા રંગ પોષ.

એવા 'દારૂ' અને 'ગોસ' સરખા ઉઘાડા શબ્દોથી અતિ પાર્થિવતામાં-કાંઇક હીન અભિરૂચિમાં કવિ ઉતરી જાય છે. ઉપભોગની પ્રથાઓ ઉપર વધુ જોર દેવા લાગે છે, પણ ફરી વાર વસંતના મહિનાઓ આવતાં

રોહણ જાંબુ રાવણાં
ધજ ખાંડ ગળ દ્રાખ
પેટીરી મશરી પડે
શાખ ગળે વૈશાખ

વૈશાખ મહિને વાડ વાયા અંબ આયા અધ્ધળા
લેલૂંબ દાડમ તસા લીંબુ પાનવાડી પ્રધ્ધળા
દો બીજ આખાતીજરે દન અતગ જળ ધર ઉભરે
જસ લીયણ તણુ રત માલજામ સતન-વીસળ સંભરે.

એ રીતે કવિ કુદરતની સમૃદ્ધિ પર ખીલી ઉઠે છે. અંદર ઝડઝમક, પ્રકૃતિ-વર્ણન અને ભાવ-દર્શન સંભાળતો હોવા છતાં કવિ વ્યવહારની વાતોનો દોર ચૂકતો નથી તેથી જ,

> તઠ સૂકે વસમાં તરે
> વાજાળાં ઘૃત વેઠ
> વળે ફૂળે વન વેલડી
> આયો વસમ્મો જેઠ.

એ જેઠ માસના વર્ણનમાં 'વાજાળાં ઘૃત વેઠ' શબ્દોથી કવિ નોંધે છે કે જેઠ માસમાં ઘોડાંને ઘી પાવાની પ્રથા ચાલતી.

આ આપણાં કંઠસ્થ ઋતુ-ગીતો : કંઠસ્થ લોકસાહિત્યનું આ એક મધુર પ્રકરણ છે. જીવનમાં રસ કેમ ઝીલાતો તેમ જ પોષાતો તેની જુક્તિઓ છે. આ ઋતુ-ગીતોનાં રચનારાં પણ કેવા અબોલ ને નમ્ર! 'મહિના' રચ્યા હશે કોઇ અજાણી સ્ત્રીઓએ અથવા તો પુરુષ-દેહધારી નારી-આત્માઓ: અને ચારણ 'બારમાસા'ના રચનાર તો એથી યે અધિક ઉપેક્ષિત !

"વ્રજજ માધા આવણાં"નો રચનાર અપ્રસિદ્ધ ચારણ જીવણ રોહડીયો.

"આષાઢ ઘડુંબીએ"નો રચનાર મામૈયો મોતીસર.

"સતન-વીસળ સંભરે"નો રચનાર એક મીર, કે જેને પોતાની થાળીમાં કોઇ કોળ ખાવા પણ ન આપે ! એવી અધમ ગણાતી એ જાતિ.

આવા તો અનેક ઋતુ-ગીત રચનારા થઈ ગયા ને હજુ થાય છે.

મોતીસરની તો કોમ જ કાવ્યપ્રસાદથી વિભૂષિત : સદાય એની કવિતા અમી ઝરતી : એ આખી કોમની ઉત્પત્તિ જ કાવ્યને અંગે : એનાં બીજ જ કાવ્યના ઇતિહાસમાં રોપાયાં : કચ્છ દેશમાં લાખા ફુલાણીની એ વેળા : માવલ સાખાણી નામે એનો રાજ-કવિ : માવલે ઉદેપૂરના રાણાના યશનો કાવ્ય-ગ્રંથ રચ્યો : પોતે નિરક્ષર, એટલે જીવ્હાગ્રે પોતે બોલતા જાય ને પોતાનો એક રજપૂત સ્નેહી લખતો જાય :

લખતાં લખતાં આખો કાવ્ય-ગ્રંથ રજપૂતને કંઠે ચડી ગયો : માવલને ઉદેપૂરથી રાણાનાં કહેણ આવે કે જો ગ્રંથ લઇ વાંચવા આવો, તો હું લાખપસાવ કરૂં : પણ માવલ એટલે દૂર જવાના વિચારે શિથિલ બની જતો :

રજપૂતનું દિલ બગડ્યું : માવલને વેશે ઉદેપૂર પહોંચી, કંઠસ્થ ગ્રંથ સંભળાવી લાખ પાસા લીધા. ઘેર આવ્યો.

ઘર ફૂટયે ઘર જાય : કોઈ સાથીએ ભેદ ફોડી નાખ્યો : રાવ લાખાએ રજપૂતને માથે કચારીમાં બે તહોમત મેલ્યાં : એક તો દગો કરવાનું, ને બીજું યાચક બનવાનું.

રાવે સજા ફરમાવી : સુંદર સજા : માવલ સાખાણીની પુત્રી સાથે પરણાવ્યો : તારાં વંશવારસો સદા ચારણની યશગાથા ગાજો, ને ચારણના આશ્રિત બની રહેજો, એવી પદવી દીધી : પોતાના કંઠ-હારમાંથી મોતીની એક સેર કાઢીને રજપૂતના ગળામાં નાખી : તારો વંશજ નહિ ચારણ, કે નહિ રજપૂત, પણ સદા 'મોતીસર' કહેવાજો !

આજ પણ મોતીસરનો દીકરો પ્રાસાદિક કાવ્ય-રચના કરતો ફરે છે.

ઝવેરચંદ મેઘાણી

# અજ્ઞાન અને ભૂખમરો*

૧

શિક્ષણ વ્યાખ્યાનમાળામાં શિક્ષણના વિષયોની કે શિક્ષણપદ્ધતિની ચર્ચા કરનારાં વ્યાખ્યાનો હોઈ શકે. ઉદ્યોગ વિનાનું શિક્ષણ પાંગળું છે; શરીરના ભોગે મળતું જ્ઞાન નકામું છે; વિજ્ઞાન વિનાનું ભણતર અક્ષંતવ્ય છે; દેશની ખરી ખૂબીઓ કે સાચી એબોનું યથાસ્થિત ભાન ન કરાવનાર ઇતિહાસ–ભૂગોળનું શિક્ષણ અપૂર્ણ છે; ભય કે લાલચનો ઉપયોગ જે શિક્ષણપદ્ધતિમાં થાય છે તે શિક્ષણ ભયંકર છે;–આવા પ્રકારના વિષયોની ચર્ચા શિક્ષણવ્યાખ્યાનમાળામાં હોઇ શકે.

પણ હું ઇરાદાપૂર્વક આ ચીલો છોડી જરાક આડો ફંટાઉં છું.

શિક્ષણની–લોકશિક્ષણની આપણે વાતો કરનારાઓએ, હિંદુસ્તાનના લોકની ખરી સ્થિતિ આજે કેવી વર્તી રહી છે તેનો ટાઢે પેટે કદી વિચાર કર્યો છે ખરો? જ્યારે જ્યારે આપણે શિક્ષણના વિષયો કે શિક્ષણપદ્ધતિનો વિચાર કરીએ છીએ ત્યારે ત્યારે આપણું નિશાન શહેર કે કસ્બાઓ પર જ હોય છે. પણ આપણો બે હજાર માઇલ લાંબો અને પંદરસો માઇલ પહોળો દેશ શહેરોમાં નહિ, પણ ગામડાંઓમાં વસે છે એ આપણે જાણે ભૂલી જઇએ છીએ.

હિંદુસ્તાનમાં લાખ માણસની વસ્તીવાળાં શહેર માત્ર ૩૦ જ છે; પાંચ હજારની વસ્તીવાળાં ગામ માત્ર ૨૩૧૬ છે. ટૂંકમાં હિંદુસ્તાનની ૩૧ કરોડની વસ્તીમાંથી ૨૯ કરોડ માણસો હિંદના ૭ લાખ ગામડાંઓમાં રહે છે; અગર સાદી રીતે કહીએ તો દશ હિંદીમાંથી નવ હિંદી ગામડાંમાં રહે છે. તમે જાણીને તાજુબ થશો કે **દુનિયાની વસ્તીનો છઠ્ઠો ભાગ હિંદનાં ગામડાંઓમાં વસે છે.**

હિંદનાં આ સાત લાખ ગામડાંઓમાં કેટલું ઘોર અજ્ઞાન વ્યાપી રહ્યું છે, અને રક્તશોષક ભૂખમરો કેવો કાળો કેર વર્તાવી રહ્યો છે તેનો વિચાર આપણા શિક્ષણશાસ્ત્રીઓએ કદી કર્યો છે ખરો? આ ગામડાંઓને શિક્ષણ આપવાની યોજનાઓ તેમણે કદી ઘડી અને વિચારી છે ખરી?

અફસોસ, ગામડાંઓનો શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ કરવાનું પણ આપણામાંના ભણેલાઓને હજી સૂઝયું નથી; જ્યારે વીસમી સદીની શરૂઆતથી આગમચેતા અંગ્રેજ અધ્યાપકો અને ધર્મચૂસ્ત ખ્રિસ્તી મીશનરીઓએ આપણાં ગામડાંઓનો શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ કરવાનું શરૂ પણ કરી દીધું છે. ડૉ. મૅને મહારાષ્ટ્રનાં ગામડાં વિષે, ડૉ. સ્લૅટરે મદ્રાસ ઇલાકાનાં ગામડાં વિષે, પ્રો૦ જે. સી. જૅકે બંગાળાનાં ગામડાં વિષે શાસ્ત્રીય પુસ્તકો લખી ભણેલા હિંદીઓનાં પડળ ઊઘાડ્યાં છે. એટલું જ નહિ, પણ ખ્રિસ્તી મીશનો હિંદુસ્તાનની ગ્રામ્ય શાળાઓનું નિરીક્ષણ કરવા ગ્રામ્ય કેળવણી કમીશનો નીમવા લાગ્યા છે. અને એ મીશનરીઓ મારફત હિંદના ગામડાંઓની દુઃખદ સ્થિતિ હિંદના શિક્ષિત સમાજ આગળ રજુ થાય છે!

---

* ગયા ડિસેમ્બર માસમાં ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ભાવનગર મુકામે અપાયેલી 'શિક્ષણ વ્યાખ્યાનમાળાનું' એક વ્યાખ્યાન.

અસહકાર યુગની શરુઆત પછી સમસ્ત હિંદનું લક્ષ ગામડાં તરફ ખેંચાયું છે. ગામડાંઓમાં જવાની અને ગ્રામ્ય સંગઠન કરવાની છેલ્લાં પાંચ વરસથી આપણે વાતો કરીએ છીએ; ત્યારે યૂરોપ અમેરિકાથી શ્રીમંત અને શિક્ષિત ભાઇ બહેનોએ અત્રે આવી હિંદનાં ગામડાંઓનો અભ્યાસ કરવાનું ક્યારનું શરૂ પણ કરી દીધું છે. એટલું જ નહિ, પણ કેટલાંક ગોરાં ભાઇબહેનો હિંદનાં ગામડાંઓમાં ચાતુર્માસ પણ કરવા લાગ્યાં છે.

ગયા વરસે ગાંધીજીએ આશ્રમમાં ક્ષેત્રસંન્યાસ લીધેલો હોવાથી, દર અઠવાડિયે નિતનવાં ગોરાં ભાઇબહેનો ગાંધીજીને મળવા આવ્યા કરતાં. આશ્રમથી ઉપડી શાંતિનિકેતન જેવા અને પછી ગામડાંઓમાં ફરવાનો પ્રોગ્રામ તેઓ ઘડતા હતા તે મેં નજરોનજર જોયું છે. વળી અમેરિકાથી પ્રસિદ્ધ થતા 'એશિયા' માસિકના સહતંત્રી એમર્સન બહેને ગંગા કિનારાના ગામડામાં એક વર્ષ માટે રહેવાનો નિશ્ચય કરીને ગયા મહિનામાં ત્યાં અડીંગા નાખ્યા છે.

પરિણામે, જેમ હિંદુ ફિલસુફી, વેદ ઉપનિષદ્ યા યોગસૂત્રોના અર્થ અને રહસ્ય, આ જમાનામાં આપણો ભણેલો સમાજ ગોરા લેખકોનાં પુસ્તકો ઉપરથી સમજવા લાગ્યો છે, તેમ શું હિંદુસ્તાનનું ગામડાંનું અર્થશાસ્ત્ર અને ગ્રામ્યજીવન પણ આપણે પરદેશી ગોરાઓ પાસેથી શિખવું પડશે ?

હિંદુસ્તાનનાં ગામડાં એટલે સ્વયંપૂર્ણ એકમ, ગામડિયા એટલે નિર્દોષ નિષ્પાપ ભગવાનનાં માણસો, ગામડાંનું જીવન એટલે પ્રામાણિક અને શ્રમજીવી પવિત્ર સ્વર્ગીય જીવન: એવા કાવ્યમય ખ્યાલો આપણામાંના કેટલાક શિક્ષિત ભાઇઓમાં હજી યે રહી ગયા છે.

પણ સાચી વાત એથી તદ્દન ઉલ્ટી છે. દુનિયામાં દુઃખીમાં દુઃખી, કંગાલમાં કંગાલ હાડપિંજરોનાં દર્શન આજે ગામડાંઓમાં થાય છે. હિંદુસ્તાનનાં ગામડાંઓમાં સાચે જ આજે અજ્ઞાનતા, વહેમ, બીક અને ભૂખમરાનું નિષ્કંટક સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. એ બધાનો ચિતાર આપની સમક્ષ તાદૃશ ખડો કરવા કાવ્ય કે તર્કનો અત્રે આશરો લેવાનો મારો ઇરાદો નથી. તમારામાંના ઘણાખરા 'નવજીવન' વાંચનારા છો એટલે ગ્રામ જીવનની ઝાંખી હું મર્મભેદી શબ્દોમાં નહિ કરાવું. પણ એ ગામડાંઓમાં કેળવણીના પ્રચારની કેટલી જરૂર છે, અને તે ખાતર કેટલા વેગથી ગ્રામકેળવણીનું કામ ઉપાડી લેવાની જરૂર છે, તે થોડાક આંકડાઓ[1] તમારી આગળ રજુ કરી બતાવવા ઇચ્છું છું.

એ તો આપને સુવિદિત છે કે **બ્રિટીશ સરકારે મહા (!) પ્રયત્ન કરી છેલ્લાં દોઢસો વરસમાં હિંદુસ્તાનના ૧૦૦ માણસોમાંથી ૮ માણસોને લખતાં વાંચતાં શીખવી દીધું છે !**

## પ્રાથમિક શિક્ષણ

ઇ. સ. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે ૫ થી ૧૫ વરસની ઉમ્મરના **બ્રિટીશ હિંદના કુલ સાડાઆઠ કરોડ (૮,૪૪,૪૨,૦૦૦) બાળકોમાંથી પોણાઆઠ કરોડ (૭,૭૫,૦૭,૦૦૦) બાળકોને કક્કો ઘુંટતાં યે આવડતો નથી.** એ તાજુબીની વાત છે કે, બ્રિટીશ હિંદ

૧ આ લેખમાં જે થોકબંધ આંકડાઓ આપવામાં આવ્યા છે, તેમાંના ઘણાખરા આંકડા શ્રી. ઑલ્ડર્ટ કૃત 'Village Education in India' નામના પુસ્તકમાંથી લેવામાં આવ્યા છે.

કરતાં દેશી રાજ્યોમાં કેળવણીની પ્રગતિ ઘણી વધારે થયેલી છે જે નીચેના આંકડાઓથી જણાઇ આવશેઃ—

| પ્રાંત યા દેશીરાજ્ય | સેંકડે કેટલા ટકાને લખતાં વાંચતા આવડે છે. |
|---|---|
| બર્મા | ૩૧ ટકા |
| ત્રાવણકોર | ૨૮ „ |
| કોચીન | ૨૧·૬ „ |
| વડોદરા | ૧૪·૫ „ |
| **બ્રિટીશ હિંદ** (બર્મા સિવાય) | ૬·૫ „ |
| મધ્ય પ્રાંત | ૪·૩ „ |

ઇ. સ. ૧૯૧૯ ના સુધારા પછી, કેળવણીખાતું પ્રજાને સોંપવામાં આવ્યાથી, લોકો ધારતા હતા કે કેળવણીનું કામ એકદમ આગળ ધપશે. પણ મધ્ય પ્રાંત કે જ્યાં લોકોની સજ્જડ બહુમતિ હતી ત્યાં પણ છેલ્લાં ૭ વરસમાં કેળવણીની બાબતમાં પ્રગતિ થવાને બદલે પડતી જ થઇ છે. ત્યાં પ્રાથમિક શાળામાં ૧૯૧૯ માં ૨ લાખ ૪૦ હજાર બાળકો ભણતા હતા ત્યારે ૧૯૨૩ માં ૨ લાખ ૩૧ હજાર બાળકો ભણતા હતા.

આપણો સુધરેલ અને સમૃદ્ધ મુંબાઇ ઇલાકો પણ કેળવણીમાં ઘણો જ પાછળ છે. આપણા મુંબાઇ ઇલાકાનાં કુલ છવીસ હજાર (૨૬,૨૫૮) શહેર અને ગામડાંમાંથી સોળ હજાર (૧૬,૨૭૯) ગામડાંમાં-એટલે **૬૨ ટકા ગામડાંઓમાં શાળા જ ખોલવામાં આવેલી નથી.** જે ગામમાં શાળા ન હોય તે ગામના કોઇ સમજુ માબાપના રડયાખડયા છોકરા બાજુના ગામની નિશાળમાં જાય, પણ છોકરીઓને તો અભણ જ રહેવું પડે. **એટલે હિંદુસ્તાનમાં સેંકડે ૧ ટકા બહેનોને માંડ થોડુંઘણું ભાગ્યું તૂટ્યું લખતાં વાંચતાં આવડે છે.**

અક્ષરજ્ઞાન આપવા માટે નવા જમાનાના શિક્ષકોએ ગામડાંમાં ધામા નાખવાની જરૂર છે એમ કેટલાક સમજુ ભાઇઓનું માનવું છે. પણ ગામડામાં શાળાઓ ખોલાયલી હોવા છતાં ગરીબ ગામડિયા કેટલી કેળવણી લે છે તેની ખાત્રી કરવા આ નકશા* પર નજર ફેરવો.

## પ્રાથમિક શાળાના વિદ્યાર્થી દીઠ થતું ખર્ચ

બ્રિટીશ હિંદમાં ૧ લાખ ૬૨ હજાર પ્રાથમિક શાળાઓ છે. આ શાળાઓનો ૫૮ લાખ છોકરાંઓ લાભ લે છે. આ શાળાઓ પાછળ અંગ્રેજ સરકાર દર વરસે સાડાચાર કરોડ (૪,૫૭,૦૦,૦૦૦) રૂપિયા ખર્ચે છે એટલે કે વિદ્યાર્થી દીઠ દર વરસે ૮ રૂપિયા ખર્ચે છે. આ આંકડાને યૂરોપના રાજ્યોના ખર્ચોના આંકડા સાથે સરખાવોઃ-

| દેશનું નામ | પ્રાથમિક શાળાના વિદ્યાર્થી દીઠ થતું ખર્ચ |
|---|---|
| ઇંગ્લાંડ | રૂ. ૧૬૯ |
| સ્કૉટલાંડ | ૧૫૦ |
| આયર્લાંડ | ૧૧૨ |

* વ્યાખ્યાન બરાબર સમજાય તે માટે જુદા જુદા આંકડાઓ બતાવતા નકશા તૈયાર કરી વ્યાખ્યાન દીવાલની ભીંત પર ચોડવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| નોર્વે | ૧૫૦ |
| ડેન્માર્ક | ૧૫૮ |
| ન્યૂ ઝીલાંડ | ૧૫૪ |
| દક્ષિણ આફ્રિકા | ૧૬૬ |
| **બ્રિટીશ હિંદુસ્તાન** | ૮ |

ઉપર ગણાવેલ ૧ લાખ ૬૨ હજાર શાળામાંની ઘણીખરી તો શહેરો અને મોટા ગામોમાં ખોલાયલી હોય છે; અને ગામડાની શાળા એટલે એક માસ્તર અને ચાર ધોરણ-શાળાનું મકાન એટલે ધૂળિયું અને ઢાળિયું, જ્યાં હવા અજવાળા કે સ્વચ્છતાનું નામ નિશાને ન હોય એવું સ્થાન. શાળામાં શિક્ષણ-સામગ્રી કેટલી રહેતી હશે તે મી. માઈકલ વેસ્ટે લખેલ "બંગાળાની પ્રાથમિક કેળવણી" નામના પુસ્તકમાંના નીચેના ઉતારા પરથી આપ જોઈ શકશોઃ—

"બંગાળાની જે ૧૧૭ ગ્રામ્ય શાળાઓની મેં મુલાકાત લીધી હતી, તેમાંની ૨૫ ટકા એટલે કે ચોથા ભાગની શાળામાં એક પણ નકશો ન હતો, ૨૩ ટકા શાળામાં પાઠ્ય-પુસ્તકો જ ન હતાં, ૮ ટકા શાળામાં કાળું પાટિયું જ ન મળે, અને ૮ ટકા શાળામાં રાચરચિલું યા શિક્ષણ-સામગ્રીનું એક પણ સાધન સમ ખાવા રાખવામાં આવ્યું નહતું."

શહેરની શાળાના મકાન કેવાં આલેશાન હોય છે, શહેરની શાળાઓમાં રાચરચિલાં કેવાં સુંદર હોય છે એ તો આપને કહેવાનું ન હોય. ગ્રામ્ય શાળાનાં મકાન ભવ્ય હોવાં જોઈએ, અથવા શાળા શિક્ષણ-સામગ્રીથી ભરપૂર હોવી જ જોઈએ, એમ હું માનતો નથી. જો શિક્ષક પ્રાણવાન હોય, જો શિક્ષકે કેળવણીની ખરેખરી દીક્ષા લીધી હોય, તો શાળાનું વાતાવરણ તૈયાર કરવા માટે ભવ્ય મકાન કે ભારે શિક્ષણ-સામગ્રીની તેને જરૂર પડતી નથી. ગમે તેવી પરિસ્થિતિમાં, વિદ્યાર્થીઓ પર સારા સંસ્કાર નાંખ્યા વિના તે જંપવાનો નથી.

પણ, અંગ્રેજી રાજ્યમાં જે રીતે કેળવણીખાતાઓમાં કેળવણી આપવાની પ્રથા અને પરંપરા ચાલી આવે છે તે જોતાં, ખાતાંઓની પરીક્ષા આપી તૈયાર થયેલ શિક્ષકને ટુંકા પગાર આપી ગરીબડા બનાવવા ઉપરાંત, શિક્ષણ-સામગ્રી વિનાના રાખી, અંધારિયા એક ઢાળિયામાં છોકરાંઓ સાથે ૭ ૭ કલાક ગોંધી મૂકવામાં આવે એ ખરેખર અસહ્ય ગણાવું જોઈએ.

## ગામડાં અને શહેરમાં કેળવણીનું પ્રમાણ

બ્રિટીશ રાજ્યમાં ગામડાંની કેળવણી કરતાં શહેરોની કેળવણી પાછળ વધારે લક્ષ અપાતું હોવાથી અને શહેરની કેળવણી પાછળ પ્રમાણમાં ઘણું જ વધારે ખર્ચ થતું હોવાથી શહેરમાં ભણેલાનું પ્રમાણ ઘણું વધારે હોય એ દેખીતું છે. લાખની ઉપરની વસ્તીવાળાં શહેરોમાં હિંદુસ્તાનના સરાસરી પ્રમાણ કરતાં, પુરુષો ત્રણ ગણા અને સ્ત્રીઓ ૭ ગણી વધારે ભણેલી હોય છે. આવાં શહેરોમાં ૩૭ ટકા પુરુષો અને ૧૪ ટકા સ્ત્રીઓ ભણેલી હોય છે.

**આપણા મુંબાઇ ઈલાકાનાં પાંચ શહેરોમાં કોઇ પણ જીલ્લા કરતાં બમણાંથી માંડીને ૭ ગણું ભણેલાનું પ્રમાણ આવે છે.**

ગામડાંઓ કરતાં શહેરોમાં ઘણાં જ વધારે કેળવાયેલાં માણસો હોઇ, ગામડાંઓમાંથી ઉઘરાવેલા કરો ગામડાં કરતાં શહેરોમાં વધારે ખર્ચાય એ સહજ (!) સ્થિતિ જોઇને આપણને જરાયે તાજુબી લાગતી નથી.

## ભણેલા અભણ થાય છે !

પણ ખેદ અને આશ્ચર્યની વાત તો હવે આવે છે કે સાઇકલ ચલાવતાં કે તરતાં એક વાર શીખી લીધા પછી વરસોનો મહાવરો ન હોય તો યે માણસ તરતાં કે સાઇકલ ચલાવતાં ભૂલતો નથી; જ્યારે હિંદુસ્તાનનાં ગામડાંઓની શાળાઓમાં પેટે પાટા દઇને શીખનારાં બાલકોમાંથી **“ શાળા છોડયા પછી પાંચ વરસમાં ૩૯ ટકા બાળકો લખતાં વાંચતાં તદ્દન ભૂલી જાય છે. ”** એમ બ્રિટીશ સરકારના કેળવણીખાતાના વડાએ જાહેર કરેલ છે. **“ ખાસ કરીને દક્ષિણ હિંદુસ્તાનના ગામડાંઓમાં ભણેલાં બાળકોમાંથી ૮૦ ટકા બાળકો દશ વરસ પછી તદ્દન લખતાં વાંચતાં ભૂલી જાય છે. ”** (Times Educational Suppliment : March 1918.)

ગામડાંમાં શાળા ખોલો, શાળા ખોલો, એવી બૂમ મારનારા ઉપરની બાબત ઉપર ખૂબ વિચાર કરતા થઇ જાય અને આપણા શિક્ષણશાસ્ત્રીઓ ભણેલા અભણ કેમ ન થાય એનું ઓસડ શોધી કાઢે તો કેવું સારૂં ?

ઉત્તર હિંદુસ્તાનમાં તુલસીકૃત રામાયણ ગરીબમાં ગરીબ ઘરમાં યે જે સ્થાન ભોગવે છે, તે સ્થાન આપણા ગૂજરાતમાં કે દક્ષિણ હિંદમાં હજી કોઇ પણ ધર્મગ્રન્થે લીધું હોય એમ લાગતું નથી. અને તેથી જ દક્ષિણ હિંદમાં લખતાં વાંચતાં શિખેલ માણસો મહાવરાના અભાવે લખવા વાંચવાનું ભૂલી જાય છે.

મીરાંબાઈના પદ કે નરસિંહ મહેતાના પ્રભાતીઆં કે ભોજા ભગતના ચાબખા ગામડે ગામડે ડોસાડોસીઓના મોઢે આપણે સાંભળીએ છીએ. પણ હજી એમના ગ્રન્થો સામાન્ય ગરીબ ગામડિયો વાપરી શકે એવા રૂપમાં હજી છપાયા જ નથી.

## શાળાનું ભણતર

હવે એક બીજી બાજુ તપાસીએ. પ્રાથમિક શાળાઓમાં દાખલ થતા વિદ્યાર્થીઓ કેટલું અને કેવું ભણે છે ? અફસોસની વાત છે કે **૧ લાખ ૬૨ હજાર પ્રાથમિક શાળાઓમાંથી પૂરા ચાર ધોરણ ભણનારા ૧૦ ટકા વિદ્યાર્થીઓ યે નીકળતા નથી. બ્રિટીશ હિંદુસ્તાનમાં પહેલી ચોપડીમાં ભણનારાની કુલ સંખ્યા ચાલીસ લાખમાંથી (૩૯,૮૬,૯૨૪) ચોથી ચોપડીમાં જતાં સાડા ૭ લાખ (૬,૪૬,૯૬૨) થઈ જાય છે. આ સ્થિતિને માટે વિદ્યાર્થીઓને દોષ દેવાય તેમ નથી. કારણ કે કક્કો અને ૧૦૦ સો સુધીના આંક શીખતાં વિદ્યાર્થીઓના સરેરાશ બે વરસ લાગે છે. એટલે ગરીબ કંગાળ માબાપોને આ મોંઘી અને છતાં નિષ્ફળ કેળવણી માટે આ વરસ કરતાં વધુ વખત છોકરાને શાળામાં રાખવું યે શી રીતે પાલવે ?**

ટુંકમાં, પ્રાથમિક શાળામાં ત્રણ ચાર વરસ સુધી છોકરાઓ મૂંડાવતાં છતાં તેઓ ઠીક ઠીક લખતાં વાંચતાં પણ શીખી શકતા નથી, અને શીખેલા કેવું ઊંધું વાળે છે તે તો આપણે આગળ જોઈ ગયા. *

---

* ત્રણ ચાર વરસ શાળામાં ગાળ્યા છતાં ઘણાં વિદ્યાર્થીઓને લખતાં વાંચતાં પણ આવડતું નથી; ત્યારે ચીનમાં વાઇ. સી. જેમ્સ યેને ૯૬ કલાકમાં ચીની ભાષા લખતાં વાંચતાં શીખવી દેવાની યુક્તિ શોધી કાઢી છે. ૬૨ વરસે યેનની પદ્ધતિએ દશ લાખ માણસો લખતાં વાંચતાં શીખી જાય છે. યેને પ્રસિદ્ધ કરેલાં ૩૦ લાખ પાઠ્ય-પુસ્તકો ખપી ગયાં છે. અને આ પુસ્તકોદ્વારા સામાજિક, આર્થિક અને રાજકારણના વિષયો પણ શીખવી દેવામાં આવે છે.

## અંગ્રેજી ભણતર માટે પડાપડી

તાજુબીની વાત તો એ છે કે પ્રાથમિક કેળવણીમાં હિંદ દુનિયામાં પછાત દેશ ગણાય છે ત્યારે ઊંચ કૉલેજની કેળવણીમાં હિંદ દુનિયાના કોઈ પણ દેશની હારમાં ઊભી શકે છે. "ઇંગ્લાંડમાં સાહિત્ય અને કલાનું ઊંચ શિક્ષણ લેવા જેટલા યુવકો વિદ્યાપીઠનો લાભ લે છે તે કરતાં **૧૦ ગણા પ્રમાણમાં બંગાળાના યુવકો વિદ્યાપીઠનો લાભ લે છે.**"–(કલકત્તા યુનિવર્સિટી કમીશન.)

૧૯૧૭ થી ૧૯૨૨ સુધીમાં પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓની સંખ્યામાં ૬ ટકા વધારો થયો છે ત્યારે મેટ્રિક અને સ્કૂલ ફાઈનલની પરીક્ષા દેનાર વિદ્યાર્થીઓમાં ૩૪.૨ ટકા વધારો થયો છે. ૧૯૧૧ થી ૧૯૨૧ માં મદ્રાસ ઇલાકાની તામીલ, તેલુગુ, કે કાનડીમાં અક્ષરજ્ઞાન જાણનારની સંખ્યાના પ્રમાણમાં જે વધારો થયો તે કરતાં ત્રણ ગણો વધારો અંગ્રેજી ભાષા જાણનારનો થયો હતો!

## ઉચ્ચ કેળવણીનો પક્ષપાત

અંગ્રેજ સરકાર મૂળે કેળવણી પાછળ ઓછું ખર્ચ કરે છે, અને જે ખર્ચ કરે છે તેનો મોટો ભાગ યુનિવર્સિટી અને કૉલેજોને નીભાવવામાં જાય છે. ઇંગ્લાંડ અને અમેરિકા જેવા ધનસંપન્ન દેશો કરતાં યે પ્રમાણમાં વધુ ખર્ચ આપણી ઉચ્ચ કેળવણી પાછળ ખરચાય છે તે નીચેના આંકડાઓથી આપ જોઇ શકશો:—

| દેશ | રકમ | વસ્તી |
|---|---|---|
| ગ્રેટબ્રિટન–૧૯૧૮-૧૯ માં | ૭૯,૮૦ લાખ | ૪,૬૦ લાખ |
| યુનાઇટેડ સ્ટેટ્સ–૧૯૧૯-૨૦ માં | ૩૯૨,૪૦ લાખ | ૧૦,૬૦ ,, |
| બ્રિટીશ હિંદ–૧૯૨૨-૨૩ માં | ૧૯,૦૦ લાખ | ૨૪,૭૦ ,, |

આ ખર્ચ યુનાઇટેડ સ્ટેટ્સે ૧૯૧૯–૨૦ માં અને હિંદુસ્તાને ૧૯૨૨–૨૩ માં કેવી રીતે કર્યું તે જરા તપાસીએ.

| | હિંદ | યુના. સ્ટેટ્સ |
|---|---|---|
| યુનિવર્સિટી–કૉલેજો | ૧૧.૭ | ૭.૯ |
| માધ્યમિક શાળાઓ | ૧૮.૪ | ૨૪.૧ |
| નાની મોટી પ્રાથમિક શાળાઓ | ૩૭.૨ | ૬૫.૪ |
| ખાસ (અધ્યાપન સહિત) શાળાઓ | ૭.૭ | ૨.૧ |
| પરચુરણ ખર્ચ | ૨૫.૦ | ૦.૫ |
| | ૧૦૦. | ૧૦૦. |

દુનિયામાં ધનવાનમાં ધનવાન યુનાઇટેડ સ્ટેટ્સ પણ જે પગાર કૉલેજોના અધ્યાપકોને આપી શકતું નથી, તે આપણા ગરીબ દેશમાં અપાય છે. પ્રાથમિક શાળાના વિદ્યાર્થી પાછળ દર વરસે સરકાર જ્યારે ૮ રૂપિયા ખર્ચ કરે છે, ત્યારે કૉલેજના વિદ્યાર્થી પાછળ **૩૩૭ રૂપિયા ખર્ચ કરવામાં આવે છે. મહેતાજીનું વાર્ષિક ખર્ચ ૨૨૫ રૂપિયા આવે છે ત્યારે પ્રોફેસર સાહેબનું ખર્ચ ૫૦૭૦ રૂપિયા આવે છે.** ઉચ્ચ કેળવણીના હિમાયતીઓને ભેટ.

## અક્ષરજ્ઞાન ઘટતું જાય છે

વિક્ટોરિયા રાણીનું રાજ્ય હિંદમાં સ્થપાયું તે પહેલાં હિંદમાં જેટલો કેળવણીનો–અક્ષરજ્ઞાનનો પ્રચાર હતો, તે કરતાં આજે ઓછો છે. ખુદ કંપનીના વડાઓએ તપાસ કરીને ઇ. સ. ૧૮૪૦ માં જાહેર કર્યું હતું કે હિંદનાં બાળકોમાંથી ⅔ અને ઓછામાં ઓછા ⅓ બાળકો અર્થે કેળવણીનો પ્રબંધ કોઈ પણ રીતે થઈ રહેતો હતો.* આજે એ સ્થિતિ રહી નથી.

## આનો ઉપાય શો?

હિંદુસ્તાનમાં ૨૯ કરોડ ને ૬૦ લાખ માણસોને મુદ્દલ લખતાં વાંચતાં આવડતું નથી, એવી ભયાનક સ્થિતિનો શો ઉપાય છે? ગોખલેજી અને ગાયકવાડ સરકારે પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવાનો રસ્તો બતાવ્યો હતો. વીસ વરસના અનુભવ પછી આજે ગાયકવાડ સરકારને ફરજિયાત કેળવણીની નીતિ દોષમય લાગવા માંડી છે. ગોખલેજીના કેટલાક અનુયાયીઓ પણ આજે કેળવણી ફરજિયાત કરવામાં માનતા નથી. હમણાં હમણાં દેશનેતાઓ લોકલ બોર્ડો, જીલ્લા બોર્ડો, ગ્રામ અને જીલ્લા પંચાયતો અને મ્યુનિસિપાલિટીઓ હાથ કરવાનું આપણને સૂચવવા લાગ્યા છે. સ્વરાજ્વાદીઓ ઠોકી ઠોકીને કહ્યા જ કરે છે કે રાષ્ટ્રભાવનાવાળા દેશાભિમાની ભાઇઓના હાથમાં તાલુકા કે જીલ્લા પંચાયતો અને મ્યુનિસિપાલિટીઓ આવી જશે તો ગામડાંનાં સર્વ દુઃખનો નાશ થશે, સર્વ દુઃખનો અન્ત નહિ તો અર્ધાં દુઃખનો અન્ત તો જરૂર આવશે જ આવશે. મને લાગે છે કે આ પણ હવામાં બાચકા ભરવા જેવી વાત છે.

રાષ્ટ્રીય ભાવનાવાળા દેશનેતાઓએ, છેલ્લાં પાંચ વરસમાં લોકલ બોર્ડ, જીલ્લા બોર્ડ અને મ્યુનિસિપાલિટીઓનો સંપૂર્ણ કબજો ઘણાં સ્થળોએ મેળવ્યો છે. પણ અનુભવે રાજેન્દ્રબાબુ અને ગંગાધરરાવ દેશપાંડે જેવા દેશભક્તોને ખાત્રી થઇ ગઇ છે કે લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટીના કામમાં ઓતપ્રોત થયા એટલે રાષ્ટ્રીય જાગૃતિના રચનાત્મક કાર્યમાં ઢીલાશ આવવાની જ. આથી છેલ્લાં પાંચ વરસમાં દેશનેતાઓને મ્યુનિસિપાલિટીના કામમાંથી ફારગ થઈ રચનાત્મક કાર્યમાં પાછાં ફરતાં આપણે ક્યાં જોયા નથી?

કેળવણીના ગુંચવાયલા કોકડાનો ખરો છેડો અસહકારવાદીઓએ ૧૯૨૧ માં પ્રજાને બતાવી આપ્યો છે. તેઓ તો પાંચ પાંચ વર્ષથી પોકારી પોકારીને કહે છે કે અંગ્રેજી ભાષા અને પાશ્ચાત્ય સંસ્કારવાળી ઝેરી કેળવણી આપવા મથનાર અંગ્રેજ સરકાર પાસેથી રાષ્ટ્રની પ્રાણપોષક કેળવણીની આશા રાખવી ફોકટ છે. અંગ્રેજ રાજ્યમાં અપાતી નિષ્પ્રાણ કેળવણી લેવા કરતાં તો અભણ રહેવું વધારે સારૂં છે. સરકારી કેળવણી લીધેલા માણસોએ તો હિંદુસ્તાનની બેકારી વધારી મૂકી છે. આજના કેળવાયલા માણસોના હાથ ભાંગી ગયા

---

* મુંબાઇ યુનિવર્સિટીના ૧૯૨૫-૨૬ ના પદવીદાન સમારંભ વખતે ભાષણ કરતાં ડૉ. સર બ્રિજેન્દ્રનાથ સીલે જણાવ્યું હતું: "સો વરસની અંધાધુંધી અને અશાન્તિના કાળ પછી પણ ઓગણીસમી સદીના પહેલા દાયકામાં હિંદમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર ઠીક ઠીક થઇ રહ્યો હતો, એ ૧૮૧૫ ના વસ્તીપત્રકના રિપોર્ટ, દેશી કેળવણી પર મનરોએ કરેલી નોંધ, તેમ જ પેશ્વા સરકારની દક્ષિણા પદ્ધતિ પર એલ્ફીન્સ્ટને કરેલી નોંધ જોવાથી ખાત્રી થાય છે. ૫ થી ૧૦ વરસનાં છોકરાંની કુલ વસ્તીના ૩૦ ટકા બાળકો શાળામાં જતા હતા."

હોય છે, પગ લુલા થઈ ગયા હોય છે અને મન મરી ગયાં હોય છે. અને તેથી જ તેઓ સમાજ પર એક જાતના ભારરૂપ થઇ પડ્યા છે.

રાષ્ટ્રીય કેળવણીની ઉપાસના કરતાં કરતાં જ સાચી કેળવણીનો રાજમાર્ગ આપણને મળવાનો છે. પણ તેવી ઉપાસના કર્યા સિવાય ગમે તેવી કેળવણી આપવા ગામડાંમાં દોડી જશો તો ગામડાંનો મોટો ભાગ અક્ષરજ્ઞાનની કેળવણીને ધૂળ જેવી ગણવાનો છે; કારણ કે તેમના પેટમાં ભૂખનો મોટો ઊંડો ખાડો પડેલો છે, અને ભૂખે પેટે કોને એક પણ કામ સૂઝે છે? [અપૂર્ણ]

છગનલાલ ન. જોષી

---

# સ્વૈરવિહાર

એક ચર્ચા હજુ સુધી સાહિત્યમાં થઈ જાણી નથી: કઇ ક્રિયામાં માણસ સૌથી વધારે બેવકૂફ દેખાય છે? માણસ ખાય છે, પીએ છે, ઊંઘે છે, બેસે છે, ઊઠે છે વગેરે અનેક ક્રિયાઓ કરે છે. તે બધીમાં કઇ ક્રિયા કરતી વખતે તે બેવકૂફ દેખાય છે?

મને બીજા લોકોની તો ખબર નથી. પણ હિન્દુઓમાં તો માણસ પરણે છે ત્યારે સૌથી વધારે બેવકૂફ દેખાય છે એમ હું માનું છું. પ્રથમ તો એ સવાલ છે કે હિન્દુઓમાં માણસ પોતે પરણે છે કે તેને બીજા પરણાવે છે? બીજા પરણાવતા હોય તો તેઓ પોતાની ખાતર તેને પરણાવે છે કે પરણનારની ખાતર પરણાવે છે કે કોઇ બીજા પ્રયોજનથી, કે બીલકુલ પ્રયોજન વિના? આ મૂળ ક્રિયાની બેવકૂફી તેનાં અંગપ્રત્યંગમાં અને તેના સંસર્ગમાં આવતાં બધાં માણસોમાં વ્યક્ત થાય છે.

આ બેવકૂફીનો ભોગ બીચારો વરરાજા થાય છે. તેને કહે કે બેસ, ત્યારે બેસે; ઊભો થા, ત્યારે તે ઊભો થાય; હાથ જોડવા, ઘોડે બેસવું, પાઘડી પહેરવી, ખેસ નાંખવો, જોડા પહેરવા: વગેરે સર્વ ક્રિયાઓ જે સામાન્ય રીતે માણસને કરવામાં છૂટ રહી છે, તે સર્વ અહીં ફરજિયાત બીજા કરાવે તેમ જ કરવી પડે. તેમાં તેનો મત જ નહિ. એક નાનામાં નાનું છોકરૂં પોતાની મેળે 'મમ' કહેતાં શીખે છે, અને તે કહેવું હોય ત્યારે કહે છે, પણ વરરાજાએ ગોર કહેવરાવે ત્યારે **મમ** કહેવું. હાથ ઝાલવો, હસ્તમેળાપ કરવો, કન્યાને ગળા આસપાસ હાથ નાંખવો એ સર્વ ગોર કરાવે તેમ કરવું. આવી ઉપહસનીય પરવશતા જગતમાં બીજા કોઈ પ્રાણીની મેં જોઈ નથી. કદાચ મદારી માંકડાને અને રતનબાઇને રમાડે ત્યારે એવી પરવશતા થતી હશે. હિન્દુઓ આ જાણે છે તેથી મદારી જેમ પોતાના ડાકલાથી મોરલીથી અને વિચિત્ર વેશથી ખેલની જાહેરાત કરે છે, તેમ હિન્દુઓ પણ લગ્નની જાહેરાત એવી રીતે જ કરે છે. વાજાં વગડાવે છે અને તેમાં મદારી કરતાં પણ વધારે વિચિત્ર વેશવાળા વાજાંવાળા, સાજન, વરરાજા, વગેરેને રાખે છે.

ગાંડા માણસોને ઘણે ભાગે ગાંડપણની ઋતુ હોય છે. તેમ હિન્દુઓમાં પણ લગ્નની ઋતુ આવે છે. બસ, તે વખતે નિશાળો, ઑફિસો, બધું ખાલી થવાનું, અને કોરટોમાં પણ

લોકો કેસની મુદતો નંખાવીને ચાલ્યા જવાના. જો સનાતન હિન્દુ રાજ્ય પાછું આવે તો આ ઊનાળાની કે શીઆળાની કે ચોમાસાની એમ કોઇ ઋતુની રજાઓ હું ન રખાવું પણ વિવાહની ઋતુ અને સરાદીઆંની ઋતુ કે એવી રજાઓ રખાવું. તે વખતે બસ બધા પરણવા અને પરણાવવા ચાલ્યા જાય. પછી કેજ્યુઅલ રજાઓ માત્ર રહે મરવા સંબંધી. તેની એક ઋતુ નક્કી નથી. જો કે માંદગી માટે શરદ ઋતુ કંઇક નક્કી થઇ છે. પણ મરવાની ઋતુ હિન્દુઓને ન પોસાય. બારે માસ મરવા માટે રાખે ત્યારે માંડ તેમનું કામ પૂરું થાય.

પરદેશી લોકો કહે છે કે હિન્દુઓમાં કાલમાન બુદ્ધિ ઓછી છે. વખતની સમજણ તેમનામાં નથી. વખતસર તેમને કામ કરતાં આવડતું નથી. એ સર્વ ખોટું છે. તેમને બરાબર ખબર છે કે લગ્નસરા ક્યારે આવે છે, ક્યારે પૂરી થાય છે, ન પરણવાનું વરસ ક્યારે આવે છે, લગ્નનું મુહૂર્ત ક્યારે છે, અને તે લગ્નનું મુહૂર્ત બરાબર પળાય છે. તદ્દન બાળક, પોતાની મેળે ખાઇ કે ઊંઘી ન શકે એવડા વરરાજાથી તે તદ્દન ઘરડા, પોતાની મેળે ખાઈ કે ઊંઘી ન શકે એવડા વરરાજા સુધીની જાતજાતની ઉંમરના વરો માટે મૂરત સચવાય છે તેમાં કદી ફેર થતો નથી. આવા દરેક પ્રકારના વરો હોય છે માટે જ કદાચ વરને માટે બધી ક્રિયા કોઇકે કરાવવાનું જ રાખ્યું હશે.

હાસ્યનો વિભાવ શો એ સંબંધી ઘણી ચર્ચા થાય છે. નવલ નર્મદ વચ્ચે તે સંબંધી યુદ્ધ થયેલું. વરરાજાને જોતાં મને એ પ્રશ્નનો જવાબ આવડી જાય છે. જે ક્રિયા જે પ્રયોજનથી થવી જોઇએ તે ક્રિયા તે પ્રયોજન વિના થાય ત્યારે હાસ્યનિષ્પત્તિ થાય. માણસે પરણવું જોઇએ પોતાને માટે, અને પોતાની મેળે, તેને બદલે તે ક્રિયા બીજાઓ કરે છે. તમે કરી શકો અને તમારે કરવી જોઇએ એ ક્રિયા કંઈ પણ કારણ સિવાય બીજાઓ કરે ત્યારે તે હાસ્યનો વિભાવ બને.

* * *

ઘણા માણસો કહે છે કે હિન્દુઓએ સાયન્સમાં શોધખોળ કરી નથી. આપણે તેમને સમજાવીએ કે વ્યાસ ભગવાનનાં પુસ્તકોમાં વિમાનો છે, એકમાંથી સહસ્ર થઇને ઉડે એવાં બાણો છે, અગ્ન્યસ્ત્ર, વાય્વસ્ત્ર, સર્પાસ્ત્ર વગેરે અનેક શસ્ત્રાસ્ત્ર છે, ત્યારે નવા ભણેલા કહે છે કે એ તો કલ્પના છે. પણ અત્યારે પણ હિન્દુઓએ કેટલીક શોધો કરી છે તેની હજી ક્યાં કદર થાય છે.

વિજળીની શોધ તો હજી આધુનિક છે. અમુક અમુક પદાર્થો વિદ્યુતના વાહક છે. અમુક ચુંબકત્વના વાહક છે. ધાતુમાં વિદ્યુત વહીને તેનો પ્રવાહ ચાલી શકે છે. થાળી ઉપર સોય મૂકો અને નીચે લોહચુંબક ફેરવો તો સોય પણ તેનાથી ફરે છે. પણ કાચ વિદ્યુતનો વાહક નથી. પણ હિન્દુઓએ જે એક તત્ત્વ શોધી કહાડ્યું છે તેનો તો કાચ પણ એટલો જ વાહક છે. હજારો વરસ પહેલાં એ શોધ થયેલી તે શોધમાં પ્રગતિ થયા જ કરે છે. જે પદાર્થો વાહક નહોતા તે પણ હવે વાહક બન્યા છે. જે પદાર્થોમાં એ તત્ત્વ પહેલાં નહિ જણાયેલું તે તત્ત્વ નવા નવા પદાર્થોમાં પછીથી શોધાયું છે. અને વળી હિન્દુઓ શોધ તરફ ઉદાસીન પણ નથી. બધી જીંદગીની વ્યવસ્થા એ તત્ત્વ ઉપર જ થાય છે. છતાં આપણા લોકો આપણી જ શોધ તરફ એટલા ઉદાસીન છે કે હું આટલું કહું છું છતાં કોઈ તે નહિ સમજે. અને કેટલાકને તો આ સમસ્યા જેવું લાગશે. તમે સમજો છો કે આ શું ?

# લો ક ચ ર્ચા

[ આ માસિકના વાંચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોકસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## રંગુનનાં કેટલાંક દશ્યો

રંગુન બર્મા પ્રાંતની રાજ્યધાની છે એ વાત એટલી બધી પ્રસિદ્ધ થઇ ગઇ છે કે અહિંના ગૂજરાતીઓને કાને પણ પ્હોંચી છે એમ અહિંના ગૂજરાતી નિશાળના વિદ્યાર્થીઓની પરીક્ષા લેતાં જણાયું. પરંતુ રંગુન બર્માનું મુખ્ય નગર છે છતાં એમાં બર્મનો સૌથી ઓછા પ્રમાણમાં વસતા હોય એમ લાગે છે અને સૌથી ઓછા દષ્ટિએ પડે છે. રંગુનનો વ્યાપાર અંગ્રેજો, મારવાડીઓ, ગૂજરાતીઓ અને ચટ્ટીઓ ( chetties-મદ્રાસના વૈશ્યો )ના હાથમાં છે. અહિંની નદીમાં "સમ્પાનો" નામના ન્હાના મછવાઓ ચિતાગૉંગ ( જેને અહિં ચટગાંવ કહે છે ) બાજુના મુસલમાનો હંકારે છે અને 'રિકશા' ( ricksbaw ) જેને અહિં "લંચો" કહે છે એ કોકાનાડા બાજુના કુરંધી લોકો ખેંચે છે. આ શહેરમાં મુખ્યત્વે કરીને મજુરો મદ્રાસી, નોકરિયાત વર્ગ અને દવા વેચનારા બંગાળી, વકીલો ડાકટરો ને દુકાનદારો વિવિધ પ્રાન્તના, દરવાનો ઉત્તર હિન્દુસ્તાનના અને અસ્માશો વર્ણસંકર હોય છે. ભિન્નભિન્ન પ્રાન્તના મુસલમાનો વાસ્તે સંબંધ દર્શાવતા વિવિધ શબ્દો વપરાય છે. આ રીતે મલબારના મોપલા વાસ્તે "કાકા" ચિતાગૉંગના રહેવાસીઓને "મામા" મદ્રાસના ચોલિયા "ન્હાના" અને સુરતી મુસલમાનોને "મ્હોટા" એવા ઉપનામોથી સંબોધી રંગુન એક વિશાલ કુટુમ્બનો ખ્યાલ આપે છે. રંગુનમાં કેટલોક સમય ગાળ્યા પછી ત્યાં બર્મનો વસે છે એની ખાત્રી થાય છે. પચરંગી પ્રજાનું આ નગર બર્મનોનું નહિ પણ હિન્દીઓનું શહેર છે. બર્મન ભાષામાં તો 'ર' અક્ષર જ ન હોવાથી બર્મનો આ શહેરના નામનો ઉચ્ચાર 'યૅગુન' કરે છે એમ બર્મન ભાષાથી અજ્ઞાત એક ભાષાશાસ્ત્રીનું કહેવું હતું. બર્મનો પોતાની ભાષા એટલી ત્વરાથી બોલે છે ( આ કુટેવ સર્વ પરદેશીઓને હોય છે ) કે એમાં 'ર' અક્ષર છે કે નહિ એ સમજી શકાતું નથી. બર્મન ભાષા ચીની ભાષાની પેઠે ઉપરથી નીચે એમ ઊભી લીટીમાં લખાતી નથી. પણ આપણી લિપિની જેમ આડી લખાય છે. એ ભાષાના અક્ષરોના કૂંડાળામાં બર્મનોના નાકના જેટલી એકરૂપતા હોય છે અને મદ્રાસ તથા બર્મા બંનેની ભાષા ન જાણનારને તામીલ લિપિનો ભાસ કરાવે છે.

* * *

પરંતુ બર્મા કે બર્મનો વિષે જ્ઞાન ધરાવવું એ ખરા બૃહદ્ ગૂજરાતી ( એટલે ધનમાં કે શરીરમાં બૃહદ્ નહિ પણ બૃહદ્ ગૂજરાતમાં વસતા ગૂજરાતી )નું લક્ષણ કે કર્તવ્ય નથી એટલે બર્મનો વિષે કંઇ પણ લખવું અસ્થાને છે. અહિંના ગૂજરાતીઓ બર્મન પુરુષને "બર્મો" અને બર્મન સ્ત્રીને "બર્મી" કહે છે. બર્મનો આળસુ, બોગા, ગોઝારા અને

ઉડાઉ હોય છે એ ગૂજરાતીઓ સારી રીતે સમજી ગયા છે અને આ જ્ઞાન વ્યાપારમાં પણ ઉપયોગી થઇ પડે છે. રંગુન બ્હારના પ્રદેશને ગૂજરાતીઓ "જંગલ" કહે છે-પછી તે રંગુનથી બે માઇલ, બાવીસ માઇલ, બસો માઇલ કે બે હજાર માઇલ દૂર હોય. રંગુનથી બાર માઇલ દૂર ઇન્સીન કરીને રંગુનનું એક પરું છે તે પણ "જંગલ", અને છેક ચીનની સરહદ ઉપરનો પ્રદેશ તે પણ "જંગલ". આથી "એ ભાઇ તો જંગલમાં ગયા છે" એમ કહેવામાં આવે ત્યારે એ રંગુનની સરહદ ઓળંગી ગયા છે એટલું જ સમજી શકાય.

રંગુનના પરામાં આવેલા બંગલા કે માળાઓને "બગીચો" કહે છે. અને એ શબ્દના અદ્દભુત શબ્દાલંકારથી આવા બંગલામાં થતી મિજબાનીના અર્થમાં પ્રયોગ થાય છે. આવા "બગીચાઓ" પ્હેલાં (એટલે કે પાંચ કે પચ્ચીસ વર્ષ ઉપર) જ્યારે વેપારમાં કસ હતો (આ વાકયના અર્થ વાસ્તે નીચે જુઓ) ત્યારે લગભગ દર રવિવારે થતા અને પુષ્કળ લોકો પુષ્કળ પ્રમાણમાં મિષ્ટાન્ન ઉડાવતા. હવે આવા "બગીચાઓ" ઓછા થઈ ગયા છે. પરંતુ શહેરની મધ્યમાં મ્હોટા ઘરમાં બારમાની ન્યાત થાય એને પણ હજી "બગીચો" જ કહેવામાં આવે છે; જો કે ત્યાં તુલસીનાં કુંડાં સિવાય બગીચાનું ચિન્હ દષ્ટિએ પડતું નથી. આ પ્રમાણે શહેર બ્હાર બંગલાની વાડીમાં થતી મિજબાની વાસ્તેનો "બગીચો" શબ્દ મિજબાની વાસ્તે રૂઢ થઈ ગમે તે સ્થળે ભોજન વાસ્તે વપરાય છે.

રંગુનમાં હિન્દથી લોકો આવતા ગયા એ પછી અથવા તો એને લીધે અહિંની ઋતુમાં મહાન પરિવર્તનો થઇ ગયાં છે એમ લાંબા સમયથી વસતા ગૂજરાતીઓના કહેવા ઉપરથી જણાય છે. અહિંયા પ્હેલાં (આ શબ્દની વ્યાખ્યા વાસ્તે ઉપર જુઓ) વરસાદ પુષ્કળ પડતો, તાપ કે ટાઢ હતાં જ નહિ અને કાગડાઓ પણ અલ્પ પ્રમાણમાં હતા. હિન્દીઓની વસ્તી વધતી ગઇ એમ વરસાદ ઓછો થઇ ગયો, અને તાપ તથા ટાઢ વધ્યાં. દર શિયાળે રંગુન નિવાસીઓ કહે છે કે આ વર્ષ જેવી ટાઢ આગળ અહિ કોઈ વાર પડી નથી અને પ્રત્યેક ઉન્હાળે કહે છે કે આવો તાપ તો રંગુનના ઇતિહાસમાં કોઇ વર્ષે જાણ્યો નથી. એમની પોતાની (ઋતુ વિશેની) સ્મરણશક્તિ મંદ હોવાને લીધે કે આપણી (એમની પુનરુક્તિ વિશેની) સ્મરણશક્તિ મંદ હશે એમ ધારીને તેઓ આ કહે છે એ સમજવું કઠણ છે. અહિંયાં કેટલો વરસાદ પડે છે એનો યથાર્થ ખ્યાલ કોઈ આપી શકતું નથી. કેટલાક સો ઈંચ, કેટલાક સવાસો ઈંચ અને કેટલાક બસો ઈંચ વરસાદ પડે છે એમ કહે છે. મુલ્મીનમાં તો બસો અને અકયાબમાં ત્રણસો ઈંચ પાણી પડે છે એમ પણ એમની માન્યતા છે. ચિરાપુંજીમાં હજાર દોઢ હજાર ઈંચ પડતો હશે એવી એમની ધારણા હશે? ઇંચનું માપ હજી કદાચ અહિ રૂઢ નહિ થયું હોય.

* * *

આવી અસાધારણ અને પ્રતિ વર્ષ બદલાતી ઋતુને લીધે જ નવા આવનારને જૂના રહેવાસીઓ ઘણી ચેતવણી અને ઘણો ઉપદેશ આપે છે. "અહિંયાં બહુ સંભાળ રાખજો. અહિંની ઋતુ માફક આવી જાય તો હાથી જેવા સ્થૂળ શરીરના બની દેશમાં જશો, અને નહિ આવે તો થોડા દિવસમાં જ ન્હાસી જવું પડશે." આ આપણો દોષ કહેવાય કે ઋતુનો? છતાં આ બોધ આપણને મળે છે. સંભાળ શી અને કેવી રીતે લેવી એ કોઇ કહેતું નથી એટલે

નવો આવનાર તો શું કરવું એની ચિન્તામાં મૂંઝાઇ જાય છે અને કેટલાક તો એને લીધે વ્યાધિગ્રસ્ત થાય છે અને બર્મા છોડી જાય છે. મુંબાઇમાં નવેમ્બર–ડીસેમ્બર મહિનામાં પડે છે એથી પણ ઓછી ઠંડી અહિં જ્યારે પડે છે ત્યારે લોકો ટાઢથી ધ્રુજે છે અને ગરમ કપડાં પ્હેરી શાલ ઓઢીને બેસે છે. વરસાદ પડ્યાં પ્હેલાં કેરી ન ખવાય એવી માન્યતા પ્રાચીન કાલથી અહિં ચાલતી આવેલી હોવાથી ઉન્હાળાના દિવસોમાં કેરીનો બહિષ્કાર કરીને, અને વરસાદમાં છત્રી રાખીને સંભાળ લે છે. પરંતુ અહિંની ઋતુનું એક શુભ લક્ષણ એવું અદ્વિતીય છે કે જગતના બીજા કોઈ નગરમાં નહિ હોય. ઘણા બન્ધુઓ નવા આવનારને આશ્વાસન આપે છે કે "અહિંની ઋતુ બૈરાંછોકરાં માટે બહુ સારી છે." સ્ત્રી પુરુષ વચ્ચે અને ન્હાના મ્હોટા વચ્ચે ઋતુ આવો ભેદ કરે છે એ ખરેખર અદ્ભુત છે. આ અન્યાય વિરુદ્ધ પુરુષો અને મ્હોટી ઉમ્મરનાઓ સખ્ત વાંધો ઉઠાવી ન શકે? સ્ત્રી અને વય પ્રત્યે આ એક પ્રકારનો પક્ષપાત ન કહેવાય? કોઈ શહેરમાં ઋતુનો આવો અન્યાયયુક્ત પક્ષપાત જાણ્યો નથી.

* * *

સ્ત્રીઓ ઉપર અહિંની ઋતુની આવી અનન્ય કૃપા હોવાથી અહિંની ગૂજરાતી સ્ત્રીને ખાસ હરવા ફરવાની આવશ્યકતા નથી હોતી. લક્ષાધિપતિ ગૂજરાતીને ત્યાં પણ–એકાદ અપવાદ સિવાય–સ્ત્રી જ રાંધે છે. કારણ કે પુરુષ રસોઇયાનો પગાર બચાવવા સ્ત્રીની રસોઈની સ્તુતિ કરી કહે છે કે એવી રસોઇ નોકરથી કદી થાય નહિ. અહિં ગૂજરાતી સ્ત્રી છૂટથી રસ્તામાં ફરે એ દૃશ્ય અસાધારણ છે. મોગલ સ્ટ્રીટ કરીને વ્યાપારીઓથી વસેલો એક લતો છે ત્યાં તો ગૂજરાતી સ્ત્રી દૃષ્ટિએ પડવી જ ન જોઇએ એવી રુઢિ પ્રચલિત છે અને એનો ભંગ કરનારને શી શિક્ષા થાય એની પણ કોઇને ખબર નથી. ત્રણ ચાર મ્હોટી વયની સ્ત્રીઓ પણ એકલી–એટલે કે નોકર વગર–ભાડાંની ગાડીમાં જાય તો સાહસ ગણાય. બૈરાં છોકરાં વાસ્તે એક સામાન્ય નામ અંગ્રેજી નહિ ભણેલા પણ વાપરે છે એ 'ફૅમિલી' (Family)-બાલક ન હોય તો પણ એકલી પત્નીને Family કહી શકાય. અને તે એટલી હદ સુધી કે પોતાની પત્નીને ઠીક ન હોય તો "મારું Family માંદું છે" અથવા તો "મારા Familyની આંખ દેખાડવા ગયો હતો" એવાં વાક્યો પણ સાંભળવામાં આવે છે. આ પ્રયોગ કદાચ ખાસ રંગુનનો નહિ હોય પરંતુ રંગુનમાં એ બહુ પ્રચલિત છે એ તો નિઃસંશય.

* * *

ઋતુ સિવાય જે બીજી વસ્તુ વિશે રંગુનમાં સંભાળ રાખવાની એ ચોર. અહિં લગભગ દરેક ચોર ખૂની જ હોય અને ખૂની ચોરીની બાબતમાં બેદરકાર હોય છે. અહિંયાં આપણે પ્રથમ વાર આવીએ અને થોડો સમય સ્થિર થવાના હોઇએ ત્યારે આવી સલાહ અહિં રહેનારા આપે છેઃ "જો જો, ભાઈ સંભાળજો! બર્મા બહુ ખરાબ દેશ છે. અહિંયા ધોળે દિવસે પણ એકલા ફરવામાં જોખમ બહુ. અહિંના અને આપણા ચોરો વચ્ચે મ્હોટો ફેર એ કે આપણે ત્યાં તો પ્હેલા પૈસા માગે અને ન આપીએ તો ઘા કરે, પણ અહિં તો પ્હેલાં જ પછાડીથી ઘા કરી ઠાર કરે અને પછી જુએ કે આપણી આગળ શું માલ છે!" આ વર્ણન પ્હેલી વાર સાંભળ્યું ત્યારે રસ પડ્યો, ખાસ ભય લાગ્યો નહિ, કારણ કે એક પણ ગૂજરાતીનું એ પ્રમાણે રંગુનમાં ખુન થયું જાણ્યું નથી. પરંતુ આ ભયંકર કથા હમેશ

ત્રણ ત્રણ વાર સાંભળવી પડતી. મ્હારા એક મિત્ર તો એ વાત દષ્ટાન્તો આપી કહેતા: "બર્લીનમાં એક વાર એવું બનેલું. પછી ખુનીએ જ્યારે મરનારનાં ખીસ્સાં તપાસ્યાં ત્યારે એમાંથી એક જ પૈસો નિકળ્યો ત્યારે એ તિરસ્કારથી શબ પર ફેંકી એ ન્હાસી ગયો." એક મહિના પછી એ વાત આ પ્રમાણે એમણે ફરી કરી. "બર્લીનમાં આવો જ એક કીસ્સો થયેલો. પરંતુ મરનાર આગળ એક જ પૈસો હોવાથી ખુની લોહીથી શબના વસ્ત્ર પર તિરસ્કારનો શબ્દ (બર્મન ભાષામાં) લખી પસાર થઇ ગયો." ત્રીજે મહિને વાત કરી ત્યારે એમ કહ્યું: "એ પૈસો લઇ ન્હાસી ગયો." પરંતુ દષ્ટાંત વગર આ વાતની પુનરુક્તિથી કંટાળી જવાય છે. એક મહિનો રંગુનમાં રહ્યા પછી કોઇ ગંભીર ચ્હેરે તમને કહેવાનો આરમ્ભ કરે કે "આપણા અને અહિંના ચોરોમાં એક મ્હોટો તફાવત એ કે–" ત્યારે તમારે સપાટાબંધ ઉપરનાં તે પછીનાં વાક્યો બોલી જવાં અને અન્તે કહેવું કે "આ ફેર કંઇ જેવો તેવો નથી–જીવન અને મૃત્યુ વચ્ચેનો ભેદ એના પરિણામમાં છે." જેવી રીતે પૂના કે મદ્રાસમાં This is a city of distances (આ શહેર બહુ પથરાયેલું હોઇ એમાં અન્તર બહુ) એ વારંવાર સાંભળી જ્ઞાનને સ્થળે શોક થાય છે એમ જ રંગુનના આ ક્રૂર ને લોહીતરસ્યા ચોરથી (એટલે કે ચોરની કથાથી) ત્રાસ થાય છે. મને તો વીસમી વાર એ વાત કરી ત્યારે હું રડી પડ્યો–ફરી કહું છું કે ભયથી નહિ પણ કંટાળાથી. પરંતુ વાત કહેનારને એથી દયા ઉપજી નહિ અને અહિંના અને આપણા (ચોરોની બાબતમાં પણ સ્વદેશભક્તિ હોય છે ને!) ચોરો વચ્ચેનો ભેદ સંપૂર્ણ રીતે કહી સંભળાવ્યો.

* * *

રંગુનના ગૂજરાતીઓની ભાષા ઉપર બર્મનની નહિ પણ હિન્દુસ્તાનની પ્રબલ અસર થઇ છે અને નવા આવનારને અપરિચિત શબ્દો ગૂંચવી નાંખે છે. આ પ્રકારનાં વાક્યો તો સામાન્ય થઇ ગયાં છે: "પચ્ચીસ નંબરની ગલીમાં હિન્દુ હોટેલ છે. એની બગલની સીડી પર ચોથે તલ્લે એક કમરો ખાલી છે એનું કીરાયું ૪૫ જ છે અને તહમારો તલપ ૧૨૫ હોવાથી મોકો મળે તો એ લઇ લેજે." અથવા તો, "અહિં રકમ રકમની ચીની મળે છે" કે "એ તો એવો લુચ્ચો માણસ છે કે તહમે એને શકો જ નહિ. એ તો કોઇ ઠગ હોય તો જ એ એને શકે અને પેલો આને શકે."

'કમરો' શબ્દ ઘણા અર્થમાં વાપરી શકાય છે. સ્ટીમરની કેબિન, રેલ્વે ટ્રેનનો ડબ્બો, ઘરનો ખંડ કે આખું Flat કે બ્લૉક સૌ કમરા તરીકે લેખી શકાય છે. 'મોકો' તો તદ્દન સંદિગ્ધાર્થ છે અને મોકો મળે તો જ સમજી શકાય. અવકાશ, અવસર, પ્રસંગ, તક ઇત્યાદિ વિવિધ અર્થમાં એ વાપરી શકાય છે. પંદર દિવસ પ્હેલાં જ કચ્છ કાઠિયાવાડથી સીધા આવેલાઓ પણ 'કીરાયું' અને 'કીરાયા ગાડી' શબ્દો ઉત્સાહથી ઉચ્ચારે છે. 'ચીની' ચીનાની સ્ત્રી તેમ જ સાકર બંને વાસ્તે વપરાય છે. બટાટાને 'આલુ' કહેવાથી પરદેશમાં વસીએ છીએ એનું ભાન થાય છે. અને આવા શબ્દો તો "રકમ રકમ"ના એટલે ભિન્ન ભિન્ન પ્રકારના છે. પરંતુ સર્વથી ભાવયુક્ત તો 'શકે' શબ્દ છે. સુથાર કંઇ કામ કરી શકે તો કહે કે "હમ સકતા", લોકો કોઇ ઉઠાવગીરની પૈસાની માંગણીનો ઇન્કાર કરી ન શકે તો "કોઇ એને શકે જ નહિ" અને એક ઠગ બીજાને પ્હોંચી વળે તો "એ એને શકે" એવી વાક્યરચનાઓથી સમજાશે કે 'શકે' શબ્દ કેટલો ઉપયોગી છે.

* * *

રંગુન શહેરની રચના કેટલીક રીતે ન્યુયોર્કના જેવી છે એમ ન્યુયોર્ક નહિ જઇ આવેલા કેટલાક સજ્જનોનું કહેવું છે. આમાં ખાસ સામ્ય રસ્તાઓનું છે. રસ્તાઓ સીધા અને સમાન્તર છે અને નામને બદલે આંકડાઓથી એ ઓળખાય છે. આંકડાવાળી બે ગલી પછી એક જરા મ્હોટા માર્ગ નામવાળો હોય છે. આ માર્ગ ગુંથણીને લીધે ગલીના આંકડાનું અહિં બહુ મહત્ત્વ છે અને એ મનુષ્યની ઓળખાણનું ચિન્હ છે. મણિલાલોની અહિં પુષ્કળ વસ્તી હોવાથી આપણે કોઇને પૂછીએ કે "ક્યાં જાઓ છો?" તો તરત ઉત્તર મળશે કે "૨૭વાળા મણિલાલને ત્યાં". કોઇને પૂછો કે "આપ કોણ છો?" તો ઉત્તર મળશે કે "હું ૩૨ ગલીમાં રહું છું." ગલી અને મનુષ્ય વચ્ચેના આવા ગાઢ સંબંધને લીધે બંનેનું પરસ્પર મહત્ત્વ વધે છે. ઉપરોક્ત મણિલાલ જો ૨૬ કે ૨૮ નંબરની ગલીમાં રહેતા હોત તો એમને કોણ મળવા જાત અને તો ૨૭ ગલી પણ કેવી અધમ સ્થિતિએ હોત? આ પ્રશ્નો વિચારવા જેવા છે.

* * *

મોગલ સ્ટ્રીટ આંકડા વગરનો નામવાળો માર્ગ છે, જ્યાં મોગલો સિવાય બધી જાતના લોકો વસે છે. ચોખાના વ્યાપારીઓ, ઝવેરીઓ, ચટ્ટીઓ, દવા વેચનાર બંગાળીઓ તથા કબુતરો આ માર્ગે દષ્ટિએ પડે છે. કેટલાક લોકો આખો દિવસ અને રાતે બાર વાગ્યા સુધી પણ મોગલ સ્ટ્રીટના ફૂટ-પાથ ઉપર ઉભેલા જોવામાં આવે છે. આવા લોકો ચોખાના દલાલો કહેવાય છે. થોડાં વર્ષો પર આપણી બાજુએ વીમા કંપનીના એજંટ થવું જેટલું સુલભ હતું અને આયાત-નિકાસની દૂકાન ખોલવી એ મુંબઇમાં રમત વાત હતી અને યુદ્ધ પછીનાં બે વર્ષોમાં શેર દલાલનો ધંધો લોકપ્રિય થઇ પડ્યો હતો એમ અહિં અમુક નિશ્ચિત ઉદ્યમ વિનાના મનુષ્યો ચોખાની દલાલી કરે છે. રંગુનમાં કલકત્તા કે મુંબઇના જેટલી મોટરો નહિ હોય કે મોગલ સ્ટ્રીટમાં નહિ આવતી હોય, નહિ તો ઘણા વધારે અકસ્માત થાય. લંડનમાં તો રસ્તા ઉપર આનાથી સોમાં ભાગના માણસો આથી સોમાં ભાગનો સમય ઉભા રહે તો પોલીસ, એમને ચાલ્યા જવાની વિનંતિ કરે.

* * *

રંગુનનાં વર્તમાનપત્રો વાંચવા યોગ્ય હોય છે. અંગ્રેજી દૈનિક પત્રોમાં ચારેક ઍંગ્લો-ઇંડિયન માલિકીના અને એક હિન્દી માલિકીનું છે. 'રંગુન મેલ' કરીને એક રાષ્ટ્રીય પત્ર દર ત્રણ દિવસે પ્રકટ થાય છે જેના ત્રણ ચાર અધિપતિઓ કેદમાં ગયેલા. એ સારું પત્ર છે પરંતુ એ હમેશ પ્રકટ નથી થતું. ગૂજરાતી પત્રોમાં 'બર્મા વર્તમાન' અને 'રંગુન સમાચાર' છે. દૈનિક પત્રો પોતાનું કામ બહુ કાર્યદક્ષતાથી કરે છે. કોઇ પણ સભાનો હેવાલ ત્રણ ચાર દિવસની અંદર એ પત્રોમાં વાંચવાનું પ્રાપ્ત થાય છે અને હિન્દના તારથી આવતા સમાચાર સાતેક દિવસમાં આપણે જાણી શકીએ છીએ. રંગુન કે બર્માના સમાચાર તો મુંબઈ, મદ્રાસ કે કલકત્તાથી પત્રો આવે ત્યારે જણાય છે. અહિંનાં પત્રો એ સમાચાર કયે સ્થળે પ્રકટ કરે છે એ ઘણા પ્રયાસ છતાં આ લેખક શોધી શકયો નથી. કેટલાંક પત્રો મુખ્યત્વે જાહેર ખબર વાસ્તેજ નીકળે છે અને "હૅંડબિલ" તરીકે એ વ્હેંચાતાં હોય તો શો ગેરલાભ ?

* * *

બર્માના ફળોમાં મુખ્ય દુરિયાણ અને મંગુસ્તાન છે. દુરિયાણ ફણસની જાતનું અને ફણસના ઘાટ ને રંગનું જ ફળ છે, અને એની દુર્ગન્ધ ફણસના કરતાં સહસ્ત્ર ગણી વધારે તીવ્ર અને ખરાબ હોય છે. પરંતુ એકવાર એનો સ્વાદ ચાખ્યા પછી માણસ (એની પાછળ) ઘેલો થઇ જાય છે એમ કહેવાય છે અને એ અસહ્ય ગંધ છતાં અદ્ભુત ઉત્સાહ અને આનન્દથી એને ખાતાં ઘણાંને જોયાં છે. બર્મામાંથી બ્હાર લઇ જવાનો એને માટે પ્રતિબંધ છે અને સ્ટીમરમાં એની વાસ આવતાં સ્ટીમરના 'સ્ટુઅર્ડ' એને સમુદ્રમાં હોમી દેવાનો કે ખાઇ જવાનો આગ્રહ કરે છે. મંગુસ્તાન દુરિયાણનો મારણ (antidote) છે અને જેટલું દુરિયાણ ગરમ છે એટલું જ મંગુસ્તાન શીતલ છે. મંગુસ્તાન ખવાય એટલા વાસ્તે જ કદાચ કેટલાક દુરિયાણ ખાતા હશે. અહિંની કેરી રસની છે કે કાપવાની એ વિષે હમેશ મતભેદને અવકાશ હોય છે અને એનો નિર્ણય ખાઇને પણ કરી શકાતો નથી. વરસાદ આવ્યા પછી જ એ ખવાય એવી સલાહ અહિંના રહેવાસીઓ આપણને આપે છે.

* * *

રંગુનના ધંધાદારીઓ ઘણેભાગે હિન્દમાં બીજે કોઇ સ્થળે નહિ ફાવેલા હોવાથી અહિં આવે છે. ડાકટરો એના દૃષ્ટાન્તરૂપ છે. કોઇ પણ મ્હોટા શહેરમાં આવી નીચી કોટિના ડાકટરો નહિ હોય અને છતાં એમની ફી અને દવાનો ભાવ અમદાવાદ કે મુંબઇ કરતાં ચાર કે પાંચગણો વધારે હોય છે. વળી અહિં કેટલાક ડાકટરોનો એવો મત છે કે રવિવારે કોઇએ બિમાર થવું ન જોઇએ એટલે રવિવારે દવાખાનું બંધ રાખે છે. સુભાગ્યે શહેરમાં સ્વચ્છતા હોવા છતાં પાણી એટલું અસ્વચ્છ હોય છે કે ડાકટરના ધંધાને હાનિ નથી પ્હોંચતી. મ્યુનિસિપાલિટી વનસ્પતિ કે દૂધ ઉપર ધ્યાન આપતી નથી એટલે દવાખાનામાં ટંકશાળ ચાલુ રહે છે.

* * *

પરંતુ હિન્દમાં વસનારાઓને રંગુનનો પુષ્કળ મોહ હોય છે. જે રીતે લગભગ દર મહિને ફંડ ઉઘરાવવા કોઇને કોઇ આવી પ્હોંચે છે એ ઉપરથી જણાય છે કે બર્મામાં પૈસાનાં ઝાડ ઉગતાં હોય એમ આપણી બાજુના લોકોની માન્યતા છે. દેશબંધુ દાસ ફંડથી

તે તળાજા આગળ ધર્મશાળાની ભીંત બંધાવવા વાસ્તેના ફંડ સુધી દરેક પ્રકારના ફાળા માટે આશાવાદીઓ અહિં આવે છે. લગભગ રોજ બજારમાં કોઇક પ્રયોજન વાસ્તેનો ખરડો ફરતો જ હોય છે. અને રંગુનનિવાસીઓ એવા પરોપકારી અને નિઃસ્વાર્થી છે કે તેઓ પોતાની સંસ્થાઓના ભોગે પણ સર્વ કોઇને સહાય કરે છે. શ્રીયુત પ્રકાશમ્ પોતાના 'સ્વરાજ્ય' પત્ર વાસ્તે હજારો રૂપિયા લઇ જાય પણ અહિંનું 'રંગુન મેલ' ધન વગર મૃતવત્ જીવન ગાળે: ભિન્નભિન્ન ગામડાંઓની રાષ્ટ્રીય શાળાઓ ચલાવવા પૈસા મળે પરંતુ અહિંની ગૂજરાતી નિશાળ શરમ ને શોક ઉપજાવે એવી સ્થિતિમાં ચાલ્યા કરે: ધર્મશાળાઓની ભીંતો સમારવા છેક અહિંથી નાણાં જાય પણ અહિં ગૂજરાતીઓની એક સભા ભરવા માટે સારો હૉલ પણ ન હોય–આ સર્વ હકીકત રંગુનનિવાસીઓનો અદ્ભુત પરમાર્થ સૂચવે છે. ઘણાં ફંડ તો એટલી ન્હાની રકમનાં હોય છે કે એટલી રકમ વાસ્તે આટલે દૂર માણસો શા સારૂ આવતા હશે અને ઉઘરાવનારને જવા આવવાના ખર્ચ જેટલું પણ ફંડ એકઠું થતું હશે કે કેમ એ પ્રશ્ન સહજ થાય છે. સરકાર તો આ ફંડ ઉઘરાવનારાઓનો પ્રતિબંધ ન કરી શકે પણ અહિંના વ્યાપારીઓએ ગૂજરાત, કાઠિયાવાડ ને કચ્છના ગામે ગામ જાહેર વિનંતી કરવી કે "હવે રંગુન ફંડ વાસ્તે કોઇ કૃપા કરીને પધારશો નહિ. અમને હવે ફંડ દંડ જેવું લાગે છે અને એની વિરુદ્ધ અમે બંડ ઉઠાવવાના છીએ. આપ ફંડ ઉઘરાવવા સિવાય બીજા કોઇ કાર્ય વાસ્તે થોડો સમય પધારશો તો આપનો બહુ સત્કાર અને હૃદયપૂર્વક આતિથ્ય કરીશું."•

* * *

રંગુનમાં લોકજીવન નથી, રાજકીય, સામાજિક કે સાહિત્ય વિષયક કંઇ પ્રવૃત્તિ નથી, સ્થાનિક, પ્રાંતિક કે રાષ્ટ્રીય વિષયો બાબતમાં પ્રજામત નથી. જેને વ્યાપાર અને ધનસંચય સિવાય બીજી કોઈ વસ્તુમાં રસ ન હોય એમને વાસ્તે રંગુન દેશવટા ઉપરાન્ત રણવગડો છે.

રંગુન ગગનવિહારી લલ્લુભાઇ મ્હેતા



# જ્ઞા ન ગો ચ રી

## (૧) ચીનમાં પરદેશીઓના ખાસ હકો

જુન ૧૯૨૭ના 'મૉડર્ન રિવ્યુ'માં 'ચીનનો રાષ્ટ્રવાદ અને પરદેશીઓ'વાળા સંત નિહાલસિંગના લેખના એક ભાગનો સાર નીચે પ્રમાણે છેઃ—

ચીનમાં અંગ્રેજો અને અમેરિકનો ખાસ હકો ભોગવે છે. કાયદાની દૃષ્ટિએ, ચીનના કાયદા કે રીતરિવાજોની દરકાર કર્યા સિવાય તેઓ ફાવે તેમ વર્તી શકે—જ્યાં ચીનાઓ પોતાની નિર્બળતાને વશ થઇ એમ કરવા દે ત્યાં. "અસમાન સંધિઓ"ને આધારે તેઓ ચીનના કાયદા કે કોર્ટની હકુમત નીચે આવતા નથી.

વળી તે પરદેશીઓ સ્થાનિક કરોમાંથી પણ છટકી જાય છે. તેમની બૅન્કો પોતાની સત્તાની રૂએ ચીનની સરકારની પરવાનગી કે નિરીક્ષણની દરકાર કર્યા વિના નોટો પાડી શકે; અને જો તે દેવાળું કાઢે તો ચીનાઓ માટે તો એ નોટ નકામી જ થઇ પડે કેમકે પરદેશી સંસ્થા સાથેના સંઘટ્ટનમાં તેમને કશી રાહત મળતી નથી. તે જ પ્રમાણે પરદેશી વીમાકંપનીઓ ચીનની સત્તાના અમલથી પર રહીને કામ કરે છે.

પરદેશીઓ—વ્યક્તિઓ કે મંડળો—ચીનમાં સ્વૈરપણે વેપાર ચલાવે છે. દશકો થયાં નામની જકાત ઉપરાંત આયાત તથા નિકાસ પર કર નાંખવાની સત્તા ચીનની સરકાર પાસેથી છીનવી લેવામાં આવી છે. પરંતુ હવે પરદેશીઓ પાસેથી એ બધા ખાસ હકો લઇ લેવાનો ચીનાઓએ નિશ્ચય કર્યો છે. એ માટેના ખાસ પાંચ કારણો ધ્યાનમાં રાખવા જેવાં છેઃ—

(૧) ચીનના પ્રદેશ અને સામ્રાજ્યસત્તા પર થતા પરદેશીઓના આક્રમણને લીધે ચીનાઓનું સ્વાભિમાન અને તેમની રાષ્ટ્રીય લાગણીઓ ઘવાય છે. દુનિયાની નજરમાં આખી પ્રજાનું સ્થાન નીચું પડે છે. અત્યાર સુધી તેઓ ભાન વિનાના, નિષ્ક્રિય થઇને પડી રહેલા હોવાથી આવું અપમાન મૂંગે મોઢે સહી જતા હતા પણ હવે વધુ વખત એ સ્થિતિ ટકે એમ નથી.

(૨) પરદેશીઓના ખાસ હકોને લીધે ચીનને ઘણું આર્થિક નુકશાન ખમવું પડે છે. કર અને જકાતમાંથી તેઓ મુક્ત હોવાથી તેમની સાથેના વેપારમાંથી ઉપજતા મોટા મહેસુલથી રાજ્ય વંચિત રહે છે.

(૩) જકાત નાંખવાની બાબતમાં ચીન સ્વતંત્ર નથી એ વસ્તુસ્થિતિની ત્યાંના ઉદ્યોગ પર બહુ માઠી અસર થાય છે. બહારથી આવતા માલ પર જકાત નાંખીને સરકાર દેશના નાના અને ખીલતા ઉદ્યોગોનું પરદેશ સાથેની હરીફાઇમાંથી રક્ષણ કરી શકતી નથી. વળી જે કાચો માલ પોતાના દેશમાં જ વાપરીને વધારે ફાયદો મેળવવાની તેને સવડ અને ઇચ્છા હોય તેની નિકાસ પણ તે અટકાવી શકતી નથી.

(૪) આમ તેની સત્તા કુંઠિત થયેલી હોવાથી દેશને નૈતિક હાનિ પણ ખૂબ થાય છે. જે વસ્તુઓ દેશને નુકસાનકર્તા હોય તેની આયાત અટકાવવાની સત્તા પણ સરકારના હાથમાં નથી.

(૫) પરદેશીઓ જે ખાસ હકો ભોગવે છે તેથી પ્રજામાંથી સરકાર પ્રત્યેનું માન બહુ ઓછું થાય છે. આ કારણ સૌથી વધારે મહત્ત્વનું છે. જે સરકાર પોતાના કાયદા પરદેશી રહેવાસીઓ પાસે નથી પળાવી શકતી તે પોતાની પ્રજામાં મોભ્ભો જાળવવાની આશા પણ ન રાખી શકે. *

---

* राज्यं किमाज्ञाफलम् । રાજ્ય કોનું નામ ? આજ્ઞા ફળે તેનું.

## (૨) ચીનની વર્તમાન ક્રાન્તિ

'ધ વર્લ્ડ ટુ-મૉરો' (The world To-morrow) લખે છેઃ—

ચીન આજે એક નહિ પણ અનેક જાતની ક્રાન્તિઓમાંથી પસાર થતું જાય છેઃ રાજકીય, કેળવણીવિષયક, આર્થિક, સામાજિક તથા ધાર્મિક. લોકશિક્ષણ વિશાળ પગલાં ભરીને પ્રગતિ કરી રહ્યું છે. દેશની ભાષામાં (નવું) સાહિત્ય ઉત્પન્ન કરવામાં આવ્યું છે અને સમસ્ત જનતામાં બૌદ્ધિક નવજીવન (renaissance)નો પાયો બંધાઇ ગયો છે. ચીનના ચાલુ સમયના ઇતિહાસમાં આ બૌદ્ધિક ક્રાન્તિ સૌથી મહત્ત્વની વસ્તુ છે. એનાથી તૈયાર થયેલા ક્ષેત્રમાં સન-યાટ-સેને સ્થાપેલા ક્યૉમિન્-ટાંગ નામના રાજદ્વારી પક્ષે વાવેલાં બીજ છેલ્લાં બે વર્ષોમાં ખૂબ ઝડપથી ઉગી નીકળ્યાં છે. ૧૯૧૧ માં થયેલી ક્રાન્તિ કરતાં આ ક્રાન્તિ એ રીતે જુદી પડે છે કે એ બુદ્ધિવાળા માણસોને અસર કરી શકી છે એટલું જ નહિ પરંતુ વેપારી વર્ગ, ઔદ્યોગિક કારીગરો અને ગામડાંના ખેડુતોને પણ એણે સાથે લીધા છે. પોતાના આટલા લાંબા ઇતિહાસમાં ખરેખરી રાષ્ટ્રીય અસ્મિતા ચીનમાં હમણાં જ જન્મે છે. એક દશકા પૂર્વે 'ચીનાઓમાં રાષ્ટ્રીય સ્વાભિમાનનો અભાવ છે' એમ કહેવામાં આવતું હતું. હવે એ ભય રહે છે કે રાષ્ટ્રીય આવેશ (emotions) એટલો બધો ઉગ્ર બની જાય કે તે કદાચ હાથમાંથી પણ ચાલી જાય.

બીજી બધી રીતે મહત્ત્વનો મુદ્દો એ છે કે ચીનમાં ઉદ્ભવતી આ રાષ્ટ્રભાવનાના સ્વાભાવિક પરિણામરૂપે ગોરાઓના અમલનો ખૂબ જલદીથી અન્ત આવતો જાય છે. પરદેશી સત્તાનાં ચિન્હો થોડાં વર્ષો સુધી કદાચ ન ભૂંસાય. મોટાં રાજ્યો કદાચ થોડો વખત સુધી લશ્કરી મથકો પરની સત્તા સાચવી રાખે અને જાપાને જેમ 'એકવીશ માગણીઓ' વડે કર્યું હતું તેમ ચીનની સરકારને ડરાવે. પક્ષોની તકરારો અથવા નેતાઓના અંગત વેરને લીધે રાષ્ટ્રની એક્તામાં કદાચ વિલમ્બ થાય. પરંતુ ચીનાઓ પશ્ચિમના અમલમાંથી મુક્તિ મેળવવાના છે એ વસ્તુ વિષે તો અનિશ્ચિતપણું છે જ નહિ. પાંત્રિશ કરોડ લોકો, પોતાનામાં વધતી જતી રાષ્ટ્રીય અસ્મિતાને લઇને મુક્તિ મેળવવાનો માર્ગ જરૂર ખોળી શકશે.

લશ્કર અને નૌકાસૈન્યને બળે ચીનમાં માથું મારવાની નીતિને ચાલુ રાખવાની વૃત્તિ ઘાતક જ નીવડશે. સત્ય હકીકત તો એ છે કે સંગીન અને તોપનૌકા વડે ચીનમાં પરદેશીઓનું રક્ષણ કરવું એ હવે વધુ વખત માટે શક્ય નથી. લશ્કર લઇને વચ્ચે પડવાથી તો આપણા (ગોરાઓના) મીશનરીઓ અને વેપારીઓ પર વધારે સંકટ આવી પડશે. રાક્ષસી સામાજિક ઉછાળાના આવેશમાં આવી ગયેલા દેશમાં જીંદગી અને મિલકતની સહિસલામતીની ખાત્રી માટે કોઈ માર્ગ નથી.

## (૩) હિંદની સ્થિતિ વિશે ઇંગ્લાંડનો અભિપ્રાય

તા. ૧૭ મી જુનને દિવસે કૉલોનિયલ ઇન્સ્ટીટ્યૂટના ખાણામાં લૉર્ડ બર્કનહેડે કરેલા વખાણનો જવાબ આપતાં લૉર્ડ લીટને હિંદુસ્તાનની વર્તમાન સ્થિતિ વિષે બોલતાં નીચે પ્રમાણે કહ્યું હતુંઃ—

"હિંદને હવે 'નહિ બદલાતું પૂર્વ' (changeless east) તરીકે વર્ણવી શકાય એમ નથી. આટલા બધા વેગથી વિકાસ સાધતા દેશ વિષે કંઇ પણ અભિપ્રાય આપતાં હું ખંચાઉં છું. એ દેશ દિનપ્રતિદિન બદલાતો જાય છે અને ત્યાં જે ખરેખર રહેતા હોય તે જ માણસો એને વિષે કંઇ પણ પ્રામાણિક માહિતી આપી શકે એમ મને લાગે છે. મને એ દેશ છોડયાને હજી ત્રણ જ મહિના થયા છે પણ એટલામાં મને લાગે છે કે હું પુરાણો થઇ ગયો છું."

## (૪) હાલ યૂરોપમાં લોકતંત્રો સલામત છે?

મે ૨૧, ૧૯૨૭ ના 'લિટરરિ ડાઇજેસ્ટ'માં "હાલ યૂરોપમાં લોકતંત્રો સલામત છે?" એ પ્રશ્નની ચર્ચા નીચે પ્રમાણે છેઃ-

જગતમાં લોકતંત્ર સ્થાયી થાય એ હેતુથી યૂરોપનો મહાન વિગ્રહ થયો. પરંતુ અત્યારે તો યૂરોપના ઘણાખરા દેશો જોતાં લોકતંત્ર ભયમાં આવી પડયું હોય એમ દેખાય છે.

આનું કારણ મુખ્ય એ છે કે અત્યારે દુનિયા સાંપત્તિક દૃષ્ટિએ એક થઇ છે અને હજી વધારે એક થતી જાય છે અને છતાં રાષ્ટ્રના જૂના વિભાગો હજી કાયમ રહ્યા છે અને વધારે દૃઢ થતા જાય છે. ગત મહાન વિગ્રહમાં જર્મનીના વ્યાપારને થયેલું નુકશાન આનો દાખલો છે. એટલું જ નહિ પણ જગતમાં રાજકીય એકતા ન હોવાથી સાંપત્તિક અનિષ્ટો એટલાં વધી જાય છે, કે છેવટે કોઇ માણસ સરમુખત્યારની સત્તા સાથે રાજકારણમાં પ્રવેશ કરે છે. લઘુમતી વધુમતી સાથે લડે છે અને વધુમતીની ખાતર પોતાના સિદ્ધાન્તો છોડવા તત્પર નથી હોતી એટલે લોકતંત્ર અશક્ય બને છે અને તેથી સરમુખત્યાર આવે છે.

મૂડીદારો અને મજુરો વચ્ચેના વિગ્રહમાં મજુરોને પોતાના મતો ઓછા પડે છે અને તેથી પણ લોકતંત્ર અટકી પડે છે.

લોકતંત્ર વિરુદ્ધ કામ કરતાં બળોનો વિચાર કરતાં લે. કર્નલ વેજવુડ કહે છે કે ગયા વિગ્રહનું પરિણામ એક રીતે એવું આવ્યું છે કે તેથી લોકતંત્રવિરોધી બળો પેદા થયાં છે. ઉત્તર યૂરોપનાં રાજતંત્રો લોકતંત્રો જાળવી રહ્યાં છે પણ તેમાં ઉત્તર દક્ષિણનો ભેદ કારણભૂત નથી. જર્મની તો અત્યારે પરાણે લોકતંત્ર થયું છે. લોકતંત્રની દૃષ્ટિએ એ એક ગયા વિગ્રહનો લાભ ગણાય. પણ ઈટલી જેવું ભારે દબાણ ઇંગ્લંડ ઉપર આવત તો તેની પણ શી દશા થાત તે કહી શકાય નહિ!

પણ લોકતંત્ર પાછું ધીમે ધીમે અમલમાં આવતું જાય છે એમ લાગે છે. રશિયા છેલ્લાં દસ વરસથી સરમુખત્યારીવાળું રહ્યું છે પણ ત્યાંના ખેડુતોને જે હકો મળે છે તેને લીધે ત્યાં લોકતંત્ર અસ્તિત્વમાં આવશે. ઇટલીમાં ફાસિસ્ટની ચળવળ અત્યાર સુધી પૂર જોરમાં ચાલી પણ ત્યાં પણ શરૂઆતનાં અનિષ્ટો અત્યારે બંધ પડતાં થયાં છે અને સામાન્ય વલણ લોકતંત્ર તરફ વળતું જાય છે.

અમેરિકા અને ઇંગ્લંડ જુનાં લોકતંત્રો છે. ઇંગ્લંડમાં છેલ્લી હડતાલથી શંકા ઉત્પન્ન થાય એવું બન્યું હતું પણ ત્યાં પણ બંધારણ મારફત હક મેળવવાનો મજુરોનો વિશ્વાસ દૃઢતર થાય છે એટલે લોકતંત્ર જ છેવટે તો ખરા તંત્ર તરીકે પાછું સર્વત્ર વ્યાપશે.

## (૫) પરદેશથી આયાત કરેલો વિચાર

રશિયન મહાન લેખક ડોસ્ટોવ્સ્કી 'ધી એપોક'ની પ્રસ્તાવનામાં લખે છે:—

પરદેશથી આયાત કરેલો વિચાર ગમે તેટલો ફળદ્રૂપ હોય પણ, વ્યવહાર અનુભવમાં જે જરૂરિયાતો સ્વીકારાઇ હોય તેવી જરૂરિયાતો પૂરી પાડવા સ્વાભાવિક રીતે અને વ્યવહાર રીતે, તે વિચાર આપણા રાષ્ટ્રીય જીવનમાંથી સ્વાભાવિક રીતે અને બહારના દબાણ વિના ઊગી નીકળે તો જ એ વિચાર આપણે ત્યાં મૂળ ઘાલે, વાતાવરણમાં અનુકૂળ થાય અને આપણને ખરા ઉપયોગી નીવડે. આ જગત ઉપરની કોઇ પણ પ્રજા, અમુક સ્થિરતાવાળો કોઇ પણ સમાજ, પરદેશથી આણેલા કાર્યક્રમ પ્રમાણે હુકમ કરીને જોઇએ તેવો બનાવી શકાય નહિ. *

* "No matter how fertile an idea imported from abroad, it can only strike root here, become acclimatized, and prove of genuine use to us if our national life, spontaneously and without pressure from without, made the idea grow up, naturally and practically, to meet its own needs—needs which have been recognized by practical experience. No nation on earth, no society with a certain measure of stability, has been developed to order, on the lines of a programme imported from abroad."

('Dostoevsky by Andre' Gide pp. 34-35.)

# પુસ્તકપરિચય

**કાન્તનો પૂર્વાલાપઃ**—સંપાદકઃ રામનારાયણ વિ. પાઠક. પ્રકાશકઃ મુનિકુમાર મણિશંકર ભટ્ટ. મુખ્ય એજન્ટ: ગૂજરાત સાહિત્ય મંદિર, રીચીરોડ, અમદાવાદ. આવૃત્તિ બીજી. કિંમત રૂા. ૨-૦-૦

કોઈ પણ ભાષાની શક્તિ અને વિશિષ્ટત્વ એટલે કે તેને વાપરનારનાં શક્તિ અને વિશિષ્ટત્વ. જ્યારે કોઇ પણ રાષ્ટ્ર કે પ્રાન્ત વિષે એમ કહેવાય કે તેની ભાષા નમાલી, શક્તિ વગરની છે ત્યારે તેનો એ જ અર્થ થાય કે એ પ્રદેશના માણસો નમાલા, શક્તિ વગરના છે. આ વિધાનમાં ઘણા લોકોને અપવાદ સુઝી આવશે; ખાસ કરીને ગૂજરાતીઓને. ગૂજરાતી ભાષા નમાલી છે, એનામાં વિવિધ પ્રકારના ઉચ્ચ અને સૂક્ષ્મ વિચારો દર્શાવવાની શક્તિ નથી એમ ગૂજરાતના અગ્રણી વિદ્વાનો અનેક વાર કહી ચૂક્યા છે–કેટલાક તો અભિમાનપૂર્વક. અને છતાં આ ગૃહસ્થો પોતાના હૃદયના ઊંડાણોમાં એમ માને છે કે પોતે બુદ્ધિ–શક્તિમાં કોઇથી ઉતરતા નથી. (વિનયની ખાતર પોતાને અજ્ઞ કહે છે તે આપણે સમજી શકીએ છીએ.) પણ આ દાવો ઉપહસનીય છે. માણસોમાં જો 'સ્ફુરત્ ચૈતન્ય' હોય તો ભાષા ન ખીલે તો ક્યાં જાય? આળસને અને સ્ફુરત્ ચૈતન્યને સંબંધ ન હોઇ શકે. ફક્ત એક જ કારણ એવું દેખાય છે કે જે માણસમાં સ્ફુરત્ ચૈતન્ય હોય છતાં તેને યોગ્ય સ્વભાષામાં પ્રગટ ન થવા દે; અને તે એ કે પર ભાષામાં પોતાના ઉચ્ચ અને સૂક્ષ્મ વિચારો દર્શાવવાની ટેવ. પણ જેને આવી ટેવ હોય તેને તે રાષ્ટ્રનો કે પ્રાન્તનો કહેવામાં શો અર્થ છે? કારણ કે રાષ્ટ્રીયત્વનું એક આવશ્યક અંગ ભાષા છે.

આવી પરિસ્થિતિમાં જેમણે પોતાના સ્ફુરત્ ચૈતન્યને ગૂજરાતી ભાષા દ્વારા પ્રકટ કરી તેનું ગૌરવ વધાર્યું હોય તે આદર યોગ્ય છે. કમનસીબે ગૂજરાતમાં એવા થોડા છે. આ થોડામાં કાન્તનું સ્થાન પ્રથમોમાં છે. ગૂજરાતી ભાષાનો વ્યવહાર જે છટાથી અને ગૌરવથી કાન્ત કરતા તેની સાક્ષી તેમના શ્રોતાઓ પૂરે છે. તેમનું પ્રવાહબદ્ધ ગદ્ય તેમના થોડાક પણ સુંદર ગ્રંથોમાં તથા અનુપમ પત્રોમાં દેખાય છે; અને તેમના સુંદર અને સફાઈબંધ અક્ષરોની,–થોડામાં થોડા છેકા સાથે–જેમને તેમનો પત્રસમૂહ જોવાની તક મળી છે તેઓ ખાત્રી આપશે. પણ આ બધાએ કરતાં તેમનો ઉત્તમ પ્રાદુર્ભાવ તો તેમના પદ્યોમાં–કાવ્યોમાં થએલો છે. પશ્ચિમનું કેવળ અનુકરણ ન હોય, સુરીવાદ અને ફારસી શબ્દોનું ધુમ્મસ ન હોય, અથવા સંસ્કૃત કાવ્યોનું નિસ્તેજ અનુકરણ ન હોય એવું એમનું કાવ્યપ્રસ્થાન છે. વિવિધ ભાવોને યોગ્ય વિવિધ વૃત્તોમાં પ્રકટ કરી કાવ્યની ઇમારત રચવાની તેમની શૈલી કેટલી સહજ અને વર્તમાન યુગનું ભાવમન્થન દર્શાવવા માટે કેટલી અનુકૂળ છે તે તેનો અન્ય ગૂજરાતી કવિઓએ કરેલા સ્વીકારથી સમજાય છે. અને કાન્તનું ચૈતન્ય એટલે કે સ્ફુરત્ ચૈતન્ય, ઉચ્ચ અને સૂક્ષ્મ પરિણામો પામતું ચૈતન્ય; આ ચૈતન્ય તેમનાં કાવ્યોમાં પ્રકટ થયું છે. કાન્તે થોડું નિર્માણ

કર્યું છે–સમૂહમાં–તેનું કારણ તેમની સચ્ચાઈ હતી. કાવ્યપ્રસવનું દર્દ ન હોય તો ડોળ કરી કાવ્યાભાસનું નિર્માણ કરવું તેમને ગમતું નહિ. આથી 'પૂર્વાલાપ' કદમાં ન્હાનો છે–તેના સંપાદકે મોટી પ્રસ્તાવના લખી ગ્રંથને મોટો કર્યો છે એ બીજી બાબત છે–તો પણ સાચા કાવ્યોનો સમૂહ છે. અને તેથી તેની પ્રથમ આવૃત્તિને ખપતાં બે વરસ લાગ્યાં એ માટે 'ગૂજરાતને કંઇક ધન્યવાદ' ઘટે છે કે નહિ તે અમે જાણતા નથી–જો કે તેના સંપાદક ધન્યવાદ આપે છે.

આ બીજી આવૃત્તિમાં 'પ્રથમાવૃત્તિનો પૂર્વાલાપ એમને એમ રાખેલો છે' તે યોગ્ય થયું છે. તેથી તેના રચનારને જે ક્રમ ઇષ્ટ હતો તેનું ભાન વાચકને રહે. સંપાદકે જે લાંબો ઉપોદ્ઘાત લખ્યો છે તેના વિષે અભિપ્રાય આપવો એ અનેક કારણોને લીધે અમારા માટે અનુચિત છે. એમણે કાવ્યસમુચ્ચયના બીજા ભાગની ભૂમિકામાં કહ્યું છે કે "વિદેહ સાક્ષરોમાં મણિશંકર અને બાલાશંકરનાં કાવ્યો વાંચનારને તલ્લીન કરી ચિત્ત ઉપર ચિર-સ્થાયી સંસ્કારો પાડે છે" પૃ. ૧૭. આ વિધાન તેમણે આ ઉપોદ્ઘાતમાં મણિશંકર પૂરતું કાર્ય–કારણ અને પરિસ્થિતિના સંબંધની દૃષ્ટિએ સાબીત કરી બતાવ્યું છે.

આ આવૃત્તિની બીજી વિશેષતા એ તેનું ટિપ્પણ છે. કાન્તનાં કાવ્યો ઉપર પ્રસિદ્ધ વિદ્વાનોએ જે ટીકાઓ લખી છે તેનો આમાં સંદોહ છે. સંપાદકની પોતાની પણ ઔચિત્ય-યુક્ત ટીકાઓ અને ટીકા ઉપર ટીકાઓ તે તે સ્થળે છે. આ ટીકાઓ અર્થ અને ઉલ્લેખો સમજવામાં ઘણી મદદ કરે છે. કાવ્યોના તાત્પર્ય સમજવા અનેક વિદ્વાનોના તાત્પર્ય જે ઉતારવામાં આવ્યા છે તેના ઉપયોગ વિષે અમને સંદેહ છે. સંગ્રહની દૃષ્ટિએ તેનું ઔચિત્ય સમજી શકાય એવું છે. પણ વાચકને તે અનેકવાર ઉંધે રસ્તે દોરે એવો પણ સંભવ છે. (માણસને ઉંધે રસ્તે જવાનું નિર્માણ હોય તો પોતાની જાતે જ જાય એ ઠીક છે.) દાખલા તરિકે 'વસન્તવિજય' ઉપર સર રમણભાઇનું ટિપ્પણ. જ્યાં અર્થો અને ભાવો સમજાવ્યા છે ત્યાં તે ઘણું ઉપયોગી છે. પણ શ્લોક ૫૩. ચરણ ૧ ઉપર આખા કાવ્યનો તાત્પર્યાર્થ જે કહાડ્યો છે (પૃ. ૧૮૯–૯૨) તે અમને સર્વથા અનુચિત લાગે છે. પ્રથમ તો કાવ્યોમાંથી જ્ઞાનનો આવો નિષ્કર્ષ કહાડવાની પદ્ધતિના ડહાપણ વિષે અમને શંકા છે. અને 'વસન્ત વિજય' માંથી તાત્પર્ય કહાડવાનું જ હોય તો તે અમને નીચેના શબ્દોમાં નથી લાગતું:—

"જ્ઞાન થયા પછી પણ સન્માર્ગે પ્રવર્તન કરવાનું બળ જોઇએ તે મનુષ્યે ક્યાંથી લાવવું? સદ્ગુણના આદર્શ (Model) ભૂત ઇશ્વરમાં વિશ્વાસથી અને તે ઇશ્વરની ભક્તિથી. એ બળ વિના મનુષ્ય પોતાના પ્રયત્નથી હમેશ સદાચરણી થઇ શકતો નથી. બુદ્ધદેવે નીતિનો આદર્શ ઘણો ઊંચો સ્થાપ્યો અને સદાચરણનો ઉદાર અને ઉન્નત માર્ગ બતાવ્યો, પણ, એ સદાચરણ એ સુનીતિ પાળવાનું બળ ક્યાંથી લાવવું તે ન બતાવ્યું. બૌદ્ધ માર્ગમાં આ જ મોટી ન્યૂનતા છે કે સુનીતિનો ઊંચામાં ઊંચો આદર્શ, સુનીતિની પ્રેરણા કરનારા અને તદનુસાર વર્તન કરવાનું બળ આપનાર જે ષડૈશ્વર્ય ગુણ-સંપન્ન ભગવાન તેનો એ માર્ગમાં સ્વીકાર નથી. એ ભગવાન વિના સદ્ગુણનો આદર્શ બીજો કોઇ નથી. એના વિના સન્મતિદાતા બીજો કોઇ નથી, સદ્વર્તન બલનિધિ બીજો નથી. તે ભગવાન સ્વેચ્છા બળે સ્વતંત્ર છે, તેનામાં 'સ્વ ઇચ્છાબલ સુક્રિયાની' શક્તિ પૂર્ણ છે, તે જ્ઞાન પ્રમાણે સદા સુક્રિયા માત્ર પોતાને બળે કરી શકે છે. બુદ્ધે સ્વતંત્ર સ્વેચ્છાબળવાળો પરમાત્મા માન્યો નહિ તેથી જ મનુષ્ય માટે કરેલા નીતિના નિયમ બલહીન થઇ પડ્યા; નીતિના આદર્શના (ભક્તિથી આવતા)

બળ વિના માત્ર પોતાના બળથી નિર્બળ મનુષ્ય ક્યાં લગણ ટકે ? ભક્તિ વિના એકલા જ્ઞાનથી કેમ બસ થાય ? પામર ક્ષુલ્લક મનુષ્ય ઘણી વાર જ્ઞાન છતાં પાપ કરે છે, દીવો લઇ કુવામાં પડે છે. સદાચરણ અને સદ્‌ગુણથી ધર્મની પદવી પામેલા યુધિષ્ઠિરે પણ એક પ્રશ્નનો અસત્ય ઉત્તર દઈ સ્વાર્થને જીતવાની પોતાની અશક્તિ પ્રસિદ્ધ કરી છે. હબસીઓની ગુલામગીરી, ભારે જુલમી નિરંકુશ રાજાઓની પ્રજાનું દાસત્વ, મનની આ અસ્વતંત્ર વિકારાધીનતા આગળ કંઇ નથી. આ અમૂલ્ય નીતિતત્ત્વનો ઉપદેશ આ કાવ્ય પરોક્ષ રીતે કરે છે." (પૃ. ૧૯૧–૯૨).

આ ટીકા બહુ સચોટ શૈલીમાં લખાઇ છે. પણ શું વસન્તવિજય 'આ નીતિતત્ત્વનો ઉપદેશ પરોક્ષ રીતે કરે છે'? અમને એમ નથી લાગતું. આ કાવ્યમાં ઈશ્વરની ભક્તિના અભાવથી પાણ્ડુ રાજા વિકારવશ થાય છે એ અર્થ કહાડવાનું કોઇ પણ સૂચન નથી. પાણ્ડુ રાજા તપ કરતા હતા, અને પાણ્ડુરાજાને બૌદ્ધ માનવાનું કારણ ન હોવાથી તપનું એક અંગ ઈશ્વરપ્રણિધાન પણ તેઓ કરતા હશે એમ ઉલટું માનવું જોઇએ; એટલે તપ કર્યો છતાં–ઈશ્વરની ભક્તિ કર્યાં છતાં–પાણ્ડુ રાજા વિકારવશ થાય છે. પણ આ જાતની ચર્ચા નકામી છે. આ કાવ્ય લખાયું તે સમયમાં મણિશંકર રમણભાઇની જેમ અથવા પોતે પાછળથી થયા તેમ ઈશ્વરભક્ત ન હતા. તે સમયના તેમના પત્રોમાં ઈશ્વર વિષેની અશ્રદ્ધા તેમણે પ્રકટ કરેલી છે. આ ઉપરાંત આ સમયના બીજા કાવ્યોમાં પણ ઈશ્વરનું અનિષ્ટત્વ બહુ સચોટ રીતે દર્શાવેલું છે. ઉ. ત. 'મૃગતૃષ્ણા' નામના કાવ્યમાં

"દિસે છે ક્રૂરતા કેવી કર્તાની કરણી મહીં !
ત્રાતા જો હોય, તો આની કેમ સંભાળ લે નહીં ?"

અથવા આ જ કાવ્યના અન્તે

"નથી ઈશ્વર દુઃખીનો : થતું જે જે હતું થતુંઃ
દુનીયામાં હવે શાને અરેરે ! હાય જીવવું ?"

આ કવિનાં વચનો છે. 'ચક્રવાકમિથુન'માં ચક્રવાક કહે છેઃ

"આ ઐશ્વર્યે પ્રણયસુખની હાય ! આશા જ કેવી"

આમાં ઈશ્વરનો સ્વીકાર છે–પણ જુલમગાર ઈશ્વરનો; જે ઈશ્વરના અસ્વીકાર કરતાં યે ઈશ્વરવાદીને વધારે અનિષ્ટ હોય !

આમ છતાં કાન્ત વિષે સર્વસંગ્રહની દૃષ્ટિએ આ ટિપ્પણો અભ્યાસકને ઘણાં ઉપયોગી થશે.

છેવટે અમે એટલું જ પ્ચ્છીએ છીએ કે આ વિદ્વાન સંપાદકે જેમ કાન્તના સંગ્રહોને પોતાની વિદ્વત્તાથી મણ્ડિત કરી બ્હાર પાડ્યો છે તેમ બાલાશંકરનાં કાવ્યોનો સંગ્રહ પણ બ્હાર પાડી પોતાના કાવ્યસમુચ્ચયના વિધાનને પૂરૂં કરશે. છેવટે સંપાદકને અને પ્રકાશકને કાન્તનાં કાવ્યોની બીજી આવૃત્તિ આટલી સરસ રીતે બ્હાર પાડવા માટે ધન્યવાદ આપી ગૂજરાતને આ ગ્રંથની યોગ્ય કદર કરવાની વિનંતી કરીએ છીએ.

૨.

અંજલિઃ—કર્તાઃ કેશવ હ. શેઠ. કિં. સવા રૂપિયો.

પાંચેક વર્ષ ઉપર કર્તાએ પોતાનાં ગેય કાવ્યોના સંગ્રહનો 'રાસ' પ્રસિદ્ધ કર્યો હતો. તે પછી આ પણ એવો જ ગેય કાવ્યોનો સંગ્રહ છે.

'રાસ' ઉપરના ઉપોદ્ઘાતમાં કવિશ્રી ન્હાનાલાલે લખ્યું હતું તે આ સંગ્રહને ઘણે અંશે હજી લાગુ પડે છે. 'હો પણ હજી કલામાં ઉણપ છે. કલાવિધાયકના હાથમાં એ જાદુ સતત નથી આવ્યાં, જે–અલાદીનના દીવાની પેઠ–અન્ધારાં અજવાળે છે. આરસ શુદ્ધ છે, શીલ્પીની ભાવનાએ ઉન્નત છે, હથોટી બરાબર બેસશે એટલે કવિતાની જયપુરી મૂર્તિઓ રચાશે" "...એમાં એ નથી કે જે હોવાથી શબ્દમાલા કવિતા બની શોભે ને ઝળહળે છે" એ ટીકા હજી ઘણાં કાવ્યોને લાગુ પડે છે. અને તેનું કારણ જે કવિશ્રીએ બતાવ્યું છે તે જ હજી પણ છે. અને તે "કવિજનને સહેલી પણ આત્મઘાતક અનુકરણોના ભાષાન્તરોના ઢાળે" ઉતરવાની ટેવ. આ કાવ્યસંગ્રહ 'રાસ' કરતાં મોટો છે. પણ તેમાંનાં ઘણાં ગીતોમાં બીજા કવિઓની અસર સ્પષ્ટ દેખાય છે. સ્વદેશગીતોમાં શ્રી ખબરદારની અસર છે અને બીજામાં કવિશ્રી ન્હાનાલાલની. સ્વદેશગીતોના રાગો માત્ર નહિ પણ ભાવના ધાટી સર્વ ખબરદારમાંથી આવ્યાં છે–અલબત વસ્તુ શ્રી કેશવ શેઠની પોતાની છે; તેમણે બુદ્ધિપૂર્વક અનુકરણ કર્યું છે એમ અમારૂં કહેવું નથી, અને એક કવિના સંસ્કાર બીજામાં ન આવે એમ પણ અમારૂં કહેવું નથી, પણ જે વડે કાવ્ય સ્વતંત્ર પ્રતિભાવન્તું બને છે તે આમાં જણાતું નથી.

તેમ છતાં આ મોટા સંગ્રહમાં સારાં કાવ્યો કે પંક્તિઓ નથી એમ નથી.

ને એવી હૈર લહરી વહી વારવારે,
સંસારભાર ભૂલવે દરિયા કિનારે.

* * *

લેશું એવી વિરલ પલમાં શાન્તિ, એકાન્ત તીરે,
ને કૈં ગાશું જીવનકવિતા ગાજતા ઘોર નીરે.

**ડુમસને દરિયે.**

ઘનઘોર ઘટા નભ છાઇ રહી,
ચપળા ચમકાર થયો ન થયો;
વીંધી વાદળ વીજ છુપાઇ ગઇ,
દીઠી ના દીઠી ને ભણકાર રહ્યો.

**કલ્પના પંખી.**

'ભવાટવિ'ની પ્રશંસા તો થઇ ચુકી છે એટલે તેને વિષે આ સંબંધમાં વિશેષ લખવાની જરૂર નથી.

પણ શ્રી કેશવ શેઠ જેવા ગેય કાવ્યોમાં સફળ છે તેવા સંસ્કૃત વૃત્તોમાં નથી. સંસ્કૃત વૃત્તોમાં તેમને હ્રસ્વ દીર્ઘની છૂટ ઘણી લેવી પડે છે, અને તે તે સ્થળે તે છૂટો શ્રુતિકટુ લાગે છે. ગેય કાવ્યોમાં પણ આવી છૂટો છે પણ કંઇક ઓછી છે, અને કંઇક એમ પણ છે કે એકની એક છૂટ ગેય કાવ્યોમાં ન ખટકે તેવી સંસ્કૃતવૃત્તમાં ખટકે છે.

ન્હેર્યું જેના પુલક પુલકે શુદ્ધ ઇસ્લામ શોણિત,
ને સર્વાંગે નૂર ઝલુકતું, નિર્મળું ને વીરોચિત;
સિન્ધુ તીરે સમીર લહરી, વાય મૃદુ મધુરી,
ધીરે તેવાં વચન વદતો, ચિત્ત સંચી સબૂરી.



'મધુર' ને 'મધૂરી' લખ્યો છે એટલે તેમાં લેવાયલી છૂટ નજરે કદાચ ન ચડે. તે સિવાયની છૂટો ચિહ્નો ઉપરથી જોઇ શકાશે. 'મૃદુ'ને ગુરુ કરી તેમાંથી [illegible] મૃદુતા ખેંચી લીધી છે. અને જરા પણ સંસ્કૃત જાણનારને ઘણી જ અરુચિકર લાગે એવી છૂટ પહેલી બે પંક્તિઓના છેલ્લા વર્ણોને ખોડા કરવા પડે છે તે છે. 'અંજલિ'ના અર્પણમાં 'પૂજ્ય' શબ્દ ઉપર આવો જ અત્યાચાર થયેલો છે. 'કુમસને દરિયે' કાવ્ય ભાષાની પ્રવાહિતા વગેરે દૃષ્ટિબિંદુથી સારૂં છે તેમાં પણ

પ્રત્યક્ષ આજ અનુભવું થઇ એકતાર

એ પંક્તિમાં એક શ્રુતિ વધી જાય છે.

ઘણાં કાવ્યોમાં શબ્દબાહુલ્યથી અને લંબાણથી કાવ્યનો રસ આછો થઇ જાય છે. શ્રી કેશવ હ. શેઠે પોતાની મેળે થોડું વીણામણ કર્યું હોત તો સારાં કાવ્યોની વધારે સારી કદર થાત.

પુસ્તકમાં પ્રથમ વસ્તુનિર્દેશ આપ્યો છે. તેમાંની ઘણી હકીકત અપ્રસ્તુત અને ઘણી અનાવશ્યક પૂર્વપક્ષો લઈને કરી જણાય છે. શ્રી કેશવ હ. શેઠ જણાવે છે કે તેમને માતુશ્રીના કંઠસ્થ સાહિત્યમાંથી પ્રથમ કાવ્યના સંસ્કારો પડ્યા. પછી કહે છે:

"સંસ્કૃતિને વરેલા મિત્રો ભલે હસે, પણ હકીકત તદ્દન સાચી છે, કે સંગીત શી વસ્તુ છે, તે આજના સિતાર-દિલરૂબાએ નહિ, પણ ગઇ કાલનાં ઘંટીગીતોએ સમજાવ્યું ને તેનાં વ્યસન પણ તેણે જ વળગાડયાં—એમ કહેવામાં નથી શરમાતો કે નથી સંકોચાતો."

આમાં 'સંસ્કૃતિને વરેલા મિત્રો' હસશે એમ માની લેવાનું કાંઇ કારણ? અને માતુશ્રી પાસેથી સંગીતના સંસ્કારો ઝીલવામાં તેમને કોણ શરમાવાનું કહે છે કે નથી શરમાતા એમ ભારપૂર્વક કહેવું પડે? એવો મિથ્યા પૂર્વપક્ષ લઇ તેની સાથે ઝૂઝવાનું કારણ જ નથી.

રાસનો પક્ષવાદ કરવામાં પણ કર્તા મર્યાદા ઓળંગી જાય છે. હાલ કેટલાક કવિઓ સ્ત્રીઓ સમજી શકે તેવું સાહિત્ય નથી લખી શકતા એ ખરૂં અને તેમને માટે સાહિત્ય લખાવું જોઇએ એ પણ ખરૂં. પણ એમ ન કરી શકતા હોય માટે "આજના કવિઓ વહુઓ વિહોણા તો નહિ હોય?" એવો તરંગ કરવો એ એક પ્રકારની લઘુતા બતાવે છે. બધા કવિઓને એમ માતુશ્રી પાસેથી કંઠસ્થ સાહિત્યના સંસ્કારો ન મળ્યા હોય અને બધા કવિઓ કાંઈ અમુક લખી જ શકે એમ ન બને! 'સંસ્કૃતિને વરેલા મિત્રો' કંઠસ્થ સાહિત્ય તરફ કટાક્ષથી હસે એ જેટલું અજુગતું છે તેટલું જ આ સંસ્કૃત વૃત્તો કરનારા કવિઓને 'વહુઓ વિહોણા' કહેવા એ છે.

વસ્તુનિર્દેશમાં કેટલીક હકીકત લંબાણથી લખી છે તેને બદલે, ગરબી ગરબાનો અર્થ-ફેર, માત્ર ઉલ્લેખ કર્યો છે, તે ચર્ચ્યો હોત તો સાહિત્યમાં એક પ્રશ્ન ઉપર કંઇક પ્રકાશ પડત. કેટલાક મુદ્દાની ચર્ચામાં ઉપર બતાવ્યું તે રીતે વધારે પડતો ભાર મૂકાઇ ગયો છે. 'રસલોચનો' 'રસ ખેલન' જેવા શબ્દો કવિશ્રી ન્હાનાલાલ વારંવાર વાપરે છે પણ રસ-શબ્દનો એ અતિપ્રયોગ અર્થહીન અને અરોચક છે.

કાવ્યો પછવાડે ટીપ આપી છે. તેમાં 'ભવાટવિ' કાવ્ય વિષે શ્રીયુત નરસિંહરાવે લખેલું તે સંબંધી કર્તા ખુલાસો કરી બતાવવા પ્રયત્ન કરે છે કે એ કાવ્ય એટલા લાંબા અને સખ્ત મંદવાડમાં લખાયેલું હતું કે તે વખતે 'પ્રેમલ જ્યોતિ'નું ભાન પણ ન હોઈ

શકે—નહોતું. અમે કબુલ કરીએ છીએ કે 'ભવાટવિ' અનુવાદ નથી અનુનાદ નથી, તેની કવિત્વવિભૂતિ નવીન જ છે એટલું સ્વીકાર્યા પછી, 'પ્રેમલ જ્યોતિ'ના ધ્વનિ સંઘરીને આ કાવ્ય કર્તાએ લખ્યું હશે એવી કલ્પના કરી છે તેમાં ઝાઝું રહસ્ય રહેતું નથી. પણ એ ટીકાનો જવાબ દેવાની જરૂર નહોતી. અને દીધો છે તે તેનો જવાબ પણ નથી. કારણ કે ગમે તેવા તાલમાં પણ પૂર્વે સંઘરાયલા સંસ્કારો કામ કર્યા વિના રહે નહિ.

કર્તાનાં કાવ્યોની સર્વત્ર પ્રશંસા થઇ છે છતાં કર્તાને અણગમતું અમે ઘણું લખ્યું છે, તેનું કારણ એટલું જ છે કે કર્તા જો સંભાળ રાખે તો ઘણાંખરાં પ્રમાદસ્થાનો સુધારી શકે એમ છે. કવિ જેમ જેમ કાવ્યો લખે તેમ તેમ તેની રસવિવેચન શક્તિ વિકાસ પામવી જોઇએ, જેનાથી તે પોતાનાં કાવ્યોને પોતે જ સુધારી શકે છે, અથવા ન સુધરે તેને દબાવી રાખી શકે છે. શ્રીયુત શેઠ પણ રસદૃષ્ટિએ પોતાનાં કાવ્યોની કસોટી કરે અને તેમનાં કાવ્યો લોકપ્રિય છે તેવાં જ દોષરહિત થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**વિહારિણીઃ**—કર્તાઃ જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર. કિં. બાર આના.

કર્તાનાં ગેય કાવ્યોનો આ પહેલો જ સંગ્રહ બહાર પડે છે. તેમાંનાં કેટલાંક કાવ્યો જુદાં જુદાં માસિકોમાં પ્રસિદ્ધ થઇ ગયાં છે અને કેટલાંક અંદર નવાં છે.

આ સંગ્રહનો પ્રવેશક શ્રીયુત ખબરદારે લખી આપ્યો છે. તેમાં કાવ્યોના ગુણોનું સારૂં નિરૂપણ કર્યું છે. અને કર્તાએ કઇ કઇ બાબતમાં વધારે સંભાળ રાખવાની છે તે પણ જણાવ્યું છે એટલે અમારે વિશેષ કહેવાનું રહેતું નથી. માત્ર અમે એટલું જ કહીશું કે જેમ વડના છાંયામાં ઉગેલો છોડ ફાલી શકતો નથી, તેમ કોઈ મોટા કવિની પ્રતિભાની છાયામાં આવવાથી કવિતા સ્વતંત્ર વિકસી શકતી નથી. ઘણાં કાવ્યોમાં અમે આ જોયું છે. કાવ્યોની પહેલી લીટી કોઇ બીજા કવિના—ઘણે ભાગે કવિ ન્હાનાલાલના—કોઇ ગીતની પહેલી લીટીમાં ફેરફાર કરીને લીધાના એટલા બધા દાખલા છે કે જમે ઉધારનો હિસાબ કરતાં ટીકાકાર કવિને ખાતે બાકી ઘણું ઓછું બતાવી શકે. એની એ લીટીમાં ફેર કરવાથી ભાવ બદલાઈ જાય છે એ ખરૂં, અને કવિતામાં ભાવ એ જ મુખ્ય છે, પણ આવા દાખલાઓનો એક જ અર્થ થાય કે કર્તાનાં અનુભવ અંતરતેજથી પ્રદીપ્ત થઇ તેમાંથી કાવ્ય પ્રગટ નથી થતું પણ અન્ય કાવ્યના દીવાથી કવિ પોતાની પ્રતિભા પ્રગટાવે છે. આ ટેવ સ્વતંત્ર વિકાસને હાનિકારક છે.

કર્તાનાં કાવ્યોને અત્યાર પહેલાં સારો આવકાર મળી ગયો છે તે માટે અમે કર્તાને અભિનંદન આપીએ છીએ અને તેથી પ્રેરાઇને તેઓ વધારે સારાં કાવ્યો આપશે એમ આશા રાખીએ છીએ.

રા. વિ. પા.



# નોંધ

## હિંદનો મીલઉદ્યોગ અને ટરીફ બોર્ડનો રીપોર્ટ

લડાઈ પછી હિંદના મીલઉદ્યોગમાં ભારે મંદી આવી છે તે સૌ કોઇ જાણે છે. લડાઇ દરમીઆન અસાધારણ સંજોગોને લઇને મીલ ઉદ્યોગને ભારે કમાણી થવા પામી હતી, અને લડાઇ બંધ થયા પછી થોડી ઘણી મંદી આવે તે સ્વાભાવિક હતું. પરંતુ પરદેશની આયાત ઉપર આપણો કાબુ ન હોવાથી હિંદુસ્તાનના મીલ ઉદ્યોગને ભારે અન્યાયને અધીન થઇને પરદેશની સાથે હરીફાઇમાં ઉભા રહેવું પડે છે.

જાપાનમાં હજી અહીંના જેવો ફેક્ટરી એક્ટ લાગુ કરવામાં આવ્યો નથી, અને ત્યાંની મીલો દિવસ રાત ચલાવવામાં આવે છે. અને આ રીતે તેમને માલ પેદા કરવાની કિંમત સસ્તી આવી રહે છે. આ ઉપરાંત ફાઇનેન્સ મેમ્બરે રૂપીઆનો ભાવ એક શીલીંગ અને ૭ પેન્સ નક્કી કરવાથી આયાત થએલો માલ રૂપીઆની અસલ કિંમત કરતાં ૧૨.૫ ટકા સસ્તો મળે છે. રૂપીઆના આવા કૃત્રિમ દરને લઇને માત્ર મીલઉદ્યોગને જ માઠી અસર થવા પામી છે એમ નથી, પરંતુ ગરીબ બીચારા ખેડુતને પણ શોષવું પડે છે.[1]

હિંદુસ્તાનની ઘણીખરી મૂડી મીલઉદ્યોગમાં રોકાઇ, અને રૂપીઆની આવી કૃત્રિમ આંકણીથી, તથા જાપાનની અન્યાયી હરીફાઇથી હિંદુસ્તાનના મુખ્ય ઉદ્યોગને બહુ હાનિ પહોંચી, અને તેથી ઉદ્યોગના વડાઓએ સરકારને પોતાની પરિસ્થિતિથી વાકેફ કર્યા. પણ સરકારને વખત ગાળવો હતો, તેથી મીલઉદ્યોગના કાર્યકર્તાઓએ ખાસ તૈયાર કરેલી વિગતો ઉપરાંત તેને વસ્તુસ્થિતિનો અભ્યાસ કરવા માટે એક કમીશન નીમવાની જરૂર જણાઇ, અને એમ કહેવામાં આવ્યું કે મીલઉદ્યોગના કાર્યકર્તાઓએ પોતાનો કેસ તેની પાસે રજુ કરી સાબીત કરી આપવો પડશે.

તે પ્રમાણે ટરીફ બોર્ડ નીમાયું. અમને પહેલેથી ખાત્રી હતી કે ટરીફ બોર્ડ પાસે રજુ કરેલી તમામ ઉદ્યોગની અંદરની પરિસ્થિતિથી સરકાર વાકેફ થઇ તે પોતાના લાભાર્થે, એટલે કે મેન્ચેસ્ટર અને લીવરપુરના જ હિતને માટે વાપરશે, અને આ ધાસ્તી ટરીફ બોર્ડ સમક્ષ વિગતો રજુ કરનાર આગેવાનોમાંથી કેટલાકને લાગેલી એમ અમે માનીએ છીએ. પણ સરકારે

---

૧ દુનિયાના રૂનો બજાર પાઉન્ડ કે ડોલરમાં નક્કી થાય છે, એટલે હિંદુસ્તાનને રૂની નીકાસની બદલ પાઉંડ શીલીંગમાં જ કિંમત મળે છે. હવે ધારો કે કૃત્રિમ રીતે રૂપીઆની ૧૨.૫ ટકા કિંમત વધારે તો ખેડુતને દર રૂા. ૧૦૦)ના માલ પર ૧૨.૫ ટકાની ખોટ જાય; અને આથી ભાગ્યે જ ખેડુત ખેતી કરી શકે. ૧૦૦ પાઉન્ડની કિંમતના રૂનો નીકાસ કર્યાથી પહેલાં ખેડુતને ૧૫૦૦) મળતા તે હવે માત્ર ૧૩૦૦) જ મળે છે, અને હિંદુસ્તાનમાં મજુરી વગેરેની કિંમત એટલી જ છે, એથી ખેડુતને રૂા. ૨૦૦)ની ચોખ્ખી ખોટ જાય છે, જે તે કદી ખેતીમાંથી ભરપાઇ કરી શકે નહિ. એથી જો કે બધું સસ્તું થતું લાગે પણ હિંદુસ્તાનની દોલત બધી જ લુંટાઇ જાય.

નીમેલા ટરીફ બોર્ડ સાથે મૂડીવાળાઓ અસહકાર ન કરી શકે તેથી, તેઓએ મીલઉદ્યોગ વિશેની તમામ વિગતો તે બોર્ડ સમક્ષ રજુ કરી, અને તે બોર્ડે પોતાનો રીપોર્ટ બહુમતીથી બહાર પાડયો. તેમાં જણાવવામાં આવ્યું હતું, કે હિંદનો મીલઉદ્યોગ બહુ બારીક સમયમાંથી પસાર થાય છે, અને તેને રક્ષણની જરૂર છે.

રીપોર્ટમાં આયાત ઉપર કેટલાક કરો નાંખીને કે સરકાર તરફથી કોઇ રકમ (લોખંડના ઉદ્યોગને કર્યું છે તેમ) બક્ષીસ આપીને રક્ષણ આપવું તે વીશે ચર્ચા કરવામાં આવી હતી, અને અમુક કરો નાંખવાની વ્યવહારૂ સૂચના પણ કરવામાં આવી હતી.

આ રીપોર્ટ જ્યારે હિંદની સરકાર સમક્ષ મૂકવામાં આવ્યો, ત્યારે તેમાંની બધી ભલામણોને ફેંકી દેવામાં આવી, અને માત્ર મશીનરી પરથી જકાત કાઢી નાંખીને મીલઉદ્યોગને રક્ષણ (!) આપવા દરખાસ્ત મૂકવામાં આવી. હાલ ઈંગ્લાંડમાં મશીનરીના બનાવનારાઓ કામ વગર બેઠા છે, અને કેટલાકને ત્યાં સ્ટૉક ભરાઈ ગયા છે. તેમનામાં પણ ભાવની બહુ કાપકૂપ ચાલે છે, અને ભાવને એક જ રાખવા સીન્ડીકેટ કરવાનો તેઓ વિચાર ચલાવે છે, તેવે વખતે મશીનરી પરથી જકાત કાઢી નાંખીને જ હિંદી સરકાર તેમને મદદ કરી શકે!

વળી મશીનરી પરથી જકાત કાઢી, તો બોબીનો તથા નેપ્થોલ ઉપર જકાત વધારવામાં આવી છે. આ બન્ને ચીજો મીલઉદ્યોગમાં ઘણી જ વપરાશમાં આવે છે. નેપ્થોલ જર્મનીમાંથી આવે છે. બોબીનો વિશે સાચી વાત એ છે કે આપણે અહીં ઇન્ડીઅન બોબીન કંપની નીકળી હતી, પણ તે હવે કંઇ સંતોષકારક પરિણામ આપી શક્તી નથી, અને એથી બોબીન પર જકાત વધારવામાં આવે તો પણ વીલાયતી માલ જ ખપવાનો. બોબીન પર જકાત કમની કરવામાં આવેલી તે તો આપણી બોબીન કંપનીને વીલાયતની સો સો વરસની જૂની બોબીન કંપની સાથે હરીફાઇની તક આપવા માટે જ!

ટરીફ બોર્ડની ભલામણોનું આવું પરિણામ આવ્યા બાદ મીલઉદ્યોગના કાર્યકર્તાઓને બધું ફારસ સમજાયું. વાઇસરોયે જ્યારે તેઓ મુંબાઇમાં આવ્યા ત્યારે મીલઉદ્યોગના ડેપ્યુટેશનને મળવા ના પાડી. પણ પાછળથી પ્રજામતને માન આપતાં હિંદ સરકારના વેપારના મેમ્બર–સર જ્યોર્જ રેઇની મુંબાઇમાં આવી ગયા! તેમની સાથે મસલત ચાલી પણ કંઇ પરિણામ આવ્યું નહિ. એટલે ખુદ વાઇસરોયને મળવા ગઈ તારીખ ત્રીજીએ મુંબાઇથી તાર કરવામાં આવ્યો.

તેના જવાબ અનુસાર મુંબઈ અમદાવાદ વગેરે સ્થળોમાંથી કેટલાએક આગેવાનો એકઠા થઇને મી. એચ. પી. મોદીને આગળ કરીને ગયા. ગઇ તા. ૧૨મીએ તેમની મુલાકાત થઈ. આખું ડેપ્યુટેશન સંતોષથી પાછું ફર્યું એમ કહેવામાં આવે છે. સંતોષ એટલે કે ના. વાઇસરોયની રીતભાતથી સંતોષ મેળવીને! કારણ બેઠક ન્યૂસપેપરોના ખબરપત્રીઓને માટે ખુલ્લી નહોતી, છતાં મી. મોદી તરફથી એટલું કહેવામાં આવ્યું છે, કે ના. વાઇસરોયે તેમને સ્પષ્ટ કંઈ જવાબ આપ્યો નથી. બહુમાં બહુ ટરીફ બોર્ડનો રીપોર્ટ ફરીથી વિચાર કરવા માટે હિંદી સરકાર પાસે મૂકવામાં આવશે.

એમ કહેવાય છે કે ના. વાઇસરોયનો અંગત અભિપ્રાય ઇમ્પીરીઅલ પ્રેફરન્સ માટેનો છે, જેમાં બ્રિટિશ માલ સિવાયના બીજા બધા માલ પર જકાત નાંખવામાં આવશે. આનો અર્થ કળવો બહુ મુસ્કેલ નથી. વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો! ૩૨ નંબર સુતર સુધી ૨૦ ટકા જકાત, ૧૧ ટકા બ્રિટિશ માલ પર, ૧૫ કે ૨૦ ટકા પરદેશી માલ પર, અને નીચલા નંબરના સુતર માટે બ્રિટિશ મીલ ઓનર્સ હિંદની સાથે હરીફાઇમાં નહિ ઉતરે

એમ તેમના તરફથી ખાત્રી આપવામાં આવે, એવો મી. મોદીના અભિપ્રાય પ્રમાણે ઇમ્પીરીઅલ પ્રેફરન્સનો અર્થ થાય છે.

ના. વાઇસરોયનો કોઈ પણ ઉદ્યોગના વિકાસ વિશેનો અભિપ્રાય આપણે જાણીએ છીએ. લૉર્ડ ઇર્વીન થયા પહેલાં, મેજર ઑન. એડવર્ડ વૂડ એમ. પી. તરીકે તેઓએ 'ધી ગ્રેટ ઓપોર્ચ્યૂનીટી'–મોટી તક–એ વિશેના નાનાં પુસ્તકમાં પુનર્ઘટના–અર્થશાસ્ત્રઃ Re-Construction: Economics એ મથાળા નીચે પોતાનો મત દર્શાવ્યો છે, અને તેમાં જણાવે છે કે

"સોળમા સૈકામાં જેમ હેન્સીઆટીક લીગની વિરુદ્ધ પોતાના ઉદ્યોગના રક્ષણ માટે ઇંગ્લંડે પગલાં લીધાં હતાં, અને તે ફળીભૂત થયાં હતાં, તેમ હાલના એવા જ અસાધારણ સંજોગોમાં બહારના દેશોની હરીફાઇ સામે ઇંગ્લંડે...સંગઠન કરવાની જરૂર છે. લડાઇના અનુભવ પરથી એક મુદ્દા વિશે તો બધા એકમત છે કે પરદેશની હરીફાઇની સામે દેશના મુખ્ય ઉદ્યોગનું રક્ષણ સરકારે પોતે કરવું જ જોઇએ."

આ એમનો મત ઈંગ્લંડ વિશેનો છે. લૉર્ડ ઇરવીન થયા પછી એમના આ મતને તેઓ પોતે કેવુંક માન આપે છે તે આપણે જોવાનું છે.

અમને તો ખાત્રી છે કે આ પરદેશી સરકાર આપણા કોઇ પણ ઉદ્યોગને તદ્દન પગભર તો નહિ જ થવા દે; માત્ર મીલઉદ્યોગ મુખ્ય ઉદ્યોગ હોઇને તેને એટલો જીવતો રહેવા દેશે કે તેમાંથી તેઓ પોતે ચૂસાય તેટલું ધન હિંદમાંથી ચૂસે.

*

* *

### કાઠિયાવાડનાં બંદરો

કાઠિયાવાડનાં દેશી રાજ્યો અને બ્રિટિશ બંદરોના અધિકારીઓ તથા વેપારીઓ વચ્ચે કાઠિયાવાડનાં બંદરોને લગતી તકરારનો હાલ તરત તો અંત આવ્યો હોય તેમ લાગે છે. આગળ અમે આ બાબતનો ઉલ્લેખ કર્યો હતો અને વસ્તુસ્થિતિ રજુ કરી હતી. હવે તે બાબતનો નિર્ણય થઇ ચુકેલો છે અને વીરમગામ તેમ જ બીજાં ચાર સ્થળોએ જકાતનાં નાકાં સ્થપાઇ ગયાં છે. આ નાકાં સ્થપાયાં તે તો ગયા માસના છેલ્લા દિવસોમાં આબુ ખાતે મળેલી કાઠિયાવાડના દેશી રાજાઓ અને બ્રિટિશ અધિકારીઓની પરિષદમાં કાંઇ સમજુતી ન થઇ શકી તેનું પરિણામ છે. તે પરિષદમાં સરકાર તરફથી જુદી જુદી જાતની માગણીઓ રજુ થઇ હતી. તેમાંની એક એ પણ હતી કે દેશી રાજાઓએ બંદરો બ્રિટિશ સરકારને સોંપી દેવાં અને તેના બદલામાં સરકાર તેમની આવક પેટે તેમજ બંદરોમાં ખીલવવામાં વપરાયલી મુડી પેટે અમુક રકમ આપે. પણ આ સૂચના નામંજૂર થઈ; અને પરિણામે સરકારે પોતાની સરહદ ઉપર જકાતનાં થાણાં સ્થાપી દીધાં છે અને જકાત લેવાની શરૂ પણ થઇ ચુકી છે.

આ નાકાં સ્થાપીને જકાત લેવી કે દેશી રાજ્યોનાં બંદરો ઉપર જકાત લેવી તે બે વચ્ચે કાંઇ ઝાઝો ફેર નથી. અને એમ પણ કહી શકાય કે વેપારીઓને જે જકાત બંદર ઉપર આપવી પડતી હતી તે હવે નાકા ઉપર આપવી પડશે તેથી તેમને કોઇ પણ જાતનું નુકશાન નથી. પણ આમાં એકલું આર્થિક નુકશાન છે કે નહિ તેનો વિચાર કરવાનો નથી, પણ બીજી કેટલી વિટંબણાઓ નડવાની છે તેનો પણ વિચાર કરવાનો છે.

૧૯૧૭ ના કરાર મુજબ દેશી રાજ્યોને પોતાનાં બંદરો ખીલવવાનો હક્ક સરકારે આપેલો. તે મુજબ દરેક રાજ્યે પોતાનું કામ શરૂ કર્યું અને જામનગર, ગાયકવાડ અને ભાવનગરનાં રાજ્યોએ પોતપોતાનાં બંદરોની સારી ખીલવણી કરી. છેલ્લાં કેટલાંક વર્ષોથી જામનગરના બેડી બંદરનો માલ મુંબાઇ ઉતરેલા માલની સાથે હરીફાઈ કરવા લાગ્યો અને તેથી જામનગરમાં કોઇ પણ જાતની અપ્રમાણિકતા ચાલે છે તેમ બધાના માનવામાં આવ્યું. આ અપ્રમાણિકતા છે કે નહિ તેની તપાસ કરવા માટે સરકારે

લાઇનદોરી કરતાં બીજો કોઇ માર્ગ લીધો હોત તો ઠીક થાત; પણ એમ કહેવાય છે કે તે દરમ્યાન આ અપ્રમાણિકતા તો ચાલુ જ રહે અને બ્રિટિશ બંદરો તેમ જ તિજોરીને ખોટી નુકશાની ભોગવવી પડે, તેથી આ લાઇનદોરીનો ઉપાય લેવો પડ્યો છે. અમે આગળ જણાવ્યું તેમ આ લાઇનદોરીનો આર્થિક દૃષ્ટિએ અમે વિચાર કરતા નથી કારણ કે આર્થિક દૃષ્ટિએ તો વેપારીને કાંઇ લાભ ગેરલાભ નથી એમ કહી શકાય. પણ તે લાઇનદોરી ઉપર થતી કનડગત અને અનીતિ એ જ મોટા ઉપદ્રવો છે. ૧૯૧૭ પહેલાં જ્યારે વીરમગામનું નાકુ હતું ત્યારે આની કનડગત અને અનીતિ એટલી હતી કે સરકાર જકાત કાઢી ન નાંખે તો તેની સામે જકાત ન આપવાનો સત્યાગ્રહ કરવાનું પણ નક્કી થઇ ગયું હતું. સદ્ભાગ્યે એ જકાત વખતસર નીકળી ગઇ.

એમ કહેવાય છે કે સરકારે ઉતારૂઓને નહિ કનડવા અધિકારીઓને સૂચના આપી છે. પણ તે સૂચનાનો અમલ સંપૂર્ણ રીતે થાય છે કે નહિ તે બાબત પણ ધ્યાન આપવાની જરૂર છે; નહિ તો કાઠિયાવાડની પ્રજાને નાહકની વિટંબણા પડશે.

અમે આશા રાખીએ છીએ કે સરકાર જરૂર તે માટે પ્રયત્ન કરશે. અંતમાં એટલું પણ જણાવીશું કે આ લાઇનદોરી હમેશ માટે ન રહેવી જોઇએ. જે રાજ્યમાં અપ્રમાણિકતા ચાલતી હોય તે માટે પૂરતી તપાસ કરી તે અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ અને તે કાર્ય પૂરૂં થતાં આખી લાઇનદોરી ઉઠાવી લેવી જોઇએ.

*
* *

## એક જ વાત ?

અમે ઘણી વખત જણાવી ગયા છીએ કે આજે દેશમાં એક જ વસ્તુ તરફ બધાનું ધ્યાન ખેંચાઇ રહ્યું છે અને તે ભવિષ્યમાં નીમાનારા રૉયલ કમીશન તરફ. હિંદની પ્રજામાં સામાન્ય રીતે એવી વૃત્તિ છે કે તે પોતાની મહેનતથી ઝઝુમી શકતી નથી. તેને બીજા ઉપર આધાર રાખવાની ટેવ પડી ગઇ છે અને તેને લીધે જ આજે તે રૉયલ કમીશન ઉપર મોટી મોટી આશાઓ રાખી બેસી રહી છે. આજે કોઇ નવો કાર્યક્રમ ઘડે, નવી સુચનાઓ રજુ કરે અને જુદાં જુદાં મંડળો—પછી તે રાજદ્વારી હોય કે ધાર્મિક—એક જ બાબત ઉપર ચર્ચાઓ તેમજ ઠરાવો કરે છે અને તે આવતા રૉયલ કમીશન સમક્ષ રજૂ

પ્રજા પાંગળી છે, તેને પોતાના ઉપર આધાર રાખવાનું સુઝતું નથી અને શક્તિ પણ નથી. જો કે ખરી સ્થિતિ આમ નથી.

કેટલાંએ વર્ષોથી હિંદના કેટલાક આગેવાનો પ્રજાને આ સુસ્તી છોડી દઇ સ્વાશ્રયી બનવાનો બોધ આપી રહ્યા છે. કેટલીક વખતે પ્રજાએ પોતાની જાગૃતિ બતાવેલી પણ છે. પણ એ સર્વ તરફ અંગ્રેજ અધિકારીઓ ઉપેક્ષા જ કરે છે.

જ્યારે સ્વરાજપક્ષ જોરમાં હતો ત્યારે પણ હિંદી પ્રધાન સહકારની માગણી કરતો હતો. આજે એમ કહી શકાય કે હિંદી પ્રજાએ પોતાનું વલણ સહકાર પ્રત્યેનું પૂરેપૂરૂં છે એમ બતાવ્યું છે, છતાં હિંદી પ્રધાન હજી પણ સહકારની માગણી કરી રહ્યો છે અને રૉયલ કમીશન બાબત હિંદની પ્રજાને વાટ જોવડાવી રહ્યો છે. આ સહકાર એટલે શું તે નક્કી કરવાનું કામ હિંદી પ્રધાનનું છે. અને કદાચ હિંદી પ્રજા ગુલામી સ્વીકારવા તૈયાર થાય તો પણ તે સહકારની માગણી કરતો રહેવાનો—આપણો સહકાર અવગણવાનો અને કમીશનની આશા બતાવ્યા જ કરવાનો.

આવી સ્થિતિમાં સ્વમાન કેળવવા, આત્મબળ મેળવવા, માત્ર પ્રાર્થનાનું જોર બતાવવા કરતાં ખરૂં ઐક્યબળ બતાવવાને આપણા નેતાઓએ અને આપણે બીજું કાંઈ કરવાનું છે કે નહિ ?!

*
* *

## આપણી નિર્બલતા

હિંદનો મીલઉદ્યોગ તથા ટરીફ બોર્ડ વિશે અમે ટુંકી નોંધ ઉપર આપી છે. અત્યારે દેશના મોટામાં મોટા ઉદ્યોગને જે સહાય અને રક્ષણની જરૂર છે, તેને માટે ટરીફ બોર્ડે (જકાત સમિતિ) જે થોડી ઘણી ભલામણો કરી હતી તે સરકારે ફેંકી દીધી છે. મીલ-સ્ટોર અને સાંચા પરની જકાત ચાર વર્ષ માટે કાઢી નાંખવી, ૩૨ થી ઉંચા નંબરનું સુતર કાંતનારી મીલને તેની સુતરની પેદાશના ૧૫ ટકા પર રતલે એક આનો ચાર વર્ષ સુધી મદદ આપવી, અને આવતા ત્રણ વર્ષ માટે પરદેશી કાપડ પર ચાર ટકા જકાત વધારાની નાંખવી, અને ઉદ્યોગને મદદ આપવાનું ખર્ચ તેમાંથી કાઢવું—આવી સરલ ભલામણોમાંથી વિલાયતને ફાયદો થાય તેવી પહેલી ભલામણ જ સરકાર સ્વીકારવાનો વિચાર કરે છે; આ દરમીઆન ચીનની નાન્કીનની સરકારે શાંગહાઇ બંદરમાં આવતા દરેક માલ પર વધારાની જકાત નાંખવાનો ઠરાવ કર્યો છે. તેના ખબર હમણાં જ આવે છે. સાધારણ માલ પર વધારાના અઢી ટકા, મોજશોખની વસ્તુ પર પાંચ ટકા, તમાકુ પર પચાસ ટકા, અને અમેરિકાથી આવતા માલ પર દર ટને ૧ ડૉલર અને ૮ સેન્ટ, અને બીજા બધા પરદેશી માલ પર ૧૨॥ ટકા, એ પ્રમાણેના નવા કરો નાંખ્યા છે. આપણે પરતંત્ર છીએ, અને એથી જ લેંકેશાયરને કંઇ પણ હાનિ ન પહોંચે એવી જાતની બ્રિટિશ રાજ્યની પદ્ધતિ સામે કશું કરી શકતા નથી. તો આપણા મીલમાલેકો પોતાની જ મીલમાં બનેલો માલ અને તે નહિ તો હિંદુસ્તાનમાં બનેલો માલ જ વાપરે એવો નિશ્ચય કરશે ખરા ? મોટા ઉદ્યોગોનું ભવિષ્ય આખી દુનિયા પર પથરાએલી આર્થિક સ્થિતિના વમળો ઉપર આધાર રાખે છે, અને દુનિયાની સાથે હરીફાઇમાં ઉતરવા માટે કોઇ પણ દેશની પાસે જે સાધનો જોઇએ—આયાતનીકાસ પર કર નાંખવાની સત્તા, અને હુંડીઆમણના દર—તે આપણી પાસે નથી, તો ગમે તેટલો ભોગ આપીને મીલમાલેકો અમદાવાદ કે મુંબઇ એમ પોતાના જ કેન્દ્રનો નહિ, પણ સમસ્ત દેશના ઉદ્યોગના હિતનો વિચાર કરશે ? પોતાના સ્વાર્થની ખાતર પણ પરદેશી કાપડનો તેમણે

અને આખી પ્રજાએ મજાને બહિષ્કાર કરવો જ જોઈએ. શેઠ નરોત્તમ મોરારજી બધું કાપડ પોતાની મીલનું જ વાપરે છે, એમનો દાખલો લઇ મીલમાલિકો પોતે મજૂરોમાં અને પ્રજામાં હિંદના મીલઉદ્યોગ માટે લાગણી ઉત્પન્ન કરશે ખરા? આપણી હજી પણ આંખો નથી ઉઘડી એ નવાઈની વાત છે; બાકી સરકાર તરફથી કંઇ પણ આશા રાખવી વ્યર્થ છે.

* * *

### કચ્છમાં વૃક્ષરોપક મંડળ

મનુષ્યના જીવનમાં વૃક્ષ કેટલું બધું ઉપયોગી છે, અને પ્રાચીન કાળમાં એનું કેટલું મહત્ત્વ હતું તે વિશે 'પ્રસ્થાન'ના વાંચકોને અમારે હવે વધારે કહેવાની જરૂર લાગતી નથી. 'પ્રસ્થાન' પુ. ૧, પૃ. ૧૪૬ પર બાબુ ક્ષિતિમોહન સેને કોસિંઢામાં પાંચ વૃક્ષો દોઢ વરસ પહેલાં પોતાને હાથે રોપેલાં તે વખતનું પ્રવચન અમે છાપ્યું છે. તે ઉપરાંત વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીભાઇનો પરિચય પણ 'પ્રસ્થાન' પુ. ૨, પૃ. ૩૮૦ પર આપેલો છે. તેઓ પોતાની વૃદ્ધાવસ્થામાં માંડવી (કચ્છ)માં રોજ એક ઝાડ વાવીને નમન કરે છે; પોતાની પરંપરા જે કોઇ માણસ ન સાચવે તોપણ વૃક્ષો તો સાચવશે જ એવી એમની આસ્થાને કંઇક મૂર્ત સ્વરૂપ તેઓ આપી શક્યા છે.

જૂન માસની ૩૦મી તારીખે માંડવી (કચ્છ)માં બારીઆ વનશાળાના મંદિરમાં વૃક્ષરોપક મંડળની સ્થાપના કરવામાં આવી. જંગલ રાજ્યની દોલત છે તે હવે સૌ કોઇ સમજતું થયું છે. પોરબંદર રાજ્યમાં એમના જ પ્રયત્નથી જંગલો વધારવામાં આવ્યાં હતાં, અને તેમાંથી રૂ. ૪૦૦૦૦) જેટલી આવક તે રાજ્યને દર વરસે મળી રહે છે. જંગલોની આ કિંમત હિંદુસ્તાનમાં પૂર્વે સમજવામાં આવી હતી. તે ઉપરથી જ એમ કહેવામાં આવ્યું હતું કે "૧૦ કુવા બરાબર ૧ વાવ છે, ૧૦ વાવ બરાબર ૧ સરોવર છે, ૧૦ સરોવર બરાબર એક પુત્ર છે, અને ૧૦ પુત્ર બરાબર ૧ વૃક્ષ છે." પણ વૃક્ષની આ કિંમત આપણા જીવનમાંથી જેમ પ્રાણ ઓછો થતો ગયો તેમ ઘટવા માંડી, અને છેવટ હિંદુસ્તાનનાં જંગલો ઘટવા માંડયાં. યુરોપમાં જંગલની કિંમત બહુ અંકાય છે. રુશિયાની દોલત એના જંગલોમાં જ છે. જંગલથી વરસાદ પણ ખેંચાઈ આવે છે, અને એ રીતે ખેતીને પણ વૃક્ષો લાભદાયક નીવડે છે. જનસુખાકારી અને તંદુરસ્તી માટે પણ વૃક્ષોનો નિભાવ થવો જોઇએ. હમણાં જ મીસીસ મારગેરેટ કઝીન્સે અમદાવાદમાં આપેલાં એક વ્યાખ્યાનમાં કહ્યું હતું* "કે શહેરની ખુલ્લી જગ્યાઓ છે તે શહેરની તંદુરસ્તી છે, અને શહેરમાંની લીલી જગ્યાઓ તેની આંખો છે." પશુઓને તો પોતાનું નીરાળું જીવન હોય છે, પણ વૃક્ષોનું જીવન તો સદા પારકાને માટે જ હોય છે; અને આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ પણ સૂર્યની શક્તિમાંથી, અને પૃથ્વીની જડ જમીનમાંથી જે સીધી રીતે જીવનતત્ત્વ આપણને કોઇ આપતું હોય તો તે વૃક્ષો જ છે. છેવટ બધાં જ પ્રાણીઓ વૃક્ષોની ઉપર આધાર રાખી રહે છે.

કુમારશ્રી વિજયરાય મહારાજે વૃક્ષરોપક મંડળને રૂ. ૨૦૦૧)ની મદદ આપી છે તે અહીં નોંધવા યોગ્ય છે. રા. જયકૃષ્ણભાઇની આશાઓ આવી રીતે નવાં વૃક્ષોના અંકુરમાં ફલીભૂત થાય છે, તે ખાતર અમને સંતોષ થાય છે.

---

* A city's open breathing spaces are its health and its patches of greens are its eyes.

᭙ પ્રસ્થાન ᭙

પુસ્તક ૪ શ્રાવણ : ૧૯૮૩ અંક ૪

# પ્રાર્થના

(પૃથ્વી)

પ્રભો ! તવ અનન્ત નીલ ગગને કદી રાત્રિએ
અસંખ્ય જગદીપ શા ઝગઝગી રહ્યા તારકો;
અગાધ તમમાંથી એ તવ સહસ્ર નેત્રો સમા
નિરંતર, મિષોન્મિષે અમિત પ્રેમ વર્ષાવતા.
ગમે નીરખવી પ્રભો ! મૃદુલ સૃષ્ટિ એ તાહરી,
પરંતુ, ઉર માહરૂં તિમિર-ઓઘમાં ડૂબિયું
ચહે પ્રબળ એક વીજ-ઝબકાર ને ગર્જના—
બને પૃથિવી અંતરિક્ષ દૃગ આંજતા તેજથી
પ્રદીપ્ત પળમાં, અને કડકડાટ અંગો થઇ
વિરાટ જગ જાગતું પ્રબળ એક આઘાતથી—
ભલે, ક્ષણ મંહી પછી લય થઇ જતી વીજળી,
પરંતુ ન બને કદી જગત જાગ્યું ના-જાગ્યું એ.

સ્નેહરશ્મિ

# સમાજસુધારો અને સત્યાગ્રહ

સમાજસુધારો પ્રથમ કે રાજકીય સુધારો એ પ્રશ્ન ઘણા વર્ષોથી આપણા દેશમાં ચર્ચાનો એક વિષય છે. સમાજસુધારકો કહેતા કે જ્યાં સુધી આપણી સમાજનાં અનિષ્ટો દૂર થાય નહિ ત્યાં સુધી રાજકીય સ્વાતંત્ર્ય અશક્ય છે. રાજકીય ક્ષેત્રમાં ઘુમતા લોકનાયકો ઉત્તર દેતા કે જેમની પાસે સામાજિક પરિવર્તન કરવાની સત્તા છે એમને સમાજિક સુધારણા પ્રત્યે અનાદર છે, જ્યારે જેમને એ વિશે તીવ્ર ઇચ્છા છે એમની આગળ સત્તા નથી એટલે રાજકીય હક્ક પ્રાપ્ત કર્યા વિના સમાજની પ્રગતિ થશે નહિ. જેઓ બંને પક્ષનું સત્ય જોઇ એક પક્ષ લેતા નહિ એ સામાજિક અને રાજકીય સુધારા વચ્ચે આવો વિરોધ અસ્થાને ગણતા અને એ બંને માર્ગે એક સાથે જ પ્રગતિ થઇ શકે એમ માનતા. પરંતુ ગાંધીજીએ રાષ્ટ્રીય જીવનમાં પ્રવેશ કર્યો તે પછી અને અસહકારના સંચલન પછી આપણે સમજી શક્યા છીએ કે સામાજિક અને રાજકીય સુધારણા એ રાષ્ટ્રીય પુનર્ઘટનાના બે અંગો જ છે અને એક ઢાલની બે બાજુની પેઠે એને વિભિન્ન કરી શકાતાં નથી. આથી અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નને અસહકાર જેવા એક રાજકીય પ્રયોજન વાસ્તેના શાન્તિમય બળવામાં રાષ્ટ્રીય નીતિ તરીકેનું મહત્ત્વ મળ્યું હતું તથા ભિન્ન ભિન્ન કોમો વચ્ચેનું ઐક્ય, દારુનિષેધ ઇત્યાદિ સામાન્ય રીતે સામાજિક ગણાતા પ્રશ્નો પણ રાજકીય સ્વાતંત્ર્ય વાસ્તેના કૉંગ્રેસના પ્રયાસોમાં ભળી જતા. આ સંયોગના લાભ અને ગેરલાભ તપાસવા એ અહિં અસ્થાને છે પરંતુ એટલું તો નિઃસંશય કે હવે સામાજિક સુધારો રાષ્ટ્રીય પ્રશ્નના અંગરૂપ બની ગયો છે.

જે મહાન વ્યક્તિએ સામાજિક અને રાજકીય સુધારા વચ્ચે આવી સંગતિ સ્થાપી છે એમણે જ સમાજ સુધારવાનું એક નવું અને અદ્વિતીય શસ્ત્ર હિન્દને અર્પ્યું છે. સામાજિક ક્ષેત્રમાં હિન્દનું જગતની સંસ્કૃતિને સર્વથી શ્રેષ્ઠ અને અનુપમ અર્પણ કંઇ પણ હોય તો એ સત્યાગ્રહની ભાવના અને રીતિનું છે. આર્થિક ઉત્ક્રાન્તિને લીધે આ યુગ લેનિનનો લેખાશે તો નૈતિક પુનરુદ્ધારને લીધે ગાંધીજીનું નામ આ યુગને અમર બનાવશે. અત્યાર સુધી શારીરિક બલ મનુષ્ય સમાજની ઘટનાના પાયારૂપ ગણાતું આવ્યું છે. વ્યક્તિઓ, જાતિઓ કે દેશો વચ્ચેના મતભેદો કલહો અને સંગ્રામોનો નિર્ણય પશુબલ વડે જ થયો છે. અહિંસા જે સત્યાગ્રહનો આત્મા છે એ આ શારીરિક બલના સિદ્ધાન્તનો ત્યાગ કરે છે. અહિંસાની ભાવના કે એનો માર્ગ નવાં નથી. સોક્રેટીસ અને જિસસ ક્રાઇસ્ટથી થોરો સુધી ઘણી અપૂર્વ વ્યક્તિઓ અને ક્વેકર્સ ( Quakers ) કે યુદ્ધનો શુદ્ધ અન્તઃકરણથી વિરોધ કરનારાઓ ( conscientious objectors ) જેવા છૂટાછવાયા વર્ગોએ ભિન્ન ભિન્ન સ્થળે અને સમયે સત્યાગ્રહ કર્યો છે. પરંતુ અસહકાર નામથી રાજકીયરૂપે વિખ્યાત થયેલા સત્યાગ્રહની નવીનતા એ નૈતિક પ્રયોગના ક્ષેત્રમાં તથા એ પ્રયોગના હેતુમાં રહેલી છે. એક રાષ્ટ્રીય પ્રશ્નના નિકાલ વાસ્તે સમસ્ત દેશ સત્યાગ્રહનો સિદ્ધાન્ત અમલમાં મૂકી એ

રીતે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા મથે એ સ્થિતિમાં ગાંધીજીના સત્યાગ્રહની વિશિષ્ટતા રહેલી છે. સત્યાગ્રહ જેવી એક વ્યક્તિગત ભાવના ઉપર રાષ્ટ્રીય સંચલન ઘડવાનો અને અહિંસા જેવા અભાવાત્મક સિદ્ધાન્ત વડે એક પ્રત્યક્ષ અને પ્રબલ સામાજિક શક્તિ ઉત્પન્ન કરવાનો આ પ્રયાસ અદ્ભુત છે. વળી ગાંધીજીનો સત્યાગ્રહ પરજીવનમાં લાભ પ્રાપ્ત કરવા નહિ પરંતુ સામાજિક, રાજકીય કે આર્થિક અન્યાય દૂર કરવા કે ઉચિત હક્ક મેળવવા ઉદ્ભવેલો છે અને અસ્તિત્વ ભોગવે છે. દક્ષિણ આફ્રિકાના સંચલનમાં ખેડા ને ચમ્પારણ્યના તથા રોલેટ ઍક્ટ વિરુદ્ધના સત્યાગ્રહમાં અને અસહકારમાં ગાંધીજીનો સિદ્ધાન્ત સામાજિક બલ તરીકે જ પ્રગટ થયો છે અને અમુક નિશ્ચિત પ્રકારના સામાજિક, રાજકીય કે આર્થિક પરિણામ વાસ્તે ઉપયોગમાં આવ્યો છે. સામાજિક પ્રયોજન વાસ્તે તથા સામાજિક શક્તિ તરીકે સત્યાગ્રહની રીતિનો ઉપયોગ કરવો એ ગાંધીજીએ જગતને એક નવીન પાઠ શીખવ્યો છે. ભવિષ્યનો ઇતિહાસકાર સત્યાગ્રહ અને અસહકારને માત્ર રાજકીય સ્વાતંત્ર્યના એક શસ્ત્ર તરીકે જ નહિ પરંતુ સમાજના કલહો તથા અન્યાયોના સમાધાન વાસ્તેના એક નવા માર્ગની શોધ તરીકે લેખશે. ટૉલ્સ્ટૉયની ફિલસુફી કે કાર્લ માર્ક્સના અર્થશાસ્ત્ર જેટલું જ મહત્ત્વનું ગાંધીજીનું આ અર્પણ છે. જગદીશચન્દ્ર બોસ કે પ્રો. રામનની શોધ કરતાં સત્યાગ્રહનું આધ્યાત્મિક સૃષ્ટિમાં ઓછું મૂલ્ય નહિ અંકાય. ધર્મ અને નીતિના સત્ત્વ સિદ્ધાન્તોનો આન્તર-રાષ્ટ્રીય સંબંધના એક વિકટ પ્રશ્નમાં આ રીતે પ્રથમ વાર જ પ્રયોગ થયો છે.

સમાજસુધારાને રાષ્ટ્રીય પ્રશ્નનું અંગ બનાવનાર ગાંધીજીએ જ સત્યાગ્રહનું શસ્ત્ર દેશને અર્પણ કર્યું છે એ આકસ્મિક નથી. ગાંધીજીની દૃષ્ટિએ સમાજસુધારો એટલે પાશ્ચાત્ય સંસ્કૃતિનું અનુકરણ નહિ પરંતુ જે સામાજિક અન્યાયો અને વિઘ્નો વ્યક્તિના સંપૂર્ણ તથા સુશ્લિષ્ટ વિકાસને તથા મનુષ્યોના પરસ્પર નૈતિક સંબંધને નડતરરૂપ હોય એનો નાશ. આ ભાવનામાં વ્યક્તિત્વ અને નીતિ સર્વથી મહત્ત્વનાં છે. વિધવાવિવાહના પ્રતિબંધથી કે અસ્પૃશ્યતાના ક્રૂર બંધનથી, સ્ત્રી ઉપરના પુરુષના જુલમથી કે જ્ઞાતિના કોઇ અન્યાયી નિયમથી વ્યક્તિના વિકાસને તથા સામાજિક નીતિને હાનિ થાય છે માટે જ એ સર્વ અનિષ્ટો અને કુરિવાજોની વિરુદ્ધ બંડ ઉઠાવી સમાજની રચનામાં પરિવર્તન કરવા વ્યક્તિએ મથવું જોઇએ. ગાંધીજીના સમાજસુધારણાના આદર્શોમાં જેમ વ્યક્તિત્વ પ્રધાન છે, એમ જ સત્યાગ્રહનું બીજ પણ, સામાજિક વ્યવસ્થામાં વ્યક્તિના અન્તઃકરણને વિશિષ્ટ સ્થાન હોવું જોઇએ એ ભાવનામાં રહેલું છે. મનુષ્ય-વ્યક્તિત્વના અને માનવ-અન્તઃકરણના ગૌરવના ભાન ઉપર જ અહિંસાનો સિદ્ધાન્ત રચાયો છે. પ્રત્યેક મનુષ્યનું વ્યક્તિત્વ સાધન નહિ પણ સાધ્ય છે એ સૂત્ર સત્યાગ્રહી સ્વીકારતો હોવાથી કોઈ પણ મનુષ્ય ઉપર હિંસા થાય એ સત્યાગ્રહીની દૃષ્ટિએ નૈતિક અપરાધ છે. જે સામાજિક વ્યવસ્થા અન્તરની સંમતિ કે અનુજ્ઞા મેળવી શકતી નથી એની વિરુદ્ધ સત્યાગ્રહી વિગ્રહ કરે છે: જે સંસ્થા કે રૂઢિથી મનુષ્યની અદ્વિતીય અન્તર્ભૂત શક્તિની અધોગતિ થાય છે એ સર્વનો સાચો સત્યાગ્રહી વિરોધી થાય છે. અસ્પૃશ્યતા સરખો અમાનુષી રિવાજ, લોભ અને સ્વાર્થના પાયા ઉપર ટકી રહેલો મુડીવાદ, કે શારીરિક બલ ઉપર ઝઝુમતું સામ્રાજ્ય એ સર્વ સામાજિક ઘટનામાં મનુષ્યના અન્તઃકરણને અસ્થાને ગણી એનો અનાદર કરે છે અને રીબે છે. આ મૂલ સત્યના અનાદર સ્હામે સત્યાગ્રહીનો સાચો વાંધો છે. કારણ કે મનુષ્યમાં જે સર્વથી વિશિષ્ટ, અપૂર્વ અને ઉચ્ચ છે એવા વ્યક્તિત્વનું અન્યાયી સમાજરચનામાં દમન થાય એ સત્યાગ્રહી નથી સાંખી શકતો.

ટૂંકમાં, સત્યાગ્રહ રાજકીય હેતુ વાસ્તે જ યોજેલી કોઇ રીતિ નથી પરંતુ જ્યાં જ્યાં અસત્ય, અન્યાય કે અનિષ્ટ હોય ત્યાં ત્યાં એ સર્વને દૂર કરવામાં સહાયરૂપ થાય એવું એ નિઃશસ્ત્રોનું શસ્ત્ર છે. સત્યાગ્રહને માટે રાજકીય, આર્થિક અને સામાજિક ક્ષેત્રોનો ભેદ હોતો નથી.

આજે સમાજસુધારાના પ્રયાસમાં આ જૂનો છતાં નવો પ્રયોગ વિશેષ મહત્ત્વનો છે. ગયા મહાન યુદ્ધ પછી યુરોપની સંસ્કૃતિનો મોહ ઘણાખરા હિન્દીઓને ઉતરી ગયો છે. શારીરિક બલને બદલે કોઇ ન્યાય્ય, બુદ્ધિસિદ્ધ (rational) અને શાન્તિમય માર્ગ મનુષ્યો કે રાષ્ટ્રોના મતભેદ ઉકેલવા અને કલહોનું સમાધાન કરવા હોવો જોઇએ એમ સર્વ દેશોના વિચારશીલ લોકોને લાગે છે. વળી સમાજસુધારાનું અંતિમ લક્ષ્ય મનુષ્યનું વ્યક્તિત્વ જ છે અને સામાજિક વિટંબણાઓ અને વિઘ્નોનો નાશ વ્યક્તિના સંપૂર્ણ વિકાસ માટે જ થવો જોઇએ એ વાત માન્ય થઈ ગઈ છે. પરંતુ આજે સમાજસુધારકો કોઇ સુધારા વાસ્તે શાસ્ત્રોના કે પ્રમાણનું અવલંબન ન ટાંકતા બુદ્ધિની દષ્ટિએ સામાજિક હિતને અનુકૂલ એ સુધારો છે એ તપાસે છે. વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સમાનતા, ન્યાય અને માનવબન્ધુતાની જે નવી ભાવનાઓ રાજકીય ક્ષેત્રમાં પ્રચલિત થઇ છે એણે; ક્રમે કરીને, સામાજિક અને ધાર્મિક જીવન ઉપર પણ અસર કરી છે અને સામાજિક નિયમો અને સૂત્રોમાં ઉત્ક્રાન્તિ કરી છે. સાચો સત્યાગ્રહી કોઈ મહાપુરુષના વચનનું કે શાસ્ત્રનું પ્રમાણ આપતો નથી, દૈવી સત્તા કે ચમત્કારની શક્તિ પોતાની પાસે છે એવી મિથ્યા બડાઇ મારતો નથી, પરંતુ બુદ્ધિ ઉપર જ આધાર રાખે છે અને બુદ્ધિનું પ્રમાણ આપે છે. આ કારણને લીધે પણ સત્યાગ્રહ સમાજસુધારા વાસ્તે કિંમતી ઉપાય છે. આ ઉપરાન્ત સત્યાગ્રહની રીતિ બીજી એક દષ્ટિએ પણ લાભદાયક છે. કોઈ પણ સુધારો કાયદા અને નિયમો વગર થઇ શકતો નથી. પરંતુ કાયદો રચવા પ્રજામત અને એનો હેતુ ફલીભૂત કરવા યોગ્ય વ્યક્તિઓ અને અનુકૂલ વાતાવરણ અગત્યનાં છે. આ પ્રજામત અને આ વાતાવરણ સત્યાગ્રહદ્વારા ઉત્પન્ન થઇ શકે છે. વળી કાયદામાં જે પ્રકારનું ફરજિયાતપણું હોય છે અને એને અમલમાં મૂકવામાં દમન, લાંચ ઇત્યાદિ દૂષણોનો જે ભય રહે છે એથી સમાજસુધારાની આ રીતિ અનિવાર્ય હોવા છતાં સંતોષકારક નથી નિવડતી. સત્યાગ્રહી આ પ્રયાસ સમાજની બીજી સીમાએથી કરે છેઃ સામાજિક નિયમને છેડેથી નહિ પણ વ્યક્તિચારિત્ર્યના છેડેથી એ સુધારવા મથે છે. વૃત્તિ અને આચરણના સ્રોતને વિશુદ્ધ અને નિર્મલ કરવો તથા વ્યક્તિના નૈતિકબલ અને પવિત્રતામાં વૃદ્ધિ કરવી એ કાયદાના કૃત્રિમ બંધનોને નિયમો વડે પુનર્વ્યવસ્થા કરવા કરતાં વધુ ઉત્તમ છે. આવાં અનેક કારણોથી સત્યાગ્રહને સમાજસુધારામાં સ્થાન છે.

આ કેવળ કાલ્પનિક તર્ક નથી એ અસહકાર પછીના સામાજિક હેતુવાળાં સંચલનો પ્રતિપાદન કરે છે. અસહકારની પ્રવૃત્તિ મંદ પડી ત્યારે સત્યાગ્રહનો નાશ ન થયો. સત્યાગ્રહના સિદ્ધાન્તની અસર રાષ્ટ્રીય જીવન ઉપર એટલી પ્રબલ અને ઊંડી થઈ હતી કે સામાજિક અન્યાયો વિરુદ્ધ એ શસ્ત્રનો ઉપયોગ થયો. અકાલીઓએ ગુરુદ્વારોને પવિત્ર અને શુદ્ધ કરવા જે ભગીરથ પ્રયત્ન આદર્યો એમાં એમને મહન્તની અને મન્દિરના માલિકોની જ નહિ પરંતુ એમના આશ્રયદાતા સરકારની સ્હામે પણ ઝઝૂમવું પડયું. જ્યાં કાયદા કરવાની સત્તા દેશના નાગરિકોના હાથમાં નથી અને જ્યાં સ્વાભાવિક રીતે જ સ્થાપિત વસ્તુઓની સહાયમાં કાયદો, પોલીસ અને લશ્કર હોય છે ત્યાં સામાજિક અન્યાયની વિરુદ્ધ થવામાં આપોઆપ કાયદાનો ભંગ થઇ જાય છે. આમાં દોષ સરકાર કે સત્યાગ્રહી એકકેનો

નથી. અને આ રીતે જ ગુરુ-કા-બાગમાં સામાજિક હેતુ વાસ્તે કાયદાનો સવિનય ભંગ કરી અકાલીઓએ નૈતિક વિજય પ્રાપ્ત કર્યો. વર્ષોના કષ્ટ પછી શીખોના સત્યાગ્રહનો મુખ્ય હેતુ સફલ થયો અને ગુરુદ્વારની સુધારણા વાસ્તે કાયદો સુદ્ધાં ઘડાયો. તારકેશ્વરનો સત્યાગ્રહ પણ કંઇક આવા જ પ્રકારનો હતો. એ પણ મન્દિરની શુદ્ધિ માટેનો પ્રયાસ હતો અને એનો અન્ત પણ મહન્ત સાથેના સમાધાનદ્વારા આવ્યો. મન્દિરો સુધારવાનો પ્રશ્ન માત્ર ધાર્મિક નથી, એનું સામાજિક દૃષ્ટિએ પણ બહુ મહત્ત્વ છે, મન્દિરોના માલિકો કે પૂજારીઓના અનીતિમય, લોભી અને અશુદ્ધ જીવનથી મન્દિરો સમાજના સડા જેવાં ઘણીવાર થઇ પડે છે અને એને વિશુદ્ધ કરવામાં સામાજિક હિત સધાય છે. વળી એ મન્દિરોની લાખો રૂપિયાની મિલ્કત અને ફંડનો ઉપયોગ પણ સમાજના લાભ માટે થાય એ આવશ્યક છે. સમાજસુધારા ઉપર સત્યાગ્રહની જે અસર થઇ છે એના બીજા દૃષ્ટાન્તરૂપ વાયકોમનો સત્યાગ્રહ છે. વાયકોમમાં અસ્પૃશ્યના વિરુદ્ધના બંડમાં ઘણા ઉચ્ચ વર્ગના લોકો પણ જે માર્ગ ઉપર અંત્યજોને પ્રતિબન્ધ હતો ત્યાં કલાકો સુધી બેઠા રહેતા અને ગુરુ-કા-બાગના અકાલીઓ પેઠે ગમે તે કષ્ટ શાન્તિથી સહન કરતા. આ ધાર્મિક પ્રશ્ન ન્હોતો પણ સામાન્ય નાગરિક હક્કનો પ્રશ્ન હતો અને એમાં પણ ત્રાવણકોરના રાજ્યની વિરુદ્ધ સત્યાગ્રહીઓને થવું પડ્યું હતું. અને અન્તે પણ સત્યાગ્રહનો વિજય થયો અને અંત્યજોના હક્ક સ્વીકારાયા. થોડા સમય ઉપર જ મહાડમાં પણ અંત્યજ પરિષદ વખતે પણ સત્યાગ્રહનો આવો જ એક પ્રસંગ બન્યો હતો.

પરંતુ સત્યાગ્રહનું શસ્ત્ર સરકાર કે ધાર્મિક અને સામાજિક સત્તા વિરુદ્ધ જ કે ઉચ્ચ ગણાતી કોમો સ્હામે જ વપરાય એવો કંઇ નિયમ નથી. ભિન્ન ભિન્ન નીતિઓના ઐક્ય વાસ્તે સત્યાગ્રહ થઈ શકે, તો જેને એક કોમ સાચી કે ખોટી રીતે પોતાનો વ્યાજબી હક્ક ગણતી હોય એને ખાતર પણ સત્યાગ્રહ કેમ ન હોઇ શકે? મસજીદ આગળ વાજાં વગાડવાનો પ્રશ્ન આવો કલહનો સવાલ ગઈ પડ્યો છે. ત્રણેક વર્ષ ઉપર નાગપુરમાં આ કારણસર હિન્દુઓએ સત્યાગ્રહ કર્યો હતો અને હમણાં પણ પટુખલામાં આવા જ પ્રકારનો સત્યાગ્રહ ચાલુ છે. કયા સંજોગોમાં અને કયા પ્રયોજનથી થયેલો સત્યાગ્રહ ઉચિત કહેવાય અને ક્યારે એ અદ્ભુત શસ્ત્રનો દુરુપયોગ થયો કહેવાય એ કઠણ છે*, એટલે જે સંચલનમાં સવિનય અને શાન્તિમય રીતે સામાજિક હેતુપુરઃસર કાયદાનો ભંગ થાય એને સત્યાગ્રહ જ લેખવું રહ્યું. મસજીદ આગળ વાજાં વગાડવાનો હેતુ જો કે લેશ માત્ર ઉદાત્ત નથી પરંતુ એને વાંસ્તે સહન કરનારા એને નાગરિક હક્ક માને છે એટલે એમના અભિપ્રાય પ્રમાણે તો આ દૃષ્ટિએ એ સત્યાગ્રહ ગણાય.

હવે પ્રશ્ન એ છે કે સત્યાગ્રહથી વ્યક્તિને પોતાના નિર્ણય પ્રમાણે વર્તન કરવાનો અને સ્થાપિત સત્તા વિરુદ્ધ થવાનો પણ જે હક્ક મળે છે એથી અરાજકતાનો ભય ખરો? સમાજની વ્યવસ્થા અન્તે તો વ્યક્તિના વિકાસ વાસ્તે છે એ જો ધ્યાનમાં રાખીએ તો સમાજની વ્યવસ્થા અન્યાયી હોય ત્યારે વ્યક્તિ એનો વિરોધ કરી શકે એ

* નાગપુરમાં હથિયાર ઝાલવાના કાયદાનો ભંગ કરવાના સત્યાગ્રહ વિશે આવો જ મતભેદ ઊભો થયો છે. ગાંધીજી એને નૈતિક દૃષ્ટિએ અયોગ્ય ગણે છે જ્યારે સત્યાગ્રહનો શાન્તિમય વિરોધ (passive resistance) અર્થ કરતા ઘણાઓ ઉચિત ગણે છે. કેદમાંથી છૂટયા પછી સત્યાગ્રહ વિશેના પોતાના કેટલાક નિયમો સમજાવવાનું ગાંધીજીએ કહ્યું હતું પરંતુ હજી સુધી એ વિશે વિગતવાર ઉલ્લેખ એઓ કરી શકયા નથી.

સત્યાગ્રહીનો મૂલ સિદ્ધાન્ત સમજવો કઠણ નથી. સમાજ નિશ્ચલ કે નિશ્ચેતન થઇ જાય કે સત્તાનો દુરુપયોગ થાય એ કંઇ અરાજકતા કરતાં ઓછા હાનિકારક નથી અને એવી સ્થિતિનો ભય સતત હોવા છતાં સૂક્ષ્મ હોવાથી અરાજકતા જેટલો વિકટ જણાતો નથી. ઘણી યે વાર એક દેશને પોતાને અનુકૂલ સમાજવ્યવસ્થા કે રાજ્ય પ્રાપ્ત કરવા અરાજકતાનું કષ્ટ સહન કરવું પડે છે. વળી પોતાની સત્તાનો વિરોધ થાય કે સત્તા ઓછી થાય એ સત્તાધારીઓને તો હંમેશ અરાજકતા લાગે એ આશ્ચર્યકારક નથી. અન્ય કોમો સમાનતા મેળવે કે અસ્પૃશ્યતા દૂર થાય એ બ્રાહ્મણોને અથવા મન્દિરો ઉપર લોકશાસન સ્થપાય એ મન્દિરોના મહન્તોને અરાજકતા જ લાગે. પરંતુ સત્યાગ્રહ એક એવા પ્રકારનો વિગ્રહ છે કે એનું રક્ષણ એના લક્ષણમાં જ રહેલું છે. અસાધારણ પ્રકારનું આ યુદ્ધ હોવાથી એની યોગ્યાયોગ્યતાનો નિર્ણય એને ઉદ્‌ભવવાનું કારણ, એનું લક્ષ્ય અને જે ચિત્તવૃત્તિ અને સંયમથી એ લડત કરવામાં આવે એ સર્વ ઉપરથી થઇ શકે છે. અત્યંત સબલ કારણ સિવાય કે શૂરવીર મનુષ્યો વિના સત્યાગ્રહ સંભવતો નથી. રોષથી ઉશ્કેરાઇ ગયેલા મનુષ્યો સત્યાગ્રહ સિવાય બીજું કોઇ પણ પરાક્રમી શસ્ત્ર વાપરવાનું પસંદ કરશે. એક દૃષ્ટિએ તો રણમાં મરવા કરતાં પણ સત્યાગ્રહી તરીકે શાન્ત ચિત્તે અને સ્વસ્થતાથી સહન કરવામાં વધારે શૌર્ય અને સંયમ જોઇએ છીએ: એમ સહન કરનારામાં અંતિમ હેતુનું પૂર્ણ જ્ઞાન તથા નૈતિક શ્રેષ્ઠતા હોવાં જોઇએ. સત્યાગ્રહ વાસ્તે એવો સહૃદય ત્યાગ અને એકનિષ્ઠ શ્રદ્ધા આવશ્યક છે કે ઘણા મનુષ્યો એ વિષમ અને તીક્ષ્ણ કસોટીમાંથી પસાર થઇ શકતા નથી. રણક્ષેત્રમાં મારવાને તથા મરવાને માટે તો પશુસમાન લોહીતરસી વીરતા સહસા ઉદ્‌ભવે છે, પરંતુ સત્યાગ્રહી તરીકે મૃત્યુ સ્હામે નિડરતાથી વિરોધી ઉપર પ્રહાર કર્યા વગર ધસી જવામાં જે પ્રકારની વિચારશીલતા ને નૈતિક દૃઢતા સંયમ અને કલ્પનાશક્તિ આવશ્યક છે એ ઉત્પન્ન કરવાં કે અન્ત સુધી ટકાવવાં કઠણ છે. છતાં સત્યાગ્રહીને મને આ સમર્પણ પરાજય નહિ પણ શાન્તિમય અને અવિચ્છિન્ન વિગ્રહ જ છે. સત્યાગ્રહીની દૃષ્ટિએ બલ શારીરિક નહિ પણ માનસિક શક્તિ છે: શરીરના સ્નાયુઓમાં કે દારુણ હથિયારોમાં નહિ પરંતુ નિર્ભયતામાં અને સહનશીલતામાં સાચું શૌર્ય વસેલું છે એવી સત્યાગ્રહીની માન્યતા છે. આથી સત્યાગ્રહ દુઃસાધ્ય છે એટલું જ નહિ પણ એનો દુરુપયોગ થવાનો સંભવ આપોઆપ ઓછો થઇ જાય છે. કારણ કે જેઓ આ શસ્ત્ર વાપરે છે તેઓ એ વાસ્તે સહન કરવા તૈયાર હોય છે અને આજ્ઞાભંગ કરવા માટેની શિક્ષા જાતે જ વ્હોરી લે છે.

પરંતુ સત્યાગ્રહ સમાજસુધારા વાસ્તે અનુકૂલ રીતિ નથી એવી કેટલાક સુધારકોની માન્યતા છે. જેવી રીતે કાયદાથી સાચો સુધારો થઈ શકતો નથી પણ કાયદો લોકવૃત્તિને વાળી શકે છે કે એને અમુક માર્ગે જતાં પ્રતિબંધ કરી શકે છે એ પ્રમાણે બલથી પણ સાચો સુધારો અશક્ય છે એવી એમની દલીલ છે. સમાજમાં લાંબા કાલથી રૂઢ થઈ ગયેલા અનિષ્ટ રિવાજો લોકમત કેળવીને આદર્શજીવન ગાળીને ક્રમેક્રમે દૂર થાય એમ સુધારકોને લાગે છે. સત્યાગ્રહી પણ શિક્ષા કે કષ્ટ સહન કરીને લોકમતને કેળવવા મથે છે પરંતુ એમાં જે બલનું તત્ત્વ રહેલું છે એથી પ્રત્યાઘાત થવા સંભવ છે એમ વિનીત સુધારકોને લાગે છે. સત્યાગ્રહમાં જો કે શારીરિક આક્રમણ કે હિંસા ( violence ) નથી પરંતુ આધ્યાત્મિક બલ ( force ) છે એ નિર્વિવાદ છે. હિંસા અને બલ વચ્ચેનો આ સૂક્ષ્મ ભેદ તો સામાન્ય રીતે હિંસાના પક્ષકાર ગણાતા કોમ્યુનિસ્ટો પણ સ્વીકારે છે.* વ્યક્તિઓનું સંગઠન કરવાથી જે સામાજિક શક્તિ ઉત્પન્ન થાય અને સમાજવ્યવસ્થાને જે

ઘડી શકે એ બલ એવી એની વ્યાખ્યા કરવામાં આવી છે.* સત્યાગ્રહ કેવળ અભાવાત્મક ભાવના નથી. એમ હોત તો એનું સામાજિક મહત્ત્વ કંઈ ન રહેત. કારણ અનિષ્ટનો અવિરોધ કરવો એ સૂત્રનું પરિણામ તો શ્રેય વસ્તુના ત્યાગમાં આવે, જેને અન્તે શુષ્ક વૈરાગ્ય જ છે. સત્યાગ્રહ સંન્યાસીઓનો મન્ત્ર નથી પરંતુ અન્યાયનો વિરોધ કરવાનો અને સામાજિક પરિવર્તન સાધવાનો માર્ગ છે. પરંતુ સત્યાગ્રહમાં અવિરોધ (non-resistance)ના સિદ્ધાન્તથી અહિંસાત્મક વિરોધ (non-violent resistance)માં જે ક્રાન્તિ આમ થાય છે એનું પરિણામ માનસશાસ્ત્રની દૃષ્ટિએ પરીક્ષા કરવા જેવું છે. એક ખાસ વિરોધની કલ્પના-પછી ભલેને એ અહિંસાત્મક ને શાન્તિમય હોય તો પણ એ કલ્પના-એના અવિરોધના મૌલિક સિદ્ધાન્તથી વિપરીત લાગે છે. બીજી દૃષ્ટિએ આવા વિરોધની અહિંસા અનિષ્ટના અસ્તિત્વથી ઉદ્‌ભવતી ક્રોધ, વેર ઇત્યાદિની આપણી લાગણીઓને સંતોષી શકતી નથી. આનું વ્યાવહારિક પરિણામ એ આવે છે કે સત્યાગ્રહનું જે અવિરોધનું લક્ષણ છે એથી એને નૈતિક ભીરુતા અને નામર્દાઇનો સિદ્ધાન્ત લેખી એમાં લ્હડવાનો ઇન્કાર છે એમ ગણી કેટલાક અધીરા પુરુષો એનો ત્યાગ કરે છે, અથવા તો એનો જે યુદ્ધપ્રવૃત્તિ જેવો ભીષણ (militant) અંશ છે એ વિનાશકારક હિંસામાં પ્રગટી ઉઠે છે.

આ વિવેચન નિરર્થક નથી કારણ કે કેટલે અંશે સત્યાગ્રહમાં બલનું તત્ત્વ રહેલું છે અને કેટલે અંશે એ મનુષ્યના વિચારોમાં સાચું પરિવર્તન કરી શકે છે એ ઉપર સમાજસુધારા વાસ્તેની એની ઉપયોગિતાનો આધાર છે. સત્યાગ્રહી કષ્ટ સહન કરીને સત્તાધારીઓને કે વિરોધીઓને જીતી લેવા અને લોકમતને અન્યાયનું કે હક્કનું ભાન કરાવવા મથે છે. આવું કષ્ટ સત્યાગ્રહીએ પોતાને હાથે જ વ્હોરી લેવું કે બીજા નાંખે ત્યારે શાન્તિથી સહન કરવું? ઉપવાસ કરીને કે ભૂખમરો સેવીને (hunger-strike) સહન કરવું એ પ્રથમ રીતિનાં દૃષ્ટાન્ત છે. ગાંધીજી આવા પ્રકારના સત્યાગ્રહની વિરુદ્ધ હોય એમ લાગે છે.+ આનું કારણ એ હોઈ શકે કે આમ પોતે હાથે કરીને ઊભી કરેલી વેદનામાં નિયંત્રણનો (Coercion) અંશ સ્પષ્ટ છે. આવા પ્રસંગે સત્યાગ્રહીની માગણી યોગ્ય છે એમ પ્રતિકાર કર્યાથી નહિ પરંતુ પીડા ખમનાર સત્યાગ્રહી મરી જાય એ ભયથી કે એની સ્થિતિ માટેની દયાને લીધે સત્તાધારી એ માંગણી સ્વીકારે એ સંભવિત છે. પરંતુ પ્રવર્તન (persuasion) અને નિયંત્રણ (Coercion) વચ્ચેનો ભેદ કોઇક વાર અને ખાસ કરીને જનસમૂહના સંચલનમાં એટલો સૂક્ષ્મ હોય છે કે સત્યાગ્રહી પોતા ઉપર પડેલું કષ્ટ સહન કરે તો પણ એની માંગણીનો સ્વીકાર હમેશ સત્તાધારીના અભિપ્રાય કે નિર્ણયમાં બુદ્ધિપૂર્વક પરિવર્તન થવાથી નથી થતો. એવા પ્રકારના સત્યાગ્રહમાં પણ સત્યાગ્રહી પ્રત્યે કરુણા કે એની સહનશીલતા

* "Force is that social power derived from the organisation of individuals in such a manner as to enable them to enforce their will upon Society." A controversy on Violence: G. Gould and W. Paul –The Labour Monthly, February 1922.

+ ગાંધીજી મેક્‌સ્વિનીના અને વાયકોમના સત્યાગ્રહીઓના ઉપવાસની વિરુદ્ધ હતા. કેટલાક પ્રસંગોમાં તેઓ પોતે ઉપવાસ કરે છે, જેમકે અમદાવાદની મિલમજુરોની હડતાળને સમયે કે દિલ્હીમાં હિન્દુ મુસ્લીમ રમખાણ વખતે. વિરોધીઓને પોતાના પક્ષમાં જીતી લેવા આ ઉપાય ન લેવાય એવો એમનો અભિપ્રાય છે.

અત્યારે હિંદુ સમાજની શુદ્ધિ એ અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. ક્યાં ક્યાં શુદ્ધિ કરવાની જરૂર છે તેની યાદી હું નથી આપવા ઇચ્છતો. કેવળ બે બાબત તરફ જ ધ્યાન ખેંચવા ઇચ્છું છું. હિંદુ ધર્મની અને હિંદુ સમાજની રક્ષા આપણે ઇચ્છતા હોઇએ તો આપણી ઉચ્ચતાના ખોટા અને દંભી ખ્યાલો છોડી દઇ પછાત જ્ઞાતિઓ અને દલિત કોમોને આપણે અપનાવવી જ જોઇશે. મંદિરો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ અને એવી કોઇ પણ જાહેર કે ખાનગી સંસ્થા હોય તો તે ઊંચ કોમના હિંદુઓને માટે, એવું જે સંકુચિતપણું આપણામાં છે તે તજવું જ જોઇશે. સમાજને ખાવા અનાજ ઉગાડવાનો, પહેરવા કપડાં તૈયાર કરવાનો, સમાજને સ્વચ્છ રાખવાનો અને એવો અનેક પ્રકારનો મહેનત મજૂરીનો બોજો અમુક વર્ગ ઉપર અને ઊંચી કેળવણી, ધાર્મિક જ્ઞાન, સંસ્કાર, મોજમજા એ બધાનો ઇજારો બીજા વર્ગનો એવી જાતના વિચ્છેદથી હિંદુ સમાજ નિષ્પ્રાણ થઇ ગયો છે. અસ્પૃશ્યતાનો મહાવ્યાધિ તો હિંદુ સમાજના જીવનને કોરી ખાય છે. આનું ભાન આપણી જ્ઞાતિઓને છે પણ નહિ. ઊલટું એ મહાવ્યાધિને તો ઊંચા ગણાતા હિંદુઓ મહા ધર્મ માની બેઠા છે.

એવો જ બીજો મહાવ્યાધિ આપણા સમાજમાં થતી વિધવાઓની દુર્દશાનો છે. ફરજિયાત વૈધવ્યથી સમાજમાં જે પાર વિનાના સડા દાખલ થયા છે તેથી ભાગ્યે જ કોઇ વિચારવાન માણસ અજાણ્યો હશે. છતાં આપણી જ્ઞાતિઓ આવા સડા ઉપર ઢાંકપિછોડો કરવામાં પોતાનું ભૂષણ માની બેઠી છે.

આવા બીજા અનેક સડા આપણા સમાજમાં ઘર કરી બેઠેલા છે. પણ આ બે મુખ્ય સડા—અસ્પૃશ્યતા અને ફરજિયાત વૈધવ્ય—એ તો એવા છે કે, એ સત્વર દૂર ન થાય તો હિંદુ સમાજની હસ્તી જોખમમાં છે.

આ સડા દૂર કરવામાં મોટામાં મોટું વિઘ્નરૂપ કોણ છે? આપણી ઊંચી ગણાતી જ્ઞાતિઓ જ. આજે એ ક્ષીણસત્ત્વ દશામાં છે. કોઇ જાતનો નવો વિચાર કરવાની તાકાત તેનામાં રહેલી જણાતી નથી. તેથી જ તે પોતાના જડ વહેમોને વળગી રહેલી છે.

હવે જ્ઞાતિસુધારકો કે જ્ઞાતિસેવકોને મારો પ્રશ્ન એ છે કે તમે તમારા કાર્યક્રમદ્વારા —કેળવણી મંડળો, માસિકો, બોર્ડિંગો, શિષ્યવૃત્તિઓ ઇ૦—આ પ્રશ્નોને ક્યારે પહોંચી વળવા ઉમેદ રાખો છો? આવા પ્રશ્નોની બાબતમાં જેણે અમલી સુધારો કર્યો હોય, અથવા તેની વાત તો જવા દો પણ આવા પ્રશ્નો જે જ્ઞાતિમાં ઉઠાવે તેને તમારી જ્ઞાતિસુધારાની સંસ્થાઓમાં ઉભવા દઇ શકો એમ છો? ગૂજરાતમાં સંખ્યાબંધ જ્ઞાતિમાસિકો નીકળે છે. કોઇમાં આ પ્રશ્નની ચર્ચા સરખી થઇ જાણી નથી.

એક નિઃસત્ત્વ સંસ્થા જેનામાં કશું ભલું કરવાની તાકાત આજે રહી નથી તેની આવી આપખુદ સત્તાનો સક્રિય વિરોધ કર્યા વિના, તેનાં જડ બંધનો તોડ્યા વિના સમાજસુધારામાં એક ડગલું પણ આગળ વધી શકો એમ તમને લાગે છે?

નરહરિ પરીખ

# અચળેશ્વરી માતાની આરતી

જય અચળેશ્વરી માત, અચળેશ્વરી માતા,
જય અચળેશ્વરી માતા,
મોટા મોટા પંડિત (૨) તુજ મંદિર ધાતા, અચળે૦

આ દુનિયામાં ડહાપણ ઠેર ઠેર ભરિયું, મા, ઠેર૦
પણ તે સઘળું તુજને (૨) એકલીને વરિયું, અચળે૦

અન્ય જનોએ કેવળ 'જડવાદ' જ ભાખ્યો, મા, જડ૦
'અધ્યાત્મ'નો ઇજારો (૨) તેં એકે રાખ્યો, અચળે૦

અન્ય તણું વિજ્ઞાન, જ્ઞાન, કળા, કૈં જે, મા, જ્ઞાન૦
એ સઘળું અસ્પૃશ્ય જ (૨); દૂર અમે રહીએ, અચળે૦

બહારથી અજવાળું ના આવે જરીએ, મા, ના૦
(માટે) તુજ મંદિર અંદરથી (૨) બંધ અમે કરીએ, અચળે૦

તારી સંસ્કૃતિ તો, મા, મોક્ષ તણી કુંચી, મા, મોક્ષ૦
બીજી સંસ્કૃતિ વિષમય (૨); ટંગડી અમ ઊંચી, અચળે૦

તુજ દોષોનું દર્શન કરાવતા જે જે, મા, કરાવતા૦
તેને શિર તુજ 'દ્રોહ'ની (૨) છાપ અમે ધરીએ, અચળે૦

અચળેશ્વરીની આરતી જે ભાવે ગાશે, મા, જે૦
પ્રભુની પૃથ્વીમાં તે (૨) નગ્ન બની રહેશે, અચળે૦

હરિહર પ્રા. ભટ્ટ



# પુરુષનો સડો

લાંબા વખત સુધી અજ્ઞાનમાં અથવા ભૂલ ભરેલા જ્ઞાનમાં રહેલા માણસને જ્યારે સત્ય વસ્તુસ્થિતિનું ભાન થાય છે, ત્યારે એ ભાન જો ભલા પ્રકારનું હોય તો એને એવાં આનંદ અને આશ્ચર્ય થાય છે અને જો ખૂરા પ્રકારનું હોય તો એવો આઘાત પહોંચે છે કે જેનો સામાન્ય જનો, જેઓ મૂળથી જ એ જ્ઞાનમાં ઉછરેલા હોય, તેમને ખ્યાલ નથી થઇ શકતો.

મારે સદ્‌ભાગ્યે હું એવા કુટુંબમાં અને વાતાવરણમાં ઉછર્યો કે સમાજમાં અને કુટુંબની અંદર અંદર પ્રવર્તતા કેટલાક અપવિત્ર વ્યવહારોનો મને હજુ સુધી ખ્યાલ પણ આવ્યો નહોતો. અને એ અપવિત્રતા જેમ જેમ મારા જાણવામાં આવે છે તેમ તેમ હું દુઃખના તીવ્ર આંચકા અનુભવું છું. પણ વળી હું જ્યારે એમ જાણું છું કે જે હકીકતના જ્ઞાનથી મને તીવ્ર આંચકો લાગે છે તે હકીકત તો લગભગ સામાન્ય જ્ઞાનનો વિષય છે, અને બીજાઓને એથી આઘાત પહોંચી શકતો નથી એટલું જ નહિ પણ એ બાબતમાં મને એટલી બધી વધારે હકીકતો પૂરી પાડી શકે એમ છે, કે મારા આઘાતોમાં વૃદ્ધિ જ માત્ર થાય, ત્યારે મને અતિશય આશ્ચર્ય થાય છે. તે સાથે જ મને એ વાતનું યે આશ્ચર્ય થાય છે કે પોતે પવિત્ર વૃત્તિના માણસો હોવા છતાં, તેઓ પોતે એ અપવિત્રતાને કેમ શાંતપણે સહન કરી શકતા હશે ?

મને આશ્ચર્ય થતું કે બુદ્ધ જેવા સૂક્ષ્મ વિચારકે દારૂ, માંસ, વ્યભિચાર અને ચોરી જેવી સર્વમાન્ય અને સાદી અનીતિ પર જ કેમ ભાર મૂક્યો ? એટલું છોડનાર બુદ્ધનો શિષ્ય થવાને લાયક ગણાય. પણ એ વાતને ૨૪૦૦ વર્ષ થયાં. ત્યારબાદ ૧૦૦ વર્ષ પર સહજાનંદ સ્વામી આવ્યા. એમના ઉપર આક્ષેપ છે કે એમણે કાંઈ બહુ ભારે તત્ત્વવિચાર નથી આપ્યા, માત્ર દારૂ, માંસ, વ્યભિચાર અને ચોરી જેવી સાદી નીતિની જ વાતો કરી છે. આજે સો વર્ષ બાદ પછાત કોમોમાં કામ કરનારાને સાંભળીએ છીએ ત્યારે તેઓ પણ દારૂ, માંસ છોડાવવાની જ વાતો કરી રહ્યા છે. વ્યભિચાર અને ચોરી બાબત તો તેઓ બોલી યે શકતા નથી.

રાનીપરજ સ્ત્રીઓ સાથે પારસી દારૂ-તાડી-વાળાઓના અનીતિમય વ્યવહારની વાતો જ્યારે મે સાંભળી ત્યારે મને આઘાત થયો. પૂ. ગાંધીજીએ જાણી ત્યારે એમને યે આઘાત પહોંચ્યો, અને એમણે મારી વાતને વધારે પ્રસિદ્ધ કરી. પારસી તંત્રીઓએ એનો નૈતિક આશય ન જાણ્યો, ન વિચાર્યો અને બન્ને ઉપર છંછેડાઇ પડયા. એ લેખમાં અતિશયોક્તિ નહોતી જ એમ તે દિવસે પણ મારી ખાત્રી હતી. એમાં વધારે પડતો સંકોચ અને ન્યૂનોક્તિ હતાં એમ વધારે માહીતગાર લોકો મને કહે છે.

મારા લેખના સમર્થનમાં ગાંધીજીએ હિંદુસ્તાનના પુરુષવર્ગ ઉપર આક્ષેપ કર્યો છે કે આપણને સ્ત્રી જાતિની આબરૂ માટે ઝાઝી દરકાર જ નથી. એ આક્ષેપ અતિશય સાચો છે એમ હું જોઇ રહ્યો છું. શિયળ અને પતિવ્રતાના ધર્મોની શાસ્ત્રોમાં મોટી મોટી વાતો

છતાં પુરુષવર્ગને પોતાની સ્ત્રી સિવાય (અને ઘણેક ઠેકાણે તેની યે નહિ) બીજી સ્ત્રીની આબરૂ ઇજ્જતને ધોકો પહોંચે તેથી ઝાઝો આઘાત જ પહોંચતો નથી. એ એને કુથલીનો વિષય કરી શકે છે, દુઃખનો નહિ. પુરુષવર્ગનો લગ્ન પહેલાં સ્ત્રી માત્રથી અસ્પૃશ્ય રહેવાનો અને લગ્ન બાદ પરસ્ત્રીથી અસ્પૃશ્ય રહેવાનો આગ્રહ ઘણો મંદ છે એમ હું સાંભળવા અને જાણવા લાગ્યો છું.

કુચાલના માણસો વિષે મેં કદી સાંભળ્યું જ નહોતું એમ નહિ. પાછલો ઇતિહાસ યાદ કરતાં જણાય છે કે મારા જ કુટુંબમાંથી કેટલાક આશ્રિતોને સ્ત્રીઓ પ્રત્યે બેઅદબીનો પ્રયત્ન કરવા માટે ઘરમાંથી દૂર કરવા પડેલા. પણ આ હું અપવાદ રૂપ વ્યક્તિઓની કુચાલ સમજતો. પણ જરા ઊંડાં ઉતરતાં સમજાય છે કે આ પ્રમાણ એટલું બધું અલ્પ નથી કે છેક અપવાદમાં જ કાઢી શકાય. તેમ, એમ પણ નથી કે આ દૂષણ હલકા ગણાતા નોકર વર્ગમાં છે. મારી પાસે કેટલાક એવા દુઃખદ દાખલા છે.જે પરથી એમ માલમ પડ્યું છે કે આપણાં કુટુંબોમાં છેક નાની ઉંમરની બાળાઓને પણ એ કુટુંબમાં કે પાડોશમાં વસતા પુરુષોથી ભયભીત રહેવું પડે છે.

આપણા સમાજે પુરુષની કુચાલનો બહુ તિરસ્કાર નથી કર્યો: પણ સ્ત્રી કે બાળા ઉપર બળાત્કાર થયો હોય તો યે સમાજ તેની એટલી કુથલી કરી શકે છે કે બાળાઓ ઉપર ગુજરેલા અનેક બળાત્કારના પ્રસંગો તો ઘરનાં માણસો પણ જાણતા નથી હોતા. કોઇ વાર જાણે છે તો એવી કુથલીની બીકે સર્વ જવાબદાર માણસો એ વાત દાબી દેવાનો સંપ કરે છે. ઘણું થાય છે, તો કાંઇ બીજું નિમિત્ત કરી એ પુરુષનો પગ તે ઘરમાંથી કાઢવા પૂરતી પેરવી કરવામાં આવે છે, અથવા સ્ત્રી ઉપર વધારે જાપતો રાખવામાં આવે છે. પરિણામે, સ્ત્રીને બળાત્કાર સામે જે રક્ષણ પોતાના આપ્તજનો તરફથી મળવું જોઇએ તે પણ મળતું નથી; લાજની મારી પોતાની આપવીતી કોઇને સંભળાવવાની એની હિંમત થતી નથી, અને જીવન પર્યંત એક ગુપ્તતાનો ભાર સહન કરે છે; અને પેલો પુરુષ ઉઘાડે મુખે, સભ્ય ગણાતો અને સભ્ય તરીકે આદર મેળવતો સમાજમાં ફરે છે અને કદાચ બીજે પણ કુદૃષ્ટિ કરે છે.

એક વિધવાને હું જાણું છું. વિધવા થયા પછી એનો દિયર એનું ઘરેણું-ગાંઠું ઉપાડી ચાલતો થયો. વિધવાને એક નાનો છોકરો ઉછેરવાનું અને પોતાનું પોષણ કરવાનું રહ્યું. એણે ગામમાં એક ન્યાતીલાને ત્યાં વાસણ-પાણીનું કામ રાખ્યું. એક દિવસ તે માણસે પોતાની વહુની ગેરહાજરીમાં પેલી બાઈ ઉપર બળાત્કાર કર્યો. એને દહાડા રહ્યા. એ બાઇએ ક્યાં રહેવું? ક્યાં પોતાનું મોઢું બતાવવું? એ બાઇને છોકરી થઈ. એ છોકરીને કોણે ઉછેરવી? પેલો પુરુષ તો નિર્ભયપણે સમાજમાં ફરે છે. પણ, આ સ્ત્રીને? એ જો આત્મહત્યા કે બાળહત્યા ન કરી શકે તો પંઢરપુરના કે એવા જ બીજા આશ્રયદાતા શોધવા રહ્યાને?

માની લો કે આ વ્યભિચારમાં એ બાઇની યે સંમતિ હશે; માની લો કે એ વસ્તુ ખ્યાલમાં રાખીને જ વિધવાને પુનર્લગ્નની છૂટ આપવી જોઇએ. પણ એ તો જુદી દૃષ્ટિના પ્રશ્નો થયા. મૂળ મુદ્દો એ છે કે સભ્ય ગણાતા કુટુંબમાં પણ સ્ત્રી નિર્ભય નથી. પુરુષની શાખ એવી નથી કે કોઇ સ્ત્રી એની ઉપર વિશ્વાસ રાખી શકે.

અને પુરુષ વર્ગ આ વાતથી ક્યાં અજાણ્યો છે? સામાન્ય રીતે, આપણે જાણીએ છીએ કે સ્ત્રીઓ બહુ ઇર્ષ્યાળુ હોય છે; પતિના ચારિત્ર ઉપર એમનો વિશ્વાસ ઓછો હોય

છે. પુરુષની શુદ્ધ રહેવાની શક્તિના અવિશ્વાસને લીધે અને પુરુષ સામે એનું સામાન્ય રીતે કશું કરવાનું ગજું ન હોવાને લીધે એ ઈર્ષ્યા કરે છે સ્વજાતિ ઉપર જ. પણ, એના મૂળમાં તો પુરુષની વફાદારી વિષે એનો અવિશ્વાસ છે.

આપણી નજરે રોજ જે નિશાનીઓ પડે છે તે જોઈએ તો આ કાંઇ નિષ્કારણ છે એમ નહિ લાગે. આપણા દેશની ગાળોનો પ્રકાર જુઓ, આપણી જાહેર અને આગગાડીની મોરીઓ પરનાં લખાણો અને ચીતરામણો જુઓ, ક્યાંય સ્ત્રીની આબરૂ-ઇજ્જત માટે આદરવૃત્તિ દેખાય છે? અને એમ લાગતું હોય કે આ નીચલા વર્ગની સ્થિતિ છે, તો આપણી કચેરીઓમાં વકીલોના ઓરડામાં બેસી જે વાતો ચાલતી હોય છે તે સાંભળો. સ્ત્રી એ બીભત્સ પ્રકારની મશ્કરીનો જ વિષય થાય છે.

શું પુરુષ કે શું સ્ત્રી, એનામાં વિકાર હોય એ સમજી શકાય છે. એ વિકારને નિર્મૂળ કરવાની શક્તિ ન હોય એ પણ સમજી શકાય એવું છે. વિષયોપભોગમાં પાપ નથી, પણ, ઊલટું, એ યોગ્ય કર્મ છે એવી એની ભાવના હોય એ પણ સમજી શકાય એવી વાત છે. પણ તેથી કોઇ પણ સ્ત્રીને જોતાં જ અને ગમે તે વખતે એના વિકારો જાગી ઉઠે, ગમે તેની સાથે બેઅદબી કરવાની હિંમત કરી શકે, વિશ્વાસ કે વફાદારીની સર્વ મર્યાદાઓ ભૂલી જઇ જે ઘરમાં પોતે રહેતો હોય તે ઘરની જ કન્યાઓ ઉપર કુદૃષ્ટિ કરી શકે એ પુરુષની અત્યંત અધોગતિ સૂચવે છે. જે પ્રજાને વિષયોપભોગમાં અધર્મભાવના ન હોય તેનામાં વફાદારીની ભાવના ઘણી ઊંડી હોવી જોઇએ.

પણ આ પ્રશ્ન માત્ર વફાદારીનો કે નીતિમત્તાનો નથી. આ તાલીમ (discipline)નો પ્રશ્ન છે. કોઇ માણસને વિકારો બળ કરીને ઊઠે એ એક વસ્તુ છે, અને તેથી તે કોઇ સ્ત્રી પર હાથ નાંખે કે એની અદબ તોડે કે એને વિષે બીભત્સ બોલે એ બીજી વસ્તુ છે. પાડોશીને ત્યાં મિષ્ટાન્ન જોઇ મને એ ખાવાનું મન થાય એ એક વસ્તુ છે, અને ત્યાં જઈ હું તે ખાઇ આવું કે ચોરી લાવું એ બીજી વસ્તુ છે. એવું ખાવાની ઇચ્છા હું ન ખાળી શકું, પણ પાડોશીને ત્યાંથી ખાવાનું કે ચોરવાનું કર્મ ન કરવા જેટલો સંયમ હું જરૂર પાળી શકું. તે જ પ્રમાણે કોઇથી નિર્વિકાર ન રહી શકાય એ એક વાત છે, અને તે સ્વસ્ત્રી સિવાય કોઇ બીજી સ્ત્રીને શરીર કે વાણીથી દૂષિત કરે એ જુદી વસ્તુ છે. એટલી તાલીમ એનામાં હોવી જોઇએ, પ્રજાએ તે શીખવવી જોઇએ અને એવું પાલન કરાવી લેવું જોઇએ.

અને આમ સ્ત્રીની અદબ નથી પળાતી તેમાં મને લાગે છે કે ઉચ્છૃંખલ પુરુષો જેટલા જ નીતિમય જીવન ગાળનારા પુરુષો પણ જવાબદાર છે. ઉચ્છૃંખલ પુરુષોની નીતિ સુધારવી અશક્ય હોય, પણ એ પોતાની અનીતિ આચારમાં ન મૂકી શકે, મૂકે તો નીતિમય પુરુષોનો આદર ન મેળવી શકે, એમના સમાજમાં સભ્ય પુરુષોની માફક ન ભળી શકે—એટલું તો પ્રજાના નીતિપરાયણ ભાગનો મત બળવાન હોય તો થઈ શકે. યુરોપનો નીતિનો આદર્શ આપણા કરતાં હલકો છે એવી આપણા લોકોની સમજ છે. કદાચ એમ હશે. પણ કનડગતની બીક વિના સ્ત્રી જે પ્રમાણે ત્યાં અર્ધી રાત્રિ ફરી શકે છે, તેવી રીતે અહીં દિવસે પે નથી ફરી શકતી એ પણ વિચારવા જેવી વાત છે. એનું કારણ કેવળ એવા પ્રકારની તાલીમ જ છે.

આપણે ત્યાં કેટલીક અનીતિ નીતિપરાયણ પુરુષોની તેજોદુર્બળતાને લીધે થાય છે. કોઇ અધ્યાપક કોઇ વિદ્યાર્થીની સાથે અયોગ્ય સંબંધ રાખે; વિદ્યાર્થીઓમાં એની કુથલી થાય, અધ્યાપકો કરે; પણ એમાંથી કોઇ એ વિષેની ચોખવટ કરવાની કે એ પ્રત્યે પોતાનો ન છૂપાય એવો અણગમો પ્રગટ કરવાની હિંમત કરતું નથી. કોઇક પુરુષ ગુરુપણાની કે બીજી કોઇ પ્રતિષ્ઠા મેળવતો રહે છેઃ એના સંબંધમાં આવનારા જાણી લે છે કે પોતાની વહુ–દીકરીઓ એની પાસે જવા આવવામાં સુરક્ષિત નથી. એમ જાણી કદાચ એ એની સાથેનો સંબંધ ઓછો કરે છે; પણ, એને ઉઘાડો પાડવાની વાત બાજુ પે રહી, એ જો નફટ થઈ એને ત્યાં આવે તો એનો નિરાદર કરવાની એની હિંમત નથી હોતી. કોઇ પુરુષનું ચારિત્ર આપણને સારૂં નથી લાગતું; પણ એ સમાજનો એક નેતા ગણાય છે. આપણે એના ચારિત્ર પ્રત્યે દુર્લક્ષ કરી, એને આપણી સભામાં આમંત્રણ આપીએ છીએ, એને માન આપીએ છીએ અને એનો અનેક રીતે ગૌરવ કરીએ છીએ અને પ્રજાને પણ તેમ વર્તવા શીખવીએ છીએ. ખાનગીમાં આપણે જે મત પ્રગટ કરીએ છીએ, તે કરતાં જાહેરમાં જુદી જાતનો કરીએ છીએ. જાણે એટલો ગૌરવ ન કર્યો હોય તો દેશનું વહાણ ડૂબી જવાનું હોય ની ? જો નીતિપરાયણ પુરુષોની તેજોદુર્બળતા ઓછી હોય તો ઉચ્છૃંખલ પુરુષોને પોતાની ઉચ્છૃંખલતા ઉપર સંયમ મૂકવો જ પડે.

સમાજના વિચારશીલ ભાગનો—અને આ બાબતમાં સ્ત્રીઓ પણ ગુન્હેગાર છે—બીજો દોષ તે અનીતિને કુથલીનો વિષય બનાવવાનો છે. એક વાત યાદ રાખવી જોઇએ કે કુથલી ત્યારે જ થઇ શકે કે જ્યારે કુથલીના વિષયમાં આપણને અનીતિ લાગતી હોય, પણ તે સાથે આપણને એમાં રસ પડતો હોય. કોઇ પુરુષ કે સ્ત્રી પોતાની મા–બેન ઉપર ગૂજરેલા પ્રસંગની કુથલી નથી કરતાં, થતી હોય તો દુઃખ અને રોષ વિના નથી સાંભળી શકતાં. એને તે વખતે દુઃખ કે રોષ લાગે છે કારણ તેમના પ્રત્યે એમને આદર છે, પોતાના કુળનું યે અભિમાન છે. એ જ આદર અને અભિમાન આપણને પ્રત્યેક સ્ત્રીની આબરૂ ઇજ્જત માટે હોય, તો કોઇનું પતન કે તે પર થયેલો અત્યાચાર દુઃખની બાબત થાય, કુથલીની નહિ. એવી કુથલી કે અત્યાચાર કરનારના દાંત તોડી પાડવાની ઇચ્છા થાય એ સમજી શકાય; પણ એની રસમય ચર્ચા થાય એ ખેદજનક છે. આ બાબતમાં, ઉપર કહ્યું તેમ, સ્ત્રીઓ પણ ગુન્હેગાર છે, અને ખેદ સાથે કહેવું પડે છે, કે જેમ ઉંમર વધારે તેમ કુથલીનો રસ વધારે થતો જણાય છે.

બીજી જાતિઓ કરતાં હિંદુ જાતિમાં નીતિમત્તા વધારે છે, અને, મુસલમાન કરતાં, હિંદુ પુરુષ સ્ત્રીને ઓછો ભયને પાત્ર છે એમ કોઈ કહેશે એમ હું જાણું છું. પહેલી બાબતમાં નીતિમત્તા વધારે હશે એ કબુલ, પણ એ સંતોષકારક હદે ગઈ છે એમ નહિ કહી શકાય, અને એ નીતિમત્તા સ્ત્રીજાતિના આદરને લીધે થઇ છે એમ પણ નહિ કહી શકાય. બીજી બાબતમાં, એ દુઃખદ હકીકત છે ખરી; હિંદુ–મુસલમાન વૈમનસ્યનું એ એક કારણ જ છે; પણ હિંદુ સ્ત્રી હિંદુ સમાજમાં નિર્ભય છે અને કેવળ મુસલમાનોનો જ એને ભય છે એમ નહિ કહેવાય; તેમ જ ખાનદાન મુસલમાનના વિષયમાં આ વાત સાચી નથી.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

# આપણી સમાજ પર એક ઉડતી નજર.

ઓગણીસમી સદીની શરૂઆતથી હિંદવાસીઓને પોતાનું સમાજજીવન તપાસી તેને યોગ્ય સ્વરૂપ આપવાની–to put one's house in order–ઇચ્છા જાગ્રત થઇ. અમુક કાયદા ધારાધોરણો રચાય અને સમય પરિવર્તન થતાં તેમાંના કેટલાક નિરર્થક લાગે, કેટલાક અનિષ્ટ જણાય અને યુગે યુગે ફેરફારો કરવાની જરૂર મનુષ્યજાતિની પ્રગતિને અર્થે જણાય છે. એ મુજબ દરેક જમાનાના વિચારવંત પુરુષોને સમાજના રિવાજોનું પૃથક્કરણ કરવાની જરૂર પડે છે અને મનુષ્યજાતિની સુધારણા–civilization–એ રીતે આગળ વધે છે. ફેરફાર એ પ્રત્યેક જીવંત વ્યક્તિનો સાહજિક ધર્મ છે–તેમ ન હોય તો તે જડ–મૃત–બની રહે. સમાજ એ જીવંત વ્યક્તિઓનો બનેલો હોઇ organic whole છે અને તેમાં ઘણી વસ્તુઓ સ્વભાવતઃ બદલાયા જ કરવાની; બદલાય છે અને બદલાશે. મનુષ્યજાતિનો ઇતિહાસ એનો પુરાવો આપે છે અને કોઇ પણ બુદ્ધિમાન મનુષ્ય એમ નહિ કહી શકે કે અમારી સમાજ જ્યાં હતી ત્યાં જ રહી છે અને રહેશે.

અનેક જરૂરીઆતોને લઈને હિંદુસમાજે સ્વરક્ષણ માટે યોજનાઓ રચી જણાય છે. જ્ઞાતિઓની સંસ્થા અને બાળલગ્ન એ એ પ્રકારની યોજનાનાં દૃષ્ટાંત છે. એ બંનેની ઉપયોગિતા કદાચ કોઇ કાળે હશે પરંતુ હવે તેનો ઉપયોગ નથી એટલું જ નહિ પરંતુ તે હિંદુસમાજની પ્રગતિને હાનિકારક છે એ વાત ઘણા વિચારકો સ્વીકારે છે, બાળલગ્ન ઇષ્ટ છે ને તે રિવાજ રાખવો જોઇએ એવું કહેનાર ને માનનાર તો આ જમાનામાં હજારે એક પણ નહિ મળે. જ્ઞાતિઓને માટે બચાવ કરનાર ઘણા છે, તેમ જ તેટલા જ જોરથી જ્ઞાતિબંધનને મૂળથી ઉખેડી નાખવાં જોઇએ એવો મત ધરાવનાર પણ છે. જ્ઞાતિઓ કોઇ કાળે અમુક કાર્યસાધક હતી, પરંતુ એ કાર્યસાધકતા હવે તેમનામાં રહી નથી. અને દુનીયાની કોઇ પ્રજામાં એ પ્રકારની સંસ્થા નથી. આપણે એમ પણ કહી શકીએ તેમ નથી કે જ્ઞાતિબંધનને લીધે આપણા સમાજમાં સડો નથી, નીતિભ્રષ્ટતા નથી, અગર એ બંધનને લીધે આપણે બીજી પ્રજાઓ કરતાં વિશેષ ગુણવાન છીએ. જ્ઞાતિઓ પોતાનું બળ કોઇ સારે માર્ગે હવે નો વાપરી શકતી નથી. આજકાલ સમાજહિતેચ્છુઓ જ્ઞાતિઓનો ઉપયોગ કોઇ કોઇ ઠેકાણે કેળવણી અને એવાં ઉપયોગી કાર્યમાં કરવા પ્રયાસ કરે છે પરંતુ એ તત્વો જ્ઞાતિસંસ્થાનાં મૌલિક સ્વરૂપમાં નથી. ભોજનવ્યવહાર અને પરસ્પર લગ્નવ્યવહારની સીમાઓ બાંધવી એ જ્ઞાતિઓનો મૂલગત હેતુ છે અને તે પછી એ પ્રકારના વાડા બંધાએલા. તેમણે પોતપોતામાં કેટલાક નહિ મહત્ત્વના એવા રિવાજો ચાલુ કરીને અમુક નાતમાં આવો રિવાજ અને અમુકમાં આવો એમ દાખલ કર્યું છે. અને જેટલી દૃઢતાથી ભોજન અને લગ્નનાં બંધનો તરફ માનની વૃત્તિ હોય છે, તેટલા જ માનની વૃત્તિ તે જ્ઞાતિઓના લોકની પોતાના નાના રિવાજો તરફ હોય છે અને પરિણામે નાનામાં નાનાં બંધનો શિથિલ કરવાની હિંમત કોઇમાં રહેતી નથી. તેમ જ પ્રત્યેક રિવાજભંગની શિક્ષા એક સરખી–નાત બહાર મૂકવાની–હોય છે. આ આપણા સમાજની અધોગતિ સૂચવે છે. જે સંસ્થા કોઇ

સમયે સારા હેતુથી રચાઈ હશે તેનો દુરુપયોગ થઇ નાની નાની બાબતોમાં યોગ્ય પ્રવૃત્તિઓ અટકાવવા જ્ઞાતિસંસ્થા બની ગઇ છે. એટલું જ નહિ પણ સમાજ-સુધારણાના તમામ પ્રશ્ન એ સંસ્થાના અસ્તિત્વ પર આધાર રાખે છે. લગ્નની ઉંમર વધારવી હોય તો પણ જ્ઞાતિનો ડર રહે છે. કન્યાઓને શિક્ષણ આપવામાં પણ જ્ઞાતિ તે પર કેવી નજરે જુએ છે તે પર આધાર રાખવાનો. પરદેશગમનના પ્રશ્નમાં પણ જ્ઞાતિ અગત્યનો ભાગ ભજવે છે. વિધવાઓનાં લગ્ન અથવા બેટીવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર કરવામાં, પરગામ એક જ જ્ઞાતિનાં છોકરી છોકરા પરણાવવામાં, લગ્નનાં ખર્ચ ગજા ઉપરાંત કરવાની ફરજ પાડવામાં, મરણ પાછળના જમણવારનાં ખર્ચના બોજા લાધવામાં, એ સર્વમાં જ્ઞાતિ જે ધારે તે જ પ્રમાણે થાય છે અને સાંસારિક અનિષ્ટ રિવાજોમાંથી છૂટવાના ઉમંગી પ્રયાસોને ઠંડા પાડનાર જ્ઞાતિનું અતિ પ્રબળ શસ્ત્ર છે.

જ્ઞાતિઓની સંખ્યા અને સત્તા ગુજરાતમાં સહુથી વધારે હશે એમ જણાય છે. છતાં જ્ઞાતિબંધનના પ્રશ્નનો ઉકેલ કેમ આણવો એ બાબત સંસારસુધારકોને મુંઝવી નાખે તેવી છે. બંગાળામાં બ્રાહ્મધર્મીઓએ જ્ઞાતિબંધન તોડી નાખ્યાં અને એક પોતાની નવી કોમ બનાવી. એ કોમ અનેકવિધ આગેવાનીભરી બની પણ તેથી સમાજના બીજા ભાગને કાંઇ લાભ થયો નહિ. અન્યત્ર જ્ઞાતિબંધન તોડી કોઇ કોઇ હિંમતવાન વ્યક્તિઓએ પોતાના દૃઢ મતને વળગી તે પ્રમાણે આચાર કરવામાં પગલાં ભર્યાં છે. જ્ઞાતિબહિષ્કારનાં દુઃખો તેમણે સહન કરવાની શક્તિ બતાવી છે એ ધન્યવાદને પાત્ર છે. પરંતુ તેવા એકલદોકલ દૃષ્ટાંતોથી જ્ઞાતિ સંસ્થાને કાંઈ જોઇએ તેવી અસર થવા પામી હોય એમ જણાતું નથી. વળી જ્ઞાતિ બહાર રહેવું એ સામાન્યતઃ સહેલું નથી. સંસારના તમામ વ્યવહાર, આડોશી પાડોશી સાથેના વ્યવહાર, કુટુંબી સાથેના સંબંધ એ સર્વ જ્ઞાતિ સાથેના સંબંધને આધારે ઘણે ભાગે રહ્યા હોય છે. અને જ્ઞાતિબહાર રહેવામાં જે અનેકાનેક મુશ્કેલીઓ પડે છે તે સર્વ કોઇ ખમી શકે તેવી નથી હોતી. એથી કરીને સમાજના અનિષ્ટ રિવાજોને એ એક જ મુશ્કેલીને લઇને ઘણા સમજુ અને સમાજસુધારણાને ઇચ્છનાર માણસોને વળગી રહેવું પડે છે. આ ખરેખર શોચનીય દશા છે. સમજદાર જ નહિ પણ સમાજ સંબંધી જેમણે કાંઈ જ વિચાર ન કર્યો હોય તેવાં મનુષ્યોને પણ વારંવાર કહેતાં સાંભળીએ છીએ કે અમારી નાત ખરાબ રહી એટલે અમુક વાત શી રીતે કરીએ. ઘણાંક જુદી જુદી જ્ઞાતિનાં માણસો પોતાની નાત સંબંધે વાત કરતાં હર વખત અમારી નઠારી નાતમાં આવું તેવું વગેરે. મતલબ કે નાતનું અન્યાયીપણું ડગલે ને પગલે સાલે છે પરંતુ એનો કોઈ રીતે નીકાલ નથી જણાતો. આપણા પૂર્વજો એ બંધન એવાં જકડીને બાંધી ગયા છે, આપણા સમાજનો તમામ આધાર એટલો બધો એને અવલંબીને રહ્યો છે કે સો પાંચસો કે હજાર વર્ષમાં જ્ઞાતિઓ જાય એમ જરા પણ દેખાતું નથી. આપણા લોહીમાં જાણે એ સંસ્થાનાં બીજ રહેલાં છે. કોઈ પણ પ્રશ્નનો વિચાર જ્ઞાતિ પરત્વે જ આપણે કરી શકીએ છીએ. ફીલસુફો કહે છે કે દરેક અનુભવ ( Experience ) દેશ અને કાળ પરત્વે જ હોઇ શકે. દેશ અને કાળ time & place એ અનુભવનાં સાધન છે forms છે. તે જ મુજબ હિંદુઓના દરેક આચાર વિચાર જ્ઞાતિના idea ના બીબામાંથી ઢાળવામાં આવે છે. કોઇ માણસ ગમે ત્યાં મળે તો પહેલો પ્રશ્ન એ પૂછાય કે તમે કઇ જ્ઞાતિના છો. તે પ્રશ્નના જવાબ પર બીજો બધો આધાર રહે છે. જ્યાં ખાવા પીવા કે દીકરી દેવા-લેવાનો

મોકલી એટલે શોધાશોધ કરી પણ તે ન જડયો. જોન એ વખતે ગુપ્ત રીતે એક લોખંડના વેપારીને ત્યાં ઑફિસ બૉય તરિકે નોકરીએ રહ્યો હતો. પાંચ વરસની સખત મહેનત પછી એ વેપારીને ત્યાં જોન સેલ્સમેન થયો. તે વખતે તેણે માતપિતાને કાગળ લખ્યો એટલે તેની માતાએ તેને યુનિવર્સિટીમાં જોડાવા કહ્યું. જોન સ્કૉલરશિપ મેળવી યુનિવર્સિટીમાં જોડાયો; પરંતુ પોતાનાં માબાપ પાસેથી પોતાના ખર્ચ માટે એક પાઈ પણ સ્વીકારતો નથી. તે કહે છે કે "મારા કુટુંબ સાથેનો મારો સંબંધ ઘણો જ સરસ છે. મારો મુદ્દો એ છે કે માબાપોને પુત્રોએ ભારી ન જ થવું. એટલા માટે જ હું તેમની પાસેથી એક પાઈ પણ સ્વીકારતો નથી." જોન સવારના કૉલેજમાં જાય છે અને બપોરે છૂટે છે, બપોર પછી ખાઇને વાંચી રહ્યા બાદ તે ઉંઘી જાય છે, કારણ કે રાતના અગીઆરથી સવારના સાત સુધી તે હૉસ્પિટલમાં નોકરી કરે છે. આ રીતે તે પોતાનો બધો ખર્ચ કાઢે છે. જોનની માના બુઢ્ઢા બાપ રૉકફેલર આ છોકરા પર અત્યન્ત ખુશ છે અને કહે છે કે "છોકરો ઘણો જ સરસ છે. મરદમાં જે ખમીર જોઇએ તે બધું એનામાં ભર્યું છે. એ મહેનત કરે તેમાં કશું ખોટું નથી."

આપણા દેશમાં-ગુજરાતમાં-આ પ્રકારની યોજના શક્ય છે? હાલની કેળવણીએ વા હાલના સમાજે શારીરિક શ્રમને એટલું હલકું સ્વરૂપ આપી દીધું છે કે જે ધંધામાં વા કામમાં શારીરિક શ્રમ પડે તે ધંધો હલકો, તે કામ હલકું ગણાય છે. કામ કરનાર પણ તે કામને અને તે ધંધાને હલકું જ ગણે છે. આ સ્થિતિમાં, અમેરિકામાં વિદ્યાર્થીઓ રજાઓના દિવસોમાં ખેડૂતનું, સુતારનું, પીરસનારનું, વા વાસણ ઉટકનારનું કામ કરીને રજાઓના દિવસોમાં પોતાનો નિર્વાહ કરી લે છે, અને પછીના વખત માટે પણ થોડુંક બચાવી શકે છે. તેનું સ્વપ્નું યે આપણા વિદ્યાર્થીઓને આવતું નથી; એટલે આપણા દેશમાં પહેલાં જેમ સદાવ્રતો અને અન્નક્ષેત્રો સ્થળે સ્થળે સ્થપાયાં હતાં તેમ આ યુગમાં અનાથાશ્રમો અને ગરીબ વિદ્યાર્થીઓને મફત જમવાનું મળે તેવાં જ્ઞાતિનાં વિદ્યાર્થી-આશ્રમો સ્થપાયાં છે અને સ્થપાયે જાય છે. પરિણામ એક જ આવે છે કે શારીરિક શ્રમ તરફ અભાવ સર્વત્ર કાયમ જ રહે છે. પરિણામે, આ સંસ્થાઓમાં તૈયાર થયેલો યુવક અને તેનું આખું કુટુંબ શારીરિક શ્રમ ન પડે તેવાં જ કામ શોધે છે, અને શારીરિક શ્રમ નહિ કરવામાં જ મહત્તા માની લે છે.

છતાં આશાનાં કિરણો કંઇક કંઇક દૃષ્ટિગોચર થાય છે. પ્રયત્નો બહુ જ થોડા થયા છે અને થાય છે, ગતિ–પ્રગતિ ઘણી જ ધીમી છે, પણ તેની અત્રે નોંધ લઇએ તો દિશા-સૂચન જેટલો લાભ તો થઇ શકે.

૧. મુંબઇમાં પરેલમાં પીટિટ (પારસી) ઑર્ફનેજ એક રીતે સુંદર કામ કરી રહ્યું છે. ઑર્ફનેજને અંગે હાઇસ્કૂલ છે, અને ઔદ્યોગિક વર્ગો પણ છે. ૨૦૦–૪૦૦ ગરીબ વા અનાથ પારસી વિદ્યાર્થીઓ તાલીમ લે છે. છાપખાનાનો, સુતાર કામનો, શિવણનો, અને એ પ્રકારના બીજા ઉદ્યોગો તેમને શીખવવામાં આવે છે. વેપારી શિક્ષણના વર્ગો તો ખરા જ. દરેક વિદ્યાર્થી આ સંસ્થામાંથી બહાર નીકળે ત્યારે ઓછામાં ઓછા માસિક રૂ. ૫૦–૭૫ કમાઇ શકે છે, એમ તેના સુપરિન્ટેન્ડેન્ટે જણાવેલું. આ બધું મેં સને ૧૯૦૭માં જોયેલું. તે પછી સુધારાવધારા થયા હશે જ. કારકુનગીરીને માટે તૈયાર કરનાર હાલની આપણી માધ્યમિક શાળાઓના કરતાં ધંધાઉદ્યોગની કેળવણીની શરૂઆત કરી છે, એ આ સંસ્થાની વિશેષતા. પારસી કોમ બીજી દિશામાં જેમ પ્રગતિ કરી રહી છે તેમ તે આ જ્ઞાનની દિશામાં પણ બીજી કોમોને માર્ગદર્શક થઇ છે, એ તે કોમને માટે ખરેખર માનપ્રદ છે.

૨. વડોદરા રાજ્યે રાની (કાળી) પરજ માટે સોનગઢ, વ્યારા વગેરે સ્થળોએ વસતિગૃહો સ્થાપ્યાં ત્યારથી તેમાં ખેતીનું અને સુતારીકામ દાખલ કર્યું છે. પરિણામે, એ સંસ્થાઓમાંથી ભણી તૈયાર થયેલા યુવકો ખેતીના ધંધાના શત્રુ બન્યા નથી. સરકારી નોકરી મળે તો સ્વીકારે, પણ ન મળે તો બાપીકા ધંધા તરફ તેમને અભાવ નથી થતો. ગામમાં બીજાં કુટુંબીઓ સાથે નિવાસ કરી, તેમના મૂળના ધંધામાં–ખેતીમાં રચ્યાપચ્યા રહી દારૂ વગેરેના વ્યસનોમાંથી મુક્ત રહી સુખી જીવન ગાળી શકે છે.

૩. પૂનામાં અનાથ વિદ્યાર્થીગૃહ પણ બાર પંદર વર્ષથી સુંદર કામ કરી રહ્યું છે. વિદ્યાર્થીગૃહના અંગનું રસોઇથી માંડીને વાસણ સાફ કરવા સુધીનું, ભેંસ દોહવાથી વાસીદું વાળવા સુધીનું કોઈ કામ એવું નથી કે જે ત્યાંનો વિદ્યાર્થી કરતો નથી. નોકર નામે એ સંસ્થામાં અસ્તિત્વ ધરાવતો નથી. શાળાના અંગની કોઇ પ્રવૃત્તિ ત્યાં નથી એમ નથી. સેવાના પાઠ વ્યવહારૂ રીતે એવા શીખવાય છે કે તે સંસ્થામાંથી તૈયાર થયેલા વિદ્યાર્થીઓ ગરીબો માટે એક સ્વતંત્ર હાઇસ્કૂલ ચલાવે છે. તેમાં કોઈ પણ પ્રકારની ફી લેવાતી નથી. સવારમાં ફક્ત ત્રણ ચાર કલાક શિક્ષણનું કામ ચાલે છે, અને બાકીના વખતમાં વિદ્યાર્થીઓ સુતારી, લુહારી, શિવણનું, છાપખાનાનું, વગેરે વગેરે કામ શીખવા કારખાનાંમાં જાય છે. આ વિદ્યાર્થીઓએ અહમદનગર અને બીજે સ્થળોએ અનાથ વિદ્યાર્થીગૃહ અને સેવાધર્મની બીજી સંસ્થાઓ સ્થાપી છે. આ સંસ્થાઓમાં ગરીબમાં ગરીબ વિદ્યાર્થી દાખલ થઇ શકે છે, વિદ્યાભ્યાસ કરી શકે છે, ધંધાનું શિક્ષણ મેળવી શકે છે, સેવાધર્મના વ્યવહારૂ પાઠ ભણે છે, અને સ્વાશ્રયી જીવન જીવવાની પ્રેરણા અને શક્તિ બંને પ્રાપ્ત કરે છે. લોકમાન્ય તીલક, મહાત્મા ગાંધીજી, અને ડૉ. ટાગોરના આશીર્વાદ મેળવવા પૂનાની સંસ્થા ભાગ્યશાળી થઇ છે, એ આ સંસ્થા માટે ઉત્તમ પ્રમાણપત્ર ગણાય.

૪. હિંદમાં પહેલામાં પહેલું અને હજી સુધી તો એકનું એક હિંદુ મિશન–દાહોદનું ભીલસેવા મંડળ–દાહોદ તાલુકામાં ભીલ બાળકો માટે કેટલાક આશ્રમો ચલાવે છે. આ આશ્રમોમાં શારીરિક શ્રમને યોગ્ય મહત્ત્વનું સ્થાન અપાયું છે. મકાનોની, ખાધાખોરાકની,

કરકસરતાની, અને બીજી બધા પ્રકારની સાદાઇ અન્ય કોઇ પણ સંસ્થામાં એ આશ્રમોના જેટલી અને જેવી મળી શકશે નહિ. ઘરમાં માબાપ સંભાળ ન લે તેટલી અને તેવી કાળજી ઠક્કરબાપા અને તેમના સ્વયંશિક્ષકો આ બાળકોની લે છે. ખેતી એ તેમનો સામાન્ય ઉદ્યોગ છે. સરકારની કોઇ પણ પ્રકારની મદદ વિનાની, છોકરા દીઠ ચાર પાંચ રૂપીઆ માસિક ખર્ચથી નભતી, ફક્ત અક્ષરજ્ઞાન નહિ પણ સમગ્ર જીવનના બધા વિષયોમાં તાલીમ આપતી, અને શિક્ષકો અને વિદ્યાર્થીઓ ૨૪ કલાક ભેગા રહી કુટુંબની ભાવના પોષતી અને અનુભવતી આ પ્રકારની કોઇ સંસ્થા અન્યત્ર મેં નથી જોઈ. ગુજરાતની એક કરોડની વસ્તીમાંથી સ્વદેશસેવાર્થે જ પોતાનું સમગ્ર જીવન અર્પણ કરવાનું પ્રથમ સેવાવ્રત લેનાર અને હિંદ સેવા સંઘમાં સૌથી પ્રથમ જોડાનાર ભાઈ અમૃતલાલ વિ. ઠક્કરની સીધી દેખરેખ નીચે ચાલતી સંસ્થાઓ આવું સુંદર કામ કરે એમાં અમૃતલાલભાઇના પરિચયમાં આવનારને બીલકુલ આશ્ચર્ય નહિ લાગે. દ્રવ્યની મદદના અભાવે ભીલ સેવા મંડળની પ્રગતિ ન અટકે, એ જોવાની દરેક ગુજરાતી પોતાની ફરજ વિચારે અને અદા કરે એ જ પ્રાર્થના.

૫. મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહાશ્રમની અને ડૉ. ટાગોરના શાન્તિનિકેતનની અસર ગુજરાતનાં કોઇ કોઇ વસ્તિગૃહોમાં જોવામાં આવે છે. દેશની ઉપરની બે સુપ્રસિદ્ધ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓ પોતાનાં વાસણ પોતે સાફ કરે છે. આણંદ ચરોતર એજ્યુકેશન સોસાઇટીની સંસ્થામાં રવિવારે વિદ્યાર્થીઓ પોતાનાં વાસણો પોતે સાફ કરે છે અને માસમાં એકાદ વખત રસોઇ પણ વિદ્યાર્થીઓ પોતે જ કરે છે. બાગકામ અને ખેતીનું કામ પણ થોડા ઘણા પ્રમાણમાં વિદ્યાર્થીઓ કરે છે જ. શારીરિક શ્રમને આ સંસ્થામાં હજી જોઇએ તેવું મહત્ત્વ જો કે નથી અપાયું તો પણ એ દિશા તરફ ગતિ થઇ છે, અને થોડાં વર્ષમાં ખેતીનું શિક્ષણ દાખલ થતાં ઘણા મહત્ત્વના ફેરફારો થશે એમ આશા રખાય છે. ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં તો વિદ્યાર્થીઓ જમી રહ્યા પછી દરરોજ પોતાનાં વાસણો પોતે જ ઉટકે છે; રસોઇઆને અમુક મુદતે એક વખત રજા અપાય છે; અને રેંટીઆ અને વણાટકામને શિક્ષણક્રમમાં અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે. આ સંસ્થાએ મુંબઇ યુનિવર્સિટીનો મોહ છોડ્યો છે; એટલે એના ચાલકો ઇચ્છે તો શિક્ષણની દિશામાં મહત્ત્વના ફેરફાર ઘણી સહેલાઇથી કરી શકે.

કરતાં વિશેષ સંખ્યામાં વિદ્યાર્થીઓને દાખલ કરી શકાય, અને ભણી રહ્યા પછી વિદ્યાર્થીઓએ શું કરવું એનો નિકાલ આપોઆપ આવી જાય. આ પ્રયોગ સફળ થાય તો જે અમેરિકામાં બને છે તે આ દેશમાં બન્યું કહેવાય; અને જે એક વસ્તિગૃહમાં શક્ય થાય તેનું બીજાં વસ્તિગૃહોમાં સ્વાભાવિક રીતે જ અનુકરણ થાય.

ગેરસમજ ન થાય તે માટે અત્રે જણાવી દેવું જોઇએ કે આ યોજનામાં બુદ્ધિશાળી વિદ્યાર્થીઓને મુંબઇ યુનિવર્સિટીની કે ગૂજરાત વિદ્યાપીઠમાં મળતી કેળવણી લેવાની તક મળશે જ. ફક્ત તેમણે પણ કેટલાક કલાક તો શારીરિક શ્રમવાળા કોઇ કામમાં કે ધંધામાં આપવા જોઇએ. તેવી જ રીતે ઔદ્યોગિક કેળવણી લેનાર વિદ્યાર્થીઓએ પણ ભાષા, ગણિત, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે ઉપયોગી વિષયોની કેળવણી લેવામાં સવારમાં થોડાક કલાક ગાળવાના છે જ. એક જ પ્રકારની અને એક સરખી કેળવણી બધાંને હાલ મળે છે તેમાં મોટો ફેરફાર થવો જોઇએ, એટલો જ ઉદ્દેશ આ લેખનો છે.

૭. બ્રિટિશ સરકારની 'બાયસ સ્કૂલ્સ'નો પ્રયોગ પણ કેળવણીની દિશા બદલવામાં એક પ્રકારે શુભ ચિન્હ છે, બાયસ સ્કુલમાં ખેતીનું, સુતારી અને લુહારી કામ જે વિદ્યાર્થીઓને શીખવા ઇચ્છા હોય તેમને શીખવાય છે. બીજા વિદ્યાર્થીઓને સાત ધોરણ સુધીનું સામાન્ય જ્ઞાન બીજી શાળાઓની માફક અપાય છે. આ શાળામાં વધારાનો એક પણ શિક્ષક આપવામાં આવતો નથી. ફક્ત ટ્રેનિંગ કૉલેજમાં એક બે વર્ષનો અભ્યાસ કરેલા એક શિક્ષકને ગોધરા ખેતીવાડી સ્કૂલમાં શીખવા મોકલે છે, અને તે એક વર્ષમાં ત્રણે વિષયો–ખેતીનું, સુતારી અને લુહારી કામ શીખી લે છે; અને આ જ શિક્ષક શાળામાં ત્રણે વિષયો વિદ્યાર્થીઓને સારી રીતે શીખવે છે એમ મનાય છે તે ભૂલભરેલું છે. આ પ્રયોગ સફળ ઉતારવો હોય તો બાયસ સ્કૂલનું શિક્ષણ આખી શાળામાં કાં તો ફરજિયાત કરવું જોઇએ, વા વિશેષ શિક્ષકો ખાતાએ પૂરા પાડવા જોઇએ. ખર્ચની મુશ્કેલીઓ વચમાં લાવ્યા વિના આ વર્ગોની સંખ્યા વધારવામાં આવે, વધારે લાયક શિક્ષકો અને પૂરતાં સાધનો પૂરાં પાડવામાં આવે તો ભણેલા માણસોનો ખેતી તરફનો અભાવ દૂર થશે, અને ખેતી અને ખેડૂતો પ્રત્યે દ્વિસૌની સાંકળથી ભણેલો વર્ગ જોડાશે. આટલી મુશ્કેલીઓમાં પણ પારડી તાલુકાના વાઘછીપાનું ખેતીવાડીનું કામ અમને બહુ ઠીક લાગેલું; અને તે ઉપરથી જ આટલો ઉલ્લેખ કરવો જરૂરનો જણાયો છે.

વ્યક્તિઓના જીવનમાં પણ સ્વાશ્રયના અંકુરો ખીલતા હોય એમ માલમ પડે છે. અગાઉ જ્યાં શિષ્યવૃત્તિઓ બીનશરતી બક્ષીસ તરીકે અપાતી, ત્યાં હવે કમાય ત્યારે પાછી આપે એ પ્રકારની, અને વિદ્યાર્થી–સહાયક સહકારી મંડળોમાં તો ચારથી ૭ ટકાના વ્યાજે શિષ્યવૃત્તિઓ ( લોન ) અપાય છે; છતાં આ પ્રકારની માગણીઓ પણ એટલી બધી આવે છે કે તેને પણ પહોંચી વળવું મુશ્કેલ થઈ પડે છે. એક રીતે આ સ્થિતિ આવકારદાયક ગણાય, કારણ કે થોડા ભંડોળથી પણ ઘણા વિદ્યાર્થીઓને મદદ આપી શકાય છે.

શારીરિક મહેનતનું કામ કરીને ભરણપોષણ મેળવી વિદ્યાભ્યાસ કરનાર પણ કોઈ કોઇ વિદ્યાર્થી નીકળી આવે છે. ગણદેવીના એક ભરવાડ કોમના વિદ્યાર્થીએ વડોદરામાં લાગલાગટ ચાર વર્ષ સુધી એક ખાનગી કુટુંબમાં નોકર તરીકે કામ કરી

વડોદરા કૉલેજમાં વિદ્યાભ્યાસ પૂરો કરી મુંબઇ યુનિવર્સિટીમાં ઑનર્સ સાથે બી. એ. ની પરીક્ષા આ વર્ષે પાસ કરી. સરકાર તરફથી જે શિષ્યવૃત્તિ મળતી તે વડે એ ભાઇએ કુટુંબનું ભરણપોષણ કર્યું અને દેવું ફેડ્યું. આ પ્રકારનાં દ્રષ્ટાંત વિરલ છે, પણ આવા વિદ્યાર્થીને કામ આપી પોષણ આપનાર કુટુંબો તો અતિ વિરલ છે, એ સ્વીકારવું જોઇએ. અમરેલીમાં રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજમાં સિનિયર થયેલો એક શિક્ષક સ્વાશ્રયના ધોરણે કામ કરી અંગ્રેજી અભ્યાસ કરવા ઇચ્છે છે; પણ અમરેલીમાં તેને પૂરતું કામ મળી શકતું નથી. હાલમાં તેને મદદ કરવાની ખાતર જ એક રાત્રિશાળા ચલાવવાનું કામ માસિક રૂ. ૧૦) આપવાના કરીને એક સજ્જને તેને સોંપ્યું છે. જ્ઞાતિની કે ખાનગી શિષ્યવૃત્તિની ભીખ સ્વીકારવામાં શરમ છે, લોન લઇ કામ ચલાવી લેવામાં ભવિષ્યમાં ન ઉપાડી શકાય તેવો દેવાનો ભાર માથે લેવામાં જોખમ છે, બાપના પૈસા લઇ વિદ્યાભ્યાસ કરવામાં પણ સ્વાશ્રયના સિદ્ધાંતનો અભાવ છે; માટે અમેરિકામાં જેમ લક્ષાધિપતિઓના છોકરાઓ પણ મજુરી કરી વિદ્યાભ્યાસ કરે છે તેમ આપણા દેશમાં જે યુવકો સ્વાશ્રયનો સિદ્ધાંત સ્વીકારી કોઇને પણ ખાસ અનિવાર્ય જરૂર હોય તે કરતાં વિશેષ બોજારૂપ ન થતાં પોતાની મહેનતથી ગુજરાનનાં સાધનો મેળવી વિદ્યાભ્યાસ કરશે એમાં જ ખરૂં સ્વમાન, સાચી મહત્તા, ઉમદા ચારિત્ર, અને ઊંડી દેશદાઝ રહેલાં જુએ એ ઇષ્ટ છે. આ વસ્તુ સામાન્ય લોકો પણ સમજતા થશે ત્યારે જ શારીરિક શ્રમને તેનું યોગ્ય સ્થાન પ્રાપ્ત થશે, ત્યારે જ થોડા ખર્ચે કેળવણી મળવી સુલભ થશે, ત્યારે જ દેશમાંથી નિરક્ષરતા ટળશે અને સંસ્કારિતા આવશે. ઇશ્વર ! એ દિવસો વહેલા લાવો એ જ પ્રાર્થના !

મોતીભાઈ ન. અમીન

---

# હિંદુ મહા–સભા

સને ૧૯૨૧–૨૨ ની સાલમાં ઘણા આશાવાદીઓને એમ લાગતું હતું કે આપણા દેશનો ઉદ્ધાર થવાની હવે તૈયારી છે. સ્વરાજ્ય હવે હાથ–વેંતમાં છે. દેશના ભવિષ્યને માટે આવી સારી આશાઓ બાંધવાને તે સમયે સબળ કારણો હતાં. પૂર્વે કદી પણ જોવામાં નહિ આવેલી એવી અપૂર્વ દેશભક્તિ તે સમયે દેશમાં સ્થળે સ્થળે જોવામાં આવતી હતી. પ્રજામાં આત્મ–ગૌરવ અને સ્વમાનનો વિકાસ થએલો સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થતો હતો. દેશભક્તિ અને સ્વાર્થત્યાગના અંકુરો સર્વત્ર ખીલી રહેલા જોવામાં આવતા હતા. હજારો યુવકો અને યુવતીઓએ અદ્વિતીય સ્વાર્થત્યાગ આરંભ્યો હતો, અને દેશના હજારો નવયુવાનો દેશદાઝની ધગશને સંતોષવા કેદખાનું સેવી રહેલા હતા. અશક્ય મનાતું હિંદુ–મુસલમાનોનું ઐક્ય સધાઈ ગયેલું માનવામાં આવતું હતું. મુસલમાનોના કેટલા જ આવેશથી ઉશ્કેરાઇ જતા હિંદુઓએ પણ ખીલાફતની ચીલવળમાં ઝંપલાવી દીધું હતું અને

ખુદ શંકરાચાર્ય પણ મુસલમાન મોલવીઓ અને મૌલાનાઓની સાથે કરાંચીની અદાલતમાં ગુન્હેગારોના પાંજરામાં ઉભા રહેલા હતા. આટલી બધી જાગૃતિમાં આવેલા દેશની પ્રગતિ અટકાવવાનું હવે કોનું સામર્થ્ય છે? સરકારના મજબુત કીલ્લાઓ હવે એક પછી એક જરૂર તુટી પડવાના, અને પ્રજાકીય સ્વરાજની વર્ષ આખરે દેશમાં જરૂર સ્થાપના થઇ જવાની એમ આશાવાદીઓને સ્પષ્ટ જણાતું હતું. પરંતુ આ ભ્રમણા થોડા વખતમાં દૂર થઇ ગઇ. ચૌરીચોરાના અત્યાચારોથી ગભરાઇ જઈ મહાત્મા ગાંધીએ બારડોલી મુકામેથી દેશને પાછા પગલાં ભરવાનું શાસન બહાર પાડ્યું અને થોડા સમય સુધી તો માત્ર રચનાત્મક કાર્યને વળગી રહેવાની દેશને સૂચના કરી. આ પાછા પગલાંથી ઉત્સાહી દેશભક્તોમાં નિરાશા વ્યાપી રહી. થોડા સમયમાં મહાત્મા ગાંધી કેદખાનાના નિવાસી થઇ ગયા એટલે દેશની સ્થિતિ ‘ધણી વગરના ઢોર સુના’ જેવી થઇ ગઇ. પંડિત મોતીલાલ નહેરૂ, સી. આર. દાસ અને વિઠ્ઠલભાઇ પટેલને ફરી ધારાસભાનો મોહ લાગ્યો અને સિંહની ગુફામાં પેસી સિંહને હંફાવવાનો પ્રયોગ કરવાનું તેમને મન થયું. પોતાની ગુફામાં સિંહ કેટલો બધો બળવાન છે તેનો ખ્યાલ તે વખતે તેમને ભાગ્યે જ આવ્યો હશે. દેખાતું હિંદુ–મુસલમાન ઐક્ય એ ખરો હૃદયપલટો નથી પરંતુ માત્ર ઉપરચોટીયું ઐક્ય છે એવી બધાને ધીમે ધીમે હવે ખાત્રી થવા લાગી. ડૉ. મુંજેના શબ્દોમાં કહીએ તો કેટલાક હલકી પંક્તિના મુસલમાનોના મનમાં એવો જ ખ્યાલ હતો કે સ્વરાજ એટલે ખીલાફતરાજ એટલે ટીપુ-સુલતાન કે ઔરંગઝેબના સમયનું રાજ. કાંઇક આવી સમજથી દક્ષિણમાં મલબારમાં મોપલાઓએ હિંદુઓ ઉપર અત્યાચારો ગુજારવા માંડયા; અને ઉત્તરમાં કોહાટના મુસલમાનોએ ત્યાંના હિંદુઓ ઉપર કરેલા અત્યાચારોએ તો જનરલ ડાયરના અત્યાચારને પણ ભૂલાવી દીધા. હિંદુ–મુસલમાનોનું ઐક્ય સંગીન પાયા ઉપર ચણાયલી ઇમારત નથી પરંતુ તે તો માત્ર રમવાના પત્તાનો બનાવેલો મહેલ છે એવું બધાને ધીમે ધીમે સ્પષ્ટ સમજાવા લાગ્યું. ઠેકાણે ઠેકાણે હિંદુ મુસલમાનોના હુલ્લડો થવા લાગ્યા અને પ્રત્યેક ઠેકાણે હિંદુઓને માર ખાવો પડયો અને તેમની માલમીલકતો લુંટાઇ ગઇ.

આ હુલ્લડોથી હિન્દુ દેશનેતાઓની આંખો ઉઘડવા માંડી—જોકે હજી તેમની આંખો પૂરેપૂરી ઉઘડી હોય, એમ જણાતું નથી. કૉન્ગ્રેસ હજુ આ ઐક્યને માને છે અને મુસલમાનોને સંતોષવા હિન્દુઓના અનેક હકોનું બલિદાન આપવા માગે છે. મુસલમાનોને સંતોષવા હિન્દુ નેતાઓ તરેહ તરેહવારના તહનામાં બહાર પાડે છે પરન્તુ મુસલમાનો તો એમ જ સમજે છે કે આ તહનામાંઓ હિન્દુઓની નબળાઇ છે અને તે નબળાઇનો લેવાય તેટલો લાભ આપણે લેવો એવી સ્વાર્થી અને સંકુચિત વૃત્તિઓ તેમનામાં ધીમે ધીમે દાખલ થઇ ગઇ છે. ખુદ મહમદઅલિ ઝીન્હા જેવા હિન્દીપ્રજાતમાં માનનારા પણ કોમી હકો અને કોમી લાભોની ચ્યોક માગણી કરે છે અને કહે છે કે મુસલમાનોમાં યોગ્યતા હોય કે ન હોય તોપણ સરકારી નોકરીઓમાં, શાળાઓમાં અને કૉલેજોમાં, ધારાસભાઓમાં અને સર્વત્ર અમુક પ્રમાણમાં તેમનું પ્રતિનિધિત્વ હોવું જોઇએ.

દેશ સમસ્તના હિતનો પ્રશ્ન તો અત્યારે ગૌણ થઈ પડયો છે અને કોમી લાભાલાભનો પ્રશ્ન પ્રધાનપદે આવી ઉભો રહ્યો છે. કેળવાયલા મુસલમાન નેતાઓ જ્યારે આમ આ કોમી હકોની માગણી કરે છે ત્યારે હલકી પંક્તિના મુસલમાનો હિન્દુઓ ઉપર અનેક

જાતના અત્યાચારો ફરી રહેલા જોવામાં આવે છે. સ્વામી શ્રદ્ધાનંદજીનું ખૂન, શિવાજી મહોત્સવ વખતે મુસલમાનોએ કરેલાં તોફાનો, એ દેશનો પવન કઇ તરફ વહે છે એનાં પ્રત્યક્ષ ચિહ્નો છે. આ ચિહ્નો હિન્દુકોમની આંખ ના ઉઘાડી શકે તો પછી હિન્દુકોમનું દુર્ભાગ્ય જ કહેવાય. હિન્દુ સ્ત્રીઓ ઉપર પણ હલકી પંક્તિના મુસલમાનો તરફથી અત્યાચારો થયે જાય છે—એ અત્યાચારો દિન પર દિન વધતા જાય છે. સિન્ધ અને ખાસ કરીને પૂર્વ બંગાળામાં આવી જાતના અત્યાચારો એટલા બધા પ્રમાણમાં વધે જાય છે કે સરકાર તેમ હિન્દુકોમ એકત્ર થઈ તે અટકાવવાનો પ્રયત્ન નહિ કરે તો હિંદુ સ્ત્રીઓની ત્યાં કેવી અધમ દશા થઇ પડશે તેની કલ્પના પણ થઇ શકે એમ નથી. પૂર્વ બંગાળામાં હિંદુ સ્ત્રીઓ ઉપર મુસલમાન ગુંડાઓ તરફથી થતા અત્યાચારોના જે ચિતારો પ્રોફેસર રોમેશચંદ્ર બેનર્જીએ લાહોરમાં પ્રગટ થતા વૈદિક મેગેઝીનમાં અને શ્રીમતી સુનીતિ દેવીએ ફોરવર્ડ પત્રમાં હૃદય-ભેદક ભાષામાં આપ્યા છે તે વાંચી ગમે તે હિન્દુનું લોહી ઉકળી આવ્યા વગર રહે નહિ. આવી વસ્તુસ્થિતિમાં પોતાની કોમના હિત તરફ બેદરકાર રહેવું અને હિન્દુ–મુસલમાન ઐક્યની સ્વપ્નવત્ ભ્રમણામાં ભમ્યા કરવું એ આત્મઘાતક નીતિ છે. હિન્દુ કોમના સુભાગ્યે કેટલાક હિન્દુ નેતાઓની આંખો હવે ઉઘડવા માંડી છે. પંડિત મદન મોહન માલવિયા, લાલા લજપતરાય, શંકર નાયર અને ડૉ. મુંજે જેવા એક વખતના ચુસ્ત કોન્ગ્રેસવાદીઓ અને હિન્દી પ્રજાતત્વમાં અડગ શ્રદ્ધા ધરાવનારાઓ પણ હવે કોન્ગ્રેસની આ નીતિ પસંદ કરતા નથી અને તેઓને પણ હિન્દુ મહાસભા જેવી કોમી હિલચાલમાં જોડાવવું પડ્યું છે એ બનાવ પ્રત્યેક હિન્દુને વિચારવા જેવો છે.

સમસ્ત દેશના કલ્યાણ અર્થે હિન્દુ–મુસલમાન ઐક્ય આવશ્યક છે એ હું માનું છું. એ ઐક્ય સાધવા માટે હિન્દુઓએ કેટલોક ભોગ પણ આપવો જોઇએ એ પણ મારે કબુલ છે. મુસલમાનો આપણા નાના ભાઇઓ છે એથી તેમને ઉભા કરવામાં આપણે આપણા હાથનો ટેકો આપવો જોઈએ એ વાત પણ હું સ્વીકારૂં છું. પ્રમાણમાં હિન્દુઓ કરતાં ધારાસભામાં બે ચાર બેઠકો તેઓ વધારે લઈ જાય અને યોગ્યતા વગર પણ સરકારની નોકરીઓ પ્રમાણમાં તેમને વધારે મળે એ બહુ મહત્ત્વની બાબતો નથી; પરન્તુ તેઓ સ્વામી શ્રદ્ધાનંદ જેવા મહાન ધર્મગુરુના ખૂન તરફ આંખ આડા કાન કરે, અને શિવાજી જેવા હિન્દુ વીરના ઉત્સવમાં જાણી જોઈને બંગાળુ પાડી તોફાનો કરે, આપણી સ્ત્રીઓ ઉપર અત્યાચારો કરે, અને આપણાં પવિત્ર દેવમંદિરો અપવિત્ર કરે ત્યારે તો હિન્દુ–મુસલમાનના ઐક્યના પ્રશ્નને બાજુ પર મૂકીને પણ આપણે તેમને તેમ કરતાં બળ વાપરીને પણ અટકાવવા જોઈએ.

'રંગીલા રસૂલ'ની હિલચાલથી આપણે જોઈ શકયા છીએ કે મુસલમાન કોમ કેવી સંગીન અને એકત્ર છે. દેશના ખૂણેખૂણેથી સભાઓ ભરી મુસલમાનો ન્યાયમૂર્તિ દીલીપસિંહને નોકરી પરથી દૂર કરવાના પોકારો કરી રહ્યા છે. આવી જાતની સંગીનતા અને ઐક્ય પ્રાપ્ત કરવાને માટે હિન્દુ કોમ તરફથી પ્રયાસો થવા જોઇએ. વીસમા સૈકામાં પણ આપણે સત્તર અને અઢારમા સૈકાના સંકુચિત આદર્શોને વળગી રહીશું, આપણી સમાજમાં દેશકાળને અનુસરીને સુધારા કરીશું નહિ, આપણી સ્ત્રીઓનો અને ખાસ કરીને આપણી વિધવાઓનો તથા આપણામાંના જેઓ અંત્યજો મનાય છે તેમનો ઉદ્ધાર કરવા પ્રયાસો કરશું નહિ, તો આખરે આપણી ખરેખરી બૂરી દશા થશે. આપણી સમાજ, આપણો ધર્મ અને આપણી સંસ્કૃતિ અત્યારે જેવા ભયમાં છે તેવા ભયમાં તેઓ પૂર્વે કદી પણ ન હોતાં. ખુદ મુસલમાની અમલમાં પણ આપણો સમાજ, આપણો ધર્મ અને આપણી સંસ્કૃતિ આવા ભયમાં નહોતાં. કારણ કે તે સમયે આપણે અત્યારના જેવા શક્તિહીન અને નિર્માલ્ય નહોતા. સ્વધર્મ અને સ્વસંસ્કૃતિનું રક્ષણ કરવાને તે વખતે આપણામાં શક્તિ હતી.

આ કટોકટીના સમયમાં જો હિન્દુ કોમ બેદરકારી બતાવી પોતાની કોમનું રક્ષણ કરવા બહાર નહિ પડે તો તે કોમની અધોગતિ નક્કી થવાની અને જીવન્ત પ્રજા મટી તે માત્ર ઇતિહાસના પ્રદર્શનને શોભાવનારી એક શબ્દવત્ પ્રજા બની રહેશે.

દિન પર દિન આપણી હિન્દુ કોમમાં ઘટાડો થતો જાય છે, દર વર્ષે અસંખ્ય હિન્દુઓ હિન્દુ સમાજમાં તેમનું સ્થાન સ્વમાન સચવાય એવું નહિ હોવાથી મુસલમાન ધર્મમાં કે ખ્રીસ્તી ધર્મમાં વટલાઈ જાય છે. અનેક હિન્દુ વિધવાઓ હિન્દુ આચાર વિચાર પ્રમાણે વૈધવ્યનું દુઃખ નહિ સહન થઈ શકવાથી આડે રસ્તે ચઢી જવાથી મુસલમાનોનો આશ્રય શોધી તેમની સાથે લગ્ન કરી મુસલમાન ધર્મ અંગીકાર કરે છે. હિન્દુ કોમના સંરક્ષણ માટે અંત્યજ અને વિધવાઓના પ્રશ્નનો જમાનાને અનુસરીને તાકીદે નિકાલ કરવો આવશ્યક છે. છિન્ન ભિન્ન થઈ ગયેલી હિન્દુ કોમને એકત્ર કરી તેનું સંગઠન કરવાની પણ એટલી જ આવશ્યકતા છે. અત્યંત દુઃખને લીધે કે ક્રોધને લીધે, આવેશમાં આવી જઇ ખ્રીસ્તી કે મુસલમાન ધર્મમાં વટલાઈ ગયા હોય અથવા તો જેમને જોરજૂલમથી મુસલમાન બનાવવામાં આવ્યા હોય તેવાઓને સમજાવી, પટાવી ફરી હિન્દુ ધર્મમાં લાવી તેમની શુદ્ધિ કરવાની પણ તેટલી જ આવશ્યકતા છે. રાજકીય ક્ષેત્રમાં પણ હિન્દુ કોમના હકોનું સંરક્ષણ કરવાની પણ તેટલી જ આવશ્યકતા છે.

આ સઘળા ઉદ્દેશો પાર પાડવાના હેતુથી હિન્દુ મહાસભાની સ્થાપના કરવામાં આવી છે. આ મહાસભાના કાર્ય પ્રત્યે ગુજરાતમાં અત્યંત બેદરકારી જોવામાં આવે છે. કારણ કે ઉત્તર હિન્દુસ્તાન અને બંગાળાની માફક હિન્દુ મુસલમાનનો પ્રશ્ન તેના ગંભીર સ્વરૂપમાં ગુજરાતમાં આજે જણાતો નથી. પણ વડોદરા અને સુરતમાં જે બન્યું તે ગુજરાતમાં પ્રત્યેક સ્થળે બને એ સંભવિત છે. તેથી દરેક હિન્દુએ સાવધ રહેવું જોઇએ. ગુજરાત અને કાઠિયાવાડની કેટલી હિન્દુ વિધવાઓ મુસલમાનોના હાથમાં ફસાઇ પડી હશે તેનો પૂરેપૂરો ખ્યાલ હજી ગુજરાત અને કાઠિયાવાડના હિન્દુઓને આવ્યો નથી. આવા કારણોને લીધે હવે હિન્દુ મહાસભાની પ્રવૃત્તિ તરફ ગુજરાતના હિન્દુઓએ દુર્લક્ષ રાખવું એ પાલવે એમ

નથી. હિન્દુ મહાસભાની ગુજરાતમાં શાખાઓ છે પરંતુ તે શાખાઓની આગેવાની પ્રતિષ્ઠિત નેતાઓ પાસે નથી અને તેથી કરીને એ સંસ્થાની પ્રવૃત્તિઓ તરફ પ્રજા હજી રસ લેતી નથી. માટે પ્રતિષ્ઠિત નેતાઓએ આ પ્રવૃત્તિ પોતાને હાથ કરવી જોઇએ. હિન્દુ મહાસભા માત્ર આર્ય સમાજીઓની નથી પણ સમસ્ત હિન્દુ કોમની છે. તેથી આર્ય સમાજીઓ ના હોય એવા હિન્દુઓએ પણ આ સભામાં ભાગ લેવો જોઇએ. વળી આ હિલચાલ ધાર્મિક નથી પણ સામાજિક અને રાજકીય છે એ આપણા લક્ષ બહાર રહેવું જોઇએ નહિ. આ હિલચાલનો ઉદ્દેશ મુસલમાન કે બીજી કોઈ કોમનો વિરોધ કરવાનો નથી પણ તેમના હુમલાઓની સામે હિન્દુ ધર્મ, હિન્દુ સંસ્કૃતિ, હિન્દુ સમાજ અને હિન્દુઓના રાજકીય હકોનું સંરક્ષણ કરવાનો છે. છિન્નભિન્ન થયેલી હિન્દુ કોમને એકત્ર કરી તેનું સંગઠન કરવું, પરધર્મમાં વટલાઇ ગયેલાઓને ફરીથી હિન્દુધર્મમાં લાવી તેમની શુદ્ધિ કરવી, અંત્યજોનો ઉદ્ધાર કરવો અને હિન્દુ વિધવાઓને પુનઃલગ્ન કરવાની છૂટ આપી તેમને પરધર્મીઓના હાથમાં ફસાતી અટકાવવી એ આ સભાના કાર્યપ્રદેશો છે.

પ્રાણલાલ કીરપારામ દેસાઇ

---

# आषाढस्य प्रथम दिवसे

: મંદાક્રાન્તા :

आषाढस्य प्रथम दिवसे વિન્ધ્યનો સૂક્ષ્મ યાત્રી
સંભારે છે સ્મરણજળથી સદ્ગતા આત્મધાત્રી.

અંધારેલા ધનશકલ શો શીત પ્રારબ્ધખંડ,
સામે ભાવિ ભવજીવનનો ગુંફતો અગ્નિકુંડ.

એની વચ્ચે ધુંટણ નમતો એકલો એકદ્રષ્ટ,
ઉભે તારો પ્રિયજન જરા માનસી અર્ચનાર્થ.

તેજે ન્હાઇ રમણનતિની પાતળી વ્યોમ કન્યા
રંગે ઘેરી, સુભગ ચપલા શી ઉગી બીજલેખા !

કે વીતેલી સ્મૃતિભભકની ઉઘડી રંગ સંધ્યા,
વેર્યા એણે કમળદળ શા ભાવ ને કીધ અર્ચા.

કિંતુ ચાલી અમર ક્ષણ એ પ્રીતના પાન્થની ને
ઘેરાતા કો ઘનતિમિરમાં આથમન્તી ગઇ એ.

आषाढस्य प्रथम दिवसे એ ચ સંસાર ફેરે
દી' ગાળંતો સ્મરણજળમાં પ્રાણનો રંગ ઘેરે.

દેશળજી પરમાર

# અજ્ઞાન અને ભૂખમરો

૨

## ભૂખમરો

૨૫ વર્ષ પહેલાં વિલિયમ હંટરે લખ્યું હતું કે હિંદમાં ચાર કરોડને સાંજે વાળુ કર્યા વિના, પાણીથી ભૂખ મારીને જ સૂઈ જવું પડે છે.

હિંદના દાદા દાદાભાઈ નવરોજજી અને રમેશચંદ્ર દત્તનાં પુસ્તકોને લખાયે આજે લગભગ ૨૦-૨૫ વરસો વીતી ગયાં અને તે દરમ્યાન ભૂખમરો ઘટવાને બદલે બમણો યા ત્રણ ગણો વધી ગયો છે. છેલ્લી ગણત્રી પ્રમાણે પ્રો. ખુશાલ તલકશી શાહે સાબીત કર્યું છે કે હિંદમાં ઓછામાં ઓછા ૧૦ કરોડ માણસોને પેટ પૂરતું ખાવાનું મળતું નથી.

ઈ. સ. ૧૯૨૧-૨૨માં હિંદુસ્તાનમાં ચોખા, ઘઉં, બાજરો, તુવેર, જુવાર, બાટવો, બંટી, મકાઇ વગેરે મળી કુલ ૭૬૦ લાખ ટન અનાજ પાક્યું હતું. આ જેટલું પાકે છે તેટલું બધું જ કાંઇ માણસના ખોરાક તરીકે રહેતું નથી. તેમાંથી કેટલું બાદ થાય છે તે જુઓઃ

(૧) સડી જાય કે ઉંદર વગેરે ખાઇ જાય તેના ૧૦ ટકા એટલે ૭૬ લાખ ટન; (૨) બીયાં વગેરે માટે રખાય ૨૦ લાખ ટન; (૩) ઢોરના ખોરાક માટે ૧૨૨ લાખ ટન; (૪) તે વરસે પરદેશ ચડ્યું ૫૫ લાખ ટન. એટલે આ બધું મળી ૨૭૩ લાખ ટન અનાજ બાદ કરતાં માત્ર ૪૮૭ લાખ ટન અનાજ મનુષ્ય ખોરાક માટે ફાજલ રહે છે.

હવે આપણે વરસે કેટલું અનાજ જોઇએ તે જોઈશું. ગૃહસ્થના ઘરની ગણત્રી પ્રમાણે તો કેમ જ ગણી શકાય? માટે જેલના કેદીઓને જે હિસાબે અનાજ મળે છે તે હિસાબે આપણે ગણત્રી કરીશું:

| | | | | |
|---|---|---|---|---|
| રોજના | ૨ | પાઉન્ડના હિસાબે | ૧૦ કરોડ પુરુષોને | ૩૩૩ લાખ ટન. |
| ,, | ૧॥ | ,, ,, | ૯॥ કરોડ સ્ત્રીઓને | ૨૭૦ ,, |
| ,, | ૧ | ,, ,, | ૧૨॥ કરોડ છોકરાંને | ૨૦૭ ,, |
| | | | કુલ | ૮૧૦ ,, |

એટલે ઓછામાં ઓછી ગણત્રી પ્રમાણે—જેલના કેદીઓને મળે છે એ ખોરાકની ગણત્રી પ્રમાણે-પણ હિંદને ૮૧૦ લાખ ટન અનાજની જરૂર છે. જ્યારે આપણી પાસે તો ફક્ત ૪૮૭ લાખ ટન અનાજ જ ફાજલ રહે છે. આ ઉપરથી આપ સહેજે સમજી શકશો કે હિંદમાં ૪૦ ટકા એટલે લગભગ ૧૨ કરોડ માણસો ભૂખે મરે છે. *

* કોઇક શંકા કઢાવશે કે હિંદમાં નદી દરિયાની પાસેના પ્રદેશના માણસો મચ્છી અને માંસ પર નભનારાં છે, તેથી જણ દીઠ અનાજની જે ગણતરી કરી તારણ કાઢવામાં આવ્યું છે તે બરાબર નથી. આ શંકામાં કંઈક તથ્ય છે; પણ માંસ મચ્છી બહુ બહુ તો ૨ કરોડને પેટપૂરતું આપી શકે એમ માનીએ તો પણ ૧૦ કરોડને તો સવાર પડે ભૂખના કડાકા કાઢવા પડતા હશે જ.

હિંદુસ્તાનના ભૂખમરાનું માપ પ્રો. શાહે બીજી રીતે પણ કાઢી બતાવ્યું છે, તે પણ વિશેષ ખાત્રી કરવા અહીં જોઇએ.

ઈ. સ. ૧૯૦૨ થી ૧૯૨૨ સુધીનાં છેલ્લાં વીસ વરસમાં હિંદુસ્તાનની સરાસરી વાર્ષિક પેદાશ નીચે પ્રમાણે થઇ હતીઃ-

| | | |
|---|---|---|
| જુદા જુદા અનાજની પેદાશ | ૮૧૦ | કરોડ રૂપિયા |
| શેરડી, ફૂલફળાદિ, શાકભાજી, મશાલા વગેરેની પેદાશ | ૧૬૮.૩ | ,, |
| તેલીબીયાંની પેદાશ | ૬૫.૭ | ,, |
| કપાસ, શણ, ગળી, ચહા, કૉફી, તમાકુ, અફીણની પેદાશ | ૨૧૩.૧ | ,, |
| એટલે ખેતીની કુલ પેદાશ | ૧૨૫૭.૧ | ,, |
| બીયાંનું ખર્ચ-આશરે ૨ ટકા પ્રમાણે | ૨૫. | ,, |
| ચોક્ખી ખેતીની પેદાશ | ૧૨૩૨.૧ | કરોડ રૂપિયા |
| જંગલની પેદાશ | ૧૪. | |
| માછલીની પેદાશ | ૧.૯ | |
| નાના મોટા ઉદ્યોગધંધાની આવક | ૧૦૬. | |
| ખાણોની આવક | ૧૪. | |
| બાંધકામ કરનારની આવક | ૧૨. | |
| હિંદુસ્તાનની કુલ આવક | ૧૩૮૦ | કરોડ રૂપિયા |

હવે ૧૯૦૨ થી ૨૨માં હિંદુસ્તાનની સરાસરી વસ્તી ૩૧ કરોડ ગણાતી હતી. ૧૩૮૦ કરોડ રૂપિયા ૩૧ કરોડ મનુષ્યોમાં સરખે ભાગે વહેંચાય તો દરેકને રૂ. ૪૪-૮-૦ વરસે મળે. પણ દરેકને ભાગે સરખા થોડા જ આવે છે ? એમ હોય તો તો લક્ષાધિપતિ અને ગરીબનો ભેદ હોત જ નહિ. પણ આપણા પ્રો. શાહે એની પણ ગણતરી કરી છે. તેમણે સાબીત કર્યું છે કે દેશની કુલ આવકનો ત્રીજો ભાગ તો રાજામહારાજા, અમીર ઉમરાવ, શેઠ શાહુકારના ૫ ટકામાં વહેંચાઇ જાય છે; અને આવકના ૩૫ ટકા દેશના બીજા-ત્રીજા ભાગમાં વહેંચાઇ જાય છે એટલે વસ્તીના ૬૦ ટકાને નસીબે તો દેશની આવકનો ત્રીજો ભાગ જ રહે છે એટલે કે ૧૮ કરોડને નસીબે તો વરસે ૨૦ રૂપિયા પણ આવતા નથી.× જ્યાં બશેર ધાનના જ ચાર આના બેસતા હોય અને રોજના ૬ પૈસા પણ કરોડો માણસોને મળતા ન હોય ત્યાં લોકોના કેવા હાલ થતા હશે એ આપ જ વિચારી લેશો.

આપણા કમભાગ્યની વાત છે કે હિંદમાં ૧૦ કરોડ મનુષ્યો ભૂખે મરે છે એ વાત દર્શાવવા સારૂ દુકાળપીડિત ગરીબ કાઠિયાવાડને મારે આંકડાઓ આપવા પડે છે.

આપણે બધા રહ્યા શિક્ષિત અને સુખી લોકોઃ આપણે આપણા ગામમાં કે બીજે કયાંય ફરવા નીકળીએ તો ત્યાં પણ શિક્ષિત, સુધરેલ અને સુખી કુટુંબમાં જ આપણે ભળીએ છીએ, અને તે સિવાય બીજે કયાં યે નજર જ ફેરવતા નથી. કાઠિયાવાડના કોઈ પણ ગામડામાં જાઓ અને ત્યાં જઇને કોઈને પણ પૂછો કે તમારા ગામમાં તદ્દન ભૂખે મરતાં

× હિંદની જેલોમાં કેદી દીઠ માત્ર ખાધાખર્ચના દર વરસે ૯૦ રૂપિયા આવે છે તેની સાથે આ સરખાવો.

કોઈ કુટુંબો છે ? તરત જ તમને એવાં કેટલાં એ કુટુંબો બતાવવામાં આવશે અને તેમની હાલત જોઇ ગમે તેવું પત્થર હૃદય પણ પીગળ્યા વિના નહિ રહે.

## ગામડાંની આર્થિક સ્થિતિ

છેલ્લા પખવાડિયામાં હું જાતે ઉત્તર ગૂજરાતનાં કેટલાક ગામડાંઓમાં ફર્યો છું. ગામના કોળી અને ગરાસિયા કોમના જુવાન આધેડ વયના માણસો, ભૂખના માર્યા, ટૂકડા રોટલાઓ મેળવવા આખો દિવસ પટેલિયાઓનું આંગણું ઝાલીને ઉંબરા ભાંગતા બેઠા હોય છે.

૯૫ વરસના ડોસા હાથ થથરતા હોય તો પણ ઠૂંઠાં કાપતા હોય, અને બાર કલાક કામ કરે ત્યારે માંડ પાંચ પૈસા મળે એ બધું અત્યારે મારી નજર આગળ તરી આવે છે.

આપણામાંથી કોઇ શિક્ષિત ભાઇએ થીંગડાંવાળું પહેરણ કે ધોતિયું પહેર્યું હોય તો આપણને તેની ગરીબાઇ માટે દયા ઉપજે છે. પણ આપણા જ ગામમાં ફાટેલાં ભાતીગળ થીંગડાના જ બનેલા ગાભા ઓઢતાં રોજ બૈરાંઓને આપણે ક્યાં જોયેલ નથી ?

આપણા ગામમાં મધ્યમ વર્ગના માણસોને અનાજના અભાવે મંગળવાર શનિવારનાં એકટાણાં કરવાં પડે છે તે શું સગી આંખે તમે જોયેલ નથી ? ગાજર, ચણા કે વાલપાપડી પર જ વરસના બે મહિના ગામડાંના કેટલા માણસો ગુજારો કરે છે તે જરાક તમારા ગામમાં કે તમારી પાડોશના ગામમાં જોશો એટલે આંખનાં પડળ ઉઘડી જશે.

પશ્ચિમનું અર્થશાસ્ત્ર શીખેલાઓ હમણાં હમણાં શહેરમાં રહેતા મજૂરોની અંધારી ગંધાતી માણસોથી ખદબદતી ઓરડીઓ જોવા નીકળે છે, પણ ગામમાં યે પૈસાના અભાવે યા જ્ઞાનના અભાવે એક જ ઓરડામાં માબાપ, દીકરો ને દીકરાની વહુ, બીજાં આઠ દશ છોકરાં, ભેંસ, પાઠી અને બળદ રાતના પૂરાય છે એનું ભાન હજી શિક્ષિતોને થયું નથી.

ઠાકરડા, કોળી, ભીલ, દુબળા, કે ભંગીના કૂબાઓમાં જોવા હજુ કેળવાયેલા માણસો નીકળ્યા જ નથી. કૂબા એટલે સાંઠીકડા સળીઓની ગોળ ભીંત અને સાંઠીકડા સળીઓની છત. બે કે ત્રણ માણસ સૂઈ શકે એવડા નાના કૂબામાં એક ખૂણે રાખના ઢગલા ભરેલો ચૂલો અને એક કે બે હાંડલાં, તાડનું બનાવેલ પાણીઆરું, છતમાં ભરાવેલ બે ચાર ગાભા, ધાબી કે ઓઢણાં સિવાય આખા કૂબામાં બીજું કાંઇ તમને નજરે જ નહિ પડે. આવા કૂબાઓમાં હિંદુસ્તાનનાં કરોડો ભાઈ બ્હેનો રહે છે.

હિંદુસ્તાનની ૬ કરોડ અંત્યજ, ૧ કરોડ ૬૦ લાખ જંગલી કોમ, અને ૪૫ લાખ ધારાળા યા ભીલ જેવી કોમનાં સુખ દુ:ખ યા તેમની રહેણી કરણી જોવાનું આપણામાંના કેટલા શિક્ષિતોને મન થાય છે ?

## પાણીના સાંસા

આજે ભારતમાતાનાં કરોડો બાળકોને પેટપૂરતું અનાજ મળતું નથી. રેંટિયાના અભાવે કરોડોને અધનાગા ફરવું પડે છે અને ટાઢે થથરવું પડે છે. પણ આ ગરીબોનાં દુ:ખ અહીં અટકતાં નથી. તેમને ખાવાના પહેરવાના સાંસા પડે છે એટલું જ નહિ પણ પીવાનું સ્વચ્છ પાણી પણ કરોડોને મળતું નથી. ગૂજરાત અંત્યજ સર્વસંગ્રહના વાંચનારા જાણે છે કે ગૂજરાતનાં કુદીબંધ ગામડાંઓમાં ભંગીઓને ખાબોચીઆનાં ગંધાતા પાણી પીવાં પડે છે. અને કેટલાંક ગામડાંઓમાં તો ઢેડ ભંગી જેવા જ બીજા ગામડીઆઓની સ્થિતિ

થઇ પડેલ છે. આંગણામાં એકત્ર કરી રાખેલ ખાતર, વરસાદમાં ધોવાઇને કૂવા તળાવની સરમાં ભળે છે, અને એવાં ગંદા પાણી પીવાથી સેંકડો ગામોમાં વાળાનું દરદ ફાટી નીકળે છે તે આપણાથી ક્યાં અજાણ્યુ છે ?*

ઇલાકાનાં મુખ્ય શહેરો સિવાયનાં નાના શહેરો કસ્બાઓને સ્વચ્છ પાણી પૂરૂં પાડવા માટે બ્રિટિશ સરકારે ૩૩ કરોડ રૂ. ખર્ચ્યા છે. અને એવાં નગરોમાં ગટરો કરવા પાછળ બીજા કરોડ રૂપીયા ખર્ચ્યા છે. પણ આવા ખર્ચ, ગામડાંઓમાં કરવાનું હજુ સરકારને ઝાઝું સૂઝેલ નથી.

જ્યાં કરોડો માણસો મરવાને અભાવે જીવતા હોય ત્યાં હિંદીની સરેરાશ ઉમર ૨૪× વરસની હોય તેમાં શી નવાઇ છે? ખરેખર દુનિયામાં ટૂંકામાં ટૂંકી આયુષ્યમર્યાદા હિંદીઓની છે.

| દેશ | માણસની સરાસરી આયુષ્યમર્યાદા |
|---|---|
| નોર્વે | ૫૫·૬ વરસ |
| હોલેંડ | ૫૫·૧ |
| ઇગ્લંડ | ૫૧ |
| જર્મની | ૪૭·૪ |
| ફ્રાન્સ | ૪૮·૫ |
| અમેરિકા ( યુનાઇટેડ સ્ટેટસ ) | ૫૮·૦ |
| દક્ષિણ આફ્રિકા | ૫૫·૬ |
| જાપાન | ૪૪·૩ |
| **હિંદુસ્તાન** | **૨૪·૭** |

## દુકાળ

દુકાળ આવે કે રોગચાળો ફાટી નીકળે તો તેની સામે ટક્કર ઝીલવાની ગામડાંઓમાં લગીરે તાકાત રહેલી નથી.

કંપનીના વખતમાં દુકાળના પ્રસંગે એક વરસમાં કરોડ માણસ મરી જતા એ વાત જવા દઇએ; પણ વીસમી સદીના બાંકુરાના દુકાળ કે ઓરિસાના દુકાળની કહાણીઓ પણ આપણને કંપાવી નાખે તેવી છે.

૧૮૬૦ થી ૧૯૧૦ ના અર્ધ સૈકામાં દુકાળને લીધે ૨ કરોડ ૮૦ લાખ માણસો હિંદમાં મરણ પામ્યા હતા.

## હિંદની સુખાકારી

અંગ્રેજ સરકારે ગામડીઆઓનાં મન સંસ્કારી કરવાના નજીવા પ્રયત્ન કર્યા છે, તેમ ગામડીઆઓનાં શરીર નીરોગી રાખવામાં યે અંગ્રેજ સરકારે કાંઇ ભારે તજવીજ કરી નથી. હિંદુસ્તાનમાં ૬૦ હજાર ચોરસ માઇલે એક દવાખાનું આવે, એમ ૪૨૧૮ સરકારી કુલ

* મદ્રાસ ઇલાકામાં એવું ભાગ્યેજ ગામડું હશે કે જ્યાં વાળાનો ભોગ ગામડીઆઓ બનતા ન હોય. બંગાળામાં પણ લગભગ ૭૦ ટકા ગામડાંઓમાં વાળાનો રોગ ચોમાસામાં ફાટી નિકળે છે.

× મુંબઇ જેવા શહેરમાં તો માણસની સરાસરી જીંદગી ૧૮ વરસની જ ગણાય છે.

માંથી લગભગ ૨૦ કરોડ રૂપીઆ ઉત્પન્ન થાય છે. વળી દારૂ વેચનારાઓનો નફો ગણવામાં આવે તો સ્હેજે ૩૦ કરોડ રૂપીઆ હિંદીઓના, અને ખાસ કરીને ગામડીઆઓના દારૂમાં તણાઈ જાય છે. જ્યાં બ્રાહ્મણો છ્ચોક દારૂ પીતાં અચકાતા નથી, ત્યાં ગામડાની બધી ય કોમો દારૂના વ્યસનમાં ફસાય એમાં શી નવાઈ? બીડી તથા ચાહનો પ્રચાર ભૂખમરો હોવા છતાં ગામડાંમાં ખૂબ વધી ગયો છે.

## સામાજિક વ્યવહારો

મરણ યા લગ્ન પાછળ શહેરીઓ ઓછા ખર્ચ કરવાની શરૂઆત કરે છે, ત્યારે ગામડીઆઓની તો વરસોની કમાણી, ખોટી પ્રતિષ્ઠા આબરૂની ખાતર, પરણ્ અને મરણ પાછળ જ ચાલી જાય છે.

૩૦ લાખ બાવાઓ, ભૂવા, મંત્રીઓ પણ ગામડાઓ પર જ ભાર બન્યા છે. શહેરોમાંથી બાળલગ્ન કે લાજ પડદા-ઘુમટાના રિવાજો ઓછા થતા જાય છે, પણ હજુ ગામડાંઓ એ રિવાજોના સંકજામાંથી નીકળ્યાં નથી. હિંદુસ્તાનમાં ૪ કરોડ બ્હેનોને ઓઝલ પડદામાં રહેવું પડે છે. ઉત્તર હિંદમાં જ્યાં ત્યાં ફરતાં મ્યાનાં કે આખા શરીરે બુરખો નાખી બુરખામાંથી આંખ ફફડાવતી બ્હેનોને સૌ કોઈએ જોયેલ હશે. રજપૂતાનામાં તો કેટલેક સ્થળે વહુઓને, જેઠાણી અને સાસુઓની પણ લાજ કાઢવી પડે છે.

આપણા ગૂજરાત કાઠિયાવાડમાં ગરાસિયા કુટુંબનાં બૈરાં બહાર ન નીકળતાં હોવાથી તેમને ઘેર દહાડે દહાડે કેમ ગરીબી અને અજ્ઞાન વધતાં જાય છે એ ઊંડા અભ્યાસીને માલમ પડયા વિના નહિ રહ્યું હોય.

હિંદુસ્તાનમાં ૨ કરોડ ૭૦ લાખ વિધવાઓમાંથી ૩ લાખ વિધવાઓ તો ૧૫ વરસથી નાની ઉમરની છે.+ અને ૧૫ વરસથી પણ નાની ૮૫ લાખ બાળકન્યાઓને માનું ઘર છોડી સાસરે રહેવું પડે છે.

## ખેડુતના હાલ

જે પહેલાં જગતનો તાત કહેવાતો એ હિંદુસ્તાનનો ખેડુત–હિંદની ૭૨ ટકા વસ્તી–આજે ભૂંડે હાલ થઈ ગઈ છે. ખેડુતો પર વાણીઆઓનું લગભગ ૪૮૦ કરોડ દેવું ચડી ગયું છે. દર વરસે તેના વ્યાજના જ ખેડુતોને ૪૦ કરોડ રૂપીઆ ભરવા પડે છે. અને દહાડે દહાડે વારસાઈના કારણે જમીનના ભાગલા વધુ ને વધુ પડી જતા હોવાથી જમીન ખેડવા માટે જમીનદારોની દયા પર તેમને નભવું પડે છે. આ ભૂખે મરતા ખેડુતો મોટા ગરાસીઆઓને કે મોટા ખાતેદારોને દર વરસે ૧૦ કરોડ રૂપીઆ ભરે છે; વાણીઆ જમીનદારના બોજામાંથી મુક્ત થાય ત્યાં સરકારનો લાગો માથે ભટકાઈ જ પડે છે. તદ્દન નિચોવાઈ ગયેલા ખેડુતો પાસેથી પરાણે સામ્રાજ્યની આણ ફરકાવવા, લશ્કર નીભાવવા રૂપીઆ કઢાવવામાં આવે છે. ૧૯૧૧ માં જે૩૨ કરોડ રૂપીઆ લશ્કરી ખર્ચ થતું હતું તે ૧૯૨૦–૨૧ માં ૯૪ કરોડ રૂપીઆ વધારી દેવામાં આવ્યું હતું.× બધાં ય દુઃખ હિંદમાતા ખમી શકે છે, પણ આ ગુલામીની જંજીર હિંદમાતાને અસહ્ય થઈ પડી છે.

+ આ ૩ લાખ વિધવાઓને શિક્ષિકા તરિકે તૈયાર કરવામાં આવે તો ૭ લાખ ગામડાંઓને સહેલાઈથી પહોંચી શકાય; બાળ વિધવાઓ માટે સમાજે કૈંક ને કૈંક કાર્યક્ષેત્ર ખુલ્લું મૂકવું જ પડશે.

× ૧૯૨૪-૨૫ માં લશ્કરી ખર્ચ પાછું ઘટીને ૬૩ કરોડ રૂપીઆ થયું હતું. દેશની આવકનો ત્રીજો ભાગ મુખ્યત: પરદેશી લશ્કર નિભાવવામાં જાય, એ ગરીબ હિંદને નાનોસૂનો ગોદો નથી.

## ઉપસંહાર

ભાઇઓ, આ સર્વ ઉપરથી આપ જોઈ શકશો કે આપણી ભારતમાતા આજે "સુજલાં, સુફલાં, મલયજશીતલાં કે સસ્યશ્યામલાં" રહેલી નથી. 'સારે જહાંસે અચ્છા હિન્દોસ્તાં હમારાં' એવું અભિમાન પણ આપણે લઈ શકીએ એમ નથી. આજે તો ભારતમાતાનાં નેણ રોઇ રોઇને રાતાં થઈ ગયાં છે, તેના કેશ વીંખાઇ ગયા છે, તેનો ચહેરો ધૂળમાં રગદોળાઇ રગદોળાઇને મ્લાન થઇ ગયો છે. પ્યારા બંધુઓ, આપણી સર્વની દુઃખી માતાનું દુઃખ ઘટાડવા દેશને પ્રાણથી પણ વધારે પ્યારો ગણી મૈયાની સેવામાં આપણે ઝૂકાવશું તો જ ભારતમાતા પર જે દુઃખનાં વાદળો ઘેરાયલાં છે તેને આવરી શકીશું.

લોકશિક્ષણ કે ગામડાંઓના કેળવણીની અનેક યોજનાઓ અત્યાર સુધી ઘડાયેલી છે. એ ફરી ફરીને આપની પાસે મૂકવાની મને પ્રેરણા થતી જ નથી. કારણ કે આજે યોજનાઓ ઘડવાનું, સંસ્થાઓ સ્થાપવાનું કે ચલાવવાનું કામ આપણા પર આવેલું નથી. હિંદમાતાના દરદનું નિદાન કરી યોગ્ય પડીકી આપણને ધન્વંતરીએ આપી દીધી છે. બધા ય દુઃખનો ઇલાજ સ્વદેશીધર્મના પાલનમાં સમાઇ જાય છે. પણ એ ધર્મના પાલન અને આચરણ માટે એ સ્વદેશીધર્મની જ્યોત સદંતર પ્રજ્ઞ આગળ ઝળકતી રાખવા માટે આજે આત્મભોગ આપનાર સેંકડો કેળવાયલા શિક્ષિત નૌજુવાનોની જરૂર છે.

હમણાં હમણાં સ્નાતક સંઘ, મોન્ટેસોરી સંઘો સ્થપાવા લાગ્યા છે. શિક્ષક સંઘ સ્થપાવવાની વાતો ચાલતી હતી. પણ ગૂજરાતમાં રાષ્ટ્રીય શિક્ષકો કામ કરવાની શરૂઆત કરતા થાય તે પહેલાં તો રાષ્ટ્રીય શાળાઓ જ બંધ થઈ ગઇ અને શિક્ષકો યે આડા અવળા થઇ ગયા.

રાષ્ટ્રીય કેળવણીની ઓટ ગૂજરાતમાં આજે નીચામાં નીચી આવી ગઈ છે; તે છતાં આજે હું ભેખ ધરનાર શિક્ષક સંઘની વાત અત્યારે શા માટે કરું છું? કારણ કે જે કોઇ, થોડા ઘણા, હવે આપણી ઓથમાં ઉભા છે, તે શ્રદ્ધાવાન અને ભાવના ભીના છે એમ હું માનું છું. જે કામ, જ્યારે કાર્ય ચડતીમાં હોય પૂર બહારમાં ભભકી ઊઠયું હોય ત્યારે નથી થતું તે, પડતીમાં આરંભી શકાય છે.

સ્વદેશી ધર્મ એ આ યુગનો રાષ્ટ્ર ધર્મ છે. રેંટિયાના અભાવથી આજે ૧૦ કરોડ માણસ ભૂખે મરે છે. આજે ખેતી પર મજૂરી કરનારા ૩ કરોડ ૮૦ લાખ, અને બીજાની જમીન ભાગે ખેડતા ૧ કરોડ મજૂરો, કામને અભાવે ભૂખે ટળવળે છે, અને હજી યે નહિ ચેતીએ તો આવતી કાલે તળપદ ખેડુતોને યે ભૂખે મરવાનો વારો આવશે.

ગૂજરાતના ધનવાન બારડોલી તાલુકાના ખેડુતો ખેતીમાં ખોટ ખાય છે એ 'નવજીવન' વાંચનારાની જાણ બહાર નથી. અમેરિકા ને ઇજીપ્તથી ૪૦ હજાર રૂની ગાંસડીઓ આ વરસમાં જ હિંદમાં આયાત થઇ છે. જો સવેળા આપણે નહિ ચેતીએ તો પરદેશી કાપડની પેઠે, પરદેશી કપાસ અને અનાજ પણ હિંદમાં ઢગલાબંધ ખડકાશે, અને જેમ ખીસામાં સોનામહોર હોવા છતાં જંગલમાં કે રણમાં ભૂલો પડેલો માણસ ભૂખે મરે છે, તેમ છતી સમૃદ્ધિએ સ્વદેશી ધર્મના ત્યાગથી હિંદુસ્તાનના પ્રાણ સોસાઇ જશે.

ધર્મના સંસ્થાપનાર પેગંબર આપણને સારે નસીબે મળી ગયા છે. પણ એ કામને વ્યવસ્થિત કરનાર આચાર્યની આજે તૂટી પડેલ છે. એક આચાર્ય ન મળી આવે, ત્યાં સુધી શિષ્ય મંડળોએ એકત્ર થઇને કામ ધપાવવું જ જોઇએ.

મોગલ સ્ત્રીઓને હિંદુઓમાં વહેંચી આપવામાં આવી હતી. પુરુષોને ક્ષૌર કરાવી તેમાંથી જે ઉચ્ચ દરજ્જાના હતા તેમને ચાવડા અને વાઘેલા બનાવવામાં આવ્યા અને હલકા દરજ્જાના સીપાઇઓને કોળી તથા ખાંટ સાથે ભેળવી દેવામાં આવ્યા. આગળ જતાં જ્યારે વિજયી મુસલમાનોના ધર્મઝનુન સામે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવું મુશ્કેલ લાગ્યું ત્યારે હિંદુસમાજનાં દ્વાર પરદેશી પરધર્મીઓ સામે બંધ કરાવવામાં આવ્યાં, અને તેની અંદર પણ અનેક નાના નાના ફાંટાઓ પડી ગયા, જેમ અણહિલવાડનું મહારાજ્ય જઇ નાનાં નાનાં રજપૂત રાજ્યો થઇ ગયાં તેમ.

ગુજરાતમાં જેમ હિંદુધર્મના અનેક સંપ્રદાયો છે તે પ્રમાણે નાતો ભલે રહે, પણ તે નાતો વચ્ચે હાલમાં જે પરસ્પર અસહકાર છે તે દૂર થવો જોઇએ. પુત્ર સ્વામીનારાયણ સંપ્રદાયનો, પિતા વેદાંતી અને માતા પુષ્ટીમાર્ગીય હોય એવાં કુટુંબો આપણામાં હાલમાં મળી આવશે. તેમની વચ્ચે સંપૂર્ણ સલાહસંપ હોય છે. તે જ પ્રમાણે જેને પિતા બ્રાહ્મણ, માતા વૈશ્ય અને પત્ની ક્ષત્રીય હોય એવા ગુજરાતી યુવાનો આપણામાં શા માટે ન હોઇ શકે ? અનેક સંપ્રદાયો હોવા છતાં, અને સંપ્રદાય બદલવાની દરેકને સંપૂર્ણ છૂટ હોવા છતાં ગુજરાતમાં એકે સંપ્રદાય ઘટયો નથી અને હિંદુધર્મનો નાશ થયો નથી; તે જ પ્રમાણે જો જ્ઞાતિ પણ ધંધા અને માન્યતા પર રાખવામાં આવશે તો તેથી એકે જ્ઞાતિનો કે હિંદુસમાજનો નાશ થશે નહિ એ ચોક્કસ છે.

ગુજરાતના મુસલમાનોનો ઘણો મોટો ભાગ મૂળ હિંદુ હતો. કડવા કણબીના મટીયા, લુવાણાના ખોજા, ભાટિયાના મેમણ, રજપુતના મોલેસલામ, બ્રાહ્મણના દાઉદીવ્હોરા એ પ્રમાણે જૂદી જૂદી હિંદુ નાતોમાંથી અત્યારની મુસલમાન જમાતો થઈ છે. આ સર્વમાંથી પણ જેમને જેમને ગુજરાતી હિંદુ સમાજમાં ભળવું હોય તે સર્વને તેમાં દાખલ થવા માટે સંપૂર્ણ સગવડ કરી આપવી જોઇએ. અને બીજા પણ સર્વ ગુજરાતીઓનો આ ગુજરાતી સમાજમાં પ્રવેશ થઈ શકે તેવું તેનું ઉદાર સ્વરૂપ ઘડાવું જોઇએ.

આ મહાન સામાજિક સ્વપ્ન સિદ્ધ થવા માટે પ્રથમ જરૂરિયાત એકત્ર હિંદુસમાજની સ્થાપનાની છે. હાલમાં હિંદુસમાજ અનેક ફાંટાઓમાં વહેંચાએલો છે તે એક થાય, તો તેનામાં એવું બલ આવશે કે બીજી ભગિની સમાજો તેની સાથે ચોક્કસ ભળી જશે, અને અન્તે એક અને અભેદ્ય ગુજરાતી સમાજ થશે. એટલે આપણી પાસે હાલ તરતને માટે એક જ વિરાટ સામાજિક પ્રશ્ન છે અને તે ગુર્જર હિંદુસમાજનું નિર્માણ.

નવલરામ જગન્નાથ ત્રિવેદી

પ્રમાણે લગભગ ૧૦ ટકા વસ્તિ બાદ જતાં બાકી જે હિંદુઓ રહ્યા તેના રાનીપરજ અને મેદાનીપરજ એવા ચોકખા ભાગ પાડી શકાય. ભીલ, ચોધરા, દુબળા, નાયકડા વગેરે મળી લગભગ દસ લાખ ઉપરાંત એટલે હિંદુઓના લગભગ ૧૨ ટકા જેટલી અસલ વતની કોમો ગુજરાતમાં વસે છે. તેઓ માત્ર ધર્મની બાબતમાં જ મેદાની હિંદુઓની સાથે કેટલુંક સામ્ય ધરાવે છે. તેમની સામાજિક પરિસ્થિતિ તદ્દન જુદા જ પ્રકારની છે. બાળલગ્ન જેવા આપણી સમાજનો વિનાશ કરી નાખતા રિવાજો તેમનામાં નથી. તેઓ મોટી ઉંમરે અને પસંદગીથી પરણે છે. પણ તેમનામાં દારૂ, લગ્નબંધનની શિથિલતા વગેરે આપણાથી જૂદા જ પ્રકારના સામાજિક સવાલો છે. આ રાનીપરજ બાદ કરતાં જે મેદાનીપરજ રહી તેના જાડપછેડી અને ઉજળિયાત કોમો એવા બે વિભાગો જાણીતા છે જાડપછેડીમાં કોળી, વાઘરી, ભરવાડ, સથવારા, કણબી વગેરે સીમમાં કામ કરનાર અને લુહાર, સુથાર, દરજી, હજામ વગેરે ગામમાં કામ કરતા કારીગર વર્ગ એમ બે જથા છે. તેમાં સૌથી મોટો વર્ગ કોળી છે. ચુંવાળિયા, પાટણવાડિયા, તળપદા, ખાંટ વગેરે જુદી જુદી જાતના મળી ગુજરાતમાં લગભગ ૧૨ લાખ કોળી વસે છે, અને તે હિંદુ વસ્તિનો લગભગ સાતમો ભાગ થવા જાય છે.

આ પ્રમાણે અંત્યજ, રાનીપરજ અને જાડપછેડી એવા ત્રણ મોટા વિભાગો બાદ કરતાં જે બાકીનો ઉજળિયાત કોમોનો હિંદુસમાજ રહ્યો છે તેને જ આપણે ગુજરાતી સમાજ માની લીધો છે. પુનર્લગ્ન, બાળલગ્ન, મરણપરણના ખરચ, વગેરે જે સામાજિક પ્રશ્નો પર આપણા સુધારાવાળાઓ પોણોસો વર્ષથી ભાષણો કરતા આવ્યા છે અને લેખો લખતા આવ્યા છે તે સર્વ પ્રશ્નો હિંદુસમાજના પાંચમા ભાગની આ ઉજળિયાત કોમોના પ્રશ્નો છે.

ગુજરાતનો પ્રથમ અને સૌથી વધારે અગત્યનો સામાજિક પ્રશ્ન જો કોઈ હોય તો તે ગુજરાતી સમાજને અસ્તિત્વમાં લાવવો તે છે. જ્યાંસુધી ગુજરાતમાં એક સમાજ જ નથી ત્યાંસુધી તેમાં સુધારો કરવાનો પ્રયત્ન જ કેવી રીતે કરી શકાય? અને જો ગુજરાતમાં એક સમાજ થશે તો પછી ઘણું કરીને તેને મહત્ત્વના સામાજિક પ્રશ્નોનો નિર્ણય કરવાનું રહેશે જ નહિ. તેના ઘણાખરા પ્રશ્નોનો નિવેડો આપોઆપ જ થઈ જશે.

ગુજરાતની જુદી જુદી નાતજાતો અને ધર્મમાં વહેંચાએલ પ્રજાને એક સમાજનું સ્વરૂપ આપવું તે કેટલાકને કદાચ આ સમયે દુરાશા જેવું લાગશે, પણ તેનો જૂનો ઇતિહાસ તપાસતાં એમ માનવાનું કારણ રહેતું નથી. મુસલમાનોએ ગુજરાતમાં આવી ૧૫મી સદીથી ગુજરાતની સમાજમાં ઇસ્લામ દાખલ કરી જૂદી સમાજ સ્થાપવા પ્રયત્ન કર્યો, ત્યાંસુધી ગુજરાતમાં બહારથી આવનાર સર્વ પરધર્મી અને પરદેશીઓને અપનાવી લેવામાં આવ્યા હતા. શક, હૂણ, બાકટ્રિયન વગેરે પરધર્મી પરદેશીઓને ગુજરાતી બ્રાહ્મણો અને ક્ષત્રીઓએ પણ પોતાની અંદર દાખલ કર્યા હતા. શરૂઆતમાં મુસલમાનોને પણ તે જ પ્રમાણે હિંદુ સમાજે પોતાની અંદર ભેળવવા પ્રયત્ન કર્યો હતો. ઇ. સ. ૧૧૭૮માં શાહબુદીન ઘોરીના લશ્કરનો મોટો ભાગ આબુની ખીણોમાં સપડાઇ જઇ તાબે થયો ત્યારે ગુજરાતના રાજા બીજા મૂળરાજને (૧૧૭૭-૭૯) મુસલમાનોને હિંદુ બનાવવાની અસાધારણ તક મળી. 'તારીખે સોરઠ' લખે છે કે પકડાએલી અફઘાન, તુર્ક અને

મોગલ સ્ત્રીઓને હિંદુઓમાં વહેંચી આપવામાં આવી હતી. પુરુષોને ક્ષૌર કરાવી તેમાંથી જે ઉચ્ચ દરજ્જાના હતા તેમને ચાવડા અને વાઘેલા બનાવવામાં આવ્યા અને હલકા દરજ્જાના સીપાઇઓને કોળી તથા ખાંટ સાથે ભેળવી દેવામાં આવ્યા. આગળ જતાં જ્યારે વિજયી મુસલમાનોના ધર્મઝનુન સામે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવું મુશ્કેલ લાગ્યું ત્યારે હિંદુસમાજનાં દ્વાર પરદેશી પરધર્મીઓ સામે બંધ કરાવવામાં આવ્યાં, અને તેની અંદર પણ અનેક નાના નાના ફાંટાઓ પડી ગયા, જેમ અણહિલવાડનું મહારાજ્ય જઇ નાનાં નાનાં રજપૂત રાજ્યો થઇ ગયાં તેમ. . . . . . . .

ગુજરાતમાં જેમ હિંદુધર્મના અનેક સંપ્રદાયો છે તે પ્રમાણે નાતો ભલે રહે, પણ તે નાતો વચ્ચે હાલમાં જે પરસ્પર અસહકાર છે તે દૂર થવો જોઇએ. પુત્ર સ્વામીનારાયણ સંપ્રદાયનો, પિતા વેદાંતી અને માતા પુષ્ટીમાર્ગીય હોય એવાં કુટુંબો આપણામાં હાલમાં મળી આવશે. તેમની વચ્ચે સંપૂર્ણ સલાહસંપ હોય છે. તે જ પ્રમાણે જેને પિતા બ્રાહ્મણ, માતા વૈશ્ય અને પત્ની ક્ષત્રીય હોય એવા ગુજરાતી યુવાનો આપણામાં શા માટે ન હોઇ શકે? અનેક સંપ્રદાયો હોવા છતાં, અને સંપ્રદાય બદલવાની દરેકને સંપૂર્ણ છૂટ હોવા છતાં ગુજરાતમાં એકે સંપ્રદાય ઘટયો નથી અને હિંદુધર્મનો નાશ થયો નથી; તે જ પ્રમાણે જો જ્ઞાતિ પણ ધંધા અને માન્યતા પર રાખવામાં આવશે તો તેથી એકે જ્ઞાતિનો કે હિંદુસમાજનો નાશ થશે નહિ એ ચોક્કસ છે.

ગુજરાતના મુસલમાનોનો ઘણો મોટો ભાગ મૂળ હિંદુ હતો. કડવા કણબીના મટીયા, લુવાણાના ખોજા, ભાટિયાના મેમણ, રજપુતના મોલેસલામ, બ્રાહ્મણના દાઉદીવ્હોરા એ પ્રમાણે જૂદી જૂદી હિંદુ નાતોમાંથી અત્યારની મુસલમાન જમાતો થઈ છે. આ સર્વમાંથી પણ જેમને જેમને ગુજરાતી હિંદુ સમાજમાં ભળવું હોય તે સર્વને તેમાં દાખલ થવા માટે સંપૂર્ણ સગવડ કરી આપવી જોઇએ. અને બીજા પણ સર્વ ગુજરાતીઓનો આ ગુજરાતી સમાજમાં પ્રવેશ થઈ શકે તેવું તેનું ઉદાર સ્વરૂપ ઘડાવું જોઇએ.

આ મહાન સામાજિક સ્વપ્ન સિદ્ધ થવા માટે પ્રથમ જરૂરિયાત એકત્ર હિંદુસમાજની સ્થાપનાની છે. હાલમાં હિંદુસમાજ અનેક ફાંટાઓમાં વહેંચાએલો છે તે એક થાય, તો તેનામાં એવું બળ આવશે કે બીજી ભગિની સમાજો તેની સાથે ચોક્કસ ભળી જશે, અને અન્તે એક અને અભેદ્ય ગુજરાતી સમાજ થશે. એટલે આપણી પાસે હાલ તરતને માટે એક જ વિરાટ સામાજિક પ્રશ્ન છે અને તે ગુર્જર હિંદુસમાજનું નિર્માણ.

નવલરામ જગન્નાથ ત્રિવેદી

# એક ભાષણ

[ અનાવિલ યુવક સંમેલનની સ્વાગત સમિતિના પ્રમુખસ્થાનેથી આપેલું ]

**માનનીય મ્હેમાનો અને જુવાન મિત્રો,**

તમને સૌને આ સંમેલનમાં આવકાર આપતાં મને અત્યંત આનંદ થાય છે. આપણી જ્ઞાતિના તાજેતરના ઇતિહાસમાં જે સ્થળમાં રાગદ્વેષના વધારેમાં વધારે ઉછાળા થયા હતા તે જ નવસારી શહેરમાં અનાવિલ જ્ઞાતિનો યુવાન વર્ગ પોતાનું કાર્ય સ્નેહ અને સંપથી પૂરૂં કરી નવસારીને ચોંટેલું કલંક દૂર કરવાની શુભેચ્છાથી જ જાણે પોતાનું સંમેલન ભરતો ન હોય એવો ખ્યાલ સ્વાભાવિક રીતે જ થયા સિવાય રહેતો નથી. એ ખ્યાલને સાચો પાડવાની જવાબદારી અહીં ભેગા થએલા સૌ બંધુઓના ઉપર રહેલી છે એવી સૂચના અસ્થાને નહિ લેખાય એમ માની લઉં છું.

યુવાનોની આવી જાતની પ્રવૃત્તિ આ પહેલી જ છે એમ માનવાની કોઇ ભૂલ નહિ કરે તેટલા માટે એટલું જણાવી દઇશ કે લગભગ પંદરેક વર્ષ પહેલાં ભાઇ ભટારકર મુખ્યત્વે પુનાના તેમ જ બીજાં સ્થળોનાં વિદ્યાર્થીબંધુઓના સહકારથી “ અનાવિલ યુવક મંડળ ” દ્વારા યુવાનોની શક્તિને એકત્ર કરી તેનો ઉપયોગ જ્ઞાતિહિતના કાર્યોમાં કરતા હતા. પરંતુ તે વખતે યુવક મંડળમાં ભાગ લેનારા બધા ઇંગ્રેજી કેળવણી લેનાર અને તેમાં યે ખાસ કરીને કોલેજમાં ભણનાર વિદ્યાર્થીઓ જ હતા. વિદ્યાર્થીસમૂહ એ અસ્થાયિ સમૂહ હોવાને લીધે–આજે જે વિદ્યાર્થી હોય છે તે કાલે વિદ્યાર્થી મટી જતો હોવાને લીધે–યુવક મંડળનું બળ છિન્નવિચ્છિન્ન થઇ ગયું અને જુદે જુદે સ્થળે વિખરાઇ ગએલા બંધુઓની સંકલના કરવાનું ઘણું મુશ્કેલ થઇ પડવાને લીધે યુવક મંડળની પ્રવૃત્તિ શિથિલ થઇ અને યુવક મંડળ સંસ્થાનું રૂપાન્તર કરી ‘અનાવિલ મંડળ’ નામની સંસ્થાની સ્થાપના થઇ, જે આજે જ્ઞાતિ સુધારાનું કાર્ય કરી રહી છે. એ સંસ્થાને અસ્તિત્વમાં આવ્યાને પણ આજે આઠેક વર્ષ થયાં છે છતાં પ્રગતિનાં ચિન્હ કેમ જણાતાં નથી એ પ્રશ્ન સહજ જ ઉઠે છે. આ પ્રશ્નનો જવાબ મારે આપવો જોઇએ કારણ કે એના જવાબમાં આપણાં સંમેલનનાં કાર્યનું દિશાસૂચન રહેલું છે. આને અંગે આપણે આપણી આત્મપરીક્ષા કરવી પડશે. જેને પોતાની ત્રુટિઓનું કે શક્તિઓનું ભાન નથી તે સ્થિર પડ્યો રહેવાનો, તેને માટે પ્રગતિનાં દ્વાર બંધ છે. આપણે જ્ઞાતિના જુવાન વર્ગે પોતાની પરીક્ષા કરવી ઘટે છે. આજે જ્યારે યુવાનો પ્રવૃત્તિશીલ થવા પ્રેરાયા છે ત્યારે તમારા તરફથી હું આપણા આખા વર્ગની સ્થિતિ સંબંધી એકાદ વિચાર અહીં રજુ કરવાની રજા લઉં છું.

પહેલી જ નજરે આખા યુવાન વર્ગમાં જીવન અને જીવનને લગતા પ્રશ્નો પ્રત્યે બેદરકારી જોવામાં આવે છે. જીંદગી છે તેને જીવી નાખવી એ તત્ત્વ ઉપર જ જાણે યુવાનો જીવતા ન હોય એમ દેખાય છે. મેં એક ભાઇને પૂછેલું કે કેમ આમ છેક પ્રવૃત્તિહીન જીવન ગાળો છો ? એનાં કરતાં તો મોત ભલું. તેણે જવાબ આપ્યો કે મોત આવે ત્યાં

સુધી જીવવું તો પડે ને! એક બીજા કેળવાયલા યુવાન સુધારકને એક વખત એક ગૃહસ્થે કહ્યું કે આમ આખી રાત પત્તાં રમો છો તે શરીર નથી બગડતું? પેલા યુવાન સુધારક ભાઇએ પોતાનું પહેરણ ઉતારી પોતાનાં શરીરનાં હાડકાં પાંસળાં બતાવી કહ્યું કે આમાં બગડવાનું હવે બાકી શું રહેલું છે? આ બે જવાબ એ માત્ર બે જ જણના છે એમ નહિ સમજશો. આ જવાબોમાં યુવક વર્ગની જીંદગી પ્રત્યેની બેદરકારી રહેલી છે. એ બેદરકારી જો સમજપૂર્વકની હોય તો તો દુઃખ વેઠવાની અને આત્મસમર્પણ કરવાની તૈયારી રૂપે એ આપણા યુવક વર્ગને સાહસિક અને પરાક્રમી બનાવી દે એમ છે. પરંતુ આપણા દુર્ભાગ્યે એ બેદરકારી આપણા આત્માના દૌર્બલ્યની હોવાને લીધે આપણે અદ્ધર જીવન—સમાજનાં સુખદુઃખની જોડે સ્પર્શ પામ્યા સિવાયનું જીવન-ગુજારી રહ્યા છીએ. આમાં દોષ આપણી કેળવણીની પ્રથાનો છે. જીંદગીનાં ઉત્તમમાં ઉત્તમ વરસો આપણે આપણા સામાજિક જીવન સાથે બિલકુલ સંબંધ નહિ ધરાવતાં ભણતરમાં ગાળતા હોવાથી, ભણતર પૂરૂં થયાં પછીની જીંદગી પણ આપણા સામાજિક જીવન તરફ બેદરકાર રહે તેમાં શી નવાઇ? આ દોષ દૂર કરવો એ સહેલી વાત નથી. પરંતુ એ ભણતરની સાથે સાથે સમાજના પ્રશ્નોમાં વિદ્યાર્થી વર્ગ રસ લેતો થાય એવી પ્રવૃત્તિ આપણે હાથ ધરીએ તો તેથી કેટલેક અંશે આ દોષમાંથી આપણે મુક્ત થઇ શકીએ એમ મારૂં માનવું છે. અને તેથી ગામડે ગામડે નાની સંસ્થાઓ સ્થાપી તે દ્વારા ગામનાં બાળકો તેમજ યુવાનો ગ્રામજીવનની તેમજ જ્ઞાતિજીવનની પ્રવૃત્તિમાં સમજણપૂર્વક ભાગ લેતો થાય એવી યોજના આપણે તૈયાર કરવી જોઇશે.

જીવન પ્રત્યેની બેદરકારી એ આપણા યુવાનોનો મુખ્ય દોષ છે અને એની સાથે સાથે ચાલતા આવતા બીજા પણ અનેક દોષો છે, પરંતુ તે તરફ દૃષ્ટિ નાંખવાની જરૂર હું અત્યારે જોતો નથી. આપણા સદ્‌ભાગ્યે મહાત્માજીની અનેકવિધ પ્રવૃત્તિઓએ આપણા જુવાન વર્ગ પૈકી કેટલાકને વિચાર કરતા બનાવી દીધા છે. જીવન છેક વૈશાખની વાદળી જેવું નથી એવો ખ્યાલ હમણાં હમણાં કેટલાક યુવાનો કરવા લાગ્યા છે અને એના પરિણામ રૂપે જ આજનું આપણું સંમેલન છે. જીવનના પ્રશ્નોનું નિરાકરણ કરવાની વ્યક્તિગત આકાંક્ષા આખા દેશમાં પ્રગટેલા નવજીવનને પરિણામે આપણામાં પણ ઉત્પન્ન થઇ છે. એને મૂર્ત અને સ્થાયી સ્વરૂપ આપવું એ આપણે બધાએ મળીને વિચારવાનું છે. મને ઉમેદ છે કે આજે આપણે એ શુભ કાર્યની શરૂઆત કરીશું.

આમ એક બાજુથી જુવાનો અત્યાર સુધી બેદરકાર રહ્યા છે ત્યારે મોટેરાઓમાંથી જેઓએ જ્ઞાતિના પ્રશ્નો ઉપર ધ્યાન આપ્યું છે તેઓની મનોવૃત્તિ આખા સમૂહને સાથે સાથે રાખીને ચાલવાની હોવાથી સુધારાની દિશામાં જ્ઞાતિની પ્રગતિ નહિ જેવી જ રહી છે. આમાં હું મોટેરાઓનો દોષ જોતો નથી પરંતુ અનિવાર્ય વસ્તુસ્થિતિનું વર્ણન માત્ર કરૂં છું. મોટેરાઓની ઠરેલ બુદ્ધિ, અનુભવજન્ય જ્ઞાન, તથા વ્યવહાર-કુશળતાનો અભાવ જુવાનોમાં હોય તેથી કંઇ જેમ જુવાનોનો દોષ વૃદ્ધોથી કાઢી શકાય નહિ, તેવી જ રીતે જુવાનોનો આવેશ, તેમની અધીરાઇ, તેમની શક્તિ તથા બેદિસાબીપણું વૃદ્ધોમાં ન હોય તો તેથી તેમનો પણ દોષ જુવાનોથી કાઢી શકાય નહિ. આજે તો વ્યવહારમાં એમ બને છે કે જુવાનો જો કોઈ ઉગ્ર પગલું ભરે તો પોતાની જુવાનીમાં અનેક બાબતોમાં ઉચ્છૃંખલપણે વર્તનાર મોટેરાઓ જ હાતકું મોં રાખીને પોતાની આજની વર્તણૂકની શ્રેષ્ઠતા બતાવતા

ઉદ્‌ગાર કાઢે છે કે જુવાનીઆઓ ઉચ્છૃંખલ થઇ ગયા છે! જાણે જુવાનોને પણ વૃદ્ધોની માફક વર્તાવવા માગતા હોયની! ત્યારે બીજી બાજુથી જ્યારે મોટેરાઓ સ્થિતિશીલ વૃત્તિ ધારણ કરી મંદગતિથી પ્રગતિ કરવાના ઠરાવો કરે ત્યારે જુવાનો અધીરા થઇને તેમને નકામા માણસો માની તેમની અવગણના કરે છે. આ વસ્તુસ્થિતિ આપણા મનની સંકુચિત વૃત્તિ બતાવે છે. જુવાનોએ વૃદ્ધોના અનુભવ તથા જ્ઞાનને પરિણામે આવેલી તેમની ઠરેલ બુદ્ધિને વૃદ્ધોના સદ્‌ગુણ તરીકે સ્વીકારવી જોઇએ, અને વૃદ્ધોએ જુવાન વર્ગની શક્તિ, આવેશ, અધીરાઇને જુવાન વર્ગના સદ્‌ગુણ તરીકે સ્વીકારી તેમની કિંમત સમજવી જોઇએ. જુવાનોની શક્તિ સિવાય સુધારાની પ્રવૃત્તિ શક્ય નથી, અને વૃદ્ધોની ઠરેલ બુદ્ધિ સિવાય થએલા સુધારાનું રક્ષણ થવું શક્ય નથી. બન્ને વર્ગે એકબીજામાં રહેલા વિરોધી ગુણોનો તિરસ્કાર કરવા કરતાં તેમની પોતપોતાને સ્થાને આવશ્યકતા સ્વીકારીને કામ લેવું ઘટે છે, એટલું જ નહિ પરંતુ દરેક વર્ગે પોતાના સ્વધર્મને અનુકૂળ રહીને જ કામ કરવું જોઇએ. અને એથી જ આજે જ્યારે આપણે યુવાન વર્ગનું સંગઠ્ઠન કરવા ભેગા થયા છીએ ત્યારે એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે અને તે એ કે મોટેરાઓની ટીકાના ભોગ થઈ પડવાની બ્હીકથી ઉચ્છૃંખલ ગણાઇ જવાના ભયથી—આપણે આપણા સ્વધર્મથી ચૂકવું નહિ. આમ કરશું તો આમ થશે—એવા ગણતરીબાજ થવાનું યુવાન વર્ગને આજે પાલવે તેમ નથી. એ કામ મોટેરાઓને માટે રહેવા દેજો. આપણે તો ચોખ્ખે ચોખ્ખું જે આપણા અંતરાત્મામાં હોય તે કહી નાંખીને તેનો અમલ કરવા તત્પર રહેવાનું છે. માત્ર ઠરાવો પસાર કરીને અહીંથી ચાલ્યા જવાનું નથી પરંતુ વરસ દરમ્યાન તે ઠરાવોનો અમલ કરવા કરાવવાના સતત પ્રયાસમાં આપણી શક્તિનો ઉપયોગ કરવાનો છે. મિત્રો, મને કેટલાક ભાઈઓ તરફથી પૂછવામાં આવ્યું હતું કે તમે આવાં જ્ઞાતિનાં સંમેલનોમાં ભાગ લઇને Communal સાંપ્રદાયિક સંકુચિત વૃત્તિનું પોષણ શા માટે કરો છો? આ પ્રશ્નની ચર્ચા આ સંમેલનમાં હું નહિ કરત પરંતુ આપણી જ્ઞાતિના અગ્રગણ્ય મુરબ્બીશ્રી ભુલાભાઇ સાહેબે પણ એક વખત વિલ્સન કૉલેજમાં પોતાના વ્યાખ્યાનમાં આ પ્રશ્ન ચર્ચીને યુવક વર્ગને સલાહ આપી હતી કે તમે જ્ઞાતિભાવના તમારામાં કેળવતા નહિ, માત્ર રાષ્ટ્રભાવનાને જ કેળવજો. હું કંઇ અહીં મુરબ્બીશ્રી ભુલાભાઇ સાહેબના કથનનો વિરોધ કરવા ખાતર આ પ્રશ્નની ચર્ચા નથી કરતો. પરંતુ આજે આ પ્રશ્ન સર્વત્ર ઊઠતો જોવામાં આવે છે અને તેથી એના ઉપર ધ્યાન આપ્યા સિવાય આપણને ચાલે એમ નથી. આપણું સંમેલન સંકુચિત જ્ઞાતિભાવનાને પોષવા માટેનું નથી પરંતુ એવી ભાવનાનો નાશ કરી જ્ઞાતિમાં રહેલાં અનેક અનિષ્ટોને નાબુદ કરવાના હેતુથી જ ભરવામાં આવેલું છે. અનેક જ્ઞાતિઓ અને એ જ્ઞાતિઓમાંની અનેક પેટાજ્ઞાતિઓ એ હિંદુ સમાજની નિર્બળતાનું એક ખાસ કારણ છે એમ આજે હિંદુ મહાસભા જેવી હિંદુધર્મની અત્યંત ધર્મચુસ્ત સંસ્થા તરફથી પણ આપણને કહેવામાં આવે છે. જ્ઞાતિઓએ પોતાથી વિશાળ સમૂહમાં પોતાના અલગ અસ્તિત્વને સમાવી દેવું જોઇએ એવો દુનિયાંના વિકાસક્રમનો નિયમ છે. અને આપણા દેશમાં આજે એ સમય આવી પહોંચ્યો છે જ્યારે જ્ઞાતિઓએ પોતાનું અલગ અસ્તિત્વ મટાડવું જોઇએ. પરંતુ જ્ઞાતિ એ કંઈ મનુષ્ય સમાજની બહારની વસ્તુ નથી—એ કંઈ ઝાડ કે લાકડું નથી—કે જેથી એને કુહાડાથી કાપી નાંખ્યું એટલે એનું અસ્તિત્વ મટી જાય. જ્ઞાતિઓ એ હિંદુ સમાજની રચનામાં માનવ વ્યવહારની સગવડ માટેનું એક અંગ છે. આજે જ્ઞાતિ-

ઓમાં અનેક અનિષ્ટ રીતરિવાજો દાખલ થએલા છે, તેમ જ નાતિ પરનાતિ વચ્ચે અને એક જ નાતિના પેટા વિભાગો વચ્ચે એક બીજાથી ઊંચા હોવાનું જે મિથ્યાભિમાન પ્રવર્તે છે તેને લીધે જ્ઞાતિઓ હિંદુ સમાજના વિકાસમાં નડતરરૂપ થઇ પડી છે. હિંદુ સમાજને પ્રાણવાન બનાવવા માટે જ્ઞાતિઓમાં ચાલી રહેલા વિનાશક રીતરિવાજોને નાબુદ કરી, જ્ઞાતિઓથી પોષાતા મિથ્યાભિમાનને દૂર કરી આજની કઢંગી જ્ઞાતિ સંસ્થાને વ્યવહારની સરળતા માટેની હિંદુ સમાજની એક જીવન્ત સંસ્થામાં ફેરવી નાંખવી એ આજના યુવાનોની ફરજ છે. આ જાતની જ્ઞાતિભાવનાને રાષ્ટ્રભાવના જોડે બિલકુલ વિરોધ નથી એમ મારૂં દૃઢ માનવું છે. રાષ્ટ્ર અને રાષ્ટ્રની અંદરનો કોઈ પણ જ્ઞાતિ જેવો જનસમૂહ એ બે પરસ્પર વિરોધી વસ્તુઓ નથી. જ્ઞાતિઓની અધમ સ્થિતિમાં રાષ્ટ્રની પણ અધમ સ્થિતિ રહેલી છે; જ્ઞાતિઓની વિશુદ્ધિમાં રાષ્ટ્રની પણ પ્રગતિ સમાએલી છે. આજે તો અનેક દિશામાં યુવાન વર્ગે કાર્ય કરવાનું છે. જ્યાં જ્યાં અનિષ્ટ છે તે દૂર કરવાને યુવાનોએ દૃઢપ્રતિજ્ઞ થવું જોઇશે. સૌને પરિચિત છે કે કાંઇ પણ મંગળ કાર્ય કરવું હોય તે પહેલાં ઉપવાસ, હોમહવન આદિથી આત્મશુદ્ધિ કરવી જોઇએ. આત્મશુદ્ધિ કર્યા પછી જ મંગલ કાર્યનો આરંભ થાય. હિંદુસ્તાનના નૂતન જીવનને પ્રારંભે આત્મશુદ્ધિ કરવી પડશે. હિંદુસ્તાનને માટે આજનો જમાનો આત્મશુદ્ધિનો છે. જે ઢગલે ઢગલા કચરો આપણાં વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનમાં ભેગો થયો છે તેને દૂર કરવાનું કામ હાથમાં લીધા સિવાય આજે ચાલે તેમ નથી. ઘણીવાર એમ કહેવામાં આવે છે કે આજકાલ જ્યાં ત્યાં વિનાશક પ્રવૃત્તિ જ કરવામાં આવે છે, જુની સંસ્થાઓને નાબુદ કરવામાં, જુના રીતરિવાજો દૂર કરવામાં જ શા માટે આટલી બધી શક્તિનો વ્યય કરવામાં આવે છે ? આનો જવાબ એક જ છે કે સેંકડો વરસ થયાં આપણા વ્યવહાર-જીવનમાં ભેગા થએલા કચરાનો—સમાજજીવનનાં સડી ગએલાં અંગોનો—નાશ કર્યા સિવાય નવું, તાજું જીવન સર્જન કરવું અશક્ય છે માટે. જ્ઞાતિમાં ઉભી થતી સંસ્થાઓ દ્વારા જ્ઞાતિનો મેલ ધોઇ તેને સ્વચ્છ બનાવવાના પ્રયાસ થાય તો તેવી સંસ્થાઓ communal હોવા છતાં રાષ્ટ્રની પ્રગતિમાં સહાયભૂત થાય એમ મારૂં ચોક્કસ માનવું છે. અને તેથી જ હું એમ પણ માનું છું કે જ્ઞાતિસુધારાની પ્રવૃત્તિમાં જ જ્ઞાતિમાં ઊભી થતી આવી સંસ્થાઓનાં અસ્તિત્વનું વ્યાજબીપણું રહેલું છે. જ્ઞાતિસુધારા સિવાયની બીજી પ્રવૃત્તિઓ પ્રાદેશિક ( territorial ) સંસ્થાઓ મારફતે થવી જોઇએ.

જ્ઞાતિસુધારામાંજ આવી સંસ્થાઓનું વ્યાજબીપણું રહેલું હોવાથી આપણે એ દિશામાં શું શું કરી શકીએ એનો વિચાર આ સંમેલનમાં આપણે કરવો જોઇશે. સૌથી મોટો પ્રશ્ન આપણા સમાજમાં સ્ત્રીઓનો છે. જ્યાંસુધી સ્ત્રીઓનો દરજ્જો સમાજમાં ઉચ્ચ નહિ થશે ત્યાંસુધી બીજા બધા સુધારા એ માત્ર નામના જ રહેશે; કારણ કે ધર્મનું રક્ષણ કરનાર છે સ્ત્રીઓ, એટલે ગમે તેટલા સુધારાના પ્રયત્નો આપણે કરીશું છતાં એને સ્ત્રીઓ ગ્રહણ નહિ કરે ત્યાંસુધી તે હવામાં જ રહેવાના છે. આજે તો સ્ત્રીઓને પુરુષોના ઉપભોગનું એક સાધન માત્ર ગણવામાં આવતી હોવાથી તેમજ સ્ત્રી જાતિ હલકી છે એમ ગણીને તેના તરફની પુરુષોની વર્તણૂક બંધાએલી હોવાથી, સ્ત્રીઓ સમાજસુધારાની તો શું પરંતુ પુરુષોની કોઇ પણ પ્રવૃત્તિમાં જરાએ રસ કે ભાગ લઈ શકતી નથી. સ્ત્રીઓનું આખું જીવન સામાન્ય રીતે દુઃખથી ઢગરાએલું જ રહે છે. પ્રાચીન ગ્રીસની સ્ત્રીઓની સ્થિતિનું વર્ણન કરતાં એક ગ્રીક

હજુ જ્ઞાતિમાં નહિ જેવી જ છે. લગ્નપ્રસંગની કોઇ પણ જાતની લેવડ-દેવડમાં શરમ રહેલી છે એવો ખ્યાલ આપણે જ્ઞાતિમાં ફેલાવવો જોઈએ.

આ પછી બધાએ સ્વીકાર્યો છતાં હજી જેનો અમલ નથી થયો એવા સુધારા તરફ હું આવું છું અને તે મરણ પછીના અમાનુષી જ્ઞાતિભોજનને બંધ કરવાનો ઠરાવ. આ ઠરાવનો અમલ નહિ થવાનું મુખ્ય કારણ યુવાનોની એના તરફની બેદરકારી છે. જો દરેક ગામે યુવાન વર્ગ ભેગો થઇને નક્કી કરે કે એવાં ભોજનમાં ભાગ નહિ લેવો તથા તેઓ પોતાના દુરાગ્રહથી પોતાનાં કુટુંબનાં માણસોને પણ ભાગ નહિ લેવા દે તો પછી આ રિવાજને બંધ થતાં કશી વાર લાગે એમ નથી. હું માનું છું કે અહીં એકઠા થયેલા યુવાનો આ પ્રવૃત્તિ જોસભેર ઉપાડી લેશે અને જેને ત્યાં જ્ઞાતિભોજન બંધ થાય તેની પાસેથી દાનમાં અમુક રકમ ભરાવી તેનો ઉપયોગ પૈસાને અભાવે ભણ્યા વિના રહી જતાં 'જ્ઞાતિનાં બાળકોની કેળવણી પાછળ કરશે.

આમ અનેકવિધ પ્રવૃત્તિઓ આપણે હાથ ધરવી જોઇશે. એ પ્રવૃત્તિમાં વિઘ્નો પણ અનેક આવશે. આ પ્રવૃત્તિ આદરનારં વર્ગ જ્ઞાતિમાં એક લઘુમતિ જેવો થઈ પડશે. આ જુવાનીઆઓ તો વસ્તુસ્થિતિને બિલકુલ લક્ષમાં નહિ રાખનાર માત્ર આદર્શવાદીઓ છે એવાં વિશેષણો વ્યવહારવાદી મોટેરાઓ તરફથી આપણે માટે યોજાશે અને વપરાશે. તેમ છતાં એક વાત ધ્યાનમાં રાખજો કે જગતની પ્રગતિ સાધનાર તો આદર્શવાદીઓ જ છે. આદર્શવાદીઓની નિંદા કરનારાઓ વહેલા મોડા પણ આદર્શવાદીઓની પાછળ પાછળ ઘસડાયા સિવાય રહ્યા નથી. આદર્શવાદીઓ અને તેમની ઠેકડી કરનારાઓ વચ્ચે ફેર માત્ર એટલો જ છે કે આદર્શવાદીઓ જે સત્યનું દર્શન આજે કરે છે તે સત્યનું દર્શન તેની નિંદા કરનાર વ્યવહારવાદીઓને કાલે થાય છે; આદર્શવાદીઓ સમજપૂર્વક ઉલ્લાસથી આગળ ધપે છે, જ્યારે વ્યવહારવાદીઓને કચવાતે મને પણ આખરે તો આદર્શવાદીઓએ પાડેલે ચીલે જ ચાલવું પડે છે. યુવાન મિત્રો, પસંદગીનો માર્ગ તમારે માટે ખુલ્લો છે.

અંતમાં ફરી એકવાર હું તમને સૌને આનંદપૂર્વક આ સંમેલનમાં આવકાર આપું છું.

ડીકુભાઈ રતનજી દેસાઈ

# સ્વૈરવિહાર

કોઇ પણ કોમની સંસ્કૃતિનું માપ કાઢવાને કોઇ કહેશે તેમની સ્ત્રીઓની સ્થિતિ જોવી. કોઈ કહેશે તેમનામાં કલાની પ્રગતિ કેવી છે તે જોવી. કોઇ કહેશે તેમનાં બાળકો જોવાં કોઇ કહેશે તેમની જેલો જોવી વગેરે વગેરે. મેં જ જુદે જુદે વખતે આવું જુદું જુદું કહ્યું હશે અથવા હવે કહીશ. પણ સ્વૈરવિહારમાં શું કહ્યું એ હું યાદ રાખતો નથી. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે વૃત્તિઓના અનનુસંધાનથી મોક્ષ મળે છે. તમારે પણ મોક્ષ મેળવવો હોય તો આવું કશું યાદ ન રાખતા. કદાચ અનનુસંધાન જેવો લાંબો શબ્દ સમજતા નહિ હો પણ તમારે સમજવાનું કામ છે કે મોક્ષ મેળવવાનું કામ છે?

બધા કહે છે કે અંગ્રેજોની બુદ્ધિ વ્યવહારુ છે પણ ખરી વ્યવહારુ બુદ્ધિ તો આપણી છે. 'કામથી કામ. આપણે બીજી પંચાત શી!' આપણે કપડાં જોઇએ છીએ! તો ગામમાંથી સોંઘાં પડે, સારાં દેખાય, લાજ આબરૂ વધે, મેલ ખાય ને બહુ ધોવાં ન પડે, ધોવાં સહેલાં પડે તેવાં કપડાં લઇ લેવાં. તેથી આપણને કે દેશને ફાયદો થાય છે કે કેમ તેનું આપણે શું કામ? વિવાહ કરવો છે! તો બસ છોકરાંને પરણાવી લેવાં. તેથી બન્નેને બનશે, છોકરાં સુખી થશે, એવો વિચાર કરવાનું શું કામ? પૈસા કમાવા છે? તો બસ જ્યાં પૈસા મળતા હોય ત્યાં જવું, તેથી પોતાના સ્વમાનનું શું થાય છે, દેશનું શું થાય છે, તેનું આપણે શું કામ? ધર્મ કરવો છે, તો પછી મંદિર જવું, ધર્મઢોંગીને ગમે તેવાને પૈસા આપવા અને સ્વર્ગ કે વૈકુંઠમાં ચઢી જવું, તે પૈસાનું શું થાય છે, તેથી કેટલાં કેટલાં પાપ થાય છે, દેશના ગરીબોને કાંઇ આપવું કે નહિ તે વિચાર કરવાનું આપણે શું કામ? હિન્દુઓ તો એમ માને છે કે જેમ વેપાર કરવો, પ્રમાણિકપણે રહેવું, એ બધા પૈસો કમાવાના સાચા રસ્તા હશે પણ ખરો રસ્તો તો એક કે બે દિવસ સટ્ટો કરી એકદમ પૈસાદાર થઈ જવું એ જ છે, તેમ સત્ય બોલવું, સર્વને સરખા ગણવા, લોકો તરફ દયા રાખવી એ બધું સ્વર્ગ મેળવવાના રસ્તા હશે, આપણે શા માટે કોઇને ખોટા કહીએ, પણ મંદિરમાં પાંચ હજાર એકદમ આપી દેવા, કે એક વાર લાખ્ખો રૂપીઆ ખરચીને અન્નકૂટ કરી નાંખવી, કે મોટો યજ્ઞ કરવો, એ રીતે સ્વર્ગમાં કોઇ પછવાડેની ખાનગી બારી છે ત્યાંથી પેસી જવાય છે. અમદાવાદની પોળોમાં જેમ જાહેર મોટા રસ્તા લાંબા છે અને ખાનગી બારીનો માર્ગ ટુંકો છે એમ નીતિના માર્ગો બધા લાંબા છે, અને આવા એકાદા વ્રતનો માર્ગ ટુંકો છે અને તેથી સીધું, કોઇ ભીડમાંથી પસાર થયા વિના જ સ્વર્ગમાં પહોંચી જવાય છે. આ મહાત્માજી આખા દેશની વાતો કરે છે, દેહને અડવાનું કહે છે, અને પોતાના આત્માના કલ્યાણને માટે કશું નથી કરતા તે એ નીચે રહી જશે, અને એકાદ વિષ્ણુયાગ કરનાર કે અન્નકૂટ કરનાર સીધો સ્વર્ગની બારીએથી અંદર જશે. દેશનું અને દેહનું આપણે શું કામ, આપણે આપણી મેળે મોક્ષ જ મેળવોને! કામથી કામ!

મને એક જ બીજી બાબત યાદ આવે છે. મારા ઘરમાં એક બિલાડી છે. તેને જ્યારે રકાબીમાં દૂધ પાઈએ છીએ ત્યારે તે જરા પણ વિચાર નથી કરતી, કે આ રકાબી

કેમ થતી હશે અને અહીં શી રીતે આવી હશે, આ દૂધ કોણે દોહ્યું હશે, અને તેને માટે શું શું કરવું પડ્યું હશે, અને તેને લીધે શું શું પરિણામ આવશે. આપણે પણ તેમ જ. આપણે આપણી મેળે યાત્રા કરી આવીને, તેમાં ટ્રેન કેમ ચાલે છે, ટ્રેનથી દેશને નુકશાન છે કે નહિ, આપણને ટ્રેન ચલાવતાં આવડે કે નહિ, ટ્રેનમાં જાજરૂ નથી, તેનું આપણે શું કામ? આપણે આપણી મેળે મોક્ષ મેળવી લઇએ એટલે બસ!!!

જરા આડું જવાયું. વિદ્વાનોના શબ્દોમાં 'વિષયાન્તર' થયો. પણ વિષયાન્તર એટલે શું એ કદી વિચાર્યું છે? તમારે મુંબઇ કાપડ લેવા જવું હોય, રસ્તામાં આ સંકટ નિવારણનું કામ કરતા માણસો જોઈને તમને તેમની સાથે કામ કરવાનું મન થઇ જાય. તમે રસ્તામાં ઉતરી પડો અને બે દિવસ કામ કરીને પછી મુંબઇ જાઓ. એ બે દિવસ ઉતરી પડ્યા એ વિષયાન્તર છે કે તમે મુંબઈ જઈને વેપાર કરશો એ વિષયાન્તર છે? તમે પૈસા ભેગા કરવા માંડ્યા, તેમાંથી પાંચ રૂપીઆ સારા નિમિત્તે વાપરો એ વિષયાન્તર છે કે પૈસા ભેગા કરો છો એ વિષયાન્તર છે?

મારે તો સ્વૈરવિહારમાં કશો વિષય નથી કશું વિષયાન્તર નથી. પણ મૂળ વાત પર તો આવવું પડશે.

કોઇ પણ સમાજ પારખવાને તેમની સ્ત્રીઓ જુઓ, તેમની કલા જુઓ, તેમની શાળા જુઓ કે તેમની જેલ જુઓ એ વાક્યો છે તેનું આજ એક નવું જ વાક્ય હું કહેવા ધારૂં છું. તે એ કે કોઇ પણ સમાજની તુલના કરવી હોય તો તેમના ભિખારીઓ જોવા. જેવા તેમના ભિખારીઓ તેવી તે કોમ. ઇંગ્લંડમાં ભિખારી પણ ભીખ માગું છું એમ નહિ કહે, પણ કામ કરીને નિર્વાહ કરશે. કારણ કે તે કોમ, તે પ્રજા કામ કરીને પેટ ભરનારી છે, ભીખ માગનારી નથી. હિન્દુસ્તાનમાં ભીખ માગવી એ ધંધો છે. તેમાં કશી નામોશી નથી, તો હિન્દની આખી પ્રજા પણ ભિખારી છે, તેને સ્વમાન નથી, તે પોતે કામ કરીને કશું પ્રાપ્ત કરવા માગતી નથી, તેને સ્વરાજ્ય પણ ભીખ માગીને મળે તો લેવું છે.

આવી સરખામણી તમને દૂર પડતી હશે કદાચ. તો જુઓ હિંદની જ, ગુજરાતની જ વાત કરૂં. હિંદુઓના ભિખારીઓ જુઓ અને મુસલમાનોના ભિખારીઓ જુઓ. હિન્દુઓમાં ભીખ માગનારા રોશે, કકળશે, પેટ કૂટશે, મોઢામાં જોડા લેશે, તમારી ધૂળ ચાટશે, તમારાં ખોટાં વખાણ કરશે, ખોટે ખોટું ઇશ્વરનું નામ લેશે, હશે તે કરતાં અત્યંત દુઃખી ગરીબ દેખાશે અને હિંદુઓમાં જ માગશે; મુસલમાન ભિખારી જાણે તમારી પાસે લેણું લેવા આવ્યો હોય તેમ માગશે, તમને એકવચને જ ભલો હશે તો સંબોધશે, મુસલમાનોમાં માગશે તેમ જ હિન્દુઓમાં પણ માગશે, જરા પણ દીનતા બતાવશે નહિ, ઉલટો અક્કડાઈ, જક્કીપણું, અકોણાપણું બતાવશે, અને જાણે ડરાવીને લેશે. આ બન્ને કોમોની રીતભાતો પણ એવી જ છે. બન્ને કોમોમાં શરીરના છેદ કરી ભીખ માગનારા છે. બન્ને કોમો અત્યારે આત્મઘાત કરી પોતાનો નિર્વાહ કરે છે.

સ્વૈરવિહારી

# સમાજના દૃષ્ટિકોણમાં ફેરફાર

વાડીફળીઆ, સુરત

તા. ૨-૮-૨૭

ચિ. ભાઇ પુંડરીક,

ત્હારો પત્ર મળ્યો. ત્હારૂં આરોગ્ય ત્યાં સારૂં રહે છે જાણી નિશ્ચિન્ત થયો. ત્હારા આ વખતના પત્રમાં બહુ વિચારણીય અને વાદગ્રસ્ત બાબતોની ચર્ચા છે તે બધીનો ઉત્તર તો આ પત્રમાં નહિ આપી શકું, પરંતુ જગબત્રીસીએ ચઢેલા પેલા ખાન-પનંદિકર લગ્ન બાબતના ત્હારા વિચારો વિષે આજ લખું છું. ઑક્સફર્ડ યુનિવર્સિટિમાં આટલો લાંબો સમય રહ્યા પછી, અને અંગ્રેજી જનસમાજમાં ભેળાયા પછી ત્હારા વિચાર ત્હેં જણાવ્યા તેથી જૂદા હોત તો જ નવાઇ જેવું લાગત. તું લખે છે ને સર્વાંશે ખરૂં છે કે "લગ્ન એ અંગત પ્રશ્ન છે. જનસમાજનાં સર્વ સ્વીકૃત નીતિના ધોરણોને બાધક ન થાય તેવાં સર્વ લગ્નોમાં સમાજને લેવા દેવા ન હોવી જોઇએ. તેમ છતાં એક સુશિક્ષિત હિન્દુ યુવતીએ સ્વેચ્છાથી એક સુશિક્ષિત મુસ્લીમ યુવક સાથે લગ્ન કર્યાં ત્હેમાં આટલું ધાંધલ શું? એ બંનેને ઠીક લાગ્યું તે કર્યું. સમાજને એ યોગ્ય ન જણાય તો ત્હેમની સાથેનો સામાજિક વ્યવહાર તોડી નાખે, પણ એ અટકાવવા સભાઓ શાની? વર્તમાનપત્રોમાં એ માટે આટલો બધો શોરબકોર શાને માટે? અહિં તો અંગ્રેજ યુવતીઓ જર્મન, ઇટેલીઅન, રશીઅન કે હિન્દી યુવાનો સાથે લગ્ન કરે છે તો કોઇ તેની પરવા પણ કરતું નથી અને જનસમાજમાંથી તેને બહિષ્કાર પણ મળતો નથી. આપણા લોકો ક્યારે ઉદાર દિલના થશે?" ત્હારૂં લખવું તો બરાબર છે. એ લગ્નની યોગ્યાયોગ્યતા વિષે હું અભિપ્રાય જણાવવા ઇચ્છતો નથી પરન્તુ આપણા જનસમાજના દૃષ્ટિકોણમાં જે ફેરફાર ધીમે ધીમે થતો આવે છે તે બાબત આજ જણાવું છું. તે વિષય ચર્ચતાં પહેલાં એક બે વાત જણાવી દઉં. "Every measure of reform provokes a reaction and the more drastic the reform the stronger the reaction." એ સૂત્ર ધ્યાનમાં રાખવાની જરૂર છે. અલબત્ત, તેથી કાંઈ આગળ પગલું ભરવું જ નહિ એવું કહેવાનો હેતુ નથી. વળી બીજી બાજુથી જોતાં જનસમાજને આગળ વધારવા માટે ઘણીવાર આહ્વાન કરવાની પણ જરૂર પડે છે એ પણ ખરૂં છે. મને એક વાત યાદ આવે છે. ઘણાં વર્ષો પર બંગાળામાં એક હિન્દી સિવિલિયન છલ્લાના એક ગામમાં પોતાની સ્ત્રી સાથે ઘોડા પર બેસી રોજ ફરવા જતા હતા. પોતે તેમ જ સ્ત્રી બંને યુરોપીઅન પોશાક પહેરતાં. બંગાળામાં પડદાનો રિવાજ હાલ પણ ઘણો પ્રચલિત છે, અને તે વખતે તો ઘણો જ સખત રિવાજ હતો. તેવા સંજોગોમાં બંગાળી હિન્દુ સ્ત્રી, અંગ્રેજી પોશાકમાં, પતિ સાથે, ઘોડેસ્વારી કરે એ દૃશ્ય ત્યાંના જનસમાજને અતિશય અયોગ્ય લાગ્યું. એ ડેપ્યુટી કમિશ્નર સાહેબના એવા સ્વચ્છંદી (?) કાર્ય માટે સૌ કોઇ એમનો તિરસ્કાર કરવા લાગ્યાં અને છલ્લામાં તે એટલા

બધા અપ્રિય થઇ પડ્યા કે તેમની ત્યાંથી બદલી કરવી પડી. આઠ દસ વર્ષ પછી ત્યાં બીજા બંગાળી સિવિલિયન આવ્યા તે પોતે તો અંગ્રેજી ઢબનો પોશાક પહેરતા પણ ત્હેમનાં પત્ની હિન્દી પોશાક ધારણ કરતાં અને બંને સ્ટાંજે,રોજ ગાડીમાં અગર ચાલતાં સાથે ફરવા જતાં. લોકોએ આ બાબતમાં ખાસ વાંધો લીધો નહિ અને પહેલાંના સિવિલિયન સાથે આમના વર્તનની તુલના કરી આમના ડહાપણભર્યા સુધારા (?) ની પ્રશંસા પણ કરવા લાગ્યા ! મને લાગે છે કે પેલા ડેપ્યુટી કમિશ્નર સાહેબે ઘોડેસ્વારીમાં સાથે પોતાની પત્નીને ફેરવી સમાજને આઘાત ન પહોંચાડયો હોત તો આ બીજા ગૃહસ્થનું કૃત્ય પણ નિંદાપાત્ર ગણાત. સમાજને આગળ વધારવાને ઘણી વાર એવા rude awakening–કઠોર રીતે જાગૃતિ આણવાની–જરૂર પડે છે. આપણા જ પ્રાન્તનો દાખલો લે. ગુજરાતના વડનગરા નાગરોમાં ગૃહસ્થ અને બ્રાહ્મણ એવા વિભાગ છે એ તો તું જાણે છે. એમની વચ્ચે પરસ્પર લગ્નનો રિવાજ નથી. વડોદરાના ડૉ. સુમન્તે જ્યારે પોતાની બ્હેનનું નાગર બ્રાહ્મણ યુવાન સાથે લગ્ન કર્યું ત્યારે ઘણાને તે અયોગ્ય અને વધારે પડતું પગલું લાગ્યું હતું. ખુદ તેમનાં નજીકનાં કુટુમ્બી જનોને તે રુચ્યું ન હતું. પરન્તુ થોડા વખત અગાઉ જ્યારે સર મનુભાઇનાં પુત્રી હંસા બ્હેનનું ડૉ. જીવરાજ સાથે લગ્ન થયું ત્યારે તેમના ન્યાતિજનોમાં થયેલા આઘાતને પરિણામે ડૉ. સુમન્તનાં બ્હેનના લગ્નનું પગલું યોગ્ય ગણાયું ! મ્હને લાગે છે કે હવે નાગર ગૃહસ્થ અને બ્રાહ્મણ વચ્ચેનાં લગ્નો બહુ જ સામાન્ય બનાવ તરીકે ગણાશે. આ પ્રમાણે જનસમાજને થોડી પણ આગળ વધારાવા માટે, વધારે ઉદાર વૃત્તિ કેળવવા માટે, તેને આઘાત પહોંચાડવાની જરૂર પડે છે.

પરન્તુ હું જે આજ ખાસ મુદ્દો ચર્ચવા માગું છું તે સમાજના દૃષ્ટિકોણમાં કેવો મોટો ફેરફાર થતો જાય છે અને આજથી ચાળીસ પચાસ વર્ષ પૂર્વેના સુધારકોને કેવાં કેવાં કષ્ટ વેઠવા પડ્યાં હતાં તે રજુ કરવાનો છે. ખાવાપીવાની, પહેરવા ઓઢવાની, સ્ત્રી કેળવણીની, સ્ત્રીઓને વિના સંકોચે બહાર હરવા ફરવાની વગેરે અનેક બાબતની સ્વતંત્રતા આપણે આજ અનુભવીએ છીએ ત્હેનો શતાંશ પણ આજથી ચાળીસ વર્ષ ઉપર ન હતો અને ત્હેની સ્હેજ પણ શરૂઆત કરનારની સમાજ સખત ખબર લેતો. અમદાવાદવાળા સ્વ. ભોળાનાથભાઇનું નામ તો ત્હેં સાંભળ્યું છે. એમણે અને એમના કુટુમ્બી જનોએ દાખલ કરેલા સુધારાનો ઇતિહાસ એ સમસ્ત ગુજરાતનાં છેલ્લાં ચાળીસ પચાસ વર્ષનો સામાજિક પ્રગતિનો ઇતિહાસ ગણી શકાય. એવો એક પણ સુધારો નહિ હોય કે જે પ્રથમ એમના કુટુમ્બમાંથી શરૂ નહિ થયો હોય. હાલનો જમાનો જે કાંઇ સામાજિક સ્વતંત્રતા અને અનુકૂળતા ભોગવે છે તેને માટે તેમનો ઋણી છે. અસ્તુ. પરન્તુ એમણે કેવાં અને કેટલાં કષ્ટ વેઠ્યાં ત્હેનો ત્હમને જુવાનીઆઓને શો ખ્યાલ હોય ? દાખ્લ આપણે બહુ જ નજીવા અને સામાન્ય રીતે બધે પ્રસરેલા રિવાજના દાખલા લઇએ તો પણ જણાશે કે સમાજની વૃત્તિ તે સમયે કેવી સંકુચિત હતી. આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વે શ્રી. સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમાં હતા ત્યારે ભોળાનાથભાઇને ઘેર ઘણી વાર જતા. એવે એક પ્રસંગે ભોળાનાથભાઇના કુટુમ્બની તેરચૌદ વર્ષની બાળાઓએ ભોળાનાથભાઇની પ્રાર્થનામાળામાંથી ભજનો ગાયાં. બસ થઈ ચૂક્યું ! એમની નાગર જેવી સુધરેલી ગણાતી ન્યાતિમાં આ બાબતની પુષ્કળ નિંદા થઈ. " છોકરીઓ બંગાળી બાબુની પાસે નાચી " એમ પણ કહેવાયું !

આજ એમની જ ન્યાતના તે વખતે આ બાબતની નિંદા કરનારાનાં કુટુમ્બની યુવતીઓ અમદાવાદમાં થીએટરોમાં જાહેર જલસામાં લોકોની મેદની સમક્ષ ગરબા વિના સંકોચે ગાય છે. આજથી ચાળીસ વર્ષ ઉપર સ્ત્રીઓ સપાટ કે સ્લીપર પહેરતી નહિ. ભોળાનાથભાઇનાં કુટુમ્બની સ્ત્રીજનોએ સ્લીપર પહેરવા માંડ્યાં ત્યારે બેહદ નિંદા થતી. આજ અમદાવાદ સુરતમાં સ્લીપર કે ચંપલ પહેર્યા વગરની સ્ત્રીઓ ભાગ્યે જ જોવામાં આવે છે. ભોળાનાથભાઈનાં કુટુમ્બની સ્ત્રીઓ ગાડીમાં પડદા ઢાંકયા વિના અગર ચાલતાં બ્હાર જતાં તો લોકો બારીએ જોવા ઉભા રહેતા, અનેક પ્રકારની ચેષ્ટાઓ કરતા. આજ અમદાવાદ વગેરે મોટા શહેરોમાં પડદા અને ચકવાળી ગાડીઓ ભાગ્યે જ નજરે પડે છે અને સ્ત્રીઓ જાહેર મેળાવડાઓમાં, નાટક સીનેમામાં, બજાર ચૌટામાં છૂટથી હરતી ફરતી જોવામાં આવે છે. લગભગ ચાલીસ વર્ષ ઉપર અમદાવાદમાં સુરતના એક નાગર ગૃહસ્થ સરકારી અમલદાર હતા. તેઓ પોતાની સાથે ઉઘાડી ગાડીમાં પોતાનાં પત્નીને લઇને ફરવા જતા. તેમના મહોલ્લાના લોકોથી આ નિર્લજ્જતા (!) ખમાઇ નહિ અને કેટલાક તોફાની છોકરાઓએ તેમને કાંકરા પણ માર્યા. એ જ ખાડીઆનાં સ્ત્રી પુરુષો, એ કાંકરા મારનાર છોકરાઓ પોતે અને તેમનાં યુવાન પુત્રીઓ અને પુત્રવધૂઓ આજે વિના સંકોચે પુરુષો સાથે હરતાં ફરતાં જોવામાં આવે છે અને સમાજને તેનો જરા પણ વાંધો જણાતો નથી. ત્હને કદાચ હસવું આવશે પણ કેવી સંકુચિત મનોવૃત્તિમાંથી સમાજની આજની પ્રમાણમાં ઉદાર વૃત્તિ થવા પામી છે તેનાં દૃષ્ટાંત તરીકે બીજી કેટલીક હકીકત જણાવું છું. તું માનીશ? ભોળાનાથભાઇના કુટુમ્બના એક યુવાને દાઢી રાખી હતી તેને માટે એમની ન્યાત એ ગૃહસ્થને ન્યાતબહાર મૂકવા, એ જમાનામાં, એકઠી થઇ હતી! જે નાગરો સુશિક્ષિત, સંસ્કારી અને મુત્સદી ગણાય તેમની આવી મનોવૃત્તિ હતી તો આપણા જેવી અને બીજી કેળવણીમાં પછાત જ્ઞાતિઓનું તો પૂછવું જ શું?

સ્ત્રી કેળવણીની બાબતમાં એમના કુટુમ્બમાં પહેલ થઇ છે એ તો તું જાણે છે. પણ સૌ. વિદ્યાબ્હેન અને સૌ. શારદાબ્હેનને હાઇસ્કુલ અને કૉલેજનું શિક્ષણ લેતાં કેટલું વીત્યું છે, હેમનાં માતપિતાને કેટલું વેઠવું પડ્યું છે ત્હેનો ત્હને ખ્યાલ જ ન આવે. જ્ઞાતિજનોમાં અને સંબંધીઓમાં એમને 'પંડિત' એવું નામ ઉપહાસમાં અપાતું. અભ્યાસને કારણે સગાંસંબંધીઓનાં ટાણાં વગેરે પ્રસંગે બીજાં જેટલો વખત ન ગાળી શકવાને લીધે તેમનાં માતપિતાને અનેક કટાક્ષ વચનો અને મ્હેણાં ટુંણાં સાંભળવાં પડતાં. રસ્તામાં અને શાળા તથા કૉલેજમાં છોકરાઓનાં અનેક પ્રકારનાં અપમાનો સહન કરવાં પડતાં. આજ આ બધી સ્થિતિ કેટલી બદલાઇ ગઈ છે? કન્યાઓ માટે ઇલાહીદી શાળા હોવા છતાં, અમદાવાદમાં કેટલીક કન્યાઓ છોકરાઓની શાળામાં શિક્ષણ લે છે અને નિશાળે જતી છોકરીઓનું દૃશ્ય એટલું સામાન્ય થઇ ગયું છે કે સમાજની કુતૂહલવૃત્તિ જતી રહી છે.

એક બીજો પ્રસંગ કહું. ત્હને તે નવાઇ જેવો લાગશે. ભોળાનાથભાઇને ત્યાં, આજથી લગભગ પીસ્તાળીસ વર્ષ ઉપર તેમની પૌત્રીનું લગ્ન હતું. અમદાવાદના કેટલાક અંગ્રેજ અમલદારોને તે લગ્ન પ્રસંગે નિમંત્રણ હતું. લગ્નનો વિધિ બ્રાહ્મણો કરાવતા હતા એટલામાં તે અંગ્રેજ અમલદારો આવી પહોંચ્યા. તરત જ બ્રાહ્મણોએ મંત્રોચ્ચાર બંધ કર્યા! મ્લેચ્છો

સમક્ષ વેદમંત્રોનો ઉચ્ચાર કેમ થાય! ભોળાનાથભાઈએ તત્કાળ બ્રાહ્મણોને સ્પષ્ટ જણાવી દીધું કે લગ્નવિધિ હું પોતે વેદોક્ત રીતે કરાવી લઇશ. જે બ્રાહ્મણોને વાંધો હોય તે ચાલ્યા જાય. દક્ષિણા ખોવાના ભયથી કચવાતે મને બ્રાહ્મણોએ પાછો મંત્રોચ્ચાર શરૂ કર્યો! હવે લગ્ન પ્રસંગે યુરોપિયન અને પારસી અમલદારોને હાજર રાખવામાં કૃતાર્થતા ગણાય છે, બ્રાહ્મણો વિના સંકોચે મંત્રોચ્ચાર કરે છે અને કદાચ એ અમલદારો દક્ષિણા આપે તો એમને ઘેર પણ વેદમંત્રો ભણવા જાય.

રા. સા. મહીપતરામ જ્યારે વિલાયતથી આવ્યા ત્યારે અમદાવાદમાં એમની ન્યાતના નાગરોના મહોલ્લામાં થોડો વખત એ રહેલા. ત્હેમને દીવો દેવા પણ આજુબાજુના પાડોશીઓ છાનાછપના આપતા! પરદેશગમનના પ્રશ્નનો નિકાલ હવે એ જ્ઞાતિમાં માત્ર ચાળીસ પચાસ રૂપીઆ ખર્ચી નામનો પ્રાયશ્ચિત્તવિધિ કરીને કરી શકાય છે અને ઘણી જ્ઞાતિઓમાં તો એ વિશે કાંઇ ખટપટ રહી જ નથી.

આજથી ત્રીસ વર્ષ ઉપર ગુજરાતના વિદ્યાર્થીઓ અને ગૃહસ્થો મુંબાઇ પરીક્ષા આપવા અગર બીજા કોઈ કામે જતા ત્યારે મુંબાઇમાં કોને ઘેર મુકામ કરતા એ વાત ઘણી વખતે છુપાવવી પડતી. નાગરો નાગર સિવાય બીજાનું ખાય નહિ, બ્રાહ્મણો બ્રાહ્મણ સિવાય બીજાનું ખાય નહિ, એ કારણે કયાં ઉતર્યા, રસોઇનું શું કર્યું વગેરે અનેક પ્રકારની પંચાતો જ્ઞાતિજનો કરતા. અને પરિણામે અનેક પ્રકારનું જૂઠાણું ચાલતું. આજ કોણ કયાં રહે છે, ખાવાપીવાની શી ગોઠવણ કરે છે એ જાણવાની કે પૂછવાની કોઇ દરકાર કરતું નથી. આર્યન બ્રધરહુડના પ્રીતિભોજનમાં જમનાર ગૃહસ્થોને ન્યાતબ્હાર મૂકયા અને કેટલાક દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરી પાછા ન્યાતમાં આવ્યા એ તો ત્હને યાદ હશે. એ વાતને તો લગભગ દસ વર્ષ થયાં. એટલા ટૂંક સમયમાં પણ કેટલો બધો ફેરફાર થઇ ગયો છે? ત્યારપછી ઘણાંએ પ્રીતિભોજનોમાં અંત્યજો સાથે જાહેર રીતે જમનારાને કોઇ ન્યાતવાળાએ કનડગત કરી નથી. પૂછવાની પણ દરકાર કરી નથી.

અગાઉ, ઉંચી ગણાતી કોમોમાં બાર વર્ષે કન્યાઓ પરણાવવી જ પડતી. બાર વર્ષની થઇ ગયા છતાં યોગ્ય વર ન મળવાને લીધે, ગમે તેવા અભણ, વૃદ્ધ, વ્યસની કે નિર્ધન માણસોને કન્યાઓ પરણાવી દેવાના દાખલા નાગર, ક્ષત્રી જેવી કોમોમાં પણ બન્યા છે. આજ એ જ્ઞાતિઓમાં આખી ઉંમર કુમારીજીવન ગાળનારી સ્ત્રીઓ છે અને ૧૬ થી ૨૦ વર્ષ સુધીની કુંવારી કન્યાઓ સંખ્યાબંધ છે. સોળથી ન્હાની ઉંમરે પરણનાર અપવાદ રૂપ ગણાય છે.

આપણા ઇલાકામાં પ્રથમ વિધવાવિવાહ મુંબાઇમાં શેઠ માધવદાસ રૂગનાથદાસે ધનકોરબાઇ જોડે, લગભગ પચાસ વર્ષ ઉપર કર્યો. ધનકોરબાઇ મુંબાઇના કપોળ જ્ઞાતિના આગેવાન શેઠ વરજીવનદાસ માધવદાસ (મુંબાઇના સર જગમોહનદાસના પિતા)નાં કુટુમ્બનાં હતાં. એ લગ્ન માટે બહુ જ સાવધાનીથી અને ગુપ્ત રીતે યોજના કરવી પડી હતી. લગ્ન વખતે રક્ષણ માટે હથીઆરબંધ પોલીસ પાર્ટી રાખવી પડી હતી. લગ્ન પછી વરકન્યાને ઘેર પહોંચાડવા મુંબાઇના પોલીસ કમિશનરને પોતાને જવું પડયું હતું અને કેટલાક વખત સુધી માધવદાસ શેઠના મકાન આગળ પોલીસની ચોકી રાખવી પડી હતી. અમદાવાદમાં

બાઇ કુંવરબાઇ અને લલ્લુભાઈનું પહેલું પુનર્લગ્ન થયું ત્યારે પણ આવી જ બધી ચોકસાઇ અને ઉપાયો લેવા પડ્યાં હતાં. ત્યાર પછી તો ઘણાં પુનર્લગ્નો થયાં અને આજ એ પ્રશ્ન બાબત સમાજમાં મોટો મતભેદ છે, પણ પરણનાર જોડાંને અગાઉ જેવી વિપત્તિઓ ભોગવવી પડતી નથી. અમદાવાદમાં સર રમણભાઇની મારફત અને એમના મકાનમાં જ અનેક વિધવાવિવાહ થયા છે અને થાય છે. લોકો તે વખતે હાજરી આપે છે અને એક સામાન્ય બનાવ જેવા તે ગણાય છે. લગ્ન કરાવનાર બ્રાહ્મણોને અગાઉ ન્યાત બહાર મૂકતા. આજ એ સ્થિતિ રહી નથી. પંજાબની વિધવા વિવાહોત્તેજક સભા તરફથી દર વર્ષે સેંકડો વિધવા વિવાહ કરવામાં આવે છે; અને પરિણામે જનસમાજના મોટા ભાગનો મત બાળવિધવાને પુનર્વિવાહનો પ્રતિબંધ ન રાખવા તરફ થતો જાય છે. કરસનદાસ મૂળજીએ વિધવાવિવાહની પક્ષમાં નિબંધ લખ્યો તે માટે ત્હેમને કુટુમ્બ બહાર અને છેવટે ન્યાત બહાર રહેવું પડ્યું એ પચાસ વર્ષની સ્થિતિમાં અને આજમાં કેટલો બધો ફેર છે?

આ બધાં દૃષ્ટાન્તોથી ત્હને લાગશે કે સમાજસુધારણાના પ્રશ્નોનો ઉકેલ ધીમે ધીમે –ઘણો ધીમે–પણ થતો આવે છે જ. અલબત્ત, બીજા દેશોના પ્રમાણમાં એ બાબતમાં આપણે ઘણા પાછળ છીએ, પણ હજારો વર્ષથી રૂઢ થયેલા રિવાજો સમાજ એકદમ દૂર ન કરે એ સ્વાભાવિક નથી? અને એક રીતે વિચાર કરતાં સમાજમાં નવા રિવાજો બહુ વિચારપૂર્વક, ધીમે ધીમે અને અનેક પ્રયોગોનો અનુભવ કર્યા પછી દાખલ થાય એ સમાજના સબળ બંધારણ માટે ઇષ્ટ અને આવશ્યક પણ નથી? જનસમાજના નેતાઓની ફરજ સમાજને આદર્શસ્થિતિ તરફ મક્કમપણે અને નિડરપણે ત્વરાથી લઈ જવાની છે પરંતુ સમાજ પોતે તો બધે ધીમો જ આગળ વધવાનો.

જે લગ્ન બાબત સમાજના વિરોધને લીધે ત્હને સમાજ ઉપર ક્રોધ ચડે છે અને કંટાળો ઉપજે છે એ જાતનું લગ્ન આજથી પચીસ વર્ષ ઉપર થયું હોત તો એ પરણનાર જોડાંના જાનની સલામતી પણ શક પડતી થાત એમ મ્હને લાગે છે. જે સ્થિતિએ પહોંચવાનું છે ત્હેનો વિચાર કરતાં અધીરાઇ થાય એ સ્વાભાવિક છે, પરન્તુ કેવી સ્થિતિમાંથી આપણે આટલા પણ આગળ વધ્યા છીએ એ લક્ષમાં રાખી ધીરજ રાખવી જરૂરની છે.

"Slowly the Bible of the race is writ,
And not on paper leaves or leaves of stone;
Each age, each kindred, adds a Verse to it,
Texts of despair or hope, of joy or moan.
While swings the sea, while mists the mountains shroud,
While thunders' surges burst on cliffs of cloud,
Still at the prophets' feet the nations sit."

લિ. ત્હારા બાપાજીના
શુભાશીર્વાદ.



# હિંદુ લગ્નપ્રથા

" પરદેશી સજ્જન હિંદુઓ ગાળે જ જીવન કલેશમાં. "

સ્વ. ગોવર્ધનરામ

કોઇ પણ સમાજની લગ્નની રૂઢિ મને બતાવો તો હું તમને કહી આપું કે તે સમાજ ખરેખર પ્રગતિમાન છે કે નહિ. લગ્નનો પ્રધાન હેતુ પ્રજોત્પત્તિ છે, અને તેથી જ લગ્નપ્રથાની યોગ્યાયોગ્યતાને અંગે જ સમાજની સારી નરસી સ્થિતિનો આધાર છે. જે જે સમાજમાં લગ્નના એ પ્રધાન હેતુનું વિસ્મરણ થાય છે, તે સમાજ નીચે પડયા વગર રહેતો નથી. કેમકે તેથી ભવિષ્યની પ્રજા અને તેનું ભલું જળવાઈ શકતું નથી. ઉપરના સત્યનું ભાન દુનિયાના ઘણાખરા દેશોમાં થવા માંડ્યું છે, અને ત્યાંની જાગ્રત પ્રજાઓએ, કાયદાઓ ઘડીને પણ, પરણનાર જોડાંને લગ્નનો મુખ્ય હેતુ ધ્યાનમાં રાખવાની ફરજ પાડી છે.

રૂશિયામાં ચાલુ વર્ષમાં જ, અવિવાહિત સ્ત્રીઓના બાળકોને પણ લગ્ન પછી થનાર બાળકોની જેમ ગણવાનો કાયદો ઘડવામાં આવ્યો છે. સ્વીડન અને બીજા એક બે દેશોમાં, પરણતા પહેલાં, દરેક સ્ત્રી પુરુષને દાક્તરી તપાસ કરાવવી પડે છે, અને એવી મતલબનું પ્રમાણપત્ર રજુ કરવું પડે છે કે તેઓ સુદૃઢ પ્રજાના માબાપ થવાને લાયક છે. ઇગ્લાંડ અને અમેરિકાની પણ આંખ આ સવાલ તરફ વળી છે, અને કાંઇક પગલાં એ દિશામાં નજીકના ભવિષ્યમાં લેવાય તો નવાઇ નહિ. પણ હિંદુસ્તાનમાં તો લગ્નના વિષયમાં જેટલી અંધાધુની ચાલે છે તેટલી બીજા કોઇ પણ વિષયમાં ચાલતી હશે કે કેમ, એ એક સવાલ છે. જે વખતે ધર્મ અને અર્થ, રાજકારણ અને નીતિ વગેરે વિષયોમાં વિચાર અને સુધારણા થવા માંડ્યાં છે, તે વખતે હિંદુ સમાજ લગ્ન જેવા સમાજના પાયા રૂપ વિષયમાં કોઇ વિચિત્ર ખ્યાલ અને રિવાજોનું અવલંબન કરી રહ્યો છે. લગ્ન પ્રસંગના કેટલાએક કઢંગા રિવાજોને લીધે કરવા પડતાં ખરચ જેવા નજીવા સવાલથી માંડીને તે પરણનાર જોડાંની યોગ્યાયોગ્યતા, જેવી ઊંડી બાબત વિષે વિચાર સરખો પણ કરવાને આપણને વખત નથી, અથવા કહો કે આપણે એટલા પ્રમાદી છીએ. જો કે દરેક સ્ત્રી પુરુષના મનમાં, અરે મનના એક છેવાડેના ખૂણામાં એક ઝાંખી, અતિ ઝાંખી માન્યતા છે કે લગ્ન કર્યા પછી બાળકોની જવાબદારી લેવી પડે છે; પણ એ માન્યતા એટલી નિર્બળ અને ઝાંખી છે કે એની અસર જીવનમાં કર્તવ્ય રૂપે ઉતરી શકતી નથી. પુત્ર-પુત્રીના લગ્ન તરફ જે દૃષ્ટિથી માબાપો જુએ છે, તે પોતાના સ્વાર્થની કે સગવડની વધારે હોય છે; અને તે લગ્નના સત્ય હેતુ કે તેના પરિણામ તરફ બિલકુલ નહિ. "લગ્નનો પ્રથમ હેતુ પ્રજોત્પત્તિ અને તે પ્રજા પોતાની સંભાળ લેવાને શક્તિમાન થાય ત્યાં સુધી તેની સંભાળ લેવી, તે છે."[૧] એ જ હેતુ આપણા માનવધર્મશાસ્ત્રીઓ સારી રીતે સમજતા હતા; કેમકે,

---

૧ The primary end of marriage is to beget and bear offspring, and rear them until they are able to take care of themselves.
—Havelock Ellis

આપણી લગ્નક્રિયામાં કન્યાનું દાન દેતી વેળાએ વરને કહેવામાં આવે છે કે "આ કન્યાનું પ્રજોત્પત્યર્થે તને દાન કરવામાં આવે છે."

અને લગ્ન વિષેની એજ ખરી સમજુત છે. લગ્નના એ મુખ્ય હેતુને અંગે બીજા હેતુઓ સાધી શકાય છે, જીવનને રસમય પણ બનાવી શકાય છે, કુદરતની કરકસરીઆ ગોઠવણમાં લગ્નને સ્થાન છે, એ બધી બાબતોને ધ્યાનમાં રાખીને પણ આપણે સ્પષ્ટ રીતે દઢતાથી સમજવું જોઇએ કે એ સર્વે હેતુઓ ગૌણ અને એથી યે ગૌણ છે. અને સ્ત્રી પુરુષના લગ્ન સંબંધનો સત્ય અને વ્યવહારૂ આદર્શ પ્રજોત્પત્તિ જ છે. કેમકે બીજા હેતુઓ જે ઉપર ગણાવ્યા તે લગ્ન સિવાય બીજા જ પ્રબંધથી સધાઇ શકે છે. જ્યારે લગ્ન સંબંધનું જે સ્વરૂપ અને તેને અંગે સમાજનો જે વ્યવહાર રચાયો છે તે તેના પ્રધાન હેતુની સાધનાને વાસ્તે જ છે. આજ સ્થળે કહી દેવું જોઇએ કે પ્રજોત્પત્તિ એટલે માત્ર કામવાસનાની તૃપ્તિ નહિ, પણ પતિ પત્નીની શારીરિક, માનસિક અને આર્થિક સંપત્તિ જેટલાં બાળકોનો બોજો સહન કરી શકે, તેટલાં જ બાળકોને જન્મ આપવો, એ જ સફળ લગ્નનો હેતુ હોવો જોઇએ. એનો વિચાર, આ લેખમાં અસ્થાને તો નથી; પણ વિસ્તાર-ભયથી એને છેડવા હું માગતો નથી. પણ જે જે વાક્યમાં, ઉપર અને હવે પછી, પ્રજોત્પત્તિ શબ્દ વાપરવામાં આવ્યો હોય ત્યાં તેનો ખાસ અર્થ જે હમણાં જ સ્પષ્ટ કરવામાં આવ્યો છે, તે લેવાનો છે.

કે એવા જ બીજા કોઇ અનિષ્ટનું પરિણામ માનવાનું કારણ નથી, તેમ હિંદુસ્તાનમાં પણ લગ્નમાં થતા ફેરફારમાં દેશની પડતી કે "આર્યલગ્નની ભાવના"ની અવનતિ થતી માનવાની નથી.

કારણ કે લેખની શરૂઆતમાં જ જણાવાયું છે કે લગ્નનો હેતુ પ્રજોત્પત્તિ છે. માટે લગ્નનો કોઇ પણ આદર્શ એ હેતુનો પૂરક હોય તો જ તે સાચો છે, નહિ તો નહિ. અને ગમે તે વર્ણનાં કે ધર્મનાં સ્ત્રી પુરુષો લગ્નની ગાંઠથી જોડાય, પણ જો તેઓ લગ્નનો હેતુ સફળ કરતાં હોય અને સુખી જીવન ગાળતાં હોય, તો સમાજને કે માબાપને કોઇને તેમની આડે આવવાનો હક્ક નથી. આપણે તો આ લેખમાં હિંદુ લગ્નપ્રથાને કસોટી પર ચઢાવવાની છે, અને એ કસોટીનો પત્થર કયો છે તે પણ ઉપર જણાવી દીધું છે. એટલે અત્યારની લગ્નપદ્ધતિ કે પદ્ધતિઓને તેના ઉપર ચઢાવીને તપાસવાની જ બાકી રહે છે.

અત્યારના હિંદુ સમાજનું એક વિશિષ્ટ અંગ તેની અનેક નાતો અને પેટા નાતો છે. એ સંસ્થાના લાભ તેમ જ ગેરલાભ બન્ને છે. લગ્નની એકલી જ દૃષ્ટિથી તપાસીએ તો અત્યારની નાતો અનિષ્ટ છે એમ કહ્યા વિના ચાલતું નથી. એકાદ બે ઉજળિયાત કોમ સિવાય, બાકીની નાતોમાં જે લગ્નો થાય છે, તે એક અથવા બીજી રીતે અધૂરાં હોય છે. અને તેનું એક કારણ–અલબત્ત બીજાં કારણો નથી એમ કહેવાનો આશય છે જ નહિ–એક જ નાતમાં લગ્ન થાય છે અથવા થઈ શકે તે છે. લગભગ દરેક નાતમાં થોડાં જોડાં એવાં જડી આવશે કે જે એક જ નાતમાં લગ્ન થઇ શકે એ નિયમનો ભોગ જ થઇ પડયાં હોય. બીજાં કેટલાંક જોડાં માનસિક કજોડાં હોય છે. વળી એવી પણ કેટલીક સંખ્યા હશે કે જે શારીરિક કજોડાંની કોટિમાં મૂકી શકાય. અને શારીરિક કજોડાં એટલે બન્નેનું ઉમ્મરનું પ્રમાણ નહીંનું અથવા પતિ કરતાં પત્ની ઉમ્મરે મોટી હોય એટલો જ અર્થ નથી કરવાનો; પણ પ્રજોત્પત્તિની દૃષ્ટિથી, ઉમ્મરનો ભેદ ન હોવા છતાં પણ જે સ્ત્રી પુરુષ અમુક મુદતને અંતે બાળકને જન્મ આપી ન શકે એને પણ શારીરિક કજોડું અહિં ગણવામાં આવે છે. કારણ કે વાંઝીઆ-પણાંમાં, આપણો હિંદુ સમાજ માને છે તેમ, માત્ર સ્ત્રીનો જ વાંક છે, અથવા ઇશ્વરની માયા કે ઇચ્છા છે એમ નહિ, પણ પતિ કે પત્ની બન્નેમાંથી એકના અથવા બહુ જ ઓછી વાર, બન્નેના શરીરના દોષને લીધે તેમને પ્રજા થતી નથી. આપણા દેશમાં એમ બને છે કે નહિ તેની ખબર નથી, પણ અમેરિકામાં એવા દાખલા મોજુદ છે કે અમુક સ્ત્રી પુરુષને અમુક મુદત સુધી પ્રજા ન થવાથી, તેમણે છૂટાછેડા કર્યાઃ અને બન્નેએ ફરીવાર લગ્ન કર્યા, તો કેટલીક વાર બન્નેને અથવા એમાંનાં એકને, નવા લગ્નથી પ્રજા થઇ છે. એ ઉપરથી સ્પષ્ટ જણાવું જોઈએ કે વાંઝીઆ-પણાંનું ખરૂં કારણ સ્ત્રી કે પુરુષની શારીરિક શક્તિમાં રહેલું છે. માટે જ વાંઝીઆ જોડાંને પણ શારીરિક કજોડું જ કહેવાનું વ્યાજબી ગણ્યું છે.

આ ઉપરાંત કેટલીક એવી નાતો છે કે જેમાં ઘણાએ પુરુષો, માત્ર કન્યાની અછતને લીધે જ, અને પરનાતમાં લગ્ન કરવાની છૂટ ન હોવાથી, કુંવારા જ રહી જાય છે. બીજી બાજુએ, એવી પણ કેટલીક નાતો છે જેમાં વરની અછતને લીધે કન્યાઓ, કુંવારી તો નથી રહી જતી, કારણ કે આપણી માન્યતા એવી છે કે ડોસો કુંવારો રહે, ડોશી ન રહે, પણ ગમે તેવા અયોગ્ય વરને પણ આપી દેવામાં આવે છે. આ પ્રમાણે, સત્ય લગ્નની આડે, અત્યારની જ્ઞાતિસંસ્થા આવે છે, પણ તે અનેક આડમાંની એક જ છે, એમ ફરીથી અહિં

જણાતું હતું. છતાં, એ આડ એવી મોટી અને ભારે છે કે લગ્નની સંસ્થાને સુધારવી હોય, અને અત્યારે થતાં કજોડાં ઓછાં કરવાં હોય, તો લગ્નમાં જ્ઞાતિની ડખલ ઓછી થવી જ જોઇએ. હિંદુ લગ્નોમાં જે વસ્તુસ્થિતિ ઉપર જણાવી છે તેનાં બીજાં પણ કારણો છે, અને આખી યે લગ્નની સંસ્થા એવી તો ગુંચવાયલા કોકડાના જેવી છે, કે માત્ર નાતોની ડખલ-ગીરી કે બંધનો ઓછાં થવાથી એકદમ સુધારો થઇ જાય અને પરણનાર જોડાં સુખી થઇ જાય, એમ આશા રાખવી તે મૂરખનું કામ છે. કેમકે જે સમાજોમાં નાતોનાં બંધનો નથી ત્યાં બધાં લગ્નો સફળ થાય છે એમ નથી. લગ્નનો આખો યે પ્રશ્ન તેના મૂળમાંથી વિચારવા જેવો છે; યુરોપ અમેરિકામાં તેનો વિચાર તે દૃષ્ટિથી થાય છે. અનેક વિચિત્ર ઉપાયો, જેવા કે કામચલાઉ પતિ કે પત્નીઓ, બે કે ચાર કે છ વર્ષને માટે મુદતીઆં લગ્નો, અથવા તો લગ્નની ગ્રંથિથી જોડાયા સિવાય પ્રજોત્પત્તિ કરી શકાય, વગેરે સૂચવવામાં આવે છે. પણ એ વિષયે છેવટનો નિર્ણય થવો મુશ્કેલ છે, કદાચ પ્રલયકાળ સુધી ન પણ થાય! એટલે ઉપર જે લખ્યું છે તેનો અર્થ એટલો જ છે કે બીજા સમાજોના કરતાં, હિંદુસમા-જમાં જે લગ્નો થાય છે તે લગ્નના હેતુથી અને બીજી રીતે પણ તપાસતાં, વધારે નિષ્ફળ જાય છે. અને તેનું એક કારણ જ્ઞાતિઓ અને તેનાં બંધનો છે. પરનાતમાં લગ્નની છૂટની સાથે પરધર્મમાં લગ્નની છૂટ પણ આવશે. જો કે અત્યારે પણ હિંદુધર્મ કે નાતો તેવી છૂટ આપે છે કે નહિ તેની પરવા કર્યા સિવાય, અલબત્ત જૂજ સંખ્યામાં, તેવાં લગ્નો થાય છે અને થશે: અને તેવાં લગ્નોથી જે વર્ણસંકરતાનો ભય હિંદુધર્મ કે હિંદુનાતીલાઓ ધારતા હતા તે નથી જ આવ્યો એમ કહી શકાય. તો હવે શા માટે એ લોકોએ સમજીને એ દિશાનો માર્ગ વધારે મોકળો ન કરી આપવો જોઇએ?

બીજો એક સવાલ વિધવાવિવાહનો છે એ સંબંધે હું બહુ લખવા માગતો નથી, કારણ કે એ સવાલ બહુ જૂનો છે, તે સંબંધે ઘણું ઘણું લખાઇ ગયું છે. વિધવા પુનર્લગ્નોની સંખ્યા પણ વધવા માંડી છે અને સમાજની અટકાયતો પણ દિવસે દિવસે નબળી પડતી જાય છે. છતાં આજ દિન સુધી હિંદુ સમાજે, સમાજ તરીકે વિધવાવિવાહને સ્વીકાર્યો નથી. એમાં કોઈ ખાસ કારણ કે ધાર્મિક વિરોધ કરતાં સમાજનો પ્રમાદ જ વધારે કારણભૂત છે. આ સવાલનાં બે અંગો છે: એક તો નાની ઉમ્મરની અથવા પતિને ઘેર ન ગયેલી વિધવાનું લગ્ન અને બીજી મોટી ઉમ્મરની અને પતિની સાથે થોડો કે વધારે વખત રહેલી વિધવાનું. પહેલા પ્રકારની વિધવાના પુનર્લગ્ન સામે તો માત્ર મૂર્ખ અને અજ્ઞાન લોકો જ થાય છે. જે કાંઇ વિરોધ સખ્ત રૂપે કરવામાં આવે છે કે આવે, તે બીજા પ્રકા-રની વિધવાના પુનર્લગ્ન સામે. એ સંબંધી હિંદુસમાજ, એક સમાજ તરીકે ઉદાસ રહે અને એનો નિર્ણય તે વિધવા ઉપર જ છોડે તે વધારે ઇષ્ટ છે, અને સમાજને તેમ જ વિધવાને બન્નેને લાભકારી છે. કારણ કે નાની ઉમ્મરની વિધવાના પુનર્લગ્નનો સવાલ જેટલો સરળ અને સહેલો છે, તેટલો મોટી ઉમ્મરની વિધવાનો નથી. આ બીજા પ્રકારની વિધવાના પાછા પેટા પ્રકાર પાડી શકાય. એટલે કે, જે વિધવા મોટી ઉમ્મરની હોવા છતાં, પુત્રપુત્રી વગર જ રહી છે; અથવા તો પ્રજાવાળી છતાં, પોતાનું કે બચ્ચાંનું પોષણ કરી શકે તેવી સ્થિતિમાં નથી; અથવા તો ઉપરનાં બન્નેમાંના એકકે પ્રકારની હોવા કે ન હોવા છતાં, જેને વિધવા રાખવાથી અનીતિને માર્ગે ચઢે તેવી માનસિક નિર્બળતાવાળી છે. વળી કેટલીક

સ્ત્રીઓના પતિ તેમનો ત્યાગ કરી ગયા હોય છે અને કદાચ બીજી સ્ત્રી કરી તેને રઝળતી મૂકે છે. અથવા તો સ્ત્રીને એકલી મૂકી પરદેશ નાસી જાય છે અને પછી તેમની ભાળ પણ નથી મળતી. એવી સ્ત્રીઓને પણ એક પ્રકારની વિધવા જ ગણવી પડશે. આ બધી વિધવાઓને હિંદુ સમાજ મદદ તો કરતો નથી, પણ ઉલટો આડે આવીને તેમને બીજી રીતે સુખી થતી અટકાવે છે. પરિણામ: આ લેખને મથાળે મુકેલા શબ્દો, છાપાંમાં વાંચવામાં આવતી ખબરો કે પોલીસને અમુક ઠેકાણેથી મળી આવેલી તરતના જન્મેલા બાળકની લાશ, અને અનેક સ્ત્રીઓ કે જે હિંદુ સમાજનું નડતર ન હોત તો સુખી થાત તેમનાં છતાં પણ દુ:ખી જીવન. એનો ઉપાય મેં ઉપર જ જણાવી દીધો છે કે સમાજે એ વિષય તરફ ઉદાસીનતા રાખવી, અને એવી વિધવાઓના ઉપર જ એનો નિર્ણય છોડવો. હું તો એટલી હદ સુધી પણ જાઉં છું કે લગ્નનો આખો યે સવાલ સ્ત્રીઓની એક સભાએ જ કરવો ઘટે છે. પુરુષો એકલા, લગ્નના વ્યવહારૂ સ્વરૂપને જાણવાને તેમ જ ઘડવાને અશક્ત છે. લગ્ન, કુટુંબ આદિ સ્ત્રીઓનું સમસ્ત જીવન છે, પુરુષોને તો એ જીવનના અનેક અંગોમાંનું એક છે.

વિધવાવિવાહની તરફેણમાં જે અનેક દલીલો અપાઇ છે અને અપાય છે, તેમાં એક આ લેખકને પણ આપવાની ઇચ્છા થાય છે. જે હિંદુસમાજ, શાસ્ત્રાધારથી નહિ પણ રૂઢિના બળે કરીને ડોશી કુંવારી ન રહે પણ ડોસો કુંવારો રહે એમ માને છે, તે હિંદુ સમાજ વર્તનમાં કેવો અપૂર્ણ અને અસંબદ્ધ છે? જો હિંદુઓ ખરેખર ડોશી કુંવારી ન જ રહે એમ માનતા હોય, તો શા માટે આટલી બધી લાખોની સંખ્યામાં ડોશીઓ (વિધવાઓ)ને કુંવારી રાખવામાં આવે છે? એનો જવાબ હિંદુ સમાજની અત્યારની અંધાધુની સિવાય બીજો કોઇ ન હોઇ શકે. એ સત્યને બીજી રીતે પણ સાબિતી મળી રહે છે. ડોશી કુંવારી ન રહે એવી માન્યતા છતાં આટલી મોટી સંખ્યામાં ડોશીઓને કુંવારી રાખવામાં આવે છે: તેવી જ અસંબદ્ધ રીતે ડોસા કુંવારા રહે એમ માનવા છતાં મરવા સૂતેલા ડોસાઓને પણ આપણો જ સમાજ પરણવાની છૂટ આપે છે! ટુંકામાં કહીએ તો વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપવામાં આપણે કોઇ નવો જ પ્રયોગ આદરીએ છીએ એવું છે જ નહિ. અને જ્યારે બીજા સમાજો અને ખુદ હિંદુ સમાજની કેટલીક જ્ઞાતિઓમાં તેવાં પુનર્લગ્નો થાય છે અને તેમાં કોઇ પણ ભયંકર અનિષ્ટ પરિણામો આવ્યાં નથી; તો એ વસ્તુને આખા સમાજે મંજૂર રાખવી એ તો એક સમાજની પ્રગતિને વેગ આપવા બરાબર છે; અથવા જે રિવાજ મોડો વ્હેલો પણ સમાજમાં દાખલ તો જરૂર થઇ જવાનો છે, તેને આપણે રાજીખુશીથી અત્યારે આણીએ છીએ. ચોતરફ નજર કરતાં કોને એમ લાગ્યા વિના રહે છે કે વિધવાવિવાહ આજથી ૧૦૦ વરસની અંદર હિંદુ સમાજમાં એક સામાન્ય વસ્તુ થઇ જશે?

આ સિવાય લગ્નનો વિષય અને ખાસ કરીને હિંદુ સમાજની દૃષ્ટિથી એને લગતા એટલા બધા પ્રશ્નો છે કે એને પૂરેપૂરો ન્યાય આપવો હોય તો આખું યે એક માનવધર્મશાસ્ત્ર રચવું જોઇએ. એટલે અહિં તો માત્ર એમાંનાં બે જ આગળ પડતા પ્રશ્નોને છેડવામાં આવ્યા છે. લગ્નક્રિયા, કન્યા કે વરના બાપને કરવા પડતાં કેટલાએક નકામાં ખર્ચો એ પણ એક ગંભીર સવાલ છે. પણ તેનો નિકાલ મને કે કમને થઈ જવા માંડ્યો છે. પહેરામણીઓ નાનો જમાડવી વગેરેમાં જે અઢળક ખર્ચ આજથી ૨૦ કે ૩૦ વરસ ઉપર આપણા

લોકો કરતા તે હવે ઓછું થયું છે; જો કે ગામડાંઓ એનું જોર હજી યે નરમ પડયું નથી. પણ દેશની વધતી જતી ગરીબીમાં એ વસ્તુસ્થિતિ લાંબો વખત ટકી શકે તેમ નથી. આના કરતાં યે વધારે ગંભીર સવાલ બીજાય છે અને તે પરણનાર જોડાંને તેમની જવાબદારીઓનું જ્ઞાન આપવા સંબંધીનાં છે. લગ્નને અંગે અને તેનો જે હેતુ ઉપર બતાવ્યો છે તે દૃષ્ટિથી, પુરુષની શી શી ફરજો છે અને સ્ત્રીને કેવી કેવી જવાબદારી ઉઠાવવાની છે, એના ખોટા કે અધકચરા જ્ઞાનથી અને કન્યાઓ તો કેટલીક વાર બિલકુલ અજ્ઞાનથી લગ્નમાં હોમાય છે એ બિલકુલ ગેરવ્યાજબી છે. આપણી સ્ત્રીઓની પુરુષોની સાથે સરખાવતાં નબળી શરીરસંપત્તિ અને કેટલીક વાર, તેમની વધારે મરણસંખ્યાનું એકલું તો નહિ પણ મુખ્ય કારણ, તેમનું પોતાના શરીર અને તેના ધર્મનું અજ્ઞાન જ છે. પુરુષો પણ પોતાના શરીર અને તેના કાર્યથી એટલા જ અજ્ઞાન છે, પણ તેમને સ્ત્રીઓના જેટલું સોસવું પડતું નથી. એ વિષયના જ્ઞાન વગરની કેળવણી અધૂરી જ છે એમ કહ્યા સિવાય ચાલતું નથી. પણ સમાજમાં ફેલાયલી એક જાતની ખોટી શરમને લીધે એ જ્ઞાન આપવાનું તો એક બાજુએ રહ્યું, પણ આપવું કે નહિ એ સવાલ પણ કોઈ ઉઠાવતું નથી. એની ગંભીરતા, વિશાળતા અને સમાજના વિચિત્ર વલણને લીધે આ લેખમાં એને આપણે છેડીશું નહિ. પણ, આજે નહિ તો આવતી કાલે લગ્નના ધર્મોનું જ્ઞાન* સ્ત્રી પુરુષોને આપવું કે નહિ, એ એકલા હિંદુસ્તાનને નહિ પણ આખી દુનિયાને નક્કી કરવું પડશે. આ લેખકના નમ્ર અભિપ્રાય પ્રમાણે એ પ્રશ્નનો જવાબ હકારમાં જ અપાવો જોઇએ.

હિંદુ સમાજે તો નક્કી કરી નાંખ્યું છે કે ડોશી કુંવારી ન રહે. પણ શું એકેક એક સ્ત્રીએ લગ્ન કરવું જ જોઈએ? બીજા સમાજના અભ્યાસ ને અનુભવ આપણને કાંઇ જુદું જ શીખવે છે. કેમકે, શરીરથી માતા થવાને લાયક હોવા છતાં કેટલીક સ્ત્રીઓ મનથી બાળકોને જન્મ આપવાને કે ઉછેરવાને અશક્ત હોય છે. એટલે કે બાળકની સંભાળ લેવાને હૃદયના ને મનના જે ગુણો જોઈએ તે તેમનામાં હોતા નથી. તેમનું માનસ એ વિષય તરફ વળી શકે જ નહિ; બાળકની ઉછેર અને તેને અંગે લેવી પડતી તકલીફ એવી સ્ત્રીઓને નીરસ તો શું પણ તદ્દન કંટાળાભરી લાગે છે. પુરુષોમાં પણ આ પ્રકારનાં માનસવાળાં થોડી સંખ્યામાં હોય છે ખરા. એવાઓને સમાજે લગ્નની જંજાળમાં ન પડવાનું કહેવું અને કોઇ બીજી રીતે સમાજને ઉપયોગી બની પોતાની શક્તિનો લાભ આપવાનું કહેવું જોઇએ. કહેવું જોઇએ એ શબ્દો ઉપર ભાર મુકવાની જરૂર છે કેમકે એક બાજુથી જે ફરજ અદા કરવાને તેઓ માનસિક રીતે અશક્ત છે, તે તેમને અદા કરવાની ફરજ પાડવાથી તેઓ દુઃખી જ થવાનાં. જ્યારે બીજી બાજુથી, પોતાની એ પ્રકારની અશક્તિનું ભાન તેમને પોતાને ભાગ્યે જ થાય છે, અથવા થાય છે તો તે લગ્નમાં ફસાયા પછી. માટે સમાજ તરફથી જ એવા પ્રકારની ઉઘાડી સમજૂત અને છૂટ હોવી જોઇએ કે સ્ત્રી પુરુષો પોતાનામાં લગ્નની સઘળી ફરજો અદા કરી શકે તો પરણે, નહિ તો કુંવારા રહે.

ઉપરના બધા પ્રશ્નોનો ઉકેલ ત્યારે જ બરાબર થઈ શકે, કે જ્યારે લગ્નનો સત્ય

---

* Sexual Education

હેતુ નજર આગળ રાખવામાં આવે. લગ્ન કોણે કરવાં, કોણે ન કરવાં: ક્યારે કરવાં, કેમ કરવાં: કર્યા બાદ કેવી કેવી જવાબદારીઓ આવે છે, અને તેમને કેમ પૂરી કરવી: એ સવાલો દરેક સમાજની આગળ અત્યારે નિરુત્તર ખડા છે. તેમનો તાકીદે નિર્ણય કરવો જરૂરનો છે. પણ તે કાંઇ હવામાં કિલ્લા બાંધવાથી કે વસ્તુસ્થિતિ ઉપર આંખ મીચામણાં કરવાથી કરી શકાય નહિ. વ્યવહારુ, દરરોજના જીવનના દરેકે દરેક વ્યક્તિના સુખ દુઃખનો, અને પ્રજાના ભવિષ્યનો એ સવાલ છે. તેને જેટલો ગંભીર ગણીએ તેટલો ઓછો. તેના ઉકેલને સારુ વસ્તુસ્થિતિનો, શરીરશાસ્ત્રનો, માનસશાસ્ત્રનો તેમજ મનુષ્ય સ્વભાવનો ઊંડો અભ્યાસ કરવો પડે. અને એ અભ્યાસ પછી એ લગ્નનો પેલો સત્ય હેતુ ધ્યાનમાં રાખવામાં આવે તો ઉપર જે સવાલો ગણાવ્યા છે તે, અને જે જે બીજા નવા સવાલો ઉઠે તેનો નિર્ણય મુશ્કેલી સિવાય કરી શકાય.

બાબુરાવ ગ. ઠાકોર

---

# સમાજની અવગતિ

" There is the moral of all human tales;
'Tis but the same rehearsal of the past:
First freedom and then glory–when that fails,
Wealth, vice, corruption–barbarism at last.
And History with all her volumes vast,
Has but *one* page. "
*Byron*

વિજ્ઞાનની દૃષ્ટિએ જીવનનું લક્ષણ ફેરફાર કરે છે, કારણકે કુદરતમાં જે અહર્નિશ ક્રિયા થાય છે તેને અનુરૂપ પ્રાણી માત્રને તેનું વર્તન ઘટાડવું પડે છે. જ્યારે કુદરતના ભિન્ન ભિન્ન બળની અસર સામે તે પ્રતિક્રિયા કરી શકતું નથી, ત્યારે તેના જીવનનો અંત આવે છે. આવી રીતે અંતરચૈતન્ય અને બાહ્ય કુદરત વચ્ચે ક્રિયા પ્રતિક્રિયારૂપ યુદ્ધ ચાલ્યા કરે છે અને તેમાં જે પ્રાણી તેની સામે ટક્કર ઝીલી રહે છે તે જીવી શકે છે, અને તેથી તે પોતાની જાતિનો નિભાવ કરી શકે છે. જે પ્રાણીની શારીરિક તથા માનસિક શક્તિ ઊંચા પ્રકારની હોય છે તે કુદરતની સાથેના આવા નિરંતર યુદ્ધમાં વિજયી

નીવડે છે, અને તેઓ તેમનાં બચ્ચાંને તેમની સારી શક્તિનો વારસો આપી શકે છે એ નિઃસંશય છે. આવી રીતે કુદરતની જે ક્રિયા વડે પ્રાણીનો ઉત્તરોત્તર વિકાસ થઈ તે ઉત્કર્ષ સ્થિતિએ પહોંચે છે તેને 'જીવનકલહ' કહે છે. જંતુથી માંડીને મનુષ્ય વર્ગ સુધીમાં આ મહા નિયમની સત્તા માલમ પડે છે, તેથી જેવી રીતે વ્યક્તિ આ નિયમને આધીન હોય છે તેવી રીતે સમાજને પણ તે નિયમ લાગુ પડે છે. વ્યક્તિ અને સમાજનો અંગાંગિ સંબંધ હોવાથી જેટલા પ્રમાણમાં વ્યક્તિનો વિકાસ થએલો હોય છે તેટલા જ પ્રમાણમાં સમાજનો ઉત્કર્ષ સાધી શકાય છે. જ્યારે વ્યક્તિની શક્તિ ક્ષીણ થાય છે ત્યારે સમાજનું અધઃપતન સ્વાભાવિક રીતે શરૂ થાય છે, અને પછી તેની ઘટના અસ્તવ્યસ્ત થઈ જાય છે; એટલે સમાજની જીર્ણ અવસ્થાનું ખરૂં કારણ વ્યક્તિની શક્તિની નિર્બળતા છે. જે જનમંડળ પરિસ્થિતિને અનુકૂળ ફેરફાર નહિ કરવાથી નિર્માલ્ય થઇ જાય છે તે બળવાન પ્રજાને ઝટ આધીન થઇ જાય છે. પછી બંને સંસ્કૃતિના સંસર્ગ અને સંઘટ્ટનને લીધે તેના જીવનમાં નવીન ચૈતન્ય સ્ફુરે છે. તેને લીધે તેનું અધઃપતન અટકે છે એટલું જ નહિ પણ તેની ભાવના અને પ્રવૃત્તિનું નવીન સ્વરૂપ વિચારના મંથનને લીધે વધારે વેગવાળું થાય છે. ઈતિહાસના અભ્યાસ ઉપરથી એક બોધ સ્પષ્ટ રીતે એ ફલિત થાય છે કે જે પ્રજા કુદરતની વૃદ્ધિના નિયમનો ભંગ કરે છે તેની સંસ્કૃતિ જડ થઇ જાય છે અને ધીમે ધીમે તેની શક્તિ ક્ષીણ થવાથી તે અન્ય વધારે વિકાસ પામેલી અને બળવાન પ્રજાને આધીન થઇ જાય છે. જે પ્રજાએ પોતાની સંસ્કૃતિના ગર્વને લીધે કે અન્ય કારણને લીધે આત્મ-સંતોષ બતાવ્યો છે, તે પ્રજાનું ચૈતન્ય દિનપ્રતિદિન કમી થવાથી કાં તો તેનો નાશ થઈ ગયો છે કે તે નિર્માલ્ય સ્થિતિમાં જડવત્ જીવન ગુજારે છે.

મનુષ્ય અને અન્ય પ્રાણીમાં ખાસ તફાવત એ છે કે મનુષ્યનું જીવન કેવળ પ્રેરણા કે ટેવને આધીન નથી, પણ જેમ જેમ તેનો વિકાસ વધતો જાય છે તેમ તેમ તેના અનુભવને ટેવના સ્વરૂપમાં બદલી તે નૈસર્ગિક કૃતિને માટે તેની માનસિક શક્તિને ફાજલ પાડી શકે છે. આપણે હમેશનાં કામ કંઈ પણ તસ્દી લીધા સિવાય યંત્રવત્ કરી શકીએ છીએ, તેથી નવીન સંજોગોને પહોંચી વળવા આપણું મન પ્રવૃત્તિમાન થાય છે; પણ જ્યારે વ્યક્તિનું જીવન ટેવ અને રિવાજના બળને લીધે જડવત્ થઇ જાય છે ત્યારે તેના જીવનનું ખરૂં રહસ્ય તે અનુભવી શકતો નથી એટલું જ નહિ પણ તે પ્રાણીની કોટિએ આવી પડે છે. જે મહાન વિચારક કે કર્મનિષ્ઠ વ્યક્તિઓ હોય છે તે પોતાનું નિત્ય જીવન એવું નિયમિત કરે છે કે તેમને નવીન વિચાર કે કર્મને માટે જોઇતો ઉત્સાહ અને અવકાશ મળે છે. આ કારણને લીધે તેમનું જીવન શુષ્ક અને નિર્માલ્ય થઇ જતું નથી પણ તેઓ અહર્નિશ જીવનનું ઊંડું રહસ્ય અનુભવી અનન્ય પ્રકારનો આનંદ મેળવે છે. વ્યક્તિના વિકાસનો આ નિયમ સમાજને પણ લાગુ પડી શકે છે. જે જનમંડળ કેટલાક સમય પછી કેવળ રૂઢિને વશ થઇ જાય છે તેની ક્રિયા જડવત્ થવાથી તેની પ્રગતિ થઇ શકતી નથી, અને ઉપર બતાવ્યા પ્રમાણે તેવી પ્રજાનું જીવન નિર્માલ્ય અને અધમ થએલું જોવામાં આવે છે. જેમ વ્યક્તિને માટે ટેવનો સદુપયોગ તેને ફાયદાકારક નીવડે છે તેમ સમાજને પણ દેશકાળને અનુસરતાં રીતરિવાજ લાભકારક નીવડે છે. પણ જ્યારે મનુષ્ય કોઈ પણ ટેવનો ગુલામ થઇ જાય છે ત્યારે જેમ તેનું જીવન અધમ બને છે તેવી જ રીતે જ્યારે

સમાજમાં ફક્ત જૂના રિવાજને જ પ્રતિષ્ઠા મળે છે અને તેમાં પરિસ્થિતિને અનુકૂળ યોગ્ય ફેરફાર કરવામાં આવતો નથી ત્યારે તે સમાજ કેવળ જડવત્ બની જાય છે અને તેવું જીવન નિર્માલ્ય માલમ પડે છે.

આપણે કુદરતમાં સ્થિરતા અને પ્રગતિ એવા બે બળની ક્રિયા જોઇએ છીએ, પણ સ્થિરતા એ પ્રગતિના હિતાર્થે છે એમ આપણને સ્પષ્ટ માલમ પડે છે. એકલી સ્થિરતા જડતા ઉત્પન્ન કરે છે અને તેથી પ્રગતિનો વિકાસ અટકી પડે છે. જેમ ખાબોચીઆનું પાણી તરત ગંધાઇ જાય છે તેમ જ્યારે વ્યક્તિ કે સમાજ ફક્ત સ્થિરતાને વશ થાય છે ત્યારે તેનામાં જડતા આવે છે અને તેનું જીવન અધમ થતું જાય છે. પણ જેમ વહેતું પાણી સ્વચ્છ અને સુખાકારી હોય છે તેમ જે વ્યક્તિનું જીવન દિનપ્રતિદિન શારીરિક, માનસિક કે નૈતિક વિકાસમાં આગળ વધતું જાય છે તે પ્રગતિને લીધે તેનું જીવન વધારે ઉત્કર્ષવાળું કરી શકે છે.

જે વ્યક્તિ ફક્ત આગળને આગળ વધ્યા કરે છે એટલે ગમે તેમ ફેરફાર કર્યે જાય છે તે પ્રગતિ કહી શકાય નહિ. પ્રગતિ એટલે કોઇ સાધ્ય વસ્તુ તેનો અંતિમ હેતુ છે એમ સ્પષ્ટ જાણવું જોઇએ. ગમે તેમ મનસ્વી કે તરંગી ફેરફાર કર્યા જવા એ જીવન નથી પણ એતો જીવનના ક્ષયનું એક સાધન છે. આકાશમાં વાદળાં પવનને લીધે ગમે તેમ ફર્યાં કરે છે તે પ્રગતિ નથી પણ વનસ્પતિ કે પ્રાણીના જીવનમાં જે ક્રમિક ફેરફાર થાય છે તે પ્રગતિ છે, કારણકે કોઈ અંતર્ભૂત હેતુ તેને નિયમિત કરે છે. આ પ્રમાણે જેવી રીતે વ્યક્તિના સ્પષ્ટ હેતુપૂર્વક ફેરફારને આપણે જીવન કહીએ છીએ તેવી રીતે પ્રગતિ માટે કોઇ અંતિમ હેતુ હોવો જોઇએ. જ્યારે આવા સ્પષ્ટ વિચારના અભાવે સમાજ અને વ્યક્તિનું જીવન ગુજારવામાં આવે છે ત્યારે તેમાં માનસિક અસ્તવ્યસ્તતા અને નૈતિક અરાજકતા ઉપસ્થિત હોય છે; તેથી જે પ્રજાનું જીવન સ્પષ્ટ હેતુ-પૂર્વક નિયમવામાં આવ્યું હોય છે, તે વધારે સરળતાથી સારી પ્રગતિ કરી જીવનનો યોગ્ય વિકાસ કરી શકે છે. જેવી રીતે કેવળ સ્થિરતા જડતા ઉત્પન્ન કરે છે તેવી જ રીતે હેતુ વગરના મનસ્વી ફેરફારથી કંઇ પ્રગતિ સાધી શકાતી નથી; પણ ઘણી વખત તે જીવનના વિનાશનું કારણ થઇ પડે છે.

જ્યારે સ્થિરતા અને ફેરફારનો સુયોગ સાધી શકાય છે ત્યારે જ જીવનની ઉન્નતિ થઇ શકે છે. વ્યક્તિને જે કાંઇ અનુભવ કે જ્ઞાન થાય છે તે જો ટેવનું સ્વરૂપ પકડે નહિ તો તે અસ્તવ્યસ્ત થઈ જાય છે અને તેથી મનુષ્યના સુધારાને અવકાશ મળતો નથી. આવી રીતે સ્થિરતા અને પ્રગતિ બન્ને તત્ત્વો વ્યક્તિ તેમ જ સમાજની ઉત્ક્રાન્તિ માટે જરૂરનાં છે, પણ તે સાથે ખાસ યાદ રાખવાની જરૂર છે કે પ્રગતિને માટે જ સ્થિરતાની જરૂર છે અને એકલી સ્થિરતા જ્યારે ફક્ત જડતાનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે કોઇ પણ જાતનો ફેરફાર કે સુધારો થઇ શકતો નથી, અને તેથી જીવનનું યથાર્થ રહસ્ય અનુભવી શકાતું નથી. વ્યક્તિ યા સમાજની જડતા તે કુદરતી નિયમ વિરુદ્ધ હોવાથી તેને દૂર કરવાને તે આપોઆપ પ્રયત્ન કરે છે. જ્યારે વ્યક્તિના આત્માને તેનું શરીર તેની ઉન્નતિને બાધકરૂપ નીવડે છે ત્યારે તે જેમ તેનો નાશ કરી બીજું શરીર ધારણ કરે છે, અને તેથી તેનો ઉત્તરોત્તર વિકાસ કરી શકે છે, તેવી જ રીતે સમાજના ભિન્ન ભિન્ન અંગો જ્યારે શિથિલ કે મંદ થઇ જાય છે ત્યારે તેનો આત્મા તે દ્વારા સ્વરૂપાનુસંધાન કરી શકતો નથી. કેટલીક વખત સમાજની જડતા એટલી બધી સખત હોય છે કે તેનો આત્મા તેમાં ગુંગ-

ળાઇ' જાય છે અને તેનું જીવન લગભગ મૃતપ્રાય જેવું માલમ પડે છે. કુદરતે ભિન્ન ભિન્ન પ્રજા વચ્ચે કલહ ઉત્પન્ન કરી આવી જાતની સામાજિક જડતા દૂર કરી છે. જ્યારે પ્રજાઓમાં યુદ્ધ ચાલે છે ત્યારે જે પ્રજાની શક્તિ, કવાયદ, પ્રાકૃતિક જ્ઞાન અને નૈતિક બળ ઊંચા પ્રકારનું હોય છે તે અન્ય પ્રજા ઉપર વિજય મેળવે છે અને તેથી ઉતરતી સંસ્કૃતિનાં જર્જરિત અંગોમાં ચૈતન્ય રેડવાથી તેનામાં જાગૃતિ આવે છે અને તે વધારે સુધારા કરવાને માટે પ્રયત્ન કરે છે. મનુષ્ય જાતિના ઉત્કર્ષ માટે કુદરતે આવી રીતનું સુખકારક સાધન યુદ્ધને ગણ્યું છે. પ્રાચીન કાળમાં સુધરેલી પ્રજાઓનો વારસો અન્ય પ્રજાને લડાઇદ્વારા મળેલો માલમ પડે છે. જ્યારે કોઈ પ્રજાના વ્યક્તિત્વના વિકાસને અવકાશ મળતો નથી ત્યારે તે કાં તો જડ થઇ ક્ષીણ થતી જાય છે અને આખરે તે અન્ય પ્રજાને આધીન થઈ તેમાં તે મળી જાય છે; અથવા જો તેનું વ્યકિતત્વ જુદું રહે છે તે કેવળ નિર્માલ્ય જીવન ગુજારે છે.

કુદરત કેવળ એકતા પસંદ પડતી નથી. ભિન્નતામાં એકતા એ એક તેનો નિયમ છે; તેથી જ્યારે કોઈ સંસ્કૃતિમાં અન્ય પ્રજાના વિચારની આપલે હોવાને બદલે ફક્ત તે પોતાના પ્રાપ્ત કરેલા વિચાર ઉપર જ નિર્વાહ કરે છે, ત્યારે તે ધીમે ધીમે સ્થિર થઈ જાય છે. જો આવા પ્રસંગે તેની આગળ પડતી વ્યક્તિઓ નૈસર્ગિક વિચાર ઉત્પન્ન કરી સમાજચક્રને તેને અનુરૂપ ઘટાવે છે તો તેનું જીવન ઉત્કર્ષ પામે છે અને તેનું આયુષ્ય લંબાય છે, પણ જ્યારે આત્મસંતોષ કે ગર્વને લીધે પોતાની જ સંસ્કૃતિ સર્વોપરી છે એવું અભિમાન જાગ્રત થાય છે, ત્યારે તેને પ્રગતિ માટે અવકાશ રહેતો નથી અને તેથી તે સંસ્કૃતિ શિથિલ થઇ જાય છે. મંદતા કે જડતા એ કુદરતને અનુકૂળ નથી. તે કોઇ પણ પ્રકારે તેને દૂર કરવાને પ્રયત્ન કરે છે. યુદ્ધને લીધે સંસ્કૃતિમાં ચૈતન્ય આવે છે એ આપણે ઉપર જોઇ ગયા. તેવી જ રીતે પ્રવાસ, વેપાર, સાહસ વગેરે કારણથી સમાજના વિચાર તથા કૃતિમાં સ્ફૂર્તિ આવે છે. જેમ આપણે આપણા શરીરમાં મરેલા જીવકોષને કોઇ પણ રીતે બહાર કાઢી નાખીએ છીએ ત્યારે આપણને સુખમય જીવનનો અનુભવ થાય છે, તેવી જ રીતે જો સમાજના ક્ષીણ થએલા વિચાર અને જીર્ણ આચાર જે કેવળ રિવાજરૂપ જોવામાં આવે છે તેને બદલી નાખી આપણે પરિસ્થિતિને અનુકૂલ ફેરફાર કરી શકતા નથી તો આપણે યથાર્થ સુખને અનુભવી શકતા નથી. આવી રીતે ચૈતન્ય યા સ્ફૂર્તિ એ કુદરતી આદેશ હોવાથી સુખ અને ઉન્નતિને માટે આપણને જીવનમાં યોગ્ય ફેરફાર કરવાની ખાસ જરૂર છે, અને તેથી જે સમાજ આવા કુદરતી નિયમનો તિરસ્કાર કરે છે તે મોડી કે વહેલી કુદરતની સ્વતઃશિક્ષાને પ્રાપ્ત થાય છે.

મનુષ્ય બાળક જન્મે છે ત્યારે તેનામાં અમુક પ્રકારની સ્વાભાવિક શક્તિ હોય છે. તેના વિકાસનો આધાર સામાજિક જ્ઞાનના ભંડાર ઉપર હોય છે. જે બાળક જંગલી સ્થિતિમાં જન્મે છે તેની બુદ્ધિશક્તિ કાળિદાસ કે ન્યૂટન જેટલી પ્રબળ હોય તો પણ તેવી કુંઠિત સ્થિતિમાં તેનો સારો વિકાસ થઇ શકતો નથી, પણ તે જ બાળકને સારી સુધરેલી પ્રજાના વાતાવરણમાં મૂકવાથી તે આપોઆપ તેના વિચાર ગ્રહણ કરી લે છે અને તેમાં સુધારો વધારો કરી તે તેને નવીન સ્વરૂપ આપે છે. આવી રીતે સુધરેલી પ્રજાની ઉત્તરોત્તર પ્રગતિનો આધાર બે તત્ત્વો ઉપર છેઃ (૧) વ્યક્તિની સ્વાભાવિક શક્તિ અને (૨) સામાજિક સંસ્કૃતિ યા જ્ઞાનની પરંપરા, પછી તે પુસ્તકદ્વારા કે મુખદ્વારા હોય. આ બંને બળની ક્રિયા

પ્રતિક્રિયાની અસરથી બાળકનું જીવન ઘડાય છે. જો કે સાધારણ રીતે સામાજિક જ્ઞાનને લીધે વ્યક્તિની પ્રગતિ ઘણી સરળ થાય છે અને તેના પૂર્વજો કરતાં તેના જ્ઞાનનો સંગ્રહ વધારે માલમ પડે છે, તોપણ તેનો ખરો ઉપયોગ તેની કુદરતી શક્તિ ઉપર જ છે. જો વ્યક્તિની સ્વાભાવિક શક્તિ મંદ હોય તો ગમે તેવી ઊંચી સંસ્કૃતિનો તે કંઇ પણ ઉપયોગ કરશે નહિ, એટલું જ નહિ પણ તે તેનો અંત જલદીથી લાવી શકશે. ઉત્તમ સાક્ષર પણ તેનાં બાળકને તેની વિદ્વત્તાનો લાભ શક્તિના અભાવે આપી શકતો નથી. કારણ કે તે ગ્રહણ કરવાની તેનામાં શક્તિ હોતી નથી, પણ તેની સાક્ષરતા તે સમાજ માટે વારસારૂપ મૂકી જાય છે. અનેક વિદ્વાન અને તત્વજ્ઞાનીઓએ સ્વપ્રયત્નથી જે જ્ઞાન સંપાદન કર્યું હોય છે તે તેમના સમાજને વારસા તરીકે આપે છે અને આવી રીતે સામાજિક વિચારની કોટિ દિનપ્રતિદિન ઊંચી થતી જાય છે. હાલમાં સુધરેલી પ્રજાનું બાળક સ્વતઃ આવી પરંપરાના સાધનને લીધે ઘણું જ્ઞાન પ્રાપ્ત કરે છે. જો કે તેમની બુદ્ધિશક્તિ અસાધારણ હોતી નથી તો પણ પુસ્તકો અને કર્ણપરંપરાદ્વારા જે જ્ઞાન તેને મળે છે તેથી તેમનો વિશેષ વિકાસ થાય છે અને બીજી અન્ય ઉતરતી પ્રજાની જોડે સહેલાઇથી તે હરિફાઇ કરી શકે છે. ઇતર પ્રાણી ઉપર મનુષ્યના સર્વોપરીપણાનું મુખ્ય કારણ તેનામાં વિચાર કરવાની જે શક્તિ છે તે છે, અને તેને લીધે તે ધર્મ, નીતિ, સાહિત્ય, વિજ્ઞાન, હુન્નરકળા, ...દાકાનુન વગેરે બાબતનું ઘણું જ્ઞાન સંપાદન કરી શકે છે અને તેથી મનુષ્યત્વના ...કાસને સારો અવકાશ મળે છે. કોઇ પણ વ્યક્તિનો 'સામાજિક વારસો' ઘણો ઊંચો હોય ...ણ જો વ્યક્તિમાં તેનો ઉપયોગ કરવાની શક્તિ ન હોય તો તે જ્ઞાનનો ભંડાર તેને ...જારૂપ નીવડે છે, પણ જ્યારે કોઇ પણ વ્યક્તિ તેને ગ્રહણ કરી તેમાં વધારો કરી શકે ત્યારે તેને લીધે વ્યક્તિની તેમ જ સમાજની ઉન્નતિ વધે છે, અને તે સંસ્કૃતિ ફળ...પક નીવડે છે.

આ બધી ચર્ચા ઉપરથી એ મુખ્ય બાબત એ ફલિત થાય છે કે જ્યારે જ્યારે ...ક્તિની શક્તિ ક્ષીણ થાય છે ત્યારે ત્યારે સમાજની પણ પડતી થાય છે અને તેની ...સ્કૃતિ ગમે તેટલી ઊંચી કોટિની હોય છે તો પણ તેનું અધઃપતન અટકાવી શકાતું ...થી.× કોઇ પણ દેશના ઇતિહાસના અભ્યાસીને આ સત્ય સ્પષ્ટ થયા વગર રહેશે ...હિ. જે જે પ્રજાએ આ સત્યનું અનુપાલન કર્યું છે, તે તે પ્રજાએ અન્ય દેશ ઉપર ...તાનું સામ્રાજ્ય જમાવ્યું છે એટલું જ નહિ પણ તે લાંબા વખત સુધી તેમણે ...કાવી રાખ્યું છે.

આપણે ઉપર જોઇ ગયા છીએ કે કુદરતમાં પ્રાણીના ઉત્તરોત્તર વિકાસને માટે 'જીવનકલહ' એ તેનું મુખ્ય પ્રેરક બળ છે. જે પ્રજાનાં શરીર, બુદ્ધિ તથા નીતિ ઉત્તમ ...ય તે આવા જીવ...સંગ્રામમાં વિજયી નીવડે છે અને અન્ય પ્રજાને તેને આધીન રાખી ...ના ઉપર તેનું સર્વોપરીપણું ભોગવે છે. આ કારણને લીધે **વ્યક્તિની સુધારણા** એ

---

× "Though an empire has been built, a degenerate race ...annot sustain it. If the living foundations of an empire fail no ...uperstruction can stand. There is no wealth but *life*, and if the ...*uality of the life* fails, neither battleships nor battalions nor ...braries nor anything will save a nation."

સમાજની ભિન્ન ભિન્ન સંસ્થાઓનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ. લગ્નની ભાવના, કુટુંબની વ્યવસ્થા, કેળવણીનું સ્વરૂપ, ધર્મનો ઉદ્દેશ, નીતિનો આદર્શ, રાજ્યની ઘટના વગેરે જે સંસ્થાઓ હોય તેમનો અંતિમ હેતુ વ્યક્તિનો ઉત્તમ વિકાસ કરવો એ હોવો જોઇએ. જ્યારે વ્યક્તિનો યોગ્ય વિકાસ થાય છે ત્યારે સામાજિક સામર્થ્ય પણ કુદરતી રીતે વૃદ્ધિ પામે છે. આવી રીતે અન્યોન્ય વિકાસથી સમાજ તેમ જ વ્યક્તિની ઉન્નતિ સાધી શકાય છે. જે સમાજ કેવળ રૂઢિને આધીન હોય છે, તેમાં વિચાર કે આચારની વિવિધતા હોતી નથી. આવી એકરૂપતાને લીધે કુદરતને પણ કંટાળો આવે છે અને તેથી તે વ્યક્તિનો વિકાસ અટકી પડે છે એટલે તેની ભિન્ન ભિન્ન પ્રકારની શક્તિ જોઇએ તે પ્રમાણમાં કાર્યસાધક નીવડતી નથી. આનું પરિણામ એ આવે છે કે 'જીવનકલહ'માં તેવી વ્યક્તિને પરાધીનતા ભોગવવી પડે છે અને હલકું જીવન ગુજારવું પડે છે. આ સ્થિતિ સુધારવાને માટે વ્યક્તિનો વિકાસ ઊંચા પ્રકારનો થવો જોઇએ એટલે તેનામાં જે કુદરતી શક્તિ અંતર્ભૂત હોય છે તેને યોગ્ય અવકાશ આપી વિકાસવવી જોઇએ, તેથી તેવી વ્યક્તિ ઊંચા પ્રકારનું મનુષ્યત્વ અનુભવી શકે છે અને તેની સંસારયાત્રા વધારે સફલ કરી શકે છે.

હવે જો વ્યક્તિની સુધારણા એ સર્વ પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન ઠરે તો તેને માટે શું કરવું જોઇએ ? તેવું સાધ્ય શી રીતે સિદ્ધ કરવું એ એક સવાલ ઉપસ્થિત થાય છે. મનુષ્યના વિકાસના બે મુખ્ય કારણ છે. એક આંતરશક્તિ અને બીજું બાહ્ય પરિસ્થિતિ. બાહ્ય પરિસ્થિતિમાં સૃષ્ટિરચના અને સામાજિક સ્થિતિ એવા બે વિભાગ પડે છે. મનુષ્યની પ્રાચીન સ્થિતિમાં સૃષ્ટિરચના એ મુખ્ય બળ હોય છે, કારણ કે આબોહવા, જમીનતળ અને આસપાસની કુદરતી પરિસ્થિતિની મનુષ્યશરીર તથા મન ઉપર પ્રબળ અસર જોવામાં આવે છે. જેમ જેમ મનુષ્યનો કુદરત ઉપરનો કાબુ વધતો જાય છે તેમ તેમ સામાજિક પરિસ્થિતિ એ ઉપયોગી તત્ત્વ થઇ પડે છે. જેટલા પ્રમાણમાં સમાજની સ્થિતિ ઉન્નત હોય છે તેટલા પ્રમાણમાં વ્યક્તિને તેનો લાભ મળે છે, તે બાબતનું નિરૂપણ આગળ થઇ ગયું છે. બાહ્ય પરિસ્થિતિના કરતાં વધારે બળવાન તત્ત્વ આંતરશક્તિ છે. દરેક વ્યક્તિ તેની સ્વાભાવિક શક્તિના પ્રમાણમાં બાહ્ય સ્થિતિનો ઉપયોગ કરી શકે છે અને તેને પોતાનું વ્યક્તિત્વ અર્પી શકે છે. આ કારણને લીધે વ્યક્તિની કેળવણીમાં મુખ્ય તત્ત્વ કુદરતી શક્તિ છે એમ આપણને સાધારણ દૃષ્ટિથી માલમ પડે છે. હાલની વિજ્ઞાનની શોધો પણ એ સત્યનું સમર્થન કરે છે. આજથી થોડા વર્ષ પૂર્વે વિજ્ઞાનવેત્તાઓએ બાહ્ય પરિસ્થિતિને વ્યક્તિના વિકાસમાં પરમ સ્થાન આપ્યું હતું અને તે વિચાર એટલો બધો પ્રચલિત થયો હતો કે જો મનુષ્યની આસપાસના સંજોગો જેવાં કે કેળવણી, કુટુંબની વ્યવસ્થા, રાજ્યની ઘટના વગેરે સંસ્થાઓમાં ફેરફાર કરવામાં આવે તો વ્યક્તિનું જોઇતું સ્વરૂપ આપણે ઘડી શકીએ, પણ પાકા અનુભવ પછી અને જીવનશાસ્ત્રની પરંપરાને લગતી શોધો ઉપરથી વિજ્ઞાનવેત્તાઓ હાલમાં એવા નિર્ણય ઉપર આવ્યા છે કે બાહ્ય સ્થિતિની અસર બાળક ઉપર નહિ જેવી થાય છે. જે કારણથી તેનું ભાવિ ઘડાય છે તે તેના માતાપિતા છે. જગત્વિખ્યાત જીવનશાસ્ત્રી ચાર્લ્સ ડાર્વિન તેના "જાતિની ઉત્પત્તિ"ના સિદ્ધાંતની પૂરવાર માટે એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે મનુષ્યના શરીરના દરેક અંગની ક્રિયારૂપ જીવનતત્ત્વ ( Sperm ) ઉત્પન્ન થાય છે અને તેને લીધે બાળકને તેના માતાપિતાના ગુણદોષનો વારસો મળે છે. જો વ્યક્તિએ પ્રાપ્ત કરેલી શક્તિ ભાવિ પ્રજાને વારસામાં મળે તો જ તેણે સંપાદન કરેલી સંપત્તિનો લાભ બાળકને મળી શકે; અને તેવી રીતે ઉત્તરોત્તર વિશેષ વિકાસ થઇ શકે.

આવો સર્વજીવવાદનો ( Pangenesis ) વિચાર જેમ જેમ જીવનશાસ્ત્રની શોધ વધતી ગઈ તેમ તેમ તેની નિર્બળતા માલૂમ પડતી ગઇ. જો માતાપિતા તેના બાળકને તેના ગુણદોષ અર્પી શકે એમ હોય તે આંધળા બાપનું બાળક આંધળું અવતરેલું જોવામાં આવવું જોઇએ તેમ જ લંગડી માતાનું બાળક લંગડું હોવું જોઇએ. પણ વસ્તુસ્થિતિ તેનાથી ઉલટી છે. આવી રીતે વ્યક્તિએ સંપાદન કરેલી શક્તિ યા યોગ્યતા માતાપિતા તેના બાળકને આપી શકતા નથી પણ તેનો અમુક જ અંશ તેને વારસામાં મળે છે. તેનું ખરૂં કારણ. શું હશે ? આ પ્રશ્નનું સંતોષકારક સમાધાન જર્મન જીવનશાસ્ત્રી **વિઝમેનની** જીવપદાર્થ ( germplasm )ની કલ્પનાથી થઈ શકે છે. તેનો સિદ્ધાંત એવો છે કે દરેક પ્રાણીની જાતિનું જે ચૈતન્યતત્ત્વ છે તે અમુક પ્રકારનું છે. વ્યક્તિના મૃત્યુ સાથે તે ચૈતન્યનો નાશ થતો નથી પણ તે તેના બાળકને તેની ઉત્પત્તિ સાથે લગભગ તેવી જ સ્થિતિમાં તેને આપે છે. જ્યારે માતાના ઉદરમાં તેનો પિંડ રચાય છે ત્યારે માતાપિતાના જીવપદાર્થના બે વિભાગ થાય છે, એક વિભાગ તેના પરંપરિત ચૈતન્યનો છે અને બીજા વિભાગ વડે તેના શરીરના સર્વ અંગ રચવામાં આવે છે. જીવ પદાર્થનો જે પ્રથમ વિભાગ જુદો પડે છે તે શરીરમાં સાચવી રાખવામાં આવે છે. તેનો જીવન ઇતિહાસ ઘણો પ્રાચીન હોય છે. દરેક પ્રાણીની જાતિનું આવું ચૈતન્ય હોય છે. જ્યારે વ્યક્તિ યુવાવસ્થાએ પહોંચે છે ત્યારે તે મોહને વશ થઇને તેની જાતિના નિભાવ માટે અન્ય જાતિ તરફ આકર્ષાય છે. કુદરતની ઈચ્છા ગમે તે પ્રકારે તેની જાતિની સંભાળ રાખવાની હોય છે તેથી વ્યક્તિ તેના સાધન તરીકે તેના શરીરમાં રહેલો જીવપદાર્થ બાળકને અર્પી કૃતાર્થ થાય છે. આવી રીતે તે જીવપદાર્થની પરંપરા ચાલ્યા કરે છે. તેનો બીજો ભાગ સમગ્ર શરીરનો નિર્વાહ કરે છે, અને તેની અસર જીવપદાર્થ ઉપર થતી નથી. દા. ત. લંગડા માણસનું બાળક લંગડું અવતરતું નથી તેનું કારણ એ છે કે જે પ્રાચીન જીવપદાર્થ દરેક જાતિની પરંપરાને માટે સાચવી રાખ્યો હોય છે. તેના ઉપર શરીરની ક્રિયાની તેમ જ બાહ્ય પરિસ્થિતિની અસર થતી નથી. જો મનુષ્યનો સ્વભાવ બદલવો હોય અથવા તેની શક્તિમાં ફેરફાર કરવો હોય તો મુખ્ય બાબત એ છે કે તેના જીવપદાર્થ ઉપર અસર થાય તો જ બાળકને તે શક્તિ વારસારૂપ પ્રાપ્ત થાય. જ્યાંસુધી તે જીવતત્ત્વ ઉપર અસર થતી નથી ત્યાંસુધી ભાવિ પ્રજાની શક્તિ ઉપર કંઇ અસર થઈ શકે એમ નથી.

જીવનના શાસ્ત્ર સંબંધી ઉપરના વિવેચન ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે ગમે તેવા બાહ્ય સંજોગોની અસર માતાના ઉદરમાં રહેલા બાળક ઉપર થતી નથી. જો વ્યક્તિનો યોગ્ય વિકાસ કરવો હોય તો તેની ખાનગ શક્તિ સુધારવી જોઈએ, અને તેને માટે માતા પિતાનાં જીવપદાર્થ ઉપર અસર થવી જોઇએ. આનું તાત્પર્ય એ છે કે ઉત્તમ પ્રજા માટે-સારી પ્રજોત્પત્તિ માટેનાં-શરીર, બુદ્ધિ અને નીતિની સારી શક્તિવાળી વ્યક્તિઓનાં લગ્ન થવાં જોઇએ. તે દ્વારા જ વ્યક્તિની સુધારણ થઇ શકે તેમ છે.* બીજાં બધાં સાધનો

* " Why is this glorious creature to be found,
One only in ten thousand & what one is,
Why may not millions be ? what bars are thrown,
By Nature in the way of such a hope "
–Wordswort

ઘણું ગૌણ છે. વ્યક્તિના સારા વિકાસને માટે જીવનશાસ્ત્રના નિયમ મુજબ એટલે જે માતપિતા તરીકે પોતાનું કર્તવ્ય બજાવવાને લાયક હોય તેઓનાં લગ્ન થવાં જોઇએ. હાલમાં હિંદુ જાતિમાં ન્યાતજાતના ઘણા વિભાગ થઇ જવાથી યોગ્ય વ્યક્તિના લગ્ન માટે ઘણો થોડો અવકાશ મળે છે એટલું જ નહિ પણ કુદરતને જે વિવિધતા ( variations )ની જરૂર છે તે ટૂંકી ન્યાતમાં મળી શકતી નથી તેથી પ્રજા દિનપ્રતિદિન નિર્માલ્ય થતી જાય છે અને ન્યાતોનું દારિદ્ય અને અધોગતિ વધતાં જાય છે એ સ્વાભાવિક છે. **વ્યક્તિની સુધારણા** એ પ્રજાની ઉન્નતિનું મુખ્ય કારણ છે. વ્યક્તિની સુધારણાનો આધાર તેની આંતરશક્તિ ઉપર રાખે છે તે આગળ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. પ્રાચીન અને અર્વાચીન સુધારામાં જે ખાસ તફાવત માલમ પડે છે તે આધુનિક પ્રયોગસિદ્ધ જ્ઞાન છે. પ્રાચીન સુધારામાં મુખ્યત્વે કલ્પના-વિચાર લાગણી માલમ પડે છે. આધુનિક સુધારાનું પ્રધાનતત્ત્વ સિદ્ધજ્ઞાન છે. જે પ્રજાનું દષ્ટિબિંદુ વૈજ્ઞાનિક થશે એટલે વિજ્ઞાનની પદ્ધતિનો અને જ્ઞાનનો ઉપયોગ સમાજની દરેક સંસ્થા ઉપર જોઇતા પ્રમાણમા થશે તો તે પ્રજા આગળ પડતી થશે. પાશ્ચાત્ય પ્રજાનો હાલનો સુધારો વિજ્ઞાન ઉપર રચાયો છે, તેથી જેને સંસારયાત્રામાં આગળ વધવું છે તેને તો વિજ્ઞાનની મદદ સિવાય કંઇ ચાલે એમ નથી. આ કારણને લીધે આપણી સંસ્કૃતિનું નિરૂપણ જીવનશાસ્ત્ર તેમ જ માનસશાસ્ત્રના સિદ્ધાંત મુજબ કરવું જોઇએ અને તે દૃષ્ટિથી જે દોષ હોય તે સત્વર દૂર કરવા જોઇએ, કારણ કે જડતા અથવા સ્થિરતા એ વ્યક્તિની અધમતાનું મૂળ કારણ છે. જો આપણે આપણી સંસ્કૃતિ જાળવી રાખવી હોય અને આપણી જાતિનું ગૌરવ ટકાવી રાખવું હોય તો આપણે વ્યક્તિના વિકાસ ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ. જીવનકલહમાં જે પ્રજામાં ઉગ્ર કર્તવ્યનિષ્ઠા સિદ્ધ જ્ઞાન, સાહસ, સત્યાગ્રહ, આત્મભોગ, એકાગ્રતા, સમયસૂચકતા, તથા સંઘશક્તિ જેવા ગુણ હોય છે તે આગળ પડે છે. જો કે તેવી પ્રજાની સંખ્યા થોડી હોય છે પણ તેનું સમગ્ર બળ એટલું પ્રચંડ હોય છે કે તે વ્યક્તિગત સુખની દરકાર કર્યા વગર ભાવિ પ્રજાના હિત ખાતર તેના સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર થઇ જાય છે.

આપણે સમાજના અવનતિના કારણોમાં વ્યક્તિની હલકી શક્તિ એ મુખ્ય ગણ્યું છે. તેનું અધઃપતન અટકાવવાને માટે હાલનું જીવનશાસ્ત્ર શું કહે છે તે આપણે જોઇ ગયા છીએ. અન્ય શાસ્ત્ર કરતાં આપણને જીવનશાસ્ત્રની શોધો વધારે ઉપયોગી છે. જેમ જેમ તે શાસ્ત્રની શોધનો ઉપયોગ સમાજશાસ્ત્ર માટે કરવામાં આવશે તેમ તેમ આગળ બતાવવામાં આવ્યું છે તેમ આપણી સમાજની અવનતિ આપણે અટકાવીને તેની પ્રગતિ કરી શકીશું, કારણ કે સમાજ એટલે વ્યક્તિનો સંઘ અને વ્યક્તિની સુધારણા એ સમાજની ઉન્નતિ છે.

**મૂળજીભાઇ હીરાલાલ ચોકસી**



# આપણા સામાજિક પ્રશ્નો

આપણે હમણાંકા આપણા સામાજિક પ્રશ્નો વિશે કેમ કશો વિચાર નથી કરતા? બાળલગ્ન, વિધવાવિવાહ, જ્ઞાતિબન્ધન વગેરે પ્રશ્નોનો શું નિકાલ આવી ગયો છે? કે શું અસહકારે અનેક કાર્યક્ષેત્રો ઉપર માઠી અસર કરી છે (એવો આક્ષેપ છે) તેમ આ ક્ષેત્ર પર પણ તેણે માઠી અસર કરી છે?

આવા સવાલો વારંવાર પૂછાય છે. આનો એક જવાબ તો એ કે આ સવાલો પૂછાય છે એ જ બતાવે છે કે આ પ્રશ્નો બંધ નથી થયા તેમ જ તેની ચર્ચા પણ બંધ નથી થઇ. તેનાં ભાષણો અપાતાં કદાચ બંધ થયાં છે એટલું જ. છતાં આ ઉપર બતાવ્યા તે સવાલોમાં કંઇક રહસ્ય છે અને તે આપણે જોવા પ્રયત્ન કરીએ.

સામાજિક પ્રશ્નોની ચર્ચા બંધ પડી એમ કહીએ છીએ ત્યારે સામાજિક પ્રશ્નોનો અર્થ વિધવાવિવાહ, સ્ત્રીકેળવણી, સ્ત્રીપુરુષ સમાન હક્ક, પરદેશગમન વગેરે જે સમાજ-સુધારાના પ્રશ્નો ગણાતા હતા તે પ્રશ્નો એમ થાય છે. આ પ્રશ્નો અત્યારે એ રીતે નથી ચર્ચાતા. તેનું કારણ મુખ્ય એ છે કે સમાજ અને સમાજના પ્રશ્નોની બાબતમાં આપણો દૃષ્ટિકોણ બદલાયો છે. અત્યારે આપણી દૃષ્ટિ સામે જે સમાજ છે તેના વિધવાવિવાહ, પરદેશગમન એ જ મુખ્ય પ્રશ્નો નથી. પ્રશ્નોમાં સૌથી મુખ્ય પ્રશ્ન અત્યારે આખા હિંદી સમાજની પામર દશા છે એ છે. દેશના મોટા ભાગને ખાવા નથી મળતું, પહેરવા કપડાં નથી મળતાં અને અધમમાં અધમ અપમાન સામે થવા જેટલી તેનામાં ચેતના નથી. પરતંત્રતા એ દુઃખ છે અપમાન છે એટલું પણ તે સમજતો નથી. આ આપણો પ્રશ્ન છે એટલું પણ સામાન્ય સમાજને ભાન નથી. એ ભાન આખી પ્રજાને નવું હમણાં જ પ્રગટ થયું અથવા થવા લાગ્યું. એક અંગ્રેજ ઇતિહાસકાર* કહે છે તેમ પરતંત્રતા એકવાર આવી એટલે સમય જતો જાય તેમ તેમ સ્વતંત્ર થવાની ઇચ્છા મંદ પડતી જાય છે. અને એ જ સ્થિતિ આપણા સમાજની થવા લાગી હતી. ત્યાં એક વિશાળ હૃદયમાં આખા સમાજ માટેનો પ્રેમ પ્રગટ્યો અને તેને લીધે બીજાં અનેક હૃદયોમાં એવી પ્રેમજ્યોત પ્રગટ થઈ. પ્રજામાં એનો પ્રકાશ ધીમે ધીમે વિસ્તરવા લાગ્યો. એ નવા પ્રકાશને હૃદયચક્ષુ અનુકૂળ અને તેટલો વખત સમાજ મૌન રાખતો હતો. તેટલો વખત, પશ્ચિમના સંસ્કારમાંથી ઉદ્ભવેલ વ્યક્તિસ્વાતંત્ર્યવાદના સિદ્ધાન્ત ઉપર ઘડાયેલ સમાજ-સુધારાના કાર્યક્રમનો વિચાર કરવાને તેને સમય નહોતો, તેને ઇચ્છા નહતી. હવે સમાજ-સુધારા તરફનો દૃષ્ટિકોણ વ્યક્તિસ્વાતંત્ર્યનો નથી પણ સમાજહિતનો છે. પહેલાં પણ સમાજસુધારામાં સમાજહિતનું દૃષ્ટિબિંદુ નહોતું એમ અહીં વિવક્ષિત નથી પણ તેનો પ્રવર્તક હેતુ વ્યક્તિસ્વાતંત્ર્ય હતું.

સમાજસુધારાએ પોતાના સિદ્ધાન્તથી પ્રવૃત્ત થઇને પણ ઘણું કામ કર્યું હતું તે આપણે વીસરી જવું ન જોઇએ. તે કાર્યક્રમમાં શ્રદ્ધા રાખનારાઓએ પણ ઘણું સહન કર્યું

* પ્રો. ભાગે Seeley.

છે; અને તેમની સૌથી મોટી સેવા તો એ છે કે સાહિત્યદ્વારા સુધારાનો કાર્યક્રમ એટલો પ્રચલિત કર્યો કે કોઇપણ નવા વિચાર સામે માત્ર નવીનતાને લીધે સમ્ભ્ર વિરોધ થાય છે તે અત્યારે ઘણો ઘટી ગયો છે. તેમના પ્રચારકામથી, કંઇક અંશે આર્થિક બળોથી, વધારે સારી કેળવણીથી કેટલાક પ્રશ્નો જેવા કે બાળવિવાહ, સ્ત્રીકેળવણી, પરદેશગમન, વગેરેમાં ઘણા મોટા ભાગને હવે વિરોધ નથી રહ્યો.

વિરોધ નથી ત્યારે તે તે પ્રશ્નોની બાબતમાં આપણી પ્રગતિ થઇ છે? શું તે પ્રશ્નોનો નિકાલ આવી ગયો છે? ના. અને તેનું કારણ શું? આપણો સમાજ ઘણાં વરસોની અધમતાથી નિશ્ચેતન થઇ ગયો છે. સારૂં જોયા છતાં પણ તે તરફ પ્રવૃત્તિ કરી શકતો નથી. બુદ્ધિથી સમજ્યા છતાં પણ તે શ્રદ્ધાબલથી કામ કરી શકતો નથી. તેને માટે તો શો ઉપાય હોય! એટલો જ કે તેનામાં નવું ચેતન પૂરાવું જોઇએ. અને અસહકારને લીધે બીજું કાંઇ જ થયું નહોય, અસહકારના કાર્યક્રમમાં ગમે તેટલી ભૂલો ડાહ્યા અનુભવી પુરુષો કાઢે તોપણ તેમણે એટલું તો કબુલ કરવું પડશે કે અસહકારે જનતાના ઠેઠ નીચામાં નીચેના થર સુધી ચેતન પૂર્યું છે. આ ચેતન હૃદયનું છે, શ્રદ્ધાનું છે, નીતિબળનું છે.

અહીં પ્રશ્ન થશે કે જો એમ જ હોય તો અત્યારે પાછા એ જ સમાજસુધારાના પ્રશ્નો શાથી ઉપર આવતા દેખાય છે? એક કારણ તો એ કે અસહકારમાં પણ સમાજને સુધારવાની દૃષ્ટિ કદી બંધ થયેલી નહોતી. સમાજ સુધર્યા વિના સ્વતંત્ર શી રીતે થઈ શકે? અસહકાર એ બાહ્યસ્વરૂપે ભલે રાજકારણી હતો પણ અંતરમાં તે એક નીતિ અને શ્રદ્ધાની જાગૃતિરૂપ છે અને તેનું આ અંતઃસ્વરૂપ, બાહ્યરૂપ ગયા પછી પણ, ટકી રહેશે એમાં સંદેહ નથી. અને નીતિ અને શ્રદ્ધા કર્મપર હોય છે તેથી એ અંતઃસ્વરૂપે, પોતાના સ્વાભાવિક વિસ્તારમાં, સ્ત્રીસંમાન, વિધવાવિવાહ, બ્રહ્મચર્ય, સચ્ચાઇ વગેરે સર્વ પ્રશ્નોનો સમાવેશ કર્યો છે. સમાજસુધારાનું એક મોટામાં મોટું અંગ અસ્પૃશ્યતાનિવારણ એ અસહકારના કાર્યક્રમનું અંગ છે.

પણ આ પ્રશ્નો ફરી નજરે પડવાનું એક તાત્કાલિક કારણ પણ છે. સ્વાતંત્ર્ય મેળવવા માટે પ્રજામાં ઐક્ય જોઇએ. અર્થાત્ હિન્દુ-મુસલમાન ઐક્ય જોઇએ. અસહકારે અમુક વસ્તુસ્થિતિનો ઉપયોગ કરી એ ઐક્ય કરવા પ્રયત્ન કર્યો, અને બધાએ એમ માન્યું કે એ ઐક્ય થઇ ગયું. પણ થોડા દિવસ જતાં સમજાયું કે એ કાચું ઐક્ય હતું અને ઐક્ય તરફના વેગના પ્રત્યાઘાત રૂપે બન્ને પ્રજામાં, આપણા સ્મરણમાં નહિ થયેલો એવો વિરોધ થયો. તેમાં હિન્દુઓને, અંગ્રેજોને હાથે સહન કરવાં પડયાં હતાં તેવાં જ અપમાનો અને અન્યાયો મુસલમાનોના હાથે સહન કરવાં પડયાં. હિન્દુઓએ જોયું કે આનું એક કારણ હિન્દુ કોમની નિર્બળતા છે. એ નિર્બળતા ઘણીખરી બધી સામાજિક રૂઢિઓને આભારી છે. તેથી એ રૂઢિઓ તરફ આપણું ફરી લક્ષ દોરાયું. આ મુસલમાનોના અત્યાચારો બીજું કાંઇ નહિ પણ કોમના પ્રમાદનું ફળ છે, સજા છે. આ પ્રશ્નોની ચર્ચા હિન્દુ કોમની જાગૃતિમાંથી-પોતે બળવાન થઇ મુસલમાનો સાથે સમાન થઇ એક થવાની ઇચ્છામાંથી પ્રગટેલી છે.

આપણા સર્વ પ્રશ્નોમાં અત્યારે જ્ઞાતિસંસ્થાએ, જ્ઞાતિબંધને આપણું સૌથી વધારે લક્ષ ખેંચ્યું છે તેનું એ જ કારણ છે. હિન્દુ કોમ અનેક જ્ઞાતિઓમાં વહેંચાયલી હોવાથી તે અતિ નિર્બળ થઇ ગઈ છે, તેનામાં એકીકરણનું કોઇ તત્ત્વ રહેલું નથી. બીજી રીતે જોતાં જ્ઞાતિબંધન આપણી સર્વ અન્ય પ્રગતિને પણ રોકનાર જણાયું છે. ઘણાખરા કુરિવાજો કેળવણી અને અનુભવ તથા જ્ઞાનથી મટાડી શકાય છે. તેથી જ્ઞાનપ્રચાર પછી સામાન્ય રીતે એક પેઢીએ હરકોઈ ખરાબ રિવાજ બંધ થાય. બાળવિવાહનો રિવાજ ખરાબ છે એમ જણાય ત્યારે, જે બાળક અવસ્થામાં પરણ્યા છે તેઓ પોતા માટે તો કાંઈ ન કરી શકે પણ પોતાનાં બાળકોને મોટી ઉંમરનાં થવા દે એટલું કરી શકે, તેમને કેળવણી આપી શકે વગેરે. પણ જ્ઞાતિબંધનને લીધે વ્યક્તિ પોતાના નિર્ણય પ્રમાણે ચાલી શકતી નથી, પોતાની નાતનો મોટો વર્ગ એ પ્રમાણે સમજણો થાય ત્યાં સુધી તેને રાહ જોવી પડે છે. એમ રાહ ન જુએ તો નાતિ બહાર મૂકાવાની ભયંકરમાં ભયંકર સજા તેને ખમવી પડે. અને છેલ્લાં થોડાં વરસોના આર્થિક ફેરફારથી જ્ઞાતિમાં એક સંસ્થા તરીકે જે કાંઇ ઐક્ય, કે કાર્યશક્તિ હતી તે લુપ્ત થઇ છે, અથવા એથી એ ખરાબ એ છે કે.... જ્ઞાતિની કાર્યશક્તિ જ્ઞાતિના એકાદ પ્રમાદી અપ્રગતિશાલી માણસોના હાથમાં ગઇ છે. અને તેથી આ જ્ઞાતિબંધન પ્રગતિના લગભગ દરેક કાર્યમાં આડું આવે છે. ગયા જમાનાના સમાજસુધારકોએ પોતાની રીતે સુધારો કરવાના જે જે પ્રયત્નો કર્યા તેનો અનુભવ એવો છે કે એ જ્ઞાતિ તદ્દન નિર્જીવ શિથિલ જેવી દેખાય છે છતાં તેમાં હજી ઘણું બળ છે, છેવટ વ્યક્તિને કચરી નાંખવા જેટલું બળ તો છે જ. દરેક જમાનામાં વિચારકો કહેતા આવ્યા છે કે દરેક વરસમાં જ્ઞાતિબંધન નાશ પામશે અને હજી તે એવું જ છે. આ હિન્દુ મુસલમાન વૈમનસ્ય પછી, કોમી અસ્મિતા કંઇક વધતી હોય એમ જણાય છે. ગૂજરાતની આ અતિવૃષ્ટિમાં ગૂજરાતે જે અદ્ભુત જાગૃતિ સેવાભાવ અને ઉદારતા બતાવ્યાં તેથી એક તરફથી ચિત્ત પ્રસન્ન થાય છે ત્યારે બીજી તરફથી આવા કામમાં કોમનો આગ્રહ માણસમાંથી નથી જતો એ જોઇ ખેદ થાય છે. આપણી કોંસિલની ચૂંટણીઓમાં મત અપાય છે તેમાં પણ કોમ કેટલો ભાગ ભજવે છે તે જાણીતું છે.

હિન્દુ કોમ એક થવાનો પ્રયત્ન કરે છે છતા જ્ઞાતિસંસ્થા કેમ બંધ નથી થઈ શકતી ? અમને લાગે છે કે આનું કારણ એ છે કે જ્ઞાતિ કેવી રીતે તોડવી તે. સંબંધી બધા એક-મત નથી થઈ શકતા. જ્ઞાતિ તોડવાનું સીધું પરિણામ એ કે પ્રજાને પરણાવવાને વર કે કન્યા ન મળી શકે. હવે જે લોકો જ્ઞાતિ તોડવાના મતના છે તેઓની રહેણીકરણી, આચારવિચાર, માન્યતા, જીવનપદ્ધતિ, આ જ્ઞાતિબદ્ધ સમાજમાં એટલી બધી એક બીજાથી જુદી છે કે તેઓની પ્રજા અંદર અંદર લગ્ન સંબંધ બાંધી ન શકે અને બાંધે તો ઘણે ભાગે દુઃખી થાય. વળી આપણા સમાજમાં લગ્નો માબાપો જ કરે છે, અને આની નવી ઊભી થતી પરિસ્થિતિમાં લગ્નો માબાપ પોતે કરી ન શકે, અને પ્રજા પોતાની મેળે પરણી લે એ બનવું હજી મુસ્કેલ છે. જ્યારે પ્રજાનું જીવન એક સરખું ઘડાય અને આચારવિચાર કંઇક અંશે એક સરખા થાય અને કંઇક અંશે વ્યક્તિગત આચારવિચારના ફેરફારની છૂટ મૂકતાં સમાજ શીખે ત્યારે જ આ લગ્નની મુસ્કેલી ટળે. ત્યાં સુધી જૂનો સમાજ ગમે નહિ અને નવો સમાજ મળે નહિ એવી સ્થતિમાં લોકોએ મુંઝાવાનું છે.

સમાજ એક થવાનાં સાધનો એ જ છે. કેળવણી અને કાર્યમાં સહકાર. માત્ર એકાદ પ્રશ્ન ઉપર સરખો અભિપ્રાય થવાથી એક નથી થઇ જવાતું. પણ જીવનની નજીવી ગણાતી અનેક બાબતોમાં માણસો એક બીજાના સંપર્કમાં આવે ત્યારે જ એક થવાય અને ભેદને માટે ઉદારતા રખાય. પ્રજાને એક સરખી કેળવણી આપવાથી એક તરફથી આ બની શકે. બીજી તરફથી સામાન્ય હિતનાં કામોથી આમ થાય. શહેર સુધરાઇ, અસ્પૃશ્યતા નિવારણ, સંકટ નિવારણ કૌંસિલની લડત, વગેરે કામોમાં માણસો એક બીજા સાથે હળે મળે, એક જ હિતનાં મરદાની સાહસો ખેડે, ત્યારે જ એક માનસ થાય, એક બીજાને સમજવાની તક મળે, એક બીજામાં શ્રદ્ધા આવે, અને નવો સમાજ ત્યારે જ રચાય.

જ્ઞાતિ તરફ રાખવાનું ખરૂં વલણ અમને એ જ લાગે છે. જ્ઞાતિ તરફ રાગ પણ ન રાખવો અને તેના તરફ દ્વેષ પણ ન રાખવો પણ પોતાના વ્યવહારમાં જે કર્તવ્ય પ્રાપ્ત હોય તે ઉત્સાહથી કરવું. સમાજના જે અનિષ્ટ સામે લડવાને પોતાનામાં શક્તિ હોય તે સામે લડવું. અમુક કામ જો સારૂં હોય તો તે કરવાથી જ્ઞાતિબન્ધન દૃઢતર થશે એ બીકથી એ કામ ન કરવું એમ નહિ, પણ જે કોઇ સારૂં કામ હોય તે કરવા માંડવું. જે કામમાં શ્રદ્ધા હોય તે કરવા માંડવું. જ્ઞાતિસંસ્થા નાબુદ થવાની હશે તો પણ એ રીતે નાબુદ થશે. 'સુધરવાની હશે તોપણ એ રીતે સુધરશે. માત્ર વિચાર કર્યે એ કામ હવે આગળ વધવાનું નથી.

રા. વિ. પા.

માટે શક્ય કરી આપે છે, તે સરકારના રાજ્યમાં અહીં ભૂખમરો નથી પણ પ્રગતિ અને આશાએશ છે એમ દુનિયાને મનાવવા માનવંતા સભ્ય માગે છે !

"માનવંતા સભ્ય આપણને આશ્વાસન આપે છે કે દુષ્કાળને લીધે ઘણાં મરણ નીપજતાં નથી. ના. કેટલાએક રોગો પહેલાં અકસ્માત ફાટી નીકળે છે; પછી હમેશનું ઘર કરીને રહે છે. હિંદમાં દુષ્કાળ અમુક વરસે જ નથી આવતો—એ તો પ્રજાના નસીબમાં રોજનો હોય છે."



## (૩) નાલાયક માબાપોની ભયંકર સંતતિ અટકાવવા માટે

મે ૨૧, ૧૯૨૭ ના 'લિટરરિ ડાઇજેસ્ટ'માં "નાલાયક માબાપોની ભયંકર સંતતિ અટકાવવા માટે" એ મથાળા નીચે ત્યાંની વરિષ્ઠ કોર્ટે આપેલા ચુકાદા વિશે એક લેખ છે. છેલ્લાં પાંચેક વર્ષથી અમેરિકાના વરજિનિયા પરગણામાં એવો કાયદો થયો છે જેની રૂએ માનસિક રોગ કે નિર્બળતાવાળાં માબાપોને શસ્ત્રક્રિયાથી વંધ્ય કરવામાં આવે છે જેથી તેમની અશક્તિઓ વારસામાં ઊતરી સમાજને કલંકિત ન કરે. આવો એક કેસ ત્યાંની વરિષ્ઠ કોર્ટ સુધી ગયો, તેમાં એ કાયદા વિરુદ્ધ એવી પણ દલીલ કરવામાં આવી હતી કે એવો કાયદો બાઇબલના ફરમાનની વિરુદ્ધ છે. પણ જસ્ટિસ હોમ્સે ઠરાવ્યું કે

'આવાં માબાપોની નિકૃષ્ટ પ્રજા ગુનો કરે પછી તેને દેહાન્તની શિક્ષા કરવા સુધી રાહ જોવી, તેના કરતાં જેઓ દેખીતી રીતે પ્રજાતંતુ ચલાવવા નાલાયક હોય તેમની સંતતિ અટકાવવી એ દુનિયાને માટે વધારે લાભકારક છે."

કોર્ટ પાસે જે બાઇનો કેસ આવેલો હતો તે પોતે રોગિષ્ઠ મનની છે. તેની મા તેવી જ હતી અને તે બાઇએ હમણાં કાયદેસર લગ્ન વિના એવી જ એક રોગિષ્ઠ બાળાને જન્મ આપ્યો છે. જસ્ટિસ હોમ્સે પોતાના ચુકાદામાં કહ્યું કે

"દુર્બલોની ત્રણ પેઢીઓ બસ છે."



| | |
|---|---|
| ખ્રીસ્તી | |
| જ્યૂ–વગેરે | |
| મેટ્રીક નપાસ | |
| „ પાસ | ૧૩·૬૦ |
| કોલેજમાં જઇ આવેલા | ૪·૫૯ |
| ગ્રેજ્યુએટ | ૭·૦૨ |
| ટાઇપીંગ જાણનારા | ૫·૭૮ |
| શોર્ટહેંડ જાણનારા | ૧·૭૩ |
| બાકી રહેલાઓએ પોતાની ઉપાધિ જણાવી નહોતી | |
| ૮૦ રૂ. થી નીચેના પગારદારો | ૫૮·૫૭ |
| ૮૦ રૂ. થી ૧૭૫ રૂ. સુધીના | ૩૨·૯૧ |
| રૂ. ૧૭૫ થી ઉપરના પગારદારો | ૭·૪૩ |

* ૫·૪૨ ટકાએ ક્યારથી ઘેર બેઠા છે તે જણાવ્યું નથી.

× ૦·૩૨ ટકા જેટલાએ વિધુર, પરણેલા કે અવિવાહિત જણાવ્યું નહોતું.

+ આમાંથી થોડાએ પોતાની જાત લખી નથી.

પામતો. 'દિલ્હીના શાહી દરબારોની રચનાઓ પછી સર ગંગારામે પોતાના જ પ્રાંતમાં જાહેર મકાનો બાંધ્યાં એટલું જ નહિ પણ અમર કરે એવું કીર્તિસ્મારક રૂપ જે કાર્ય કર્યું તે તો તેમની કૃષિયોજનાઓ હતી.

ચેનાબ નહેરને કાંઠે થોડીક જમીન લઇ ખેતી કરવાના સર ગંગારામને અભિલાષો થયાઃ અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિએ કામ શરૂ કર્યું. દેશભરમાં એમના આદર્શ ખેતરો વખણાયાં. આ યોજનાઓમાં રહેલાં જોખમ તથા જવાબદારી સાધારણ ન હતાં છતાં સર ગંગારામની આ વીર ને તેજી ભાવનાએ લડાઇ વખતે સર માઇકલ હેલીને મદદ કરી. પંજાબના એ ગવર્નરે યુદ્ધ માટે પડકાર કરી લોકોને તેમની સેવા બદલ જમીન ભેટ કરવા વચન આપ્યાં. લડાઇ પૂરી થયે સર હેલી વિટંબણામાં આવી પડ્યો કે જમીન તો પૂરી આપી શકાય એમ છે નહિ.

સર ગંગારામને આ વાતની ખબર પડી ને પંજાબના ગવર્નરને આ વિકટ પ્રસંગમાંથી તેમણે બચાવ્યો. સરકાર પાસેથી ૩ વર્ષને પટે જમીન લઇ પાછી વાળવાની શરતે સર ગંગારામે પોતાના બુદ્ધિવૈભવથી ખેતી શરૂ કરી. સરકારી અધિકારીઓ ને ગવર્નર વિચારમાં પડ્યા કે ગંગારામ અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિએ ખેતી કરવા યંત્રો લડાઇ વખતે ક્યાંથી લાવવાના છે? પણ ગંગારામની અવલોકન તથા અભ્યાસ શક્તિએ મુંબાઇમાં એકવાર પોર્ટ ટ્રસ્ટમાં જૂના યંત્રો જોઇ લીધેલાં. ગવર્નરની મદદે જતાં પહેલાં તેમણે તાર દ્વારા એ યંત્રો ખરીદી લીધેલાં ને એ પુરાણાં કૃષિયંત્રોને કૌશલથી સમારી ખેતીમાં એવી સંફલતા મેળવી કે પોતે કમાયા એટલું જ નહિ સરકારને પણ કરોડો રૂપિયા ઉપાર્જન કરી આપ્યા. આજે પણ ચેનાબને બેઉ તટે ઉભેલા ખેતરો ને ખેડુતો તથા તેમનામાં થતું સુધારણા કાર્ય ( welfare work ) સર ગંગારામની અજબ શક્તિનો ખ્યાલ આપે છે.

સર ગંગારામે આ કૃષિ વિષયમાં ગાંધીજી સાથે પણ ચર્ચા કરેલી. તેમણે ખેતી દ્વારા દેશની ગરીબી ટાળવા માર્ગ સૂચવ્યો ને ગાંધીજીએ હમેશ મુજબ ચરખાની ફિલસુફી સમજાવી. મરણ પર્યંત બેઉ મહાન વ્યક્તિઓ પોતપોતાના જીવનમાં અનુભવેલા આદર્શો એક બીજાને સમજાવતા હતા પણ સર ગંગારામને માટે એ તક આવી જ નહિ ને તેમની વચ્ચે એક મીઠો મતભેદ રહી ગયો.

પણ સર ગંગારામ આટલું જ કરી બેઠા નહતા. ' વીરની માફક પૈસા કમાઇ તેણે સાધુની માફક તે ખર્ચ્યા.' વિધવા સહાયક સભાઓ ખોલી, ધર્માદા દવાખાનાં બંધાવ્યાં, ગરીબો માટે આશ્રમો બાંધ્યા, શિક્ષણ સંસ્થાઓ સ્થાપી, એટલું જ નહિ સમાજમાં સુધારણાના પ્રાણ ફૂંક્યા. આ બધી યે સંસ્થાઓનો નિર્વાહ આજે રૂા. ૩૦ લાખના ટ્રસ્ટના વ્યાજમાંથી ચાલે છે.

વિરલા જગતમાં જીવી જાણે છે. સર ગંગારામને તેમાંના એક ગણી શકાય. ને હિન્દ તેમને માટે માન લઇ શકે એમ છે. એમનું સાચું સ્મારક એ જ હોય કે એમના જેવા બીજા અનેક મહાનુભાવો હિન્દમાં જન્મે.

---

## ઈંગ્લૅંડ અને રશીઆ

રશીઆની સોવીએટ સરકારની લંડનમાં આવેલી વેપારી પેઢી આરકૉસ પર ઈંગ્લૅંડની સરકાર તરફથી ઓચિંતો હુમલો થયો એ યુરોપના કે આખી દુનિયાના રાજકરણ પર કંઇક નવો પ્રકાશ પાડે છે અથવા તેને વધારે ગૂંચવાડામાં નાંખે છે. પોતાના ખોવાએલા કેટલાક બહુ મહત્વના દસ્તાવેજો ( documents ) શોધવા માટે આ જડતી લેવાઇ હતી (તા. ૧૨મીથી ૧૭મી મે સુધી) એમ બ્રિટનની સરકાર કહે છે. એ દસ્તાવેજો તો નહિ જડ્યા પણ સોવીએટ સરકારનાં કેટલાંક ખાનગી

કાગળોમાં મળ્યાં. સોવીએટ કહે છે કે એ forgery છે. ઇંગ્લૅંડના આ કૃત્ય સામે રશીઆમાં ઠેરઠેર સભાઓ ભરીને સખત વિરોધ દર્શાવવામાં આવે છે.

ઇંગ્લૅંડ કહે છે કે આ પેઢીદ્વારા સોવીએટ પોતાના મતોનો ખાનગી રીતે પ્રચાર કરે છે, પ્રજામાં સરકાર વિરુદ્ધ લાગણી ફેલાવે છે, મૂડીવાદ અને સામ્રાજ્યવાદ સામે લોકોને ઉશ્કેરે છે, ટુંકમાં બૉલ્શેવીઝમનો પ્રચાર કરે છે.

ઇંગ્લૅંડ અને રશીઆ વચ્ચેના સંબંધમાં લાંબા વખતથી જ કટુતા શરૂ થઇ છે. બન્ને દેશોની નીતિ જુદી છે, બન્નેનો સંબંધ વધુ વખત શાંતિભર્યો ટકી શકે એમ હતું જ નહિ; આ બનાવ નિમિત્ત બન્યો છે અને ઘણા વખતથી તૂટુંતૂટું થઇ રહેલો તંતુ એના આંચકાથી તૂટયો છે.

રીતે ગૂંચવાયેલી છે. બ્રિટનને, યુદ્ધ જગાડીને પોતાની સ્થિતિ મજબુત કરી લેવી છે. યુદ્ધમાં મુખ્ય ભાગ પોતે ભજવશે અને બાકીનો કચરો ઉપાડવાનું બીજાઓ કરશે. પણ આ ભય પ્રત્યે સોવીએટે તો શાંતિની જ વલણ ચાલુ રાખી છે" "૧૯૨૧ પછીના બ્રિટનની સરકારના સોવીએટ સામેના બધા charges forged દસ્તાવેજો પર જ રચાયલા છે. બ્રિટને રશીઆમાં પોતાના જાસુસોની જાળ પાથરી દીધી છે." "આરકોસ જેવી વેપારી પેઢી પર આવી રીતે હુમલો કરવો અને તેનાં કામના કાગળો પણ ઉપાડી જવા એ તદ્દન અપૂર્વ કૃત્ય છે અને વિશ્વાસના અભાવ અને દુશ્મનાવટનું જ એ સૂચન છે."

બ્રિટન આમ forgery કરે કે બીજાં

સમાનતા અને મિત્રાચારીની રીતે ત્યાં રહે છે, આક્રમણની તેની નીતિ નથી એટલે ચીનની સહાનુભૂતિ રશીઆ તરફ ખૂબ છે. થોડા જ વખત થયાં પ્રજાસંઘની સાંપત્તિક પરિષદમાં રશીઆ દાખલ થયું છે એટલે તેમાં બ્રિટનની એકહથ્થુ સત્તાને ધક્કો પહોંચ્યો છે. ઈંગ્લૅંડને ભય રહે છે કે રશીઆ યુરોપના બધા દેશો પ્રત્યે સુલેહની નીતિ અખત્યાર કરવાનો પ્રયત્ન કરશે અને જો તેમાં તે સફળ થશે તો ઈંગ્લૅંડને પડખે ઈટલિ સિવાય કોઈ ન ઉભું રહેશે.

આ વસ્તુસ્થિતિને ટાળવાને બ્રિટન જીવ-તોડ પ્રયત્ન કરે છે. બ્રિટીશ રાજપુરુષોને આશા છે કે રશીઆ સાથે આમ સંબંધ તોડી નાંખીને તે બીજા રાજ્યોને પણ તેમ કરવા દબાણ કરી શકશે. રશીઆ સામે બીજા રાજ્યો તરફથી સાથ મેળવવા તે ખૂબ મહેનત કરે છે, જર્મનીને પણ યાચના કરે છે કે તે રશીઆ સાથેનો સંબંધ તોડી નાંખે અને બ્રિટન સાથે જોડાય, પણ જર્મની એમ કરે એવું જણાતું નથી.

જાપાન સાથે બ્રિટનને સારો સંબંધ છે. ચીનમાં પોતાની સ્થિતિ સ્થિર રાખવા માટે બધા પરદેશીઓએ સહકારથી કામ કરવું જોઇએ એમ મનાય છે. જાપાનને ચીનમાં ઘણું હિત છે પણ જાપાન રશીઆની વિરુદ્ધની નીતિ અખત્યાર કરે એમ લાગતું નથી. ઘણા બ્રિટીશ પત્રકારો અને બીજાઓ જાપાન સામેની લાગણી દુનિયામાં ફેલાવે છે. ભૂતકાળમાં જાપાન ઈંગ્લૅંડ અને અમેરિકા પર જ આધાર રાખતું હતું, અને તેણે રશીઆ સાથે યુદ્ધ કર્યું તેમાં પણ જાપાન ઉપરાંત ઇંગ્લૅંડ અને અમેરિકાના લાભો રહેલા હતા. જાપાન હવે અલગ રહીને દુનિયાના રાજ-કારણમાં પોતાનું સ્થાન સાચવવા માગે છે. પોતાના પાડોશીઓ ચીન અને રશીઆ સાથે તેણે મૈત્રીનો સંબંધ બાંધવા માંડ્યો છે. જાપાન જો રશીઆ સામે વલણ રાખે તો Balance Power અમેરિકા અને ઈંગ્લૅંડના લાભમાં નમે અને તેથી તેને નુકશાન જ થાય. એટલે તે યુદ્ધમાં બ્રિટનને મદદ ન જ કરે. ઈંગ્લૅંડ અમેરિકાને જો રશીઆ સાથે કજીઓ થાય તો તેમણે જ માંહોમાંહે લડી રહેવાનું રહેશે, બીજા કોઇની મદદની આશા રખાય એમ નથી.

હિંદનું સ્થાન આમાં કયાં છે ? દુનિયાના રાજકારણની સ્થિતિ વિચારતાં માલમ પડે છે કે બ્રિટન જરૂર હિંદ પાસેથી મોટો ભોગ માગશે. મુસલમાનો કદાચ રશીઆનો પક્ષ લેવાની ઇચ્છા બતાવે અને તેમ ન કરે તેના બદલામાં હિંદના રાજવહીવટમાં મોટો ફાળો માગે; અને મુસલમાનો પ્રત્યેનો સરકારનો પક્ષપાત આજે દેખીતો છે. બ્રિટન અને રશીઆ વચ્ચેનો આ અણીનો પ્રસંગ અટકાવી શકાય કે કેમ એ અત્યંત શંકાસ્પદ છે. અને એ પ્રસંગે પોતાના આખા સામ્રાજ્ય માટે બ્રિટનને હિંદ પર આધાર રાખવો પડશે. હિન્દી રાજ-પુરુષોએ એનું પૂરું મૂલ લેવું જોઇએ. આંતર રાષ્ટ્રિય રાજકારણમાં સક્રિય ભાગ લઇને હિંદે પોતાનું કાર્ય સાધવું જોઇએ.

* * *

## ગૂજરાતમાં અતિવૃષ્ટિ

સમાજ વિશેનો અંક છપાય તે દરમિયાન ગૂજરાતના આખા સમાજની કસોટી થાય એવો એક મહાન બનાવ બનેલો છે. આ નોંધ બહાર પડશે તે પહેલાં તો એ કસોટીનો સૌથી મુશ્કેલ ભાગ કદાચ પૂરો પણ થઈ ગયો હશે. એ બનાવ તે ગૂજરાતની અતિવૃષ્ટિ. જુલાઇની તા. ૨૬થી તા. ૨૯ સુધી અત્યારના કોઇ પણ ગૂજરાતીના સ્મરણમાં ન હોય તેટલો વરસાદ અપૂર્વ જોરથી લગભગ આખા ગૂજરાત કાઠિ-યાવાડમાં પડ્યો છે. વૃદ્ધ માણસો ચોત્રીસાની રેલ સ્મરણમાં લાવે છે પણ તે તો માત્ર રેલ

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૪ ભાદ્રપદ : ૧૯૮૩ અંક ૫

## શાંકર વેદાંતમાં ભક્તિનું સ્થાન

શ્રી રામાનુજાચાર્યથી આરંભીને ભક્તિસંપ્રદાયના આચાર્યોએ તથા બીજાં લેખકોએ શાંકર વેદાન્ત દર્શનનું જોરથી ખંડન કર્યું છે એ સુપ્રસિદ્ધ છે. શાંકરદર્શનને ભક્તિમાર્ગીઓએ પ્રચ્છન્ન[1] બૌદ્ધ કહીને નિંદ્યું છે. ભક્તિસંપ્રદાયના આચાર્યો શંકરાચાર્ય પછી થયા એટલે તેઓ શાંકરદર્શનનું ખંડન કરી શકે એ સમજાય એવું છે. વળી ઈશ્વરના ઈશ્વરત્વને તથા જીવના જીવત્વને અવિદ્યાકલ્પિત માનનાર[2] શાંકર વેદાન્તીની બુદ્ધિની સ્વતંત્રતા, ભક્તની અધીનતા, પ્રપન્નતા, દીનતા વગેરે વૃત્તિઓને ખૂંચે એવી છે. એટલે સ્વાભાવિક રીતે જ ભક્તિવાદીઓએ શાંકરદર્શનનું ખંડન કર્યું છે. પણ શાંકર વેદાન્તીઓની ભક્તિમાર્ગ તરફ કેવી વૃત્તિ છે એ જોવા જેવું છે. ભગવાન શંકરાચાર્યે એનાં પ્રસિદ્ધ ભાષ્યોમાં સાંખ્યવાદનું, કર્મવાદ (પૂર્વ મીમાંસાના)નું તથા કર્મજ્ઞાનસમુચ્ચયવાદનું ઘણું ખંડન કર્યું છે. પણ ક્યાંય ભક્તિવાદનું ખાસ ખંડન દેખાતું નથી. બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયમાં બીજા મતોનું નિરાકરણ કરતાં પાશુપત સાથે પાંચરાત્રનું પણ ખંડન કર્યું છે (જુઓ अ–२ पा–२ सू. ૪૨ થી ૪૫). પણ એ સૂત્રો ઉપરનું શાંકરભાષ્ય જોતાં સ્પષ્ટ દેખાય છે કે પાંચરાત્રની અમુક માન્યતાઓનું જ એમાં ખંડન છે. પણ મૂળ મુદ્દાની બાબતમાં શંકરાચાર્યને ખાસ વાંધો નથી. "અવ્યક્તથી પર જે સર્વના આત્મારૂપ પરમાત્મા નારાયણ છે તે પોતાથી પોતાને અનેક વ્યૂહરૂપે રાખીને રહ્યા છે એ માન્યતાનો...તથા તે ભગવાનનું અભિગમન વગેરે દ્વારા અનન્ય ચિત્તથી હમેશાં આરાધન કરવું જોઈએ એમ જે કહ્યું છે તેનો પણ નિષેધ કરવાનો નથી."[3]

---

१ मायावादमसत् शास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते ।

२. अविद्यात्मकोपाधिपरिच्छेदापेक्षमेवेश्वरस्येश्वरत्वं વગેરે.

ब्र–सू–शां–भा. अ. २–१–१४.

૩ જુઓઃ—तत्र यत्तावदुच्यते योऽसौ नारायणः परोऽव्यक्तात्प्रसिद्धः परमात्मा सर्वात्मा स आत्मनात्मानमनेकधा व्यूह्यावस्थितः तन्न निराक्रियते ।... यदपि तस्य भगवतोऽभिगमनादि लक्षणमाराधनमजस्रमनन्यचित्ततयाभिप्रेयते तदपि न प्रतिषिध्यते ।

ब्र–सू–शां–भा–२–२–४२

ભગવદ્ગીતાની ટીકાના આરમ્ભમાં પણ શંકરાચાર્ય "ભગવાન નારાયણ ધર્મની ગ્લાનિ થતાં અને અધર્મની વૃદ્ધિ થતાં જગતની સ્થિતિ જાળવી રાખવાની ઇચ્છાથી વાસુદેવ દેવકીના પુત્ર રૂપે અંશથી ઉત્પન્ન થયા" એ રીતે અવતારવાદનો અનુવાદ કરીને "તે ભગવાન જાતે અજ, અવ્યય, નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ અને નિત્યમુક્ત સ્વભાવવાળા હોવા છતાં પોતાની માયાથી શરીરવાળા હોય એમ લાગે છે" (भ॰ गी॰ शां॰ टी॰ अ॰ १). એ રીતે પાછો અવતારવાદનો પોતાના અદ્વૈતદર્શન સાથે મેળ કરે છે. મતલબ કે પોતાના અદ્વૈત દર્શનના મુખ્ય સિદ્ધાન્તને બાધ ન આવે એ રીતે વ્યવહારમાં વિષ્ણુ ભગવાનના ઇશ્વિરત્વ વિષે કે એના અવતાર વિષે શંકરાચાર્યને કાંઈ વાંધો નથી. વળી ગીતામાં ભગવદ્ભક્તિની ઘણી વાત આવે છે. પાછળના ટીકાકારો કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ એ રીતે ત્રણ પ્રકારના યોગનો ગીતામાં ઉપદેશ છે એમ માને છે,[૪] અને જેમ તિલક જેવા ટીકાકાર ગીતા કેવળ કર્મયોગોપદેશક ગ્રન્થ છે એમ ગીતારહસ્યમાં પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કરે છે તેમ કેટલાક ભક્તિમાર્ગના ટીકાકારોએ ગીતા કેવળ ભક્તિયોગનો ઉપદેશ કરનાર ગ્રન્થ છે એમ પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો છે. છતાં ભગવાન શંકરાચાર્ય ભક્તિયોગને જુદો ગણતા જ નથી અને ગીતામાં કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા એની જ વાત હોય એમ ચાલે છે; અને વૃત્તિકારના કર્મજ્ઞાનસમુચ્ચયવાદનું વારંવાર ખંડન કરીને "સર્વકર્મસંન્યાસપૂર્વક આત્મજ્ઞાનનિષ્ઠાથી નિઃશ્રેયસપ્રાપ્તિ થાય છે;[૫] અને સ્વવર્ણાશ્રમધર્મપ્રાપ્ત પ્રવૃત્તિરૂપ ધર્મના પાલનથી અભ્યુદય તો થાય જ છે પણ જો એ ધર્મનું પણ ઇશ્વરાર્પણ બુદ્ધિથી પાલન કરવામાં આવે તો સત્ત્વશુદ્ધિ થઇને તે દ્વારા જ્ઞાનોત્પત્તિ અને પરિણામે નિઃશ્રેયસ પણ થાય" એવું ગીતાનું રહસ્ય, શંકરાચાર્ય દર્શાવે છે. (જુઓ ગીતાભ્યાસનો આરંભ)

મતલબ કે શંકરાચાર્ય ભગવદ્ભક્તિનિષ્ઠાને કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠાથી જુદી પાડીને ગણતા નથી; પણ ભક્તિને જ્ઞાનનિષ્ઠા રૂપ જ ગણે છે. "આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની" એ રીતે ચાર પ્રકારના ભક્તો ગણાવીને ભગવાન વાસુદેવ "તેમાં નિત્યયુક્ત અનન્ય ભક્તિવાળો જ્ઞાની તો મારો આત્મા જ છે" એમ જે કહે છે તે વચનો ઉપર ખૂબ ભાર દઈને "જ્ઞાનનિષ્ઠાને જ ગીતામાં ચતુર્થી અથવા પરાભક્તિ કહી છે." એ રીતે શંકરાચાર્ય ભક્તિયોગને જુદો ન ગણવાનો ખુલાસો કરે છે. અને ક્ષેત્રજ્ઞના તથા પરમાત્માના એકત્વ

૪ कर्मोपास्तिस्तथा ज्ञानमिति काण्डत्रयं क्रमात् ।
तद्रूपाष्टादशाध्यायैर्गीता काण्डत्रयात्मिका ॥
* * *
कर्मनिष्ठाज्ञाननिष्ठे कथिते प्रथमान्त्ययोः ।
* * *
भगवद्भक्तिनिष्ठा तु मध्यमे परिकीर्तिता ॥

ગીતાની મધુસૂદનની ટીકાનો આરંભ શ્લો. ૪ થી ૬.

૫ આ જમાનામાં કર્મયોગ શબ્દ આપણે જુદા અર્થમાં વાપરીએ છીએ, શંકરાચાર્ય વગેરે જે કર્મવાદનું ખંડન કરે છે તે વેદોક્ત યજ્ઞાદિ કર્મો યાવજ્જીવ સર્વ મનુષ્યોએ અવશ્ય કર્તવ્ય છે એ જાતના પૂર્વ મીમાંસાવાદનું ખંડન છે. બાકી સ્વસ્વ વર્ણાશ્રમપ્રાપ્ત કર્તવ્યકર્મો અવશ્ય કર્તવ્ય છે અને તેથી અભ્યુદય થાય છે એટલી વાત તો શંકરાચાર્યને પણ માન્ય છે. આ ઉપરાંત લોકસેવા રૂપ કર્મયોગનું કાંઇક સૂચન ગીતામાંથી નીકળે છે પણ એનો આધુનિક વિસ્તાર તો આધુનિક જ છે. પરોપકારાર્થે કે લોકોપકારાર્થે પ્રવૃત્તિ શક્ય છે અને કવચિત્ થાય છે એટલી વાતની પ્રાચીનોને ખબર હતી પણ એનો કોઇ વાદ પ્રાચીન કાળમાં પ્રચલિત હોય એમ મારા જાણવામાં નથી.

જ્ઞાનની અનુભવાત્મક નિશ્ચયરૂપ સ્થિતિને જ્ઞાનનિષ્ઠા કહે છે.[૬]

શંકરાચાર્યની ઉપર પ્રમાણે ભક્તિનિષ્ઠાને જુદી ન ગણવાની વૃત્તિ જોતાં એમ લાગે છે કે એમના પ્હેલાં કેવળ ભગવદ્‌ભક્તિથી મોક્ષનો આગ્રહ ધરનાર અને કર્મ તથા જ્ઞાનને ભક્તિનાં સાધન ગણનાર કોઇ ટીકાકાર થયો નહિ હોય. શંકરાચાર્ય પછી તો શ્રીમદ્ ભાગવતને લીધે કે રામાનુજ મધ્વાદિ આચાર્યોના પ્રયાસને લીધે ભક્તિનિષ્ઠાનું કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા સાથે જુદું સ્થાન ગણવા માંડ્યું છે. એટલું જ નહિ પણ કાયમ માટે કર્મનિષ્ઠાનું સાધનરૂપ ગૌણસ્થાન થઇને ભક્તિનિષ્ઠાનું જ્ઞાનનિષ્ઠા જેવું જ અથવા એથી પણ ઉપર સ્થાન ગયું છે. ભક્તિનિષ્ઠાને સર્વોચ્ચપદ આપનાર તો ભક્તિવાદીઓ જ હોય એ સમજાય એવું છે. પણ પાછળના કેટલાક વેદાન્તીઓ-શંકરાચાર્યના અનુયાયીઓએ ભક્તિનિષ્ઠાને જે સ્થાન આપ્યું છે તે ઉપર ટુંકમાં દર્શાવેલ ઇતિહાસના પ્રકાશમાં જોવા જેવું છે.

સુરેશ્વરાચાર્યાદિ [૭]શંકરાચાર્યના નજીકના અનુયાયીઓ તો ગુરુને પગલે જ ચાલે છે. પાછળના કેટલાક તો આ ખટપટમાં પડયા જ નથી. પણ બીજા કેટલાક પોતાને ભક્ત કહેવરાવવામાં ગર્વ લે છે. આ પ્રકારના વિષ્ણુભક્ત વેદાન્તીઓમાં ભાગવતના ટીકાકાર શ્રીધરસ્વામી અને ગીતાના ટીકાકાર મધુસૂદન સરસ્વતી મુખ્ય છે.

શાંકર વેદાંતમાં ભક્તિએ શી રીતે પ્રવેશ કર્યો એ મધુસૂદનની ગીતા વ્યાખ્યા જોવાથી બરાબર સમજાય છે.

મધુસૂદન સરસ્વતી કહે છે કે "કર્મકાંડ, ઉપાસનાકાંડ, અને જ્ઞાનકાંડ એ રીતે વેદના ત્રણ કાંડ છે, અને ગીતાના ૭ અધ્યાયોમાં એક એક કાંડ કહ્યો છે. તેમાં પરસ્પર વિરૂદ્ધ કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય અશક્ય હોવાથી પ્હેલા ૭ અધ્યાયોમાં કર્મનિષ્ઠા અને છેલ્લા ૭માં જ્ઞાનનિષ્ઠા કહી છે. અને બધાં વિઘ્નોને દૂર કરનારી બેયમાં અનુગત એવી ભગવદ્-ભક્તિનિષ્ઠા વચલા ૭ અધ્યાયોમા કહી છે. ભક્તિનિષ્ઠા ત્રણ પ્રકારની છે: કર્મમિશ્ર, શુદ્ધ અને જ્ઞાનમિશ્ર." પણ જ્ઞાન સાથે ભક્તિ મળે શી રીતે? એ વિષે ખુલાસો કરે છે કે "તત્ત્વજ્ઞાનથી અવિદ્યાની નિવૃત્તિ થતાં આવરણ ક્ષીણ થઇને ભ્રમ અને સંશય ક્ષીણ થાય તથા અનારબ્ધ કર્મો નાશ પામે અને તત્ત્વજ્ઞાનના પ્રભાવથી આગામિ ઉત્પન્ન ન થાય; પણ પ્રારબ્ધ કર્મના વિક્ષેપથી વાસના નાશ ન પામે. આ વાસના બળવાન સંયમથી જ શાન્ત થાય છે. પણ સંયમના મુખ્ય અંગરૂપ સમાધિ ઇશ્વરના પ્રણિધાનથી તરત સિદ્ધ થાય છે, અને એથી મનોનાશ અને વાસનાક્ષય થતાં જીવન્મુક્તિ દૃઢ થાય છે. આ જીવન્મુક્ત જ ગુણાતીત, સ્થિતપ્રજ્ઞ, વિષ્ણુભક્ત, અતિવર્ણાશ્રમી કે આત્મરતિ કહેવાય છે." (ગીતાની મધુસૂદનની ટીકાના આરંભના શ્લોકો)

આ વિષયમાં વસ્તુસ્થિતિ એવી છે કે જ્ઞાનીની જીવન્મુક્ત દશા શંકરાચાર્ય સ્વીકારે છે પણ એ દશા બ્રહ્માત્મૈક્યનો અનુભવ થતાં એની મેળે જ થાય છે, એ માટે કાંઈ કરવાનું

---

૬ क्षेत्रज्ञपरमात्मैकत्व ज्ञानस्य कर्त्रादिकारकभेदबुद्धिनिबन्धनसर्वकर्मसंन्याससहितस्य स्वात्मानुभवनिश्चयरूपेण यदवस्थानं सा परा ज्ञाननिष्ठेत्युच्यते । सेयं ज्ञाननिष्ठार्तादि भक्तित्रयापेक्षया परा चतुर्थी भक्तिरुक्ता ।
ભગવદ્ગીતાની શાંકર ટીકા (अ. १८ श्लो. ५५)

૭ શંકરાચાર્યના નામથી કેટલાંક સ્તોત્રો પ્રસિદ્ધ છે. આ સ્તોત્રોના આધારે કેટલાક વિષ્ણુ ભક્તો શંકરાચાર્યને વૈષ્ણવ ગણે છે, શિવભક્તો શૈવ માને છે અને દેવી ભક્તો શંકરાચાર્યને શાક્ત ઠરાવે છે. વસ્તુતઃ શંકરાચાર્ય વિષ્ણુ, શિવ કે શક્તિ કોઈ ઉપર પક્ષપાત વગરના બ્રહ્માત્મૈક્યવાદી ઔપનિષદ (વેદાન્તી) છે; એમ એમના પ્રમાણભૂત ભાષ્યગ્રન્થો ઉપરથી સ્પષ્ટ દેખાય છે.

રહેતું નથી એમ માને છે. પણ પાછળથી આવી જીવન્મુક્તિથી વેદાન્તીઓને સંતોષ થયો હોય એમ લાગતું નથી. જીવન્મુક્તિવિવેકમાં શ્રી વિદ્યારણ્ય મુનિ (ઇ. સ. ૧૪ મું શતક) જ્ઞાન થયા પછી પણ જીવન્મુક્તિના સુખમાં નડતા વાસનાજાળનો ક્ષય કરવા માટે યોગાભ્યાસની અવશ્યકર્તવ્યતા, યોગવાસિષ્ઠનો મુખ્યત્વે આધાર લઇને, દર્શાવે છે; અને જીવન્મુક્તના પર્યાય તરીકે ભગવદ્ભક્તને મુકે છે.

હવે મધુસૂદન સરસ્વતી (ઇ. સ. ૧૬ મું શતક) આ જ વિચારક્રમમાં આગળ ચાલીને કહે છે કે "ભગવદ્ભક્તિ બધી અવસ્થાઓમાં ઉપયોગી છે. આગલી ભૂમિકામાં કરેલી ભક્તિ ઉપલી ભૂમિકા ઉપર ચડવામાં મદદ કરે છે. ભગવાનની ભક્તિ વગર આ પગથીઆં ચડવાં મુસ્કેલ છે. આ રીતે છેક જીવન્મુક્તિ સુધી ચડવામાં ભક્તિ મદદ કરે છે." "જીવન્મુક્તિની સિદ્ધ દશામાં તો ભક્તિનું કાંઇ ફળ હોતું નથી પણ જીવન્મુક્ત જ્ઞાનીનો નિર્હેતુક ભક્તિ કરવાનો સ્વભાવ જ થઇ જાય છે,"[૮] એમ ભાગવતનું વચન ઉતારીને કહે છે. મધુસૂદન સરસ્વતી આ જીવન્મુક્ત ભક્તને જ ગીતામાં કહેલો જ્ઞાની ભક્ત ગણે છે અને પોતે એને ભાગવતની પરિભાષા વાપરી પ્રેમભક્ત કહે છે. (ગીતાની મધુસૂદનની ટીકાનો આરંભ શ્લો. ૨૮ થી ૩૯ નો સાર)

આ રીતે જીવન્મુક્તિના સુખના લોભને પરિણામે યોગાભ્યાસ સાથે ભક્તિ પણ વેદાંતમાં દાખલ થઇ ગઇ છે. આ વિશેષતાને ઉદ્દેશીને, શ્રીધર સ્વામીએ તથા મધુસૂદન સરસ્વતીએ ગીતાની ટીકાઓ લખી છે. જેમાં સામાન્ય રીતે શંકરાચાર્યને અનુસરતા હોવા છતાં ભક્તિની બાબતમાં આ ટીકાકારો જુદા પડે છે. દા. ત. ગીતા અ. ૧૮ ના ૬૬મા શ્લોકની ટીકા જુઓ. **सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज** । એ શબ્દોથી ભગવાને 'સર્વકર્મસંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠાનો ઉપસંહાર કર્યો છે એમ જો કે ભાષ્યકાર કહે છે પણ મને તો કર્મ અને જ્ઞાન બેયના સાધનરૂપ અને બેયના ફળરૂપ ભગવદ્‌ભક્તિનિષ્ઠાનો ઉપસંહાર કર્યો છે એમ લાગે છે' એ રીતે મધુસૂદન સરસ્વતીએ પોતાનો જુદો મત સ્પષ્ટ દર્શાવ્યો છે. વળી પોતાની વેદાન્તસંસ્કારી દૃષ્ટિથી ભક્તિનું વિવરણ કરવા માટે શ્રીધરે ભાગવતના વચનોનો જ આધાર લઇને શ્રી વલ્લભાચાર્ય, શ્રી ચૈતન્ય વગેરે સંપ્રદાયથી અસ્પૃષ્ટ રહીને એ સંપ્રદાયોના ઉદ્‌ભવકાળમાં જ, ભક્તિરસાયન નામનો સરસ ગ્રન્થ લખ્યો છે.

મધુસૂદન સરસ્વતીના શબ્દોમાં કહીએ તો આ વેદાન્તી ભક્તોએ વેદાન્તે આપેલ સ્વતંત્રતા છોડી દઇને પોતાની મેળે ભક્તિની બેડી સ્વીકારી છેઃ—

**अद्वैतसाम्राज्यपदाधिरूढाः तिरस्कृताखण्डलवैभवाश्च ।**
**शठेन केनापि वयं हठेन दासीकृतागोपवधूविटेन ॥**[૯]

**દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી**

**તા. ક.** અહીં જે વિચાર કર્યો છે તે વૈષ્ણવભક્તિલક્ષી છે. શૈવસંપ્રદાયોએ તો શાંકરવેદાંતનો એવો વિરોધ જ કર્યો નથી. અને પાછળથી તો કૃષ્ણભક્ત, રામભક્ત અને શિવભક્ત (દા. ત. અપ્પય્યદીક્ષિત) વેદાન્તીઓએ પોતાના ઉપાસ્ય દેવને બ્રહ્મનું સગુણ સ્વરૂપ ગણીને નિર્વાહ કર્યો છે.

---

૮ **आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे । कुर्वन्त्य हैतुकीं भक्ति मित्थंभूतगुणो हरिः ॥ भागवत**

૯ અદ્વૈત સામ્રાજ્યની ગાદી ઉપર બેઠેલા (જ્ઞાની) હોવા છતાં અને ઇંદ્રના વૈભવનો પણ તિરસ્કાર કરેલો (વિરક્ત) હોવા છતાં અમને ગોપીઓના શઠ વિટે (કૃષ્ણે) હઠથી દાસ કરી લીધા છે.

# પ્રેમાનન્દનો હાસ્યરસ

## સુદામાચરિત્ર

સામાન્ય રીતે પ્રેમાનન્દ શૃંગાર કે કરુણરસ માટે વખણાય છે, પણ તેનો હાસ્યરસ પણ કાંઈ ન્યૂન નથી. કદાચ પ્રાચીન કવિઓમાં તેના જેવો મર્માળો હાસ્યરસ કોઇનો નથી. પ્રાચીન કવિઓમાં મુખ્ય મુખ્ય લઇ જોઇએ તો નરસિંહ મહેતામાં ભક્તિશૃંગાર મુખ્ય છે અને ખાસ કરી ઊર્મિપ્રધાન કાવ્યો લખનાના વલણથી તેમાં હાસ્યને અવકાશ બહુ ઓછો છે. મીરાંમાં તે રસ નથી. શામળમાં જે કાંઇ રસ છે તે કથારસ છે-કથા-ચમત્કાર છે. અખો જ આ રસમાં આગળ મૂકી શકાય તેવો છે. પણ તેના રસને હાસ્યરસ કહેવા કરતાં કટાક્ષ કહેવો જોઇએ. પ્રેમાનન્દ અને અખાના માર્ગો જ ભિન્ન છે. અખો માણસના દંભ અને નિર્બળતા ઉપર કટાક્ષનાં લક્ષ્યવેધી બાણો જાણે મારતો હોય તેમ લખે છે. તે જેને વાગે છે તે હસી શકવાનો નથી, અને તેનો વાંચનાર પણ હસી શકતો નથી. અખા આગળ વાંચનારે હસવું એ પણ જાણે છૂટ લેવા જેવું લાગે છે, માત્ર અખો એકલો મારતો જાય છે, હસતો જાય છે, અને મારીને કોઇની સામું પણ જોતો ન હોય એમ લાગે છે. પ્રેમાનન્દનો હાસ્ય એવો નથી. તે પોતે હસે છે, વાંચનારને સાથે હસાવે છે, અને જે સમાજ ઉપર તે ટીકા કરે છે તેને પણ સાથે સાથે હસાવે છે. તેના હાસ્યમાં અખા જેવો તિરસ્કાર નથી પણ માનવમાત્ર તરફ -જેની ટીકા કરે છે તેના તરફ પણ-પ્રેમ દેખાય છે. એ હાસ્ય જ વધારે મર્માળું, વધારે પ્રેમવિશાલ, વધારે આકર્ષક, અને સાહિત્યમાં પણ વધારે ચિરંજીવ છે-જો કે છેલ્લા વિધાનમાં મતભેદ હોઈ શકે. ધીરો ભોજો એ દરેકને પોતપોતાનું હાસ્ય છે પણ તે કટાક્ષને વધારે મળતું. છેલ્લાં દયારામ નરસિંહ જેવો ઊર્મિપ્રધાન કવિ છે. તેમની બન્નેની શૃંગાર અને ભક્તિની ઊર્મિઓ સાથે હાસ્ય મેળ ખાઈ શકે તેમ નથી. વિશાળ, હૃદય આખાને ખખડાવીને ખુલ્લી હવાથી શુદ્ધ કરે, જીવન વધારે બળવાન અને નિર્દોષ બનાવે એવું હાસ્ય તો માત્ર પ્રેમાનન્દનું જ.

પ્રેમાનન્દે અનેક કાવ્યો લખ્યાં છે તે બધાના હાસ્યનું નિરૂપણ કરવાનો અહીં ઉદ્દેશ નથી. તેમ જ તેનાં બધાં કાવ્યોમાં એવો ઊંચો હાસ્યરસ છે પણ નહિ. ઘણી જગાએ તો માત્ર શ્રોતાઓનું મનરંજન કરવા જ એ હાસ્ય લાવે છે. લાવે છે તે પ્રસંગ ઘણીવાર ઉચિત હોય છે કોઈવાર ઉચિત નથી પણ હોતો. થોડા દાખલાથી આ સ્પષ્ટ થશે. પ્રેમાનન્દના માન્ધાતા આખ્યાનમાં યુવનાશ્વ રાજાને ગર્ભ રહે છે તે પ્રસંગનું વર્ણન-થોડું જોઇએ.

> રાણીઓએ વાત સાંભળી, ગર્ભ ધરી આવ્યા નાથ;
> કોઇ કોઇનું માને નહિ, હસે કોઈ ધરી ધરી હાથ.
>
> કોઈક કહે રાયને કહું, હું તો મોટા મોટ;
> નમે આવી વાત કરતાં રખે, જૂઠી જુક્તિની જોડ.

કોઇક રાણી કહે કારમું, ખોટી છે એ વાત;
કાગનું પીંછ થયું હશે, જૂઠી કિંકરીની જાત.

પછી રાજા અંતઃપુરમાં આવે છે ત્યારે રાણીઓ કહે છેઃ

અવનવું અમે સાંભળ્યું, માનવામાં ન આવે;
ભૂંડું તદપિ ભાવે ઘણું, વદતાં વેણ લજાવે.

× × ×

બીજી રાણી કહે હસો તમે, ડાબી બીજીનો હાથ.[1]

પછી ગામમાં વાત પસરે છે ત્યારે

કો કહે નૃપને નિહાળવા રે, કોઇ કહે છે મારે કામ;
કોઇ કહે રહેવું મારે ચાકરી રે, કોઇ કહે મારે જોઇએ દામ.
કોઇ કહે રાજાએ બોલાવિયો રે, ગર્ભ પરીક્ષા હું જાણું;
વાર કરો કોઇ કહે રખે રે, પગરણ પૂરૂં પ્રમાણું.
કોઇ કહે વાત ખરી કહું રે, જોવા ગર્ભવંતા રાય;
ઘણા મળી ત્યાં બોલતા રે, અમો જશું થવાનું થાય.[2]

આ હાસ્યને ઉચિત પ્રસંગ નથી જ. છતાં કવિ તેને કડવા પર કડવામાં લંબાવે જ જાય છે. છેવટે

પટરાણી રાયે તેડાવી, તે આવી કે બોલ્યો રાય, રાણી!
કારમુ કષ્ટ અતિશે મુજને, મહા મહા અંગે થાય, રાણી.
આ જો આ જો મારા ઉદરમાં, ઊંચું નીચું થાય, રાણી;
ગોળા સરખું કંઈ ચઢી આવે, જોત જોતાં તે જાય, રાણી.[3]

બસ, ઘણું થયું. આ તો હાસ્ય નથી જુગુપ્સા થાય છે. આમાં નથી હાસ્ય કે નથી હાસ્યનું રહસ્ય. જો માત્ર, રસની પરીક્ષાથી કહી શકાતું હોય તો હું કહું કે આ કડવું પ્રેમાનંદનું ન હોય. આવાં જ, હાસ્યને નામે જુગુપ્સા કરનારાં વર્ણનો ઋષ્યશૃંગાખ્યાનમાં છે તેમાંથી ઉતારા આપવા જરૂર ધારતો નથી.

હવે રણયજ્ઞ લઇએ. તેમાં કુંભકર્ણને જગાડવાનું વર્ણન હાસ્યજનક છે.

જાગો જાગો રે ભાઈ ભીડ પડી છે કરે વિનતિ રાવણ રાય;
નર વાનરે લંકાગઢ ઘેર્યો, તુને નિદ્રા ક્યમ સોહાય.
સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકરણ;
વળગી રડોળે, જાણે શું પામ્યો મરણ.
જોધા, તાપણાં કીધાં ગોફર:
ખાં, કાનમાં ફૂંક્યાં મદનભેર.

... સ્વરૂપ જાણીને નિર્વેદ કર્યો છે.

૮ आत्मारामाश्च मुनयो निर्ग्र... मूलगुणो हरिः ॥ भागवत

૯ અદ્વૈત સાક્ષાત્કારની ગાદી ઉપર બેઠેલા (જ્ઞાન... નિરસ્કાર કરેલો (વિરક્ત) હોવા છતાં અમને ગોપીઓના ...

... ૧૬. ૩ કડવું ૧૬.

કપાળે ઉપર દુંદુભી વાજે, શરણાઈ નફેરી ઢોલ;
કરોડ મેઘ શબ્દે સાદ કરે, પણ રાણો ન આપે બોલ.
સૂંઢ ભરી નાસિકામાં મૂક્યાં, અજ્જમો ચલાવ્યો નાસા માંય;
પાછો શ્વાસ મૂક્યો નિદ્રામાંહાં, અજ્જમો આકાશ ઉડયો જાય.
રૂદયા ઉપર અશ્વ દોડાવ્યા, વરાડયા મહિખ માતંગ;
તો એ કુંભકરણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યાં અંગ.
નાનાવિધ ઓસડ અંજન કીધાં, ઉચગી પછાડયો વાર બે ચાર;
પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધા ઘુંટણીવાંના પ્રહાર.
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ ફૂંકાવ્યો લંકારાય,
કપોલ માંહે સર્પ અકળાયા, કાન માર્ગે નીસરી જાય.[૪]

આમાં ખરેખર હાસ્યનો ઉચિત પ્રસંગ છે. એક તરફ લંકાનો રાજા રાવણ કુંભકરણને જગાડવા ઘાંઘો થયો છે. તેને કુંભકરણ વિના રાજ અને જાનકી હારવાનો વારો આવ્યો છે. બીજી તરફ આ અઘોરી ગમે તેટલું કરો પણ ઊઠતો નથી. અને ઊઠે છે ત્યારે પણ

ઉઠતાં અન્ન આરોગ્યું સરવે પછે પૂછ્યો સમાચાર;
હું કાચી નિદ્રાએ શિદ જગાડયો, આ શા વાનરના હોકાર.[૪]

વાંચનારનો સમભાવ રામ સાથે છે, એટલે એક તરફ રાવણની ગભરામણ, રઘવાટ અને બીજી તરફ કુંભકરણની જડતાથી તેને હસવું આવે છે. રાક્ષસી વિલક્ષણતાની અહીં સારી મશ્કરી છે. પણ તેથી તેમાં માનવહૃદયના કોઈ ઊંડા મર્મનું દર્શન થતું નથી. અઢાર પંક્તિના આ વર્ણનમાં માનવહૃદયનું રહસ્ય સ્ફૂટ થાય છે તે કરતાં કુંભકરણની સ્ત્રી બે જ લીટીઓ બોલે છે તેમાં વધારે થાય છે. રાવણ જ્યારે કોઈ ઉપાયે કુંભકરણને જગાડી નથી શકતો ત્યારે તે તેની સ્ત્રીને બોલાવે છે અને ઉપાય પૂછે છે. તે કહે છેઃ

કષ્ટ દીધે માહારો કંથ ન જાગે, એને વહાલા શ્રી ભગવાન;
જગાડું હું હેલામાત્રમાં, તમો કરાવો સંગીત ગાન.[૪]

જે સૌમ્ય ઉપાય બીજાને ન સૂઝ્યો તે પત્નીને સૂઝ્યો અને તેથી કુંભકરણ જાગ્યો. આ બે જ પંક્તિઓમાં પતિ તરફની પત્નીની કોમળતા—કુંભકરણ જેવા માટેની પણ કોમળતા—દેખાઈ આવે છે.

અહીં પ્રસંગનું ઔચિત્ય છે પણ હાસ્યને આખા કાવ્યના વ્યંગ્ય સાથે કશો સંબંધ નથી. એવી જ રીતે ભાગવતમાં કૃષ્ણની બાલલીલામાં વાત્સલ્ય ભક્તિ અદ્ભુત સાથે પ્રસંગોચિત હાસ્ય છે; ઓખાહરણમાં બાણાસુરના વર્ણનમાં હાસ્યનો છાંટો છે. અભિમન્યુ આખ્યાનમાં સુભદ્રાને તેની ભાભીઓ ફોસલાવે છે તેમાં હાસ્ય છે અને સ્ત્રીસ્વભાવને માર્મિક રીતે વ્યક્ત કર્યો છે.* પણ આ બધા પ્રસંગોમાં હાસ્ય કાવ્યમાં વૈવિધ્ય આણવા આણેલો છે. આખા કાવ્યના વ્યંગ્ય સાથે માર્મિક સંબંધ રાખતો હોય, આખા કાવ્યમાં ઓતપ્રોત હોય એવું તો માત્ર તેનાં ઉત્તમ કાવ્યોમાં જ છે. એ કાવ્યો માત્ર તેના હાસ્યને

. ૪ રણયજ્ઞ. કડવું ૧૦. * સુભદ્રાહરણમાં બાવાની મશ્કરી કરી છે ત્યાં બાવાની સંસ્થા સામે ખરી રીતે કટાક્ષ છે, આક્ષેપ છે, ઉપર બતાવ્યો તેવો હાસ્ય નથી.

લીધે ઉત્તમ થયાં છે એમ વિવક્ષા નથી. પણ એ નોંધવા જેવું છે કે પ્રેમાનન્દનાં ઉત્તમ કાવ્યોમાં જ તેનો હાસ્ય પણ સૌથી વધારે માર્મિક છે. એવાં કાવ્યો હું સુદામાચરિત્ર, મામેરૂં અને નળાખ્યાન ત્રણને ગણું છું. પ્રેમાનન્દનાં બધાં કાવ્યો વાંચવાને બદલે આ ત્રણનું પુનઃ પુનઃ પઠન કરે તો રસવૃત્તિએ અભ્યાસીને વિશેષ લાભ થાય. આ ત્રણ કાવ્યો જ એવાં છે કે જેમાં હાસ્યના દૃષ્ટિબિન્દુથી સમગ્રનું અવલોકન થઇ શકે.

ફોટોગ્રાફી એ કલા છે કે નહિ એવો એક પ્રશ્ન ચર્ચાયો છે. ફોટોગ્રાફીમાં વિધાયકને બહુ કરવાનું હોતું નથી, વિજ્ઞાનના જડ નિયમોથી બહારની વસ્તુ હોય તેવી પડે તેમાં કલા શી ? પણ ફોટોગ્રાફીના વિધાનમાં એક જગાએ કલાને અવકાશ છે અને તે દૃષ્ટિબિન્દુની પસંદગીમાં. ફોટોગ્રાફરે વસ્તુ ઓળખી શકાય તેટલી અને તે દેખાય તેટલી આખી સમગ્ર બતાવવાની છે પણ તે સાથે તેને જોવાને એવું દૃષ્ટિબિન્દુ પસંદ કરવું જોઇએ કે જેથી તે વસ્તુ સુંદરમાં સુંદર દેખાય. આમાં જ ફોટોગ્રાફરનું કૌશલ છે. આ નિબંધમાં હું પણ સમગ્ર કાવ્યનું અવલોકન કરવા ધારૂં છું અને તે હાસ્યના દૃષ્ટિબિન્દુથી. એવી રીતે હાસ્યના દૃષ્ટિબિન્દુથી સમગ્ર કાવ્યને નિરખી શકાય એવાં આ ત્રણ જ કાવ્યો છે અને તેમાંથી સૌથી પહેલું સુદામાચરિત્ર લઇએ.

આ કાવ્ય સંબંધી વિવેચન કરવામાં એક વાત યાદ રાખવી જોઇએ. કવિનું કાવ્ય જ આપણે છે તેવું લઇ તેને સમજવા પ્રયત્ન કરવો જોઇએ. તેને ભાગવતકારના સુદામા સાથે સરખાવવાની જરૂર નથી. ભાગવતનો અભિપ્રાય એ જ પ્રેમાનન્દનો પણ અભિપ્રાય છે એ ખરૂં. પ્રેમાનન્દ બીજા કવિઓનો કેટલો આભારી છે તે જાણવા માટે એ દૃષ્ટિથી અભ્યાસ કરવો જોઇએ. એક કવિ પૂર્વના કવિઓની વસ્તુ વિચાર લઇને તેને કેવું રૂપાન્તર કરી દે છે એ દૃષ્ટિએ વિવેચન કરવાને પણ સરખામણી કરવી પડે. પ્રેમાનન્દ ઉપર પોતાના જમાનાની કેટલી અસર થઈ તે પણ તુલનાત્મક અભ્યાસથી જણાય. પણ અહીં એમાંની એક પણ દૃષ્ટિ કામ આવે નહિ. આ દૃષ્ટિ પરોક્ષ રીતે કોઇ સ્થલે ઉપકારક થાય એટલું જ. પણ રસવિવેચનમાં તો તે કાવ્ય હોય તેવું સમગ્ર રૂપે જોવું જોઇએ અને અહીં આપણે એમ કરીશું.

પ્રેમાનન્દના સુદામાચરિત્રનું રહસ્ય ભાગવતકારનું જ રહસ્ય છે. ઇશ્વર અને જીવ વચ્ચેનો પ્રેમભક્તિ સંબંધ એ એનો નિરૂપ્યમાણ વિષય છે. ઇશ્વર સર્વશક્તિમાન છતાં, પોતે સંપૂર્ણ છતાં, તેને જીવ સાથે પ્રેમ છે, તે ભક્તને વશ વર્તે છે. ઇશ્વરને કશાની ખોટ નથી છતાં ભક્તની આણેલી અર્પણ કરેલી નાની સરખી વસ્તુથી પણ તે પ્રસન્ન થાય છે. જીવને પોતાનું કશું નથી છતાં તેની પાસે જે કાંઇ હોય તેમાંથી તે ઇશ્વરને અર્પણ કરે તે જ તેની ભક્તિનું ખરૂં ચિહ્ન છે. ઇશ્વર સર્વસ્વ આપનાર છે છતાં તેને ભક્તના સ્વાર્પણની અપેક્ષા છે. આ અનેક વિરોધાભાસવાળો જીવ ઇશ્વરનો સંબંધ એ જ ભાગવતકારનો વિષય છે અને પ્રેમાનન્દ એ જ વિરોધાભાસોમાંથી હાસ્ય નિષ્પન્ન કરે છે. પણ પ્રેમાનન્દનું વિધાન સ્વતંત્ર છે. તેણે પોતાનાં પાત્રોને સ્વતંત્ર વ્યક્તિત્વ આપ્યું છે. અને એ વ્યક્તિત્વ તેણે ગૂજરાતના પોતાના હૃદયસ્પર્શી અનુભવમાંથી ઘડયું છે. પ્રેમાનન્દમાં ભલે લોકોત્તરતા ઓછી છે, તેની કલ્પના ઐહિકને છોડીને બહુ ઊંચે ઊડી નથી શકતી, પણ ગૂજરાતના હૃદયને, મર્મને તેણે ઓળખ્યું છે તેવું બીજા કોઇ કવિએ ઓળખ્યું નથી.

પ્રેમાનન્દનો સુદામો અને તેની પત્ની ગૂજરાતી ગરીબ બ્રાહ્મણ છે. તેમની લાગણ વિચારો કાર્યપદ્ધતિઓ શુદ્ધ ગૂજરાતી છે. સુદામો હરિમાં શ્રદ્ધા રાખનારો છે. તેનું સંન્યાસી છે. તે અજાચક વ્રત પાળે છે અને ઘેર પત્ની અને દસ છોકરાં છે. સંતોષ પણ તે સાથે નિષ્ક્રિય છે. આવો નિષ્ક્રિય સંતોષ આપણા હાલના ધ્યેય પ્રમાણે આ તામસ લાગે પણ ગૂજરાતના તે જમાનામાં તે જરા પણ નિન્દ્ય ગણાતો નહોતો, ભક્તિસંતોષનું ચિહ્ન ગણાતો. આવા ઘરસંસારમાં, જેમ કોઈ કોઇવાર હોય છે પત્ની ઘર ચલાવતી. કોઈનાં કપડાં ધોઇ, કોઇનું પાણી ભરી તે ઘરનું પૂરું કરતી. નિષ્ક્રિય છે પણ આ બાઈ જબરી છે. તે હાથ જોડી બેસી રહેવાનું પસંદ નથી ક ઘરમાં છોકરાંને બે દિવસના કડાકા થયા, ગામમાંથી માગ્યું પણ અન્ન ન મળ્યું ત્યારે ઋષિને યાદ આપ્યું કે તમારે કૃષ્ણ સાથે બાળસ્નેહ છે તો તેની પાસે જાઓ અને મદદ લઇ આવો. આ પ્રસંગે કવિ સ્ત્રીના મુખમાં ઘરની સ્થિતિનું આબેહુબ બ્યાન મૂ

હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાલક ભૂખ્યાં કરે રૂદંન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઇ રહે જળ;
સુખસેજા, ભૂખણ, પટકૂળ, તે કાંહાંથી હરિ નથી સાનુકૂળ.
ભૂખ્યાં બાલક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
કહેતામાં આગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી.
ધાતુપાત્ર નહિ કર સાહાવા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા;
જ્યમ જળવિણ વાડી ઝાડુઆં, ત્યમ અન્ન વિણ બાળક બાડુઆં.
વાયે ટાઢ બાલકડાં રૂએ, ભસ્મમાંહે પેસીને સૂએ;
હું તે ધીરજ કેઇ પેરે ધરૂં, છોકરાંનું દુઃખ દેખીને મરૂં.
નીચાં ઘર ભીંતડીઓ પડી, શ્વાન માર્જાર આવે છે ચડી;
અતીત ફરીને નિરમુખ જાય, ગવાંનક નવ પામે ગાય.
કરો છો ગાર્હપત્યની સેવ, નૈવેદ વિના પૂજો દેવ;
પૂન્ય પર્વણી કો નવ જમે, જેવો ઉગે તેવો આથમે.

છેવટનું ચરણ 'જેવો ઉગે તેવો આથમે' બહુ જ અસરકારક છે. ઘરની સ્થિતિ ઘણ દરિદ્ર છે. છતાં વાંચનાર જાણે છે કે છેવટે સૌ સારાં વાના થવાનાં છે એટલે કવિ આ વર્ણન તેના કાર્યની ભોંય તરીકે કરે છે. અને તેમાં હાસ્યની રેખાઓ પૂરતો છે. ઘર ઉપર શ્વાન ચડવાં એ ગામડાંનું એક વિચિત્ર હાસ્યજનક દૃશ્ય છે. અને આ સ્થિતિમાં પણ સ્ત્રીહૃદય છોકરાંના વિવાહની ચિંતા કરે છે.

આ બાળક પરણાવવાં પડશે, સકુલની કન્યા કાંહાંથી જડશે;

× × ×

બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહેછે અંગાર;
હું તો દરિદ્ર સમુદ્રમાં બૂડી, હેવાતણમાં અકેકી ચૂડી.
સોભાગના નથી શણગાર, નહિ કાજળ, કીડીયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સકું.

અતિ આણંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે.
ઢળી પડે ને બેઠા થાય રે, એક પળ તે જુગ વહી જાય રે;
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે.
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે;
જે નમશે એહનાં ચરણ ઝાલી રે, તે નારી સહુયેં મુને વાહાલી રે.

કૃષ્ણની સ્ત્રીઓને લાગે જ કે કૃષ્ણ જેને માટે આટઆટલું કરે છે, જેને માટે ગાંડા થઇ દોડે છે તે કોણ જાણે કેવો ય મોટો હશે! પણ કૃષ્ણ સુદામાને હાથ ઝાલીને લાવ્યા ત્યારે—

હસ્ત ઝાલી હરખે મોરારિ રે, જોઇ હાસ્ય કરે સહુ નારી રે;
ઘણું વાંકાબોલાં સતભામા રે, આવા ફૂટડા મિત્ર સુદામા રે.
હરિ તેહને ઉઠી શું ધાયા રે, ભલી નાહનપણાની માયા રે;
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંઘો એને રાખોડી રે.
કોઇ બાલક બહાર નિસરશે રે, તે તો જોઈ કાકાને છળશે રે.[૧૦]

આ કૃષ્ણસુદામાની જોડી, બન્ને વચ્ચેનો આસમાન જમીનનો ફરક, છતાં બન્ને વચ્ચે મૈત્રી, તે અહીં હાસ્યનો વિભાવ છે. આવી અસમાન મૈત્રી કોણ માને? કૃષ્ણની પત્નીઓ પણ ન માને ને! સુદામાને પોતાને પણ એ સ્નેહ વધારે પડતો લાગે ને! એ સુદામાના કૃષ્ણે પગ ધોયા, પોતાની પામરીએ તેના પગ લોહ્યા, તેનું પાદોદક પીધું. સુદામો આ અતિ પ્રેમથી સંકોચાતો જતો હતો. કૃષ્ણના વૈભવ આગળ પોતે આણેલા કોદરાની ગાંઠડી સંતાડતો જતો હતો. કૃષ્ણે આ બાહ્યોપચાર કરી રહ્યા પછી સુદામાનું મન ખીલે તેવા પ્રશ્નો પૂછવા માંડ્યા. પહેલાં તો કુશળક્ષેમ પૂછ્યું અને તે પણ મિત્રોની વિશ્રબ્ધ મશ્કરીની તરહથી

કે સુખ નથી સંતાનનું, કોહોજી કરમને દોષે;

( સુદામાને તો દસ છોકરાં હતાં )

ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડું શોષે.

છેવટે સુદામાના મનની વાત પણ કૃષ્ણ આ વિવેકમશ્કરીના વિશ્રબ્ધમાં કહી દે છે.

કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી;
એ દુઃખમાં કીયું દુઃખ છે, માહરા પુરવ સનેહી.[૧૧]

છતાં સુદામો કહી શકતો નથી. લૌકિક રીતે આટલી અઢળક સમૃદ્ધિવાળાને પોતાના દારિદ્ર્યનું દુઃખ કહેવું કેમ ફાવે? અલૌકિક અર્થમાં જીવ ઈશ્વર પાસે આવીને, યાચી યાચીને પૈસો યાચે? સુદામાએ કહ્યું કે મને તો માત્ર કૃષ્ણના વિરહનું જ દુઃખ છે. મિત્રને સમાનતા લાગે, દિલનો પડદો નીકળી જાય માટે કૃષ્ણે પોતે ભેગા રહ્યા હતા તે દિવસો યાદ કર્યા.

પછે શામળીયો જી બોલિયા, તુને સાંભરે રે;
હાજી નહાનપણાનો નેહ, મુને કેમ વીસરે રે.

૧૦. કડવું ૭.   ૧૧. કડવું ૯.

આપણ બે મહિના ભેગા રહ્યા, તુને : હાજી સંદીપનના ઘરમાંહે, મુને૦
આપણ અન્ન ભીખ્યા કરી લાવતા, તુને : મળી જમતા ત્રણે ભ્રાત, મુને૦
આપણ સૂતા એક સાથરે, તુને : સુખ દુઃખની કરતા વાત, મુને૦

× × ×

કામ દીધું ગોરાણીએ, તુને : કહ્યું લઇ આવોને કાષ્ટ, મુને૦
શરીર આપણાં ઉકળ્યાં, તુને : હાજી માથે તપ્યો અરીષ્ટ, મુને૦
ગોરાણીએ ખાવું બંધાવીયું, તુને : ચણા પોચા વળી સાર, મુને૦
તમે છાના આરોગીયા, તુને : તમે કહો દરિદ્ર મહારાજ, મુને૦
ખાંધે કહેવાડા ધર્યા, તુને : ઘણું દૂર ગયા રણછોડ, મુને૦
આપણ વાદ વદ્યા ત્રણે બાંધવા, તુને : હાજી ફાડ્યું મોટું ખોડ, મુને૦
ભારા બાંધ્યા દોરડે, તુને : હાજી આવ્યા બારે મેહ, મુને૦
શીતળ સમિર વાયો ઘણું, તુને : ટહાડે થરથર ધ્રુજે દેહ, મુને૦
નદી નાળે પૂર આવીયાં, તુને : ઘન વરસ્યો મૂશળધાર, મુને૦
આકાશ અંધારે આવર્યું, તુને : થયા વીજ તણા ચમકાર, મુને૦
ગરુજી ખોળવા નીસર્યા, તુને : કહે સ્ત્રી તેં કીધો કેહેર, મુને૦
આપણને રૂદયાશું ચાંપીયા, તુને : ગરૂ તેડી લાવ્યા ઘેર, મુને૦[૧૨]

તાં સુદામાનો સંકોચ છૂટતો નથી. હવે, શ્રીકૃષ્ણે પોતે તાંદુલ લેવા પગરણ કર્યું. કૃષ્ણે કહ્યું:

મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્ર મળવાને આવ્યા;
કાંઈ ચતુર ભાભીએ ભેટ મોકલી, કોહો સખા શું લાવ્યા.
ચરણ તળે શું ચાંપી રહ્યા છો, મોહોટું મન કરી કહાડો;
અમ જોગ એ વસ્ત ન હોય તો, દૂર થકી દેખાડો.

ણની સ્ત્રીઓને પણ કૌતુક થયું. સુદામાનો સંકોચ વધ્યો. આ વિષમ સ્થિતિ આવવાનું રણ તેને પોતાની પત્ની લાગી. પોતે પત્નીનું કહ્યું કરી આવ્યો તેથી પસ્તાવા લાગ્યો.

સુદામાના મનની શોચના, શામળીયે સદ્ય જાણી;
હસતાં, ખસતાં પાસે આવ્યા, તાંદુલ લીધા તાણી.
હેઠળ હેમ તણી થાળી મેહેલી, વસ્તુ ધરવા જગદીશ;
છોડે છબીલોજી પાર ન આવે, છે ચીંથરાં દશવીશ.
પટરાણીઓ જોઇ અચરજ પામી, છે રૂખી પાસે મ્હોટું રત્ન;
અમરફળ કે સંજીવનમણિ, એવડું કીધું છે જતન.[૧૩]

દામાને મળવા કૃષ્ણ દોડ્યા ત્યારે રાણીઓને કૃષ્ણના મિત્ર જોવાનું કૌતુક થયું હતું. ને એટલી ગભરામણ અને અધીરાઇથી કૃષ્ણ લઈ આવ્યા, ત્યારે એક દરિદ્ર બ્રાહ્મણને. વું જ કૌતુક રાણીઓને ફરી થયું. એટલા જતનથી સાચવેલી વસ્તુ, તેને લેવા માટે ણે પોતે સોનાનો થાળ ધર્યો. રાણીઓને એમ કે કોણ જાણે કેવીએ ચીજ મુનિ લાવ્યા શે, અને નીકળ્યા ત્યારે કોદરા. પણ કૃષ્ણે એ કોદરા ખાધા અને તેમાં અદ્ભુત સ્વાદ

૧૨. કડવું ૧૦. ૧૩. કડવું ૧૧.

અતિ આણંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે.
ઢળી પડે ને બેઠા થાય રે, એક પળ તે જુગ વહી જાય રે;
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે.
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે;
જે નમશે એહનાં ચરણ ઝાલી રે, તે નારી સહુપેં મુને વાહાલી રે.

કૃષ્ણની સ્ત્રીઓને લાગે જ કે કૃષ્ણ જેને માટે આટઆટલું કરે છે, જેને માટે ગાંડા થઇ દોડે છે તે કોણ જાણે કેવા ય મોટા હશે! પણ કૃષ્ણ સુદામાને હાથ ઝાલીને લાવ્યા ત્યારે—

હસ્ત ઝાલી હરખે મોરારિ રે, જોઇ હાસ્ય કરે સહુ નારી રે;
ઘણું વાંકાબોલાં સતભામા રે, આવા ફુટડા મિત્ર સુદામા રે.
હરિ તેહને ઉઠી શું ધાયા રે, ભલી નાહનપણાની માયા રે;
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંઘો એને રાખોડી રે.
કોઇ બાલક બહાર નિસરશે રે, તે તો જોઈ કાકાને બીશે રે.[૧૦]

આ કૃષ્ણસુદામાની જોડી, બન્ને વચ્ચેનો આસમાન જમીનનો ફરક, છતાં બન્ને વચ્ચે મૈત્રી, તે અહીં હાસ્યનો વિભાવ છે. આવી અસમાન મૈત્રી કોણ માને? કૃષ્ણની પત્નીઓ પણ ન માને ને! સુદામાને પોતાને પણ એ સ્નેહ વધારા પડતો લાગે ને! એ સુદામાના કૃષ્ણે પગ ધોયા, પોતાની પામરીએ તેના પગ લોહ્યા, તેનું પાદોદક પીધું. સુદામો આ અતિ પ્રેમથી સંકોચાતો જતો હતો. કૃષ્ણના વૈભવ આગળ પોતે આણેલા કોદરાની ગાંઠડી સંતાડતો જતો હતો. કૃષ્ણે આ બાહ્યોપચાર કરી રહ્યા પછી સુદામાનું મન ખીલે તેવા પ્રશ્નો પૂછવા માંડ્યા. પહેલાં તો કુશળક્ષેમ પૂછ્યું અને તે પણ મિત્રોની વિશ્રબ્ધ મશ્કરીની તરહથી

કે સુખ નથી સંતાનનું, કોહોજી કરમને દોષે;

(સુદામાને તો દસ છોકરાં હતાં)

ભાભી અમારાં વહકણાં, તે શું લોહીડું શોષે.

છેવટે સુદામાના મનની વાત પણ કૃષ્ણ આ વિવેકમશ્કરીના વિશ્રણમાં કહી દે છે.

કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી;
એ દુઃખમાં કીયું દુઃખ છે, માહરા પુરવ સનેહી.[૧૧]

છતાં સુદામો કહી શકતો નથી. લૌકિક રીતે આટલી અઢળક સમૃદ્ધિવાળાને પોતાના દારિદ્ર્યનું દુઃખ કહેવું કેમ ફાવે? અલૌકિક અર્થમાં જીવ ઇશ્વર પાસે આવીને, યાચી યાચીને પૈસો યાચે? સુદામાએ કહ્યું કે મને તો માત્ર કૃષ્ણના વિરહનું જ દુઃખ છે. મિત્રને સમાનતા લાગે, દિલનો પડદો નીકળી જાય માટે કૃષ્ણે પોતે ભેગા રહ્યા હતા તે દિવસો યાદ કર્યા.

પછે શામળીયો જી બોલિયા, તુને સાંભરે રે;
હાજી નહાનપણાનો નેહ, મુને કેમ વીસરે રે.

---

૧૦. કડવું ૭.   ૧૧. કડવું ૯.

આપણ બે મહિના ભેગા રહ્યા, તુને : હાજી સંદીપનના ઘરમાંહે, મુને૦
આપણ અન્ન ભીખ્યા કરી લાવતા, તુને : મળી જમતા ત્રણે ભ્રાત, મુને૦
આપણ સૂતા એક સાથરે, તુને : સુખ દુઃખની કરતા વાત, મુને૦

× × ×

કામ દીધું ગોરાણીએ, તુને : કહ્યું લઇ આવોને કાષ્ટ, મુને૦
શરીર આપણાં ઉકળ્યાં, તુને : હાજી માથે તપ્યો અરીષ્ટ, મુને૦
ગોરાણીએ ખાવું બંધાવીયું, તુને : ચણા પોચા વળી સાર, મુને૦
તમે છાના આરોગીયા, તુને : તમે કહ્યો દરિદ્ર મહારાજ, મુને૦
ખાંધે કહોવાડા ધર્યા, તુને : ઘણું દૂર ગયા રણછોડ, મુને૦
આપણ વાદ વદ્યા ત્રણે બાંધવા, તુને : હાજી ફાડયું મોટું ખોડ, મુને૦
ભારા બાંધ્યા દોરડે, તુને : હાજી આવ્યા બારે મેહ, મુને૦
શીતળ સમિર વાયો ઘણું, તુને : ટહાડે થરથર ધ્રુજે દેહ, મુને૦
નદી નાળે પૂર આવીયાં, તુને : ઘન વરસ્યો મૂશળધાર, મુને૦
આકાશ અંધારે આવર્યું, તુને : થયા વીજ તણા ચમકાર, મુને૦
ગરુજી ખોળવા નીસર્યા, તુને : કહે સ્ત્રી તેં કીધો કેહેર, મુને૦
આપણને રૂદયાશું ચાંપીયા, તુને : ગરૂ તેડી લાવ્યા ઘેર, મુને૦[૧૨]

છતાં સુદામાનો સંકોચ છૂટતો નથી. હવે, શ્રીકૃષ્ણે પોતે તાંદુલ લેવા પગરણ કર્યું. કૃષ્ણે કહ્યું:

મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્ર મળવાને આવ્યા;
કાંઈ ચતુર ભાભીએ ભેટ મોકલી, કોહો સખા શું લાવ્યા.
ચરણ તળે શું ચાંપી રહ્યા છો, મોહોટું મન કરી કહાડો;
અમ જોગ એ વસ્ત ન હોય તો, દૂર થકી દેખાડો.

કૃષ્ણની સ્ત્રીઓને પણ કૌતુક થયું. સુદામાનો સંકોચ વધ્યો. આ વિષમ સ્થિતિ આવવાનું કારણ તેને પોતાની પત્ની લાગી. પોતે પત્નીનું કહ્યું કરી આવ્યો તેથી પસ્તાવા લાગ્યો.

સુદામાના મનની શોચના, શામળીયે સઘ જાણી;
હસતાં, ખસતાં પાસે આવ્યા, તાંદુલ લીધા તાણી.
હેઠળ હેમ તણી થાળી મેહેલી, વસ્તુ ધરવા જગદીશ;
છોડે છબીલોજી પાર ન આવે, છે ચીંથરાં દશવીશ.
પટરાણીઓ જોઇ અચરજ પામી, છે રૂખી પાસે મ્હોટું રત્ન;
અમરફળ કે સંજીવનમણિ, એવડું કીધું છે જતન.[૧૩]

સુદામાને મળવા કૃષ્ણ દોડયા ત્યારે રાણીઓને કૃષ્ણના મિત્ર જોવાનું કૌતુક થયું હતું. અને એટલી ગભરામણ અને અધીરાઇથી કૃષ્ણ લઈ આવ્યા, ત્યારે એક દરિદ્ર બ્રાહ્મણને. તેવું જ કૌતુક રાણીઓને ફરી થયું. એટલા જતનથી સાચવેલી વસ્તુ, તેને લેવા માટે કૃષ્ણે પોતે સોનાનો થાળ ધર્યો. રાણીઓને એમ કે કોણ જાણે કેવીએ ચીજ મુનિ લાવ્યા હશે, અને નીકળ્યા ત્યારે કોદરા. પણ કૃષ્ણે એ કોદરા ખાધા અને તેમાં અદ્‌ભુત સ્વાદ

૧૨. કડવું ૧૦. ૧૩. કડવું ૧૧.

મૂક્યો. પોતે મૂઠીએ મૂઠીએ ખાવા લાગ્યા અને એકેક મૂઠીએ અઢળક સમૃદ્ધિ સુદા આપી. પણ તે સુદામો જાણતો નથી.

રાત્રિ ગોષ્ઠીવિનોદમાં કાઢી. સવારે ઋષિએ ઘેર જવા વિદાય માગી. હરિએ વિ આપી. સામાન્ય રૂઢિ કે દરબારમાં કોઈ માણસ આવે તો તે જાય ત્યારે તેને રાજા તર શીખ મળે. તેમાં પણ આ તો બ્રાહ્મણ છે. દીધા જોગ છે, ગરીબ છે, આશાએ આ છે; સામાન્ય રીતે સ્ત્રીનો જીવ નાનો હોય પણ કૃષ્ણની રાણી સત્યભામાને પણ લાગે કે કૃષ્ણ કેમ કૃપણ થાય છે? પણ કૃષ્ણ એવો ને એવો પ્રેમ બતાવતાં છતાં કશું આ નથી. એક તરફ તૃષ્ણાવાળો બ્રાહ્મણ છે બીજી તરફ સ્વયં ભગવાન છે. તે પ્રેમ બતા છતાં કશું આપતા નથી. આ વિચિત્ર વિરોધ પાછો હાસ્યનો વિષય છે : કૃષ્ણનો વાણ પ્રગટ થતો પ્રેમ અને છતાં કાર્યમાં કશું દાન નહિ એ વિરોધને કવિ જાણે સામર સાજવામાં તોળી બતાવે છે :

હવે વિદાય આપો જુગજીવન, હરિ કહે પધારીયે સ્વામીન;
વળી કૃપા કરજો કો એક સમે, હાલે હાથે નરહરિ નમે.
પોળ લગી વળાવા જાયે, કોઢી એક ન મુકી કર માંહે;
બેલડીએ વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર,
વૈભવ આગળ વળિયો છેક, મુજને ન આપી કોઢી એક.

× × ×

તૃષ્ણાવાળા જીવને છેલ્લી પામર આશા બંધાય છે કે સ્ત્રીઓ ગયા પછી કંઇક આપશે

હશે સ્ત્રીની ચોરી મનમાં ધરી, કાંઇક શુભ વાટમાં આપશે હરિ :
પાય લાગી નારી સહુ ગઈ, તોહે પણ કંઈ આપ્યું નહીં.
કોસ એક વળાવા કેશવ ગયા, પછે સુદામોજી ઊભા રહ્યા;
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટી વળીયા શામળો.
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કંઇ મુક્યું નહિ;

ષ્ણને તાંદુલ આપતાં સંકોચ થતો હતો ત્યારે સુદામો પત્નીનો વાંક કાઢતો હ મ તેણે ફરી પત્નીનો જ વાંક કાઢવા માંડ્યો. અને વિશેષમાં કૃષ્ણ ઉપર પણ તે અભાવ થયો.

સ્ત્રીજીત નર તો પશુ સમાન, રંડાએ ઉપજાવ્યું અપમાન;
× × ×
અજાચકી વ્રત મેં મેહેલ્યું આજ, ખોઇ લાખ ટકાની લાજ;
દામોદરે ઘણી કીધી દયા, મુળગા માહારા તાંદુલ ગયા.
કૃપણને ઘેર ધન હોય ગણું, માટે નગર છે સોના તણું;
બાંધી મુઠીનો મિત્રાચાર, મોહોટો નિરદે નંદકુમાર.
એહને આપતાં શું ઓછું થાત, હું બ્રાહ્મણની ભાવટ જાત;
હુંને સામા આવીને ભેટ્યા હરિ, પાગ પખાળીને પૂજા કરી,
આસન, પૂજન ભોજન મળ્યું, હું રાંકને કોણ કરે એટલું;
એ કપટ ધૂરતની સેવા, લટપટ કીધી તાંદુલ લેવા.[૧૪]

---

૧૪. કડવું ૧૨.

પછી ભાન થાય છે. ઇશ્વર તો થોડું લઇને ઘણું આપનાર છે. પણ કર્મ કઠોર છે. ધન ન આપ્યું તે સારૂં થયું. ધનથી મદ થાત. દુઃખમાં રામ સાંભરે છે. ઋષિ 'ગનાંને ઘોડે' એદા એદા ઘેર આવે છે. પણ પોતાને થાનકે આવે તો ઝુંપડી ન મળે. તેની જગાએ તો 'મેડી અટારી' ઉભાં છે. વિપ્ર વિમાસવા લાગ્યો :

રામ ભૂલ્યો પણ ગામ નિશ્ચે, ધામ કોઇ ધનવંતનાં;
એ ભોવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એમ વિચારીને વિપ્ર વળીયો, નગર અવિલોકન કરી,
એંધાણી સરવ જોતો જોતો, મંદીર તે આવ્યો ફરી ફરી.

× × ×

જોઇ સુદામે નિશ્વાસ મૂકયો, કોઇ છત્રપતિમાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મ્હારાં કયાં ગયાં.

ઋષિને માટે આ કરુણ પ્રસંગ છે પણ શ્રોતાવર્ગ જાણે છે કે આ ભુવન ઋષિનાં પોતાનાં છે. ઋષિ પોતે, પોતાની થયેલી સમૃદ્ધિને ઓળખી નથી શકતા એ હાસ્યનો વિભાવ છે. તેમાં વળી આટલી સમૃદ્ધિનો પતિ થયેલો ઋષિ બાળક સાથે

હોમશાળા રૂદ્રાખમાળા, પવિત્ર કુશની સાદડી;
ગઇ પીસણી સન્માર્જની, વિપત્ય કયમ સામટી પડી.

એ પણ સાંભરે છે. અત્યંત દુઃખી થઇ કરુણ સ્વરે કહે છે :

તૂટી સરખી ઝુંપડી ને, લૂંટી સરખી સુંદરી;
સડયાં સરખાં છોકરાં, તે નવ મળ્યાં મુજને ફરી.

ત્યાં તેની પત્ની તેને ઝરૂખામાંથી જોઇને સાહેલીઓ સાથે તેડવા જાય છે. અને હવે સુદામો પત્નીને પણ નથી ઓળખતો ! પરપત્નીસ્પર્શના ભીરુ ઋષિ મૂંઝાય છે. અને અકળાઇને કહે છે :

હું સહેજ જોઉં છું ધામ તમારાં, નથી કપટ વિચાર;
હું બ્રહ્મને તું જોબના, છે કઠણ લોકાચાર.
ભોગાસકત હું નથી આવ્યો, મુને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મુને શોભા સાથે, તુંને હજો કલ્યાણ.[૧૫]

પામર જીવ ઇશ્વર પાસેથી સુખ માગે છે. એટલું જ નહિ પણ તે સુખ પણ ઇશ્વરની પાસેથી હાથોહાથ માગે છે. ઇશ્વરની દાન આપવાની રીત પણ માણસને અકલ છે. તે ન સમજી શકવાથી જીવ અકળાઇ ઇશ્વિરને દોષ દઇ પોતે જ ઉપહસનીય બને છે. અને ઇશ્વિરનો પ્રસાદ વરસે છે ત્યારે, વરસાદથી જેમ ધરા બદલાઇ જાય, તેમ સર્વ વસ્તુસ્થિતિ બદલાઇ જાય છે. માણસ તેને ઓળખી પણ ન શકે એવી થઈ જાય છે.

કાવ્યનો વ્યંગ્ય એ છે કે માણસ મહત્તા અને લઘુતાનું કોઇ અદ્‌ભુત મિશ્રણ છે. તેનામાં ઇશ્વિરાભિમુખ થવાની ઇચ્છા છે છતાં સંસારની ઇષ્ણાઓથી તે પર જઇ શકતો નથી. તેને ઇશ્વિરના નિઃસીમ ડહાપણનું, તેની શક્તિનું, તેના પ્રેમનું ભાન છે, છતાં તેનાથી માગ્યા વિના રહેવાતું નથી. ઇશ્વિરની ઘટના અકલ છે એમ માણસ જાણે છે, છતાં ઇશ્વિર

૧૫. કડવું ૧૩.

અમુક રીતે જ કામ કરે એમ અપેક્ષા રાખે છે, અને ઇશ્વરપ્રસાદ તેને મળે છે ત્યાં તે ઇશ્વરનો પ્રસાદ છે એટલું ઓળખવાની પણ તેને શક્તિ નથી.

આ વિલક્ષણતાઓમાંથી પ્રેમાનન્દ હાસ્ય ઉપજાવે છે અને માણસની લઘુતા ખરે ખર ઉપહસનીય નથી શું ? પ્રેમાનન્દના પાત્રાલેખનમાં અહીં તહીં સ્ખલનો નજરે ચ છે પણ આખા કાવ્યનો હાસ્યરસ, જીવના સ્વરૂપની વિલક્ષણતા, તેની શક્તિ અને તે સીમા, તેની મહત્તા અને તેની લઘુતા, તેની શ્રદ્ધા અને તેની શંકા, તેની બુદ્ધિ અને તે વ્યામોહ, અને જીવ અને ઇશ્વરના સંબંધની વિચિત્રતા, ઇશ્વરની સ્વપર્યાપ્તતા છતાં ભક્તો તરફ પ્રેમ, સર્વ શક્તિમત્તા છતાં ભક્તાધીનત્વ, એ જીવનના કહો, કે ધર્મના કહો, કે ફિલસુફી કહો, કે કુદરતના કહો, એ સર્વ કોયડાને વ્યક્ત કરે છે. એ સનાતન સત્યને પ્રેમાન ગૂજરાતના હૃદયથી રસિક કરે છે તે માટે જ ગૂજરાતનો અમર કવિ છે.

રામનારાયણ વિ. પાઠ

# ૪ ટુંકી વાર્તા

ગૂજરાતી સાહિત્યના ઇતિહાસ પર દૃષ્ટિ ફેરવતાં જણાય છે કે સ્વતંત્ર ટુંકી વાર્તા ઓનો આરંભ થયાને બહુ લાંબો સમય થયો નથી. ગોવર્ધનયુગ શરૂ થયો ત્યાર સુધ ખાસ જાણીતી ટુંકી વાર્તાઓ પ્રસિદ્ધ થઈ ન્હોતી. આજથી લગભગ ત્રીસ વર્ષ ઉપ જ્યારે 'સુન્દરી સુબોધ' માસિક શરૂ થયું ત્યારે પ્હેલવહેલી ટુંકી વાર્તાઓ ચોપાનીય દ્વારા બ્હાર પડી. પરન્તુ એ વાર્તાઓ છેક નિર્માલ્ય, નીરસ અને કંઈ પણ કલ્પનાશક્તિ વગરની હતી એમ કહીએ તો જરાએ અતિશયોક્તિ ન ગણાય. સુંદર, રસભરી. ઘાટીલ ટુંકી વાર્તાઓ બ્હાર પાડવામાં 'વીસમી સદી'એ પ્હેલ કરી હતી. છેલ્લાં દસેક વર્ષમાં ટુંકી વાર્તાઓના સંગ્રહ પુસ્તક સ્વરૂપમાં બહાર પડ્યા છે.

ટુંકી વાર્તાની યોગ્ય વ્યાખ્યા આપવી કઠણ છે. રા. ધૂમકેતુએ "તણખા"ની પ્રસ્તા વનામાં ટુંકી વાર્તાની એક સરસ વ્યાખ્યા આપી છે, તે નીચે પ્રમાણે છેઃ—" જે વિજળીન ચમકારા પેઠે એક દૃષ્ટિબિન્દુ રજુ કરતાં સોંસરવી નીકળી જાય, અને બીજી ગ્રાફ લપછપ વિના અંગુલી નિર્દેશ કરીને સુતેલી લાગણીઓ જગાડી વાંચનારની આસપાસ એ નવી જ કલ્પનાસૃષ્ટિ ઘડી કાઢે, એ ટુંકી વાર્તા. નવલકથા જે કહેવાનું હોય છે તે કહ નાંખે છે; ટુંકી વાર્તા કલ્પના અને લાગણીઓ જગાવીને જે કહેવાનું હોય તેનો મા ધ્વનિ જ, તણખો જ મૂકે છે." રા. ધૂમકેતુની વ્યાખ્યા ખોટી નથી છતાં એટલું કહે જોઇએ કે એમની વ્યાખ્યા દરેક પ્રકારની ટુંકી વાર્તા માટે યોગ્ય નથી. રા. ધૂમકેતુ કહે

છે : ' ટુંકી વાર્તા જે કહેવાનું હોય તેનો તણખો જ માત્ર મૂકે છે ' તે તદ્દન સાચું નથી. ધ્વનિપ્રધાન વાર્તાઓ માટે રા. ધૂમકેતુની વ્યાખ્યા બંધબેસતી છે પરન્તુ ભાવનાપ્રધાન તેમ જ હેતુપ્રધાન વાર્તાઓને ઉપરની વ્યાખ્યા લાગુ પડતી નથી.

જેવી રીતે નાટક કે કાવ્ય માટે અમૂક ચોક્કસ નિયમો ઘડેલા હોય છે તેવી રીતે ટુંકી વાર્તા માટે ખાસ નિયમો હોતા નથી. વિદ્વાનોએ નક્કી કરેલા અમૂક ચોકઠામાં રહીને ટુંકી વાર્તાના લેખકને પોતાનું કામ કરવાનું હોતું નથી. જેવી રીતે ઉત્તમ કોટીની પ્રત્યેક કલાની કૃતિ કોઇ નિયમને આધારે ઉત્પન્ન થતી નથી પરન્તુ પોતાને માટે પોતે જ નવા નિયમો ઉપજાવે છે, તેવી રીતે દરેક ઉત્તમ ટુંકી વાર્તા પોતાને માટે નવા નિયમો રચે છે. સામાન્ય રીતે ટુંકી વાર્તામાં, નીચે બતાવેલાં પાંચ લક્ષણોમાંથી એકાદ તો હોવું જ જોઇએ : વાર્તામાં કાં તો એક સબળ વ્યક્તિત્ત્વવાળું પાત્ર—માત્ર દેખાવમાં અતિશય સુંદર નાયિકા હોય તો ના ચાલે—જોઇએ, કે કાં તો એક મુખ્ય વિશિષ્ટ પ્રસંગ જોઇએ; અથવા તો આખી વાર્તા બહુ જ સુંદર કલ્પનાથી ભરપૂર જોઇએ. કંઈ નહિ તો પછી વાર્તાનું વસ્તુ બહુ જ કલામય અને સરસ રીતે ગૂંથેલું હોવું જોઈએ. આ ચારે ચીજોમાંથી એકકે ના હોય તો પછી વાર્તાની ઘટના ઉત્તમ પ્રકારની હોવી જોઇએ. આપણા સાહિત્યની ઘણી ખરી વાર્તાઓમાં ઉપર બતાવેલાં વાર્તાનાં પાંચ લક્ષણોમાંથી એકકે હોતાં નથી. આપણા ટુંકી વાર્તાના લેખકો મનુષ્ય સ્વભાવનું જરા યે ઊંડું અવલોકન કર્યા વગર તેમજ કલ્પના શક્તિનો સ્હેજ પણ ઉપયોગ કર્યા વગર વાર્તાઓ લખે પછી એમની વાર્તાઓ શી રીતે રસમય લાગે ? વાર્તાનું વસ્તુ તો સોમાંથી પોણોસો વાર્તાનું એનું એજ હોય છે : એક યુવક અને યુવતી વાર્તાના આરંભમાં એક બીજાથી મોહિત થાય; પછી તેમના સ્નેહમાં કંઇક વિઘ્ન આવે અને અંતે એમનો જય થાય અને બંને જણ પરણી જાય. આ સિવાય વાર્તા માટે બીજું વસ્તુ આપણા લેખકોને ક્યારે સુઝશે ?

આર. એલ. સ્ટીવનસન. ( R. L. Stevenson )ના કહેવા પ્રમાણે ત્રણ પ્રકારની ટુંકી વાર્તાઓ હોય છે : લેખકના મનમાં વાર્તાનું વસ્તુ આપોઆપ સ્ફુરી આવે અને પછી એ વસ્તુ માટે વિચાર કરીને લેખક પાત્રો સરજાવીને વાર્તા તૈયાર કરે તે પ્રથમ જાતની વાર્તા. બીજા પ્રકારની વાર્તામાં લેખક પ્હેલાં અમૂક એક પાત્ર લઇને વાર્તા લખવાનો આરંભ કરે છે; પછી એ પાત્રનું વ્યક્તિત્વ પરિપૂર્ણ રીતે વિકસાવવા માટે વિધવિધ જાતના પ્રસંગો યોજી કહાડે છે અને એ પ્રસંગો દ્વારા મુખ્ય પાત્રને પ્રકાશમાં લાવે છે. ત્રીજી જાતની વાર્તામાં લેખકને સહુથી પ્હેલી એવી ઇચ્છા થાય છે કે અમૂક પ્રકારનું વાતાવરણ મારી વાર્તામાં ઉત્પન્ન કરૂં; ત્યારપછી એ વાતાવરણને કૃતાર્થ કરવા માટે યોગ્ય પાત્રો તથા પ્રસંગો ઉપજાવી કાઢે છે. સ્ટીવન્સને કહેલા ત્રણ પ્રકારમાં દરેકે દરેક ટુંકી વાર્તા વ્હેંચી શકાય એમ કહેવાનો હેતુ નથી; પરન્તુ બહુ ઝીણવટથી ન જોઇએ તો એમ લાગશે કે સામાન્ય રીતે ઘણી ખરી વાર્તાઓનો સમાવેશ ઉપર બતાવેલા ત્રણ પ્રકારમાં થઇ જાય છે.

જ્યારે માણસ ન્હાની સરખી વાર્તા વાંચે છે ત્યારે એને એમ થાય છે કે " એક વાર્તા લખવી એમાં મોટી શી હોંશિયારી જોઈએ ! એ તો હું પણ લખી શકું. " તે એમ ધારે છે કે ટુંકી વાર્તા લખવામાં ન જોઇએ જ્ઞાન કે અભ્યાસ કે ન જોઈએ અનુભવ કે

આવડત. ટુંકી વાર્તા વાંચવી જેટલી સરળ પડે છે તેટલી લખવી સરળ નથી એ વાત તે ભૂલી જાય છે. ઘણા લેખકોને જ્યારે આ ભૂલનું ભાન થશે ત્યારે ટુંકી વાર્તાનું સાહિત્ય સુધરશે. અલબત્ત અનુવાદ કરવો એ રહેલું છે પણ ઉત્તમ કોટિની સ્વતંત્ર ટુંકી વાર્તા લખવાની કળા બહુ જ થોડા માણસોમાં હોય છે. સોમાંથી ભાગ્યે પાંચ માણસ ટુંકી વાર્તા લખવામાં સંપૂર્ણ રીતે સફળ થાય છે. એક રીતે જોતાં નવલકથા લખવા કરતાં નવલિકા અથવા ટુંકી વાર્તા લખવી વધારે અઘરી છે. કારણ કે નવલકથામાં લેખકને વિસ્તારથી લખવાનો અવકાશ મળે છે; એમાં એને કંઇ અધ્યાહાર રાખવાની ખાસ જરૂર પડતી નથી; વિના સંકોચે તે બધું વર્ણવી શકે છે ને સમજાવી શકે છે; પરંતુ ટુંકી વાર્તાના લેખકને જેમ બને તેમ સંક્ષિપ્ત સ્વરૂપમાં વાર્તા રજુ કરવાની હોય છે. એટલે વાર્તા માટે જેટલું અતિ આવશ્યક હોય એટલું જ એને લખવાનું હોય છે. અને શું આવશ્યક છે કે શું નથી તેની તુલના કરવી તે આપણે ધારીએ તેટલું સહેલું નથી.

સાહિત્યના બીજા કોઈપણ અંગ કરતાં ટુંકી વાર્તા વધારે લોકપ્રિય છે કે નહિ? આપણને કેટલાંક એવાં માણસો મળે છે કે જેમને નાટકો વાંચવાનો ખાસ શોખ ન હોય; કોઈક એવાં પણ મળી આવે છે કે જેમને કવિતામાં ખાસ રસ ન પડતો હોય; વળી કોઈકને સાહિત્યના ગુણદોષ વિવેચનમાં (Criticism) નકામી ચુંથાચુંથ લાગે; કેટલાક લોકોમાં લાંબી નવલકથા વાંચવાની ધીરજ હોતી નથી તેથી નવલકથા વાંચતાં તેઓ કંટાળી જાય છે; એવા પણ લોકો હોય છે કે જેમને નિબંધો ડાહ્યલા તેમજ જ્ઞાનનું પ્રદર્શન કરવા માટે લખ્યા હોય એવા લાગે છે. પરન્તુ ભાગ્યે જ કોઈ સ્ત્રી, પુરુષ કે બાળક એવું મળી આવે છે કે જેને ટુંકી વાર્તા વાંચવાનો શોખ ન હોય. ત્યારે ટુંકી વાર્તાની આ સર્વત્ર લોકપ્રિયતાનું કારણ શું? માણસનો* સ્વભાવ જ એવો છે કે એને પોતાના આડોશી પાડોશીનાં, પોતાનાં સગાંસંબંધીનાં, અને મિત્રોનાં સુખદુઃખમાં, આચાર વિચારમાં, રહેણીકરણીમાં ટુંકમાં જીવનમાં જેટલો રસ પડે છે તેટલો બીજા કશામાં નથી પડતો. અને વાર્તામાં ખરાં નહિ પણ કલ્પિત માણસોનાં જીવનમાં ફેરફાર થતા રસમય રીતે વર્ણવ્યા હોય છે તેથી માણસને તે વાંચવામાં આનંદ પડે છે. કદાચ કોઇ પ્રશ્ન કરશે કે નવલકથાનો વિષય (theme) નવલિકા જેવો જ છે તો પછી શા માટે એ ઓછી લોકપ્રિય હોવી જોઇએ? એનો ઉત્તર એ છે કે નવલકથામાં પાત્રોનાં આચરણ (whatever men do) ઉપરાન્ત બીજું ઘણું હોય છે; એટલું જ નહિ પણ ઘણીવાર નવલકથાકાર ફિલસુફી કે તત્ત્વજ્ઞાન અથવા તો નીતિનાં બંધારણ ઉપર ભાષણ લખી વાચકને કંટાળો આપે છે. ટુંકી વાર્તામાં આવી કોઇ જાતની પંચાત હોતી નથી. વળી ટુંકી વાર્તા તો સરલ સાહિત્ય (light literature) ગણાય એટલે એ વાંચવામાં મગજને ભારે શ્રમ પડતો નથી તેમજ એ સમજવા માટે જ્ઞાનની કે ઊંડા અભ્યાસની જરૂર પડતી નથી, એ પણ એની લોકપ્રિયતાનાં કારણો છે.

---

* Hugh Walker. "Selected English Short Stories" ની પ્રસ્તાવનામાં લખે છે કે "Whatever men do", is a phrase which describes the theme of the story teller....The most universal of human interest is the interest of man in his brother man.

હાલમાં ગૂજરાતી સાહિત્યમાં ટુંકી વાર્તાનો રાફડો ફાટયો છે એમ કહીએ તો પણ ચાલી શકે. સામાન્ય કોટિના દરેક માસિકના દરેક અંકમાં ત્રણ ચાર ટુંકી વાર્તાઓ તો હોવાની જ. અલબત્ત આમાંથી પંચાણુ ટકા જેટલી વાર્તાઓ તો છેક કચરા જેવી અથવા તો જેને આપણે "પેમલા પેમલી"ની વાત કહીએ છીએ એવી જ હોય છે. બાકી રહેલા પાંચ ટકામાંથી ઉત્તમ જાતની વાર્તાઓ તો એકાદ ટકા જેટલી જ હોય છે. જરાક વાર્તા સારી લાગે કે એકદમ આપણને ખાત્રી થઇ જાય છે કે વાર્તાને અંતે લખ્યું હશે કે "બંગાળી ઉપરથી" કે "અંગ્રેજી ઉપરથી". અનુવાદ કરવામાં ગૂજરાતી લેખકો શૂરા છે (શૂરા તેટલા પ્રવીણ નથી) પરન્તુ સ્વતંત્ર વાર્તા લખવા જેટલી કલ્પનાશક્તિ કોઇકનામાં જ હોય છે. હમણાં હમણાં ઘણા લેખકોને એવી કુટેવ પડી છે કે અનુવાદ કરવો છતાં કબુલ ના કરવું અને પોતાની સ્વતંત્ર વાર્તા છે એમ બીજાને બતાવવું. અત્યારે ગૂજરાતી સાહિત્ય તરફ નજર ફેરવીશું તો સારી ટુંકી વાર્તા લખનારા આંગળીને વેઢે ગણાય એટલા જ મળી આવશે. રા. મુન્શી, રા. "ધૂમકેતુ", રા. ઇન્દુલાલ યાજ્ઞિક, રા. "દ્વિરેફ", રા. બ. ક. ઠાકોર, રા. ઉમરવાડિયા એટલા જ પ્રથમ શ્રેણીમાં તો આવી શકે. રા. કેશવપ્રસાદ દેસાઇ, રા. ધનસુખલાલ મ્હેતા, સૌ. બ્હેન સરોજિની મ્હેતા, સૌ. બ્હેન લીલાવતી મુન્શી, રા. જયન્તકુમાર ભટ્ટ, રા. મુનિકુમાર ભટ્ટ, તથા રા. "મસ્તફકીર" પણ વારંવાર વાર્તાઓ લખે છે પરન્તુ એ સહુનો સમાવેશ બીજી શ્રેણીમાં જ થઇ શકે. રા. મેઘાણીએ ટુંકી વાર્તાના સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે પરન્તુ એમની વાર્તાઓ સ્વતંત્ર હોતી નથી તેથી તેમનું સ્થાન અલગ રાખવું પડે છે. રા. કનૈયાલાલ મુન્શી ઐતિહાસિક નવલકથાકાર તરીકે જેટલા નામાંકિત છે તેટલા ટુંકી વાર્તાના લેખક તરીકે નથી, છતાં એમની "મારી કમલા અને બીજી વાતો" ટુંકી વાર્તાના ક્ષેત્રમાં સારૂં સ્થાન ભોગવે છે. એ સંગ્રહમાંની "ગૌમતિ દાદાનું ગૌરવ" "કોકિલા" અને "સ્મરણ દેશની સુંદરી" ખરેખર સ્તુત્ય વાતો છે. રા. "ધૂમકેતુ" જેટલી સંખ્યાબંધ સુંદર વાતો બીજા કોઈ લેખકે નહિ લખી હોય. એમની "તણખા" ટુંકી વાર્તાના સંગ્રહોમાં અગ્રપદે આવી શકે એવી છે. "તણખા"માં ઘણી ખરી વાતો નિઃસંશય શ્રેષ્ઠ પ્રકારની છે, પરન્તુ એમાં લગભગ બધી જ વાતો કરુણરસથી ભરેલી અને કરુણઅંતવાળી છે એમ કહીએ તો અતિશયોક્તિ ન ગણાય. વાર્તા કરુણરસથી ભરેલી હોય એ કંઇ એનો દોષ ના ગણાય પરન્તુ જ્યારે એક લેખક એક આખી વાર્તાના સંગ્રહમાં લગભગ બધી જ વાર્તાઓ કરુણઅન્તવાળી લખે ત્યારે એ એક ખામી ગણી શકાય. રા. "ધૂમકેતુ"નો બીજો એક અલ્પ દોષ એ છે કે ઘણીખરી વાતોનો હેતુ શહેરી જીંદગીને એકદમ ઉતારી પાડવાનો અને ગામડાની જીંદગીના અતિશય વખાણ કરવાનો હોય એવું લાગે છે. કોઇ પણ વાર્તાનો હેતુ આવો હોવો જ નહિ જોઇએ એમ કહેવાનો આશય નથી, પરન્તુ જ્યારે એક જ ગ્રંથમાં બે ત્રણથી વધારે વાતો એક જ હેતુપુરઃસર લખાઈ હોય ત્યારે વાચકને સહેજ કંટાળો આવે એ સ્વાભાવિક છે. ટુંકી વાર્તાઓના બધા લેખકોમાં રા. ઇન્દુલાલ યાજ્ઞિકની ભાષા સૌથી વધારે સારી હોય છે એ નિઃસંશય છે. એમની શૈલી સુમધુર અને સરળ, ઉજ્જવળ (lucid) અને સુસ્પષ્ટ છે. છેલ્લાં પાંચ છ વરસમાં આપણા સાહિત્યમાં જે સુકોમળ અથવા સુકુમાર (effeminate) ભાષા પ્રચલિત થઇ છે તેનો અંશમાત્ર પણ રા. ઇન્દુલાલની ભાષામાં નથી. રા. ઇન્દુલાલનું

"કુમારનાં સ્ત્રીરત્નો" આ વર્ષમાં રચાએલાં પુસ્તકોમાં જરૂર પ્રથમ પંક્તિમાં આવે. નવા યુગની સ્વતંત્ર વિચારવાળી કુમારિકા, વ્હાલસોઇ અને કર્તવ્યપરાયણ પત્ની, આત્મત્યાગી અને સમાજસેવા કરવા તત્પર થએલી વિધવા, સમજુ ગૃહિણી અને આદર્શમય તેમ જ પ્રેમાળ માતા, અને કેળવાએલી, વિચારશીલ ને બુદ્ધિશાળી યુવતીનાં રા. ઇન્દુલાલે કેવાં સુંદર અને સુરેખ ચિત્રો "કુમારનાં સ્ત્રીરત્નો"માં દોર્યા છે? રા. ઇન્દુલાલનાં સ્ત્રીપાત્રો એટલાં અકૃત્રિમ ( realistic ) તથા સજીવ અને સચેતન છે કે આપણે ક્ષણભર ભૂલી જઇએ છીએ કે આ વાર્તાનાં પાત્રો છે અને આપણને એમ જ લાગે છે કે આ તો આપણી આજુબાજુ હરતાં ફરતાં આપણાં મિત્રો જ છે. રા. દ્વિરેફે હજી ઘણી થોડી વાર્તાઓ લખી છે છતાં એ વાર્તાઓ વાંચતાં આપણને ખાત્રી થાય છે કે રા. દ્વિરેફ જરૂર આગળ જતાં ટુંકી વાર્તાના ક્ષેત્રમાં ઉચ્ચ સ્થાન પામશે. એમની વાર્તાઓ કંઇક નવીન પ્રકારની હોય છે. રા. બળવંતરાય ઠાકોર એક પ્રખર વિદ્વાન તરીકે જેટલા જાણીતા છે તેટલા ટુંકી વાર્તાના લેખક તરીકે પ્રખ્યાત નથી છતાં એમનું "દર્શનિયું" ટુંકી વાર્તાઓમાં સારૂં સ્થાન ભોગવે છે. રા. બટુ ઉમરવાડિયાએ ટુંકી વાર્તાના લેખક કરતાં એકાંકી નાટકોના લેખક તરીકે વધારે ખ્યાતિ મેળવી છે તો પણ એમનું "વાતોનું વન" રસમય વાર્તાઓથી ભરપૂર છે એમ કહેવું જ જોઇએ. રા. ઉમરવાડિયાની વાર્તાસૃષ્ટિનાં સ્ત્રીપાત્રો સબળ વ્યક્તિત્વવાળાં, આકર્ષક અને સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ ધરાવતાં હોય છે. રા. ઉમરવાડિયાની ભાષા સુંદર છે અને એમનું લખાણ વિચારશીલ હોય છે. "વાતોના વનમાં" કેટલીક વાર્તાઓ સામાજિક પ્રશ્નો ઉપર લખાએલી છે પરન્તુ તે રા. કેશવપ્રસાદ દેસાઇની કેટલીક સામાજિક પ્રશ્નો પરની વાર્તાઓ જેવી નિસ્તેજ ( flat ) નથી લાગતી. રા. કેશવપ્રસાદની ઘણીખરી વાર્તાઓ એક જ ઉદ્દેશથી લખાએલી હોય છે અને તે એ કે સ્ત્રીઓએ સમાજ સેવિકા થવાને તત્પર થવું જોઇએ. એમની "મારી વીસ વાર્તાઓમાં" ત્રણ ચાર વાર્તાઓ ખરેખર સારી છે પરન્તુ ઉત્તમ કોટિમાં આવી શકે એવી એમાં એક પણ વાર્તા નથી. રા. કેશવપ્રસાદનો મુખ્ય દોષ એ છે કે જે હેતુ માટે એ વાર્તા લખે છે તે હેતુ વાર્તામાં અતિશય આગળ પડતો જણાઇ આવે છે. સામાજિક પ્રશ્નો પર વાર્તાઓ લખવાની જરૂર નથી એમ જરાએ કહેવાનો આશય નથી પરન્તુ લેખકે કલા વડે ખૂબ સુંદર વસ્ત્રો અને આભૂષણોથી હેતુને એવી સરસ રીતે ઢાંકી દેવો જોઇએ કે તે છેક સંતાઇ ના જાય છતાં એનાં વસ્ત્રાલંકારો પુષ્કળ ચળકે. રા. કેશવપ્રસાદની વાર્તામાં હેતુ નગ્નાવસ્થામાં દેખાય છે અને તેથી કલાની દૃષ્ટિએ એમની વાર્તામાં ઉણપ રહી જાય છે. રા. ધનસુખલાલની લગભગ બધી જ વાર્તા અનુવાદ અથવા અંગ્રેજી પરથી સૂચિત હોય છે. હાસ્યરસપ્રધાન વાર્તાઓનો અનુવાદ કરવામાં એ ઘણે અંશે સફળ થયા છે એ નિઃસંશય છે. એમની "હું સરલા અને મિત્રમંડળ" વાચકને નિર્દોષ આનંદ આપે છે એટલું જ નહિ પણ કોઈ કોઇ વાર તો ખૂબ હસાવે છે. રા. ધનસુખલાલની વાર્તામાં હાસ્યરસ દિનપ્રતિદિન ઓછો થતો જાય છે એ શોચનીય છે. ગૂજરાતનાં ગણ્યાં ગાંઠ્યાં સ્ત્રી લેખકોમાં સૌ. બ્હેન સરોજિનીનો ફાળો છેક થોડો નથી. એમની ઘણીખરી વાર્તા સામાજિક પ્રશ્નો ઉપર લખાએલી છે, અને એમાંથી પુરુષોના જુલ્મ સ્હામે સ્ત્રીઓએ કેવી રીતે બળવો કરવો તે વિશે ઉપયોગી સૂચનાઓ કેટલીક વાર મળી આવે છે. સૌ. બ્હેન લીલાવતીએ થોડા સમયમાં વિધવિધ વિષય ઉપર

સારા લેખો લખ્યા છે અને સ્ત્રી લેખકોમાં સારું સ્થાન ભોગવે છે પરંતુ એમની સ્વતંત્ર ટુંકી વાર્તાઓ ખાસ પ્રશંસનીય ગણી શકાય નહિ. રા. જયન્તકુમાર ભટ્ટને સાહિત્યક્ષેત્રમાં બ્હાર પડયાને હજી બહુ વખત થયો નથી એટલે એમની વાર્તાઓની તુલના કરવાને હજી થોડી વાર છે એમ કહી શકાય. "ગુજરાત"માં આવેલી "કસોટી"નો એમનો લખેલો ભાગ, એ વાર્તાના બીજા પાંચે લેખકોને પાછળ મૂકી દે એવો હતો; અને તે ઉપરથી કોઇક વાર એમ લાગે છે કે ભવિષ્યમાં એક સારા લેખક તરીકે એ નામના મેળવશે. એમની શૈલી જોઈએ તેટલી સુસ્પષ્ટ નથી હોતી તેને લીધે કોઇક વાર વાર્તા પણ અસ્પષ્ટ લાગે છે. રા. મુનિકુમાર ભટ્ટે લખેલો "કસોટી"નો ભાગ પણ ખરેખર સ્તુત્ય હતો, પણ એની અને તે સિવાયની એમની લખેલી બીજી વાર્તાની વચ્ચે ઘણું અંતર રહી જાય છે. રા. "નારદે" આજ સુધીમાં અનેક ટુંકી વાર્તા લખી નાખી છે પરન્તુ એમાંથી સારી વાર્તા કહી શકાય એવી તો ત્રણ કે ચાર ભાગ્યે હશે. એમની વાર્તાઓ બહુ જ ઘરગથ્થુ હોય છે. રા. જયકૃષ્ણ વર્માએ થોડા વખત ઉપર પોતાની વાર્તાઓનો એક સંગ્રહ બ્હાર પાડયો છે તેમ જ રા. રાયચુરાની "રસીલી વાર્તાઓ" પણ થોડા સમય પર પ્રગટ થઈ છે: આ બંને વાર્તાસંગ્રહ બહુ જ સામાન્ય કોટિના છે તેથી એની માત્ર અહિં નોંધ જ લઇશું. ઉપરોક્ત લેખકો ઉપરાન્ત આજકાલ અનેક યુવક યુવતીઓ સંખ્યાબંધ વાર્તાઓ લખીને આપણાં માસિકપત્રો ભરી દે છે. પણ એ બધી એટલી બધી નિર્માલ્ય, નીરસ અને કલ્પનાશક્તિ વગરની હોય છે કે એ વિશે શું લખવું તે પણ સુઝતું નથી! આ યુવાન લેખકોને માત્ર એક જ વિનંતિ છે કે વાચકવર્ગ પર કંઇક દયા આણે!

આજકાલના લેખકોનું પ્રકરણ હવે સમાપ્ત કરીને, ગઇ કાલના લેખકો તરફ જરાક નજર કરીએ. આજથી દસ પંદર વર્ષ ઉપર રા. ભોગીન્દ્રરાવ દીવેટીયા, રા. શિવુભાઇ, રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ, રા. રામમોહનરાય તથા રા. શંકરરાવ વગેરે "સુંદરી સુબોધ"માં વારંવાર ટુંકી વાર્તાઓ લખતા હતા. એ લોકો જોઇએ તે કરતાં વધારે ઘરગથ્થુ (realistic) વાર્તા લખતા અને પરિણામે વાંચનારને તે રમ્ય કે આકર્ષક લાગતી નહિ. ગૃહજીવનની આબેહુબ છંદગી જેવી (realistic) વાર્તા લખવામાં બંગાળી લેખકોએ અત્યન્ત કુશળતા મેળવી છે. દાખલા તરીકે શ્રી. રવીન્દ્રનાથ ટાગોરની ટુંકી વાર્તાઓ, શ્રી. બંકિમચંદ્રની વાર્તાઓ કે શ્રી. શરદબાબુની વાર્તાઓ કેટલી સુંદર, જીવનના આબેહુબ ચિતારવાળી, કલામય, લાલિત્યથી ભરપુર અને પાત્રોથી વિવિધતાવાળી હોય છે? આપણા ગુજરાતી લેખકો આવી વાર્તા કયારે લખશે? રા. વિજયરાયે "સુંદરી સુબોધીયા" વાર્તાઓ માટે બહુ સચોટ ટીકા કરી છે તે અહિં ઉતારું તો અસ્થાને નહિ ગણાય કારણ કે હમણાં પણ ઘણીખરી વાર્તાઓ એ જ પ્રકારની આવે છે:—"...... તેનો નાયક ગ્રેજ્યુએટોની નાતમાંથી લેવાતો, અને નાયિકા મેટ્રીક્યુલેટોમાંથી કે ઉચ્ચતર વર્ણની કેવળ સ્વપ્નદર્શી, ખૂબ જ ભાવભીની, માંદી, અથવા જરા જરા સ્વતંત્ર મીજાજી કુંવરીઓમાંથી લેવાતી. તેવી કથાનું ક્ષેત્ર મુંબાઈમાં કે ઉપક્ષેત્ર સુરત કે વડોદરામાં અને બહુ થાય તો કોઇ દેશી રાજ્યની રાજધાનીમાં ગોઠવાતું. એ સખ્ત સીમાબંધનોની બ્હાર મગદૂર શી કોઇની કે એક ભાવના પણ સેવી શકે? નવલકથાકારનો આદેશ હતો—આદેશ જ નહિ, આચાર પણ હતો—કે બે ચાર ગુજરાતી વસ્તીવાળાં શહેરો સિવાયની દુનિયા વેરાન વગડો છે. ત્યાં લાગણી-

કાંઈ મુકામ બુકામ આવે છે કે કેમ ? આવતો હોય તો ચિંતા ન કરશો. આપણે સાથે ઊભા રહીશું." મુખીએ કહ્યું: "ના, ના, પણ આ અરજીમાં કોકનું નામ છે તે ઓળખાતો નથી. તે નંબર બરાબર જોવા પડશે." "લાવો જોઈએ, શું છે ?" કહી કપિલરાયે અરજી વાંચી કહ્યું "તેની ફિકર ન કરશો. હું બધો ખુલાસો કરી આપીશ." મુખી કહે: "ત્યારે કહી નાખોને." "ના, ના, અત્યારે તો મારે ઘણું કામ છે. બધી ટપાલ લખવાની છે. અને સમજાવતાં વખત લાગે એમ છે." કહી ચાલવા માંડયા. ચાલતાં ચાલતાં મારા સામું જોયું. હું તેમના જવાબથી ચકિત થઇ આદરપૂર્વક જોઇ રહ્યો હતો. મને કહે: "ચાલોને મી. ભટ્ટ અહીં શું કરશો. મારી સાથે ચાલો ઘણું નવું જાણવાનું મળશે." હું સાથે ગયો. અમે ઘેર મ્હોંચ્યા. માથા પર છાપરું અથડાય નહિ તેની સંભાળ રાખતા બન્ને મેડી ઉપર ગયા. કપિલરાયે બારી ઉઘાડી, પોતાના ખેસ વતી ઢાળીયા ઉપરની તથા ગાદી તકીઆ ઉપરની ધૂળ ખંખેરી નાંખી પોતે બેસી મને હાથ ઝાલી પાસે બેસાર્યો. હું સંકોચાતો પાસે બેઠો. પેલી અરજી વિશે મને પૂછવાની ઇચ્છા થઈ પણ આવા કામઢા માણસને કેમ પૂછાય કરી હું કૌતુકથી તેમની સામું જોઇ રહ્યો અને સંકોચ પામતાં દિવાલો ઉપરના ફોટોગ્રાફો અને વર્તમાનપત્રોમાંથી કાપેલાં ચિત્રો જોવા લાગ્યો. તેમનાં કપાટો મારે ઘેર હતાં તે કરતાં ઘણાં નાનાં હતાં પણ આ બધો વૈભવ કપિલરાયનો જ, અને તેમને ઘરના મુખ્ય માણસ તરીકે કપાટો વચ્ચે બેઠેલા જોઇ મને કોઇ નવીન જ આદર થતો અને કશું બોલાતું નહોતું.

મારી ગભરામણ મટાડવા જ જાણે કપિલરાય બોલ્યા: "પેલી અરજીની વાત સમજ્યાં ?" મેં કહ્યું: "ના."

કપિલરાયે મને બધી વાત સમજાવી. હું તો મોંબદલો શું એ પણ નહોતો સમજતો. પણ એક ખરા શિક્ષક કે કદાચ પ્રોફેસરની પેઠે ભાષણ કરી મને સમજાવ્યું કે કપિલરાયના પિતા દોઢ વરસ ઉપર ગુજરી ગયા હતા. એ ખેતરો પોતાના નામ પર લેવાને પોતે અરજી કરેલી તેની તપાસ થઇ ગયેલી પણ હજી ખેતરો પોતાને નામે ચડયાના ખબર નહિ આવેલા એટલે આ બીજી અરજી કરી. પણ તેમાં ખૂબી એવી કરી કે આ બીજી અરજી ચ્યવનરાય નિર્દોષીના નામથી કરી એટલે એ આસામી કોણ છે તેની તપાસ થવા અરજી મુખી ઉપર આવી.

મેં પૂછયું: "તપાસ તો થઇ ગઇ છે ને ફરી કેમ કરાવી ?"

"બસ એ જ છે ના. તમે હસો નહિ તો સરકારની મૂર્ખાઇની વાત કહું. મેં પહેલી અરજી કરી તેમાં ચોખ્ખું લખેલું કે કપિલરાય ઉર્ફે ચ્યવનરાય નિર્દોષી, ઉર્ફે ગજમલ દંડી, પણ અરજી વાંચે છ કોણ ? આ બીજી વખત ચ્યવનરાયના નામથી અરજી કરી એટલે પાછી ફરી તપાસ કરવા મોકલી. એટલી અક્કલ નહિ કે આ તો એનો એ આસામી છે. હું ખરો તો હજી ત્રીજી વાર ત્રીજા જ નામની અરજી કરું. મરને અથડાતી અને તુમાર વધતો. સરકારી રાજનું પોલ તો ખુલ્લું થાય છે !"

મેં પૂછયું: "પણ તમે એટલાં બધાં નામ કેમ રાખો છો ?"

"તે મને શું યાદ રહે કે મેં કયા નામથી પહેલી અરજી કરી હતી ? ઉતાવળમાં તે વખતે જે નામ યાદ આવે તે નામથી અરજી કરી નાંખું. મારે તો હજાર જગાએ મિત્રોને માસિકોને લેખો લખવાના હોય. જુઓ મારે કેટલા માણસો સાથે સંબંધ છે તે બતાવું. જુઓ આટલાં તો દિવાળી ઉપર મારા ઉપર કાર્ડો અને કવરો આવેલાં. જુઓ કેટલી છપેલી અને કેટલી લખેલી કવિતા છે. મેં આથી પણ વધારે માણસોને પત્રો લખેલા. દરેકને જુદાં નામ." કપિલરાયે ગંજીપા જેવડો કાર્ડોનો થોકડો બતાવ્યો.

મેં કહ્યું: "પણ સરકારને તમારાં બધાં નામો ક્યાંથી યાદ રહે ?"

"તે બીજા પક્ષકારો હોત તો યાદ રહેત કે નહિ ?" હવે મને પૂછ્યા કરતાં સાંભળવું જ ઠીક લાગ્યું: "સરકાર આપણા સાહિત્યને નથી ખીલવા દેતી. હું ખરો તો એકવાર સરકારને સાહિત્યથી સરખી કરી નાંખું."

મારે તો સાહિત્યનો જ ઉદ્ધાર કરવો છે. શું આપણા ગૂજરાતમાં નોબેલ પ્રાઇઝ ન મળી શકે એમ માનો છો ? ન કેમ મળે ? અત્યારથી ક્યાં ક્યાં તખલ્લુસોથી લખવું તે નક્કી કરી રાખ્યું છે. ક્યાં ક્યાં નોવેલો લખવાં તેનાં નામો નક્કી કરી રાખ્યાં છે. સાહિત્યને માટે જ કામ કરનાર એક મંડળી ઉભી કરવી છે. તેમને તથા બહારનાને જેને જેને તખલ્લુસો કે પુસ્તકોનાં નામો જોઇએ તેમને પૂરાં પાડવાની ગોઠવણ કરવી છે. જુઓ આ કાવ્ય જુઓ." એક માસિક ઉઘાડી મને બતાવ્યું. "તેમાં તખલ્લુસ શું છે. જુઓ. 'કાંપિલ્ય'. તે કોણ, ખબર છે ? સેવક પોતે. જુઓ આ બીજું. 'કાકિલ'. લ્યો તમારે કાવ્યો વાંચવા જોઇતાં હોય તો લ્યો. આમાંથી ગમે તેટલાં આપી શકું છું." સાથે આણેલી ચોપડીઓ પણ હું વાંચતો નહોતો ત્યાં આ ક્યાં લઉં. પણ કપિલરાયનો આગ્રહ જબરો હતો. તેમની નોંધવહીમાં મારૂં નામ ઠામ વગેરે બધું લખી ત્રણ માસિકો આપ્યાં. અને તેમાંથી તેમનો લેખ શોધી કાઢવાનું મને કહ્યું.

સાંજ પડવા આવી હતી એટલે મેં કહ્યું: "હવે હું રજા લઇશ." મને કહે: "લ્યો હું તમારી સાથે આવું."

મેં કહ્યું: "તમારે કામ ઘણું હશે, તમે ક્યાં આવશો ?"

"અરે, ના ના. કામ તો કાલે થશે. એમાં શું" કરી મારી સાથે ચાલ્યા.

મારી વાતનું એક-પ્રકરણ અહીં પૂરૂં થતું હતું. એટલે મેં ડૉક્ટરને "કહ્યું: મારી હકીકત તમને નકામી લાગતી હોય તો મને રોકજો. હું હકીકત ટૂંકાવીશ."

ડૉક્ટરે કહ્યું: "ગામડાની રમતો વગેરે મારે બહુ ઉપયોગી નથી. પણ તમે મારા દૃષ્ટિબિન્દુનો વિચાર કર્યા વિના તમને યાદ હોય તેટલું કહો. આટલી હકીકતથી મને કેટલોક ખુલાસો થાય છે. હજી મુખ્ય પ્રશ્નનો ખુલાસો નથી થતો. મને તમારી વાતમાં રસ આવે છે.

મેં કહ્યું: હાલનાં માસિકોની વાર્તાની પેઠે આ વાતનો વધારે રસિક ભાગ હજી હવે આવે છે."

ડૉક્ટર જરા હસ્યા, મેં આગળ ચલાવ્યું:

નિશાળ છોડયા પછી ચારેક વરસે અમે ફરી મળ્યા. હું એલફિન્સ્ટન કૉલેજમાં ફર્સ્ટ બી. એ. માં હતો. કપિલરાય ઇન્ટર આર્ટસમાં એકવાર નાપાસ થઇ મુંબઇ આવ્યા હતા. પરીક્ષકો મુંબઈની કૉલેજમાંથી નીમાય છે માટે મુંબઇની નોટોનો લાભ લેવા મુંબઇ આવવું તેમણે પસંદ કર્યું હતું. તેમની સાહિત્ય–પ્રવૃત્તિ આટલાં વરસોમાં ઘણી વધી ગઇ હતી. મને તેમને માટે હવે માન કરતાં કંટાળો અને ઘૃણા વધારે આવતાં. પણ તેઓ તો પોતાનાં કાવ્યો, વાર્તા આદિમાં મસ્ત રહેતા. જે વિષયમાં નાપાસ પડતા તેની કવિતા કરતા. એક વાર તેમાં તર્ક અને બર્કનો અનાયાસે પ્રાસ મળી જતાં તેમના આનંદનો પાર રહ્યો નહોતો.

એકવાર રજાના દિવસોમાં કપિલરાય મને મળવા આવ્યા. અલબત હું પણ માસિકો વગેરે વાંચતો થયો હતો. પણ સાહિત્ય સંબંધી તેમની વાતોમાં રસ નહિ પડવાથી, અને તેમને ઝટ ઉઠવાની ટેવ નહિ હોવાથી, પાસેના મિત્રોને બોલાવી ચોપાટ રમવાનું શરૂ કર્યું. કપિલરાયને ચોપાટ રમવાનું પૂછ્યું ત્યારે કહે કે આવી નિર્દય રીતે સમયને મારવાનું પોતે પસંદ નથી કરતા. છતાં અમને સલાહ આપવા બેઠા. જે રમતા નથી, રમી શકતા નથી, તે હમેશાં સલાહ આપવાનું કામ કરે છે.

ચોપાટ જેવી કોઇ લાંબી રમત નથી. હિન્દુસ્તાનમાં જ્યારે લોકો નવરા હશે અને વખત ખૂટતો નહિ હોય ત્યારે આ રમત શોધાઇ હશે. છતાં અમારી રમત સારી ચગી. તેનું કારણ અમારી રમવાની આવડત નહિ અણાવડત પણ હતું. એ અણાવડતનો અવકાશ અમે વાતોથી પૂરી લઇ મજા માણતા હતા. અમારી સાથેના ધીરૂભાઇને તો સોગઠી ચાલતાં જ ન આવડે. તેમને દા પુષ્કળ પડે પણ ઘણીવાર તો ત્રણ ત્રણ વાર પડીને બળી જતા. ઠેઠ સુધી તેમને તોડ ન થયો. સોગઠીઓ પડમાં આવી આવીને ખડી થઇ પાછી ચાલી વળી ચોર્યાશીના ફેરામાં પડે. અમે સર્વેએ એમની સોગઠીઓનું નામ કપિલરાય પાડયું. કપિલરાય પણ આ મશ્કરી અરધી સમજી, અરધી ન સમજી અમારી સાથે હસવા લાગ્યા. અને ધીરૂભાઇની સોગઠીઓને કોઇ મારે છતાં તે પાછી આવીને પડમાં બેસતી તે ઉપરથી પોતે અભિમાન લેવા લાગ્યા. એક બીજા છત્રપતિ હતા. તેમને ચોપાટના બે જ નિયમો આવડતાઃ એક તો એ કે બીજાના પડમાં દાવ નાંખવાથી દાણા વધારે સારા આવે અને બીજો એ કે માંચે બેસવાથી સોગઠી મરતી નથી. એટલે હાથ લંબાવીને પણ બીજાના પડમાં કોડીઓ નાંખતા; અને સોગઠીઓ માટે માંચો શોધ્યા કરતા અને મળ્યા પછી બને ત્યાં સુધી છોડતા નહિ. અમે તેમને આપણા સાહિત્યમાં એકવાર પ્રસિદ્ધ થયેલા ગણપતિ-શંકરનું નામ આપ્યું. તેમણે ૧૯૦૨ માં એક નિબંધ લખ્યો તે ઘણો વખણાયો, તેમને પ્રતિષ્ઠા મળી ગઈ અને પછી તેમણે બીજું કશું લખ્યું જ નહિ. માત્ર બીજા ક્ષેત્રોમાં કામ કરનારાઓને સલાહના સોલા માર્યા કર્યા. પણ તેમની સાવચેતીઓ બધી બરબાદ ગઈ. મંગુભાઈ રમવામાં ઉસ્તાદ હતા. રમત ચગાવવા તેમણે, એક સોગઠી પાકતી હતી તેને ગાંડી કરી. સાધારણ સોગઠી કરતાં ખાસ માંચાને મારવામાં જ તેમણે વધારે ધ્યાન આપ્યું. પરિણામે કેટલાક માંચા ખાલી થયા પણ એ ગાંડી સોગઠી પાકયા વગર મરી ગઇ. આ સોગઠીનું નામ અમે મનહરલાલ પાડયું. મનહરલાલે સાહિત્યમાં થોડું સારૂં લખ્યું હતું પણ તે પછી તેમને કોણ જાણે એમ જ થયું કે બધા પ્રતિષ્ઠિત સાક્ષરોની સામે જ લખવા માંડયું. એક બેની ખોટી પ્રતિષ્ઠા હતી તે નષ્ટ થઇ પણ પછીથી મનહરલાલ પોતે કશું

અમારી હૉસ્ટેલ પણ આ ચર્ચામાં રસ લેતી હતી. અમને પોતાને તો ખાત્રી હતી કે આ લેખ કપિલરાયે લખ્યો હોવો જોઇએ. અમે કપિલરાયને બોલાવ્યા અને તેમને આ તોફાન કરવા માટે સહર્ષ અભિનન્દન આપ્યું. પણ કપિલરાય તો એકદમ ગંભીર થઇ ગયા અને કહે કે એ લેખ એમનો ન હોય, એ પોતે તો આમ પકડાઇ જાય એવા નામથી લેખ લખે જ નહિ, અને પારકી કલ્પનાનો ઉપયોગ પણ ન કરે. અમે તેને માની જવાને માટે બહુ બહુ કહ્યું પણ તે એકનો બે થયો નહિ. તેનું રહસ્ય વીસ વરસ પછી બહાર પડશે એમ વદીને તે આરામથી છૂટા પડયા.

કપિલરાયની આ અગમ્ય વાણીથી અમને સર્વને રીસ ચઢી. આનું કંઇક કરવું જોઇએ એમ અમને લાગ્યું અને તેના ઉપાય યોજવા માંડયા. ધીરૂભાઇએ એક યુક્તિ સૂઝાડી. આપણામાંથી અમુક એકે એ લેખ લખ્યો છે એવાં એક સાથે ચર્ચાપત્રો લખવા માંડો. એટલે ભાઇસાહેબ પોતાની મેળે બહાર આવશે. આ યુક્તિ સર્વને પસંદ પડી. અમારામાં એક છગનલાલ ચોપાટના સારા ખેલાડી હતા અને ચોપાટ ઉપર તેમણે પહેલાં એક લેખ લખ્યો હતો. તેમને અમે આ લેખના લખનાર તરીકે પસંદ કર્યા. અમારામાંથી ચાર પાંચે એક સાથે એ મતલબનાં ચર્ચાપત્રો આપવા માંડયાં. એકે લખ્યું કે હજી પ્રેમાનન્દનાં નાટકોનું કર્તૃત્વ સંદિગ્ધ છે ત્યાં આવા બીજા પ્રશ્નો ઉપસ્થિત થાય તે સાહિત્યની અનવસ્થા દર્શાવે છે. સરસ્વતી પત્રિકાએ મૂળ લેખકની ખાત્રી કર્યા વિના લેખ સ્વીકાર્યો એ સાહિત્યનો અપરાધ કર્યો છે. આ લેખને જ નોબેલ પ્રાઇઝ મળે અને આપણે લેખકને ન શોધી શકીએ તો જગતમાં આપણું કેવું ખરાબ દેખાય! બીજાએ લખ્યું કે આ લેખ અને થોડાંએક વર્ષો ઉપર ચોપાટ ઉપર લખાએલા લેખની વચ્ચે ઘણું સામ્ય છે, અને લેખકને ચોપાટનો શોખ ન હોય તો આવો લેખ લખી ન શકે માટે એ જ લેખકનો આ લેખ હોવો જોઇએ. એ લેખ જૂની ફાઇલોમાંથી શોધીને તેના કર્તાનું નામ નક્કી કરી બહાર પાડવું જોઇએ. વળી ત્રીજાએ છગનલાલના એક બીજા લેખમાં કોઇ સાક્ષર ઉપર ટીકા હતી તેની અને આ લેખની વચ્ચે સામ્ય બતાવી અનુમાન બાંધ્યું કે એ બન્નેનો એક જ લેખક હોવો જોઇએ. આ ચર્ચાપત્રો એકદમ વરસવા માંડયાં. તેના વિરુદ્ધ અમારામાંથી જ કોઇએ લખ્યું. તેના જવાબમાં અમે એક જણ પાસે લખાવ્યું, તેમાં પેલા વિરુદ્ધ ચર્ચાપત્રનું ખંડન કરી વિશેષમાં લખ્યું કે આ કાંઇ પ્રેમાનન્દ જેવો પ્રશ્ન નથી. છગનલાલ હયાત છે અને અમે આહ્વાન કરીએ છીએ કે આ લેખ તેમણે લખ્યો નથી એમ તેઓ સાબીત કરી આપે! છગનલાલ પાસે અમે જવાબ લખાવ્યો અને તેમાં સ્પષ્ટ ઇનકાર કોઈ જગાએ ન કરતાં એટલું જ લખાવ્યું કે એ લેખ મારો નથી એમ મારે શી રીતે સાબીત કરવું તે કોઇ બતાવશો? અને એ જવાબ પ્રસિદ્ધ થતાં જ અમારામાંથી બે જણે એક સાથે ચર્ચાપત્રો લખ્યાં કે એવા અસ્પષ્ટ જવાબો નહિ ચાલે. ચોખ્ખો ઇનકાર લખવો જોઇએ. તંત્રીએ પણ નીચે એવી જ મતલબની નોંધ લખી. અમારામાંથી વળી બે માણસોએ અમુક અમુક સાક્ષરોને 'ગાંડી સોગઠી' અને 'ઝુંદિયાળ' કહ્યાના આક્ષેપો સાચા કરી આપવા ભાઇ છગનલાલને ખુલ્લા પત્રો લખ્યા. અને એક બે માસમાં તો છગનલાલ જ એ લેખનો લેખક છે એમ લગભગ દરેક તંત્રીએ માનવા માંડયું. અને છગનલાલને હવે ધર્મરાજા જેટલું ય જુઠું બોલવાની જરૂર ન રહી. માત્ર મૌનથી નહિ ધારેલી ઝડપથી એ ગપ પ્રસરી ગયું.

ડૉક્ટરઃ "તમે સારી યુક્તિ શોધી કાઢી અને તે સફળ પણ થઇ ગઇ. અત્યારે એની વાત કરતાં પણ તમારા મોં પર હું ઉત્સાહ જોઇ શકું છું."

મેં કહ્યું: પણ જ્યાંસુધી કપિલરાય બહાર ન પડે ત્યાંસુધી અમારી યુક્તિ સફળ થઇ ન ગણાય. અમે માનેલું કે તેઓ જરૂર પોતાના કર્તૃત્વની સાબીતી લઇને કોઈ માસિકમાં ડોકિયું કરવાના, છેવટ બીજું કાંઇ નહિ તો અમને મળવા તો આવવાના જ. એક માસ ગયો; બે માસ ગયા છતાં કપિલરાયના કાંઇ સમાચાર ન મળ્યા. છેવટે તેમની કૉલેજમાં જઈ ખબર કાઢવાનો મેં વિચાર કર્યો.

કૉલેજમાં તેમને સીધા ન મળવા જતાં, તેમને વિશે હકીકત જાણવા માટે, પહેલો હું તેમના નાતીલા એક મિ. પંડયાની ઓરડીએ ગયો. મેં પૂછ્યુંઃ "કેમ નં. ૮૭ની ઓરડીના શા ખબર છે ?" પણ તેના મોં પરની ગંભીરતા જોઇ હું આભો જ બની ગયો.

ડૉક્ટર: "કેમ એથી જ ગાંડા થઇ ગયા ?"

મેં કહ્યું : "ના, ગાંડા થવાનું કારણ તો પછીના બનાવો હશે."

પેલાએ મને કહ્યું કે બે દિવસથી ઓરડીને તાળું વાસ્યા વિના, સામાન એમને એમ મૂકી કોઇને કહ્યા વિના જતા રહ્યા છે. પોલિસ તપાસ કરે છે. પોલિસે બધી ઓરડી તપાસી હતી પણ તેમના કાગળોમાંથી કાંઇ જાણવા જેવું મળેલું નથી.

મેં કહ્યું કે એ કાગળો આપણે જોવા જોઇએ. અમે તેની ઓરડી નંબર ૮૭ ઉપર ગયા. ત્યાં એક સીંધી વિદ્યાર્થી રહેવા આવી ગયો હતો. ઓરડીમાં કપિલરાય કાગળો મૂકતા ગયા છે કે નહિ તે અમે પૂછ્યું. તેણે કહ્યું કે કાગળોનો કચરો તો ઘણો ય હતો તે બધો પોલિસના ગયા પછી સાફ કરાવી નાંખ્યો છે. મેં પૂછ્યુંઃ "તેમાં શું લખ્યું હતું" તે કહે બધું ગૂજરાતી હતું. માત્ર એક લીટી અંદર અંગ્રેજી હતી તે મને ઊકલી.

Fools rush in where angels fear to tread.*

એ લીટી બોલીને તેણે મશ્કરી કરી કે જુઓને એમ જ બને છે. મિ. કપિલરાય જ્યાં ન રહ્યા ત્યાં હું ધસી આવ્યો. અમે તેની રજા લઇ જુદા પડયા. મેં મિ. પંડયાને કહ્યું: "તમે એ કાગળો સાચવ્યા હોત તો સારૂં થાત. એ કાગળો તેમના ગયા પછી કોઇ વાંચીને પ્રસિદ્ધ કરશે એવી આશાથી તેઓ જતા રહ્યા છે એમ હું માનું છું."

"હા...હા. હવે તમે કહો છો ત્યારે સાચું લાગે છે." તેઓ એકદમ બોલી ઊઠયા : "જવા અગાઉની સાંજે તેમણે મને કહેલું કે પોતે એવું સાહિત્ય લખ્યું છે કે જેથી સાહિત્યના મહાન પ્રશ્નોનો ખુલાસો થઇ જાય. પણ તેમને પોતાને એ છપાવવાની ગરજ નથી. પણ હું શું સમજું ? થયું. હવે તો બીજું શું થાય !" મેં સાહેબજી કર્યા.

કપિલરાય ઉપર અમારી ફતેહ ધાર્યા કરતાં વધારે થઇ ગઇ હતી. પણ એ ફતેહ થઇ તેની સાથે જ મને કપિલરાય માટે ઘણી ચિન્તા થવા લાગી. એ બેવકૂફ કોણ જાણે શું નું શું ય કરી બેસશે એવો ભય મને લાગ્યો. આ તો હસતામાંથી ખસતું થઇ ગયું. અમારી મંડળીને મેં બોલાવી બધી વાત કરી. અમે નક્કી કર્યું કે છગનલાલે તરત જ એક ચર્ચાપત્ર લખવું તેમાં જણાવવું કે એ લેખ પોતે લખેલો નથી પણ કપિલરાયનો છે.

* ફિરસ્તાઓ જ્યાં જતાં ડરે છે ત્યાં મૂર્ખાઓ ધસી જાય છે.

કપિલરાય જ્યાં હશે ત્યાં ચર્ચાપત્રો તો વાંચતા જ હશે. છેવટે પોતે મૂકી ગયેલા કાગળોમાંથી કંઇક છપાશે એવી આશાથી પણ વાંચતા હશે જ.

છગનલાલે ચર્ચાપત્રમાં લેખ મોકલ્યો તે છપાયો. પણ તંત્રીને એવું સૂઝ્યું કે ફુદડી મૂકીને નીચે ટીપ કરી કે "ઉપરનું ચર્ચાપત્ર આવ્યું તે છાપ્યું છે પણ તે વિશ્વસનીય લાગતું નથી. કારણ કે આ લેખક આટલો બધો મોડો જવાબ શા સારૂ આપે ? વળી કપિલરાયે લખ્યું હોય તો તેઓ પોતે જ કેમ એ બાબત પ્રસિદ્ધ ન કરે. ખાસ કરીને જ્યારે આ ઉપર આટલી બધી ચર્ચા ચાલી છે ત્યારે ! છગનલાલ જો કપિલરાયના મિત્ર હોય અને તેથી કપિલરાયને યશ આપવા માગતા હોય તો તેમનું ખોટું નામ આવ્યું કે તરત જ તેનો ઇન્કાર કરી ખરૂં નામ કેમ ન આપ્યું ? જો શત્રુભાવે કપિલરાયનું નામ આપતા હોય તો તેમના કથન ઉપર કેટલો વિશ્વાસ રાખવો એ વાંચનારે સમજી લેવાનું છે."

અમે તો ભયાશ્ચર્યચકિત થઇ ગયા. ફરી વિચાર કરી ફરી ખુલાસાવાર લખ્યું. તેમાં અમે ચોપાટ ખેલતા હતા તે વાત–તેમાં સાહિત્યની ભાષા ચોપાટમાં લગાડવાની કલ્પનાનું સઘળું માન કપિલરાયને જ આપ્યું હતું–તે ઉપરથી તેમણે જ તે લખેલો હોવો જોઇએ, અને શરમાળ અને નાજુક પ્રકૃતિના હોવાથી જાહેર યશ ન લેવાની ઇચ્છાથી તખલ્લુસ જ આપતા, એ જ કારણથી છતા ન થયા, પણ આવી ચર્ચાથી પોતાનો એક સારો લેખ બીજાને નામે ચડે એના આઘાતથી તેમને તથા સાહિત્યને કોઈ હમેશની હાનિ થવા સંભવ છે, માટે ખરી હકીકત બહાર પાડવાની ફરજ સમજી આ લખેલું છે એવી મતલબનું ચર્ચાપત્ર લખ્યું. એ સાથે તંત્રીને ખાનગી કાગળ લખ્યો તેમાં હોસ્ટેલમાંથી ચાલ્યા જવાના ખબર આપ્યા અને તેઓ આપઘાત કરે એવી ભીતિ અમને છે એ પણ જણાવ્યું.

આ ચર્ચાપત્ર પણ છપાયું પણ, તંત્રીની ટીપ વિના નહિ. આ વખતે તંત્રીએ વધારે બગાડ્યું હતું. "આવો પ્રાણવાન લેખ કપિલરાય જેવી નિર્બળ વ્યક્તિ લખે જ નહિ. કપિલરાયના રોગિષ્ટ માનસને સાહિત્યયશનો લેપ કરી તનદુરસ્ત કરવા તેમના મિત્રોની આ કોશીશ છે. મિત્રોનો ઇરાદો શુભ છે પણ સાહિત્યને માત્ર સત્ય સાથે જ સંબંધ છે. એક કપિલરાય શું પણ અનેક કપિલરાયને ગમે તેટલી હાનિ થાય તે કરતાં સાહિત્યના એક સત્યની કિંમત ઘણી વધારે છે."

અમારે અને કપિલરાયને નસીબે અમારી ફતેહ અમે પણ ન ફેરવી શકીએ એવી થઇ ગઇ હતી.

ગમ ખાઈ, ચુપ રહી અમે થોડા દિવસો રાહ જોવાનો નિશ્ચય કર્યો. થોડા માસ 'ચર્ચાપત્ર' વાંચ્યું પણ ક્યાંય કપિલરાયની કલમ કે તખલ્લુસ દેખાયું નહિ. પછી તો 'ચર્ચાપત્ર' પણ બંધ પડ્યું. અમે નિરાશ થઇ વિચારવું છોડી દીધું અને સર્વભક્ષક કાલ અને પરીક્ષાએ સ્મરણ પણ લુપ્ત કર્યું.

ડૉક્ટરે કહ્યું : હવે મને બધું સમજાયું. મને ખાત્રી થાય છે કે એ એ જ હોવા જોઇએ. તમે જાઓ ત્યારે તેનું દેશનું શિરનામું મૂકતા જજો.

ડૉક્ટર ઊઠ્યા. મૂંગાં મૂંગાં જઇ તેમણે દરદીની તખ્તી ઉપર લખ્યું "કપિલરાય."

કપિલરાયે શૂન્ય અટ્ટહાસ્ય કર્યું.

દ્વિ રે ફ

# શ્રી દિલીપકુમાર રૉય

૨

યુરોપથી હિન્દ પાછા આવ્યા પછી દિલીપકુમાર સંગીતનો ઊંડો અભ્યાસ કરવા લાગ્યા. દેશના ભિન્નભિન્ન સ્થળોએ જઈ હરેક પ્રકારના ગવૈયાઓને તથા સંગીતશાસ્ત્રીઓને સાંભળ્યા અને મળ્યા. રાષ્ટ્રીય કૉલેજ બંધ થયા પછી દિલીપકુમારને પંડિત માળવિયા તરફથી હિન્દુ યુનિવર્સિટિમાં સંગીતના અધ્યાપક તરીકે જવા નિમંત્રણ થયું હતું. પરંતુ દિલીપકુમારનો વિચાર પ્રથમ તો હિન્દના સંગીતની એક મહાશાલા ( Academy of Indian music ) સ્થાપવાનો હતો. એ વિચાર હજી અમલમાં મૂકાયો નથી કારણ કે એવી શાલામાં શિક્ષણ આપવા જેટલું જ્ઞાન કે અનુભવ પોતામાં હોય એમ દિલીપકુમાર માનતા નથી. હાલ તરત તો વીસથી ત્રીસ સારા ગાયકો તૈયાર કરવા એ જ એમની આકાંક્ષા છે અને અત્યાર સૂધીમાં છ કે સાત તો એમણે તૈયાર કરી પણ દીધા છે. સૌ. સહાનાદેવી બોસ આ શિષ્યોમાં પ્રથમ છે અને એમના ગીતથી લખનૌની સંગીત પરિષદમાં ભારે તોફાન થયું હતું: સહાનાદેવીનાં તેમ જ દિલીપકુમારનાં કેટલાંક ગીત ગ્રામોફોનની "રેકર્ડ"માં ઉતારેલાં છે પરંતુ દિલીપકુમારનાં ગીત તો તદ્દન નિરાશાજનક છે એમ સંગીતથી અજ્ઞાત માણસને પણ લાગે. ગ્રામોફોનના યોજક અને પ્રખ્યાત અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રી ઇડિસને પોતાની પ્રયોગશાલામાં નવા પ્રકારના ગ્રામોફોનની રેકર્ડમાં ગીત ઉતારવા દિલીપકુમારને નિમંત્રણ કર્યું છે અને આ એમના હાલના યુરોપ અમેરિકાના પ્રવાસનું એક મુખ્ય કારણ છે.

દિલીપકુમાર સંગીતના પ્રથમ પાઠ એમના પિતા પાસેથી શીખેલા પરંતુ એમણે બંગાળના ઉત્તમ ઉસ્તાદો આગળ પછીથી શિક્ષણ લીધું છે. બામાચરણ બેનરજી જે ખ્યાલના વિખ્યાત ઉસ્તાદ હતા અને રાય બહાદુર સુરેન્દ્રનાથ મજુમદાર જે બંગાલના 'એમેચ્યૉર' ગાયકોમાં શ્રેષ્ઠ હતા એમની આગળ તાલીમ લીધી હતી. હિન્દને એક છેડેથી બીજે છેડે સૂધી પ્રવાસ કરી એમણે ભિન્ન ભિન્ન પ્રકારના ગવૈયાઓને સાંભળ્યા છે અને ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. પૂનાના અબ્દુલ કરીમ, દિલ્હીના ફૈઝખાન ને મુઝાફરખાન, ગ્વાલિયરના હાફિઝ અલીખાન, લખનૌની અછ્છનબાઈ, જયપુરના પુલજી ભટ, ભાવનગરની ચન્દ્રપ્રભા અને રહીમખાન તેમ જ માયસોર બાજુના ઉત્તમ ગણના ગવૈયાઓનું સંગીત સાંભળી એમણે સંગીતનો અભ્યાસ પૂરો કરવા પ્રયાસ કર્યો છે. મુંબઇના શ્રીયુત ભાતખંડેના વ્યક્તિત્વ અને કાર્યથી એમને વાસ્તે દિલીપકુમારને બહુ માન છે અને એમના પુસ્તકોમાંથી પોતે ઘણું શીખ્યા છે. ભાતખંડેની અને એમની ભાવનાઓ અને પદ્ધતિમાં ઘણું સામ્ય છે એમ દિલીપકુમાર કહે છે.

૧૯૨૩ના ડિસેમ્બરમાં દક્ષિણના પ્રવાસે જવા દિલીપકુમાર મુંબઇ આવ્યા ત્યારે ૧૯૨૪ના ફેબ્રુઆરીમાં અમદાવાદમાં ભરાવવાની સંગીત પરિષદ વિષે મ્હેં એમને વાત કરી

ગૌણપદ મળે છે. અને પ્રધાનપદ તો ગાવાની કુશલતાને જ હોય છે. આથી ઉસ્તાદોનું સંગીત લગભગ ભાવવિહીન થઇ કેવલ દક્ષતાનો જલસો બની જાય છે. સંગીત કેવલ શાસ્ત્ર જ નથી, કલા પણ છે અને કલાનો આત્મા રસ હોઇ સંગીત રસને પોષે એવું હોવું જોઇએ. જ્યાં માત્ર લાક્ષણિક ચાતુર્ય અને પ્રભાવ દર્શાવવાનો જ હેતુ છે અને રસનો અભાવ હોય છે ત્યાં સંગીત જીવન્ત નથી હોતું. દિલીપકુમારની બીજી ફરિયાદ છે તે એ છે કે આવા સંગીતમાં સહૃદયતા નથી હોતી પણ માત્ર અસર ઉપજાવવા અને "વાહ વાહ" બોલાવવા જ એ અસ્તિત્વ ભોગવે છે. આ સંગીતમાં નથી હોતો આત્મપ્રકાશ કે નથી હોતું વ્યક્તિત્વનું નિદર્શન; એ તો પ્રવીણતા ને કૌશલ્ય દેખાડવાનું પ્રદર્શન જ હોય છે. આ ઉપરાન્ત ગવૈયાઓ જે વાતાવરણમાં ઉછરે છે અને વસે છે એમાં એમની કલાના વિકાસને પોષે એવાં તત્ત્વો હોતાં નથી. ઇર્ષ્યા, દંભ, આળસ અને વ્યસનોવાળાં એમનાં જીવનમાં સાચી કલા શી રીતે વિકસે? વળી આ સંગીત જૂને ચાલે જ ચાલ્યા કરે છે અને એના ઉપાસકોને નવા પ્રયોગો કે નવી શૈલી નાપસંદ હોય છે. આથી જ એના મહારથીઓને ઠુમરીનું સંગીત પણ રૂચતું નથી કારણ કે એ ગાનારને વધારે સ્વાતંત્ર્ય હોય છે અને સૂર ઉત્પાદનમાં એ ગાતાં પરિવર્તન કરી શકાય છે.

"મોડર્ન રિવ્યુ"માં લગભગ ૭ સાત લેખોદ્વારા આ સિદ્ધાન્તોનો પ્રચાર કરવા દિલીપકુમાર મથ્યા છે. એમની અંગ્રેજી શૈલી વાચકને જરા મુંઝવે એવી છે. એમાંની લાંબી અને અટપટી વાક્યરચના કઢંગી અને સુસ્પષ્ટ નથી. છતાં એમની ટીકા અને સૂચના અંદરથી તારવી કહાડી વિચારવા લાયક છે એ તો નિ:સંશય.

એ લેખોની પરીક્ષા કરવાનું કાર્ય સંગીતનિપુણ અવલોકનકારને સોંપી કેવલ માનસશાસ્ત્રની દૃષ્ટિએ દિલીપકુમારના મત વિશે એકાદ બે વિચાર નોંધિયે. દિલીપકુમાર પોતે પણ એ તો સ્વીકારે છે કે બુદ્ધિ ( intellect ) અને ભાવ ( emotion ) વચ્ચે વસ્તુત: વિસંવાદ નથી. પરંતુ એ સિદ્ધાન્તનો સ્વીકાર એમના મતને મર્યાદારૂપ નિવડે એ એમના લક્ષ બ્હાર ગયું જણાય છે. બુદ્ધિવિહોણી કલા ભાવમય ( emotional ) નહિ પરંતુ છેક ક્ષુલ્લક લાગણીવાળી ( sentimental ) થઇ જાય છે. ગુજરાતી રંગભૂમિ ઉપર ગવાતાં શૃંગારી અને સંગીતના છાંટા વિનાનાં ગીત શ્રોતૃવર્ગના રસને ઉત્તેજિત કરે છે એથી એ કલા ન કહેવાય. એમ હોય તો અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્યની અસંસ્કૃત લાગણી વડે જ કલાનું મૂલ્ય અંકાય. કલાદ્વારા બુદ્ધિ પણ હૃદયના ભાવને ઉત્પન્ન કરી શકે. કોઇ કવિનું સુન્દર કાવ્ય વાંચતાં જે ભાવ કવિતાની સમઝવાળા મનુષ્યને થાય એ સ્વાભાવિક રીતે જ અજ્ઞાનને થઇ શકે નહિ પરંતુ તેથી એ કાવ્ય કલા નથી એમ ન કહેવાય. કોઈ પણ ઉત્તમ કવિ કે લેખકની કૃતિઓનો ઉપભોગ કરવા વાસ્તે બુદ્ધિની સહાય તો લેવી પડે છે જ અને ઘણીવાર બુદ્ધિ જ્યારે અર્થ ગ્રહણ કરે છે ત્યારે જ ખરો રસ ઉદ્‌ભવે છે. પ્લેટો જેવા ફિલસુફનાં પુસ્તક કે ગાંધીજીના કેટલાક લેખ વાંચિયે ત્યારે આપણને સમઝાય છે કે મહાપુરુષની મનોવૃત્તિમાં વિચાર અને લાગણીને અન્તર નથી: એ ક્યારે વિચાર કરીને લખે છે અને કયું લાગણીના જોશમાં તણાઇ લખે છે એનું પૃથક્કરણ કરવું પણ કઠણ થઇ પડે છે. કારણ કે એ બંને વચ્ચે એવી સુશ્લિષ્ટ સંગતિ હોય છે કે વિચાર

અને લાગણીને વિભિન્ન કરી શકાતાં નથી. વળી ઉલટી દૃષ્ટિએ વિચાર કરિયે તો લાગણી કેળવી શકાય અને રસ સંસ્કારી બની શકે એ પણ સમઝી શકાય. દિલીપકુમારને કોઇ ઉસ્તાદના આલાપથી થતાં આનન્દ કે ભાવ અને "હું તો ન્હાનકડી નાર" કે "ખૂને જીગર"ના ગાયનથી નાટકના શ્રોતાજનોને થતા ભાવ વચ્ચે ઘણો ભેદ છે: દિલીપકુમારને થતો એ ભાવ સંગીતથી અજ્ઞાત મનુષ્યને ન થઇ શકે, ટૂંકમાં રસનું તત્ત્વ સમઝવું આવશ્યક છે અને તો જ સંગીતની કુશલતા અને ભાવનું પ્રાબલ્ય બંને આવે. દિલીપકુમારના બંડમાં ઊણપ હશે—બધા બંડમાં અત્યુક્તિ કે પ્રત્યાઘાત હોય છે, પરંતુ કેવલ બુદ્ધિમય કુસ્તીઆજી ખેલતા અને પ્રાચીન શૈલીમાં વગર વિચાર્યે રચ્યા પચ્યા રહેતા સંગીતશાસ્ત્રીઓ અને ઉસ્તાદો વિરુદ્ધ ઉઠાવેલું આ બંડ તદ્દન અયોગ્ય કે નિરર્થક છે એમ તો ન કહી શકાય.

પરંતુ દિલીપકુમાર નવા પ્રયોગો કરીને શાસ્ત્રીય સંગીતના સિદ્ધાન્તોનો ભંગ કરે છે એમ જ્યારે ઉસ્તાદોની દલીલ છે ત્યારે રવીન્દ્રનાથ ટાગોર અને એમના અનુયાયીઓ માને છે કે દિલીપકુમાર હજી બહુધા જૂને ચીલે જ ચાલ્યા કરે છે. આ વિશે એક રસિક ચર્ચા સાંભળવાનો પ્રસંગ થોડા મહિના ઉપર કલકત્તામાં પ્રાપ્ત થયો હતો. બંગાળના સ્વરાજ્ય પક્ષના સેક્રેટરી શ્રીયુત કિરણશંકર રૅને ત્યાં દિલીપકુમારે ગાયું હતું અને જલસા પછી ટાગોર પક્ષના એક પ્રોફેસર મુકરજી અને દિલીપકુમાર વચ્ચે વાદવિવાદ થયો હતો જેમાં શ્રીયુત સેન ગુપ્ત પણ ભાગ લેતા. આ મતભેદનો સાર થોડા શબ્દોમાં જ કહેવાય એવો છે. ટાગોર કહે છે કે મ્હારાં ગીતો માટે જે રાગ કે ઢાળ હું પસંદ કરું એમાં કોઇથી લેશમાત્ર પરિવર્તન કરાય નહિ. ગીતના શબ્દોને સંગીત સાથે ગાઢ સંબંધ છે અને રવીન્દ્રનાથ એમ દલીલ કરે છે કે જૂદી રીતે એ ગીત ગવાય તો ગીતનું કાવ્ય તરીકેનું સૌન્દર્ય નષ્ટ થાય. કવિ સંગીતકાર પણ છે અને ગીતનું જે રૂપ એ નિર્માણ કરે એ રૂપ ગાનારથી બદલાય નહિ. નહિ તો ગીત કાવ્ય મટી કેવલ સંગીત બને, એના શબ્દોની વિશિષ્ટતા ભૂંસાઈ જાય અને કવિનું વ્યક્તિત્વ ગાનાર વિસરાવી દે. અલબત્ત ઉસ્તાદોનો આ દલીલનો ઉત્તર તો એક જ હોઇ શકે કે સંગીતમાં શબ્દનું કંઈ સ્થાન જ નથી. ગીત જો ગાવાનું જ હોય તો એમાં સંગીત જ પ્રાધાન્ય હોય અને કવિને સંગીતમાં કંઇ સ્થાન નથી. દિલીપકુમારનો મત આ બન્ને વચ્ચેનો મધ્યસ્થ છે. અરવિન્દ ઘોષે કહ્યું છે કે જીવનના સર્વ પ્રશ્નો અન્તે તો સંવાદના પ્રશ્નો છે. એ ન્યાયે દિલીપકુમારને મન આ પ્રશ્ન પણ ગીતના કવિત્વ અને રાગના સંગીત વચ્ચેની સંગતિનો પ્રશ્ન છે. ક્યારે સંગીત કાવ્યના સૌન્દર્યની અસર ભૂંસી નાંખે છે કે ક્યારે ગાનારનું કૌશલ્ય કવિની ભાવનાને આવરણરૂપ થાય છે એ પ્રશ્ન ગીત અને કાવ્યના સુયોગનો પ્રશ્ન છે. ગીતના કાવ્યની વિશિષ્ટતા સંગીતથી નાશ ન પામે પરંતુ એથી વધુ સુસ્પષ્ટ અને ઉત્કૃષ્ટ બને એ ગાનાર ઉપર આધાર રાખે છે. રાગ હિન્દના સંગીતના આત્મા સમાન છે. તાન એ સંગીતમાં સંયમરૂપ કોઇ કલાની ચમત્કૃતિનું એક અપૂર્વ અંગ છે. ભજન આનું સરસ દૃષ્ટાંત છે એમ દિલીપકુમારનું કહેવું છે. તાંન કે સુરમાં નવીનતા આણવાથી (improviationથી) ભજનના અર્થને હાનિ પ્હોંચતી નથી પરંતુ એ વધુ વિશદ અને ઉત્કટ ભાસે છે. ટાગોરની સંગીત પદ્ધતિમાં ત્રણ મુખ્ય દોષો દિલીપકુમારને લાગે છે: પ્રથમ તો પોતાના રચેલા ગીતના રાગ પોતે નિર્મિત કર્યો હોય એ જ રાખવા જોઈએ એમ ટાગોર કહે છે, એથી રાગ વિશેનું સ્વાતંત્ર્ય જે હિન્દના સંગીતનું વિશિષ્ટ

લક્ષણ છે એનો અનાદર થાય છે. આવી ઉગ્ર સીમા બાંધવાથી ટાગોરના ગીતો મધુર હોવા છતાં અશિથિલ, એકી ઢબના અને નીરસ થઈ જાય છે, એમ દિલીપકુમારને લાગે છે. દિલીપકુમાર કેટલાંક ગીતો ટાગોરે નક્કી કરેલા રાગમાં અને પોતાને રૂચતા રાગમાં ગાઇ સંભળાવે છે અને કહે છે મ્હને તો મ્હારા પસંદ કરેલા રાગમાં એ વધારે મનોહર અને અર્થગ્રાહી લાગે છે. પરંતુ અમુક રાગમાં ગીત વધારે મધુર લાગે છે કે નહિ એનો નિર્ણય ગીત રચનાર કરે કે એ ગીતને લોકસમક્ષ સંગીતદ્વારા પ્રકાશમાં મૂકનાર ગાયક? રાગ, સુર અને તાન વિશેનું ગાનારનું સ્વાતંત્ર્ય એ ભારતના સંગીતનું મહત્વનું અંગ છે અને એનો પણ અનાદર ટાગોરની સંગીત પદ્ધતિમાં થાય છે એમ દિલીપકુમારની દલીલ છે. ગીતના કવિત્વ અને રાગના સંગીત વચ્ચે સામ્ય કરવું એ કાર્ય માત્ર ગીત રચનારનું નથી પણ ગાનારનું પણ છે. પાશ્ચાત્ય સંગીતમાં મૂળ રચનારે ગોઠવેલા રૂપની મર્યાદા કોઇ પણ ગાનાર કે વગાડનારથી ન ઓળંગાય. આથી સંગીતથી અજ્ઞાન લોકોની જે માન્યતા છે કે પાશ્ચાત્ય સંગીતમાં પરિવર્તનને પુષ્કળ અવકાશ હોય છે જ્યારે આપણા સંગીતમાં તો રાગની સીમામાં જ બંધાઈ રહેવું પડતું હોઇ નવીનતા શક્ય નથી. એથી વાસ્તવિક સ્થિતિ તદન વિરુદ્ધ જ છે. આ વિષયમાં દિલીપકુમારના વિચારોને સમર્થન આપે એવો એક પ્રખ્યાત અંગ્રેજી લેખકનો મત અહિં દર્શાવવા જેવો છે. જો કે દિલીપકુમારને એ વંચાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી. મિ. એલ્ડ્યુઅસ હક્સ્લી જે મહાન વિજ્ઞાનશાસ્ત્રી હક્સ્લીના પૌત્ર છે, એ બેએક વર્ષ ઉપર હિન્દુસ્થાન આવ્યા હતા ત્યાર પછી ભારતના પ્રવાસનું વર્ણન દર અઠવાડિયે લંડનના "નેશન" પત્રમાં લખતા. એ લેખમાલામાં હિન્દના સંગીતના આકર્ષણ વિશેના એમના ઉલ્લેખમાં એ નીચે પ્રમાણે લખે છેઃ—

"હિન્દનું સંગીત સમૃદ્ધ અને વિવિધતાપૂર્ણ છે. એમાં કેટલી સમૃદ્ધિ અને કેવું વૈવિધ્ય છે એ કેવલ ગાયક કે વગાડનાર ઉપર જ આધાર રાખે છે. કારણ કે હિન્દમાં સંગીત લેખિત કલા નથી હોતું પરંતુ રૂઢિ અને રૂઢિને કંઇક અંશે શમાવતી વ્યક્તિગત પ્રેરણા પર જ રચાયેલું છે એટલે સંગીતનું વિવરણ કરનારનું કાર્ય આપણા કરતાં ત્યાં વધુ મહત્ત્વનું છે. યુરોપીય સંગીતનો કંઇક ખ્યાલ એક ખરાબ વગાડનાર કે ગાનાર પણ આપી શકે. અને જેમણે વિન્યાસ (score) વાંચવાની કલા પ્રાપ્ત કરી હોય એ તો માત્ર દૃષ્ટિની સહાયથી જ સંગીતનો આનન્દ અનુભવી શકે. પરંતુ હિન્દમાં એમ નથી. ભારતીય સંગીતમાં તો ગાયક કે વાદક જ મુખ્ય પાત્ર છે એ સર્વસ્વ છે, એ માત્ર સંગીતનું વિવરણ કરનાર જ (interpreter) નહિ પરંતુ સંગીતનું નિધાન અને સંગીતનો પ્રકાશક પણ છે. પ્રાચીન સંપ્રદાયનો રક્ષક જ નહિ પણ પ્રેરણા વડે નવીન શૈલીનો સર્જક પણ છે. ખરાબ ગાયક કે વાદક હિન્દના સંગીતનું ઝાંખું ભાન પણ ત્હમને કરાવી શકે નહિ."

હિન્દના સંગીતનું આ લાક્ષણિક તત્ત્વ ટાગોર વિસરી જાય છે એવી દિલીપકુમારની દલીલ છે. આપણા સંગીતમાં પાશ્ચાત્ય ઢબનું અનુકરણ કરવામાં લયનું કૌશલ્ય તથા તાનનું સૌન્દર્ય અદૃશ્ય થાય છે અને હિન્દના સંગીતની ખરી પ્રેરણારૂપ રાગને ટાગોરની સંગીત પદ્ધતિમાં યોગ્ય સ્થાન નથી મળતું એમ દિલીપકુમાર કહે છે.

સંગીત સિવાય દિલીપકુમારને સાહિત્ય ઉપર બહુ પ્રીતિ છે અને એમણે યુરોપના—એટલે માત્ર ઇંગ્લાંડના જ નહિ પરંતુ સમસ્ત યુરોપના—સાહિત્યની કૃતિઓનો તેમ જ બંગાળી

સાહિત્યનો સારો અભ્યાસ કર્યો છે. એમનું વાચન વિશાલ ગુણગ્રાહી છે અને સાહિત્ય પ્રત્યેની એમની રુચિ ઉત્તમ કોટિની છે. રશિયન લેખકોમાં ડોસ્ટોવસ્કી અને ટૉલ્સ્ટૉય, ફ્રેન્ચ લેખકોમાં રોમે રોલાં અને આનાતોલ ફ્રાન્સ, અંગ્રેજી લેખકોમાં ડિકન્સ અને બર્ટ્રાન્ડ રસેલ એમના પ્રિય લેખકો છે. યુરોપના બીજા દેશોના સાહિત્યના અભ્યાસથી અંગ્રેજી સાહિત્યના ગુણ અને મર્યાદાનો વધુ સારો ખ્યાલ આપણને આવી શકે એવી એમની માન્યતા છે અને તે તદ્દન સત્ય છે. મેરિ કોરેલી, હૉલ કેન કે વિક્ટોરિયા ક્રોસ જેવા તૃતીય વર્ગના અંગ્રેજી લેખકો આપણો શિક્ષિત વર્ગ હોંશથી વાંચે છે અને આર્નોલ્ડ બેનેટ કે જેમ્સ બેરીને વખાણે છે કારણકે યુરોપીય સાહિત્યની સૃષ્ટિમાં એનું કેટલું ગૌણ સ્થાન છે એ આપણે જાણતા નથી. જગતના શ્રેષ્ઠ કવિ અત્યારે રવીન્દ્રનાથ છે એમ દિલીપકુમાર માને છે, પરંતુ ટોમસ હાર્ડ અને ટગોરમાં કવિત્વ દૃષ્ટિએ કોણ શ્રેષ્ઠ એનો નિર્ણય તો અવલોકનકાર જ કરી શકે.

યુરોપના પ્રવાસમાં થયેલા અનુભવો વિશે એમણે "મનેર પરશ" નામનું એક પુસ્તક બંગાળીમાં લખ્યું છે. એમાં સ્વીટ્ઝર્લૅન્ડના પ્રકૃતિ સૌન્દર્ય વિશે, ઇટેલીની કલા વિશે, કે બર્લિનના પ્રાણીસંગ્રહસ્થાનનાં રીંછો વિશે પુરાણા થઇ ગયેલાં વર્ણન નથી પરંતુ યુરોપના સંસ્કારી સ્ત્રી-પુરુષો જીવનના મહાન ને રસિક પ્રશ્નો વિશે શું વિચારે છે એનો ઉલ્લેખ છે. આથી જ આ પુસ્તક બંગાળના યુવકવર્ગમાં બહુ હોંશથી વંચાય છે. આ ઉપરાન્ત હિન્દના એમના ભ્રમણ વિશે પણ એમણે "ભ્રામ્યમાનેર દિનપંજિકા" નામક પુસ્તક લખ્યું છે. એમાં હિન્દના ભિન્ન ભિન્ન સ્થલોમાં વસતા ઉસ્તાદો અને સંગીતશાસ્ત્રીઓનું વર્ણન, એમની શૈલીઓનું પૃથક્કરણ અને પરીક્ષા તથા પોતાની રચનાત્મક સૂચનાઓ છે. એ સિવાય ગયે વર્ષે એમના સ્વર્ગસ્થ પિતાની જેમ દિલીપકુમારે એક ફારસનું હાસ્યરસિક નાટક પણ લખ્યું છે અને કદાચ શ્રીયુત શિશિર બ્હાદુરી એ ભજવી બતાવતા પણ હશે.

દિલીપકુમાર હજી તો અવિવાહીત છે અને કન્યાવાળા પ્રતિષ્ઠિત સજ્જનોમાં આશા અને કુતૂહલતા ઉત્પન્ન કરાવે છે. "સૌરાષ્ટ્ર"ની ભાષામાં કહિયે તો એ હજી સુધી તો સંગીત દેવીને જ વર્યા છે.

દિલીપકુમારની ભાવનાઓ અને કાર્યક્રમ હજી ઘડાય છે એટલે એમના કાર્યના ગુણ-દોષની પરીક્ષા કરવાનો સમય હજી આવ્યો નથી. પરંતુ દિલીપકુમારના મુખ પરનાં તેજ અને કાન્તિ, એમનાં ન્હાના બાલક જેવાં હાસ્ય અને નિર્દોષતા, એમની સંસ્કારિતા અને કલાપ્રીતિ, એમની જિજ્ઞાસા અને નમ્રતા તથા કુટુમ્બીઓ અને મિત્રો પ્રત્યેની એમની સ્નેહાલતા એવાં છે કે જે એમના સંબન્ધમાં આવ્યાં હોય એમના સ્મૃતિપટમાંથી પ્રતિભા-શાળી વ્યક્તિનું સ્મરણ ખસી શકે નહિ.

રંગુન

ગગનવિહારી લ. મ્હેતા

# લોકસાહિત્યની પ્રેમકથાઓ

## અમદાવાદના યુવક બંધુઓ અને બ્હેનો,*

પ્રમુખશ્રીએ કહ્યું તે સાચું છે કે મ્હારે જૂનું જ બધું કહેવાનું હોય છે તેથી ઘણા એમ માની લે છે કે મ્હારે નવીનતા સાથે વિરોધ છે. એ ટીકાનો ખુલાસો એમણે કરી દીધો છે. હું જો નવીનતાનો આરાધક ન હોત તો તમારી સમક્ષ ન આવ્યો હોત. મારે જે વાતો કહેવાની છે તે એક-પ્રાન્તીય છે તેમ જ જૂની પણ છે. એમાંનાં વસ્તુ, સમય, પાત્રો વગેરે જૂનાં છે. પણ એમાંની ભાવનાઓ જૂની યે નથી તેમ પ્રાન્તીય પણ નથી. આજે પણ આપણે રામાયણ, મહાભારત વગેરે વાંચીએ છીએ ને તેમાંથી નાટકો ભજવીએ છીએ; ગ્રીક માયથૉલૉજીની વાતો અત્યારે પણ આપણે રસથી વાંચીએ છીએ. એ બધું જૂના સમયનું છે છતાં આપણને ખટકતું નથી અને આપણા આધુનિક જીવનમાં બાધ લાવતું નથી. એનું કારણ માત્ર એટલું જ છે કે એ જૂની વાતોની પાછળ સ્થળ ને કાળની મર્યાદાને ન માને તેવી કેટલીક અમર ભાવનાઓ ચાલી આવે છે. એવી જ અમર ભાવનાઓનું દર્શન હું આપને કાઠિયાવાડના અણલખ્યા પ્રાન્તીય સાહિત્યમાં કરાવવા માગું છું. સાથે સાથે આજે હું આપને ગ્રીક, સિન્ધી, બંગાળી વગેરે લોકસાહિત્યની પ્રેમકથાની વાનગી પણ આપીશ.

એક વાર વાતચીત દરમિયાન ભાઈશ્રી રવિશંકર રાવળે મ્હને ગ્રીક પ્રેમકથા કહી. ત્રણ હજાર વર્ષ પ્હેલાંની એ વાત છે. લીઍન્ડર નામનો પ્રેમી હતો. ત્હેની પ્રિયતમાનું નામ હીરા. હેલીસ પોન્ટ નામની ગ્રીસની એક સાંકડી અને તોફાની સામુદ્રધુનીને દૂર દૂરને બે આરે બન્નેનું નિવાસસ્થાન હતું. લીઍન્ડર એશિયાઇ કિનારાનો નિવાસી, અને હીરા યુરોપી કિનારાની: હમેશાં એ તોફાની સામુદ્રધુનીનાં ઉછાળા મારતાં પાણી વીંધીને લીઍન્ડર પોતાની પ્રિયતમાને મળવા જતો. એનો જવાનો સમય અધરાતનો હતો. હીરાને તેના રક્ષણહાર પુરોહિતોએ એ સામુદ્રધુનીના ભયાનક કિનારા પર આવેલા એક નિર્જન બુરજ પર બંદીવાન બનાવી પૂરી રાખેલી. ત્યાં રોજ અધરાતે એ બંદિની નાનો દીવો પેટાવે, તેના ઝાંખા પ્રકાશને લક્ષમાં રાખીને એ પ્રેમી અંધારામાં આખી તોફાની સામુદ્રધુની તરી જાય અને હીરાને મળે. આખરે એકવાર ચોમાસાના ઘોર તોફાનમાં પણ હઠીલો પ્રેમી પોતાની મિલન-રાત્રિને ન જ ચૂકાય તેવા નિશ્ચયથી ચાલી નીકળ્યો, અને કથા કહે છે કે પેલી વાટ જોઇને બેઠેલી પ્રિયતમાએ અંધારી રાતે પોતાના બુરજ પાસેના કાંઠા પર પ્રિયતમનું શ્વેત શબ જોયું: એટલે એણે પણ બુરજ પરથી કુદી પડીને પાણી સાથે પ્રાણ મિલાવ્યા. પુરાણો કાલ્પનિક છે એમ આપણે માનતા થયા છીએ. છતાં આ નાયક-નાયિકા આપણને સાચ્ચાં લાગે છે. આપને નથી લાગતું કે જાણે એ બન્ને અત્યારે આપણી સમક્ષ અહીં

* અમદાવાદના શ્રી સાહિત્ય ઉત્તેજક સમાજના ઉપક્રમથી તા. ૨૯-૮-૨૭ સોમવારે શ્રી રામનારાયણ પાઠકના પ્રમુખપદ નીચે આપેલું ભાષણ.

બેઠાં છે? એ પ્રેમી જનોનાં પવિત્ર મનોવૃત્તિ, ઉગ્ર બલિદાન ને સાહસ આજે પણ વાસ્તવિક હોય તેમ નથી જણાતું ? આમાં જે પ્રેમનું સાહસ જણાય છે તે કેટલું હૃદયસ્પર્શી છે ! આ ઘટના બન્યા પછી ત્રણ હજાર વર્ષે એ જ સામુદ્રધુનીને તીરે બેસીને બાયરન કવિએ એ કથા પર કાવ્યો લખ્યાં.

પણ આ યુવાન કવિના રચવી ન્હોતો જાણતો. ગમે ત્હેવાં તોફાની મોજાં ઉછળતાં હોય, હિંસક પ્રાણીઓ ડરાવતાં હોય, કાળી ઘનઘોર રાત્રિ હોય તો પણ પોતાની પ્રિયતમાને મળવું એ જ એ સ્હમજતો. એ વાર્તા ભલે કલ્પિત હો વા ન હો, પણ એમાંની ભાવના આજે યે આપણા હૃદયને સ્પર્શ કરી આનન્દ આપે છે. એટલું જ નહિ પણ એ ઘટનામાંથી જબરદસ્ત પ્રેરણા લઇને રીચર્ડ હેલીબર્ટન નામના એક અંગ્રેજે હજુ હમણાં જ પાંચ માઇલની એ કાળસ્વરૂપ સામુદ્રધુનીને જીવને જોખમે પાર કરી પેલાં ગ્રીક પ્રેમીકોની ઊર્મિનો અનુભવ લીધો.

હવે આ ગ્રીસ દેશની ત્રણ હજાર વર્ષ પરની પ્રેમકથાની બાજુમાં હું સિંધ પ્રાંતની, ત્રણસો વર્ષ પરની એક પ્રેમકથા ધરૂં છું. કચ્છ, કાઠિયાવાડ અને સિન્ધ એ ત્રણેની સંસ્કૃતિમાં થોડેઘણે અંશે એકતા છે. કાઠીઓ ને આહીરો ગ્રીક હતા એવી માન્યતા છે. તેથી એ કાઠિયાવાડમાં આવ્યા ત્યારે સિન્ધ અને કચ્છમાં પોતાની સંસ્કૃતિનાં પગલાં મૂકતા આવ્યા. આથી કેટલીક લોકવાર્તાઓ છે જે ત્રણે સ્થળે રસથી કહેવાય છે. આ સિંધી વાર્તાનું નામ 'સુહિણી–મેહાર ' છે. સુહિણી ને મેહાર એ વાર્તાનાં નાયક નાયિકાનાં નામ છે. સુહિણી એટલે જેને આપણે સોહિની–સુન્દર કહીએ છીએ તે. અને મેહાર એટલે ભેંસોનો પાલણહાર–ગોવાળ. શદાપુર ગામમાં એક તોલો કુંભાર રહે. સ્થિતિ ઘણી સારી. ઘેર પાંચ દસ ભેંસોની અને ચાલીસ પચાસ ગધેડાંની મિલકત હશે. ત્યારે મિલકતની ગણત્રી પૈસામાં ન્હોતી થતી, પણ પશુઓથી થતી. એ કુંભારને એકની એક પુત્રી–સુહિણી. ગામમાં એક સ્હાંજે બે મુસાફર આવી ચ્હડયા : સાથે માલ મિલ્કત હતી. ચૌરે ઉતારો કર્યો ને તોલા કુંભારને ઘેર વાસણ લેવા ગયા. બે મુસાફરમાંથી એકે સુહિણીને જોઇ અને એ કન્યા એના હૃદયમાં વસી ગઇ. મિત્રે મનાવ્યો કે આપણે તો મુસાફર છીએ ને અહીં આ પ્રેમના ઉધામા ન કરાય. પણ યુવાને માન્યું જ નહિ ને ખુવાર થયો. એનાં ઊંટ ચોરાઇ ગયાં. મિલ્કત ચાલી ગઈ ત્હોયે એ ત્યાં રહ્યો ને સુહિણીના દર્શનમાં આનન્દ લેવા માંડયો. અન્તે તોલાને ત્યાં મેહાર થઇને ગધેડાં ને ભેંસો ચારવા રહ્યો. સુહિણીની પ્રીતિ પણ એ મેહાર તરફ ઢળી. પિતાને ખબર પડી. અરરર ! આ રઝળતો મેહાર મારી રતન જેવી દીકરીને પરણે ! " મેહાર ! તારો રસ્તો લે. અહીં હવે તારે રહેવું નહિ. " મેહારને કાઢી મૂકયો. સિન્ધુને સ્હામે તીર ઝૂંપડી બાંધી તે મેહાર રહેવા લાગ્યો. રોજ રાત્રે સિન્ધુનાં ઉછળતાં ને તોફાની પાણી વીંધીને આ પાર આવે છે ને સુહિણીને મળે છે. હૈદરાબાદ પાસે સિન્ધુ કેટલી પ્હોળી છે ને ઊંડી છે એ તો આપ સહુ જાણતાં હશો. એવી સિન્ધુને એ પ્રેમી કાળી રાતે બબ્બે વાર તરી જતો. શા માટે ? પ્રિયતમાને ફક્ત મળવા માટે જ. મેહાર રોજ એક સારી માછલી તળાને લાવે ને સુહિણીને પ્રેમથી ખવરાવે. એક દિવસ મેહાર સુહિણીને ઊંચી જાતની માછલી ખવરાવી રહ્યો છે. આજ તો માછલીનો સ્વાદ કાંઈ

અજબ છે. આજની એની મીઠાશ ઓર છે. "મેહાર! રોજ આની જ માછલી લાવતો હો તો?" "સુહિણી! એમ રોજ જો લાવું તો લાવનાર જીવતો નહિ રહે." સુહિણી સમજી ગઈ. તેણે મેહારને તપાસીને જોયો. કપડાં લોહીવાળાં હતાં. "અરે! મેહાર! આ શું? આ કપડાં લોહીવાળાં કાં? કોઇ જળચર સાથે બાઝવું પડ્યું કે શું?" "સુહિણી! આજ તો માછલી ન મળી." "ત્યારે આ શું ખાધું?" મેહારે પોતાની જાંઘ બતાવી. એ આજ પોતાની જાંઘમાંથી કટકો કાપીને લાવ્યો હતો. આજની મીઠાશ તે એના પોતાના જ શરીરની હતી. "મેહાર! મેહાર! હવેથી તું આવીશ માં. હું રોજ તને મળવા આવીશ. તારાથી હવે નહિ અવાય." "તારાથી તે અવાય! તું તો અબળા કે'વાય. તું આ કેમ તરી શકે." સુહિણીને તરતાં આવડતું હતું. તેમ છતાં સુહિણી ગમે તેમ તો યે અબળા હતી. અજવાળી તો યે રાત્રિ હતી. તેથી તેણે એક માટીનો પાકો ઘડો ઘેરથી લીધો, ઘડાની ઉપર સુંદર ચિત્રકામ કરાવ્યું અને રોજ મધરાતે એ ઘડા વડે સિંધુનો પટ તરીને પોતે પેલે પાર જવા લાગી. સામેથી મેહાર રોજ વાંસળી બજાવે તે ઉપરથી દિશા બાંધીને સુહિણી તરી જાય અને પ્રિયતમને મળી મહોબ્બત કરે. સુહિણીનાં માબાપે વિચાર્યું કે હવે તો કુળની મર્યાદા લોપાય છે. આના કરતાં દીકરી મરે તો સારૂં. તે દિવસ સુહિણીના સુંદર ઘડાની રોજની જગ્યાએ બાપે એક કાચો ઘડો મૂકી દીધો. અધરાતનો સમય થતાં જ મસ્તાન સુહિણી ઘડો લઇને ચાલી નીકળી. આજનો ઉલ્લાસ ઓર હોય તેમ લાગે છે. આજ દરિયાનાં [ સિન્ધમાં મોટી નદીને દરિયો કહે છે. ] પાણી ઘુઘવાટા દે છે. અંદર પડીને તે તરવા મંડી. પાતાળની નાગપત્નિઓની માફક મોજાં એક પછી એક આવીને સુહિણીને આજે ભીંજવે છે. સિન્ધુના હૈયા ઉપર સુહિણી આજ ઉલ્લાસભેર ઉછળી રહી છે. ખમાં! ખમાં! કરતું પાણી આજ સુહિણીને હિલોળા ખવરાવે છે. આ જ તો એમ થાય છે કે જ્યાં જગતની નિંદા પહોંચી ન શકે એવી કોઇ ગેબી દુનિયામાં ખેંચાઇ જઇએ. મ્હારા મેહારને બોલાવીને બન્ને જણાં સાથે જ તણાતાં તણાતાં ચાલી નીકળીએ. એવા સંકલ્પો કરતી કરતી, મેહારને તલસાવવા માટે ઇરાદાપૂર્વક રોકાતી રોકાતી સુહિણી તર્યે જાય છે. પરંતુ અરધે રસ્તે પહોંચી નથી ત્યાં તો ઘડાની માટી સરવા મંડી. "અરે! આ શું? મેં ટકોરા મારી મારીને રૂપાળો પાકો ઘડો લીધો હતો ને આજ આ માટી કેમ સરે છે?" બહુ વખત ન્હોતો. માટી તો સરવાજ મંડી. અને સુહિણી થાકી ગઇ છે. વધુ તરી શકે તેવું જોર રહ્યું નથી. "મેહાર! મેહાર! આજ નહિ તરાય. આજ તને મળાશે નહિ." એમ બૂમો પાડી. સામે પાર ઉભેલા મેહારે સુહિણીના કારમા સાદ સાંભળતાં જ બંસી ફગાવી દઇ પાણીમાં ઝંપલાવ્યું. સુહિણીને શોધવા માટે એણે ભેખડોમાં ને તળીયે પેસી વ્યર્થ પ્રયત્નો કર્યા. બીજે દિવસ નદીની રેતમાં બન્નેનાં મુડદાં લોકોએ પડેલાં જોયાં. આજે યે સુહિણીની કબર આપણે શદાપુરમાં જોઇ શકીએ છીએ.

આ ઘટના પોતેજ કાવ્યમય છે. હવે લોકકવિઓએ એને કેવા ઉચ્ચ કાવ્યમાં ઉતારી લીધી છે તે જોઇએ. સુહિણી–મહોરના સ્નેહ-બલિદાન પર સિંધી લોક-કવિએ રચેલા ત્રણ ત્રણ પંક્તિના દુહાઓ હું આપને વાંચી સંભળાવું છું. તેમાં આપ સહુ આધુનિક લાગે તેવી કલ્પનાઓનું ને કલાનું દર્શન કરશો :

બારે કુન્ન બત્રિય તડ, તડ તડ હેઠ ભટ્ટ
આધિય રાતજો ઉઠી (સે) સુહિણી કર સટ્ટ
છડે ખીર ખટ્ટ લૂડે લોહીં વિચમેં.

નદીના પટમાં બાર બાર વમળ: બત્રીસ ખડકો: પ્રત્યેક ખડક નીચે વીંછી ને સાપ: છતાં યે સુહિણી અધરાતે ઉઠી, દોડી, પિતાના ઘરનાં મીઠાં દૂધ ને સુંવાળી સેજ છોડી, એ પ્રવાહની લહરીઓ વચ્ચે ઝૂલતી જાય છે.

એના સ્નેહમાં રહેલી પ્રભુમયતા જુઓ:

અધા સુણુ તું અલૈયા અલા સુણે અચાર
હિરડી ઘર ઘર ગિલા થીયે, પાડે પંધ પચાર
આંઉ લિખ્યો તી લોડિયાં, ખલ્ક મિડેતી ખ્વાર

ઓ ભાઇ અલૈયા! તું સાંભળ! એક અલ્લા જ મારું આચરણ જોઈ રહ્યો છે. પછી છો ને શેરીમાં પાડોશમાં અથવા ઘેર ઘેર મારી ગિલા થતી: મારા તકદીરમાં લખ્યું છે તે હું ભોગવું છું. તેમાં દુનિયા બિચારી શીદ ફોગટની ખુવાર થાય છે.

પ્રેમની ફકીરી પરનો આ દુહો જુઓ:

બારાં કુન્ન બત્રિય તડ, તડ તડ હેઠ નાંગ
મ્હાણું મુલાજેં કરી, તિત મહોબત જો માંગ:
કેડો સુંહિંજો સાંગ, (જુડો) પાણીતાં પાછી વરાં!

સુહિણી પોતાના સલાહકારને કહે છે: હે ભાઈ! આ બાર બાર વમળ, બત્રીસ ટેકરા, અને ટેકરે ટેકરે સાપ વીંછી—એવો વિકટ મારો માર્ગ છે. પરંતુ એમાં શી નવાઇ છે! પ્યારનો તો માર્ગ જ એવો ભયાનક છે કે અન્ય માનવીઓ ત્યાં જતાં અચકાય. પણ એ માર્ગની વિકટતા દેખીને હું જો પાછી વળું, તો તો મારા આ પ્રેમના સ્વાંગની—આ ભેખની શોભા જ ક્યાં રહી!

અંતે સુહિણી ડૂબે છે. તે વખતનું જે દૃશ્ય આલેખાયું છે તે જુઓ:

કિથે ઘંઢ વજન? કિથે પિરીયું પાર?
વીર વજાયતો વાંસલી સાહડ સજી રાત!
કલમેંજી તવાર લોહી સલેં લંઘયુ!

ઓ! આ પશુઓના ગળાની ટોકરીઓ હજુ કેટલેક દૂર બજે છે! મારા પ્રિયતમનો કિનારો હજુ કેટલો છેટો રહ્યો છે! મારો બહાદુર સાહડ મેહાર આખી રાત મારે માટે વાંસળી બજાવી, કલામો ને કાફીઓ ગાઇ રહ્યો છે. તે સ્વરની દિશા સાંધીને મેં ઘણાં મોજાં ઓળંગ્યાં.

પણ હવે કૌવત નથી રહ્યું. એ ડૂબે છે, પણ એટલું કહેતી કહેતી ડૂબે છે કે

"વરજ સાહડ પાંઉ! તાકું તકી આહ્યાં"

ઓ સાહ્ડ ! પાછો વળજે ! મને હિંસક જળચરોએ ઘેરી લીધી છે.

આ રીતે આપણે આ લોકકથામાં મૂળ ઘટના, અને તેનું કાવ્યઃ બન્ને અંગોની ખૂબી દીઠી. હવે હું એની બાજુમાં એક સોરઠી પ્રેમ–કથાને બેસાડું છું. આ કથાઓને હું જેવી છે તેવી આપની પાસે રજુ કરૂં છું. હું એની તૂલના કરવા બેસતો નથી. એ કાર્ય હું પ્રમુખશ્રીની ઉપર છોડું છું. કેમકે એ તટસ્થ દૃષ્ટિવાળા મનુષ્ય છે; જ્યારે હું કદાચ આ કથાઓને અતિ ન્યાય કરી નાખું તેવું બને. તેમ છતાં હું સંક્ષેપમાં એ સહુ કથાઓની Back ground સૂચવી દઉં.

પ્રથમ તો આ ઘટનાઓ આપણે જેઓને ઉતરતી જાતિઓ કહીએ છીએ, તેઓની અંદર ઘણું ખરૂં બનેલી છે. એ જાતિઓમાં નાતરાંનો તેમ જ છૂટાછેડાનો બન્ને રીવાજ હતા. એટલે કે તેઓની પસંદગીનું ક્ષેત્ર પહોળું હતું. છતાં પણ પ્રેમની વફાદારીનું ઊંચું ચિત્ર આપણી નજરે પડે છે. બીજું આપણે ઉચ્ચ વર્ણનાં મનુષ્યો તો અમુક ધાર્મિક અસર તળે જીવીએ છીએ. એ શાસ્ત્રોક્ત આજ્ઞાઓના વાતાવરણને લીધે આપણે પવિત્રતા જાળવીએ છીએ; ત્યારે આ ઉતરતી જાતિઓને ધર્મ અને શાસ્ત્રમાં નૈતિક બંધનો બહુ નહોતાં. તેમ છતાં પણ તેઓની આવી સાહસિકતા અને પ્રેમની પ્રબલતા આપણને સત્યવાન સાવિત્રીના શાસ્ત્રોક્ત આદર્શોને યાદ દેવરાવે છે. એ વફાઇ અને સ્વાર્પણ શાસ્ત્રોક્ત નહોતાં પણ સ્વયંભૂ હતાં.

એ દૃષ્ટિએ આપ સોરઠની 'શેણી–વીજાણંદ'ની કથા તપાસોઃ પહેલો જ દુહોઃ

વીજાણંદ આડો વીંઝણો ને શેણી આડી ભીંત
પડદેથી વાતું કરે બાલાપણની પ્રીત

વીજાણંદ એક માબાપ વગરનો રઝળુ ચારણ જુવાન હતો : પરાયાં ઢોર ચારી પેટ ભરતો : એકલવાયો પડી ગયેલો : એકવાર એણે પોતાનું સંગાથી શોધી લીધું : ગિરના જંગલમાંથી બે મોટાં તુંબડાં ને એક પોલા વાંસનો ટુકડો શોધી જંતર બનાવ્યું. જંતર એટલે આપણે જેને બીન કહીએ છીએ તે વાજીંત્ર : ઉપર મોરપિચ્છનો ગુચ્છો લગાવ્યો.

જંતર મોટે તુંબડે બત્રીસે ગમે
છત્રીસ લાવણ રમે, વીજાણંદને ટેરવે

એ રીતે એની આંગળીઓ એ જંતરના તારોને અડકી એટલે એનાં ટેરવાં પર જાણે છત્રીસ રાગણીઓ રમવા લાગી.

પાંચ ભેંસો હાંકતો ને જંતર બજાવતો એ યુવાન ગોરવીઆળી નામના ગામને પાદર આવ્યો. એક તરૂણ પનીઆરી કુવા પર પાણી ભરે છેઃ જુવાને પાણી પીવા ખોબો ધર્યોઃ પણ તરૂણી એનું કદરૂપ મ્હોં દેખીને ભડકી ચાલી ગઇ : યુવાન ગામમાં ગયો : એ તરૂણીના પિતા વેદા ગોરવીઆળા નામના માલધારી ચારણ પટેલને ઘેર જ ઉતારો કર્યો. રાતે વાળુ કરીને ફળીઆમાં એણે જંતર છેડ્યું.

જંતર લીધું હાથ ભાંચવીએ ભાંગતી રાતનું
સાથે લે સંગાથ વાઢયા સઠ વીજાણંદે

ગળતી રાતના એવા તો કાતિલ સ્વરો બજાવ્યા કે સાંભળનારાઓના શદ્ધો જાણે ભર દરિયે ચીરાઇ ગયા. પેલી લાડકવાયી દીકરી શેણી પણ ભીંત આડે બેસીને સાંભળતી હતી. એની કલ્પનામાં તો વીજાણંદના કદરૂપ ચહેરા ઉપર સંગીતનું સૌંદર્ય પથરાઈ ગયું, એને તો દીવાની વાટચ પર મોગરો જામી ગયો તે ખેરવા ઉઠવાની પણ હિમ્મત ન રહી. એ સંગીત બજતી વેળા તો શ્વાસ લેવાથી પણ અવાજ કરવા જેવું લાગ્યું. શેણી અંતરથી વીજાણંદને વરી ચૂકી: વીજાણંદ વારંવાર આવતો જતો થયો : આખરે વેદા ચારણે વીજાણંદ પર પ્રસન્ન થઇને 'માગઃ માગઃ' કહ્યું : વીજાણંદે પોતાની ભેંસો દોહનારી–શેણી માગી: વેદો આ પામર માનવીની ધૃષ્ટતા જોઈ કોપી ઉઠયો : વીજાણંદને રૂખ્સદ દીધી: પણ 'વચન જાય છે' એવો લોકોનો ઠપકો સાંભળીને એણે વીજાણંદને પાછો બોલાવ્યો: શર્ત મેલી કે "જો આજથી બરાબર બાર મહિનાની અવધિમાં એક સો ને એક નવચંદરી ભેંસો લઇ આવે, તો જ શેણીનું કાંડું સોંપીશ. નહિ તો મ્હોં દેખાડતો નહિ."

હિમ્મતભેર વીજાણંદ ચાલી નીકળ્યો. ભેંસો હતી તેને ગીરમાં વળાવી. જંતર બજાવવાની સિદ્ધિ પર વિશ્વાસ રાખીને નેસડે નેસડે ભમવા લાગ્યો. માણસો મુગ્ધ બની માગઃ માગઃ કહે, ત્યારે વીજાણંદ નવચંદરી ભેંસો માગેઃ નવચંદરી ભેંસો ક્યાંથી નીકળે? શરીર પર નવ નવ શ્વેત ટીલાં હોય, એ નવચંદરી : એક પણ ટીલું ઓછું હોય તે ન ચાલે : વીજાણંદની ગણતરી ખોટી પડી: ભટકતો ભટકતો બહુ દૂર નીકળી ગયો: વર્ષ દિવસની અવધિ આવી રહી.

×વરસ વળ્યાં વાદળ વળ્યાં, ધરતી લીલાણી
(એક) વીજાણંદને કારણે, શેણી સૂકાણી

પાદરના જળાશય પર જઇને શેણીએ પાણી ભરવાના નિમિત્તની ઓથે એ 'જંતરવાળા જુવાન'ની સાંજ સુધી રાહ જોઇ. પલે પલે એનાં પગલાં સાંભળવા તલસતી પ્રિયા ઉભી રહી: હમણાં આવશેઃ આવે એટલે એને અને એની ભેંસોને, હાથે બેડાં સીંચીને હું પાણી પીવાડું: તે દિવસ ના પાડી હતી તેનું આજે પ્રાયશ્ચિત્ત કરૂં : પણ રાત પડી તોયે વીજાણંદ આવ્યો નહિ. રાત્રિયે એને નિદ્રા ન આવી : પ્રભાતે ઉઠીને એણે પિતા પાસે હાથ જોડી "હેમાળે ગળવા" જવાની રજા લીધી. પિતાએ લગ્નની વાત છેડતાં શેણીએ ઉત્તર દીધો કે

વીજાણંદની વરમાળ, બીજાંની બાંધું નહિ
ચારણ હોય લખ ચાર (એને) બાંધવ કહી બોલાવીએ'

એમ કહી ચાલી નીકળી : માર્ગે વીજાણંદના સમાચાર પૂછતી, શોધતી, વલવલતી ચાલી જાય છે. * પણ જંતરવાળો જુવાન ક્યાંયે જડતો નથી. આખરે હિમાલયમાં પહોંચે છે. માનવીના નિવાસ વટાવીને બરફના નિર્જન કુંડમાં જઇ બેસે છે : કાયા કોમળ છે છતાં ગળતી નથી: અંતરિક્ષમાંથી અવાજ આવે છે કે "તારા હૃદયમાં જેનો સંકલ્પ છે તેને

× આ સુંદર દુહો ભાઇશ્રી રામનારાયણ પાઠક પાસેથી મને નવો જ મળ્યો છે. મારી સંગ્રહેલી વાર્તા એ ઉત્કૃષ્ટ દુહા વિનાની છપાઇ ગઇ તેનો મને સંતાપ છે. સંપાદક

* આ બધી ઘટનાઓને વર્ણવતા દુહાઓ વ્યાખ્યાનકારે ગાઇ બતાવ્યા હતા. પ્રકાશક

પરણીને પછી જ બેસ: શેણી ઘાસનું પૂતળું બનાવી, તેમાં વીજાણંદનો સંકલ્પ આરોપી, એ પૂતળા જોડે ચાર ફેરા ફરી બરફમાં બેસે છે, એટલે તૂર્ત ગળવા લાગે છે: ગોઠણ સુધી પગ ગળી ગયા ત્યાં શેણી! શેણી! શેણી! એવા સાદ સંભળાયા: એ જ ચિર-પરિચિત અવાજ: વીજાણંદ આવ્યો: અર્ધ અંધારા એ કુંડની ભેખડ પર ઓળા જેવો દેખાયો: ભેખડ પરથી એ બોલ્યો કે "શેણી! ચાલો ઘેરે. એક સો ને એક નવચંદરી ભેંસો તારા બાપને આંગણે બાંધીને જ આવું છું. એક જ દિવસનું મને મોડું થઇ ગયું. ચાલો હવે."

શેણી બોલે છે કે

હાડાં હેમાળે, ગળીયાં જે ગૂડા લગે.
વીજાણંદ વળે ઘણમૂલા જાને ઘરે

વીજાણંદ ઉત્તર આપે છે કે "ફિકર નહિ શેણી! ભલે પગ ગળી ગયા!

વળ વળ વેદાણી, (તું) પાંગળી હો તો યે પાળશું
કાવડ કાંધે કરી, (તુને) જાત્રા બધી જુવારશું

પણ શેણી ન નીકળી: અને વીજાણંદ શેણીની સાથે બેસી જઇ જન્માન્તરનો સાથ કરવા પણ તૈયાર ન થયો: ભેખડ પર ઉભેલ ઓળો થોડુંક નીચે ઉતરીને પાછો ઉપર ચડી જતો હોય એવું શેણીએ એ અંધારાં-અજવાળાંની વચ્ચે જોઇ લીધું: ફિકર નહિ વીજાણંદ! સુખેથી પાછો જા: પણ એક જ વિનતિ કરૂં છું: છેલ્લી વાર તારૂં જંતર સંભળાવતો જા!

વીજાણંદ જંતર વગાડ હેમાળો હલકું દીયે
મોહ્યા માછલમાર, માછલીયું ટોળે વળે

જંતર બજવા લાગ્યું. હિમાલય હોંકારા દઇ રહ્યો છે: મચ્છીમારો જાળો હાથમાં લઇને સંગીતમુગ્ધ દશામાં થંભી ગયા છે: રંગ બેરંગી માછલીઓ પાણી બહાર ડોકાં કાઢીને સ્વરો સાંભળી રહી છે: અંદરથી શેણી રામ! રામ! રામ! એવા ઉચ્ચાર કરી તાલ દઈ રહી છે: એવી તન્મય દશામાં ઓચીંતું

જંતર ભાંગ્યું ગડ પડી, તૂટયો ઓભી ત્રાગ
વેદાની શેણી હલ ગઈ, જંત્રી ન કાઢે રાગ

બીન પટકાઇને તૂટી ગયું અને બીજી બાજુ શેણી પણ શાંત બની પરલોક ચાલી ગઇ. પછી તો

ભૂખે ખાધું ભાત પેટ ભરી પામર જી
શેણી જેવો સાથ મેલીને વીજાણંદ વળ્યો

શેણી જેવો સુંદર સંગાથ મૂકીને વીજાણંદ પાછો દુનિયામાં ચાલી નીકળ્યો. પરંતુ એને જગતમાં સ્વાદ ન રહ્યો. ભૂખ લાગી ત્યારે ત્યારે પામર માનવીની પેઠે અન્ન ખાઇને પેટ ભર્યા કીધું.

એ રીતે કથા સમાપ્ત થાય છે.

એથી અધિક ઉગ્ર સાહસ અને એકનિષ્ઠાની કથા માંગડા-પદ્માવતીની છે: ગાયોને બચાવવા જતાં રણક્ષેત્રમાં પ્રાણ હારેલા એ ક્ષત્રિય પ્રેમિકના પ્રેતની સાથે પદ્મા નામની વણિક-કન્યા ભયાનક નિર્જનતામાં જીવન વીતાવી ગઇ હોવાનું કહેવાય છે. પ્રેમના પ્રભાવે એને પ્રેત-સૃષ્ટિમાં પણ ભય નથી. એ કથાના દુહાઓ પણ પ્રેત-સૃષ્ટિનું આખું વાતાવરણ સરજે છે. અદ્યાપિ પર્યંત માંગડો પ્રેતદેહે જીવતો હોવાનું અને એણે એક મુસાફિરને તાજેતર અફીણનો ગોટો આપ્યાનું પણ કહેવાય છે.

હવે આ કથાઓની સાથે 'મલૂવા' નામની એક બંગાળી લોક-કથાની તૂલના કરો: અખંડ લાંબાં લોક-કાવ્યોમાં સચવાઇ રહેલી બંગીય પ્રેમકથાઓનો જે સંગ્રહ તેના અંગ્રેજી અનુવાદ સમેત દળદાર પુસ્તકોને રૂપે કલકત્તા યુનિવર્સિટી તરફથી બહાર પડ્યો છે. તેમાં પણ ઉતરતી જાતિઓનાં જ નાયક નાયિકાઓએ પ્રેમનાં વફાઇ અને સ્વાર્પણ દાખવેલાં જણાય છે. ગરીબ યુવાન ચાંદવિનોદ એક અજાણ્યા ગામડાને પાદર એક તળાવડીને તીરે થાકીને નિદ્રાવશ થયો છે. પોતાના શિકારી બાજનું પીંજર એને ઓશીકે જ પડેલું છે: સંધ્યા નમે છે: એવે ગામના પટેલની તરુણ કન્યા મલુવા ગાગર લઇને પાણી ભરવા આવે છે: પરદેશીને કસમયે અંતરિયાળ સૂતેલો નિહાળી એ કુમારિકાને દયા જાગે છે: દયાની પાછળ પ્રીતિ ટૌકે છે: રાત પડી જશે તો આ પરદેશીને સાપ કરડશે એવી ચિંતા કરતી, પણ બીજી બાજુ પોતાની કુલિનતાનાં બંધનને લીધે-[ નીચા વર્ણમાં પણ કુલિનતાનો ભાવ બલવાન હશે ]-અવાજ કરી જગાડી ન શકતી એ યૌવનાને માટે લોક-કવિએ સુંદર કલ્પના કરી છે:

ઉક ઉઠ નાગર ! કન્યા ડાકે મને મને,
કિ જાતિ મનેર ડાક સેઉ નાયર શૂને.

કન્યા મનમાં મનમાં સાદ પાડે છે-આપણે ઘણીવાર સ્વપ્નમાં સાદ પાડીએ છીએ તે રીતે-કે હે નાગરિક ! તું ઉઠ ! મનમાં થાય છે કે મારા અંતરની બૂમો શું એ પરદેશી સાંભળતો હશે !

બીજી કલ્પના એથી વધુ મધૂર છે: શી રીતે જગાડું ? એ સમસ્યાનો તત્કાલ ઇલાજ સૂઝે છે: પોતાની પ્રિય સખી ગાગરને કહે છે કે

શૂન રે પિતલેર કલસી કઇયા બૂઝાઇ નરે,
ડાક દિયા જાગાઉ તૂમિ ભિન્ન પુરૂપે રે.

સાંભળ ઓ પિતળની ગાગર ! તને સમજાવીને કહું છું. તું જ મારા વતી સાદ કરીને આ પરદેશીને જગાડ !

એમ કહી તળાવડીના પાણીમાં ગાગરને ડૂબાવે છે: એથી ભટ ! ભટ ! ભટ ! ભટ ! અવાજ થાય છે. અને

જલ ભરનેર શબ્દે કૂડા ઘન ઘન ડાકે,
જાગિયા ના ચાંદ વિનોદ કોન કામ કરે !

પાણી ભરાવાના એ અવાજથી [ એને વાદળાંનો ગગડાટ માની ] બાજ પક્ષી ઘેરી ચીસો પાડી ઉઠ્યું, અને તેથી ચાંદવિનોદ જાગી ઉઠ્યો.

એ લોક-કલ્પના. હવે એ કથાના અંતમાં શોભી રહેલી વધુ તીવ્ર કલ્પના તપાસીએ: ચાંદ અને મલૂવા પરણ્યાં: only the brave deserve the fair એ સૂત્ર અનુસાર જેમ અન્ય લોક-કથાઓમાં પણ પ્રેમિક-પ્રેમિકાને લગ્નને ખાતર મોટી જેહમતો ઉઠાવવી પડી છે તેમ આમાં પણ ચાંદને કરવું પડયું છે. આખરે એ પરગણાનો મુસલમાન દિવાન મલૂવાને પોતાના આવાસમાં ઉઠાવી ગયો: ત્યાં પોતાની કળ વકળથી ત્રણ માસનું પવિત્ર જીવન ગાળી, પોતાના સ્વામીને પણ મુક્તિ અપાવી, કામાંધ દિવાનને મૃત્યુશરણ કરાવી, મલૂવા ઘેરે આવે છે, પણ 'મુસલમાનના ઘરમાં રહેલી હોવાથી જાતિભ્રષ્ટ થઇ હશે' એવું આળ મૂકી ન્યાતીલાઓ એને ન્યાત બહાર મૂકે છે: અસ્પૃશ્ય ઠરાવે છે: ચાંદ તો પ્રાયશ્ચિત્ત કરી જ્ઞાતિમાં ભળે છે, ફરી પરણે છે, અને મલૂવા પતિના ઘરનાં બહારનાં કામકાજ કરતી પડી રહે છે. ફરી વાર પતિને બચાવ્યો, એટલે એને 'સતી બેહૂલાનો અવતાર' કહી ભલા લોકોએ જ્ઞાતિમાં લેવાનો પ્રસ્તાવ કર્યો, પણ જ્ઞાતિ નિર્દય જ રહી. ઉલટું પોતાના પતિને પોતાને કારણે જગત તરફથી સંતાપ થતા જોઇ, મલૂવાએ સ્વામીનો માર્ગ નિષ્કંટક કરી આપવાનો નિશ્ચય કર્યો. [આંહી હું મલૂવાનો આદર્શ નથી મૂકતો. અર્વાચીન સ્ત્રીઓએ મલૂવા જેવા થવું કે ન થવું એ બોધ દેવા નથી બેસતો. હું ઉપદેશ દેવા નથી આવ્યો. ફક્ત લોક-સાહિત્યમાં જે છે તે કહી સંભળાવું છું. ખાસ કરીને એની અંદરનું કાવ્ય બતાવવા માગું છું.]

મલૂવા ગંગા તીરે ગઈ. ભાંગેલી નાવડી બાંધી હતી તેમાં બેઠી. દોરડું છોડી નાખ્યું. અને પછી એ દૃશ્યને લોક-કવિ કેવા શબ્દોમાં આલેખે છે ?

ઝલકે ઝલકે ઉઠે ભાંગા નાઉતે પાનિ
કત દૂરે પાતાલ પૂરી આમિ નાહિ જાનિ

તૂટેલી નાવડીમાં ઝાલકો ઉઠી ઉઠીને પાણી ભરાવા લાગ્યું. પ્રવાહમાં ખેંચાતી જતી મલૂવા વિચાર કરે છે કે પાતાલપૂરી કેટલી દૂર છે તે હું જાણતી નથી.

ઉઠુક ! ઉઠુક ! ઉઠુક પાનિ ! ડૂબુક ભાંગા નાઉ
જન્મેર મત મલુવારે એક વાર દેઇખ્યા જાઉ

ઊંચાં ચડો ! હે પાણી, તમે નૌકામાં ભરાઈ જાઓ ! ભલે આ ભાંગેલી નૌકા ડૂબી જાય ! ને હે સ્વજનો ! તમે છેલ્લી વાર મલૂવાને નિહાળી લેજો !

નાવડી ડૂબતી જાય છે. પાણી ચડતાં જાય છે. અને મલૂવાની નણંદ, સાસુ, પતિ વગેરે એક પછી એક કિનારા પર દોડયાં આવી પોકાર કરે છે કે "પાછી વળ !" પતિ કહે છે કે "તને ઘરમાં દાખલ કરી લઇશ. પાછી વળ. નહિ તો મને પણ સાથે લેતી જા !"

મલૂવા તો એક જ ઉત્તર આપતી જાય છે કે

ઊઠુક ! ઊઠુક ! ઊઠુક પાનિ ! ડૂબુક ભાંગા નાઉ
મલૂવારે રાઇખ્યા તોમરા આપન ઘરે જાઉ

ચડો ! પાણી ભલે ચડો ! છો ને નાવડી ડૂબી જતી. ને તમે સહુ મલુવાને જવા દઇ, તમારે ઘેર જાઓ !

મલૂવા ડૂબે છે. કમ્મર સુધી, છાતી સુધી ને ગરદન સુધી ડૂબી ગઈ છે.

પૂવેતે ઉઠિલ અડ ગર્જ્યા ઉઠે દેઉવા
એઇ સાગરેર કૂલ નાઇ, ઘાટે નાઇ એઉવા

પૂર્વમાં વાવાઝોડું જાગે છે. વરસાદ ગાજી ઉઠે છે. સાગર [સમ બનેલી સરિતા] ને કિનારો નથી, ને ઘાટ પર નૌકા નથી. મલૂવાને તો એ વખતે પણ એક જ ધૂન લાગી છે કે

ડુબૂક ! ડુબૂક ! ડુબૂક ! નાઉ ! આર વા કત દૂર
ડુઇબ્યા દેખિ કત દૂરે આછે પાતાલ પૂર

ડૂબી જા હે નૌકા ! હવે મારૂં મુકામ કેટલું દૂર છે ?

આખરે

પૂવેતે ગર્જિલ દેઉવા છૂટલ વિષમ વાઉ
કઈવા ગેલ સુંદર કન્યા મન પવનેર નાઉ

પૂર્વમાં મેઘ ગરજ્યા. તોફાની વાયરા વછૂટ્યા. અને ક્યાં ગઇ એ સુંદર કન્યા ! ક્યાં ગઈ એ મનપવનવેગી નૌકા !

કોઇએ ન જાણ્યું.

ઝવેરચંદ મેઘાણી



# અમેરિકાના પત્રો

[પ્રસ્થાન મંડળના શ્રીયુત ત્રિકમલાલ શાહ ગયે વરસે અભ્યાસ કરવા અમેરિકા ગયા હતા તે પછી બરાબર એક વરસે શ્રીયુત નંદલાલ શાહ પણ એ જ અભ્યાસ કરવા અમેરિકા ગયા છે. તેમણે નિયમિત પત્ર લખવાનું વચન આપ્યું છે તે મુજબ તેમના આવેલા પત્રોમાંથી કેટલાક જાણવા જેવા ભાગો નીચે આપ્યા છે. તંત્રી]

## પત્ર ૧ લો

P. & O. S. N. Co.
S. S. રાણપુરા
તા. ૩-૮-૨૭ બુધવાર

સ્નેહી ભાઇશ્રી,

રવિવારે રાત્રે અમદાવાદ છોડ્યું, ત્યારે મારા સ્વપ્નમાં પણ નહોતું કે ગૂજરાત અને કાઠિયાવાડ પર જલપ્રલય ફરી વળશે અને મુંબાઇ સાથેનો એનો સંબંધ સાવ છૂટી જશે. આ જલપ્રલયના સમાચાર વર્તમાનપત્રોમાં વાંચી જવું કે ન જવું એનો નિર્ણય મારૂં મન છેલ્લા દિવસ સુધી ન કરી શક્યું. છેલ્લે દિવસે જ્યારે મેં 'ટાઈમ્સ'માં વાંચ્યું કે વરસાદ બંધ પડ્યો છે અને આકાશ ખુલ્યું છું ત્યારે મારા મનને અપૂર્વ શાન્તિ થઇ અને જાણે મને વિદાય દેવાનો આ ઇશ્વરી સંકેત ન હોય તેમ સમજી મેં બેલાર્ડ પીઅર પ્રતિ પ્રયાણ કર્યું.

બેલાર્ડ પીઅર પર આવીને ખબર મળ્યા કે સ્ટીમર એક વાગ્યાને બદલે બીજે દિવસે સવારે ઉપડશે, અને મુસાફરોની દાક્તરી તપાસ સાંજે ૭ વાગે થશે. સાંજે દાક્તરે મારી નાડીનો સ્પર્શ કર્યો અને હું સ્ટીમરમાં દાખલ થયો.

સાડા આઠ વાગે સ્ટીમરે બારામાંથી ખસવા માંડયું અને નવ વાગે દરિયામાં ઝૂકાવ્યું. જ્યાંસુધી મુખદર્શન થઈ શક્યું ત્યાંસુધી અમે રૂમાલો હલાવ્યા કર્યા અને તે પછી તો તાજમહાલ હોટેલ અને રાજાબાઈ ટાવરની મૂક વિદાયને અમે મૂક રીતે જ સત્કારી. લગભગ દશ વાગે અમે મુંબાઇની ખાડીમાંથી નીકળી ભર દરિયે આવ્યા અને અમારા મુખ પર દરિયાની મીઠી લહરનું જે સ્મિત ઝળકતું હતું તે અદૃશ્ય થઈ ગયું.

× × ×

છેલ્લા બે દિવસ મેં ભૂખ્યે પેટે મારી કેબિનમાં જ ગાળ્યા છે. દરિયો એટલો તોફાની છે કે આ સ્ટીમરની સામાન્ય ઝડપ જે કલાકમાં ૨૮ માઇલની છે તે ઘટીને ૨૩ માઇલની થઈ ગઇ છે. અમે દરરોજ ૧૨૯ માઇલ જેટલું ઓછું અંતર કાપીએ છીએ. એડન બુધવારને બદલે ગુરુવારે રાત્રે ૮ વાગે પહોંચીશું. સ્ટીમર પર ઘણા યૂરોપીઅનો છે પણ તેમની સાથે અમારો સંબંધ નહિ જેવો છે. ૧૦–૧૨ હિંદીઓ છીએ તે બધા હળીએ મળીએ છીએ. ××× યૂરોપીય મુસાફરોમાંથી અત્યાર સુધી માત્ર બે જ જણે મારી સાથે વાત કરવા હિંમત કરી છે. એમનામાં ઘણીખરી તો બાઇઓ છે. એકલી બાળકો સાથે મુસાફરી કરે છે. દરિયો લાગે છે તો ડ્રોઇંગરુમના સોફામાં પડી રહે છે. અથવા તો ડેક પર જઈ 'ડેકચેર'માં આંખો બંધ કરી બેસે છે. બાળકો તો બધાં ડેક પર નર્સોની સાથે દોડાદોડ કરે છે, દડો ઉછાળે છે અને કિકિયારીઓ કરી મૂકે છે. છેલ્લા બે દિવસથી અહીંના 'બાર' ને સાચી કમાણી થવા માંડી છે. બધા યૂરોપીઅનો–સ્ત્રીઓ અને પુરુષો–મદ્ય પીએ છે અને અમારા સ્ટુઅર્ડો દરિયાના ઉતાર તરીકે બ્રાન્ડી પીવાની જ વગર માગ્યી સલાહ આપે છે. એમાં એમને પણ લાભ હશે. મેં મારા સ્ટુઅર્ડને જીંજર લાવવા કહ્યું. એણે પૂછ્યું: "જીંજર એૉઇલ કે જીંજર બીઅર"? મેં કહ્યું: "જીંજર વૉટર–ધનજીશાનું." "ધનજીશા અહીં નહીં મિલેગા." "દૂસરા કોઇ જીંજર લાઓ. દારૂ નહીં ચાહિયે." આ જીંજર બહુ જ તીખી (strong) હોય છે અને તીખાસના પ્રમાણમાં દામ પણ વધારે બેસે છે. એક જીંજર કે લેમોનેડના ૭ આના. પણ દારૂ કરતાં તો સસ્તી જ પડે છે. કેટલાક હિંદી ભાઇઓ બ્રાન્ડીનો 'છાંટો' લેતા થયા છે, પણ 'છાંટો' લીધા પછી કેબિનની બહાર દેખાયા નથી. કેબિનમાં એમની શી દશા થઈ હશે એ તો તેમનો કેબિનનો સાથી અને સ્ટુઅર્ડ જાણે, હું તે પર અભિપ્રાય આપી શકું તેમ નથી. છતાં બીજે દિવસે એમની 'સૂરત' જરા જોવા જેવી થાય છે ખરી.

સ્ટીમરમાં સવારે ૭ વાગે ચા ને નારંગી; સાડા આઠ વાગે નાસ્તો. નાસ્તામાં ઘણી વાનીઓ મળે છે. બપોરે એક વાગે લંચ–લંચમાં દાળ, ભાત, શાક, પાઉંરોટી જે માગો તે મળે છે. સાંજે ૭ વાગે ડીનર. ડીનરમાં પણ વાનીઓની વિપુલતા છે. ૯ વાગે સપર. ટૂંકામાં અહીંઆ વાનીઓનો પાર નથી–માત્ર ખાવા માટે પેટની હા જોઇએ. મ્હોં તો હા પાડે જ છે, દરિયાની હવાથી ભૂખ મજેની લાગે છે પણ ખાધાં પછી પેટમાં વલોણું શરૂ

થાય છે અને એ વલોણાથી ટેવાતાં સમય લાગે છે. યૂરોપીઅનો બધા યે ચાંપીને ખાય છે અને પીએ છે પણ ખૂબ. આપણને પીવાના કસમ છે એટલે ખાવાનું જ માંડી વાળ્યું છે. શરીર ખાસું ઓગળ્યું છે–પણ એડન પછી આનો બદલો મળી રહેશે.

કહે છે કે રાતો સમુદ્ર સરોવર જેવો શાંત છે. વિશેષણો માત્ર તુલનાત્મક (relative) હોય છે એટલે અરબી સમુદ્રના પ્રચંડ ડોલન અને ગર્જન આગળ રાતો સમુદ્ર શાંત સરોવર જેવો લાગતો હશે પણ એ પણ સમુદ્ર છે એ ન ભૂલવું જોઇએ. રાતા સમુદ્રમાં ગરમી અને ઉકળાટ પણ ખૂબ જ હોય છે એમ કહેવાય છે. આ પણ તુલનાત્મક વિશેષણ છે અને ઝાઝે ભાગે યૂરોપીઅનોના અનુભવ પરથી ઉપજાવેલું છે. એટલે એ વિષે સાચો અનુભવ તો એ રાતા સમુદ્રમાં પ્રવેશ કર્યા પછી જ જણાવીશ.

એ જ. સૌ મજામાં હશો.

લિ. નંદલાલના પ્રણામ

તા. ૪–૮–૨૭ ને ગુરુવાર ૧૦–૩૦ વાગે

તા. ક. ગઈ કાલથી દરિયો શાંત છે અને હવે દિવસ ખૂબ મજેના જાય છે. ગઈ કાલે રાત્રે ડેક પર 'ડેન્સ' થયો હતો. ડેન્સ પછી ખૂબ દારૂ પીવાયો હતો. આજે સ્ટીમર કેટલા વાગે એડન પહોંચશે તે પર 'sweepstake' (શરત) થાય છે. યૂરોપીઅન મુસાફરોમાં પણ સટોડીયા છે ખરા! હવે મિ. આત્રેનું સંગીત ચાલે છે (સંગીત Universal) એટલે પત્ર બંધ કરૂં છું.

## પત્ર ૨ જો

શ્રાવણ સુદ ૯, ૧૯૮૩, બપોરના ૩ વાગે

**સ્નેહી ભાઇશ્રી,**

છેલ્લો પત્ર લખ્યા પછી થોડી જ વારમાં અરબસ્તાનનો કિનારો દૂરબીનમાં જણાવા લાગ્યો. ચાર–ચાર દિવસ કોપાયમાન વરુણદેવની લપાટો ખાધા પછી જાણે ધરતીમાતા અમને એના શીતળ ખોળામાં બોલાવતી હોય એમ અમને લાગ્યું અને રોશનીથી ઝગમગતા એડન બંદરે પહોંચતાં અમારામાંથી કેટલાક બંદર જોવા ઉતરી પડયા. અમારી સ્ટીમર ઘણી જ મોટી હોવાથી તે ડેક કિનારા સુધી જઈ શકે તેમ નહોતી એટલે અમારે ન્હાની ન્હાની સ્ટીમ લોંચમાં બેસી કિનારે જવું પડયું. વિછણને એનાં બચ્ચાં વળગી પડે એમ અમારી સ્ટીમરની આસપાસ ન્હાની ન્હાની લોંચો અને હોડીઓ વીંટળાઈ ગંઇ અને ઉતારૂઓ અને સામાન નીચે ઉતરવા લાગ્યો. કેટલાક અરબ વેપારીઓ ઝવેરાતના દાગીના અને પાઉંડ, શિલિંગના સિક્કાઓ લઇને સ્ટીમર પર ચઢયા. યૂરોપીઅન મુસાફરોએ દાગીના મૂલવ્યા, અને ગરીબ હિંદીઓએ અમારી નોટો અને રૂપીઆઓ આપી પાઉંડ શિલિંગ ખરીદ્યા.

રાત્રે એડન બંદરની શોભા અનુપમ હતી. એનો પરવલય જેવો વાંક, દરિયાને ફરતી સડક અને તે પરની ઝગમગતી દીપમાલા હિંદી મુસાફરને ચોપાટીનું સ્મરણ કરાવતી. બંદરથી થોડે દૂર કેન્ટોનમેન્ટ છે. આ કેન્ટોનમેન્ટની પચરંગી વસ્તિ ૪૦,૦૦૦થી ઉપર છે. એડન શહેર બંદરથી ૭ માઇલ છેટે છે પણ તે અંગ્રેજોને કબજે નથી. એડન અરબી સમુદ્ર અને રાતા સમુદ્રના સંગમસ્થાને છે અને એથી એ બે સમુદ્રની ચાવી એડનના સ્વામીને

કબજે છે. એડન, સુવેઝ, સાયપ્રસ, પોર્ટસૈયદ, જીબ્રાલ્ટર–આ ચાવીઓનું ઝુમખું અંગ્રેજોની કેડે છે અને એ ઝુમખાને પ્રતાપે હિંદુસ્તાન અને યૂરોપ વચ્ચેના આખા જલમાર્ગના તેઓ સ્વામી છે. તેઓ ધારે ત્યારે એ જલમાર્ગ ખુલ્લો કરી શકે તેમ છે, ધારે ત્યારે તે બંધ કરી શકે તેમ છે. એમ કહેવાય છે કે બ્રિટિશ તાજનો કોહિનૂર (હિંદુસ્તાન) પોતાના હાથમાંથી ન છટકે એટલા માટે જ અંગ્રેજોએ આ બધી ચાવીઓ એક પછી એક પોતાના ઝુમખામાં પરોવી દીધી છે અને અરબસ્તાન અને મીસર પર જે બેડીઓ લદાઈ છે તેનું ખરૂં કારણ આ હતભાગી હિંદુસ્તાન છે.

આજે કરાંચીથી યૂરોપનો વાયુમાર્ગ અંકાય છે અને બસરા, મીસરને માર્ગે થઇને વાયુયાનો લઈ જવાની પેરવી થાય છે. ઇરાક પર અંગ્રેજોની મીઠી નજર ઠરી છે એનું કારણ આ વાયુમાર્ગ છે. જલમાર્ગની માફક વાયુમાર્ગની પણ કુંચીઓ પોતાની કેડે ખોસવાની અંગ્રેજોની સ્વાભાવિક મુરાદ છે. ઇરાને પોતાના મુલકોમાંથી વિમાનો લઇ જવાની ઘસીને ના પાડી છે એટલે હવે મીસરનો માર્ગ પસંદ થયો છે. મીસરને આઝાદી મેળવતાં જે વિલંબ થાય છે એનું રહસ્ય આ વાયુમાર્ગના ઝુમખામાં છૂપાયું છે. પણ આ તો હું આડી વાતો પર ઉતરી પડયો. હવે મુદ્દા પર આવું.

એડન છોડયા પછી અમે રાતા સમુદ્રમાં પ્રવેશ કર્યો. રાતો સમુદ્ર અરબસ્તાન અને આફ્રિકાના કિનારા વચ્ચે છે અને એથી એ ભૂસમુદ્ર (Inland Sea) કહેવાય. આને લીધે અરબી સમુદ્રની માફક આ સમુદ્રમાં આંતર પ્રવાહો (Under-currents) નથી અને એથી એ ચોમાસામાં પણ પ્રમાણમાં શાન્ત રહે છે. રાતો સમુદ્ર અરબી સમુદ્રના મુકાબલે છીછરો ગણાય, પણ એનું પાણી વધારે ખારાશવાળું છે. હિંદી મહાસાગરના પાણીમાં સેંકડે ૭ ટકા ખાર છે ત્યારે રાતા સમુદ્રના પાણીમાં ૨૦ ટકા ખાર છે. રાતા સમુદ્રમાં ઘણીવાર બેટના સ્વરૂપમાં ધરતીમાતા ઉપસી આવે છે અને પત્થરના બનેલા આ નિર્જન બેટો પર દીવાદાંડીનો દીપક સંકોરતા એકલવાયા માણસની આપણને સહેજે અનુકમ્પા આવે છે. આવા બેટો અને દીવાદાંડીઓ અનેક છે અને તે દરેક પર રાત્રે દીવો પ્રગટે છે. આ દીવો આગીઆની પાંખોની માફક ચમકતો વીસવીસ પચીસપચીસ માઇલ સુધી દેખાય છે. સુવેઝની પાસે આવતાં The Brothers–બંધુઓના દ્વીપ આવે છે. આ બે દ્વીપ પર પણ દીવાદાંડી છે.

મુસાફરોમાં મારી સાથે આપણા ગૂજરાતી ભાઇઓ છે એની મને ત્રણ દિવસ પર જ ખબર પડી. તેઓ અમલસાડ પાસેના છે. આ ઉપરાંત સ્ટીમરમાં ઘોઘાના મુસલમાન ભાઇઓ છે. તેઓ ખારવા અને નોકર તરીકે કામ કરે છે. લગભગ ચાલીસને આસરે હશે. તેમને ખાવાપીવા ઉપરાંત રૂ. ૧૪ થી માંડીને રૂ. ૩૫ સુધીનો પગાર મળે છે. તેમને એટલેથી સંતોષ તો નથી જ પણ એથી વધારે તેમને બીજે મળે તેમ નથી એટલે પરાણે સંતોષ માનવો પડયો છે. આ ભાઇઓની સાથે સ્વભાષામાં વાતો કરતાં મને ઘણો જ આનંદ આવે છે. તેઓ પણ મારી તરફ ખેંચાય છે અને દરરોજ એક બે કલાક વાતો કર્યા વિના અમને એકેને ચેન પડતું નથી. × × × હવે અમે થોડી જ વારમાં સૂવેઝની નહેરમાં પ્રવેશ કરીશું એટલે ટપાલમાં બીડવા આ પત્ર બંધ કરૂં છું.

લિ. નંદલાલના પ્રણામ

## પત્ર ૩ જો

તા. ૧૧-૮-૧૯૨૭ ગુરુવાર,
બપોરના ૨-૪૫ વાગે.

સ્નેહી ભાઇશ્રી,

રવિવારે અમે સુવેઝની નહેરમાંથી પસાર થયા. આ નહેર ફ્રેન્ચ ઇંજનેર ફર્ડીનાન્દ દ લેસેપ્સે ૧૮૬૯માં બાંધેલી. એની લંબાઈ ૮૪૧/૨ માઈલ છે અને પહોળાઇ ૩૦૦ ફુટથી ૫૦૦ ફુટ છે. આ નહેરમાંથી મોટામાં મોટું બારકસ ૨૮,૦૦૦ ટનનું પસાર થયું છે. નહેરની મધ્યમાં ગ્રેટ બિટર લેઈક અને તસમાનનાં બે સરોવરો છે. આફ્રિકાની બાજુ લીલી ઝાડી છે અને એશિયાના કિનારા પર રેતીના રણ છે. સુવેઝથી પોર્ટસૈયદ નહેરની સમાંતર રેલગાડી દોડે છે અને રેલના પાટા અને નહેરની વચ્ચે સાયકલ અને મોટરની સડક છે. આથી રેલગાડી, મોટર અને સ્ટીમર ઘણીવાર શરત દોડે છે અને એ શરતમાં સ્ટીમર હારી જાય છે. કારણકે પાણી ઓછું હોવાને લીધે સ્ટીમરનો વેગ ૭ માઈલ પણ ભાગ્યે જ હોય છે.

નહેરમાં દર બે-ત્રણ માઇલે ડ્રેજરો રાખેલા છે. તે કચરો બહાર કાઢે છે. કિનારા પર પત્થરો જડવાનું કામ નિરંતર ચાલ્યા કરે છે. આ માટે દર વહાણ પાસેથી વેરો ઉઘરાવાય છે. અમારી સ્ટીમર આ વેરાપેટે ૩૦,૦૦૦ રૂપિયા ભરે છે. આ નહેરની યોજના પાર પાડવાનું માન મીસરના તુર્કી સુબા અને ફ્રેન્ચ પ્રજાને ઘટે છે. અંગ્રેજ પ્રજા આ યોજનાની વિરુદ્ધ હતી. માત્ર ગ્લેડસ્ટન એની તરફેણમાં હતા પણ એમનું એકલાનું કોણ સાંભળે ? આખર જ્યારે મીસર બ્રિટનની હકુમત નીચે આવતું ગયું ત્યારે મીસરનો પોતાનો અડધો ભાગ ઈંગ્લાંડે ખરીદી લીધો અને આથી આજે નહેરના સ્વામી અંગ્રેજો થઈ પડ્યા છે. યૂરોપીય યુદ્ધ સમયે (૧૯૧૫) તુર્કી મનવારોએ તસમાનનાં સરોવર આગળ અંગ્રેજ અને ફ્રેન્ચ સ્ટીમરો પર હુમલો કરેલો પણ હિંદી સિપાઇઓએ એ મનવારોનો આફ્રિકાના કિનારા સુધી પિછો પકડ્યો અને એ મનવારોને ભાગી જવું પડ્યું. નહેરની આસપાસ મીઠા પાણીની અને ખોરાકની ભારે તાણ છે એટલે એવા સ્થાન માટે હિંદી સિપાઈઓની જ પસંદગી થાય એ સ્વાભાવિક છે.

### પોર્ટસૈયદ

સોમવારે રાત્રે ૮-૩૦ વાગે અમારી સ્ટીમરે પોર્ટસૈયદના બારામાં પ્રવેશ કર્યો. કિનારા પર કામ કરતા મીસરી અને અરબ મજૂરોએ નહેરમાં નગ્ન ઉભા રહી, અમારી સામે બીભત્સ ચેષ્ટાઓ કરી અમને જે ક્ષોભ પમાડ્યો હતો તે પોર્ટસૈયદના કિનારા પર પગ મૂકતાં અનેકગણો વૃદ્ધિ પામ્યો. અમારી આસપાસ રંગબેરંગી પોસ્ટકાર્ડ વેચતા ફેરીઆઓ ફરી વળ્યા. × × × અર્થ સમજતાં મને ખૂબ જ ચીઢ ચઢી. મેં એને જણાવ્યું કે એ મારૂં અપમાન કરે છે ત્યારે એણે મારો પિછો છોડ્યો. × × × પોર્ટસૈયદ અંગ્રેજોને કબજે છે. મીસરી પોલિસ બંદોબસ્ત જાળવે છે, છતાં આ અનીતિના દલાલોના ત્રાસમાંથી અજાણ્યા મુસાફરોને તે રક્ષણ આપતી નથી. ઉલટું, એ પોલિસ આ દલાલોની સાથે મળી ગયેલી જણાય છે. × × × પોર્ટસૈયદનું બંદર નહેર ઉઘડ્યા પછી જ હસ્તિમાં આવ્યું છે. તેમાં પચરંગી પ્રજા વસે છે. × × ×

પોર્ટસૈયદથી ઘણા નવીન મુસાફરો અમારી સ્ટીમરમાં દાખલ થયા. આમાં ઇજિપ્ત, ફ્રાન્સ, ગ્રીસ અને ઇટાલિના મુસાફરો મુખ્ય છે. હવે તો જાણે અમે એક નાનકડા યૂરોપમાં ફરતા હોઇએ એમ લાગે છે. અમારી સ્ટીમર જે પહેલાં ખાલી હતી તે હવે ભરી ભરી લાગે છે. પુરુષો કરતાં એકલવાયી સ્ત્રીઓની સંખ્યા વધારે છે અને એ નિયમિત રીતે પુરુષોના બધા જ ખેલો ખેલે છે, વાંચે છે, નાચે છે અને કૂદે છે, અને દારુ પણ પુરુષોની માફક જ પીએ છે. આપણે ત્યાંના શોખીન પુરુષોના જેવા જ ઝુલ્ફાવાળા વાળ તેઓ રાખે છે અને પાછળ બોચી પર અસ્ત્રો ફેરવાવે છે. × × ×

મીસરના સ્ત્રીપુરુષો માત્ર તેમની કાળી ભ્રમર પરથી જ ઓળખાય છે. તેમનો પહેરવેશ, અને તેમના ગૌર મુખ યૂરોપીઅનો જેવાં જ છે. તેઓ નાચે છે પણ યૂરોપીઅનોની પેઠે, દારૂ પણ તેમની માફક જ પીએ છે. માત્ર યૂરોપીઅનોથી તેઓ જુદા ઉઠે બેસે છે, જુદા ખાય પીએ છે અને પૂર્વના સંબંધને લીધે અમારી સાથે કંઇક વધારે જામે છે. પણ હજુ એમની અને અમારી વચ્ચેનો પડદો તૂટ્યો નથી.

પોર્ટસૈયદ છોડયા પછી અમારી સ્ટીમરે ભૂમધ્ય સમુદ્રમાં પ્રવેશ કર્યો છે. ભૂમધ્ય સમુદ્ર પણ રાતા સમુદ્રની જેમ શાંત છે. આજે પરોઢિયે પાંચ વાગે ઇટાલી અને સિસિલી વચ્ચેની મેસિનેની સામુદ્રધુનિમાંથી અમે પસાર થયા. બન્ને કિનારે ન્હાની ન્હાની, વાદળથી ઢંકાયેલી ટેકરીઓ છે અને ટેકરીઓની તળેટી પર નાજુક બંગલાઓની હાર લાગેલી છે. આ લીલીછમ ટેકરીઓ જોઇ મને આબુનું સ્મરણ થઈ આવ્યું. આબુમાં માત્ર નખી તળાવ જ છે, અહીંઆ ભૂમધ્ય સમુદ્ર રેલે છે. આથી આ સ્થાનની શોભા ઘણી વધી જાય છે. ન્હાના ન્હાના સફેદ બગલાની પાંખ જેવા સઢ ચઢાવેલા વહાણો, સમુદ્રનું ધીરું, મધુરું ગર્જન અને મંદ, શીતલ પવન જ્યારે આ કિનારાઓને આબુરાજ કરતાં પણ વિશેષ રમ્ય અને મોહક બનાવે છે ત્યારે જીનો અને રેલ્વે એન્જીનોનાં ભૂંગળાં એનાં નૈસર્ગિક સૌંદર્યને ધૂમાડાથી રંગે છે. આ ધૂમાડો કોઈ સુંદર સ્ત્રીના મુખ પર મેંશનો ચાંદલો કર્યો હોય તેવો શોભે છે.

આગળ જતાં ઇટાલીની બાજુ સ્ટ્રોમબોલિનો જ્વાળામુખી એના ધૂમાડાથી પ્રવાસીનું ધ્યાન તરત જ ખેંચે છે અને એના મોટા બંધુ વિસુવીઅસનું સ્મરણ કરાવે છે. રાતના એની ધગધગતી જ્વાળાઓ જોઇ, કોઈ દીર્ઘકાય અગ્નિમુખી રાક્ષસની કલ્પના મનમાં ઉદ્‌ભવે છે. અત્યારે તો એ નિદ્રાધીન છે પણ જ્યારે એ જાગે છે ત્યારે સમુદ્રને પણ ઉકાળી નાંખે એટલો અગ્નિરસ ( lava ) એના મુખમાંથી ઝરે છે. પ્રભુની અનંત શક્તિનું ભાન કરાવનારા આવા જ્વાળામુખીવાળા દેશમાં જ્વાળામુખી જેવા મુસોલિની પાકે છે અને જ્વાળામુખીની જેમ સમગ્ર દુનિયાની આંખને પોતાની જ્વાળાથી આંજી દે છે. જાણે જ્વાળામુખી પહાડો અને જ્વાળામુખી મનુષ્યોનો એક જ સ્થાને સંગ્રહ કરવાનો વિધિએ નિશ્ચય ન કર્યો હોય એમ ભ્રાંતિ થાય છે.

ગઈકાલે અમારી સ્ટીમરે ૪૧૯ માઇલનો પંથ કાપ્યો. સમગ્ર પ્રવાસમાં આ અમારો સૌથી લાંબો પંથ છે. હવે માર્સેલને અને અમારે ૪૮૫ માઇલનું છેટું છે. આજે રાત્રે અમે નેપોલિયનની જન્મભૂમિ કોરસિકા પહોંચીશું અને આવતી કાલે સાંજે પાંચ વાગે અમે માર્સેલ પહોંચી ફ્રાન્સની સ્વતંત્ર ભૂમિ પર પગ મૂકીશું.

લિ૦ નંદલાલના પ્રણામ

# જ્ઞાનગોચરી

## (૧) ઇંગ્લંડની એશિયા વિરુદ્ધની લડાઇની યોજના

તા. ૨૫ ઑગસ્ટ ૧૯૨૭ના 'ધ પીપલ'ના અંકથી ઉપરના વિષય ઉપર 'એગ્નીસ સ્મીડલી' (?) નામની જર્મન બાઇએ એક લેખમાલા શરૂ કરી છે. છાપામાં આવતા ખબરો ઉપર સરકારના અંકુશને લીધે કેટલીક ખબરો જે દુનિયાંના બીજા ભાગમાં પ્રસિદ્ધ થાય છે તેની આપણને માહિતી હોતી નથી માટે એવા ખબરો ઉપરથી બ્રિટનની હાલની રાજનીતિ એશિયામાં કેવી છે તે વિશે તે લખે છે.

તે કહે છે કે ઇંગ્લંડનો તાત્કાલિક નેમ ગમે તેવી રીતે રશિયા સાથે વિગ્રહ કરવાનો છે. ઇંગ્લંડ મૂડીદાર રાજ્યના પ્રતિનિધિ તરીકે રશિયાના નવા આર્થિક તંત્રને નાબુદ કરવા ઇચ્છે છે. રશિઆ સામેનું આ યુદ્ધ અત્યંત ભયંકર થશે કારણકે રશિયા એશિયાઈ રાજ્ય છે અને ઇંગ્લંડના હિતસંબંધવાળાં ચીન અને હિંદની નિકટ છે.

"વિગ્રહ સળગાવવાને ઇંગ્લંડ અત્યારે જે ધાંધલ કરે છે તેવી ધાંધલ આજ સુધી કોઈ રાજ્યે કરી નથી. પોતાના લાક્ષણિક દંભ અને અપ્રમાણિકતાથી રશિયાને પહેલું પગલું ભરવાની તે ફરજ પાડે છે. જેથી કરીને ઇંગ્લંડ 'સદ્‌ગૃહસ્થ' જ રહે અને આંતર રાષ્ટ્રીય સંઘ સોવીએટ પ્રજાસત્તાક રાજ્ય સામે વિગ્રહ જાહેર કરે અને તેની આસપાસ ઘેરો ઘાલે."

ઇંગ્લંડે આને માટે એક પછી એક કાર્યો આદરી દીધાં છેઃ (૧) રશિયા સામે યુદ્ધનું વાતાવરણ ઉત્પન્ન કરવાને જબ્બરદસ્ત પ્રચારકામ તે ચલાવે છે. (૨) ચીન અને યુરોપમાં રશિયાની સામે થવા રશિયાના ઝારના પક્ષના ઑફિસરોને તે આશ્રય આપે છે. (૩) રશિયાની સામે જાસુસો અને મારાઓનું આખું લશ્કર રાખે છે. (૪) પેકિંગ, શાંગહાઈ, હોન્કોંગ ખાતે રશિયન એલચી ખાતાંઓ ઉપર કરેલા હુમલાઓ અને ચીનના કૉમ્યુનિસ્ટોનાં ખૂનો. (૫) લન્ડન ખાતેની આરકૉસ કંપની અને રશિયાના વેપારનાં કાર્યાલયનાં મથકો ઉપરના હુમલા અને રશિયા સાથેના રાજકારણી વ્યવહારનું બંધ પડવું. (૬) પોલૅન્ડ ખાતે રહેતા રશિયાના એલચી વાઇકૉફનું ખૂન. (૭) રશિયાના મુખ્ય રાજદ્વારી પુરુષો અને અર્થશાસ્ત્રીઓનાં ખૂન કરવાનાં કાવત્રાં. (૮) રશિયાની સામે થવા હિંદુસ્તાનને લડાઇનું મથક કરવાની તૈયારીઓ.

ઇંગ્લંડની લશ્કરી યોજનાઓ વિશે તો આપણે બધા થોડું થોડું જાણીએ છીએ. સરહદ ઉપર જમીન અને હવાઇ લશ્કરી મથકો, ખૈબરઘાટની અફઘાન સરહદ સુધી જવાની લશ્કરી રેલવે, સિંગાપોરનું મુખ્ય મથક અને તેની સાથે સાંધેલાં રંગુન, સિલોન, બ્રિટિશ ઉત્તર બોર્નિઓનાં ગૌણ મથકો, જમીનનું લશ્કર કામ ન કરી શકે તો પણ હિંદને કબજે રાખી શકે તેવાં હવાઇ વિમાનો વગેરે તો સર્વ જાણે છે. પણ કોઇને ખ્યાલ ન હોય એવું તો રશિયા વિરુદ્ધનું હડહડતાં જુઠ્ઠાણાંનું પ્રચારકામ છે. રશિયાનું રાજ્ય અમાનુષ, અસંસ્કૃત, જંગલી, જુલ્મી છે અને દુનિયાંની સંસ્કૃતિને તેથી જોખમ છે એ એક જ વસ્તુ ફરી ફરીને કહેવાય છે.

રશિયાની સાથે જ ચીન અને હિંદનો પ્રશ્ન છે. આ બન્ને રાજ્યોમાં બ્રિટનની પુષ્કળ મૂડી છે અને તે બન્નેને ગુલામી કે તાબેદારીમાં રાખવાં જ જોઇએ. જે તંત્રથી તે અત્યારે તાબેદારીમાં છે તે તંત્ર રશિયા વચમાં આવવાથી તૂટે છે. ચીન પણ એ જ તંત્ર પર જબરા હથોડા મારે છે. માટે ચીન પણ 'ભયંકર' છે! ચીનના સ્વાતંત્ર્ય યુદ્ધમાં રશિયાની મદદ છે તે સ્થિતિથી ઇંગ્લંડ ત્રાસી ગયું છે!

આ લેખમાલા હજી ચાલુ છે. તા. ૧ લી સપ્ટેંબરના અંકમાં વિલફ્રેડ વેલ્લૉક નામના અંગ્રેજ લેખકનો **'બ્રિટન અને રશિયા'** વિશે લેખ છે. તેમાં પણ રશિયા અને ઇંગ્લંડ વચ્ચેના તાણ સંબંધી લખ્યું છે. લેખક કહે છે કે બધાં રાજ્યોમાં ક્રાન્તિઓ થઇ છે, રાજાઓ પદભ્રષ્ટ થયા છે, ખુદ ઇંગ્લંડે રાજાનો શિરચ્છેદ કર્યો છે, રાષ્ટ્રીય દેવાં અપાયાં નથી પણ રશિયા બધા કરતાં જુદું ગણાય છે. કારણ કે તેણે આખું તંત્ર બદલ્યું છે.

સોવીએટ રાજસત્તાએ દેવા બાબત બ્રિટન સાથે મસલત ચલાવવા તૈયારી બતાવી હતી. અને તે બને તેટલાં નાણાં ભરવા તૈયાર પણ છે. પણ લેખક લખે છેઃ-

"પણ યાદ રાખવું જોઇએ કે ઝારની જુલ્મગાર સત્તા સામે સોવિયેટ નેતાઓને ઝૂઝવું પડ્યું હતું અને પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા માટે તેઓ સૈબિરિયા દેશનિકાલ થતા હતા ત્યારે તેમણે જાહેર રીતે કહ્યું હતું, અને કૉન્ફરન્સોના ઠરાવથી પૂરેપૂરૂં સ્પષ્ટ કહી દીધું હતું કે તેમનો મુક્તિનો દિવસ આવશે અને સત્તાની લગામ તેમના હાથમાં આવશે ત્યારે, તેમને દાસત્વમાં રાખવાને જે પૈસો ધીરાતો હતો તે પૈસો તેઓ પાછો આપશે નહિ. તેમણે અમને (અંગ્રેજોને) પ્રમાણિકપણે ચેતવણી આપી હતી. અને જે પૈસો રશિયાને ધીરતા હતા તેનો શો ઉપયોગ થાય છે તે અમે જાણતા હતા."

તે પછી ઈંગ્લંડે રશિયાને લડાઇ પછીનાં વરસોમાં કેવી રીતે હેરાન કર્યું છે તે બતાવે છે. પછી લખે છેઃ—

"રશિયા અમારાં છિદ્રો જાણે છે અને તેનો કેમ લાભ લેવો તે પણ જાણે છે. તે જાણે છે કે પૂર્વ દેશોના વિકાસમાં જ અમારો સ્વાર્થ છે. અમે સમજીએ તે કરતાં પૂર્વનો સ્વભાવ તે વધારે સારી રીતે જાણે છે, કારણકે તે દેશ પશ્ચિમ કરતાં પૂર્વનો છે. વળી દેશની નિકટતાથી તેમ જ રાજકૌશલથી પૂર્વ પર અસર કરવાને તેની સ્થિતિ વધારે અનુકૂળ છે. ક્રાન્તિ પછી સૌથી પહેલું કાર્ય તેણે કર્યું તે એ હતું કે ઇરાન, ચીન વગેરે દેશો ઉપરના પોતાના મુલકી હકો તેણે છોડી દીધા. આ કાર્યની સઘળા પૂર્વ દેશો ઉપર જાદુઇ અસર થઇ છે. અને તેથી તેને વિશાળ દેશોની સક્રિય અને લાગણીભરી દિલસોજી મળી છે. આ એક જ કાર્યથી રશિયાને દરેક પૂર્વની સરકારમાં સત્કાર મળ્યો છે."

પૂર્વનાં ઘણાંખરાં રાજ્યો પશ્ચિમનાં રાજ્યોના ભયમાં છે. તેમનાંથી તેમને મુક્ત થવું છે. તેથી સ્વાભાવિક રીતે તે સઘળાં રાજ્યો રશિયાની મદદ સ્વીકારે છે. આ રીતે ઇરાન, ચીન અને કદાચ જાપાનમાં પણ તેની અસર છે. અફઘાનિસ્તાનને પરરાજ્યો સાથેના વ્યવહારની છૂટ મળી છે ત્યારથી ત્યાં પણ રશિયાની સારી લાગવગ છે.

ઇંગ્લંડ બરાબર આની વિરુદ્ધ ચાલે છે, હિંદના ઉત્તર ભાગમાં રેલ્વે, સિંગાપુરનું મથક, હિંદી દરિયાઇ લશ્કર, દરિયાઇ કાફલાના અમુક ભાગને પૂર્વમાં રાખવાનું ફૂલ્સ, અફઘાન સરહદ ઉપર લશ્કરી સરંજામનો જમાવ, અને જીનિવા કૉન્ફરન્સમાં લશ્કરી તૈયારીઓ ઓછી કરવાની નાખુશી એ બધું એ જ નીતિ બતાવે છે.

છેવટે લેખક પ્રશ્ન પૂછે છે કે આ કામદાર વર્ગની મુક્તિ તો થવાની જ છે તો તે શાન્તિમય સાધનોથી થશે કે હિંસાત્મક સાધનોથી ? અત્યારે ચાલતી રાજનીતિથી એક ભયંકર ક્રાન્તિ આખા પૂર્વમાં થશે. તેમાંથી સળગતો દાવાનળ આખા પૂર્વમાં ફેલાશે કદાચ આખી દુનિયામાં !

બીજો ઉપાય એ છે કે હિન્દ અને ચીન જેવા દેશોને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી. લેખક કહે છે કે જો આપણી સંસ્કૃતિ નભાવવી હોય તો એ જ ઉપાય છે કે રશિયા અને બ્રિટને હાલનાં વલણો છોડી દઇને એક બીજા સાથે મૈત્રી અને સહકાર રાખવો જોઇએ.

હિંદી ભાઇઓ આ કાંઇ વિચારશે કે હિંદુ મુસલમાનો લડયા જ કરશે ? !



## (૨) ચાઈનીઝ વિનમ્રતાનો નમૂનો

સપ્ટેંબર તા. ૨ ના 'ટાઇમ્સ'માં એક ખબરપત્રી તરફથી, ચાઇનીઝ વિનમ્રતાના નમૂનારૂપ, એક તંત્રીએ એક લેખને પાછો કેવી રીતે મોકલ્યો તેનો ઉતારો કરવામાં આવ્યો છે. આપણે ત્યાં તંત્રીને એક ઘણી જ કફોડી ફરજ બજાવવાની હોય છે, અને તે લેખ પાછા મોકલવાની. અમે માનીએ છીએ કે તંત્રીઓ ચાઇનીઝ વિનયનું ધોરણ સ્વીકારે તો કોઇ પણ લેખકને માઠું લગાડયા સિવાય તેઓ પોતાની ફરજ બજાવી શકે.

ચીની તંત્રીએ લેખકને લખ્યું:–

"તમારૂં લખાણ વાંચીને અમને અપાર આહ્લાદ ઉપજ્યો છે. અમારા પિતૃઓની પવિત્ર રાખના સોગંદ લઇને અમે કહીએ છીએ કે ગમે તેને આંજી નાંખે તેવી આપની મહાન કૃતિ જેવી અમે બીજી કોઇ જોઈ નથી. જો અમે તેને છાપીએ, તો આપણા મોટા અને બળવાન માલેક—નેક નામદાર શહેનશાહ એને જ એક આદર્શ તરીકે સ્વીકારવાનું કહે, અને હવે પછી એનાથી ઉતરતી કોઇ પણ કૃતિ છાપવાની ના કહે ! પણ છેલ્લાં દસ હજાર વર્ષમાં આપની કૃતિની તોલે આવે એવું બીજું કશું અમને ન જડવાથી, શોકથી અમે અતિક્ષુબ્ધ થયા છીએ છતાં અમને આપનું દિવ્ય લખાણ પાછું મોકલવું પડે છે, અને તેમ કરવા માટે અમો આપની સહસ્ર માફી માગીએ છીએ."

પ્રા. વિ. પા.



## (૩) સાકકો-વાન્ઝેટ્ટીને અમેરિકાએ આપેલો ન્યાય

જ્યારે કોઇ પણ પ્રજામાં સડો પેસે છે ત્યારે તે તેની ન્યાયની અદાલતોમાં પણ દેખા દે છે. ન્યાય શુદ્ધ રીતે થાય છે કે જુઠ્ઠી રીતે, તે પરથી પ્રજામાં પ્રાણ છે કે બીરૂતા છે એનું માપ આપણે કાઢી શકીએ છીએ.

અમેરિકામાં–યુનાઇટેડ સ્ટેટસમાં પ્રજાસત્તાક રાજ્ય છે એમ કહેવાય છે; પણ ખરેખરી રીતે ત્યાં મુડીવાદનું રાજ્ય છે. સામ્યવાદ કે સમાજસત્તાવાદથી પશ્ચિમ ગોળાર્ધ બહુ દૂર છે, છતાં યુનાઇટેડ સ્ટેટસ તેનાથી અતિશય ગભરાય છે. સાક્કો–વાન્ઝેટ્ટી–જે કારણસર વીજળીની ખુરશી પર મૂકી બાળી નાંખવામાં આવ્યા તેની વિગત આવી છે. તેનો સાર નીચે મુજબ:

૧૯૨૦થી બોલ્શેવીઝમની બીક બધે ફેલાવા માંડી, અને અમેરિકાએ, જૂના કાળમાં જેમ જ્યૂ–યાહુદી–લોકોને દેશપાર કરવામાં આવતા હતા, તેમ બધા સમાજવાદીઓને –Reds–લાલ ટીલાંવાળાને પોતાના દેશમાંથી પકડી પકડીને દેશનીકાલ કરવાની પદ્ધતિ સ્વીકારી. આ વખતે માસાચસેટસના દક્ષિણ બ્રેઇનટ્રીમાં ૧૫,૦૦૦ ડોલર લઇને એક માણસ

ખૂટ બનાવવાની ફેક્ટરીનો પગાર કરવા જતો હતો, તેનું રસ્તામાં ખૂન થયું, અને કોઇ પાંચ પરદેશી જેવા દેખાતા ગુન્હેગારો મોટરમાં બેસી પૈસા લઇને નાસી ગયા.

ત્યારબાદ ત્રણ અઠવાડીઆં વીત્યા બાદ સાક્કો–વાન્ઝેટ્ટીને પકડવામાં આવ્યા (૧૯૨૦). એ બન્ને ઇટલીથી આવીને અમેરિકામાં વસ્યા હતા. બન્ને ટોલ્સ્ટોયના અનુયાયીઓ, અને સામ્યવાદીઓ હતા, અને મૂડીવાદની હાલની પ્રણાલિકા વિરુદ્ધ તેમના અભિપ્રાયો દૃઢ હતા. સાક્કો બીજી ખૂટ ફેક્ટરીમાં કામ કરતો, અને વાન્ઝેટ્ટી મચ્છીની ફેરી કરી ગુજરાન ચલાવતો. આ ખૂનના બનાવ વખતે પોલીસ સામ્યવાદીઓને પકડી જતા, અને એથી તેઓ પકડાવાના ભયમાં છાના રહેતા. તેમનો એક સાલ્સેડો નામનો મિત્ર પકડાયા બાદ પોલીસ સ્ટેશનની એક ઉંચી બારીમાંથી નીચે પડી મરણ પામ્યો; અને સાલ્સેડોએ પોતે આપઘાત કર્યો, કે કોઇ પોલીસે તેને ધક્કો માર્યો તે બાબત તપાસ કરવા જતાં પોલીસની દૃષ્ટિ એમના પર પડી. જ્યારે એમને પકડવામાં આવ્યા, ત્યારે તેમણે ગભરાઇને આ બનાવ વિશે કંઇ ઉલ્લેખ કર્યો અને થોડું ખોટું પણ બોલ્યા.

એમના કેસની સુનવણી એક વર્ષ પછી થઇ, અને પોલીસોએ જુદા સાક્ષી ઉભા કરી એમ સાબીત કરવા પ્રયત્ન કર્યો કે ૬૦ વારને અંતરે સાક્ષીએ જોએલ ગુન્હેગારો તે સાક્કો અને વાન્ઝેટ્ટી જ હતા!! આ દલીલ વિરુદ્ધ બચાવ પક્ષ એટલું સાબીત કરી શક્યો કે ખૂન થયું તે વખતે સાક્કો–વાન્ઝેટ્ટી કોઈ બીજી જ જગ્યાએ હતા. પણ અદાલતે તો તેમને ગુન્હેગાર ઠરાવવા નિશ્ચય જ કર્યો હતો; અને જ્યુરીના મુખ્ય માણસે પોતાના મિત્રને એટલે સુધી પણ કહ્યું કે "ગમે તેમ સામ્યવાદી તરીકે પણ તેમને ફાંસીએ લટકાવવા જોઇએ."

સાક્કો વિરુદ્ધ એક એવી સાક્ષી હતી કે મરનારના શરીરમાંની ગોળી સાક્કોની રીવૉલ્વરની ગોળી જેવી જ હતી. પણ આથી તે ગોળી સાક્કોએ જ છોડેલી એમ સાબીત થઈ શકે તેમ નહોતું, અને મારી મચડીને જો કે કોર્ટ આ બાબત સિદ્ધ કરવા માગતી હતી તો પણ સુનવણી પૂરી થયા બાદ જ્યારે એફીડેવીટ કરવા તે સાક્ષીને કહ્યું ત્યારે તે ગોળી સાક્કોની રીવોલ્વરની જ છે એમ સાક્ષી આપવા તેણે સાફ ના કહ્યું.

આ પરથી કેસની ફરી વાર સુનાવણી કરવામાં આવી; અને અકસ્માત એવો બન્યો કે મેડેઇરો નામના પોર્ટુગીઝ ધાડપાડુએ આગળ આવીને એમ કબુલ કર્યું કે આ કેસમાં પોતાની ટોળીનો હાથ હતો, અને સાક્કો–વાન્ઝેટ્ટી તેની ટોળીના માણસો નહતા. સાક્કો–વાન્ઝેટ્ટીના પક્ષની આ વિગત જાણી જોઇને કોર્ટ તથા પ્રોસીક્યૂશન તરફથી દાબી દેવામાં આવી અને સાત વર્ષે તેઓને દેહાંતદંડની સજા કરવામાં આવી!!

સાક્કો–વાન્ઝેટ્ટી સામે કશો પુરાવો નહોતો. તેમને નાસી જવાની તક હતી, છતાં તેઓ નાસી ગયા નહોતા. પરંતુ અમેરિકાનું લિબરાલીઝમ–સ્વાતંત્ર્યવાદ–યુરોપના હરકોઈ સ્થિતિરક્ષક રાજનીતિ કરતાં સંકુચિત થઈ ગયો છે, અને સામ્યવાદના સિદ્ધાન્તને દાબી દેવા તેણે ગમે તેવા ઉપાયો હાથમાં લેવા માંડ્યા છે.

વાન્ઝેટ્ટીના છેલ્લા શબ્દો આ હતા: "હવે અમારી જીંદગી અફલ ગઇ છે એમ કોઇ નહિ કહે. આવી અમારી કારકીર્દી છે, અને આ અમારો વિજય. આ અકસ્માતથી અમે —ન્યાય અને માનવ માનવ વચ્ચેની સમજુતી માટે જેટલું કર્યું છે તેટલું આખી જીંદગીમાં કરી શક્યા નહોતા...પણ–આ અમારા જીવોની હત્યા!–એક ભલા મોચીની અને બીજા ગરીબ મચ્છીની ફેરી કરનારની–આ બધું! એ છેવટની ક્ષણ અમારી છે–આ દુઃખ અમારો વિજય છે"!

ન્યાયને નામે થતા ઘોર અન્યાયો સામે આ શિક્ષણ દુનિયાની આંખ ઉઘાડશે એમ અમે માનીએ છીએ.

પ્રા. વિ. પા.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**નિઘંટુ આદર્શઃ**–લેખકઃ–બાપાલાલ ગડબડદાસ શાહ, હાંસોટ. કિંમત રૂા. ૬–૮–૦

આ ગ્રંથ આ વિષયના સાહિત્યમાં ઘણી રીતે અદ્યતનીય ( up to date) છે. દેશી વૈદું શીખવા–જાણવા માટે નિઘંટુઓ બહુ ઉપયોગી છે. પણ દેશી વૈદકધંધાની વર્તમાન સ્થિતિમાં નિઘંટુ જ્ઞાનની સામાન્ય રીતે ઉપેક્ષા કરવામાં આવે છે. ધન્વન્તરિ નિઘંટુ, રાજનિઘંટુ વગેરે જૂના નિઘંટુઓની ગોઠવણ જરા જૂની રીતની છે. વળી જૂના નિઘંટુઓમાં લગભગ એક પણ નિઘંટુ એવો નથી કે જે સંપૂર્ણ હોય. દેશી વૈદ્યોમાં વપરાતાં બધાં ઔષધિદ્રવ્યોનું વર્ણન જ એક નિઘંટુમાં મળવું મુશ્કેલ, અને એક જ દ્રવ્યના બધા ગુણોનું પણ વર્ણન એક જ નિઘંટુમાં ન મળે. આવી સ્થિતિ હોવાને લીધે ૪૦ વર્ષ પ્હેલાં દેશી વૈદ્યના વિદ્યાર્થીને અનેક નિઘંટુઓનો સંગ્રહ કરી તથા ચરક, સુશ્રુતાદિ ગ્રંથોમાંના છુટક ઉલ્લેખો ધ્યાનમાં રાખી ઔષધિદ્રવ્યોનું ગુણજ્ઞાન મેળવવું પડતું.

ગૂજરાતમાં ઉપર કહેલી મુશ્કેલીનો પ્હેલવ્હેલો નિઘંટુસંગ્રહ લખીને રૂગનાથજી ઇંદ્રજી ( ઉર્ફે કતાભટ્ટ )એ કાંઇક તોડ કાઢ્યો. એમણે ધન્વન્તરિ નિઘંટુ વગેરે અનેક નિઘંટુઓનાં એક જ દ્રવ્યસંબંધી વચનોનો એક સાથે સંગ્રહ કર્યો એ પ્હેલું તો મોટું કામ કર્યું, બીજું મુખ્ય આધાર રૂપે રાખેલ ધન્વન્તરિ નિઘંટુમાં ન સંગ્રહાયલ દ્રવ્યોનું વર્ણનં બીજા નિઘંટુઓમાંથી લીધું. આ રીતે આ બે કારણોથી જ કતાભટ્ટનો નિઘંટુસંગ્રહ ગ્રંથ બહુ ઉપયોગી થઇ પડ્યો. પણ કતાભટ્ટે સૌથી મોટું કામ તો અનેક વનસ્પતિદ્રવ્યો જાતે જોઇને સંદિગ્ધતા ઓછી કરવાનું કર્યું. એમના વખતમાં સ્થિતિ એવી હતી કે ઔષધિદ્રવ્યનું સંસ્કૃત નામ આવડતું હોય, એના ગ્રંથોક્ત ગુણદોષની ખબર હોય પણ એ કયું ઝાડ એ ખબર વૈદ્યને ન હોય. બીજી તરફથી ગાંધી કે જંગલનો પરિચિત માણસ અમુક ઝાડ ઓળખતો હોય, એનું દેશી નામ જાણતો હોય પણ એ ઝાડને આયુર્વેદમાં શું કહે છે એની ખબર ન હોવાથી એનો વૈદક ઉપયોગ ન જાણે. કતાભટ્ટે આ બે જ્ઞાનનો સંયોગ કર્યો. કતાભટ્ટ પ્હેલાં જે કેટલાંક દ્રવ્યો સંદિગ્ધ હોવાથી નહોતાં વપરાતાં તે પાછાં વપરાવા લાગ્યાં. મતલબ કે આપણે ત્યાં વર્ષો સુધી ઔષધિદ્રવ્ય વિષે શંકા પડે ત્યાં કતાભટ્ટનો નિઘંટુ જોવો એ ધોરણ થઇ ગયું હતું.

પણ કતાભટ્ટનો નિઘંટુસંગ્રહ એ પ્હેલું પગથીયું હતું. એની ગૂજરાતી ભાષા સારી નથી, બીજી ભાષાનાં નામોમાં લાટિન નામો ખોટાં છે વગેરે ખામીઓ ન ગણીએ તોપણ એ ગ્રંથ અનેક રીતે અપૂર્ણ છે. ( ૧ ) કતાભટ્ટે ચરક, સુશ્રુતના છુટક ઉલ્લેખોનો કે એ ગ્રંથોની ટીકાઓના ઉલ્લેખોનો સંગ્રહ કર્યો નથી પણ અનેક દ્રવ્યોના નિઘંટુઓમાં ન કહ્યા હોય એવા બહુ ઉપયોગી ગુણો આ છુટક ઉલ્લેખોમાં મળે છે. સદ્ગત વિરજાચરણગુપ્તના વનૌષધિદર્પણમાં આવા કેટલાક છુટક ઉલ્લેખોનો સંગ્રહ થયો છે. પણ એ ગ્રંથમાં સંસ્કૃત

શ્રી મજમુંદારની કામ કરવાની પદ્ધતિનું એક લક્ષણ એ છે કે ઉપલબ્ધ સામગ્ર
એવો સંપૂર્ણ ઉપયોગ તેઓ કરે છે કે તેમની પછીના એ ક્ષેત્રના કામ કરનારને તે
બધી મહેનતનું ફળ પૂરેપૂરું મળી રહે, તેને એનું એ કામ ફરી ન જ કરવું પડે. આ
નાના પુસ્તકમાં અભિમન્યુ આખ્યાન સંબંધી ઉપલબ્ધ સર્વ હકીકત તેમણે એવી
વ્યવસ્થિત કરી છે અને બીજું પણ સાહિત્ય એવી રીતે આપેલું છે.

કાવ્ય ઉપરનું તેમનું ટિપ્પણ પણ બીજાં અંગો જેટલું જ સંપૂર્ણ છે. દરેક શબ
વ્યુત્પત્તિ અને તે સંબંધી જ્યાં જ્યાં મતભેદ હોય ત્યાં એ મતો પણ આપવા તે
ચૂકયા નથી.

કર્તાને તેમના આ ઉદ્યોગ અને ખંતને માટે અમે અનેકધા અભિનન્દન આપ
છીએ અને ગૂજરાતી વાંચકવર્ગ અને શિક્ષણ સંસ્થાઓ તેમના પુસ્તકનો ઉપયોગ કરી
કદર કરશે એમ આશા રાખીએ છીએ.

**પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણઃ**—શ્રી પ્રેમાનન્દ ગ્રન્થમાળા, મણકો બીજો. અનુવાદકઃ મોહન
વિ. ગાંધી. ( મોડાસા ) કાચું પૂઠું ગ્રાહકોને રૂ. ૧-૨-૦ છુટક રૂ. ૧-૧૦-૦, પાકું
ગ્રાહકોને રૂ. ૧-૮-૦ છુટક રૂ. ૨-૦-૦

લગભગ ત્રણસો પાનાંનો સફાઇથી સારા કાગળ પર છાપેલો અને સુંદર પૂંઠાવાળો
ગ્રન્થ બાળાશ્રી પ્રેમાનન્દ ભારતીના Shree Krishna: the Lord of Lov
પુસ્તકના પ્રથમ ભાગનું ભાષાન્તર છે. ગ્રન્થના આરંભમાં સ્વામીશ્રીનું જીવનવૃત્તાંત આ
છે. સ્વામીશ્રી એક અતિ સમર્થ ચમત્કારી પુરુષ હતા અને ઇંગ્લંડ અમેરિકામાં તેમણે પોત
શક્તિથી ઘણી ખ્યાતિ મેળવી હતી. અમેરિકામાં તેમણે કરેલાં કામોથી તથા તે
અનુયાયી વર્ગથી તેમને સ્વામીશ્રી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થની હારમાં
શકાય. સ્વામીશ્રી વિવેકાનંદ કર્મમાર્ગી હતા, સ્વામી રામતીર્થ જ્ઞાનમાર્ગી હતા, તો
સ્વામી ભક્તિમાર્ગી હતા. તેઓ શ્રી ચૈતન્યના સંપ્રદાયના હતા. છતાં જ્ઞાન ભ
યોગ સર્વનો તેમને પ્રત્યક્ષ અનુભવ હતો. દર્શનશાસ્ત્રમાં તેમને સાંખ્ય તરફ પક્ષપાત હ
પ્રસ્તુત પુસ્તક તેમણે અમેરિકાના પોતાના અનુયાયીઓને ઉપદેશ આપવા લખેલું છે. તે
વક્તવ્ય બહુ જ સ્પષ્ટ છે. દાખલા દલીલ આપવાની અને વસ્તુને સમજાવવાની પ
આધુનિક છે ભાષા પ્રસાદમય છે. અનુવાદ શુદ્ધ ગૂજરાતી ભાષામાં થયો છે અને અસલ
ગુણોનો સારી રીતે પરિચય કરાવી શકે છે. પુસ્તકના અંતમાં સંસ્કૃત અવતરણો ર
અધ્યાયવાર ટિપ્પણ આપ્યું છે તેથી પુસ્તક સુગમ્ય થાય છે. વૈષ્ણવ ધર્મમાં રસ લે
અને દરેક વૈષ્ણવે તે વાંચવું જોઇએ. તે ઉપરાંત ગૂજરાતી ભાષામાં પણ આ પુસ્તક
અભિનન્દનયોગ્ય ઉમેરો છે.

**ઝંડાધારીઃ**—લેખકો : શ્રી ઝવેરચંદ મેઘાણી, શ્રી કકલભાઇ કોઠારી. પ્રકાશક : સૌ
સાહિત્ય મંદિરઃ રાણપુર, કિં. રૂા. ૦-૮-૦

શાન્ત મનાતા ગૂજરાતે હિંદુસ્તાનને બે મોટા ક્રાન્તિકારક પુરુષો સો વરસની
આપ્યા. ગયા સૈકામાં સ્વામી દયાનન્દ અને આ સૈકામાં મહાત્મા ગાંધીજી.

કયા પણ મહાત્માઓ પોતાના દેશમાં પૂજાતા નથી. તેમ જ દયાનન્દ સરસ્વતીનું બનેલું
પ્રકારની બીરૂપની કદર પંજાબ અને ઉત્તર હિન્દે કરી તેટલી ગૂજરાતે કરી નથી. પણ અત
કોઈ દાક્તરો કે વૈદ્ય થતું જાય છે ત્યારે આ મહાત્માને પણ શ્રદ્ધાંજલિ આપે છે.

આ પુસ્તકમાં સ્વામી દયાનન્દના જીવનની રૂપરેખા અરધા ભાગમાં છે અને બાકીના અર્ધમાં તેમની જ્ઞાનપિપાસા, ક્ષમા, ત્યાગ, શક્તિ, વિનોદ, સ્વમાન વગેરેના આકર્ષક પ્રસંગો આપ્યા છે. ઘણા પ્રસંગો તો વાર્તાના જેવા રસથી વંચાય તેવા છે. ગૂજરાતી ભાઇઓ ગૂજરાતના આ વીરપુરુષનું જીવન રસથી વાંચશે.

**છત્રપતિ શિવાજી મહારાજઃ**—લેખકઃ કકલભાઈ કોઠારી. પ્રકાશક : અમૃતલાલ દલપતભાઇ શેઠ. સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર. મૂલ્ય દશ આના.

શિવાજી મહારાજના ગયા ત્રિશતસાંવત્સરિક ઉત્સવ પ્રસંગે આ પુસ્તક પ્રગટ થયું છે. તેમાં શિવાજીના જીવનના મુખ્ય મુખ્ય બનાવોની સાલવારી, પ્રો. મુદાળક્ષનો લેખ, શ્રીયુત કવિ ન્હાનાલાલનો લેખ તથા શિવાજીનું જીવન આપેલાં છે. શિવાજીની મહત્તાના પ્રસંગો આમાં હિંદીના મન પર આ મહાન રાષ્ટ્રભક્તની છાપ પાડે તેવી રીતે આપેલા છે. ભાષા આવેશવાળી પણ સમજી શકાય તેવી છે અને અમે આશા રાખીએ છીએ કે સર્વ ગૂજરાતમાં આ પુસ્તક પ્રિય થઇ પડશે. શિવપ્રતિમાનો ફોટો પણ આપેલો છે. આખું પુસ્તક લાલ શાહીથી છાપેલું છે તે આંખને જરા પ્રતિકૂલ લાગે છે. સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરે આથી એક સારા પુસ્તકનો ઉમેરો કર્યો છે.

**રઢીયાળી રાત ભાગ ત્રીજોઃ**—સંપાદકઃ ઝવેરચંદ મેઘાણી કિં. રૂ. ૦–૮–૦.

આપણાં લોકગીતોનો આ ત્રીજો સંગ્રહ છે. આ સાહિત્ય આ સંપાદકે એટલું પ્રસિદ્ધ કર્યું છે કે તેમને વિશે અમને કશું વિશેષ કહેવાની જરૂર લાગતી નથી. પણ આ ત્રીજા ભાગના પ્રવેશક તરફ ધ્યાન ખેંચવાની અમને જરૂર લાગે છે. આ ક્ષેત્રમાં અંગ્રેજી સાહિત્યમાં પુષ્કળ કામ થયું છે અને પ્રવેશકમાં એ અંગ્રેજી વિવેચનાની દૃષ્ટિએ સંપાદકે આપણાં લોકગીતોને નાણી બતાવ્યાં છે. શ્રીયુત મેઘાણી સંગ્રહ કરે છે તે કાવ્યો જૂનાં છે. પણ આવાં કાવ્યોનો સંગ્રહ કરવાની દૃષ્ટિ આધુનિક છે અને એ દૃષ્ટિ એમના સંગ્રહમાં દેખાઇ આવે છે. લોકગીત કોને કહેવું, તેનાં લક્ષણો કયાં કયાં, તેનો વિષય શો, તેની વિશિષ્ટતા શી, શૈલી કેવી વગેરે અનેક પ્રશ્નો ઉપર તેમણે અંગ્રેજી વિવેચનના નિયમો આપી આપણા સાહિત્યને લાગુ કરી બતાવ્યા છે. અને લોકગીતો પોતે સ્વીકારેલી પ્રવૃત્તિ હોવા છતાં તેમણે તેને વિશે અતિશયોક્તિભર્યાં વખાણ ન કરતાં તટસ્થપણે તેની કિંમત આંકી છે અને સાહિત્યમાં તેનું કયું સ્થાન છે તે બતાવ્યું છે. અલબત આ તો લુપ્ત થતા સાહિત્યનો સંગ્રહ છે એટલે એમાં બધું સાહિત્ય ઉત્તમ નથી આવ્યું એમ કહેવાની કે એ વસ્તુસ્થિતિને સમર્થિત કરવાની પણ જરૂર નથી. આ દેશ આખા પર વિખરાયેલા સાહિત્યને તેમણે ભેગું કરવાનો જે સંકલ્પ કર્યો છે તે જેટલો વખતસર છે તેટલોજ ઉચિત અને અગત્યનો છે. અને તેને માટે સંગ્રાહકને અભિનન્દન ઘટે છે.

**બલિદાનઃ**—લેખકઃ ઝવેરચંદ મેઘાણી.

મહિલા વિદ્યાલયની બ્હેનોને ભજવવા માટે આ નાની નાટિકા લખેલી છે. નાટિકા બાલકો ભજવી શકે તેવી છે. જૂના માસ્તરો જેવો ભણવાની શિખામણનો સંવાદ વિદ્યાર્થીઓ પાસે બોલાવતા તેના જેવો આ સંવાદ નથી પણ આમાં સ્ત્રીઓને પામર દશામાંથી ઉદ્ધારવાને બહાદુર પ્રયત્ન કરતી એક વીર બ્રહ્મચારિણી સ્ત્રીના પ્રયત્નોનું નિરૂપણ છે. નાટિકાની વસ્તુસ્થિતિ આપણા હાલના જમાનાની અને કાઠિયાવાડના જેવા કોઇ સાધારણ દેશીરાજ્યની છે. કર્તા આ દિશામાં વિશેષ પ્રયાસ કરે અને તેમને વિશેષ સફળતા મળે એમ અમે ઇચ્છીએ છીએ.

રા.

# નોંધ

## ઝાદ ઝગલુલ પાશા

ઝાદ ઝગલુલ પાશા નવીન ઇજીપ્તનો મહાન નેતા ઑગસ્ટ તા. ૨૩મીએ કૈરોમાં મરણ પામ્યો. આજથી લગભગ ૭૭ વર્ષ પૂર્વે નાઇલ નદીના મુખ પાસેના એક નાના ગામમાં એ જન્મ્યો હતો. ૧૮૮૨માં પહેલવહેલાં ઇજીપ્તના અરબી પાશાના બળવામાં તેણે ભાગ લીધેલો. ત્યારબાદ સમસ્ત ઇજીપ્તને જાગ્રત કરવા, અને અંગ્રેજોએ નાંખેલી બેડીમાંથી પોતાના દેશને સ્વતંત્ર કરવાના પ્રયત્નમાં પોતાની જીંદગી આપવાનો તેણે નિશ્ચય કર્યો. ૧૮૯૫ થી ૧૯૦૮ સુધી રહેલા મુખ્ય પ્રધાન મુસ્તફા પાશાની ઝગલુલ પાશા ઉપર અસર થએલી. અંગ્રેજોના કહેવા પ્રમાણે ઇજીપ્તની આંતર વ્યવસ્થામાં મદદ કરવા માટે તેઓ ગએલા, પણ એમની કહેવાતી વ્યવસ્થા કર્યા બાદ પણ તેઓ ઇજીપ્ત છોડી ગયા નહિ. યુરોપના મહાન વિગ્રહ દરમીઆન આ હકીકત દરેક ઇજીપ્તવાસીને સ્પષ્ટ થઈ ચૂકી હતી; અને ઝગલુલ પાશાએ એટલો લોકમત કેળવ્યો હતો, કે અંગ્રેજોએ ઇજીપ્ત ખાલી કરી જવાનાં જે વારંવાર વચનો આપ્યાં હતાં, તે લડાઇ પછીની સંધીમાં પળાવાં જોઇએ અને ઇજીપ્તને સ્વતંત્ર દેશ તરીકે લેખવો જોઇએ. વરસાઇ પાસે જે પ્રજામંડળ લડાઈ પછી મળવાનું હતું, ત્યાં ઇજીપ્તનું સ્વાતંત્ર્ય જાહેર રીતે બ્રિટીશ સરકારે જાહેર થવા દીધું નહિ, એટલું જ નહિ, પણ ઝગલુલ પાશાને લન્ડનમાં જઈ બ્રિટીશ સરકાર પાસે ઇજીપ્તના સ્વાતંત્ર્યનો કેસ રજુ કરવા પણ તેને રજા આપવામાં આવી નહિ. આથી ૧૯૧૯માં ઇજીપ્તમાં અંગ્રેજો વિરુદ્ધ ભારે હીલચાલ થઇ, અને મીલ્નર મીશનનો બોયકોટ કરવા ઝગલુલ પાશાએ સૂચવ્યું. આ હીલચાલે એટલું ઉગ્ર સ્વરૂપ લીધું, કે મીલ્નર મીશન મોકલીને બ્રિટીશ સરકારે કંઇ સાર કાઢયો નહિ, અને અંતે ૧૯૨૧-૨૨માં ઇજીપ્તમાં વ્યવસ્થા રાખવા માટે લોર્ડ એલન્બીને માર્શલ લૉ જાહેર કરવો પડયો! ૧૯૨૨માં ઝગલુલ પાશાને ઇજીપ્તમાંથી દેશનિકાલ કરવામાં આવ્યો, ત્યારે મુસ્તફા પાશાનાં દીકરી–મેડમ ઝગલુલ પાશાએ પોતાના પતિનું ઘણું કામ માથે લઇ લીધું. લૉર્ડ એલન્બીએ અતિ નમ્ર રીતે મૃદુ ફ્રેંચ ભાષામાં સંદેશો મોકલેલો કે મેડમની ઇચ્છા હોય તો તેઓ તેમના પતિ સાથે જઇ શકશે, અથવા એમને એક સુંદર હવાખાવાની જગ્યાએ મોકલવાની તૈયારી થઇ રહી છે. પણ મેડમ ઝગલુલ પાશાએ કૈરો છેવટ સુધી છોડયું નહિ. ૧૯૨૨ના જાન્યુઆરીમાં ઇંગ્રેજી માલનો બોયકોટ શરુ થયો, અને કૈરોમાં ૪૦ સ્ત્રીઓની બોયકોટ સમિતિ નીમાઈ, અને દેશ આખામાં પેટા સમિતિઓ નીમાઈ. મીસરની પરદાનશીન સ્ત્રીઓએ અંગ્રેજી માલ ન–ખરીદવા તથા ન–વેચવા દુકાનદારોને વીનવણી કરી. ઝગલુલ પાશાને એડન જીબ્રાલ્ટર વગેરે સ્થળોએ ફેરવી ૧૯૨૩માં પાછો મીસર મોકલવામાં આવ્યો. ઇજીપ્તવાસીઓએ તેને મોટો આવકાર આપ્યો, અને ૧૯૨૪માં લોકોએ તેની આગેવાની નીચે પ્રધાનમંડળ ચૂંટયું. ઇજીપ્ત ખાલી કરી જવાનો સવાલ હવે આગળ આવ્યો, અને બ્રિટીશ સરકાર અને ઝગલુલ પાશા વચ્ચે જે મસલત થઇ તેમાં ઝગલુલ પાશા અડગ રહ્યો. અંગ્રેજોને ઇજીપ્તના રૂની જરૂર હોવાથી સુદાન છોડવું પસંદ પડયું નહિ, અને બ્રિટીશ કૉટન ગ્રોઇંગ એસોસીએશન માટે, સર લી સ્ટેકનું ખૂન કરવામાં

આવ્યું તે બદલ બ્રિટીશ સરકારે સુદાન પરથી પોતાનો જાપતો ઓછો કર્યો નહિ. ત્યારપછી નવી ચૂંટણીઓ થઇ. ઝગલુલના અનુયાયીઓ મોટી સંખ્યામાં ચૂંટાયા પણ આલ્દી પાશા મુખ્ય પ્રધાન થયો. ગયા વરસે જ આલ્દી પાશાના પ્રધાનમંડળની મુદત પૂરી થઇ, અને ફરીથી ઝગલુલ ચૂંટાયો, પણ નાદુરસ્ત તબીઅતને લીધે તેણે મુખ્ય પ્રધાનપદ સ્વીકાર્યું નહિ.

છેવટ સુધી ઝગલુલ પાશા સ્વાતંત્ર્ય માટેની ઇજીપ્તની લડતનો આત્મા હતો.

* * *

## દુનિયાની રૂની ઉત્પન્નમાં હિંદનું સ્થાન

| | યુનાઇટેડસ્ટેટસ | હિંદ | ઇજીપ્ત | બીજા દેશો |
|---|---|---|---|---|
| ૧૯૦૨–૩ | ૬૫ | ૧૬ | ૭ | ૧૨ |
| ૧૯૦૩–૪ | ૬૩ | ૧૬ | ૮ | ૧૩ |
| ૧૯૦૪–૫ | ૬૮ | ૧૫ | ૬ | ૧૧ |
| ૧૯૦૫–૬ | ૬૩ | ૧૬ | ૭ | ૧૪ |
| ૧૯૦૬–૭ | ૬૨ | ૧૯ | ૭ | ૧૨ |
| ૧૯૦૭–૮ | ૬૩ | ૧૪ | ૯ | ૧૪ |
| ૧૯૦૮–૯ | ૬૬ | ૧૫ | ૬ | ૧૩ |
| ૧૯૦૯–૧૦ | ૫૬ | ૨૧ | ૬ | ૧૭ |
| ૧૯૧૦–૧૧ | ૫૬ | ૧૫ | ૭ | ૨૨ |
| ૧૯૧૧–૧૨ | ૬૫ | ૧૧ | ૬ | ૧૮ |
| ૧૯૧૨–૧૩ | ૫૯ | ૧૬ | ૬ | ૧૯ |
| ૧૯૧૩–૧૪ | ૫૯ | ૧૭ | ૬ | ૧૮ |
| ૧૯૧૫–૧૬ | ૫૭ | ૧૫ | ૫ | ૨૩ |
| ૧૯૧૬–૧૭ | ૫૭ | ૧૮ | ૫ | ૨૦ |
| ૧૯૧૮–૧૯ | ૬૦ | ૧૬ | ૫ | ૧૯ |
| ૧૯૨૦–૨૧ | ૬૫ | ૧૪ | ૬ | ૧૫ |
| ૧૯૨૧–૨૨ | ૫૩ | ૨૪ | ૬ | ૧૭ |
| ૧૯૨૨–૨૩ | ૫૩ | ૨૨ | ૭ | ૧૮ |
| ૧૯૨૩–૨૪ | ૫૩ | ૨૧ | ૭ | ૧૯ |
| ૧૯૨૪–૨૫ | ૫૬ | ૨૦ | ૬ | ૧૮ |
| ૧૯૨૫–૨૬ | ૫૮ | ૧૯ | ૬ | ૧૭ |
| ૧૯૨૬–૨૭ | ૬૩ | ૧૪ | ૬ | ૧૭ |

ઉપરના આંકડાઓ 'કોમર્સ અને ફાઇનેન્સ' નામના અમેરિકન અઠવાડિક ( તા. ૨૨, જુન ૧૯૨૭ )ના અંકમાંથી લીધા છે. તે પરથી આપણે જોઈ શકીશું કે દુનિયાના કુલ રૂના પાકને ૧૦૦ ટકા લેખે ગણીએ, તો તેમાંની ઓછામાં ઓછી ૫૩ ટકા જેટલી પેદાશ યુનાઇટેડ સ્ટેટસમાં જ ઉત્પન્ન થાય છે. એટલે કે રૂના બજારના ભાવનો નિર્ણય ઘણે ભાગે અમેરિકા કરી શકે છે, એટલે કે હિંદનો ખેડુત પોતાના કપાસની કિંમત પોતે પોતાના ખર્ચના અડસટ્ટા ઉપર નક્કી કરી શકતો નથી. બીજા દેશોમાં રૂના જે ભાવ બોલાતા હોય તે પ્રમાણે તેને ભાવ મળે છે, અને હાલના હુંડીઆમણના ભાવ પ્રમાણે તેને પોતાના ખર્ચ કરતાં પણ ઓછું ઉત્પન્ન થાય છે.

**૧ શી. ૬ પેન્સનો હુંડીઆમણનો દર**

અમેરિકા જો કે રૂનો બજાર નક્કી કરે છે, પરંતુ બીજા દેશો સ્વતંત્ર હોઇને આયાત નીકાસના ઉપર અમુક પ્રમાણમાં કર નાંખીને પોતાના દેશના ખેડુતને નુકશાન ન પહોંચે તે પ્રમાણે પોતાના દેશના ભાવ નક્કી કરે છે, પણ હિંદ પાસે આવા કર નાખવાની સત્તા ન હોવાને લીધે, હિંદમાંથી પૈસો ખેંચી જવાની જે પદ્ધતિ સરકાર પળે પળે અમલમાં મુકે છે, તેમાં ગરીબ ખેડુતની પાયમાલી થાય છે.

ઇંગ્લાંડમાં ખેડુતની સ્થિતિ ખરાબ થતી જાય છે. તે બદલ હાલ ત્યાંની પાર્લામેન્ટનું ધ્યાન ખેંચાયું છે, અને ત્યાંના ખેડુતની આર્થિક સ્થિતિ સુધારવા ચાંપતા ઉપાયો લેવાનો વિચાર ચાલે છે. ત્યાંનો ખેડુત તો નવાં ઓજારોથી અને વિજ્ઞાનની મદદથી ખેતી કરે, જ્યારે આપણે ત્યાંના ખેડુત પાસે હજી ખેતીની નવી પદ્ધતિ હાથમાં આવી નથી. આથી જ્યારે બીજા ઉદ્યોગોમાં નવીન યંત્રોની મદદ વડે બધું કામ કરવામાં આવે છે ત્યારે ખેતી ઉપર

ખમણો માર પડે છે; અને આ રીતે આપણા દેશનું ખરૂં ધન લૂંટાઈ જાય છે.

## રૂનાં બજાર

હમણાં ઇન્ડીઅન સેન્ટ્રલ કૉટન કમીટીનો રીપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે. કમીટીએ જે જે સ્થળોએ જરૂર જણાય તે તે સ્થળોએ, ખેડુત પોતે મોટા વેપારીઓને દલાલની મદદ સિવાય સીધી રીતે પોતાનું રૂ વેચી શકે એવી સગવડવાળી રૂની મારકીટો ખોલવાની મુંબઇ લેજીસ્લેટિવ કાઉન્સીલને ભલામણ કરી છે. હોલ્કર રાજ્યનાં સેનાવડ ગામમાં આવી મારકીટ ખોલવામાં આવી છે, તેના અનુભવ પરથી રૂ વેચવાની આ પદ્ધતિ સરલ થઇ પડે એમ કમીટીને લાગે છે, પરંતુ આવી મારકીટોથી કોને લાભ થશે એ વિશે અમને શંકા રહે છે. દલાલોને તો તેમની રોજી નહિ જ મળે, પરંતુ મુખ્ય સવાલ એ છે કે દલાલોની દલાલી જેટલો ભાગ ખેડુતને મળશે ખરો ? જથ્થાબંધ માલ લેનારા વેપારીઓ જ આ દલાલી પોતે ખાઈ જશે એવો અમને ભય રહે છે, અને ખેડુતને આવા સંસર્ગથી કંઇ લાભ થવા પામે પણ નહિ. દુનિયામાં હાલ વેપારની મંદી છે તેને કારણે રંગના વેપારમાં જેમ સીન્ડીકેટ કરીને વચલા વેપારીઓની રોજી બંધ થઈ છે, તેમ હિંદમાંથી રૂ હવે પરદેશ સીધેસીધું જ લઇ જવામાં આવશે એમ અમને ભય રહે છે.

કમીટીએ બીજી કેટલીએક વિગત બહાર પાડી છે. દુનિયાના રૂના બજાર સાથે ઉભા રહેવા અને પોતે જરા વધારે નફો કરવા અહીંના વેપારીઓ રૂમાં ગાંસડીઓ બાંધતી વખતે પાણી છાંટે છે. રૂમાં સાધારણ રીતે ૭ થી ૭ાા ટકા જેટલી ભીની હવા હોય છે જ, પણ તેથી વધારે પાણી નાંખવાથી રૂનો તાંતણો નબળો પડે છે, અને ગાંસડી દીઠ ત્રણ કે ચાર રૂપીઆના નફાને માટે રૂને હમેશનું નુકશાન પહોંચે છે. કમીટી રૂની જાત સુધારવા માટે કેટલીક શોધખોળ કરે છે, પણ તે શોધખોળો સાધારણ ખેતીના કેટલા ઉપયોગમાં આવે છે, તે વિશે શંકા છે.

* * *

## દુનિયાની ઉત્પન્ન અને જકાતી દીવાલો

જીનીવા ઇકોનોમીક કોન્ફરન્સ માટે તૈયાર કરેલા રીપોર્ટમાંથી એક બાબત સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે ૧૯૧૩ અને ૧૯૨૫ની સાલોની સરખામણી કરતાં, દુનિયાની વસ્તી માત્ર પાંચ ટકા વધી છે, જ્યારે માલ ઉત્પન્ન કરવાની શક્તિ ૧૬ થી ૧૮ ટકા સુધી વધી ગઇ છે, (લેબર મન્થલી, જુન ૧૯૨૭). જો આમ હોય તો બધા દેશોમાં જે બેકારી અને ગરીબીની બૂમો મારવામાં આવે છે તે ખરી નથી. એ માસિકમાં જણાવ્યા પ્રમાણે મૂળ કારણ એ છે કે જેટલી ઉત્પન્ન વધુ પ્રમાણમાં થાય છે, તે પ્રમાણમાં દુનિયાની સામાન્ય વસ્તી વધારે ધનવાન થઇ નથી, પરંતુ વધારાની ઉત્પન્નનો બધો નફો માત્ર થોડા મૂડીવાળાઓને જ મળે છે. આથી જેટલી ઉત્પન્ન થવા પામે છે તેની વપરાશ સામાન્ય વર્ગ કરી શકતો નથી, અને જો કરે છે તો પણ તેના જુજ ભાગનો જ. આથી ઘણી પેદાશ માગ વગર પડી રહે છે. તેને ખપાવવી કયાં એ મૂડીવાળાઓનો મુખ્ય સવાલ છે.

દરેક સ્વતંત્ર દેશ પોતાના વેપારને પગભર રાખવા માટે જકાતની દીવાલો ચણે છે. યુરોપમાં આવી જકાતો દરેક દેશે પોતાની આયાત ઉપર નાંખી છે. ફ્રી ટ્રેડ–સ્વતંત્ર વેપાર માત્ર નામનો જ છે; અને જ્યાં સ્વતંત્ર વેપાર છે, ત્યાં તે એકતરફી છે, એટલે કે બીજા દેશને ચૂસી ખાવા પૂરતો જ છે. આ માટે જ હિંદમાં આવી પદ્ધતિ સ્વીકારવામાં આવે છે, અને અમે ગયા અંકમાં જણાવી ગયા તે પ્રમાણે હિંદના મીલ ઉદ્યોગને, બ્રિટીશ માલને ઇમ્પીરીઅલ પ્રેફરન્સ આપી, બીજા દેશમાંથી

આવતા માલ પર જકાત નાંખવાથી, કંઈ બહુ ફાયદો થવાનો નથી. અત્યારે બ્રિટન ખુદની ઔદ્યોગિક સ્થિતિ બહુ આશાજનક નથી. એક તરફથી કેનેડાને ઊનનો–ગરમ કાપડનો ઉદ્યોગ ખીલવવો છે, અને ઇંગ્લાંડના બ્રેડફોર્ડમાં બનતા ગરમ માલને જે કેનેડામાં ઇમ્પીરીઅલ પ્રેફરન્સ છે, તે કેનેડા રદ કરવા માગે છે. બીજી તરફથી ફ્રાન્સ હલકા ભાવે ગરમ માલ વેચી શકે છે, ઓસ્ટ્રેલીઆ જકાતના રક્ષણ નીચે* પોતાનો ઉદ્યોગ ખીલવવા માગે છે. આવી સ્થિતિમાં માત્ર હિંદુસ્તાન જ પરવશ અને અસહાય છે, કે તેમાં જ બ્રિટીશ માલ ઘુસાડી શકાય. પરંતુ હિંદીઓ ગરીબ છે, અને બ્રિટનનો બધો માલ લઇ ન શકે માટે પાર્લામેન્ટમાં એક સભાસદે તો એટલે સુધી ભલામણ કરી કે હિંદના ખેડુતની આર્થિક સ્થિતિ સરકારે સુધારવી જોઇએ. અને કોઓપરેટિવ સોસાયટી દ્વારા તેમની સ્થિતિ સુધરવાથી જો હિંદના ખેડુતની આવકમાં અઠવાડીએ ત્રણ ફાર્ધીંગ (પોણા આના) જેટલો જો વધારો થાય તો તેની માલ ખરીદવાની શક્તિ એટલી વધે કે દર વર્ષે ચાર કરોડ પાઉન્ડ જેટલો બ્રિટીશ માલ હિંદમાં વધુ ખપે!!! અને આ રીતે પાર્લામેન્ટના માનવંતા સભ્ય બન્ને દેશની કફોડી સ્થિતિ સુધારવા માગે છે!!

## હિંદની આર્થિક પાયમાલી

*અને ૧૯૨૬–૨૭ના કરન્સી ખાતાના* અહેવાલ વિષે આપણું બાદશાહી "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" એવો મત આપે છે કે "વર્ષ દરમીઆન સરકારની આર્થિક સ્થિતિ સુધરી છે," અને "હિંદના અંદરના વેપારને માટે સારું વર્ષ છે." પણ ખરેખર આંકડા જોતાં હુંડીઆમણનો દર ઊંચો કરીને નાણાં બચાવવાની સરકારની પદ્ધતિને લઇને હિંદના વેપારને ભયંકર નુકશાન થયું છે, તે જણાઈ આવે છે.

હિંદમાંથી નીકાસ અને ફરીનીકાસ થએલો માલ ૧૯૨૫–૨૬ના વર્ષ કરતાં ૭૫ કરોડ જેટલો ઓછો હતો, એટલે ¾ અબજ જેટલો રૂપીઆના હિસાબે નીકાસના વેપારમાં હિંદને ફટકો લાગ્યો. નીકાસમાં જ્યારે આટલી મંદી છે, ત્યારે આયાતના વેપારમાં ૬ કરોડ જેટલો વધારો છે*, એટલે કે ઊંચા હુંડીઆમણના દરને લઇને હિંદમાં પરદેશી માલ સસ્તો પડે છે, અને એથી પરદેશનો માલ ૧૯૨૬–૨૭માં ૬ કરોડ જેટલો વધારે ખપ્યો.

આથી સરવાળે હિંદને ભારે નુકશાન થયું છે. ૧૯૨૫–૨૬માં હિંદના આયાતનીકાસના વેપારમાં જમા પાસે જ્યારે ૧ અબજ અને ૯ કરોડ રૂપીઆ હતા ત્યારે ૧૯૨૬–૨૭ માં તે જમાપાસું ઘટીને માત્ર ૪૦ કરોડ જેટલું જ રહેવા પામ્યું છે; અને જો હુંડીઆમણનો આનો આ દર રહેવા પામશે, તો જમાપાસું તદ્દન ભૂંસાઈ જઇ, હિંદ બીજા દેશોનું દેવાદાર બની જશે!+

બીજા દેશોમાં પ્રજાને સરકાર તરફથી જકાતની દીવાલોથી જે રક્ષણ મળે છે, તે રક્ષણ અહીં આપણે આપણી મેળે જ ઊભું કરવાનું છે, અને તે એ કે તમામ પરદેશી *માલનો બૉયકૉટ કરવો.*

દિલ્હીમાં કારખાનાના માલેકોના મંડળ (ફેકટરી ઓનર્સ એસોસીએશન) સમક્ષ બોલતાં–લાલા શ્રીરામે જે ભલામણ કરી હતી તે બિલકુલ ફેંકી દેવા જેવી નથી–હિંદમાં બનતા કાપડના દરેક વારે અમુક કર નાંખવો અને

---

* જ્યારે ચાંદીસોનાની આયાતમાં ૧૩ કરોડનો ઘટાડો છે.

+ ૧૯૧૪માં થાકતા ભાવોને ૧૦૦ ટકા લેખે ગણીને ગણત્રી કરીએ તો ૧૯૨૪–૨૫માં ભાવો ૧૭૬ ને ૧૬૨ વચ્ચે ફરતા હતા, ૧૯૨૫–૨૬માં ૧૬૪ અને ૧૫૧ વચ્ચે અને ૧૯૨૬–૨૭માં ૧૪૯ અને ૧૪૪ વચ્ચે રહ્યા હતા; એટલે કે ૧૯૨૬–૨૭માં માત્ર ૪ પોઇન્ટનો તફાવત રહેતો. પણ આ ભાવ ઉતર્યાં તે હુંડીઆમણના કૃત્રિમ ભાવને લીધે ઉતર્યાં હતા.

તેમાંથી ઉભી થતી રકમ સ્વદેશીના પ્રચાર માટે વાપરવી. હાલ લડાઇ પછી દરેક દેશ પગભર થવા માગે છે, તેમાં આપણે આપણી મેળે જ સ્વદેશી માલ મોંઘો પડે તોપણ તેનો પ્રચાર કરવાનો છે; પરંતુ આપણા બધા મીલ એજન્ટો આ બાબતમાં એકમત થાય ખરા ? યુરોપમાં દરેક ઉદ્યોગનાં કારખાનાઓનાં સીન્ડીકેટ સ્થપાય છે, અને તેઓ પોતાનો માલ ખપાવવા હિંદમાં આવી પોતાની જ ઓફીસો ખોલે છે, અને હિંદીઓની દલાલી પણ મળતી નથી; એવે વખતે આપણા મૂડીવાળાઓ શું કરે છે તે ખરેખર જોવાનું છે. પણ આપણી પદ્ધતિ જ દોષથી ભરેલી છે એ ગામ વચ્ચે એક નદી હતી, તેના પર પૂલ બાંધવા વિષે બન્ને ગામના લોકો વિચાર ચલાવતા હતા, અને છેવટ એમ નક્કી કર્યું કે નદીમાં જ્યારે પૂર હોય ત્યારે આપણાથી કંઇ પૂલ બંધાય નહિ, અને જ્યારે પૂર ન હોય ત્યારે પૂલની જરૂર નથી આથી ઊંચા પ્રકારની દીર્ઘદૃષ્ટિની આપણા મીલ એજન્ટો પાસેથી આપણે જરૂર આશા રાખી શકીએ ?

*

* *

### લોખંડનો ઉદ્યોગ.

યુગધર્મ પુસ્તક ૧. પૃ ૨૬૭ પર સારસંચયમાં આપેલા ઇન્ટરનેશનલ પ્રેસ કોરેસપોન્ડન્સમાંથી ટાંકેલા ઇગ્લંડના લોઢાની ઘટેલી પેદાશ વિષેના નીચેના આંકડાઓ અમો આપીએ છીએ.

એક હજાર ટન.

| વર્ષ | લોઢું. | પોલાદ. |
|---|---|---|
| ૧૯૧૩ | ૮૫૫ | ૬૩૯ |
| ૧૯૨૦ | ૬૭૦ | ૭૫૬ |
| ૧૯૨૧ | ૨૧૮ | ૩૦૨ |
| ૧૯૨૨ | ૩૬૧ | ૪૩૩ " |

" ઇંગ્લેંડમાં જુન ૧૯૨૨માં ૧૧૮૫૪૨૭ માણસોને રોજી નહિ હોવાને લીધે સરકાર તરફથી અનાજ વહેંચવામાં આવ્યું."

૧૯૨૨ પછીની લોખંડની પેદાશના આંકડા અમને મળી શક્યા નથી, પરંતુ હાલ બ્રીટીશ લોખંડના ઉદ્યોગની સ્થિતિ સારી નથી. યુરોપી લોખંડ સામે એ ભાવની બાબતમાં હરીફાઇ કરી શકતું નથી. અને રંગના વેપારમાં જેમ જર્મનીએ સીન્ડીકેટ કરી[1] બધો વેપાર હેલેરો ટ્રેડીંગ કંપનીદ્વારા પોતાને હસ્તગત કર્યો છે, તેવી જ રીતે ઇગ્લેંડના લોખંડના વેપારીઓ સ્થાપવા પ્રયત્ન કરે છે.

હાલ ઈંગ્લેંડની ૨૮ પેઢીઓએ એવું જાહેરનામું બહાર પાડયું છે કે હિંદના જે ઘરાકો માત્ર તેમની પાસેથી જ લોઢું કે પોલાદ લેવાને બંધાય તેમને તેઓ લોઢાના જોઇન્ટ ઉપર (સાંધાકામ ઉપર) દર ટને ૭શી. ૬ પેન્સનો અને પોલાદના બીજા નમુનાઓ ઉપર ૫ શી. નો વટાવ તા. ૨ જી સપ્ટેંબરથી કાપી આપશે.

ભારે લોખંડના નમુનાઓની બ્રીટીશ માલની કીંમત જુલાઈ માસમાં કલકત્તામાં દર ટનના ૮ પા. ૧૨. શી. ૬ પેન્સ હતી. જ્યારે યુરોપના બીજા દેશોમાંથી આવતું લોખંડ દર ટનના ૫ પા. ૧૭ શી. ૧ પે. લેખે પડતું.

તાતા સ્ટીલ કંપનીના ભાગીદારો તથા ડીરેકટરો વચ્ચેનો ઝઘડો હજી શાન્ત પડયો નથી. અને મી. સમદાસાની તો કેસને કોર્ટે પણ ઘસડી ગયા છે, ત્યાં આ જાહેરનામું પ્રકટ થાય છે. આપણા લોખંડના ઉદ્યોગને આ વટાવ સામે હરીફાઈ કરવા જતાં ખમવું પડશે એમ લાગે છે. કારણ કલકત્તાની કીંમત લઇએ તો તાતા સ્ટીલ કંપનીનો ભાવ દર ટનનો રૂ. ૧૩૫) થાય છે, જ્યારે બ્રીટીશ લોખંડનો ભાવ

૧ જો કે આ જર્મન સીન્ડીકેટની વિરુદ્ધ બ્રીટીશ, અને બીજા દેશોના રંગ હિંદમાં વેચવા ચળવળ ચાલી રહી છે, અને જર્મન સીન્ડીકેટ વિરુદ્ધ બ્રીટીશ ભલામણથી સ્વટ્ઝરલાંડમાં બીજી સીન્ડીકેટ સ્થપાવાની વકી છે.

આજ સુધી રૂ. ૧૩૫ હતો. હવે ઉપરના વટાવના હીસાબે દર ટને બ્રીટીશ માલમાં લગભગ રૂ. ૬ જેટલો ઘટાડો થાય છે એટલે કે બ્રીટીશ લોખંડ તાતા સ્ટીલ કંપનીના માલ કરતાં દર ટને રૂ. ૨ ના ઓછા ભાવે વેચાશે. જાપાનમાં તાતા સ્ટીલ કંપની લોખંડ મોકલતી ત્યાં તેના પર જકાત નાખી જાપાની સરકારે પોતાના લોખંડના ઉદ્યોગને રક્ષણ આપ્યું છે. અને બહારના લોખંડ સામે આપણી સરકાર તાતા સ્ટીલ કંપનીને જે "બાઉન્ટી" મદદ આપી રક્ષણ આપે છે, તે સામે જ્યારે પરદેશી માલ વટાવ આપે છે, ત્યારે આપણા આગેવાનો સરકારને શું પગલું લેવા સૂચવે છે તે જોવાનું છે! જો બીજો કોઈ સ્વતંત્ર દેશ હોત તો જરૂર બ્રીટીશ લોખંડ પર વટાવ જેટલી વધારાની જકાત નાંખત.

* * *

### સુતર પર જકાત

મુંબઇના મીલમાલેકોનું ડેપ્યુટેશન વાઇસરૉયને મળી આવ્યા બાદ હિંદી મીલ ઉદ્યોગને રક્ષણ આપવા વિષે હિંદી જકાતી કમીશને જે ભલામણો કરી હતી તેના પર ફરીથી હીંદી સરકાર હાલ વિચાર ચલાવે છે. તે માટે એક પેટા સમિતિ નીમવામાં આવી હતી, અને તે સમિતિએ હિંદમાં આયાત થતા સુતર ઉપર દર રતલે ૦-૧-૬ જેટલી જકાત નાંખવાનો ઠરાવ પસંદ કર્યો છે. આ ઠરાવ ખાસ કરીને જાપાની સુતરની અયોગ્ય હરીફાઈ સામે છે. જાપાને આપણા લોખંડ સાથે જકાત નાંખી, પણ જ્યારે આ ઠરાવ પેટા સમિતિમાં પસાર થયો કે તુરત જાપાની એસોશીએટેડ ચેમ્બર ઓફ કોમર્સે સરકારના વિરોધી પક્ષના આગેવાન તરીકે પંડિત મોતીલાલ નેહરૂને એવી ધમકી લખી મોકલી છે કે હિંદ-જાપાન વચ્ચેનો સંબંધ સારો રહે તે ખાતર તેમણે ઉપરનું બીલ પસાર ન થાય તે માટે બનતું કરવું. હિંદ અત્યારે પરતંત્ર છે, અને ગમે તે દેશ હિંદને ધમકી આપી શકે છે! જાપાન એશિયાનો એક અમૂલો દેશ છે, અને એશિયાવાસી તરીકે એક જ સંસ્કૃતિના જુદાં જુદાં ફરજંદો તરીકે તેઓ હિંદને મદદ કરે એ સાવ ગલતી વાત છે. જ્યાં વેપાર, પૈસો, અને હરીફાઇ આવે છે, ત્યાં હિંદ પર બખેડા જામે છે, અને સૌ કોઇ હિંદને ચૂસી ખાવા તત્પર થઇ જાય છે. જાપાની કોટન સ્પીનર્સ એસોસીએશને પણ આ બીલ પસાર ન થવા દેવા માટે બધી જાતના પ્રયત્નો કરવા માંડયા છે.

જાપાની હરીફાઇને લીધે હિંદના મિલ ઉદ્યોગને કેટલું શોષવું પડે છે. તે નીચેના આંકડાઓ પરથી સાબીત થાય છે.

[ રતલે દોઢ આનાની જકાત નાંખવા સંબંધીના ઠરાવની વિરુદ્ધ મત આપતા સર વીકટર સાસુને કરેલી નોંધમાંથી ]

૧૯૨૬ ના પહેલા પાંચ માસમાં જાપાની કાપડની આયાત ૯૮૦ લાખ વાર.

૧૯૨૭ ના પહેલા પાંચ માસમાં જાપાની કાપડની આયાત ૧૩૧૦ લાખ વાર. એટલે કે ૩૩ ટકાનો વધારો.

૧૯૨૬ ના પહેલા પાંચ માસમાં મુખ્યત્વે ૪૦ નંબરના સીતો—જાપાની સુતરની આયાત ૮૨૦૦ રતલ.

૧૯૨૭ ના પહેલા પાંચ માસમાં જાપાની કાપડની આયાત ૨૧ લાખ રતલ.

આ આયાતના આંકડાની સરખામણી સાથે મુંબઇમાં ૪૦ નંબરના સુતરને બનાવતાં જે ખર્ચ થાય, અને જાપાનીઝ સુતર જે ભાવે હિંદમાં વેચાય છે તેના આંકડાઓ પણ સરખાવવા જેવા છે.

"ઑગસ્ટની ૧૮ મી તારીખે પાંચ ટકાની જે જકાત હાલ સુતર પર ચાલુ છે તે સુદ્ધાં ૪૦ નંબરના જાપાની સુતરની દર રતલની

કીંમત મુંબઈમાં ૧૫-૭૫ આના હતી, જ્યારે એજ નંબરનું સુતર મુંબઈની મીલમાં બનાવવા જતાં મશીનરીનો ઘસારો ગણત્રીમાં ન લેતાં દર રતલે ૧૯-૭૧ આના જેટલું ખર્ચ થતું હતું; એટલે કે જાપાની સુતરની વેચાણ કિંમત કરતાં મુંબઈમાં એજ નંબરના સુતરને તૈયાર કરતાં ૨૫ ટકા જેટલું વધારે ખર્ચ આવે છે.[૧]

આથી એ સાબીત થાય છે કે દર રતલે દોઢ આનાની જકાત નાંખવાથી હિંદની હાથ વણાટની શાળોને જાપાની સુતર ખરીદ કરીને કપડું તૈયાર કરતાં ફાયદો પડે. અને આવી રીતે તૈયાર થએલું કાપડ હિંદી મીલમાં તૈયાર થએલા કાપડ કરતાં ૨૦ ટકા જેટલું સસ્તે પડે.

આગળ સર વીકટર સાસુન કહે છે કે જાપાનથી હાલ જે સુતર મોકલવામાં આવે છે તે બારીક નંબરનું છે, અને આપણી મીલો જે જાડું સુતર કાંતે છે, તેના ઉદ્યોગ ઉપર જ આ બધી આપાતનો માર પડશે.

સર વીકટર સાસુનનો અભિપ્રાય એવો છે કે સરકારે જો હિંદના મિલઉદ્યોગને રક્ષણ આપવું જ હોય, તો તે પૂરેપૂરું આપવું જોઈએ: અને તે સિવાય આપણા મીલ ઉદ્યોગને હાલ કોઈ પણ રીતે રાહત મળે તેમ લાગતું નથી.

સર વીકટર સાસુને આ નોંધ લખી, ત્યાર બાદ એસેમ્બ્લીમાંથી આ બિલ ૭મી સપ્ટે. પસાર થયું છે. આ કાયદા સાથે સાથે મશીનરી ઉપરની જકાત પણ નીકળી ગઈ છે, એટલે બ્રીટીશ લોઢું તાતા સ્ટીલ કરતાં વધારે સસ્તું પડવાનું, પરંતુ આ વિષય ઉપર સભાસદોનું ધ્યાન ગયું હોય તેમ લાગતું નથી. મશીનરી પરથી જકાત કાઢી નાંખીને મીલ ઉદ્યોગને રાહત આપી છે કે મશીનરી બનાવનારાઓને એ વિશે મતભેદ થવાનો સવાલ છે, સુતર ઉપર જકાત નાંખ્યાથી સરકારને જે વધારાની આવક થશે તેમાંથી હેંડલુમના ઉદ્યોગને મદદ આપવાનું એસેમ્બ્લીમાં સૂચવવામાં આવ્યું હતું; પણ સરકાર તેનો શો ઉપયોગ કરે છે તે જોવાનું છે.

સં. ૧૯૮૪ ના પ્રત્યક્ષ પંચાંગ ( નિરયન વિભાગ ) ના શુદ્ધિ પત્રકની પુરવણી.

પૃ. ૨૪. જન્મ નક્ષત્ર ઉપરથી ફળ.

| પંથા | ભોગ | | વ્યથા | વસ્ત્ર | | હાનિ | વિપુલ ધન | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉ. ફા. | સ્વાતિ | જ્યેષ્ઠા | ઉ. ષા. | શત. | રેવ. | કૃતિ. | આ. ઇ | આશ્લે. |
| હસ્ત | વિશા. | મૂળ | શ્રવ. | પૂ. ભા. | અશ્વિ. | રોહિ. | પુન. | મઘા |
| ચિત્રા | અનુ. | પૂ. ષા. | ધનિ. | ઉ. ભ. | ભર. | મૃગ. | પુષ્ય | પૂ. ફા. |

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૪ આશ્વિન : ૧૯૮૩ અંક

## બૃહદ્ ભારત*

કોઇ માણસ કે રાષ્ટ્ર અવનત દશામાં આવે તો તેના બધા સદ્ગુણો, બધું પરાક્રમ અને પૌરુષ નહિ જેવું જ થઈ જાય છે. એની અવનતિના અંધકારમાં પટલ એટલું સજ્જડ થઇ જાય છે કે તેની પાછળના પૌરુષસૂર્યનું લોકોને ભાન પણ નથી થતું. તેથી એ વર્તમાન હીનસ્થિતિ જોઇ તે માણસના કે રાષ્ટ્રના મિત્રો પણ નિરાશાથી ઘેરાઇ જાય છે, અને શત્રુઓ અવહેલનાપૂર્વક આનંદ માને છે.

દુર્દૈવે, ભારતની એ જ સ્થિતિ થઇ છે. ૧૮૧૮ ના પારતંત્ર્યના ખગ્રાસ ગ્રહણથી નિસ્તેજ થવાથી ભારતમાં એક વખત તેજસ્વિતા હતી એવો ખ્યાલ પણ કોઇને નથી આવતો. અને રાષ્ટ્રની ગતકાલીન તેજસ્વિતાની લોકોને સ્મૃતિ થાય તો કદાચ ભાવિ વિજયને માટે તે આશાપૂર્વક પ્રયત્ન કરે એવી બીકથી પરકીય રાજસત્તા પણ તે તેજસ્વી ઇતિહાસ જનતાની દૃષ્ટિથી દૂર રાખવા મથે છે. હિંદુસ્તાનની બાબતમાં પણ અત્યાર સુધી સ્વાર્થી ઇતિહાસકારો એમ માનતા કે "ભૂતકાલમાં હિંદુસ્તાનમાં કલા, તત્ત્વજ્ઞાન ઇત્યાદિનો વિકાસ થયો હશે, પણ તે બીજા રાષ્ટ્રોની સરખામણીમાં નહિ જેવો જ ગણાય. શૌર્ય, સાહસ વગેરે બાબતોમાં તો હિંદુસ્તાનમાં ગૌરવપૂર્વક ઉલ્લેખ કરવા જેવા ભાગ્યે જ પ્રસંગો બન્યા હોય. એલેક્ઝાંડર જેવો દિગ્વિજયી, ક્રાઇસ્ટ અથવા મહમ્મદ જેવો મહાન ધર્મપ્રસારક, ડ્રેક જેવો સમુદ્રસંચારી ભારતમાં ક્યાં છે? ભારતમાં જેટલા મહાન પુરુષો થયા તેમનું બધાનું કાર્યક્ષેત્ર માત્ર હિંદુસ્તાન. એની અંદર મર્યાદિત ક્ષેત્રમાં આ લોકો દીપી નીકળ્યા તેમાં શી નવાઇ? ચારે બાજુથી નિસર્ગની અભેદ્ય તટબંધિથી સુરક્ષિત અને અલગ રહેલા ભારતવાસીઓને બહારની દુનિયાની રણભૂમિ પર ઉતરવાની તક જ ક્યાં મળી? તેથી 'निरस्तपादपे देशे पर-

---

* ભાદરવા સુદ ૪ના ગણેશ ઉત્સવ પ્રસંગે કૃષ્ણમંદિર, ભદ્રમાં અપાયેલું વ્યાખ્યાન.



( ચિત્ર ૧ ) સરસ્વતી દેવીઃ તીબેટ

માઇનોર સુધી પહોંચ્યા હતા, એટલું જ નહિ પણ ઉપર કહેલા લોકોમાં તેઓ માનવંત પદવી પામ્યા હતા, તેથી કાં તો તે લોકોમાં ભારતીય વૈદિક ધર્મ પ્રચલિત હોવો જોઇએ અથવા તો ભારતીય દેવોમાંથી કેટલાક દેવોને લઇને તેમની પૂજા ત્યાં ચાલતી હોવી જોઇએ. આ જ સમયના બીજા લેખમાં પણ બે રાજકુટુંબની વચ્ચેના વિવાહ સંબંધમા નાસત્યા ( આશ્વિન દેવો )ની સ્તુતિ કરવામાં આવી છેઃ એ ઉપરથી પણ ભારતીય સંસ્કૃતિની પરરાષ્ટ્રો ઉપર છાપ પડેલી દેખાય છે. મારી એવી કલ્પના છે કે ભારતીય રાજ્યોનો વિસ્તાર અહીં સુધી બલ્કે કાસ્પીઅન સમુદ્ર સુધી હોવો જોઇએ. પોતાને મળેલા પુરાવા ઉપરથી ડૉ. પી. ગાઇલ્સ ( Dr. P. Giles ) 'કેમ્બ્રિજ હિસ્ટ્રી ઑફ ઇંડિયા' માંના આર્યન નામના લેખમા લખે છે કે

"તદન નવી શોધો એ કલ્પનાને ટેકો આપે છે કે ઇ. સ. પૂ. ૧૫ મા સૈકામા આર્ય વંશીય લોકો ઉત્તર એશિયા માઇનોર અને વાયવ્ય બાબીલોનિયાથી મેડીઆ સુધીના વિશાળ પ્રદેશ ઉપર સત્તા ચલાવતા હતા.* "

એ ઉપરથી એટલા પ્રાચીન સમયમાં પણ ભારતીય લોકો બાહ્ય જગથી અલગ નો'તા રહેતા તે સિદ્ધ થયું.

એ પછીના સમયમાં સેમિરામિસ ( Semiramis ) નામની એસિરિયન રાણીએ હિંદુસ્તાન ઉપર સ્વારી કર્યાનો ઉલ્લેખ મળી આવે છે. તેમજ ભારતીય લોકોમાંની કેટલીક જાતિઓ એસિરિયન જાતિ હેઠળ આવી ગઇ હતી એમ કહેવાય છે. આજ અરસામાંના કેટલાક ભારતીય સ્ત્રી પુરુષોનાં ચિત્રો ઇજીપ્તના મેંફિસ ( memphis ) પ્રદેશમાં મળી આવ્યાં છે તેમ જ ઇજીપ્તમાં સર્પમાળા પહેરનાર શિવનું મંદિર પણ જડ્યું છે. એ મંદિર કયા દેવતાનું છે એ વિષે પાશ્ચાત્ય સંશોધકો શંકિત હતા. પણ ફ્રેન્ચ ઓફિસરોની સાથે ઇજીપ્તમાં ગયેલા કેટલાક હિન્દી સૈનિકોએ એ મંદિરમાં જઇ શિવમૂર્તિ તાબડતોબ ઓળખી તેને નમસ્કાર કર્યો ત્યારે પાશ્ચાત્ય પંડિતોની ખાત્રી થઇ કે આ તો શિવમંદિર

* Latest researches, however, seem to dfscover specific evidence for the supposition that by The 15th Century B. C. the Indo-Aryans had influence over the wide area extending from Northern Asia Minor and North Western Babylonia to Media.

છે. આ ઉપરથી ઈ. સ. પૂ. ૧૨૦૦ ના અરસામાં ભારતીય લોકોની વસાહતો ઇજીપ્ત સુધી પણ ફેલાઈ હતી એ નિઃશંક માની શકાય.

આ જ સમયમાં ભારતીયનેોનો અને સેમેટિક લોકોનો વ્યાપારી સંબંધ ઘણો જ હતો એ પ્રસિદ્ધ છે. આ પછી ઇ. સ. પૂ. ૫૧૬ માં ઇરાનના ડારીયસ રાજાએ પોતાના એક અમલદારને ઇરાનથી સિંધુ નદી સુધી જળમાર્ગ શોધી કાઢવા આણી તરફ મોકલ્યો હતો. ત્યાં સુધી આ બે દેશોની વચ્ચે ખુશ્કી માર્ગ હતો જ. તે જ પ્રમાણે ઇરાનના રાજાની સાથે હિંદુસ્તાનના સૈનિકો માર્ડોનિયસ સેનાધિપતિ હેઠળ લાટીઆની સમરભૂમિ ઉપર ગ્રીક લોકોની સામે ઇ. સ. પૂ. ૪૭૯ માં લડ્યાનો ઉલ્લેખ છે. રાજા ચન્દ્રગુપ્તના વખતથી તો હિંદુસ્તાનનો પરદેશની સાથે ઘણો જ સંબંધ થયો. ઇ. સ. પૂ. ૩૦૦ ના અરસામાં રાજા ચન્દ્રગુપ્તનો રાજકારણને અંગે એક ગ્રીક રાજપુત્રીની સાથે વિવાહ થયો એ વાત પ્રસિદ્ધ છે. એ જ રાજાના દરબારમાં સીરીઆના રાજા તરફથી મેગેસ્થિનીસ એલચી તરીકે આવ્યો હતો. ચન્દ્રગુપ્ત પછી ભારતનો પરદેશની સાથેનો સંબંધ ખુબ જ વધતો ગયો. આ સંબંધમાં ભારતીય ધર્મોએ ઘણો જ અગત્યનો ભાગ ભજવ્યો છે. દા. ત. સમ્રાટ અશોકે પોતાના ધર્મોપદેશકો સીરીઆ, ઇજીપ્ત, મધ, મેસીડોનીઆ, સિલોન, સુમાત્રા વગેરે દેશોમાં ધર્મપ્રચારાર્થે મોકલ્યા હતા. સીરીઆમાં તો અશોકના વખતનાં દેવમંદિરો પણ મળી આવ્યાં છે.



( ચિત્ર ૨ ) સરસ્વતી દેવીઃ જાવા

આ જ અરસામાં પૂર્વ એશિયામાં અને તેમાં યે ચીનમાં ભારતીય સંસ્કૃતિનો ઝપાટાબંધ ફેલાવો થવા માંડયો. ઇ. સ. પૂ. ૨૭૦ માં ચીનના રાજાએ પોતાના દરબારમાં અઢાર બુદ્ધ ભિક્ષુઓને નોતર્યાનો ઉલ્લેખ છે. આ જ સમયમાં મધ્ય એશિયામાં કુચાન, સોગડીઆ, વગેરે દેશોમાં બુદ્ધ ધર્મનો પ્રચાર થયો હતો. ચીનમાં બુદ્ધ ધર્મનો પ્રસાર ઇ. સ. પૂ. બીજા સૈકામાં સીથીઅન લોકો મારફતે થયાનો ઉલ્લેખ છે.

જ્યારે આમ એક તરફ ભારતીઓ પરદેશમાં છુટથી વસીને ધર્મપ્રચાર ચલાવતા



( ચિત્ર ૩ ) શિવ. તુર્કી
( ૭મી સદી )

હતા ત્યારે બીજી બાજુ મધ્ય એશિયાના કુશાન અને હૂણ લોકો પણ ટોળાબંધ હિંદુસ્તાનમાં ઉતરતા હતા. એવી રીતે દેશમાં અને દેશ બહાર પણ પરકીય લોકોનો ભારતીય લોકો સાથે નિકટ સંબંધ થયો. અહીં આવેલા પરદેશીઓએ જો કે રાજસત્તા જમાવી લીધી પણ એ જિત લોકો તરફથી જ હારી ગયા એમ કહેવાય. કારણ કનિષ્ક રાજા ઉશવદાતને રુદ્રદામન જેવા રાજાઓ હિંદુ ધર્મીય બની તે ધર્મના આધારસ્તંભ બની ગયા. કનિષ્કને તો અહીંના ધાર્મિક લોકો તરફથી દેવપુત્રની પદવી મળી. આ કનિષ્ક અશ્વઘોષ પંડિતનો શિષ્ય હતો. તેના રાજ્યમાં તક્ષશિલા એ ભારતીય સંસ્કૃતિનું મુખ્ય કેન્દ્ર બની ગયું. ભારતીય ધર્મ અને સંસ્કૃતિનો પરદેશીય ઉપર એટલો તો પ્રભાવ હતો કે ઈ. સ. પૂ. ૧૫૦ માં અહીં આવેલા એક ગ્રીક રાજાએ વૈષ્ણવ ધર્મનો જાહેર રીતે સ્વીકાર કર્યો. બુદ્ધ સાહિત્યમાં મિલિન્દપ્રશ્ન ઉપરથી પણ એવા જ એક ધર્મ–પરિવર્તનનો દાખલો મળે છે.

ભારતીય સંસ્કૃતિએ આવી રીતે ચારે દિશા તરફ પોતાનો અપ્રતિહત સંચાર કરવા માંડ્યો, તો પણ તેમાં ખાસ કરીને પૂર્વ અને અગ્નેય એશિયા તરફ સૌથી વધારે હિંદુ સંસ્કૃતિનો ફેલાવો થયો. મધ્ય એશિયાથી માંડીને એક દિગ્વિજયી રાજાની પેઠે ભારતીય સંસ્કૃતિનો દિગ્વિજય છેક જાપાનની સીમા સુધી પહોંચી ગયો. આ ધર્મસંસ્કૃતિના ફેલાવામાં સેંકડો બલ્કે હજારો ધર્મોપદેશકોએ ભાગ ભજવ્યો છે. તેમાંના ઘણાઓના નામો ઇતિહાસને અજ્ઞાત છે. જેટલા જ્ઞાત છે તેમાંથી પણ ઘણાની કથા અત્યંત મનોરંજક છે. પણ તેનો વિસ્તાર હું અહીં કરી શકતો નથી.

આ ધર્મઉપદેશમાં કશ્યપમાતંગ અને ધર્મરક્ષની અત્યંત આકર્ષક કથા 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થયેલા ક્ષીતિમોહન બાબુના 'ચીનના પ્રવાસ' વર્ણનમાં આવેલી છે. તેમાં જેટલી વાતો આવી નથી તેટલી જ અહીં ટુંકમાં કહીને આગળ જવા માગું છું.

મેં ઉપર કહ્યુંજ છે કે બુદ્ધ ધર્મનો પ્રચાર મધ્ય એશિયાથી પૂર્વ તરફ થયો. એને માટે હમણાં જ બહુ સરસ પુરાવા મળી આવ્યા છે. ગયા ઓગસ્ટના

'મોડર્ન રિવ્યુ'માં 'Explorations in Central Asia' નામના શ્રી. ચક્રવર્તિનો એક મનોરંજક લેખ પ્રસિદ્ધ થયો છે તેમાં એ વિષેની વિગતવાર હકીકત આવી છે. તેમાં ટુન હુઆન્ગ ( Tun Huang ) ગામના વિહારોમાં એક ગંજાવર લાયબ્રેરી મળ્યાનો ઉલ્લેખ છે. તેમાં લગભગ ૧૫,૦૦૦ હસ્તલિખિત ગ્રન્થો મળ્યા છે. એ ગ્રન્થો સંસ્કૃત, પ્રાકૃત, સોગડીઅન, મેન્ચાઅન, તુર્ક, ટીબેટી, ચીની, ખોટાની, કુચીઅન વગેરે ઘણી ભાષામાં લખાયેલા છે. એમાં અદ્‌ભુત વાત તો એ છે કે હિંદુસ્તાનમાં જે સંસ્કૃત ગ્રન્થોનાં મૂળ મળતાં નથી તેનાં અહીં પરદેશીય ભાષામાં તરજુમા થયેલ દેખાય છે. ભારતીય સંસ્કૃતિનું કેન્દ્ર મધ્ય એશિયામાં પણ કેટલું વિશાળ થયું હતું એ આ વાત ઉપરથી આપને સમજાશે. મધ્ય એશિયામાંથી ઇ. સ. પહેલા સૈકાથી સાતમા શતક સુધી ભારતીય સંસ્કૃતિનો પ્રવાહ અખંડ વહેતો હતો. ઇ. સ. પહેલા સૈકામાં ચીનના રાજાના દરબારમાં બુદ્ધધર્મ પ્રસ્થાપિત થવા લાગ્યો. ત્રીજા સૈકામાં જે ધર્મરક્ષ ભિક્ષુ ચીનમાં ગયો તે મૂળ ભારતીય હતો. તેના ગુરુ પણ એક ભારતીય આચાર્ય હતા. ધર્મરક્ષની પેઠે કુમારવિજય નામના ભિક્ષુ પણ મૂળ ભારતીય હતા. એનો બાપ મધ્ય એશિયામાં જઈને વસ્યો હતો અને ત્યાં કુચાના રાજ્યમાં તે પોતાના પાંડિત્યના પ્રભાવથી રાજગુરુ થયો અને કુચીયન રાજકન્યા સાથે તેનું લગ્ન થયું. તેમનો પુત્ર કુમારવિજય. ચીનમાં બુદ્ધ ધર્મનો ફેલાવો કરવામાં તેનો મોટો હિસ્સો છે. જેમ હિંદુસ્તાનમાંથી સેંકડો પંડિતો અને ભિક્ષુઓ ચીન, કોરીઆ અને જાપાનમાં ગયા તેમ જ ચીનમાંથી પણ હિંદુસ્તાનમાં બુદ્ધ ધર્મનો અભ્યાસ કરવા માટે ઘણા ચીન પંડિતો આવતા હતા. તેમાંના ફાહીન, ઇત્સીંગ, હુએનસીંગનાં નામો બહુ જ મશહુર હોવાથી હું તેમનાં માત્ર નામનિર્દેશ કરીને જ આગળ જાઉં છું.



(ચિત્ર ૪) શિવઃ કમ્બોડીઆ
( ૯-૧૦ મી સદી )

ઈ. સ. ૪૦૧માં ચીન રાજપુત્ર યાન-યંગ યાંગયાંગ હિન્દુ ભિક્ષુ પાસે અભ્યાસ કરવા અહીં આવ્યાનો ઉલ્લેખ છે. પરદેશમાંથી કાશ્મીર નેપાલ વિક્રમશિલા અને ઉદંત્તપુરમાં સંસ્કૃતનો અભ્યાસ કરવા ઘણા પરદેશી પંડિતો આવતા હતા.

ચીન પછી કોરીઆમાં પણ ભારતીય સંસ્કૃતિનો ફેલાવો થયો. ઇ. સ. ૩૮૪માં મતાનંદ નામનો એક બૌદ્ધ ભિક્ષુ કોરીઆમાં ગયો. ત્યાં એને રાજા તરફથી ભારે સ્વાગત મળ્યું એવો ઉલ્લેખ છે. કોરીઆ દ્વારા જાપાનમાં પણ બુદ્ધ ધર્મ દાખલ



(ચિત્ર ૩) મહેશ : તુર્કી
(૮ મી સદી અગાઉ)

થયો. ઇ. સ. ૭૩૬માં બોધિસેન નામનો ભારદ્વાજ ગોત્રનો એક બ્રાહ્મણ પોતાની સાથે શિલ્પશાસ્ત્રીઓ, સંગીતશાસ્ત્રીઓ અને ધર્મશાસ્ત્રીઓ લઇ જાપાનમાં ગયાનો ઉલ્લેખ છે. તે ઠેકાણે તે આમરણ રહ્યો. જાપાનમાં તેમની એટલી બધી કીર્તિ થઈ કે હજી પણ તેનો 'બ્રાહ્મણભિક્ષુ' તરીકે ગૌરવપૂર્વક ઉલ્લેખ કરવામાં આવે છે.

આજ અરસામાં 'પશ્ચિમ એશિયા તરફ પણ ભારતીય સંસ્કૃતિનો બીજો પ્રવાહ વહેતો હતો. તેના પુરાવા તરીકે હું તુર્કસ્તાનમાં મળેલા આઠમી સદી અગાઉના શિવમંદિરનો ઉલ્લેખ કરું છું. (જુઓ ચિત્ર ૩)

આઠમા સૈકામાં જાપાનમાં આર્ય ધર્મમાંનું વિશિષ્ટ અવતારતત્ત્વ અને ભક્તિતત્ત્વ જાપાનમાં દાખલ થયાં. જાપાનની માફક તીબેટમાં પણ બુદ્ધ ધર્મનો સારી પેઠે પ્રચાર થયો. તેમાં શ્રીરંગભૂતિ રાજાની જે બે પત્નીઓ: એક ચીન રાજપુત્રી, અને બીજી નેપાળ રાજપુત્રી એમના દ્વારા તીબેટમાં બુદ્ધધર્મ દાખલ થયો. છઠ્ઠા સૈકા પછી તીબેટમાં પ્રસાર થયેલા તાંત્રિક બુદ્ધ ધર્મનો મૂળ સંસ્થાપક પણ પદ્મસંભવ નામનો એક બ્રાહ્મણ ભિક્ષુ જ હતો. ઇ. સ. ૬૨૦માં સોળ તિબેટી પંડિતો કાશ્મીરના બ્રાહ્મણોની પાસે અધ્યયન કરતા હતા. સંસ્કૃત વ્યાકરણની ઢબ ઉપર આ પંડિતોએ તિબેટી વ્યાકરણની રચના કરી.

ઇ. સ. ૭૪૭ માં શાન્તરક્ષિત નામના ભિક્ષુ તીબેટ રાજના ગુરુ થયા. ઉપર કહેલા ધર્મ સંસ્કૃતિના ફેલાવામાં કળા અને સાહિત્યનો પણ ફેલાવો સાથે સાથે થયો છે એ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે. બુદ્ધ ધર્મની સાથે થોડે અંશે બ્રાહ્મણધર્મની અસર પણ તીબેટ ઉપર થઇ હતી એ ધ્યાનમાં રાખવું જોઇએ. દેવી સરસ્વતીનું તીબેટમાં મળેલું ચિત્ર આ વાતને ટેકો આપશે. (જુઓ ચિત્ર ૧) ઉત્તર ચીનના એક સરોવરના કાંઠા ઉપર ભારતીય શિલ્પશાસ્ત્રના સારામાં સારા નમુના જોયાનો ઉલ્લેખ ક્ષિતિમોહન બાબુ કરે છે. હાલ મધ્ય એશિયામાં મળેલા વસ્તુસંગ્રહમાં ભારતીય શિલ્પકળાના સેંકડો નમુનાઓ છે. ચીન અને તીબેટની લાયબ્રેરીઓમાં ધાર્મિક સાહિત્ય

ઉપરાંત લૌકિક સાહિત્ય વિશાળ છે. આ ઉપરથી ભારતીય સાહિત્યકળાનો પણ પરદેશીઓ ઉપર ભારે પ્રભાવ પડ્યો હતો એ આપ જાણી શકશો.

અત્યાર સુધીની હકીકતમાં ભારતીઓનો પરદેશમાં રાજ્યસ્થાપન થયાનો બહુ જ થોડો ઉલ્લેખ છે. પણ હવે પછી જે પ્રદેશનું હું આપની આગળ વર્ણન કરવા માગું છું તેમાં ધર્મ, સંસ્કૃતિ અને રાજ્ય આ ત્રણે બાબતમાં ભારતીઓની છાપ પડેલી દેખાય છે. એ પ્રદેશો તે બંગાળાના ઉપસાગરના અગ્નેય દિશામાં આવતા બેટોની હાર. અહીં ભારતીય સંસ્કૃતિની પરાકાષ્ઠા થઇ છે. તેની વિગતવાર હકીકત આપવા માટે કાલમર્યાદાને લીધે હું અસમર્થ છું માટે લાચાર છું. તો પણ ટુંકમાં તેની હકીકત આપની સમક્ષ રજુ કરું છું.

અત્યાર સુધી હિંદુઓની ખુશ્કીના માર્ગોની વસાહતો જોઇ. પણ આ બેટોમાં કેવળ સમુદ્રમાર્ગથી જ ભારતીઓએ પ્રવેશ કર્યો. આ વસાહતો મુખ્યત્વે ચંપા, કમ્બોજ, જાવા, સુમાત્રા, મલાયા દ્વિપકલ્પ અને બલિ વગેરે પ્રદેશોમાં થયેલી છે. તેમાં પ્રથમ વૈદિક ધર્મનો જ મુખ્યત્વે પ્રસાર થયો. અને સાથે સાથે બ્રાહ્મણોનું રાજ્ય પણ થયું. બુદ્ધધર્મ તો ત્યાં મોડો ગયેલો જણાય છે.



(ચિત્ર ૬) વિષ્ણુ : જાવા
Erlanga as Visnu
(ઇ. સ. ૧૦૪૩)

આ પ્રદેશોમાં ત્રણ વખત હિંદુઓના સંઘ ગયા છે. પહેલો સંઘ ઇ. સ. પહેલા સૈકામાં, બીજો પાંચમા સૈકામાં અને ત્રીજો નવમા સૈકામાં. પહેલા બેમાં કેવળ વૈદિક ધર્મનો અને હિંદુ રાજ્યનો પ્રભાવ દેખાય છે.

જાવાના ટાપુઓમાં અને કામ્બોડીઆના પહેલ વહેલા હિંદુ રાજ્યોનો સંસ્થાપક કોંડીણ્ય કરીને એક બ્રાહ્મણ હતો. ઈ. સ. ની પહેલી સદીમાં તે ત્યાં ગયો. જતાં પહેલાં તેમને ઇશ્વરનો આદેશ મળ્યો અને એક મંદિરમાં ધનુષ્ય બાણ મળ્યાં. એ સાથે લઇ, પોતાની સાથે માણસો લઈ એ કામ્બોડિયા ગયો. ત્યાં પોતાની યોગસિદ્ધિઓ વડે

[ અનુસંધાન પૃ૪ ૫૭૩ ]



[ ચિત્ર ૩ ] ચંદ્રમહેલ : જયપુર

સરખાવો ફત્તેહપુર-સીક્રીના અકબરના મહેલ સાથે.



[ ચિત્ર ૪ ] સવાઇ જયસિંહની છત્રી : જયપુર

[બ્લૉક : પ્રસ્થાન પ્રેમેમ ટ્રસ્ટીઓ

# હિંદુસ્તાનનું પેરીસ

ભારતવર્ષનો ગૌરવવંતો પ્રદેશ રાજપૂતાના આજે પણ અનેક ચમત્કૃતિઓથી વિખ્યાત છે. જે પ્રદેશને જોઈ કર્નલ ટૉડને ઇતિહાસપ્રેમ ઉપજ્યો, જેની પ્રાચીન સંસ્કૃતિ અને કલા જોઈ આજે ભારતરત્ન રા. બ. ગૌરીશંકર ઓઝાએ ચાલીશ વર્ષથી ઇતિહાસયજ્ઞ આરંભ્યો છે, તે પ્રદેશમાં અનેક રળિયામણાં નગરો કિલ્લાઓ નદીઓ બંધા* : એ બધાં દરેક ઇતિહાસપ્રેમી હિંદીએ જોવા જેવાં છે.

જ્યાં આખા હિંદુસ્તાન ભરની કલાસમૃદ્ધિ સચવાઈ રહી હોય, અને જેની સ્થાપત્ય કલાની અદ્ભુતતા જોઈ વિદેશીઓ મ્હોંમાં આંગળી નાંખે છે, તે રાજપૂતાનાની દિવ્ય નગરી જયપુર આજથી અઢીસો વર્ષ પૂર્વે સવાઈ જયસિંહે બંધાવી.

ઇતિહાસ એમ કહે છે કે જ્યાં આગળ અત્યારે જયપુર વસેલું છે ત્યાં પહેલાં મોટું મેદાન હતું. ત્યાંથી સાતેક માઈલ દૂર અંબરનરેશ ઝાલા માનસિંહનું આમેર અથવા અંબર નામનું પુરાતન શહેર છે. ચારે તરફનો ડુંગરાઉ પ્રદેશ અને ત્યાંની ઊંચીનીચી ભૂમિ પર વસેલ અંબર, કલાપ્રિય જયસિંહને રૂચ્યું નહિ હોય તેથી તેણે જયપુરની રચના કરી. જયસિંહ મહા વિદ્વાન હતો, અને જ્યોતિષશાસ્ત્રમાં અતિ નિપુણ હતો. ઉપરાંત ઉચ્ચ પ્રકારનો શિલ્પી હતો. સ્થાપત્ય કલામાં પણ તે પ્રવીણ હતો.

જયપુર વસાવ્યા પહેલાં જયસિંહે તેની કલ્પના કરી રાખી હતી. કેવી રીતે બાંધવું, કયાં કયાં દરવાજા મૂકવા, રસ્તાની વચ્ચે કેટલો રાજમાર્ગ રાખવો, વગેરે બાબતોનો અગાઉથી પ્લેન કરી રાખ્યો હતો. આથી જ જયપુર શહેરની બાંધણી હિંદુસ્તાનની નગરરચનામાં શાસ્ત્રીય રીતે પ્રમાણભૂત અને દુનિયાભરનાં મોટાં શહેરોમાં ગણના થાય તેવી છે. લગભગ સરખી ઊંચાઈનાં

---

* બંધા એ રાજપૂત ભાષાનો શબ્દ છે. તેનો અર્થ પાણીને સાચવી રાખવા માટે બાંધેલ નહેર જેવું.

પત્થરનાં ભવ્ય મહાલયો, રાજમાર્ગોની બન્ને બાજુએ લોકોને ચાલવાના પત્થરના વિશાળ ફુટપાથ અને શહેરની ન્હાનામાં ન્હાની ગલીમાં પણ કોઈ અજાણ્યો માણસ ઘુસી જાય તો તે કદી પણ ભૂલો ન પડે એવી ન્હાની ન્હાની શેરીઓની રચના, જ્યાંથી ચાર રસ્તા જતા હોય ત્યાં વચમાં પત્થરનો સુંદર પાણીનો કુંડ અને આખા શહેરના ફક્ત લાલ જ રંગથી રંગેલાં મકાનોઃ આ બધું જોઈ જયસિંહની બુદ્ધિમત્તા ઉપર ફીદા થઇએ છીએ.

**વસ્તિ**

જયપુર શહેરની એક લાખ માણસની વસ્તિ છે. જયપુરનો પ્રદેશ ઢુંઢાવના નામથી ઓળખાય છે. અહીંના લોકોની ભાષામાં મારવાડી અને વ્રજભાષાનું મિશ્રણ છે. બીજા આવા મોટા શહેરમાં સાધારણ ધમાલ જણાય પણ જયપુરની ખાસ વિશિષ્ટતા એ છે કે આખો દિવસ શહેરનો ધંધો રોજગાર ધમધોકાર ચાલતો હોવા છતાં શહેરમાં સર્વત્ર શાંતિ જોવામાં આવે છે. તેનું મુખ્ય કારણ શહેરના પહોળા રસ્તા અને દરેક ઘરની વચમાં સપ્રમાણ થોડો માર્ગ. વળી અહીંના લોકો અત્યંત લહેરી અને વિલાસી છે, પૈસો મેળવવાની ધમાલમાં તેઓ ઝાઝું પડતા નથી. રોજના જેટલું મળી રહે તેમાં મસ્ત રહી આનંદ માનવો એ જ અહીંના લોકોનું જીવન-ધ્યેય છે.

**મંદિરો**

ગૂજરાતના જાણીતા લેખક શ્રી. શાસ્ત્રીએ જામનગરને મંદિરોનું નગર કહ્યું છે. પણ જયપુર જોયા પછી તો એવો ખ્યાલ આવે કે આટઆટલાં મંદિરો ભારતવર્ષના બીજા શહેરોમાં હશે કે કેમ ? અહીંઆં મંદિરોની ગણત્રી કરીએ તો સહેજે પાંચ હજારથી ઉપર થાય. આ મંદિરો ઘણાંખરાં રાજ્ય તરફથી જુદા જુદા સંપ્રદાયના રાજાઓએ બંધાવ્યાં છે. આ મંદિરોની સ્થાપત્ય શૈલી ગૂજરાતનાં મંદિરો જેવી નથી. ઘણાંખરાં મંદિરોને જોતાં એવો ખ્યાલ આવે કે આ તે દેવનું ધામ કે રાજાઓને રહેવાનું મહાલય ? આ મંદિરોમાં બારે માસ કંઇક ઉત્સવો તો હોય જ અને જયપુરની લહેરી પ્રજા ઉત્સવોને સારી રીતે ઉજવી પણ જાણે છે. લાંબાં લાંબાં અંગરખાં પચરંગી પાઘડીઓમાં ચપચપ ચાલતા મારવાડી ગૃહસ્થો, લાંબી ઇજાર અને તે પર ચુસ્ત અચકંદ પહેરો ફરતા રાજપૂતો, અને લાંબા પહોળા ઘેરદાર ઘાઘરા અને પચરંગી ચુંદડીઓ પહેરી ફરતી સ્ત્રીઓ કોઇને કોઈ ઉત્સવ ઉજવતી હોય જ.

## જોવાલાયક સ્થળો

**આમેરનો રાજદુર્ગ**

મંદિરો ઉપરાંત શહેરમાં અને શહેર બહાર માનવ હૃદયોની સ્વર્ય સ્ફુરણાથી બનાવેલ અનેક એવાં સ્થળો છે કે ઘડીભર જોતાં આપણે મુગ્ધ બની જઇએ. તેમાં સૌથી ખાસ ધ્યાન ખેંચે એવો આમેરનો રાજદુર્ગ છે (ચિત્ર ૨). જે સમયે અકબરનો મધ્યાન્હ કાળ તપતો હતો અને દિલ્હીની જાહોજલાલી પૂર્ણતાએ પહોંચી હતી, ત્યારે અંબર નગર પણ અત્યંત સમૃદ્ધ હતું. અકબરના મહા-સુભટ માનસિંહે પોતાનું રાજ્યભવન અદ્ભુત ખૂબીથી બનાવ્યું છેઃ આ દુર્ગમાં જે કલા અને વિલાસ ઢલવાયાં છે, તે જોઈ ઘડીભર આપણે દિલ્હી અને આગ્રાના બાદશાહી કિલ્લાઓની ભવ્યતા ભૂલી જઇએ. આમેરનો રાજ્ય-મહાલ તે અત્યારના રાજા મહારાજાઓ ઉભાં કરે છે તેવાં વિલાયતી શણગારથી સજ્જેલો નથી. તે તો વીર માનસિંહના કલાપ્રિય હૃદયનું સાચું પ્રતિબિંબ છે. ડુંગરની ટોચ પર આટલો બધો વિશાળ મહાલય કેવી રીતે બંધાયો હશે તે કલ્પના જ આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખે છે. બે મોટા દરવાજા વટાવ્યા પછી એક વિશાળ મેદાન આવે છે ત્યાં દીવાને-આમનો વિશાળ ખંડ છે. એ ખંડના એક એક થાંભલામાં પ્રાચીન સ્થાપત્ય કલાની ભવ્યતા નજરે પડે છે. અહીં માનસિંહ પોતાનો દરબાર ભરતો. ત્યાંથી ઉપર સહેજ એક માળ છે. એ માળની પથરની જાળીઓમાં એવી ખૂબી કરી છે કે ત્યાં બેઠે બેઠે રાણીઓ ખુશીથી રાજદરબાર જોઈ શકે, પણ નીચેથી કોઈ પણ માણસ તેમને જોઇ શકે નહિ. એ જ ભાગમાં માનસિંહ જે જગ્યોએ બેસી પ્રાર્થના કરતો તે ખંડ છે. ત્યાંથી આગળ જતાં દીવાને-ખાસ અને શીશમહેલ આવે છેઃ આ બન્ને ભાગની કોતરણી અને કલ્પના જોતાં ઘડીભર આપણે તાજ-મહાલની કબરો પરની કોતરણી ભૂલી જઇએ છીએ. શીશમહેલ તો એક અદ્ભુત ચમત્કાર રૂપ છે (ચિત્ર ૮). આખા ખંડમાં ન્હાના ન્હાના રંગબેરંગી કાચ જડી દેવામાં આવ્યા છે. રાત્રિના સમયે અહીં દીવા કરવામાં આવતા અને એક દીવાનાં હજારો પ્રતિબિંબ અહીં ફેલાઇ રહેતાં.

વીર માનસિંહ અને જોધબાઇના પાદપંકજથી પવિત્ર થયેલ આ મહેલમાં ફરતાં એમ લાગે છે કે અહીં તે વીર ફર્યો હશે અને જોધબાઇએ પોતાનું બચપણ આ ઐતિહાસિક સ્થાનમાં ગાળ્યું હશે.

આમેરના આ રાજમહેલની સામે કંઈક અંશે હરીફાઈ કરતો નવા જયપુરનો ચંદ્રમહેલ છે ( ચિત્ર ૩ ). એનું ચિત્ર જોતાં માલમ પડશે કે તે

ફત્તેહપૂર સીક્રીના અકબરના મહેલને બહુ મળતો છે : આ બધાં મુખ્ય મુખ્ય રાજભવનો જોશો તો જણાશે કે એ મુગલકાળના કારીગરોને હાથે જ ઘડાયાં છે. મી. હાવેલ તો એમ જ કહે છે કે ઔરંગઝેબના વખતથી જે હિંદુ કારીગરોને રાજદરબારમાંથી રજા મળી તેઓને હાથે જ રાજપુતાનાનાં શહેરો રચાયાં છે, અને ખરેખર, એ હિંદુ કારીગરોની મદદ વિના પછી મોગલોને હાથે સુંદર કામો થયાં નથી.

**ગલતા કુંડો** જયપુરની પૂર્વ દિશામાં કુદરતનું એક મીઠા પાણીનું ઝરણું બારે માસ વહી જાય છે. લોકો એમ માને છે કે અહીં ગાલવ-મુનિનો આશ્રમ હતો. આથી તેનું નામ ગલતાનો કુંડો રાખવામાં આવ્યું છે (ચિત્ર-૧). શહેરથી લગભગ સો ફીટ જેટલું ઊંચું હશે. છતાં ઠેઠ સુધી લાલ પત્થરનો સુંદર રસ્તો બાંધેલો છે. રાત્રિના વખતે અહીંથી જયપુર ઘણું રળિયામણું લાગે છે.

**વેધશાળા** પરંતુ આ બધાંથી યે ચારે તરફ પંકાયેલી જયપુરની વેધશાળા તે સવાઇ જયસિંહની જ્યોતિષ વિદ્યાનો અચ્છો નમુનો છે. જગતભરના મુસાફરો આ જોઇ ચકિત થઇ જાય છે. જે ગ્રહોની દશા પુસ્તકો વાંચી, ગણિતના દાખલા ગણી, નથી જોઇ શકાતી તે સહેજે થોડી મિનિટમાં અહીં જોઇ શકાય છે. હિંદુસ્તાનમાં આવી ચાર વેધશાળા છે, છતાં તેમાં સૌથી સરસ જયપુરની છે. અહીં રાજ્ય તરફથી એક નિષ્ણાત જ્યોતિષીને રોકવામાં આવેલ છે, જે જિજ્ઞાસુઓનું સમાધાન કરે છે.

**સંસ્કૃત કૉલેજ** સંસ્કૃત ભાષાની સમૃદ્ધિ જોવી હોય તો બનારસ જાઓ, નહિ તો જયપુર આવો. તેનું મુખ્ય કારણ રાજાઓનો સંસ્કૃત ભાષા તરફનો પૂજ્યભાવ. અહીં સંસ્કૃત કૉલેજનું વિશાળ મકાન છે, જેમાં સંસ્કૃતના વેદ સુધીના વિષયો શીખવાડાય છે. આથી જ સંસ્કૃત ભાષાના અહીં ધુરંધર વિદ્વાનો છે. સંસ્કૃત કૉલેજ ઉપરાંત રાજ્યગઢમાં એક ભવ્ય પુસ્તકસંગ્રહ છે, જેની દેખરેખ મહાવિદ્વાન પંડિત મધુસૂદન ઝા રાખે છે.

**મ્યુઝીયમ** હિંદુસ્તાનનાં ગણ્યાં ગાંઠયાં સંગ્રહસ્થાનોમાં જયપુરનો નંબર બીજો આવે છે. ફક્ત મ્યુઝીયમનું મકાન જ જોઇ તમે ખુશ થઈ જાઓ (ચિત્ર ૫). આ મકાન એટલું બધું ભવ્ય છે ! પત્થર પર બહુ જ બારીકાઇથી કોતર કામ કરવામાં આવ્યું છે અને ચારે તરફ એવું સુંદર વાતાવરણ ફેલાઇ રહ્યું છે કે અંદરનો સંગ્રહ જોતાં તે

[ ચિત્ર ૫ ]   મ્યુઝીયમ : જયપુર

: આગળનો દેખાવ :



[ ચિત્ર ૬ ]   હવામહેલ : જયપુર

( મુદ્રક—એડવર્ડ પ્રેસ )   [ બ્લૉક: પ્રસ્થાન પ્રોસેસ સ્ટુડીઓ

[ચિત્ર ૭] સાયર દેવડી : જયપુર

: રાજમહેલનો મુખ્ય દરવાજો :

સીકંદરાબાદના અકબરના રોજાના દરવાજા સાથે સરખાવો.



[ચિત્ર ૮] શીષમહેલ : જયપુર

: અંદરનો ભાગ. :

[બ્લૉક : પ્રસ્થાન પ્રેસમ સ્ટુડીઓ

સમયના સ્થાપત્ય કલાના ઉત્તમ નમુનો રૂપ આ મકાનને જોઇ આફ્રીન થઇ જઇએ. હિંદુ સ્થાપત્ય શૈલી આધુનિકમાં આધુનિક જરૂરિયાતો માટે પણ કેવી બંધબેસતી થઈ શકે છે તેનો આ મકાન એક અદ્દભુત નમૂનો છે. એક પરદેશી અંગ્રેજ સ્થપતિ પોતાની નીચેના હિંદુ શિલ્પીનો કેટલો સમતાભર્યો ઉપયોગ કરી શકે છે તેનો પણ આ દાખલો છે. સંગ્રહસ્થાનમાં ખનિજ પદાર્થનો સારો સંગ્રહ છે. ઉપરાંત પ્રાચીન મૂર્તિઓ અને ભીંત પરનાં અજંટાનાં ચિન્હો પણ તેટલાં જ સુંદર છે.

કલા

હવે જયપુરની કલા જોઇએ. કવિઓ ગાઈ ગયા છેઃ "જુઓ ચિત્ર જયપુર" એ બરાબર ખરૂં છે. ચિત્રકલાનો અહીંનાં લોકોનો શોખ હજુ સુધી જળવાઇ રહયો છે. અહીંની ચિત્રકલાની ખાસ વિશિષ્ટતા એ છે કે ન્હાનામાં ન્હાની વસ્તુમાં પણ બારીક રેખાંકન જોઇ શકાય છે. કહેવાય છે કે ચોખાના દાણા પર રાધાકૃષ્ણનાં ચિત્રો અહીં ચીતરાતાંઃ અને રંગ પણ દેશી જ વાપરવામાં આવે છે. રાજ્ય તરફથી કલાભવન (School of Art) ઘણાં વર્ષોથી ચાલે છે. ઉપરાંત રાજ્યના પુસ્તકભંડારમાં પણ ચિત્રોનો એક મોટો સંગ્રહ છે. ચિત્રકલા ઉપરાંત શિલ્પકલા, કપડાં પર છાપવાની કલા, રત્ન પર પહેલ પાડવાનું, પીત્તળ પર મીનાકારી કરવાનુંઃ એવી ઘણી જાતની કલાઓ શીખવાનું જયપુર એ એક કલાધામ છે. ગૂજરાતના યુવકો અહીં આવે અને આમાંની થોડી કલા ગૂજરાતને આંગણે વેરે તો ભૂખમરો અને દરિદ્રતા ઓછાં થાય.

ગૂજરાતીઓ

જ્યારે જયપુર વસાવ્યું ત્યારે ગૂજરાતના જુદાજુદા ભાગમાંથી અહીં પંડિતોને નોતરવામાં આવ્યા હતા. કાઠિયાવાડમાંથી પ્રશ્નોરા નાગરો અહીં આવેલા, જેઓએ અત્યાર સુધી પણ પોતાની ભાષા અને સંસ્કાર જાળવી રાખ્યા છે અને 'પ્રશ્નવર' ના નામથી પંકાય છે. ઉપરાંત સિદ્ધપુરથી ઔદીચ્ય બ્રાહ્મણોને મોટી સંખ્યામાં બોલાવવામાં આવ્યા હતા. અને તેઓને માટે એક જુદા ગામડા જેવું રહેવાને માટે વસાવી આપવામાં આવ્યું હતું; જે અત્યારે બ્રહ્મપુરીના નામથી ઓળખાય છે. આ ઉપરાંત લુણાવાડા આદિ સ્થળોથી ગૂજરાતીઓ અહીં આવી વસ્યા છે. આજકાલ કરતાં ત્રણસો વર્ષ આ વાતને વીતી ગયાં છે છતાં તેઓની ભાષામાં સહેજ ફેરફાર પડી ગયો છે. બાકી ગૂજરાતના સંસ્કાર અને પહેરવેશ ગયા નથી. આ બધા ગૂજરાતીઓ ઉપરાંત વેપારાર્થે અહીં આવેલાં ઘણાં કુટુંબો છે.

**સ્ત્રી જીવન**

અહીંઆં સ્ત્રીજીવનની કેટલીક વિશિષ્ટતા છેઃ અહીંની સ્ત્રીઓમાં વિલાસ અને આનંદ ગૂજરાત કરતાં વિશેષ છે-ઉપરાંત સંગીતનો તો અહીં અજબ શોખ છે. બે ચાર સ્ત્રીઓ મળે-પછી ઘર હો કે સરીયામ બજાર હોય-કે ખુશાથી લાંબા રાગ તાણી મંદગતિથી હાથ હલાવતી તેઓને ગાતી ચાલી જતાં આપણે જોઇએ ત્યારે અકબરના જમાનામાં આપણે રહીએ છીએ એવો ખ્યાલ આવે. શહેર કરતાં ગામડાંની સ્ત્રીઓ વધારે મજબુત હોય છે. વરસે દહાડે ભરાતા બે મોટા મેળામાં ગામડાંમાંથી અસંખ્ય સ્ત્રીપુરુષો આવે છે અને વિવિધ પ્રકારનાં નૃત્ય કરે છે. આજકાલ વિલાયતી નર્તકીઓના નાચ જોઇ આની સાથે સરખાવતાં ખ્યાલ થાય કે ભારતમાં પણ એક વખતે નૃત્યકલા કેટલી સીમાએ પહોંચી હતી.

**ઉપસંહાર**

રાજપૂતાનાના ચારે તરફના સુકકા પ્રદેશમાં જયપુર એ એક પાણીમાંના કમળ સરીખડું દીપી ઊઠે છે. જયપુરમાં ભારતની પ્રાચીન કલાના પ્રાણનો ધબકારો હજી સુધી કલાપ્રિય મનુષ્ય સાંભળી શકે છે. અહીં કલા છે, વિલાસ છે, સંગીત છેઃ અને જીવનની ધન્ય પળો ગાળી શકાય એવી અજબ શાન્તિ છે. એ કલાના દર્શન કરી ભારતવર્ષના જ નહિ પણ જગતભરના મુસાફરો જયપુર નગરી જોઇ દિંગ થઈ જાય છે અને એક વખત સમૃદ્ધિના શિખરે પહોંચેલ આ દેશની આટ-આટલી સમૃદ્ધિ જોઇ જાણ્યે અજાણ્યે નમન કરે છે

જયપુર — શમ્ભુપ્રસાદ ઇનામદાર

---

# સામાજિક સુધારો અને યુવાન વર્ગ

કોઇ પણ પ્રકારનો સુધારો બંડ વિના થઇ શકતો નથી. અમુક ધારો ખરાબ છે, હાલના સંજોગોને પ્રતિકૂળ છે તો તેમાં યોગ્ય ફેરફાર કરવો, સુધારો કરવો એ કામ બંડખોરનું છે. સામાજિક ફેરફારોની ક્રિયા ઘણી લાંબી છે. શરૂઆતમાં અમુક રીતરિવાજ કે ધારા ખરાબ છે એવી ભાવના ( idea ) જાગૃત થાય છે, પછી તે ભાવનાનો પ્રચાર હૃદયસ્પર્શી લખાણ કે ભાષણ દ્વારા થાય છે ( propaganda ); અને સમાજમાં પહેલ કરવાની શક્તિ નહિ

હોવાને લીધે બંડખોર વ્યક્તિઓ ખરાબ ધારાઓનો ભંગ કરે છે અને નવા આદર્શ અથવા નવા વિચારને અનુસરીને વર્તે છે. આવું બંડ ઉપરા છાપરી થાય તેને લીધે સમાજમત કેળવાય છે અને બંડખોર તરફ ગુસ્સાને બદલે સહિષ્ણુતા, સહિષ્ણુતાને બદલે સહાનુભૂતિ ધીમે ધીમે આવે છે. દરેક વખતે આ પ્રમાણે ક્રમેક્રમે ફેરફાર થાય છે એમ નથી, કેટલીક વાર એકદમ જુસ્સો આવીને બંડ થાય છે અને તેવે પ્રસંગે બંડખોરને વધારે દુઃખ ખમવું પડે છે. સુધારાની સાથે બંડ અને દુઃખ તદ્દન અનિવાર્ય છે.

જો આપણે હિંદુસમાજની આજની વસ્તુસ્થિતિ તપાસીએ અને આજથી ત્રીસ વર્ષ પહેલાંની સ્થિતિ સાથે સરખાવીએ તો તેમાં ઘણો ફેરફાર માલૂમ પડશે. પરદેશ જવા માટે લગભગ સંપૂર્ણ છૂટ મળી છે અને માત્ર થોડા જૂના વિચારના માણસો પ્રાયશ્ચિત્ત કરવાનો ઢોંગ કરે છે. કન્યા તથા સ્ત્રી કેળવણીનો બહુ પ્રચાર થયો નથી કારણ કે આપણે બાળલગ્નની પ્રથાને તોડી શક્યા નથી, બાકી કેળવણી તરફ વિરોધ ચાલુ રહ્યો નથી. આભડછેટના પ્રશ્નમાં ખૂબ છુટછાટ મુકાતી જાય છે, ન્યાતનું જોર માત્ર નામનું રહ્યું છે. વિધવાવિવાહ, ન્યાતની બ્હાર લગ્ન વગેરે પ્રશ્નો તરફ તીવ્ર વિરોધ રહ્યો નથી અને અમુક પ્રસંગોમાં છુટછેડા આપવા જોઇએ એવી ચર્ચા છ્ચોક થવા માંડી છે, પેટા જ્ઞાતિઓ એકઠી થવાનો પ્રયત્ન કરે છે: આ બધાં પરિણામ વિચાર, પ્રચાર અને આચારને લીધે છે. ઈષ્ટ જણાતા અને ઈષ્ટ ગણાતા સુધારાઓનો અમલ કરવો એ નિડર હિંમતવાન સત્યાગ્રહીઓનું કામ છે. ઘણુંખરૂં એનો અમલ જુવાનીઆ કરી શકે છે. કહેવાતો સુધારો લાંબી દૃષ્ટિએ જોતાં ખરેખર ઇષ્ટ છે એમ દરેક વખતે ન હોય, પણ જડતામાં સડવા કરતાં ઠોકર ખાઇને સાચે માર્ગે ચઢી જવું એ બહેતર છે. સત્યાગ્રહીએ હમેશાં દુઃખ વ્હોરી લેવાનું છે. સમાજને સુખ મળે તેટલા માટે ઘણી વ્યક્તિઓને દુઃખ ખમવું પડે છે. આ પ્રકારનું દુઃખ ખમવાની શક્તિ આપણા યુવાન વર્ગમાં આવી છે.

આપણે જેટલી જેટલી બાબતોમાં સુધારા કરવા ઇચ્છીએ છીએ તેમાં પ્રજામત કેળવાયો છે, તેમાં વિરોધ નબળો થઈ ગયો છે, તેમાં કેટલાંક બંડ જાગ્યાં છે. હવે જો આપણા જુવાનીઆ જ્ઞાતિસુધારાના પ્રશ્નને હાથમાં લઈ લે, જ્ઞાતિની સભામાં સક્રિય ભાગ લે તો દરેક જાતના સુધારા સહેલાઇથી થઈ શકે એમ છે. ગયા જમાનામાં એવી વસ્તુસ્થિતિ હતી કે જ્ઞાતિસભામાં અમુક ડાહ્યા ગણાતા ડોસાઓ જેમ કહે તેમ બધા વર્તવાને તૈયાર થઇ જતા.

આજે આપણે માત્ર સારા તથા સાચાને જ માન આપીએ છીએ. આજે વ્યક્તિગત સ્વમાનની ભાવના ખીલી છે. આપણે આગ્રહી થયા છીએ. "ચલતી હે સો ચલને દો" જેવી બાપલી સલાહ આપણે કબુલ ન કરીએ. તેથી **જુવાનીઆઓએ ન્યાતને કબ્જે કરી લેવી** અને જુના વિચારના ડોસાઓને આરામ આપવો. હું આ માર્ગ દરેક જુવાનીઆને સૂચવું છું. આ પ્રમાણે અમુક ન્યાતે સુધારો કર્યો છે તે મારી જાણમાં છે. વડીલો તરફ અપમાનની દૃષ્ટિથી જોવું એવી સલાહ હું કદી ન આપું, પણ જ્યારે સરકાર, ગુરુ કે વડીલો ધર્મભ્રષ્ટ થયા છે એમ આપણો અંતરાત્મા વારંવાર કહ્યા કરે, ત્યારે તેમના હાથમાંથી સત્તા લઈ લેવી. એક વખત સાહસ કર્યાથી હમેશનો કજીઓ જતો રહેશે, દીલ દુખાશે નહિ અને જુના વિચારના માણસો સમજી જશે કે અમુક બાબતોમાં માથું મારવામાં ફાયદો નથી.

અસહકારની રાજકીય ચળવળમાં એવી ભાવના પણ ફેલાયેલી કે 'અમારૂં' બધું સારૂં છે. જેટલું જુનું છે તે સુનું છે, અને આડકતરી રીતે એવા વિચાર ફેલાયેલા કે બધું નવું કે પાશ્ચાત્ય તે ખરાબ છે. પણ અસહકારની ખરી અસર તો સમાજ સુધારાને મદદકર્તા છે. અસહકારને લીધે દરેક ખરાબ કે જુઠી સત્તા તરફ ઝુંબેશ ઉઠાવવાનું જોર આવ્યું, દુઃખ સહન કરવાની શક્તિ આવી, ધારા, રૂઢી, રિવાજ, વડીલ, ગુરુ, શાસ્ત્ર વગેરેની સાથે સાથે અંતરાત્માને પૂછવાની હિંમત આવી, અને જો અંતરાત્માને ખૂબ જ લાગે કે ધારા કે સત્તાનો અનાદર કરવો જ પડશે તો પોતાને જોખમે તેમ કરવાનું આત્મબળ ખીલ્યું. એટલે આજે સામાજિક સુધારાને માટે ખૂબ જ અનુકૂળ વાતાવરણ છે અને જો જુવાનીઆ બંડ ઉઠાવશે તો બાળલગ્ન, કન્યાકેળવણી, કન્યાવિક્રય, કજોડાં, બાળવિધવા, અસ્પૃશ્યતા વગેરે પ્રશ્નોનો નિકાલ થોડા વખતમાં થઇ જશે. જુવાનીઆઓને પોતાના બળનું ભાન થવું જોઇએ. બધી સત્તા તેમના હાથમાં છે, **માત્ર તેમણે એક વખત લગામ ઝુંટવી લેવાની છે.**

આપણે ગ્રામજીવન સુધારણાની ગાડીખડી વાતો કરીએ છીએ. જળપ્રલયને લીધે એ વાતો નરમ પડી છે પણ ગ્રામપ્રજાના જીવનનું રહસ્ય એટલું જ છે કે ગામડાંનાં કરોડો લોકો રાજકીય, સામાજિક, તથા આર્થિક બંધનોનાં ગુલામ થઇને કચડાઇ મરે છે. રાજસત્તા એમને ગુલામી તથા ગરીબાઇમાં રાખે છે, સામાજિક રૂઢી રિવાજો એવા છે કે તેમની સ્થિતિ ઊંચી આવી શકે જ નહિ, શહેરી પ્રજા તેમનું લોહી ચૂસી લે છે, અને તેને લીધે તે હમેશાં કરજગ્રસ્ત રહે છે. નાનાં ગામડાંનો ખેડુત ચરોતરમાં કન્યા આપે ત્યારે

ગુલામીખત પર સહી કરે છે. આવી જ સ્થિતિ બધે છે અને જો આપણો ઉદ્દેશ એવો હોય કે હિંદમાતાના કરોડો છોકરાં સાદું પણ સારૂં જીવન ગાળે, તેમને પૌષ્ટિક ખોરાક મળે, સ્વચ્છ ઘરમાં રહી શકે, શરીરનું રક્ષણ થાય અને આરોગ્યતા સચવાય એવી રહેણીકરણી થાય, છોકરાંઓને યોગ્ય સારૂં શિક્ષણ અપાય, સુખશાંતિને માટે અવકાશ રહે, સામાજિક સુખ અને આધ્યાત્મિક શાંતિ મેળવી શકે: તો તેમને બંડખોર બનાવો. ખેતીમાં કમાણી ન રહેતી હોય તો સરકારનાં ધોરણો સુધારવા પડશે, સામાજિક રિવાજોથી છુંદાઈ જતા હોય તો તેને તોડવા પડશે, આર્થિક બંધનોથી કચડાઈ મરતા હોય તો તેને કાપવાં પડશે. સમાજ સુધારકોએ વિચાર, પ્રચાર અને આચારનાં હથીઆર વાપરવાનાં છે. વિચાર અને પ્રચાર તો ખૂબ થઈ રહ્યાં છે અને હવે આચાર, સત્યાગ્રહ, બંડના જમાનામાં પ્રવેશ થઇ ચૂક્યો છે. જુવાનીઆ, આગળ પડો!

સુમન્ત મહેતા



## જવલબા

[ લોકગીત ]

ઘરને પછવાડે બીબડીયું રમે,
તરકડીયું રમે, કુંવર જવલબા,
રમવાને આવો.
અમે આવીએ તો તમારાં બીબડીયાં દેખે,
તરકડીયાં દેખે અમને લાંછના લાગે,
જવલબા રમવાને આવો.
અમારાં તરકડીયાં ગામ સીધાવ્યાં,
પાટણ સીધાવ્યાં, કુંવર જવલબા,
રમવાને આવો.
કુંવરી જવલબા રમવાને નિસરીયાં,
સજીને સોળ શણગાર,— જવલબા૦
રમી ભમીને પાછા જ વળીયાં,
તરકોની નજરે પડીયાં,— જવલબા૦

તરકડીયાંની ફોજું રે આવી,
આવી આંગણીએ ઊભી,— જવલણા૦
સોના પેરાવી દાદે સોનબાઇ દેખાડયાં,
આ રે મોટાનાં છોરૂં નોય,— જવલણા૦
રૂપા પેરાવી દાદે રૂપબાઇ દેખાડયાં,
આ રે મોટાનાં છોરૂં નોય,— જવલણા૦
લઘરાં પેરાવી દાદે જવલણા દેખાડયાં,
આ રે મોટાનાં છોરૂં હોય,— જવલણા૦
માતાએ તો શિખું જ દીધી,
આવે કાંઇ ફુઇબાના ગામ,— જવલણા૦
દોરી ફુઈબાને ઘેર જ જાજો,
સારી શિખામણુ લેજો,— જવલણા૦
હાલ્યા રે હાલ્યા ગાઉ બે ચાર,
આવ્યાં કાંઇ ફુઇબાનાં ગામ,— જવલણા૦
ભત્રીજ દેખીને ધ્રાશકો પડીયો,
સાથે તરકડાની ફોજું,— જવલણા૦
વાટી ઘુંટીને વાટકો ભરીયો,
લ્યો રે ભત્રીજ બા પીઓ,— જવલણા૦
અમલ ચડીયું ને ડોલવા લાગ્યાં,
તરકોને ત્રાસ જ પડીયા,— જવલણા૦
કે તો તારો દાદો તેડાવું,
કે તો તેડાવું તારી માત,— જવલણા૦
કે તો તારો વીરો તેડાવું,
કે તો મેલું મેયર,— જવલણા૦
લેર્યું લેર્યું લેવા લાગ્યાં,
તરત ઊડી ગયાં પ્રાણુ,— જવલણા૦

સંપાદક: મોંઘીબેન

# ચુંબન*

મધ્યાહ્ન-ઘંટા થંભી ગઈ હતી અને આ તો મૃત્યુ-ઘંટ શરૂ થયો. વિશાળ હરિયાળાં મેદાનમાં રમતાં બાળકો ઉપર એની કાંઈ અસર ન થઈ. પુરુષોએ પોતાની ટોપીઓ ઉંચકી એ જ, બાકી એ સિવાય કાંઈ ખાસ બનાવ બનતો હોય એવું તેમનાં મ્હોં ઉપરથી દેખાતું ન હતું. પણ સ્ત્રીઓ—ખરેખર ચમકી ! દરેક જણીએ હાથમાંનું કામ મૂકી દીધું: કોઇ રાંધતી રાંધતી ઊઠી તો કોઈ ગાય દહોતી દહોતી ઊઠી, તો કોઇએ વાસીદું પડતું મેલ્યું. ટુંકામાં આદિ જનનીની આ કુતૂહલપ્રિય પુત્રીઓ ખૂણેખૂણેથી બહાર આવી અને ગામનાં નાનાં સાદાં દેવળ ઉપર પોતાની વિશાળ શાખાઓ રક્ષણ કરવાને માટે જ જાણે પ્રસરીને ઉભેલા શતાયુશી લીમડાની નીચે-પોતાનાં હમેશનાં સભા-સ્થાને ભેગી થઈ.

"આમ એકાએક કોણ મરી ગયું હશે ?" એકે બીજીને પૂછ્યું. પણ તેઓના ચહેરા ઉપર પ્રસરેલા આશ્ચર્યથી સ્પષ્ટ જણાતું હતું કે તેઓને આ બનાવનો ખ્યાલ સરખો યે ન હતો. ગામમાં કોઇને ગંભીર માંદગી આવ્યાનું પણ જાણમાં ન હતું.

આ બહેનપણીઓએ કોણ મરી ગયું છે એ જાણવા માટે કલ્પનાના ઘોડાને છૂટા મૂક્યા અને ગામનાં દરેકે દરેક માણસની ખબર લઇ નાખી. પોતે માત્ર કુતૂહલને લઇને જ ઘર છોડી લીમડા તળે આવી હતી એમ ભુંડી દુનિયાના લોકો ન કહે એટલા માટે તેઓ વારેવારે પોતાના હાથોવતી ભક્તિ-ભાવથી ક્રુસનું ચિહ્ન કરતી રહેતી હતી, અને આ બધું કરવા છતાં ઘંટાશાળામાં ઉભેલા ઘંટ બજાવનાર ઉપર તેઓનું પૂરેપૂરૂં ધ્યાન હતું અને તે કેટલા ઘંટ બજાવે છે તે ઉત્સુકતાપૂર્વક ગણી રહી હતી. અરે ! આ તો બીજે ખંડે જ થંભી ગયો. ત્યારે તો સ્ત્રી જ હોવી જોઇએ. એક જ ખંડ વધારે વગાડયો હોત તો પુરુષ છે એમ સમજાત.

લીમડા નીચે નવું જ આશ્ચર્ય અને નવી જ કલ્પનાઓ પ્રસર્યા. એ તે કઈ સ્ત્રી હશે ? કયા મહોલ્લાની હશે ?

* એક લેખિકા ફ્રેશલિના સ્વેટ્લાની 'Kiss' નામની વાર્તાનો અનુવાદ.

બહેનપણીઓએ ઘંટ વગાડનારને મળી તેની પાસેથી બધી હકીકત જાણીને જ જવાનો નિશ્ચય કર્યો. ભલેને ઢોર ખાલી ગમાણ આગળ બૂમ પાડયા કરે, આમલી બળીને કોલસો થઇ જાય, બિલાડી ભેડારીઆમાં ભરાઇને ખવાય એટલું ખાઈ જાય, અને જમવાનું મોડું થવા માટે પતિરાજ બબડે તો પણ પોતાનાં કુતૂહલને શાંત કર્યા વિના તેઓ ત્યાંથી ચસકે એમ નથી. જો તાજા સમાચાર મળે એમ હોય તો પતિરાજ જરા બબડે તેની શી પરવા? એ તો પત્ની નવી નક્કોર વાત કહેશે એટલે પતિરાજ તો બધું યે ભૂલી જશે. આજે જ નહિ પણ ચાર દિવસ સુધી આ મરણની જ વાત ચર્ચાશે.

* * * *

બહેનપણીઓ હવે બિલકુલ અધીરી થઈ ગઈ કે ક્યારે ઘંટ વગાડનાર આવે. દાદર ઉતરીને મંદિર બહાર આવતાં યે એને તો જુગ વીતી ગયો. ઘરડો ખખ થઇ ગયો છેઃ પાદરીએ હવે કોઇ સારો માણસ શોધી કાઢવો જોઇએ.

આખરે તેણે ઉમરા ઉપર દર્શન દીધાં.

"ભાઇ એ કોણ?" હાડમાંસમાં પણ કંપારી પ્રસારે એવા તાળાં ચાવીના કર્કશ અવાજને પણ ઢાંકી દે એવા અવાજે એક સાથે તેઓ બોલી ઊઠી.

"શું! તમને ખબર નથી એમ?" પોતાના હાથ ઊંચા કરીને ઘંટ વગાડનારે પૂછ્યું. વરસના ભારે વળી ગયેલો હોવા છતાં તે હજુ એવોને એવો આનંદી રહ્યો હતો.

"અરે! પણ આ શું કહેવાય! કંઇક અમંગળ હોવું જ જોઇએ. મને લાગે છે કે ભવિષ્યવાણી ખરી પડવાની. દુનિયામાં શું ચાલે છે એની તમને ખબર ન પડે. એવી વિચિત્ર વાતો પણ બનવા લાગી તો હવે આપણો ડુંગરો ઊડી જઈ તેને ઠેકાણે તળાવ થઇ જવાનું."

"ચાલ, ચાલ, હવે બહુ થયું. હવે તું કહેવા શું માગે છે?"

"આજ સુધી બધાય બનાવોની સહુ કરતાં પહેલી ખબર પડતી આવી છે એટલે હું નવાઇ કેમ ન પામું? લુર્કસની જુવાન બેરી પ્રભુધામમાં સિધાવી છે એ વાતની તમને ખબર ન હોય એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો."

"લુર્કસની વહુ? હોય નહિ! એ બને જ નહિ. ગઈ રાતે હું તેને આ શેરીમાં મળી હતી."

"કાલે તો મેં તેને લુગડાં સૂકવતી જોઇ હતી."

"ખરૂં કહું છું–તમને. લુકૅસની વહુ જ બપોર પહેલાં થોડા જ વખત ઉપર એક નાની છોકરીને મૂકીને મરણ પામી."

"આહ ! બિચારીને કેટલું લાગ્યું હશે !"

"કહે છે કે તેનું મરણ બહુ સુખભર્યું હતું. તેને જરા યે ખબર નહતી કે સૌ કોઈ જ્યાં આજ નહિ ને બે દહાડા પછી જવાનાં છે ત્યાં જ તે જાય છે. તે ઊંઘી ગઈ અને પછી ફરી જાગી જ નહિ."

"ભગવાન શાંતિ બક્ષો."

"અને સદ્ગતિ આપો...તે ગુણનો ભંડાર હતી એમ તો કાંઇ કહેવાય છે પણ કર્કશા ન હતી."

"લુકૅસ એને માટે જીવ કાઢી નાખે એમ નથી."

"એમ જ હોય ! એ તો એનાં માબાપે ધમકાવ્યો કે અમારૂં કહ્યું ન કર્યું તો શ્રાપ દેશું એટલે એ ભાઈસાહેબ એને પરણ્યા."

"અરે ! જેણે જેણે એને અને લુકૅસને સાથે જોયાં છે તેને લાગ્યા વિના રહ્યું નથી કે એ એને કેદી પરણાવવાં જોઇતાં ન હતાં. લુકૅસ પોતે આખી દુનિયાનો ધણી હોય એમ ઠસ્સામાં ફરે છે, જ્યારે આ તો માંદલાં પંખીની માફક નીચેથી ઊંચું જ જુવે નહિ ને ! તેનામાં ક્યાં કંઇ ચેતન કે દમ જ હતો; અને શરીર પણ રોગનું ઘર."

"પણ હવે લુકૅસ મરજીમાં આવે તેને વરી શકશે. હું તો બહુ ખુશ થઈ. મેં જ્યારે એને આ લીમડા આગળથી લગ્નને માટે જતો જોયો ત્યારે મને તો એવું લાગી આવ્યું ! જાણે કોઇ તેને ચૉરી આગળ નહિ પણ ચૉકા આગળ લઈ જતું હોય એવું તેનું મ્હોં ધોળું થઈ ગયું હતું. સહુ કોઇને એમ થાય કે એને સુખશાતા મળે તો સારૂં. એના જેવો માણસ મળવો મુશ્કેલ છે. તે કોઇનું યે બુરૂં કરતો નથી અને કોઇને કરવા પણ દેતો નથી. તમારૂં જો કંઈ ભલું એનાથી થઇ શકે એમ હોય તો એ જરૂર કરવાનો. જરા મિજાજી છે એ વાત ખરી પણ એમતો કોણ સંપૂર્ણ હોય છે ?"

"વેન્ડુલકા પેલુરકી કે તે આખરે લુકૅસને જ પરણશે એમ કોણ જાણતું હતું ? જ્યારથી લુકૅસનાં લગ્ન થયાં ત્યારથી તે છોકરીએ એક પણ નાચ કે ઉજાણીમાં ભાગ લીધો નથી–જો કે તે પેખીના જેટલી રમતિયાળ અને ચંચલ છે તો પણ. તેને લુકૅસ સાથે ન પરણવા દીધી એટલે તેણે પરણવાનું જ માંડી વાળ્યું."

"પણ લુર્કસનાં માબાપે કેમ એ લગ્નમાં વાંધો લીધો? મને તો એ સમજાતું જ નથી. છોકરી તો સારી અને રૂપાળી છે. અને કાંઇ ગરીબ પણ નથી. વળી કામગરી પણ છે."

"અને વળી એના તો કાંઇ સગાંમાં છે."

"બરાબર, એટલા માટે જ એને એની સાથે પરણવા ન દીધો. એનાં માબાપ જૂના વિચારનાં છે. એ બંનેના વડવાના વડવા સગા ભાઇઓ હતા એટલે જો તેઓ આ લગ્ન થવા દે તો પાપ લાગે એવું એ લોકોને લાગ્યું. પાદરી સાહેબ પણ એમને ન સમજાવી શકયા. તેઓને બસ એમ લાગ્યું છે કે તેઓ જ ઇશ્વરની ઇચ્છાઓ સમજી શકે છે, અને સ્વર્ગની ચાવી તો તેમના જ હાથમાં આવી ગઇ છે."

"ત્યારે વાત આમ હતી, એમ! હું તો કેટલી યે વાર ગુંચાયા જ કરતી. મને હજી અહીં પરણી આવ્યાને વરસ જ થયું છે ને, એટલે! વેન્ડુસ્કા જો જાણે કે આ મૃત્યુઘંટ કોનો વાગે છે તો તેનું હૈયું તો નાચી ઊઠે."

"લુર્કસ કાંઇ ફરી પરણવામાં વાર કરે એમ નથી. વાર કરે તો તો મૂઢ જ સમજવો. કોઠાર ભરીને ઢોર, ઘર ભરીને નોકરો, પારણે સૂતું નાનું છોકરું—આવા ઘરમાં માણસને સ્ત્રી વિના ચાલે જ નહિ."

"શોકનો દોઢ મહિનો પૂરો થશે અને છેલ્લી ક્રિયા પૂરી થશે કે તરત જ તે સીધો વેલુસ્કી ડોસા પાસે જઇને તેની છોકરીનું માગું કરવાનો."

* * * *

તેઓ જરા પણ ભૂલ્યાં ન હતાં. લીમડા નીચે તેઓએ જે ભવિષ્ય ઉચ્ચાર્યું હતું તે જ પ્રમાણે એક એક વસ્તુ બની.

તેના મરણને દોઢ મહિનો પૂરો થતાં જે દિવસે તેના આત્માની શાંતિને માટે છેલ્લો વિધિ કરવામાં આવ્યો તે જ દિવસે વિધુર અને તેના બધા પુરુષ સંબંધીઓ સામાન્ય રિવાજ મુજબ શોક ધોઇ નાખવાને એક હોટલમાં ગયા. ભોજન સમય સુધી તે તેઓની સાથે ત્યાં રહ્યો અને તેઓને મિષ્ટાન્ન જમાડયાં. આ કાર્ય પૂરું થતાં જ અંત્યેષ્ટિ સંસ્કારમાં અને આ દિવસના વિધિમાં ભાગ લેવા માટે સહુનો તેણે ઉપકાર માન્યો અને એવી જ મૈત્રીની ભવિષ્ય માટે પણ યાચના કરી. તેઓએ તો તરત જ તેની યાચના પૂર્ણ કરવાનો ઇરાદો હાથોહાથ મિલાવીને બતાવી આપ્યો અને તે પણ તેમના પ્રત્યે એવી જ લાગણી રાખતો રહે એમ ઇચ્છયું. તેણે પણ તેઓની ઇચ્છા પૂર્ણ કરવાનો ઇરાદો ચુંબન અને હસ્તમિલન દ્વારા જાહેર કર્યો. ત્યાર પછી ભેટાભેટી અને એક

પ્રસંગ આવ્યો જોઈ સહુ કોઈ હર્ષોત્ફુલ્લ બન્યું હતું. કોઈ મહોત્સવની માફક તેમના સમની રાહ જોવાતી હતી. અને આમ છતાં આ વેરાગી આવી ગળે ન ઉતરે એવી વાતો ઉચ્ચારી રહ્યો હતો. પણ થોડી જ વારમાં ગામ લોકોનાં મન સ્વસ્થ થયાં. તેઓ એક બીજા તરફ દૃષ્ટિ મારફત સંદેશ મોકલવા લાગ્યા: "આપણે કયાં એને નથી ઓળખતા? દરેક કામમાં ધૂળ ભેળવવી એ તો એનો ધંધો જ છે."

પણ લુકૅસને સંતોષ ન વળ્યો અને તે વારે વારે તગાદો કરવા લાગ્યો: "તમો આ લગ્ન કરવાની સલાહ નથી આપતા તે કાંઈ કારણ તો હશે ને? તમે શું એમ માનો છો કે હવે વેન્ડુલ્કા મને ઓછો ચાહે છે?"

"એવી અક્કલ વિનાની વાત મ કર. એણે તો પોતાનાં આંખ અને હૃદય તારે કાજે જ ધાર્યાં છે એ તું કયાં નથી જાણતો? જો તારી પત્નીનું અવસાન ન થયું હોત તો તેણે જીવનભર કૌમાર સેવ્યું હોત. ઘણાય રૂપાળા અને સારા સારા છોકરાઓનાં માગાં તો આવ્યાં હતાં પણ તેમાંના એકાદને માટે પણ જો હું એને પૂછવા ગયો હોત તો એણે મારી વાત સરખી યે સાંભળી ન હોત."

"અને કોઇનું માગું સ્વીકારાયા પછી તે જો મારા ઘર આગળથી ગયો હોત તો જીવતો ઘેર પણ ન પહોંચત એ પણ હું પ્રતિજ્ઞા ઉપર કહું છું." લુકૅસ એટલા તો ઝનુનથી બોલ્યો કે ભયથી મરવા જેવો થઈ ગયો અને ડોસો તો વળી પાછો તેને ગુસ્સો કરી પ્રભુનો દોષી ન થવાને વિનવવા લાગ્યો. ક્રોધથી લુકૅસનો ચહેરો લાલચોળ થઈ ગયો હતો અને એ લાલીથી તેનું મુખ કોઇ અપૂર્વ શોભા ધારણ કરતું હતું. લુકૅસ મઝાનો આદમી હતો. આખી દુનિયા જાણે એની પોતાની હોય એવો ભાવ એનાં વર્તનમાં તરવરી આવતો.

"એણે જેવી રીતે મારા ઉપરનો પ્રેમ ઓછો ન હતો કર્યો તેમ મેં પણ એને કદી મારા હૃદયમાંથી દૂર નથી કરી." બુઢ્ઢાની વિનવણીઓને ન ગણકારતો વિધુર ગર્જ્યો. લગ્નવિધિ પ્રસંગે વાજીંત્રોમાંથી મારે કાને તો માત્ર રૂદનસ્વર જ આવ્યો હતો. કન્યાને અને પુરોહિતને ચૉરી આગળ જ છોડી વેન્ડુલ્કાની પાસે દોડી જઈ તેને છાતી સરસી ચાંપવાની અણી ઉપર હું આવી ગયો હતો. પછી કોઇ મને જીવ છતાં તેનાથી વિખુટો પાડી શકે એમ નહતું. કન્યાને માટે કાંઈ મેં આ અંતર્દાહ ન હતો સ્વીકાર્યો. તેને તો હું ધિક્કારતો હતો. તે જાણતી હતી કે હું તેને ધિક્કારૂં છું. હું બીજીને ચાહું છું, છતાં તેણે મને જ પરણવાની હઠ લીધી અને મારાં માબાપની સંમતિ મેળવી ત્યારે જંપી. હું તો માત્ર મારાં ઘરડાં માબાપ તરફ જોઇને પરણ્યો હતો. પુત્ર તેમનું કહ્યું ન માને એ અપમાન જ તેમને કદાચ મરણથી અધિક થઈ પડત."

"શાંતિધામમાં પહોંચેલાંઓને વળી શા માટે અહીં તાણી લાવે છે? મેં તને કહ્યું તો ખરૂં કે તારી વિરૂદ્ધ મારે કશું જ કહેવાપણું નથી. તું તો બહુ જ કમાગરો અને માયાળુ છે. પણ આ તો તેં બહુ દબાણ કર્યું ત્યારે મારા મનની વાત કહેવી પડી, કે જેથી જ્યારે તને પણ મારી વાત ખરી લાગે ત્યારે ઠપકો મારે શિર ન આવે. પણ

લુકૅસ ક્રોધથી ભભુકી ઉઠવાની જે ધાસ્તી એણે રાખી હતી તે ખોટી હતી. તે તો ખુલ્લા દિલથી હસતો હતો અને બીજાઓ પણ તેનું જ અનુકરણ કરતા હતા. બધાને એમ જ લાગ્યું કે પોતાની વાત ઠસાવવાની ડોસાની આ જ રીત હતી.

"તમારી જો મરજી હોય તો હું લખાણ કરી આપવાને પણ તૈયાર છું કે અમો બે વચ્ચે ઝઘડો થાય તો તેની ખબર તમારે કાને ન આવે." ઉત્સાહમાં આવીને લુકૅસે કહ્યું.

પોતે વેન્ડુલ્કા સાથે કજીઓ કરે એ વિચાર જ લુકૅસને બિલકુલ હાસ્યાસ્પદ લાગ્યો. ડોસો ચાર ડોળે પુત્રીની ચોકી કરતો હતો તે સામે વિરોધ દર્શાવવા કેટલીય વાર તેણે ગામના જુવાનીઆઓને ડોસા વિરૂદ્ધ ઉશ્કેર્યા હતા અને તેનાં છાપરાં ઉપર મોટા મોટા પત્થરો ફેંકાવ્યા હતા. પોતે બીજી સ્ત્રીને પરણ્યો હતો છતાં પણ જેનું રટણ તેના હૈયામાં આઠે પહોર ચાલતું હતું, અને જેણે લુકૅસ જોડે લગ્ન થવાની બિલકુલ આશા ન હોવા છતાં તેના વિના બીજા કોઇનો પણ સ્વીકાર કરવાની ના પાડી હતી તે વેન્ડુલ્કાની સાથે લુકૅસ ઝઘડો કરે?

પૅલુશ્કીનું ઉપનામ નિરર્થક ન હતું મળ્યું. તે એને યોગ્ય જ હતો. આ પ્રસંગે પણ તેને વિષાદ અને ઉદાસીનતામાં ડુબવા કારણ મળશે એમ કોણ કલ્પી શકે?

હાસ્યથી ઉભરાઇ જતો અણવર કન્યાને તેડી લાવવા ઉપડી ગયો.

વરને ઘરમાં આવતો જોઇને જ સભ્ય રિવાજ પ્રમાણે વેન્ડુલ્કા તો સંતાઇ ગઈ હતી. અણવર તેને વર પાસે લઇ જવાને આવ્યો અને તેને બધી વાત કહી સંભળાવી ત્યાંસુધી તે પોતાના શયનગૃહમાં જ બેસી રહી.

વેન્ડુલ્કાએ અણવરની સાથે ખંડમાં પ્રવેશ કર્યો. પોતાની ભાવિ પત્નીને જોતાં વેંત જ લુકૅસ ઉત્તેજનાથી એકદમ ફિક્કો પડી ગયો. 'લુકૅસ' કહીને તેણે પોતાનો હાથ લંબાવ્યો. તેની આંખમાંથી તો અશ્રુધારા ચાલી રહી હતી. લુકૅસે લુબ્ધની માફક તેનો હાથ પકડી લીધો અને હૈયાં સરસો દાબ્યો.

"લુકૅસ, તું માને કે ન માને પણ મને તો લાગે છે કે આપણે આટલે મોડે ભેગાં મળ્યાં તેના કરતાં તો ન જ મળ્યાં હોત એ સારૂં હતું. કદાચ એમ પણ હોય કે હું આખો વખત તે બિચારીને વિષે બહુ જ કઠોરતા ભર્યા વિચારો કરતી રહેતી હતી અને તેને તારી સોડમાં જોઇ મારા હૈયામાં ઇર્ષ્યા ભડભડતી હતી. તેથી જ તેનું અવસાન નિપજ્યું હોય. પિતાજીએ મને બહુ બહુ સમજાવી કે પ્રભુ તો પોતાનું કાર્ય માણસોની ઇચ્છાને ગણકાર્યા વિના કર્યે જ જાય છે અને મારા બધા વિચારો મૂર્ખાઇ ભરેલા છે. જ્યાં મારી ભાવનાએ તેને કદાચ હાનિ પહોંચાડી હશે એ વિચાર મારા મનમાંથી જરાય ખસતો નથી. તે મૃત્યુઘંટા કોનું અવસાન સૂચવતી હતી તેની મને ખબર પડી ત્યારથી મારાં આંસુ સૂકાયાં જ નથી."

લુકૅસે રડતી કન્યાને સાંત્વન આપવાનો પ્રયત્ન કર્યો પણ તેની પોતાની જ આંખોમાં આંસુ ભરાઈ ગયાં હતાં.

આ બંનેને આમ એકબીજાનો હાથ ઝાલીને સજલ નેત્ર ઉભેલાં જોઇ સહુ કોઇને એમ લાગ્યા વિના ન રહે કે એઓ પરસ્પરને માટે જ સરજાયાં છે. બંને ઊંચાં કદનાં અને ભરાવ બાંધાનાં હતાં. બંનેની આંખો અંજનશી ચંચળ અને કેશ કાજળશા કાળા અને ગુંછળાંવાળા હતા. એમ જ લાગે કે તેઓનો મીલન–લેખ વિધિએ તેમના કપાળ ઉપર લખી જ રાખ્યો છે.

લુકૅસને લાગણીથી મૂક બનેલો જોઇ બનેવીએ વાત આગળ ધપાવી: "જો તમને એની સદ્‌ગત પત્ની માટે બહુ લાગતું હોય તો તમો તેના બાળક પ્રતિ માયાળુ વર્તન રાખજો. તમને ખબર તો હશે જ કે આજસુધી મારી સ્ત્રી એનું ઘર ચલાવતી આવી છે. પણ તે તે ક્યાં સુધી ચલાવશે? અમો પણ બચરવાડ છીએ. એકાદ અઠવાડીઆમાં જ જો તમારાં લગ્ન થઇ જાય એમ હોત તો તો હું તમને કંઈ જ કહેત નહિ. પણ તમો બંને કુટુંબીઓ હોઇ તમારે બિશપની પરવાનગીની રાહ જોવી પડશે અને એમાં બેએક માસ વીતી જવાનો સંભવ છે. એટલા માટે જ હું તમને કહું છું કે તમારે તરત જ લુકૅસના ઘરને સંભાળી લેવું. આથી એને કોઇ અપરિચિતને ઘરમાં રાખવું ન પડશે અને વળી પરાયું માણસ છોકરાંની શી સંભાળ લે?"

અણુવર બોલતો હતો એ દરમ્યાન વેન્ડુલ્કા ધીમે ધીમે શાંત થઇ ગઇ હતી.

"તમે શા માટે એ વિષે આટલું બધું બોલો છો?" તેણે જવાબ આપ્યો. "મારા પતિના ઘરને અને તેનાં નમાયાં સંતાનને પારકાનાં હાથમાં સોંપું તો લુકૅસ પોતે અને તમારા જેવા બીજા લોકો પણ મારે વિષે શું ધારે?" ઠપકાભર્યા સ્વરે તે બોલી, "તેની ભીડની વખતે જો હું તેને મદદ કરવામાં ઢીલ કરૂં તો હું કેવી સ્ત્રી ગણાઉં? કોઇ પણ છોકરી આવી વાતનો અસ્વીકાર કરે તો મારે તેને કેવી જાણવી એ મને પોતાને જ સમજાતું નથી. હું તો તેના પ્રણયીને તેની સાથે લગ્ન ન જ કરવાની સલાહ આપું. એવી છોકરીઓનાં મનમાં પતિ પ્રતિ ભક્તિ કે માનવભાવ હોય જ નહિ. જરૂર હું લુકૅસનું ઘર જેમ બને તેમ જલદીથી સંભાળી લઇશ અને તમારાં પત્નીને છૂટાં કરીશ."

સહુએ વેન્ડુલ્કાના ઉત્સાહભર્યાં વચનોને વધાવી લીધાં. કોઇને પણ અણુવરની વિનંતિમાં જરા યે અજુગતું ન લાગ્યું અને કન્યાએ તે સ્વીકારી તેમાં પણ કોઇને કશો વાંધો ન લાગ્યો. પણ ઉલટું જો તેણે તેનો અસ્વીકાર કર્યો હોત તો તેઓને ખોટું લાગત અને તેને તેઓએ ઠપકો પણ આપ્યો હોત. સામાન્ય રીતે રિવાજ તો એવો છે કે લગ્નને થોડાં અઠવાડીઆં વીત્યા બાદ જ કન્યા પોતાને સાસરે રહેવા જાય છે–જો બધી રીતે અનુકૂળતા હોય તો; પણ કાંઇ ખાસ અડચણ ઉભી થઇ હોય તો તે પહેલાં પણ કન્યા સાસરે જાય છે. ટુંકમાં વાગ્દાન થયું એટલે કન્યા સાસરાંને જ પોતાનું ઘર ગણતી થઇ જાય છે.

સહુકોએ ભવિષ્ય ભાખ્યું હતું કે વેન્ડુલ્કા વિવાહ થતાંની સાથે જ પોતાના પતિનું ઘર સંભાળવાને માટે ઉપડી જશે. તેની પહેલી પત્ની બહુ સારી ઘરરખુ ન હતી અને તે આમ એકાએક મરી ગઇ એટલે ઘરમાં સર્વત્ર અવ્યવસ્થા પ્રવર્તતી હતી.

વેન્ડુલ્કા ક્યારે આ બધું વ્યવસ્થિત કરે એની જ સહુ રાહ જોઇ રહ્યા હતા. એટલે અણુવરની વાત તદ્દન સ્વાભાવિક અને આવશ્યક જ ગણાઇ.

આ બધી બાબતમાં સૌથી વધુ ઉદાસીન વૃત્તિ સેવનાર કન્યાનો બાપ હતો. તેને બાવી ક્ષુલ્લક વાતોની જરાય પરવા ન હતી. છોકરી અને તેનો ધણી ફાવે એમ ફેડી લે. તેને મન તો પોતાની પુત્રી હવે પારકી થઇ ગયેલી હતી. હવે તો તે ક્યારે આ અશ્રુપ્લાવિત વિશ્વમાંથી સુખમય પ્રદેશમાં પ્રયાણ થશે તેનો જ વિચાર કરતો હતો. પોતાની પુત્રીના જવાથી હવે તેની શાંત સાધનામાં કોઇ પણ બાધા ન આવે એવી તેને ખાત્રી થતાં મન જરા ઉલ્લાસ પામ્યું.

વેન્ડુલ્કા અને લુકેંસ પરસ્પર સંમત થયાં એટલે બુઢ્ઢાએ ભોજનને માટે હુકમ આપ્યો. લોકો વાત તો ન કરે કે પુત્રીના વિવાહ પ્રસંગે અતિથિઓને મીઠું મ્હોં પણ ન કરાવ્યું. અતિથિઓને ખાવા માટે આગ્રહ કરવો પડે એમ ન હતું. તેઓએ તો જાતે જ એક બીજાંની તંદુરસ્તી ઇચ્છી પ્યાલીઓ ગટગટાવી.

લુકેંસનું મન ખાનપાનમાં ન હતું. તેની આંખો તો તેની પ્રિયતમાને શોધતી હતી. તેણે ભોજન સમયે પ્રધાન સ્થાનનો સ્વીકાર કર્યો ત્યારથી જ વેન્ડુલ્કા અદરય થઈ ગઈ હતી. ફરી દેખાઇ જ નહિ. કોઇ હસી કાઢે એ ભયે તે કોઇને પૂછી પણ ન શક્યો. પણ તેની ગેરહાજરી તેને બહુ સાલવા લાગી અને મિજબાનીમાં તેને રસ ન પડયો. સાંજ પડતાં પોતાના બનેવીને ઉઠવાની તૈયારી કરતો જોઈ તે એકદમ કૂદી પડયો અને કોઈની પરવા કર્યા વિના લાંબી લાંબી ફાળો નાખતો પોતાની પ્રિયતમાની શોધમાં રવેશમાં ગયો.

તે એક દાસીની પાસે પહોંચી ગયો અને તેને પૂછ્યું. પેલીનાં તો આશ્ચર્યથી ડોળા જ ફાટી ગયા. તેને બહેરી ધારીને તેણે ફરી વાર પ્રશ્ન કર્યો. આખરે તેને જવાબ મળ્યો:

"તે તો ક્યારની ય ઉપડી ગઈ છે."

"ક્યાં?" પોતાના પ્રશ્નથી દાસીને જેટલું આશ્ચર્ય થયું હતું તેટલું જ આશ્ચર્ય પામીને લુકેંસે પૂછ્યું.

"તે વળી ક્યા જવાની હતી?" મ્હોં વકાસીને દાસી બોલી, "તમારે ઘેર. જ્યારે હું બીર લેવા માટે ગઇ ત્યારે તે પોતાનાં વસ્રો બાંધતી હતી અને હું પાછી આવતી હતી ત્યારે તે મને તમારાં ઘર આગળ મળી."

દ્દઢતાની બાબતમાં લુકેંસ વેન્ડુલ્કાને હાથે હાર પામવા નહતો માગતો. આખે રસ્તે બૂમો પાડતો તે એકદમ ઘેર દોડ્યો અને હાંફતો હાંફતો ઓરડામાં દાખલ થયો. તેણે પોતાની પ્રિયતમાને પોતાનાં નમાયાં બાળકનાં પારણાં પાસે બેઠેલી જોઇ. અણુવર તેને ઘર પાસે લાવ્યો અને તે બંનેની દ્દષ્ટોદ્દષ્ટ મળી તે વખતની માફક અત્યારે પણ તે ચોધાર આંસુએ રડતી હતી.

પોતાનાં અસીમ સુખના આવેશમાં તેના ભાવમાં વિક્ષેપ કરવાની લુકૅસની હિંમત ચાલી નહિ. તે પોતાની પાસે જ છે એટલું જાણીને જ સંતોષ માની તેના શાંત પડવાની રાહ જોતો બારીએ ઉભો. દિગંત પર વૃક્ષરાજિની પાછળ સૂર્ય અસ્ત પામતો હતો. સારૂં ય વિશ્વ જાણે સોને રસ્યું હતું. પશ્ચિમાકાશમાં લાલીનો ઘોષ ફાટ્યો હતો અને બધું અનલોદધિની માફક ઝળહળી રહ્યું હતું.

સૃષ્ટિનું આ સૌન્દર્ય અને આ ભવ્યતા લુકૅસને અવર્ણનીય લાગ્યાં. પોતે જાણે કોઇ આ જીવન આપનાર મહોત્સવનો આરંભ નિહાળી રહ્યો હોય એવાં સુખસ્વપ્નો જોતો હતો.

એમ તો સૂર્યે ઘણીવાર એટલી શોભા અને વૈભવ સાથે અસ્તાચળ પ્રતિ પ્રયાણ કર્યું હશે પણ તે વખતે લુકૅસને બધું જ શોકની છાયાથી ઢંકાયેલું લાગતું હતું.

ધીમે ધીમે વેન્ડુલ્કા સ્વસ્થ થઇ અને ઊંઘતાં બાલકની પાસેથી ઉઠી. લુકૅસે પણ બારીએથી ફરીને પાછું જોયું. રવેશમાં પ્રવર્તતી આદર્શ સ્વચ્છતા અને વ્યવસ્થાએ તરત જ તેનું ધ્યાન ખેંચ્યું. વેન્ડુલ્કાએ પોતાના ભાવિ પતિના ઘરમાં પગ મૂકતાંની સાથે જ તેને પોતાનું કરી લીધું. વેન્ડુલ્કાએ નોકરોને જમાડીને બધું પાછું વ્યવસ્થિત કરી મૂક્યું હતું. એ જોઇને લુકૅસને લાગ્યું કે આ બાબતમાં તે બંને વચ્ચે જબરૂં ઐક્ય છે. નોકરોને તેમનું ભોજન વખતસર અને યોગ્ય રીતે મળે એવી લુકૅસની પણ આંતરિક ઇચ્છા હતી. તેની પહેલી પત્નીએ કેટલી યે વાર આમાં ત્રુટિ કરીને તેને પજવ્યો હતો. પણ હવે તેને લાગ્યું કે આજથી તેના ઘરમાં નવું જ ચેતન, નવું જ જીવન વિલસશે. અને આમ છતાં પેલો ઘરડો વૈરાગી કહેતો હતો કે એ બંનેના સ્વભાવનો મેળ ખાશે નહિ. તેઓના સ્વભાવમાં આટલું બધું સામ્ય છે એટલે તો તેઓ એકબીજાને વધુ સારી રીતે સમજી શકશે.

વેન્ડુલ્કા પોતાની પાસે આવશે એવી લુકૅસે આશા રાખી હતી. તેની લાગણીઓ ઉત્તેજિત થયેલી હોવાથી રખેને તેનું માથું વળી ફરી જાય એ ભયથી તે તેની પાસે જતાં આનાકાની કરવા લાગ્યો. વેન્ડુલ્કા ચૂલા પાસે પડેલા રૅંઢીઆ અને તેની ત્રાક તપાસતી હતી અને જોતી હતી કે નોકરડીઓ પૂરતી સંભાળ રાખે છે કે નહિ. આથી થોડી વાર થોભીને તે તેની પાસે ગયો અને ચૂલા પાસે ટૂલ પર બેઠો બેઠો પ્રેમપૂર્ણ હૃદયે પોતાની સુંદર વલ્લભાને નિહાળવા લાગ્યો. બપોરની માફક અત્યારે પણ લાગણીઓ ઉત્તેજિત થવાને લીધે તેની જીભ જડાઇ ગઇ. તેણે પણ મૌન જ સેવી રૅંઢીઆમાં જ પોતાનું મન પરોવ્યું.

લાગણીથી રૂંધાયેલા કંઠે આખરે લુકૅસે શરૂઆત કરી: "મારા ઉપર તું આટલી બધી માયા રાખે છે એ બહુ સારી વાત છે."

વેન્ડુલ્કા આશ્ચર્યચકિત નયને તેના તરફ જોઈ રહી. નિર્દોષ બાળક અને તેની સદ્ગત માતાના વિચારોથી તેનું મન જો આવું ન થઇ ગયું હોત તો આ શબ્દો સાંભળીને તે ખડખડાટ હસી પડી હોત.

"એ તે કાંઇ નવી વાત છે કે તું આમ મારા વખાણ કરવા બેઠો?"

"ના, એ નવું તો નથી જ. હું તો એટલું જ કહેવા માગતો હતો કે જો તું દર્દ ન રહી હોત તો આપણે બે કદી ભેગાં ન થઇ શકયાં હોત."

"એ તો ખરૂં જ" તેણે સંમતિ દર્શાવતાં કહ્યું, "આપણે સારે નસીબે બધું સીધે સીધું પાર ઉતર્યું. પણ તમારી મૃત પત્નીને એ માટે ભોગવવું પડયું. એકનો જીવ જાય અને બીજાને મન હસવું થાય એ તો વિશ્વનો ક્રૂર નિયમ જ છે. છતાં તેણે તારી રોડ છોડી મારે માટે જે કર્યું છે તેનો બદલો હું તેનાં બાળકની સેવા કરીને વાળી દઇશ. તમો રવેશમાં આવ્યા તેની સહેજ પહેલાં જ મેં તેને વચન આપ્યું હતું કે તેનાં બાળકનો એક વાળ પણ વાંકો થવા દેવા કરતાં તો મારો હાથ જ ઉડી જાય એ હું વધુ પસંદ કરૂં છું. જ્યારે તે બાળકને મળવા આવશે ત્યારે તેને ખબર પડશે કે મેં મારૂં વચન સંપૂર્ણ રીતે પાળ્યું છે. તેને એક પણ વાર એનાં વસ્ત્રો ન બદલવાં પડે કે તેનું બિછાનું ગે ન બિછાવવું પડે. બાળક જાણે જળમાં ઉગેલાં પદ્મની માફક એમ જ ઉગી નીકળ્યું છે એમ લાગશે! દરરોજ રાત્રે હું તેના આવવાની રાહ જોઇશ. પારણાંની આસપાસ હું રાખ ચાળી મૂકીશ કે જેથી તેનાં પગલાં હું જોઇ શકું. કહે છે કે પ્રેતો પણ પગલાં તો પાડે જ છે; બહુ જ હળવાં હોય છે એટલે એકાએક દેખાતાં નથી, એટલું જ. તું એ જાણે છે કે નહિ?"

લુકૅસે માથું તો હલાવ્યું પણ તેને ખબર ન હતી કે શી વાતમાં તે હા પાડે છે, અથવા તો વેન્ડુલ્કા તેને શી વાત કહી રહી છે; જો કે તેની આંખો તો વેન્ડુલ્કાના ઓઠો ઉપર જ ઠરેલી હતી. પણ તે કાંઇ તેના ઉચ્ચારેલા શબ્દો ઝીલવા માટે ન્હોતો મીટ માંડી રહ્યો. પણ ઓષ્ઠો બહુ જ સુંદર લાલીમાયુક્ત અને પકવબિંબશા હતા માટે તેની આંખો લુબ્ધ થઇ હતી. જ્યારે એ વેન્ડુલ્કાને મળવા માટે મકા ધુમરકાનો મચાવતો હતો ત્યારના કરતાં તો વેન્ડુલ્કાનું સૌન્દર્ય દશ ગણું વધી ગયું હતું.

ના. એ તો બને જ નહિ. આમ માત્ર ઓષ્ઠદર્શનથી તે લુકૅસને કેમ સંતોષ વળે? તે કેટલા ઉષ્મ અને મધુર છે તેનો પણ તેણે અનુભવ કરવો જ જોઇએ.

અને એ શું કરે છે એ પણ વેન્ડુલ્કા સમજી શકે તે પહેલાં તો એણે ફરીને તેને બાથમાં લીધી અને તેના લાલ અધર ઉપર પોતાનું મુખ એટલું તો જોરથી દાબ્યું કે લોહી નીકળવું જ બાકી રહ્યું.

આશ્ચર્ય અને ક્રોધથી ઝબકી ઉઠી વેન્ડુલ્કા પોતે છૂટી થઇ ગઈ અને પોતાની બધી ય શક્તિથી તેને હડસેલી મૂકયો. લુકૅસે આવું નહતું ધાર્યું. અચાનક ધક્કો આવવાથી તે પાછો લથડયો.

"શરમ નથી આવતી, જરા...થઇને–!" તે પાછી ફરી અને જાણે સંધ્યાકાશનું પ્રતિબિમ્બ તેનાં મુખ ઉપર પડયું હોય તેમ તે એકદમ લાલ થઇ ગયું.

"બાપ રે! એક ચુંબનને માટે આ તે શી ધમાલ! આ જાણે પહેલી જ વાર હું તને ચુંબન કરતો ન હોઉં!" લુકૅસે તેને ટાઢી પાડવાનો પ્રયત્ન કર્યો, પણ અપરાધ ફરી કરવાનો તેનો ઇરાદો દૂર થયો હોય એવાં ચિહ્નો કાંઇ જણાયાં નહિ.

"હું એમ નથી કહેતી કે આ પહેલી જ વાર તું ચુંબન કરવા આવે છે પણ પહેલાં તો તું સ્વતંત્ર હતો. અને જો હું વાંધો ન લઉં તો કોઇને લાગે વળગે એમ ન હતું. પણ હમણાં તો હજી તારા ઉપર તારી મૃત પત્નીનો અધિકાર છે."

પણ લુકેસ કાંઇ આ સાંભળે એમ ન હતું. તેણે આ વચનો સામે વિરોધ દર્શાવ્યો. "ના, ના. અંત્યેષ્ટિ સંસ્કાર થયા ત્યારથી તે આજે છેક છેલ્લી વિધિ થઇ ત્યાં સુધી મેં મારી સ્ત્રીને માટે યથાવિધિ શોક પાળ્યો છે. આ બધા દિવસો દરમ્યાન એક વાર પણ તારૂં નામ સરખું યે લીધું નથી અને માર્ટિન્કા સાથે હું શું કરવા ધારૂં છું એ તેને જણાવ્યું ત્યાં સુધી તને જોઈ પણ ન હતી. આજે બપોરે જ હોટેલમાં મેં તેને વિષેનો મારો બધો શોક સહુ દેખતાં દારૂની રેલમાં વહેવડાવી દીધો છે. ત્યાં જ તે અધ્યાય તો પૂરો થઇ ગયો. તારે જેને પૂછવું હોય તેને પૂછ. સૌ કોઇ કહેશે કે મારામાં અને કુંવારા યુવાનમાં જરાય ફેર નથી."

"મારે શું કરવું, શું ન કરવું એ બાબત હું બીજાને પૂછવા નથી જતી, અને કોઇએ મને કહેવું પણ નહિ. કારણ કે હું મારા પોતાના મનની વાત સારી રીતે સમજું છું. હું કહી દઉં છું હજી જ્યાં તારી મૃત પત્નીની ભોંય પણ સૂકાઇ નથી, તે તારા ઘરમાં મારી સાથે કોઈ પ્રેમચેષ્ટા કરે એ મને ન ફાવે. આખી દુનિયા મને ખોટી કહે તો યે મને તેની પરવા નથી. આપણે બંને પરણ્યા પછી આપણો પરસ્પરની ઉપર અધિકાર જામશે અને તેને ખોટું લગાડવાનું રહેશે નહિ. તે વખતે એ પ્રેમચેષ્ટાઓ માટે પૂરતો અવકાશ રહેશે."

"ત્રણ વરસ પહેલાં જ્યારે હું તારે માટે ગામ બધું માથે લેતો હતો ત્યારના કરતાં અત્યારે તું દશગણી વધારે સુંદર બની છે એ વાત ખરી, પણ ત્યારે તું આજના કરતાં દશગણી વધુ અનુકૂળ હતી. તું એસ્પન વૃક્ષ નીચે મારી રાહ જોતી ઉભી રહેતી, હું સંધ્યાકાળે ઝરણાં પાસેની વિલોની ઘટામાં થઇને તારી વાડીમાં છાનોમાનો આવતો, ત્યારે તું આનંદનાં પોકાર કરતી તેનો તો જરા વિચાર કર. ત્યારે તો તું આનંદભેર મારી બાથમાં ધસી આવતી. આટલી બધી લજ્જા આમ એકાએક કયાંથી આવી ભરાઈ?"

આ બધી કુંજ-મિલનની સ્મૃતિ તાજી થતાં વેન્ડુલ્કાએ સ્મિત ફરકવા દીધું ખરૂં, પણ તેના ઠપકાને તો તેણે સાંભળ્યો સરખો નહિ અને કોઇ પણ કારણસર બીજી વાર ચુંબન કરવા દેવાની ના પાડી. અને જ્યારે તેણે તેના ગળામાં ઓચિંતો જ હાથ નાખ્યો ત્યારે તો ગુસ્સો અજબ વધી ગયો. તેને આમ ધુરકીયાં કરતી અને ન જંપવા દેવામાં આવે તો મોટા પરિણામો આવવાની ધમકી દેતી જોઇ કોઇને પણ આશ્ચર્ય થયા વિના ન રહે. પણ જ્યારે તે છૂટો ન જ પડયો અને તેને પજવવાનું તેણે ચાલુ જ રાખ્યું, ત્યારે તેણે તેને પકડયો અને શું થાય છે એની કલ્પના પણ તેને આવે તે પહેલાં તો તેને રવેશ બહાર કાઢી મૂકયો અને બારણે આગળો મારી દીધો, તથા બારણાં સામે ટેબલ ગોઠવી દીધું કે ફરી આવી જ ન શકે. [અપૂર્ણ]

નગીનદાસ પારેખ

# માણસજાત=ઘેટું અને વાઘ

ભગવાન શંકરાચાર્યે મનુષ્યોનો અને પશુઓનો પ્રત્યક્ષાદિવ્યવહાર સમાન ગણ્યો છે.[×] આધુનિક વિજ્ઞાને, પહેલાં મનુષ્યનું શરીર એ ક્ષુદ્રતમ જન્તુના શરીરના ક્રમશઃ વિકાસનું પરિણામ છે અને હજી પણ માનવશરીરના ઘણા ભાગોની પશુપક્ષીઓના તે તે ભાગો સાથે સમાનતા દેખાય છે એમ સિદ્ધ કર્યું છે; અને પછી માનવચિત્ત પણ પાશવચિત્તનો વિકાસ છે, અને માનવચિત્તની પાશવચિત્ત સાથે કેટલી બધી સમાનતા છે એ ચિત્તની ક્રિયાઓનું પૃથક્કરણ કરીને સ્પષ્ટ દર્શાવવાનો છેલ્લાં થોડાં વર્ષોમાં ખૂબ પ્રયત્ન કર્યો છે.

ચિત્તશાસ્ત્ર સંબંધી આ વિશાળ સાહિત્યનો પરિચય આપવાનો કે એ શાસ્ત્રની રીતે ચિત્તનું પૃથક્કરણ ટુંકામાં પણ કહેવાનો મારો ઉદ્દેશ નથી, તેમ જ **आहार निद्रा भय मैथुनानि सामान्यमेतत्पशुभिर्नराणाम्** એ સામાન્ય પશુસ્વભાવનું નિરૂપણ કરવાનો પણ ઇરાદો નથી. પરંતુ મનુષ્ય જાતમાં રહેલ અમુક પશુસ્વભાવ ઉપર ઉડતી નજર નાખવાનો વિચાર છે.

આધુનિક માનસશાસ્ત્રીઓ પ્રાણીમાત્રની સર્વ પ્રવૃત્તિનું મૂળ જિજીવીષા છે એમ માને છે. એ જિજીવીષાની પ્રેરણાથી શારીરિક તથા માનસિક પ્રવૃત્તિઓ થાય છે અને તે તે પ્રવૃત્તિઓ માટે આવશ્યક બાહ્ય તથા આભ્યંતર અંગો વિકસતાં જાય છે. માણસજાતનું વિચાર સાધન માનસયંત્ર પણ આ જ રીતે વિકસ્યું છે. માણસ જાતે જે વિચારશક્તિના બળથી આધુનિક સંસ્કૃતિ ઉભી કરી છે તે વિચારશક્તિ પણ જિજીવીષાને આવશ્યક લાગવાથી ઉત્પન્ન થઇ છે અને ઘણી રીતે બીજાં પ્રાણીઓની પ્રવૃત્તિ પ્રેરક વૃત્તિને મળતી છે. પ્રાણી સૃષ્ટિનું અંતિમ અને સર્વશ્રેષ્ઠ ફળ મનુષ્ય પ્રાણી છે એમ કેટલાક સહજ અહંતાના જોરથી પ્રતિપાદન કરે છે. તે સાચું હો કે ન હો પણ ઘણાં પ્રાણીઓના સ્વભાવનું વિચિત્ર મિશ્રણ મનુષ્ય સ્વભાવના બંધારણમાં જોવામાં આવે છે, એટલું તો સ્હેજ જોતા અને વિચાર કરતાં દેખાય છે. આમાંથી ઘેટાનો એટલે ટોળામાં જીવનાર ભીરુ, નાયકેચ્છુ પ્રાણીનો સ્વભાવ અને વાઘનો એટલે શિકારી પશુનો સ્વભાવ એ બે સ્વભાવોની અસંખ્ય પ્રકારની ફુલગુંથણી મનુષ્યના સ્વભાવમાં બહુ જોવામાં આવે છે. માણસજાતની વૈયક્તિક તેમ જ સામુદાયિક પ્રવૃત્તિઓના મૂળમાં આ બેમાંથી એક અથવા બેય કે બેયની કોઇક રીતની તડજોડ જરૂર જોવામાં આવે છે.

---

[×] पश्वादिभिश्चाविशेषात्

.............

अतः समानः पश्वादिभिः पुरुषाणां प्रमाणप्रमेय व्यवहारः । બ્ર. સૂ.ના શાંકરભાષ્યનો ઉપોદ્ઘાત.

• જંગલી અવસ્થામાં રહેલા માણસનો શીકારી સ્વભાવ અને યૂથ સ્વભાવ (ઘેટાંનો સ્વભાવ Gregarious instinct) તો સ્પષ્ટ દેખાય છે; પણ સુધરેલા મનુષ્યોની અસંખ્ય વિવિધતાવાળી પ્રવૃત્તિઓનું પણ જો ઊંડું મૂળ શોધવામાં આવે તો આ પશુ સ્વભાવમાં તરત મળી આવે છે.

વ્યક્તિજીવનના દાખલા આપવાની ઇચ્છા નથી, પરંતુ કોઇ પણ વ્યક્તિ પોતાની પ્રવૃત્તિના મૂળમાં રહેલી વૃત્તિ સાથે બિલાડાં, કુતરાં, કાગડા, વગેરે નિત્ય પરિચયમાં આવતાં પશુપક્ષીઓની પ્રવૃત્તિઓની પ્રેરકવૃત્તિને સરખાવશે તો નહિ ધારી હોય એટલી સમાનતા ઘણીવાર મળી આવશે.

સામુદાયિક જીવનમાં તો ઉપર કહેલી બે વૃત્તિઓની હારજીત અને તડજોડ ઘણી રીતે દેખાય છે. સર્વ પ્રકારના સામુદાયિક જીવનનું મૂળ કૌટુમ્બિક જીવન છે. જાતીય જિજીવીષાની પ્રેરણાથી પ્રાણી માત્ર અથવા સમગ્ર સજીવ સૃષ્ટિ પ્રજાતન્તુને આગળ ચલાવ્યા કરે છે. પણ નીચલી શ્રેણીનાં પ્રાણીઓ પ્રજા ઉત્પન્ન કર્યા પછી એનો બધો ભાર સર્વપ્રેરક અને સર્વનિયામક પ્રકૃતિને સોંપી દે છે. પણ ઊંચી શ્રેણીના પ્રાણીઓ—ખાસ કરીને આંચળવાળાં પશુઓ તથા પક્ષીઓનાં બચ્ચાંઓનાં શરીર પ્રકૃતિએ એવાં બનાવ્યાં છે કે એ જન્મતાં વેંત સ્વતંત્ર થઇ શકે નહિ. બચ્ચાંને આ રીતે પરાધીન બનાવવા સાથે જ પ્રકૃતિએ માતામાં બચ્ચાંને ઉછેરવાની–માતૃત્વવૃત્તિ વિકસાવી. કુતરાં, બિલાડાં, વગેરે પોતાનાં બચ્ચાંઓને લઈને ફરે છે. પક્ષીઓ બચ્ચાં માટે માળા બાંધે છે, એટલું જ નહિ પણ પોતાનાં બચ્ચાં ઉપર વરસાદ ન પડે એ માટે, બચ્ચાંને પોતાના શરીરથી ઢાંકીને, બે દિવસ સુધી નિરંતર બેસી રહેલી એક કાગડીને મેં જોઇ છે. આ રીતે કુટુમ્બભાવના તો પશુ જીવનમાં જ ઉત્પન્ન થઈ છે. આ કુટુમ્બ-ભાવનાનું જે રૂપ જંગલી માણસોમાં દેખાય છે અને જે રૂપ આંચળવાળાં કેટલાંક પશુઓમાં તથા પક્ષીઓમાં દેખાય છે તેમાં ઝાઝો ફેર નથી. પોતાનાં બચ્ચાંને છાતીએ વળગાડીને બેઠેલી વાંદરીમાં અદ્દભુત માનવતા દેખાય છે.

આ મૂળ કૌટુમ્બિક ભાવનાનો માનવ કુટુમ્બમાં જે વિકાસ દેખાય છે તે ઉપલક દૃષ્ટિએ ઘણો લાગે છે પણ વસ્તુતઃ ઝાઝો નથી. મૂળ પાશવ કુટુમ્બમાં પુરુષનું સ્થાન નહિ જેવું છે અને માનવ કુટુમ્બમાં પુરુષનું સ્થાન મોટું દેખાય છે. પુરુષને આ મહત્ત્વ પ્રાકૃતિક આવશ્યકતાઓને લીધે નથી મળ્યું, પણ સામાજિક આવશ્યકતાઓને લીધે મળ્યું છે. ઉપર કહેલ યૂથવૃત્તિના બળથી હરણિયાં, ઘેટાં, વાંદરાં વગેરે અનેક પશુ જાતો ટોળામાં વસે છે. અને જંગલી માણસોનાં પાશવ કુટુમ્બને મળતાં કુટુમ્બો, પણ આ યૂથવૃત્તિની પ્રેરણાથી ટોળે મળી રહેવા લાગ્યાં હશે. પણ આ મનુષ્ય, ટોળાંઓના પુરુષોને માથે પ્રજા ઉછેરવાનો ભાર ન હોવાથી એની પાસે ઘણી ફાજલ શક્તિ રહે. એ સ્વાભાવિક છે. અથર્વવેદનો કવિ રવીન્દ્રનાથે બતાવેલો શબ્દ વાપરીને કહું તો આ ઉચ્છિષ્ટ બ્રહ્મ ફાજલ શક્તિ (Spare energy)ના જોર વડે પુરુષોએ વિવિધ સંસ્કૃતિ જાળો ઉભાં કર્યાં. અને એ જાળમાં જે સામાજિક રચના કરી તેમાં

પોતાને મહત્ત્વનું સ્થાન આપ્યું. હરણના ટોળામાં કાળીઆરનું સ્થાન અસાધારણ છે. એટલે બીજા ફેરફારો થયા છતાં પુરુષે કુટુમ્બના નાયકનું સ્થાન કાળીઆરની સ્વાભાવિક બુદ્ધિથી લીધું અને કુટુમ્બે હરણનાં ટોળાંની બુદ્ધિથી એ સ્વીકાર્યું.

માણસ સામાજિક પ્રાણી છે એમ કહેવાય છે એ સાચું છે, સમાજ વગર માણસ રહી શકતું નથી. માણસની આ સામાજિકતા એ યૂથવૃત્તિનો વિકાસ છે. પણ માણસના ચિત્તમાં યૂથવૃત્તિ વ્યાપક નથી. માણસનું ચિત્ત અનેક વૃત્તિઓના અનિર્વાચ્ય મિશ્રણ રૂપ છે. પણ એમાં વ્યાઘ્રવૃત્તિ અથવા શિકારી પશુની વૃત્તિનું જોર લગભગ યૂથવૃત્તિ જેટલું જ છે. પરિણામે આ બે વૃત્તિઓ કાયમ લડયા કરે છે, અને મોટે ભાગે લડાઇને પરિણામે કે લડયા વગર આ બે વૃત્તિઓ જે તડજોડ કરે છે તેને અનુસરી માણસજાત–વ્યક્તિરૂપે અને સમુદાયરૂપે પોતાનો વ્યવહાર નિભાવ્યે જાય છે.

શિકારી પશુ જો બીજાં પ્રાણીઓને દબાવે, નીચાં પાડે, એનો શિકાર કરે તો જ જીવી શકે: એટલે જિજીવીષાએ શિકારી પશુના ચિત્તમાં બીજા ઉપર છાપો મારવાની ભયંકર વૃત્તિનું રૂપ લીધું છે. માણસ જાતમાં પણ એ વૃત્તિ ઉતરી આવી છે. દરેક માણસ બીજા ઉપર છાપો મારવા ઈચ્છે છે. નાનાં બાળકો જરા ગુસ્સે થાય કે એકદમ ધસી આવે છે. વાત કરતાં કરતાં સૂઝે નહિ એટલે રાડ પાડે છે, ગુસ્સે થાય છે, વીંખોડા ભરે છે કે બટકાં પણ ભરી લે છે. જંગલી માણસો શીકારી પશુ પેઠે જ શીકારી જીંદગી ગાળે છે, પણ સુધરેલાં મનુષ્યો વધારે ગૂઢ રીતે, શીકારી જીંદગી જ ગાળે છે. ઘરમાં પણ પુરુષ સ્ત્રીને કે સ્ત્રી પુરુષને દબાવવા ઈચ્છે છે. મા બાપ બાળકોને દબાવે છે. મોટાં બાળકો નાનાં બાળકોને દબાવે છે, શેઠ નોકરને દબાવે છે, રાજ્ય સંસ્થા, પોલીસખાતું, ન્યાયખાતું, વહીવટીખાતું, લશ્કરી ખાતું વગેરે અનેક ભયંકર પંજાઓ વડે, પ્રજાને દબાવે છે, ધાર્મિક સંસ્થાઓ તે તે ધર્મના અનુયાયીઓને દબાવે છે. આ રીતે શીકારચક્ર ચાલ્યા જ કરે છે. દબાવવાના આ બધા પ્રકારો દેખીતી રીતે શાંત અને ખૂબ બુદ્ધિપૂર્વક યોજાયેલા દેખાય છે છતાં એ મૂળમાં શીકારીવૃત્તિના જ આવિર્ભાવો છે એમ એના ઉગ્ર દાખલાઓમાં સ્પષ્ટ દેખાય છે. નાની કે મોટી લડાઇઓ, લૂંટો, કતલો, ધાર્મિક ઝનુનથી થયેલો અને થતો વિનાશ વગેરે માણસ જાતની શીકારીવૃત્તિના ભયંકર દાખલાંઓ ઇતિહાસને પાને પાને નોંધાયેલા છે.

માણસ માણસના બધા પરસ્પર વ્યવહારમાં પહેલાં તો શીકારીવૃત્તિ ઉપર આવે છે: સામો માણસ દબાય, પોતાની સરસાઇ કબુલ રાખે, એની નબળાઈનો પોતાને લાભ મળે એ જાતનો પ્રયાસ કરવાની સહજ, સ્વભાન રહિત વૃત્તિ ઉપડી આવે છે. વેપારની બધી લેણદેણ રાજ્યનીતિની વાટાઘાટ વગેરે દેખીતી શાંત પ્રવૃત્તિઓમાં પણ આ શીકારીવૃત્તિનો ખેલ થાય છે. દરેક વ્યક્તિમાં અહંભાવ—પોતાને બીજાથી હલકો ન માનવાની વૃત્તિ સ્વાભાવિક હોવાથી, બે માણસો કે બે ટોળાંઓ મળે કે પરસ્પર દબાવવાની પ્રેરણા અને પરિણામે હમણાં હિંદુમુસલમાનનાં ટોળાંમાં થાય છે તેમ

મારામારી નિરંતર થયાજ કરવી જોઇએ; પણ એમ થતું નથી, મોટે ભાગે મનુષ્ય સમાજ શાંતિથી વ્યવહાર નિભાવ્યે જાય છે. આ શાંતિનું કારણ યૂથવૃત્તિ છે. યૂથવૃત્તિના બળથી સામાજિક શાંત સ્થિતિ નભાવી રાખવા માણુસ પોતાની ઉપર આવેલી શીકારીવૃત્તિને દબાવે છે, બહારના અતિ ભય વખતે પોતાના રક્ષણ તરીકે આ યૂથવૃત્તિ ઉપયોગી હોવાથી શીકારી પશુઓમાં પણ કોઈ વખતે દેખાય છે. આફ્રિકામાં હવે સિંહો પણ ટોળાબંધ ફરે છે એમ દાખલો અપાય છે. બહારના ભયથી અંદર અંદર લડતાં માનવટોળાંઓમાં પણ સંપ થયાના દાખલાઓ ઇતિહાસમાં મળે છે. એક બીજી વૃત્તિ પણ આ સમાધાનીમાં મદદ કરે છે. વધારે બુદ્ધિમાન, વધારે બળવાન કે કોઇ પણ રીતે આસપાસનાં માણસોથી થોડો ચડીઆતો માણસ શીકારી વૃત્તિના બળથી ટોળાંનો નાયક થવા અને બીજાઓને ગુલામો બનાવવા કે અનુયાયી કરવા ઇચ્છે છે. આ પ્રસંગે સામાન્ય માણસો પોતાની ઓછી શક્તિ સમજી જઇને એની સાથે લઢીને પોતાની નબળાઇ સિદ્ધ કરવાનું માંડી વાળી એ નાયક સાથે પોતાનું તાદાત્મ્ય સાધે છે. યૂથવૃત્તિના બળથી એ નાયકને અનુસરે છે અને પ્રતિનાયકને અનુસરતાં બીજાં ટોળાં સાથે લડે છે. આવાં ટોળાંઓ નાયકના મતને પોતાનો મત ગણે છે, નાયકના જય પરાજયને પોતાનો ગણે છે. અને ઘેટાંઓ પેઠે નાયકની પછવાડે ચાલે છે. આ પ્રકારના શીકારી વૃત્તિ અને યૂથવૃત્તિના અગમ્ય સંયોગથી ગુલામસંસ્થા, રાજ્યસંસ્થા, લશ્કરીસંસ્થા અને ધર્મસંસ્થા ઉત્પન્ન થાય છે અને નભી રહે છે. યુદ્ધ વખતે લાખો માણસો આ યૂથવૃત્તિના બળથી મરણના મુખમાં હોમાય છે. ધર્મરક્ષા, દેશરક્ષા, વગેરે સંસ્કૃતિ સ્થાપિત ભાવનાની મૂર્તિપૂજા યૂથવૃત્તિને મદદ કરે છે. પણ વસ્તુતઃ જંગલી ટોળાંઓની ગામડાંઓ લૂંટવાની, બાળી નાખવાની અને ચારે તરફ વિનાશ ફેલાવવાની પશુવૃત્તિમાં અને યૂરોપની છેલ્લી લડાઈ જેવી લડાઈની પાછળ રહેલી વૃત્તિમાં કશો ફેર નથી.

શીકારી પશુની વૃત્તિમાં અને લડાયક માણસની વૃત્તિમાં ફેર નથી પણ બેયની પ્રવૃત્તિમાં મોટો ફેર છે. પશુઓ વૃત્તિની પ્રેરણાથી તત્કાળ પ્રવૃત્તિ કરે છે અને એ પ્રવૃત્તિનું પરિણામ તરત ભોગવી લે છે. માણસ એ જ વૃત્તિની પ્રેરણાથી પ્રવૃત્તિ કરવા તૈયાર થાય છે, પણ મગજની મદદથી પ્રવૃત્તિની વિશાળ દેશકાળને અસર કરે એવી યોજના ઘડે છે. હજારો વાઘના પંજાઓ કે એની દાઢો કરતાં આ માણસના મગજમાંથી નીકળેલી યોજનાઓ ભયંકર છે. અને શાંત સમયમાં લાખો માણસોને પેઢી દર પેઢી ગુલામીમાં રાખવાની યોજનાઓ આગળ લડાઈની ભયંકરતા ક્ષુદ્ર લાગે છે.

માનસશાસ્ત્રના આ મોટા વિષયને વિગતવાર ચર્ચવા જેટલી આ લેખમાં જગ્યા નથી એટલે માનવચિત્તમાં આ પાશવવૃત્તિનું બળ કેટલું બધું છે એનું માત્ર સૂચન કરીને અટકું છું. સ્વાભાવિક પ્રેમ કરતાં અને સાચી સમજણ કરતાં આ વૃત્તિનું બળ વધારે છે. જેના ઉપર અત્યંત પ્રેમ હોય એવાં પોતાનાં ન્હાનાં અણસમજણાં બાળક ઉપર માણુસ વિચાર કર્યા વગર કેવળ પશુવૃત્તિના બળથી હાથ ઉપાડે છે. વળી રેલગાડી પાટા ઉપર જ ચાલે છે એવી ખાત્રી હોવા છતાં દૂર રસ્તા ઉપર ચાલનાર

માણસ ગાડીનો અવાજ આવતાં પોતાની ઉપર તો ગાડી નથી ધસી આવતી એમ જોવા પછવાડે જુએ છે. કોઇ ઠેકાણે ટોળું વળીને માણસો ઉભાં હોય તો નવા આવનારને ટોળામાં પેશીને શું છે તે જોવાનું મન થાય છે. આવા વૃત્તિબળના ઘણા દાખલા નિત્ય જીવનમાંથી જોનારને જડી આવશે. પણ માણસની વિચારશક્તિ આ તાત્કાલિક પાશવવૃત્તિના ઉત્થાનને દબાવે છે. ઉપર કહ્યું છે કે બળવાન પાશવવૃત્તિ વિચારશક્તિને પોતાના હથીઆર તરીકે ઘણીવાર વાપરે છે એ ખરૂં છે, પણ જો પાશવવૃત્તિ એટલી બળવાન ન હોય અથવા વિચારશક્તિ વધારે બળવાન હોય કે જિજીવીષાને વિચારશક્તિનો વધારે ઉપયોગ હોય તો તત્કાળ ઉઠેલી પાશવવૃત્તિને વિચારશક્તિ દબાવે છે. પરિણામે સામાન્ય વ્યવહાર શાંતિથી ચાલે છે.

માટે જ શંકરાચાર્ય કહે છે કે **तत्सामान्यदर्शनात् व्युत्पत्तिमतामपि पुरुषाणां प्रत्यक्षादि व्यवहार स्तत्कालः समानः** પશુઓ જેવો હોવાથી શિક્ષિત માણસોનો પણ પ્રત્યક્ષાદિવ્યવહાર તે કાળે સમાન એટલે અવિવેકપુરઃસર છે. (**ब्र. सू. शां. भा.**નો ઉપોદ્ઘાત) ટુંકામાં અશિક્ષિત કે શિક્ષિત મનુષ્યોનો વ્યવહાર વૃત્તિપ્રેરિત અને અવિવેકપુરઃસર હોય છે, એ વાત નિઃસંદેહ છે અને આ વૃત્તિઓમાં સૌથી વધારે જોર ઘેટાંની અને વાઘની વૃત્તિનું છે. માણસ ઘેટાંવૃત્તિથી સામાજિક બનવા ચાહે છે તો વાઘવૃત્તિથી નાયક બનવા અને પાડોશી સાથે લડવા ચાહે છે. પરિણામે લોકસત્તાવાદ સાચા રૂપમાં ખીલી શકતો નથી. એક કે વધારે નાયકોના હાથમાં બધી સત્તા જઇ પડે છે. કીડીઓ અને મંકોડા જેવાં ક્ષુદ્ર જન્તુઓમાં જેવો નિર્લેબ સંપૂર્ણ સમાનતાવાળો સહકાર, અને સંપૂર્ણ સર્વસત્તાવાદ પ્રકૃતિ ખીલવી શકી છે તેવો માણસમાં નથી ખીલવી શકી.

આમ છતાં માણસ આ વૃત્તિસામ્રાજ્યના બળમાંથી છુટવાનો નિરંતર પ્રયાસ કર્યા કરે છે. આ પ્રયાસનું નામ જ વિદ્યા કે વિવેકખ્યાતિ અને એથી જે મુક્તિ મળે છે તે પશુવૃત્તિની પરાધીનતામાંથી મુક્તિ. કેવળ વિવેકાધીન માણસની પ્રવૃત્તિ કેવી હોય એ વિષે ભગવદ્ગીતાના કાળથી જવાબો અપાય છે. પણ માણસ જાતના મોટા ભાગ માટે એ વસ્તુસ્થિતિનો સંભવ હજી દૂર લાગે છે. હજી 'જેને વૃત્તિ ઉઠે અને દાબે તે સંત અને ન ઉઠે તે ભગવંત' એમ કહેવું પડે એટલું વૃત્તિનું પ્રાબલ્ય છે. જિજીવીષા સાથે વૃત્તિઓને એવો કારણકાર્ય સંબંધ છે કે વૃત્તિઓનું બળ ક્ષીણ થતાં જાણે જિજીવીષા જ નબળી પડતી લાગે છે. આ મૂળ કારણને લીધે વિવેકનો માર્ગ મુશ્કેલ બને છે. માણસ જાતમાં સાચા વિવેકની વૃદ્ધિ અતિશય મંદ ગતિથી ચાલે છે.

અહિંસા અને સત્યનો અભ્યાસ વિવેકને વધારવામા, ખીલવવામાં કેવું કામ કરે છે એ મહાત્મા ગાંધીજીના જીવનમાં સ્પષ્ટ દેખાય છે. માણસે ઘેટાં વાઘમય રહેવું છે કે વિવેકી મનુષ્ય થવું છે એ આજની સંસ્કૃતિનો અને કેળવણીનો મહાપ્રશ્ન છે. જગત કશા પણ નિશ્ચિત લક્ષ્ય વગર ધસ્યે જાય છે. નીશે અને એ વર્ગના પંડિતો વ્યાઘ્ર પુરુષની ભાવનાને પૂજે છે. માણસ મરણ પામ્યા વગર પશુભાવમાંથી તદ્દન છુટી ન

શકે અને પશુભાવ જેટલે અંશે દબાવે તેટલો જડ થાય એમ એક વર્ગ માને છે. બીજાઓ 'મરજીવા'પણાને જીવન્મુક્ત સ્થિતિને સંભવિત માને છે. જીવન્મુક્ત સ્થિતિ સંભવિત હો કે ન હો પણ ઘેટાંપણાની અને વ્યાઘ્રપણાની બેડી તો ઇષ્ટ નથી જ એમ બધા કેળવણી વિચારકો માને છે. ઘેટું અને વાઘ ભલે જીવે, પણ વિવેકને વશ વર્તીને જીવે તો બસ છે.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# પૂજ્ય શારદાદેવી*

Sensual love is sublimated into self-forgetful devotion. Instincts and passions are the raw materials which are to be worked up into an ideal whole. That marriage is successful which transforms a chance-mate into a life companion. Marriage is not the end of the struggle, it is but the beginning of a strenuous life where we attempt to realise a larger ideal by subordinating our private interests and inclinations. service of a common ideal can bind together the most unlike individuals. Love demands its sacrifices. By restraint and endurance, we raise love to the likeness of the divine.

Prof. Radhakrishna: The Hindu View of Life.

જગતના સંતોનાં માનવજીવન હેમની ધર્મપત્નીનાં સહકારથી કેટલાં પોષાયાં છે હેનો જ્વલંત દાખલો રામકૃષ્ણ પરમહંસજીનાં ધર્મપત્ની શારદાદેવી પૂરો પાડે છે. પરમહંસજીના ઉત્કૃષ્ટ અને પ્રભુમય જીવનના પ્રકાશથી જગત જ્ઞાની થયું છે. પરંતુ હેમની જ્વલંત પ્રતિભા આગળ શારદાદેવીનું શાંત જીવન એટલું પ્રકાશ પામ્યું નથી.

પરમહંસજીનું પૂર્વાશ્રમનું નામ ગદાધર હતું. ન્હાનપણથી જ હેમનું ચિત્ત આ દુનિયાથી દૂર જ રહેતું અને તેથી દુનિયાની વસ્તુઓ ઉપર એમને મોહ જ ન્હોતો. માતપિતાએ ધાર્યું કે આ વૈરાગ્ય હેનું લગ્ન વ્હેલું કરી દેવાથી શમી જશે. તેથી

* 'પ્રબુદ્ધ ભારત'નાં જુન અને જુલાઇમાં છપાયેલાં Reminiscences of the Holy Mother અને 'મોડર્ન' રીવ્યુ'ના જુનના અંકમાં છપાયેલા શ્રીયુત ચેટરજીના લેખ "શારદામણી દેવી"ના આધારે.

ખાનગી રીતે મસલત કરવા માંડી. ત્હેમને એ મ્હોટી ફીકર પડી કે ગદાધર જાણી જશે તો કંઈ તોફાન મચાવશે પણ ગદાધરને ખબર પડી ગઈ. એણે તો લગ્નને આનંદથી વધાવી લીધું અને રામચંદ્ર મુકરજીનાં પુત્રી શારદાદેવી જે તે વખતે પાંચ વર્ષનાં હતાં ત્હેમની પોતે જ પસંદગી કરી. ગદાધર તે વખતે ચોવીસ વર્ષનાં હતા. માતપિતાના હર્ષનો પાર ન રહ્યો, અને ગદાધર અને શારદાદેવીનાં લગ્ન થયાં.

ગદાધરની માતા ચંદ્રમણીદેવીને શારદાદેવી કુદરતી રીતે વ્હાલાં થઈ પડયાં. પોતે ગરીબ હતાં તેથી શારદાદેવીને શણગારવા ઉછીના દાગીના લઈ આવ્યાં હતાં. થોડા દિવસ પછી તે પાછા આપી દેવાના હતા. પુત્રવધૂના શરીર ઉપરથી દાગીના ઉતારતાં મનમાં ઘણું લાગી આવ્યું અને તેથી એ કામ કરી ન શક્યાં. ગદાધર સમજી ગયા. શારદાદેવી નિદ્રાવશ હતાં ત્યારે બધા દાગીના ઉતારી લીધા. શારદાદેવી જાગ્યાં અને કોલાહલ કરી મૂકયો: "મ્હારા દાગીના ક્યાં ગયાં ?" ચંદ્રમણીદેવીએ પુત્રવધૂને ખોળામાં લીધી અને કહ્યું: "ગદાધર ત્હને પછીથી વધારે સારા દાગીના અપાવશે."

એ જ ગદાધરે ભવિષ્યમાં પરમહંસજીના પવિત્ર નામથી પોતાને અલંકૃત કર્યા અને પોતાની પત્નીને નૈષ્ઠિક બ્રહ્મચારિણીના અલંકારથી સજ્યા. પણ જગતના પુરુષોનાં અને સ્ત્રીઓનાં અલંકાર જુદા છે. શારદાદેવીના મામા તેજ દિવસે ગદાધરને ત્યાં આવ્યા ને દાગીના સંબંધી વાત જાણતાં ઘણા જ દુઃખી થયા અને શારદાદેવીને ઘેર લઇ ગયા. ંદ્રમણીદેવીને ક્ષોભ થયો, પણ ગદાધરે એમને શાંત પાડયાં.

"ત્હારી પત્નીના સહવાસમાં પણ તું નિર્વિકારી રહે ત્યાં સુધી ત્હેં કામ જીત્યો છે એ હું કેમ જાણી શકું?"

×નિર્વિકલ્પ સમાધિ ત્રણ દિવસમાં પ્રાપ્ત કરનાર મહાત્માને શું દુર્લભ હોય? સર્વ સ્ત્રીમાં માતાનું જ સ્વરૂપ જોનાર યોગીને વિકાર કેવા? તેમણે તો તોતાપુરીને પોતાનું બ્રહ્મચર્ય અને સંયમ પૂરેપૂરાં બતાવી આપ્યાં. શારદાદેવી દક્ષિણેશ્વર આવ્યા પછી આઠ મહીના એક જ પથારીમાં રામકૃષ્ણજી સૂતા, અને કંઇક જુદી જ અવસ્થા ભોગવતા. તે અવસ્થાનું વર્ણન શારદાદેવી પોતે જ પોતાના શબ્દોમાં આપે છે: "એ દિવસોમાં જે અવસ્થામાં તે પડી રહેતા તેનું વર્ણન શબ્દોથી થઇ શકે એમ નથી. આખી રાત ક્યાં તો સમાધિમાં ગાળતા, કે મા માટે આક્રંદ કરતા કે હસ્યા કરતા અને નિશ્ચેતન સમાધિમાં પડી રહેતા. સમાધિનું મ્હને બરાબર જ્ઞાન નહિ એટલે મ્હને તો બહુ જ બ્હીક લાગી અને હૃદય+ને રાત્રે જ તેડવા મોકલ્યો. હૃદય આવ્યો અને "હરિ બોલ"નો મંત્ર કાનમાં બોલ્યો ત્યારે નીચી ભૂમિકામાં પરમહંસજી ઉતર્યા........."

આ એમનું નૈષ્ઠિક બ્રહ્મચર્ય અને સર્વ સ્ત્રીઓમાં માતાનું સ્વરૂપ જોવાની વૃત્તિ. એક સમયે શારદાદેવી પરમહંસજીની પગચંપી કરતાં હતાં. શારદાદેવીએ પૂછ્યું: "હું કોણ છું?" પરમહંસજીએ જવાબ આપ્યો: "જે માતાએ (કાલી માતા) આ દેહને આ મંદિરમાં જન્મ આપ્યો છે અને હાલ નૌબતખાનામાં વિરાજે છે તે જ આનન્દમયી માતા મ્હારા પગની ચંપી કરે છે. તમે એ જ પવિત્ર માતાના સ્વરૂપ છો."

આ સ્થિતિએ પ્હોંચેલા પરમહંસજીના હૃદયમાં એક જ આદર્શ હતો, અને તે આદર્શ સાધવા પોતાની પત્નીના હૃદયમાં એક જ સંસ્કાર રેડવા મથતા.

Help me build a palace where
All is wonderfully fair,
Built of truth, the while, above
Shines the pinnacle of Love.

અને શારદાદેવી નિર્દોષ અને પ્રેમાળ યુવતી હોવાથી એમના પ્રયત્નો સફળ થયા; તે શારદાદેવીનું અનુપમ જીવન પ્રત્યક્ષ રીતે સૂચવે છે.

શારદાદેવી દક્ષિણેશ્વર આવ્યાં ત્યારે એમની ઉમર તેર ચૌદ વર્ષની હશે: પરમહંસજીને લગ્ન સંબંધી પૂરેપુરૂં જ્ઞાન હતું. પણ દૃષ્ટિ જુદી હતી. * વિષયાત્મિકા, સંપ્રત્યાત્મિકા, અભિમાનિકી અને આભ્યાસિકી એ ચાર જાતની પ્રીતિ-સ્નેહ-માંથી આભ્યાસિકી પ્રીતિ પોષી, ગોવર્ધનરામભાઇ કહે છે તેમ, લખ સૃષ્ટિમાંથી અલખ સૃષ્ટિમાં વિચરવા

× જુઓ 'રામકૃષ્ણ કથામૃત' રામકૃષ્ણ પરમહંસનું જીવન પાનું ૧૨.

+ હૃદય રામકૃષ્ણજીનો ભાણેજ થતો. એના સ્વભાવનું દિગ્દર્શન જુઓ 'રામકૃષ્ણ કથામૃત' પાનું ૧૭૬.

*अभ्यासादभिमानाच्च तथा संप्रत्ययादपि
विषयेभ्यश्च तन्त्रज्ञाः प्रीतिमाहुश्चतुर्विधाम् । સરસ્વતીચંદ્ર ભાગ ૪, ૩૨૩.

સંકલ્પ કર્યો, અને ત્હેના પ્રથમ પગથિયા તરીકે શારદાદેવીને કેળવણી આપવાનું કામ હોંસથી શરૂ કર્યું. શારદાદેવીના પોતાના જ શબ્દોમાં કહીએ તોઃ "પરમહંસજીએ મ્હને લૌકિક અને આધ્યાત્મિક દરેક વસ્તુ શીખવી. દિવાની બત્તી કેમ ગોઠવવી, કુટુંબના દરેક માણસના સ્વભાવ કેવા હતા, તે દરેક તરફ કેવી રીતે વર્તવું, બીજાના ઘરમાં કેવી રીતે રહેવું,–અને બીજી અનેક વ્યવહારી બાબતો મ્હને શીખવી. ઈશ્વરનું પ્રશંસાગીત પણ મ્હને શીખવ્યું; આધ્યાત્મિક ચિંતન, સમાધિ અને બ્રહ્મજ્ઞાનમાં ગૂઢ તત્ત્વો પણ મ્હને શીખવ્યાં."

આ જીવનમાં શારદાદેવીને પણ બહુ જ રસ પડ્યો એ એમની જ્વલંત પ્રતિભા અને વાસનાહીન જીવનને આભારી છે. પરમહંસજી તો આ અવસ્થા અનેક વર્ષોની સાધનાથી પામ્યા હતા. શારદાદેવીએ સાધના કરી ન્હોતી પણ હૃદયમાં પ્રકાશિત અને ઉજ્જ્વલ આત્મા વિરાજતો હતો. હિંદુ સ્ત્રીના હૃદયમાં અંકાયેલી ભાવના—પતિ એ જ સર્વસ્વ **पतिरेव गतिः स्त्रीणाम्।** અને પતિસેવા એ જ ધર્મ—એમના જીવનનો સ્તંભ હતો. અને એ ભાવનાના વિરોધી જે પ્રવાહો આવે તે બધાને મારી હઠાવવા એ જ મધુકરવૃત્તિ, પતિને શ્રેય સાધવા દઇ એ શ્રેયથી આત્મકલ્યાણ કરવું એ સંકલ્પ—એ બે વસ્તુઓએ એમના જીવનમાં કંઇ જુદું જ ચેતન રેડ્યું. અનાસક્તિ અને સંયમ માટે જેટલી પ્રશંસા રામકૃષ્ણજીની થાય તેટલી જ પ્રશંસા–બલ્કે વધારે–શારદાદેવીને ઘટે છે. "મ્હારા હૃદયમંદિરમાં અમૃતનો કુંભ સ્થાપિત થયો હોય એવું મ્હને હમેશાં લાગતું. એ શાંત, અસ્ખલિત, દૈવી આનંદ કેવો અનુભવ્યો ત્હેનું હું વર્ણન આપી શકું એમ નથી."

થોડા મહિના રહીને શારદાદેવી પોતાને ગામ વિદાય થયાં; સંપૂર્ણ સુખ એમને પ્રાપ્ત થયું એમ એમનાં હૃદયમાં લાગ્યું. એનું પરિણામ એ આવ્યું કે એમની પ્રકૃતિ શાંત, વિચારમય અને મધુર થઇ, નિઃસ્વાર્થી બની. જાતની બધી સવડો અને જરૂરિયાતો ત્યાગી દીધી. બીજાનાં દુઃખો જોઇ દયા ઉત્પન્ન થતી અને લાગણી થઇ આવતી. દયાની જાણે મૂર્તિ જ થયાં. દેહનાં કષ્ટો ત્હેમને લાગતાં જ નહિ, આમ આત્મનિમજ્જનના દિવસો પિતૃગૃહે પસાર કરવા લાગ્યાં.

સ્થૂલ શરીર પિતૃગૃહે હતું પણ સૂક્ષ્મ શરીર તો દક્ષિણેશ્વરમાં જ રમ્યા કરતું. પરમહંસજીને મળવા માટે અંતરમાં ઘણી જ તીવ્ર ઇચ્છા થઇ આવતી પણ તેને સંયમમાં રાખતાં. પરમહંસજી પોતે જ બોલાવશે એ શ્રદ્ધામાં દિવસો ગાળવા માંડયાં.

શારદાદેવી એમ કરતાં અઢાર વર્ષનાં થયાં, અને પરમહંસજીના બોલાવવાની આશામાં દિનો વ્યતિત કરવા માંડયાં. સંસારનાં સુખ અને દુઃખથી ત્હેમને તો કશો હર્ષ કે શોક થતો નહિ. પણ ગામના લોકોએ એમની શાંતિમાં ખલેલ પહોંચાડી. ગામના લોકો કહેતા કે એમના પતિ તો ગાંડા થઇ ગયા છે, નગ્ન અવસ્થામાં ફરે છે, ઇશ્વરના નામોની બૂમો પાડયા કરે છે; ગામની સ્ત્રીઓ એવા ગાંડાની પત્ની તરીકે એમની દયા ખાતી અને તિરસ્કાર પણ કરતી. આ બધું શાંત ચિત્તે તેમણે સાંભળ્યા કર્યું.

એમને સહન પણ શાંતિથી કર્યું. "મ્હારા ત્યાંથી આવ્યા પછી એ શું એટલા બધા બદલાઈ ગયા છે? જેમ વાતો સંભળાય છે તેવા જ થઈ ગયા છે?" આ વિચારો રમ્યા કરતા અને જો એવી જ સ્થિતિમાં હોય તો એમણે પિતૃગૃહ છોડી પરમહંસજી પાસે રહી એમની સેવા કરવી જોઇએ, એ વિચારથી દક્ષિણેશ્વર જવાનો નિશ્ચય કર્યો અને જાતે બધું જોઈ, સ્થિતિને ઉચિત કાર્ય કરવું એમ સંકલ્પ કર્યો.

રામકૃષ્ણજી સ્ત્રીસહવાસથી તદ્દન વિરુદ્ધ હતા અને સ્ત્રીને જોઈને ઉન્મત્ત અવસ્થામાં આવી માતાનું જ સ્વરૂપ જોતા–સંસારી લોકોને આ વસ્તુ એકદમ શક્ય જેવી ન લાગી, જેથી પરમહંસજીની પરીક્ષા લેવા સંસારી લોકોએ અનેક યુક્તિઓ રચી. કલકત્તાના મથુરબાબુ–જે ભવિષ્યમાં પરમહંસજીના મહાન ચેલા બન્યા અને દક્ષિણેશ્વરનું મંદિર બંધાવી આપ્યું, તેમણે[1] એક બીભત્સ રીતે રામકૃષ્ણજીની કસોટી કરી. પણ રામકૃષ્ણજી ચલિત ન થયા. વેશ્યાને નિર્લજ્જ અવસ્થામાં જોઇને વિકાર ન પામતાં "મા, આનંદમયી," "મા, આનંદમયી" શબ્દથી સંબોધન કરીને નમસ્કાર કર્યા અને સમાધિસ્થ થઇ ગયા. આટલાથી સંતોષ ન પામતાં વૈદ્યોએ એમની પરીક્ષા કરી અને અંતે સુપ્રસિદ્ધ વૈદરાજ ગંગાપ્રસાદે કહ્યું: "તમે ધારો છો તે પ્રમાણે એમને ઉન્માદ રોગ લાગુ પડયો નથી પણ એમનાં લક્ષણ બધાં યોગી[2] જેવાં જ છે."

પરમહંસજીના મહાભાવની આવી પરીક્ષાઓ થઈ. શારદાદેવી પણ બધું પોતે જ જોવાને દક્ષિણેશ્વર આવ્યાં. પોતાના ગામથી શારદાદેવી અને રામચંદ્ર મુકરજી પગે ચાલીને ઉપડયાં. શારદાદેવીને શ્રમ બહુ લાગ્યો એટલે તાવ આવ્યો. દક્ષિણેશ્વર આવ્યાં ત્યારે પણ શરીરમાં તાવ હતો. રામકૃષ્ણજીને એમની આ અવસ્થાની ખબર પડી એટલે ચિંતાતુર થઇ ગયા. પોતાના ઓરડામાં જ શારદાદેવીનો ખાટલો મૂકાવ્યો અને એમની સારવાર ઉપર સાવચેતીથી દેખરેખ રાખી. ત્રણ દિવસમાં આરામ થયો અને શારદાદેવીને પણ પરમહંસજીનો અસ્ખલિત પ્રેમ જોઇ શાંતિ વળી, હૃદયમાં હર્ષ વ્યાપી રહ્યો અને પતિ અને શ્વસુર સેવામાં જ પોતાનું ચિત્ત આરોપ્યું. શારદાદેવીના પિતા, પુત્રીનો આનંદ અને સુખ જોઇ ઘર તરફ પાછા ફર્યા. શારદાદેવી પાછાં આવ્યાં એટલે પરમહંસજીએ કેળવણીનું કાર્ય ઉપાડી લીધું. પરમહંસજી કહેતા: "ચાંદામામા સૌના મામા થાય, તેમ ઇશ્વર પણ આપણા જ છે. દરેકને એમની પાસે રહેવાની છૂટ છે. જે મળવા પ્રયત્ન કરશે તે ત્હેમના દર્શનથી સુખી થશે. ત્હમે એમની પાસે જવા જશો તો ત્હમે પણ એમને મળશો."

પોતાની સ્ત્રી પ્રત્યેનો ધર્મ રામકૃષ્ણજી બરાબર સ્હમજતા. કાલીમાતા આગળ આક્રંદ કરી પ્રાર્થના કરતા: "મા! અવિદ્યા પણ તું છે અને વિદ્યા પણ તું છે. તું જ

---

૧ જુઓ 'રામકૃષ્ણ કથામૃત': રામકૃષ્ણજીનું જીવન. પાનું ૧૨–૧૩.

૨ " " " " " " ૧૦–૧૧ અને સંન્યાસીનીનો મત. પાનું ૧૧. આ સંન્યાસીનીએ પરમહંસજીને સાધનામાં બહુ મદદ કરી હતી.

ગૃહસ્થના ઘરની કુલવધૂ છે અને તું જ મછવા બજારની વેશ્યા છે. મા ! બન્ને સ્વરૂપમાં તું મારી માતા જ છે અને હું ત્હારો સંતાન છું."

આ જ પ્રાર્થના શારદાદેવી આગળ જાણે કરતા હોય એમ દીસતું. અને શારદા દેવીએ પણ જાણે માતા કાલીની માફક જ એનો અનુકૂળ જવાબ આપ્યો: "આપે પરમેશ્વરપ્રાપ્તિનો માર્ગ સ્વીકાર્યો છે. આપને ત્યાંથી પાછા ખેંચનારી અવિદ્યા માયા હું નથી થવા માંગતી–આપની પાસે આપની સેવા કરૂં એટલો જ પ્રસાદ ચાહું છું."

આ નૈષ્ઠિક બ્રહ્મચર્યનો આદર્શ રામકૃષ્ણજીએ શારદાદેવી આગળ મૂક્યો અને શારદાદેવીએ તેને વધાવી લીધો.

આ એમનો દિવ્ય પ્રેમ દિવસે દિવસે વધતો જ ગયો. કેટલાક ટીકાકારો રામકૃષ્ણજી ઉપર પ્રહાર કરવા નીકળી પડયા: "રામકૃષ્ણે પોતાની સ્ત્રી પ્રત્યે ક્રૂરતા જ વાપરી છે અને એમની સ્થિતિ વિધવા જેવી કરી મૂકી છે" વગેરે. પણ ચોખ્ખી દૃષ્ટિએ જોતાં તો માલમ પડશે કે આ વ્રતમાં શારદાદેવીનો સક્રિય સહકાર હતો અને એ સહકારની પાછળ પ્રબળ ધર્મભાવના હતી. વાસનાતૃપ્તિને એમણે પોતાનું જીવન સાફલ્ય ગણ્યું જ ન્હોતું એટલે શારદાદેવીએ જે પગલું ભર્યું તે વિચારમય જ હતું. ઉલટું જ્યારે જ્યારે એમની જીંદગી વિષે પૂછવામાં આવતું ત્યારે સંતોષ અને સુખની લાગણી જ પ્રદર્શિત કરતાં; એમના જીવનમાં નિરાશાને સ્થાન જ ન્હોતું. ×યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીના સંવાદમાં ઋષી શીખવે છે: "દૈવી આત્મા પતિ જ હોવાથી પત્ની ત્હેને ચાહે છે; દૈવી આત્મા પત્ની હોવાથી પતિ ત્હેને ચાહે છે.+" આ જ આદર્શ રામકૃષ્ણજીનો હતો.

રામકૃષ્ણજીને જ્યારે લાગ્યું કે શારદાદેવી પણ ઉત્તમ કોટી ઉપર આવી ગયાં છે, ત્યારે સમાધિનાં ગૂઢ તત્ત્વો એમને પાસે બેસાડી શીખવ્યાં અને કેટલી પ્રગતિ થતી ત્હેનું નિરીક્ષણ કરતા. વળી પોતે સમાધિસ્થ થઇ જતા ત્યારે એમને નીચલી ભૂમિકા ઉપર લાવવા માટેના મંત્રો પણ શીખવ્યા. શારદાદેવીનું લક્ષ એ તરફ પૂરતું હતું એટલે એ બધું શીખી લેતાં વાર ન લાગી. જ્યારે એમને લાગ્યું કે હવે બન્નેના જીવનમાં કામ જેવી વસ્તુ રહી ન્હોતી, ત્યારે એમણે ષોડશી પૂજા આરંભી અને શારદાદેવીની જગદંબાના મૂર્ત સ્વરૂપ તરીકે પૂજા કરી. આ પૂજાના પાછલા ભાગમાં શારદાદેવી પણ સમાધિસ્થ થઈ ગયાં.

હવે ફક્ત એક જ ધ્યેય રાખી શારદાદેવીએ જીવન વ્યતીત કર્યું અને તે પતિ-સેવા. અને એ સેવાના દિવસો, એમનો શ્રમ, એમનો ખંત એ એમના જીવનનો દિવ્ય અલંકાર છે. સ્હવારે ત્રણ વાગે ઉઠી, સ્નાન કરી; પાઠપૂજા કરી રામકૃષ્ણજીને માટે અને એમના શિષ્યો અને શિષ્યાઓ માટે રસોઇ કરવામાં જ આખો દિવસ

× "પ્રબુદ્ધ ભારત:" જુલાઇ: પાનું ૩૧૪.

+ "Only with woman can Man lose his chastity; and only with her he can keep it." Plato.

ગુંથાતાં. અને એ સેવામાં એમને આનંદ પડતો. રામકૃષ્ણજીનો ખોરાક બહુ સાદો હતો એટલે એમની રસોઇ જુદી કરવી પડતી; એમના ૩૬ શિષ્યોમાંથી ઘણાખરા તો રામકૃષ્ણજી પાસે જ રહેતા. વળી વિધવા સ્ત્રીઓ પણ કેટલીક વાર દર્શને આવતીઃ તે બધાને જમાડતા. કેટલાક માંસાહારી હોય એટલે એ બધી વ્યવસ્થા કરવામાં ત્રણ-ચાર વાર દિવસમાં રસોડું સાફ કરવું પડતું. અને તેમાં એમને આનંદ પડતો. પોતે રામકૃષ્ણજીની એક શિષ્યાને આ સંબંધી કહેલુંઃ "શિષ્યોની બરાબર સેવા થવી જોઇએ જેથી તેઓ અમને એમના જ ગણે.×" આ કાર્યમાંથી બીલ્કુલ પરવારતાં જ નહિ. રાત્રે ૧૧ થી ૨ વાગ્યાની વચ્ચે ગમે ત્યારે સૂતાં પણ આટલા વખતમાં પરમહંસજીનું દર્શન તો એક જ વાર થતું અને તે જ્યારે એમને માટે થાળી લઇ જતાં ત્યારે. જાત માટે તો કશી પણ ફીકર જ નહિ. ફક્ત એમને એક જ ચિંતા હતી અને તે એ કે રામકૃષ્ણજીના કાર્યમાં બીલ્કુલ ખલેલ ન પહોંચે. અને આ એમની નિસ્વાર્થી સેવાની કદર એમના શિષ્યોએ પૂરેપૂરી કરી છે. એમના સંસર્ગમાં આવનાર દરેક માણસ એમના મધુર સ્વભાવથી આનંદિત થતો અને એમને "પવિત્ર માતા"ના નામથી સંબોધતો. રામકૃષ્ણજીની શિષ્યા એક દિવસ એમનાં દર્શને આવ્યાં. પરમહંસજીએ જાણ્યું કે ભૂખ્યાં છે એટલે નૌબતખાનામાં જવા કહ્યું. શારદાદેવીએ તરત જ એમનાં જમણ માટે વ્યવસ્થા કરી આપી. આ તો પહેલો જ પ્રસંગ હતો પણ પહેલા પ્રસંગે પણ શિષ્યાનું મન શારદાદેવી માટે ઘણું આકર્ષાયું હતું. પછી તો તે શિષ્યા શારદાદેવી માટે એટલો પ્રેમ ધરાવતાં કે શારદાદેવીનો વિયોગ ત્હેમનાથી સહન ન થતો. શારદાદેવી પોતાના સંબંધીના લગ્નમાં બહારગામ ગયાં ત્યારે શિષ્યાને વિયોગ એટલો સાલતો કે શારદાદેવીની જગ્યાએ બેસી રડ્યાં જ કરતાં. આ શારદાદેવીનો વાત્સલ્ય પ્રેમ અને નિસ્વાર્થ સેવા. નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય પોતાની પ્રબળ ઇચ્છાથી જ થયો ત્હેનો આ સબળ પુરાવો છે. અને એમનાં જીવનની ધન્ય ઘડી એ બીજો પુરાવો. રામકૃષ્ણજી જીવતા ત્યારે એમની સેવા કરતાં. કેન્સર થયો ત્યારે પણ એમની તબિયત બરાબર સચવાય અને સેવા થાય તેથી જાતે જ સેવા કરતાં. રામકૃષ્ણજીએ દુનિયા ત્યજી પછી પણ ત્હેમની છબીની પણ એવી જ રીતે સેવા કરતાં. "હું જ્યારે કલકત્તામાં શારદામાતાનાં દર્શને ગયો હતો ત્યારે તેઓ રામકૃષ્ણજીની છબીની પૂજા કરતાં હતાં. ફક્ત એક જ સફેદ વસ્ત્ર પહેરેલું. વાળ છૂટા હતા. લાંબા વખત સુધી ધ્યાન કરવાથી આંખમાંથી જે વિશેષ તેજ આવે છે તે તરફ સ્વાભાવિક રીતે લક્ષ ગયું. ત્હેમની મુખમુદ્રા ઉપર પાવિત્ર્ય, શાંતિ, પ્રસન્નતા, અને માતૃવાત્સલ્ય ભરપૂર વિલસતાં હતાં. પતિદેવની પૂજામાં તેમની તલ્લીનતા જોઇ મનમાં થયું, શું આ પ્રત્યક્ષ દુર્ગાની મૂર્તિ હશે ?" +

સદાચારમાં જ આખી જીંદગી ગાળી હોય ત્હેમની મુખમુદ્રા ઉપર બીજું શું

× 'પ્રબુદ્ધ ભારત.' Reminiscences of the Holy Mother પાનું ૨૪૨.

+ અધ્યાપક કાલેલકરઃ રામકૃષ્ણ જયંતિ વખતે આપેલું વ્યાખ્યાન.

હોય ? એ જ એમની સદાચારી મધુકર વૃત્તિથી રામકૃષ્ણજીના બધા શિષ્યોનાં વન્દનીય માતા થઇ રહ્યાં હતાં.

શારદાદેવી સમાધિમાં પણ લીન થઇ જતાં. પરમહંસજીના સહવાસ પછી આ સ્થિતિ એમને પ્રાપ્ત થઇ હતી, અને ત્યાં બેઠાં જ જગતના પ્રવાહોનું જ્ઞાન મેળવતાં. રામકૃષ્ણજીની એક શિષ્યા સુકાં જ બીલીપત્ર મહાદેવને ચઢાવતી હતી. સમાધિમાં શારદાદેવીને આનું જ્ઞાન થયું. તેથી જ્યારે શિષ્યા દક્ષિણેશ્વરમાં આવ્યા ત્યારે પૂછ્યું: "ત્હમે સુકાં પત્ર કેમ ચઢાવો છો ?" શિષ્યા ચકિત થઇ ગયાં અને પૂછ્યું: "ત્હમે કેમ જાણ્યું ?" શારદાદેવીએ કહ્યું: "આજે સ્હવારે ચિંતન કરતાં મ્હેં ત્હમને સુકાં પત્ર ચઢાવતાં જોયાં."

એ જ શિષ્યા પોતાના સ્મરણમુકુરોમાં શારદાદેવીની સમાધિ અવસ્થા વિષે નીચે પ્રમાણે લખે છે[૧]: "નૌબતખાનામાં માતાને પૂજનમાં બેઠેલાં જોયાં, મ્હેં એમનો ઓરડો ઉઘાડયો અને ત્હેમને હસતાં અને આક્રંદ કરતાં જોયાં. ત્હેમની આંખોમાંથી અશ્રુ વહેતાં હતાં; અને પછી નિશ્ચેતન સમાધિમાં લીન થયાં......એક વખત વાંસળીનો નાદ સાંભળતાં જ સમાધિસ્થ થઈ ગયા અને એ અવસ્થામાંથી નીચલી ભૂમિકામાં આવતાં ઘણો સમય વીતી ગયો......એક સમયે બલરામ બસુની અગાસીમાં ચિંતન કરતાં સમાધિસ્થ થયાં, અને પાછા અસલ સ્થિતિએ આવતાં કહ્યું: 'હું તો કોઇ એવા વિચિત્ર મુલકમાં જઇ આવી જ્યાં બધા માયાળુ અને પ્રેમી જ હતા. હું ઘણી જ સ્વરૂપવાન બની હોઉં એવું મ્હને લાગ્યું. પરમહંસજી પણ ત્યાં હતા. ત્યાં મ્હને કેટલું સુખ હતું તે હું કહી શકું એમ નથી. નીચલી ભૂમિકામાં આવતાં શરીરનું જ્ઞાન થયું પણ એ ભૂમિકા એવી કદ્રુપી લાગી કે ફરીથી ત્હેમાં પ્રવેશ કરવા નારાજ હતી.'...... નીલંબર મુકરજીના બાગમાં હું, બ્હેન ગોલાપ અને શારદાદેવી ચિંતન કરતાં બેઠાં. જ્યારે મ્હારૂં ચિંતન પતી ગયું ત્યારે માતાને શાંત અને નિશ્ચેતન સ્થિતિમાં જાણે સમાધિસ્થ બેઠાં હોય એમ જોયાં. થોડો વખત રહી જરા જગતનું ભાન થતાં કહ્યું: 'યોગિની, મ્હારા હાથ-પગ ક્યાં છે ?' અમે એમના હાથ-પગ દબાવવા બેસી ગયાં પણ એમને ઘણા વખત પછી ભાન આવ્યું.

વૃંદાવનમાં કાલબાબુને ત્યાં પણ એક સ્હવારે ગાઢ સમાધિમાં લીન થઈ ગયાં. મ્હેં "હરિબોલ" કાનમાં ઉચ્ચાર્યો પણ તેથી એમનો આત્મા નીચલી ભૂમિકામાં ન આવ્યો. સ્વામી યોગાનન્દ આવ્યા અને એ જ પ્રમાણે કાનમાં મંત્ર ભણ્યા, એટલે એમનો આત્મા નીચે ઉતર્યો. અર્ધજાગ્રત અવસ્થામાં પરમહંસજીની માફક એમણે પણ કહ્યું: 'મ્હારે ખાવાનું જોઇએ છે.' થોડું ખાવાનું, પાણી અને સોપારી એમના આગળ મૂકવામાં આવ્યા અને રામકૃષ્ણજીની માફક એમણે ખાધાં. સ્વામી યોગાનન્દે એમને

૧ જુઓ Reminiscencelis of the croly mother"પ્રબુદ્ધ ભારત" જુલાઈ પાનું ૨૯૧.

આ અવસ્થામાં કેટલાક સવાલો પૂછ્યા હેના જવાબ પણ પરમહંસજીની માફક જ એમણે આપ્યા. બધો મહાભાવ પરમહંસજી જેવો જ હતો."

પ્રતિ એ જ સર્વસ્વઃ એ શારદાદેવીનો સિદ્ધાંત હતો. પાનીહટીનો મ્હોટો વૈષ્ણવનો મેળો જોવાને રામકૃષ્ણજી અને શિષ્યાઓ જનાર હતી. એટલે એમણે એક શિષ્યાને શારદાદેવીનો વિચાર જાણવા મોકલી. શારદાદેવીએ કહ્યુંઃ "એમની સાથે મ્હોટું ટોળું જશે. મેળામાં પણ ઘણા લોકો એકઠાં થશે. હોડીમાંથી બ્હાર નીકળવું અને મેળો જોવાનું કામ બહુ મુસ્કેલ થઇ પડશે. મ્હારો વિચાર નથી" આ પ્રસંગ સંબંધી ટીકા કરતાં રામકૃષ્ણજીએ કહ્યુંઃ "ન જવાનો નિર્ણય એમનો બરાબર હતો. મ્હને સમાધિસ્થ જોવામાં ઘણા લોકો ટોળામાં એકઠા થતા. જો એ સાથે આવ્યાં હોત તો લોકો કહેતે "જુઓ, હંસ અને હંસી આવ્યા છે. શારદાદેવી ચતુર છે." પણ શારદાદેવીએ તો જુદી જ દષ્ટિથી ના પાડી હતી. મ્હને રજા જે રીતે આપી તે બતાવી જ આપતું હતું કે એમની સંપૂર્ણ મરજી ન્હોતી. જો જવામાં એ સંમત હોય તો એમણે કહ્યું હોતઃ "હા. જરૂર એ જશે જ." રામકૃષ્ણજીની મરજી ન હોય તો શારદાદેવીથી જવાય જ કેમ એ વિચાર એમના મનમાં રમ્યા કરતો.

ધન સંબંધી આસક્તિ એમની ગઈ છે કે નહિ તે જોવા રામકૃષ્ણજીએ યુક્તિ રચી જે તેમના જ શબ્દોમાં આપી છેઃ "જ્યારે મ્હારા એક મારવાડી મિત્રે દશ હજાર રૂપીઆ આપ્યા ત્યારે મ્હને તો એમ લાગ્યું કે મ્હારા મસ્તકમાં કોઇએ કરવત ભોંકી દીધી. માતા આગળ આક્રંદ કર્યું.

પણ મ્હારે મ્હારાં પત્નીનું મન જાણવું હતું તેથી મ્હેં એમને કહ્યુંઃ 'ભાવિકને આ ધન આપવું છે પણ હું લઇ શકું એમ નથી અને તેથી ત્હમારા નામ ઉપર આપવા માગે છે. ત્હમે કેમ સ્વીકારતાં નથી ? ત્હમારો શું વિચાર છે ?' શારદાદેવીએ તરત જવાબ આપ્યોઃ 'એ કેમ બને ? એ પૈસા સ્વીકારી શકાય એમ નથી. જો હું લઉં તો ત્હમે લીધું કહેવાય. જો હું સ્વીકારૂં તો ત્હમારી સેવામાં જ મ્હારે ખરચવું પડશે અને તેથી ત્હમે જ સ્વીકારી લીધું ગણાશે. લોકો ત્હમારા ત્યાગને લીધે ત્હમને પૂજે છે. આ પૈસા સ્વીકારી શકાય એમ નથી.' આ સાંભળી મ્હને નિરાંત વળી"

શારદાદેવીનું પવિત્ર જીવન, ઇશ્વરમાં અંતિમ શ્રદ્ધા, અને મધુર સ્વભાવે ગમે તેવા મનુષ્યોનાં મન આકર્ષી લેતાં. એક વખત એક ધાડપાડુના હાથમાં ફસાઈ ગયાં તે વખતે પણ એમના મધુર શબ્દે એ હલકા મનુષ્યને પણ પીગળાવી નાંખ્યો. કમારપુકુરથી દક્ષિણેશ્વર આવતાં રસ્તામાં મ્હોટું જંગલ આવતું તેમાં ધાડપાડુઓ રહેતા. કાલીની પૂજા કરી રાત્રે જે ત્યાંથી પસાર થાય ત્હેને લૂટતા. સંધ્યાકાળનો સમય અને આ જંગલની લગભગ પાસે શારદાદેવી અને એમનાં સગાંસબંધી આવી પ્હોંચ્યાં. શારદાદેવીની ગતિ બહુ જ ધીમી હતી એટલે સગાંસંબંધી તો જંગલ બ્હાર અલોપ થઇ ગયા અને તેમ કરવાને શારદાદેવીએ જ પોતે કહ્યું. પોતાની ગતિને લીધે એ લોકોને આવા જંગલમાં પડી રહેવું પડે અને ભય રહે તેના કરતાં એ લોકો આગળ ચાલી

જાય એ એમને ઠીક લાગ્યું. એટલે જંગલમાં એકલાં પડી ગયાં. રાત્રિ અંધારી હતી. સ્હામેથી એક ઊંચો કાળો માણસ હાથમાં લાઠી લઇને સ્હામો આવ્યો અને કડક રીતે પૂછ્યું: "આવા સમયમાં અત્રે ઉભો રહેનાર તું કોણ છે?" શારદાદેવીએ મધુર કંઠે જવાબ આપ્યોઃ "પિતા, મ્હારાં સગાંસંબંધીઓ આગળ ગયાં છે અને હું એકલી પડી ગઇ છું. મ્હારા પતિ દક્ષિણેશ્વરમાં રહે છે. મ્હને ત્યાં લઇ જશો તો ત્હમને મ્હારા પતિ ઘણી જ આભારની લાગણી બતાવશે." વાકય પૂરૂં થતાં જ એક સ્ત્રી તે પુરુષ પાછળ આવીને ઉભી રહી. તે ત્હેની સ્ત્રી જેવી લાગતી હતી. શારદાદેવીને નિરાંત વળી, તેથી એમનો હાથ ઝાલ્યો અને કહ્યું: "માતા, હું ત્હમારી પુત્રી શારદા છું. હું અહીં એકલી પડી છું. સારે નસીબે પિતા અને ત્હમે અત્રે આવી પ્હોંચ્યા છો; નહિ તો મ્હારૂં શું થતે તે હું કહી શકતી નથી."

આ શબ્દોએ પેલા માણસ અને ત્હેની સ્ત્રીની ઉપર ઘણી અસર કરી. શારદાદેવીને થાકી ગયેલાં જોઇ ત્હેમને બાજુના ગામમાં લઇ ગયાં, પેલી સ્ત્રીએ શારદાદેવીની પથારી કરવા પોતાનાં લુગડાં પાથરી દીધાં, અને બજારમાંથી ચોખા લઈ આવી શારદાદેવીને જમાડયાં. પેલી સ્ત્રી તો એમના મધુર સ્વભાવથી એટલી મોહિત થઇ ગઇ હતી કે સ્હવાર પડતાં પોતાના પતિને કહ્યું: "ત્હમે વ્હેલી પૂજા કરી લો; રાત્રે એમને બરાબર ખોરાક મળ્યો નથી. માટે બજારમાંથી સારી વસ્તુઓ લઇ આવો. મ્હારી દીકરીને મ્હારે આજે બરાબર જમાડવી છે."

એવામાં એમનાં સગાંસંબંધી આવી પ્હોંચ્યાં, અને શારદાદેવીને જોઇ આનંદ પામ્યા. દક્ષિણેશ્વર જવાનો સમય થયો ત્યારે શારદાદેવીને બહુ લાગી આવ્યું અને એમના "માતપિતા"ની રજા માગી. "એક જ રાત્રિ એમની સાથે ગાળવામાં મ્હારો સ્નેહ એવો ગાઢ થઇ ગયો હતો કે જ્યારે ઉપડવાનો સમય થયો ત્યારે મ્હને ઘણું જ રડવું આવ્યું. ત્હેમનો વિયોગ મ્હને બહુ સાલતો. જ્યારે એ લોકોએ મ્હને દક્ષિણેશ્વરમાં આવવાનું વચન આપ્યું ત્યારે જ મ્હને નિરાંત વળી."

આ પ્રસંગ અર્થસૂચક છે. ચોર અને ત્હેની સ્ત્રીનાં હૃદય જીતી લેનાર શારદાદેવી જેવાં સાધ્વી જ હોઇ શકે.

શારદાદેવીનો કંઠ બહુ મધુર હતો. દક્ષિણેશ્વરમાં કેટલીક વાર ભજનો બહુ સારાં ગાતાં. એક રાત્રિએ શારદાદેવી અને શિષ્યા લક્ષ્મીદેવી ભજન ગાતાં હતાં. રામકૃષ્ણજી સાંભળીને ખુશ થયા. બીજે દિવસે સ્હેવારે કહ્યું: "ગઇ રાત્રિએ ત્હમે મધુર ગાતાં હતાં. તે જ બરાબર છે."

એ મધુર સાધુ-સાધ્વીનાં એકત્ર જીવનનો ૧૬ ઓગષ્ટ ૧૮૮૬ ને દિવસે અંત આવ્યો. રામકૃષ્ણજીએ દેહ મૂકયો. એ મહાપુરુષના સંતસમાગમના વિયોગથી શારદાદેવીને ઘણું જ દુ:ખ થયું. તે વખતે એમની ઉંમર ફક્ત તેત્રીસ વર્ષની હતી. એમના દિવસો ધર્મધ્યાનમાં જાય તે ઉદ્દેશથી રામકૃષ્ણજીના શિષ્યો રાખાલ (બ્રહ્માનંદ), ભવનાથ (અભેદાનંદ), સ્વામી યોગાનન્દ, અને સ્વામી અદ્દભુતાનંદ (લાટુ) કાશી અને

વૃન્દાવન લઇ ગયા. શિષ્યા લક્ષ્મી અને શિષ્યા ગોલાપ પણ સાથે હતાં. પણ રામકૃષ્ણજીનો વિયોગ એમને બહુ સાલતો અને ઘણું જ રડયાં કરતાં. એક દિવસ એમનાં બીજી શિષ્યા અમને વૃન્દાવનમાં મળવા આવ્યાં. રામકૃષ્ણજીએ દેહ મૂકયાને પંદર દિવસ થયા હશે. શિષ્યાને જોતાં જ શારદાદેવી ભેટી પડયાં, અને ચોધાર આંસુ પાડયાં. રામકૃષ્ણજીએ એમને દર્શન આપ્યું અને કહ્યું: "શા માટે રડો છો ? હું તો આ રહ્યો; દૂર ગયો નથીઃ એક ઓરડામાંથી બીજા ઓરડામાં આવ્યો હોઉં એમ જ છું." આ દર્શન પછી શારદાદેવીએ રૂદન મૂકી દીધું અને આનંદમય બની ગયાં. આખો દિવસ અને રાત આનંદમુખી મૂર્તિ સમાન જ લાગતાં અને ન્હાની કુમળી આનંદી બાળા જેવાં જ દિસતાં.

રામકૃષ્ણજીએ દેહ મૂકયો એટલે શારદાદેવી પોતાનાં કાંડા ઉપરથી બંગડીઓ કાઢી નાખવાની તૈયારી કરતાં હતાં. રામકૃષ્ણજીએ દર્શન આપ્યું અને કહ્યું: "મ્હેં શું દેહ મૂકી દીધો છે કે ત્હમે સૌભાગ્યનાં ચિન્હો ઉતારી નાંખો છો ?" રામકૃષ્ણજીની આજ્ઞા એટલે શારદાદેવીનું પાલનઃ પછીથી એમણે હાથ ઉપરથી બંગડી ઉતારી નથી.

રામકૃષ્ણજીના દેહત્યાગ પછી ચોત્રીસ વર્ષ જીવ્યાં અને શારદાદેવીએ ૬૭ વર્ષે દેહ મૂકયો. બંગાલી પત્ર 'ઉદ્‌બોધને' ત્હેમના તપ, ત્યાગ, અચલ શ્રદ્ધા, સંયમ, સાર્વભૌમ પ્રેમ અને સેવા, અશ્રમિત પ્રવૃત્તિ, જાતની જરૂરિયાતો તરફ બેદરકારી, સાદાઇ, નમ્રતા, ધીરજ, માયાળુ સ્વભાવ, ક્ષમા, લાગણી, નિસ્વાર્થતા અને બીજા અનેક ગુણોની પ્રશંસા કરી. એમનાં જીવને અનેક યુવતીઓના જીવનમાં જુદું જ ચેતન રેડયું છે અને તે શિષ્યો અને શિષ્યાઓ બની નિસ્વાર્થી જીવન ગાળી **बहुजनहिताय बहु जनसुखाय** નો મંત્ર જપી જગતની સેવા અનેક દેશોમાં કરી રહ્યાં છે. એમનાં એક શિષ્યા સંન્યાસીની ગૌરીપુરી દેવી અત્યારે ૮૦ વર્ષનાં છે અને આખી જીંદગી બ્રહ્મચર્યમાં જ ગાળી છે અને આ વૃદ્ધ ઉંમરે શારદાદેવી આશ્રમ અને ફ્રી ગર્લ્સ સ્કૂલ કલકત્તામાં ચલાવી રહ્યાં છે. ઇશ્વર એવા પવિત્ર આત્માને શાંતિ અર્પો !

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

# અમેરિકાના પત્રો

## પત્ર ૪ થો

હોટેલ બ્રિટાની,
૫, ૩ સાં લાઝાર,
પારિસ, તા. ૧૫-૮-૧૯૨૭
સોમવાર, રાતના દસ વાગ્યે

સ્નેહી ભાઇશ્રી બદુભાઈ,

અમારી સ્ટીમર 'રાણપુરા'ના એક ખલાસીને બળીઆ નીકળેલા અને એથી એને મુંબઇ બંદરે જ ઉતારી મૂકેલો. આ વાત કોર્ફ પણ માર્ગે માર્સેલ્સના પૉર્ટ ઑફિસરને કાને આવી. એથી અમારી સ્ટીમર શુક્રવારે સાંજના પાંચ વાગ્યે માર્સેલ્સ પહોંચી કે તરત જ એમણે સ્ટીમર પર પહેરો મૂકયો. આખરે દરેક પેસેન્જરને તંદુરસ્તીનું પ્રમાણપત્ર મેળવવા એની આગળ થઇ પસાર થવું પડયું અને ત્યારે જ એને ફ્રાન્સની ભૂમિ પર પગ મૂકવાની પરવાનગી મળી. સ્વતંત્ર દેશની પોતાની પ્રજાની તંદુરસ્તી માટેની ચીવટનો આ નાનોશો દાખલો નોંધવા જેવો છે.

સ્ટીમર પરથી ઉતરતાં પહેલાં એક રમુજી બનાવ બન્યો. પંજાબવાળા સર ફોજલ હુસેનનો મુસલમાન નોકર માથે ફેંટો બાંધીને જ ફરતો હતો. એણે બંદર પર ઉતરવાનો સમય આવતાં નવો ફેંટો વીંટાળ્યો અને હાથમાં લાકડી રાખી ડેક પર ફરવા માંડ્યું. તેને ફરતો જોઈ એક યૂરોપીઅન પ્રવાસીએ મિ. નગરકટ્ટીને પૂછ્યું : " Is he the Indian Maharajah ? " ( આ હિંદુસ્તાનના કોઇ મહારાજા છે ? ) મિ. નગરકટ્ટીએ જવાબમાં માત્ર ડોકું ધૂણાવ્યું અને મહા મુસીબતે હસવું દાબી રાખ્યું. બીજા એક બે હિંદી ભાઇઓને આ પ્રશ્ન જ પૂછાયેલો. આ પરથી આપણા રાજામહારાજાઓ વિષે સામાન્ય યૂરોપીઅનનો શો ખ્યાલ છે એ તમારા લક્ષમાં આવશે. માથે ફેંટો અને હાથમાં લાકડી એ એમને મન મહારાજાની નિશાની છે !

માર્સેલ્સના બંદરે પગ મૂકતાં જ કેટલાક ધંધાદારી ભોમિયાઓ ( Guides ) અમને ઘેરી વળ્યા. અમે અમારો બધો સામાન ટોમસ કૂકના માણસોને સોંપી સ્ટેશન તરફ કૂચ કરી. દરેક ભોમિયો બીજા ભોમિયાના ચારિત્ર્ય વિષે શંકા કરતો હતો, અને જ્યારે એક ભલા દેખાતા પુરુષે અમને કહ્યું કે બધા યે હરામખોર છે અને તમને કઠેકાણે લઇ જશે ( They will take you to a girl ) ત્યારે એમના કઢી, ભાત અને ચપાટી ખાવાના આમંત્રણ વિષે અમારા દિલમાં શંકા પેઠી અને અમે ભોમિયા વિના જ સ્ટેશને પહોંચ્યા. સ્ટેશન પર ફ્રેન્ચ સ્ત્રી અને પુરુષ સામસામા એક

એક હાથમાં ચામડાની વજનદાર સુટ-કેસો ઉંચકી પ્લેટફૉર્મની અંદર દાખલ થતા હતા. દંપતીનો આ સહકાર જોઈ અમને ખૂબ આનંદ થયો.

ફ્રેન્ચ ભાઇબ્હેન કે બ્હેનપણીઓ કે ખૂબ નજીકનાં સગાંઓ એક બીજાને મળે છે ત્યારે એક ગાલ પર અને એક મુખ પર એમ બે ચુમ્બન કરે છે. આ ચુમ્બન કરતી વેળા જાતિભેદ પળાતો નથી. આપણે ત્યાંના રબારી લોકો એક બીજાને મળતાં જેટલી સ્વાભાવિકતાથી બન્ને બાજુ ભેટે છે તેટલી જ સ્વાભાવિકતાથી અહીંનાં સ્ત્રી પુરુષો એક બીજાને ચુમ્બન કરે છે.

કહેવાય છે કે ફ્રાન્સનાં સ્ત્રી પુરુષોનાં હૃદય અંગ્રેજોનાં કરતાં વધારે લાગણીભર્યાં હોય છે. અમને પોતાને આ ઉક્તિની પ્રતીતિ થઈ છે. ૧૨ દિવસ સ્ટીમર પર સાથે ગાળ્યા છતાં બે અંગ્રેજો સાથે મારે માંડ વાતચીત થઇ હશે. માર્સેલ ઉતર્યા પછી અજાણ્યાં ફ્રેન્ચ સ્ત્રી પુરુષોએ અમને માર્ગ બતાવ્યો છે, હોટેલમાં સાથે જમતાં એક ફ્રેન્ચમેને તો અમે એક જ (શિક્ષકના) ધંધાના હોવાથી પોતાના મિત્ર પર ભલામણ-પત્ર સુદ્ધાં લખી આપ્યો છે. અજાણ્યા માણસો પાસેથી આટલી સદ્દુકાઈની આશા અમે કદિયે નહોતી રાખી.

રાતના ૧૧॥ વાગ્યાની ગાડીમાં અમે માર્સેલથી પારિસ જવા નીકળ્યા. અહીંની પહેલા, બીજા અને ત્રીજા વર્ગની ગાડીઓમાં બહુ જૂજ તફાવત હોય છે. ભાડામાં પણ તફાવત જૂજ જ રહે છે. પહેલા બીજા વર્ગના મુસાફરો સૂતાં સૂતાં મુસાફરી કરે અને ત્રીજા વર્ગના મુસાફરો મોપલાઓની માફક સિંચાઇને જાય એવું અહીં નથી બનતું. અહીં તો જેને સૂતાં સૂતાં મુસાફરી કરવી હોય એમને અગાઉથી ઉંઘવાના ડબા (sleeping-car)ના પૈસા ભરવા પડે છે.

સવારમાં ઊઠી મેં જોયું તો આપણા ખેડા જીલ્લાને પણ ભૂલાવી દે એવો લીલોછમ પ્રદેશ બન્ને બાજુ પથરાયેલો હતો. ગૂજરાતમાં અને તેમાં યે ખાસ કરીને ખેડા જીલ્લામાં ચોમાસું શરુ થતાં વનરાજીની અતુલ શોભા પ્રવાસીની બન્ને આંખોને ભરી દે છે. પણ આ શોભા ત્યાં ચોમાસામાં હોય છે, જ્યારે અહીંઆ એ ઉનાળામાં હોય છે. વૃક્ષો ત્યાં ગમે તેમ ઉગ્યાં હોય છે,—કોઇની ડાળ તૂટેલી હોય છે તો કોઇનું થડ ફાટેલું હોય છે—અહીંઆ વૃક્ષો હારબંધ, અખંડ અને પાનોથી પૂર્ણ આચ્છાદિત હોય છે. મોરના પગ ઉઘાડા રહે તેમ વૃક્ષના થડનો માત્ર થોડોક જ ભાગ ઉઘાડો દેખાય છે. મોટી મોટી ટેકરીઓ પર પણ વૃક્ષોની હારો અને લીલું વાવેતર દેખાય છે. જમીનનો એક ટુકડો પણ એળે ન જવા દેવો એ અહીંના ખેડુતનો જીવનમંત્ર છે. ઠેઠ ક્ષિતિજ સુધી આ લીલું વાવેતર અને લીલી કુંજઘટાઓ જોઇ આ પ્રદેશના ખેડુતની મહેનતનો અને બુદ્ધિનો પ્રવાસીને પરિચય થાય છે.

જેમ જમીનનો ટુકડો તેઓ પડતર રહેવા દેતા નથી તેમ પાણીનું બુંદ તેઓ ફોગટ વહી જવા દેતા નથી. નદીઓના વહેણને તેઓ બન્ને કિનારેથી બાંધી દે છે અને નદીનાં પાણીને ખોદાણથી ઊંડાં બનાવે છે. આથી અહીંની નદીઓ ગંગા જમનાંની

નહેર સમી છલાછલ ભરેલી દેખાય છે. નહેરો ઓળંગવાને માટે નહેરો પર થોડે થોડે અંતરે ગરનાળાં હોય છે તેમ અહીંઆ ઊંચા પૂલો હોય છે. આથી સ્ટીમલૉંચો અને વહાણો સહેલાઇથી માલ ભરી પૂલ નીચેથી જઇ શકે છે. માલ લઇ જવા લાવવામાં આ જલમાર્ગ એટલો કિફાયત પડે છે કે રેલગાડી માત્ર મુસાફરોના જ કામમાં આવે છે. ગુડઝનું કામ જલમાર્ગ ન હોય ત્યાં જ તે કરી શકે છે.

## પા રિ સ

શનિવારે બપોરે અમે મોહમયી પારિસમાં પગ મૂક્યો. પારિસ દુનિયાનું સુંદરતમ શહેર ગણાય છે. એનાં આલેશાન મકાનો, સંગેમરમર જેવા સ્વચ્છ રાજમાર્ગો, રમ્ય બગીચાઓ અને ફુવારાઓ એમના અનુપમ સૌન્દર્યથી પ્રવાસીનું ચિત્ત હરી લે છે. રાજમાર્ગ પર ટ્રામ, મોટર, ઘોડાગાડી ચાલે છે ત્યારે એની નીચે મેટ્રોપોલિટન રેલગાડી ચાલે છે.

પારિસમાં જૂની બાદશાહી ઇમારતો અને દેવળો અસંખ્ય છે. એ દરેકની આસપાસ ૧૭૮૯ની ક્રાન્તિનો ઇતિહાસ સંકળાયેલો છે. હવે તે બાદશાહી ઇમારતો નથી રહી પણ પ્રજાકીય સંસ્થાઓ બની છે. કોઇમાં પ્રદર્શન ( Museum ) તો કોઇમાં પુસ્તકાલય, કોઇમાં ન્યાયાસન તો કોઇમાં પોસ્ટ ઑફિસઃ એમ અનેક જાહેર સંસ્થાઓ એ જૂના કાળની ઇમારતોનું રક્ષણ કરે છે અને ભૂતકાળની સ્મૃતિને ઝાંખી બનાવે છે. આ દરેક ઇમારતનું વર્ણન કરવું અશક્ય છે. માત્ર તેમનાં નામો ગણાવીને જ સંતોષ માનું છું.........

એકેડેમી નાશનલ દ મ્યુઝિક, પોસ્ટ ઑફિસ, પેલે રોયલ (રાજમહેલ), ગામ્બેતા, તીલેરીયેર, ઇન્સ્ટીટ્યૂટ દ ફ્રાન્સ, થીઆત્ર નાશનલ દ લેદિ'ન, યુનિવર્સિતી દ પારિ, ટાઉન હૉલ, નોત્ર દામ ચર્ચ, પેલે દ વિકવર હ્યુગો, ઑપેરા સ્કવેર, સ્કવેર ઑફ ધી રીપબ્લિક, સેમીતરી, ચર્ચ માગ દે લીન, ચર્ચ એકસપીઆતરી, સેંટ આગનસ આર્ચ, ધી આર્ચ ઑફ ટ્રાયમ્ફ, ઇફિલ ટાવર, કોત દુ નોર્દ, ધી ચેમ્બર ઑફ ધી ડેપ્યુટીઝ બાસ્તિલ વગેરે મુખ્ય છે. માર્ગમાં ઠેરઠેર વિજયસ્તંભો અને ઘોડા પર સ્વાર થએલા ફ્રાન્સના જૂના શૂરવીરોનાં બાવલાં છે. Libertie, Egalite, Fraterniteનો મુદ્રાલેખ અનેક જાહેર મકાનોની કમાનો પર કોરાયેલો જણાય છે. લાસેદોંના વિજયસ્તંભ પર વીર નેપોલિયનની મૂર્તિ ઉભી છે અનેવિજયસ્તંભની અંદર યુદ્ધમાં શત્રુઓની જીતેલી તોપો ભરી છે. આર્ચ ઑફ ટ્રાયમ્ફની નીચે અખંડ જ્યોતિ જલે છે. આ જ્યોતિ ફ્રાન્સના આત્માનું પ્રતીક (symbol) છે. ઇફિલ ટાવર ૯૯૦ ફીટ ઊંચો છે. એનાં ઉપર ચઢવા માટે લિફ્ટ છે. બીજા માળ પરની ૬૬૦ ફીટની ઊંચાઇએથી પારિસને નિરખતાં કોઇ અપૂર્વ આનંદનો અનુભવ થાય છે. સીન નદીની ઉત્તર અને દક્ષિણ બન્ને બાજુએ પારિસનો વિસ્તાર છે અને અસંખ્ય પૂલો એ બન્ને ભાગોને જોડે છે. ઇફિલ ટાવરની પાસે જ નેપોલિયનની કબર છે. ચર્ચ એકસપીએતરીમાં લુઇ ૧૬મો અને એની રાણી મેરી એન્ટોઇનેટની કબરો છે. આ કબરો અકબર બાદશાહની કબર કરતાં પણ સાદી છે. કહેવાય છે કે લુઇની કૉફિન પાંચ રૂપિયામાં થઇ હતી !

આ ઉપરાંત એક ઐતિહાસિક સંગ્રહસ્થાન છે. એમાં અનેક ઐતિહાસિક ચીજોનો અપૂર્વ સંગ્રહ છે. વીરોની મૂર્તિઓ, ચિત્રો, સહરામાંથી પ્રથમ પસાર થનાર મોટર, જૂની તોપો, બંદુકો વગેરે અહીં જોવામાં આવે છે. પારિસથી દૂર વર્સેલમાં રાજાનો જુનો મહેલ છે. એ મહેલ આજે સંગ્રહસ્થાનના સ્વરૂપમાં રૂપાંતર પામ્યો છે. રાજારાણીના દિવાનખાનાઓ, ચિત્રો, પત્થર અને ધાતુની મૂર્તિઓ વગેરેનો ઇતિહાસ સંગ્રહસ્થાનના અધિકારીઓ જોવા આવનાર લોકોને સમજાવે છે. આથી સંગ્રહસ્થાન કુતૂહલનું નહિ પણ આમ પ્રજાની કેળવણીનું સ્થાન બન્યું છે. રવિવાર કે રજાના દિવસે તો આ બધા યે સંગ્રહસ્થાનો સ્ત્રીઓ અને પુરુષોથી ઉભરાઈ જાય છે અને એક એક ટોળાં સાથે એક એક સંગ્રહસ્થાનનો અધિકારી ચાલે છે અને બધાં યે ચિત્રો અને મૂર્તિઓની સવિસ્તર માહિતી આપે છે. લોકો પણ આ અધિકારીઓને જતી વખતે ફ્રાંક–બે ફ્રાંક બક્ષિસ આપી એની મહેનતની કદર કરે છે. લોકશિક્ષણની આ શાખા આપણા દેશમાં હજુ પૂરેપૂરી ખીલી નથી એ જાણી દુઃખ થાય છે.

## વર્સેલ

વર્સેલનો બગીચો એ એક અદ્ભુત બગીચો છે. એની ચોમેર ફરતી કુંજઘટાઓ, ઠામઠામ ઉડતા ફુવારાઓ, હોજો અને તળાવો, ઠેરઠેર ઉભેલી પત્થરની અને ધાતુની સુંદર મૂર્તિઓ અને એ બધાની વચમાં થઇને ચાલતાં પારિસનાં સુંદર સ્ત્રી પુરુષો–એ સર્વ જાણે ભૂમિ પર નહિ પણ નંદનવનમાં મહાલતા હોય એવો ભ્રમ ઉત્પન્ન કરે છે. એક છેડે રાજાનો મહેલ છે, બીજે છેડે બાંધી દીધેલી નહેર છે. આ નહેરમાં હોડીઓ ચાલે છે. વચ્ચે મોટરો અને ઘોડાગાડીઓ દોડે છે. માણસોને ફરવા માટે અનેક માર્ગ છે. વૃક્ષોની ઘટાઓ એટલી ગીચ છે કે એમાંથી અજાણ્યા માણસને બહાર નીકળવું મુશ્કેલ પડે. એમની સઘન છાયાને લીધે કે ગીચતાને લીધે એ પારિસનાં અનેક જોડાંઓનું વિહારસ્થાન બને છે. હોડીમાં પણ અનેક જોડાંઓ વિલસે છે. બાળકો ચગડોળ પર બેસે છે, અને દરેકના મુખ પર ઉભરાતા આનંદની ઉજ્જ્વલ હાસ્યરેખા ચળકે છે. પોલિસનો સિપાઇ પણ એની પ્રિયતમાને લેઇ અહીંઆ ફરતો દેખાય છે, અને લીલો મેવો* અને મીઠું પીણું ખરીદી એને રીઝવવા પ્રયત્ન કરે છે. સર્વેના ગૌર મુખ પર રંગેલી લાલીમા, રંગબેરંગી પોશાક, સાચાં અને ખોટાં મોતી અને હીરાની માળાઓ, મુખ પર ફરકતું હાસ્ય, રેશમી પોશાકઃ સૌ વિલાસી મનોભાવના પ્રગટ કરે છે.

લિ. **નંદલાલના પ્રણામ**

---

* અહીં લીલો મેવો ખૂબ જ સસ્તો છે. આપણે ત્યાં મોસમમાં પણ ૧–૮–૦ રૂપિયે માંડ મળે એવી દ્રાક્ષ ૩ થી ૪ આને શેર, ગુજરાતની ટેટીને કયાં યે કારાણે મૂકે એવી ટેટી ૪ થી ૫ આને શેર, કેળાં ૩ આને ડઝન, લીલાં ફ્રુટ ( ઘણાં જ મીઠાં ) તથા ટામેટા ૧ આને શેર મળે છે.

## પત્ર ૫ મો

એસ. એસ. ઓલિમ્પિક
તા. ૨૨–૮–૧૯૨૭
બપોરના ૨ વાગ્યે

સ્નેહી ભાઇશ્રી બટુભાઇ,

પારિસની શોભાનું વર્ણન કર્યા પછી એની શ્યામ બાજુનું વર્ણન કરતાં મને સંકોચ થાય છે. પોર્ટ સૈયદની માફક પારિસમાં પણ દેવળો અને સંગ્રહસ્થાનો આગળ 'લપ' ઉભેલી જ હોય છે. માત્ર અહીંઆ તે હાથ હલાવ્યાથી ખસી જાય છે, પોર્ટ સૈયદમાં પિછો પકડે છે. સ્ત્રીઓ શરીરે અને ખાસ કરીને મ્હોંએ સફેદ પાઉડર લગાવે છે. ગાલ પર અને હોઠ પર રાતો રંગ ( rouge ) લગાવે છે. પ્રૌઢા અને વૃદ્ધા સ્ત્રીઓ પણ આવો રંગ લગાવે છે. આથી પારિસમાં કેવળ ગુલાબી વદનવાળી સ્ત્રીઓ નજરે પડે છે. જરા ઝીણવટથી જોનારને તેમના આખા શરીર પર કેસરનાં છાંટણાં જેવાં પીળાં ચાઠાં જણાઇ આવે છે. અને એ ચાઠાં ઢાંકવાને જ આ બધો ઠઠેરો કર્યો હોય છે.

પારિસ એ ગોરી વેશ્યાઓના વેપાર ( white slave traffic )નું કેન્દ્રસ્થાન છે. કોન્સ્ટાન્ટીનોપલ અને પોર્ટ સૈયદ, મુંબઈ અને કલકત્તા, શાંગહાઇ અને ટોકિયો–બધા બંદરોના વેશ્યાગૃહોમાં ગોરી સ્ત્રીઓ અહીંના એજન્ટો પૂરી પાડે છે. આ બધી યે ફ્રેન્ચ સ્ત્રીઓને નામે ઓળખાય છે ખરી, પણ વસ્તુતઃ ફ્રેન્ચ હોતી નથી. ઠેઠ બ્રાઝીલથી માંડીને રૂશિયા સુધીના તમામ દેશોમાં આ એજન્ટોનાં માણસો ફરતાં હોય છે અને સ્વરૂપવાન કંગાલ બાળાઓને ફોસલાવી અનીતિના અંધકારમાં ધકેલે છે. આ વેશ્યાઓનો પ્રશ્ન યૂરોપ અને અમેરિકાના સમાજનો આંજે સૌથી વિકટ પ્રશ્ન છે, અને એથી દરેક દેશની સરકાર આ અનીતિમય વ્યાપારનું નિયમન કરવા ચાંપતા ઇલાજો લઇ રહી છે.

માર્સેલમાં એક સ્ત્રીને ખોળામાં બાળક લઇ કંગાલ હાલતમાં ફુટપાથ પર બેઠેલી જોઇ. બીજી સ્ત્રીને ગળામાં હાથ નાંખી એક યુવક સાથે ગેલ કરતી જોઇ. પારિસમાં તો આવા દેખાવો ઠેરઠેર નજરે પડયા. રસ્તામાં ઉભેલી સ્ત્રીઓ અજાણ્યા પરદેશીને જાણે ઘણાં યે વર્ષોની પિછાન હોય એવી રીતે હસીહસીને આવકાર આપે ત્યારે મનમાં સંશય ઉત્પન્ન થાય છે. અને જ્યારે દારૂથી ચકચૂર બનેલી સ્ત્રીઓને એમના ભાઇઓ કે માબાપો એમનાં બાવડાં ઝાલી લથડતે પગે દોરે છે ત્યારે આ સમાજ કયી દિશામાં ઘસડાઈ રહ્યો છે એનું ભાન થાય છે.

ગળા પર Fox's scarf—પિંછ—નાંખવાની પારિસની સ્ત્રીઓની હાલ ફેશન છે. આ ફેશન દરરોજ બદલાયા કરે છે. મ્હોંમાં આગલા દાંતની આજુબાજુના બે દાંત સોનાના નંખાવેલા ઘણી સ્ત્રીઓના મ્હોંમાં નજરે પડશે. ઘણીવાર તો એ દાંત બતાવવાને માટે જ એ હસતી હોય એમ લાગે છે. કુદરતી દાંત તોડીને એની જગ્યાએ આ દાંત બેસાડવામાં આવે છે. કેટલાક પુરુષો પણ સ્ત્રીઓની માફક સોનાના દાંત

નંખાવે છે. આ ફેશન કોઈ બેકાર ડેન્ટીસ્ટે (દાંતના દાક્તરે) શોધી કાઢી હોય તો નવાઇ નહિ.

તા. ૧૬ મીએ રાત્રે પારિસ છોડી હું શેરબુર્ગ આવ્યો અને ૧૭ મીએ સાંજે 'ઓલિમ્પિક'માં બેસવા માટે એક ન્હાની સ્ટીમરમાં હું દાખલ થયો. આ ન્હાની સ્ટીમર પણ સાત-આઠ હજાર ટનની છે. 'ઓલિમ્પિક' એ અંગ્રેજી સ્ટીમર છે અને એનું વજન ૪૬, ૪૩૯ ટન છે. એને ચાર ભૂંગળાં છે અને ટર્કીશ બાથ, ઇલેક્ટ્રિક બાથ, સ્વિમીંગ બાથ, જીમ્નેસિયમ, લાયબ્રેરી, મ્યુસિક રૂમ વગેરેની વ્યવસ્થા છે. દુનિયાની મોથી મોટી સ્ટીમર 'લીવીઆથન' અમેરિકન માલિકિની છે. એનું વજન ૬૦,૦૦૦ ટન છે અને એ જર્મનીએ બાંધેલી છે. આવી જ બીજી બે મોટી સ્ટીમરો જર્મન બારામાં બંધાય છે અને બે વરસમાં તૈયાર થઇ અમેરિકાની સફરે નીકળશે એવી વકી છે.

'ઓલિમ્પિક'ની બીજા વર્ગની કેબિન 'રાણપુરા'ની કેબિન જેટલી અનુકૂળતા વાળી નથી. કેબિનમાં તાજી હવા માટે જે વ્યવસ્થા 'રાણપુરા'માં છે તે 'ઓલિમ્પિક'માં નથી અને એથી કેબિન ચોવીસે કલાક ગંધાયા કરે છે. મોટા રૂમોની પણ એ જ દશા છે. મારી સાથે જે ત્રણ અમેરિકન મુસાફરો છે તે દરિયો તોફાની હોવાથી મારી જેમ માંદા થએલા. તેઓ અંગ્રેજોને આ દુર્ગંધ માટે ખૂબ ગાળો દેતા હતા અને ફરીથી અંગ્રેજ સ્ટીમરમાં કદી સફર નહિ કરવાનો નિશ્ચય પ્રગટ કરતા હતા.

અમેરિકામાં દારૂની બંધી છે. અમેરિકાની સ્ટીમર પર પણ કોઇ જાતનો દારૂ મળી શકતો નથી. મારા સાથીઓએ આઠ-આઠ દશ-દશ વાર યૂરોપની સહેલગાહ કરી છે. એમને યૂરોપમાં વિસ્કી-બ્રાન્ડીનો ચસકો લાગ્યો છે અને તે છૂટતો નથી. આથી તેઓ અમેરિકન નહિ પણ અંગ્રેજ સ્ટીમર પસંદ કરે છે. અહીંઆ દારૂની રેલમછેલ છે. તેઓ કહે છે કે દરિયો લાગેલો હોવાથી દવા તરીકે જ તેઓ વિસ્કીનો ઉપયોગ કરે છે. માત્ર એક બે બોટલ રહી ગઈ છે તે પેટમાં ઠાલવી દેવાના જેથી જકાતખાતાની નજરે ન પડે. પેટ સિવાય બીજી કોઈ રીતે દારૂ લઇ જવો એ મોટો ગુન્હો છે. એ માટે ૫,૦૦૦ ડોલર દંડ અને બે વરસની સખત સજા નિર્માયેલી છે. ૧૯૨૮ના નવેમ્બરમાં 'પ્રેસિડન્ટ'ની જે ચૂંટણી થવાની છે તેમાં આ દારૂબંધીનો મુદ્દો એ મહત્ત્વનો મુદ્દો થઇ પડશે.

મારા કેબિનના અમેરિકન સાથી ખૂબ જ ખુશમિજાજ અને માયાળુ છે, જ્યારે મારા ડીનરટેબલના જર્મન સાથી ખૂબ જ ખાય છે અને હસે છે. હું જેટલું જર્મન જાણું છું એટલું જ તેઓ અંગ્રેજી જાણે છે. આથી અમારી વચ્ચેની વાતચીત હાસ્યનું જ સ્વરૂપ પકડે છે. તેઓ મને ખૂબ ખાવાનો આગ્રહ કરે છે, પણ મને દરિયો લાગેલો હોવાથી હું માથા પર હાથ મૂકી ના પાડું છું. આથી તેઓ મારા માથાની ખબર દરરોજ પૂછે છે અને હસાવે છે.

અહીંના સ્ટ્યુઅર્ડો બધા યે અંગ્રેજો છે. અંગ્રેજનું સમયપાલન અહીંઆ સર્વત્ર જોવામાં આવે છે. નિયત સમયે તમારી કેબિન વળાઇને સાફ થાય છે, તમારી પથારી

બિછાવાય છે, તમારૂં પીવાનું પાણી ભરાય છે અને નિયત સમયે જ તમારી ન્હાવાની ઓરડી તમારે માટે તૈયાર થાય છે. 'રાણપુરા'ના ગોવાનીઝ સ્ટુઅર્ડ કરતાં આ અંગ્રેજ સ્ટુઅર્ડો વધારે સભ્ય, વિવેકી અને હુકમબરદાર છે. મારા ત્રણે સ્ટુઅર્ડો મારી બેચેનીમાં મારૂં મન જે પ્રકારે રીઝવતા અને મારી જે રીતે કાળજી રાખતા તે હું કદી ભૂલીશ નહિ. મારો ખાણાનો સ્ટુઅર્ડ હું શાકાહારી છું એમ જણાતાં મારી આગળ મેવાની અને મીઠાઇની જુદી જુદી ચીજો જે હસતું મુખ રાખી પીરસે છે તે હું કદી વિસરીશ નહિ. મારા જર્મન સાથીઓને પણ જુદી જુદી વાનીઓ ચખાડવામાં ભાષાની મુશ્કેલી છતાં એણે જે પરિશ્રમ લીધો છે તે તેઓને પણ યાદ રહી જશે.

છેલ્લા બે દિવસથી અમારી સ્ટીમર 'ગલ્ફ સ્ટ્રીમ'માં પ્રવાસ કરે છે. આ 'ગલ્ફ સ્ટ્રીમ' મેક્સિકોના અખાતમાંથી નીકળી ઇંગ્લાંડના કિનારા સુધી પહોંચે છે. એની ગરમીને લીધે ફ્લોરિડામાં શિયાળો હોતો નથી અને કહેવાય છે કે એના વિના ઇંગ્લાંડ આજે છે એથી પણ વધારે ઠંડો મુલક હોત. એની પહોળાઇ ૩૦૦ માઇલથી પણ વધારે છે અને આજે અમે સૌ ઉન્હાળાના તાપથી શેકાતા હોઇએ એમ શેકાઇએ છીએ. કાલે સવારે અમે તે પાર કરીશું અને સાંજે ન્યૂયોર્ક પહોંચીશું.

'રાણપુરા'ની દિવસની સૌથી વધુ ઝડપ ૪૧૯ માઇલ હતી. 'ઓલિમ્પિક'ની ૫૪૫ માઇલ છે. એનાથી મોટી 'મેજેસ્ટીક'ની ૬૧૦ માઇલ છે. પહેલા બે દિવસ સખત પવન અને તોફાની દરિયો હોવાથી અમારે બધાને કેબિનમાં જ ભરાઇ રહેવું પડેલું. મોજાં સાચે જ મોટા ડુંગર જેવડાં ઉછળતાં હતાં અને અમારૂં આ મોટું બારકસ હાલમડોલ કરતું હતું. હવે તો દરિયો શાન્ત છે અને અમે બધા દિવસનો મોટો સમય 'ડેક' પર રમવા ખેલવામાં જ ગાળીએ છીએ. એ જ

લિ. નંદલાલના પ્રણામ








## યક્ષદંપતી

અજંતા ચિત્રની અનુકૃતિ : કરનાર રવિશંકર રાવળ

આ ચિત્ર અજન્તા મઠની પહેલા નંબરની ગુફામાં, જમણી બાજુના મોટા બોધિસત્ત્વના ચિત્રની નજીક, એક ઓરડીના બારણા ઉપર છે. એ ગુફાનું ચિત્રકામ લગભગ છઠ્ઠા સૈકામાં થએલું મનાય છે અને તેમાં ત્રણચાર શૈલીનાં ચિત્રો છે.

# યક્ષ દંપતી*

## (એક વિવેચન સાહસ)

કહે છે કે બુદ્ધ ભગવાનની ઇચ્છા પ્રથમ તો સ્ત્રીને દીક્ષા આપવાની નહોતી પણ પછીથી બુદ્ધની ઓરમાન માતા મહાપ્રજાપતિ–ગૌતમી જેમણે બુદ્ધને બચપણથી પાળી પોષી મોટા કર્યા હતા–બુદ્ધની માતા માયાદેવી પુત્રને સાત વાસાનો મૂકી સ્વધામ ગયાં હતાં–તેમના આગ્રહથી પછી તેમણે ભિક્ષુણીસંઘ સ્થાપ્યો હતો.

પણ તે કરતાં પણ સ્ત્રીએ વધારે ઊંડો પ્રવેશ તો કલાદ્વારા કર્યો. બૌદ્ધ ધર્મમાં ગૃહસ્થજીવન તરફ દ્વેષ નહિ તો ઉદાસીનતા તો પુષ્કળ છે. 'ઘરવાળાએ ઘરવિનાના થવું' એ બૌદ્ધ ધર્મસાહિત્યનું બહુ જ સામાન્ય વાક્ય છે. વેદધર્મમાં ગૃહસ્થજીવન તરફ આવી જુગુપ્સા કે ઉપેક્ષા નથી, ઉલટું ગૃહસ્થજીવનનો મહિમા છે, જીવનની યોજનામાં તેના ઉલ્લાસનું ઉચિત સ્થાન છે, તેનો સ્વીકાર છે. કદાચ બૌદ્ધ ધર્મની અસરથી જ વેદધર્મ સન્યાસમાર્ગી અને સંસારપરાઙ્મુખ થયો. પણ બહિષ્કૃત થયેલા એ સંસારે અને સંસારના પ્રતીકરૂપ સ્ત્રીએ, એકદ્વાર બંધ થતાં, કલાદ્વારા બૌદ્ધ ધર્મમાં ફરી પ્રવેશ કર્યો. અજન્તાની કલા તેના સાક્ષીરૂપ છે. ચિત્રકારોએ તેમાં સ્ત્રીનો ઉપયોગ ફૂલની પેઠે પોતાની કલાને શણગારવાને કર્યો છે. આ યક્ષદંપતીનું ચિત્ર તેનો એક સુંદર નમૂનો છે.

અને છતાં કલાએ સર્વત્ર અજન્તાના સન્યાસના વાતાવરણને અનુકૂલ જ રૂપ લીધું છે. સંસારનું રહસ્ય તેમાં કલાદ્વારા આવી જાય છે છતાં સંસારનો ક્ષોભ હૃદયને વિક્ષિપ્ત કરે તેવા રૂપમાં આવતો નથી. સંસારની સમૃદ્ધિ, શોભા, ધન, વૈભવ, વિલાસ સર્વ આવે છે, સંસારનું સ્વરૂપ પ્રગટ કરે છે, છતાં તે એવી રીતે મૂકેલાં છે કે ચિત્રને સ્વાભાવિક રીતે જ તેને સમજી તેનાથી પર રહેતાં કેળવે. પ્રચંડ કોપનાં ચિત્રો છે. છતાં તે હૃદયને કોપાક્રાન્ત કરે તેવાં નથી, કોપથી પર રાખે એવાં છે. પ્રેમનાં ચિત્રો છે, તે પ્રેમના આવેશથી હૃદયને ક્ષુબ્ધ કરી ડહોળી નાંખે તેવાં નથી, પણ પ્રેમની પ્રસન્નતા હૃદયમાં સંક્રાત કરે તેવાં છે.

સાથેનું ચિત્ર દંપતીનું છે, દાંપત્યપ્રેમનું છે. પણ તેનું આલંબન માનવ નથી યક્ષ છે, જેનો ઉપભોગ માનવ કરતાં વધારે સૂક્ષ્મ છે. ચિત્રમાં સ્ત્રીનું સૌંદર્ય માનવ મર્યાદાથી જરા પણ ઢાંકયું નથી. સમગ્ર શરીરનું લાવણ્ય સ્ફુટ છે. જેને કાલિદાસ **પર્યંસુ સંનતા**

* આ ચિત્રો યક્ષનાં જ છે એમ માનવાને સબળ પ્રમાણ નથી. પણ યક્ષ ગાંધર્વ વગેરેનાં ચિત્રો અજન્તામાં છે, આ ચિત્ર વિશે વિશેષ માહિતી મળતી નથી અને આ ચિત્ર એકવાર આ નામથી પ્રસિદ્ધ થયું છે માટે એમ જ નામ રાખ્યું છે.

કહે છે તેવી છે, કોઇ કવિના નાટકની પેઠે, એક અંગ બીજાની સાથે, એક સંધિ બીજા સંધિ સાથે સંવાદી થઈ બરાબર મળી રહે છે અને સમગ્ર શરીરનું લાવણ્ય પોષે છે. આ યક્ષદંપતી છે તે જોતાં સહેજ અવસ્થા ફેરનો પણ મેઘદૂતનો શ્લોક યાદ આવે છે.

**तन्वी श्यामा शिखरिदशना पक्वबिंबाधरोष्ठी**
**मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः ।**
**श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्याम्**
**या तत्र स्याद् युवतिविषये सृष्टिराद्यैव धातुः ॥ ***

કાલિદાસનું વર્ણન જુદી સ્થિતિનું છે પણ શરીરની તનુતા બિંબ જેવા હોઠ, પાતળી કટિ, નિમ્નનાભિ શ્રોણીભાર, સ્તનભાર જાણે કાવ્યના વર્ણનને અનુસરીને કર્યાં હોય તેવાં છે. આપણાં ચિત્રો કાવ્યશાસ્ત્રની પદ્ધતિથી જ ઘણી વાર રસનિષ્પત્તિ કરે છે. કાવ્ય અને ચિત્રકલા એમ લગભગ એક માર્ગે અને એક જ ફિલસુફીને અવલંબીને ચાલતાં જણાય છે.

પણ એક જ ભાવ કાવ્યમાં અને ચિત્રમાં એક જ રીતે નિરૂપિત કરી શકાય નહિ. અમુક સ્થૂલ ભાવો જે કાવ્યદ્વારા નિરૂપિત થાય છે તે ચિત્રમાં નિરૂપિત કરતાં સુરુચિનો ભંગ થાય. સ્ત્રીઓનાં ખુલ્લાં વર્ણનો શબ્દ દ્વારા જેવાં થાય તેવાં ચિત્રમાં ન થાય અને ચિત્રમાં થાય તેવાં નાટકના તખ્તા પર ન ભજવાય. કાન કરતાં આંખ એ રીતે સ્થૂલતાની વધારે વાહક છે. કાલિદાસના ચિત્રમાં શબ્દો વાચ્યમાં જ વિશેષ કરીને છે. **स्तोकनम्रा स्तनाभ्याम्** અને **श्रोणीभारादलसगमना** એ કાંઇ અવશ્ય ખુલ્લું ચિત્ર નથી, છતાં વાંચનારને તેમાં સ્થૂલતાનું ભાન થયા વિના રહેતું નથી. ચિત્રકારે એ વર્ણન ચિત્રમાં મૂકયું છે અને ખુલ્લું બતાવ્યું છે, છતાં સુરુચિનો ભંગ થવા દીધો નથી એ એની વિશેષતા છે. આવું દશ્ય સામાન્ય રીતે ઉદ્દામ શૃંગાર ચેષ્ટાના નિરૂપણમાં જ આવે પણ એ ઉદ્દામતાની વ્યંજના ચિત્રકારે બન્નેની સ્વસ્થતાથી અને પુરુષના હાથમાં આપેલા પાનપાત્રથી અટકાવી છે. આ પાનપાત્રથી દંપતી પાનક્રિયામાં વ્યાપૃત છે એમ સ્પષ્ટ પ્રતીતિ થાય છે. પાન એ બીજા ઉપભોગો કરતાં સૂક્ષ્મ ઉપભોગ છે. અને તેથી ઉદ્દામ સ્થૂલ પ્રેમનો ક્ષોભ ચિત્તમાં વ્યક્ત નથી થતો તેમ ખુલ્લા ચિત્રથી સુરુચિનો ભંગ પણ નથી થતો અને અંગલાવણ્ય શું એ ચિત્રકાર બહુ જ ખુલ્લી રીતે બતાવી શકયો છે.

આ ચિત્રનો રસ તો કાવ્યની પરિભાષામાં શૃંગાર જ છે, દંપતીનો પ્રેમ જ છે. પણ તેનો મુખ્ય ભાવ, પ્રેમના સ્થૂલ આકર્ષણનો ક્ષોભ નથી પણ પરસ્પર ઘન થઇ સ્વસ્થ થયેલા પ્રેમની પ્રસન્નતા, વિશ્રંભ, શ્રદ્ધા છે. વસ્ત્રની અસ્તવ્યસ્તતા કવિ જેને રતિયુદ્ધ કહે છે તેવા, પ્રેમના સ્થૂલ તોફાનને સૂચવતી નથી પણ જેમાં દેહનું ભાન ન હોય, દેહની–

* પાતળી શ્યામા, તીણા દાંતવાળી, પાકા બિંબ (ટીંડોરા) ના જેવા નીચલા હોઠવાળી, વચમાં એટલે કેડે પાતળી, ચકિત થયેલી હરિણીના જેવી નજરવાળી, ઊંડી નાભિવાળી, શ્રોણીના ભારથી મંદ ગતિવાળી, સ્તનભારથી જરા નમેલી, વિધાતાએ યુવતીઓ ઘડવામાં પહેલીજ ઘડેલી એવી જે છે તે ત્યાં હશે.

વ્યક્તિની સર્વ બાહ્ય મર્યાદાઓ, સર્વ સંકોચ પરસ્પરની શ્રદ્ધામાં સરી પડતાં હોય એવા વિશ્રંભને વ્યક્ત કરે છે. પરસ્પરનો પ્રેમ એ જ એક હૃદયમાં સામ્રાજ્ય ચલાવે છે ત્યાં સંસારની કે સ્ત્રીજાતિની કે પુરુષની મર્યાદા રાખવા જેટલું પણ દ્વૈત રહેતું નથી, કોઇ વ્યક્તિ એકલી હોય તે કરતાં પણ વધારે સ્વસ્થતા પ્રેમમાં બન્નેને મળે છે, તે આ દશ્યનું સૂચન છે. આ ચિત્રની નીચે એક જ શબ્દમાં મારે તેનો ભાવ બતાવવો હોય તો હું તેને વિશ્રંભ કહું.

વિશ્રંભનું વર્ણન સંસ્કૃત કાવ્યોમાં ઘણીવાર આવે છે. પ્રેમ બાહ્ય ક્ષોભથી મુક્ત થઇ જ્યારે પરસ્પરની સતત શ્રદ્ધાનું સ્વસ્થરૂપ પામે છે ત્યારે વિશ્રંભાવસ્થામાં આવે છે. તેને માટે કોઈ એક અંગ્રેજી શબ્દ સમાનાર્થ મળી આવતો નથી. સંસ્કૃત કવિઓએ તેને વ્યભિચારી ભાવમાં ગણાવ્યો નથી એ આશ્ચર્ય જેવું છે. અથવા વિશ્રંભ એ કેવળ સ્વસ્થ નિશ્ચેષ્ટ નિષ્ક્રિય સ્વરૂપનો હોવાથી, ક્રિયા દ્વારા વ્યક્ત ન થતો હોવાથી, તેની તેમાં ગણના નહિ કરી હોય: એ રીતે કાવ્ય કરતાં એ ભાવ ચિત્રને વધારે અનુરૂપ છે.

ચિત્રમાં દંપતીનો રંગ જુદો જુદો શા માટે છે? અલબત આ દૈવી વ્યક્તિઓ હોવાથી તેમને બરાબર માનવરંગ આપવાની આવશ્યકતા નથી. અને આસમાની રંગ માનવને સ્વાભાવિક ન હોવા છતાં ચિત્રમાં સુંદર તો દેખાય છે. કૃષ્ણની ભાવનાથી આ રંગ આપણને એટલો અસ્વાભાવિક નથી લાગતો, અને દૈવી યોનિમાં એ રંગ હોવાનું કલાસમયમાં સ્વીકારાયું હોય તો મને ખબર નથી.* પણ આ સર્વ કારણો એક કોર રાખતાં રંગમાં ભેદ રાખવાની આ ચિત્રમાં આવશ્યક્તા પણ લાગે છે. અજન્તાનાં ચિત્રો રંગચિત્રો હોવા કરતાં રેખાચિત્રો વિશેષ છે; ચિત્રકાર પોતાનો ભાવ રેખાઓથી જ વ્યક્ત કરવા તરફ વિશેષ લક્ષ આપે છે અને રેખાથી પ્રથમ આકાર સિદ્ધ થયા પછી તેમાં ઉચિત રીતે રંગ પૂરે છે. રંગથી છાયા તેજ બતાવી શકાય છે તે તેને અજ્ઞાત છે એમ કહેવાનું તાત્પર્ય નથી, રંગની માત્રા તેજ છાયાના ભાનપૂર્વક અપાયેલી છે, પણ ચિત્રકાર પોતાનો ભાવ વ્યક્ત કરવા રેખા ઉપર મુખ્ય આધાર રાખે છે, રંગ ઉપર નહિ. આ ચિત્રમાં બન્ને વ્યક્તિઓનો એગો એકજ સ્થાને સેળભેળ થઈ ગયો છે. જો બન્ને વ્યક્તિઓનો એકજ રંગ હોત તો આ બરાબર ઉઠી આવત નહિ. એટલે ચિત્રકારે રંગ બદલાવેલો છે. પછવાડે તકીઓ છે તેને પુરુષથી ભિન્ન બતાવવા પુરુષના રંગથી તરત ભિન્ન દેખાય તેવો લીલો તકીઓ મૂકયો છે, એજ રીતે યક્ષિણી રીતે ભિન્ન બતાવવા તેનો રંગ આસમાની કરેલો છે; આસમાની રંગમાં તેના હૈમ અલંકારો, હાથ પત્ર હોઠ ઉપરનો રાગ અને તેનું પોતાનું પીળું વસ્ત્ર અને યક્ષના શરીરનો સ્પર્શ સર્વ સ્પષ્ટ રીતે સુરેખ દેખાઇ આવે છે.

પણ આ રંગ પસંદ કરવાનું એક બીજું કારણ ન હોય? ઉપર આપેલા, મેઘ-

* આ લખ્યા પછી હમણાં વાંચવામાં આવ્યું કે 'શિલ્પરત્ન' માં રંગના સંકેતો દર્શાવ્યા છે તે પ્રમાણે શ્યામ રંગ શૃંગારનો વ્યંજક છે, પીળાશ પડતો શ્વેતરંગ વીરરસનો વ્યંજક છે અને પીળો રંગ દીપ્યતા અને અદ્‌ભુતનો વ્યંજક છે.

દૂતના શ્લોકથી જ એ તર્ક થાય છે. મેઘદૂતમાં યક્ષિણીનું વર્ણન 'શ્યામા' શબ્દથી કરેલું છે. શ્યામાનો અર્થ કાંઇ વર્ણે શ્યામ એવો નથી. તેનો અર્થ તો 'યૌવનમધ્યસ્થા' એવો મલ્લિનાથ કહે છે. પણ સ્ત્રીની આ અવસ્થાનો ધ્વનિ કરવા ચિત્રકારે શ્યામા શબ્દનો આશ્રય લઇ તેને એ વર્ણ આપ્યો હોય એમ ન બને ? આપણામાં ચિત્રકલા એમ ઘણી જગાએ કાવ્યની કલ્પનાને અનુસરે છે.

આ રીતે આ યક્ષદંપતી પ્રેમ જ વ્યક્ત કરે છે, દંપતી પ્રેમ, પતિ પત્ની વચ્ચેનો સાંસારિક પ્રેમ વ્યક્ત કરે છે. સ્ત્રીનું સૌંદર્ય, તેનું લાવણ્ય, સ્ત્રીનાં જે વિશેષ અંગોમાં રહેલું છે તે પણ વ્યક્ત કરે છે. છતાં પ્રેમનું ક્ષોભમય, તોફાની, ચંચલ, વેગવાન, સ્વરૂપ બતાવતું નથી. પણ તેનું શાન્ત સ્વસ્થ નિશ્ચલ શ્રદ્ધામય સ્વરૂપ બતાવે છે અને એ રીતે સંસારના જ ચિત્ર છતાં બૌદ્ધ સન્યાસીઓની ગુફાના વાતાવરણને તેને અનુકૂલ બતાવે છે. તેના રંગો પણ આંખને આઘાત કરનારા ન હોઇ મૃદુ આકર્ષણ કરનારા છે. અજન્તા આપણા દેશની ઉચ્ચમાં ઉચ્ચ કલાસમૃદ્ધિ છે.

રા. વિ. પાઠક



The Ajanta Masters use Woman as their best decorative, asset with brilliant zest and extraordinary knowledge. ... They use women like flowers. ... Nowhere else perhaps has Woman received such perfect and understanding homage. ... She is not there female merely, but the incarnation of all the beauty of the world. ..."Majesty and Power" invest the women of Ajanta....

"Charm of Indian Art"
*by* Captain W. E. Gladstone Soloman.

# અભેદ

( શાર્દૂલવિક્રીડિત )

કોઈ રાત્રિ વિશે સરોવર ભર્યું કાંઠા સુધી વારિથી,
પૃથ્વીના ઉર શું, પ્રસન્ન મધુરે ગંભીર ને નિર્મળું;
ના હાલે જલ, ખાલી અંતરની કો ઊંડી ગુહા પૂરવા,
કે ગ્રાહો સમ કોઈ ગૂઢ અદૃશ્યાં તોફાની સત્ત્વો થકી,
ના વા ક્ષુબ્ધ થતું બહાર વહતા ઝંઝાનિલોથી 'થવા
કાળાં અભ્રથી—અંતરાય બનતાં આકાશ ને પૃથ્વીનાં.
ને તેનાં કુમુદો પ્રફુલ્લ નયનો શું પ્રેમનાં નેનને,
પાણીથી ય અલિપ્ત, ઊર્ધ્વ, નિરખે નિષ્પન્દ, નક્ષત્રને.

ધારી એ વ્યવધાનશૂન્ય સરને, વિશ્રંભથી વ્યોમના
અંકે લીન થઈ જતી પૃથિવીને આકાશ આલિંગતું;
સંક્રામ્યો તહીં વ્યોમરંગ સરમાં, આકાશની ઉન્નતિ
ગંભીરાઈ બની રહી સરમહીં, નક્ષત્ર એ ઊતર્યા
પૃથ્વીનાં કુમુદોની સાથ રમવા, ને ભેદ ત્યાં ના રહ્યો—
આ તે છે સર, કે અગાધ અકળ્યું અસ્પૃશ્ય આકાશ એ!

શે ૫

अमोहमस्मि सात्वं सात्वमस्यमोहं, द्यौरहं पृथिवी त्वं, सामाहम् ऋक् त्वं, ताविह विवहावहै।
આશ્વલાયન ગૃહ્યસૂત્ર ૧. ૭. ૬. વર કન્યાને કહે છે : "હું વિષ્ણુ છું તું લક્ષ્મી છે; તું લક્ષ્મી છે હું વિષ્ણુ છું; હું દ્યૌ (આકાશ) છું, તું પૃથ્વી છે; હું સામ છું તું ઋચા છે તે આપણે બન્ને વિવાહ કરીએ."

# વજુભાઈ અને અમે

( ૧ )

વજુભાઇ આવ્યા ત્યારે હજી હું સૂતો હતો. પણ તેણે તો તેના નિયમ પ્રમાણે પ્રથમ ગોદડું ખેંચી લીધું: પછી મેં પછેડી વધારે સાવચેતીથી, ચારે તરફથી દાબી, એટલે એમણે પગનાં તળીઆં શોધી કાઢયાં! ને તેમાં ગલગલીઆં શરુ કર્યાં! એને ખબર હતી કે એ વાતનો હું કાયર છું: 'એ ઉઠું! ઉઠું!' કહીને મેં તરત જ મોં ખોલી નાખ્યું: જાણે મહા વિજય પ્રાપ્ત થયો હોય તેમ વજુભાઇ પોતાની આનંદી ગીઠી ભાષામાં, મોટેથી બોલ્યા: 'કેમ નહોતા ઉઠતા ને?... પણ અમારી પાસે દરેક તાળાની કુંચી હોય છે, એ તમને ખબર નહિ હોય!'

વજુભાઇ સાથે મ્હારી દોસ્તી તો હમણાં જ થઇ હતી. વળી સાધારણ રીતે વજુભાઈ ભારે મીલનસાર છે અને આનંદી પણ એવા જ. તે થોડાક ઘડીઆળી, થોડાક એન્જીની-અર, થોડાક લડવૈયા, થોડાક પાકશાસ્ત્રી, અને એ ઉપરાંત. પણ શું શું ન હતા? એક વખત, શેરીમાં, ભગવાનજીભાઇનો પુત્ર મેડા ઉપરથી ગબડી પડયો, ત્યારે વજુભાઇ, કોણ જાણે કયારે 'સેંટ એમ્બ્યુલન્સ'માં પઢેલા, પણ એવો સરસ પાટો બાંધી આપ્યો કે ડૉકટર આવ્યા ત્યારે પૂછ્યું કે આ પાટો બાંધનાર ડૉકટર કોણ હતા? સૌ હસી પડયા, ને વજુભાઇને દેખાડયા: વજુભાઇ તો વિનય કરતા બોલ્યા કે 'સાહેબ! અમે તો એ ગામડાશાહી, કામચલાઉ વૈદું કર્યું છે!...'

પણ જ્યારે ડૉકટરે કહ્યું કે, હવે પાટો ફરી ઉખેડવાની જરુર નથી, કારણકે હું પણ એ પ્રમાણે જ બાંધવાનો હતો ત્યારપછી તો વજુભાઇ હાડવૈદ તરીકે પણ ખ્યાતિ પામ્યા હતા!

વજુભાઇમાં, વળી એક બીજી ખૂબી હતી. એક વખત, એક ગામડીઓ ઘી વેચવા આવેલો. આજ કાલ અમારા મંડળમાં ઘીની બૂમ પણ ભારે હતી: અમે સૌ-કેટલાક ઉઘાડે માથે, ને કોઇક તો ઉઘાડે પગે-ત્યાં ભેગા થઇ ગયા હતા. વજુભાઈ જાણે કે જોખવાના કામમાં પણ પાવરધા. તેમણે તો સૌને ઘી જોખી આપ્યું. પણ પછી હિસાબનો ભારે ગોટો ચડયો. હું પેલા પટેલને સમજાવવા લાગ્યો કે 'ત્હારા સત્તાવીશ આના થયા!—' સત્તાવીશ આનામાં પટેલ સમજે નહિ. મેં કહ્યું કે 'ત્હારો એક રૂપિયો અને 'ઇલેવન-અગીઆર આનાઝ' થયા'! પણ પટેલ તો 'ઇલેવન' સાંભળીને મૂંઝાયો હતો તે 'આનાઝ' સાંભળીને તો ગભરાઇ ગયો!

'ભાઈસાબ! આ તમે બધા ગોટા માણસ—આવા ભણેલા થઇને અમારું ગરીબ માણસનું ખોટું કરશો?' એ ત્રણ જણા ભણેલા ઉભેલા હતા તે charge of dishonesty કહીને ખડખડ હસવા લાગ્યા! એક ભાઇ વળી હમણાં જ 'સેકન્ડ એલ. એલ. બી' પાસ

કરી આવેલા, તે બોલ્યા કે આટલા ઉપરથી 'ડેફેમેશન' માંડી શકાય. અને પછી તેમણે 'ડેફેમેશન' પર ભાષ્ય શરુ કર્યું. ઘોડાના ડાબલા જેવા 'વીલ્સન ગૉગલ્સ' ચડાવીને તે એવું અંગ્રેજી ફેંકવા લાગ્યા કે ઘીનો હિસાબ તો જાણે મોગલ જમાનાની વાત જેટલો જૂનો બની ગયો! ત્યાં વજુભાઇ પોતાની ઘીની તપેલી મૂકીને પૈસા લઇને આવ્યા. પેલો પટેલ પણ તેના તરફ વળ્યો: 'ભાઇસાબ! હું આ બીજા કોઇને ઓળખતો નથી, હું તો તમને ઓળખું! બધોય હિસાબ મને ભેગો આપો!'

'ભેગો, ભેગો, ભલા માણસ! તારું તો આવા 'બારિસ્ટર' ખોટું નહિ કરે?' એમ કહીને બધા પૈસા ભેગા કરીને પટેલને બરાબર હિસાબ સમજાવી દીધો. ને પછી પાછો માણસ ઠીક સમજાવ્યો:

'જો–'વજુભાઇએ મારા માથા પર હાથ મૂક્યો–'જાણે કે આ ડૉક્ટર સાહેબના સત્તાવીશ આના–એ રૂપિયામાં પાંચ આના ઓછા!'

'હા હા! એક ઈ ભાઇનો હિસાબમાં સોળવટ નો'તી'. પટેલ પણ એક ઘડીમાં જાણે બધું સમજી ગયો. પણ વજુભાઇએ તો 'આ વકીલ સાહેબના–આ શેઠ સાહેબના–આ બારિસ્ટર સાહેબના–અને આ બધા સાહેબોના ભેગા–"એમ કહી કહીને અમને પેટ પકડીને હસાવ્યા! અને પછી–અમારું કારકુન સાહેબોનું મંડળ પણ વારંવાર હિસાબ–કિતાબમાં, ને ખાસ કરીને ઘરમાં કોઇ અટપટી ચીજ જોઇતી હોય, ત્યારે એમનો આશ્રય શોધતું. મને સાંભરે છે કે એક વખત કનૈયાલાલ માસ્તર–એમનાં પત્નીએ કાથાની શીંદરી મંગાવી ત્યારે વજુભાઇને ત્યાં તપાસ કરવા આવ્યા હતા કે કાથો ને શીંદરી બે જૂદી ચીજ છે, કે બે જુદી ચીજની એક જ મિલાવટ છે! વજુભાઇનાં વહુ તો એ સાંભળીને ખડખડાટ હસી પડયાં ને બોલ્યાં કે 'તમે આવાં વેદીયાં ઢોર જ રહેશો કે શું?'–પણ વજુભાઇએ, તો એ ભાઇને, જાણે કે 'હાયર એલજીબ્રા'નો કોઇ કોયડો ઉકેલતા હોય તેમ, તેમનાં પત્ની ચાર ચીજ મગાવે તો કાગળમાં ટપકાવી લેતા જોયા હતા, એટલે એમણે તો એ વાત પણ ચોખ્ખી રીતે સમજાવી, કે ભાઇ કાથો અને શીંદરી બે જુદા શબ્દોમાંથી, એક સમાસ થયો છે. ને સરળતાની ખાતર તેને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લગાડી 'કાથાની શીંદરી' એવો એક શબ્દ ઉપજાવી કાઢયો છે!–પણ તે વસ્તુ એક જ છે. અને તે પ્રાયશઃ સાત આઠ રૂપિયે મણ હોય છે! 'પ્રાયશઃ' શબ્દ વજુભાઇનો જ વાપરેલો હતો. 'આંટી લાવી એક ખાટલો ભરવામાં કેટલીક જોતી હશે?' કનૈયાલાલ માસ્તરે બીજી હકીકત રજૂ કરી.

પણ વજુભાઇએ જવાબ આપ્યો, તે પહેલાં, તો એમનાં પત્ની બોલી ઉઠયાં: 'અરે ભાઇ! એ તો ગમે તે મુવાલીને પણ ખબર હોય! કેટલી?–સાત આઠ શેર!'

કનૈયાલાલ માસ્તરને આ ઘા જરાક વધુ પડતો લાગ્યો. તે તેમાંથી, બેઠા થવા યત્ન કરવા લાગ્યા. એમના મનમાં, એક વાત ઘોળાઇ રહી કે આ વ્યવહારી જીવડાંને, સાહિત્યની તો કાંઇ કિમ્મત જ નથી? એ વાત સાચી છે કે હું કાથાની શીંદરી વિષે બહુ થોડું જાણું છું, પણ પ્લેટો વિષે એને શું ખબર છે? એક

માણસ વ્યવહાર જાણે છે તો બીજો ઘણા આદર્શવાદીઓની માનસસૃષ્ટિ જાણે છે તેમાં ભેદ—

એમની વિચારમાળા વચ્ચે જ અટકી ગઈ. કારણકે વજુભાઇ તો એમના હૃદયનું માપ બરાબર જાણતા હતા: તેમને લાગ્યું કે કનૈયાલાલ માસ્તરને ખોટું લાગ્યું છે. તેમણે ઘા વાળી લીધો: " પણ તને કાંઈ ખબર છે? મહીને હજાર હજાર રૂપિયા કમાવાવાળા બારિસ્ટરે એક વખત પૂછ્યું હતું કે નિઃસરણી અને દાદરામાં શું ભેદ છે? —એ તો આપણે એક ભાઇને ભાઇ સાહેબ કરવા, ને બીજા ભાઈનું કામ કરવું ને ત્રીજાની સલામી લેવી, એટલે ખબર પડે એમાં શું?...લે, એનું કામ તું કરવા જા તો ખબર પડે...એના જેવો એક શબ્દ તો બોલી દે—તું સભામાં જા તો ખબર પડે કે કેટલા કેટલા જીવ એને સાંભળવા તરફડાટ કરે છે!'

કનૈયાલાલ માસ્તરનું મોં જરા મલક્યું. એમને પણ લાગ્યું કે ના, મારી કિંમતની ખબર વજુભાઇને તો બરાબર છે!

' અરે તમે પણ, વજુભાઇ! આવી રીતે બનાવવાનું-'

' બનાવું છું?—એમ હોય, તમે પણ શહેરમાં એક હીરા રૂપે છો! એનાં મૂલ્ય તો આંકતું હોય તે આંકે!—' પ્રસન્ન થયેલા કનૈયાલાલ માસ્તર ત્યાંથી ચાલ્યા ત્યારે વજુભાઇ પ્રત્યેનું તેમનું માન વધારે થયું હતું! કનૈયાલાલ માસ્તરે થોડે દૂર જઇને કાગળ કાઢ્યો ત્યારે વજુભાઇ પાછળથી હસ્યા: અને હસ્યા પણ એવું કે કનૈયાલાલ માસ્તરે પાછું વાળીને જોયું:

' હું તમારી મહેનત બચાવું!—' વજુભાઇ બોલ્યા: ' નહિતર વળી તમે અરધો શેર ઓછી લઇને જ ઘેર જશો. ને અમારાં ભાભી ઠપકો અમને આપશે.'

વજુભાઇ શું બોલે છે તે તરત તો કનૈયાલાલ માસ્તર સમજી શક્યા નહિ. પણ જ્યારે વજુભાઇએ કીધું કે આઠ રૂપિયે મણ માટે તમે આઠ શેર કાથી લેશો તો દોઢ રૂપિયો ને દોઢ આનો પડશે, ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, કારણ કે તેમણે કાગળમાં, આઠ આનાને ત્રણે ગુણી, સાડાસાતશેરનું શું બેસે તે કાઢ્યું હતું, ને બાકી અચ્છેરનું કરવા, આઠ આનાને પાંચે ભાગવાની તૈયાર કરતા હતા, ત્યાં વજુભાઇએ બરાબર એ વર્તું હોય તેમ હિસાબ દીધો!—કનૈયાલાલને વિચાર પણ આવેલો કે આઠ શેરને બદલે સાડાસાત શેર જ લેવી એટલે દોઢ રૂપિયો રોકડો થાય!

કનૈયાલાલ માસ્તરે થોડે દૂર જઇને હિસાબ પાછો ભાગાકારની રીતે કરી જોયો: હતો ને "રકમી" એક પાઈ માથે થાય એ શોધી કાઢ્યું હતું! પણ ત્યાર પછી ઘણી વખત, કનૈયાલાલને એમ કહેતાં સાંભળ્યા હતાં, કે વજુભાઇનો માનસશાસ્ત્રનો અભ્યાસ ઘણો સંગીન છે! વજુભાઇએ એ વાત એક દિવસ અમને કહીને ખૂબ ગમ્મત આપી હતી. પાછું બન્યું એવું કે બજારમાં જતાં કાથી નીકળી સાડાસાત રૂપિયે મણ—પછી તો કનૈયાલાલ સાડાસાત શેર લઇને જ આવ્યા! અને અચ્છેર ઓછી લાવવા માટે, તેમનાં પત્નીએ કહ્યું ત્યારે સમજાવ્યું કે એ તો વજુભાઇએ કીધું છે કે સાડાસાત શેર

ઘણું થશે! એ શેરીમાં, આવી આવી બાબતમાં વજુભાઈ તો પ્રમાણરૂપ મનાતા, એટલે તેમનાં પત્ની ચૂપ રહ્યાં. પણ પછી બીજે દિવસે અચ્છેર કાથીનો ખપ પડ્યો, ત્યારે કનૈયાલાલ માસ્તરે, એક 'એકસાઈઝ' નું પાનું કાઢી તેમાં હિસાબ ગણી કાઢ્યો. ને પછી અચ્છેર બીજી લાવ્યા! કનૈયાલાલનાં પત્નીએ, એક વખત વજુભાઈને, આવી ખોટી કરકસર શીખવાડવા માટે ઠપકો આપ્યો ત્યારે આ બધું પોકળ પ્રગટ થયું!

આજે સવારમાં જ ભાઈશ્રી શું પધાર્યા છે, તે કળવું મુશ્કેલ હતું કારણકે વજુભાઈ સવારે તો ભાગ્યે જ નવરા હોય. રાત્રે જે કાંઇ તોફાન થયાં હોય, કોઇને બદમાશનો ડર લાગ્યો હોય, તો કોઇને પોતાના બારણાની સાંકળ ખખડતી લાગી હોય, કે કુતરાં વધારે પડતાં ભસ્યાં હોય, એ બધો હિસાબ સવારમાં વજુભાઇ પાસે રજુ થઇ જતો. ને તેના પર છેલ્લો ચુકાદો આપ્યા પછી જ વજુભાઇ બહાર નીકળતા. પણ તેમને આ માનવંતો હોદ્દો કાંઇ મફતમાં મળ્યો નથી. એક વખત, રાત્રે પોળમાં બે ચાર બદમાશ સંતાઇ રહેલા હતા. ને એક વાણીઆના ઘરમાં પેસી ગયા હતા. ઘરનાં બધાં જાગતાં જ હતા એટલે 'કૌ કૌ તો' ખૂબ થયું, પણ કોઇની હિમ્મત ચાલતી નથી, એ જોઇને એક બદમાશે તો મણીબેનનો હાર ઝૂંટાવ્યો પણ ખરો! અને બધાને કૌ કૌ કરતાં મૂકી તે રવાના થયો. વજુભાઇ તો આગળથી ચેતેલા હતા, એટલે જ્યાં તે ગડબડાટ થઈ કે તરત જ પોતે પોલીસનો વેષ ચડાવતા ક ને તેના બારણા પાસે જ ઉભા રહ્યા. જેવો પેલો બદમાશ નીકળ્યો કે તરત જ તેમણે તો એક ધોલ ચોડી કાઢી! અને પાછી મોટેથી બૂમ પાડીઃ 'રામસિંહ! પકડો આ બદમાશને!'

રામસિંહ ફોજદારનું નામ હતું. બદમાશોના તે સાંભળીને હાંજા ગગડી ગયાં ને તેમણે વિચાર્યું કે આ તો મોટી પોલીસપાર્ટી હાજર થઈ ગઇ છે! વળી વજુભાઇએ સામે, એક ઠુંઠા પર પીળો કોટ લટકાવી રાખેલ, તે પોલીસ જેવો જ નજરે પડતાં તો બદમાશનાં પાણી મરી ગયાં!

એણે તો 'માબાપ! આ તમારા માટે!—' એટલું કહેતાં ક ને હાર વજુભાઇના હાથમાં સેરવી દીધો, ને પોતે ઉભી પૂંછડીએ નાસી ગયો!

વજુભાઈ ઘરમાં ગયા, ત્યાં ડોશીમા 'હડહડતો કળજુગ આવ્યો છે—' વગેરે બોલી રહ્યાં હતાં અને શેઠ 'શું એમ લૂંટી જાશે?—એણે હજી પોલીસના હાથ જોયા નથી?—અબઘડી સાળાઓને પકડાવી પાડું' કહીને મેડી ઉપરથી ઉતર્યા વિના જ ખીંટી પરથી પાઘડી લઈ માથે મૂકતા હતા, ને સાળો દુપટ્ટો ક્યાં છે, એમ કહીને પાછી પાઘડી માથા પરથી, ખીંટી પર મૂકતા હતા. પણ હેઠે ઉતરવાના તો સોગન જ લીધેલાં.

(૨)

મેં પૂછ્યુંઃ 'વજુભાઇ, અત્યારમાં ક્યાંથી આવ્યા?'

વજુભાઈએ કહ્યુંઃ 'અરે ભાઇ! આજ તો હસી હસીને ઢગલા થવાય તેવી વાત બની ગઇ છે!'

વજુભાઇની વાત એટલે ખાસ્સો દોઢ કલાક તો ખરો જ. વજુભાઇની એક ટેવ હતી કે જ્યારે તમારી સાથે વાતો કરવા બેસે, ત્યારે પગ ચડાવીને પોતાના પગના તળીયાંમાં, હથેળી મારતા જાય અને વાતો કરતા જાય. જ્યારે એ પગ ઉતરે ત્યારે સમજવું કે હવે અઢારમા અધ્યાયનો છેલ્લો શ્લોક—**अच्युतं केशवं**—થવાનો છે.

'એવું બન્યું ભાઈ! કે પરમ દિવસ સાંજે હું જરા સ્ટેશન તરફ ફરવા જતો હતો. ત્યારે સામે મળી ગયા માણેકલાલ!' વજુભાઈ તો આટલો ઉપોદ્‌ઘાત કરી, પગ પર પગ ચડાવીને બેઠા.

'હેં!' હું પણ ગોદડું ફેંકીને બેઠો થઈ ગયો.

અમારા મંડળમાં માણેકલાલનું સ્થાન ઘણું ઉંચું હતું. ગમે તેવી દિલગીરીમાં પણ માણેકલાલને જો મળો તો હસવું આવ્યા વિના રહે નહિ. આ માણેક જેવા માણેકલાલની શોધ પણ મૂળ તો વજુભાઇએ જ કરેલી. સારા સાયન્ટીસ્ટને પારામાંથી, સોનું મળતાં જે આનંદ થાય તેવો આનંદ આ મૂર્તિનાં પ્રથમ દર્શને અમને થયેલોઃ માથે મેલી બેંગલોર ટોપી, ગળામાં ખીચોખીચ ભરાવેલી જાંબુડી નેકટાઇ, અને નીચે લબડતું પાટલુન! આ પાટલુનને વજુભાઇએ 'કાબુલી પાટલુન'નું નામ આપ્યું હતું. એક વખત એવું બન્યું કે અમે કાંકરીઆ તળાવ તરફ ફરવા ગયા હતા. અમદાવાદના રસ્તા ગટર કરતાં ભાગ્યે જ સારા હોય છે. પણ તેવા રસ્તા ઉપર પણ ભાઇશ્રી, મીલોના ધૂમાડાનો તંદુરસ્તીભર્યો શ્વાસોચ્છ્‌વાસ લેતા ઉભા હતા! ... એક તરફ રસ્તા ઉપર, પોતાની જાપાનીઝ લાકડીને ટેકાવીને ભાઇ જાણે કુદરતને નિહાળતા હોય તેમ થંભી ગયેલા. વજુભાઇએ ચાલતાં ચાલતાં અમસ્તું જરા કહ્યું કે શું પંચરંગી આકાશ જૂઓ છો કે સપ્તરંગી લુગડાં નિહાળો છો? ત્યાં તો માણેકલાલ હસતા હસતા અમને વળગી પડયાઃ તેમણે તો 'સાહેબજી!' થી વાત શરુ કરી. અમે તો એક પોટલીમાં છાનામાના ડાળીઆ સંતાડેલા, એટલે ચિંતામાં પડયા કે આ ભાઇશ્રી જરા છૂટકારાનો દમ ખેંચવા દે તો સારું! પણ માણેકલાલ તો ઉપડયાઃ પોતે કેવી રીતે મેટ્રીકમાં નાપાસ થયા: હાલ પોલીસકોર્ટમાં કેવા હોદ્દા પર છે, અને પોતાની સાથેના મેટ્રીકમાં પાસ થયેલા કેમ રખડે છે, પોતે 'યૂરોપીઅન ડ્રેસ'થી પોતાની 'પોઝીશન' કેમ જાળવી શકયા છે, વગેરે વગેરે વાતો કરતા, માણેકલાલ તો બે ઘડીમાં જ અમારા ચિરપરિચિત હોય તેમ ખડખડાટ હસવા લાગ્યા!

વજુભાઇએ પણ પોતાની અકસ્માત શોધનો લાભ લેવો શરુ કર્યો.

અમે જ્યાં કાંકરીએ પહોંચ્યા ત્યાં માણેકલાલે પોતાના ખીસામાંથી પોટલી કાઢીઃ રેશમી રૂમાલ હતો, એટલે કાંઇક સારી ચીજ સંઘરી હશે એમ ધારી અમે સામસામે અર્ધભરી દૃષ્ટિ ફેંકી, અમારી પાસેની પોટલી છાની જ રાખવા સૂચના કરી દીધી! પણ ત્યાં સૌની તાજુબી વચ્ચે માણેકલાલે રૂમાલ છોડયો ને તેમાંથી ધાણી નીકળી પડી!... માણેકલાલે વળી એના પર પણ થોડું વ્યાખ્યાન કર્યુંઃ 'ધાણી, તમે શું સંમજો છો, ઘણી જ 'healthy' છે. એક વખત મ્હારી ફઇના દીકરાને જરા અતિસાર થયેલો. પછી એને ધાણી ખવરાવી, અને તરત જ આરામ થઇ ગયો. હમણાં જ મેં

એક છાપામાં વાંચ્યું હતું કે રશિયાના એક ડૉક્ટરે જાહેર કર્યું છે કે જે માણસ હમેશાં સાંજે ફરવા જાય ત્યારે ધાણી ખાય તો તેની શ્વાસનળીમાં, રસ્તાની ધૂળ વગેરેનાં જંતુઓએ પ્રવેશ કર્યો હોય તેમનો મૂળમાંથી નાશ થઇ જાય! ત્યાર પછી હું હમેશાં સાંજે ફરતી વખતે ધાણી ખાઉં છું. બહુ જ healthy છે.'

પછી વજુભાઇએ એને અનુમોદન આપ્યું: 'એવી જ એક બીજી ફાયદાકારક ચીજ અમે શોધી કાઢી છે...' વજુભાઇએ કહ્યું.

'એવી શી ચીજ છે?'

ઠાવકા બનીને વજુભાઇએ ઉત્તર આપ્યો: 'સ્વીટ્ઝર્લંડમાં, ઇ. સ. ૧૮૪૦ માં ડૉ. બેન્સને એ શોધ પ્રથમ કરી હતી.'

માણેકલાલ તો બહુ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. અમે સૌ અજાયબી પામ્યા કે હવે વજુભાઇ ધાણી ડાળીઆનો મેળ કરવાના કામમાં પડયા છે!

'ડૉ. બેન્સન એક વખત 'Nervous System'ની સુધારણા માટે સારા ખોરાકની શોધ કરતા હતા. અચાનક એમણે થોડા ચણા ઘોડાને ખાવા આપ્યા. બીજે દિવસે ઘોડાની નસોમાં ઘણો ફેરફાર માલમ પડયો. એ ઉપરથી એમણે શોધ કરી, ને ચણાને બહુ માનભર્યું સ્થાન અપાવ્યું. ત્યાર પછી એ વાત વિસારે પડી ગઇ. પણ 'ફરસાણ'ના શોખીન વાણીઆભાઇઓએ એનો પુનરુદ્ધાર કર્યો. ત્યારથી ચણા ખૂબ વપરાય છે. પણ તેને વાપરવાની સૌથી સારી રીત તો ભુંજેલા ચણા વાપરવા તે છે. અમે એટલા માટે હમેશાં ડાળીઆ વાપરીએ છીએ.'

'એમ કે?' માણેકલાલે કહ્યું. એમને આ બધું નવું નવું હતું.

ત્યાર પછી વજુભાઇએ ચણાની પોટલી રજુ કરી. ને તેમાંથી, ફોતરાં ફોતરાં વીણી ખાવા લાગ્યા!

'અરે! આ તમે શું કરો છો?' માણેકલાલ બોલ્યા: 'તમે ફોતરાં કાં ખાઓ?'

વજુભાઇએ બીજાં બે ચાર ફોતરાં મોંમાં મૂકતાં કહ્યું: 'એ વાત તમે નહિ સમજો, પણ હું ઘેર મગની દાળ કરાવી, ફોતરાં ખાઉં છું ને દાળ ફેંકી દેવડાવું છું! બધું સત્વ તો ફોતરામાં જ હોય છે! મેં તો રોટલીમાં પણ એમ જ કર્યું છે ને!'

'હેં!' માણેકલાલ છેલ્લામાં છેલ્લી શોધ વાંચી તે પ્રમાણે વર્તવાનો ભારે શોખ ધરાવતા. એટલે તેમણે પણ ડાળીઆના ફોતરાં વીણવા શરુ કર્યા.

તે દિવસથી માણેકલાલનું નામ અમારા મિત્રમંડળમાં દાખલ થયું હતું. ત્યાર પછી એક વખત, માણેકલાલ, કયાંય જમવા ગયેલા. રસોઇમાં, વઘારેલી છડી દાળ હતી, એટલે માણેકલાલે તો તેમાં હાથ પણ બોળ્યો નહિ. ને ધીમેથી રસોયાને કહ્યું કે દાળનાં ફોતરાં હોય તો લાવજે! માણેકલાલને તો ફોતરાં મળ્યાં, એટલે, જાણે કાંઇ બન્યું ન હોય, તેમ ખાવા મંડયા! અમે અને વજુભાઈ તો એક ખૂણામાંથી, આ જોઇને પેટ ભરીને હસ્યા. પણ હજી માણેકલાલ ઘણી વખત ફોતરાં ખાવાનું, ભર નાતમાં પણ ભૂલતા નથી!

ધૂ. ગ. કે. લુ

# ગેરહાર્ટ હૌપ્ટમાન

Hauptmann wears all the earmarks of a genius. He is the child of his age to a dangerous degree, and his tremulous, vibrating sensibilities, mirrored the hysterical agitation, the pessimism, the sad strivings, the individualism, the fret-fire formentings and unbelief of a dying century.... ...It seems his fate to be hopelessly misinterpreted—he, the poet whose love for his fellow-beings is become a veritable passion. He began his artistic life as a poet-sculptor, and he has been modelling human souls ever since.*

—*James Huneker.*

જર્મન ભાષા અને સાહિત્યની કિંમત હિંદુસ્તાને હજુ સુધી આંકી નથી. કોઇ પણ દૃષ્ટિબિંદુથી તેનો અભ્યાસ આ દેશને તેમજ ગૂજરાતીઓને ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડે તેવો છે. વિજ્ઞાન અને બીજાં શાસ્ત્રોના અભ્યાસીઓને તો યુરોપ અમેરિકામાં પણ એ ભાષા શીખવાની ફરજ પડે છે. સંગીત અને તત્ત્વજ્ઞાન તો જર્મનીનાં જ. પુરાતત્ત્વ અને ખાસ કરીને આર્ય વિદ્યાના જ્ઞાનનો ભંડાર એ દેશ પાસે છે, એટલો બીજા કોઈ દેશ પાસે નથી. ભાષાશાસ્ત્રના વિષયમાં તેની બરાબરી કદાચ ફ્રાંસના વિદ્વાનો કરી શકે, બીજા નહિ જ. આટલું તો સૌ કોઇ જાણે છે. પણ સામાન્ય અભ્યાસીને, પણ એ ભાષાના અભ્યાસથી ઘણો લાભ થાય એમ છે. એ ભાષાનું બંધારણ અને સ્વરૂપ, ઘણી રીતે સંસ્કૃત અને તેટલા માટે સંસ્કૃતની દીકરીઓ–ગૂજરાતી, મરાઠી, બંગાળી વગેરે–ને મળતું આવે છેઃ એના શબ્દભંડોળ અને તેનો વિકાસ, આપણી માતૃભાષાના શબ્દભંડોળના વિકાસમાં સૂચક નિવડે તેવો છે. એટલું જ નહિ, પણ જર્મનસાહિત્ય અને ભાષા માત્ર છેલ્લાં ૧૭૫ વરસમાં જ આટલો બધો વિકાસ પામ્યાં છે, એ વાત જે વખતે ધ્યાનમાં રાખીએ છીએ ત્યારે આપણને આપણી પોતાની ભાષા અને સાહિત્ય સંબંધી આશા પડે છે. ઇ. સ. ૧૭૫૦ પછી જ જર્મનીમાં શિષ્ટ અને જેને અર્વાચીન સાહિત્ય કહીએ તે લખાવા માંડ્યું. જૂનામાં જૂના જર્મન સાહિત્યના

* એક ઉત્તમ સાક્ષરના બધા ગુણો હૌપ્ટમાનમાં છે. પોતાના યુગના રંગોથીજ રંગાયો છે, અને એ જ રંગો–બંબોને પોતાનાં નાટક–નવલકથામાં ભયંકર હદ સુધી તેણે આવવા દીધાં છે. ૧૯ મી સદીની આખરમાં યુરોપીય સમાજની ગાંડી ચળવળો, નિરાશાવાદ, દયાજનક પ્રયત્નો, વ્યક્તિવાદ, અને નાસ્તિકપણું એના લખાણમાં તાદૃશ્ય રીતે ઉતર્યું છે......પોતાના જાત ભાઈ મનુષ્ય, પછી તે ગમે તે સ્થિતિનો હોય, તેને સારૂ પ્રેમની એને કટારી વાગી છેઃ પણ એના વિચાર અને ઉપદેશનો કોણ જાણે કેમ પણ બિલ્કુલ ઉંધો જ અર્થ કરવામાં આવે છે. એના કલામય જીવનનો આરંભ કવિ–શિલ્પકાર તરીકે થયો, ત્યારથી તે આજ દિન સુધી મનુષ્યના આત્માઓને જ એ ઘડી રહ્યો છે.



ગેરહાર્ટ હૉપ્ટમાન

[ બ્લૉક: પ્રસ્થાન પ્રોસેસ સ્ટુડીઓ

નમુના ઇ. સ. ૧ લી સદીના અંતના છે. પણ ત્યારથી તે ૧૮ મી સદીની અધવચ સુધીનાં જર્મન સાહિત્યમાં ભાગ્યે જ કોઈ ઉત્તમ અને શિષ્ટ લેખક થયો હશે. પણ ત્યાર પછીની લગભગ દોઢ સૈકા જેટલી મુદ્દતમાં લેસીંગ, ગઅટે, શીલર, કેન્ટ, નીત્સે જેવા લેખકો જર્મનીએ જગત આગળ ધર્યા છે, કે જેનાં નામ અને કૃતિઓની ઓછી વત્તી પિછાન દરેક કેળવાયેલા સ્ત્રી પુરુષને હોય છે. પણ એ નામો શિવાય પણ જર્મનસાહિત્યમાં, અને એ જ દોઢ સદીમાં લગભગ એમના જેટલા જ મહાન લેખકો બીજા છે, કે જેમના સાહિત્યની પિછાન, હિંદુસ્તાનમાં અત્યાર સુધી બહુ જ ઓછી થઇ છે, અથવા નથી જ થઈ. ઓસ્ટ્રીયામાં પણ જર્મન ભાષા પ્હેલેથી જ બોલાય છે, અને સ્વીટ્ઝર્લૅન્ડના કેટલાક ભાગમાં પણ તે જ ભાષા ચાલે છે. તેથી એ બન્ને દેશોમાંથી પણ પ્રથમ પંક્તિના લેખકો, ઉપરની જ મુદ્દતમાં થયા છે, જેવા કે કેલર (સ્વીટ્ઝર્લૅંડ), ગ્રીલપાર્ઝર (ઑસ્ટ્રીઆ). અને આજે પણ જર્મનીમાં અને પેલા બે દેશોમાં પણ જગતસાહિત્યમાં સ્થાન લઇ શકે તેવા સાક્ષરો છે. સ્વીટ્ઝર્લૅંડમાંથી કાર્લ સ્પીટલરને ઇ. સ. ૧૯૧૯નું નોબેલ ઇનામ મળ્યું છે. જ્યારે ઑસ્ટ્રીયામાંથી આર્થર સ્નીત્ઝ્લર અને હુગો ફૅાન હૉફ્માન્સ્થાલ બન્નેના નાટકોની કીર્તિ બીજા દેશોમાં સારી રીતે ફેલાઇ છે. ખૂદ જર્મનીમાં પણ અત્યારે એક કરતાં વધારે સાક્ષરો છે જેની સાહિત્ય કૃતિઓ આખા યુરોપ અને અમેરિકામાં વંચાય છે. એમનાં નામ હર્માન ઝૂડેરમાન, ગેરહાર્ટ હૌપ્ટમાન, થીઓડોર માન, જ્યોર્જ કાયઝર અને વેડેકીન્ડ. પણ એ સૌમાં વધુમતે, હૌપ્ટમાનને જ જીવંત સાક્ષરોમાં શ્રેષ્ટ ગણવામાં આવે છે.

હૌપ્ટમાનનો જન્મ જર્મનીની દક્ષિણે આવેલા સાઇલેશીઆ પ્રાંતના સાલ્ઝબ્રુન ગામમાં ઇ. સ. ૧૮૬૨ની સાલમાં થયો છે. તેનો દાદો જાતે વણકર હતો, અને શરૂઆતમાં તેને ઘણી જ કંગાલ અને કદણ દશામાંથી પસાર થવું પડ્યું હતું. પોતાના બાપ, રોબર્ટ હૌપ્ટમાનને મ્હોંએથી પોતાના દાદાના દુઃખી જીવનની અનેક વાતો સાંભળેલી, તેથી તેના નાજુક અને કુંણા હૃદય ઉપર તેની ઊંડી છાપ પડી ગઇ. નાનપણમાં સાંભળેલી એ વાતોમાંથી મોટપણે, વણકરોના કંગાલ અને દળાઇ જતાં જીવનનાં પ્રતિબિંબ પાડતું તેનું અપૂર્વ નાટક–The Weavers–જન્મ્યું. પાછળથી તે દાદાનો દિવસ ફર્યો, અને રોબર્ટને ત્રણ વીશીઓનો માલેક મૂકીને તે મરણ પામ્યો. હૌપ્ટમાનના બાપ અને દાદા જેમ સાધારણ સ્થિતિના અને આમ વર્ગના હતા, તેમ તેની માતા પણ તેવી જ સ્થિતિમાં જન્મેલી હતી. એટલે પોતાના ભવિષ્યના નાટકોમાં તે જ વર્ગના દુઃખો, વણુમ્હોરેલ આશા અભિલાષોને તાદશ્ય રજુ કરનારે તે જાતે અનુભવ્યાં હતાં. ત્રણ ભાઇઓમાંથી સૌથી નાનો ગેરહાર્ટ અને સૌથી મોટો કાર્લ, બન્ને જણા ભાઇ છે એટલું જ નહિ, પણ મોટો ભાઇ નાનાનો ગુરુ, મિત્ર અને દિશા દેખાડનાર આજ-દિન સુધી છે. સાહિત્યના ઇતિહાસમાં એ એક અજબ જ વસ્તુ ગણાય. કવિઓ અને નાટકકારોને પાઠશાળામાં ઉંચો નંબર રાખતાં કે સારાં સારાં ઇનામો છતી જતા સાંભળ્યા છે કદી ? નાનકડા ગેરહાર્ટના માબાપથી માંડીને સૌને એ છોકરો ભણે ને

કાંઇ અજવાળે એવું લાગ્યું નહિ, સિવાય કે તેનો મોટો ભાઇ કાર્લ કે જેને પોતાના નાનાભાઇની બુદ્ધિ અને ઉગતી કલ્પનાશક્તિમાં કાંઇક વિશ્વાસ બેઠો હતો. નાની નિશાળેથી મોટી નિશાળે, પણ ત્યાં યે ચાર વરસ પાણીમાં કાઢયાં. માત્ર થોડી લીટીઓ કવિતાની અને આડા અવળા નિબંધો આ ગાળામાં લખ્યાં એટલું જ. મોટી નિશાળેથી વળી તેને ધુન આવી એટલે શિલ્પવિદ્યા શીખવા કળાની નિશાળે મુકવામાં આવ્યો. પણ જે સ્વભાવ અને ટેવને લીધે સાધારણ નિશાળનું ભણતર ન મળ્યું તે જ કારણોને લીધે આ નિશાળમાંથી પણ ફરજીઆત નીકળવું પડયું. કેટલીક વાર મહાન પુરુષોના સંબંધમાં બને છે કે મોટી ઉમ્મર થતાં સુધી તેમનાં જીવનનું ધ્યેય નક્કી થઇ શકતું નથી. અને એક માર્ગ છોડી બીજો, બીજો છોડી ત્રીજો, એમ આડા અવળાં ફાંફાં જ તેઓ માર્યા કરે છે. આપણા ચરિત્રનાયકની પણ એ જ દશા તે વખતે હતી. શિલ્પવિદ્યાની પાટી ઉપર ખરેખાત ધૂળ નાખી ત્યારે તેની ઉમ્મર લગભગ ૨૦ વરસની થઇ હતી, પણ જીવનમાં શું કરવું છે એનો નિશ્ચય હજી સુધી કર્યો ન હતો. અને નવાઇ જેવું તો એ છે કે જે દિશામાં, એટલે કે નાટકકાર તરીકે યુરોપ અને અમેરિકાની પ્રખ્યાત રંગભૂમિઓ ઉપર જેનાં ઘણાંખરાં નાટકો આજે ભજવાય છે, તે હૌપ્ટમાનની તે દિશામાં નજર સરખી પણ ગઇ ન હતી. અને જે કાંઇ અત્યાર સુધીમાં લખાયું હતું તે સાહિત્યસેવાની ઇચ્છાથી નહિ જ. તેનું કારણ હૌપ્ટમાનના સંબંધમાં તો એવું જણાય છે કે જે કેળવણી નિશાળોમાંથી તેને ન મળી, તે કેળવણી આ વખતે તે લઇ રહ્યો હતો. મોટા ભાઇના સંસર્ગથી, અને ફ્રાંસ ઇટાલી વગેરે દેશોમાં મુસાફરી કરીને, અને છેવટે, ટોલ્સ્ટોય, ઇબ્સેન, ઝોલાનાં પુસ્તકો વાંચીને હૌપ્ટમાને પોતાનું માનસ ઘડયું. ખાસ કરીને પેલા ત્રણ જણા જેમણે યુરોપના સાહિત્યને ખૂબ હલમલાવ્યું છે તેની અસર આપણા ઉગતા નાટકકાર ઉપર જબ્બર થઇ. તે એટલે સુધી કે તેનાં ઘણાં નાટકોમાં, કયાંય પાત્રોનું તો કયાં પ્રસંગનું એમ સહેજ સામ્ય પેલા ત્રણમાંના એકાદની સાથે જણાઇ આવે છે. છતાં એ જ નાટકોમાં અને બીજાયમાં પણ સ્વતંત્ર એવું, હૌપ્ટમાનનું પોતાનું વ્યક્તિત્વ પણ જરૂર છે જ. સાક્ષર વડવાઇઓનાં મૂળ હમેશાં પરસ્પર સાંકળાયેલાં જ હોય છે.

બાવીસ વરસની ઉમ્મરે રોમ શહેરમાં આવી હૌપ્ટમાને શિલ્પકાર તરીકેનો ધંધો શરૂ કર્યો, પણ ત્યાંની હવા માફક ન આવવાથી ટુંક વખતમાં જ તાવ લાગુ પડયો એટલે તેને પાછા જર્મની આવવું પડયું. અહીંઆ એક પૈસાદાર સ્ત્રીનો તેને પ્રસંગ પડયો; પેલીએ તેની માંદગીમાં સારી પેઠે ઉઠવેઠ કરી એટલે કહો, કે ગમે તે કારણથી પણ બન્નેનું લગ્ન ઇ. સ. ૧૮૮૫ની સાલમાં ડ્રેસ્ડન શહેરમાં થયું. ત્યારબાદ થોડો વખત બન્ને જણાં દરિયા કિનારે રહ્યાં, અને પછી બર્લીનની પાસે એર્કનર ગામમાં બે જણે પોતાનું નવું ઘર માંડયું. હજી હૌપ્ટમાન પોતાના ધ્યેયને વિષે અનિશ્ચિત હતો. હજી એક કરતાં વધારે વિષયમાં તે રસ ધરાવતો હતો, પણ બર્લીન આવ્યા પછી, તે શહેરના કેટલાક સાહિત્યરસીઆઓના સંબંધથી, સાહિત્યની દિશામાં વળ્યો, અને ઇ. સ. ૧૮૮૯માં તેનું પહેલું નાટક **સૂર્યોદય થાય તે પહેલાં**[1] બર્લીનમાં ભજવાયું.

[1] Vor Sonnenaufgang: Before Dawn.

અને જે સંજોગોમાં તે લખાયું અને ભજવાયું, તે સંજોગોએ જ તેની ભવિષ્યની કારકીર્દી નક્કી કરી આપી. તે પ્હેલાં હૌપ્ટમાને થોડું ઘણું લખ્યું હતું ખરૂં, પણ એ લખાણો—કે જેમાં એક કવિતાનો સંગ્રહ, એક અધુરી નવલકથા, એક અધુરૂં નાટક અને એક ખંડ કાવ્ય હતાં તેના તો નામ જ આપણને અત્યારે જડે છે. એટલે જ **"સૂર્યોદય થાય તે પહેલાં"** ને તેની પ્હેલી કૃતિ ગણવી એ ગોગ્ય છે.

યુરોપના અને ખાસ કરીને ઇગ્લાંડ, ફ્રાંસ, અને જર્મનીનાં અર્વાચીન નાટકો એક પારીસની ગેસ કંપનીના કારકુનને આભારી છે. તેનું નામ André Antoine. ઈ. સ. ૧૮૮૫ માં, તે વખતે જે પ્રકારનાં નાટકો પારીસમાં અને બીજાં શહેરોમાં ભજવાતાં હતાં તેની અનેક ત્રુટીઓથી ચીડાઇને, Thé'atre Libre અથવા **સ્વતંત્ર રંગભૂમિની** સ્થાપના તેણે કરી. એ નવી પ્રવૃત્તિનું નામ જ તેનો હેતુ બતાવી આપે છે; અત્યાર સુધી પોતાનાં દેશનાં નાટકો જે બંધનોમાં જકડાઇ રહ્યાં હતાં, તેમાંથી તેમને છોડવીને નાટકોને જીવનનાં વધારે ને વધારે પ્રતિબિંબ પાડનારાં બનાવવાં; અને તેમ કરવા જતાં, નાટકકાર ગમે તેવા નિયમોનો ભંગ કરે, અને ગમે તે સ્વરૂપમાં પોતાનું નાટક લખે તો યે પોતાની સ્વતંત્ર રંગભૂમિ ઉપર તેને ભજવી બતાવતાં, આન્દ્રે અચકાતો નહિ. એ રીતે એકલા ફ્રેંચ સાહિત્યની નહિ પણ આખા યુરોપના બધા દેશોના સાહિત્યની તેણે ભારે સેવા કેરી છે. કારણ કે, તેનું જોઇને લંડનમાં Independent Theatre અને **બર્લીન**માં Die Freie Biihne નામથી સ્વતંત્ર રંગભૂમિઓ સ્થપાઇ. અને તેને અંગે **ફ્રાંસ**માં **બ્રીય** જેવા, ઇંગ્લાંડમાં **શૉ** જેવા, અને જર્મનીમાં **હૌપ્ટમાન** જેવા મહાન નાટકકારોને પોતાની શક્તિને બતાવવાની તક મળી. આપણા ચરિત્રનાયકનું પ્હેલું નાટક આ સંજોગોમાં લખાયું અને ભજવાયું, અને હવે ઉપરા ઉપરી એકેક ને બબ્બે વરસને અંતરે, તેને હાથે વિધવિધ રસનાં અને પ્રકારનાં નાટકો લખાઇને બહાર પડયાં. ઇ. સ. ૧૮૯૬ માં જયારે તેનું નવમું નાટક **ડુબેલો ઘંટ**[૨] બ્હાર પડયું, ત્યારે આખા જર્મનીએ પોતાના સમર્થ લેખક તરીકે તેને સ્વીકાર્યો, અને સ્વદેશની બ્હાર પણ તેની કીર્તિ ફેલાઇ. તેના નાટકોનાં ભાષાંતરો ઇંગ્રેજી, ફ્રેંચ અને બીજી ભાષાઓમાં થવા માંડયાં. આખરે ઇ. સ. ૧૯૧૨ માં નોબેલ ઇનામ રૂપી કળશ તેના કીર્તિમંદિર ઉપર મુકાયો. અને આજે ૬૫ વરસની ઉમ્મરે પણ હૌપ્ટમાનની સાહિત્ય પ્રવૃત્તિ પ્હેલાના જેટલી જ ચાલે છે: જો કે, ૨૦ મી સદીમાં લખાયેલાં, તેનાં નાટકો અને નવલકથાઓ, ૧૯ મી સદીમાં લખાયેલાંના જેટલાં જ અપૂર્વ અને અદ્ભુત નથી એમ સૌ કોઇ સ્વીકારે છે: જો કે આજે નવયુગના ઉગતા લેખકો જેવા કે જ્યોર્જ કાયઝર અને વેડેકીન્ડનાં નાટકો તેના જેટલા જ ઉત્તમ મનાય છે, છતાં અર્વાચીન જર્મન સાહિત્યના પ્રથમ લેખક તરીકેનું પદ તો સૌ કોઇ—જર્મનીમાં ને જર્મની બ્હાર—હૌપ્ટમાનને જ આપે છે.

તેનાં લગભગ બધાંય નાટકો અને નવલકથાઓનાં ભાષાંતર ઇંગ્રેજીમાં થએલાં

૨ Die Versunken Glocke: The Sunken Bell.

હોવાથી,[3] એ બધાંનાં નામ અને તેમાંનાં દરેક ઉપર વિવેચન કરવાનો વિચાર આ લેખમાં તો નથી જ. અને ઘણીવાર બને છે, તે પ્રમાણે, તેની બધીય સાહિત્યકૃતિઓ ઉત્તમ પંક્તિની નથી. ઉલટું બીજા કોઇ પણ પ્રથમ પંક્તિમાં ગણાતા સાક્ષરના કરતાં હૌપ્ટમાનનાં ઘણાં ખરાં નાટકોમાં મોટા મોટા દોષ દેખાય છે. તેની શ્રેષ્ટ કૃતિ ડુબેલો ઘંટ, તેમાંય અસ્પષ્ટતા ઘણાને જણાઇ છે. અને, એની સાથે પ્રથમ સ્થાન લેવાને હરીફાઇ કરતું તેનું ચોથું નાટક, વણકરોમાં[4] નાટ્યકલાના એક કરતાં વધારે ગુણનો અભાવ છે, એમ કહેવાયું છે. આ લેખને મથાળે આપેલા અવતરણમાં એવું સ્પષ્ટ સૂચન છે કે પોતાના યુગના રંગો–બળોને પોતાની કૃતિઓમાં ભયંકર હદ સુધી તેણે આવવા દીધાં છે, તે વાકય એ જ વિચારને પુષ્ટિ આપે છે. એની નવલકથાઓ એનાં નાટકો કરતાં ઉતરતી કોટીની છે. પણ જે વિચારસમૃદ્ધિ, જે આદર્શને સારૂ પ્રેમ અને જે રસ તેનાં નાટકોમાં છે તેવો જ, પણ ઓછા પ્રમાણમાં તેની ચાર–પાંચ નવલકથામાં જોવામાં આવે છે. છતાં તેનું પ્હેલું નાટક લ્યો કે છેલ્લું લ્યો, ડુબેલો ઘંટ વાંચો કે તેનું બીજું કોઇ સાધારણ નાટક વાંચો; પણ દરેકમાં ઓછું વત્તું સાહિત્યનું તત્ત્વ અને કલા જરૂર જોવામાં આવશે. તેમની લેખક તરીકેની ઉત્તમતા અને સમર્થપણાનો એ એક સચોટ પૂરાવો છે. અને બીજો જોઇતો હોય, તો તેના ૨૫ કરતાં વધારે નાટકોની વિવિધતા–રસની તેમજ સ્વરૂપની–તે છે. હાસ્યરસનાં અને કરુણરસનાં, ઐતિહાસિક તેમજ ભાવનાપ્રધાન, સ્વપ્નનું કે અપ્સરા સૃષ્ટિનું, ધ્વન્યાત્મક કે જીવનનું હુબહુ ચિત્ર દોરનારૂં, એમ નાટકના દરેક પ્રકાર તેણે અજમાવ્યા છે. નાટ્યકલા અને સ્વરૂપમાં પણ એવી જ અને એટલી જ વિવિધતા. એક નાયક અથવા એક નાયિકા અને બીજાં ગૌણ પાત્રો હોય એવાં ય નાટકો તેણે લખ્યાં છે. અને વણકરો નામના નાટકમાં નથી નાયક કે નાયિકા, પણ આખી વણકરની કોમ જ નાયક કે નાયિકા જે ગણો તે છે. નાટકના ૧૦ અંક સાંભળ્યા છે: અંક ૫, ૩ અને ૧ નાય નાટકો લખાય છે, પણ હૌપ્ટમાનનું હાન્નેલેનું સ્વર્ગારોહણ[5] બે અંકમાં છે. એ જ નાટક, શરૂઆતનો અને છેવટનો કેટલોક ભાગ કરતાં, નાયિકા–હાન્નેલેના સ્વપ્નરૂપે જ આપણી નજર આગળ ભજવાય છે. નાટકના વસ્તુનું પ્રથમ લક્ષણ સુગ્રથિતતા અને સ્પષ્ટતા, ક્વચિત જ આપણા લેખકમાં આવેલી છે. છતાંય ખુદ શેકસપીઅર, શૉ, ઇબ્સેન કે મોલીએર જેવા જગત નાટકકારોએ પણ આટલી નાટકના સ્વરૂપની વિવિધતા નહિ દેખાડી હોય. જો કે રસની દૃષ્ટિથી આ બધાઓની સાથે જ હૌપ્ટમાનનું સ્થાન છે. કેમકે એમની માફક એના નાટકોનો પ્રધાન વિષય મનુષ્ય અને તેનું જીવન છે. મૃત્યુને પણ તે નથી ભૂલતો, એ હાન્નેલેનું સ્વર્ગારોહણ વાંચતાં જણાશે.

[3] Dramatic Works of G. Hauptmann. 8 Vols. Edited by Ludwig Lewisohn. (London)

[4] Die Weber: The Weavers.

[5] Hanneles Himmelfahrt: Hannele's Ascension.

મનુષ્ય માત્ર, પછી તે રાય હોય કે રંક, સ્ત્રી હોય કે પુરુષ, બાળક હોય કે ઉમ્મરે પ્હોંચેલ, પણ એના પાત્રોની યાદીમાં એ સૌ આવી જાય છે. પૈસાદારોનાં કલંકિત જીવન અને ગરીબોના દળાતાં જીવનનાં ચિત્રો પણ એનાં નાટકોમાં દોરાયાં છે, અને એનું શ્રેષ્ઠ મનાતું નાટક—ડુબેલો ઘંટ—પોતાના જ એટલે કે એક કલાકારનાં જીવનની ગુંચો ઉકેલે છે. પણ આમ જીવનની સપાટી નીચેના ઊંડાણમાં ડોકીઉ કરીને એ ઉપદેશે છે શું? કે મનુષ્ય એક તરણું છે. કુદરતના, સમાજના, પોતાના આત્માની અણદીઠ ઊંડાણમાં રહેતા બળોથી આમતેમ ઘસડાતું, અથડાતું, કૂટાતું, એક નિર્બળ પતંગીયું છે. હૌપ્ટમાનના લગભગ સૌ નાયક અને નાયિકાઓ, ઉપરના કોઇને કોઇ બળ નીચે ચગદાઇને રીબાય છે. તેનાં પાત્રો એટલે કે મનુષ્ય આજે તો અંધારામાં જ અથડાય છે. અને આજ સુધી અથડાયો છે, પછી તે પૈસાદાર હોય કે ગરીબ. ગરીબ હોય તે વધારે કૂટાય છે, પૈસાદાર ઓછો. એને વિષે આપણા નાટકકારના ખાસ અંગત મિત્ર, અને ડુબેલો ઘંટ ના ભાષાંતરકર્તા,[૬] એની પ્રસ્તવનામાં નીચે પ્રમાણે લખે છે, એટલે તેને, હૌપ્ટમાનના જ વિચાર તરીકે સ્વીકારે છૂટકો.

For my part, I incline to regard Heinrich (ડુબેલાઘંટનો નાયક) as a symbol Humanity, struggling painfully towards the realization of its dream of ideal truth and joy and light and justice. Rautendelein (એક અપ્સરાસદૃશ પાત્ર) in this reading stands for nature or for the freedom and sincerity of nature, missing a reunion with which Humanity can never hope to reach the supreme truth and the supreme bliss, of which the Sun is the emblem.[૭]

આ વાકયોમાં ડુબેલા ઘંટનો મધ્યવર્તી વિચાર મુકવામાં આવ્યો છે. અને એ નાટકમાંથી હૌપ્ટમાનના જીવન અને કવનનું રહસ્ય મળી શકે છે, તેથી જો તેને આપણે નિરાશાવાદી ગણીએ તો બિલ્કુલ ખોટું નથી. અને તે સમજવું જરાયે મુશ્કેલ નથી. કેમકે તેના ગુરુઓમાં મુખ્ય ટોલ્સ્ટોય અને નીત્સે છે. પણ જ્યારે ટોલ્સ્ટોયને મનુષ્યના દુઃખમય જીવનમાંથી પોતાની વૃદ્ધાવસ્થામાં યે 'સર્મન ઑફ ધ માઉન્ટ'થી સાંત્વન અને પ્રેરણા મળ્યાં હતાં: અને નીત્સેને 'સુપર મેન' ના આદર્શમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી; ત્યારે એ બન્નેના શિષ્યને નથી એવી શ્રદ્ધા, કે નથી મળ્યાં એવાં સાંત્વન ને પ્રેરણા.

આવા એક પરમ નાટકકારની એકાદ વાનગી આપું? આ જ લેખમાં ઉપર કહેવામાં આવ્યું છે કે હૌપ્ટમાનની શ્રેષ્ઠતા, વણકરો અને ડુબેલો ઘંટ એમ બે

૬ Charls H. Meltzer.

૭ "હું પોતે તો હાઇનરી (ડુબેલા ઘંટનો નાયક) મનુષ્ય જાતિના પ્રતિનિધિ રૂપ ગણું છું, કે જે સત્ય, આનંદ, પ્રકાશ અને ન્યાયના પોતાના આદર્શને પ્હોંચવા કઠણ પ્રયત્ન કરી રહ્યો છે. રાઉટેનડેલાઇન, પણ એ રીતે કુદરત અને કુદરતના સ્વાતંત્ર્ય તથા પ્રમાણિકતાની પ્રતિનિધિ રૂપ છે. તે પણ હાઇનરીની સાથે ઐકય સાધી શકી નથી, કે જે ઐકય વડે જ મનુષ્ય પરમ સત્ય અને પરમાનંદ રૂપ સૂર્યને પ્રાપ્ત કરી શકે."

નાટકો ઉપર રહેલી છે. અને જો કે એ નાટકોમાં અદ્‌ભુતતા છે, ગહનતા છે, તો પણ તે અધુરાં અધુરાં લાગે છે. વણકરોનાં જીવન અત્યારે એવાં નથી રહ્યાં કે આપણને તેને જોઇને દયા ઉપજે. અને ડુબેલો ઘંટ સર્વાંશે ભાવનાપ્રધાન હોઇ, તેનામાં સંપૂર્ણ સ્પષ્ટતા કે જીવન સાથેના નિકટ સંબંધનો બિલકુલ અભાવ છે. ઉપર આપેલા મી. મેલ્ટઝરના શબ્દો ઉપરથી એના ગુણ દોષનું ભાન વાંચનારને થયું જ હશે. પણ એક ઉત્તમ નાટક નાટ્યકલાના સઘળા ગુણવાળું અને દોષરહિત તેનું જો કોઇ પણ નાટક આ લેખકને લાગ્યું હોય તો તે હાન્નેલેનું સ્વર્ગારોહણ છે. બે અંકની એ છે તો નાટિકા, પણ એટલા ટુંકા ક્ષેત્રમાંયે એ ગહનતા, રસિકતા અને ભાવનામયતાનું સુંદર મિશ્રણ કરે છે. એનો એક હાથ જીવન ઉપર અને બીજો મૃત્યુ ઉપર છેઃ એનું માથું સ્વર્ગમાં ને પગ પૃથ્વી ઉપર છેઃ એનાં પાત્રો છે સર્વ પ્રકારના મનુષ્યઃ પણ આદિથી અંત સુધી--શરૂઆત ને છેવટના કેટલાક ભાગ મુકી દઇએ તો—એક બાળક—મરવા સૂતેલા બાળકનું સ્વપ્નું જ છે.

હાન્નેલે નામની એક ૧૪ વરસની નાની છોકરીને તેનો સાવકો બાપ માર્ટેન બહુ જ દુઃખ દે છે. તેનો મૂળ બાપ, બર્લીનનો એક માજીસ્ટ્રેટ છે. પણ પોતાના ધર્મના જુલમથી મૃત્યુ પામે છે. અને દુનિયામાં એકલી પડેલી દુઃખથી રીબાતી હાન્નેલે બચપણમાં મળેલા ધાર્મિક શિક્ષણની વાતો યાદ કરીને, એક તળાવમાં પડીને આપઘાત કરવાનો પ્રયત્ન કરે છે. પણ ત્યાંથી તેને બચાવીને દૂર પર્વતોમાં આવેલા એક અનાથાશ્રમમાં લઇ જવામાં આવે છે. પણ ખાટલામાં પડી પડી હાન્નેલે બેભાનાવસ્થામાં અનેક પ્રકારનાં સ્વપ્નાં જુએ છે. સૌથી પ્હેલો તેનો સાવકો બાપ એ સ્વપ્નામાં દેખાય છે, અને ત્યાં એ, જેમ પોતાને ઘેર હાન્નેલેને મારતો અને ઝૂડતો, તેમ વર્તે છે. આ ભયંકર સ્વપ્નાથી બાળકનું મગજ બહુ જ ઉશ્કેરાઇ જાય છે. તે જાગી ઉઠે છે અને એક ખૂણામાં માર્ટેનનો આશરો લે છે. પણ તાવ અને અશક્તિને લીધે ત્યાં જ ફરીથી બેભાન થઇને પડે છે. અનાથાશ્રમની એક સાધ્વી,—Sister Martha—તેટલામાં ત્યાં આવી પહોંચે છે, અને હાન્નેલેને પાછી તેની પથારીમાં સુવાડે છે. એટલે વળી પાછા એ ઉશ્કેરાયેલા મગજમાં સ્વપ્નાં આવવા શરૂ થાય છે. પણ હવે ધીમે ધીમે, ભયંકર સ્વપ્નાંને બદલે આનંદકારી સ્વપ્નાં તેને આવે છે. અને અહીંઆ હૌપ્ટમાનની કલાની ખૂબી રહેલી છે! સૌથી પ્હેલી તેની મા સ્વપ્નમાં દેખાય છે, અને તે પોતાની દીકરીને દીલાસો દે છે ને કહે છે કે તેણે જીવનાં દુઃખ ભોગવ્યું છે તો મૃત્યુ પછી સ્વર્ગનું સુખ તેને જરૂર મળશે. આ જગાએજ તેની માને મુખેથી હાન્નેલે પોતે અને આપણે તેના બાપ કોણ હતો તે જાણીએ છીએ.—પોતાની માતાના સ્વપ્નદર્શન કર્યા બાદ, હાન્નેલે ખુબ આનંદમાં આવી જાય છે, અને કંઇ કંઇ ગાન કરે છે. વળી પાછાં સ્વપ્નાં શરૂ થાય છે. એકમાં પોતાના શિક્ષકને કાફનને વેશે જુએ છે, કેમકે તેની આખી જીંદગીમાં તેના તરફ કોઇએ હેત બતાવ્યું હોય તો તે શિક્ષકે જ. પછીના સ્વપ્નામાં આખી માર્થા ( Sister Martha ) ને.

પોતાના સાવકા બાપને, પોતાને વાસ્તે તૈયાર કરેલી મુડદાંની પેટી ( Coffin ) ને, બીજાં નાનાં છોકરાં છોકરીઓને અનુક્રમે જુએ છે. અને જે વખતે, આવા અદ્ભુત સ્વપ્નાં, હાન્નેલેની સાથે આપણે પણ જોતા બેઠા હોઇએ છીએ, જે વખતે આપણને એમ થાય કે હવે પછી કેવુંક સ્વપ્નું આવશે તે વખતે એકદમ હાન્નેલેનાં સ્વપ્નાં ઉડી જાય છે, કેમકે તેનો આત્મા યે ઉડી ગયો છે. પાછા અપ્સરાઓનો સુંદર સંગાથ ત્યજી આપણે અનાથાશ્રમના ગંદા વાતાવરણમાં આવીએ છીએ. હાન્નેલેના મૃત શરીર ઉપર ડાક્ટર અને સાધ્વી માથાં વાંકા વાળીને ઉભાં છે તેની સાથે છેવટનો પડદો પડે છે.

મૂળ નાટક પૂરૂં કર્યા પછી, અને વાંચતાં વાંચતાં યે, આપણાં હૃદયમાં જે લાગણીઓ થાય છે, તે ઉપર આપેલો લુખ્ખો સાર વાંચીને નહિ થાય. એ સુંદર નાટિકાને વિષે આગળ જે ટીકા મેં કરી છે, તે જ ફરીથી કરવાને હું લલચાઉં છું: કે નાટ્ય કલાના બધા ગુણો તેમાં છે; અને તેમાં દોષ જો કોઈ હોય તો તે આ લેખકને હજી સુધી દેખાયો નથી. આ લેખને પુરો કરતાં પ્હેલાં, **હાન્નેલેના સ્વર્ગારોહણમાં** રજુ થતા એક નિર્દોષ કિશોરીના પવિત્ર માનસને હું આગળ કરૂં, કે એ નાટિકાએ સ્વપ્ન નાટકની જે નવી દિશા ખોલી બતાવી છે તે કહું ? પ્રજાના દલિત વર્ગોનું સચોટ અને હૃદયદ્રાવક ચિત્ર તેની અંદર દોરવામાં આવ્યું છે તેની સત્યતા ને સુંદરતાના વખાણ કરીશું, કે એમાંથી નીકળતા ઉત્તમ બોધને આપણે ગ્રહણ કરીશું ? અને, પરાણે એક કલાકના આ તમાશામાંથી એક કરતાં વધારે ગહન બોધ જોનારને મળે છે, એ પણ એની ઉત્તમતાની એક સાબીતિ છે. હૌપ્ટમાનના ઘણાખરા નાટકોની માફક, આની નાયિકા સમાજના બંધારણ રૂપી જાળમાં ફસેલી એક માછલી જ છે, કે જેને વાસ્તે શરૂઆતમાં દયા અને પછીથી પ્રેમ, આપણા હૃદયોમાં લેખક જાગ્રત કરવા માગે છે. કેમકે ખુદ ઇશ્વર પણ એવાં બાળકોને વ્હાલથી પોતાની છાતી સરસાં ચાંપે છે. મૂળ જર્મનમાં એ નાટકના મુખ પૃષ્ટ ઉપર બાઇબલના નીચેના શબ્દો મુક્યા છે, અને એ જ શબ્દો નાટકની અંદર પણ એક પાત્ર બોલે છે:

Suffer the little children to come unto me, and forbid them not. For of such is the kingdom of Heaven.

વળી પ્હેલા જ અંકમાં મૃત્યુને મનુષ્યે કેવી રીતે ભેટવું એ પણ લેખકે સરસ રીતે કહ્યું છે. છેલ્લે, આજ નાટક ભજવાયા પછી જર્મનીનું પ્રજાકીય ઇનામ–Grillparzer Prize–આપવામાં આવ્યું હતું, એ વાત પણ અહિંઆં નોંધવા જેવી છે.

બાપુરાવ ગણપતરામ ઠાકોર



૮ "મારી પાસે એ નાનકડાં બાળકોને આવવા દો એમને રોકો મા. કેમકે સ્વર્ગનું રાજ્ય એવાં જ બાળકોનું છે."

# લોકચર્યા

[ આ માસિકના લેખકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. તંત્રી ]

## પ્રજાની જ્ઞાનતંતુની નબળાઇ

ગાડામાં મુસાફરી કરતાં ઘણાને અનુભવ થયો હશે. એ કે ત્રણ ગાડાં હોય ત્યારે પહેલું ગાડું હાંકવા કોઇ ગાડાવાળો ખુશી હોતો નથી. ગાડાવાળાઓ ચાલતે ગાડે ઊંઘી જાય છે અને પહેલું હાંકનાર ઊંઘી ન શકે એ એનું કારણ નથી. ઊંઘવું ન હોય ત્યારે પણ પહેલું નહિ હાંકે. તેનું કારણ તેઓ એમ કહે છે કે પહેલું ચાલતા ગાડાના બળદોને થાક વધારે લાગે છે. પછીના ગાડાના બળદો દેખાદેખી ચાલ્યા કરે છે તેમને થાક ઓછો લાગે છે. આ વાત સાચી છે.

આ ગુણ માત્ર બળદમાં જ નહિ પણ માણસમાં પણ હોય છે. લાંબી મુસાફરીએ ચાલતાં જવું હોય ત્યારે થોડીવાર તો બધા ભેગા ચાલે છે. પછી થાકેલો માણસ પાછળ પડે છે. થોડો પાછળ પડ્યા પછી પાછો તે દેખાદેખી એટલું ને એટલું અંતર રાખી ચાલ્યા કરે છે. એટલે કે પહેલા માણસના જેટલા જ વેગે ચાલે છે પણ રહે છે પાછળ. તેથી તેને થાક ઓછો લાગે છે. માત્ર ખરેખરો ચાલનારો જ આગળ ચાલે છે બીજા તેના દેખાદેખી ચાલે છે. પાછળ ચાલનારો એટલું જ ચાલે છે છતાં તેને થાક ઓછો લાગે છે.

આ ગુણ જેવો સ્થૂલ ક્રિયામાં છે તેવો જ માણસની સૂક્ષ્મ ક્રિયામાં છે. કુદરતનું કોઈ દૃશ્ય જોઈ તેનું રંગિતચિત્ર કાઢવું અઘરૂં છે. પણ એવા ચિત્રની નકલ કરવી સહેલી છે. કોઇ માણસને જોઇ તેનું રેખાચિત્ર દોરવું અઘરૂં છે પણ એવું રેખાચિત્ર જોઇ તે પ્રમાણે દોરવું સહેલું છે. નવું જ કાવ્ય કરવું અઘરૂં છે પણ એક કવિનો રાગ કે તેનો ભાવ કે તેની પંક્તિ લઇ કાવ્ય કરવું સહેલું છે. નવી વાર્તા લખવી અઘરી છે પણ એક વાર્તાના બનાવો કે ભાવો લઇ તે પ્રમાણે બનાવો કે ભાવો ગોઠવવા સહેલા છે. પોતાની મેળે એક રાગ ગાવો અઘરો છે પણ ગાયક ગવરાવે તે પ્રમાણે શીખવું સહેલું છે. આખું કલાસાહિત્ય આની સાક્ષી પૂરે છે.

પણ જીવનમાં પણ એમ જ છે. સરકારની સામે જેવું લાગે તેવું કહી દેવું આઠ વરસ ઉપર અઘરૂં હતું, હવે એકવાર ગાંધીજીએ કહ્યું એટલે બીજા બધાને કહેવું સહેલું છે. એ દૃષ્ટિએ અસહકાર પહેલાંનાં ભાષણો તથા વર્તમાનપત્રોના મુખ્ય લેખો અને તે પછીનાં ભાષણો તથા લેખો સરખાવી જોવા જેવા છે. સત્યની ખાતર સત્ય

કેદ, દેશનિકાલ કે દેહાંત ખમવાં દસ વરસ ઉપર અઘરાં હતાં, આજે હવે તે કરવું સહેલું છે. પહેલાં કન્યાને મોટી ઉમર સુધી કુંવારી રાખવી કે ભણાવવી કે વિધવાએ ફરીવાર પરણવું કે પરદેશ જવું કે રૂઢિની સામે થઇ નાત ન જમાડવી એ સર્વ દુર્ઘટ હતું. અત્યારે એ સર્વ સહેલું થઇ ગયું છે. એ બધાનું એ જ કારણ છે.

ખરી રીતે આમાં સહેલું કે અઘરૂં બને છે તેનું કારણ શરીરનો થાક નથી પણ જ્ઞાનતંતુને લાગતો વધારે કે ઓછો થાક કે ઘસારો છે.

આ નિયમ જેમ વ્યક્તિના સંબંધમાં લગાડી શકાય તેમ જમાનાના સંબંધમાં પણ લગાડી શકાય. રૂઢિને અનુસરતા જમાનાને જ્ઞાનતંતુનો જે થાક કે ઘસારો લાગે તે કરતાં ઘણો વધારે થાક કે ઘસારો રૂઢિને નહિ અનુસરનાર, નવી રૂઢિને માટે મથતા જમાનાને લાગે. આપણા બાપદાદા શરીરે બહુ સારા હતા અને આપણે ખરાબ છીએ એમ ઘણા મહેણું મારે છે, આપણે પણ એ રીતે આપણા તરફ અવજ્ઞાથી ઘણી વાર બોલીએ છીએ પણ તેનું કારણ આ છે. આપણા કરતાં વધારે ખરાબ હવાપાણીવાળા ઘરમાં રહેતો અને ઓછું ઘી-દૂધ ખાતો પણ રૂઢિ પ્રમાણે ચાલતો માણસ ઘણે ભાગે આપણા કરતાં વધારે સારો આ કારણથી છે. આપણા જમાનાને દરેક બાબતમાં રૂઢિઓ તોડી નવી પદ્ધતિઓ ખીલવવાની છે અને તેથી તેના જ્ઞાનતંતુઓને વધારે તાણ લાગે છે, વધારે ઘસારો અને થાક લાગે છે. આપણા બધા જુવાનો અત્યારે આ સ્થિતિમાં છે. અને છતાં આ સ્થિતિમાંથી બહાદુરીથી પસાર થવું એ જ તેનો ખરો ઉપાય છે.

જુવાનોની જ્ઞાનતંતુઓની નબળાઇ અનેક રૂપે પ્રતીત થાય છે. ઘણું બહારનું દેખાતું ચાંચલ્ય ચાલાકી, ચપળતા એ મને તો ઘણીવાર મનની અસ્થિરતા કે નિર્બળતાનું પરિણામ જ લાગે છે. માણસ સ્વસ્થ બેસી નથી શકતો, વિચારી નથી શકતો. કંઇ પણ કામ વિના સાઇકલ પર રખડે છે, ખાય છે પીએ છે એ સ્પષ્ટ ઇચ્છાથી કરતો નથી પણ આંતર અસ્થિરતાથી કરે છે. બેકન દાખલો આપે છે કે દરદી પથારીમાં તડફડિયાં મારે છે તેનું કારણ તેની સૂવાની સ્થિતિ ખોટી છે એમ નથી પણ તેની આંતર વેદના છે. તેમ જ આ બહારનો તડફડાટ તે આંતર અસ્વસ્થતા સૂચવે છે. ઘણાઓ નાટકો સીનેમા જુએ છે, હરે છે ફરે છે તેમાં આ અસ્વસ્થતા જ કારણભૂત છે.

જુવાન માણસો પોતાની પત્ની વિના નથી રહી શકતા, વિયોગ નથી સાંખી શકતા તેનું કારણ પણ હું પ્રેમ નથી માનતો પણ આ જ્ઞાનતંતુની અસ્થિરતા માનું છું. ખરી રીતે પ્રેમ કરવાની બાબતમાં પણ રૂઢિ હોય છે જો કે ઘણા આ નહિ સ્વીકારે. આપણે ખાઇએ છીએ ભૂખ મટાડવા પણ ખરી રીતે દરેક વાર ખાતી વખતે ભૂખ છે એવા જ્ઞાનથી કે ભૂખની પ્રેરણાથી નથી ખાતા પણ ખાવાનો વખત થાય છે માટે ખાઇએ છીએ. લગ્નનું પણ તેવું છે. અત્યારે પ્રેમ કરવાની એ જૂની પદ્ધતિ બદલાય છે અને તેથી પ્રેમ કરવામાં પણ પહેલાં કરતાં વધારે જ્ઞાનતંતુને તાણ કે ઘર્ષણ કે વ્યય કે ક્ષય થાય છે. આપણા પ્રેમની ભાવના ઉપર ઇંગ્લંડના સાહિત્યની અત્યારે અસર છે. પણ ઇંગ્લંડનો સામાન્ય માણસ પ્રેમભાવના ઉપર જેટલો સંયમ રાખી શકે છે, અને

વિયોગમાં સ્વસ્થ રહી શકે છે તેટલો કાબુ કે તેટલી સ્વસ્થતા આપણો યુવાન બતાવી શકતો નથી. તેનામાં વધારે અધીરતા અને વિહ્વલતા છે. તેનું કારણ પણ હું તો એ જ માનું છું.

આપણો જુવાન આ જ ચાપલ્ય ( nervousness ) બીજી અનેક રીતે બતાવે છે. તે સ્વસ્થ બેસી શકતો નથી. અંગ્રેજોને એક જ રીતે કલાકોના કલાક સુધી સ્વસ્થ સ્થિર બેઠેલા આપણે જોઇશું. પણ આપણી સભામાં બેઠેલા સભાસદો દસેક મીનીટમાં તો માથું ખંજોળવા માંડે છે, શરીર પર હાથ ફેરવવા માંડે છે, આડું અવળું જુએ છે, ખુરશી પર કે નીચે જ્યાં બેઠા હોય ત્યાં ફરવા માંડે છે, સ્થિતિ બદલાવ બદલાવ કરે છે, અંદર અંદર વાતો કરવા માંડે છે અને તેમ ન કરે તો પણ મન સ્થિર રાખી શકતા નથી. આપણાં ઘણાંખરાં કાર્યો અને કેટલીક હીલચાલો આવા માનસિક ચાપલ્યનું જ પરિણામ હોય છે.

આવા રૂઢિઓ તૂટવાના, જીવન આદર્શ બદલાવાના, નવી વિચારપદ્ધતિઓ કાર્યપદ્ધતિઓ શોધવાના જમાનામાં આપણે આંતર સ્વસ્થતા કેળવવા માટે ખાસ લક્ષ આપવું જોઇએ. આપણી કેળવણી આ બાબત નહિ જેવો વિચાર કરે છે. ઉલટું કૉલેજની મુક્ત ગણાતી કેળવણી આ ચાપલ્યને ઉત્તેજન આપે છે. આ ચાપલ્ય માનસિક રોગ છે એમ હજી બધા જાણતા નથી. આપણી કેળવણીએ અને ખાસ કરીને બાળકેળવણીએ આ પ્રશ્ન હાથમાં લેવો જોઇએ.

આના ઉપાયોનો વિચાર કરતાં જર્મનીની કેળવણી સંબંધી ક્યાંક વાંચેલો વિચાર યાદ આવે છે. તેમાં લખેલું હતું કે શાળામાં દરેક વિદ્યાર્થી ગમે તે સમયે આકાશ સામું જોઇ શકે એ રીતે બેઠકો ગોઠવવી જોઇએ. આંતર સ્વસ્થતા માટે આકાશદર્શન જેવો એકેય સાદો સરલ અને કાર્યકર ઉપાય નથી. ગમે તેવો માનસિક ક્ષોભ પણ આકાશ તરફ જોવાથી શમી જાય છે. કૅન્ટ પણ આકાશની નિરવધિ ગહનતાની ઘણી સ્તુતિ કરે છે. આકાશદર્શન તેના ચિત્ત ઉપર બહુ ગહન સંસ્કાર પાડતું.

બીજા ઉપાયોમાં દીર્ઘશ્વાસ લેવા, સ્વસ્થ બેસતાં શીખવું, અને દૃષ્ટિ સ્થિર કરતાં શીખવું એ છે. ભલે આપણે ન માનીએ કે યોગથી બ્રહ્મસાક્ષાત્કાર થાય છે, કે લઘિમા કે એવી કોઇ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, કે હવામાં અદ્ધર ઉડાય છે, કે ભવિષ્ય જાણી શકાય છે. પણ યોગનું હરકોઇ એક સારું આસન સિદ્ધ કરી તે પ્રમાણે બેસતાં શીખવાથી, પ્રાણાયામથી કે દીર્ઘ શ્વાસથી અને ત્રાટકથી કે દૃષ્ટિ સ્થિર કરવાથી આંતર સ્વાસ્થ્ય થાય છે એટલું તો ખરું જ છે. આપણી કેળવણીમાં આ દૃષ્ટિને સ્થાન આપવું જોઇએ. તેમાં પણ નીચે બેસવાનો નવો અખતરો આપણે શરૂ કર્યો છે, ત્યારથી આસન સિદ્ધ કરવાનો પ્રશ્ન વધારે અગત્યનો થયો છે.

રા.

# જ્ઞા ન ગો ચ રી

## હિંદમાં રૂશિયા સામે બ્રિટનની લડાઇની તૈયારીઓ

હિંદમાં બ્રિટન રૂશિયા સામે લડાઇની તૈયારી કેવી રીતે કરી રહ્યું છે તે વિ સપ્ટેંબર ૧૯૨૭ ના 'લેબર મન્થલી'માં એક લેખ આવ્યો છે. તેમાંથી અમારા વાચકો માટે નીચેના ફકરાઓ ઉતાર્યા છે.

### (अ) પોલીટીકલ તૈયારીઓ

(૧) દેશની રાજ્યનીતિમાં હિંદીઓને સારો ભાગ આપવો–એટલે કે ગરીબ લોકો ચૂસવામાં મૂડીદાર વર્ગને મદદ કરવી. ( a share in the exploitation of th people. )

(૨) બોલ્શેવિક રૂશિયા જે ખાનગી મીલ્કત વિરુદ્ધ પ્રચાર કરે છે તેનાથી ઉપલા ( માલદાર ) વર્ગનું રક્ષણ કરવું.

બીજા મુદ્દામાં દેશી રાજાઓ આવી જાય છે. સરકારે જે જે તહનામાં દેશ રાજાઓ સાથે કર્યા છે તેનો અભ્યાસ કરતાં એક બાબત સ્પષ્ટ થાય છે કે સરકારનો ઇરાદો દેશી રાજાઓને ખુદ બ્રિટનની સાથે જોડવાનો છે, નહિ કે જે બ્રિટીશ હિંદ સ્વરાજ્ય મળે તેની સાથે. એવી રીતે કે બ્રિટીશ–સ્વરાજ્યનું હિંદ જો કોઇ દિવ ઈંગ્લાંડની યોજનાઓ વિરુદ્ધ બહાર પડે, તો હિંદનો બળવો શમાવવા માટે હિંદના દેશી રાજાઓનો ઉપયોગ થઇ શકે.

× × ×

હિંદુઓને એમ કહેવામાં આવે છે કે રૂશિયા અફઘાનિસ્તાનને હિંદમાં ઇસ્લામ રાજ્ય સ્થાપવા મદદ કરે છે,[૧] અને મુસલમાનોને એમ કહેવામાં આવે છે કે બોલ્શેવિક રૂશિયા ઇસ્લામ ધર્મ તેમ જ તમામ ધર્મોનું મહાવેરી છે.

### (च) લશ્કરી તૈયારીઓ

(૧) સીંગાપોરનું લશ્કરી મથક જેના નીચે મુજબ ઉપયોગ થઇ શકે. પાસિફીક અને ચીનના ઉપર તે કાબુ રાખે છે, હોલંડને કંઈ નહિ તો તટસ્થ રાખે છે, ફ્રેંચન પૂર્વમાં આવેલા દેશને ધમકીરૂપ છે, ફ્રાન્સને ઈંગ્લંડ વિરુદ્ધ લડાઇમાં ઉતરવાનું મુશ્કેલ કરી મૂકે છે, જાપાની નૌકા સૈન્ય પર લટકતી તરવારરૂપ છે, અને હિંદમાં વિગ્રહ કે ક્રાન્તિ થાય તો ઓસ્ટ્રેલીઅન લશ્કરને હિંદમાં ઉતરવાની સરળ કરી આપે છે.

---

૧ British war Preparations in India. by A. N. Bhaduri.
'The Labour Monthly' Sept. 1927.

(૨) ટ્રીન્કોમાલીનું છૂપું નૌકાસૈન્યનું મથક.

(૩) હવાઇ વિમાનોનું કરાંચીમાંનું નવું મથક.

(૪) વાયવ્ય સરહદના પ્રાંતોમાં હવાઇ લશ્કરનું મથક—ત્યાં કદાચ નવી લડાઇનું નવું વર્તુળ થવા સંભવ છે. આ હવાઇ કાફલાનો સરંજામ દુનિયાના કોઈ પણ કાફલા કરતાં ઉતરતો નથી. હાલના વાઇસરોય આવ્યા બાદ પહેલવહેલાં તેઓ સરહદના પ્રાંતો પર ફરી આવેલા !

(૫) કરાંચી અને પેશાવર વચ્ચેની મોટર લોરીની સગવડ. ( મોટર લૉરીઓને કસ્ટમ્સ ડ્યૂટીમાંથી મુક્ત રાખવામાં આવી છે. જો રેલ્વેનાં કામદારો હડનાલ પાડે તો આ મોટર લોરીઓનો ઉપયોગ લડાઇનો સરંજામ મોકલવામાં થઇ શકે. )

(૬) ખૈબરઘાટની અતિ ખર્ચથી બનાવાતી રેલ્વે. સરહદ પરની નવી રેલ્વે લાઇનો.

(૭) બંગાલ અને બર્મા, તથા બર્મા અને સીઆમને રેલ્વેથી જોડવાની નવી યોજના.

(૮) રોયલ ઇન્ડિયન નેવી—શાહી હિંદી નૌકાસૈન્ય—જેની ફરજ ઇરાની અખાતમાં રહેલા બ્રિટીશ નૌકાસૈન્ય સાથે કામ કરવાની છે.

(૯) એશિયામાં ( એટલે કે ચીન કે રશિયાની સામે ) બ્રિટીશ લશ્કરનો ઉપયોગ થઇ શકે માટે બ્રિટીશ એક્સપીડીશનરી લશ્કરને હિંદમાં રાખવાની લૉર્ડ હાર્ડિન્જની ભલામણ. એમ કહેવામાં આવ્યું હતું કે યુરોપી લડાઇ પહેલાં એ લશ્કર ઇંગ્લંડમાં રાખવામાં આવ્યું હતું કારણ "તે વખતે એમ જાણવામાં હતું કે તેને યુરોપના ખંડમાં ઉતારવાની જરૂર પડે." કલકત્તાનું 'સ્ટેટ્સમેન' કહે છે: "સવાલ એ છે કે જે જે ભાગો ઉપર ભય છે તે ભાગો ઉપર હુમલો કરવા માટે ઇંગ્લંડ સારામાં સારૂં મથક છે શું ?". ( જે જે ભાગો ઉપર ભય છે–danger centres ક્યાં ?...હિંદ પરનાં ! )

(૧૦) હિંદનાં દેશી રાજ્યોનાં લશ્કરોની આધુનિક પદ્ધતિ દ્વારા ખીલવણી, અને તેમના પરનો કાબુ.

(૧૧) હિંદમાં લડાઇનો સરંજામ બનાવવા નવાં કારખાનાં.

(૧૨) ઉત્તર બર્માનાં જંગલોમાંના ગુલામોને મુક્ત કરવાના તથા ત્યાં થતા મનુષ્યના હોમ અટકાવવાના બહાના હેઠળ હિંદી સરકાર તરફથી લડાઇની દૃષ્ટિએ એ પ્રદેશની સર્વે થાય છે. જ્યાં સુધી બ્રિટીશની અફીણની પોલીસીનું 'ચીન' ભોગ હતું, ત્યાં સુધી લશ્કરી સત્તાવાળાઓએ હિંદના રક્ષણ માટે (?) સરહદ પરના પ્રાંતો ઉપર જ ધ્યાન આપ્યું. હવે જ્યારે ચીન સામું થયું છે, ત્યારે બ્રિટીશ શાહીવાદને એકદમ ખબર પડી કે ઉત્તર બર્માના જંગલોમાં મનુષ્યોને ભોગમાં ધરવામાં આવે છે ! ! ( જો કે બ્રિટીશ શહેનશાહત મનુષ્યોનો જેટલો ભોગ ધરે છે તેના કરતાં ઘણા ઓછા પ્રમાણમાં. ) ગયા શિયાળામાં કમાન્ડર-ઇન-ચીફ ભામો અને ઇરાવતી નદીએ મુસાફરી કરી, અને ત્યાંથી પગે ચીન-બર્માની સરહદ સુધી તે અજાણ્યા મુલકની તપાસ કરવા ગએલા.

કલકત્તાના 'ફોરવર્ડ' પત્રે આ પોલીસી બહાર પાડી કે તરત તેનો બજારમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો.

(૧૩) અફઘાનિસ્તાન, રૂશિયા ઇરાન, તુર્કી અને ચીનમાં છુપા જાસુસોનું વધતું જતું ખર્ચ !

રાજ્યકરણની તેમ જ આર્થિક દૃષ્ટિએ ગુલામ બનેલું હિંદ લડાઇમાં આગળ પગલાં લેવા માટે સારામાં સારૂં મથક છે !!

હાલ તરત છાપાં દ્વારા ખબર મળે છે કે એડનને લંડન વૉર ઑફિસની સીધી દેખરેખ તથા અધિકાર નીચે મૂક્યું છે. મ્યુનીસીપલ તથા બીજી દૃષ્ટિએ તે હજી મુંબઇ ઇલાકામાં જ છે. આ બનાવ વિશે ચર્ચા કરતાં 'નેશનલ હેરલ્ડ' કહે છે કે હિંદને પૈસે બ્રિટીશ લશ્કર ત્યાં સુખેથી રહેશે. આમ હોય કે ન હોય તો પણ એક વાત તદ્દન સાબીત થાય છે કે લડાઇની તૈયારીઓ બ્રિટન સંપૂર્ણ રીતે કરી રહ્યું છે.

હિંદના ઇતિહાસમાં પહેલી વાર બ્રિટનનો લડાઇ ખાતાનો પ્રધાન (મિનિસ્ટર ઑફ વૉર) અહીં આવવાનો હતો !!! પણ હાલ તરત તે મુલતવી રહ્યું છે એમ ખબર આવી છે !–આટલાં આપણાં સદ્‌ભાગ્ય !



## હિંદુઓની ઘટતી જતી સંખ્યા

હિંદુઓની ઘટતી સંખ્યા વિષે 'સ્ટેન્ડર્ડ બેરર' લખે છેઃ—

"૧૯૨૧ના વસ્તીપત્રક (સેન્સસ) પરથી સ્પષ્ટ માલુમ પડી આવે છે કે હિંદુઓની સંખ્યામાં લગભગ ૭૫૦ હજારનો ઘટાડો થયો છે જ્યારે ખ્રીસ્તીઓની સંખ્યા ૧૦ લાખ જેટલી વધી છે. ૧૯૦૧ થી ૧૯૧૧ સુધીમાં તેઓની સંખ્યા જે પ્રમાણમાં વધી તે જ પ્રમાણ ૧૯૧૧ થી ૧૯૨૧ના ગાળામાં તેઓએ ટકાવી રાખ્યું છે. ખરી રીતે મુસલમાન ૩·૧ ટકા, શીખ ૭·૪ ટકા, તથા ખ્રીસ્તીઓ ૨૨·૭ ટકા જેટલા ૧૯૧૧ થી ૧૯૨૧ સુધીમાં વધ્યા છે; જ્યારે હિંદુઓ ૦·૫ ટકા ઘટયા છે. વસ્તીપત્રકમાં હિંદુઓના આંકડામાં નીચલા વર્ગના લોકોનું પ્રમાણ વધારે છે; અને તે વર્ગમાં વિધવા વિવાહની છૂટ હોવાથી, તેમનામાં વધારે પ્રમાણમાં પ્રજોત્પત્તિ થાય છે. આ જ વર્ગમાં મુસલમાન કે ખ્રીસ્તી પાદરીઓ પોતાના ધર્મમાં લોકોને વટલાવે છે, એમાં સંશય નથી; અને તે પણ દલીલ કે બુદ્ધિબળથી લોકોનાં મનમાં પલટો કરીને નહિ, પરંતુ ભય અને નફાની લાલચ આપીને."

હિંદુઓની વસ્તીમાંથી દર ૨૦૦ માણસે એક માણસ ઓછો થયો છેઃ પછી તેને મુસલમાન કરવામાં આવ્યો હોય કે ખ્રીસ્તી. પ્રજનનશાસ્ત્રનો એ પણ એક સિદ્ધાન્ત છે કે લોહી જેમ અંદરનું અંદર ગુંથાયા કરે, લગ્નો જેમ વધારે ને વધારે નજીકની પેઢીઓમાં થતાં જાય, તેમ પ્રજોત્પત્તિ ઓછી થતી જાય છે. આપણી નાની નાની નાતો તથા ગોળોમાં આમ જ બને છે, અને તેને અંગે પણ હિંદુઓની સંખ્યા ઘટતી જાય છે. આ સત્યની બીજી બાજુ ખ્રીસ્તીઓના ૨૨·૭ ટકા જેટલા વધારામાં વ્યક્ત થાય છે. અલબત્ત પાદરીઓએ નવા ખ્રીસ્તીઓ પણ બનાવ્યા જ હશે, તોપણ ખ્રીસ્તી ધર્મમાં ભળતા લોકો જુદી જુદી નાતનાં અને લોહીનાં હોવાથી તેમનામાં પ્રજો-

ત્પત્તિ પણ વિશેષ થાય છે. પ્રજાસત્તાક જમાનામાં સંખ્યા પણ એક મોટું બળ છે, અને તે દૃષ્ટિએ પણ હિંદુઓ નબળા ન થવા જોઇએ.

વળી ઉપર કહ્યું છે તેમ હિંદુઓની મોટી સંખ્યા કહેવાતી હલકી વર્ણોની બનેલી છે. તેમનામાં વિધવાવિવાહ, નિરક્ષરતા વગેરે કારણોને લઈને પ્રજોત્પત્તિ વિશેષ થાય છે; એટલે કે દર વર્ષે હિંદુસમાજની ઉન્નતિ થવાને બદલે ઉલટું તે સમાજમાં અભણ અને હલકા વર્ગના લોકોની સંખ્યા વધતી જાય છે. કહેવાતી ઉજળીઆત કે ઉચ્ચ કોમોનું આ તરફ લક્ષ જવાની જરૂર છે, અને હાલ જેને નીચી કોમો કહેવામાં આવે છે તેમને કેળવણી દ્વારા વધારે ઉચ્ચ સ્થાને લઇ જવા હિંદુ કોમના આગેવાનોએ ખાસ પ્રયત્ન કરવો જોઈએ. નહિ તો કુવામાંના દેડકાની માફક જો તેઓ પોતાની જ નાની નાતોમાં રહી સંતુષ્ટ રહેશે, તો એક દિવસ એવો પણ આવશે કે આજુબાજુના બધા જ કાં તો મુસલમાન કે ખ્રીસ્તી થઇ ગયા હશે.



## બોલ્શેવિક રૂશિયાની મીલના કામદારોની સ્થિતિ

'માન્ચેસ્ટર ગાર્ડિયન'ના એક ખબરપત્રી તરફથી નીચે પ્રમાણે રૂશિયાની મીલનું વર્ણન આપવામાં આવ્યું છે:—

"હું જુદાં જુદાં ખાતાઓમાં ફર્યો. મ્યૂલના સાંચા પર એક સ્પીનરને દર મહીને ૧૦ પાઉંડ મળતા હતા; મોટા પીસર–તાર સાંધનારને ૮ પાઉંડ, તથા નાનાં છોકરાંઓને ૬ પાઉંડ ૧૦ શી. ૧૮ વર્ષથી મોટી ઉમરના મજૂરો ૮ કલાક કામ કરતા હતા, અને ૧૬ થી ૧૮ વર્ષના ૬ કલાક. ૧૬ વર્ષથી નીચેનાને કદી કામે લગાડી શકતા નહોતા. મને ખાતાં બતાવવા જે એન્જીનીઅર સાથે આવ્યો હતો તેને દર મહીને ૩૦ પાઉંડ મળતા હતા, જ્યારે ડીરેક્ટરને મહીને ૨૨ પાઉંડ જ મળતા હતા. એન્જીનીઅર પોતે બોલ્શેવિઝમ પહેલાં આ જ મીલમાં ૯ાા કલાક કામ કરતો હતો, અને હવે તો દરેક સાંચાકામ કે ટેકનીકલ બાબતમાં તે જ છેવટનો નિર્ણય આપતો.

શાળખાતામાં એક માણસ બેથી ચાર લૂમ સંભાળતો હતો; હોંશીઆર કારીગરો મહીને ૧૪ થી ૧૫ પાઉંડ જેટલું કમાતા, જ્યારે અણઘડ માણસને ૭ પાઉંડ ૧૬ શીલીંગ મળતા. ઉમેદવારોને ૭ માસ પછી ૩ા પાઉંડ, અને મફત રહેવાનું મકાન મળતું, અથવા જો ફેક્ટરીની બહાર રહેતા હોય તો ઘરનું તથા ટ્રામમાં આવવા જવાનું ભાડું મળતું. મજૂરોના ૬૫ ટકા મીલની જ દીવાબત્તીવાળી ચાલીઓમાં મફત રહેતા. અને જેઓ ત્યાં ન રહેતા હોય તેમને ૧૧ શી. ૪ પેન્સ જેટલો વધારો મળતો...શાળખાતું સવારના પાંચથી રાતના નવ સુધી ચાલુ રહે છે, અને અમુક મજૂરો સવારના પાંચથી નવ અને બપોરના એકથી પાંચ, અને બીજા મજૂરો નવથી એક અને પાંચથી નવ કામ કરતા હોય છે.

ઉત્પન્ન કે પ્રોડક્શન માટે મજૂરોને જવાબદાર ગણવામાં આવે છે. કામની વ્યવસ્થા તથા પ્રોડક્શન વધારવાની રીત તેમણે ચૂંટેલા પ્રતિનિધિઓ દ્વારા તેઓ જ સૂચવે છે. પ્રતિનિધિઓની આ કમીટી મહીનામાં બે વખત મળે છે. ડીરેક્ટરે મને કહ્યું કે તે

ફેક્ટરીમાં હતો તે દરમીઆન આવેલી સૂચનાઓમાંની ૫૫ સૂચનાઓનો અમલ કરવામાં આવ્યો હતો.

મેં બે પ્રતિનિધિઓ સાથે થોડી વાતચીત કરી. કામ કરવાની પદ્ધતિ તથા મજૂરીના દર ૧૫ માસ માટે નક્કી કરવામાં આવે છે.

સોવીએટના મજૂર માટેના કાયદા નીચે પ્રમાણે છે.

બરતરફ થએલો માણસ 'વર્કર્સ કોન્ફ્લીક્ટ કમીશન'–એ નામની કમીટીને ફરીઆદ કરી શકે છે. તે કમીટીમાં બે મજૂરો તથા બે ઑફીસના માણસો હોય છે. જે ઝઘડાઓ આ કમીટી ન પતાવી શકે તે 'કોમીસેરીઅટ ઑફ લેબર' પાસે જાય છે. ......ફરીઆદો સાંભળનાર કમીટી પોતે જ કોઇ મજૂરની ગફલતને લીધે થએલા નુકશાન માટે કેટલો દંડ કરવો તે નક્કી કરે છે......સરેરાસ પગારના ⅓ થી વધારે કોઇનો દંડ કરી શકાતો નથી.

ફેક્ટરીનાં બાળકો માટેના નર્સીંગ હોમમાં જઇ આવ્યો. ત્યાં કીન્ડરગાર્ટનની એક શાળા છે, જે રજાને દિવસે બંધ રહે છે. બાળકોની માવજત સારી થતી હતી, અને તેઓ સુખી અને સંતુષ્ટ લાગતાં હતાં. આ સગવડ બાળકો માટે મફત કરવામાં આવે છે. દર ચાર કલાકે સ્ત્રીઓ પોતાનાં બાળકોને ધવરાવવા જાય છે. પ્રસૂતિ પહેલાં અને પછી બે બે મહિના સ્ત્રીઓને ચડતે પગારે રજા આપવામાં આવે છે, અને કામ પર ચડ્યા બાદ નવ માસ સુધી બાળકને ધવરાવવું પડે તે માટે માતાને તેના પગારમાં ૨૫ ટકાનો વધારો આપવામાં આવે છે.'

(રાજ્ય તરફથી જ જે ટેક્સ્ટાઇલ ટ્રસ્ટ નીમાએલું હોય છે તે) ટેક્સ્ટાઇલ ટ્રસ્ટ મજૂરોના પગારના ૧ થી ૨ ટકા રહેવાનાં ઘર માટે ફંડ તરીકે આપે છે; ½ થી ૧ ટકા જેટલું નહાવાના હોજ તથા ક્લબો માટે આપે છે. મજૂરોની સર્વદેશીય (સાંસ્કૃતિક) ઉન્નતિ માટે વધારાનો ૧ ટકો આપે છે. આ કાર્યક્ષેત્રમાં પુસ્તકાલય તથા શાળાઓનો સમાવેશ થાય છે. છેવટ વીમાફંડમાં નાણાં ભરવા સ્ટેટ તરફથી વધારાના ૬ ટકા આપવામાં આવે છે.

ફેક્ટરીના દરેક મજૂરને ઉનાળામાં ચડતે પગારે ૧૫ દિવસની રજા આપવામાં આવે છે......જો માંદા પડે તો ૬ અઠવાડિયા સુધી ચડતે પગારે અને વળી મફત, મજૂરોને આરોગ્યભુવનોમાં (સેનીટેરીઅમ) લઈ જવામાં આવે છે......કાળા સમુદ્ર અને કેકિસસનાં હવા ખાવાનાં ઠેકાણાંઓમાં આ આરોગ્યભુવનો આવેલાં છે. હું પોતે એક આરોગ્યભુવનમાં ૧૫ દિવસ રહી આવ્યો. ... ... ...

એક બીજી ફેક્ટરી, જેમાં ૧૩,૦૦૦ મજુરો કામ કરે છે, તે મેં જોઇ. મેં આવડું મોટું ગંજાવર કારખાનું કદી જોયું નહોતું....અહીંઆંનું ટ્રેડ યુનીઅન મજૂરોનાં રહેવાનાં ઘર માટે પુષ્કળ પૈસા ખર્ચે છેઃ પણ આવકનો મુખ્ય ભાગ મજૂરોની કેળવણી અને ક્લબ માટે ખર્ચાય છે. એવી ક્લબમાં નાટ્યપ્રયોગો, સંગીત, સાહિત્ય તથા રમતગમતો માટેનાં તથા બીજાં મંડળો છે....પાસેના થીએટરમાં મેં એક નાટક ભજવાતાં જોયું; અને મજૂરોને જોઇને હું ખૂશ થયો–કારણ લૅંકેશાયરના મજૂરો કરતાં તેઓ વધારે મજબુત અને કદાવર દેખાતા હતાં."

પ્રા૰ વિ૰ પા૰

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**વૈદિક પાઠાવલી**:—ગુજરાત પુરાતત્ત્વમંદિર ગ્રંથાવલી. સંપાદક તથા અનુવાદક: રસિકલાલ છોટાલાલ પરીખ કિં. રૂ. ૩–૮.

દરેક સાહિત્ય પોતાના દેશના પ્રાચીન સાહિત્યથી પ્રેરણાં મેળવી ભવ્ય ઉન્નત અને સમૃદ્ધ થાય છે. આપણા દેશમાં બીજા કોઇ દેશ કરતાં વધારે પ્રાચીન સાહિત્ય છે, તે પ્રમાણમાં પણ પુષ્કળ છે અને આર્યોની ધર્મભાવનાથી સુરક્ષિત રહેલું છે. છતાં આપણો કેળવાયેલો વર્ગ આ સાહિત્યના પરિચયથી વંચિત રહેલો છે. દેશી ભાષાઓનું જ શિક્ષણ એટલું અપૂર્ણ રહે છે ત્યાં આ પ્રાચીન સાહિત્યનું શિક્ષણ મળે એવી આશા પણ ક્યાં કરવી. પરિણામ એ આવે છે કે આપણી ભાષા અને વિચાર પદ્ધતિને પ્રતિકૂળ એવા પશ્ચિમના સાહિત્યથી સર્વ પ્રેરણા આપણે મેળવીએ છીએ. અને ત્યાંના શોધો, ત્યાંની વસ્તુસ્થિતિ ઉપર બંધાયેલાં અનુમાનો સાર્વત્રિક અનુમાનો તરીકે સ્વીકારીએ છીએ.

દાખલા તરીકે સાહિત્યનું તેમ જ નૃત્ય'અને 'સંગીતનું મૂળ બીજ ballad એટલે રાસ છે એમ પશ્ચિમના શોધકોએ નક્કી કર્યું અને એ શોધ દુનિયાંના સર્વ સાહિત્યને માટે સાચી છે એમ આપણે પ્રશ્ન કર્યા વિના સ્વીકાર્યું. આપણા વેદો એ જૂનામાં જુનું કાવ્યસાહિત્ય છે એ વાસ્તવિક હકીકતનો આ અનુમાન બાંધતાં વિચાર નથી જ થયો. અમે નથી કહેતા કે આપણા દેશમાં એમ નહિ જ હોય પણ આ અનુમાન કે તર્કને આપણા સાહિત્યની વસ્તુસ્થિતિથી કસી જોવો જોઇએ એટલું પણ આપણે નથી કર્યું. આનું કારણ એ જ છે કે આપણા પ્રાચીન વૈદિક સાહિત્યનો આપણને જોઇએ તેવો પરિચય નથી.

યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં વૈદિક સાહિત્યને સ્થાન મળ્યું તે પછી પણ બધા વેદોમાંથી સંગ્રહો થયા નથી. ભિન્નપુરકર તથા પિટરસનના સંગ્રહો માત્ર ઋગ્વેદમાંથી જ છે. ચારેય વેદ અને બ્રાહ્મણોમાંથી આ પહેલો જ સંગ્રહ થએલો છે. ઉપનિષત્ પાઠાવલી, પાલી પાઠાવલી, પ્રાકૃત પાઠાવલી અને તે ઉપરાંત આ વૈદિક પાઠાવલી કરીને પુરાતત્ત્વ મંદિરે પ્રાચીન સાહિત્યનો આસ્વાદ સુગમ કરી આપ્યો છે.

બીજી પાઠાવલીઓ કરતાં આ પાઠાવલીનું વિશેષ એ છે કે આમાં ગૂજરાતી અનુવાદ પૂરેપૂરો આપેલો છે. આ વિશેષતાને માટે અમે સંપાદકને અભિનન્દન આપીએ છીએ. અનુવાદ પણ મૂળને અનુસરીને કરેલો છે, અને તે સાથે સરલ ગૂજરાતીમાં કરેલો છે. નીચે સમજુતી માટે ટિપ્પણો આપેલાં છે અને છેવટે મોટો કોશ આપેલો છે તેથી પુસ્તક અભ્યાસીને ઘણું જ ઉપયોગી થઇ પડશે.

પુસ્તકનું સંપાદન ઘણી કાળજીથી કરેલું છે. વેદના મંત્રોનું સંપાદન કોઇ સૈસ્કૃત પુસ્તકના સંપાદનથી પણ વધારે કઠિન છે કારણ કે સ્વરચિહ્નો બહુ સંભાળથી મૂકવાં પડે છે. તેનો અનુવાદ પણ એટલો જ કઠિન છે. મૂળ તો ભાષાની જ મુશ્કેલી. ઘણા ભાગો તો દુર્બોધ છે, ઘણા હજી સંદિગ્ધ રહ્યા છે અને તેવા ભાગો સંબંધી અત્યાર સુધીના શોધકોએ કરેલા તર્કોથી એ કામ વધારે સહેલું બનવાને બદલે ઘણી જગાએ વધારે વિકટ બન્યું છે. અનુવાદકે આ બધા શોધકો અને જર્મન પુસ્તકોનો પણ આધાર લઇ પોતાનો મત બાંધ્યો છે. મંત્રની ભાષા જેમ આર્ષ, જૂની છે, તેમ તેનાં વાક્યોમાં ઘણી જગાએ શબ્દો અધ્યાહાર્ય હોય છે, ઘણી જગાએ વાક્યો તૂટેલાં હોય છે, તેથી પણ અનુવાદનું કામ દુર્ઘટ બને છે. વળી તે ઉપરાંત મૂળ પદ્ય છે—ગમે તેવું અનિયમિત પણ પદ્ય છે—એટલે એનું ભાષાન્તર એ પદ્યત્વની છાયા લઇ શકે એવું થવું જોઇએ.

અનુવાદ જોતાં કર્તાએ આ સર્વ મુશ્કેલીઓમાંથી પોતાનો માર્ગ કર્યો જણાય છે. અનુવાદ શુદ્ધ ગૂજરાતીમાં છે. ગદ્યમાં છે છતાં તેમાં પદ્યની છાયા સ્પષ્ટ છે. થોડા દાખલા નીચે આપીએ છીએ.

**દેવતા ઇંદ્ર, છંદ ત્રિષ્ટુપ્, ઋષિ આંગિરસ હિરણ્યસ્તૂપ.**

ઇંદ્રનાં વીર કર્મોને હું વર્ણવું—જે વજ્રીએ પ્રથમ કર્યાં: અહિને હણ્યો, પાણી તોડયાં, પર્વતોના વહેણો ફોડયાં. ૧

પર્વતમાં આશ્રય કરતા અહિને હણ્યો, ત્વષ્ટાએ એને માટે સુસવાટ કરતું વજ્ર તૈયાર કર્યું; ભાંભરતી ગાયો જેમ ઝરતાં પાણી એકદમ સમુદ્ર તરફ ગયાં. ૨

વૃષભની જેમ માતેલાએ સોમની વાંછા કરી. નીચોવેલાને ત્રિકદ્રુકોમાં પીધો, મઘવાએ વજ્રને સાયક તરીકે લીધું. અહિઓના આ અગ્રજને હણ્યો. ૩

× × × ×

પગ વિનાનાએ, હાથ વિનાનાએ ઇંદ્ર સામે બાથ ભીડી. એના સાનુ (સાનુ જેવા સ્કંધ) ઉપર વજ્ર માર્યું. બળવાનનો સમોવડીઓ થવા ઇચ્છતો ખસ્સી વૃત્ર અનેક સ્થાને વ્યસ્ત થઇ પડયો. ૭

આ રીતે ફાટી પડેલા નદની જેમ પડેલાને, મનને [પણ] ઓળંગી જતાં પાણી ઓળંગી જાય છે. વૃત્ર જેમને પોતાની મોટાઇથી ઘેરી ઉભો હતો તેમના પગ નીચે [તે] અહિ પડયો. ૮

વૃત્રની માતા હાથ નીચા કરી રહી; ઇંદ્રે એની નીચે હથિયાર ફેંકયું. ઉપર જનેતા અને નીચે પુત્ર હતો. પોતાના વાછરડા સાથે જેમ ગાય સુવે તેમ [એ] દાનવી સુતી. ૯

બીજા થોડા છૂટા ફકરાઓ જ આપીએ,

---

૩ ત્રિકદ્રુક—' જ્યોતિર્યાગ, ગૌયાગ, આયુર્યાગ આ નામના ત્રણ યાગો ત્રિકદ્રુક કહેવાય છે' (સાયણ) યુરોપિઅન વિદ્વાનો 'પીવાનું વાસણ' એવો અર્થ કરે છે. આ શબ્દનો અર્થ હજી શંકાસ્પદ છે.

सायक—' બંધક ' (સાયણ) સામાન્ય અસ્ત્રના અર્થમાં લઇ શકાય.

દાન સ્તુતિમાંથી

દેવોએ ભૂખને જ મોતનું સાધન કર્યું નથી. ખાનાર પાસે પણ મૃત્યુઓ આવે છે. આપનારનું ધન ઓછું નહિ થાય; નહિ આપનારો મહેર કરનાર મેળવતો નથી. ૧

× × ×

જે સાથે રહેતા, સાથે ફરનાર સખાને અન્ન આપતો નથી તે સખા નથી. 'અહીંથી તેણે ચાલ્યાં જવું' તે ઘર નથી. બીજા દૂરના જ દાતાને તેણે શોધવો. ૪

શક્તિવાળાએ યાચકને દાન દેવું જ. લાંબો પંથ જોવો. રથનાં ચક્ર ઉપર નીચે ફરે છે તેમ ધન એકથી બીજા પાસે જાય છે. ૫

नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।

ચક્રનેમિની પેઠે લોકોની દશા નીચે જાય છે અને પાછી ઉપર આવે છે. આ મેઘદૂતમાં આવેલ વિચાર અને કલ્પના આટલાં જૂનાં છે.

સ્થલસંકોચથી દાખલા વિશેષ આપી શકતા નથી. પણ અનુવાદ અમને સર્વત્ર મૂલાનુગામી તેટલો જ પદ્યની છાયા ઝીલનારો લાગ્યો છે. શબ્દ ઉપરાંત જે અર્થ-સંગતિનું સંગીત રહેલું છે તે અનુવાદમાં બરાબર આવેલું છે. સરમા પણિનો સંવાદ, વિશ્વામિત્ર નદીઓનો સંવાદ, વગેરે અનેક તેનાં ઉત્તમ કાવ્યમય દૃષ્ટાન્તો છે. એકલું ગૂજરાતી પણ વાંચવા જેવું છે. આવો સર્વગ્રાહી સંગ્રહ આ પહેલો જ છે.

આ પ્રકાશન માટે અમે ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના કાર્યકર્તાઓને ધન્યવાદ આપીએ છીએ. ગૂજરાતીઓ પુસ્તકનો ઉપયોગ કરશે એમ અમે આશા રાખીએ છીએ.

**સૌન્દર્યતત્ત્વઃ**—ભાષાન્તરકર્તાઃ રા. રા. મહાશંકર ઇન્દ્રજી દવે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી છપાવી પ્રસિદ્ધ કરનાર રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ. આસિ. સેક્રેટરી, અમદાવાદ. કિમ્મત દસ આના.

શ્રીયુત અભયકુમાર ગુહના મૂળ બંગાળી પુસ્તકનો આ અનુવાદ છે. ગુ. વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થા માત્ર અનુવાદો જ કરે તે સામાન્ય રીતે અમે પસંદ કરતા નથી. ભાષાને ભાષાન્તરોથી સમૃદ્ધ કરવી જોઇએ પણ કશું મૌલિક લખાય જ નહિ અને માત્ર ભાષાન્તરો કરી આપણે આપણને કૃતકૃત્ય માનીએ એ ઇષ્ટ નથી. છતાં આ પુસ્તક જોતાં આને માટે અમને વિરોધ થતો નથી.

કર્તાએ કયા ઉદ્દેશથી આ પુસ્તક લખ્યું છે તે તેમની ભૂમિકામાં સ્પષ્ટ થાય છે. અંગ્રેજ વિચારકો માને છે કે હિંદુસ્તાન જેવા મીમાંસા-પ્રિય દેશે પણ સૌન્દર્યવિજ્ઞાન વિશે કશું નથી લખ્યું. એ ટીકાકારોએ પ્રથમ તો સમજવું જોઇએ કે પશ્ચિમમાં પણ આ વિજ્ઞાનશાસ્ત્ર માત્ર ૧૭ કે ૧૮મા સૈકામાં અસ્તિત્વમાં આવ્યું છે. પણ આ કર્તાનું તો એવું વક્તવ્ય છે કે સૌન્દર્યવિજ્ઞાન વિશે આપણા પૂર્વજોએ પુષ્કળ ઊહાપોહ કર્યો છે અને તેમાં જે તત્ત્વ શોધી કાઢ્યું છે તે તરફ હજી હવે પશ્ચિમના વિચારકો ધીમે ધીમે આવતા જાય છે.

પુસ્તકની વ્યવસ્થા એમણે આ રીતે કરી છે. સૌથી પ્રથમ એમણે પ્રતિપાદ્ય વિષયનો નિર્ણય કર્યો છે. તે પછી પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓના મતો ટૂંકમાં આપ્યા છે. તે પછી આ વિશે પૂર્વના પંડિતોનો મત આપ્યો છે. એટલું કર્યા પછી પોતે સ્વતંત્ર રીતે વિષયની ચર્ચા કરી છે. કર્તાએ છેવટે ગ્રંથવિવરણી આપી છે તે ઉપરથી તથા ઠેકઠેકાણે અનેક અવતરણો ઉતાર્યાં છે તે ઉપરથી તેના વિશાલ વાચન માટે માન થયા વિના રહેતું નથી.

પણ આમ કરવાથી વિષયની વિશાલતાના પ્રમાણમાં પુસ્તકનું કદ નાનું પડયું જણાય છે. મહાન યુરોપીય ફિલસુફોની સૌંદર્યચર્ચાનો નિષ્કર્ષ ૪૦ પાનામાં સમાવી દેવો એ કઠિન છે અને એમ કર્યા પછી પણ વાંચકને સમજવામાં અતિ કઠિન રહેવાનું. ટૉલસ્ટૉયે પણ આમ કર્યું છે અને ત્યાં પણ અમને એ જ દોષ જણાયો છે. વિષયની મર્યાદા આમ વધારી દેવાથી કર્તાને પોતાનું પ્રતિપાદન કરવાને માત્ર ૪૦ પાનાં રહે છે તે પણ અમને પૂરતાં જણાતાં નથી. કર્તા બધી ચર્ચાને અંતે ઠરાવે છે કે આપણા પૂર્વજોએ સૌંદર્યનું મૂલ રસ કહ્યું છે એ વાસ્તવિક છે પણ તેથી પશ્ચિમના અભિપ્રાયોમાંથી જે જે પ્રશ્નો ઉઠે છે તે સર્વ ઉપર આ રસપદ્ધતિ શો પ્રકાશ પાડે છે તે સ્ફુટ થતું નથી. કર્તા પોતે પણ યુક્તિપુરઃસર પ્રતિપાદન કરી શકતા નથી, ઘણી જગાએ માત્ર પોતાનો અભિપ્રાય જ ટાંકતા હોય એમ લાગે છે.

અમને બંગાળીનો બોધ નથી એટલે મૂળ સાથે સરખાવી જોઇ શકતા નથી પણ ભાષાન્તર સુવાચ્ય છે.

આ વિષય આધુનિક છે. ગૂજરાતી વાંચકોને કલા સંબંધી જિજ્ઞાસા ઉત્પન્ન થઇ છે, તો આ પુસ્તક વાંચી તેઓ સમજવા પ્રયત્ન કરશે એમ આશા રાખીએ છીએ.

**જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચયઃ**—સંગ્રાહક અને સંપાદકઃ શ્રીમાન્ જિનવિજયજી, આચાર્ય ગૂજરાત પુરાતત્ત્વ મંદિર. પ્રકાશકઃ શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર. મૂલ્ય રૂ. ૨–૧૨.

ઇતિહાસના વિષયમાં અવિશ્રાંત મહેનત કરતા અને ઇતિહાસ ઉકેલવામાં વિચક્ષણ દૃષ્ટિવાળા શ્રી જિનવિજયજીના પ્રયત્નનું આ એક વધુ ફળ છે. આમાં જૈન સાહિત્યનાં ૩૩ ગૂજરાતી કાવ્યોમાંથી ઐતિહાસિક ભાગ એકત્રિત કરી છપાવ્યો છે. વિક્રમ સંવતના ૧૪મા શતકથી ૨૦મા શતક સુધીનાં કાવ્યોમાંથી આ ભાગ ગ્રથિત કરેલો છે.

ખરી રીતે આ ગ્રન્થ ઇતિહાસ કરતાં પણ ઇતિહાસની સામગ્રી તરીકે ઘણો ઉપયોગી છે, અને એ દૃષ્ટિથી જ સંપાદિત કરેલો છે. ગ્રંથના આરંભમાં પ્રથમ કાવ્યના વિષયભૂત જૈનસૂરિઓનાં નામો આપેલાં છે, તે પછી કાવ્યમાં જેમના ઉલ્લેખ આવેલા હોય એવા સાધુઓનાં નામો આપેલાં છે, તે પછી તેવા જ ગૃહસ્થોનાં નામો તેમના રહેઠાણનાં ગામની સાથે આપેલાં છે અને તે પછી તેવાં સ્થલોનાં નામો આપેલાં છે, તે પછી ૨૮૪ પૃષ્ઠોમાં કાવ્યો ઉતારેલાં છે, અને તે પછી રાસોનો સાર આપેલો છે જેથી જૂની ગૂજરાતી ન સમજતા હોય તે પણ સાર સમજી શકે. છેવટે કઠિન શબ્દોનો કોષ આપેલો છે.

માત્ર જૈનકાવ્યોમાંથી આ ઉતારા કરેલા છે પણ તેમાંથી તે કાલના સમગ્ર ગૂજરાતના ઇતિહાસ પર પ્રકાશ પડે છે માટે ઇતિહાસમાં રસ લેનાર દરેક અભ્યાસીએ આ પુસ્તક સંઘરવું જોઇએ.

**જૈન ગૂર્જર કવિઓ. પ્રથમ ભાગઃ**—સંગ્રાહક અને સંપ્રયોજકઃ મોહનલાલ દલીચંદ દેસાઇ બી. એ. એલ. એલ. બી. વકીલ હાઇકોર્ટ મુંબઇ. કિંમત પાંચ રૂપીઆ.

જૈન સાહિત્યના વિષયના અભ્યાસી તરીકે આ કર્તાનું નામ સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. આ ગ્રંથ તેમની અથાગ મહેનતના ફલરૂપ છે. આ મોટા ગ્રંથમાં વિક્રમ તેરમા શતકથી સત્તરમા શતક સુધીના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની વિસ્તૃત સૂચી આપેલી છે. ગ્રંથના પ્રારંભમાં ૩૨૦ પૃષ્ટનો જૂની ગૂજરાતી ભાષાનો ઇતિહાસ આપેલો છે જે આપણી ભાષાના ઇતિહાસમાં એક મૂલ્યવાન ઉમેરો ગણાવો જોઇએ. આ ગ્રંથ સ્વતંત્ર પુસ્તક તરીકે પણ બહાર પાડ્યો હોત તો સારૂં એમ લાગે છે. ગૂજરાતીનો અપભ્રંશ જોડેનો સંબંધ બતાવેલો છે. અને વિષયની ચર્ચામાં સદ્ગત ડો. ગુણે અને ચિમનલાલ દલાલ તથા શ્રી ગૌરીશંકર ઓઝા જેવા પ્રમાણભૂત વિદ્વાનોના લેખોનો ઉપયોગ કર્યો છે તેથી ઇતિહાસનો ભાગ અભ્યાસીને સારી રીતે ઉપયોગી બન્યો છે.

મૂળ પુસ્તકમાં ઘણોખરો ભાગ પદ્યાત્મક જ છે અને છેવટનાં થોડાં પાનાં ગદ્યનાં છે. અંતે કવિઓની, મોટી કૃતિઓની, નાની કૃતિઓની અને સંવતવાર એમ ચાર અનુક્રમણિકાઓ આપેલી છે.

પુસ્તક જૈન કવિઓનું જ છે પણ ગૂજરાતી ભાષાના સર્વ અભ્યાસીઓને ઉપકારક છે.

આ પુસ્તકને માટે સંગ્રાહકને અમે અભિનંદન આપીએ છીએ. આવા સંગ્રહની કદર સામાન્ય રીતે વાંચનાર કરતો નથી. સંગ્રહની ગણના મૌલિક ગ્રંથથી ઉતરતી કરાય છે પણ આવા શાસ્ત્રીય સંપાદનની કિંમત સાહિત્યમાં ઘણી મોટી છે અને તેની મહેનત તો તે પ્રકારનું કામ જેણે થોડું ઘણુંયે કર્યું હોય તે જ સમજે છે. અમે આશા રાખીએ છીએ કે ગૂજરાત આ સાહિત્યસેવાની કદર કરશે.

**નાગાનન્દઃ**—રચી પ્રસિદ્ધ કરનારઃ રમણીકલાલ જયચંદભાઇ દલાલ. મૂલ્ય આઠ આના.

આ સંસ્કૃત નાટકનું ગૂજરાતી ભાષાન્તર ૩૬ વરસ પહેલાં સ્વ. રાજારામ રામશંકર ભટ્ટે કરેલું પણ તેમાં મૂળના અર્થમાં ઘણી છૂટ લેવાઇ હતી. આ નાટક સંસ્કૃત નાટક સાહિત્યમાં ઉત્તમ કોટિમાં મૂકી શકાય તેવું નથી પણ ગૂજરાતીમાં તેના એક સારા ભાષાન્તરની ખોટ તો હતી જ. આ યુવાન સાહિત્યપ્રેમીએ તે ખોટ પૂરવાને આ એક ઉત્તેજન યોગ્ય પ્રયત્ન કર્યો છે.

મૂળ સાથે સરખાવી જોવાનો અમને સમય મળ્યો નથી પણ અનુવાદની ભાષા સર્વત્ર સરલ આડંબર વિનાની છે. પદ્યના અનુવાદ સમશ્લોકી છે, સામાન્ય રીતે પ્રાસાદિક છે. એક દૃષ્ટાન્ત આપીએ.

શય્યા ઘાસની આસનો શુચિ શિલા, વૃક્ષો નીચે વાસ, ને,
ઠંડું પાન સદાય નીરઝરણે, કન્દો ક્ષુધા ટાળી દે
મિત્રોમાં મૃગલાં મળે વન વસ્યે—આવી બધું યે મળે,
દુઃખી કો ન મળે પરોપકરણે—એ એક ત્યાં દોષ છે
નાગો રક્ષી; પ્રીતિ ના કાંઇ પામ્યો,
સ્વામીનો ના શુદ્ધ આદેશ પાળ્યો;
અન્યે જેને આત્મભોગે બચાવ્યો,
તે હું પાપી ! ધિક્ ! ઠગાયો...ઠગાયો.

શ્લોકોમાં ઘણી જગાએ હ્રસ્વદીર્ઘની છૂટ લેવી પડી છે અને તે સર્વ છૂટો સુક્ષમ્ય નથી. વળી આર્યા ગીતિમાં પણ ઘણી જગાએ સ્ખલનો થયાં છે. પણ આ બાબતમાં સિદ્ધ-હસ્ત લેખકો એટલા ઓછા છે કે તેમાં આ યુવાન સાહિત્યસેવકનો દોષ કાઢવા અમને ઇચ્છા થતી નથી. એ સર્વ સ્થાનો કર્તા પોતે સુધારી લેશે એમ આશા રાખીએ છીએ.

નાટકનો પ્રવેશક, પ્રો. બળવંતરાય ઠાકોરે લખી આપ્યો છે તે વાંચવા જેવો છે. પરંપરા વિરુદ્ધ જઇ એમણે પોતાનો અભિપ્રાય જણાવ્યો છે કે આ નાટકને ઊંચી કક્ષામાં મૂકી શકાય નહિ અને તે બાણ કવિના કોઇ સમકાલીન શ્રી હર્ષનું ન હોઇ શકે. અમને એમનું પ્રતિપાદન સયુક્તિક લાગ્યું છે.

ખાસ કરીને આ નાટક સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી થશે.

સાહિત્યમાં રસ લેનાર દરેક વાંચક આ નાટકને ઉત્તેજન આપી, પ્રો. ઠાકોરે ઇચ્છ્યું છે તેમ, તેના કર્તાને વધારે સારાં નાટકો ગૂજરાતને ચરણે ધરવા પ્રેરશે એમ આશા રાખીએ છીએ.

**રાસમણિઃ**-લેખક અને પ્રકાશકઃ ચંદ્રકાન્ત મંગળજી ઓઝા. કેશોદ (કાઠીઆવાડ.) આઠ આના.

લેખકના ચાળીસેક રાસોનો આ સંગ્રહ છે. ઘણાખરા સ્ત્રીઓમાં ગવાતા પ્રચલિત ઢાળોનાં ગીતો છે અને સુગેય છે. ભાષા પણ સાદી શુદ્ધ અને નિર્દોષ છે. બધા આવા સંગ્રહોમાં જે એક ભૂલ અમે જોઇ છે તે આમાં પણ છે. તે એ કે રાસ ન ગણી શકાય, તેવા પણ એક કાવ્યનો આમાં સમાવેશ થયો છે. 'ધીર સમીરે, યમુના તીરે, વસતિ વને વનમાલી' એ ગીતગોવિંદનું પદ કોઇ પણ રીતે રાસ ન ગણી શકાય છતાં તે રાગનું એક પદ આમાં છે.

ભૂમિકામાં લેડિ વિદ્યાગૌરી નીલકંઠે આ કાવ્ય વિશે યોગ્ય અભિપ્રાય આપ્યો છે કે-" ગૂઢ ભાવની ચમત્કૃતિવાળાં આ કાવ્યો નથી...પરંતુ સારા ભાવ, સુરમ્ય શબ્દો અને સંગીતની લલિત મધુરતા એ સંગ્રહમાં ઘણે ઠેકાણે જોવામાં આવશે." તેમની સાથે અમે ઇચ્છીએ છીએ કે આ સંગ્રહ લોકપ્રિય બનો અને કર્તાના ઉત્સાહમાં વધારો કરો.

**સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૫ઃ**-સંપાદકઃ ઝવેરચંદ મેઘાણી. મુદ્રક અને પ્રકાશકઃ અમૃતલાલ દલપતભાઇ શેઠ. સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર. મૂલ્ય. ૧-૮-૦, પાકું પુંઠું રૂ. ૧-૧૨-૦

શ્રીયુત ઝવેરચંદ મેઘાણીની સંપાદિત કરેલી આ છેલ્લી રસધાર છે જેમાં

રસમાં સામગ્રીમાં તેની આગલી રસધારા કરતાં કોઇ રીતે ઉતરતી નથી. કાઠિયાવાડના કેટલાક સાહિત્યનો સમુદ્ધાર આ સાહિત્યભક્તે સરસ કર્યો છે. અને પોતાના શોધના વિષયનો અભ્યાસ શાસ્ત્રીય કરવા તેમણે ઉત્તરોત્તર સારા પ્રયત્નો કર્યા છે.

તેમના ગ્રન્થોની વાંચક વર્ગને ભલામણ કરવાનું તો હવે રહ્યું નથી. એટલે સોરઠી સાહિત્યની સેવાના તેમના બીજા ઉમંગો પાર પડો એમ ઇચ્છીએ છીએ.

**જૈન સાહિત્ય સંશોધકઃ**—સચિત્ર ત્રૈમાસિક પત્ર. સંપાદકઃ શ્રીજિનવિજયજી આચાર્ય, ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ.

આ વચમાં બંધ પડેલ ત્રૈમાસિક ફરી શરૂ કરવા માટે અમે શ્રી જિનવિજયજીને અભિનન્દન આપીએ છીએ. આ સામાયિક જો કે જૈન સાહિત્ય સંબંધી છે છતાં તેમાં વિષયનું નિરૂપણ અને દષ્ટિ આખા ગૂજરાતની રાખેલી છે અને વિવેચન પદ્ધતિ શુદ્ધ શાસ્ત્રીય છે. તેમાં થતી ચર્ચા આખા ગૂજરાતના ઇતિહાસ અને ગૂજરાતી ભાષાના ઇતિહાસને ઉપકારક છે.

આ સાહસ સફળ થયું છે તેમાં અમને શંકા નથી. વિષયોમાં પુષ્કળ વૈવિધ્ય છે અને લેખકો માત્ર જૈન ન હોતાં મહાત્મા ગાંધીજી, શ્રીયુત રવિશંકર રાવળ, રા. બ. શ્રીયુત કેશવલાલ ધ્રુવ, શ્રીયુત નાનાલાલ ચિમનલાલ મહેતા આઇ. સી. એસ, જેવા પણ છે અને જૈન લેખકો છે તેઓ પણ ધર્મની વિશાળ દૃષ્ટિથી લખનારા છે. વિષયોમાં ધર્મ કલા ઇતિહાસ ઉપરાંત સમકાલીન પુરુષો સંસ્થાઓ કલા સામાજિક સ્થિતિ ઉપર પણ લેખો છે. એક ઐતિહાસિક શ્રુત પરંપરાના લેખ ઉપર અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ કેમકે તેમાં વસ્તુપાળ તેજપાળના ઇતિહાસનો એક મણકો જૈન અને ફારસી ગ્રંથોની એકવાક્યતા કરી મેળવી આપ્યો છે.

ઐતિહાસિક સાહિત્યમાં રસ લેનાર જૈનો તેમ જ જૈનેતર ગૃહસ્થોએ વાંચવા અને પોષવા યોગ્ય છે.

**તારામંડળઃ**—બાલસાહિત્યમાળા-૧. સંગ્રાહકોઃ આશાભાઇ નરસિંહભાઇ પટેલ, ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ. પ્રકાશકઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા. કિંમતઃ કાચું પૂંઠું ૦-૬-૦. પાકું પૂંઠું ૦-૮-૦.

બીજા સાહિત્યને નહિ પણ બાલસાહિત્યને પ્રજા ઉત્તેજન સારૂં આપે છે એ પણ શુભચિન્હ છે. પ્રસ્તુત સંગ્રહ બાલવાર્તાઓનો છે. આ વાર્તાઓ 'બાલમિત્ર'માં આવી ગઇ છે. કેટલીક પ્રચલિત લોકવાર્તાઓ છે, કેટલીક બંગાળી અને અંગ્રેજી ઉપરથી લીધેલી છે. પરભાષાની વાર્તાઓ પણ બરાબર ગૂજરાતી સ્વાંગમાં છે. આ સંગ્રહ બાલકોને પ્રિય થશે જ.

**પ્રત્યક્ષ પંચાંગ ( નિરયન વિભાગ )**—કર્તાઃ ગણિત વિભાગના હરિહર પ્રાણશંકર ભટ્ટ અને કૃષ્ણારામ વ્હાલજી ભટ્ટ અને ફલજ્યોતિષ અને ધર્મશાસ્ત્ર વિભાગના કૃષ્ણારામ વ્હાલજી ભટ્ટ. સભ્યો, ગુજરાત પંચાંગ સંશોધન મંડળ. પ્રકાશકઃ હરિહર પ્રાણશંકર ભટ્ટ, રાષ્ટ્રિય વિદ્યામંદિર, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. સૉલ એજન્ટઃ ગૂજરાત સાહિત્ય મંદિરઃ અમદાવાદ. કિં. ૧ આનો, પોસ્ટેજ અર્ધો આનો.

**પ્રત્યક્ષ પંચાંગ (સાયન વિભાગ)**—કર્તા, પ્રકાશક અને કિંમત ઉપર પ્રમાણે જ.

દક્ષિણમાં પરંપરાગત પંચાંગને સુધારી નવું પંચાંગ ત્યાંના વિદ્વાનોએ કર્યું છે. ગૂજરાત આ બાબતમાં પછાત હતું. પણ આ ગણિતપ્રિય કર્તાએ એ ખોટ પૂરી છે.

આ બન્ને પંચાંગો ૧૯૮૪નાં છે. ગણિત ભાગ સૂક્ષ્મ રીતે ગણેલો છે. આખા હિંદમાં ઉપયોગી થાય એવું છે. શરૂઆતમાં સમજુતી આપી છે તેથી સાધારણ ભણેલો માણસ પણ તેને સમજી તે પ્રમાણે આકાશમાં ગ્રહોની સ્થિતિ સરખાવી શકે તેમ છે. ગૂજરાત આ શાસ્ત્રીય પ્રયત્નને ઉત્તેજન આપશે એમ આશા છે.

**બ્રહ્મબોધ ભાગ ૧લો:**—ઉપદેશક મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર. ભાષાન્તરકર્તા અને પ્રકાશક: મણિલાલ છોટાલાલ પારેખ, સદર, રાજકોટ, કાચું પુંઠું ૧૨આના. પાકું પુંઠું એક રૂપિયો.

મહર્ષિ તરીકે આખા હિંદમાં પૂજાયેલા, પ્રાચીન ઉપનિષદ્ ધર્મને એકેશ્વરવાદમાં ઉતારનાર, 'આદિ બ્રાહ્મ સમાજ'ના આદ્ય ઋષિ, શાન્તિનિકેતનના સંસ્થાપક દેવેન્દ્રનાથે વેદી ઉપરથી જે પ્રવચનો કરેલાં, તે ૨૫ પ્રવચનોનું આ ભાષાન્તર છે. મહર્ષિ બ્રાહ્મ સમાજમાં પણ પ્રાચીન મતના ઉદ્ધારક તરીકે પ્રસિદ્ધ છે. તેમનાં બધાં પ્રવચનો ઉપનિષદનાં વાક્યો ઉપર જ રચાયેલાં છે. તેમના પ્રત્યેક વચનમાં ઇશ્વર તરફની ભક્તિ ટપકે છે.

ભાષાન્તર કરનારે બ્રાહ્મધર્મનું રહસ્ય અને તેનો ભક્તિરસ પૂરેપૂરો સમજી ભાષાન્તર કરેલું છે. ભાષા સર્વત્ર સુવાચ્ય છે. પુસ્તકની છાપ વગેરે વધારે સુઘડ થવાની જરૂર હતી.

પુસ્તકના પ્રારંભમાં સર રમણભાઈ મહીપતરામ નીલકંઠે પ્રસ્તાવના લખી આપી છે તેમાં બ્રાહ્મધર્મનો ટૂંકો ઇતિહાસ અને તેમાં મહર્ષિનું સ્થાન ઉચિત રીતે બતાવ્યાં છે.

આ પુસ્તક કોઈ ખાસ સંપ્રદાયનું ન ગણાવું જોઇએ. હરકોઈ સંપ્રદાયનો માણસ જેને એક ઇશ્વરમાં શ્રદ્ધા છે તેને આ પુસ્તક ઘણું જ પ્રેરણાપ્રદ લાગશે.

**વિજ્ઞાન વિનોદ:**—કર્તા પોપટલાલ ગોવિંદલાલ શાહ એમ. એ., બી. એસ. સી. ઇન્ડીઅન ઑડિટ એન્ડ એકાઉન્ટ સર્વિસ. પ્રકાશક: ગુજરાત સાહિત્ય પરિષદની ભંડોળ કમિટિ તરફથી બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. કિં. રૂ. ૧-૮-૦

આ નાના સુઘડ છપાઈ બંધામણીવાળા પુસ્તકમાં વિજ્ઞાનમાં પ્રવેશ થઈ શકે તેવી અને તેટલી માહીતી છે. પુસ્તક બાળકોને રસ પડે તેવી શૈલીમાં લખાયું છે અને લખનાર વિજ્ઞાનના વિદ્વાન અભ્યાસી છે એટલે તેની પ્રામાણિકતા વિશે કશું કહેવાની જરૂર નથી. આવડા નાના પુસ્તકમાં રસાયનવિદ્યા, આરોગ્યવિદ્યા, ભૌતિક ભૂગોળવિદ્યા, ભૂવિદ્યા, શરીર વ્યાપારશાસ્ત્ર, પ્રયોગાત્મકવિદ્યા, માનસશાસ્ત્ર ઉપરાંત પ્રફુલ્લચંદ્ર રાયનો પ્રાચીન હિંદમાં રસાયનશાસ્ત્ર ઉપરનો પણ લેખ છે. છેવટે પારિભાષિક શબ્દોનો કોશ તથા કક્કાવાર શબ્દોની સૂચી આપી પુસ્તક અભ્યાસને માટે સુગમ કરી આપ્યું છે.

ગૂજરાતીઓ આ વિષયમાં પછાત છે. દરેક ગૂજરાતી તથા કેળવણીકાર આનો ઉપયોગ કરી કર્તાની મહેનત સફળ કરશે એમ આશા રાખીએ છીએ.

શા.

# તમે જાણો છો !

[ બ્રિટિશ સરકાર તરફથી તેમના રાજ્યવહીવટને લગતા આંકડાઓથી ભરચક ભરેલા રિપોર્ટો દર મારો, અને દર વરસે બહાર પડયા કરે છે. "હિંદની નૈતિક અને આર્થિક પ્રગતિ" જેવાં આકર્ષક નામો, પણ રિપોર્ટના રખાય છે. પણ સામાન્ય રીતે ઘણાખરા સુશિક્ષિત ભાઇઓ આવા રિપોર્ટો પર નજર નાખતા નથી. કારણ કે તેમાં હકીકતો કરતાં આંકડા જ વધારે ભરેલા હોય છે; મારા હાથમાં હમણાં જ " Statistal abstract of British India " ૧૯૧૫થી ૧૯૨૪-૨૫ સુધીના ભાતભાતના આંકડાઓવાળું પુસ્તક આવી ચડયું છે. પાનાંઓ ઉથલાવતાં આમાંના કેટલાક આંકડાઓ જાહેરમાં મૂકવા જેવા લાગવાથી અત્રે ઉતારવામાં આવેલા છે.]

## બ્રિટિશ પોલીસ કાબેલ છે ?

૧૯૨૪-૨૫માં કુલ ૪,૪૪,૬૨ હજાર રૂ. ની બ્રિટિશ હિંદમાં ચોરી થઈ હતી. તેમાંથી ૬૨,૪૨ હજાર રૂ. નો પત્તો પોલીસ મેળવી શકી હતી.

## ખાતર પર દીવેલ

અને આ પોલીસને પોષવા કેટલું ખર્ચ કરવું પડયું છે ? રૈયતના જાનમાલનું રક્ષણ કરવા માટે નાના મોટા મળીને ૧,૯૬,૧૮૨ પોલીસ રાખવામાં આવ્યા હતા અને તેની પાછળ ૧૦,૬૨,૦૫ હજાર રૂ. ખર્ચવામાં આવ્યા હતા !!

* * *

## સરકારી જેલ × : છતી મજૂરીએ ખર્ચાળ ?

કેદી બાર બાર કલાક કામ કરતા હોવા છતાં, જેલ સ્વાવલંબી કેમ થઇ શકતી નથી ?

૧૯૨૪-૨૫. બધી જેલોમાં મળી કેદીઓની રોજની સરાસરી હાજરી ૧,૨૬,૭૪૨

તેના પર પોલીસ, હવાલદાર, કારકુન, જેલર વગેરેનું ખર્ચ રૂા. ૫૬,૧૩,૩૯૨

વર્ષ દરમ્યાન કેદીઓનો ખાધાખર્ચ રૂા. ૬૨,૦૬,૪૯૬

ટૂંકમાં, દરેક કેદીનું સરાસરી વાર્ષિક ખાધા ખર્ચ રૂ. ૪૮·૯૦ આવે છે,

ત્યારે માત્ર વ્યવસ્થા ખર્ચ કેદી દીઠ વરસે રૂ. ૪૪·૨૯ આવે છે !

જેલના મકાન બંધાવવામાં રોકાયેલ મૂડી, તેના વ્યાજ, અને દર વરસે તેના પર થતા લાખો રૂપિયાના રિપેર ખર્ચ તો જુદા !

× હિંદુસ્તાનમાં ૪૩ સેન્ટ્રલ અને ૧૭૦ જિલ્લા-જેલ છે.

સરકારી રિપોર્ટમાં જેલો નીભાવવા ૧૯૨૪–૨૫માં ૧,૫૮,૯૧,૯૦૦ રૂ. ખર્ચ થયું હતું તે બતાવેલ છે, પણ કેદીઓની મજૂરીમાંથી કેટલી કમાણી થઇ તે બતાવવામાં આવ્યું નથી !

*   *   *

## સરકારી કચેરી

આખી દુનિયામાં મોટામાં મોટા પગાર હિંદમાં ન્યાયાધીશોને કેમ અપાય છે ? શું કચેરીમાંથી સારી કમાણી થાય છે ?

| | | |
|---|---|---|
| ૧૯૨૪–૨૫ માં સીવીલ કેસ | ૬૩,૫૬,૪૮ | હજાર કચેરીમાં નોંધાયા હતા. |
| સરકારને કેસની ફી વગેરેની આવક | ૮,૮૦,૮૬ | હજાર રૂપિયા થઇ હતી. |
| અને તે કેસો પાછળ ખર્ચ | ૬,૮૨,૯૫ | ,, રૂપિયા થયું હતું. |

એટલે તે સાલમાં સરકારને કચેરીમાંથી રૂ. ૧,૯૭,૯૧ હજાર રૂપિયાની એટલે કે લગભગ બે કરોડ રૂપિયાની કમાણી થઇ હતી.

હવે જરા બીજી બાજુ જોઇએ:

ઇ. સ. ૧૯૨૪–૨૫ માં કુલ ૨૫,૯૮,૫૮૪ સીવીલ કેસ નોંધાયા હતા.

૩,૨૦,૦૦૯ કેસ ચાલ્યા વિના પતી ગયા.

૧૨,૫૮,૩૪૦ કેસ આરોપી હાજર ન થવાથી ઉઠી ગયા.

૬,૫૭,૪૭૨ કેસ ફરિયાદીની તરફેણમાં પત્યા.

૯૨,૯૧૯ કેસ આરોપીની તરફેણમાં પત્યા.

૧૪,૪૧૯ કેસ લવાદના ચૂકાદા માટે મુલતવી રહ્યા.

૫,૬૪,૬૧૩ કેસ વરસમાં નિકાલ ન થઇ શકયો.

શેઠીઆઓની ધીરજને અભાવે, યા ગરીબોના બીકણ સ્વભાવને લીધે, લાખો રૂપિયા નકામા કચેરીમાં તણાઇ જાય છે. 'ત્રણ વરસ વીતે, કરજ ખોટું' એ કાયદો થવાથી વેપારી અને ઘરાક વચ્ચેનો અરસપરસ વિશ્વાસ ઉઠી ગયો હશે ?

*   *   *

## સરકારની એજન્સીઃ ટપાલ કે દારૂ ?

હિંદુસ્તાનમાં ટપાલ ઓફીસ કરતાં પણ દારૂ અફીણ ગાંજાની દુકાન વધારે છે. જુઓ અને સરખાવો.

| | દારૂની દુકાનો. | અફીણ, ગાંજા, ભાંગ, ચરસની દુકાનો. | સરકારની આવક. |
|---|---|---|---|
| ૧૯૨૪–૨૫. | ૪૪,૬૯૬ | ૧૪,૪૨૫ | ૧૯,૨૪,૯૦ હજાર રૂ. (લગભગ ૨૦ કરોડ રૂ.) |

| | કુલ ટપાલ ઓફીસ. | ટપાલપેટી. | ટપાલખાતામા કુલ માણસો. |
|---|---|---|---|
| ૧૯૨૪–૨૫. | ૧૯,૬૫૨ × | ૪૯,૯૫૯ | ૧,૫૬,૧૧૭ |

*   *   *

× સાડાસાત લાખ ગામડાંમાં પહોંચવું હોય તો વીસ હજાર થાણાં અને દોઢ લાખ માણસ બસ થાય ખરા ?

## મૂડીના સાંસા

– ટપાલ ઓફીસનો આશરો –

ઉદ્યોગ ધંધા ટકાવવા મૂડીના સાંસા કેમ પડે છે? કારણ કે ભણેલાઓ, વડવાની કમાણી પર નભનારા ગભરૂ સરકારનો ટપાલ ઓફીસનો આશરો લે છે!

શું આપણા વેપારીઓએ પ્રજાનો વિશ્વાસ ખોયો હશે?

| | પોષ્ટ સેવીંગ બેંકની સંખ્યા. | થાપણ મૂકનારની સંખ્યા. | કેટલા રૂપિયા થાપણમાં મૂકાયા. |
|---|---|---|---|
| ૧૯૨૪-૨૫. | ૧૦,૭૨૭. | ૨૧,૬૪,૦૦૦ | ૧૮,૫૦,૧૦,૦૦૦. |

| કેટલા રૂપિયા પાછા લેવાયા | પોસ્ટ ઓફીસમાં લોકોના બાકી કેટલા રૂ. રહ્યા. |
|---|---|
| ૧૭,૬૪,૯૮,૦૦૦ | ૨૫,૬૩,૯૪,૦૦૦ |

એટલે હિંદીઓના ૨૫, કરોડ રૂ. સરકારી બેંકમાં જમા પડ્યા છે!

* * *

## સરકારી કેળવણી ખાતું

### ફી પર જ કૉલેજ, હાઈસ્કૂલ નભે છે?

બધી જાતની કેળવણી પાછળ બ્રિટિશ સરકાર કુલ ૨૦,૮૭,૪૮ હજાર રૂ. ખર્ચે છે. ૧૯૨૪-૨૫માં

તેમાં સરકારની તિજોરીમાંથી ૯,૯૮,૦૧ હજાર રૂ. આવ્યા હતા. એટલે કે પૂરા અર્ધાયે નાણાં સરકારી તિજોરીમાંથી આવતા નથી.

બીજાં નાણાં મ્યુનિસિપાલિટિ, લોકલ બોર્ડ, અને વિદ્યાર્થીઓની ફીમાંથી આવે છે.

સરકારને કુલ ફીની જ આવક ૪,૬૮,૩૨ હજાર રૂ. થાય છે.

આ ફીના રૂપિયામાંથી આર્ટ અને સાયન્સ કૉલેજ તથા હાઈસ્કૂલનું ખર્ચ નીકળી જાય છે. એટલું જ નહિ પણ, **એક લાખ રૂપિયા** બચત રહે છે.

૧૯૨૪-૨૫માં

| | |
|---|---|
| આર્ટ અને સાયન્સ કૉલેજનું કુલ ખર્ચ | ૧,૩૪,૨૮ હજાર રૂ. થયું હતું. |
| અને હાઈસ્કૂલનું ખર્ચ | ૩,૩૩,૧૨ હજાર રૂ. આવ્યું હતું. |
| એટલે કુલ ખર્ચ | ૪,૬૭,૪૦ હજાર રૂ. થયું હતું. |

* * *

## મ્યુનિસિપાલિટિ પ્રજા પર બોજો છે?

હિંદુસ્તાનમાં કુલ ૭૬૩ મ્યુનિસિપાલિટિઓ છે.

| | |
|---|---|
| મુંબાઈ ઇલાકામાં ૧૫૬ | બંગાળા ઇલાકામાં ૧૧૫ |
| પંજાબ ઇલાકામાં ૧૦૪ | મદ્રાસ ઇલાકામાં ૮૦ |

મુંબઇ ઇલાકો વધારે ધનવાન અને વધારે ભણેલો છે તે ખાતર વધારે મ્યુનિસિપાલિટિઓ ત્યાં કાઢવામાં આવી હશે ?

મ્યુનિસિપાલિટિ ભોગવતી વસ્તીની સંખ્યા ૧,૮૮,૯૫ હજાર

મ્યુનિસિપાલિટિની વાર્ષિક આવક ૪૫,૯૯,૭૨ હજાર રૂ.

**માણસ દીઠ રૂ. ૮-૬-૩ પાઇ+ મ્યુનિસિપાલિટિને કર ભરવો પડે છે.***

શું આવા ભારે કરને લીધે જ નાનાં શહેરો વાળા મ્યુનિસિપાલિટિથી કંટાળના હશે ?

* * *

## જીલ્લા અને લોકલ બોર્ડ

૧૯૨૪-૨૫માં કુલ ૧૨૭૯ જીલ્લા અને લોકલબોર્ડ હતા.

જીલ્લા લોકલ બોર્ડની વાર્ષિક આવક ૧૨,૩૧,૮૧ હજાર રૂપિયા હતી.

વરસે જણ દીઠ × આ. ૮-૬ પાઇ જીલ્લા અને લોકલબોર્ડ કર નાખે છે.

આવા ખર્ચાળ પરદેશી રાજ્યમાંથી બચવા માટે, આપણે આપણી નબળાઇઓ ક્યાં છે તે જોવી પડશે. અત્રે તો જે નબળાઇ આંકડામાં બતાવી શકાય તેની જ નોંધ લઇએ.

* * *

## મનુષ્યની હાનિ

હિંદુસ્તાનમાં બાળલગ્ન, અજ્ઞાન અને ગરીબાઇને લીધે, આપણું મનુષ્યબળ કેટલું નષ્ટ થઇ જાય છે તે જુઓ.

| પ્રાંત | દર હજાર માણસે જન્મ પ્રમાણની સરાસરી | દર હજાર માણસે મરણ પ્રમાણની સરાસરી |
|---|---|---|
| બંગાળા | ૨૭ ·૫ | ૩૬ ·૨ |
| બિહાર-ઓરીસા | ૩૦ ·૪ | ૪૦ ·૦ |
| આસામ | ૩૦ ·૫૨ | ૫૦ ·૯ |
| સંયુક્ત પ્રાંત | ૩૨ ·૩૯ | ૪૧ ·૬૯ |
| મધ્ય પ્રાંત | ૩૪ ·૩૧ | ૪૩ ·૨૪ |
| મુંબઇ | ૨૭ ·૯૦ | ૩૨ ·૫૩ |
| પંજાબ | **૪૦ ·૩÷** | **૨૮ ·૬** |
| દીલ્હી | **૪૫ ·૮** | **૪૨ ·૦૦** |
| બ્રહ્મદેશ | ૬૦ ·૯૬ | ૬૨ ·૭૮ |
| આખા હિંદનું | ૩૦ ·૨૪ | ૩૫ ·૮૭ |

+ મુંબાઇ ઇલાકામાં જણદીઠ રૂ. ૧૨-૧૨-૫ ભરવા પડે છે; જ્યારે તળપદ મુંબાઇવાસીઓ તો રૂ. ૨૫-૧૨-૬ ભરે છે.

* હિંદીની વાર્ષિક સરાસરી આવક આશરે રૂ. ૪૫ અંકાય છે.

× મુંબઇ ઇલાકામાં તો જણ દીઠ રૂ. ૧-૨-૬ પાઈ કર ભરવો પડે છે.

÷ પંજાબીઓની શરીરસંપત્તિ સારી હોવાનું કારણ વાંચક સમજી ગયા હશે,

હિંદમાં એક જમાનામાં,-આપણી જીંદગીમાં-૩૨ લાખ બ્હેનો સુવાવડમાં મરી જાય છે.

છેલ્લાં ૫૦ વરસમાં હિંદમાં ૨૫ કરોડ માણસ ગુજરી ગયાં.

છેલ્લાં ૩૦ વરસમાં પ્લેગમાં જ ૧ કરોડ માણસ મરણ પામ્યાં.

૧૯૧૮ના છેલ્લા ઇન્ફ્લુએન્ઝાના ઝપાટોમાં માત્ર ૩ માસમાં જ ૭૦ લાખ માણસો મરણ પામ્યા હતા.

× × ×

આ પ્રકારના બીજા આંકડાઓ શોધીને આપી શકાય. પણ શું આપણી હાલત સમજવા માટે આટલા આંકડા પૂરતા નથી ? અને જો પૂરતા હોય તો આપણી દેશ પ્રત્યે શી ફરજ છે, તે સમજવું શું મુશ્કેલ છે ?

રાષ્ટ્રીય વિદ્યામંદિર<br>સાબરમતી.

છગનલાલ નથુભાઈ જોષી



# નોંધ

## મીસ મેયોનું "મધર ઇન્ડીઆ"

ગયે મહિને હિંદને આર્થિક રીતે સરકાર કેવી રીતે પાયમાલ કરે છે તે વિશે થોડી ઘણી નોંધ અમે લખી હતી. બ્રિટીશ શહેનશાહતમાં માત્ર હિંદ-જ એક એવો દેશ છે જેમાંથી જોઇએ તેટલો પૈસો અને-અમે આગળ બતાવીશું તે પ્રમાણે-લોહી તેઓ ચૂસી શકે છે. હિંદને સ્વરાજ્ય ન મળે, અને મળે તો પણ બંધારણ મુજબ હપ્તે હપ્તે મળે એમ બ્રિટનની મરજી છે. દર દસ વરસે હિંદને આ રીતે ધીમે ધીમે સ્વરાજ્યનો ડોઝ આપતાં રહેવો કે જેથી હિંદવાસીઓ બહુ અકળાઇ ન જાય તેમ જ દરદી મરી પણ ન જાય. એ દર દસમે વરસે સરકારને સુંક આવે છે. ૧૯૦૭ ના બનાવો યાદ કરો—મીન્ટો-મોરલી રીફોર્મનો વખત. તે વખતે ટાઇમ્સના લીટરરી સપ્લીમેન્ટે હિંદુ ધર્મ ઉપર જબરો હુમલો કર્યો હતો, અને બ્રિટીશ પાર્લમેન્ટના સભાસદોના મગજ ઉપર એમ ઠસાવી દીધેલું કે હિંદુ લોકો સ્વરાજ્યને માટે નાલાયક છે. ત્યાર બાદ વીલીઅમ આર્ચરનું પુસ્તક છપાયું: પણ તેનો જવાબ તો સર જોન વુડ્રોફે સારી રીતે આપ્યો, અને યુરોપમાં લડાઇ ચાલુ હતી, તે બંધ થઇ એટલે હિંદે જે પૈસાની અને માણસની મદદ કરી હતી તે ધ્યાનમાં લઇ ૧૯૧૯ માં મોન્ટેગ્યુ-ચેમ્સફોર્ડ રીફોર્મ હિંદને આપવામાં આવ્યાં.

અત્યારે શાહી કમીશન નીમવાની વાત

ચાલે છે. કમીશનના સભ્યોમાં કોઈ પણ હિંદી નહિ હોય!! તેનું કમીશન મોન્ટેગ્યુ –ચેમ્સફોર્ડ રીફોર્મ સફળ થયા છે કે નહિ તે જોવા અહીં આવવા વકી છે, તેવે વખતે યુનાઇટેડ સ્ટેટ્સના પ્રજાસત્તાક કહેવાતા રાજ્યમાંથી મીસ મેયો નામની એક કુંવારિકા બાઇ હિંદના પ્રવાસે આવી ગઇ, અને તેણે 'મધર ઇન્ડીઆ' નામનું પુસ્તક લખ્યું.

અમેરિકાના ન્યાયથી તો આખી દુનિયા હવે પરિચિત થઇ ગઈ છે. સાક્કો વાન્ઝેટ્ટી વિશે ગયા અંકમાં ઉલ્લેખ થઇ ગયો છે. ત્યાંના રેડ ઇન્ડીઅનને તો તેમણે કયારના મારી નાંખ્યા છે, અને નિગ્રોઝ–હબસીઓને જીવતા બાળી મૂકવાનું કામ લીંચીન્ગ હાલ ચાલુ છે. ત્યાંનો મૂડીવાદ બ્રિટનના મૂડીવાદ કરતાં પણ વધારે ક્રૂર અને ભયંકર છે. રોકફેલર જે મજૂરો તેની ખાણમાં હડતાલ પાડતા તેમના પર લશ્કરી ટુકડી પાસે ગોળીબાર કરાવતો એ વાત અમેરિકાના લેખક આપ્ટન સીન્કલેરે આપણને કહી છે. આવા શાણા અમેરિકાની શાણી કુંવારિકા કેથેરીન મેયો હિંદમાં થોડા માસ રહી જાય છે, અને દુનિયાને 'મધર ઇન્ડીઆ'નું પુસ્તક લખી આપે છે.

પુસ્તક અતિશય દુષ્ટ છે. એક બાઇમાં દુષ્ટ હેતુ આટલો વસી શકે એ આપણે હિંદવાસીઓને માટે સમજવું મુશ્કેલ છે. પણ તેણે જ ફીલીપાઇન ટાપૂઓને મધર ઇન્ડીઆ જેવું જ પુસ્તક[1] લખીને સ્વરાજ્ય મળતાં અટકાવ્યા. જેઓને એ પુસ્તક વાંચવા નહિ મળ્યું હોય તેઓને પણ ખબર હશે કે પુસ્તક કેટલાંય જુઠ્ઠાણાંથી ભરપૂર છે. મીસ મેયોને સી. આઇ. ડી. તરફથી ઘણી મદદ મળેલી[2], તે ખબર આપણને સરદાર શાર્દૂલસિંહે કહી છે.

પુસ્તક હિંદની વિરુદ્ધ ચળવળ કરવા ખાતર જ લખવામાં આવ્યું છે. પાર્લમેન્ટના સભ્યોમાં તેની નકલો છૂટે હાથે વહેંચવામાં આવી હતી; અને યુરોપ અમેરિકામાં જ્યારે તેની ત્રણ આવૃત્તિઓ ખપી ગઈ ત્યારે અહીં હજી ગણીગાંઠી નકલો જ મોકલવામાં આવી છે.[3]

પુસ્તકમાં આપણી દુર્બલતા, નપુંસકતા, સામાજિક કુરિવાજો, અંત્યજો અને દલિત કોમો,–જેનો ઉદ્ધાર માત્ર બ્રિટિશ રાજ્યે જ કર્યો–( પુસ્તકમાં—હિંદમાં ક્રાઉન પ્રીન્સ આવ્યો, ત્યારનું ચિત્ર દોરવામાં આવ્યું છે. ક્રાઉન પ્રીન્સની અહીંની મુલાકાતનો હિંદીઓએ બહિષ્કાર કર્યો હતો તે સરકારને હજી પણ અતિશય સાલે છે. તે વખતનું ચિત્ર દોરતાં મીસ મેયો લખે છે કે હજારો અંત્યજોનાં ટોળાં પ્રીન્સને વધાવી લેવા દોડતાં જતાં હતાં!! ખરોખર છે, માત્ર અંત્યજોનાં જ–કારણ બીજાએ તો તેનો બહિષ્કાર કરેલો, અને જે લોકો ત્યાં ગએલા તેમને પણ રોજના પેસા આપી મોકલવામાં આવ્યા હતા, તેની બધાને ખબર છે. ) વિધવાઓની

---

૧. The Isles of Fear–ભયંકર ટાપુઓ.

૨. જો કે લેજીસ્લેટિવ એસેમ્બ્લીમાં જ્યારે હોમ મેમ્બરને પૂછવામાં આવ્યું ત્યારે તેણે તે બાબત ઇન્કાર કરેલી.

૩ સદ્‌ભાગ્યે કે કમભાગ્યે એ પુસ્તક અમને વાંચવા મળ્યું હતું, તેનો સવિસ્તર પરિચય હવે પછી લખીશું.

સ્થિતિ, પરદાનો રિવાજ, દેશી રાજાઓ, હિંદુ મુસલમાન વગેરે વિષયો પર અતિશય જુઠ્ઠાંણાંઓથી ભરપૂર કથાઓ લખવામાં આવી છે. બાળલગ્ન વિશે હૉસ્પીટલમાંથી વીણી કાઢેલા ભયંકર કેસો જ મીસ મેયોની નજરે આવ્યા છે. અમને કાદવ ઉછાળવાનું મન નથી, પણ મેયોએ જો યુરોપમાં કે અમેરિકામાં જ રહીને આજુબાજુની વસ્તુસ્થિતિનો જરા અભ્યાસ કર્યો હોત (પણ અમેરિકન યાન્કી અભ્યાસ કરી જ શકે નહિ) તો તેને સમજાત કે ચીકાગોમાં જ ૧૭ વર્ષની નીચેની જ કેટલી વેશ્યાઓ છે. ૫૦૦૦ છોકરીઓ દર વર્ષે નવી લાવવી પડે છે. અને તેમની હોટલોમાં પણ બીપીનચંદ્ર પાલે કહ્યું છે તેમ કેટલી છોકરીઓ રોટલાના ટુકડા વાસ્તે પોતાની જાત વેચે છે તેનું તેને ભાન થાત.

અમે એમ નથી કહેવા માગતા કે આપણા સમાજમાં દોષો નથી. પુસ્તક આ દૃષ્ટિએ દરેકને વાંચવા જેવું છે; પણ જે હેતુથી તે લખવામાં કે લખાવવામાં આવ્યું છે તેની સામે અમને સખત વિરોધ છે. જો દલીલ જ કરવાની આવે તો અમે કહીશું કે જો ઇંગ્લાંડનો શિક્ષિત વર્ગ—અને તે કંઇ બહુ મોટો નથી—સમસ્ત શહેનશાહતને ચલાવી શકે છે, તો હિંદનો શિક્ષિત વર્ગ જેની સંખ્યા ક્યાંક મોટી છે તે આખી દુનિયાને નહિ તો હિંદને તો સંભાળી જ શકે.

પણ હિંદને દુનિયાની નજરે ઉતારી પાડવા જે ગોરી ચામડીએ કાવત્રું કર્યું છે તેની આ મીસ મેયો એક ગાંડી સોગઠી જ છે. વીલીઅમ આર્ચરનાં જે ત્રણ નાટકો તેના મરણ પછી હાલ છપાયાં છે તેની પ્રસ્તાવનામાં મીસ્ટર બર્નાડ શૉએ પણ હિંદ વિશે અતિશય ખરાબ લખ્યું છે, અને તે પણ હમણાં જ બહાર પડ્યું !!! મીસ્ટર બર્નાર્ડ શૉ પણ વિચિત્ર છે. આ ઉપરાંત બ્રિટીશ અને અમેરિકન મીશનરીઓ પણ હિંદ વિશેના ખોટા ખ્યાલો ત્યાંના લોકોમાં પ્રસારવા ચૂકતા નથી. અહીંથી એક હજામને ત્યાં લઈ જાય, અને એક શોરૂમમાં તેની શી રાખી, નીચે લખે કે 'હિંદનો હજામ' અને લોકોને ટીકીટ કાઢીને અંદર દાખલ કરે! હિંદના લોકો ઝાડ પર માળા બાંધીને રહે છે, દુષ્કાળ પડે ત્યારે ઘાસ ખાય છે, વગેરે જુઠ્ઠાંણાંઓથી મીશનરીઓ હિંદનું ચિત્ર રંગે છે, અને એમને દેશથી પૈસા મંગાવે છે.

આ તમામ અપમાનો હિંદ સ્વતંત્ર થાય તો જ પોતે દૂર કરી શકે એમ છે. મીસ મેયો પુસ્તકમાં કહે છે કે બ્રિટીશ લોકો પોતાના સારપણુને લઇને હિંદ વિશેની ખરી હકીકત કહેતા નથી. અમેરિકનોએ ત્યાંના રેડ ઇન્ડીઅનોનો નાશ કર્યો પણ સારા ભોળા બ્રિટીશ લોકોએ હિંદના ઇન્ડીઅનોની સ્થિતિ સુધારવા પ્રયત્ન કર્યો! ખરી વાત એ છે કે બ્રિટીશો જ હિંદને જાણી જોઇને પછાત રાખે છે, અને સામાજિક સુધારા કે આર્થિક ઉદ્યોગોને હાનિ પહોંચે તેવી જ રાજનીતિ અમલમાં મૂકે છે.

* * *

## હિંદ અને બ્રિટાનીઆ

પણ બ્રિટનને હિંદ વગર ચાલે તેમ નથી. દુનિયામાં હાલ જે બળો મુક્ત થયાં છે તેમાંથી શાહીવાદી બ્રિટનને પોતાનો બચાવ કરવા માટે હિંદના પૈસા તેમજ માણસનો ખપ છે. યુરોપની લડાઇ પછી બોલ્શેવીઝમ કે સમાજસત્તાવાદનું મોજું

ખધે ફેલાય એમ લાગે છે. એ વર્ગ વર્ગ વચ્ચેની લડાઇ છે. માલદાર વર્ગ અને મજૂર,-એ બેમાંથી જુને ચીલે ચાલનાર બ્રિટન મૂડીવાદનો પક્ષ ખેંચે એ સ્વાભાવિક છે. એટલા માટે જ રશિયા સંબંધી તમામ જાતનાં અમાનુષી જુઠ્ઠાણાંઓ બ્રિટન છુટ્ટે હાથે દુનિયાના દેશોમાં વેરે છે.[2]

* * *

### રશિઆનો ભય

રશિયા સામેની લડતમાં બ્રિટને આજ સુધી ત્રણ પગલાં ભર્યાંઃ (૧) ખુદ ઇંગ્લંડમાં પસાર કરેલું ટ્રેડ યુનીયન બિલ. આ બિલ મુજબ મજુરોની કોઇ ટોળી હડતાલ પાડે તો હરકોઇ બીજા મજુરોને મજૂર-સંઘની મરજી વિરુદ્ધ કામે લગાડી શકાય. The black-legs' charter (૨) ચીન સામેની બ્રિટનની ચડાઇ. (૩) રશિયા સાથેનો તમામ વ્યવહાર બંધ.

જુદા જુદા દેશોમાં લશ્કર કમી કરવાની લીગ ઑફ નેશન્સની સલાહ નિષ્ફળ નીવડી છે. ઇંગ્લંડ પોતે કહે છે કે તેના ટાપુઓમાં માત્ર ૬ થી ૭ અઠવાડીઆનો ખોરાક સંગ્રહેલો હોય છે માટે તે પોતાનું નૌકાબળ ઓછું કરી શકે એમ નથી. યુનાઇટેડ સ્ટેટ્સ પાસે મૂડી વધી ગઇ છે અને તેને કેમે કરતાં બ્રિટીશ નૌકાબળથી પોતાનું નૌકાબળ ઉતરતું રાખવું નથી. વળી જાપાન સાથે તેને પૂર્વમાં હરીફાઇ છે. ઇંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટ્સ પુકારે છે કે લડાઇ પહેલાં ઇંગ્લંડે જેમ જર્મનની આર્થિક સ્થિતિની ઇર્ષ્યા કરીને તેની વિરુદ્ધ ચળવળ કરી હતી તેમ જ હાલ તે યુનાઇટેડ સ્ટેટ્સ વિરુદ્ધ ચળવળ કરે છે. આથી ઇંગ્લંડે જ્યારે રશિયાની સાથેનો સંબંધ તોડી નાંખ્યો ત્યારે અમેરિકાએ તરત જ રશિયા સાથે તેના પેટ્રોલ તથા તેલના કુવાઓની પેદાશ સંબંધી એક કરાર કર્યો. મૂડીવાદી યુનાઇટેડ સ્ટેટ્સ અને સામ્યવાદી રશિયા! વળી ઇટલી-એ,-શાહી ઇટાલી પણ બીજી રીતે રશિયા સાથે વેપારી કરારમાં ઉતર્યું, અને રશિયાની જે થાપણ (૫૦ લાખ ડૉલર કે વધારે) ઇંગ્લંડની બેંકમાં પડી રહેતી તે એકે સપાટે ઇટાલીની બેંકમાં મુકવામાં આવી. આવી રીતે યુરોપ-અમેરિકાનું કોકડું હાલ ગુંચવાએલું છે.

પૂર્વમાં રશિયાએ ઇરાન સાથે તહનામું કર્યું છે. એક બાજુ ઇરાન અને રશિયા, બીજી બાજુ તુર્કી છે. હિંદની નજીક જ ચીનમાં રશિયાના સામ્યવાદની અસર જબરી છે. ચીનમાં સામ્યવાદનું મોજું અથડાયું જાણીને તો બ્રિટીશ પ્રજાએ તેની સામે લડાઇ જાહેર કરી. પહેલાં કિનારા પરનાં થોડાં મથકો હિંદના લશ્કરી બળની મદદથી ઇંગ્લંડે ચીનમાં સાચવ્યાં, પછી ચીનાઓને અફીણ પાયું, અને હવે જ્યારે ચીન દેશ પરમુલકના સકંજામાંથી અને મૂડીવાદના અનિષ્ટોમાંથી છૂટવા પ્રયત્ન કરે છે, ત્યારે હિંદનું લશ્કર ચીન મોકલવામાં આવ્યું! દુનિયાની આ પરિસ્થિતિમાં હિંદ જેવો દેશ પરતંત્ર રહે તે હિંદને માટે જ એક અનિષ્ટરૂપ નથી, પરંતુ સમસ્ત એશિયાની પ્રગતિ માટે જોખમ રૂપ છે. હિંદના જ પૈસા અને માણસોથી હિંદને જ નહિ પરંતુ સમસ્ત એશિયાના કોઇ પણ મુલકને મૂડીવાદની સામે પોતાના આર્થિક સવાલોનો નિર્ણય લાવતાં બ્રિટન અટકાવશે.

* * *

---

૧ જુઓ 'લેબર મન્થલી.' સપ્ટે. ૧૯૨૭.

૨ અને હિંદમાં મી. સ્પ્રાટને તથા બીજા સામ્યવાદીઓને પકડવામાં આવ્યા છે.

## હિંદના લશ્કરનો ઉપયોગ

હિંદ આ રીતે શાહીવાદી બ્રિટનની ફૉરીન પોલીસીમાં એક સોગઠારૂપ છે. સૌ કોઇ જાણે છે કે સ્કીન કમીટીનો રીપોર્ટ શાહી સરકારે નેવે મૂક્યો છે. હિંદના લશ્કરને ક્રમશઃ હિંદી બનાવવું એવો સ્કીન કમીટીનો સર્વાનુમતે રીપોર્ટ હતો. પછી આ સવાલ જ્યારે ડૉ. મુંજેએ ધારાસભા સમક્ષ મૂક્યો ત્યારે કમાન્ડર ઇન-ચીફ તરફથી એક લાંબું ભાષણ બહાર થયું, અને તેમાં એમ જણાવવામાં આવ્યું કે હિંદના લશ્કરનું "ડીસીપ્લીન" કે "એફીશીઅન્સી" બળ કે કાર્યસાધકતા જરા પણ ઓછાં ન થવાં જોઇએ. હિંદનું લશ્કર ાસ તરત હિંદી ઓફિસરોથી ભરવામાં ાવે તો તેનું કાર્યસાધક બળ ઓછું થવા ય છે-અને આ બાબતનો કોઇ પણ ર્ણય સમસ્ત બ્રિટીશ શહેનશાહતના ક્ષણનો પૂરો વિચાર કરીને જ કરવો જોઇએ. ેટલે કે જેમને માથે સમસ્ત બ્રિટીશ હેનશાહતના રક્ષણનો ભાર છે તેઓ જ કીન કમીટીના રીપોર્ટ વિશે વિચાર લાવી શકે. આનો અર્થ એટલો જ થાય ે કે હિંદનું લશ્કર માત્ર હિંદના રક્ષણ ાટે જ રાખવામાં નથી આવ્યું પરંતુ મસ્ત શહેનશાહતના ઉપયોગ માટે છે. ેાપી લડાઇ પછી જે એશર કમીટી ેમવામાં આવી હતી તેણે એવો અભિપ્રાય ાહેર કર્યો હતો કે હિંદના લશ્કરે હિંદ માટે જ હિંદની ભુમિ ઉપર જ નહિ પરંતુ ગમે તે સ્થળે લડવા તૈયાર રહેવું જોઇએ. સર વીલીઅમ બર્ડવૂડના ભાષણનો અર્થ પણ આજ છે. આ પક્ષ સામે સર હરિસિંહ ગાઉરે સાવધાન રહેવા હિંદના રાજનીતિજ્ઞોને ચેતવ્યા છે, પણ હજી સુધી તે તરફ કોઇનું ધ્યાન ગયું લાગતું નથી. સર હરિસિંહ ગાઉરે કહ્યું છે તેમ બ્રસેલ્સની ફીનાન્શીઅલ કોન્ફરન્સ વખતે ઇન્ડીઆ ઓફિસના એક જવાબદાર માણસની સમક્ષ હિંદનું લશ્કરી ખર્ચ હિંદની ઉપજના ૨૦ ટકા જેટલું રાખવા નક્કી કરવામાં આવ્યું હતું. પરંતુ અત્યારે એ ખર્ચ ૪૮ ટકા જેટલું થવા જાય છે.[1]

પરંતુ સરકારની પોલીસી આટલેથી અટકે એમ નથી. તો તે ખુદ ઈંગ્લંડના લશ્કરનો થોડો ભાગ હિંદમાં રાખવા માગે છે. શુદ્ધ ગોરાઓનું લશ્કર! અને તેનું ખર્ચ ઈંગ્લંડ, હિંદ, અને ઓસ્ટ્રેલીઆ (?) એ ત્રણે દેશો પર નાંખવામાં આવશે; એમ કહેવામાં આવ્યું છે કે ('સ્ટેટ્સમેન' કલકત્તા) આથી હિંદના લશ્કરી ખર્ચમાં ઘટાડો થશે!!

આવી રીતે સરકાર પોતાની લશ્કરી પોલીસી અખત્યાર કરી રહી છે; અને રૂશિયા સામેની નજીકના ભવિષ્યમાં થનાર લડાઇની તૈયારીઓ હિંદમાં ચાલી રહી છે; આવે વખતે બ્રિટન હિંદના મૂડીવાદીઓને પોતાના પક્ષમાં લેવા ચુકશે નહિ જ. મીલઉદ્યોગને મને કે કમને સરકારે ત્રણ ચાર રીતે મદદ આપી છે.[2] અને મીસ

---

૧. મીસ કેથેરીન મેયો કહે છે:—"તમે હિંદનું લશ્કરી ખર્ચ બહુ છે એમ બૂમો મારો છો? પણ તમારે તમારી ઉપજ વધારવી જોઇએ. ઉપજ વધારશો અને ખર્ચ એનું એ રહેશે એટલે લશ્કરી ખર્ચના આંકડાના ટકા ઓછા થઇ જશે!!" કેવો સારો ઉપાય! સરકાર પણ આથી વધારે સારો જવાબ ન આપી શકત.... પણ સરકાર ઉપજ કેમ વધારવા દેત ? ! એજ પ્રશ્ન છે. સરકાર તો પોતાની ઉપજ વધારવા પ્રયત્ન કરી રહી છે.

૨. ઇંગ્લંડમાં ૧૦ લાખ મજૂરો કામ ધંધા વગર પડી રહ્યા છે, અને અમેરિકન કૉટન સ્પીનર્સ એસોસીએશને પોતાની ઉત્પન્ન ઉપર, કામના કલાક પાડીને, અંકુશ મુક્યો છે તો પણ!!

મેયોનું મધર ઇન્ડીઆ બહાર પડ્યું છે તો પણ હિંદના પોલીટીશીઅનોને સંતોષવા ખાતર, શાહી કમીશન નીમી, બે ત્રણ વર્ષ વીતાડી દઈ હિંદને સ્વરાજ્યનો હક્કો આપે પણ ખરા! પણ કદાચ લડાઇ ત્યાર પહેલાં જ શરૂ થઇ જાય તો?

* * *

### આપણું ઘર

સમસ્ત દુનિયાના બનાવોનું વહન કઇ દિશામાં જાય છે તે જોયા વગર આપણે અહીં હિંદુ–મુસલમાનો અંદર અંદર ઝઘડ્યા કરે છે! ઇગ્લંડનું પોતાનું કાકેડું આટલું ઘુંચવાયું હોય ત્યારે હિંદની સામાજિક સ્થિતિ એ લોકો ઘુંચવ્યા વગર રહે જ નહિ. "અમે યુરોપમાં અંદર અંદર સુરક્ષિત નથી તો પછી તમે શાના સુરક્ષિત રહો? એટલે હિંદુ મુસલમાન ભલે લડે!"

* * *

## હિંદમાં હિંદુ મુસલમાનનો સવાલ

હાલ હિંદુ–મુસલમાનનું ઐક્ય–એ પ્રયોગ આપણે કરી શકીએ એમ નથી. બે કોમો વચ્ચેનું વૈમનસ્ય કે ગેરસમજુતી દૂર કરવા સીમલામાં ઐક્ય પરિષદ બન્ને કોમોના નેતાઓએ ભરી, તે થોડા દિવસ બેઠી, ખલાસ થઇ, અને દેશ પહેલાં જ્યાં હતો ત્યાંનો ત્યાં છે. ૧૯૨૦–૨૧ માં ખીલાફતની ચળવળને લઇને હિંદુઓ મહાત્માજીના વચનને માન આપીને, મુસલમાનોની ખીલાફતની લડતમાં તેમની સાથે ઉભા રહ્યા. પરંતુ દુનિયાનું વહન એવી દિશામાં દોડે છે કે હવે ભવિષ્યમાં ધાર્મિક સંસ્થાઓને પ્રજા પોતાના કોઇ પણ કાર્યમાં પ્રવર્તક હેતુ (driving motive) કરી શકશે નહિ. હિંદના મુસલમાનો ખિલાફત–ખલીફ વગેરે શબ્દો બોલતા રહ્યા અને ૧૯૨૨ માં તુર્કીએ સુલ્તાનને હાંકી કાઢ્યા બાદ ૧૯૨૪ માં ખલીફને પણ દેશપાર કર્યો. પ્રજાસત્તાક તુર્કીએ પોતાની શુદ્ધ રીતે પ્રગતિ કરવા સૈકાઓના સડાથી સડતા કોન્સ્ટાન્ટીનોપલનો ત્યાગ કર્યો અને રાજધાની એન્ગોરા લઇ જવામાં આવી.

ઘણીવાર એમ બને છે કે માણસ જે ચીજને માટે લડતો હોય, તે ચીજનો જ નાશ થાય, કે અસલ જગ્યાએથી પદભ્રષ્ટ થાય, તો તે માણસના મનનો જુસ્સો એકદમ શાન્ત પામતો નથી, પણ તે બીજે રસ્તે વળે છે. ખલીફ તુર્કીમાંથી દેશપાર થયો, અને અહીંના મુસલમાનોએ એ પરથી આંખ ઉઘાડી, બુદ્ધિ વાપરી એમ ન જોયું કે નિર્જીવ ધાર્મિક સંસ્થાઓના પુનર્જીવન માટેની લડત નકામી છે, પણ તેઓ ઉલટા તેમના ધાર્મિક ઝનૂનમાં વધારે અંધ બન્યા. તેમાં વળી નવા સુધારા પ્રમાણેના જાતિવારનું પ્રતિનિધિતત્ત્વ સ્વીકારાયું; એટલે મુસલમાની અસ્મિતા ધર્માંધતા તરફ વળી. કારણ એ કોમમાં કેળવણી ઓછી છે; સ્થાપી મૂડીનો ઉપયોગ કરી વેપાર કે કોઇ ઉદ્યોગમાં રોકાએલાની સંખ્યા પણ થોડી છે. હમણાં જ સંયુક્ત પ્રાંતમાં મુસ્લીમ કેળવણી પરિષદ ભરાઇ તેના પ્રમુખ સલીમપુરના રાજા હીદાયત હુસૈનના કહેવા પ્રમાણે મુસલમાન કોમ માથાદીઠ કેળવણી પાછળ માત્ર ૦–૦–૩ ખર્ચે છે, જ્યારે હિંદુ કોમ માથા દીઠ ૦–૫–૦ ખર્ચે છે; એટલે કે અભણ, મજૂર તથા ગુંડાઓનું પ્રમાણ તે કોમમાં વધારે છે.

અત્યાર સુધી મુસલમાન કોમ પોતાના ભૂતકાળના રાજ્યના વખતની જાહોજલાલીનાં ખાલી સ્વપ્નાં ઉપર જ ટકી છે એમ કહીએ તો ખોટું નથી. એમના રાજ્યના વખતમાં તેઓ જેવી રીતે બીજાના પર જુલમ ગુજારતા હશે, એની એ મનોવૃત્તિ હાલના સામાન્ય મુસલમાનમાં પણ ઉતરી આવી છે, એટલું જ નહિ, પરંતુ એમના કેટલાક નેતાઓમાં પણ તે હશે જ. ઉદાહરણ તરીકે, ધર્મના પયગંબરોને રક્ષણ આપવાના કાયદા વિશે એ માટે નીમાએલી પેટા સમિતિમાં જ એક મુસલમાન નેતા એમ બોલેલા કે "પાક પયગંબરનું અપમાન કરનાર, અને બીજા (ખોટા) ધર્મોનું અપમાન કરનાર એ બન્નેને સરખી શિક્ષા થઈ જ ન શકે. પયગંબરનું અપમાન કરનારને તો દેશનિકાલની જ સજા ઘટે!" મૌ. મહમદઅલી કેટલું અસંગત ભાષણ કરી શકે છે તેનાં ઉદાહરણ આપી અમે અમારી કલમ દૂષિત કરવા માગતા નથી. પરંતુ મુસલમાન નેતાઓનાં આવાં વાક્યો હલકા વર્ગના મુસલમાનોમાં કેવું સ્વરૂપ પકડે એ કોઇ પણ વાચક સમજી શકશે.

પરંતુ હિંદુ–મુસલમાનનો હાલનો ઝઘડો માત્ર ધાર્મિક મુદ્દાઓ માટેનો જ નથી. અમે આ અંકમાં (જુઓ 'ગ્રાનગોચરી') હિંદુઓની ઘટતી જતી સંખ્યાઓના આંકડાઓ આપ્યા છે.∗ એ ઘટનું કારણ હિંદુઓમાંથી વટલાતી સંખ્યા કે આપણી નાની નાતની સંકુચિત લગ્નવ્યવસ્થા વગેરે કારણોનું પણ અમે તેમાં સૂચન કર્યું છે. હિંદુઓમાં હવે એવી અસ્મિતા આવવા માંડી છે કે તે પોતાના સંખ્યા બળ તરફ પણ ઉપેક્ષાની નજરે જોઇ શકે એમ નથી. હિંદુઓને જો રહેવું હોય તો આખી દુનિયામાં માત્ર હિંદ જ એક એમને માટેનો દેશ છે એ વાત પણ હવે તેઓ સમજતા થયા છે; અને આવાં બધાં કારણોને લીધે જ હિંદુ ધર્મે આર્યસમાજનું સ્વરૂપ ધારણ કરી શુદ્ધિની હીલચાલ શરૂ કરી છે. અમે સમજી શકીએ છીએ કે આ હીલચાલ મુસલમાન ભાઇઓને ગમતી નથી. કારણ એ છે કે અત્યાર સુધી પરધર્મીઓને હિન્દુ ધર્મમાંથી માણસો મેળવવાનો એ એક મોટો ફાયદો હતો કે એક વાર જ વટલેલો હિન્દુ ફરી હિન્દુ થઈ શકે નહિ. આ

---

∗ સત્યાગ્રહ આશ્રમના આંકડાશાસ્ત્રી ભાઈ છગનલાલ જોષી તરફથી હિંદુ–મુસલમાનની પ્રાંતવાર વહેંચણીના આંકડા અમને મળ્યા છે તે જાણવા યોગ્ય હોવાથી નીચે મૂકીએ છીએ.

| પ્રાંત | હિંદુ | મુસલમાન | પ્રાંત | હિંદુ | મુસલમાન |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૮૮·૬૮ | ૬·૭૧ | આસામ | ૫૪·૩૪ | ૨૮·૯૬ |
| મુંબઇ | ૭૬·૫૮ | ૧૯·૭૪ | પંજાબ | ૩૧·૮૦ | ૫૫·૩૩ |
| બંગાળા | ૪૩·૨૭ | ૫૩·૫૫ | દીલ્હી | ૬૬·૬૯ | ૨૯·૦૪ |
| સંયુક્ત પ્રાંત | ૮૫·૦૯ | ૧૪·૨૮ | અજમેર-મેરવારા | ૭૩·૫૬ | ૨૦·૫૫ |
| બિહાર અને ઓરિસા | ૮૨·૮૮ | ૧૦·૮૫ | હૈદ્રાબાદ રાજ્ય | ૮૫·૪૫ | ૧૦·૪૧ |
| મધ્ય પ્રાંત અને વરાડ | ૮૩·૫૪ | ૪·૦૫ | વાયવ્ય સરહદ (કોહાટવાળો મુલક) | ૬·૬૬ | ૯૧·૬૨ |

શુદ્ધિની હીલચાલથી મુસલમાન ધર્મનો એ ફાયદો જતો રહે છે. સામાન્ય રીતે હિન્દુ ધર્મ પોતાની સંખ્યા વધારવા પ્રયત્ન નથી કરતો પણ એવા પ્રયત્ન વિના પણ ભૂતકાળમાં તેણે આખી જાતોની જાતો પોતામાં સમાવી દીધી છે. હિન્દુ ધર્મ ધારે તો એ શક્તિ હજી પણ બતાવી શકે અને માત્ર સંખ્યાથી જ અને વટાળવાની હીલચાલથી જ પોતાનું બળ માપનાર ધર્મને આ ન પાલવે એ સ્વાભાવિક છે.

પણ એક વાત મુસલમાન ભાઇઓએ સમજવી જોઇએ. કોઈ પણ દેશ કે કોમ સ્વદેશ પ્રીતિને સ્થાને પારકા દેશની પ્રીતિથી આગળ વધી શકે નહિ. તેનો તાજો દાખલો તુર્કીનો છે. તેણે ઇતિહાસમાં, જેનો જોટો ન હોય એવી ઝડપથી, યૂરોપના રીત રિવાજો દાખલ કરવા માંડયા છે. ડર્માસ્કસની સ્ત્રીઓએ પોતાનો બુરખો કાઢવા પ્રયત્ન કર્યો તે નિષ્ફળ ગયો પણ તુર્કી તો કમાલ પાશાની સાથે આગળ ધપે જ જાય છે. 'માન્ચેસ્ટર ગાર્ડીઅન' કહે છે તેમ "૧૯૨૨ ના નવેંબરમાં તુર્કીએ સલ્તનતનો નાશ કર્યો. ૧૯૨૪ ના માર્ચમાં ખલીફની સંસ્થા રદ કરી, અને છેલ્લાં ૧૬૦૦ વરસથી કૉન્સ્ટાન્ટીનોપલના નામની આજુબાજુ જે ધાર્મિક કે આધિભૌતિક ઝગઝગાટ હતો તે ખરી પડ્યો... પણ તુર્કીએ હેતુપૂર્વક યૂરોપનાં ધોરણો સ્વીકાર્યા." તુર્કી પોતે એશિયાના કોઈ પણ દેશ સાથે પોતાને સંબંધ હોય એમ માનતું નથી. અને જેઓની માન્યતા હોય તેને "' માત્ર કલ્પના" કહી હસી કાઢે છે. તુર્કીનો ફૉરીન મિનિસ્ટર કહે છેઃ "એશિયાની બીજી પ્રજાઓ સાથેના સહકારથી અમને કશો લાભ મળે એમ નથી. એશિયાની પ્રજા સાથે અમારે શું સામ્ય છે? ધર્મ? પણ અમે તે છોડી દીધો છે. અમે મુસલમાન નથી. અમે માત્ર તુર્ક (પ્રજા) છીએ. ભાષા? તો એશિયાની પ્રજામાં કંઇ નહિ તો ૪૨ જુદી જુદી ભાષાઓ છે...અમારે ત્યાં જો કંઈ મુશ્કેલી ઉભી થાય તો અફઘાનિસ્તાન, હિંદ કે ચીનનાં વતનીઓ અમને શી મદદ કરી શકે? આ બધાં કારણોને લીધે અમે પાછા યૂરોપ જવાની તરફેણમાં છીએ." વળી "અમારા દેશનું હિત અને શાન્તિ એ બે હેતુઓથી જ અમારી રાજનીતિ ઘડાવી જોઇએ."*

જે કમાલપાશાની જીતથી હિંદના મુસલમાન ભાઇઓ મગરૂર થતા હતા તેની પાસેથી જ તેમણે એટલું ઓછામાં ઓછું શીખવું જોઇએ કે તેમનું નસીબ તેમના દેશ સાથે જોડાયલું છે, અને પરદેશની પ્રીત તેમને કશા કામમાં આવવાની નથી. અત્યારના રાજકારણમાં આ સત્ય તો સ્વતઃસિદ્ધ છે. દરેક સ્વતંત્ર દેશ, તુર્કી, અફઘાનિસ્તાન, ઇરાન તે જાણે છે. માત્ર આપણો નિર્ભાગી દેશ જ તે નથી જાણતો.

આ બધાનો ખરો ઇલાજ એ છે કે રાજકારણમાંથી કોમી ધોરણ જ કાઢી નાંખવું જોઇએ. પણ મુસલમાન ભાઈઓ આમાં કંઈક દાઉ ભાળે છે. સંયુક્ત પ્રાંતની મોસ્લેમ લીગના પ્રમુખ રાજા સૈયદ મહમદ અલીખાન અલવી આ બાબતમાં જણાવે છે કે "સેળભેળ પ્રતિનિધિઓ મોકલવાની પદ્ધતિ જો હિંદમાં સ્વીકારવામાં આવે તો હિંદુઓની મહેરબાની મેળવવા માટે ઉચ્ચ વર્ગના મુસલમાનોને (કંઇ નહિ તો પણ) માનસિક શુદ્ધિ કરવી પડે અને કોઇ પણ વ્યવહારુ કામ પાર ઉતારવા માટે તેમને લગભગ હિન્દુ જ બનવું પડે." આ મિથ્યા ભય છે. આ ભય સાચો હોય તો મુસલમાન ભાઇઓએ હિન્દુઓથી પણ વધારે

* ૩ સપ્ટેંબર ૧૯૨૭ નું 'લિટરરી ડાઈજેસ્ટ'

આપણા ખ્રીસ્તી રાજકર્તાઓથી ડરવું જોઇએ કારણ કે તેમને તેમના કાયદા નીચે રહેવું પડે છે અને નોકરી કે પ્રતિનિધિત્વ લઇને પણ તેમની પ્રમાણે ચાલવું પડશે. ખરી રીતે દેશમાં હિંદુ કે મુસલમાન એ દૃષ્ટિબિન્દુનો કશો અર્થ નથી. એ ફરક માત્ર લડવાને માટે ઉભો કરેલો છે. ખરૂં તો દેશનું જ દૃષ્ટિબિન્દુ છે. અને તે તો દરેકે લેવું જોઇએ. ગમે તેવી પ્રતિનિધિ ચૂંટવાની કોઇ પદ્ધતિ રાખવા છતાં અત્યારે એ પડોશી પણ એક બીજાને અસર કરે છે તેવી અસર તો એક બીજા ધર્મની એક બીજા પર થવાની જ અને થવી જોઇએ.

પણ હાલમાં મુસલમાન ભાઇઓ આ રીતે વિચાર કરવાના મિજાજમાં નથી. આપણે જે કંઇ કહીએ તે હિન્દુઓ કહે છે તે તરીકે તેઓ શંકાની નજરથી જુએ છે. તો હિન્દુ ભાઇઓનું ખરૂં કર્તવ્ય એ છે કે મુસલમાનો તરફ જરા પણ દ્વેષ સિવાય માત્ર હિન્દુ તરીકે નહિ પણ હિન્દી અને હિન્દુ તરીકે બળવાન થવાનો પ્રયત્ન કરવો અને પોતાની આંતર નબળાઇઓ એક પછી એક દૂર કરવી.

× × ×

આ લખાઇ રહ્યા પછી અમે સાંભળીએ છીએ કે હિંદુ મહાસભાની ગૂજરાતની શાખા હમણાં જ ઉઘાડવામાં આવી છે, અને તેના પ્રમુખ તરીકે ડૉ. સુમન્ત મહેતાને નીમવામાં આવ્યા છે. આવી કદાપણ ભરેલી સુંદણી માટે અમે સર્વ કાર્યકર્તાઓને અભિનન્દન આપીએ છીએ.

***

## ગયું વર્ષ અને નવું વર્ષ

આ અંકથી પ્રસ્થાનનું બીજું વર્ષ પૂરૂં થાય છે. આ વર્ષને માટે પ્રસ્થાનને માટે અમે કંઇક મુરાદો રાખેલી તેમાંથી કેટલીક પાર પડી છે, કેટલીક પાર પડી નથી. જે જે પાર નથી પડી તેને માટે અમે અમારા વાંચનારાઓને એટલી ખાત્રી આપીએ છીએ કે તે પાર ન પડવાનું કારણ પ્રયત્નની અપૂર્ણતા નહોતી પણ લેખકોના ઉપરની બીજી ફરજોનો બોજો હતો. મહાત્માજી સંબંધી લેખમાલાનું જેમના તરફથી વચન મળેલું તેઓ પોતે તેમના નિકટવાસી–અંતેવાસી છે, પણ બહુ કામને લીધે કશું લખી નથી શક્યા. અમે તેમનું નામ અત્યારથી આપીને શું કરીએ ? પણ તેઓ એ વચન જ્યારે પૂરૂં કરશે ત્યારે આ વિલંબથી તે લેખ વધારે મર્મગ્રાહી થશે એવી અમને શ્રદ્ધા છે, અને સુજ્ઞ વાંચનાર, તું પણ તેમને જાણે તો એ શ્રદ્ધાનો જરૂર ભાગીદાર થાય. પણ એ શ્રદ્ધા વિના પણ અમારી આ અપૂર્ણતા માટે તું ઉદારતાથી માફી તો આપીશ.

અમે કેટલુંક નથી કરી શક્યા તો બીજી તરફથી કેટલુંક પહેલાં નહિ ધારેલું થઇ પણ ગયું છે. કાન્તઅંક, સમાજઅંક, અમેરિકાના પત્રોની લેખમાળા એ અણધાર્યું જ થયું છે. માણસને જેમ પ્રારબ્ધ અને અદૃષ્ટ છે તેમ માસિકને પણ છે. તો વાંચનાર, અત્યાર સુધી તું અમારી સાથે ચાલ્યો છે, અમારી ત્રુટિઓને માફ કરતો આવ્યો છે, સજ્જનોની તો સાત ડગલાંની મૈત્રી ગણાય છે, તો સ્પષ્ટ વચનોનો આગ્રહ રાખ્યા વિના, અમારી સાથે આશા ઉત્સાહ અને શ્રદ્ધાથી ત્રીજા વર્ષ તરફ પ્રસ્થાન નહિ કરે ? !

*

સુધારો–નાટ્યઅંક, પૃ ૩૦૪, લીટી ૨૩ ઉપર ' શ્રીધર ' છે ત્યાં મધુમતી ' સુધારી લેવું.

[ અનુસંધાન પૃષ્ઠ ૪૭૬ ]

એ ભારે લોકપ્રિય થયો. આખરે તે દેશની રાણી સાથે તેનું લગ્ન થયું. આ કૌંડિણ્યે ફાઉનંદ રાજવંશ સ્થાપન કર્યો. કૌંડિણ્યની પેઠે બીજા પણ બ્રાહ્મણો આ ટાપુઓમાં ગયા છે. કમ્બોડીયામાં આંકોરવટ નામનું એક સ્થાન છે. તેમાં એમ લખ્યું છે કે "બ્રાહ્મણ અગસ્ત્ય આર્ય દેશના રહીશ હતા. તે શૈવ મતાનુયાયી હતા. તેમનામાં અલૌકિક શક્તિ હતી. તેના પ્રભાવથી તેઓ અહીં આવી પહોંચ્યા. તેમણે અહીં આવી ભદ્રેશ્વર નામના શિવલિંગની સ્થાપના કરી. તે અહીં જ પરલોકવાસી થયા."

આ બેટોમાં, તેમાં ખાસ કરીને, જાવા, કમ્બોડીયા, ચંપા, સુમાત્રા, મલાયા, બ્રમ્હો અને શીઆમમાં ભારતીય સંસ્કૃતિની અક્ષય્ય છાપ પડી છે, એ તે તે દેશમાં મળી આવેલાં બ્રહ્મા, શિવ, વિષ્ણુ, સરસ્વતી વગેરેનાં મંદિરો ઉપરથી સાબીત થશે. (જુઓ ચિત્ર ૨, ૪, ૫, અને ૬) સીઆમમાં તો ૧૬મા શતક સુધી પણ હિંદુઓનું વર્ચસ્વ દરેક બાબતમાં હતું. શ્રી. કાલીનાથ નાગ લખે છે:

"તેણે પોતાની પ્રથમ સંસ્કૃતિ હિંદુસ્તાનના બ્રાહ્મણો પાસેથી અને પછી મલબાર અને કોરોમાન્ડલ કાંઠાના વેપારીઓ પાસેથી મેળવી." *

વળી બલિ બેટને વિષે પ્રો. ચૅટરજી લખે છે:

"અહીંના અસલના વતનીઓએ બ્રાહ્મણ ધર્મ સ્વીકાર્યો, તેની સાથે અહીં બ્રાહ્મણ પુરોહિતો અને યજ્ઞસંસ્થા પણ આવી ગઇ. આજે પણ, બલિની પ્રજા હિંદુ દેવતાઓ સહિત હિંદુધર્મને જાળવી રહી છે. હિંદુ ધર્માચાર, તત્ત્વજ્ઞાન, જાતિની પ્રથા આજે પણ ત્યાં દેખાય છે. તેમજ યમ, ઇંદ્ર, કુબેર, સરસ્વતી વગેરે બ્રાહ્મણ દેવતાઓ અને દેવીઓને તેઓ હજી માને છે અને પૂજે છે." +

કાલીનાથ નાગ પોતાના આ બેટોના પ્રવાસ વર્ણનમાં તેમાંના હિંદુ અને બૌદ્ધ મંદિરો વિષે કૌતુકપૂર્ણ ઉલ્લેખ કરે છે. તેમાં એક સ્થળે લખે છે:

"એક નિશાળમાં જતાં ત્યાંના શિક્ષકે મને એમ કહ્યું કે થોડા દિવસ પહેલાં બલિ બેટમાં મનુસ્મૃતિના કાયદાને પ્રમાણ તરીકે માનતા હતા." ×

ચંપા બેટમાં સંસ્કૃત શિલાલેખો ઘણા મળી આવે છે. ચંપા રાજ્યના જિલ્લાના નામો પણ પાંડુરંગ, વિજય, કૌઠર વગેરે સંસ્કૃત નામો છે. આ બેટમાં હિંદુ

---

* It received its first civilization from the Brahmins of India, and then from the merchants from the Malbar and the Coromandal Coast.

\+ The original peoples were converted to the orthodox Brahmenical Hinduism with Brahmin priests from India and vedic sacrifices. Even at the present day, the people of Bali retain their Hindu Religion with the Hindu Gods. Ritual of worship and philosophy and even the Hindu Caste System, Brahmenical Hindu Gods and Goddesses like Yama, Indra, Kuber, Saraswati, are even to-day worshipped and honoured.

× I was informed by the teacher that once the influence of Manu's Code was as pronounced as it is found to be in Bali to-day.

સંસ્કૃતિ પુરેપુરી છે. શિષ્ટ ભાષા સંસ્કૃત મનાય છે. અર્થપૂર્ણ શાસ્ત્ર, કાશીકાવૃ[illegible] હોરાશાસ્ત્ર, ષડ્દર્શન વગેરે ગ્રન્થો ત્યાં મળી આવ્યા છે. રાજાના નામો પણ કૌમ[illegible] હરિવર્મ જેવા ભારતીય નામો છે. શૈવ પન્થનો એક વખત અહીં ખૂબ પ્રચાર થ[illegible] હતો. જાવા અને સુમાત્રા બેટોમાં પાંચમા શતકથી પંદરમા શતક સુધી હિંદુ સંસ્કૃ[illegible] સંપૂર્ણ સ્થપાઇ ગઈ હતી. અહીં વૈદિક અને બુદ્ધ બન્ને ધર્મો હળીમળીને રહેતા. અહીં ભારતીય શિલ્પશાસ્ત્રના નમૂનાઓ અત્યંત આશ્ચર્યકારક છે. તે વિષે ડૉ. બગ[illegible] લખે છે:

"એ દેશોએ ભારતીય કલાના જે વિશાળ અવશેષો આજે પણ સંગ્રહી રાખ્યાં છે જંગલી લોકોના હુમલાઓ પણ નષ્ટ કરી શક્યા નથી, અને તે આજે પણ કલારસિકને વિસ્[illegible] પમાડે છે. સાહિત્ય અને કલાની બાબતમાં હિંદુસ્તાને આપેલા ઋણની સાક્ષ્ય હજુ પણ [illegible] પૂરે છે." +

મલાયા દ્વિપકલ્પમાં આજ પણ ભારતીય સંસ્કૃતિના અવશેષો મળી આવે તેના ભાષા, લિપિ, સાહિત્ય, વ્યાવહારિક શબ્દો, તત્ત્વજ્ઞાન, આ બધાના [illegible] ભારતીય સંસ્કૃતિની છાપ પૂરેપૂરી દેખાય છે.

બલિ બેટમાં શ્રી ગણપતિની એક ભવ્ય મૂર્તિ અને બીજા અનેક દેવના મૂર્તિઓ મળી આવી છે.

બંધુઓ, જે મુદ્દો લઇને મેં વ્યાખ્યાનની શરૂઆત કરી હતી તેનો આ ટૂંક[illegible] ઉપસંહાર કરવો યોગ્ય લાગે છે.

મેં આ ટુંક વિવેચન એટલા સારૂ જ કર્યું છે કે ભૂતકાળમાં પણ ભારતીય[illegible] સંસ્કૃતિ પ્રભાવશાળી નો'તી, તેનો પ્રસાર મર્યાદિત હતો, તેમના રાજ્યો અને વસાહ[illegible] પરદેશમાં ક્યાંયે નો'તી, જગતની હરીફાઈમાં એ કદી પણ ઉતર્યો નહતા, એવા સ્વા[illegible] પ્રતિસ્પર્ધકારોના આક્ષેપો કેટલા નિરાધાર છે તે બતાવવું. પોતાના પૌરુષને આ પૃથ્વી સાંકડી લાગે એવો પ્રતાપ ભારતે જગતને એક વખતે બતાવ્યો છે. આ વૈભ[illegible] શાળી ભૂતકાળમાંથી પ્રેરણા લઇ ભાવિ કાળમાં પણ આપણે નિડર રીતે ઉન્નતિને [illegible] જઇ ભારતને ફરી તેનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી આપશું એવી આશા પ્રગટ કરી આપની રજા લઉં છું.

રામચન્દ્ર બળવંત આ[illegible]



+ The colosal work of Art, which she left behind, defy all atta[illegible] of aggressors, and still stands proudly to astounde the pilgrims of [illegible] In point of language and rich literature gava bears the testimony to [illegible] deep debt to which she owes to India.